'સસ્તું સાહિત્ય' એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

[ મૂળ સહિત સરળ ભાષાંતર–સમજૂતી સાથે ]



: અનુવાદક :
વિજયશંકર ધનશંકર મુનશી
બી. એ (ઓનર્સ)



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

સંવત ૨૦૪૦ : : : : ઈ. સ. ૧૯૮૩








| આવૃત્તિ | સને | પ્રત |
|---|---|---|
| ૧ લી | ૧૯૫૨ | ૨૭૫૦ |
| ૨ જી | ૧૯૬૬ | ૨૦૦૦ |
| ૩ જી | ૧૯૭૨ | ૩૫૦૦ |
| ૪ થી | ૧૯૮૩ | ૨૫૦૦ |



## જઠરાગ્નિનું મહત્ત્વ

आयुर्वर्णो बलं स्वास्थ्यमुत्साहोपचयौ प्रभा ।
ओजस्तेजोऽग्नयः प्राणाश्चोक्ता देहाग्निहेतुकाः ॥
शान्तेऽग्नौ म्रियते, युक्ते चिरं जीवत्यनामयः ।
रोगी स्याद् विकृते, मूलमग्निस्तस्मान्निरुच्यते ॥

આયુષ્ય, રંગ, બળ, સ્વસ્થતા, ઉત્સાહ, પુષ્ટિ, પ્રભા, ઓજસ, તેજ (૧. શરીરની ગરમી, ૨. વીર્ય) અગ્નિઓ (પાંચ ભૂતાગ્નિ અને સાત ધાત્વગ્નિ) અને (પાંચ) પ્રાણ એ બધાનું કારણ જઠરાગ્નિ છે એમ કહ્યું છે. જઠરાગ્નિ હોલવાઈ જાય તો માણસ મરી જાય છે. જઠરાગ્નિ સમ હોય તો નીરોગી અને લાંબું આયુષ્ય ભોગવે છે, અને જઠરાગ્નિ વિકૃત (મંદ, તીક્ષ્ણ કે વિષમ) થાય તો માંદો પડે છે. તેથી (આયુષ્ય વગેરેનું) મુખ્ય કારણ જઠરાગ્નિ છે એવું નિશ્ચયપૂર્વક કહ્યું છે.

(ચરક૦ ચિકિત્સા૦ અ૦ ૧૫, શ્લોક ૨,૩)

तस्मात्तं विधिवद्युक्तैरन्नपानेन्धनैर्हितैः । पालयेत् प्रयतः .... .... .... ॥

માટે હિતકારક હોય એવાં અન્નપાનરૂપી બળતણનો વિધિસર સંયમપૂર્વક ઉપયોગ કરીને જઠરાગ્નિનું મનુષ્યે જતન કરવું.

(ચરક૦ ચિકિત્સા૦ અ૦ ૧૫, શ્લોક ૩૯)

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ઠ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ

# નિવેદન

આ ગ્રંથની પુનર્મુદ્રણરૂપે આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આ ગ્રંથની ઉપયોગિતા વિષે આગલી આવૃત્તિમાં આપેલું નિવેદન અહીં નીચે થોડા ફેરફાર સાથે અવતરણમાં આપ્યું છે :

'વેદાંતમાં 'પ્રસ્થાનત્રયી' છે, તેમ આયુર્વેદમાં 'વૃદ્ધત્રયી' છે. આ વૃદ્ધત્રયીમાં ચરક, સુશ્રુત, અષ્ટાંગહૃદય–વાગ્ભટ આવે છે અને લઘુત્રયીમાં ભાવપ્રકાશ, માધવનિદાન અને શાર્ઙ્ગધરની ગણના છે. આ બધા ગ્રંથો ઉપરાંત કાશ્યપસંહિતા, યોગરત્નાકર, હારિતસંહિતા, યોગશતક, પથ્યાપથ્યમ્ વગેરે આયુર્વેદના પ્રમાણભૂત ગ્રંથો સંસ્કૃત તથા તેના ગુજરાતી ભાષાંતર સાથે બહાર પડ્યા છે તે ઉપરાંત વૈદકનાં બીજાં નાનાં–મોટાં ૨૫–૩૮ પુસ્તકો આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયાં છે.

'આયુર્વેદ એ વેદનું અંગ અથવા અથર્વવેદનું ઉપાંગ હોઈ વેદની જેમ એ અપૌરુષેય અને અનાદિ મનાય છે. મનુષ્યબુદ્ધિથી પર એની અનેક બાબતો ઉપર આયુર્વેદ ચોક્કસ માર્ગ ચીંધે છે આ તેની અલૌકિકતા છે.

આ ગ્રંથની વિશેષતા એ છે કે ચિકિત્સાની 'ચરકમાં જે વિગતો છે, તે બધી સુશ્રુતમાં નથી અને સુશ્રુતમાં શલ્ય શાલક્યની જે વિગતો છે તે ચરકમાં નથી. આમ તો બંને પોતપોતાના વિભાગમા પરિપૂર્ણ છે. 'અષ્ટાંગહૃદય' એ બંને ગ્રંથોને આ એક ગ્રંથમાં ઉતારે છે: તે પણ પદ્ધતિસર અને જરૂર જેટલા ટૂંકાણથી. આ એક જ ગ્રંથમાં ચિકિત્સાના બંને વિભાગો (કાયચિકિત્સા અને શલ્યચિકિત્સા)નો શાસ્ત્રીય ને સ્વયંપૂર્ણ અભ્યાસ થઈ શકે છે.

'આયુર્વેદ' શબ્દના ઉચ્ચારણની સાથે ત્રિદોષસિદ્ધાંત આપણી સમક્ષ ખડો થાય છે. જે રોગનું અસ્તિત્વ નક્કી કરવામાં આવે, તે રોગનું સ્વરૂપ આયુર્વેદના મત પ્રમાણે જુદા જુદા પ્રકારના વિકારરૂપે હોય છે. આયુર્વેદ એક જ રોગને શરીરનાં અને પ્રકૃતિનાં ઘટક તત્ત્વોને અનુલક્ષીને જુદાં જુદાં કારણોથી થયેલો જોઈ શકે છે. તે વિકાર કોઈ રોગીને વાતજન્ય હોય, તો બીજાને તે પિત્તાત્મક હોય અને વળી ત્રીજાને તે કફાત્મક હોય. એટલે બહારથી એક જ પ્રકારના દેખાતા વ્યાધિવાળા રોગીઓ ઉપર, દૂષિત વાત, પિત્ત ને કફનાં લક્ષણો લક્ષમાં લીધા વિના સાચી ચિકિત્સા થઈ શકતી નથી. એક રોગીને જે ચિકિત્સા લાગુ પડશે, તે જ બીજાને ય લાગુ પડશે એ ચોક્કસ હોતું નથી. એક જ વિકારમાં ઉપર પ્રમાણે ત્રણે દોષનાં લક્ષણોનો વિચાર કરીને તે વિકારમાં રહેલા ખાસ દોષની ચિકિત્સા કરવી જરૂરી હોય છે. આયુર્વેદમાં દોષ, ધાતુ અને મળની વિચારસરણી જ મુખ્ય પાયારૂપે સ્વીકારી છે અને તે વાસ્તવિક પણ છે.

'દાખલા તરીકે એક દર્દીનો પગ દુખે છે. આ દુખાવો વાયુથી થયો હશે, એમ તરત કહેવાય છે; પરંતુ તે વાયુ રૂક્ષ, લઘુ, શીત, ખર, સૂક્ષ્મ અને ચલ એ ગુણો પૈકી કયા ગુણોથી બગડેલો છે એ સમજવું જોઈએ. આ સમજાય તો જ તે રોગ ઉપર અચૂક ફાયદો કરનાર ઔષધ આપી શકાય. ટાઢના દિવસો હોય અને પગ વધુ સમય સુધી પાણીમાં રહે, તો તે પગનો દુખાવો શીતગુણ અધિક થવાથી વાયુ બગડ્યો છે તેને લીધે છે. વૃદ્ધાવસ્થામાં શરીરમાંથી સ્નિગ્ધ ધાતુ ઓછી થાય અને રૂક્ષ તથા લઘુ એ ગુણ વધી જાય, પરિણામે પગ દુખે. હવે દુખાવાના આ બંને દાખલાઓમાં વિકારનો બગડેલો વાયુ એક જ છે; છતાં તેના પ્રકારોમાં ભેદ છે. આથી શીતગુણથી બગડેલા વાયુ ઉપર સૂંઠ જેવા ઉષ્ણ ગુણવાળા ઔષધનો લેપ કરી શેક કરીએ અને રૂક્ષ કે લઘુ ગુણોથી બગડેલા વાયુ ઉપર તેલની માલિશ કરીએ તથા સ્નિગ્ધ ખોરાક આપી શકીએ. આ પ્રમાણે આયુર્વેદ રોગમાં રહેલા દોષની દૃષ્ટિએ વિચાર કરી ચિકિત્સા બતાવે છે.

'આ વાત, પિત્ત અને કફ જેટલા ઇંદ્રિયગોચર છે તેથી વિશેષ તે ઇંદ્રિયાતીત છે, એટલે આ સિદ્ધાંતને સર્વ અંશે અનુભવવા માટે સ્થૂલ સાધનો ઉપરાંત સતત અભ્યાસ, મનન અને નિદિધ્યાસનની જરૂર છે. તેને માટે તપ અને ત્યાગ આવશ્યક છે.

'આધુનિક દાક્તરી પદ્ધતિમાં રોગનિદાન માટે ત્રિદોષસિદ્ધાંત નથી. કોઈ દાક્તર રોગના જંતુ ઉપરથી નિદાન કરે છે, તો કોઈ બગડેલા શરીરના ભાગ ઉપરથી નિદાન કરે છે. આમ નિદાન કરી, નિશ્ચિત કરેલી ઔષધિ વાપરવામાં આવે છે. આ પદ્ધતિમાં એક જ રોગનાં અનેક લક્ષણો હોય તોપણ ઔષધમાં ભેદ હોતો નથી. આ ઔષધો કેટલેક ઠેકાણે ગુણ આપે છે, એ વાત ખરી છે; પરંતુ નિશ્ચિત રોગ ઉપર તેનો ઉપયોગ સફળ ન થઈ શકયો, તો તે રોગ ઉપરના બીજા ઉપાયો એ ચિકિત્સક પાસે નહિ હોય! આનું કારણ એ છે કે, શરીરનાં મૂળતત્ત્વ સાથે સંબંધવાળી અથવા વ્યાધિના કારણરૂપ દોષોનો નિશ્ચય કરીને યોજવામાં આવતી ચિકિત્સાપદ્ધતિ એલોપથીમાં નથી. એક પેનિસિલિન લો. એ ઔષધિ અમુક રોગીને એક રોગ ઉપર ફાયદો કરે છે; છતાં બીજા રોગીને તે ફાયદો કરી શકતી નથી. વળી તે જ રોગીને તે જ દવા બીજી વાર ફાયદો કરતી નથી.

'આયુર્વેદ શરીરના ઘટકોની દૃષ્ટિએ રોગ પ્રત્યે અધિક બારીકાઈથી જુએ છે, તે સાથે તે ઋતુ વગેરેનાં બાહ્ય પરિણામો પણ વિચારમાં લે છે, આમ માનવશરીર ઉપર ઋતુ અને રાત્રિ-દિવસ વગેરેની જે અસરો થાય છે તેનો તે વિચાર કરે છે અને તેને અનુસરીને તે આહારવિહારની યોજના કરે છે. એલોપથીવાળા હમેશના આહારમાં ફેટ, કાર્બોહાઈડ્રેટ્સ વગેરેનાં અમુક પ્રમાણ હોવાં જોઈએ એમ કહે છે, પણ ઋતુના ફેરફારથી તેમાં શો ફેરફાર કરવો જરૂરી છે તે બતાવી શકતા નથી. આયુર્વેદમાં આ બધાનો ઝીણવટભર્યો વિચાર થયો છે. અને તે અંગે યોગ્ય માર્ગદર્શન અપાયું છે. આ વિચાર આયુર્વેદમાં અત્યંત મૌલિક છે શરીર, તેના ઘટક વાત, પિત્ત અને કફ તથા તેમના સંચય, પ્રકોપ અને શમનની ઋતુઓ વગેરેનો વિચાર કરીએ તો એ બાબતોની ઉપેક્ષા કર્યે ચાલે તેમ નથી, એ અવશ્ય જણાઈ આવશે

'માપીને જમો, માપ ઉપરાંત જમશો તો મૂર્છા, પ્રલાપ, મોળ, ચકરી અને મરણ પણ થશે, એમ આયુર્વેદે ખાવાના વિધિ-નિષેધો પણ જણાવ્યા છે. તેમાં દ્રવ્યોનું યથાર્થ જ્ઞાન પણ આપ્યું છે.

'નિદાનમાં આયુર્વેદ મિથ્યા આહારવિહારની વાત કરી, આહારના ગુણદોષ બતાવી, દરેક દ્રવ્ય હલકું છે કે ભારે છે, પિત્ત કરનાર છે કે વાયુ કરનાર છે વગેરે બતાવે છે. ચામડી લૂખી છે, કાળી છે, કરચલીવાળી છે માટે વાયુ જ છે. તે જાડી છે, ધોળી છે; ચીકાશવાળી છે માટે કફ જ છે. તે પાતળી છે, ચકચકિત છે, ઊજળી છે માટે પિત્ત જ છે. આયુર્વેદના આ નિર્ણયો ચિકિત્સકની ઊંડી સમજણની અપેક્ષા રાખે છે. આયુર્વેદમાં જે ઇંદ્રિયસ્થાન છે, તે આયુષનું માપ કાઢવાનું સ્થાન છે. એ માપ માનવબુદ્ધિથી નીકળે નહિ એવું છે. દેશકાળનો પણ આયુર્વેદમાં વિચાર કર્યો છે.' આ પાયાના જ્ઞાનમાં આ ગ્રંથ સારો પ્રકાશ આપે છે.

ગ્રંથના મૂળ શ્લોકો અને ભાષાંતર સાથે જરૂર લાગે ત્યાં ત્યાં અનુવાદકે સમજૂતી આપી છે અને એ રીતે ગ્રંથને વધુ ઉપયોગી બનાવવા બનતો પ્રયત્ન કર્યો છે. આ પછીનાં પાનાંમાં અનુવાદકનો 'ઉપોદ્ઘાત' આપ્યો છે તે આ ગ્રંથ સમજવા માટે ઉપયોગી છે, તેથી વાચકોનું તે તરફ ધ્યાન દોરવામાં આવે છે.

આ ગ્રંથની ત્રીજી આવૃત્તિ સને ૧૯૭૨માં પ્રસિદ્ધ થયેલી. તે પછી કાગળ, શાહી, બાઈન્ડિંગ ક્લોથ, પૂંઠા વગેરેના ભાવોમાં તથા મહેનતાણાના દરમાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો છે. આમ છતાં આ ગ્રંથનું મૂલ્ય બને તેટલું ઓછું એટલે કે માત્ર રૂ. ૫૫-૦૦ રખાયું છે.

તા. ૩૦-૧૧-'૮૩

એચ. એમ. પટેલ
પ્રમુખ : સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ

# ઉપોદ્ઘાત

[ પહેલી આવૃત્તિમાંથી ]

મહર્ષિ વાગ્ભટે આયુર્વેદના હૃદયરૂપ 'અષ્ટાંગહૃદય' નામના આ ગ્રંથમાં આયુર્વેદના આઠે અંગોને શ્લોકબદ્ધ કર્યા છે, એટલું જ નહિ, પણ આયુર્વેદનો સમગ્ર ઉપદેશ શ્લોકોમાં પણ સૂત્રરૂપ કર્યો છે આ ગ્રંથમાં ચરકસંહિતા અને સુશ્રુતસંહિતાનો ઉપદેશ ટૂંકમાં છતાં સંપૂર્ણ સમાવી દીધો છે

જેમ ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્ગીતા એ વેદાંતની પ્રસ્થાનત્રયી છે, તેમ ચરકસંહિતા, સુશ્રુતસંહિતા અને અષ્ટાંગહૃદય એ આયુર્વેદની વૃદ્ધત્રયી છે આ ઉપરથી પણ જણાય છે કે આયુર્વેદમાં અષ્ટાંગહૃદયનો કેવો મહિમા છે

આયુર્વેદમાં સાજા રહેવાની અને સાજા થવાની એ બંને બાબતો આવે છે સૂત્રસ્થાનમાં દિનચર્યા, ઋતુચર્યા, રજનચર્યા, માત્રાશિતીય વગેરે અધ્યાયોમાં સાજા શી રીતે રહી શકાય તેનો રસ્તો બતાવ્યો છે, પરંતુ ભૂલેચૂકે પણ માંદા પડી જવાય તો સાજા થવા માટે આઠે અંગવાળી (સૂત્રસ્થાન અ૦ ૧, શ્લોક ૫) અને ચોગે કળવાળી (સૂત્ર૦ અ૦ ૧, શ્લોક ૨૯।। થી ૨૯) સંપૂર્ણ ચિકિત્સા આપી છે

આયુર્વેદમાં પુખ્ત ઉંમરના માણસોની ચિકિત્સા (ચિકિત્સાસ્થાન અ૦ ૧ થી ૨૨), બાળકોના રોગોની ચિકિત્સા (કૌમારતંત્ર ઉત્તર૦ અધ્યાય ૧ થી ૩), ગ્રહચિકિત્સા (ભૂતતંત્ર ઉત્તર૦ અ૦ ૪ થી ૭), શાલાક્ય ચિકિત્સા (ઉત્તર૦ અ૦ ૮ થી ૨૪), શલ્યચિકિત્સા (ઉત્તર૦ અ૦ ૨૫ થી ૩૪), વિષચિકિત્સા (ઉત્તર૦ અ૦ ૩૫ થી ૩૮), રસાયન (ઉત્તર૦ અ૦ ૩૯) અને વાજીકરણ (ઉત્તર૦ અ૦ ૪૦) એ આઠે અંગ છે એમાં સ્ત્રીઓના ખાસ રોગોની ચિકિત્સા છે (શારીરસ્થાન અ૦ ૧,૨, ઉત્તર૦ અ૦ ૩૩), ચાંદવૈદુ પણ છે (ઉત્તર૦ અ૦ ૨૭) તથા તે તે રોગ માટે સિદ્ધ ઔષધો તથા ક્રિયાયોગોનો સંગ્રહ પણ આપેલો હોય છે (ઉત્તર૦ અ૦ ૪૦, શ્લોક ૪૮ થી ૫૮)

આયુર્વેદમાં યંત્રો અને શસ્ત્રો શાનાં, કેવાં, કેટલાં, કયા કામ માટે અને કેવી રીતે બનાવવાં તથા એ કયાં અને કેવાં રાખવાં, કેવી રીતે વાપરવાં વગેરે બધી માહિતી વિગતવાર આપેલી છે (સૂત્રસ્થાન અ૦ ૨૫, ૨૬, ૨૮, ૨૯) વાઢકાપ કરતી વખતે દરદીને મૂર્છા ન આવે કે એને કપાયાની ખબર ન પડે કે શસ્ત્રક્રિયા દરમિયાન વૈદ્યને હાથે થતી હેરાનગતિની એને ખબર ન પડે તથા નુકસાન ન થાય એવા ઉપાયો પણ બતાવ્યા છે (સૂત્ર૦ અ૦ ૨૯, શ્લોક ૧૪,૧૫, ચિકિત્સા૦ અ૦ ૭, શ્લોક ૭૨)

શસ્ત્રક્રિયા શી રીતે કરવી, સોજાનું દારણ કે પાટન ક્યારે કરવું (સૂત્ર૦ અ૦ ૨૯, શ્લોક ૧૦થી ૧૩।।), કયા સ્થાનમાં અને કેવો કાપ મૂકવો (સૂ૦ અ૦ ૨૯, શ્લોક ૧૭।। થી ૨૦।।), આડો કાપ કયાં મૂકવો અને કયાં ન મૂકવો (સૂત્ર૦ અ૦ ૨૯, શ્લોક ૨૨,૨૩), બહુ છિદ્રોવાળા ભગંદરમાં કેવી જાતનો ખાસ કાપ મૂકવો (ઉત્તર૦ અ૦ ૨૮, શ્લોક ૨૭।। થી ૩૧), કેવા ઘાને ટેભા મારવા કે ન મારવા, ટેભા કેટલે કેટલે અંતરે મારવા (સૂત્ર૦ અ૦ ૨૯, શ્લોક ૪૮।। થી ૫૩।।), કયા અવયવોમાં અને કયા સ્થાનમાં ઘાનો, શા માટે, કયા આકારનો અને કેવી રીતે પાટો બાંધવો, પાટો કયા વ્રણને ન બાંધવો, પાટો કેટલે કેટલે વખતે છોડવો (સૂત્ર૦ અ૦ ૨૯, શ્લોક ૨૯, ૫૭થી ૭૩।।) વગેરે વિગતો પણ ઝીણવટથી અને ચોકસાઈથી આપી છે

આયુર્વેદમાં ફક્ત સીધીસાદી શસ્ત્રક્રિયાનું જ જ્ઞાન છે એમ નથી પરંતુ આંખનું, કાનનું, નાકનું વગેરે અકસ્માતથી કપાયું અને કંઈ નુકસાન થાય તો તેને પણ સમું કરવાના વિગતવાર ઉપાય બતાવ્યા છે (ઉત્તર૦ અ૦ ૨૬, ૨૭), એટલું જ નહિ પણ નાક કપાઈને છૂટું પડી ગયું હોય તો નવું નાક બનાવવાનો વિધિ પણ બતાવેલો છે (ઉત્તર૦ અ૦ ૧૮, શ્લોક ૫૯ થી ૬૫)

યુદ્ધમાં સૈનિકોને ભાલોડા વાગે છે એ ભાલોડા અનેક ધારના અને એક કે વધારે પાંખિયાવાળા હોય છે. આ ભાલોડા, છરા, બન્દૂકની ગોળી વગેરે પાંચ ગતિમાંથી ગમે તે ગતિ (સૂત્ર૦ અ૦ ૨૮, શ્લોક ૭॥) કરીને શરીરમાં ગમે ત્યાં આળુંઆઈ પેસી રહે છે અને ત્યાં પડયા રહે છે. આ અને આવા શલ્યોને શરીરમાંથી બહાર કાઢવા માટે આખા શરીરમાંથી ક્યા ભાગમાં એ પડયા છે તે જાણવા માટે ના ઉપાયો કરવા, ક્યાં વાગ્યા હોય તો ક્યા લક્ષણો થાય, કયાનું અને કેવું શલ્ય ક્યા યન્ત્રથી અને શી રીતે ખેંચી કાઢવું, ખેંચી કઢાય એવું ન હોય તે શલ્ય કેવી રીતે કાઢવું વગેરે હકીકત શલ્યતન્ત્રમાં આપી છે (સૂ૦ અ૦ ૨૫, ૨૮) તેથી આયુર્વેદનો વૈદ્ય યુદ્ધમાં ઘવાયેલા સૈનિકોની ચિકિત્સા પણ કરી શકે છે હાલ લોકોના મનમાં એવો ભ્રમ પેસી ગયો છે કે, આયુર્વેદમાં યન્ત્રક્રિયા અને શસ્ત્રક્રિયા નથી આ ભ્રમ દૂર કરવાને આટલી નમૂનારૂપ માહિતી બસ છે એમ માનીને હું વધારે વિગતો આપતો નથી.

ગર્ભ શી રીતે રહે છે, ગર્ભ ન રહેતો હોય તો તેને ક્યા ઉપાય કરવાથી ગર્ભ રહે છે, માના પેટમા ગર્ભ શી રીતે વધે છે, શરીરના કેટલા અંગો, ઉપાંગો અને મર્મો છે, શરીર શાનુ શાનુ બનેલુ છે, શરીરના અવયવો શા શા કામ કરે છે, પાચનક્રિયા, પોષણક્રિયા વગેરે ક્રિયાઓ શી રીતે થાય છે વગેરે આરોગ્ય માટે બહુ જરૂરી જ્ઞાન શારીરસ્થાનમાં આપ્યુ છે કેવા દ્રવ્યોમા પોતાની ખાસ અસર ચોવીસ કલાકમા તે તરત કરવાનો પ્રભાવ છે તે પણ આપ્યુ છે (શારીર૦ અ૦ ૩, શ્લોક ૬૬॥, ૬૭)

રોગ પારખવાની સામાન્ય રીતો (સૂત્ર૦ અ૦ ૧, શ્લોક ૨૧॥, નિદાન૦ અ૦ ૧) તથા તે તે રોગ અને તેના પેટા પ્રકાર પારખવાના લક્ષણ નિદાનસ્થાનમા અને કેટલાક રોગો માટે સૂત્રસ્થાન (સૂત્ર૦ અ૦ ૮, શ્લોક ૪ થી ૩૭॥, સૂત્ર૦ અ૦ ૯, સૂત્ર૦ અ૦ ૧૧), શારીરસ્થાન (અ૦ ૧, ૨) અને ઉત્તરસ્થાનમા આપ્યા છે બધા રોગો થવાના સામાન્ય કારણ, તે તે રોગના વિશેષ કારણો, રોગના કારણ કેવી રીતે રોગ કરે છે વગેરે બધુ જ્ઞાન નિદાનસ્થાન, ઉત્તરસ્થાન તથા કેટલાક રોગો માટે સૂત્રસ્થાન તથા શારીરસ્થાનમા આપ્યુ છે.

આયુર્વેદ નિખાલસ છે, તેથી ક્યા રોગ ક્યારે સાધ્ય, દુસાધ્ય, યાપ્ય કે અસાધ્ય છે તથા સાધ્ય રોગ પણ ક્યારે અસાધ્ય બની જાય છે એ ખુલ્લેખુલ્લુ જણાવીને (સૂત્ર૦ અ૦ ૧ શ્લોક ૨૯॥ થી ૩૩) અસાધ્ય રોગોને મટાડવાની ખોટી ધમાલ કરીને એ દરદીને રગડવાને બદલે સાચી વાત કહી દે છે, એટલુ જ નહિ, પણ અમુક ક્રિયા કર્યા છતા દરદી જીવશે કે નહિ એ બાબતમા સંશય હોય તો રાજાને ને દરદીને જોખમનો બરાબર ખ્યાલ આપીને એની રજા લઈને એ ક્રિયા કરવાની સલાહ આપે છે (ચિકિત્સા૦ અ૦ ૧૧, શ્લોક ૪૩ થી ૪૭॥) વળી સાજા દેખાતા માણસમા અને દરદીમા અમુક ચિહ્ન જોઈને વૈદ્ય અગાઉથી જાણી શકે છે કે એ માણસ હવે કેટલા દિવસનો મહેમાન છે (શારીરસ્થાન અ૦ ૫)

રોગના પૂર્વરૂપમા ક્યા ક્યા લક્ષણો છે એનુ જ્ઞાન આયુર્વેદ આપે છે (ચિકિત્સા૦ અ૦ ૧, શ્લોક ૫॥ થી ૯॥), તે ઉપરથી રોગ થતા પહેલા જાણી શકાય છે કે અમુક રોગ થવાનો છે આમ હોવાથી પૂર્વરૂપની અવસ્થામા જ જો તરત ઉપાય કરવામા આવે તો રોગ થતા નથી અને કદાચ થાય તો સૂળીનો ઘા સોયે સરે છે.

આગન્તુ રોગો સિવાય બીજા બધા રોગો દોષના પ્રકોપથી થાય છે એમ આયુર્વેદ માને છે (નિદાન૦ અ૦ ૧, શ્લોક ૧૨) તેથી દોષો વિષે વિગતવાર જ્ઞાન અને એમના પ્રકોપને મટાડવાના ઉપાયનુ અતિવિસ્તર જ્ઞાન પણ એ આપે છે (સૂત્ર૦ અ૦ ૧, અ૦ ૧૧ થી ૧૬, નિદાન૦ અ૦ ૧,) આયુર્વેદે બતાવેલા ઔષધ 'વાગ્યુ તો તીર નહિ તો તુક્કો' જેવા નથી, પણ ઉપાય તરીકે વાપરવાના દ્રવ્યના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ (સૂત્ર૦ અ૦ ૧, શ્લોક ૧૪ થી ૧૮, સૂત્ર૦ અ૦ ૯,)ને આધારે નિર્માણ થયેલા છે દોષોના ૬૩ મુખ્ય પ્રકારની (સૂત્ર૦ અ૦ ૧૨, શ્લોક ૭૩॥ થી ૭૮॥) સામે ઔષધોના પણ ૬૩ મુખ્ય ભેદ છે (સૂત્ર૦ અ૦ ૧૦, શ્લોક ૪૦ થી ૪૯) અને એમાથી દોષના જે પ્રકારને માટે જે જે પ્રકાર યોગ્ય હોય તે આપવાનો આયુર્વેદનો ઉપદેશ છે (સૂત્ર૦ અ૦ ૧૦, શ્લોક ૪૮)

બકરું કાઢતા ઊંટ પેસે અને બકરું તો ન પણ નીકળે એવા અશુદ્ધ પ્રયોગોને આયુર્વેદની સારી ચિકિત્સામા સ્થાન નથી તેથી શુદ્ધ પ્રયોગનુ લક્ષણ (સૂત્ર૦ અ૦ ૧૩, શ્લોક ૧૬) તથા તેમ જ શુદ્ધિનુ લક્ષણ (કલ્પ૦ અ૦ ૫, શ્લો ૧ થી ૯) આપ્યા છે

બગડેલા દોષને ઉપવાસ, સ્નેહન, સ્વેદન વગેરે ક્રિયાઓથી બહાર કાઢવા યોગ્ય બનાવીને પછી એને યોગ્ય પ્રક્રમ કરીને બહાર કાઢવાનો હોય છે કોપેલો દોષ વધારે કોપે નહિ તે માટે અને એ શાંત થાય તે માટે આહારવિહારની પરેજી અને ઔષધ વગેરે ક્રમ હોય છે આ રીતે દોષ શાંત થયા પછી અને એને કાઢી નાખ્યા પછી શરીરને પાછું પહેલાં હતું એવું બળવાન બનાવવાનું હોય છે

જ્યાં સુધી દરદી રોગ થતા પહેલાં જેવો હોય તેવો થઈ જાય નહિ, ત્યાં સુધી આયુર્વેદને પોતે રોગ મટાડ્યો હોવાનો મિથ્યા સંતોષ થતો નથી દાખલા તરીકે તાવની ગરમી શરીર પર ન દેખાય એ એક જ લક્ષણથી એ તાવ ઊતરી ગયો માનતો નથી (નિ૦ અ૦ ૨, શ્લોક ૭૮) તેથી દરદીના શરીરમાં પહેલાંના જેવી શક્તિ પાછી આવે નહિ ત્યાં સુધી આયુર્વેદની ચિકિત્સા ચાલુ રહે છે (ચિકિ૦ અ૦ ૧, શ્લોક ૧૭૪), ઘા રૂઝાય ત્યારથી જ આયુર્વેદની ચિકિત્સા પૂરી થતી નથી પણ ઘા રૂઝાયા પછી ઘાનો ડાઘ પણ ન રહે, એટલું જ નહિ, પણ ઘાવાળા ભાગ ઉપર પહેલાંની માફક પાછા વાળ પણ ઊગે ત્યાં સુધી એના ઉપાયો એ બતાવે છે (ઉત્તર૦ અ૦ ૨૫, શ્લોક ૬૦ થી ૬૩)

આયુર્વેદના ઉપાયો વેદિયા નથી પણ અકસીર અને વ્યવહારુ છે વાગ્ભટ લખે છે કે અષ્ટાંગહૃદયમાં કહેલાં રસાયનો કરી શકાય એવાં છે અને જે રસાયનો તૈયાર કરવા માટે દ્રવ્યો મેળવવાં (એ જમાનામાં) મુશ્કેલ પડે એવાં રસાયનો ગમે તેટલાં વખણાતાં હોય તોપણ તંત્રમાં કહ્યાં નથી (ઉત્તર૦ અ૦ ૩૯, શ્લોક ૧૭૭) તથા આ ગ્રંથમાં લખેલી ચિકિત્સાનું ફળ પ્રત્યક્ષ અનુભવાય છે (ઉત્તર ૪૦, શ્લોક ૮૧) વળી આયુર્વેદની ચિકિત્સામાં ગરીબોનો વિચાર પણ કર્યો છે (ચિકિત્સા૦ અ૦ ૧૨, શ્લોક ૩૬, ૩૭, ઉત્તર૦ અ૦ ૩૯, શ્લોક ૧૪૩)

આયુર્વેદની ચિકિત્સાને અંગે એના ઉપાયોમાં સ્વરસ, ક્વાથ, કલ્ક, ચૂર્ણ, લેપ, ફાણ્ટ, અવલેહ, સિદ્ધ ઘી, સિદ્ધ તેલ (કલ્પસિદ્ધિસ્થાન), સ્નેહન (સૂત્ર૦ અ૦ ૧૬), શેક (સૂત્ર૦ અ૦ ૧૭), વમન (સૂત્ર૦ અ૦ ૧૮), વિરેચન (સૂત્ર૦ અ૦ ૧૮), બસ્તિ (સૂત્ર૦ અ૦ ૧૯), નસ્ય (સૂત્ર૦ અ૦ ૨૦), ધૂમપાન (સૂત્ર૦ અ૦ ૨૧), ગંડૂષ, કવલગ્રહ, પ્રતિસારણ, મુખલેપ, શિરોબસ્તિ (સૂત્ર૦ અ૦ ૨૨), આંજન (સૂત્ર૦ અ૦ ૨૩), પુટપાક (સૂત્ર૦ અ૦ ૨૪), યંત્રક્રિયા (સૂત્ર૦ અ૦ ૨૫), જળો મૂકવી (સૂત્ર૦ અ૦ ૨૬), ફસ ખોલવી (સૂત્ર૦ અ૦ ૨૭), શસ્ત્રક્રિયા (સૂત્ર૦ અ૦ ૨૬ અને ૨૯), પાટા બાંધવા (સૂત્ર૦ અ૦ ૨૯,) ક્ષારકર્મ (સૂત્ર૦ અ૦ ૩૦), ડામ (સૂત્ર૦ અ૦ ૩૦), વગેરે અનેક નાનીમોટી ક્રિયાઓનો સમાવેશ થાય છે આ દરેક ક્રિયા અંગે જરૂરી સામાન્ય જ્ઞાન સૂત્રસ્થાન અને કલ્પસિદ્ધિસ્થાનના તે તે વિષયના અધ્યાયમાં પૂરતી ચોકસાઈ અને ઝીણવટથી આપેલું છે

આવી ચિકિત્સા અંગે ઔષધ, આહારવિહાર, અને ક્રિયાઓ વિષે બધું સામાન્ય જ્ઞાન સૂત્રસ્થાનમાં અને કલ્પસિદ્ધિસ્થાનમાં આપ્યું છે અને તે તે રોગની વિગતવાર ચિકિત્સા ચિકિત્સાસ્થાનમાં ઉત્તરસ્થાનમાં અને કેટલાક રોગો માટે સૂત્રસ્થાનમાં અને શારીરસ્થાનમાં આપી છે એમાં ઉપચાર કરતાં પહેલાં વિચારવાની બાબતો (સૂત્ર૦ અ૦ ૧૨, શ્લોક ૬૭, ૬૮), દવા લેવાના સમય (સૂત્ર૦ અ૦ ૧૪, શ્લોક ૩૭ થી ૪૧), દવાઓના અને ખોરાકના માપ (અને ડોઝ) પણ આપ્યા છે (કલ્પ૦ અ૦ ૬, શ્લોક ૧૦॥ થી ૧૪, સૂત્ર૦ અ૦ ૧૬, શ્લોક ૧૭ થી ૧૯) તેથી ચિકિત્સા કરવા માટે પહેલાં સૂત્રસ્થાન અને કલ્પસિદ્ધિસ્થાન સરખાં સમજવાં જોઈએ

આપણા સદ્ભાગ્યે આજે આયુર્વેદ માટે અભિરુચિ વધતી જાય છે પણ આયુર્વેદનો પ્રચાર કરનારમાંથી ઘણામાં આયુર્વેદનો પ્રચાર કરવાની ઇચ્છા જેટલી પ્રબળ હોય છે તેટલું એમનું આયુર્વેદના ઉપદેશોનું સમગ્ર સાથેનું શુદ્ધ જ્ઞાન હોતું નથી તેથી એમની શુદ્ધ દાનતથી અપાયેલી છતાં આયુર્વેદના સમગ્ર ઉપદેશથી વિરુદ્ધ [illegible] લોકોને અને સરકારને આ જાતની આયુર્વેદિક ચિકિત્સાથી સરવાળે મોટો લાભ જણાવાનો નથી અને તેથી એમના શુદ્ધ દાનતના પ્રયત્ન છતાં આયુર્વેદ નકામો હોવાની માન્યતા લોકોમાં અને સરકારમાં ઘર કરી બેસશે અને પછી કમને એક જ ગોદે નરસાર આયુર્વેદને જોખમમાં નાખી દેવાશે એમ આજનો શુદ્ધ દાનતનો પ્રયત્ન આયુર્વેદના સંપૂર્ણ જ્ઞાનને અભાવે આયુર્વેદને વિનાશક નીવડશે એવો ભય રહે છે

દાખલા તરીકે, આજ કેટલીક સરકારોએ આયુર્વેદને ઉત્તેજન આપવાનું કામ ઉપાડ્યું છે, હવે જો આ કામ માટે મંજૂર કરેલી રકમમાંથી આયુર્વેદિક દવાખાનામાંથી દરદીને દવા આપીને વિદાય કરવાના હોય કે રોગવાર દવાઓની પેટીઓ તૈયાર કરીને એ પેટીમાંથી દવા આપવાનું કામ ગામડાની શાળાના મહેતાજીને કે પોસ્ટ માસ્તરને કે નામધારી વૈદ્યને સોંપવાનું હોય તો તેથી આયુર્વેદની ચિકિત્સાની સાચી કદર જણાશે નહિ અને આયુર્વેદ ઊલટો હલકો પડશે

દરદીને કયો રોગ છે તે જ રોગ છે કે બીજો, રોગ સામ છે કે નિરામ, આ રોગમાં શું પથ્ય છે અને શું અપથ્ય છે, રોગની કઈ અવસ્થામાં શી ક્રિયા કરવી જોઈએ, દવા લેતા પહેલાં શું ક્યાં સુધી કરવું જોઈએ અને દવા લીધા પછી શું ક્યાં સુધી કરવું જોઈએ, કયા રોગમાં દવા કયે સમયે લેવાય, દવા અને દવાનું માપ નક્કી કરતાં પહેલાં શી શી બાબતોનો વિચાર કરવો જોઈએ, રોગ અને રોગના ઉપદ્રવોમાંથી કોના ઉપાય ક્યારે પહેલાં કરવા વગેરે અનેક બાબતોનો નિર્ણય કરવા જેટલું આયુર્વેદનું જ્ઞાન અને આવડત જેનામાં ન હોય તે માણસ દરદી જણાવે તે રોગની દવાનું પડીકું વાળી આપે એનું નામ આયુર્વેદિક ચિકિત્સા નથી આવી નામધારી આયુર્વેદની ચિકિત્સાની નિષ્ફળતાથી પણ શાસ્ત્ર તો સત્ય, સંપૂર્ણ અને વ્યવહારુ આયુર્વેદને જ ધોકો પહોંચવાનો છે, તેથી આયુર્વેદે સુવૈદ્ય કેવો હોવો જોઈએ (સૂત્ર૦ અ૦ ૧, શ્લોક ૨૭॥ ઉત્તર૦ અ૦ ૪૦, શ્લોક ૭૭) અને કુવૈદ્ય કેવો હોય (ઉત્તર૦ અ૦ ૪૦ શ્લોક ૭૮) અને કુવૈદ્યના હાથમાં આયુર્વેદરૂપી અમૃત પણ ઝેર બની જાય છે (ઉત્તર૦ અ૦ ૪૦, શ્લોક ૭૫) એ વાત સ્પષ્ટ જણાવી છે

ક્રિયા (અભ્યાસ, પ્રેક્ટિસ) વિનાનું જ્ઞાન પાંગળું છે, જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે જ્ઞાનનો અભ્યાસ (પ્રેક્ટિસ) કરવાથી (આયુર્વેદના ઉપદેશોનો વારંવાર અમલ કરવાથી) રોગ મટાડવાનું કામ બરાબર પાર પડે એવા રસ્તા સુઝાડનારી દૃષ્ટિ આવે છે (સૂત્ર૦ અ૦ ૧૨, શ્લોક ૫૫॥), માટે આયુર્વેદના જ્ઞાન અને કર્મમાં બંને નિષ્ણાત બને એવા સુવૈદ્યો તૈયાર કરવા માટે કંઈ પણ સેળભેળ વિનાની જોગવાઈ કરવી જોઈએ યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધારી અર્જુન (જ્ઞાન અને કર્મ) બંને સાથે હોય ત્યાં લક્ષ્મી, વિજય, આબાદી અને નીતિ હોય જ એમાં કંઈ શંકા નથી

અષ્ટાંગહૃદય ઉપર અનેક વિદ્વાનોએ સંસ્કૃત ભાષામાં ટીકાઓ લખી છે અને ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી વગેરે અનેક પ્રાદેશિક ભાષાઓમાં એ ગ્રંથના ઘણા અનુવાદો થયા છે તેમાં એક ગુજરાતી અનુવાદ શ્રી બહેચરલાલ નથુરામ ભટ્ટે પ્રસિદ્ધ કર્યો હતો

આ અનુવાદ પ્રમાણમાં સારો લાગવાથી તેમાં યોગ્ય સુધારા કરીને તૈયાર કરવાનું કામ મને સંસ્થાએ સોંપ્યું અનુવાદમાં સુધારા કરતાં કરતાં કેટલીક મુશ્કેલીઓ ઊભી થઈ મારા હાથમાં પહેલો ચિકિત્સાસ્થાન અને કલ્પસિદ્ધિસ્થાનના અનુવાદનો ભેગો ગ્રંથ આવ્યો તેમાં સુધારાવધારા અને ફેરફાર કરતાં કરતાં મને લાગ્યું કે આવી રીતે ગ્રંથને સુધારવા જતાં વિચારનો અને ભાષાનો શંભુમેળો થાય છે અનુવાદ કરનારની ભાષામાં મારી ભાષાના થીંગડાં દેવાનું કામ મને રુચ્યું નહિ વળી એમ પણ લાગ્યું કે અનુવાદ અને વિસ્તૃત નોંધ નવેસરથી લખાય તો જ અષ્ટાંગહૃદયના ઉપદેશ યથાર્થ રજૂ થઈ શકે, તેથી સૂત્રસ્થાનમાં પુષ્કળ સમજૂતીનો વધારો કર્યો છે અને કેટલાક અધ્યાયોનો અનુવાદ તો નવેસરથી જ કર્યો છે સૂત્રસ્થાન પૂરું થયા પછી શ્રી બહેચરલાલના આ અનુવાદના ગ્રંથમાં સુધારાવધારા કરવાનું કામ પડતું મૂક્યું અને શારીરસ્થાન, નિદાનસ્થાન અને ઉત્તરસ્થાન એ ત્રણે સ્થાનનો અનુવાદ અને નોંધ મેં નવેસરથી જ લખ્યા છે

સામ રોગની ચિકિત્સા અને નિરામ રોગની ચિકિત્સાનો ભેદ આપણે ન સમજીએ અને શાસ્ત્રોક્ત પરેજી પાળતાં ન શીખીએ ત્યાં સુધી રોગ બરાબર મટી શકે નહિ, એ વાત સમજી શકાય તે માટે આ ગ્રંથમાં મારા બંને લેખો આ પછીના પાનમાં આપ્યા છે તે વાંચી જવા વિનંતી છે

આ અનુવાદમાં વપરાયેલા પારિભાષિક શબ્દોની, રોગોના નામોની અને દ્રવ્ય નામવાળા ઔષધોની અકારાદિ અનુક્રમણિકા પણ આપી છે તેથી જોઈતી હકીકત તરત હાથ આવશે એવી આશા છે

આ અનુવાદ કરવામાં મેં ઘણા ગ્રંથોનો ઉપયોગ કર્યો છે ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, શાર્ઙ્ગધરસંહિતા, સંસ્કૃત ટીકાઓ, માધવનિદાન ઉપર મધુકોશ ટીકા, ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી અનુવાદો, બૃહન્નિઘંટુ-

રત્નાકર, અમરકોષ વગેરે અનેક ગ્રંથોમાંથી મુશ્કેલીઓનો ઉકેલ આણવાનો પ્રયત્ન કર્યો છે. તે માટે તે તે ગ્રંથકર્તાઓનો હું આભારી છું. પણ સૌથી વધારે ઋણી તો હું મારા ગુરુશ્રી પૂજ્ય પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળા(રાજવૈદ્ય)નો છું. આ અનુવાદ કરવામાં મને જે કંઈ સમજાતું નહિ તે મને સમજાવવામાં એમણે અત્યંત રસ લીધો છે. વળી સ્વર્ગસ્થ કનુભાઈ દાહ્યાભાઈ મહેતા, વૈદ્યરાજ શ્રી મનુભાઈ ચુનીલાલ મહેતા અને ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખે પણ કેટલાંક સારાં સૂચનો કર્યાં છે, તે બદલ તેમનો પણ આભાર માનું છું.

આશા છે કે આ અનુવાદથી લોકો, વૈદ્યો અને સરકાર આયુર્વેદની સત્યતા, સંપૂર્ણતા અને વ્યવહારુતા સમજીને સોળે કળાવાળી ચિકિત્સાવાળા અષ્ટાંગ આયુર્વેદને ઉત્તેજન આપવા અને અપનાવવાને પ્રેરાશે.

અંતમાં અષ્ટાંગહૃદયનો ઊંડો અભ્યાસ આપણને દીર્ઘ આયુષ્ય અને સંપૂર્ણ આરોગ્ય મેળવવામાં માર્ગદર્શક થઈ પડે, એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આકાશેઠ કૂવાની પોળ,
રાયપુર, અમદાવાદ

લિ.
વિજયશંકર ધનશંકર મુનશી

# પરેજ પાળવાની જરૂર

આખી સૃષ્ટિના બધા પદાર્થો પંચમહાભૂતના બનેલા છે અને આપણું શરીર પણ સૃષ્ટિમાંનો જ એક પદાર્થ હોવાથી એ પણ પંચમહાભૂતનું બનેલું છે. બધા પદાર્થ પંચમહાભૂતના જ બનેલા હોવા છતાં એ બધા જાણે એકબીજાથી તદ્દન જુદા જુદા લાગે છે. તેનું કારણ એ છે કે પંચમહાભૂત એનાં એ જ હોવા છતાં એ અસંખ્ય જુદાજુદા પ્રમાણમાં એકબીજા સાથે ભળેલાં હોય છે, અને તેથી દરેક પદાર્થનાં રૂપરંગ જુદાંજુદાં દેખાય છે. પણ ખરું જોતાં એ બધા પદાર્થ પંચમહાભૂતનાં પૂતળાં જ છે.

આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત છે. તેમાં આકાશ તો માત્ર ખાલી જગ્યા છે, વ્યાપક છે, તેથી એ ગતિ કરી શકતું નથી અને પૃથ્વીતત્ત્વ પણ પોતાની મેળે ગતિ કરી શકતું નથી. આમ પાંચ મહાભૂતોમાંથી આકાશ અને પૃથ્વી એ બે તત્ત્વ ગતિ કરી શકતાં નથી.

પણ વાયુને, તેજ(અગ્નિ)ને અને પાણીને ગતિ હોય છે. વાયુ (પવન) વાય છે, અગ્નિના ભડકા ઊંચે ચડે છે અને પાણી ઢાળમાં વહે છે; આમ જોકે પાંચે મહાભૂતો જડ છે; છતાં એમાંથી ફક્ત ત્રણ—વાયુ, અગ્નિ અને પાણી ગતિ કરી શકે છે, તેથી શરીરનો સંચો પાંચે મહાભૂતનો બનેલો હોવા છતાં એ વાયુ, અગ્નિ અને પાણીને લીધે ચાલે છે. શરીરના સંચાને ચલાવનાર વાયુ, અગ્નિ અને પાણીને આયુર્વેદની પરિભાષામાં વાત, પિત્ત અને કફ કહે છે.

વાત (વાયુ,) પિત્ત (અગ્નિ) અને કફ—(પાણી)નું યોગ્ય પ્રમાણ શરીરમાં સચવાઈ રહે છે, ત્યાં સુધી આપણે સારું આરોગ્ય ભોગવીએ છીએ, પણ એ ત્રણમાંથી એક કે વધારેનું પ્રમાણ વધઘટે અને તેથી યોગ્ય પ્રમાણ ન રહે તો રોગ થાય છે.

શરીરની માફક મોટરગાડીનું એન્જિન ચલાવવા માટે પણ હવા, પેટ્રોલ અને પાણીની જરૂર પડે છે. હવા, પેટ્રોલ અને પાણી એ મોટરના એન્જિનનાં વાત, પિત્ત અને કફ જેવાં છે. જ્યાં સુધી એ ત્રણનું યોગ્ય પ્રમાણ સચવાઈ રહે છે, ત્યાં સુધી મોટરગાડી બરાબર ચાલે છે, પણ પ્રમાણ વધઘટે તો મોટર બગડે છે અને કોઈ વખત ફાટે છે અને ચાલતી બંધ થાય છે. હવા, પેટ્રોલ અને પાણીના યોગ્ય પ્રમાણમાં ફેર પડે તો ફટફટ અવાજ થાય છે, પેટ્રોલનો કચો ધુમાડો નીકળે છે કે ધડાકા થાય છે.

ત્યારે આપણે જોયું કે શરીરમાં વાત, પિત્ત અને કફનું યોગ્ય પ્રમાણ ન રહેવાથી રોગ થાય છે. આવું શાથી થાય છે તે આપણે જોઈએ.

શરીરનો સંચો કામ કરતો હોવાથી એને રોજરોજ ઘસારો પડે છે. આ ઘસારો પૂરવા માટે આપણે ખાઈએ—પીએ છીએ, પણ ખાતીપીતી વખતે આપણે આ મુદ્દાની વાત ભૂલી જઈએ છીએ: જે તત્ત્વ જેટલું

હવે પ્રશ્ન એ થાય કે દોષોને બહાર કાઢવાની દવા સામ અવસ્થામા ભલે ન અપાતી હોય, પણ આમ પકવવા માટે પાચન ઔષધ પણ ન આપવું એવુ આયુર્વેદમાં કયા કહે છે? આ પ્રશ્નનો ઉત્તર પણ તાવની ચિકિત્સાના અધ્યાયમાથી જ મળી રહે છે વાગ્ભટ લખે છે કે જેમ દેવતા પર રાખ વળી જાય (દેવતા ઠીંગરાઈ જાય) ત્યારે અનાજ રધાતુ નથી, તેમ 'આમ'થી જઠરાગ્નિ છવાઈ જાય છે, ત્યારે પણ અન્ન (ખાધુપીધુ) પચતું નથી, માટે જ્યા સુધી દોષ (વાત, પિત્ત અને કફમાનો 'આમ') પાકે નહિ, ત્યા સુધી તાવવાળાને નકોરડા ઉપવાસ કરાવવા આ ઉપરથી આપણે જોઈ શકીશું કે આમ પાકતા સુધી એટલે સામ દોષ નિરામ થતા સુધી નકોરડા ઉપવાસ કરવાના છે, કોઈ પણ દવા કે ખાનપાન લેવાનુ નથી

આયુર્વેદની પરિભાષામા-જ્વર શબ્દ જેમ તાવ માટે વપરાય છે, તેમ ગમે તે રોગ માટે પણ વાપરી શકાય છે (અષ્ટાંગહૃદય, નિદાનસ્થાન અધ્યાય ૧, શ્લોક ૧) માટે ખરું જોતા તાવની સામ અવસ્થા માટ જે કહ્યુ છે તે બધા રોગની સામ અવસ્થાને લાગુ પડે છે, છતાં તાવમા જઠરાગ્નિ હોજરીમાથી બહાર નીકળી ગયેલો હોય છે તેવુ બીજા રોગોમા હોતું નથી, તેથી તાવમા નકોરડા ઉપવાસ કર્યા સિવાય છૂટકો થતો નથી પણ બીજા રોગની સામ અવસ્થામા નકોરડા ઉપવાસથી ઝટ ફાયદો થતો હોવા છતા બહુ જ હલકુ અને બહુ જ થોડુ ખાવાનું આપીએ તો ચાલી શકે છે તાવ સિવાયના બીજા રોગો માટે આપણે કહી શકીએ કે ઉપવાસથી જે ફાયદા થાય છે તે ફાયદા હલકુ ભોજન કરવાથી પણ થાય છે (ये गुणा लङ्घने प्रोक्तास्ते गुणा लघुभोजने) માટે રોગની સામ અવસ્થામાં નકોરડા ઉપવાસ કરીને શરીરને નિરામ બનાવ્યા વિના દવા અને ખોરાક આપવાથી રોગ વધે છે, બીજા ઉપદ્રવો થાય છે અને રોગી ખૂબ રગડાય છે સામ અવસ્થામા અપાયેલાં દવા અને ખોરાક ઝેરની ગરજ સારે છે

શરૂઆતમાં દાકતરવૈદ્યો જેને સાદા તાવના દરદી તરીકે જાહેર કર્યો હોય છે, તેને પછીથી ન્યૂમોનિયા, ઈન્ફલ્યુએન્ઝા, પ્લુરસી, મેનીનજાઈટીસ વગેરેમાંથી એક કે વધારે રોગના ભોગ થઈ પડેલા જોવામાં આવે છે સામ રોગમા દવા, ખોરાક, ઈન્જેકશન વગેરેની ધાલમેલ કરવાથી આ અનર્થપરંપરા ઊભી થાય છે તાવનુ સહેજ પણ લક્ષણ જણાય કે તરત દરદી નકોરડા ઉપવાસ કરવા માંડે તો એના આવા બૂરા હાલ ન થાય

આયુર્વેદનો સનાતન સિદ્ધાંત આજ પણ આપણે સાચો પડતો જોઈએ છીએ હમણા હમણા તાવ ઉતારી નાખવા માટે ટિકડીઓ અને ઈન્જેકશનો આપવામા આવે છે, તથી પરસેવા વગેરે દ્વારા દોષોને પરાણે બહાર કાઢી નાખવામા આવે છે આ ઊંટવૈદાને પરિણામે કેટલાયે દરદી મરી ગયા છે અને જે બચી ગયા છે તે ખૂબ રગડાયા છે, માટે રોગની અને ખાસ કરીને તાવની સામ અવસ્થામા દવા કે ખોરાક આપવામા કે વિહારનુ કુપથ્ય કરવામા ઘણુ જોખમ રહેલુ છે માટે આપણે રોગ સામ છે કે નિરામ તે પારખતા જાને શીખી લેવુ જોઈએ અને સામ રોગ નિરામ થયા પછી જ ઔષધ અને ખોરાકનો શાસ્ત્રોક્ત ક્રમ (અ કોર્સ) ચાલુ કરવો જોઈએ જો આપણે બધા આટલુ કરીએ તો રોગ અને રોગીની સખ્યા ઘટવા માંડે

ખરુ જોતા લોકોનુ આરોગ્ય બગડે જ નહિ એવો રસ્તો દેખાડવો એ દાકતરવૈદ્યોની પહેલી ફરજ હોવી જોઈએ પણ આજ દાકતરવૈદ્યો સાજાનું આરોગ્ય ન બગડે એવો રસ્તો દેખાડવાનું સેવાકાર્ય કરતા હોય કે લોકો પોતાનુ આરોગ્ય ન બગડે તે માટે સલાહ માગવા જતા હોય એવુ જણાતુ નથી આજ તો દાકતરવૈદ્યનું કામ લોકો માંદા પડે પછી શરૂ થાય છે, તેથી દાકતરવૈદ્યનો ધંધો જેટલો વધારે ધીકતો ચાલે તેટલી વધારે ખુવારી લોકોના તન અને ધનની થતી હોય છે

અંતમા પ્રભુ આપણને સામ—ચિકિત્સા અને નિરામ—ચિકિત્સાનો ભેદ સમજીને રોગના ઉપચાર કરવા, કરાવવાની સદ્બુદ્ધિ આપે એવું માગુ છુ

—વિજયશંકર ધનશંકર મુનશી

# અનુક્રમણિકા

## સૂત્રસ્થાન

### અધ્યાય ૧ લો : આયુષ્કામીય



### અધ્યાય ૨ જો : દિનચર્યા

## અધ્યાય ૮ મો : માત્રાશિતીય



## અધ્યાય ૯ મો : દ્રવ્યાદિવિજ્ઞાનીય

## અધ્યાય ૧૦ મો : રસભેદીય



## અધ્યાય ૧૧ મો : દોષાદિવિજ્ઞાનીય

## અધ્યાય ૧૨ મો : દોષભેદીય

## અધ્યાય ૧૫ મો : શોધનાદિ-ગણસંગ્રહ



## અધ્યાય ૧૬ મો : સ્નેહવિધિ



## અધ્યાય ૧૭ મો : સ્વેદવિધિ

## અધ્યાય ૨૦ મો : નસ્યવિધિ

## અધ્યાય ૨૭ મો : સિરાવ્યધવિધિ

## અધ્યાય ૨૮ મો : શલ્યાહરણવિધિ



## અધ્યાય ૨૯ મો : શસ્ત્રકર્મવિધિ

# શારીરસ્થાન

## અધ્યાય ૧ લો : ગર્ભાવક્રાન્તિશારીર

## અધ્યાય ૪ થો : મર્મવિભાગ



## અધ્યાય ૫ મો : વિકૃતિવિજ્ઞાનીયશારીર

## અધ્યાય ૬ ઠ્ઠો : દૂતાદિવિજ્ઞાનીય



# નિદાનસ્થાન

## અધ્યાય ૧ લો સર્વરોગનિદાન



## અધ્યાય ૨ જો : જ્વરનિદાન

## અધ્યાય ૬ ઠ્ઠો : મદાત્યયાદિનિદાન

## અધ્યાય ૭ મો : અર્શનિદાન



## અધ્યાય ૮ મો : અતિસારગ્રહણી-દોષનિદાન



## અધ્યાય ૯ મો : મૂત્રાઘાતનિદાન

## અધ્યાય ૧૦ મો: પ્રમેહનિદાન



## અધ્યાય ૧૧ મો: વિદ્રધિવૃદ્ધિ-ગુલ્મનિદાન

### વિદ્રધિનું નિદાન



### વધરાવળનું નિદાન



### ગુલ્મ(ગોળો)નું નિદાન

## અધ્યાય ૧૨ મો : ઉદરનિદાન



## અધ્યાય ૧૩ મો : પાંડુરોગ શોફ–વિસર્પનિદાન



### શોફ (=સોજા)



### વિસર્પ (=રતવા)

## અધ્યાય ૧૪ મો : કુષ્ઠશ્વિત્રકૃમિનિદાન



### શ્વિત્ર (=ધોળો કોઢ)



### કૃમિરોગનું નિદાન





## અધ્યાય ૧૫ મો : વાતવ્યાધિનિદાન

# ચિકિત્સાસ્થાન

## અધ્યાય ૧ લો : જ્વરચિકિત્સા

## અધ્યાય ૪ થો શ્વાસ(દમ, હાંફ)ની અને હેડકીની ચિકિત્સા

## અધ્યાય ૭ મો : મદાત્યય, મદ, મૂર્છા અને સંન્યાસની ચિકિત્સા

## અધ્યાય ૮ મો: હરસના ઉપાય

## અધ્યાય ૧૧ મો : મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, પથરીની ચિકિત્સા



## અધ્યાય ૧૨ મો : પ્રમેહ (મેહ)ની ચિકિત્સા

## અધ્યાય ૧૩ મો : ગડની અને વધરાવળની ચિકિત્સા

### બાહ્ય વિદ્રધિ( ગડ )ની ચિકિત્સા



### વૃદ્ધિ( વધરાવળ )ની ચિકિત્સા



## અધ્યાય ૧૪ મો : ગુલ્મ(ગોળા)ની ચિકિત્સા

### વાયુના ગુલ્મની ચિકિત્સા

## અધ્યાય ૧૫ મો : ઉદરરોગોની ચિકિત્સા

## અધ્યાય ૧૬ મો: પાંડુરોગની ચિકિત્સા

## અધ્યાય ૧૭ મો : સોજાની ચિકિત્સા



## અધ્યાય ૧૮ મો : વિસર્પ(રતવા)ની ચિકિત્સા

વિષય — પૃષ્ઠ



## અધ્યાય ૧૯ મો : કુષ્ઠ(ચામડીના રોગ)ચિકિત્સા



## અધ્યાય ૨૦ મો : ધોળા કોઢ અને કરમિયાની ચિકિત્સા

### ધોળા કોઢની ચિકિત્સા

# કલ્પસિદ્ધિસ્થાન

## અધ્યાય ૧ લો—વમનકલ્પ

### અધ્યાય ૫ મો : બસ્તિના ઉપદ્રવના ઉપાય



### અધ્યાય ૬ ઠ્ઠો : દ્રવ્યકલ્પ



## ઉત્તરસ્થાન

### અધ્યાય ૧ લો : બાળકના ઉપચાર

કાળા ડોળાના રોગ



## અધ્યાય ૧૧ મો : આંખના સંધિભાગના, ધોળા અને કાળા ડોળાના રોગના ઉપાય



## અધ્યાય ૧૨ મો : દૃષ્ટિના રોગોનું જ્ઞાન



## અધ્યાય ૧૩ મો : તિમિરરોગના ઉપાય

## અધ્યાય ૧૮ મો : કાનના રોગોનો ઉપાય



## અધ્યાય ૧૯ મો : નાકના રોગોનું જ્ઞાન



## અધ્યાય ૨૦ મો : નાકના રોગોના ઉપાય

## અધ્યાય ૨૧ મો : મોંના રોગોનું જ્ઞાન



## અધ્યાય ૨૨ મો : મોંના રોગોના ઉપાય

## અધ્યાય ૨૩ મો : માથાના રોગનું જ્ઞાન



## અધ્યાય ૨૪ મો : માથાના રોગના ઉપાય



## અધ્યાય ૨૫ મો : વ્રણ(ગૂમડું,ઘા)ના ઉપાય

## અધ્યાય ૨૮ મો : ભગંદરના ઉપાય



### પિટિકાઓનાં લક્ષણ



### ચિકિત્સા





## અધ્યાય ૨૯ મો : ગ્રંથિ, અર્બુદ, હાથીપગ, અપચી અને નાડીનું જ્ઞાન

### ગ્રંથિ (રસોળી, ગાઠ)



### અર્બુદ (અ કૅન્સર)



### શ્લીપદ (હાથીપગ)



### ગડમાલા (કઠમાળ) અપચી



### નાડી: ગતિ (નાડીવ્રણ)

## અધ્યાય ૩૦ મો: ગ્રંથિ, અર્બુદ, હાથીપગ અપચી અને નાડીના ઉપાય



## અધ્યાય ૩૧ મો: ક્ષુદ્રરોગોનું જ્ઞાન



## અધ્યાય ૩૨ મો: ક્ષુદ્રરોગોના ઉપાય

## અધ્યાય ૩૫ મો : ઝેર મટાડવાના ઉપાય



## અધ્યાય ૩૬ મો : સાપના ઝેરના ઉપાય

અગદો



# અધ્યાય ૩૭ મો. કીડા, કરોળિયા વગેરેના ઝેરના ઉપાય



લૂતા (કરોળિયા)



લૂતાના વિષના ઉપાય

# અનુવાદમાં વાપરેલી સંજ્ઞાઓના અર્થ

અ.=અધ્યાય
અ. હૃ.=અષ્ટાંગહૃદય
ઉ.=ઉત્તરસ્થાન
ક.=કલ્પસિદ્ધિસ્થાન
ચરક.=ચરકસંહિતા (નિર્ણયસાગર પ્રેસની ત્રીજી આવૃત્તિ.)
ચિ.=ચિકિત્સાસ્થાન
દા. ત.=દાખલા તરીકે
નિ.=નિદાનસ્થાન
શા.=શારીરસ્થાન
શ્લો.=શ્લોક
શ્લોક. ૧, ૨=ચાલુ અધ્યાયના શ્લોક ૧, ૨
સિ.=સિદ્ધિસ્થાન (ચરકસંહિતા)
સુશ્રુત=સુશ્રુતની સંહિતા (નિર્ણયસાગર પ્રેસની સુધારેલી ત્રીજી આવૃત્તિ.)
સૂ.=સૂત્રસ્થાન
સૂ. ૧/૧૬=સૂત્રસ્થાન, અધ્યાય ૧ શ્લોક ૧૬
સૂ. ૧, ૨=સૂત્રસ્થાન, અધ્યાય ૧ તથા ૨

# પારિભાષિક નામવાળાં ઔષધોનો અકારાદિ અનુક્રમ

| ઔષધનું નામ | સ્થાન | અધ્યાય | શ્લોક |
|---|---|---|---|
| | અ | | |
| અગસ્ત્ય હરીતકીરસાયન | ચિ. | ૩ | |
| અણુતૈલ | સૂ૦ | ૨૦ | ૩૬॥–૩૮ |
| અતિવૃષ્ય બસ્તિ | ક૦ | ૪ | |
| અપરાજિત ખલ | ચિ૦ | ૯ | ૨૫॥–૨૮ |
| અપ્રતિસાર અંજન | ઉ૦ | ૧૩ | ૪૨ |
| અભયામલકરસાયન | ઉ૦ | ૩૯ | ૨૩॥–૨૭ |
| અભયારિષ્ટ | ચિ૦ | ૮ | |
| અમૃતપ્રાશ ઘી | ચિ૦ | ૩ | ૯૪–૧૦૧ |
| અમ્લગણ | સૂ૦ | ૧૦ | ૨૫–૨૬ |
| અયસ્કૃતિ | ચિ૦ | ૧૨ | ૨૮॥–૩૨ |
| અર્કાદિગણ | સૂ૦ | ૧૫ | ૨૮ |
| અર્શોઘ્નક્ષારઘૃત | ચિ૦ | ૪ | |
| અર્શોઘ્નલવણઘૃત | ચિ૦ | ૪ | |
| અશોકઘૃત | ચિ૦ | ૨૧ | ૩૩॥,૩૪ |
| અશ્વગંધાઘૃત .. | ચિ૦ | ૫ | |
| અષ્ટાંગ અગદ | ઉ૦ | ૩૬ | ૬૫॥–૬૬॥ |
| અષ્ટાંગ ઘૃત | ઉ૦ | ૧ | ૪૩–૪૪॥ |
| અષ્ટાંગ લવણ | ચિ૦ | ૭ | ૩૭॥–૩૯॥ |
| | સૂ૦ | ૬ | ૧૪૩–૧૪૮॥ |
| અસનાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૧૯ |
| અંજનાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૧૪ |
| અંબષ્ઠાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૩૮ |
| | આ | | |
| આમલકરસાયન | ઉ૦ | ૩૯ | ૨૭॥–૩૨ |
| આયુષ્યને વધારે એવો યોગ | શા૦ | ૩ | ૧૧૯॥,૧૨૦ |
| આરગ્વધમૂલઘૃત | ચિ૦ | ૧૯ | ૧૩,૧૩॥ |
| આરગ્વધાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૧૭ |
| આરનાલતૈલ | ચિ૦ | ૨૨ | ૨૦॥,૨૧ |
| આર્તગલઘૃત | ચિ૦ | ૫ | |
| આવર્તકીઘૃત | ચિ૦ | ૧૯ | ૨૧॥,૨૩ |
| | ઇ | | |
| ઇક્ષ્વાકુકલ્પ | ક૦ | ૧ | |
| | ઊ | | |
| ઊષકાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૨૩ |
| | એ | | |
| એલાદિ ગણ | સૂ૦ | ૧૫ | ૪૩ |
| | ક | | |
| કટુગણ | સૂ૦ | ૧૦ | ૩૦,૩૦॥ |
| કલ્યાણકઘૃત | ઉ૦ | ૬ | ૨૬–૩૧ |
| કષાય ગણ | સૂ૦ | ૧૦ | ૩૧–૩૨ |
| કંટકારીઘૃત | ચિ૦ | ૩ | ૫૯–૬૨॥ |
| કાલકચૂર્ણ | ઉ૦ | ૨૨ | ૯૮॥,૯૯ |
| કુટજકલ્પ | ક૦ | ૧ | |
| કુઠેરાદિ ગણ | સૂ૦ | ૬ | ૧૦૫॥,૧૦૬ |
| કુષ્ઠતૈલ | ઉ૦ | ૧ | ૫॥ |
| કૂષ્માંડકરસાયન | ચિ૦ | ૩ | |
| કોકિલાવર્તિ | ઉ૦ | ૧૩ | ૭૦॥,૭૧ |
| ક્ષારતૈલ (કાન માટે) | " | ૧૮ | ૨૬–૨૭॥ |
| ક્ષારાગદ | ચિ૦ | ૧૪ | ૧૦૨॥–૧૦૬॥ |
| ક્ષ્વેડકલ્પ | ક૦ | ૧ | |

# રોગોનાં નામની અકારાદિ અનુક્રમણિકા

| રોગનું નામ | સ્થાન | અધ્યાય | શ્લોક |
|---|---|---|---|
| ઉંદરી=ઈન્દ્રલુપ્ત | | | |
| ઉર ક્ષત=ક્ષતકાસ | | | |
| ઉષ્ટ્રગ્રીવ | ઉ૦ | ૨૮ | |
| ઉષ્ણવાત | નિ૦ | ૯ | |
| | ચિ૦ | ૧૧ | |
| ઉષ્ણવિદગ્ધા દૃષ્ટિ | ઉ૦ | ૧૨,૧૩ | |
| **ઊ** | | | |
| ઊધરસ | નિ૦ | ૩ | |
| | ચિ૦ | ૩ | |
| ઊનવા | નિ૦ | ૯ | |
| | ચિ૦ | ૧૧ | |
| ઊરુસ્તંભ | નિ૦ | ૧૫ | |
| | ચિ૦ | ૨૧ | |
| ઊર્ધ્વગુદ | ઉ૦ | ૨૧,૨૨ | |
| ઊર્ધ્વશ્વાસ | નિ૦ | ૪ | |
| | ચિ૦ | ૪ | |
| ઊલટીઓ (ધાવણની) | ઉ૦ | ૨ | ૫૮—૬૧ |
| ઊલટીઓ (બાળરોગ) | " | ૨ | ૫૭,૫૭ાા |
| ઊલટીનો રોગ | નિ૦ | ૫ | |
| **ઋ** | | | |
| | ચિ૦ | ૬ | |
| ઋક્ષજિહ્વ કુષ્ઠ | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૧૯ | |
| ઋજુ ભગંદર | ઉ૦ | ૨૮ | |
| **એ** | | | |
| એકકુષ્ઠ | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૧૯ | |
| એકાયામ=અર્દિત | | | |
| એકાંગ રોગ=પક્ષાઘાત | | | |
| એકાંતરિયો તાવ | નિ૦ | ૨ | ૭૦—૭૧ |
| | ચિ૦ | ૨ | |
| **ઓ** | | | |
| ઓર ન પડે તો | શા૦ | ૧ | |
| ઓષ્ઠકોપ | ઉ૦ | ૨૧,૨૨ | |
| **ઔ** | | | |
| ઔપસર્ગિક લિંગનાશ | ઉ૦ | ૧૨,૧૩ | |
| **ક** | | | |
| કક્ષા | ઉ૦ | ૩૧,૨૧ | |
| કચ્છપ | " | ૨૧,૨૨ | |
| કચ્છપિકા | નિ૦ | ૧૦ | |
| | ચિ૦ | ૨૨ | |
| કચ્છપી (ક્ષુદ્રરોગ) | ઉ૦ | ૩૧,૩૨ | |
| કદર | " | ૩૧,૩૨ | |
| કપાલિકા | " | ૨૧,૨૨ | |
| કફનો પ્રકોપ | નિ૦ | ૧ | ૧૬ાા,૧૭ાા |
| | સૂ૦ | ૧૧,૧૨ | |
| કફસ્રાવ | ઉ૦ | ૧૦,૧૧ | |
| કફોત્ક્લિષ્ટ | " | ૮,૯ | |
| કમળો | નિ૦ | ૧૩ | |
| | ચિ૦ | ૧૬ | |
| કરચલીઓ | ઉ૦ | ૨૪ | ૩૨ાા,૩૩ |
| કરમિયા | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૨૦ | |
| કરાલ | ઉ૦ | ૨૧,૨૨ | |
| કરોળિયા | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૧૯ | |
| કરોળિયાનું ઝેર | ઉ૦ | ૩૭ | |
| કર્ણનાદ | ઉ૦ | ૧૭,૧૮ | |
| કર્ણવિદ્રધિ | " | ૧૭,૧૮ | |
| કર્ણશૂળ | " | ૧૭,૧૮ | |
| કર્ણાર્બુદ | " | ૧૭,૧૮ | |
| કર્ણાર્શ | " | ૧૭,૧૮ | |
| કર્ણિની યોનિ | " | ૩૩,૩૪ | |
| કર્દમવર્ત્મ | " | ૮,૯ | |
| કર્દમવિસર્પ | નિ૦ | ૧૩ | |
| | ચિ૦ | ૧૮ | |
| કલાયખંજ | નિ૦ | ૧૫ | |
| | ચિ૦ | ૨૧ | |
| કંઠમાળ | ઉ૦ | ૨૯,૩૦ | |
| કડૂકર્ણ | " | ૧૭,૧૮ | |
| કાકડા (ગળાના)=ગલશુંડિકા | | | |
| કાકણકુષ્ઠ | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૧૯ | |
| કાચરોગ | ઉ૦ | ૧૨,૧૩ | |
| કાનના રોગો | " | ૧૭,૧૮ | |
| કાનમાં મેલ | " | ૧૭,૧૮ | |
| કાપાલકુષ્ઠ | નિ૦ | ૧૪ | |
| | ચિ૦ | ૧૯ | |
| કામળા=કમળો | | | |
| કાંડભગ્ન | ઉ૦ | ૨૭ | |
| કાર્શ્ય | સૂ૦ | ૧૪ | |

## પારિભાષિક શબ્દો (ખુલાસા સાથે)ની અકારાદિ અનુક્રમણિકા

અક્ષ—એક તોલો

અક્ષિકૂટ=આખનુ ખામણુ (અ સોકેટ)

અગદ=વિષનો નાશ કરે એવું ઔષધ (જે ઝેર માટે ઉપાય કરવાના હોય તે ઝેર માટે કહેલા ખાસ અગદોનો ઉપયોગ કરવો)

અગ્નિ=શા૦ ૩/૪૯—૭૬

અચ્છ=રગડો ઠરીને નીચે બેઠા પછી ઉપર તરતો પાતળો નીતર્યા જેવો ભાગ, બહુ પાતળું, નીતર્યું

અચ્છપેય સ્નેહ—સૂ૦ ૧૬/૧૯

અજીર્ણાશન=અજીર્ણ હોવા છતા ખાવું

અતિયોગ—સૂ૦ ૧૨/૩૫॥—૪૨॥

અધ્યશન—સૂ૦ ૮/૩૩॥

અનુપક્રમ સૂ૦ ૧/૩૨॥,૩૩

અનુપશય—નિ૦ ૧/૭

અનુપાન—સૂ૦ ૮/૪૭

અનુબળ—નિ૦ ૨/૫૦—૫૨

અનુબંધી=અનુબળ (નિ૦ ૩/૧૧॥ અરુણદત્ત)

અનુપત્ર—સૂ૦ ૨૫/૩૯—૪૦॥

અનુરસ—સૂ૦ ૯/૩॥

અનુલોમન-અવળે માર્ગે ચડેલા વાયુને સવળે માર્ગે ચડાવનાર.

અનુવાસનબસ્તિ—સૂ૦ અ૦ ૧૯

અનુશાયી=પેઠેલા, પેસીને (ચરક—નિ૦ ૩/૭

(अनुप्रविश्य)

અનૂપ દેશ—સૂ૦ ૧/૧૩, શા૦ ૩/૭૯

અનૂપ દેશના પ્રાણી—સૂ૦ ૬/૫૩॥

અન્નપાનવિધિનો ત્યાગ—નિ૦ ૪/૧૯—૨૦॥

અપચાર=રોગ થવાનુ કારણ (કુપથ્ય વગેરે)

અપાકી—ઉ૦ ૩૫/૭॥

અપાગ=લમણા તરફનો આખનો ખૂણો

અભિઘાત=ઝાટકો, ફટકો, પછડાવું, કચરાવુ, માર વગેરે

અભિષ્યદ=સ્રોતોને પૂરી દે એવો પાણી જેવો કફ

અભિષ્યંદી=પાણી જેવો કફ કરીને સ્રોતોને પૂરી દે એવું

અભ્યગ આખે શરીરે કે રોગવાળા અંગ પર યોગ્ય સ્નેહ ચોળવો

અમાત્રાશન—સૂ૦ ૮/૨॥—૩॥

અમ્લ=ખાટો

અમ્લક=સરકા જેવા ખાટા ગંધ અને સ્વાદવાળા ઓડકાર આવે (ચરક નિ૦ ૨/૬)

અરતિ=અણગમો, બેચેની,

અરિષ્ટ=દ્રવ્ય ઉકાળીને કાઢેલો દારૂ

અવગાહ (=અવગાહન)-૧ વાયુ મટાડે એવાં ઔષધથી તૈયાર કરેલા તેલ વગેરે દ્રવ્યથી ભરેલા વાસણમાં વાયુની પીડાવાળું અગ બોળાયેલું રહે એ રીતે બેસવુ ૨ પાણીમાં પડયા રહેવું

અવગાહસ્વેદ—સૂ૦ ૧૭/૧૦॥, ૧૧

અવગુંઠન—ઉ૦ ૧૬/૫

અવપીડક—સૂ૦ ૩/૬—૭

અવપીડનસ્ય—સૂ૦ ૨૦/૭

અવલેહ=ચાટણુ

અવસાદ=(માસ) ઊંચું આવ્યુ હોય તેને સરખું કરવું—બેસાડી દેવુ

અવ્યક્ત રસ—સૂ૦ ૯/૩॥

અષ્ટાગ લવણ—સૂ૦ ૬/૧૪૩—૧૪૮॥ સુધીના આઠ લવણ

અસાધ્ય—સૂ૦ ૧/૩૨ા, ૩૭
અંગસાદ=અંગ સજડ થઈ જવું
અંજન—સૂ૦ અ૦ ૨૩
અંજલિ=સોળ તોલા
અંડ=પેળિયા (અ. ટેસ્ટિકલ્સ)
અંતરાધિ—સૂ૦ ૧૧/૩૨
આક્ષેપ—આંચકા
આગંતુ રોગ—સૂ૦ ૧/૨૦, સૂ૦ ૮/૩૯
આગ્નેય દ્રવ્ય—સૂ૦ ૯/૧ા, ૨
આઢક=૨૫૬ તોલા
આદાનકાલ—સૂ૦ ૩/૧ા—૪
આનૂપ દેશ—શા૦ ૩/૭૯
આપ્તિ—સૂ૦ ૧/૨૨
આપ્ય દ્રવ્ય—સૂ૦ ૯/૧ા, ૨
આમ—સૂ૦ ૮/૧૩—૧૪ સૂ૦ ૧૩/૨૪ા—૨૮
આમાશય=હોજરી (સૂ૦ ૮/૬ા અરુણદત્ત અને સૂ ૧૨/૧૯ા હેમાદ્રિ)
આરનાલ—ચિ ૧/૧૩૩ા
આરોગ્ય—સૂ૦ ૧/૧૯ા, શા૦ ૬/૭૧—૭૨ા
આરોગ્યનું કારણ—સૂ૦ ૧/૧૯
આર્તવ=સ્ત્રીઓને બાળક અવતરવાના રસ્તેથી જ શુદ્ધ, જરા કાળું અને ગંધવિનાનું લોહી વાયુથી પ્રેરાઈને નીકળે છે તે, અટકાવ
આવાપ=૧ ભભરાવવાનાં ઔષધ, ૨ કવાથ, ઘી વગેરે યોગો તૈયાર (સિદ્ધ) થતા હોય તે દરમ્યાન ઉપરથી ભભરાવવાના (કે નાખવાના) વધારાનાં ઔષધ (આપ્ટે) ૩ સૂ૦ ૧૯/૪ા
આશય—શા૦ ૩/૧૦—૧૧
આશુકારી—સૂ૦ ૧/૧૪
આશ્ચોતન—સૂ૦ અ૦ ૨૩
આસવ—સૂ૦ ૩/૨૨
આસ્થાપન બસ્તિ—સૂ૦ અ૦ ૧૯
આહાર—૧, ખાવુંપીવું, ૨ ખાવાપીવાની વસ્તુઓ
ઈક્ષુવિકૃતિ=શેરડી અને શેરડીમાંથી બનતી ચીજો, દાખલા તરીકે શેરડીનો રસ, ગોળ, ખાંડ, સાકર, પતાસું વગેરે.
ઉચ્છ્વાસ=શરીરમાંથી બહાર નીકળતો શ્વાસ.
ઉત્કર્ષ=વૃદ્ધિ, પ્રકોપ
ઉત્કારિકા=શીરો, લાપશી (સૂ૦ ૧૭/૫ા અરુણદત્ત)
ઉત્કલેદ=ઉત્કલેશ (આયુર્વેદીય વિશ્વકોષ)
ઉત્કલેશ=દોષ કોપીને પોતાના સ્થાનમાંથી ચળે પણ શરીરમાંથી બહાર ન નીકળે, સૂ૦ ૮/૨૫ અરુણદત્ત.
ઉત્તરબસ્તિ—સૂ૦ ૧૯/૭૦
ઉત્તરાયન—સૂ૦ ૩/૧ા—૪
ઉત્સંગ—ગૂમડાનું પરુ બહાર નીકળવાને બદલે અંદર ઊંડું ઊતરે
ઉત્સાદન—ઉ૦ ૨૫/૪૬
ઉત્સેધ=ઊપસી આવવું
ઉદ્મથ=પાણીમાં વલોવેલો ઘીવાળો સાથુ (સૂ૦ ૩/૪૮ અરુણદત્ત)
ઉદ્શ્વિત=દહીંમાં દહીં જેટલું જ પાણી નાખીને કરેલી છાશ
ઉદાવર્ત—નિ૦ ૭/૪૫ા—૫૨
ઉદ્વર્તન—સૂ૦ ૨/૧૪ા
ઉદ્વેષ્ટન=ગોટલા ચડવા
ઉપદ્રવ—સૂ૦ ૧૨/૬૦
ઉપનાહસ્વેદ—સૂ૦ ૧૭/૧ા—૫
ઉપલેપ=લપેડવું, ખરડવું
ઉપવાસ=નકોરડા ઉપવાસ
ઉપશય—સૂ૦ ૧/૨૨, નિ૦ ૧/૫ા—૬ા
ઉષ્મસ્વેદ—સૂ૦ ૧૭/૫ા—૬ા
ઊલટી કરાવે એવા દ્રવ્યો—સૂ૦ ૧૫/—૧
ઉષ્ણ=૧ અડકવામાં ગરમ, ૨ ઉષ્ણવીર્ય
ઉષ્ણવીર્ય—સૂ૦ ૧/૧૬ા
ઊર્ધ્વવાયુ—હોઈયાં હોઈયા થયા કરે, વાયુ ઊંચો ચડે
ઓષ=૧ શરીરના અમુક ભાગમાં જ લાહ્ય બળે (સૂ૦ ૭/૧૮ા અરુણદત્ત), ૨ જાણે ક્ષાર ભભરાવ્યો હોય એવી લાહ્ય બળે (સૂ૦ ૭/૧૮ા હેમાદ્રિ)
ઋતુ (સ્ત્રીની)—નિ૦ ૧/૨૮
ઓજસ—સૂ૦ ૧૧/૩૬ા—૩૮ા, શા૦ ૩/૬૩
ઓજસના ગુણો—નિ૦ ૬/૧
ઓદન—સૂ૦ ૬/૨૮
ઔત્સુક્ય=ઉત્સુકતા, કોઈ પણ વિષયની ઉત્કંઠા
કટિ=કમ્મર તથા કૂલાનો ભાગ
કટુ (=કટુક)=તીખું
કનીનક=નાક બાજુના આંખનો ખૂણો
કફ મટાડે એવા દ્રવ્યો—સૂ૦ ૧૫/૭, અર્કાદિ, મુષ્કાદિ, સ્તનાદિ, સુરસાદિ, મુસ્તાદિ અને વત્સ કાદિ વર્ગો.
કર્મબસ્તિ—સૂ૦ ૧૯/૬૨ા, ૬૩
કર્ષ=એક તોલો

કલ્ક—ક૦ ૬/૯॥

કલ્પ (કલ્પના)=વમન, વિરેચન કરાવે એવાં દ્રવ્યોનો સુખે ઉપયોગ કરી શકાય તે માટે એ દ્રવ્યોને બીજાં બહુ સુખે વાપરી શકાય તેવાં જાતજાતનાં દ્રવ્યો સાથે ભેળવીને કરેલી બનાવટો અને યોગો (ચરક ક૦ ૧/૩)

કવલગ્રહ—સૂ૦ ૨૨/૧૧॥

કવલિકા=૧. કપડાની જાડી ગડ. ૨ ઔષધને વાટીને એની થેપલી આંખ ઉપર મૂકીને તેના પર પાટો બાંધવો.

કષાય—૧. તૂરું, ૨. ક્વાથ.

કષાયગણ—સૂ૦ ૧૦/૩૧—૩૨

કષ્ટસાધ્ય—જુઓ કૃચ્છ્રસાધ્ય.

કંડરા—શા૦ ૩/૧૩॥

કંપ=ધ્રૂજવું, કંપવા

કાકબ ગોળ=ગોળ બનાવતી વખતે શેરડીનો રસ ઊકળતાં-ઊકળતાં સહેજ ઘાટો થાય, પણ ઘણો પ્રવાહી રહે તેને કાકબ કહે છે.

કાયાગ્નિ=જઠરાગ્નિ (સૂ૦ ૧૧/૩૩॥ અરુણદત્ત)

કાલપ્રેરિત (કાલયોદિત)—શા૦ ૫/૧૩॥

કોલબસ્તિ—સૂ૦ ૧૯/૬૩॥, ૬૩॥

કાળ—સૂ૦ ૧/૨૪

કાંજી=કળથી, ચોખા વગેરે અનાજને પાણીમાં રાંધ્યા પછી એનું ઓસામણ કાઢી લેવું. પછી એ ઓસામણમાં મસાલો નાંખી ખટાશ આવતાં સુધી આથી રાખવું. આથો આવ્યા પછી નિતારી લીધેલા આથાને કાંજી કહે છે.

કાંડ (=કાંડભાગ)=બે ગાંઠ કે બે સાંધા વચ્ચેનો ભાગ.

કાંબલિક—સૂ૦ ૬/૩૨

કિણ્વ=દારૂ ગાળી લીધા પછી બાકી રહેલો રગડો.

કિલાટ=માવો.

કુડવ=સોળ તોલા.

કુધાન—સૂ૦ ૬/૧૧,૧૧॥

કુલ્માષ=મગ વગેરેના બાકળા કે ઘૂઘરી.

કુશા (કુશ્ય)=ભાંગના વ્રણને બાંધવા માટેનાં દ્રવ્ય, કામડી (સુશ્રુત ચિ૦ ૩/૬ ડલ્હણ)

કુંડસ્વેદ—સૂ૦ ૧૭/૧૧

કૂપસ્વેદ—સૂ૦ ૧૭/૧૧

કૂર્ચ—શા૦ ૩/૧૪

કૂર્ચિકા=દૂધમાં દહીં કે છાશ નાખીને ગરમ કરવાથી જે કૂચાકૂચા છૂટા પડે તે. રસગુલ્લાં કૂર્ચિકાનાં બને છે.

કૃચ્છ્ર—સૂ૦ ૧/૩૧૫

કૃચ્છ્રસાધ્ય—સૂ૦ ૧/૩૧॥

કૃશરા=તલ, ચોખા અને અડદની પેયા.

કોઠો=જુઓ કોષ્ઠ.

કોપ=વૃદ્ધિ, વધારો, સૂ૦ ૧૨/૨૨॥

કોપન—સૂ૦ ૧/૧૬; નિ૦ ૧/૧૨॥—૨૨॥

કોપવું=વીફરવું, બગાડવું.

કોષ્ઠ=શા૦ ૩/૧૧॥, ૧૨

ક્રૂર=કોષ્ઠ (કોઠો)—સૂ૦ ૧૮/૩૪

ક્લમ=ઉ૦ ૩૫/૧૧

ક્લેદ=ચેપનું પાણી, ભીનાશ, રસી.

ક્લોમ=પિપાસાસ્થાન.

ક્વાથ—ક૦ ૬/૧૦

ક્ષાર=જવખાર, સાજીખાર, ટંકણખાર વગેરે ક્ષારો. (=ખાર); સૂ૦ ૬/૧૪૯॥—૧૫૧॥

ક્ષાર બનાવવાની સામાન્ય રીત—ચિ૦ ૮/૧૪૦—૧૪૩ના અનુવાદને આધારે સમજવી.

ક્ષીરવિકૃતિ=દૂધ અને દૂધમાંથી બનતી ચીજો. દાખલા તરીકે, દૂધ, દહીં, છાશ, માખણ, ઘી, માવો, દૂધપાક, શીખંડ, બાસૂદી, મીઠાઈ વગેરે

ક્ષીરશાક=ગરમ કર્યા વિનાનું ફાટી ગયેલું દૂધ

ક્ષીરીવૃક્ષ=પીપળો, ઉંબરો, પીપરનું ઝાડ, વડ અને પારસપીપળો એ પાંચ ઝાડ. (ઉ. ૧/૬ ચંદ્ર)

ક્ષુદ્રધાન—ઉ૦ ૬/૧૧, ૧૧॥

ક્ષૌમ=બનાવટી રેશમ, કેળ, શણ, ભીંડી વગેરેના રેસાનું બનાવટી રેશમ.

ખડધાન—શા૦ ૨/૮

ખર—સૂ૦ ૧/૧૮

ખલ—સૂ૦ ૬/૩૧

ખાંડવ—સૂ૦ ૩/૩૦

ગતિ—ઉ૦ ૨૯/૨૬—૨૭॥

ગણ્ડૂષ—સૂ૦ ૨૨/૧૧॥

ગર—ઉ૦ ૩૫/૫॥—૬॥; ૪૯, ૪૯॥

ગર્ભસ્રાવ=પહેલા ચાર મહિનામાં ગર્ભિણીનો ગર્ભ પ્રવાહીરૂપે નીકળી જાય તે.

ગળી=ગળીનું ઝાડ (કપડાં ધોવામાં વપરાતી ગળી નહિ)

ગંધદ્રવ્યો—સૂ૦ ૧૫/૪૩

ગાંગજલ—સૂ૦ ૫/૧—૩

ગુણ—સૂ૦ ૧/૧૮

ગુરુ=૧. વજનમાં ભારે, ૨. પચવામાં ભારે, ૩. સૂ૦ ૧/૧૮, ૪. સૂ૦ ૬/૨૬, ૩૧॥

ગુરુપાકી=પચ્યા પછી જેમાંથી ઝાડો, પેશાબ અને કફ બને એવું (સૂ૦ ૫/૫૧—પરા હેમાદ્રિ)

ગ્રહ (ગ્રહણ)=અગ પકડાઈ જાય
ગ્રહણી (અગ)—શા૦ ૩/૪૯ા
ગ્રાહી=ગુદા વગેરે મળદ્વારોને સકોચી નાખે અને પાતળા મળને ચૂસીને ઘટ્ટ બનાવે એવુ
ઘટ=એક દ્રોણ
ઘડપણ—શા૦ ૩/૧૦૫
ઘર્ષ=આખો ચોટી જવી
ઘી—સૂ૦ ૫/૩૬ા—૩૯
ઘૃતમંડ=ઘી બહુ વખત રહે ત્યાર ઠરીને નીચે બેઠેલા ઘી ઉપર જે પાતળુ (પ્રવાહી) ઘી તરે છે તે
ઘોલ=દહીંની તર ઉતારી લીધા વિના અને દહીંમા પાણી નાખ્યા વિના વલોવલા દહીંને ઘોલ કહે છે
ચક્રતેલ—ઉ૦ ૨૬/૩૧
ચય (દોષોનો)—સૂ૦ ૧૨/૨૨
ચરણ=૧ પગનો પંજો, ૨ ચોથો ભાગ
ચલ=૧ ગતિ કરવાના સ્વભાવવાળો એક જગાએ પડી ન રહે એવો, ૨ સૂ૦ ૧/૧૮, ૩ વાયુ
ચન્દ્રિકા=પાણીમા પડેલા તેલના ટીપા જેવા આકાર (શા૦ ૫/૭૭ અરુણદત્ત)
ચામડી વગેરે=ચામડી, નખ, આંખે, પેશાબ, આખ અને મોં (નિ૦ ૭/૩૩)
ચિકિત્સા=રોગના ઉપચાર કરવા
ચૂર્ણ—ક૦ ૬/૯ા
ચેષ્ટા=શરીર, મન અને વાણીથી થતાં કામ (સૂ૦ ૧૧/૧ અરુણદત્ત)
ચોચ=કોપરુ, ફણસ (સૂ૦ ૮/૪૪ા હેમાદ્રિ)
ચોષ—સૂ૦ ૩૮/૩
છચ્છિકા=દહીંમાં ઠંડી કરતા ચ નકચણ પાણી નાખીને કરેલી છાશ.
છાશ (તક્ર)—સૂ૦ ૫/૩૩—૩૪
છાયા—શા૦ ૫/૪૩, ૫૧, ૫૧ા
છિદ્ર—ઉ૦ ૪/૫ા—૮
છેદ=કાપીને છૂટુ પાડી નાખવું
છેદી=અદર અંદર બાઝી ગયેલા (ભેગા થઈ ગયેલા) દોષો વગેરેને પોતાના તીક્ષ્ણ ગુણને લીધે છૂટા પાડે એવું
જળચર વર્ગ—સૂ૦ ૬/૫૧, ૫૧ા
જગા (જાઘ)=પગની એડી અને ઢીંચણ વચ્ચેનો ભા ।
જરા—શા૦ ૩/૧૩ા
જાગલ દેશ—સૂ૦ ૧/૨૩, શા૦ ૩/૭૮ા
જાગલ દેશનાં પ્રાણીઓ—સૂ૦ ૬/૫૪ા
જીવન—૧ ઓજસ વધારે એવું, સૌમ્ય ધાતુઓને વધારે એવું (સૂ૦ ૫/૧ અરુણદત્ત), ૨ મૂર્છા વગેરે મટાડીને પ્રાણને ટકાવે એવુ (સૂ૦ ૯/૧૯ હેમાદ્રિ)
જુલાબ કરાવે એવા દ્રવ્યો—સૂ૦ ૧૫/૨
જ્ઞાન—શા૦ ૩/૧૧૫
ઠડા ઉપચાર=કપાળ પર ઠડા પાણીની છાલકો મારવી, ઠડા પાણીએ નાહવુ, ઠડા પીણાં પીવા વગેરે
તક્ર=દહીંથી ત્રીજા ભાગનું પાણી દહીંમા ઉમેરીને વલોવીને માખણ કાઢી લીધેલી વલોણાની છાશ
તક્રપિંડ મસકા
તદર્થકારી ચિકિત્સા—સૂ૦ ૮/૨૩ા, ૨૪
તરુણ અસ્થિ=કુમળા હાડકા (ક્ષ કાર્ટિલેજ)
તર્પણ=તૃપ્તિ કર એવુ કટાળો દૂર કરે એવુ (સૂ૦ ૫/૧ અરુણદત્ત)
તર્પણ આખનુ—સૂ૦ ૨૦ ૨૪
તર્પણવિધિ—સૂ૦ ૧૪
તર્પણાદિ ક્રમ=પેયાદિ ક્રમમા જ્યાં પેયા આપવાની હોય ત્યા તર્પણાદિ ક્રમમા બહુ પાતળુ તર્પણ (સૂ૦ ૧૪/૯, ૯ા) આપવુ અને પેયાદિ ક્રમમા જ્યા વિલેપી આપવાની હોય ત્યા તર્પણાદિક્રમમા ઘાટુ તર્પણ આપવુ (ચરક—સિદ્ધિસ્થાન ૬/૨૫—ચક્રપાણિદત્ત)
તંદ્રા=મન અને કર્મેન્દ્રિયો કામ કરે પણ જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ કામ ન કર એવી સ્થિતિ, ઘેન, સુસ્તી (સૂ૦ ૨/૧૬ હેમાદ્રિ)
તાપસ્વેદ—સૂ૦ ૧૭/૧
તાબૂલ—સૂ૦ ૨/૬
તિક્ત=કડવું
તીક્ષ્ણ—સૂ૦ ૧/૧૮
તીક્ષ્ણ અગ્નિ—શા૦ ૩/૭૩
તીક્ષ્ણ અંજન=લેખન અંજન
તીક્ષ્ણ ક્ષાર—સૂ૦ ૩/૨૦—૨૧ા
તીક્ષ્ણ દ્રવ્યો=લીમડો, કાયફળ, ઉપલેટ, મરી વગેરે
તીક્ષ્ણ ધૂમપાન—સૂ૦ ૨૧/૧૭—૧૮
તીક્ષ્ણ નસ્ય—સૂ૦ અ૦ ૨૦
તીક્ષ્ણ ફલવર્તિ—તીક્ષ્ણ દ્રવ્યો વડે બનાવેલી ફલવર્તિ.
તુલા=૪૦૦ તોલા, તોલુ
તુષોદક=ડાંગર, ભરડેલા, ફોતરાંવાળા જવ પાણીમાં નાખવા પછી એને આથો આવે ત્યારે નિતારી લીધેલા આથાના પાણીને તુષોદક કહે છે
તૃષ્ણા—સૂ૦ ૬/૧૧, ૧૧૫, શા૦ ૨/૮

તૃણપંચમૂળ—સૂ૦ ૬/૧૭૧
તેલ—સૂ૦ ૫/૫૪—૬૧॥
તેલ સિદ્ધ કરવુ (પકવવુ)—ક૦ અ૦ ૬
ત્રિક=૧ કરોડરજ્જુ તથા બે ખભાના બે હાડકાની ત્રિપુટી, ૨ કરોડરજ્જુ તથા બે પગના બે થાપાના બે હાડકાની ત્રિપુટી
દક્ષિણાયન—સૂ૦ ૩/૪—૯
દધિકૂર્ચિકા=ગરમ દૂધમા દૂધ કરતા અડધુ પાણી ઉમેરીને પછી એમા ખાટુ દહીં મેળવવાથી દધિકૂર્ચિકા બને છે
દધિમંડ=બહુ ખાટા દહીંમાથી છૂટેલુ દહીંનુ પાણી
દરણ=ચામડી વગેરે ફાટે, ચિરાય (સૂ૦ ૨૯/૧૧॥ ચક્ર)
દારણ=ક્ષાર વગેરે મૂકીને ગૂમડાનુ મો કરવુ (સૂ૦ ૨૯/૫૦॥ હેમાદ્રિ)
દારણ દ્રવ્યો—ઉ૦ ૨૫/૩૬॥, ૩૭
દાહ=૧ આખે શરીર અગન (લાહ્ય) બળે (સૂ૦ ૭/૧૮॥ અરુણદત્ત) ૨ દેવતાથી દઝાતું હોય એવી લાહ્ય બળે (સૂ૦ ૭/૧૮॥ હેમાદ્રિ)
દિવ્યજળ—ગાગજળ
દીપન=જેના સેવનથી જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત થાય એવુ દૂધ અને દૂધમાથી બનતી ચીજો, જુઓ ક્ષીરવિકૃતિ
દૂષીવિષ—ઉ૦ ૩૫/૩૨॥—૩૭
દૂષ્ય—સૂ૦ ૧/૧૨॥, ૧૩
દૃષ્ટિ=૧ આખની કીકીની ઉપરનુ કાચ જેવુ પડ, ૨ કીકી
દેશ—સૂ૦ ૧/૨૩, ૨૩॥
દોષ—સૂ૦ ૧/૬
દ્રવ=૧ પ્રવાહી તથા પ્રવાહીના રૂપાતર, ૨ સૂ૦ અ૦ ૫મા ગણાવેલી બધી વસ્તુઓ, ૩ સૂ૦ ૧/૧૮, ૪ હૃદયનો થરથરાટ
દ્રવસ્વેદ—સૂ૦ ૧૭/૭—૧૧
દ્રોણ—૧૦૨૪ તોલા
દ્રોણી=૪૦૯૬ તોલા
દ્વેષ—બીજાનુ બગાડવાની ઇચ્છા, વેર
ધમની—સુશ્રુત શા૦ ૯
ધાતુ—સૂ૦ ૧/૧૨॥
ધાન્યામ્લ=ચોખા, કોદરી વગેરે ધાનને ભરડાવીને રાંધવાથી એને આથો આવ્યા પછી નિતારી લીધેલું ખાટું પાણી.
ધારણ=જેમ ઇમારતી લાકડાનું ખોખું મકાનને ઊભું રાખે છે તેમ શરીરને ઊભું રાખવું
ધૂમક—મોમાથી ધુમાડો નીકળતો હોય એવુ લાગે (ચરક—નિ૦ ૨/૬)
ધૂમપાન (ધૂમ્રપાન)—સૂ૦ અ૦ ૨૧
ધૂમાયન—ધુમાડાની માફક બળતરા કરે
ધ્માન (નરવ)—સૂ૦ ૨૦/૭
ધ્વસક—નિ૦ ૯/૨૧॥, ૨૧॥
નસ્ય—સૂ૦ ૧૪/૫, સૂ૦ ૨૦/૧
નસ્યના દ્રવ્યો—સૂ૦ ૧૫/૪
નારી—ઉ૦ ૨૯/૨૬—૨૭॥
નાડીસ્વેદ—સૂ૦ ૧૭/૭—૧૦
નાવન દ્રવ્ય—સૂ૦ ૯/૧॥, ૨
નાવન=નસ્ય
નાળિયેરનું પાણી સૂ૦ ૫/૧૯
નિજ રોગ સૂ૦ ૧/૨૦
નિદાન—સૂ૦ ૧/૨૨, નિ૦ ૧/૨॥,૨॥,૧૧॥
નિરામ='આમ' વિનાનું
નિરામનું લક્ષણ—નિ૦ ૨/૫૯॥ ૬૩
નિરૂહબસ્તિ—સૂ૦ અ૦ ૧૯
નિરૂહબસ્તિના દ્રવ્યો—સૂ૦ ૧૫/૩
નિઃશ્વાસ-બહારથી શરીરમાં લેવાતો શ્વાસ
નિસ્તોદ=સોય ખોસ્યા જેવી પીડા (સૂ૦ ૨૩, અરુણદત્ત)
નીલ ગળી જેવા રંગનું
પક્વ સ્નેહ—ક૦ ૬/૧૭—૧૮
પક્વાશય=ગ્રહણી સિવાયનું બાકીનું આતરડુ (સૂ૦ ૧૧/૩૩॥, સૂ૦ ૧૨/૯॥)
પથ્ય=૧ શરીરના સ્રોતોમાં ભરાયેલા દોષોને બહાર કાઢીને સ્રોતોને સાફ કરે એવું, ૨ આ... માટે હિતકર, ૩ પરેજ
પરિવેષ્ટન=જાણે શરીરે દોરડાં તાણી બાધ્યા હોય એવી પીડા (નિ૦ ૧૬/૩૭ તોડર)
પરિષેક(પરિષેચન)-રડવાની દવામા પોતા બોળીને એ પોતા મૂકીને એના પર દવા રેડવી કે છાટવી
પરિષેકસ્વેદ—સૂ૦ ૧૭/૭—૧૦
પરિહાર=નિયંત્રણ, આહારવિહારની પરેજ (સૂ૦ ૧૯/૬૯ અરુણદત્ત)
પરીકર્ત—કાતર વડે કતરાતું હોય એવી પીડા
પરુષ લાગના પાંદડા જેવા સ્પર્શવાળુ (નિ૦ ૭/૨૮॥ અરુણદત્ત)
પર્વ=કાંડ.
પલ=ચાર તોલા.

પંચકર્મ=વમન, વિરેચન, નિરૂહ, અનુવાસન અને નસ્ય
પચલવણ—સૂ૦ ૬/૧૪૪—૧૪૭॥
પચવલ્કલ—ઉ૦ ૩૬/૬૨॥
પચાંગ=ફળ, મૂળ, બી, પાદડા અને અતર્છાલ
પાકી=અન્નને, ધાને તથા ચાદાને પકવે એવુ (સૂ૦ ૬/૧૪૩॥ અરુણદત્ત)
પાચન=જેના સેવનથી ખાધુંપીધુ પચે તથા આમ પાકે એવું
પાટન=૧ શસ્ત્રથી કાપીને ગૂમડાનુ મો કરવુ (સૂ૦ ૨૯/૧૦॥ હેમાદ્રિ) ૨ બહુ ઊંડુ નહિ પણ ઉપરઉપરથી ચીરવુ
પાત્ર=૨૫૬ તોલા
પા =પગનો પંજો
પાદાઘાત=શરીર પર બીજા માણસને ઊભો રાખીને એના પગ વડે શરીરને ગદડાવવુ
પાન—સૂ૦ ૨/૬
પાનક=પાણી વગેર દ્રવમા ગોળ, આબલી વગેર નાખીને તૈયાર કરેલું શરબત
પાર્થિવ દ્રવ્ય—સૂ૦ ૯/૧॥, ૨
પિચુ=કર્ષ
પિચ્છા—૧ નિ૦ ૧૦/૩૯॥, ૨ લસિકા (નિ૦ ૧૩/૩૬ અરુણદત્ત), ૩ ભાતના ઓસામણ જેવું ચીકણુ પાણી
પિચ્છાબસ્તિ—ચિ૦ ૮/૧૨૫—૧૨૮॥, ચિ૦ ૯/૭૨॥—૭૬
પિચ્છિલ—સૂ૦ ૧/૧૮
પિત્ત મટાડે એવા દ્રવ્યો—સૂ૦ ૧૫/૬, ન્યગ્રોધાદિ ગણ, પદ્મકાદિ ગણ
પિંડસ્વેદ=૧ જે રોગમા જે ઔષધો વડે શેક કરવાનો કહ્યો હોય તેમને બાફીને એમની પોટલી વડે કે એમના પિંડ (ગોળા) વડે શેક કરવો. ૨ સૂ૦ ૧૭/૫॥—૬॥
પિંડિકા (પિંડી)=૧ જ્યાના પાછળના ભાગમા પિંડ જેવા આકારનો માસનો કઠણ ભાગ (સૂ૦૪/૨॥ અરુણદત્ત, પગની પિંડી, ૨ જુઓ કવલિકા.)
પીડન=તાણે અથવા ખેંચે એવા.
પીડન દ્રવ્યો—ઉ૦ ૨૫/૩૮॥, ૪૦
પીયૂષ=તાજી વિયાયેલી ગાય, ભેંશ વગેરેનું પહેલા સાત વાસા સુધીનું ઘટ્ટ દૂધ.
પુટપાક—સૂ૦ અ૦ ૨૪
પુલાકસ્વેદ—ભાતના ઢેફાથી કરેલો શેક
૧ ण .

પૂરણ=હાડકાના પોલાણમા ભરાઈને એ પોલાણને પૂરવી, પોલાણને પૂરી દેવી
પૂર્વરૂપ—સૂ૦ ૧/૨૨, સૂ૦ ૧૨/૬૦, નિ૦ ૧/૩—૪
પેયા—સૂ૦ ૬/૨૬
પેયાદિ ક્રમ—સૂ૦ ૧૮/૨૯
પ્રકૃતિ—સૂ૦ ૧/૯—૧૦, શા૦ ૩/૮૫—૧૦૪
પ્રકોપ—સૂ૦ ૧૨/૨૨, ૨૨॥
પ્રચ્છાન=છૂંદવુ, ઊઝરડા કરવા
પ્રજ્ઞા=સમજશકિત
પ્રજ્ઞાપરાધ—શરીર, વાણી કે મનથી થતુ ખરાબ કામ.
પ્રતિભા—રોજ નવીનવી સૂઝ પડે એવી સમજણ શકિત
પ્રતિભોજન—વમન વગેરે ક્રિયા કરતા પહેલા કે કર્યા પછી એ ક્રિયાના અગ તરીકે લેવુ પડતું ભોજન (સૂ૦ ૨૭/૧૮ ચદ્ર)
પ્રતિમર્શ (નસ્ય)—સૂ૦ ૨૦/૬॥
પ્રતિવાપ=૧ ખૂબ ઝીણા લસોટેલા બીજા દ્રવ્યો દ્રવ દ્રવ્યમા નાખવા (સૂ૦ ૩૦/૧૬॥ અરુણદત્ત), ૨ આવાપ નાખ્યા પછી નાખવાના બીજા દ્રવ્યો (સુશ્રુત, સૂ૦ ૧૧/૧૩ ડલ્હણ) ૩ કવાથ થતો હોય તે દરમ્યાન કે કવાથ થઈ ગયા પછી બીજા ઔષધો નાખવાં (આપ્ટે.)
પ્રતિસારણ—સૂ૦ ૨૨/૨૩
પ્રતુદ—સૂ૦ ૬/૪૬, ૪૬॥
પ્રત્યગ—શા૦ ૩/૧
પ્રત્યજન—સૂ૦ ૨૩/૧૧, ૧૧॥
પ્રત્યાખ્યાન ચિકિત્સા—શા૦ ૩/૪૭॥
પ્રત્યાખ્યેય—અસાધ્ય
પ્રધમન (પ્રધ્માન) નસ્ય—સૂ૦ ૨૦/૭
પ્રભા—શા૦ ૫/૫૧, ૫૧॥
પ્રમથ્યા—સૂ૦ ૯/૫—૭
પ્રમાથી—ચિ૦ ૩/૧૫૭॥
પ્રલય=મૂર્ચ્છા (સૂ૦ ૮/૮॥ હેમાદ્રિ)
પ્રસન્ન—સૂ ૧—૧૮
પ્રસન્ના (વારુણી)=સુરાને ઠરવા દીધા પછી ઉપર તરતું પાતળું પાણી.
પ્રસાદ—સૂ૦ ૬/૪૭॥—૪૯॥
પ્રસાદન—સૂ૦ ૧/૧૮
પ્રસાદન અજન સૂ૦ ૧૩/૧૦॥
પ્રસાદન—પુટપાક—સૂ૦ ૨૪/૧૬, ૧૬॥
પ્રસાદ રસ—શા૦ ૩/૬૦॥
પ્રસૃતિ=આઠ તોલા

પ્રસેક=મોમાંથી લાળ અને થૂક નીકળે
પ્રસ્થ=૬૪ તોલા
પ્રાગ્રૂપ=પૂર્વરૂપ
પ્રાયોગિકધૂમપાન= મધ્યમ ધૂમપાન
પ્રીણન=૧ મનને આનંદ આપે એવું, ૨ સ્રોતોમાં ચઢીને ઇન્દ્રિયોનું પ્રસાદન કરીને તનમનની તૃપ્તિ કરે એવુ
ફલવર્તિ=જે દ્રવ્યોની ફલવર્તિ બનાવવાની હોય તે દ્રવ્યોને જુદા જુદા બારીક લસોટીને પછી ભેગા કરીને લસોટવા. પછી ઝીણી સળીની આસપાસ આ લૂગદી ચોપડીને એને અંગૂઠા જેટલુ જાડુ બનાવવું પછી એને છાયડે સૂકવીને એ સુકાય ત્યારે સળી ખેંચી લેવી, અને એ રીતે બનાવેલી આ વાટ(દિવેટ)ની આસપાસ ઘી ચોપડવુ આ વાટને ફલવર્તિ કહે છે
ફસ ખોલાવવી—સૂ૦ ૨૧ ૨૭
ફાણિત=કાકબ, ગોળ
ફાણ્ટ—ક૦ ૬/૧૦।
બસ્તિ—સૂ૦ અ ૧૯
બધ=સ્રોત પુરાઈ જાય (સૂ૦ ૧૦/૧૨ હેમાદ્રિ)
બાફેલું=દેવતા પર મૂકીને બાફવું (પાણીમા બાફવુ નહિ)
બાવચી—ઉ૦ ૩૯/૧૦૬॥
બાગક—શા૦ ૩/૧૦૫
બિડલવણ=પ્રસારણ વેલ(મરાઠી—ચાદવેલ)ના ક્ષારમાથી બનાવેલુ મીઠુ
બિડાલક—ઉ૦ ૧૬।—૧॥
બિલેશય પ્રાણીઓ—સૂ૦ ૬/૪૭
બિંદુ—સૂ૦ ૨૦/૯, ૯॥
બૃંહણ—સૂ૦ ૧૪/૧/૨
બૃંહણ ધૂમપાન-સ્નિગ્ધ ધૂમપાન
બૃંહણ નસ્ય—સૂ૦ ૨૦।—૫॥
બૃંહણ સ્નેહ—સૂ૦ ૧૬/૧૯॥
ભાર=આઠ હજાર તોલા
ભાર=જુઓ 'ગુરુ'
ભાવના આપવી (દેવી)—જે ઔષધને ભાવના આપવાની હોય તેના ચૂર્ણમા જે ઔષધ વડે ભાવના આપવાની હોય તેનો સ્વરસ કે કવાથ રેડીને એ બધું એકરસ કરીને છાયડે સૂકવવું જેટલી વાર ભાવના આપવાની હોય તેટલી વાર આમ કરવું
ભેદ=૧ બહુ ઊંડે સુધી ચીરવુ, ૨ બહુ ઊંડે સુધી વિસ્તારનું હોય એવી પીડા.
ભેદી=કઠણ ઝાડાને ભાંગીને નરમ બનાવે એવું
ભોજ્ય=ખોરાક છ પ્રકારનો છે‧ ચૂસવા જેવો, પીવા જેવો, ચાટવા જેવો, (દાળભાત જેવો) ભોજ્ય, (લાડુ જેવો) ભક્ષ્ય અને (કઠણ ભાખરી કે રોટલા જેવો) ચર્વ્ય
ભૌમ જળ=જમીનને અડકેલું વરસાદનું પાણી
ભ્રમ=ફેર (ચક્કર) આવે
મજ્જા=હાડકાના પોલાણમા રહેલો ચીકણો પદાર્થ (અં મેરા)
મત્સર=૧ બીજાના ગુણ ન સાખી શકવા, ૨ ક્રોધ
મત્સ્ય વર્ગ—સૂ૦ ૬/૫૨—૫૩॥
મત્સ્યંડિકા=ગુડસક્કર
મત્સ્યંડી=માટલાનો ગોળ, ઢીલો ગોળ
મથિત=દહીંની તર કાઢી લઈને, પણ દહીંમા પાણી નાખ્યા સિવાય વલોવેલુ દહીં
મદ=મીણો (કેફ, નશો) ચઢવો
મધ—સૂ૦ ૫/૬૨
મધુર—ગળ્યો
મધુશર્કરા-તાપથી આપોઆપ ખાંડ જેવું બની ગયેલુ મધ
મધ્ય ઉંમર—શા૦ ૩/૧૦૫
મધ્ય કોષ્ઠ (કોઠો)—સૂ૦ ૧/૮॥
મધ્ય ધૂમપાન—સૂ૦ ૨૧
મધ્યમ ક્ષાર—સૂ૦ ૩૦/૮—૧૯।
મધ્ય ધૂમપાન—સૂ૦ અ૦ ૨૧
મન્યા=જે પાછલી બાજુએ આવેલી છે એવી ડોકની શિરા.
મર્મ—શા૦ ૪/૩૭—૩૮
મર્શ=નસ્ય—સૂ૦ ૨૦/૬॥
મષી—જેની મષી કરવાની હોય તેને સપુટમા મૂકીને એને બાળીને બનાવેલી રાખ.
મસ્તુ=ખટાશ પર આવેલા (બહુ ખાટા નહિ) દહીં માથી છૂટેલું પાણી.
મહાભૂત=આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચમાનું દરેક
મહામૃગ પ્રાણીઓ—સૂ૦ ૬/૫૦,૫૦॥
મહાસ્નેહ—સૂ૦ ૧૬/૪
મહાસ્રોત=ગળાથી ગુદા સુધીનો અંદરનો માર્ગ
મળ (ધાતુઓના)—શા૦ ૩/૬૩॥
મળ (શરીરના)=વાયુ, પિત્ત, કફ, ઝાડો, પેશાબ, પરસેવો વગેરે.
મંડ—સૂ૦ ૬/૨૬

મડ—(ઘીનો)=જુઓ 'ઘૃતમડ'
મંથ=૧ સોળ તોલા ટાઢા પાણીમા ઔષધનું ચાર તોલા ચૂર્ણ નાખીને એ બધુ ભેગુ ખૂબ વલોવીને પછી ગાળી લીધેલુ પાણી, ૨ દ્રવમા ડોહેલો સાથુ ૩ મથિત
મદ—સૂ૦ ૧/૧૮
મ૦ અગ્નિ (મદાગ્નિ)—શા૦ ૩/૭૩
મદક જેમા હજી ખટાશ ન આવી હોય એવુ દહીં. કાચુ દહીં
માત્રા=માપ (જ ડોઝ), સૂ૦ ૮/૧ાા,૨, સૂ૦ ૮/૪૬,૪૬ાા
માત્રા બસ્તિ—સૂ૦ ૧૯/૬૭
માત્રા (સમયની)—સૂ૦ ૨૨/૨૩
માધવ—સૂ૦ ૩/૨૨
માર્દ્વીક—સૂ૦ ૩/૨૨
માષ—આઠ રતીભાર
માંસરસ—સૂ૦ ૬/૩૨
મિથ્યાયોગ—સૂ૦ ૧૨/૩૫ાા—૪૨ાા
મુખશોષ=મો સુકાય
મુખાલેપ—સૂ૦ ૨૨/૧૪—૨૨ાા
મૂઢવાયુ=અવળે માર્ગે ચઢેલો, પ્રતિલોમ વાયુ (સૂ૦ ૮/૩૦ અરુણદત્ત, હેમાદ્રિ)
મુહૂર્ત=લગભગ ૪૮ મિનિટ
મૂત્રલ=૧ પેશાબ આણે એવુ ૨ જેમાથી પેશાબનુ તત્ત્વ વધાર નીકળે એવું
મૃગ—સૂ૦ ૬/૪૩
મૃત્સ્ન=આગળીથી ચોળીએ તો આગળીએ ચોટે એવુ, પિચ્છિલ અને ચકચકતું
મૃદુ—સૂ૦ ૧/૧૮
મૃદુ કોષ્ઠ (કોઠો)—સૂ૦ ૧૮/૩૩ાા
મૃદુ ક્ષાર—સૂ૦ ૩૦/૧લા, ૧૯ાા
મૃદુ ધૂમપાન સ્નિગ્ધ ધૂમપાન
મૃષ્ટ—સૂ૦ ૧/૧૮
મેધા=૧ અનેક ગ્રંથના અર્થ સમજાયેલા રાખવા ની શકિત, ૨. સમજેલું કાયમ રાખવાની શકિત
મેધ્ય=મેધા માટે સારુ
મૈરેય=૧ ખજૂરનો આસવ (સૂ૦ ૭/૪૦ અરુણદત્ત) ૨ સુરા-અને આસવ એ બંનેને એક જ વાસણ મા સાથે આથવાથી બનેલો દારૂ (સૂ૦ ૭/૪૦ ડલ્હણ)
મોરટ-ફાટી ગયેલા દૂધનુ પાણી.
મોરણ=વિયાયેલી ગાય, ભેંશ વગેરેનું સાત વાસા પછીનું ઠહોળાયેલુ (મેલુ) દૂધ
મોહ=૧ શુ કરવું અને શુ ન કરવુ તે બાબતનુ અજ્ઞાન, ૨ બેભાનીની શરૂઆતની દશા.
યમક સ્નેહ—સૂ૦ ૧૬/૪
યવાગૂ—ચિ૦ ૧/૩૦ાા
યન્ત્ર—સૂ૦ ૨૫/૦ાા—૨ાા
યાપ્ય—સૂ૦ ૧/૩૨
યૂષ—સૂ૦ ૬/૩૨
યોગ=૧ ઔષધની ધારી અસર કરવાની શકિત (સૂ૦ ૧/૨૪ અરુણદત્ત) ૨ સૂ૦ ૯,૧૦
યોગબસ્તિ—સૂ૦ ૧૯/૬૪, ૬૪ાા
યોગવાહી=જેની સાથે મળે તેના ગુણ પકડી લે એવો
રક્તસ્રુતિ—સૂ૦ અ ૨૬/૩૪ાા—૫૫ાા, સૂ૦ અ ૨૭
રસ (આહારનો કે ઔષધનો)=યૂષ, સ્વરસ, ક્વાથ, સૂ૦ ૬/૩૨ાા
રસ (ધાતુ)—શા૦ ૩/૬૦
રસ (પ્રસાદરસ)—શા૦ ૩/૬૦ાા
રસ (માંસરસ)—સૂ૦ ૬/૩૨
રસ (સ્વાદ)—સૂ૦ ૧/૧૪—૧૫ાા, સૂ૦ ૯/૩ાા, સૂ૦ અ, ૧૦
રસક્રિયા—મલમ જેવું બનાવવુ, સૂ૦ ૨૩/૧૩ાા
રસાયન—ઉ૦ ૩૯/૧—૨
રસાયન વિધિ—ઉ૦ અ ૩૯
રસાલા=મરી અને કેસર નાખેલો શીખંડ
રસાંજન—સૂ૦ ૨/૫ાા
રાગ=૧ વિષયો પર આસકિત, ૨ સૂ૦ ૩/૩૦
રાત્રિચર્યા—સૂ૦ ૭/૫૩—૭૬
રિષ્ટ—શા૦ ૫/૧, ૮—૫
રૂક્ષ (લુખું)=૧ સૂ૦ ૧/૧૮, ૨ જેનુ શરીર લુખું પડ્યું હોય એવો માણસ.
રૂક્ષણ-શરીરને લુખું પાડવું, સૂ૦ ૧૬/૧
રુઝવનારાં દ્રવ્યો—ઉ૦ ૨૫/૪૬ાા, ૫૨, ૫૨ાા, ૫૭ાા
રૂપ—સૂ૦ ૧/૨૨, નિ. ૧/૪ાા, ૫
રોગ—સૂ૦ ૧/૧લા
રોગના માર્ગ—સૂ૦ ૧૨/૪૪—૪૮ાા
રોગનું કારણ—સૂ૦ ૧/૧૯

રોધ—(રોધન)=૧ કામ કરતાં અટકાવવું (સૂ૦ ૭/૨૨ા હેમાદ્રિ) ૨ સ્તભ (સૂ૦ ૭/૨૨ા અરુણદત્ત)
રોપણ અજન—સૂ૦ ૨૩/૧૦ા
રોપણ ગડૂષ—સૂ૦ ૨૨/૨ા
રોપણ દ્રવ્યો—ઉ૦ ૨૫/૪૬ા, ૫૨, ૫૨ા—૫૭ા
લક્ષણ—સૂ૦ ૧/૨૨
લઘુ=૧ વજનમા હલકુ, ૨ પચવામાં હલકુ, સૂ૦ ૧/૧૮, સૂ૦ ૬/૨૬, ૩૧ા
લઘુપાકી=પચ્યા પછી ઝાડો પેશાબને રોકીને વાયુ કરે એવુ (સૂ૦ ૫—૫૧—૫૨ા હેમાદ્રિ)
લવણ=ખારું, સેંધવ, સૂ૦ ૬/૧૪૩—૧૪૯
લસિકા—સૂ૦ ૧૨/૧
લઘન—સૂ૦ ૧૪/૧—૨, ૮—૯ા
લાજ—ડાંગરની ધાણી
લાઘણ—નકોરડા ઉપવાસ
લૂખાં દ્રવ્યો—જુઓ 'રુક્ષ દ્રવ્યો'
લેખન—સ્રોતોમા ભરાઈ રહેલા મળ અને ધાતુને ખોતરીને બહાર કાઢે એવું
લેખન અજન—સૂ૦ ૨૩/૧૦, ઉ૦ ૧૧/૨૫—૨૭
લેખન પુટપાક—સૂ૦ ૨૪/૧૫, ૧૫ા
લેપ=લપેડવુ, ચોપડવુ, લીંપવુ
લેહ—ચાટણ, ક૦ ૬/૧૮ા
લોહી કઢાવવું—સૂ૦ ૨૬/૩૪ા—૫૫ા, સૂ૦ અ૦ ૨૭
વડાગરું મીઠુ=દરિયામાથી બનાવેલું મીઠુ
વમન દ્રવ્યો—સૂ૦ ૧૫/૧
વર્તિ—વાટ, દિવેટ
વસા—શુદ્ધ માસથી છૂટી પડેલી પણ પાકીને ઘી જેવી ઘટ્ટ નહિ બનેલી ચરબી
વાજીકરણ—ઉ૦ ૪૦/૨—૩
વાટ્ય=જવનો ભાત (ઉ૦ ૧૪/૨૦ ચદ્ર) ૨ જવનો ઓસામણ ન કાઢેલો ભાત ચરક (ચિ૦ ૬/૧૯ ચક્રપાણિદત્ત)
વાયવ્ય—સૂ૦ ૯/૧ા, ૨
વાયુ મટે એવા ઉપાય—સૂ૦ ૧૩ ૦ા—૩
વાયુ મટાડે એવાં દ્રવ્યો—સૂ૦ ૧૫/૫, વીરતરાદિ ગણ, વિદાર્યાદિગણ.
વારુણી=૧ ધાવડી સાટોડી અને શાળ ચોખાના ભેગા લોટમાંથી બનાવેલી ધાવડી સુરા (સૂ૦ ૫/૬૭ા હેમાદ્રિ), ૨ તાડી અને ખજૂરના રસમાંથી બનાવેલો દારૂ (શાર્ઙ્ગધર)

વિકંશી—સૂ૦ ૧/૧૮
વિકૃતિ—સૂ૦ ૮/૨૪
વિક્ષય—નિ૦ ૬/૨૨, ૨૨ા
વિક્ષેપ—શરીરનાં અગો આમતેમ ઊછળે
વિચારણા (સ્નેહની)—સૂ૦ ૧૬/૧૫, ૧૫ા
વિચ્છિન્ન=ફાટી ગયેલા દૂધ જેવુ ફોદાફોદાવાળુ
વિજ્ઞાન—શા૦ ૩/૧૧૫
વિદગ્ધ=૧ વિદાહ પામેલું, ૨ વધી ગયેલો (મૂર્ચ્છિત) ૩ બગડેલો (स्वरूपप्रच्युत) સુશ્રુત ઉ૦ ૨૨/૭ ડલ્હણ
વિદારણ=પાકા ગૂમડા કે સોજાને ફોડે એવુ (સૂ ૬/૧૫૧ અરુણદત્ત, હેમાદ્રિ)
વિદાહ—૧ જાતજાતનો સતાપ (નિ૦ ૧૬/૧૪ા ચદ્ર) ૨ જુઓ વિદાહી'
વિદાહી દ્રવ્ય=જઠરાગ્નિને લીધે પચતુ હોય તે જ પચવાની (પચ્યમાન) અવસ્થામા બળતા બળતા જે દ્રવ્ય તરત પચી જવાને બદલે પોતે ભારે હોવાથી કે પોતાના સ્વભાવને લીધે લાબા વખત સુધી પિત્ત કરતું કરતુ હોજરીમા પડયુ રહે છે તે દ્રવ્યને વિદાહી દ્રવ્ય કહે છે (સૂ૦ ૫/૪ા અરુણ દત્ત) દા ત દહીં, વાલ, ચોખા, જળચર પ્રાણીઓનુ માસ, કળથી અને રાની તુળસી
વિપાક—સૂ૦ ૧/૧૭, સૂ૦ ૯/૨૦—૨૧
વિબધ=૧ અવયવને જાણે દોરડા તાણી બાધ્યા હોય એવી પીડા (સૂ૦ ૪/૭ા હેમાદ્રિ), ૨ સ્રોતો પુરાઈ જવાથી વાયુ વગેરે દોષોની ગતિ ન થઈ શકે (સૂ ૫/૬૮ અરુણદત્ત), ૩ ઝાડો, પેશાબ વગેરે બંધ થઈ જાય (સૂ૦ ૮/૩૦ અરુણદત્ત હેમાદ્રિ)
વિમલ—સૂ૦ ૧/૧૮
વિમ્લાપન=ગૂમડાને કરમાવીને વેરી નાખવું
વિરસતા (મોંની)=મોંનો સ્વાદ બગડી જાય.
વિરુદ્ધ આહાર=સૂ૦ ૭/૨૯ા—૪૫ સૂ૦ ૭/૪૫
વિરુદ્ધ ઉપચાર—રોગનું કારણ મટાડવાનો ઉપાય અને રોગ મટાડવાનો ઉપાય એ બે પરસ્પર વિરુદ્ધ હોવાથી એકે ઉપાય લાગુ ન પડે એવા ઉપાય (સૂ૦ ૮/૧૪, હેમાદ્રિ)
વિરુદ્ધાશન જુઓ 'વિરુદ્ધ આહાર'

શિરોબસ્તિ—સૂ૦ ૨૨/૨૫॥—૩૧
શિરોવિરેચન (=નસ્ય) સૂ૦ ૨૦/૭
શિવ—સૂ૦ ૧/૧૮
શિંબીધાન—સૂ૦ અ ૬
શીખ—મરી અને કપૂર નાખેલો શીખ.
શીત—૧, શીતવીર્ય, ૨ અડકવામાં ઠંડું, ૩ ક૦ ૬/૧૦
શીતજ્વર—નિ૦ ૨/૩૪॥—૩૫॥, ૪૭॥
શીતવિધિ—ઠંડા ઉપચાર, સૂ૦ ૪/૧૦॥
શીતવીર્ય—સૂ૦ ૧/૧૬॥
શીવાણી—શા૦ ૩/૧૪
શુક્ત=સરકો
શુક્ર=૧ વીર્ય, ૨ આંખનું ફૂલું
શુચિ=સૂ૦ ૧/૧૮
શુદ્ધ=૧ પંચકર્મ કરીને શુદ્ધ થયેલો ૨ સાફ કરવું
શુદ્ધવાયુ=નિ૦ ૧૫/૪૦॥
શૂકધાન=સૂ૦ અ૦ ૬
શૃત=ક્વાથ
શેરડી અને શેરડીમાંથી બનતી ચીજો—જુઓ 'ઈક્ષુ વિકૃતિ'
શોધન=સૂ૦ ૧૨/૪॥ સૂ૦ ૧૪/૪॥ ૫
શોધન ગણ્ડૂષ—સૂ૦ ૨૦/૨૨॥
શોધન ધૂમપાન—તીક્ષ્ણ ધૂમપાન
શોધનસ્નેહ=સૂ૦ ૧૬/૧૮॥
શ્યાવ=મેલા આછા કાળા રંગનું (અમરકોષ) બદામી રંગનું
શ્લેષ્મ=સૂ૦ ૧/૧૮
સક્થિ=સાથળના મૂળથી પગના અંગૂઠા સુધીનો ભાગ
સમ / સમાન } ૧ પ્રમાણસર, ૨ સાધારણ ૩ સરખે ભાગે
સમશન—સૂ૦ ૮/૩૩
સમ અગ્નિ=શા૦ ૩/૭૨॥
સમાન—૧ સરખા પ્રમાણમાં, ૨ યોગ્ય પ્રમાણમાં
સમ્યગ્યોગ—૧૦ ૧/૧૮॥ ૧૯, સૂ૦ ૨૧૦ ૮ ની શરૂઆત
સર=૧ મળને પોતાને સ્વાભાવિક માર્ગે સરકાવે એવું (સૂ ૫/૩૪॥ હેમાદ્રિ) ૨ દહીંની તર
સવર્ણ સામી જેવા રંગનું
સંકીર્ણાશન=જેના જેની સાથે કે જે અન્નપાન ખાવા પીવાની શાસ્ત્રમાં મના કરી હોય તો, તેની સાથે કે તે અન્નપાન ખાવુંપીવું
સંગ=અપ્રવૃત્તિ, બહાર ન નીકળે.
સંગ્રાહી—ગ્રાહી
સંઘાત કફપણું (૧૦ ૧૦/૧૨ હેમાદ્રિ)
સંચય (દોષનો)=૧૦ ૧૨/૨૨
સંતાનિકા=મલાઈ
સંધિકાળ (ઋતુઓનો)—૧૦ ૩/૫૭॥
સંનિપાત=સૂ૦ ૧/૧૨
સંપ્રાપ્તિ=સૂ૦ ૧/૨૨, નિ૦ ૧/૭॥—૧૧
સંમોહ=૧ બેભાન થઈ જવું (સૂ૦ ૪/૧૦ હેમાદ્રિ)
૨ ઇન્દ્રિયો અને મનનો મોહ (નિ૦ ૬/૨॥ તોડર)
સંરંભ (આંખનો)=આંખ ઊભરાઈ આવીને સૂજી જાય
સંશોધન—સૂ૦ ૧/૨૪॥
સંસર્ગ=સૂ૦ ૧/૧૨
સંસર્ગ=સંસર્જન સૂ૦ ૧૮/૧૯ માં કહેલો પેયાદિ ક્રમ
સંસ્કાર=બીજા દ્રવ્યના સંયોગથી મૂળ દ્રવ્યમાં આવેલા બીજા દ્રવ્યના ગુણ (સૂ૦ ૫/૫૬ હેમાદ્રિ)
સત્ત્વ=સૂ૦ ૧૭/૫॥—૬॥
સાત્મ્ય—જન્મથી કે ટેવ પાડવાથી માફક આવેલું (ઠ પડેલું), શા૦ ૩/૫॥
સાદ=કામ કરવાની અશક્તિ (સૂ૦ ૮/૨૫॥ હેમાદ્રિ).
સાધારણ દેશ સૂ૦ ૧/૨૩॥, શા૦ ૩/૭૯
સાધારણ દેશના પ્રાણી=સૂ૦ ૬/૫૪॥
સાન્દ્ર (ઘટ્ટ)—સૂ૦ ૧/૧૮
સામ=સૂ૦ ૧૩/૨૭
સામુદ્ર જલ—સૂ૦ ૫/૩॥
સાર=૧ પચેલા અન્નનો કિટ્ટ સિવાયનો ભાગ (શા૦ ૩/૬૦॥), ૨ ઝાડના થડની વચમાં રહેતો ઝાડનો સારરૂપ ભાગ, જેમ કે ખેરસાર
સારામ્બુ=બીબલો, સુખડ વગેરે નાખીને ઉકાળેલું પાણી (સૂ૦ ૩/૨૨॥ અરુણદત્ત, હેમાદ્રિ)
સાત્ત્વસત્ત્વ—સૂ૦ ૧૭/૩॥
સાદન—નિ૦ ૫/૪॥
સાઠના ચોખા=જુઓ 'શાલિચોખા'
સિદ્ધ તેલ—ક૦ અ૦ ૬
સિરાવ્યધવિધિ—સૂ૦ અ૦ ૨૭
સીધુ=શેરડીના રસનો દારૂ (સૂ૦ ૩/૨૨ અરુણદત્ત, હેમાદ્રિ)

સુખ
સુખસાધ્ય } સૂ૦ ૧/૨૯ા—૩૧
સુસાધ્ય

સુપ્તિ=ચામડી બહેરી થઈ જવી

સુરા=સૂ૦ ૩/૧૧ા, શાળચોખાના લોટમાંથી બનાવેલો દારૂ

સૂક્ષ્મ—સૂ૦ ૧/૧૮, બહુ બારીક

સેક
સેચન } ઉ૦ ૯/૨

સેવની=શરીરની ચામડીનો ઓટણ કર્યું હોય એવો ભાગ

સૌમ્ય=ઠંડુ, પાણીના ગુણોવાળુ

સૌવીર=ફોતરાં વિનાના છડેલા જવને રાંધીને આથવા પછી બરાબર આથો આવે ત્યારે નિતારી લીધેલા આથાના પાણીને સૌવીર કહે છે

સૌવીરાંજન=શાર્ઙ્ગધરસંહિતા, ઉત્તર ખંડ, અ ૧૩ શ્લોક ૧૧૩, ૧૧૪

સ્તબ્ધ=સૂકા લાકડા જેવુ અક્કડ (અં સ્ટીફ)

સ્તંભ=સૂકા લાકડા જેવુ અક્કડપણુ

સ્તંભન=ગ્રાહી

સ્તંભન ઔષધ—સૂ૦ ૧૭/૧૭ા—૧૯

સ્તૈમિત્ય=૧ શરીરે ભીનો પાટો બાધ્યો હોય ને થાય એવી સ્થિતિ (સૂ૦ ૭/૬૦ા હેમાદ્રિ), અવયવો માંથી ઉત્સાહ જતો રહે (સૂ ૭/૬૦ા અરુણદત્ત)

સ્ત્યાન=ઠરી ગયેલું, પિંડો વળી ગયેલું (નિ૦ ૮/૨૭ અરુણદત્ત)

સ્થાન (દોષોનાં)—સૂ૦ ૧૨/૧—૩

સ્થિર=૧ પોતાની મેળે ગતિ ન કરી શકે એવું, ૨ સૂ૦ ૧—૧૮, ૩ જેની અસર લાંબો વખત ટકી રહે એવુ (સૂ૦ ૬/૭ હેમાદ્રિ)

સ્થૂલ=સ્રોતોમા ઝટ ન ચઢી જાય એવું, ૧૦ ૧/૧૮

સ્નાયુ—(અ મસલ) દેહમા માંસ, હાડકાં તથા ચરબી. ના બંધનને સ્નાયુ કહે છે. (શાર્ઙ્ગધર પ૦ ૫/૩૬)

સ્નિગ્ધ=૧ ચીકાશવાળું, ૨ સૂ૦ ૧/૧૮, ૩ સૂ૦ અ૦ ૧૬ મા કહ્યા પ્રમાણે જેનું યોગ્ય સ્નેહન કર્યું હોય તેવો

સ્નિગ્ધ અંજન—સૂ૦ ૨૨/૧ા

સ્નિગ્ધ ધૂમપાન—સૂ૦ અ૦ ૨૧

સ્નેહ=ઔષધ, સૂ૦ ૧૬/૧—૨

સ્નેહન—સૂ૦ અ૦ ૧૬

સ્નેહન ધૂમપાન=સ્નિગ્ધ ધૂમપાન

સ્નેહન નસ્ય=સ્નેહન કરવા માટે અપાતું નસ્ય (સૂ૦ ૨૦/૨૧ા અરુણદત્ત)

સ્નેહન (પક્વ)—ક૦ ૬/૧૭, ૧૭ા, ૧૮

સ્નેહન પુટપાક—સૂ૦ ૨૪/૧૪, ૧૪ા

સ્નેહબસ્તિ=અનુવાસન બસ્તિ

સ્યંદન=વહી શકે એવો પાતળો કફ કરે એવા અન્ન પાન (નિ૦ ૧૧/૩૬ અરુણદત્ત)

સ્રંસ—સાંધામાંથી ઊતરી જવું, લબડી પડવું (સૂ ૧૨/૪૯ અરુણદત્ત)

સ્રાવ—પાણી, પરૂ, રસી વગેરે બગાડ નીકળવો

સ્રોત—શા૦ ૩/૪૦—૪૮

સ્રોતોનો રાધ—સ્રોતો દોષોથી પુરાઈ જાય.

સ્રોતાંજન=એક જાતનો સુરમો

સ્રોત શોધી=સ્રોતોમા ભરાયેલા દોષોને બહાર કાઢે એવું

સ્વતંત્ર રોગ—સૂ૦ ૧૨/૬૦ા

સ્વરસ—ક૦ ૬/૯, ૯ા

સ્વરૂપ—સૂ૦ ૧/૨૨

સ્વસ્ત્યયન—ઉ૦ ૩૫/૩૨

સ્વસ્થહિત—સૂ૦ ૧/૧૬

સ્વાદુ=ગળ્યો

સ્વાપ=જુઓ 'સુપ્તિ'

સ્વિન્ન=દેવતામાં (પાણીમાં નહિ) બાફેલું

સ્વેદન=ઔષધ સૂ૦ અ૦ ૧૭

સ્વેદન ઔષધ—સૂ૦ ૧૭/૧૭ા—૧૯

સ્વેદન—સૂ૦ અ૦ ૧૭

સ્વેદવિધિ—સૂ૦ ૧૧ ૧૭

હરિચંદન—જે સુખડને કાપતા અંદરથી લાલ નીકળે, બહુ સુગંધીદાર હોય અને બહુ ઠંડક આપે એવી હોય તેવી સુખડ

હરિત=હરતાલના પાન જેવા રંગનું

હરિતક=જુઓ હરીતક વર્ગ.

હરીતક વર્ગ—જમના પહેલાં અને જમી રહ્યા પછી જે વનસ્પતિ કાચી ને કાચી ખાવાથી ફાયદો થાય, પણ જે ખાવાથી તૃપ્તિ થાય નહિ. તે વનસ્પતિ હરિતક ગણાય છે દાખલા તરીકે, આદુ.

કાગદી (=મીઠાં) લીંબું, મૂળા, તુળસી, અજમોદ, મરગવો, કોથમીર, ગાજર, લસણ, ડુંગળી વગેરે. સૂ૦ ૬/૧૦૫॥, ૧૦૬

હલકું=જુઓ લઘુ.

હંસોદક—સૂ૦ ૩/૫૧—૫૨॥

હિમ=૧. ઠંડું; ૨. શીતકષાય ક૦ ૬/૧૦, ૩ સૂ૦ ૧—૧૮, ૪. ક૦ ૬/૧૦

હીનયોગ—સૂ૦ ૧૨/૩૫॥—૪૨॥

હૃદયાવરણ—ઉ૦ ૩૫/૪॥

હૃદયાવરણ ઉ૦ ૩૬/૫૩—૫૪

હૃદ્દ્રવ=હૃદયનો ફફડાટ (સૂ૦ ૧૧/૧૬ અરુણદત્ત) હૃદય પીગળે.

હૃદ્ય=હૃદયને ફાયદો કરે એવું.

હૃલ્લાસ-થોડી પીડા સાથે હૃદયમાંથી ખારું પાણી ઊબકા આવીને મોં વાટે નીકળે.

હેતુ=નિદાન (નિ૦ ૧/૨॥)

હેતુવિપરીતાર્થકારી ચિકિત્સા—સૂ૦ ૮/૨૩॥

હેતુવિપર્યય ચિકિત્સા—સૂ૦ ૮/૨૨

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

## सूत्रस्थान

### અધ્યાય ૧ લો : આયુષ્કામીય

મંગલાચરણ

रागादिरोगान् सततानुषक्ता-
नशेषकायप्रसृतानशेषान् ।

આ આયુર્વેદની મહત્તા સમજાવવાને તેની પરંપરા બતાવે છે:

આયુર્વેદનો ઉત્પત્તિક્રમ

ब्रह्मा स्मृत्वाऽऽयुषो वेदं प्रजापतिमजिग्रहत् ।
सोऽश्विनौ तौ सहस्राक्षं
सोऽत्रिपुत्रादिकान्मुनीन् ॥ ३ ॥

મધ્યમ ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં આયુર્વેદના આઠ અંગનું નિરૂપણ છે, માટે એનું નામ 'અષ્ટાંગહૃદય' આપ્યું છે (અષ્ટાંગ એટલે આઠ અંગવાળો આયુર્વેદ આ ગ્રંથ આયુર્વેદના હૃદયરૂપ છે, માટે એનું નામ અષ્ટાંગહૃદય રાખ્યું છે) તે આઠ અંગ કયાં કયાં તે જણાવવાને કહે છે કે

### આઠ અંગ

**कायबालग्रहोर्ध्वाङ्गशल्यदंष्ट्राजरावृषान् ॥ ५ ॥**
**अष्टावङ्गानि तस्याहुश्चिकित्सा येषु संश्रिता ।**

પ્રથમ, પુખ્ત ઉંમરના મનુષ્યોની ચિકિત્સાને 'કાયચિકિત્સા' કહે છે તે આમાં છે, પછી અપૂર્ણ બળ અને ધાતુવાળા બાળકોના રોગની ચિકિત્સા 'બાલચિકિત્સા' કહેવાય છે તે છે, પછી 'ગ્રહચિકિત્સા' નામે અંગ છે તેમાં દેવ, ગ્રહ વગેરેનું શાંતિકર્મ કહ્યું છે, પછી ગળાની હાંસડીથી ઉપલા ભાગના રોગોની ચિકિત્સા, જેને 'ઊર્ધ્વાંગચિકિત્સા' અથવા 'શાલાક્ય' કહે છે, તે અંગ છે, પછી શલ્યચિકિત્સા, દંષ્ટ્રાચિકિત્સા અથવા વિષચિકિત્સા, જરા (ઘડપણ) મટાડવાની એટલે રસાયનચિકિત્સા અને વૃષ (આખલા) જેવી વિષયશક્તિ લાવવા માટેની વૃષચિકિત્સા એટલે વાજીકરણચિકિત્સા છે એ આયુર્વેદના આઠ અંગ છે

પ્રથમ કાયચિકિત્સા છે અને દોષ, ધાતુ, મળ વગેરેના સમુદાયથી શરીર બન્યું છે, માટે તે દોષ વગેરેનું નિરૂપણ કરે છે —

### ત્રણ દોષ

**वायुः पित्तं कफश्चेति त्रयो दोषाः समासतः ॥ ६ ॥**

ટૂંકમાં વાયુ પિત્ત અને કફ એ ત્રણ દોષ છે એ ત્રણ દોષ અરસપરસ ભેગા થવાથી જે ભેદ થાય તે અસંખ્ય છે, માટે 'ટૂંકમાં' એમ કહ્યું છે લોહી વગેરે ધાતુઓની પેઠે વાયુ વગેરેને પણ ધાતુમાં ન ગણતાં દોષ કહેવાનું કારણ એ કે ધાતુઓને વાયુ વગેરે બગાડે છે, પણ લોહી વગેરે ધાતુ વાયુ વગેરેને બગાડી શકતા નથી

### દોષનું સામર્થ્ય

**विकृताविकृता देहं घ्नन्ति ते वर्तयन्ति च ।**

એ વાયુ, પિત્ત અને કફ બગડે છે ત્યારે દેહ-(જિંદગી)નો નાશ કરે છે અને નથી બગડતા ત્યારે દેહને ચલાવે છે (જિંદગીને ટકાવે છે)

### દોષનું સ્થાન

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः ॥ ७ ॥**

એ વાયુ, પિત્ત અને કફ આખા શરીરમાં વ્યાપેલા છે, છતાં તેમનું ખાસ સ્થાન આ પ્રમાણે છે: વાયુ ડૂંટીથી નીચે રહે છે, પિત્ત ડૂંટી અને હૃદયની વચમાં રહે છે અને કફ હૃદયથી ઉપર રહે છે

### દોષનો કાળ

**वयोहोरात्रिभुक्तानां तेऽन्तमध्यादिगाः क्रमात् ।**

એ દોષો આખો વખત દેહમાં ફરતા હોય છે તો ખરા, પણ તેમનો ખાસ સમય આયુર્વેદમાં નીચે પ્રમાણે કહ્યો છે મનુષ્યના આયુષ્યનો છેવટનો ભાગ (ઘડપણ) વાયુનો કોપકાળ જાણવો આયુષ્યનો મધ્ય ભાગ (જુવાની) પિત્તનો કોપકાળ જાણવો તથા આયુષ્યનો આદિ ભાગ (બચપણ)ને કફનો કોપકાળ જાણવો એ જ પ્રમાણે દિવસ કે રાત્રિનો અંત ભાગ તે વાયુનો, મધ્યભાગ તે પિત્તનો અને આદિ ભાગ તે કફનો કોપકાળ જાણવો, તેમ જ ભોજન પછી રહે તે પછીનો સમય વાયુનો કોપકાળ, પચતું હોય તે કાળ એટલે ભોજનનો મધ્યકાળ તે પિત્તનો કોપકાળ અને ભોજન કર્યા પછીનો શરૂઆતનો કાળ (ભોજનનો આદિ કાળ) તે કફનો કોપકાળ જાણવો એ પ્રકારે આયુષ્ય, દિવસ, રાત્રિ તથા ભોજનના અંત, મધ્ય અને આદિકાળને અનુક્રમે વાયુ, પિત્ત તથા કફનો કોપકાળ સમજવો

### જઠરાગ્નિના પ્રકાર

**तैर्भवेद्विषमस्तीक्ष्णो मन्दश्चाग्निः समैः समः ॥ ८ ॥**

તે વાયુ વગેરે દોષોને લીધે જઠરાગ્નિ ચાર પ્રકારનો થાય છે, એટલે વાયુ વૃદ્ધિ પામે ત્યારે અગ્નિ 'વિષમ' કહેવાય છે, પિત્તની વૃદ્ધિથી અગ્નિ 'તીક્ષ્ણ' કહેવાય છે કફની વૃદ્ધિથી 'મંદ' કહેવાય છે અને દોષ સમાન (જે પ્રમાણમાં જોઈએ તેવા) હોય તો જઠરાગ્નિ પણ 'સમ' (સમાન) કહેવાય છે કદાચિત્ બે દોષનો ઉત્કર્ષ (વૃદ્ધિ) એકે કાળે હોય તો વૈદ્યે પોતાની બુદ્ધિથી સમજવું કે વાયુનો સ્વભાવ યોગવાહી (જેની સાથે મળે તેના ગુણ પકડી લે એવો) છે, માટે વાતપિત્તનો ઉત્કર્ષ હોય તો અગ્નિ તીક્ષ્ણ જાણવો અને વાતકફનો ઉત્કર્ષ હોય તો અગ્નિ મંદ જાણવો, કફપિત્તનો ઉત્કર્ષ હોય ત્યારે આહાર અનુસાર અગ્નિ કદાચિત્ તીક્ષ્ણ કે કદાચિત્ મંદ હોય.

### કોઠાના પ્રકાર

**कोष्ठः क्रूरो मृदुर्मध्यो मध्यः स्यात्तैः समैरपि ।**

તે વાયુ વગેરે દોષોના ઉત્કર્ષથી કોઠો પણ અનુક્રમે ક્રૂર (કઠણ), મૃદુ (કોમળ) અને મધ્ય (વચલો) એવા ત્રણ પ્રકારનો હોય છે તથા એ સર્વે દોષ સમાન

હોય ત્યારે પણ સાધારણ કોઠો કહેવાય છે એટલે વાયુનો ઉત્કર્ષ હોય તો ક્રૂર કોષ્ઠ જાણવો પિત્તનો ઉત્કર્ષ હોય તો મૃદુ કોષ્ઠ અને કફનો ઉત્કર્ષ હોય તો મધ્યકોષ્ઠ જાણવો દોષો સમાન હોવાથી મધ્યકોષ્ઠ છે કે કફના ઉત્કર્ષથી મધ્યકોષ્ઠ છે એ ભેદ સર્વદા યાદ રાખવો, કારણ કે વિરેચનના પ્રકારમા કોઠાના પ્રકાર જાણવાની જરૂર છે અને કફના વધારાથી મધ્યકોષ્ઠવાળાને રેચ સારી રીત લાગતો નથી, પણ દોષ સમાન હોવાને લીધે મધ્યકોષ્ઠ હોય તેને રેચ સારી રીતે લાગે છે, વગેરે વાતો ત્યા લક્ષમા લેવી પડે છે

### પ્રકૃતિઓ

**શુક્રાર્તવસ્થૈર્જન્માદૌ વિષેણેવ વિષક્રિમેઃ ॥૯॥**
**તૈશ્ચ તિસ્રઃ પ્રકૃતયો હીનમધ્યોત્તમાઃ પૃથક્ ।**
**સમધાતુઃ સમસ્તાસુ શ્રેષ્ઠા, નિન્દ્યા દ્વિદોષજા ।**

વાત, પિત્ત અને કફ એ વૃદ્ધિ પામવાથી વિકાર કરનારા છે, તથાપિ ઝેરમા જન્મનારા જીવડાનો જેમ ઝેર પ્રાણ લેતુ નથી, તેમ ગર્ભસ્થાનમા વીર્ય તથા આર્તવમા રહેલા દોષ (વાયુ, પિત્ત અને કફ) રહ્યા હોય છે, ત્યારે ગર્ભનો નાશ ન કરતા તે દોષ ગર્ભની પ્રકૃતિ પોતપોતાને અનુસાર કરી દે છે એટલે ગર્ભાધાન સમયે જો વીર્યમા કે આટકાવમાં વાયુ અધિક હોય, તો ત પ્રાણી 'હીન' પ્રકૃતિનુ, પિત્ત વધાર હોય તો 'મધ્ય' પ્રકૃતિનુ, કફ વધારે હોય તો 'ઉત્તમ' પ્રકૃતિનુ અને ગર્ભાધાન સમયે વીર્યમા કે આટકાવમા ત્રણે દોષ સમાન હોય તો 'સમ' પ્રકૃતિનુ કહેવાય એ સમા નમ પ્રકૃતિ ઉત્તમ છે વાતપિત્ત, વાતકફ ન પિત્તકફ એમ બે દોષ ભેગા થવાથી ઊપજેલી મિશ્ર પ્રકૃતિઓ પણ નિંદ્ય છે, કેમ કે એવી પ્રકૃતિવાળાના શરીર રોગને પાત્ર બને છે

### વાયુના ગુણ

**તત્ર રૂક્ષો લઘુઃ શીતઃ ખરઃ સૂક્ષ્મશ્ચલોઽનિલ ।**

એ ત્રણ દોષોમા વાયુ લૂખો, હલકો, ઠંડો, ખરછટ, સૂક્ષ્મ (એટલે સોંઆમા ઝટ પેસી જાય એવો) અને ચલ એટલે ગતિ કરવાના સ્વભાવવાળો છે જગમ ઉપચારથી વાયુ શાંત થાય છે, માટે વાયુને શીત ગુણવાળો કહ્યો છે

### પિત્તના ગુણ

**પિત્તં સસ્નેહતીક્ષ્ણોષ્ણં લઘુ વિસ્રં સરં દ્રવમ્ ॥૧૧**

પિત્ત કાંઈક ચીકાશવાળુ, તીક્ષ્ણ (જલદ), ઉષ્ણ, હલકુ, દુર્ગંધવાળુ (સડેલા માનના જેવી ગંધવાળું), સર તથા પ્રવાહી છે

### કફના ગુણ

**સ્નિગ્ધઃ શીતો ગુરુર્મન્દઃ**
**શ્લક્ષ્ણો મૃત્સ્નઃ સ્થિરઃ કફઃ ॥૧૧॥**

કફ ચીકણો, ઠંડો, ભારે, મંદ (જલદ નહિ પણ ધીમે ધીમે કાર્ય કરનાર), લીસો, આગળીથી ચોંટીરો તા ર ગળીરો ચોટે એવા અને સ્થિર છે

**સંસર્ગઃ સન્નિપાતશ્ચ તદ્દ્વિત્રિક્ષયકોપતઃ ॥૧૨॥**

એ ત્રણ દોષમાથી બે દોષ પોતાનુ પ્રમાણ છોડી ને વધીને એકઠા થાય કે પ્રમાણ કરતા ઓછા થઈ ને એકઠા થાય ત્યાર તેને 'સંસર્ગ' કહે છે ત્રણે દોષ એ પ્રમાણે વધીને મળે કે ઓછા થઈને મળે, ત્યાર તેને 'સન્નિપાત' કહે છે

### ધાતુઓ

**રસાસૃઙ્માંસમેદોઽસ્થિમજ્જશુક્રાણિ ધાતવ ।**
**સપ્ત દૂષ્યાઃ**

રસ લોહી, માંસ ચરબી, હાડકા, મજ્જા અને વીર્ય એ સાત ધાતુઓ છે વાયુ વગેરે દોષ એ ધાતુ ઓને બગાડે છે, માટે એ ધાતુઓને 'દૂષ્ય' પણ કહે છે

### મળ

**મલા મૂત્રશકૃત્સ્વેદાદયોઽપિ ચ ॥૧૩॥**

મૂત્ર, શકૃત્ (વિષ્ઠા), પરસેવો વગેરે 'મળ' કહેવાય છે વાયુ વગેરે દોષો મળને પણ બગાડે છે, માટે મળની પણ દૂષ્ય' સંજ્ઞા જાણવી

### વધઘટ થવાનુ કારણ

**વૃદ્ધિઃ સમાનૈઃ સર્વેષાં વિપરીતૈર્વિપર્યયઃ ।**

(૧) દોષો, ધાતુઓ, મળો વગેરેની પોતાની જાતના પદાર્થોથી, (૨) દોષો, ધાતુઓ, મળો વગેરેના ગુણ જેવા ગુણવાળા પદાર્થોથી અને (૩) દોષો, ધાતુઓ, મળો વગેરેના કામ જેવા કામ (વિહાર) કરવાથી (એ ત્રણે રીતે) અનુક્રમે દોષો, ધાતુઓ મળો વગેરે પ્રમાણમા વધી જાય છે (પણ) (૧) દોષો, ધાતુઓ, મળો વગેરેની જાતથી વિરુદ્ધ જાતના પદાર્થોથી, (૨) દોષો, ધાતુઓ, મળો વગેરેના ગુણથી વિરુદ્ધ ગુણવાળા પદાર્થોથી અને (૩) દોષો, ધાતુઓ, મળો વગેરેના કામથી વિરુદ્ધ કામ કરવાથી (એ ત્રણ રીતે) અનુક્રમે દોષો, ધાતુઓ, મળો વગેરે પ્રમાણથી ઓછા થાય છે

લોહી લોહીથી વધે છે (એટલે કે લોહીમા બીજુ લોહી ઉમેરાય તો લોહી વધે છે), માંસ માંસથી વધે છે, ચરબી ચરબીથી વધે છે, હાડકુ નરમ હાડકાથી

વધે છે, મજ્જા મજ્જાથી વધે છે, વીર્ય વીર્યથી વધે છે અને ગર્ભ કાચા ગર્ભથી વધે છે આનુ કારણ એ છે કે લોહી જળવર્ગનો પદાર્થ છે અને માસ પાર્થિવ પદાર્થ છે, તેથી લોહીમા લોહી ભળવાથી જળવર્ગમા પોતાની જ જાતનો પદાર્થ (બીજુ) લોહી ભળતુ હોવાથી લોહી વધે છે અને પાર્થિવ પદાર્થ માસમા પોતાના જ વર્ગનો (પાર્થિવ) પદાર્થ (બીજુ) માસ ભળતુ હોવાથી માસ વધે છે તે જ પ્રમાણે જળવર્ગના દૂધથી જળવર્ગના કફમા વધારો થાય છે આમ જે વર્ગનો જે દોષ, ધાતુ કે મળ હોય તે જ વર્ગના પદાર્થથી તે દોષ, ધાતુ કે મળમા વધારો થાય છે

વળી દ્રવ્ય જુદા વર્ગનુ હોય પણ ગુણ સરખા હોય તોપણ દોષ, ધાતુ, મળ વગેરેમા વધારો થાય છે દાખલા તરીકે ખજૂર પાર્થિવ વર્ગનું છે અને કફ જળ વર્ગના છે, છતા ખજૂર અને કફ બન્ને ચીકાશ વાળાં, ભાર, ઠંડા વગેરે સરખા ગુણવાળા હોવાથી ખજૂરથી કફમાં વધારો થાય છે

દ્રવ્યની જાત (વર્ગ) અને ગુણ અને તેના દોષ, ધાતુ અને મળના વર્ગ અને ગુણથી જુદા હોય પણ જો આપણા કામ (વિહાર, દોષ, ધાતુ અને મળના કામ જેવાં હોય તોપણ દોષ, ધાતુ અને મળમા વધારો થાય છે દાખલા તરીકે વાયુનું કામ ગતિ (હલન ચલન) છે અને દોડવા, કૂદવા અને તરવામા પણ ગતિ કરવી પડે છે, માટે દોડવાથી, કૂદવાથી અને તરવાથી વાયુમા વધારો થાય છે

સમાન દ્રવ્ય, ગુણ અને કામથી જેમ દોષ, ધાતુ અને મળમાં વધારો થાય છે, તેમ વિરુદ્ધ દ્રવ્ય, ગુણ અને કામથી દોષ, ધાતુ અને મળમા ઘટાડો થાય છે

દાખલા તરીકે ક્ષાર અગ્નિવર્ગનો છે અને કફ જળવર્ગનો છે, તેથી ક્ષારથી કફ ઓછો થાય છે ક્ષાર નાચ (મેથી) હલકી, લૂખી, ગરમ, તીક્ષ્ણ, વિષ હોવાથી એ કફથી વિરુદ્ધ ગુણવાળી છે, તેથી મેથીથી કફ ઓછો થાય છે ઊંઘ, આસન અને સંતોષ (સુખ) માં ગતિ કે ક્રિયા હોતી નથી અને વાયુમા ગતિ કે ક્રિયા હોય છે તેથી ઊંઘ, આસન અને સંતોષથી વાયુ ઓછો થાય છે

રસ

**रसाः स्वाद्वम्ललवणतिक्तोषणकषायकाः ॥१४॥**
**षड् द्रव्यमाश्रितास्ते च यथापूर्वं बलावहाः।**

ગળ્યો, ખાટો, ખારો, કડવો, તીખો અને તૂરો એ છ રસ છે તે રસ પાંચ પ્રકારના દ્રવ્ય (પંચભૂતના બનેલા દ્રવ્ય)મા રહેલા છે તેમાંથી દરેક પોતાનાથી પહેલાના રસ કરતા વધારે બળ આપે છે, એટલે તૂરા કરતા તીખો, તીખા કરતા કડવો, કડવા કરતાં ખારો, ખારા કરતા ખાટો અને ખાટા કરતા ગળ્યો રસ વધારે બળ આપે છે

રસની અસર

**तत्राद्या मारुतं घ्नन्ति त्रयस्तिक्तादयः कफम्। १५**
**कषायतिक्तमधुराः पित्तमन्ये तु कुर्वते ।**

એ રસમાથી ગળ્યો, ખાટો અને ખારો એ પહેલા ત્રણ રસ વાયુનો નાશ કરે છે તથા બાકીના ત્રણ—કડવા, તીખો તથા તૂરા વાયુ કરે છે (કોપાવે છે), તિક્ત (કડવો), તીખો અને તૂરો એ ત્રણ રસ કફનો નાશ કરે છે તથા બાકીના ત્રણ—મધુર, ખાટો અને ખારા એ કફને વધારે છે, તૂરો, કડવો તથા મધુર એ ત્રણ રસ પિત્તનો નાશ કરે છે તથા બાકીના ત્રણ ખાટો, ખારા અને તીખો એ રસ પિત્તને વધારે છે એ ઉપરથી એમ કહી શકાય, કે—

મધુર એટલે ગળ્યો રસ વાયુ તથા પિત્તનો નાશ કરે છે તથા કફને વધારે છે

અમ્લ એટલે ખાટો રસ વાયુનો નાશ કરે છે તથા કફ અને પિત્તને પેદા કરે છે

લવણ એટલે ખારા રસ વાયુનો નાશ કરે છે તથા કફ અને પિત્તને પેદા કરે છે

તિક્ત એટલે કડવો રસ કફ અને પિત્તનો નાશ કરે છે અને વાયુને વધારે છે

ઉષણ એટલે તીખો રસ કફનો નાશ કરે છે અને વાયુ તથા પિત્તને પેદા કરે છે

કષાય એટલે તૂરો રસ કફ અને પિત્તનો નાશ કરે છે તથા વાયુને વધારે છે

દ્રવ્ય

**शमनं कोपनं स्वस्थहितं द्रव्यमिति त्रिधा ।१६॥**

શમન, કોપન અને સ્વસ્થહિત એવા ત્રણ પ્રકારનું દ્રવ્ય છે વાયુ વગેરે દોષને જે શમાવે તે શમન દ્રવ્ય, જેમ કે તેલ વાયુને શમાવે છે, ઘી પિત્તને શમાવે છે, મધ કફને શમાવે છે જે વાયુ વગેરે દોષને કોપાવે છે (વધારે છે) તે કોપન દ્રવ્ય જાણવું, જેમ કે જવ વાયુને કોપાવે છે, પીપર પિત્તને કોપાવે છે, તેલ કફને કોપાવે છે જે દ્રવ્ય તદ્દન નાશ પામેલા દોષ, ધાતુ અને મળને તેના પ્રમાણ કરતાં વધારે ઘટાડતું નથી, તે સ્વસ્થહિત એટલે તંદુરસ્તને માટે હિતકારી જાણવું, જેમ કે ચોખા, ઘઉં, ચોખા, જાંગલ પ્રદેશના પ્રાણીનું માંસ, જેઠીનું શાક, વરસાદનું પાણી દૂધ વગેરે.

## દ્રવ્યનું વીર્ય

**उष्णशीतगुणोत्कर्षात्तत्र वीर्यं द्विधा स्मृतम् ।**

તેમા (દ્રવ્યમા) અનેક ગુણો રહ્યા છે, છતા આખું જગત અગ્નિસોમાત્મક છે એટલે તેમાની બધી વસ્તુઓના મુખ્ય બે વિભાગ થઈ શકે ઉષ્ણ અને શીત એટલે ગરમ અને ઠંડી બીજા બધા ગુણો કરતા પણ ઉષ્ણ અને શીત ગુણમા ઘણી વધારે શકિત હોવાથી દ્રવ્યમા વીર્ય બે પ્રકારનુ કહેલુ છે ઉષ્ણવીર્ય અને શીતવીર્ય (સોમ=ચદ્ર)

## દ્રવ્યનો વિપાક

**त्रिधा विपाको द्रव्यस्य स्वाद्वम्लकटुकात्मक ॥**

ગળ્યો, ખાટો અને તીખો—ત્રણ પ્રકારનો દ્રવ્યનો વિપાક થાય છે ખાધેલો પદાર્થ જઠરમા પાચન થયા પછી (વિપાક થયા પછી) છેવટે તેના પરિણામરૂપ રસધાતુ બને છે તેમા ત્રણ રસ (સ્વાદ) રહે છે તેને વિપાક કહે છે રસ છ છે, તથાપિ પાચન થયા પછી ઉપર કહેલા ત્રણ જ રસ જણાય છે ખાટા દ્રવ્યનો વિપાક પણ ખાટો, કડવા, તીખા અને તૂરા નો વિપાક તીખો તથા ગળ્યા અને ખારાનો વિપાક ગળ્યો થાય છે

## દ્રવ્યના ગુણ

**गुरुमन्दहिमस्निग्धश्लक्ष्णसान्द्रमृदुस्थिरा ।**
**गुणा सस्रूक्ष्मविशदा विंशतिः सविपर्ययाः ॥१८**

ગુરુ (ભારે), મદ, હિમ (ઠડો), સ્નિગ્ધ (ચીકણો) શ્લક્ષ્ણ (લીસો), સાંદ્ર (ઘાડો), મૃદુ (કોમળ) પોચુ, સ્થિર (એક સ્થાનમા પડી રહેવાનો ગુણ), સૂક્ષ્મ (બારીક), વિશદ (કોરુ) એ દસ તથા તેથી ઊલટા દસ ગુણો મળીને કુલ ગુણો વીસ થાય છે ઊલટા દસ ગુણો અનુક્રમે આ પ્રમાણે છે ૧ લઘુ (હલકુ), ૨ તીક્ષ્ણ (જલદ), ૩ ઉષ્ણ (ગરમ), ૪ રૂક્ષ (લૂખો—સ્નેહ (ચીકાશ) વિનાનો), ૫ ખરબચડો કે કરકરો, ૬ પ્રવાહી, ૭ કઠિન, ૮ સર, ૯ સ્થૂલ ૧૦ પિચ્છિલ (ભાતના ઓસામણ જેવું ચીકણુ)

જે દ્રવ્યમા બૃહણ કરવાની (વજન વધારવાની) શકિત હોય તે ગુરુ, શરીરને હલકુ કરવાની (વજન ઘટાડવાની) શકિત હોય તે લઘુ, શમન કરવાની શકિત હોય તે મદ, જે દ્રવ્યમા શોધન કરવાની શકિત હોય તે તીક્ષ્ણ, સ્તંભન કરવાની શકિત હોય તે હિમ, પરસેવો લાવવાની (શેક કરવાની) શકિત હોય તે ઉષ્ણ, ભીનું (પચપચું) કરવાની શકિત હોય તે સ્નિગ્ધ, સુકવવાની શકિત હોય તે રૂક્ષ (લૂખું), રુઝવવાની શકિત હોય તે શ્લક્ષ્ણ (લીસુ), ખોતરવાની (છોલવાની) શકિત હોય તે ખર (કરકરુ), પ્રસાદન કરવાની (ખીલવવાની) શકિત હોય તે સાન્દ્ર (ઘટ્ટ), ખળભળાવવાની (વલોવી નાખવાની) શકિત હોય તે દ્રવ, ઢીલુ (પોચુ) કરવાની શકિત હોય તે મૃદુ (કોમળ), કઠણ બનાવવાની શકિત હોય તે કઠણ, ટકાવી રાખવાની શકિત હોય તે સ્થિર, ચલાવવાની શકિત હોય તે ચલ, ઉઘાડવાની (ખોલવાની) શકિત હોય તે સૂક્ષ્મ, ઢાકી દેવાની શકિત હોય તે સ્થૂલ, લૂછી નાખવાની (કોરુ પાડવાની) શકિત હોય તે વિશદ અને ખરડવાની (લપેડવાની) શકિત હોય તે પિચ્છિલ કહેવાય છે

આ વીસ ગુણો ઉપરાત બીજા ગુણો પણ દ્રવ્યમા હોય છે, પણ એ બધા મુખ્ય વીસ ગુણમા સમાઈ જાય એવા છે, તેથી ગુણ વીસ છે એમ કહ્યુ છે વીસ ઉપરાતના કટલાક ગુણો નીચ પ્રમાણે છે

વ્યવાયી આખા શરીરમા ફેલાઈ (પ્રસરી) ગયા પછી જ પચ એવી શકિત જે દ્રવ્યમા હોય તે વ્યવાયી કહેવાય છે

વિકાશી—ધાતુઓમાથી ઓજને છૂટુ પાડીને શરીરના સાધા ઢીલા કરી નાખવાની શકિત જે દ્રવ્યમા હોય તે વિકાશી કહેવાય છે

આશુકારી—પાણીમા તેલની માફક શરીરમાં એક દમ પ્રસરી જવાની અને મારી નાખવાની શકિત જે દ્રવ્યમા હોય તે આશુકારી કહેવાય છે

પ્રસન્ન—વિકસાવવાની (ખીલવવાની) શકિત જે દ્રવ્યમા હોય તે પ્રસન્ન કહેવાય છે

શુદ્ધિ—બદ્ધ લપેટાઈ ગયેલા, ન દેખાતા મળને કોરા પાડવાની શકિત જે દ્રવ્યમા હોય તે શુદ્ધિ કહેવાય છે

વિમલ—દેખાતા એવા મળને ધોઈ લૂછીને કોરા પાડવાની (સાફ કરવાની) શકિત જે દ્રવ્યમા હોય તે વિમલ કહેવાય છે

ક્ષિર—પરિણામે છિન્ન (ફાટ) કરે તે દ્રવ્ય ક્ષિર કહેવાય છે

મૃષ્ટ—મનને ગમે એવું દ્રવ્ય મૃષ્ટ કહેવાય છે

## રોગનું અને આરોગ્યનું કારણ

**कालार्थकर्मणां योगो हीनमिथ्यातिमात्रक ।**
**सम्यग्योगश्च विज्ञेयो रोगारोग्यैककारणम् ॥१९॥**

વર્ષા, ગ્રીષ્મ, શીત એ ત્રણ કાળ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાંચ અર્થ અને શરીરનાં, મનનાં અને વાણીના ત્રણના એ કર્મ—એ સર્વનો હીન,

મિથ્યા કે અતિયોગ એ રોગનું કારણ જાણવું તથા તેમનો સમ્યગ્ યોગ તે આરોગ્યનું કારણ જાણવું, (કાળના યોગના દાખલા—ઓછી ટાઢ, બહુ ટાઢ કે મિથ્યા ઠંડી (ઠંડીની ઋતુ વિના બહુ ઠંડી) એ રોગનું કારણ છે, પણ સમ્યગ્ (એટલે જોઈએ તેટલી) ટાઢ આરોગ્ય રાખે છે, એ રીતે ઓછો તાપ, મિથ્યા તાપ (તાપની ઋતુ વિના બહુ તાપ) અને તાપની ઋતુમાં પણ હદ ઉપરાંત તાપ રોગ કરે છે, પણ સમાન તાપ આરોગ્ય રાખે છે, ઓછી વર્ષા, અતિવર્ષા અને મિથ્યાવર્ષા એટલે અવૃષ્ટિ એ રોગનું કારણ છે તથા સમાન વર્ષા એ આરોગ્યનું કારણ છે), એ જ પ્રમાણે અનેક પદાર્થોનો તે તે ઇન્દ્રિય સાથે હીન (ઓછો) યોગ, અતિયોગ અને મિથ્યાયોગ રોગ કરે છે, પણ સમાનયોગ આરોગ્ય રાખે છે શરીરના કામનો શરીર સાથે હીન, મિથ્યા કે અતિયોગ રોગનું કારણ છે અને સમાનયોગ આરોગ્યનું કારણ છે વાણીના કામના હીન, મિથ્યા અને અતિયોગ રોગનું કારણ છે, પણ સમ્યગ્ યોગ આરોગ્ય રાખે છે

**રોગ અને આરોગ્યનું લક્ષણ**

**रोगस्तु दोषवैषम्यं, दोषसाम्यमरोगता ।**

વાયુ વગેરે દોષનું પોતાના પ્રમાણ કરતાં વધવું કે ઘટવું તેને રોગ કહે છે અને તે દોષનું પ્રમાણમાં રહેવું તેને આરોગ્ય કહે છે

**રોગના પ્રકાર**

**निजागन्तुविभागेन तत्र रोगा द्विधा स्मृताः॥२०॥**

પૂર્વે કહ્યા તે તેને નિજ અને આગન્તુ એવા બે પ્રકારના કહ્યા છે જે રોગમાં પ્રથમ વાયુ વગેરે દોષોનું યોગ્ય પ્રમાણ ન સચવાઈ રહેવાથી શરીરમાં પીડા (રોગ) થાય તેમને નિજ રોગ કહે છે, તથા જે રોગમાં આગન્તુ (બહારનું કારણ જેવું કે શસ્ત્ર વાગવું વગેરે) કારણથી પ્રથમ પીડા થાય અને તેથી વાતાદિક દોષ પછી કોપે તેને આગન્તુ રોગ કહે છે આ પ્રમાણે શરીરની અંદરના કારણ તથા બહારના કારણના ભેદને લીધે રોગના પણ ઉપર કહ્યા તેવા બે પ્રકાર થાય છે

**રોગનું સ્થાન**

**तेषां कायमनोभेदादधिष्ठानमपि द्विधा ।**

એ રોગોમાંથી તાવ, ઉદર, રક્તપિત્ત વગેરે રોગોનું સ્થાન શરીર છે અને મદ, મૂર્છા, ઉન્માદ વગેરે રોગોનું સ્થાન મન છે એ રીતે તેમનું સ્થાન પણ શરીર અને મન એવા ભેદથી બે પ્રકારનું છે

**માનસિક રોગના હેતુ**

**रजस्तमश्च मनसो द्वौ च दोषावुदाहृतौ ॥२१॥**

રજ અને તમ એ બે મનના દોષ (બગાડનાર) કહેલા છે વાયુ વગેરે દોષ પણ મનને વિકાર પમાડવામાં કારણરૂપ છે, તે છતાં રજ અને તમ એ દોષ પણ પ્રસંગાનુસાર જાણવા એવી મતલબ છે

**દરદીને તપાસવાની રીતો**

**दर्शनस्पर्शनप्रश्नैः परीक्षेत च रोगिणम् ।**

જોવાથી, સ્પર્શથી અને પ્રશ્નથી રોગીની પરીક્ષા કરવી એટલે ઉધરસ કે પ્રમેહ વગેરે રોગવાળાને કફ કે પેશાબ વગેરેના રંગ વગેરે જોઈને તે રોગીની પરીક્ષા કરવી. તાવ, ગોળો વગેરેમાં ઉષ્ણતા, કઠિનતા વગેરે સ્પર્શથી જાણીને પરીક્ષા કરવી અને શૂળ, અરુચિ વગેરેમાં રોગીને પૂછીને તેના મુખથી વાત સાંભળીને પરીક્ષા કરવી

**રોગની પરીક્ષાના પ્રકાર**

**रोगं निदानप्राग्रूपलक्षणोपशयाप्तिभिः ॥ २२ ॥**

નિદાન, પ્રાગ્રૂપ, લક્ષણ, ઉપશય અને આપ્તિ—એ પાંચ સાધનોથી રોગ પારખવો

**નિદાન :** શરીરની બહારના જે કારણને લીધે રોગ થાય તે કારણ નિદાન કહેવાય છે આહાર તથા વિહારના કુપથ્યથી રોગ થાય છે, પણ આહાર અને વિહારનું કુપથ્ય શરીરની બહારનું કારણ છે, માટે આહાર—વિહારનું કુપથ્ય રોગનું નિદાન (કારણ) કહેવાય છે

**પ્રાગ્રૂપ (પૂર્વરૂપ) :** રોગ થતાં પહેલાં થોડો સમય પહેલાં રોગ આવવાનો છે એવું બતાવનારાં કેટલાંક લક્ષણો (ચિહ્નો) થાય છે એ લક્ષણોને રોગનું પૂર્વરૂપ કહે છે દાખલા તરીકે તાવ આવવા પહેલાં થોડો સમય પહેલાં તાવ આવવાનો છે એવું દેખાડનારાં નિ ૨/૬ થી ૯½ માં ગણાવેલાં ચિહ્નો થાય છે, માટે એ ચિહ્નો તાવનું પૂર્વરૂપ કહેવાય છે

**લક્ષણ :** મૂળ રોગ થાય (જણાય) તેની સાથે જે જે લક્ષણો થાય છે તેને મૂળ રોગનું રૂપ અથવા સ્વરૂપ કહે છે, અને મૂળ રોગ થયા (જણાયા) પછી જે બીજા રોગ થાય છે તે મૂળ રોગના ઉપદ્રવ કહેવાય છે રૂપ અને ઉપદ્રવ બંનેને લક્ષણ કહે છે દાખલા તરીકે નિ ૨/૧૦ થી ૧૩½ માં વાયુના તાવનાં લક્ષણ આપ્યાં છે

**ઉપશય :** જે ઔષધ, આહાર અને વિહારના ઉપયોગથી જે રોગમાં આરામ કે રાહત થાય તે ઔષધ, આહાર અને વિહાર તે રોગના ઉપશય કહેવાય છે ઉપશયનું બીજું નામ વ્યાધિસાત્મ્ય છે

**આપ્તિ (સપ્રાપ્તિ)** ' કયો દોષ શરીરના કયા અગમા જાય છે, બીજા કયા દોષ વગેરે એ દોષની પાછળ પાછળ આવે છે તેથી એ અગમા શો વિકાર થાય છે ને એ વિકાર થવાથી આખરે રોગ કવી રીતે ફૂટી નીકળે છે, એ બધી ક્રિયાઓની પરપરાને આયુર્વેદમા સપ્રાપ્તિ કહે છે દાખલા તરીક દોષ હોજરીમા આવે છે, એ દોષની પાછળ 'આમ' આવે છે, તેથી સ્રોતોના મો બધ થઈ જાય છે, જઠરાગ્નિની ઉષ્મા (ગરમી) પોતાના સ્થાનમાથી બહાર ફેંકાઈ જાય છે એ બહાર ફેંકાયેલો જઠરાગ્નિ પેલા દોષની પાછળ પાછળ ફરે છે, તેથી આખુ શરીર તપી જાય છે આ તાવની સપ્રાપ્તિ છે

દરદીને કયો રોગ થયો છે તે નિદાન, પૂર્વરૂપ, લક્ષણ, ઉપશય અને સપ્રાપ્તિ ઉપરથી નક્કી કરી શકાય છે અમુક આહારવિહારથી અમુક રાગ થાય છે, અમુક રાગનુ પૂર્વરૂપ શું છે, અમુક રાગના લક્ષણ કયા કયા છે, અમુક રાગમા શુ માફક આવે અને શુ અવળુ પડે, અમુક રોગની સપ્રાપ્તિ શી છે, એ બધુ આયુર્વેદમા દરેક રોગ માટે આપેલુ છે હવે માદા પડતા પહેલા દરદીના આહારવિહાર કેવા હતા, મૂળ રાગ થતા પહેલા એને બીજા કયા કયા લક્ષણો ઊભા થયા હતા, રોગ થયો તે વખતે અને થયા પછી કયા કયા લક્ષણો જણાય છે, અમુક પ્રકારની ક્રિયા, ઔષધ અને આહારવિહારથી એનું દરદ વધે છે કે ઘટે છે ને આ રોગની સંપ્રાપ્તિ કઈ હતી, એ બાબતોનો વિચાર કરવાથી રાગ ચોકકસ પારખી શકાય છે

નિદાન બે જાતનુ હોય છે પાસેનું અને દૂરનું પાસેનુ નિદાન પણ વળી બે જાતનુ હોય છે પાસેનુ અને બહુ પાસેનુ દાખલા તરીકે જૂવાર, બાજરી, દહીં વગેરે વસ્તુઓના ઉપયોગથી રોગ થાય ત્યારે એ વસ્તુઓનો ઉપયોગ રોગનુ પાસેનું કારણ છે પણ જે કારણ મળે કે તરત જ રાગ થાય છે તે રોગનુ બહુ પાસેનુ કારણ (નિદાન) કહેવાય છે દાખલા તરીકે અમુક આહાર—વિહારથી વાયુ વગેરે દોષના પ્રમાણમા વધઘટ થઈ જાય છે કે તરત જ રોગ થાય છે, માટે વાયુ વગેરે દોષના યોગ્ય પ્રમાણમા વધઘટ થવી એ રોગનુ બહુ પાસેનુ કારણ (નિદાન) કહેવાય છે બહુ જૂના વખતમા રુદ્રનો કોપ થયો હોય તેથી તાવ આવે, તેથી રુદ્રનો કોપ એ તાવનું દૂરનું નિદાન કહેવાય છે

દેશના પ્રકાર

**भूमिदेहप्रभेदेन देशमाहुरिह द्विधा।**

આયુર્વેદના આચાર્યોએ દેશ બે પ્રકારનો કહ્યો છે માથુ, હાથ વગેરે દેહના પ્રદેશને દેહનો દેશ કહે છે અને પૃથ્વીના પ્રદેશને ભૂમિદેશ કહે છે

ભૂમિદેશના પ્રકાર

**जाङ्गलं वातभूयिष्ठमनूपं तु कफोल्बणम् ॥ २३ ॥**
**साधारणं सममलं त्रिधा भूदेशमादिशेत्।**

જે દેશમા પર્વત, પાણી, ઝાડ વગેરે થોડા હોય તે દેશને 'જાંગલ' દેશ કહે છે વાયુ ત્યાં બહુ પૂર હોય છે અને ત્યા ઊપજેલી વનસ્પતિ તથા પ્રાણી વગેરે પણ વાયડા હોય છે પુષ્કળ પાણી, વૃક્ષ વગેરે જ્યા હોય તે દેશને અનૂપ કહે છે ત્યાં કફની પ્રવૃત્તિ ઘણી હોય છે અને તેથી ત્યા ઊપજેલા પ્રાણી, વનસ્પતિ વગેરે સ્નિગ્ધ હોય છે, જ્યા વાયુ, પિત્ત અને કફ યોગ્ય પ્રમાણમા હોય તેને સાધારણ દેશ કહે છે આમ દેશ ત્રણ જાતનો જાણવો

કાળના પ્રકાર

**क्षणादिर्व्याध्यवस्था च कालो भेषजयोगकृत् ॥२४॥**

રોગની સારવાર કરવાની શકિતની દૃષ્ટિએ બે પ્રકારનો કાળ આયુર્વેદમા કહ્યો છે એક ક્ષણ વગેરે એટલે ક્ષણથી માંડીને વર્ષ વગેરે કાળ અને બીજો રોગની અવસ્થાના કાળ જેમ કે 'તાવ નિરામ હોય અને શરીર હલકુ હોય ત્યારે ઔષધ આપવુ' એ વાકયમા કાળ રોગની અવસ્થા ઉપરથી સમજાય છે તથા 'વિહાન બપોર આપવુ' એ વાકયમા ઔષધનો ઉપયોગ કરવાનો કાળ, ક્ષણ વગેરે કાળથી બતાવ્યો છે

ઔષધના પ્રકાર

**शोधनं शमनं चेति समासादौषधं द्विधा।**

જગતમા ઉત્પન્ન થતા અનેક પ્રકારના ઔષધોને શોધનઔષધ અને શમનઔષધ એવા બે વર્ગમાં વહેંચી શકાય છે, તેથી ટૂકમા ઔષધના બે પ્રકાર છે શોધન અને શમન જે ઔષધ કોપેલા (વધેલા) દોષને શરીરની બહાર કાઢી નાખીને રોગ મટાડે છે તે ઔષધને શોધનઔષધ કહે છે, જે ઔષધથી વાત, પિત્ત અને કફ શરીરની બહાર નીકળતા નથી, છતા જેનાથી વધી પડેલો દોષ ઓછો થઈને અને ઓછો થયેલો દોષ વધીને દોષોનું યોગ્ય પ્રમાણ બની રહે છે અને સમતાઈ રહે છે તે ઔષધને શમનઔષધ કહે છે

શારીરદોષનું મુખ્ય ઔષધ

**शारीरजानां दोषाणां क्रमेण परमौषधम् ॥ २५ ॥**
**बस्तिर्विरेको वमनं तथा तैलं घृतं मधु।**

શરીરમા ઊપજેલા વાયુ વગેરે દોષનુ મુખ્ય ઔષધ

અનુક્રમે આ પ્રમાણે છે વાયુનું મુખ્ય શોધનઔષધ બસ્તિ એટલે સ્નેહ, કવાથ વગેરે ગુદામા ચડાવવા, પિત્તનુ મુખ્ય શોધનઔષધ જુલાબ, અને કફનુ મુખ્ય શોધનઔષધ ઊલટી તે જ પ્રમાણે વાયુનું મુખ્ય શમનઔષધ તેલ, પિત્તનું મુખ્ય શમનઔષધ ઘી અને કફનુ મુખ્ય શમનઔષધ મધ છે

### માનસિક દોષનુ મુખ્ય ઔષધ

**धीधैर्यात्मादिविज्ञानं मनोदोषौषधं परम् ॥ २६ ॥**

મનના દોષનું મુખ્ય ઔષધ બુદ્ધિ, ધીરજ અને આત્મા વગેરેનું જ્ઞાન છે રજોગુણ અને તમોગુણ એ બે મનના દોષ છે તેને લીધે કામ, ક્રોધ વગેરે થાય છે, તેથી રોગ થાય છે આ રજોગુણ અને તમોગુણને મટાડવા માટે સારુ શુ અને નરસું શુ, હિત શુ અને અહિત શુ, એનો સાચો નિર્ણય કરી શકે એવી બુદ્ધિ કેળવવી જોઈએ એવી બુદ્ધિ સારા—નરસાનો ભેદ સમજી શકે, પણ એટલુ બસ નથી સારાનરસાના ભેદ સમજ્યા પછી સારા( પથ્ય )ને વળગી રહવુ અને નરસા( કુપથ્ય )થી દૂર રહેવુ જોઈએ આ કામને માટે ધીરજ કેળવવી જોઈએ, પણ હિત( પથ્ય )ને વળગી રહેવા માટે એકલી ધીરજ બસ નથી એ ધીરજ પાછળ આત્મા, દેશ, કાળ વગેરેનું જ્ઞાન હોવુ જોઈએ એટલે આપણે કોણ છીએ, કેવી પ્રકૃતિના છીએ, કયા પ્રદેશમા રહીએ છીએ, કયો સમય કે ઋતુ ચાલે છે વગેરે બાબતોના આધાર ધીરજ કેળવવી જોઈએ આમ બુદ્ધિ, ધીરજ અને આત્મા વગેરેનુ જ્ઞાન મનના દોષોનુ મુખ્ય ઔષધ છે

### ઉપચારના ચાર અગ

**भिषग् द्रव्याण्युपस्थाता रोगी पादचतुष्टयम् ।**
**चिकित्सितस्य निर्दिष्टं, प्रत्येकं तच्चतुर्गुणम् ॥ २७ ॥**

રોગની શાતિ કરવારૂપી સઘળા ઉપચારના ચાર અગ છે વૈદ્ય, ઔષધ( દ્રવ્યો ), રોગીની સારવાર કરનાર અને રોગી એ ચાર અગમાંનું પ્રત્યેક અગ ચારચાર ગુણવાળુ છે

### વૈદ્યના ચાર ગુણ

**दक्षस्तीर्थात्तशास्त्रार्थो दृष्टकर्मा शुचिर्भिषक् ।**

પોતાના કામમા ચતુર, ગુરુ પાસેથી આયુર્વેદ શાસ્ત્રનો અર્થ શીખેલો, શાસ્ત્ર પ્રમાણે ચિકિત્સા કરવામા અનુભવ મેળવેલો અને પવિત્ર એટલે મન, વાણી અને શરીરથી મલિન કામ નહિ કરનારો ( કમાવા અને ગુજરાન ચલાવવા માટે નહિ, પણ કેવળ ધર્મને ખાતર વૈદુ કરનો ) એવા ચાર ગુણવાળો વૈદ્ય હોવો જોઈએ.

### ઔષધના ચાર ગુણ

**बहुकल्पं बहुगुणं सम्पन्नं योग्यमौषधम् ॥ २८ ॥**

ઔષધ નીચેના ચાર ગુણવાળુ હોવું જોઈએ: (૧) સ્વરસ, કવાથ, ચૂર્ણ વગેરે અનેક બનાવટો કરીને ઉપયોગમા લઈ શકાય એવુ, (૨) સૂ ૧/૧૮ મા ગણાવેલા ગુણોમાથી વધારેમા વધારે ગુણોવાળુ અને અનેક રોગ મટાડવાની શક્તિ( ગુણ )વાળુ, (૩) સપત્તિવાળુ એટલે સડી ગયેલુ, ભુડદાલ કે ગમે ત્યાં ઊગી નીકળેલુ નહિ, પણ યોગ્ય પ્રદેશમા અને યોગ્ય માટીમા ઊગેલુ, રસભર્યું અને (૪) રોગ, દેશ, કાળ, દોષ, દૂષ્ય, દેહ, ઉંમર, બળ વગેરેનો વિચાર કર્યા પછી જે આપવા જેવુ લાગે એવુ, દરદી અને દરદને યોગ્ય

### સારવાર કરનારના ચાર ગુણ

**अनुरक्तः शुचिर्दक्षो बुद्धिमान् परिचारकः ।**

રોગીની સારવાર કરનાર રોગી ઉપર પ્રીતિવાળો, મન, વાણી અને કર્મથી નિર્મળ, સઘળા કામમા ચતુર અને બુદ્ધિશાળી હોવો જોઈએ

### રોગીના ચાર ગુણ

**आढ्यो रोगी भिषग्वश्यो ज्ञापकः सत्त्ववानपि ॥२९॥**

રોગી પણ ચાર ગુણવાળો હોવો જોઈએ દરદી ઔષધ વગેરે સામગ્રી માટે પૈસા ખરચી શકે એવો ધનવાન, વૈદ્યનુ કહ્યુ કરનાર, પોતાના શરીર વગેરેમાં થતા ફેરફાર, કયા દવાદારુ કરવાથી શુ થયુ વગેરે વૈદ્ય ન જાણી શકે એવો તથા સત્ત્વવાળો ( ધીરજવાળો અને ખડતલ ) હોવો જોઈએ

### સુખસાધ્ય રોગ

**सर्वौषधक्षमे देहे यूनः पुंसो जितात्मनः ।**
**अमर्मगोऽल्पहेत्वग्ररूपरूपोऽनुपद्रवः ॥ ३० ॥**
**अतुल्यदूष्यदेशर्तुप्रकृतिः पादसम्पदि ।**
**ग्रहेष्वनुगुणेष्वेकदोषमार्गो नवः सुखः ॥ ३१ ॥**

રોગીનુ બીમાર શરીર તમામ જાતનાં ઔષધ અને ક્રિયાને સહન કરે એવુ હોય, રોગી જુવાન હોય, પુરુષ હોય (સ્ત્રી જાતે બીકણ તથા ઔષધ વગેરે જલદ હોય તો સહન કરી શકે નહિ એવી હોય છે, માટે એને ગણી નથી ), રોગી પોતાના મનને કબજામાં રાખે એવો હોય, તેને જે રોગ થયો હોય તે મર્મ સ્થાનને ન લાગેલો હોય, એનનાં હેતુ, પૂર્વરૂપ અને લક્ષણ થોડા હોય, ઉપદ્રવ ન થયા હોય, દૂષ્ય, દેશ, ઋતુ, પ્રકૃતિ એ સર્વને સમાન રોગ ન હોય, સૂ. ૧/૨૬॥ થી ૨૯મા ગણાવેલી પાદસપત્તિઓ

સ સ।

હોય, સૂર્ય વગેરે ગ્રહો અનુકૂળ હોય, રોગ એક દોષથી થયો હોય, બાહ્ય, મધ્ય અને અભ્યંતર એ ત્રણ માર્ગમાંથી (સૂ ૧૨/૪૪ થી ૪૮।।) એક માર્ગમાં રોગ થયેલો હોય, રોગ થોડા દિવસથી થયો હોય તો રોગ સુખસાધ્ય એટલે થોડા વખતમાં સહેલાઈથી મટે તેવો જાણવો.

નોંધ: અમુક રોગમાં દૂષ્ય, દેશ, ઋતુ અને રોગીની પ્રકૃતિ જે જાતના હોય તેનાથી જુદી જાતનો એ રોગ હોય તો તે રોગ થોડા દિવસમાં મટે છે દાખલા તરીકે ચરબી, અનૂપદેશ, શિયાળો અને વાયુની પ્રકૃતિ એ ચારે પિત્તથી વિરુદ્ધ (અસમ ., છે, માટે પિત્તના રોગમાં ચરબી બગડી હોય, પિત્તનો રોગ અનૂપ દેશમાં રહેનારને થયો હોય, શિયાળામાં થયો હોય અને વાયુની પ્રકૃતિવાળાને થયો હોય તો એ પિત્તનો રોગ જલદી મટે છે કફ ઠંડો હોવાથી અને લોહી ગરમ હોવાથી રોગ અને દૂષ્ય અસમાન છે, તેથી કફથી બગડેલું લોહી ઝટ સુધરે છે અનૂપદેશ ઠંડો હોવાથી અને પિત્ત ગરમ હોવાથી અનૂપદેશમાં પિત્તના રોગ ઝટ મટે છે, કારણ કે રોગ અને દેશ અસમાન છે એ રીતે તાપવાળી શરદઋતુમાં ઠંડા કફના રોગ, ઋતુ અને રોગની અસમાનતાને લીધે તરત મટે છે વળી પિત્તપ્રકૃતિ ગરમ અને કફનો રોગ ઠંડો હોવાથી રોગ અને પ્રકૃતિની અસમાનતાને લીધે પિત્તપ્રકૃતિવાળાને થયેલો કફનો રોગ ઝટ મટે છે

### કષ્ટસાધ્ય રોગ

**शस्त्रादिसाधन कृच्छ्रः सङ्करे च ततो गदः ।**

રોગ શસ્ત્રાદિકથી મટાડાય એવો હોય તથા પૂર્વે શ્લો ૨૯।। થી ૩૧ મા કહેલા સુખસાધ્યના લક્ષણો માંથી એકબીજાની વિરુદ્ધ લક્ષણો એકઠા મળ્યા હોય (જેમાં રોગી જુવાન હોવા છતાં મન વશ ન રાખી શકતો હોય, રોગી, જિતેંદ્રિય છતાં રોગ મર્મસ્થાનમાં થયો હોય, ઇત્યાદિ) તો તે રોગ કૃચ્છ્રસાધ્ય એટલે આકરા અને મોટા ઉપાયોથી પણ મોડો મટે એવો જાણવો

### યાપ્ય રોગ

**शेषत्वादायुषो याप्यः पथ्याभ्यासाद्विपर्यये ॥३२॥**

પૂર્વે શ્લોક ૨૯।। થી ૩૧ મા કહેલાં સુખસાધ્યના લક્ષણોથી બહુ વિપરીત લક્ષણો હોવા છતાં પણ જેનું આયુષ્ય બાકી રહેલું હોય એવા રોગીનો રોગ માફક આવે એવા (પથ્ય) આહાર, વિહાર વગેરેના સતત સેવનથી કાબૂમાં રહે તે રોગને યાપ્ય કહે છે

### અસાધ્ય રોગ

**अनुपक्रम एव स्यात्स्थितोऽत्यन्तविपर्यये ।**
**औत्सुक्यमोहारतिकृद्दृष्टरिष्टोऽक्षनाशनः ॥३३॥**

શ્લોક ૨૯।। થી ૩૧ મા ગણાવેલા સુખસાધ્ય રોગના લક્ષણોથી અત્યંત વિપરીત લક્ષણોવાળો, એટલા બધા વિપરીત લક્ષણોવાળો કે એમાં આવરદા પણ બાકી ન રહી હોય એવી, ઔત્સુક્ય, મોહ અને અરતિ કરે એવો, જેમાં રિષ્ટ (મરણ થવાનું છે એવું દેખાડનારું ચિહ્ન) દેખાતું હોય એવો અને જેમાં આંખ વગેરે ઇન્દ્રિયોની શક્તિ નાશ પામી હોય એવો રોગ અસાધ્ય એટલે ન મટે એવો હોય છે

અનુપક્રમ—જેનો ઉપાય હોઈ શકે નહિ એવો પ્રત્યાખ્યેય—કોઈ ઉપાય ન હોવાથી છોડી દેવા લાયક

### ચિકિત્સા નહિ કરવા જેવા રોગી

**त्यजेदार्तं भिषग्भूपैर्द्विष्टं तेषां द्विषं द्विषम् ।**
**हीनोपकरणं व्यग्रमविधेयं गतायुषम् ॥ ३४ ॥**
**चण्डं शोकातुरं भीरुं कृतघ्नं वैद्यमानिनम् ।**

વૈદ્યો અને રાજાઓ જેનો દ્વેષ કરતા હોય, વૈદ્યો અને રાજાઓનો જે દ્વેષ કરતો હોય, પોતાનો (વૈદ્યનો) જે શત્રુ હોય, પાછળ શ્લોક ૨૭ માં ઉપચારના જે ચાર અંગ કહ્યા છે તેમાંથી એકાદ પણ જેને ઓછું હોય, ઉપચાર સિવાય બીજા કામમાં આસક્ત હોય, વૈદ્યનું કહ્યું ન કરે તેવો હોય, જેનું આયુષ્ય ખૂટયું હોય, ક્રૂર કર્મ કરનારો, અવિચારી અને તામસી (ગુસ્સો) હોય, સ્ત્રી વગેરેના વિરહથી શોકાતુર રહેનારો હોય, બીકણ (ઘડીઘડીમાં ગભરાઈ જાય એવો) હોય, ભલું કરનારનું ભૂંડું કરે એવો કૃતઘ્ન હોય તથા પોતે વૈદ્ય ન હોવા છતાં પોતે વૈદ્ય છે એમ માનનો હોય, એવો રોગી જો સાધ્ય રોગના લક્ષણવાળો હોય તોપણ તેની ચિકિત્સા વૈદ્યે કરવી નહિ

### અધ્યાયોનો અનુક્રમ

**तन्त्रस्यास्य परं चातो वक्ष्यतेऽध्यायसङ्ग्रहः ॥३५॥**

હવે આ તંત્રના અધ્યાયોનો સંગ્રહ કહીએ છીએ

### સૂત્રસ્થાનના અધ્યાય

**आयुष्कामदिनर्त्वीहारोगानुत्पादनद्रवाः ।**
**अन्नज्ञानान्नसंरक्षामात्राद्रव्यरसाश्रयाः ॥ ३६ ॥**
**दोषादिज्ञानतद्भेदतच्चिकित्साद्युपक्रमाः ।**
**शुद्ध्यादिस्नेहनस्वेदरेकास्थापननावनम् ॥ ३७ ॥**
**धूमगण्डूषदृक्सेकतृप्तियन्त्रकशास्त्रकम् ।**
**सिराविधिः शल्यविधिः शस्त्रक्षाराग्निकर्मिकौ ॥३८॥**
**सूत्रस्थानमिमेऽध्यायास्त्रिंश ~ ।**

(૧) આયુષ્કામીય, (૨) દિનચર્યા, (૩) ઋતુચર્યા, (૪) રોગાનુત્પાદનીય, (૫) દ્રવદ્રવ્ય-વિજ્ઞાનીય, (૬) અન્નસ્વરૂપવિજ્ઞાનીય, (૭) અન્ન સંરક્ષા, (૮) માત્રાશિતીય, (૯) દ્રવ્યાદિવિજ્ઞાનીય, (૧૦) રસભેદીય, (૧૧) દોષાદિવિજ્ઞાનીય, (૧૨) દોષભેદીય, (૧૩) દોષોપક્રમણીય, (૧૪) દ્વિવિધોપક્રમણીય, (૧૫) શોધનાદિગણસંગ્રહ, (૧૬) સ્નેહ વિધિ, (૧૭) સ્વેદવિધિ, (૧૮) વમનવિરેચનવિધિ, (૧૯) બસ્તિવિધિ, (૨૦) નસ્યવિધિ, (૨૧) ધૂમવિધિ, (૨૨) ગડૂષાદિવિધિ, (૨૩) આશ્ચોતનાજનવિધિ, (૨૪) તર્પણપુટપાકવિધિ, (૨૫) યંત્રવિધિ, (૨૬) શસ્ત્રવિધિ, (૨૭) શિરાવ્યધવિધિ, (૨૮) શલ્યાહરણવિધિ, (૨૯) શસ્ત્રકર્મવિધિ, (૩૦) ક્ષારાગ્નિકર્મવિધિ એ પ્રમાણે સૂત્રસ્થાનના આ ત્રીસ અધ્યાય છે

### શારીરસ્થાનના અધ્યાય

**शारीरमुच्यते ।**
**गर्भावक्रान्तितद्व्यापदङ्गमर्मविभागिकम् ॥ ३९ ॥**
**विकृतिर्दूतजं षष्ठम्**

હવે શારીરસ્થાન કહીએ છીએ

(૧) ગર્ભાવક્રાંતિશારીર, (૨) ગર્ભવ્યાપચ્છારીર, (૩) અંગવિભાગશારીર, (૪) મર્મવિભાગ શારીર, (૫) વિકૃતિવિજ્ઞાનીય શારીર, (૬) દૂતવિજ્ઞાનીય શારીર, એ શારીરસ્થાનના છ અધ્યાય છે

### નિદાનસ્થાનના અધ્યાય

**निदानं सार्वरोगिकम् ।**
**ज्वरासृक्श्वासयक्ष्मादिमदाद्यर्शोतिसारिणाम्**
**मूत्राघातप्रमेहाणां विद्रध्याद्युदरस्य च ।**
**पाण्डुकुष्ठानिलार्तानां वातास्रस्य च षोडश ॥४१॥**

(૧) સર્વ રોગનું નિદાન, (૨) જ્વરનિદાન, (૩) રક્તપિત્ત—કાસનિદાન, (૪) શ્વાસ—હિક્કાનિદાન (૫) રાજયક્ષ્માદિનિદાન, (૬) મદાત્યયાદિનિદાન, (૭) અર્શોનિદાન (૮) અતિસાર—ગ્રહણીદોષનિદાન (૯) મૂત્રાઘાતનિદાન, (૧૦) પ્રમેહનિદાન, (૧૧) વિદ્રધિ—વૃદ્ધિ—ગુલ્મનિદાન, (૧૨) ઉદરનિદાન, (૧૩) પાંડુશોફવીસર્પનિદાન, (૧૪) કુષ્ઠશ્વિત્રકૃમિ નિદાન, (૧૫) વાતવ્યાધિનિદાન, (૧૬) વાતશોણિત નિદાન. એ પ્રકારે નિદાન સ્થાનના સોળ અધ્યાય છે.

### ચિકિત્સાસ્થાનના અધ્યાય

**चिकित्सितं ज्वरे रक्ते कासे श्वासे च यक्ष्मणि ।**
**वमौ मदात्ययेऽर्शःसु विशि द्वौ, द्वौ च मूत्रिते**
**विद्रधौ गुल्मजठरपाण्डुशोफविसर्पिषु ।**
**कुष्ठश्वित्रानिलव्याधिवातास्रेषु चिकित्सितम् ॥**
**द्वाविंशतिरिमेऽध्यायाः**

(૧) જ્વરચિકિત્સિત, (૨) રક્તપિત્તચિકિત્સિત (૩) કાસચિકિત્સિત, (૪) શ્વાસ—હિક્કાચિકિત્સિત, (૫) રાજયક્ષ્મચિકિત્સિત, (૬) છર્દિહૃદ્રોગતૃષ્ણા-ચિકિત્સિત, (૭) મદાત્યયચિ૦, (૮) અર્શશ્ચિ૦, (૯) અતિસારચિ૦, (૧૦) ગ્રહણીચિ૦, (૧૧) મૂત્રાઘાતચિ૦, (૧૨) પ્રમેહચિ૦, (૧૩) વિદ્રધિવૃદ્ધિચિ૦, (૧૪) ગુલ્મચિ૦, (૧૫) ઉદરચિ૦, (૧૬) પાંડુરોગચિ૦, (૧૭) શ્વયથુચિ૦, (૧૮) વીસર્પચિ૦, (૧૯) કુષ્ઠચિ૦, (૨૦) શ્વિત્રકૃમિચિ૦, (૨૧) વાતવ્યાધિચિ૦, (૨૨) વાતશોણિતચિ૦, આ બાવીસ અધ્યાય ચિકિત્સાસ્થાનના છે.

### કલ્પસ્થાનના અધ્યાય

**कल्पसिद्धिरतः परम् ।**
**कल्पो वमेर्विरेकस्य तत्सिद्धिर्बस्तिकल्पना ॥४४॥**
**सिद्धिर्बस्त्यापदां षष्ठो द्रव्यकल्पः**

એના પછી કલ્પસ્થાન છે

(૧) વમનકલ્પ, (૨) વિરેચનકલ્પ, (૩) વમન—વિરેચનવ્યાપત્સિદ્ધિ, (૪) બસ્તિકલ્પ, (૫) બસ્તિવ્યાપત્સિદ્ધિ, (૬) ભેષજકલ્પ, એ છ અધ્યાય કલ્પસ્થાનના છે.

### ઉત્તરતંત્રના અધ્યાય

**अत उत्तरम् ।**
**बालोपचारे तद्व्याधौ तद्ग्रहे द्वौ च भूतगे ॥४५॥**
**उन्मादेऽथस्मृतिभ्रंशे, द्वौ द्वौ वर्त्मसु सन्धिषु ।**
**दृक्तमोलिङ्गनाशेषु त्रयो, द्वौ द्वौ च सर्वगे ॥४६॥**
**कर्णनासामुखशिरोव्रणे, भङ्गे भगन्दरे ।**
**ग्रन्थ्यादौ क्षुद्ररोगेषु गुह्यरोगे पृथग्द्वयम् ॥४७॥**
**विषे भुजङ्गे कीटेषु मूषकेषु रसायने ।**
**चत्वारिंशोऽनपत्यानामध्यायो बीजपोषणः ॥४८॥**

એના પછી ઉત્તરતંત્ર (ઉત્તરસ્થાન) છે

(૧) બાલોપચરણીય, (૨) બાલામયપ્રતિષેધ, (૩) બાલગ્રહપ્રતિષેધ, (૪) ભૂતવિજ્ઞાનીય, (૫) ભૂતપ્રતિષેધ, (૬) ઉન્માદપ્રતિ૦, (૭) અપસ્માર-પ્રતિ૦, (૮) વર્ત્મરોગવિજ્ઞાનીય, (૯) વર્ત્મરોગ-પ્રતિ૦, (૧૦) સન્ધિસિતાસિતરોગ વિજ્ઞા૦, (૧૧) સન્ધિસિતાસિતરોગપ્રતિ૦, (૧૨) દૃષ્ટિરોગવિજ્ઞા૦, (૧૩) તિમિરપ્રતિ૦, (૧૪) લિંગનાશપ્રતિ૦, (૧૫) સર્વાક્ષિરોગવિજ્ઞા૦, (૧૬) સર્વાક્ષિરોગપ્રતિ૦, (૧૭)

કર્ણરોગવિજ્ઞા૦, (૧૮) કર્ણરોગપ્રતિ૦, (૧૯) નાસા રોગવિજ્ઞા૦, (૨૦) નાસારોગપ્રતિ૦, (૨૧) મુખરોગવિજ્ઞા૦, (૨૨) મુખરોગપ્રતિ૦, (૨૩) શિરોરોગવિજ્ઞા૦, (૨૪) શિરોરોગપ્રતિ૦, (૨૫) વ્રણવિજ્ઞા૦, (૨૬) સદ્યોવ્રણપ્રતિ૦, (૨૭) ભગ્નપ્રતિ૦, (૨૮) ભગન્દરપ્રતિ૦, (૨૯) ગ્રન્થ્યર્બુદશ્લીપદાદિવિજ્ઞા૦, (૩૦) ગ્રન્થ્યાદિપ્રતિ૦, (૩૧) ક્ષુદ્રરોગવિજ્ઞા૦, (૩૨) ક્ષુદ્રરોગપ્રતિ૦, (૩૩) ગુહ્યરોગવિજ્ઞા૦, (૩૪) ગુહ્યરોગપ્રતિ૦, (૩૫) વિષપ્રતિ૦, (૩૬) સર્પવિષપ્રતિ૦, (૩૭) કીટલૂતાદિવિષપ્રતિ૦, (૩૮) મૂષિકાલર્કવિષપ્રતિ૦, (૩૯) રસાયનાધ્યાય, (૪૦) વાજીકરણાધ્યાય, એ પ્રમાણે ઉત્તરતન્ત્રના ચાલીસ અધ્યાય છે

અધ્યાયની સંખ્યા

**इत्यध्यायशतं विंशं**
**षड्भि स्थानैरुदीरितम् ॥ ४८ ॥**

એ પ્રકાર સૂત્ર, શારીર, નિદાન, ચિકિત્સા, કલ્પસિદ્ધિ અને ઉત્તર એ છ સ્થાનમા મળીને એકસો વીસ અધ્યાય કહ્યા છે

**इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने आयुष्कामीयोऽध्याय प्रथम ॥१॥**

## અધ્યાય ૨ જો : દિનચર્યા

**अथातो दिनचर्याध्यायं व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय ॥**

હવે દિનચર્યા(એટલે રાજરોજ માણસે શુ શુ કરવુ તે વગેરે)નો અધ્યાય કહીએ છીએ એ વિષય મા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહેલુ છે

સાજા માણસે ક્યારે ઊઠવુ?

**ब्राह्मे मुहूर्त उत्तिष्ठेत्स्वस्थो रक्षार्थमायुष ।**

સ્વસ્થ એટલે નીરોગી મનુષ્યે આયુષ્યનુ રક્ષણ કરવાના હેતુથી પાછલી ચાર ઘડી રાત હોય તે વેળાએ (સૂર્યોદય થયા પહેલા ૯૬ મિનિટે) ઊઠવુ

પ્રતિ૦=પ્રતિષેધ વિજ્ઞા૦=વિજ્ઞાની।

એ વેળાને બ્રાહ્મમુહૂર્ત કહે છે કેમ કે બ્રહ્મ ચિંતન કરવા યોગ્ય તથા વેદ ભણવા યોગ્ય એ કાળ છે બે ઘડીનુ એક મુહૂર્ત જાણવુ એક ઘડી એટલે ૨૪ મિનિટ

દાતણ કરવાનો વિધિ

**शरीरचिन्तां निर्वर्त्य कृतशौचविधिस्तत ॥ १ ॥**
**अर्कन्यग्रोधखदिरकरञ्जककुभादिजम् ।**
**प्रातर्भुक्त्वा च मृद्वग्रं कषायकटुतिक्तकम् ॥ २ ॥**
**कनीन्यग्रसमस्थौल्यं प्रगुणं द्वादशाङ्गुलम् ।**
**भक्षयेद्दन्तपवनं दन्तमांसान्यबाधयन् ॥ ३ ॥**

ઊઠયા પછી "આજ મારુ શરીર કેવુ છે? ખાધેલુ મને પચ્યું છે કે નહિ?" વગેરે વિચાર શરીર વિષે કરીને પછી ઝાડેપેશાબે જઈ આવવુ પછી આકડો, વડ, ખેર, કરંજ (કણજી), સાદડ વગેરે ઝાડનુ દાતણ રોજ સવાર તથા જમી રહ્યા પછી પણ કરવુ દાતણનો છેડો કોમળ (કૂચો કરાય એવો) જોઈએ તથા તેનો સ્વાદ તૂરો, તીખો અને કડવો જોઈએ દાતણ ટચલી આગળીના ટેરવા જેટલુ જાડુ, બાર આગળ લાબુ જોઈએ દાતણ એવી રીતે કરવુ કે જેથી દાતના પેઢાને ઈજા ન થાય

*આ શ્લોકમા જે ઝાડ ગણાવ્યાં છે તે તો માત્ર* દૃષ્ટાંત તરીકે છે, પણ તૂરા, તીખા અને કડવા સ્વાદવાળા બીજા દાતણ પણ લઈ શકાય, કેમ કે તૂરુ દાતણ મોઢાને સાફ કરે છે, તીખુ અરુચિ મટાડે છે અને કડવુ મોમા જામેલો કફ સાફ કરે છે

દાતણ કોણે ન કરવુ?

**नाद्यादजीर्णवमथुश्वासकासज्वरार्दिती ।**
**तृष्णास्यपाकहृन्नेत्रशिर.कर्णामयी च तत् ॥ ४ ॥**

જેને અજીર્ણ, ઓકારી (ઊબકા), દમ, ઉધરસ, તાવ, અડદિયો વા, તરસ, મુખપાક, હૃદયનો રોગ, આખનો રોગ, માથાનો રોગ કે કાનનો રોગ હોય, તેણે દાતણ કરવુ નહિ

રોજ સુરમાનું અંજન

**सौवीरमञ्जनं नित्य हितमक्ष्णोस्ततो भजेत् ।**

પછી આખને હિતકારી સૌવીર(સુરમા)નું અંજન હમેશા આજવુ

અઠવાડિયે રસાંજન આજવુ

**चक्षुस्तेजोमयं तस्य विशेषात् श्लेष्मतो भयम् ॥**
**योजयेत्सप्तरात्रेऽस्मात्स्रावणार्थं रसाञ्जनम् ।**

આખ અગ્નિસ્વરૂપ છે, માટે તેને ખાસ કફનો ભય હોય છે, એટલા માટે તેમાથી પાણી ઝરી નાખવા માટે સાતસાત રાતે એકવાર રસવતીનું વસ્ત્રગાળ ચૂર્ણ આજવુ

દારુહળદરના કવાથમા કવાથથી ચોથા ભાગના બકરીના દૂધને ઘટ્ટ થતા સુધી પકવવાથી રસાંજન બને છે

નસ્ય, કોગળા, ધૂમપાન, પાન

**ततो नावनगण्डूषधूमताम्बूलभाग्भवेत् ॥ ६ ॥**

પછી નસ્ય, ગડૂષ, ધૂમપાન કરવા તથા પાન ખાવુ

તાંબૂલ=પાન—નાગરવેલના પાન પર ચૂનો ચોપડી ખેરસારને કાથા તરીકે ભભરાવી, અંદર સોપારી, જાયફળ, લવિંગ, કપૂર, ચણકબાબ, લતાકસ્તૂરી (મુષ્ક દાણા, કસ્તૂરભંડ) મૂકીને વાળેલું બીડું

પાન કોણે ન ખાવું?

**ताम्बूलं क्षतपित्तास्रक्षोत्कुपितचक्षुषाम् ।**
**विषमूर्च्छामदार्तानामपथ्यं शोषिणामपि ॥ ७ ॥**

જેને ક્ષતકાસ રોગ થયો હોય, જેને રક્તપિત્તનો રોગ હોય, જેનું શરીર લૂખું પડી ગયું હોય, જેની એક કે બંને આંખો દુખવા આવી હોય, જે ઝેર, મૂર્છા કે મદથી પીડાતો હોય અને જેને ક્ષયરોગ થયો હોય તેમને પાન અપથ્ય છે (એટલે એમણે પાન ખાવું નહિ)

અભ્યંગ

**अभ्यङ्गमाचरेन्नित्यं स जराश्रमवातहा ।**
**दृष्टिप्रसादपुष्ट्यायुःस्वप्नसुत्वक्त्वदार्ढ्यकृत् ॥ ८ ॥**

મનુષ્ય હમેશાં અભ્યંગ કરવો એટલે શરીરે તેલ લગાડવું, કેમ કે તે ઘડપણ, થાક અને વાયુને મટાડે છે તથા તે આંખને નિર્મળ કરે છે, પોષણ આપે છે, આયુષ્ય વધારે છે, ઊંઘ આણે છે, શરીરની ચામડીને સુંદર અને કરચલી વિનાની બનાવે છે અને શરીરને મજબૂત બનાવે છે

અભ્યંગ ભૂખ લાગવા માંડે ત્યારે કરવો તથા નિત્ય ન બને તો બીજે—બીજે દિવસે પણ કરવો અભ્યંગ માટે સરસિયું વાપરવું

અભ્યંગનાં ખાસ અંગ

**शिरःश्रवणपादेषु तं विशेषेण शीलयेत् ।**

અભ્યંગ ખાસ કરીને માથે, કાને તથા પગે કરવો સૂર્યાસ્ત પછી કાનમાં તેલ મૂકવું

અભ્યંગ કોણે ન કરવો?

**वर्ज्योऽभ्यङ्गः कफग्रस्तकृतसंशुद्ध्यजीर्णिभिः ॥ ९ ॥**

બહુ કફવાળા માણસે, ઔષધ વગેરે લઈને જેણે ઊલટી અને રેચ કર્યાં હોય તેણે અને અજીર્ણવાળાએ અભ્યંગ કરવો નહિ

કસરતના ગુણ

**लाघवं कर्मसामर्थ्यं दीप्तोऽग्निर्मेदसः क्षयः ।**
**विभक्तघनगात्रत्वं व्यायामादुपजायते ॥ १० ॥**

કસરતથી શરીર હલકું (ફરફરું) થાય છે, કામ કરવાની શક્તિ આવે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ચરબી ઓછી થાય છે અને શરીરના અવયવો એક બીજાથી જુદા તરી આવે એવા (ઘાટીલા) અને સુદૃઢ (ઘટ્ટ) બને છે

કસરતનો નિષેધ

**वातपित्तामयी बालो वृद्धोऽजीर्णी च तं त्यजेत् ।**

વાયુનો રોગ કે પિત્તનો રોગ જેને થયો હોય તેણે—બાળકે, ઘરડા માણસે અને અજીર્ણવાળાએ કસરત કરવી નહિ

બાળક=સોળ વર્ષ સુધીનો માણસ

કસરત માટેની લાયકાત અને મર્યાદા

**अर्धशक्त्या निषेव्यस्तु बलिभिः स्निग्धभोजिभिः ।**
**शीतकाले वसन्ते च मन्दमेव ततोऽन्यदा ।**

ઘી—દૂધ જેવું ચીકાશવાળું ભોજન જમનારા બળવાન માણસે કસરત કરવી પોતાની અડધી જ શક્તિ ખપી જાય ત્યાં સુધી જ કસરત કરવી શિયાળામાં અને વસંતઋતુમાં કસરત કરવી બીજી ઋતુઓમાં બહુ થોડી તથા હલકી કસરત કરવી

હૃદયનો વાયુ જ્યારે ઝટપટ મોંમાં આવે (શ્વાસોચ્છ્વાસ વધવા માંડે), મોં સુકાવા માંડે, કપાળે, નાકે, સાંધાઓ ઉપર અને બગલમાં પરસેવો થવા માંડે, ત્યારે અડધી શક્તિ ખપી ગઈ છે એમ જાણવું

કસરત કર્યા પછી ચંપી

**तं कृत्वाऽनुसुखं देहं मर्दयेच्च समन्ततः ॥ ११ ॥**

કસરત કરીને પછી શરીરને જેમ દુખ ન થાય તેવી રીતે ચારે પાસ તેને મર્દન કરવું (મસળવું, ચંપી કરવી) (ચંપી પણ કસરતનું અંગ છે)

બહુ કસરતથી હાનિ

**तृष्णा क्षयः प्रतमको रक्तपित्तं श्रमः क्लमः ।**
**अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥ १२ ॥**

અતિશય કસરતથી તરસ, ક્ષય, પ્રતમકશ્વાસ, રક્તપિત્ત, થાક, કંટાળો, ઉધરસ, તાવ અને ઊલટી થાય છે

બહુ ઉજાગરા વગેરેથી હાનિ

**व्यायामजागराध्वस्त्रीहास्यभाष्यादिसाहसम् ।**
**गजं सिंह इवाकर्षन् भजन्नति विनश्यति ॥ १३ ॥**

કસરત, ઉજાગરા, ચાલવું, મૈથુન, હસવું, બોલવું અને ગજા ઉપરાંતનું કામ એ બધું હદ ઉપરાંત—અતિશય કરનાર માણસ હાથીને ખેંચનારા સિંહની પેઠે નાશ પામે છે

ઉદ્વર્તનના ગુણ

**उद्वर्तनं कफहरं मेदसः प्रविलायनम् ।**
**स्थिरीकरणमङ्गानां त्वक्प्रसादकरं परम् ॥ १४ ॥**

ઉદ્વર્તન કફને મટાડે છે, ચરબીને ઓગાળી ઓછી

લે છે, અંગોને સ્થિર (દઢ) કરે છે અને ચામડીને સુંવાળી બનાવે છે.

હરડે જેવાં તૂરાં દ્રવ્યો, ઘઉંનો, બાજરીનો કે ચણાનો લોટ કે પીંડીને શરીર ઉપર ઊંચે હાથે (નીચેથી ઊંચે) ચોળવાં તેને ઉદ્વર્તન કહે છે.

નાહવાના ગુણ

दीपनं वृष्यमायुष्यं स्नानमूर्जाबलप्रदम् ।
कण्डूमलश्रमस्वेदतन्द्रातृड्दाहपाप्मजित् ॥ १६ ॥

નાહવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, વીર્ય વધે છે, આયુષ્ય માટે સારું છે તથા ઉત્સાહ અને બળ આવે છે; તેમ જ ખૂજલી, મેલ, થાક, પરસેવો, સુસ્તી તરસ, બળતરા અને પાપનો નાશ થાય છે.

ઊના પાણીથી સ્નાન

उष्णाम्बुनाऽधःकायस्य परिषेको बलावहः ।
तेनैव तूत्तमाङ्गस्य बलहृत्केशचक्षुषाम् ॥ १७ ॥

માથા સિવાયના શરીરના બીજા ભાગ પર ઊનું પાણી રેડીને નાહવાથી બળ આવે છે, પણ માથા પર ગરમ પાણી રેડવાથી વાળ અને આંખોનું બળ નાશ પામે છે.

કોણે ન નાહવું?

स्नानमर्दितनेत्रास्यकर्णरोगातिसारिषु ।
आध्मानपीनसाजीर्णभुक्तवत्सु च गर्हितम् ॥१८॥

અર્દિત વા નામના રોગવાળાને; આંખ, મોં અને કાનના રોગવાળાને; અતિસાર, આધ્માન, પીનસ અને અજીર્ણના રોગવાળાને તથા જમેલાને નાહવાની મનાઈ છે.

વેગ (હાજતો) રોકવા નહિ ઈ૦

जीर्णे हितं मितं चाद्यान्न वेगानीरयेद्बलात् ।
न वेगितोऽन्यकार्यः स्यान्नाजित्वा साध्यमामयम् ॥

ખાધેલું સારી રીતે પચી ગયા પછી શરીર અને દેશકાળને માફક આવે એવું તથા માપસર ખાવું. વાછૂટ, ઝાડો, પેશાબ વગેરેની હાજતો પરાણે કરવી નહિ, તેમ જ વાછૂટ, ઝાડો, પેશાબ વગેરેની હાજતો થયા છતાં તેને અટકાવીને બીજા કામે વળગવું નહિ. સાધ્ય રોગને મટાડ્યા સિવાય પણ બીજા કામે વળગવું નહિ, કારણ કે સાધ્ય રોગની ઉપેક્ષા કર્યાથી તે અસાધ્ય થઈ જાય છે; માટે બીજાં કામ છોડીને પણ તરત જ ઇલાજ કરવા પર વિશેષ ધ્યાન આપવું.

ધર્મ પાળવાનું કારણ

सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।
सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत् ॥२०॥

સર્વ પ્રાણીઓને બધાં કામ સુખ ખાતર કરવાં ગમે છે અને સુખ ધર્મ વિના મળતું નથી; માટે ધર્મમાં તત્પર રહેવું. (આરોગ્ય પણ એક પ્રકારનું સુખ છે, માટે આરોગ્ય પણ ધર્મ વિના મળે નહિ.)

મિત્ર—શત્રુનો વિવેક

भक्त्या कल्याणमित्राणि सेवेतेतरदूरगः ।

આપણું શુભ ઇચ્છનારા મિત્રોનું પ્રેમથી સેવન કરવું તથા શત્રુઓથી દૂર રહેવું.

હિંસા વગેરે દશ પાપકર્મ તજવાં

हिंसास्तेयान्यथाकामं पैशुन्यं परुषानृते ॥ २१ ॥
सम्भिन्नालापं व्यापादमभिध्यां दृग्विपर्ययम् ।
पापं कर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ॥२२॥

હિંસા, ચોરી અને વ્યભિચાર એ ત્રણ પ્રકારનું શારીરિક પાપકર્મ; ચાડિયાપણું, કઠોર વચન, અસત્ય વચન અને સંબંધ વગરનું બકબક કરવું એ ચાર વાણીનાં પાપકર્મ; બીજાનું અહિત કરવાનો વિચાર, અદેખાઈ, શાસ્ત્રથી અવળી દષ્ટિ, એ ત્રણ મનનાં પાપકર્મ; એમ દશ પ્રકારનાં પાપકર્મ શરીર, વાણી અને મનથી તજવાં.

દુ:ખી પર દયા રાખવી

अवृत्तिव्याधिशोकार्ताननुवर्तेत शक्तितः ।

જેમનું ગુજરાનનું કોઈ સાધન ન હોય, જેઓ રોગી હોય તથા જેઓ કાંઈ દુ:ખ આવી પડવાથી શોકાતુર હોય તેમનાં દુ:ખ દૂર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવો.

સમતા રાખવી

आत्मवत्सततं पश्येदपि कीटपिपीलिकम् ॥ २३ ॥

કીડા અને કીડીઓ તેને પણ હમેશાં પોતાના સમાન ગણવાં. મતલબ કે સુખદુ:ખાદિક લાગણીઓમાં તેઓ પણ પોતાના સમાન જ છે, એમ જાણી તેમના પ્રત્યે વર્તવું. કીડી—કીડાને પણ આત્મ સમાન ગણવાં તો પછી પશુ, પક્ષી, મનુષ્ય પ્રત્યે વર્તણુક રાખવી એ તો સ્પષ્ટ જ છે.

દેવ વગેરેનું પૂજન કરવું

अर्चयेद्देवगोविप्रवृद्धवैद्यनृपातिथीन् ।

દેવ, ગાય, બ્રાહ્મણ, વૃદ્ધ, વૈદ્ય, રાજા અને અતિથિ (મહેમાન) એમનું પૂજન કરવું એટલે તેમનું યથાયોગ્ય સન્માન કરવું. વૃદ્ધ એટલે કેવળ વયોવૃદ્ધ જ ન સમજવા પણ શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ વગેરે પણ જાણવા. 'રાજા' શબ્દ વડે તેણે અધિકાર આપેલા પુરુષો પણ જાણવા. પરગામ રહેનારા અને ભોજન વખતે આવેલા મનુષ્યને અતિથિ જાણવો.

કે પાઘડી બાંધીને તથા સાથે સોબતી લઈને જવું

શું શું ન ઓળંગવું?

चैत्यपूज्यध्वजाशस्तच्छायामस्मतुषाशुचीन ॥३३
नाक्रामेच्छर्करालोष्टबलिस्नानभुवो न च ।

ચોતરા પરના પવિત્ર ઝાડની છાયા, દેવ, ગુરુ, પિતા વગેરે પૂજ્ય વ્યક્તિઓની છાયા, ધજાની છાયા, અમંગળ વસ્તુની છાયા, રાખોડીનો ઢગલો, અનાજના છાલા(ફોતરા)નો ઢગલો, વિષ્ટા, પેશાબ, એઠવાડ વગેરે ગંદવાડ, કાંકરી (રેતી), માટીના ઢેફા, દેવ વગેરેને બલિદાન કે ઉતાર મૂકવાની અને નાહવાની જગા એ બધું ઓળંગવું નહિ

નદી હાથથી ન તરવી વગેરે

नदीं तरेन्न बाहुभ्यां नाग्निस्कन्धमभिव्रजेत् ॥३४॥
सन्दिग्धनावं वृक्षं च नारोहेद्दुष्टयानवत् ।

હાથથી નદી તરવી નહિ, અગ્નિ(દેવતા)ના ઢગલાની સામે જવું નહીં, તોફાની ઘોડા ઉપર જેમ બેસવું ન જોઈએ તેમ વહેમ પડતી નાવમાં કે ઝાડ ઉપર પણ ચડવું નહિ

છીંક વગેરેમાં સભ્યતા

नासंवृतमुखः कुर्यात्क्षुतिहास्यविजृम्भणम् ॥३५॥

મોઢું ઢાંક્યા સિવાય (હાથ આડો રાખ્યા સિવાય) છીંક ખાવી નહિ, હસવું નહિ કે બગાસું ખાવું નહિ

નાક ખોતરવા વગેરેનો નિષેધ

नासिकां न विकुष्णीयान्नाकस्माद्विलिखेद्भुवम् ॥
नाङ्गैश्चेष्टेत विगुणं नासीतोत्कटकश्चिरम् ॥३६॥

મેલ કાઢવા સિવાય બીજી વખતે નસકોરા વગેરે છિદ્રો ખોચીને પજોજા કરવા નહિ વિના કારણ ભોંય ખોતરવી નહિ હાથ પગ વગેરે અંગથી અવળી ચેષ્ટા કરવી નહિ તથા બહુવાર ઉભડક બેસવું નહિ

થાક લાગે તેમ ન કરવું

देहवाक्चेतसां चेष्टाः प्राक् श्रमाद्विनिवर्तयेत् ।
नोर्ध्वजानुश्चिरं तिष्ठेत्

દેહ, વાણી અને મનની ચેષ્ટા (કામ) થાકતા પહેલાં બંધ કરવી ઢીંચણ ઊંચા રાખીને બહુવાર બેસવું નહિ કે ઢીંચણ ઊંચા રાખીને બહુવાર ઊભા રહેવું નહિ

રાતે ક્યાં ન રહેવું?

नक्तं सेवेत न द्रुमम् ॥३७॥
तथा चत्वरचैत्यान्तश्चतुष्पथसुरालयान् ।
सूनाटवीशून्यगृहश्मशानानि दिवाऽपि न ॥३८॥

ઝાડ નીચે, ચકલામાં, ગામના ચોતરા ઉપર, ચોકમાં તથા દેવાલયમાં રાતે રહેવું નહિ કતલખાનું, નિર્જન જંગલ, ઉજડ ઘર અને સ્મશાન એ જગાઓ તો દિવસે પણ રહેવું નહિ

સૂર્ય સામું ન જોવું વગેરે

सर्वथेक्षेत नादित्यं न भारं शिरसा वहेत् ।
नेक्षेत प्रततं सूक्ष्मं दीप्तामेध्याप्रियाणि च ॥३९॥

સૂર્ય સામું કોઈ પણ સ્થિતિમાં અને કોઈ પણ વખતે જોવું નહિ, માથા ઉપર ભાર ઊંચકવો નહિ ઝીણી, ચળકતી, ગંદી અને ન ગમતી વસ્તુઓ તરફ ધારીધારીને લાગટ જોયા કરવું નહિ

મદ્યનો વેપાર ન કરવો

मद्यविक्रयसन्धानदानादानानि नाचरेत् ।

મદ્ય વેચવો નહિ બનાવવો નહિ, આપવો નહિ કે લેવો નહિ

તજવા જેવી બાબતો

पुरोवातातपरजस्तुषारपरुषानिलान् ॥ ४० ॥
अनृजुः क्षवथूद्गारकासस्वप्नान्नमैथुनम् ।
कूलच्छायां नृपद्विष्टं व्यालदंष्ट्रिविषाणिनः ॥४१॥
हीनानार्यातिनिपुणसेवां विग्रहमुत्तमैः ।
सन्ध्यास्वभ्यवहारस्त्रीस्वप्नाध्ययनचिन्तनम् ॥४२॥
शत्रुसत्रगणाकीर्णगणिकापणिकाशनम् ।
गात्रवक्त्रनखैर्वाद्यं हस्तकेशावधूननम् ॥ ४३ ॥
तोयाग्निपूज्यमध्येन यानं धूमं शवाश्रयम् ।
मद्यातिसक्तिं विश्रम्भस्वातन्त्र्ये स्त्रीषु च त्यजेत्

પૂર્વ દિશામાંથી આવતા પવનને, પૂર્વના તડકાને, ધૂળને, ઝાકળને અને ખરબચડા પવનને તજવા શરીર વાંકુચૂંકુ રાખીને સ્થિતિમાં છીંક, ઓડકાર કે ઉધરસ ખાવી નહિ, સૂવું નહિ, ખાવું–પીવું નહિ કે મૈથુન કરવું નહિ નદી કે ડુંગર વગેરેની ભેખડ કે કરાડની છાયામાં (ઓથ) રહેવું નહિ, રાજાને જેના પર દ્વેષ હોય તેવો માણસ, દુષ્ટ હાથી વગેરે જનાવર, નખ અને શીંગડાં જેવી હથિયારવાળા પ્રાણી, શિંગડાવાળાં જનાવર એમને તજવા, નીચ, તેમનાથી દૂર રહેવું, હલકા, અનાર્ય અને અતિશય ચીકણા માણસોની ચાકરી ન કરવી. ઉત્તમ સાથે ઝઘડો ન કરવો ભોજન, મૈથુન, ઊંઘ, ભણવું અને ભણેલું પાકું કરવું, એ પાંચ સંધ્યા કાળે ન કરવાં. શત્રુને ઘેર કે નોતરાં ઇત્યાદિ, ધર્મશાળા, ભાટ, ચારણ ભાટ જેવા વગેરે જેમાં ભરવા હોય ને, ગણિકાનું તથા દુકાનદારનું ભોજન તજવું, શરીર, મુખ અને નખ વડે (ચપટી, સીટી વગેરે) વાજિંત્રો

વગાડવા નહિ વાળ હાથથી છટકોરવા નહિ બે તરફ પાણી, અગ્નિ કે પૂજ્ય માણસો હોય તેમની વચ્ચે થઈને જવુ નહિ મડદાનો ધુમાડો લેવો નહિ દારૂની લત ન લગાડવી અને સ્ત્રીઓનો વિશ્વાસ રાખવો નહિ તથા તેમને સ્વતંત્રતા આપવી નહિ (કેટલાક 'ગણ' શબ્દનો અર્થ 'સહિયારુ દાન કરનારા' કર છે અને 'આકીર્ણ'નો અર્થ 'યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના અન્નનુ દાન કરનારા' કર છે )

લોકને અનુવર્તવુ

आचार्यं सर्वचेष्टासु लोक एव हि धीमत ।
अनुकुर्यात्तमेवातो लौकिकेऽर्थे परीक्षक ॥४५॥

બુદ્ધિશાળી માણસને બધા વ્યવહારની બાબતમા લોકો માન ગુરુ છે, માટે લોકામા કાણ, કયાર અને શા માટે શુ કર છે ત બરાબર જોઈને બુદ્ધિશાળી માણસે તમને જ અનુસરવુ (બધા લોક જેમ વ્યવહાર ચલાવતા હોય તમ ચલાવવા )

સદ્વ્રત કોને કહેવુ?

आर्द्रसन्तानता त्याग· कायवाक्चेतसा दम ।
स्वार्थबुद्धि· परार्थेषु पर्याप्तमिति सद्व्रतम् ॥४६॥

નરમ પ્રાણી ઉપર અત્યત દયાભાવ, દાન, મન, વચન અને શરીરનો સયમ, બીજાના કામમા સ્વાર્થના જેવી બુદ્ધિ એટલે જાણે પોતાનુ જ કામ હોય તેવી ઊલટથી પારકુ કામ પણ કરવાની બુદ્ધિ, એટલુ હાય તો ત સપૂર્ણ સદ્વ્રત (સદાચાર) છે

ગત—દિવસનો વિચાર

नक्तदिनानि मे यान्ति कथम्भूतस्य सम्प्रति ।
दुःखभाङ्न भवत्येव नित्य सन्निहितस्मृति ॥४७

કેવો હુ મારા રાત્રિ દિવસ હાલ ગાળુ છુ, એ સદા સભારનાર દુ ખી થતો નથી 'હાલ હુ કયા છુ, દેશ કાલ અને મ્હારો સમય છે, મારી ઉમર કેટલી છે, મારુ મન શુ છે, મારે શુ શુ કામ છે અને મારી ગતિ હુ કેવી રીત ગાળુ છુ', એ બાબતો સદા સભાર્યા કરનાર માણસ કદી દુ ખી થતો નથી

એ આચારના ફળ

इत्याचार समासेन, य प्राप्नोति समाचरन् ।
आयुरारोग्यमैश्वर्यं यशो लोकाश्च शाश्वतान् ॥४८

એ પ્રમાણે સક્ષેપમા મનુષ્યનો આચાર કહ્યો એ આચાર પ્રમાણે જે વાતર તને આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય (સત્તા—સમૃદ્ધિ), યશ અને અવિનાશી લોક મળે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने दिनचर्याध्यायो द्वितीय ।

# અધ્યાય ૩ જો: ઋતુચર્યા

પૂર્વે દિનચર્યા કહી તેમા ઋતુચર્યાની સામાન્ય વાતો તો આવી ગઈ, પણ ઋતુઓ એકબીજાથી ભિન્ન હોવાથી માણસના શરીર પર તેની જુદેજુદે કાળે જુદીજુદી અસર થાય છે, માટે ઋતુઋતુના ખાસ આહારવિહાર જાણવાની જરૂર છે, તેથી હવે ઋતુચર્યા કહેવાનો આરભ કરે છે

अथात ऋतुचर्याध्यायं व्याख्यास्याम· ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

હવે ઋતુચર્યાનો અધ્યાય કહેવા માડીએ છીએ. એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહેલુ છે

છ ઋતુઓ

मासैर्द्विसंख्यैर्माघाद्यै· क्रमात् षड् ऋतवः स्मृताः
शिशिरोऽथ वसन्तश्च ग्रीष्मो वर्षाशरद्धिमाः ॥१॥
शिशिराद्यास्त्रिभिस्तैस्तु विद्यादयनमुत्तरम् ।
आदानं च, तदादत्ते नृणा प्रतिदिनं बलम् ॥२॥

માહ મહિનાથી ગણતરી શરૂ કરતા બે—બે માસની એક એક ઋતુ થાય છે તે અનુક્રમે શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમત જાણવી એટલે માહ અને ફાગણ મળીને શિશિર, ચૈત્ર—વૈશાખમા વસત, જેઠ—અષાડમા ગ્રીષ્મ, એ રીતે જાણવુ એમાંથી શિશિર, વસત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓમા ઉત્તરાયણ જાણવું તથા તે ઉત્તરાયણ માણસોના બળનો આદાન કાળ સમજવો, એટલે સૂર્ય તે વખતમા રોજરોજ માણસનુ બળ લઈ લે છે (સૂર્ય કઈ રાશિમાં છે તે ઉપરથી ઋતુઓનો ચોક્કસ નિર્ણય થાય છે સૂર્ય મીન અને મેષ રાશિમા હોય ત્યા સુધી વસત ઋતુ હોય છે, એમ અનુક્રમે બે—બે રાશિઓ લઈ વસંતથી શરૂ કરીને ઋતુઓ અનુક્રમે ગણવી )

આદાનકાળ

तस्मिन् ह्यत्यर्थतीक्ष्णोष्णरूक्षा मार्गस्वभावत· ।
आदित्यपवना· सौम्यान क्षपयन्ति गुणान् भुव ॥
तिक्त कषाय कटुको बलिनोऽत्र रसा· क्रमात्

ઉત્તરાયણનો સૂર્ય થયા પછીના કાળમા સૂર્યના માર્ગ ઉત્તર તરફ બદલાવાના કારણથી સૂર્ય અને પવન અત્યત તીક્ષ્ણ, ઉષ્ણ અને રૂક્ષ થાય છે, તેથી સૂર્ય અને પવન પૃથ્વીના સૌમ્ય ગુણોના નાશ કરે છે એ વખતમાં અનુક્રમે કડવો, તૂરો અને તીખો એ રસ વધે છે, અર્થાત્ શિશિરમા કડવો રસ વધે છે, વસંતમા તૂરો રસ વધે છે અને ગ્રીષ્મમાં તીખો રસ વધે છે

### આદાનકાળનું કારણ

**तस्मादादानमाग्नेयम्**

એ રીતે પૃથ્વીના સૌમ્ય ગુણની હાનિ અને રૂક્ષ ગુણની વૃદ્ધિ થાય છે, માટે સૂર્ય બળનુ આદાન કરે છે એટલે બળ લઈ લે છે તેથી ઉત્તરાયણના છ માસને આદાનકાળ કહે છે આદાનકાળમા મુખ્યત્વે અગ્નિના ગુણો હોય છે

### વિસર્ગકાળ

**ऋतवो दक्षिणायनम् ॥ ४ ॥**
**वर्षादयो विसर्गश्च यद्बलं विसृजत्ययम् ।**

વર્ષા, શરદ અને હેમત એ ત્રણ ઋતુઓ મળીને દક્ષિણાયન છે અને તેને વિસર્ગકાળ કહે છે, કેમ કે તે સમય બળ આપે છે વિસર્ગ—આપવુ

### વિસર્ગકાળનુ કારણ

**सौम्यत्वादत्र सोमो हि बलवान् हीयते रवि ॥**
**मेघवृष्ट्यनिलैः शीतैः शान्ततापे महीतले ।**
**स्निग्धाश्चेहाम्ललवणमधुरा बलिनो रसाः ॥६॥**

મેઘની વૃષ્ટિ અને ઠંડા વાયુથી પૃથ્વીનુ પડ ઠંડુ થવાથી વિસર્ગકાળમા સૌમ્યપણાને લીધે (શીતળતાને લીધે) ચદ્ર બળવાન થાય છે તથા સૂર્ય નરમ પડે છે વળી અનુક્રમે ખાટા, ખારા અને ગળ્યા એ સ્નિગ્ધ રસો પણ બળવાન થાય છે, એટલે વર્ષામા ખાટો રસ, શરદમાં ખારો રસ અને હેમંતમા ગળ્યો રસ બળવાન થાય છે (વધે છે)

### ઋતુ પરત્વે બળ

**शीतेऽग्र्यं वृष्टिघर्मेऽल्पं बलं मध्यं तु शेषयोः ।**

શીતકાળમા એટલે હેમંત અને શિશિરમા માણસને ઉત્તમ બળ પ્રાપ્ત થાય છે, વર્ષા અને ગ્રીષ્મમા અલ્પ બળ અને શરદ તથા વસંતમાં મધ્યમ (સામાન્ય) બળ પ્રાપ્ત થાય છે

### હેમંતના જઠરાગ્નિની પ્રબળતા

**बलिनः शीतसंरोधाद्धेमन्ते प्रबलोऽनल· ॥ ७ ॥**
**भवत्यल्पेन्धनो धातून् स पचेद्वायुनेरितः ।**
**अतो हिमेऽस्मिन्सेवेत स्वाद्वम्ललवणान्रसान् ॥८॥**

વિસર્ગકાળને લીધે બળવાન બનેલા માણસનો જઠરાગ્નિ ટાઢને લીધે શરીરનાં રુવાંટાના છિદ્રો સંકોચાઈ જતા હોવાથી શરીરની બહાર નીકળી શકતો નથી તેથી તે અંદર ને અંદર જતો હોવાથી જઠરમા એ સચવાઈ રહે છે, તેથી હેમંતઋતુમા એવા માણસનો જઠરાગ્નિ પ્રબળ બને છે વળી એ પ્રબળ બનેલો જઠરાગ્નિ ટાઢને લીધે ઉત્પન્ન થયેલા પવન(વાયુ)થી વધારે ભભૂકી ઊઠે છે આવા ભભૂકતા અગ્નિને જો ખોરાકરૂપી બળતણ ઓછુ પડે તો તે શરીરની ધાતુઓને પકવે છે, માટે શિયાળાની આ ઋતુમા (હેમંતમા) ખારા, ખાટા અને ગળ્યા રસવાળા અન્નપાન ખાવા–પીવા (વર્ષાઋતુની ટાઢ વરસાદ અને ભેજવાળા પવનને લીધે પડે છે, તેથી વર્ષાઋતુમા ટાઢ હોવા છતા જઠરાગ્નિ પ્રબળ થવાને બદલે ઊલટો મદ પડે છે )

### હેમંતની દિનચર્યા

**दैर्घ्यान्निशानामेतर्हि प्रातरेव बुभुक्षितः ।**
**अवश्यकार्यं सम्भाव्य यथोक्तं शीलयेदनु ॥ ९ ॥**
**वातघ्नतैलैरभ्यङ्गं मूर्ध्नि तैलं विमर्दनम् ।**
**नियुद्धं कुशलैः सार्धं पादाघातं च युक्तित· ॥१०॥**

એ ઋતુમા રાતો લાંબી હોય છે, માટે વહેલી સવારે ભૂખ લાગે છે, તેથી દિનચર્યામા કહ્યા પ્રમાણે દાતણપાણી તથા ઝાડોપેશાબ જેવા જરૂરી કામ કરી લઈને હવે પછી કહ્યુ છે તે પ્રમાણે કરવું

બલાતેલ જેવા વાયુને હણનારાં તેલ શરીરે ચોળવાં, માથે તેલ ચોપડવુ, શરીર ચપાવવું, કુસ્તી કરવામાં પ્રવીણ પુરુષો સાથે કુસ્તી કરવી અને યુક્તિપૂર્વક (થાકી ન જવાય એ રીતે) પગ વડે શરીર ગદડાવવુ

### સ્નાન–ભોજન વગેરે

**कषायापहृतस्नेहस्ततः स्नातो यथाविधि ।**
**कुङ्कुमेन सदर्पेण प्रदिग्धोऽगुरुधूपितः ॥ ११ ॥**
**रसान् स्निग्धान् पलं पुष्टं गौडमच्छसुरां सुराम् ।**
**गोधूमपिष्टमाषेक्षुक्षीरोत्थविकृती· शुभाः ॥ १२ ॥**
**नवमन्नं वसां तैलं शौचकार्ये सुखोदकम् ।**
**प्रावाराजिनकौशेयप्रवेणीकौचवास्तृतम् ॥ १३ ॥**
**उष्णस्वभावैर्लघुभि· प्रावृतः शयनं भजेत् ।**
**युक्त्यार्ककिरणान् स्वेदं पादत्राणं च सर्वदा ॥१४**

પછી લોધર જેવા તૂરા પદાર્થોથી શરીરે ઉપરની ચીકાશ કાઢી નાખી યથાવિધિ (શિયાળામાં ગરમ પાણી થી) સ્નાન કરવું કસ્તૂરીયુક્ત કેસરનો શરીરે લેપ કરવો તથા અગરબત્તીના ધૂપથી સુવાસિત થવુ

પછી સ્નિગ્ધ (ઘી–તેલથી વઘારેલા) માંસરસ, ચરબીભર્યું માંસ, ગોળનો બનાવેલ દારૂ, સુરાનું નીતર્યું પાણી, સુરા, ઘઉંનો લોટ, અડદ, શેરડી અને દૂધ એ ચાર માંથી બનતી જુદી વસ્તુઓ ખાવીપીવી. નવું અનાજ, વસા અને તેલ ખાવા. શૌચાદિક ક્રિયામાં ગરમાગરમ ઉનું પાણી વાપરવું ગુણવંતી કૃપાવાળી જાડી ચાદર, સુંવાળાં રૂંવાડાંનું ચામડું, રેશમી રજ, કનાન

કે ગરમ કામળી બિછાવેલા બિછાના પર હલકુ તથા ગરમ વસ્ત્ર ઓઢીને સૂઈ જવુ યુક્તિ પ્રમાણે ( માફક સર ) તડકે બેસવુ, માફકસર તાપવુ, પાવડીઓ કે મોજડીઓ આખો દિવસ પહેરી રાખવી

**સ્ત્રીસેવન**

**पीवरोरुस्तनश्रोण्यः समदाः प्रमदाः प्रियाः।**
**हरन्ति शीतमुष्णाङ्ग्यो धूपकुङ्कुमयौवनैः ॥१५॥**

ભરાવદાર સાથળ, સ્તન અને કૂલાવાળી, જુવાનીની મસ્તી(મદ)વાળી, મનગમતી, અગરના ધૂપથી તાજી તાપેલી હોવાથી, શરીરે તાજુ કેસર ચોપડેલુ હોવાથી અને જુવાનીને લીધે હૂફાળા શરીરવાળી જુવાન સ્ત્રીઓ ટાઢ મટાડે છે, એટલે એવી સ્ત્રીઓની હૂફમા સૂઈ રહેવાથી (સભોગ નહિ) ટાઢ વાતી નથી

**મકાન**

**अङ्गारतापसन्तप्तगर्भभूवेश्मचारिण.।**
**शीतपारुष्यजनितो न दोषो जातु जायते ॥१६॥**

અગારાના તાપથી તપાવેલા ઓરડા કે ભોયરામા ફરનારને ટાઢથી ચામડી કઠણ (બરછટ) થઈ જઈને કઈ રોગ થતો નથી (શરીર સુવાળુ રહે છે અને ચામડી ફાટતી નથી )

**શિશિરચર્યા**

**अयमेव विधिः कार्यः शिशिरेऽपि विशेषतः।**
**तदा हि शीतमधिकं रौक्ष्यं चादानकालजम् ॥१७॥**

શિશિરઋતુમા પણ હમતની પેઠે જ વધારે પ્રમાણમા કરવુ, કેમ કે શિશિરમા ટાઢ વિશેષ પડે છે અને આદાનકાળને લીધે શરીર લૂખુ પણ પડવા માડે છે

**વસંતચર્યા**

**कफश्चितो हि शिशिरे वसन्तेऽर्कांशुतापितः।**
**हत्वाऽग्निं कुरुते रोगानतस्तं त्वरया जयेत् ॥१८॥**
**तीक्ष्णैर्वमननस्याद्यैर्लघुरूक्षैश्च भोजनैः।**
**व्यायामोद्वर्तनाघातैर्जित्वा श्लेष्माणमुल्बणम् ॥१९॥**
**स्नातोऽनुलिप्तः कर्पूरचन्दनागुरुकुङ्कुमैः।**
**पुराणयवगोधूमक्षौद्रजाङ्गलशूल्यभुक् ॥२०॥**
**सहकाररसोन्मिश्रानास्वाद्य प्रिययार्पितान्।**
**प्रियास्यसङ्गसुरभीन्प्रियानेत्रोत्पलाङ्कितान् ॥२१॥**
**सौमनस्यकृतो हृद्यान्वयस्यैः सहितः पिबेत्।**
**निर्गदानासवारिष्टसीधुमार्द्वीकमाधवान् ॥२२॥**
**शृङ्गवेराम्बु साराम्बु मध्वम्बु जलदाम्बु च।**

હેમત અને શિશિરઋતુમા કરેલા મધુર અને સ્નિગ્ધાદિક ભોજનોથી તથા ઋતુને લીધે શરીરમા કફ એકઠો થાય છે તે વસતઋતુમા સૂર્યના તાપથી તપીને ઓગળે છે અને જઠરમા પ્રસગીને જઠરાગ્નિને હોલવી-ને રોગો કરે છે, માટે નીચેના ઉપાયોથી વસંતઋતુમાં કફને જલદી મટાડવો ઊલટી કરવી નસ્ય ફુકાવવુ વગેરે ઉપાયો વડે, હલકા અને લૂખા ( રૂક્ષ ) ભોજનથી, કસરત, ઉદ્વર્તન અને પાદાઘાત વડે વધી ગયેલા કફને જીતવો પછી સ્નાન કરવુ તથા ચદન, કપૂર, અગર અને કેસરનો લેપ કરવો પછી જૂના જવ, જૂના ઘઉં, મધ, લોઢાનો સોયો ખોસી શેકેલુ જાગલ પ્રાણી ઓનુ માસ ખાવુ તથા પોતાની પ્રિયાએ થોડા પીને આપેલા, તેથી તેના મુખનો સ્પર્શ થવાથી સુગધીદાર થયેલા પ્રિયાના નેત્રકમળની દૃષ્ટિ પડવાથી સુદર લાગતા, મનને પ્રસન્ન કરે એવા, હૃદયને ફાયદો કરનારા, કરીનો રસ ભેળવેલા અને રોગનો નાશ કરનારા આસવ, અરિષ્ટ, શરડીના રસનો સરકો, દ્રાક્ષના રસનો દારૂ અને મધનો દારૂ—એ મિત્રોની સાથે બેસી પીવા, તેમ જ સૂઠ ઉકાળેલુ પાણી, અસનાદિ ગણના ઔષધો ઉકાળેલુ પાણી, મધપાણી કે મોથ ઉકાળેલું પાણી પીવું (આ ચારમાથી જે માફક આવે તે પાણી પીવું )

**વસંતમાં બપોર**

**दक्षिणानिलशीतेषु परितो जलवाहिषु ॥२३॥**
**अदृष्टनष्टसूर्येषु मणिकुट्टिमकान्तिषु।**
**परपुष्टविघुष्टेषु कामकर्मान्तभूमिषु ॥२४॥**
**विचित्रपुष्पवृक्षेषु काननेषु सुगन्धिषु।**
**गोष्ठीकथाभिश्चित्राभिर्मध्याह्नं गमयेत्सुखी ॥२५॥**

એ ઋતુમા જ્યા દક્ષિણ દિશાના પવનથી ઠડક હોય, ચારે પાસ હમેશા જ્યા પાણી વહ્યા કરતુ હોય, જ્યા કોઈ પણ જગ્યાએ વૃક્ષ વગેરેમાથી સૂર્ય નહિ જેવો દેખાતો હોય કે બિલકુલ દેખાતો ન હોય, જ્યા વજ્રમણિ, મરકતમણિ વગેરેથી ફરસબધી કરેલી ભૂમિ ઝબકારા મારી રહી હોય, જ્યા કોયલો ટહુકા કરી રહી હોય, જ્યા કામવિલાસને પોષે એવી સુંદર જગ્યાઓ હોય, જ્યા જાતજાતના રગબેરગી ફૂલ વાળા વૃક્ષો હોય અને જ્યા સુવાસ મ્હેકી રહી હોય, એવા બાગોમા રમતા–રમતા, વાતો કરતા આનંદથી બપોર ગાળવી

**વસતમાં તજવા જેવું**

**गुरुशीतदिवास्वप्नस्निग्धाम्लमधुरांस्त्यजेत्।**

(આ ઋતુમા કફનો પ્રકોપ થાય છે તેથી) ભારે અને ઠડુ ખાવુપીવુ નહિ, દહાડે ઊંઘવું નહિ, સ્નિગ્ધ, ખાટુ અને ગળ્યું ખાવુપીવુ નહિ ખાવાથી પણ કફ થાય છે, છતા વસંતઋતુમા ખાવાથ(ખાવ

રસ)ની મનાઈ કરી નથી એના બે કારણ છે એક તો ખારો રસ ઘટ્ટ કફ કરતો નથી, પણ પાણી જેવો કફ કરે છે અને બીજુ ખટાશ અને ગળપણ જેટલી છૂટથી ખારાશ(ખારા રસ)નો ઉપયોગ થતો નથી આ બે કારણસર ખારા રસની વસંતમા મના કરી નથી

ગ્રીષ્મચર્યા

तीक्ष्णांशुरतितीक्ष्णांशुर्ग्रीष्मे संक्षिपतीव यत् ॥२६॥
प्रत्यहं क्षीयते श्लेष्मा तेन वायुश्च वर्धते ।
अतोऽस्मिन्पटुकट्वम्लव्यायामार्ककरांस्त्यजेत् ॥२७॥

ગ્રીષ્મ ઋતુમાં સૂર્ય બહુ તીક્ષ્ણ કિરણવાળો થઈને જગતનું બળ જાણે ચૂસી લે છે, તેથી રાજરાજ કફ ઓછો થતો જાય છે અને તેથી વાયુ વધતો જાય છે, એટલા માટે આ ઋતુમા ખારુ, તીખું, ખાટુ, કસરત અને સૂર્યનો તડકો એટલા વાનાં તજવાં

ગ્રીષ્મમા સેવવા યોગ્ય

भजेन्मधुरमेवान्नं लघु स्निग्धं हिमं द्रवम् ।

હલકુ, સ્નિગ્ધ, ઠડુ તથા પ્રવાહી હોય એવુ ગળપણ જ (મોટે ભાગે) ખાવુપીવું

ગ્રીષ્મમા લેહ્ય

सुशीततोयसिक्ताङ्गो लिह्यात्सक्तून् सशर्करान् ॥

ખૂબ ઠડા પાણીથી નાહવું તથા સાકર મેળવીને સાથવો ચાટવો.

ગ્રીષ્મમાં દારૂ પીવાનો નિયમ

मद्यं न पेयं, पेयं वा स्वल्पं, सुबहु वारि वा ।
अन्यथा शोफशैथिल्यदाहमोहान् करोति तत् ॥२८॥

દારૂ ન પીવો જો ન છૂટકે પીવો પડે તો બહુ થોડો પીવો અથવા થોડા દારૂમા બહુ પાણી મેળવીને પીવો જો એમ ન કરે તો દારૂ પીવાથી મોં સુજવું, ઢીલા થઈ જવાય અને શરીર અગન બળે

ગ્રીષ્મનું ભોજન

कुन्देन्दुधवलं शालिमश्नीयाज्जाङ्गलैः पलैः ।

ડોલરના ફૂલ જેવા કે ચંદ્રના જેવા ધોળા શાળ ના ચોખા જાગલ દેશના પ્રાણીઓના માંસ સાથે ખાવા

શુ પીવું?

पिबेद्रसं नातिघनं रसालां रागखाण्डवौ ॥ ३० ॥
पानकं पञ्चसारं वा नवमृद्भाजने स्थितम् ।
मोचचोचदलैर्युक्तं साम्लं मृन्मयशुक्तिभिः ॥ ३१ ॥

માંસરસ પીવો પણ બહુ જાડો પીવો નહિ. શિખ-ખણ્ડ, રાગ,* ખાંડવ પીવા તથા ચાટવો, ખટાશયુક્ત પરૂષક નામે પાનક× નવા માટીના વાસણમા ભરેલુ તથા કેળના અને ખજૂરના કકડા નાખીને માટીની છીપથી— પીવુ

ગ્રીષ્મમા જળપાન

पाटलावासितं चाम्भः सकर्पूरं सुशीतलम् ।

તેમ જ કપૂર નાખેલુ તથા પાટલાના ફૂલથી સુવાસિત કરેલુ સારી પેઠે ઠડુ થયેલુ પાણી પીવુ

ગ્રીષ્મમા રાત્રિભોજન

शशाङ्ककिरणान् भक्ष्यान् रजन्यां भक्षयन् पिबेत् ।
ससितं माहिषं क्षीरं चन्द्रनक्षत्रशीतलम् ।

રાત્રે કપૂરી ભાત (કપૂર, ઘી અને તેજાના નાખીને રાંધેલો ભાત જેને સસ્કૃતમા 'કર્પૂરનાલિકા' કહે છે તે) ખાવા તથા તેની સાથે ચંદ્ર અને નક્ષત્રની ઠંડકમા—ખુલ્લામા મૂકવાથી ઠડુ થયેલું સાકર નાખેલું ભેંસનુ દૂધ પીવુ

ગ્રીષ્મમા બપોર

अभ्रङ्कषमहाशालतालरुद्धोष्णरश्मिषु ॥ ३३ ॥
वनेषु माधवीश्लिष्टद्राक्षास्तवकशालिषु ।

ગગનચુંબી શાલનાં તથા તાડનાં વૃક્ષોને લીધે સૂર્ય જે વનમા પેસી શકતો નથી તથા જ્યાં દ્રાક્ષનાં લૂમખા સાથે માધવી નામે વેલના વેલા ગુંથાઈ ગયા છે અને તેથી જે શોભે છે એવા વનમાં ઉનાળામાં બપોરે સૂઈ જવુ

ધારાગૃહાદિ

सुगन्धिहिमपानीयसिच्यमानपटालिके ॥ ३४ ॥
कायमाने चिते चूतप्रवालफललुम्बिभिः ।
कदलीदलकह्लारमृणालकमलोत्पलैः ॥ ३५ ॥
कोमलैः कल्पिते तल्पे हसत्कुसुमपल्लवे ।
मध्यंदिनेऽर्कतापार्तः स्वप्याद्धारागृहेऽथवा ॥३६॥

* રાગ અને ખાંડવ પીવાના તથા ચાટવાના પદાર્થ થાય છે સાકર, મધ વગેરે રસ પીવાના હોય ત્યારે તે રાગ અને તેમા ખટાશ મળી હોય ત્યારે ખાંડવ બનવા જોઈએ, દાડમ, માંસરસ વગેરેના પણ રાગ તથા ખાંડવ બને છે ચાટવા જેટલા જાડા રાખે ત્યારે તે લેહ્ય કહેવાય અને પીવા જેવા પાતળા રાખે ત્યારે તે પેય કહેવાય.

× ઉપર કહેલા રસ ઘણા તરલ, તથા કપૂર વગેરે મસાલા મેળવી પીવા યોગ્ય કરે ત્યારે તે પાનક કહેવાય. પંચસાર નામે પાનક આ પ્રમાણે દ્રાક્ષ, મહુડાં, ખજૂર, ગાંભારી, ફાલસા—એનો ફાંટ (હિમ) બનાવીને પીવા જેવો પાતળો બનાવવો અને તેને કપૂર વગેરેથી સુગંધિત કરવો તેને પંચસાર નામે પાનક કહે છે તે દાહ અને તરસને મટાડે છે

—માટીની છીપને બદલે માટીના કાચલાં કે કુલડીઓ આ કામમાં લેવાં.

**पुत्तलीस्तनहस्तास्यप्रवृत्तोशीरवारिणि ।**

તથા આંબાવાડિયામા આંબાના કુમળા પાદડા તથા કરીની લૂમો જેની આસપાસ ભરચક લચી રહી હોય એવો વાસનો માંડવો બાધવો તથા તેની આસપાસ સુગધીદાર ઠડુ પાણી છાટેલી ટટ્ટીઓ બાધવી એવા માંડવામા કેળના પાદડા, પોયણા, કમળતતુ, કમળ અને કાળા કમળથી બનાવેલા, જ્યા પુષ્પની પાખડીઓ ખીલી રહી હોય એવા સુવાળા અને પોચા બિછાનામા ઉનાળાના દિવસના બપોરે સૂર્યના તાપથી પીડાતા મનુષ્યે ઊંઘવુ અથવા પૂતળીઓના સ્તન, હાથ અને મોમાથી, ખસના વાળાથી ઠડા અને સુગધીદાર બનેલા પાણીના ફુવારા ઊડતા હોય એવા ધારાગૃહમા બપોરે ઊંઘવુ

ગ્રીષ્મનો રાત્રિવાસ

**निशाकरकराकीर्णे सौधपृष्ठे निशासु च ॥३७॥**
**आसना स्वस्थचित्तस्य चन्दनार्द्रस्य मालिन ।**
**निवृत्तकामतन्त्रस्य सुसूक्ष्मतनुवाससः ॥३८॥**
**जलार्द्रास्तालवृन्तानि विस्तृताः पद्मिनीपुटा ।**
**उत्क्षेपाश्च मृदूत्क्षेपा जलवर्षिहिमानिला ॥३९॥**
**कर्पूरमल्लिकामाला हाराः सहरिचन्दना ।**
**मनोहरकलालापा शिशव सारिका शुकाः ॥४०॥**
**मृणालवलयाः कान्ताः प्रोत्फुल्लकमलोज्ज्वला ।**
**जङ्गमा इव पद्मिन्यो हरन्ति दयिता क्लमम् ॥४१**

રાતે ચદ્રના કિરણ પથરાયા હોય એવી હવેલીની અગાશીમા બેસવુ જે માણસ શાન્ત ચિત્ત રાખે તો શરીરે ચદન ચોપડવાથી, ફૂલની માળા પહેરવાથી, મૈથુનનો ત્યાગ કરવાથી, ઘણા ઝીણા અને હલકા વસ્ત્રો પહેરવાથી, પાણીથી પલાળેલા તાડછાના પખાથી, ભીના કમળના મોટા પાદડાથી, હલકે હાથે હલાવાતા પાણીની છાટ અને ઠડો પવન આપતા વીંઝણાથી, કપૂર અને મોગરાની માળા પહેરવાથી, મોતીની માળા અને હરિચદન નામના સુખડના મણકાની માળા પહેરવાથી, મનગમતી મીઠી વાતો કરવાથી, બાળકોને રમાડવાથી, મેનાપોપટથી, કમળના રેસાનાં કડા પહેરવાથી અને ખીલેલા કમળ જેવી તેજસ્વી તથા કમળના નાળના છોડ જેવી વહાલી પ્રિયતમાની હાજરીથી એનો (માણસનો) કટાળો દૂર થાય છે

## વર્ષાચર્યા

**આ ઋતુમાં અગ્નિ વધારે મંદ પડે છે**

**मादानम्लानवपुषामग्नि सन्नोऽपि सीदति ।**
**वर्षासु दोषैर्दुष्यन्ति तेऽम्बुलम्बाम्बुदेऽम्बरे ॥४२॥**
**सतुषारेण मरुता सहसा शीतलेन च ।**
**भूबाष्पेणाम्लपाकेन मलिनेन च वारिणा ॥४३॥**
**वह्निनैव च मन्देन, तेष्वित्यन्योन्यदूषिषु ।**
**भजेत् साधारणं सर्वमूष्मणस्तेजनं च यत् ॥४४॥**

આદાનકાળને લીધે શરીરનુ બળ ઓછુ થયેલુ હોવાથી અને તેથી અગ્નિ પણ મદ થયેલો તો હોય છે જ તેમા વળી વર્ષાઋતુમા દોષો (વાત, પિત્ત અને કફ) બગડવાથી તે વધારે મદ થાય છે આકાશમા પાણીથી ભરેલા વાદળા વ્યાપી ગયા હોય તેથી, ઝાકળના ટીપાવાળો તથા ઠડો પવન એકાએક વાવા માડે છે તેથી, પૃથ્વીમાથી બાફ નીકળે છે તેથી, ભેજને લીધે અન્નપાનમા ખટાશ આવી જાય છે તેથી, પાણી મેલુ હોય છે, તેથી તથા જઠરાગ્નિ મદ હોવાથી એ ઋતુમાં દોષો કોપે છે આ પ્રમાણે ત્રણે દોષો એકબીજાને બગાડતા હોવાથી ત્રણે દોષોનુ શમન કરે એવા સામાન્ય ઉપાય તે ઋતુમા કરવા તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર ઉપાય પણ કરવા

ગ્રીષ્મમા તપેલી જમીન ઉપર વર્ષાઋતુમા વરસાદ પડવાથી જે બાફ નીકળે છે તે સ્વભાવે જ વાત, પિત્ત અને કફ એ ત્રણેય દોષોનો પ્રકોપ કરે છે વાદળામાથી પડતો વરસાદ વાયુ અને કફ કરે છે વર્ષાઋતુના ભેજને લીધે અન્નપાનમા ખટાશ આવી જાય છે, તેથી પણ પિત્ત અને કફનો પ્રકોપ થાય છે વળી આદાનકાળને લીધે અગ્નિ મદ પડી ગયેલો હોવાથી પણ દોષોનો પ્રકોપ થાય છે, કારણ કે મદ જઠરાગ્નિને લીધે જો આહાર પચે નહિ તો કફ થાય, આહાર ખાટો થાય તથી પિત્ત થાય અને એ રીતે ધાતુને પોષણ આપનાર રસ અન્નમાથી જેટલો ઓછો ઉત્પન્ન થાય તેટલા પ્રમાણમા ધાતુઓ પણ પોષણને અભાવે ઓછી થતી હોવાથી ખાલી પડી ગયેલી જગામા વાયુ ભરાઈ જવાથી વાયુનો પ્રકોપ થાય છે, તેથી વર્ષાઋતુમાં વાયુના દરદોનુ જોર વધી પડે છે વર્ષાઋતુમાં સૌથી વિશેષ પ્રકોપ વાયુનો હોય છે, પિત્તનો પ્રકોપ વાયુથી ઓછો, પણ કફથી વધારે હોય છે, તેથી વર્ષાઋતુમાં પિત્તનો સચય થાય છે અને કફ વર્ષાઋતુમા સૌથી ઓછો વધે છે આમ વર્ષાઋતુમાં જઠરાગ્નિ મદ હોવાથી ત્રણે દોષ કોપે છે અને ત્રણે દોષ કોપવાથી વળી જઠરાગ્નિ મદ પડે છે

વર્ષામાં શોધન અને આહાર

**आस्थापनं शुद्धतनुर्जीर्णं धान्यं रसान् कृतान् ।**
**जाङ्गलं पिशितं यूषान् मध्वरिष्टं चिरन्तनम् ॥४५॥**
**मस्तु सौवर्चलाढ्यं वा पञ्चकोलावचूर्णितम् ।**

दिव्यं कौप शृतं चाम्भो भोजनं त्वति दुर्दिने ॥४६
व्यक्ताम्ललवणस्नेहं संशुष्कं क्षौद्रवल्लघु ।

વિરેચન વગેરેથી શરીર શુદ્ધ કરીને નિરૂહબસ્તિ લેવી, જૂનુ ધાન ખાવુ, સ્નેહ તથા સૂઠ વગેરે નાખીને માસરસ પીવા, જાગલ દેશના પ્રાણીઓનુ માસ ખાવુ, મગ, દાડમ વગેરેના યૂષ તથા જૂનો દ્રાક્ષનો દારૂ તથા અરિષ્ટ પીવા. સચળ તથા પચકોલનુ ચૂર્ણ નાખીને દહીંનુ નીતર્યું પાણી પીવુ વરસાદનું, કૂવાનુ તથા ઉકાળેલુ પાણી પીવુ વરસાદની બહુ હેલી હોય ત્યારે આગળ પડતુ ખાટુ, ખારુ અને સ્નેહયુકત, સૂકુ, મધ મેળવેલું અને હલકુ ભોજન કરવુ

### વર્ષામાં વિહાર

अपादचारी सुरभिः सततं धूपिताम्बर ॥४७॥
हर्म्यपुष्ठे वसेद्वाष्पशीतशीकरवर्जिते ।

આ ઋતુમા બહાર જવુ હોય તો પગે ચાલીને જવુ નહિ સુગધીદાર પદાર્થો ચોળીને સ્નાન વગેરેથી સુવાસિત રહવું કપડા પણ હમેશા ધૂપ દીધેલા (ધૂપથી ગરમ અને સુવાસિત કરેલા) પહેરવા બાફ, ઠડક તથા વાછટ જ્યા ન આવતા હોય તેવી મેડીમા રહેવુ

### વર્ષામા તજવા યોગ્ય

नदीजलोदमन्थाह स्वप्नायासातपांस्त्यजेत् ॥४८॥

નદીનું પાણી, પાણીમા ચોળેલો સાથુ—સાથવો, દિવસે ઊંઘ, બહુ મહેનત અને તડકો—એ પાચ વાના આ ઋતુમા તજવા

### શરદચર્યા

वर्षाशीतोचिताङ्गानां सहसैवार्करश्मिभिः ।
तप्तानां सञ्चितं वृष्टौ पित्तं शरदि कुप्यति ॥४९॥
तज्जयाय घृतं तिक्तं विरेको रक्तमोक्षणम् ।

વર્ષાઋતુમા શરીર વરસાદ અને ટાઢથી ટેવાઈ ગયુ હોય છે, તેથી શરદઋતુમા સૂર્યના તાપથી શરીર એકદમ તપવા લાગે છે, ત્યારે વર્ષાકાળમા એકઠુ થયેલુ માણસોનુ પિત્ત કોપે છે, તે શમાવવા માટે તિકત ધૃત ખાવું, રેચ લેવા તથા રકતસ્રાવ કરાવવો (ફસ ખોલાવવી)

### શરદભોજન

तिक्तं स्वादु कषायं च क्षुधितोऽन्नं भजेल्लघु ॥५०॥
शालिमुद्गसिताधात्रीपटोलमधुजाङ्गलम् ।

સારી પેઠે ભૂખ લાગે ત્યારે શાળના ચોખા, મગ, સાકર, આમળાં, પટોળ, મધ અને જાગલ દેશના પ્રાણીઓનું માસ, એવું એવું કડવું, ગળ્યું, તૂરું અને હલકુ ખાવુંપીવું

### હસોદક

तप्तं तप्तांशुकिरणैः शीतं शीतांशुरश्मिभिः ॥५१॥
समन्तादप्यहोरात्रमगस्त्योदयनिर्विषम् ।
शुचि हंसोदकं नाम निर्मलं मलजिज्जलम् ॥५२॥
नाभिष्यन्दि न वा रूक्षं पानादिष्वमृतोपमम् ।

વળી દિવસે સૂર્યના કિરણ ચારેપાસ લાગવાથી તપેલુ અને રાત્રિએ ચદ્રના કિરણથી ઠડુ થયેલું તથા અગસ્ત્યના ઉદયથી ઝેર વિનાનુ બનેલુ પવિત્ર જળ હસોદક કહેવાય છે તે નિર્મળ, વાયુ વગેરે દોષોને મટાડે એવુ હોય છે એ નથી અભિષ્યદી કે નથી શરીરને લૂખુ પાડે એવુ અને પીવા વગેરેમા અમૃતના જેવો ગુણ કરનારુ છે

### શરદનો સાયકાળ

चन्दनोशीरकर्पूरमुक्तास्रग्वसनोज्ज्वलः ॥५३॥
सौधेषु सौधधवलां चन्द्रिकां रजनीमुखे ।

સાયકાળે ચદન, વીરણવાળો, કપૂર વગેરેથી સુવાસિત થઈને, મોતીની માળાઓ પહેરીને અને ઊજળાં વસ્ત્ર પહેરી ઊજળા બનીને ધોળાવેલી હવેલીની અગાશીમા, હવેલી જેવી ઊજળી ચાદનીમા બેસવુ (સાયકાળ વીત્યા પછી ઝાકળ પડે છે, માટે સાયકાળ વીત્યા પછી ન બેસવુ)

### શરદમાં તજવા યોગ્ય

तुषारक्षारसौहित्यदधितैलवसातपान् ॥५४॥
तीक्ष्णमद्यदिवास्वप्नपुरोवातान् परित्यजेत् ।

ઝાકળ, જવખાર વગેરે ક્ષાર, ધરાઈને ખાવુંપીવું, દહીં, તેલ, વસા, તડકો, જલદ દારૂ, દિવસે ઊંઘ અને પૂર્વ દિશામાથી આવતો પવન એટલા દશ વાનાં શરદઋતુમા તજવા

### સંક્ષેપમાં ઋતુઋતુનું ભોજન

शीते वर्षासु चाद्यांस्त्रीन्वसन्तेऽन्त्यान् रसान्भजेत्॥
स्वादु निदाघे शरदि स्वादुतिक्तकषायकान् ।
शरद्वसन्तयो रूक्षं शीतं घर्मघनान्तयोः ॥५६॥
अन्नपानं समासेन विपरीतमतोऽन्यदा ।

ખાવાપીવાની વાત ટૂકમા જાણવી હોય તો હેમંત, શિશિર અને વર્ષાઋતુમા પહેલા ત્રણ રસ એટલે ગળ્યો, ખાટો અને ખારો એ ત્રણ રસ ખાવાપીવા, વસંતમાં છેલ્લા ત્રણ એટલે કડવો, તીખો અને તૂરો એ ત્રણ રસ ખાવાપીવા, ગ્રીષ્મમાં ગળપણ ખાવુંપીવું અને શરદઋતુમા ગળ્યો, કડવો તથા તૂરો એ ત્રણ રસ ખાવાપીવા.

શરદ અને વસતઋતુમાં લૂખુ અન્નપાન વાપરવુ

અને તે સિવાયની એટલે હેમંત, શિશિર, વર્ષા અને ગ્રીષ્મઋતુમાં એથી વિપરીત એટલે સ્નિગ્ધ અન્નપાન વાપરવું ગ્રીષ્મ તથા શરદમાં શીતળ ગુણવાળું અન્નપાન વાપરવું અને તે સિવાયની એટલે હેમંત, શિશિર, વસંત અને વર્ષાઋતુમાં એથી વિપરીત એટલે ઉષ્ણ ગુણવાળું અન્નપાન વાપરવું

સર્વ રસનું સેવન

**नित्यं सर्वरसाभ्यासः स्वस्वाधिक्यमृतावृतौ ॥५७॥**

અમુક ઋતુમાં અમુક રસનું સેવન કરવું એમ પહેલાં કહ્યું છે, પણ તે રસનું જ સેવન કરવું અને બીજા રસોનો બિલકુલ ઉપયોગ ન કરવો એમ ન થવું જોઈએ બધા રસની ટેવ હમેશાં રાખવી, પણ તે તે ઋતુઓમાં તે તે રસ વધારે લેવા

ઋતુસંધિ

**ऋत्वोरन्त्यादिसप्ताहावृतुसन्धिरिति स्मृतः ।**
**तत्र पूर्वो विधिस्त्याज्यः सेवनीयोऽपरः क्रमात् ॥**

ઊતરતી ઋતુનું છેલ્લું તથા તેની પછી બેસવાની નવી ઋતુનું પહેલું એમ બે અઠવાડિયાં મળીને જે પંદર દિવસ થાય તેને ઋતુસંધિ કહે છે તે વખતે ચાલુ ઋતુમાં આચરવાનો વિધિ ધીમેધીમે તજતા જવા અને તેની જગ્યાએ આવતી નવી ઋતુમાં આચરવાનો વિધિ અમલમાં આણતા જવું

એકાએક ફેરફાર કરવાથી નુકસાન

**असात्म्यजा हि रोगाः स्युः**
**सहसा त्यागशीलनात् ।**

કેમ કે અમુક વિધિ એકાએક તજવાથી કે આચરવાથી પ્રકૃતિને માફક ન આવવાથી ઉત્પન્ન થનારા રોગ થાય છે

**इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने ऋतुचर्याध्यायस्तृतीयः ॥३॥**

## અધ્યાય ૪ થો : રોગાનુત્પાદનીય

**अथातो रोगानुत्पादनीयाध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

હવે શી રીતે વર્તવાથી કે શું કરવાથી રોગ ન થાય તે વિષેનો અધ્યાય કહીશું (વાયુ વગેરેના વેગને) અટકાવવાથી રોગ થાય છે, માટે તે ન કરવું તથા તેવા રોગ થાય તો પછી તેની શાંતિ કેમ કરવી એ વાત પણ આ અધ્યાયમાં આવશે.) એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

વેગ અટકાવવાની મના

**वेगान्न धारयेद्वातविण्मूत्रक्षवतृट्क्षुधाम् ।**
**निद्राकासश्रमश्वासजृम्भाश्रुच्छर्दिरेतसाम् ॥१॥**

વાયુ (વાછૂટ અને ઓડકાર), ઝાડો, પેશાબ, છીંક, તરસ, ભૂખ, ઊંઘ, ઉધરસ, મહેનતથી ચડેલો શ્વાસ, બગાસું, (હરખના કે શોકના) આંસુ, ઊલટી અને વીર્યપાત એમના વેગ(હાજતો)ને પરાણે રોકવા નહિ (એટલા વાનાની પ્રવૃત્તિ થવાની શંકામાત્ર થાય તો પછી તે રોકવાથી રોગ થાય છે)

વાછૂટ રોકવાથી થતા રોગ

**अधोवातस्य रोधेन गुल्मोदावर्तरुक्क्लमाः ।**
**वातमूत्रशकृत्सङ्गदृष्ट्यग्निवधहृद्गदाः ॥ २ ॥**

વાછૂટ થતી હોય તેને અટકાવવાથી ગુલ્મ, ઉદાવર્ત, કોઠામાં શૂળ અને ગ્લાનિ થાય છે તથા વાયુ, મૂત્ર અને ઝાડો બંધ થઈ જાય છે આંખોનું તેજ અને જઠરનો અગ્નિ નાશ પામે છે તથા હૃદયનો રોગ (હૃદ્રોગ) થાય છે

ઝાડો રોકવાથી થતા રોગ

**शकृतः पिण्डिकोद्वेष्टप्रतिश्यायशिरोरुजः ।**
**ऊर्ध्ववायुः परीकर्तो हृदयस्योपरोधनम् ॥ ३ ॥**
**मुखेन विट्प्रवृत्तिश्च पूर्वोक्ताश्चामयाः स्मृताः ।**

ઝાડો રોકવાથી પગની પિંડીઓમાં કળતર, સળેખમ, માથું દુખવું, શરીરના ઉપલા ભાગમાં વાયુનો પ્રકોપ (હાંફયા હોઠયા થવું), પરીકર્ત, છાતીની રૂંધામણ, મોઢેથી ઊલટીમાં ઝાડો નીકળે, એ બધા રોગ તથા વાછૂટ રોકવાથી થતા રોગ પણ થાય છે

મૂત્ર રોકવાથી થતા રોગ

**अङ्गभङ्गाश्मरीबस्तिमेढ्रवङ्क्षणवेदनाः ॥ ४ ॥**
**मूत्रस्य रोधात्पूर्वे च प्रायो रोगाः**

પેશાબ રોકવાથી શરીર તૂટે છે, પથરી થાય છે, મૂત્રાશય, મૂત્રેન્દ્રિય અને અંડ એટલી જગાએ પીડા થાય છે, વાછૂટ તથા ઝાડો રોકવાથી થતા રોગમાંથી પણ કેટલાક રોગ થાય છે

વાછૂટ, ઝાડો, પેશાબ રોકવાથી થતા વ્યાધિના ઉપાય

**तदौषधम् ।**
**वर्त्यभ्यङ्गावगाहाश्च स्वेदनं बस्तिकर्म च ॥ ५ ॥**

ફલવર્તિ, અવગાહ, તાપશેક અને બસ્તિ એ વાછૂટ, ઝાડો તથા પેશાબ રોકવાથી થયેલા રોગના ઉપાય છે

ઝાડો રોકવાથી થયેલા વ્યાધિના ઉપાય

**अन्नपानं च विड्भेदि विड्रोधोत्थेषु यक्ष्मसु ।**

ઝાડો રોકવાથી થયેલા રોગમાં ઝાડાને તોડે એવાં અન્ન અને પીણાં પણ ઉપાય તરીકે વાપરવાં (જવ, દહીંનું નીતર્યું પાણી અને બથવાની ભાજી ઝાડાને તોડે છે)

અવપીડક

मूत्रजेषु तु पाने च प्राग्भक्तं शस्यते घृतम् ॥६॥
जीर्णान्तिकं चोत्तमया मात्रया योजनाद्वयम्।
अवपीडकमेतच्च संज्ञितं

મૂત્રને રોકવાથી થયેલા રોગોમા (૧) ખાવા બેસતા પહેલા થોડુ ઘી પીને પછી તરત ખોરાક ખાવો, (૨) તેમ જ આગલે દિવસે ખાધેલુ પચી ગયા પછી વધારે પણ પચી રહે એટલુ ઘી પીવું આ બેમાથી પહેલી રીતને પ્રાગ્ભકત—ઘૃતપાન કહે છે તથા બીજી રીતને જીર્ણાંતિક—ઘૃતપાન કહે છે અવપીડક એટલે પ્રાગ્ભકત અને જીર્ણાંતિક એ બન્ને પ્રકારનુ ઘૃતપાન

ઓડકાર રોકવાથી થતા રોગ

धारणात्पुनः ॥ ७ ॥
उद्गारस्यारुचिः कम्पो विबन्धो हृदयोरसोः।
आध्मानकासहिध्माश्च हिध्मावत्तत्र भेषजम् ॥८

હવે ઓડકાર રોકવાથી અરુચિ, કપ, હૃદય અને છાતીમા જાણે દોરડાથી તાણી બાધ્યુ હોય એવુ દુ ખ, પેટ ચડવુ, ઉધરસ, હેડકી એટલા રોગ થાય છે એનુ ઔષધ હેડકી પ્રમાણ જાણવુ

છીંક રોકવાથી થતા રોગના ઉપાય

शिरोर्तीन्द्रियदौर्बल्यमन्यास्तम्भार्दितं क्षुते ।

છીંક રોકવાથી માથુ દુખે, ઈંદ્રિયો નબળી બને, ડોક રહી જાય અને અર્દિત નામે વાયુનો રાગ થાય છે

છીંક રોકવાથી થતા રોગના ઉપાય

तीक्ष्णधूमाञ्जनाघ्राणनावनार्कविलोकनैः ॥ ९ ॥
प्रवर्तयेत्क्षुतिं सक्तां स्नेहस्वेदौ च शीलयेत्।

છીંક રોકવાથી થયેલા રોગ મટાડવા માટે તીક્ષ્ણ ધૂમ, તીક્ષ્ણ અંજન, મરી જેવા તીક્ષ્ણ પદાર્થ છીંકણી માફક સૂઘવા, તીક્ષ્ણ નસ્ય, સૂર્ય સામે જોવુ એ ઉપાય કરવા રોજ સ્નેહન અને સ્વેદન કરવું આમ કરીને અટકેલી છીંકો આણવી

તરસ રોકવાથી થતા રોગ

शोषाङ्गसादबाधिर्यसम्मोहभ्रमहृद्गदाः ॥ १० ॥
तृष्णाया निग्रहात्तत्र शीतः सर्वो विधिर्हितः ।

તરસ રોકવાથી મુખશોષ (મો સુકાવું), શરીરની શિથિલતા, બહેરાપણું, મોહ, ભ્રમ (ચકરી) અને હૃદયનો રોગ થાય છે તરસ રોકવાથી થયેલા આ રોગોમાં તમામ ઠંડા ઉપચાર ફાયદો આપે છે

ભૂખ રોકવાથી થતા રોગ

अङ्गभङ्गारुचिग्लानिकार्श्यशूलभ्रमाः क्षुधः ॥११॥
तत्र योज्यं लघुस्निग्धमुष्णमल्पं च भोजनम्।

ભૂખ રોકવાથી, ભૂખ લાગ્યા છતા ન ખાવાથી શરીર તૂટે છે, અરુચિ, ગ્લાનિ અને દૂબળાપણુ થાય છે, કોઠામા શૂળ આવ છે, ફેર આવે છે એ વ્યાધિઓ મટાડવાને હલકુ, સ્નિગ્ધ, ઊનુ તથા થોડુ ખાવાપીવાનું આપવુ

ઊંઘ રોકવાથી થતા રોગ

निद्राया मोहमूर्धाक्षिगौरवालस्यजृम्भिकाः ॥१२॥
अङ्गमर्दश्च, तत्रेष्टः स्वप्नः संवाहनानि च।

ઉજાગરો કરવાથી મોહ થાય છે, માથું તથા આંખો ભારે થાય છે, આળસ અને બગાસા આવે છે, શરીરમા ચૂથારા થાય છે એ મટાડવા માટે ઊંઘવું તથા શરીરે થોડી ચપી કરાવવી એ ઇચ્છવા જેવુ છે

ઉધરસ રોકવાથી થતા રોગ

कासस्य रोधात्तद्वृद्धिः श्वासारुचिहृदामयाः ॥
शोषो हिध्मा च, कार्योऽत्र कासहा सुतरां विधिः।

ઉધરસ રોકવાથી ઉધરસ વધે છે તથા દમ, અરુચિ, હૃદયના રોગ, ક્ષય અને હેડકીનો રોગ થાય છે એમાં ઉધરસ મટાડવાના ઉપાય અતિશય કરવા

થાકથી ચડેલો શ્વાસ રોકવાથી થતા રોગ

गुल्महृद्रोगसम्मोहाः श्रमश्वासाद्विधारितात् ॥
हितं विश्रमणं तत्र वातघ्नश्च क्रियाक्रमः ।

ચાલવું, દોડવુ, કસરત વગેરેથી થયેલી હાફને રોકવાથી ગોળો, હૃદયના રોગ અને મોહ થાય છે. આરામ લેવો તથા વાયુ મટે એવા ઉપાય કરવા તે એમા હિતકારક છે

બગાસુ રોકવાથી થતા રોગ

जृम्भायाः क्षववद्रोगाः सर्वश्चानिलजिद्विधिः ॥१५॥

છીંક રોકવાથી જે રોગ થાય છે તે રોગ બગાસું રોકવાથી પણ થાય છે વાયુ મટે એવા બધા ઉપાય એમા હિતકારક છે

આસુ રોકવાથી થતા રોગ

पीनसाक्षिशिरोहृद्रुङ्मन्यास्तम्भारुचिभ्रमाः।
सगुल्मा बाष्पतस्तत्र स्वप्नो मद्यं प्रियाः कथाः ॥१६

આસુ રોકવાથી સળેખમ, આંખમાં, માથામાં અને હૃદયમાં પીડા, ડોક રહી જ્વાનો રોગ, અરુચિ, ભ્રમ અને ગોળો થાય છે ઊંઘવું, દારૂ પીવો અને મનગમતી વાતો કરવી એ એમાં હિતકારક છે

ઊલટી રોકવાથી થતા રોગ

विसर्पकोठकुष्ठाक्षिकण्डूपाण्डवामयज्वराः ।
सकासश्वासहृल्लासव्यङ्गश्वयथवो वमेः ॥ १७ ॥

ઊલટીનો વેગ રોકવાથી રતવા, કોઢરોગ, કુષ્ઠ, આંખના રોગ, ખણુજ, પાંડુરોગ, તાવ, ઉધરસ, દમ, ઊબકા, વ્યંગરોગ, સોજા એટલા રોગ થાય છે

ઉપાય

**गण्डूषधूमानाहारा रूक्षं भुक्त्वा तदुद्वमः ।**
**व्यायामः स्रुतिरस्रस्य शस्तं चात्र विरेचनम् ॥१८॥**
**सक्षारलवणं तैलमभ्यङ्गार्थं च शस्यते ।**

ઊલટી રોકવાથી થયેલા રોગ મટાડવાને ગંડૂષ વિધિમાં કહ્યા પ્રમાણે કાગળા કરવા, ધૂમપાનવિધિમાં કહ્યા પ્રમાણે ધુમાડા પીવા, ઉપવાસ કરવા, લૂખા પદાર્થ ખાઈને તેની ઊલટી કરવી, કસરત કરવી, લોહી કઢાવવું અને જુલાબ લેવા એ હિતકારક છે, તેમ જ ક્ષાર અને લવણ મેળવીને તેલ ચોળવું તે પણ ફાયદાકારક છે

વીર્યનો વેગ રોકવાથી થતા રોગ

**शुक्रात्तत्स्रवणं गुह्यवेदनाश्वयथुज्वराः ॥१९॥**
**हृद्व्यथामूत्रसङ्गाङ्गभङ्गवृद्ध्यश्मषण्ढताः ।**

વીર્યનો વેગ રોકવાથી વીર્ય ઝરે છે, ગુહ્ય અવયવો(ગુદા, અંડ તથા મૂત્રેન્દ્રિય)માં પીડા તથા સોજો, તાવ, હૃદયમાં પીડા, પેશાબ ન થાય, શરીરના અંગો તૂટે, વધરાવળ, પથરીનો રોગ અને નપુંસકપણું એ રોગો થાય છે

ઉપાય

**ताम्रचूडसुराशालिबस्त्यभ्यङ्गावगाहनम् ॥२०॥**
**बस्तिशुद्धिकरैः सिद्धं भजेत्क्षीरं प्रियाः स्त्रियः ।**

વીર્ય રોકવાથી થયેલા રોગમાં કૂકડાનું માંસ ખાવું, સુરા પીવી, શાળના ચોખા ખાવા, બસ્તિ લેવી, તેલ ચોળવું, અવગાહન કરવું, મૂત્રાશયને શુદ્ધ કરે એવાં ઔષધ વગેરે પદાર્થોથી સિદ્ધ કરેલું દૂધ પીવું અને મન ગમતી સ્ત્રીઓને ભોગવવી

વેગ રોકવાથી થયેલા રોગ અસાધ્ય ક્યારે જાણવા?

**तृट्शूलार्तं त्यजेत् क्षीणं विड्वमं वेगरोधिनम् ॥२१॥**

વેગ રોકવાથી જેને રોગ થયા હોય તેને ઘણી તરસ લાગતી હોય અને શૂળ પીડતું હોય તથા શૂળ આવતું હોય, બહુ દૂબળો થઈ ગયો હોય, તેમ જ ઝાડાની ઊલટી થતી હોય તો તેવા રોગીને વૈદ્યે છોડી દેવો (ઔષધ ન કરવું, કારણ કે તેનો રોગ અસાધ્ય છે)

વેગોને પરાણે કાઢવાથી કે રોકવાથી થતા રોગ

**रोगाः सर्वेऽपि जायन्ते वेगोदीरणधारणैः ।**

વેગોને પરાણે આણવાથી કે રોકવાથી તમામ રોગ થાય છે (ફક્ત ઉપર ગણાવ્યા એટલા જ નહિ, પણ ગમે તે અને ગમે તેટલા રોગ થઈ શકે છે)

તેમાં વાતાનુલોમન વિધિ કરવો

**निर्दिष्टं साधनं तत्र भूयिष्ठं ये तु तान् प्रति ॥२२॥**
**ततश्चानेकधा प्रायः पवनो यत्प्रकुप्यति ।**
**अन्नपानौषधं तस्य युञ्जीतातोऽनुलोमनम् ॥२३॥**

વેગ પરાણે આણવાથી અને રોકવાથી જે રોગો થાય છે તેમાં ગોળો, ઉદાવર્ત વગેરે જે રોગો નામ દઈને ગણાવ્યા છે તે રોગો ઘણું ખરું થાય છે તેના ઉપાય તે તે જગ્યાએ બતાવ્યા છે નામ દઈને ગણાવેલા અને ન ગણાવેલા સર્વ ઉદાવર્ત રોગોમાં વાયુ અનેક પ્રકારે પુષ્કળ કોપે છે, માટે તેને (વાયુને) સ્વાભાવિક માર્ગે લાવી મૂકનાર અન્ન, પાન (પીણું) અને ઔષધ આપવાં

લોભ વગેરેના વેગ અટકાવવા

**धारयेत्तु सदा वेगान् हितैषी प्रेत्य चेह च ।**
**लोभेर्ष्याद्वेषमात्सर्यरागादीनां जितेन्द्रियः ॥२४॥**

જે માણસ પરલોકમાં તથા આ લોકમાં પોતાનું ભલું ઇચ્છતા હોય તેણે ઇંદ્રિયોને જીતીને (ઇંદ્રિયોના વિષયોની લાલસા છોડી દઈને) લોભ, ઇર્ષા, દ્વેષ, મત્સર અને આસક્તિ વગેરે વેગોને નિરંતર રોકવા (ધાકધમકીને વશ થઈ આ વેગો રોકવાથી રોગ થાય છે, માટે ઇંદ્રિયોને જીતીને આ વગેરે રોકવા)

શોધનની જરૂર

**यतेत च यथाकालं मलानां शोधनं प्रति ।**
**अत्यर्थसञ्चितास्ते हि क्रुद्धाः स्युर्जीवितच्छिदः ॥२५॥**

દરેક દોષ અને મળનું શોધન કરવા માટે તે તે દોષ અને મળ માટે તેને શોધન કરવાની રીત માટે જે યોગ્ય સમય હોય તે સમયે મળનું શોધન કરવાનો યત્ન કર્યા કરવો, કેમ કે જ્યારે તે મળ પોતપોતાના સ્થાનમાં એકઠા થાય છે, ત્યારે તે પ્રકોપ પામીને આયુષ્યનો નાશ પણ કરી શકે છે

**दोषाः कदाचित्कुप्यन्ति जिता लङ्घनपाचनैः ।**
**ये तु संशोधनैः शुद्धा न तेषां पुनरुद्भवः ॥२६॥**

લંઘન (ઉપવાસ) અને પાચન વગેરેથી સુધારેલા (સ્વાભાવિક સ્થિતિમાં આવેલા) દોષો પણ કદાચ કોપે છે, પણ સારી રીતે શોધન કરીને શુદ્ધ કરેલા દોષ ફરીથી ઊપજતા નથી.

રસાયન વગેરે યોગ

**यथाक्रमं यथायोगमत ऊर्ध्वं प्रयोजयेत् ।**
**रसायनानि सिद्धानि वृष्ययोगांश्च कालवित् ॥२७॥**

દેશ, કાળ, બળ, શરીર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ વગેરે જાણનારા વૈદ્યો દોષોની શુદ્ધિ કર્યા પછી રસાયન અધ્યાયમા કહેલા ક્રમ પ્રમાણે સિદ્ધ(અનેકવાર અજમાવી જોયેલા) રસાયન અને વાજીકરણ પ્રયોગો કરવા

નોધ યથાક્રમ—ઉ ૩૯/૧૦ૐ થી ૧૪ પ્રમાણે રસાયનનો ક્રમ અને ઉ ૪૦/૬ૐ થી ૮ પ્રમાણે વાજીકરણનો ક્રમ

યથાયોગ—દરદીની પ્રકૃતિ વગેરે માટે યોગ્ય હોય એવો રસાયનના અને વાજીકરણનો યોગ

બૃંહણક્રિયા

**भेपजक्षपिते पथ्यमाहारैर्बृंहणं क्रमात् ।**
**शालिषष्टिकगोधूममुद्गमांसघृतादिभिः ॥ २८ ॥**
**हृद्यदीपनभैषज्यसंयोगाद्रुचिपक्तिदैः ।**
**साभ्यङ्गोद्वर्तनस्नाननिरूहस्नेहवस्तिभिः ॥ २९ ॥**

દવાથી (ખાસ કરીને શોધનથી) દૂબળા પડી ગયેલા દરદીને ક્રમસર અભ્યગ, ઉદ્વર્તન, સ્નાન, બૃહણ, નિરૂહબસ્તિ તથા બૃહણ અનુવાસનબસ્તિની ક્રિયાઓ કરીને તથા (સૂઠ, પીપર, આદુ, તજ, એલચી વગેરે) હૃદ્ય અને દીપન ઔષધો ભેળવીને શાળ ચોખા, સાઠી ચોખા, ઘઉ, મગ, માસ, ઘી વગેરે ખાવાથી રુચિ ઉત્પન્ન કરે એવા તથા પાચનશકિત વધારે એવા ખોરાક યોગ્ય ક્રમમા આપીને એનુ બૃહણ કરવુ એ હિતકર છે

શોધન વગેરેનુ ફળ

**तथा स लभते शर्म सर्वपावकपाटवम् ।**
**धीवर्णेन्द्रियवैमल्यं वृषतां दैर्घ्यमायुषः ॥ ३० ॥**

એવી રીતે પ્રથમ શોધન, પછી બૃહણ, પછી રસાયન પ્રયોગ કરવાથી તે મનુષ્ય આરોગ્યરૂપી સુખ પામે છે તથા પાચભૌતિક અગ્નિ, સાત ધાતુઓના અગ્નિ અને તેરમો જઠરાગ્નિ—એ સર્વ અગ્નિ (શા ૩) પ્રદીપ્ત થાય છે, બુદ્ધિ, શરીરનો રંગ અને ઇન્દ્રિયો નિર્મળ થાય છે, વિષયશકિત વધે છે અને આવરદા લબાય છે

આગંતુક રોગ

**ये भूतविषवाय्वग्निक्षतभङ्गादिसम्भवाः ।**
**रागद्वेषभयाद्याश्च ते स्युरागन्तवो गदाः ॥ ३१ ॥**

જે તાવ વગેરે રોગ (ભૂત) વળગાડ, ઝેર, વાવાઝોડુ, દાઝવું, વાગવું, ભાગવું વગેરેથી થયા હોય તેમને તથા કામ, ક્રોધ, ભય વગેરેને પણ આગતુક રોગ સમજવા

રોગ ન થવા દેવાના તથા મટાડવાના ઉપાય

**त्यागः प्रज्ञापराधानामिन्द्रियोपशमः स्मृतिः ।**
**देशकालात्मविज्ञानं सद्वृत्तस्यानुवर्तनम् ॥ ३२ ॥**
**अथर्वविहिता शान्तिः प्रतिकूलग्रहार्चनम् ।**
**भूताद्यस्पर्शनोपायो निर्दिष्टश्च पृथक्पृथक् ॥ ३३ ॥**
**अनुत्पत्त्यै समासेन विधिरेषः प्रदर्शितः ।**
**निजागन्तुविकाराणामुत्पन्नानां च शान्तये ॥ ३४ ॥**

પ્રજ્ઞાપરાધ છોડી દેવા, ઇંદ્રિયો કબજામા રાખવી, સૂ ૨/૪૭મા કહેલી બાબતો સ્મરણમા રાખવી, જાગલ વગેરે દેશ, શિશિર વગેરે ઋતુ તથા વાતપ્રકૃતિ વગેરે પોતાની પ્રકૃતિ એ સર્વ સમજીને રહેવુ, સત્ પુરુષો જે માર્ગે ચાલતા હોય તેને અનુસરવુ, અથર્વવેદમા કહ્યુ શાતિકર્મ કરવુ, નડતા ગ્રહોની પૂજા કરવી તથા ઉત્તરસ્થાનમા ભૂતપ્રતિષેધ અધ્યાયમા જે જુદા જુદા ઉપાય બતાવ્યા છે તે કરવા નિજ તથા આગતુક રોગો ન થવા દેવા માટે તથા થયા હોય તો તેને મટાડવા માટે ટૂકમા આ ઉપર કહેલો વિધિ દેખાડયો છે

પ્રાકૃતિક રોગમાથી બચવાનો ઉપાય :

દોષોના શોધનનો સમય

**शीतोद्भवं दोषचयं वसन्ते**
**विशोधयन् ग्रीष्मजमभ्रकाले ।**
**घनात्यये वार्षिकमाशु सम्यक्**
**प्राप्नोति रोगानृतुजान्न जातु ॥ ३५ ॥**

શીતઋતુ(હેમત અને શિશિર)મા ભેગા થયેલા દોષના સચયનુ વસતની શરૂઆતમા શોધન કરવું, ગ્રીષ્મઋતુમા એકઠા થયેલા દોષના સચયનું વર્ષાઋતુની શરૂઆતમા શોધન કરવુ વર્ષાઋતુના એકઠા થયેલા દોષનુ શોધન શરદ્ઋતુની શરૂઆતમા કરવુ એ પ્રમાણે બરાબર કરનાર માણસને ઋતુથી થતા રોગ કદાપિ થતા નથી

નીરોગી કેમ રહેવાય ?

**नित्यं हिताहारविहारसेवी**
**समीक्ष्यकारी विषयेष्वसक्तः ।**
**दाता समः सत्यपरः क्षमावा-**
**नाप्तोपसेवी च भवत्यरोगः ॥ ३६ ॥**

રોજ પથ્ય આહારવિહારનુ સેવન કરનાર, જોઈ વિચારીને કામ કરનાર, ઇન્દ્રિયોના વિષયો પર આસકિત ન રાખનાર, દાન આપનાર, સર્વને સમાન ગણનાર, સત્યનિષ્ઠ, ક્ષમા આપનાર અને આપ્તજનની સેવા કરનાર માણસ નીરોગી રહે છે

આપ્તજન=જે માણસ જે બાબતની સપૂર્ણ યોગ્ય તાકાત ધરાવતો હોય તે માણસ તે બાબત પૂરતો આપ્તજન કહેવાય છે

इति अष्टाङ्गहृदये सूत्रस्थाने रोगानुत्पादनीयोऽध्यायश्चतुर्थः ।

## અધ્યાય ૫ મો : દ્રવદ્રવ્યવિજ્ઞાનીય

ગયા અધ્યાયને અંતે પથ્ય આહાર અને વિહારનું સેવન કરવાનું કહ્યું વળી આગળ કહ્યું છે કે વસંતઋતુમાં ભારે, ઠંડા પદાર્થો, દહાડે ઊંઘ, સ્નિગ્ધ, ખાટા અને ગળ્યા પદાર્થોનો ત્યાગ કરવો (સૂ ૩/૨૫૬), પણ કોને કયા આહારવિહાર પથ્ય છે તે તથા કયા પદાર્થમાં કયા ગુણ છે તે પણ આગળ કહેવાયું નથી, તેથી આ અધ્યાયથી પદાર્થોના ગુણદોષ કહેવાની શરૂઆત કરે છે પદાર્થ(દ્રવ્ય)ના મુખ્ય બે ભાગ પાડ્યા છે દ્રવ અને અદ્રવ એમાંથી દ્રવ પદાર્થ (દ્રવદ્રવ્ય) વિષેની હકીકત આ અધ્યાયમાં આપી છે

**अथातो द्रवद्रव्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

હવે દ્રવ પદાર્થોના વિજ્ઞાનનો અધ્યાય અમે સમજાવીએ છીએ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### જળવર્ગ

પાણીના ગુણ

**जीवनं तर्पणं हृद्यं ह्लादि बुद्धिप्रबोधनम् ।**
**तन्वव्यक्तरसं मृष्टं शीतं लघ्वमृतोपमम् ॥ १ ॥**
**गङ्गाम्बु नभसो भ्रष्टं स्पृष्टं त्वर्केन्दुमारुतैः ।**
**हिताहितत्वे तद्भूयो देशकालावपेक्षते ॥ २ ॥**

આકાશમાંથી પડતા (વસ્ત્ર વગેરેમાં અધ્ધર ઝીલેલા) પાણીને ગંગામ્બુ કહે છે તે જીવન, તર્પણ, હૃદ્ય, આનંદ આપનારું, બુદ્ધિને જાગૃત કરનારું, બહુ પાતળું અવ્યક્ત રસવાળું એટલે છ રસમાંથી એક પણ રસ (સ્વાદ) સ્પષ્ટ માલૂમ ન પડવાથી એમાં કયો રસ છે તેનો નિર્ણય થઈ શકે નહિ એવું, મૃષ્ટ, અડકવામાં ઠંડુ તથા ઠંડુ પડે એવું, હલકું તથા અમૃત જેવું ગુણકારી છે પણ ખાસ તો આકાશમાંથી જમીન પર પડેલા પાણીને જ્યારે સૂર્ય અને ચંદ્રના કિરણો લાગે છે અને વાયુનો સ્પર્શ થાય છે, ત્યાર તે દેશકાળ પ્રમાણે ગુણકારી કે અવગુણકારી થાય છે

નોંધ 'ખાસ તો' એ શબ્દો એવું સૂચવે છે કે મોટેભાગે તો વરસાદનું જમીન પર પડેલું પાણી દેશના અને કાળના ગુણદોષને લીધે ગુણવાળું કે અવગુણવાળું બને છે, પણ આકાશમાંથી અધ્ધર ઝીલેલું પાણી પણ દેશકાળના ગુણદોષ પ્રમાણે કેટલેક અંશે ગુણવાળું થાય છે દાખલા તરીકે વરસાદનું પાણી જે પાત્રમાં અધ્ધર ઝીલ્યું હોય તે પાત્રના ગુણદોષ એ પાણીમાં આવે છે વળી વર્ષાઋતુમાંના વરસાદનું અધ્ધર ઝીલેલું પાણી ફાયદો કરે છે, પણ વર્ષાઋતુ સિવાયની બીજી ઋતુમાં પડેલા વરસાદનું અધ્ધર ઝીલેલું પાણી નુકસાન કરે છે આમ વરસાદનું અધ્ધર ઝીલેલું પાણી (ગંગામ્બુ, દિવ્યામ્બુ) ફાયદો કરે કે નુકસાન તેનો આધાર પણ કેટલેક અંશે દેશ (પાત્ર) અને કાળ (ઋતુ) પર છે

પણ આ નિયમ જમીન પર પડેલા વરસાદના પાણી-(ભૌમજલ)ને ખાસ લાગુ પડે છે દાખલા તરીકે, જાંગલ દેશમાં પડેલું વરસાદનું પાણી હિતકારી છે. અનૂપ દેશમાં પડેલું વરસાદનું પાણી નુકસાન કરે છે. તેમાંયે વળી સ્વચ્છ જગ્યાએ પડેલું પાણી ફાયદો કરે છે અસ્વચ્છ (મેલી, ગંદી) જગ્યાએ પડેલું પાણી નુકસાન કરે છે તળાવમાં પડેલું પાણી નુકસાન કરે છે સારા વાસણમાં વરસાદનું પાણી ભર્યું હોય તો તે ફાયદો કરે છે ખરાબ વાસણમાં ભર્યું હોય તો નુકસાન કરે છે તરસના રોગવાળાના શરીરમાં પાણી જાય તો ફાયદો કર છે, જળધર જેવા રોગવાળાના શરીરમાં જાય તો નુકસાન કરે છે આ બધા દાખલા દેશ-(ભૂમિ, જગ્યા, વાસણ, દેહ, જળાશય)ને લીધે પાણીમાં ગુણ કે દોષ આવે તેના છે

તે જ પ્રમાણે કાળને લીધે પણ જમીન પર પડેલા વરસાદના પાણીમાં ગુણદોષ આવે છે દાખલા તરીકે, શરદ અને ગ્રીષ્મઋતુમાં પાણી ફાયદો કરે છે, બીજી ઋતુઓમાં નુકસાન કરે છે દિવસે પાણી ફાયદો કરે છે, રાતે નુકસાન કરે છે ખાતા ખાતા, વચ્ચે વચ્ચે પીધેલું પાણી ફાયદો કરે છે, ખાધા પહેલાં તરત અને ખાધા પછી તરત પીધેલું પાણી નુકસાન કરે છે.

ગંગાજળનું લક્ષણ

**येनाभिवृष्टममलं शाल्यन्नं राजते स्थितम् ।**
**अक्लिन्नमविवर्णं च तत्पेयं गाङ्गम्**

ગંગાપાણીની પરીક્ષા એ છે કે, રૂપાના વાસણમાં શાલિ ચોખાના ભાતનો પિંડ (ગોળો) મૂકીને તે પર જે વરસાદનું પાણી છાંટ્યા પછી પણ (એક મુહૂર્ત સુધીમાં) તે ભાતનો પિંડ પચપચો ન થઈ જાય અને પોતાના અસલ રંગનો રહે, તે પાણી ગાંગજળ છે એમ સમજીને તેને (નાહવાના તથા) પીવાના ઉપયોગમાં લેવું

સામુદ્રજળ ન પીવું

**अन्यथा ॥ ३ ॥**
**सामुद्रं तन्न पातव्यं मासादाश्वयुजाद्विना ।**

એથી ઊલટું હોય તો એટલે કે જે વરસાદનું

પાણી છાટવાથી, શાલી ચોખાના ભાતના પિંડનો રગ એક મુહૂર્તમા બદલાય અને એ પિંડ પચપચો થઈ જાય તો તે પાણીને સામુદ્રજળ' કહેવુ, સામુદ્રજળ આસો સિવાય બીજા મહિનામા નાહવા કે પીવામા વાપરવુ નહિ (આસો મહિનામા અદ્ધર ઝીલેલુ વરસાદનુ પાણી ક્ષારવાળુ હોવાથી એ છાટવાથી ભાત સ્વાભાવિક રીતે પચપચો થાય છે, પાણી ખરાબ હોવાથી નહિ, માટે આસો મહિનામા ઝીલેલુ પાણી પીવામા હરકત નથી )

કેવું ભૌમજળ પીવુ ?

**ऐन्द्रमम्बु सुपात्रस्थमविपन्नं सदा पिबेत् ॥ ४ ॥**
**तदभावे च भूमिष्ठमान्तरिक्षानुकारि यत् ।**
**शुचिपृथ्वसितश्वेते देशेऽर्कपवनाहतम् ॥ ५ ॥**

રૂપા વગેરેના ચોખ્ખા વાસણમા ઝીલેલુ અને ભરેલુ વરસાદનુ પાણી જો બગડયુ ન હોય તો તે સદાય પીવુ (પણ મલિન, અપવિત્ર, નિંદિત પાત્રમા ઝીલેલુ ન પીવુ), તેવુ પાણી ન મળે તો કાળી કે ગોરાડુ જમીનના વિશાળ અને પવિત્ર (ચોખ્ખા) ભાગમા ભરાયેલુ ચારે બાજુથી સૂર્યનો તડકો અને પવનના સપાટા લાગતા હોય તવુ પણ ઉપર કહેલા ગાગજળના ગુણોમાથી જેટલા બને એટલા વધારે ગુણોવાળુ પાણી નાહવા તથા પીવા માટે વાપરવુ

ન પીવાલાયક પાણી

**न पिबेत् पङ्कशैवालतृणपर्णाविलास्तृतम् ।**
**सूर्येन्दुपवनादृष्टमभिवृष्टं घनं गुरु ॥ ६ ॥**
**फेनिलं जन्तुमत्तप्तं दन्तग्राह्यतिशैत्यतः ।**
**अनार्तवं च यद्दिव्यमार्तवं प्रथमं च यत् ॥ ७ ॥**
**लूतादितन्तुविण्मूत्रविषसंश्लेषदूषितम् ।**

કાદવ, લીલ, ઘાસ અને પાદડાથી મેલુ થયું હોય તથા છવાઈ ગયુ હોય એવુ, સૂર્ય કે ચદ્રના કિરણ જેના પર પડતા ન હોય એવુ, પવનના સપાટા જેને લાગતા ન હોય એવુ, તરતનુ વરસેલુ, ડહોળું (માટી, રેતી વગેરે ભળવાથી જાડુ થયેલુ), ભારે, ફીણવાળુ, જીવાતવાળુ, તડકાથી ગરમ થઈ ગયેલું તથા દાત કળે એવું ઠડુ પાણી પીવું નહિ (તરતનું વરસેલું પાણી ન પીવુ એમ કહેવામા એ મતલબ છે કે તે દિવસનુ વરસેલુ પાણી કે એવા પાણી સાથે ભળેલુ પાણી ન પીવુ પણ ત્રણ રાતો વીત્યા પછી પાણી નીતર્યું હોય તે ઉપયોગમા લેવાય ચોમાસામા વરસાદના પાણીથી ભરાઈ રહેલા ખાબોચિયામાંનુ પાણી તાપથી ઊકળતું હોય છે, તેવું પાણી ખુલ્લા પવનમાં હોય, સૂર્ય–ચદ્રના કિરણો તે પર પડતા હોય તોપણ ન લેવુ )

જે દિવ્ય જળ વર્ષાઋતુ સિવાય બીજી ઋતુમા પડેલુ હોય તે પીવુ નહિ વર્ષાઋતુમા પણ પહેલા વરસાદનુ પાણી પીવા યોગ્ય નથી, તેમ જ કરોળિયા વગેરે ઝીણા જતુઓની લાળ (જાળ), હગાર, મૂત્ર, ઝેર વગેરે અડકવાથી દૂષિત થયેલુ પાણી પણ પીવા યોગ્ય નથી

નદીઓનુ નિરૂપણ

**पश्चिमोदधिगाः शीघ्रवहा याश्चामलोदकाः ॥ ८ ॥**
**पथ्याः समासात्ता नद्यो विपरीतास्त्वतोऽन्यथा**

ટૂકમા જે નદીઓ પશ્ચિમ તરફના સમુદ્રને મળતી હોય, જલદી (ઝડપથી) વહેતી હોય એટલે વેગવાળી હોય તથા નિર્મળ પાણીવાળી હોય તે નદીઓને હિતકર જાણવી (મતલબ કે તેનું પાણી માફક આવે એવું સમજવુ ) એથી ઊલટા પ્રકારની જે નદીઓ હોય એટલે પશ્ચિમ સિવાય બીજા સમુદ્રને મળનારી, ધીમા વહેણવાળી તથા મેલા પાણીની હોય તેનુ પાણી અહિતકારક જાણવુ

કેવી નદીઓ પથ્ય અને અપથ્ય છે ?

**उपलास्फालनाक्षेपविच्छेदैः खेदितोदकाः ॥९॥**
**हिमवन्मलयोद्भूताः पथ्यास्ता एव च स्थिराः**
**कृमिश्लीपदहृत्कण्ठशिरोरोगान् प्रकुर्वते ॥ १० ॥**

જે નદીઓ હિમાલય તથા મલય પર્વતમાથી નીકળી હોય તેનુ પાણી જો નદીઓમાના પથ્થર સાથે અથડાવાથી ઊછળતુ હોય, ખળખળતુ હોય કે પાણીના બે પ્રવાહ છૂટા પડી જતા હોય અને એ રીતે પાણી અથડાઈ–કૂટાઈને હલકુ બન્યુ હોય તો તે પાણી હિતકર છે, પણ જો તે જ નદીઓના પાણી સ્થિરપણે વહેતા હોય તો તે કરમિયા, હાથીપગ, હૃદયરોગ, ગળાના રોગ અને માથાના રાગ કરે છે

કઈ નદીઓનુ પાણી કેવુ છે ?

**प्राच्यावन्त्यपरान्तोत्था दुर्नामानि महेन्द्रजाः ।**
**उदरश्लीपदातङ्कान् सह्यविन्ध्योद्भवाः पुनः ॥११**
**कुष्ठपाण्डुशिरोरोगान् दोषघ्न्यः पारियात्रजाः ।**
**बलपौरुषकारिण्यः सागराम्भस्त्रिदोषकृत् ॥ १२ ॥**

પૂર્વ માળવા અને પશ્ચિમ માળવાના સીમાડા ઉપર આવેલા પર્વતોમાથી વહેતી નદીઓના પાણી હરસ નામે રોગ કરે છે મહેંદ્રાચળમાંથી નીકળેલી નદીઓના પાણી ઉદરરોગ તથા હાથીપગ નામનો રોગ કરે છે સહ્યાદ્રિ અને વિંધ્યાચળમાથી નીકળતી નદીઓ ચામડીના રોગ, ખરજ, પાંડુરાગ અને માથાના દરદ

કરે છે પારિયાત્ર નામે પર્વતના તળાવોમાંથી નીકળેલી નદીઓ વાયુ વગેરે દોષનો નાશ કરે છે તથા બળ અને વીર્યનો વધારો કરે છે સમુદ્રનુ પાણી વાયુ વગેરે ત્રણે દોષને ઉત્પન્ન કરે છે

### કૂવા–તળાવ વગેરેના પાણી

**विद्यात्कूपतडागादीन् जाङ्गलानूपशैलत ।**

જાંગલપ્રદેશ, અનૂપપ્રદેશ કે પર્વત પ્રદેશમા કૂવા, તળાવ વગેરે હોય તેના પાણી તે તે પ્રદેશના ગુણદોષ પ્રમાણે ગુણ કે અવગુણ કરે છે એટલે જાંગલ પ્રદેશના કૂવા વગેરેના પાણી હલકા જાણવા અનૂપ પ્રદેશના કૂવા વગેરેના પાણી ભાર સમજવા પર્વત ઉપરના (ઊંચાણના પ્રદેશના) કૂવા વગેરેના પાણી વધારે હલકા સમજવા

### પાણી કોણે, ક્યારે, કેટલુ પીવુ?

**नाम्बु पेयमशक्त्या वा स्वल्पमल्पाग्निगुल्मिभि ॥१३**
**पाण्डूदरातिसारार्शोग्रहणीशोषशोथिभि ।**
**ऋते शरन्निदाघाभ्यां पिबेत्स्वस्थोऽपि चाल्पश ॥**

જેનો જઠરાગ્નિ થોડો હોય કે જેને ગોળો પાંડુ, ઉદરરોગ, અતિસાર, હરસ, સંગ્રહણીરોગ અને સોજાનો રોગ હોય તેણે પાણી બિલકુલ ન પીવું, પણ ન જ રહેવાય તો ઘણુ જ થોડુ પીવુ તંદુરસ્ત માણસે પણ શરદ અને ગ્રીષ્મઋતુ સિવાય બાકીના કાળમા થોડુથોડુ જ પાણી પીવું (રોગી માણસે પાણી પીવુ પડે તો ઉકાળેલું પાણી ઠંડુ થયા પછી પીવું)

### જમતી વખતે પાણી પીવાની રીત

**समस्थूलकृशा भुक्तमध्यान्तप्रथमाम्बुपा ।**

અર્ધું જમી રહ્યા પછી પાણી પીવાથી ધાતુઓ યોગ્ય પ્રમાણમા રહે છે, તેથી શરીર જોઈએ તેવું રહે છે ભોજનને અંતે પાણી પીવાથી આમાશયમા કફની વૃદ્ધિ થાય છે તેથી શરીર થોલા જેવું થાય છે ખાતા પહેલા પાણી પીવાથી જઠરાગ્નિને તે હોલવી નાખે છે, તેથી એ અગ્નિમા પચાવવાની શક્તિ રહતી નથી અને અન્ન સારી રીતે પચે નહિ તેથી તે માણસનું શરીર દૂબળુ થાય છે

### ટાઢા પાણીના ગુણ

**शीतं मदात्ययग्लानिमूर्च्छाच्छर्दिश्रमभ्रमान् ॥१५**
**तृष्णोष्णदाहपित्तास्रविषाण्यम्बु नियच्छति ।**

ઠંડુ પાણી પીવાથી મદાત્યય (બહુ દારૂ પીવાથી થયેલા રોગ), ગ્લાનિ, મૂર્છા, ઊલટી, થાક, ફેર, તરસ, સૂર્ય વગેરેનો તાપ, બળતરા, પિત્ત તથા લોહીના રોગ તથા ઝેરના ઉપદ્રવ મટે છે

### ઊના પાણીના ગુણ

**दीपनं पाचनं कण्ठ्यं लघूष्णं बस्तिशोधनम् ॥१६॥**
**हिध्माध्मानानिलश्लेष्मसद्यःशुद्धिनवज्वरे ।**
**कासामपीनसश्वासपार्श्वरुक्षु च शस्यते ॥ १७ ॥**

ઊનુ પાણી જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, આમને અને આહારને પચાવે છે, કંઠને (અવાજને) સુધારનારું, હલકુ, ગરમ તથા મૂત્રનુ શોધન કરનારુ છે હેડકી, આફરો, વાયુ તથા કફના રોગોમા, દોષનું શોધન કર્યા પછી તરત જ પીવામા, નવા તાવમા, ઉધરસમા, આમમા, સળેખમમા, દમમા અને પાસામાં શૂળ વગર પીડા થતી હોય તે રોગમા ગરમ પાણી ફાયદાકારક છે (અર્થાત્ એ રોગોમા પાણી આપવું પડે તો ગરમ આપવું)

### ઉકાળીને ઠંડુ કરેલુ પાણી

**अनभिष्यन्दि लघु च तोयं क्वथितशीतलम् ।**
**पित्तयुक्ते हितं दोषे व्युषितं तत्त्रिदोषकृत् ॥ १८ ॥**

ઉકાળીને ઠંડુ કરેલું પાણી અભિષ્યંદી નથી અને હલકુ છે

જે રોગમા બીજા દોષ સાથે પિત્ત ભળેલું હોય તેમા ગરમ કરી ઠંડુ કરેલુ પાણી હિતકારક છે, એટલે વાતપિત્તમા, પિત્તકફમા અને સન્નિપાત(ત્રિદોષ)મા ઉકાળીને ઠંડુ પાડેલું પાણી પીવુ સારુ છે, પણ જો રાતવાસો રહે તો તે જ પાણી ત્રિદોષ ઉત્પન્ન કરે છે પાણી ઉકાળીને ઠંડુ પાડવાનો નિયમ આ પ્રમાણે છે જાંગલ દેશમા વાયુ અને ગરમી વિશેષ હોવાથી તેનું પાણી હલકુ છે માટે જરાક શુદ્ધ થાય છે તેથી પાણીનો ચતુર્થાંશ બળવા દઈને બાકીનું પાણી ઠંડુ કરી વાપરવુ અનૂપ દેશની જમીન ઠંડી હોવાથી તેનું પાણી ભારે હોય છે, માટે તેને ત્રણ ભાગનું બાળવું અને બાકીનું ઠંડુ કરી ઉપયોગમા લેવું સાધારણ દેશનું પાણી અર્ધું બાળવું અને પછી ઠંડુ કરી વાપરવું*

---

* પાણી વિષે કેટલીક હકીકત સુશ્રુતાદિ ગ્રંથોમાં કહી છે તે જાણવાલાયક છે સુશ્રુતમા કહે છે કે, ઉકાળેલું જે પાણી વેગ અને ફીણ વિનાનું, નિર્મળ તથા હલક થાય તથા ચોથે ભાગે બાકી રહ્યુ હોય તે કફના રોગને મટાડે છે, ત્રણ ચતુર્થાંશ રહ્યુ હોય તો તે પિત્તને મટાડે છે અને અર્ધું રહ્યુ હોય તો તે વાતદોષને મટાડે છે સંગ્રહમા કહે છે કે, એક જાતનું પાણી પીધા પછી તે પચી ગયા સિવાય બીજી જાતનું પાણી તે પર પીવુ નહિ મતલબ કે કૂવાનું પાણી પીધા પછી તે પચી ગયા વિના તળાવનું પાણી ન પીવું તળાવનું પાણી પીધા પછી તે પચી ગયા વિના કૂવાનું ન પીવું વગેરે એ જ રીતે કાચું પાણી પીધા પછી ઉકાળેલું પાણી ન પીવું અને ઉક

નાળિયેરના પાણીના ગુણ

**नारिकेलोदकं स्निग्धं स्वादु वृष्यं हिमं लघु ।**
**तृष्णापित्तानिलहरं दीपनं बस्तिशोधनम् ॥ १९ ॥**

નાળિયેરમા રહેલુ પાણી સ્નિગ્ધ, ગળ્યુ, વૃષ્ય, ઠડુ, હલકુ, તરસ, પિત્ત અને વાયુને મટાડનારુ, દીપન તથા મૂત્રાશયનુ શોધન કરનારું છે (જરાક પાકા પણ લીલા નાળિયેરમાથી તરત કાઢેલા પાણીને નાળિયેરનું પાણી કહે છે )

વર્ષાઋતુમાં પથ્યાપથ્ય પાણી

**वर्षासु दिव्यनादेये परं तोये वरावरे ।**

વર્ષાઋતુમા દિવ્ય જળ અતિ ઉત્તમ છે અને નદીનુ પાણી અતિ નુકસાનકારક છે

એ પ્રમાણે સક્ષેપમા જળવર્ગ પતાવીને ક્ષીરવર્ગનો આરભ કરે છે તેમા પણ દૂધ પ્રાણીમાત્રને સદા જીવન દાતા હોવાથી પ્રથમ તેનાથી આરભ કર્યો છે

## ક્ષીરવર્ગ

દૂધના ગુણ

**स्वादुपाकरसं स्निग्धमोजस्यं धातुवर्धनम् ॥२०॥**
**वातपित्तहरं वृष्यं श्लेष्मलं गुरुशीतलम् ।**
**प्रायः पय.**

એકદરે દૂધ સ્વાદમા તથા પચ્યા પછી પણ ગળ્યુ હોય છે તે સ્નિગ્ધ, ઓજસને વધારે એવુ, ધાતુઓને વધારનારુ, વાતપિત્તને મટાડે એવુ, વૃષ્ય, કફ કરે એવુ, ભારે અને ઠડુ છે 'એકદરે' કહેવાનું કારણ એવુ છે કે, ઊંટડીનું દૂધ લગાર ગરમ, લૂખું તથા ખારુ છે, બકરીનું દૂધ હલકુ છે, ઘેટીનું દૂધ ગરમ છે એક ખરીવાળા જનાવરનું દૂધ ગરમ તથા કાઈક ખટાશ અને ખારાશ પર છે, એમ દૂધ ભિન્ન ભિન્ન ગુણના હોવાથી દૂધના સામાન્ય ગુણ કહેતી વખતે 'એકદરે' એમ કહ્યુ છે તે યોગ્ય જ છે

ગાયનું દૂધ

**अत्र गव्यं जीवनीयं रसायनम् ॥ २१ ॥**
**क्षतक्षीणहितं मेध्यं बल्यं स्तन्यकरं सरम् ।**
**श्रमभ्रममदालक्ष्मीश्वासकासातितृट्क्षुधः ॥ २२ ॥**
**जीर्णज्वरं मूत्रकृच्छ्रं रक्तपित्तं च नाशयेत् ।**

એમા ગાયનું દૂધ જીવનીય છે, રસાયન છે, ક્ષત-કાસવાળાને તથા ક્ષયવાળાને હિતકર છે, મેધ્ય છે, બળ આપે છે, ધાવણ પેદા કરે છે અને સર છે થાક, ફેર, મદ, નિસ્તેજપણુ, દમ, ઉધરસ, બહુ તરસ, ભૂખ, જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ્ર અને રકતપિત્ત એ અગિયાર રોગ મટાડે છે

ભેંશનું દૂધ

**हितमत्यग्न्यनिद्रेभ्यो गरीयो माहिषं हिमम् ॥२३॥**

ભેંશનુ દૂધ ગાયના કરતા ભારે અને ઠડુ એટલે શીતવીર્ય છે તીક્ષ્ણ જઠરાગ્નિવાળાને તથા જેને ઊંઘ ન આવતી હોય તેને એ હિતકર છે.

બકરીનું દૂધ

**अल्पाम्बुपानव्यायामकटुतिक्ताशनैर्लघु ।**
**आजं शोषज्वरश्वासरक्तपित्तातिसारजित् ॥ २४॥**

બકરી પાણી થોડુ પીએ છે તેથી તથા દોડવા—કૂદવારૂપી કસરત તે વિશેષ કરે છે તેથી તેમ જ કડવો ને તીખો પાલો ખાય છે તેથી તેનું દૂધ હલકું છે. (ગાય, ભેંશ વગેરેના દૂધને માટે પણ એ નિયમ જાણી લેવો, એટલે જ્યારે પ્રાણીઓના ખોરાકમા ફેરફાર થાય, ત્યારે દૂધના ગુણમા પણ ફેર પડે દિવસના કરતા રાતે ઘણુ ખરુ પ્રાણીઓ થોડા ફરેહરે છે; માટે રાતે તેમના અગને કસરત થોડી પહોચવાથી સવારનું દૂધ સાજના દૂધ કરતા ભારે જાણવું બકરીનું દૂધ બહુધા કેમ હલકુ છે, તેનું કારણ ઉપર બતાવ્યુ છે ) વળી તેનુ દૂધ ક્ષય, તાવ, દમ, રકતપિત્ત અને અતિ-સારને મટાડે છે

ઊંટડીનું દૂધ

**ईषद्रूक्षोष्णलवणमौष्ट्रकं दीपनं लघु ।**
**शस्तं वातकफानाहकृमिशोफोदरार्शसाम् ॥ २५॥**

ઊંટડીનુ દૂધ લગાર લૂખું, ગરમ તથા ખારું હોય છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકું છે. વાત, કફ, આનાહ, કરમિયા, સોજો, ઉદરરોગ અને હરસ એટલા રોગ ઉપર ફાયદાકારક (દવારૂપ) છે

સ્ત્રીનું ધાવણ

**मानुषं वातपित्तासृगभिघाताक्षिरोगजित् ।**
**तर्पणाश्च्योतनैर्नस्यैः**

વાયુથી, પિત્તથી, લોહીથી અને વાગવાથી થયેલા આખના રોગોમા મનુષ્ય સ્ત્રીના દૂધનું—ધાવણનું આખમાં ભરણ ભરવાથી, ટીપાં મૂકવાથી અને નાકમાં નસ્ય ફૂંકવાથી એ આંખના રોગ મટે છે

જેવુ પીધા પછી કાચું પાણી ન પીવુ એક જ જાતનું પાણી પણ વનમાં ભોજન કર્યા વિના કે કાઈ ખાધા વિના ન પીનું તરસ લાગવા છતાં પણ અત્યંત પાણી પીનારને પિત્ત અને કફ થાય છે, તાવવાળાએ તો આ વાત વિશેષ ધ્યાનમાં લેવા જેવી છે, કેમ કે જે કફ જઠરમાથી અગ્નિને ઓલવીને તાવ આણે છે તે કફ કાચું પાણી પીવાથી વધે છે

ઘેટીનું દૂધ

**अहृद्यं तूष्णमाविकम् ॥ २६ ॥**
**वातव्याधिहरं हिध्माश्वासपित्तकफप्रदम् ।**

ઘેટીનુ દૂધ હૃદયને નુકસાન કરે છે, ઉષ્ણવીર્ય છે, વાયુના રોગને મટાડે છે તથા હેડકી, દમ, પિત્ત અને કફ કરે છે

હાથણીનુ દૂધ

**हस्तिन्याः स्थैर्यकृत्**

હાથણીનુ દૂધ શરીરને દૃઢ બનાવે છે

એક ખરીવાળાં જનાવરનુ દૂધ

**बाढमुष्णं त्वैकशफं लघु ॥ २७ ॥**
**शाखावातहरं साम्ललवणं जडताकरम् ।**

ઘોડી, ગધેડી જેવા ફાટ વિનાની ખરીવાળા જનાવરોનું દૂધ અત્યત ગરમ અને હલકુ હોય છે, શરીરની હાથપગરૂપી શાખાઓમા થયેલા વાયુના રોગને મટાડે છે કઈ ખાટુ તથા ખારુ હોય છે તથા તન અને મનને જડ બનાવે એવુ હોય છે

કાચા દૂધના અવગુણ

**पयोऽभिष्यन्दि गुर्वामं युक्त्या शृतमतोऽन्यथा ॥२८॥**

કાચું દૂધ અભિષ્યદી તથા ભાર છે અને યુકિતથી ઉકાળેલુ હોય તો તે અભિષ્યદી રહતું નથી અને હલકુ થાય છે ઉકાળવાની યુકિત આ પ્રમાણે છે દૂધથી અડધુ પાણી નાખીને, નાખેલુ તમામ પાણી બળી જાય અને દૂધ માત્ર બાકી રહે ત્યારે ઉતારી લેવુ એમ યુકિતથી ઉકાળેલુ દૂધ હલકુ છે એમ ઉકાળેલુ દૂધ બહુ હલકુ થાય છે મનુષ્યસ્ત્રીનુ ધાવણ કાચુ હોવા છતા અભિષ્યદી હોતું નથી અને હલકુ હોય છે

કકડેલા અને ધારોષ્ણ દૂધના ગુણ

**भवेद्गरीयोऽतिशृतं धारोष्णममृतोपमम् ।**

બહુ ઉકાળેલુ (કકડેલુ) દૂધ કાચા દૂધ કરતા પણ વધારે ભાર બને છે ધારોષ્ણ દૂધ અમૃત જેવુ છે (આવળમાથી સીધુ પીનારના મોમા દોહેલા દૂધને ધારોષ્ણ દૂધ કહે છે આવળમાથી વાસણમા તાજા જ દોહેલા ફીણભર્યા કાચા હૂફાળા દૂધને પણ ધારોષ્ણ દૂધ કહી શકાય)

દહીંના ગુણ

**अम्लपाकरसं ग्राहि गुरूष्णं दधि वातजित् ॥२९॥**
**मेदःशुक्रबलश्लेष्मपित्तरक्ताग्निशोफकृत् ।**
**रोचिष्णु शस्तमरुचौ शीतके विषमज्वरे ॥३०॥**
**पीनसे मूत्रकृच्छ्रे च रूक्षं तु ग्रहणीगदे ।**
**नैवाद्यान्निशि नैवोष्णं वसन्तोष्णशरत्सु न ॥३१॥**
**नामुद्गसूपं नाक्षौद्रं तन्नाघृतसितोपलम् ।**
**न चानामलकं नापि नित्यं नो मन्दमन्यथा ॥३२॥**
**ज्वरासृक्पित्तवीसर्पकुष्ठपाण्डुभ्रमप्रदम् ।**

દહીં સ્વાદમા ખાટુ હોય છે અને પચ્યા પછી પણ ખાટુ રહે છે વળી એ ગ્રાહી છે તે ભારે, ગરમ અને વાયુને મટાડે એવુ છે ચરબી, વીર્ય, બળ, કફ, પિત્ત, લોહી, અગ્નિ અને સોજો, એટલા વાનાને ઉત્પન્ન કરે છે અર્થાત્ ચરબી વગેરેનો વધારો કરે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને દહીં ખાવાથી સોજો ચડે છે (થોથર આવે છે) વળી દહીં ભાવે એવુ છે તથા અરુચિને મટાડે છે ટાઢિયા—વિષમજ્વરમા પણ દહીં હિતકર છે જૂનુ સળેખમ અને મૂત્રકૃચ્છ્રને દહીં મટાડે છે ગ્રહણીરોગમા તર કાઢી લીધેલુ, લૂખું, દહીં ફાયદો આપે છે વળી દહીં રાતે તો કદી ખાવું જ નહિ તેમ અગ્નિ વગેરેથી ગરમ થયેલુ દહીં પણ ન ખાવુ વસતઋતુ, ગ્રીષ્મઋતુ કે શરદઋતુમા પણ દહીં ન ખાવું બાકીની ત્રણ ઋતુઓમા પણ મગની પ્રવાહી દાળ વિના કે મધ વિના કે ઘી—સાકર વિના કે આમળા વિના દહીં ખાવુ નહિ મતલબ કે એકલું દહીં ખાવાથી કફ વગેરે દોષ કોપે છે, પણ ઉપરના અનુપાન સાથે દહીં યોગ્ય સમયે ખાવાથી દોષ કોપતા નથી દહીં રોજ ન ખાવું મદક ખાવુ નહિ એ ઉપરથી મદ્ય વગેરે પણ પરિપકવ અવસ્થાને ન પામ્યું હોય તે ખાવું પીવુ નહિ, એ વાત પણ સમજી લેવાની છે જો ઉપરની સૂચનાઓ (મર્યાદા) પાળ્યા વિના દહીં ખાવામાં આવે તો તાવ, રક્તપિત્ત, રતવા, ચામડીના રોગ, પાડુ અને ચકરીના રોગ થાય છે

નોંધ ટાઢિયા વિષમજ્વરમાં વાયુ, કફ કે વાયુ અને કફના ભેગા કોપવાથી ટાઢ વાય છે દહીંથી વાયુનો પ્રકોપ મટે છે માટે જો ટાઢિયો વિષમજ્વર વાયુના પ્રકોપથી આવ્યો હોય કે ટાઢિયો વિષમજ્વર વાયુ અને કફના ભેગા પ્રકોપથી આવ્યો હોય તેમાં વાયુનું જોર કફ કરતા વધારે હોય તો જ દહીં આપવાથી ફાયદો થાય છે

પીનસરોગમા જ્યારે બીજા દોષો કરતાં વાયુનું જોર વધારે હોય ત્યારે જ દહીં ફાયદો કરે છે દહીં ગરમ હોવાથી પકવે છે અને સળેખમ પાકે એટલે મટે છે

ઘી—સાકર સાથે ભેળવીને દહીં ખાવાનું કહ્યુ છે તેમા ઘી અને સાકર સરખા લઈને ભેળવવા

કેટલાક આચાર્યોનુ માનવુ એવું છે કે, કથામા ભેળવ્યા સિવાય એકલુ દહીં પણ થોડુ ખાવાની હરકત

નથી જો હરકત હોત તો એકલા દહીંના ગુણ આયુર્વેદમા ગણાવ્યા ન હોત

### છાશના ગુણ

**तक्रं लघु कषायाम्लं दीपनं कफवातजित् ॥३३॥**
**शोफोदरार्शोग्रहणीदोषमूत्रग्रहारुची ।**
**प्लीहगुल्मघृतव्यापद्गरपाण्डवामयान् जयेत् ॥३४॥**

છાશ હલકી, તૂરી, ખાટી, દીપન તથા કફ અને વાયુને મટાડે એવી છે સોજો, ઉદરરોગ, હરસ, ગ્રહણી રોગ, મૂત્રકૃચ્છ્ર, અરુચિ, બરોળ, ગોળો, ઘી અતિશય પીવાથી થયેલો ઉપદ્રવ, કૃત્રિમ ઝેરની અસર અને પાંડુ રોગ એ અગિયાર રોગને છાશ મટાડે છે *

**છાશ (તક્ર)** આયુર્વેદમા વલોવેલા દહીંને તક્ર (છાશ) કહે છે દહીંને પાણી નાખીને વલોવાય અને પાણી નાખ્યા વિના પણ વલોવાય વળી દહીંને તર સાથે વલોવાય અને તર ઉતારી લીધા પછી પણ વલોવાય આમ છાશ ચાર જાતની હોય છે તેમા આ શ્લોકમા તર ઉતારી લીધેલી, પાણી ઉમેરેલા દહીંને વલોવીને બનાવેલી માખણ કાઢી લીધેલી છાશના ગુણ આપ્યા છે તર અને માખણવાળા પાણી ઉમેરેલા દહીંની છાશના ગુણ એટલા જ છે, પણ એ ગુણ ઓછી અસરવાળા છે પાણી ઉમેર્યા વિનાના દહીંની છાશના ગુણની અસર વળી તેથીયે ઓછી છે

### દહીંમાથી છૂટેલા પાણીના ગુણ

**तक्रमस्तु सरं स्रोतःशोधि विष्टम्भजिल्लघु ।**

ખટાશ પડ આવેલા દહીંમાથી છૂટેલુ પાણી સર, સ્રોતોને શુદ્ધ કરનાર, વિષ્ટંભ મટાડનાર તથા (બહુ) હલકુ છે

### માખણના ગુણ

**नवनीतं नवं वृष्य शीत वर्णबलाग्निकृत् ॥ ३५ ॥**
**संग्राहि वातपित्तासृक्क्षयार्शोर्दितकासजित् ।**

તાજુ માખણ વૃષ્ય, શીતવીર્ય, શરીરનો રગ સુધારે એવુ અને બળ આપે એવુ હોય છે અગ્નિ પ્રદીપ્ત કરે એવુ, ગ્રાહી અને વાયુ, રક્તપિત્ત, ક્ષય, ઢગસ, અર્દિતો વા અને ઉધરસને મટાડે એવુ છે (આ શ્લોકમા છાશમાથી કાઢેલા માખણના ગુણ કહ્યા છે)

### દૂધનુ માખણ

**क्षीरोद्भवं तु सङ्ग्राहि रक्तपित्ताक्षिरोगजित् ॥**

દૂધને જ વલોવીને કાઢેલુ માખણ સંગ્રાહી છે તથા રક્તપિત્ત અને આખના રોગને મટાડે છે

### ઘીના ગુણ

**शस्तं धीस्मृतिमेधाग्निबलायुःशुक्रचक्षुषाम् ।**
**बालवृद्धप्रजाकान्तिसौकुमार्यस्वरार्थिनाम् ॥३७॥**
**क्षतक्षीणपरीसर्पशस्त्राग्निग्लपितात्मनाम् ।**
**वातपित्तविषोन्मादशोषालक्ष्मीज्वरापहम् ॥३८॥**
**स्नेहानामुत्तमं शीत वयसः स्थापन परम् ।**
**सहस्रवीर्यं विधिभिर्घृत कर्मसहस्रकृत् ॥ ३९ ॥**

બુદ્ધિ, સ્મૃતિ, મેધા, જઠરાગ્નિ, બળ, આયુષ્ય, વીર્ય અને આખને ઘી ફાયદાકારક છે બાળકને, વૃદ્ધને, સતાન ઇચ્છનારને, કાતિ ઇચ્છનારને, સુકુમારપણુ ઇચ્છનારને અને સારો અવાજ ઇચ્છનારને પણ ઘી ફાયદાકારક છે તેમ જ ક્ષતકાસવાળાને, વિસર્પવાળાને, શસ્ત્ર જેને વાગ્યુ હોય તેને, દેવતાથી દાઝયો હોય તેને અને ધાતુ વગેરેનો ક્ષય થઈ જવાથી જેનુ શરીર લેવાઈ ગયુ હોય તેને ઘી ફાયદાકારક છે [અથવા ક્ષત(ચાદુ)વડે ક્ષીણ થયેલાને તથા વિસર્પ, શસ્ત્ર અને અગ્નિ વડે શક્તિહીન થયેલાને ઘી હિતકર છે] વાયુ, પિત્ત, ઝેર, ગાડપણ, ક્ષય, નિસ્તેજપણુ અને તાવ, એટલા વાનાનો ઘી નાશ કરે છે બધા સ્નેહમા તે ઉત્તમ છે, શીતવીર્ય છે અને ગમે તે ઉંમરે જુવાની રાખવા માટે તે ઉત્તમ વસ્તુ છે યોગ, સસ્કાર, પાન, અભ્યંગ, અનુવાસન વગેરે અનેક રીતે ઘીનો ઉપ્યોગ કરવાથી ઘી અનેક શક્તિ ધરાવે છે અને અનેક કામ કરે છે

**નોધ.** જે દ્રવ્ય વડે ઘીને પકવવામા આવે, જે દ્રવ્ય સાથે ભેળવીને ઘીને વાપરવામા આવે. એ દ્રવ્યની

---

* છાશની વિશેષ હકીકત સુશ્રુતમા આ પ્રમાણે છે ક્ષત (વાગેલુ) હોય ત્યારે, ઉનાળામા, દુર્બળ મનુષ્યને તથા મૂર્છા, ફેર, બળતરા અને રક્તપિત્તના રોગમા છાશ આપવી નહિ શિયાળામાં, મદાગ્નિમા, કફના વ્યાધિઓમા, સ્રોતો પુરાયા હોય ત્યારે અને વાયુ કોપ્યો હોય ત્યારે છાશ ગુણકારી છે, તેમ જ કહ્યુ છે કે, કાચી છાશ કોઠામાના કફનો નાશ કરે છે અને ગળામા કફ કરે છે સળેખમ દમ અને ઉધરસ વગેરેમા કાચી છાશ ન આપતા તેની કઢી કરીને આપવી મદકની છાશ વાયુને કોપાવનારી, રૂક્ષ, અભિષ્યદી અને પચવી મુશ્કેલ છે બહુ ખાટી છાશ ગરમ અને તીક્ષ્ણ હોવાથી પિત્ત કરે છે માખણ કાઢી લીધા પછીની છાશ ત્રણે દોષને મટાડે છે માખણવાળી છાશ સોજો મટાડે છે, ખાટી છાશ સિંધવ સાથે પીવાથી વાયુ મટાડે છે, સાકર સાથે મીઠી છાશ પિત્ત મટાડે છે, સૂઠ, પીપર તથા મરી અને સચળ સાથે જરા ખાટી છાશ પીવાથી કફ મટે છે દહીંનો મઠ છાશ કરતા વધારે હલકો છે છાશની કૂચિકા પચવામાં ભારે છે

શક્તિ ઘીમાં આવે છે તેથી ઘી અનેક શક્તિવાળુ બની શકે છે વળી એનો પીવામા, ચાટવામા, ચોપડવામા, અનુવાસન—બસ્તિ આપવામાં વગેરે અનેક રીતે ઉપયોગ થઈ શકે છે.

જૂના ઘીના ગુણ

**मदापस्मारमूर्च्छायशिरःकर्णाक्षियोनिजान् ।**
**पुराणं जयति व्याधीन् व्रणशोधनरोपणम् ॥४०॥**

દસ વરસનુ જૂનુ ઘી મદ, વાઈ, મૂર્છા અને માથુ કાન, આખ તથા યોનિના રોગો મટાડે છે વળી તે ઘાનો બગાડ સાફ કરે છે અને ઘાને રૂઝવે છે

કિલાટ વગેરેના ગુણ

**बल्याः किलाटपीयूषकूर्चिकामोरणादयः ।**
**शुक्रनिद्राकफकरा विष्टम्भिगुरुदोषलाः ॥ ४१ ॥**

કિલાટ, પીયૂષ, કૂર્ચિકા, મોરણ (તક્ર, પિંડક અને ક્ષીરશાક) બળ આપે છે, વીર્ય બનાવ છે, ઊંઘ આણે છે, કફ કરે છે, વિષ્ટભી છે, ભારે અને વાયુ વગેરે દોષને ઉત્પન્ન કરે એવા છે

કયાં દૂધ—ઘી સારાં?

**गव्ये क्षीरघृते श्रेष्ठे निन्दिते चाविसम्भवे ।**

બધા દૂધ—ઘીમા ગાયના દૂધ તથા ઘી ઉત્તમ છે, તથા ઘેટીના દૂધ તથા ઘી અધમ છે દૂધ તથા ઘી જ કહ્યા છે, પણ તે જ માત્ર ન સમજતા ગાયના દહીં, છાશ વગેરે પણ ઉત્તમ અને ઘેટીના અધમ જાણવા

## ઇક્ષુ (શેરડી) વર્ગ

શેરડીના રસના ગુણ

**इक्षोः सरो गुरुः स्निग्धो बृंहणः कफमूत्रकृत् ॥४२॥**
**वृष्यः शीतोऽस्रपित्तघ्नः स्वादुपाकरसो रसः ।**

શેરડીનો રસ સર, ભારે, સ્નિગ્ધ, બૃહણ, કફ કરે એવો, મૂત્ર બનાવે એવો, વૃષ્ય, ઠડો, રક્તપિત્તને મટાડે એવો, સ્વાદમા ગળ્યો અને પચ્યા પછી પણ ગળ્યો છે સ્નિગ્ધ વગેરે ગુણવાળો આ રસ છે, માટે વાયુને મટાડે છે, પણ ભોજન કર્યા પછી પિવાય તો વાયુને વધારે છે પથરા વગેરેથી ટચગીને કાઢેલા રસના આ ગુણ છે

ચૂસેલો રસ

**सोऽग्रे सलवणो दन्तपीडितः शर्करासमः ॥४३॥**

શેરડીનો રસ પૂછડા આગળનો કાઈક ખારાશ પર હોય છે (વચલા ભાગનો રસ ગળ્યો તથા મૂળ આગળનો બહુ ગળ્યો હોય છે, એ પણ સુશ્રુતમા કહ્યુ છે) ચૂસીને ખાધેલી શેરડીના રસના ગુણ સાકરના ગુણ જેવા છે

યંત્રથી પીલીને કાઢેલો રસ

**मूलाग्रजन्तुजग्धादिपीडनान्मलसङ्करात् ।**
**किञ्चित्कालं विधृत्या च विकृतिं याति यान्त्रिकः**
**विदाही गुरुर्विष्टम्भी तेनासौ**

યંત્ર (કોલુ)મા શેરડી પીલીને રસ કાઢવામા આવે ત્યારે શેરડીના મૂળિયા પાસેનો ભાગ, પૂંછડા પાસેનો ભાગ, સડેલો ભાગ, (છાલ) વગેરે પિલાય છે તેથી તથા કોલુમા ચોટેલો મેલ (રસમા) ભળતો હોવાથી તથા શેરડી પીલવા માડે ત્યારથી તે રસ યંત્રની બહાર નીકળે ત્યાર સુધીમા (કુદરતી રીતે જ) થોડી વાર થતી હોવાથી યંત્રથી કાઢેલો રસ બગડે છે, તેથી એ વિદાહી, ભાર અને વિષ્ટભી બને છે

શેરડીની જાતો

**तत्र पौण्ड्रकः ।**
**शैत्यप्रसादमाधुर्यैर्वरस्तमनु वांशिकः ॥ ४५ ॥**

તેમાયે ધોળી શેરડીનો રસ શીતળતા, નિર્મળતા અને ગળપણમા ઉત્તમ છે વાંશિયા (કાળી) શેરડીનો રસ ગુણમા તેના કરતા ઊતરતો છે

શેરડીની બીજી જાતો

**शतपर्वककान्तारनैपालाद्यास्ततः क्रमात् ।**
**सक्षाराः सकषायाश्च सोष्णाः किञ्चिद्विदाहिनः ॥**

શતપર્વક કરીને શેરડીની એક જાત છે તે ઉપર કહેલી વાંશિયા શેરડી કરતા ગુણમા ઊતરતી છે, તેના કરતા કાંતાર જાતની અથવા જગલી શેરડી ઊતરતી છે અને તેના કરતા નેપાળમા એક જાતની શેરડી થાય છે તે નેપાળી શેરડી કહેવાય છે તે ઊતરતી છે એ બધી કાઈક ખારાશ પર, તૂરાશ પર તથા કાઈક ગરમ અને વિદાહી છે

કાકબના ગુણ

**फाणितं गुर्वभिष्यन्दि चयकृन्मूत्रशोधनम् ।**

કાકબ (કાચો ગોળ) ભારે, અભિષ્યદી, ત્રિદોષ કરે એવો અને મૂત્રનુ શોધન કરે એવો છે

ધોયેલા ગોળના ગુણ

**नातिश्लेष्मकरो धौतः सृष्टमूत्रशकृद्गुडः ॥४७॥**
**प्रभूतकृमिमज्जासृङ्मेदोमांसकफोऽपरः ।**

મેલ વિનાનો ગોળ બહુ કફકર્તા નથી અને ઝાડો—પેશાબ લાવે છે ધોયા વિનાનો (મેલો) ગોળ કરમિયા, મજ્જા, લોહી, ચરબી, માંસ અને કફ પુષ્કળ કરે છે

જૂનો તથા નવો ગોળ

**हृद्यः पुराणः पथ्यश्च, नवः श्लेष्माग्निसादकृत् ।**

જૂનો ગોળ હૃદયને હિતકારી છે તથા શરીરના

સ્રોતોને સાફ કરે એવા છે નવા ગોળ કફ કરે છે તથા જઠરાગ્નિને મંદ કરે છે

માટલાનો ગોળ વગેરે ઉત્તરોત્તર સારા છે

वृष्याः क्षीणक्षतहिता रक्तपित्तानिलापहाः ।
मत्स्यण्डिकाखण्डसिता क्रमेण गुणवत्तमा ॥

માટલાનો ગોળ, ખાંડ અને સાકર, એ ત્રણે વૃષ્ય, ક્ષતકાસવાળાને હિતકારક અને રક્તપિત્ત તથા વાયુનો નાશ કરે એવા છે, તેમ જ એ દરેક ઉત્તરોત્તર વિશેષ ગુણવાળા છે, એટલે ગોળ કરતા પાયેલો ગોળ, તેના કરતા માટલાનો ગોળ, તેના કરતા ખાંડ અને ખાંડ કરતા સાકર વિશેષ ગુણવાળી છે

યાસશર્કરા

तद्गुणा तिक्तमधुरा कषाया यासशर्करा ।

ધમાસાના રસની બનાવેલી સાકર જેને 'યાસ શર્કરા' કહે છે, તેના ગુણ સાકરના જેવા જ છે, પણ તે કડવી, ગળી અને તૂરી છે

સાકરના સામાન્ય ગુણ

दाहतृटच्छर्दिमूर्च्छासृक्पित्तघ्न्यः सर्वशर्करा

ઉપર કહી તે અને બીજી બધા પ્રકારની સાકરો, દાહ, તરસ, ઊલટી, મૂર્છા અને રક્તપિત્ત મટાડે છે

શેરડીમાથી બનતી વસ્તુઓમા ઉત્તમ અને અધમ

शर्करेक्षुविकाराणां फाणितं च वरावरे ।

શેરડીમાથી બનતી બધી વસ્તુઓમા સાકર સર્વથી ઉત્તમ છે અને ફાણિતા (કાકબ) સર્વથી ઊતરતા છે

મધના ગુણ

चक्षुष्यं छेदि तृट्श्लेष्मविषहिध्मास्रपित्तनुत् ॥५१
मेहकुष्ठकृमिच्छर्दिश्वासकासातिसारजित् ।
व्रणशोधनसन्धानरोपणं वातलं मधु ॥५२॥
रूक्षं कषायमधुरं तत्तुल्या मधुशर्करा ।

મધ આંખને હિત કરનારુ તથા છેદી છે, તરસ, કફ, ઝેર, હેડકી અને રક્તપિત્તને મટાડે એવુ છે, મેહ, કુષ્ઠ, કરમિયા, ઊલટી, દમ, ઉધરસ અને અતિસારનો નાશ કરે એવુ છે વ્રણમાથી પરુ વગેરે કાઢી નાખી તેને શુદ્ધ કરે છે ભાંગેલા હાડકાને સાંધે છે અને ઘા રુઝાવે છે મધ વાયડુ, લૂખુ, તૂરુ અને ગળ્યું છે મધમાથી બનેલી સાકરના ગુણ પણ મધના જેવા જ છે *

ગરમ કરેલા મધથી નુકસાન

उष्णमुष्णार्तमुष्णे च युक्तं चोष्णैर्निहन्ति तत् ।५३

દેવતા, તાપ કે તડકા વગેરેથી ગરમ થયેલુ મધ વાપરવાથી મરી જવાય છે તાપેલા, તાક કરેલા, દેવતા પાસે બેઠેલા તડકેથી આવેલા વગેરે ગરમ થયેલા માણસને મધ આપવાથી એ મરી જાય છે ગરમીની ઋતુમા કે ગરમ પ્રદેશમા મધ લેવાથી મરી જવાય છે અને ઊના ખાનપાન સાથે મધ લેવાથી પણ મરી જવાય છે

ગરમ કરેલા મધના ઉપયોગ

प्रच्छर्दने निरूहे च मधूष्णं न निवार्यते ।
अलब्धपाकमाश्वेव तयोर्यस्मान्निवर्तते ॥ ५४ ॥

ઊલટી કરાવવામા અને નિરૂહબસ્તિ આપવામા ગરમ કરેલુ મધ વાપરવાને હરકત નથી, કેમ કે તે બે ક્રિયામા તો મધ પચી જાય તે પહેલા જ પાછુ બહાર નીકળી જાય છે

## તૈલવર્ગ

બધા તેલના સામાન્ય ગુણ

तैलं स्वयोनिवत्तत्र मुख्यं तीक्ष्णं व्यवायि च ।
त्वग्दोषकृदचक्षुष्यं सूक्ष्मोष्णं कफकृन्न च ॥५५॥
कृशानां बृंहणायालं स्थूलानां कर्शनाय च ।
बद्धविट्कं क्रिमिघ्नं च संस्कारात्सर्वरोगजित् ॥५६

જે તેલ જે પદાર્થમાથી નીકળે છે તે પદાર્થના ગુણવાળુ તે તેલ હોય છે

તલના તેલના ગુણ

તલનુ તેલ તીક્ષ્ણ, વ્યવાયી, રોજ પીવાથી ચામડી બગાડે એવુ આંખોને નુકસાન કરનારુ, સૂક્ષ્મ, ગરમ (ઉષ્ણવીર્ય) છે, પણ તલની પેઠે કફ કરે એવુ નથી

શરીર જે દૂબળા હોય તેમને તેલ પુષ્ટ કરી શકે છે, તેમ જે શરીર સ્થૂળ (જાડા) હોય તેમને પાતળા પણ કરી શકે છે (દૂબળા દહનાગાના છિદ્રો સંકુચિત હોવાથી

* ભમરિયું મધ ઘીનું હોય છે એક જાતની નાની માખીઓનુ બનાવેલું મધ જે ઘી જેવા રંગનું હોય છે, તેને 'પૌત્તિક' મધ કહે છે 'ક્ષૌદ્ર' જેને કોઈ લોકો 'પુલિયુ' મધ કહે છે, જે રતાશપડતુ હોય છે તે તથા 'માક્ષિક' જાતનું મધ તેલ જેવુ હોય છે, એમ ચાર પ્રકારના મધના ગુણ ગુણ નીચે પ્રમાણે છે —ભ્રામર (ભમરિયા) મધનો રંગ ધોળો હોય છે તથા તે તર્ષણ અને ગળ્યુ છે, પૌત્તિક મધનો રંગ ઘીના જેવો હોય છે તથા તે ત્રિદોષ કરે એવુ છે ક્ષૌદ્ર મધનો રંગ કંઈક રાતો હોય છે તથા તે ભારે અને અભિષ્યન્દી છે, માક્ષિક જાતનુ મધ લૂખુ, કંઈક ભારે, હલકુ, વાયુ ન કરે એવુ, ગળ્યુ તથા વ્રણને ફાયદાકારક છે નવુ મધ ગળ્યું તથા અભિષ્યન્દી છે જૂનું એથી ઊલટા ગુણવાળુ હોય છે

બીજા પુષ્ટિજનક પદાર્થ તેમા પ્રવેશ કરી શકતા નથી, પણ તેમાં પ્રવેશ કરીને ઝટ તેનું શોધન કરે છે અને તેથી તેમાં અન્નરસ ચડી શકવાથી શરીરની પુષ્ટિ થાય છે એ જ પ્રમાણે સ્થૂલ દેહના છિદ્રોમા જઈને તેમાની ચરબી વગેરેનો, તેલ પોતાના તીક્ષ્ણ, ઉષ્ણ વગેરે ગુણથી નાશ કરે છે અને તેથી ધાતુઓ સમ થવાથી શરીર કૃશ થાય છે ) વળી તેલ મળને કઠણ કરે છે (ઝાડો બાંધે છે), કરમિયાનો નાશ કરે છે તથા બીજા ઔષધ તેલમા નાખીને જો તેને તૈયાર કરવામા આવ્યુ હોય તો તે સસ્કારને લીધે બધા રોગોને મટાડે છે

દિવેલ (એરડિયુ)

**सतिक्तोषणमैरण्डं तैलं स्वादु सरं गुरु।**
**वर्ध्मगुल्मानिलकफानुदरं विषमज्वरम् ॥५७॥**
**रुक्शोफौ च कटीगुह्यकोष्ठपृष्ठाश्रयौ जयेत्।**
**तीक्ष्णोष्णं पिच्छिलं विस्रं रक्तैरण्डोद्भवं त्वति ॥**

એરડિયુ જરા કડવુ તથા જરા તીખું છે વળી તે ગળ્યું, સર અને ભાર છે વધરાવળ, ગોળો, વાયુ, કફ, ઉદરરોગ, વિષમજ્વર અને કમર, મૂત્રેન્દ્રિય, ગુદા, કોઠો તથા પીઠમા થતી કળતર અને સોજાને પણ તે મટાડે છે એરડિયુ તીક્ષ્ણ, ગરમ, પિચ્છિલ અને દુર્ગંધ વાળુ છે રાતા દિવેલાના એરડિયામા તે જ ગુણો વધારે પ્રમાણમા રહ્યા છે

સરસિયું તેલ

**कटूष्णं सार्षपं तीक्ष्णं कफशुक्रानिलापहम्।**
**लघु पित्तास्रकृत् कोठकुष्ठार्शोव्रणजन्तुजित् ॥५८॥**

સરસવનુ તેલ (સરસિયું) તીખુ, ગરમ, તીક્ષ્ણ, કફ, વીર્ય અને વાયુનો નાશ કરે એવુ, હલકુ, રક્તપિત્ત કરે એવુ તથા કોઠ, ચામડીના રાગ, હરસ, વ્રણ અને કરમિયાને મટાડે એવું છે

બહેડાનુ તેલ

**आक्षं स्वादु हिमं केश्यं गुरु पित्तानिलापहम्।**

બહેડાનું તેલ ગળ્યુ, ઠડુ, માથાના વાળને વધારે એવુ, ભારે તથા પિત્ત અને વાયુને મટાડે એવુ છે

લીંબોળીનુ તેલ

**नात्युष्णं निम्बजं तिक्तं कृमिकुष्ठकफप्रणुत् ॥६०॥**

લીમડાની લીંબોળીનું તેલ બહુ ગરમ નથી એ કડવુ તથા (જૂ) વગેરે કરમિયા, કુષ્ઠ અને કફને વિશેષ કરીને મટાડે એવું છે

અળસી તથા કસુબીનુ તેલ

**उमाकुसुम्भजं चोष्णं त्वग्दोषकफपित्तकृत्।**

અળસી તથા કસુંબીના બી જેને કાબરી કહે છે તેનું તેલ ગરમ છે તે ચામડીનો બગાડ અને કફ તથા પિત્ત ઉત્પન્ન કરે તેવું છે

વસા, મજ્જા અને ચરબીના ગુણ

**वसा मज्जा च वातघ्नौ बलपित्तकफप्रदौ ॥६१॥**
**मांसानुगस्वरूपौ च विद्यान्मेदोऽपि ताविव।**

વસા તથા મજ્જા એ બે વાયુનો નાશ કરે છે, બળ આપે છે, પિત્ત અને કફ કરે છે તથા જે પ્રાણીના તે હોય તે પ્રાણીના માંસના જેવા ગુણોવાળા હોય છે ચરબી પણ વસા અને મજ્જાના જેવા જ ગુણવાળી હોય છે

## મદ્યવર્ગ

મદ્યના ગુણ

**दीपनं रोचनं मद्यं तीक्ष्णोष्णं तुष्टिपुष्टिदम् ॥६२॥**
**सस्वादुतिक्तकटुकमम्लपाकरसं सरम्।**
**सकषायं स्वरारोग्यप्रतिभावर्णकृल्लघु ॥६३॥**
**नष्टनिद्राऽतिनिद्रेभ्यो हितं पित्तास्रदूषणम्।**
**कृशस्थूलहितं रूक्षं सूक्ष्मं स्रोतोविशोधनम् ॥६४॥**
**वातश्लेष्महरं युक्त्या पीतं विषवदन्यथा।**

તમામ પ્રકારનું મદ્ય જો યુક્તિથી પિવાય તો તે દીપન, રુચિ ઉત્પન્ન કરે એવુ, તીક્ષ્ણ, ગરમ, સતોષ આપે એવુ, બળ આપે એવુ, જરા ગળ્યુ, કડવુ તથા તીખું, સ્વાદે તથા પચ્યા પછી પણ ખાટુ, સર, જરા તૂરુ, અવાજ, આરોગ્ય, પ્રતિભા અને કાંતિ આપનારુ, હલકુ, ઊંઘ ન આવતી હોય તને ઊંઘ આણે એવુ તથા બહુ ઊંઘ આવતી હોય તેની ઊંઘ કમી કરે એવું, પિત્ત તથા લોહીને બગાડે એવુ, દૂબળાને પુષ્ટ કરનાર તથા થોલા જેવા શરીરને કૃશ કરે એવુ, લૂખું, સૂક્ષ્મ સ્રોતોનું શોધન કરે એવું, વાયુ અને કફને મટાડે એવુ છે આગળ મદાત્યય નિદાનમા (નિ ૬/૪૧) મદ્ય પીવાની યુક્તિ કહેવામાં આવશે, તે પ્રમાણે પીવામા આવે તો જ ઉપર કહેલા ગુણ મદ્ય આપે છે, પણ તેવી યુક્તિ તજીને ગમે તેમ પીનારને તે ઝેરના જેવો અવગુણ કરે છે

**નોંધ :** મદ્ય ઊંઘ ન આવતી હોય તો લાવે અને બહુ આવતી હોય તો ઓછી કરે એ બે વિરુદ્ધ દેખાતાં કામ મદ્ય કેવી રીતે કરી શકે? આ શકાનું સમાધાન નીચે પ્રમાણે છે વાયુના પ્રકોપથી ઊંઘ ઊડી જાય છે અને મદ્યથી વાયુનો પ્રકોપ મટે છે, માટે મદ્યથી ઊંઘ આવી શકે કફના પ્રકોપથી બહુ ઊંઘ આવે છે અને મદ્યથી કફનો પ્રકોપ મટે છે, માટે મદ્યથી વધારે પડતી ઊંઘ ઓછી થઈ શકે

એકનું એક મદ્ય દૂબળા અને જાડા બન્નેને ફાયદો કેવી રીતે કરી શકે? એ શકાનો ખુલાસો તેલની બાબતમા કર્યો છે તે પ્રમાણે સમજવો

મદ્ય—દ્રાક્ષ, શેરડી, માક્ષિક મધ, શાળ ચોખા, વ્રીહિ ચોખા, ખજૂર વગેરેમાથી ગાળેલો દારૂ

નવા તથા જૂના મદ્યના ગુણ

**गुरु तद्दोषजननं नवं जीर्णमतोऽन्यथा ॥६५॥**

નવુ એટલે તાજુ મદ્ય ત્રિદોષ કરે છે તથા ભારે છે જૂનુ એટલે એક વર્ષ વીત્યા પછીનુ મદ્ય ત્રિદોષને મટાડે છે તથા હલકુ છે

કયા સયોગોમા અને કેવો દારૂ ન પીવો?

**पेयं नोष्णोपचारेण न विरिक्तक्षुधातुरैः ।**
**नात्यर्थतीक्ष्णमृद्वल्पसम्भारं कलुषं न च ॥६६॥**

ગરમ પદાર્થની સાથે, ગરમ ઋતુમાં, ગરમ પ્રકૃતિ વાળાએ, ગરમી પાસે બેસીને, તાપ—તડકેથી આવીને, એ રીતે ગરમ ઉપચાર સાથે દારૂ પીવો નહિ જુલાબ લીધેલાએ કે ભૂખ્યાએ દારૂ પીવો નહિ બહુ જલદ કે છેક મૃદુ (કેફ વિનાનો) તેમ જ દારૂ બનાવવામા જોઈએ તે કરતા ઓછી સામગ્રીથી બનાવેલો દારૂ પીવો નહિ મેલો (ધૂળ કે કસ્તરવાળો) દારૂ પણ પીવો નહિ

સુરા

**गुल्मोदरार्शोग्रहणीशोषहृत् स्नेहनी गुरुः ।**
**सुराऽनिलघ्नी मेदोऽसृक्स्तन्यमूत्रकफावहा ॥६७॥**

સુરા નામે મદ્ય ગોળો, ઉદરરોગ, હરસ, ગ્રહણીરોગ અને ક્ષય મટાડે છે, તેમ જ શરીરને સ્નિગ્ધ કરે છે એ ભારે, વાયુ મટાડે એવું, ચરબી, લોહી, ધાવણ, મૂત્ર અને કફ કરે (બનાવે) એવું છે

વારુણી

**तद्गुणा वारुणी हृद्या लघुस्तीक्ष्णा निहन्ति च ।**
**शूलकासवमिश्वासविबन्धाध्मानपीनसान् ॥६८॥**

વારુણી નામે દારૂના સુરાના જેવા જ ગુણ છે તે ઉપરાંત વારુણી હૃદયને હિતકર, હલકી અને તીક્ષ્ણ છે તથા તે શૂળ, ઉધરસ, ઊલટી, દમ, વિબધ, આધ્માન અને પીનસરોગને મટાડે છે

બહેડાનો દારૂ: જવનો દારૂ

**नातितीव्रमदा लध्वी पथ्या बैभीतकी सुरा ।**
**व्रणे पाण्ड्वामये कुष्ठे न चात्यर्थं विरुध्यते ॥६९॥**
**विष्टम्भिनी यवसुरा गुर्वी रूक्षा त्रिदोषला ।**

બહેડાનો દારૂ બહુ જલદ કેફવાળો નથી, તે હલકો તથા તાજા માવત માટે સારો છે વ્રણ, પાંડુરોગ અને કુષ્ઠરોગમા બીજા મદ્યની પેઠે આ બહેડાનો દારૂ બહુ અવગુણ કરતો નથી જવના લોટનો દારૂ વિષ્ટભી, ભારે, લૂખો અને ત્રણે દોષને કોપાવે એવો છે

અરિષ્ટ

**यथाद्रव्यगुणोऽरिष्टः सर्वमद्यगुणाधिकः ॥७०॥**
**ग्रहणीपाण्डुकुष्ठार्शःशोफशोषोदरज्वरान् ।**
**हन्ति गुल्मक्रिमिप्लीह्नः कषायकटुवातलः ॥७१॥**

જે જે વસ્તુઓનો અરિષ્ટ બનાવ્યો હોય તે તે વસ્તુઓના ગુણ તેમા આવે છે મદ્યના બધા ગુણો તેનામા મદ્ય કરતા આગળપડતા હોય છે ગ્રહણીરોગ, પાંડુ, કુષ્ઠ, હરસ, સોજો, ક્ષય, ઉદરરોગ, તાવ, ગોળો, કરમિયા અને બરોળ એટલા રાગને અરિષ્ટ મટાડે છે તે તૂરો, તીખો તથા વાયડો હોય છે

દ્રાક્ષના રસનો દારૂ

**मार्द्वीकं लेखनं हृद्यं नात्युष्णं मधुरं सरम् ।**
**अल्पपित्तानिलं पाण्डुमेहार्शःकृमिनाशनम् ॥७२॥**

દ્રાક્ષના રસનો દારૂ લેખન, હૃદયને હિતકર, બહુ ગરમ નહિ એવો, ગળ્યો અને સર છે, તે બીજા મદ્ય કરતા પિત્ત અને વાયુ થોડાં કરે છે તથા તે પાંડુ, પ્રમેહ, હરસ અને કરમિયાનો નાશ કરે છે,

ખજૂરનો દારૂ

**अस्मादल्पान्तरगुणं खार्जूरं वातलं गुरु ।**

ખજૂરના દારૂમાં દ્રાક્ષના દારૂથી કંઈક વિશેષ ગુણો છે વળી તે વાયડો અને ભારે છે

સાકરનો દારૂ

**शार्करः सुरभिः स्वादुर्हृद्यो नातिमदो लघुः ॥७३॥**

સાકરનું બનાવેલું મદ્ય સુગંધીદાર, ગળ્યું, હૃદયને હિતકર, બહુ કેફ ન ચડાવે એવું અને હલકુ છે

ગોળનો દારૂ

**सृष्टमूत्रशकृद्वातो गौडस्तर्पणदीपनः ।**

ગોળનો દારૂ ઝાડો તથા પેશાબ આણનારો, વાયડો, તર્પણ અને દીપન છે

સીધુ નામે દારૂ

**वातपित्तकरः सीधुः स्नेहश्लेष्मविकारहा ॥७४॥**

શેરડીના રસના દારૂને સીધુ કહે છે સીધુ (શેરડીના રસનો કરેલો) વાયુ તથા પિત્ત કરે છે તથા સ્નેહ અને કફના વિકારનો નાશ કરે છે

પકવ રસનો સીધુ

**मेदःशोफोदरार्शोघ्नस्तत्र पक्वरसो वरः ।**

ઉપર કહેલો સીધુ બે પ્રકારનો થાય છે એક

શેરડીના કાચા રસનો તથા બીજો શેરડીના ઉકાળેલા (પકવ) રસનો તેમાંથી પકવ રસનો સીધુ ઉત્તમ અને ચરબી, સોજો, ઉદરરોગ અને હરસને મટાડે છે

મધનો આસવ

छेदी मध्वासवस्तीक्ष्णो मेहपीनसकासजित् ॥७५॥

મધનો આસવ છેદી, તીક્ષ્ણ તથા પ્રમેહ પીનસ અને ઉધરસને મટાડે એવો છે

શુક્ત (સરકો)

रक्तपित्तकफोत्क्लेदि शुक्तं वातानुलोमनम्।
भृशोष्णतीक्ष्णरूक्षाम्लं हृद्यं रुचिकरं सरम् ॥७६॥
दीपनं शिशिरस्पर्शे पाण्डुदृक्कृमिनाशनम्।

શુક્ત (સરકો) લોહી, પિત્ત અને કફને પાતળા પાડી દે છે, વાયુનું અનુલોમન કરે છે, તે પુષ્કળ ગરમ, તીક્ષ્ણ, લૂખું, ખાટું, હૃદયને હિતકર, રુચિ ઉત્પન્ન કરે એવું, સર, દીપન તથા અડકવામાં ઠંડુ છે તે પાંડુરોગ, આંખના રોગ અને કરમિયાનો નાશ કરે એવું છે

ગોળ વગેરેના શુક્ત ઉત્તરોત્તર હલકા છે

गुडेक्षुमद्यमार्द्वीकशुक्तं लघु यथोत्तरम् ॥७७॥

ગોળના શુક્ત કરતાં શેરડીનું શુક્ત હલકું છે, તેના કરતાં મદ્યનું અને મદ્યના કરતાં દ્રાક્ષના રસનું શુક્ત હલકું છે

કંદ વગેરેમાં શુક્તના ગુણ

कन्दमूलफलाद्यं च तद्वद्विद्यात्तदासुतम्।

કંદ, મૂળ, ફળ, (ગાંઠા, છાલ, પાંદડાં) વગેરે જે જાતના સરકામાં લાંબા વખત સુધી પડી રહીને અથાયાં કરે તે સરકાના ગુણ એ કંદ, મૂળ ફળ વગેરેમાં આવે છે

ખાટા થવા દીધેલા આસવના ગુણ

शाण्डाकी चासुतं चान्यत्कालाम्लं रोचनं लघु॥

શાંડાકી તથા બીજા પણ આસવ છે જે વખત જતાં ખાટા થતા હોય તે સર્વ રુચિકર તથા હલકા છે

ધાન્યામ્લ, સૌવીરક અને તુષોદકના ગુણ

धान्याम्लं भेदि तीक्ष्णोष्णं
पित्तकृत्स्पर्शशीतलम्।
श्रमक्लमहरं रुच्यं दीपनं बस्तिशूलनुत् ॥७९॥
शस्तमास्थापने हृद्यं लघु वातकफापहम्।
एभिरेव गुणैर्युक्ते सौवीरकतुषोदके ॥८०॥
कृमिहृद्रोगगुल्मार्शःपाण्डुरोगनिबर्हणे।
ते क्रमाद्वितुषैर्विद्यात्सतुषैश्च यवैः कृते ॥८१॥

ધાન્યામ્લ ભેદી, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનારું, અડકવામાં ઠંડુ, થાક, કંટાળો મટાડે એવું તથા રુચિ ઉત્પન્ન કરે એવું, દીપન, મૂત્રાશયમાં શૂળ થતું હોય તેને મટાડે એવું, નિરૂહબસ્તિમાં વાપરવા યોગ્ય, હૃદયને હિતકર, હલકું તથા વાયુ અને કફને મટાડે એવું છે

સૌવીરક અને તુષોદકમાં પણ એ જ એટલે ધાન્યામ્લ જેવા જ ગુણ છે તે કૃમિરોગ, હૃદયના રોગ, ગોળો, હરસ અને પાંડુરોગને મટાડે છે તે બે અનુક્રમે ફોતરા વિનાના અને ફોતરાવાળા જવના બને છે એમ જાણવું (એટલે ફોતરા વિનાના જવના આથાના પાણીને સૌવીરક કહે છે, ફોતરાવાળા જવના આથાના પાણીને તુષોદક કહે છે ચોખા કે કોદરાના આથાના પાણીને ધાન્યામ્લ કહે છે)

ગાય વગેરેનું મૂત્ર

मूत्रं गोऽजाविमहिषीगजाश्वोष्ट्रखरोद्भवम्।
पित्तलं रूक्षतीक्ष्णोष्णं लवणानुरसं कटु ॥८२॥
कृमिशोफोदरानाहशूलपाण्डुकफानिलान्।
गुल्मारुचिविषश्वित्रकुष्ठार्शांसि जयेल्लघु ॥८३॥

ગાય, બકરી, ઘેટી, ભેંશ, હાથી, ઘોડા, ઊંટ, ગધેડો —એમનું મૂત્ર પિત્ત કરે એવું, લૂખું, તીક્ષ્ણ, ગરમ, થોડુંક ખારું તથા તીખું છે, તેમ જ કરમિયા, સોજો, ઉદરરોગ, આનાહ, શૂલ, પાંડુરોગ, કફ, વાયુ, ગોળો, અરુચિ, ઝેર, ધોળો કોઢ, કુષ્ઠ અને હરસ એટલા રોગને મટાડે છે તથા હલકું છે

અધ્યાયનો ઉપસંહાર

तोयक्षीरेक्षुतैलानां वर्गैर्मद्यस्य च क्रमात्।
इति द्रव्यैकदेशोऽयं यथास्थूलमुदाहृतः ॥८४॥

આ પ્રમાણે પાણી, દૂધ, શેરડી, તેલ અને મદ્યના વર્ગની જે ખાસ જાણીતી વસ્તુઓ છે તેનું જ જરૂર જોગું વર્ણન કર્યું છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्रवद्रव्यविज्ञानीयोऽध्यायः पञ्चमः।

## અધ્યાય ૬ ઠ્ઠો : અન્નસ્વરૂપવિજ્ઞાનીય

अथातोऽन्नस्वरूपविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। इति ह स्माहुरात्रेयादयो महर्षयः॥

(દ્રવદ્રવ્ય વિષે કહી રહ્યા પછી) હવે અન્ન (દ્રવ ન હોય એવા આહાર)ના સ્વરૂપ—રસ, વીર્ય, વિપાક, સ્વભાવ, ગુણ, કર્મ વગેરે) વિષેના વિજ્ઞાનનો અધ્યાય કહીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

ધાન પાંચ જાતનું હોય છે: શાલિધાન, વ્રીહિધાન, શૂકધાન, શિંબીધાન અને ક્ષુદ્રધાન ઉર્ફે તૃણધાન.

જે ધાન છડયા વિના પણ ધોળુ હોય અને હેમન્ત ઋતુમાં જેના પાક ઊતરે તેને શાલિધાન કહે છે જે ધાન વર્ષાઋતુમાં (ચક્રપાણિદત્ત પ્રમાણે શરદઋતુમા) પાકે છડયા પછી ધોળુ થાય અને જેને પાકતા બહુ વાર લાગે તેને વ્રીહિધાન કહે છે જે ધાનને શૂક એટલે સૂખળા (અણીદાર રવાટી અથવા છેડે રાણી) હોય છે તેને શૂકધાન કહે છે જે ધાનના દાણા શિંગ-(ફળી)મા થાય તેને શિમ્બીધાન અથવા શમીધાન કહે છે જે ધાન ખેતી કર્યા વિના આપોઆપ ઊગી નીકળે છે તેને તૃણધાન, ક્ષુદ્રધાન કે કુધાન કહે છે શૂકધાનમા શાલિધાન અને વ્રીહિધાનનો સમાવેશ થઈ જાય છે સાઠીધાન (સાઠીચોખા) વાવ્યા પછી સાઠ દિવસે તૈયાર થાય છે અને ગ્રીષ્મ ઋતુમા તે પાકે છે

શૂકધાનનો મુખ્ય ખોરાક તરીકે ખાવામા ઉપયોગ થાય છે અને શિમ્બીધાન તો મુખ્ય ધાન (શૂકધાન) સાથે થોડુ ભેળવવા માટે જ અથવા સ્વાદ કરવા ખાતર જ વાપરવાનુ હોય છે વળી શિમ્બીધાન માફક આવે એવુ (પથ્ય) હોતું નથી, તેથી પહેલા શૂકધાનનું સ્વરૂપ કહેવાથી અધ્યાયની શરૂઆત કરી છે

## શૂકધાન્ય વર્ગ

### શાલિ—ડાંગરના ગુણ

रक्तो महान् सकलमस्तूर्णक, शकुनाहृत ।
सारामुखो दीर्घशूको रोध्रशूक सुगन्धिक ।।१।।
पुण्ड् पाण्डु पुण्डरीकः प्रमोदो गौरसारिवौ ।
काञ्चनो महिष शूको दूषक कुसुमाण्डक ।।२।।
लाङ्गला लोहवालाख्याः कर्दमाः शीतभीरुकाः ।
पतङ्गास्तपनीयाश्च ये चान्ये शालय शुभा ।।३।।
स्वादुपाकरसा स्निग्धा वृष्या बद्धाल्पवर्चस ।
कषायानुरसाः पथ्या लघवो मूत्रला हिमाः ।।४।।

(ડાંગરના ઘણા ભેદ છે તેમ દેશદેશની ભૂમિની યોગ્યતાના પ્રભાવમા જુદાજુદા દેશમાં ડાંગરની જુદી જુદી જાતો થાય છે, તેમના નામ પણ જુદાં જુદાં હોય છે અહીંમા જે નામ આપ્યા છે તે જાતની ડાંગર ગુજરાતમાં સામાન્ય રીતે હોતી નથી. શૂકધાન્યમા પ્રથમ રાતી શાળ બતાવી છે તે બંગાળા પ્રાંતમાં માલૂમ પડે છે બીજી મહાશાળ છે કલમ નામની ડાંગર બહુ વખણાય છે તે કાશ્મીરમાં મહાતંડુલ નામથી ઓળખાય છે તે પંજાબ કહેતાં બિહાર પ્રાંતમા ઘણી ઊગે છે તૂર્ણક જાતની ડાંગર કાશ્મીરમા અગત્ય નામથી ઓળખાય છે શકુનાહૃત ડાંગર પણ બિહાર પ્રાંતમાં થાય છે એ શ્રાવસ્તી નગરીમા અને ઉજ્જનમાં વક્ર નામથી ઓળખાય છે તેને માટે એવી વાત કહે છે, કે કોઈ પક્ષીએ એ ડાંગર-ની લૂમ ચાંચમા ધારીને આણેલી, તે વાવવાથી આ ડાંગરની જાત બિહારમા બુદ્ધ જન્મ્યા તે વખતે ઊગી સારામુખ નામે ડાંગર થાય છે તેના સૂખળા કાળા હોય છે દીર્ઘશૂક ડાંગરના સૂખળા લાંબા અને ધોળાં હોય છે રોધ્રશૂક ડાંગરના સૂખળા લોધરના ફૂલના જેવા આકારના હોય છે સુગંધિક ડાંગર પંજાબના જાલંધર પ્રદેશમા અને બિહારમા ગંધશાલિ તરીકે અને માળવામાં દેવશાલિ તરીકે ઓળખાય છે)

રક્ત(રાતી)શાળ, મહા(મોટી)શાળ, કલમ, તૂર્ણક, શકુનાહૃત, સારામુખ, દીર્ઘશૂક, રોધ્રશૂક, સુગંધિક, પુંડ્ર, પાંડુ, પુંડરીક, પ્રમોદ, ગૌર, સારિવ, કાંચન, મહિષ, શૂક, દૂષક, કુસુમાંડક, લાંગલ, લોહવાલ, કર્દમ, શીતભીરુક, પતંગ, તપનીય તથા બીજી જે નુકસાન ન કરે એવી સારી શાળ ડાંગરની જાતો છે તે સ્વાદે તથા પચ્યા પછી પણ ગળી, સ્નિગ્ધ, વૃષ્ય, જેમાથી ઝાડારૂપે થોડુ જ નીકળી જાય અને જેનો ઝાડો બાંધાયલો ઊતરે એવી પાછળથી તૂરી લાગે એવી, પથ્ય, હલકી, પેશાબ આણે એવી અને ઠંડી હોય છે

### રાતી શાળ વગેરેના ગુણ

शूकजेषु वरस्तत्र रक्तस्तृष्णात्रिदोषहा ।
महांस्तमनु कलमस्तं चाप्यनु ततः परे ।।५।।

ઉપર જે ડાંગરની જાતો કહી તેમાં રાતી શાળ શ્રેષ્ઠ છે અને તે તરસ તથા ત્રિદોષને મટાડે છે, તેનાથી ઊતરતી મહાશાળ જાતની ડાંગર છે, તેનાથી ઊતરતી કલમ જાતની ડાંગર છે અને બાકીની શાળ ત તેનાથી ઊતરતી છે

### બીજી જાતની ઊતરતી ડાંગરો

यवका हायनाः पांसुवाप्यनैषधकादय ।
स्वादूष्णा गुरव स्निग्धाः
पाकेऽम्ला श्लेष्मपित्तला ।।६।।
सृष्टमूत्रपुरीषाश्च पूर्वं पूर्वं च निन्दिता ।

યવક, હાયન, પાંસુબાપ્ય (કોરડ), નૈષધ વગેરે ડાંગરના ભેદ છે તેમા નૈષધના કરતાં બાષ્પ નઠારી, તે કરતાં પાંસુ જાતની ડાંગર નઠારી, તેનાથી હાયન વધારે નઠારી અને યવક તો સૌથી નઠારી જાણવી એ સર્વે ગળી, ગરમ, ભારે, સ્નિગ્ધ, પચે ત્યારે ખાટી, કફ અને પિત્ત કરનારી તથા ઝાડો અને પેશાબ આણનારી છે

**સાઠીચોખા**

**स्निग्धो ग्राही लघुः स्वादुस्त्रिदोषघ्नः स्थिरो हिमः ॥ ७ ॥**
**षष्टिको व्रीहिषु श्रेष्ठो गौरश्चासितगौरतः ।**

જેમ રાતી શાળ બધી શાળો(એ જાતની ડાંગરો) મા ઉત્તમ છે, તેમ સાઠી જાતની ડાંગર વ્રીહિઓ(વ્રીહિ જાતની ડાંગરો)મા ઉત્તમ છે સાઠી બે પ્રકારનો થાય છે એક ધોળો (ધોળા સૂખળાવાળો) અને બીજો કાળાધોળા સૂખળાવાળો તેમાથી પહેલો ઉત્તમ છે સાઠીચોખા સ્નિગ્ધ, ગ્રાહી, હલકા, ગળ્યા, ત્રણે દોષને મટાડનાર, સ્થિર અને શીતવીર્ય છે તે તાવ, થાક, ગ્લાનિ વગેરેને હરનારા છે, માટે જ રસાયન પ્રયોગમા અને બીજી જગાએ ઠેરઠેર તે આપવાના કહ્યા છે જવ પણ સ્થિર છે, પરતુ ભારે અને વાયુ કરનાર હોવાથી તેનો ઉપયોગ કરવાનુ કહ્યુ નથી

**ડાંગરની બીજી જાતો**

**ततः क्रमान्महाव्रीहिकृष्णव्रीहिजतूमुखाः ॥ ८ ॥**
**कुक्कुटाण्डकलावाख्यपारावतकशूकराः ।**
**वरकोद्दालकोज्ज्वालचीनशारददर्दुराः ॥ ९ ॥**
**गन्धनाः कुरुविन्दाश्च गुणैरल्पान्तराः स्मृताः ।**

મહાવ્રીહિ, કૃષ્ણવ્રીહિ, જતૂમુખ, કુક્કુટાંડક, લાવાખ્ય, પારાવતક, શૂકર, વરક, ઉદ્દાલક, ઉજ્જ્વાલ, ચીનાઈ, શારદ, દર્દુર, ગંધન અને કુરુવિંદ—એ ડાંગરો અનુક્રમે સાઠી ડાંગર કરતા ગુણમા ઊતરતી કહેલી છે

**પાટલ વ્રીહિ**

**स्वादुरम्लविपाकोऽन्यो व्रीहिः पित्तकरो गुरुः ॥ १० ॥**
**बहुमूत्रपुरीषोष्मा त्रिदोषस्त्वेव पाटलः ।**

ઉપર જે વ્રીહિની (એ જાતની ડાંગરની) જાતો કહી, તેમા નહિ આવેલો એક પાડળના ફૂલના રગ જેવા રગવાળો પાટલ નામનો વ્રીહિ થાય છે તે ગળ્યા, પચે ત્યારે ખાટો, પિત્ત કરનારો, ભારે, બહુ મૂત્ર, બહુ ઝાડો તથા બહુ પિત્ત કરનારો, ભારે, તથા બહુ ગરમી પેદા કરનાર તથા ત્રિદોષ કરે એવો છે

**તૃણધાન્ય**

**कङ्गुकोद्रवनीवारश्यामाकादि हिमं लघु ॥ ११ ॥**
**तृणधान्यं पवनकृल्लेखनं कफपित्तहृत् ।**

કાંગ, કોદરા, બંટી, સામો(ચીણો) વગેરે તૃણધાન્ય ઠડા, હલકા, વાયુ કર એવા, લેખન અને કફ તથા પિત્તને મટાડે એવા છે

**કાંગના ગુણ**

**भग्नसन्धानकृत्तत्र प्रियङ्गुर्बृंहणी गुरुः ॥ १२ ॥**

ઉપર કહેલા તૃણધાન્યમાંથી કાંગમા ભાગેલું અગ સાધવાનો ગુણ રહેલો છે, તેમ જ તે બૃહણ અને ભારે છે (કાગ ચાર જાતની થાય છે. રાતી, પીળી, કાળી અને ધોળી. તેમાથી રાતી કરતા પીળી સરસ એમ ઉત્તરોત્તર સારી, લૂખી અને કફ હરનારી માનેલી છે)

**કોદરાના ગુણ**

**कोरदूषः परं ग्राही स्पर्शे शीतो विषापहः ।**

કોદરા બહુ જ ગ્રાહી, અડકવામા ઠડા અને ઝેરના વિકારને મટાડે એવા છે

**જવના ગુણ**

**रूक्षः शीतो गुरुः स्वादुः सरो विड्वातकृद्यवः ॥ १३ ॥**
**वृष्यः स्थैर्यकरो मूत्रमेदःपित्तकफान् जयेत् ।**
**पीनसश्वासकासोरुस्तम्भकण्ठत्वगामयान् ॥ १४ ॥**

જવ લૂખા, ઠડા, ભારે, ગળ્યા, સર, ઝાડો તથા વાયુ કરે એવા, વૃષ્ય, સ્થિરતા કરનાર અને મૂત્ર, ચરબી, પિત્ત તથા કફના રોગને જીતનારા છે તે જ રીતે સળેખમ, દમ, ઉધરસ, ઊરુસ્તભ તથા ગળાના અને ચામડીના રોગને પણ મટાડે છે.

(ઝાડો કરનાર એટલે પચ્યા પછી જેનો વધારે ભાગ ઝાડારૂપે નીકળી જાય એવા.)

**જવની બીજી જાતો**

**न्यूनो यवादनुयवो रूक्षोष्णो वंशजो यवः ।**

બીજી જાતનો એક જવ થાય છે તેને કોઈ ઠેકાણે અનુયવ* (બોડિયા જવ) કહે છે તે જવથી ઊતરતા ગુણના છે

વાંશિયા જવ વાંસમાં ઉત્પન્ન થાય છે તે લૂખા તથા ગરમ છે

**ઘઉંના ગુણ**

**वृष्यः शीतो गुरुः स्निग्धो जीवनो वातपित्तहा ॥ १५ ॥**
**सन्धानकारी मधुरो गोधूमः स्थैर्यकृत्सरः ।**

ઘઉં વૃષ્ય, ઠડો, ભારે, સ્નિગ્ધ, જીવન, વાતપિત્તને મટાડે એવો, ભાગેલા અગને સાધનાર, ગળ્યો, સ્થિરતા કરનાર અને સર છે

**ઘઉંની જાત**

**पथ्या नन्दीमुखी शीता कषायमधुरा लघुः ॥ १६ ॥**

એક જાતનો ઘઉં લાંબો અને પાતળો થાય છે, તેને 'નદીમુખી' ઘઉં કહે છે તે ઘઉં પથ્ય, ઠડો, તૂરો, ગળ્યો અને હલકો છે

* (અનુયવને શૂક એટલે અણીદાર ૩વાં કે અણી હોતી નથી, તેથી તેને બોડિયો કે બુટ્ટો જવ કહે છે)

## શિંબીધાન્ય વર્ગ

### શિબીધાન્યના સામાન્ય ગુણ

**मुद्गाढकीमसूरादि शिम्बीधान्यं विबन्धकृत् ।**
**कषाय स्वादु सङ्ग्राहि कटुपाकं हिम लघु ॥१७**
**मेद:श्लेष्मास्रपित्तेषु हि तं ... ॥**

મગ, તુવેર, મસૂર, વગેર શીંગમા થનારા અનાજ વિબધ કર છે, એ તૂરા, ગળ્યા, સગ્રાહી, પચે ત્યારે તીખા, શીતવીર્ય, હલકા તથા ચરબી, કફ અને રક્તપિત્ત મા હિતકારક છે લેપ કરવાથી તથા શૂકધાનમા થોડા ભેળવીને ખાવાથી ફાયદો કર છે 'વગેર' શબ્દમા મઠ, ચણા, વાલ, ચાળાનો સમાવેશ થઈ જાય છે

### મગના ગુણ

**वरोऽत्र मुद्गोऽल्पचल कलायस्त्वतिवातल ॥१८**
**राजमाषोऽनलकरो रूक्षो बहुशकृद्गुरु. ।**

શિબીધાન્યમા મગ ઉત્તમ છે અને ત થાડો વાયડા છે વટાણો બહુ વાયડા છે ચોળા વાયડા, લૂખા અને બહુ મળ બનાવ એવા તથા ભારે છે

### કળથીના ગુણ

**उष्णाः कुलत्था पाकेऽम्ला.**
**शुक्राश्मश्वासपीनसान् ॥ १९ ॥**
**कासार्शे कफवाताश्च घ्नन्ति पित्तास्रदा परम् ।**

કળથી ગરમ, પચ્યા પછી ખાટી, વીર્યની પથરીનો રાગ, દમ, પીનસ, ઉનરસ, હરસ અને કફ તથા વાયુને મટાડ એવી છે તેમ જ અતિશય રક્તપિત્ત કરે એવી છે (એ કઠાળ છે માટે તૂરી, ગળી, ગ્રાહી એવા કઠોળના સામાન્ય ગુણ પણ એમા સમજવા એ ઉષ્ણ વીર્ય છે તથા રક્તપિત્ત કરે છે, માટે આખને નુકસાન કરે એવી જાણવી )

### વાલના ગુણ

**निष्पावो वातपित्तास्रस्तन्यमूत्रकरो गुरु ॥२०॥**
**सरो विदाही दृक्शुक्रकफशोफविषापह ।**

વાલ, વાયુ, પિત્ત, લોહી, ધાવણ અને મૂત્ર ઉત્પન્ન કરે એવા છે, ભારે, સર, વિદાહી છે, આખ, વીર્ય, કફ, સોજો અને ઝેરનો નાશ કરે એવા છે

### અડદના ગુણ

**माष. स्निग्धो बलश्लेष्ममलपित्तकर सर ॥२१॥**
**गुरूष्णोऽनिलहा स्वादु शुक्रवृद्धिविरेककृत् ।**

અડદ સ્નિગ્ધ છે, બળ, કફ, મળ અને પિત્તને પેદા કરે એવા છે સર છે, ભારે, ગરમ, વાયુને મટાડે એવા, ગળ્યા, વીર્યની વૃદ્ધિ કર એવા અને વીર્યને ઝટ બહાર કાઢે એવા છે

### કટભી તથા કૌંચાના ગુણ

**फलानि माषवद्विद्यात्काकाण्डोलात्मगुप्तयो ॥२२॥**

કટભી (ગરણી) નામની એક વનસપતિ થાય છે તેના ફળ તથા કૌવચના ફળ (કૌંચા) પણ અડદના જેવા ગુણવાળા છે એમ જાણવુ

### તલના ગુણ

**उष्णस्त्वच्यो हिम स्पर्शे केश्यो बल्यस्तिलो गुरु ।**
**अल्पमूत्र कटु पाके मेधाऽग्निकफपित्तकृत् ॥२३॥**

તલ ગરમ તથા ચામડીને હિતકર, અડવામા શીતળ, માથાના વાળ વધાર એવા, બળ આપનાર, ભાર, પેશાબ થાડા આણે એવા, પચ્યા પછી તીખા, મેધા, જઠરાગ્નિ, કફ અને પિત્ત એ સર્વનો વધારા કરે એવા છે

### અળશીના તથા કસુબીના બીજના ગુણ

**स्निग्धोमा स्वादुतिक्तोष्णा कफपित्तकरी गुरु ।**
**दृक्शुक्रहृत्कटुः पाके तद्वद्बीजं कुसुम्भजम् ॥२४**

અળશી સ્નિગ્ધ, ગળી, કડવી, ગરમ, કફ અને પિત્ત કર એવી, ભાર, આખ અને વીર્યની હાનિ કરે એવી તથા પચે ત્યાર તીખી છે

કસુબીના બીજના ગુણ અળશીના જેવા જ છે

### હલકી જાતનુ અન્ન

**माषोऽत्र सर्वेष्ववरो यवक शूकजेषु च ।**

તમામ શિબીધાનમા અડદ બધા કરતા ખરાબ છે તથા શૂકધાનમા શ્લોક નં. ૫ફે વાળા યવક ચોખા સૌથી ખરાબ છે

### નવુ ધાન વગેરેના ગુણ

**नव धान्यमभिष्यन्दि लघु संवत्सरोषितम् ॥२५**
**शीघ्रजन्म तथा सूप्य निस्तुष युक्तिभर्जितम् ।**

જેને પાકયા પછી એક વરસ ન વીતી ગયું હોય એવુ ધાન અભિષ્યદી છે પાકયા પછી એક વરસ સુધી રાખી મૂકેલું ધાન હલકુ બને છે (પણ એક વરસથી વધારે રાખી મૂકવાથી સત્ત્વ વિનાનું બની જાય છે ) વાવ્યા પછી થોડા જ દિવસમા પાકે એવુ છેતું (ફોતરા વિનાનું), યુક્તિથી શેકેલું અને ભરડવાથી જેની દાળ પડે એવું (મગ જેવું) શિબીધાન હલકુ છે

## રાંધેલું અન્ન

### મંડના ગુણ

**मण्डपेयाविलेपीनामोदनस्य च लाघवम् ॥ २६ ॥**
**यथापूर्वं शिवस्तत्र मण्डो वातानुलोमनः ।**
**तृड्ग्लानिदोषशेषघ्नः पाचनो धातुसाम्यकृत् ॥२७**
**स्रोतोमार्दवकृत्स्वेदी सन्धुक्षयति चानलम् ।**

મંડ, પેયા, વિલેપી અને ભાત એમાંથી પહેલાની બનાવટ પછીની બનાવટ કરતા હલકી હોય છે, એટલે ભાત કરતા વિલેપી, તે કરતા પેયા અને તે કરતા મંડ બહુ હલકો જાણવો તેમા મંડ બહુ હિતકારક અને વાયુને તેના સ્વાભાવિક માર્ગમા લાવી મૂકનાર છે વળી તે તરસ ગ્લાનિ, લંઘન પછી બાકી રહેલા દોષને મટાડે એવા, પાચન, ધાતુ એને યોગ્ય પ્રમાણમા લાવી મૂકે એવો, સ્રોતાને કુમળા બનાવે એવા, પરસેવા લાવનારા અને અગ્નિને પ્રદીપ્ત કરે એવા છે

મંડ—જે દ્રવ્યનો મંડ કરવા હોય તે દ્રવ્ય કરતા ચૌદગણુ પાણી લેવુ પછી પાણી અને દ્રવ્ય ભેગા કરી દ્રવ્ય બફાય અને સીજે ત્યા સુધી ઉકાળવુ પછી એમાંથી ઓસામણ નિતારી લેવું આ ઓસામણને મંડ કહે છે

પેયા—જેટલા દ્રવ્યની પેયા બનાવવાની હોય તેના કરતા વજનમા છ ગણુ પાણી લેવું પછી દ્રવ્ય અને પાણી ભેગા કરી ઉકાળવા જ્યાર દ્રવ્ય બરાબર પાકે કે તરત ખૂબ પ્રવાહી રહે એ સ્થિતિમા એને ઉતારી લેવું આવી બનાવટને પેયા કહે છે

વિલેપી—જે દ્રવ્યની વિલેપી બનાવવાની હોય તે દ્રવ્ય એક ભાગ અને પાણી એનાથી ચારગણુ લેવુ પછી બન્નેને ભેગા કરી ઉકાળતા—ઉકાળતા જ્યારે એ દ્રવ્ય બફાઈને સીજીને બધુ લચકો(લોચો) દાળ જેવુ ઘટ્ટ બની જાય, ત્યારે એ બનાવટને વિલેપી કહે છે

ઓદન—જે દ્રવ્યનો ઓદન બનાવવાનો હોય તે દ્રવ્ય બફાઈને અને સીજીને છૂટા ભાત જેવુ (જેનો દાણેદાણો બફાઈને સીજ્યો હોય છતા દાણેદાણો છૂટો રહ્યો હોય અને પાણીનો અંશ પણ ન રહ્યો હોય એવા ભાત જેવુ) થાય ત્યાર એ બનાવટને ઓદન કહે છે

મંડ, પેયા, વિલેપી અને ઓદન બનાવવા માટે પચવામાં હલકામા હલકી વસ્તુ ડાંગરની ધાણી કે ફૂલેલા મમરા છે

### પેયાના ગુણ

**क्षुत्तृष्णाग्लानिदौर्बल्यकुक्षिरोगज्वरापहा ॥ २८ ॥**
**मलानुलोमनी पथ्या पेया दीपनपाचनी ।**

પેયા ભૂખ, તરસ, ગ્લાનિ, દૂબળાપણુ, કૂખના રોગ અને તાવને મટાડે છે, વાયુ વગેરે મળોનુ અનુલોમન કરે છે, એ પથ્ય, દીપન અને પાચન છે

### વિલેપીના ગુણ

**विलेपी ग्राहिणी हृद्या तृष्णाघ्नी दीपनी हिता ॥**
**व्रणाक्षिरोगसंशुद्धदुर्बलस्नेहपायिनाम् ।**

વિલેપી ગ્રાહી, હૃદ્ય, તરસ મટાડે એવી, દીપન છે, એ વ્રણ અને આંખના રોગવાળાને, જેનું શોધન કર્યું હોય તેને, દૂબળાને અને જેને (ઘી વગેરે) સ્નેહ પાન કરાવ્યુ હોય તેને ફાયદો કરે છે

### ઓદનના ગુણ

**सुधौतः प्रस्रुतः स्विन्नोऽत्यक्तोष्मा चौदनो लघुः ।**
**यश्चाग्नेयौषधक्वाथसाधितो भृष्टतण्डुलः ।**
**विपरीतो गुरुः क्षीरमांसाद्यैर्यश्च साधितः ॥३१॥**

સારી રીતે ધોયેલા ચોખાનો રાંધેલો, ઓસામણ કાઢી નાખેલો, સીજવેલો, ગરમાગરમ ભાત હલકો હોય છે ચિત્રો વગેરે ગરમ ઔષધના કવાથમા રાંધેલો ભાત વધારે હલકો થાય છે શેકેલા ચોખાનો ભાત તો તેથી પણ વધારે હલકો થાય છે, એથી ઊલટો એટલે ધોયા વિના ઓરેલા ચોખાનો, ન ઓસાવેલો, ન સીજેલો, ઠંડો પડી ગયેલો હોય તે ભારે સમજવો દૂધમા બનાવેલો ભાત પચવામા ભારે છે, તેમ જ માંસરસ, ઘી વગેરેથી બનાવેલો ભાત પણ પચવામા ભારે છે

બનાવટના ભારેપણાનો કે હલકાપણાનો આધાર કઈ બાબતો પર છે?

**इति द्रव्यक्रियायोगमानाद्यैः सर्वमादिशेत् ।**

મંડ, પેયા, વિલેપી અને ઓદન પચવામા હલકાં બને છે કે ભારે તેનો આધાર એ કયા દ્રવ્યના બનાવ્યા છે, કેવી રીતે બનાવ્યા છે, અંદર બીજુ શું શું નાખ્યું છે, જ્યા એક જ દ્રવ્ય હોય ત્યા એ વધારે લીધું છે કે ઓછુ અને જ્યા વધારે દ્રવ્ય ભેગા કરીને બનાવવાના હોય ત્યા કયું દ્રવ્ય કેટલુ ભેળવ્યું છે વગેરે બાબતો ઉપર રાખે છે (તે ઉપરાંત એ દ્રવ્યના દેશ અને કાળ ઉપર એની બનાવટના હલકાભારેપણાનો આધાર રાખે છે )

દાખલા તરીકે (દ્રવ્યનો દાખલો) જવના મંડ કરતા રાતી શાળનો મંડ વધારે હલકો છે (ક્રિયાનો દાખલો) દેવતા ઉપર શેકાયલી વસ્તુ કરતાં દેવતાની તપેલી કડાઈ વગેરેમાં ગરમ થયેલી, રેતીમા શેકેલી એ જ વસ્તુની ધાણી વધારે હલકી છે (યોગનો દાખલો) મરી વગેરે આધિને પચાવે એવા મસાલા

વાળી વાની એવા મસાલા વિનાની એ જ વાની કરતા વધારે હલકી છે (માન એટલે માપનો દાખલો) હલકી વસ્તુ પણ માપ કરતા વધારે ખાવાથી ભારે પડે છે અને ભારે વસ્તુ બહુ ઓછી ખાવાથી પચી જાય છે મગની દાળની ખીચડીમા મગની દાળ વધારે હોય તો ખીચડી ભારે બને છે અને ચોખા વધારે હોય તો ખીચડી હલકી બને છે (દેશના દાખલા) જાગલ દેશ ના ચોખાનો ભાત અનૂપ દેશના ભાત કરતા હલકો છે ખરાબ વાસણમા પડી રહેલી દ્રાક્ષનુ શરબત સારા વાસણમા રાખી મૂકેલી દ્રાક્ષના શરબત કરતા ભારે છે તાબાના વાસણમા રાધેલો ભાત માટીના વાસણમા રાધેલા ભાત કરતા હલકો છે (કાળના દાખલા) વર્ષા ઋતુમા પડેલા વરસાદના અધ્ધર ઝીલેલા પાણીમા રાધેલો ભાત પથ્ય છે, વર્ષાઋતુ સિવાય પડેલા વરસાદના પાણીમા રાધેલો ભાત અપથ્ય છે ઉકાળીને ઠારેલુ પાણી દિવસનું ઉકાળેલુ દિવસે અને રાતનુ ઉકાળેલુ રાતે પથ્ય છે, પણ દિવસે ઉકાળીને ઠારી રાખેલુ પાણી રાતવાસી થાય તો તે અપથ્ય છે વાવ્યા પછી પાકતાં થોડા દિવસ લાગે એવા ધાનની બનાવટ વાવ્યા પછી ઘણે દિવસે પાકે એવા ધાનની એ જ બનાવટ કરતા વધારે હલકી છે કાચા કે સૂકા મૂળાનું શાક પથ્ય છે, ઘરડા કે લીલા મૂળાનુ શાક અપથ્ય છે

### માસરસના ગુણ

**बृंहण· प्रीणनो वृष्यश्चक्षुष्यो व्रणहा रस ॥३२॥**

માસનો રસ બૃહણ, પ્રીણન, વૃષ્ય, આખને હિતકર અને વ્રણને મટાડનાર છે

**નોંધ :** માસરસ ત્રણ જાતનો હોય છે—કૃત, અકૃત અને દકલાવણિક ઘી, તેલ વગેરે સ્નેહ અને સૂઠ વગેરે મસાલાવાળો માસરસ કૃત કહેવાય છે અને એ બધુ ન નાખેલો માસરસ અકૃત કહેવાય છે જેમાં માસ વગેરે થોડુ વાપર્યું હોય અને બહુ જ પાતળો બનાવ્યો હોય એવા માસરસ દકલાવણિક કહેવાય છે

### માંસરસ બનાવવાની રીત

બકરીના ...નું હાડકા વિનાનુ અને તેતરનું હાડકા વિનાનું સોળ તોલા માસ લેવું તેનું ઝીણુ કચુબર કરવું એ કચુબર પાણીથી ધોઈ નાખવુ પછી એમા લીંડીપીપર, પીપરીમૂળ, સૂંઠ, ચિત્રક અને ધાણા એટલો મસાલો દરેક અડધો તોલો નાખવો એમા ૩૮૪ તોલા (દોઢ આઢક) પાણી નાખવું એ બધુ ભેગુ કરી ઉભરાવુ ઊકળતા ઊકળતા ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે દેવતા પરથી ઉતારી લેવું પછી એમાં દાડમના આઠ તોલા દાણા કચરીને નાખવા. પછી એ બધું ખૂબ મસળીને એને કપડાથી ગાળી લેવું ગાળી લીધેલા પાણીમા હિંગ, સિંધવ અને જીરુ નાખવા એને બરાબર ધૂપ દઈને આપવામા આવે તો જેમણે શોધન કર્યું હોય તેમને, જે શોધન કરવા માગતા હોય તેમને, જે સુકાતા જતા હોય તેમને, જેમનો રોગ તદ્દન મટી ગયો હોય તેમને, વ્રણવાળાને, જેમનું હાડકુ ભાગ્યુ હોય કે સાધામાથી ઊતરી ગયું હોય તેમને, જેમની ધાતુઓ ઓછી થઈ ગઈ હોય તેમને તથા જેમની ઇન્દ્રિયોની શક્તિ તથા ઓજસ ઓછા થઈ ગયા હોય તેમને આ માસરસ પથ્ય છે

આ માસરસ માપસર અને માફકસર જ પીવો જોઈએ ઉપર આપેલા વજન વસ્તુઓનું પ્રમાણ દેખાડે છે જે પ્રાણીનુ માસ જે રોગમા વાપરવાનુ કહ્યુ હોય તે પ્રાણીના માસનો માસરસ બનાવવો

**રસ** માસથી બનાવેલો માસરસ

**ખડ** જે રીતે માસરસ બનાવવાનો કહ્યો છે, તે રીતે માસને બદલે ફળના ફળરસ બનાવવામા આવે તેને ખડ કહે છે

**કાબલિક** જે રીતે માસરસ બનાવવાનો કહ્યો છે, તે રીતે માસને બદલે મૂળ(ઝાડના મૂળિયા)નો રસ બનાવીને અંદર તલનુ કચરિયું અને ખટાઈ આગળ પડતી નાખે તેને કાબલિક કહે છે

**યૂષ** જે રીત માસરસ બનાવવાનો કહ્યો છે, તે રીતે માસને બદલે અનાજ(ધાન)નો રસ બનાવવા મા આવે તેને યૂષ કહે છે

### મગના યૂષના ગુણ

**मौद्गस्तु पथ्य संशुद्धव्रणकण्ठाक्षिरोगिणाम् ।**

મગનું પાણી એટલે યૂષ, દોષનું શોધન કરવાને, વ્રણવાળાને તથા ગળા અને આંખના રોગવાળાને પથ્ય છે એ પણ સસ્કાર આપેલો (કૃત) અને સસ્કાર નહિ આપેલો (અકૃત) એવા બે પ્રકારનો જાણવો. સસ્કાર આપેલો મગનો યૂષ આ પ્રમાણે છે ૮ તોલા મગ લઈને સોળગણા પાણીમાં રાધવા તથા ચતુર્થાંશ પાણી રહે તેમા તે મગ ચોળી નાખવા અને પાણી લૂગડાથી ગાળી લેવું તેમા દાડમના બીજનો રસ ચાર તોલા નાખવો. સિંધવ સૂંઠ, ધાણા એ ત્રણ વાનાં પા પા તોલો નાખવા. પીપર અને જીરુ ત્રણ માસા નાખવું, આ પ્રમાણે સંસ્કારવાળો થયેલો મગનો યૂષ પિત્ત તથા કફના રોગને હરે છે એ પ્રમાણે જુદા જુદા રોગ માટે જુદાં જુદાં ઓષધોનો સસ્કાર અપાય છે

### કળથીના યૂષના ગુણ

**वातानुलोमी कालत्थो गुल्मतूनीप्रतूनिजित् ॥**

કળથીનો યૂષ વાયુનું અનુલોમન કરે છે, ગોળો અને તૂનિ તથા પ્રતૂનિરોગને મટાડે છે

### તલ, ખોળ વગેરેની બનાવટોના ગુણ

**तिलपिण्याकविकृतिः शुष्कशाकं विरूढकम् ।**
**शाण्डाकीवटकं दृग्घ्नं दोषलं ग्लपनं गुरु ॥३४॥**

તલ અને ખોળની બનાવટો (તલસાંકળી, ખોળ અને ગોળની વાની વગેરે), શાકની સૂકવણી, વિરૂઢ (ફણગેલું ધાન), શાડાકી વટક (શાડાકી અ૦ ૫, ૭૮ તથા વડું—શાડાકીમાં બોળેલું વડું કે શાડાકીથી બાંધેલું વડું તે શાડાકીવટક,) એ બધાં આંખને નુકસાન કરે એવા, ત્રણે દોષને બગાડે એવા, ગ્લાનિ કરે એવા અને ભારે છે

### શિખંડના ગુણ

**रसाला बृंहणी वृष्या स्निग्धा बल्या रुचिप्रदा ।**

શિખંડ, બૃંહણ, વૃષ્ય, સ્નિગ્ધ, બળ આપનાર તથા રુચિ ઉપજાવનાર છે

### પાનકના ગુણ

**श्रमक्षुत्तृट्क्लमहरं पानकं प्रीणनं गुरु ॥ ३५ ॥**
**विष्टम्भि मूत्रलं हृद्यं यथाद्रव्यगुणं च तत् ।**

પાનક (શરબત) થાક, ભૂખ, તરસ, કંટાળો, એ બધું મટાડે છે, પ્રીણન તથા ભારે છે, વિષ્ટંભી, મૂત્રલ, હૃદયને હિતકર તથા જે પદાર્થનું બનાવ્યું હોય તે પદાર્થના ગુણવાળું તે થાય છે

### ડાંગરની ધાણીના ગુણ

**लाजास्तृट्छर्द्यतीसारमेहमेदःकफच्छिदः ॥ ३६ ॥**
**कासपित्तोपशमना दीपना लघवो हिमाः ।**

ડાંગરની ધાણી તરસ, ઊલટી, ઝાડાનો (અતિસારનો) રોગ, પ્રમેહ, ચરબી તથા કફરોગને મટાડે છે, ઉધરસ અને પિત્તને શમાવે છે, દીપન, હલકી, તથા ઠંડી (શીતવીર્ય) છે

### પૌંઆના ગુણ

**पृथुका गुरवो बल्याः कफविष्टम्भकारिणः ॥३७॥**

પૌંઆ ભારે, બળ આપનાર તથા કફ અને વિષ્ટંભ કરનારા છે

### ધાણીના ગુણ

**धाना विष्टम्भिनी रूक्षा तर्पणी लेखनी गुरुः ।**

ધાણી વિષ્ટંભી, લૂખી, તર્પણ, લેખન અને ભારે છે

### સાથુના ગુણ

**सक्तवो लघवः क्षुत्तृट्श्रमनेत्रामयव्रणान् ॥ ३८ ॥**
**घ्नन्ति सन्तर्पणाः पानात्सद्य एव बलप्रदाः ।**
**नोदकान्तरितान्न द्विर्न निशायां न केवलान् ॥**
**न भुक्त्वा न द्विजैश्छित्त्वा सक्तूनद्यान्न वा बहून् ।**

ફોતરા વિનાના જવને શેકીને, દળેલા લોટને સાથુ કહે છે સાથુ હલકો છે તથા ભૂખ, તરસ, થાક, આંખના રોગ તથા વ્રણને મટાડે છે તર્પણ છે તથા પાણીમાં ડોહીને પીવાથી તરત જ બળ આપે છે (હલકો છે માટે લૂખો અને વાયુ કરે એવો પણ જાણવો સાથુ લૂખો અને વાયુજનક છે તથાપિ તૃપ્તિ કરનારો અને તત્કાળ બળ ઉપજાવનારો છે, કેમ કે એવો એનો પ્રભાવ છે) સાથુ ખાતાં વચમાં પાણી ન પીવું, સાથુ દિવસમાં બે વાર ન ખાવો, રાતે ન ખાવો, પાણી વગેરે વિના એકલો ન ખાવો, બીજું કાંઈ ખાધા ઉપર ન ખાવો, દાંત કરડીને (સાથુનો લાડુ વગેરે) ન ખાવો અને અતિશય ન ખાવો

### ખોળના ગુણ

**पिण्याको ग्लपनो रूक्षो विष्टम्भी दृष्टिदूषणः ॥**

ખોળ ગ્લાનિ કરનારો, લૂખો, વિષ્ટંભી અને આંખને નુકસાન કરનારો છે

### માંસ વેસવારના ગુણ

**वेसवारो गुरुः स्निग्धो बलोपचयवर्धनः**

માંસનો વેસવાર (પૂરણ) ભારે, સ્નિગ્ધ તથા બળ અને શરીરને વધારે એવો છે

### પૂરણના ગુણ

**मुद्गादिजास्तु गुरवो यथाद्रव्यगुणानुगाः ॥४१॥**

મગ વગેરેના વેસવાર ભારે અને જે પદાર્થોના તે બનાવેલા હોય તેના ગુણવાળા હોય છે (વેસવારમાં લોટ, મસાલા વગેરેનો પણ સમાવેશ થાય છે)

### રોટલા—રોટલી વગેરેના ગુણ

**कुकूलकर्परभ्राष्ट्रकन्द्वङ्गारविपाचितान् ।**
**एकयोनीँल्लघून्विद्यादपूपानुत्तरोत्तरम् ॥ ४२ ॥**

રોટલી (રોટલો, ભાખરી વગેરે) એના એ દ્રવ્યના લોટની બનાવી હોય તો કુકૂલ પર પકવેલી રોટલી કરતાં કર્પર (કે ખર્પર) પર પકવેલી રોટલી વધારે હલકી બને છે કર્પર કરતાં ભ્રાષ્ટ્ર (કવેડું) પર પકવેલી રોટલી વધારે હલકી બને છે, ભ્રાષ્ટ્ર કરતાં કંદુ પર પકવેલી રોટલી વધારે હલકી બને છે અને કંદુ કરતાં અંગારા પર નાખીને પકવેલી રોટલી વધારે હલકી બને છે. (કહેવાનો આશય એ છે કે દેવતા અને રોટલી વચ્ચે

જેમ ઓછુ અંતર રહે તેમ રોટલી વધારે હલકી બને છે કુકૂલ વગેરે શબ્દોના અર્થ જુદાજુદા માણસો જુદા જુદા કરે છે પણ આપણે એમાંથી એક અર્થ લઈશું)

भस्मगोमयचूर्णादिपिहितोऽग्निः कुकूलकः ।
ईषज्ज्वलितनिःस्निग्धं कपालमिह कर्परम् ॥
भ्राष्ट्रं नामाग्निसंतापादग्निवर्णं तु मृन्मयम् ।
कन्दुः स्यात्सुबहुच्छिद्रो वह्निज्वालाप्रवेशवान् ॥
अज्वालो दग्धकाष्ठोऽग्निर्विधूमोऽङ्गार उच्यते ।

કુકૂલ—રાખ, છાણાંનો ભૂકો વગેરેથી છવાયલો (ભારેલો) દેવતા

કર્પર—થોડા સળગેલા દેવતા ઉપર મૂકેલો (માટીનો) તવો (ઠીબ)

ભ્રાષ્ટ્ર—દેવતાથી તપીને લાલચોળ (અગ્નિ જેવા રંગનો) બની ગયેલો માટીનો તવો

કંદુ—અગ્નિના ભડકા જેમાંથી પેસી શકે એવા અનેક કાણાંકાણાંવાળો (ચાળણી જેવો) તવો

અંગારા—ધુમાડા વિનાના સળગતા અંગાર

## માંસવર્ગ

### મૃગવર્ગ

हरिणैणकुरङ्गर्क्षगोकर्णमृगमातृकाः ।
शशशम्बरचारुष्कशरभाद्या मृगाः स्मृताः ॥४२॥

હરણ, એણ, કુરંગ, ઋક્ષ, ગોકર્ણ, મૃગમાતૃકા, સસલો, સાબર, ચારુષ્ક અને શરભ વગેરે પશુઓ મૃગ વર્ગના છે (એ ઉપરાંત કાલપુચ્છક, પૃષત વગેરે પણ એમાં જ ગણાય છે)

નોંધ:—હરણ—તાંબાવર્ણો મૃગ, એણ—ભજિયાર જ, કાળો મૃગ કુરંગ—બીજા મૃગો કરતાં વધારે ઝડપી અને ચતુર ગતિવાળો મૃગ ઋક્ષ—ભૂરા અરવાળું પ્રાણી છે ગોકર્ણ—ગાય જેવા કાનવાળું નીલગાયના આકારનું પ્રાણી. મૃગમાતૃકા—હલકા અને મોટા પેટવાળી, નનલા જેવી હોય છે શશ—સસલું શમ્બર—સાબર. ચારુષ્ક—શરીર બહુ દેખાવડું હોય છે શરભ—એને આઠ પગ હોય છે, એમાંથી ચાર પગ પીઠ (બરડા) પર હોય છે ઊંટ જેવડું મોટું હોય છે, મોટા શિંગડાં હોય છે, કાશ્મીરમાં મળી આવે છે પૃષત—ટપકાંટપકાંવાળો ચિત્રમૃગ.

### વિષ્કિરવર્ગ

लाववर्तीकवर्तीररक्तवर्त्मककुक्कुभाः ।
कपिञ्जलोपचक्राख्यचकोरकुरुबाहवः ॥४३॥
वर्तको वर्तिका चैव तित्तिरिः क्रकरः शिखी ।
ताम्रचूडाख्यबकरगोनर्दगिरिवर्तिकाः ॥४४॥
तथा शारपदेन्द्राभवरटाद्याश्च विष्किराः ।

લાવુ, લાવકી, વર્તીર, રક્તવર્ત્મ, કુક્કુભ, ધોળું તેતર, ઉપચક્ર, ચકોર, કુરુબાહુ, ચકલો, ચકલી, તેતર, ક્રકર, મોર, તામ્રચૂડ, બકર, ગોનર્દ, ગિરિકા નામની ચકલી, શારપદ, ઇન્દ્રાભ અને વરટ વગેરે વિષ્કિર એટલે વીણી (ખોતરીને) ખાનારા પક્ષી કહેવાય છે

### પ્રતુદવર્ગ

जीवञ्जीवकदात्यूहभृङ्गाह्वशुकसारिकाः ॥४६॥
लट्वाकोकिलहारीतकपोतचटकादयः ।
प्रतुदाः

જીવંજીવક, જળકાગડો, ભૃંગાહ્વ નામે પક્ષી, પોપટ, મેના, ચકલીની જાતનું એક પક્ષી જેને કોઈ લોક નટવો કહે છે તે, કોયલ, જંગલી લીલાપીળા રંગનું કબૂતર, હોલો, ચકલી (જુદી જાતની) એ જનાવરો ચાંચ વતી ફાલીને ખાનારા પક્ષી છે માટે તેમને 'પ્રતુદ' કહે છે

### બિલેશયવર્ગ

भेकगोधाहिश्वाविदाद्या बिलेशयाः ॥४७॥

દેડકો, ઘો, સાપ, શાહુડી, (નોળિયો) વગેરે બિલેશય એટલે દરમાં રહેનાર પ્રાણીઓ છે

### પ્રસહવર્ગ

गोखराश्वतरोष्ट्राश्वद्वीपिसिंहर्क्षवानराः ।
मार्जारमूषकव्याघ्रवृकबभ्रुतरक्षवः ॥४८॥
लोपाकजम्बुकश्येनचाषवान्तादवायसाः ।
शशघ्नीभासकुररगृध्रोलूककुलिङ्गकाः ॥४९॥
धूमिका मधुहा चेति प्रसहा मृगपक्षिणः ।

ગાય, ગધેડા, ખચ્ચર, ઊંટ, ઘોડો, દીપડો, સિંહ, રીંછ, વાંદરા, બિલાડી, ઉંદર, વાઘ, વરુ, બભ્રુ, તરસ, લોપાક, શિયાળ, શકરો, બાજ, ચાસ, કૂતરો, કાગડો, શશઘ્ની, ઘરનો કૂકડો, કુરર, ગીધ, ઘુવડ, કાળો ચકલો ધૂમિકા નામે જનાવર, મધુહા નામે જનાવર એ બધાં પશુ અને પક્ષીઓ પ્રસહ એટલે બળાત્કારે તોડીફોડીને ખાનારાં છે

### મહામૃગવર્ગ

वराहमहिषन्यङ्कुरुरुरोहितवारणाः ॥५०॥
सृमरश्चमरः खड्गो गवयश्च महामृगाः ।

ભૂંડ, પાડો, ન્યંકુ નામે હરણ, રુરુ નામે હરણ, રોહિત નામે હરણ, હાથી, સૃમર નામે મૃગ, ચમરી ગાય જેનાં પૂંછડાં ચમરીઓ જેવાં થાય છે તે, ગેંડો અને રોઝ એ 'મહામૃગ' કહેવાય છે

નોંધ: ન્યંકુ—હરણ જેવું અને અનેક શીંગડાંવાળું પ્રાણી. રુરુ—બહુ શિંગડાંવાળું પણ હરણ-

ઋતુમા પોતાના શિંગડા તજી દે એવું પ્રાણી રોહિત—રાતા રંગનું હરણ ગવય—ગાય કે બળદ જેવું દેખાય પણ ગળે લટકતી માંસભરી ગોદડી (ધાબળો) ન હોય તથા વાંસે ખૂંધ (ઢેકો) ન હોય એવું પ્રાણી સૂઅરને સંસ્કૃતમા વનતુરગ અથવા મહાશૂકર કહે છે

જળચરવર્ગ

**हंससारसकादम्बबककारण्डवप्लवाः ॥५१॥**
**बलाकोत्क्रोशचक्राह्वमद्गुक्रौञ्चादयोऽम्बुचराः ।**

હંસ, સારસ, બતક, બગલો, જળકાગડો, જળ કૂકડી, બગલાની જાતનુ એક બલાકા નામે પ્રાણી, ઉત્ક્રોશ નામે પક્ષી, ચક્રવાક પક્ષી અથવા સરસાંઢ, મદ્‌ગુ નામે જળકાગડો, ક્રૌંચ અથવા વહીલા નામે પક્ષી, એ વગેરે 'જળચર' પક્ષીઓ ગણાય છે

જળચર—પાણીની સપાટી પર ચાલનારા પ્રાણી

કારંડવ—હંસ જેવું અને થોડું જળચર, પ્લવ મોટું અને ગળે કોથળી લટકતી હોય એવું જળચર બાલાકા—નાના બગલાની જાત

મત્સ્યવર્ગ

**मत्स्या रोहितपाठीनकूर्मकुम्भीरकर्कटाः ॥५२॥**
**शुक्तिशङ्खोद्रशम्बूकशफरीवर्मिचन्द्रिकाः ।**
**चुलुकीनक्रमकरशिशुमारतिमिङ्गिलाः ॥५३॥**
**राजीचिलिचिमाद्याश्च**

રોહિત, પાઠીન એ જાતના મોટા મત્સ્ય, કાચબો, કુંભીર નામે મગર, કરચલો, છીપમા રહેનાર માછલી, શંખમા રહેનાર જળચર, જળબિલાડી, નાના શંખ, ઝીણી માછલી, વર્તિ, ચંદ્રિકા, ચુલુકી નામે જળજંતુ, નક્ર, મકર એ જાતના મગર, શિશુમાર અને તિમિંગિલ નામે મત્સ્ય, રાજી અને ચિલિચિમ નામે જળચર વગેરેને મત્સ્યવર્ગમાં ગણેલા છે

નોંધ મત્સ્ય પાણીની સપાટી નીચે રહેનારા પ્રાણી

રોહિત—શરીરે લાલ, પીઠ કાળી, માછલાં અને લીલ ખાઈને રહે છે પાઠીન—પેટ ચાંદી જેવું, બાકીના શરીરનો રંગ કાળો, કાંગકાટાવાળી કુંભીર—મોટો અને મગર જેવો વર્મિ (૧) સાપના આકારની માછલી, (૨) રોહિત માછલીની એક જાત ચંદ્રિકા—પડખામા કાંટાકાંટા હોય છે અને ગોળાકાર હોય છે ચુલુકી—હાથી જેવા ઘાટનો, અંદરની બાજુએ મુખવાળો, બહાર નીકળનો શ્વાસ ખાનાર મત્સ્ય, નક્ર દોરડાના આકારનો. મકર—સિંહ જેવી કે તલવાર જેવી મારી નાખે એવી દાઢવાળો. શિશુમાર—બચ્ચાને મારી નાખે એવો. તિમિંગિલ સો જોજન (ચારસો માઈલ) જેટલા લાંબા પહોળા જીવોને પણ ગળી જાય એવો. રાજી—બહુલાબો અને વ્રજ જેવો ચિલિચિમ—ભીંગડાવાળો, લાલ આંખો વાળો, બધી પાસ લાલ લિસોટાવાળો

આઠ પ્રકારનું માંસ

**मांसमित्याहुरष्टधा ।**

શાસ્ત્રકારાએ એ પ્રમાણે આઠ પ્રકારનુ માંસ કહ્યુ છે

મિશ્ર પ્રદેશના પ્રાણી

**योनिष्वजावी व्यामिश्रगोचरत्वादनिश्चिते ॥५४॥**

ઉપર કહેલા આઠ પ્રકારમાથી બકરુ તથા ગાડર જાગલ પ્રદેશમા હોય છે, તેમ અનૂપ પ્રદેશમા પણ હોય છે અને ગમે તે પ્રદેશમા ચર છે, માટે તેમને ત્રણમાથી અમુક પ્રદેશના પ્રાણી કહી શકાય નહિ, તેથી તે મિશ્રપ્રદેશના પ્રાણી છે

કયો પ્રાણીવર્ગ કયા પ્રદેશનો કહેવાય?

**आद्यान्त्या जाङ्गलानूपा मध्यौ साधारणौ स्मृतौ ।**

આઠ વર્ગમાથી પહેલા ત્રણ એટલે મૃગ, વિષ્કિર અને પ્રતુદ એ જાગલ પ્રદેશમા થનારા પ્રાણી જાણવાં અને છેવટના ત્રણ એટલે મહામૃગ, જળચર અને મત્સ્ય એ અનૂપ પ્રદેશમા થનારાં પ્રાણી જાણવાં વચલા બે વર્ગ એટલે બિલેશય (દરમા રહેનારા) તથા પ્રસહ એ બે બને પ્રદેશમા થનારાં હોવાથી સાધારણ પ્રદેશના સમજવા

જાગલ વર્ગના ગુણ

**तत्र बद्धमलाः शीता लघवो जाङ्गला हिताः ॥५५॥**
**पित्तोत्तरे वातमध्ये सन्निपाते कफानुगे ।**

એ પ્રાણીઓમાથી જાગલ પ્રદેશનાં પ્રાણી (મૃગ, વિષ્કિર અને પ્રતુદ) ખાવાથી મળ બંધાયેલો થાય છે તે પ્રાણી શીતવીર્ય, હલકાં અને જે સન્નિપાતમા પિત્તનું જોર અધિક હોય, વાયુ મધ્યમ હોય અને કફ થોડો હોય તેમા હિતકારક છે

સસલાના ગુણ

**दीपनः कटुकः पाके ग्राही रूक्षो हिमः शशः ॥**

જાગલ પ્રાણીઓમાં સસલો દીપન, પચે ત્યારે તીખો, ગ્રાહી, લૂખો અને શીતવીર્ય છે

તેતર વગેરેના ગુણ

**ईषदुष्णगुरुस्निग्धा बृंहणा वर्तकादयः ।**
**तित्तिरिस्तेष्वपि वरो मेधाग्निबलशुक्रकृत् ।५७**
**ग्राही वर्ण्योऽनिलोद्रिक्तसन्निपातहरः परम् ।**

વર્તકથી માંડીને (શ્લોક ૪૭ા થી ૪૯ા) બધાંય જાગલ પ્રાણીઓ કાંઈક ગરમ, ભારે, સ્નિગ્ધ

અને બૃંહણ છે તે સર્વમા વળી તેતર ઉત્તમ છે, કેમ કે તે મેધા ઉત્પન્ન કરનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, બળ આપનારો તથા વીર્ય ઉત્પન્ન કરે એવો છે વળી તે ગ્રાહી, રંગ સુધારે એવો અને જે સંનિપાતમા વાયુ પ્રબળ હોય તેને સારી રીતે મટાડે એવો છે

મોરના ગુણ

**નાતિપથ્યઃ શિખી પથ્ય શ્રોત્રસ્વરવયોદૃશામ્ ॥**

મોર બહુ પથ્ય નથી, ફક્ત કાન (સાભળવુ), અવાજ, જુવાની અને આખને પથ્ય છે

કૂકડાના ગુણ

**તદ્વચ્ચ કુક્કુટો વૃષ્યઃ**

કૂકડો પણ મોરના જેવા ગુણવાળો છે તથા વૃષ્ય છે

ગામકૂકડાના ગુણ

**ગ્રામ્યસ્તુ શ્લેષ્મલો ગુરુઃ ।**

ગ્રામ્ય કૂકડો એટલે ગામમા રહેનારો કૂકડો કફ કર્તા અને ભારે છે

કકર વગેરેના ગુણ

**મેધાઽનલકરા હૃદ્યાઃ ક્રકરા સોપચક્રકાઃ ॥૫૯**

કકર નામે પક્ષી જેને કોઈ લોક કળકળિયો કહે છે તે તથા ઉપચક્રક પક્ષી જે એક જાતના નાના ચકલા જેવું પક્ષી થાય છે, તે મેધા અને અગ્નિને સતેજ કરે એવાં તથા હૃદ્ય છે

કાણકપોતના ગુણ

**ગુરુ સલવણઃ કાણકપોતઃ સર્વદોષકૃત્ ।**

કાણકપોત ભારે, કાંઈક ખારાશ પર અને ત્રણે દોષ કોપાવે એવો છે

કાણકપોત—એક જાતનો નાનો લાવ હોલો.

ચકલાના ગુણ

**ચટકાઃ શ્લેષ્મલાઃ સ્નિગ્ધાઃ વાતઘ્નાઃ**

**શુક્રલાઃ પરમ્ ॥૬૦॥**

ચકલાં કફ કરનારાં, સ્નિગ્ધ, વાયુને મટાડે એવા અને સારી પેઠે વીર્ય ઉત્પન્ન કરનારા છે

બિલેશય વગેરે વર્ગનું ઉત્તરોત્તર અધિકપણું

**ગુરૂષ્ણસ્નિગ્ધમધુરા વર્ગાશ્ચાતો યથોત્તરમ્ ।**

**મૂત્રશુક્રકૃતો બલ્યા વાતઘ્નાઃ કફપિત્તલાઃ ॥ ૬૧**

બિલેશય પ્રાણીથી માંડીને તે પછીનાં વર્ગના પ્રાણી એનું માંસ ઉત્તરોત્તર વધારે ભારે, ગરમ, સ્નિગ્ધ, ગળ્યું, મૂત્ર તથા વીર્ય પેદા કરનારું, બળ આપનારું, વાયુને મટાડે એવું તથા કફ અને પિત્તને પેદા કરે એવું છે, મતલબ કે બિલેશય કરતા પ્રસહ વર્ગનાં પ્રાણીઓમા ભારે, ગરમ વગેરે ગુણ વધારે પ્રમાણમાં છે, તે કરતા મહામૃગમા વધારે છે, તે કરતાં જળચર અને તે કરતા મત્સ્યમા ભારે, ગરમ, સ્નિગ્ધ વગેરે ઉપર કહેલા ગુણ વધારે પ્રમાણમા છે

મહામૃગ વગેરેના ગુણ

**શીતા મહામૃગાસ્તેષુ, ક્રવ્યાદપ્રસહાઃ પુનઃ ।**

**લવણાનુરસા પાકે કટુકા માંસવર્ધના ॥ ૬૨ ॥**

**જીર્ણાર્શોગ્રહણીદોષશોષાર્તાનાં પરં હિતા ।**

તેમાયે મહામૃગ વર્ગમા ગણાવેલા પ્રાણી શીતવીર્ય, (ઠંડા) છે હવે પ્રસહ વર્ગના પણ કાચું માંસ ખાનારાં પ્રાણી (બિલાડો, ગીધ, ઘુવડ વગેરે) પચે ત્યારે તીખાં થાય છે તથા તેમનો અનુરસ ખારો હોય છે માંસનો વધારો પુષ્કળ કરે છે, નિરામ હરસ, ગ્રહણી અને ક્ષયરોગથી પીડાતા માણસને બહુ હિતકારક છે

બકરાના માંસના ગુણ

**નાતિશીતગુરુસ્નિગ્ધં માંસમાજમદોષલમ્ ॥ ૬૩ ॥**

**શરીરધાતુસામાન્યાદનભિષ્યન્દિ બૃંહણમ્ ।**

બકરાનું માંસ બહુ ઠંડુ નથી તથા બહુ ભારે નથી અને બહુ સ્નિગ્ધ નથી. વળી એ વાયુ વગેરે દોષને કોપાવતું નથી માણસના શરીરની ધાતુઓના જેવા ગુણવાળી બકરાના શરીરની ધાતુઓ છે, માટે બકરાનું માંસ અભિષ્યંદી નથી અને બૃંહણ છે

ગાડરનું માંસ

**વિપરીતમતો જ્ઞેયમાવિકં બૃંહણં તુ તત્ ॥ ૬૪ ॥**

ગાડર(ઘેટા)નું માંસ બકરાં કરતાં ઊલટા ગુણવાળું છે એટલે બહુ ગરમ, બહુ સ્નિગ્ધ, બહુ ભારે, ત્રણે દોષને કોપાવનારું અને અભિષ્યંદી છે, પણ બૃંહણ છે

ગોમાંસના ગુણ

**શુષ્કકાસશ્રમાત્યગ્નિવિષમજ્વરપીનસાન્ ।**

**કાર્શ્યં કેવલવાતાંશ્ચ ગોમાંસં સન્નિયચ્છતિ ॥૬૫**

ગાયનું માંસ સૂકી ઉધરસ, થાક, અતિશય અગ્નિ, વિષમજ્વર, સળેખમ, દૂબળાપણું અને શુદ્ધ વાયુના રોગને મટાડે છે

પાડાના માંસના ગુણ

**ઉષ્ણો ગરીયાન્મહિષઃ સ્વપ્નદાર્ઢ્યબૃહત્વકૃત્ ।**

પાડાનું માંસ ગરમ, વધારે ભારે, નિદ્રા આપનાર તથા શરીરને દૃઢ કરે એવું અને બૃંહણ છે

### વરાહના માંસના ગુણ

**तद्वद्वराहः श्रमहा रुचिशुक्रबलप्रदः ॥ ६६ ॥**

ભૂંડના માંસના ગુણ પણ પાડાના માંસના જેવા જ છે તે ઉપરાંત ભૂંડનું માંસ શ્રમ(થાક)ને મટાડનાર, રુચિ ઉપજાવનાર તથા વીર્ય અને બળ આપનાર છે

### મત્સ્યવર્ગના ગુણ

**मत्स्याः परं कफकराः**

(પાછળ શ્લોક ૬૧ મા કહ્યુ છે કે, બિલેશય પ્રાણીઓના વર્ગથી માંડીને તે પછીના વર્ગના પ્રાણી ઉત્તરોત્તર વધારે ભારે, વધારે ગરમ, વધારે સ્નિગ્ધ, વધારે ગળ્યા, વધારે મૂત્ર—વીર્યબળ આપનાર, વિશેષ વાયુનાશક અને વિશેષ કફ અને પિત્ત કરે એવા છે એ બધા ગુણો માછલામાં સૌથી વધારે છે, કેમ કે એ છેલ્લો વર્ગ છે એમ છતા પણ કફ કરવાનો ગુણ તો તેમા અતિશય જ છે, એ જણાવવાને આ સ્થળમા વિશેષ કહ્યુ છે, કે, ) મત્સ્ય બહુ કફકર્તા છે

### ચિલિચિમ મત્સ્યના ગુણ

**चिलिचिमस्त्रिदोषकृत् ।**

ચિલિચિમ જાતનું માછલું ત્રિદોષ કરે એવુ છે

### સર્વોત્તમ માંસ

**लावरोहितगोधैणा' स्वे स्वे वर्गे वराः परम् ॥६७**

લાવુ, રોહત જાતનો મત્સ્ય, સાંઢો અને એણ (કાળિયાર જાતનું હરણ) પોતાપોતાના વર્ગમા સર્વોત્તમ છે એટલે લાવુ વિષ્કરવર્ગમા, રોહિત મત્સ્ય વર્ગમા, સાંઢો બિલેશયવર્ગમા અને એણ મૃગવર્ગમા સર્વોત્તમ છે

### કેવુ માંસ ખાવુ ?

**मांसं सद्योहतं शुद्धं वयस्थं च भजेत्**

તાજા મારેલા પ્રાણીનું માંસ ખાવુ તે માંસ શુદ્ધ એટલે સ્નાયુ તથા હાડકા વિનાનુ અને જુવાન તથા નીરોગી પ્રાણીનું ખાવુ બાળક, વૃદ્ધ કે રોગી પ્રાણીનું માંસ ખાવુ નહિ.

### કેવું માંસ ન ખાવુ ?

**त्यजेत् ।**

**मृतं कृशं भृशं मेद्यं व्याधिवारिविषैर्हतम् ॥६८॥**

પોતાની મેળે મરી ગયેલા પ્રાણીનુ (જેના મરવાનું કારણ જાણવામાં આવતું નથી તેનું) માંસ ન ખાવું, તેમ જ દૂબળા પ્રાણીનું, પુષ્કળ ચરબીવાળા પ્રાણીનું, રોગથી મરેલા પ્રાણીનું, પાણીમા ડૂબીને મરેલાનું કે ઝેરથી મરી ગયેલા પ્રાણીનુ માંસ ન ખાવું

### નર માદાના માંસ વગેરેના ગુણ

**पुंस्त्रियोः पूर्वपश्चार्धे गुरुणी गर्भिणी गुरुः ।**
**लघुर्योषिच्चतुष्पात्सु विहङ्गेषु पुनः पुमान् ॥ ६९ ॥**
**शिरःस्कन्धोरुपृष्ठस्य कट्याः सक्थ्नोश्च गौरवम् ।**
**तथाऽऽमपक्वाशययोर्यथापूर्वं विनिर्दिशेत् ॥७०॥**
**शोणितप्रभृतीनां च धातूनामुत्तरोत्तरम् ।**
**मांसाद्गरीयो वृषणमेढ्रवृक्कयकृद्गुदम् ॥ ७१ ॥**

પ્રાણીઓમા નર અને માદા બમાંથી નરના શરીરનો માથાથી ડૂંટી સુધીનો ભાગ ભારે તથા માદાનો ડૂંટીથી નીચેનો ભાગ ભારે* હોય છે ગર્ભવાળી માદા બીજી માદાઓ કરતાં ભારે છે ચોપગા પ્રાણીમાં સ્ત્રી જાતિનું માંસ નર કરતા હલકુ છે અને પક્ષીઓમાં સ્ત્રી જાતિ કરતા નરનુ માંસ હલકુ છે જાંઘના માંસ કરતાં કમરનુ માંસ ભારે છે તે કરતા પીઠનુ, તે કરતાં સાથળનું, તે કરતા ખભાનુ અને સૌ કરતા માથાનું માંસ વધારે ભારે છે વળી પક્વાશય કરતા આમાશયનું માંસ ભારે છે વળી લોહી વગેરે ધાતુઓ ઉત્તરોત્તર ભારે છે એટલે લોહીથી માંસ ભારે, માંસથી ચરબી, ચરબીથી હાડકુ, હાડકાથી મજ્જા અને મજ્જાથી વીર્ય ભારે છે, તેમ જ અંડ, મૂત્રેન્દ્રિય, વૃક્ક (અં કીડની), કાળજુ અને ગુદા એ અંગો માથાના માંસ કરતા પણ અનુક્રમે એકએક કરતા વધારે ને વધારે ભારે છે

ગુદા મળાશય.

## શાકવર્ગ

### પાઠાદિવર્ગ

**शाकं पाठाशठीसूषासुनिषण्णसतीनजम् ।**
**त्रिदोषघ्नं लघु ग्राहि सराजक्षववास्तुकम् ॥७२॥**

પહાડ નામે વનસ્પતિ, પડક્ચૂરો, કાસોંદરો, ઓટીંગણ નામે ચાર પાંદડાની ભાજી, સતીનજ નામે વનસ્પતિ, રાજક્ષવ, બથવાની ભાજી, એ સર્વનાં શાક ત્રિદોષને મટાડે એવાં, હલકા અને ગ્રાહી છે

### ચાંગેરીની ભાજી

**सुनिषण्णोऽग्निकृद्वृष्यस्तेषु**

તેમાં સુનિષણ્ણ(ચાર પાંદડાની ભાજી)નું શાક જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને વૃષ્ય છે

* પચવામાં, તોલમાં ભારે નહિ.

રાજક્ષવના ગુણ

राजक्षवः परम्।
ग्रहण्यर्शोविकारघ्नः

રાજક્ષવ ગ્રહણી અને અર્શના રોગ મટાડે છે.

બથવાનું શાક

वर्चोभेदि तु वास्तुकम् ॥७३॥

બથવાની ભાજીનું શાક કઠણ ઝાડાને તોડે એવું છે

કાકમાચી

हन्ति दोषत्रयं कुष्ठं वृष्या सोष्णा रसायनी।
काकमाची सरा स्वर्या

ધોળી પીલુડીનું શાક ત્રિદોષને અને કુષ્ઠને મટાડે એવું, વૃષ્ય, જરા ગરમ તથા રસાયન, સર અને અવાજ સુધારે એવું છે.

લૂણીની ભાજી

चाङ्गेर्यम्लाऽग्निदीपनी ॥७४॥
ग्रहण्यर्शोऽनिलश्लेष्महितोष्णा ग्राहिणी लघुः।

ચાંગેરી એટલે લૂણી ખાટી, દીપન, ગ્રહણીરોગ, હરસ, વાયુ, કફ અને સર્વને મટાડે એવી, ગરમ, ગ્રાહી અને હલકી છે.

પટોળ વગેરે

पटोलसप्तलारिष्टशार्ङ्गेष्टावल्गुजाऽमृताः ॥७५॥
वेत्राग्रबृहतीवासाकुतिलीतिलपर्णिकाः।
मण्डूकपर्णीकर्कोटकारवेल्लकपर्पटाः ॥७६॥
नाडीकलायगोजिह्वावार्ताकं वनतिक्तकम्।
करीरं कुलकं नन्दी कुचैला शकुलादनी ॥७७॥
कठिल्लं केम्बुकं शीतं सकोशातककर्कशम्।
तिक्तं पाके कटु ग्राहि वातलं कफपित्तजित् ॥७८

પટોળ, સાથેર, લીમડો, ભારંગી, બાવચી, ગળો, નેતરની ટોચ તરફનો કુમળો ભાગ, ભોરીંગણી, અરડૂસી, કુંતલી, તિલપર્ણિકા, મંડૂકપર્ણી (બ્રાહ્મી), કંકોડાં, કારેલાં, ધાસિયો પિત્તપાપડો, નાડીકલાય, ગળજીભી, વંતાક, જંગલી કુડો, કેરાં, કકડીબરવો, નાદિરુખી, કાળીપાટ, જંગલી કૂડો, કેરાં, કકડીબરવો, નાદિરુખી, કાળીપાટ, ...

પટોળ તથા બંને રીંગણી

हृद्यं पटोलं कृमिनुत्स्वादुपाकं रुचिप्रदम्।
पित्तलं दीपनं भेदि वातघ्नं बृहतीद्वयम् ॥७९॥

પટોળ હૃદયને હિતકર છે, કરમિયાનો નાશ કરે છે, પચે ત્યારે ગળ્યું અને રુચિ ઉત્પન્ન કરે એવું છે. રીંગણી અને ભોરીંગણી (ભોટિંગણી) બંને પિત્ત કરે એવી, દીપન, ભેદી અને વાયુને મટાડે એવી છે.

અરડૂસીના ગુણ

वृषं तु वमिकासघ्नं रक्तपित्तहरं परम्।

અરડૂસી ઊલટી અને ઉધરસને મટાડે એવી તથા રક્તપિત્તનો નાશ કરવામા ઉત્તમ છે.

કારેલીના ગુણ

कारवेल्लं सकटुकं दीपनं कफजित्परम् ॥८०॥

કારેલુ કાંઈક તીખુ, દીપન અને કફને મટાડવામાં ઉત્તમ છે

વંતાક

वार्ताकं कटुतिक्तोष्णं मधुरं कफवातजित्।
सक्षारमग्निजननं हृद्यं रुच्यमपित्तलम् ॥८१॥

વંતાક તીખું, કડવું, ગરમ, ગળ્યું, કફ અને વાયુને મટાડે એવું, જરા ક્ષારના ગુણવાળું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકર, રુચિ ઉપજાવનાર અને કાંઈક પિત્તકર્તા છે

કેરાં

करीरमाध्मानकरं कषायं स्वादु तिक्तकम्।

કેરાં આધ્માન કરે એવાં, તૂરાં, ગળ્યાં અને કડવાં છે.

ગલકાં વગેરે

कोशातकावल्गुजकौ भेदिनावग्निदीपनौ ॥८२॥

તૂરિયાં (ગલકાં) અને બાવચી ભેદી તથા અગ્નિનું દીપન કરનાર છે.

તાંદળજો

तण्डुलीयो हिमो रूक्षः स्वादुपाकरसो लघुः।
मदपित्तविषास्रघ्नः

તાંદળજો ઠંડો, લૂખો, પચે ત્યારે સ્વાદમાં ગળ્યો, હલકો અને મદ, પિત્ત, ઝેર તથા લોહીના રોગોનો નાશ કરે એવો છે

મુંજ

मुञ्जातं वातपित्तजित् ॥८३॥
स्निग्धं शीतं गुरु स्वादु बृंहणं शुक्रकृत्परम्।

મુંજાત (મુંજ) વાયુ તથા પિત્તને મટાડે એવો, સ્નિગ્ધ, ઠંડો, ભારે, ગળ્યો, બૃંહણ અને ઉત્તમ વીર્ય ઉત્પન્ન કરે એવો છે.

પાલખની ભાજી

गुर्वी सरा तु पालङ्क्या

પાલખની ભાજી ભારે અને સર છે.

પોઈની ભાજી

**मदघ्नी चाप्युपोदका ॥ ८४ ॥**

પોઈની ભાજી મદ( મીણો )નો નાશ કરનારી છે ( પાલખના ગુણવાળી પણ છે. )

રાઈની ભાજી

**पालङ्क्यावत्स्मृतश्चञ्चुः स तु संग्रहणात्मकः ।**

રાઈની ભાજી પાલખની ભાજીના જેવા જ ગુણવાળી છે, પણ રાઈની ભાજી ગ્રાહી છે અને પાલખની ભાજી સર છે એટલો ફેર છે

વિદારીકંદ

**विदारी वातपित्तघ्नी मूत्रला स्वादुशीतला ॥८५॥**
**जीवनी बृंहणी कण्ठ्या गुर्वी वृष्या रसायनम् ।**

ભોયકોળુ વાયુ તથા પિત્તને મટાડે એવુ, મૂત્ર પેદા કરે એવુ, ગળ્યુ, ઠડુ, જીવન, બૃંહણ, ગળા માટે હિતકારક, ભાર, વૃષ્ય અને રસાયન છે

ડોડી

**चक्षुष्या सर्वदोषघ्नी जीवन्ती मधुरा हिमा ॥८६॥**

ડોડી આખને હિતકારક છે અને બધા દોષનો નાશ કરનારી છે ગળી ડોડી ઠડી છે

કોળુ વગેરે શાક

**कूष्माण्डतुम्बकालिङ्गकर्कार्वेर्वारुतिण्डिशम् ।**
**तथा त्रपुसचीनाकचिर्भटं कफवातकृत् ॥ ८७ ॥**
**भेदि विष्टम्भ्यभिष्यन्दि स्वादुपाकरसं गुरु ।**

કોળુ, ( દૂધીનુ ) તૂબડુ, તરબૂચ, સક્કરટેટી, કાકડી, તિંડિશ જાતની કાકડી, તાંસળી કાકડી, ચીની કાકડી, ચીભડુ એ સર્વ કફ અને વાયુ કરે એવા, ભેદી, વિષ્ટભી, અભિષ્યદી, પચે ત્યારે સ્વાદમા ગળ્યા અને ભારે છે

કોળુ

**वल्लीफलानां प्रवरं कूष्माण्डं वातपित्तजित् ॥**
**बस्तिशुद्धिकरं वृष्यं**

વેલાના ફળોમા ઉત્તમ ફળ કોળુ છે તે વાયુ તથા પિત્તને મટાડે એવુ, મૂત્રાશયનુ શોધન કરે એવુ અને વૃષ્ય છે

તાસળી કાકડી

**त्रपुसं त्वतिमूत्रलम् ।**

તાસળી કાકડી બહુ મૂત્ર પેદા કરે એવી છે

( દૂધીનુ ) તૂંબડુ વગેરે

**तुम्बं रूक्षतरं ग्राहि कालिङ्गैर्वारुचिर्भटम् ॥ ८९ ॥**
**बालं पित्तहरं शीतं विद्यात्पक्वमतोऽन्यथा ।**

( દૂધીનુ ) તૂબડુ બહુ લુખું અને ગ્રાહી છે. તરબૂચ, કાકડી અને ચીભડુ એ કાચા હોય ત્યારે પિત્તને મટાડે એવા અને ઠડા છે, પણ પાકા હોય ત્યારે એથી વિપરીત એટલે પિત્ત કરે એવા તથા ગરમ છે.

શીર્ણવૃંત શાકના ગુણ

**शीर्णवृन्तं तु सक्षारं पित्तलं कफवातजित् ॥९०**
**रोचनं दीपनं हृद्यमष्ठीलाऽऽनाहनुल्लघु ।**

શ્લોક ૮૬ા, ૮૭, ૮૯વાળા શાક જ્યારે ડીંડામાથી આપોઆપ ખરી પડે એવા પાકે ત્યારે તે કાંઈક ક્ષારવાળા પિત્ત ઉપજાવનારા, કફ અને વાયુને મટાડે એવા, રુચિ ઉપજાવે એવા, દીપન, હૃદ્ય, અષ્ઠીલા અને આનાહને મટાડે એવા તથા હલકા છે.

કમળનાળ વગેરે

**मृणालबिसशालूककुमुदोत्पलकन्दकम् ॥ ९१ ॥**
**नन्दीमाषककेलूटशृङ्गाटककसेरुकम् ।**
**क्रौञ्चादनं कलोड्यं च रूक्षं ग्राहि हिमं गुरु ॥९२**

કમળનો નાળ બે પ્રકારના થાય છે એક પાતળો અને બીજો જાડો પાતળા નાળને 'મૃણાલ' કહે છે અને 'જાડાને' 'બિસ' કહે છે એ મૃણાલ, બિસ, રાતા કમળનો કદ, (ધોળા) પોયણાનો કદ, કાળા કમળનો કદ, નદી એટલે તુણીકેરી, માષક એટલે વાસ્તુલ, જળઉંબરો, શિંગોડા, કસેલાં, કૌંચાદન, કમળકાકડી કે કમળના બીજ એ સર્વે લૂખા, ગ્રાહી, ઠડાં અને ભારે છે

કદંબ વગેરે

**कलम्बनालिकामार्षकुटिञ्जरकुतुम्बकम् ।**
**चिल्लीलट्वाकलोणीकाकुरूटकगवेधुकम् ॥ ९३ ॥**
**जीवन्तझुञ्झ्वेडगजयवशाकसुवर्चलाः ।**
**आलुकानि च सर्वाणि तथा सूप्यानि लक्ष्मणम् ॥**
**स्वादु रूक्षं सलवणं वातश्लेष्मकरं गुरु ।**
**शीतलं सृष्टविण्मूत्रं प्रायो विष्टभ्य जीर्यति ॥९५॥**
**स्विन्नं निष्पीडितरसं स्नेहाढ्यं नातिदोषलम् ।**

કલંબ, નાલિકા, ડાભોની ભાજી, કુટિંજર, કૂબો, ચીલની ભાજી ( લાલ બથવાની ભાજી ), લટ્વાક, લુણીની ભાજી, એગીગણની ભાજી, ગવેધુક નામે તૃણધાન્ય, રાતી નાગનો ડાભો, ઝુઝુ નામે વનસ્પતિ, કંવાડિયો, હસ્ત પાદડાની ચીલની ભાજી, બપોરિયા, તમામ જાતના આલુ જેવાં કે રતાળુ, સૂરણી, બટાકા વગેરે, તમામ જાતના કઠોળના પાદડા જેની ભાજી થઈ શકે તે તથા જેઠીમધ, એ સર્વે ગળ્યાં, લૂખા, કાંઈક ખારાં,

વાયુ તથા કફ કરે એવા, ભારે, ઠંડા, ઝાડો તથા પેશાબ આણે એવા અને ઘણુંખરું વિષ્ટંભ કર્યા પછી પચે એવાં છે. એ સર્વને બાફીને અને એને નિચોવીને એનું પાણી કાઢી નાખ્યા પછી રહેલા શાકભાજીને પુષ્કળ તેલ મૂકીને, વઘારીને, ઉપયોગમા લીધા હોય તો બહુ દોષ ઉપજાવતા નથી

સર્વ પ્રકારના આલુ—રતાળુ, અળવી, બટાકા વગેરે

ચીલની ભાજી

लघुपत्रा तु या चिल्ली सा वास्तुकसमा मता ॥

નાના પાદડાની જે ચીલની ભાજી છે, તેના ગુણ બથવાની ભાજીને મળતા છે

અરણી અને વરણો

तर्कारीवरुणं स्वादु सतिक्तं कफवातजित् ।

અરણી અને વાયવરણો એ બે ગળ્યા, કાઈક કડવા અને કફ તથા વાયુને મટાડે એવા છે

સાટોડી

वर्षाभ्वौ कालशाकं च सक्षारं कटुतिक्तकम् ॥९७

दीपनं भेदनं हन्ति गरशोफकफानिलान् ।

બને[1] પ્રકારની (લાલ અને ધોળી, લાબી અને ટૂંકી) સાટોડીઓ તથા કાળિગડુ કાઈક ખારયુક્ત, સ્વાદમા તીખું તથા કડવું, દીપન, ભેદી, કૃત્રિમ, ઝેર, સોજો, કફ અને વાયુનો નાશ કરે એવા છે

કણજી

दीपनाः कफवातघ्नाश्चिरिबिल्वाङ्कुराः सराः ॥

કરંજના (કણજીના) અંકુર દીપન, કફ તથા વાયુને મટાડે એવા અને સર છે

શતાવરીના અંકુર

शतावर्यङ्कुरास्तिक्ता वृष्या दोषत्रयापहाः ।

શતાવરીના અંકુર કડવા, વૃષ્ય અને ત્રણે દોષને મટાડે એવા છે

વાસના અંકુર

रूक्षो वंशकरीरस्तु विदाही वातपित्तलः ॥९९॥

વાસના અંકુર લૂખા, વિદાહી તથા વાયુ અને પિત્ત કરે એવા છે

પતૂર અથવા મત્સ્યાક્ષી

पत्तूरो दीपनस्तिक्तः प्लीहार्शःकफवातजित् ।

પતૂર અથવા મત્સ્યાક્ષક દીપન, કડવો, પ્લીહા (બરોલ), હરસ, કફ તથા વાયુને મટાડે એવો છે

કાસોદરો

कृमिकासकफोत्क्लेदान् कासमर्दो जयेत्सरः ॥१००

કાસોદરો, કરમિયા, ઉધરસ, કફ અને ઉત્ક્લેદને મટાડે છે તથા સર છે

કસુંબીની ભાજી

रूक्षोष्णमम्लं कौसुम्भं गुरु पित्तकरं सरम् ।

કસુંબીની ભાજી લૂખી, ગરમ, ખાટી, ભારે, પિત્ત કરે એવી અને સર છે

સરસવની ભાજી

गुरूष्णं सार्षपं बद्धविण्मूत्रं सर्वदोषकृत् ॥१०१॥

સરસવની ભાજી ભારે, ગરમ, ઝાડો તથા પેશાબને બાધી રાખી અને ત્રણે દોષ કરે એવી છે

નાના (કુમળા) મૂળા

यद्बालमव्यक्तरसं किञ्चित्क्षारं सतिक्तकम् ।
तन्मूलकं दोषहरं लघु सोष्णं नियच्छति ॥१०२॥
गुल्मकासक्षयश्वासव्रणनेत्रगलामयान् ।
स्वराग्निसादोदावर्तपीनसांश्च

જે નાના મૂળાનો સ્વાદ સ્પષ્ટ માલૂમ પડે એવો ન હોય, પણ કાંઈક ક્ષારના ગુણવાળા તથા કાંઈ કડવા હોય તે મૂળા ત્રણે દોષને મટાડે એવા, હલકા તથા કાંઈ ગરમ છે વળી એવા મૂળા ગોળો, ઉધરસ, ક્ષય, દમ, વ્રણ, આંખ અને ગળાના રોગ, અવાજ બેસી જવાનો રોગ, જઠરાગ્નિનું મંદપણું, ઉદાવર્ત અને સળેખમ એ રોગને મટાડે છે

મોટા મૂળા

महत्पुनः ॥१०३॥
रसे पाके च कट्वुष्णवीर्यं त्रिदोषकृत् ।
गुर्वभिष्यन्दि च

પણ મોટા મૂળા સ્વાદમાં અને પચે ત્યારે તીખા છે, ઉષ્ણવીર્ય એટલે ગરમ છે, ત્રણે દોષને પેદા કરે એવા, ભારે તથા અભિષ્યન્દી છે

રાંધેલા મૂળા

स्निग्धसिद्धं तदपि वातजित् ॥१०४॥

તેલ વગેરે મૂકીને વઘારેલા મોટા મૂળા પણ વાયુને મટાડે છે (તો પછી તેલ મૂકીને વઘારેલા નાના મૂળા પણ વાયુને મટાડે એમાં શી નવાઈ!)

---

[1] એક ધોળાં પાંદડાંની તથા બીજી લાલ પાંદડાંની સાટોડી થાય છે

સૂકા મૂળા

**वातश्लेष्महरं शुष्कं सर्वम्**

નાના મૂળા તથા મોટા મૂળા સર્વે સૂકા હોય તો વાયુ તથા કફને મટાડે છે

કાચા મૂળા

**आमं तु दोषलम् ।**

નાના કે મોટા ગમે તે જાતના મૂળા કાચા હોય તો તેનાથી ત્રણે દોષ થાય છે

ધોળુ રતાળુ

**कटूष्णो वातकफहा पिण्डालु: पित्तवर्धन ॥१०५**

પિંડાળુ તીખુ તથા ગરમ છે, વાયુ તથા કફને મટાડે છે અને પિત્તને વધારે છે એનુ બીજુ નામ ધોળુ રતાળુ છે

કૂઠર વગેરે

**कुठेरशिग्रुसुरससुमुखासुरिभूस्तृणम् ।**
**फणिज्झार्जकजम्बीरप्रभृति ग्राहि शालनम् ॥१०६**
**विदाहि कटु रूक्षोष्णं हृद्यं दीपनरोचनम् ।**
**दृक्शुक्रकृमिहृत्तीक्ष्ण दोषोत्क्लेशकर लघु ॥१०७**

રાની તુલસી, સરગવો, કાળી તુલસી, ગની તુલસી જેવી નાના પાદડાની તુલસી, રાઈ, રોહિસ ખડ, સફેદ મરવો નામે તુલસી જેવી વનસ્પતિ, અર્જક નામની રાની તુલસી, જમીર તુલસી વગેરે વનસ્પતિઓ ગ્રાહી, શાલન, વિદાહી, તીખી, લૂખી, ઉષ્ણવીર્ય (ગરમ), હૃદયને હિતકર, દીપન, રુચિ ઉપજાવનાર તથા આખના રોગ, વીર્યરોગ અને કૃમિરોગને મટાડે એવી, તીક્ષ્ણ, દોષોને ઉભરાવે એવી અને હલકી છે

કાળી તુલસી

**हिध्माकासविषश्वासपार्श्वरुक्पूतिगन्धहा ।**
**सुरस:**

કાળી તુલસી, હેડકી, ઉધરસ, થાક, દમ પડખાનુ શૂળ અને દુર્ગંધ મટાડે છે

સુમુખ તુલસી

**सुमुखो नातिविदाही गरशोफहा ॥१०८॥**

(રાની તુલસી જેવી નાના પાદડાવાળી) તુલસી બહુ વિદાહી નથી તથા તે કૃત્રિમ ઝેર તથા સોજાને મટાડે છે

લીલા ધાણા—કોથમીર

**आर्द्रिका तिक्तमधुरा मूत्रला न च पित्तकृत् ।**

કોથમીર કડવી, ગળી અને પેશાબ પેદા કરે એવી છે, પણ પિત્ત કરતી નથી

લસણ

**लशुनो भृशतीक्ष्णोष्णः कटुपाकरसः सरः ॥१०९**
**हृद्यः केश्यो गुरुर्वृष्यः स्निग्धो रोचनदीपनः**
**भग्नसन्धानकृद्बल्यो रक्तपित्तप्रदूषणः ॥ ११० ॥**
**किलासकुष्ठगुल्मार्शोमेहक्रिमिकफानिलान् ।**
**सहिध्मापीनसश्वासकासान् हन्ति रसायनम् ॥**

લસણ બહુ તીક્ષ્ણ તથા ઉષ્ણવીર્ય છે, સ્વાદમાં અને પચે ત્યારે તીખુ, સર, હૃદ્ય, વાળ માટે સારું, ભારે, વૃષ્ય, સ્નિગ્ધ, રુચિકર્તા અને દીપન, ભાગેલાં હાડકા સાધે એવુ, બળ આપે એવુ, લોહી અને પિત્તને બહુ બગાડે એવુ, કિલાસ નામે કોઢ, કુષ્ઠ, ગોળો, પ્રમેહ, કૃમિરોગ, કફ, વાયુ, હેડકી, પીનસ, દમ, ઉધરસ, એ સર્વ રોગને મટાડે છે તથા રસાયન છે

ડુગળી

**पलाण्डुस्तद्गुणन्यूनः श्लेष्मलो नातिपित्तलः ।**
**कफवातार्शसां पथ्यः स्वेदेऽभ्यवहृतौ तथा ॥११२**

ડુગળીના ગુણ લસણના જેવા જ છે, પણ તેના કરતા જરા ઊતરતા છે તે કફકર્તા છે અને બહુ પિત્ત કરતી નથી, તેમ જ તેનો શેક કરવાથી તથા ખાવાથી કફ, વાયુ અને હરસને પથ્ય છે

ગાજર

**तीक्ष्णो गृञ्जनको ग्राही पित्तिनां हितकृन्न सः ।**

ગાજર તીક્ષ્ણ અને ગ્રાહી છે પિત્તવાળાને તે હિતકારક નથી

સૂરણ

**दीपन: सूरणो रुच्य: कफघ्नो विशदो लघुः ॥११३**
**विशेषादर्शसां पथ्यः**

સૂરણ દીપન, રુચિકારક, કફ મટાડે એવું, વિશદ અને હલકુ છે ખાસ કરીને તે હરસના રોગમા પથ્ય છે

બિલાડીનો ટોપ

**भूकन्दस्त्वतिदोषलः ।**

બિલાડીનો ટોપ ત્રણે દોષને કોપાવનાર છે (પેનિસિલિન બિલાડીના ટોપમાથી બને છે)

હરિતવર્ગની વનસ્પતિનું ક્યુ અંગ વધારે ભારે?

**पत्रे पुष्पे फले नाले कन्दे च गुरुता क्रमात् ॥११४**

પાદડા, ફૂલ, ફળ, નાળ (દાંડી) અને કંદ એ અનુક્રમે ઉત્તરોત્તર ભારે છે, એટલે પાદડાં કરતાં

ફૂલ ભારે, ફૂલ કરતા ફળ ભારે, ફળ કરતા દાંડો ભારે અને દાંડા કરતા કંદ ભારે છે આ નિયમ હરિત વર્ગને લાગુ પડે છે, પણ મૂળા અપવાદરૂપ છે

ઉત્તમ અને અધમ શાક

वरा शाकेषु जीवन्ती सार्षपं त्ववरं परम् ।

બધી શાકભાજીઓમા ડોડી સૌથી ઉત્તમ છે અને સરસવની ભાજી સૌથી ખરાબ છે

શાકભાજી કરતા ફળોનો ખાવામા થોડો ઉપયોગ છે, માટે પ્રથમ શાકવર્ગ બતાવીને તે પછી ફળવર્ગ કહેવાનો આ ગ્રંથમાં ક્રમ રાખ્યો છે ખરનાદમા પણ કહ્યુ છે કે, ભોજન કરી રહ્યા પછી ફળ ખવાય છે, માટે હવે ફળવર્ગનો આરભ કરે છે

## ફળવર્ગ

### કાળી દ્રાક્ષ

द्राक्षा फलोत्तमा वृष्या चक्षुष्या सृष्टमूत्रविट् ॥
स्वादुपाकरसा स्निग्धा सकषाया हिमा गुरुः ।
निहन्त्यनिलपित्तास्रतिक्तास्यत्वमदात्ययान् ॥
तृष्णाकासश्रमश्वासस्वरभेदक्षतक्षयान् ।

બધા ફળમાં ઉત્તમ ફળ કાળી દ્રાક્ષ છે તે વૃષ્ય, આંખને હિતકારી, ઝાડો તથા પેશાબ શરીરમાથી બહાર કાઢનારી, સ્વાદમા તથા પચે ત્યારે ગળી, સ્નિગ્ધ, લગારેક તૂરી, ઠંડી અને ભારે છે તે વાયુ, રક્તપિત્ત, મોઢાની કડવાશ, મદાત્યય નામે રોગ, તરસનો રોગ, ઉધરસ, થાકથી ચઢેલી હાંફ, સ્વરભંગ, ક્ષત અને ક્ષય એટલા રોગો મટાડે છે

### દાડમ

उद्रिक्तपित्ताञ्जयति त्रीन्दोषान्स्वादु दाडिमम् ॥
पित्ताविरोधि नात्युष्णमम्लं वातकफापहम् ।
सर्वं हृद्यं लघु स्निग्धं ग्राहि रोचनदीपनम् ॥११८

બધા દાડમમાંથી મધુરૂં દાડમ, જેમાં પિત્ત વધારે પ્રબળ હોય તેવા ત્રિદોષને મટાડે છે બીજુ (ખાટુ) દાડમ પિત્ત કરતુ નથી કે પિત્તને શમાવતું પણ નથી અને ઓછા માટે એવું દાડમ વાયુ તથા કફને મટાડે છે મધુર અને ખાટાં સર્વે દાડમ હૃદ્ય, હલકાં, સ્નિગ્ધ, ગ્રાહી, રુચિકર્તા અને દીપન છે

### કેળાં વગેરે

मोचखर्जूरपनसनारिकेलपरूषकम् ।
आम्राततालकाश्मर्यराजादनमधूकजम् ॥११९॥
सौवीरबदराङ्कोल्लफल्गुश्लेष्मातकोद्भवम् ।
वातामाभिषुकाक्षोडमुकूलकनिकोचकम् ॥१२०॥
उरुमाणं प्रियालं च बृंहणं गुरु शीतलम् ।
दाहक्षतक्षयहरं रक्तपित्तप्रसादनम् ॥ १२१ ॥
स्वादुपाकरसं स्निग्धं विष्टम्भि कफशुक्रकृत् ।

કેળા ખજૂર, ફણસ, નાળિયેર, ફાલસા, આંબાડો (જંગલી આંબો), તાડફળ, સીવણના ફળ, રાયણ, મહુડા, સૌવીર બોર અથવા કલિકા બોર, અંકોલના ફળ, કાળા ઉમરડા, ગુંદા, બદામ, અભિષુક નામે ફળ, અખોડ, પિસ્તા, બીજી જાતના પિસ્તા, ઉરુમાણ અથવા સ્નિગ્ધ ફળ, ચારોળી એ સર્વ બૃંહણ, ભારે, ઠંડા, બળતરા, ક્ષય હરે એવા, લોહી અને પિત્તને સુધારે એવા, સ્વાદમા તથા પચે ત્યારે ગળ્યા, સ્નિગ્ધ, વિષ્ટંભી તથા કફ અને વીર્યને ઉપજાવનાર છે

### તાડફળ વગેરેના ગુણ

फलं तु पित्तलं तालं सरं काश्मर्यजं हिमम् ॥१२२
शकृन्मूत्रविबन्धघ्नं केश्यं मेध्यं रसायनम् ।
वातामाद्युष्णवीर्यं तु कफपित्तकरं सरम् ॥१२३॥
परं वातहरं स्निग्धमनुष्णं तु प्रियालजम् ।
प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ॥१२४॥
कोलमज्जा गुणैस्तद्वत्तृट्छर्दिःकासजिच्च सः ।

તાડફળ પિત્ત કરે છે, ગંભારી(સીવણી)નું ફળ સર, ઠંડુ છે તથા ઝાડા અને પેશાબનો વિબંધ મટાડે એવુ છે તે વાળને વધારનાર, મેધાને વધારનાર અને રસાયન છે બદામ વગેરે ફળ ગરમ, કફ તથા પિત્ત કરે એવા, સર, વાયુનો છેક જ નાશ કરે એવા અને સ્નિગ્ધ છે ચારોળી ઠંડી છે ચારોળીના ફળની મીંજ (ચારોળી) ગળી, વૃષ્ય તથા પિત્ત અને વાયુનો નાશ કરે એવી છે બોરની મીંજના ગુણ પણ ચારોળીની બરોબર છે, તેમ જ તે તરસ, ઊલટી અને ઉધરસને મટાડે છે (બોરનો ઠળિયો ભાંગવા પછી અંદરથી જે નર નીકળે તેને બોરની મીંજ કહે છે)

### બીલાના ગુણ

पक्वं सुदुर्जरं बिल्वं दोषलं पूतिमारुतम् ॥ १२५
दीपनं कफवातघ्नं बालं ग्राहुभयं च तत् ।

પાકુ બીલું પચવામાં બહુ ભારે છે, તે ત્રણે દોષને ઉત્પન્ન કરે છે તથા દુર્ગંધવાળી વાછૂટ કરાવનારું છે નાનું (અથવા કુમળું) બીલું દીપન અને કફ તથા વાયુને મટાડે એવું છે, તેમ જ કાચું અને પાકું બન્ને બીલાં ગ્રાહી છે

કોઠાના ગુણ

**कपित्थमामं कण्ठघ्नं दोषलं दोषघाति तु ॥ १२६**
**पक्वं हिध्मावमथुजित् सर्वं ग्राहि विषापहम् ।**

કાચું કોઠું કંઠનો નાશ કરે છે એટલે અવાજ બગાડે છે અને ત્રણે દોષને ઉત્પન્ન કરે છે, પણ પાકું કોઠું ત્રણે દોષનો નાશ કરે છે તથા હેડકી અને ઊલટી મટાડે છે. કાચું તથા પાકું બંને કોઠાં ગ્રાહી અને ઝેરનો નાશ કરે એવાં છે.

જાંબુના ગુણ

**जाम्बवं गुरु विष्टम्भि शीतलं भृशवातलम् ॥१२७**
**सङ्ग्राहि मूत्रशकृतोरकण्ठ्यं कफपित्तजित् ।**

જાંબુ ભારે, વિષ્ટંભી, ઠંડું, બહુ વાયડું, ઝાડા-પેશાબને ઊતરવા ન દે એવું, કંઠને હાનિ પહોંચાડે એવું અને કફ તથા પિત્તને મટાડે એવું છે.

કેરીના ગુણ

**वातपित्तास्रकृद्बालं बद्धास्थिकफपित्तकृत् ॥**
**गुर्वाम्रं वातजित्पक्वं स्वाद्वम्लं कफशुक्रकृत् ।**

કેરીના નાના મરવા વાયુ તથા રક્તપિત્ત કરે છે. ગોટલી બાઝેલી હોય એવી કેરી કફ તથા પિત્ત કરે છે. પાકી કેરી ભારે, વાયુને મટાડે એવી, ગળી, ખાટી તથા કફ અને વીર્યને પેદા કરે એવી છે.

કોકમ

**वृक्षाम्लं ग्राहि रूक्षोष्णं वातश्लेष्महरं लघु ॥ १२९**

કોકમ ગ્રાહી, લૂખાં, ગરમ, વાયુ તથા કફને મટાડે એવાં અને હલકાં છે.

શમીના ઝાડની શિંગો

**शम्या गुरूष्णं केशघ्नं रूक्षम्**

શમીનું ફળ ભારે, ગરમ, વાળનો નાશ કરે એવું અને લૂખું છે.

પીલુડાં (ખારી જાલ)

**पीलु तु पित्तलम् ।**
**कफवातहरं भेदि प्लीहार्शःकृमिगुल्मनुत् ॥ १३०॥**
**सतिक्तं स्वादु यत्पीलु नात्युष्णं तत्त्रिदोषहृत् ।**

પીલુડાં (ખારી જાલ) પિત્ત કરનારાં, કફ અને વાયુને મટાડે એવાં, ભેદી, બરોળની ગાંઠ, હરસ, કરમિયા અને ગોળાને મટાડે એવાં છે. (પાકેલાં પીલુડાં કાંઈક કડવાં અને મધુર હોય છે.) એવાં કડવાં તથા ગળ્યાં જે પીલુડાં હોય તે બહુ ગરમ નથી અને ત્રિદોષને મટાડે એવાં છે

બિજોરું

**त्वक्तिक्तकटुका स्निग्धा मातुलुङ्गस्य वातजित् ॥**
**बृंहणं मधुरं मांसं वातपित्तहरं गुरु ।**
**लघुतत्केसरं कासश्वासहिध्मामदात्ययान् ॥ १३२**
**आस्यशोषानिलश्लेष्मविबन्धच्छर्द्यरोचकान् ।**
**गुल्मोदरार्शःशूलानि मन्दाग्नित्वं च नाशयेत् ॥**

બિજોરાંની છાલ કડવી, તીખી, સ્નિગ્ધ અને વાયુને મટાડે એવી છે. એનો ગર બૃંહણ, ગળ્યો, વાયુ તથા પિત્તને મટાડે એવો અને ભારે છે. તેના ફળમાંનું કેસર હલકું છે. તથા તે ઉધરસ, દમ, હેડકી, મદાત્યયરોગ, મુખશોષ, વાયુ, કફ, વિબંધ, ઊલટી, અરુચિ, ગોળો, ઉદરરોગ, હરસ, શૂળ અને મંદાગ્નિ એટલા રોગોનો નાશ કરે છે.

ભિલામો

**भल्लातकस्य त्वङ्मांसं बृंहणं स्वादु शीतलम् ।**
**तदस्थ्यग्निसमं मेध्यं कफवातहरं परम् ॥ १३४॥**

ભિલામાની છાલ અને ગર બૃંહણ, ગળ્યાં અને ઠંડાં છે. તેનું બીજ (ટળિયો) અગ્નિ જેવું, મેધાને વધારે એવું કફ તથા વાયુનો છેક જ નાશ કરે એવું છે.

પાલેવત અને આલુ

**स्वाद्वम्लं शीतमुष्णं च द्विधा पालेवतं गुरु ।**
**रुच्यमत्यग्निशमनं रुच्यं मधुरमारुकम् ॥ १३५ ॥**

પાલેવત અથવા રૈવતક ગળ્યાં અને ખાટાં એમ બે પ્રકારનાં થાય છે. તેમાંથી જે ગળ્યાં હોય છે તે ઠંડાં, ભારે અને જઠરાગ્નિને બહુ હોલવે એવાં હોય છે અને જે ખાટાં થાય છે તે ગરમ અને રુચિકર હોય છે. આલુ (જરદાલુ) રુચિકર્તા અને ગળ્યું હોય છે.

પાકાં આલુ

**पक्वमाशु जरां याति नात्युष्णगुरुदोषलम् ।**

પાકાં આલુ જલદી પચે છે. તે બહુ ગરમ નથી તથા ભારે અને વાયુ વગેરે દોષ કરે એવાં છે.

કાળી દ્રાક્ષ, ફાલસાં અને કરમદાં

**द्राक्षापरूषकं चार्द्रमम्लं पित्तकफप्रदम् ॥ १३६॥**
**गुरूष्णवीर्यं वातघ्नं सरं सकरमर्दकम् ।**

કાળી દ્રાક્ષ, ફાલસાં અને કરમદાં લીલાં હોય ત્યારે ખાટાં, પિત્ત અને કફ કરે એવાં, ભારે, ગરમ, વાયુ મટાડે એવાં અને સર હોય છે.

બોર વગેરે

**तथाऽम्लं कोलकर्कन्धुलकुचाम्रातकारुकम् ॥**

ऐरावतं दन्तशठं सतूदं मृगलिण्डिकम् ।
नातिपित्तकरं पक्वं शुष्कं च करमर्दकम् ॥ १३८

બોર, ચણીબોર, નાના ફણસ, અબાડો, આંબુ, નારંગી, કાગદી (મીઠાં) લીંબુ, શેતૂર અને મૃગલિંડિક એ સર્વે પાકાં હોય ત્યારે ખાટી દ્રાક્ષના જેવા ગુણવાળાં છે તથા સૂકાં કરમદાં બહુ પિત્ત કરે એવાં નથી

આંબલી વગેરે

दीपनं भेदनं शुष्कमम्लीकाकोलयोः फलम् ।
तृष्णाश्रमक्लमच्छेदि लघ्विष्टं कफवातयोः ॥१३९

આંબલી તથા બોરડીનાં સૂકાં ફળ દીપન, ભેદી, તરસ, થાક અને કટાળો મટાડે એવાં, હલકાં અને કફ તથા વાયુને પથ્ય છે

અધમ ફળ—નાના ફણસ

फलानामवरं तत्र लकुचं सर्वदोषकृत् ।

બધાં ફળોમાં નાનાં ફણસ સૌથી ખરાબ છે, તે ત્રણે દોષ કરે એવાં છે

તજવા જેવાં ધાન્ય વગેરે

हिमानलोष्णदुर्वातव्यालालालादिदूषितम् ॥१४०॥
जन्तुजुष्टं जले मग्नमभूमिजमनार्तवम् ।
अन्यधान्ययुतं हीनवीर्यं जीर्णतयाऽति च ॥१४१॥
धान्यं त्यजेत्तथा शाकं रूक्षसिद्धमकोमलम् ।
असञ्जातरसं तद्वच्छुष्कं चान्यत्र मूलकात् ॥१४२
प्रायेण फलमप्येवं तथाऽऽमं बिल्ववर्जितम् ।

હિમ પડવાથી, દવ લાગવાથી, તડકાથી તાપ અથવા ખૂણિયા પવનથી તથા સાપ વગેરે ઝેરી પ્રાણીઓની લાળ વગેરેને લીધે દૂષિત થએલાં ધાન્ય તજવાં એટલે વાપરવાં નહિ તે જ પ્રમાણે જે ધાન્યમાં જીવડાં પડ્યાં હોય (સડી ગયું હોય કે જાળાં બાઝ્યાં હોય), પાણીમાં ડુબેલું હોય (મતલબ કે પલળેલું હોય અથવા જેની માંજરા પાણીમાં ડુબી હોય), જે જમીનના જેનો પાક થવો જોઈતો નથી તેવી જમીનો કે ખરાબ જમીનમાં થએલું (ઊગેલું) હોય, જે ઋતુમાં ઉગવું જોઈતું નથી તે ઋતુમાં ઊગેલું હોય, બીજા વિરુદ્ધ ધાન્ય સાથે ઉગેલું હોય, બહુ જુનું થવાથી કે એવાં જ બીજા કારણથી સત્ત્વ (કસ) વગરનું થઈ ગયું હોય એવાં ધાન્ય ખાવાના ઉપયોગમાં લેવાં નહિ. તેમ જ શાકભાજી પણ ઉપર જણાવી તે રીતે દૂષિત થએલી હોય, કાંજી વગેરે લુખા પદાર્થમાં રાંધેલી કે તેલ, ઘી વગેરે સ્નિગ્ધ પદાર્થ વિના રાંધેલી હોય, પૂરી ઊગવા દીધી ન હોય તેમ જ સૂકી હોય તે ફળ પણ એવાં જ હોય તેને સામાન્ય રીતે તજવાં. એટલે દ્રાક્ષ વગેરે સૂકાં ફળ પણ પથ્ય છે, પણ તેવાં ફળ બાદ કરતાં બાકીનાં ફળ સૂકાં અને પાછળ ધાન્ય અને શાકના દોષ કહ્યા તે દોષવાળાં હોય તે ઉપયોગમાં ન લેવાં વળી બીલી સિવાય બીજાં ફળ કાચાં પણ ઉપયોગમાં ન લેવાં (બીલી તો કાચી પણ પથ્ય છે, એમ પાછળ કહ્યું છે)

## ઔષધવર્ગ

લવણ

विष्यन्दि लवणं सर्वं सूक्ष्मं सृष्टमलं मृदु ॥१४३
वातघ्नं पाकि तीक्ष्णोष्णं रोचनं कफपित्तकृत् ।

બધાં લવણ અભિષ્યંદી, સૂક્ષ્મ, મળને શરીરમાંથી બહાર કાઢી નાખે એવાં, વાયુના નાશ કરે એવાં, વ્રણ વગેરેને પકાવે એવાં, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય (ગરમ), રુચિ ઉપજાવે એવાં અને કફ તથા પિત્ત કરે એવાં છે

સિંધવ

सैन्धवं तत्र सस्वादु वृष्यं हृद्यं त्रिदोषनुत् ॥१४४
लघ्वनुष्णं दृशः पथ्यमविदाह्यग्निदीपनम् ।

બધાં લવણમાં સિંધવ કાંઈક ગળ્યો, વૃષ્ય, હૃદ્ય, ત્રણે દોષનો નાશ કરે એવો, હલકો, કાંઈક નરમ, આંખને પથ્ય, બળતરા ન કરે ને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે એવો છે એ ઉપરાંત અભિષ્યંદી, સૂક્ષ્મ વગેરે લવણના સામાન્ય ગુણ એમાં સમજવા

સંચળ

लघु सौवर्चलं हृद्यं सुगन्ध्युद्गारशोधनम् ॥१४५
कटुपाकं विबन्धघ्नं दीपनीयं रुचिप्रदम् ।

સંચળ હલકું, હૃદ્ય, સારી વાસવાળું, ખરાબ ઓડકારને સુધારે એવું પાક વખતે તીખું, વિબંધનો નાશ કરે એવું, દીપન અને રુચિ ઉપજાવે એવું છે

બીડલવણ

ऊर्ध्वाधःकफवातानुलोमनं दीपनं बिडम् ॥१४६॥
विबन्धानाहविष्टम्भशूलगौरवनाशनम् ।

બીડલવણ ઉપર ને નીચે રહેલા કફ તથા વાયુને પોતપોતાના સ્વાભાવિક માર્ગે વહેતા કરનારું, દીપક તથા વિબંધ, આનાહ, વિષ્ટંભ, શૂળ અને જડતા (ભારેપણું) એ સર્વેનો નાશ કરનારું છે

દરિયાનું મીઠું

विपाके स्वादु सामुद्रं गुरु श्लेष्मविवर्धनम् ॥१४७

ઘસિયું મીઠું (સમુદ્રના પાણીને સૂકવીને ઉત્પન્ન કરેલું મીઠું) પચે ત્યારે ગળ્યું, ભારે અને કફને વધારે એવું છે

**ઔદ્‌ભિદ લવણ (ખારો)**

**सतिक्तकटुकक्षारं तीक्ष्णमुत्क्लेदि चौद्भिदम् ।**

ઔદ્‌ભિદ લવણ જરા કડવું તથા તીખું, ક્ષારના ગુણવાળું, તીક્ષ્ણ અને ઉત્ક્લેદ કરે એવું છે

**કૃષ્ણ લવણ**

**कृष्णे सौवर्चलगुणा लवणे गन्धवर्जिता ॥१४८॥**

કૃષ્ણ લવણ અથવા કાળા મીઠાનો ગુણ સંચળના જેવો જ છે માત્ર સંચળમાં સુગંધ હોય છે, પણ કાળા મીઠામાં સુગંધ હોતી નથી

**રોમક લવણ ઈત્યાદિ**

**रोमकं लघु पांसूत्थं सक्षारं श्लेष्मलं गुरु ।**

કાચલવણ (બગડીખાર) હલકું છે, ઉસ કાઈક ખારો, કફકર્તા અને હલકા છે

**લવણની પરિભાષા**

**लवणानां प्रयोगे तु सैन्धवादि प्रयोजयेत् ॥**

જ્યાં એકથી વધારે લવણ વાપરવાના કહ્યા હોય ત્યાં સિંધવથી શરૂ કરીને આપેલા ક્રમમાં લવણ વાપરવા એટલે બે લવણ કહ્યા હોય તો સિંધવ અને સંચળ લેવા, ત્રણ લવણ કહ્યા હોય તો સિંધવ, સંચળ અને બીડલવણ લેવા એ પ્રમાણે સિંધવ પ્રથમ ગણીને અનુક્રમે બીજા લવણ જાણવા

**જવખાર**

**गुल्महृद्ग्रहणीपाण्डुप्लीहानाहगलामयान् ।**
**श्वासार्शःकफकासांश्च शमयेद्यवशूकजः ॥ १५०॥**

જવખાર ગોળો, હૃદયના રોગ, ગ્રહણી, પાંડુરોગ, બરોળનો રોગ, આનાહ, ગળાના રોગ, દમ, હરસ, કફરોગ, ઉધરસ એ સર્વને શમાવે છે

**સાજી વગેરે બીજા ખાર**

**क्षारः सर्वश्च परमं तीक्ष्णोष्णः कृमिजिल्लघुः ।**
**पित्तासृग्दूषणः पाकी छेद्यहृद्यो विदारणः ॥ १५१**
**अपथ्यः कटुलावण्याच्छुक्रौजःकेशचक्षुषाम् ।**

બધાય ખાર (ક્ષાર) અત્યંત તીક્ષ્ણ, ગરમ, કૃમિરોગ મટાડે એવા, હલકા, પિત્ત તથા લોહીને બગાડે એવા, પાકી, છેદી, હૃદયને અહિતકારી, (પાકા ગડ-ગૂમડ વગેરેને), ફાડનાર, તીખાશ તથા ખારાશને લીધે વીર્ય, ઓજ, વાળ, આંખને અપથ્ય (નુકસાનકારક) છે

**હિંગના ગુણ**

**हिङ्गु वातकफानाहशूलघ्नं पित्तकोपनम् ॥१५२**
**कटुपाकरसं रुच्यं दीपनं पाचनं लघु ।**

હિંગ વાયુ, કફ, આનાહ અને શૂળ એ સર્વનો નાશ કરે છે, પિત્તને કોપાવે છે, પચે ત્યારે તથા સ્વાદમાં તીખી છે, રુચિ ઉપજાવે છે, દીપન, પાચન અને હલકી છે

**હરડેના ગુણ**

**कषाया मधुरा पाके रूक्षा विलवणा लघुः ॥१५३**
**दीपनी पाचनी मेध्या वयसः स्थापनी परम् ।**
**उष्णवीर्या सराऽऽयुष्या बुद्धीन्द्रियबलप्रदा ॥१५४**
**कुष्ठवैवर्ण्यवैस्वर्यपुराणविषमज्वरान् ।**
**शिरोऽक्षिपाण्डुहृद्रोगकामलाग्रहणीगदान् ॥**
**सशोषशोफातीसारमेदमोहवमिक्रिमीन् ।**
**श्वासकासप्रसेकार्शःप्लीहानाहगरोदरम् ॥१५६॥**
**विबन्धं स्रोतसां गुल्ममूरुस्तम्भमरोचकम् ।**
**हरीतकी जयेद्व्याधींस्तांस्तांश्च कफवातजान् ॥१५७ ·**

હરડમાં તૂરો રસ આગળ પડતો છે, હરડે પચે ત્યારે ગળી છે, લૂખી છે, ખારા સિવાયના બાકીના પાંચે રસ એમાં છે એ હલકી, દીપન, પાચન, મેધાને હિત-કારક, જુવાનીને ટકાવી રાખે એવી, ગરમ (ઉષ્ણવીર્ય-વાળી) સર, આયુષ્યને વધારનારી તથા બુદ્ધિને અને ઈન્દ્રિયોને બળ આપનારી છે વળી તે ચામડીના રોગ, ફિક્કાશ, અવાજનો બગાડ, પુરાણ અને વિષમ તાવ, માથાના રોગ, આંખના રોગ, પાંડુરોગ, હૃદયના રોગ, કમળો, ગ્રહણીરોગ, ક્ષયરોગ, સોજાનો રોગ, અતિસાર ચરબીનો રોગ, મૂર્છા, ઊલટી, કૃમિરોગ, દમ, ઉધરસ, બહુ પરસેવાની ભીનાશ કે મોમાંથી લાળ વગેરે ગળતું હોય તે, હરસ, બરોળ, આનાહ, કૃત્રિમ ઝેર, ઉદરરોગ, સ્રોતોનો વિબંધ, ગોળો, ઊરુસ્તંભરોગ, અરુચિનો રોગ અને કફ તથા વાયુથી થતા અનેક રોગો મટાડે છે (ખારલાટ લખે છે કે જો હરડે પાણીમાં ડૂબે તે ફાયદો કરે છે)

**આમળાં**

**तद्वदामलकं शीतमम्लं पित्तकफापहम् ।**

આમળું પણ હરડેના જેવા ગુણવાળું જ છે, ફેર એટલો છે કે આમળું ઠંડું છે વળી એમાં ખાટો રસ આગળ પડતો છે તથા પિત્ત અને કફનો નાશ કરે એવું છે

બહેડા

कटु पाके हिमं केश्यमक्षमीषच्च तद्गुणम् ॥१५८॥

બહેડુ પચે ત્યારે તીખું, ઠંડુ, વાળ માટે હિતકર છે અને તેમાં હરડે તથા આમળાના ગુણો છે, પણ એ ગુણો બહેડામાં થોડા પ્રમાણમા છે

ત્રિફળા

इयं रसायनवरा त्रिफलाऽक्ष्यामयापहा ।
रोपणी त्वगदक्लेदमेदोमेहकफास्रजित् ॥१५९॥

હરડે, આમળા તથા બહેડા મળીને જે ત્રણ ફળનું ભેગુ ચૂર્ણ બને છે તેને 'ત્રિફળા' કહે છે ત્રિફળા ઉત્તમ રસાયન છે આંખના રોગનો નાશ કરે એવી, રૂઝવે એવી, કુષ્ઠ વગેરે ચામડીના રોગનો નાશ કરે એવી, ક્લેદને, ચરબીને, પ્રમેહને, કફને અને લોહીના રોગ મટાડે એવી છે

નોધ ત્રિફળાનુ પ્રમાણ ધન્વંતરિએ બનાવ્યુ છે હરડેનુ ફળ બે તોલાનું વજનમા લેવુ, બહેડુ એક તોલો વજનનું લેવુ અને આમળુ અડધો તોલો વજનનું લેવું એ રીતે થવાથી ત્રિફળામા એક હરડે, બે હરડે, બે બહેડાં અને ચાર આમળા લેવા, એવુ સમજવું હરડે બે તોલાની, બહેડુ એક તોલાનુ અને આમળુ અરધા તોલાનું હોય ત્યારે જ, તે પરિપક્વ અને જોઈતો ગુણ આપનારુ કહેવાય, માટે એ પ્રમાણ રાખ્યું છે

ત્રિજાત અને ચતુર્જાત

सकेसरं चतुर्जातं त्वक्पत्रैलं त्रिजातकम् ।
पित्तप्रकोपि तीक्ष्णोष्णं रूक्षं रोचनदीपनम् ॥१६०

તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણ મળીને 'ત્રિજાત' કહેવાય છે અને એ ત્રિજાતમાં ચોથું કેસર વધારીએ તો 'ચતુર્જાત' કહેવાય છે ત્રિજાત અને ચતુર્જાત પિત્તને કોપાવે એવાં, તીક્ષ્ણ, ગરમ, લૂખા, દીપન અને રુચિકર્તા છે

મરી

रसे पाके च कटुकं कफघ्नं मरिचं लघु ।

મરી સ્વાદમાં અને પચે ત્યારે તીખા છે, કફનો નાશ કરે એવાં અને હલકાં છે

લીલીપીપર

श्लेष्मला स्वादुशीताऽऽर्द्रा गुर्वी स्निग्धा च पिप्पली ॥१६१॥
सा शुष्का विपरीताऽतः स्निग्धा वृष्या रसे कटुः ।
स्वादुपाकाऽनिलश्लेष्मश्वासकासापहा सरा ॥१६२॥
न तामत्युपयुञ्जीत रसायनविधिं विना ।

લીલી પીપર કફ કરે એવી, ગળી, ઠંડી, ભારે અને સ્નિગ્ધ છે જો તે સૂકી હોય તો લીલી કરતાં ઊલટા ગુણવાળી એટલે કફનો નાશ કરે એવી, ગરમ અને હલકી છે સૂકી પીપર સ્નિગ્ધ, વૃષ્ય અને સ્વાદમા તીખી છે પચે ત્યારે તે ગળી છે અને વાયુ, કફ, દમ, ઉધરસ એ રોગોને મટાડે એવી અને સર છે. 'વર્ધમાનપિપ્પલી' વગેરે રસાયનવિધિમા કહેલા પ્રયોગો સિવાય અમથો તેનો બહુ ઉપયોગ કરવો નહિ (સૂકી પીપરના કેટલાક ગુણ બે વખત કહેવામાં આવ્યા છે, તે વિશેષપણુ જણાવવા માટે છે)

સૂંઠના ગુણ

नागरं दीपनं वृष्यं ग्राहि हृद्यं विबन्धनुत् ॥१६३॥
रुच्यं लघु स्वादुपाकं स्निग्धोष्णं कफवातजित् ।

સૂંઠ દીપન, વૃષ્ય, ગ્રાહી, હૃદ્ય, વિબંધ મટાડે એવી, રુચિ ઉપજાવે એવી, હલકી, પચે ત્યારે ગળી, સ્નિગ્ધ, ગરમ અને કફ તથા વાયુને મટાડે એવી છે.

આદું તથા ત્રિકટુ

तद्वदार्द्रकमेतच्च त्रयं त्रिकटुकं जयेत् ॥ १६४ ॥
स्थौल्याग्निसदनश्वासकासश्लीपदपीनसान् ।

આદાના ગુણ સૂંઠના જેવા જ છે સૂંઠ, પીપર તથા મરી એ ત્રણને 'ત્રિકટુ' કહે છે. તે શરીરની સ્થૂલતા (જાડાપણુ), જઠરાગ્નિની મંદતા, દમ, ઉધરસ, હાથીપગા નામે રોગ અને સળેખમ મટાડે છે

ચવક અને પીપરીમૂળ

चविकापिप्पलीमूलं मरिचाल्पान्तरं गुणैः ॥१६५॥

ચવક અને પીપરીમૂળમાં મરી જેવા જ ગુણ જરા ઓછા પ્રમાણમાં છે, એટલે એમનો પણ રસ તથા વિપાક તીખો થાય છે, તેમ જ તે કફનો નાશ કરે છે, હલકાં છે તથા ગરમ છે

ચિત્રો

चित्रकोऽग्निसमः पाके शोफार्शःकृमिकुष्ठहा ।

ચિત્રો પચે ત્યારે અગ્નિ જેવો ગરમ છે, તેમ જ સોજો, હરસ, કૃમિ અને ચામડીના રોગનો તે નાશ કરે છે

પંચકોલ

पञ्चकोलकमेतच्च मरिचेन विना स्मृतम् ॥१६६॥
गुल्मप्लीहोदरानाहशूलघ्नं दीपनं परम् ।

મરી સિવાયનું ત્રિકટુ, ચવક, પીપરીમૂળ અને ચિત્રો એ પાંચ (પીપર, સૂંઠ, ચવક, પીપરીમૂળ અને ચિત્રો)

ને 'પંચકોલ' કહે છે પંચકોલ ગોળો, બરોળ, ઉદરરોગ, આનાહ અને શૂળ મટાડે છે તથા ઉત્તમ દીપન છે

મોટાં પંચમૂળ

बिल्वकाश्मर्यतर्कारीपाटलाटिण्टुकैर्महत् ॥१६७॥
जयेत्कषायतिक्तोष्णं पञ्चमूलं कफानिलौ ।

બીલી, શીવણી, અરણી, કાળી પાડળ અને અરડૂસો એ પાંચના મૂળને મોટાં પંચમૂળ કહે છે મોટાં પંચમૂળ તૂરાં કડવાં અને ગરમ છે તથા કફ અને વાયુને મટાડે છે

લઘુપંચમૂળ

ह्रस्वं बृहत्यंशुमतीद्वयगोक्षुरकैः स्मृतम् ॥१६८॥
स्वादुपाकरसं नातिशीतोष्णं सर्वदोषजित् ।

બેઠી ભોરીંગણી અને ઊભી ભોરીંગણી એ બન્ને ભોરીંગણીઓ શાલિપર્ણી અને પૃશ્નિપર્ણી તથા ગોખરુ એ પાંચના મૂળને લઘુ (નાનાં) પંચમૂળ કહે છે લઘુપંચમૂળ પચે ત્યારે તથા સ્વાદમાં ગળ્યાં, બહુ ઠંડાં નહિ કે બહુ ગરમ નહિ અને સર્વ દોષને મટાડે એવાં છે (શાલિપર્ણી—સમેરવો, પૃશ્નિપર્ણી—ગધી સમેરવો)

મધ્યમપંચમૂળ

बलापुनर्नवैरण्डशूर्पपर्णीद्वयेन तु ॥१६९॥
मध्यमं कफवातघ्नं नातिपित्तकरं सरम् ।

બલદાણા, સાટોડી, એરંડ, (બન્ને) મુદ્ગપર્ણી અને માષપર્ણી એ પાંચના મૂળને મધ્યમ (વચલાં) પંચમૂળ કહે છે મધ્યમપંચમૂળ કફ તથા વાયુનો નાશ કરે છે બહુ પિત્ત ઉત્પન્ન કરતાં નથી અને સર છે (મુદ્ગપર્ણી—જંગલી મગ, માષપર્ણી જંગલી અડદ)

જીવનપંચમૂળ

अभीरुवीराजीवन्तीजीवकर्षभकैः स्मृतम् ॥१७०॥
जीवनाख्यं तु चक्षुष्यं वृष्यं पित्तानिलापहम् ।

શતાવરી, કાકોલી, જીવંતી, જીવક, ઋષભક એ પાંચના મૂળને જીવનપંચમૂળ કહે છે જીવનપંચમૂળ આંખને હિતકર, વૃષ્ય અને પિત્ત તથા વાયુનો નાશ કરનારાં છે

તૃણપંચમૂળ

तृणाख्यं पित्तजिद्दर्भकासेक्षुशरशालिभिः ॥१७१॥

દર્ભ, કાસડો, શેરડી, શરકડ અને ડાંગર જાતની ડાંગર એ પાંચના મૂળને તૃણપંચમૂળ કહે છે તૃણપંચમૂળ પિત્તને મટાડે એવાં છે*

* આ જગ્યાએ ઔષધિ વગેરેના ગુણાગુણ બંધ થાય છે

સંગ્રહ નામે ગ્રંથમાં એના કરતાં વિશેષ કહ્યું છે તે જાણવા લાયક છે, માટે તેમાંથી મુખ્યમુખ્ય વસ્તુ ઓના ગુણ નીચે બતાવ્યા છે

સોનું—બૃંહણ, સ્નિગ્ધ, સ્વાદમાં અને પચે ત્યારે ગળ્યું, વિષદોષને હરનારું, ઠંડું, કાંઈક તૂરું અને રસાયન છે

રૂપું—સ્નિગ્ધ, તૂરું, ખાટું, પચે ત્યારે ગળ્યું, સર, યુવાવસ્થાને સ્થિર કરનારું, ઠંડું, લેખન તથા વાયુ અને પિત્તને મટાડે એવું છે

તાંબું—કંઈક કડવું તથા ગળ્યું, તૂરું, લેખન, હલકું સ્વાદમાં અને પચે ત્યારે તીખું, ઠંડું, રૂઝવે એવું તથા કફ અને પિત્તને મટાડે એવું છે

કાંસું—એનો સ્વાદ પાછળથી તૂરો છે તે વિશદ, લેખન સર, આંખને નિર્મળ કરે એવું લૂખું, કડવું તથા પિત્ત અને કફનો નાશ કરનારું છે

પિત્તળ કાંઈ કડવું તથા ખારું, ભેદી, પાંડુરોગ, ચામડીના રોગ, કૃમિ તથા વાયુનો નાશ કરનારું અને થોડું લેખન છે

કલાઈ તથા સીસાના ગુણ પિત્તળના જેવા છે

કૃષ્ણલોહ—(પોલાદ—ગજવેલ) આંખને હિતકારક, તૂરું, ગળ્યું, કડવું, લેખન, વાયડું, ઠંડું, કૃમિ, પિત્ત તથા કફનો નાશ કરનારું છે

મોતી, પરવાળાં, હીરા, વૈડૂર્ય સ્ફટિક વગેરે મણિ અને રત્નો સર ઠંડાં, તૂરાં, ગળ્યાં, લેખન આંખને હિતકર હાથે પહેરવાથી જ્વર અને અલક્ષ્મીનો નાશ કરનાર અને વિષને શમાવનાર છે

કાચ—કાંઈક ક્ષારના ગુણવાળો, ગરમ અને આંખે આંજવાથી નેત્રને ફાયદો આપનારો છે

શંખ અને સમુદ્રફીણ—ઠંડાં, તૂરાં અને અત્યંત લેખન છે

મોરથુથુ—તીખું જરા ક્ષારના ગુણવાળું તૂરું, વિશદ, હલકું લેખન ભેદી આંખને હિતકર, ખરજ, કૃમિ અને ઝેરનો નાશ કરનાર છે

સોનાગેરુ—વિશદ સ્નિગ્ધ, તૂરું, ગળ્યું અને ઠંડું છે

મનશીલ—કફનો નાશ કરનાર, લેખન, તીખો, સર અને કડવો છે

હરતાલ—સ્નિગ્ધ, તૂરી, તીખી અને ઝેરનો નાશ કરનારી છે

સુરમાનુ અંજન—તૂરુ, ગળ્યુ, હડુ, લેખન અને સ્નિગ્ધ છે, તેમ જ રક્તપિત્ત, ઝેર, ઊલટી, હિક્કા, એ રોગનો નાશ કરનારુ તથા આંખને નિર્મળ કરનારુ છે

રસાંજન—કફનો નાશ કરનારુ, કડવુ, તીખુ, છેદી અને કાંઈક ગરમ છે

શિલાજિત સર્વ દોષનો નાશ કરનાર, ઉધરસ, પ્રમેહ તથા ક્ષયને મટાડનાર, કફને હણનાર, ગરમ, તીખો અને રસાયન છે, તેમ જ કડવો, છેદી અને યોગવાહી હોવાથી બધા રોગને મટાડનાર છે

વાસકપૂર—તૂરું, ગળ્યુ, લૂખુ અને ઉધરસના નાશ કરનારુ છે

સફેદ તપખીર—ક્ષય, ઉધરસ, દમ એ રોગોને મટાડનારી, ગળી તથા ઠંડી છે

અન્ન વગેરેનો ઉપસંહાર

**શૂકશિમ્બીજપક્વાન્નમાંસશાકફલૌષધે ।**
**વર્ગૈરન્નલેશોઽયમુક્તો નિત્યોપયોગિક ॥૧૯૨॥**

શૂકધાન્ય, શિંબીધાન્ય, રાંધેલુ અન્ન, માંસ, શાક, ફળ, ઔષધ એવા વર્ગ પાડીને નિત્ય ઉપયોગમા આવનારા આહારની અમુક જ વસ્તુઓ આ અધ્યાયમા કહી છે જે નિત્ય ઉપયોગમા નથી આવતા એવા ઘણા પદાર્થો રહ્યા છે, પણ ગ્રંથકર્તાએ જેમ બને તેમ સામાન્ય ઉપયોગ પર લક્ષ્ય રાખીને અહીં લખ્યુ છે

માપ, યોગ, ક્રિયા, દેશ, કાળ, અવસ્થા વગેરે કારણને લીધે, જે દ્રવ્ય જેમા કહ્યા છે તેથી ઊંધી અસર કરતા પણ કોઈ વાર માલૂમ પડે છે (માપનો દાખલો) તલ જેટલું ઝેર ખાવાથી વખતે તે અમૃત સરખો ગુણ આપે છે, (યોગનો દાખલો) ભિલામા ચામડીના રોગ કરે છે તેમ છતા તલ સાથે ખાવાથી ચામડીના રોગો મટાડે છે (ક્રિયાનો દાખલો) સાળુ હલકો છે, પણ તેના લાડુ કરીને ખાવાથી તે ભારે પડે છે (દેશનો દાખલો) દહીં, પીલુડા, શમીની શિંગો, કેરા મારવાડમાં રહેનારને બહુ માફક આવે છે, (કાળનો દાખલો) ઘી અને દૂધ બહુધા હેમંત ઋતુમા મદા અગ્નિવાળાનો કફ વધારે છે (અવસ્થાનો દાખલો) દહીં અને દૂધ વાયુનાશક છતા પણ બરાબર થયા ન હોય ત્યારે વાયુ કરે છે વળી દૂધ રેચક છતાં કોઈને બંધકોશ કરે છે એવું બધુ પોતાની બુદ્ધિથી સમજી લેવાનું છે

ઇત્યષ્ટાઙ્ગહૃદયે સૂત્રસ્થાનેઽન્નસ્વરૂપાદિવિજ્ઞાનીય ષષ્ઠોઽધ્યાય



## અધ્યાય ૭ મો : અન્નરક્ષાધ્યાય

**અથાતોઽન્નરક્ષાધ્યાયં વ્યાખ્યાસ્યામ ।**
**ઇતિ હ સ્માહુરાત્રેયાદયો મહર્ષયઃ ॥**

ગયા અધ્યાયમા આહાર માટે રોજ ઉપયોગમા આવતા દ્રવ્યો કહ્યા, પણ એ દ્રવ્યો ઝેર વગેરેથી બગડે, એ દ્રવ્યોનો વિરુદ્ધ આહાર થાય, એ દ્રવ્યોનો ઉપયોગ કરવામા યોગ્ય વિધિ ન પળાય, સૂવામા અને સંભોગમા પણ વિધિ ન પળાય તો રોગ થાય છે અને કદાચ મરી પણ જવાય છે, માટે હવે જેમા અન્નનુ રક્ષણ કરવાની વાત પહેલી આવે છે, એવો અન્નરક્ષા અધ્યાય કહીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે —

રાજાએ વૈદ્ય પાસે રાખવો

**રાજા રાજગૃહાસન્ને પ્રાણાચાર્યં નિવેશયેત્ ।**
**સર્વદા સ ભવત્યેવ સર્વત્ર પ્રતિજાગૃતિઃ ॥૧॥**

રાજાએ રાજમહેલની પાસે વૈદ્યને વસાવવો જોઈએ એમ કરવાથી તે વૈદ્ય સર્વદા અન્ન, પાન, શયન, સંભોગ વગેરે બધી બાબતમા બરાબર ધ્યાન આપી શકે

અન્નપાનનું ઝેરથી રક્ષણ કરવું

**અન્નપાનં વિષાદ્રક્ષેદ્વિશેષેણ મહીપતે ।**
**યોગક્ષેમૌ તદાયત્તૌ ધર્માદ્યા યન્નિબન્ધના ॥૨॥**

રાજાનુ અન્નપાન કોઈ પણ રીતે અને તેમાયે ખાસ કરીને ઝેરથી ન બગડે તેની બહુ કાળજી રાખવી, કારણ કે લોકોના યોગ અને ક્ષેમનો આધાર રાજા ઉપર છે અને ધર્મ વગેરે પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)-નો આધાર યોગ અને ક્ષેમ ઉપર છે

યોગ—જે ન મેળવ્યું હોય તે મેળવવુ, કમાણી ક્ષેમ—મેળવેલી વસ્તુની યોગ્ય સંભાળ રાખવી લોકોને અન્ન, વસ્ત્ર વગેરે મળે તે યોગ અને મળ્યા પછી ચોરી વગેરે ઉપદ્રવો ન થાય તેની સંભાળ રાખવી તે ક્ષેમ.

ઝેરથી બગડેલા ભાતનું લક્ષણ

**ઓદનો વિષવાન્ સાન્દ્રો યાત્યવિસ્રાવ્યતામિવ ।**
**ચિરેણ પચ્યતે પક્વો ભવેત્પર્યુષિતોપમ ॥૩॥**
**મયૂરકણ્ઠતુલ્યોષ્મા મોહમૂર્ચ્છાપ્રસેકકૃત્ ।**
**હીયતે વર્ણગન્ધાદ્યૈ ક્લિદ્યતે ચન્દ્રિકાચિત ॥૪॥**

ઝેરવાળા ચોખાનો ભાત ગળતી જેવો ઘાટો થાય છે અને (અંદર પાણી હોય તોપણ) ઓસાવી શકાતો નથી, રાંધતી વખતે બહુ વારે રંધાય છે અને રંધાયા

પછી રાતવાસી હોય તેવો ઠંડો અને કડક થઈ જાય છે, એમાથી મોરના ગળા જેવા ભૂરા રંગની વરાળ નીકળે છે એવા ભાતની વરાળ લેવાથી મોહ, મૂર્છા, ૨ને પ્રસેક થાય છે વળી ઝેરથી બગડેલા ભાતના કુદરતી રંગ, ગંધ, રસ, સ્પર્શ વગેરે જતા રહે છે, એ ગદ્‌ગદો થાય છે તથા પાણીમા પડેલા તેલના છાંટા ના જેવા (મોરના પીછાની આંખો જેવા) ચાઠાચાઠા તેમા પડી જાય છે

વ્યંજનોમા પડેલા ઝેરની પરીક્ષા

व्यञ्जनान्याशु शुष्यन्ति ध्यामक्काथानि तत्र च ।
हीनाऽतिरिक्ता विकृता छाया दृश्येत नैव वा ॥५
फेनोर्ध्वराजीसीमन्ततन्तुबुद्बुदसम्भव. ।
विच्छिन्नविरसा रागाः खाण्डवाः
शाकमामिषम् ॥ ६ ॥

વ્યંજનો ઝેરને લીધે તરત સુકાઈ જાય છે તેને ઉકાળ્યા હોય તો તેનો ક્વાથ મેલા રંગનો થાય છે તે ક્વાથમા જોનારની છાયા નાની, મોટી કે બેડોળ દેખાય છે કે વખતે છાયા સમૂળગી દેખાતી જ નથી તે વ્યંજનોમા (વ્યંજનવાળા દ્રવ્યમા) ફીણ, લિસોટા, બે ભાગ જુદા થવાથી થયેલી સેંથી જેવી રેખા, તાંત, પરપોટા વગેરે થાય છે ઝેરથી બગડેલા રાગ, ખાંડવ, શાક અને માંસ ફાટી ગયેલા દૂધનો માફક ફોદાફોદા વાળા થઈ જાય છે અને એમના સ્વાદ ઊતરી જાય છે

બીજા પદાર્થમા ભળેલા ઝેરની પરીક્ષા

नीला राजी रसे ताम्रा क्षीरे दधनि दृश्यते ।
श्यावाऽऽपीनासिता तक्रे घृते पानीयसन्निभा ॥
मस्तुनि स्यात्कपोताभा राजी कृष्णा तुषोदके ।
काली मद्याम्भसो क्षौद्रे
हरितैलेऽरुणोपमा ॥ ८ ॥
पाकः फलानामामानां पक्वानां परिकोथनम् ।
द्रव्याणामार्द्रशुष्काणां स्यातां म्लानि विवर्णते ॥
मृदूनां कठिनानां च भवेत्स्पर्शविपर्ययः ।
माल्यस्य स्फुटिताग्रत्वं म्लानिर्गन्धान्तरोद्भवः॥
ध्याममण्डलता वस्त्रे शदन तन्तुपक्ष्मणाम् ।
धातुमौक्तिककाष्ठाश्मरत्नादिषु मलाक्तता ॥११॥
स्नेहस्पर्शप्रभाहानि सप्रभत्वं तु मृण्मये ।

માંસરસમા ઝેર ભળ્યુ હોય તો તેમા ગળી જેવા રંગના લિસોટા દેખાય છે દૂધમા રાતા, દહીંમા કાળા, છાશમા જરા ભૂરાશ પડતા પીળા, ઘીમા પાણી જેવા, મસ્તુમા હોલા જેવા રંગના, તુષોદકમા કાળા, મદ્ય અને પાણીમાં કાળા, મધમા લીલા અને તેલમાં રાતા લિસોટા દેખાય છે ઝેરના યોગથી કાચાં ફળ પાકી જાય છે અને પાકા ફળ કોહી જાય છે, લીલા પદાર્થો કરમાઈ (ચિમળાઈ) જાય છે અને સૂકા પદાર્થનો રંગ ફટકી જાય છે, પોચા પદાર્થ કઠણ થઈ જાય છે અને કઠણ પદાર્થ પોચા થઈ જાય છે ફૂલ-ના અગ્રભાગ ખરી પડે છે, ફૂલ કરમાઈ જાય છે કે તેની સુવાસ નાશ પામીને કોઈ બીજી જ જાતની વાસ તેમાથી નીકળે છે લૂગડા પર કાળા (મેલા) ડાઘ (ધાબા) પડી જાય છે, તેની રુવાટી ખરી પડે છે ધાતુ, મોતી, લાકડુ, પથ્થર, રત્ન વગેરેને ઝેરનો યોગ થવાથી તે મલિન થાય છે—તે ઉપર મેલ વળે છે અને તેમાથી જે સ્નિગ્ધ હોય તેના સ્નેહનો, જે અડકવામા ગરમ કે ઠંડુ હોય તેના સ્પર્શનો અને જે ચળકતુ હોય તેના ચળકાટનો નાશ થાય છે માટીના વાસણને ઝેર અડકવાથી માટી પોતે નિસ્તેજ (ઝાંખી) હોવા છતા એના વાસણ ચળકે છે

ઝેર આપનારનાં લક્ષણ

विषदः श्यावशुष्कास्यो विलक्षो वीक्षते दिशः ॥
स्वेदवेपथुमांस्त्रस्तो भीतः स्खलति जृम्भते ।

ઝેર આપનારનું મોઢું કાળુ પડી ગયેલું તથા સુકાઈ ગયેલુ હોય છે જાણે શરમાતો હોય, ભોંઠો પડયો હોય કે બાઘાવરો બન્યો હોય તેમ તે ચારે પાસ જુએ છે, તેમ જ પોતાના ગુનાની બીકથી તેને પરસેવો થાય છે અને ધ્રૂજે છે એ ચમકે છે, બીએ છે, ચાલતાં લથડિયા કે ઠોકરો ખાય છે અને બગાસાં ખાય છે

ઝેર આપનારના બીજા પણ લક્ષણ કહ્યા છે: તે પ્રસંગ વિના હસવા માંડે છે, સવાલનો કાંઈ સંબંધ વિનાનો જવાબ આપે છે કે વખતે ઉત્તર જ આપતો નથી બોલવાની ઇચ્છા હોય પણ બોલતા મૂંઝાય છે, આંગળીઓના કડાકા (ટચાકા) ફોડે છે, માથું ખંજવાળે છે, હોઠ ચાટે છે, ભોંય ખોતરે છે, કામ કરવામાં ઉતાવળ કરે છે, કરવાનું હોય તેનાથી ઊલટું કામ કરે છે, પોતાની જગ્યાએ ઠરતો નથી, ઇત્યાદિ ચિહ્નથી એ વિષ આપનાર છે એમ જાણવું

દેવતામાં ઝેરવાળું અન્ન પડે તો શું થાય?

प्राप्यान्नं सविषं त्वग्निरेकावर्तः स्फुटत्यति ॥१३॥
शिखिकण्ठाभधूमार्चिरर्चिर्नोग्रगन्धवान् ।

ઝેરવાળુ અન્ન દેવતામા નાખ્યું હોય તો અગ્નિ એક ભડકે બળે છે અને તડતડ (તડતડ) એવો અવાજ થઈ બહુ ફૂટે છે તથા મોરના ગળા જેવો

ભૂરો (અથવા મેઘધનુષ્ય જેવો અનેક રંગનો) ધુમાડો તથા ભડકો નીકળે છે, કોઈકવાર અમૂળગો ભડકો નીકળતો નથી અને તેમાંથી મડદા જેવી વાસ મારે છે

એના ધુમાડાથી પણ પ્રસેક, રૂવાં ઊભા થવા, માથુ દુખવુ, પીનસ, આખ દુખવી વગેરે રોગ થાય છે

ઘી, તેલ વગેરે તથા મીઠુ અગ્નિમા નાખવાથી પણ અગ્નિમા ઉપર કહેલા વિકાર થાય છે, માટે ઝેરની પરીક્ષાની બીજી રીત કહે છે

એના ધુમાડાથી પણ પ્રસેક, રૂવા ઊભા થવા, માથુ દુખવુ પીનસ, આખ દુખવી વગેરે રોગ થાય છે

ઘી, તેલ વગેરે મીઠુ અગ્નિમા નાખવાથી પણ અગ્નિમા ઉપર કહેલા વિકાર થાય છે, માટે ઝેરની પરીક્ષાની બીજી રીત કહે છે

**પક્ષી વગેરેથી ઝેરની પરીક્ષા**

**म्रियन्ते मक्षिकाः प्राश्य काकः क्षामस्वरो भवेत् ॥ १४ ॥**
**उत्क्रोशन्ति च दृष्ट्वैतच्छुकदात्यूहसारिकाः ।**
**हंसः प्रस्खलति ग्लानिर्जीवञ्जीवस्य जायते ॥**
**चकोरस्याऽक्षिवैराग्यं क्रौञ्चस्यान्मदोदयः ।**
**कपोतपरभृद्दक्षचक्रवाका जहत्यसून् ॥१६॥**
**उद्वेगं याति मार्जारः शकृन्मुञ्चति वानरः ।**
**हृष्येन्मयूरस्तद्दृष्ट्या मन्दतेजो भवेद्विषम् ॥ १७॥**
**इत्यन्नं विषवज्ज्ञात्वा त्यजेदेव प्रयत्नत. ।**
**यथा तेन विपद्येरन्नपि न क्षुद्रजन्तव. ॥ १८ ॥**

ઝેરવાળુ અન્ન ખાવાથી માખો મરી જાય છે, કાગડાનો અવાજ નરમ પડી જાય છે, ઝેરયુક્ત અન્ન જોઈને જ પોપટ, જળકાગડો અને મેના તો ચીસો પાડવા માંડે છે, હસ ચાલતા લથડિયા ખાય છે, જીવજીવ નામે પક્ષીને ગ્લાનિ ઉપજે છે, ચકોરની આખમાથી લાલાશ ઊડી જાય છે, કૌંચ(વહીલા)ને મદ થાય છે, હોલો, કોયલ, કૂકડો અને ચકવાક—એ પક્ષીઓ તો ઝેર જોઈને જ પ્રાણ તજે છે બિલાડુ ઝેરવાળુ અન્ન જોઈને શોકાતુર થઈ જાય છે, વાદરાને ઝાડો—પેશાબ થઈ જાય છે, મોર (તે જોઈને) આનદ પામે છે ઝેરવાળા અન્ન પર મોરની નજરે પડવાથી તે અન્નના ઝેરની અસર ઓછી થઈ જાય છે એ પ્રમાણે વિષવાળા અન્નની પરીક્ષા કરીને તેને સંભાળથી એવી જગ્યાએ નાખી દેવુ કે જેથી માખો વગેરે ક્ષુદ્ર પ્રાણીઓ પણ એને લીધે મરે નહિ

**ઝેર અડકે તેની અસર અને ઉપાય**

**स्पृष्टे तु कण्डूदाहोषाज्वरार्त्तिस्फोटसुप्तयः ।**
**नखरोमच्युतिः शोफः सेकाद्या विषनाशनाः ॥**
**शस्तास्तत्र प्रलेपाश्च सेव्यचन्दनपद्मकैः ।**
**ससामवल्कतालीसपत्रकुष्ठामृतानतैः ॥ २० ॥**

ઝેર અડકે તો ખરજ(ચળ), દાહ, ઉષા, તાવ, શૂળ, ફોલા અને સુસ્તી થાય છે, તેમ જ નખ અને રૂવાડા ખરી પડે છે, સોજો આવે છે ત્યાં શેક, (અભ્યાગ, અવગાહ) વગેરેથી ઝેર નાશ પામે છે, માટે તે એવે પ્રસંગે ફાયદાકારક છે, તેમ જ કાળા વાળાનું મૂળ, સુખડ, કમળનુ લાકડુ, ધોળો ખેર, તાલીસપત્ર, ઉપલેટ, ગળો અને તગરમૂળ એ ઔષધિઓના લેપ પણ હિતકારક છે

**મોમાં ઝેર અડકે તેની અસર અને ઉપાય**

**लालाजिह्वोष्ठयोर्जाड्यमूषाचिमिचिमायनम् ।**
**दन्तहर्षो रसाज्ञत्वं हनुस्तम्भश्च वक्त्रगे ॥२१॥**
**सेव्याद्यैस्तत्र गण्डूषाः सर्वं च विषजिद्धितम् ।**

ઝેર મોઢામા અડકે તો મોમાથી લાળ ગળે છે, જીભ અને હોઠ જડ થઈ જાય છે, ઊષા (દાહ) થાય છે, મોમા ચમચમે (ચચરે) છે, દાત અંબાઈ જાય છે, જીભથી સ્વાદ પરખાતા નથી, હનુસ્તભ થાય છે એવે પ્રસગે ઉપર કહ્યા તે—કાળા વાળાનુ મૂળ સુખડ, કમળનુ લાકડુ, ધોળો ખેર, તાલીસપત્ર, ઉપલેટ, ગળો, તગરમૂળ—એ વગેરેના કોગળા કરવા અને બીજુ પણ જે ઝેર મટાડે એવુ હોય તે ત્યા ફાયદો કરે છે

**આમાશયમાં તથા પક્વાશયમા ગયેલા ઝેરનાં લક્ષણ તથા ઉપાય**

**आमाशयगते स्वेदमूर्च्छाध्मानमदभ्रमाः ॥२२॥**
**रोमहर्षो वमिर्दाहश्चक्षुर्हृदयरोधनम् ।**
**बिन्दुभिश्चाचयोऽङ्गानां पक्वाशयगते पुनः ॥२३॥**
**अनेकवर्णं वमति मूत्रयत्यतिसार्यते ।**
**तन्द्रा कृशत्व पाण्डुत्वमुदरं बलसंक्षयः ॥ २४ ॥**
**तयोर्वान्तविरिक्तस्य हरिद्रे कटभी गुडम् ।**
**सिन्दुवारितनिष्पावशाप्पिकाशतपर्विका ॥२५॥**
**तण्डुलीयकमूलानि कुक्कुटाण्डमनल्गुजम् ।**
**नावनाञ्जनपानेषु योजयेद्विषशान्तये ॥ २६ ॥**

ઝેર જે આમાશયમાં ગયુ હોય તો પરસેવો, મૂર્છા, આધ્માન, મદ, ફેર, રૂવાં ઊભાં થવા, ઊલટી, દાહ, નેત્રરોગ અને હૃદયનો રોગ થાય છે શરીર ઉપર પાણીના ટીપા જેવા અનેક ફોલ્લા પડઈ

જાય છે, ઝેર જો પક્વાશયમાં ગયું હોય તો અનેક રંગની ઊલટી થાય છે, પેશાબ થાય છે, ઝાડા થાય છે, તંદ્રા, કૃશતા (દૂબળાપણું), ફીકાશ આવે છે, ઉદરરોગ થાય છે અને બળનો નાશ થાય છે. આમાશયમાં ઝેર ગયું હોય તેને ઊલટીઓ કરાવવી તથા પક્વાશયમાં ઝેર ગયું હોય તેને ઝાડા કરાવવા. પછી હળદર, આંબાહળદર, ગરમી, ગોળ, નગોડ, વાલ, હિંગુપત્રી. તજ, તાંદળજાનાં મૂળ, મરઘીનું ઈંડું અને બાવચી એ ઓષધિઓ, ઝેરની શાંતિ માટે નસ્ય, અંજન અને પીવામાં વાપરવી. (ઊલટી કરાવવી એમ કહ્યું છે ત્યાં મીંઢળ, તુંબડી, કાયફળ, ગલકીના ફળમાં મધ તથા વાલનું પાણી નાખીને ઊલટી કરાવવી. ઊલટી કરાવ્યા પછી સ્નેહપાન કરાવીને રેચ આપવો, પણ પક્વાશયમાં ઝેર ગયું હોય ત્યારે ઊલટી કરાવ્યા વિના જ ગળીનાં ફળ અને ઘી એ બે સાથે આપીને રેચ આપવો.)

**विषभुक्ताय दद्याच्च शुद्धायोर्ध्वमधस्तथा ।**
**सूक्ष्मं ताम्ररजः काले सक्षौद्रं हृद्विशोधनम् ॥२७**
**शुद्धे हृदि ततः शाणं हेमचूर्णस्य दापयेत् ।**

જેણે ઝેર ખાધું હોય તેવા માણસને ઉપરનીચે (એટલે ફરીથી ઊલટીઓ અને જુલાબ કરાવીને) શુદ્ધ કરીને દવા આપવાને યોગ્ય વખતે હૃદયને શુદ્ધ કરનારું તાંબાનું અતિ બારીક ચૂર્ણ મધ સાથે આપવું. પછી હૃદય શુદ્ધ થયા પછી ૮ા તોલો સોનાનું ચૂર્ણ આપવું.

સોનાનું ચૂર્ણ ખાનારને ગુણ

**न सज्जते हेमपाङ्गे पद्मपत्रेऽम्बुवद्विषम् ॥२८॥**
**जायते विपुलं चायुर्गरेऽप्येष विधिः स्मृतः ।**

કમળના પત્ર પર જેમ પાણી ચોટતું નથી તેમ સોનાનું ચૂર્ણ પીનારના શરીરમાં વિષ વળગતું નથી, તેમ જ તેનું આયુષ્ય લાંબું થાય છે. જે વિધિ ઝેર માટે કહ્યો છે, તે જ વિધિ ગર એટલે કૃત્રિમ ઝેરની બાબતમાં પણ કરવો.

વિરુદ્ધ આહાર ઝેર સમાન છે

**विरुद्धमपि चाहारं विद्याद्विषगरोपमम् ॥२९॥**

વિરુદ્ધ આહારને પણ ઝેર તથા ગર જેવો જાણવો.

વિરુદ્ધ ભોજન

**आनूपमामिषं माषक्षौद्रक्षीरविरूढकैः ।**
**विरुध्यते सह विसैर्मूलकेन गुडेन वा ॥३०॥**
**विशेषात्पयसा मत्स्या मत्स्येष्वपि चिलीचिमः ।**

અનૂપ દેશના પ્રાણીના માંસને અનૂપ માંસ કહે છે. તેમનું માંસ અડદ, મધ, દૂધ, વાઢાં (ફણગાવેલાં ધાન), કમળનાં જાડાં મૂળ, મૂળા અને ગોળ એ સાતમાંના દરેકથી વિરુદ્ધ છે. (અનૂપ દેશનાં પ્રાણીમાં પણ) ખાસ કરીને મત્સ્ય વર્ગનાં પ્રાણી દૂધની સાથે વધારે વિરુદ્ધ છે અને મત્સ્યમાં પણ ચિલિચિમ જાતનો મત્સ્ય દૂધની સાથે અત્યંત વધારે વિરુદ્ધ છે. વિરુદ્ધ ભોજન એક ટંકે ખાવું નહિ.

જો એ વિરુદ્ધ આહાર કોઈ કરે તો સંગ્રહમાં કહે છે તેમ તેજ, બળ, સ્મૃતિ, બુદ્ધિ, ઇન્દ્રિયોની શક્તિ અને મનની શક્તિનો નાશ થાય છે તથા વિસ્ફોટક, ગોળો, મદ, ગદ, પ્રમેહ, ક્ષય, તાવ અને રક્તપિત્ત એવા ભારે રોગો થાય છે. અને મૃત્યુ પણ થાય છે.

દૂધ સાથે શું વિરુદ્ધ છે?

**विरुद्धमम्लं पयसा सह सर्वं फलं तथा ॥३१॥**
**तद्वत्कुलत्थवरककङ्गुवल्लमकुष्ठकाः ।**

તમામ ખાટા પદાર્થ દૂધની સાથે વિરુદ્ધ છે. (તમામ એટલે દ્રવ પદાર્થ જેવા કે કાંજી વગેરે તથા અદ્રવ જેવા કે ખાટી લૂણી વગેરે બધા ખાટા પદાર્થ દૂધ સાથે વિરુદ્ધ છે. દૂધની સાથે મેળવીને અથવા દૂધ સાથે અથવા દૂધ ખાધા પછી અથવા દૂધ પીધા પછી તરત પણ તે ન ખાવા એમ કહેવાની મતલબ છે.) તેમ જ દૂધની સાથે બધાં ફળ પણ વિરુદ્ધ છે. (ક્યાં ક્યાં ફળ દૂધ સાથે વિરુદ્ધ છે, તે ચરક મુનિએ આ પ્રમાણે ગણાવ્યાં છે: કેરી, અંબાડા, નાનાં ફણસ, કરમદાં, કેળાં, કાગદી લીંબુ, બોર, કોશામ્ર, અંકોટફળ, જાંબુ, કોઠું, આમલી, પારેવત, ભવ્યક ફણસ, નાળિયેર, દાડમ, આમળાં અને એવાં બીજાં ફળ દૂધ સાથે વિરુદ્ધ છે.)

તે જ પ્રમાણે કળથી, વરક નામે ધાન્યની જાત થાય છે તેના ચોખા, કાંગ, વાલ અને મઠ એ પણ દૂધ સાથે વિરુદ્ધ છે. (અડદ અને નિષ્પાવ નામે વાલની જાત થાય છે તે પણ દૂધ સાથે વિરુદ્ધ છે. એમ સંગ્રહમાં કહ્યું છે.)

દૂધ સાથે વિરુદ્ધ શાક

**मद्यपित्वा हरितकं मूलकादि पयस्त्यजेत् ॥३२॥**

મૂળા વગેરે હરિત વર્ગનાં શાક ખાઈને પછી દૂધ ખાવું નહિ. લસણ પણ હરિત વર્ગનું છે, છતાં ઔષધપ્રયોગ(ચિ. ૧૪/૨૫)માં કહ્યું હોય તો ત્યાં બાધ નથી; કેમ કે ત્યાં અગ્નિ વગેરેના યોગથી દ્રવ્યાન્તર (બીજું દ્રવ્ય) બની જાય છે.

બીજા વિરુદ્ધ આહાર

**वाराहं श्वाविधा नाद्याद्गोधापृषतकुक्कुटौ ।**
**आममांसानि पित्तेन माषसूपेन मूलकम् ॥३३॥**

अवि कुसुम्भशाकेन घिसै सह विरुद्धकम् ।
मांससूपगुडक्षीरदध्याज्यैर्लकुच फलम् ॥३४॥
फलं कदल्यास्तक्रेण दध्ना तालफलेन वा ।
कणोपणाभ्या मधुना काकमाची गुडेन वा ॥३५॥
सिद्धां वा मत्स्यपचने पचने नागरस्य वा ।
सिद्धामन्यत्र वा पात्रे कामात्तामुषिता निशाम् ॥

શાલુડીના માસ સાથે ડુક્કરનુ માસ ખાવુ નહિ પૃષત (ટપકાટપકાંવાળો ચિત્રમૃગ) અને કૂકડા એ જાનવરોનુ માસ દહીં સાથે ખાવુ નહિ પિત્તની સાથે કાચા માસ ખાવાં નહિ અડદની દાળ સાથે મૂળો ખાવા નહિ કસૂબીના શાક સાથે ઘેટાનુ માસ ખાવુ નહિ કમળના બિમની સાથ શણગેલુ ધાન ખાવુ નહિ અડદની દાળ, ગોળ, દૂધ, દહીં તથા ઘી એમાથી કાઈ ની સાથે પણ નાના ફણસ ખાવા નહિ, છાશ, દહીં કે તાડફળની સાથે કેળા ખાવા નહીં પીપર અને મરી (ભેગા) મધ કે ગોળ સાથે ધોળી પી ુડી ખાવી નહિ, તેમ જ મત્સ્ય રાધવાના વાસણમા કે સૂઠ ઉકાળેલા વાસણમા રાધેલી ધોળી પીલુડી પણ ખાવી નહિ અથવા બીજા ગમે તે વાસણમાં રાધી હોય તોપણ રાતવાસી થયેલી ધોળી પીલુડી કદાપિ ખાવી નહિ

પીપર વગેરે ક્યારે વિરુદ્ધ છે?

मत्स्यनिस्तलनस्नेहे साधिता पिप्पलीस्त्यजेत् ।
कांस्ये दशाहमुषित सर्पिरुष्ण त्वरुष्करे ॥३७॥

માછલા તળતા વધેલા તેલ વગેર સ્નેહમા તળેલી પીપર તજવી (એટલે ખાવી નહિ, તેમ ચાપડવા વગેર ઉપયોગમા પણ લેવી નહિ એ જ રીતે હવે પછી પણ જ્યાં 'તજવુ' એમ જ કહ્યુ હાય ત્યાં તમામ ઉપયોગ તજવા એમ સમજવુ) દશ દિવસ લગી કાસાના વાસણમાં રહેલુ ઘી તજવુ એટલે ખાવુ નહિ કે ચોળવા વગેરમા પણ ન વાપરવું ભિલામાના ઉપયોગ સાથે કોઈ પણ ગરમ પદાર્થ ખાવોપીવા નહિ (કે ગરમ ક્રિયા કરવી નહિ, ગરમીથી દૂર રહેવું) વળી પાછળ કહ્યુ છે કે ઉષ્ણ ઋતુમા ઉષ્ણ ઉપચારથી ઉષ્ણ પ્રકૃતિવાળાએ મધ પીવું નહિ, વગેરે ઉપરથી પણ આ જગાએ સમજવું કે ભિલામાની પેઠે મધ પણ ઉષ્ણ પદાર્થ આદિથી વિરુદ્ધ છે તે જ પ્રમાણે દહીં અને મધ પણ ઉષ્ણથી વિરુદ્ધ છે

ભાસ તથા કપિલો ક્યારે વિરુદ્ધ છે?

भासो विरुध्यते शूल्य कम्पिल्लस्तक्रसाधित ।

ભાસ નામે પક્ષીનું માસ લોઢાનો સળિયો ખોસી ને દેવતા પર શેકેલુ હોય તો તે વિરુદ્ધ આહાર છે છાસમા રાધેલો કપિલો વિરુદ્ધ આહાર છે

એ સિવાય સગ્રહ નામે ગ્રથમા વિશેષ કહેલુ છે, કે સૌવીર સાથે તલસાકળી, દૂધની સાથે લવણ, માખણ સાથે શાક, નવુ અને જૂનુ તથા કાચુ અને પાકુ એક ટકે ખાવુ એ વિરુદ્ધ છે, તેમ જ ગરમીથી તપેલો માણસ એકદમ ઠડા પાણીમા પડે તો ચામડી અને આખને નુકસાન પહોચે છે તથા તરસ બહુ વધે છે ગરમીથી તપેલો માણસ એકદમ પાણી પીએ તો રકતપિત્ત થાય છે, શરીરની મહેનત કર્યા પછી એકદમ ખાવાથી ઊલટી થાય છે, ઊબકા કે ગોળાનો રોગ થાય છે, વાણીથી મહેનત કર્યા પછી એટલે બહુ બોલ્યા પછી એકદમ ખાનારનો અવાજ બેસી જાય છે

દૂધપાક સાથે શુ વિરુદ્ધ છે?

एकध्य पायससुराकृशरा परिवर्जयेत् ॥३८॥

દૂધપાક, સુરા અને કૃશરા એ એક ટકે ખાવાં નહિ.

સમાન ભાગે લેવાથી શુ શુ વિરુદ્ધ બને છે?

मधुसर्पिर्वसातैलपानीयानि द्विशस्त्रिश ।
एकत्र वा समाशानि विरुध्यन्ते परस्परम् ॥३९
भिन्नाशे अपि मध्वाज्ये दिव्यवार्यनुपानत ।

મધ, ઘી, વસા, તેલ અને પાણી એમાથી ગમે તે બે કે ત્રણત્રણ કે ચારચાર કે પાચે સમાન ભાગે એકઠા કર્યાં હોય તો તે પાચ દ્રવ્યો પરસ્પર વિરુદ્ધ છે આવા કુલ ૨૬ મિશ્રણ થઈ શકે છે જો તે મિશ્રણમા એ પાચ સિવાયનુ બીજુ કોઈ દ્રવ્ય મળ્યું હોય તો તે વિરુદ્ધ નથી દા ત અગસ્ત્ય લેહમાં તેલ, ઘી અને મધની સાથે પીપર કહેલી છે, માટે તે સમાન છતા પણ વિરુદ્ધ નથી

મધ અને ઘી સરખે ભાગે ન હોય તોપણ તે ખાધા પછી દિવ્ય જળ પીવું તે વિરુદ્ધ આહાર છે

मधुपुष्करबीज च मधुमैरेयशार्करम् ॥४०॥
मन्थानुपान क्षैरेयो हारिद्र कटुतैलवान् ।

મધ અને પુષ્કરબીજ એક ટકે હોય તો વિરુદ્ધ છે મધ, મૈરય તથા સાકરનો બનાવેલો દારૂ એ ત્રણ એક ટકે હોય તો તે વિરુદ્ધ છે દૂધપાક ખાધા પછી મથ પીવા તે વિરુદ્ધ છે હારિદ્ર નામે શાક સરસિયા સાથે વિરુદ્ધ છે

તલનો કલ્ક તથા ઉપોદકા વિરુદ્ધ છે

उपोदकाऽतिसाराय तिलकल्केन साधिता ॥४१॥

તલના કલ્ક (ક્વરિયા) સાથે સિદ્ધ કરેલી પોઈની ભાજી અનિસાર કરે છે

જાય છે, ઝેર જો પક્વાશયમાં ગયું હોય તો અનેક રંગની ઊલટી થાય છે, પેશાબ થાય છે, ઝાડા થાય છે, તંદ્રા, કૃશતા (દૂબળાપણું), ફીકાશ આવે છે, ઉદરરોગ થાય છે અને બળનો નાશ થાય છે. આમાશયમાં ઝેર ગયું હોય તેને ઊલટીઓ કરાવવી તથા પક્વાશયમાં ઝેર ગયું હોય તેને ઝાડા કરાવવા. પછી હળદર, આંબાહળદર, ગરણી, ગોળ, નગોડ, વાલ, હિંગુપત્રી, તજ, તાંદળજાનાં મૂળ, મરઘીનું ઈંડું અને બાવચી એ ઔષધિઓ, ઝેરની શાંતિ માટે નસ્ય, અંજન અને પીવામાં વાપરવી. (ઊલટી કરાવવી એમ કહ્યું છે ત્યાં મીંઢળ, તુંબડી, કાયફળ, ગલકીના ફળમાં મધ તથા વાલનું પાણી નાખીને ઊલટી કરાવવી. ઊલટી કરાવ્યા પછી સ્નેહપાન કરાવીને રેચ આપવો, પણ પક્વાશયમાં ઝેર ગયું હોય ત્યારે ઊલટી કરાવ્યા વિના જ ગળીનાં ફળ અને ઘી એ બે સાથે આપીને રેચ આપવો.)

**विषभुक्ताय दद्याच्च शुद्धायोर्ध्वमधस्तथा।**
**सूक्ष्मं ताम्ररजः काले सक्षौद्रं हृद्विशोधनम् ॥२७**
**शुद्धे हृदि ततः शाणं हेमचूर्णस्य दापयेत्।**

જેણે ઝેર ખાધું હોય તેવા માણસને ઉપરનીચે (એટલે ફરીથી ઊલટીઓ અને જુલાબ કરાવીને) શુદ્ધ કરીને દવા આપવાને યોગ્ય વખતે હૃદયને શુદ્ધ કરનારું તાંબાનું અતિ બારીક ચૂર્ણ મધ સાથે આપવું. પછી હૃદય શુદ્ધ થયા પછી ૦ાા તોલો સોનાનું ચૂર્ણ આપવું.

સોનાનું ચૂર્ણ ખાનારને ગુણ

**न सज्जते हेमपाङ्गे पद्मपत्रेऽम्बुवद्विषम् ॥२८॥**
**जायते विपुलं चायुर्गरेऽप्येष विधिः स्मृतः।**

કમળના પત્ર પર જેમ પાણી ચોટતું નથી તેમ સોનાનું ચૂર્ણ પીનારના શરીરમાં વિષ વળગતું નથી, તેમ જ તેનું આયુષ્ય લાંબું થાય છે. જે વિધિ ઝેર માટે કહ્યો છે, તે જ વિધિ ગર એટલે કૃત્રિમ ઝેરની બાબતમાં પણ કરવો.

· વિરુદ્ધ આહાર ઝેર સમાન છે

**विरुद्धमपि चाहारं विद्याद्विषगरोपमम् ॥२९॥**

વિરુદ્ધ આહારને પણ ઝેર તથા ગર જેવો જાણવો.

વિરુદ્ધ ભોજન

**आनूपमामिषं माषक्षौद्रक्षीरविरूढकैः।**
**विरुध्यते सह बिसैर्मूलकेन गुडेन वा ॥३०॥**
**विशेषात्पयसा मत्स्या मत्स्येष्वपि चिलीचिमः।**

અનૂપ દેશના પ્રાણીના માંસને અનૂપ માંસ કહે છે. તેમનું માંસ અડદ, મધ, દૂધ, વડાં (ફણગાવેલાં ધાન), કમળનાં જાડાં મૂળ, મૂળા અને ગોળ એ સાતમાંના દરેકથી વિરુદ્ધ છે. (અનૂપ દેશનાં પ્રાણીમાં પણ) ખાસ કરીને મત્સ્ય વર્ગનાં પ્રાણી દૂધની સાથે વધારે વિરુદ્ધ છે અને મત્સ્યમાં પણ ચિલિચિમ જાતનો મત્સ્ય દૂધની સાથે અત્યંત વધારે વિરુદ્ધ છે. વિરુદ્ધ ભોજન એક ટંકે ખાવું નહિ.

જો એ વિરુદ્ધ આહાર કોઈ કરે તો સંગ્રહમાં કહે છે તેમ તેજ, બળ, સ્મૃતિ, બુદ્ધિ, ઇન્દ્રિયોની શક્તિ અને મનની શક્તિનો નાશ થાય છે તથા વિસ્ફોટક, ગોળો, મદ, ગડ, પ્રમેહ, ક્ષય, તાવ અને રક્તપિત્ત એવા ભારે રોગો થાય છે. અને મૃત્યુ પણ થાય છે.

દૂધ સાથે શું વિરુદ્ધ છે?

**विरुद्धमम्लं पयसा सह सर्वं फलं तथा ॥३१॥**
**तद्वत्कुलत्थवरककङ्गुवल्लमकुष्ठकाः।**

તમામ ખાટા પદાર્થ દૂધની સાથે વિરુદ્ધ છે. (તમામ એટલે દ્રવ પદાર્થ જેવા કે કાંજી વગેરે તથા અદ્રવ જેવા કે ખાટી લૂણી વગેરે બધા ખાટા પદાર્થ દૂધ સાથે વિરુદ્ધ છે. દૂધની સાથે મેળવીને અથવા દૂધ સાથે અથવા દૂધ ખાધા પછી અથવા દૂધ પીધા પછી તરત પણ તે ન ખાવા એમ કહેવાની મતલબ છે.) તેમ જ દૂધની સાથે બધાં ફળ પણ વિરુદ્ધ છે. (કયાં કયાં ફળ દૂધ સાથે વિરુદ્ધ છે, તે ચરક મુનિએ આ પ્રમાણે ગણાવ્યાં છે: કેરી, અંબાડો, નાનાં ફણસ, કરમદાં, કેળાં, કાગદી લીંબુ, બોર, કોશામ્ર, આંટફળ, જાંબુ, કોઠું, આમલી, પારેવત, અખોડ, ફણસ, નાળિયેર, દાડમ, આમળાં અને એવાં બીજાં ફળ દૂધ સાથે વિરુદ્ધ છે.)

તે જ પ્રમાણે કળથી, વરક નામે જંગલની જાત થાય છે તેના ચોખા, કાંગ, વાલ અને મઠ એ પણ દૂધ સાથે વિરુદ્ધ છે. (અટક અને નિષ્પાવ નામે વાલની જાત થાય છે તે પણ દૂધ સાથે વિરુદ્ધ છે, એમ સંગ્રહમાં કહેલું છે.)

દૂધ સાથે વિરુદ્ધ શાક

**भक्षयित्वा हरितकं मूलकादि पयस्त्यजेत् ॥३२॥**

મૂળા વગેરે હરિત વર્ગનાં શાક ખાઈને પછી દૂધ ખાવું નહિ. લસણ પણ હરિત વર્ગનું છે, છતાં ઔષધપ્રયોગ(ચિ. ૧૪/૪૫)માં કહેલું હોય તો ત્યાં બાધ નથી; કેમ કે ત્યાં અગ્નિ વગેરેના યોગથી દ્રવ્યાંતર (બીજું દ્રવ્ય) બની જાય છે.

બીજા વિરુદ્ધ આહાર

**वाराहं श्वाविधा नाद्यान्नाद्यात्पृषतकुक्कुटौ।**
**आममांसानि पित्तेन माषसूपेन मूलकम् ॥३३॥**

**अपि कुसुम्भशाकेन पित्तं सह विरुद्धकम् ।**
**मासमपगुडक्षीरदध्याज्यैर्लकुच फलम् ॥३४॥**
**फलं कदल्यास्तक्रेण दध्ना तालफलेन वा ।**
**कणोपणाभ्यां मधुना काकमाचीं गुडेन वा ॥३५॥**
**सिद्धा वा मत्स्यपचने पचने नागरस्य वा ।**
**सिद्धामन्यत्र वा पात्रे कामात्तामुषितां निशाम् ॥**

શાહુડીના માસ સાથે ડુક્કરનું માસ ખાવુ નહિ પૃષત (ટપકાટપકાવાળો ચિત્રમૃગ) અને કૂકડો એ જાનવરાનું માસ દહીં સાથે ખાવુ નહિ પિત્તની સાથે કાચા માસ ખાવા નહિ અડદની દાળ સાથે મૂળો ખાવો નહિ કસૂંબીના શાક સાથે ઘેટાનુ માસ ખાવુ નહિ કમળના બિસની સાથે શણગેલુ ધાન ખાવુ નહિ અડદની દાળ, ગોળ, દૂધ, દહીં તથા ઘી એમાથી કોઈ ની સાથે પણ નાના ફણસ ખાવા નહિ, છાશ, દહીં કે તાડફળની સાથે કેળા ખાવા નહીં પીપર અને મરી (ભેગા) મધ કે ગોળ સાથે ઘોળી પીલુડી ખાવી નહિ, તેમ જ મત્સ્ય રાધવાના વાસણમા કે સૂંઠ ઉકાળેલા વાસણમા રાધેલી ઘોળી પીલુડી પણ ખાવી નહિ અથવા બીજા ગમે તે વાસણમા રાધી હોય તોપણ રાતવાસી થયેલી ઘોળી પીલુડી કદાપિ ખાવી નહિ

પીપર વગેરે ક્યારે વિરુદ્ધ છે?

**मत्स्यनिस्तलनस्नेहे साधिता पिप्पलीस्त्यजेत् ।**
**कांस्ये दशाहमुषितं सर्पिरुष्णं त्वरुष्करे ॥३७॥**

માછલા તળતા વધેલા તેલ વગેરે સ્નેહમા તળેલી પીપર તજવી (એટલે ખાવી નહિ, તેમ ચાપડવા વગેરે ઉપયોગમા પણ લેવી નહિ એ જ રીતે હવે પછી પણ જ્યા 'તજવું' એમ જ કહ્યુ હોય ત્યાં તમામ ઉપયોગ તજવા એમ સમજવુ) દશ દિવસ લગી કાસાના વાસણમાં રહેલુ ઘી તજવું, એટલે ખાવુ નહિ કે ચોળવા વગેરેમા પણ ન વાપરવું ભિલામાના ઉપયોગ સાથે કોઈ પણ ગરમ પદાર્થ ખાવોપીવો નહિ (કે ગરમ ક્રિયા કરવી નહિ, ગરમીથી દૂર રહેવું) વળી પાછળ કહ્યુ છે કે ઉષ્ણ ઋતુમા ઉષ્ણ ઉપચારથી ઉષ્ણ પ્રકૃતિવાળાએ મધ પીવું નહિ, વગેરે ઉપરથી પણ આ જગાએ સમજવું કે ભિલામાની પેઠ મધ પણ ઉષ્ણ પદાર્થ આદિથી વિરુદ્ધ છે તે જ પ્રમાણે દહીં અને મધ પણ ઉષ્ણથી વિરુદ્ધ છે

ભાસ તથા કપિંજલ ક્યારે વિરુદ્ધ છે?

**भासो विरुध्यते शूल्यः काम्पिल्लस्तक्रसाधितः ।**

ભાસ નામે પક્ષીનું માસ લોઢાનો સળિયો ભોંકી ને દેવતા પર શેકેલું હોય તો તે વિરુદ્ધ આહાર છે છાસમા રાધેલો કપિલો વિરુદ્ધ આહાર છે

એ સિવાય સગ્રહ નામે ગ્રથમાં વિશેષ કહેલું છે, કે સૌવીર સાથે તલસાકળી, દૂધની સાથે લવણ, માખણ સાથે શાક, નવુ અને જૂનુ તથા કાચુ અને પાકુ એક ટકે ખાવું એ વિરુદ્ધ છે, તેમ જ ગરમીથી તપેલો માણસ એકદમ ઠડા પાણીમા પડે તો ચામડી અને આખને નુકસાન પહોચે છે તથા તરસ બહુ વધે છે ગરમીથી તપેલો માણસ એકદમ પાણી પીએ તો રક્તપિત્ત થાય છે, શરીરની મહેનત કર્યા પછી એકદમ ખાવાથી ઊલટી થાય છે, ઊબકા કે ગોળાનો રોગ થાય છે, વાણીથી મહેનત કર્યા પછી એટલે બહુ બોલ્યા પછી એકદમ ખાનારનો અવાજ બેસી જાય છે

દૂધપાક સાથે શુ વિરુદ્ધ છે?

**एकध्यं पायससुराकृशरां परिवर्जयेत् ॥३८॥**

દૂધપાક, સુરા અને કૃશરા એ એક ટકે ખાવાં નહિ.

સમાન ભાગે લેવાથી શું શુ વિરુદ્ધ બને છે?

**मधुसर्पिर्वसातैलपानीयानि द्विशस्त्रिशः ।**
**एकत्र वा समांशानि विरुध्यन्ते परस्परम् ॥३९॥**
**भिन्नांशे अपि मध्वाज्ये दिव्यवार्यनुपानतः ।**

મધ, ઘી, વસા, તેલ અને પાણી એમાથી ગમે તે બે કે ત્રણત્રણ કે ચારચાર કે પાચે સમાન ભાગે એકઠા કર્યાં હોય તો તે પાચ દ્રવ્યો પરસ્પર વિરુદ્ધ છે આવા કુલ ૨૬ મિશ્રણ થઈ શકે છે જો તે મિશ્રણમા એ પાચ સિવાયનું બીજુ કોઈ દ્રવ્ય મળ્યું હોય તો તે વિરુદ્ધ નથી દા ત અગસ્ત્ય લેહમાં તેલ, ઘી અને મધની સાથે પીપર કહેલી છે, માટે તે સમાન છતા પણ વિરુદ્ધ નથી

મધ અને ઘી સરખે ભાગે ન હોય તોપણ તે ખાધા પછી દિવ્ય જળ પીવું તે વિરુદ્ધ આહાર છે.

**मधुपुष्करबीजं च मधुमैरेयशार्करम् ॥४०॥**
**मन्थानुपानं क्षैरेयो हारिद्रः कटुतैलवान् ।**

મધ અને પુષ્કરબીજ એક ટકે હોય તો વિરુદ્ધ છે મધ, મૈરેય તથા સાકરનો બનાવેલો દારૂ એ ત્રણ એક ટકે હોય તો તે વિરુદ્ધ છે દૂધપાક ખાધા પછી મથ પીવો તે વિરુદ્ધ છે હારિદ્ર નામે શાક સરસિયા સાથે વિરુદ્ધ છે

તલનો કલ્ક તથા ઉપોદકા વિરુદ્ધ છે

**उपोदकाऽतिसाराय तिलकल्केन साधिता ॥४१॥**

તલના કલ્ક (ક્વરિયા) સાથે સિદ્ધ કરેલી પોઈની ભાજી અતિસાર કરે છે

બલાકા કોની સાથે વિરુદ્ધ છે?

**बलाका वारुणीयुक्ता कुल्माषैश्च विरुध्यते।**
**भृष्टा वराहवसया सैव सद्यो निहन्त्यसून् ॥४२॥**

બલાકા નામની બગલીની જાત થાય છે તેનું માંસ વારુણી નામે મદ્યની સાથે, તેમ જ મગ વગેરેના બાકળાની સાથે પણ વિરુદ્ધ છે તે જ બગલીનું માંસ જો ડુક્કરની વસામાં શેકેલું હોય તો તે તત્કાળ મારી નાખે છે

તેતર વગેરે શાની સાથે વિરુદ્ધ છે?

**तद्वत्तित्तिरिपत्राढ्यगोधालावकपिञ्जलाः।**
**ऐरण्डेनाग्निना सिद्धास्तत्तैलेन विमूर्च्छिताः ॥४३**

તે જ પ્રમાણે તેતર, મોર, સાઢો, લાવું અને ધોળું તેતર એમના માંસ એરંડિયા તેલમાં એરંડાના અગ્નિથી રાંધ્યાં હોય તો તે તત્કાળ મારી નાખે છે

હારીત શાની સાથે વિરુદ્ધ છે?

**हारीतमांसं हारिद्रशूलकप्रोतपाचितम्।**
**हरिद्रावह्निना सद्यो व्यापादयति जीवितम् ॥४४**

હારીત નામે પક્ષીનું માંસ હળદરના લાકડાના સોયામાં પરોવીને હળદરના લાકડાના દેવતાથી રાંધ્યું હોય તો તે તત્કાળ જીવ લે છે

**भस्मपांशुपरिध्वस्तं तदेव च समाक्षिकम् ॥**

રાખ કે ધૂળથી મેલું થયેલું હારીત પક્ષીનું માંસ મધ સાથે વિરુદ્ધ છે

વિરુદ્ધ આહારનું લક્ષણ તથા ઉપાય

**यत्किञ्चिद्दोषमुत्क्लेश्य न हरेत्तत्समासतः ॥४५॥**
**विरुद्धं शुद्धिरत्रेष्टा शमो वा तद्विरोधिभिः।**

જે દ્રવ્ય (અન્ન, પાન કે ઔષધ) કે મિથ્યાદોષને તેના સ્થાનમાંથી ઉપાડે (ખસેડે) પણ પછી તેને શરીરમાંથી બહાર કાઢી નાખે નહિ તેને ટૂંકામાં વિરુદ્ધ કહે છે

એવા પ્રસંગે (વિરુદ્ધ) આહારથી રોગ થાય ત્યારે વમન, વિરેચન વગેરેથી શુદ્ધિ કરવી એ ઇચ્છવા જોગ છે, [કેમ કે કોપેલા દોષ(વિરુદ્ધ ભોજનથી ઉપડેલા દોષ)ને વમન, વિરેચન વગેરેથી બહાર કાઢવાથી પાછું આરોગ્ય પ્રાપ્ત થાય છે] અથવા વિરુદ્ધ આહારથી જે દોષ ઊભરાયા હોય તેના વિરોધી ઔષધ અને અન્નપાન વગેરેથી તે દોષનું શમન કરવું જોઈએ

**द्रव्यैस्तैरेव वा पूर्वं शरीरस्याभिसंस्कृतिः ॥४६॥**

અથવા વિરોધી અન્નપાન વગેરેથી કોપેલા દોષને શમાવે એવા (એટલે તે દોષના વિરોધી) દ્રવ્યથી શરીરને પહેલેથી જ (વિરોધી આહાર લેતાં પહેલાં) સંસ્કારયુક્ત કરી રાખ્યું હોય તો પછી વિરુદ્ધ (વિરોધી) આહારથી નુકસાન થતું નથી જેમ કે પિત્ત તથા કફને હરનારાં મધ, હરડે વગેરે ઔષધ નિત્ય ખાવાથી દેહ એવો દૃઢ થઈ રહે છે કે પિત્ત અને કફ ઊભળે એવા વિરુદ્ધ આહારથી રોગ થતો નથી (દોષ ઊભળતો નથી).

વિરુદ્ધ આહાર કોને નડતો નથી?

**व्यायामस्निग्धदीप्ताग्निवयःस्थबलशालिनाम्।**
**विरोध्यपि न पीडायै सात्म्यमल्पं च भोजनम् ॥**

રોજ કસરત કરનારને, સ્નિગ્ધ અને વૃષ્ય આહાર જેને સાત્મ્ય હોય તેને, જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તેને, જુવાન માણસને અને બળવાન માણસને વિરુદ્ધ આહાર પણ નડતો નથી વળી જે માણસને વિરુદ્ધ આહાર સાત્મ્ય હોય તેને અને જે માણસ વિરુદ્ધ આહાર થોડો લેતો હોય તેને પણ વિરુદ્ધ આહાર નડતો નથી

અપથ્ય ટેવ કેવી રીતે છોડવી?

**पादेनापथ्यमभ्यस्तं पादपादेन वा त्यजेत्।**
**निषेवेत हितं तद्वदेकद्वित्र्यन्तरीकृतम् ॥ ४८ ॥**

અપથ્ય આહારવિહારની ટેવ પડી ગઈ હોય તો તે ટેવ એકદમ ન છોડી દેતાં નીચે બતાવેલી રીતે કળેકળે છોડવી. જે અપથ્ય આહારવિહારની ટેવ પડી હોય તે ચોથે ભાગે અથવા સોળમે ભાગે રોક, બે અને ત્રણ દિવસનું અંતર રાખીને, ચોથે ભાગે કે સોળમે ભાગે છોડવો અને અપથ્ય આહારવિહાર જેટલો છોડયો હોય તેટલો જ પથ્ય આહારવિહાર છોડેલા અપથ્ય આહારવિહારને બદલે લેવો

સમજૂતી: દાખલા તરીકે જવ અપથ્ય છે અને ઘઉં પથ્ય છે હવે જો આપણને ઘઉંને બદલે જવ ખાવાની ટેવ પડી ગઈ હોય તો જવ છોડીને આપણે ઘઉં ખાતા કેવી રીતે થઈ જવું કે જેથી જવની ટેવ છૂટે, ઘઉં ગ્રહે અને આ ફેરફારથી માંદા ન પડાય, તે યુક્તિ આ શ્લોકમાં બતાવી છે

ફેરફારને પહેલે દિવસે અપથ્ય(જવ)નો ચોથો ભાગ છોડી દેવો અને એ છોડેલા ભાગ જેટલું પથ્ય (ઘઉં) લેવું અને એ રીતે પથ્ય અને અપથ્ય મળીને સરવાળો, અસલ જેટલું અપથ્ય લેતા હોઈએ તેના જેટલો કરવો. ૨૦ તોલા જવ રોજ ખાવાની ટેવ પડી ગઈ હોય તો એ ટેવ છોડવા માટે પહેલે દિવસે ૧૫

તોલા જવ ખાવા અને ૫ તોલા ઘઉં ખાવા આમ સરવાળે ૨૦ તોલા થઈ રહેશે જે ટકે જેટલું વજન અપથ્ય લેતા હોઈએ તે ટકે તેટલા વજનને હિસાબે કામ કરવુ

પછી એક દિવસ પાડવો એટલે બીજે દિવસે બધું અપથ્ય જ લેવું, પથ્ય બિલકુલ લેવુ નહિ, અને ત્રીજે દિવસે પડેલા દિવસ જેવું કરવું ચોથે દિવસે અડધોઅડધ અપથ્ય છોડી દેવું અને તેને બદલે છોડેલા અપથ્ય જેટલુ જ પથ્ય લેવું દાખલા તરીકે ૧૦ તોલા જવ અને ૧૦ તોલા ઘઉં લેવા.

પછી બે દિવસ પાડવા એટલે પાચમે અને છઠ્ઠે દિવસે ત્રીજા દિવસ જેવુ કરવુ અને સાતમે દિવસે ચોથા દિવસ જેવું કરવુ આઠમે દિવસે પા (૦।) ભાગનુ અપથ્ય ને પોણા ભાગનું પથ્ય લેવુ દાખલા તરીકે ૫ તોલા જવ અને ૧૫ તોલા ઘઉં લેવા

પછી ત્રણ દિવસ પાડવા એટલે નવમે, દસમે અને અગિયારમે દિવસે સાતમા દિવસ જેટલુ કરવુ અને બારમે દિવસે આઠમા દિવસ જેવુ કરવું તેરમે દિવસે બધુ પથ્ય જ લેવુ, અપથ્ય બિલકુલ લેવુ નહિ દાખલા તરીકે ૨૦ તોલા ઘઉં લેવા, જવ બિલકુલ લેવા નહિ

પછી ચૌદમે દિવસે બારમા દિવસના જેવુ કરવુ, પંદરમે દિવસે તેરમા દિવસ જેવુ કરવુ, એ રીતે પાછો એક દિવસ પડયો પછી સોળમા દિવસથી રોજ બધું પથ્ય જ લેવુ અને અપથ્ય તદ્દન છોડી દેવું અપથ્ય પૂરેપૂરુ છૂટી ગયેલું હોવાથી પછી બબ્બે કે ત્રણત્રણ દિવસનુ અતર રાખવાની જરૂર પડતી નથી

આમ ચોથેચોથે ભાગે તદ્દન અપથ્ય પરથી તદ્દન પથ્યની ટેવ પાડતા પદર દિવસ લાગે છે પણ સોળમે સોળમે ભાગે અપથ્ય છોડીને છોડેલા જેટલુ પથ્ય લેતા લેતા અપથ્ય તદ્દન છોડીને તદ્દન પથ્યની ટેવ ઉપર ની રીતે પાડવી હોય તો ૬૩ દિવસ લાગે છે

આ ક્રમ હેમાદ્રિની આયુર્વેદ રસાયન ટીકાને આધારે લીધો છે અરુણદત્તની સર્વાંગસુંદર ટીકાના ક્રમ કરતાં ઉપરનો ક્રમ વધારે સલામતીભર્યો લાગે છે

### પથ્યાપથ્યનો એકાએક ફેરફાર કરવાથી વિકાર થાય છે

**अपथ्यमपि हि त्यक्तं शीलितं पथ्यमेव वा ।**
**सात्म्यासात्म्यविकाराय जायते सहसाऽन्यथा ॥**

પાછળ કહ્યો તે ક્રમ લક્ષમા લીધા વિના સાત્મ્ય એવું અપથ્ય એકદમ તજવાથી અને અસાત્મ્ય એવું પથ્ય એકદમ સેવવાથી પણ વિકાર થાય છે એવી રીતે સાત્મ્ય તથા અસાત્મ્યથી થતા વિકાર અપથ્ય એકદમ તજવાથી તથા પથ્ય એકદમ સેવવાથી થાય છે

### ક્રમ પાળવાથી ફાયદો

**क्रमेणापचिता दोषा क्रमेणोपचिता गुणाः ।**
**सन्तो यान्त्यपुनर्भावमप्रकम्प्या भवन्ति च ॥५०॥**

પૂર્વે કહ્યો તે ક્રમ પાળીને અપથ્યનો ત્યાગ તથા પથ્યનું સેવન કરવાથી અપથ્યની ટેવથી ઉત્પન્ન થયેલા દોષ ધીમેધીમે ઓછા થતા થતા ફરીને થતા નથી અને પથ્યની ટેવથી ઉત્પન્ન થયેલા ગુણ ક્રમસર વધતાવધતા સ્થિર થાય છે

### દોષ કોપાવવા નહિ

**अत्यन्तसन्निधानानां दोषाणां दूषणात्मनाम् ।**
**अहितैर्दूषणं भूयो न विद्वान् कर्तुमर्हति ॥ ५१ ॥**

દોષો શરીરની ઘણા જ પાસે છે વળી ધાતુ વગેરેને બગાડવાનો તેમનો સ્વભાવ છે, માટે ડાહ્યા માણસે એવા અત્યંત નજીક અને બગાડ કરે એવા દોષોને, અહિતકર પદાર્થોના સેવન વગેરેથી વધારે બગાડ કરે એવા બનાવવા જોઈએ નહિ

નોંધ અપથ્ય આહારવિહારને કોક પાળવાની આ શ્લોકમા મના કરી છે અપથ્ય આહારવિહાર એકવાર બરાબર મોઢે પડી જાય પછી તે નુકસાન કરતા નથી એ વાત ખરી છે, છતા પણ એ કોઠે પડે ત્યા સુધી એની ટેવ પાડવામા જેટલા દિવસ જાય તેટલા દિવસ સુધી તો એ જરૂર નુકસાન કરે છે, માટે અપથ્ય આહારવિહારની ટેવ પાડવી નહિ

### આહાર વગેરેના નિયમથી આયુષ્ય લાંબુ થાય છે

**आहारशयनाब्रह्मचर्यैर्युक्त्या प्रयोजितैः ।**
**शरीरं धार्यते नित्यमागारमिव धारणैः ॥**

આહાર, ઊંઘ અને મૈથુન શાસ્ત્રોક્ત યુક્તિ પ્રમાણે કર્યાં હોય તો જેમ થાંભલાઓ વડે ઘર ટકી રહે છે, તેમ શરીર પણ નિત્ય ટકી રહે છે, અર્થાત્ આહાર, ઊંઘ અને મૈથુન ત્રણે વાના માપસર અને માફકસર હોય તો શરીર ઘણો કાળ ટકી રહે છે શરીરરૂપી ઘરના એ ત્રણ ઉજાર થાભલા છે

### આહારનુ વર્ણન કયાં કયા કર્યું છે?

**आहारो वर्णितस्तत्र तत्र तत्र च वक्ष्यते ।**

એ ત્રણ(આહાર, ઊંઘ અને મૈથુન)માંથી ઋતુચર્યા, દ્રવદ્રવ્યવિજ્ઞાનીય અને અન્નસ્વરૂપવિજ્ઞાનીય

ત્રણ અધ્યાયમા આહારનું તો વર્ણન થયેલુ છે અને તે તે સ્થળમા (જ્વરચિકિત્સા વગેરે અને માત્રાશીતીય અધ્યાયમા) વળી આહારનું વર્ણન થશે

### નિદ્રાની જરૂર

**निद्रायत्तं सुखं दुःखं पुष्टिः कार्श्यं बलाबलम्॥५३**
**वृषता क्लीवता ज्ञानमज्ञानं जीवितं न च।**

સુખ (આરોગ્ય), દુ ખ (રોગ), પુષ્ટિ, કૃશતા, બળ, નિર્બળતા, વીર્યનો વધારો, વીર્યનો ઘટાડો, જ્ઞાન અજ્ઞાન, જીવન, મરણ-એનો આધાર ઊંઘ ઉપર છે

### અનિયમિત નિદ્રા નુકસાન કરે છે

**अकालेऽतिप्रसङ्गाच्च न च निद्रा निषेविता।५४**
**सुखायुषी पराकुर्यात् कालरात्रिरिवापरा।**

જાણે સહાર કરવાને નીકળેલી બીજી મહાકાળી હોય તેમ કવખતની ઊંઘ વધારે પડતી ઊંઘ અને સમૂળગી ન લીધેલી ઊંઘ (ઉજાગરા) સુખ અને આયુષ્યનો નાશ કર છે

### રાતે જાગવું તથા દિવસે ઊંઘવું કેવુ છે?

**रात्रौ जागरणं रूक्षं स्निग्धं प्रस्वपनं दिवा॥५५॥**
**अरूक्षमनभिष्यन्दि त्वासीनप्रचलायितम्।**

રાતનો પણ ઉજાગરો રૂક્ષ છે (તો દિવસે પ્રમાણમા વધારે તાપ હોવાથી દહાડે કરેલો ઉજાગરો રાતના ઉજાગરા કરનારે વધારે રૂક્ષ છે) દહાડે ઊંઘવુ એ સ્નિગ્ધ (અભિષ્યદી) છે (તો રાતે પ્રમાણમાં વધારે ઠડી હોવાથી રાતે ઊંઘવુ એ દિવસે ઊંઘવા કરતા વધારે સ્નિગ્ધ છે) પણ બેઠબેઠે ઝોકા આવે ત્યારે જ ઊંઘવું (ઊંઘમા ઢળી પડવુ) એ નથી રૂક્ષ કે નથી અભિષ્યદી (શરીર રૂક્ષ (લૂખું) બને તો વાયુના રોગ થાય અને શરીરમા અભિષ્યદ થાય તો કફ અને પિત્તના રોગ થાય)

### દિવસે સૂવું ક્યારે હિતકર છે?

**ग्रीष्मे वायुचयादानरौक्ष्यरात्र्यल्पभावतः॥५६॥**
**दिवास्वप्नो हितोऽन्यस्मिन् कफपित्तकरो हि सः॥**
**मुक्त्वा तु भाष्ययानाध्वमद्यस्त्रीभारकर्मभिः।५७**
**क्रोधशोकभयैः क्लान्तान् श्वासहिध्मातिसारिणः।**
**वृद्धबालाबलक्षीणक्षततृट्शूलपीडितान्॥५८॥**
**अजीर्णभिहतोन्मत्तान् दिवास्वप्नोचितानपि।**
**धातुसाम्यं तथा ह्येषां श्लेष्मा चाङ्गानि पुष्यति॥**

ગ્રીષ્મ ઋતુમા દિવસે ઊંઘવુ હિતકર છે, કેમ કે તે ઋતુમા વાયુનો સચય થાય છે, તે વખતે આદાનકાળ હોવાથી રૂક્ષતા (લૂખાશ) વિશેષ વધે છે, રાત્રિઓ એટલી ટૂકી હોય છે કે ઊંઘ પૂરી થતી નથી (વળી દિવસે ઊંઘવુ એ સતર્પણ ગુણવાળું છે.) ગ્રીષ્મ સિવાય બીજી ઋતુઓમા દિવસે ઊંઘવાથી કફ તથા પિત્ત થાય છે, છતાં બહુ બોલીને થાકેલો, વાહનમા કે ઘોડે બેસીને થાકેલો, પગે ચાલવાથી થાકેલો, તેમ જ દારૂ પીવાથી, મૈથુનથી, ભાર ઉપાડવાથી, ક્રોધ કરવાથી, શોક કરવાથી, બીક લાગવાથી અને કામ કરીને થાકી ગયેલા હોય તેમને તો ગ્રીષ્મ સિવાયની બીજી ઋતુઓમા પણ દિવસે ઊંઘવાથી ફાયદો થાય છે; કેમ કે દિવસની નિદ્રા સ્નિગ્ધ ગુણવાળી હોવાથી તે થાકથી થયેલી રૂક્ષતા શમાવે છે તે જ પ્રમાણે દમ, હેડકી, અતિસારનો રોગ જેમને થયો હોય તેમને પણ રોગનો વેગ ભૂલવા માટે ગ્રીષ્મ સિવાયની બીજી ઋતુઓમા પણ દિવસે ઊંઘવુ સારું છે વૃદ્ધ, બાળક અને નિર્બળનુ સતર્પણ કરવા તથા ક્ષતકાસ રોગવાળાને, તલવાર વગેરેથી ઘાયલ થયેલાને, તરસના રોગવાળાને તથા શૂલરોગની પીડાવાળાને રોગનો વેગ (હુમલો) ભુલાવવા માટે ગ્રીષ્મ સિવાયની બીજી ઋતુઓમા પણ દિવસે નિદ્રા ફાયદાકારક છે અજીર્ણવાળો, લાકડી વગેરેનો જેને માર પડયો હોય તેવો, ગાંડો તથા જેમણે બારે માસ દિવસે ઊંઘવાની ટેવ પાડી હોય એમને પણ ઉપર પ્રમાણે બધી ઋતુઓમા દિવસે નિદ્રા હિતકર છે, કેમ કે તેથી ધાતુઓ સમ થાય છે એ પ્રમાણે 'બહુ બોલીને થાકેલો, ત્યાથી માંડીને 'ગાંડો' સુધી સર્વ દિવસે નિદ્રા કરવાને યોગ્ય છે માટે એમના સિવાય બીજાને ગ્રીષ્મ વિનાની ઋતુમા દિવસે ઊંઘવાથી કફ તથા પિત્ત થાય છે

આ બાબતમા કોઈ વાંધો લે કે નિદ્રા સ્નિગ્ધ ગુણવાળી છે, માટે કફ ઉપજાવે છે, કફવૃદ્ધિ થવાથી અગ્નિ મદ થાય છે, અગ્નિ મદ થવાથી અજીર્ણ થઈ અન્ન પચતું નથી, અન્ન ન પચવાથી શરીરનું પોષણ થતું નથી અને તેથી શરીરે નુકસાન થાય છે, માટે દહાડે ઊંઘવુ કોઈને જ હિતકર નથી તો પછી અજીર્ણવાળાને તો ખાસ નુકસાન કરે એના સમાધાન માટે એટલુ સમજવુ કે દિવસે ઊંઘવાથી ઉપર કહેલા મનુષ્યોની ધાતુ સમ થાય છે ધાતુ સમ થવાથી દોષો પોતાના સ્થાનમા રહીને જઠરાગ્નિને બાધ કરતા નથી; એવી રીતે અગ્નિ પોતાની પાચનક્રિયા ચલાવે છે, તથા વૃદ્ધિ પામેલો કફ અંગોની પુષ્ટિ કરે છે, માટે જ શાસ્ત્રકર્તાએ છેવટે કહ્યુ છે, કે દિવસે ઊંઘવાથી એ પુરુષોની ધાતુઓ સમ થાય છે તથા કફ અંગોનું પોષણ કરે છે

**દિવસે તથા રાતે કોણે ન સૂવું?**

**बहुमेदःकफाः स्वप्युः स्नेहनित्याश्च नाहनि ।**
**विषार्तः कण्ठरोगी च नैव जातु निशास्वपि ।६०**

જેમના શરીરમાં ચરબી તથા કફ વધારે છે તથા જેઓ રોજ સ્નિગ્ધ ભોજન વગેરેથી સ્નિગ્ધ રહે છે, તેમણે ગ્રીષ્મકાળમાં પણ દિવસે ઊંઘવું નહિ ઝેરથી પીડાયેલા તથા ગળાના રોગવાળાએ તો રાતે પણ ઊંઘવું નહિ (શ્લોક ૫૭ થી ૫૮॥ જેને લાગુ પડતા હોય તેને જો આ શ્લોક લાગુ પડતો હોય તો એણે આ શ્લોક પાળવો)

**કવખતે ઊંઘવાથી હાનિ**

**अकालशयनान्मोहज्वरस्तैमित्यपीनसाः ।**
**शिरोरुक्शोफहृल्लासस्रोतोरोधाग्निमन्दताः ॥६१॥**

કવખતે ઊંઘવાથી તાવ, સ્તૈમિત્ય, પીનસ, માથુ દુખવું, સોજો, હલ્લાસ, સ્રોતોનો રોધ અને મંદાગ્નિ થાય છે

**અતિનિદ્રાની ચિકિત્સા**

**तत्रोपवासवमनस्वेदनावनमौषधम् ।**
**योजयेदतिनिद्रायां तीक्ष्णं प्रच्छर्दनाञ्जनम् ॥६२॥**
**नावनं लङ्घनं चिन्तां व्यवायं शोकभीक्रुधः ।**
**एभिरेव च निद्राया नाशः श्लेष्मातिसङ्क्षयात् ॥**

અકાળ નિદ્રાથી થયેલા રોગોમાં ઉપવાસ, વમન, સ્વેદન અને નસ્ય એ ઔષધ છે ઊંઘ બહુ આવતી હોય તેને તીક્ષ્ણ ઊલટીની દવા આપવી, તીક્ષ્ણ અંજન આંજવા તથા નસ્ય ઉપવાસ, ચિંતા, મૈથુન, શોક, ભય અને ક્રોધ કરાવવા, કારણ કે એ બધાથી કફનો પુષ્કળ નાશ થતો હોવાથી ઊંઘનો પણ નાશ થાય છે

**ન ઊંઘવાથી હાનિ**

**निद्रानाशादङ्गमर्दशिरोगौरवजृम्भिकाः ।**
**जाड्यग्लानिभ्रमापक्तितन्द्रा रोगाश्च वातजाः ॥**

ઊંઘનો નાશ થવાથી શરીર કસમોડા ખાય છે (ચૂથારા થાય છે), માથું ભારે થાય છે, બગાસાં આવે છે, જડતા આવે છે, ગ્લાનિ થાય છે, ફેર આવે છે, પચતું નથી, તંદ્રા થાય છે અને વાયુથી થતા રોગ થાય છે

**યોગ્ય નિદ્રા લેવી**

**यथाकालमतो निद्रां रात्रौ सेवेत सात्म्यतः ।**
**असात्म्याज्जागरादर्धं प्रातः स्वप्यादभुक्तवान् ॥**

એટલા માટે રોજ ઊંઘવાને સમયે (જેટલા વાગે ઊંઘી જવાની ટેવ હોય તેટલા વાગ્યે) રાતે પ્રકૃતિને માફક આવે તેટલી (બે પહોર કે ત્રણ પહોર) ઊંઘ લેવી, ઉજાગરાથી ટેવાયેલા ન હોઈએ છતાં રાતે જાગરણ થયું હોય તો જેટલો વખત તેવું જાગવામાં આવે, તેથી અર્ધો વખત સવારમાં ખાધા વિના ઊંઘવું (કેટલાક સ્વભાવે જ થોડી ઊંઘવાળા હોય છે, તેમણે સવારે ઊંઘવાની જરૂર નથી, પણ જેમને ઉજાગરો દાબવો છે તેમને માટે વિશેષે કરીને કહેલું છે) પહોર આશરે ત્રણ કલા

**સારી રીતે ઊંઘવાના ઉપાય**

**शीलयेन्मन्दनिद्रस्तु क्षीरमद्यरसान् दधि ।**
**अभ्यङ्गोद्वर्तनस्नानमूर्धकर्णाक्षितर्पणम् ॥६६॥**
**कान्ताबाहुलताश्लेषो निर्वृतिः कृतकृत्यता ।**
**मनोऽनुकूला विषयाः कामं निद्रासुखप्रदाः ॥६७॥**
**ब्रह्मचर्यरतेर्ग्राम्यसुखनिःस्पृहचेतसः ।**
**निद्रा सन्तोषतृप्तस्य स्वं कालं नातिवर्तते ॥६८॥**

જેને ઊંઘ વખતસર ન આવતી હોય તેણે દૂધ, દારૂ, માંસરસ અને દહીં ખાવા, શરીરે તેલ ચોળવું, ઉદ્વર્તન કરવું, નાહવું, માથે તેલ ઘાલવું, કાનમાં તથા આંખમાં તેલ વગેરે મૂકીને તર્પણ કરવું તથા પોતાની સ્ત્રીના હાથરૂપી વેલ વીંટીને (સ્ત્રીને ભેટીને) સૂઈ રહેવું (પણ મૈથુન કરવું નહિ, કેમ કે તેથી તો ઊંઘ ઊડી જાય છે), સુખ, જે કામ કરવાના હોય તે કર્યાં હોવાનો સંતોષ, મનને ગમે એવા વિષયો એ ઘસઘસાટ ઊંઘ આણે છે મૈથુનની જેને ઇચ્છા નથી એવા, સંતોષી, બ્રહ્મચર્ય પાળવામાં આનંદ માનનાર માણસને વખતસર ઊંઘ આવ્યા વિના રહેતી નથી.

**કોની સાથે, ક્યાં, ક્યારે, કેવી સ્થિતિમાં અને કોણે મૈથુન કરવું નહિ?**

**ग्राम्यधर्मे त्यजेन्नारीमनुत्तानां रजस्वलाम् ।**
**अप्रियामप्रियाचारां दुष्टसङ्कीर्णमेहनाम् ॥६९॥**
**अतिस्थूलकृशां सूतां गर्भिणीमन्ययोषितम् ।**
**वर्णिनीमन्ययोनिं च गुरुदेवनृपालयम् ॥७०॥**
**चैत्यश्मशानाऽऽयतनचत्वराम्बुचतुष्पथम् ।**
**पर्वाण्यनङ्गं दिवसं शिरोहृदयताडनम् ॥७१॥**
**अत्याशितोऽधृतिः क्षुद्वान्**
[illegible] पिपासितः ।
**बालो वृद्धोऽन्यवे**

ચત્તી ન સૂતી હોય એવી (ઊંધી કે આડી પડેલી), રજસ્વલા (અભડાયેલી), ન ગમતી, ન ગમે એવા વર્તનવાળી, દોષોથી, રોગથી કે મેલથી બગડેલી યોનિવાળી, સાંકડી યોનિવાળી, બહુ જ જાડી (થેલા જેવી), બહુ જ દૂબળી, સુવાવડી, ગર્ભવતી (દહાડાવાળી), પરાઈ, બ્રહ્મચર્ય પાળનારી તથા (બકરી, ગધેડી, ભેંસ વગેરે) માણસ સિવાયની બીજી જાતની સ્ત્રી સાથે મૈથુન કરવું નહિ. ગુરુનું ઘર, દેવમંદિર, રાજાનો મહેલ, ચૈત્ય, સ્મશાન, કેદખાનું, ચકલું, જળાશય, ચૌટું એ જગામાં મૈથુન કરવું નહિ. (સૂર્યની સંક્રાંતિ જેવા) પર્વના (પવિત્ર) દિવસોએ મૈથુન કરવું નહિ. જે અવયવ (આંગળી, મુઠ્ઠી, ગુદા વગેરે) મૈથુન માટે બનાવાયા નથી તે અવયવ વડે તથા કોઈ પણ દિવસે દહાડે મૈથુન કરવું નહિ. માથું તથા હૃદયનું તાડન પણ તજવું. વળી બહુ ખાવા પછી ઉદાસ (ઊંચે) મને, ભૂખ લાગેલી હોય ત્યારે, કોઈ અંગમાં પીડા થતી હોય ત્યારે, તરસ લાગી હોય ત્યારે, બાળકે, ઘરડા માણસે, ઝાડો—પેશાબ વગેરેની હાજત (વેગ) થઈ હોય ત્યારે અને રોગીએ મૈથુન કરવું નહિ.

નોંધ. કામસૂત્રમાં લખ્યું છે કે કપાળમાં, પીઠ પર, હૃદય પર, પડખામાં હાથથી સ્ત્રીને થપાટો મારવી. એમ કરવાથી એને કામ વ્યાપે છે. પણ એવું કરવાથી કામ વ્યાપતો હોય તોપણ એવું કરવું નહિ, કારણ કે એવી રીતે થપાટો મારવાથી કે સ્ત્રીના અંગો પર માથા મારવાથી તિમિર વગેરે રોગ થાય છે. (વાક્યપ્રદીપિકા ટીકા)

### ઋતુવાર મૈથુનનો નિયમ

**सेवेत कामतः कामं तृप्तो वाजीकृतां हिमे ।**
**त्र्यहाद्वसन्तशरदोः पक्षाद्वर्षानिदाघयोः ॥७३॥**

વાજીકરણ(ઉ. અ. ૪૦)થી તૃપ્ત થયેલા પુરુષે હેમંતઋતુમાં મરજી મુજબ મૈથુન કરવું. વસંત અને શરદઋતુમાં ચોથેચોથે દિવસે મૈથુન કરવું અને વર્ષા તથા ગ્રીષ્મઋતુમાં એક પખવાડિયાને આંતરે મૈથુન કરવું.

### અનિયમિત મૈથુનથી હાનિ

**भ्रमक्लमोरुदौर्बल्यबलधात्विन्द्रियक्षयाः ।**
**अपर्वमरणं च स्यादन्यथा गच्छतः स्त्रियम् ॥७४॥**

ઉપર (શ્લોક ૬૮½ થી ૭૩)માં કહ્યા તે નિયમોનો ભંગ કરીને મૈથુન કરનારને ફેર, થાક, સાથળોની દુર્બળતા, બળ, ધાતુ અને ઇન્દ્રિયોની શક્તિનો નાશ તથા અકાળ મૃત્યુ થાય છે.

### નિયમિત મૈથુનનું ફળ

**स्मृतिमेधायुरारोग्यपुष्टीन्द्रिययशोबलैः ।**
**अधिका मन्दजरसो भवन्ति स्त्रीषु संयताः ॥७५॥**

શ્લોક ૬૮½ થી ૭૩માં કહેલા નિયમો બરાબર પાળીને વિધિસર મૈથુન કરનાર પુરુષોની સ્મૃતિ, મેધા, આયુષ્ય, આરોગ્ય, પુષ્ટિ, ઇન્દ્રિયોની શક્તિ, યશ અને બળ વધે છે. એ ઝટ ઘરડા થતા નથી (એમની જુવાની લાંબી ટકે છે).

### મૈથુન કર્યા પછીનો વિધિ

**स्नानानुलेपनहिमानिलखण्डखाद्य-**
**शीताम्बुदुग्धरसयूषसुराप्रसन्नाः ।**
**सेवेत चानु शयनं विरतौ रतस्य**
**तस्यैवमाशु वपुषः पुनरेति धाम ॥७६॥**

મૈથુન કરી રહ્યા પછી પુરુષે નાહવું, ચંદન વગેરેનો લેપ કરવો, ઠંડો પવન ખાવો, જલેબી વગેરે ખાંડની ખાવાની વાનગીઓ ખાવી, ઠંડું પાણી, દૂધ, માંસરસ, યૂષ, સુરા અને પ્રસન્ના પીવાં અને પછી ઊંઘી જવું. આમ કરવાથી પુરુષના શરીરમાંથી ગયેલું તેજ (શક્તિ, વીર્ય) તરત પાછું આવે છે.

### કેવો વૈદ્ય રાખવાથી રાજાને શો લાભ થાય છે?

**श्रुतचरितसमृद्धे कर्मदक्षे दयालौ**
**भिषजि निरनुबन्धं देहरक्षां निवेश्य ।**
**भवति विपुलतेजःस्वास्थ्यकीर्तिप्रभावः**
**स्वकुशलफलभोगी भूमिपालश्चिरायुः ॥७७॥**

(આગળ કહ્યું તે બધું હિત અને અહિત વૈદ્ય જ જાણી શકે છે માટે) સારી રીતે શાસ્ત્ર ભણેલા, ઉત્તમ આચરણવાળા, ઉપચાર કરવામાં કુશળ અને દયાળુ વૈદ્યના હાથમાં નિઃશંકપણે પોતાના (રાજાના) દેહનું રક્ષણ કરવાનું કામ સોંપવાથી રાજા અત્યંત તેજ, આરોગ્ય, કીર્તિ અને પ્રભાવવાળો થાય છે, પોતે કરેલા પુણ્યનાં ફળ ભોગવી શકે છે અને લાંબા આયુષ્યવાળો થાય છે.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थानेऽन्नरक्षाध्यायो नाम सप्तमोऽध्यायः ।

## અધ્યાય ૮ મો : માત્રાશિતીય

અન્નપાન વગેરે ઝેર વગેરેથી બગડે નહિ એની કાળજી રાખ્યા છતા પણ એવા ન બગડેલા અન્નપાન જો માપથી ઓછા કે વધારે ખવાયપિવાય તો મરી જવાય છે, પણ જો માપસર ખવાયપિવાય તો પ્રાણ ટકી રહે છે, માટે અન્નરક્ષાના અધ્યાય પછી હવે માત્રાશિતીય અધ્યાય કહેવા માડે છે

અન્નપાનના સમ્યગ્યોગને માત્રા કહે છે જ્યારે અન્નપાન પચે તે કરતા ઓછું ખાઈએ ત્યારે અન્નપાનનો હીનયોગ, પચે તે કરતા વધારે ખાઈએ ત્યારે અતિયોગ અને જે જાતનું અન્નપાન ખાવાપીવાની શાસ્ત્રની મના હોય તે જાતનુ અન્નપાન ખાઈએપીએ, જેની સાથે ખાવાપીવાની શાસ્ત્રની મના હોય તેની સાથે ખાઈએપીએ કે જ્યા ખાવાપીવાની મના હોય ત્યા ખાઈએપીએ ત્યાર મિથ્યાયોગ થયો કહેવાય, હીનયોગ, અતિયોગ, મિથ્યાયોગ એ ત્રણે અસમ્યગ્યોગ છે જો અસમ્યગ્યોગ ન હોય તે સમ્યગ્યોગ છે

અસમ્યગ્યોગ સાત રીતે થાય છે સકીર્ણાશન, વિરુદ્ધાશન, અમાત્રાશન, અજીર્ણાશન, સમાશન, અધ્યશન અને વિષમાશન

**अथातो मात्राशितीयमध्यायं व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે (અન્નરક્ષાધ્યાય પછી) માત્રાશિતીય અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

### ભોજન વગેરેમા માપની જરૂર

**मात्राशी सर्वकालं स्यान्मात्रा ह्यग्नेः प्रवर्तिका ।**
**मात्रां द्रव्याण्यपेक्षन्ते गुरूण्यपि लघून्यपि ॥ १ ॥**

(રોગી કે નીરાગી) દરેકે સર્વદા માપ પ્રમાણે ખાવુ પીવુ જોઈએ, કેમ કે માપસર ખાવાપીવાથી જઠરાગ્નિ પોતાના (પચાવવાના) કામે લાગે છે (લોટ, દૂધ, દ્રાક્ષ, અખોડ, શરડી, અડદ, અનૂપ દેશના પ્રાણીનું માસ વગેરે જેવા ભારે દ્રવ્ય તથા દિવ્ય જળ, રાતી શાળ, સાઠીચોખા, મગ, લાવુ, ધોળુ તેતર, રોજ, મૃગ, સસલા, સાબર વગેરે હલકા દ્રવ્યો પણ પચી શકે તે માટે માપની જરૂર છે )

### માત્રાનું પ્રમાણ

**गुरूणामर्धसौहित्यं लघूनां नातितृप्तता ।**
**मात्राप्रमाणं निर्दिष्टं सुखं यावद्विजीर्यति ॥ २ ॥**

જેટલું ખાધાથી આપણે બરાબર ધરાઈએ તેનાથી અડધા માપમા જ ભારે પદાર્થ ખાવા જેટલુ ખાવાથી આપણે ધરાઈએ તેનાથી જરાયે વધારે માપમા હલકા પદાર્થ ન ખાવા, (એટલે) બીજી ટક પહેલા જેટલું સહેલાઈથી પચી જાય એટલુ જ ખાવુપીવુ એ યોગ્ય માપનું લક્ષણ (વ્યાખ્યા) છે

### ઓછુ ખાવાપીવાથી હાનિ

**भोजनं हीनमात्रं तु न बलोपचयौजसे ।**
**सर्वेषां वातरोगाणां हेतुतां च प्रपद्यते ॥ ३ ॥**

માપ કરતા (સહેલાઈથી પચી શકતુ હોય તે કરતા) ઓછુ લીધેલુ ભોજન નથી બળ આપતુ, નથી પુષ્ટિ કરતુ કે નથી ઓજની વૃદ્ધિ કરતું, પણ વાયુના તમામ રોગોના કારણરૂપ બને છે

### વધારે ખાવાપીવાથી હાનિ

**अतिमात्रं पुनः सर्वानाशु दोषान् प्रकोपयेत् ।**

પણ સહેલાઈથી પચી શકે તેના કરતા વધારે લીધેલુ ભોજન તત્કાળ ત્રણે દોષને કોપાવે છે

### અલસક અને કોગળિયાની સંપ્રાપ્તિ

**पीड्यमाना हि वाताद्या युगपत्तेन कोपिताः ॥ ४ ॥**
**आमेनान्नेन दुष्टेन तदेवाविश्य कुर्वते ।**
**विष्टम्भयन्तोऽलसकं च्यावयन्तो विसूचिकाम् ॥ ५ ॥**
**अधरोत्तरमार्गाभ्यां सहसैवाजितात्मनः ।**

માપથી વધારે ખાધેલા, તેથી ન પચેલા અને તેથી બગડી ગયલા અન્નપાનને લીધે સોતો પુરાઈ જતા હોવાથી વાયુ વગેરે ત્રણે દોષની સ્વાભાવિક ગતિ ન થઈ શકવાથી તે દોષો ભેગા થઈને સાથે કોપે છે (વીફરે છે) અને એ રીતે કોપેલા એ દોષો ન પચેલા બગડેલા અન્નપાન સાથે ભળી જઈને એ અન્નપાનને સોતોમા પૂરી રાખે છે (વિષ્ટંભ કરે છે) ત્યારે અલસક રોગ થાય છે અને જ્યારે એ કોપેલા દોષો પેલા ન પચેલા, બગડેલા અન્નપાન સાથે ભળી જઈને એ અન્નપાનને નીચેને રસ્તે (ઝાડા વાટે) અને ઉપરને રસ્તે (ઊલટી વાટે) જોરથી (ઉપરાછાપરી) બહાર કાઢે છે, ત્યારે કોગળિયુ (કૉલેરા) રોગ થાય છે આ બે રોગ અસયમી (અકરાંતિયા) માણસને થાય છે

### અલસક નામ પાડવાનું કારણ

**प्रयाति नोर्ध्वं नाधस्तादाहारो न च पच्यते ॥ ६ ॥**
**आमाशयेऽलसीभूतस्तेन सोऽलसकः स्मृतः ।**

અલસક રોગમા ઉપરને માર્ગે એટલે મુખવાટે પણ આહાર બહાર નીકળતો નથી, એમ નીચેને માર્ગે એટલે ગુદા વાટે પણ નીકળતો નથી, તેમ પચતો પણ નથી, પણ આળસુ માણસની માફક આમાશયમા એમ

ने એમ પડી રહે છે, તેથી તેને 'અલસક' રોગ કહે છે.

વિસૂચિકા કહેવાનુ કારણ

विविधैर्वेदनोद्भेदैर्वाय्वादिभृशकोपतः ॥ ७ ॥
सूचीभिरिव गात्राणि विध्यतीति विसूचिका ।

વાયુ વગેરે ત્રણે દોષના અત્યંત કોપવાને લીધે જાતજાતની પીડાઓ ઉત્પન્ન થવાથી જાણે સોયા વડે અંગ વીંધાતા હોય તેવી વેદના જે રોગોમા થાય છે તેને વિસૂચિકા (કૉલેરા) કહે છે

વિસૂચિકાનાં લક્ષણ

तत्रशूलभ्रमानाहकम्पस्तम्भादयोऽनिलात् ॥ ८ ॥
पित्ताज्ज्वरातिसारान्तर्दाहतृट्प्रलयादयः ।
कफाच्छर्द्यङ्गगुरुतावाक्सङ्गष्ठीवनादय ॥ ९ ॥

એમા (કૉલેરામાં) વાયુને લીધે (વાયુ વધારે કોપ્યો હોય તો) શૂળ, ફેર, આનાહ, કપ, સ્તંભ વગેરે ઉપદ્રવો થાય છે, પિત્તને લીધે (પિત્ત વધારે કોપ્યુ હોય તો) તાવ, અતિસાર, કોઠામા અગન બળવી, તરસ અને મૂર્છા વગેરે ઉપદ્રવો થાય છે તથા કફને લીધે (કફ વધારે કોપ્યો હોય તો) ઊલટી, શરીરનું ભારેપણુ, તોતડાપણુ, લાળ અને થૂંક નીકળવું વગેરે ઉપદ્રવો થાય છે

અલસકનાં લક્ષણ

विशेषाद्दुर्बलस्याल्पवह्नेर्वेगविधारिणः ।
पीडितं मारुतेनान्नं श्लेष्मणा रुद्धमन्तरा ॥१०॥
अलसं क्षोभितं दोषैः शल्यत्वेनैव संस्थितम् ।
शूलादीन् कुरुते तीव्रांश्छर्द्यतीसारवर्जितान् ॥११
सोऽलस

ખાસ કરીને નબળા, થોડા જઠરાગ્નિવાળા અને વેગને અટકાવનારા માણસે ખાધેલા અન્ન ઉપર વાયુ દબાણ કરે છે, પણ (તેને ઝાડા, ઊલટી વાટે બહાર ન નીકળવા દેતાં) આમાશયના મધ્યભાગમાં કફ તેને રોકી રાખે છે, તેથી તે અન્ન આળસુ થઈને પડ્યુ રહે છે પછી ત્યાં એ આહારને વાયુ વગેરે દોષો ખળભળાવ્યા કરે છે તેથી ત્યા શલ્યની માફક રહીને તે આહાર તીવ્ર શૂળ વગેરે (કૉલેરામાં કહેલી) વેદનાઓ ઉત્પન્ન કરે છે, પણ ઊલટી કે ઝાડા થતાં નથી તેને અલસ (અલસક) નામે રોગ કહે છે (નબળા, અલ્પાગ્નિવાળા તથા વેગ અટકાવનારને આ રોગ વિશેષે કરીને થવાનો સભવ છે, તેમ પ્રથમ કહ્યુ છે એનું કારણ આ પ્રમાણે છે દુર્બળ માણસના શરીરમાં ધાતુની પુષ્ટિ બરાબર હોતી નથી, માટે તે આહાર સહન કરી શકતો નથી અલ્પ અગ્નિવાળાને આહાર સારી રીતે પચતો નથી વેગ અટકાવનારનો પાછો મારેલો વાયુ ઊલટે માર્ગે જાય છે અને કફ તથા પિત્તને પણ ઊલટે માર્ગે લઈ જાય છે માટે અન્ન પચાવવાની ક્રિયામા હરકત થવાથી તેવા માણસોને અલસક રોગ વિશેષે કરીને થવાનો સભવ છે )

દડકાલસક

अत्यर्थदुष्टास्तु दोषा दुष्टामबद्धखाः ।
यान्तस्तिर्यक्तनुं सर्वां दण्डवत्स्तम्भयन्ति चेत् ॥
दण्डकालसकं नाम तं त्यजेदाशुकारिणम् ।

(અલસકમા) વાયુ વગેર દોષ અત્યત બગડીને જો બગડેલા આમથી સ્રોતોને પૂરી દે તથા પોતે શરીર માં આડા પ્રસરે અને આખા શરીરને લાકડા જેવું અક્કડ કરી નાખે તો તેને 'દડકાલસક' નામે રોગ કહે છે એ રોગ તરત મારી નાખે છે, માટે તેની ચિકિત્સા કરવી નહિ

આમદોષની ભયકરતા

विरुद्धाध्यशनाजीर्णशीलिनो विषलक्षणम् ॥१३॥
आमदोषं महाघोरं वर्जयेद्विषसंज्ञकम् ।
विषरूपाशुकारित्वाद्विरुद्धोपक्रमत्वतः ॥ १४ ॥

વિરુદ્ધ ભોજન, અધ્યશન અને અજીર્ણ હોવા છતા ખાવુપીવું, એ ત્રણ કામ કરવાની જેને આદત પડી છે એવા માણસનો આમદોષ મહાભયકર અને ઝેરના લક્ષણ જેવા લક્ષણવાળો હોય છે, તેથી એને ઝેર કહે છે તે આમ વિષની પેઠે જલદી મારી નાખે છે તથા એના ઉપચાર વિરુદ્ધ છે, માટે તે રોગમાં દવા કરવાનું વૈદ્યે છોડી દેવુ (એના ઉપચાર વિરુદ્ધ છે એટલે શું? એ આમવિષનું લક્ષણ વિષના જેવું હોવાથી એના ઉપર ઠડા ઉપાય કરવા જોઈએ, પણ આમ સ્વભાવે જ ઠડો છે, માટે ગરમ ઉપચાર કરવા જોઈએ. ઠડા ઉપચાર કરવાથી આમ વધે અને ગરમ ઉપચાર કરવાથી ઝેર વધારે પ્રસરે. આ રીતે આમરૂપી વિષ મા કોઈ ઉપાય લાગુ પડતો નથી )

અલસકની ચિકિત્સા

अथाममलसीभूतं साध्यं त्वरितमुल्लिखेत् ।
पीत्वा सोग्रापटुफलं वार्युष्णं योजयेत्ततः ॥१५॥
स्वेदनं फलवर्तिं च मलवातानुलोमनीम् ।
नाम्यमानानि चाङ्गानि भृशं स्विन्नानि वेष्टयेत् ॥

ઉપર કહ્યા પ્રમાણે સાધ્ય—અસાધ્યનો નિશ્ચય કરીને જો આમ અલસકરોગના લક્ષણવાળો હોય તથા સાધ્ય હોય તો ઊના પાણી સાથે વજ, સિંધવ તથા

મીંઢળનું ચૂર્ણ પીને ઊલટી કરી જલદીથી તેને (આમને) બહાર કાઢી નાખવો; પછી સ્વેદનવિધિથી પરસેવો કાઢવો તથા મળ અને વાયુનું અનુલોમન કરે એવી ફળવર્તિ ગુદામાં મૂકવી. (ફળવર્તિ એ હાથના અંગૂઠા જેટલી જાડી અને અંગૂઠા જેટલી લાંબી, ઔષધિનો પટ દીધેલી તથા ઘી ચોપડેલી દિવેટ હોય છે. તે ગુદામાં મૂકવાથી પેટ ચડેલું શમી જાય છે તથા ઝાડાની અને વાછૂટની પ્રવૃત્તિ થઈ પીડા મટે છે.) વળી આ આમદોષમાં વાયુ વગેરે દોષોને લીધે શરીરનાં અંગ સંકોચાઈ ગયાં હોય તો તે અંગ પર પુષ્કળ શેક કરીને પછી કપડાં વીંટવાં. (હેમાદ્રિ પ્રમાણે આ ચિકિત્સા કૉલેરામાં પણ શરૂઆતમાં કરવી જોઈએ.)

### કોગળિયાના ઉપચાર

**विसूच्यामतिवृद्धायां पार्ष्ण्योर्दाहः प्रशस्यते ।**
**तदहश्चोपवास्यैनं विरिक्तवदुपाचरेत् ॥ १७ ॥**

કોગળિયું (કૉલેરા) બહુ વધી ગયું હોય તો બન્ને પગની એડી ઉપર લોઢાની શલાકાથી ડામ દેવા એ ઉત્તમ ગણાય છે તથા તે દિવસે તેને ઉપવાસ કરાવીને વિરેચન આપેલાને જે ક્રમે જે ઉપચાર (સૂ. ૧૮/૪૫॥ કરવાના કહ્યા છે, તે ક્રમે તે ઉપચાર કરવા.

### અજીર્ણના ઉપાય

**तीव्रार्तिरपि नाजीर्णी पिबेच्छूलघ्नमौषधम् ।**
**आमसन्नोऽनलो नालं पक्तुं दोषौषधाशनम् ॥**
**निहन्यादपि चैतेषां विभ्रमः सहसाऽऽतुरम् ।**

અજીર્ણવાળાને પેટમાં તીવ્ર શૂળ થતું હોય તોપણ શૂળને મટાડનારું ઔષધ તેણે પીવું નહિ કે ખાવું નહિ; *આમ ઉપર(શ્લોક ૧૨માં) કહેલું ઊલટી કરાવે* એવું ઊનું પાણી જ પીવું. શૂળને મટાડનારું ઔષધ પીવું નહિ; એટલું જ નહિ, પણ ઊલટી કે ઝાડાને શમાવનારું ઔષધ પણ ખાવુંપીવું નહિ; કારણ કે આમ વડે મંદ થયેલો જઠરાગ્નિ દોષ, ઔષધ તથા ભોજન એ ત્રણેને પચાવી શકતો નથી. વળી દોષ, ઔષધ તથા ભોજન—એ ત્રણેને લીધે ઉપદ્રવ થવાથી રોગી એકાએક મરી પણ જાય છે; માટે અજીર્ણના રોગવાળાને શૂળ હોય કે ન હોય તોપણ કંઈ પણ ઔષધ કે ભોજન ખાવાપીવા આપવું નહિ.

**जीर्णाशने तु भैषज्यं युञ्ज्यात् स्तब्धगुरूदरे ॥१९**
**दोषशेषस्य पाकार्थमग्नेः सन्धुक्षणाय च ।**

જે ભોજન પચ્યું ન હોય તે પચી ગયા પછી જ્યારે કોઠો સ્તબ્ધ અને ભારે થાય ત્યારે બાકી રહેલા દોષને પકવવાને તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે રોગીને (પાચન તથા દીપન) ઔષધ આપવું.

**નોંધ :** ખાધેલુંપીધેલું પચી ગયું હોવાનાં લક્ષણ : ઓડકાર ચોખ્ખા આવે, ઉત્સાહ આવે, યોગ્ય પ્રમાણમાં યોગ્ય વેગો આવે, સ્ફૂર્તિ આવે, ભૂખ અને તરસ લાગે, એ બધું ખાધુંપીધું પચી ગયું હોવાનાં લક્ષણ છે. (સૂ. ૮/૧૯ ટીકા)

### બધા આમવિકારોમાં શું કરવું ?

**शान्तिरामविकाराणां भवति त्वपतर्पणात् ॥२०॥**
**त्रिविधं त्रिविधे दोषे तत्समीक्ष्य प्रयोजयेत् ।**

આમથી થતા (આળસ, જડતા, મંદાગ્નિ વગેરે) વિકારો નકોરડા ઉપવાસ કરવાથી શાંત થાય છે, માટે અજીર્ણવાળાને ઉપવાસ કરાવવા. તે ઉપવાસ (નીચેના શ્લોકોમાં કહેલા) ત્રણ પ્રકારના દોષમાં ત્રણ પ્રકારના કહેલા છે. તે દેશ, કાળ, અગ્નિ, બળ વગેરેનો વિચાર કરી વૈદ્યે કરાવવા.

### કેટલા દોષમાં શું કરવું ?

**तत्राल्पे लङ्घनं पथ्यं मध्ये लङ्घनपाचनम् ॥२१॥**
**प्रभूते शोधनं तद्धि मूलादुन्मूलयेन्मलान् ।**

જો દોષ થોડો હોય તો ઉપવાસ પથ્ય છે, (કેમ કે ઉપવાસથી અગ્નિ તથા વાયુની વૃદ્ધિ થાય છે અને તેથી થોડો દોષ હોય છે તે ઝટ સુકાઈ જઈ મટી જાય છે). દોષ મધ્યમ (થોડો નહિ કે ઘણો નહિ એવો) હોય તો ઉપવાસ તથા પાચન બંને અનુક્રમે પથ્ય છે. દોષ પુષ્કળ હોય ત્યારે તો શોધનઔષધ પથ્ય છે શોધનઔષધ આપવાનું કારણ એ છે કે તે મૂળમાંથી દોષોને કાઢી નાખે છે. (દોષ ઉપવાસથી નિરામ થયા પછી શું કરવું તે માટે આ શ્લોક છે. આમવાળાને તો શ્લોક ૧૭ડ્ડ થી ૨૦ લાગુ પડે છે.)

### બીજા રોગોની ચિકિત્સા પણ એમ જ કરવી

**एवमन्यानपि व्याधीन् स्वनिदानविपर्ययात् ॥२२॥**
**चिकित्सेदनुबन्धे तु सति हेतुविपर्ययम् ।**
***त्यक्त्वा यथायथं वैद्यो युञ्ज्याद्व्याधिविपर्ययम् ॥***

જેમ આમના વિકારોને મટાડવાને એ વિકાર જે સંતર્પણરૂપી કારણથી થાય છે, તે કારણથી વિરુદ્ધ અપતર્પણ(ઉપવાસ)રૂપી ઉપાય કરીએ છીએ, તેમ આમના વિકાર સિવાયના બીજા રોગો મટાડવાને પણ તે રોગ (સંતર્પણ, ઠંડી વગેરે) જે કારણથી થયા હોય તે કારણથી વિરુદ્ધ (ઉપવાસ, ગરમ ઉપચાર વગેરે) ઉપાય કરવા. (આને નિદાનથી અથવા હેતુથી વિપરીત

(હેતુવિપર્યય) ચિકિત્સા કહે છે) પણ નિદાનથી વિપરીત ચિકિત્સા કરવા છતાયે રોગ ન મટે તો નિદાનથી વિપરીત (નિદાનવિપર્યય) ચિકિત્સા છોડી દઈને વૈદ્યે તે તે રોગ માટે યોગ્ય હોય એવી રોગથી વિપરીત (વ્યાધિવિપર્યય) ચિકિત્સા કરવી

હેતુવિપર્યય ચિકિત્સામા રોગ જે કારણથી થયો હોય તે કારણથી વિરુદ્ધ હોય એવા ઔષધ, આહાર અને વિહારનો ઉપયોગ કરવાનો હોય છે દા ત કફજ્વરનુ કારણ કફ કે શરદી છે, માટે કફજ્વરમા (ઉપવાસથી તાવ ઊતર્યા પછી) સૂઠ વગેરે ગરમ ઔષધ આપવા થાક લાગવાથી વાતજ્વર આવે ત્યારે થાકથી કોપેલો વાયુ એ તાવના કારણરૂપ હોવાથી થાક અને વાયુથી વિરુદ્ધ એવા સ્નિગ્ધ માસરસમા રાધેલો ભાત ખવડાવવો અને દિવસે ઊંઘવાથી કફ કોપે ત્યારે દિવસે ઊંઘવુ એ કફના પ્રકોપનું કારણ હોવાથી, એ કારણથી વિરુદ્ધ રાતે ઉજાગરારૂપી વિહાર કરાવવો આ હેતુવિપર્યયચિકિત્સાના દાખલા છે

અતિસાર રોગમા ઝાડા થવાના રોગ હોય છે, માટે ઝાડાને રોકે એવુ કાળીપાટ જેવુ ઔષધ આપવુ (બીજા દાખલા માટે જુઓ ઉ અ ૮૦ શ્લોક ૪૭½ થી ૫૮) અતિસારના રોગમા ઝાડાને રોકે એવા મસૂર વગેરે આહાર આપવો, ઉદાવર્તરોગમા ઊંચે ચડેલા વાયુથી વિરુદ્ધ ક્રિયાઓ (વાયુને નીચે ઉતારવા માટે બસ્તી ક્રિયાઓ) કરાવવી આ વ્યાધિવિપર્યય ચિકિત્સાના દાખલા છે વ્યાધિવિપર્યય ચિકિત્સામા એવા ઔષધ, આહાર અને વિહારનો ઉપયોગ થાય છે કે જે રોગના કારણરૂપ દોષ વગેરેથી વિરુદ્ધ હોવાને બદલે પોતાના પ્રભાવને લીધે રોગથી જ વિરુદ્ધ હોય

આ બે ઉપરાંત હેતુવ્યાધિવિપર્યય ચિકિત્સા હોય છે એમા વપરાતા ઔષધ, આહાર અને વિહાર રોગના કારણથી અને રોગથી—એ બન્નેથી વિરુદ્ધ હોય છે અને તેથી રોગને મટાડે છે દા ત વાયુથી આવેલા સોજામા વાયુ રોગનું કારણ છે અને સોજા રોગ છે, માટે એ રોગમા વાયુથી વિરુદ્ધ અને સોજાથી પણ વિરુદ્ધ એવા દશમૂળ આપવા, શીતવાતજ્વરમા વાયુ કારણ છે અને તાવ રોગ છે, માટે એ રોગમા ઉષ્ણવીર્ય હોવાને લીધે વાયુથી વિરુદ્ધ અને પ્રભાવને લીધે તાવથી વિરુદ્ધ એવી પેયા આપવી, દિવસે ઊંઘવાથી, શરીર સ્નિગ્ધ થઈ જવાથી તન્દ્રા (સુસ્તી) આવે છે, એમા સ્નિગ્ધતા કારણ છે અને તન્દ્રા રોગ છે, માટે એ બનેથી વિરુદ્ધ એવો રાતે ઉજાગરો કરાવવો આ હેતુવ્યાધિવિપર્યય ચિકિત્સાના દાખલા છે

**તદર્થકારી ચિકિત્સા**

**तदर्थकारि वा पक्वे दोषे त्विद्धे च पावके ।**
**हितमभ्यञ्जनस्नेहपानबस्त्यादि युक्तितः ॥२४॥**

અથવા તે જ કામ કરી શકે એવુ કરવુ અને જ્યારે દોષ પાકે (નિરામ થાય) અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, ત્યારે જઠરાગ્નિ હોલવાય નહિ એવી યુક્તિથી અભ્યંગ, સ્નેહપાન, બસ્તિ, રસાયન, વાજીકરણ વગેરે કરવુ હિતકર છે

**'તે જ કામ કરી શકે એવુ કરવુ' એટલે શુ?**

શ્લોક ૨૨½,૨૩મા કહેલી હેતુવિપર્યય ચિકિત્સા અને વ્યાધિવિપર્યય ચિકિત્સા જે રોગ મટાડવાનુ કામ કરે છે, તે જ રોગ મટાડવાનું કામ હેતુવિપર્યય અને વ્યાધિવિપર્યય સિવાયની બીજી એક જાતની ચિકિત્સા પણ કરી શકે છે એ ચિકિત્સામા જે ઔષધ, આહાર, કે વિહારનો ઉપયોગ કરવામા આવે છે તે એવા હોય છે કે તે રોગનો જે સ્વભાવ હોય એવુ જ કરે અને છતા રોગ મટાડે

આ પ્રકારની ચિકિત્સાને વાગ્ભટ 'તદર્થકારી' ચિકિત્સા કહે છે દા ત દેવતાથી દાઝ્યા ઉપર અગર વગરના ગરમ લેપ કરવારૂપી ઔષધ કરવુ, દારૂ પીવાથી થયેલા મદાત્યયરોગમા, દારૂ પાવારૂપી આહાર આપવો, કસરત કરવાથી રૂંધાયેલા વાયુમા પાણીમા તરવારૂપી કસરત કરાવવાનો વિહાર કરાવવો આ 'તદર્થકારી' ચિકિત્સાના દાખલા છે

'તદર્થકારી' ચિકિત્સા પણ ત્રણ જાતની છે હેતુવિપરીતાર્થકારી, વ્યાધિવિપરીતાર્થકારી અને હેતુવ્યાધિવિપરીતાર્થકારી તેમાથી હેતુવ્યાધિવિપરીતાર્થકારીના દાખલા ઉપર આપ્યા છે પિત્તથી થયેલા વ્રણશોથમા પિત્ત કરે એવા ગરમ પોટીસ બાંધવારૂપી ઔષધ કરવુ, વ્રણશોથ પાકનો હોય ત્યારે વિદાહી ખોરાક ખવડાવવારૂપી આહાર આપવો અને વાયુથી થયેલા ગાડપણમા વાયુને કોપાવે એવો ભડકાવવાની ક્રિયા કરવારૂપી વિહાર આ હેતુવિપરીતાર્થકારી ચિકિત્સાના દાખલા છે

ઊલટીઓના રોગમા ઊલટી કરાવે એવુ મીંઢળ વગેરે પાવારૂપી ઔષધ આપવુ, અતિસાર(ઝાડા)ના રોગમા જુલાબ કરાવવા માટે જુલાબ કરાવે એવું દૂધ આપવારૂપી આહાર આપવો, ઊલટીઓના રોગમા ઊલટી કરવા માટે મોમા આંગળીઓ નાખવારૂપી વિહાર—આ વ્યાધિવિપરીતાર્થકારી ચિકિત્સાના દાખલા છે

**આમાજીર્ણનુ લક્ષણ**

**अजीर्णं च कफादामं तत्र शोफोऽक्षिगण्डयोः ।**
**सद्योभुक्त इवोद्गारः प्रसेकोत्क्लेशगौरवम् ॥२५॥**

કફથી જે અજીર્ણ થાય છે તેને 'આમાજીર્ણ' કહે છે આમાજીર્ણમા આંખોના ખામણા (ખાડા) તથા ગાલ સૂજે છે, તરત ખાધુ હોય તેવા કાચા ઓડકાર આવે છે અને શરીર ભારે થાય છે, મોમાથી થૂક અને લાળ પડે છે, મોમા મોળમોળ આવે છે અ શરીર ભારે થઈ જાય છે

**વિષ્ટબ્ધાજીર્ણનું લક્ષણ**

**विष्टब्धमनिलाच्छूलविबन्धाध्मानसादकृत् ।**

વાયુ કોપવાથી અજીર્ણ થાય છે તેને 'વિષ્ટબ્ધાજીર્ણ' કહે છે વિષ્ટબ્ધાજીર્ણમા શૂળ, વિબંધ, આધ્માન અને અશક્તિ થાય છે

**વિદગ્ધાજીર્ણનુ લક્ષણ**

**पित्ताद्विदग्धं तृण्मोहभ्रमाम्लोद्गारदाहवत् ॥२६**

પિત્તથી વિદગ્ધ નામે અજીર્ણ થાય છે તથા તેમા તરસ, મોહ ફેર, ખાટા ઓડકાર તથા પેટમા બળતરા થાય છે

**અજીર્ણની ચિકિત્સા**

**लङ्घनं कार्यमामे तु विष्टब्धे स्वेदनं भृशम् ।**
**विदग्धे वमनं यद्वा यथावस्थं हितं भवेत् ॥२७॥**

આમાજીર્ણમા ઉપવાસ કરવા, વિષ્ટબ્ધાજીર્ણમા પુષ્કળ શેક કરવો, વિદગ્ધાજીર્ણમા ઊલટી કરાવવી, અથવા એ ત્રણ પ્રકારના અજીર્ણમા જે અજીર્ણની જે અવસ્થામા જે ઉપાય હિતકારક હોય તે ઉપાય કરવા

**વિલંબિકાનું લક્ષણ**

**गरीयसो भवेल्लीनादामादेव विलम्बिका ।**
**कफवातानुबद्धाऽऽमलिङ्गा तत्समसाधना ॥२८॥**

જ્યારે આમ પુષ્કળ થઈ જાય છે, એ આમ સ્રોતોમા ભરાઈ જાય છે અને કફ અને વાયુને લીધે ઊંચે કે નીચે ચડીઊતરી શકતો નથી, ત્યારે વિલંબિકા રોગ થયો કહેવાય છે એના લક્ષણ આમાજીર્ણના લક્ષણ પૂર્વે (શ્લોક ૨૫મા) કહ્યા તેવા હોય છે એના ઉપાય પણ આમાજીર્ણના જેવા જ છે

**રસશેષાજીર્ણ**

**मधुरा हृद्यथा शुद्धेऽप्युद्गारे रसशेषतः ।**
**शयीत किञ्चिदेवात्र सर्वश्चानाशितो दिवा ॥२९**
**स्वप्यादजीर्णी सञ्जातबुभुक्षोऽद्यान्मितं लघु ।**

ખાધેલા અન્નનો થોડો ભાગ બરાબર પચ્યા વિનાનો રહી જાય છે, ત્યારે તે રસશેષ અજીર્ણ કહેવાય છે એમા ઓડકાર શુદ્ધ આવે છે, છતા ખાવાનું મન થતું નથી, હૃદયમાં શૂળ થાય છે તથા શરીર ભારે થાય છે (એ લક્ષણોથી રસશેષ અજીર્ણ ઓળખવુ) બધા અજીર્ણના રોગીઓએ ખાધા વિના દિવસે થોડીવાર સૂઈ રહેવુ, રસશેષ અજીર્ણમા જ્યારે સૂઈ ઊઠ્યા પછી ભૂખ લાગે, ત્યારે માપસર તથા હલકુ ખાવુપીવુ

**અજીર્ણના સામાન્ય લક્ષણ**

**विबन्धोऽतिप्रवृत्तिर्वा ग्लानिर्मारुतमूढता ॥३०॥**
**अजीर्णलिङ्गं सामान्यं विष्टम्भो गौरवं भ्रमः ।**

ઝાડો, પેશાબ વગેરે મળબંધ થઈ જાય કે બહુ જ થાય, હર્ષ ન થાય, વાયુ ઊલટા માર્ગે ગતિ કરે, વિષ્ટંભ થાય, શરીર ભારેભારે લાગે, ફેર આવે, એ બધી જાતના અજીર્ણના સામાન્ય લક્ષણ છે

**આમ થવાનાં બીજા કારણો**

**न चातिमात्रमेवान्नमामदोषाय केवलम् ॥ ३१ ॥**
**द्विष्टविष्टम्भिदग्धामगुरुरूक्षहिमाशुचि ।**
**विदाहि शुष्कमत्यम्बुप्लुतं चान्नं न जीर्यति ॥३२**
**उपतप्तेन भुक्तं च शोकक्रोधक्षुदादिभिः ।**

બહુ ખાધાપીધાથી જ આમ થાય છે એમ નથી, પણ જે અન્ન ભાવતુ નથી તે, જે વિષ્ટંભી હોય તે, રાંધતાંરાંધતાં બળેલુ, કાચુ, ભારે, લૂખુ, અતિશય ઠંડુ, છાંડેલું કે વાળ વગેરેથી દૂષિત થયેલુ, વિદાહી, સૂકુ તથા ઘણા પાણીમા ડૂબેલુ (બહુ પાણી પી પી કરવાથી) અન્ન પચતું નથી વળી શોક, ક્રોધ, ભૂખ, લોભ, ભય વગેરેથી સંતાપ પામેલા મનુષ્યનુ પણ અન્ન પચી શકતુ નથી (ખરી ભૂખ લાગે છતા ખાવાપીવા ન મળે, ત્યારે ભૂખનો સંતાપ થયો કહેવાય)

**સમશન, અધ્યશન અને વિષમાશન**

**मिश्रं पथ्यमपथ्यं च भुक्तं समशनं मतम् ॥३३॥**
**विद्यादध्यशनं भूयो भुक्तस्योपरि भोजनम् ।**
**अकाले बहु चाल्पं वा भुक्तं तु विषमाशनम् ॥३४**
**त्रीण्यप्येतानि मृत्युं वा घोरान् व्याधीन्**
**सृजन्ति च ।**

(ઘઉં જેવું) પથ્ય અને (જવ જેવું) અપથ્ય અન્ન ભેગું કરીને (અથવા એક ટકે) ખાવામા આવે, ત્યારે તે ભોજનને આયુર્વેદમા 'સમશન' કહે છે ખાધેલુંપીધેલુ હજી હોજરીમા જરા પણ પડ્યુ હોય છતા તે ઉપર ફરીને ખાવાપીવામા આવે તેને 'અધ્યશન' કહે છે (એક વાર કરેલો આહાર પચ્યો ન હોય છતા તે ઉપર ભોજન કરવામા આવે તેને જ અધ્યશન માનવુ) શ્લોક ૫૫મા જણાવેલા ભોજન કરવાના યોગ્ય સમય સિવાય ગમે તે વખતે ઘણુ કે થોડુ ખાવામાં આવે તેને 'વિષમાશન' કહે છે સમશન,

અધ્યશન તથા વિષમાશન—એ ત્રણે મૃત્યુ કરે છે કે (ગોળા જેવા) ભયંકર વ્યાધિઓ ઉત્પન્ન કરે છે

### જમવા વિષે

**काले सात्म्यं शुचि हितं स्निग्धोष्णं लघु तन्मनाः ॥**
**षड्रसं मधुरप्रायं नातिद्रुतविलम्बितम् ।**
**स्नातः क्षुद्वान् विविक्तस्थो धौतपादकराननः ॥**
**तर्पयित्वा पितॄन् देवानतिथीन् बालकान् गुरून् ।**
**प्रत्यवेक्ष्य तिरश्चोऽपि प्रतिपन्नपरिग्रहान् ॥३७॥**
**समीक्ष्य सम्यगात्मानमनिन्दन्नब्रुवन् द्रवम् ।**
**इष्टमिष्टैः सहाश्नीयाच्छुचिभक्तजनाहृतम् ॥३८॥**

શ્લોક પાંચમાં કહ્યા પ્રમાણેનો જમવાનો સમય થાય ત્યારે, નાહીને, બરાબર ભૂખ લાગે ત્યારે, એકાંતમાં બેસીને, હાથપગ અને મોં ધોઈને, પિતૃઓ, દેવો, મહેમાનો, બાળકો અને વડીલોને જમાડીને—તૃપ્ત કરીને, (ગાય, ઘોડો, પોપટ વગેરે) પાળેલાં પશુપક્ષીઓ(અને નોકર વગેરે આશ્રિતો)ને માટે જમવાની શી ગોઠવણ છે તેની તપાસ કરીને, પીરસેલી વાનીઓમાંથી પોતાને શું પથ્ય છે અને શું અપથ્ય છે તેનો સારી રીતે વિચાર કરીને, રસોઈની નિંદા કર્યા વિના, મૂંગે મોંએ, પ્રિયજનો સાથે બેસીને, તનમનથી સ્વચ્છ અને પ્રમાણિક માણસોએ પીરસેલું, સાત્મ્ય, સ્વચ્છ, પથ્ય, સ્નિગ્ધ, ગરમ, એકંદરે હલકું, છયે રસવાળું છતાં જેમાં ગળપણ (ગળી વાનીઓ) વધારે હોય એવું, જમતાં દ્રવ (પ્રવાહી) વાનીઓ વધારે હોય એવું જમણ બહુ ઉતાવળ કર્યા વિના કે બહુ વાર કર્યા વિના, જમતી વખતે જમવામાં જ જીવ રાખીને જમવું

### શું ન ખાવું?

**भोजनं तृणकेशादिजुष्टमुष्णीकृतं पुनः ।**
**शाकावराम्नभूयिष्ठमत्युष्णलवणं त्यजेत् ॥३९॥**

જે ભોજનમાં (અંદર) તરણાં, વાળ, (માખી) વગેરે પડ્યા હોય, જેને એકવાર રાંધ્યા પછી ઠંડું પડી ગયાથી ફરીને ઊનું કર્યું હોય, જેમાં શાક ઘણાં હોય, જેમાં અડદ વગેરે અધમ ધાન્ય બહુ હોય, જે બહુ ગરમ અને બહુ ખારું હોય તેવું ભોજન તજવું (ન કરવું)

### રોજરોજ શું ન ખાવું?

**किलाटदधिकूर्चीकाक्षारशुक्तामकमूलकम् ।**
**कृशशुष्कवराहाविगोमत्स्यमहिषामिषम् ॥ ४० ॥**
**माषनिष्पावशालूकबिसपिष्टविरूढकम् ।**
**शुष्कशाकानि यवकान् फाणितं च न शीलयेत् ॥**

કિલાટ, દહીં, કૂર્ચિકા, ખાર, શુક્ત, કાચા મૂળા, શરીરે કૃશ હોય એવા ડુક્કર, ઘેટું, બળદ, મત્સ્ય અને પાડાનું સૂકું માંસ, અડદ, વાલ, શાલૂક કંદ, કમળના બિસ, લોટ, ફણગાવેલું ધાન, શાકની સૂકવણીઓ, યવક નામની એક જાતની હલકી ડાંગર થાય છે તે અને કાકબગોળ, એટલાં વાનાં રોજરોજ ખાવાં નહિ (ન છૂટકે દવા તરીકે કોઈક દિવસ ખાવામાં હરકત નથી)

### રોજનો ખોરાક

**शीलयेच्छालिगोधूमयवषष्टिकजाङ्गलम् ।**
**सुनिषण्णकजीवन्तीबालमूलकवास्तुकम् ॥ ४२ ॥**
**पथ्यामलकमृद्वीकापटोलीमुद्गशर्कराः ।**
**घृतदिव्योदकक्षीरक्षौद्रदाडिमसैन्धवम् ॥ ४३ ॥**

શાળના ચોખા, ઘઉં, જવ, સાઠીચોખા, જાંગલ દેશનાં પ્રાણીઓનું માંસ, હરડે, આમળાં, કાળીદ્રાક્ષ, પટોળ, મગ, સાકર, ઘી, દિવ્ય જળ, દૂધ, મધ, દાડમ, સિંધવ એ પદાર્થો રોજ ખાવા

### રોજ લેવાની દવા

**त्रिफलां मधुसर्पिर्भ्यां निशि नेत्रबलाय च ।**
**स्वास्थ्यानुवृत्तिकृद्यच्च रोगोच्छेदकरं च यत् ॥४४**

(કેવળ ઉપર કહ્યા તે જ પદાર્થો રોજ ખાવા અને બીજું કંઈ રોજ ન ખાવું એવું નથી) આંખને બળ આપવા માટે રાત્રે મધ તથા ઘી સાથે ત્રિફળા(૧ હરડે, ૨ બહેડાં, ૩ આમળાં)નું ચૂર્ણ ચાટવું જે જે અન્નપાન શરીરનું આરોગ્ય સાચવી રાખે એવું ઋતુચર્યાવિધિ વગેરેમાં કહ્યું હોય તે તથા રોગ થવા ન દે એવાં કરિયાતું, કડુ રસાયન વગેરે જે દ્રવ્ય હોય તેનું પણ રોજ સેવન કરવું

### ભોજનનો ક્રમ

**बिसेक्षुमोचचोचाम्रमोदकोत्कारिकादिकम् ।**
**अद्याद्द्रव्यं गुरु स्निग्धं स्वादु मन्दं स्थिरं पुरः ॥४५**
**विपरीतमतश्चान्ते मध्येऽम्ललवणोत्कटम् ।**

કમળના બિસ, શેરડી, કેળાં, કાપન, કેરી, લાડુ લાપસી (શીરો, પૂરણપોળી) વગેરે જે વસ્તુ ભારે, સ્નિગ્ધ, ગળી, મંદ અને સ્થિર છે તે પહેલાં ખાવી, એથી ઊંધી (એટલે હલકી, લૂખી, તીખી, તીવ્ર અને સર) જે વસ્તુઓ હોય તે ભોજનના અંતે ખાવી, ખાટી અને ખારી વસ્તુઓ ભોજનની વચમાં ખાવી કેટલાક ગ્રંથકારોનો એવો મત છે કે તીખા, ખાટા, ખારા એવા પદાર્થો પ્રથમ ખાવા, કેમ કે મધુર ભોજન ભારે હોવાથી જઠરમાં વિષ્ટંભ કર્યા પછી તે પચે છે

પણ એ મન તો મદ અગ્નિવાળાને કે અમુક પ્રદેશ પૂરતો લાગુ પડે છે

કેટલું ખાવું?

अन्नेन कुक्षेर्द्वावंशौ पानेनैकं प्रपूरयेत् ॥ ४६ ॥
आश्रयं पवनादीनां चतुर्थमवशेषयेत् ।

જઠર(પેટ, હોજરી)ના ચાર ભાગ કલ્પીને તેમાંના બે ભાગ ખાવાપીવાના અન્નથી ભરવા, એક ભાગ પીવાના પાણીથી ભરવો અને એક ભાગ પવન વગેરે નિરાંતે ફરી શકે એટલા માટે ખાલી રાખવો

કયા ખોરાકનું શું અનુપાન છે?

अनुपानं हिमं वारि यवगोधूमयोर्हितम् ॥४७॥
दध्नि मद्ये विषे क्षौद्रे कोष्णं पिष्टमयेषु तु ।
शाकमुद्गादिविकृतौ मस्तु तक्राम्लकाञ्जिकम् ॥४८
सुरा कृशानां पुष्ट्यर्थं स्थूलानां तु मधूदकम् ।
शोषे मांसरसो मद्यं मांसे स्वल्पे च पावके ।४९॥
व्याध्यौषधाध्वभाष्यस्त्रीलङ्घनातपकर्मभिः ।
क्षीणे वृद्धे च बाले च पयः पथ्यं यथाऽमृतम् ॥५०

જવ તથા ઘઉંની વાનીઓ ખાધા પછી ઠંડુ પાણી પીવું હિતકારક છે, તે જ પ્રમાણે દહીં, દારૂ ઝેર, મધ એ પદાર્થો ખાધા પછી પણ ઠંડુ પાણી હિતકારક છે કોઈ પણ લોટની બનાવેલી વાનીઓ ખાવા પછી સહેજ઼ પાણી પીવું હિતકર છે શાક, મગ વગેરેની વિકૃતિઓ ખાધા પછી મસ્તુ, છાશ કે ખાટી કાંજી પીવી હિતકારક છે શરીરે કૃશ—દૂબળા હોય તેમને પુષ્ટિ માટે સુરા પીવી હિતકર છે શરીરે સ્થૂળ (થોલા જેવા) હોય તેમનું શરીર ઉતારવા માટે મધ તથા પાણી ભેગા કરીને પીવા હિતકારક છે શોષ—ક્ષયરોગમાં માંસરસ પીવા હિતકર છે (કેમ કે તે પુષ્ટિ કરનારા છે) માંસ ખાધા પછી દારૂ પીવો હિતકર છે તેમ જઠરાગ્નિ બહુ થોડો હોય તેને પણ દારૂ પીવો ઠીક છે રોગ, દવા, મુસાફરી, બહુ બોલવું, મૈથુન, ઉપવાસ, તડકા અને કામકાજથી જેનું શરીર ઘસાઈ ગયું હોય, જે વૃદ્ધ હોય તેને દૂધ અમૃતના જેવું પથ્ય છે

વિકૃતિ મૂળ વસ્તુ રાંધીને એમાં બીજા રસ ઉત્પન્ન થયા પછી એની જે વાનીઓ બનાવવામાં આવે તેને વિકૃતિ કહે છે દાળ, વડાં, ઢોકળાં વગેરે (હેમાદ્રિ)

અનુપાન કેવું હોવું જોઈએ?

विपरीतं यदन्नस्य गुणैः स्यादविरोधि च ।
अनुपानं समासेन सर्वदा तत्प्रशस्यते ॥५१॥

જે અન્ન ખાધા પછી જે વસ્તુ અનુપાન તરીકે લેવી હોય તે અનુપાનની વસ્તુના ગુણ પેલા અન્નના ગુણથી વિરુદ્ધ (ઊલટા) જોઈએ, પણ અનુપાનની વસ્તુ અને અન્ન મળીને વિરુદ્ધ આહાર (સૂ ૭/૨૯ થી ૪૫) ન બનવો જોઈએ, દાખલા તરીકે સ્નિગ્ધ ભોજન પછી લૂખું, લૂખા ભોજન પછી સ્નિગ્ધ, ઠંડા ભોજન પછી ગરમ, ગરમ ભોજન પછી ઠંડું, ગળ્યા ભોજન પછી ખાટું, ખાટા ભોજન પછી ગળ્યું, એમ ભોજનથી વિરુદ્ધ ગુણવાળું અનુપાન જોઈએ, પણ એ વિરુદ્ધ ગુણવાળું અનુપાન પણ જો મૂળ ભોજન સાથે વિરુદ્ધ આહારરૂપ બનતું હોય તો એ અનુપાન વિરુદ્ધ ગુણવાળું હોવા છતાં પણ વિરુદ્ધ આહારરૂપ હોવાથી અનુપાન તરીકે લેવું જોઈએ નહિ દૂધ ગળ્યું અને છાશ ખાટી હોવાથી એ બંને વિરુદ્ધ ગુણવાળાં છે, છતાં પણ સૂ ૭/૩૧ પ્રમાણે દૂધ સાથે ખટાશ ખાવીપીવી તે વિરુદ્ધ આહાર હોવાથી દૂધના અનુપાન તરીકે છાશ પીવી જોઈએ નહિ (દૂધ પછી છાશ પીવી જોઈએ નહિ)

અનુપાનનું કામ

अनुपानं करोत्यूर्जां तृप्तिं व्याप्तिं दृढाङ्गताम् ।
अन्नसङ्घातशैथिल्यविक्लित्तिजरणानि च ॥ ५२ ॥

અનુપાન મનમાં હર્ષ ઉત્પન્ન કરે છે, શરીર તથા ઇન્દ્રિયોની તૃપ્તિ કરે છે, અન્નઅને સ્રોતોમાં વહાવે છે, શરીરને મજબૂત કરે છે, ખોરાકના જથ્થાને નરમ કરે છે, ભીના કરે છે તથા પચાવે છે

કયા રોગમાં અનુપાન હિતકારક નથી?

नोर्ध्वजत्रुगदश्वासकासोरःक्षतपीनसे ।
गीतभाष्यप्रसङ्गे च स्वरभेदे च तद्धितम् ॥५३॥

ગળાની ઉપરના ભાગમાં જે રોગો થાય છે તેમાં, દમમાં, ઉધરસમાં, ઉરઃક્ષત રોગમાં, નળેખમમાં, બહુ ગાયન ગાઅને બોલબોલ કરવાનું હોય ત્યારે અને સ્વરભેદ નામે રોગમાં અનુપાન હિતકારક નથી (ઉપર કહ્યા તે રોગવાળાના આમાશયને અનુપાન દૂષિત કરે છે તથા છાતી અને કંઠમાં રહેલા આહારના સ્નિગ્ધ ભાગ સાથે મળી જઈને અભિષ્યંદ, મંદાગ્નિ, ઊલટી વગેરે નાશ પેદા કરે છે)

પીવાના પદાર્થ કોણે તજવા?

प्रक्लिन्नदेहमेहाक्षिगलरोगव्रणातुराः ।
पानं त्यजेयुः

જેના શરીરમાં બહુ ભેજ થઈ ગયો હોય (એટલે આમરોગ, રતવા વગેરેથી જેઓ પીડાતા હોય) તેમ જ પ્રમેહ, આંખના રોગ, ગળાના રોગ અને વ્રણરોગ

જેમને થયા હોય તેમણે દ્રવ પદાર્થ તજી દેવા. (અન્નપાનની ઉપર જે અનુપાનરૂપે પીવામાં આવે છે તે જ તજવું એમ નહિ, પણ કંઈ પણ પીવું જ નહિ. પાણી પણ થોડું પીવું) (ખરનાદ નામે ટીકાકાર કહે છે કે, પ્રમેહ, બરોળ, વ્રણ, ચામડીના રોગ, પાંડુ, જઠરના રોગ, સળેખમ, ક્ષય, અતિસાર અને મદાગ્નિ એટલા રોગવાળાએ પાણી બહુ થોડું પીવું તેમ જ ઊર્ધ્વાંગ વાયુના રોગવાળો, બહુ બોલવાથી તથા મહેનતથી થાકેલો, ઉરઃક્ષતવાળો, દમ, ઉધરસ, હેડકી, ઊલટી, આડદિયો વા એને ઊર્ધ્વરોગવાળો તથા ખાધા વિનાનો, એમણે ઠંડુ પાણી પીવું નહિ)

### ખાધાપીધા પછી શું ન કરવું?

**सर्वश्च भाष्याध्वशयनं त्यजेत् ॥५४॥**
**पीत्वा भुक्त्वाऽऽतपं वह्निं यानं प्लवनवाहनम् ।**

ગમે તે માદા બધાએ ખાધા તથા પીધા પછી તરત બહુ બોલવું નહિ, ચાલવું નહિ, સૂવું નહિ, તડકા અને દેવતાથી દૂર રહેવું, ગાડી વગેરેમાં બેસીને જવું નહિ, પાણીમાં તરવું નહિ તથા ઘોડા વગેરે પર બેસીને જવું નહિ

### ભોજન કરવાનો સમય

**प्रसृष्टे विण्मूत्रे हृदि सुविमले दोषे स्वपथगे**
**विशुद्धे चोद्गारे क्षुदुपगमने वातेऽनुसरति ।**
**तथाऽग्नावुद्रिक्ते विशदकरणे देहे च सुलघौ**
**प्रयुञ्जीताहारं विधिनियमितं कालः स हि मतः ॥५५**

જ્યારે ઝાડા તથા પેશાબ સારી રીતે (ખૂબ ખુલાસાથી) થઈ ગયો હોય, હૃદય બહુ નિર્મળ હોય (એટલે સ્વસ્થ અજીર્ણને લીધે હૃદય જરા પણ ભારે ન હોય), વાયુ વગેરે દોષ પોતપોતાના માર્ગમાં ગતિ કરતા હોય,* ઓડકાર બહુ શુદ્ધ (કોઈ પણ સ્વાદ કે ગંધ વિનાના) આવતા હોય, ભૂખ સારી રીતે લાગી હોય, વાયુ પોતાને યોગ્ય માર્ગે જતો હોય, જઠરાગ્નિ બરાબર પ્રદીપ્ત થયેલો હોય, શરીરની ઇન્દ્રિયો ચપળ તથા શરીર ખૂબ હલકું હોય, ત્યારે પૂર્વે શ્લોક ૩૫ થી ૫૩ માં કહેલા નિયમ પ્રમાણે ભોજન કરવું, કેમ કે ભોજનકાળ તે જ છે (એટલે આ શ્લોકમાં કહ્યો છે તે જ સમય ભોજન કરવાને યોગ્ય છે)

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने मात्राशितीयोऽध्यायोऽष्टमः ॥८॥

* આહાર ન પચ્યો હોય ત્યાં પચ્યા વિનાના અન્નથી વાયુ વગેરેની ગતિ રોકાય છે અને તેઓનો જે પ્રમાણે ફરવાનો સ્વભાવ છે તે પ્રમાણે તે ફરી શકતા નથી, પણ ખાધેલું સારી રીતે પચી ગયા પછી જ તે પોતપોતાના માર્ગમાં બરાબર ફરી શકે છે

## અધ્યાય ૯ મો : દ્રવ્યાદિવિજ્ઞાનીય

અત્યાર સુધી અન્નપાન વગેરેનાં દ્રવ્યનો કેટલોક ઉપયોગી ભાગ તથા તે ખાવાપીવા માટે તેનું પ્રમાણ એટલે આયુર્વેદમાં જેને 'માત્રા' કહે છે તે બતાવ્યા, પણ દ્રવ્ય અને દ્રવ્યના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવની પરીક્ષા કરીને જ અન્નપાન વાપરવું જોઈએ. તે માટે તથા અન્નપાનનાં જે દ્રવ્યો વિષે કંઈ કહ્યું નથી તે દ્રવ્યો પણ વાપરવાં યોગ્ય છે કે નહિ તેનો વિચાર તે દ્રવ્યો અને તેના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ પરથી કરી શકાય તે માટે હવે દ્રવ્યાદિવિજ્ઞાનીય અધ્યાય કહેવા માંડે છે.

**अथातो द्रव्यादिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

હવે દ્રવ્ય વગેરે (દ્રવ્ય, ગુણ, રસ, વીર્ય, વિપાક, પ્રભાવ)નું જ્ઞાન થવાને ઉપયોગી અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

### રસ વગેરેમાં દ્રવ્ય મુખ્ય છે

**द्रव्यमेव रसादीनां श्रेष्ठं ते हि तदाश्रयाः ।**

રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવમાં દ્રવ્ય જ મુખ્ય છે, કેમ કે તે (રસ વગેરે) દ્રવ્યને આધારે રહ્યા છે (દ્રવ્યવિનાના નર્યા રસ વગેરે કદી મળી આવતા નથી, માટે દ્રવ્ય જ તેમાં શ્રેષ્ઠ છે.)

### દ્રવ્યનું લક્ષણ

**पञ्चभूतात्मकं तत्तु**

(હરડે વગેરે સ્થાવર તથા બકરાં વગેરે જંગમ) દ્રવ્ય પંચમહાભૂત (આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી)નું બનેલું છે

**क्ष्मामधिष्ठाय जायते ॥१॥**

(સ્થાવર અને જંગમ દરેક દ્રવ્ય પાંચ મહાભૂતોનું બનેલું છે એ ખરું છતાં) દરેક દ્રવ્ય (પદાર્થ) બનવાની શરૂઆત પૃથ્વી તત્ત્વ (માટી)થી થાય છે દરેક દ્રવ્યમાં પાયારૂપે પૃથ્વીતત્ત્વ હોય છે

**अम्बुयोन्यग्निपवननभसां समवायतः ।**
**तन्निर्वृत्तिर्विशेषश्च**

(દરેક દ્રવ્યના પાયારૂપ—નક્કર આધારરૂપ—પૃથ્વી તત્ત્વ હોય છે એ વાત ખરી, પણ) એ દ્રવ્યની ઉત્પત્તિમાં જળતત્ત્વ યોનિનો ભાગ ભજવે છે (આમ, માટી જેમ દ્રવ્યનું અધિષ્ઠાન—નક્કર આધાર—છે તેમ પાણીથી માટી બંધાઈને ભેગી થતી હોવાથી એને ગમે તે

આકાર (ઘાટ) આપી શકાય એવી બને છે, તેથી પાણી દ્રવ્યની યોનિ (કારણ) છે પછી અગ્નિ, વાયુ, અને આકાશ પણ એમા (માટી અને પાણીમા) એકરૂપ થઈને મળી જાય, ત્યારે દ્રવ્ય પૂરેપૂરુ બને તથા તેના જુદા જુદા ઘાટ બને (પાણીથી બંધાયલા માટીના ગારાને (પિંડાને) ઘડા વગેરેનો અમુક આકાર આપ્યા પછી એને નિભાડામા—અગ્નિમા તપાવવાથી અગ્નિ ગારામા એકરૂપ થઈને ભળે છે અને એને કઠણ બનાવે છે, વાયુ એમા એકરૂપ થઈને ભળે છે અને એને (ઘડા વગેરેને) તપતી કે ઠંડા પડતી વખતે (સકોચ, વિકાસ વગેરે) ક્રિયા આપે છે, અને આકાશ એમા એકરૂપ થઈને—ભળીને એને (અણુ અણુ વચ્ચે) અવકાશ (ખાલી જગા) આપે છે (જ્યાથી ઘડામાથી પાણી ઝમે છે) આમ માટી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતને ઘડા સાથે જ સબધ છે તે જ સબંધ એમને કોઈ પણ દ્રવ્ય સાથે છે

**व्यपदेशस्तु भूयसा ॥ २ ॥**

પણ અમુક દ્રવ્ય પાર્થિવ છે, અમુક દ્રવ્ય આપ્ય (પાણીનું) છે, વગેરે જે સજ્ઞા વ્યવહારમા વપરાય છે તે સજ્ઞા તે તે દ્રવ્યમા કયુ તત્ત્વ (મહાભૂત) બીજા તત્ત્વો કરતા વધારે છે, તે ઉપરથી વપરાય છે દાખલા તરીકે જે દ્રવ્યમા આકાશ, વાયુ, અગ્નિ અને જળ કરતા પૃથ્વીતત્ત્વ વધારે હોય તેને પાર્થિવ દ્રવ્ય કહેવાનો રિવાજ છે જે દ્રવ્યમા પાણીનું તત્ત્વ બાકીના ચાર તત્ત્વો કરતાં વધારે હોય તેને આપ્ય, અગ્નિનું તત્ત્વ વધારે હોય તેને આગ્નેય, વાયુનું તત્ત્વ વધારે હોય તેને વાયવ્ય અને આકાશનુ તત્ત્વ બાકીના ચાર તત્ત્વો કરતા વધારે હોય તેને નાભસ દ્રવ્ય કહે છે

**દ્રવ્યમાં વિવિધ રસ હોવાનું કારણ**

**तस्मान्नैकरसं द्रव्यं भूतसङ्घातसम्भवात् ।**

પચમહાભૂતના સમુદાયથી દ્રવ્યની ઉત્પત્તિ છે, માટે દ્રવ્યનો રસ (સ્વાદ) પણ એક નથી (જેમ દ્રવ્ય પચમહાભૂતનું બનેલુ છે તેમ રસ પણ પચ મહાભૂતથી થયેલો છે એ જ કારણથી દરેક દ્રવ્યમાં જુદાજુદા પ્રકારના રસ માલૂમ પડે છે દ્રાક્ષ, અખોડ, દૂધ, શેરડી, મધ, માખણ વગેરે બધાય દ્રવ્ય ગળ્યાં છે, છતા તેમનું ગળપણ જુદીજુદી જાતનું માલૂમ પડે છે એ જ પ્રમાણે બિજોરુ, આમલી, લીંબુ વગેરે ખાટા છે, પણ તેમની ખટાશ જુદીજુદી જાતની માલૂમ પડે છે લવણમાં પણ તેમ જ છે તેનું કારણ એ છે, કે એ પદાર્થોમાં બીજા રસ પણ રહેલા છે, પણ જે રસ આગળ પડતો માલૂમ પડે છે તે રસવાળો તે પદાર્થ છે એમ વ્યવહારમા બોલાય છે, એટલે બીજા રસ છતા પણ ગળપણ આગળ પડતું હોય તો તે ગળ્યુ કહેવાય છે, ખટાશ આગળ પડતી હોય તો તે ખાટુ કહેવાય છે વગેરે આમ દ્રવ્ય પચમહાભૂતનુ બનેલુ હોવાથી તેનામા એક જ રસ હોય એવુ હોતું નથી )

**રોગ એક દોષનો હોઈ શકે નહિ તેનુ કારણ**

**नैकदोषास्ततो रोगास्तत्र व्यक्तो रसः स्मृतः ॥३॥**
**अव्यक्तोऽनुरसः किञ्चिदन्ते व्यक्तोऽपि चेष्यते ।**

(જે કારણસર દ્રવ્ય અમુક એક જ રસવાળુ હોતુ નથી) તે જ કારણસર રોગો પણ એક જ દોષના પ્રકોપથી થતા નથી (આકાશ અને વાયુ વાયુ કરે છે, *અગ્નિ પિત્ત કરે છે, પાણી અને પૃથ્વી કફ કરે છે* આમ પચમહાભૂતમાથી ત્રણ દોષો ઉત્પન્ન થાય છે અને પાચે મહાભૂતના બનેલા દ્રવ્યોના આહારથી તથા પાચે મહાભૂતના સબધમા આવાય એવા વિહારથી રોગો થાય છે માટે રોગો ત્રણે દોષના પ્રકોપથી થાય છે, એક દોષના પ્રકોપથી નહિ )

**રસ અને અનુરસ**

દ્રવ્યના અનેક રસોમાથી જે રસ (સ્વાદ) દ્રવ્ય મોમા મૂકતા વેત જ તરત સ્પષ્ટ જણાઈ આવે તેને તે દ્રવ્યનો રસ કહે છે, જે રસ પહેલેથી કે છેવટે સુધી બિલકુલ જણાતો નથી, જે રસ જરાપણ જણાય છે અને જે રસ દ્રવ્ય મોમાં મૂકયા પછી તરત નહિ પણ છેવટે સ્પષ્ટ જણાઈ આવે છે એ ત્રણે રસને અનુરસ કહે છે

**રસના ગુણો**

**गुर्वादयो गुणा द्रव्ये पृथिव्यादौ रसाश्रये ॥४॥**
**रसेषु व्यपदिश्यन्ते साहचर्योपचारतः ।**

(શ્લોક ૧ પ્રમાણે) પૃથ્વીતત્ત્વથી જેની બનવાની શરૂઆત થઈ છે એવા દ્રવ્યમા (ભારેપણુ વગેરે) ગુણો અને (ગળપણ વગેરે) રસ સાથેસાથે રહેલા છે તેથી દ્રવ્યમા જે ગુણ હોય છે તે એ દ્રવ્યમા રહેલા રસોમા પણ છે એવુ બોલવાનો રિવાજ પડી ગયો છે

ખરું જોતા ગુણ દ્રવ્યમા હોય, રસમા નહિ, છતાં દ્રવ્યમા ગુણ અને રસ એકીસાથે રહેતા હોવાથી દ્રવ્યના ગુણ રસના ગુણ પણ છે એવું માનવાનો રિવાજ પડી ગયા છે દાખલા તરીકે ગોળમા ભારેપણાનો ગુણ અને ગળપણનો રસ એ બે એક સાથે રહે છે, તેથી ખરું જોતાં ગોળ જ ભારે હોવા છતાં, એમા રહેલું ગળપણ પણ ભારે છે એવુ કહેવાનો રિવાજ પડી ગયો છે

પાર્થિવ દ્રવ્યનાં ગુણ, ધર્મ, કાર્ય

**तत्र द्रव्यं गुरुस्थूलस्थिरगन्धगुणोल्बणम् ॥५॥**
**पार्थिवं गौरवस्थैर्यसङ्घातोपचयावहम् ।**

પંચમહાભૂતથી બનેલા દ્રવ્યોમાથી પાર્થિવ દ્રવ્યમા ભારે, સ્થૂળ, સ્થિર અને ગધ—એ ધર્મ આગળ પડતા છે. (પાંચે મહાભૂત તેમા મળેલા છે, તેથી પૃથ્વી ઉપરાત બીજાં ચારેના ધર્મ પણ પાર્થિવ દ્રવ્યમા દેખાય છે, પણ ઉપર કહ્યા તે ધર્મ તેમા આગળ પડતા છે ) એ ગુણોને લીધે પાર્થિવ દ્રવ્ય ભારેપણુ, સ્થિરતા, કઠણપણુ અને સ્થૂળતા આણે છે

આપ્ય દ્રવ્યનાં ગુણ, ધર્મ, કાર્ય

**द्रवशीतगुरुस्निग्धमन्दसान्द्ररसोल्बणम् ॥६॥**
**आप्यं स्नेहनविष्यन्दक्लेदप्रह्लादबन्धकृत् ।**

(મુખ્યત્વે જળથી બનેલા દ્રવ્યને 'આપ્ય' કહે છે ) આપ્ય દ્રવ્યમા ઠડુ, ભારે, સ્નિગ્ધ મદ, ઘટ્ટ અને રસ—એ ધર્મ આગળ પડતા છે (બીજા મહાભૂત તેમા મળેલા છે તેથી તેમના ધર્મ પણ તેમા દેખાય છે પરતુ ઉપર કહ્યા તે ધર્મ તેમા વિશેષ છે ) વળી તે સ્નેહન કરે એવુ, નીતરે એવુ, ભીનુ કર નારુ, તૃપ્તિ કરે એવુ, અને બાધીને પિંડો બનાવે એવું છે

આગ્નેય દ્રવ્યનાં ગુણ, ધર્મ, કાર્ય

**रूक्षतीक्ष्णोष्णविशदसूक्ष्मरूपगुणोल्बणम् ॥ ७ ॥**
**आग्नेयं दाहभावर्णप्रकाशपचनात्मकम् ।**

(મુખ્યત્વે અગ્નિ મહાભૂતથી બનેલા દ્રવ્યને 'આગ્નેય' કહે છે ) આગ્નેય દ્રવ્ય લૂખુ, તીક્ષ્ણ, ગરમ, વિશદ, સૂક્ષ્મ અને રૂપ—એ ગુણધર્મવાળુ છે (બીજા મહાભૂતના પણ અશ એમા છે, તેથી તેમના ગુણધર્મ પણ એમાં જણાય છે, પણ અગ્નિના ગુણધર્મ તેમા વિશેષ જોવામા આવે છે ) આગ્નેય દ્રવ્ય દઝાડે છે, એ કાતિ, રગ અને પ્રકાશ આપે એવુ તથા પચાવે એવુ છે

વાયવ્ય દ્રવ્યનાં ગુણ, ધર્મ, કાર્ય

**वायव्यं रूक्षविशदलघुस्पर्शगुणोल्बणम् ॥ ८ ॥**
**रौक्ष्यलाघववैशद्यविचारग्लानिकारकम् ।**

(મુખ્યત્વે વાયુ મહાભૂતથી ઉપજેલા દ્રવ્યને 'વાયવ્ય' કહે છે ) વાયવ્ય દ્રવ્ય લૂખું, વિશદ, હલકુ અને સ્પર્શ—એ ગુણધર્મવાળુ છે (એટલા ગુણધર્મ એમા વિશેષ જણાય છે ) વળી એ દ્રવ્ય લુખાશ, હલકાપણુ, વિશદપણું, ક્રિયા (હલનચલન) અને ગ્લાનિ કરે છે

નાભસ દ્રવ્યનાં ગુણ, ધર્મ, કાર્ય

**नाभसं सूक्ष्मविशदलघुशब्दगुणोल्बणम् ॥९॥**
**सौषिर्यलाघवकरम्**

(મુખ્યત્વે આકાશ મહાભૂતથી બનેલા દ્રવ્યને 'નાભસ' દ્રવ્ય કહે છે) નાભસ દ્રવ્ય સૂક્ષ્મ, વિશદ, હલકુ અને શબ્દ—એ ગુણધર્મોવાળુ છે (એ ગુણધર્મો તેમા વિશેષ જણાય છે) નાભસ દ્રવ્ય કાણા કાણા પાડી નાખે છે અને હલકાપણુ આણે છે

બધાં દ્રવ્ય ઔષધ છે

**जगत्येवमनौषधम् ।**
**न किञ्चिद्विद्यते द्रव्यं वशान्नानार्थयोगयोः ॥१०॥**

આમ (દરેક દ્રવ્ય પાચે મહાભૂતનુ બનેલું હોવાથી અને તેથી જુદા જુદા ગુણધર્મોવાળુ હોવાથી ) જગતમા કોઈ દ્રવ્ય એવુ નથી કે જે કોઈ ને કોઈ ખપ પૂરતુ અને કોઈને કોઈ યોગથી ઔષધ તરીકે ઉપયોગમા ન આવે (એક દ્રવ્યને બીજા દ્રવ્ય સાથે આપવાથી જે ધારી અસર કરવાની શકિત આવે છે તેને યોગ કહે છે )

આ શ્લોકમા એવુ કહેવા માગે છે કે જે દ્રવ્ય અમુક અસર કરવા માટે અપાતુ નથી, તે જ દ્રવ્ય બીજી અસર કરવા માટ આપી શકાય છે દાખલા તરીકે ગધેડા, ઘેટા વગેરેના લીંડાના રસ તદ્દન નકામો હોવા છતા જો એ રસ ટીપે ટીપે આપવામા આવે તો દમ, ઉધરસ વગેરે રોગમા દવા તરીક ઉપયોગી થઈ પડે છે. તે જ પ્રમાણે જે દ્રવ્ય એક યોગથી ઉપયોગમા આવતુ નથી તે જ દ્રવ્ય બીજા યોગથી ઉપયોગી થઈ પડે છે દાખલા તરીકે અડદ અત્યત અપથ્ય હોવા છતા એના વડા બનાવીને માખણ સાથે આપવાથી અર્દિત વગેરે રોગમા દવા તરીક કામ આવે છે

દ્રવ્યમાં કયુ મહાભૂત વધારે હોય તો શી અસર થાય છે?

**द्रव्यमूर्ध्वगमं तत्र प्रायोऽग्निपवनोत्कटम् ।**
**अधोगामि च भूयिष्ठं भूमितोयगुणाधिकम् ॥११**

તેમા જે દ્રવ્યમાં અગ્નિ અને વાયુ વધારે (આગળ પડતા) હોય છે તે દ્રવ્ય (શરીરમા) સામાન્ય રીતે ઊંચું ચડે છે અને જે દ્રવ્યમા પૃથ્વી અને પાણીના ગુણ આગળ પડતા હોય છે તે દ્રવ્ય (શરીરમા) સામાન્ય રીતે નીચુ ઊતરે છે

**इति द्रव्यम्**

દ્રવ્યની વાત પૂરી થઈ

**रसान् भेदैरुत्तरत्रोपदेक्ष्यते ।**

રસના ૨ નેક (ત્રેસઠ) ભેદ હોવાથી રસ વિષે હવે પછી (અધ્યાય ૧૦ મા) કહેવામા આવશે

વીર્ય વિષે ખારણાદનો મત

**वीर्यं पुनर्वदन्त्येके गुरु स्निग्धं हिमं मृदु ॥१२॥**
**लघु रूक्षोष्णतीक्ष्णं च तदेव मतमष्टधा ।**

હવે કેટલાક (ખારણા વગેરે)ના મત એવા છે કે, દ્રવ્યમા રહેલા ગુરુ (ભારે), સ્નિગ્ધ, ઠંડો, મૃદુ, હલકો, લૂખો, ગરમ અને તીક્ષ્ણ, એ ગુણો પોતે જ વીર્ય છે અને એ ઉપર ગણાવ્યા તે મુખ્ય ગુણ આઠ છે, માટે દ્રવ્યમા આઠ પ્રકારનુ વીર્ય છે

વીર્ય વિષે ચરકમુનિનો મત

**चरकस्त्वाह वीर्यं तत् क्रियते येन या क्रिया ॥१३॥**
**नावीर्यं कुरुते किञ्चित्सर्वा वीर्यकृता हि सा ।**

ચરકમુનિ કહે છે કે દ્રવ્ય જે કામ (અસર) કરે છે તે કામ કરવામા દ્રવ્યનો જે સ્વભાવ સાધનરૂપ બને છે તે સ્વભાવને વીર્ય કહે છે વીર્ય વિનાનું દ્રવ્ય કઈ જ કરી શકે નહિ, કારણ કે તે કામ (અસર) વીર્યને લીધે જ થાય છે

ગુરુ વગેરે ગુણોને વીર્ય કહેવા જોઈએ

**गुर्वादिष्वेव वीर्याख्या तेनान्वर्थेति वर्ण्यते ॥१४॥**
**समग्रगुणसारेषु शक्त्युत्कर्षविवर्तिषु ।**
**व्यवहाराय मुख्यत्वाद्बह्वग्रग्रहणादपि ॥१५॥**

(ઉપર શ્લોક ૧૨, ૧૨॥ મા ગણાવેલા) ગુરુ વગેરે (આઠ) ગુણ સૂ ૧/૧૮ મા ગણાવેલા વીસ ગુણોમા સારરૂપ હોવાથી, એ ૨ાઠ ગુણોમા બીજા ગુણો કરતાં (અસર કરવાથી) વધારે શક્તિ હોવાથી, વ્યવહાર માટે એ આઠ ગુણો મુખ્ય હોવાથી, એ આઠ ગુણોનો ઉલ્લેખ અનેકવાર કરાતા હોવાથી અને ઘણા ગુણો ગણાવાતા હોય ત્યા એ આઠ ગુણો બધાથી પહેલા ગણાવાતા હોવાથી ગુરુ વગેરે આઠ ગુણોને માટે વીર્ય શબ્દ વાપરવો એ સાર્થક છે એવુ કહેવામાં આવે છે (સારરૂપ—લાબા વખત સુધી મૂળ સ્થિતિમા ટકી રહે એવા)

રસ વગેરેને પણ વીર્ય કહેવા જોઈએ નહિ

**अतश्च विपरीतत्वात्संभवत्यपि नैव सा ।**
**विवक्ष्यते रसाद्येषु वीर्यं गुर्वादयो ह्यतः ॥१६॥**

દ્રવ્યના રસ, વિપાક, પ્રભાવ અને કર્મમા પણ કામ (અસર) કરવાની શક્તિ છે, તેથી રસ, વિપાક, પ્રભાવ અને કર્મને વીર્ય કહી શકાય, છતાં પણ (શ્લોક ૧૪, ૧૫ માં જણાવેલાં) જે કારણોને લીધે સૂ ૧/૧૮ મા ગણાવેલા વીસ ગુણોમાથી માત્ર ગુરુ વગેરે આઠ ગુણોને જ વીર્ય કહ્યા છે, તે જ કારણસર (દ્રવ્યના) રસ, વિપાક, પ્રભાવ અને કર્મને દ્રવ્યનુ વીર્ય કહેવાશે નહિ, તેથી ગુરુ વગેરે આઠ ગુણો વીર્ય છે

વીર્યના બીજી રીતે ભેદ

**उष्णं शीतं द्विधैवान्ये वीर्यमाचक्षते**

કેટલાક (સુશ્રુત વગેરે) આચાર્ય ગરમ અને ઠડુ એવા બે પ્રકારનું જ વીર્ય છે એમ કહે છે તેમને મતે ગુરુ વગેરે આઠ પ્રકારનુ વીર્ય નથી

વીર્યના બે પ્રકાર કહેવાનુ કારણ

**अपि च ।**
**नानात्मकमपि द्रव्यमग्नीषोमौ महाबलौ ॥१७॥**
**व्यक्ताव्यक्तं जगदिव नातिक्रामति जातुचित् ।**

અને વળી જેમ (સ્થાવર, જગમ, ચેતન, અચેતન એવા) બહુરૂપી જગતનો સમાવેશ વ્યક્ત (દૃશ્ય) અને અવ્યક્ત (અદૃશ્ય) એ બે વર્ગમાં બરાબર ન થાય એવુ કદી બનતું નથી, તેમ (પૃથ્વી વગેરે) અનેક તત્ત્વોના બનેલા અને તેથી અનત પ્રકારના હોવા છતાં પણ દ્રવ્યો મહાશક્તિશાળી અગ્નિ અને સોમ (જળમય ચદ્ર જળ) એ બેની સત્તાની બહાર કદી જઈ શકતાં નથી (કોઈ દ્રવ્ય આગ્નેય એટલે ગરમ હોય છે તો કોઈ દ્રવ્ય સૌમ્ય એટલે ઠડુ હોય છે પણ આગ્નેય ન હોય કે સૌમ્ય પણ ન હોય એવું કોઈ પણ દ્રવ્ય કદી હોતું નથી આમ કોઈ દ્રવ્ય ઉષ્ણવીર્ય એટલે ગરમ હોય છે તો કોઈ દ્રવ્ય શીતવીર્ય એટલે ઠડુ હોય છે ઉષ્ણવીર્ય ન હોય કે શીતવીર્ય પણ ન હોય એવું કોઈ દ્રવ્ય કદી હોતું નથી. ગુરુ વગેરે વીસ ગુણોની આરોગ્ય પર જેટલી અસર થાય છે તેના કરતાં અગ્નિ અને સોમ (ગરમી અને ઠડક કરવાની દ્રવ્યોની શક્તિ)ની વધારે અને સીધી અસર થાય છે વળી એ વીસ ગુણો પોતે પણ છેવટે તો ગરમી કે ઠડક કરે છે માટે અગ્નિ અને સોમને મહાશક્તિવાળા કહ્યા છે)

ઉષ્ણ તથા શીતવીર્યનું કર્મ

**तत्रोष्णं भ्रमतृड्ग्लानिस्वेददाहाशुपाकिताः ॥१८॥**
**शमं च वातकफयोः करोति शिशिरं पुनः ।**
**ह्लादनं जीवनं स्तम्भं प्रसादं रक्तपित्तयोः ॥१९॥**

તેમાં ઉષ્ણવીર્ય ફેર, તરસ, ગ્લાનિ, પરસેવો, બળતરા, જલદી પકવવાનું કામ તથા વાયુ અને કફને સમાવવાનુ કામ કરે છે અને શીતવીર્ય તૃપ્તિ આપે છે, જીવન છે, સ્તંભ કરે છે અને લોહી તથા પિત્તને સ્વચ્છ કરે છે

### વિપાકનું લક્ષણ

**जाठरेणाग्निना योगाद्यदुदेति रसान्तरम् ।**
**रसानां परिणामान्ते स विपाक इति स्मृतः ॥२०**

જ્યારે રસો (રસવાળા દ્રવ્યો) બરાબર પચી રહે ત્યારે જઠરાગ્નિના સંયોગથી એ રસોમાંથી જે બીજો (મૂળ રસથી જુદો) રસ ઉત્પન્ન થાય તેને આયુર્વેદમાં વિપાક કહે છે.

દ્રવ્યમાં મૂળ જે રસ હોય છે તેને રસ કહે છે. આ ઉપરના પ્રમાણે પાચનક્રિયા દરમ્યાન ગળ્યો, ખાટો અને તીખો રસ થાય છે, તેને પણ રસ કહે છે, પણ મૂળ રસ કે પાચનક્રિયા દરમ્યાન થયેલા રસ જઠરાગ્નિને લીધે બરાબર પચી રહે ત્યારે એક રસ બદલાઈને બીજો રસ બની જાય છે. તે નવા રસને વિપાક કહે છે.

### વિપાકના પ્રકાર

**स्वादुः पटुश्च मधुरमम्लोऽम्लं पच्यते रसः ।**
**तिक्तोषणकषायाणां विपाकः प्रायशः कटु ॥२१**

ગોળ વગેરે ગળ્યા તથા સિંધવ વગેરે ખારા રસ પચી રહે ત્યારે સામાન્ય રીતે ગળ્યા બને છે. દહીં, કાંજી વગેરે ખાટા પદાર્થોના રસ પચી રહે ત્યારે પણ સામાન્ય રીતે ખાટો જ રહે છે. કડવો, તીખો તથા તૂરો રસ પચી રહે ત્યારે સામાન્ય રીતે તીખો થાય છે. 'સામાન્ય રીતે' કહેવાનું કારણ એ છે કે, કોઈક વાર એથી જુદો રસ જોવામાં આવે છે, જેમ કે વ્રીહિ જાતની ડાંગરના ગળ્યા રસનો વિપાક ગળ્યો નહિ પણ ખાટો થાય છે, તૂરારસનો વિપાક તીખો થવો જોઈએ તેમ છતાં હરડેનો વિપાક મધુર થાય છે, તીખા રસનો વિપાક તીખો થવો જોઈએ તેમ છતાં સૂંઠ, આદુ, પીપર, એમનો તીખો રસ પચી રહે ત્યારે ગળ્યો થાય છે.

### દ્રવ્ય રસ વગેરે વડે શુભાશુભ કર્મ કરે છે

**रसैरसौ तुल्यफलस्तत्र द्रव्यं शुभाशुभम् ।**
**किंचिद्रसेन कुरुते कर्म पाकेन चापरम् ॥ २२॥**
**गुणान्तरेण वीर्येण प्रभावेणैव किञ्चन ।**

એ વિપાકના રસ પોતાની જાતના મૂળ રસ જેવી જ અસર કરે છે. તેમાં દ્રવ્ય કેટલીક સારી કે ખરાબ અસર પોતાના રસથી કરે છે, કેટલીક વિપાકના રસથી કરે છે, કેટલીક (રસ સિવાયના) બીજા ગુણથી કરે છે, કેટલીક વીર્યથી કરે છે અને કેટલીક પ્રભાવથી જ કરે છે.

દ્રવ્યનો મૂળ રસ પચી રહે ત્યારે પણ એનો એ જ રસ કાયમ રહેનો હોય ત્યાં તો કંઈ શંકા ઊભી થતી નથી, પણ જ્યારે મૂળ રસ પચી રહે ત્યારે બદલાઈને બીજો રસ બની જાય ત્યારે સવાલ થાય, કે શરીર ઉપર અસર શા પ્રમાણે થાય? દાખલા તરીકે ખારા રસનો વિપાક ગળ્યો થાય છે, તો એ ખારા રસમાંથી થયેલા ગળ્યા રસની અસર ખારા રસ જેવી થાય કે ગળ્યા રસ જેવી? તેના જવાબમાં કહે છે કે વિપાક રસની અસર એ જ જાતના મૂળ રસ જેવી થાય છે. દાખલા તરીકે ગળ્યા વિપાક રસની અસર ગળ્યા રસ જેવી થાય છે.

દ્રવ્યની શરીર પર બે અસર થાય છે. દોષનું શમન કરવારૂપી સારી અને દોષોનો પ્રકોપ કરવારૂપી ખરાબ. દ્રવ્યની આ સારી અને ખરાબ અસર કેટલીક રસને લીધે, કેટલીક વિપાકને લીધે, કેટલીક ગુણોને લીધે, કેટલીક વીર્યને લીધે અને કેટલીક પ્રભાવને લીધે થાય છે.

### રસ વગેરેમાંથી કોની અસર થાય છે?

**यद्यद्द्रव्ये रसादीनां बलवत्त्वेन वर्तते ॥ २३ ॥**
**अभिभूयेतरांस्तत्तत्कारणत्वं प्रपद्यते ।**
**विरुद्धगुणसंयोगे भूयसाऽल्पं हि जीयते ॥२४॥**

દ્રવ્યમાં રસ વગેરેમાંના જે જે બળવાન હોય છે તે તે બાકીના બીજાને તેને નકામા બનાવી દઈને (અસર કરવાના કામમાં) કારણરૂપ બની જાય છે, કારણ કે વિરુદ્ધ ગુણો ભેગા થાય ત્યારે ઘણા હોય તે થોડાને જીતી લે છે.

શ્લોક ૨૧॥ થી ૨૩॥ પ્રમાણે તો દ્રવ્યની સારી નરસી અસરનો આધાર રસ, વિપાક, વીર્ય અને પ્રભાવ ઉપર છે. પણ એ ચારની અસર પરસ્પર વિરુદ્ધ હોય ત્યારે દ્રવ્યની અસરનો આધાર કોના ઉપર છે, તે બાબત આ શ્લોકમાં કહી છે.

નિયમ એવો છે કે જે જબરો હોય તે જીતે. જબરા બે રીતે થવાય—આપબળથી કે બીજાની મદદથી. કોઈ દ્રવ્યમાં એકલા રસની અસર પણ એટલી બધી હોય કે એને લીધે એના વિપાક, વીર્ય અને પ્રભાવની અસર મરી જાય તો રસ પોતાના આપબળથી સામા નબળાને જીતે છે એમ કહેવાય. પણ જો રસ અને વીર્ય બંનેની ભેગી અસરને લીધે વિપાક અને પ્રભાવની અસર નકામી થઈ જાય તો રસ આપબળથી નહિ, પણ વીર્યની મદદથી જીતે છે એમ કહેવાય. આમ રસ, વિપાક, વીર્ય અને પ્રભાવની અસર જ્યારે પરસ્પર વિરુદ્ધ હોય ત્યારે જેની એકલાની કે જેના પક્ષની અસર વધારે હોય તે જીતે છે અને સામા પક્ષની અસર થતી નથી. દ્રવ્ય તરીકે આપણે દૂધનો

દાખલો લઈએ દૂધ શીતવીર્ય છે, તેથી ખરું જોતાં દૂધથી વાયુનો પ્રકોપ થવો જોઈએ, પણ દૂધ ગળ્યું છે અને ગળ્યું હોવાથી એ ચીકણું, ભારે વગેરે વાયુનું શમન કરે એવા અનેક ગુણોવાળું છે, તેથી ગળ્યો રસ અને એના મદદગાર ચીકાશ વગેરે ગુણો આગળ દૂધના વીર્યનું કંઈ ચાલતું નથી તેથી દૂધ વાયુનું શમન કરે છે, પ્રકોપ કરી શકતું નથી

રસ વગેરેનું સ્વાભાવિક બળ

**रसं विपाकस्तौ वीर्यं प्रभावस्तान्यपोहति ।**
**बलसाम्ये रसादीनामिति नैसर्गिकं बलम् ॥२५॥**

જ્યારે રસ અને વિપાક એકસરખી શક્તિથી પરસ્પર વિરુદ્ધ અસર કરે એવા હોય ત્યારે વિપાક રસને હરાવે છે જ્યારે એક બાજુ રસ ને વિપાક અને બીજી બાજુ એકલું વીર્ય એકસરખી શક્તિથી પરસ્પર વિરુદ્ધ અસર કરે એવા હોય, ત્યારે વીર્ય રસ અને વિપાક એ બંનેને હરાવે છે જ્યારે એક બાજુ રસ, વિપાક અને વીર્ય બીજી બાજુ એકલો પ્રભાવ એકસરખા બળથી પરસ્પર વિરુદ્ધ કામ કરતા હોય, ત્યારે વિપાક એ ત્રણેને હરાવે છે; આવું રસ, વિપાક, વીર્ય અને પ્રભાવનું સ્વાભાવિક બળ છે

મધ ગળ્યું છે તેથી મધથી વાયુનું શમન થવું જોઈએ, પણ તેમ ન થતાં ઊલટો વાયુનો પ્રકોપ થાય છે, કારણ કે મધનો રસ પચે ત્યારે તીખો થતો હોવાથી વિપાકનો તીખો રસ વાયુનો પ્રકોપ કરે છે, મૂળ ગળ્યા રસને વાયુનું શમન કરવા દેતો નથી આ રીતે વિપાક રસને જીતે છે

પાડાનું માંસ સ્વાદમાં અને પચે ત્યારે ગળ્યું હોય છે, તેથી રસ અને વિપાકને લીધે પાડાના માંસથી પિત્તનું શમન થવું જોઈએ, પણ તેમ થતું નથી, કારણ કે એ માંસ ઉષ્ણવીર્ય હોવાથી પિત્તનો પ્રકોપ કરે છે એ રીતે દ્રવ્યનું વીર્ય રસ અને વિપાકને હરાવે છે

સુરા સ્વાદમાં અને પચે ત્યારે ખાટી હોય છે તથા એ ઉષ્ણવીર્ય છે, છતાં એનું ધાવણ (દૂધ) બને છે (સૂ ૫/૬૭) રસ અને વિપાકની ખટાશ તથા ઉષ્ણ વીર્યને લીધે તો સુરામાંથી દૂધથી વિરુદ્ધ વસ્તુ બને છતાં સુરાનો એવો પ્રભાવ છે કે, એનું ધાવણ બને છે આ રીતે તેના પ્રભાવ આગળ રસ, વિપાક અને વીર્ય હારી જાય છે

પ્રભાવ એટલે શું?

**रसादिसाम्ये यत् कर्म विशिष्टं तत् प्रभावजम् ।**

બે દ્રવ્યનાં રસ, વીર્ય, વિપાક સમાન (એકનાં એક) હોવા છતાં પણ તેમાંનું એક દ્રવ્ય અમુક કાર્ય કરે તથા બીજું દ્રવ્ય તેનાથી ખાસ જુદી જાતનું કાર્ય કરે, ત્યારે એ ખાસ કામ કરવાના દ્રવ્યના ધર્મ (સ્વભાવ) ને એ દ્રવ્યનો પ્રભાવ છે એમ કહેવાય છે

પ્રભાવનાં ઉદાહરણ

**दन्ती रसाद्यैस्तुल्याऽपि चित्रकस्य विरेचनी ।२६॥**
**मधुकस्य च मृद्वीका घृतं क्षीरस्य दीपनम् ।**

નેપાળો તથા ચિત્રો એ બે રસ, વીર્ય અને વિપાકમાં સરખા છે, તેમ છતાં નેપાળો વિરેચન કરે છે અને ચિત્રો વિરેચન નથી કરતો એ તેમનો દરેકનો પ્રભાવ છે જેઠીમધ અને કાળી દ્રાક્ષ એ બંનેના રસ, વીર્ય અને વિપાક સમાન છે, તેમ છતાં કાળી દ્રાક્ષ રેચક છે અને જેઠીમધ રેચક નથી, એ તેમનો દરેકનો પ્રભાવ છે ઘી અને દૂધના રસ, વીર્ય અને વિપાક સમાન હોવા છતાં પણ ઘી દીપન છે અને દૂધ દીપન નથી, એ તેમનો પ્રભાવ છે

દ્રવ્યેદ્રવ્યે દ્રવ્ય, રસ વગેરેનું વિશેષ કર્મ

**इति सामान्यतः कर्म द्रव्यादीनां पुनश्च तत् ॥२७**
**विचित्रप्रत्ययारब्धद्रव्यभेदेन भिद्यते ।**

દ્રવ્ય, ગુણ, રસ, વિપાક, વીર્ય અને પ્રભાવ જાણે એકબીજાથી સ્વતંત્ર હોય એ રીતે એ દરેકના સામાન્ય કામ ઉપર કહ્યાં, પણ ખરું જોતાં તો ગુણ, રસ, વિપાક, વીર્ય અને પ્રભાવ અમુક દ્રવ્યને આશરે રહેલાં હોય છે અને બધાં દ્રવ્યો પંચમહાભૂતનાં બનેલાં હોવા છતાં કોઈ પણ બે દ્રવ્યમાં રહેલાં પાંચે મહાભૂતનું માપ એકસરખું હોતું નથી તેથી બધાં દ્રવ્ય ખરું જોતાં જુદા જુદા માપમાં મળેલાં પાંચે મહાભૂતોનાં બનેલાં છે, તેથી તે દ્રવ્યો અને તેમને આશરે રહેલા ગુણ, રસ, વિપાક, વીર્ય અને પ્રભાવ પણ એમનામાં (દ્રવ્ય, રસ વગેરેમાં) રહેલા પાંચે મહાભૂતના માપમાં અનેક પ્રકારના ભેદ પડવાથી અનેક પ્રકારના બની જાય છે

દ્રવ્ય બનાવવામાં પાંચે મહાભૂત જે માપમાં ભેગાં થયાં હોય તે જ માપમાં પાંચે મહાભૂત ભેગાં થવાથી એ દ્રવ્યના રસ વગેરે બન્યા હોય તો, એ દ્રવ્યને 'સમાનપ્રત્યયારબ્ધ' કહે છે, પણ જો પાંચે મહાભૂતોનું માપ દ્રવ્ય કરતાં રસમાં, રસ કરતાં વિપાકમાં, વિપાક કરતાં વીર્યમાં અને વીર્ય કરતાં પ્રભાવમાં જુદું જુદું હોય તો તે દ્રવ્યને 'વિચિત્રપ્રત્યયારબ્ધ' કહે છે

દ્રવ્યોનું ઉદાહરણ

**स्वादुर्गुरुश्च गोधूमो वातजिद्वातकृद्यवः ॥ २८ ॥**
**उष्णा मत्स्याः पयः शीतं कटुः सिंहो न शूकरः ।**

ઘઉં ગળ્યા અને ભારે છે માટે વાયુને મટાડવા

રૂપી ગળપણનું કામ તે કરે છે, કેમ કે ઘઉં સમાન પ્રત્યયારબ્ધ દ્રવ્ય છે પણ જવ ગળ્યો અને ભારે હોવા છતા વાયુને મટાડવાનું ગળપણનુ કામ તે કરતો નથી, પણ ઊલટો વાયુની વૃદ્ધિ કરે છે, કેમ કે જવ વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્ય છે મત્સ્યવર્ગના પ્રાણી ગળ્યા તથા ભારે હોવા છતા ગળપણને છાજે એવા શીતવીર્ય નથી, કારણ કે એ વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્ય છે, દૂધ ગળ્યુ તથા ભારે છે અને ગળપણ હોવુ જોઈએ એવુ શીતવીર્ય છે, કારણ કે એ સમાનપ્રત્યયારબ્ધ દ્રવ્ય છે સિંહ ગળ્યો અને ભારે છતા ગળપણને અનુરૂપ વિપાક તેનો થતો નથી, પણ તીખો વિપાક થાય છે, કારણ કે એ વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્ય છે ભૂંડ ગળ્યુ અને ભારે છે અને તેનો વિપાક ગળપણને અનુરૂપ ગળ્યો જ થાય છે, કારણ કે એ દ્રવ્ય સમાનપ્રત્યયારબ્ધ છે એ પ્રમાણે સમાનપ્રત્યયારબ્ધ દ્રવ્યોના વિપાક, વીર્ય વગેરે ફક્ત રસ જાણવાથી સમજી શકાય છે જે સમાન પ્રત્યયારબ્ધ દ્રવ્યના રસ તથા વિપાક મધુર હોય તે દ્રવ્ય શીતવીર્ય જાણવુ, જેમ કે દૂધ, જેના રસ તથા વિપાક ખાટા તથા તીખા હોય તેને ઉષ્ણવીર્ય જાણવુ, જેમ કે ચવક અને ચિત્રો, પણ વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્યોનો તેવો નિયમ થઈ શકે નહિ માટે તેના ગુણ તો પ્રત્યેક દ્રવ્યના જુદા જુદા જાણવા જોઈએ, કેમ કે એમા કોઈ દ્રવ્ય મધુર છતા ગરમ હોય છે, જેમ કે આનૂપ માંસ, કોઈ દ્રવ્ય તૂરૂ અને કડવુ છતા ગરમ હોય છે, જેમ કે મોટા પંચમૂળ, ખાટા રસવાળુ આમળુ જેમ ગરમ નથી તેમ ખારા રસવાળો સિંધવ પણ ગરમ નથી વળી આકડો, અગર અને ગળો એ કડવા છે છતા ઉષ્ણ છે ખાટા રસવાળા કેટલાક દ્રવ્ય ગ્રાહી છે, જેમ કે કોઠુ ખાટા રસવાળા કેટલાક દ્રવ્ય ભેદક છે, જેમ કે આમળા, પીપર અને સૂંઠ તીખા છતા વીર્યજનક છે તૂરું દ્રવ્ય ઘણુ ખરુ સ્તંભન તથા ઠંડુ હોય છે, પણ હરડેમા એથી ઊલટુ છે, એટલે હરડે તૂરી છતા ભેદક અને ગરમ છે એ પ્રમાણે વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્યોનો કાંઈ નિયમ કરી શકાય નહિ સમાન પ્રત્યયારબ્ધ દ્રવ્યોના સંયોગ કરવામા શીત અને ઉષ્ણ એ વિરોધી વીર્ય ભેગા થાય તો હરકત નથી, પણ વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્યોનો સંયોગ કરતા શીત અને ઉષ્ણવીર્ય એવા બે વિરોધી તત્ત્વો ભેગા થાય તેમા જોખમ રહે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्रव्यादिविज्ञानीयोऽध्यायः नवमः ॥९॥

## અધ્યાય ૧૦ મો : રસભેદીય

ગયા અધ્યાયમાં દ્રવ્યનુ નિરૂપણ કરતા શ્લોક ૧૧॥ મા કહ્યુ છે, કે રસ વિષે ઘણું કહેવાનુ હોવાથી હવે પછી કહીશુ તે કહેવા માટે 'રસભેદીય' નામે આ અધ્યાય શરૂ કરે છે

**अथातो रसभेदीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

હવે રસના ભેદ બનાવનાર અધ્યાય સમજાવીશુ. એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

**કયા મહાભૂતથી કયા રસની ઉત્પત્તિ?**

**क्ष्माम्भोऽग्निक्ष्माम्बुतेजःखवाय्वग्न्यनिलगोऽनिलैः ।**
**द्वयोल्बणैः क्रमाद् भूतैर्मधुरादिरसोद्भवः ॥१॥**

પૃથ્વી (માટી) અને પાણી, અગ્નિ અને પૃથ્વી, પાણી અને અગ્નિ, આકાશ અને વાયુ, અગ્નિ અને વાયુ, પૃથ્વી અને વાયુ, એ મહાભૂતના જોડકા અનુક્રમે આગળ પડતા હોય ત્યારે અનુક્રમે ગળ્યો, ખાટો, ખારો, કડવો, તીખો અને તૂરો રસ બને છે

દરેક રસ પાંચે મહાભૂતનો બનેલો હોય છે, પણ એ પાંચે મહાભૂતમા ઉપર કહેલા મહાભૂતના જોડકાં-માંથી, જે જોડકુ આગળ પડતુ હોય તે જોડકુ અમુક રસ બનાવે છે દાખલા તરીકે પૃથ્વી અને પાણીનું જોડકુ આગળ પડતું હોય તો ગળપણ બને વગેરે

## રસનાં લક્ષણ

**મધુર રસ(ગળપણ)નું લક્ષણ**

**तेषां विद्याद्रसं स्वादुं यो वक्त्रमनुलिम्पति ।**
**आस्वाद्यमानो देहस्य ह्लादनोऽक्षप्रसादनः ॥२॥**
**प्रियः पिपीलिकादीनाम्**

એ છ રસમાંથી જે રસ ખાતાપીતાં મોઢામાં ચોપડાઈ જાય છે, જેનો સ્વાદ લેતા લેતા આનંદ થાય છે તથા ઇન્દ્રિયોને જે પ્રસન્ન કરે છે તથા જે રસ કીડીઓ વગેરેને પ્રિય છે તેને મધુર રસ જાણવો.

**ખાટા રસનું લક્ષણ**

**अम्लः क्षालयते मुखम् ।**
**हर्षणो रोमदन्तानामक्षिभ्रुवनिकोचनः ॥३॥**

ખાટો રસ ખાતાપીતા મોંમા પાણી છૂટે છે, શરીરના રુવાટાં ઊભા થાય છે, દાંત અંબાઈ (ખટાઈ) જાય છે, આંખો તથા ભવાં સંકોચાય છે

ખારા રસનુ લક્ષણ

लवणः स्यन्दयत्यास्यं कपोलगलदाहकृत्।

ખારા રસ ખવાતાપિવાતા મોમા પાણી છોડે છે ગાલ અને ગળામા બળતરા કરે છે (તથા અન્નમાં રુચિ આણે છે)

કડવા રસનું લક્ષણ

तिक्तो विशदयत्यास्यं रसनं प्रतिहन्ति च ॥४॥

કડવા રસ ખવાતાપિવાતા મોમાની ચીકાશ દૂર કરે છે અને બીજો રસ ગ્રહણ કરવાની શકિતનો નાશ કર છે

તીખા રસનુ લક્ષણ

उद्वेजयति जिह्वाग्रं कुर्वंश्चिमिचिमां कटुः।
स्रावयत्यक्षिनासास्यं कपोलौ दहतीव च ॥५॥

તીખો રસ ખાતાપીતાં મોઢામા ચમચમાટ થાય છે, જીભનું ટેરવું આવી જાય છે (ટેરવા આગળ જીભ આવી જાય છે), આંખ, નાક અને મોઢામાંથી પાણી ગળે છે તથા ગાલ જાણે કે બળે છે

તૂરા રસનુ લક્ષણ

कषायो जडयेज्जिह्वां कण्ठस्रोतोविबन्धकृत्।

તૂરા રસ જીભને સ્વાદ પારખવાની ક્રિયામાં મંદ કરે છે તથા ગળામના સ્રોતોનો વિબંધ કરે છે (એટલે શ્વાસોચ્છ્વાસની પ્રવૃત્તિ પણ અનિયમિત જેવી કરી નાખે છે)

રસના લક્ષણનો ઉપસંહાર

रसानामिति रूपाणि

ઉપર કહ્યા તે પ્રમાણે ગળ્યો વગેરે છ રસનાં લક્ષણ છે

હવે તે રસોમાં જે જે કર્મ છે તે નીચે પ્રમાણે છે

कर्माणि

હવે રસનાં કર્મ (અસર) કહીએ છીએ.

## રસનાં કાર્ય

મધુર રસનું કાર્ય

मधुरो रसः ॥६॥
आजन्मसात्म्यात्कुरुते धातूनां प्रबलं बलम्।
बालवृद्धक्षतक्षीणवर्णकेशेन्द्रियौजसाम् ॥७॥
प्रशस्तो बृंहणः कण्ठ्यः स्तन्यसन्धानकृद्गुरुः।
आयुष्यो जीवनः स्निग्धः पित्तानिलविषापहः ॥८॥
कुरुतेऽत्युपयोगेन स मेदःश्लेष्मजान् गदान्।
स्थौल्याग्निसादसंन्यासमेहगण्डार्बुदादिकान् ॥९॥

ગળપણ પ્રાણીને જન્મથી જ સાત્મ્ય છે (કેમ કે બાળપણથી જ દૂધ વગેરે મધુર પદાર્થોથી એનો દેહ બંધાયો છે), માટે તે ધાતુઓના બળની અત્યંત વૃદ્ધિ કરે છે, બાળકને, વૃદ્ધને, ક્ષતક્ષીણવાળાને હિતકર છે, શરીરની કાંતિ, વાળ, ઇન્દ્રિયો અને ઓજને માટે હિતકારી છે, બૃંહણ છે, કંઠને ફાયદાકારક છે, ધાવણ ઉત્પન્ન કરે છે, ભાગેલા અંગને સાંધે છે અને ભારે છે, આયુષ્યની વૃદ્ધિ કર એવું, જીવન, સ્નિગ્ધ તથા પિત્ત, વાયુ અને વિષનો નાશ કર એવું છે ગળપણનો ઉપયોગ અતિશય કરવામા આવે તો એ ચરબી તથા કફથી થતા જાડાપણું મંદાગ્નિ, સંન્યાસ, પ્રમેહ, ગંડ અર્બુદ વગેરે રોગો કર છે

ખાટા રસનું કામ

अम्लोऽग्निदीप्तिकृत् स्निग्धो हृद्यः पाचनरोचनः।
उष्णवीर्यो हिमस्पर्शः प्रीणनः क्लेदनो लघुः॥
करोति कफपित्तास्रं मूढवातानुलोमनः।
सोऽत्यभ्यस्तस्तनोः कुर्याच्छैथिल्यं तिमिरं भ्रमम्॥
कण्डुपाण्डुत्ववीसर्पशोफविस्फोटतृड्ज्वरान्।

ખટાશ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવી, સ્નિગ્ધ, હૃદ્ય, પાચન, રુચિ કરે એવી ઉષ્ણવીર્ય, અડકવામાં ઠંડી (એટલે ચોપડવાથી કે પીવા વગેરેથી ઠંડક કરે એવી), પ્રીણન, પચપચું કરે એવી અને હલકી છે એ કફ તથા રક્તપિત્ત કર છે તથા અનુલોમન છે, ખટાશનો વધાર પડતો ઉપયોગ કરવાથી શરીર ઢીલું થઈ જાય છે અને આંખે ઝાંખ આવે છે, ફેર આવે છે, ખણુજ, પાંડુ, રતવા સોજો, વિસ્ફોટક, તરસ અને તાવ—એ રોગો થાય છે

ખારા રસનું કામ

लवणः स्तम्भसङ्घातबन्धविध्मापनोऽग्निकृत् ॥१२॥
स्नेहनः स्वेदनस्तीक्ष्णो रोचनश्छेदभेदकृत्।
सोऽतियुक्तोऽस्रपवनं खलतिं पलितं वलिम्॥
तृट्कुष्ठविषवीसर्पान् जनयेत्क्षपयेद्बलम्।

ખારાશ સ્તંભ, કઠણપણું અને બંધનો નાશ કરે એવી, અગ્નિને પ્રદીપ્ત કરે એવી, સ્નેહન, સ્વેદન, તીક્ષ્ણ, રુચિ ઉપજાવે એવી તથા છેદ અને ભેદ કરે એવી છે ખારાશનો બહુ ઉપયોગ કરવાથી પિત થાય છે, માથે ટાલ પડે છે તથા પળિયાં આવે છે, શરીરે કરચલીઓ પડી જાય છે, તથા તરસ, કુષ્ઠ, ઝેર અને રતવા થાય છે વળી તે બળનો પણ નાશ કરે છે

કડવા રસનું કામ

तिक्तः स्वयमरोचिष्णुररुचिं कृमितृड्विषम् ॥१४
कुष्ठमूर्च्छाज्वरोत्क्लेशदाहपित्तकफान् जयेत् ।
क्लेदमेदोवसामज्जशकृन्मूत्रोपशोषणः ॥१५॥
लघुर्मेध्यो हिमो रूक्षः स्तन्यकण्ठविशोधनः ।
धातुक्षयानिलव्याधीनतियोगात् करोति सः ॥१६

કડવો રસ (કડવાશ) જાતે ભાવે એવો નથી, પણ તે અરુચિ, કૃમિ, તરસ, ઝેર, કુષ્ઠ, મૂર્છા, તાવ, ઉત્કલેશ, બળતરા, પિત્ત અને કફને મટાડે છે; ભીનાશ ચરબી, વસા, મજ્જા, ઝાડો અને પેશાબને શોષી લે છે. વળી તે હલકો, મેધાને હિતકર, ઠંડો, લૂખો, ધાવણ સુધારે એવો અને ગળાને સાફ કરે એવો છે. એનો વધારે પડતો ઉપયોગ કર્યો હોય તો તે ધાતુક્ષય અને વાયુના રોગ ઉત્પન્ન કરે છે.

તીખા રસનું કામ

कटुर्गलामयोदर्दकुष्ठालसकशोफजित् ।
व्रणावसादनः स्नेहमेदः क्लेदोपशोषणः ॥१७॥
दीपनः पाचनो रुच्यः शोधनोऽन्नस्य शोषणः ।
छिनत्ति बन्धान् स्रोतांसि विवृणोति कफापहः ॥
कुरुते सोऽतियोगेन तृष्णां शुक्रबलक्षयम् ।
मूर्च्छामाकुञ्चनं कम्प कटिपृष्ठादिषु व्यथाम् ॥१९

તીખો રસ (તીખાશ) ગળાના રોગ, ઉદર્દ, કુષ્ઠ, અલસક અને સોજા મટાડે છે, વ્રણના ઉત્સેધને મટાડે છે; ચીકાશ, ચરબી અને ભીનાશનું શોષણ કરે છે. વળી તે દીપન, પાચન, રુચિ ઉત્પન્ન કરે એવો, શોધન અને અન્નનું શોષણ કરે એવો છે (એટલે અન્નના રસને બાળી નાખે છે), શરીરના સાંધાઓનાં જોડાણને છૂટાં કરે છે, સ્રોતોને પહોળા કરે છે અને કફનો નાશ કરે છે, તીખાશનો વધારે પડતો ઉપયોગ કરવાથી તરસનો રોગ થાય છે, વીર્ય અને બળનો નાશ થાય છે, મૂર્છા, શરીરની નસો વગેરેનો સકોચ, કંપ તથા કેડ અને પીઠ વગેરે સ્થાનમાં પીડા થાય છે.

તૂરા રસનું કામ

कषायः पित्तकफहा गुरुरस्रविशोधनः ।
पीडनो रोपणः शीतः क्लेदमेदोविशोषणः ॥२०॥
आमसंस्तम्भनो ग्राही रूक्षोऽतित्वक्प्रसादनः ।
करोति शीलितः सोऽति विष्टम्भाध्मानहृद्रुजः ॥
तृट्कार्श्यपौरुषभ्रंशस्रोतोरोधमलग्रहान् ।

તૂરો રસ (તૂરાશ) પિત્ત અને કફનો નાશ કરે છે, ભારે છે, તથા લોહીને શુદ્ધ કરે છે; પીડન, રોપણ, ઠંડો, ક્લેદ (ભીનાશ) અને ચરબીનું શોષણ કરે એવો છે, આમને પાકવા ન દે એવો, ગ્રાહી, લૂખો અને ચામડીને અતિશય નિર્મળ કરે એવો છે. તેની બહુ ટેવ પાડવાથી વિષ્ટંભ, આધ્માન, હૃદયમાં પીડા, તરસ, દૂબળાપણું, નપુંસકતા, સ્રોતોનો રોધ અને મળને નીકળવા ન દે—એટલા ઉપદ્રવ થાય છે.

## રસના ગણ (વર્ગ)

મધુર સ્કંધ—ગળ્યો ગણ

घृतहेमगुडाक्षोडमोचचोचपरूपकम् ॥ २२ ॥
अभीरुवीरापनसराजादनबलात्रयम् ।
मेदे चतस्रः पर्णिन्यो जीवन्ती जीवकर्षभौ ॥२३॥
मधूकं मधूकं बिम्बी विदारी श्रावणीयुगम् ।
क्षीरशुक्ला तुगाक्षीरी क्षीरिण्यौ काश्मरी सहे ॥
क्षीरेक्षुगोक्षुरक्षौद्रद्राक्षादिर्मधुरो गणः ।

ઘી, સોનું, ગોળ, અખોડ, કેળાં, કોપરું, ફાલસાં, શતાવરી, કાકોલી, ફણસ, રાયણ, બલા, અતિબલા અને નાગબલા, મદા તથા મહામેદા, શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્‌ગપર્ણી અને માષપર્ણી, ડોડી, જીવક અને ઋષભક, મહુડાં, જેઠીમધ, ઘિલોડાં, વિદારીકંદ, શ્રાવણી અને મહાશ્રાવણી, ક્ષીરકાકોલી, વંશલોચન, ક્ષીરિણી, મહાક્ષીરિણી, શીવણ, મહાસહા અને ક્ષુદ્રસહા, દૂધ, શેરડી, ગોખરું, મધ, કાળી દ્રાક્ષ વગેરે મધુર છે.

અમ્લ સ્કંધ—ખાટો ગણ

अम्लो धात्रीफलाम्लीकामातुलुङ्गाम्लवेतसम् ॥२५
दाडिमं रजतं तक्रं चुक्रं पालेवतं दधि ।
आम्रमाम्रातकं भव्यं कपित्थं करमर्दकम् ॥ २६ ॥

આમળાં, આમલી, બિજોરું, અમ્લવેતસ, દાડમ, રૂપું, છાશ, સરકો, પારેવત, દહીં, કેરી, આમ્રાતક, ઑટફળ, કોઠું, કરમદાં એ ખાટો ગણ છે.

લવણ સ્કંધ—ખારો ગણ

वरं सौवर्चलं कृष्णं बिडं सामुद्रमौद्भिदम् ।
रोमकं पांसुजं शीसं क्षारश्च लवणो गणः ॥२७॥

સિંધવ, સંચળ, કાળું લવણ, બીડલવણ, સમુદ્રના પાણીમાંથી થતું મીઠું, ઔદ્‌ભિદ લવણ, રોમક લવણ, પાંસુજ લવણ, સીસું અને (સાજીખાર, નવસાર, ખડિયોખાર વગેરે) ખાર એ લવણ વર્ગ છે.

તિક્ત સ્કંધ—કડવો ગણ

तिक्तः पटोली त्रायन्ती वालकोशीरचन्दनम् ।
भूनिम्बनिम्बकटुकातगरागुरुवत्सकम् ॥ २८ ॥

नक्तमालद्विरजनीमुस्तमूर्वाटरूषकम् ।
पाठापामार्गकांस्यायोगुडूचीधन्वयासकम् ॥२९॥
पञ्चमूलं महद्व्याघ्र्यौ विशालाऽतिविषा वचा ।

પટોળી, ત્રાયમાણ, સુગંધીવાળો, વીરણવાળો, સુખડ, કરિયાતુ, લીમડો, કડુ, તગર, અગર, ઇન્દ્રજવ કરંજ, હળદર, દારુહળદર, મોથ, મોરવેલ, અરડૂસી, પહાડમૂળ, અઘેડો, કાસુ, લોઢુ, ગળો, ધમાસો, મોટાં પંચમૂળ, ઊભી તથા બેઠી ભોરીંગણી, ઇન્દ્રવારુણી, અતિવિષની કળી અને વજ—એ કડવો ગણ છે

કટુ સ્કંધ—તીખો ગણ

कटुको हिङ्गुमरिचकृमिजित्पञ्चकोलकम् ॥३०॥
कुठेराद्या हरितकाः पित्तं मूत्रमरुष्करम् ।

હિંગ, મરી, વાવડિંગ, પંચકોલ (સૂ ૬/૧૦૬ માં ગણાવેલા), રાની તુલસી વગેરે હરિતવર્ગ, પિત્ત, મૂત્ર અને ભિલામા—એ તીખો ગણ છે. (એ ઉપરાંત સરસવ, મનશિલ, ઉપલેટ વગેરેને પણ એમાં જ ગણવાં.)

કષાય સ્કંધ—તૂરો ગણ

वर्गः कषायः पथ्याऽक्षं शिरीषः खदिरो मधु ॥३१
कदम्बोदुम्बरं मुक्ताप्रवालाञ्जनगैरिकम् ।
बालं कपित्थं खर्जूरं बिसपद्मोत्पलादि च ॥३२॥

હરડે, બહેડા, સરસડો, ખેર, મધ, કદંબ, ઉંબરડો, મોતી, પરવાળા, અંજન, ગેરુ, કૂણાં કોઠા, કૂણું ખજૂર, કમળનાળ, કમળ, કાળું કમળ, એ વગેરે તૂરો ગણ છે (એ ઉપરાંત કાગ, લોધર, મોટો અરડૂસો વગેરે પણ તે જ વર્ગના છે)

## કયા રસવાળા દ્રવ્યના શા ગુણ હોય છે?

ગળ્યા દ્રવ્યના ગુણ

मधुरं श्लेष्मलं प्रायो जीर्णाच्छालियवादृते ।
मुद्गाद्गोधूमतः क्षौद्रात्सिताया जाङ्गलामिषात् ॥३३

સામાન્ય રીતે જૂની ડાંગર, જૂના જવ, મગ, ઘઉં, મધ, સાકર તથા જાંગલ પ્રાણીના માંસ સિવાયનાં બીજાં ગળ્યાં દ્રવ્ય કફ કરે છે. (મગ, તેલ વગેરે ગળ્યાં નથી, છતાં પણ કફ કરે છે, માટે 'સામાન્ય રીતે' એમ કહ્યું છે)

ખાટા તથા ખારા દ્રવ્યના ગુણ

प्रायोऽम्लं पित्तजननं दाडिमामलकादृते ।
अपथ्यं लवणं प्रायश्चक्षुषोऽन्यत्र सैन्धवात् ॥३४॥

સામાન્ય રીતે દાડમ અને આમળાં સિવાયના બીજા ખાટા પદાર્થો પિત્ત કરે છે (દાડમ અને આમળાં ખાટાં છતાં પણ પિત્ત કરતા નથી.)

સામાન્ય રીતે સિંધવ સિવાયના બીજા ખારા દ્રવ્ય આંખને નુકસાન કરે છે

કડવા તથા તીખા દ્રવ્યના ગુણ

तिक्तं कटु च भूयिष्ठमवृष्यं वातकोपनम् ।
ऋतेऽमृतापटोलीभ्यां शुण्ठीकृष्णारसो मतः ॥३५

સામાન્ય રીતે ગળો અને પટોળી સિવાયનાં બાકીના કડવા દ્રવ્ય તથા સૂંઠ, પીપર અને લસણ સિવાયના બાકીના તીખાં દ્રવ્ય વીર્ય ઓછુ કરે એવાં અને વાયુને કોપાવે છે

તૂરા દ્રવ્યના ગુણ

कषायं प्रायशः शीतं स्तम्भनं चाऽभयां विना ।

સામાન્ય રીતે હરડે સિવાયના બાકીના તૂરાં દ્રવ્ય શીતવીર્ય (ઠંડા) તથા સ્તંભન છે

રસોનું વીર્ય

रसाः कट्वम्ललवणा वीर्येणोष्णा यथोत्तरम् ॥३६
तिक्तः कषायो मधुरस्तद्वदेव च शीतलाः ।

તીખો, ખાટો અને ખારો રસ ઉત્તરોત્તર ઉષ્ણવીર્ય છે (એટલે તીખો રસ ઉષ્ણ (ગરમ), ખાટો તેથી વધારે ગરમ અને ખારો સૌથી વધારે ગરમ છે) તે જ પ્રમાણે કડવો, તૂરો અને ગળ્યો એ રસ ઉત્તરોત્તર શીતવીર્ય છે (એટલે કડવો રસ શીતવીર્ય છે, તૂરો તેથી વધારે શીતવીર્ય અને ગળ્યો સૌથી વધારે શીતવીર્ય છે)

કયા રસ સ્નિગ્ધ કે લૂખા?

तिक्तः कटुः कषायश्च रूक्षा बद्धमलास्तथा ॥३७

કડવો, તીખો અને તૂરો એ રસ (ઉત્તરોત્તર) લૂખા તથા વિષ્ટંભી છે. (એટલે કડવો રૂક્ષ અને વિષ્ટંભી છે, તીખો તેથી વધારે અને તૂરો સૌથી વધારે રૂક્ષ તથા વિષ્ટંભી છે)

રસની સ્નિગ્ધતા

पट्वम्लमधुराः स्निग्धाः सृष्टविण्मूत्रमारुताः ।

ખારો, ખાટો અને ગળ્યો રસ (ઉત્તરોત્તર) સ્નિગ્ધ તથા ઝાડો, પેશાબ અને વાયુને શરીરમાંથી બહાર કાઢી નાખનાર છે

કયા રસ ભારે?

पटोः कषायस्तस्माच्च मधुरः परमं गुरुः ॥३८॥

ખારા કરતા તૂરો રસ ભારે અને ગળ્યો રસ તૂરાથીયે વધારે ભારે છે.

કયા રસ હલકા?

**लघुरम्ल: कटुस्तस्मात्तस्मादपि च तिक्तक: ।**

ખાટો રસ હલકો છે, ખાટા કરતાં તીખો રસ વધાર હલકા છે અને કડવા રસ તીખાથી પ વધાર હલકા છે

રસનો સયોગ

**संयोगा: सप्तपञ्चाशत्कल्पना तु त्रिषष्टिधा ॥३९**
**रसाना यौगिकत्वेन यथास्थूल विभज्यते ।**

છ રસો શરીરને ઉપયોગી થાય એ દૃષ્ટિએ એ છ રસના મુખ્ય સયોગો (મિશ્રણ)ના ૫૭ વર્ગ પડે છે, પણ એ છ રસોની મુખ્ય કલ્પના(બનાવટ)ના ૬૩ વર્ગ પડે છે

દરેક રસ તરીકે કામ કરે તે ઉપરાંત અનુરસ તરીકે પણ કામ કરી શકે છે વળી દ્રવ્યદ્રવ્ય રસનું માપ પણ એકસરખું હોતું નથી તેથી અનુરસના અને રસના માપના વિચાર કરીને જે છ રસના સયોગો અને કલ્પનાના વર્ગ (વિભાગ) પાડીએ તો મિશ્રણ અને કલ્પનાના પાર વિનાના વર્ગો પડે પણ આ શ્લોકમાં મુખ્ય વર્ગની સખ્યા જ કહી છે

રસના સંયોગનો પ્રકાર

**एकैकहीनास्तान् पञ्चदश यान्ति रसा द्विके ।४०**
**त्रिके स्वादुर्दशाम्ल: षट् त्रीन् पटुस्तत: एककम् ।**
**चतुष्केषु दश स्वादुश्चतुराम्ल: पटु: सकृत् ॥**
**पञ्चकेष्वेकमेकोऽम्लो मधुर: पञ्च सेवते ।**
**द्रव्यमेकं षडास्वादमसंयुक्ताश्च षड्रसा: ।४२॥**

[સૂ ૧/૧૪ પ્રમાણે અનુક્રમે ગળ્યા, ખાટો, ખારા કડવા, તીખો અને તૂરા—એ છ મૂળ રસ છે એ છ મૂળ રસમાંથી પહેલા (ગળ્યા) રસની આગળના પાંચ રસોમાંના દરેક સાથે અલગ અલગ ભેળવવાથી પાંચ જોડકાં (દ્વિક) થાય છે પછી પહેલા રસને તજીને છોડી દઈને બીજા (ખાટા) રસને એના પછીના ચાર રસમાંના દરેક સાથ અલગ અલગ ભેળવવાથી ચાર જોડકાં થાય છે પછી બીજા રસને પણ તજીને છોડી દઈને ત્રીજા (ખારા) રસને એના પછીના ત્રણ રસમાંના દરેક સાથ અલગ અલગ ભેળવવાથી ત્રણ જોડકાં થાય છે પછી ત્રીજા રસને પણ છોડી દઈને, ચોથા (કડવા) રસને એની પછીના બે રસમાંના દરેક સાથે અલગ અલગ ભેળવવાથી બે જોડકાં થાય છે અને અંતર ચોથા રસને પણ તજીને છોડી દઈને પાંચમા (તીખા) રસને એના પછીના તૂરા રસ સાથ ભેળવવાથી એક જોડકું થાય છે, આ રીતે] અનુક્રમે એક રસ લઈને તેની સાથે તેની પછીના દરેક રસને અલગ અલગ ભેળવીને અને અનુક્રમે લીધેલા રસને એક પછી એક છોડતા જઈને બાકી રહેલા રસોમાંથી અનુક્રમે પહેલા રસને તેની પછીના દરેક રસ સાથ અલગ અલગ ભેળવીને રસના જોડકાં બનાવવાથી જોડિયા (બે બે) રસનાં પંદર જોડકાં (મિશ્રણ બને છે, [એ પંદર જોડકાંના નામ ગળ્યો ખાટો (ખટમધુરા), ગળ્યોખારા, ગળ્યોકડવો, ગળ્યો તીખો ગળ્યોતૂરા, ખાટોખારા, ખાટોકડવો, ખાટોતીખો, ખાટોતૂરા, ખારોકડવો ખારોતીખો, ખારાતૂરા કડવો તીખો કડવોતૂરા, તીખોતૂરા']

ત્રણત્રણ રસનો સયોગ (ત્રિક) કરવામાં ગળ્યો રસ બીજા બે રસ સાથે ભળવાથી ત્રણ ભેગા રસના દસ સયોગ (મિશ્રણ) થાય છે, ખાટા રસ બીજા બે રસ સાથ ભળવાથી ત્રણ ભેગા રસના છ સંયોગ થાય છે ખારા રસ બીજા બે રસ સાથે ભળવાથી ત્રણ ભેગા રસના ત્રણ સયોગ થાય છે અને કડવો રસ બીજા બે રસ સાથ ભળવાથી ત્રણ ભેગા રસનો એક સંયોગ થાય છે (આમાં જે ત્રણ રસનો સંયોગ એકવાર થઈ ગયો હોય તે જ ત્રણે રસના સંયોગની ગણતરી બીજી વાર થતી નથી ત્રણ રસના કુલ સંયોગો ૨૦ થાય છે તે નીચે પ્રમાણે છે ગળ્યાખાટાખારા, ગળ્યોખાટો કડવા ગળ્યાખાટોતીખો, ગળ્યાખાટોતૂરા, ગળ્યોખારા કડવા, ગળ્યોખારાતીખો ગળ્યોખારાતૂરા, ગળ્યોકડવા તીખો, ગળ્યોકડવાતૂરા ગળ્યોતીખોતૂરા, ખાટોખારા કડવા, ખાટોખારાતીખો, ખાટાખારાતૂરા ખાટાકડવા તીખો ખાટોકડવાતૂરા ખાટોતીખોતૂરા ખારાકડવા તીખો ખારાકડવાતૂરા ખારાતીખોતૂરા, કડવાતીખોતૂરા.)

ચાર ભેગા રસનું ચોકડું (ચતુષ્ક) બનાવવામાં ગળ્યો રસ બીજા ત્રણ રસ સાથે ભળવાથી ચાર ભેગા રસના દસ સંયોગો થાય છે ખાટો રસ બીજા ત્રણ રસ સાથે ભળવાથી ચાર ભેગા રસના ચાર સંયોગ થાય છે અને ખારો રસ બીજા ત્રણ રસ સાથ ભળવાથી ચાર ભેગા રસનો એક સંયોગ (મિશ્રણ) થાય છે (આમાં જે ચાર રસનો સંયોગ એક વાર થઈ ગયો હોય તે જ ચાર રસનો સયોગ બીજીવાર ગણતરીમાં લેવાતો નથી. આ રીતે ચાર રસના કુલ સંયોગ ૧૫ થાય છે તે નીચે પ્રમાણે છે ગળ્યા ખાટા ખારા કડવા, ગળ્યો ખાટો ખારા તીખો, ગળ્યો ખાટો ખારા તૂરા, ગળ્યા ખાટો કડવા તીખો, ગળ્યો ખાટો કડવા તૂરા, ગળ્યો ખાટો તીખો તૂરા, ગળ્યો ખારા કડવા તીખો, ગળ્યો ખારા કડવો તૂરા, ગળ્યો ખારા તીખો તૂરા,

ગળ્યો કડવો તીખો તૂરો, ખાટો ખારો કડવો તીખો, ખાટો ખારો કડવો તૂરો, ખાટો ખારો તીખો તૂરો, ખાટો કડવો તીખો તૂરો, ખારો કડવો તીખો તૂરો.)

પાંચ ભેગા રસનું પચક બનાવવામાં ખાટો રસ બીજા ચાર રસ સાથે ભળવાથી પાંચ ભેગા રસનો એક સયોગ (મિશ્રણ) થાય છે અને ગળ્યો રસ બીજા ચાર રસ સાથે ભળવાથી પાંચ ભેગા રસના પાંચ મિશ્રણ થાય છે (ખાટા અને ગળ્યા સિવાયનો બીજો રસ પોતાના સિવાયના બીજા ચાર રસ સાથે ભળવાથી જે પાંચ રસના મિશ્રણ થાય છે, તે મિશ્રણો ખાટો અને ગળ્યો રસ એક પછી એક પોતાના સિવાય બીજા ચાર રસ સાથે મળવાથી થાય છે તેના તે જ છે, તેથી એ સંયોગોની ગણતરી થઈ શકે નહિ પાંચ ભેગા રસના કુલ સયોગો છ છે, તે નીચે પ્રમાણે છે ખાટો ખારો કડવો તીખો તૂરો, ગળ્યો ખાટો ખારો કડવો તીખો, ગળ્યો ખાટો ખારો કડવો તૂરો, ગળ્યો ખાટો ખારો તીખો તૂરો, ગળ્યો ખાટો કડવો તીખો તૂરો, ગળ્યો ખારો કડવો તીખો તૂરો

છએ રસ ભેગા મળ્યા હોય એવું દ્રવ્ય—એવો સંયોગ એક છે (ગળ્યો ખાટો ખારો કડવો તીખો તૂરો)

(આ રીતે છ રસો જુદી જુદી રીતે મળીને ૫૭ સંયોગો—મિશ્રણો—થાય છે તે ઉપરાત) છ રસો એક બીજા સાથે ભળ્યા વિનાના પોતે અલગઅલગ પણ હોય છે (ગળ્યો, ખાટો, ખારો, કડવો, તીખો, તૂરો.)

ત્રેસઠ રસભેદનું વિવરણ

**षट् पञ्चका, षट् च पृथग्रसा स्यु-**
**श्चतुर्द्विकौ पञ्चदशप्रकारौ।**
**भेदास्त्रिका विंशतिरेकमेव**
**द्रव्यं षडास्वादमिति त्रिषष्टिः॥४३॥**

(શ્લોક ૪૦ થી ૪૨ માં બતાવ્યા પ્રમાણે) પાંચ ભેગા રસના ૬ સંયોગો, ૬ છૂટા (ભળ્યા વિનાના શુદ્ધ) રસો, ચાર ભેગા રસોના ૧૫ સંયોગો, બે ભેગા રસોના ૧૫ સંયોગો, ત્રણ ભેગા રસોના ૨૦ સંયોગો (મિશ્રણો) અને છએ ભેગા રસનું એક જ દ્રવ્ય—એ રીતે કુલ ૬૩ રીતની રસની બનાવટો (કલ્પનાઓ) છે

રસની સૂક્ષ્મ કલ્પના

**ते रसानुरसतो रसभेदा-**
**स्तारतम्यपरिकल्पनया च**
**सम्भवन्ति गणनां समतीता**
**दोषभेषजवशादुपयोज्याः॥४४॥**

રસના એ ૬૩ પ્રકારમાં વળી દરેક પ્રકારમાં મુખ્ય રસ કયો અને બીજાના અનુરસ કયા, વળી એમાંના કયા રસનો સ્વાદ બીજા રસોના સ્વાદ કરતા કેટલે અંશે ઓછો કે વધારે છે કે સૌથી વધારે છે, એ બધી બાબતોનો ખ્યાલ રાખી જો રસના એ ૬૩ ભાગના વળી પેટા ભાગ પાડીએ તો ગણી ન શકાય એટલા પેટા ભાગ સંભવે છે

દોષ અને ઔષધનો વિચાર કરીને જે દોષ અને જે ઔષધ ઉપર જે (શુદ્ધ કે મિશ્ર) રસ વાપરવા યોગ્ય હોય તે વાપરવા

દાખલા તરીકે એકલા વાયુના દરદમાં ખટાશ, પિત્ત અને વાયુ બંનેના ભેગા પ્રકોપથી થયેલા દરદમાં ખાટાકડવાનું મિશ્રણ, કફ અને વાયુ બંનેના ભેગા પ્રકોપથી થયેલા દરદમા ખાટાતીખાનું મિશ્રણ, આમ દોષનો વિચાર કરી રસનો ઉપયોગ કરવો.

તે જ પ્રમાણે જુલાબની દવા એક રસવાળી હોય તે હૃદય માટે સારી નથી, તેથી એવી દવામાં બીજા રસ મેળવીને વધારે રસવાળી કરવી

રસનો ઉપયોગ કરવામાં જેમ દોષ અને ઔષધ નો વિચાર કરવો જોઈએ તેમ દેશ, કાળ, ઉંમર, સાત્મ્ય વગેરે બાબતોનો પણ વિચાર કરવો જોઈએ.

इत्यष्टांगहृदये सूत्रस्थाने रसभेदीयाख्यो नाम दशमोऽध्यायः॥१०॥

## અધ્યાય ૧૧ મો : દોષાદિવિજ્ઞાનીય

પાછલા અધ્યાયમા છેવટે કહ્યુ કે દોષ અને ઔષધનું સામર્થ્ય જોઈને રસનો ઉપયોગ કરવો, માટે દોષનું શું સામર્થ્ય છે અને તે કેવા છે એ વગેરે જાણવાની જરૂર છે, એ માટે આ અધ્યાયનો આરભ કર્યો છે

**अथातो दोषादिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः।**

હવે દોષો વગેરેના વિજ્ઞાનને લગતો અધ્યાય વિસ્તારથી કહીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિ ઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

ધાતુઓ અને મળો, દોષના આધારરૂપ હોવાથી ધાતુઓ અને મળોનુ બરાબર જ્ઞાન થયા વિના દોષોનું યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી, માટે આ અધ્યાયમાં 'દોષો વગેરેનું વિજ્ઞાન' એટલે 'દોષો, ધાતુઓ અને મળોનું વિજ્ઞાન' વિસ્તારથી કહ્યુ છે

### દોષ, ધાતુ અને મળ

**दोषधातुमला मूलं सदा देहस्य**

દોષો, ધાતુઓ અને મળો (એટલે વાયુ એટલે

યોગ્ય પ્રમાણમા હોય ત્યારે) સદા (જન્મ વગેરે બધી અવસ્થાઓમા) દેહના મૂળ (કારણ) રૂપ છે (ઝાડની શરૂઆત મૂળથી થાય છે તેથી એનાં બધા અંગોમા જેમ મૂળ મુખ્ય છે, તેમ શરીરમા પણ દોષો, ધાતુઓ અને મળો મુખ્ય છે, એ સમ હોય તો આરોગ્ય રહે અને વિષમ હોય તો રોગ થાય)

દોષોના કામ

तं चलः ।
उत्साहोच्छ्वासनिश्वासचेष्टावेगप्रवर्तनैः ॥ १ ॥
सम्यग्गत्या च धातूनामक्षाणां पाटवेन च ।
अनुगृह्णात्यविकृतः, पित्तं पक्त्यूष्मदर्शनैः ॥ २ ॥
क्षुत्तृड्रुचिप्रभामेधाधीशौर्यतनुमार्दवैः ।
श्लेष्मा स्थिरत्वस्निग्धत्वसन्धिबन्धक्षमादिभिः ॥

વાયુ સમ હોય ત્યારે ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિશ્વાસ, ક્રિયા, તેર વેગો આવવા, ધાતુઓની બરાબર (ધીમીયે નહિ અને ઉતાવળીયે નહિ એવી) ગતિ અને ઇન્દ્રિયોની ચપળતા, એટલા વાના બરાબર થતાં હોવાથી સમ (ન બગડેલો) વાયુ શરીરને ઉપયોગી છે

પિત્ત સમ હોય ત્યારે પચવાનું કામ, ગરમી, જોવાનું કામ, ભૂખ, તરસ, રુચિ, દેહની કાંતિ, મેધા, બુદ્ધિ, શૂરાતન, શરીરની મૃદુતા, એટલાં વાનાં બરાબર થતાં હોવાથી સમ પિત્ત શરીરને ઉપયોગી છે

કફ સમ હોય ત્યારે શરીર દૃઢ બને છે, સ્નિગ્ધ થાય છે, શરીરના સાંધા બરાબર જોડાયેલા રહે છે, ખડતલપણું આવે છે વગેરે બરાબર થતું હોવાથી સમ કફ શરીરને ઉપયોગી છે

ધાતુઓનાં કામ

प्रीणनं जीवनं लेपः स्नेहो धारणपूरणे ।
गर्भोत्पादश्च धातूनां श्रेष्ठं कर्म क्रमात्स्मृतम् ॥४॥

પ્રીણન, જીવન, લેપ, સ્નેહન, ધારણ, પૂરણ અને ગર્ભની ઉત્પત્તિ એ અનુક્રમે રસ, લોહી, માંસ, ચરબી, હાડકાં, મજ્જા અને વીર્ય એ સાત (સમ) ધાતુઓનું શ્રેષ્ઠ (મુખ્ય) કામ છે એવું આયુર્વેદશાસ્ત્રમાં કહ્યુ છે

ઉપર દરેક ધાતુનું એક એક શ્રેષ્ઠ કામ અનુક્રમે કહ્યુ, પણ દરેક ધાતુ બીજા કામ પણ કરે છે રસ સંતોષ આપે છે, લોહીને પોષણ આપે છે, લોહી શરીરના રંગને નિર્મળ કરે છે અને માંસને પોષણ આપે છે માંસ બળ આપે છે અને ચરબીને પોષણ આપે છે ચરબી પરસેવો આણે છે શરીરને દૃઢ બનાવે છે અને હાડકાંને પોષણ આપે છે હાડકાં મજ્જાને પોષણ આપે છે, મજ્જા બળ આપે છે અને વીર્યને પોષણ આપે છે વીર્ય હર્ષ અને બળ આપે છે

મળનાં કામ

अवष्टम्भः पुरीषस्य, मूत्रस्य क्लेदवाहनम् ।
स्वेदस्य क्लेदविधृतिः

(સમ એટલે ન બગડેલા) ઝાડાનું ઉત્તમ (મુખ્ય) કામ શરીરને ધારણ કરવાનું છે, સમ મૂત્રનું ઉત્તમ કામ શરીરમાથી ક્લેદને બહાર કાઢવાનુ છે અને સમ પરસેવાનું ઉત્તમ કામ ક્લેદને વ્યવસ્થિત કરવાનું છે (જો બધો ક્લેદ શરીરમાથી નીકળી જાય તો શરીર સુકાઈ જાય, માટે પરસેવો જરૂર પૂરતા ક્લેદને બહાર નીકળવા દઈને, શરીરને લીલું રાખવા પૂરતા ક્લેદને અંદર પકડી રાખવા માટેની કુદરતી ગોઠવણ છે)

સમ ઝાડાનું બીજુ કામ વાયુને અને જઠરાગ્નિને ધારણ કરવાનુ છે સમ મૂત્રનું બીજુ કામ મૂત્રાશય ભરવાનું છે અને સમ પરસેવાનું બીજુ કામ વાળ ન ખરવા દેવાનું છે ઉપરાંત બીજા પણ નાનાંમોટાં કામ હોય છે

વધેલા વાયુનાં કામ

वृद्धस्तु कुरुतेऽनिलः ॥ ५ ॥
कार्श्यकार्ष्ण्योष्णकामत्वकम्पाऽऽनाहशकृद्ग्रहान् ।
बलनिद्रेन्द्रियभ्रंशप्रलापभ्रमदीनताः ॥ ६ ॥

વાયુ વધે ત્યારે તે શરીરને કૃશ (પાતળું) અને કાળું કરે છે, ગરમ પદાર્થની ઇચ્છા થાય છે, કંપ અને આનાહ કરે છે, ઝાડાને રોકે છે, બળનો, ઊંઘનો અને ઇન્દ્રિયોનો નાશ કરે છે, બકરી થાય છે અને દુખિયારાપણું (લાચાર સ્થિતિ) થાય છે

વૃદ્ધ—વધેલું—શરીરમા યોગ્ય પ્રમાણથી વધી ગયેલું

વધેલા પિત્તનાં કામ

पीतविण्मूत्रनेत्रत्वक्क्षुत्तृड्दाहाऽल्पनिद्रताः ।
पित्तम्

વધેલા પિત્તને લીધે ઝાડો, પેશાબ, આંખો અને ચામડી પીળાં થઈ જાય છે, બહુ ભૂખ અને તરસ લાગે છે, બળતરા થાય છે તથા ઊંઘ ઓછી થઈ જાય છે

વધેલા કફનાં કામ

श्लेष्माऽग्निसदनप्रसेकालस्यगौरवम् ॥ ७ ॥
श्वैत्यशैत्यश्लथाङ्गत्वं श्वासकासातिनिद्रताः ।

કફ વધી પડે છે ત્યારે જઠરાગ્નિ મંદ પડે છે, પ્રસેક થાય છે, આળસ આવે છે, શરીર ભારેભારે થઈ

જાય છે, ચામડી ધોળી થઈ જાય છે, અંગ ઠંડાં થઈ જાય છે, શરીર ઢીલુંઢીલું થઈ જાય છે, દમ અને ઉધરસ થાય છે અને બહુ ઊંઘ આવે છે

વધેલા રસનું તથા લોહીનું કામ

रसोऽपि श्लेष्मवत् रक्तं विसर्पप्लीहविद्रधीन् ॥८॥
कुष्ठवातास्रपित्तास्रगुल्मोपकुशकामलाः ।
व्यङ्गाग्निनाशसम्मोहरक्तत्वङ्नेत्रमूत्रताः ॥९॥

વધેલા રસની અસર પણ વધેલા કફના જેવી જ છે લોહી જ્યારે વધી પડે છે ત્યારે વિસર્પરોગ, બરોળ, ગંડ, કુષ્ઠ, વાત, રક્તપિત્ત, ગોળો, ઉપકુશ નામે દાંતનો રોગ, કમળો, વ્યંગરોગ, જઠરાગ્નિનો નાશ અને મૂર્છા કરે છે વળી તેનાથી ચામડી, આંખ અને મૂત્ર રાતાં થાય છે.

વધેલા માંસનું કામ

मांसं गण्डार्बुदग्रन्थिगण्डोरूदरवृद्धिताः ।
कण्ठादिष्वधिमांसं च

વધેલું માંસ ગંડરોગ, અર્બુદ, ગ્રંથિ વગેરે રોગ ઉત્પન્ન કરે છે, ગાલ, સાથળ અને ઉદર (પેટ) વધી જાય છે અને ગળું, તાળવું, જીભ વગેરે ઠેકાણેના માંસ ઉપર બીજું માંસ વધે છે

વધેલી ચરબીનું કામ

तद्वन्मेदस्तथा श्रमम् ॥१०॥
अल्पेऽपि चेष्टिते श्वासं स्फिक्स्तनोदरलम्बनम् ।

ચરબી વધે છે, ત્યારે બગડેલા માંસની પેઠે ગંડ વગેરે બધું થાય છે તે ઉપરાંત થોડી પણ મહેનત કરવાથી થાક લાગે છે તથા હાંફી જવાય છે, કૂલા, સ્તન તથા પેટ મોટાં થઈ લબડે છે

વધેલાં હાડકાંનું કામ

अस्थ्यध्यस्थ्यधिदन्तांश्च

વધેલા હાડકાથી અધ્યસ્થિ અને અધિદંત રોગ થાય છે (હાડકા ઉપર બીજું હાડકું ઊગે તેને અધ્યસ્થિ કહે છે)

વધેલી મજ્જાનું કામ

मज्जा नेत्राङ्गगौरवम् ॥११॥
पर्वसु स्थूलमूलानि कुर्यात्कृच्छ्राण्यरूंषि च ।

વધેલી મજ્જા આંખો અને શરીરને ભારે કરે છે તથા સાંધાઓમાં સ્થૂલ મૂળવાળાં અને કષ્ટસાધ્ય ગૂમડાં કરે છે

વધેલા વીર્યનું કામ

अतिस्त्रीकामतां वृद्धं शुक्रं शुक्राश्मरीमपि ॥१२॥

વધેલા વીર્યથી ફરીફરીને સ્ત્રી ભોગવવાનું મન થાય છે તથા શુક્રાશ્મરી નામનો પથરીનો રોગ થાય છે.

વધેલા ઝાડાનું કામ

कुक्षावाध्मानमाटोपं गौरवं वेदनां शकृत् ।

વધેલા ઝાડાથી આધ્માન, આટોપ, કૂખમાં ભાર તથા પીડા થાય છે

વધેલા મૂત્રનું કામ

मूत्रं तु बस्तिनिस्तोदं कृतेऽप्यकृतसंज्ञताम् ॥१३॥

વધેલા પેશાબથી મૂત્રાશયમાં પીડા થાય છે તથા પેશાબ થયો હોવા છતાં પણ જાણે પેશાબ કર્યો જ ન હોય એમ પેશાબની ખણસ થયા કરે છે

વધેલા પરસેવાનું કામ

स्वेदोऽतिस्वेददौर्गन्ध्यकण्डूः

વધેલા પરસેવાથી બહુ પરસેવો થાય છે, શરીર ગંધાય છે અને ચળ (ખણજ) આવે છે

વધેલા બીજા મળનાં કામ

एवं च लक्षयेत् ।
दूषिकादीनपि मलान् बाहुल्यगुरुतादिभिः ॥१४॥

એ જ રીતે આંખના પીયા વગેરે મળ પણ વધારે પડતા થવા માંડે તથા તે અવયવ ભારે લાગે તે ઉપરથી જાણવું કે તે મળ વધ્યા છે (નાકનો મળ, કાનનો મળ, વગેરે પણ સાધારણ નિયમ કરતાં વધારે જણાય તથા નાક, કાન વગેરે ભારે લાગવા માંડે ત્યારે તે સ્થાનનો મળ વધી ગયો છે એમ જાણવું)

ઓછા વાયુનાં લક્ષણ

लिङ्गं क्षीणेऽनिलेऽङ्गस्य सादोऽल्पं भाषितेहितम् ।
संज्ञामोहस्तथा श्लेष्मवृद्ध्युक्तामयसम्भवः ॥१५॥

વાયુ ક્ષીણ થાય—વાયુ જેટલા પ્રમાણમાં શરીરમાં જોઈએ તે કરતાં ઓછો થાય—ત્યારે તેનાં ચિહ્ન આ પ્રમાણે છે, શરીરનાં અંગ પોતપોતાનું કર્મ કરી શકતાં નથી, બોલવાનું તથા શરીરની ક્રિયા ઓછી થાય છે, બુદ્ધિ બહેર મારી જાય છે તથા કફની વૃદ્ધિ થવાથી જે રોગ ઉત્પન્ન થાય છે એનું પાછળ (શ્લોક ૭, ૮માં) કહ્યું છે, તે બધા રોગ થાય છે

ઓછા પિત્તનાં લક્ષણ

पित्ते मन्दोऽनलः शीतं प्रभाहानिः

પિત્ત ઓછું થવાથી જઠરાગ્નિ મંદ પડે છે, ટાઢ વાય છે તથા પ્રભા જતી રહે છે

ઓછા કફનાં લક્ષણ

कफे भ्रमः ।
श्लेष्माशयानां शून्यत्वं हृद्द्रवः श्लथसन्धिता ॥१६॥

કફ કમી થવાથી ફેર આવે છે, છાતી, માથું, સાધા વગેરે કફના સ્થાન (શ્લેષ્માશય) ખાલી પડી જાય છે, હૃદય પીગળે છે તથા સાધાઓ ઢીલા પડી જાય છે

ઓછા રસનાં લક્ષણ

रसे रौक्ष्यं श्रमः शोषो ग्लानिः शब्दासहिष्णुता ।

રસ ઓછો થવાથી શરીર લૂખું પડી જાય, થાક લાગે, મોં સુકાય, કટાળો આવે તથા અવાજ સહન થાય નહિ

ઓછા લોહીનાં લક્ષણ

रक्तेऽम्लशिशिरप्रीतिसिराशैथिल्यरूक्षताः ॥१७॥

લોહી કમી થઈ જાય ત્યારે ખાટા પદાર્થની અને ઠંડા પદાર્થની ઇચ્છા થાય, શિરાઓ ઢીલી પડી જાય તથા શરીર લૂખું થઈ જાય

ઓછા માંસનાં લક્ષણ

मांसेऽक्षग्लानिगण्डस्फिक्शुष्कतासन्धिवेदनाः ।

માંસ કમી થવાથી ઇન્દ્રિયો નબળી પડે છે, ગાલ તથા કૂલા સુકાય છે અને સાંધામાં ફાટ કે કળતર થતું હોય તેવી પીડા થાય છે

ઓછી ચરબીનાં લક્ષણ

मेदसि स्वपनं कट्याः प्लीह्नो वृद्धिः कृशाङ्गता ॥

ચરબી ઓછી થઈ જવાથી કમરનો સ્વાપ થાય છે, બરોળ વધે છે અને શરીર પાતળું થઈ જાય છે

ઓછાં હાડકાંનાં લક્ષણ

अस्थ्यस्थितोदः शदनं दन्तकेशनखादिषु ।

હાડકાં પાતળાં થઈ જવાથી હાડકાંમાં તોડ થાય છે તથા દાંત, વાળ અને નખ વગેરે ખરી પડે છે

ઓછી મજ્જાનાં લક્ષણ

अस्थ्नां मज्जनि सौषिर्यं भ्रमस्तिमिरदर्शनम् ॥

મજ્જા ઓછી થવાથી હાડકામાં છિદ્રો પડી જાય છે, ફેર આવે છે તથા આંખે અંધારા આવે છે.

ઓછા વીર્યનાં લક્ષણ

शुक्रे चिरात् प्रसिच्येत शुक्रं शोणितमेव वा ।
तोदोऽत्यर्थं वृषणयोर्मेढ्रं धूमायतीव च ॥२०॥

શુક્ર (વીર્ય) ઓછું થવાથી વીર્ય નીકળતાં બહુ વાર થાય છે અથવા વીર્યને બદલે લોહી પડે છે, અંડમાં અત્યંત તોડ થાય છે તથા મૂત્રેન્દ્રિય જાણે ધુમાડા જેવી કાળી પડી જાય છે

ઓછા ઝાડાનાં લક્ષણ

पुरीषे वायुरन्त्राणि सशब्दो वेष्टयन्निव ।
कुक्षौ भ्रमति यात्यूर्ध्वं हृत्पार्श्वे पीडयन् भृशम् ॥

શરીરમા ઝાડો યોગ્ય પ્રમાણથી ઓછો હોય ત્યારે વાયુ જાણે આંતરડાને વીંટતો હોય તેમ (વીંટાઈ વળતો હોય તેમ) અવાજ કરતોકરતો કૂખમા ફરે છે અને (કોઈ વાર) હૃદય અને પડખાંને ભીંસ મારતોમારતો ઊંચો ચડે છે

ઓછા મૂત્રનાં લક્ષણ

मूत्रेऽल्पं मूत्रयेत्कृच्छ्राद्विवर्णं सास्रमेव वा ।

શરીરમા મૂત્ર ઓછું હોય ત્યારે મહામહેનતે વિવર્ણ અથવા રુધિર સહિત પેશાબ થાય છે (લોહી જેવા રંગનો કે લોહીવાળો થોડો પેશાબ થાય છે)

ઓછા પરસેવાનાં લક્ષણ

स्वेदे रोमच्युतिः स्तब्धरोमता स्फुटनं त्वचः ॥२२॥

શરીરમાં પરસેવો પ્રમાણથી ઓછો હોય ત્યારે કેટલાંક રૂવાં ખરી પડે છે, કેટલાંક રૂવાં કડક થઈ જાય છે, તેમ જ ચામડી ફાટે છે

બીજા મળો ઓછા હોય તેનાં લક્ષણ

मलानामतिसूक्ष्माणां दुर्लक्ष्यं लक्षयेत् क्षयम् ।
स्वमलायनसंशोषतोदशून्यत्वलाघवैः ॥ २३ ॥

આંખના પીયા, મનનો મેલ, નાકનું લીંટ વગેરે અતિ સૂક્ષ્મ મળ બહુ થોડા આવતા હોય તો તે ઓછા છે એમ સમજવું કઠણ છે, છતાં તે તે મળના સ્થાન રૂપ ઇન્દ્રિય સુકાઈ જાય છે, તેમાં તોડ થાય, તે ખાલી થઈ ગયેલી જણાય તથા તે હલકી થઈ ગયેલી લાગે તે ઉપરથી તે તે મળ ઓછો થઈ ગયો છે એવું સમજવું

દોષ, ધાતુ અને મળ વધ્યા છે કે ઘટ્યા છે
તે જાણવાનું સામાન્ય લક્ષણ

दोषादीनां यथास्वं च विद्याद् वृद्धिक्षयौ भिषक् ।
क्षयेण विपरीतानां गुणानां वर्धनेन च ॥ २४ ॥
वृद्धिं मलानां सङ्गाच्च क्षयं चातिविसर्गतः ।

(ઉપર શ્લોક ૫ થી ૨૩ સુધીમાં પ્રમાણથી વધારે અને પ્રમાણથી ઓછા દોષ, ધાતુ અને મળ હોય તે થી શાં લક્ષણો થાય તે વિગતવાર કહ્યું, હવે એ જ વાત ટૂંકમાં કહે છે)

દરેક દોષ, ધાતુ અને મળના પોતપોતાના જે ગુણ

હોય છે, તે ગુણોથી વિરુદ્ધ ગુણ શરીરમાં ઓછા થઈ ગયેલા જણાય તો તે દોષ, ધાતુ કે મળ પ્રમાણથી વધારે છે એમ સમજવું અને જો એ વિરુદ્ધ ગુણો વધી ગયેલા જણાય તો તે દોષ, ધાતુ કે મળ પ્રમાણથી ઓછો છે એમ સમજવું. (વળી મળ પ્રમાણથી વધ્યા છે કે ઘટયા છે તે જાણવાની બીજી રીત પણ છે. આ બીજી રીત દોષ તથા ધાતુને લાગુ પડતી નથી.) મળ (નીકળવા જોઈએ એટલા) નીકળતા ન હોય તો તે પ્રમાણથી વધારે છે એમ સમજવું અને જોઈએ તે કરતાં વધારે નીકળતા હોય તો પ્રમાણથી ઓછા છે એમ સમજવું.

લૂખાશ, ઠંડક, હલકાપણું વગેરે વાયુના ગુણ છે. હવે જો શરીરમાં એનાથી વિરુદ્ધ ચીકાશ, ગરમી, ભારેપણું વગેરે ગુણો વધી ગયેલા જણાય તો સમજવું કે શરીરમાં વાયુનું પ્રમાણ ઓછું થઈ ગયું છે અને જો એ વિરુદ્ધ ગુણો (ચીકાશ વગેરે) જોઈએ તે કરતાં ઓછા થઈ ગયેલા જણાય તો જાણવું કે શરીરમાં વાયુનું પ્રમાણ વધી ગયું છે. આ રીતે બીજા દોષ, ધાતુ અને મળનો વધારોઘટાડો નક્કી કરવો. (દોષોના ગુણ સૂ. ૧૦૫ થી ૧૧૫ માં આપેલા છે.)

**મળના વધારા કરતાં મળનો ઘટાડો વધારે પીડા કરે છે**

**मलोचितत्वाद्देहस्य क्षयो वृद्धेस्तु पीडनः ॥२५॥**

(દોષ ધાતુ અને મળ પ્રમાણથી વધી જાય કે ઘટી જાય તે બન્ને સ્થિતિમાં પીડા તો થાય છે; છતાં) દોષ, ધાતુ અને મળથી શરીર ટેવાઈ ગયેલું હોવાથી દોષ વગેરેના વધી જવાથી જેટલી પીડા થાય છે, તેના કરતાં દોષ વગેરેના ઘટી જવાથી વધારે પીડા થાય છે.

**દોષોના વધારાઘટાડાથી થતા રોગના સામાન્ય ઉપચાર**

**तत्रास्थनि स्थितो वायुः, पित्तं तु स्वेदरक्तयोः।**
**श्लेष्मा शेषेषु, तेनैषामाश्रयाश्रयिणां मिथः॥**
**यदेकस्य तदन्यस्य वर्धनक्षपणौषधम्।**
**अस्थिमारुतयोर्नैवं, प्रायो वृद्धिर्हि तर्पणात्॥२७॥**
**श्लेष्मणाऽनुगता तस्मात् संक्षयस्तद्विपर्ययात्।**
**वायुनाऽनुगतोऽस्माच्च वृद्धिक्षयसमुद्भवान्॥२८**
**विकारान् साधयेच्छीघ्रं क्रमाल्लङ्घनबृंहणैः।**

(હવે દૂષ્યોનો વધારો અને ઘટાડો કયા કારણથી થાય છે તે વગેરે બાબતોનું જ્ઞાન થવા માટે દોષ અને દૂષ્ય વચ્ચે આશ્રયાશ્રયીભાવ કહે છે.) તેમાં (દોષો, ધાતુઓ અને મળોમાં), હાડકામાં વાયુ રહે છે (એટલે હાડકું આશ્રય–સ્થાન છે અને વાયુ આશ્રયી એટલે એ સ્થાનમાં રહેનારો છે), પરસેવામાં અને લોહીમાં પિત્ત રહે છે અને બાકીની ધાતુઓ અને મળોમાં (એટલે રસ, માંસ, ચરબી, મજ્જા, વીર્ય, પેશાબ, ઝાડો વગેરે ધાતુઓ અને મળોમાં) કફ રહે છે. આમ એક તરફ ધાતુઓ અને મળો અને બીજી તરફ દોષો, એ બન્ને વચ્ચે આશ્રય અને આશ્રયીનો સંબંધ હોવાથી (એટલે અમુક દોષ અમુકઅમુક ધાતુ અને મળમાં રહેતો હોવાથી) આશ્રય અને આશ્રયીના સંબંધથી જોડાયેલાં એમનામાંથી (એક તરફ આશ્રયરૂપ ધાતુઓ અને મળો અને બીજી તરફ આશ્રયીરૂપ દોષો, એ બેમાંથી) એકને (આશ્રય કે આશ્રયીને) જે (આહાર, વિહાર ને ક્રિયા) વધારી શકે, ઘટાડી શકે ને ઔષધરૂપ બની શકે (યોગ્ય પ્રમાણમાં લાવી શકે) તે (આહાર, વિહાર અને ક્રિયા) બીજાને (આશ્રયી કે આશ્રયને) વધારી શકે, ઘટાડી શકે અને યોગ્ય પ્રમાણમાં લાવી શકે. (આ સામાન્ય નિયમ છે, પણ આ નિયમ આશ્રય હાડકાં અને એના આશ્રયી વાયુને લાગુ પડતો નથી. તેથી કહે છે કે) હાડકાં અને વાયુની બાબતમાં એવું (ઉપર કહ્યું તેવું) બનતું નથી; કારણ કે બૃંહણ કરવાથી સામાન્ય રીતે દોષ, ધાતુ અને મળ વધે છે અને જ્યાં જ્યાં કશાનો પણ વધારો થાય છે ત્યાં ત્યાં પાછળ પાછળ કફ પણ હોય છે જ, (તે જ પ્રમાણે) તેનાથી (બૃંહણથી) ઊંધું (લંઘન–લાંઘણ) કરવાથી સામાન્ય રીતે દોષ, ધાતુ અને મળ ઘટે છે અને જ્યાં જ્યાં કશું પણ ઘટે છે ત્યાં ત્યાં પાછળપાછળ વાયુ પણ આવે છે જ. તેથી દોષો વગેરે વધી જવાથી થયેલા રોગોને તથા દોષો વગેરે ઓછા થવાથી થયેલા રોગોને અનુક્રમે લંઘનથી અને બૃંહણથી તરત જ મટાડવા. (વૃદ્ધિથી થયેલા રોગોને લંઘનથી અને ઘટાડાથી થયેલા રોગોને બૃંહણથી બિલકુલ વખત ગુમાવ્યા વિના મટાડવા આ સામાન્ય નિયમ છે. તે વાયુને લાગુ પડતો નથી. વાયુનો સામાન્ય ઉપચાર શ્લોક ૨૯માં કહેશે.)

('હાડકાં અને વાયુની બાબતમાં એવું બનતું નથી' એવું શ્લોકમાં કહ્યું છે તેનું કારણ એ છે કે હાડકાંને વધારવાને બૃંહણ કરવું પડે. એ બૃંહણમાં સ્નિગ્ધ, ગળ્યા વગેરે વાયુનો નાશ કરે એવા પદાર્થો વાપરવા પડે, તેથી હાડકું વધારવા જતાં વાયુ વધવાને બદલે ઘટે છે, ને જ પ્રમાણે વાયુને વધારવા માટે લૂખા કરવા વગેરે ઉપાય કરવા પડે પણ એ ઉપાયોથી હાડકું વધવાને બદલે ઘટે છે. આ રીતે આશ્રય અને આશ્રયીમાંનું એક જેનાથી વધે તેનાથી બીજુંયે વધે, એક જેનાથી ઘટે તેનાથી બીજુંયે ઘટે એ સામાન્ય

નિયમ હાડકા અને વાયુના સંબંધમાં લાગુ પડતો નથી )

**वायोरन्यत्र, तज्जांस्तु तैरेवोत्क्रमयोजितैः ॥२९॥**

વાયુ સિવાયના બાકીના દોષ, ધાતુ અને મળના વધારાથી થયેલા રોગ લંઘનથી અને રોગના ઘટાડાથી થયેલા રોગ બૃંહણથી મટાડવા, પણ વાયુના રોગ તો તે લંઘન અને બૃંહણનો ક્રમ ઉલટાવીને મટાડવા (એટલે વાયુના વધારાથી થયેલા રોગ બૃંહણથી અને વાયુ ઘટી જવાથી થયેલા રોગ લાંઘણથી મટાડવા )

### રસથી થતા રોગનો ઉપાય

વાયુ વગેરે દોષોની વૃદ્ધિ અને ક્ષયથી ઊપજેલા વિકારોની વિશેષ ચિકિત્સા આ જગાએ બતાવી નથી, કેમ કે આગળ ‘દોષોપક્રમણીય’ નામે તેરમા અધ્યાય કહેવાશે ત્યાં એ વાત વિસ્તારથી કહેવાની છે, માટે અહીં સામાન્ય ઉપાય બતાવ્યો છે વાત, પિત્ત અને કફની સામાન્ય ચિકિત્સા થયા પછી રસની વૃદ્ધિથી ઊપજેલા વિકારોની ચિકિત્સા કહેવી જોઈએ, પણ પાછળ શ્લોક ૭ મા કહ્યુ છે, કે ‘વધેલા રસની અસર પણ વધેલા કફના જેવી જ છે ’ માટે કફની ચિકિત્સા પ્રમાણે જ રસની સામાન્ય ચિકિત્સા જાણી લેવી રસ પછી રુધિરની ચિકિત્સા કહેવી જોઈએ તે હવે કહે છે

### લોહી વગેરે ધાતુઓના તથા મળોના વધારાઘટાડાથી થતા રોગોના ખાસ ઉપાય

**विशेषाद्रक्तवृद्ध्युत्थान् रक्तस्रुतिविरेचनैः ।**
**मांसवृद्धिभवान् रोगान् शस्त्रक्षाराग्निकर्मभिः ॥**
**स्थौल्यकार्श्योपचारेण मेदोजानस्थि-**
**संक्षयात् ।**
**जातान् क्षीरघृतैस्तिक्तसंयुतैर्बस्तिभिस्तथा ॥३१॥**
**विड्वृद्धिजानतीसारक्रियया, विट्क्षयोद्भवान् ।**
**मेषाजमध्यकुल्माषयवमाषद्वयादिभिः ॥ ३२ ॥**
**मूत्रवृद्धिक्षयोत्थांश्च मेहकृच्छ्रचिकित्सया ।**
**व्यायामाभ्यञ्जनस्वेदमद्यैः स्वेदक्षयोद्भवान् ॥३३॥**

લોહી વધી ગયાથી થયેલા રોગોને ખાસ કરીને ફસ્ત ખોલીને તથા રેચ આપીને મટાડવા, માંસ વધી જવાથી થયેલા રોગોને ખાસ શસ્ત્રથી કાપીને, ક્ષારથી બાળીને અને અગ્નિથી ડામ દઈને મટાડવા (ચરબીથી થયેલા રોગોને એટલે) ચરબી વધી જવાથી થયેલા રોગોને અને ચરબી ઘટી જવાથી થયેલા રોગોને અનુક્રમે (સૂ અ ૧૪મા કહેલા) શરીર ઘટાડવાના અને શરીર વધારવાના ઉપાય કરીને મટાડવા (એટલે ચરબી વધી જવાથી થયેલા રોગમા શરીર ઉતારવાના અને ચરબી ઓછી થઈ જવાથી થયેલા રોગોમા શરીર વધારવાના ઉપાય કરવા), હાડકાં ઘસાઈ જવાથી (ગળી જવાથી) થતા રોગોને કડવાં ઔષધવાળા દૂધ અને ઘીથી તથા કડવાં ઔષધવાળી બસ્તિઓ આપીને મટાડવા, ઝાડાનો ભરાવો થઈ જવાથી થયેલા રોગને (ચિ અ ૯મા) અતિસાર રોગ માટે બતાવેલા ઉપાયથી મટાડવા, શરીરમા ઝાડાનું પ્રમાણ ઓછુ થઈ જવાથી થયેલા રોગોને ઘેટાના તથા બકરાના મધ્ય(અંતરાધિ)નુ માંસ આપીને, ઘી, હિંગ વગેરેનો વઘાર કરેલા અડદ વગેરેના બાકળા કે ઘૂઘરી આપીને, જવ, અડદ અને ચોળા વગેરે આપીને મટાડવા, શરીરમાં પેશાબનો વધારો થઈ જવાથી થયેલા રોગને (ચિ અ ૧૨મા કહેલા) મેહરોગના ઉપાય કરીને મટાડવા અને પેશાબ ઘટી જવાથી થયેલા રોગોને (ચિ અ ૧૧મા કહેલા) મૂત્રકૃચ્છ્ર રોગના ઉપાય કરીને મટાડવા શરીરમા પરસેવો ઓછો થઈ જવાથી થયેલા રોગોને કસરત, અભ્યંગ, શેક અને દારૂથી મટાડવા

(હાડકારૂપી ધાતુ ઓછી થઈ ગઈ હોય તેને વધારવા માટે ઉપર કડવા દ્રવ્યોનો ઉપયોગ કરવાનું લખ્યું છે, પણ કડવા દ્રવ્યોથી તો વાયુ વધે તેથી હાડકાં વધારે સુકાય અને પરિણામે હાડકા વધવાને બદલે સુકાતાં જાય, માટે એ ઉપાય યોગ્ય નથી એવી શંકાના ઉત્તરમા ટીકાકાર કહે છે કે જે દ્રવ્ય સ્નિગ્ધ, સૂકવી નાખે એવું અને કરકરુ બનાવે એવું હોય તે દ્રવ્ય જ હાડકાને વધારી શકે છે, પણ એક જ દ્રવ્યમા એ ત્રણે ગુણ હોય એવુ કોઈ પણ દ્રવ્ય નથી, તેથી સ્નિગ્ધ ઘી—દૂધ સાથે સૂકવી નાખે એવા કડવાં દ્રવ્યો મેળવવાથી જે મિશ્રણ થાય છે તે સ્નિગ્ધ, સૂકવી નાખે એવું અને કરકરું બનાવે એવુ હોય છે, કારણ કે ઘી—દૂધ સાથે કડવા દ્રવ્ય ભળવાથી તે મિશ્રણ કરકરું પણ થાય છે, તેથી બતાવેલો ઉપાય યોગ્ય છે ) મધ્ય અંતરાધિ પશુના માથાથી આગલા બે પગ સુધ્ધાંતનો આગલા બે પગ સુધીનો ભાગ તથા પૂછડાથી પાછલા બે પગ સુધ્ધાંતનો પાછલા બે પગ સુધીનો ભાગ—એ બે ભાગ કાપીને કાઢી નાખ્યા પછી પશુના શરીરના બાકી રહેલા ભાગને મધ્ય કહે છે

### ધાતુઓને વધારવા—ઘટાડવાના ઉપાય

**स्वस्थानस्थस्य कायाग्नेरंशा धातुषु संश्रिताः ।**
**तेषां सादातिदीप्तिभ्यां धातुवृद्धिक्षयोद्भवः ॥३४॥**
**पूर्वो धातुः परं कुर्याद् वृद्धः क्षीणश्च तद्विधम् ।**

પોતાના સ્થાનમાં (ગ્રહણીમા) રહેલા જઠરાગ્નિના (ધાત્વગ્નિ તરીકે ઓળખાતા) અંશો (રૂપાંતરે) ધાતુઓમાં રહે છે એ ધાત્વગ્નિઓ મંદ પડે ત્યારે (જે ધાતુઓમાં રહેલો અગ્નિ મંદ પડયો હોય તે)

ધાતુ વધે છે અને એ ધાત્વગ્નિઓ વધારે પડતા પ્રદીપ્ત થાય, ત્યારે (જે ધાતુઓનો અગ્નિ વધારે પડતો પ્રદીપ્ત થયો હોય તે) પ્રમાણ કરતા ઓછી થાય છે (સૂ ૧/૧૩મા જે ક્રમમા ધાતુઓ ગણાવેલી છે તે અનુક્રમે) આગલી ધાતુના વધારાથી એની પછીની ધાતુ વધે છે અને આગલી ધાતુના ઘટાડાથી એની પછીની ધાતુ ઘટે છે (માટે જે ધાતુને વધારવી હોય તે ધાતુનો ધાત્વગ્નિ મંદ પડે એવુ કરવુ અને તે ધાતુની પહેલાની ધાતુ વધે એમ કરવુ અને જે ધાતુને ઘટાડવી હોય તે ધાતુનો ધાત્વગ્નિ બહુ સતેજ થાય એવુ કરવુ અને તે ધાતુની પહેલાની ધાતુ ઓછી થાય એવુ કરવું (દાખલા તરીકે લોહી વધારવું હોય તો લોહીમા રહેલો ધાત્વગ્નિ મંદ પડે અને (સૂ ૧/૧૩મા) લોહીથી પહેલા ગણાવેલી રસ નામની ધાતુ વધે એવુ કરવું લોહી ઓછુ કરવુ હોય તો લોહીમા રહલો ધાત્વગ્નિ બહુ સતેજ થાય એવું કરવુ અને (સૂ ૧/૧૩માં) લોહીથી પહેલા ગણાવલી રસ નામની ધાતુ ઓછી થાય એવું કરવું)

શરીરમા બગાડ શી રીતે થાય છે અને
તેથી રાગો કયા થાય છે?

दोषा दुष्टा रसैर्धातून् दूषयन्त्युभये मलान् ॥३५॥
अधो द्वे, सप्त शिरसि, खानि स्वेदवहानि च ।
मला मलायनानि स्युर्यथास्वं तेष्वतो गदा ॥३६

(દ્રવ્યમા રહેલા ગળ્યા વગેર) રસોથી (રસોના મિથ્યાયોગ અને અતિયોગથી) બગડેલા દોષો ધાતુઓને બગાડે છે, બગડેલા દોષ અને ધાતુ મળોને બગાડે છે અને બગડલા મળો નીચેના બે (મૂત્રેન્દ્રિય અને ગુદા) માથામા સાત (બે કાન, બે આખ, બે નસકોરા અને મો) તથા પરસેવો કાઢનારા છિદ્રો એટલા મળના સ્રોતોને (માર્ગોને) બગાડે છે, તેથી તેમા (દોષ, ધાતુ અને મળના સ્રોતોમા) રાગો થાય છે (એકલા રસો ના જ નહિ પણ દ્રવ્યમા રહલા વીર્ય વગેરના પણ મિથ્યાયોગ અને અતિયોગથી ઉપર કહેલા ક્રમમાં બગાડ થાય છે અને રાગો થાય છે)

ઓજસ નામના મળના ગુણ, કાર્ય વગેરે

ओजस्तु तेजो धातूना शुक्रान्ताना परं स्मृतम् ।
हृदयस्थमपि व्यापि देहस्थितिनिबन्धनम् ॥३७॥
स्निग्धं सोमात्मकं शुद्धमीषल्लोहितपीतकम् ।
यन्नाशे नियतं नाशो यस्मिंस्तिष्ठति तिष्ठति ॥३८
निष्पद्यन्ते यतो भावा विविधा देहसंश्रया ।

પણ આયુર્વેદશાસ્ત્ર કહે છે કે રસથી વીર્ય સુધીની સાતે ધાતુઓના (દરેક ધાતુના) ઉત્તમ તેજ(શક્તિ, બળ)ને ઓજસ કહ છે એ ઓજસનુ સ્થાન હૃદય છે, છતા એ આખા શરીરમા રહેનુ છે, એ દેહની જુદી જુદી સ્થિતિ(બચપણ, જુવાની, ઘડપણ વગેરે અવસ્થાઓ)ના કારણરૂપ છે એ સૌમ્ય, ચોખ્ખું તથા જરા રાતુ અને પીળુ હોય છે એના નાશથી (એ ન હોય ત્યારે) નક્કી મરી જવાય છે અને એ હોય ત્યાર (માણસ) જીવે છે જેને દેહ છે એવા જાતજાતના પદાર્થો (પ્રાણીઓ) એમાથી (ઓજસમાંથી) જન્મે છે

પુરુષના શરીરમા જે વીર્ય રહલુ છે તે અત્યંત શુદ્ધ હોય છે, તેથી તેમા કચરો (મળ) હોતો નથી પણ સ્ત્રી સાથે મૈથુન કરવાથી સ્ત્રીના ગર્ભાશયમા જેટલુ વીર્ય જાય છે તેમાં સ્ત્રીનો આટકાવ પણ ભળે છે

આ રીતે ગર્ભાશયમા આટકાવ સાથે મળીને વીર્ય લોચારૂપ બને છે અને તેમા જીવ આવે છે ગર્ભાશય માના એ વીર્યના મળભાગને ઓજસ કહે છે અને એ વીર્યના સારભાગ(સત્વ)ને ગર્ભ કહ છે ઓજસ અને ગર્ભની સરખામણીમા ઓજસ મળ છે પણ ઓજસ અને રસ વગેર ધાતુઓની સરખામણીમા ઓજસ સાર છે એકનું એક ઓજસ એક દૃષ્ટિએ મળરૂપ છે અને બીજી દૃષ્ટિએ સારરૂપ છે, માટે મળરૂપ ઓજસ અને સારરૂપ ઓજસ એવા બે જુદાં જુદા ઓજસ છે એમ કહેવુ જોઈએ નહિ

આઠ ટીપા જેટલુ મળરૂપ ઓજસ, ગર્ભના હૃદયમા જાય છે, ત્યા એ આટકાવ સાથે ભળવાથી જરા રાતુંપીળું થાય છે

ઓજસ ઘટવાના કારણ, અસર અને
વધારવાના ઉપાય

ओजः क्षीयेत कोपक्षुद्ध्यानशोकश्रमादिभिः ॥३९
बिभेति दुर्बलोऽभीक्ष्णं ध्यायति व्यथितेन्द्रियः ।
दुश्छायो दुर्मना रूक्षो भवेत्क्षामश्च तत्क्षये ।४०
जीवनीयौषधक्षीररसाद्यास्तत्र भेषजम् ।

ક્રોધ, ભૂખ, ચિંતા, શોક, થાક, (ભ્રમ, ભડકવું, તીખો અને લૂખો ખોરાક) વગેરેથી ઓજસ ઓછું થાય છે ઓજસ ઓછુ થાય ત્યારે માણસ બીએ છે, નબળો પડે છે, વારવાર ચિંતા કરે છે (વિચારમાં પડી જાય છે), હૃદય વગેરે સ્થાનોમાં પીડા થાય છે, શરીરની કાંતિ બગડે છે, માણસ નિરુત્સાહી બને છે, શરીર લૂખું પડી જાય છે અને માણસ દૂબળો પડે છે એવું થાય ત્યારે ઓજસને વધારવા માટે સૂ ૧૫/૮ વાળા જીવનીયગણનાં ઔષધો, દૂધ, માંસરસ, (સાકર વગેરે ગળ્યા પદાર્થ) વગેરે ઔષધરૂપ છે

### ઓજસ વધે તો શું થાય?

**ओजोवृद्धौ हि देहस्य तुष्टिपुष्टिबलोदयः ॥४१॥**

ઓજસ વધવાથી દેહને તૃપ્તિ થાય છે (ધરાય છે), દેહ ભરાય છે અને દેહમાં શકિત વધે છે.

### દોષો વગેરેના વધારા અને ઘટાડાનો ઉપાય

**यदन्नं द्वेष्टि यदपि प्रार्थयेताविरोधि तु ।**
**तत्तत्त्यजन् समश्नंश्च तौ तौ वृद्धिक्षयौ जयेत् ॥४२॥**

દરદીને જે આહાર માટે રુચિ ન થતી હોય તે તજીને અને તે તે દોષ વગેરે માટે અપથ્ય ન હોય એવા જે આહાર માટે રુચિ થાય કે ખાઈને તે તે દોષો વગેરેના પ્રમાણ કરતાં વધારા અને ઘટાડાને મટાડવા. (દરદીને સામાન્ય રીતે કેવા આહારની રુચિ થાય છે તે નીચેના શ્લોકમાં આપ્યું છે. એ નિયમને આધારે દોષોની વૃદ્ધિ અને ક્ષય મટાડવાનો ઉપરનો ઉપાય લખ્યો છે. પણ જ્યાં દરદીને નીચેના શ્લોકમાં જણાવ્યા કરતાં જુદી જાતની રુચિ થતી હોય, ત્યાં ઉપરનો ઉપાય કરવો જોઈએ નહિ, કારણ કે એવા ઉપાય અપથ્ય છે )

### રુચિ પ્રમાણે આહાર આપવાનું કારણ અને એનો અપવાદ

**कुर्वते हि रुचिं दोषा विपरीतसमानयोः ।**
**वृद्धाः क्षीणाश्च भूयिष्ठं लक्षयन्त्यबुधास्तु न ॥४३॥**

જ્યારે દોષો(દોષો, ધાતુઓ અને મળો) પ્રમાણથી વધી જાય છે, ત્યારે સામાન્ય રીતે તે તે વધેલા દોષ વગેરેના ગુણોથી વિરુદ્ધ ગુણવાળા આહાર માટે દરદીને રુચિ થાય છે અને જ્યારે દોષો વગેરે પ્રમાણથી ઓછા થઈ જાય છે, ત્યારે સામાન્ય રીતે તે તે ઓછા થયેલા દોષ વગેરેના ગુણો જેવા જ ગુણોવાળા આહાર માટે દરદીને રુચિ થાય છે. પણ આવું હમેશાં નહિ પણ સામાન્ય રીતે (ઘણીવાર) બનતું હોવાથી, એટલે કોઈક વાર આવું ન પણ બનતું હોવાથી, મંદ બુદ્ધિવાળા માણસો (વૈદ્યો) નક્કી કરી શકતા નથી કે અમુક રુચિ થાય તે ઉપરથી અમુક દોષ વગેરે વધ્યા કહેવાય કે ઘટ્યા કહેવાય. (આમ હોવાથી દરદીની રુચિ ઉપરથી દોષ વગેરેનો વધારોઘટાડો નક્કી કરવો એ જોખમભરેલું છે. તેથી હવે પછીના શ્લોકમાં બીજી રીત બતાવે છે.)

વાયુ વધે ત્યારે સામાન્ય રીતે વાયુના ગુણોથી ઊંધા સ્નિગ્ધ, ખાટા, ગળ્યા એ ગુણોવાળા આહારની ઇચ્છા થાય છે. પિત્ત વધે ત્યારે પિત્તના ગુણોથી ઊંધા ઠંડા, ગળ્યા, લૂખા, કડવા, તૂરા એ ગુણોવાળા અન્નની અને કફ વધે ત્યારે કફના ગુણથી ઊંધા લૂખા, કડવા, તૂરા એ ગુણવાળા આહારની ઇચ્છા થાય છે. તેથી રુચિ પ્રમાણે ખોરાક આપવાથી વધેલો દોષ ઘટે છે; કારણ કે દોષથી વિરુદ્ધ ગુણોવાળા આહારથી દોષ ઘટે છે.

દોષ ઘટી ગયો હોય તો દોષના ગુણ જેવા જ ગુણવાળા આહારની ઇચ્છા થાય છે. તેથી ઘટેલા દોષને પોતાના જ ગુણવાળો આહાર મળવાથી, એ દોષ વધવાથી ઘટાડો દૂર થાય છે. વાયુ ઓછો થયો હોય તો લૂખા, તૂરા વગેરે વાયુના ગુણવાળા આહારની ઇચ્છા થાય છે, પિત્ત ઓછું થયું હોય તો ખાટા, ખારા, તીખા એ પિત્તના ગુણવાળા આહારની ઇચ્છા થાય છે અને કફ ઓછો થઈ ગયો હોય ત્યારે સ્નિગ્ધ, ગળ્યા, ખાટા, ખારા એ કફના જેવા (કફ કરે એવા) આહારની ઇચ્છા થાય છે.

ઉપર પ્રમાણે રુચિ થાય એ તો સામાન્ય નિયમ છે, પણ કેટલીક વાર દોષોની જુદી જુદી ગતિને લીધે કે સામ હોય ત્યારે ઉપરના નિયમથી ઊંધી રુચિ થાય છે. દાખલા તરીકે નિ. અ. ૧૬/૨૯મા માં લખે છે કે વાયુના રોગમાં તીખું અને લૂખું ખાવાની ઇચ્છા થાય તો વાયુ સામ છે એમ સમજવું. માટે દરદીની રુચિ ઉપરથી દોષનો વધારો કે ઘટાડો નક્કી કરવામાં છેતરાઈ જવાય એવું છે.

વધેલા અને ઘટેલા દોષોને લીધે જેવા આહારની રુચિ સામાન્ય રીતે થાય છે તેનાથી વિરુદ્ધ ગુણવાળા આહારનો દ્વેષ (સૂગ) પણ થાય છે એવું શ્લોકમાં લખ્યું નથી છતાં સમજી લેવાનું છે.

### દોષનાં ક્ષય, વૃદ્ધિ તથા સમતાનું બીજું લક્ષણ

**यथाबलं यथास्वं च दोषा वृद्धा वितन्वते ।**
**रूपाणि, जहति क्षीणाः, समाः स्वं कर्म कुर्वते ॥४४॥**

દોષ જ્યારે વૃદ્ધિ પામે ત્યારે પોતાના બળ પ્રમાણે (પોતે કેટલો વધ્યો છે તે પ્રમાણે) પોતપોતાનાં ગુણ, કર્મ અને લક્ષણનો વિસ્તાર કરે છે (વધારે છે); જ્યારે જ્યારે દોષ ઓછો થાય ત્યારે પોતે કેટલો ઘટ્યો છે તે પ્રમાણે પોતપોતાનાં ગુણ, કર્મ અને લક્ષણો તજે છે (ઓછાં કરે છે). જેમ કે વાયુ વૃદ્ધિ પામ્યો હોય ત્યારે લૂખાશ, ઠંડક, કરકરાપણું વગેરે વૃદ્ધિ પામેલાં જણાય છે; વાયુ ઓછો થાય ત્યારે તે ગુણો જવા માંડે છે. (જ્યારે દોષ નથી હોતા વૃદ્ધિ પામેલા કે નથી હોતા ક્ષીણ થયેલા ત્યારે તે સમ કહેવાય છે.) સમ દોષ પોતાનું (ઉત્સાહ, ઉચ્છ્વાસ વગેરે) કર્મ નિયમિત રીતે કર્યે જાય છે. (દોષોનાં કામ વગેરે માટે જુઓ સૂ. અ. ૧૨.)

દોષ સમાન રાખવા

**य एव देहस्य समा विवृद्धयै**
**त एव दोषा विषमा वधाय।**
**यस्मादतस्ते हितचर्ययैव**
**क्षयाद्विवृद्धेरिव रक्षणीयाः ॥ ४५ ॥**

જે દોષો સમ હોય ત્યારે શરીરને હૃષ્ટપુષ્ટ કરે છે, તે જ દોષો વિષમ (યોગ્ય પ્રમાણ કરતાં ઓછાવધતા) હોય ત્યારે મારી નાખે છે. તેથી પથ્ય આહારવિહારનું સેવન કરીને એ દોષોને જેમ પ્રમાણથી વધતા રોકવા જોઈએ તેમ પ્રમાણથી ઓછા થતા પણ રોકવા જોઈએ.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने दोषादिविज्ञानीयः
एकादशोऽध्यायः ॥

## અધ્યાય ૧૨ મો : દોષભેદીય

દોષ વગેરેના સંબંધમાં જેટલું કહેવું જોઈએ તે બધું પાછલા અધ્યાયમાં પૂરું થયું નથી અને દોષના પ્રકારોનું બરાબર જ્ઞાન થયા વિના દોષવિજ્ઞાન સારી રીતે થયું કહેવાય નહિ; માટે દોષના ભેદ વગેરેનું જ્ઞાન થવા નો અધ્યાય હવે શરૂ કરે છે.

**अथातो दोषभेदीयाध्यायं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः।**

હવે (દોષનાં નામ, સ્થાન, વિભાગ વગેરે આપીને) દોષોના પ્રકારોનું જ્ઞાન થવાને હિતકર અધ્યાય સમજાવીશું. આ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

વાયુનું સ્થાન

**पक्वाशयकटीसक्थिश्रोत्रास्थिस्पर्शनेन्द्रियम् ।**
**स्थानं वातस्य, तत्रापि पक्वाधानं विशेषतः ॥१॥**

પક્વાશય, કૂલા, સક્થિ, કાન, હાડકું અને ચામડી એ વાયુનાં (સામાન્ય) સ્થાન છે; પણ પક્વાશય એ વાયુનું ખાસ સ્થાન છે

પિત્તનું સ્થાન

**नाभिरामाशयः स्वेदो लसीका रुधिरं रसः।**
**दृक् स्पर्शनं च पित्तस्य, नाभिरत्र विशेषतः ॥२॥**

નાભિ(ડુંટી), આમાશય, પરસેવો, લસિકા, લોહી, રસ, આંખ, ચામડી એ (આઠ) પિત્તનાં સ્થાન છે. તેમાં નાભિ એ પિત્તનું ખાસ સ્થાન છે. ત્વચામાં વાયુ છે તથા પિત્ત પણ છે. એ વાતમાં કોઈ શંકા કરશે કે એક જ સ્થાનમાં બે દોષ કેમ રહી શકે? એનું સમાધાન એ છે કે પિત્ત અગ્નિસ્વરૂપ છે તથા વાયુ તે અગ્નિને પ્રજ્વલિત કરનારો છે; માટે અગ્નિનો મિત્ર છે, વિરોધી નથી. એ રીતે વાયુ અને પિત્તની મૈત્રી હોવાથી એ બંને એક સ્થાનમાં રહી શકે છે. વાયુ યોગવાહી હોવાથી પણ પિત્ત સાથે રહે છે.

લસિકા : [હૃદય રસાશય છે; એટલે હૃદયમાંથી અન્નરસ લોહી સાથે ભળીને શરીરમાં બધે પથરાયેલી ધમનીઓ (Arteries) અને ધમનીનાં જાળાં (Capillaries) દ્વારા શરીરને પોષણ આપવા માટે પહોંચી જાય છે. ધમનીઓ અને તેનાં જાળાંમાં લોહી સાથે રસ વહે છે. તે વખતે તેમાં સાથેસાથે શરીરનો કચરો પણ ભળતો જાય છે. આ ધમનીનાં જાળાંમાં વહેતો રસ જાળાંમાંથી બહાર ઝમે છે અને તેમાંથી શરીરનાં અંગો અને ધાતુઓ પોષણ મેળવે છે. અંગો અને ધાતુઓ ચૂસી રહે ત્યાર પછી જે ઝમેલો રસ વધે છે, તેમાંનો કેટલોક ભાગ શિરાઓ(Veins)નાં જાળાં ચૂસી લે છે, કેટલોક ભાગ માંસ અને ચામડી વચ્ચે ખાલી જગાઓમાં ભરાય છે અને કેટલોક ભાગ લસિકાવિધાનનાં જાળાં ચૂસી લે છે. શિરાનાં જાળાંમાં ચુસાયેલો રસ શિરાઓમાં થઈને યોગ્ય ક્રમે ફેફસાંમાં શુદ્ધ થવા જાય છે, તે વખતે તેમાંનો કચરો નાક વાટે ઉચ્છ્વાસ સાથે બહાર નીકળી જાય છે. ચામડી અને માંસ વચ્ચેની ખાલી જગ્યામાં ભરાયેલા રસનો કચરો ચામડી નીચેની ચરબીમાંથી પરસેવારૂપે બહાર નીકળી જાય છે અને લસિકાવિધાને ચૂસેલો રસ પાછો હૃદયમાં લોહી ભેગો હલવાય છે. આ લસિકાવિધાન શરીરમાં બીજે બધે સૂક્ષ્મ છે; પણ બે સાથળના મૂળમાં અને ત્યાંથી ભેગું થઈને કરોડની બાજુએ થઈને ખભા પાસેથી નીચું વળીને હૃદય સાથે જોડાય છે, એટલો ભાગ વધારે સ્થૂળ છે. તેથી લસિકાની ગ્રંથિઓ (Glands) ગળામાં, બગલમાં અને સાથળના મૂળમાં વધારે મોટી હોય છે ]

કફનું સ્થાન

**उरःकण्ठशिरःक्लोमपर्वाण्यामाशयो रसः।**
**मेदो घ्राणं च जिह्वा च कफस्य, सुतरामुरः ॥३॥**

છાતી, ગળું, માથું, ક્લોમ, સાંધાઓ, આમાશય, રસ, ચરબી, નાક અને જીભ—એ (દશ) કફનાં સ્થાન છે. તેમાં છાતી એ કફનું ખાસ સ્થાન છે. -

વાયુના ભેદ

**प्राणादिभेदात्पञ्चात्मा वायुः**

(ગયા અધ્યાયમાં દોષોનાં સામાન્ય કામ તો કહ્યાં છે, પણ હવે દોષોનાં ખાસ કામ કયાં છે ? કહે છે. તેમાં વાયુ વિષે કહે છે.)

પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન અને અપાન એ પાંચ ભેદને લીધે વાયુ પાંચ સ્વભાવ(પ્રકાર)નો છે. (જેમ એક જ માણસ લણવાનું, રાંધવાનું વગેરે જુદાંજુદાં કામ કરે તેને લીધે લણનાર, રસોઇયો વગેરે જુદા જુદાં એનાં નામ પડે છે, તેમ વાયુ એક જ હોવા છતાં પણ એ જુદા જુદા સ્થાનમાં જુદું જુદું કામ કરતો હોવાથી એ સ્થાન અને કામને લીધે એ પાંચે જુદાં નામે ઓળખાય છે.

પ્રાણવાયુનાં સ્થાન, કામ વગેરે

**प्राणोऽत्र मूर्धगः ।**
**उरःकण्ठचरो बुद्धिहृदयेन्द्रियचित्तधृक् ॥ ४ ॥**
**ष्ठीवनक्षवथूद्गारनिःश्वासान्नप्रवेशकृत् ।**

ઉપર પ્રાણ વગેરે પાંચ વાયુના ભેદ કહ્યા તેમાં પ્રાણવાયુ માથામાં રહે છે, છાતી તથા ગળામાં તે ફરે છે; બુદ્ધિ, હૃદય, ઇંદ્રિયો અને મનને તે ધારણ કરે છે; થૂંકવું, છીંકવું, ઓડકાર, શ્વાસ લેવો અને અન્ન ગળામાં થઈને પેટમાં લઈ જવું, એ તેનાં કામ છે.

ઉદાનવાયુનાં સ્થાન, કામ વગેરે

**उरःस्थानमुदानस्य नासानाभिगलांश्चरत् ॥ ५ ॥**
**वाक्प्रवृत्तिप्रयत्नोर्जाबलवर्णस्मृतिक्रियः ।**

ઉદાનવાયુ છાતીમાં રહે છે તે નાક, ડૂંટી અને ગળામાં ફરે છે. બોલવાની પ્રવૃત્તિ થવી, પદાર્થ ગ્રહણ કરવો વગેરે કામનો પ્રયત્ન થવો, શ્વાસ મૂકવો, જોર આપવું, કાંતિ આપવી અને સ્મરણશક્તિ આપવી, એ એનાં કામ છે.

વ્યાનવાયુનું સ્થાન, કામ વગેરે

**व्यानो हृदि स्थितः कृत्स्नदेहचारी महाजवः ॥६॥**
**गत्यपक्षेपणोत्क्षेपनिमेषोन्मेषणादिकाः ।**
**प्रायः सर्वाः क्रियास्तस्मिन् प्रतिबद्धाः**
**शरीरिणाम् ॥ ७ ॥**

વ્યાનવાયુ હૃદયમાં રહે છે એ આખા શરીરમાં ફરે છે. પ્રાણ વગેરે કરતાં એની (વ્યાનવાયુની) ગતિ વધારે ઝડપી છે. જવુંઆવવું (ચાલવું), શરીરના અંગને નીચું કરવું, ઊંચું કરવું, આંખો મીંચવી, ઉઘાડવી વગેરે માણસોની બધી ક્રિયાઓ સામાન્ય રીતે વ્યાન વાયુને લીધે થાય છે.

(કોઈ અપક્ષેપણનો અર્થ 'નીચે નાખવું' અને ઉત્ક્ષેપણનો અર્થ 'ઉછાળવું' કરે છે.)

સમાનવાયુનું સ્થાન વગેરે

**समानोऽग्निसमीपस्थः कोष्ठे चरति सर्वतः ।**
**अन्नं गृह्णाति पचति विवेचयति मुञ्चति ॥८॥**

સમાનવાયુ જઠરાગ્નિની પાસે રહે છે (ગ્રહણીમાં જે જગા અગ્નિએ રોકી ન હોય તે ખાલી જગામાં રહે છે.) એ આખા કોઠામાં (હોજરી, ગ્રહણી તથા મોટા અને નાના આંતરડામાં) બધે ફરે છે. એ અન્નનો કબજો લે છે, (જઠરાગ્નિને બરાબર ચેતવીને) પચાવે છે, અન્નરસને મળમૂત્રથી છૂટો પાડે છે અને મળમૂત્રને છોડી દે છે (અપાનવાયુને સોંપી દે છે).

અપાનવાયુનું સ્થાન વગેરે

**अपानोऽपानगः श्रोणिबस्तिमेढ्रोरुगोचरः ।**
**शुक्रार्तवशकृन्मूत्रगर्भनिष्क्रमणक्रियः ॥ ९ ॥**

અપાનવાયુ ગુદામાં રહે છે, કૂલા, મૂત્રાશય, મૂત્રેંદ્રિય અને સાથળમાં તે ફરે છે, વીર્ય, આર્તવ (અટકાવ), ઝાડો, પેશાબ અને ગર્ભ એટલી વસ્તુઓને બહાર કાઢવાનું કામ તે કરે છે.

પિત્તના ભેદ—પાચક પિત્ત

**पित्तं पञ्चात्मकं तत्र पक्वामाशयमध्यगम् ।**
**पञ्चभूतात्मकत्वेऽपि यत्तैजसगुणोदयात् ॥१०॥**
**त्यक्तद्रवत्वं पाकादिकर्मणाऽनलशब्दितम् ।**
**पचत्यन्नं विभजते सारकिट्टौ पृथक् तथा ॥११॥**
**तत्रस्थमेव पित्तानां शेषाणामप्यनुग्रहम् ।**
**करोति बलदानेन पाचकं नाम तत्स्मृतम् ॥१२॥**

પિત્ત એ પાંચ પ્રકારનું છે.

તેમાં જે પક્વાશય અને આમાશયની વચ્ચે (ગ્રહણીમાં) રહેલું છે, તેને પાચક પિત્ત કહે છે તે પિત્ત પંચમહાભૂતનું બનેલું હોવા છતાં અગ્નિના ગુણ તેમાં અધિક હોવાથી (અગ્નિતત્ત્વ વિશેષ હોવાથી) તેનું દ્રવપણું (પ્રવાહીપણું) મટીને તે કઠણ થયેલું હોય છે. પચાવવા વગેરેની ક્રિયા તે કરતું હોવાથી તેને અગ્નિ એવું નામ આપેલું છે. તે અન્નને પચાવે છે અન્નરસ તથા મળમૂત્રને છૂટાં પાડે છે. વળી ગ્રહણીરોગમાં જ રહીરહીને તે બાકીનાં ચાર પ્રકારનાં પિત્તને પોતપોતાનું કામ કરવાની શક્તિ આપીને એમને ઉપયોગી થઈ પડે છે.

રંજક પિત્ત

**आमाशयाश्रयं पित्तं रञ्जकं रसरञ्जनात् ।**

જે પિત્ત હોજરીમાં રહેલું છે, તે રસને રંગે છે માટે તેને 'રંજક પિત્ત' એવું નામ આપેલું છે

સાધક પિત્ત

**बुद्धिमेधाभिमानाद्यैरभिप्रेतार्थसाधनात् ॥ १३ ॥**
**साधकं हृद्गतं पित्तं**

સાધક પિત્ત હૃદયમાં રહે છે બુદ્ધિ, મેધા, અહંકાર

વગેરે દ્વારા ધારેલું કામ પાર પાડવામાં એ સાધન(મદદ) રૂપ છે, માટે તેને 'સાધક (ધારેલા અર્થને સિદ્ધ કરનાર) પિત્ત' કહે છે

આલોચક પિત્ત

रूपालोचनतः स्मृतम् ।
दृक्स्थमालोचकं

જે પિત્ત આંખની કીકીમાં રહેલું છે તે રૂપ (આકાર, રંગ વગેરે) જુએ છે, માટે તેને 'આલોચક' પિત્ત કહે છે

ભ્રાજક પિત્ત

त्वक्स्थं भ्राजकं भ्राजनात्त्वचः ॥१४॥

ચામડીમાં રહેલું પિત્ત ચામડીને (ગરમી આપી) ચળકાવે છે માટે તેને ભ્રાજક (ચળકાવનાર) પિત્ત કહે છે (એ અભ્યંગ લેપ વગેરેને પકવે છે)

કફના પ્રકાર

श्लेष्मा तु पञ्चधा

કફ પણ પાંચ પ્રકારનો છે (અવલંબક, ક્લેદક, બોધક, તર્પક અને શ્લેષક)

અવલંબક કફ

उरःस्थः स त्रिकस्य स्ववीर्यतः ।
हृदयस्यान्नवीर्याच्च तत्स्थ एवाम्बुकर्मणा ॥ १५ ॥
कफधाम्नां च शेषाणां यत्करोत्यवलम्बनम् ।
अतोऽवलम्बकः श्लेष्मा

અવલંબક કફ છાતીમાં રહે છે ત્યાં રહ્યો રહ્યો એ પોતાની શક્તિથી ત્રિકને પોતાનું (ત્રિકનું) કામ કરવાની શક્તિ આપે છે પોતાની શક્તિથી અને અન્ન રસની શક્તિથી એ (અવલંબક કફ) છાતીમાં રહ્યો રહ્યો હૃદયને પોતાનું કામ કરવાની શક્તિ આપે છે અને છાતીમાં રહ્યો રહ્યો એ (અવલંબક કફ) પાણીનાં કામ (ક્લેદન, પૂરણ, તર્પણ, સંશ્લેષ—જોડાણ કરવું વગેરે પાણીનાં કામ કરીને) કફનાં બાકીનાં સ્થાનોને (શ્લોક ૩માં જણાવેલાં સ્થાનોમાંથી હૃદય અને ત્રિક સિવાયનાં બીજાં સ્થાનોને પોતપોતાનું કામ કરવાની શક્તિ આપે છે તેથી (અવલંબન એટલે શક્તિ આપનો હોવાથી) એ છાતીમાં રહેલા કફને અવલંબક કફ કહે છે

ક્લેદક કફ

यस्त्वामाशयसंस्थितः ॥ १६ ॥
क्लेदकः सोऽन्नसङ्घातक्लेदनात्

ક્લેદક કફ આમાશયમાં રહે છે ત્યાં રહ્યો રહ્યો એ ખાધેલા અન્નની ગાંઠો પડી ગઈ હોય તેને ભીંજવીને નરમ કરે છે, માટે તેને ક્લેદક (ભીંજવનાર) કફ કહે છે

બોધક કફ

रसबोधनात् ।
बोधको रसनास्थायी

બોધક કફ જીભમાં રહે છે એને લીધે જીભને સ્વાદનું જ્ઞાન થાય છે તેથી તેને 'બોધક કફ' કહે છે

તર્પક કફ

शिरःसंस्थोऽक्षतर्पणात् ॥ १७ ॥
तर्पकः

તર્પક કફ માથામાં રહે છે તે ઇંદ્રિયોને તૃપ્ત કરે છે, તેથી તેને 'તર્પક કફ' કહે છે

શ્લેષક કફ

सन्धिसंश्लेषाच्छ्लेषकः सन्धिषु स्थितः ।

શ્લેષક કફ સાંધાઓમાં રહે છે એ સાંધાઓને (ચીકાશથી) એકત્ર જોડી રાખે છે, તેથી તેને 'શ્લેષક' (એકત્ર જોડી રાખનાર) કફ કહે છે

ઉપસંહાર

इति प्रायेण दोषाणां स्थानान्यविकृतात्मनाम् ॥१८॥
व्यापिनामपि जानीयात्कर्माणि च पृथक् पृथक् ।

જોકે વાયુ પિત્ત અને કફ—એ ત્રણ દોષો આખા શરીરમાં પ્રસરેલા હોય છે તોપણ એ દોષો જ્યારે બગડેલા ન હોય, ત્યારે એમનાં પોતપોતાનાં (જુદાં જુદાં) સ્થાન અને કામ કયાં કયાં છે તે મોટે ભાગે (મુખ્યમુખ્ય) (શ્લોક ૧ થી ૧૭ સુધીમાં) કહ્યાં છે એમ સમજવું

ઉપરના શ્લોકમાં દોષ બગડ્યો ન હોય ત્યારે એ દોષનાં અમુક સ્થાન અને કામ છે એમ કહ્યું તેને અંગે દોષ બગડ્યો ક્યારે કહેવાય તે જાણવું જોઈએ દોષની મૂળ બે અવસ્થા હોઈ શકે છે સમ અને વિષમ વિષમની વળી બે પેટા અવસ્થા હોય છે ક્ષય અને વૃદ્ધિ વૃદ્ધિની વળી બે પેટા અવસ્થાઓ છે ચય (સંચય) અને પ્રકોપ. આમ, દોષની કુલ ચાર અવસ્થાઓ હોઈ શકે છે સમ, ક્ષય, ચય અને પ્રકોપ. તેમાંથી દોષ પહેલી (સમ) અવસ્થામાં હોય ત્યારે એને અવિકૃત (ન બગડેલો) કહે છે અને છેલ્લી ત્રણ અવસ્થામાં હોય ત્યારે એને બગડેલો (વિકૃત) કહે છે

દોષની વૃદ્ધિ અને ક્ષયનાં સામાન્ય લક્ષણ આ અધ્યાયમાં કહેવાઈ ગયાં છે તેથી હવે દોષની વૃદ્ધિ (સંચય અને પ્રકોપ) તથા શમન (સમતા અને ક્ષય) શા કારણોથી થાય છે તે બતાવવાનો આરંભ કરે છે

### દોષની વૃદ્ધિ અને શમનનાં કારણ

#### વાયુની વૃદ્ધિ અને શમનનાં કારણ

**उष्णेन युक्ता रूक्षाद्या वायोः कुर्वन्ति सञ्चयम् ॥१९**
**शीतेन कोपमुष्णेन शमं स्निग्धादयो गुणा ।**

(સૂ ૧/૧૦॥ માં કહેલા) લુખાશ વગેરે વાયુના ગુણો (પોતાનાથી વિરુદ્ધ) ગરમી સાથે જોડાય છે, ત્યાર એ વાયુનો સચય કરે છે એ લુખાશ વગેરે ગુણો (એ ગુણોમાની જ એક એવી) ઠડકના સબધમા આવે છે, ત્યારે એ વાયુનો પ્રકોપ કરે છે અને (સૂ ૧૧॥ માં કહેલા) સ્નિગ્ધ વગેરે ગુણો જ્યારે ગરમીના સંબંધમાં આવે છે, ત્યારે એ બને વાયુના વિરાધી હોવાથી વાયુનું શમન થાય છે [શમ, શમન કે પ્રશમ શબ્દમા દોષના ક્ષય (ઓછુ થવું) અને સામ્ય (પ્રમાણ સર હોવુ) એ બને અવસ્થાનો સમાવેશ થઈ જાય છે]

#### પિત્તની વૃદ્ધિ અને શમનનાં કારણ

**शीतेन युक्तास्तीक्ष्णाद्याश्चयं पित्तस्य कुर्वते ॥२०**
**उष्णेन कोप, मन्दाद्याः शम शीतोपसंहिता ।**

(સૂ ૧/૧૧ મા કહેલા) તીક્ષ્ણ વગેરે પિત્તના ગુણો સાથે (એનાથી વિરુદ્ધ) ઠડકનો ગુણ મળે તો તેથી પિત્તનો સચય થાય છે, એ જ તીક્ષ્ણ વગેરે ગુણો સાથે (એમાની જ એક એવી) ગરમી ભળે તો પિત્તનો પ્રકોપ થાય છે અને (સૂ ૧/૧૧॥ મા કહેલા) મંદ વગેરે ગુણો સાથે ઠડક ભળે તો (એ બંને પિત્ત થી વિરુદ્ધ હોવાથી) પિત્તનું શમન થાય છે

#### કફની વૃદ્ધિ અને શમનનાં કારણ

**शीतेन युक्ताः स्निग्धाद्याः कुर्वते श्लेष्मणश्चयम् २१**
**उष्णेन कोप तेनैव गुणा रूक्षादयः शमम् ।**

(સૂ ૧/૧૧॥માં કહેલા) સ્નિગ્ધ વગેરે કફના ગુણો સાથે (એ ગુણોમાની જ એક એવી) ઠડક ભળ વાથી (કફ ઠરી જતો હોવાથી) કફનો સચય થાય છે, એ જ સ્નિગ્ધ વગેરે ગુણો (એ ગુણોથી વિરુદ્ધ) ગરમી ના સંબધમા આવે ત્યારે (કફ ઓગળતો હોવાથી) કફનો પ્રકોપ થાય છે અને લૂખા વગેરે ગુણો ગરમીના સંબંધમાં આવે, ત્યારે એ બને કફના વિરોધી હોવાથી કફનું શમન થાય છે

#### દોષના સંચયનાં અર્થ અને લક્ષણ

**चयो वृद्धिः स्वधाम्न्येव प्रद्वेषो वृद्धिहेतुषु ॥२२॥**
**विपरीतगुणेच्छा च**

દોષ પોતાના સ્થાનમાં જ પ્રમાણ કરતા વધી જાય તો તેને ચય (સંચય) કહે છે (દોષ પોતાના સ્થાનમાં સહેલાઈથી હરીફરી શકે એવો સ્વાભાવિક સ્થિતિમા હોય, ત્યારે એ દોષ પોતાના સ્થાનનો જેટલો ભાગ રોકતો હોય છે તેટલો જ ભાગ એ દોષ બીજી ગયેલો હોય ત્યારે પણ રોકે તો એ દોષ સરખી જગા રોકતો હોવા છતા ઘટ્ટ હોવાને લીધે પ્રમાણમાં વધી જાય છે અને દોષનો સચય કહે છે ) દોષનો સચય થાય ત્યારે જે કારણોથી (જે જાતના આહારવિહારથી) એ દોષ વધે છે તે કારણોની દરદીને સૂગ આવે છે અને એ દોષથી વિરુદ્ધ ગુણવાળા આહારવિહારની ઇચ્છા થાય છે

(સચય થયા પછી દોષનુ આખું સ્થાન દોષથી ભરાઈ જાય છે તેને પ્રકોપ નામનો સચય કહે છે અને એ સ્થિતિમા દોષના ગુણો જેવા જ ગુણોવાળા આહાર વિહારની સૂગ આવે છે ત્યારપછી એ દોષ પોતાના સ્થાનમાથી નીકળી બીજાના સ્થાનમા દાખલ થાય છે, પ્રસરે છે અને પ્રસર નામનો સંચય કહે છે એ સ્થિતિમા દોષના ગુણથી વિરુદ્ધ ગુણવાળા આહાર-વિહારની ઇચ્છા થાય છે ) (દોષના ગુણ માટે જુઓ સૂ ૧/૧૦॥ થી ૧૨ )

#### પ્રકોપ અને શમનાં અર્થ અને લક્ષણ

**कोपस्तून्मार्गगामिता ।**
**लिङ्गानां दर्शनं स्वेषामस्वास्थ्यं रोगसम्भव ॥२३**
**स्वस्थानस्थस्य समता विकारासम्भव शम ।**

પણ દોષ પોતાનો સ્વાભાવિક માર્ગ છોડીને બીજે માર્ગે જાય તેને કોપ (પ્રકોપ) કહે છે દોષનો પ્રકોપ થાય, ત્યારે જે દોષનો પ્રકોપ થયો હોય તેના પ્રકોપનાં જે લક્ષણો ગયા અધ્યાયમાં આવ્યાં છે તે દેખાય છે, બેચેની થાય છે અને રોગ થાય છે

દોષ પોતાના સ્થાનમાં હોય, ત્યાં પણ યોગ્ય પ્રમાણમા હોય અને દોષને લીધે રોગ ન થાય, એ ત્રણે ભેગાં હોય ત્યારે દોષનો શમ (પ્રશમ) કહેવાય છે.

#### સંચય, પ્રકોપ, પ્રશમની ઋતુઓ

**चयप्रकोपप्रशमा वायोर्ग्रीष्मादिषु त्रिषु ॥ २४ ॥**
**वर्षादिषु तु पित्तस्य, श्लेष्मण शिशिरादिषु ।**

(સૂ ૩/૧, ૧॥ માં આપેલા ઋતુઓના ક્રમ પ્રમાણે) ગ્રીષ્મથી માંડીને ત્રણ ઋતુઓમાં (ગ્રીષ્મ, વર્ષા અને શરદમા) વાયુના અનુક્રમે સંચય, પ્રકોપ અને પ્રશમ થાય છે; વર્ષાથી માંડીને ત્રણ ઋતુઓમાં (વર્ષા, શરદ અને હેમંતમાં) પિત્તના અનુક્રમે સંચય, પ્રકોપ અને પ્રશમ થાય છે અને શિશિરથી માંડીને ત્રણ ઋતુઓમાં (શિશિર, વસંત અને ગ્રીષ્મમાં) કફના અનુક્રમે સંચય, પ્રકોપ અને પ્રસર થાય છે

કૌંસ( )માં લખેલા પ્રકોપ મુખ્ય નથી પણ ગૌણ છે.

| | દોષ | | |
|---|---|---|---|
| ઋતુ | વાત | પિત્ત | કફ |
| હેમંત | (પ્રકોપ) | શમન | સંચય |
| શિશિર | (પ્રકોપ) | × | સંચય |
| વસન્ત | × | × | પ્રકોપ |
| ગ્રીષ્મ | સંચય | (પ્રકોપ) | શમન |
| વર્ષા | પ્રકોપ | સંચય | × |
| શરદ | શમન | પ્રકોપ | × |

**સંચયની ઋતુમાં પ્રકોપ કેમ નથી થતો?**

**चीयते लघुरूक्षाभिरोषधीभिः समीरणः ॥२५॥**
**तद्विधस्तद्विधे देहे कालस्यौष्ण्यान्न कुप्यति ।**
**अद्भिरम्लविपाकाभिरोषधीभिश्च तादृशम् ॥२६**
**पित्तं याति चयं कोपं न तु कालस्य शैत्यतः ।**
**चीयते स्निग्धशीताभिरुदकौषधिभिः कफः ॥२७॥**
**तुल्येऽपि काले देहे च स्कन्नत्वान्न प्रकुप्यति ।**

ગ્રીષ્મઋતુમાં વનસ્પતિ (અનાજ, ફળ વગેરે) આદાનકાળની અસરને લીધે હલકી અને લુખી થઈ ગયેલી હોય છે, તેથી (એટલે હલકાં અને લુખાં અન્નપાનથી) આદાનકાળમાં તેવા જ (હલકા અને લુખા પડી ગયેલા) દેહમાં તેવા જ (હલકા અને લુખા) વાયુનો સંચય થાય છે, પણ પ્રકોપ થતો નથી, કારણ કે ઋતુ ગરમ હોય છે (વાયુના શીત ગુણથી વિરુદ્ધ ગુણવાળી હોય છે)

વર્ષાઋતુમાં પાણી અને વનસ્પતિમાં (ભેજને લીધે) ખટાશ આવી જાય છે, તેથી એ ખાટાં થઈ ગયેલાં પાણી અને વનસ્પતિથી એવા જ (ખાટા થઈ જતા) પિત્તનો સંચય થાય છે, પ્રકોપ થતો નથી. કારણ કે એ ઋતુમાં (પિત્તથી વિરુદ્ધ ગુણવાળી) ઠંડક હોય છે

શિશિરઋતુમાં સ્નિગ્ધ અને ઠંડાં પાણી અને વનસ્પતિથી એવા જ (સ્નિગ્ધ અને ઠંડા થયેલા) દેહમાં ઋતુ પણ એવી જ (ઠંડી) હોવા છતાં એવા જ (સ્નિગ્ધ અને ઠંડા) કફનો સંચય થાય છે, પ્રકોપ થતો નથી, કારણ કે ઠંડકને લીધે કફ ઠરી (થીજી) જાય છે

ખરું જોતાં અન્નપાન, દેહ, દોષ અને ઋતુમાંથી ઘણાંખરાં સમાન ગુણવાળાં હોય તો એકબીજાની એવી અસરથી દોષનો પ્રકોપ થવો જોઈએ, છતાં અમુક ઋતુમાં અમુક દોષનો પ્રકોપ ન થતાં સંચય જ કેમ થાય છે તેનું કારણ આ શ્લોકમાં આપ્યું છે

**સંચય, પ્રકોપ અને પ્રશમનું મુખ્ય કારણ**

**इति कालस्वभावोऽयमाहारादिवशात्पुनः ॥२८॥**
**चयादीन् यान्ति सद्योऽपि दोषाः कालेऽपि**
**वा न तु ।**

શ્લોક ૨૪થી ૨૭ા માં આ (દોષોનો સંચય, પ્રકોપ અને પ્રશમ) ઋતુના સ્વભાવને લીધે થાય છે એમ કહ્યું; પણ આહાર વગેરે(આહાર, વિહાર, દેશ, રસાયન, વાજીકરણ, વમન, વિરેચન)ને લીધે પણ તરત જ (ઋતુ વગેરે પણ) દોષોના સંચય, પ્રકોપ અને પ્રશમ થાય છે અથવા ઋતુમાં પણ સંચય, પ્રકોપ અને પ્રશમ થતા નથી.

અમુક ઋતુમાં અમુક દોષના સંચય, પ્રકોપ અને પ્રશમ થાય એ તો સામાન્ય નિયમ છે પણ દોષોના સંચય, પ્રકોપ અને પ્રશમનો મોટો આધાર તો આહાર, વિહાર, દેશ, શરીરશુદ્ધિ વગેરે ઉપર છે

દોષના સંચય, પ્રકોપ અને પ્રશમ થાય એવા આહારવિહાર વગેરે હોય તો ગમે તે ઋતુમાં ગમે તે દોષનો સંચય, પ્રકોપ અને પ્રશમ થઈ શકે છે, પણ જો દોષના સંચય, પ્રકોપ અને પ્રશમ થાય એવા આહારવિહાર વગેરે ન હોય તો શ્લોક ૨૪/૨૭ા માં જણાવેલી ઋતુઓમાં પણ સંચય, પ્રકોપ અને પ્રશમ થતા નથી, તો પછી બીજી ઋતુઓમાં તો થાય જ ક્યાંથી?

**દોષ વધે છે હાથીવેગે, ઘટે છે કીડીવેગે**

**व्याप्नोति सहसा देहमापादतलमस्तकम् ॥२९॥**
**निवर्तते तु कुपितो मलोऽल्पाल्पं जलौघवत् ।**

જેમ પાણીનું પૂર એકદમ બધે પ્રસરી જાય છે, પણ પછી ધીમેધીમે ઊતરે છે, તેમ કોપેલા દોષ પગના તળિયાથી તે માથા લગી એકદમ બધે વ્યાપી જાય છે, પણ તે પછી ધીમેધીમે (પોતાના સ્થાન તરફ પાછા ફરે છે (ઓછા થાય છે)

**नानारूपैरसंख्येयैर्विकारैः कुपिता मलाः ॥३०॥**
**तापयन्ति तनुं तस्मात्तद्धेत्वाकृतिसाधनम् ।**
**शक्यं नैकैकशो वक्तुमतः सामान्यमुच्यते ॥३१॥**

કોપેલા દોષો અનેક જાતના અસંખ્ય રોગો કરીને શરીરને દુઃખ દે છે, તેથી દરેક રોગનાં જુદાં જુદાં કારણ, લક્ષણ અને ઉપાય (નિદાનસ્થાન, ચિકિત્સાસ્થાન વગેરે ઠેકાણે) કહી શકાય નહિ; તેથી રોગનાં સામાન્ય (બધા રોગને લાગુ પડે એવાં) કારણ, લક્ષણ અને ઉપાય (અહીં) કહેવાય છે. (અનંત રોગો માટે

જુદુંજુદું કહેવાનું કારણ નથી, તેની અહીં બધાને લાગુ પડે એવું કહ્યું છે પણ મુખ્યમુખ્ય રોગોને વિષે નિદાન, ચિકિત્સા, ઉત્તરસ્થાન વગેરેમાં જુદું જુદું પણ કહ્યું છે )

નિજ રોગોનું કારણ દોષો

दोषा एव हि सर्वेषां रोगाणामेककारणम् ।
यथा पक्षी परिपतन् सर्वतः सर्वमप्यहः ॥३२॥
छायामत्येति नात्मीयां यथा वा कृत्स्नमप्यदः ।
विकारजातं विविधं त्रीन् गुणान्नातिवर्तते ॥ ३३ ॥
तथा स्वधातुवैषम्यनिमित्तमपि सर्वदा ।
विकारजातं त्रीन्दोषान्

બધા રોગોનું મુખ્ય કારણ દોષો જ છે જેમ પક્ષી આખો દિવસ ગમે તે દેશમાં ગમે ત્યાં ફર્યા કરે તોપણ એની છાયા તો એની સાથે ન સાથે જ હોય છે અથવા જેમ આ અનેક પ્રકારના બધા સૃષ્ટિના પદાર્થો સત્ત્વ, રજસ અને તમસ—એ ત્રણ ગુણ વિનાના હોતા નથી, તેમ પોતપોતાના ધાતુવૈષમ્યને કારણે થનારા રોગો પણ કદી પણ ત્રણ દોષ વિનાના ( ત્રણ દોષની વિષમતા વિનાના) હોતા નથી

ધાતુનો અર્થ અહીં ધાતુ, દોષ, અને મળ કરવાનો છે રોગેરોગે ધાતુઓની વિષમતા જુદીજુદી જાતની હોય છે, તેથી 'પોતપોતાનું ધાતુવૈષમ્ય' એવો શબ્દ પ્રયોગ કર્યો છે ધાતુઓ, દોષો અને મળોની વિષમતાને ધાતુવૈષમ્ય કહે છે વિષમતા ચાર રીતે થઈ શકે છે ધાતુ વગેરે પ્રમાણથી ઓછી થવાથી, વધી જવાથી, બગડવાથી અને કોપવાથી (પોતાના માર્ગ છોડીને બીજે માર્ગે જવાથી) ધાતુ, દોષ અને મળ સૂ ૧૧/૧માથી ૪૩માં આપેલા પોતપોતાના સ્વાભાવિક કામ ન કરે ત્યારે વિષમ થાય છે એમ સમજવું

વળી આ શ્લોકમાં કહ્યું છે કે જે રોગ ધાતુ, દોષ અને મળની વિષમતાથી ઉત્પન્ન થાય છે તે દોષો વિના ઉત્પન્ન થતા નથી આ ઉપરથી એવું કહેવા માગે છે કે જે રોગો ધાતુ વગેરેની વિષમતાથી ઉત્પન્ન થતા નથી એવા આગન્તુક રોગો દોષો વિના ઉત્પન્ન થાય છે નિજ રોગોમાં દોષો હોય છે, આગન્તુક રોગોમાં શરૂઆતમાં દોષો હોતા નથી

દોષોના પ્રકોપનું કારણ

तेषां कोपे तु कारणम् ॥ ३४ ॥
अर्थैरसात्म्यैः संयोगः कालः कर्म च दुष्कृतम् ।
हीनातिमिथ्यायोगेन भिद्यते तत्पुनस्त्रिधा ॥ ३५ ॥

અસાત્મ્ય વિષય સાથે ઇન્દ્રિયોનો સંબંધ, બગડેલી ઋતુ અને (આ જન્મનું કે પૂર્વ જન્મનું) પાપ—એ ત્રણ દોષોના કોપનું કારણ છે એ ત્રણ કારણમાંના દરેક કારણના વળી હીનયોગ, અતિયોગ અને મિથ્યા યોગની દૃષ્ટિએ ત્રણત્રણ પેટા વિભાગ પડે છે (આમ, દોષ કોપવાનાં નવ કારણ છે.)

અસાત્મ્ય વસ્તુ સાથે ઇન્દ્રિયોનો સંબંધ

અહીં અર્થ અથવા વિષય એટલે શબ્દ (અવાજ), સ્પર્શ, રૂપ (આકાર, રંગ), રસ (સ્વાદ) અને ગંધ. કાનનો વિષય શબ્દ, ચામડીનો વિષય સ્પર્શ, આંખનો વિષય રૂપ, જીભનો વિષય રસ અને નાકનો વિષય ગંધ છે આમ અમુક વિષય અમુક ઇન્દ્રિયનો હોય છતાં પણ અમુક માણસની એ ઇન્દ્રિયને જો વિષય સાત્મ્ય ન હોય તો તેના સેવનથી દોષો કોપે છે. સાજા માણસને પણ કોઈને કંકોડાં સાત્મ્ય છે (સદે છે) અને કોઈને નથી સદતાં એક સાજો માણસ કંકોડાનું શાક ખાય તો એના દોષ કોપતા નથી પણ બીજા સાજા માણસથી ભૂલેચૂકે પણ એક કંકોડું અજાણતાંયે ખવાઈ ગયું હોય તો એને સૂકાય છે, ઝાડા થઈ જાય છે પહેલા માણસને કંકોડાં માફકસર સાત્મ્ય છે, બીજાને કંકોડાં અસાત્મ્ય છે આમ અસાત્મ્ય પદાર્થ સાથે (એમના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ કે ગંધ દ્વારા ) શરીરનો સંબંધ થાય છે, ત્યારે દોષો કોપે છે

ઇન્દ્રિય અને અર્થના હીન, અતિ અને મિથ્યાયોગ એટલે શું?

हीनोऽर्थेनेन्द्रियस्याल्पः संयोगः स्वेन नैव वा ।
अतियोगोऽतिसंसर्गः, सूक्ष्मभासुरभैरवम् ॥३६॥
अत्यासन्नातिदूरस्थं विप्रियं विकृतादि च ।
यदक्ष्णा वीक्ष्यते रूपं मिथ्यायोगः स दारुणः ॥३७
एवमत्युच्चपूत्यादीनिन्द्रियार्थान् यथायथम् ।
विद्यात्

કોઈ પણ ઇન્દ્રિયને પોતાના વિષય સાથે જરૂર કરતાં થોડો સંબંધ થાય કે બિલકુલ સંબંધ થાય જ નહિ એને હીનયોગ કહે છે, જરૂર કરતાં વધારે સંબંધ થાય તેને અતિયોગ કહે છે, આંખ ઝીણું, ચળકતું, ભયંકર, બહુ પાસેનું, બહુ આઘું, ન ગમે એવું, બેડોળ વગેરે રૂપ (આકાર, રંગ) જુએ તેને મિથ્યાયોગ કહે છે મિથ્યાયોગ ભયંકર છે ઉપરના આંખના દાખલા ઉપરથી સમજી લેવું કે (કાન, નાક વગેરે) તે તે ઇન્દ્રિય બહુ મોટો અવાજ, દુર્ગંધ વગેરે વિષયના સંબંધમાં આવે ત્યારે તે તે ઇન્દ્રિયનો અને તેના વિષયનો મિથ્યાયોગ થાય છે

જ્યારે કાન બહુ મોટો, કઠોર, પ્રિયજનના નાશનો, ભયંકર વગેરે અનિષ્ટ અવાજ સાંભળે, ત્યારે કાન અને અવાજનો મિથ્યાયોગ થયો કહેવાય જ્યારે નાકને

દુર્ગંધ, વિષ્ઠાની ગંધ વગેરે અનિષ્ટ ગંધ આવે, ત્યારે નાકનો અને ગંધનો મિથ્યાયોગ થયો કહેવાય જ્યારે સ્નાન કરવું, ચંદન વગેરે ચોપડવું, ઠંડી વસ્તુનો સ્પર્શ કરવો, ગરમ વસ્તુનો સ્પર્શ કરવો વગેરે પ્રકારના સ્પર્શ જે શાસ્ત્રોક્ત ક્રમે કરવા જોઈએ તે ક્રમમાં ન કરાય, ત્યારે ચામડી અને સ્પર્શનો મિથ્યાયોગ થયો કહેવાય છે, તેમ જ જે ક્રમમાં રસ(સ્વાદ)નો ઉપયોગ જીભે લેવો જોઈએ, તે ક્રમમાં ન લે કે અપથ્ય દ્રવ્યના રસનો સ્વાદ જીભ લે, ત્યારે જીભ અને રસનો મિથ્યાયોગ થયો કહેવાય

ઋતુના હીન, અતિ ને મિથ્યાયોગ

**कालस्तु शीतोष्णवर्षाभेदात् त्रिधा मतः ॥३८॥**
**स हीनो हीनशीतादिरतियोगोऽतिलक्षणः ।**
**मिथ्यायोगस्तु निर्दिष्टो विपरीतस्वलक्षणः ॥ ३९ ॥**

ઠંડીનો, ગરમીનો અને વરસાદનો—એ ત્રણ ભેદને લીધે કાળ (ઋતુ) પણ ત્રણ પ્રકારનો છે ઠંડી, ગરમી અને વરસાદ જે કાળમાં જેટલા હોવા જોઈએ તે કરતાં ઓછા હોય, ત્યારે તે હીનકાળ કહેવાય છે જ્યારે ઠંડી, ગરમી અને વરસાદ જે કાળમાં જેટલા હોવાં જોઈએ તેનાથી વધારે હોય છે, ત્યારે કાળનો અતિયોગ થયો કહેવાય છે અને જે કાળમાં ઠંડી, ગરમી ને વરસાદમાંથી જે હોવું જોઈએ તેનાથી ઊલટું જ થાય તેને કાળનો મિથ્યાયોગ કહે છે (દા ત હેમંત ઋતુમાં થોડી ટાઢ પડે તો હીનયોગ, બહુ જ ટાઢ પડે તો અતિયોગ અને તાપ પડે તો મિથ્યાયોગ થયો કહેવાય છે )

કામના હીન, અતિ ને મિથ્યાયોગ

**कायवाक्चित्तभेदेन कर्मापि विभजेत् त्रिधा ।**
**कायादिकर्मणो हीना प्रवृत्तिर्हीनसंज्ञकः ॥ ४० ॥**
**अतियोगोऽतिवृत्तिस्तु, वेगोदीरणधारणम् ।**
**विषमाङ्गक्रियारम्भपतनस्खलनादिकम् ॥ ४१ ॥**
**भाषणं सामिभुक्तस्य रागद्वेषभयादि च ।**
**कर्म प्राणातिपातादि दशधा यच्च निन्दितम् ॥४२॥**
**मिथ्यायोगः समस्तोऽसाविह वाऽमुत्र वा कृतम् ।**

શરીરથી થતું, વાણીથી થતું અને મનથી થતું એવા કામના ત્રણ ભેદને લીધે કામના પણ ત્રણ ભાગ પાડવા શરીરનું, વાણીનું કે મનનું કામ થવું જોઈએ તે કરતાં ઓછું થાય તો કામનો હીનયોગ કહેવાય અને વધારે થાય તો અતિયોગ કહેવાય. અંગો વાંકાં ચૂકાં રાખીને કામ કરવા માંડવું પડવું, લપસવું વગેરે (શરીરથી થતા કામ), જમતાંજમતાં બોલવું (વાણીથી થતું કામ), અને સૂ ૨/૨૧,૨૨માં જણાવેલાં શરીરના, વાણીના અને મનના પાપકર્મો એ બધાં આ જન્મે કર્યાં હોય કે ગયા જન્મોમાં, તોપણ એ કામનો મિથ્યાયોગ છે

કોપેલા દોષ કેટલા અને કયા રોગ કરે છે?

**निदानमेतद्दोषाणां, कुपितास्तेन नैकधा ॥४३॥**
**कुर्वन्ति विविधान् व्याधीन्**
**शाखाकोष्ठास्थिसन्धिषु ।**

આ (શ્લોક ૩૪થી ૪૩ા સુધીમાં કહ્યું તે) દોષોના પ્રકોપનું કારણ છે એ કારણને લીધે અનેક પ્રકારે કોપેલા દોષ શાખામાં (શ્લોક ૪૪માં કહેલા બાહ્ય માર્ગમાં), કોઠામાં (શ્લોક ૪૫ાા માં કહેલા અંતઃકોષ્ઠ માર્ગમાં), અને હાડકાંના સાંધામાં (શ્લોક ૪૭ાા માં કહેલા મધ્યમ માર્ગમાં) અનેક જાતના કરે છે

શાખા વગેરેમાં થનારા રોગ
(બહિર્ભાગે થનારા રોગ)

**शाखा रक्तादयस्त्वक् च बाह्यरोगायनं**
**हि तत् ॥४४॥**
**तदाश्रया मषव्यङ्गगण्डालज्यर्बुदादयः ।**
**बहिर्भागाश्च दुर्नामगुल्मशोफादयो गदाः ॥४५॥**

શાખા (હાથ, પગ), લોહી, માંસ, ચરબી, હાડકું, મજ્જા અને વીર્ય—એ છ ધાતુઓ અને ચામડી એટલા રોગનો બાહ્ય (બહારનો, ઉપરનો) માર્ગ છે મષ, વ્યંગ, ગંડમાળ, અર્બુદ (વિસર્પ, વિદ્રધિ) વગેરે ના હરસ, ગોળો, સોજા વગેરે રોગોને બહારના ભાગના રોગ કહે છે

કોષ્ઠમાં થનારા રોગ (અંતર્ભાગમાં
થનારા રોગ)

**अन्तःकोष्ठो महास्रोत आमपक्वाशयाश्रयः ।**
**तत्स्थाना च्छर्द्यतीसारकासश्वासोदरज्वराः ॥**
**अन्तर्भागं च शोफार्शोगुल्मवीसर्पविद्रधि ।**

આમાશય અને પક્વાશયના આશ્રયરૂપ મહાસ્રોત (એટલે ગળાથી શરૂ થતો ગુદા સુધીનો માર્ગ, જેમાં હોજરી, ગ્રહણી, નાનું આંતરડું અને મોટું આંતરડું આવી જાય છે તે) એટલાને રોગનો અંતઃકોષ્ઠ (અંદરનો, ઊંડાણનો) માર્ગ કહે છે ઊલટી, અતિસાર, ઉધરસ, દમ, ઉદરરોગ, તાવ, સોજા, હરસ, ગોળો, રતવા અને ગડ એ તે સ્થાનમાં (અંતઃકોષ્ઠમાં) થનારા—ભિન્ન ભિન્ન ભાગમાં થતા—રોગ છે

શરીરના મધ્યમ ભાગમાં થનારા રોગ

**शिरोहृदयबस्त्यादिमर्माण्यस्थ्नां च सन्धयः ॥४७॥**
**तन्निबद्धाः शिरास्नायुकण्डराद्याश्च मध्यमः ।**

**रोगमार्गं स्थितास्तत्र यक्ष्मपक्षवधार्दिताः ॥४८॥**
**मूर्धादिरोगाः सन्ध्यस्थित्रिकशूलग्रहादयः ।**

માથું, હૃદય, મૂત્રાશય વગેરે તથા મર્મસ્થાનો તથા હાડકાંના સાંધા તથા તે બધાની સાથે જોડાયેલા શિરા, સ્નાયુ, કંડરા વગેરે—એ મધ્યમ રોગનો મધ્યમ (વચલો) માર્ગ છે ક્ષય, પક્ષાઘાત, અર્દિત વા, માથું (હૃદય, મૂત્રાશય) વગેરેના રોગ અને સાંધામાં, હાડકામાં અને ત્રિકમાં શૂળ, જડતા વગેરે રોગ ત્યાં (મધ્યમ માર્ગમાં) થાય છે

કોપેલા વાયુના કામ (અસર)

**स्रंसव्यासव्यधस्वापसादरुक्तोदभेदनम् ॥ ४९ ॥**
**सङ्गाङ्गभङ्गसङ्कोचवर्तहर्षणतर्पणम् ।**
**कम्पपारुष्यसौषिर्यशोषस्पन्दनवेष्टनम् ॥ ५० ॥**
**स्तम्भः कषायरसता वर्णः श्यावोऽरुणोऽपि वा ।**
**कर्माणि वायोः**

સ્રંસ (૧ અંગ લબડી પડે, ૨ ઢીલુંઢીલું થઈ જાય), વ્યાસ (૧ અંગમાં આંચકા લાગે, ૨ અંગ સંકોચાઈ ન શકે), વ્યધ (૧ હથોડા વાગતા હોય એવું લાગે, ૨ વીંધતા હોય એવી પીડા થાય), સ્વાપ (૧ અંગ પોતાના કામની બાબતમાં જડ—બહેરું બની જાય, ૨ કંઈ અડક તો ખબર ન પડે) સાદ (અંગ પોતપોતાનું કામ ન કરી શકે), રુક (સતત ચૂંક—સણકા આવે), તોદ (સોય ખોસ્યા જેવી પીડા થાય એટલે કકડેકકડે સણકા મારે) ભેદન (અંગને ફાડવામાં આવતું હોય એવી પીડા), સંગ (ઝાડો, પેશાબ વગેરે પોતાના સ્થાનમાંથી નીકળી ન શકે તથા મૂંગા થઈ જવાય), અંગભંગ (શરીર જાણે ભાંગતું—કચરાતું હોય એવી પીડા થાય), સંકોચન (રોગ સંકોચાઈ જાય, લાંબું ન થઈ શકે), વર્ત (નસોની લીટીઓ બંધાઈ જાય), હર્ષણ (૧ રૂંવાડાં ઊભાં થઈ જાય, ૨ અંગ જાણે કાંટાકાંટાવાળું થઈ જાય) તર્પણ (તરસ લાગે) કંપ (અંગ હાલ્યા કરે) પારુષ્ય (અંગ કઠણ થઈ જાય), સૌષિર્ય (ખાખાકામાં પડી જાય), શોષ (અંગ સુકાઈ જાય), સ્પંદન (અંગ ફરકે થડકે), વેષ્ટન (અંગને જકડીને બાંધ્યું હોય એવી પીડા થાય), સ્તંભ (અંગ અક્કડ થઈ જાય) મોમાં તૂરું—તૂરું લાગે, અંગ કાળું પડી જાય અથવા રાતું લાલ પડી જાય—આ (કોપેલા) વાયુના કામ છે

કોપેલા પિત્તના કામ (અસર)

**पित्तस्य दाहरागोष्मपाकिताः ॥ ५१ ॥**
**स्वेदः क्लेदः स्रुतिः कोथः सदनं मूर्च्छनं मदः ।**
**कटुकाम्लौ रसौ वर्णः पाण्डुरारुणवर्जितः ॥५२॥**

દાહ (લાહ્ય બળે), રાગ (અંગ લાલ થઈ જાય), ઉષ્મ (અંગ ગરમ થઈ જાય), પાક (ગૂમડાં વગેરે પાકે), પરસેવો થાય, મળ પચપચા થઈ જાય, શરીરમાંથી બહાર વહેવું—વહેવડાવવું, સડાવવું, સદન (માથું દુખાડે વગેરે કામથી અંગને સજ્જડ કરી દે), મૂર્ચ્છા આણવી, મદ ચડાવવો, મોં તીખું અને ખાટું રહે, અંગનો રંગ ધોળા અને લાલ સિવાય બીજો ગમે તે થઈ જાય—આ કોપેલા પિત્તના કામ છે

કોપેલા કફનાં કામ (અસર)

**श्लेष्मणः स्नेहकाठिन्यकण्डूशीतत्वगौरवम् ।**
**बन्धोपलेपस्तैमित्यशोफापक्त्यतिनिद्रताः ॥५३॥**
**वर्णः श्वेतो रसौ स्वादुलवणौ चिरकारिता ।**

(જે જગ્યાએ કફ કોપ્યા હોય ત્યાં) ચીકણું થઈ જાય, કઠણ થઈ જાય, ખણજ (ચળ) આવે, ઠંડું થઈ જાય, ભારે થઈ જાય, બંધ (૧ સ્રોતો પુરાઈ જાય, ૨ ચોંટાડી દે), પોતે (કફ) અંગ ઉપર લપેડાઈ—ખરડાઈ જાય, સ્તૈમિત્ય (અંગ ચપળતાથી પોતાનું કામ ન કરી શકે), સોજા, ખોરાક, ગૂમડા વગેરેને પાકવા ન દે, બહુ ઊંઘ આવે, અંગનો રંગ ધોળો થઈ જાય, મોંમાં ગળ્યું ગળ્યું અને ખારું ખારું લાગે તથા રોગ ધીમે ધીમે વધે—આ કોપેલા કફના કામ (અસરો) છે

દરદીને વારવાર તપાસવાનું કારણ

**इत्यशेषामयव्यापि यदुक्तं दोषलक्षणम् ॥५४॥**
**दर्शनाद्यैरवहितस्तत् सम्यगुपलक्षयेत् ।**
**व्याध्यवस्थाविभागज्ञः पश्यन्नार्तान्**
**प्रतिक्षणम् ॥५५॥**

રોગની અવસ્થાઓ (stages)ને બરાબર ઓળખી શકે એવા, ધ્યાન રાખે એવા વૈદ્યો દરદીઓને દર્શન વગેરેથી (સૂ ૧/૨૧માં જણાવેલી ત્રણે રીતે) ઘડીએ ઘડીએ તપાસીને બધાયે રોગોમાં વ્યાપી ગયેલા (થતા) (કોપેલા) દોષોના જે લક્ષણો ઉપર કહ્યાં તે બરાબર જોવાં (ઉપર કહેલા લક્ષણોમાંથી ક્યાં અને કેટલા લક્ષણો દરદીને થાય છે તે બરાબર જોવું)

**अभ्यासात् प्राप्यते दृष्टिः कर्मसिद्धिप्रकाशिनी ।**
**रत्नादिसदसज्ज्ञानं न शास्त्रादेव जायते ॥५६॥**

(કોપેલા દોષના લક્ષણો દરદીમાં થતાં હોય તે વારવાર જોવાની) ટેવથી રોગ મટાડવાનું કામ બરાબર પાર પડે એવા રસ્તા સુઝાડનારી દૃષ્ટિ આવે છે અને રત્ન વગેરે ખરું છે કે ખોટું (નકલી) તેની સમજણ ફક્ત ઝવેરાત વગેરેના શાસ્ત્રના જ્ઞાનથી જ આવતી નથી.

કોઈ પણ વિષયમાં દૃષ્ટિ બરાબર ખૂપે એટલા

માટે એ વિષયને લગતી વિદ્યા પૂરી ભણવી જોઈએ તથા એ વિદ્યામાં જે કામ કરવાનું હોય તે વારવાર કરવું જોઈએ. ઊંડી સમજણ (insight) થવા માટે શાસ્ત્ર (bookish knowledge) અને અભ્યાસ (repeated practical knowledge) એ બંનેની જરૂર પડે છે

ત્રણ પ્રકારના રોગ

**दृष्टापचारजः कश्चित्कश्चित्पूर्वापराधजः ।**
**तत्सङ्करात्भवत्यन्यो व्याधिरेवं त्रिधा स्मृतः ॥ ५७**

કેટલાક (આ જન્મે કરેલાં અને તેથી) જોયેલા કુપથ્ય વગેરે કારણથી થયેલા, કેટલાક ગયા જન્મમા કરેલા પાપથી થયેલા અને બીજા કેટલાક એ બંને (આ જન્મનું કુપથ્ય અને પૂર્વજન્મનાં પાપનું ફળ) ભેગાં થવાથી થયેલા એ રીતે રોગ ત્રણ પ્રકારના છે એવું આયુર્વેદ કહે છે (આમાંથી પહેલા પ્રકારના રોગોને દૃષ્ટજ અથવા દૃષ્ટકર્મજ, બીજા પ્રકારના રોગોને અદૃષ્ટજ અથવા અદૃષ્ટકર્મજ અને ત્રીજા પ્રકારના રોગોને દૃષ્ટાદૃષ્ટજ અથવા દૃષ્ટાદૃષ્ટકર્મજ રોગ પણ કહે છે)

એ ત્રણ પ્રકારનાં રોગનાં લક્ષણ

**यथानिदानं दोषोत्थः कर्मजो हेतुभिर्विना ।**
**महारम्भोऽल्पके हेतावातङ्को दोषकर्मजः ॥ ५८ ॥**

શ્લોક ૩૪ થી ૪૪ સુધીમાં દોષોના પ્રકોપના જે કારણ (નિદાન) કહ્યાં છે તે કારણથી કોપેલા દોષને લીધે થયેલા રોગને દોષોત્થ (દૃષ્ટજ, દૃષ્ટકર્મજ, દૃષ્ટાપચારજ) રોગ કહે છે દોષ કોપે એવા કારણો વિના જે રોગ થયો હોય તેને કર્મજ (અદૃષ્ટજ, અદૃષ્ટકર્મજ, પૂર્વાપરાધજ) રોગ કહે છે દોષ કોપે એવું કારણ જરાક જ બન્યું હોય (આહારવિહારનું ન જેવું કુપથ્ય થયું હોય) છતાં જે રોગ શરૂઆતથી જ ઉગ્ર સ્વરૂપમા થાય (એટલે રોગના પૂર્વરૂપ અને રૂપનાં લક્ષણો શરૂઆતથી જ ઉગ્ર સ્વરૂપમા થાય) તેને દોષ અને દૈવ બંનેને લીધે થયેલો (દોષકર્મજ, દૃષ્ટાદૃષ્ટજ, દૃષ્ટાદૃષ્ટકર્મજ) રોગ કહે છે

ઉપશય ઉપરથી રોગની જાત
ઓળખવાની રીત

**विपक्षशीलनात्पूर्वः कर्मजः कर्मसङ्क्षयात् ।**
**गच्छत्युभयजन्मा तु दोषकर्मक्षयात्क्षयम् ॥ ५९ ॥**

રોગ જે કારણથી થયો હોય તેનાથી વિરુદ્ધ પ્રકારના આહારવિહારનું સેવન કરવાથી જે રોગ મટે તે રોગ પહેલા પ્રકારનો (દોષના પ્રકોપથી થયેલો) છે, રોગની પીડા ભોગવીને અથવા પ્રાયશ્ચિત્ત કરીને પ્રારબ્ધનો નાશ કરવાથી જે રોગ મટે તે કર્મજ (પ્રારબ્ધથી થયેલો) રોગ છે અને દોષ અને પ્રારબ્ધ બંનેનો નાશ કરવાથી જે રોગ મટે તે રોગ દોષ અને પ્રારબ્ધ બંનેથી થયેલો છે (એમ જાણવું)

રોગના ત્રણ પ્રકારના પેટાવિભાગ

**द्विधा स्वपरतन्त्रत्वाद्व्याधयोऽन्त्याः पुनर्द्विधा ।**

શ્લોક ૫૭ વાળા ત્રણ પ્રકારના રોગના દરેકના સ્વતંત્ર (મૂળ રોગ) અને પરતંત્ર—એ રીતે બે ભાગ પડે છે તેમાંથી પાછળના (પરતંત્ર) રોગના વળી પાછા બે પેટાભાગ પડે છે

પરતંત્ર રોગના બે પેટાભાગ

**पूर्वजाः पूर्वरूपाख्या, जाताः पश्चादुपद्रवाः ॥६०॥**

સ્વતંત્ર એટલે મૂળ રોગ થાય તે પહેલાં જે રોગો (લક્ષણો) થાય છે તે પૂર્વરૂપને નામે ઓળખાતા રોગ અને મૂળ રોગ થયા પછી જે ઉપદ્રવો થાય છે તે ઉપદ્રવો—(આ પૂર્વરૂપ અને ઉપદ્રવો એ પરતંત્ર રોગના બે પેટાભાગ છે)

સ્વતંત્ર રોગ કોને કહેવાય?

**यथास्वजन्मोपशयाः स्वतन्त्राः स्पष्टलक्षणाः ।**

અમુક રોગ જે કારણથી થતો હોવાનું શાસ્ત્રમાં (નિદાનસ્થાન વગેરે યોગ્ય સ્થળે) કહ્યું હોય તે કારણ થી જે રોગ થયો હોય, જે રોગ માટે જે ઉપચાર શાસ્ત્રમા (ચિકિત્સાસ્થાન વગેરે જગાએ) કહ્યા હોય તે ઉપચારથી જે રોગ મટે અને જે રોગના શાસ્ત્રોક્ત લક્ષણો સ્પષ્ટ જણાતા (દેખાતાં) હોય (આ ત્રણે શરતો જે રોગમાં પૂરી પડતી હોય) તે રોગને સ્વતંત્ર રોગ કહે છે

પરતંત્ર રોગ કોને કહેવાય?

**विपरीतास्ततोऽन्ये तु**

પણ બીજા એટલે પરતંત્ર રોગ એનાથી (સ્વતંત્ર રોગથી) ઊંધા હોય છે (અમુક રોગ) જે કારણથી થતો હોવાનું શાસ્ત્રમાં કહ્યું હોય તે કારણથી જે રોગ થતો હોવાનું શાસ્ત્રમાં ન થયો હોય, જે ઉપચારથી મટતો હોવાનું શાસ્ત્રમાં કહ્યું હોય તે ઉપચારથી જે મટે નહિ અને જેનાં લક્ષણો સ્પષ્ટ જણાતાં ન હોય તે રોગને પરતંત્ર રોગ કહે છે)

દોષના બે પ્રકાર

**विद्यादेवं मलानपि ॥ ६१ ॥**

(ફક્ત રોગ જ સ્વતંત્ર અને પરતંત્ર હોય છે એમ નથી) દોષ પણ એ જ પ્રમાણે સ્વતંત્ર તથા પરતંત્ર બે પ્રકારના જાણવા

દોષનાં બે પ્રકારનાં લક્ષણ

**तांस्तथैरपदितो विषुयाणान् प्रकल्पयेत्**

દરેક રોગમાં કોપેલા દોષોનાં લક્ષણ વૈદ્યે ધ્યાનપૂર્વક જોવાં. (અને તે ઉપરથી નક્કી કરવું કે એ કોપેલો દોષ સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર અમુક દોષ જે કારણથી કોપતો હોવાનું શાસ્ત્રમાં કહ્યું હોય તે કારણથી જે દોષ કોપ્યો હોય, જે દોષનો પ્રકોપ મટાડવા માટે શાસ્ત્રમાં જે ઉપાય કહ્યો હોય, તે ઉપાયથી જે કોપેલો દોષ શમી જાય અને જે દોષના પ્રકોપના લક્ષણો સ્પષ્ટ જણાઈ આવે તે દોષનો પ્રકોપ સ્વતન્ત્ર છે એમ જાણવું પણ જો ઉપરની ત્રણ શરતોથી વિરુદ્ધ રીતે દોષનો પ્રકોપ થયો હોય તો તે દોષનો પ્રકોપ પરતન્ત્ર છે એમ જાણવું )

મૂળ રોગ અને ઉપદ્રવની ચિકિત્સાનો ક્રમ

**तेषां प्रधानप्रशमे प्रशमोऽशाम्यतस्तथा ॥ ६२ ॥**
**पश्चाच्चिकित्सेत्तूर्णं वा बलवन्तमुपद्रवम् ।**

સ્વતંત્ર (મૂળ) રોગ મટતાં એ (પરતન્ત્ર રોગો—ઉપદ્રવો) મટે છે પણ એ રીતે જો ઉપદ્રવો ન મટે તો મૂળ રોગ મટી ગયા પછી એ ચાલુ રહેલા ઉપદ્રવોની (એમના પોતપોતાનાં ઔષધોથી) ચિકિત્સા કરવી (જો એવું ન કરીએ તો એ ઉપદ્રવો અસાધ્ય થઈ જાય) પણ જો એ ઉપદ્રવ બળવાન હોય તો તરત જ (મૂળ રોગની ચિકિત્સા પડતી મૂકીને પણ પહેલાં) એની (ઉપદ્રવની) ચિકિત્સા કરવી

એનું કારણ

**व्याधिक्लिष्टशरीरस्य पीडाकरतरो हि सः ॥६३॥**

કારણ કે મૂળ રોગથી પીડાયેલા શરીરવાળા માણસને એ ઉપદ્રવ વધારે પીડા કરે છે

રોગ મટાડવા માટે શું જાણે તો ચાલે?

**विकारनामाकुशलो न जिह्रीयात् कदाचन ।**
**न हि सर्वविकाराणां नामतोऽस्ति**
**ध्रुवा स्थितिः ॥ ६४ ॥**

આ ફલાણો રોગ છે, એવું રોગનું નામ ન કહી શકનાર વૈદ્યે કદી શરમાવું નહિ, કારણ કે બધા રોગોનું પોતપોતાનું નામ પાડીને એ રોગોની સંજ્ઞાને માટે નક્કી એકની એક સ્થિતિ હોતી નથી.

દોષ કોપવાનાં અનેક કારણોમાંથી કયો દોષ કયા કારણથી કોપ્યો છે, કયા દોષના પ્રકોપથી રોગ થયો છે, કયા કયા દોષ ભેગા કોપ્યા છે, એકલો કે ભેગો કોપેલો કયો દોષ કેટલા પ્રમાણમાં કોપ્યો છે, દોષની ગતિ ઊંચી, નીચી કે આડી છે, દોષ કયા સ્થાનમાં જઈને રોગ કરે છે, કઈ ધાતુ અને કયો મળ કેટલો બગડ્યા છે, દોષ વગેરેની વૃદ્ધિ થઈ છે કે ક્ષય વગેરે અનેક બાબતો ઉપર રોગનો આધાર હોવાથી રોગો પણ અસંખ્ય હોય છે. તે બધાનાં નામ પાડવા અશક્ય છે તેથી શાસ્ત્રમાં મુખ્યમુખ્ય રોગના નામ આપેલા છે, બાકીનાનો સમાવેશ કફના રોગ, પિત્તના રોગ, વાયુના રોગ વગેરે વર્ગમાં થઈ જાય છે આમ બધા રોગોને નામ ન આપી શકાય એવું હોવાથી તથા એકના એક જ રોગમાં પણ ખોટા આહાર, વિહાર, ક્રિયા, ઔષધ વગેરેને લીધે અનેક વિકાર થાય છે, તેથી બધા રોગોને જુદાં જુદાં નામ આપી શકાય નહિ માટે દરદીના રોગનું નામ ન દઈ શકનાર વૈદ્યે શરમાવાની જરૂર નથી આપણે કામ સાથે કામ છે, નામ સાથે નહિ અને દરેક દોષના પ્રકોપનાં લક્ષણો ઉપરથી કયો દોષ કોપ્યો છે એ પારખનાર વૈદ્ય રોગનું નામ નહિ જાણતો હોય તોપણ રોગના સફળ ઉપચાર કરી શકશે માટે રોગનું નામ ન જાણવામાં કંઈ નાનમ નથી, પણ દોષના પ્રકોપના લક્ષણો અને એ પ્રકોપ મટાડવાના ઉપાયો ન જાણવામાં નાનમ છે. (જે રોગોના લક્ષણો વગેરે આયુર્વેદમાં આપેલાં છે તે રોગોનું નામ ન પાડી શકવામાં અજ્ઞાનની ખામી હોવાથી વૈદ્યને જરૂર શરમાવા જેવું છે )

અનેક રોગો થવાનાં કારણ

**स एव कुपितो दोषः समुत्थानविशेषतः ।**
**स्थानान्तराणि च प्राप्य विकारान् कुरुते बहून् ॥**
**तस्माद्विकारप्रकृतीरधिष्ठानान्तराणि च ।**
**बुद्ध्वा हेतुविशेषांश्च शीघ्रं कुर्यादुपक्रमम् ॥६६॥**

એ જ કોપેલો દોષ અનેક જુદાં જુદાં કારણોથી કોપતો હોવાથી અને કોપીને અનેક જુદાં જુદાં સ્થાનોમાં જતો હોવાથી એ દોષ (જે કારણથી કોપ્યો હોય અને જે સ્થાનમાં પહોંચ્યો હોય તે પ્રમાણે) અનેક રોગો ઉત્પન્ન કરે છે માટે રોગના કારણરૂપ દોષ, દોષે પકડેલાં બીજાં સ્થાનો તથા દોષ કોપવાનાં કારણ જાણીને વૈદ્યે તરત જ ઉપચાર કરવા

(રોગ કયા કયા દોષથી થયો છે, કયા દોષે કયા સ્થાનમાં જઈને રોગ કર્યો છે તથા દોષ કયા કારણથી કોપ્યો છે: એ ત્રણ બાબત પારખીને તરત રોગની ચિકિત્સા કરવી )

ઉપચાર કરતાં પહેલાં વિચારવાની બાબતો

**दूष्यं देशं बलं कालमनलं प्रकृतिं वयः ।**
**सत्वं सात्म्यं तथाऽऽहारमवस्थाश्च**
**पृथग्विधाः ॥ ६७ ॥**
**सूक्ष्मसूक्ष्माः समीक्ष्यैषां दोषौषधनिरूपणे ।**
**यो वर्तते चिकित्सायां न स स्खलति**
**जातुचित् ॥ ६८ ॥**

રોગમાં ક્યા ધાતુ અને મળ બગડયા છે (દૂષ્ય), ક્યા (અનૂપ વગેરે) પ્રદેશમાં કે શરીરના ક્યા ભાગમાં રોગ થયો છે (દેશ), રોગનું અને રોગીનું બળ કેટલું છે (બલ), ઋતુ કઈ છે અને દિવસ કે રાતનો કયો સમય છે (કલ), જઠરાગ્નિ કેવો છે—વિષમ, મંદ કે તીક્ષ્ણ (અનલ), દરદીની પ્રકૃતિ કેવી છે—વાયુની, પિત્તની, કફની કે મિશ્ર (પ્રકૃતિ), દરદીની ઉમ્મર કેટલી છે તથા રોગની ઉમ્મર કેટલી છે, એટલે રોગ શરૂ થયે કેટલો વખત થયો (વય), દરદીમાં ધીરજ કેટલી છે (સત્ત્વ), દરદીને શું માફક આવે છે અને શું માફક નથી આવતું (સાત્મ્ય); દરદીનો ખોરાક કેવો છે, એ માંસાહારી છે કે વનસ્પતિ આહારી, છ રસમાંથી કયો રસ એ વધારે ખાય છે (આહાર); રોગ કઈ અવસ્થામાં છે, રોગનાં મૂળ લક્ષણોમાંથી વળી કયાં પેટા લક્ષણો ફૂટી નીકળ્યાં છે (રોગની શ્રેણીમાં શ્રેણી અનેક જાતની અવસ્થાઓ)—એટલી બાબતોનો બરાબર વિચાર કરીને જે એમના (રોગોના) દોષ અને ઔષધનો વિચાર કરે છે તે ઉપચાર કરવામાં કદી ભૂલ કરતો નથી.

રોગનાં લક્ષણ નરમ છે કે ઉગ્ર તે પારખવામાં રાખવાની સાવચેતી

गुर्वल्पव्याधिसंस्थानं सत्त्वदेहबलाबलात् ।
दृश्यतेऽप्यन्यथाकारं तस्मिन्नवहितो भवेत् ॥६९॥

રોગનું ભારે અને હલકું સંસ્થાન (લક્ષણ કે સ્વરૂપ) દરદીનાં ધીરજ, શરીર, બળ અને નિર્બળપણાને લીધે ઊંધું પણ દેખાય છે; માટે એ બાબતમાં (રોગના સ્વરૂપ કે લક્ષણની બાબતમાં) ખાસ ધ્યાન આપવું.

(સામાન્ય રીતે તો રોગનાં લક્ષણો ઉગ્ર હોય તો ઉગ્ર દેખાય છે અને નરમ હોય તો નરમ દેખાય છે, પણ કેટલીક વાર દરદી ધીરજવાળો હોય, દરદીનું શરીર પ્રચંડ હોય, દરદી બળવાન હોય તો રોગનાં લક્ષણો ઉગ્ર હોય છતાં ઉગ્ર દેખાતાં નથી, ઊલટાં નરમ દેખાય છે. તે જ પ્રમાણે દરદી પોચા મનનો હોય, દરદીનું શરીર પાતળું હોય, દરદી નબળો હોય તો રોગનાં લક્ષણો ખરી રીતે નરમ હોય છતાં ઉગ્ર દેખાય છે. આમ રોગનું સ્વરૂપ સમજવામાં દરદીની સ્થિતિ આપણને ભૂલ ખવડાવી દે છે. માટે રોગનું ખરેખરું સ્વરૂપ (લક્ષણ) કેવું છે તે નક્કી કરવામાં બહુ ધ્યાન રાખવું.)

નાસમજીનું પરિણામ

गुरुं लघुमिति व्याधिं कल्पयंस्तु भिषग्जडः ।
अल्पदोषाकलनया पथ्ये विभ्रममेति हि ॥७०॥

(શ્લોક ૬૯વાળી સૂચના પ્રમાણે ધ્યાન ન રાખનાર) નામધારી વૈદ્ય ભારે રોગને હલકો માનીને રોગમાં જે દોષ કોપ્યો છે તે થોડો જ છે એવો નિશ્ચય કરીને પથ્ય (દવા અને પરેજ)ની બાબતમાં ભૂલ કરે છે. (તે જ પ્રમાણે હલકા રોગને ભારે માનનાર વૈદ્ય પણ ભૂલ કરે છે.)

અવળી સમજણનું પરિણામ

ततोऽल्पमल्पवीर्यं वा गुरुव्याधौ प्रयोजितम् ।
उदीरयेत्तरां रोगान् संशोधनमयोगतः ॥७१॥
शोधनं त्वतियोगेन विपरीतं विपर्यये ।
क्षिणुयात् मलानेव केवलं वपुरस्यति ॥७२॥

તેથી (એવી અવળી સમજણથી) ભારે રોગમાં થોડું કે થોડી અસર કરે એવું (નરમ mild) સંશોધન આપવાથી તેનો હીનયોગ થવાથી (ઓછું પડવાથી) રોગો વધારે ઉછાળો મારે છે. (કારણ એ સંશોધનથી રોગો વધારે ઉછળેલા પણ દવા ઓછી કે દવાને લીધે સ્થાનમાંથી ચળેલા પણ દવા ઓછી પડવાથી શરીરની બહાર ન નીકળી શકતા દોષો અંદર ને અંદર રહી ધમાલ મચાવે છે). તે જ પ્રમાણે એથી ઊલટી સ્થિતિમાં એટલે રોગ હલકો હોય છતાં ભારે છે, એમ માની લીધું હોય ત્યારે પુષ્કળ કે બહુ જલદ શોધન આપવાથી તેનો અતિયોગ થવાથી (દવા વધારે પડવાથી) એ સંશોધન ફક્ત દોષોને ઓછા કરી નાખે છે; એટલું જ નહિ પણ શરીરનો પણ નાશ કરે છે (શરીર નંખાઈ જાય છે). (સંશોધન ઓછું કે વધારે પડે તેથી જેમ નુકસાન થાય છે, તેમ બીજી દવા ઓછી કે વધારે પડવાથી નુકસાન થાય છે. સંશોધન તો માત્ર દાખલારૂપે જ આપેલું છે.)

અચૂક આરોગ્ય કરે એવી રીતે ઔષધ આપવું

अतोऽभियुक्तः सततं सर्वमालोच्य सर्वथा ।
तथा युञ्जीत भैषज्यमारोग्याय यथा ध्रुवम् ॥७३॥

તેથી (આયુર્વેદ વાંચવા, સમજવા અને આચરવામાં) સદા પ્રયત્નશીલ રહેનાર વૈદ્યે બધી રીતે વિચાર કરીને એવી રીતે દવા આપવી કે જેથી (દરદીને) આરોગ્ય ચોક્કસ મળે.

## દોષની વૃદ્ધિ અને ક્ષય

[illegible] दोषा वृद्धिक्षयविभेदतः ।

હવે અનેક (દોષોની) વૃદ્ધિ અને ક્ષયના પ્રકારની દૃષ્ટિએ દોષો ફરી કહેવામાં આવે છે.

દોષોની વૃદ્ધિના પ્રકાર

वृद्धः [illegible] विद्धि

દરેક દોષ છૂટોછૂટો વધે એ રીતે ત્રણ (વધેલા) દોષ છે એવું જાણ. ૧ વધેલો વાયુ, ૨ વધેલું પિત્ત, ૩ વધેલો કફ

**संसर्गस्त्रिधा, तत्र तु तान्नव ॥७४॥**

બે બે દોષ સાથે વધે એવુ ત્રણ રીતે થાય છે (વાયુ અને પિત્તની વૃદ્ધિ, વાયુ અને કફની વૃદ્ધિ, પિત્ત અને કફની વૃદ્ધિ) તેમા (બે બેની વૃદ્ધિમાં) નવ સંયોગો થાય છે એમ સમજ (ક્યા નવ સંયોગો તે હવે પછીના શ્લોકમાં ૨ ખ્યું છે)

**त्रीनेव समया वृद्धया, षडेकस्यातिशायने ।**

દરક જોડકામાના બંને દોષની સરખી વૃદ્ધિથી ત્રણ જોડકાં અને ત્રણ જોડકાંમાંના દરક જોડકામાના બે દોષ માનો એક દોષ બીજા દોષથી વધાર વધેલો હોય એ ગણતરીથી છ જોડકાં (આમ બે દોષ ભેગા વધે તેના કુલ નવ સસર્ગ થાય છે)

૪ વાયુ અન પિત્ત બંને સરખા વધેલા, ૫ વાયુ અને કફ બંને સરખા વધેલાં ૬ પિત્ત અને કફ બંને સરખાં વધેલાં ૭ વાયુ અને પિત્ત બંને વધેલાં હોય એમા વાયુ પિત્તથી વધાર હોય એવું મિશ્રણ, ૮ વાયુ અને પિત્ત બંને વધેલા હોય એમા પિત્ત વાયુથી વધાર હોય એવું મિશ્રણ ૯ વાયુ અને કફ બંને વધેલાં હોય એમાં વાયુ કફથી વધાર હોય એવું મિશ્રણ, ૧૦ વાયુ અન કફ બંન વધેલાં હોય એમા કફ વાયુથી વધાર હોય એવું મિશ્રણ ૧૧ પિત્ત અને કફ બંને વધેલાં હોય એમા પિત્ત કફથી વધારે હોય એવું મિશ્રણ ૧૨ પિત્ત અન કફ બંને વધેલાં હોય એમાં કફ પિત્તથી વધાર હોય એવું મિશ્રણ

**त्रयोदश समस्तेषु**

ત્રણે દોષ સાથ વધે એવા ૧૩ સંયોગો મિશ્રણના છે એમ જાણ

**षड् द्व्येकातिशायेन तु ॥७५॥**

ત્રણે દોષ વધ્યા હોય તેમાંથી બમે તે બે દોષ બાકીના ત્રીજા કરતાં વધાર હોય અને કમે તે એક દોષ બાકીના બે દોષ કરતા વધારે હોય એ રીતે છ મિશ્રણ તું જાણ.

વાયુ પિત્ત અને કફ ત્રણે વધ્યા હોય એમાં ૧૩ પિત્ત અને કફ વાયુ કરતા વધારે હોય, ૧૪ કફ અને વાયુ પિત્ત કરતા વધારે હોય, ૧૫ વાયુ અને પિત્ત કફ કરતા વધાર હોય, ૧૬ વાયુ અને પિત્ત કરતાં કફ વધાર હોય, ૧૭ વાયુ અને કફ કરતા પિત્ત વધારે હોય, ૧૮ પિત્ત અને કફ કરતા વાયુ વધારે હોય.

**एकं तुल्याधिकैः**

૧૯ ત્રણે દોષ સરખા વધ્યા હોય એવું એક મિશ્રણ જાણ

**षट्‌ च तारतम्यविकल्पनात्‌ ।**

ત્રણે દોષ પ્રમાણથી વધાર હોય તેમાં એક દોષ જેટલો વધારે હોય તેના કરતા બીજો દોષ વળી વધારે વધેલો હોય અને ત્રીજો દોષ વળી બીજા કરતાયે વધારે વધેલો હોય (એટલે ત્રીજો દોષ સૌથી વધારે વધેલો હોય) એવા વૃદ્ધિના તર અને તમના હિસાબે (એક અમુક અંશે વધેલો, બીજો તેનાથી વધારે વધેલો અને ત્રીજો એ સૌથી વધાર વધેલો એ હિસાબે) છ મિશ્રણ જાણવા.

વાયુ, પિત્ત અને કફ ત્રણે વધેલાં હોય તેમાં

| | વધેલો | વધારે વધેલો | સૌથી વધારે વધેલો |
|---|---|---|---|
| ૨૦ | વાયુ | પિત્ત | કફ |
| ૨૧ | વાયુ | કફ | પિત્ત |
| ૨૨ | પિત્ત | કફ | વાયુ |
| ૨૩ | પિત્ત | વાયુ | કફ |
| ૨૪ | કફ | વાયુ | પિત્ત |
| ૨૫ | કફ | પિત્ત | વાયુ |

**पञ्चविंशतिमित्येवं वृद्धैः**

આમ વધેલા દોષોથી ૨૫ પ્રકારના મિશ્રણ થાય છે એવું તું જાણ.

દોષોના ક્ષયના પ્રકાર

**क्षीणैश्च तावत्‌ ॥७६॥**

દોષ પ્રમાણથી ઓછા થયા હોય તેના પણ એટલા જ એટલે ૨૫ પ્રકારનાં મિશ્રણ થાય છે

દોષની વૃદ્ધિથી થતાં ૨૫ મિશ્રણો ૫ ર ઉપર વિગત વાર આપ્યા છે તે ઉપરથી દોષના ઘટવાથી થતા ૨૫ મિશ્રણો સમજી લેવાં.

**एकैकवृद्धिसमताक्षयैः षट्‌ ते**

ત્રણ દોષમાંથી એક પ્રમાણથી વધેલો હોય, બીજો સમ હોય અને એક પ્રમાણથી ઓછો હોય એ રીતે ત્રણ દોષો છ પ્રકારના છે (એવાના છ મિશ્રણ થાય છે)

| | વધેલો | સમ | ઓછો |
|---|---|---|---|
| ૧ | વાયુ | પિત્ત | કફ |
| ૨ | પિત્ત | વાયુ | કફ |
| ૩ | કફ | પિત્ત | વાયુ |
| ૪ | કફ | વાયુ | પિત્ત |
| ૫ | વાયુ | કફ | પિત્ત |
| ૬ | પિત્ત | કફ | વાયુ |

पुनश्च षट् ।
एकक्षयद्वन्द्ववृद्ध्या सविपर्ययाऽपि ते ॥७७॥

અને વળી ત્રણ દોષમાંથી એકનો ઘટાડો અને બાકીના બેનો વધારો અને તેથી ઊંધું (એકનો વધારો અને બાકીના બેનો ઘટાડો) એ રીતે દોષો (દોષોનાં મિશ્રણો) છ જાણ.

| | પ્રમાણથી ઓછો | પ્રમાણથી વધારે |
|---|---|---|
| ૧ | વાયુ | પિત્ત, કફ |
| ૨ | પિત્ત | કફ, વાયુ |
| ૩ | કફ | વાયુ, પિત્ત |
| ૪ | વાયુ, પિત્ત | કફ |
| ૫ | પિત્ત, કફ | વાયુ |
| ૬ | કફ, વાયુ | પિત્ત |

भेदा द्विषष्टिर्निर्दिष्टाः

(આ પ્રમાણે દોષોના) ૬૨ પ્રકાર કહ્યા છે.

त्रिषष्टिः स्वास्थ्यकारणम् ॥७७½॥

વાત, પિત્ત અને કફ ત્રણે સમ હોય એ દોષોનો ૬૩ મો પ્રકાર આરોગ્યના કારણરૂપ છે. (એ સિવાયના ૬૨ પ્રકારના દોષો રોગના કારણરૂપ છે.)

દોષોના અસંખ્ય પ્રકાર

संसर्गाद्रसरुधिरादिभिस्तथैषां ।
दोषांस्तु क्षयसमतावि वृद्धिभेदैः ।
आनन्त्यं तरतमयोगतश्च यातान् ।
जानीयादवहितमानसो यथास्वम् ॥ ७८½ ॥

રસ, લોહી વગેરે દૂષ્યોમાંથી અમુક પ્રમાણથી ઓછાં હોય કે પ્રમાણસર હોય કે પ્રમાણથી વધારે હોય, વળી એ દૂષ્યો અંદરઅંદર એકબીજાથી પ્રમાણમાં વધારે હોય અને સૌથી વધારે હોય, એ બધા હિસાબે અનેક પ્રકારનાં દૂષ્યો હોય તેની સાથે આ બાસઠ દોષોનો સંબંધ થવાથી વળી દોષો અનંત (અસંખ્ય) બની જાય છે; તેને એકાગ્ર મનવાળા વૈદ્યે પોતપોતાનાં લક્ષણો ઉપરથી ઓળખવા

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने दोषभेदीयो नाम द्वादशोऽध्यायः ।

## અધ્યાય ૧૩ મો : દોષોપક્રમણીય

अथातो दोषोपक्रमणीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

(પાછલા અધ્યાયમાં કહ્યું છે વિકાર પામેલા (બગડેલા) દોષનો તત્કાળ ઉપાય કરવો, માટે હવે દોષની ચિકિત્સા (ઉપાય) કરવાને ક્રિયાક્રમ અમારા



સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ આ પ્રમાણે કહ્યું છે :

વાયુના ઉપાય

वातस्योपक्रमः स्नेहः स्वेदः संशोधनं मृदु ।
स्वाद्वम्ललवणोष्णानि भोज्यान्यभ्यङ्गमर्दनम् ॥
वेष्टनं त्रासनं सेको मद्यं पैष्टिकगौडिकम् ।
स्निग्धोष्णा बस्तयो बस्तिनियमः सुखशीलता ॥
दीपनैः पाचनैः सिद्धाः स्नेहाश्चानेकयोनयः ।
विशेषान्मेद्यपिशितरसतैलानुवासनम् ॥ २ ॥

સ્નેહ, સ્વેદ, હલકું સંશોધન; ગળ્યા, ખાટા અને ખારા સ્વાદવાળો ખોરાક; તેલ ચોળવું, ચંપી, અંગ ઉપર કપડાં વીંટવાં, ઓચિંતું બિવડાવવું (ભડકાવવું), (દશમૂલાદિ ક્વાથ વગેરેની) ધાર કરવી (રેડવો, છંટકાવ કરવો), લોટનો દારૂ, ગોળનો દારૂ, સ્નિગ્ધ, અને ગરમ નિરૂહબસ્તિઓ, અનુવાસનબસ્તિ, રોજરોજ સુખમાં રહેવું, (ચિત્રો વગેરે) દીપન ઔષધોથી અને (મોથ વગેરે) પાચન ઔષધોથી સિદ્ધ કરેલા (તલ, ચારોળી, અખોડ, આગથી વગેરેનાં તેલ તથા ગાય અને ભેંસ-નાં ઘી વગેરે) અનેક દ્રવ્યોમાંથી કાઢેલા સ્નેહો અને ખાસ કરીને તો ચરબીભર્યા માંસનો માંસરસ, તલનું તેલ અને અનુવાસન એ ત્રણ વાયુના ઉપચાર (ઓષધ) છે

પિત્તનો ઉપાય

पित्तस्य सर्पिषः पानं स्वादुशीतैर्विरेचनम् ।
स्वादुतिक्तकषायाणि भोजनान्यौषधानि च ॥४॥
सुगन्धशीतहृद्यानां गन्धानामुपसेवनम् ।
कण्ठे गुणानां हाराणां मणीनामुरसा धृतिः ॥५॥
कर्पूरचन्दनोशीरैरनुलेपः क्षणे क्षणे ।
प्रदोषश्चन्द्रमाः सौधं हारि गीतं हिमोऽनिलः ॥६
अयन्त्रणसुखं मित्रं पुत्रः सन्दिग्धमुग्धवाक् ।
छन्दानुवर्तिनो दाराः प्रियाः शीलविभूषिताः ॥७
शीताम्बुधारागर्भाणि गृहाण्युद्यानदीर्घिकाः ।
सुतीर्थविपुलस्वच्छसलिलाशयसैकते ॥ ८ ॥
साम्भोजजलतीरान्ते कायमाने द्रुमाकुले ।
सौम्या भावाः पयः सर्पिर्विरेकश्च विशेषतः ॥९॥

ઘી પીવું, ગળ્યાં અને ઠંડાં દ્રવ્યોના જુલાબ લેવા; ગળ્યાં, કડવાં અને તૂરાં ભોજન અને ઔષધો; સુગંધી દાર, ઠંડા અને હૃદ્ય હોય એવા સુગંધીદાર પદાર્થોની સુવાસ લેવી; અને ગળામાં સેર એવા હારનાં (મરકત, ચંદ્રકાંત, પદ્મરાગ વગેરે) મણિને છાતી સરસાં રાખવાં, કપૂર, સુખડ અને વીરણવાળો એ ત્રણનો લેપ ક્ષણે

આછોઆછો લેપ કર્યા કરવો, રાતની શરૂઆતનો સમય, ચંદ્ર (ચાંદની), ધોળી હવેલી, મનગમતું ગાયન, ઠંડો પવન, જેનાથી નર્યું સુખ થાય એવો મિત્ર, કાલુંમીઠું બોલતો પુત્ર, પતિની ઇચ્છા પ્રમાણે વર્તનારી, વડાની અને શિયળથી શોભતી સ્ત્રી, ઠંડા પાણીમાં ફુવારાવાળા ફુવારાઘર, બગીચામાં આવેલી વાવ, પાણીમાંથી સહેલાઈથી સામે પાર જઈ શકાય એવા વિશાળ અને સ્વચ્છ જળાશયના (કિનારા પર) કમળો અને પાણીનો કિનારો જેની અગાસી હોય એવા, વૃક્ષોથી ભરચક કિનારા ઉપર (બાંધેલા) ઘાસના ઝૂંપડામાં સૌમ્ય પદાર્થોનું સેવન અને ખાસ કરીને તો દૂધ, ઘી અને વિરેચન એ ત્રણ પિત્તના ઉપાય છે

કફનો ઉપાય

**श्लेष्मणो विधिना युक्तं तीक्ष्णं वमनरेचनम् ।**
**अन्नं रूक्षाल्पतीक्ष्णोष्णं कटुतिक्तकषायकम् ॥१०॥**
**दीर्घकालस्थितं मद्यं रतिप्रीतिः प्रजागरः ।**
**अनेकरूपो व्यायामश्चिन्ता रूक्षं विमर्दनम् ॥११॥**
**विशेषाद्वमनं यूषः क्षौद्रं मेदोघ्नमौषधम् ।**
**धूमोपवासगण्डूषा निःसुखत्वं सुखाय च ॥१२॥**

સૂ અ ૧૮મા કહ્યા પ્રમાણે શાસ્ત્રોક્ત વિધિથી આપેલા તીક્ષ્ણ વમન અને તીક્ષ્ણ વિરેચન, લૂખું, થોડું તીક્ષ્ણ, ગરમ, તીખું, કડવું અને તૂરું અન્ન (ખોરાક), જૂનો દારૂ મૈથુનનો આનંદ, ઉજાગરા (જાગરણ), અનેક પ્રકારની કસરત, ચિંતા, (કાંઈ પણ જાતની ચીકટ કે સ્નિગ્ધ પદાર્થ વાપર્યા વિના) લૂખી પુષ્કળ ચંપી અને ખાસ કરીને તો વમન, યૂષ, મધ, ચરબીનો નાશ કરે એવું ઔષધ, ધૂમપાન, ઉપવાસ, ગંડૂષ અને અંતે સુખ (પુણ્ય, ધર્મ) થાય એવી રીતે (વ્રત વગેરે કરીને) દુઃખ (કષ્ટ) વેઠવું એ કફના ઉપાય છે

ભેગા કોપેલા દોષનો ઉપાય

**उपक्रमः पृथग्दोषान् योऽयमुद्दिश्य कीर्तितः ।**
**संसर्गसन्निपातेषु तं यथास्वं विकल्पयेत् ॥१३॥**

આ જે ઉપાય છૂટાછૂટા દોષને લગતા (શ્લોક ૧ થી ૧૨ સુધીમાં) કહ્યા તે જ ઉપાય બે દોષ કે ત્રણે દોષ ભેગા કોપ્યા હોય ત્યારે કયા કયા દોષ કોપ્યા છે તેનો વિચાર કરીને તે તે કોપેલા દોષના ભેગા ઉપાય કરવા

બે દોષ સાથે કોપ્યા હોય તેનો બીજો ઉપાય

**ग्रैष्मः प्रायो मरुत्पित्ते वासन्तः कफमारुते ।**
**मरुतो योगवाहित्वात्, कफपित्ते तु शारदः ॥१४॥**

વા। અને પિત્ત સાથે [illegible]

રીતે (સૂ ૨ ૩મા આપેલી) ગ્રીષ્મઋતુની ઋતુચર્યા પ્રમાણે કરવું અને કફ અને વાયુ સાથે કોપ્યા હોય ત્યારે સામાન્ય રીતે વસંતઋતુની ઋતુચર્યા પ્રમાણે કરવું, કારણ કે વાયુ યોગવાહી છે, તથા કફ અને પિત્ત સાથે કોપ્યા હોય ત્યારે સામાન્ય રીતે શરદઋતુની ઋતુચર્યા પ્રમાણે કરવું

[શંકા—ગ્રીષ્મની ઋતુચર્યામાં પુષ્કળ ઠંડક કરવાની કહી છે અને વસંતની ઋતુચર્યામાં તીક્ષ્ણ વમન અને નસ્ય લેવાનું કહ્યું છે, તેથી આ બંને ઋતુઓની ઋતુચર્યાથી તો ઊલટો વાયુ વધી પડે, છતાં બે કોપેલા દોષમાંનો એક વાયુ હોય ત્યારે પણ એને મટાડવા માટે ગ્રીષ્મ અને વસંતની ઋતુચર્યા પ્રમાણે વર્તવાનું કેમ કહ્યું છે? ઉત્તર—વાયુ યોગવાહી છે એટલે એ જેની સાથે ભળે છે તેના ગુણ અને કર્મ એનામાં આવી જાય છે, તેથી જ્યારે વાયુ પિત્ત સાથે હોય ત્યારે એ (વાયુ) દાહ વગેરે કરે છે તેથી ગ્રીષ્મઋતુમાં ઠંડક કરવાથી ફાયદો થાય છે વળી ગ્રીષ્મઋતુમાં તો સ્નિગ્ધ વગેરે ગુણવાળી વસ્તુઓનું પણ સેવન કરવાનું કહ્યું છે, તેથી વાયુનો સીધો ઉપાય પણ થાય છે, માટે વાયુ અને પિત્ત સાથે કોપ્યા હોય ત્યારે ગ્રીષ્મની ઋતુચર્યા પાળવી એ બરાબર ઉપાય છે હવે વસંતઋતુમાં પણ વાયુ કફ સાથે ભળીને કફના રોગ કરે છે અને તેના ઉપાયરૂપે વસંતઋતુની ઋતુચર્યા છે, માટે વાયુ અને કફ ભેગા કોપ્યા હોય ત્યારે વસંતઋતુની ઋતુચર્યા પાળવી એ ઉપાય બરાબર છે વાયુ પિત્ત સાથે ભળે ત્યારે પિત્તના ઉપાય અને કફ સાથે ભળે ત્યારે કફના ઉપાય કરવા જોઈએ ત્રણે દોષ સાથે કોપે ત્યારે વર્ષાઋતુની ઋતુચર્યા સામાન્ય રીતે પાળવી ]

દોષનો પ્રકોપ ક્યારે અને કેવી રીતે મટાડવો?

**चय एव जयेद्दोषं कुपितं त्वविरोधयन् ।**
**सर्वकोपे बलीयांसं शेषदोषाविरोधतः ॥१५॥**

દોષનો સંચય થતો હોય તે દરમ્યાન જ તે દોષને મટાડવાના ઉપાય કરવા (સંચય થઈ રહ્યા પછી દોષ કોપે અને રોગ કરે ત્યાં સુધી બેસી રહેવું નહિ પણ જો કોઈ પણ કારણને લઈને એમ ન બને અને સંચય થયેલો દોષ કોપે તો) કોપેલા દોષને એવી રીતે મટાડવો (મટાડવાને એવા ઉપાય કરવા) કે જેથી બીજા દોષ કોપે નહિ ત્રણે દોષ સાથે કોપ્યા હોય તો ત્રણેમાંથી જેનો પ્રકોપ સહુથી વધારે બળવાન હોય તેને મટાડવાના ઉપાય પહેલા કરવા, પણ તે એવી રીતે કરવા કે એ ઉપાયથી મટાડવા ધારેલો દોષ મટે છતાં બીજા કોપે નહિ

શુદ્ધ પ્રયોગ કોને કહેવાય?

**प्रयोगः शमयेद्व्याधिमेकं योऽन्यमुदीरयेत् ।**
**नाऽसौ विशुद्धः शुद्धस्तु शमयेद्यो न कोपयेत् ॥**

જે પ્રયોગ એક રોગનુ શમન કરે પણ બીજો રોગ કરે તે પ્રયોગ શુદ્ધ નથી જે પ્રયોગ એક રોગનું શમન કરે પણ બીજો રોગ કરે નહિ તે શુદ્ધ પ્રયોગ છે

દોષો કોષ્ઠમાંથી શાખા, હાડકાં અને મર્મમાં શા માટે જાય છે?

**व्यायामादूष्मणस्तैक्ष्ण्यादहिताचरणादपि ।**
**कोष्ठाच्छाखास्थिमर्माणि द्रुतत्वान्मारुतस्य च १७**
**दोषा यान्ति**

કસરતથી, સખત તાપથી, કુપથ્ય કરવાથી અને વાયુની ઝડપથી દોષો કોષ્ઠમાથી શાખા, હાડકા અને મર્મસ્થાનોમા જાય છે

(કસરતથી થાક લાગે છે થાકને લીધે વાયુ ઊંચો ચડે છે વળી કસરતથી શરીર સખળડખળ થઈ જાય છે, થાક લાગે છે અને ગરમ થઈ જાય છે, વગેરે કારણોને લીધે કોષ્ઠમાનો દોષ ઢીલો પડીને રહે છે કસરતને લીધે ઊંચે ચડતો વાયુ તેને (દોષને) તેના સ્થાનમાથી ખેરવી નાખે છે અને શાખાઓમા ફેંકે છે દેવતા, તડકો વગેરેના સખત તાપથી પાતળા પડેલા દોષ તે જ ગરમીથી પહોળા થયેલા મુખવાળા સ્રોતો દ્વારા શાખા વગેરેમા જાય છે કુપથ્ય કરવાથી દોષો કોષ્ઠમા પ્રમાણ કરતા ઘણા વધી જાય છે, તેથી તે કોષ્ઠમાથી ઉભરાઈને ચોમાસાના પૂરની માફક શાખા, હાડકાં અને મર્મોમા પહોંચી જાય છે અને વાયુની પ્રસરવાની ગતિ ઝડપી હોવાથી પણ કોષ્ઠમાના દોષો શાખા, હાડકાં અને મર્મોમાં જાય છે.)

દોષો શાખા વગેરેમાંથી કોષ્ઠમાં શી રીતે આવે છે?

**तथा तेभ्यः स्रोतोमुखविशोधनात् ।**
**वृद्ध्याऽभिष्यन्दनात्पाकात्कोष्ठं वायोश्च**
**निग्रहात् ॥ १८ ॥**

તે જ પ્રમાણે સ્રોતોના મો પહોળા થવાથી, દોષો પ્રમાણ કરતા વધી જવાથી, (દેવતા, તડકો, તીક્ષ્ણ અને ગરમ દ્રવ્યો વગેરે સાથે સબધમા આવવાથી તથા દૂધ, દહીં વગેરે અભિષ્યદી ભોજન કરવાથી થતા) દોષોનો અભિષ્યદથી, (પાચન ઔષધ વગેરેથી પાકી ગયેલા દોષો કોઈ ઠેકાણે ચોટી રહેના ન હોવાથી) દોષો પાકી જવાથી અને વાયુના નિગ્રહથી દોષો તેમાથી (શાખા, હાડકાં અને મર્મમાથી) કોષ્ઠમા આવે છે

કોઠા વગેરેમાં ગયેલા દોષો કેમ રોગ કરતા નથી?

**तत्रस्थाश्च विलम्बेरन् भूयो हेतुप्रतीक्षिणः ।**

અને ત્યા (કોષ્ઠમા, શાખામા, હાડકાંમા અને મર્મોમા) ગયેલા દોષો, દોષોનો પ્રકોપ થાય એવા કારણો ફરીથી મળે તેની રાહ જોતા (રોગ કર્યા વિના) પડ્યા રહે છે (દોષ વધીને કોષ્ઠમા કે શાખા વગેરેમા બીજે માર્ગે ગયો હોય તે પણ રોગ કરવા જેટલી શક્તિ વાળો ન હોવાથી દોષનો પ્રકોપ થાય એવા કારણ ફરીથી ન મળે ત્યા સુધી રોગ કરી શકતો નથી, પણ પ્રકોપનુ કારણ ફરીથી મળતા ત્યાથી બીજા સ્થાનમા જાય છે)

દોષો ક્યા કારણથી અને ક્યાં રોગ કરે છે?

**ते कालादिबलं लब्ध्वा कुप्यन्त्यन्याश्रयेष्वपि ॥१९**

દોષોના જેવા જ ગુણવાળા કાળ (દેશ, અપથ્ય વગેરે તરફથી દોષોને બળ મળતા (ફરી વધારો થતા) એ દોષો બીજા દોષના સ્થાનમા પણ (એટલે પોતાના સ્થાનમા અને બીજાના સ્થાનમાં પણ) કોપે છે (રોગ કરે છે)

પરસ્થાનમા ગયેલા દોષની ચિકિત્સા

**तत्रान्यस्थानसंस्थेषु तदीयामबलेषु तु ।**
**कुर्याच्चिकित्साम्**

તેમા જો પારકા સ્થાનમા આવેલા દોષ બળવાન ન હોય તો એ પારકુ સ્થાન જે દોષનુ હોય તે દોષ મટાડવાના ઉપાય કરવા (જે દોષ પોતાનું સ્થાન છોડીને પારકા સ્થાનમા આવ્યો હોય તે દોષ મટાડવાના ઉપાય કરવા નહિ) (દા ત કફ પોતાનું સ્થાન છોડીને પિત્તના સ્થાનમા ગયો હોય અને ત્યા એ કફ બળવાન ન હોય તો પિત્ત મટાડવાના ઉપાય કરવા, કફ મટાડવાના ઉપાય કરવા નહિ)

અન્ય સ્થાનમાં ગયેલા બળવાન દોષની ચિકિત્સા

**स्वामेव बलेनान्याभिभाविषु ॥ २० ॥**

પણ જો પારકા સ્થાનમા ગયેલા દોષ બળવાન હોય તો એ આવેલા બળવાન દોષ મટાડવાના જ ઉપાય કરવા (દા ત જો કફ પોતાનું સ્થાન છોડીને પિત્તના સ્થાનમા આવ્યો હોય અને એ કફની શક્તિ એ સ્થાનમા રહેલા પિત્તની શક્તિને દબાવી દે એવી બળવાન હોય તો કફ મટાડવાના ઉપાય કરવા)

પરસ્થાનમા ગયેલા દોષની બીજી ચિકિત્સા

**आगन्तु शमयेद्दोषं स्थानिनं प्रतिकृत्य वा ।**

(અમુક દોષ પોતાનુ સ્થાન છોડીને બીજા દોષ ના સ્થાનમા ...

તે સ્થાન ખરી રીતે જે દોષનું હોય, તે દોષ પહેલા મટાડીને પછી આવેલા દોષને મટાડવો અથવા આવેલા દોષને પહેલા મટાડ્યા પછી તે સ્થાનના દોષને મટાડવો

### આડા ગયેલા દોષોની ચિકિત્સા

**प्रायस्तिर्यग्गता दोषाः क्लेशयन्त्यातुरांश्चिरम् ॥२१**
**कुर्यान्न तेषु त्वरया देहाग्निबलवित् क्रियाम् ।**

આડા ગયેલા (શરીરના જે માર્ગોમા દોષનું સશોધન થઈ શકે છે તે માર્ગો છોડીને આડારાવળા ગયેલા) દોષો સામાન્ય રીતે રોગીઓને લાબા વખત સુધી પીડે છે (કારણ કે એ દોષોનુ સશોધન થઈ શકતું નથી) માટે દેહ, અગ્નિ અને બળ જાણનાર વૈદ્યે (દરદીના દેહ, અગ્નિ અને બળનો વિચાર કર્યા વિના) આડા ગયેલા દોષોની ચિકિત્સા ઉતાવળે કરવી નહિ (દેહ, અગ્નિ અને બળનો પૂરો વિચાર કરીને ધીમેધીમે ચિકિત્સા કરવી)

### તિર્યક્સ્થાનમાં ગયેલા દોષના ચિકિત્સા

**शमयेत्तान् प्रयोगेण सुखं वा कोष्ठमानयेत् ॥२२॥**
**ज्ञात्वा कोष्ठप्रपन्नांश्च यथासन्नं विनिर्हरेत् ।**

(સ્નેહન, સ્વેદન વગેરે) શાસ્ત્રોક્ત પ્રયોગથી એમનું (આડા ગયેલા દોષોનુ) શમન કરવુ અથવા દરદીને દુ:ખ ન થાય એ રીતે એ આડા ગયેલા દોષોને શ્લોક ૧૭॥, ૧૮ મા કહેલી રીતે કોષ્ઠમા આણવા, અને એ કોષ્ઠમા આવ્યા છે એવુ જાણ્યા પછી ગુદા, મો કે નાક એ ત્રણમાંથી જે રસ્તો પાસે હોય તે રસ્તેથી એ દોષોને (ઊલટી, જુલાબ વગેરે કરાવીને) બહાર કાઢવા

(જો દોષ થોડા હોય તો પહેલો ઉપાય કરવો, નહિ તો બીજો ઉપાય કરવો)

### સામ અને નિરામ દોષનાં લક્ષણ

**स्रोतोरोधबलभ्रंशगौरवानिलमूढताः ॥ २३ ॥**
**आलस्यापाकनिष्ठीवमलसङ्गारुचिक्लमाः ।**
**लिङ्गं मलानां सामानां, निरामाणां विपर्ययः ॥२४**

સ્રોતો પુરાઈ જાય, બળ ઘટે, શરીર ભારેભારે થઈ જાય, વાયુ બરાબર ફરી શકે નહિ, આળસ આવે, ખાધુંપીધું પચે નહિ, લાળ અને થૂક નીકળે, મળો નીકળે નહિ, ખાવાની ઈચ્છા થાય નહિ, કંટાળો આવે આ સામ દોષનાં લક્ષણ છે નિરામ દોષના લક્ષણ એથી ઊલટાં છે

### આમ એટલે શું?

**ऊष्मणोऽल्पबलत्वेन धातुमाद्यमपाचितम् ।**
**दुष्टमामाशयगतं रसमामं प्रचक्षते ॥ २५ ॥**

જઠરાગ્નિ થોડા બળવાળો હોવાથી ન પચેલી, વાયુ વગેરે દોષો એમા ભળવાથી, બગડેલી, હોજરીમા રહેલી રસ નામની પહેલી ધાતુને 'આમ' કહે છે

### આમ વિષે બીજા આચાર્યોનો મત

**अन्ये दोषेभ्य एवाति दुष्टेभ्योऽन्योन्यमूर्च्छनात् ।**
**कोद्रवेभ्यो विषस्येव वदन्त्यामस्य सम्भवम् ॥२६**

બીજા આચાર્યો કહે છે કે જેમ કોદરીમાથી ઝેર થાય છે તેમ બહુ જ બગડેલા દોષો એકબીજા સાથે લપટાઈ જવાથી આમ (આમ નામનુ ઝેર) પેદા થાય છે

### સામ એટલે શુ?

**आमेन तेन सम्पृक्ता दोषा दूष्याश्च दूषिताः ।**
**सामा इत्युपदिश्यन्ते ये च रोगास्तदुद्भवाः ॥२७**

તે આમવાળા દોષોને અને (આમવાળા દોષોથી) બગડેલા દૂષ્યોને 'સામ' કહે છે, અને દોષોથી થતા આમવાળા રોગોને પણ સામ કહે છે

### સામ દોષોનુ શોધન કરવા વિષે

**सर्वदेहप्रविसृतान् सामान् दोषान् न निर्हरेत् ।**
**लीनान् धातुष्वनुत्क्लिष्टान् फलादामाद्रसानिव ॥२८॥**
**आश्रयस्य हि नाशाय ते स्युर्दुर्निर्हरत्वतः ।**

જેમ કાચા ફળમાથી રસ કાઢવો જોઈએ નહિ, તેમ આખા શરીરમા પ્રસરી ગયેલા, ધાતુઓમાં ભળી ગયેલા અને પોતાના સ્થાનમાથી ન ખસેલા સામ દોષોને (વમન, વિરેચન વગેરેથી) બહાર કાઢવા નહિ, કારણ કે (જો તેમને બહાર કાઢવામા આવે તો) સામ દોષ બહાર કાઢવા મુશ્કેલ હોવાથી તે એમના આશ્રયરૂપ શરીરનો નાશ કરે છે

(કાચી કેરીમા રસ પણ કાચો હોય છે તે આખી કેરીમા પ્રસરેલો હોય છે, કેરીને ગોટલેગોટલે ભરાઈને વળગી રહેલો હોય છે અને પોતાના સ્થાનમાં છૂટો પડીને અલગ તરી આવેલો હોતો નથી, તેથી કાચી કેરીમાથી રસ કાઢવા જતા આખી કેરી ચોળાઈ, ચૂથાઈ, છૂંદાઈને નાશ પામે છે, તે જ રીતે શ્લોકમા કહી છે એ ત્રણ સ્થિતિમા સામ દોષને બહાર કાઢતા શરીરનો નાશ થાય છે)

### વ્યાપી ગયેલા સામ દોષોની ચિકિત્સા

**पाचनैर्दीपनैः स्नेहैस्तान् स्वेदैश्च परिष्कृतान् ॥२९॥**
**शोधयेच्छोधनैः काले यथासन्नं यथाबलम् ।**

પાચન દ્રવ્યોથી, દીપન દ્રવ્યોથી, સ્નેહોથી અને તાપ–શેકથી એમન (ઉપરના શ્લોકમાં જણાવેલા

સામ દોષોને ) સંશોધન કરવા લાયક બનાવીને પછી એમને યોગ્ય સમયે દરદીના બળનો વિચાર કરીને આપેલાં શોધન દ્રવ્યો વડે ( શ્લોક ૪, ૩૦,૩૦ાા માં જણાવ્યા પ્રમાણે ) જે માર્ગ પાસે પડે તે માર્ગેથી બહાર કાઢવા.

( પાચન દ્રવ્યોથી સામ દોષ પાકે છે, દીપન દ્રવ્યોથી ધાતુઓમાંથી છૂટા પડે છે, સ્નેહનથી પોતાના સ્થાનમાંથી ખસે છે અને સ્વેદનથી દોષો કોષ્ઠમાં આવે છે, પછી શોધનથી એ શરીરની બહાર નીકળી જાય છે. )

કયા સ્થળના દોષોને કયો માર્ગ પાસે છે?

**हन्त्याशु युक्तं वक्त्रेण द्रव्यमामाशयान्मलान् ॥३०**
**घ्राणेन चोर्ध्वजत्रूत्थान् पक्वाधानाद् गुदेन च ।**

મોં વાટે આપેલું (શોધન) દ્રવ્ય હોજરીમાંથી દોષોને તરત બહાર કાઢી નાખે છે, નાક વાટે આપેલું (શોધન) દ્રવ્ય ગળાની હાંસડીથી ઉપરના ભાગમાં થયેલા દોષોને ઝટ બહાર કાઢી નાખે છે અને ગુદા વાટે આપેલું (શોધન) દ્રવ્ય પક્વાશયમાંથી દોષોને તરત બહાર કાઢી નાખે છે.

કેવા સામ દોષોને કેમ શરીરમાં ન રોકી રાખવા?

**उत्क्लिष्टानध ऊर्ध्वं वा न चामान्**
**वहतः स्वयम् ॥ ३१ ॥**
**धारयेदौषधैर्दोषान् विधृतास्ते हि रोगदाः ।**

સ્થાનમાંથી ઊંચે કે નીચે ખસેલા, પોતાની મેળે જ વહેતા (બહાર નીકળતા) સામ દોષોને સ્તંભન ઔષધોથી નીકળતા રોકવા નહિ; કારણ કે એવા સામ દોષોને નીકળતા રોકવાથી એ દોષો રોગ કરે.

સામ દોષ મેળે નીકળે ત્યારે શું કરવું?

**प्रवृत्तान् प्रागतो दोषानुपेक्षेत हिताशिनः ॥३२**
**विबद्धान् पाचनैस्तैस्तैः पाचयेन्निर्हरेत वा ।**

માટે પથ્ય ભોજન કરનારના મેળે બહાર નીકળતા સામ દોષોને શરૂઆતમાં (શરીરનું બળ ટકી રહે ત્યાં સુધી) ગણકારવા નહિ (નીકળવા દેવા). જો એ મેળે નીકળતા સામ દોષો થોડા થોડા જ નીકળતા હોય તો તે તે પાચન દ્રવ્યોથી એમને પકવવા અથવા બહાર કાઢવા. (દોષ થોડો હોય તો પકવવો, પુષ્કળ હોય તો બહાર કાઢવો.)

(સામ દોષ માટે જે આહારવિહાર પથ્ય હોય તે પાળીને શ્લોકમાં કહ્યું છે, તે પ્રમાણે કરવાનું છે.)

સાજા માણસ માટે શોધન કરવાનો સમય

**श्रावणे कार्तिके चैत्रे मासि साधारणे क्रमात् ॥**
**ग्रीष्मवर्षाहिमचितान् वाय्वादीनाशु निर्हरेत् ।**

ગ્રીષ્મઋતુમાં સંચિત (ભેગો થયેલો) વાયુ સાધારણ શ્રાવણ માસમાં તરત બહાર કાઢી નાંખવો, વર્ષાઋતુમાં ભેગા થયેલા પિત્તને સાધારણ કાર્તિક માસમાં તરત બહાર કાઢી નાખવું અને હેમંત અને શિશિરઋતુમાં ભેગા થયેલા કફને સાધારણ ચૈત્ર માસમાં તરત બહાર કાઢી નાખવો.

( શ્રાવણ માસમાં અતિશય તાપ, વૃષ્ટિ કે ટાઢ ન હોય ત્યારે, કાર્તિક માસમાં અતિશય તાપ, વરસાદ કે ટાઢ ન હોય ત્યારે અને ચૈત્ર માસમાં અતિશય તાપ, વરસાદ કે ટાઢ ન હોય ત્યારે દોષોનું શોધન કરવું એવું કહેવા માટે આ શ્લોકમાં ' સાધારણ ' શબ્દ વાપર્યો છે. )

તે તે ઋતુઓના સંધિકાળમાં શોધન કરવું

***अत्युष्णवर्षशीता हि ग्रीष्मवर्षाहिमागमाः ॥३४॥***
**सन्धौ साधारणे तेषां दुष्टान् दोषान् विशोधयेत् ।**

ગ્રીષ્મ, વર્ષા અને હેમંત ઋતુઓ બેસે ત્યારે અનુક્રમે પુષ્કળ ગરમ, વરસાદ અને ઠંડી પડે છે, તેથી કોપેલા દોષોનું શોધન એ ઋતુઓના સાધારણ સંધિકાળમાં કરવું. (સંધિકાળમાં બહુ તાપ, વરસાદ ને ટાઢ હોતાં નથી. )

( ગ્રીષ્મઋતુમાં આદાનકાળને લીધે શરીર ઊતરી જાય છે, સૂર્યનાં પુષ્કળ કઠોર કિરણોથી તપી જાય છે; તરસ, કંટાળો વગેરેથી અકળામણ થાય છે, દોષો બહુ જ ઊંડા ઊતરી ગયા હોય છે, શરીર ઢીલું થઈ જાય છે અને ગ્રીષ્મઋતુમાં ઔષધ સૂર્યના ઘણા જ પ્રખર તાપને લીધે ગરમ અને તીક્ષ્ણ બની જતું હોવાથી ઔષધની વધારેપડતી અસર થઈ જાય છે વર્ષાઋતુમાં વાદળાં અને વરસાદને લીધે ઢીલા પડી ગયેલા જનમાં જઠરાગ્નિ મંદ પડે છે, શરીર આદાનકાળને લીધે દુબળું પડી જાય છે અને ઔષધો( વનસ્પતિ )ના ગુણ વરસાદના પાણીમાં ડૂબેલાં રહેતાં હોવાથી ઔષધની અસર એ ઋતુમાં ઓછી થઈ જાય છે; વળી જમીનમાંનો બાફ ઝાડપાનને અડકતો હોવાથી એ રોકાઈ જાય છે, તેથી પણ એ અપથ્ય બની જતાં હોવાથી એની અસર ઓછી થઈ જાય છે. શિયાળામાં બહુ ઠંડી લાગવાથી શરીર વાયુને લીધે બહુ વિષ્ટબ્ધ થઈ જાય છે અને એમાં દોષો સ્તબ્ધ અને ભારે બની જાય છે અને ઔષધને પણ ઠંડીની સખત અસર થયેલી હોવાથી ગરમ ઔષધ સંશોધન માટે આપવામાં આવે તોપણ એની અસર ઓછી થઈ જાય છે, તેથી જ્યારે બહુ તાપ, વરસાદ ને ઠંડી ન હોય, તે વખતે જ સંશોધન કરવું જોઈએ.)

બંધનો સંશોધનકાળ

**स्वस्थवृत्तमभिप्रेत्य, व्याधौ व्याधिवशेन तु ॥३५**

ઉપર જે સંશોધનકાળ કહ્યો તે સાજા માણસ માટે છે, પણ રોગમા સંશોધનકાળ રોગ ઉપર આધાર રાખે છે (ગમે તે ઋતુમાં રોગ થયો હોય છતા જે ઋતુમા રોગ થયો હોય તે ઋતુમા જ રાગને યોગ્ય સંશોધન રોગની યોગ્ય અવસ્થામા કરવુ પડ છે )

સાધારણ કાળ ન હોય ત્યારે સંશોધન શી રીતે કરવુ?

**कृत्वा शीतोष्णवृष्टीनां प्रतीकारं यथायथम् ।**
**प्रयोजयेत्क्रियां प्राप्तां क्रियाकालं न हापयेत् ॥**

ટાઢ, તાપ અને વરસાદ—એ ત્રણમાથી જેની જરૂર સંશોધન માટે ન હોય તેની અસર દરદીને ન થાય એવી ગોઠવણ કરીને સંશોધનની ક્રિયા કરવાની સ્થિતિ ઊભી થાય, ત્યાર સંશોધનની ક્રિયા કરવી સંશોધન કરવાને યોગ્ય અવસર ચૂકવા નહિ

હેમંતઋતુમા સંશોધનની જરૂર ઊભી થાય તો દરદીને ઓરડામા રાખવા, ઉનાળામા ફુવારાઘરમા રાખવો, ચોમાસામા તદ્દન કોરી જગામા રાખવો ને ભેજ ન લાગે એવુ કરવુ

દવા લેવાનો સમય

**युञ्ज्यादनन्नमन्नादौ मध्येऽन्ते कवलान्तरे ।**
**ग्रासे ग्रासे मुहुः साग्नं सामुद्गं निशि चौषधम् ॥**

અનન્ન, અન્નાદિ, અન્નમધ્ય, અન્નાન્ત કવલાંતર સગ્રાસ મુહુર સાન્ન સામુદ્ગ અને નૈશ ઔષધ આપવુ

(કેટલી રીતે અને કયે વખતે ઔષધ આપી શકાય છે તે આ શ્લોકમા બતાવ્યુ છે ખોરાક પચે એટલે ઔષધ આપવુ અને ઔષધ પચે એટલે ખોરાક આપવા એવું વારાફરતી ચલાવ્યે રાખવુ તેને અનન્ન અથવા અભકત ઔષધ કહે છે ઔષધ લઈને તરત જમવુ તેને અન્નાદિ અથવા પ્રાગ્ભકત ઔષધ કહે છે અડધુ જમીને પછી ઔષધ લઈને પછી પાછુ બાકીનું જમવાનુ જમી લેવું તેને અન્નમધ્ય અથવા મધ્યેભકત ઔષધ કહે છે જમી રહીને તરત ઔષધ લેવુ તેને અન્નાંત અથવા અધોભકત ઔષધ કહે છે એક કોળિયો ખાઈને પછી ઔષધ લઈને પછી બીજો કોળિયો ખાઈને પછી પાછુ ઔષધ લેવુ એમ કોળિયો અને ઔષધ ભેગા ન થઈ જાય એ રીતે વારાફરતી કર્યા કરવુ અને છેક છેલ્લા કોળિયા પછી ઔષધ ન લેવુ તેને કવલાંતર અથવા ગ્રાસાંતર ઔષધ કહે છે ખાવાના ખોરાક સાથે દવા ભેળવીને પછી એ ખોરાકના દરેક કોળિયા સાથે ભેળવીને ઔષધ ખાવુ તેને સગ્રાસ ઔષધ કહે છે જમ્યા ન જમ્યાનો વિચાર કર્યા વિના વારવાર ઔષધ લેવુ તેને મુહુર્ ઔષધ કહે છે ખોરાક રાધતી વખતે તેમા ઔષધ નાખીને રાધેલો ખોરાક ખાવો અથવા ખોરાકમા ભેળવીને ઔષધ લેવુ તેને સાન્ન ઔષધ કહે છે પહેલું ઔષધ, પછી તરત ભોજન અને ભોજન પછી પાછુ તરત ઔષધ લેવું એને સામુદ્ગ ઔષધ કહે છે રાત્રે સૂતા પહેલા તરત ઔષધ લેવુ તેને નૈશ ઔષધ કહે છે )

કયા રોગમા કયારે ઔષધ આપવુ?

**कफोद्रेके गदेऽनन्नं बलिनो रोगरोगिणोः ।**
**अन्नादौ विगुणेऽपाने समाने मध्य इष्यते ॥३८॥**
**व्यानेऽन्ते प्रातराशस्य सायमाशस्य तूत्तरे ।**
**ग्रासग्रासान्तयोः प्राणे प्रदुष्टे मातरिश्वनि ॥३९॥**
**मुहुर्मुहुर्विषच्छर्दिहिध्मातृट्श्वासकासिषु ।**
**याज्यं सभोज्यं भैषज्यं भोज्यैश्चित्रैररोचके ॥४०॥**
**कम्पाक्षेपकहिध्मासु सामुद्गं लघुभोजिनाम् ।**
**ऊर्ध्वजत्रुविकारेषु स्वप्नकाले प्रशस्यते ॥४१॥**

કફના પ્રકોપથી થયલા રોગમા જો એ રોગ અને રોગી બળવાન હોય (રોગનું જોર પુષ્કળ હોય અને રોગીમા શકિત હોય) તો અનન્ન ઔષધ આપવું (કફના રોગમા નિર્બળ રોગીને સાન્ન ઔષધ આપવું કે જેથી એને ગ્લાનિ ન થાય), અપાનવાયુ કોપે (બગડે) ત્યાર અન્નાદિ ઔષધ આપવુ, સમાન વાયુ બગડે (કોપે) ત્યાર અન્નમધ્ય ઔષધ આપવું એ ઇચ્છવા યોગ્ય છે વ્યાનવાયુ કોપે ત્યારે દરદીને સવાર જમાડીને તરત અન્નાન્ત ઔષધ આપવુ ઉદાનવાયુ કોપે ત્યાર દરદીને સાજે જમાડીને તરત અન્નાન્ત ઔષધ આપવુ પ્રાણવાયુ કોપે ત્યાર કવલાંતર અને સગ્રાસ ઔષધ આપવા, ઝેર, ઊલટી, હેડકી, તરસ, દમ, ઉધરસ એટલા રાગોમા મુહુર્ ઔષધ આપવુ અરુચિ રાગમા ભાત ભાતના ભોજય સાથ સાન્ન ઔષધ આપવુ, કપ આક્ષેપક અને હેડકીના રાગોમા દરદીઓએ હલકુ ખાવું અને સામુદ્ગ ઔષધ લેવુ તથા ગળાની હાસડીથી ઉપરના ભાગમા થયલા રોગોમા નૈશ ઔષધ લેવું એ ઉત્તમ છે (ઔષધના નામના અર્થ મા જુઓ શ્લોક ૩૬, ૩૭ )

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने दोषोपक्रमणीयो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

# અધ્યાય ૧૪ મો : દ્વિવિધોપક્રમણીય

ગયા અધ્યાયમા દોષોના સામાન્ય ઉપચાર કહ્યા હવે આ અધ્યાયમા દોષોના ઉપચારના બે મુખ્ય ભેદ બૃહણ અને લઘન—બતાવીને એ બે ભેદ વિષે સમ જાવે છે આમ આ અધ્યાયમા દોષોની વિશેષ ચિકિત્સા કહી છે

**अथातो द्विविधोपक्रमणीयमध्याय व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः**

હવે અમે બે પ્રકારના ઉપચારનો વિષય જે અધ્યાયમા આવે છે તે અધ્યાય સમજાવીશુ એ વિષય મા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

બે પ્રકારના ઉપચાર શા માટે?

**उपक्रम्यस्य हि द्वित्वाद्द्विधैवोपक्रमो मतः ।**

રોગ બે પ્રકારનો (આમ અને નિરામ) હોવાથી રોગના ઉપચાર પણ બે પ્રકારના હોય એ ઈષ્ટ છે

બે પ્રકારના ઉપચાર, એનુ લક્ષણ

**एकः सन्तर्पणस्तत्र द्वितीयश्चापतर्पणः ॥ १ ॥**
**बृंहणो लङ्घनश्चेति तत्पर्यायावुदाहृतौ ।**
**बृंहणं यद्बृहत्त्वाय लङ्घनं लाघवाय यत् ॥२॥**
**देहस्य**

એ બે પ્રકારના ઉપચારમા એક સતર્પણ અને બીજો અપતર્પણ કહેવાય છે સતર્પણનુ બીજુ નામ બૃહણ છે અને અપતર્પણનું બીજુ નામ લઘન છે એવુ કહે છે. જે ઉપચારથી શરીર સ્થૂલ (વાનુપહોળુ, ભારે, બૃહત) બને તેને બૃહણ કહે છે અને જે ઉપચારથી શરીર હલકુપાતળુ (કૃશ, લઘુ) બને તેને લઘન કહે છે

ક્યાં દ્રવ્ય બૃહણ અને ક્યાં દ્રવ્ય લઘન?

**भवतः प्रायो भौमापमितरच्च ते ।**

સામાન્ય રીતે પાર્થિવ દ્રવ્ય અને આપ્ય (જલીય) દ્રવ્ય બૃહણ હોય છે અને બાકીનાં એટલે આગ્નેય, વાયવ્ય અને નાભસ દ્રવ્યો સામાન્ય રીતે લઘન (અપતર્પણ) હોય છે

(કેટલીક વાર જવ, મસૂર, મધ, તાડફળ વગેરે પાર્થિવ અને આપ્ય દ્રવ્યો પણ લઘન હોય છે તથા સૂઠ, પીપર વગેરે જેવા તીખા આગ્નેય અને વાયવ્ય દ્રવ્યો પણ બૃહણ હોય છે, માટે 'સામાન્ય રીતે' શબ્દ વાપર્યો છે)

સ્નેહન વગેરેનો બૃહણલંઘનમા સમાવેશ

**स्नेहनं रूक्षणं कर्म स्वेदनं स्तम्भनं च यत् ॥३॥**
**भूतानां तदपि द्वैध्याद्द्वितयं नातिवर्तते ।**

સ્નેહન, રૂક્ષણ, સ્વેદન અને સ્તભન કરનારા દ્રવ્યોના કારણરૂપ પચમહાભૂતો પોતે જ બૃહણ અને લઘન એ બે વર્ગમા સમાઈ જાય છે, તેથી સ્નેહન, રૂક્ષણ, સ્વેદન અને સ્તભન એ જે ચાર કર્મ છે તે પણ બૃહણ અને લઘન એ વર્ગમા સમાઈ જાય છે

લઘનના પ્રકાર

**शोधनं शमनं चेति द्विधा तत्रापि लङ्घनम् ॥४॥**

લઘન અને બૃહણ એ બેમાથી વળી લઘન બે પ્રકારનુ—છે શોધન અને શમન

શોધનનો અર્થ, શોધન કેટલાં?

**यदीरयेद्बहिर्दोषान् पञ्चधा शोधनं च तत् ।**
**निरूहो वमनं कायशिरोरेकोऽस्रविस्रुतिः ॥५॥**

જે ઔષધ શરીરમાના દોષોને બહાર કાઢે તેને શોધન કહે છે શોધન પાચ જાતનુ છે નિરૂહ, વમન, કાયવિરેક, શિરોવિરેક, રક્તસ્રુતિ

(માથા સુધીના બાકી શરીરના મળને નીચેના દ્વારથી બહાર કાઢે, તે ઔષધને કાયવિરેક (જુલાબ) કહે છે, પણ ઠોકવા માથામાના મળને નાક વાટે બહાર કાઢે તે ઔષધને શિરોવિરેક (નસ્ય) કહે છે

શમન કોને કહેવાય તેના પ્રકાર

**न शोधयति यद्दोषान् समान्नोदीरयत्यपि ।**
**समीकरोति विषमान् शमनं तच्च सप्तधा ॥६॥**
**पाचनं दीपनं क्षुत्तृड्व्यायामातपमारुता ।**

જે દ્રવ્ય કે ક્રિયા દોષોને શરીરની બહાર કાઢે નહિ, સમદોષોને બગાડે પણ નહિ (પોતાના પ્રમાણથી વત્તાઓછા કરે નહિ) અને વિષમ (પ્રમાણથી વધી ગયેલા કે ઓછા થઈ ગયેલા) દોષોને સમ પણ કરે છે તેને શમન કહે છે શમન સાત જાતનુ છે પાચન, દીપન, ભૂખ્યા રહેવુ (ખોરાક ખાવોપીવો નહિ, ઉપવાસ), તરસ વેઠવું, કસરત (મહેનત), તડકો અને પવન.

બૃહણ પણ શમન હોઈ શકે

**बृंहणं शमनं त्वेव वायोः पित्तानिलस्य च ॥७॥**

બૃહણથી શુદ્ધ વાયુનુ અને પિત્ત સાથે ભળેલા વાયુનું શમન થાય છે તેથી તેટલા પૂરતું બૃહણ પણ શમન છે

કોનું કોનું બૃંહણ કરવું જોઈએ?

**बृंहयेद्व्याधिभैषज्यमद्यस्त्रीशोककर्शितान् ।**
**भाराध्वोरःक्षतक्षीणरूक्षदुर्बलवातलान् ॥ ८ ॥**
**गर्भिणीसूतिकाबालवृद्धान् ग्रीष्मेऽपरानपि ।**

રોગ, દવા, દારૂ, મૈથુન અને શોકથી દૂબળા થઈ ગયેલા, ભાર ઊંચકીને, ચાલીને (મુસાફરી કરીને) અને ઉરઃક્ષતથી દૂબળા થઈ ગયેલા, લૂખા પડી ગયેલા, નબળા અને વાયડા (શુદ્ધ વાયુથી પીડાતા) માણસો, ગર્ભિણી, સુવાવડી, બાળકો અને વૃદ્ધોનું બૃંહણ કરવું અને ગ્રીષ્મઋતુમાં તો ઉપર ગણાવ્યા તે ઉપરાંત બીજાઓનું (બધાનું, સાજાનું) પણ બૃંહણ કરવું

નોંધ સામ અવસ્થામાં કોઈનું પણ બૃંહણ કરવું નહિ. (सामे पुनस्तैरपि लङ्घनं कार्यमेव । ભાવપ્રકાશ ચિકિત્સાપ્રકરણ ૮)

બૃંહણના ઉપાય

**मांसक्षीरसितासर्पिर्मधुरस्निग्धबस्तिभिः ॥ ९ ॥**
**स्वप्नशय्यासुखाभ्यङ्गस्नाननिर्वृतिहर्षणैः ।**

ખાવાપીવામાં માંસ, દૂધ, સાકર અને ઘી આપીને, ગળપણવાળી અને સ્નિગ્ધ બસ્તિ આપીને, ઊંઘાડીને, પથારીમાં સુવાડી રાખીને, સુખમાં રાખીને, અભ્યંગ કરીને, નવડાવીને સંતોષ આપીને, હર્ષ થાય એવું કરીને બૃંહણ કરવું

લંઘન કોને કોને કરાવવું?

**मेहामदोषातिस्निग्धज्वरोरुस्तम्भकुष्ठिनः ॥१०॥**
**विसर्पविद्रधिप्लीहशिरःकण्ठाक्षिरोगिणः ।**
**स्थूलांश्च लङ्घयेन्नित्यं शिशिरे त्वपरानपि ॥११॥**

મેહ (પ્રમેહ) આમદોષ (સૂ ૮/૧૩, ૧૪) જેનું વધારે પડતું સ્નેહન થઈ ગયું હોય એવા (સૂ ૧૬/૩૧), તાવ ઊરુસ્તંભ, ચામડીના રોગ, વિસર્પ, ગડ, બરોળ, માથાના રોગ, ગળાના રોગ આંખના રોગ, એટલા રોગવાળા તથા જાડા માણસોનું રોજ (એમને જરૂર હોય તો પણ) લંઘન કરવું અને હેમંત તથા શિશિર ઋતુઓમાં તો બીજાઓનું (સાજાઓનું બધાનું) લંઘન કરવું

શોધન અને શમન કોનું કેવી રીતે કરવું?

**तत्र संशोधनैः स्थौल्यबलपित्तकफाधिकान् ।**
**आमदोषज्वरच्छर्दिरतीसारहृदामयैः ॥१२॥**
**विबन्धगौरवोद्गारहृल्लासादिभिरातुरान् ।**
**मध्यस्थौल्यादिकान् प्रायः पूर्वं पाचनदीपनैः ॥१३॥**
**एभिरेवामयैरार्तान् हीनस्थौल्यबलादिकान् ।**
**क्षुत्तृष्णानिग्रहैर्दोषैस्त्वार्तान् मध्यबलैर्दृढान् ॥१४॥**
**समीरणातपायासैः किमुताल्पबलैर्नरान् ।**

તેમાં (બધા લંઘન કરાવવા યોગ્ય દરદીઓમાં) જેમનામાં જાડાપણું (થોલાપણું), બળ, પિત્ત અને કફ વધારે હોય તેમને સંશોધન કરાવીને લંઘન કરાવવું, આમદોષ, તાવ, ઊલટી, અતિસાર, હૃદયના રોગ, વિબંધ, શરીર ભારભાર લાગવું, ઓડકાર હૃલ્લાસ વગેરે રોગના દરદીઓને અને જેમનામાં જાડાપણું, બળ, પિત્ત અને કફ સાધારણ હોય તેમને સામાન્ય રીતે પહેલા પાચન અને દીપન ઔષધો આપીને લંઘન કરાવવું (અને પછી સંશોધન કરીને લંઘન કરાવવું), એ જ રોગોથી પીડાતા (ઉપર ગણાવેલા આમદોષથી હૃલ્લાસ સુધીના રોગોથી પીડાતા) દરદીનાં જાડાપણું, બળ, પિત્ત અને કફ જો ઓછાં હોય તો એમને ભૂખ્યા રાખીને અને તરસ્યા રાખીને લંઘન કરાવવું દોષોનું જોર સાધારણ હોય અને દરદી સશક્ત હોય તો એમને પવન, તડકા અને કસરતરૂપી લંઘન કરાવવું, તો પછી દોષોનું જોર થોડું હોય ત્યારે પવન, તડકો અને કસરતરૂપી લંઘન કરાવવું જોઈએ એમાં તો પૂછવાનું જ શું?

કોની બૃંહણ ચિકિત્સા ન કરવી?

**न बृंहयेल्लङ्घनीयान्**

જેમનું લંઘન (અપતર્પણ) કરવાનું હોય તેમનું (લંઘન કરાવતાં પહેલાં) બૃંહણ ન કરવું

બૃંહણ કરતા પહેલાં શું કરવું?

**बृंह्यांस्तु मृदु लङ्घयेत् ॥ १५ ॥**
**युक्त्या वा देशकालादिबलतस्तानुपाचरेत् ।**

પણ જે બૃંહણ કરવા યોગ્ય હોય તેમને હળવું લંઘન કરાવવું અથવા દેશ કાળ (સત્ત્વ, સાત્મ્ય) વગેરેના બળનો વિચાર કરીને સંતર્પણ અને અપતર્પણ ભેગાં કરીને યુક્તિપૂર્વક ઉપચાર કરવા (નર્યું લંઘન કરવું નહિ)

બરાબર બૃંહણ થયું હોવાનું લક્ષણ

**बृंहिते स्याद्बलं पुष्टिस्तत्साध्यामयसङ्क्षयः ॥१६॥**

જ્યારે બરાબર બૃંહણ થાય ત્યારે બળ આવે છે, શરીરની પુષ્ટિ થાય છે અને બૃંહણથી મટે એવા રોગ મટે છે

બરાબર લંઘન થયું હોવાનાં લક્ષણ

**विमलेन्द्रियता सर्गो मलानां लाघवं रुचिः ।**
**क्षुत्तृट्सहोदयः शुद्धहृदयोद्गारकण्ठता ॥ १७ ॥**
**व्याधिमार्दवमुत्साहस्तन्द्रानाशश्च लङ्घिते ।**

બરાબર લંઘન થાય ત્યારે ઇન્દ્રિયો નિર્મળ (સ્વચ્છ)

થાય છે, મળો મેળે બહાર નીકળે છે, શરીર હલકું (ફરફરું) થાય છે, ખાવાની રુચિ થાય છે, ભૂખ અને તરસ સાથે લાગે છે, હૃદય, ઓડકાર અને ગળું શુદ્ધ થાય છે, રોગ નરમ પડી જાય છે, ઉત્સાહ આવે છે અને સુસ્તી ઊડી જાય છે

અતિ બૃંહણ અને અતિ લંઘનનાં લક્ષણ

अनपेक्षितमात्रादिसेविते कुरुतस्तु ते ॥ १८ ॥
अतिस्थौल्यातिकार्श्यादीन्, वक्ष्यन्ते ते च सौषधाः ।

લંઘન અને બૃંહણ કેટલું કરવું જોઈએ તેનું માપ (માત્રા), દેશ, કાળ વગેરે બાબતોનો વિચાર કર્યા વિના કરેલા તે (બૃંહણ અને લંઘન) અનુક્રમે શ્લોક ૨૦ મા ગણાવેલાં અતિસ્થૌલ્ય વગેરે રોગ તથા શ્લોક ૨૮॥ થી ૩૦॥માં ગણાવેલા અતિકાર્શ્ય વગેરે રોગ કરે છે એ રોગો હવે પછી એમને મટાડવાના ઔષધ સાથે કહેવામા આવશે

અતિબૃંહણ શું કરે છે?

रूपं तैरेव च ज्ञेयमतिबृंहितलङ्घिते ॥ १९ ॥

(અતિસ્થૌલ્ય વગેરે અને અતિકાર્શ્ય વગેરે તો અનુક્રમે અતિ બૃંહણ અને અતિ લંઘનના કાર્ય (પરિણામ છે) એ વાત ખરી, પણ જ્યાં કાર્ય ઉપરથી જ કારણ સમજી શકાય એવું હોય ત્યાં કાર્ય પોતે કારણના લક્ષણરૂપ જ હોય છે)

વધારે પડતું બૃંહણ થઈ ગયું હોય અને વધારે પડતું લંઘન થઈ ગયું હોય તેનું લક્ષણ (ચિહ્ન) એમના ઉપરથી જ (અતિસ્થૌલ્ય વગેરે અને અતિકાર્શ્ય વગેરે ઉપરથી) સમજવું

અતિ બૃંહણનાં લક્ષણ

अतिस्थौल्यापचीमेहज्वरोदरभगन्दरान् ।
काससंन्यासकृच्छ्रामकुष्ठादीनतिदारुणान् ॥२०॥

વધારે પડતું બૃંહણ થવાથી બહુ જાડા થઈ જવાય તથા અપચી, મેહ, તાવ, ઉદરરોગ, ભગંદર, ઉધરસ, સંન્યાસ, મૂત્રકૃચ્છ્ર, આમ, ચામડીના રોગ વગેરે ઘણા ભયંકર રોગો થાય છે

એનો ઉપાય

तत्र मेदोऽनिलश्लेष्मनाशनं सर्वमिष्यते ।

(શ્લોક ૧૯॥, ૨૦ વાળા) બહુ જાડાપણું વગેરે રોગોમાં ચરબી, વાયુ અને કફનો નાશ કરે એવું બધું ઇચ્છવા છે (કરવું જોઈએ)

સ્થૂલતા વગેરેના ઉપચાર

कुलत्थजूर्णश्यामाकयवमुद्गमधूदकम् ॥ २१ ॥
मस्तुदण्डाहतारिष्टचिन्ताशोधनजागरम् ।
मधुना त्रिफलां लिह्याद्गुडूचीमभयां घनम् ॥
रसाञ्जनस्य महतः पञ्चमूलस्य गुग्गुलोः ।
शिलाजतुप्रयोगश्च साग्निमन्थरसो हितः ॥२३॥
विडङ्गं नागरं क्षारः काललोहरजो मधु ।
यवामलकचूर्णं च योगोऽतिस्थौल्यदोषजित् ॥

કળથી, જુવાર (જાર), સામો, જવ, મગ, મધ-પાણી (મધ અને પાણી ભેગા કરીને પીવા), મસ્તુ, દહીંથી ચોથા ભાગનું પાણી નાખીને વલોવેલી છાશ, અરિષ્ટ, દારૂ, ચિંતા, સંશોધન, ઉજાગરો, મધ સાથે ત્રિફળા ચાટવી, મધ સાથે ગળો ચાટવી, મધ સાથે હરડે ચાટવી, મધ સાથે મોથ ચાટવી, અરણીના સ્વરસ સાથે (ભેળવીને) રસવતીનો, મોટા પંચમૂળનો, ગૂગળનો અને શિલાજિતનો પ્રયોગ એટલું હિતકારક છે; વાવડિંગ, સૂંઠ, જવખાર, ગજવેલનું બારીક ચૂર્ણ, મધ, જવ અને આમળાનું ચૂર્ણ—એ સાતે વસ્તુઓ સરખે ભાગે લઈને ભેગી કરીને વાપરવી આ બધાથી બહુ જાડાપણું મટે છે

સ્થૂલતા વગેરે મટાડવાનો બીજો ઉપાય

व्योषकट्वीवराशिग्रुविडङ्गातिविषास्थिराः ।
हिङ्गुसौवर्चलाजाजीयवानीधान्यचित्रकाः ॥२५
निशे बृहत्यौ हपुषा पाठा मूलं च केम्बुकात् ।
एषां चूर्णं मधु घृतं तैलं च सदृशांशकम् ॥२६॥
सक्तुभिः षोडशगुणैर्युक्तं पीतं निहन्ति तत् ॥
अतिस्थौल्यादिकान् सर्वान् रोगानन्यांश्च तद्विधान् ॥ २७ ॥
हृद्रोगकामलाश्वित्रश्वासकासगलग्रहान् ।
बुद्धिमेधास्मृतिकरं सन्नस्याग्नेश्च दीपनम् ॥२८॥

ત્રિકટુ, કડુ, ત્રિફળા, સરગવો, વાવડિંગ, અતિવિષની કળી, સમેરવો, હિંગ, સંચળ, જીરું, અજમો, ધાણા, ચિત્રક, હળદર, દારુહળદર, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, હપુષા, કાળીપાટ, કેમ્બુકના મૂળ—આ ચોવીસ ઔષધ સમભાગે લઈને એનું ચૂર્ણ ભેગું કરવું વજનમાં આ ચૂર્ણ જેટલું મધ લેવું ચૂર્ણના વજન જેટલું જ ઘી, ઘી જેટલા વજનનું તેલ લેવું અને ચૂર્ણના વજનથી સોળગણો જવનો સાથુ લેવો. આ બધું એકઠું કરીને (ઠંડા પાણી સાથે મેળવીને) પીવાથી શ્લોક ૧૯॥, ૨૦ વાળા બહુ જાડાપણું વગેરે બધા રોગ, ને જ પ્રકારના (અતિબૃંહણથી થતા) બીજા રોગ, હૃદયના રોગ, કમળો, ધોળો કોઢ, દમ,

ઉધરસ અને ગળગ્રહરોગ મટે છે બુદ્ધિ, મેધા અને યાદશકિત આવે છે અને મદ અગ્નિ પ્રદીપ્ત થાય છે

અતિલંઘનથી થતા રોગ

**अतिकार्श्यं भ्रमः कासस्तृष्णाधिक्यमरोचकः ।**
**स्नेहाग्निनिद्रादृक्श्रोत्रशुक्रौजःक्षुत्स्वरक्षयः ॥२९॥**
**वस्तिहृन्मूर्धजङ्घोरुत्रिकपार्श्वरुजा ज्वरः ।**
**प्रलापोर्ध्वानिलग्लानिच्छर्दिपर्वास्थिभेदनम् ॥**
**वर्चोमूत्रग्रहाद्याश्च जायन्तेऽतिविलङ्घनात् ।**

વધારપડતું લંઘન કરવાથી બહુ દૂબળાપણું, ફેર, ઉધરસ, પુષ્કળ તરસ, અરુચિ, શરીરની ચીકાશ, અગ્નિ, ઊંઘ, જોવાની શકિત, સાભળવાની શકિત, વીર્ય, ઓજસ, ભૂખ અને અવાજ એ નવ વસ્તુનો નાશ, મૂત્રાશય, હૃદય, માથું, જાંઘ, સાથળ, ત્રિક, પડખા એ ગાત્ર જગાએ પીડા, તાવ, લવરી, વાયુ ઊંચો ચડે, ગ્લાનિ, ઊલટી, પર્વના હાડકાં જાણે ભાગી જતા હોય એવું દુખ, ઝાડા—પેશાબ રોકાઈ જાય વગેરે રોગ થાય છે

જાડાપણા કરતા દૂબળાપણું સારુ હોવાનું કારણ

**कार्श्यमेव वरं स्थौल्यात्**
**न हि स्थूलस्य भेषजम् ॥३१॥**
**बृंहणं लङ्घनं वाऽलमतिमेदोऽग्निवातजित् ।**

અતિસ્થૂલતા કરતા અતિકૃશતા ઉત્તમ છે, કેમ કે અતિ જાડાને જેમ બૃંહણ ઉપચાર લાગુ પડતા નથી તેમ લંઘન ઉપચાર પણ તેને લાગુ પડતા નથી, માટે અતિ જાડાનું તો ઔષધ જ નથી એનું કારણ એ છે કે અતિ જાડાને જો બૃંહણ ઉપાય લાગુ કરે, તો બૃંહણ ઉપાયથી ચરબીની બહુ વૃદ્ધિ થાય છે અને જઠરાગ્નિનો નાશ થાય છે, માટે માંસ, દૂધ વગેરે બૃંહણ ઉપાય તેના ઉપયોગના નથી, લંઘન ઉપાયથી મેદનો નાશ થાય છે પણ વાયુ વૃદ્ધિ પામે છે, માટે કોદરા, સામો વગેરે લંઘન ઉપાય પણ તેને હિતકર નથી આ વાત માત્ર સાધારણ સ્થૂલના કે કૃશતાવાળા મનુષ્યને માટે નથી, કેમ કે અતિસ્થૂલ અને અતિકૃશના જ ઉપચારની અહીં વાત કરી છે

**मधुरस्निग्धसौहित्यैर्यत्सौख्येन च नश्यति ॥३२॥**
**क्रशिमा स्थविमाऽत्यन्तविपरीतनिषेवणैः ।**

મધુર અને સ્નિગ્ધ પદાર્થો ધરાઈને ખાવાપીવાથી દૂબળાપણું સહેલાઈથી નાશ પામે છે, પણ જાડાપણું તો મોટેભાગે કડવા, તીખા અને તૂરા એવા અત્યંત વિપરીત ઔષધો અને અન્નપાનથી જ મટે છે સ્થૂલ અને કૃશ એ બંનેને એવો વ્યાધિ થાય કે જે બૃંહણ ઉપચારથી શાંત થઈ શકે, ત્યારે કૃશને તો તે ઉપચાર માફક આવી જલદી રોગ મટે છે, પણ સ્થૂલને તો ઉપચાર વિરુદ્ધ હોવાથી સહેલાઈથી મટી શકતો નથી, તેમ જ જો એ બે જણને લંઘન ઉપચારથી મટે એવો કોગળિયું વગેરે રોગ થાય તો તે પણ દૂબળાને સહેલાઈથી મટે છે અને જાડાને તે પણ વિરુદ્ધ ઉપચાર હોવાથી મહામહેનતે મટે છે, કારણ કે એમાં મુખ્ય ઉપાય શેક કરવાનો હોય છે, તે પણ સ્થૂલને યોગ્ય નથી, કેમ કે 'બહુ જાડા માણસને શેક કરવો નહિ' એમ શાસ્ત્રમાં (સૂ ૧૭/૨૧ માં) કહ્યું છે જો ઉપવાસ કરાવે તો તે પણ યોગ્ય નથી, કેમ કે 'તેના સ્રોતો ચરબી વડે રૂંધાયેલા હોવાથી વાયુ કોઠામાં વિશેષ કરીને ફરે છે તથા ત્યાં રહીને અગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી તેને ભૂખ વિશેષ લાગે છે અને જેમ કોઈ વૃક્ષના પોલાણમાં રહેલો અગ્નિ વાયુથી પ્રજ્વલિત થઈને તે વૃક્ષને બાળી મૂકે છે, તેમ સ્થૂલ મનુષ્યના શરીરમાં રહેલો અગ્નિ પણ પ્રજ્વલિત થઈને તેનો નાશ કરે છે' માટે લંઘન (ઉપવાસ) પણ સ્થૂલને કામનો નથી જો બૃંહણ ઉપાય કરે તો આમદોષ વૃદ્ધિ પામે કૃશને એ સર્વ ઉપાયો અનુકૂળ હોવાથી સુખકર છે, માટે જાડાપણા કરતાં દૂબળાપણું સારું છે

દૂબળા મનુષ્યનું ઔષધ

**योजयेद्बृंहणं तत्र सर्वं पानान्नभेषजम् ॥३३॥**
**अचिन्तया हर्षणेन ध्रुवं सन्तर्पणेन च ।**
**स्वप्नप्रसङ्गाच्च कृशो वराह इव पुष्यति ॥३४॥**

કૃશ મનુષ્યને જે કાંઈ બૃંહણ અન્ન, પાન, ઔષધ હોય તે સર્વ આપવું, અર્થાત્ જેટલું પૌષ્ટિક તેટલું કૃશને હિતકર છે વળી શોક વગેરેથી તેને વ્યાકુળ ન થવા દેવો, નિશ્ચિંત રાખવો તેના મનને હર્ષ ઉત્પન્ન કરવો તથા પૌષ્ટિક ખોરાક ખવરાવવો વળી અતિ નિદ્રા કરાવવી, કેમ કે તેથી તે ભૂંડની પેઠે પુષ્ટ થાય છે

માંસ દેહની પુષ્ટિ બહુ કરે છે

**न हि मांससमं किञ्चिदन्यद्देहबृहत्त्वकृत् ।**
**मांसादमांसं मांसेन सम्भृतत्वाद्विशेषतः ॥३५॥**

માંસના સમાન શરીરને વધારે એવું બીજું કાંઈ છે નહિ, તેમાં પણ માંસ ખાનારા પ્રાણીઓનું માંસ વિશેષ કરીને શરીરને વધારે છે, કેમ કે તેનું માંસ માંસથી પુષ્ટ થયેલું હોય છે

**સ્થૂલ અને કૃશના ઉપચારનું સંક્ષેપમા કથન**

**गुरु चातर्पणं स्थूले विपरीतं हितं कृशे ।**
**यवगोधूममुभयोस्तद्योग्याहितकल्पनम् ॥ ३६ ॥**

જે દ્રવ્ય ભારે હોવા છતા અપતર્પણ (લઘન) કરે એવુ હોય તે દ્રવ્ય જાડા દેહવાળા મનુષ્યને હિતકર છે, કેમ કે મધ, કમળનો કદ અથવા જાયફળ, એવા એવા ઔષધ સ્થૂલને હિતકર છે, કેમકે તે રુક્ષ હોવાથી મેદનો નાશ કરે છે, તથા ભારે હોવાથી જલદી પચતા નથી એથી જે ઊલટા ગુણવાળા એટલે સતર્પણ (બૃહણ—પૌષ્ટિક) ગુણવાળા અને હલકા હોય તે કૃશ (પાતળા) મનુષ્યને હિતકર છે, જેમ કે શાળના ચોખા, સાઠી ચોખા, હરણનુ માસ, લાવરા, તેતર, બકરીનુ માંસ અને દૂધ વગેરે અતિકૃશ મનુષ્યનો જઠરાગ્નિ પણ મદ હોય છે, માટે જો કદી એવા મનુષ્યને ભારે અન્નપાન, ઔષધ વગેરે આપીએ તો તેનો અગ્નિ મંદ પડી જાય, જો એવા મનુષ્યને ખરેખરા પૌષ્ટિક ખોરાક ન આપીએ તો તે વધારે દૂબળો પડી જાય, માટે હલકુ અને સતર્પણ અન્નપાન અને ઔષધ દૂબળાને હિતકર છે વળી હલકુ છતા પણ જે અપતર્પણ ગુણવાળુ હોય તે, (સામો, કોદરા વગેરે) પણ સ્થૂલને હિતકર છે, વળી જે ભારે નથી કે હલકુ પણ નથી એવુ ચરબીનાશક ઉજાગરો, સ્રીસેવા, કસરત ચિંતા વગેરે પણ સ્થૂલ શરીરવાળાને હિતકર છે

સ્થૂલ અને કૃશ બનેને અનુક્રમે જવ તથા ઘઉ હિતકર છે, પણ તે સ્થૂલ તથા કૃશને માફક આવે એવી જવ તથા ઘઉંની વાની કરી હોય ત્યારે (જો જવનું એવુ ભોજન બનાવ્યુ હોય કે તે ભારે અને અપતર્પણ કરનાર થાય તથા ઘઉંનું એવુ ભોજન બનાવ્યુ હોય કે તે હલકુ અને સતર્પણ કરનારુ થાય તો જ જવ જાડાને અને ઘઉં દૂબળાને હિતકર જાણવા)

**दोषगत्याऽतिरिच्यन्ते ग्राहिमेद्यादिभेदतः ।**
**उपक्रमा न ते द्वित्वाद्भिन्ना अपि गदा इव ॥३७॥**

કોઈ શકા કરે કે તાવ, અતિસાર, ગોળો વગેરે અનેક રોગના અનેક ઉપચાર હોવા જોઈએ એમ છતા બધાય રાગના બે જ ઉપક્રમ શા માટે કહો છો? તો તેનુ સમાધાન થવા સારુ કહે છે કે, કોપેલા, વાત, પિત્ત, કફ, એ દોષ જુદા હોય, બે બે મિશ્ર હોય, ત્રણે એકઠા હોય, વળી તેમા એકાદ ઓછા બળવાળો અને એકાદ અધિક બળવાળો હોય, એ પ્રમાણે અનંત પ્રકાર થાય છે, વળી તે જ દોષ સમાન હોય, વૃદ્ધ હોય કે ક્ષીણ હોય, વળી તે આડી ગતિવાળા, ઊચે ગતિવાળા કે નીચે ગતિવાળા હોય, વળી તે શાખામા રહેલા હોય, કોઠામા રહેલા હોય કે સાધારોમા રહેલા હોય, એ પ્રમાણે અનત ભેદ થવાથી તેમના ઉપચાર પણ ગ્રાહી, ભેદી વગેરે પ્રકારથી અનત થાય છે એમ છતા પણ તે સર્વે ઉપચાર સતર્પણ અને અપતર્પણ એ બે પ્રકારના ઉપચારમા સમાઈ જાય છે દૃષ્ટાંત જેમ તાવના અનેક પ્રકાર છે તેમ છતા સામજ્વર અને નિરામજ્વર એ બે વર્ગમા સર્વ તાવના સમાવેશ થાય છે, તેમ રાગોના ઉપચાર વિષે પણ જાણવુ

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्विविधोपक्रमणीयो नाम चतुर्दशोऽध्याय. ॥ १४ ॥

## અધ્યાય ૧૫ મો : શોધનાદિગણસંગ્રહ

**अथातः शोधनादिगणसङ्ग्रहमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

(પાછના અધ્યાયમા બે પ્રકારના ઉપક્રમ (ઉપચાર) કહી એમ કહ્યુ છે કે બીજા બધા ઉપક્રમનો એ બેમા સમાવેશ થાય છે હવે તે ઉપક્રમામા શોધન ઔષધો સર્વ દોષોને જીતનારાં હોવાથી મુખ્ય છે, માટે તે ઔષધોનો સમૂહ બતાવવાનો આરભ આ અધ્યાયમા કરવાની ઇચ્છાથી કહે છે) હવે શોધન વગેરે ગણનો સગ્રહ જેમા કહેલો છે એવા અધ્યાય સમજાવીશું (શોધન ચાર પ્રકારનુ વમન, વિરેચન, આસ્થાપન અને શિરોવિરેચન એ ચાર જાતના દ્રવ્ય શોધન દ્રવ્ય જાણવા) એ વિષયમા આત્રેય વગેરે ઋષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

વમન દ્રવ્ય

**मदनमधुकलम्बानिम्बबिम्बीविशाला-**
**त्रपुसकुटजमूर्वादेवदालीकृमिघ्नम् ।**
**विदुलदहनचित्राः कोशवत्यौ करञ्जः**
**कणलवणवचैलासर्षपाश्छर्दनानि ॥ १ ॥**

મીંઢળ, જેઠીમધ, કડવી તુબડી, લીમડો, ટિંડોરા (ટિંડોરા), ઇન્દ્રવારણી, કડવી કાકડી, ઇન્દ્રજવ, મોરવેલ, કુકડવેલ, વાવડિંગ, જલવેતસ, ચિત્રો, ઉંદરકાની, કડવુ તુરિયુ, કડવુ ગલકુ, કરજ, પીપર, સિંધવ, વજ, નાની એલચી, સરસવ—એ સર્વ ઊલટી કરાવનારા દ્રવ્ય છે (તેમા મીંઢળ, ઇન્દ્રવારણી, કડવી કાકડી, ઇન્દ્રજવ, વાવડિંગ, એલચી અને સરસવના ફળ ઊલટી કરાવનારાં જાણવા, જેઠીમધ, નેતર, ચિત્રો, કની અને

વજ, એમનાં મૂળ ઊલટી કરાવનારાં જાણવાં; લોધર, દારૂડી, કપિલો, એમની છાલ ઊલટી કરાવનારી છે, બાકીનાં દ્રવ્યનાં ફળ, પત્ર અને ફૂલ ઊલટી કરવામાં લેવાં.)

### વિરેચન દ્રવ્યો

**निकुम्भकुम्भत्रिफलागवाक्षी-**
**स्नुक्शङ्खिनीनीलिनितिल्वकानि ।**
**शम्याककम्पिल्लकहेमदुग्धा**
**दुग्धं च मूत्रं च विरेचनानि ॥ २ ॥**

નેપાળો, નસોતર, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), ગાવસુકડાં, થોર, શંખાવળી, એક જાતની નાની ગળી, લોધર, ગરમાળો, કપિલો, દારૂડી, દૂધ અને મૂત્ર એ સર્વ દ્રવ્ય વિરેચન કરાવનારાં છે.

### નિરૂહણ દ્રવ્યો

**मदनकुटजकुष्ठदेवदाली-**
**मधुकवचादशमूलदारुरास्नाः ।**
**यवमिशिकृतवेधनं कुलत्था**
**मधु लवणं त्रिवृता निरूहणानि ॥ ३ ॥**

મીંઢળ, કડાછાલ, ઉપલેટ, કૂકડવેલ, જેઠીમધ, વજ, દશમૂલ, દેવદાર, રાસ્ના, જવ, સવા, ઘિસોડાં, કળથી, મધ, સિંધવ, નસોતર એ સર્વ દ્રવ્ય નિરૂહણ બસ્તિ આપવાને ઉપયોગી છે.

### નસ્યના દ્રવ્યો

**वेल्लापामार्गव्योपदार्वीसुराला**
**बीजं शैरीषं बार्हतं शैग्रवं च ।**
**सारो माधूकः सैन्धवं तार्क्ष्यशैलं**
**त्रुट्यौ पृथ्वीका शोधयन्त्युत्तमाङ्गम् ॥ ४ ॥**

વાવડિંગ, અઘેડો, ત્રિકટુ, દારુહળદર, રાળ, સરસડાનાં બીજ, રીંગણીનાં બીજ, સરગવાનાં બીજ, મહુડાંનો સાર, સિંધવ, સૂકું રસાંજન, નાની એલચી અને મોટી એલચી, હિંગુપત્રી એ દ્રવ્ય મગજનું શોધન કરનારાં છે (અર્થાત્ નાક વાટે માથાનો મળ કાઢીને માથાની શુદ્ધિ કરનારાં છે).

### વાયુનાશક ઔષધો

**भद्रदारु नतं कुष्ठं दशमूलं बलाद्वयम् ।**
**वायुं वीरतरादिश्च विदार्यादिश्च नाशयेत् ॥ ५ ॥**

તેલિયો દેવદાર, તગર, ઉપલેટ, દશમૂળ, બલા, અતિબલા, એ ભદ્રદારુ (તેલિયો દેવદાર) વગેરે ઔષધોનો ગણ તથા હવે પછી શ્લોક ૨૪માં વીરતરાદિ ગણ અને શ્લોક ૯માં વિદાર્યાદિ ગણ કહ્યા છે, તે વાયુનો નાશ કરે છે.

### પિત્તનાશક ઔષધો

**दूर्वाऽनन्ता निम्बवासाऽऽत्मगुप्ता**
**गुन्द्राऽभीरुः शीतपाकी प्रियङ्गुः ।**
**न्यग्रोधादिः पद्मकादिः स्थिरे द्वे**
**पद्मं वन्यं सारिवादिश्च पित्तम् ॥ ६ ॥**

ધરો, ધમાસો, લીંબડો, અરડૂસો, કૌચાં, ગુંદ્રા, શતાવરી, ચણોઠી, કાંગ—એ દૂર્વાદિ ગણ તથા હવે પછી શ્લોક ૪૧ માં કહેલો ન્યગ્રોધાદિ ગણ તથા શ્લોક ૧૨ માં કહેલો પદ્મકાદિ ગણ અને શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, કમળ અને મોથ અને શ્લોક ૧૧ માં કહેલો સારિવાદિ ગણ એ સર્વ ઔષધો પિત્તનો નાશ કરનારાં છે.

### કફનાશક ઔષધો

**आरग्वधादिरर्कादिर्मुष्ककाद्योऽसनादिकः ।**
**सुरसादिः समुस्तादिर्वत्सकादिर्बलासजित् ॥ ७ ॥**

પછી આરગ્વધાદિ (શ્લોક ૧૭), અર્કાદિ (શ્લોક ૨૮), મુષ્કકાદિ (શ્લોક ૩૨), અસનાદિ (શ્લોક ૧૯), સુરસાદિ (શ્લોક ૩૦), મુસ્તાદિ (શ્લોક ૪૦) અને વત્સકાદિ (શ્લોક ૩૩, ૩૪) ગણ કહેવામાં આવશે, તે સર્વે કફને જીતનારા (મટાડનારા) છે.

### જીવનીય ગણ

**जीवन्ती काकोल्यौ मेदे द्वे मुद्गमाषपर्ण्यौ च ।**
**ऋषभकजीवकमधुकं चेति गणो जीवनीयाख्यः ॥**

જીવંતી (ડોડી), કાકોલી, ક્ષીરકાકોલી, મેદા અને મહામેદા, જંગલી મગ અને જંગલી અડદ (સંસ્કૃતમાં તેને મુદ્ગપર્ણી અને માષપર્ણી કહે છે) જીવક, ઋષભક, જેઠીમધ એ ઔષધ જીવનીય ગણ કહેવાય છે. (આ એક ઉદાહરણ છે એમ સમજવું; કેમ કે તે ઔષધિઓના મધુર, શીતળ, સ્નિગ્ધ વગેરે ગુણ જોઈને દૂધ, શેરડી, અખોડ, દ્રાક્ષ, વિદારીકંદ વગેરે પણ જીવનીય એટલે જીવન આપનારાં ઔષધો છે, એમ બુદ્ધિમાન વૈદ્યોએ સમજી લેવું જોઈએ.)

### વિદાર્યાદિ ગણ

**विदारिपञ्चाङ्गुलवृश्चिकाली-**
**वृश्चीवदेवाह्वयशूर्पपर्ण्यः ।**
**कण्डूकरी जीवनहस्वसंज्ञे**
**द्वे पञ्चके गोपसुता त्रिपादी ॥ ९ ॥**
**विदार्यादिरयं हृद्यो बृंहणो वातपित्तहा ।**
**शोषगुल्माङ्गमर्दोर्ध्वश्वासकासहरो गणः ॥१०॥**

વિદારીકંદ, એરંડ, મેંઢાશિંગી, નાની સાટોડી,

નાનું શાળવૃક્ષ, એ આસનાદિ ગણ, ધોળો કોઢ, કફ, કૃમિ, પાંડુરોગ, પ્રમેહ અને ચરબીના રોગનો નાશ કરનારો છે

### વરુણાદિ ગણ

वरुणसैर्यकयुग्मशतावरी-
दहनमोरटबिल्वविषाणिकाः ।
द्विबृहतीद्विकरञ्जजयाद्वयं
बहलपल्लवदर्भरुजाकराः ॥ २१ ॥
वरुणादिः कफं मेदो मन्दाग्निञ्चं नियच्छति ।
आढ्यवातं शिरःशूलं गुल्मं चान्तः सविद्रधिम् ॥

વાયવરણો, રાતા કાંટાસળિયો તથા પીળો કાંટાસળિયો, શતાવરી, ચિત્રો, મૂર્વા, બીલી, મીંઢીશીંગ, બેઠી ભોરીંગણી અને ઊભી ભોરીંગણી, પૂતિકરંજ, નક્તમાલ કરંજ, જયંતી ને અરણી, નગોડ, દાભ, સિંહાન જાતનું તાડ, એ વરણાદિ ગણ કહેવાય છે વરુણાદિગણ કફ, ચરબી, મંદાગ્નિ, ઊરુસ્તંભ, માથાનું શૂળ, અંતર—ગુલ્મ અને વિદ્રધિરોગને મટાડે છે

### ઊષકાદિ ગણ

ऊषकस्तुत्थकं हिङ्गु कासीसद्वयसैन्धवम् ।
सशिलाजतु कृच्छ्राश्मगुल्ममेदःकफापहम् ॥२३॥

ખારો, મોરથૂથુ, હિંગ, હીરાકસી, પીળી હીરાકસી, સિંધવ, શિલાજિત, એ ઊષકાદિ ગણ કહેવાય છે, ઊષકાદિ ગણ મૂત્રકૃચ્છ, પથરીનો રોગ, ગોળો, ચરબી અને કફનો નાશ કરે છે

### વીરતર્વાદિ ગણ

वेल्लन्तरारणिकबूकवृषाश्मभेद-
गोकण्टकेत्कटसहाचरबाणकाशाः ।
वृक्षादनीनलकुशद्वयगुण्ठगुन्द्रा-
भल्लूकमोरटकुरण्टकरम्भपार्थाः ॥२४॥
वर्गो वीरतराद्योऽयं हन्ति वातकृतान् गदान् ।
अश्मरीशर्करामूत्रकृच्छ्राघातरुजाहरः ॥ २५ ॥

કાળો વાળો, અરણી, શિવલિંગી, અરડૂસી, પાષાણભેદ, ગોખરુ, ઈકડ, પીળો કાંટાસળિયો, કાળા ફૂલવાળો કાંટાસળિયો, કાસડો, વૃક્ષાદની, નાલી (કિનરસલ), નાનો અને મોટો એમ બન્ને પ્રકારના દર્ભ (દાભ) ગુંદતૃણ, ગુંદ્રા (પાની), અરડૂ, મોરવેલ, કાંટાસળિયો, ઊનરસી, સૂરજમુખી, એ વીરતર્વાદિ ગણ વાયુના રોગનો નાશ કરે છે, તથા પથરી, શર્કરા, મૂત્રકૃચ્છ અને મૂત્રાઘાતની પીડાને હરે છે

### રોધ્રાદિ ગણ

रोध्रशाबरकरोध्रपलाशा
जिङ्गिणीसरलकट्फलयुक्ताः ।
कुत्सिताम्बकदलीगतशोकाः
सैलवालुपरिपेलवमोचाः ॥ २६ ॥
एष रोध्रादिको नाम मेदःकफहरो गणः ।
योनिदोषहरः स्तम्भी वर्ण्यो विषविनाशनः ॥२७

લોધર, ધોળો લોધર, ખાખરો, જીંગણી (મિનોટી), દેવદાર, કાયફળ, રાસ્ના, કદંબ, કેળ, આસોપાલવ, એળકબાલ, મોથ, શલ્લકીવૃક્ષ (ધૂપેડો) એ રોધ્રાદિ ગણ કહેવાય છે, રોધ્રાદિ ગણ ચરબી અને કફને મટાડે છે, યોનિદોષને દૂર કરે છે, સ્તંભન કરે છે, શરીરનો રંગ સુધારે છે અને ઝેરનો નાશ કરે છે

### અર્કાદિ ગણ

अर्कालर्कौ नागदन्ती विशल्या
भार्ङ्गी रास्ना वृश्चिकाली प्रकीर्या ।
प्रत्यक्पुष्पी पीततैलोदकीर्या
श्वेतायुग्मं तापसानां च वृक्षः ॥२८॥
अयमर्कादिको वर्गः कफमेदोविषापहः ।
कृमिकुष्ठप्रशमनो विशेषाद् व्रणशोधनः ॥ २९ ॥

રાતા ફૂલવાળો આકડો, ધોળા ફૂલવાળો આકડો, નેપાળો, વછનાગ, ભારંગ, રાસ્ના, મીંઢીશિંગ, કરંજ, અઘેડો, માલકાંકણી, મોટો કરંજ, ધોળી ગરણી, ધોળુ નસોતર, ઈંગોરિયું, એ વનસ્પતિઓ અર્કાદિ વર્ગમાં ગણાય છે અર્કાદિવર્ગ કફ, ચરબી અને ઝેરનો નાશ કરે છે, કૃમિરોગ અને કુષ્ઠને શમાવે છે તથા ખાસ કરીને વ્રણને શુદ્ધ કરે છે

### સુરસાદિ ગણ

सुरसयुगफणिज्जं कालमाला विडङ्गं
खरबुसवृषकर्णीकट्फलं कासमर्दः ।
क्षवकसरसिभार्ङ्गीकार्मुकाः काकमाची
कुलहलविषमुष्टीभूस्तृणो भूतकेशी ॥ ३० ॥
सुरसादिर्गणः श्लेष्ममेदःकृमिनिषूदनः ।
प्रतिश्यायारुचिश्वासकासघ्नो व्रणशोधनः ॥३१॥

ધોળી તથા કાળી બન્ને જાતની તુળસી, ધોળો મરવો, કાળી બાવચી (તુકમરિયા નહિ), વાવડિંગ, મરવો, ઉંદરકની, કાયફળ, કાસોંદરો, નાઇ, અજની (તુંબરપત્રિકા), ભારંગ, મધુમાધવી, કાકમાચી, ગોરખમુંડી, ઝકાન લીમડો, રોહિસ ઘાસ, જટામાંસી એ વનસ્પતિઓ મળીને સુરસાદિ ગણ થાય છે, તે

સુરસાદિ ગણ કફ, મેદ, કૃમિ, સળેખમ, અરુચિ, દમ અને ઉધરસ મટાડે છે તથા વ્રણમાંથી મળ કાઢી નાખી તેને શુદ્ધ કરે છે

મુષ્કકાદિ ગણ

मुष्ककस्नुग्वराद्वीपिपलाशधवशिंशपाः ।
गुल्ममेहाश्मरीपाण्डुमेदोऽर्शःकफशुक्रजित् ॥३२॥

મગ્ખો (નકટી), થોર, ત્રિફળા, ચિત્રો, ખાખરો, ધાવડો, સીસમ, એ વનસ્પતિઓ મુષ્કકાદિ ગણની છે અને તે ગોળો, પ્રમેહ, પથરી, પાંડુરોગ, ચરબી, હરસ, કફ અને વીર્યના રોગનો નાશ કરે છે

વત્સકાદિ ગણ

वत्सकमूर्वाभार्ङ्गी-
कटुका मरीचं घुणप्रिया च गण्डीरम् ।
एला पाठाऽजाजी
कट्वङ्गफलाजमोदसिद्धार्थवचाः ॥ ३३ ॥
जीरकहिङ्गुविडङ्गं पशुगन्धा पञ्चकोलकं हन्ति ।
चलकफमेदःपीनसगुल्मज्वरशूलदुर्नाम्नः ॥ ३४ ॥

કડાછાલ, મોરવેલ, ભારંગ, કડુ, મરી, અતિવિષની કળી, થોર, એલચી, પહાડમૂળ, ધોળું જીરું, મોટા અરડૂસાનું ફળ, અજમોદ, ધોળા સરસવ, વજ, જીરું, હિંગ, વાવડિંગ, જંગલી તુલસી, પંચકોલ—એ ઔષધિઓ વત્સકાદિ ગણની છે તે વત્સકાદિ ગણ વાયુ, કફ, ચરબી, સળેખમ, ગોળો, તાવ, શૂળ અને હરસ એ રોગનો નાશ કરે છે

વચાદિ ગણ: હરિદ્રાદિ ગણ

वचाजलददेवाह्वनागरातिविषाभयाः ।
हरिद्राद्वययष्ट्याह्वकलशीकुटजोद्भवाः ॥ ३५ ॥
वचाहरिद्रादिगणावामातीसारनाशनौ ।
मेदःकफाढ्यपवनस्तन्यदोषनिबर्हणौ ॥ ३६ ॥

વજ, મોથ, દેવદાર, સૂંઠ, અતિવિષ, હરડે, એ વચાદિ ગણ કહેવાય છે હળદર, દારુહળદર, જેઠીમધ, પૃશ્નિપર્ણી, ઇન્દ્રજવ, એ હરિદ્રાદિ ગણ કહેવાય છે એ બંને (વચાદિ અને હરિદ્રાદિ) ગણ આમાતિસારનો નાશ કરે છે, ચરબી, કફ, ઊરુસ્તંભ અને ધાવણના દોષનો પણ નાશ કરે છે

પ્રિયંગ્વાદિ ગણ: અંબષ્ઠાદિ ગણ

प्रियङ्गुपुष्पाञ्जनयुग्मपद्माः
पद्माद्रजो योजनवल्ल्यनन्ता ।
मानद्रुमो मोचरसः समङ्गा
पुन्नागशीतं मदनीयहेतुः ॥ ३७ ॥
अम्बष्ठा मधुकं नमस्करी
नन्दीवृक्षपलाशकच्छुराः ।
रोध्रं धातकिबिल्वपेशिके
कट्वङ्गः कमलोद्भवं रजः ॥ ३८ ॥
गणौ प्रियङ्ग्वम्बष्ठादी पक्वातीसारनाशनौ ।
सन्धानीयौ हितौ पित्ते व्रणानामपि रोपणौ ॥३९

કાંગ, પુષ્પાંજન (ફૂલભરણ અથવા અંજનના ફૂલ) લાલ તથા કાળો બંને પ્રકારનો સુરમો, સ્થળકમળ, કમળનું કેસર, મજીઠ, ધમાસો, શીમળો, મોચરસ, લાજાળુ (લાજુલાડી), પુન્નાગ, સુખડ, ધાવડી એ પ્રિયંગ્વાદિગણ કહેવાય છે પહાડમૂળ, જેઠીમધ, લાજાળુ, નંદીવૃક્ષ (નાંદરૂખીનું ઝાડ), ખાખરો, રાતો ધમાસો, લોધર, ધાવડી, બીલાની મીંજ, મોટો અરડૂસો, કમળનું કેસર—એ અંબષ્ઠાદિ ગણ કહેવાય છે પ્રિયંગુ અને અંબષ્ઠાદિ ગણ પક્વાતિસારનો નાશ કરે છે તથા ભાંગેલા હાડકાંને સાંધનારા છે વળી તે પિત્તને મટાડવામાં હિતકર છે અને વ્રણને રુઝાવે છે

મુસ્તાદિ ગણ

मुस्तावचाग्निद्विनिशाद्वितिक्ता-
भल्लातपाठात्रिफलाविषाख्याः ।
कुष्ठं त्रुटी हैमवती च योनि-
स्तन्यामयघ्ना मलपाचनाश्च ॥ ४० ॥

મોથ, વજ, ચિત્રો, હળદર, દારુહળદર, કડુ, કરિયાતું, ભિલામા, પહાડમૂળ, ત્રિફળા, અતિવિષ, ઉપલેટ, નાની એલચી, ધોળી વજ, એ મુસ્તાદિ ગણ યોનિરોગ અને ધાવણના રોગને મટાડે છે તથા મળનું પાચન કરે છે

ન્યગ્રોધાદિ ગણ

न्यग्रोधपिप्पलसदाफलरोध्रयुग्मं
जम्बूद्वयार्जुनकपीतनसोमवल्काः ।
प्लक्षाम्रवञ्जुलपियालपलाशनन्दी-
कोलीकदम्बविरलामधुकं मधूकम् ॥ ४१ ॥
न्यग्रोधादिर्गणो व्रण्यः संग्राही भग्नसाधनः ।
मेदःपित्तास्रतृड्दाहयोनिरोगनिबर्हणः ॥ ४२ ॥

વડ, પીપળો, ઉંબરો (ગુલર), લોધર, પઠાણી લોધર, બંને જાંબુ, સાદડ, આંબાડો, ખેરસાર, ધોળો ખેર, પીપરનું ઝાડ, આંબો, નેતર, ચારોળી, ખાખરો, નાંદરૂખી, બોરડી, કદમ, ટીંબરું, જેઠીમધ, મહુડા એ ન્યગ્રોધાદિ ગણ વ્રણને હિતકર, ઝાડો બાંધનાર, ભાંગેલાને સાંધનાર તથા ચરબી, રક્તપિત્ત, તરસ, બળતરા

અને યોનિરોગનો નાશ કરે છે

### એલાદિ ગણ

**एलायुग्मतुरुष्ककुष्ठफलिनीमांसीजलध्यामकं**
**स्पृक्काचोरकचोचपत्रतगरस्थौणेयजातीरसाः ।**
**शुक्तिर्व्याघ्रनखोऽमराह्वमगुरुः श्रीवासकः कुङ्कुमं।**
**चण्डागुग्गुलुदेवधूपखपुराः पुन्नागनागाह्वयम् ॥**
**एलादिको वातकफौ विषं च विनियच्छति ।**
**वर्णप्रसादनः कण्डूपिटिकाकोठनाशनः ॥ ४४ ॥**

નાની એલચી તથા મોટી એલચી, શિલારસ, ઉપલેટ, કાગ, જટામાસી, વીરણવાળો, રોહિસ નામે ઘાસ, લજામણી, ગ્રંથિપર્ણી, તજ, તમાલપત્ર, તગર, થુવેર, હીંગબોળ, વાઘનખ, એક જાતની છીપ, દેવદાર, અગર, ગંધીબેરજો, કેસર, રાતી કરેણ, ગૂગળ, રાળ, શલ્લકીનો ગુંદર, પુન્નાગ, નાગકેસર એ એલાદિક ગણ વાત, કફ અને વિષનો નાશ કરે છે, શરીરનો રંગ સુધારે છે તથા ખણજ, ફોલ્લીઓ અને કોઠરોગનો નાશ કરે છે

### શ્યામાદિ ગણ

**श्यामादन्तीद्रवन्तीक्रमुककुटरणा-**
**शङ्खिनीचर्मसाह्वा**
**स्वर्णक्षीरीगवाक्षीशिखरिरजनक-**
**च्छिन्नरोहाकरञ्जाः ।**
**बस्तान्त्री व्याधिघातो बहलबहुरस-**
**स्तीक्ष्णवृक्षात् फलानि**
**श्यामाद्यो हन्ति गुल्मं विषमरुचिकफौ**
**हृद्रुजं मूत्रकृच्छ्रम् ॥ ४५ ॥**

કાળુ નસોતર, દંતીમૂળ, ઉંદરકની (ઉંદરકણી), પગાણી લોધર, ધોળુ નસોતર, શખાવળી, સાતલા (સાથેર) સ્વર્ણક્ષીરી, દારુડી, ઈન્દ્રવારણી, રાઘેડો, કપિલો, ગળો, કરંજ, બસ્તાંત્રી, ગરમાળો, સરગવો, શેરડી, પીલુડી, એ શ્યામાદિ ગણ ગોળો, વિષરોગ, અરુચિ, કફ, હૃદયના રોગ અને મૂત્રકૃચ્છ્રને મટાડે છે

### ગણોનો ઉપયોગ કરવાની રીત

**त्रयस्त्रिंशदिति प्रोक्ता वर्गास्तेषु त्वलाभतः ।**
**युञ्ज्यात्तद्विधमन्यच्च द्रव्यं जह्यादयौगिकम् ॥४६॥**

એ પ્રકારે ઔષધિઓના તેત્રીસ વર્ગ કહ્યા છે, તેમાંથી કોઈ વનસ્પતિ ન મળે તો તેને ઠેકાણે રસ, વીર્ય, વિપાક વગેરેમાં તુલ્ય હોય તેવી બીજી વનસ્પતિ લેવી, અને જે દ્રવ્ય દેશ, કાળ, અવસ્થા વગેરેને લીધે રોગ મટાડવામાં યોગ્ય ન હોય તેને તજવું મતલબ કે રોગ, દોષ, દેશ, કાળ, બળ, પ્રકૃતિ વગેરેનો વિચાર કરીને તે ગણમાંથી વત્તુઓછુ કે ફેરફાર કરીને પ્રયોગ કરવો એક દ્રવ્ય ન મળે તો તેને ઠેકાણે બે દ્રવ્યોથી તે ગુણ થતો હોય તો તે બે કે વધારેથી તે ગુણ થતો હોય તો વધારે દ્રવ્ય લેવા વળી ગણમાં કહેલા બધા દ્રવ્ય લેવા જ પડે એવુ કાંઈ નથી, પરંતુ સુશ્રુતમાં કહે છે તેમ ‘દોષના ભેદ જોઈને જુદાજુદા ગણની યોજના કરવી, કોઈ જગાએ તેમાંના એકાદ દ્રવ્યની, કોઈ જગાએ તેમાંના બે ત્રણ મિશ્ર દ્રવ્યોની અને કોઈ જગાએ બધાય દ્રવ્યોની યોજના કરવી કોઈ જગાએ ઓછાવત્તા ભાગ લઈને કલ્પના (બનાવટ) કરવી ’

### એ ગણોના વિવિધ ઉપયોગ

**एते वर्गा दोषदूष्याद्यपेक्ष्य**
**कल्कक्वाथस्नेहलेहादियुक्ताः ।**
**पाने नस्येऽन्वासनेऽन्तर्बहिर्वा**
**लेपाभ्यङ्गैर्घ्नन्ति रोगान् सुकृच्छ्रान् ॥ ४७ ॥**

આ તેત્રીસ ગણો જો દોષ, દૂષ્ય, ઉમ્મર, બળ વગેરેનો બરાબર વિચાર કરીને કલ્ક, ક્વાથ, સ્નેહ, અવલેહ વગેરે બનાવટો કરીને વાપરવામાં આવે તો એ ગણોના ઔષધ પીવાથી, એનું નસ્ય લેવાથી એની અનુવાસન બસ્તિ લેવાથી (વગેરે શરીરની અંદરના પ્રયોગોથી) અથવા એનો લેપ કરવાથી, એ શરીરે ચોપડવાથી (વગેરે શરીર ઉપરના પ્રયોગોથી) બહુ દુઃસાધ્ય રોગો મટે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने शोधनादिगणसङ्ग्रहो नाम
पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો: સ્નેહવિધિ

**अथातः स्नेहविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

સ્નેહન અને સ્વેદન કર્યા વિના શોધન થતું નથી માટે શોધન દ્રવ્યો કહ્યા પછી સ્નેહવિધિ કહેવી જોઈએ માટે હવે સ્નેહવિધિનો અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### સ્નેહન અને રૂક્ષણ દ્રવ્યોના ગુણ

**गुरुशीतसरस्निग्धमन्दसूक्ष्ममृदुद्रवम् ।**
**औषधं स्नेहनं प्रायो, विपरीतं विरूक्षणम् ॥ १ ॥**

જે દ્રવ્ય ભારે, ઠંડુ, સર, સ્નિગ્ધ, મંદ, સૂક્ષ્મ, મૃદુ અને પ્રવાહી હોય તે ઘણુંખરું સ્નેહન ઔષધ

જાણવાં, એથી ઊલટા એટલે હલકા, ગરમ, સ્થિર, લૂખા, તીક્ષ્ણ, સ્થૂલ, કઠણ, ઘટ્ટ એવા ગુણવાળુ જે દ્રવ્ય હોય તે ઘણુ ખરુ રૂક્ષણ ઔષધ જાણવુ 'ઘણુ ખરુ' કહેવાનુ કારણ એ છે કે સરસિયું, બકરીનું દૂધ, વિષ્કિર, પ્રતુદ અને મૃગવર્ગનાં પ્રાણીઓના માસ હલકાં હોવા છતાં સ્નેહન છે, પાડો અને મત્સ્યવર્ગના માસ ગરમ છતા પણ સ્નેહન છે, જવ, ભારે, ઠંડો, સર વગેરે ગુણવાળો છતા રૂક્ષણ છે

ઉત્તમ સ્નેહ

**सर्पिर्मज्जा वसा तैलं स्नेहेषु प्रवरं मतम्।**
**तत्रापि चोत्तमं सर्पिः संस्कारस्यानुवर्तनात्॥२॥**
**माधुर्यादविदाहित्वाज्जन्माद्येव च शीलनात्।**

(દૂધ, અનૂપ દેશના પ્રાણીનું માસ વગેરે બધા સ્નેહરૂપ પદાર્થોમા) ઘી, મજ્જા, વસા અને તેલ, એ ચાર સ્નેહ ઉત્તમ છે, તેમા પણ ઘી ઉત્તમ છે, કેમ કે જે પદાર્થોનો તેને સસ્કાર કર્યો હોય તે પદાર્થનુ અનુવર્તન તે કરે છે, (એટલે જે ઔષધિઓ મેળવીને ઘી પકવ્યુ હોય તે ઔષધિઓથી જે ગુણ થાય તે ગુણ તેમનાથી સિદ્ધ કરેલુ ઘી પણ આપી શકે છે અને તે સાથે વળી તે ઘી પોતાના ગુણ છોડતું નથી તેલ વગેરે બીજા સ્નેહો જો અન્ય ઔષધિઓથી સિદ્ધ કર્યા હોય તો તે ઔષધિઓના જેવા ગુણ આપે છે, પણ તે પોતાના ગુણ છોડી દે છે, માટે બીજા સ્નેહ કરતા ઘી સર્વોત્તમ સ્નેહ છે) વળી, ઘી ગળ્યુ હોવાથી, વિદાહી ન હોવાથી અને જન્મથી જ એની ટેવ પડતી હોવાથી એ બધા સ્નેહોમા ઉત્તમ છે

**पित्तघ्नास्ते यथापूर्वमितरघ्ना यथोत्तरम्॥३॥**

ઘી, મજ્જા, વસા અને તેલ એ ચારમાના દરેકની પહેલાનો સ્નેહ પિત્તનો વધારે ને વધારે નાશ કરનાર છે, એટલે તેલથી પૂર્વે વસા શબ્દ છે, માટે વસા પિત્તનો નાશ કરે છે, તેની પૂર્વે મજ્જા છે, તે પિત્તનો વધારે નાશ કરે છે તથા તેની પૂર્વે ઘૃત છે, તે પિત્તનો સૌથી વધારે નાશ કરે છે એ જ પ્રમાણે ઘી વગેરે ચાર સ્નેહમાથી ઉત્તરોત્તર પ્રત્યેક સ્નેહ વાત તથા કફનો નાશ કરનારા છે, એટલે ઘી પછી મજ્જા કહેલી છે, માટે મજ્જા વાયુ અને કફનો નાશ કરે છે, વસા તેથી વધારે વાયુ અને કફનો નાશ કરે છે તથા તેલ સૌથી વધારે વાયુ અને કફનો નાશ કરે છે શ્લોકમાં તેલ કોઈની પૂર્વે (પહેલાં) નથી પણ છેલ્લુ લખ્યુ છે માટે તેલ પિત્તનો નાશ કરતુ નથી. તે જ પ્રમાણે ઘી કોઈની ઉત્તરે (પછી) લખ્યું નથી પણ સૌથી પહેલું લખ્યુ છે માટે ઘી વાયુ અને કફનો નાશ કરતુ નથી.

સ્નેહનું ભારેપણું

**घृतात्तैलं गुरु वसा तैलान्मज्जा ततोऽपि च।**

ઘી કરતા તેલ ભારે છે, તેલ કરતાં વસા ભારે છે અને વસા કરતા મજ્જા ભારે છે

સ્નેહની સંજ્ઞાઓ

**द्वाभ्यां त्रिभिश्चतुर्भिस्तैर्यमकस्त्रिवृतो महान्॥४॥**

એ ચાર સ્નેહમાથી ગમે તે બે સ્નેહ ભેગા કહેવા હોય તો તેને 'યમક' કહે છે, ગમે તે ત્રણ સ્નેહ ભેગા કહેવા હોય તો તેને 'ત્રિવૃત' કહે છે અને ચારે સ્નેહ ભેગા કહેવા હોય તો તેને 'મહાસ્નેહ' કહે છે

સ્નેહન કરવા જેવા માણસો

**स्वेद्यसंशोध्यमद्यस्त्रीव्यायामासक्तचिन्तकाः।**
**वृद्धबालाबलकृशा रूक्षाः क्षीणास्ररेतसः॥५॥**
**वातार्तस्यन्दतिमिरदारुणप्रतिबोधिनः।**
**स्नेह्याः**

જેને સ્વેદન કર્મ કરવાની જરૂર હોય તેને પ્રથમ સ્નેહ આપવો જોઈએ તથા જે રોગીના મળનું શોધન કરવું હોય તેને પણ પ્રથમ સ્નેહન કર્યાથી સ્નિગ્ધ કરવો, કેમ કે સ્નેહન કર્યા વિના સ્વેદન કે શોધન થાય નહિ વળી મદ્યપાનમાં જે આસક્ત હોય, સ્ત્રી-સંગમા આસક્ત હોય, કસરત કરવામાં જે આસક્ત હોય, જેનો વિચાર કે ચિંતા કરવાનો સ્વભાવ હોય, વૃદ્ધ હોય, બાળક હોય, નિર્બળ હોય, શરીરે દૂબળો હોય, રૂક્ષ હોય, જેના લોહી અને વીર્ય ક્ષીણ થઈ ગયાં હોય, વાયુરોગથી પીડાતો હોય, અભિષ્યંદ નામે નેત્રરોગી હોય, આંખે તિમિરનો રોગ થયો હોય, આંખે કૃચ્છ્રોન્મીલ રોગ થયો હોય, એટલા સહુ સ્નેહન કરવા યોગ્ય છે, (આંખો દુખવા આવે તેને અભિષ્યંદ કહે છે અભિષ્યંદ આમ હોય ત્યાસુધી સ્નેહન કરવું નહિ)

સ્નેહન ન કરવા યોગ્ય માણસો

**न त्वतिमन्दाग्नितीक्ष्णाग्निस्थूलदुर्बलाः॥६॥**
**ऊरुस्तम्भातिसारामगलरोगगरोदरैः।**
**मूर्च्छाच्छर्द्यरुचिश्लेष्मतृष्णामद्यैश्च पीडिताः॥७॥**
**अपप्रसूता युक्ते च नस्ये बस्तौ विरेचने।**

જેમનો અગ્નિ અતિશય મંદ પડી ગયો હોય તેમને સ્નેહન કર્મ ન કરવું, કેમ કે તેમને સ્નેહ પચી શકતો નથી. અતિતીક્ષ્ણ અગ્નિવાળાને સ્નેહન કરવાથી તેનો અગ્નિ અત્યંત વધી જઈને ધાતુઓને બાળે છે માટે તેને પણ સ્નેહન કરવું યોગ્ય નથી. અતિ જાડા માણસે સ્નેહન કરવાથી અગ્નિ અને મેદની વૃદ્ધિ

ગયા દિવસનું ખાધેલું પચે કે તરત જ (પણ ભૂખ લાગ્યા પહેલા) શોધન કરવાના હેતુથી નિર્મળ સ્નેહની ઉત્તમ માત્રા લેવી, (કારણ કે ભૂખ લાગ્યા પછી પીધેલો સ્નેહ જઠરાગ્નિના પ્રદીપ્તપણાને લીધે શોધનકાર્ય કર્યા સિવાય તથા દેહને શોધનયોગ્ય કર્યા સિવાય જલદી પચી જાય છે )

**શમન સ્નેહ પીવાનાં સમય અને માપ**

**शमनः क्षुद्वतोऽनन्नो मध्यमात्रश्च शस्यते ॥१९॥**

દોષોનું શમન કરવા માટે જે સ્નેહ પીવાનો હોય તે ગયા દિવસનું અન્ન પચી જાય પછી અને ભૂખ લાગ્યા પછી મધ્ય માપથી પીવો એ વખણાય છે (અનન્ન (૧) અન્ન સાથે ભેળવ્યા વિના, (૨) શરીરમા સ્નેહને અન્ન સાથે સબંધ ન થાય એ રીતે, એટલે ગયા દિવસનું અન્ન પચી જાય ત્યાર )

(આગલા દિવસનું અન્ન પચી જાય કે તરત જ પણ ભૂખ લાગ્યા વિના જો શમન સ્નેહ પિવાય તો એ સ્નેહ સ્રોતોમા ભરાયેલા કફ સાથે લપટાઈ જવાથી એ સ્નેહ આખા શરીરમા પ્રસરી શકે નહિ તેથી તે દોષોનું શમન કરી શકે નહિ )

**બૃંહણ સ્નેહનાં સમય અને માપ**

**बृंहणो रसमद्याद्यैः सभक्तोऽल्पः**

શરીરનું બૃંહણ કરવા માટે આપવાનો સ્નેહ માંસરસ, દારૂ, દૂધ વગેરે દ્રવ સાથે આપવો, સાન્ન (સૂ ૧૩/૩૬ાા, ૩૭) આપવો અને અત્યત થોડા માપથી આપવો

**બૃંહણ સ્નેહ કોને હિતકર છે?**

**हित स च ।**

**बालवृद्धपिपासार्तस्नेहद्विण्मद्यशीलिषु ॥२०॥**

**स्त्रीस्नेहनित्यमन्दाग्निसुखितक्लेशभीरुषु ।**

**मृदुकोष्ठाल्पदोषेषु काले चोष्णे कृशेषु च॥२१॥**

બાળક, વૃદ્ધ, તરસના રોગથી પિડાયેલો, સ્વભાવથી જ જેને સ્નેહની સૂગ હોય, રોજ દારૂ પીનાર, નિત્ય સ્રીસેવન કરનારો, નિત્ય સ્નેહનો ઉપયોગ કરનારો, મંદ અગ્નિવાળો, સુખિયો, મહેનત સહન ન કરી શકે એવો, મૃદુ કોઠાવાળો, અલ્પ દોષ(વાયુ વગેરે)વાળો અને દૂબળો, એટલા મનુષ્યોને બૃંહણ સ્નેહ હિતકર છે વળી તે ગ્રીષ્મ વગેરે ગરમીની ઋતુમાં હિતકર છે

**સ્નેહનું કાર્ય**

**प्राङ्मध्योत्तरभक्तोऽसावधोमध्योर्ध्वदेहजान् ।**

**व्याधीञ्जयेद्बलं कुर्यादङ्गानां च यथाक्रमम् ॥२२॥**

ભોજનની પહેલાં જો સ્નેહપાન કર્યું હોય એટલે સ્નેહપાન પ્રથમ કરીને પછી ભોજન કર્યું હોય તો શરીરના અધોભાગના (નીચેના ભાગના) રોગોનો તે નાશ કરે છે, ભોજનના મધ્યમા જો સ્નેહપાન કર્યું હોય તો તે શરીરના વચલા ભાગના રોગોનો નાશ કરે છે, ભોજનને અંતે જો સ્નેહપાન કર્યું હોય તો દેહના ઉપરના ભાગના રોગોનો તે નાશ કરે છે, અને તે જ પ્રમાણે અનુક્રમે શરીરના નીચેના ભાગના અગને, મધ્ય ભાગના અગને તથા ઉપરના ભાગના અગને બળ આપે છે

**સ્નેહપાન પછીના ઉપચાર**

**वार्युष्णमच्छेऽनु पिबेत् स्नेहे तत्सुखपक्तये ।**

**आस्योपलेपशुद्ध्यै च तौवराऽरुष्करे न तु ॥२३॥**

**जीर्णाजीर्णविशङ्कायां पुनरुष्णोदकं पिबेत् ।**

**तेनोद्गारविशुद्धिः स्यात्ततश्च लघुता रुचिः॥२४॥**

નિર્મળ સ્નેહપાન કર્યું હોય ત્યારે, તે સ્નેહ સારી રીતે પચે તે માટે તથા તે મુખમા ચોપડાઈ રહ્યો હોય તેની શુદ્ધિ માટે તેની પાછળ ગરમ પાણી પીવું તવરિયા ચોરિયાનું તેલ તથા ભિલામાનું તેલ પીધું હોય તો તેની પાછળ ઊનું પાણી પીવું નહિ; કેમ કે તે અતિ ઉષ્ણવીર્ય છે સ્નેહ પીધે ઘણીવાર થયા પછી તે પચ્યો હશે કે નહિ એવી શકા થાય તો ફરીને પણ ગરમ પાણી પીવુ, તેથી ઓડકાર શુદ્ધ આવે છે તથા શરીરમા લઘુતા (હલકાશ) થઈને રુચિ ઉત્પન્ન થાય છે

**સ્નેહપાનનો વિધિ**

**भोज्योऽन्नं मात्रया पास्यन् श्वः पिबन् पीतवानपि ।**

**द्रवोष्णमनभिष्यन्दि नातिस्निग्धमसङ्करम् ॥२५॥**

આવતી કાલે સ્નેહ પીવાનો હોય તેને (સ્નેહ પીવાને આગલે દિવસે), જે દિવસે સ્નેહ પીવાનો હોય તે દિવસે અને જે દિવસે સ્નેહ પીવાનું કામ બંધ થાય—પૂરું થાય તે દિવસે પણ પ્રવાહી, ગરમ (ઊનું), અભિષ્યદી ન હોય એવું, થોડુ સ્નિગ્ધ અને અનેક વસ્તુઓનું કે અપથ્ય વસ્તુઓનું બનાવેલું ન હોય એવું અન્ન(ખોરાક) ખવડાવવુ (સ્નેહપાનને આગલે દિવસે, જેટલા દિવસ સ્નેહપાન કરવાનું હોય તેટલા દિવસો અને સ્નેહપાન જેટલા દિવસ કર્યું હોય તેટલા બીજા દિવસો સુધી સ્નેહપાન પૂરુ થયા પછીના પણ શ્લોકમાં કહ્યા પ્રમાણે ખવડાવવું )

**उष्णोदकोपचारी स्याद्ब्रह्मचारी क्षपाशयः ।**

**न वेगरोधी व्यायामक्रोधशोकहिमातपान् ॥२६॥**

**प्रवातयानयानाध्वभाष्यात्यासनसंस्थितीः ।**

**नीचात्युच्चोपधानाहःस्वप्नधूमरजांसि च ॥२७॥**
**यान्यहानि पिबेत्तानि तावन्त्यन्यान्यपि त्यजेत् ।**

સ્નેહપાન કરેલા માણસે ઊનું પાણી વાપરવું, બ્રહ્મચર્ય પાળવું, તેણે રાત્રે જ સૂવું (દિવસે સૂઈ રહેવું નહિ), વેગ અટકાવવા નહિ; કસરત, ક્રોધ, શોક, ટાઢ, તડકો, અતિ પવન, ઘોડે કે ગાડીએ બેસી મુસાફરી કરવી, પગે ચાલીને મુસાફરી કરવી, બહુ બોલવું, એક આસને બેસી રહેવું, નીચે ઓશીકે, અતિ ઊંચે ઓશીકે સૂઈ રહેવું, દિવસે ઊંઘવું, ધુમાડો લેવો, ઊડતી રજ ગળામાં કે નાકમાં જવા દેવી, એટલાં વાનાં જેટલા દિવસ સ્નેહપાન કર્યું હોય તેટલા દિવસો અને સ્નેહપાન પૂરું થયા પછી બીજા એટલા ને એટલા દિવસો સુધી તજવાં.

**सर्वकर्मस्वयं प्रायो व्याधिक्षीणेषु च क्रमः ॥२८॥**

શ્લોક ૨૫॥ થી ૨૭॥ સુધીમાં સ્નેહન માટે જે નિયમો પાળવાના કહ્યા છે, તે જ નિયમો સ્વેદન, વમન, વિરેચન વગેરેમાં તથા રોગથી દૂબળા પડી ગયેલાની બાબતમાં સામાન્ય રીતે પાળવા*

શમનસ્નેહ પછીનો વિધિ

**उपचारस्तु शमने कार्यः स्नेहे विरिक्तवत् ।**

શમનસ્નેહપાન પછીનો વિધિ વિરેચન વિધિ (સૂ. ૧૮/૨૭॥ થી ૨૯)માં કહેલા ઉપચાર જેવો કરવો.

સ્નેહપાનની મુદત

**त्र्यहमच्छं मृदौ कोष्ठे क्रूरे सप्तदिनं पिबेत् ॥२९॥**
**सम्यक्स्निग्धोऽथवा यावदतः सात्म्यी भवेत्परम् ।**

મૃદુ કોઠાવાળાને ત્રણ દિવસ અચ્છપેય સ્નેહ પાવો; (મધ્ય કોઠાવાળાને ચારપાંચ દિવસ પાવો;) ક્રૂર કોઠાવાળાને સાત દિવસ પાવો; પણ એ નિયમ સમજવો નહિ. નિયમ તો એવો છે કે જ્યાં સુધી બરાબર સ્નિગ્ધ થયાનાં લક્ષણ માલૂમ પડે ત્યાં સુધી સ્નેહ પાવો. સ્નિગ્ધ થયાનાં લક્ષણ જણાય ત્યાર પછી સ્નેહ પીવાથી સ્નેહ સાત્મ્ય થઈ જવાથી સ્નેહથી કરવાનું કામ થતું નથી અને સ્નેહ અત્યંત થઈ જવાથી રોગ પણ ઉત્પન્ન કરે છે. સાત દિવસ સ્નેહ પાયા પછી પણ સ્નેહનું લક્ષણ ન માલૂમ પડે તો એક દિવસનો અંતરાય વચમાં જવા દઈને ફરી સ્નેહ પાવો શરૂ કરવો એમ પણ ઘણાક સારા વૈદ્યોનો અભિપ્રાય છે.

બરાબર સ્નિગ્ધ, રૂક્ષ અને અતિસ્નિગ્ધનાં લક્ષણ

**वातानुलोम्यं दीप्तोऽग्निर्वर्चः स्निग्धमसंहतम् ॥३०॥**
**स्नेहोद्वेगः क्लमः सम्यक्स्निग्धे, रूक्षे विपर्ययः ।**
**अतिस्निग्धे तु पाण्डुत्वं घ्राणवक्त्रगुदस्रवाः ॥३१॥**

સારી રીતે (બરાબર) સ્નિગ્ધ થયા(સ્નેહપાન કરેલા)નાં લક્ષણ એવાં છે, કે વાયુ સ્વાભાવિક માર્ગે પ્રવર્તે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, ઝાડો સ્નિગ્ધ અને નરમ આવે, સ્નેહ ઉપર અભાવ આવે અને ગ્લાનિ થાય. (સ્નિગ્ધ ન હોય તે રૂક્ષ કહેવાય) રૂક્ષનાં લક્ષણ એથી ઊલટાં છે. એટલે વાયુ અવળી ગતિ કરે, જઠરાગ્નિ મંદ પડે, ઝાડો લૂખો અને કઠણ થાય તથા શરીર લૂખું અને કોરું પડી જાય. વધારે પડતા સ્નિગ્ધ થયેલા માણસનો રંગ ધોળો (ફિક્કો) થઈ જાય તથા નાક, મોં, અને ગુદામાંથી પીધેલા સ્નેહની ચીકાશ નીકળે.

નિયમો પાળ્યા વિના પીધેલા સ્નેહથી નુકસાન

**अमात्रयाऽहितोऽकाले मिथ्याहारविहारतः ।**
**स्नेहः करोति शोफार्शस्तन्द्रास्तम्भविसंज्ञताः ॥३२**
**कण्डूकुष्ठज्वरोत्क्लेशशूलानाहभ्रमादिकान् ।**

માપથી વધતો—ઓછો સ્નેહ પીવાથી, જે સ્નેહ જેને પીવાનો નિષેધ કર્યો છે તે સ્નેહ તેણે પીવાથી, કાળનો નિયમ છોડીને (ગ્રીષ્મ વગેરે નિષેધ કરેલી ઋતુમાં) સ્નેહ પીવાથી, દ્રવ, ઉષ્ણ, ઇત્યાદિ પૂર્વે કહેલા આહાર સિવાય બીજા આહાર સાથે અથવા જ્યાં આહાર સાથે પીવો ઘટે છે ત્યાં આહાર વિના જ સ્નેહ પીવાથી, ગરમ પાણી વાપરવું વગેરે પૂર્વે (શ્લોક ૨૫॥ થી ૨૭॥માં) કહેલા વિહાર પાળ્યા વિના સ્નેહ પીવાથી તે સ્નેહ સોજો, હરસ, તંદ્રા, સ્તંભ, મૂર્છા, ખરજ, કુષ્ઠ, તાવ, ઉત્ક્લેશ, શૂળ, આનાહ, ચક્કર વગેરે રોગ કરે છે.

અવિધિવત્ કરેલા સ્નેહપાનથી થયેલી પીડાની ચિકિત્સા

**क्षुत्तृष्णोल्लेखनस्वेदरूक्षपानान्नभेषजम् ॥३३॥**
**तक्रारिष्टखलोद्दालयवश्यामाककोद्रवम् ।**

* સંગ્રહ નામે ગ્રંથમાં વિશેષ મૂળ કહ્યું છે કે સ્નેહપાન કર્યા પછી ભારે વસ્ત્ર ઓઢીને જ્યાં પવન આવતો હોય તેવી જગાએ બિછાનામાં આરામ લેવો તથા તે પચે ત્યાં સુધી રાઘ જેવી. તરસ લાગે તો બહુ ગરમ નહિ કે બહુ ઠંડું નહિ એવું પાણી પીવું. જો માથું દુખે, ફેર આવે, બહુ થૂંક આવે, મૂર્છા થાય, દાહ થાય, અરુચિ થાય કે શરીરને થાક જેવું માલૂમ પડે તો તે સ્નેહ પચ્યું નથી એમ જાણવું. પણ એવું ન થતાં શરીર હલકું લાગે, વાયુની પ્રવૃત્તિ સ્વાભાવિક ગતિની થાય, શરીરને સ્વસ્થતા માલૂમ પડે, ભૂખ લાગે, તરસ પણ યોગ્ય રીતે લાગે, ઓડકાર શુદ્ધ આવે તો જાણવું કે તે સ્નેહ પચી ગયો છે.

पिप्पलीत्रिफलाक्षौद्रपथ्यागोमूत्रगुग्गुलु ॥३४॥
यथास्वं प्रतिरोगं च स्नेहव्यापदि साधनम् ।

અવિધિસર સ્નેહપાન કરવાથી જે ઉપદ્રવો થાય તેના ઔષધ —ભૂખ્યા રહેવુ, તરસ્યા રહેવુ, ઊલટીઓ કરવી, શેક કરવો, લૂખા ઔષધ, અન્ન અને પીણા ખાવા તથા પીવા, છાશ, અરિષ્ટ, ખલ, કોદરાના જેવા નાના અને ગોળ ચોખા જેમાથી નીકળે છે એવી ઉદ્દાલ નામે ડાંગર, જવ, સામો, કોદરા, પીપર, ત્રિફળા, મધ, હરડે, ગોમૂત્ર, ગૂગળ એ ઔષધોમાથી જે જે ઔષધ જે જે દોષમા લાગુ પડતુ હોય અને જે જે રોગને માટે જે જે ઔષધ યોગ્ય હોય તે તે આપવુ

વિરૂક્ષણનુ લક્ષણ

विरूक्षणे लङ्घनवत्कृतातिकृतलक्षणम् ॥ ३५ ॥

અતિ સ્નેહપાન કરાવ્યાથી (અતિ સ્નિગ્ધ કર્યાથી) વિકાર થાય છે તે મટાડવા વિરૂક્ષણ એટલે લૂખુ પાડવાની ક્રિયા કરવામા આવે છે એ વિરૂક્ષણ બરાબર થયુ છે કે અતિશય વિરૂક્ષણ થઈ ગયુ છે તેના લક્ષણ લંઘન જેવા છે એટલે બહુ દૂબળાપણુ વગર અતિલંઘનના અને ઇન્દ્રિયો નિર્મળ થવી વગર બરાબર લંઘનના લક્ષણ પાછવાડે (સૂ અ ૧૪મા) કહેલા છે તે પ્રમાણે અનુક્રમે અતિ વિરૂક્ષણના અને બરાબર વિરૂક્ષણના લક્ષણ જાણવા

સ્નેહન પછી સ્વેદન, વમન અને વિરેચન ક્યારે કરવુ ?

स्निग्धद्रवोष्णधन्वोत्थरसभुक् स्वेदमाचरेत् ।
स्निग्धस्त्र्यहं स्थित कुर्याद्विरेकं, वमन पुन ॥३६॥
एकाहं दिनमन्यच्च कफमुत्क्लेश्य तत्करैः ।

બરાબર સ્નેહન થાય ત્યારે માણસે સ્નિગ્ધ, પ્રવાહી અને ગરમ (ઉષ્ણવીર્ય અને ઊના) જાંગલ દેશના પ્રાણીઓના માંસરસ ખાવો અને સ્વેદન કરવુ (શેક કરવો) પછી જો વિરેચન (જુલાબ) લેવો હોય તો બરાબર સ્નેહન થયા પછી ઉપર કહેલો ખોરાક ખાઈને અને શેક કરીને ત્રણ દિવસ વિતાવવા અને પછી ચોથે દિવસે વિરેચન લેવુ પણ જો બરાબર સ્નેહન થયા પછી પાછુ વમન (ઊલટીની દવા) લેવુ હોય તો એક દિવસ જાંગલ દેશના પ્રાણીનો ઉપર કહ્યો છે તેવો માંસરસ ખાવો અને સ્વેદન કરવુ, બીજે દિવસે અડદ, દૂધ, માછલા, ગોળ વગેરે કફકારક ખોરાક ખાઈને કફનો ઉત્ક્લેશ કરવો અને ત્રીજે દિવસે વમનઔષધ લઈને ઊલટીઓ કરવી

માંસલ વગેરે માણસોને સ્નિગ્ધ કરવાની રીત

मांसला मेदुरा भूरिश्लेष्माणो विषमाग्नयः ॥३७॥
स्नेहोचिताश्च ये स्नेह्यास्तान् पूर्वं रूक्षयेत्ततः ।
संस्नेह्य शोधयेदेवं स्नेहव्यापन्न जायते ॥३८॥
अलं मलानीरयितुं स्नेहश्चासात्म्यतां गतः ।

જેમના દેહમા માંસનો ભાગ અતિશય હોય, જેમના દેહમા ચરબી અતિશય હોય, કફનો ભાગ અતિશય હોય, જેમનો અગ્નિ વિષમ હોય તથા જેમને સ્નેહ કોઠે પડી ગયો હોય તેમને સંશોધન માટે સ્નેહપાન કરાવવાની જરૂર હોય તો પ્રથમ તેમને રૂક્ષણ ઉપાયથી લૂખા પાડીને પછી સ્નેહન ઉપાયથી સ્નિગ્ધ કરીને એમનું સંશોધન કરવુ, કેમ કે એમ કરવાથી અતિ સ્નેહપાનથી જે વિકારો થાય છે તે થતા નથી, એટલુ જ નહિ, પણ તેથી સ્નેહ સાત્મ્ય ન થઈ જઈને વાયુ વગેરે મળને તથા ઝાડો વગેરે મળને પણ સારી રીતે પ્રેરી શકે છે અર્થાત્ મળની પ્રવૃત્તિ સારી રીતે થઈ શકે છે.

બાળક વગેરેને સ્નિગ્ધ કરવાના યોગ

बालवृद्धादिषु स्नेहपरिहारासहिष्णुषु ॥ ३९ ॥
योगानिमाननुद्वेगान् सद्यः स्नेहान् प्रयोजयेत् ।
प्राज्यमांसरसास्तेषु, पेया वा स्नेहभर्जिता ॥४०॥
तिलचूर्णश्च सस्नेहफाणितः, कृशरा तथा ।
क्षीरपेया घृताढ्योष्णा, दध्नो वा सगुडः सरः ॥४१॥
पेया च पञ्चप्रसृता स्नेहैस्तण्डुलपञ्चमैः ।
सप्तैते स्नेहनाः सद्य, स्नेहाश्च लवणोल्बणाः ॥४२

બાળક, વૃદ્ધ વગેરે જેઓ સ્નેહનો પરિહાર (પરેજ) સહન કરી શકે એવા નથી તે સુખથી કરી શકે એવા તથા તરત સ્નિગ્ધ કરે એવા આ સ્નેહનના યોગ તેમને માટે કરવા તેમને પુષ્કળ માંસના થોડા પાણીથી બનાવેલા માંસરસ, સ્નેહમા છમકારેલી પેયા, સ્નેહ અને ગોળ નાખેલુ તલનુ ચૂર્ણ, સ્નેહ અને ગોળ નાખેલી ખીચડી, દૂધથી બનાવેલી અને ઘી નાખેલી તથા ઊની ઊની એવી પેયા (પાતળી રાબડી), ગોળ સહિત દહીંની તર, વળી ઘી, તેલ, વસા, મજ્જા તથા ચોખા, એ પાંચે વાના દરેક આઠ આઠ તોલા લઈને તેની પેયા કરવી, એ સર્વે યોગ તત્કાળ સ્નેહનો ગુણ કરે એવા તથા સ્નેહનો પરિહાર ન કરવો પડે એવા છે એમ એ સાતે સ્નેહ બાળક, વૃદ્ધ વગેરને ઉપયોગી જાણવા, તેમ જ આગળ પડતુ લવણ નાખેલા ઘી વગેરે સ્નેહ પણ તત્કાળ સ્નેહનો ગુણ આપે એવા છે

લવણ સાથે કાચા સ્નેહ પણ તત્કાળ ગુણ
કરે છે તેનું કારણ

तद्ध्यभिष्यन्द्यरूक्षं च सूक्ष्ममुष्णं व्यवायि च ।

પૂર્વે કહ્યુ કે લવણયુક્ત સ્નેહ પણ તત્કાળ સ્નેહનો

ગુણ આપે છે, તેનું કારણ એ છે કે લવણ અભિષ્યંદી છે, લૂખું નથી તથા સૂક્ષ્મ, ઉષ્ણ અને વ્યવાયી છે

કુષ્ઠ વગેરેમાં સ્નેહન માટે શું ન વાપરવું?

गुडानूपामिषक्षीरतिलमाषसुरादधि ॥४३॥
कुष्ठशोफप्रमेहेषु स्नेहार्थे न प्रकल्पयेत् ।

કુષ્ઠ, સોજા પ્રમેહ એ રોગમા સ્નેહનો ઉપયોગ કરવાની જરૂર હોય તો તેમા ગોળ, અનૂપદેશના પ્રાણી ઓનું માસ, દૂધ, તલ, અડદ, સુરા અને દહીં એ પદાર્થોનો સ્નેહન માટે ઉપયોગ કરવો નહિ

કુષ્ઠ વગેરેમાં શી રીતે સ્નેહન કરવું?

त्रिफलापिप्पलीपथ्यागुग्गुल्वादिविपाचितान ॥४४
स्नेहान यथास्वमेतेषां योजयेदविकारिणः ।

ઉપર કહેલા કુષ્ઠ, સોજો અને પ્રમેહ એ રોગવાળાને જેને જેમ ઘટે તેમ ત્રિફળા, પીપર, હરડે, ગૂગળ, વગેરેથી પકવ કરેલા અને વિકાર ન કરે એવા સ્નેહ આપવા.

ક્ષીણ થયેલાને કેવા સ્નેહ આપવા?

क्षीणानां त्वामयैरग्निदेहसन्धुक्षणक्षमान् ॥४५॥

રોગ વડે દૂબળા થયેલાઓને એવા સ્નેહ આપવા કે જે જઠરાગ્નિને પ્રબળ કરે તેમ શરીરની પુષ્ટિ પણ કરે

સ્નેહનો ઉપયોગ કરવાનું ફળ

दीप्तान्तराग्निः परिशुद्धकोष्ठः
प्रत्यग्रधातुर्बलवर्णयुक्तः ।
दृढेन्द्रियो मन्दजरः शतायुः
स्नेहोपसेवी पुरुषः प्रदिष्टः॥४६॥

જે માણસ વારવાર સ્નેહનું સેવન કરે છે (એટલે પીવામા, અભ્યગમા, માથે ચોપડવામા, નેત્રના તર્પણમા અને કાનમા મૂકવામા વગેરેમા વારવાર સ્નેહનો ઉપયોગ કરે છે) તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, કોઠો શુદ્ધ થાય છે, ધાતુ નવી નવી બને છે, તે બળ અને કાંતિથી યુક્ત થાય છે, તેની ઇંદ્રિયો દૃઢ થાય છે, તેને ઘડપણ મોડુ આવે છે અને તેનું સો વર્ષનું આયુષ્ય થાય છે.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने स्नेहविधिर्नाम
षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો : સ્વેદવિધિ

अथातः स्वेदविधिमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

દોષનું શોધન કરવાના પ્રસગમા પ્રથમ સ્નેહનો ઉપયોગ કરવાનું કહ્યુ દેહને સ્નિગ્ધ કર્યા પછી દોષોને ઓગાળીને કોઠામા લાવવા માટે (શ્લો ૨૯॥) શેક કરવાની જરૂર પડે છે, માટે હવે સ્વેદવિધિનો અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

સ્વેદ(શેક)ના ચાર પ્રકાર

स्वेदस्तापोपनाहोष्मद्रवभेदाच्चतुर्विधः ।

તાપ, ઉપનાહ, ઉષ્મ અને દ્રવ એવા ભેદથી ચાર પ્રકારનો સ્વેદ છે (એના લક્ષણ અનુક્રમે કહેવાશે)

તાપરૂપ (કોરા) સ્વેદનું લક્ષણ

तापोऽग्नितप्तवसनफालहस्ततलादिभिः ॥ १ ॥

દેવતા ઉપર તપાવેલા વસ્ત્રથી, અગ્નિથી તપાવી ને લોઢાથી, અગ્નિ ઉપર તપાવેલી હથેલીથી વગેરે રીતે શેક કરીને પરસેવો કાઢવો તેને તાપસ્વેદ કહે છે (લાકડુ, રેતી, ઘડા, ધાતુના વાસણ વગેરેને અગ્નિથી ગરમ કરીને તે વડે શેકવાને તથા દેવતાથી સીધા તાપવાને પણ તાપસ્વેદન કહે છે)

ઉપનાહસ્વેદ(પોટીસ)નું લક્ષણ

उपनाहो वचाकिण्वशताह्वादेवदारुभिः ।
धान्यैः समस्तैर्गन्धैश्च रास्नैरण्डजटामिषैः ॥ २ ॥
उद्रिक्तलवणैः स्नेहचुक्रतक्रपयःप्लुतैः ।
केवले पवने, श्लेष्मसंसृष्टे सुरसादिभिः ॥ ३ ॥
पित्तेन पद्मकाद्यैस्तु साल्वणाख्यैः पुनः पुनः ।

બંધારણ (પોટીસ) બાંધીને પરસેવો કાઢવો તેને ઉપનાહસ્વેદ કહે છે જો શુદ્ધ વાયુનો રોગ હોય તો બંધારણમાં વજ, કિણ્વ, સુવા, દેવદાર, તલ, જવ, અડદ વગેરે ઉષ્ણવીર્ય અને સ્નિગ્ધ ધાન્ય, ઉપલેટ, અગર, તગર, તુલસી વગેરે બધી જાતના ગંધદ્રવ્ય, રાસ્ના, દીવેલાના મૂળ, માસ—એ દ્રવ્યોમા લવણ આગળ પડતું મેળવીને તથા સ્નેહ, સરકો, છાશ અને દૂધમા તે દ્રવ્યોને ભીંજવીને લેવા, મતલબ કે એ દ્રવ્યોમા આગળ પડતું મીઠું નાખીને તથા સ્નેહ વગેરેમાં પલાળીને પછી તેનું બંધારણ બાંધવું જો વાયુમા કફ મળેલો હોય તો સૂ ૧૫/૩૦માં કહેલા સુરસાદિ ગણનું પોટીસ બાંધવું પિત્ત જો વાયુમાં મળેલું હોય તો પદ્મકાદિ ગણનું બંધારણ બાંધવુ. (પિત્ત વાયુમાં મળેલું હોય

એટલે અધિક પિત્ત કે સમાન પિત્ત ન જાણવું પણ થોડું પિત્ત વાયુમાં મળેલું હોય ત્યારે, એમ જાણવું આ ત્રણ પ્રકારના બંધારણ માત્ર વાયુના આધિક્યના બતાવ્યા છે તથા તે વિશેષે કરીને ગ્રીષ્મઋતુમાં કરવાનો વિધિ છે એમ જાણવું, કારણ કે ઉષ્ણઋતુમાં પરસેવો સ્વાભાવિક થાય છે જ માટે બહુ સ્વેદ (પરસેવો) કાઢવાના પ્રયોગ કરવા ગ્રીષ્મમાં માફક નથી, એટલું જ નહિ, પણ ઠંડા ઉપાય યોજવાની તે ઋતુમાં જરૂર પડે છે માટે જો ઉપનાહસ્વેદથી પરસેવા કાઢવાની જરૂર પડે તો ઉપર બતાવેલા ત્રણ પ્રકારના સ્વેદોપચારથી પરસેવા કાઢવો એમ 'સાલ્વાદ' સ્વેદ કહે છે ) સર્વ સ્વેદથી જ્યાં સુધી સ્વેદન કાર્ય યથાયોગ્ય થાય ત્યાં સુધી ફરીફરીને પરસેવા કાઢવા (નાવાસ સ્વેદમાં તકના ઉપયોગ અતિશય કરવો એમ પણ કહ્યું છે )

પાટીસ બાંધવાના વસ્ત્ર વગેરે

स्निग्धोष्णवीर्यैर्मृदुभिश्चर्मपट्टैरपूतिभिः ॥ ४ ॥
अलाभे वातजित्पत्रकौशेयाविकशाटकैः ।
यद्ध रात्रौ दिवा मुञ्चेन्मुञ्चेद्रात्रौ दिवाकृतम् ॥

બંધાનાહ (પોટીસ) બાંધવાને પાટા તરીકે સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, મૃદુ તથા દુર્ગંધ વિનાના ચામડાના પાટા વાપરવા તે ન મળે તો એરંડાના પાંદડાં જેવા વાયુને મટાડે એવા પાંદડાં, રેશમી વસ્ત્ર, કામળી કે શાટક (સાડીના કકડા) વડે બંધારણ બાંધવું જો બંધારણ રાત્રે બાંધ્યું હોય તો તે દિવસે છોડવું, અને જો દિવસે બાંધ્યું હોય તો રાત્રે છોડવું

ઉષ્માસ્વેદ

ऊष्मा तूत्कारिकालोष्टकपालोपलपांसुभिः ।
पत्रभङ्गेन धान्येन करीषसिकतातुषैः ॥ ६ ॥
अनेकोपायसन्तप्तैः प्रयोज्यो देशकालतः ।

બાફ આપીને પરસેવા કાઢવા તેને ઉષ્માસ્વેદ કહે છે તે ઉત્કારિકા માટીનું ઢેફું, ઘડાની ઠીબ અથવા કાચના પથરા ધૂળ, પાંદડાના કકડા, ધાન્ય, છાણના છાણાં, રેતી, છોડાં વગેરે અનેક ઉપાયથી તપાવીને દેશ કાળ, દોષ, દૂષ્ય વગેરેના વિચાર કરીને પરસેવા કાઢવામાં વાપરવા, જવ, અડદ, ચોખા, અળશી, મસુરી ની શીંગ વગેરેનો લોટ પાણીમાં બાફીને લાપસી જેવો કરીને તે વડે પરસેવો કાઢવામાં આવે છે તેને (લાપસી જેવા પદાર્થને) ઉત્કારિકા કહે છે તે ઉત્કારિકાની વરાળ લેવી માટીના ગોળા વગેરે પથ્થર ચાલચોળ કરીને દોષ વગેરેનો વિચાર કરીને પાણીમાં, ખાટા ધાન્યામ્લમાં કે શુક્ત વગેરેમાં નાખીને તેની વરાળ લેવી એવી વરાળ ખાટલામાં સૂઈ જઈને લેવી ગાય વગેરેના છાણનો ગોળો કરીને તેને ગરમ કરીને શેક કરવો તેને પિંડસ્વેદ કહે છે ખાટલામાં બાફેલા પાંદડા અથવા ખટાશયુક્ત જવ વગેરે ધાન્ય બાફીને તે પાથરી તે ઉપર કામળી કે ઊનનું વસ્ત્ર અથવા રેશમી વસ્ત્ર, અથવા દીવેલા વગેરેના વાયુહારક પાંદડા પાથરીને તે ઉપર સૂઈ જવું તથા શરીર ઉપર તેવું જ કાંઈ ગરમ કપડું ઓઢવું, એ રીતે સ્વેદ કાઢવો તેને સસ્તરસ્વેદ કહે છે અથવા બાફ લેવાના પદાર્થો એક માટીના વાસણમાં ઉકાળીને તેની પાસે જાડું કપડું ઓઢીને બેસવું તથા વરાળ લેવી એ પણ સસ્તરસ્વેદ કહેવાય છે એ રીતે અનેક ઉપાયથી દ્રવ્યોને તપાવીને બાફ લેવા તે ઉષ્માસ્વેદ કહેવાય છે

દ્રવસ્વેદનું લક્ષણ (પરિષેક સ્વેદ)

शिग्रुवारणकैरण्डकरञ्जसुरसार्जकात् ॥ ७ ॥
शिरीषवासावंशार्कमालतीदीर्घवृन्ततः ।
पत्रभङ्गैर्वचाद्यैश्च मांसैश्चानूपवारिजैः ॥ ८ ॥
दशमूलेन च पृथक् सहितैर्वा यथामलम् ।
स्नेहवद्भिः सुराशुक्तवारिक्षीरादिसाधितैः ॥ ९ ॥
कुम्भीर्गलन्तीर्नाडीर्वा पूरयित्वा रुजार्दितम् ।
वाससाऽऽच्छादितं गात्रं स्निग्धं सिञ्चेद्यथा सुखम् ॥ १० ॥

ઊના પાણી વગેરેથી શેકવું તેને દ્રવસ્વેદ કહે છે, એની રીત આ છે સરગવા, વીરણવાળો, એરંડો, કરંજ, તુલસી, નાગરૂખી, નરગડ, અરડૂસી, વાસ, આકડો, ચમેલી અરડૂસો, એ સર્વના પાંદડાં, વચાદિ ગણ (સૂ. ૧૫/૩૪૧), પાણીમાં જન્મેલા અને અનૂપ દેશના પ્રાણીનું માંસ તથા દશમૂળ એ સર્વે જુદાંજુદાં અથવા દોષ વગેરેના હિસાબે તેમાંના બેત્રણ કે બધાય એકઠા લેવા તથા તેમને દોષના હિસાબે વગેરે ઘી, સ્નેહ, સુરા, સરકો પાણી દૂધ વગેરેથી સિદ્ધ કરવા પછી તે દદૂડી પડે એવા કાણાવાળા તપેલામાં કે નળીમાં ભરીને રોગીના અંગના જે ભાગ ઉપર પીડા થતી હોય તે ઉપર કપડું ઢાંકીને જેમ તેને સુખ થાય તેમ અથવા દોષની પીડાને ઘટિત હોય તેમ ધાર કરવી. આને પરિષેક નામનો દ્રવસ્વેદ કહે છે

અવગાહસ્વેદ

तैरेव वा द्रवैः पूर्णे कुण्डे सर्वाङ्गगेऽनिले ।
अवगाह्यातुरस्तिष्ठेदर्शःकृच्छ्रादिरुक्षु च ॥ ११ ॥

અથવા પૂર્વે પરસેવો કાઢવાના (શેક કરવાનાં) દ્રવ્યો કહ્યાં છે તે એક કુંડમાં કે મોટા વાસણમાં ભરીને, જે માણસને સર્વાંગ વાયુનો રોગ થયો હોય તેણે તેમાં

ગળા સુધી ડૂબીને બેસવુ હરસ, મૂત્રકૃચ્છ્ર, (પથરી, આનાહ, હાથપગમા પીડા) વગેરેની પીડામા પણ એ જ રીતે શેક કરવો

આ કુંડસ્વેદ ઉપરથી બીજા કૂપસ્વેદ વગેરે પણ સ્વેદ કાઢવાના પ્રકાર છે એમ જાણવુ ખાટલા નીચે ખાડો કરીને તેમા વાયુનાશક કાષ્ઠનો કે છાણાનો દેવતા કરી ધુમાડો નાશ પામે ત્યારે તે ઉપરના ખાટલામા રોગીને સુવાડીને પરસેવો કાઢવો તેને 'કૂપસ્વેદ' કહે છે એવા જ બીજા 'કુટિસ્વેદ' વગેરે પણ સ્વેદ કાઢવાના પ્રકાર છે, તે બીજા ગ્રંથોમા કહેલા છે

પરસેવો કાઢવા માટે પરેજ

**निवातेऽन्तर्बहिः स्निग्धो जीर्णान्नः स्वेदमाचरेत् ॥**

પવન વિનાની જગાએ, ખાધુપીધુ પચી ગયું હોય તેવા માણસે પરસેવો કાઢવાની ક્રિયા કરવી તથા પરસેવો કાઢતા પહેલા સ્નેહપાન કરીને અંદરથી તથા અભ્યંગ વગેરે ચોળીને બહારથી (ઉપરથી) સ્નિગ્ધ થવું જેને ગયા દિવસનુ ખાધેલુ પચેલુ ન હોય તેણે તે પચ્યા વિના પરસેવો કાઢવો નહિ આમાજીર્ણ વગેરે રોગવાળા માણસે પરસેવો ન જ કાઢવો

શેક પુષ્કળ, સાધારણ કે થોડો ક્યારે કરવો?

**व्याधिव्याधितदेशर्तुवशान्मध्यवरावरम् ॥ १२ ॥**

રોગ, દરદી, દેશ, કાળ વગેરેનો વિચાર કરીને મધ્યમ, ઉત્તમ કે હીન એ ત્રણમાથી એક માપથી શેક કરવો

ક્યા દોષમાં કેવો શેક કરવો?

**कफार्तो रूक्षणं रूक्षो, रूक्षस्निग्धं कफानिले ।**

કફથી પીડાતા દરદીએ અંદરથી કે બહારથી શરીરનુ સ્નેહન કર્યા વિના રૂક્ષ (લુખા) રહીને લુખો શેક કરવો (સ્નેહ વિનાના લુખા દ્રવ્યોથી શેક કરવો) જો કફ અને વાયુ ભેગા કોપ્યા હોય તો દરદીએ અંદરથી ને બહારથી શરીરનું સ્નેહન કર્યા વિના રૂક્ષ (લુખા) રહીને સ્નિગ્ધ શેક કરવો (સ્નેહવાળાં દ્રવ્યોથી શેક કરવો)

દોષ ક્યા સ્થાનમા છે તે ઉપરથી શેકની જાતનો નિર્ણય

**आमाशयगते वायौ कफे पक्वाशयाश्रिते ॥ १३ ॥**
**रूक्षपूर्वं तथा स्नेहपूर्वं स्थानानुरोधतः ।**

પક્વાશય વાયુનુ સ્થાન છે ને આમાશય કફનુ સ્થાન છે હવે વાયુ પોતાનું સ્થાન છોડીને આમાશયમા ગયો હોય તો પ્રથમ રૂક્ષ (લુખો) શેક કરીને પછી સ્નિગ્ધ શેક કરવો, કેમ કે તે સ્થાનના કફનો પ્રતિકાર રૂક્ષ શેકથી કરીને પછી વાયુનો પ્રતિકાર સ્નિગ્ધ શેકથી કરવો યોગ્ય છે પૂર્વ સૂ ૧૩/૧૯ા થી ૨૦ા મા કહ્યું છે કે જે દોષનુ જે સ્થાન હોય તેનો પ્રતિકાર પ્રથમ કરીને પછી આગતુ દોષને શમાવવો આ જગાએ વાયુ આગતુ દોષ છે માટે તેનો પ્રતિકાર પછી કરવો યોગ્ય છે એ જ પ્રમાણે પક્વાશયમા કફ આગતુ અને વાયુ તે સ્થાનવાળો છે માટે પ્રથમ સ્નિગ્ધ શેકથી વાયુનો પ્રતિકાર કરીને પછી રૂક્ષ શેકથી કફનો પ્રતિકાર કરવો એ રીતે સ્થાન અનુસાર શેકની પૂર્વાપર યોજના કરવી

ક્યાં અંગો ઉપર શેક થોડો કરવો?

**अल्पं वङ्क्षणयोः, स्वल्पं दृङ्मुष्कहृदये न वा ।१४॥**

સાથળના સાંધા ઉપર થોડો શેક કરવો, આંખ, અંડ અને હૃદય, એ જગાએ તો બહુ જ થોડો શેક કરવો અથવા એ ત્રણ જગાએ તો શેક ન જ કરવો.

બરાબર શેક થયાનાં લક્ષણ પછી શુ કરવુ?

**शीतशूलक्षये स्विन्नो जातेऽङ्गानां च मार्दवे ।**
**स्याच्छनैर्मृदितः स्नातस्ततः स्नेहविधिं भजेत् ॥१५॥**

જેને શેક કરવા માંડયો હોય તે માણસનાં ઠંડક અને શૂળ શાંત પડે (મટી જાય) અને શરીરના હાથ, પગ, વગેરે અંગ મૃદુ થાય, ત્યારે તેને બરાબર શેક થયો છે એમ જાણવુ પછી તે માણસે ધીમેધીમે શરીરની ચંપી કરીને ઊના પાણીથી નાહવું અને પછી સ્નેહ વિધિમા (સૂ ૧૬/૨૫ા થી ૨૭ા મા) કહ્યા પ્રમાણે આહારવિહાર રાખવા

વધારે પડતા શેકથી થતી હાનિ તથા તેના ઉપાય

**पित्तास्रकोपतृण्मूर्च्छास्वराङ्गसदनभ्रमाः ।**
**सन्धिपीडा ज्वरः श्यावरक्तमण्डलदर्शनम् ॥ १६ ॥**
**स्वेदातियोगाच्छर्दिश्च, तत्र स्तम्भनमौषधम् ।**
**विषक्षाराग्न्यतीसारच्छर्दिमोहातुरेषु च ॥ १७ ॥**

વધારે પડતો શેક કરવાથી લોહીનો અને પિત્તનો પ્રકોપ થાય છે, તરસ, મૂર્છા, અવાજ બેસી જાય, અંગ સજ્જડ થઈ જાય, ચક્કર, સાંધાઓમાં પીડા, તાવ, કાળા તથા રાતા મંડળ (ચકામા) શરીર ઉપર દેખાય અને ઊલટી એવા ઉપદ્રવ થાય છે એવે પ્રસંગે સ્તંભન ઓષધ કરવુ વળી વિષ ક્ષારકર્મ, અગ્નિ, અતિસાર, ઊલટી અને મૂર્છા એટલાથી પિડાયેલાને પણ સ્તંભન ઔષધ કરવું

**स्वेदनं गुरु तीक्ष्णोष्णं प्रायः स्तम्भनमन्यथा ।**
**द्रवस्थिरसरस्निग्धरूक्षसूक्ष्मं च भेषजम् ।१८॥**
**स्वेदनं स्तम्भनं श्लक्ष्णं रूक्षसूक्ष्मसरद्रवम् ।**
**प्रायस्तिक्तं कषायं च मधुरं च समासतः ॥ १९ ॥**

જે ઔષધ ભારે, તીક્ષ્ણ અને ગરમ હોય તે સામાન્ય રીતે સ્વેદન ઔષધ જાણવું, અને જે એથી વિપરીત એટલે હલકુ, મદ અને ઠડુ હોય તેને સ્તભન જાણવું

જે ઔષધ પ્રવાહી, સ્થિર, સર, સ્નિગ્ધ, રૂક્ષ અને સૂક્ષ્મ હોય તેને સ્વેદન ઔષધ જાણવું સ્તભન ઔષધ શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, સર અને પ્રવાહી હોય છે

ઘણુખરું જે ઔષધ કડવુ, તૂરુ અને મધુર રસવાળુ હોય તેને ટકામા સ્તભન ઔષધ કહેવુ

### બરાબર સ્તંભન થયાનાં લક્ષણ

**स्तम्भितः स्याद्बले लब्धे यथोक्तामयसङ्क्षयात् ।**

જ્યારે સ્તભન ઔષધના યોગથી માણસમા બળ આવે તથા તે ઔષધથી જે રોગનો નાશ કરવાનો હોય તે રોગ નાશ પામે ત્યારે તે માણસને સ્તભન ઔષધનો ગુણ લાગ્યો એમ જાણવુ

### અતિ સ્તભિતનુ લક્ષણ

**स्तम्भत्वक्स्नायुसङ्कोचकम्पहृद्वाग्घनुग्रहैः ॥ २० ॥**
**पादौष्ठत्वक्करैः श्यावैरतिस्तम्भितमादिशेत् ।**

શરીરનો સ્તભ, ચામડી તથા સ્નાયુઓનો સકોચ, શરીરનો કપ, હૃદય, વાણી અને હડપચીનુ રહી જવુ, પગ, હોઠ, ચામડી અને હાથનું કાળા પડી જવુ, એ લક્ષણોથી જાણવુ કે વધારે પડતુ સ્તભન કરવામા આવ્યુ છે

### શેક ન કરવા જેવા રોગી

**न स्वेदयेदतिस्थूलरूक्षदुर्बलमूर्च्छितान् ॥ २१ ॥**
**स्तम्भनीयक्षतक्षीणक्षाममद्यविकारिणः ।**
**तिमिरोदरवीसर्पकुष्ठशोषाढ्यरोगिणः ॥ २२ ॥**
**पीतदुग्धदधिस्नेहमधून् कृतविरेचनान् ।**
**भ्रष्टदग्धगुदग्लानिक्रोधशोकभयार्दितान् ॥ २३ ॥**
**क्षुत्तृष्णाकामलापाण्डुमेहिनः पित्तपीडितान् ।**
**गर्भिणीं पुष्पितां सूतां मृदु चात्ययिके गदे ॥ २४**

બહુ જાડા માણસને શેક કરવો નહિ, કેમ કે અતિ સ્થૂલ માણસનો પરસેવો કાઢતા તેનો મેદ ઓગળે છે અને તેથી શરીરમા ઊથલપાથલ થાય છે રૂક્ષ માણસને શેક કરવાથી તે દૂબળો પડી જાય છે, માટે તેનો પણ પરસેવો કાઢવો નહિ એ જ રીતે નબળા, મૂર્છારોગવાળા, જેને સ્તભન કરવાની જરૂર છે તે, ક્ષતકાસવાળા, શરીરે સુકાઈ ગયેલા, મદ્યવિકારથી રોગી થયેલા, તિમિર રોગવાળા, ઉદરરોગવાળા, વિસર્પરોગવાળા, કુષ્ઠરોગવાળા, શોષરોગવાળા, પતના રોગવાળા, જેણે દૂધ, દહીં, સ્નેહ કે મધ પીધું હોય એવા, જેણે રેચ લીધો હોય એવા, ગુદા (આમણ) બહાર નીકળી હોય એવા, જેની ગુદા દાઝી હોય એવા, જેને ગ્લાનિ, ક્રોધ, શોક કે ભય થયો હોય તે, ભૂખ, તરસ, કમળો, પાંડુ, પ્રમેહ અને પિત્તથી પીડાયેલા, ગર્ભવતી, ઋતુ પ્રાપ્ત થયેલી (અભડાયેલી) અને જેને પ્રસવ થયો હોય એવી (સુવાવડી) સ્ત્રી—એ સર્વને શેક કરવો નહિ, કેમ કે શેક કરવાથી તેમને બીજા રોગ થાય છે (ભૂખ્યા માણસને શેક કરવાથી દેહને અત્યત ગ્લાનિ થાય છે, કમળો અને પાડુરોગ વાળાને શેક કરવાથી પિત્તની વૃદ્ધિ થઈને રોગ વધે છે, પિત્ત જેમા પ્રધાન છે એવા રોગવાળાને શેક કરવાથી રોગની વૃદ્ધિ થાય છે; ગર્ભવતીને શેક કરવાથી ગર્ભને નુકસાન થાય છે, રજસ્વલાને શેક કરવાથી પુષ્કળ આર્તવ આવવા માડે છે, સુવાવડીને શેક કરવાથી શરીર દૂબળુ થાય છે, એ જ પ્રમાણે બીજા રોગોમા પણ જાણી લેવુ ) જો એમાંના ('બહુ જાડા'થી 'સુવાવડી' સુધીમાના) કોઈને વિષૂચિકા (કૉલેરા) વગેરે અતિ ભયકર રોગ થયો હોય તો બહુ હલકો શેક કરવો.

### કયા રોગીને શેક કરવો?

**श्वासकासप्रतिश्यायहिध्माध्मानविबन्धिषु ।**
**स्वरभेदानिलव्याधिश्लेष्मामस्तम्भगौरवे ॥ २५ ॥**
**अङ्गमर्दकटीपार्श्वपृष्ठकुक्षिहनुग्रहे ।**
**महत्त्वे मुष्कयोः खल्यामायामे वातकण्टके ॥ २६ ॥**
**मूत्रकृच्छ्रार्बुदग्रन्थिशुक्राघाताढ्यमारुते ।**
**स्वेदं यथायथं कुर्यात्तदौषधविभागतः ॥ २७ ॥**

દમ, ઉધરસ, સળેખમ, હેડકી, આધ્માન, વિબધ, સ્વરભેદ, વાયુના રોગ, કફ, આમ, સ્તભ, ભારેપણુ, શરીરમા ચૂંથારા, કમ્મર, પડખા, કૂખ અને હડપચી રહી ગઈ હોય, વધરાવળ, ખલ્લી નામે વાતરોગ, આયામ નામે વાતરોગ, વાતકટક નામે વાયુનો રોગ, મૂત્રકૃચ્છ્ર, અર્બુદ, રસોળી, શુક્રાઘાત, ઊરુસ્તભ—એ સર્વ રોગમા તે તે રોગને યોગ્ય ઔષધના વિભાગ કરીને, કોઈ જગાએ તાપસ્વેદ, કોઈ જગાએ ઉપનાહસ્વેદ, કોઈ જગાએ ઉષ્માસ્વેદ અને કોઈ જગાએ દ્રવસ્વેદ, એમ જ્યા જે યોગ્ય હોય તે જાતનો શેક કરવો

### અગ્નિવિનાનો શેક ક્યાં હિતકાર છે?

**स्वेदो हितस्त्वनाग्नेयो वाते मेदःकफावृते ।**

ચરબી અને કફથી વાયુ વીંટાયેલો (રોકાયેલો) હોય ત્યા અનાગ્નેય એટલે અગ્નિવિનાનો શેક હિતકર છે

અગ્નિવિનાના શેકના પ્રકાર

**निवातं गृहमायासो गुरुप्रावरणं भयम् ॥२८॥**
**उपनाहाहवक्रोधा भूरिपानं क्षुधाऽऽतप. ॥२८३॥**

જ્યાં બિલકુલ વાયુ (પવન) ન આવતો હોય એવું ઘર, શ્રમ, ભારે (ગોદડું વગેરે) ઓઢવું, ભય, સ્નિગ્ધ, ગરમ અને પોચા ચામડાનો પાટો બાંધવારૂપી ઉપનાહસ્વેદ, યુદ્ધ, ક્રોધ, અતિશય મદ્યપાન, ભૂખ અને તડકો એ સર્વે અગ્નિવિનાના શેક છે (જેમાં અગ્નિનો ઉપયોગ કોઈ પ્રકારે ન થતો હોય એ રીતે વજ વગેરેને ગરમ કર્યા વિના એમનું બંધારણ બાંધવું તે પણ અગ્નિવિનાનો ઉપનાહસ્વેદ છે)

સ્વેદનું મુખ્ય કર્મ

**स्नेहक्लिन्नाः कोष्ठगा धातुगा वा**
**स्रोतोलीना ये च शाखास्थिसंस्था. ।**
**दोषाः स्वेदैस्ते द्रवीकृत्य कोष्ठं**
**नीताः सम्यक् शुद्धिभिर्निर्ह्रियन्ते ॥२९३॥**

જે દોષ કોઠામાં રહેલા હોય અથવા ધાતુઓમાં રહેલા હોય અથવા સ્રોતોમાં રહેલા હોય અથવા હાથ પગરૂપી શાખાના હાડકામાં રહેલા હોય તે દોષને સ્નેહ વડે નરમ કરીને અને શેક વડે પ્રવાહી બનાવીને કોઠામાં લાવી શકાય છે, તથા ત્યાં લાવ્યા પછી વમનવિરેચન રૂપ શુદ્ધિથી તેમને શરીરમાંથી સારી રીતે બહાર કાઢી શકાય છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने स्वेदविधिर्नाम
सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# અધ્યાય ૧૮ મો:–વમનવિરેચનવિધિ

**अथातो वमनविरेचनविधिमध्यायं**
**व्याख्यास्यामः ।**

**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

(ગયા અધ્યાયના છેલ્લા શ્લોકમાં કહ્યું છે કે વમનવિરેચનરૂપ શુદ્ધિથી દોષને બહાર કાઢી નાખી શકાય છે, ત્યારે વમન અને વિરેચનનો વિધિ કેવો છે તે જણાવવાના હેતુથી આ અધ્યાયનો આરંભ કરી ગ્રંથકાર કહે છે કે) હવે વમન અને વિરેચનનો વિધિ જેમાં કહેલો છે એવો અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ આ પ્રમાણે કહી ગયા છે.

(વમન=ઊલટીઓ કરાવવી. વિરેચન પ્રમાણે જુલાબ કરાવવા.)

વમન અને વિરેચન ક્યારે આપવું?

**कफे विदध्याद्वमनं संयोगे वा कफोल्बणे ।**
**तद्वद्विरेचनं पित्त**

કફના રોગમાં અને જેમાં કફ વિશેષ હોય એવા વાતકફ, પિત્તકફ, અથવા વાતપિત્તકફમાં વમન આપવું, તેમ જ પિત્તના રોગમાં વિરેચન આપવું તથા જેમાં પિત્ત વિશેષ હોય એવા ભાગો દોષમાં એટલે વાતપિત્ત, કફપિત્ત કે વાતકફપિત્તમાં પણ વિરેચન આપવું

વમન કરાવવા જેવા રોગી

**विशेषेण तु वामयेत् ॥ १ ॥**
**नवज्वरातिसाराधःपित्तासृग्राजयक्ष्मिणः ।**
**कुष्ठमेहापचीग्रन्थिश्लीपदोन्मादकासिनः ॥ २ ॥**
**श्वासहृल्लासवीसर्पस्तन्यदोषोर्ध्वरोगिणः ।**

નવો તાવ જેને આવ્યો હોય, અતિસારનો રોગ જેને થયો હોય, જેને અધોગામી રક્તપિત્ત થયું હોય, જેને ક્ષયરોગ થયો હોય, જેને કુષ્ઠ, પ્રમેહ, અપચી, રસોળી, હાથીપગું, ગાંડપણ, ઉધરસ, દમ, હેડકી, રતવા એ રોગ થયા હોય, જેનું ધાવણ બગડયું હોય, અને જેને ગળાની હાંસડીથી ઉપરના ભાગમાંનો કોઈ રોગ હોય તેને તો ખાસ ઊલટીઓ કરાવવી, (તાવના પૂર્વરૂપમાં ઊલટીઓ કરાવવી, તાવ આવ્યા પછી નહિ)

વમન ન કરાવવા જેવા રોગી

**अवाम्या गर्भिणी रूक्षः क्षुधितो नित्यदुःखितः ॥३**
**बालवृद्धकृशस्थूलहृद्रोगिक्षतदुर्बलाः ।**
**प्रसक्तवमथुप्लीहातिमिरक्रिमिकोष्ठिन ॥ ४ ॥**
**ऊर्ध्वप्रवृत्तवाय्वस्रदत्तबस्तिहतस्वराः ।**
**मूत्राघात्युदरी गुल्मी दुर्वमोऽत्यग्निरर्शसः ॥५॥**
**उदावर्तभ्रमाष्ठीलापार्श्वरुग्वातरोगिणः ।**
**ऋते विषगराजीर्णविरुद्धाभ्यवहारत. ॥ ६ ॥**

ગર્ભવતી સ્ત્રી, રૂક્ષ (લૂખો પડેલો) મનુષ્ય, ભૂખ્યો, નિત્ય દુ:ખી, બાળક, વૃદ્ધ, દૂબળો, સ્થૂલ, હૃદયના રોગવાળો, ક્ષત (ચાંદુ, ઘા વગેરે) જેને હોય એવો, નબળો, ઊલટીનો જેને હેવા પડી ગયા હોય તે, પ્લીહા (બરોળ)ના રોગવાળો, તિમિરરોગવાળો, જેના કોઠામાં બહુ કરમિયા થયા હોય તે, જેને વાયુ કે લોહી મો વગેરે ઊંચે માર્ગેથી નીકળતું હોય, બસ્તિ આપેલો, સ્વરભંગવાળો, મૂત્રાઘાતના રોગવાળો, ઉદરરોગવાળો, ગોળાના રોગવાળો, જેને ઊલટી કરતાં બહુ દુ:ખ થતું હોય તે, અતિશય જઠરાગ્નિના જોરવાળો, હરસરોગવાળો, ઉદાવર્તરોગી, ફેર, અષ્ઠીલા, અને પડખામાં

પીડાવાળો અને વાયુના રોગવાળો, એટલા રોગીઓ ઊલટી (વમન) કરાવવાને યોગ્ય નથી

ઉપર જે વમન કરાવવાને યોગ્ય નથી એવા રોગી બતાવ્યા છે, તેમને પણ વિષ કે ગર ચડ્યું હોય, અજીર્ણું ભોજન થયું હોય કે વિરુદ્ધ ભોજન થયું હોય તેને વમન કરાવવું જ જોઈએ

અજીર્ણી વગેરેએ કયા વિધિઓ ન કરવા?

**प्रसक्तवमथोः पूर्वं प्रायेणामज्वरोऽपि च ।**
**धूमान्ताः कर्मभिर्वर्ज्याः सर्वैरेव त्वजीर्णिनः ॥७॥**

વમન ન કરાવવા યોગ્ય રોગીઓ ઉપર ગણાવ્યા છે તેમાં 'ઊલટીનો જેને હેવા પડી ગયો છે તે' પણ ગણાવ્યો છે, એની પહેલાના એટલે 'ગર્ભવતી'થી માંડીને 'નબળો' સુધીના અગિયાર જાતના રોગીઓને અને આમજ્વરવાળાને વમન ન કરાવવું, એટલું જ નહિ, પણ સામાન્ય રીતે સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, બસ્તિકર્મ, નસ્ય તથા ધૂમ્રપાન, એટલા કર્મ પણ તેમને ન કરાવવાં કોગળા વગેરે કરાવવાના વિધિ જે ધૂમ્રપાન પછી આ ગ્રંથમાં કહેવાશે તે વિધિઓની તેમને મનાઈ આ સ્થળમાં કરવાનો હેતુ નથી હજી હમણાં જ ભોજન જેણે કરેલું છે એવા જ્વરવાળા મનુષ્યને વમન આપી શકાય તથા આઠ માસ જેને થયા હોય એવી ગર્ભવતીને નિરૂહબસ્તિ અપાય એ સૂચવવાને 'સામાન્ય રીતે' શબ્દ વાપર્યો છે અજીર્ણવાળા માણસોને તો વમન વગેરે પણ ન આપવા, તેમ ગંડૂષ (કોગળો) વગેરે વિધિ પણ તેમને લાગુ ન કરવા, અર્થાત્ કોઈ વિધિ તેમને લાગુ કરવો નહિ પણ હજી હમણાં જ જમી ઊઠેલા અજીર્ણના રોગીને ઊલટીઓ કરાવવાની છૂટ છે

વિરેચન આપવા જેવા રોગી

**विरेकसाध्या गुल्मार्शोविस्फोटव्यङ्गकामलाः ।**
**जीर्णज्वरोदरगरच्छर्दिप्लीहहलीमकाः ॥८॥**
**विद्रधिस्तिमिरं काचः स्यन्दः पक्वाशयव्यथा ।**
**योनिशुक्राश्रया रोगाः कोष्ठगाः कृमयो व्रणाः ॥९॥**
**वातास्रमूर्ध्वगं रक्तं मूत्राघातः शकृद्ग्रहः ।**
**वाम्याश्च कुष्ठमेहाद्याः**

ગોળો, હરસ, વિસ્ફોટક, વ્યંગ નામે ક્ષુદ્ર રોગ, કમળો, જીર્ણજ્વર, ઉદરરોગ, કૃત્રિમ ઝેર, ઊલટીનો રોગ, બરોળનો રોગ, હલીમક નામે રોગ, વિદ્રધિરોગ, તિમિરરોગ, મોતિયો, આંખ દુખવા આવે, પક્વાશયની પીડા, યોનિરોગ, વીર્યસ્થાનના રોગ, કોઠામાંના રોગ, કૃમિરોગ, વ્રણરોગ, પતનો રોગ, મોં, નાક વગેરે હાંસડીની ઉપરના માર્ગેથી લોહી પડવાનો રોગ, મૂત્રાઘાત અને ઝાડાની કબજિયાત, એ રોગ વિરેચન આપીને મટાડવા જેવા છે તેમ જ શ્લોક ૭, ૨૦ માં ગણાવેલા કુષ્ઠથી તે ઊર્ધ્વરોગ સુધીના ઊલટી કરાવવાને યોગ્ય દરદીઓ પણ વિરેચન આપવા યોગ્ય છે

વિરેચન ન આપવા જેવા રોગી

**न तु रेच्या नवज्वरी ॥१०॥**
**अल्पाग्न्यधोगपित्तास्रक्षतपाय्वतिसारिणः ।**
**सशल्यास्थापितक्रूरकोष्ठातिस्निग्धशोषिणः ॥११॥**

પણ નવા જ્વરવાળાને, અલ્પાગ્નિવાળાને, અધોગામી રક્તપિત્તવાળાને, ગુદામાં ક્ષતવાળાને, અતિસારવાળાને, શલ્યવાળાને, આસ્થાપનબસ્તિ આપેલાને, ક્રૂર કોઠાવાળાને, અતિસ્નિગ્ધ થયેલાને અને ક્ષયરોગીને વિરેચન આપવું નહિ

જેને નવો તાવ આવ્યો હોય તેને વિરેચન આપવું નહિ, કેમ કે તેને વિરેચન આપવાથી કાચા દોષો બહાર ન નીકળી શકવાથી વાયુ કોપે છે ક્ષયરોગીને પણ અવસ્થા જોઈને મૃદુ વિરેચન આપવાનું કહેલું છે, તેમ અતિસારવાળાને પણ કોઈ પ્રસંગે મૃદુ વિરેચન આપવાનું કહેલું છે, પરંતુ નવા જ્વરવાળાને તો થોડું પણ વિરેચન આપવાનું કહેલ નથી જઠરાગ્નિનું બળ જેને થોડું હોય, તેને પણ વિરેચન ન આપવું, કેમ કે તે ઔષધનો વેગ સહન કરી શકતો નથી, અધોગામી રક્તપિત્તવાળાને વિરેચન આપવાથી રક્તપિત્ત બહુ નીકળી જવાથી વખતે જીવનને હાનિ કરે માટે તેમને પણ વિરેચન ન આપવું ગુદામાં જેને ચાંદું થયું હોય અથવા વાગ્યું હોય તેને વિરેચન આપવાથી પ્રાણ નીકળી જાય એવી પીડા થાય છે, માટે તેને પણ વિરેચન ન આપવું અતિસારવાળાને વિરેચનથી રોગ વધે માટે તેને વિરેચન ન આપવું જેને કાંઈ શલ્ય પેઠું હોય તેને વિરેચન આપવાથી તે ઘામાં વાયુ થાય છે માટે તેને વિરેચન ન આપવું જેને આસ્થાપનબસ્તિ આપી હોય તેનાથી ઔષધનો વેગ સહન ન થઈ શકવાથી નબળાઈ આવે છે માટે તેને પણ વિરેચન ન આપવું ક્રૂર કોઠાવાળાને જુલાબ લાગતો નથી, તેથી કોઠામાં રહેલો દોષ ઊછળ્યા છતાં ગુદા વાટે બહાર ન નીકળતાં હૃદયમાં શૂળ, સાંધામાં ફાટ, પેટ ચઢવું, ઊલટી, મૂર્છા, ભ્રમ વગેરે રોગ ઉત્પન્ન કરીને પ્રાણને હાનિ કરે છે માટે તેને પણ વિરેચન ન આપવું જેને સ્નેહપાન અતિશય થઈ ગયું હોય તેને વિરેચન આપવાથી વધારે

પડતા જુલાબ થઈ જાય છે, માટે તેને પણ વિરેચન ન આપવું. ક્ષયરોગવાળાની ધાતુઓ ક્ષીણ થયેલી હોય છે અને શરીરમાંના મળને લીધે તેના દેહનું બળ ટકી રહેલું હોય છે, માટે વિરેચન આપી તેના મળને બહાર કાઢવાથી તેના દેહનો નાશ થાય; માટે તેને પણ વિરેચન આપવું નહિ.

વમન કરાવવાનો વિધિ

**अथ साधारणे काले स्निग्धस्विन्नं यथाविधि ।**
**श्वोवम्यमुत्क्लिष्टकफं मत्स्यमाषतिलादिभिः ॥**
**निशां सुप्तं सुजीर्णान्नं पूर्वाह्णे कृतमङ्गलम् ।**
**निरन्नमीषत्स्निग्धं वा पेयया पीतसर्पिषम् ॥१३**
**वृद्धबालाबलक्लीबभीरून् रोगानुरोधतः ।**
**आकण्ठं पायितान्मद्यं क्षीरमिक्षुरसं रसम् ॥१४॥**
**यथाविकारविहितां मधुसैन्धवसंयुताम् ।**
**कोष्ठं विभज्य भैषज्यमात्रां मन्त्राभिमन्त्रिताम् ॥**
**'ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रभूचन्द्रार्कानिलानलाः ।**
**ऋषयः सौषधिग्रामा भूतसङ्घाश्च पान्तु वः ॥१६**
**रसायनमिवर्षीणाममराणामिवामृतम् ।**
**सुधेवोत्तमनागानां भैषज्यमिदमस्तु ते ॥१७॥**
**ॐ नमो भगवते भैषज्यगुरवे वैडूर्यप्रभराजाय ।**
**तथागतायार्हते सम्यक्संबुद्धाय । तद्यथा ।**
**ॐ भैषज्ये भैषज्ये महाभैषज्ये समुद्गते स्वाहा' ॥**
**प्राङ्मुखं पाययेत्**

(વમન કે વિરેચન આપવા યોગ્ય છે કે નહિ તેની ખાતરી કરીને) જેને વમન કરાવવાનું હોય તે મનુષ્યને (સૂ. ૧૩/૩૩થી ૩૯માં કહ્યા પ્રમાણે ઋતુ સાધારણ હોય તે વખતે પહેલાં સ્નેહપાનવિધિમાં કહ્યા પ્રમાણે યોગ્ય સ્નેહ પાવો તથા સ્વેદવિધિમાં કહ્યા પ્રમાણે યોગ્ય શેક કરવો; પછી મત્સ્ય, અડદ, તલ વગેરેથી તેના કફને સ્થાનથી ચલિત કરવો તથા આખી રાત તેને સારી પેઠે ઊંઘાડવો. આટલું જે દિવસે ઊલટી-ઓ કરાવવી હોય તેને આગલે દિવસે કરવું. ગયા દિવસનું ખાધેલું અન્ન સારી પેઠે પચી જવા દેવું. પછી બીજે દિવસે (ઊલટી કરાવવાને દિવસે) દિવસના પૂર્વભાગમાં (સવારમાં) દેવ, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ, વગેરેનું પૂજન તથા મંગળ ઉપચાર કરીને રોગીએ કાંઈ પણ ખાવું નહિ અથવા પેયાની સાથે થોડુંક ઘી પીવું અને એ રીતે લગાર સ્નિગ્ધ થવું. વૃદ્ધ, બાળક, નિર્બળ, નપુંસક, બીકણ, એમને રોગના પ્રમાણમાં મદ્ય, દૂધ, શેરડીનો રસ અથવા માંસરસ ગળા સુધી આવે તેમ પેટભરીને પાવો અને પછી ઔષધની માત્રા આપવી, તે વમનની માત્રા, જેવો જેવો રોગ તે પ્રમાણે આપવી, તથા મધ અને સિંધવ સાથે ભેળવીને તે માત્રા આપવી માત્રા આપતાં પહેલાં તેના કોઠાનો વિચાર કરવો (એટલે મૃદુ, મધ્ય કે ક્રૂર કોઠાવાળો તે રોગી છે એ વિચારવું.) તે માત્રા બ્રહ્મથી સ્વાહા સુધીના મંત્ર વડે મંતરીને આપવી. તે મંત્રનો અર્થ આ પ્રમાણે છે:

'બ્રહ્મ, દક્ષપ્રજાપતિ, બે અશ્વિનીકુમાર, રુદ્રદેવ, ઇન્દ્ર, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ, ઋષિઓ, ઔષધિના સમૂહ અને ભૂતસમુદાય—એ સર્વે તમારું રક્ષણ કરો. જેમ ઋષિઓને રસાયન, જેમ દેવતાઓને અમૃત, જેમ ઉત્તમ નાગલોકોને સુધા, તેમ આ ઔષધ તને (રોગીને) ગુણકારી થાઓ ઔષધના ગુરુ, વૈડૂર્યમણિ જેવી કાંતિવડે શોભનારા, સારી રીતે જાગ્રત થયેલા (જ્ઞાન પામેલા), આર્હત જિનેશ્વર દેવને નમસ્કાર છે. ઔષધ—ઔષધ—મહાઔષધને પ્રણામ કરીને પ્રાર્થન કરું છું.' એ મંત્ર ભણીને પૂર્વ તરફ રોગીનું મુખ રાખીને વમનની માત્રા પાવી.

ઊલટીનું ઔષધ પીધા પછી શું કરવું?

**पीतो मुहूर्तमनुपालयेत ।**
**तन्मनाः**

ઊલટીનું ઔષધ પીધા પછી રોગીએ બે ઘડી સુધી ઊલટી થવાની રાહ જોવી તથા ઊલટી કરવામાં ચિત્ત રાખવું.

ઊલટીની શંકા થાય તો ઊલટી કરવી

**जातहृल्लासप्रसेकश्छर्दयेत्ततः ॥१८॥**
**अङ्गुलिभ्यामनायस्तो नालेन मृदुनाऽथवा ।**
**गलताल्वरुजन् वेगानप्रवृत्तान् प्रवर्तयन् ॥ १९ ॥**
**प्रवर्तयन् प्रवृत्तांश्च जानुतुल्यासने स्थितः ।**
**उभे पार्श्वे ललाटं च वमतश्चास्य धारयेत् ॥२०**
**प्रपीडयेत्तथा नाभिं पृष्ठं च प्रतिलोमतः ।**

પછી જ્યારે હલ્લાસ અને પ્રસેક આવે ત્યારે બે આંગળીઓ મોઢામાં ઘાલીને એરંડાના કે બીજા કશાના કોમળ દાંડા વડે કળેકળે (બળ કર્યા વિના) અને ગળાને તથા તાળવાને ઈજા ન થાય એવી રીતે ઊલટી કરવી. ઊલટીનો જે વેગ પ્રવૃત્ત (શરૂ) ન થયો હોય તેને પ્રવર્તાવીને તથા પ્રવૃત્ત થયેલા વેગને તેમ ને તેમ ચાલવા દઈને, (પાટ જેવા) ઘૂંટણપૂર ઊંચા આસને બેસીને ઊલટી કરવી. ઊલટી કરનાર મનુષ્યનાં બે પાસાં તથા કપાળ બીજા માણસે ઝાલી રાખવાં, ડૂંટી દબાવવી

અને પીઠને દબાવતા દબાવતા કમ્મરથી ડોક સુધી નીચેથી ઊંચે હથેળી ફેરવવી

કયા દોષમા કેવુ વમન ઔષધ આપવુ?

**कफे तीक्ष्णोष्णकटुकैः पित्ते स्वादुहिमैरिति ॥२१॥**
**वमेत् स्निग्धाम्ललवणैः संसृष्टे मरुता कफे ।**

કફમા તીક્ષ્ણ, ઉષ્ણ અને તીખુ દ્રવ્ય ઊલટી કરાવવા માટે આપવુ, પિત્તમા ગળ્યુ અને ઠંડુ વમન આપવુ, કફમા વાયુ ભળેલો હોય તો સ્નિગ્ધ, ખાટુ અને ખારુ વમન ઔષધ આપવુ

ક્યા સુધી ઊલટીઓ કરવી?

**पित्तस्य दर्शनं यावच्छेदो वा श्लेष्मणो भवेत् ॥**

જ્યા સુધી પિત્ત ઊલટીમા નીકળે [ દેખાય અથવા કફ છૂટા પડીને નીકળે ત્યા સુધી વમન કરવુ

ઊલટી બરાબર ન થાય તો શુ કરવુ?

**हीनवेगः कणाधात्रीसिद्धार्थलवणोदकैः ।**
**वमेत्पुनः पुनः**

જેને જરૂર કરતા ઓછી ઊલટીઓ થાય તેણે પીપર, આમળા, સરસવ, સિંધવ એ ઔષધોનુ ચૂર્ણ (ઊના) પાણીમા નાખીને પીને ફરીફરીને ઊલટી કરવી

ઊલટીના અયોગનાં લક્ષણ તથા ઉપદ્રવ

**तत्र वेगानामप्रवर्तनम् ॥२३॥**
**प्रवृत्तिः सविबन्धा वा केवलस्यौषधस्य वा ।**
**अयोगस्तेन निष्ठीवकण्डूकोठज्वरादयः ॥२४॥**

(ઊલટી સારી રીતે થાય તેને 'સમ્યગ્યોગ' કહે છે, ઘણી થાય તેને 'અતિયોગ' કહે છે અને ઊલટી ન થાય તેને 'અયોગ' કહે છે) એ ત્રણમાથી, ઊલટી નો ઉછાળો ન આવે અથવા ઉછાળો આવ્યા છતા ઊલટી થાય નહિ અથવા કેવળ ઔષધ જ ઊલટીમા નીકળે તેને ઊલટીનો 'અયોગ' જાણવો ઊલટીનો અયોગ થવાથી જડુ થૂક આવે છે તથા ખરજ, મેદ અને તાવ વગેરે રોગ થાય છે ('વગેરે' શબ્દથી અરુચિ, ગૌરવ, આધ્માન, સ્ફોટ, આલસ, શૂળ, નિદ્રાભ્રમ, રૂવાટા ઊભા થવા, સોજા—એ ઉપદ્રવો પણ થાય છે એમ કહેવા માગે છે)

સમ્યગ્યોગનું લક્ષણ

**निर्विबन्धं प्रवर्तन्ते कफपित्तानिलाः क्रमात् ।**
**सम्यग्योगे**

વમન ઔષધનો સમ્યગ્યોગ થયો હોય (બરાબર લાગુ હોય) તો કફ, પિત્ત અને વાયુ અનુક્રમે અટકયા સિવાય છૂટથી નીકળે છે

અતિયોગનું લક્ષણ

**अतियोगे तु फेनचन्द्रकरक्तवत् ॥२५॥**
**वमितं क्षामता दाहः कण्ठशोषस्तमो भ्रमः ।**
**घोरा वाय्वामया मृत्युर्जीवशोणितनिर्गमात् ॥**

ઊલટીનો અતિયોગ (વધારે પડતી અસર) થવાથી ફીણવાળી, મોરના પીંછામા હોય છે એવા ચાંદા ચાંદાવાળી અને લોહીવાળી ઊલટી થાય છે, શરીર દૂબળુ થઈ જાય છે, બળતરા થાય છે, ગળે શોષ પડે છે, આંખે અંધારા આવે છે, ફેર આવે છે, ભયાનક વાયુના રોગ થાય છે તથા ઓજસ નીકળી જવાથી મૃત્યુ પણ થાય છે

સમ્યગ્યોગથી ઊલટી થયા પછીના ઉપચાર

**सम्यग्योगेन वमितं क्षणमाश्वास्य पाययेत् ।**
**धूमत्रयस्यान्यतमं स्नेहाचारमथादिशेत् ॥२७॥**

બરાબર ઊલટી થઈ રહ્યા પછી થોડીવાર ઠંડા પવન વગેરેથી દરદીને કળ વળે ત્યાર સ્નિગ્ધ, મધ્ય અને તીક્ષ્ણ, એ ત્રણ પ્રકારના ધૂમમાથી એકાદ પ્રકારનું યોગ્ય ધૂમપાન કરાવવું તથા તે પછી સૂ. ૧૯/૨૫॥ થી ૨૭॥ મા વિધિ બતાવ્યો છે તે પ્રમાણે કરવું

વમન કરનારે શુ ખાવુ?

**ततः सायं प्रभाते वा क्षुद्वान् स्नातः सुखाम्बुना ।**
**भुञ्जानो रक्तशाल्यन्नं भजेत्पेयादिकं क्रमम् ।२८॥**

પછી અગ્નિ પ્રદીપ્ત હોય તો તે જ દિવસે સાંજે અને અગ્નિ મંદ હોય તો બીજે દિવસે સવારે જ્યારે ભૂખ લાગે, ત્યારે નવશેકા ઊના પાણીથી સ્નાન કરીને રાતી ડાંગરના ચોખાનો ભાત ખાવો અને નીચે બતાવેલા પેયા વગેરે ક્રમનું સેવન કરવું

પેયાદિ ક્રમ

**पेयां विलेपीमकृतं कृतं च**
**यूषं रसं त्रीनुभयं तथैकम् ।**
**क्रमेण सेवेत नरोऽन्नकालान्**
**प्रधानमध्यावरशुद्धिशुद्धः ॥२९॥**

પ્રધાન, મધ્યમ કે કનિષ્ઠ, એ ત્રણ પ્રકમાથી એમાંદ પ્રકારની શુદ્ધિ(શોધન)થી શુદ્ધ થયેલા માણસે અનુક્રમે ત્રણ ત્રણ ટંક સુધી, બે બે ટંક સુધી અને એક એક ટંક સુધી અનુક્રમે પેયા, વિલેપી, મગ, વગેરેનો નમક નાખ્યા વિનાનો યૂષ, નમક નાખેલો યૂષ, નમક નાખ્યા વિનાનો માંસરસ અને નમક નાખેલો માંસરસ, એનું સેવન કરવું. [અર્થાત્ પ્રધાન

(ઉત્તમ) શુદ્ધિથી શુદ્ધ થયેલા માણસે પ્રથમ ત્રણ ભોજન (ટક) સુધી પેયા પીવી એટલે પહેલે દિવસે જણ સવારમા વમન વગેરે કરીને શુદ્ધ થયો હોય તો સાજના ભોજન વખતે પેયા પીવી અને બીજે દિવસે સવાર અને સાજ બને ભોજનકાળે પેયા પીવી ત્રીજે દહાડે વિલેપી બંને વખત પીવી, એ પ્રમાણે ત્રણ ભોજન સુધી વિલેપી પીવી તે પછીના ત્રણ ભોજનમા અકૃત (સૂંઠ, લવણ વગેરે સસ્કાર ર્ક્યા વિનાનો—મોળો) યૂપ પીવો, એટલે ચોથે દહાડે સાંજે અને પાચમે દહાડે સવારસાજ બને વખત અકૃત યૂપ પીવો તે પછી ત્રણ ભોજન (ટક) સુધી એટલે છઠ્ઠે દિવસે બે વખત અને સાતમે દિવસે સવારે કૃત (સંસ્કાર આપેલો—સૂઠ, મરી, મીઠુ વગેરે મસાલો નાખેલો) યૂપ પીવો પછી ત્રણ ભોજન સુધી એટલે સાતમે દિવસે સાજે તથા આઠમે દિવસે બને વખત માસરસ પીવો એ પ્રમાણે સાત રાત સુધી પેયા વગેરેનુ સેવન કરીને પછી પ્રકૃતિને માફક જે ભોજન હમેશા જમતા હોઈએ તે જમવાનો મહાવરો પાડવો ઉત્તમ શુદ્ધિથી શુદ્ધ થયેલો આ ક્રમ કહ્યો હવે મધ્યમ શુદ્ધિથી શુદ્ધ થયેલો ક્રમ આ પ્રમાણે છે તેણે અનુક્રમે બે—બે ભોજન(ટક)મા એટલે પ્રથમ બે ટક પેયા, પછી બે ટક વિલેપી, પછી બે ટક અકૃત યૂપ, પછી બે ટક કૃત યૂપ, પછી બે ટક માસરસ અને પછી હમેશનું ભોજન, એ ક્રમે ભોજન કરવું, કનિષ્ઠ શુદ્ધિથી શુદ્ધ થયેલાએ એક જ ટક પ્રથમ પેયા, બીજે દિવસે સવારે વિલેપી, બીજે દિવસે સાજે અકૃત યૂપ, ત્રીજે દિવસે સવારે કૃત યૂપ, ત્રીજે દિવસે સાંજે માસરસ અને પછી પ્રકૃતિભોજન (હમેશનું માફક આવતું ભોજન) કરવુ (કોઈ પડિતોને મતે) માસરસ પણ અકૃત (સસ્કાર આપ્યા વિનાનો, અને કૃત (સૂંઠ વગેરે મસાલાથી સસ્કાર આપેલો) એમ બે પ્રકારનો લેવો એમ છે એમ ગણીશું તો સાતને બદલે આઠ રાત્રિઓ પછી પ્રકૃતિભોજન કરવું એમ થશે.]

(પ્રધાન, મધ્યમ અને કનિષ્ઠ શુદ્ધિના અર્થ માટે જુઓ શ્લોક ૩૧)

### પેયાદિ ક્રમનું ફળ

यथाऽणुरग्निस्तृणगोमयाद्यैः
सन्धुक्ष्यमाणो भवति क्रमेण ।
महान् स्थिरः सर्वपचस्तथैव
शुद्धस्य पेयादिभिरन्तराग्निः ॥ ३० ॥

જેમ દેવતા બહુ થોડો હોય છે ત્યારે તેને પ્રથમ ઘાસ, છાણા વગેરેથી સળગાવવામાં આવવાથી તે ક્રમે ક્રમે મોટો, સ્થિર અને બધુ પકવવાને સમર્થ થાય છે; તેમ જ દોષની શુદ્ધિ કરેલા માણસનો જઠરાગ્નિ પણ (શ્લોક ૨૯ વાળા) પેયા વગેરે ક્રમથી પ્રદીપ્ત કરવામા આવે તો ક્રમેક્રમે મોટો, સ્થિર અને બધું પચાવવાને સમર્થ થાય છે

### પ્રધાન, મધ્યમ અને કનિષ્ઠ શુદ્ધિ એટલે શું?

जघन्यमध्यप्रवरे तु वेगा-
श्चत्वार इष्टा वमने षडष्टौ ।
दशैव ते द्वित्रिगुणा विरेके
प्रस्थस्तथा स्याद्द्विचतुर्गुणश्च ॥ ३१ ॥

કનિષ્ઠ વમનમાં ઊલટીના વેગ ચાર જાણવા એટલે ઊલટીના ચાર વેગ જ જેમા થાય તે કનિષ્ઠ વમન સમજવુ, મધ્યમ વમનમા ઊલટીના છ વેગ અને ઉત્તમ વમનમા આઠ વેગ સમજવા, વિરેચનમાં કનિષ્ઠ વિરેચનના દશ વેગ, મધ્યમના તેથી બમણા એટલે વીશ અને ઉત્તમના તેથી ત્રમણા એટલે ત્રીશ વેગ જાણવા (એક ઉછાળે કે ધકકે જેટલો ભાર શરીરમાથી નીકળે તેને એક વેગ જાણવો કેવળ વેગની ગણતરીથી જ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ વિરેચન જાણવું એમ નથી, પણ તેનું માપ પણ કહ્યુ છે કે) કનિષ્ઠ વિરેચનમા એક પ્રસ્થ, મધ્યમમા બે પ્રસ્થ અને ઉત્તમમાં ચાર પ્રસ્થ જેટલુ વજન બહાર નીકળે છે

### વમન વિરેચનનો સમ્યગ્યોગ

पित्तावसानं वमनं विरेका-
दर्धं, कफान्तं च विरेकमाहुः ।

ઊલટીમા છેવટે પિત્ત પડે ત્યારે વમનનો અંત સમજવો એટલે તે કરતાં વિશેષ વમનની જરૂર નથી અને જો વિશેષ વમન થાય તો તે અતિયોગ ગણાય તથા સમ્યગ્ વિરેચન કરતાં સમ્યગ્ વમનનું પ્રમાણ અરધું (અડધો પ્રસ્થ, એક પ્રસ્થ અને બે પ્રસ્થ) સમજવું વિરેચનમાં છેવટે કફ પડે ત્યારે વિરેચનની ક્રિયા પૂરી થઈ છે એમ જાણવું, અર્થાત્ કફ પડતાં સુધી વિરેચન થવાની જરૂર છે તે ઉપરાંત થાય તો અતિયોગ કહેવાય.

### ઊલટી અને જુલાબનું માપ શી રીતે કાઢવું?

द्वित्रान् सविट्कानपनीय वेगान्
मेयं विरेके, वमने तु पीतम् ॥ ३२ ॥

વિરેચનમાં જે વેગો સાથે ઝાડો નીકળ્યો હોય એવા શરૂઆતના બેત્રણ વેગને બાદ કરીને (જવા દઈને) બાકીના વેગોનું કે ઝાડાનું માપ કાઢવું વમન-

માં જે ઔષધ પીધેલું હોય તેને બાદ કરીને બાકીના વેગોનું અને ઊલટીનું માપ કાઢવું

વમન કરાવેલાને વિરેચન આપવું

**अथैनं वामितं भूयः स्नेहस्वेदोपपादितम् ।**
**श्लेष्मकाले गते ज्ञात्वा कोष्ठं सम्यग्विरेचयेत् ॥**

હવે ઊલટીઓ કરાવનાર માણસનું ફરીને સ્નેહન અને સ્વેદન કરીને દિવસના કફના પ્રકોપ થવાનો સમય (સૂ ૧/૭।।) વીતી ગયા પછી રોગીનો કોઠો મૃદુ છે, મધ્યમ છે કે ક્રૂર છે તેનો નિશ્ચય કરીને તેને સમ્યગ્યોગ થાય એવી રીતે વિરેચન આપવું

મૃદુ કોઠના લક્ષણો અને તેનું વિરેચન ઔષધ

**बहुपित्तो मृदुः कोष्ठः क्षीरेणापि विरिच्यते ।**

જે કોઠામાં બહુ પિત્ત હોય તેને મૃદુ કોઠો જાણવો તેને દૂધથી પણ વિરેચન થઈ શકે છે (ગરમાળાથી પણ તેને વિરેચન થઈ શકે છે)

ક્રૂર કોઠના લક્ષણ અને વિરેચન ઔષધ

**प्रभूतमारुतः क्रूरः कृच्छ्राच्छ्यामादिकैरपि ॥३४॥**

જેના કોઠામાં અત્યંત વાયુ હોય તેને ક્રૂર કોઠાવાળા જાણવા તેને કાળા નસોતર વગેરેથી પણ મહાપરાણે જુલાબ થાય છે (તેને પીલીરો, થોરનું દૂધ, ત્રિફળા વગેરેનો જુલાબ પણ મહાપરાણે થાય છે)

દોષ પ્રમાણે જુલાબ

**कषायमधुरैः पित्ते विरेकः कटुकैः कफे ।**
**स्निग्धोष्णलवणैर्वायौ**

પિત્ત વધારે હોય તો (હરડે જેવા) તૂરા અને (કાળી દ્રાક્ષ જેવા) ગળ્યા ઔષધોથી વિરેચન આપવું કફ વધારે હોય તો (નેપાળો વગેરે) તીખા પદાર્થોથી વિરેચન આપવું અને વાયુ વધારે હોય તો (એરંડિયું વગેરે) સ્નિગ્ધ, ગરમ અને ખારા ઔષધથી વિરેચન આપવું

જુલાબ ન થાય તો શું કરવું?

**अप्रवृत्तौ तु पाययेत् ॥ ३५ ॥**
**उष्णाम्बु, स्वेदयेदस्य पाणितापैश्च चोदरम् ।**

જુલાબ આપ્યા છતાં જુલાબ ન થાય તો તેને ગરમ પાણી પાવું તથા હાથ ગરમ કરીને તે વડે તેનું પેટુ શેકવું

થોડો જુલાબ થાય તો શું કરવું?

**उत्थानेऽल्पे दिने तस्मिन्भुक्त्वाऽन्येद्युः पुनः पिबेत् ॥ ३६ ॥**

જે દિવસે રેચ લીધો હોય તે દિવસે થોડોક જ જુલાબ થાય (જોઈએ તેવો જુલાબ ન થાય) તો તે દિવસે પછી ભોજન કરવું, અને બીજે દિવસે રોગીએ ફરીને જુલાબનું ઔષધ પીવું

અદૃઢ કોઠાવાળાઓ ફરી રેચ લેવો

**अदृढस्नेहकोष्ठस्तु पिबेदूर्ध्वं दशाहतः ।**
**भूयोऽप्युपस्कृततनुः स्नेहस्वेदैर्विरेचनम् ॥३७॥**
**यौगिकं सम्यगालोच्य स्मरन्पूर्वमतिक्रमम् ।**

સ્નેહન કરવા છતાં જેનો કોઠો નરમ ન થયો હોય તેણે દશ દિવસ પછી ફરીને પણ સ્નેહપાન અને સ્વેદકર્મ કરીને શરીર વિરેચન લેવા યોગ્ય કરવું તથા પહેલા કરેલી ભૂલને લીધે જુલાબ નહોતો થયો તે બાબત ધ્યાનમાં લઈને સારી રીતે વિચાર કરીને યૌગિક વિરેચન ઔષધ પીવું (આગાઉ આપેલું વિરેચન નહિ પણ બીજું અસર થાય એવું યોગ્ય વિરેચન પીવું)

વિરેચનના અયોગનું લક્ષણ

**हृत्कुक्ष्यशुद्धिररुचिरुत्क्लेशः श्लेष्मपित्तयोः ॥**
**कण्डूर्विदाहः पिटिकाः पीनसो वातविड्ग्रहः ।**
**अयोगलक्षणम्**

(વિરેચન બરાબર થાય ન તેને વિરેચનનો અયોગ કહે છે) વિરેચનનો અયોગ થવાથી હૃદય અને કૂખની શુદ્ધિ થતી નથી અરુચિ થાય છે, કફ અને પિત્તનો ઉત્ક્લેશ થાય છે, શરીર ખજવાળ આવે છે, અંતર્ભાગમાં અને બહાર પણ લાહ્ય બળે છે શરીર ઉપર ઝીણી ફોલ્લીઓ નીકળે છે સળેખમ થાય છે, વાયુ સરતો નથી અને ઝાડાની કબજિયાત થાય છે—એ વિરેચનના અયોગના લક્ષણ છે

વિરેચનના સમ્યગ્યોગનું લક્ષણ

**योगो वैपरीत्ये यथोदितात् ॥ ३९ ॥**

ઉપર કહેલા અયોગના લક્ષણથી ઊંધાં લક્ષણ જોવામાં આવે, ત્યારે વિરેચનનો સમ્યગ્યોગ થયો છે એટલે બરાબર વિરેચન થયું છે એમ જાણવું એટલે હૃદય અને કૂખની શુદ્ધિ થાય, રુચિ ઉત્પન્ન થાય, કફ અને પિત્તનો ઉત્ક્લેશ ન થાય, ખજવાળ, બળતરા, ફોલ્લીઓ, સળેખમ વગેરે કંઈ થાય નહિ, વાયુ પાધરો સરે અને ઝાડાની કબજિયાત રહે નહિ, ત્યારે જાણવું કે વિરેચન બરાબર થયું છે

વિરેચનના અતિયોગનું લક્ષણ

**विट्पित्तकफवातेषु निःसृतेषु क्रमात्स्रवेत् ।**
**निःश्लेष्मपित्तमुदकं श्वेतं कृष्णं सलोहितम् ॥४०॥**

मांसधावनतुल्यं वा मेदःखण्डाभमेव वा ।
गुदनिःसरणं तृष्णा भ्रमो नेत्रप्रवेशनम् ॥ ४१ ॥
भवन्त्यतिविरिक्तस्य तथाऽतिवमनामयाः ।

(જ્યારે વિરેચન વધારે પડતુ થાય ત્યારે તેને વિરેચનનો અતિયોગ કહે છે) વિરેચનનો અતિયોગ થવાથી ઝાડો, પિત્ત, કફ અને વાયુ નીકળી ગયા પછી અનુક્રમે કફ વિનાનુ રોકેલા પિત્તવાળુ પાણી નીકળે છે, તે પાણી ધોળા રગનું, કાળા રગનુ કે જરા રાતા રગનું હોય છે, અથવા માસના ધોવાણ જેવું કે ચરબીના કકડા જેવું હોય છે, વળી ગુદા (આમળ) બહાર નીકળે છે, તરસ બહુ લાગે છે, ફેર આવે છે, આંખો ઊંડી જતી રહે છે અને અતિશય ઊલટી થવાથી દૂબળાપણ વગેરે જે ઉપદ્રવો (સૂ ૧૮, ૨૫મા) થાય છે, તે ઉપદ્રવો પણ થાય છે

બરાબર વિરેચન થયા પછીના ઉપચાર

सम्यग्विरिक्तमेनं च वमनोक्तेन योजयेत् ॥ ४२ ॥
धूमवर्ज्येन विधिना

જ્યારે જુલાબ બરાબર થયો છે એમ માલૂમ પડે ત્યારે સારી રીતે વમન થયેલાના જે ઉપચાર શ્લોક ૨૭મા કરવાના કહ્યા છે, તેમાના ધૂમપાનવિધિ સિવાયના બીજા ઉપચાર વિરેચન થયેલાને પણ કરવા

વિરેચન આપેલાનુ ભોજન

ततो वमितवानिव ।
क्रमेणान्नानि भुञ्जानो भजेत्प्रकृतिभोजनम् ॥ ४३ ॥

પછી ઊલટી કરાવેલા માણસને જે રીતે રાતી ડાંગરના ચોખાનો ભાત અને પેયા વગેરે ખવરાવવાનો તથા ક્રમેક્રમે કેટલેક દહાડે પછી હમેશના ભોજન ઉપર સારી ભૂખ્યનો ક્રમ શ્લોક ૨૬, ૨૮મા કહ્યો છે, તે રીતે વિરિક્ત (વિરેચન કરાવેલા) માણસે પણ ધીમે ધીમે તે જ ક્રમથી રોજનું માફક આવતું ભોજન ખાતા થઈ જવું

શોધન કર્યું હોય તે દિવસે કોણે ઉપવાસ કરવો?

मन्दवह्निमसंशुद्धमक्षामं दोषदुर्बलम् ।
अदृष्टजीर्णलिङ्गं च लङ्घयेत्पीतभेषजम् ॥ ४४ ॥

જેનો જઠરાગ્નિ મંદ હોય, જેના દોષની શુદ્ધિ સારી રીતે થઈ ન હોય, શોધનથી જે શરીરે કૃશ ન થયો હોય, જે દોષને લીધે નબળો થઈ ગયો હોય, તથા પીધેલું ઔષધ પચી જવાનાં ચિહ્ન જેનામાં માલૂમ ન પડતાં હોય, એ પાંચ જણને ઔષધ પાયા પછી ઉપવાસ કરાવવો.

નોંધ —ઔષધ પચી ગયું હોય તેના લક્ષણ.— વાયુ અનુલોમ થઈ જાય, સ્વસ્થતા આવે, ભૂખતરસ લાગે, બળ આવે, મન આનંદમા આવે, સ્ફૂર્તિ આવે, ઇન્દ્રિયો ચપળ થઈ જાય, ચોખ્ખા ઓડકાર આવે–એ ઔષધ પચી ગયાના લક્ષણ છે

ઔષધ પચ્યા વિના રહ્યુ હોય તેનાં લક્ષણ

કટાજો, બળતરા, શરીર અકડાઈ જાય, ફેર, મૂર્છા, માથુ દુખે, અણગમો, બળ ઓછુ થાય—એ ઔષધ પચ્યા વિના રહ્યુ હોય તેના લક્ષણ છે (ચરકસંહિતા સિદ્ધિસ્થાન અ ૬ શ્લોક ૨૬, ૨૭)

શોધનને દિવસે ઉપવાસ કરાવવાનું કારણ

स्नेहस्वेदौषधोत्क्लेशसङ्गैरिति न बाध्यते ।

સ્નેહ પીવાથી, શેક કરવાથી અને શોધન ઔષધ પીવાથી જે દોષોનો ઉત્ક્લેશ થયો હોય તે દોષોમાથી કેટલોક ભાગ શરીરની બહાર નીકળી ગયા પછી બાકી રહેલા જે દોષ સ્રોતોમાં ચોટી ગયા હોય છે તે ચોટી ગયેલા દોષો, ઉપર (શ્લોક ૪૩મા, ૪૪મા) કહ્યા પ્રમાણે ઉપવાસ કરનારને હેરાન કરતા નથી

પેયાદિ ક્રમની જરૂર

संशोधनास्रविस्रावस्नेहयोजनलङ्घनैः ॥ ४५ ॥
यात्यग्निर्मन्दतां तस्मात् क्रमं पेयादिमाचरेत् ।

દોષનું બરાબર સંશોધન કરવાથી, ફસ ખોલાવીને લોહી કઢાવવાથી, સ્નેહ પીવાથી અને ઉપવાસથી અગ્નિ મંદ પડે છે, માટે પૂર્વે (શ્લોક ૨૯મા) કહેલા પેયાદિ ક્રમનું સેવન કરવું, (કોઈ કહેશે કે સંશોધન કરવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે એમ આગળ (શ્લોક ૬૦માં) કહેવાના છે તે વચન સાથે આ વચનનો વિરોધ આવશે, કેમ કે અહીં એમ કહેવું છે કે સંશોધન કરવાથી અગ્નિ મંદ પડે છે, માટે આનો ઉત્તર શો છે? તો એનો ઉત્તર એવો છે કે દોષનું સંશોધન કરતાં કરતાં અગ્નિ મંદ પડે છે, પણ સંશોધન બરાબર થાય પછી પેયા વગેરે ક્રમ પાળનારનો અગ્નિ પ્રદીપ્ત થાય છે)

પેયાદિ ક્રમ કોને હિતકર નથી?

स्रुताल्पपित्तश्लेष्माणं मद्यपं वातपैत्तिकम् ॥ ४६ ॥
पेयां न पाययेत्तेषां तर्पणादिक्रमो हितः ।

શોધનના જે રોગીનાં પિત્ત અને કફ થોડાં જ બહાર નીકળ્યાં હોય, જે દારૂ પીતો હોય, તથા જેનામાં વાત, પિત્ત દોષ પ્રબળ હોય, એ ત્રણને શ્લોક ૨૯ વાળાં પેયા વગેરે પાવાં નહિ, પણ તેમને

પહેલી ટકે ડાંગરની ધાણીનો સાથુ, બીજે ટકે માંસ રસમાં કરેલો ભાત એવો તર્પણ વગેરે ક્રમ હિતકર છે

વમન અને વિરેચન ઔષધ કયારે અસર કરે છે?

**अपक्वं वमनं दोषान् पच्यमानं विरेचनम् ॥४७॥**
**निर्हरेद्वमनस्यातः पाकं न प्रतिपालयेत् ।**

વમન ઔષધ પોતે પચ્યા પહેલાં દોષોને બહાર કાઢી શકે છે, તથા વિરેચન ઔષધ પોતે પચતાંપચતાં દોષોને બહાર કાઢે છે, માટે વમન ઔષધ પચવાની રાહ જોવી નહિ

**दुर्बलो बहुदोषश्च दोषपाकेन यः स्वयम् ॥४८॥**
**विरिच्यते भेदनीयैर्भोज्यैस्तमुपपादयेत् ।**

નબળા અને બહુ દોષવાળા માણસને દોષ પાકી જવાથી આપોઆપ જુલાબ થતા હોય તો તેને ભેદી ભોજન આપવું એટલે એને વિરેચનની ગરજ સરશે

દુર્બળ વગેરેને કેવું અને કેટલું ઔષધ આપવું?

**दुर्बलः शोधितः पूर्वमल्पदोषः कृशो नरः ॥४९॥**
**अपरिज्ञातकोष्ठश्च पिबेन्मृद्वल्पमौषधम् ।**
**वरं तदसकृत्पीतमन्यथा संशयावहम् ॥५०॥**
**हरेद्बहूंश्चलान् दोषानल्पानल्पान् पुनः पुनः ।**

જેઓ નબળા હોય, જેમના દોષનું પૂર્વે શોધન કરેલું હોય, જેમના શરીરમાં થોડો દોષ હોય, જેઓ શરીરે પાતળા હોય, જેમનો કોઠો કેવો છે તેની ખબર ન હોય, તેમણે થોડું તથા મૃદુ (હળવું) ઔષધ પીવું, કેમ કે તેમને ઘણું તથા તીક્ષ્ણ ઔષધ આપવાથી તેમની જિંદગી જોખમમાં આવી પડે છે તેમને વારવાર થોડું થોડું ઔષધ આપવાથી ચલિત થયેલા ઘણા દોષોને તે થોડેથોડે બહાર કાઢે છે અને એ રીતે તે રોગીના બળની હાનિ કર્યા સિવાય તેનો દોષ નીકળી જાય છે, માટે એ પાંચ પ્રકારના માણસોએ થોડું અને હળવું ઔષધ અનેક વાર પીવું

દુર્બળ માણસના અલ્પ દોષની ચિકિત્સા

**दुर्बलस्य मृदुद्रव्यैरल्पान् संशमयेत्तु तान् ॥५१॥**

દુર્બળ માણસના અલ્પ દોષને હળવાં ઔષધો વડે શમાવવા

**क्लेशयन्ति चिरं ते हि हन्युर्वैनमनिर्हृताः ।**

પણ જો દોષ બહુ હોય તો તેનું થોડાં અને હળવાં ઔષધ વડે વારવાર શોધન કરવું, કેમ કે તે દોષનું શોધન કરવામાં ન આવે તો રોગીને ઘણા કાળ સુધી પીડે છે અથવા તે દોષ નીકળી ન જાય તો વખતે રોગીનો નાશ પણ કરે છે

મંદાગ્નિવાળાનું અને ક્રૂર કોષ્ઠનું શોધન

**मन्दाग्निं क्रूरकोष्ठं च सक्षारलवणैर्घृतैः ॥५२॥**
**सन्धुक्षिताग्निं विजितकफवातं च शोधयेत् ।**

જેનો જઠરાગ્નિ મંદ હોય તથા કોઠો ક્રૂર હોય એવા રોગીને ક્ષાર તથા લવણ સાથે ઘી આપીને અનુક્રમે પ્રથમ તેનો અગ્નિ પ્રદીપ્ત કરવો તથા કફ અને વાયુને જીતવા અને પછી તેનું શોધન કરવું

કોને જુલાબ લાગતો નથી અને એમને જુલાબ શી રીતે કરાવવા?

**रूक्षबह्वनिलक्रूरकोष्ठव्यायामशीलिनाम् ॥५३॥**
**दीप्ताग्नीनां च भैषज्यमविरेच्यैव जीर्यति ।**
**तेभ्यो बस्तिं पुरा दद्यात्ततः स्निग्धं विरेचनम् ॥५४**
**शकृन्निर्हृत्य वा किञ्चित्तीक्ष्णाभिः फलवर्तिभिः ।**
**प्रवृत्तं हि मलं स्निग्धो विरेको निर्हरेत्सुखम् ॥५५**

લૂખા શરીરવાળો, ઘણા વાયુવાળો, ક્રૂર કોઠાવાળો, રાજ કસરત કરનારો અને પ્રદીપ્ત અગ્નિવાળો હોય તેને આપેલું વિરેચન તેને જુલાબ કર્યા વિના જ પચી જાય છે એવા મનુષ્યોને પ્રથમ બસ્તિ આપવી, તથા તે પછી સ્નિગ્ધ વિરેચન આપવું, અથવા તીક્ષ્ણ ફલવર્તિ એ વડે થોડો મળ બહાર કાઢીને પછી સ્નિગ્ધ વિરેચન આપવાથી નીકળવા માંડેલો મળ સહેલાઈથી બહાર નીકળશે.

શોધન કરતાં પહેલાં થોડુંક જ સ્નેહન કોને કરવું?

**विषाभिघातपिटिकाकुष्ठशोफविसर्पिणः ।**
**कामलापाण्डुमेहार्तान्नातिस्निग्धान् विशोधयेत् ॥**

ઝેર, અભિઘાત (વાગવું કે ચોટ લાગવી,) ફોલ્લીઓ, કુષ્ઠ, સોજા, રતવા, કમળો, પાંડુ અને મેહ, એ રોગથી પીડાએલા રોગીઓને થોડાક જ સ્નિગ્ધ કરીને એમનું શોધન કરવું

વિરેચન કેવું આપવું?

**सर्वान् स्नेहविरेकैश्च, रूक्षैस्तु स्नेहभावितान् ।**

સર્વ કોઈને સ્નેહ વડે વિરેચન આપવું પણ જેમને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કર્યા હોય તેમને રૂક્ષ ઔષધથી વિરેચન આપવું (મતલબ કે જેમને થોડાક જ સ્નિગ્ધ કર્યા હોય તેવા ઝેરાક પાંચવાળા વિષ વગેરેથી પીડાતા રોગીને પણ સ્નિગ્ધ વિરેચન આપવું)

સ્નેહ અને સ્વેદ વારવાર યોજવા

**कर्मणां वमनादीनां पुनरप्यन्तरेऽन्तरे ॥ ५७ ॥**
**स्नेहस्वेदौ प्रयुञ्जीत, स्नेहमन्ते बलाय च ।**

વમન વગેરે (વમન, વિરેચન, અનુવાસન અને નિરૂહબસ્તિ) ક્રિયાઓની વચ્ચેવચ્ચે ફરી ફરીને સ્નેહન અને શેક કરવા અને છેક છેલ્લે સ્નેહન કરવાથી બળ આવે છે

(પહેલા સ્નેહન અને શેક, પછી વમન, પછી સ્નેહન અને શેક, પછી વિરેચન, પછી સ્નેહન અને શેક, પછી અનુવાસનબસ્તિ, પછી સ્નેહન અને શેક, પછી નિરૂહબસ્તિ, પછી સ્નેહન અને શેક, પછી અનુવાસન કરવુ.)

સ્નેહન, સ્વેદન અને શોધનના ક્રમની જરૂર

**मलो हि देहादुत्क्लेश्य ह्रियते वाससो यथा ॥५८॥**
**स्नेहस्वेदैस्तयोत्क्लिष्टः शोध्यते शोधनैर्मलः ।**

જેમ સાબુ વગેરે સ્નિગ્ધ પદાર્થ નાખીને તથા પછી બાફીને વસ્ત્રનો મેલ છૂટો પાડીને તેને કાઢી નાખવામા આવે છે, તેમ સ્નેહપાન અને શેક વડે મળને તેના સ્થાનમાથી છૂટા પાડીને પછી શોધન ઔષધોથી મળને શરીરમાંથી દૂર કરવામા આવે છે

સ્નેહ અને સ્વેદ કર્યા વિના શોધનથી હાનિ

**स्नेहस्वेदावनभ्यस्य कुर्यात्संशोधनं तु यः ॥५९॥**
**दारु शुष्कमिवानामे शरीरं तस्य दीर्यते ॥ ५९½ ॥**

જેમ સૂકુ લાકડુ નમાવવાથી (વાળવાથી) ચિરાઈ જાય છે, ફાટી જાય છે કે ભાગી જાય છે તેમ જે માણસ સ્નેહન તથા શેક કર્યા સિવાય લાગલો જ શોધન કરવા માંડે છે તે માણસનુ શરીર ચિરાઈ જાય છે મતલબ કે સ્નેહપાન કર્યા વિના તથા શેક કર્યા વિના વમન, વિરેચન વગેરે કર્મ શરીરને હાનિકારક છે

સશોધનનુ ફળ

**बुद्धिप्रसादं बलमिन्द्रियाणां**
**धातुस्थिरत्वं ज्वलनस्य दीप्तिम् ।**
**चिराच्च पाकं वयसः करोति**
**संशोधनं सम्यगुपास्यमानम् ॥ ६०½ ॥**

શોધન સારી રીતે (યથાવિધિ) કરવામા આવે તો તેથી બુદ્ધિ નિર્મળ થાય છે, ઇન્દ્રિયો બળવાન થાય છે, ધાતુઓ સ્થિર થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને ઘડપણ મોડુ આવે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने वमनविरेचनविधिर्नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો : બસ્તિવિધિ

**अथातो बस्तिविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે બસ્તિવિધિ સબધી અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

બસ્તિ ક્યારે અપાય? બસ્તિના પ્રકાર

**वातोल्बणेषु दोषेषु वाते वा बस्तिरिष्यते ।**
**उपक्रमाणां सर्वेषां सोऽग्रणीस्त्रिविधस्तु स ॥१॥**
**निरूहोऽन्वासनं बस्तिरुत्तर.**

જે દોષમા વાયુ પ્રધાન છે એવા વાયુપિત્ત ભેગા અને વાયુકફ (ભેગા)ના રોગોમા અથવા કેવળ વાત દોષમા પણ બસ્તિ આપવાની જરૂર છે, કેમ કે સર્વે ઉપક્રમો (ચિકિત્સા)મા બસ્તિ ઉત્તમ છે એ બસ્તિ ત્રણ પ્રકારની છે નિરૂહ, અનુવાસન, ઉત્તર

ક્યા રોગમા નિરૂહબસ્તિ આપવી?

**तेन साधयेत् ।**
**गुल्मानाहखुडप्लीहशुद्धातीसारशूलिनः ॥ २ ॥**
**जीर्णज्वरप्रतिश्यायशुक्रानिलमलग्रहान् ।**
**वर्ध्माश्मरीरजोनाशान् दारुणांश्चा-**
**निलामयान् ॥ ३ ॥**

ગોળો, આનાહ, વત, બરોળ, નિરામ, અતિસાર, શૂળ, જીર્ણજ્વર, સળેખમ, વીર્ય રોકાઈ રહે, વાયુ ન સરે, મળ રોકાઈ રહે, વધરાવળ, પથરી, સ્ત્રીનો માસિક અટકાવ જતો રહે, ભયકર વાયુના રોગ—એ સર્વ રોગનો નિરૂહબસ્તિ વડે ઉપચાર કરવો

નિરૂહબસ્તિ કોને ન આપવી?

**अनास्थाप्यास्त्वतिस्निग्धः क्षतोरस्को**
**भृशं कृशः ।**
**आमातिसारी वमिमान् संशुद्धो दत्तनावनः ॥ ४ ॥**
**श्वासकासप्रसेकार्शोहिध्माध्मानाल्पवह्नयः ।**
**शूनपायुः कृताहारो बद्धच्छिद्रोदकोदरी ॥ ५ ॥**
**कुष्ठी च मधुमेही च मासान् सप्त च गर्भिणी ।**

અતિશય સ્નિગ્ધ (જેને અતિશય સ્નેહપાન થઈ ગયુ હોય તે), ઉરક્ષતવાળો, અત્યત દૂબળો, આમાતિસારવાળો, ઊલટીના રોગવાળો, શોધન કરેલો, નસ્ય આપેલો, ઉધરસવાળો, દમવાળો, પ્રસેકવાળો, હરસવાળો, હેડકીવાળો, આધ્માનવાળો, મદાગ્નિવાળો, જેની ગુદાએ સોજો હોય તે, જેણે ખાધુ હોય તે, બદ્ધોદર, છિદ્રોદર અને જળોદર રોગ જેને થયા હોય તે, કુષ્ઠ

રોગવાળો, મધુમેહ નામે મેહવાળો અને સાત માસ પૂરા થાય ત્યા સુધી સગર્ભા સ્ત્રી—એટલા રોગીઓને આસ્થાપન (નિરૂહ) બસ્તિ આપાય નહિ (જો અતિ સ્નિગ્ધને આસ્થાપનબસ્તિ આપે તો તે બસ્તિ તેના દોષને સ્થાનમાંથી ચલિત કરીને સોજો અને ઉદરરોગ પેદા કરે ઉરઃક્ષતવાળાને અને દૂબળાને નિરુહબસ્તિ આપવાથી તે બસ્તિ આપવાથી શરીરના દોષ ખળભળી ઊઠવાથી શરીરને પીડા થાય આમાતિસારવાળાને બસ્તિ આપવાથી દોષ સારી રીતે બહાર ન નીકળવાથી અને શરીરને ક્ષોભ થવાથી અતિશય પીડા થાય ઊલટીના રોગવાળાને નિરુહ આપવાથી દોષોનો ઉત્ક્લેશ નિરુહ બસ્તિને ઊંચી ચડાવી દે જેમ ખાર ચાંદાને બાળે છે તેમ વમન વિરેચનથી શોધન કરેલા અને ખાલી પડી ગયેલા શરીરને નિરૂહબસ્તિ બાળે છે નસ્ય લીધું હોય તેની હાંસડીથી ઉપરના ભાગની શિરાઓ ખુલ્લી થયેલી હોવાથી નિરૂહ વિભ્રંશ કરે છે ઉધરસ તથા દમ વગેરે રોગવાળાના દોષોનો ઉત્ક્લેશ થયેલો હોવાથી નિરૂહબસ્તિ ઊંચી ચડી જાય છે હરસ વગેરે રોગવાળાઓને નિરૂહ આપવાથી અત્યંત પેટ ચડે છે કે મરણ પણ થાય છે, મદ અગ્નિવાળાને સ્તંભ, જડતા વગેરે થાય છે ગર્ભવતીને પહેલા સાત મહિના સુધી નિરૂહબસ્તિ આપવાથી ગર્ભને નુકસાન થાય, ગર્ભ પડે કે રક્તપિત્તનો રોગ થાય )

### અનુવાસનબસ્તિ કોને આપવી?

**आस्थाप्या एव चान्वास्या विशेषाद्तिवह्नय. ॥६॥**
**रूक्षा केवलवातार्ता**

જેમને આસ્થાપનબસ્તિ આપવાની છે, તેમને (શ્લોક ૨, ૨ ૨॥, ૩) અનુવાસનબસ્તિ પણ આપવી તેમા ખાસ કરીને રૂક્ષ (લૂખા), કેવળ વાયુના રોગથી પીડાયેલા અને અતિશય જઠરાગ્નિના રાગથી પીડાયેલા અને અતિશય જઠરાગ્નિના જોરવાળાને અનુવાસનબસ્તિ આપવી

### અન્વાસનબસ્તિ ન આપવા જેવા રોગી

**नानुवास्यास्त एव च ।**
**येऽनास्थाप्यास्तथा पाण्डुकामलामेहपीनसाः ॥७॥**
**निरन्नप्लीहविड्भेदिगुरुकोष्ठकफोदराः ।**
**अभिष्यन्दिभृशस्थूलकृमिकोष्ठाढ्यमारुताः ॥८॥**
**पीते विषे गरेऽपच्या श्लीपदी गलगण्डवान् ।**

જેમને આસ્થાપનબસ્તિ આપવામા આવતી નથી એટલે જેને નિરૂહબસ્તિની મના કરેલી છે, તેમને (શ્લોક ૩॥ થી ૫॥) અનુવાસનબસ્તિ પણ આપવી નહિ, તેમ જ પાડુ, કમળો, મેહ, સળેખમ એ રોગવાળાને અનુવાસનબસ્તિ ન આપવી, જેણે ભોજન ન કર્યું હોય એટલે ઉપવાસી હોય તેને, બરોળના રોગવાળાને, જેને ઝાડો નરમ (ભાગેલો) થતો હોય, જેનો કોઠો ભારે હોય (જેના કોઠામા ભાર હોય), કફોદરનો રોગ જેને થયો હોય, જેને અભિષ્યંદ થયો હોય, જેઓ શરીરે પાતળા કે જાડા હોય, જેમના કોઠામા કરમિયા હોય, જેમને ઊરુસ્તંભનો રોગ થયો હોય, જેણે ઝેર કે ગર પીધુ હોય, જેને અપચી—ગડમાળાનો રોગ થયો હોય, જેને હાથીપગો રોગ થયો હોય, જેને ગલગંડ રોગ થયો હોય, તેમને અનુવાસન બસ્તિ આપવી નહિ

### નિરૂહ તથા અન્વાસનબસ્તિનું યંત્ર

**तयोस्तु नेत्रं हेमादिधातुदार्वस्थिवेणुजम् ॥९॥**
**गोपुच्छाकारमच्छिद्रं श्लक्ष्णर्जु गुलिकामुखम् ।**

નિરૂહ અને અન્વાસનબસ્તિ આપવા માટે જે યંત્ર કરવામાં આવે છે તેનું 'નેત્ર' સોનું, રૂપુ, પિત્તળ, લોઢુ, કાંસુ, કલાઈ, સીસું વગેરે ધાતુનું બનાવવું, અથવા સીસમ વગેરે લાકડાનુ બનાવવું, અથવા હાથીદાંત વગેરે હાડકાનુ બનાવવું, અથવા વાંસનું બનાવવુ, તે આકારમા ગાયના પૂંછડા જેવું ક્રમેક્રમે પાતળું થતું જતું હોવુ જોઈએ તે ચૂએ એવુ કાણુ ન હોવું જોઈએ, સ્પર્શ કરતાં સુંવાળુ લાગે એવું હોવું જોઈએ તથા તેનું મુખ મોતી જેવું ગોળ અને બૂઠું જોઈએ (નેત્ર—બસ્તિ આપવાની નળી)

### નેત્રની લંબાઈ

**ऊनेऽब्दे पञ्च, पूर्णेऽस्मिन्नासप्तम्याः षडङ्गुलानि वर्षे ॥१०॥**
**सप्तमे सप्त, तान्यष्टौ द्वादशे, षोडशे नव ।**
**द्वादशैव परं विंशाद्वीक्ष्य वर्षान्तरेषु च ॥११॥**
**वयोबलशरीराणि प्रमाणमभिवर्धयेत् ।**

બાળક(રોગી)ની ઉંમર એક વરસ કરતાં ઓછી હોય તો તે નેત્ર (નળી) રોગીના પાંચ આંગળ જેટલાં લાંબું રાખવુ, એક વરસ પૂરું થયા પછીથી તે છ વરસ પૂરાં થતા સુધીની રોગીની ઉંમર હોય તો તેને તેના છ આંગળ લાંબું નેત્ર રાખવું, સાતમે વરસે સાત આગળનું નેત્ર રાખવું, બારમે વરસે આઠ આંગળનું નેત્ર રાખવું, સોળમા વરસે નવ આંગળનું નેત્ર રાખવું અને વીસમા વરસ પછી નમે તે ઉંમરવાળાને માટે

રોગીના બાર આંગળ લાંબુ નેત્ર જોઈએ (આંગળીની પહોળાઈને આંગળ કહે છે)

રોગીની ઉંમર, બળ શરીર વગેર જોઈને વચલા વર્ષો એટલે નવમું, દશમું, વગેર વર્ષોમા તે નેત્રનું પ્રમાણ વધારવું દાખલા તરીક આઠમે વર્ષ ૭ા આગળ, નવમે વર્ષે ૭ા ૨ ંગળ વગેર

નેત્રની જાડાઈ

**स्वाङ्गुष्टेन सम मूले स्थौल्येनाग्रे कनिष्ठया ॥ १२ ॥**

તે નેત્રનુ મથાળુ રોગીના અંગૂઠાના મૂળ જેટલુ જાડુ (ઘેરાવાવાળુ) રાખવુ તથા તેનો અગ્રભાગ ટચલી આંગળીના અગ્રભાગ જેટલો જાડો રાખવો

નળીના ઉપરના છિદ્રનુ માપ

**पूर्णेऽब्देऽङ्गुलमादाय तदर्धार्धप्रवर्धितम ।**
1 **ऽङ्गुल परम छिद्र मूलेऽग्र वहते तु यत् ॥ १३ ॥**
**मुद्ग माष कलाय च क्लिन्न कर्कन्धुक क्रमात् ।**

(દરદી એક વરસથી ઓછી ઉંમરનો હોય તો નળીના ઉપરના છિદ્રનો ઘેરાવો દરદીના અડધા આંગળ રાખવો દરદીની ઉંમર એક વર્ષની હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના એક આંગળ રાખવો દરદીની ઉંમર સાત વર્ષની હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીનો સવા ૨ ંગળ રાખવો દરદી બાર વર્ષની ઉંમરનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીનો દોઢ ૨ ંગળ રાખવો દરદી સોળ વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના પોણાબે આંગળ રાખવો દરદી સત્તર વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના બે આંગળ જેટલો રાખવો દરદી અઢાર વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના સવા બે ૨ ંગળ રાખવો દરદી ઓગણીસ વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના અઢી આંગળ રાખવો દરદી વીસ વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના પોણાત્રણ ૨ ંગળ રાખવો દરદી એકવીસ વર્ષનો હોય તો નળીના ઉપલા છિદ્રનો ઘેરાવો દરદીના ત્રણ આંગળ જેટલો રાખવો એકવીસથી મોટી ઉંમરવાળા દરદી માટે જેટલો રાખવો એકવીસ વર્ષના દરદી માટે રાખવાનું છે એટલું જ છિદ્ર રાખવું આંગળ એટલે ૨ ંગળીની પહોળાઈ જેટલુ માપ)

નળીના નીચેના છિદ્રનુ માપ

(નળીના નીચેના છેડાના છિદ્રનો ઘેરાવો એક વરસની ઉંમરના દરદી માટે મગનો દાણો પેસી શકે એટલો, સાત વરસના દરદી માટે અડદનો દાણો પેસી શકે એવડો બાર વરસના દરદી માટે વટાણાનો દાણો પેસી શકે એવડો, સોળ વરસના દરદી માટે પલાળેલો (પાણીમાં ફૂલેલો) વટાણાનો દાણો પેસી શકે એવડો અને એકવીસ વર્ષના દરદી માટે નાનુ બોર પેસી શકે એવડો રાખવો)

દરદીની ઉંમર પૂરા એક વર્ષની હોય તેને માટે એના એક આંગળ જેટલા ઘેરાવાવાળુ નળીના ઉપલા છેડાનુ છિદ્ર રાખવું એ રીતે શરૂ કરીને ૨ ંગળના ચોથા ભાગ જેટલુ વધારતા વધારતા આખર ત્રણ આંગળના માપ જેટલા ઘેરાવાવાળુ છિદ્ર મોટામા મોટુ રાખવુ પણ નળીના નીચલા છેડાનુ છિદ્ર અનુક્રમે મગ, અડદ, વટાણો, પાણીમા ફૂલેલો વટાણો અને નાનુ બોર પસાર થઈ શકે એવડુ રાખવુ

નળીને બે છેડે વીંટીઓ (અગૂઠીઓ) ચડાવવી

**मूलच्छिद्रप्रमाणेन प्रान्ते घ दृतकर्णिकम् ॥ १४ ॥**
**वर्त्याऽग्रे पिहित, मूले यथास्व द्व्यङ्गुलान्तरम् ।**
**कर्णिकाद्वितय नेत्रे कुर्यात्**

નળીના મૂળમા (=બસ્તિ સાથે જોડવાના છેડામા) જેટલા માપનુ છિદ્ર હોય તેટલા માપની ઊપસેલી કડી (વીંટી) નળીના અગ્ર ભાગ આગળ (=ખુલા તરફને છેડે) નળીને પહેરાવવી અને નળીના ખુલ્લા તરફના છેડાનુ છિદ્ર વાટ ખોસીને બંધ કરવુ નળીના બસ્તિ તરફને છેડે બે ઉપસેલી કડીઓ (વીંટીઓ) નળીને વીટી રીતે પહેરાવવી કે એ બે કડીઓ વચ્ચે દરદીના બે ૨ ંગળ જેટલુ અંતર રહે

(નળીને નીચલે ગુદા તરફને છેડે કડી ચડાવવાથી નળીનો નીચલો છેડો ગુદામા વધારે પેસી જતો અટકે છે નળીને ઉપલે બસ્તિ તરફને છેડે બે વીંટીઓ ચડાવીને એ બે વીંટીઓ વચ્ચે બે ૨ ંગળનુ અંતર રાખવાથી બે ઉપસેલી વીંટીઓ વચ્ચે પડતા બે ૨ ંગળના ખાડામા બસ્તિને નળી સાથે બરાબર બાંધી શકાય છે તેથી નળી ઘડીમા બસ્તિમા ઊંચી ચડી જાય કે ઘડીમા બસ્તિમા નીચી ઊતરી જાય એવુ બનતું નથી નળીના નીચલા ભાગના છિદ્રને વાટ ખોસીને બંધ કરવાથી તે છેડેથી કંઈ કચરો કે જીવાત કે બીજુ કંઈ નળીના ચીને બસ્તિમા જઈ શકતુ નથી)

નેત્ર(નળી)મા મૂત્રાની બસ્તિ

**तत्र च योजयेत ॥ १५ ॥**

**मजाविमहिष्यादीना बस्ति समृद्रित दृढम ।**
**कषायरक्त निश्छिद्रग्रन्थिगन्धशिरा तनुम । १६ ॥**
**प्रथित साधु सूत्रेण सुखसस्थाप्यमेपजम ।**

અને તેલ પાઈને ખૂબ મસળેલું, મજબૂત, હરડે જેવા તૂરા દ્રવ્યોના રસથી રંગેલુ, કાણું ન હોય એવું (કાણા વિનાનું), ગાંઠા વિનાનુ, ગંધ વિનાનુ, રંગો વિનાનું, પાતળુ, બસ્તિમા હવા ન પેસી શકે એ રીતે સૂતળીના પુષ્કળ આંટા મારીને બરાબર ગાંઠો વાળીને નળી સાથે બાંધેલુ, જેટલી દવા અંદર મવડાવવાની હોય તેટલી સહેલાઈથી અંદર ભરી શકાય એવુ, બકરો, ઘેટો, પાડો (બળદ, હરણ, ભૂંડ) વગેરે પ્રાણીનુ મૂત્રાશય (=બસ્તિ, બ્લેડર) તમા (એટલે નળીને ઉપલે છેડે ફીટ કરેલી બે વીંટીઓના વચગાળામા) બરાબર બાંધવુ (નળીના ઉપરનો છેડો પ્રાણીના મૂત્રાશયમા જરા ચડાવીને મૂત્રાશયનુ છિદ્ર બે વીંટીઓના વચ ગાળામા બરાબર બાંધી લેવુ)

**પ્રાણીના મૂત્રાશયને બદલે શું વાપરી શકાય?**

**वस्त्यभावेऽङ्कपादं वा न्यसेद्वासोऽथवा घनम् ॥१७**

જો પ્રાણીનું મૂત્રાશય ન મળે તો તેને બદલે સાથળનું ચામડુ, પગનુ ચામડુ કે ઘટ્ટ કપડુ મૂકવુ (=નળી સાથે બાંધવુ)

(અંદરની દવા નીતરી ન જાય તેટલા માટે ઘટ્ટ કપડુ વાપરવુ, ઘટ્ટ કપડુ ન હોય તો મીણ પાયેલું કપડુ વાપરવું)

**નિરૂહબસ્તિની માત્રા (માપ)**

**निरूहमात्रा प्रथमे प्रकुञ्चो वत्सरे परम् ।**
**प्रकुञ्चवृद्धिः प्रत्यब्दं यावत्षट्प्रसृतास्ततः ॥ १८ ॥**
**प्रसृतं वर्धयेदूर्ध्वं द्वादशाष्टादशस्य तु ।**
**आसप्ततेरिदं मानं, दशैव प्रसृता परम् ॥ १९ ॥**

નિરૂહબસ્તિ આપવી હોય ત્યારે તેની માત્રા આ પ્રમાણે છે પહેલા વર્ષમા એક પલ (છ માસની ઉંમર હોય તેવાને અર્ધું પલ) ઉંમર એક વર્ષ ઉપરાંત હોય તો દર વર્ષે એક એક પલ માત્રા વધારવી એ પ્રમાણે બાર વર્ષની ઉંમરના ને બાર પલ દ્રવ્ય બસ્તિમા આપવુ પછી તેરમા વર્ષથી તે સત્તરમા વર્ષ સુધી એ માત્રા બે બે પલ પ્રમાણે દર વર્ષ વધારતા જવી અઢાર વર્ષથી તે સિત્તેર વર્ષની ઉંમર થતા સુધી ચોવીન પલ પ્રમાણે નિરૂહની માત્રા (માપ) જાણવી. સિત્તેર વર્ષની ઉંમર પછીનાને માટે વીસ પલ માત્રા જાણવી. પલ એટલે ચાર તોલા નિરૂહબસ્તિની માત્રાનું વજન કહ્યું છે તે ક્વાથ (કવાથ), સ્નેહ સહિત જાણવુ

**અનુવાસનબસ્તિની માત્રા**

**यथायथं निरूहस्य पादो मात्राऽनुवासने ।**

અનુવાસનબસ્તિ આપવી હોય તો નિ.ની માત્રા જે ઉંમરે જેટલી કહેલી છે, તે ઉંમરે તે કરતા ચોથા ભાગનું માપ અનુવાસનબસ્તિનુ લેવું, જ્યા નિરૂહ બસ્તિ એક પલ કહી હોય ત્યા અનુવાસન દ્રવ્ય એક કર્ષ એટલે એક તોલો લેવું

**અનુવાસનનો પૂર્વવિધિ**

**आस्थाप्यं स्नेहितं स्विन्नं शुद्धं लब्धबलं पुनः ॥२०**
**अन्वासनार्हं विज्ञाय पूर्वमेवानुवासयेत् ।**
**शीते वसन्ते च दिवा रात्रौ केचित्ततोऽन्यदा ॥२१॥**
**अभ्यक्तस्नातमुचितात्पादहीनं हितं लघु ।**
**अस्निग्धरूक्षमशितं सानुपानं द्रवादि च ॥ २२ ॥**
**कृतचङ्क्रमणं मुक्तविण्मूत्रं शयने सुखे ।**
**नात्युच्छ्रिते न चोच्छीर्षे संविष्टं वामपार्श्वतः ॥२३॥**
**सङ्कोच्य दक्षिणं सक्थि प्रसार्य च ततोऽपरम् ।**

જે મનુષ્ય નિરૂહબસ્તિ આપવાને યોગ્ય હોય, જેને સ્નેહ વડે સ્નિગ્ધ કર્યો હોય, વમનવિરેચનથી નીચે–ઉપર શુદ્ધ થયો હોય તથા બસ્તિનો વેગ સહન કરવાને પાછો શક્તિમાન થયો હોય તથા અનુવાસનબસ્તિને યોગ્ય હોય એવા રોગીને નિરૂહ આપતા પહેલાં જ અનુવાસનબસ્તિ આપવી હેમંતમા, શિશિરમા અને વસંતમા દિવસે અન્વાસનબસ્તિ આપવી કેટલાકનો મત એમ છે કે તે વિનાની ઋતુમા એટલે ગ્રીષ્મ, વર્ષા અને શરદમા રાતે આપવી, (પણ ધન્વંતરિ મતને અનુસરનારાનું કહેવુ તો એમ છે કે રાતે તો બસ્તિ ન જ આપવી કેમ કે રાતે સ્નેહ શરીરમાં દાખલ કરવાથી દોષ સ્થાનથી ચલિત થાય છે, ને સ્નેહ વીર્ય સાથ મળીને આધ્માન, ભારેપણું અને જ્વર ઉપજાવે છે) અનુવાસનબસ્તિ જેને આપવાની હોય તેને રાગે તેલ વગેરે ચોળીને પછી તેને સ્નાન કરાવવું, તથા જેટલુ ભોજન તેને સામાન્ય રીતે માફક આવતું હોય તે કરતા ચોથા ભાગ જેટલું ઓછુ લેવું, હિતકર, હલકું, બહુ સ્નિગ્ધ નહિ કે બહુ રૂક્ષ નહિ એવું, અનુપાન સહિત અને પાતળું, ઉષ્ણ વગેરે ગુણવાળુ એવું ભોજન તેને કરાવવુ (જો અતિસ્નિગ્ધ ભોજન કરે તો બંને માર્ગેથી દાખલ થયેલો સ્નેહ મદ, મૂર્છા, મંદાગ્નિ વગેરે રોગ કરે છે. જો અતિ લૂખું ભોજન કરે તો વિષ્ટંભ, બલહાનિ, વર્ણહાનિ વગેરે થાય) ભોજન કર્યા પછી તેણે થોડુક ફરવું જોઈએ પછી ઝાડો–પેશાબ કરી તેણે સ્વસ્થ થવું પછી સગવડ પડે એવી પથારીમાં (ખાટલામાં) તેને સુવાડવો, તે (પથારી) બહુ ઊંચી ન હોવી જોઈએ અને માથું ઊંચુ ન રાખવુ ચાલીને ડાબે પાસે સુવાડવો તથા તેનો જમણો પગ સંકોરીને તથા ડાબો પગ લાંબો

રાખીને રાકાયેલો તનો જમણો પગ પ્રસારેલા ડાબા પગ પર પડે એમ સુવાડવા

બસ્તિ કેવી રીતે આપવી?

**अथास्य नेत्रं प्रणयेत्स्निग्धे स्निग्धमुखं गुदे ॥२४**
**उच्छ्वास्य बस्तेर्वदने बद्धे हस्तमकम्पयन्।**
**पृष्ठवंशं प्रति ततो नातिद्रुतविलम्बितम् ॥ २५ ॥**
**नातिवेगं न वा मन्दं सकृदेव प्रपीडयेत्।**
**सावशेषं च कुर्वीत वायुः शेषे हि तिष्ठति ॥२६॥**

પછી એ પ્રમાણે રાગીને સુવાડીને તની ગુદા ઉપર સ્નેહ ચોપડવા તથા બસ્તિના મુખ (અગ્રભાગ) પર પણ સ્નેહ ચોપડવા પછી બસ્તિમાથી વાયુને બહાર કાઢી નાખીને તને (નેત્રને) બસ્તિના મો આગળ બાધવું પછી હાથ ધ્રૂજે નહિ એવી રીતે બહુ ઉતાવળે નહિ કે બહુ ધીમે નહિ બહુ વગથી નહિ કે બહુ મદ નહિ એવી રીતે તે બસ્તિનું ઔષધ કે સ્નેહ ઉપર જાય (બરડાની કરોડ તરફ તે જાય) એમ એક જ વાર નળી દબાવવી બસ્તિ ચડાવતા બસ્તિમા થોડો સ્નેહ (કે ઔષધ) બાકી રાખવા (બસ્તિમાનું બધું ઔષધ કે સ્નેહ શરીરમા ચડાવી દેવુ નહિ), કેમ કે બસ્તિના છેડાના ભાગમા વાયુ હોય છે

બસ્તિ આપ્યા પછીની ક્રિયા

**दत्ते तूत्तानदेहस्य पाणिना ताडयेत्स्फिचौ।**
**तत्पार्ष्णिभ्यां तथा शय्यां पादतश्च त्रिरुत्क्षिपेत् ॥ २७ ॥**
**ततः प्रसारिताङ्गस्य सोपधानस्य पार्ष्णिके।**
**आहन्यान्मुष्टिनाऽङ्गं च स्नेहेनाभ्यज्य मर्दयेत् ॥ २८ ॥**
**वेदनार्तमिति स्नेहो न हि शीघ्रं निवर्तते।**
**योऽस्य शीघ्रं निवृत्तेऽन्यः स्नेहोऽतिष्ठन्न कार्यकृत् ॥ २९ ॥**

બસ્તિ આપ્યા પછી તેનું શરીર ચત્તું રાખીને હાથથી તેના કૂલા ઉપર ત્રણ વખત મારવું, તેમ જ તેની પાની વતી તેના કૂલા ઉપર ત્રણ વખત મારવું વળી પગ બાજુનો ખાટલો ત્રણ વાર ઊંચો કરવો, પછી તેને કૂલા નીચે ઓશીકું મૂકીને લાંબો સુવાડવો અને તેની પાનીઓ ઉપર ત્રણ વાર મુક્કી મારવી, પછી શરીર ઉપર તેલ ચોળીને ચંપી કરવી. રાગીનું શરીર વેદનાવાળું હોય છે માટે બસ્તિ દ્વારા શરીરમાં નખેલો સ્નેહ જલદી પાછો નીકળતો નથી. પણ જો જલદી પાછો નીકળી જાય તો બસ્તિ દ્વારા ફરીને સ્નેહ આપવો કેમ કે શરીરમા સ્નેહ રહ્યો નહિ તો તેથી જે અસર કરવાની હોય તે થતી નથી

સ્નેહ નીકળ્યા પછી શું કરવું?

**दीप्ताग्निं त्वागतस्नेहं सायाह्ने भोजयेल्लघु।**

જ્યારે સ્નેહ પાછો નીકળવાને સમયે પાછો નીકળે, ત્યારે પ્રદીપ્ત થયેલા અગ્નિવાળા માણસને સાયંકાળે હલકું ભોજન કરાવવું (પણ જો સ્નેહ વખતસર બહાર ન નીકળે કે દરદીનો અગ્નિ મંદ હોય તો તેને સાંજે કાંઈ પણ ખવડાવવું નહિ)

સ્નેહ બહાર નીકળવાનો યોગ્ય વખત

**निवृत्तिकालः परमस्त्रयो यामास्ततः परम् ॥३०**
**अहोरात्रमुपेक्षेत, परतः फलवर्तिभिः।**
**तीक्ष्णैर्वा बस्तिभिः कुर्याद्यत्नं स्नेहनिवृत्तये ॥३१**

સ્નેહ શરીરમાથી પાછો નીકળવાની વધારેમા વધારે મુદત ત્રણ પહોર છે તેટલા વખતમા જો સ્નેહ પાછો ન નીકળે તો તે ત્રણ પહોર પછી એક રાત્રિ દિવસ જેટલો વખત સુધી સ્નેહ બહાર નીકળવાની રાહ જોવી તેટલામા પણ જો સ્નેહ પાછો ન નીકળે તો પછી ફલવર્તિઓ મૂકીને અથવા તીક્ષ્ણ બસ્તિઓ (ક ૪/૯) વડે સ્નેહ પાછો બહાર કાઢવાનો પ્રયત્ન કરવો (ફલવર્તિઓ અર્શચિકિત્સામા (ચિ ૮/૨૦ થી ૨૧મા) કહેલી છે પ્રહર=ત્રણ કલાક)

સ્નેહ પાછો ન જ નીકળે તો શું કરવું?

**अतिरौक्ष्यादनागच्छन् न चेज्जाड्यादिदोषकृत्।**
**उपेक्षेतैव हि ततोऽध्युषितश्च निशां पिबेत् ॥३२**
**प्रातर्नागरधान्याभ्यां कोष्णं केवलमेव वा।**

શરીરના અતિશય લૂખાપણાને લીધે શરીરમા ચડેલો સ્નેહ બહાર પાછો ન જ નીકળે અને અંદર રહીને પણ જડતા, મંદ અગ્નિ વગેરે ઉપદ્રવ કરે નહિ, તો પછી તે સ્નેહ બહાર કાઢવાનો યત્ન કરવો નહિ પછી એક રાત વચમા જવા દઈને સવારે સૂંઠ અને ધાણાનો ક્વાથ નવાયો ગરમ ગરમ પીવો અથવા એકલું નવશેકું પાણી પીવું (આમ કરવાથી શરીરમા રહી ગયેલો ન પાચેલો સ્નેહ પાચશે.)

ફરીને અનુવાસન કરવાનો કાળ

**अन्वासयेत्तृतीयेऽह्नि पञ्चमे वा पुनश्च तम् ॥३३**
**यथा वा स्नेहपक्तिः स्यादतोऽप्युल्बणमारुतान्।**
**व्यायामनित्यान् दीप्ताग्नीन् रूक्षांश्च प्रतिवासरम् ॥ ३४ ॥**

તે રાગીને ફરીને ત્રીજે દિવસે અથવા પાંચમે દિવસે અથવા જેટલા દિવસમાં સ્નેહ પચતો હોય

તેટલા દિવસે પાછી અનુવાસનબસ્તિ આપવી પણ જેઓ નિત્ય કસરત કરતા હોય, જેમનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તથા જેમનુ શરીર લૂખુ હોય, તેમને એ જ કારણસર (સ્નેહ ઝટ પચી જતો હોવાથી) દરરોજ અનુવાસનબસ્તિ આપવી.

નિરૂહબસ્તિ કોને, ક્યારે, કેવી આપવી?

**इति स्नेहैस्त्रिचतुरैः स्निग्धे स्रोतोविशुद्धये ।**
**निरूहं शोधनं युञ्ज्यादस्निग्धे स्नेहनं तनाः ॥**

એ પ્રમાણે પૂર્વે કહ્યુ તેમ ત્રણ કે ચાર અનુવાસનબસ્તિ આપીને તેને એ રીતે સ્નિગ્ધ કર્યા પછી સ્રોતોનુ શોધન કરવા માટે શોધન નિરૂહબસ્તિ આપવી જે શ્લોક ૬ાા થી ૮ાા વાળા અનુવાસનબસ્તિને યોગ્ય દરદી ન હોય તો તેમને અનુવાસનબસ્તિ આપ્યા વિના જ એવી નિરૂહબસ્તિ આપવી કે જે શોધન અને સ્નેહન બન્ને હોય

નિરૂહબસ્તિ આપવાની પૂર્વે તૈયારી

**पञ्चमेऽथ तृतीये वा दिवसे साधके शुभे ।**
**मध्याह्ने किञ्चिदावृत्ते प्रयुक्ते बलिमङ्गले ॥ ३६ ॥**
**अभ्यक्तस्वेदितोत्सृष्टमलं नातिबुभुक्षितम् ।**
**अवेक्ष्य पुरुषं दोषभेषजादीनि चादरात् ॥ ३७ ॥**
**बस्तिं प्रकल्पयेद्वैद्यस्तद्विद्यैर्बहुभिः सह ।**

છેલ્લી અનુવાસનબસ્તિ આપ્યા પછી ત્રીજે કે પાંચમે દિવસે સારા સાધક યોગમા મધ્યાહ્ન કાંઈક નમે તે વખતે બલિદાન અને મગળ આચાર કરીને રોગીને શરીરે તેલ ચોળાવવું તથા તેને શેક કરવો પછી દરદીએ ઝાડો—પેશાબ કરી આવવાં પછી જરા ભૂખ લાગી હોય એવા તે રોગીને તથા દોષ, ઔષધ, સાત્મ્ય વગેરેનો વિચાર કરીને વૈદ્યે ઘણા બસ્તિના નિષ્ણાતોને પોતાની સાથે રાખીને આદરથી બસ્તિમા આપવાનું દ્રવ્ય તૈયાર કરવુ

નિરૂહબસ્તિમાં આપવાનું દ્રવ્ય કેવી રીતે તૈયાર કરવુ?

**क्वाथयेद्विंशतिपलं द्रव्यस्याष्टौ फलानि च ॥३८॥**

પછી બસ્તિ કલ્પમા કહેલા દ્રવ્યો ૮૦ તોલા તથા આઠ મીંઢળ લઈને તે બન્નેને સોળગણા પાણીમા ઉકાળવા અને ચોથા ભાગનું પાણી રહે ત્યારે તે દેવતા પરથી ઉતારી લેવું (વસ્તુ-ઓનુ વજન પ્રમાણ બનાવવામા આવ્યું છે એનુ બધુ બસ્તિ તરીકે આપવાનુ નથી)

દોષ પરત્વે સ્નેહનુ પ્રમાણ

**तत काथाच्चतुर्थांशं स्नेहं वाते प्रकल्पयेत् ।**
**पित्ते स्वस्थे च षष्ठांशमष्टमांशं कफेऽधिके ॥३९॥**

પછી વાયુનો રોગ હોય તો ક્વાથ કરતાં ચોથા ભાગનો સ્નેહ નાખવો (નિરૂહબસ્તિની માત્રા ચોવીસ પલની કહેલી છે, માટે સ્નેહ છ પલ લેવો) પિત્ત અધિક હોય એવા રોગીને અને સાજા માણસને તો છઠ્ઠેભાગે એટલે ચાર પલ સ્નેહ લેવો. જો કફ અધિક હોય તો આઠમે ભાગે એટલે ત્રણ પલ સ્નેહ લેવો.

સ્નેહનો સાધારણ નિયમ

**सर्वत्र चाष्टमं भागं कल्काद्भवति वा यथा ।**
**नात्यच्छसान्द्रता बस्तेः**

અથવા વાત, પિત્ત, કફમા અને સાજા માણસ માટે સર્વત્ર દ્રવ્યનો આઠમા ભાગનો સ્નેહ નાખવો, મતલબ કે જે રીતે બસ્તિ અતિશય પાતળી કે અતિશય ઘાટી ન થાય તેમ કરવુ (આ નિયમ પ્રમાણે ક્વાથનો અમુક ભાગ નહિ પણ ક્વાથ બનાવવા માટે કરેલા દ્રવ્યોના કલ્કનો આઠમો ભાગ સ્નેહ નાખવો.)

સ્નેહમા નાખવાનાં બીજા દ્રવ્યનું પ્રમાણ

**पलमात्रं गुडस्य च ॥४०॥**
**मधुपट्वादिशेषं च युक्त्या**

ગોળ એક પલ (ચાર તોલા) અને મધ, સિંધવ વગેરે બીજુ યુકિતથી નાખવું (મધ ચાર પલ તથા સિંધવ એક તોલો નાખવો, કોઈવાર જવખાર એક તોલો નંખાય છે. ગોળનું માપ બતાવવાનું કારણ એ છે કે પિત્તમા તેથી અધિક વજન ન લેવું એ સિવાય માંસરસ, સુરા, આસવ, મૂત્ર, દૂધ, કાજી વગેરે પણ વપરાય છે)

બસ્તિનું ઔષધ શી રીતે તૈયાર કરવું?

**सर्वं तदेकतः ।**
**उष्णाम्बुकुम्भीबाष्पेण तप्तं खजसमाहतम् ॥४१॥**
**प्राक्षिप्य बस्तौ प्रणयेन्नात्युष्णशीतलम् ।**
**नातिस्निग्धं न वा रूक्षं नातितीक्ष्णं न वा मृदु ॥**
**नात्यच्छसान्द्रं नोनातिमात्रं नापटु नाति च ।**
**लवणं तद्वदम्लं च**

પછી તે બધુ ભેગુ કરીને ઊનું પાણી ભરેલા ઘડાની વરાળથી એ બધુ ગરમ કરીને લાકડાની કડછીથી તેને હલાવવુ પછી બસ્તિમા તે ઔષધ નાખીને તે બસ્તિ ગુદામા મૂકવી તે અતિશય ગરમ કે અતિશય ઠંડુ ન જોઈએ. તે અતિશય સ્નિગ્ધ કે અતિ લૂખું અતિ તીક્ષ્ણ કે અતિ કોમળ, અતિ પાતળું કે અતિ જાડું, અતિ થોડુ કે અતિ ઘણું, લવણવિનાનું કે અતિ ખારું, બહુ ઓછુ ખાટુ કે અતિ ખાટુ ન

જોઇએ (બસ્તિનું દ્રવ્ય વધારે પડતું પાકી ન જાય તે માટે રવાળથી ગરમ કરવાનું કહ્યું છે)

पठन्त्यन्ये तु तद्विदः ॥ ४३ ॥
मात्रां त्रिपलिकां कुर्यात्स्नेहमाक्षिकयो पृथक् ।
कर्षार्धं माणिमन्थस्य स्वस्थे कल्कपलद्वयम् ॥४४
सर्वद्रवाणां शेषाणां पलानि दश कल्पयेत् ।

બસ્તિના વિધિને જાણનારા બીજા કેટલાએક એમ કહે છે કે સ્નેહ ૨ ને મધ એ બને ત્રણ ત્રણ પલ જુદા જુદા લેવા અર્ધો તોલો સિંધવ લેવો. આજા માણસને માટે કલ્ક (ક્વાથ બનાવવાના ઓષધો નો કલ્ક) બે પલ લેવો બાકીના સર્વ દ્રવ પદાર્થો દશ પલ લેવાં

माक्षिकं लवणं स्नेहं कल्कं क्वाथमिति क्रमात् ॥
आवपेत निरूहाणामेष संयोजने विधिः ।

પછી પ્રથમ કૂડામાં (ઘૂંટવાના પાત્રમાં) મધ નાખીને તેને ઘૂંટવું પછી તેમાં સિંધવ નાખીને મેળવવું તથા ઘૂંટવું પછી તેમાં સ્નેહ નાખીને ઘૂંટવો પછી તેમાં કલ્ક નાખીને મેળવવો તથા પછી તેમાં ક્વાથ નાખીને મેળવવો એ પ્રમાણે અનુક્રમે મેળવવાથી તે દ્રવ્યો એકરસ બની જાય છે નિરૂહને મેળવવાનો એ વિધિ છે (દ્રવ્યો એકરસ થાય તો એની જોઇએ તેવી અસર થાય છે)

નિરૂહ આપ્યા પછીનો વિધિ

उत्तानो दत्तमात्रे तु निरूहे तन्मना भवेत् ॥४६
कृतोपधानः संजातवेगश्चोत्कटकः सृजेत् ।

નિરૂહ આપ્યા પછી નિરૂહ બહાર નીકળવાનો વેગ આવે તે બાબતનું ધ્યાન રાખીને, ઓશીકું ફુલા નીચે રાખીને ચત્તા સૂઈ રહેવું તથા એનો વેગ આવે એટલે અધુકડા બેસીને તે વગને બહાર કાઢવો.

નિરૂહની મુદત નિરૂહ પાછો ન નીકળે તો શું કરવું?

आगतौ परमः कालो मुहूर्तो मृत्यवे परम् ॥४७
तत्रानुलोमिकं स्नेहक्षारमूत्राम्लकल्पितम् ।
त्वरितं स्निग्धतीक्ष्णोष्णं बस्तिमन्यं प्रपीडयेत् ॥
विदध्यात्फलवर्तिं वा स्वेदनं त्रासनादि च ।

નિરૂહ પાછો બહાર આવવાની વધારમાં વધારે મુદત એક મુહૂર્ત (બે ઘડી ૪૮ મિનિટ) જાણવી. એટલી વારમાં જો નિરૂહ પાછો ન નીકળે તો પછી મરણ થાય. માટે ૪૮ મિનિટ સુધી જો નિરૂહ પાછો ન નીકળે તો ઉતાવળે બીજી નિરૂહબસ્તિ આપવી. તે બીજી નિરૂહબસ્તિ અનુલોમન કરે એવી, ગોમૂત્ર, છાશ, કાંજી વગેરે ખટાઈ તથા જવખારથી બનાવેલી તથા સ્નિગ્ધ, તીક્ષ્ણ અને ઉષ્ણ, એવી બનાવીને ચઢાવવી અથવા અર્શચિકિત્સાના અધ્યાયમાં કહેવાશે એવી ફળ વર્તિ આપવી અથવા શેક કરવો કે રોગીને ભય વગેરે બતાવીને ભડકાવવો

પોતાની મેળે નિરૂહ પાછો નીકળે તો

स्वयमेव निवृत्ते तु द्वितीयो बस्तिरिष्यते ॥४९॥
तृतीयोऽपि चतुर्थोऽपि यावद्वा सुनिरूढता ।

જો નિરૂહ શ્લોક ૪૭ાા થી ૪૮ાા વાળા ઉપાય કર્યા વિના જ એની મેળે પાછો નીકળે તો બીજી બસ્તિ આપવી, તે નીકળે તો ત્રીજી આપવી, તે નીકળે તો ચોથી આપવી એ પ્રમાણે દોષો બરાબર બહાર નીકળી જાય ત્યાં સુધી (સમ્યગ્યોગ થતા સુધી) કરવું શ્લોક ૪૭ાા થી ૪૮ાા વાળા ઉપાયથી નિરૂહ પાછો કાઢવો પડયો હોય તો બીજી નિરૂહબસ્તિ ન આપવી

નિરૂહબસ્તિના અયોગ, સમ્યગ્યોગ, અતિયોગનાં લક્ષણ

विरेकवच्च योगादीन्विद्यात्

નિરૂહબસ્તિ ઓછી લાગી હોય કે ન લાગી હોય, બરાબર લાગી હોય કે વધારે પડતી લાગી હોય તેનાં લક્ષણ અનુક્રમે સૂ ૧૮/૩૮ થી ૪૧ાા માં આપેલા વિરેચનના અયોગ, સમ્યગ્યોગ અને અતિયોગનાં લક્ષણ જેવાં છે

નિરૂહબસ્તિ બરાબર લાગે પછી કરવાનું ભોજન

योगे तु भोजयेत् ॥ ५० ॥
कोष्णेन वारिणा स्नातं तनुं धन्वरसौदनम् ।

નિરૂહનો સમ્યગ્યોગ થયો હોય એટલે સારી રીતે નિરૂહ અપાયો (લાગ્યો) હોય તો દરદીને કંઇ વજે એવા ઊના પાણીથી તેને નવરાવીને જાંગલ પ્રાણીઓના પાતળા માંસરસમાં બનાવેલો ભાત ખવરાવવો

ભોજન કરવાનું કારણ

विकारा ये निरूढस्य भवन्ति प्रचलैर्मलैः ॥५१॥
ते सुखोष्णाम्बुसिक्तस्य यान्ति भुक्तवतः शमम् ।

નિરૂહબસ્તિ આપવાથી મળો પોતાના સ્થાનમાંથી ચલાયમાન થવાથી જે વિકાર ઉત્પન્ન થાય છે તે નવશેકા પાણીથી સ્નાન કરીને પછી ભોજન કરવાથી શાંત થાય છે (માટે નિરૂ. વા ચા પછી ગરમ સ્નાન અને ભોજનની જરૂર છે)

વાયુથી પીડાતાને અનુવાસનબસ્તિ આપવાનો ક્રમ

अथ वातार्दितं भूयः सद्य एवानुवासयेत् ॥५२॥

વાયુથી પીડિત માણસને નિરૂહબસ્તિની ક્રિયા પૂરી થયા પછી તરત જ અનુવાસનબસ્તિ આપવી, એટલે નિરૂહબસ્તિ બહાર નીકળી જાય પછી તરત જ તેને તે જ દિવસે અનુવાસનબસ્તિ આપવી

**અનુવાસનના સમ્યગ્, હીન અને અતિયોગનું લક્ષણ**

**सम्यग्घीनातियोगाश्च तस्य स्युः स्नेहपीतवत् ।**

જેને અનુવાસનબસ્તિ સારી રીતે અપાઈ હોય તેને સારી રીતે સ્નેહપાન કરેલા માણસ જેવા ચિહ્ન જણાય છે, હીનયોગમા સ્નેહપાનના હીનયોગ જેવા અને અતિયોગમા સ્નેહપાનના અતિયોગ જેવા ચિહ્નો જાણવાં (લક્ષણો માટે જુઓ સૂ ૧૬/૩૦, ૩૧)

**અનુવાસનનો સમ્યગ્યોગ થયો ક્યારે કહવાય?**

**किञ्चित्कालं स्थितो यश्च सपुरीषो निवर्तते ॥५३**
**सानुलोमानिलः स्नेहस्तत्सिद्धमनुवासनम् ।**

જે અનુવાસન થોડોક વખત કોઠામા રહીને ઝાડા સાથે તથા અનુલોમ થયેલા વાયુ સાથે પાછુ નીકળે છે, તે અનુવાસનબસ્તિ સિદ્ધ થઈ છે એમ જાણવુ

**દોષ પરત્વે અનુવાસનબસ્તિની સંખ્યા**

**एकं त्रीन् वा बलासे तु स्नेहबस्तीन् प्रकल्पयेत् ॥ ५४ ॥**
**पञ्च वा सप्त वा पित्ते, नवैकादश वाऽनिले ।**
**पुनस्ततोऽप्ययुग्मांस्तु पुनरास्थापनं ततः ॥५५॥**

કફનો વિકાર હોય તો સ્નેહબસ્તિ એટલે અનુવાસનબસ્તિ એક અથવા ત્રણ આપવી, પિત્તનો વિકાર હોય તો પાચ અથવા સાત આપવી, વાયુનો વિકાર હોય તો નવ અથવા અગિયાર આપવી, પછી એકી સખ્યામા સ્નેહબસ્તિઓ આપવી, એ પછી ફરીને આસ્થાપન (નિરૂહ) બસ્તિ આપવી

**અનુવાસનબસ્તિવાળાનું ભોજન**

**कफपित्तानिलेष्वन्नं यूषक्षीररसैः क्रमात् ।**

જેને અનુવાસનબસ્તિ આપી હોય તેને કફનો વિકાર હોય તો યૂષની સાથે, પિત્તનો વિકાર હોય તો દૂધની સાથે ને વાયુનો વિકાર હોય તો માસરસની સાથે અન્ન ખાવાને આપવું

**વાયુના રોગમાં નિરૂહબસ્તિનાં ઔષધ અને સંખ્યા**

**वातघ्नौषधनिक्वाथत्रिवृत्सैन्धवैर्युतः ॥ ५६ ॥**
**बस्तिरेकोऽनले स्निग्धः स्वाद्वम्ललोष्णो रसान्वितः ।**

વાયુના રોગમાં નિરૂહબસ્તિ આપવી હોય તો, વાયુને હણનારા ઔષધ એટલે દશમૂળ વગેરેના ક્વાથ મા નસોતર તથા સિધવ નાખીને તથા તેમા સ્નેહ તથા ગળ્યા, ખાટા અને ખારા રસવાળાં દ્રવ્ય તથા માસરસ નાખીને એક બસ્તિ આપવી તે હિતકાર છે

**પિત્તમાં નિરૂહબસ્તિનાં ઔષધ અને સંખ્યા**

**न्यग्रोधादिगणक्वाथपद्मकादिसितायुतौ ॥५७॥**
**पित्ते स्वादुहिमौ साज्यक्षीरेक्षुरसमाक्षिकौ ।**

પિત્તના વિકારમા ન્યગ્રોધાદિ ગણમાં કહેલા ઔષધોનો ક્વાથ કરીને તેમા પદ્મકાદિ ગણના દ્રવ્યોનો ક્વાથ તથા સાકર મેળવીને તથા તેમાં ઘી, દૂધ, શેરડીનો રસ અને મધ નાખીને ગળી તથા ઠંડી કરીને બે બસ્તિ આપવી

**કફમાં નિરૂહબસ્તિનાં ઔષધ અને સંખ્યા**

**आरग्वधादिनिष्क्वाथवत्सकादियुतास्त्रयः ॥५८॥**
**रूक्षाः सक्षौद्रगोमूत्रास्तीक्ष्णोष्णकटुकाः कफे ।**

કફના વિકારમા આરગ્વધાદિ ગણમાં કહેલાં ઔષધોનો ક્વાથ તથા વત્સકાદિ ગણમા કહેલાં ઔષધોનો ક્વાથ મેળવીને તેમા મધ અને ગોમૂત્ર નાખીને લૂખી, તીક્ષ્ણ, ઉષ્ણ અને તીખી એવી ત્રણ બસ્તિ આપવી

**સન્નિપાતમાં નિરૂહબસ્તિ**

**त्रयस्ते सन्निपातेऽपि दोषान् घ्नन्ति यतः क्रमात् ॥ ५९ ॥**

ત્રણ દોષ એકત્ર કોપ્યા હોય ત્યારે એટલે સન્નિપાતમાં પણ તે (શ્લોક ૫૬ થી ૫૮॥ વાળી) ત્રણ બસ્તિ હિતકર છે, કેમ કે તે અનુક્રમે ત્રણે દોષને દૂર કરે છે

**ચોથી બસ્તિ ન આપવાનું કારણ**

**त्रिभ्यः परं बस्तिमतो नेच्छन्त्यन्ये चिकित्सकाः ।**
**न हि दोषश्चतुर्थोऽस्ति पुनर्दीयेत यं प्रति ॥६०**

ત્રણ બસ્તિથી ત્રણ દોષ મટી જાય છે, અને ચોથો દોષ છે નહિ કે જેને માટે ચોથી બસ્તિ આપવામા આવે, એટલા માટે ત્રણ કરતાં વિશેષ બસ્તિ આપવાનું બીજા કેટલાક વૈદ્યો ઈચ્છતા નથી.

**બીજું કારણ**

**उत्क्लेशनं शुद्धिकरं दोषाणां शमनं क्रमात् ।**
**त्रिधैवं कल्पयेद्बस्तिमित्यन्येऽपि प्रचक्षते ॥ ६१ ॥**

બીજા કેટલાક વૈદ્યો એમ પણ કહે છે કે, દોષનું ઉત્ક્લેશન કરવુ, તે દોષની શુદ્ધિ કરવી અને તે દોષને

શમાવવા એ ત્રણ કર્મને માટે અનુક્રમે ત્રણ બસ્તિઓની યોજના કરવી ઘટે છે

આવા મતમતાંતરમાં શું કરવું?

दोषौषधादिबलतः सर्वमेतत्प्रमाणयेत् ।

દોષો ઔષધ અને બળ ઉપરથી આ બધું પ્રમાણ રૂપ ગણવું (એટલે જો દોષો વધારે હોય, ઔષધ હલકું હોય અને રોગ તથા રોગીનું બળ વધારે હોય તો વધારે બસ્તિઓ આપવી, પણ જો દોષો ઓછા હોય, ઔષધ જલદ હોય અને રોગ તથા રોગીનું બળ ઓછું હોય તો ઓછી બસ્તિઓ આપવી)

નિરૂહબસ્તિ ક્યાં સુધી આપ્યા કરવી?

सम्यङ्निरूढलिङ्गं तु नासम्प्राप्य निवर्तयेत् ॥

સારી રીતે નિરૂહબસ્તિનો યોગ ન થાય ત્યાંસુધી બસ્તિ આપવાનું બંધ રાખવું નહિ, પણ ફરીફરીને પણ નિરૂહબસ્તિ આપવી

કેટલી અને કઈ બસ્તિઓના ક્રમને 'કર્મ' કહેવાય?

प्राक्स्नेह एकः पञ्चान्ते द्वादशास्थापनानि च ।
सान्वासनानि कर्मैवं बस्तयस्त्रिंशदीरिताः ॥६३

પહેલી એક સ્નેહબસ્તિ (અનુવાસનબસ્તિ) પછી વારાફરતી નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિ દરેક બારબાર (=એક નિરૂહબસ્તિ, એક અનુવાસનબસ્તિ, બીજી નિરૂહબસ્તિ, બીજી અનુવાસનબસ્તિ એ રીતે વારાફરતી આપેલી બાર નિરૂહ અને બાર અનુવાસન બસ્તિ) અને છેવટે પાંચ અનુવાસનબસ્તિ મળી કુલ ૩૦ બસ્તિના કર્મ(અં. કોર્સ)ને 'કર્મ' કહે છે

કેટલી અને કઈ બસ્તિઓના ક્રમને 'કાલ' કહેવાય?

कालः पञ्चदशैकोऽत्र प्राक् स्नेहोऽन्ते त्रयस्तथा ।
षट् पञ्चबस्त्यन्तरिताः

પહેલી અનુવાસન, પછી વચ્ચે વચ્ચે પાંચ નિરૂહબસ્તિ આવે એવી છ અનુવાસનબસ્તિ, અને આખરે ત્રણ અનુવાસનબસ્તિ મળી કુલ ૧૫ બસ્તિના ક્રમ (અં.—કોર્સ)ને 'કાલ' કહે છે (આ ક્રમ પ્રમાણે અનુવાસન, અનુવાસન, નિરૂહ, અનુવાસન, નિરૂહ, અનુવાસન, નિરૂહ, અનુવાસન, નિરૂહ, અનુવાસન, નિરૂહ, અનુવાસન, અનુવાસન, અનુવાસન, અનુવાસન એ ક્રમમાં પંદર બસ્તિ અપાય છે)

કેટલી અને કઈ બસ્તિના ક્રમને 'યોગ' કહેવાય?

योगोऽष्टौ बस्तयोऽत्र तु ॥६४॥
त्रयो निरूहाः स्नेहाश्च स્नेहावाद्यन्तयोरुभौ ।

આઠ બસ્તિઓના ક્રમને 'યોગ' કહે છે એમાં (એ યોગમાં) ત્રણ નિરૂહ ત્રણ અનુવાસન, સૌથી પહેલી એક અનુવાસનબસ્તિ અને સૌથી છેલ્લી એક અનુવાસનબસ્તિ મળી કુલ આઠ બસ્તિઓ હોય છે (આઠ બસ્તિનો ક્રમ—અનુવાસન, નિરૂહ અનુવાસન, નિરૂહ અનુવાસન, નિરૂહ અનુવાસન, અનુવાસન.)

એક જ જાતની બસ્તિ ન આપવાનું કારણ

स्नेहबस्तिं निरूहं वा नैकमेवाति शीलयेत् ॥६५
उत्क्लेशाग्निवधौ स्नेहान्निरूहान्मरुतो भयम् ।

સ્નેહબસ્તિ અથવા નિરૂહબસ્તિ એકલી જ આપવી નહિ, કેમ કે એક જ જાતની બસ્તિનું અતિશય સેવન કરવાથી વિકાર થાય છે સ્નેહબસ્તિનું અતિ સેવન કરવાથી ઉત્ક્લેશ થાય છે તથા જઠરાગ્નિ મંદ થાય છે અને નિરૂહબસ્તિનું અતિશય સેવન કરવાથી વાયુ કોપવાનો ભય ઉત્પન્ન થાય છે

બંને પ્રકારની બસ્તિની જરૂર

तस्मान्निरूढः स्नेह्यः स्यान्निरूह्यश्चानुवासितः ॥

માટે જેને નિરૂહબસ્તિ આપી હોય તેને અનુવાસન બસ્તિ આપવી જોઈએ, અને જેને અનુવાસનબસ્તિ આપી હોય તેને નિરૂહબસ્તિ આપવી જોઈએ

અનુવાસન અને નિરૂહબસ્તિ વારાફરતી લેવાનું ફળ

स्नेहशोधनयुक्त्यैवं बस्तिकर्म त्रिदोषजित् ।

અનુવાસનબસ્તિથી સ્નેહન કરીને પછી નિરૂહબસ્તિથી શોધન કરવું, પછી પાછું અનુવાસનબસ્તિથી સ્નેહન કરવું, પછી પાછું નિરૂહબસ્તિથી શોધન કરવું, એવી સ્નેહન અને શોધનની યુક્તિથી કરેલી બસ્તિની ક્રિયા ત્રણે દોષને મટાડે છે

માત્રાબસ્તિ નામની અનુવાસનબસ્તિ

ह्रस्वया स्नेहपानस्य मात्रया योजितः समः ॥६७
मात्राबस्तिः स्मृतः स्नेहः

સૂ. ૧૬/૧૭, ૧૮માં કહેલી સ્નેહપાનની હ્રસ્વ માત્રા જેટલો સ્નેહ અનુવાસનબસ્તિમાં આપવામાં આવે ત્યારે એને માત્રાબસ્તિ કહે છે

માત્રાબસ્તિ કોણે અને ક્યારે લેવી?

शीलनीयः सदा च सः ।
बालवृद्धाध्वभारस्त्रीव्यायामासक्तचिन्तकैः ॥६८॥
वातभग्नाबलाल्पाग्निनृपेश्वरसुखात्मभिः ।
दोषघ्नो निष्परीहारो बल्यः सृष्टमलः सुखः ॥६९॥

બાળક, વૃદ્ધ, બહુ ચાલનાર, બહુ સ્ત્રીસંભોગ કરનાર, રોજ કસરત કરનાર, ચિંતાતુર, વાયુથી પીડાતા, જેનાં હાડકાં ભાંગ્યાં હોય એવા, નબળા, થોડા અગ્નિવાળા, રાજા, તવંગર અને સુખિયા લોકોએ એ માત્રાબસ્તિ લેવી, કેમ કે એ દોષનો નાશ કરનાર, પરિહારવિનાની, બળ આપનાર અને ઝાડો વગેરે મળને કાઢી નાખે એવી તથા ઉપદ્રવો ન કરે એવી છે.

### ઉત્તરબસ્તિ કોને, કયા રોગમાં આપવી?

**बस्तौ रोगेषु नारीणां योनिगर्भाशयेषु च ।**
**द्वित्रास्थापनशुद्धेभ्यो विदध्याद्बस्तिमुत्तरम् ॥७०॥**

પુરુષોને મૂત્રાશય(અં.—બ્લેડર)માં રોગ થાય ત્યારે અને સ્ત્રીઓને મૂત્રાશયમાં, યોનિમાં અને ગર્ભાશયમાં રોગ થાય ત્યારે પહેલાં બે ત્રણ નિરૂહબસ્તિથી એમનું શોધન કરીને પછી એમને ઉત્તરબસ્તિ આપવી. (ગુદાને બદલે ગુદાથી ઉત્તર એટલે ઊંચે રસ્તે એટલે મૂત્રેન્દ્રિયને રસ્તે બસ્તિ આપવામાં આવે તેને ઉત્તરબસ્તિ કહે છે.)

### પુરુષની ઉત્તરબસ્તિની નળીનું માપ

**आतुराङ्गुलमानेन तन्नेत्रं द्वादशाङ्गुलम् ।**
**वृत्तं गोपुच्छवन्मूलमध्ययोः कृतकर्णिकम् ॥७१॥**
**सिद्धार्थकप्रवेशाग्रं श्लक्ष्णं हेमादिसम्भवम् ।**
**कुन्दाश्वमारसुमनःपुष्पवृन्तोपमं दृढम् ॥७२॥**

ઉત્તરબસ્તિ આપવાને જે નળી જોઈએ તે રોગીના બાર આંગળ લાંબી, ગાયના પૂંછડા જેવા આકારની તથા તેના મૂળમાં (બસ્તિ તરફને છેડે) અને મધ્યમાં કર્ણિકા (વીંટી, આંગળી) પહેરાવેલી જોઈએ તેના અગ્રભાગમાં (ગુદા તરફને છેડે) સરસવ પેસે એવું છિદ્ર જોઈએ તથા તે નળી સોના વગેરે (શ્લોક ૯ વાળી) ધાતુની બનાવેલી જોઈએ તે અતિશય લીસી તથા મોગરો, કરેણ અથવા ચમેલીના ફૂલના ડીંટા તરફની નળીના જેવી અને મજબૂત જોઈએ (એ નળી પુરુષને ઉપયોગી છે એમ જાણવું, કેમ કે સ્ત્રીઓને દશ આંગળ લાંબી તથા મગ પેસે એવા છિદ્રવાળી જોઈએ વગેરે આગળ કહેવાશે)

### ઉત્તરબસ્તિની માત્રા

**तस्य बस्तिर्मृदुर्लघुर्मात्रा शुक्तिर्विकल्प्य वा ।**

તે નળીને ઉપલે છેડે પોચું અને હલકું શ્લોક ૫૧॥ માં કહેલા પ્રાણીઓનું મૂત્રાશય બાંધવું. તેમાં ભરવાના સ્નેહનું માપ બે તોલા રાખવું અથવા રોગીના બળ, ઉંમર, દેહ, સત્ત્વ, સાત્મ્ય વગેરે જોઈને સ્નેહનું માપ નક્કી કરવું.

### પુરુષને ઉત્તરબસ્તિ આપવાની રીત

**अथ स्नाताशितस्यास्य स्नेहबस्तिविधानतः ॥७३॥**
**ऋजोः सुखोपविष्टस्य पीठे जानुसमे मृदौ ।**
**हृष्टे मेढ्रे स्थिते चर्जौ शनैः स्रोतोविशुद्धये ॥७४॥**
**सूक्ष्मां शलाकां प्रणयेत्तया शुद्धेऽनुसेवनि ।**
**आमेहनान्तं नेत्रं च निष्कम्पं गुदवत्ततः ॥७५॥**
**पीडितेऽन्तर्गते स्नेहे स्नेहबस्तिक्रमो हितः ।**

પાઠ, પૂજા, પ્રાર્થના વગેરે મંગલ કર્મ કરીને, નાહીને, અનુવાસનબસ્તિમાં (શ્લોક ૨૧॥ ૨૨માં કહ્યા પ્રમાણે) ખાઈને, ઢીંચણ જેટલા ઊંચા, પોચા આસન પર ટટાર પણ અઢેલીને જ્યારે દર્દી બેસે ત્યારે તેની મૂત્રેન્દ્રિય ટટાર થાય (ઉત્થાન થાય) એટલે એ મૂત્રેન્દ્રિયને ઊંચી કરીને (આડી રાખવી કે લબડતી રાખીને નહિ) સ્રોતને અંદરથી સાફ કરવા માટે ધીમે ધીમે પાતળી (પણ બુઠ્ઠી) સળી મૂત્રેન્દ્રિયમાં ધીમે ધીમે આગળ ને આગળ સરકાવવી. પછી સળીથી મૂત્રેન્દ્રિયનો અંદરનો માર્ગ સાફ થાય એટલે (સળી કાઢી લઈને) મૂત્રેન્દ્રિયના નીચેના ભાગમાં જે સીવણી (ચામડી જાણે ઓટી લીધી હોય એવો ચામડીના ઓટણ જેવો આકાર) હોય છે તે સીવણીને રસ્તે રસ્તે મૂત્રેન્દ્રિયમાં (મૂત્રેન્દ્રિયના કાણામાં) મૂત્રેન્દ્રિયના છેડા સુધી (એટલે લગભગ છ આંગળ જેટલી) નળી શ્લોક ૨૪, ૨૫ માં ગુદામાં નળી સરકાવવાની બાબતમાં જે સૂચના પાળવાની છે તે બરાબર પાળીને, હાથ ધ્રૂજે નહિ એ રીતે ધીમે ધીમે સરકાવવી. પછી બસ્તિમાં ભરેલો સ્નેહ બસ્તિ દબાવીને મૂત્રેન્દ્રિયમાં ચડાવી દેવાય પછી શ્લોક ૨૯॥ થી શરૂ થતા અનુવાસનબસ્તિના ક્રમ પ્રમાણે કરવું એ હિતકારક છે

### બસ્તિની સંખ્યા

**बस्तीननेन विधिना दद्यात्त्रींश्चतुरोऽपि वा ॥७६॥**
**अनुवासनवच्छेषं सर्वमेवास्य चिन्तयेत् ।**

આ રીતે ત્રણ કે ચાર પણ ઉત્તરબસ્તિઓ આપવી આ ઉત્તરબસ્તિની બાબતમાં જે નિયમો ઉપર કહ્યા નથી તે નિયમો (જે કહેવાનું બાકી રહ્યું છે તે બધું) અનુવાસનબસ્તિ પ્રમાણે સમજી લેવું

### સ્ત્રીઓને ઉત્તરબસ્તિ

**स्त्रीणामार्तवकाले तु योनिर्गृह्णात्यपावृतेः ॥७७॥**
**विदधीत तदा तस्मादनृतावपि चात्यये ।**
**योनिविभ्रंशशूलेषु योनिव्यापदसृग्दरे ॥७८॥**

શા. ૧/૨૬ માં કહેલા સ્ત્રીઓના ઋતુકાળમાં યોનિ ઉઘાડી રહેતી હોવાથી ઉત્તરબસ્તિનો સ્નેહ યોનિ લઈ

શકે છે, માટે સ્ત્રીઓને તે વખતે ઉત્તરબસ્તિ આપવી, પણ યોનિવિભ્રંશ, યોનિમાં શૂળ આવે, યોનિવ્યાપદ, લોહીવા, એવા ગંભીર (કટોકટીના) રોગોમાં ઋતુકાળ સિવાય પણ સ્ત્રીઓને ઉત્તરબસ્તિ આપવી

સ્ત્રીઓને આપવાની ઉત્તરબસ્તિની નળીનું માપ

नेत्रं दशाङ्गुलं मुद्गप्रवेशं चतुरङ्गुलम् ।
अपत्यमार्गे योज्यं स्याद् द्व्यङ्गुलं मूत्रवर्त्मनि ॥७९
मूत्रकृच्छ्रविकारेषु, बालानां त्वेकमङ्गुलम् ।

સ્ત્રીઓની ઉત્તરબસ્તિની નળી દશ આગળ લાંબી અને એના અગ્ર ભાગનું (યોનિ તરફના છેડાનું) છિદ્ર મગનો દાણો પેસી શકે એવડુ રાખવું (બીજા બધા માપ અને આકાર પુરુષની ઉત્તરબસ્તિ જેવાં રાખવાં પણ સ્ત્રીની બાબતમા મોગરો વગેરે ફૂલના ડીંટાનું માપ બરાબર નથી એને ઠેકાણે સ્ત્રીના મૂત્ર માર્ગના ઘેરાવા જેટલો ઘેરાવો રાખવો સ્ત્રીનો મૂત્રમાર્ગ અને બાળક અવતરવાનો માર્ગ જુદા જુદા હોય છે તે ધ્યાનમાં રાખવુ) ઉત્તરબસ્તિની નળી સ્ત્રીની યોનિના બાળક અવતરવાના માર્ગમા ચાર આગળ દાખલ કરવી (આ સૂચના ઉપરથી એવું સમજી લેવું કે નળીને યોનિ તરફને છેડે ચાર આગળ જગા છોડીને પછી અંગૂઠી (વીંટી) પહેરાવવી, કે જેથી ચાર આગળથી વધારે નળી યોનિમાં જતી ન રહે) પણ મૂત્રકૃચ્છ્રના રોગોમાં મોટી સ્ત્રીને મૂત્રમાર્ગમાં બે આગળ નળી ચડાવવી (ને નળી વધારે ન ચડી જાય તે માટે નળીને યોનિ તરફને છેડે બે આગળ જગા છોડીને નળીને અંગૂઠી પહેરાવવી) પણ નાની છોકરીને મૂત્ર કૃચ્છ્રના રોગોમા યોનિમા એક આગળ નળી ચડાવવી (અને નળી વધારે ન ચડી જાય તે માટે નળીને યોનિ તરફને છેડે એક આગળ જગા છોડીને નળીને વીંટી પહેરાવવી)

સ્ત્રીઓને ઉત્તરબસ્તિની માત્રા

प्रकुञ्चो मध्यमा मात्रा, बालानां शुक्तिरेव तु ॥८०

સ્ત્રીઓને ઉત્તરબસ્તિમાં આપવાના સ્નેહનું મધ્યમ (સાધારણ) માપ ચાર તોલા છે, પણ નાની છોકરીઓને આપવાની ઉત્તરબસ્તિના સ્નેહનું માપ બે તોલા છે

સ્ત્રીઓને ઉત્તરબસ્તિ આપવાનો વિધિ

उत्तानायाः शयानायाः सम्यक् सङ्कोच्य सक्थिनी ।
ऊर्ध्वजान्वास्त्रिचतुरानहोरात्रेण योजयेत् ॥८१॥
बस्तीन् स्नेहप्रमाणं च स्नेहमात्रां विवर्धयन् ।
त्र्यहमेव च विश्रम्य प्रणिदध्यात् पुनस्त्र्यहम् ॥८२॥

બંને સક્થિને (પગને) બરાબર સંકોચીને=ઢીંચણ ઊભા રહે એ રીતે) ચત્તી સુવાડીને સ્ત્રીને એક રાત દિવસમા ત્રણચાર ઉત્તરબસ્તિ આપવી (છોકરી માટે રોજ અડધો તોલો અને મોટી સ્ત્રી માટે રોજ એક તોલો એ રીતે) સ્નેહનું માપ વધારતા જઈને ઉપર કહ્યા પ્રમાણે ત્રણ દિવસ સુધી રોજ ઉત્તરબસ્તિ આપવી પછી ત્રણ દિવસ રોકાઈ જઈને વળી પાછી બીજા ત્રણ દિવસ સુધી ઉત્તરબસ્તિ આપવી.

(આ શ્લોકમા આપેલી ઉત્તરબસ્તિની રોજની સંખ્યા, સ્નેહનું વધારવાનું માપ, કેટલા દિવસ લાગટ ઉત્તરબસ્તિ આપવી, કેટલા દિવસ રોકાઈ જવું અને પછી પાછી કેટલા દિવસ આપવી એ હકીકત પુરુષોને આપવાની ઉત્તરબસ્તિને પણ લાગુ પાડવાની છે)

વમન, વિરેચન વગેરે શુદ્ધિ વચ્ચે કેટલા દિવસનું અંતર રાખવું જોઈએ?

पक्षाद्विरेको वमिते ततः पक्षान्निरूहणम् ।
सद्यो निरूढश्चान्वास्यः सप्तरात्राद्विरेचितः ॥८३॥

જેને વમન કરાવ્યું હોય તેને ત્યાર પછી એક પખવાડિયે વિરેચન આપવું ત્યાર પછી એક પખવાડિયે નિરૂહબસ્તિ આપવી નિરૂહબસ્તિ આપ્યા પછી તરત જ અનુવાસન બસ્તિ આપવી (આ તો વમન, વિરેચન, નિરૂહ બસ્તિ અને અનુવાસન બસ્તિના ક્રમમાં જો દરેક વચ્ચે કેટલું અંતર રાખવું જોઈએ તે કહ્યુ, પણ વિરેચન પછી નિરૂહ બસ્તિ આપવાની ન હોય પણ અનુવાસન બસ્તિ આપવાની હોય તો) વિરેચન કરાવ્યા પછી સાત દિવસ રહીને અનુવાસન બસ્તિ આપવી

બસ્તિનું પ્રયોજન

यथा कुसुम्भादियुतात्तोयाद्रागं हरेत्पटः ।
तथा द्रवीकृताद्देहाद्बस્તિर्निर्हरते मलान् ॥८४॥

(કોઈ એમ પૂછે કે બસ્તિ મળને જ કેમ બહાર કાઢે છે? મળની સાથે ધાતુને પણ કેમ બહાર નહિ કાઢતી હોય? તેનો જવાબ એમ છે કે,) જેમ કસુંબો, કેસર વગેરે પાણીમાં નાખીને તેમાં વસ્ત્ર બોળ્યું હોય, તો તે વસ્ત્રને ફક્ત રંગ જ લાગે છે પણ કસુંબો કે કેસર વગેરે પદાર્થનું નથી (વસ્ત્ર રંગ જ પકડી લે છે પણ કસુંબો અને કેસર એમ ને એમ રહે છે) તેમ દેહમાંના દ્રવરૂપ કરેલા ધાતુઓ અને દોષોમાંથી બસ્તિ મળને જ બહાર કાઢે છે (ધાતુઓને એમ ને એમ રહેવા દે છે)

બસ્તિ અડધીઅડધ કે આખી ચિકિત્સા હોવાનું કારણ

**शाखागताः कोष्ठगताश्च रोगा**
**मर्मोर्ध्वसर्वावयवाङ्गजाश्च ।**
**ये सन्ति तेषां न तु कश्चिदन्यो**
**वायोः परं जन्मनि हेतुरस्ति ॥८५॥**
**विट्श्लेष्मपित्तादिमलोच्चयानां**
**विक्षेपसंहारकरः स यस्मात् ।**
**तस्यातिवृद्धस्य शमाय नान्य-**
**द्बस्तेर्विना भेषजमस्ति किञ्चित् ॥८६॥**
**तस्माच्चिकित्सार्धं इति प्रदिष्टः**
**कृत्स्ना चिकित्साऽपि च बस्तिरेकैः ।**

(બન્ને હાથ તથા બન્ને પગને શાખાઓ કહે છે) એ શાખાઓમા થયેલા રોગ તથા કોઠા(મહાસ્રોત)મા થયેલા રોગ તથા મર્મસ્થાનમા થયેલા રોગ તથા ગળાની હાંસડીથી ઉપરના ભાગમા થયેલા સર્વે રોગ, ધોળો કોઢ વગેરે અમુક અવયવમા થતા રોગ, આખા શરીરમાં થનારા તાવ વગેરે રોગ, એ સર્વે રોગની ઉત્પત્તિ થવામા વાયુ કરતા બીજુ કોઈ મોટુ કારણ નથી

ઝાડો, કફ, પિત્ત વગેરે મળના સચયનો વિક્ષેપ અને સહાર કરનાર (છૂટા કરી પ્રસરાવનાર તથા એકત્ર કરનાર) વાયુ છે અને વાયુ જ્યારે અતિશય વૃદ્ધિ પામે છે, ત્યારે તેને શમાવવાને બસ્તિ વિના બીજુ કાંઈ ઔષધ નથી (સ્નેહ, સ્વેદ વગેરે છે ખરા પણ બસ્તિ જેવા તે સમર્થ નથી, માટે તેમની ગણના કરવામા આવી નથી, અને તેથી બસ્તિ એ જ મુખ્ય ઔષધ છે) રોગના મુખ્ય કારણરૂપ વાયુનું બસ્તિ શમન કરે છે, માટે કેટલાક આચાર્યો બસ્તિને 'અડધીઅડધ ચિકિત્સા' કહે છે, એટલે એક બાજુ બીજી સઘળી ચિકિત્સાઓ અને એક બાજુએ એકલો બસ્તિવિધિ, એ બે સમાન છે એવું કહે છે તેમ કેટલાક આચાર્યો તો એમ પણ કહે છે કે બસ્તિ આખી ચિકિત્સા છે, (કારણ કે બસ્તિ આપવાથી પિત્ત, કફ અને ઝાડા સાથે પવન સમૂળગો બહાર નીકળે છે.)

ફસ ખોલવાનું મહત્ત્વ

**तथा निजागन्तुविकारकारि-**
**रक्तौषधत्वेन शिराव्यधोऽपि ॥८७॥**

વાયુ વગેરેથી થતા નિજ રોગો અને ઝેર, દાઝનું વગેરે કારણોથી થતા આગંતુ રોગો એ બન્ને પ્રકારના રોગો કરનાર લોહીના ઔષધરૂપ ફસ ખોલીને લોહી કાઢવાની ક્રિયા છે, તેથી ફસ ખોલીને લોહી કાઢવાની ક્રિયા અવા, ગડગૂમડ વગેરે લોહીબગાડના અનેક રોગોનુ શમન કરી શકતી હોવાથી શિરાવ્યધ (ફસ ખોલીને લોહી કાઢવાની ક્રિયા) અડધીઅડધ ચિકિત્સા જેવી છે. વળી જે રોગો ઠંડા, ગરમ, સ્નિગ્ધ, લૂખા વગેરે ઉપચારોથી મટ્યા ન હોય તે રોગો પણ ફસ ખોલીને લોહી કાઢવાથી મટી શકે છે માટે શિરાવ્યધ એ આખી ચિકિત્સા છે.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने बस्तिविधिर्नामैकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦ મો : નસ્યવિધિ

**अथातो नस्यविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

(અત્યાર સુધીમા વમન, વિરેચન, અનુવાસન, નિરૂહ(અને ઉત્તર બસ્તિ)નું નિરૂપણ કર્યું, હવે હાંસડીના ઉપરના ભાગના શોધનના કર્મનું નિરૂપણ કરીને 'પચ કર્મ' કહેવાનુ કામ પૂરું કરશે, તેથી અધ્યાયનો આરભ કરતા તન્ત્રકાર કહે છે કે,) હવે નસ્યવિધિનો અધ્યાય સમજાવીશુ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

કયા રોગમાં અને શા માટે નસ્યની જરૂર?

**ऊर्ध्वजत्रुविकारेषु विशेषान्नस्यमिष्यते ।**
**नासा हि शिरसो द्वारं तेन तद्व्याप्य**
**हन्ति तान् ॥ १ ॥**

(છાતી અને ખભાના સાધા(ગળાની હાંસડી)ને 'જત્રુ' કહે છે તે હાંસડીથી ઉપરના ભાગને ઊર્ધ્વજત્રુ કહેવાય છે હાંસડીથી ઉપરના ભાગમાં જે વિકાર થાય છે તેમા ખાસ કરીને નસ્ય આપવું જોઈએ, વમન, શિરાવ્યધ વગેરે ઉપચાર પણ કરી શકાય છે છતાં નસ્ય ખાસ આપવું જોઈએ) કેમ કે નાક એ માથાનું દ્વાર છે, માટે તે રસ્તે આપેલું ઔષધ નસકોરા વાટે ઊંચે આંખ, ગળું વગેરેની શિરાઓમાં દાખલ થઈને માથામા પ્રસરી જઈને હાંસડીથી ઉપરના ભાગના રોગોનો નાશ કરે છે

નસ્યના પ્રકાર

**विरेचनं बृंहणं च शमनं च त्रिधाऽपि तत् ।**

નસ્ય, વિરેચન, બૃંહણ અને શમન, એ ત્રણ પ્રકારનું છે

વિરેચન નસ્ય કયા રોગોમાં અપાય?

**विरेचनं शिरःशूलजाड्यस्यन्दगलामये ॥२॥**
**शोफगण्डकृमिग्रन्थिकुष्ठापस्मारपीनसे ।**

માથાનું શૂળ, જડતા, આંખ આવી હોય, ગળાના રોગ, સોજો ગડરોગ, કૃમિ, રસોળી, કુષ્ઠ, વાઈ અને સળેખમ—એ રોગમાં વિરેચન નસ્ય હિતકર છે (જોકે વાઈ હાસડીથી ઉપરના ભાગનો રોગ નથી છતા તે વિરેચન નસ્યથી મટે છે, તેમ બીજા પણ કેટલાક રોગ જે હાસડીથી ઉપરના ભાગના રોગ નથી હોતા તે પણ વિરેચન નસ્યથી મટે છે વળી પ્રસેક, મોનો સ્વાદ બગડી જાય, ગધનુ જ્ઞાન ન થનુ વગેરે રોગ પણ વિરેચન નસ્યથી મટે છે)

બૃહણ નસ્ય કયા રોગોમા અપાય?

**बृहणं वातजे शूले सूर्यावर्ते स्वरक्षये ॥३॥**
**नासास्यशोषे वाक्सङ्गे कृच्छ्रबोधेऽवबाहुके ।**

વાયુથી ઉત્પન્ન થયેલા શૂળમા સૂર્યાવર્ત રાગમા, સ્વરક્ષય એટલે સાદ બેસી ગયો હોય તે રોગમા, નાક કે મોં સુકાઈ જવાના રોગમા, તોતડાપણાના રોગમાં, કૃચ્છ્રોન્મીલ રોગમા તથા અવબાહુક નામે વાતરોગમા બૃહણ નસ્ય હિતકર છે

શમન નસ્ય કયા રોગોમાં અપાય?

**शमनं नीलिकाव्यङ्गकेशदोषाक्षिराजिषु ॥ ४ ॥**

નીલિકા, વ્યગ, વાળ ખરી પડે, આખમા લિસોટા લિસોટા જેવી શિરાઓ તરી આવે, એટલા રાગોમા શમન નસ્ય હિતકર છે

વિરેચન નસ્યના દ્રવ્ય

**यथास्वं यौगिकैः स्नेहैर्यथास्वं च प्रसाधितैः ।**
**कल्कक्वाथादिभिश्चाद्यं मधुपटूवासवैरपि ॥ ५ ॥**

(૧) જે સ્નેહ જે દોષને યોગ્ય હોય તે સ્નેહથી, (૨) જે ઔષધ જે દોષને યોગ્ય હોય તે ઔષધના કલ્ક, ક્વાથ વગેરેમાથી જે યોગ્ય હોય તેનાથી સિદ્ધ કરેલા સરસિયા જેવા યોગ માટે લાયક સ્નેહોથી તથા (૩) મધ, સિંધવ અને આસવથી પણ પહેલું એટલે વિરેચન નસ્ય અપાય છે

બૃહણ અને શમન નસ્યના દ્રવ્યો

**बृंहणं धन्वमांसोत्थरसासृक्खपुरैरपि ।**
**शमनं योजयेत्पूर्वैः क्षीरेण सलिलेन वा ॥६॥**

જાગલ પ્રદે॰ પ્રાણીઓના માસરસ અને લોહી થી, શલ્લકીના ગુદર જેવા બૃહણ કર એવા ગુદરોથી અને બૃહણ દ્રવ્યો વડે સિદ્ધ કરેલા ઘી જેવા બૃહણ સ્નેહોથી બૃહણ નસ્ય આપવું શમન નસ્ય ઉપર શ્લોક પાા મા કહ્યાં તે 'જાગલ પ્રદેશના પ્રાણીઓના માસરસ' વગેરે દ્રવ્યોથી, દૂધથી કે પાણીથી આપવું

મર્શ, પ્રતિમર્શ, અવપીડ, શિરોવિરેચન અને પ્રધમન નસ્યો

**मर्शश्च प्रतिमर्शश्च द्विधा स्नेहोऽत्र मात्रया ।**
**कल्काद्यैरवपीडस्तु स तीक्ष्णैर्मूर्धरेचनः ॥७॥**
**ध्मानं विरेचनश्चूर्णो**

એમા મર્શ અને પ્રતિમર્શ એ નસ્યના બે પ્રકાર નસ્યમા આપવાના સ્નેહના માપને ધારણે પાડવામા આવે છે (સ્નેહનુ નસ્ય આપવાનુ હોય તેમા સ્નેહ પુષ્કળ હોય તો તો મર્શ નસ્ય અને સ્નેહ થોડા હોય તો તે પ્રતિમર્શ નસ્ય કહેવાય છે) કલ્ક, ક્વાથ, સ્વરસ વગેરેનું નસ્ય આપવાનું હોય ત્યારે મૃદુ દ્રવ્યોના કલ્ક, ક્વાથ, સ્વરસ વગેરેથી અપાતા નસ્યને અવપીડ નસ્ય કહે છે અને તીક્ષ્ણ દ્રવ્યોના કલ્ક, ક્વાથ, સ્વરસ વગેરેથી અપાતા નસ્યને મૂર્ધવિરેચન (શિરોવિરેચન) નસ્ય કહે છે નસકોરામા મરી વગેરના વસ્ત્રગાળ ચૂર્ણને ફૂકીને હાસડીથી ઉપરના ભાગમાથી દોષોને બહાર કાઢી નાખવા આપેલા વિરેચન નસ્યને ધ્માન (પ્રધ્માન, પ્રધમન) નસ્ય કહે છે

પ્રધ્માન (=પ્રધમન, ધ્માન) નસ્યનુ યંત્ર

**युञ्ज्यात्तं मुखवायुना ।**
**षडङ्गुलद्विमुखया नाड्या भेषजगर्भया ॥ ८ ॥**
**स हि भूरितरं दोषं चूर्णत्वादपकर्षति ।**

તે ચૂર્ણ નાકમાર્ગે દાખલ કરવા માટે એક નળી (ભૂગળી) કરવી તે છ આગળ લાબી રાખવી તથા તેને બે મોઢા રાખવા (એટલે બે છેડે ખુલ્લી રાખવી) તેમા ચૂર્ણ ભરીને તે રોગીના નસકોરા આગળ રાખીને મુખના વાયુ વડે ફૂક મારવી એટલે ઔષધ માથામાં જશે અને તે ચૂર્ણ હોવાને લીધે પુષ્કળ દોષને ખેંચી કાઢશે (ક્વાથ, રસ વગેરે ચૂર્ણની માફક દોષોને ચૂસી શકે નહિ તેથી ચૂર્ણથી વધારે પ્રમાણમા દોષો બહાર નીકળે)

મર્શ, અવપીડ અને શિરોવિરેચન નસ્યનું માપ

**प्रदेशिन्यङ्गुलीपर्वद्वयान्मग्नसमुद्धृतात् ॥९॥**
**यावत्पतत्यसौ बिन्दुर्दशाष्टौ षट् क्रमेण ते ।**
**मर्शस्योत्कृष्टमध्योना मात्रास्ता एव च क्रमात् ॥**
**बिन्दुद्वयोना कल्कादेः**

અગૂઠાની પાસેની આગળી જેને તર્જની કે પ્રદેશિની કહે છે, તેના ત્રણ વેઢામાથી છેલ્લા બે વેઢા (પર્વ) સ્નેહમા બોળીને તરત કાઢી લઈ તેના ટીપાં પડવા દેવા તેમાંનું જે એક પ્રથમ ટીપું પડે તેને

'બિંદુ' કહેવું એવાં દશ બિંદુ એ મર્શસ્નેહની ઉત્તમ માત્રા (માપ) જાણવી, આઠ બિંદુ એ મર્શસ્નેહની મધ્યમ માત્રા જાણવી, અને છ બિંદુ એ મર્શસ્નેહની કનિષ્ઠ (ઓછામાં ઓછી) માત્રા જાણવી તેમાથી જ બે બિંદુ કમી કરતા જઈએ તો કલ્ક, (ક્વાથ, સ્વરસ) વગેરેથી અપાતા અવપીડ અને શિરાવિરેચન નસ્યની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ (હીન) માત્રા અનુક્રમે જાણવી, એટલે આઠ બિંદુ ઉત્તમ માત્રા, છ બિંદુ મધ્યમ માત્રા અને ચાર બિંદુ એ કનિષ્ઠ માત્રા જાણવી

નસ્ય કોને ન આપવું?

योजयेन्न तु नावनम् ।
तोयमद्यगरस्नेहपीतानां पातुमिच्छताम् ॥११॥
भुक्तभक्तशिरःस्नातस्नातुकामस्रुतासृजाम् ।
नवपीनसवेगार्तसूतिकाश्वासकासिनाम् ॥१२॥
शुद्धानां दत्तबस्तीनां तथाऽनार्तवदुर्दिने ।
अन्यत्रात्ययिकाद्व्याधे

જેણે પાણી દારૂ, ગર કે સ્નેહ પીધા હોય કે જે પાણી, દારૂ, ગર કે સ્નેહ પીવા માગતો હોય તેને, જમેલાને, માથાબોળ નાહેલાને, માથાબોળ નાહવા માગતો હોય તેને, જેની ફસ ખોલીને લોહી કાઢ્યું હોય તેને કાચા સળેખમવાળાને, તેર વેગમાથી કોઈ વેગની હાજત જેને થઈ હોય તેને, સુવાવડીને, દમવાળાને, ઉધરસવાળાને, વમન કે વિરેચનથી શુદ્ધ થયેલાને જેને બસ્તિ આપી હોય તેને અને વર્ષાઋતુ ન હોવા છતા આકાશ વાદળાથી ઘેરાયુ હોય ત્યારે નસ્ય આપવુ નહિ પણ જો રોગ એવો હોય અથવા રોગી એવી અવસ્થામા હોય કે નસ્ય ન આપવાથી દરદીની હાલત ગભીર થઈ જાય તો એવા કટોકટીના રોગમા ઉપર જેમને નસ્ય ન આપવાનું કહ્યુ છે તેમને પણ નસ્ય આપવુ

જેમણે જળ વગેરેનું પાન કર્યુ છે અથવા જેઓ જળ વગેરે પીવા ઇચ્છે છે તેમને નસ્ય આપ્યું હોય તો નાક તથા મો ગળ્યા કરે છે અને લપેડાયેલા રહે છે તથા તિમિર અને માથાના રોગ થાય છે ભોજન કરેલા માણસને નસ્ય આપવાથી તેના દોષ ઉપલા ભાગના સ્રોતને રોકીને ઊલટી, દમ, ઉધરસ અને સળેખમ પેદા કરે છે માથે તેલ ચોળેલા માણસને નસ્ય આપવાથી માથામા શૂળ, આખમાં શૂળ, કાનમા શૂળ, ગળાના રોગ, સળેખમ હનુસ્તંભ, મન્યાસ્તંભ, અર્દિતવાયુ અને શિરકપ, એ રોગ થાય છે માથાબોળ નાહેલા અને નાહવાની ઇચ્છાવાળાને નસ્ય આપવાથી દોષ તેના માથામા જડ થઈને જડતા, અરુચિ અને સળેખમ પેદા કરે છે, લોહી કાઢેલા મનુષ્યને નસ્ય આપવાથી કૃશતા, અરુચિ અને મદાગ્નિ થાય છે, નવુ (કાચું) સળેખમ થયેલુ હોય તેને નસ્ય આપવાથી તેના સ્રોતો બધ થઈ જવાથી સળેખમ બગડે છે અને કૃમિરોગ, ખણજ અને ખરજવુ નામે રોગ થાય છે ઝાડો પેશાબ, વગેરે વેગ આવ્યો હોય તે વખતે મનુષ્યને નસ્ય આપવાથી, વેગને રોકી રાખવાથી જે રોગ થાય છે તે રોગ મોટા પ્રમાણમા થાય છે સુવાવડીને નસ્ય આપવાથી લોહી કાઢેલાને જે રોગ થાય છે તે રોગ થાય છે દમ અને ઉધરસવાળાને નસ્ય આપવાથી દમ અને ઉધરસ વધી પડે છે વમન—વિરેચનથી જેમની શુદ્ધિ કરી હોય તેમને નસ્ય આપવાથી દમ, ઉધરસ સ્વરભગ, ઈન્દ્રિયોની શકિતનો નાશ, માથુ ભારે થઈ જાય, કૃમિરોગ અને ખણજ એ રોગ થાય છે જેમને બસ્તિ આપેલી હોય તેમના સ્રોતો ખુલ્લા હોવાથી એમને નસ્ય વધારે પડતુ પ્રસરી જવાથી દમ અને ઉધરસ વગેરે થાય છે વર્ષાઋતુ સિવાય કવખતે વાદળાથી આકાશ ઘેરાયું હોય તે વખતે નસ્ય લેવાથી એકાએક માથુ દુખે છે તથા કપ, જડતા, તાલુપાક, નેત્રપાક ખણજ, મન્યાસ્તભ, કઠરોગ, સળેખમ અને અરુંષિકા નામે ફોલ્લીઓ થવાનો રોગ થાય છે એ પ્રમાણે જ્યારે અયોગ્ય માણસને નસ્ય આપવાથી રોગ ઉત્પન્ન થાય ત્યારે જે દોષનુ જે સ્થાન હોય તેનો વિચાર કરીને તથા દોષની વૃદ્ધિનુ પ્રમાણ જોઈને યોગ્ય રીતે સ્નેહ સ્વેદ, શિરાવિરેચન, મુખાલેપ, સેક, તીક્ષ્ણ અવપીડ નસ્ય ધૂમપાન, ગડૂષ વગેરે વિધિમાથી જે ઠેકાણે જે કરવા જેવુ હોય તે કરવુ

નસ્ય કોણે કયારે લેવુ?

अथ नस्यं प्रयोजयेत् ॥१३॥
प्रातः श्लेष्मणि, मध्याह्ने पित्ते, सायं निशोऽनिले ।
स्वस्थवृत्ते तु पूर्वाह्णे शरत्कालवसन्तयोः ॥१४॥
शीते मध्यदिने, ग्रीष्मे सायं वर्षासु सातपे ।
वाताभिभूते शिरसि हिध्मायामपतानके ॥१५॥
मन्यास्तम्भे स्वरभ्रंशे सायंप्रातर्दिनेदिने ।
एकाहान्तरमन्यत्र

કફનો રોગ હોય તો સવારમા નસ્ય આપવું, પિત્તના રોગમા બપોરે નસ્ય આપવુ, વાયુના રોગમાં સાયંકાળે અને રાતે નસ્ય આપવું (સગ્રહમા વિશેષ કહ્યુ છે કે, મુખમાથી લાળ નીકળતી હોય, ઊંઘમાં લવારો થતો હોય, દાંત કટકટાવતો (ખખડાવતો) હોય, કૃચ્છ્રોન્મીલ રોગ થયો હોય, મુખમાથી દુર્ગંધ નીકળતી હોય, કાનમા અવાજ થયા કરતો હોય, અને

### સૂઈ ઊઠયા પછી ધૂમપાનાદિ કરવુ

धारयेत्ततः ॥ २२ ॥
धूमं पीत्वा कवोष्णाम्बुकवलान् कण्ठशुद्धये ।

સો માત્રા ગણી રહેવાય એટલા સમય સુધી સૂઈને ઊઠયા પછી વિરેચન ધૂમ વગેરેમાથી કોઈ પણ એક પ્રકારના યોગ્ય ધૂમનું પાન કરીને સહેજ ગરમ પાણીના કોગળા કંઠની શુદ્ધિ માટે કરવા (પછી સ્નેહપાનની વિધિમા સૂ ૧૬/૨૫થી ૨૭મા કહ્યા પ્રમાણે સઘળો આચાર કરવો )

### સ્નેહન નસ્યના સમ્યગ્ યોગનુ લક્ષણ

सम्यक्स्निग्धे सुखोच्छ्वासस्वप्नबोधाक्ष-
पाटवम् ॥ २३ ॥

માથું જો સારી રીતે સ્નિગ્ધ થયું હોય તો શ્વાસોચ્છ્વાસ સરળતાથી ચાલે, સારી રીતે ઊંઘ આવે, સારી રીતે જાગ્રત થવાય અને ઇંદ્રિયોમા સારી ચપળતા આવે

### સ્નેહન નસ્યના હીનયોગનું લક્ષણ

रूक्षेऽक्षिस्तब्धता शोषो नासास्ये मूर्धशून्यता

માથુ (જો અતિ તીક્ષ્ણ નસ્યથી કે સ્નેહન નસ્ય ઓછુ પડવાથી) રૂક્ષ થયુ હોય તો આંખોમા જડતા આવે, મુખ તથા નાકમા શોષ થાય અને માથું ખાલી પડી જાય

### સ્નેહન નસ્યના અતિયોગનુ લક્ષણ

स्निग्धेऽति कण्डूगुरुताप्रसेकारुचिपीनसाः ॥२४॥

માથું અતિ સ્નિગ્ધ થયુ હોય તો ખણજ આવે, માથું ભારે થાય, પ્રસેક થાય, અરુચિ થાય તથા સળેખમ થાય

### વિરેચન નસ્યનો સમ્યગ્ યોગ

सुविरिक्तेऽक्षिलघुतावक्त्रस्वरविशुद्धयः ।

સારી રીતે માથાનુ વિરેચન થયું હોય તો આંખો હલકી થાય તથા મુખ અને અવાજ વિશુદ્ધ થાય

### વિરેચન નસ્યનો હીન અને અતિયોગ

दुर्विरिक्ते गदोद्रेक , क्षामताऽतिविरेचिते ॥२५॥

માથાનુ વિરેચન સારી રીતે ન થયું હોય તો રોગ વધે અને અતિ વિરેચન થયુ હોય તો શરીર દૂબળુ થઈ જાય

### પ્રતિમર્શ સ્નેહ માત્રા કોને આપવી?

प्रतिमर्श' क्षतक्षामबालवृद्धसुखात्मसु ।

પ્રતિમર્શ સ્નેહ માત્રા જે પાછળ કહેલી છે તે ક્ષતવાળાને, દૂબળાને, બાળકને, વૃદ્ધને અને સુખિયા લોકોને આપવાની છે તે અકાળે માવઠુ થયુ હોય તોપણ આપી શકાય (એટલે વર્ષાઋતુ ન હોવા છતા આકાશ વાદળાંથી ઘેરાયુ હોય કે માવઠુ થયું હોય ત્યારે પણ આપી શકાય )

### પ્રતિમર્શ ન આપવા યોગ્ય રોગી

न त्विष्टो दुष्टपीनसे ॥ २६ ॥
मद्यपीतेऽबलश्रोत्रे कृमिदूषितमूर्धनि ।
उत्कृष्टोत्क्लिष्टदोषे च, हीनमात्रतया हि सः ॥२७॥

બગડેલા સળેખમ રોગવાળાને, જેણે દારૂ પીધો હોય તેને, જેનાથી બરાબર સાભળી શકાતું ન હોય તેને, જેનુ માથું કૃમિ વડે પીડાતુ હોય તેને તથા જેના દોષ વધ્યા હોય તેને, જેના દોષ સ્થાનથી ચલિત થયા હોય તેને, પ્રતિમર્શ નસ્ય આપવું હિતકર નથી, કેમ કે પ્રતિમર્શ સ્નેહની માત્રા ઓછી હોય છે, (તેથી તેવા (ઉપર કહ્યા તેવા) માણસના દોષ તેનાથી માત્ર ઊછળે છે, પણ દોષ બહાર નીકળી શકતા નથી )

### પ્રતિમર્શના પદર કાળ અને માત્રા

निशाहर्भुक्तवान्ताह्स्वप्नाध्वश्रमरेतसाम् ।
शिरोभ्यञ्जनगण्डूषप्रस्रावाञ्जनवर्चसाम् ॥ २८ ॥
दन्तकाष्ठस्य हासस्य योज्योऽन्तेऽसौ
द्विबिन्दुकः ।

રાત્રિ, દિવસ, ભોજન, વમન, દહાડે ઊંઘ, પગે ચાલીને મુસાફરી કરવી, શ્રમ કરવો, વીર્ય નીકળવું, માથે તેલ ઘાલવુ, ગડૂષ, ફસ ખોલાવીને લોહી કાઢવું, આંખ આંજવી, પેશાબ કરી આવવો, દાતણ કરવું અને હસવુ, એ પદર કાળને અતે પ્રતિમર્શ સ્નેહ બે બિંદુ જેટલો નાકમાં મૂકવો

### પ્રતિમર્શનું ફળ

पञ्चसु स्रोतसां शुद्धिः, क्लमनाशस्त्रिषु
क्रमात् ॥ २९ ॥
दृग्बलं पञ्चसु, ततो दन्तदार्ढ्यं मरुच्छमः ।

રાત્રિ, દિવસ, ભોજન, વમન અને દહાડે ઊંઘ એ પાચને અતે પ્રતિમર્શ નસ્ય આપવાથી સ્રોતો શુદ્ધ થાય છે મુસાફરી, શ્રમ અને મૈથુન, એ ત્રણેને અતે પ્રતિમર્શ નસ્ય આપવાથી થાક ઊતરે છે (મનને આનદ થાય છે તથા માથું પણ હલકુ થાય છે) માથે તેલ ઘાલવું, ગડૂષ, ફસ ખોલાવીને લોહી કઢાવવું, આંખો આંજવી તથા ઝાડે ફરી આવવું, એ પાચ પછી

પ્રતિમર્શ નસ્ય આપવાથી આંખો બળવાન થાય છે દાતણ કર્યા પછી અને હસ્યા પછી પ્રતિમર્શ નસ્ય આપવાથી દાંત મજબૂત થાય છે તથા વાયુનું શમન થાય છે

નસ્ય, ધૂમપાન, કવલગ્રહ અને શોધન કરવાની ઉંમર

**न नस्यमूनसप्ताब्दे नातीताशीतिवत्सरे ॥ ३० ॥**
**न चोनाष्टादशे धूमः कवलो नोनपञ्चमे ।**
**न शुद्धिरूनदशमे न चातिक्रान्तसप्ततौ ॥ ३१ ॥**

સાત વરસ કરતાં ઓછી ઉંમરવાળાને તથા એંશી વરસ કરતાં વધારે ઉંમરવાળાને નસ્ય આપવું નહિ અઢાર વરસ કરતાં ઓછી ઉંમરવાળાને ધૂમપાન કરાવવું નહિ પાંચ વરસ કરતાં ઓછી ઉંમરવાળાને કવલગ્રહ કરાવવો નહિ દશ વરસ કરતાં ઓછી ઉંમરવાળાનું તથા સિત્તેર વરસ ઉપરાંતની ઉંમરવાળાનું વમન, વિરેચન વગેરેથી શોધન કરવું નહિ

પ્રતિમર્શ સદા સેવવા યોગ્ય શા માટે?

**आजन्ममरणं शस्तः प्रतिमर्शस्तु बस्तिवत् ।**
**मर्शवच्च गुणान् कुर्यात्स हि नित्योपसेवनात् ॥ ३२ ॥**
**न चात्र यन्त्रणा नापि व्यापद्भ्यो मर्शवद्भयम् ।**

જન્મથી તે મરણ લગી પ્રતિમર્શ નસ્ય સ્નેહબસ્તિની પેઠે હિતકારક છે, તથા રોજ સેવન કરવાથી તે મર્શનસ્યના જેવા જ ફાયદા કરે છે વળી એ પ્રતિમર્શમાં કોઈ પ્રકારનું બંધન (જેવું કે સૂ ૧૬/૨૫ાા થી ૨૭ાા વાળું ઉષ્ણોદક સેવવું વગેરે) નથી તથા નેત્રની જડતા, શોષ, વગેરે નસ્યથી થતા નુકસાન (શ્લોક ૨૩ાા) થવાનો ભય નથી.

પ્રતિમર્શમાં તેલ શ્રેષ્ઠ છે

**तैलमेव च नस्यार्थे नित्याभ्यासेन शस्यते ॥ ३३ ॥**
**शिरसः श्लेष्मधामत्वात्स्नेहाः स्वस्थस्य नेतरे ।**

પ્રતિમર્શ નસ્યમાં નિત્ય વાપરવા માટે તેલ જ ઉત્તમ છે, કેમકે માથું એ કફનું સ્થાન છે, માટે સાજા માણસને તેલ સિવાય બીજા સ્નેહ ઠીક નથી

મર્શ, પ્રતિમર્શ વગેરેમાં તફાવત

**आशुकृच्चिरकारित्वं गुणोत्कर्षापकृष्टता ॥ ३४ ॥**
**मर्शे च प्रतिमर्शे च विशेषो न भवेद्यदि ।**
**को मर्शं सपरीहारं सापदं च भजेत्ततः ॥ ३५ ॥**
**अच्छपानविचारार्यौ कुटीवातातपस्थिती ।**
**अन्वासमात्राबस्ती च तद्वदेव विनिर्दिशेत् ॥ ३६ ॥**

મર્શ નસ્યમાં અને પ્રતિમર્શ નસ્યમાં ફેર એટલો છે કે મર્શ તરત અસર કરે છે અને વધારે ફાયદો કરે છે, જ્યારે પ્રતિમર્શ લાંબે વખતે અસર કરે છે અને થોડો ફાયદો કરે છે જો મર્શ અને પ્રતિમર્શ વચ્ચે એવો તફાવત ન હોય, તો આહારવિહારની પરેજ ન પાળવી પડે એવું અને જેનાથી નુકસાન થવાનો ભય નથી એવું પ્રતિમર્શ નસ્ય છોડીને જેમાં આહાર વિહારની પરેજ પાળવી પડે એવું અને જે લેવાથી નુકસાન (ઉપદ્રવો) થવાનો સંભવ છે એવું મર્શ નસ્ય કોણ લે? અચ્છપેય સ્નેહ અને સ્નેહની વિચારણા વચ્ચે, ઝૂંપડીમાં પુરાઈ રહીને કરવાના રસાયન પ્રયોગ અને પવન તથા તડકામાં રહીને કરી શકાય એવા રસાયન પ્રયોગ વચ્ચે તથા અન્વાસન બસ્તિ અને માત્રાબસ્તિ વચ્ચે એવો જ ફેર જાણવો (એટલે અચ્છપેય સ્નેહ, *ઝૂંપડીમાં રહીને કરવાના રસાયન પ્રયોગ અને અન્વાસન* બસ્તિ તરત અસર કરે છે અને વધારે ફાયદો કરે છે, જ્યારે સ્નેહની વિચારણા, પવન અને તડકામાં રહેવાની છૂટ સાથે કરવાના રસાયન પ્રયોગો અને માત્રાબસ્તિ લાંબે વખતે અસર કરે છે અને થોડો ફાયદો કરે છે)

અણુતેલ

**जीवन्तीजलदेवदारुजलद-**
**त्वक्सेव्यगोपीहिमं**
**दार्वीत्वङ्मधुकप्लवागुरुवरी-**
**पुण्ड्राह्वबिल्वोत्पलम् ।**
**धावन्यौ सुरभिं स्थिरे कृमिहरं**
**पत्रं त्रुटिं रेणुकां**
**किञ्जल्कं कमलाद्बलां शतगुणे**
**दिव्येऽम्भसि क्वाथयेत् ॥**
**तैलाद्रसं दशगुणं परिशेष्य तेन**
**तैलं पचेत् सलिलेन दशैव वारान् ।**
**पाके क्षिपेच्च दशमे सममाजदुग्धं**
**नस्यं महागुणमुशन्त्यणुतैलमेतत् ॥ ३८ ॥**

જીવંતી, વાળો, દેવદાર, મોથ, તજ, કાળો વાળો, ધારિયો, પદ્મકાષ્ઠ, દારુહળદરની છાલ, જેઠીમધ, ક્ષુદ્ર મોથ, અગર, શતાવરી, ધોળું કમળ, બીલું, મળું કમળ, ઊભી અને બેઠી ભોરિંગણી, શલકી, સમેરવો, ગધિ સમેરવો, વાવડિંગ, તમાલપત્ર, નાની એલચી, રેણુકબીજ, પદ્મકેસર, બળદાણા, એ ઔષધ સમાન ભાગે લેવાં તથા તેનો સોગણા દિવ્ય જળમાં ક્વાથ કરવો. પછી તમામ ઔષધોના વજન જેટલા વજનનું તેલ લેવું તે તેલથી દશગણો ક્વાથ બાકી રહે ત્યાં સુધી તે ક્વાથ ઉકાળવો. પછી તે ક્વાથમાં દશવાર તે તેલને પચાવવું તે એવી રીતે કે એક વાર તેલ તથા ક્વાથ

સમાન ભાગે લઈને ઉકાળતાં તેલ માત્ર શેષ રહે ત્યારે તેલ કાઢી લઈ તેમા ફરી તેટલો જ ક્વાથ મેળવી ઉકાળવું એમ કરતાં દશવાર તેલ ક્વાથમા પાચન થયા પછી તેમા બકરીનું દૂધ તેલ સમાન નાખવું અને તેમા તે તેલ શેષ રહેતા સુધી પાચન કરવું એ રીતે સિદ્ધ કરેલા તેલને 'અણુતેલ' કહે છે, કેમ કે તે અણુઓમા (સૂક્ષ્મ સ્રોતોમા) પણ જલદી પ્રવેશ કરે છે એ અણુતૈલ મહાગુણવાળુ ઉત્તમ નસ્ય છે

### રોજ નસ્ય લેવાના લાભ

**घनोन्नतप्रसन्नत्वक्स्कन्धग्रीवास्यवक्षस ।**
**दृढेन्द्रियास्त्वपलिता भवेयुर्नस्यशीलिन ॥ ३९॥**

રોજ નસ્ય લેનારની ચામડી ઘટ્ટ થાય છે, ખભા, ડોક અને છાતી ઊંચા થાય છે, મો નિર્મળ થાય છે, ઇન્દ્રિયો મજબૂત થાય છે અને એમને પળિયા (ધોળા વાળ) આવતા નથી

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने नस्यविधिर्नाम
विंशोऽध्याय ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો : ધૂમપાનવિધિ

**अथातो धूमपानविधिमध्याय व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

(હાંસડીથી ઉપરના ભાગની ચિકિત્સાના પ્રસંગમાં ધૂમપાનવિધિ કહેવાની ઇચ્છાથી ગ્રન્થકર્તા કહે છે કે) હવે અમે ધૂમપાનવિધિ જેમા કહેલો છે એવો અધ્યાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

### ધૂમપાનની જરૂર

**जत्रूर्ध्वकफवातोत्थविकाराणामजन्मने ।**
**उच्छेदाय च जातानां पिबेद्धूम सदाऽऽत्मवान् ॥ १**

હિતકર આહાર તથા વિહાર કરનારા સમજુ માણસે ગળાની હાંસડીથી ઉપરના ભાગમા કફ તથા વાયુથી થતા વિકારો ન થાય એટલા માટે તથા થયા હોય તેઓનો નાશ થાય એટલા માટે હમેશા ધૂમપાન કરવુ

### ધૂમપાનના પ્રકાર- કયારે કેવુ ધૂમપાન કરવું?

**स्निग्धो मध्य. स तीक्ष्णश्च, वाते वातकफे कफे ।**
**योज्य**

તે ધૂમ સ્નિગ્ધ, મધ્ય અને તીક્ષ્ણ એવા ત્રણ પ્રકારનો છે, તેમાથી વાતરોગમાં સ્નિગ્ધ ધૂમપાન કરાવવું, વાતકફમાં મધ્યમ ધૂમપાન કરાવવુ અને કફ રોગમાં તીક્ષ્ણ ધૂમપાન કરાવવુ

### કોણે ધૂમપાન ન કરવું?

**न रक्तपित्तातिविरिक्तोदरमेहिषु ॥ २ ॥**
**तिमिरोर्ध्वानिलाध्मानरोहिणीदत्तबस्तिषु ।**
**मत्स्यमद्यदधिक्षीरक्षौद्रस्नेहविषाशिषु ॥ ३ ॥**
**शिरस्यभिहते पाण्डुरोगे जागरिते निशि ।**

રક્તપિત્તથી પીડાયેલો, વિરેચન જેણે લીધુ હોય એવો, ઉદરરોગવાળો, મેહવાળો, તિમિરરોગવાળો, ઊર્ધ્વ વાયુવાળો, આધ્માન રોગવાળો, રોહિણી રોગવાળો, જેને બસ્તિ આપી હોય તે, જેણે મત્સ્ય, દારૂ, દહીં, દૂધ, મધ, સ્નેહ, અને ઝેર ખાધુ હોય તે, જેને માથામા કાંઈ વાગ્યું હોય તે, પાંડુરોગવાળો તથા જેણે રાત્રે ઉજાગરો કર્યો હોય તે—એટલા માણસોને ધૂમપાન કરાવવું નહિ

### કવખતે કે અતિધૂમપાનથી નુકસાન

**रक्तपित्तान्ध्यबाधिर्यतृण्मूर्च्छामदमोहकृत् ॥ ४ ॥**
**धूमोऽकालेऽतिपीतो वा**

જે સમયે ધૂમપાન કરવાનું આયુર્વેદમા કહ્યુ છે તેનાથી બીજે વખતે ધૂમપાન કરનારને તથા અતિશય ધૂમપાનને કરનારને રક્તપિત્ત, આંધળાપણુ, બહેરાપણુ, તૃષારોગ, બેભાનપણુ, મીણો અને મોહ થાય છે

### અતિધૂમપાનથી થયેલા નુકસાનનો ઉપાય

**तत्र शीतो विधिर्हित ।**

અતિશય ધૂમપાન કરવાથી કે કવખતે ધૂમપાન કરવાથી ઉપર કહ્યા તેવા ઉપદ્રવ થાય તો તેના ઉપાય તરીકે ઠંડા ઉપચાર કરવા

### દરેક પ્રકારના ધૂમપાનના કાળ

**क्षुतजृम्भितविण्मूत्रस्त्रीसेवाशस्त्रकर्मणाम् ॥ ५ ॥**
**हासस्य दन्तकाष्ठस्य धूममन्ते पिबेन्मृदुम् ।**
**कालेष्वेषु निशाहारनावनान्ते च मध्यमम् ॥ ६ ॥**
**निद्रानस्याञ्जनस्नानच्छर्दितान्ते विरेचनम् ।**

છીંક, બગાસું, ઝાડો, પેશાબ, મૈથુન, શસ્ત્રકર્મ, હસવું અને દાતણ કરવુ, એ આઠ કર્મને અંતે મૃદુ એટલે સ્નેહન (સ્નિગ્ધ) ધૂમ પીવો 'છીંક'થી 'દાતણ કરવું' એ આઠ કર્મને અંતે તથા રાત્રિના અંતરમા, ભોજન કર્યા પછી અને નસ્ય લીધા પછી મધ્યમ ધૂમ પીવો. નિદ્રા, નસ્ય, અંજન, સ્નાન અને વમન એ કર્મને અંતે વિરેચન અથવા તીક્ષ્ણ ધૂમ પીવો.

ધૂમપાન કરવાની નળી

**बस्तिनेत्रसमद्रव्यं त्रिकोशं कारयेदृजु ॥७॥**
**मूलाग्रेऽङ्गुष्ठकोलास्थिप्रवेशं धूमनेत्रकम् ।**

બસ્તિમા નેત્ર (નળી) કરવાને જે દ્રવ્ય વાપર વાનું સૂ ૧૯/૯મા કહેલુ છે તે જ દ્રવ્ય(એટલે ધાતુ, લાકડુ, હાડકુ કે વાસ)માથી એકાદ દ્રવ્યથી ધૂમપાન કરવાની નળી કારીગર પાસે વૈદ્યે બનાવ રાવવી તેના ત્રણ સાધા (જોડાય એવા કકડા) રાખવા તે સીધી હોવી જોઈએ તેના મૂળ આગળ અગૂઠો પેસે એવડુ તથા અગ્રભાગ આગળ (નળીના મોમા રાખવાના છેડ) બોરનો ઠળિયો પેસે એવડુ છિદ્ર રખાવવુ (નળી સળગ ન કરાવવી પણ ત્રણ કકડે જોડાય એવી કરાવવી બધા કકડા મળીને કેટલી લબાઈ થવી જોઈએ તે નીચેના શ્લોકમા આપ્યું છે)

ધૂમપાનની નળીની લબાઈ

**तीक्ष्णस्नेहनमध्येषु त्रीणि चत्वारि पञ्च च ॥८॥**
**अङ्गुलानां क्रमात्पातुः प्रमाणेनाष्टकानि तत् ।**

તીક્ષ્ણ ધૂમપાન કરવા માટે ધૂમપાન કરનારના ચોવીસ આગળ લબાઈની નળી, સ્નેહન ધૂમપાનમા બત્રીસ આગળ લબાઈની નળી તથા મધ્યમ ધૂમપાન મા ચાળીસ આગળ લબાઈની નળી જોઈએ

ધૂમપાન શી રીતે કરવુ?

**ऋजुः सुखोपविष्टस्तच्चेता विवृतास्यस्त्रिपर्ययम् ॥९॥**
**पिधाय च्छिद्रमेकैकं धूमं नासिकया पिबेत् ।**

ટટાર બેસીને, ધૂમપાન કરવામા ચિત્ત રાખીને, મો ઉઘાડુ રાખીને એકેક નસકોરુ વારાફરતી બધ કરીને, બને નસકોરાથી વારાફરતી ત્રણ ત્રણ વાર ધુમાડો પિવાય એ રીતે નાકથી ધૂમપાન કરવુ

(દાખલા તરીકે, જમણા નસકોરાથી ધૂમપાન શરૂ કરવું હોય તો ડાબુ નસકોરુ દબાવીને જમણા નસકોરા આગળ નળીનો છેડો રાખીને ધુમાડો ઊંચે ચડાવવો અને જમણા નસકોરામાથી પાછી કાઢવી પછી જમણુ નસકોરુ દબાવીને ડાબા નસકોરા આગળ નળીનો છેડો રાખીને ધુમાડો ઊંચે ચડાવવો (ખેંચવો) અને ડાબા નસકોરામાથી પાછો કાઢવો આટલુ થાય ત્યારે એક પર્યાય અથવા પરિવર્ત થયો કહેવાય આવા ત્રણ પર્યાય કરવા)

ધૂમપાન પહેલુ મોથી કે નાકથી ક્યારે કરવુ?

**प्राक् पिबेन्नासयोत्क्लिष्टे दोषे घ्राणशिरोगते ॥१०॥**
**उत्क्लेशनार्थं वक्त्रेण, विपरीतं तु कण्ठगे ।**

નાક અને માથામાના દોષોનો જો આપોઆપ ઉત્કલેશ થયો હોય તો પહેલા નાકથી અને પછી મોથી (તીક્ષ્ણ) ધૂમપાન કરવુ, જો નાક અને માથામાના દોષોનો ઉત્કલેશ થયો ન હોય તો એમનો ઉત્કલેશ કરવા માટે પહેલુ મોથી અને પછી નાકથી (તીક્ષ્ણ) ધૂમપાન કરવું, પણ ગળામાના દોષોની બાબતમાં નાક અને માથાના દોષોની બાબતમા જે કરવાનુ કહ્યુ તેનાથી ઊંધુ કરવુ (એટલે ગળામાના દોષોનો આપો આપ ઉત્કલેશ થયો હોય તો પહેલા મોથી અને પછી નાકથી (તીક્ષ્ણ) ધૂમપાન કરવુ, પણ જો ગળામાના દોષોનો ઉત્કલેશ ન થયો હોય, તો તેમનો ઉત્કલેશ કરવા માટે પહેલા નાકથી અને પછી મોથી (તીક્ષ્ણ) ધૂમપાન કરવુ)

મુખથી જ ધૂમ બહાર કાઢવો . કારણ

**मुखेनैवोद्वमेद्धूमं नासया दृग्विघातकृत् ॥११॥**

ધુમાડા બહાર કાઢવો તે મોથી જ કાઢવો, કેમ કે નાકમાથી ધુમાડો બહાર કાઢવાથી આખની જોવાની શકિતનો નાશ થાય છે

એક ટકે કેટલુ ધૂમપાન કરવુ?

**आक्षेपमोक्षैः पातव्यो धूमस्तु त्रिस्त्रिभिस्त्रिभिः ।**

ધુમાડાને શરીરની અદર ખેંચવો તેને આક્ષેપ (આદાન) કહે છે અને અદર ખેંચેલા ધુમાડાને બહાર પાછો કાઢવો તેને મોક્ષ (વિસર્ગ) કહે છે ધુમાડાનો આક્ષેપ, મોક્ષ, આક્ષેપ, મોક્ષ, આક્ષેપ, મોક્ષ, એ ક્રમે ત્રણ વાર ધુમાડાનો આક્ષેપ અને મોક્ષ કરવાથી એક પાન થયુ કહેવાય. એવા ત્રણ પાન કરવા (ક્રમસર સરવાળે નવ આક્ષેપ અને નવ મોક્ષ થાય ત્યા સુધી ધૂમપાન કરવુ)

દિવસમા કયું ધૂમપાન કેટલી વાર કરવુ?

**अह्नः पिबेत्सकृत् स्निग्धं, द्विर्मध्यं,**
**शोधनं परम् ॥१२॥**
**त्रिश्चतुर्वा**

રાતદિવસમાં સ્નિગ્ધ ધૂમપાન એક વાર કરવું, મધ્ય ધૂમપાન બે વાર કરવું, પણ તીક્ષ્ણ ધૂમપાન ત્રણ કે ચાર વાર કરવું

મૃદુ (=સ્નિગ્ધ) ધૂમપાનના દ્રવ્યો

**मृदौ तत्र द्रव्याण्यगुरुगुग्गुलु ।**
**मुस्तस्थौणेयशैलेयनलदोशीरवालकम् ॥१३॥**
**वराङ्गकौन्तीमधुकबिल्वमज्जैलवालुकम् ।**
**श्रीवेष्टकं सर्जरसो ध्यामकं मदनं प्लवम् ॥१४॥**

**शल्लकी कुङ्कुम माषा यवाः कुन्दुरुकस्तिलाः ।**
**स्नेहः फलाना साराणा मेदो मज्जा वसा घृतम् ॥ १५ ॥**

એ ત્રણ પ્રકારના ધૂમપાનમાથી મૃદુ ધૂમપાનમા અગર, ગૂગળ, મોથ, થુવેર, શિલાજિત, જટામાસી, કાળો વાળો, ખસનો વાળો, તજ, રેણુકબીજ, મહુડો, નીલાનો ગર્ભ (ગલ), ચણકબાબ, સરલનો ગુદ, રાળ, રોહિષઘાસ, મીણ, ક્ષુદ્રમોથ, શલ્લકી (ધૂપડો) કેસર, અડદ, જવ, શલ્લકીનો ગુંદર, તલ, ફળનો સ્નેહ (દિવેલ વગેરે), સારોનો સ્નેહ (દેવદાર વગેરેનું તેલ), ચરબી, મજ્જા, વસા અને ઘી એટલા દ્રવ્યો લેવા

મધ્ય (=શમન) ધૂમપાનનાં દ્રવ્ય

**शमने शल्लकी लाक्षा पृथ्वीका कमलोत्पलम् ।**
**न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षलोध्रत्वचः सिता ॥ १६ ॥**
**यष्टीमधु सुवर्णत्वक् पद्मकं रक्तयष्टिका ।**
**गन्धाश्चाकुष्ठतगराः**

મધ્ય ધૂમપાન જેને શમન ધૂમપાન પણ કહે છે, તેમા શલ્લકી વૃક્ષનો ગુદર, લાખ, એલચી, કમળ, કાળું કમળ, વડ, ઉમેડો (ગુલર), પીમળો, પીપર, લોધરની છાલ, સાકર, જેઠીમધ, ગરમાળો, પદ્મકાષ્ઠ, મજીઠ, અને ઉપલેટ તથા તગર એ બે સિવાયના બીજા સુગધી દ્રવ્યો, એ સર્વ શમન ધૂમપાનમા ઉપયોગમા લેવા

તીક્ષ્ણ (વિરેચન) ધૂમપાનનાં દ્રવ્ય

**तीक्ष्णे ज्योतिष्मती निशा ॥ १७ ॥**
**दशमूलमनोह्वालं लाक्षा श्वेता फलत्रयम् ।**
**गन्धद्रव्याणि तीक्ष्णानि गणो मूर्धविरेचनः ॥ १८ ॥**

તીક્ષ્ણ ધૂમપાનમાં માલકાકણી, હળદર, દશમૂળ, મણશીલ, હરતાલ, લાખ, ગરણી, ત્રિફળા, ઉપલેટ, તગર વગેરે તીક્ષ્ણ ગધદ્રવ્યો અને (મરી, અઘેડો વગેરે) શિરોવિરેચન ઔષધિઓનો ગણ (સૂ ૧૫/૪) ઉપયોગમા લેવા યોગ્ય છે

ધૂમપાન માટે વાટ

**जले स्थितामहोरात्रमिषीकां द्वादशाङ्गुलाम् ।**
**पिष्टैर्धूमौषधैरेवं पञ्चकृत्वः प्रलेपयेत् ॥ १९ ॥**
**वर्तिरङ्गुष्ठकस्थूला यवमध्या यथा भवेत् ।**
**छायाशुष्कां विगर्भां तां स्नेहाभ्यक्तां यथायथम् ॥ २० ॥**
**धूमनेत्रार्पितां पातुमग्निप्लुष्टां प्रयोजयेत् ।**

દર્ભના મૂળની બાર આગળ લાબી સળીને (ગાભાને—ગર્ભને) એક અહોરાત્ર (રાત્રિદિવસ) પાણીમા પલાળી રાખવી પછી જે જાતનુ ધૂમપાન કરવુ હોય તે જાતના ધૂમપાન માટે કહેલા ઔષધો લસોટીને તે સળી ઉપર પાચ વાર લેપ કરવો (એક વાર લેપ કર્યા પછી સુકાય એટલે બીજી વાર લેપ કરીને પાછી સૂકવવી એમ પાચ વાર લેપ કરવો) એ રીતે વચમા જાડી અને બે પાસને છેડે પાતળી એવી જવ જેવી ગોળ દીવેટ અગૂઠા જેટલી જાડી થાય તેમ કરવુ તે દીવેટને છાયામા સૂકવવી તથા સુકાયા પછી પેલી દર્ભના મૂળની સળી તેમાથી કાઢી લેવી પછી તેના ઉપર જે જાતના ધૂમપાનને માટે જે સ્નેહ યોગ્ય હોય તે સ્નેહ ચોપડીને તથા અગારા વડે સળગાવીને ધૂમપાન કરવાની નળીમા તેને મૂકવી અને રોગીને તેનો ધુમાડો પીવાનુ કહેવુ (નળી જે બાજુ અગૂઠા જેવડા છિદ્રવાળી હોય તેમા તે ઔષધની દીવેટ ખોસવી અને સાકડા છિદ્ર તરફથી ધૂમપાન કરવુ)

ધૂમપાનનો બીજો પ્રકાર

**शरावसम्पुटच्छिद्रे नाडीं न्यस्य दशाङ्गुलाम् ॥ २१ ॥**
**अष्टाङ्गुला वा वक्त्रेण कासवान् धूममापिबेत् ॥ २१½ ॥**

કોડિયાના સપુટમા એક છિદ્ર કરી તેમાં આઠ આગળ કે દશ આગળની નળી મૂકીને ઉધરસના રોગીએ મુખ વડે ધૂમપાન કરવુ (એક કોડિયામાં ખેર કે બાવળના ધુમાડા વિનાના અગારા ભરીને તેમાં ઉધરસ મટે એવુ ચૂર્ણ કે ઔષધ કે ગોળી નાખીને તે ઉપર એક બાજુ કોડિયુ ઢાકવુ તથા તે ઢાકેલા કોડિયાને મથાળે ધૂમપાન કરવાની નળી બેસતી આવે એવું છિદ્ર કરવું તેમાં આઠ કે દશ આગળની નળી ઘાલીને તે વતી ઉધરસના રોગીએ મોથી ધૂમપાન કરવું)

ધૂમપાનનું ફળ

**कासः श्वासः पीनसो विस्वरत्वं पूतिर्गन्धः पाण्डुता केशदोषः ।**
**कर्णास्याक्षिस्रावकण्ड्वर्तिजाड्य तन्द्रा हिध्मा धूमपं न स्पृशन्ति ॥ २२½ ॥**

ઉધરસ, દમ, સળેખમ, સ્વરભગ, મુખની દુર્ગંધ, શરીરની પાડુતા, વાળના રોગ, કાન, મુખ અને આખ એ ત્રણમા સ્રાવ, ખજવાળ, પીડા અને જડતા, સુસ્તી અને હેડકી એટલા રોગ ધૂમપાન કરનારને થતા નથી.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने धूमपानविधिर्नामैकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો : ગંડૂષાદિવિધિ

**अथातो गण्डूषादिविधिमध्याय व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

(હવે ધૂમપાન પછી ગંડૂષ (દવાના કોગળા ભરવા) વગેરેનો વિધિ જ યોગ્ય છે, એટલે કહે છે કે) હવે અમે ગંડૂષ (કોગળા ભરવા) વગેરેના વિધિનો અધ્યાય વિસ્તારથી કહીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે —('ગંડૂષ વગેરે'માં ગંડૂષ, કવલગ્રહ, પ્રતિસારણ, મુખાલેપ, માથામાં તેલ નાખવું અને કાનમાં તેલ મૂકવું એટલી બાબતોનો સમાવેશ થાય છે)

ગંડૂષના પ્રકાર

**चतुष्प्रकारो गण्डूषः स्निग्धः शमनशोधनौ ।**
**रोपणश्च**

દવાના કોગળા ભરવા તેને ગંડૂષ કહે છે એ ગંડૂષના ચાર પ્રકાર છે સ્નિગ્ધ, શમન, શોધન અને રોપણ.

કયા પ્રકારનો ગંડૂષ કોને આપવો?

**त्रयस्तत्र त्रिषु योज्याश्चलादिषु ॥ १ ॥**
**अन्त्यो व्रणघ्नः**

તે ગંડૂષોમાંથી પહેલા ત્રણ પ્રકારના ગંડૂષ અનુક્રમે વાયુ વગેરે દોષોમાં આપવા તથા છેલ્લો ગંડૂષ વ્રણ મટાડનારો છે એટલે સ્નિગ્ધ ગંડૂષ વાતવ્યાધિવાળાને, શમન ગંડૂષ પિત્તના રોગીને અને શોધન ગંડૂષ કફના રોગીને આપવો. વ્રણ થયો હોય ત્યારે ચોથા પ્રકારના 'રોપણ' ગંડૂષ નામના કોગળા ભરાવવા.

સ્નિગ્ધ ગંડૂષના રસ

**स्निग्धोऽत्र स्वाद्वम्लपटुसाधितैः ।**
**स्नेहैः**

એમાંથી સ્નિગ્ધ ગંડૂષ ગળ્યા, ખાટા અને ખારા દ્રવ્યથી સિદ્ધ કરેલા સ્નેહ વડે બને છે

શમન ગંડૂષના રસ

**संशमनस्तिक्तकषायमधुरौषधैः ॥ २ ॥**

શમન ગંડૂષ કડવા, તૂરા અને ગળ્યા ઔષધથી બને છે

શોધન ગંડૂષના રસ

**शोधनस्तिक्तकट्वम्लपटूष्णैः**

શોધન ગંડૂષ કડવા, તીખા, ખાટા, ખારા અને ગરમ દ્રવ્યથી બને છે

રોપણ ગંડૂષના રસ

**रोपणः पुनः ।**
**कषायतिक्तकैः**

રોપણ ગંડૂષ તૂરાં અને કડવા દ્રવ્યથી બને છે

કોગળાના ઔષધમાં શું ભેળવવું?

**तत्र स्नेहः क्षीरं मधूदकम् ॥ ३ ॥**
**शुक्तं मद्यं रसो मूत्रं धान्याम्लं च यथायथम् ।**
**कल्कैर्युक्तं विपक्वं वा यथास्पर्शं प्रयोजयेत् ॥४॥**

ઉપર કહેલા ચાર ગંડૂષોમાં જે દોષ કે જે રોગને માટે જે રસ યોગ્ય હોય તે રસવાળાં દ્રવ્યોના કલ્ક સાથે સ્નેહ, દૂધ, મધ, પાણી, સરકો, દારૂ, માંસરસ, મૂત્ર, ધાન્યામ્લ એ નવમાંથી જે પ્રસંગે જે યોગ્ય હોય તે ભેળવીને કે (જરૂર હોય તો) પકવીને એ રીતે તૈયાર થયેલા પ્રવાહીના ગરમ કોગળા ભરાવવાની જરૂર હોય ત્યાં ગરમ અને ઠંડા કોગળા ભરાવવાની જરૂર હોય ત્યાં ઠંડા કોગળા ભરાવવા

દંતહર્ષ વગેરે રોગમાં ગંડૂષ

**दन्तहर्षे दन्तचाले मुखरोगे च वातिके ।**
**सुखोष्णमथवा शीतं तिलकल्कोदकं हितम् ॥५॥**
**गण्डूषधारणे**

દાંત ખટાઈ (અંબાઈ) ગયા હોય ત્યારે, દાંત હાલતા હોય ત્યારે, તથા વાયુથી થયેલા મુખરોગમાં લગારેક ગરમ અથવા ઠંડા તલના કલ્કના પાણીના કોગળા હિતકર છે (તલના કલ્કનું પાણી ઠંડું લેવું કે ગરમ લેવું તેનો આધાર કયા દોષના પ્રકોપને લીધે રોગ થયો છે તેના ઉપર છે

સામાન્ય ગંડૂષ

**नित्यं तैलं मांसरसोऽथवा ।**

(મોઢું માળવું) રોજ કોગળા ભરવા માટે તેલ અથવા માંસરસ હિતકર છે

ક્યારે શાના કોગળા ભરવા?

**ऊषादाहान्विते पाके क्षते चागन्तुसम्भवे ॥६॥**
**विषे क्षाराग्निदग्धे च सर्पिर्धार्यं पयोऽथवा ।**

ઊષા અને દાહવાળા મુખપાકમાં, કોઈ આગંતુ કારણથી મોમાં ક્ષત (ચાંદુ) થયું હોય અથવા વિષ, ક્ષાર કે અગ્નિથી મોમાં કોઈ જગાએ દાઝ્યું હોય તો ઘીના અથવા દૂધના કોગળા ભરી રાખવા હિતકર છે

**वैशद्यं जनयत्याशु सन्दधाति मुखे व्रणान् ॥७॥**
**दाहतृष्णाप्रशमनं मधुगण्डूषधारणम् ।**

મધના કોગળા ભરી રાખ્યા હોય તો તે મોને કોરું કરે છે (ચીકાશ દૂર કરે છે), મુખમા વ્રણ થયા હોય તેને રૂઝવે છે તથા દાહ અને તરસને શમાવે છે

**धान्याम्लमास्यवैरस्यमलदौर्गन्ध्यनाशनम् ॥ ८ ॥**

ધાન્યામ્લનો ગડૂષ ભરી રાખવાથી તે મુખની વિરસતા, મુખના મળ અને દુર્ગંધનો નાશ કરે છે

**तदेवालवणं शीतं मुखशोषहरं परम् ।**

તે જ ધાન્યામ્લ લવણ નાખ્યા વિનાનું તથા ટાઢુ હોય તો તેના ગડૂષ ભરી રાખવા એ મુખશોષને હણનારુ ઉત્તમ ઓષધ છે

**आशु क्षाराम्बुगण्डूषो भिनत्ति श्लेष्मणश्चयम् ॥**

પાણીમા ક્ષાર નાખીને પછી ગાળી લીધેલા પાણીના કોગળા ભરવાથી મોમા કફ(થૂંક, લાળ)નો ભરાવો થતો મટે છે

**सुखोष्णोदकगण्डूषैर्जायते वक्त्रलाघवम् ।**

સહેજ (હૂફાળા) પાણીના કોગળા ભરી રાખવાથી મો હલકુ થાય છે

કોગળા કેવી રીતે ભરવા ?

**निवाते सातपे स्विन्नमृदितस्कन्दकन्धरः ॥ १० ॥**
**गण्डूषमपिबन् किञ्चिदुन्नतास्यो विधारयेत् ।**

(મોમા કોગળો ભરીને) પવન ન આવે પણ તડકો આવે એવી જગાએ બે ખભા તથા ડોક રાખીને એ રીતે બે ખભા તથા ડોક પર તડકાનો શેક કરીને, પછી બે ખભા તથા ડોક પર ચપી કરાવીને, કોગળો પી ન જતાં જરા વાર ઊંચું મો રાખીને કોગળો મોમાં ભરી રાખવો

કોગળા ક્યાં સુધી ભરવા?

**कफपूर्णास्यता याव स्रवद्घ्राणाक्षता ऽथवा ॥११**

મોમાં કફ ભરાઈ જાય અથવા નાક અને આખમાથી પાણી ગળે ત્યા સુધી કોગળા ભરભર કરવા (આરોગ્ય થાય ત્યા સુધી પાચ—સાત કોગળા ભરવા)

ગંડૂષ અને કવલ વચ્ચે તફાવત

**असञ्चार्यो मुखे पूर्णे गण्डूषः, कवलोऽन्यथा ।**

કોગળા ભરવાના દ્રવ્યથી મોં એટલી હદ સુધી પૂરેપૂરુ ભરી દેવામા આવે કે એ દ્રવ્ય મોમા હલાવી ચલાવી (ખખડાવી) શકાય નહિ તેને ગંડૂષ કહે છે, નહિ તો કવલ કહે છે (એટલે કોગળા ભરવાની દવા મોમા થોડી ભરાય અને તેથી દવાને મોમા અને ગળામાં ખખડાવી શકાય તો એને કવલ કહે છે)

કવલથી મટતા રોગ

**मन्याशिरःकर्णमुखाक्षिरोगाः**
**प्रसेककण्ठामयवक्त्रशोषाः ।**
**हृल्लासतन्द्रारुचिपीनसाश्च**
**साध्या विशेषात्कवलग्रहेण ॥ १२ ॥**

મન્યાના રોગ, માથાના રોગ, કાનના રોગ, મોના રોગ, આખના રોગ, પ્રસેક, ગળાના વિકારો, મુખશોષ, હૃલ્લાસ, તંદ્રા, અરુચિ, સળેખમ, એ રોગ ખાસ કરીને કવલ ભરવાથી મટાડવા જેવા છે

જખમ ઉપર લગાડવાનુ ઓષધ (પ્રતિસારણ)

**कल्को रसक्रिया चूर्णस्त्रिविधं प्रतिसारणम् ॥१३**

જખમ, ચાદુ વગેરે ઉપર લગાડવાના કે ચોપડવાના ઓષધને પ્રતિસારણ કહે છે તે પ્રતિસારણ ત્રણ પ્રકારનું હોય છે કલ્ક, મલમ અને ચૂર્ણ જળ વગેરેમા ઓષધોને બારીક વાટવા તેને કલ્ક કહે છે, મધ વગેરેમાં ઓષધ નાખીને મલમ જેવું કરવું તેને રસક્રિયા કહે છે તથા કોરા ઓષધને ખાડીને બારીક ભૂકો કરવો તેને ચૂર્ણ કહે છે

**युञ्ज्यात्तत् कफरोगेषु गण्डूषविहितौषधैः ।**

એ પ્રતિસારણ શોધન ગડૂષમાં કહેલા ઓષધોનું બનાવીને ખાસ કરીને કફના રોગમા વાપરવું

મુખાલેપના પ્રકાર

**मुखालेपस्त्रिधा दोषविषहा वर्णकृच्च सः ॥ १४ ॥**

મુખ (ચહેરા) પર કરવાનો લેપ ત્રણ પ્રકારનો છે: દોષઘ્ન એટલે દોષને હણનાર, વિષઘ્ન એટલે વિષને હણનાર અને વર્ણકૃત્ એટલે કાંતિ આપનાર

ઉષ્ણ અને શીત લેપ

**उष्णो वातकफे शस्तः, शेषेष्वत्यर्थशीतलः ।**

તે મુખાલેપ વાયુ અને કફમાં ગરમ હોય તે ઠીક તથા પિત્ત તથા વિષમા અતિ શીતળ હોય તે ઠીક છે

લેપનું પ્રમાણ

**त्रिप्रमाणश्चतुर्भागत्रिभागार्धाङ्गुलोन्नतिः ॥ १५ ॥**

તે મુખાલેપ એક આગળના ચોથા ભાગ જેટલો, ત્રીજા ભાગ જેટલો અને અર્ધા આગળ ઊંચો(જાડો) જોઈએ, મતલબ કે એક ચતુર્થાંશ આગળ (હીન લેપ) અથવા એક તૃતીયાંશ આગળ (મધ્યમ લેપ) અથવા એક દ્વિતીયાંશ (અર્ધો) આગળ જાડો (ઉત્તમ લેપ) કરવો.

મુખાલેપ ક્યાં સુધી રાખવો? પછી શું કરવું?

**अशुष्कस्य स्थितिस्तस्य, शुष्को**
**दूषयति च्छविम् ।**
**तमार्द्रयित्वाऽपनयेत्तदन्तेऽभ्यङ्गमाचरेत् ॥ १६ ॥**

તે મુખ ઉપર કરવાનો લેપ જ્યાં સુધી લીલો હોય ત્યાં સુધી મુખ પર રહેવા દેવો. તે સુકાઈ જાય તો મુખની કાંતિ બગાડે છે. તે લેપ કાઢી નાખવો હોય ત્યારે તેને ભીનો કરીને કાઢી નાખવો અને પછી અભ્યંગ ચોળવું.

મુખાલેપવાળાની પરેજી

**विवर्जयेद्दिवास्वप्नभाष्याग्न्यातपशुक्क्रुधः ।**

મુખ ઉપર જેણે લેપ ધારણ કર્યો હોય તેણે દિવસે ઊંઘવુ નહિ, બોલવુ નહિ; દેવતા, તડકો, શોક, ક્રોધ એમાથી એકેનુ સેવન કરવુ નહિ. જો એ છમાંના કોઈનું પણ તે સેવન કરે તો ખણુજ, ચામડી ઉપર સોજો, સળેખમ, દૃષ્ટિનો નાશ વગેરેના ભય ઊભો થાય છે.

મુખાલેપ કોને ન કરવો?

**न योज्यः पीनसेऽजीर्णे दत्तनस्ये हनुग्रहे ॥१७॥**
**अरोचके जागरिते**

સળેખમવાળાને, અજીર્ણવાળાને, જેને નસ્ય આપ્યું હોય તેને, હનુગ્રહ રાગવાળાને, અરુચિ રોગવાળાને અને ઉજાગરાવાળાન મુખાલેપ કરવા નહિ.

બરાબર લેપ કરેલા મુખાલેપના ફાયદા

**स तु हन्ति सुयोजितः ।**
**अकालपलितव्यङ्गवलीतिमिरनीलिकाः ॥ १८ ॥**

મુખાલેપ જો બરાબર થયો હોય તો અકાળે વાળ ધોળા થઈ ગયા હોય તે પાછા કાળા થઈ જાય છે, વ્યંગ રોગ મટે છે, મા પર કરચલીઓ પડી હોય તે જતી રહે છે, તિમિર અને નિલિકા રોગ મટે છે.

છ ઋતુના જુદાજુદા મુખાલેપનાં દ્રવ્યો

**कोलमज्जा वृषान्मूलं शाबरं गौरसर्षपाः ।**
**सिंहीमूलं तिलाः कृष्णा**
**दार्वीत्वङ्‌नस्तुषा यवाः ॥ १९ ॥**

**दर्भमूलहिमोशीरशिरीषमिशितण्डुलाः ।**
**कुमुदोत्पलकह्लारदूर्वामधुकचन्दनम् ॥ २० ॥**
**कालीयकतिलोशीरमांसीतगरपद्मकम्**
**तालीसगुन्द्रापुण्ड्राह्वयष्टीकाशनतागुरु ॥ २१ ॥**
**इत्यर्धार्धादिता लेपा हेमन्तादिषु षट् स्मृताः ।**

ઉપર લખેલા શ્લોકોમાંના પ્રત્યેક અડધા શ્લોકમાં અનુક્રમે હેમંત વગેરે છ ઋતુમાં કરવાના લેપનાં દ્રવ્યો બતાવેલાં છે. બોરના ઠળિયાની મીંજ, અરડૂસીનું મૂળ, લોધર, ધોળા સરસવ—એ ચાર ઔષધોનો લેપ હેમંતઋતુમાં કરવો; ભોરિંગણીનું મૂળ, તલ, પીપર, દારુહળદર, તજ અને છોડાં કાઢી નાખેલા જવ—એ છ ઔષધોનો લેપ શિશિરઋતુમાં કરવો. દર્ભનું મૂળ, પદ્મકાષ્ઠ, વાળો, સરસડો, વરિયાળી અને ચોખા—એ છનો લેપ વસંતઋતુમાં કરવો. પોયણાં, કાળું કમળ, કલ્હાર, ધરો, મહુડાની કૂંપળો, ચંદન—એ છનો લેપ ગ્રીષ્મઋતુમાં કરવો. પીળું ચંદન, તલ, વાળો, જટામાંસી, તગર અને પદ્મકાષ્ઠ—એ છનો લેપ વર્ષાઋતુમાં કરવો. તાલીસપત્ર, ગુંદ્રા, શ્વેત કમળ, જેઠીમધ, અસાણા અને તગર—એ છનો લેપ શરદઋતુમાં કરવો.

મુખાલેપનું ફળ

**मुखालेपनशीलानां दृढं भवति दर्शनम् ॥ २२ ॥**
**वदनं चापरिम्लानं श्लक्ष्णं तामरसोपमम् ।**

જે માણસો રોજ મુખ પર લેપ કરે છે, તેમની દૃષ્ટિ (જોવાની શક્તિ) દૃઢ થાય છે, તેમનું મુખ કરમાયેલું રહેતું નથી તથા લીસું અને રાતા કમળ જેવું થાય છે.

મૂર્ધતેલ—માથે ચાલવાનું તેલ

**अभ्यङ्गसेकपिचवो बस्तिश्चेति चतुर्विधम् ॥ २३ ॥**
**मूर्धतैलम्**

અભ્યંગ, સેક, પિચુ અને બસ્તિ એ ચાર રીતે માથામાં તેલ ઘલાય છે.

નોધ:—માથામાં તેલ ચોપડવું એને અભ્યંગ મૂર્ધતેલ કહે છે. માથા ઉપર તેલ રેડવું તેને સેક મૂર્ધતેલ કહે છે. માથા ઉપર તેલનાં પોતા મૂકવાં તેને પિચુ-મૂર્ધતેલ કહે છે. માથાને તેલની બસ્તિ આપવી તેને બસ્તિ મૂર્ધતેલ કહે છે.

**बहुगुणं तद्विद्यादुत्तरोत्तरम् ।**

મૂર્ધતેલના એ ચાર પ્રકાર ઉત્તરોત્તર બહુ ગુણ આપનારા છે. (એટલે અભ્યંગ કરતાં સેક, તે કરતાં પિચુ અને પિચુ કરતાં બસ્તિતેલ વધારે ગુણકારક છે.)

કયા પ્રકારનું મૂર્ધતેલ ક્યારે વાપરવું?

**तत्राभ्यङ्गः प्रयोक्तव्यो रौक्ष्यकण्डूमलादिषु ॥२४॥**

માથુ લૂખું પડી ગયું હોય, માથામાં ખણુજ આવતી હોય અને માથામાં મેલ થયો હોય, ત્યારે માથામાં તેલનો અભ્યંગ કરવો.

**अरुंषिकाशिरस्तोददाहपाकव्रणेषु तु ।**
**परिषेकः**

માથામાં અરુંષિકા નામે ક્ષુદ્રરોગ થયો હોય, માથામાં અંકુશ ભોંકાતો હોય એવી પીડા થતી હોય, બળતરા થતી હોય, પાક્યું હોય અને વ્રણ થયો હોય

ત્યારે માથા ઉપર તેલ રેડવું

पिचुः केशशातस्फुटनधूपने ॥२५॥
नेत्रस्तम्भे च

વાળ ખરી જતા હોય, વાળ ફાટતા હોય કે વાળના મૂળમા લાહ્ય બળતી હોય અને આંખોનો સ્તભ થયો હોય તો મૂર્ધતૈલના પોતા મૂકવા

बस्तिस्तु प्रसुप्त्यर्दितजागरे ।
नासास्यशोषे तिमिरे शिरोरोगे च दारुणे ॥२६॥

ચામડી બહેરી થઈ ગઈ હોય, આર્દિત વા થયો હોય, ઊંઘ ન આવતી હોય, નાક સુકાતુ હોય, મુખ શોષ, તિમિરરોગ અને માથાનો ભયકર રોગ—એ રોગોમા બસ્તિ નામે મૂર્ધતૈલનો ઉપયોગ કરવો

**શિરોબસ્તિ (બસ્તિમૂર્ધતૈલ) આપવાની રીત**

विधिस्तस्य निषण्णस्य पीठे जानुसमे मृदौ ।
शुद्धाक्तस्विन्नदेहस्य दिनान्ते गव्यमाहिषम् ॥२७॥
द्वादशाङ्गुलविस्तीर्णं चर्मपट्टं शिरःसमम् ।
आकर्णबन्धनस्थानं ललाटे वस्त्रवेष्टिते ॥ २८ ॥
चैलवेणिकया बद्ध्वा माषकल्केन लेपयेत्
ततो यथाव्याधि शृतं स्नेहं कोष्णं निषेचयेत् । २९
ऊर्ध्वं केशभुवो यावदङ्गुलम्

શિરોબસ્તિ આપવાની રીત નીચે પ્રમાણે છે

વમન અને વિરેચનથી શરીરનું શોધન કરીને, શરીરે તેલ ચોળીને અને શેક કરીને દરદીને સૂર્યાસ્ત વખતે કે રાત્રે ઢીંચણ જેટલી ઊંચી અને પોચી પાટ ઉપર બેસાડીને બને બાજુએ અડદના ઝીણા લોટની કલ્ક ચોપડેલુ વસ્ત્ર તેના લલાટ પર વીંટીને પછી તેના બાર આગળ પહોળો (પનો) અને તેના માથાના ઘેરાવા જેટલો (કે ઘેરાવાથી વધારે) લાંબો ગાયના કે ભેંશના ચામડાનો પટો (કપડા સાથે ચોટે એવી રીતે) કાન સુધી નીચો (કાન પર ચશ્માની દાંડી રહે ત્યા સુધી નીચો) રહે એ રીતે અને આખો પટો માથાને ફરતો વીંટાઈ (બધાઈ) રહે એ રીતે (ચામડાના પગને) કપડાની ચીંદરડીથી (વાધરીઓથી કે કસોથી) બાધીને પછી તે પટા ઉપર અડદના લોટની કલ્કનો લેપ કરવો પછી દોષ, દૂષ્ય વગેરેને મટાડે એવી રીતે સિદ્ધ કરેલો સ્નેહ ઠરો પડતોપડતો સહેકો થાય, ત્યારે માથાના વાળની જગા ઉપર એક આગળ સ્નેહ તરે એ રીતે બસ્તિના (ચામડાના પટાના) ઉપરના ભાગમાથી સ્નેહ રેડવો.

(રેડેલા સ્નેહના રેલા બસ્તિમાથી નીચા ન ઊતરે પણ સ્નેહ બધો બસ્તિમા ભરાઈ રહે એટલા માટે અડદના લોટની કલ્કથી લીંપી દેવાનું લખ્યું છે )

(જમણા કાનથી, જમણી ભમ્મર ઉપરનો વાળવિનાનો કપાળનો ભાગ, ત્યાથી ડાબી ભમ્મર ઉપરનો વાળ વિનાનો કપાળનો ભાગ, ત્યાથી ડાબા કાન ઉપર ચશ્માની દાંડી રહે છે તે ભાગ, ત્યાથી ડોક(બોચી)નો વાળ વિનાનો ભાગ, ત્યાથી પાછો જમણા કાન ઉપર ચશ્માની દાંડી રહે છે તે ભાગ—એમ માથાની વાળ વિનાની ફરતી જગાને માટે આ શ્લોકમા લલાટ શબ્દ વાપર્યો છે વસ્ત્ર અને ચામડાના પગની નીચેની કિનાર એ લલાટને ફરતી ચોટાડવાની અને બાધવાની છે વાળ સાથે કલ્ક ન ચોટે એ સભાળવુ

धारयेच्च तम् ।
आवक्त्रनासिकोत्क्लेदाद्दशाष्टौ षट् चलादिषु ॥३०
मात्रासहस्राण्यरुजे त्वेक

મોમાથી અને નાકમાથી થૂક, લાળ, લીંટ, પાણી વગેરે નીકળવા માંડે, ત્યા સુધી શિરોબસ્તિ રાખી મૂકવી (એ સામાન્ય નિયમ છે) (પણ મો અને નાક ગળવા માડવાની રાહ કેટલો વખત સુધી જોવી તે જણાવવા માટે કહે છે કે) વાયુના રાગમાં દસ હજાર માત્રા સુધી, પિત્તના રાગમા આઠ હજાર માત્રા સુધી અને કફના રોગમા છ હજાર માત્રા સુધી, પણ સાજા માણસને એક હજાર માત્રા સુધી શિરોબસ્તિ રાખી મૂકવી (મો અને નાક ગળવા માડે તો એટલી માત્રાઓ થતા પહેલા પણ બસ્તિ ઉતારી લેવી, પણ મો અને નાક ગળવા ન માડે તોપણ એટલી માત્રાઓથી વધારે વખત સુધી બસ્તિ રાખવી નહિ )

स्कन्धादि मर्दयेत् ।
मुक्तस्नेहस्य

શિરાબસ્તિ છોડી નાખ્યા પછી ખભા, માથું અને ગરદન, એ જગાએ ચોળવું (મસળવુ) (પછી સ્નેહન ક્રિયામાં કહ્યા પ્રમાણે 'ઉષ્ણોદક સેવવું' વગેરે જે કહ્યુ છે તે પ્રમાણે આચરવુ, કેમ કે શિરાબસ્તિને માટે સ્નેહ શબ્દ વાપર્યો છે અને રોગીઓને સર્વ કર્મમા બહુધા એ ક્રમ લાગુ પડે છે )

**શિરોબસ્તિની વધારેમાં વધારે મુદત**

परमं सप्ताहं तस्य सेवनम् ॥३१॥

એ પ્રમાણે બહુમા બહુ તો એકસાથે સાત દિવસ શિરોબસ્તિનું સેવન કરવું

**કાનમા દવા કે તેલ મૂકવું**

धारयेत्पूरणं कर्णे कर्णमूलं विमर्दयन् ।
रुजः स्यान्मार्दवं यावन्मात्राशतमवेदने ॥ ३२ ॥

જે દવા કે તેલ કાનમા મૂકવાનું હોય તેનાથી

ટીપે ટીપે કાન ભરી દઈને કાનના નીચેના છેડા પાસે મર્દન કરવુ (મસળવુ) જેને કાનમા પીડા થતી હોય તે મટાડવાને દવા કે તેલ મુકાવ્યુ હોય તેણે પીડા નરમ પડે ત્યા સુધી કાનમા દવા કે તેલ રાખી મૂકવુ અને જેને પીડા ન થતી હોવા છતાં (સાવચેતી ખાતર) મુકાવ્યુ હોય તણે એકસો માત્રા જેટલા સમય સુધી રાખી મૂકવુ

### માત્રાનું પ્રમાણ

**यावत्पर्येति हस्ताग्रं दक्षिणं जानुमण्डलम् ।**
**निमेषोन्मेषकालेन सम मात्रा तु सा स्मृता ॥३३**

જેટલીવારમા જમણા ઢીંચણની ઢાકણીના ઘેરાવાની આસપાસ જમણા હાથનો અગ્રભાગ ફરી વળે તટવા કાળને માત્રા કહે છે અને તે કાળ આંખ મીંચીને તરત ઉઘાડીએ તેની બરોબર છે

### મૂર્ધતેલનું ફળ

**कचसदनसितत्वपिञ्जरत्वं**
**परिफुटनं शिरस समीररोगान् ।**
**जयति, जनयतीन्द्रियप्रसादं**
**स्वरहनुमूर्धबलं च मूर्धतैलम् ॥ ३४॥**

વાળ ઊતરતા હોય, વાળ ધોળા થઈ જતા હોય, વાળ પીળચટ્ટા થઈ જતા હોય, વાળ ફાટતા (તરડાઈ જતા) હોય, માથામા વાયુના રાગ થયા હોય તે મૂર્ધ તેલ(શિરાબસ્તિ)થી મટે છે વળી મૂર્ધતૈલથી આંખ વગેર ઇંદ્રિયોનુ પ્રસાદન થાય છે તથા અવાજ, હ પચી તથા માથામા બળ આવે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने गण्डूषादिविधिर्नाम
द्वाविंशोऽध्याय ॥ २२ ॥

## અધ્યાય ૨૩ મો: આશ્ચોતનાંજનવિધિ

**अथात आश्चोतनाञ्जनविधिमध्यायं**
**व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय ।**

(ગળાની હાંસડીથી ઉપરના ભાગના રોગના વિષયને અંગે હવે આંખના રાગના ઉપાયની રીત બતાવવા માટે કહે છે કે )

હવે અમે આશ્ચોતન (આંખમાં દવાનાં ટીપાં (મૂકવાં) અને અંજન (આંખમા દવા આંજવી) એ બે ક્રિયાનો વિધિ બતાવનારો અધ્યાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેર મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

### આશ્ચોતનનો ફાયદો

**सर्वेषामक्षिरोगाणामादावाश्चोतनं हितम् ।**
**रुक्तोदकण्डूघर्षाश्रुदाहरागनिबर्हणम् ॥ १ ॥**

બધા આંખના રાગમા (આંખના) પીડા, તોદ, ચળ (ખજવાળ), આંખ ચાટી જવુ, પાણી નીકળવું, બળતરા અને લાલાશને મટાડ રોવુ આશ્ચોતન પહેલું કરવુ એ હિતકર છે

### કયા દોષમા કવા ટીપા મૂકવા?

**उष्णं वाते, कफे कोष्णं, तच्छीतं रक्तपित्तयो ।**

વાયુના પ્રકાપથી થયેલા આંખના રાગમા ગરમ ટીપા મૂકવા કફથી થયેલામા નગરમ અને પિત્તથી થયેલામા ઠંડા ટીપા મૂકવા એ હિતકર છે

### આશ્ચોતન કઈ રીતે કરવુ?

**निवातस्थस्य वामेन पाणिनोन्मील्य लोचनम् ॥२**
**शुक्तौ प्रलम्बयाऽन्येन पिचुवर्त्या कनीनिके ।**
**दश द्वादश वा बिन्दून् द्व्यङ्गुलादवसेचयेत् ॥३**
**तत प्रमृज्य मृदुना चैलेन, कफवातयो ।**
**अन्येन कोष्णपानीयप्लुतेन स्वेदयेन्मृदु ॥ ४॥**

પવન બિલકુલ ન આવે એવી જગાએ દરદીને બેસાડીને, ડાબે હાથે તેની આંખ ઉઘાડીને, દવા ભરેલી છીપમા અડધી બોળાયેલી રહે એ રીતે મૂકી રાખેલી કપડાની વાટથી દવાના દસબાર ટીપા આંખને નાક બાજુ ખૂણે (નાક સાથે જોડાયેલા આંખના ખૂણામા) એવી રીતે પાડવા કે ટીપા પાડતી વખત હાથ આંખથી બે આગળ ઊંચો રહે પછી જો કફ અને વાયુથી આંખ નો રાગ થયો હોય તો લૂછેલું પોતુ ગડી નાખીને બીજુ પોતુ નવશેકા પાણીમા બોળીબોળીને આંખને શેકવી

### કેવા ટીપાથી શુ નુકસાન થાય?

**अत्युष्णतीक्ष्णं रुग्रागदृङ्नाशायाक्षिसेचनम् ।**
**अतीशीतं तु कुरुते निस्तोदस्तम्भवेदना ॥५॥**
**कषायवर्त्मतां घर्षं कृच्छ्रोन्मेषणं बहु ।**
**विकारवृद्धिमत्यल्पं संरम्भमपरिस्रुतम् ॥ ६ ॥**

આંખમા બહુ ગરમ કે બહુ તીખા ટીપા પાડવાથી આંખમા પીડા થાય છે આંખ લાલ થઈ જાય છે, જોવાની શક્તિનો નાશ થાય છે આંખમા બહુ ઠંડાં ટીપા પાડવાથી આંખમા નિસ્તોદ, સ્તંભ અને પીડા થાય છે, પોપચા લૂખા પડી જાય છે અને આંખો ચોંટી જાય છે વધારે પડતા ટીપા મૂકવાથી આંખ ઉઘાડતાં કષ્ટ થાય છે જરૂર કરતા ઓછા ટીપા પાડવાથી

આખનો રાગ વધે છે અને જો આખમા ટીપા નાખ્યા પછી આખમાથી પાણી ન નીકળી જાય તો આખનો સંરભ થાય છે (એટલે આખ સૂજી જાય છે)

મૂકેલી દવા દોષોને કઈ રીતે મટાડે છે ?

**गत्वा सन्धिशिरोघ्राणमुखस्रोतांसि भेषजम् ।**
**ऊर्ध्वगात्रयने न्यस्तमपवर्तयते मलान् ॥ ७ ॥**

આખમા નીકળેલી દવા આખના સાધાના, માથાના, નાકના અને મોના સ્રોતોમા જઈને હાસડીથી ઉપરના અવયવોમા ગયેલા મળોને પાછા વાળે છે

દવા ક્યારે આજવી ?

**अथाञ्जन शुद्धतनोर्नेत्रमात्राश्रये मले ।**
**पक्वलिङ्गेऽल्पशोफार्तिकण्डूपैच्छिल्यलक्षिते ॥८॥**
**मन्दघर्षाश्रुरागेऽक्ष्णि प्रयोज्य घनदूषिके ।**
**अर्ते पित्तकफासृग्भिर्मारुतेन विशेषत ॥९॥**

જો મળ (દોષ) ફક્ત આખમા જ રહેલો હોય (આખ ઉપરાંત બીજા કોઈ અવયવમા વ્યાપેલો ન હોય), આખ થોડી જ સૂજી હોય, આખમા બહુ ચળ આવતી હોય અને આખ પિચ્છિલ હોય, એ ત્રણ લક્ષણ ઉપરથી સમજી શકાય એવુ આખના સામ દોષ પાકયા હોવાનુ ચિહ્ન જણાય અને આખ ધીમે ધીમે ચોટી જતી હોય અને આખમાથી ધીમધીમે પાણી નીકળતું હોય અને આખમા મળ ઘટ્ટ થઈ ગયો હોય, આખ પિત્ત, કફ કે લોહીના પ્રકોપથી દુખતી હોય અને ખાસ કરીને તો વાયુના પ્રકોપથી દુખતી હોય તો પછી (આખમા ટીપા મૂકયા પછી) દરદીના શરીરને વમન, વિરેચન વગેરેથી શુદ્ધ કરીને એની આખમા આજવાની દવા આજવી

અજનનો પ્રકાર

**लेखनं रोपणं दृष्टिप्रसादनमिति त्रिधा ।**
**अञ्जनम्**

લેખન, રોપણ અને દૃષ્ટિપ્રસાદન, એવા ત્રણ પ્રકાર અંજનના છે (શસ્ત્ર વડે જેમ શુક્ર, અર્મ વગેરેને ખોતરી કાઢવામા આવે છે તેમ જે અજન દોષને ખોતરી કાઢે છે તેને લેખન અજન કહે છે અભિષ્યંદ વગેરે નેત્રરોગને જે રૂઝવે છે તે રોપણ અજન જાણવું દૃષ્ટિને જે નિર્મળ કરે છે તેને દૃષ્ટિપ્રસાદન અજન જાણવુ સગ્રહ ગ્રથમા એક સ્નેહન અજનનો પ્રકાર કહેલા છે, પણ તે રોપણ તથા પ્રસાદન અજનમા સમાઈ જતો હોવાથી તેને અહીં જુદો ગણ્યો નથી)

લેખન અજન

**लेखनं तत्र कषायाम्लपटूषणैः ॥ १० ॥**

તે ત્રણે અજનમા લેખન અજન તૂરા, ખાટા, ખારા તથા તીખા ઔષધોથી બનાવીને (શુક્ર, અર્મ વગેરે નેત્રરોગવાળાને) આજવુ

રોપણ અંજન

**रोपणं तिक्तकैर्द्रव्यै**

રોપણ અજન કડવા દ્રવ્યથી બનાવવુ ('કડવા દ્રવ્ય' તો માત્ર ઉપલક્ષણ છે તે ઉપરથી એમ સમજવુ કે તૂરા તથા સ્નેહન દ્રવ્ય પણ રોપણ અજનમા લેવા)

પ્રસાદન અંજન: પ્રત્યજન

**स्वादुशीतै प्रसादनम् ।**
**तीक्ष्णाञ्जनाभिसन्तप्ते नयने तत्प्रसादनम् ।**
**प्रयुज्यमान लभते प्रत्यञ्जनसमाह्वयम् ।**

ગળ્યા અને ઠડા દ્રવ્યથી બનાવેલુ અજન પ્રસાદન અજન છે એ ગળ્યા તથા ઠડા દ્રવ્યથી બનાવેલુ બહુ બારીક ચૂર્ણ તીક્ષ્ણ અજનને લીધે રાતી અને આળી થઈ ગયેલી આખમા આજવામા આવે છે, ત્યારે તેને પ્રત્યજન કહે છે

અંજનશલાકા

**दशाङ्गुला तनुर्मध्ये शलाका मुकुलानना ॥१२॥**
**प्रशस्ता, लेखने ताम्री, रोपणे काललोहजा ।**
**अङ्गुली च, सुवर्णोत्था रूप्यजा च प्रसादने ॥१३**

અજન કરવાની શલાકા (સળી) દશ આંગળ લાબી, (ચોળા જેટલી જાડી) તથા વચમાથી પાતળી અને તેના બંને છેડા ફૂલની કળી જેવા રાખવા લેખન અજનમા ત્રાબાની સળી વડે, રોપણમા ગજવેલની સળી વડે અથવા હાથની આગળી વડે અને પ્રસાદન અંજનમા સોનાની અથવા રૂપાની સળી વડે આજવુ એ ઉત્તમ છે

અજનની ત્રણ પ્રકારની બનાવટ

**पिण्डो रसक्रिया चूर्णस्त्रिधैवाञ्जनकल्पना ।**
**गुरौ मध्ये लघौ दोषे तां क्रमेण प्रयोजयेत् ॥१४**

ગોળી, મલમ અને ચૂર્ણ, એ ત્રણ પ્રકારે અંજનની બનાવટ કરવામા આવે છે દોષ જ્યારે ભારે, મધ્યમ કે હલકા હોય ત્યારે તે અનુક્રમે યોજવામાં આવે છે એટલે દોષનુ જોર અતિશય હોય તો ગોળી કરીને આજવી, દોષનુ જોર મધ્યમ હોય તો દવાનો મલમ કરીને આજવો અને દોષનુ જોર કમી હોય તો દવાનું ચૂર્ણ આજવુ

ગોળી અને મલમ કેટલાં આજવા ?

**हरेणुमात्रा पिण्डस्य वेल्लमात्रा रसक्रिया ।**
**तीक्ष्णस्य, द्विगुणं तस्य मृदुन**

જો ગોટી તીક્ષ્ણ દ્રવ્યોની હોય તો એ ગોટીમાંથી માત્ર રેણુકબીજ જેટલો ભાગ(ઓરસિયા પર) ઘસીને આખમા આજવો જો આજવાનો મલમ તીક્ષ્ણ દ્રવ્યોનો બનાવ્યો હોય તો એમાથી માત્ર વાવડિંગ જેટલો મલમ આજવો જો ગોટી મૃદુ દ્રવ્યોની બનાવી હોય તો બમણી (બે રેણુકબીજ જેટલી) (ઓરસિયા પર) ઘસીને આજવી જો મલમ મૃદુ દ્રવ્યોનો બનાવ્યો હોય તો બમણો (વાવડિંગના બે દાણા જેટલો) આજવો

**ચૂર્ણ અંજનનું પ્રમાણ**

**चूर्णितस्य च ॥ १५ ॥**
**द्वे शलाके तु तीक्ष्णस्य, तिस्रस्तदितरस्य च।**

ચૂર્ણરૂપ અજન જો તીક્ષ્ણ હોય તો તેની બે શલાકાઓ (સળીઓ) અને મૃદુ હોય તો તેની ત્રણ શલાકાઓ લેવી

બીજા ગ્રથમા કહ્યું છે કે લેખન અજન તાબાના, રૂપાના કે કાસાના પાત્રમા રાખવુ, રોપણ અજન સોનાના કે વડના પાત્રમા અથવા શખમા રાખવુ, પ્રસાદન અજન સ્ફટિકના, પીપળાના કે સુખડના પાત્રમાં રાખવુ, કેમ કે એમ રાખવાથી અજનના ગુણમા બગાડ થતો નથી અંજનની ગોટી ઘસવાને માટે જે પથ્થર રાખવો તે વચમાથી લગાર નમતો (ખાડાવાળો) તથા તેમાથી પથ્થરની બારીક રજ ઊખડે નહિ એવો રાખવો, વળી તે પાચ આગળ લાબો તથા ત્રણ આગળ પહોળો રાખવો

**અંજન કરવાના કાળનો નિયમ**

**निशि स्वप्ने न मध्याह्ने म्लाने नोष्णगभस्तिभिः ॥**
**अक्षिरोगाय दोषाः स्युर्वर्धितोत्पीडितद्रुताः**
**प्रातः सायं च तच्छान्त्यै**
**व्यभ्रेऽर्केऽतोऽञ्जयेत्सदा ॥ १६ ॥**

રાત્રે અંજન કરવું નહિ, તેમ ઊંઘતી વખતે પણ અજન કરવુ નહિ, વળી બપોરે પણ અંજન કરવુ નહિ, તેમ ગરમ કિરણોથી નેત્ર મ્લાન થયેલા (કરમાયેલાં) હોય તે વખતે પણ અજન કરવું નહિ, કેમ કે તે વખતે અંજન કરવાથી દોષ વધે છે, ફૂલે છે તથા કાળની ઉષ્ણતાને લીધે પીગળીને શરીરમા પાછો નુસાઈ જાય છે અને એવી રીતે બનવાથી તે દોષ નેત્ર રોગ ઉત્પન્ન કરે છે એટલા માટે જ્યારે સૂર્ય વાદળાથી રહિત નિર્મળ હોય ત્યારે તે દોષની શાંતિ અર્થે પ્રાતઃકાળમાં અથવા સાયંકાળમાં સદા અંજન કરવુ

**અંજનના સમય વિષે બીજાનો મત**

**वदन्त्यन्ये तु न दिवा प्रयोज्यं तीक्ष्णमञ्जनम्।**
**विरेकदुर्बलं चक्षुरादित्यं प्राप्य सीदति ॥ १८ ॥**

કેટલાક એમ કહે છે કે દિવસે તીક્ષ્ણ અજન આજવુ નહિ, કેમ કે તીક્ષ્ણ અજન વડે જેનુ વિરેચન થયુ છે એવી આખ સૂર્યનાં કિરણને જોઈને નબળી થઈ જાય છે

**स्वप्नेन रात्रौ कालस्य सौम्यत्वेन च तर्पिता।**
**शीतसात्म्या दृगाग्नेयी स्थिरतां लभते पुनः ॥१९॥**

આખ અગ્નિતત્ત્વની બનેલી છે તેવી ઠડક તેને માફક આવે છે માટે તીક્ષ્ણ અજનને લીધે આખમાથી પાણી નીકળી રહ્યા પછી પણ તીક્ષ્ણ અજનને લીધે પુષ્કળ સતાપ પામેલી આખનુ રાત્રે ઊંઘ મળવાથી અને રાત્રિના વખતની સૌમ્યતાને લીધે તર્પણ થાય છે (તેથી તીક્ષ્ણ અજન રાત્રે આજવુ)

**પરમતના હેતુનું ખંડન**

**अत्युद्रिक्ते बलासे तु लेखनीयेऽथवा गदे।**
**काममह्न्यपि नात्युष्णे तीक्ष्णमक्ष्णि**
**प्रयोजयेत् ॥ २० ॥**

પણ જો કફનો પુષ્કળ પ્રકોપ થયો હોય અથવા (વેલ અને ફૂલુ જેવા) લેખન કરવું પડે એવા રોગ હોય તો દહાડે પણ બહુ તાપ ન હોય ત્યારે આખમા તીક્ષ્ણ અજન ખુશીથી આજવુ

**अश्मनो जन्म लोहस्य तत एव च तीक्ष्णता।**
**उपघातोऽपि तेनैव तथा नेत्रस्य तेजसः ॥ २१ ॥**

લોઢુ પથ્થરમાંથી (પહાડ ઉપર પથ્થર તાવેથી) જન્મે છે અને લોઢાની (લોઢાના શસ્ત્રની) ધાર પથ્થર પર જ કાઢવામા આવે છે અને એ જ પથ્થર પર પછાડવાથી એ શસ્ત્રનો નાશ પણ થાય છે (શસ્ત્ર બુઠ્ઠુ થઈ જાય છે) એવુ જ આખને તેજથી થાય છે

(આખ તેજથી બનેલી છે, સૂર્યના તાપથી તેજથી આખનું તેજ વધે છે, જોવાની શક્તિ વધે છે, પણ આખને હિતકર હોય તે કરતા વધારે ગરમીથી આખનો નાશ થાય છે માટે શ્લોક ૧૮મા કેટલાક આચાર્યોનો જે મત આપ્યો છે કે દહાડે આખમા તીક્ષ્ણ દવા કદી આજવી નહિ તે મત ખોટો છે)

**न रात्रावपि शीतेऽति नेत्रे तीक्ष्णाञ्जनं हितम्।**
**दोषमस्रावयेत्स्तब्धं कण्डूजाड्यादिकारि तत्॥**

રાત્રિએ પણ કફ વધેલો હોવાથી અતિશય ઠંડી થયેલી આખમા તીક્ષ્ણ અંજન હિતકારી છે એમ સમજવુ નહિ, કેમ કે રાત્રે આજેલુ અંજન કાળની સૌમ્યતાને લીધે થીજી જવાથી દોષને વહેવરાવીને બહાર કાઢતુ નથી. પણ ચેળ આવે જડતા વગેરે ઉપદ્રવો ઉત્પન્ન કરે છે માટે શ્લોક ૧૯મા જે કહ્યુ છે તે પણ ખોટુ

છે, પણ પૂર્વે શ્લોક ૧૫,૧૬ મા જે કહેલું છે કે પ્રાતઃકાળે તથા સાયંકાળે અંજન આંજવુ, તે જ વાધા વિનાનું છે એમ સમજવુ

અંજન કોને ન કરવુ?

नाञ्जयेद्भीतवमितविरिक्ताशितवेगिते ।
क्रुद्धज्वरिततान्ताक्षिशिरोरुक्शोकजागरे । २३ ॥
अदृष्टेऽर्के शिरःस्नाते पीतयोर्धूममद्ययोः ।
अजीर्णेऽग्न्यर्कसन्तप्ते दिवासुप्ते पिपासिते ॥२४॥

બીનેલાની, જેને વમન, વિરેચન વગેરે આપીને શુદ્ધ કર્યો હોય તેની, જેણે તરત ખાધેલુ હોય, જેને ઝાડો, પેશાબ વગેરે વેગ આવ્યો હોય, જે ક્રોધે ભરાયો હોય, તાવવાળો હોય, સૂક્ષ્મ કે તેજસ્વી પદાર્થ જોયાથી કે વાગવાથી જેની આંખો થાકી ગઈ હોય, જેના માથામા પીડા થતી હોય, જે શોક કે ઉજાગરાવાળો હોય તેની, તથા જે દિવસે સૂર્ય વાદળમા ઢંકાયેલો હોય તે દિવસે, જે મનુષ્યે માથુ પલાળીને સ્નાન કર્યું હોય તેની, જેણે ધૂમપાન કે મદ્યપાન કર્યું હોય, જેને અજીર્ણ થયુ હોય, જે અગ્નિના તાપથી કે સૂર્યના તાપથી તપેલો હોય, જે દિવસે ઊંઘ્યો હોય તથા જે તરસ્યો હોય, એવા મનુષ્યની આંખમા વૈદ્યે અંજન આંજવુ નહિ

ન આંજવા જેવુ અંજન

अतितीक्ष्णमृदुस्तोकबह्वच्छघनकर्कशम् ।
अत्यर्थशीतलं तप्तमञ्जनं नावचारयेत् ॥ २५ ॥

અતિશય તીક્ષ્ણ, અતિશય મૃદુ, અતિ થોડુ કે અતિ ઘણુ, અતિ પાતળું કે અતિ જાડુ, કરકરુ, અતિ શીતળ કે અતિ ગરમ થયેલુ અંજન વૈદ્યે રોગીની આંખમા આંજવુ નહિ

(બીજા ગ્રંથમાં અંજનનો વિધિ કહ્યો છે તે પ્રમાણે આરામથી બેઠેલા વૈદ્યે પોતાના ડાબા અંગૂઠા વડે આરામથી બેઠેલા રોગીના નેત્રની ઉપરની પાંપણ ઉપાડીને તેમાના કાળા ભાગની નીચે આંખના નાક તરફના ખૂણાથી તે આંખના લમણા તરફના છેડા લગી અંજન આંજવુ)

અંજન કર્યા પછી શું કરવુ?

अथानुन्मीलयन् दृष्टिमन्तः सञ्चारयेच्छनैः ।
अञ्जिते वर्त्मनी किञ्चिच्चालयेच्चैवमञ्जनम् ॥ २६ ॥
तीक्ष्णं व्याप्नोति सहसा, न चोन्मेषनिमेषणम् ।
निष्पीडनं च वर्त्मभ्यां क्षालनं वा समाचरेत् ॥

પછી (આંખમા અંજન આંજ્યા પછી) આંખો ઉઘાડયા વિના આંખને અંદર ને અંદર ચારે બાજુએ ફેરવવી, આંજેલાં પોપચા (બંધ રાખી) જરા પટપટાવવા અને એ રીતે આંજેલી દવાને આંખમા ફેલાવવી આ પ્રમાણે તીક્ષ્ણ અંજન આંખમા ફરી વળે છે માટે આંજ્યા પછી તરત (ઉપર જણાવેલા વિધિનો ભંગ કરીને) આંખ ઉઘાડવાસ કરવી નહિ, પોપચા દબાવવાં નહિ (પોપચા વડે દબાવીને આંખમાથી પાણી કાઢી નાખવુ નહિ) કે આંખ ધોઈ નાખવી નહિ

આંખ ક્યારે ધોઈ નાખવી?

अपेतौषधसंरम्भं निर्वृतं नयनं यदा ।
व्याधिदोषर्तुयोग्याभिरद्भिः प्रक्षालयेत्तदा ॥२८॥

જ્યારે આંખમા નાખેલી કે આંજેલી દવાથી આંખમા થતો ક્ષોભ (બળવુ, ખૂંચવુ વગેરે અસર) બંધ થાય અને તેથી આંખને ચેન પડે (દુખ બંધ થાય) ત્યારે રોગ, દોષ અને ઋતુને લાયક પાણીથી આંખ ધોવી (ધોવા માટે ઠંડુ, સહેજ વગેરે કેવુ પાણી વાપરવું તેનો આધાર આંખનો કયો રોગ છે, કયા દોષના પ્રકોપથી થયો છે, ઋતુ કઈ ચાલે છે વગેરે બાબતો ઉપર છે)

પછી આંખ કેવી રીતે સાફ કરવી (લૂછવી)?

दक्षिणाङ्गुष्ठकेनाक्षि ततो वामं सवाससा ।
ऊर्ध्ववर्त्मनि सङ्गृह्य शोध्यं वामेन चेतरत् ॥

આંખ ધોયા પછી વસ્ત્રથી વીંટેલા જમણા હાથના અંગૂઠાથી ઉપલુ પોપચું બરાબર ઉપાડીને ડાબી આંખ લૂછી નાખવી અને વસ્ત્રથી વીંટેલા ડાબા હાથના અંગૂઠાથી ઉપલુ પોપચું બરાબર ઉપાડીને જમણી આંખ લૂછી નાખવી

ન ધોવાથી, ન લૂછવાથી નુકસાન

वर्त्मप्राप्तोऽञ्जनाद्दोषो रोगान् कुर्यादतोऽन्यथा ।

જો અંજનને લીધે પોપચામા આવેલા દોષને આંખ ધોઈલૂછીને ધોવાલૂછવામા ન આવે તો તે દોષ રોગ કરે છે

ચળ વગેરે થાય તો શું કરવું?

कण्डूजाड्येऽञ्जनं तीक्ष्णं धूमं वा
योजयेत् पुनः ॥ ३० ॥

જો આંખમાં ચળ આવે અને આંખમા જડતા આવે તો તીક્ષ્ણ અંજન આંજવું અથવા વળી તીક્ષ્ણ ધૂમપાન કરાવવું

तीक्ष्णाञ्जनाभितप्ते तु चूर्णं प्रत्यञ्जनं हितम् ॥३०३

જે આખ તીક્ષ્ણ અંજનને લીધે સતાપ પામે (રાતી રાને આખી થઈ જાય) તો પ્રત્યંજન નામના અંજન તરીકે ઠંડુ ચૂર્ણ આંજવુ

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने आश्चोतनाञ्जनविधिर्नाम त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

# અધ્યાય ૨૪ મો : તર્પણપુટપાકવિધિ

**अथातस्तर्पणपुटपाकविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે તર્પણ અને પુટપાકનો વિધિ જેમાં કહેલો છે એવો અધ્યાય સમજાવીશુ (પાછલા અધ્યાયમા આશ્ચોતન અને અંજનનો વિધિ કહેલો છે તથા આશ્ચોતન અને અંજન વડે નેત્ર દુર્બળ થઈ જાય છે માટે તેને બળવાન કરવાને તર્પણ તથા પુટપાકનો વિધિ યોગ્ય છે) એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

કયા રોગમાં અને ક્યારે આંખનું તર્પણ કરવું

**नयने ताम्यति स्तब्धे शुष्के रूक्षेऽभिघातिते ।**
**वातपित्तातुरे जिह्मे शीर्णपक्ष्माविलेक्षणे ॥ १ ॥**
**कृच्छ्रोन्मीलशिराहर्षशिरोत्पाततमोऽर्जुनैः ।**
**स्यन्दमन्थान्यतोवातवातपर्यायशुक्रकैः ॥ २ ॥**
**आतुरे शान्तरागाश्रुशूलसंरम्भदूषिके ।**
**निवाते तर्पणं योज्यं शुद्धयोर्मूर्धकाययोः ॥ ३ ॥**
**काले साधारणे प्रातः सायं चोत्तानशायिनः ।**

જેની આંખ જોઈ શકતી ન હોય, સ્તબ્ધ થઈ ગઈ હોય, સૂકી અને લૂખી હોય, આખમાં જેકો વગેરે કંઈ વાગ્યું હોય, વાયુ કે પિત્તથી આખ પીડાતી હોય, આખ વાંકી થઈ હોય, પાપણો ખરી પડી હોય, ઝાખું દેખાતું હોય, કૃચ્છ્રોન્મીલ, શિરાહર્ષ, શિરોત્પાત, તિમિર, અર્જુન, અભિષ્યંદ, અધિમંથ, અન્યતોવાત, વાતપર્યાય, શુક, એ આખના દશ રોગ થયા હોય, રતાશ, આંસુ, શૂળ, સોજો અને પીયા—એ પાંચ શમી ગયા હોય, તેની વમન, વિરેચન અને નસ્ય વડે શરીર તથા મસ્તકની શુદ્ધિ કરીને, પવનવિનાના પ્રદેશમાં, વસંત વગેરે સાધારણ કાળમા, સવારે કે સાંજે, ચત્તો સુવાડીને આંખનું તર્પણ કરવું

(આખના રોગો માટે જુઓ ઉત્તરસ્થાન.)

તર્પણનો વિધિ

**यवमाषमयीं पालीं नेत्रकोशाद्बहिः समाम् ॥ ४ ॥**
**द्व्यङ्गुलोच्चां दृढां कृत्वा यथास्वं सिद्धमावपेत् ।**
**सर्पिर्निमीलिते नेत्रे तप्ताम्बुप्रविलायितम् ॥ ५ ॥**
**नक्तान्ध्यवाततिमिरकृच्छ्रबोधादिके वसाम् ।**
**आपक्ष्माग्रात्**

જવ અને અડદનો લોટ પલાળીને તે વડે આખના ખામણાની બહાર ચારે પાસ દૃઢ, બે આંગળ ઊંચી અને સરખી પાળ કરવી તથા તે પાળની અંદર જે દોષને જે ઔષધ યોગ્ય હોય તે ઔષધોમા સિદ્ધ કરેલુ તથા ગરમ પાણીમા ને ઘીનું વાસણ મૂકીને પીઘારેલુ (ઓગળેલુ) ઘી આખો મીંચાવીને રેડવુ

દિવસે દેખાય પણ રાત્રે ન દેખાય તેને નકતાંધ્ય (રતાંધળાપણુ) કહે છે એ નકતાંધ્યમાં (એટલે રતાંધળો હોય તેને) વાયુથી થયેલા નેત્રરોગમા, તિમિર નામે નેત્રરોગમા અને કૃચ્છ્રબોધ (કષ્ટે કરીને દેખાતું હોય તે રોગ) વગેરે આખના રોગોમા ઘીને ઠેકાણે વસા રેડવી. તે વસાને પણ ઔષધોમા સિદ્ધ કરવી તથા ગરમ પાણી ઉપર મૂકીને ઓગાળવી જોઈએ. ઘી અને અને વસા આખની પાપણોના છેડા ડૂબે એટલા ઊંચેથી આખ ઉપર રેડવા.

તર્પણ સ્નેહ ધારણ કરી રાખવાનો કાળ

**त्योन्मेषं शनकैस्तस्य कुर्वतः ॥ ६ ॥**
**मात्रा विगणयेत्तत्र वर्त्मसन्धिसितासिते ।**
**दृष्टौ च क्रमशो व्याधौ शतं त्रीणि च पञ्च च ॥ ७**
**शतानि सप्त चाष्टौ च, दश मन्थे, दशानिले ।**
**पित्ते षट्, स्वस्थवृत्ते च बलासे पञ्च धारयेत् ॥**

હવે ઘી કે વસા રેડ્યા પછી તેને ધીમેધીમે આખ ઉઘાડવાનું કહેવુ અને તે વખતે માત્રાઓ ગણવા માંડવી. તેમા વર્ત્મ, સંધિ, સિત, અસિત અને દૃષ્ટિના આખના રોગ હોય તો ઘી વગેરે નાખ્યા પછી અનુક્રમે સો, ત્રણસો, પાંચસો, સાતસો અને આઠસો માત્રા જેટલી વાર તે ઘી કે વસા રાખી મૂકવી (એટલે વર્ત્મ એટલે પોપચાંના રોગમા સો માત્રા જેટલી વાર સુધી, આખના સંધિના રોગ હોય તો ત્રણસો માત્રા જેટલી વાર સુધી, સિત એટલે નેત્રના ધોળા ભાગ સબંધી રોગ હોય તો પાંચસો માત્રા સુધી, અસિત એટલે નેત્રના કાળા ભાગનો રોગ હોય તો સાતસો માત્રા સુધી અને દૃષ્ટિમાં એટલે કાળા ભાગની માં. જે કીકી હોય છે તેનો રોગ હોય તો આઠસો માત્રા સુધી ઘી કે વસા રાખી મૂકવા.) અધિમંથ નામે રોગમા એક હજાર માત્રા સુધી, વાયુના રોગોમાં પણ હજાર માત્રા સુધી, પિત્તના રોગમા છસો માત્રા સુધી, નાજ માણસે

પણ છસો માત્રા લગી તથા કફના રોગમા પાચસો માત્રા લગી ઘી કે વસા આખના ખામણામા રાખી મૂકવાં

તર્પણ કર્યા પછીનું કર્મ

**कृत्वाऽपाङ्गे ततो द्वारं स्नेहं पात्रे निगालयेत् ।**
**पिबेच्च धूमं, नेक्षेत व्योम रूपं च भास्वरम् ॥९॥**

ઉપર કહ્યો તેટલા વખત સુધી સ્નેહ આખના ખામણામાં રાખીને પછી આખના લમણા તરફના ખૂણા આગળ લોટની પાળ તોડીને આંખ ઉપરનો સ્નેહ વાસણમા લઈ લેવો પછી સાથુના ગોળા વડે આખના ખામણાને સાફ કરીને સ્નેહથી પ્રેરાયેલા કફનું શમન કરવાને ધૂમપાન કરવુ તથા આકાશ સામુ જોવુ નહિ કે તેજસ્વી પદાર્થ કે તડકા વગેર સામું જોવુ નહિ

તર્પણ કોણે કેટલા દિવસ કરવું?

**इत्थं प्रतिदिनं वायौ, पित्ते त्वेकान्तरं, कफे ।**
**स्वस्थे च द्व्यन्तरं दद्यादातृप्तेरिति योजयेत् ॥१०॥**

આ પ્રકારે વાયુથી થયેલા આખના રોગમા નિત્ય તર્પણ કરવું, પિત્તથી થયેલા રોગમા એકએક દિવસને આતરે તર્પણ કરવુ, કફથી થયેલા રોગમા અને સાજા માણને બે બે દિવસને આતરે કરવુ એ પ્રમાણે જ્યાં સુધી આખની તૃપ્તિ થાય ત્યાં સુધી કરવુ

આખની તૃપ્તિ, અતૃપ્તિ અને અતિતૃપ્તિનાં લક્ષણ

**प्रकाशक्षमता स्वास्थ्यं विशदं लघु लोचनम् ।**
**तृप्ते, विपर्ययोऽतृप्तेऽतितृप्ते श्लेष्मजा रुजः ॥११॥**

ઘી કે વસાથી આખનુ તર્પણ કર્યાથી આખની તૃપ્તિ બરાબર થઈ હોય તો આખ તેજ ખમી શકે છે, આખ સ્વસ્થ, કોરી અને હલકી થાય છે, જો બરાબર તર્પણ ન થયુ હોય તો એથી ઊલટુ થાય છે, એટલે આખ તેજ ખમી શકે નહિ તથા અસ્વસ્થ, ખરડાયેલી અને ભારે થાય છે, અતિતર્પણ થયુ હોય તો કફથી થતી ચેળ, પિચ્છિલતા વગેરે પીડા થાય છે

તર્પણ કર્યા પછી પુટપાકની જરૂર

**स्नेहपीता तनुरिव क्लान्ता दृष्टिर्हि सीदति ।**
**तर्पणानन्तरं तस्माद्दृग्बलाधानकारिणम् ॥१२॥**
**पुटपाकं प्रयुञ्जीत पूर्वोक्तेष्वेव यक्ष्मसु ।**

સ્નેહપાન કર્યા પછી શરીર જેમ શ્રમયુકત થાય તેમ સ્નેહથી તૃપ્ત થઈને આખ પણ શ્રમિત થઈ નબળી થાય છે એટલા માટે તર્પણ કર્યા પછી દૃષ્ટિના બળ આપનાર પુટપાકની યોજના કરવી જે રોગોમાં તર્પણ કરવામા આવે છે તે જ રોગમા પુટપાક કરવામાં આવે છે, માટે પૂર્વે (શ્લોક ૭॥ થી ૨॥ મા) તર્પણ કરવા યોગ્ય જે રોગ કહેલા છે તેમા તર્પણ કર્યા પછી પુટપાકની યોજના કરવી

ત્રણ પ્રકારનો પુટપાક

**सवाते स्नेहनः, श्लेष्मसहिते लेखनो हितः ॥१३॥**
**दृग्दौर्बल्येऽनिले पित्ते रक्ते स्वस्थे प्रसादनः ।**

તે પુટપાક સ્નેહન, લેખન અને પ્રસાદન એવા ત્રણ પ્રકારનો છે, તેમાથી વાયુથી થયેલા આખના રોગમા સ્નેહન, વાતકફના રોગમા લેખન અને દૃષ્ટિની નિર્બળતામા, વાયુમા, પિત્તમા, રકતમા અને સાજા માણસને પ્રસાદન પુટપાક હિતકર છે

સ્નેહન પુટપાક બનાવવાની રીત

**भूशयप्रसहानूपमेदोमज्जवसामिषैः ॥ १४ ॥**
**स्नेहनं पयसा पिष्टैर्जीवनीयैश्च कल्पयेत् ।**

બિલેશય, પ્રસહ તથા આનૂપ દેશના પ્રાણીઓનાં ચરબી, મજ્જા, વસા અને માસને તથા જીવનીય ગણના ઔષધોને દૂધમા પીસીને (લસોટીને) તે વડે વૈદ્યે સ્નેહન પુટપાક બનાવવો (માસ અને ઔષધના કલ્ક જુદા જુદા બનાવવા અને જુદા રાખવા)

લેખન પુટપાક બનાવવાની રીત

**मृगपक्षियकृन्मांसमुक्तायस्ताम्रसैन्धवैः ॥ १५ ॥**
**स्रोतोजशङ्खफेनालैर्लेखनं मस्तुकल्कितैः ।**

જાગલ પ્રદેશના મૃગ અને (વિષ્કિર અને પ્રતુદ) પક્ષીઓના કાળજા અને માસ તથા મોતી, લોઢુ, તાંબુ, સિધવ, સુરમો, શખ, સમુદ્રફીણ અને હરતાલ—એ દ્રવ્યોમા દહીંનુ નીતર્યું પાણી નાખીને તે વડે લેખન પુટપાક બનાવવો (માંસ વગેરેનો અને ઔષધનો કલ્ક જુદાજુદા કરવા અને રાખવા)

પ્રસાદન પુટપાકની કલ્પના

**मृगपक्षियकृन्मज्जवसान्त्रहृदयामिषैः ॥ १६ ॥**
**मधुरैः सघृतैः स्तन्यक्षीरपिष्टैः प्रसादनम् ।**

મૃગ અને પક્ષી વગેરેનાં કાળજુ, મજ્જા, વસા, આંતરડા, હૃદય અને માંસ વડે તથા મધુર ગણનાં ઔષધોને ઘી સાથે તથા સ્ત્રીના ધાવણ સાથે વાટીને તે વડે પ્રસાદન પુટપાક બનાવવો (માસ વગેરેનો અને ઔષધનો કલ્ક જુદો જુદો બનાવવો અને જુદા રાખવા)

પુટપાક બનાવવાની રીત

**बिल्वमात्रं पृथक् पिण्डं मांसभेषजकल्कयोः ॥१७॥**
**उरुबूकवटाम्भोजपत्रैः स्नेहादिषु क्रमात् ।**

वेष्टयित्वा मृदा लिप्तं धवधन्वनगोमयैः ॥१८॥
पचेत्प्रदीप्तैरन्याभं पक्वं निष्पीड्य तद्रसम् ।
नेत्रे तर्पणवद्युञ्ज्यात्

માંસના અને ઔષધના કલ્કનો બીલા જેવડો જુદોજુદો ગોળો કરવો પછી જો સ્નેહન પુટપાક હોય તો તે ગોળાને એરંડાના પાંદડામાં લપેટવો, જો લેખન પુટપાક હોય તો તે ગોળાને વડના પાંદડામાં લપેટવો અને જો પ્રસાદન પુટપાક હોય તો તે ગોળાને કમળના પાંદડામાં લપેટવો પછી તેના ઉપર કાળી માટીનો (બે આંગળ જાડો) લેપ કરવો પછી તે ગોળાને જો સ્નેહન પુટપાક હોય તો ધાવડાના લાકડાના અંગારામાં, જો લેખન પુટપાક હોય તો ધાવણીના લાકડાના અંગારામાં અને જો પ્રસાદન પુટપાક હોય તો ગાયના છાણના ૨ ડાયાના ૨ ગ્નિમાં પકવવો પછી તે ગોળો અગ્નિના જેવા રંગનો થાય છે ત્યારે પુટપાક પાકયો છે એમ જાણી તેને બહાર કાઢી પાંદડાં કાઢી નાખીને ગોળાને વસ્ત્રમાં લપેટીને તેનો રસ નીચોવી કાઢવો અને તે રસને શ્લોક ૪ થી ૬ મા તર્પણવિધિમાં કહેલી રીતે આંખ માટે વાપરવો

પુટપાક કેટલો વખત રાખવો?

शतं द्वे त्रीणि धारयेत् ॥१९॥
लेखनस्नेहनान्त्येषु

લેખન પુટપાક સો માત્રા લગી, સ્નેહન પુટપાક બસો માત્રા લગી ને પ્રસાદન પુટપાક ત્રણસો માત્રા લગી આંખના ખામણામાં રાખી મૂકવો

પુટપાક કેવો વાપરવો?

कोष्णौ पूर्वौ, हिमोऽपरः ।

સ્નેહન અને લેખન પુટપાક લગાર ગરમ રેડવા અને પ્રસાદન પુટપાક ઠંડો રેડવો

પછી ધૂમપાન કરવું

धूमपोऽन्ते तयोरेव

પહેલા ને બીજા એટલે સ્નેહન અને લેખન પુટપાકને અંતે સ્નેહથી પ્રેરાયેલા કફની શાંતિને અર્થે ધૂમપાન કરવું (પ્રસાદનને અંતે ધૂમપાન કરવું નહિ)

પુટપાકના સમ્યગ્યોગ વગેરેના લક્ષણ

योगास्तत्र च तृप्तिवत् ॥ २० ॥

તે ત્રણે જાતના પુટપાકોમાં યોગ તર્પણની પેઠે જાણવા, એટલે પુટપાક સારી રીતે થયાના શાં લક્ષણ, સારી રીતે નહિ થયાના શાં લક્ષણ તથા અતિશય થયાનાં શા લક્ષણ, તે શ્લોક ૧૦।। ૧૧ માં તર્પણમાં કહેલાં છે તે પ્રમાણે જ જાણવાં

તર્પણ અને પુટપાક માટે કોણ લાયક નથી?

तर्पणं पुटपाकं च नस्यार्हे न योजयेत् ।

જે માણસ નસ્ય લેવાને યોગ્ય ન હોય તેને તર્પણ તથા પુટપાક આપવા નહિ

તર્પણાદિકના પથ્યની અવધિ

यावन्त्यहानि युञ्जीत द्विस्ततो हितभाग्भवेत् ॥

તર્પણ તથા પુટપાક જેટલા દિવસ સુધી આપવામાં આવે તેનાથી બમણા દિવસ સુધી હિતકર (પથ્ય) અન્નપાન વગેરેનું સેવન કરવું

રાત્રે શું કરવું?

मालतीमल्लिकापुष्पैर्बद्धाक्षो
निवसेन्निशाम् ॥

જેણે તર્પણ અને પુટપાક કર્યા હોય તે માણસે ચમેલી અને મોગરાના ફૂલ આંખે બાંધીને રાત્રે સૂઈ રહેવું

નસ્ય, અંજન, તર્પણ અને પુટપાકની જરૂર

सर्वात्मना नेत्रबलाय यत्नं
कुर्वीत नस्याञ्जनतर्पणाद्यैः ।
दृष्टिश्च नष्टा विविधं जगच्च
तमोमयं जायते एकरूपम् ॥२२॥

નસ્ય, અંજન અને તર્પણ વગેરે વડે નેત્રને બળ આપવાનો માણસે દિલ દઈને યત્ન કરવો, કેમ કે જો દૃષ્ટિનો નાશ થાય તો તેને આ જગત વિવિધ પ્રકારનું હોવા છતાં એક સરખું અંધકારમય થઈ પડે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने तर्पणपुटपाकविधिर्नाम
चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૫ મો : યંત્રવિધિ

બસ્તિ, નસ્ય, અંજન, ક્ષારકર્મ વગેરેનો આધાર યંત્ર ઉપર હોવાથી હવે યંત્રવિધિ (યંત્રની બનાવટ) નામનો અધ્યાય કહે છે

अथातो यन्त्रविधिमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે અમે યંત્રવિધિ અધ્યાય કહીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

યંત્ર એટલે શું?

नानाविधानां शल्यानां नानादेशप्रबाधिनाम् ।
आहर्तुमभ्युपायो यस्तद्यन्त्रं यच्च दर्शने ॥१॥

**अर्शोभगन्दरादीनां शस्त्रक्षाराग्नियोजने ।**
**शेषाङ्गपरिरक्षायां तथा वस्त्यादिकर्मणि ॥२॥**
**घटिकालाबुशृङ्गं च जाम्बवौष्ठादिकानि च ।**

જુદીજુદી જાતના, શરીરના જુદાજુદા ભાગમા રહીને નડતા (પીડા કરતા) શલ્યોને બહાર ખેંચી કાઢવાનો જે ઉપાય (સાધન) તે યન્ત્ર છે હરસ, ભગંદર, (નાડીવ્રણ) વગેરેને જોવાનુ જે સાધન તે યન્ત્ર છે હરસ, ભગંદર વગેરમા શસ્ત્ર(હથિયાર)થી કાપતી વખતે (વાઢકાપ કરતી વખતે) ક્ષારથી બાળતી વખતે અને અગ્નિથી ડામ દેતી વખતે જે ભાગ કાપવાનો, બાળવાનો કે ડામવાનો હોય તેના સિવાયના બાકીના બીજા ભાગને નુકસાન ન થાય એવું, બીજા ભાગનુ રક્ષણ કરવા માટેનુ જે સાધન તે યન્ત્ર છે, વળી બસ્તિ, નસ્ય વગેરે આપવાનુ જે સાધન તે યન્ત્ર છે ઘટિકા (કુલડી), અલાબુ (તુમડી) અને શૃંગ (રૂમડી) એ યન્ત્ર છે અને જાંબવૌષ્ઠ (સદશ) વગેરે પણ યન્ત્ર છે

**નોંધ**—શલ્ય—તરણુ, લાકડુ, પથ્થર(કાંકરી), ધૂળ, લોઢુ, હાડકુ, વાળ, નખ, પરુ, દુષ્ટ વ્રણ, મરેલો કે મૂઢ ગર્ભ વગેરે વસ્તુઓ જ્યારે શરીરમા પીડા કરે, ત્યારે એમને શલ્ય કહેવામા આવે છે (સુશ્રુતસંહિતા, સૂત્રસ્થાન અધ્યાય ૧)

તૈયાર યન્ત્રો કામમા ન પણ આવે

**अनेकरूपकार्याणि यन्त्राणि विविधान्यत ॥३॥**
**विकल्प्य कल्पयेद्बुद्ध्या**

યન્ત્રોના આકાર (ઘાટ) અને યન્ત્રોથી કરવાના કામ અનેક હોય છે, તેથી યન્ત્રો પણ અનેક પ્રકારના હોય છે માટે જે જગાએ જે કામ કરવાનુ હોય તેનો વિચાર કરીને યન્ત્ર બનાવવુ

**यथास्थूलं तु वक्ष्यते ।**

છતા (સામાન્ય યન્ત્રો બનાવતાં બનાવતા જેમ જેમ ઊંડી સૂઝ પડતી જાય તમતેમ પ્રસંગની જરૂરિયાત પ્રમાણેના બીજા યન્ત્રો પણ વૈદ્ય બનાવી શકે એ હેતુથી) મોટામોટા યન્ત્રો વિષે કહેવામા આવશે

સ્વસ્તિકયંત્રો, એમનો ઉપયોગ

**तुल्यानि कङ्कसिंहर्क्षकाकादिमृगपक्षिणाम् ॥४॥**
**मुखैर्मुखानि यन्त्राणां कुर्यात्तत्संज्ञकानि च ।**
**अष्टादशाङ्गुलायामान्यायसानि च भूरिशः ॥५॥**
**मसूराकारपर्यन्तैः कण्ठे बद्धानि कीलकैः ।**
**विद्यात्स्वस्तिकयन्त्राणि मूलेऽङ्कुशनतानि च ॥**
**तैर्दृढैरस्थिसंलग्नशल्याहरणमिष्यते ।**

કંક (બગલુ), સિંહ, ઋક્ષ (રીંછ), કાક (કાગડો) વગેરે પશુપક્ષીઓના મુખ જેવા મુખવાળાં અને તે પશુપખીઓના મુખ ઉપરથી જેના નામ પાડયા છે એવા (કંકમુખ, સિંહમુખ, ઋક્ષમુખ, કાકમુખ વગેરે (નામના), અઢાર આંગળ લાંબા, ઘણુંખરુ ગજવેલના બનાવેલા (કેટલીકવાર સ્વસ્તિકયન્ત્રો હાથીદાંતના કે લાકડાના પણ બને છે, માટે 'ઘણુંખરુ' શબ્દ વાપર્યો છે), કંઠમા બન્ને છેડે મસૂરની દાળ જેવી તળેથી ચપટી અને ઉપરથી ગોળ અને લીસી એવી જડ (ખીલી) મારેલા, અને મૂળ આગળ હાથીના અંકુશની માફક વાળેલા એવા યન્ત્રો સ્વસ્તિકયન્ત્રો છે એમ જાણવુ લપરા ન પડી ગયા હોય એવાં અને તૂટી ન જાય એવા દૃઢ (મજબૂત) સ્વસ્તિકયન્ત્રોથી હાડકાને વળગેલા શલ્ય ખેંચી કઢાય એ ઇષ્ટ છે

(મુખ=શલ્ય પકડવાનો યન્ત્રનો છેડો મૂલ= હાથમા પકડવાનો યન્ત્રનો છેડો)

(કંઠ=બન્ને પાખિયાને ભેગા કરીને જડ મારવાની જગા)

પશુપક્ષીઓના મુખ જેવા મુખ કરવાના કહ્યાં છે એનો અર્થ એવો નથી કે એમના માથાના ઘાટ જેવા ઘાટ કરવો, પણ સ્વસ્તિકયન્ત્રના જે છેડેથી શલ્ય પકડવાનુ હોય તે છેડાની મોફાડ એ પશુપક્ષીની મોફાડ જેવી કરવી અને એ મોફાડને ઉપરનીચે બન્ને છેડે અંદરની બાજુએ ઊભા અને આડા ઊંડા કાપા પાડીને એવી ચોકડીઓ પાડવી કે જેથી એ પશુપંખીના મોમાં જે રીતે શિકાર પકડાઈ રહે છે અને પછી છટકી શકતો નથી તે રીતે યન્ત્રના મુખમા શલ્ય પકડાયા પછી ગમે એટલુ ખેંચીએ તોપણ છટકી શકે નહિ

સ્વસ્તિકયન્ત્ર બન્ને પાખિયાને બરાબર વચ્ચે જડ મારીને જોડવા જોઈએ બન્ને પાખિયાંને જ્યાં જડ મારીને જોડવાના હોય છે તે વચ્ચેના ભાગને આ શ્લોકમા કંઠ કહે છે

અંકુશ જેવા વળેલા બન્ને છેડા હાથમા રાખીને યન્ત્રના મુખમા પકડાયેલા શલ્યને ખેંચી કાઢવાનું હોય છે શરીરના કયા ભાગમાથી શલ્ય કાઢવાનું છે તેના ઉપર કયું સ્વસ્તિકયન્ત્ર વાપરવું અનુકૂળ પડે એનો આધાર છે

સંદંશ યન્ત્ર (સાંણસી)

**कीलबद्धविमुक्ताग्रौ सन्दंशौ षोडशाङ्गुलौ ।**
**त्वक्सिरास्नायुपिशितलग्नशल्यापकर्षणौ ।**

જેનું દરેક પાખિયું સોળ આંગળ લાંબુ હોય છે એવા બે સદંશ યંત્ર છે તેમાં એક જાતના સંદંશનાં

(ભૂગળીઓ) ગળા વગેરે સ્રોતોમા પેઠેલા શલ્ય જોવા માટે બનાવડાવવી

શલ્યને મચડવાનું નાડીયંત્ર

**पद्मकर्णिकया मूर्ध्नि सदृशी द्वादशाङ्गुला ॥१५॥**
**चतुर्थसुषिरा नाडी शल्यनिर्घातिनी मता ।**

શલ્યને બાકામા ભરાવીને મચડી નાખવા માટેની નાડી માથે (=અંદર ખોસવાને છેડે) કમળના ડોડા જેવા આકારની, બાર આગળ લાંબી અને એના ચોથા ભાગના (=ત્રણ આગળ) લાંબા બાકાવાળી હોવી જોઈએ

હરસ માટે નાડીયંત્રો

**अर्शसां गोस्तनाकारं यन्त्रकं चतुरङ्गुलम् ॥१६**
**नाहे पञ्चाङ्गुलं पुंसां प्रमदानां षडङ्गुलम् ।**
**द्विच्छिद्रं दर्शने व्याधेरेकच्छिद्रं तु कर्मणि ॥१७॥**
**मध्येऽस्य त्र्यङ्गुलं छिद्रमङ्गुष्ठोदरविस्तृतम् ।**
**अर्धाङ्गुलोच्छ्रितोद्वृत्तकर्णिकं च तदूर्ध्वतः ॥१८॥**

હરસ માટેના યંત્રનો આકાર ગાયના આંચળ જેવો હોવો જોઈએ એ યંત્ર ચાર આગળ લાંબુ અને એના મૂળ આગળનો ઘેરાવો પુરુષ માટે પાંચ આગળ અને સ્ત્રીઓને માટે છ આગળ હોવો જોઈએ હરસ જોવા માટેના યંત્રમાં બાજુમા (યંત્રના ફરતા ઘેરાવા માં) સામસામાં બે બાકાં રાખવા જોઈએ, પણ હરસ પર કાપવા, બાળવા વગેરે ક્રિયા કરવા માટેના યંત્રમા બાજુમાં (યંત્રના ફરતા ઘેરાવામા) એક બાકું રાખવું જોઈએ આ છિદ્ર (બાકાં) ત્રણ આગળ લાંબા અને અંગૂઠાના વચલા ભાગ જેટલા પહોળા હોવા જોઈએ તથા એ બાકાં નાડીયંત્રના બે છેડાની વચમા (=બે છેડેથી સરખે અંતરે) હોવા જોઈએ આ ભૂંગળીની ઉપરની કિનાર (વૈદ્ય તરફના છેડાની કિનાર) અડધો આંગળ ઊંચી (વધારે પહોળી) અને ધાર વાળી દીધેલી હોવી જોઈએ (જેથી નાખી ભૂંગળી ગુદા માં પેસી ન જાય અને ધાર વાગે નહિ)

શમીયંત્ર

**शम्याख्यं तादृगच्छिद्रं यन्त्रमर्शःप्रपीडनम् ।**

હરસને ભીંસ દઈને દબાવવા માટેનું શમી નામનું નાડીયંત્ર એવું જ (શ્લોક ૧૬ થી ૧૮માં કહ્યુ છે એવું જ) પણ બાજુમાં એકે છિદ્રવિનાનું હોવું જોઈએ.

ભગંદરયંત્ર

**सर्वथाऽर्शनवदोष्ठं छिद्रादूर्ध्वं भगन्दरे ॥१९॥**

ભગંદર માટેનુ નાડીયંત્ર શ્લોક ૧૬ થી ૧૮ વાળા હરસના નાડીયંત્ર જેવુ બનાવવુ પણ એની બાજુમા રાખેલુ છિદ્ર (બાકુ) ઠેઠ ઉપરના છેડા સુધી (વૈદ્ય તરફના છેડા સુધી) સળંગ રાખવું કે જેથી એ છેડાની ફરતી કિનાર(કાંઠલા)નો ભાગ બાકા જેટલા માપમા છિદ્ર સાથે સળંગ કપાયેલો રહે

નાકમાંના રોગ માટે નાડીયંત્ર

**घ्राणार्बुदार्शसामेकच्छिद्रा नाड्यङ्गुलद्वया ।**
**प्रदेशिनीपरीणाहा स्याद्भगन्दरयन्त्रवत् ॥२०॥**

નાકમા અર્બુદ કે મસા થયા હોય તે માટેનું નાડીયંત્ર બાજુમા એક છિદ્રવાળું, બે આગળ લાંબું અંગૂઠા જોડેની આંગળીના ઘેરાવા જેટલા ઘેરાવાવાળું અને ભગંદરના નાડીયંત્ર જેવુ (=ઠેઠ મૂળ તરફની કિનાર કપાઈ જાય એવા છિદ્રવાળુ) હોવુ જોઈએ

અંગુલિત્રાણયંત્ર

**अङ्गुलित्राणकं दान्तं वार्क्षं वा चतुरङ्गुलम् ।**
**द्विच्छिद्रं गोस्तनाकारं मद्वक्त्रविवृतौ मुखम् ॥**

અંગુલિત્રાણ (આંગળીને ઉપર નીચેના દાંત વચ્ચે કચરાવા ન દેનાર, આંગળીનું રક્ષણ કરનાર ટોટી નામનું) નાડીયંત્ર હાથીદાંતનું કે વૃક્ષ(લાકડા)નું બનાવેલું, ચાર આંગળ લાંબું, બાજુમા બે છિદ્રો (બાકાં)વાળુ અને ગાયના આંચળ જેવા આકારનું હોવું જોઈએ એ અંગુલિત્રાણ નાડીયંત્ર બિડાઈ ગયેલું મોં પહોળું કરાવવા માટે અથવા મોમાં નસ્તર મૂકતી વખતે દરદીનું મો પહોળુ રાખવા માટે અનુકૂળ પડે છે (વૈદ્ય આંગળી પર આ ટોટી પહેરીને દરદીનું બિડાયેલું મો પહોળું કરે તો વૈદ્યની આંગળી દરદીના દાંત વચ્ચે કચરાતી કે કપાતી નથી)

યોનિવ્રણેક્ષણયંત્ર

**योनिव्रणेक्षणं मध्ये सुषिरं षोडशाङ्गुलम् ।**
**मुद्राबद्धं चतुर्भित्तमम्भोजमुकुलाननम् ॥२२॥**
**चतुःशलाकमाक्रान्तं मूले तद्विकसेन्मुखे ।**

યોનિમાના વ્રણને જોવા માટેનું યોનિવ્રણેક્ષણ નામનું નાડીયંત્ર વચમાં પોલું, સોળ આંગળ લાંબું, અંગૂઠી (વીંટી) પહેરાવેલું, ચાર કકડા ભેગા કરીને બનાવેલું કમળની કળી જેવા આકારના મુખવાળું, ચાર સળીઓ વાળુ હોય છે આ યંત્રને મૂળ આગળથી દબાવીને સાંકડુ કરવાથી તે યંત્રનું મો પહોળું થાય છે (ચાર પાંખિયા પાતળા હોય છે ને વળી ન જાય તે માટે પાંખિયાં સામે ચાર શલાકા પાંખિયાંની અંદરની બાજુ એ જડી દીધેલી હોય છે)

નાડીવ્રણને ધોવા વગેરે માટેનાં યંત્ર

यन्त्रे नाडीव्रणाभ्यङ्गक्षालनाय षडङ्गुले ॥२३॥
बस्तियन्त्राकृती मूले मुखेऽङ्गुष्ठकलायखे ।
अग्रतोऽकर्णिके मूले निबद्धमृदुचर्मणी ॥ २४ ॥

એક નાડીવ્રણમા તેલ મૂકવા (=ચોપડવા) માટે અને બીજુ નાડીવ્રણને ધોવા માટે એમ બે યંત્રો હોય છે એ છ આગળ લાબા હોય છે એમનો આકાર બસ્તિયંત્ર (સૂ અ. ૧૯) જેવો હોય છે, એમને મૂળવાળે છેડે અગૂઠા જેવડુ અને મુખવાળે છેડે વટાણા જેવડુ છિદ્ર હોય છે એમને આગળ (મુખવાળે છેડે) કર્ણિકા (વીંટી) ચઢાવેલી હોતી નથી (પણ મૂળવાળે છેડે પોચા ચામડાની કોથળી ચઢાવીને બાધવા માટે બસ્તિયંત્ર માફક બે કર્ણિકાઓ કરેલી હોય છે) એમના મૂળવાળે છેડે પોચા ચામડાની બસ્તિપુટના આકારની કોથળી બાધેલી હોય છે

જળધરમા જળ કાઢવાની નળી

द्विद्वारा नलिका पिच्छनलिका वोदकोदरे ।

બે છેડે પોચી (=સળગ પોલી) નળી અથવા મોરપીંછાની બનાવેલી નળી જળધરમા (પાણી કાઢવા માટે) હોય છે

ધૂમપાન વગેરેના યંત્ર

धूमवस्त्यादियन्त्राणि निर्दिष्टानि यथायथम् ॥२५॥

ધૂમપાન કરવાનુ યંત્ર, બસ્તિ લેવાનું યંત્ર વગેરે યંત્રો પોતપોતાના સ્થાને (સૂ અ ૨૧ તથા ૧૯ મા) કહેવાઈ ગયા છે

શૃંગ, શીંગડુ (રૂમડી)

स्यङ्गुलास्यं भवेच्छृङ्गं चूषणेऽष्टादशाङ्गुलम् ।
अग्रे सिद्धार्थकच्छिद्रं सुनद्धं चूचुकाकृति ॥२६॥

શીંગડુ (રૂમડી) બાર આગળ લાંબુ હોય છે એના મુખ(=દરદીના અંગ ઉપર મૂકવાનો છેડો)ના ઘેરાવાનો વ્યાસ ત્રણ આગળ હોય છે એના અગ્ર ભાગમા (=વૈદ્યનું મો રાખવાને છેડે, શીંગડાની અણી વાળે છેડે) સરસવ પેસે એવડુ છિદ્ર હોય છે અગ્ર ભાગવાળે છેડે સ્ત્રીના સ્તનની ડીંટી જેવા આકારનો મણકો રેણ મારીને કે પેચ કરીને બરાબર ચઢાવેલો હોય છે (ડીંટી ઉપર મીણનો લોચો મૂકી રાખવો. ઉપયોગ માં લેતી વખતે મીણમાં કાણું પાડીને સળગ છિદ્ર કરવું અને વૈદ્ય રૂમડીનો પહોળો ભાગ દરદીના અંગ પર મૂકીને અગ્રભાગ આગળ પોતાનું મો રાખીને હવા પાછી ખેંચી હવા રૂમડીમાથી બહાર કાઢી લેવી. પછી મો લઈ લેવા પહેલા જીભ વતી મીણ દબાવી દઈને કાણુ બધ કરી દેવુ પછી જ્યારે અસર થઈ રહે ત્યારે છિદ્ર ખોલી નાખીને રૂમડી ઉપાડી લેવી.) રૂમડી (વાયુ, ઝેર, લોહી, પાણી, ધાવણ વગેરેને) ચૂસીને (ખેંચીને) બહાર કાઢવાનુ કામ કરે છે

અલાબુ, તુમડી (અં. કર્પીંગ ગ્લાસ)

स्यादलाबु द्वादशाङ्गुलोऽलाबुर्नाहे त्वष्टादशाङ्गुलः ।
चतुस्त्र्यङ्गुलवृत्तास्यो दीप्तोऽन्तः श्लेष्मरक्तहृत् ।

તુમડી બાર આગળ લાબી, અઢાર આગળના ઘેરાવાવાળી, એના મુખ આગળ ચાર કે ત્રણ આગળ ગોળ અને (અંદરથી હવા કાઢી નાખવા માટે, વેક્યુમ કરવા માટે) અદર સળગતા દેવતાવાળી હોય છે એ કફ અને લોહી ખેંચી કાઢવાનું કામ કરે છે

(તુમડીમા થોડો દેવતા નાખીને એના પર ખપાટિયા છાઈ દે છે તેથી તુમડીની હવા પાતળી થઈ બહાર નીકળી જાય છે અને અંદર (અ.) વેક્યુમ (હવાનો અભાવ) થાય છે, પણ તુમડી ઊંધી વાળતી વખતે દેવતા ખપાટિયા પર રહેતો હોવાથી શરીર દાઝી જતું નથી )

ઘટી, કસલી, કુલડી

तद्वद्घटी हिता गुल्मविलयोन्नमने च सा ।

ઘટી અલાબુ(તુમડી)ના જેવી જ હોય છે એ (કફ અને લોહી કાઢી નાખવા માટે વપરાતી હોવા ઉપરાત) ગોળાને વેરી નાખવા માટે અને ગોળાને ઊંચો ઉપાડવા માટે વાપરવી હિતકારક છે

શલાકા—સળી (અં. પ્રોબ)

शलाकाख्यानि यन्त्राणि नानाकर्माकृतीनि च ।
यथायोगप्रमाणानि

શલાકા નામનાં યંત્રો (સળીઓ) જુદાં જુદાં કામ કરવા માટે ઉપયોગમા લેવાય છે તેથી તેના આકાર પણ અનેક હોય છે અને જે પ્રમાણે વાપરવાની હોય તે પ્રમાણે એમના (લબાઈ, ઘેરાવો વગેરે) માપ હોય છે

બે એષણી (ગંડૂપદમુખા) શલાકા

तेषामेषणकर्मणी ।

તે જ પ્રમાણે આ બે સળીમાથી એક સળીનું મો બુટ્ટુ હોય છે અને બીજીનું અણીદાર હોય છે )

શલ્યહારિણી શલાકા

स्रोतोभ्यः शल्यहारिणी ॥२९॥
मसूरदलवक्त्रे द्वे स्यातामष्टनवाङ्गले ।

શરીરના સ્રોતોમાથી શલ્ય બહાર કાઢવા માટે બે શલાકા (અ સ્કુપ) હોય છે એમના મુખનો આકાર મસૂરની દાળ જેવો (=કડછીના ચાડા જેવો) હોય છે એ સળીઓ આઠ—નવ આગળ લાબી હોય છે આ સળીઓનો આકાર કાનમાથી મેલ કાઢવાની સળી જેવો હોય છે )

શંકુયંત્ર (આંકડા)

शङ्कवः षट्

શકુયત્ર છ હોય છે

વ્યૂહન શંકુ

उभौ तेषां षोडशद्वादशाङ्गुलौ ॥३०॥
व्यूहनेऽहिफणावक्त्रौ

તેમાના બેના મો સાપની ફેણ જેવા આકારના હોય છે, એક સોળ આગળ અને બીજો બાર આગળ લાંબો હોય છે એ બને શકુ લબડી પડેલા કે છૂટા પડેલા માસ વગેરેને પોતાની જગ્યાએ ગોઠવી દેવાના કામમાં વપરાય છે

ચાલનશંકુ

द्वौ दशद्वादशाङ्गुलौ ।
चालने शरपुङ्खास्यौ

(બીજા) બે શકુના મો બાણના પીછા તરફના બાણના છેડા જેવા આકારના હોય છે એ બને શકુ શલ્યને હચમચાવવાના (હલાવવાના) કામમા વપરાય છે, એમાનો એક બાર આગળ અને બીજો દસ આગળ લાંબો હોય છે

આહરણ શંકુ

आहार्ये बडिशाकृती ॥३१॥

શલ્યને ખેંચી કાઢવા માટે બે શકુ માછલા પકડવાના આકડા જેવા આકારના હોય છે

ગર્ભશંકુ

नतोऽग्रे शङ्कुना तुल्यो गर्भशङ्कुरितिस्मृतः ।
अष्टाङ्गुलायतस्तेन मूढगर्भं हरेत स्त्रियाः ॥३२॥

આગળથી (અં. હૂકની માફક) વાળેલા, સળિયા જેવા આકારના તથા આઠ આગળ લાંબા શકુને ગર્ભ શકુ કહે છે એના વડે સ્ત્રીમાથી (મરેલા) મૂઢ ગર્ભને બહાર કાઢવો.

સર્પફણા યંત્ર

अश्मर्याहरणं सर्पफणावद्वक्रमग्रतः ।

પથરી કાઢવા માટેનુ યત્ર (સળી) આગળથી સાપની ફેણ જેવુ વળેલુ હોય છે

શરપુંખમુખ યંત્ર

शरपुङ्खमुखं दन्तपातनं चतुरङ्गुलम् ॥३३॥

દાત પાડવા માટેનું આ યત્ર (સળી) બાણના પીંછા તરફના બાણના છેડા જેવા આકારના મુખ વાળુ અને ચાર આગળ લાબુ હોય છે

પ્રમાર્જની શલાકા

कार्पासविहितोष्णीषाः शलाकाः षट् प्रमार्जने ।

જેમન મથાળે કાનસથી આકા પાડીને જાણે રૂની પાઘડી પહેરાવી હોય (=રૂ વીંટ્યુ હોય) એવી છ શલાકા (સળીઓ) ક્ષાર, ક્લેદ વગેરે સાફ કરવાના કામ માટે હોય છે

पायावासन्नदूरार्थे द्वे दशद्वादशाङ्गले ॥३४॥

ગુદાને અંદરથી સાફ કરવા માટે, પાસેથી સાફ કરવા માટે દસ આગળની અને દૂરથી (ઊંડાણમા) સાફ કરવા માટે બાર આગળની એમ બે શલાકા (મથાળે રૂ વીંટેલી) હોય છે

द्वे पटसप्ताङ्गुले घ्राणे, द्वे कर्णऽष्टनवाङ्गुले ।

નાકને અંદરથી સાફ કરવા માટે બે સળીઓ (મથાળે રૂ વીંટેલી) હોય છે એક છ આગળ લાબી અને બીજી સાત આગળ લાબી કાનને અંદરથી સાફ કરવા માટે બે સળીઓ (મથાળે રૂ વીંટેલી) હોય છે એક આઠ આગળની અને બીજી નવ આગળની

કર્ણશોધન યંત્ર

कर्णशोधनमश्वत्थपत्रप्रान्तं स्रुवाननम् ॥३५॥

કાનનું શોધન કરવા માટેની (કાનમાથી મેલ વગેરે ઉખાડીને બહાર કાઢવા માટેની) સળીનો છેડો પીપળાના પાંદડાના છેડા જેવો હોવો જોઈએ અને એ સળીનું મો સરવાના ચાટા જેવું હોવું જોઈએ

ડામ દેવાનાં ડુભાવ્યાં તથા ક્ષાર મૂકવાની સળીઓ

शलाकाजाम्ब्यवौष्ठानां क्षारेऽग्नौ च पृथक् त्रयम् ।
युञ्ज्यात् स्थूलाणुदीर्घाणां

જાડી, પાતળી (=ઝીણી) અને લાંબી એમ ત્રણ શલાકાઓ ક્ષાર મૂકવા માટે જુદી તથા જેના છેડ

પારસજાબુ જેવા છે એવા ત્રણ જાબવૌષ્ઠ યંત્ર—જાડુ, પાતળુ અને લાબુ ડામ દેવા માટે જુદા બનાવવા (જાબવૌષ્ઠ યત્રના મોવાળો છેડો પારસજાબુ જેવો લાબ ગોળ, લીસો અને આગળથી જરા ખાડાવાળો હોય છે )

અંત્રવૃદ્ધિમાં વાપરવાની શલાકા

शलाकामन्त्रवर्ध्मनि ॥ ३६ ॥

मध्योर्ध्ववृत्तदण्डां च मूले चार्धेन्दुसन्निभाम् ।

આંતરડાની વધરાવળ માટે ડામ દેવાની શલાકાને એક છેડે અડધા ચદ્ર જેવો આકાર હોય છે અને એ અધા ચદ્ર જેવા આકારના વચલા ભાગમા ઊંચે ગોળ દાડો હોય છે

નાસાર્શ વગેરે ડામવાની શલાકા

कोलास्थिदलतुल्यास्या नाशार्शोऽर्बुददाहकृत् ॥३७

નાકના હરસ (મસા) અને અર્બુદને ડામ દેવા માટેની સળીનું મો (ચાડુ) ચણીબોરના ઠળિયાની ફાડ જેવુ હોય છે (ઠળિયાની ફાડમાથી બિયું કાઢી નાખ વાથી ચાડા જેવો આકાર થાય છે સળીના ચાડામા ક્ષારનો ભૂકો ભરીને મસા અને અર્બુદ ઉપર મૂકવાનો હોય છે )

ક્ષાર અને ઔષધ મૂકવાની સળીઓ

अष्टाङ्गुला निम्नमुखास्तिस्रः क्षारौषधकर्मे ।
कनीनीमध्यमानामीनखमानसमैर्मुखे ॥ ३८ ॥

ક્ષાર અને ઔષધ દેવા માટેની શલાકા આઠ આગળ લાબી, મો તરફ ઢાળવાળી, ટચલી આંગળી, વચલી આગળી અને ટચલી આંગળીની જોડેની (અનામિકા) આગળી એ ત્રણ આગળીના નખ જેવડી અને નખ જેવા આકારની (આઇસક્રીમ ખાવા માટેની ખાસ ચમચી જેવા આકારની) ત્રણ શલાકા હોય છે

મેઢ્રશુદ્ધિ વગેરે માટેના યંત્ર

खसमुकानि यन्त्राणि मेढ्रशुद्ध्यञ्जनादिषु ।

મૂત્રેન્દ્રિયને અંદરથી સાફ કરવા માટેની, આખમાં દવા આંજવા વગેરે માટેની શલાકાઓ પોતપોતાની યોગ્ય જગાએ કહી છે (મૂત્રેન્દ્રિય માટે ઉત્તરબસ્તિ વિધિમા અને અંજન માટે અંજનવિધિમાં શલાકાઓનું વર્ણન કર્યું છે )

અનુયંત્રો

अनुयन्त्राण्ययस्कान्तरज्जुवस्त्राश्ममुद्गराः ॥३९॥
धमान्त्रजिह्वावालाश्च शाखानखमुखद्विजाः ।
कालः पाकः करः पादौ भयं हर्षश्च, तत्क्रियाः ॥४०
... [illegible] क्रिया ॥४०१ ॥

લોહચુબક, દોરડુ, કપડુ, પથ્થર, મગદળિયા, ચામડાનો પટો (વધ્ર), આતરડાને વણીને કરેલી તાત, જીભ, વાળ, ઝાડની ડાળીઓ, નખ, મો, દાત, સમય (=કામ કરતા જેટલો સમય લાગવો જોઈએ તેટલો સમય), પાકવુ, હાથ, પગ, ભય અને હર્ષ એટલા અનુયત્રો છે ઉપાય જાણનાર વૈદ્યે આ અનુયત્રોની કરવાની ક્રિયાઓને વિચારપૂર્વક કુશળતાથી વહેચી દેવી(=કયા અનુયત્રના કયાર, શો અને કેવી રીતે ઉપયોગ કરવો ત વૈદ્યે બરાબર વિચાર કરીને દરેક પ્રસગે નક્કી કરવુ અને પછી એનો કુશળતાથી ઉપયોગ કરવો)

(દાખલા તરીકે ઝાડની જાડી ડાળીને વચ્ચેથી ચીરીને એની અર્ધગોળાકાર જાડી છાલને સૂકવીને એનો ઉપયોગ હાથ, પગ વગેરેને માટે ખાપિયા (=ખપાટિયા) તરીકે કરી શકાય, તાતથી ટાકા મારી શકાય, જીભ ફેરવીને આખમાથી કાકરી કાઢી શકાય વગેરે)

યંત્રોથી થતા કામ

निर्घातनोन्मथनपूरणमार्गशुद्धि-
संव्यूहनाहरणबन्धनपीडनानि ।
आचूषणोन्नमननामनचालभङ्ग-
व्यावर्तनर्जुकरणानि च यन्त्रकर्म ॥४१॥

મચડવુ, ઊંચુંનીચુ કરવુ, દેવુ (=ક્ષાર વગેરે ભરવુ), શોધનુ (માર્ગ), શોધન કરવું, યોગ્ય જગાએ ગોઠવીને મૂકવુ, બહાર ખેંચી કાઢવુ, બાધવું, દબાવવું, ચૂસવું, ઊંચું ઉપાડવું, વાળવુ, હલમચાવવુ, ભાગવું, ગોળ ફેરવવુ અને સીધું કરવુ એ યત્રોના કામ છે

કકમુખ યંત્ર મુખ્ય હોવાનાં કારણ

विवर्तते साध्ववगाहते च
ग्राह्यं गृहीत्वोद्धरते च यस्मात् ।
यन्त्रेष्वतः कङ्कमुखं प्रधानं
स्थानेषु सर्वेष्वधिकारि यच्च ॥४२॥

કકમુખ યંત્ર (શ્લોક ૮) ગોળ ફરે છે, બરાબર ઊંડુ ઊતરે છે અને જે શલ્યને પકડવાનું હોય તેને પકડીને બહાર ખેંચી કાઢે છે તેથી અને વળી બધી જગ્યાએ (અવયવોમા) એ વાપરી શકાય એવુ હોય છે તેથી યત્રોમા કકમુખ યંત્ર મુખ્ય છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने यन्त्रविधिर्नाम
पञ्चविंशतितमोऽध्यायः ॥ २५ ॥

# અધ્યાય ૨૬ મો: શસ્ત્રવિધિ

**अथातः शस्त्रविधिमध्यायं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः।**

હવે વૈદ્યોએ ઉપયોગમા લેવાના શસ્રોનો વિધિ જેવા કહેલો છે એવો અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

શસ્રો કેટલાં, કેવાં અને કેવી રીતે બનાવેલાં હોવા જોઈએ?

**षड्विंशतिः सुकर्मारैर्घटितानि यथाविधि।**
**शस्त्राणि रोमवाहीनि बाहुल्येनाङ्गुलानि षट् ॥ १ ॥**
**सुरूपाणि सुधाराणि सुग्रहाणि च कारयेत्।**
**अकरालानि सुध्मातसुतीक्ष्णावर्तितेऽयसि ॥ २ ॥**
**समाहितमुखाग्राणि नीलाम्भोजच्छवीनि च।**
**नामानुगतरूपाणि सदा सन्निहितानि च ॥ ३ ॥**
**स्वोन्मानार्धचतुर्थांशफलान्येकैकशोऽपि च।**
**प्रायो द्वित्राणि, युञ्जीत तानि स्थानविशेषतः॥**

એક વાળને પણ કાપી શકે એવા, મોટે ભાગે છ આગળ લાંબા, રૂપાળા (=ઘાટીલા), પુષ્કળ ધારવાળા, બરાબર પકડી (ઝાલી) શકાય એવા ૨૬ શસ્રો (હથિયારો) કુશળ કારીગરો પાસે વિધિપુરઃસર (જે શસ્ર જે રીતે બનાવવાનુ કહ્યુ હોય તે રીતે) બનાવડાવવા એમની ધારમા ખાંચ પડેલી ન હોવી જોઈએ વાર વાર ભઠ્ઠીમા નાખીને સારી રીતે ધમેલા (તપાવેલા), ઊંચી જાતની ગજવેલના (સુતીક્ષ્ણ) અને ખૂબ આવર્તિત (પાપડની લૂઈની માફક ટિપાઈટિપાઈને લાંબુ થઈ જાય એટલે વળી પાછો પિંડો કરીને ટીપેલુ એમ અનેક વાર ટીપેલા) લોખંડ(=વટ)ના બનાવેલા, કાળા કમળ જેવા (=ગળી જેવો) રંગ ચડાવેલા, પોતપોતાના નામ જેવા આકારવાળા, સદા વૈદ્યની પાસે રહેતા, જે શસ્રની જેટલી લંબાઈ હોય તેનાથી આઠમા ભાગના માપના ફળાવાળા—એવા શસ્રોને જુદીજુદી જગ્યાએ વાપરવાના હોય છે, એનો વિચાર કરીને દરેક શસ્ર સામાન્ય રીતે બેત્રણ જુદાજુદા માપનુ કરાવી રાખવુ (ગળી જેવો રંગ=gun-metal colour)

શસ્રોનાં નામ

**(मण्डलाग्र वृद्धिपत्रमुत्पलाध्यर्धधारके।**
**सर्पैषण्यौ वेतसाख्यं शरार्यास्यत्रिकूर्चके ॥ १ ॥**
**कुशास्यं साटवदनमन्तर्वक्त्रार्धचन्द्रके (कम्)।**
**व्रीहिमुखं कुठारी च शलाकाङ्गुलिशस्त्रके ॥ २ ॥**
**बडिशं करपत्राख्यं कर्तरी नखशस्त्रकम्।**
**दन्तलेखनकं सूच्यः कूर्चो नाम खजाह्वयम् ॥३॥**
**आरा चतुर्विधाकारा तथा**
**स्यात्कर्णवेधनी (नम्॥)**

(મંડલાગ્ર, વૃદ્ધિપત્ર, ઉત્પલ, અધ્યર્ધધારક, સર્પ, એષણી, વેતસ, શરારિમુખ, ત્રિકૂર્ચક, કુશમુખ, સાટમુખ, અન્તર્વક્ત્રાર્ધચંદ્રક, વ્રીહિમુખ, કુઠારી, શલાકા, અંગુલિશસ્ર, બડિશ, કરપત્ર, કર્તરી, નખશસ્ર, દંતલેખન, સોય, કૂર્ચ, ખજ, ચાર પ્રકારની આરા, કાનવીંધણું).

મંડલાગ્ર શસ્ર

**मण्डलाग्रं फले तेषां तर्जन्यन्तर्नखाकृति।**
**लेखने छेदने योज्यं पोथकीशुण्डिकादिषु ॥ ५ ॥**

એ શસ્રોમા જે મંડલાગ્ર નામનું શસ્ર છે, તેનું ફળુ અંગૂઠા જોડેની આંગળીના નખના નીચલા ભાગ જેવા ઘાટનુ અને આગળથી નીચું વળેલુ હોય છે, આંખના ખીલ, ગલશુંડિકા વગેરે રોગમા ખોતરવાના અને છેદન કરવાના કામમા એ વપરાય છે

વૃદ્ધિપત્ર (=અસ્રો)

**वृद्धिपत्रं क्षुराकारं छेदभेदनपाटने।**
**ऋज्वग्रमुन्नते शोफे गम्भीरे च तदन्यथा ॥६॥**
**नताग्रं पृष्ठतो दीर्घह्रस्ववक्त्रं यथाश्रयम्।**

વૃદ્ધિપત્ર નામનું શસ્ર અસ્રા જેવા ઘાટનું હોય છે એ છેદન, ભેદન અને પાટન કરવામાં વપરાય છે સોજો ઊંચો ઊપસી આવેલો હોય ત્યારે વૃદ્ધિપત્રનો આગલો ભાગ સીધો હોય છે, પણ નાડીવ્રણમાં (ગભીરમા) તેનાથી જુદી જાતનો હોય છે એટલે એનો આગલો ભાગ પીઠથી નીચે વાળેલો (નીચે વાળેલો, ઊંચો વાળેલો નહિ) હોય છે જે જગ્યાએ વૃદ્ધિપત્રનો ઉપયોગ કરવાનો હોય તે જગ્યાને હિસાબે વૃદ્ધિપત્રનું મુખ લાંબુ કે ટૂંકુ હોય છે (વૃદ્ધિ નામના ઔષધના પાંદડા જેવો આકાર હોય છે માટે વૃદ્ધિપત્ર કહે છે)

ઉત્પલપત્ર શસ્ર, અધ્યર્ધધાર શસ્ર

**उत्पलाध्यर्धधाराख्ये भेदने छेदने तथा ॥ ७ ॥**

ઉત્પલપત્ર નામનું શસ્ર કમળના પાંદડા જેવા ઘાટનુ હોય છે અધ્યર્ધધાર શસ્રના ફળાને નીચલી આખી બાજુએ ધાર હોય છે અને ઉપલી અડધી બાજુએ ધાર હોય છે (એમ દોઢ બાજુએ ધાર હોય છે) એ બને શસ્રો ભેદન અને છેદનના કામમાં વપરાય છે.

સર્પમુખ શસ્ર

**सर्पास्यं घ्राणकर्णार्शश्छेदनेऽर्धाङ्गुलं फले।**

સર્પમુખ શસ્ત્રના મોંનો આકાર સાપના મોં જેવો હોય છે. એનું ફળું અડધા આંગળનું હોય છે. એ નાકના અને કાનના મસા કાપી નાખવા માટે વપરાય છે.

ગંડૂપદમુખ એષણી

**गतेरन्वेषणे श्लक्ष्णा गण्डूपदमुखैषणी ॥ ८ ॥**

વ્રણની ગતિ કઈ દિશામાં અને ક્યાં સુધી થઈ છે તે શોધવાના કામમાં લીસી અને અળશિયાના મોં જેવા મોંવાળી ગંડૂપદમુખ નામની એષણી શલાકા વપરાય છે.

સૂચિમુખ શલાકા (ભેદની શલાકા)

**भेदनार्थेऽपरा सूचीमुखा मूलनिविष्टखा ।**

સોયના મોં જેવા મોંવાળી અને મૂળમાં (સોયની માફક) નાકાવાળી બીજી જાતની શલાકા ભેદન માટે વપરાય છે.

વેતસપત્ર

**वैतसं व्यधने**

વીંધવાના કામમાં વેતસપત્ર નામનું શસ્ત્ર વપરાય છે. એનો આકાર નેતરના પાંદડાં જેવો હોય છે.

શરારિમુખ અને ત્રિકૂર્ચક

**स्राव्ये शरार्यास्यत्रिकूर्चके ॥ ९ ॥**

ઉઝરડા કરીને લોહી વગેરે કાઢવાના કામમાં શરારિમુખ શસ્ત્ર અને ત્રિકૂર્ચક શસ્ત્ર વપરાય છે. શરારિમુખ શસ્ત્રનું મોં શરારિ નામના પક્ષીની ચાંચ જેવું હોય છે. ત્રિકૂર્ચક શસ્ત્રમાં ત્રણ ઊભી ખીલીઓ ખોસેલી હોય છે.

કુશમુખ અને આટામુખ

**कुशाटावदने स्राव्ये द्व्यङ्गुलं स्यात्तयोः फलम् ।**

કુશ(દાભ)ના મોં જેવા મોંવાળું કુશમુખ (કુશપત્ર) શસ્ત્ર અને આટા નામના પક્ષીની ચાંચ જેવા મોંવાળું આટામુખ શસ્ત્ર એ બંને શસ્ત્ર ઊઝરડા કરીને કે છૂંદીને લોહી વગેરે કાઢવાના કામમાં વપરાય છે. એ શસ્ત્રોનું ફળું બે આંગળનું હોય છે.

અંતર્મુખ શસ્ત્ર

**तद्वदन्तर्मुखं तस्य फलमध्यर्धमङ्गुलम् ॥ १० ॥**
**अर्धचन्द्राननं चैतत्**

અંતર્મુખ શસ્ત્રનું મોં ખાડાવાળું હોય છે, એનું ફળું દોઢ આંગળનું લાંબું હોય છે, એનું માં અર્ધચંદ્ર જેવા આકારનું હોય છે અને એ તેના જેવા જ કામમાં (એટલે કુશમુખ અને આટામુખની માફક લોહી વગેરે કાઢવાના કામમાં) વપરાય છે.



વ્રીહિમુખ શસ્ત્ર

**तथाऽध्यर्धाङ्गुलं फले ।**
**व्रीहिवक्त्रं प्रयोज्यं च तच्छिरोदरयोर्व्यधे ॥११॥**

વળી વ્રીહિમુખ શસ્ત્રનું મુખ ડાંગર જેવું અને એનું ફળું ડાંગર જેવા ઘાટનું હોય છે. એનું ફળ દોઢ આંગળ લાંબું હોય છે. એ માંસલ ભાગની શિરા વીંધવાને (ખોલવાને) તથા જળોદરમાં ઉદર વીંધવા માટે વપરાય છે.

કુઠારી

**पृथुः कुठारी गोदन्तसदृशार्धाङ्गुलानना ।**
**तयोर्ध्वदण्डया विध्येदुपर्यस्थ्नां स्थितां शिराम् ।**

કુઠારીનો દંડ (=બુઠ્ઠો છેડો) ચપટો હોય છે. એ ગાયના દાંત જેવી હોય છે એનું મુખ અડધો આંગળ હોય છે. એનો ચપટો ભાગ ઊંચે રાખીને (એટલે ધાર નીચે રાખીને) એનાથી હાડકાં ઉપર આવેલી શિરા (માંસ વિનાના ભાગમાં આવેલી શિરા) વીંધવી (ખોલવી).

તામ્રી શલાકા

**ताम्री शलाका द्विमुखी मुखे कुरुवकाकृतिः ।**
**लिङ्गनाशं तया विध्येत्**

તામ્રી શલાકા તાંબાની બનાવેલી હોય છે. એને બે મુખ હોય છે. એના મુખનો આકાર કંટાશેળિયાના ફૂલની કળી જેવો હોય છે. એ સળીથી મોતિયો વીંધવો.

અંગુલિશસ્ત્ર

**कुर्यादङ्गुलिशस्त्रकम् ॥ १३ ॥**
**मुद्रिकानिर्गतमुखं फले त्वर्धाङ्गुलायतम् ।**
**योगतो व्रीहिपत्रेण मण्डलाग्रेण वा समम् ॥१४॥**
**तत्प्रदेशिन्यग्रपर्वप्रमाणार्पणमुद्रिकम् ।**
**सूत्रबद्धं गलस्रोतोरोगच्छेदनभेदने ॥ १५ ॥**

અંગુલિશસ્ત્ર એવી રીતે બનાવવું કે વીંટીમાંથી એ શસ્ત્રનું મુખ બહાર નીકળે (અં. Project થાય), એનું ફળું અડધો આંગળ લાંબું હોય, આકાર વ્રીહિપત્ર જેવો કે મંડલાગ્ર જેવો કરવો, વીંટીનું છિદ્ર વૈદ્યની અંગૂઠા જોડેની આંગળીના પહેલા વેઢાના માપનું હોય અને વીંટીને દોરો બાંધવો (એ દોરાનો બીજો છેડો વૈદ્યને કાંડે બાંધવો કે જેથી પહેરેલી વીંટી નીકળી ન જાય). આ અંગુલિશસ્ત્ર ગળાના અંદરના માર્ગમાં થતા રોગના છેદન અને ભેદનના કામમાં વપરાય છે.

બડિશ

**बडिशं बडिशाकारं ... सुनताननम् ।**

બડિશ માછલી પકડવાના ગલ જેવા આકારનું હોય છે એનું મુખ (ગલની માફક) પુષ્કળ વળેલું હોય છે એ શુંડિકા, અર્મ (વેલ), (પ્રતિજિહ્વિકા) વગેરે રોગમાં ચામડી વગેરે ભાગને ઊંચો ઉપાડીને પકડી રાખવા માટે વપરાય છે

કરવત (આરી)

छेदेऽस्थ्नां करपत्रं तु खरधारं दशाङ्गुलम् ॥
विस्तारे द्व्यङ्गुलं सूक्ष्मदन्तं सुत्सरुबन्धनम् ।

કરવતની ધાર ખર (દાંતા દાંતાવાળી) હોય છે એ દસ આંગળ લાંબું અને બે આંગળ પહોળું હોય છે એના દાંતા ઝીણા હોય છે અને એને હાથો (પકડવાની મૂઠ) જડેલો હોય છે એ હાડકાનું છેદન કરવા માટે (વહેરવા માટે) વપરાય છે

કર્તરી (કાતર)

स्नायुसूत्रकचच्छेदे कर्तरी कर्तरीनिभा ॥ १७ ॥

કાતર જેવી કર્તરી સ્નાયુ, દોરા અને વાળ કાપવા માટે વપરાય છે

નખશસ્ત્ર (નરણી)

वक्रर्जुधारं द्विमुखं नखशस्त्रं नवाङ्गुलम् ।
सूक्ष्मशल्योद्धृति-छेद-भेद-प्रच्छान-लेखने ॥ १८ ॥

નખશસ્ત્ર(નરણી)ને બે મુખ હોય છે એક મુખની ધાર ત્રાંસી અને બીજા મુખની ધાર સીધી હોય છે નરણી નવ આંગળ લાંબી હોય છે એ ઝીણાં શલ્ય (ફાંસ, કાંટો વગેરે) કાઢવા માટે તથા છેદન, ભેદન ઉઝરડા અને ખોતરવું—એટલાં કામ માટે વપરાય છે

દંતલેખન શસ્ત્ર

एकधारं चतुष्कोणं प्रबद्धाकृति चैकतः ।
दन्तलेखनकं तेन शोधयेद्दन्तशर्कराम् ॥ १९ ॥

દંતલેખન શસ્ત્ર(—દાંતની ખેરી ઉખાડવાનું શસ્ત્ર) એક બાજુએ ધારવાળું ચોખૂણિયું હોય છે એને એક ખૂણે દાંડીને આધાર હોય છે આ શસ્ત્રથી દાંતની ખેરી (=દાંતમાં બાઝેલી પતરી) ઉખાડવી. (આ શસ્ત્ર દાંત ખોતરવાની સળી જેવું હોય છે આગળથી એનો આકાર ચોખૂણિયો હોય છે અને એનો ચારમાંનો એક ખૂણો ઊંચો હોય છે એની સામેના ખૂણા સાથે દાંડી જોડેલી હોય છે અને બાકીના બે ખૂણા બે બાજુએ હોય છે)

સોય

वृत्ता गूढदृढाः पाशे तिस्रः सूच्योऽत्र सीवने ।
मांसलानां प्रदेशानां त्र्यस्रा त्र्यङ्गुलमायता ॥२०॥
अल्पमांसास्थिसन्धिस्थव्रणानां द्व्यङ्गुलायता ।
व्रीहिवक्त्रा धनुर्वक्रा पक्वामाशयमर्मसु ॥ २१ ॥
सा सार्धद्व्यङ्गुला

એમાં (શસ્ત્રોમાં) સોયો ત્રણ હોય છે એ બધી ગોળ અને નાકા આગળ જાડી અને મજબૂત હોય છે

માંસલ ભાગમાં વાપરવાની સોયના મુખને ત્રણ પાસા હોય છે અને એ સોય ત્રણ આગળ લાંબી હોય છે

થોડા માંસવાળા ભાગમાં થયેલા વ્રણ માટેની અને હાડકાના સાંધામાં થયેલા વ્રણ માટેની સોય બે આંગળ લાંબી હોય છે

પક્વાશય, આમાશય અને મર્મસ્થાનમાં વાપરવાની સોયનું મુખ ડાંગર જેવું હોય છે, એ કામઠા જેવી વળેલી હોય છે અને અઢી આંગળ લાંબી હોય છે

કૂર્ચ (સોયોનો કૂચડો)

सर्ववृत्तास्ताश्चतुरङ्गुला ।
कूर्चो वृत्तैकपीठस्थाः सप्ताष्टौ वा सुबन्धनाः
स योज्यो नीलिकाव्यङ्गकेशशातेषु कुट्टने ।

આખીએ ગોળ (—નાકા વિનાની અને બધે સરખી ગોળ) દરેક ચાર આંગળ લાંબી એવી સાતઆઠ સોયોને (તા ) (લાકડાના) એક ગોળ હાથામાં સજ્જડ રહે એવી રીતે ઊભી ખોસવી આ શસ્ત્રને કૂર્ચ કહે છે નીલિકા, વ્યંગ અને કેશશાત (તાલ પડવી) રોગોમાં તથા છૂંદવાના કામમાં એ વપરાય છે

ખજ

अर्धाङ्गुलमुखैर्वृत्तैरष्टाभिः कण्टकैः खजः ॥२२॥
पाणिभ्यां मथ्यमानेन घ्राणात्तेन हरेदसृक् ।

દરેક કાંટા(લોખંડનો અક્કડ અણીદાર તાર)નું મુખ અર્ધો આંગળ હોય એવા આઠ ગોળ કાંટાને લાકડાના ગોળ હાથાને એક છેડે બાજુ પર અંતર અંતરે ફરતા ખોસીને ખજશસ્ત્ર બનાવાય છે એ શસ્ત્રને નાકમાં દાખલ કરીને દહીં વલોવવાના લાકડાના રવૈયાની માફક ફેરવીને નાકમાંથી લોહી કાઢવું (ખજશસ્ત્રનો આકાર નનમતામાં પેસી શકે એવડા નાના દહીં વલોવવાના રવૈયા જેવો હોય છે રવૈયાને જે છેડે પાંખિયાં હોય છે તે છેડે પાંખિયાંની જગાએ કાંટાના તાર (સોય) ખોસવાના હોય છે તારવાળો છેડો નાકમાં ખોસીને પછી એ શસ્ત્ર રવૈયાની માફક ફેરવવાનું હોય છે)

કાનનું ભૂરવીંધણ

व्यधनं कर्णपालीनां यूथिकामुकुलाननम् ॥२३॥

કાનની બૂટ વીંધવાના શસ્ત્રનુ મો જૂઈના ફૂલની કળી જેવુ હોય છે

આરા (આર)

**આરાઽર્ધાઙ્ગુલવૃત્તાસ્યા તત્પ્રવેશા તથોર્ધ્વત ।**
**ચતુરસ્રા, તયા વિધ્યેચ્છોફ પક્વામસંશયે ॥૨૫॥**
**કર્ણપાલીં ચ બહલામ્ ।**

આરા (આર) અડધો આગળ લાબા અને ગોળ મુખવાળા હોય છે ગોળ મુખથી ઉંચેનો ભાગ ચાર પાસાવાળો હોય છે અને તે અડધો આગળ જેટલો હાથમા (દટ્ટામા) ખોસેલો હોય છે ગૂમડુ પાકયુ છે કે કાચુ છે તે બાબતનો વહેમ પડે ત્યારે ખાતરી કરવા માટે ગૂમડાને આરાથી વીંધવ (ગૂમડામા આર ખોસવી) તથા જાડી કાનની બૂટ પણ આરથી વીંધવી (ચામડામા સોય નાખતા પહેલા ચામડામા કાણુ પાડવા માટે મોચી જે આર વાપર છે તેના જેવુ જ પણ માપમા ઉપર શ્લોકમા કહ્યુ છે એવુ આરાશસ્ત્ર હોય છે)

કર્ણવિધની

**બહલાયાશ્ચ શસ્યતે ।**
**સૂચી ત્રિભાગસુષિરા ત્ર્યઙ્ગુલા કર્ણવેધની ॥૨૬॥**

કાનની જાડી બૂટ વીંધવામા ત્રણ આગળ લાબી અને સોયના ત્રણચતુર્થાંશ ભાગમા નાકાનાકાવાળી કાન વીંધવાની સોય વખણાય છે (સોય કુલ ત્રણ આગળ લાબી, એને એક છેડે અણી અને અણી વિનાના છેડા તરફના સવા બે આગળ જેટલા ભાગમા નાકાનાકા હોવા જોઈએ)

અનુશસ્ત્રો

**જલૌક ક્ષારદહનકાચોપલનખાદય ।**
**અલૌહાન્યનુશસ્ત્રાણિ, તાન્યેવ ચ વિકલ્પયેત્ ।**
**અપરાણ્યપિ યન્ત્રાદીન્યુપયોગ ચ યૌગિકમ્ ।**

જળો, ક્ષાર, ડામ દેવાનું હુભાણુ, કાચ, પથ્થર (કાંકરા), નખ (લોઢચુબક, સાગનું કડક પાદડુ, નગોડનું કડક પાંદડુ) વગેરે લોખડના ન બનેલા હોય એવા અનુશસ્ત્રો છે તેમને (અનુશસ્ત્રોને) તથા બીજા યત્રો વગેરને (યત્રો તથા અનુયંત્રોને) પણ એ જ રીતે (શસ્ત્રો અને યત્રો બનાવવાના કહ્યા છે એ રીતે) બનાવવાં તથા એ બધાનો જે પ્રસગે જેવો ઉપયોગ કરવો જોઈએ તેવો ઉપયોગ કરવો

શસ્ત્રના કામ

**ઉત્પાટ્યપાટ્યસીવ્યૈષ્યલેખ્યપ્રચ્છાનકુટ્ટનમ્ ॥૨૮॥**
**છેદ્ય ભેદ્ય વ્યધો મન્થો ગ્રહો દાહશ્ચ તત્ક્રિયા ।**

નીચુ ખોસીને ઊંચુ ચીરવુ, ચીરવુ, સીવવુ, શોધવુ, ખોતરવુ (ખણવુ), ઉઝરડા કરવા, છૂંદવુ, કાપીને છૂટુ પાડવુ, ફાડવુ (=ઊંડે સુધી ચીરવુ), વીંધવુ, દહીં વલોવતા હોઈએ એમ વલોવવુ શસ્ત્ર ભરાવીને પકડી રાખવુ અને ડામ દેવો એ શસ્ત્રના કામ છે

શસ્ત્ર કેવુ ન હોવુ જોઈએ?

**કુણ્ઠખણ્ડતનુસ્થૂલહ્રસ્વદીર્ઘત્વવક્રતા. ॥ ૨૯ ॥**
**શસ્ત્રાણા ખરધારત્વમષ્ટૌ દોષા પ્રકીર્તિતા. ।**

શસ્ત્રો બુઠ્ઠા, તૂટેલા, (બહુ) પાતળા, (બહુ) જાડા, (બહુ) ટૂકા, (બહુ) લાબા, વાકાચૂકા અને ખાણુવાળા હોવાં એ શસ્ત્રોના આઠ દોષ કહેવાય છે (આ આઠમાથી એક પણ બાબત જે શસ્ત્રમા હોય તે શસ્ત્ર ખામીવાળુ ગણાય છે એમા કરવત અપવાદરૂપ છે, કારણ કે એને દાતા હોવાથી એ દાતારૂપી ખાણુવાળુ હોય એ જરૂરી છે)

શસ્ત્રો ઝાલવાની રીત

**છેદભેદનલેખ્યાર્થં શસ્ત્ર વૃન્તફલાન્તરે ॥ ૩૦ ॥**
**તર્જનીમધ્યમાઙ્ગુષ્ઠૈર્ગૃહ્ણીયાત્સુસમાહિત ।**
**વિસ્રાવણાનિ વૃન્તાગ્રે તર્જન્યઙ્ગુષ્ઠકેન ચ ॥૩૧॥**
**તલપ્રચ્છન્નવૃન્તાગ્ર ગ્રાહ્ય વ્રીહિમુખં મુખે ।**
**મૂલેષ્વાહરણાર્થાનિ ક્રિયાસૌકર્યતોઽપરમ્ ॥૩૨॥**

છેદન, ભેદન અને લેખન કરવા માટે શસ્ત્રના વૃન્ત (=ડીટ, દટ્ટો, હાથાનો છેડો) અને ફળાની વચ્ચેના ભાગ આગળથી તર્જની (અગૂઠાની જોડેની આગળી), વચલી આગળી અને અગૂઠો એ ત્રણથી શસ્ત્રને બહુ સાવધાનીથી પકડવુ લોહી વગેર કાઢવા માટેનાં (શરારિમુખ વગેર) શસ્ત્રોને વૃન્ત(દટ્ટા)ની ટોચ આગળથી તર્જની અને અગૂઠો એ બે વડે પકડવા. હાથની હથેળીમા શસ્ત્રના દટ્ટાનુ મથાળુ છુપાયેલુ રહે એવી રીતે વ્રીહિમુખ શસ્ત્રને મુખ આગળથી (પાંચે આગળીઓ વડે) પકડવુ શલ્ય બહાર ખેંચી કાઢવા માટે શસ્ત્રોને મૂળ આગળથી પકડવા બાકીના (પાચન વગેરે) કામના શસ્ત્રો કામ કરવામા ફાવટ આવે એ રીતે પકડવા.

શસ્ત્રોની કોથળી (પાકીટ)

**સ્યાદષ્ટાઙ્ગુલવિસ્તાર સુઘનો દ્વાદશાઙ્ગુલ ।**
**ક્ષૌમપત્રોર્ણકૌશેયદુકૂલમૃદુચર્મજ ॥ ૩૩ ॥**
**વિન્યસ્તપાશ સુસ્યૂત સાન્તરોર્ણાસ્થશસ્ત્રક ।**
**શલાકાપિહિતાસ્યશ્ચ શસ્ત્રકોશ સુસઞ્ચય ॥૩૪**

શસ્ત્રો રાખવાની કોથળી નવ આગળ પહોળી, પુષ્કળ જાડી, બાર આગળ લાબી, બનાવટી રેશમનું કપડ, પત્રોર્ણ (એક જાતનું રેશમી કાપડ), રેશમી દુકૂલ

કાપડ કે મુલાયમ ચામડાની બનાવેલી; ખભે લટકાવવા માટે પટ્ટાવાળી, સારી રીતે સીવેલી, અંતરે અંતરે બનાવેલાં ખાનામાં મૂકેલાં શસ્ત્રોવાળી અને સળી ખોસીને બંધ કરેલા ઢાંકણાવાળી અને સારા સંચયવાળી (બધાં હથિયારોના સંચયવાળી) હોવી જોઈએ.

### જળો

**जलौकसस्तु सुखिनां रक्तस्रावाय योजयेत् ।**

પણ સુખિયા લોકોનું લોહી કાઢવા માટે જળો મૂકવી.

### ઝેરી જળો ન મૂકવી

**दुष्टाम्बुमत्स्यभेकाहिशवकोथमलोद्भवाः ॥३५॥**
**रक्ताः श्वेता भृशं कृष्णाश्चपलाः स्थूलपिच्छिलाः**
**इन्द्रायुधविचित्रोर्ध्वराजयो रोमशाश्च ताः ॥३६॥**
**सविषा वर्जयेत्**

ખરાબ પાણીમાં જન્મેલી; માછલાં, દેડકાં અને સાપ(વગેરે)નાં મડદાંમાંથી, સડામાંથી તથા મળમાંથી જન્મેલી, રાતી, ધોળી, બહુ કાળી, ચપળ (=બહુ દોડાદોડ કરતી, બહુ સ્ફૂર્તિવાળી), જાડી, ચીકણી, જેના શરીર પર મેઘધનુષ્ય જેવી રંગબેરંગી ઊભી (કે ઉપસેલી) લીટીઓ હોય એવી અને રૂંવાટીવાળી એ જળો ઝેરી હોય છે. એમને છોડી દેવી (વાપરવી નહિ.)

### ઝેરી જળોનું નુકસાન : ઉપાય

**ताभिः कण्डूपाकज्वरभ्रमाः ।**
**विषपित्तास्रनुत्कार्यं तत्र**

તેમનાથી (=ઝેરી જળો મૂકવાથી) ખણુજ (ચેળ) આવે છે, અંગ પાકે છે, તાવ આવે છે અને ચક્કર આવે છે. એવું થાય ત્યારે ઝેર, પિત્ત અને લોહીના વિકાર મટાડવા માટે જે ક્રિયા કરવાની કહી છે તે ક્રિયા કરવી.

### સારી જળો

**शुद्धाम्बुजाः पुनः ॥ ३७ ॥**
**निर्विषाः शैवलश्यावा वृत्ता नीलोर्ध्वराजयः ।**
**कषायपृष्ठास्तन्वङ्ग्यः किञ्चित्पीतोदराश्च याः ॥**

ચોખ્ખા પાણીમાં ઉત્પન્ન થયેલી શેવાળ (લીલ) જેવા રંગની, ગોળ, ગળી જેવા રંગના ઊભા (કે ઉપસેલા) લિસોટાવાળી, પીપળાની છાલ જેવા રંગની પીઠવાળી, પાતળા (નાજુક) શરીરવાળી અને જરા પીળા પેટવાળી જે જળો હોય છે, તે ઝેર વિનાની હોય છે.

### 'રક્તમત્ત' જળો ન વાપરવી

**ता अप्यसम्यग्वमनात् प्रततं च निपातनात् ।**
**सीदन्तीः सलिलं प्राप्य रक्तमत्ता इति त्यजेत् ॥**

સારી જળો પણ જો બરાબર નિચોવી કાઢેલી ન હોય અને સારી જળોને જો લોહી ચૂસવા માટે એક પછી એક દરદીને સતત લગાડવામાં આવે, તો તેથી જ્યારે એમને પાછી પાણીમાં નાખવામાં આવે, ત્યારે એ હાલ્યાચાલ્યા વિના પડી રહે છે. એવી જળોને લોહી પીને કેફ ચડયો છે એમ સમજીને છોડી દેવી (વાપરવી નહિ).

(જ્યારે ચુસાવવું હોય એટલે લોહી ચૂસવા દીધા પછી જળોને ઉપાડી લઈએ, ત્યારે એ જળોમાં ભરાયેલું લોહી નિચોવી કાઢવું. એ ક્રિયાને જળોનું વમન કહે છે.)

### જળો શી રીતે મૂકવી?

**अथैनरा निशाकल्कयुक्तेऽम्भसि परिप्लुताः ।**
**अवन्तिसोमे तक्रे वा पुनश्चाश्वासिता जले ॥४०॥**
**लागयेत्तूनमृत्स्तन्यरक्तशस्त्रनिपातनैः ।**
**पिबन्तीरुन्नतस्कन्धाश्छादयेन्मृदुवाससा ॥४१॥**

ઝેરી અને રક્તમત્તા સિવાયની બીજી જળોને હળદરના કલ્ક નાખેલા પાણીમાં, કાંજીમાં કે છાશમાં નાખવી, પછી (પાણીમાં એમને માફક આવે છે તે માટે) પાણીમાં નાખીને એમને શાંત પાડવી (ઉત્સાહમાં આણવી) અને પછી દરદીને લગાડવી. જો આમ કર્યા છતાં જળો ન વળગે તો જે ભાગમાંથી લોહી ચુસાવવાનું હોય તે ભાગ પર ઘી, માટી, ધાવણ કે લોહી મૂકવું અથવા શસ્ત્રથી લોહી કાઢવું કે જેથી એ બધું ખાવા માટે જળો લલચાઈને દરદીને વળગે. પછી જ્યારે જળો ખભા ઊંચા કરીકરીને લોહી પીતી હોય, ત્યારે એમના પર પોચું (પોલું રહે એવી રીતે અને મુલાયમ) કપડું ઓછાડી દેવું.

### જળો બગડેલું લોહી જ પહેલું કેમ ચૂસે છે?

**सम्पृक्ताद्दुष्टशुद्धास्राज्जलौका दुष्टशोणितम् ।**
**आदत्ते प्रथमं हंसः क्षीरं क्षीरोदकादिव ॥४२॥**

જેમ દૂધ અને પાણી ભેગાં કર્યાં હોય તેમાંથી હંસ દૂધ જ પીએ છે તેમ બગડેલું અને શુદ્ધ લોહી ભેગાં(ભેળસેળ) થઈ ગયાં હોય (શુદ્ધ અને અશુદ્ધ લોહીનાં જાળાં—કેપીલરીઝ—જ્યાં મળતી હોય) તેમાંથી જળો બગડેલું લોહી જ પહેલું પીએ છે.

### જળો મૂકવાથી મટતા રોગ

(**गुल्मार्शोविद्रधीन् कुष्ठवातरक्तगलामयान् ।**
**नेत्ररुग्विषवीसर्पान् शमयन्ति जलौकसः ॥१॥**)

(ગોળો, હરસ, ગડ, કુષ્ઠ, પગ, ગળાના રોગ,

આંખના રોગ, ઝેર અને રતવા એટલા રોગ જળો મૂકવાથી મટે છે.)

જળો ક્યારે ઉપાડી લેવી?

**दंशस्य तोदे कण्डूवां वा मोक्षयेत्**

જે જગાએ જળો કરડી હોય (દાંત બેસાડ્યા હોય) તે જગાએ સોય ભોંક્યા જેવું દુઃખ થાય અથવા ખણજ આવે એટલે જળોને ઉપાડી લેવી. (જો લોહી પીવાની લોલુપતાને લીધે જળો ઉપાડવા છતાં ન ઊખડે તો એના મોં ઉપર હળદરનું કે સિંધવનું ચૂર્ણ મૂકવું એટલે એ છૂટી જશે.)

ઉપાડી લીધા પછી શું કરવું?

**वामयेच्च ताम्।**

**पटुतैलाक्तवदनां श्लक्ष्णकण्डनरूषिताम् ॥४३॥**

એ લોહી ચૂસીને છૂટી જાય ત્યાર પછી એના (જળોના) મોઢા ઉપર સિંધવ અને તેલ ચોપડીને તથા ડાંગરનાં લીસાં ફોતરાં એના પર ભભરાવીને એને (જળોને) ઊલટી કરાવવી.

એક વાર મૂકેલી જળો ફરી ક્યારે મૂકવી?

**रक्षन् रक्तमदाद्भूयः सप्ताहं तां न पातयेत्।**

લોહીના કેફમાંથી જળોને બચાવી લેવા માટે (લોહીનો કેફ એમને ન ચડે એટલા ખાતર) એક વાર મૂકેલી જળો ફરીથી સાત દિવસ સુધી ન મૂકવી.

જળોને બરાબર વમન થવાનાં લક્ષણ

**पूर्ववत् पटुता दार्ढ्यं सम्यग्वान्ते जलौकसाम्॥**

દરદીને વળગાડતાં પહેલાં જળોમાં જે ચપળતા અને દૃઢતા હોય એવી જ ચપળતા અને દૃઢતા જળોને લોહીનું વમન કરાવ્યા પછી જળોમાં આવે તો બરાબર વમન થયું કહેવાય.

વધારે પડતું વમન થવાનાં લક્ષણ

**क्लमोऽतियोगान्मृत्युर्वा**

વમન કરાવ્યા પછી જળો કંટાળેલી હોય કે મરી જાય તો વધારે પડતું વમન થયું કહેવાય.

જોઈએ તેટલું વમન ન થયું હોય તેનું લક્ષણ

**दुर्वान्ते स्तब्धता मदः।**

જોઈએ તેનાથી ઓછું વમન થયું હોય તો જળો સજ્જડ રહે છે અને એને કેફ રહે છે.

જળોને કેવી રીતે રાખવી? કારણ—

**अन्यत्रान्यत्र ताः स्थाप्या घटे मृत्स्नाम्बुगर्भिणि ॥४५॥**

**लालादिक्लेदनाशार्थं, सविषाः स्युस्तदन्वयात्।**

ઘડાને અંદરથી સારી માટીથી લીંપીને અંદર પાણી ભરીને એ ઘડામાં જળોને રાખવી. જળોની લાળ (ઝાડો, પેશાબ) વગેરેના ક્લેદનો નાશ કરવા માટે જળોને જુદા જુદા ઘડામાં રાખવી (ઘડા બદલવા); (કારણ કે) એના (લાળ વગેરેના) સંબંધમાં રહેવાથી જળો ઝેરવાળી બની જાય છે.

જળો વળગે (કરડે) છતાં લોહી ન નીકળે તો શું કરવું?

**अशुद्धौ स्रावयेद्दंशान् हरिद्रागुडमाक्षिकैः ॥४६॥**

જળો વળગે (કરડે) છતાં શુદ્ધિ ન થાય (લોહી ન નીકળે), તો જે જગાએ જળો કરડી હોય તે જગાએ હળદર, ગોળ અને મધ ઘસીને લોહી વહેવડાવવું.

**शतधौताज्यपिचवस्ततो लेपाश्च शीतलाः।**

પછી તે જગાએ સો વાર ધોયેલા ઘીનાં પૂમડાં મૂકવાં અને ઠંડા લેપ કરવા.

જળો મૂકવાનું ફળ

**दुष्टरक्तापगमनात्सद्यो रागरुजां शमः ॥४७॥**

બગડેલું લોહી બહાર નીકળી જવાથી રતાશ અને પીડા તરત જ મટી જાય છે.

**अशुद्धं चलितं स्थानात्स्थितं रक्तं व्रणाशये।**
**अम्लीभवेत्पर्युषितं तस्मात्तत्स्रावयेत्पुनः ॥४८॥**

અશુદ્ધ લોહી પોતાના સ્થાન(નસો, જાળાં વગેરે)-માંથી નીકળે પણ ચામડી તોડીને બહાર ન નીકળતાં ડંખમાં જ ચામડી નજીક ભરાઈ રહે તો તે રાતવાસી થવાથી ખાટું થઈ જાય છે. માટે ફરીથી (જળો મૂકીને) લોહી કાઢવું.

કુવડી, તુમડી, કૂમડી અને ફસ ખોલવાનો ઉપયોગ

**गुडयाऽऽलाबुघटिका रक्ते पित्तेन दूषिते।**
**तासामनलसंयोगात्**

તુમડી અને કુવડી(ફસવી)નો દેવતા સાથે સંબંધ થયેલો હોવાથી પિત્તથી બગડેલું લોહી કાઢવા માટે તુમડી અને કુવડી વાપરવી નહિ.

અલાબુ વગેરે યંત્ર ક્યાં યોજવાં?

**युञ्ज्यात्तु कफवायुना ॥४९॥**

કફ અને વાયુથી બગડેલું લોહી કાઢવા માટે કુવડી અને તુમડી વાપરવી.

**कफेन दुष्टं रुधिरं न शृङ्गेण विनिर्हरेत्।**
**स्कन्नत्वात्**

કફથી બગડેલું લોહી થીજી ગયુ હોય છે, તેથી રોવુ લોહી કાઢવા માટે રૂમડી વાપરવી નહિ, (કારણ કે રૂમડીમાં દેવતા ભરાતો ન હોવાથી થીજેલુ લોહી ઓગળી શકતુ નથી

वातपित्ताभ्यां दुष्टं श्टङ्गेण निर्हरेत् ॥५०॥

વાયુ ર ને પિત્તથી બગડેલુ લોહી રૂમડીથી કાઢવુ

કેવુ લોહી કઈ ક્રિયાથી કાઢવુ ? શી રીતે ઉઝરડા કરવા ?

गात्रं बद्ध्वोपरि दृढ रज्ज्वा पट्टेन वा समम् ।
स्नायुसन्ध्यस्थिमर्माणि त्यजन्
प्रच्छानमाचरेत् ॥५१॥
अधोदेशप्रविसृतैः पदैरुपरिगामिभिः ।
न गाढघनतिर्यग्भिर्न पदे पदमाचरन् ॥५२॥
प्रच्छानेनैकदेशस्थं ग्रथितं जलजन्मभि ।
हरेच्छृङ्गादिभि· सुप्तमसृग्व्यापि शिराव्यधै· ॥५३

જે ભાગમાથી લોહી કાઢવુ હોય તેનાથી ઊંચેના ભાગ ઉપર જોરથી દોરડુ કે પાટો તાણી બાધવા પછી જે ભાગમાથી લોહી કાઢવુ હોય ત્યાના સ્નાયુ, સાંધા, હાડકા ર ને મર્મસ્થાનને છોડી દઈને બાકીના ભાગમા એવી રીતે ઉઝરડા કરવા કે પદક (લિસોટા, આંકા) નીચેથી ઊંચે જાય, ઉઝરડા ઊંડા ન હોય, બહુ પાસે પાસે ન હોય, આડા (કે, વાંકાચૂંકા) ન હોય ર ને રોક ઉઝરડા ઉપર બીજો ઉઝરડો ન હોય ર મુક રોક ભાગનુ લોહી કાઢવાનું હોય તો પ્રચ્છાનથી (ઉઝરડા ભરીને) કાઢવુ, ગઠાઈ ગયેલું લોહી જળો મૂકીને કાઢવું, જ્યા ર ઢકવાથી સ્પર્શનું જ્ઞાન દરદીને ન થાય એનુ લોહી રૂમડી વગેરેથી (રૂમડી, તુમડી કે કુલડીથી) કાઢવુ ર ન રાખા શરીરમા પ્રસરેલુ લોહી કાઢવાનું હોય તો ફસ ખોલીને કાઢવું

प्रच्छान पिण्डते वा स्यात्

લોહી ઘટ્ટ થઈ ગયુ હોય તોપણ ઉઝરડા કરીને ચાટી કાઢી શકાય

अवगाढे जलौकसः ।

લોહી બહુ ઊંડેથી કાઢવાનુ હોય તો જળો મૂકવી

त्वक्स्थेऽलाबुघटीशृङ्गम्

ચામડીમાનું લોહી કાઢવુ હોય તો તુમડી, કુલડી કે રૂમડી વાપરવી

शिरैव व्यापकेऽसृजि ॥५४॥

પણ ર ખા શરીરમાંથી લોહી રોકવુ કરવાને લોહી કાઢવાનું હોય, ત્યારે, તો ફસ ખોલવા સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.

वातादिधाम वा शृङ्गजलौकोलाबुभिः क्रमात् ।

અથવા વાયુના સ્થાનમા રહેલુ લોહી રૂમડીથી, પિત્તના સ્થાનમા રહેલુ લોહી જળો મૂકવાથી અને કફના સ્થાનમાં રહેલુ લોહી તુમડીથી કાઢવુ

લોહી કાઢયા પછી અતિશય ઠડા ઉપચારથી
થતું નુકસાન : ઉપાય

स्त्रुतासृजः प्रदेहाद्यैः शीतैः स्याद्वायुकोपतः ॥५५
ससतोदकण्डूः शोफस्तं सर्पिषोष्णेन
सेचयेत् ॥५५½॥

જેનું લોહી કાઢવામા આવ્યુ હોય તેને ઠડા પ્રલેપ વગેરે ઠડા ઉપચારોથી વાયુ કોપે તેથી તોદ અને ખણજવાળો સોજો આવે છે (રો સોજો મટાડવાને) રો સોજા ઉપર ઊનું ઘી ચેવવુ (રેડવું)

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने शस्त्रविधिर्नाम
षड्विंशोऽध्याय· ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો : સિરાવ્યધવિધિ

अथात सिराव्यधविधिमध्यायं
व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ગયા અધ્યાયમાં લોહી કાઢવાના કેટલાક પ્રકાર કહ્યા તેમા સિરાવ્યધ પણ ગણાવેલો છે, પરતુ સિરાવ્યધ વિષે કેટલુંક વિશેષ કહેવાનું હોવાથી તેનો જુદો અધ્યાય કરવાની જરૂર હોવાથી ગ્રંથકર્તા કહે છે કે હવે સિરાવ્યધ(નસ ખોલવી)ના વિધિનું જેમાં નિરૂપણ કર્યું છે એવો અધ્યાય સમજાવીશુ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

શુદ્ધ લોહીનાં લક્ષણ અને કામ

मधुरं लवणं किञ्चिदशीतोष्णमसहतम् ।
पद्मेन्द्रगोपहेमाविशशालोहितलोहितम् ॥ १ ॥
लोहित प्रभव· शुद्धं, तनोस्तेनैव च स्थितिः ।

શરીરમાં રહેલું શુદ્ધ લોહી ગળ્યુ, કાંઈક ખારુ, જરા ઠડુ, જરા ગરમ, પ્રવાહી, અને રાતું કમળ, ગોકળગાય, સોનું, ઘેટાના લોહી તથા સસલાના લોહી જેવું રાતું હોય છે તેવા શુદ્ધ રુધિરથી જ દેહ ઉત્પન્ન થાય છે અને ટકી રહે છે (જીવતો રહે છે)

શુદ્ધ લોહી બગડવાનાં કારણ

तत्पित्तश्लेष्मलैः प्रायो दूष्यते

તે લોહી સામાન્ય રીતે (ખાર, ગરમ અને તીક્ષ્ણ

પદાર્થ વગેરે) પિત્તકારક પદાર્થના સેવનથી તથા (અડદ, તલ, વગેરે) કફકારક પદાર્થથી બગડે છે. તે ઉપરાંત ગયા જન્મમાં કરેલા કર્મને યોગે દૈવયોગથી, શરદ વગેરે ઋતુઓની શરીર ઉપર અસર થવાથી અને કોઈક વાર વાયુકારક પદાર્થના સેવનથી પણ લોહી બગડે છે, એવું દેખાડવાને 'સામાન્ય રીતે' શબ્દ વાપર્યો છે.

**લોહી બગડવાથી કયા રોગ થાય છે?**

**कुरुते ततः ॥ २ ॥**

**विसर्पविद्रधिप्लीहगुल्माग्निसदनज्वरान् ।**
**मुखनेत्रशिरोरोगमदतृट्लवणास्यताः ॥ ३ ॥**
**कुष्ठवातास्रपित्तास्रकट्वम्लोद्गिरणभ्रमान् ।**
**शीतोष्णस्निग्धरूक्षाद्यैरुपक्रान्ताश्च ये गदाः ॥ ४ ॥**
**सम्यक्साध्या न सिध्यन्ति ते च रक्तप्रकोपजाः ।**

લોહી બગડવાથી વિસર્પ, ગડ, બરોળ, ગોળો, મંદાગ્નિ, તાવ, મુખરોગ, માથાના રોગ, મદ, તરસ, મોંમાં ખારુંખારું લાગ્યા કરવાનો રોગ, કુષ્ઠ, પત, રક્તપિત્ત, તીખો ઓડકાર, ખાટો ઓડકાર અને ફેર એટલા રોગ થાય છે. વળી જે રોગ સાધ્ય હોવા છતાં પણ ઠંડા, ગરમ, સ્નિગ્ધ, રૂક્ષ વગેરે ઉપચાર બરાબર કરવા છતાં પણ મટતા નથી, તે રોગ પણ લોહીના કોપથી થયેલા હોય છે

**કયા રોગમાં ફસ ખોલવી?**

**तेषु स्रावयितुं रक्तमुद्रिक्तं व्यधयेत्सिराम् ॥ ५ ॥**

ઉપર (શ્લોક ૨ાા થી ૪ાા માં) કહ્યા તે રોગોમાં બગડેલું અને વધી ગયેલું લોહી કાઢી નાખવા માટે શિરા (ફસ) ખોલવી.

**ફસ ક્યારે ન ખોલવી?**

**न तूनषोडशातीतसप्तत्यब्दस्रुतासृजाम् ।**
**अस्निग्धास्वेदितात्यर्थस्वेदितानिलरोगिणाम् ॥ ६ ॥**
**गर्भिणीसूतिकाजीर्णपित्तास्रश्वासकासिनाम् ।**
**अतीसारोदरच्छर्दिपाण्डुसर्वाङ्गशोफिनाम् ॥ ७ ॥**
**स्नेहपीते प्रयुक्तेषु तथा पञ्चसु कर्मसु ।**
**नायन्त्रितां सिरां विध्येन्न तिर्यङ्नाप्यनुत्थिताम् ॥**
**नातिशीतोष्णवाताभ्रेष्वन्यत्रात्ययिकाद्गदात् ।**

જે મનુષ્યને સોળ વર્ષ થયાં ન હોય, જેને સિત્તેર કરતાં વધારે વર્ષ થયાં હોય, જેનું લોહી પહેલાં કાઢ્યું હોય, જેને સ્નેહપાનથી સ્નિગ્ધ કર્યો ન હોય, જેને સેક કર્યો ન હોય, જેને વધારે પડતો સેક કર્યો હોય, જેને વાયુનો રોગ થયો હોય, જે ગર્ભવતી, સુવાવડી, અજીર્ણરોગવાળો, રક્તપિત્ત રોગવાળો, દમરોગવાળો, ઉધરસના રોગવાળો, અતિસારના રોગવાળો, ઉદરરોગી, ઊલટીના રોગવાળો, પાંડુરોગી અને આખા શરીરે સોજાવાળો હોય તેની ફસ ખોલવી નહિ વળી જેને સ્નેહપાન કરાવેલું હોય તથા જેણે વમન, વિરેચન વગેરે પંચકર્મ કર્યાં હોય તેની ફસ ખોલવી નહિ વળી શિરાને બાંધ્યા સિવાય ખોલવી નહિ. ત્રાંસી શિરા ખોલવી નહિ. અતિસ્પષ્ટ દેખાતી ન હોય તેવી શિરા ખોલવી નહિ, અતિશય ગરમી પડતી હોય, શય ઠંડી પડતી હોય, અતિશય પવન વાતો હોય, વાદળાં થયાં હોય ત્યારે ફસ ખોલવી નહિ. પણ ફસ ખોલવા જેવા રોગ ગભીર બને ત્યારે તો શ્લોક ૮ાા માં કહેલા ઠંડી, ગરમી વગેરેની દરદીને અસર ન થાય તેવી ગોઠવણ કરીને પણ ફસ ખોલવી.

**કયા રોગમાં કઈ ફસ ખોલવી?**

**शिरोनेत्रविकारेषु ललाट्यां मोक्षयेत्सिराम् ॥ ९ ॥**
**अपाङ्ग्यामुपनास्यां वा**

માથાના અને આંખોના રોગોમાં કપાળની ફસ ખોલવી અથવા આંખના લમણા તરફના ખૂણાની ફસ ખોલવી અથવા નાકની પાસેના ભાગમાંની ફસ ખોલવી.

**कर्णरोगेषु कर्णजाम् ।**

કાનના રોગમા કાનની પાસેના ભાગમાંની શિરા ખોલવી.

**नासारोगेषु नासाग्रे स्थिताम्**

નાકના રોગમાં નાકના અગ્રભાગમા રહેલી શિરા ખોલવી.

**नासाललाटयोः ॥ १० ॥**

**पीनसे**

સળેખમમા નાક અને કપાળની વચ્ચેની શિરા ખોલવી.

**मुखरोगेषु जिह्वौष्ठहनुतालुगाः ।**

મુખરોગમાં જીભ, હોઠ, હડપચી અને તાળવું, એમાં શિરા ખોલવી.

**जत्रूर्ध्वग्रन्थिषु ग्रीवाकर्णशङ्खशिरःश्रिताः ॥ ११ ॥**

ગળાની હાંસડીથી ઉપરના ભાગમાં ગાંઠો થઈ હોય, તો ડોક, કાન, લમણું અને માથું, એ જગામાં રહેલી શિરા ખોલવી.

**उरोपाङ्गललाटस्था उन्मादे-**

ઉન્માદમાં છાતી, અપાંગ (આંખનો લમણા

તરફનો ખૂણો) અને કપાળ એ જગામાં રહેલી શિરા ખોલવી

ऽपस्मृतौ पुनः ।
हनुसन्धौ समस्ते वा शिरां भ्रूमध्यगामिनीम् ॥

વાઈના રોગમાં હડપચીના સાધામાં રહેલી શિરા ખોલવી, અથવા આખી હડપચીના સઘળા ભાગમાંની ગમે તે ભાગમાની શિરા ખોલવી, અથવા બે ભમ્મરની વચ્ચેની શિરા ખોલવી

विद्रधौ पार्श्वशूले च पार्श्वकक्षास्तनान्तरे ।

ગડ થયું હોય ત્યારે તથા પાસામા શૂળ આવતું હોય ત્યારે તે બાજુની કક્ષા(કાખ)ની શિરા તથા બે સ્તનના વચગાળામા આવેલી શિરા ખોલવી

तृतीयकेऽसयोर्मध्ये

એકાતરિયા તાવમા બને ખભાની સધિમાં રહેલી શિરા ખોલવી

स्कन्धस्याधश्चतुर्थके ॥ १३ ॥

ચોથિયા તાવમા ખભાની નીચે રહેલી શિરા ખોલવી

प्रवाहिकायां शूलिन्यां श्रोणितो द्व्यङ्गुले स्थिताम् ।

શૂળવાળા મરડામા કેડથી બે આગળ નીચે આવેલી શિરા ખોલવી

शुक्रमेढ्रामये मेढ्रे

વીર્યના રોગમાં તથા મૂત્રેન્દ્રિયના રોગમાં મૂત્રેન્દ્રિય ની શિરા ખોલવી

ऊरुगां गलगण्डयोः ॥१४॥

ગળાના રોગમા અને કંઠમાળમા સાથળમાં રહેલી શિરા ખોલવી

गृध्रस्यां जानुनोऽधस्तादूर्ध्वं वा चतुरङ्गुले ।

ગૃધ્રસીરોગમાં ઢીંચણથી ચાર આગળ નીચે આવેલી શિરા અથવા ઢીંચણથી ચાર આગળ ઉંચે આવેલી શિરા ખોલવી

इन्द्रबस्तेरधोऽपच्यां द्व्यङ्गुले

અપચી નામે રોગમા ઇંદ્રબસ્તિથી બે આંગળ નીચેની શિરા ખોલવી (ઇંદ્રબસ્તિ શા. ૪/૫)

चतुरङ्गुले ॥ १५ ॥
ऊर्ध्वं गुल्फस्य सक्थ्यर्तौ, तथा क्रोष्टुकशीर्षके ।

સક્થિની પીડામા પગની ઘૂંટીથી ચાર આંગળ ઉંચેની શિરા ખોલવી.

ક્રોષ્ટુકશીર્ષક નામે વાયુના રોગમાં પણ પગની ઘૂંટીથી ચાર આગળ ઉંચે શિરા ખોલવી.

पाददाहे खुडे हर्षे विपादी वातकण्टके ॥ १६ ॥
चिप्पे च द्व्यङ्गुले विध्येदुपरि क्षिप्रमर्मणः ।

પાદદાહ, ખુડ, પાદહર્ષ, વિપાદિકા નામે રોગ, વાતકંટક તથા ચિપ્પ નામે રોગમાં ક્ષિપ્ર નામના મર્મથી બે આંગળ ઉંચે શિરા ખોલવી

गृध्रस्यामिव विश्वाच्याम्

વિશ્વાચી નામે રોગમા ગૃધ્રસીની પેઠે ઢીંચણથી ચાર આગળ નીચે કે ઉંચે આવેલી શિરા ખોલવી

કહેલી શિરા ન દેખાય તો શું કરવું?

यथोक्तानामदर्शने ॥ १७ ॥
मर्महीने यथासन्ने देशेऽन्यां व्यधयेत् सिराम् ।

કહેલી શિરા ન જડે તો તે શિરાની પાસે જે બીજી શિરા હોય તેનો વેધ કરવો (વીંધવી, ખોલવી), પણ ત્યા મર્મસ્થળ ન હોવું જોઈએ તે ધ્યાનમા રાખવું

મોંની અંદરની શિરાઓ સિવાયની ગળાથી ઉપરના ભાગમાં આવેલી શિરા ખોલવાનો વિધિ

अथ स्निग्धतनुः सज्जसर्वोपकरणो बली ॥ १८ ॥
कृतस्वस्त्ययनः स्निग्धरसान्नप्रतिभोजितः ।
अग्निनातपसंस्विन्नो जानूच्चासनसंस्थितः ॥ १९ ॥
मृदुपट्टात्तकेशान्तो जानुस्थापितकूर्परः ।
मुष्टिभ्यां वस्त्रगर्भाभ्यां मन्ये गाढं निपीडयेत् ॥ २० ॥
दन्तप्रपीडनोत्कासगण्डाध्मानानि चाचरेत् ।
पृष्ठतो यन्त्रयेच्चैनं वस्त्रमावेष्टयन्नरः ॥ २१ ॥
कन्धरायां परिक्षिप्य न्यस्यान्तर्वामतर्जनीम् ।
एषोऽन्तर्मुखवर्ज्यानां सिराणां यन्त्रणे विधिः ॥२२

જેની શિરા ખોલવાની હોય તેનું શરીર સ્નેહન કરીને સ્નિગ્ધ કરવું જોઈએ જે સાધનોની જરૂર પડવાનો સંભવ હોય તે બધાં તૈયાર પાસે રાખવાં જોઈએ એ (દરદી) બળવાન જોઈએ એણે સ્વસ્ત્યયન કરી લેવું સ્નિગ્ધ માંસરસ અને અન્નનું પ્રતિભોજન કરવું દેવ તાના તાપથી અને તડકે તાપવું ઢીંચણ જેટલા ઉંચા (પાટ કે ખુરશી જેવા) આસન ઉપર બેસવું. માથા ના વાળના છેડા(ચોટીના વાળ)ને ઝીણા વસ્ત્રના પાટાથી બાંધવા. બે ઢીંચણ પર બે કોણી ટેકવવી. બન્ને મૂઠીમાં વસ્ત્ર રાખીને બન્ને મુઠ્ઠીઓ વડે બન્ને મન્યાઓ સખત દબાવવી. દાંત પીસી રાખવા (ઉપર ના અને નીચેના દાંત એકબીજા સાથે દબાવી રાખવા). ખોખારા કરવા, ગાલ ફૂલાવવા. જેની શિરા ખોલવાની હોય તે આટલું કરે એટલે એની પાછળ ઊભા રહીને કપડું વીંટનાર બીજા માણસે દરદીની ડોકમાં કપડું વીંટીને

તથા પાટામા દરદીની ડાબા હાથની તર્જની (અંગૂઠા જોડેની આંગળી) રખાવીને શિરાને કપડુ વીંટવું મોમાં આવેલી શિરાઓ સિવાયની શિરાઓને બાધીને ફૂલા વવા માટેનો આ વિધિ છે ગળાની અને પાટાની વચ્ચે દરદી પોતાની આગળી રાખે છે એનું કારણ એ છે કે એમ કરવાથી ગળાનો પાટો આગળી જેટલો ઢીલો રહેવાથી ગળાના પાટાથી દરદીનો શ્વાસ રૂધાય નહિ

**ततो मध्यमयाऽङ्गुल्या वैद्योऽङ्गुष्ठविमुक्तया ।**
**ताडयेत्**

પછી ડાબા હાથના અંગૂઠાને ડાબા હાથની વચલી આંગળી અડકાડીને પછી અગૂઠા પરથી વચલી આગળી છટકાવીને વચલી આગળી વડે શિરા ઉપર ટકોરા મારવા. (એમ કરીને શિરા ફૂલે એવુ કરવું)

**उत्थिता ज्ञात्वा स्पर्शाद्वाऽङ्गुष्ठपीडनैः ॥२३॥**
**कुठार्या लक्षयेन्मध्ये वामहस्तगृहीतया ।**
**फलोद्देशे सुनिष्कम्प शिरां, तद्वच्च मोक्षयेत् ॥**
**ताडयन् पीडयश्चैनां**

અડકીને અથવા અગૂઠાથી દબાવીને જાણી લેવુ કે શિરા ફૂલી છે કે નહિ એ રીતે શિરા ફૂલેલી જણાય એટલે કુઠારી નામના યન્ત્રને એના ધારવાળા ભાગ આગળથી ડાબે હાથે કુઠારી બિલકુલ ધ્રૂજે નહિ (હાલી ન જાય) એ રીતે પકડીને કુઠારી શિરામાં ઊભી ખોસવી અને એ જ રીતે પાછી (એટલે અગૂઠા પરથી વચલી આંગળી છટકાવીને કુઠારી પર ટકોરો મારીને અથવા અંગૂઠાના વચલા ભાગથી કુઠારી દબાવીને) શિરા (ફસ) ખોલવી (શિરામાં ખોસેલી કુઠારી કાઢી લેવી)

નાક પાસેની શિરા વીંધવાની રીત

**विध्येद्व्रीहिमुखेन तु ।**
**अङ्गुष्ठेनोन्नमय्याग्रे नासिकामुपनासिकाम् ॥२५॥**

પણ નાકના ટેરવા આગળ અંગૂઠાથી નાક ઊંચું કરીને નાકની પાસે આવેલી શિરાને વ્રીહિમુખ શસ્ત્રથી ખોલવી.

જીભની નીચેની શિરા ખોલવાની રીત

**सम्युन्नतविदष्टाग्रजिह्वस्याधस्तदाश्रयाम् ।**

જીભનું ટેરવું તાળવા તરફ ઊંચુ વળાવીને અને પછી એ વાળેલું ટેરવું દાંતથી (ઉપરના દાંતથી) બરાબર પકડાવીને જીભની નીચે આવેલી શિરાને જીભની નીચેના ભાગથી ખોલવી (વીંધવી)

ડોકની શિરા વીંધવાની રીત

**यन्त्रयेत्स्तनयोरूर्ध्वं ग्रीवाश्रितसिराव्यधे ॥२६॥**

ડોકમા આવેલી શિરા વીંધવી હોય ત્યારે પહેલાં શિરા ફૂલે એવી રીતે બંને સ્તનથી ઊંચેના ભાગ ઉપર કપડુ વીંટવુ

ભુજની શિરા ખોલવાની રીત

**पाषाणगर्भहस्तस्य जानुस्थे प्रसृते भुजे ।**
**कुक्षेरारभ्य मृदिते विध्येद्बद्धे दृढपट्टके ॥२७॥**

હાથ (ભુજ)ની શિરા વીંધવી હોય તો -(દરદીને ટેકરા ઘૂંટણ પર બેસાડીને) તેના હાથની કોણી ઢીંચણ પર ટેકવીને હાથ લાંબા રખાવવા હથેલીમા પથરો રખાવવો, કૂખથી માંડીને હાથ સુધીનો ભાગ ચોળવો (કે જેથી શિરા ફૂલીને ઉપર તરી આવે) પછી જે શિરા વીંધવાની હોય તેનાથી ઊંચે હાથ પર પાટો બાધવો અને પછી શિરા વીંધવી (ભુજ=ખભાથી કાંડા સુધીનો હાથ)

હસ્તની શિરા ખોલવાની રીત

**विध्येद्धस्तसिरां बाहावनाकुञ्चितकूर्परे ।**
**बद्ध्वा सुखोपविष्टस्य मुष्टिमङ्गुष्ठगर्भिणम् ॥**
**ऊर्ध्वं वेध्यप्रदेशाच्च पट्टिकां चतुरङ्गुले ।**

હાથ (હસ્ત)ની શિરા વીંધવાની હોય ત્યારે દરદીને બેસવુ ફાવે એ રીતે બેસાડીને, કોણી આગળથી હાથ વાળવા દીધા વિના હાથ સીધો રખાવીને, અંગૂઠો મૂઠીમા રહે એ રીતે હાથની મૂઠી વળાવીને, જે જગ્યાએ શિરા વીંધવાની હોય તે જગ્યાએથી ચાર આંગળ ઊંચે નાનો પાટો તાણી બાધીને પછી હાથની શિરા ઊભી વીંધવી (હસ્ત કાંડાથી આંગળીના ટેરવાં સુધીનો હાથ)

પડખાંની શિરાનો વેધ

**विध्येदालम्बमानस्य बाहुभ्यां**
**पार्श्वयो सिराम् ॥ २९ ॥**

પડખાની શિરા ખોલવી હોય તો દરદી બન્ને હાથ ઊંચા કરીને બંને હાથ વડે કોઈ ઊંચી વસ્તુ પકડી રાખે પછી પડખાની શિરા ખોલવી.

મૂત્રેન્દ્રિયની શિરાનો વેધ

**प्रहृष्टे मेहने**

મૂત્રેન્દ્રિયની શિરા ખોલવી હોય તો મૂત્રેન્દ્રિય ટટ્ટાર થયા પછી ખોલવી.

જાંઘની શિરાનો વેધ

**जङ्घासिरां जानुन्यकुञ्चिते ।**

જાંઘની શિરા ખોલવી હોય તો ઢીંચણ વાંક્યા વિના રખાવીને ખોલવી.

**પગની શિરાનો વેધ**

**पादे तु सुस्थितेऽधस्ताज्जानुसन्धेर्निपीडिते ॥**
**गाढं कराभ्यामागुल्फं चरणे तस्य चोपरि ।**
**द्वितीये कुञ्चिते किञ्चिदारूढे हस्तवत्ततः ॥३१॥**
**बद्ध्वा विध्येत्सिराम्**

પગની શિરા ખોલવી હોય તો દરદીનો પગ સારી ગતે ગોઠવીને ઢીંચણના સાંધાની નીચેના ભાગથી પગની ઘૂંટી સુધી બે હાથથી પગને દબાવીને (જે જગાએથી ફસ ખોલવાની હોય તે તરફ લોહીની ગતિ રહે એ રીતે દબાવીને—કરાવીને) પછી એ પગ ઉપર બીજો પગ વાળીને—જરા ચડાવીને પછી હાથની ફસ ખોલવા માટે જે કરવાનું કહ્યું છે તે કરીને (જે જગાએ વીંધવાનું હોય ત્યાંથી ચાર આંગળ ઊંચે પાટો તાણી બાંધીને) પગની શિરા (ફસ) ખોલવી

**इत्यमनुक्तेष्वपि कल्पयेत् ।**
**तेषु तेषु प्रदेशेषु तत्तद्यन्त्रमुपायवित् ॥ ३२ ॥**

શરીરના જે જે ભાગની શિરા વિષે આગળ નથી કહ્યું તે તે ભાગની શિરા વીંધતી વખત કરવાની યંત્રણા ઉપાય જાણનાર વૈદ્યે આગળ કહેવાઈ ગયેલી પ્રકારે ઉપરથી ઉપજાવી કાઢવી યંત્રણા=આગળ શી રીતે ગોઠવવું, કયા અંગથી દબાવવું કયા અંગળ પાટા તાણી બાંધવો વગેરે વિધિ

કેટલું ઊંડું વીંધવું?

**मांसले निक्षिपेद्देशे व्रीह्यास्यं व्रीहिमात्रकम् ।**
**यवार्धमस्थ्नामुपरि सिरां विध्यन्**
**कुठारिकाम् ॥ ३३ ॥**

માંસવાળા અવયવમાં આવેલી શિરા વીંધવાની હોય તો વ્રીહિમુખ યંત્ર વાપરવું અને તે યંત્ર શિરામાં જેગર જેટલું ઊંડું ખોસવું પણ જો હાડકાં ઉપર આવેલી શિરા ખોલવી હોય તો કુઠારી યંત્ર વાપરવું અને અર્ધા જવ જેટલી ઊંડી કુઠારી શિરામાં ખોસવી

બરાબર વીંધાયાનું લક્ષણ

**सम्यग्विद्धा स्रवेद्धारां यन्त्रे मुक्ते तु न स्रवेत् ।**

જો શિરા બરાબર વીંધાઈ હોય તો એમાંથી લોહીની ધારા નીકળે છે, પણ જો યંત્ર (કુઠારી કે વ્રીહિમુખ) વીંધ્યા પાછું મૂકવામાં આવે તો લોહીની ધાર ન પડે

શિરાવેધના અસમ્યગ્ યોગનું લક્ષણ

**अल्पकालं वहत्यल्पं, दुर्विद्धा तैलचूर्णनैः ॥३४॥**
**सशब्दमतिविद्धा तु स्रवेद्दुःखेन धार्यते ।**

જો શિરા થોડી વીંધાઈ હોય તો થોડું લોહી નીકળે છે, ખરાબ રીતે વીંધાઈ હોય તો (લોહી ન નીકળે એવી રીતે વીંધાઈ હોય તો) તેલ અને કળીચૂનો ભેગા કરીને ઘસવાથી એમાંથી લોહી નીકળે છે અને જો વધારે પડતી વીંધાઈ ગઈ હોય તો શિરામાંથી લોહી નીકળતાં અવાજ થાય છે અને મહામહેનતે લોહી નીકળતું રોકી શકાય છે

લોહી ન નીકળવાના કારણો

**भीमूर्च्छायन्त्रशैथिल्यकुण्ठशस्त्रातितृप्तयः ॥ ३५॥**
**क्षामत्ववेगिताऽस्वेदा रक्तस्याप्रसृतिहेतवः ।**

ભય, મૂર્છા, વીંધવાનું યંત્ર (પાટો) ઢીલું બંધાયું હોય, યંત્ર (કુઠારી કે વ્રીહિમુખ) બુઠ્ઠું હોય, બહુજ ધરાઈને ખાધુંપીધું હોય, ફિક્કાશ, ફસ ખોલતી વખતે તેરમાના કોઈ વેગ આવ્યો હોય અને બરાબર શેક ન થયો હોય ફસ ખોલ્યા છતાં લોહી ન નીકળવાનાં આટલાં કારણ છે (એટલે એવા માણસોની ફસ ખોલવી નહિ)

લોહી બરાબર ન નીકળે તો શું કરવું

**असम्यगस्रे स्रवति वेल्लव्योषनिशानतैः ॥ ३६॥**
**सागारधूमलवणतैलैर्दिह्याच्छिरामुखम् ।**

જો લોહી બરાબર ન નીકળે તો વાવડિંગ, ત્રિકટુ, હળદર, તગર, રસોડાની ધુમાડી, સિંધવ અને તેલ એટલાં વાનાં ભેગાં કરીને શિરાના મુખ ઉપર (શિરા ખોલી હોય તે જગ્યાએ) ચોપડવાં

લોહી બરાબર નીકળ્યું હોય તો શું કરવું?

**सम्यक्प्रवृत्ते कोष्णेन तैलेन लवणेन च ॥ ३७॥**

જો લોહી બરાબર નીકળ્યું હોય તો તેલ અને સિંધવ ભેગાં કરીને સહેજ ગરમ કરીને શિરાના મુખ ઉપર ચોપડવાં

**अग्रे स्रवति दुष्टास्रं कुसुम्भादिव पीतिका ।**

જેમ કસુંબામાં રહેલ અને પીળાશ ભજેલાં હોવા છતાં એમાંથી પીળાશ પડતી નીકળે છે તેમ શિરાની બગડેલાં અને ન બગડેલાં લોહીનો ભેગો રગડો હોવા છતાં એમાંથી બગડેલું લોહી પહેલું નીકળે છે

શુદ્ધ લોહી કેટલું વહી જાય?

**सम्यक्स्रुत्वा स्वयं तिष्ठेच्छुद्धं तदिति नाहरेत् ॥**

બરાબર જો નીકળે તો ખૂનીની નથા પછી જે આપો આપ નીકળતું બંધ થઈ જાય છે તે શુદ્ધ લોહી છે તેને પડી મરવું નહિ (કેમ કે એ શુદ્ધ લોહી જિંદગીના કારણરૂપ છે)

ફસ ખોલતાં દરદીને મૂર્ચ્છા આવે તો શું કરવું?

**यन्त्रं विमुच्य मूर्च्छायां वीजिते व्यजनैः पुनः ।**
**स्रावयेन्मूर्च्छति पुनस्त्वपरेद्युस्त्र्यहेऽपि वा ॥३९॥**

જો ફસ ખોલતાખોલતા દરદી બેભાન થઈ જાય તો યન્ત્ર (કુઠારી કે વ્રીહિમુખ) વીંધમાથી બહાર કાઢી લઈને, દરદીને પખો નાખીને ભાનમાં આણીને ફરીથી લોહી કાઢવું પણ ફરીથી લોહી કાઢતાંકાઢતા વળી પાછી મૂર્છા આવે તો (એ દિવસે લોહી ન કાઢતા) બીજે કે ત્રીજે દિવસે લોહી કાઢવું

કયા દોષથી બગડેલું લોહી કેવુ હોય?

**वाताच्छ्यावारुणं रूक्षं वेगस्रावच्छफेनिलम् ।**

વાયુથી બગડેલુ લોહી કાળુ, રાતુ, લૂખું, ઝટ વહેતું, પાતળુ અને ફીણવાળું હોય છે

**पित्तात् पीतासितं विस्रमस्क-**
**न्द्यौष्ण्यात्सचन्द्रिकम् ॥४०॥**

પિત્તથી બગડેલુ લોહી પીળુ, કાળું, ગધાતું, પિત્તની ગરમીને લીધે ઠરી ન જાય એવુ અને મોરપીંછામા હોય છે એવા ચાંદ્રા—ચાંદ્રાવાળુ હોય છે

**कफात् स्निग्धमसृक्पाण्डु तन्तुमत्पिच्छिलं घनम् ।**

કફથી બગડેલું લોહી સ્નિગ્ધ, ધોળુ (ફિક્કુ), તાંતવાળું, પિચ્છિલ અને ઘટ્ટ હોય છે

**संसृष्टलिङ्गं संसर्गात्**

બે દોષથી બગડેલુ લોહી એ બે દોષમાથી દરેક દોષથી બગડેલા લોહીના ભેગા લક્ષણવાળું હોય છે

**त्रिदोषं मलिनाविलम् ॥४१॥**

ત્રણે દોષથી બગડેલુ લોહી મેલું અને ડહોળુ હોય છે

વધારેમાં વધારે કેટલું લોહી કાઢવું?

**अशुद्धौ बलिनोऽप्यस्रं न प्रस्थात्स्रावयेत्परम् ।**
**अतिस्रुतौ हि मृत्युः स्याद्दारुणा वा चलामयाः ॥**

બળવાન હોય જેનું લોહી કાઢવાનું હોય તે પૂરું શુદ્ધ તોપણ થોડું લોહી કાઢવાથી એનું લોહી એક પ્રસ્થ (૬૪ તોલા)થી ન થાય તોપણ એનું લોહી નીકળી વધારે કાઢવું નહીં, કારણ કે વધારે પડતું લોહી ભયંકર રોગો થાય ત્યાથી મોત થાય અથવા વાયુના

લોહી વધારે પડતું વહી જાય તો શું કરવું?

**तत्राभ्यङ्गरसक्षीररक्तपानानि भेषजम् ।**

લોહી વધારે પડતું વહી જાય તો અભ્યંગ કરવો, માંસરસ ખાવો તથા દૂધ અને લોહી પીવું એ દવા છે.

ફસ ખોલીને લોહી કાઢ્યા પછી શું કરવું?

**स्रुते रक्ते शनैर्यन्त्रमपनीय हिमाम्बुना ॥४३॥**
**प्रक्षाल्य तैलप्लोताक्तं बध्नीय सिरामुखम् ।**

લોહી કાઢી રહ્યા પછી યન્ત્રને ધીમેધીમે કાઢી લઈને, શિરાના વીંધને ઠંડા પાણીથી ધોઈને, એના પર તેલનું પૂમડુ મૂકીને પાટો બાંધવો.

એક વાર લોહી કાઢ્યા છતા અશુદ્ધ લોહી રહી જાય તો શું કરવુ?

**अशुद्धं स्रावयेद्भूयः सायमह्न्यपरेऽपि वा ।४४।**
**स्नेहोपस्कृतदेहस्य पक्षाद्वा भृशदूषितम् ।**

એક વાર લોહી કાઢ્યા છતા શરીરમા અશુદ્ધ લોહી રહ્યુ હોય તો એ જ દિવસે સાંજે કે બીજે દિવસે ફરી પાછુ ફસ ખોલીને લોહી કાઢવુ અથવા જો લોહી ઘણુ જ બગડ્યું હોય તો એ માણસના શરીરનુ ફરીથી સ્નેહન કરીને એક પખવાડિયા પછી પાછુ લોહી કાઢવુ

**किञ्चिद्धि शेषे दुष्टास्रे नैव रोगोऽतिवर्तते ।४५।**
**सशेषमप्यतो धार्यं न चातिस्रुतिमाचरेत् ।**

(વધારે પડતું લોહી નીકળી જાય તેના કરતાં બગડેલું લોહી થોડુ રહી જાય તે સારુ, કારણ કે) બગડેલું લોહી થોડુ શરીરમા રહી જાય તેથી લોહીના બગાડથી થતા રોગ થતો નથી તેથી બગડેલું લોહી થોડુ રહી જાય તોપણ લોહી નીકળતું બંધ કરવું, પણ વધારે પડતું નીકળી જાય એવું કરવું નહિ.

રહી ગયેલું અશુદ્ધ લોહી શી રીતે કાઢી નાખવું કે શુદ્ધ કરવું?

**हरेच्छृङ्गादिभिः शेषम्**

થોડુ રહી ગયેલું અશુદ્ધ લોહી શીંગડી, તુંબડી, ફુલડી વગેરેથી કાઢવું (ફસ ખોલીને ન કાઢવું)

**प्रसादमथवा नयेत् ॥४६॥**
**शीतोपचारपित्तास्रक्रियाशुद्धिविशोषण ।**
**दुष्टं रक्तमनुद्रिक्तमेवमेव प्रसादयेत् ॥४७॥**

અથવા થોડુ રહી ગયેલું અશુદ્ધ લોહી શીંગડી વગેરેથી કાઢવા જતા વધારે પડતું નીકળી જવાનો ભય લાગે તો ઠંડા ઉપચાર કરીને, રક્તપિત્તના રોગમાં કરવાની ક્રિયા કરીને, વમન, વિરેચન વગેરેથી શોધન કરીને અને ઉપવાસથી લોહીનું શોષણ કરીને બગડેલું લોહી શુદ્ધ કરવું વળી જો બગડેલું લોહી ઝાઝું કોપ્યુ ન હોય (વધ્યું ન હોય) અને તેથી તેને ફસ ખોલીને કાઢવા જેવું ન હોય તો બગડેલા લોહીને પણ ઉપરની રીતે જ શુદ્ધ કરવું

લોહી નીકળતું બંધ ન થાય તો શું કરવું?

**रक्ते त्वतिष्ठति क्षिप्रं स्तम्भनीमाचरेत्क्रियाम् ।**

પણ જો લોહી નીકળતું બંધ ન થાય તો (શ્લોક ૪૮ થી ૫૦મા કહેલી) સ્તંભનક્રિયા કરવી.

સ્તંભનક્રિયા

**रोध्रप्रियङ्गुपत्तङ्गमाषयष्ट्याह्वगैरिकैः ॥ ४८ ॥**
**मृत्कपालाञ्जनक्षौममषीक्षीरित्वगङ्कुरैः ।**
**विचूर्णयेद्व्रणमुखं पद्मकादिहिमं पिबेत् ॥ ४९ ॥**
**तामेव वा सिरां विध्येद्व्यधात्तस्मादनन्तरम् ।**
**सिरामुखं वा त्वरितं दहेत्तप्तशलाकया ॥५०॥**

લોધર, કાગ, રતાંજલી, અડદ, જેઠીમધ, સોનાગેરુ, માટીની ઠીબ, રસાંજન, રેશમી વસ્ત્રની રખિયા, વડ વગેરે ક્ષીરીવૃક્ષની અંતર્છાલ અને એ જ વૃક્ષના અંકુરો એટલા વાનાનું (વસ્ત્રગાળ) ચૂર્ણ ભેગું કરીને શિરાના વીંધ ઉપર ભભરાવવું, પદ્મકાદિ ગણનો હિમ પીવો અથવા પહેલા વીંધની પાસે જ બીજો વીંધ કરવો (પાસે પાસે બે છિદ્ર કરવાથી એકે છિદ્રમાંથી લોહી નીકળશે નહિ) અથવા તપાવેલી સળીથી એકદમ શિરાના વીંધ (મુખ) પર ચપકો દેવો (આમ કરવાથી લોહી નીકળતું બંધ થઈ જાય છે)

આહારવિહારની પરેજ ક્યાં સુધી પાળવી?

**उन्मार्गगा यन्त्रनिपीडनेन**
**स्वस्थानमायान्ति पुनर्न यावत् ।**
**दोषाः प्रदुष्टा रुधिरं प्रपन्ना-**
**स्तावद्धिताहारविहारभाक् स्यात् ॥५१॥**

યંત્ર ખોસવાથી (દબાવવાથી) પોતાનો સ્વાભાવિક માર્ગ છોડીને બીજે રસ્તે ચઢી ગયેલા (બગડેલા) દોષો, (બગડેલા) લોહીમાં જવાથી વધારે બગડે છે, તેથી જ્યાં સુધી એ દોષો પોતાના સ્વાભાવિક સ્થાનમાં પાછા ન આવી જાય, ત્યાં સુધી ફસ્ત ખોલાવેલા માણસે હિત (પથ્ય) આહારવિહાર રાખવાં

લોહી કઢાવ્યા પછીના પથ્ય આહારવિહાર

**नात्युष्णशीतं लघु दीपनीयं**
**रक्तेऽपनीते हितमन्नपानम् ।**
**तदा शरीरं ह्यनवस्थितासृ-**
**गग्निर्विशेषादिति रक्षितव्यः ॥५२॥**

લોહી કઢાવ્યા પછી બહુ ગરમ ન હોય કે બહુ ઠંડું ન હોય એવું, હલકું અને દીપન અન્નપાન હિતકર છે, કારણ કે તે વખતે શરીરમાં લોહીનો કાંઈ ઠેકાણું હોતો નથી. તેથી તે વખતે અગ્નિ(જઠરાગ્નિ)ની ખાસ સંભાળ રાખવી જોઈએ

(શરીરનો આધાર લોહી પર છે, લોહીનો આધાર પિત્ત પર છે અને પિત્ત પોતે જ અગ્નિ છે, માટે આવે વખતે અગ્નિ કુપથ્યથી મંદ ન પડી જાય તે સંભાળવું)

શુદ્ધ લોહીવાળાનાં લક્ષણ

**प्रसन्नवर्णेन्द्रियमिन्द्रियार्था-**
**निच्छन्तमव्याहतपक्तृवेगम् ।**
**सुखान्वितं पुष्टिबलोपपन्नं**
**विशुद्धरक्तं पुरुषं वदन्ति ॥५३॥**

જેનો રંગ અને ઇંદ્રિયો નિર્મળ હોય, જે ઇંદ્રિયોના વિષયોને ઇચ્છે, જેનો જઠરાગ્નિનો વેગ અખંડ રહે, જે સદા સુખમાં રહે, જે હૃષ્ટપુષ્ટ અને બળવાન હોય તેને શુદ્ધ લોહીવાળો પુરુષ કહે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने शिराव्यधविधिर्नाम सप्तविंशोऽध्यायः ॥२७॥

## અધ્યાય ૨૮ મો : શલ્યાહરણવિધિ

**अथातः शल्याहरणविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

(પાછલા શિરાવ્યધના અધ્યાયમાં શલ્યરૂપ લોહી જે આખા શરીરમાં વ્યાપીને પીડા કરે છે તેને કાઢી નાખવાનો પ્રકાર કહ્યો,) હવે લોખંડ વગેરે વસ્તુનું શલ્ય શરીરના અમુક ભાગમાં પેસી ગયું હોય તેને કાઢવાનો વિધિ જેમાં કહેલો છે, એવો અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

શલ્યની પાંચ ગતિ

**वक्रर्जुतिर्यगूर्ध्वाधः शल्यानां पञ्चधा गतिः ।**

વાંકી, સીધી, ત્રાંસી, ઊભી (ઉપરની તરફ), નીચી (નીચેની તરફ), એ પ્રકારે શલ્યની ગતિ પાંચ પ્રકારની છે (એટલે શલ્ય વાગતી વખતે કોઈક વાર શરીરમાં અડધા ચંદ્ર જેવું વાંકું જાય છે, કદાપિ સીધું, કદાચિત્ ત્રાંસુ, કદાચિત્ નીચેથી પેસીને ઊંચે જાય છે અને કદાચિત્ ઊંચેથી શરીરમાં પેસીને નીચે જાય છે, માટે પાંચ પ્રકારની શલ્યની ગતિ કહેલી છે લોઢું લાકડું, હાડકું વગેરે પદાર્થ શરીરમાં પેસી જાય તે શલ્ય કહેવાય છે તીર વાગવાથી ભાલોડું શરીરમાં વાગે, કાંટો પગમાં પેસી જાય, બંદૂકની ગોળી શરીરમાં પેસી જાય એ વગેરે શલ્ય જાણવાં)

શરીરમાં શલ્ય હોવાનાં લક્ષણ

**श्याम शोफरुजावन्तं स्रवन्तं शोणित मुहुः ॥१॥**
**अभ्युन्नतं बुद्बुदवत्पिटिकोपचित व्रणम् ।**
**मृदुमांस च जानीयादन्तःशल्य समासतः ॥२॥**

શલ્ય શરીરમાં પેસી ગયું હોય તથા ત્વચા (ચામડી) ઉપર તે દેખાતું ન હોય, ત્યારે તે જગ્યાએ સૂજી આવીને પાછળથી ત્યા આગળ વ્રણ થાય છે તે વ્રણ નો રગ કાળો હોય, તે ઉપર સોજો ચડેલો હોય, તે જગ્યા ઉપર પીડા થતી હોય, તેમાથી વારવાર લોહી નીકળતું હોય, પરપોટાની પેઠે ઊંચું ઊપસેલું હોય, તેની આસપાસ ઝીણીઝીણી ફોલ્લીઓ થયેલી હોય અને તે જગ્યાનું માસ કોમળ થઈ ગયું હોય, ત્યારે જાણવું કે એ વ્રણમાં શલ્ય છે

ચામડીમા શલ્ય હોવાનાં લક્ષણ

**विशेषात्त्वगते शल्ये विवर्णः कठिनायत. ।**
**शोफो भवति**

(પાછલા શ્લોકમાં શરીરમાના શલ્યના સામાન્ય લક્ષણ કહ્યા, તે ઉપરાત) જો શલ્ય ચામડીમા જ હોય તો વિશેષે કરીને ચામડી સૂજી આવે તથા તે સોજો વિવર્ણ, કઠણ અને ઘણી જગ્યામા પથરાયેલો હોય છે

માંસમાં રહેલા શલ્યનાં લક્ષણ

**मांसस्थे चोषः शोफो विवर्धते ॥ ३ ॥**
**पीडनाक्षमता पाकः शल्यमार्गो न रोहति ।**

જો શલ્ય માંસમા પેઠેલું હોય તો તેમા ચોષ થાય (આખા શરીરમાં તીવ્ર અગન ઊઠે અને તે સાથે અણ અમો આવે એવી પીડાને ચોષ કહે છે), સોજો વધે છે, પીડા સહન થઈ શકતી નથી, તે વ્રણ પાકે છે અને જે માર્ગે શલ્ય માસમાં પેઠુ હોય તે માર્ગમાં અંકુર (રૂઝ) આવતો નથી

માંસપેશીમા રહેલા શલ્યના લક્ષણ

**पेश्यन्तरगते मांसप्राप्तवच्छ्वयथु विना ॥ ४ ॥**

જો શલ્ય માસની પેશીમા ગયેલું હોય તો જે લક્ષણ માસમા ગયેલા શલ્યનાં થાય છે તે જ લક્ષણ એમાં પણ જણાય છે, પરતુ એમાં સોજો આવતો નથી.

સ્નાયુમાં રહેલા શલ્યનાં લક્ષણ

**आक्षेपः स्नायुजालस्य सरम्भस्तंभवेदनाः ।**
**स्नायुगे दुर्हरं चैतत्**

જો શલ્ય સ્નાયુમાં ભરાયું હોય તો સ્નાયુઓમાં આક્ષેપ થાય, સંરભ થાય, સ્તભ થાય અને વેદના થાય વળી સ્નાયુમાં રહેલુ શલ્ય કાઢવું પણ મુશ્કેલ હોય છે

શિરામાં રહેલા શલ્યનાં લક્ષણ

**सिराध्मानं सिराश्रिते ॥ ५ ॥**

જો શલ્ય શિરામા હોય તો શિરાઓ (વાયુથી) ફૂલે છે

સ્રોતોમાં રહેલા શલ્યનાં લક્ષણ

**स्वकर्मगुणहानिः स्यात्स्रोतसां स्रोतसि स्थिते ।**

જો શલ્ય સ્રોતોમા ભરાયુ હોય તો તે સ્રોતનાં કર્મ અને ગુણનો નાશ થાય

નોધ: જે સ્રોત વાટે રસ વગેરે જે વહેતું હોય તે વહેતું બધ થાય તે સ્રોતના કર્મનો નાશ થયો કહેવાય. જે સ્રોતોનો જે કુદરતી રગ હોય તેનો નાશ થાય તે સ્રોતના ગુણનો નાશ થયો કહેવાય (ડલ્હણ)

ધમનીમાં રહેલા શલ્યના લક્ષણ

**धमनीस्थेऽनिलो रक्तं फेनयुक्तमुदीरयेत् ॥६॥**
**निर्याति शब्दवान् स्याच्च हृल्लासः साङ्गवेदनः ।**

શલ્ય જો ધમનીમા રહ્યુ હોય તો તેમાનો વાયુ ફીણવાળુ લોહી બહાર કાઢે છે તેમ જ વાયુ અવાજ કરતો કરતો બહાર નીકળે છે, વળી અંગની પીડાની સાથે ઉબકા (ઉલાળા) આવ્યા કરે છે

હાડકાંના સાધામા રહેલાં શલ્યનાં લક્ષણ

**सङ्घर्षो बलवानस्थिसन्धिप्राप्तेऽस्थिपूर्णता ॥ ७ ॥**

હાડકાના સાધામાં જો શલ્ય ચોટયુ હોય તો શલ્ય ઘસાવાથી અસહ્ય પીડા થાય છે અને હાડકુ પુરાઈ જાય છે

હાડકાંમાં ચોટેલુ શલ્ય

**नैकरूपा रुजोऽस्थिस्थे शोफः**

જો શલ્ય હાડકામાં ચોટયું હોય તો હાડકાં ઉપર સોજો આવે છે અને અનેક પ્રકારની પીડાઓ થાય છે

સાંધિમાં ચોટેલુ શલ્ય

**तद्वच्च सन्धिगे ।**
**चेष्टानिवृत्तिश्च भवेत**

હાડકાંમાં રહેલા શલ્યથી જેવી પીડા થાય છે, તેવી જ પીડા શરીરના સાધાઓમાં શલ્ય લાગેલું હોય ત્યારે પણ થાય છે તે ઉપરાંત તે સાંધાઓની ચેષ્ટાઓ (હાલવાચાલવા વગેરેની ક્રિયાઓ) પણ બંધ પડે છે. (હાડકાંના સાંધા અને શરીરના સાધા જુદા હોય છે)

કોઠામાં લાગેલું શલ્ય

**आटोपः कोष्ठसंश्रिते ॥ ८ ॥**
**आनाहोऽन्नशकृन्मूत्रदर्शनं च व्रणानने ।**

કોઠામા શલ્ય ગયુ હોય ત્યારે આટોપ અને આનાહ થાય છે વળી શલ્યવાળા વાળી જે વ્રણ થયો હોય છે તે વ્રણના મુખમાં અન્ન, મળ અને પેશાબ દેખાય છે

મર્મમાં લાગેલુ શલ્ય

विद्यान्मर्मगतं शल्यं मर्मविद्धोपलक्षणैः ॥९॥

મર્મસ્થાનમા શલ્ય લાગ્યુ હોય તો તેના લક્ષણ મર્મવિદ્ધના લક્ષણ ઉપરથી જાણી લેવા (મર્મવિદ્ધના લક્ષણ શા ૪/૪૭મા આપ્યા છે)

શલ્ય કયા છે તે સ્રાવ ઉપરથી પારખવાની રીત

यथास्वं च परिस्रावैस्त्वगादिषु विभावयेत् ।

શલ્ય ચામડી વગેરે કયે ઠેકાણે છે (ચામડી માંસ, પેશી વગેરેમાંથી કયા ભાગમાં છે) તે એ દરેકમા રહેલા પોતપોતાના દ્રવના સ્રાવ ઉપરથી સમજી લેવુ

(ચામડીમા લસિકા છે માટે ચામડીમા શલ્ય હોય તો લસિકામા વહેતુ પાણી વ્રણવાટે બહાર નીકળે શિરામા લોહી વહે છે તેથી શિરામા શલ્ય હોય તો વ્રણમાથી લોહી નીકળે હાડકામા મજ્જા હોય છે તથી હાડકામા શલ્ય હોય તો વ્રણમાથી મજ્જા નીકળે એમ વ્રણમાથી જે દ્રવ બહાર નીકળતા હોય તે દ્રવ ચામડી વગેરેમાથી કયા હોય છે તેના વિચાર કરીને ચામડી વગેરેમાથી કયા શલ્ય છે તેના નિર્ણય કરી શકાય છે

શલ્યનુ રોહણ કયારે થાય?

रुह्यते शुद्धदेहानामनुलोमस्थितं तु तत् ॥१०॥

શલ્ય જો શરીરના અનુલોમ માર્ગમા લાગેલુ હોય તો વમન—વિરેચન વગેરથી શુદ્ધ થયો છે દેહ જેનો એવા માણસનુ તે શલ્ય નીકળી ગયા પછી તે જગા એ અંકુર આવે છે

શલ્ય ફરી કયારે ઊબજે છે?

दोषकोपाभिघातादिक्षोभाद्भूयोऽपि बाधते ।

શલ્યથી થયેલો વ્રણ રુઝાયા જેવો લાગે છતા બરાબર રુઝાયો ન હોય તો દોષોના પ્રકોપને લીધે, વાગવાપછડાવાથી, વગેરે કારણોથી સોજો આવવાથી ફરીથી ઉપદ્રવ કરે છે (ઊબળે છે, પીડા કરે છે)

શલ્ય નીકળી ગયા વિના ઘા રુઝાયો હોવાના લક્ષણ

त्वङ्नष्टे यत्र तत्र स्युरभ्यङ्गस्वेदमर्दनैः ॥११॥
रागरुग्दाहसंरम्भा यत्र चाज्यं विलीयते ।
आशु शुष्यति लेपो वा तत्स्थानं शल्यवद्वदेत् ॥

જો શલ્ય ચામડીમા છુપાઈ રહ્યુ હોય છતા ઘા રુઝાઈ ગયો હોય તો ચામડી પર અભ્યંગ, શેક અને મર્દન (મસળવું) કરવાથી જો રતાશ, બળતરા અને સોજો થાય તો ચામડીમા શલ્ય છે એમ કહેવુ, ઘી ચામડી પર મૂક્યા પછી ઘી વીઝરે (ઓગળે) તો ચામડીમા શલ્ય છે એમ કહેવુ, અથવા ચામડી પર સુખડ વગેરેનો લેપ કર્યા પછી લેપ તરત સકાઈ જાય તો ચામડીમા શલ્ય છે એમ કહેવુ

मांसप्रणष्टं संशुद्ध्या कर्शनाच्छल्यतां गतम् ।
क्षोभाद्रागादिभिः शल्यं लक्षयेत्

માંસમા શલ્ય છુપાઈ રહ્યુ હોય છતા ઘા રુઝાઈ ગયો હોય તો વમન, વિરેચન વગેરેથી દરદીનુ શોધન કરવાથી કર્શન થવાથી (શરીર ઊતરવાથી) માંસથી છૂટુ પડેલુ શલ્ય હાલવાચાલવાથી રતાશ, બળતરા અને સોજો થાય છે તે ઉપરથી શોધન કર્યા પછી રતાશ—બળતરા અને સોજો થાય તો માંસમા શલ્ય છે એવુ સમજવુ

तद्वदेव च ॥१३॥

पेश्यस्थिसन्धिकोष्ठेषु नष्टम्

પેશી, હાડકાના સાંધા અને કોઠામા શલ્ય છુપાઈ રહ્યુ હોય છતા ઘા રુઝાઈ ગયો હોય તો માંસમા છુપાઈ રહેલા શલ્યની રીતે એને પારખવુ

अस्थिषु लक्षयेत् ।

अस्थ्नामभ्यञ्जनस्वेदबन्धपीडनमर्दनैः ॥१४॥

શલ્યનો ઘા રુઝાઈ ગયો હોય છતા હાડકામા શલ્ય છુપાઈ રહ્યુ હોય તો હાડકાને તેલ ચોળવાથી, શેક કરવાથી, પાટો બાંધવાથી, દબાવવાથી અને ચોળવાથી, (મસળવાથી) શલ્ય હલવાચાલવાથી રતાશ, બળતરા તથા સોજો આવે છે માટે ઉપરની ક્રિયાઓ કર્યા પછી રતાશ, બળતરા અને સોજો આવે તો હાડકામાં શલ્ય છે એવુ સમજવું

प्रसारणाकुञ्चनतः सन्धिनष्टं तथाऽस्थिवत् ।

ઘા ઉપરથી રુઝાઈ ગયો હોવા છતાં શલ્ય શરીરના સાંધાઓમા છુપાઈ રહ્યુ હોય તો સાંધાને લાંબાટૂંકા કરીને વાળવાથી કરવાથી તથા હાડકાની માફક તેલ ચોળવા વગેરેની ક્રિયા કરવાથી શલ્ય છૂટુ પડવાથી રતાશ, બળતરા અને સોજો થાય તો શલ્ય છે એમ સમજવું

नष्टे स्नायुशिरास्रोतोधमनीष्वसमे पथि ॥१५॥
अश्वयुक्तं रथं खण्डचक्रमारोप्य रोगिणम् ।
शीघ्रं नयेत्ततस्तस्य संरम्भाच्छल्यमादिशेत् ॥

સ્નાયુ, શિરા, સ્રોત કે ધમનીમા શલ્ય છુપાઈ રહ્યુ હોય છતા ઘા રુઝાઈ ગયો હોય તો શલ્યવાળા

દરદીને ઘોડા જોડેલા, ભાગેલા પૈડાવાળા રથમાં બેસાડીને ખાડાટેકરાવાળા રસ્તા પરથી ઝટ (રથ ખૂબ દોડાવીને) બીજે સ્થળે લઈ જવો. તેથી શલ્ય છૂટું પડવાથી રતાશ, બળતરા અને સોજો આવશે. તે ઉપરથી સ્નાયુ વગેરેમાં શલ્ય છે એમ સમજવું.

**मर्मनष्टं पृथङ्नोक्तं तेषां मांसादिसंश्रयात् ।**

મર્મમાં છુપાઈ રહેલું શલ્ય ઓળખવા માટે જુદાં લક્ષણ આપ્યાં નથી, કારણ કે મર્મ માંસ વગેરેમાં જ હોય છે (તેથી માંસ વગેરેમાં છુપાયેલા શલ્યને પારખવાની રીતે જ મર્મમાં છુપાયેલા શલ્યને પારખવું)

શલ્ય ક્યાં છે તે જાણવાની સામાન્ય રીત

**सामान्येन सशल्यं तु क्षोभिण्या क्रियया सरुक् ॥**

શ્વાસોચ્છ્વાસ, પ્રાણાયામ વગેરે ક્ષોભ કરનારી (શરીરમાં ખળભળાટ કરે, સખળડખળ કરે એવી) ક્રિયાઓ કરવાથી જે સ્થાનમાં પીડા થાય તે સ્થાન શલ્યવાળું છે એમ જાણવું

શલ્યનો આકાર ઓળખવાની રીત

**वृत्तं पृथु चतुष्कोण त्रिपुटं च समासतः ।**
**अदृश्यशल्यसंस्थानं व्रणाकृत्या विभावयेत् ॥१८**

ટૂંકામાં કહીએ તો શલ્ય ગોળ, બે ખૂણાવાળું (પહોળું), ચાર ખૂણાવાળું અને ત્રણ ખૂણાવાળું હોય છે. જે શલ્ય નજરે જોઈ શકાતું ન હોય તેનો આકાર એણે પાડેલા વ્રણ(ઘા)ના આકાર ઉપરથી સમજી લેવો (શલ્ય આગળથી જેવા આકારનું હોય તેવા આકારનો ઘા પાડીને શરીરમાં દાખલ થાય છે. ઘા રુઝાયા પછી પણ એવા આકારનો ડાઘ ચામડી પર રહે છે)

શલ્ય બહાર કાઢવાના ઉપાય

**तेषामाहरणोपायौ प्रतिलोमानुलोमकौ ।**

એમને (શલ્યોને) બહાર કાઢવાના બે ઉપાય છે પ્રતિલોમ ઉપાય અને અનુલોમ ઉપાય (જે રસ્તેથી શલ્ય શરીરમાં પેઠું હોય તે જ રસ્તે એને બહાર ખેંચી કાઢવું તેને પ્રતિલોમ ઉપાય કહે છે અને જે રસ્તે શલ્ય શરીરમાં પેઠું હોય તેની સામેની દિશામાં કાપ મૂકીને રસ્તો કરીને શલ્ય બહાર કાઢવું તેને અનુલોમ ઉપાય કહે છે)

ખાસ સૂચના: શલ્ય કઈ રીતે બહાર કાઢવું તે બાબતોનો નિર્ણય અનેક દૃષ્ટિએ કરવો જોઈએ. શલ્યનો આકાર, શલ્ય ક્યાં પેઠું છે તે, શલ્ય જે રસ્તે ગયું હોય તે જ રસ્તે પાછું ખેંચવાથી સલામતી છે કે સામી બાજુએ નવો કાપ મૂકીને ખેંચી કાઢવામાં સલામતી છે, મર્મસ્થાનને કંઈ ઈજા થાય છે કે નહિ વગેરે બાબતોનો વિચાર કરીને શલ્ય કાઢવું જોઈએ.

**अर्वाचीनपराचीने निर्हरेत्तद्विपर्ययात् ॥१९॥**

ઉપરથી પેસીને નીચે ગયેલા શલ્યને અને નીચેથી પેસીને ઉંચે ગયેલા શલ્યને એ શલ્યે જે દિશામાં ગતિ કરી હોય તેનાથી ઊંધી દિશા તરફ ખેંચીને બહાર કાઢવા

**सुखाहार्यं यतश्छित्त्वा ततस्तिर्यग्गतं हरेत् ।**

ત્રાંસા (તિરછા) પેઠેલા શલ્યને શરીરનો જે ભાગ કાપીને સરળતાથી અને સલામતીથી બહાર કાઢી શકાય તે ભાગમાંથી બહાર કાઢવું

કયું શલ્ય હચમચાવવું નહિ?

**शल्यं न निर्घात्यमुरःकक्षावङ्क्षणपार्श्वगम् ॥**
**प्रतिलोममनुत्तुण्ड छेद्य पृथुमुख च यत् ।**

છાતી, બગલ, જાંઘના વળાં (સાંધા) અને પડખાંમાં પેઠેલું શલ્ય, નીચેથી ઉંચે પેઠેલું શલ્ય, જેના મુખનો આકાર પાણીના પરપોટા જેવો ન હોય એવું શલ્ય, કાપવું પડે એવું શલ્ય અને પહોળું શલ્ય હચમચાવવું નહિ

કયું શલ્ય કાઢવું નહિ?

**नैवाहरेद्विशल्यघ्नं नष्टं वा निरुपद्रवम् ॥२१॥**

(જે શલ્ય શરીરમાં રહે ત્યાં સુધી માણસ જીવે પણ એ શલ્ય કાઢવાથી માણસ મરી જાય તે શલ્યને વિશલ્યઘ્ન શલ્ય કહે છે)

વિશલ્યઘ્ન શલ્યને અને જે શલ્ય દેખાતું ન હોય (છુપાઈ ગયું હોય) પણ કંઈ ઉપદ્રવ ન કરતું હોય તે શલ્યને બહાર કાઢવું નહિ.

કેવું શલ્ય કયા યંત્રથી કાઢવું?

**अथाहरेत्करप्राप्यं करेणैव**

હાથથી પકડીને ખેંચી કાઢી શકાય એવા શલ્યને હાથથી જ ખેંચી કાઢવું

**इतरत्पुनः ।**
**दृश्यं सिंहाहिमकरर्वमिकर्कटकाननैः ॥ २२ ॥**

પણ બીજું (હાથથી પકડીને ન ખેંચી કાઢી શકાય એવું) શલ્ય જો દેખાતું હોય તો સિંહમુખ, સર્પમુખ, મકરમુખ, વમિમુખ અને કર્કટમુખ નામનાં સ્વસ્તિક યંત્રો (જુ અ. ૨૫) વડે ખેંચી કાઢવું (વમિ જાતની માછલી છે કર્કટ=કરચલો)

**अदृश्य मनसस्थान दृष्ठीतु शक्यते यतः ।**
**कङ्कभृङ्ग कुररशरारीवायसाननैः ॥ २३ ॥**

હાથથી પકડીને ન ખેંચી કાઢી શકાય એવું શલ્ય જો દેખાતું ન હોય તો ઘાના આકાર ઉપરથી શલ્યનો

આકાર સમજી લઈને શલ્યને કકમુખ, ભૃંગાહ્વમુખ, કુરરમુખ, શરારીમુખ અને કાકમુખ નામના સ્વસ્તિક યન્ત્રો વડે ખેંચી કાઢવુ

(શલ્ય ખેંચી કાઢતા પહેલા શલ્યનો આકાર જાણવાની ખાસ જરૂર છે દા ત શલ્યનું મુખ (આગલો છેડો) હાથીના અંકુશ જેવો વળેલો હોય (ભરતગૂથણ ની અકોડી જેવો હોય) તો શલ્યને અમુક રીતે ખેંચી કાઢવા જતાં શરીરની નસો વગેરેમા ભરાઈ જાય છે અને જોર કરવા જતા શરીરના નવાનવા ભાગ કપાતા જાય છે અને દરદીને ત્રાસ પડે છે માટે શલ્ય કેવી રીતે અને કયાંથી બહાર કાઢવું એનો આધાર શલ્યના ઘાટ પર પણ છે )

**सन्दंशाभ्यां त्वगादिस्थम्**

ચામડી વગેરેમા (ચામડી, શિરા, સ્નાયુ અને માસમા) રહેલું શલ્ય સંદંશ યન્ત્ર(સૂ અ ૨૫)થી ખેંચી કાઢવુ

**तालाभ्यां सुषिरं हरेत् ।**

કાણાવાળા શલ્યને તાલયન્ત્રથી ખેંચી કાઢવું

**सुषिरस्थं तु नलकैः**

કાણામાં પેઠેલા શલ્યને નાડીયંત્રોથી ખેંચી કાઢવું

**शेषं शेषैर्यथायथम् ॥ २४ ॥**

બાકીના શલ્યને (કયા યન્ત્રથી બહાર કાઢવું એ બાબત જે શલ્ય માટે ઉપર ન કહી હોય તે શલ્યને) બાકીનાં (સ્વસ્તિક, સંદંશ, તાલ અને નાડીયન્ત્ર સિવા યનાં) યંત્રોમાંથી જે યંત્ર જે પ્રસંગે ઉપયોગમાં લેવા જેવાં હોય તેનાથી ખેંચી કાઢવું

**યન્ત્રથી ખેંચી ન કઢાય એવા શલ્યને શી રીતે કાઢવું?**

**शस्त्रेण वा विशस्यादौ ततो निर्लोहितं व्रणम् ।**
**कृत्वा घृतेन सस्वेदं दग्ध्वाऽऽचारिकमादिशेत् ॥**

અથવા (જે શલ્યને યન્ત્રથી પકડીને ખેંચી કાઢવા જેવું ન હોય તો) પહેલા માંસ વગેરે શસ્ત્રથી કાપીને શલ્ય બહાર કાઢવું પછી ઘાનું લોહી બંધ કરવું, તથા ઘીથી ઘાને શેક કરવો (ઘી ચોળવું), ઘામાં ઘી અને મધની વાટ ભરીને પાટો બાંધવો અને સૂ ૨૯મા શ્લો ૪૮માં કહ્યા પ્રમાણે કરવાનું કહેવું

**सिरास्नायुविलग्नं तु चालयित्वा शलाकया ।**

શિરા અને સ્નાયુમાં જે શલ્ય વળગેલું હોય તે શલાકા વડે હલાવીને ઢીલુ પાડવું અને પછી ખેંચી કાઢવું

**हृदये संस्थितं शल्यं त्रासितस्य हिमाम्बुना ॥२६॥**
**ततः स्थानान्तरं प्राप्तमाहरेत्तद्यथायथम् ।**
**यथामार्गं दुराकर्षम्**

હૃદયમા રહેલુ શલ્ય ખેંચી કાઢવું મુશ્કેલ છે, તેથી શલ્યવાળા માણસ ઉપર ઓચિંતું ઠંડુ પાણી રેડીને એને ભડકાવવાથી શલ્ય (હૃદયમાથી નીકળીને) બીજી જગ્યાએ આવી જશે પછી એ શલ્યને યોગ્ય રસ્તેથી અને યોગ્ય યન્ત્રથી બહાર ખેંચી કાઢવું

**अन्यतोऽप्येवमाहरेत् ॥ २७ ॥**

બીજી કોઈ જગાએથી પણ જો શલ્ય ખેંચી કાઢવું મુશ્કેલ હોય તો તેને હૃદયના શલ્યની માફક ખેંચી કાઢવુ

**अस्थिदष्टं नरं पद्भ्यां पीडयित्वा विनिर्हरेत् ।**

જો શલ્ય હાડકામાં લાગ્યું હોય તો તે માણસ જો બળવાન હોય તો તેના ઉપર બે પગ મૂકીને ઊભા રહીને શલ્ય ખેંચી કાઢવું

**इत्यशक्ये सुबलिभिः सुगृहीतस्य किङ्करैः ॥ २८**

આવી રીતે માણસ ઉપર ઊભા રહીને પણ એનું શલ્ય કાઢી શકાય એવું ન હોય તો બહુ બળવાન નોકરો પાસે શલ્યવાળા માણસને સજ્જડ પકડી રખાવીને (યોગ્ય યંત્રથી) શલ્ય કાઢવું

**तथाऽप्यशक्ये वारङ्गं वक्रीकृत्य धनुर्ज्यया ।**
**सुबद्धं वक्त्रकटके बध्नीयात्सुसमाहितः ॥ २९ ॥**
**सुसंयतस्य पञ्चाङ्ग्या वाजिनः कशयाऽथ तम् ।**
**ताडयेद्दति मूर्धानं वेगेनोन्नमयन् यथा ॥ ३० ॥**
**उद्धरेच्छल्यम्**

ઉપર કહેલા બે પ્રકારમાંથી એકે પ્રકારથી જો શલ્ય ખેંચી કાઢવું અશક્ય હોય તો એને શલ્ય તરીકે જે ગર્ભ શસ્ત્ર હોય તો તે શલ્યના અગ્રભાગને વાંકો વાળીને સ્નાયુ (તાંત) વગેરેની બનાવેલી ધનુષની પણછથી તેને સારી રીતે બાંધવું પછી એક ઘોડાના ચારે પગ પલાણી(બંધવિશેષ)થી બાંધીને તથા મોઢા આગળથી પણ રાશો વડે બાંધીને પેલા શલ્યને બાંધેલી દોરી ઘોડાના મોરડા (મોના ચોકઠા) સાથે મજબૂત બાંધવી પછી ઘોડાને ચાબુક મારવો એટલે તે વેગથી પોતાનું મુખ ઊંચું કરશે એના ખેંચાવાથી હાડકામાં સજ્જડ ચોંટેલું શલ્ય પણ બહાર ખેંચાઈ આવશે.

**एवं वा शाखायां बध्यमानो ।**

એ જ પ્રમાણે વૃક્ષની ડાળી સાથે બાંધીને પણ શલ્ય કાઢવું (તેની રીત એવી છે કે, શલ્ય સાથે બાંધેલી પણછને એક ડાળની ડાળી ઘણી નમે એમ વાળીને બાંધી હોય તેની સાથે મજબૂત બાંધવી અને દરદીને પકડી રાખવા. પછી તે ડાળી છોડી દેવી એટલે ઝટ દઈને દરદીની સાથે શલ્ય બહાર ખેંચાઈ આવશે.)

बद्ध्वा दुर्बलवालङ्कं कुशाग्रे शल्यमाहरेत् ॥३१

જો શલ્યની ટોચ પાતળી હોય તો તેનો બહારનો છેડા વાળીને તેની સાથે વાસની ચીપ (ખપાટ) બાધીને પછી શલ્ય ખેંચી કાઢવુ

શલ્ય ઉપર સોજો ફરી વળ્યો હોય તો

श्वयथुग्रस्तवालङ्कं शोफमुत्पीड्य युक्तित ।

જો શલ્યની ટોચનો ભાગ સોજામા ઢકાઈ ગયો હાય તો સોજા ઉપરથી દબાણ કરીને શલ્યનો બહારનો છેડો દેખાયા પછી યોગ્ય યુક્તિપૂર્વક શલ્ય ખેંચી કાઢવુ

ઉત્તુડિત શલ્ય કાઢવાની રીત

मुद्गराहतया नाड्या निर्घात्योत्तुण्डितं हरेत् ॥

જો શલ્યનુ મુખ પરપોટા જેવુ જણાતુ હોય તો નાડીયંત્ર વડે તેને હલાવીને હથોડી વગેરેથી તે નાડીને ઠોકીને પછી તે શલ્યને કાઢવુ

तैरेव चालयेन्मार्गममार्गोत्तुण्डितं तु यत् ।

જો પરપોટા જેવા મુખવાળુ શલ્ય એવી જગ્યા એ પેઠુ હોય કે જ્યાથી એને કાઢવાનો માર્ગ ન હોય તો તેના વડે (શ્લોક ૩૨ મા કહેલા ઉપાયો વડે હલ મચાવીને) શલ્યને પહેલુ માર્ગમા લાવવુ (અને પછી ખેંચી કાઢવુ)

કડીવાળા શલ્ય કાઢવાની રીત

मृदित्वा कर्णिना कर्णं नाड्यास्येन निगृह्य वा ॥

(ચાના પ્યાલાને હોય છે એવી) કડીવાળા શલ્યની કડીને શલ્ય સાથે દબાવી દઈને અથવા નાડીયંત્રના મુખમા પકડી રાખીને પછી તે શલ્ય કાઢવુ

કડી વિનાનુ શલ્ય કાઢવાની રીત

अयस्कान्तेन निष्कर्णं विवृतास्यमृजुस्थितम् ।

પહોળા મોવાળા, સીધા પેઠેલા, કડી વિનાના શલ્યને લોહચુંબક વડે બહાર ખેંચી કાઢવુ

પકવાશયમાનુ શલ્ય કાઢવાની રીત

पक्वाशयगत शल्य विरेकेण विनिर्हरेत् ॥३४॥

પકવાશયમાં રહેલા શલ્યને જુલાબ આપીને બહાર કાઢવુ

વિષ ધાવણ, આદિરૂપ શલ્ય

दुष्टवातविषस्तन्यरक्ततायादि चूषणैः ।

બગડેલો વાયુ ઝેર, ધાવણ, લોહી, પાણી વગેરે શલ્યોને ચૂષણ (ચૂસી લે એવાં રૂમડી વગેરે) યંત્રોથી બહાર કાઢવાં.

ગળામાંનુ શલ્ય કાઢવાની રીત

कण्ठस्रोतोगते शल्ये सूत्रं कण्ठे प्रवेशयेत् ॥३५॥
बिसेनाक्त ततः शल्ये बिसं सूत्रं समं हरेत् ।

જો શલ્ય ગળાના સ્રોતમા હોય તો કમળની દાડી સાથે બરાબર બાધેલી સૂતળીને ગળામા ઉતારવી પછી જ્યારે સૂતળીમા શલ્ય પકડાઈ જાય, ત્યારે કમળની દાડી અને સૂતળી બંનેને સાથે પકડીને શલ્યને બહાર કાઢવુ

नाड्याऽग्नितापितां क्षिप्त्वा
शलाकामप्स्थिरीकृताम ॥ ३६ ॥
आनयेज्जातुप कण्ठात्

જો ગળાના સ્રોતમાં લાખનું બનેલુ શલ્ય હોય તો દેવતા પર તપાવેલી શલાકા (સળી) ને નાડીયંત્ર વડે ગળામા નાખીને પછી ઠરે તેને પાણી પાઈને એ શલાકાને પીધેલા પાણીના ધક્કાથી લાખના શલ્ય સાથે ચોટાડી દઈને (પછી નાડીયંત્ર પાછુ ખેંચી લઈને) લાખનું શલ્ય ગળામાથી બહાર કાઢવુ (તપાવેલી સળીથી ગળુ દાઝી ન જાય તે માટે નાડીયંત્રથી સળી ગળામા ઉતારવી જોઈએ એ ગરમ સળી લાખને અડકે એટલે લાખ સાથે સળી ચોટી જાય સળીને ચોટેલી લાખ નાડીયંત્ર સાથે બહાર નીકળી આવે)

जतुदिग्धामजातुपम् ।

જો શલ્ય લાખનુ ન હોય તો (લાકડુ, વાસ વગેરેનુ હોય તો) એક શલાકાને લાખ ચોપડીને તથા અગ્નિ વડે તપાવીને નાડીયંત્ર દ્વારા ગળામા ઉતારીને ઠરતીને પાણી પાઈને શલ્ય બહાર કાઢવું

માછલીનો કાંટો ગળામાથી શી રીતે કાઢવો?

केशोन्दुकेन पीतेन द्रवे कण्टकमाक्षिपेत् ॥ ३७ ॥
सहसा सूत्रबद्धन वमत

માસ ખાતાખાતા માછલીનો કાંટો ગળામા અટકી રહ્યો હોય તો વાળના ગૂચળાને લાંબી દોરી બાધીને એ ગૂચળું ઊલટીઓ કરાવે એવા દ્રવ્યથી તૈયાર કરેલા પ્રવાહી સાથે પીને ઊલટી કરીને ગૂચળામાં ભરાયેલો કાંટો અને ગૂચળું દોરી વડે એકદમ બહાર ખેંચી લેવા (દોરીનો બીજો છેડો હાથમા રાખવો)

વાળનું ગૂંચળુ ગળામાથી શી રીતે કાઢવુ?

तेन चेतरत् ।

અને તેનાથી બીજુ (કાઢવુ) (એટલે જો ગળામાનું ગૂચળું ભરાઈ ગયું હોય તો ઊલટીઓ કરાવે એવા દ્રવ્યથી તૈયાર કરેલા પ્રવાહી સાથે લાંબો દોરો બાધેલો માછલીનો કાંટો પી જવો અને ઊલટી કરીને કાંટામાં

ભરાયેલું વાળનું ગૂંચળું દોરી વડે એકદમ બહાર ખેંચી કાઢવું (દોરીનો બીજો છેડો હાથમાં રાખવો)

**મો અને નાકમા રહેલુ શલ્ય કાઢવાની રીત**

**अशक्यं मुखनासाभ्यामाहर्तुं परतो नुदेत् ॥३८॥**

મો અને નાકમા ભરાયેલુ શલ્ય જો મો અને નાકમાથી કાઢી શકાય એવુ ન હોય તો એને બીજે (કોઠામા) લઈ જવુ (પછી કોઠાના શલ્યની રીતે કાઢવુ)

**अप्पानस्कन्धघाताभ्या ग्रासशल्य प्रवेशयेत् ।**

જો કોળિયો શલ્યરૂપે ગળામા અટકી ગયો હોય તો પાણી પાઈને અને ખભા પર મુક્કીઓ મારીને એને કોઠામા ઉતારવુ

**આખ વગેરેમા પડેલા સૂક્ષ્મ શલ્ય**

**सूक्ष्माक्षिव्रणशल्यानि क्षौमवालजलैर्हरेत् ॥३९॥**

આખ અને વ્રણમા બારીક શલ્ય પડયા હોય તો રેશમી વસ્ત્ર વડે, વાળ વડે અથવા પાણી વડે તે કાઢવા

**પાણીરૂપ શલ્ય કાઢવાની રીત**

**अपां पूर्णं विधुनुयादवाक्शिरसमायतम् ।**

**वामयेद्वामुख भस्मराशौ वा निखनेन्नरम् ॥४०॥**

(નદી, તળાવ વગેરેમા અકસ્માત પડી જવાથી પાણી પિવાઈ ગયુ હોય તે પાણી શલ્યરૂપ બને છે, માટે તેને બહાર કાઢવુ જોઈએ) જેનામા પાણી શલ્યરૂપે ભરાઈ રહ્યુ હોય તે માણસને ઊંધે માથે લાબો કરીને લટકાવીને હીંચકા ખવરાવવા, તેને ઊલટી કરાવવી અથવા રાખોડીના ઢગલામા તેને મો સુધી દાટવો

**કાનમા ભરાયેલુ પાણી કાઢવાની રીત**

**कर्णेऽम्बुपूर्णे हस्तेन मथित्वा तैलवारिणी ।**

**क्षिपेदधोमुख कर्णं हन्याद्वाऽऽचूषयेत वा ॥४१॥**

કાનમા પાણી ભરાઈ ગયુ હોય તો તેલ તથા પાણી એકઠા કરીને તેને હાથ વડે ડોળીને પછી તે કાનમાં નાખવું તથા કાનને (ઊંધો) નીચો રાખીને ઉપરથી ઠોકવુ અથવા ચૂસણયન્ત્રથી પાણી ચૂસી લેવુ

**કાનમા જીવડુ ભરાઈ ગયુ હોય તો—**

**कीटे स्रोतोगते कर्णं पूरयेल्लवणाम्बुना ।**

**शुक्तेन वा सुखोष्णेन मृते क्लेदहरो विधिः ॥४२॥**

કીડી, કાનખજૂરા વગેરે જન્તુ કાનમા ભરાઈ ગયાં હોય તો સિંધવવાળા પાણીથી તે કાન ભરી કાઢવો અથવા સહન કરી શકાય એટલા ગરમ કરેલા સુક્ત વડે તે કાન ભરવો. જ્યારે તે જન્તુ કાનમા મરી જાય ત્યારે કાનનો મેલ કાઢવાની રીતે તેને પણ બહાર કાઢવો.

(ખાલી પિચકારી કાનમા રાખીને એ પિચકારીનો હાથો ઊંચો ખેંચીને કાનમાનો પચપચો થયેલો બધો કચરો પિચકારીમાં ખેંચી લેવો અને બહાર કાઢી નાખવો)

**કયા શલ્ય ઓગળી જાય છે?**

**जातुषं हेमरूप्यादिधातुजं च चिरस्थितम् ।**

**ऊष्मणा प्रायशः शल्य देहजेन विलीयते ॥४३॥**

લાખ તથા સોનુ, રૂપું વગેરે ધાતુનું શલ્ય જો દેહમા ઘણો કાળ રહે, તો દેહમાની ગરમીથી તે ઘણુ ખરુ ઓગળી જાય છે

**ન ઓગળે એવા શલ્ય**

**मृद्वेणुदारुशृङ्गास्थिदन्तवालोपलानि न ।**

**विषाणवेण्वयस्तालदारुशल्य चिरादपि ॥४४॥**

**प्रायो निर्भुज्यते तद्धि पचत्याशु पलासृजी ।**

માટી, વાસ, લાકડુ, શિંગડુ, હાડકુ, દાંત, વાળ અને કાકરાના શલ્ય શરીરની ગરમીથી (થોડા વખતમાં) ઓગળી જતા નથી શિંગડુ (હાથીદાંત), વાસ, લોખડ, તાડ અને લાકડુ એટલાના શલ્ય લાબા વખતે પણ શરીરની ગરમીથી ઓગળી જતા નથી એ શલ્યો (વિષાણ (હાથીદાંત)થી દારુ (લાકડ) સુધીના શલ્યો) તરત માસ અને લોહીને પકવે (સડાવે) છે તેથી એ શલ્યો ઘણુ ખરુ જ્યા ચોટયા હોય ત્યાથી છૂટાં પડીને બહાર નીકળી જાય છે

**માસમા પેઠેલા શલ્યની ક્રિયા**

**शल्ये मांसावगाढे चेत्स देशो न विदह्यते ॥४५॥**

**ततस्त मर्दनस्वेदशुद्धिकर्षणबृंहणैः ।**

**तीक्ष्णोपनाहपानान्नघनशस्त्रपदाङ्कनैः ॥४६॥**

**पाचयित्वा हरेच्छल्यं पाटनैषणभेदनैः ।**

શલ્ય માસમા અંદર પેસી ગયુ હોય અને તે જગા જો પાકે નહિ તો જ્યા આગળ શલ્ય હોય ત્યાં આગળ પ્રથમ મર્દન કરીને તથા સ્વેદન કરીને તેને પકવવું તથા પાકયા પછી તેને ચીરીને અથવા વ્રણ ફાડીને શલ્યને બહાર કાઢવુ અથવા વિરેચન આપીને શુદ્ધ કરીને અથવા વમન આપીને, અથવા કર્ષણ કરીને, અથવા બૃહણ કરીને, અથવા તીક્ષ્ણ ઉપનાહ આપીને અથવા તીક્ષ્ણ અન્નપાન આપીને, અથવા બુઠ્ઠા શસ્ત્રની બુઠ્ઠી ધાર વડે વિસોટા કરવાથી તે શલ્યવાળી જગાને પકવીને, તેને ચીરીને અણીદાર એષણી શલાકાથી ફોડીને અને ફાડીને શલ્ય કાઢવું

**ઉપસંહાર**

**शल्यप्रदेशयन्त्राणामवेक्ष्य बहुरूपताम् ॥४७॥**

**तैस्तैरुपायैर्मतिमान् शल्य**

**विद्यात्तथाऽऽहरेत् ॥४८॥**

ધાતુ, શિગડુ, વાસ વગેરેના અનેક પ્રકારના શલ્ય થાય છે તથા ચામડી, માસ, હાડકુ વગેરે શલ્ય પેસવાના પ્રદેશ પણ અનેક છે, તેમ જ સ્વસ્તિક, કકમુખ, નાડી વગેરે યત્ર પણ અનેક છે એ રીતે શલ્ય, શલ્યના પ્રદેશ અને શલ્યના યત્રના અનેક રૂપ જાણીને બુદ્ધિમાન વૈદ્યે તે તે ઉપાય વડે કરીને શલ્યને પારખી કાઢવુ તથા તે તે સ્થળમા ઘટે તેવા ઉપાયથી તેને બહાર કાઢવુ

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने शल्याहरणविधि र्नामाष्टाविंशोऽध्याय॰ ॥ २८ ॥

## અધ્યાય ૨૯ મો:–શસ્ત્રકર્મવિધિ

**अथातः शस्त्रकर्मविधिमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે શસ્ત્રકર્મ (નસ્તર, વાઢકાપ) ની વિધિ જેમા કહેલી છે એવા અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

વ્રણ શી રીતે થાય છે?

**व्रण॰ सञ्जायते प्रायः पाकाच्छ्वयथुपूर्वकात् ।**
**तमेवोपचरेत्तस्माद्रक्षन् पाक प्रयत्नतः ॥ १ ॥**
**सुशी लेपसेकास्रमोक्षसंशोधनादिभिः ।**

પહેલા સોજો થઈને પાકે તેમાથી સામાન્ય રીતે વ્રણ થાય છે (શસ્ત્ર વગેરે વાગવાથી પણ વ્રણ થાય છે માટે 'સામાન્ય રીતે' શબ્દ વાપર્યો છે), માટે સોજાને ન પાકવા દેવા માટે (સોજો બેસી નાખવા માટે) પુષ્કળ ઠડા લેપ, સેક (પાણીથી ઝારવુ), ફસ ખોલવી, સશોધન વગેરે ઉપાયોથી સોજો મટાડવાના ઉપાય યત્ન પૂર્વક કરવા

સામ (કાચા) સોજાનાં લક્ષણ

**शोफोऽल्पोऽल्पोष्मरुक् साम॰ सवर्णः**
**कठिनः स्थिरः ॥ २ ॥**

સોજો સામ હોય ત્યા સુધી થોડો, થોડો ગરમ, થોડી પીડાવાળો ચામડી જેવા રગનો કઠણ અને સ્થિર હોય છે

પચ્યમાન (પાકવા માડેલા) સોજાના લક્ષણ

**पच्यमानो विवर्णस्तु रागी बस्तिरिवाततः ।**
**स्फुटतीव सनिस्तोदः साङ्गमर्दविजृम्भिकः ॥३॥**
**संरम्भारुचिदाहपावट्ज्वरानिद्रतान्वित. ।**
**स्त्यानं विष्यन्दयत्याज्यं व्रणवत्स्पर्शनासहः ॥४॥**

સોજો પાકતો હોય ત્યારે તે ચામડીથી જુદા રગનો, ચોપડેલા લેપ વગેરેને રગે એવો (લેપ વગેરેના રગ બદલી નાખે એવો), હવા ભરેલી બસ્તિ જેવા કઠણ, જાણે તૂટતા હોય એવી પીડાવાળો અને સળગ સણકાવાળો હોય છે તથા શરીરમા ચૂથારા થાય છે, બગાસા આવે છે, સરભ, અરુચિ, બળતરા, ઊઘા, તરસ, તાવ અને ઊંઘ એટલા ઉપદ્રવો થાય છે, ઠરેલુ ઘી મૂકીએ તો ઘી વીધરી જાય છે તથા જેમ વ્રણને કઈ અડકે તો ખમાતુ નથી તેમ પાકતા સોજાને કઈ અડકે તો ખમાતુ નથી

(અહીં સરભ=દાબવાથી, ઘસવાથી, કાપવાથી, ફાડવાથી, બચકુ ભરવાથી વગેરેથી જેવી પીડા થાય તેવી અનેક જાતની વર્ણન ન થઈ શકે એટલી બધી પીડા)

સોજો પાકયાનાં લક્ષણ

**पक्वेऽल्पवेगता म्लानि॰ पाण्डुता वलिसम्भव॰ ।**
**नामोऽन्तेषून्नतिर्मध्ये कण्डूशोफादिमार्दवम् ।५॥**
**स्पृष्टे पूयस्य सञ्चारो भवेद्वस्ताविवाम्भस ।**

સોજો પાકી જાય ત્યારે પીડાનુ જોર નરમ પડી જાય છે, સોજો કરમાઈ જાય છે, સોજાનો રગ ધોળો થઈ જાય છે, સોજા પર કરચલીઓ પડે છે, સોજો ચારે પાસથી નમી જાય છે (બેસી જાય છે) પણ વચ્ચેથી પુષ્કળ ઊપસી આવે છે (ઊંચો થાય છે), ખજવાળ, સોજો વગેરે નરમ પડી જાય છે, તથા જેમ બસ્તિમા પાણી આઘુપાછુ થાય છે તેમ પાકેલા સોજાને અડકવાથી એમા પરુ આઘુપાછુ ખસે છે

પાકવાના કારણ

**शूलं नर्तेऽनिलाद्दाह॰ पित्ताच्छोफ॰ कफोदयात् ॥**
**रागो रक्ताच्च पाक॰ स्यादतो दोषै॰ सशोणितैः ।**

વાયુ વિના શૂળ (સણકા) આવે નહિ, પિત્ત વિના બળતરા થાય નહિ, કફ વધે નહિ ત્યા સુધી સોજો આવે નહિ અને લોહી વિના રતાશ આવે નહિ માટે (પાકે ત્યારે સણકા, બળતરા, સોજો અને રતાશ એ ચારે વાના હોવાથી) લોહી અને ત્રણે દોષોને લીધે પાકે છે

બહુ પાકી ગયાનાં લક્ષણ

**पाकेऽतिवृत्ते सुषिरस्तनुत्वग्दोषभक्षितः ॥७॥**
**वलीभिराचितः श्यावः शीर्यमाणतनूरुहः ।**

જ્યારે સોજો વધારે પડતો પાકી જાય ત્યારે, (સોજાની ચામડી નીચેનો ભાગ) ખાલી પડી જાય છે, સોજાવાળી ચામડી પાતળી થઈ જાય છે, સોજાની

સ્ત્રદરના માસ વગેરે પરુ વડે ખવાઈ જાય છે, સોજાવાળા ભાગમા ખીચોખીચ કરચલીઓ પડી જાય છે, સોજાવાળો ભાગ કાળો પડી જાય છે અને સોજાવાળા ભાગના વાળ ખરી પડે છે

**રક્તપાકનાં લક્ષણ**

**कफजेषु तु शोफेषु गम्भीरं पाकमेत्यसृक् ॥८॥**
**पक्वलिङ्गं ततोऽस्पष्टं यत्र स्याच्छीतशोफता ।**
**त्वक्सावर्ण्यं रुजोऽल्पत्वं घनस्पर्शत्वमश्मवत् ॥**
**रक्तपाकमिति ब्रूयात्तं प्राज्ञो मुक्तसंशयः ।**

જ્યારે કફથી થયેલા સોજામા બહુ ઊંડુ (નીચેનું) લોહી પાકે, અને તેથી જે સોજામા પાકના લક્ષણો (શ્લોક ૪ા થી ૫ા) સ્પષ્ટ રીતે જણાઈ આવે એવા ન હોય, સોજો અડકવાથી ઠડો લાગે, સોજાનો રગ બીજી ચામડીના રગ જેવા હોય, પીડા થોડી હોય, સોજો અડકવાથી પથ્થર જેવો ઘટ્ટ લાગે તો બુદ્ધિશાળી માણસે કઈ પણ શકા રાખ્યા વિના એને રક્તપાક કહેવો (લોહી પાકી ગયુ છે એમ કહેવુ, સોજો પાકયો છે એમ ન કહેવુ)

**દારણ અને પાટન કયારે કરવુ?**

**अल्पसत्त्वेऽबले बाले पाकाद्वाऽत्यर्थमुद्धते ॥१०॥**
**दारणं मर्मसन्ध्यादिस्थिते चान्यत्र पाटनम् ।**

થોડી હિમતવાળાને, નબળાને કે બાળકને દારણ કરવુ શ્લોક ૭, ૭ાવાળા લક્ષણોવાળો અતિપાક થયો હોય ત્યારે સ્થાન મર્મસ્થાન, સાધા વગેરે ભાગમા દારણ કરવું બાકીના પ્રસગે પાટન કરવું (ઉ ૨૫ ની ૩૭મા દારણ દ્રવ્યો આપ્યા છે)

**કાચા સોજાનુ દારણ કે પાટન કરવાથી નુકસાન**

**आमच्छेदे सिरास्नायुव्यापदोऽसृगतिस्रुतिः ॥११॥**
**रुजोऽतिवृद्धिर्दरणं विसर्पो वा क्षतोद्भवः ।**

જો સોજો કાચો હોય છતા દારણ કે પાટન કરવામા આવે તો શિરા અને સ્નાયુના રોગ થાય છે (શિરા અને સ્નાયુને નુકસાન થાય છે), લોહી પુષ્કળ નીકળે છે, પીડા ઘણીજ વધી જાય છે, ચામડી વગેરે ફાટીતૂટી જાય છે અથવા ઘાને લીધે થતો વિસર્પરોગ થાય છે

**પાકેલા સોજાને ન કાપવાથી નુકસાન**

**तिष्ठन्नन्तः पुनः पूयः सिरास्नाय्वसृगामिषम् ॥**
**विवृद्धो दहति क्षिप्रं तृणोलपमिवानलः ।**

પણ જો પરુ અદર ને અદર રહે તો તે વધ્યા કરે છે અને એમ વધેલું પરુ, જેમ વધેલો અગ્નિ ઘાસની ગજીને તરત બાળી નાખે છે તેમ શિરા, સ્નાયુ, લોહી અને માંસને તરત બાળી નાખે છે

**यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते ॥१३॥**
**श्वपचाविव विज्ञेयौ तावनिश्चितकारिणौ ।**

જે વૈદ્ય પોતાના અજ્ઞાનને લીધે (અણસમજ કે ગફલતને લીધે) કાચુ કાપે છે અને જે વૈદ્ય પાકેલુ કાપવામા ઢીલ કરે છે તે જોયા વિચાર્યા વિના કામ કરનાર બંને વૈદ્યો ચડાળ જેવા (ખૂની જેવા) જાણવા (કારણ કે એમને હાથે દરદીનું ખૂન થાય છે, એમની બિનઆવડત કે બેદરકારીથી દરદી મરી જાય છે)

**નસ્તર મૂકતાં પહેલાં શુ કરવું?**

**प्राक् शस्त्रकर्मणश्चेष्टं भोजयेदन्नमातुरम् ॥१४॥**
**पानपं पाययेन्मद्यं तीक्ष्णं यो वेदनाक्षमः ।**
**न मूर्च्छत्यन्नसंयोगान्मत्तः शस्त्रं न बुध्यते ॥१५॥**

નસ્તર મૂકતા પહેલા (વાઢકાપ કરતાં પહેલાં) દરદીને ભાવતું ભોજન ખવડાવવુ, દરદી નસ્તરની પીડા સહન કરી શકે એવો ન હોય તેવા દરદીને જો એ દારૂ પીતો હોય તો તીક્ષ્ણ દારૂ પાવો (દારૂ ન પીતા હોય તેને તો ભાવતુ ભોજન ખવડાવ્યું હોય તેટલાથી બસ છે) ભોજનના સયોગને લીધે દરદીને મૂર્છા આવતી નથી અને દારૂ પીધેલાને શસ્ત્રથી કપાયાની ખબર પડતી નથી

**ભાવતું ભોજન અને દારૂ કોને ન આપવા?**

**अन्यत्र मूढगर्भाश्ममुखरोगोदरातुरात् ।**

મૂઢગર્ભ, પથરી, મુખરોગ અને ઉદરરોગના દરદી સિવાયના દરદીને ભાવતુ ભોજન ને દારૂ આપવાં

**નસ્તર મૂકવાનો વિધિ**

**अथाहृतोपकरणो वैद्यः प्राङ्मुखमातुरम् ॥१६॥**
**सम्मुखो यन्त्रयित्वाऽऽशु**
**न्यस्येन्मर्मादि वर्जयन् ।**
**अनुलोमं सुनिशितं शस्त्रमापूयदर्शनात् ॥१७॥**
**सकृदेवाहरेत्तच्च**

પછી જેટલી સાધનસામગ્રીની નસ્તરને અંગે જરૂર પડવાનો સંભવ હોય તે બધી સાધનસામગ્રી વૈદ્ય લાવીને તૈયાર રાખે એટલે રોગીનું મોં પૂર્વ દિશા તરફ રખાવીને, વૈદ્ય રોગીના સામું મોં રાખીને, એ હાલીચાલી ન જાય એ રીતે એને બાધીને મર્મ, (શિરા, સાધા વગેરે) સિવાયના ભાગમાં ખૂબ ધારવાળું શસ્ત્ર પરુ દેખાય ત્યા સુધી એકદમ અનુલોમ ખોસવું અને તે શસ્ત્રને એકસાથે (કકડે કકડે કે અટકતે અટકતે

નહિ) પાછુ ખેંચી લેવું (શસ્ત્રને અનુલોમ ખોસવુ એટલે વાળના કે રૂંવાડાના વળાંકની દિશાએ શસ્ત્ર ખોસવું કે જેથી વાળ શસ્ત્રની આડા આવીને શસ્ત્રને ખાણ ન પાડે કે બુઠ્ઠું ન કરી દે.)

કયા સ્થાનમાં અને કેવડો કાપ મૂકવો?

पाके तु सुमहत्यपि ।
पाटयेत् द्व्यङ्गुलं
सम्यग्द्व्यङ्गुलत्र्यङ्गुलान्तरम् ॥ १८ ॥
एषित्वा सम्यगेषिण्या परितः सुनिरूपितम् ।
अङ्गुलीनालवालैर्वा यथादेशं यथाशयम् ॥१९
यतो गतां गतिं विद्यादुत्सङ्गो यत्र यत्र च ।
तत्र तत्र व्रणं कुर्यात्सुविभक्तं निराशयम् ॥२०
आयतं च विशालं च यथा दोषो न तिष्ठति ।

સોજાનો ગમે તેટલો મોટો ભાગ પાક્યો હોય તોપણ ફક્ત બે આગળનો ચીરો પાકેલા ભાગમા મૂકવો જો બીજો ચીરો મૂકવાની જરૂર હોય તો બે કે ત્રણ આંગળને અંતરે મૂકવો વળી (બહુ પહોળો ન હોય પણ ઊંડો અને માંસથી ભરેલો હોય એવા સોજામા) એષણી શલાકા (સૂ ૨૫/૮) વડે, (સોજો પહોળો હોય તો) ડાબા હાથની અંગૂઠા જોડેની આંગળી વડે, (જો સોજો બહુ પહોળો અને છીછરો હોય અને માંસલ ભાગમાં ન હોય તો) કેસા વગેરેના ઝાડની નળી વડે, (જો સોજો બહુ જ સાંકડો હોય તો) ભૂંડના વાળ વડે બરાબર ચારે બાજુ શોધીને નક્કી કરવુ કે સોજામા નાડીવ્રણ કઈ કઈ જગાએ છે અને એ રીતે સોજાના જે ભાગમાં દૂર સુધી નાડીવ્રણ ગયેલુ જણાય તે ભાગમા અવયવ અને આશયના હિસાબે કાપ મૂકવો જ્યા જ્યાં સોજાને (ગૂમડાને) મો થયેલુ હોય ત્યા ત્યા ચામડીને ચીર્યા પછી બરાબર પહોળી કરી શકાય એ રીતે અને (આમાશય વગેરે) કોઈ પણ આશય ન ચિરાય એવી રીતે લાંબો અને પહોળો ચીરો મૂકવો કે જેથી દોષ અંદર ને અંદર રહી જાય નહિ

નસ્તર મૂકનાર કેવો જોઈએ

शौर्यमाशुक्रिया तीक्ष्णं शस्त्रमस्वेदवेपथू ॥२१॥
असंमोहश्च वैद्यस्य शस्त्रकर्मणि शस्यते ।

વૈદ્યનું શૌર્ય (બહાદુરી), હાથની ચતુરાઈ (દરદીને ખબર ન પડે એ રીતે હલકે હાથે ઝટ શસ્ત્ર વાપરી લેવું), ધારવાળું શસ્ત્ર, પરસેવો ન થાય, ધ્રુજ ન જવાય, મૂર્છા ન આવે (અથવા મૂંઝવણ ન થાય) એટલાં વાનાં નસ્તર મૂકવાના કામમાં વખણાય છે.

આડો કાપ ક્યાં મૂકવો?

तिर्यक्छिन्द्याल्ललाटभ्रूदन्तवेष्टकजत्रुणि ॥ २२ ॥
कुक्षिकक्षाक्षिकूटौष्ठकपोलगलवङ्क्षणे ।

કપાળ, ભમ્મર, દાતનુ પેઢુ, ગળાની હાંસડી, કૂખ, બગલ, અક્ષિકૂટ, હોઠ, ગાલ અને જાંઘનો સાંધો (વંક્ષણ)—એટલી જગાએ ત્રાંસો કાપ મૂકવો

अन्यत्र छेदनात्तिर्यक् सिरास्नायुविपाटनम् ॥

શ્લોક ૨૨, ૨૨॥ સિવાયની જગાએ ત્રાંસો કાપ મૂકવાથી શિરાઓ અને સ્નાયુઓ કપાઈ જાય છે (માટે શ્લોક ૨૨, ૨૨॥ સિવાયની જગ્યાઓએ ત્રાંસો કાપ ન મૂકવો)

નસ્તર મૂકી રહ્યા પછી શું શું કરવુ?

शस्त्रेऽवचारिते वाग्भिः शीता-
म्भोभिश्च रोगिणम् ।
आश्वास्य परितोऽङ्गुल्या परिपीड्य
व्रणं ततः ॥ २४ ॥
क्षालयित्वा कषायेण प्लोतेनाम्भोऽपनीय च ।
गुग्गुल्वगुरुसिद्धार्थहिङ्गुसर्जरसान्वितैः ॥ २५ ॥
धूपयेत्पटुपड्ग्रन्थानिम्बपत्रैर्घृतप्लुतैः ।
तिलकल्काज्यमधुभिर्यथास्वं भेषजेन च ॥ २६ ॥
दिग्धां वर्तिं ततो दद्यात्तैरेवाच्छादयेच्च ताम् ।
घृताक्तैः सक्तुभिश्चोर्ध्वं घनां कवलिकां ततः ॥
निधाय युक्त्या बध्नीयात्पट्टेन सुसमाहितम् ।
पार्श्वे सव्येऽपसव्ये वा नाधस्तान्नैव चोपरि ॥२८

નસ્તર મારી રહ્યા પછી વૈદ્યે મીઠી વાણીથી અને ઠંડા પાણીથી દરદીને સ્વસ્થ કરવો પછી વ્રણને બધી બાજુથી દબાવીને (પરુ કાઢી નાખીને) ક્વાથથી ધા ધોવો પછી કપડાના પોતાથી ઘામાનું પાણી કાઢી નાખવુ (ઘાને પાણી વિનાનો કોરો કરવો) પછી ઘીમાં ડુબાડી રાખેલા ગૂગળ, અગર, સરસવ, હિંગ, રાળ, સિંધવ, વજ અને લીમડાના પાદડાથી ઘાને ધૂપ દેવો પછી તલનું કચરિયું, ઘી, મધ અને જે દોષથી સોજો થયો હોય તે દોષને મટાડે એવું ઔષધ કપડાની વાટ ઉપર ચોપડીને તે વાટથી ઘા ભરી દેવો (વાટનો એક છેડો ઘાના મોંની બહાર રહે એવી રીતે રાખવો કે જેથી ઘા પૂરો રૂઝાય તે પહેલાં ઉપરની ચામડી જોડાઈ ન જાય) પછી એ વાટ ઉપર (ઘાના મોં આગળ) ઘીનું મોણ દીધેલો સાથુ મૂકીને વાટને ઢાંકી દેવી. પછી કપડાની જાડી ગડ મૂકીને યુક્તિથી (દોષ, કાળ વગેરેને કેવો પાટો અનુકૂળ આવશે તેનો વિચાર

કરીને) બહુ ધ્યાન રાખીને ઘાને એવી રીતે પાટો બાંધવો કે પાટાની ગાંઠ ઘાની ડાબી કે જમણી દિશામાં આવે પણ ઘાની ઉપરની કે નીચેની બાજુએ ન આવે

વ્રણમાં પાટા વગેરે કેવા જોઈએ?

**शुचिसूक्ष्मदृढाः पट्टाः कवल्यः सविकेशिकाः ।**
**धूपिता मृदवः श्लक्ष्णा निर्वलीका व्रणे हिताः ॥**

વ્રણ માટે પાટા, કપડાની ગડીઓ અને વાટો સ્વચ્છ, ઝીણાં, મજબૂત, ધૂપ દીધેલા, પોચાં, લીસા (સુવાળા), કરચલી વિનાના હોય તે હિતકર છે

**कुर्वीतानन्तरं तस्य रक्षां रक्षोनिषिद्धये ।**
**बलिं चोपहरेत्तेभ्यः**

પછી જેને નસ્તર મૂક્યું હોય તેના વ્રણની રક્ષા કરવી અને રાક્ષસો આવી ન શકે એટલા માટે એમને (રાક્ષસોને) બલિ આપવો

માથે કઈ વનસ્પતિ રાખવી?

**सदा मूर्ध्ना च धारयेत् ॥ ३० ॥**
**लक्ष्मीं गुहामतिगुहां जटिलां ब्रह्मचारिणीम् ।**
**वचां छत्रामतिच्छत्रां दूर्वां सिद्धार्थकानपि ॥३१**

પછી શમી, શાલિપર્ણી (સમેરવો), પૃશ્નિપર્ણી (ગધી સમેરવો), જટામાસી, બ્રાહ્મી, વજ, ધાણા, બીજી જાતના ધાણા, ધરો અને સરસવ એ બધું સદા માથે રાખવુ (માથે બાંધી કે પહેરી રાખવુ)

વ્રણવાળાનુ પથ્ય

**ततः स्नेहदिनेहोक्तं तस्याचारं समादिशेत् ।**

પછી સ્નેહપાન કર્યા પછીની દિનચર્યા (સૂ. ૧૬/૨૫।। થી ૨૭।।) પ્રમાણે કરવાનુ દરદીને કહેવું

દહાડે ઊંઘવાથી વ્રણમાં નુકસાન

**दिवास्वप्नो व्रणे कण्डूरागरुक्शोफपूयकृत् ॥३२॥**

દહાડે ઊંઘવાથી વ્રણમા ખણુજ, રતાશ, પીડા, સોજો અને પરુ થાય છે

મૈથુનની ખાસ મનાઈ

**स्त्रीणां तु स्मृतिसंस्पर्शदर्शनैश्चलितस्रुते ।**
**शुक्रे व्यवायजान् दोषानसंसर्गेऽप्यवाप्नुयात् ॥**

સ્રીઓને સભારવાથી, અડકવાથી અને જોવાથી પણ વીર્ય ચલિત થઈને નીકળે તો મૈથુન કર્યા વિના પણ મૈથુન કરવાથી થતા નુકસાન થાય છે (માટે સ્રીઓને યાદ કરવી નહિ, અડકવું નહિ તથા જોવી નહિ)

**(व्रणे श्वयथुरायासात् स च रागश्च जागरात् ।**
**तौ च रुक् च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात् ॥ १ ॥)**

(વ્રણમા મહેનત કરવાથી સોજો આવે છે, ઉજાગરો કરવાથી સોજા આવે છે અને રતાશ આવે છે, દહાડે ઊંઘવાથી સોજો, રતાશ અને પીડા થાય છે અને મૈથુનથી સોજો, રતાશ, પીડા અને મોત થાય છે)

વ્રણમાં પથ્ય આહાર

**भोजनं च यथासात्म्यं यवगोधूमषष्टिकाः ।**
**मसूरमुद्गतुवरीजीवन्तीसुनिषण्णकाः ॥ ३४ ॥**
**बालमूलकवार्ताकतण्डुलीयकवास्तुकम् ।**
**कारवेल्लककर्कोटपटोलकटुकाफलम् ॥ ३५ ॥**
**सैन्धवं दाडिमं धात्री घृतं तप्तहिमं जलम् ।**
**जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णोदकोत्तरम् ॥**
**भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ।**

જવ, ઘઉં, સાઠીચોખા, મસૂર, મગ, તુવેર, ડોડી, સુનિષણ્ણકની ભાજી, નાના કુમળા મૂળા, વતાક, તાદળજો, બથવાની ભાજી, કારેલા, કકોડા, પટોળ, કડુનું ફળ, સિંધવ, દાડમ, આંબળાં, ઘી, ઉકાળીને ઠારેલું પાણી, જૂના શાળચોખાનો ઘીનો દોરો દીધેલો થોડો ભાત,—એમાથી જે માફક આવે તે જાંગલ પ્રદેશનાં પ્રાણીઓના માંસરસ સાથે ખાવું અને પછી પી શકાય એવુ ગરમ પાણી પીવું આ ભોજનથી ઘા ઝટ મટી જાય છે (પથ્ય આહાર ખાવામા પણ શી સભાળ રાખવી તે હવે પછીના શ્લોકમા કહ્યુ છે)

અજીર્ણથી વ્રણમાં નુકસાન

**अशितं मात्रया काले पथ्यं याति जरां सुखम् ॥**
**अजीर्णात्त्वनिलादीनां विभ्रमो बलवान् भवेत् ।**
**ततः शोफरुजापाकदाहानाहानवाप्नुयात् ॥३८॥**

માપસર (સૂ ૮/૪૬, ૪૬।।) અને વખતસર (સૂ ૮/૫૫) ખાધેલો પથ્ય ખોરાક સહેલાઈથી પચી જાય છે અજીર્ણથી તો વાયુ વગેરેનો જબરો ક્ષોભ થાય તેથી (એ ક્ષોભને લીધે) સોજો અને પીડા થાય, વ્રણ કાચો ને પાકો રહે (સામ થાય), બળતરા બળે અને વ્રણ ઉપર આનાહ થાય

વ્રણમાં અપથ્ય

**नवं धान्यं तिलान् माषान् मद्यं मांसमजाङ्गलम् ।**
**क्षीरेक्षुविकृतीरम्लं लवणं कटुकं त्यजेत् ॥ ३९ ॥**
**यच्चान्यदपि विष्टम्भि विदाहि गुरु शीतलम् ।**
**वर्गोऽयं नवधान्यादिर्व्रणिनः सर्वदोषकृत् ॥ ४० ॥**

નવું ધાન, તલ, અડદ, દારૂ, જાંગલ પ્રદેશ સિવાયનાં બીજા પ્રાણીઓનું માંસ, દૂધ અને દૂધમાંથી બનતા પદાર્થ, શેરડી અને શેરડીમાંથી બનતા પદાર્થ, ખટાશ, ખારાશ, તીખાશ અને બીજું જે કંઈ વિષ્ટંભી, વિદાહી, ભારે અને ઠંડુ હોય તે છોડી દેવું (=અપથ્ય છે). આ 'નવું ધાન'થી તે 'ઠંડુ' સુધીનો વર્ગ વ્રણના રોગીના ત્રણે દોષને કોપાવે છે

અમુક દારૂથી થતું ખાસ નુકસાન

मद्यं तीक्ष्णोष्णरूक्षाम्लमाशु व्यापादयेद्व्रणम् ।

તીક્ષ્ણ, ગરમ, લૂખો અને ખાટો દારૂ તરત જ વ્રણને અનેક પ્રકારનું નુકસાન કરે છે (ઘાને બગાડી નાખે છે)

વ્રણની સંભાળ

वालोशीरैश्च वीजयेत न चैन परिघट्टयेत् ॥४१॥
न तुदेन्न च कण्डूयेच्चेष्टमानश्च पालयेत् ।
स्निग्धवृद्धद्विजातीनां कथाः
शृण्वन्मनःप्रियाः ॥४२॥
आशावान् व्याधिमोक्षाय क्षिप्रं व्रणमपोहति ।

ચમરીના વાળના પંખાથી (ચમરીથી) અને વાળાના પંખાથી વ્રણને પવન નાખવો વ્રણને કંઈ પણ વસ્તુ સાથે ઘસાવા દેવો નહિ, ઘામાં દુઃખે એવું કંઈ કરવું નહિ ઘામાં કે ઘા ઉપર ખણવું નહિ, કંઈ પણ કામ કરતા કરતા ઘાની સંભાળ રાખવી સ્નેહીઓ, વડીલો અને બ્રાહ્મણોની મનગમતી વાતો સાંભળતા સાંભળતા રોગ મટાડવાની બાબતમાં આશા રાખનાર દરદીને ઘા ઝટ મટી જાય છે

વ્રણ ધોવા વગેરેનું કામ ફરી ક્યારે કરવું?

तृतीयेऽह्नि पुनः कुर्याद्व्रणकर्म च पूर्ववत् ॥४३॥
प्रक्षालनादि, दिवसे द्वितीये नाचरेत्तथा ।
तीव्रव्यथो विग्रथितश्चिरात्संरोहति व्रणः ॥४४॥

પછી બીજે દિવસે શ્લોક ૨૪મા થી ૨૮મા કહેલું વ્રણકર્મ (વ્રણને ધોવાનું વગેરે કામ) કરવું નહિ, પણ ત્રીજે દિવસે પાછું વ્રણને ધોવા વગેરેનું કામ કરવું બીજે દિવસે વ્રણકર્મ કરવાથી વ્રણમાં સખત પીડા થાય છે, ગુંથો પડી જાય છે (ગાંઠાગાંઠા પડી જાય છે) અને વ્રણ ઘણે લાંબે વખતે રુઝાય છે

વાટ અને કલ્ક કેવાં હોવાં જોઈએ એનું કારણ

स्निग्धां रूक्षां श्लथां गाढां
दुर्न्यस्तां च विकेशिकाम् ।
व्रणे न दद्यात्कल्कं वा

વ્રણમાં બહુ સ્નિગ્ધ, બહુ લૂખી, બહુ ઢીલી કે બહુ ઠાસી ઠાસીને વાટ ભરવી નહિ તેમ વાટ પદ્ધતિ સર ગોઠવીને મૂકવી (ખરાબ રીતે—અવ્યવસ્થિત રીતે મૂકવી નહિ), તેમ જ કલ્ક પણ બહુ સ્નિગ્ધ, બહુ લૂખો, બહુ ઢીલો, બહુ જાડો થર કરીને અને અવ્યવસ્થિત રીતે ચોપડેલો ન હોવો જોઈએ

स्नेहात्क्लेदो विवर्धते ॥४५॥
मांसच्छेदोऽतिरौक्ष्याद्दरणं शोणितागमः ।
श्लथातिगाढदुर्न्यस्तैर्व्रणवर्त्मावघर्षणम् ॥४६॥

બહુ ચીકાશથી ઘા વધારે પચપચો થાય છે બહુ લૂખાશને લીધે માંસ કપાઈ જાય છે, બહુ પીડા થાય છે, ચામડી વગેરે ચિરાય છે અને લોહી નીકળે છે બહુ ઢીલાં, બહુ ઠાંસી ઠાસીને અને અવ્યવસ્થિત રીતે વાટ અને કલ્ક મૂકવાથી ઘાનો માર્ગ ઘસાય છે

વાટ ભરવાના ફાયદા

सपूतिमांसं सोत्सङ्गं सगतिं पूयगर्भिणम् ।
व्रणं विशोधयेच्छीघ्रं स्थिता ह्यन्तर्विकेशिका ॥४७॥

ઘામાં ભરેલી વાટ સડેલા, માંસવાળા, ઊપસી આવેલા, પરુને લીધે ખવાઈ ગયેલા, માંસને લીધે ખાલી પડી ગયેલા ભાગવાળા અને ગર્ભમાં (ઊંડાણમાં) પરુવાળા ઘાનું પણ ઝટ શોધન કરે છે (સાફ કરે છે, શુદ્ધ કરે છે)

કાચુંપાકું કપાયાના ખાસ ઉપચાર

व्यम्लं तु पाटितं शोफं पाचनैः समुपाचरेत् ।
भोजनैरुपनाहैश्च नातिव्रणविरोधिभिः ॥४८॥

(સોજો પાક્યો છે કે નહિ તે ન સમજાયાથી જો વ્યમ્લ (વિદગ્ધ, કાચોપાકો) સોજો (ગૂમડું) ચિરાયું હોય (કે ફોડયું હોય), તો ઉપચાર તરીકે વ્રણને બહુ અપથ્ય ન હોય એવા (વ્રણને પથ્ય હોય અથવા થોડાં જ અપથ્ય હોય એવાં) દ્રવ્યોને ભોજન કરાવવું અને એવા દ્રવ્યોથી ઉપનાહ શેક કરવો (સોજો વિદગ્ધ એટલે કાચોપાકો હોય તે સ્થિતિમાં સોજાના લોહીમાંથી ખટાશ જતી રહે છે, તેથી એવા કાચાપાકા સોજાને વ્યમ્લ સોજો કહે છે)

કયા વ્રણને ટેભા (ટાંકા) મારવા?

सद्य सद्योव्रणान् सीव्येद्विवृतानभिघातजान् ।
मेदोजाल्लिखितान् ग्रन्थीन् ह्रस्वाः
पालीश्च कर्णयोः ॥४९॥
शिरोऽक्षिकूटनासौष्ठगण्डकर्णोरुबाहुषु ।
ग्रीवाललाटमुष्कस्फिङ्मेढ्रपायूदरादिषु ॥५०॥
गम्भीरेषु प्रदेशेषु मांसलेष्वचलेषु च ।

વાગવાથી પડેલા પહોળા ઘા (સદ્યોવ્રણ), ચર બીથી થયેલી પણ શસ્ત્રથી ખોતરીને કાઢી નાખેલી રસોળી, કાનની બૂટ ટૂકી હોય તેને લાંબી કરવા શસ્ત્રથી ખોતરી (છોલી) હોય એવી બૂટ, માથુ, અક્ષિકૂટ, નાક, હોઠ, લમણુ, કાન, સાથળ, હાથ, ડોક, કપાળ, અંડ, કૂલા, મૂત્રેન્દ્રિય, ગુદા, ઉદર વગેરે ઊંડા, માસલ અને અચળ (સ્થિર) ભાગોમા થયેલા વ્રણને તરત (તે ને તે જ દિવસે) સીવી લેવા (ટેભા મારવા) (જેટલો ભાગ કુદરતી રીતે જ વળી શકે નહિ કે લાબોટૂકો થઈ શકે નહિ તે 'અચળ' કહેવાય છે)

કયા વ્રણને ટેભા ન મારવા?

**न तु वङ्क्षणकक्षादावल्पमांसे चले व्रणान् ॥५१॥**
**वायुनिर्वाहिण शल्यगर्भान् क्षारविषाग्निजान् ।**

સાથળના વળા, બગલ વગેરે થોડા માસવાળા અને ચલ (જે જગાએથી અવયવ વળે કે લાબોટૂકો થાય એવા) ભાગમા થયેલા વ્રણ, જ્યાથી વાયુ બહાર નીકળતો હોય એવા વ્રણ, જેમા શલ્ય હોય એવા વ્રણ તથા ક્ષાર, ઝેર અને અગ્નિથી થયેલા વ્રણને સીવવા નહિ (ટાકા મારવા નહિ)

ઘા સીવી લેતા પહેલા શુ કરવુ?

**सीव्येच्चलास्थिशुष्कास्रतृणरोमापनीय तु ॥५२॥**
**प्रलम्बि मांस विच्छिन्न निवेश्य स्वनिवेशने ।**
**सन्ध्यस्थि च स्थिते रक्ते**
**स्नाय्वा सूत्रेण वल्कलै ॥५३॥**
**सीव्येन्न दूरे नासन्ने गृह्णन्नाल्पं न वा बहु ।**

પોતાના સ્થાનમાથી ખસી ગયેલા હાડકા, સુકાઈ ગયેલુ લોહી, કસ્તર (ઘાસ વગેરે) અને વાળ ઘામા હોય તો તે કાઢી નાખીને, શસ્ત્રથી કપાયેલા, બહુ લબડતા માસને અને સાધાનું હાડકુ જો ઘામાં હોય તો તેને પોતાને યોગ્ય સ્થાને ગોઠવી દઈને, લોહી નીકળવું તદ્દન બંધ થયા પછી, ચામડીની કિનાર (પાળ)ની બહુ પાસે કે બહુ આઘે ન હોય એવી રીતે તથા ટાકા વચ્ચે બહુ થોડ઼ કે બહુ વધારે અતર ન રહે એવી રીતે વ્રણને સ્નાયુ(તાત)થી, સૂતરના દોરાથી કે શણ વગેરે ઝાડની છાલમાથી બનેલા દોરાથી સીવી લેવો (ઘાની પાળથી અડધો તસુ આઘા—ઊંચે ટાકા લેવા અને ટાકા ટાકા વચ્ચે અડધોઅડધો તસુનું અંતર રાખવું)

ટાકા માર્યા પછી શું કરવું?

**सान्त्वयित्वा ततश्चार्तं व्रणे मधुघृतद्रुतैः ॥५४॥**
**अञ्जनक्षौमजमषीफलिनीशल्लकीफलैः ।**
**सरोध्रमधुकैर्दिग्धे युञ्ज्याद्बन्धादि पूर्ववत् ॥५५॥**

પછી દરદીને (ઠડા પાણીથી, હાથ ફેરવીને, પખો નાખીને વગેરે રીતે) સ્વસ્થ કરીને, સોતાંજન, રેશમી વસ્ત્રની મેંશ, કાંગ, ધૂપેલ(શલ્લકી)ના ફળ, લોધર, અને જેઠીમધ એટલા ઔષધોને મધ અને ઘીમાં કાલવીને ઘા ઉપર ચોપડીને, પહેલાની માફક (વ્રણના પાટનમા શ્લોક ૨૪ાા થી ૨૮ મા કહેલું બધું કરીને) પાટો બાધવાનું વગેરે કરવું

વ્રણની કિનાર સુકાઈ ગઈ હોય તો શું કરીને સીવવુ? કારણ

**व्रणो नि शोणितौष्ठो य**
**किञ्चिदेवावलिख्य तम् ।**
**सञ्जातरुधिर सीव्येत्सन्धानं ह्यस्य शोणितम् ।५६॥**

જે વ્રણના બે હોઠ (ચામડીની ધાર, કિનાર) સુકાઈ જઈને લોહી વિનાના થઈ ગયા હોય તે વ્રણના હોઠને શસ્ત્રથી જરાજરા જ છોલવા અને એ રીતે જ્યાર ચામડીની કિનાર પર લોહી આવે, ત્યારે વ્રણને સીવી લેવો (ટેભા મારવા), કારણ કે લોહી વ્રણને સાંધે છે

કયા પ્રસગે શાના પાટા વાપરવા?

**बन्धनानि तु देशादीन् वीक्ष्य युञ्जीत तेषु च ।**
**आविकाजिनकौशेयमुष्ण, क्षौम तु शीतलम् ।५७॥**
**शीतोष्ण तूलसन्तानकार्पासस्नायुवल्कजम् ।**
**ताम्रायस्त्रपुसीसानि व्रणे मेद कफाधिके ॥५८॥**
**भङ्गे च युञ्ज्यात्फलक चर्मवल्ककुशादि च ।**

તેમા (વ્રણોમા) દેશ, (કાલ, સાત્મ્ય) વગેરે બાબતોનો વિચાર કરીને પાટો બાધવો ઊનનો (ગરમ કાપડનો), ચામડાનો અને રેશમી પાટો ગરમ છે, ક્ષૌમ વસ્ત્રનો પાટો ઠડો છે તથા શાલ્મલી વગેરે વૃક્ષના રેસામાથી બનાવેલા કાપડનો, સુતરાઉ કાપડનો, સ્નાયુઓના કાપડનો અને ઝાડની છાલનો બનાવેલો પાટો ઠડા અને ગરમ બંને ગુણવાળો છે જો વ્રણમા ચરબી અને કફ વધારે હોય તો તાંબાનો, લોખંડનો, કલાઈનો અને સીસાનો પાટો બાધવો જો હાડકુ ભાંગ્યું હોય તો (તાબાનો, લોખંડનો, કલાઈનો, સીસાનો પગે) લાકડાની ચીપ, ચામડુ, ઝાડની છાલ, વાંસની ચીપ વગેરે બાધવા.

પાટાના પંદર આકાર અને સ્થાન

**स्वनामानुगताकारा बन्धास्तु दश पञ्च च॥५९॥**
**कोशस्वस्तिकमुत्तोलीचीनदामानुवेल्लितम् ।**
**खट्वाविबन्धस्थगिकावितानोत्सङ्गगोफणा ६०॥**

**यमकं मण्डलाख्यं च पञ्चाङ्गी चेति योजयेत् ।**
**यो यत्र सुनिविष्टः स्यात्तं तेषां तत्र बुद्धिमान् ॥६१**
**(विदध्यात्तेषु तेष्वेव कोशमङ्गुलिपर्वसु ।**
**स्वस्तिकं कर्णकक्षादिस्तनेषूक्तं च सन्धिषु ॥१॥**
**मुत्तोलीं मेढ्रग्रीवादौ युञ्ज्याच्चीनमपाङ्गयो ।**
**सम्बाधेऽङ्गे तथा दाम, शाखास्वेवानुवेल्लितम् ॥२**
**खट्वां गण्डे हनौ शङ्खे, विबन्धं पृष्ठकोदरे ।**
**अङ्गुष्ठाङ्गुलिमेढ्राग्रे स्थगिकामन्त्रवृद्धिषु ॥३॥**
**वितानं पृथुलाङ्गादौ तथा शिरसि चेरयेत् ।**
**विलम्बिनि तथोत्सङ्गं, नासौष्ठचिबुकादिषु ॥४॥**
**गोष्फणं सन्धिषु तथा, यमकं यमिके व्रणे ।**
**वृत्तेऽङ्गे मण्डलाख्यं च, पञ्चाङ्गीं चोर्ध्वजत्रुषु ॥५॥)**

કોશ, સ્વસ્તિક, મુત્તોલી (પ્રતાલી), ચીન, દામ, અનુવેલ્લિત, ખટ્વા, વિબંધ, સ્થગિકા, વિતાન, ઉત્સંગ, ગોષ્ફણ, યમક, મંડલાખ્ય અને પંચાંગી એ પંદર પ્રકારના પાટા છે દરેક પાટાનો આકાર પોતપોતાના નામવાળી વસ્તુના આકાર જેવો હોય છે એ પંદર પાટામાંથી જે જે જાતનો પાટો જ્યાં (જે ભાગમાં) બરાબર ગોઠવાઈને બંધ બેસે ત્યાં બુદ્ધિશાળી વૈદ્યે બાંધવો

(૧) કમળના પોટા જેવો પાટો બંધાય તેને કોશબંધ કહે છે ચોકડી જેવો પાટો બંધાય તેને સ્વસ્તિકબંધ કહે છે સરિયામ રસ્તા જેવો સપાટ અને કરોળિયાના જાળા જેવા છિદ્રોવાળો પાટો બંધાય તેને મુત્તોલી કે પ્રતોલીબંધ કહે છે (મુત્તોલી=તારના શીકા જેવી બનાવટની છાબડી) ઘણા ચીરાઓથી બાંધવામાં આવતા પાટાને ચીનબંધ કહે છે સ્ત્રીઓ દામણી (બંધી) બાંધે છે, એવા આકારનો પાટો બંધાય તેને દામબંધ કહે છે પાટાની પાછળના ભાગમાં આંટા (વળ) દઈને પાટો બંધાય તેને અનુવેલ્લિત બંધ કહે છે ખાટલાના આકારમાં પાટો બંધાય તેને ખટ્વા બંધ કહે છે જાતજાતના બંધોથી બંધાતા છ ગાંઠોવાળા પાટાને વિબંધબંધ કહે છે દરજીની આંગળીએ પહેરવાની અંગૂઠી (ટોટી) જેવો પાટો બંધાય તેને સ્થગિકાબંધ કહે છે ચંદરવા જેવો પાટો બાંધવામાં આવે તેને વિતાનબંધ કહે છે ખોળા જેવા આકારનો કે ઢાળ પડતો પાટો બાંધવામાં આવે તેને ઉત્સંગબંધ કહે છે ગોફણ જેવા આકારનો પાટો બાંધવામાં આવે તેને ગોફણબંધ કહે છે જોડારૂપે બાંધવામાં આવતા પાટાને યમકબંધ કહે છે ટોપીની માફક ગોળ આકારમાં જે પાટો બંધાય છે તેને મંડલબંધ કહે છે પાંચ તરફથી બાંધવામાં આવતા પાટાને પંચાંગીબંધ કહે છે

આંગળીના વેઢા ઉપર કોશબંધ, કાન, બગલ, સ્તન અને સાંધા ઉપર સ્વસ્તિક બંધ, મૂત્રેન્દ્રિય, ડોક વગેરે ઉપર મુત્તોલીબંધ, આંખના લમણા તરફના ખૂણા ઉપર ચીનબંધ, સાંકડી જગાએ દામબંધ, હાથપગરૂપી શાખાઓ ઉપર અનુવેલ્લિતબંધ, ગંડ (ચહેરાની એક તરફની આખી બાજુ), હડપચી અને કપાળના હાડકાં ઉપર ખટ્વાબંધ, બરડા અને પેટ ઉપર વિબંધબંધ, અંગૂઠાના, આંગળીના અને મૂત્રેન્દ્રિયના ટેરવા ઉપર તથા આંત્રવૃદ્ધિરોગ (સારણગાંઠ) ઉપર સ્થગિકાબંધ, લાંબા પહોળા અંગ ઉપર તથા માથા ઉપર વિતાનબંધ, લબડતા ભાગ ઉપર ઉત્સંગબંધ, નાક, હોઠ, હડપચી વગેરે ઉપર તથા સાંધાઓ ઉપર ગોફણબંધ, બે ઘા સાથેસાથે હોય તો યમકબંધ, ગોળ ભાગ ઉપર મંડલબંધ અને ગળાની હાંસડીથી ઉપરના ભાગમાં પંચાંગી બંધ બાંધવો)

**કયા ભાગમાં અને કયા દોષમાં કેવી રીતે બાંધવું અને પાટો કેટલે કેટલે વખતે છોડવો?**

**बध्नीयाद्गाढमूरुस्फिक्कक्षावङ्क्षणमूर्धसु ।**
**शाखावदनकर्णोरःपृष्ठपार्श्वगलोदरे ॥ ६२ ॥**
**समं मेहनमुष्के च, नेत्रे सन्धिषु च श्लथम् ।**
**बध्नीयाच्छिथिलस्थाने वातश्लेष्मोद्भवे समम् ॥६३**
**गाढमेव समस्थाने, भृशं गाढं तदाशये ।**
**शीते वसन्तेऽपि च तौ मोक्षणीयौ**
**त्र्यहात्त्र्यहात् ॥ ६४ ॥**
**पित्तरक्तोत्थशोफेऽबन्धो गाढस्थाने समो मतः ।**
**समस्थाने श्लथो, नैव शिथिलस्याशये तथा ॥**
**सायं प्रातस्तयोर्मोक्षो ग्रीष्मे शरदि चेष्यते ।**

સાથળ, ફૂલા, બગલ, સાથળના વંક્ષ, માથું એટલા અંગ ઉપર પાટો તાણીને બાંધવો હાથપગ, મોં, કાન, છાતી, પીઠ, પડખાં, ગળું, પેટ, મૂત્રેન્દ્રિય અને અંડ એટલાં અંગ ઉપર પાટો તાણીને નહિ તેમ ઢીલો પણ નહિ એવી રીતે બાંધવો. આંખ પર અને હાડકાના સાંધા પર ઢીલો પાટો બાંધવો

શરીરના જે ભાગ પર ઢીલો પાટો બાંધવાનું કહ્યું છે, તે ભાગ પર વાયુથી કે કફથી વ્રણ થયું હોય તો ઢીલોયે નહિ અને તાણીનેયે નહિ એવો સમધારણ પાટો બાંધવો શરીરના જે ભાગ ઉપર સમધારણ પાટો બાંધવાનું કહ્યું છે તે ભાગ પર વાયુથી કે કફથી વ્રણ થયું હોય તો તાણીને પાટો બાંધવો જે આશય એટલે સ્થાન પર (શ્લોક ૬૧॥) તાણીને પાટો બાંધવાનું કહ્યું છે તે સ્થાનમાં વાયુથી કે કફથી વ્રણ થયું હોય

તો ખૂબ તાણીને પાટો બાંધવો વાયુથી કે કફથી થયેલા વ્રણના પાટા શિયાળામા (હેમંત અને શિશિરમાં) અને વસંતમા ત્રણત્રણ દિવસને અંતરે છોડવા

જે અંગો ઉપર (શ્લોક ૬૧॥) તાણીને પાટો બાંધવાનુ કહ્યુ છે તે અંગો પર પિત્તથી કે લોહીથી વ્રણ થયુ હોય તો સમધારણ પાટો બાંધવો જે અંગો ('શાખા'થી 'મુષ્ક' સુધી) ઉપર સમધારણ પાટો બાંધવાનું કહ્યુ છે તે અંગો પર પિત્તથી કે લોહીથી વ્રણ થયુ હોય તો ઢીલો પાટો બાંધવો અને જે ભાગો (સ્તન અને સાંધા) પર ઢીલો પાટો બાંધવાનુ કહ્યુ છે, તે અંગો પર પિત્તથી કે લોહીથી વ્રણ થયુ હોય તો પાટો સમૂળગો બાંધવો નહિ પિત્તથી અને લોહીથી થયેલા વ્રણમા ગ્રીષ્મ અને શરદઋતુમા સવારે અને સાંજે એમ રોજ બે વાર પાટો છોડવો (વાયુ અને કફથી થયેલા વ્રણમા પણ ગ્રીષ્મ અને શરદઋતુમા રોજ સવારે અને સાંજે પાટો છોડવો)

### પાટો ન બાંધવાથી નુકસાન

**अबद्धो दंशमशकशीतवातादिपीडितः ॥ ६६ ॥**
**दुष्टीभवेच्चिरं चात्र न तिष्ठेत्स्नेहभेषजम् ।**
**कृच्छ्रेण शुद्धिं रूढिं वा याति रूढो विवर्णताम् ॥**

જો વ્રણ (ઘા) પર પાટો ન બાંધવામા આવે તો કરડનારા કે ડંખ મારનારા પ્રાણીઓના બચકાથી કે ડંખથી, મચ્છરથી, ઠંડીથી, પવનથી, (ધૂળ, ધુમાડો) વગેરેથી ઘામા પીડા થાય છે તેથી ઘા બગડે, ઘામા દવા તરીકે મૂકેલો સ્નેહ ઘામા લાંબો વખત રહે નહિ (નીકળી જાય), ઘામાથી બગાડ બરાબર ન નીકળી શકવાથી ઘા મહામહેનતે સાફ થાય છે, ઘા બરાબર જોડાયેલો ન રહેવાથી મહામહેનતે રુઝાય અને રુઝાયા પછી પણ રુઝાયેલા ઘાની ચામડીનો રંગ બાકીના શરીરની ચામડીના રંગથી જુદો પડે

### પાટો બાંધવાના ફાયદા

**यस्तु चूर्णितो भग्नो निश्लिष्ट पाटितोऽपि वा ।**
**छिन्नस्नायुसिरोऽप्याशु सुखं संरोहति व्रणः ॥६८**
**उत्थानशयनाद्यासु सर्वेहासु न पीड्यते ।**
**उद्वृत्तौष्ठः समुत्सन्नो विषमः कठिनोऽतिरुक् ॥६९**
**समो मृदुररुक् शीघ्रं व्रणः शुध्यति रोहति ।**

કચરાવાથી (છૂંદાવાથી, પછાડ લાગવાથી), ભાગવા તૂટવાથી, હાડકુ ઊતરી જવાથી, ચિરાઈ જવાથી કે સ્નાયુઓ અને શિરાઓ તૂટી જવાથી વ્રણ થયુ હોય તોપણ તેના પર પાટો બાંધવાથી તે સહેલાઈથી જલદી રુઝાઈ જાય છે, ઊઠવાની, સૂવાની વગેરે ક્રિયાઓ કરતા ઘામાં દુખાવો થતો નથી, ઘાની કિનારો (પાળ) ઊંચી વળી ગઈ હોય કે ઘા બધી બાજુથી સૂજી ગયો હોય કે બીજી રીતે વિષમ હોય (સપાટ કે સરખો ન હોય) તોપણ પાટો બાંધવાથી તે સમ (સરખો) થઈ જાય છે, કઠણ ઘા પોચો થાય છે અને બહુ પીડાવાળો ઘા પીડા વિનાનો બને છે વળી પાટો બાંધવાથી ઘા ઝટ સાફ થાય છે અને રુઝાય છે

**स्थिराणामल्पमांसानां रौक्ष्यादनुपरोहताम् ॥**
**प्रच्छाद्यमौषधं पत्रैर्यथादोषं यथर्तु च ।**
**अजीर्णतरुणाच्छिद्रैः समन्तात्सुनिवेशितैः ॥ ७१ ॥**
**धौतैरकर्कशैः क्षीरिभूर्जार्जुनकदम्बजैः ।**

લાંબા વખતથી રુઝાતા ન હોય એવા (સ્થિર), જેમા માંસ થોડુ જ ભરાતું (ઊગતુ) હોય એવા અને લૂખાશને લીધે રુઝાતા ન હોય એવા ઘા માટે કલ્ક, સ્નેહ વગેરે જે ઔષધ વાપરવાનુ હોય તે ઔષધ વાપરીને પછી ક્ષીરીવૃક્ષના, ભોજપત્રના ઝાડના, સાદડના ઝાડના કે કદંબના ઝાડના દોષ અને ઋતુને યોગ્ય હોય એવા, પાકાયે ન હોય, તદ્દન નાનાયે ન હોય અને કાણાવાળા કે ફાટેલાંતૂટેલાં ન હોય એવા તથા કરકરા ન હોય એવાં પાદડા ધોઈને બધી બાજુએ બરાબર ગોઠવીને એ પાદડા વડે એ ઔષધને બરાબર ઢાંકી દેવું

(ક્ષીરીવૃક્ષ=વડ, પીપળો, પારસપીપળો, ઉંમરડો (ગુલર) વગેરે દૂધ ઝરતા ઝાડ દોષ અને ઋતુને યોગ્ય પાદડાના ગુણ—દા ત વાયુથી થયેલા વ્રણમાં અને ઠંડીની ઋતુમા સ્નિગ્ધ અને ઉષ્ણ, પિત્તથી થયેલા વ્રણનાં અને ગરમીની ઋતુમા ઠંડક આપે એવાં, કફથી થયેલા વ્રણમા અને વસંતઋતુમા લૂખા અને ગરમ પાદડાનો ઉપયોગ કરવો)

### કયા વ્રણને પાટો ન બાંધવો?

**कुष्ठिनामग्निदग्धानां पिटिकामधुमेहिनाम् ॥ ७२ ॥**
**कर्णिकाश्चोन्दुरुविषे क्षारदग्धा विषान्विताः ।**
**बन्धनीया न मांसपाके गुदपाके च दारुणे ॥७३॥**
**शीर्यमाणाः सरुग्दाहाः शोफावस्थाविसर्पिणः ।**

ચામડીના રોગવાળાના વ્રણ, અગ્નિથી દાઝેલાના વ્રણ, મધુમેહના રોગીની પીટિકા (પાઠુ), ઉંદરના ઝેરને લીધે માંસ વધીને થયેલા ઢીમડા, ક્ષારથી બાળેલા વ્રણ, ઝેરવાળા વ્રણ, માંસ પાકતું (સડતુ) હોય, ગુદા ભયંકર રીતે પાકતી હોય, સડીને માંસ ખરી પડતું હોય એવા વ્રણ, પીડાવાળા વ્રણ, દાહ બળતી હોય એવા વ્રણ, ગમે તે અવસ્થામા પણ સૂજેલા રહેતા હોય એવા વ્રણ અને રતવાવાળા વ્રણ—એ તેર પ્રકારના

વ્રણ પર પાટો બાંધવો નહિ

ઘામાં જીવાત કેવી રીતે પડે તે કાઢવાનો ઉપાય

अरक्षया व्रणे यस्मिन् मक्षिका निक्षिपेत्कृमीन् ॥
ते भक्षयन्तः कुर्वन्ति रुजाशोफास्रसंस्रवान् ।
सुरसादिं प्रयुञ्जीत तत्र धावनपूरणे ॥ ७५ ॥
सप्तपर्णकरञ्जार्कनिम्बराजादनत्वचः ।
गोमूत्रकल्कितो लेपः सेकः क्षाराम्बुना हितः ॥
प्रच्छाद्य मांसपेश्या वा व्रणं तानाशु निर्हरेत् ।

ઘાનુ રક્ષણ ન કરવાથી માખીઓ ઘામાં જે કીડા મૂકે છે તે કીડા ઘાને અંદરથી કોરી ખાય છે અને તેથી પીડા અને સોજો થાય છે તથા લોહી ટપકે છે તે ઘાને ધોવા માટે અને ઘામાં ભરવા માટે સુરસાદિ ગણનો ઉપયોગ કરવો સાતવણ, કણજી, આકડો, લીમડો અને રાયણ એટલા ઝાડની અંતર છાલને ગાયના મૂતરમાં વાટીને લેપ કરવો અને ક્ષારનું પાણી છાંટવું કે રેડવું એ હિતકર છે, અથવા ઘા ઉપર બીજા પ્રાણીની માંસપેશીઓ ઢાંકીને (એ માંસ ખાવા કીડા ઉપર આવે ત્યારે) તેમને તરત કાઢી નાખવા

દોષવાળા વ્રણને ઝટ રુઝવવાથી નુકસાન

न चैनं त्वरमाणोऽन्तः सदोषमुपरोहयेत् ॥७७॥
सोऽल्पेनाप्यपचारेण भूयो विकुरुते यतः ।

વ્રણમાં (ઘામાં) જરા પણ દોષ રહ્યો હોય ત્યાં સુધી ઘાને ઉતાવળ કરીને રુઝવવો નહિ, કારણ કે એ રીતે રુઝવેલો ઘા સહેજ પણ કુપથ્ય થતાં ફરી પાછો ઊથળે છે

રુઝાયા પછી પણ છસાત માસ સુધીની પરેજ

रूढेऽप्यजीर्णव्यायामव्यवायादीन् विवर्जयेत् ॥
हर्षं क्रोधं भयं चापि यावदास्थैर्यसम्भवात् ।
आदरेणानुवर्त्योऽयं मासान् षट्
सप्त वा विधिः ॥ ७९ ॥

ઘા રુઝાઈ જાય ત્યાર પછી પણ રૂઝ સ્થિર ન થાય ત્યાં સુધી અજીર્ણ (અપચો), કસરત (મહેનત) મૈથુન વગેરે તથા હરખ, ક્રોધ અને ભયનો ત્યાગ કરવો આ વિધિ છ કે સાત માસ સુધી ખરા દિલથી (આદરથી) પાળવો

ન કહેલી પરિસ્થિતિમાં શું કરવું ?

उत्पद्यमानासु च तासु तासु
वार्तासु दोषादिबलानुसारी ।
तैस्तैरुपायैः प्रयतश्चिकित्से-
दालोचयन् विस्तरमुत्तरोक्तम् ॥८०॥

(માખી કીડા મૂકી જાય ત્યારે શું કરવું એ તો કહ્યુ પણ વ્રણમાં જેટલું જેટલું બનવું સંભવિત છે તે બધું કંઈ વિગતવાર કહી શકાય નહિ માટે) જુદીજુદી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે દોષ, દૂષ્ય, કાળ વગેરે બાબતોનો વિચાર કરીને વૈદ્યે ઉત્તરસ્થાનમાં વ્રણ, સદ્યોવ્રણ અને ભગંદરના ઉપાયમાં જે કંઈ વિગત વાર કહ્યું છે તેનો વિચાર કરીને જુદાજુદા ઉપાયોથી ઉપચાર કરવા.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने शस्त्रकर्मविधि-
र्नामैकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

## અધ્યાય ૩૦ મો : ક્ષારાગ્નિકર્મવિધિ

હવે પછી ક્ષારકર્મ (ક્ષાર મૂકીને બાળવાની ક્રિયા અને અગ્નિકર્મ (ડામ દેવાની ક્રિયા)ના વિધિ વિષેનો અધ્યાય શરૂ કરવામાં આવે છે જેમ શસ્ત્રથી ચીરવા વગેરેની ક્રિયા કરીને એ રીતે મટી શકે એવા રોગના ઉપાય કરવામાં આવે છે, તેમ ક્ષારથી બાળીને અને અગ્નિથી ડામ દઈને મટાડી શકાય એવા રોગના ઉપાય કરવામાં આવે છે તેથી કહે છે કે—

अथातः क्षाराग्निकर्मविधिमध्यायं
व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે પછી ક્ષારકર્મ અને અગ્નિકર્મના વિધિ વિષેનો અધ્યાય અમે સમજાવીશુ તે વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

શસ્ત્રો અને અનુશસ્ત્રોમાં ક્ષાર શ્રેષ્ઠ હોવાનું કારણ

सर्वशस्त्रानुशस्त्राणां क्षारः श्रेष्ठो बहूनि यत् ।
छेद्यभेद्यादिकर्माणि कुरुते विषमेष्वपि ॥ १ ॥
दुःखावचार्यशस्त्रेषु तेन सिद्धिमपात्सु च ।
अतिकृच्छ्रेषु रोगेषु यच्च पानेऽपि युज्यते ॥ २ ॥

ક્ષારથી છેદન, ભેદન (પાટન, લેખન) વગેરે અનેક ક્રિયા કરી શકાતી હોવાથી, શરીરના વિષમ (સમ ન હોય એવા ખાચાખૂંચીવાળા) ભાગોમાં પણ ક્ષારનો ઉપયોગ થઈ શકતો હોવાથી, (નાકનું અર્બુદ વગેરે) જે રોગોમાં શસ્ત્રનો ઉપયોગ કરવો મુશ્કેલ હોય ત્યાં પણ ક્ષારનો ઉપયોગ કરી શકાતો હોવાથી, તેનાથી (શસ્ત્રથી) મટી ન શકે એવા (દુષ્ટ વ્રણ જેવા) બહુ દુઃસાધ્ય રોગોમાં પણ ક્ષાર વાપરી શકાતો હોવાથી, ક્ષારનો પીવામાં પણ (પીવાની દવા તરીકે પણ) ઉપયોગ થઈ શકતો હોવાથી ક્ષાર બધાં શસ્ત્રો અને અનુશસ્ત્રોમાં ઉત્તમ છે

### કયા રોગમાં ક્ષાર પીવો?

**स पेयोऽर्शोऽग्निसादाश्मगुल्मोदरगरादिषु ।**

હરસ, મંદાગ્નિ, પથરી, ગોળો, ઉદરરોગ, ગર (કૃત્રિમ ઝેર), આનાહ (શૂળ) વગેરે રોગોમાં ક્ષાર પિવાય છે

### કયા રોગોમાં ક્ષારનો લેપ કરવો?

**योज्यः साक्षान्मषश्वित्रबाह्यार्शःकुष्ठसुप्तिषु ॥३॥**
**भगन्दरार्बुदग्रन्थिदुष्टनाडीव्रणादिषु ।**

મષ, ધોળો કોઢ, હરસના મસા ગુદાની બહાર નીકળ્યા હોય તે રોગ, ચામડીના રોગ, સ્વાપ, ભગંદર, અર્બુદ, રસોળી, દુષ્ટ નાડીવ્રણ વગેરે રોગોમાં ક્ષારનો લેપ કરવો

### કયા રોગમાં ક્ષાર પીવામાં કે લેપમાં (કોઈ રીતે) ન વાપરવો?

**न तूभयोऽपि योक्तव्यः पित्ते रक्ते चलेऽबले ॥४॥**
**ज्वरेऽतिसारे हृन्मूर्धरोगे पाण्ड्वामयेऽरुचौ ।**
**तिमिरे कृतसंशुद्धौ श्वयथौ सर्वगात्रगे ॥ ५ ॥**
**भीरुगर्भिण्यृतुमतीप्रोद्वृत्तफलयोनिषु ।**
**अजीर्णेऽन्नद्विषि शिशौ वृद्धे धमनीसन्धिमर्मसु ॥ ६ ॥**
**तरुणास्थिसिरास्नायुसेवनीगलनाभिषु ।**
**देशेऽल्पमांसे वृषणमेढ्रस्रोतोनखान्तरे ॥ ७ ॥**
**वर्त्मरोगादृतेऽक्ष्णोश्च शीतवर्षोष्णदुर्दिने ।**

પિત્ત, લોહી કે વાયુથી થતા રોગમાં, નબળા માણસને થયેલા રોગમાં, તાવ, અતિસાર, હૃદયના રોગ, માથાના રોગ, પાંડુરોગ, અરુચિ, તિમિર એટલા રોગોમાં, જેનું સંશોધન કર્યું હોય તેને આખા શરીરે આવેલા સોજાના રોગમાં, બીકણને, ગર્ભિણીને, અટકાવવાળી (રજસ્વલા) ને ઉ ૩૨।૧ થી ૩૩માં કહેલી ઉદાવૃત્તા યોનિવ્યાપદ્‌વાળીને, ખોરાક ન પચ્યો હોય તે સ્થિતિમાં બાળકને, ઘરડાને ધમની ઉપર, સાંધા ઉપર અને મર્મ ઉપર, કુમળા હાડકાં, શિરા, સ્નાયુ, સેવની, ગળું અને ડૂંટી ઉપર, થોડા માંસવાળા ભાગ ઉપર; અંડ, મૂત્રેન્દ્રિય, સ્રોત, આંગળી અને નખના વચગાળામાં, પોપચાં પાંપણના રોગો સિવાયના બીજા આંખના રોગોમાં, હેમંત અને શિશિરઋતુમાં વર્ષાઋતુમાં, ગ્રીષ્મઋતુમાં અને આકાશ વાદળથી ઘેરાયેલું હોય તે દિવસે—એટલા રોગોમાં, એટલા માણસોને એટલી જગ્યાએ અને એટલા સમયે પીવામાં કે ચોપડવામાં (એ બેમાંથી એકે રીતે) ક્ષાર વાપરવો નહિ

(પ્રોદ્‌વૃત્તફલયોનિ—સ્ત્રીનું રજ ગર્ભ રહેવા રૂપી ફળના સાધનરૂપ હોવાથી રજને પણ ફળ કહે છે તેથી જે યોનિમાંથી ફળ (=રજ) ઊંચે ચડી ગયું હોય તે યોનિને પ્રોદ્‌વૃત્તફલયોનિ અથવા ઉદાવૃત્તા યોનિ કહે છે)

### મધ્યમ ક્ષાર

**कालमुष्ककशम्याककदलीपारिभद्रकान् ॥ ८ ॥**
**अश्वकर्णमहावृक्षपलाशास्फोतवृक्षकान् ।**
**इन्द्रवृक्षार्कपूतीकनक्तमालाश्वमारकान् ॥ ९ ॥**
**काकजङ्घामपामार्गमग्निमन्थाग्नितिल्वकान् ।**
**सार्द्रान् समूलशाखादीन् खण्डशः परिकल्पितान् ॥१०॥**
**कोशातकीश्चतस्रश्च शूकं नालं यवस्य च ।**
**निवाते निचयीकृत्य पृथक् तानि शिलातले ॥११॥**
**प्रक्षिप्य मुष्ककचये सुधाश्मानि च दीपयेत् ।**
**ततस्तिलानां कुतलैर्दग्धेष्वाग्नौ विगते पृथक् ॥१२**
**कृत्वा सुधाश्मनां भस्म द्रोणं त्वितरभस्मनः ।**
**मुष्ककोत्तरमादाय प्रत्येकं जलमूत्रयोः ॥ १३ ॥**
**गालयेदर्धभारेण महता वाससा च तत् ।**
**यावत्पिच्छिलरक्ताच्छस्तीक्ष्णो जातस्तदा च तम् ॥ १४ ॥**
**गृहीत्वा क्षारनिष्यन्दं पचेल्लोहीं विघट्टयन् ।**
**पच्यमाने ततस्तस्मिंस्ताः सुधाभस्मशर्कराः ॥१५**
**शुक्तीः क्षीरपकं शङ्खनाभीश्चायसभाजने ।**
**कृत्वाऽग्निवर्णान्यहुशः क्षारोत्थे कुडवोन्मिते ॥१६**
**निर्वाप्य पिष्ट्वा तेनैव प्रतीवापं विनिक्षिपेत् ।**
**श्लक्ष्णं शङ्खदक्षशिखिगृध्रकङ्ककपोतजम् ॥ १७ ॥**
**चतुष्पात्पक्षिपित्तालमनोह्वालवणानि च ।**
**परितः सुतरां चातो दर्व्या तमनघट्टयेत् ॥ १८ ॥**
**सवाष्पैश्च यदोत्तिष्ठेद्बुद्बुदैर्लेहवद्घनः ।**
**अवतार्य तदा शीतो यवराशावयोमये ॥ १९ ॥**
**स्थाप्योऽयं मध्यमः क्षारो**

કાલમુષ્કક (મોખ), ગરમાળો, કેળ, દેવદાર, રાન, થોર, ખાખરો, ગરણી, ઈન્દ્રજવ, ઇન્દ્રવૃક્ષ (અર્જુન, કડાયો), આકડો, પૂતિકરંજ, કણજી, ઘાણી કણેર, અઘેડી, અઘેડો, અરણી, ચિત્રો, લોધર, આટલાં ઝાડના જરા લીલા (ને લીલા ન મળે તો પાણીમાં પલાળીને જરા લીલા બનાવેલા) મૂળિયાં, ડાળી વગેરે (એટલે એ વૃક્ષોના પાંચે અંગ) ના (કુહાડી, સૂડી વગેરેથી) ઝીણાઝીણા ટુકડા કરવા. પછી ચારે જાતની કોશાતકી (=ગલકું, તૂરિયું, કડવાં તૂરિયાં વગેરે=ધારાકોશાતકી, મહાકોશાતકી, હસ્તિકોશાતકી, તિક્તકોશાતકી), જવ,

વાસી, જવ—એ ૨૫ વસ્તુઓના જુદાજુદા ઢગલા પથ્થર પર કરવા. પછી મુષ્કકના ઢગલામા કળીચૂનાના ઢેફા નાખવાં પછી બધા ઢગલાને તલના ફોતરા વડે જુદા જુદા સળગાવવા જ્યારે આગનું આપોઆપ બધ થાય (બધુ બળી રહ્યા પછી દેવતા આપોઆપ હોલવાઈ જાય) ત્યારે મુષ્કકના ઢગલામાથી ચૂનાની ભસ્મ જુદી કાઢી લેવી એ ચૂનાની ભસ્મ એક દ્રોણ અલગ રાખવી અને બીજા બધા દ્રવ્યોની ભસ્મ પણ સરવાળે એક દ્રોણ અલગ રાખવી બીજા બધા દ્રવ્યોની કુલ એક દ્રોણ ભસ્મમા મુષ્કકની ભસ્મનું પ્રમાણ વધારે લેવું પછી એક કડાઈ પર જાડુ કપડુ બાધીને તે કપડામા મુષ્કક વગેર દ્રવ્યોની એક દ્રોણ ભસ્મ નાખીને તેમા અડધો ભાર પાણી અને અડધો ભાગ ગાયનું મૂતર નાખીને એ ભસ્મને કપડામાથી કડાઈમા ગાળવી ગાળેલું પાણી અને મૂતર પિચ્છિલ, રાતુ, નીતર્યું અને તીક્ષ્ણ થાય ત્યા સુધી ફરીફરીને એ ભસ્મ ઓગાળ્યા કરવી. પછી એ ક્ષારના પાણીને એ જ કડાઈમા પકવવુ પકવતા પકવતા હલાવ્યા કરવુ (જેથી ચોંટે નહિ), પછી જ્યારે ચાકતું હોય (ઊકળતુ હોય) ત્યારે પેલી જુદી રાખેલી ચૂનાની ભસ્મના ઢેફા, છીપોલીઓ, ચાક (ખડી), અને શખનો ગરભ એ ચાર વાનાનો પ્રતિવાપ કરવો (પ્રતિવાપ કરવાની રીત.) ઉપરના ચારે વાનાં અગ્નિમા તપાવીને લાલચોળ કરવાં પછી ક્ષારનુ ૩૨ તોલા ઊકળતું પાણી એક લોખંડની કડાઈમાં જુદુ કાઢીને તેમાં પેલા તપાવેલા ચાર વાના નાખવા પછી એ ચાર વાના ઠડા પડે એટલે ફરીને દેવતા પર તપાવવાં અને પાછાં ક્ષારના એના એ જ પાણીમાં નાખવાં એવું અનેકવાર કર્યા પછી એ ચાર વાનાને એ જ પાણીથી વાટીને તે બધું (ક્ષારનું ૩૨ તોલા પાણી અને ચૂનાની ભસ્મ વગર વાટેલા ચાર વાનાં) પેલા ઊકળ્યા કરતા ક્ષારના પાણીમાં પ્રતિવાપરૂપે નાખવુ વળી કૂકડો, મોર, ગીધ, કકપક્ષી અને હોલો એટલાં પક્ષીઓની હગારને બારીક લસોટીને તે પણ પ્રતિવાપ તરીકે નાખવું તેમજ પશુઓ અને પક્ષીઓનુ પિત્ત, હરતાલ, મનશીલ અને નિપત વગેરે પાંચ લવણ પણ એમાં પ્રતિવાપ તરીકે નાખવા. આ બધું પ્રતિવાપ તરીકે નાખ્યા પછી કડછીથી ચાર બાજુએ પુષ્કળ હલાવવું અને ઘટ્ટ બનાવવું જ્યારે એ ક્ષારનું પાણી વરાળવાળા પરપોટા નાખે લેહ (ચાટણ) જેવુ ઘટ્ટ થાય, ત્યારે તેને દેવતા પરથી ઉતારી લેવું પછી એ ઠડુ પડે ત્યારે એને લોખંડના વાસણમાં ભરીને જવના ઢગલામાં (સાત રાત સુધી) મૂકી રાખવું આને મધ્યમ ક્ષાર કહે છે

### મૃદુ ક્ષાર અને તીક્ષ્ણ ક્ષાર

न तु पिष्ट्वा क्षिपेन्मृदौ ।
निर्वाप्यापनयेत्तीक्ष्णे पूर्ववत् प्रतिवापनम् ॥ २० ॥
तथा लाङ्गलिकादन्तिचित्रकातिविषावचाः ।
स्वर्जिकाकनकक्षीरिहिङ्गुपूतीकपल्लवाः ॥ २१ ॥
तालपत्रीं बिडं चेति सप्तरात्रात्परं तु स ।
योज्य.

મધ્યમ ક્ષાર બનાવવા માટે જે કરવાનુ કહ્યુ છે તે બધુ કરવુ પણ કળી—ચૂનાના ઢેફાં વગેરે ચાર વસ્તુઓ વાટીને નાખવાને બદલે આખી નાખવી અને નાખીને તરત કાઢી લેવી બીજુ બધુ મધ્યમ ક્ષારની માફક કરવુ આને મૃદુ ક્ષાર કહે છે

તીક્ષ્ણ ક્ષાર બનાવવા માટે મધ્યમ ક્ષાર બનાવવા માટે જે કહ્યુ છે તે બધું તો કરવુ જ, પણ વધારામા પ્રતિવાપ તરીકે મધ્યમ ક્ષાર માટેના પ્રતિવાપના દ્રવ્યો ઉપરાત જળપીપળી, દતીમૂળ, ચિત્રો, અતિવિષની કળી, વજ, નાજીખાર, ધંતૂરા, ક્ષીરી, હિંગ, કસજીનાં પાદડા, ઘોળી મૂસળી, બીડલવણ એટલું નાખવું આ ક્ષાર (ત્રણે ક્ષાર) સાત રાત જવના ઢગલામાં રાખ્યા પછી વાપરવા

### કયા ક્ષારનો કયા રોગમા ઉપયોગ કરવો?

तीक्ष्णोऽनिलश्लेष्ममेदोजेष्वर्बुदादिषु ॥२२॥
मध्येष्वेष्वेव मध्योऽन्यः पित्तास्रगुदजन्मसु ।
बलार्थं क्षीणपानीये क्षाराम्बु पुनरावपेत् ॥२३॥

વાયુ, કફ કે ચરબીથી થયેલા ક્ષારથી મટે એવા અર્બુદ વગેરે રોગો જો ઉગ્ર સ્વરૂપમાં થયા હોય તો તીક્ષ્ણ ક્ષાર વાપરવો એ જ રોગો (વાયુ, કફ કે ચરબીથી થયેલા, ક્ષારથી મટે એવા અર્બુદ વગેરે રોગો) જો સાધારણ સ્વરૂપમા થાય હોય તો મધ્યમ ક્ષાર વાપરવો. પિત્ત અને લોહીથી થયેલા હરસ માટે બીજો (એટલે મૃદુ) ક્ષાર વાપરવો

ક્ષારમાં પાણી ઓછું થઈ જાય (ક્ષાર ઘટ્ટ થઈ જાય) તો તેનું બળ કાયમ રાખવા માટે ફરીથી ક્ષારનું બીજુ પાણી ઉમેરવું (ક્ષારનું પાણી ક્ષારવિધિ પ્રમાણે તૈયાર કરેલું હોવું જોઈએ.)

### ક્ષારના ગુણ

नातितीक्ष्णमृदुः श्लक्ष्णः पिच्छिलः
शीघ्रगः सितः ।
शिखरी सुखनिर्वाप्यो न विष्यन्दी न चातिरुक् ॥
क्षारो दशगुणः शस्त्रतेजसोरपि कर्मकृत् ।
आचूषन्निव संरम्भाद्गात्रमापीडयन्निव ॥ [illegible] ॥

**सर्वतोऽनुसरन् दोषानुन्मूलयति मूलत ।**
**कर्म कृत्वा गतरुजः स्वयमेवोपशाम्यति ॥२६॥**

ક્ષાર બહુ તીક્ષ્ણ નથી, બહુ મૃદુ (ધીમી અસર કરે એવો) નથી એ શ્લક્ષ્ણ, પિચ્છિલ, ઝટ પ્રસરી જાય એવો, ધોળો, ફાલ્લો કરે એવો, કાજી વગેરે નાખીને સહેલાઈથી ઠડો કરાય એવો (એને લીધે બહુ બળતુ હોય તો કાજી વગેરેથી એની બળતરા ઝટ મટી જાય એવો) છે રોનો સ્રાવ થતો નથી (પચપચું કરતો નથી) એ બહુ પીડા કરતો નથી આ દસ ગુણવાળો ક્ષાર શસ્ત્ર અને અગ્નિ (ડામ) જે કામ કરે છે તે કામ પણ કરી શકે છે અવયવને જાણે કે ઝડપથી ચૂસીને અને દબાવીને તથા ચારે બાજુ પ્રસરી જઈને ક્ષાર દોષોને મૂળમાથી ઉખેડી નાખે છે ક્ષાર પોતાનું કામ (બાળવા વગેરેનુ) કરી રહે ત્યારે માણસની પીડા દૂર થાય છે અને ક્ષાર આપોઆપ શાત થઈ જાય છે

ક્ષારના પ્રયોગનો વિધિ

**क्षारसाध्ये गदे छिन्ने लिखिते स्राविते ऽथवा ।**
**क्षारं शलाकया दत्त्वा प्लोतप्रावृतदेहया ॥२७॥**
**मात्राशतमुपेक्षेत**

જે રોગ મટાડવાન ક્ષારનો ઉપયોગ કરવાનો કહ્યો હોય તે રોગમા પહેલા કાપ મૂકયા પછી કે શસ્ત્ર ઘસીને લેખન કર્યા પછી કે લોહી કાઢયા પછી કપડાનુ પોતું વીંટાળેલી શલાકાથી (યોગ્ય જગ્યાએ) ક્ષાર મૂકીને સો માત્રા સુધી બેસી રહેવુ

હરસના રોગમાં સો માત્રા સુધી શુ કરવું?

**तत्रार्शः स्वावृताननम् ।**
**हस्तेन यन्त्रं कुर्वीत**

તેમાયે ક્ષારથી મટાડવાના હરસના રાગમા ક્ષાર મૂકીને સો માત્રા સુધી યત્રનું મો હાથથી ઢાકી રાખવુ

વર્ત્મરોગ અને નાકના અર્બુદમાં શુ કરવું?

**वर्त्मरोगेषु वर्त्मनी ॥२८॥**
**निर्भुज्य पिचुनाऽऽच्छाद्य**
**कृष्णभागं विनिक्षिपेत् ।**
**पद्मपत्रतनुः क्षारलेपो, घ्राणार्बुदेषु च ॥२९॥**

ક્ષારથી મટાડવાના વર્ત્મ રોગોમા (=આખના પોપચાના રોગોમા) પોપચા ઉથલાવીને આખના કાળા ભાગ ઉપર ક્ષાર પડે નહિ તે માટે કાળા ભાગને સુત રાઉ કાપડની ગડથી ઢાકી દઈને ક્ષાર મૂકવો ત્યા કમળનાં પાદડાં જેવો ક્ષારનો પાતળો લેપ કરવો (હરસની માફક જાડો લેપ ન કરવો) અને નાકના અર્બુદમાં પણ કમળના પાંદડા જેવો પાતળો લેપ કરવો.

નાકના અર્બુદમાં ખાસ ક્રિયા

**प्रत्यादित्यं निषण्णस्य समुन्नम्याग्रनासिकाम् ।**
**मात्रा विधार्यः पञ्चाशत्**

નાકના અર્બુદમા ક્ષાર મૂકયા પછી સૂર્યની સામે બેસીને નાકનું ટેરવુ ઊંચુ રાખીને પચાસ માત્રા સુધી ક્ષારનો લેપ રહેવા દેવો (પણ પોપચા વધારે કોમળ હોવાથી પોપચા પરનો લેપ થોડી માત્રા સુધી રહેવા દેવો)

કાનમાં મસામાં શુ કરવું?

**तद्वदर्शांसि कर्णजे ॥३०॥**

કાનના મસામા તે જ પ્રમાણે (નાકના અર્બુદ જેવુ) કરવુ

કહેલો સમય(માત્રા) વીત્યા પછી શું કરવું?

**क्षारं प्रमार्जनेनानु परिमृज्यावगम्य च ।**
**सुदग्धं घृतमध्वक्तं तत्पयोमस्तुकाञ्जिकैः ॥३१॥**
**निर्वापयेत्ततः साज्यैः स्वादुशीतैः प्रदेहयेत् ।**
**अभिष्यन्दीनि भोज्यानि भोज्यानि क्लेदनाय च ॥**

પછી (ક્ષારનો લેપ કરીને અમુક માત્રા સુધી લેપ રહેવા દીધા પછી) ક્ષારને પોતાથી લૂછીને—સાફ કરીને એ સ્થાન બરાબર (જોઈએ તેટલું) બળ્યું છે એવુ જણાય તો તે જગાએ ઘી અને મધ મૂકીને પછી તે સ્થાને દૂધ, મસ્તુ કે કાજી રેડીને (કે છાટીને) ઠડક કરવી પછી (જેઠીમધ જેવા) ગળ્યાં અને ઠંડા દ્રવ્યોના ઘી ભેળવીને તેનાથી ત જગાએ લેપ કરવો. અને પછી (સારી રીતે બળેલા અર્બુદ, મસા વગેરેના મૂળને પચપચુ કરીન ખેરવી નાખવા માટે) પચપચું કરવા માટે અભિષ્યદી અન્નપાન ખાવાપીવા (બળેલા ભાગનુ ક્લેદન થવાથી તે મૂળમાથી ખરી પડે છે)

ન ખરી પડે તો શું કરવું?

**यदि च स्थिरमूलत्वात्क्षारदग्धं न शीर्यते ।**
**धान्याम्लबीजयष्ट्याह्वतिलैरालेपयेत्तत ॥३२॥**
**तिलकल्कः समधुको घृताक्तो व्रणरोपणः ।**

અને જો રોગનું મૂળ સ્થિર હોવાને લીધે એ ક્ષારથી બાળ્યા છતા મૂળમાથી ન ખરી પડે, તો ધાન્યા મ્લને તળિયે બેઠેલો ભાગ, જેઠીમધ અને તલનો લેપ કરવો જેઠીમધ સાથે અને ઘી સાથે કાલવેલો તલના કલ્કનો લેપ કરવાથી ઘા રુઝાય છે

ક્ષારથી બરાબર બળેલાનાં લક્ષણ

**पक्वजम्बूसितं सन्न सम्यग्दग्धम्**

(ક્ષાર મૂકયાની અસર થવાને લીધે) જે જગા પાકા જાબુ જેવી કાળી થઈ જાય અને જ્યા ખાડો

પડે તે જગા ક્ષારથી બરાબર (જોઈએ તેટલી) બળી છે (એમ સમજવુ)

ક્ષારથી ખરાબ રીતે બળેલાના લક્ષણ

विपर्यये ॥ ३४ ॥

ताम्रतातोदकण्डवाद्यैर्दुर्दग्धम्

જો એનાથી ઊંધું હોય (એટલે જો ક્ષાર મૂકેલી જગા પાકા જાબુ જેવી કાળી ન થઈ ગઈ હોય અને ત્યાં ખાડો ન પડયો હોય) તાંબા જેવો રંગ થઈ ગયો હોય, તોદ, ખણજ (સોજો, વિસ્ફોટ) વગેરે થતુ હોય તો તે ઉપરથી જાણવુ કે એ જગા ક્ષારથી ખરાબ રીતે બળી છે

ખરાબ રીતે બળેલી જગાએ શુ કરવુ?

तं पुनर्दहेत् ।

તેને (ખરાબ રીતે બળેલી જગાને) ફરીથી ક્ષાર મૂકીને બાળવી

વધારે પડતું બળ્યાના લક્ષણ

अतिदग्धे स्रवेद्रक्तं मूर्च्छादाहज्वरादयः ॥ ३५ ॥

જો (ક્ષારથી) વધારે પડતું બળ્યુ હોય તો તે જગાએથી લોહી નીકળે છે, મૂર્છા, દાહ તાવ, વિસર્પ, સોજો, (વિસ્ફોટ) વગેરે થાય છે

ગુદામા વધારે પડતું બળે તો શુ થાય?

गुदे विशेषाद्विण्मूत्रसंरोधोऽतिप्रवर्तनम् ।
पुंस्त्वोपघातो मृत्युर्वा गुदस्य शातनाद्ध्रुवम् ॥३६

ગુદા વધાર પડતી બળે તો, (શ્લોક ૩૫મા જણાવેલાં લક્ષણો ઉપરાંત) ખાસ તો ઝાડોપેશાબ રોકાય છે અથવા કોઈ વાર ઝાડોપેશાબ બહુ જ થઈ જાય છે, (વીર્યનો નાશ થવાથી) નપુંસકપણું આવે છે અથવા ગુદા ફાટી જવાથી ચોક્કસ મોત થાય છે

નાકમાં વધારે પડતું બળ્યુ હોય તો શું થાય?

नासायां नासिकावंशदरणाकुञ्चनोद्भवः ।
भवेच्च विषयाज्ञानम्

નાકમાં (ક્ષારથી) વધાર પડતું બળ્યું હોય તો નાકમાં બે નસકોરા વચ્ચેનું હાડકુ ફાટી જાય છે અને સંકોચાઈ જાય છે અને નાકને પોતાના વિષયનું (સારી કે ખરાબ ગંધનું) જ્ઞાન થતું નથી.

કાન વગેરેમાં વધારે પડતું બળ્યું હોય તો શું થાય?

तद्वच्छ्रोत्रादिकेष्वपि ॥ ३७ ॥

તે જ પ્રમાણે કાન વગેરેમાં ક્ષારથી વધારે પડતું બળી ગયું હોય તો કાન વગેરે અવયવ ફાટી જાય છે અને સંકોચાઈ જાય છે તથા એ અવયવને પોતપોતાના વિષયનું (સાભળવા વગેરેનુ) જ્ઞાન થતું નથી

ક્ષારથી વધારે પડતુ બળ્યુ હોય તો શું કરવુ?

विशेषादत्र सेकोऽम्लैर्लेपो मधु घृतं तिलाः ।
वातपित्तहरा चेष्टा सर्वैव शिशिरा क्रिया ॥३८॥
अम्लो हि शीतः स्पर्शेन क्षारस्तेनोपसंहितः ।
यात्याशु स्वादुतां तस्मादम्लैर्निर्वापयेत्तराम् ॥ ३९

એમા (ક્ષારથી વધાર પડતું બળ્યુ હોય ત્યા) ખાસ ખાટા દ્રવ્યો છાટવા (કે રેડવા), મધ, ઘી અને તેલનો લેપ કરવો તથા વાયુ અને પિત્ત બંનેને મટાડે એવી બધી જ ઠંડક આપે એવી ક્રિયા કરવી એ છાંટવા જોગ (હિતકર) છે ખાટો રસ અડકવામા ઠંડા છે એની સાથે ક્ષાર મળે તો ક્ષાર એકદમ ગળ્યો બની જાય છે માટે ખાટા દ્રવ્યોથી બહુ જ ઠંડક કરવી ('ખાસ' શબ્દ વાપરીને એવુ કહેવા માગે છે કે આ શ્લોકામા જણાવેલી ખાસ ક્રિયાઓ ઉપરાંત દૂધ, મસ્તુ કે કાંજી છાંટીને ઠંડુ પાડવાની સામાન્ય ક્રિયા પણ કરવી )

ક્ષાર કયારે મારે અને કયારે મટાડે?

( विषाग्निशस्त्राशनिमृत्युतुल्यः
क्षारो भवेदल्पमतिप्रयुक्तः ।
स धीमता सम्यगनुप्रयुक्तो
रोगान्निहन्यादचिरेण घोरान् ॥ १ ॥ )

(ક્ષાર જો ઓછો કે વધાર મુકાય તો ઝેર, અગ્નિ, શસ્ત્ર, વજ્ર (વીજળી પડવી) અને મોત જેવો થાય, પણ એ જ ક્ષાર જો બુદ્ધિશાળી વૈદ્ય વડે સારી રીતે મુકાયો હોય તો તથા મહા ભયંકર રોગો પણ તરત મટી જાય )

ડામ દેવાની ક્રિયા ક્ષારથી સારી શા માટે?

अग्निः क्षारादपि श्रेष्ठस्तद्दग्धानामसम्भवात् ।
भेषजक्षारशस्त्रैश्च न सिद्धानां प्रसाधनात् ॥ ४०

અગ્નિથી બાળેલા (ડામેલા) રોગો ફરીથી થતા નથી તથા દવા, ક્ષાર અને નસ્તરથી ન મટેલા રોગો પણ ડામ દેવાથી મટે છે, તેથી ડામ દેવાની ક્રિયા પણ ક્ષારથી બાળવાની ક્રિયાથી પણ વધારે સારી છે

ડામ કયા દેવાય?

त्वचि मांसे सिरास्नायुसन्ध्यस्थिषु स युज्यते ।

ચામડી, માંસ, શિરા, સ્નાયુ, સાંધા અને હાડકા ઉપર ડામ દેવાય છે

કયા રોગમાં અને શેના વડે ડામ દેવાય? ચામડી જ બળે એવો ડામ ક્યારે અને શાનાથી દેવો?

**मषाङ्गग्लानिमूर्धार्तिमन्थकीलतिलादिषु ॥४१॥**
**त्वग्दाहो वर्तिगोदन्तसूर्यकान्तशरादिभिः ।**

મષ, ગ્લાનિ, માથુ દુખવુ, મથરોગ, કીલ્લગ, તલ વગેરે રોગોમા (કપડુ, ગૂગળ વગેરેની) વાટ, ગાયના દાંત, સ્ફટિક મણિ (સૂર્યકાંતમણિ), શર (બાણ) વગેર સાધનથી ચામડી પર ડામ દેવાય છે (=ફક્ત ચામડીને જ અમની અસર થાય એવા ડામ દેવા છે) વગેરે શબ્દથી સૂચવે છે કે પીપર, બકરીની લીંડી, દાહક (સળી) વગેરેથી પણ ચામડીને ડામ દેવાય છે.)

માંસ બળે એવો ડામ ક્યારે અને શાનાથી દેવો?

**अर्शोभगन्दरग्रन्थिनाडीदुष्टव्रणादिषु ॥४२॥**
**मांसदाहो मधुस्नेहजाम्बवौष्ठगुडादिभिः ।**

હરસ, ભગંદર, રસોળી નાડીવ્રણ દુષ્ટ વ્રણ, (અર્બુદ, કંઠમાળ, હાથીપગ વગેરે) વગેર રોગોમાં મધ, સ્નેહ, જાબવોષ્ઠ સળાકા, ગોળ, (સોય, મીણ, તાંબુ, લોખંડ, ચાંદી, કાંસુ) વગેર સાધનથી માંસ બળે એવો ડામ દેવા.

શિરા, સ્નાયુ, સાંધો અને હાડકુ બળે એવો ડામ કયા રોગમા અને કયા સાધનોથી દવો?

**क्लिष्टवर्त्मन्यसृक्स्रावनीलयसम्यग्व्यधादिषु ॥**
**सिरादिदाहस्तैरेव**

ક્લિષ્ટવર્ત્મ (ઉ. ૮-૧૭), લોહી નીકળ્યા કરતુ હોય, નીલિરાગ, શિરા બરાબર ન વીંધાઈ હોય વગર રોગોમા તે જ સાધનોથી (શ્લોક ૪૨, ૪૨ના મા કહેલા સાધનોથી) શિરા વગેરે (=શિરા, સ્નાયુ, સાંધા અને હાડકુ) બળે એવા ડામ દેવા.

ડામ કોને ન દેવો?

**न दहेत्क्षारवारितान् ।**
**अन्तःशल्यासृजो भिन्नकोष्ठान्**
**भूरिव्रणातुरान् ॥४४॥**

જેમને ક્ષાર મૂકવાની મના કરી છે તેમને (શ્લો ૪ થી ૭ ા), જેમના શરીરમા અંદર શલ્ય હોય, જેમને અંદર શલ્ય અને લોહી ભરાઈ રહ્યુ હોય, જેમના કોઠો શસ્ત્ર વગેરેથી ભેદાયો હોય, જે ઘણા વ્રણથી પીડાતા હોય તેમને ડામ દેવો નહિ.

ડામ દીધા પછી શું કરવું?

**सुदग्धं घृतमध्वक्तं स्निग्धशीतैः प्रदेहयेत् ।**

બરાબર ડામ દેવાય એટલે (બરાબર ડામ દેવાથી રોગની જગા બળાય એટલે) ઘી અને મધ ચોપડીને (જેઠીમધ વગેરે) સ્નિગ્ધ અને ઠંડા દ્રવ્યોનો જાડો લેપ કરવો.

બરાબર ડામ દેવાયો હોવાનુ લક્ષણ

**तस्य लिङ्गं स्थिते रक्ते शब्दवल्लसिकान्वितम् ॥४५**
**पक्वतालकपोताभं सुरोहं नातिवेदनम् ।**

યોગ્ય સ્થાન પર બરાબર ડામ દેવાયો હોવાનું લક્ષણ એ છે કે જ્યારે ડામથી બળવાની ક્રિયા દરમ્યાન નીકળતુ લોહી બંધ થાય છે, ત્યારે તે જગ્યાએ પર યોગ્ય જેવો (પટપટ) અવાજ થાય છે, તે જગા લસિકાવાળી (ડાભ, શસ્ત્ર વગેરેથી અંગ કપાય ત્યારે શરૂઆતમા પાણીના ટીપાની જે આકૃતિ દેખાય છે વા પાણીના ટીપાના આકારવાળી) થઈ જાય છે, તે જગા કોઈવાર પાકા તાડફળ જેવા અને કોઈવાર હોલા જેવા રંગની થઈ જાય છે, સહેલાઈથી રુઝાઈ જાય છે અને બહુ પીડા થતી નથી.

દુર્દગ્ધ અને અતિદગ્ધના લક્ષણ

**प्रमाददग्धवत्सर्वं दुर्दग्धात्यर्थदग्धयोः ॥४६॥**

દુર્દગ્ધ (ડામ ખરાબ દેવાયો હોય તે) અને અતિદગ્ધ (ડામ વધારે પડતો દેવાયો હોય તે) એ બંનેનાં બધા લક્ષણ (હવે પછી કહેવા) પ્રમાદદગ્ધના લક્ષણ જેવા છે.

પ્રમાદદગ્ધનાં પ્રકાર અને લક્ષણ

**चतुर्धा तत्तु तुच्छेन सह**

તે પ્રમાદદગ્ધ (બેદરકારીથી દેવાયેલો ડામ) તુચ્છ દગ્ધ સાથે ચાર જાતનો છે (સમ્યગ્દગ્ધ, દુર્દગ્ધ, અતિદગ્ધ અને તુચ્છદગ્ધ)

તુચ્છદગ્ધના લક્ષણ

**तुच्छस्य लक्षणम् ।**
**त्वग्विवर्णोष्यतेऽत्यर्थं न च स्फोटसमुद्भवः ॥४७॥**

(ડામ દીધા પછી) ચામડીનો રંગ બદલાય, લાહ પુષ્કળ બળે છતાં ફોલ્લા ન ઊઠે એ તુચ્છ દગ્ધનું લક્ષણ છે (જે સ્થાન પર અગ્નિ થોડો જ અડકયો હોય તેને તુચ્છદગ્ધ સ્થાન કહે છે)

દુર્દગ્ધના લક્ષણ

**सस्फोटदाहतीव्रोषं दुर्दग्धम्**

એ જગાએ (ડામ દીધાથી) ફોલ્લા ઊઠે, બળતરા બળે, તીવ્ર ઊષા જેવી લાય બળે તે જગા દુર્દગ્ધ છે (એમ જાણવું)

અતિદગ્ધનાં લક્ષણ

अतिदाहतः ।
मांसलम्बनसङ्कोचदाहधूपनवेदनाः ॥ ४८ ॥
सिरादिनाशस्तृण्मूर्च्छाव्रणगाम्भीर्यमृत्यव ।

વધારેપડતો ડામ દેવાયો હોય તો માંસ લબડી પડે, (શિરા વગેરે) સંકોચાઈ જાય, બળતરા બળે, ધુમાડી જેવો કાળો રંગ થઈ જાય છે, પીડા થાય છે, શિરા વગેરેનો નાશ થાય છે, તરસ લાગ્યા કરે છે, મૂર્છા આવે છે, ઊંડો ઘા પડે છે અને મોત આવે છે

નોંધ :—સમ્યગ્ દગ્ધનું લક્ષણ શ્લોક ૪૫, ૪૬માં આપેલુ છે

તુચ્છદગ્ધના ઉપાય

तुच्छस्याग्निप्रतपनं कार्यमुष्णं च भेषजम् ॥४९॥
स्त्यानेऽस्रे वेदनाऽत्यर्थं विलीने मन्दता रुजः ।

તુચ્છદગ્ધમાં લોહી એકઠું થઈને ઠરી ગયેલું હોય છે તેથી પુષ્કળ પીડા થાય છે, પણ એ ઠરી ગયેલું ચુસાઈ જાય તો પીડા નરમ પડી જાય, તેથી તુચ્છદગ્ધ અગ્નિ દેવતાથી તપાવવું અને ગરમ ઓસડ આપવાં

દુર્દગ્ધના ઉપાય

दुर्दग्धे शीतमुष्णं च युञ्ज्यादादौ ततो हिमम् ॥५०

દુર્દગ્ધમાં ઠંડુ અને ગરમ ઔષધ વારાફરતી કરવું, પણ શરૂઆત ઠંડા ઔષધથી કરવી (ઠંડુ, ગરમ, ઠંડું ગરમ એ રીતે)

સમ્યગ્દગ્ધ સ્થાનમાં શું કરવું?

सम्यग्दग्धे तवक्षीरीप्लक्षचन्दनगैरिकैः ॥
लिम्पेत्साज्यामृतैरूर्ध्वं पित्तविद्रधिवत्क्रिया ॥५१॥

સમ્યગ્દગ્ધ જગાએ પહેલા ઘી અને ગળો સાથે વંશલોચન, પીપર, સુખડ અને સોનાગેરુનો લેપ કરવો અને પછી પિત્તવિદ્રધિ માટે જે ક્રિયા કરવાની કહી છે તે ક્રિયા કરવી

અતિદગ્ધના ઉપાય

अतिदग्धे द्रुतं कुर्यात्सर्वं पित्तविसर्पवत् ।

પિત્તથી થયેલા વિસર્પમા જે અંદરનુ અને બહારનુ ઔષધ કહેલુ છે તે બધું અતિદગ્ધમા તરત જ કરવું

સ્નેહદગ્ધના ઉપાય

स्नेहदग्धे भृशतरं रूक्षं तत्र तु योजयेत् ॥५२॥

સ્નેહથી ડામ દીધો હોય (કે દાઝયો હોય) ત્યારે અત્યંત લૂખા લેપ વગેરે અત્યંત લૂખી ક્રિયા કરવી, પણ રોગની અવસ્થા પ્રમાણે આગળ કહેવાઈ ગયેલા ઉપાય પણ કરવા

(शस्त्रक्षाराग्नयो यस्मान्मृत्योः परममायुधम् ।
अप्रमत्तो भिषक् तस्मात्तान्
सम्यगवचारयेत् ॥ १ ॥)

(શસ્ત્ર, ક્ષાર અને અગ્નિ એ મોતનુ મોટું હથિયાર છે, તેથી વૈદ્યે બિલકુલ ગફલત કર્યા વિના સમ્યગ્યોગ થાય એવી રીતે એમનો ઉપયોગ કરવો)

समाप्यते स्थानमिदं हृदयस्य रहस्यवत् ।

અષ્ટાંગહૃદયના રહસ્યરૂપ આ સૂત્રસ્થાન પૂરુ થાય છે

સૂત્રસ્થાન રહસ્યરૂપ શા માટે?

अत्रार्था सूत्रिताः सूक्ष्माः प्रतन्यन्ते हि सर्वतः ॥५३

(સૂત્રસ્થાન રહસ્યરૂપ છે) કારણ કે આ સૂત્રસ્થાનમાં કુશાગ્ર બુદ્ધિવાળા સમજી શકે એવા વિષયો સૂત્રરૂપે રજૂ કરેલા છે (થોડા શબ્દોમાં ઘણો અર્થ સમાય એવી રીતે રજૂ કરેલા છે) અને એ જ વિષયો બધે બાકીનાં બીજા સ્થાનોમા) વિસ્તારપૂર્વક કહ્યા છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने क्षाराग्निकर्मविधि
र्नाम त्रिंशत्तमोऽध्याय ॥ ३० ॥

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

## શારીરસ્થાન

### અધ્યાય ૧ લો : ગર્ભાવક્રાન્તિશારીર

હવે સૂત્રસ્થાન પછી આ શારીરસ્થાન શરૂ થાય છે ચિકિત્સાના આધારરૂપ આખા ગ્રંથના સારરૂપ આઠ અંગો સૂ ૧/૫ મા ગણાવ્યા છે આ શરીર નિજ અને આગંતુ રોગનું સ્થાન છે પણ એ શરીર ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થના સાધનરૂપ હોવાથી એનું રક્ષણ કરવા માટે ગ્રંથકાર હેતુ (રોગના કારણ) લિંગ (રોગના લક્ષણ) અને ઔષધ (રોગના ઉપાય) એ ત્રણ સ્કંધ(વિષયવિભાગ)વાળો આ ગ્રંથ લખ્યો છે તેમાં સૂ ૧/૫મા શરીરનું સ્થાન પહેલું હોવાથી અને શરીર મુખ્ય હોવાથી પહેલું સૂત્રસ્થાન અને પછી આ શારીરસ્થાન શરૂ કરવામાં આવ્યું છે

**अथातो गर्भावक्रान्तिशारीर व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय ।**

હવે જેમાં ગર્ભની સંપ્રાપ્તિ કહી છે એવું શારીર સ્થાન અમે સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ગર્ભ એટલે શું?

**शुद्धे शुक्रार्तवे सत्त्व स्वकर्मक्लेशचोदित ।**
**गर्भ सम्पद्यते युक्तिवशादग्निरिवारणौ ॥ १ ॥**

જેમ યુક્તિથી (જરૂરી સાધનસામગ્રીના ઉપયોગ કરવાથી) અરણિમા અગ્નિ પ્રકટ છે તેમ પોતાના કર્મ અને કલેશથી પ્રેરાયેલો જીવ શુદ્ધ (વાયુ વગેરેથી ન બગડેલા) બાપ ના મળેલા વીર્ય અને આર્તવમા યુક્તિથી ગર્ભરૂપે પ્રકટ થાય છે

(કર્મ=પૂર્વજન્માના કામ કલેશ અવિદ્યા, અસ્મિતા, રાગ દ્વેષ અને અભિનિવેશ જે જેવું નથી તેને તેવું જાણવું તે અવિદ્યા. દોરડી સાપ નથી છતા દોરડી સાપ રૂપે દેખાય તેનું નામ અવિદ્યા. અસ્મિતા–આત્મા જાણે બુદ્ધિથી જુદો નથી એવુ સમજાય તેને અસ્મિતા કહે છે રાગ=સુખ અથવા સુખના સાધન પાછળ આત્ત કરણમા પડી રહનાર ઇચ્છા દ્વેષ=દુ ખ અથવા દુ ખના સાધન પાછળ અત કરણમા પડી રહેનાર ક્રોધ અભિનિવેશ=પૂર્વજન્મના સંસ્કારના બળે સંસારના ભોગોને વળગી રહવાનો સ્વભાવ અને એ ભોગોને મૃત્યુ ખૂચવી લેશે એવો મરણનો ભય યુક્તિ–કોઈ પણ બાબત પાર પાડવા માટના સાધન ઉપાય અને વસ્તુ)

ગર્ભ શી રીતે વધે છે?

**बीजात्मकैर्महाभूतै सूक्ष्मै सत्त्वानुगैश्च स ।**
**मातुश्चाहाररसजै क्रमात्कुक्षौ विवर्धते ॥ २ ॥**

વીર્ય અને આર્તવરૂપ બનેલા સૂક્ષ્મ (ઇંદ્રિયોને અગોચર) જીવને અનુસરનારા અને માતાના આહાર ના રસમાથી છૂટા પડેલા (પાંચ) મહાભૂતોથી એ ગર્ભ કૂખમા (માતાના ઉદરમા) ધીમેધીમે વધે છે

જીવ ગર્ભાશયમા જતો દખાતો નથી તેનું શું?

**तेजो यथाऽर्करश्मीना स्फटिकेन तिरस्कृतम् ।**
**नेन्धन दृश्यते गच्छत्सत्त्वो गर्भाशय तथा ॥३॥**

જેમ સૂર્યકાંત મણિ પર પડીને પાછું ફેંકાયેલું (પરાવર્તન પામેલું) સૂર્યના કિરણોનું તેજ નીચે પડેલા બળતણમા જતું દેખાતું નથી તેમ જીવ પણ ગર્ભાશયમા પેસતો દખાતો નથી

(સૂર્યનાં કિરણો સૂર્યકાંતમણિ પર પડે ત્યારે સૂર્ય કાંતની નીચે મૂકેલું બળતણ સળગી ઊઠે છે તે ઉપરથી જેમ આપણે અનુમાન કરીએ કે સૂર્યકાંતથી પાછું ફેંકાયેલું સૂર્યનું તેજ બળતણમાં પેસતું દેખાતું નથી છતા બળતણમા પેઠું જ હોવું જોઈએ, તેમ જીવ પણ ગર્ભાશયમા જતો દખાતો ન હોવા છતાં તે ગર્ભાશયમા જતો હોવો જોઈએ એવું સમજવું જોઈએ)

જીવ અનેક રૂપ કેમ ધારણ કરી શકે છે?

**कारणानुविधायित्वात्कार्याणां तत्स्वभावता ।**
**नानायोन्याकृती सत्त्वा धत्तेऽतो द्रुतलोहवत् ॥**

કાર્યો (બનાવવાની વસ્તુઓ) પોતાના કારણો માથી બનતા હોવાથી કાર્યોનો સ્વભાવ કારણના સ્વભાવ જેવો હોય છે તેથી જેમ પીગળેલુ લોઢુ (જુદાજુદાં બીબાંમા ઢાળવાથી) જુદાજુદા આકાર ધારણ કરે છે, તેમ જીવ પણ એકરૂપ હોવા છતા (પોતાના પૂર્વજન્મ ના કર્મ અને ક્લેશ પ્રમાણે) જુદાજુદા જાતિ અને આકાર ધારણ કરે છે

પુરુષ, સ્ત્રી અને નપુસક એ ભેદ શી રીતે થાય?

**अत एव च शुक्रस्य बाहुल्याज्जायते पुमान्।**
**रक्तस्य स्त्री, तयोः साम्ये क्लीबः**

એ જ કારણસર (શ્લોક ૩ામા કહ્યા પ્રમાણે કાર્યનો સ્વભાવ કારણના સ્વભાવ જેવો હોવાથી) આર્તવ કરતા વીર્ય વધારે હોય તો પુરુષ જન્મે છે (બને છે), વીર્ય કરતા આર્તવ વધારે હોય તો સ્ત્રી જન્મે છે અને એ બે (વીર્ય અને આર્તવ) સરખા હોય તો નપુસક જન્મે છે

એકસાથે ઘણા બાળકો કેમ જન્મે છે?

**शुक्रार्तवे पुनः ॥५॥**
**वायुना बहुशो भिन्ने यथास्वं बह्वपत्यता ।**

પણ જ્યારે વીર્ય અને આર્તવ(રજ)ના અનેક ટુકડા વાયુને લીધે થઈ જાય છે, ત્યારે વીર્ય અને આર્તવ એ બેમાથી જે વધારે હોય તેને હિસાબે પુરુષ જાતિના કે સ્ત્રીજાતિના અનેક બાળકો એકસાથે જન્મે છે

(ભૂંડણ, કૂતરી વગેરેને એકસાથે અનેક બચ્ચાં અવતરે તેનું આ જ કારણ છે એકસાથે એક કરતા વધારે બાળકો જન્મે તેમા કેટલાંક નર અને કેટલાક માદા જન્મે કે બધા નર અને બધા માદા જન્મે એનો આધાર વાયુથી પડેલા વીર્ય અને આર્તવ(ભેગા)ના ટુકડાઓમા કેટલા ટુકડામા વીર્ય અને આર્તવમાથી શુ વધારે છે તેના પર છે)

કઢંગી જાત અને આકારનુ કારણ

**वियोनिविकृताकारा जायन्ते विकृतैर्मलैः ॥६॥**

બગડેલા (પોતાનો માર્ગ છોડીને બીજે માર્ગે ગયેલા) વાયુ વગેરે મળોને લીધે કઢંગી જાતના અને કઢંગા આકારવાળા ગર્ભ જન્મે છે

સ્ત્રીને ક્યારે, કેટલા દિવસ, ક્યારથી, ક્યાં સુધી અટકાવ આવે?

**मासि मासि रजः स्त्रीणां रसजं स्रवति त्र्यहम्।**
**वत्सराद्द्वादशादूर्ध्वं याति पञ्चाशतः क्षयम् ॥७॥**

આહારરસમાંથી (રસધાતુમાંથી નહિ) ઉત્પન્ન થયેલું રજ (અટકાવ, આર્તવ) સ્ત્રીઓને (લગભગ) બાર વરસની ઉંમર થયા પછી મહિને મહિને (દર મહિને) ત્રણ દિવસ સુધી નીકળે છે, અને (લગભગ) પચાસ વરસની ઉંમર થયા પછી તેનો નાશ થાય છે (બંધ થઈ જાય છે)

સમર્થ પુત્ર અવતરવાનાં કારણો

**पूर्णषोडशवर्षा स्त्री पूर्णविंशेन सङ्गता।**
**शुद्धे गर्भाशये मार्गे रक्ते शुक्रेऽनिले हृदि।**
**वीर्यवन्तं सुतं सूते**

જેને વીસ વર્ષ (ઉમ્મર) પૂરા થયા હોય એવા પુરુષ પાસે મૈથુન કરાવેલી સોળ વર્ષ (ઉમ્મર) પૂરા થયા હોય એવી સ્ત્રી જો ગર્ભાશય, ગર્ભને બહાર નીકળવાનો રસ્તો, રજ (આર્તવ), વીર્ય, વાયુ અને હૃદય શુદ્ધ (દોષોથી બગડયા વિનાના) હોય તો (ઘણુ ખરુ) વીર્યવાન (સમર્થ) પુત્રને જન્મ આપે છે

**ततो न्यूनाब्दयोः पुनः।**
**रोग्यल्पायुरधन्यो वा गर्भो भवति नैव वा ॥९॥**

પણ સ્ત્રી અને પુરુષ જો તેથી ઓછી ઉમ્મરના હોય (અને ગર્ભાશય વગેરે શુદ્ધ ન હોય) તો ગર્ભ રોગી, ટૂકી આવરદાવાળો અને અધન્ય થાય છે અથવા ગર્ભ રહેતો જ નથી

ગર્ભ ન રહેવાનાં કારણો

**वातादिकुणपग्रन्थिपूयक्षीणमलाह्वयम्।**
**बीजासमर्थं रेतोऽस्रम्**

વાયુ વગેરે દોષો, કુણપ (મુડદુ, મડદા જેવુ ગંધાતું) ગ્રંથિ (ગાઠ, ગઓળી) પૂય (પરુ), ક્ષીણ અને મળ (ઝાડો, પેશાબ) એ સજ્ઞાથી ઓળખાવાતું વીર્ય અને આર્તવ ગર્ભના બીજરૂપ બનવાને શકિતમાન થતું નથી

વાયુથી બગડેલા વીર્યને વાતશુક્ર, પિત્તથી બગડેલા વીર્યને પિત્તશુક્ર, કફથી બગડેલા વીર્યને કફશુક્ર કહે છે મડદા જેવા ગંધાતા વીર્યને કુણપશુક્ર કહે છે ગઠાઈ ગયેલ. વીર્યને ગ્રંથિશુક્ર કહે છે પરુ જેવા વીર્યને પૂયશુક્ર કહે છે ક્ષીણ થઈ ગયેલા વીર્યને ક્ષીણશુક્ર કહે છે ઝાડા જેવા વીર્યને મલશુક્ર (પુરીષશુક્ર) કહે છે અને પેશાબ જેવા વીર્યને પણ મલશુક્ર (મૂત્રશુક્ર) કહે છે એ જ રીતે એટલા જ પ્રકાર સોના આર્તવના પણ હોય છે

વીર્ય અને આર્તવ કઈ જાતનું છે તે ઓળખવાની રીત

**स्वलिङ्गैर्दोषजं वदेत् ॥१०॥**
**रक्तेन कुणपं, श्लेष्मवाताभ्यां ग्रन्थिसन्निभम्।**
**पूयाभं रक्तपित्ताभ्यां, क्षीणं मारुतपित्ततः ॥११॥**

સૂ ૧/૧૦ા થી ૧૧ા મા આપેલાં દરેક દોષનાં

લક્ષણો ઉપર વીર્ય અને આર્તવ કયા દોષથી બગડેલું છે તે કહેવું. લોહી બગડેલું હોય તો કુણપવીર્ય કે કુણપઆર્તવ છે એમ કહેવું. કફ અને વાયુ બંને બગડયાં હોય તો રસોળી જેવો આકાર થઈ જાય છે તેને ગ્રંથિશુક્ર કે ગ્રંથિઆર્તવ કહેવું. લોહી અને પિત્ત એ બંને બગડયાં હોય તો વીર્ય અને આર્તવ પરુ જેવું થઈ જાય છે તેને પૂયશુક્ર અને પૂયઆર્તવ કહેવું. વાયુ અને પિત્ત એ બંને બગડયાં હોય તો વીર્ય અને આર્તવ ઓછાં થઈ જાય છે માટે એને ક્ષીણશુક્ર અને ક્ષીણઆર્તવ કહેવું.

**कृच्छ्राण्येतान्यसाध्यं तु त्रिदोषं मूत्रविड्प्रभम् ।**

(શ્લોક ૧૦થી ૧૧માં ગણાવેલાં) આ બધાં વીર્ય અને આર્તવ દુઃસાધ્ય (સુધારવાં મુશ્કેલ) છે, પણ ત્રણે દોષ બગડવાથી થયેલાં હોવાથી પેશાબ જેવાં વીર્ય અને આર્તવ તથા ઝાડા જેવાં વીર્ય અને આર્તવ અસાધ્ય (ન મટી શકે એવાં) છે.

બગડેલું વીર્ય સુધારવાના ઉપાય

**कुर्याद्वातादिभिर्दुष्टे स्वौषधम्**

વીર્ય વાયુ વગેરે દોષોથી બગડેલું હોય તો જે દોષ કોપ્યો હોય તેને મટાડવાનું ઔષધ કરવું (સૂ. અ. ૧૩).

**कुणपे पुनः ॥ १२ ॥**

**धातकीपुष्पखदिरदाडिमार्जुनसाधितम् ।**
**पाययेत्सर्पिरथवा विपक्वमसनादिभिः ॥ १३ ॥**

પણ કુણપશુક્ર હોય તો ધાવડીનાં ફૂલ, ખેર, દાડમ અને સાદડ એટલી વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી અથવા અસનાદિ ગણનાં ઔષધોથી પકવેલું ઘી પીવું.

**पलाशभस्माश्मभिदा ग्रन्थ्याभे**

વીર્ય રસોળી જેવું ગંઠાઈ ગયું હોય તો ખાખરાની ભસ્મ કે પાષાણભેદથી પકવેલું ઘી પાવું.

**पूयरेतसि ।**

**परूषकवटादिभ्याम्**

વીર્ય પરુ જેવું હોય તો પરૂષકાદિ ગણ અને ન્યગ્રોધાદિ ગણનાં ઔષધોથી પકવેલું ઘી પાવું.

**क्षीणे शुक्रकरी क्रिया ॥**

વીર્ય ઓછું થઈ ગયું હોય તો વીર્ય બને એવી ક્રિયા કરવી.

**संशुद्धो विट्प्रभे सर्पिर्हिङ्गुसेव्यादि-**
**साधितम् ।**

**पिबेत्**

ઝાડા જેવું વીર્ય હોય તો પહેલાં દરદીએ વમન અને વિરેચનથી સંશોધન કરીને પછી હિંગ, વીરણવાળો, (ચિત્રક, કાંગ, રિસામણી, કમળનું કમળું મૂળ) એટલાં ઔષધથી સિદ્ધ કરેલું ઘી પીવું.

બગડેલા આર્તવના ઉપાય

**ग्रन्थ्यार्तवे पाठाव्योषवृक्षकजं जलम् ॥ १५ ॥**

(ગ્રંથિઆર્તવ, કુણપઆર્તવ, પૂયઆર્તવ અને ક્ષીણઆર્તવ સિવાયના બાકીના આર્તવરોગોમાં તે તે જાતના બગડેલા વીર્ય પ્રમાણેના ઉપાય કરવા પણ) ગ્રંથિઆર્તવમાં કાળી પાટ, ત્રિકટુ અને ઈન્દ્રજવનું પાણી પીવું.

**पेयं कुणपपूयास्रे चन्दनं वक्ष्यते तु यत् ।**
**गुह्यरोगे च तत्सर्वं कार्यं सोत्तरवस्तिकम् ॥ १६ ॥**

કુણપઆર્તવ અને પૂયઆર્તવમાં (પાણી સાથે) ચંદન પીવું. તે ઉપરાંત ઉત્તરસ્થાનમાં ગુહ્યરોગપ્રતિષેધાધ્યાયમાં જે બધું કરવાનું કહેવામાં આવશે તે અને ઉત્તરબસ્તિ એટલું કરવું. (ક્ષીણઆર્તવનો ઉપાય કહ્યો નથી, કારણ કે એ સમજી લેવાનો છે. જેમ વીર્ય ઓછું થઈ ગયું હોય ત્યારે વીર્ય બને એવી ક્રિયા કરવાની છે તેમ આર્તવ ઓછું થઈ જાય ત્યારે લોહી બને એવી ક્રિયા કરવી જોઈએ એવું સમજી લેવાનું છે.)

સારો ગર્ભ રહી શકે એવા શુદ્ધવીર્યનાં લક્ષણ

**शुक्रं शुक्लं गुरु स्निग्धं मधुरं बहलं बहु ।**
**घृतमाक्षिकतैलाभं सद्गर्भाय**

ધોળા, ભારે, સ્નિગ્ધ, ગળ્યા, ઘટ્ટ, પુષ્કળ, ઘી જેવા, મધ જેવા અને તલ જેવા વીર્યથી સારો ગર્ભ રહે છે (ઘી જેવા વીર્યથી ગોરો, મધ જેવા વીર્યથી આછો કાળો અને તેલ જેવા વીર્યથી ઘેરો કાળો ગર્ભ રહે છે.)

સારો ગર્ભ રહી શકે એવા શુદ્ધ આર્તવનાં લક્ષણ

**आर्तवं पुनः ॥ १७ ॥**

**लाक्षारसशशास्राभं धौतं यच्च विरज्यते ।**

પણ જે આર્તવ લાખના રસ જેવું, સસલાના લોહી જેવું અને ધોવાથી રંગ ઊતરી જાય એવું હોય તે આર્તવથી સારો ગર્ભ રહે છે.

ગર્ભ રહે તે પહેલાં સ્ત્રીપુરુષ કેવા હોવાં જોઈએ?

**शुद्धशुक्रार्तवं स्वस्थं संरक्तं मिथुनं मिथः ॥ १८ ॥**
**स्नेहैः पुंसवनैः स्निग्धं शुद्धं शीलितबस्तिकम् ।**

ગર્ભ રહે તે પહેલાં સ્ત્રીપુરુષનું યુગલ (જોડું) શુદ્ધ વીર્ય અને શુદ્ધ આર્તવવાળું, તદ્દન નીરોગી, પરસ્પર પ્રેમાળ, મનગમતો પુત્ર અવતરે એવો ગર્ભ રહે એવા

સ્નેહોથી સ્નિગ્ધ થયેલુ, વમન અને વિરેચનથી શુદ્ધ થયેલુ અને નિત્ય બસ્તિ લીધેલુ હોવુ જોઈએ

પુરુષે ખાસ શુ કરવુ?

**नर विशेषात्क्षीराज्यैर्मधुरौषधसस्कृतै ॥१९॥**

એવા યુગલમાના પુરુષને ખાસ કરીને ગળ્યાં ઔષધથી સિદ્ધ કરેલા ઘી અને દૂધ પાવા

સ્ત્રીએ ખાસ શું કરવું?

**नारीं तैलेन माषैश्च पित्तलै समुपाचरेत् ।**

એવા યુગલમાની સ્ત્રીને (ખાસ કરીને) પિત્ત કર એવા તેલ અને અડદ ખવડાવવા

ગર્ભ ધારણ કરવાને યોગ્ય સ્ત્રીના લક્ષણ

**क्षामप्रसन्नवदनां स्फुरच्छ्रोणिपयोधराम् ॥२०॥**
**स्रस्ताक्षिकुक्षि पुस्कामां विद्यादृतुमतीं स्त्रियम् ।**

જે સ્ત્રીનુ મો (કઈ પણ રાગ વિના) સુકાયુ (પાતળુ થઈ ગયેલુ) હાય અને પ્રસન્ન (નિર્મળ) હાય, જેના કલા અને સ્તન ફરકતા (ધડકતા) હાય જેની આખો અને કૂખ નમણી હોય, અને જેને પુરુષ ભોગવવાની ઇચ્છા થઈ હોય એ સ્ત્રી ઋતુમતી (ગર્ભધારણ કરવાને યોગ્ય) છે એમ જાણવુ

ઋતુકાળ વિના ગર્ભ ન રહેવાનુ કારણ

**पद्म सङ्कोचमायाति दिनेऽतीते यथा, तथा ॥२१**
**ऋतावतीते योनि, सा शुक्र नात प्रतीच्छति ।**

જેમ દિવસ આથમતા કમળ બિડાઈ જાય છે તેમ ઋતુ (શ્લોક ૨૬, ૨૬।।) વહી જતા યોનિ(કમળ) બિડાઈ જાય છે, તેથી વીર્યને તે ઝીલી શકતી નથી

**मासेनोपचित रक्त धमनीभ्यामृतौ पुन ॥२२॥**
**ईषत्कृष्ण विगन्ध च वायुर्योनिमुखान्नुदेत् ।**

આહારના રસન લીધે) મહિના સુધી વધેલા, (આર્તવને બહાર કાઢનાર વાયુના સબંધમા આવવાથી) જરા કાળા અને ગધ વિનાના આર્તવને વાયુ ઋતુ કાળમા (શ્લો ૨૬, ૨૬।।) બે ધમની દ્વારા યોનિના મુખમાથી બહાર ધકેલે છે (તેથી ઋતુકાળમા યોનિ ના કમળનુ મો ખુલ્લુ રહે છે)

અટકાવના ત્રણ દિવસ સ્ત્રીએ કેવી રીતે રહેવુ?

**तत पुष्पेक्षणादेव कल्याणध्यायिनी त्र्यहम् ॥२३॥**
**मृजालङ्काररहिता दर्भसस्तरशायिनी ।**
**क्षैरेयं यावक स्तोकं कोष्ठशोधनकर्षणम् ॥२४॥**
**पर्णे शरावे हस्ते वा भुञ्जीत ब्रह्मचारिणी ।**

પછી અટકાવ દેખાય કે તરત જ ત્રણ દિવસ સુધી સ્ત્રીએ શુભ વિચારોમા રહેવુ, નાહવુધોવુ નહિ, શણગાર ઉતારી નાખવા ડાભની સાદડી પર સૂવુ, (કોઠામા ગર્ભ રહેતો હોવાથી) કોઠાનુ શોધન કર અને તર્પણ કર એવી દૂધમાં રાધેલા જવની વાની જ ખોરાકમા તરીકે પાદડા પર, કોડિયામાં કે હથેલીમા લઈને થોડી જ ખાવી (બીજુ કઈ પણ ખાવુ નહિ અને બીજુ વાસણ વાપરવુ નહિ) તથા બ્રહ્મચર્ય પાળવુ

અટકાવના ચોથા દિવસે શું કરવુ?

**चतुर्थेऽह्नि तत स्नाता शुक्लमाल्या**
**म्बरा शुचि ॥२५॥**
**इच्छन्ती भर्तृसदृश पुत्र पश्येत्पुर पतिम् ।**

પછી ચોથે દિવસે નાહીને, ધોળી ફૂલમાળા (હાર ગજરા વગેરે) તથા ધોળા વસ્ત્ર પહેરીને, તન અને મનથી સ્વચ્છ થઈને, પતિના જેવા પુત્ર ઈચ્છતી સ્ત્રીએ સૌથી પહેલા પતિને જોવો

ઋતુકાળના દિવસો છોકરો કે છોકરી અવતરવાનો નિયમ

**ऋतुस्तु द्वादश निशा**
**पूर्वास्तिस्रोऽत्र निन्दिता ॥२६॥**
**एकादशी च, युग्मासु स्यात्पुत्रो**
**ऽन्यासु कन्यका ।**

બાર રાત સુધી ઋતુકાળ હોય છે તેમાં પહેલી ત્રણ રાત (મૈથુન માટે) નિષિદ્ધ છે તથા અગિયારમી રાત પણ નિષિદ્ધ છે બેકી સખ્યાની રાતે (૪, ૬, ૮, ૧૦, ૧૩મી રાતે) પુત્ર જન્મે એવો ગર્ભ રહે છે અને એકી સખ્યાની રાતે (૫, ૭, ૯મી રાતે) પુત્રી અવતરે એવો ગર્ભ રહે છે

(બેકી સખ્યાની રાતે આર્તવ ઓછુ હોવાથી પુત્ર ગર્ભ રહે છે, પણ એકી સખ્યાની રાત્રે આર્તવ વીર્ય કરતા વધારે હોવાથી વીર્ય પ્રમાણમા ઓછુ પડે છે તેથી પુત્રીગર્ભ રહે છે પણ જો આહારવિહારને લીધે બેકી સખ્યાની રાત આર્તવ વીર્યથી વધી જાય તો છોકરી તો અવતરે પણ તે છોકરી દેખાવમા છોકરા જેવી નબળી અને ઓછા અંગવાળી હોય. જો આહારવિહાર ને લીધે એકી સખ્યાની રાતે આર્તવ કરતાં વીર્ય વધી જાય તો છોકરા અવતરે પણ તે છોકરો દેખાવમા છોકરી જેવો, નબળો અને ઓછા અગવાળો હોય. અગિયારમી રાતે અને તેરમી રાતે મૈથુન કરવાથી નપુંસક બાળક જન્મ છે

ઇચ્છા પ્રમાણેનુ બાળક અવતરે એવી રીત

**उपाध्यायोऽथ पुत्रीय कुर्वीत विधिवद्विधिम् ॥ २७**
**नमस्कारपरायास्तु शूद्राया मन्त्रवर्जितम् ।**

પછી અથર્વવેદ જાણનાર ગોરે (બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યનાં) સ્ત્રીની બાબતમાં અવતરનાર પુત્ર માટે હિતકર હોય એવો વેદવિધિ વિધિપુરસ્સર કરવો, પણ નમસ્કાર કરીને બેઠેલી શૂદ્ર સ્ત્રીની બાબતમાં એ જ વિધિ મંત્રોચ્ચાર કર્યા વિના કરવો

**अवन्ध्य एवं संयोगः स्यादपत्यं च कामतः॥ २८॥**

એ રીતે (વેદવિધિ કરવાથી) સ્ત્રીપુરુષનો સયોગ સફળ થાય છે (ગર્ભ રહે છે) અને ઇચ્છા પ્રમાણેનું બાળક અવતરે છે)

**सन्तो ह्याहुरपत्यार्थं दम्पत्योः सङ्गतिं रहः।**

સારા માણસો કહે છે કે વરવહુની એકાતમા સંગતિ બાળક મેળવવા માટે છે (મૈથુનનું સુખ મેળવવા માટે નહિ)

સગતિ=ખાસ સમયને યોગ્ય ખાસ સયોગ.

**दुरपत्यं कुलाङ्गारो गोत्रे जातं महत्यपि ॥ २९॥**

ઊંચા કુળમા જન્મેલુ હોય તોપણ ખરાબ બાળકને કુલાગાર (કુળમા અગારો) કહે છે

**इच्छेतां यादृशं पुत्रं तद्रूपचरितांश्च तौ।**
**चिन्तयेतां जनपदांस्तदाचारपरिच्छदौ ॥ ३०॥**

માબાપ જેવો પુત્ર (કે પુત્રી) ઇચ્છતાં હોય તેના જેવા આચરણ અને પરિચ્છદ (રાચરચીલું અને પરિવાર) એમણે રાખવાં તથા ઇચ્છેલા બાળક જેવા રૂપરગ અને આચરણવાળા (અમુક દેશના) લોકોનું ચિંતવન કરવુ

**कर्मान्ते च पुमान् सर्पिक्षीरशाल्योदनाशितः।**
**प्राग्दक्षिणेन पादेन शय्यां मौहूर्तिकाज्ञया ॥३१॥**
**आरोहेत् स्त्री तु वामेन तस्य दक्षिणपार्श्वतः।**
**तैलमाषोत्तराहारा तत्र मन्त्रं प्रयोजयेत् ॥३२॥**

વેદવિધિ પ્રમાણેનું કર્મ પૂરુ થયા પછી ઘી, દૂધ અને શાલિચોખાનો ભાત ખાઈને સારુ મુહૂર્ત (મહુરત) કાઢી આપનાર જોષીની આજ્ઞાથી (સારા મુહૂર્તમા) પુરુષે પહેલાં જમણો પગ પથારીમા (ખાટલામા) મૂકીને (સૌથી પહેલા) ખાટલામા ચઢવું, અને તેલ અને અડદ જેમા આગળ પડતા હોય એવો આહાર ખાધેલી સ્ત્રીએ પહેલો ડાબો પગ ખાટલામાં મૂકીને પુરુષની જમણી બાજુએથી ખાટલામા ચઢવુ, અને ત્યા નીચેનો મંત્ર ભણવો :—

ખાટલામા ભણવાનો મંત્ર

**ॐ अहिरसि आयुरसि सर्वतः**
**प्रतिष्ठासि धाता त्वां**
**दधातु विधाता त्वां दधातु ब्रह्मवर्चसा भवेति।**
**ब्रह्मा बृहस्पतिर्विष्णुः सोमः सूर्यस्तथाऽश्विनौ।**
**भगोऽथ मित्रावरुणौ वीरं ददतु मे सुतम् ॥३३॥**

(સંસ્કૃતમા રચેલો મત્ર સસ્કૃતમા ભણવો)

તુ અહિ (શેષ ભગવાન) છે, તુ આયુષ્ય છે, તુ બધી બાજુએ આધારરૂપ છે, બ્રહ્મા તને ધડે (મોકલે, પ્રેરે), વિધાતા તને મોકલે, તું બ્રહ્મજ્ઞાનના તેજથી યુક્ત બન, બ્રહ્મા, બૃહસ્પતિ, વિષ્ણુ, ચદ્ર, સૂર્ય બન્ને અશ્વિન ભગ (લક્ષ્મી), મિત્ર (આદિત્ય) અને વરુણ મને વીર પુત્ર આપો

**सान्त्वयित्वा ततोऽन्योन्यं संविशेतां मुदान्वितौ।**
**उत्ताना तन्मना योषित्तिष्ठेदङ्गैः सुसंस्थितैः ॥३४॥**

પછી વરવહુએ એકબીજાને વહાલનાં મીઠા વચનો કહીને ક્ષોભ દૂર કરીને આનંદમા આવી જઈને મૈથુન કરવુ મૈથુન દરમ્યાન સ્ત્રીએ ચત્તા સૂવું, મૈથુનમા જ મન રાખવુ અને શરીરના અવયવો બરાબર ગોઠવેલા રાખવા (વાકાચૂકા કે ઊંચાનીચા રાખવા નહિ)

**तथा हि बीजं गृह्णाति दोषैः स्वस्थानमास्थितैः।**

સ્ત્રીએ એવી રીતે સૂઈ રહેવાનુ કારણ એ છે કે શ્લોક ૩૪મા કહ્યા પ્રમાણે વર્તવાથી દોષો પોતપોતાના સ્થાનમા રહ્યા હોય તે સ્થિતિમા (=દોષોનો પ્રકોપ થયા વિના) સ્ત્રી બીજ (ગર્ભ) ધારણ કરે છે

તરત ગર્ભ રહ્યો હોવાનાં લક્ષણ

**लिङ्गं तु सद्योगर्भाया योन्या बीजस्य सङ्ग्रहः ॥३५**
**तृप्तिर्गुरुत्वं स्फुरणं शुक्रास्रानुबन्धनम्।**
**हृदयस्पन्दनं तन्द्रा तृड्ग्लानिर्लोमहर्षणम् ॥३६॥**

જે સ્ત્રીને તરત ગર્ભ રહે તે સ્ત્રીના લક્ષણ એ છે કે યોનિ સારી રીતે બીજને ગ્રહણ કરે છે, સ્ત્રીને તૃપ્તિ થાય છે, કૂખ ભારે થાય છે અને ફરકે છે, વીર્ય અને આર્તવ યોનિના મુખમાથી બહાર નીકળી જતાં નથી, હૃદય ફરકે છે, સુસ્તી આવે છે, તરસ લાગ્યા કરે છે, મન ઉદાસ રહે છે અને રુવાં ઊભાં થઈ જાય છે.

પહેલા મહિનામા ગર્ભની અવસ્થા

**अव्यक्तः प्रथमे मासि सप्ताहात्कललीभवेत्।**
**गर्भः पुंसवनान्यत्र पूर्वं व्यक्तेः प्रयोजयेत् ॥३७॥**

પહેલા મહિનામાં શરૂઆતના સાત દિવસ પછી ગર્ભ કલલ (લીંટના ગોળ લોચા) જેવો હોય છે અને આખો પહેલો મહિનો અવ્યક્ત રહે છે (એટલે, ગર્ભમાં અવયવો વગેરે બધાતા નથી) માટે ગર્ભમા અવયવો વ્યક્ત થાય (જુદાજુદા તરી આવે એ રીતે

બંધાય) તે પહેલા (એટલે, પહેલા મહિનામા) છોકરો અવતરે એવા ઔષધ આપવા

**बली पुरुषकारो हि दैवमप्यतिवर्तते ।**

(જો પૂર્વજન્મના કર્મથી આ જન્મે છોકરી અવતરવાનુ નિર્માણ થયું હોય અને તેથી વીર્ય અને આર્તવના મિશ્રણમા વીર્ય કરતા આર્તવ વધારે હોય તો નિયમ પ્રમાણે છોકરી જ અવતરવી જોઈએ, અને આર્તવ કરતા વીર્ય વધારે હોય તો છોકરો જ અવતરવો જોઈએ. તો પછી પહેલા મહિનામા છોકરો અવતરે એવા ઔષધો ખવડાવવાથી છોકરીનો છોકરો શી રીતે થઈ શકે? આ શકાના સમાધાનમા કહે છે કે)

કારણ કે પુરુષાર્થ (ઉદ્યમ) બળવાન હોય તો તે નસીબને પણ પાછુ પાડી દે છે

છોકરો અવતરે એવા પ્રયોગ

**पुष्ये पुरुषकं हैम राजतं वाऽथवाऽऽयसम् ॥३८**
**कृत्वाऽग्निवर्णं निर्वाप्य क्षीरे तस्याञ्जलिं पिबेत् ।**

પુષ્ય નક્ષત્રમા સોનાના, ચાંદીના કે લોઢાના બનાવેલા પુરુષની આકૃતિવાળા પૂતળાને (ઢીંગલાને) દેવતામા તપાવીને એ પૂતળુ દેવતા જેવુ લાલચોળ થઈ જાય ત્યારે એને દૂધમા છમકારીને (ડુબાડીને ટાઢુ પાડીને) એ દૂધમાથી ૧૯ તોલા દૂધ (ખોબો) પીવું

**गौरदण्डमपामार्गं जीवकर्षभसैर्यकान् ॥ ३९ ॥**
**पिबेत्पुष्ये जले पिष्टानेकद्वित्रिसमस्तश ।**

ધોળા દાંડાના અઘેડા, જીવક, ઋષભક અને કાંટાશેળિયો એ ચાર ઔષધોને અલગ અલગ લસોટીને પુષ્ય નક્ષત્રમા એ દરેકનુ છૂટુ છૂટુ પાવુ એ ચારમાથી બે બે ભેગા કરીને જેટલા મિશ્રણ થાય તે મિશ્રણો જુદાંજુદા પીવા, એ ચારમાથી ત્રણ ત્રણ ભેગા કરીને જેટલા મિશ્રણો થાય તે મિશ્રણો જુદાજુદા પીવા અને એ ચારને ભેગા કરીને બનેલું એક મિશ્રણ પીવુ

**क्षीरेण श्वेतबृहतीमूलं नासापुटे स्वयम् ॥४०॥**
**पुत्रार्थं दक्षिणे सिञ्चेद्वामे दुहितृवाञ्छया ।**

જેને ધોળાં ફૂલ આવે છે એવી ભોરીંગણીના મૂળને દૂધ સાથે લસોટીને કલ્ક (લુગદી) બનાવવી એ લૂગદીની પોટલી કરીને (ગર્ભિણી સ્ત્રીએ) પોતે જો પુત્ર મેળવવાની ઇચ્છા હોય તો જમણા નસકોરામા નિચોવવી અને પુત્રી મેળવવાની ઇચ્છા હોય તો ડાબા નસકોરામા નિચોવવી

**पयसा लक्ष्मणामूलं पुत्रोत्पादस्थितिप्रदम् ॥४१॥**
**नासयाऽऽस्येन वा पीतं वटशुङ्गाष्टकं तथा ।**
**औषधीर्जीवनीयाश्च बाह्यान्तरुपयोजयेत् ॥४२॥**

પુત્ર ઉત્પન્ન કરે એવુ અને પુત્ર જીવતો ન હોય તો જિવાડે એવું લક્ષ્મણાનુ મૂળ કે વડના ઝાડની આઠ કૂંપળો નાકથી કે મોથી પીવી, અથવા જીવનીય ગણના ઔષધોનો શરીરની ઉપર (નાહવામા, ચોળવામાં વગેરે રીતે) તથા અંદર (ખાવાપીવા વગેરેમા) ઉપયોગ કરવો

ગર્ભ ઉદરમા ટકી રહે તે માટે કરવાના ઉપાય

**उपचारः प्रियहितैर्भर्त्रा भृत्यैश्च गर्भधृक् ।**
**नवनीतघृतक्षीरैः सदा चैनामुपाचरेत् ॥ ४३ ॥**

ગર્ભિણી સ્ત્રીના વરે અને નોકરો(કે સેવકો)એ ગર્ભિણીને ગમે એવા પણ પથ્ય હોય એવા આહાર વિહાર કરાવીને ગર્ભ ઉદરમા ટકી રહે એવો ઉપચાર કરવો, અને એને માફક આવે એ રીતે માખણ, ઘી અને દૂધ ખવડાવવારૂપી ઉપચાર કરવો

ગર્ભિણીએ શુ શુ ન કરવુ?

**अतिव्यवायमायासं भारं प्रावरणं गुरु ।**
**अकालजागरस्वप्नं कठिनोत्कटकासनम् ॥ ४४ ॥**
**शोकक्रोधभयोद्वेगवेगश्रद्धाविधारणम् ।**
**उपवासाध्वतीक्ष्णोष्णगुरुविष्टम्भिभोजनम् ॥ ४५ ॥**
**रक्तं निवसनं श्वभ्रकूपेक्षां मद्यमामिषम् ।**
**उत्तानशयनं यच्च स्त्रियो नेच्छन्ति तत्त्यजेत् ॥४६**
**तथा रक्तस्रुतिं शुद्धिं बस्तिमामासतोऽष्टमात् ।**
**एभिर्गर्भः स्रवेदामः कुक्षौ शुष्येन्म्रियेत वा ॥४७॥**

સગર્ભા સ્ત્રીએ બહુ મૈથુન કરવુ નહિ, બહુ મહેનત કરવી નહિ, ભાર ઊંચકવો નહિ, ભારે (વજનદાર) પહેરવુ ઓઢવુ નહિ, ઊંઘવાને વખતે જાગવું નહિ, જાગવાને વખતે ઊંઘવું નહિ કઠણ જગા ઉપર કે કઠણ બેઠક ઉપર બેસવુ નહિ, ઉભડક બેસવું નહિ, શોક કરવો નહિ, ક્રોધ કરવો નહિ, બીવુ નહિ મનને ઉદ્વેગ કરવો નહિ, તેર વેગોને અને અભાવાને રોકવા નહિ, ઉપવાસ કરવો નહિ, મુસાફરી કરવી નહિ, તીક્ષ્ણ, ગરમ, ભારે અને વિષ્ટંભી ભોજન ખાવુંપીવું નહિ, રાતું વસ્ત્ર પહેરવું નહિ, ખાડા કોતરોમા અને કૂવામા જોવું નહિ, દારૂ પીવો નહિ, માંસ ખાવું નહિ, ચત્તા સૂવું નહિ, જેને અનેક સુવાવડો આવી ગઈ હોય અથવા જે સુવાવડ કરવામા (સુવાવડીની સારવાર કરવામાં) કુશળ હોય એવી સ્ત્રીઓ જે આહારવિહાર ન ઇચ્છતી હોય તે આહારવિહાર છોડી દેવા, અને આઠમો મહિનો બેસે ત્યારથી ફસ ખોલાવીને લોહી કઢાવવુ નહિ, વમન વિરેચનરૂપી શોધન કરવું નહિ, બસ્તિ લેવી નહિ ઉપર જે બધુ કરવાની મના કરી

છે તે કરવાથી કાચો (અધૂરો) ગર્ભ નીકળી જાય, કૂખમાં ગર્ભ સુકાઈ જાય કે મરી જાય.

ગર્ભિણીના આહારની ગર્ભ ઉપર અસર

**वातलैश्च भवेद्गर्भः कुब्जान्धजडवामनः ।**
**पित्तलैः खलतिः पिङ्गः, श्वित्री**
**पाण्डुः कफात्मभिः ॥ ४८ ॥**

જો ગર્ભિણી વાયડો આહાર કરે તો ગર્ભ ખૂંધો, આંધળો, જડ અને ઠીંગણો થાય, પિત્ત કરે એવો આહાર કરે તો ગર્ભ માથે તાલવાળો અને પીળચટ્ટો થાય અને કફ કરે એવો આહાર કરે તો ગર્ભ ધોળા કોઢવાળો અને ફિક્કા ધોળા રંગનો થાય.

ગર્ભિણી માંદી પડે તો કેવી દવા આપવી?

**व्याधींश्चास्या मृदुसुखैरतीक्ष्णैरौषधैर्जयेत् ।**

ગર્ભિણી સ્ત્રીના રોગો મુલાયમ (સુંવાળા), સહેલાઈથી લઈ શકાય એવા રસ ને ભાવે એવા તથા જલદ ન હોય એવાં ઔષધ વડે મટાડવા

બીજા મહિનાનો ગર્ભ

**द्वितीये मासि कललाद्घनः पेश्यथवाऽर्बुदम् ॥४९**
**पुंस्त्रीक्लीबाः क्रमात्तेभ्य:**

બીજે મહિને ગર્ભ કલલ (લોટના ગોળ લોચા જેવો) મટીને ઘટ્ટ (કઠણ), પેશી જેવો લાંબો કે અર્બુદ જેવો ગોળ થાય છે ઘટ્ટ ગર્ભમાંથી છોકરો બને છે, પેશી જેવા ગર્ભમાંથી છોકરી બને છે અને અર્બુદ જેવા ગર્ભમાંથી નપુંસક બને છે

વ્યક્ત ગર્ભનાં લક્ષણ

**तत्र व्यक्तस्य लक्षणम् ।**
**क्षामता गरिमा कुक्षेर्मूर्छा च्छर्दिररोचकः ॥५०**
**जृम्भा प्रसेकः सदनं रोमराज्याः प्रकाशनम् ।**
**अम्लेष्टता स्तनौ पीनौ सस्तन्यौ कृष्णचूचुकौ ॥**
**पादशोफो विदाहोऽन्ये श्रद्धाश्च**
**विविधात्मिकाः ।**

તમા, ગર્ભ વ્યક્ત થાય (=ગર્ભના અંગપ્રત્યંગ સ્પષ્ટ બંધાવા માડે) ત્યારે ગર્ભિણીમાં નીચેના લક્ષણો થાય છે: શરીર ઊતરે (પાતળું થાય), કૂખ ભારે થાય, મૂર્છા આવે, ઊલટીઓ થાય, અરુચિ થાય, બગાસાં આવે, મોમાંથી લાળ પડે, અશક્તિ આવે, પેડુ ઉપરની વાળની રેખાઓ સ્પષ્ટ તરી આવે, ખાટું ખાવાપીવાનું મન થાય, સ્તન ભરાવદાર થાય, સ્તનમાં દૂધ આવે, સ્તનની ડીંટડીઓ કાળી થાય, પગે સોજા આવે. બીજા આચાર્યો કહે છે કે (ગર્ભ વ્યક્ત થાય ત્યારે) શરીરમાં લાય બળે અને અનેક પ્રકારના ભાવા ભાવા થાય.

ગર્ભિણીના અભાવાની અવગણના શા માટે ન કરવી જોઈએ

**मातृजं ह्यस्य हृदयं मातुश्च हृदयेन तत् ॥५२॥**
**सम्बद्धं तेन गर्भिण्या नेष्टं श्रद्धाविमाननम् ।**

એનું (ગર્ભનું) હૃદય (ચેતનાનું સ્થાન) એની મામાંથી પેદા થાય છે અને એ (ગર્ભનું હૃદય) માના હૃદય સાથે જોડાયેલું હોય છે (તેથી ગર્ભિણીના હૃદયને સંતાપ થાય તો ગર્ભના હૃદયને પણ સંતાપ થાય છે આમ હૃદય પરવશ હોવાથી પોતાના સ્વભાવ અનુસાર ઇચ્છા ઉપરાંત જાતજાતની ઇચ્છા થાય છે) માટે ગર્ભિણીના અભાવાની અવગણના કરવી એ ઇચ્છવા જેવું નથી

**देयमप्यहितं तस्यै हितोपहितमल्पकम् ॥५३॥**

(ગર્ભિણીને પથ્ય આહારવિહારની ઇચ્છા થાય તો તો આપાય જ પણ) અને અપથ્ય આહારવિહારની ઇચ્છા થાય તોપણ પથ્ય આહારવિહાર સાથે ભેળવીને બહુ જ થોડો અપથ્ય આહારવિહાર પણ કરવા દેવો

**श्रद्धाविघाताद्गर्भस्य विकृतिश्च्युतिरेव वा ।**

ગર્ભિણીના અભાવાની અવગણના કરવાથી (ગર્ભિણીને ચિંતા થાય છે તેથી વાયુ કોપે છે અને વાયુના કોપથી) ગર્ભ (જો લાંબા વખતથી રહ્યો હોય તો) બેડોળ થઈ જાય છે અથવા (થોડા વખતનો જ હોય તો) નાશ પામે છે (જો અભાવા પૂરા પાડવામાં આવે તો ગર્ભિણીને શક્તિશાળી અને દીર્ઘાયુષી બાળક અવતરે છે)

ત્રીજા મહિનામાં શું શું વ્યક્ત થાય?

**व्यक्तीभवति मासेऽस्य तृतीये गात्रपञ्चकम् ॥५४॥**
**मूर्धा द्वे सक्थिनी बाहू सर्वसूक्ष्माङ्गजन्म च ।**
**सममेव हि मूर्धाद्यैर्ज्ञानं च सुखदुःखयोः ॥५५॥**

ત્રીજે મહિને એના (ગર્ભના) પાંચ અવયવો—માથું, બે પગ અને બે હાથ—વ્યક્ત થાય છે, ચેતનાનાં સ્થાનરૂપ બધાં સૂક્ષ્મ અંગો ઉત્પન્ન થાય છે તથા માથું વગેરે પાંચ અવયવોની સાથે સાથે જ (ગર્ભને) સુખદુઃખનું જ્ઞાન થાય છે.

ગર્ભને પોષણ શી રીતે મળે છે?

**गर्भस्य नाभौ मातुश्च हृदि नाडी निबध्यते ।**
**यया स पुष्टिमाप्नोति केदार इव कुल्यया ॥५६॥**

ગર્ભની ડૂંટી અને ગર્ભિણીનું હૃદય એ બંને એક નાડીથી જોડાયેલાં હોય છે અને જેમ નહેર વાટે ખેતરને

(ખેતરમા વાવેલા પાકને) પોષણ મળે છે, તેમ એ નાડી દ્વારા એ ગર્ભને પોષણ મળે છે

(ગર્ભિણીએ ખાધેલો આહાર એના જઠરાગ્નિથી પચતો હોય છે, ત્યારે એ આહારનો પ્રસાદ નામે ઓળખાતો નિર્મળ રસ બને છે હવે ગર્ભની ડૂંટી સાથે જોડાયેલી નાડી સાથ બીજી નાડી જોડાયેલી હોય છે. એ બીજી નાડી સાથ માનુ હૃદય જોડાયેલુ હોય છે માના હૃદયમાથી આહારના રસનો સારભાગ ધમનીઓ વાટે વહેતોવહેતો બીજી નાડીમા જાય છે ત્યાથી ક્રમેક્રમે ગર્ભની ડૂંટીમા જાય છે અને પછી એ આહાર રસનો સારભાગ ગર્ભના પક્વાશયમા કાયાગ્નિ વડે પચતો પચતો જાય છે એમા અતિશય પ્રસાદરસ હોવાને લીધે, ધાતુઓ વગેરેને પોષણ આપે છે વળી રૂવાડાના છિદ્રો દ્વારા ગર્ભમા ફકત ઉપસ્નેહ જ પેસે છે આમ ખુદ અન્નપાન પોતે ગર્ભમા ન જતા હોવાથી અને જે રસ ગર્ભમા જાય છે તે મળવિનાનો હોવાથી ગર્ભમા સ્થૂલ પેશાબ અને ઝાડો બનતા નથી )

ચોથા અને પાચમા મહિનામા ગર્ભનો વિકાસ

**चतुर्थे व्यक्तताऽङ्गानां, चेतनायाश्च पञ्चमे ।**

જે અંગો અત્યારસુધી સૂક્ષ્મ હોવાથી અવ્યક્ત હોય છે તે બધા અંગો ચોથા મહિનામા વ્યક્ત થાય છે અને પાચમા મહિનામા (મન જેનુ બીજુ નામ છે એવી) ચેતના વ્યક્ત થાય છે

છઠ્ઠા મહિનામા ગર્ભનો વિકાસ

**षष्ठे स्नायुसिरारोमबलवर्णनखत्वचाम् ॥५७॥**

છઠ્ઠે મહિને સ્નાયુઓ, શિરાઓ, રૂવાડા, બળ, રગ, નખ અને ચામડી વ્યક્ત થાય છે (જુદા તરી આવે છે )

સાતમે મહિને

**सर्वैः सर्वाङ्गसम्पूर्णो भावैः पुष्यति सप्तमे ।**

સાતમા મહિનામા ગર્ભના બધા અવયવો વ્યક્ત થઈને એ સપૂર્ણ બને છે અને સ્ત્રીના બધા ભાવા ભાવાથી (ભાવાભાવા પૂરા પાડવાથી) એ ગર્ભ પોષાય છે

સાતમે મહિને ઉપદ્રવો અનુ કારણ

**गर्भेणोत्पीडिता दोषास्तस्मिन् हृदयमाश्रिताः ।**
**कण्डूं विदाहं कुर्वन्ति गर्भिण्याः किक्किसानि च ।५८**

ત વખતે (સાતમા મહિનામા) ગર્ભને લીધે ઊછળીને (ઊંચે ધકેલાઈને) ગર્ભિણીના દોષો ગર્ભિણીના હૃદયમાં જઈને ગર્ભિણીને ખણજ, વિદાહ (હાથ, પગ અને ખભાના મૂળમા અનેક પ્રકારનો સંતાપ) અને કિક્કિસ (સાથળ, સ્તન અને પેટ) ઉપર ચિરાડા જેવી ઝીણીરેખાઓ કરે છે

ઉપદ્રવોના ઉપાય

**नवनीतं हितं तत्र कोलाम्बुमधुरौषधैः ।**
**सिद्धमल्पपटुस्नेहं लघु स्वादु च भोजनम् ॥५९**
**चन्दनोशीरकल्केन लिम्पेदूरुस्तनोदरम् ।**
**श्रेष्ठया वैणहरिणशशशोणितयुक्तया ॥ ६० ॥**
**अश्वघ्नपत्रसिद्धेन तैलेनाभ्यज्य मर्दयेत् ।**
**पटोलनिम्बमञ्जिष्ठासुरसैः सेचयेत्पुनः ॥ ६१ ॥**
**दार्वीमधुकतोयेन मृजां च परिशीलयेत् ।**

એ ઉપદ્રવોમા (એ ઉપદ્રવો મટાડવાને) બોરનુ પાણી અને કાળી દ્રાક્ષ વગેરે ગળ્યા ઔષધથી સિદ્ધ કરેલુ માખણ થોડા મીઠાવાળુ, થોડા સ્નેહવાળુ, હલકુ અને ગળ્યુ અન્નપાન હિતકર છે સાથળ, સ્તન અને ઉદર ઉપર સુખડ અને વાળાનો કલ્ક અથવા કાળિયાર, હરણ કે સસલાના લોહીમા ભેળવીને ત્રિફળા લગાડવી, ધોળી કરેણના પાદડાથી સિદ્ધ કરેલુ તેલ સાથળ, સ્તન અને ઉદર પર ચોપડીને ત્યા ચપી કરવી, વળી ત્યા પટોળ લીમડો, મજીઠ અને તુળસીના ક્વાથની કે હિમની ઠંડી ધાર કરવી, અને દારુહળદર અને જેઠી મધના પાણીથી રોજ નાહવુ, હાથ, પગ, મો ધોવા વગેરે શરીરની બાહ્ય શુદ્ધિ કરવી

આઠમે મહિને

**ओजोऽष्टमे सञ्चरति मातापुत्रौ मुहुः क्रमात् ॥६२**
**तेन तौ म्लानमुदितौ तत्र जातो न जीवति ।**
**शिशुरोजोनवस्थानान्नारी संशयिता भवेत् ॥६३**

આઠમે મહિને (બધી ધાતુઓના તેજરૂપ) ઓજસ માતામા અને પુત્રમા (ગર્ભમા) વારવાર વારાફરતી સચાર જા કરે છે, તેથી તે બને વારાફરતી કરમાય છે અને પ્રફુલ્લ થાય છે (જ્યારે ઓજસ માતામા આવે છે ત્યારે મા પ્રફુલ્લ થાય છે અને બાળક કરમાય છે, અને જ્યારે ઓજસ બાળકમા જાય છે ત્યારે બાળક (ગર્ભ) પ્રફુલ્લ થાય છે અને માતા કરમાય છે ) જો બાળક આઠમા મહિનામા અવતરે તો એ વખતે આઠમા મહિનામા ઓજસ બાળક (ગર્ભ)મા સ્થિર થઈને રહેતુ ન હોવાથી બાળક જીવતુ નથી પણ સ્ત્રી જીવશે કે નહિ તે વિશે શકા રહે છે (કદાચ મરી જાય, કદાચ જીવે પણ ખરી), કારણ કે એનુ કેટલુંક ઓજસ લાબા વખતથી સ્થિર થઈને રહેતુ હોય છે અને કેટલુંક ઓજસ મા અને બાળક વચ્ચે ફરતુ રહે છે

**क्षीरपेया च पेयाऽत्र सघृताऽन्वासनं घृतम् ।**
**मधुरैः साधितं शुद्ध्यै पुराणशकृतस्तथा ॥६४॥**
**शुष्कमूलककोलाम्लकषायेण प्रशस्यते ।**
**शताह्वाकल्कितो बस्तिः सतैलघृतसैन्धवः ॥६५**

એમાં (આઠમા મહિનામાં) ઘી નાખેલી ક્ષીરપેયા પીવી, જેઠીમધ વગેરે ગળ્યા ઔષધથી સિદ્ધ કરેલા ઘીની અનુવાસનબસ્તિ આપવી, જૂના ઝાડાનું શોધન કરવા માટે સૂકો મૂળો (મૂળાની સુકવણી), બોર અને ખટાશના કવાથથી અને સુવાના કલ્કવાળી, તેલ, ઘી અને સિંધવવાળી નિરૂહબસ્તિ આપવી (ક્ષીરપેયા= દૂધ અને ભાત ચોળીને પીવા જેવું કરવું)

પ્રસવનો સમય

**तस्मिंस्त्वेकाहयातेऽपि कालः सूतेरतः परम् ।**

આઠ મહિના પૂરા થયા પછી એક પણ દિવસ જાય ત્યાર પછી (બાર મહિના સુધી) બાળકને જન્મવાનો યોગ્ય સમય છે

વરસ પછી શું થાય?

**वर्षाद्विकारकारी स्यात्कुक्षौ वातेन धारितः ॥६६**

જો બાર મહિના પૂરા થયા છતાં વાયુ ગર્ભને કૂખમાં પકડી રાખે (અવતરવા ન દે) તો તે ગર્ભ રોગ કરે છે

નવમે મહિને શું કરવું?

**शस्तश्च नवमे मासि स्निग्धो मांसरसौदनः ।**
**बहुस्नेहा यवागूर्वा पूर्वोक्तं चानुवासनम् ॥६७॥**

નવમે મહિને માંસરસમાં ચોળેલો સ્નિગ્ધ ભાત કે બહુ સ્નેહવાળી યવાગૂ અને શ્લોક ૬૩, ૬૪માં આગળ કહેવાયેલી મધુર દ્રવ્યોથી સિદ્ધ કરેલા ઘીની અનુવાસન બસ્તિ હિતકર છે

**तत एव पिचुं चास्या योनौ नित्यं निधापयेत् ।**
**वातघ्नपत्रभङ्गाम्भः शीतं स्नानेऽन्वहं हितम् ॥६८**

(યોનિમાં વાયુનો પ્રકોપ ન થાય તો યોનિમાંથી ગર્ભ નીકળતાં અવતરી શકે છે તેથી વાયુનો પ્રકોપ મટાડવા માટે) એમાં જ (=ગળ્યા દ્રવ્યોથી સિદ્ધ કરેલા ઘીમાં જ) પોતું (પૂમડું) બોળીને એ પોતું ગર્ભિણીની યોનિમાં જ મૂકવું અને વાયુ મટાડે એવાં ઝાડનાં પાંદડાંથી ઉકાળેલા પાણીને ઠારીને એ પાણીએ રોજ નાહવા માટે આપવું એ હિતકર છે

**निःस्नेहाङ्गी न नवमान्मासात्प्रभृति वासयेत् ।**

નવમો મહિનો બેસે ત્યારથી (પ્રસવ થાય ત્યાં સુધી) ગર્ભિણીને સ્નેહ વિનાના અંગોવાળી રાખવી નહિ (એટલે એનું રોજ સ્નેહન કરવું)

શું અવતરશે તે જાણવાનાં લક્ષણો

**प्राग्दक्षिणस्तनस्तन्या पूर्वं तत्पार्श्वचेष्टिनी ॥६९**
**पुन्नामदौहृदप्रश्नरता पुंस्वप्नदर्शिनी ।**
**उन्नते दक्षिणे कुक्षौ गर्भे च परिमण्डले ॥७०॥**
**पुत्रं सूतेऽन्यथा कन्यां या चेच्छति नृसङ्गतिम् ।**
**नृत्यवादित्रगान्धर्वगन्धमाल्यप्रिया च या ॥७१॥**

જે ગર્ભિણીના જમણા સ્તનમાં પહેલું ધાવણ થાય કામ કરતી વખતે જે એ પહેલું જમણું અંગ ઉપાડીને કામ કરે, નરજાતિના નામવાળી વસ્તુઓ માટે એને ઇચ્છા (ભાવ) થાય, નરજાતિના નામવાળી વસ્તુઓ અને વ્યક્તિઓ વિષે સવાલો પૂછે, નરજાતિની વસ્તુઓ અને વ્યક્તિઓનાં સ્વપ્નાં આવે, જમણી કૂખ ડાબી કૂખ કરતાં વધારે ઊંચી ઊપસી આવે, ગર્ભનો આકાર (દડા જેવો) ચારે બાજુથી ગોળ મટોળ હોય તો ગર્ભિણીને પુત્ર અવતરે છે, પણ જો ગર્ભિણીને ઊંધાં લક્ષણો થાય (પહેલું ડાબા સ્તનમાં ધાવણ થાય, કામ કરતી વખતે પહેલું ડાબું અંગ ઉપાડીને કામ કરે, નારીજાતિની વસ્તુઓ અને વ્યક્તિઓ માટે ભાવ થાય, સવાલો પૂછે અને સ્વપ્ન આવે, ડાબી કૂખ ઊંચી આવે ગર્ભનો આકાર ગોળમટોળ ન હોય), ગર્ભિણી પુરુષનો સંગ ઇચ્છતી હોય, ગર્ભિણીને નાચ, વાજિંત્ર, ગાયન, સુગંધ, ફૂલના હારગજરા ગમતા હોય તો તે ગર્ભિણીને છોકરી અવતરે છે

**क्लीबं तत्सङ्करे, तत्र मध्ये कुक्षेः समुन्नतम् ।**

છોકરો અવતરવાનાં અને છોકરી અવતરવાનાં લક્ષણો ભેગાં હોય તો નપુંસક બાળક જન્મે છે ગર્ભ નપુંસક હોય ત્યારે કૂખનો વચલો ભાગ (આગળ નહિ ને જમણે નહિ) ઊપસેલો હોય છે

**यमौ पार्श्वद्वयोन्नामात्कुक्षौ द्रोण्यामिव स्थिते ॥**

બે છેડે ઊપસેલા (પહોળા) અને વચ્ચેથી સાંકડા લાકડાના પીપ જેવા આકારની કૂખમાં બે પડખાં ઊપસેલાં હોય તો ગર્ભિણીને બે બાળક અવતરે છે

સુવાવડના ઓરડામાં ક્યારે જવું?

**प्राक् चैव नवमान्मासात् सा सूतिगृहमाश्रयेत् ।**
**देशे प्रशस्ते सम्भारैः सम्पन्नं साधकेऽहनि ॥७२**

નવમા મહિના પહેલાં ગર્ભિણીએ (પૂર્વ દિશા તરફ બારણાવાળા કે ઉત્તર દિશા તરફ બારણાવાળા) શુભ સ્થાનમાં બનાવેલા, સુવાવડને અંગે જે સાધનસામગ્રીની જરૂર પડવાનો સંભવ હોય, તે બધી સાધનસામગ્રીવાળા સુવાવડના ઓરડામાં કામ સિદ્ધ થાય એવા શુભ અને પુત્ર

જન્મને અનુકૂળ નક્ષત્ર હોય એવા દિવસે રહેવા જવું

**तत्रोदीक्षेत सा सूतिं सूतिकापरिवारिता ।**

ત્યાં (સુવાવડના ઓરડામાં) સૂતિકાઓ (જેને ઘણી સુવાવડો આવી ગઈ હોય અને જે પ્રસવ વખતે શું કરવું તે બાબતના વ્યવહારમાં કુશળ હોય એવી સ્ત્રીઓ) જેની સેવા માટે હાજર હોય એવી ગર્ભિણીએ પ્રસવ થવાની આશા કરતા રહેવું

પ્રસવ થવાની તૈયારી હોય તેના લક્ષણો

**अद्यश्वःप्रसवे ग्लानिः कुक्ष्यक्षिश्लथताक्लमः ॥७४**
**अधोगुरुत्वमरुचिः प्रसेको बहुमूत्रता ।**
**वेदनोरूदरकटीपृष्ठहृद्बस्तिवङ्क्षणे ॥ ७५॥**
**योनिभेदरुजातोदस्फुरणस्रवणानि च ।**

આજકાલમાં પ્રસવ થવાનો હોય તો ગર્ભિણીને ગ્લાનિ થાય છે (હર્ષ જતો રહે છે) કૂખ અને આંખો શિથિલ (ઢીલા) થઈ જાય છે (પોતાના સ્થાન માંથી જાણે ખસી ગયા હોય એવા લાગે છે), કંટાળો આવે છે, નીચેનો ભાગ ભારેભાર લાગે છે, અણગમો આવે છે, મોમાંથી થૂંક અને લાળ નીકળે છે, બહુ પેશાબ થાય છે સાથળ, ઉદર, કૂલા (કેડ), પીઠ, હૃદય, મૂત્રાશય અને સાથળના વચા એટલાં જગ્યાએ પીડા થાય છે, યોનિ જાણે ફાટતી હોય, ચાબકા મારતા હોય, જાણે અંકુશ (કે સોય) ખોસાતો હોય એવી પીડા યોનિમાં થાય છે, યોનિ ફરકે છે અને યોનિમાંથી સ્રાવ થાય છે યોનિમાંથી પ્રવાહી બહાર નીકળે છે)

**आवीनामनु जन्मातस्ततो गर्भोदकस्रुतिः ॥ ७६ ॥**

ને પછી (ઉપર ગણાવેલી યોનિની પીડાઓ વગેરે પછી) ગર્ભ બહાર નીકળતી વખતે જે ખાસ શૂળ આવે છે તે શૂળ (વેણ) આવવા માંડે છે અને પછી ગર્ભનું પાણી નીકળે છે

પ્રસવકાળ પાસે આવે ત્યારે શું કરવું?

**अथोपस्थितगर्भां तां कृतकौतुकमङ्गलाम् ।**
**हस्तस्थपुंनामफलां स्वभ्यक्तोष्णाम्बुसेचिताम् ॥७७**
**पाययेत्सघृतां पेयां**

પછી (=ગર્ભનું પાણી નીકળવા માંડે ત્યાર પછી) જેના પ્રસવકાળ પાસે આવી પહોંચ્યો હોય એવી ગર્ભિણીને હાથ વગેરે જગાએ રાખડી બાંધવાનું મંગલ કર્મ કરવું, નરજાતિના નામવાળું ફળ એના હાથમાં આપવું, એના શરીરે સારી રીતે તેલ ચોળવું, એના (=ગર્ભિણીના) ઉપર સહેવાય એવું ગરમ પાણી રેડવું અને પછી ઘી નાખીને પેયા આપવી

**तनौ भूशयने स्थिताम् ।**
**आभुग्नसक्थिमुत्तानामभ्यक्ताङ्गीं पुनः पुनः ॥७८॥**
**अधो नाभेर्विमृद्नीयात्कारयेज्जृम्भचङ्क्रमम् ।**

પછી એને જમીન પર પોચી પથારીમાં સુવાડવી, પગ વાળેલા અને પહોળા રાખીને ચત્તી સુવાડવી, એના શરીરે વારંવાર તેલ લગાડવું, એની ડૂંટીથી નીચેના ભાગમાં ચાંપવું (ઊંચેથી નીચે હાથ ફેરવવો) તથા એને બગાસાં ખવડાવવાં અને ઉતાવળે ચલાવવી

**गर्भः प्रयात्यवागेव, तल्लिङ्गं हृद्विमोक्षतः ॥७९॥**
**आविश्य जठरं गर्भो बस्तेरुपरि तिष्ठति ।**

આમ કરવાથી ગર્ભ નીચો ઊતરે છે (માના હૃદયસ્થાનને છોડીને નીચો ઊતરે છે) માના હૃદયથી છૂટો પડ્યા પછી ગર્ભ જઠરમાં દાખલ થઈને મૂત્રાશય ઉપર (પાસે) આવે છે એ (હૃદયથી ગર્ભ છૂટો પડ્યો હોવાનું) લક્ષણ છે

**आव्योऽभित्वरयन्त्येनां खट्वामारोपयेत्ततः ॥८०॥**

વેણ (પ્રસવની વેદનાના શૂળ) ઉતાવળે આવતા જાય એટલે એને (ગર્ભિણીને) ખાટલામાં બેસાડવી

**अथ सम्पीडिते गर्भे योनिमस्याः प्रसारयेत् ।**

પછી જ્યારે ગર્ભ બધી તરફથી વાયુના દબાણમાં આવે (વાયુથી ધકેલાય) ત્યારે (તેલ વગેરે ચોપડીને) યોનિને પહોળી કરવી (હાથથી નહિ)

**मृदु पूर्वं प्रवाहेत बाढमाप्रसवाच्च सा ॥ ८१ ॥**

(પછી) ગર્ભ યોનિના મોં પાસે આવતા સુધી ગર્ભિણીએ ગર્ભને યોનિના મો આગળ આણવા માટે હળવું હળવું જોર કરવું અને જ્યારે ગર્ભ યોનિના મો આગળ આવ્યો છે એમ જણાય ત્યારે પ્રસવ થતા સુધી પુષ્કળ જોર કરવું

**हर्षयेत्तां मुहुः पुत्रजन्मशब्दजलानिलैः ।**

'તને પુત્ર આવશે' વગેરે વચનોથી, ઠંડા પાણીથી અને પવન નાખીને એને (ગર્ભિણીને) વારંવાર ઉત્સાહમાં (આનંદમાં) આણવી

**प्रत्यायान्ति तथा प्राणाः**

**सूतिक्लेशावसादिताः ॥८२॥**

પ્રસવની વેદનાથી કરમાઈ ગયેલા એના પ્રાણ એમ કરવાથી (એને આનંદમાં આણવાથી) પાછા આવે છે (તાજા થઈ જાય છે)

ગર્ભ ન નીકળે કે ઓર ન પડે તો શું કરવું?

**धूपयेद्गर्भसङ्गे तु योनिं कृष्णाहिकञ्चुकैः ।**
**हिरण्यपुष्पीमूलं च पाणिपादेन धारयेत् ॥८३॥**

सुवर्चलां विशल्यां वा जरायव्रपतनेऽपि च ।
कार्यमेतत्तथोत्क्षिप्य बाह्रोरेनां विकम्पयेत् ॥ ८४ ॥
कटीमाकोटयेत्पार्ष्ण्यास्फिजौ गाढ निपीडयेत् ।
तालुकण्ठ स्पृशेद्वेण्या मूर्ध्नि दद्यात्सहीपय ॥ ८५
भूर्जलाङ्गलिकीतुम्बीसर्पत्वक्कुष्ठसर्षपैः ।
पृथग्द्वाभ्यां समस्तैर्वा योनिलेपनधूपनम् ॥ ८६ ॥
कुष्ठतालीसकल्क वा सुरामण्डेन पाययेत् ।
यूषेण वा कुलत्थानां बाल्वजेनासवेन वा ॥ ८७ ॥

ગર્ભ પોતે નીકળવાની પ્રવૃત્તિ ન કરે તો કાગા સાપની કાચળીના ધૂપ યોનિને આપવો અને ડિગ ૨ પુષ્પીનું મૂળ, અથવા ક વછનાગ ગર્ભિણીને હાથ અને પગે બાધવા ઓર ન પડતી હોય ત્યારે પણ ઉપર કહ્યુ તે કરવુ યોગ્ય જ નહિ બળ એના બે હાથના બાવડામાથી (બગલમાથી) પકડીને એને (ગર્ભિણીને) ખખેરવી (હલાવવી), કેડ પર એડીઓ મારવી, બન્ને કૂલાને (ભેગા કરીને) પુષ્કળ દબાવવા, માથાના વાળની લટ તાળવા પર અને ગળા પર રાખડાવી, માથામા થોરનું દૂધ નાખવુ, ભોજપત્ર, જળપીપર (રતવલિયો), તૂમડી (દૂધીનો તૂમડી) સાપની કાચળી ઉપલેટ અને સરસવ એ છમાથી દરેકના છૂટા છૂટા અથવા બે છમાથી ગમે તે બે દ્રવ્યથી કે એ છએ ભેગા દ્રવ્યોથી યોનિ પર લેપ કરવા અને યોનિને એ દ્રવ્યોની ધૂણી આપવી અથવા ઉપલેટ અને તાલીસપત્રનો કલ્ક સુરાના નીતર્યા પાણી સાથ કે કળથીના યૂષ સાથ કે બલ્વજ તૃણના આસવ સાથ પાવો

ઓર ન પડે તો બીજુ શુ કરવુ?

शताह्वासर्षपाजाजीशिग्रुतीक्ष्णकचित्रकै ।
सहिङ्गुकुष्ठमदनैर्मूत्रे क्षीरे च सार्षपम् ॥ ८८ ॥
तैल सिद्ध हित पायौ योन्या
वाऽप्यनुवासनम् ।
शतपुष्पावचाकुष्ठकणासर्षपकल्कित ॥ ८९ ॥
निरूह पातयत्याशु सस्नेहलवणोऽपराम् ।
तत्सङ्गे ह्यनिलो हेतु सा निर्यात्याशु
तज्जयात् ॥ ९० ॥

સુવા, સરસવ, અજમા, સરગવો, મરી, ચિત્રો, હિંગ, ઉપલેટ અને મીંઢળ વડે ગાયના મૂતરમા અને દૂધમા (એ બન્નેમા) સિદ્ધ કરલુ સરસિયુ ગુદામાં અને યોનિમા અનુવાસનબસ્તિરૂપે આપવુ એ હિતકર છે સુવા, વજ, ઉપલેટ, લીંડીપીપર, સરસવ એટલા ઔષધીના કલ્કમા સ્નેહ અને સિંધવ નાખીને એની નિરૂહબસ્તિ આપવાથી ઓર તરત પડે છે ઓર વળગી રહેવાનુ (ન પડવાનુ) કારણ વાયુ છે વાયુને મટાડવાથી તે (ઓર) ઝટ બહાર નીકળે છે

कुशला पाणिनाऽक्तेन हरेत्क्लृप्तनखेन वा ।

અથવા ઓર કાઢવાના કામમા કુશળ સ્રીઓ પોતાના હાથના નખ કપીને, હાથ તેલ ચોપડીને હાથ વડે (નાળ ન ઉખડે તેમ) બહાર કાઢવી

ગર્ભ અને ઓર નીકળી રહ્યા પછી શુ કરવુ?

मुक्तगर्भापरा योनिं तैलेनाङ्ग च मर्दयेत् ॥ ९१ ॥

યોનિમાથી ગર્ભ અને ઓર નીકળી રહે એટલે યોનિ પર અને આખા શરીર પર સુવાવડીને તેલ ચોળવુ

મક્કલ્લ રાગમા શુ કરવુ?

मक्कल्लाख्ये शिरोबस्तिकोष्ठशूले तु पाययेत् ।
सुचूर्णित यवक्षार घृतेनोष्णजलेन वा ॥ ९२ ॥
धान्याम्बु वा गुडव्योषत्रिजातकरजोन्वितम् ।

જો ગર્ભ નીકળ્યા પછી માથામા, મૂત્રાશયમાં અને પેટમા શૂળ આવવારૂપી મક્કલ્લ રોગ થાય તો ઘી સાથે કે ગરમ પાણી સાથે બરાબર વાટીને ઝીણો કરેલો જવખાર પાવો અથવા જૂનો ગોળ, સૂંઠ, પીપર મરી, તજ તમાલપત્ર, એલચી એટલા દ્રવ્યોનો બારીક ભૂકો નાખીને ધાણાના ક્વાથ પાવો

બાળક અવતરે કે તરત બાળકને શુ કરવુ?

अथ बालोपचारेण बाल योषिदुपाचरेत् ॥ ९३ ॥

હવે ગર્ભ જન્મે (બાળક અવતરે) કે તરત જ સુવાવડમા શુ કરવુ તે જાણનાર સ્રીઓ બાળકના ઉપચાર (ઉ અ મા કહેલા ઉપચાર) કરવા.

સુવાવડીનો વિધિ

सूतिका क्षुद्वती तैलाद्घृताद्वा महतीं पिबेत् ।
पञ्चकोलकिनीं मात्रामनु चोष्ण गुडोदकम् ॥ ९४ ॥
वातघ्नौषधतोय वा तथा वायुर्न कुप्यति ।
विशुध्यति च दुष्टास्र द्वित्रिरात्रमयं क्रम ॥ ९५ ॥

સુવાવડીને જો ભૂખ લાગે તો એવુ પંચકોલનુ બારીક ચૂર્ણ નાખીને ઘીની મોટી માત્રા પીવી અને એના ઉપર ઊનુંઊનું જૂના ગોળનુ પાણી પીવુ અથવા (ઘી પીધા પછી) વાયુને મટાડે એવા ઔષધીનો ક્વાથ પીવો એમ કરવાથી વાયુ કોપતો નથી અને ખરાબ લોહી નીકળી જાય છે આ ક્રમ (વિધિ) ત્રણ રાત(વાગા) સુધી પાળવો

(૨૪ કલાકે પચી રહે એટલા સ્નેહના માત્રાને મોટી માત્રા કહે છે)

**स्नेहायोग्या तु निःस्नेहममुमेव विधिं भजेत् ।**
**पीतवत्याश्च जठरं यमकाक्तं विवेष्टयेत् ॥९६॥**

પણ જે સુવાવડીને સ્નેહન કરવા જેવું ન હોય તેણે ઉપર (શ્લોક ૯૩થી ૯૫માં) કહેલો વિધિ કરવો પણ સ્નેહ (ઘી કે તેલ) ન પીવો (બીજું બધું પીવું)

સ્નેહન કરવા યોગ્ય કે સ્નેહન કરવાને અયોગ્ય સુવાવડી જ્યારે પોતપોતાને યોગ્ય વસ્તુઓ પી રહે, ત્યારે એને જઠર (પેડુ) ઉપર ઘી અને તેલ ચોપડીને પેડુ ઉપર વસ્ત્ર વીંટી દેવું (બહુ કઠણ કે બહુ ઢીલું ન રહે એવી રીતે વીંટવું કે જેથી એમાં પવન ન ભરાઈ જાય તેમ કાણું પણ ન પડી જાય)

**जीर्णे स्नाता पिबेत्पेयां पूर्वोक्तौषधसाधिताम् ।**
**त्र्यहादूर्ध्वं विदार्यादिवर्गक्वाथेन साधिता ॥९७॥**
**हिता यवागूः स्नेहाढ्या सात्म्यतः पयसाऽथवा ।**
**सप्तरात्रात्परं चास्यै क्रमशो बृंहणं हितम् ॥९८॥**

શ્લોક ૯૩થી ૯૬ પ્રમાણે જે પીવું હોય તે પચી રહે ત્યારે નાહીને પહેલાં કહેલા ઔષધથી (=પંચકોલથી) સિદ્ધ કરેલી પેયા પીવી. ત્રણ વાસા પછી (ચોથા વાસાથી) વિદાર્યાદિ ગણનાં ઔષધોના ક્વાથથી બનાવેલી સ્નેહ નાખેલી યવાગૂ અથવા દૂધથી બનાવેલી યવાગૂ એ બેમાંથી જે માફક આવે તે યવાગૂ પીવી સારી છે સાત રાત (વાસા) પછી (આઠમા વાસાથી) એનું ક્રમેક્રમે (ધીમેધીમે) બૃંહણ કરવું હિતકર છે (જીવનીયગણના ઔષધ, બૃંહણ ઔષધ, મધુર વર્ગના ઔષધથી તૈયાર કરેલા અભ્યંગ, ઉદ્‌વર્તન, શેક, અવગાહ અને હૃદ્યને હિતકર અન્નપાનથી બૃંહણ કરવું)

**द्वादशाहेऽनातिक्रान्ते पिशितं नोपयोजयेत् ।**

બાર દિવસ (વાસા) પૂરા ન થાય ત્યાં સુધી માંસ ખવડાવવું નહિ

સુવાવડીના શાસ્ત્રોક્ત ઉપચાર કરવા

**यत्नेनोपचरेत्सूतां दुःसाध्यो हि तदामयः ॥९९॥**
**गर्भवृद्धिप्रसवरुक्क्लेदास्रस्रुतिपीडनैः ।**

સુવાવડીને થતો રોગ (સુવારોગ) ગર્ભ (ઉદરમાં) વધવાથી, ગર્ભ નીકળવાથી, સુવાવડીને ગર્ભ કાઢ્યાનાં પીડા થયેલી હોવાથી, પાણી અને લોહી વહી ગયેલું હોવાથી અને સુવાવડીને દબાવેલી હોવાથી (એ બધા કારણોસર) મટાડવો મુશ્કેલ હોય છે માટે (સુવારોગ થવા ન પામે તે માટે) સુવાવડીની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રયત્નપૂર્વક સુવાવડ કરવી (ઉપચાર કરવા)

**एवं च मासादध्यर्धान्मुक्ताहारादियन्त्रणा ॥१००॥**
**गतसूताभिधाना स्यात्पुनरार्तवदर्शनात् ॥१००½॥**

અને આ રીતે દોઢ મહિના પછી આહારવિહાર વગેરેના અંકુશ(પરેજ)માંથી છૂટી થયા પછી ફરીથી માસિક અટકાવ આવે એટલે સ્ત્રી 'સુવાવડી' કહેવાતી બંધ થાય છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्वितीये शारीरस्थाने
गर्भावक्रान्तिर्नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો : ગર્ભવ્યાપદ્‌શારીર

**अथातो गर्भव्यापदं शारीरं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ગર્ભની ઉત્પત્તિરૂપી શરીરનું વિજ્ઞાન જેમાં કહેલું છે એવા અધ્યાય પછી હવે અમે ગર્ભના રોગ (વ્યાપદ્) સંબંધી અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

(આ અધ્યાયમાં ગર્ભના રોગ ઉપરાંત ગર્ભના રોગની ચિકિત્સા પણ કહી છે, પણ આ અધ્યાયમાં મોટે ભાગે ગર્ભના રોગ વિષે કહેલું હોવાથી અધ્યાયનું નામ ગર્ભવ્યાપદ શારીર રાખ્યું છે.)

ગર્ભિણીને આર્તવ દેખાય કે શૂળ આવે તો શું કરવું?

**गर्भिण्याः परिहार्याणां सेवया रोगतोऽथ वा ।**
**पुष्पे दृष्टेऽथवा शूले बाह्यान्तः स्निग्धशीतलम् ॥**
**सेव्याम्भोजहिमक्षीरिवल्ककल्काज्यलेपितान् ।**
**धारयेद्योनिबस्तिभ्यामार्द्रार्द्रान् पिचुनक्तकान् ॥**

શા. ૧/૪૪થી ૪૭માં જે આહારવિહારનો ત્યાગ કરવાનું ગર્ભિણીને કહ્યું છે તે આહારવિહારનું સેવન કરવાથી અથવા (સ્વભાવે જ અપથ્ય એવાં સરસવનું શાક, મદક, દહીં વગેરે આહારથી અને માત્રા, દેશ, કાલ વગેરેને લીધે થતા) રોગને લીધે જો ગર્ભિણીને આર્તવ દેખાય કે શૂળ આવે તો બહારથી (=સ્નાન, અવગાહ વગેરે કરીને) અને અંદરથી (=ભોજન, અનુપાન વગેરે દ્વારા) સ્નિગ્ધ અને ઠંડક કરે એવા ઉપાય કરવા અને વીરણવાળો, કમળ, પદ્મકાષ્ઠ, પીપળો વગેરે દૂધવાળા ઝાડની છાલનો કલ્ક અને ઘીનો લેપ કરેલાં પુષ્કળ લીલાં (=સુકાય નહિ એવાં) પોતાં (પૂમડાં) અને વાટો યોનિ અને બસ્તિ વડે રાખવાં (મૂકવાં, એટલે યોનિના કમળના મોંમાં અને પેશાબના છિદ્રમાં મૂકવાં

(ધૂમાડા અને વાટનો છેડો બહાર રાખવો કે જેથી એને બહાર કાઢી લેવાય)

**शतधौतघृताक्तां स्त्रीं तदम्भस्यवगाहयेत् ।**
**ससिताक्षौद्रकुमुदकमलोत्पलकेसरम् ॥ ३ ॥**
**लिह्यात् क्षीरघृतं खादेच्छृङ्गाटककसेरुकम् ।**
**पिबेत्कान्ताब्जशालूकबालोदुम्बरवत्पयः ॥ ४ ॥**
**शृतेन शालिकाकोलीद्विबलामधुकेक्षुभिः ।**
**पयसा रक्तशाल्यन्नमद्यात्समधुशर्करम् ॥ ५ ॥**
**रसैर्वा जाङ्गलैः**

આર્તવ દેખાતો હોય કે શૂળ આવતું હોય એવી ગર્ભિણી સ્ત્રીને સો વાર ધોયેલું ઘી ચોપડીને પછી તેના (=વીરણવાળો, કમળ, પદ્મકાષ્ઠ, પીપળો વગેરે દૂધવાળા ઝાડની છાલ–રોટના ઔષધના) પાણીમાં (=ઠંડા પાડેલા ક્વાથમાં) અવગાહન કરાવવું અને સાકર, મધ, પોયણું, ધોળું કમળ અને કાળું કમળ એ ત્રણના કેસરા સાથે દૂધ અને ઘી ચાટવું, શિંગોડા અને કસેલા ખાવા, કાગ, કમળ, રાતા કમળનું મૂળ, કાચું ઉમર ડાનું ફળ એટલી વસ્તુઓ સાથે ઉકાળેલું દૂધ પીવું, શાળના ચોખા, કાકોલી, બળદાણા, અતિબલા, જેઠીમધ અને શેરડી નાખીને ઉકાળેલા દૂધ સાથે રાતી શાળના ચોખાનો ભાત મધ અને સાકર નાખીને ખાવો, અથવા જાંગલ પ્રાણીઓના માંસરસ સાથે રાતી શાળના ચોખાનો ભાત, મધ અને સાકર નાખીને ખાવો

**દૂધમાં ઔષધો નાખીને દૂધ ઉકાળવાની રીત**

ઔષધથી આઠગણું દૂધ લેવું અને દૂધથી ચાર ગણું પાણી લેવું ઔષધ, દૂધ અને પાણી ભેગાં કરીને ઉકાળવાં ઉકાળતાં ઉકાળતાં જ્યારે ઉમેરેલું પાણી બળી જાય અને આસરે બનું એટલું દૂધ બાકી રહે ત્યારે દેવતા ઉપરથી ઉતારી લેવું

**शुद्धिवर्ज चास्रोक्तमाचरेत् ।**

જે ગર્ભિણીને આર્તવ દેખાય કે શૂળ આવે તેને રક્તપિત્તની ચિકિત્સામાં કહેલા શોધન સિવાયના બધા બહારના અને અંદરના ઉપચાર કરવા

**ત્રણ મહિના દરમ્યાન કે સામ આર્તવ દેખાય તો શું કરવું**

**असंपूर्णत्रिमासाया प्रत्याख्याय प्रसाधयेत् ॥ ६ ॥**
**आमान्वये च**

ગર્ભ રહ્યે ત્રણ મહિના પૂરા થતા પહેલા જો આર્તવ દેખાય અને ગર્ભ રહ્યા પછી ગમે તે મહિને પણ જો આમવાળો (સામ) આર્તવ દેખાય તો એને અસાધ્ય સમજીને ઉપાય કરવા

(ત્રણ મહિના દરમ્યાન જો આર્તવ દેખાય તો સામાન્ય રીતે ગર્ભ ટકતો નથી આર્તવ નીકળે તેની સાથે આમ ભળેલો હોય તોપણ ગમે તેટલા મહિના થયા હોય છતા પણ આમને મટાડવાના લૂખા, તીક્ષ્ણ ગરમ અને તીખા ઉપચાર ગર્ભિણીને આપવા પડે છે અને આર્તવને મટાડવાના ઠંડા અને સ્નિગ્ધ ઉપચાર આમને આપવા પડે છે, માટે એ અસાધ્ય છે એમ સમજીને પ્રયત્ન કરવો)

**આર્તવ અને આમ બન્નેને લાગુ પડે એવા ઉપાય**

**तत्रेष्टं शीतं रूक्षोपसंहितम् ।**
**उपवासो घनोशीरगुडूच्यरलुधान्यकाः ॥ ७ ॥**
**दुरालभापर्पटकचन्दनातिविषाबलाः ।**
**क्वथिताः सलिले पानं तृणधान्यानि भोजनम् ॥ ८ ॥**
**मुद्गादियूषैरामे तु जिते स्निग्धादि पूर्ववत् ।**

સામ આર્તવ દેખાય તો (કડવા, તૂરા વગેરે) લૂખા પાડનાર દ્રવ્યો સાથે ભેળવીને ઠંડા ઉપચાર કરવા (દેશ, સત્ત્વ વગેરેનો વિચાર કરીને) ઉપવાસ કરાવવા મોથ, વીરણવાળો, ગળો, મોટો અરડૂસો ધાણા, ધમાસો, પિત્તપાપડો, સુખડ અતિવિષની કળી, બળદાણા એ દશ ઔષધોના પાણીમાં ક્વાથ કરીને પાવો. ખડધાન ખવડાવવાં અને તે સાથે મગ, (મઠ, મસૂર) વગેરેના યૂષ પણ ખાવા – પીવા, પછી જ્યારે આમ પાકી જાય ત્યારે પ્રથમના માફક (શ્લોક ૧) સ્નિગ્ધ, ઠંડુ વગેરે ખાવાપીવામાં અને બહારથી લેપ વગેરે કરવામાં વાપરવું

ખડધાન=તૃણધાન્ય—સામો, કોદરી, નામો, કાંગ, નીવાર, નાગલી, મકાઈ વગેરે

**ગર્ભ પડે તો શું કરવું**

**गर्भे निपतिते तीक्ष्णं मद्यं सामर्थ्यतः पिबेत् ॥ ९ ॥**
**गर्भकोष्ठविशुद्ध्यर्थमर्तिविस्मरणाय च ।**
**लघुना पञ्चमूलेन रूक्षां पेयां ततः पिबेत् ॥ १० ॥**
**पेयाममद्यपा कल्कैः साधितां पाञ्चकौलिकैः ।**
**बिल्वादिपञ्चकक्वाथे तिलोद्दालकतण्डुलैः ॥ ११ ॥**
**मासतुल्यदिनान्येवं पेयादिः पतिते त्वमः ।**
**लघुरस्नेहलवणो दीपनीययुतो हितः ॥ १२ ॥**

ઉપર ના ઉપાય કર્યા છતા ગર્ભ પડી જાય (નીકળી જાય) તો ગર્ભ જ્યાં રહેલો તેની શુદ્ધિ માટે તથા પીડા ભૂલવા માટે શક્તિ પ્રમાણે તીક્ષ્ણ (દારૂ) દારૂ પીવો અને પછી (દારૂની જગાએ [illegible]) લઘુપંચમૂળથી બનાવેલી લૂખી પેયા પીવી. જે સ્ત્રી

દારૂ ન પીતી હોય તો પંચકોલના કલ્કમાં તેલ અને ઉદ્દાલક ચોખા નાખીને સિદ્ધ કરેલી પેયા અને બીલાના મૂળ વગેરે મોટા પંચમૂળના ક્વાથમાં તેલ અને ઉદ્દાલક ચોખા નાખીને સિદ્ધ કરેલી પેયા પીવી. આ પ્રમાણે પચવામાં હલકો, સ્નેહ અને લવણ નાખ્યા વિનાનો, (મરી, ચિત્રો વગેરે) દીપન દ્રવ્યો નાખેલો પેયાદિ ક્રમ ગર્ભ પડે ત્યારે જેટલે મહિને ગર્ભ પડયો હોય તેટલા દિવસ સુધી કરવો હિતકર છે (દા. ત. પાંચમે મહિને ગર્ભ પડ્યો હોય તો પાંચ દિવસ સુધી પેયાદિ ક્રમ કરવો)

**दोषधातुपरिक्लेदशोषार्थं विधिरित्ययम् ।**

આ (ઉપર કહેલો) વિધિ દોષો (પિત્ત અને કફ) અને ધાતુઓની ભીનાશ સૂકવી નાખવા માટે છે. વાયુ ભીનાશ કરતો નથી તેથી અહીં દોષ એટલે પિત્ત અને કફ)

**स्नेहान्नवस्तयश्चोर्ध्वं बल्यदीपनजीवनाः ॥ १३ ॥**

પછી (દોષો અને ધાતુઓની ભીનાશ સુકાયા પછી) ચારે સ્નેહ, સ્નિગ્ધ અન્નપાન અને સ્નિગ્ધ બસ્તિઓ એ ત્રણે એવા આપવા કે જેથી બળ વધે, અગ્નિ પ્રદીપ્ત થાય અને આયુષ્ય વધે

ઉપવિષ્ટક ગર્ભ

**सञ्जातसारे महति गर्भे योनिपरिस्रवात् ।**
**वृद्धिमप्राप्नुवन् गर्भः कोष्ठे तिष्ठति सस्फुरः ॥१४॥**
**उपविष्टकमाहुस्तं, वर्धते तेन नोदरम् ।**

ગર્ભ બળવાન થાય અને કદમાં મોટો થાય ત્યાર પછી જો યોનિમાંથી આર્તવ કે બીજા કશાનો સ્રાવ થાય તો ગર્ભ વધતો અટકી જઈને કોઠામાં (ઉદરમાં) પડયો રહે છે પણ ફરકે છે ખરો. એવા ગર્ભને ઉપવિષ્ટક ગર્ભ કહે છે. એ ઉપવિષ્ટક ગર્ભ કોઠામાં પડ્યો રહે તેથી ગર્ભિણીનું પેટ વધતું નથી (યોનિમાંથી આર્તવ વગેરે નીકળવાથી વાયુ કોપે છે. કોપેલો વાયુ પિત્ત અને કફને સાથે લઈને ગર્ભને રસ પહોંચાડનારી નાડીમાં જઈને તેનું દબાણ કરે છે. આમ જ્યારે નાડી દોષોથી પુરાય છે, ત્યારે બાળકને પૂરતો રસ નાડીમાંથી મળી શકતો ન હોવાથી ગર્ભ વધતો નથી)

નાગોદર ગર્ભ

**शोकोपवासरूक्षाद्यैरथवा योन्यतिस्रवात् ॥ १५ ॥**
**वाते क्रुद्धे कृशः शुष्येद्गर्भो नागोदरं तु तम् ।**
**उदरं वृद्धमप्यत्र हीयते स्फुरणं चिरात् ॥ १६ ॥**

શોક, ઉપવાસ, રૂક્ષ વગેરે વાયુને કોપાવે એવા આહારવિહારથી જ્યારે વાયુ કોપે છે અથવા જ્યારે અતિશય આર્તવ સ્રવી જવાથી વાયુ કોપે છે ત્યારે ગર્ભ સુકાઈને પાતળો થઈ જાય છે એને નાગોદર ગર્ભ કહે છે (કેટલાક એને ઉપશુષ્ક ગર્ભ કહે છે) એમાં (નાગોદર ગર્ભમાં) ગર્ભિણીનું પેટ મોટું થયું હોય તોપણ પાછું નાનું થઈ જાય છે અને ગર્ભ લાંબે વખતે ફરકે છે (ઉપવિષ્ટક ગર્ભમાં પેટ મોટું ન થાય પણ મોટું થયેલું હોય તે નાનું થઈ જતું નથી. નાગોદર ગર્ભમાં પેટ વધતું નહિ જ, પણ વધેલું હોય તે પણ નાનું થતું જાય છે)

ઉપવિષ્ટક અને નાગોદર ગર્ભનો ઉપાય

**तयोर्बृंहणवातघ्नमधुरद्रव्यसंस्कृतैः ।**
**घृतक्षीररसैस्तृप्तिरामगर्भांश्च खादयेत् ॥ १७ ॥**
**तैरेव च सुभिक्षायाः क्षोभणं यानवाहनैः ।**

એ બન્નેને (=ઉપવિષ્ટક ગર્ભવાળી અને નાગોદર ગર્ભવાળી એ બન્ને ગર્ભિણીઓને) બૃંહણ અને વાયુ મટાડવાનો જેનો ગુણ હોય અને મધુર ગુણ જેમાં અધિક હોય એવાં (કાળી દ્રાક્ષ, સાકર વગેરે) દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘી, દૂધ અને માંસરસ ધરાય ત્યાં સુધી ખવડાવવાં તથા કાચા ગર્ભ એવી યુક્તિથી ખવડાવવા કે ગર્ભિણીને સૂગ ન ચડે (સૂગ ચડે તો ગર્ભને અને ગર્ભિણીને નુકસાન થાય) જ્યારે એનાથી (=ઉપર કહેલા ઘી, દૂધ, માંસરસ અને કાચા ગર્ભ ખાઈને) ધરાય ત્યારે એ ગર્ભિણીને રથ વગેરે યાન(ગાડી)માં અને હાથી, ઘોડા વગેરે વાહન પર બેસાડીને એવી રીતે હલાવવું કે જેથી ગર્ભિણીના શરીરમાં ક્ષોભણ (ચળવળ) થાય

લીન ગર્ભ એનો ઉપાય

**लीनाख्ये निस्फुरे श्येनगोमत्स्योत्क्रोशबर्हिजाः ॥१८**
**रसा बहुघृता देया माषमूलकजा अपि ।**
**बाले बिल्वे तिलान्माषान्सक्तूंश्च पयसा पिबेत् ॥१९**
**समेदुमांसं मधु वा कट्यभ्यङ्गं च शीलयेत् ।**

(જે કારણથી ઉપવિષ્ટક અને નાગોદર ગર્ભ થાય છે અને એ બે ગર્ભનાં જે લક્ષણ છે તે કારણ અને લક્ષણો લીન ગર્ભનાં પણ છે, પણ લીન ગર્ભનું એક લક્ષણ વધારે છે તે એ કે લીન ગર્ભ સમૂળગો ફરકતો નથી. તેથી વાગ્ભટે આ શ્લોકમાં ફક્ત એ ખાસ લક્ષણ જ આપ્યું છે)

લીન નામનો ગર્ભ સમૂળગો ફરકતો નથી. લીન ગર્ભમાં ગર્ભિણીએ બાજપક્ષી, બળદ, માછલી, કુરરી,

મોર, એટલા પ્રાણીના માંસરસ બહુ ઘી નાખીને પીવા તથા અડદ અને મૂળાના રસ બહુ ઘી નાખીને પીવા તથા કાચું બીલું, તલ, અડદ અને સાથુ એ બધું દૂધ સાથે પીવું અથવા ચરબીભર્યા માંસરસ સાથે દ્રાક્ષનો દારૂ પીવો તથા રોજ પેટ પર તેલ ચોળવું

**हर्षयेत्सततं चैनामेवं गर्भः प्रवर्धते ॥ २० ॥**

વળી એને સદા આનંદમાં રાખવી એથી ગર્ભ વધે છે

**पुष्टोऽन्यथा वर्षगणैः कृच्छ्राज्जायेत, नैव वा ।**

ઉપર જણાવેલા પોષણ સિવાય જો બીજી રીતે (અવળી રીતે, લૂખા વગેરે પદાર્થોથી) ગર્ભને પોષણ મળે તો તે ગર્ભ અનેક વર્ષે મહામહેનતે જન્મે અથવા ન પણ જન્મે

### ગર્ભિણીના ઉદાવર્તરોગનો ઉપાય

**उदावर्ते तु गर्भिण्याः स्नेहैराशुतरां जयेत् ॥ २१ ॥**
**योग्यैश्च वस्तिभिर्हन्यात्सगर्भा स हि गर्भिणीम् ।**

ગર્ભિણીના ઉદાવર્તરોગને ચાર પ્રકારના સ્નેહમાંથી યોગ્ય સ્નેહથી બનાવેલા પીણાં વગેરે પાઈને તથા યોગ્ય અનુવાસન બસ્તિઓ આપીને તરતોતરત મટાડવો, કારણકે એ ઉદાવર્તરોગ ગર્ભિણીને અને ગર્ભને મારી નાખે છે

### ગર્ભ ઉદરમાં મરી જાય તેનાં કારણ અને લક્ષણ

**गर्भेऽतिदोषोपचयादपथ्यैर्दैवतोऽपि वा ॥ २२ ॥**
**मृतेऽन्तरुदरं शीतं स्तब्धं ध्मातं भृशव्यथम् ।**
**गर्भास्पन्दो भ्रमस्तृष्णा कृच्छ्रादुच्छ्वसनं क्लमः ॥**
**अरतिः स्रस्तनेत्रत्वमावीनामसमुद्भवः ।**

દોષો અતિશય વધી જવાથી, કુપથ્ય કરવાથી કે નસીબ સંજોગે ગર્ભ અંદર ને અંદર (ઉદરમાં) મરી જાય ત્યારે ઉદર ઠંડુ, સ્તબ્ધ, ફૂલકાની માફક વાયુથી ફૂલેલું, બહુ પીડાવાળું હોય છે, ગર્ભ ફરકતો નથી, ફેર આવે છે, તરસ લાગે છે, બહુ મહેનતે ઊંચો શ્વાસ લેવાય છે, કટાળો આવે છે, અણગમો થાય છે (સૂવા—બેસવામાં ચેન પડતું નથી), આંખો ઠેકાણે રહેતી નથી, પ્રસવ થવાનો હોય ત્યારે થતાં વેણ (શૂળ) આવતાં નથી

### ગર્ભ ઉદરમાં મરી જાય તો શું કરવું?

**तस्याः कोष्णाम्बुसिक्तायाः पिष्ट्वा**
**योनिं प्रलेपयेत् ॥**
**गुडं किण्वं सलवणं तथान्तः पूरयेन्मुहुः ।**
**घृतेन कल्कीकृतया शाल्मल्यतसिपिच्छया ॥२५**
**मन्त्रैर्योगैर्जरायूक्तैर्मूढगर्भो न चेत्पतेत् ।**
**अथोपृच्छयेश्वरं वैद्यो यत्नेनाशु समाहरेत् ॥२६**
**हस्तमभ्यज्य योनिं च साज्यशाल्मलिपिच्छया ।**
**हस्तेन शक्यं तेनैव**

જો ગર્ભિણીના ઉદરમાં ગર્ભ મરી ગયો હોય તો ગર્ભિણી પર સહેજ (જરા ગરમ) પાણી છાંટીને પછી ગોળ, કિણ્વ અને સિંધવ ભેગા લસોટીને યોનિ ઉપર એનો જાડો લેપ કરવો તથા શાલ્મલી વૃક્ષનો ગુંદર અને અળશીનો ગુંદર એ બેને ઘી સાથે લસોટીને એનો કલ્ક યોનિની અંદર ભરવો, પછી ગર્ભને પાડવા માટે (અષ્ટાંગસંગ્રહમાં કહેલા) મંત્રો જપવા તથા ઓર કાઢવા માટે શા ૧/૮૨ા થી ૯૦ા માં કહેલા ઉપાયો ગર્ભ પાડવા માટે કરવા તેમ છતાં જો મૂઢ ગર્ભ ન પડે તો રાજાની પરવાનગી લઈને વૈદ્યે જો ગર્ભ હાથથી કઢાય એવો હોય તો શાલ્મલીના ગુંદર અને ઘીને ભેગા કરીને તે હાથ ઉપર અને યોનિમાં ચોપડીને એ હાથ વડે જ ગર્ભને યત્નપૂર્વક તરત બહાર કાઢવો

**गात्रं च विषमं स्थितम् ॥ २७ ॥**
**आञ्छनोत्पीडसम्पीडविक्षेपोत्क्षेपणादिभिः ।**
**आनुलोम्य समाकर्षेद्योनिं प्रत्यार्जवागतम् ॥२८॥**

બહાર કાઢવામાં આડું આવે એવી કઢંગી રીતે અંગ રાખીને ગર્ભ અંદર પડયો રહ્યો હોય તો હાથથી ગર્ભને સીધો લાંબો ગોઠવીને, ઊંચો દબાવીને, ચારે બાજુથી દબાવીને, વધારે ધક્કો મારીને ઊંચો ધક્કો મારીને વગેરે પોતાની બુદ્ધિથી અનેક ઉપાયો કરીને ગર્ભને યોનિમાંથી સરળતાથી બહાર કાઢી શકાય એવો સીધો કરીને કુદરતી રીતે નીકળે ત્યારે જે સ્થિતિમાં ગોઠવાયેલો હોય છે તેવી સ્થિતિમાં યોનિના માર્ગમાં ગર્ભને ગોઠવીને પછી વૈદ્યે ખેંચી કાઢવો.

### શસ્ત્ર વાપરીને કાઢવા પડે એવા મૂઢ ગર્ભના ઉપાય

**हस्तपादशिरोभिर्यो योनिं भुग्नः प्रपद्यते ।**
**पादेन योनिमेकेन भुग्नोऽन्येन गुदं च यः ॥२९॥**
**विष्कम्भौ नाम तौ मूढौ शस्त्रदारणमर्हतः ।**

જે ગર્ભનો હાથ, પગ કે માથું એ ત્રણમાંથી એક તે અંગ યોનિ આગળ આડું આવીને રહ્યું હોય તે ગર્ભને વિષ્કંભ મૂઢગર્ભ કહે છે જે ગર્ભનો એક પગ યોનિ આગળ આડો પડયો હોય અને બીજો પગ ગુદા આગળ આડો પડયો હોય તે ગર્ભને પણ વિષ્કંભ મૂઢગર્ભ કહે છે. આ બન્ને પ્રકારના વિષ્કંભ

મૂઢગર્ભને શસ્ત્રથી વેરીને અગ છૂટુ પાડીને (કકડા કરીને) કાઢવા પડે છે

**मण्डलाङ्गुलिशस्त्राभ्यां तत्र कर्म प्रशस्यते ॥३०**

મડલાગ્ર શસ્ત્ર (સૂ ૨૬/૫,૫॥) અને અંગુલિશસ્ત્ર (સૂ ૨૬/૧૩, ૧૩॥, ૧૪) એ બે શસ્ત્રથી એ પ્રકારના વિકલ મૂઢગર્ભનું કામ કરવુ સાર છે

**वृद्धिपत्रं हि तीक्ष्णाग्रं न योनाववचारयेत् ।**

વૃદ્ધિપત્ર નામનુ શસ્ત્ર આગળથી બહુ અણીદાર હોય છે, તેથી તે યોનિમા વાપરવુ નહિ (કારણ કે તેથી યોનિમા વાગી જવાનો ભય રહે છે)

**पूर्वं शिरःकपालानि दारयित्वा विशोधयेत् ॥३१**
**कक्षोरस्तालुचिबुकप्रदेशेऽन्यतमे ततः ।**
**समालम्ब्य दृढं कर्षेत्कुशलो गर्भशङ्कुना ॥३२**
**अभिन्नशिरसं त्वक्षिकूटयोर्गण्डयोरपि ।**

પહેલા તો માથાની ખોપરીના હાડકાને શસ્ત્રથી કાપીને ગર્ભિણીના ઉદરની બહાર કાઢવા પછી ગર્ભના બગલ, છાતી, તાળવુ અને હડપચી એમાથી જે અગને બરાબર પકડવાનો લાગ ફાવે એવો હોય તે અગમા ગર્ભશકુયત્ર (સૂ ૨૫/૩૫॥, ૩૨) ભરાવીને એ કામ કરવામા કુશળ હોય એવા વૈદ્યે જોરથી ખેંચવુ પણ જો ગર્ભનુ માથુ ન કાપ્યુ હોય તેને ઉપર કહેલા અગો ઉપરાંત આખોના ખામણામા અને લમણામા એ બેમાંથી લાગ ફાવે ત્યા પણ ગર્ભશકુયત્ર ભરાવીને કુશળ વૈદ્યે જોરથી ખેંચવુ

**बाहुं छित्त्वांऽससक्तस्य वाता-**
**ध्मातोदरस्य तु ॥३३॥**
**विदार्य कोष्ठयन्त्राणि बहिर्वा सन्निरस्य च ।**

જે ગર્ભનો ખભો આડો આવતો હોય (ગર્ભને બહાર નીકળવા ન દેતો હોય) તેનો એ ખભાવાળો હાથ ખભામાથી કાપીને છૂટો કરીને અને જો ગર્ભનુ પેટ ફૂલી ગયુ હોય તેના આમાશય અને પક્વાશયના આશ્રયરૂપ કોઠાને ચીરીને એમાથી આતરડા કાઢીને સારી રીતે બહાર ફેંકી દઈને, પછી ગર્ભને બરાબર ગોઠવીને લાગ ફાવે તે અંગમા ગર્ભશંકુયત્ર ભરાવીને કુશળ વૈદ્યે જોરથી ખેંચવુ

**कटीसक्तस्य तद्वच्च तत्कपालानि दारयेत् ॥३४॥**

જે ગર્ભનો કૂલો યોનિની આડો આવતો હોય (ગર્ભને બહાર નીકળવા ન દેતો હોય) તેનો તે કૂલો ઉપર પ્રમાણે (વાતાધ્માતોદર ગર્ભની માફક) ચીરીને તેમાંથી કૂલાના હાડકાના કકડા કરી સારી રીતે બહાર કાઢી નાખવા અને પછી લાગ ફાવે ત્યા ગર્ભશંકુ ભરાવીને કુશળ વૈદ્યે જોરથી ખેંચવુ

**यद्यद्वायुवशादङ्गं सज्जेद्गर्भस्य खण्डशः ।**
**तत्तच्छित्त्वाऽऽहरेत्सम्यग्रक्षेन्नारीं च यत्नतः ॥**

વાયુને લીધે ગર્ભનુ જે જે અગ જકડાઈ ગયુ હોય (અક્કડ થઈ ગયુ હોય અને તેથી વાળીને કે ફેરવીને ગોઠવી શકાય એવુ ન રહ્યુ હોય) તે તે અગને કકડે કકડે કાપી નાખીને બહાર કાઢી નાખવુ અને ગર્ભિણીને યત્નપૂર્વક બરાબર સંભાળી લેવી (કાપવાની ક્રિયામા ગર્ભિણીને ઈજા ન થાય એ બાબતની ખાસ કાળજી રાખવી ગર્ભનું આખું અગ એકસાથે કાપવા જતા ગર્ભિણીને ઈજા થાય, માટે કકડેકકડે કાપીને આખુ અગ કાપવાનું કહ્યુ છે)

**गर्भस्य हि गतिं चित्रां करोति विगुणोऽनिलः ।**
**तत्रानल्पमतिस्तस्मादवस्थापेक्षमाचरेत् ॥३६॥**

કોપેલા વાયુને લીધે ગર્ભ અનેક જુદી જુદી સ્થિતિમા યોનિમા આવીને પડેલો હોય છે તેથી એવે પ્રસંગે જે સ્થિતિમા ગર્ભ યોનિમા પડયો હોય તે સ્થિતિ માટે યોગ્ય ક્રિયા મહાબુદ્ધિશાળી વૈદ્યે કરવી. (ઉપર જે ક્રિયા ન કહી હોય તે ક્રિયા કરવી પડે તોપણ પૂરતો વિચાર કર્યા પછી જરૂર જણાય તો કરવી)

**छिन्द्याद्गर्भं न जीवन्तं मातरं स हि मारयेत् ।**
**सहात्मना, न चापेक्ष्यः क्षणमप्यस्तजीवितः ॥३७**

ગર્ભ અંદર જીવે છે કે મરી ગયો છે તેની પૂરી ખાતરી કર્યા વિના વૈદ્યે જીવતા ગર્ભને કાપવો નહિ, કેમકે જીવતો ગર્ભ કાપવાથી ગર્ભ અને ગર્ભિણી બને મરી જાય પણ મરી ગયેલા ગર્ભને કાપીને કાઢવામા એક પળ ક્ષણ બેદરકાર રહેવુ નહિ ઢીલ કરવી નહિ)

અસાધ્ય મૂઢ ગર્ભવાળી સ્ત્રીના લક્ષણ

**योनिसंवरणभ्रंशमक्कल्लश्वासपीडिताम् ।**
**पूत्युद्गारां हिमाङ्गीं च मूढगर्भां परित्यजेत् ॥३८**

યોનિ (કમળ) બંધ થઈ ગયુ હોય, યોનિ (કમળ) પોતાના સ્થાનમાથી ખસી ગઈ હોય, મક્કલ્લ રોગ થયો હોય, શ્વાસ થયો હોય, ગધાતા ઓડકાર આવતા હોય, શરીર ઠડુ થઈ ગયુ હોય એવી મૂઢગર્ભવાળી સ્ત્રીને અસાધ્ય સમજીને છોડી દેવી

મૂઢગર્ભ કાઢયા પછીની ક્રિયા

**अथापतन्तीमपरां पातयेत्पूर्ववद्भिषक् ।**
**एवं निर्हृतशल्यां तु सिञ्चेदुष्णेन वारिणा ॥३९॥**

**दद्यादभ्यक्तदेहायै योनौ स्नेहपिचुं ततः ।**
**योनिर्मृदुर्भवेत्तेन शूलं चास्याः प्रशाम्यति ॥४०॥**

પછી (મૂઢગર્ભ કાઢયા પછી) જો ઓર ન પડતી હોય તો પહેલાની માફક (શા ૧/૮૨॥ થી ૯૦॥મા કહેલી રીતે) વૈદ્યે પાડવી (બહાર કાઢવી) આ રીતે ઓરરૂપી શલ્ય બહાર નીકળી ગયા પછી ગરમ પાણીથી ગર્ભિણીને નવડાવવી પછી ગર્ભિણીના શરીરે તેલ ચોપડવુ અને એની યોનિમા સ્નેહનુ પૂમડુ (પોતુ કે વાટ) મૂકવુ એમ કરવાથી યોનિ પોચી પડશે અને એનુ શૂળ મટી જશે

**दीप्यकातिविषारास्नाहिङ्ग्वेलापञ्चकोलकान् ।**
**चूर्णं स्नेहेन कल्कं वा क्वाथं वा**
**पाययेत्ततः ॥४१॥**
**कटुकातिविषापाठाशाकत्वग्घिङ्गुतेजिनीः ।**
**तद्वच्च दोषस्यन्दार्थं वेदनोपशमाय च ॥४२॥**
**त्रिरात्रमेवं, सप्ताहं स्नेहमेव ततः पिबेत् ।**
**सायं पिबेदरिष्टं च तथा सुकृतमासवम् ॥४३॥**
**शिरीषककुभक्वाथपिचून् योनौ विनिक्षिपेत् ।**
**उपद्रवाश्च येऽन्ये स्युस्तान्**
**यथास्वमुपाचरेत् ॥४४॥**

(પછી) અજમો, અતિવિષની કળી, રાસ્ના, હીંગ, એલચી અને પચકોલનુ ચૂર્ણ અથવા એ બધાના ચૂર્ણને યોગ્ય સ્નેહ સાથે ભેળવીને કરેલો કલ્ક અથવા એ બધા ઔષધોનો ક્વાથ એ ગર્ભિણીને પાવો વળી કડુ, અતિવિષની કળી, કાળીપાટ, સાગ, તજ, હિંગ અને તજબલ (તજબલ) એ જ રીતે (એટલે ચૂર્ણ કરીને કે યોગ્ય સ્નેહ સાથ કલ્ક કરીને કે ક્વાથ કરીને) પાવા આ બને દવા દોષોને બહાર વહેવડાવી કાઢવા માટે તથા પીડા શાંત કરવા માટે ત્રણ રાત સુધી પાવાની છે પછી (ત્રણ રાત સુધી ઉપરની બે દવા પાયા પછી) સાત દિવસ સ્નેહ જ પાવો (એટલે કઈ પણ લૂખુ ઔષધ લેવુ નહિ) સાંજે અરિષ્ટ તથા સારી રીતે બનાવેલો આસવ પીવો વળી સરસડો અને કકુભના ક્વાથમા બોળીને પોતા (પૂમડા) યોનિમા મૂકવા વળી તાવ વગેરે બીજા જે ઉપદ્રવો થયા હોય તે ઉપદ્રવોના પોતપોતાના ઉપાય કરવા

**पयो वातहरैः सिद्धं दशाहं भोजने हितम् ।**
**रसं दशाहं च परं लघुपथ्याल्पभोजना ॥४५॥**
**स्वेदाभ्यङ्गपरा स्नेहान् बलातैलादिकान् भजेत् ।**
**ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यः सा क्रमेण**
**सुखानि च ॥४६॥**

પછી વાયુ મટાડે એવા ઔષધોથી સિદ્ધ કરેલુ દૂધ એને દસ દિવસ સુધી ભોજન તરીકે આપવુ એ હિતકર છે ત્યાર પછીના દશ દિવસ સુધી માંસરસ ભોજન તરીકે આપવો અને ત્યાર પછી એણે હલકુ પથ્ય અને થોડુ ભોજન કરવુ એણે તાપવુ અને શેક કરવો તથા અભ્યગ કરવો બલાતેલ વગેરે સ્નેહોનો ઉપયોગ કરવો મૂઢગર્ભ કાઢયા પછી ચાર મહિના પૂરા થાય ત્યારે (એટલે પાચમા મહિનાથી) એણે પોતાને સુખ થાય એવા આહારવિહાર ક્રમેક્રમે રાખવા

બલાતેલ

**बलामूलकषायस्य भागाः षट् पयसस्तथा ।**
**यवकोलकुलत्थानां दशमूलस्य चैकतः ॥४७॥**
**निष्क्वाथभागो भागश्च तैलस्य तु चतुर्दश ।**
**द्विमेदादारुमञ्जिष्ठाकाकोलीद्वयचन्दनैः ॥४८॥**
**सारिवाकुष्ठतगरजीवकर्षभसैन्धवैः ।**
**कालानुसार्याशैलेयवचागुरुपुनर्नवैः ॥४९॥**
**अश्वगन्धावरीक्षीरशुक्लायष्टीवरारसैः ।**
**शताह्वाशूर्पपर्ण्येलात्वक्पत्रैः श्लक्ष्णकल्कितैः ॥५०॥**
**पक्वं मृद्वग्निना तैलं सर्ववातविकारजित् ।**
**सूतिकाबालमर्मास्थिहतक्षीणेषु पूजितम् ॥५१॥**
**ज्वरगुल्मग्रहोन्मादमूत्राघातान्त्रवृद्धिजित् ।**
**धन्वन्तरेरभिमतं योनिरोगक्षयापहम् ॥५२॥**

બળદાણાના મૂળનો ક્વાથ છ ભાગ, દૂધ છ ભાગ, જવ, બોર, કળથી અને દશમૂળ એ તેર ઔષધો સમભાગે લઈને એનો ક્વાથ એક ભાગ, (આમ કુલ ૬+૬+૧=૧૩ ભાગ થયા), ચૌદમો ભાગ (એટલે એક ભાગ) તેલનો (દા ત જો તેલ ૧૬ પલ લઈએ તો બલાના મૂળનો ક્વાથ ૯૬ પલ લેવો. બલાના મૂળનો ૯૬ પલ ક્વાથ કરવા માટે બળદાણાના મૂળ ૨૪ પલ લેવા, પાણી ૩૮૪ પલ લેવું અને બધું ઊકળતેઊકળતે ચોથા ભાગનુ એટલે ૯૬ તોલા બાકી રહે ત્યારે ઉતારી લેવુ દૂધ ૯૬ તોલા લવું જવ વગેરે ચાર વસ્તુઓનો ક્વાથ ૧૬ પલ લેવો. તે માટે જવ, બોર, કળથી અને દશમૂળ એ તેર ઔષધો મળીને ચાર તોલા લેવા એમા ૬૪ તોલા પાણી નાખવું અને ઉકળતેઉકળતે સોળ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવુ (પછી મેદા, મહામેદા, દેવદાર, મજીઠ, કાકોલી, ક્ષીરકાકોલી, સુખડ, ધોળી સારિવા, ઉપલેટ, તગર, જીવક, ઋષભક, સિંધવ, કાળી સારિવા, શિલાજિત, વજ, અગર, સાટોડી, આસોદ, શતાવરી, ક્ષીર વિદારી, જેઠીમધ, ત્રિફળા, બોરડી, સુવા, શૂર્પપર્ણી

(=મુદગપર્ણી અને માષપર્ણી), એલચી, તજ અને તમાલપત્ર (મેદાથી તમાલપત્ર સુધીના ઔષધો દરેક સમભાગે પણ સરવાળે તેલથી ચોથા ભાગના લઈને) એટલા ઔષધોને ખૂબ બારીક લસોટીને એનો કલ્ક કરવો. પછી બગદાણાના મૂળનો કવાથ, દૂધ, જવ, વગેરે તેર ઔષધોનો કવાથ, તેલ અને મેદા વગેરે ઔષધોનો કલ્ક આ બધું ભેગું કરીને ધીમે તાપે પકવવું (તેલ પકવવાની રીત માટે જુઓ કલ્પસ્થાન અધ્યાય ૯) આ તેલ વાયુના બધા વિકારોને મટાડે છે, સુવાવડી, બાળક, મર્મસ્થાન, ભડકા, પાછાડ (=મૂઢ માર)વાળા અંગ, શરીર ઘસાઈ જાય, તાવ, ગોળો, વળગાડ, ગાંડપણ, મૂત્રાઘાત અને અંત્રવૃદ્ધિ રોગને મટાડે છે, ધન્વન્તરિને આ યોગ માન્ય છે અને આ યોગ યોનિના રોગોનો અને ક્ષયનો નાશ કરે છે

**ગર્ભનો પ્રસવ થતાંથતાં ગર્ભિણી મરી જાય તો શું કરવું?**

**बस्तिद्वारे विपन्नायाः कुक्षिः प्रस्पन्दते यदि ।**
**जन्मकाले ततः शीघ्रं पाटयि-**
**त्वोद्धरेच्छिशुम् ॥ ५३ ॥**

ગર્ભનો જન્મ થવાને વખતે (પણ જન્મ થતા પહેલા) જો ગર્ભિણી મરી જાય અને એ ગર્ભિણીના મૂત્રાશયના દ્વાર પાસે જો ગર્ભિણીની કૂખ ફરકતી હોય તો તરત જ કુશળ વૈદ્યે તે ભાગ ચીરીને બાળકને બહાર કાઢીને બચાવી લેવું

**ગર્ભસ્રાવમાં ગર્ભની રક્ષા માટે શું કરવું?**

**मधुकं शाकबीजं च पयस्या सुरदारु च ।**
**अश्मन्तकः कृष्णतिलास्ताम्रवल्ली शतावरी ॥५४॥**
**वृक्षादनी पयस्या च लता सोत्पलसारिवा ।**
**अनन्ता सारिवा रास्ना पद्मा च मधुयष्टिका ॥५५**
**बृहतीद्वयकाश्मर्यक्षीरिशुङ्गत्वचा घृतम् ।**
**पृश्निपर्णी बला शिग्रुः श्वदंष्ट्रा मधुपर्णिका ॥५६॥**
**शृङ्गाटकं बिसं द्राक्षां कसेरु मधुकं सिता ।**
**सप्तैतान् पयसा योगानर्धश्लोकसमापनान् ॥५७॥**
**क्रमात्सप्तसु मासेषु गर्भे स्रवति योजयेत् ।**

(૧) જેઠીમધ, સાગનું બી, ક્ષીરકાકોલી અને દેવદાર

(૨) કોવિદાર (=ચંપો કાંચનાર) કાળા તલ, મજીઠ, શતાવરી

(૩) વૃક્ષાદની (=વાંદો), ક્ષીરકાકોલી, કાળી ધરો, કાળી સારીવા.

(૪) ધમાસો, સારીવા, રાસ્ના, પદ્મા અને જેઠીમધ

(૫) બેઠીભોરીંગણી, ઊભીભોરીંગણી, શીવણના ફળ, દૂધવાળા ઝાડની કૂંપળો અને અંતરછાલ તથા ઘી.

(૬) પૃશ્નિપર્ણી, બગદાણા, સરગવો, ગોખરુ, ગળો

(૭) શિંગોડા, કમળની કુમળી નાળ, કાળી દ્રાક્ષ, કસેલા, જેઠીમધ, સાકર

આ અડધાઅડધા શ્લોકમાં પૂરા થતા સાત યોગો (ઔષધસમૂહો) છે ગર્ભિણીને પહેલા સાત મહિના માંથી જેટલામા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તેટલા મા મહિનામાં ગર્ભની રક્ષા માટે તેટલામો યોગ દૂધ સાથે પાવો. (પહેલા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો પહેલો યોગ દૂધ સાથે પાવો બીજા મહિનામાં ગર્ભ સ્રાવ થતો હોય તો બીજો યોગ દૂધ સાથે પાવો વગેરે તેથી ગર્ભ નીકળી જતો અટકે છે, પણ છેક સુવાવડ આવતા સુધી ઉપર કહેલા મહિનામહિનાના યોગો પીવા)

**कपित्थबिल्वबृहतीपटोलेक्षुनिदिग्धिकान् ॥ ५८ ॥**
**मूलैः शृतं प्रयुञ्जीत क्षीरं मासे तथाऽष्टमे ।**
**नवमे सारिवानन्तापयस्यामधुयष्टिभिः ॥५९॥**
**योजयेद्दशमे मासि सिद्धं क्षीरं पयस्यया ।**
**अथवा यष्टिमधुकनागरामरदारुभिः ॥ ६० ॥**

તથા આઠમે મહિને કોઠ, બીલુ, ઊભી ભોરીંગણી, પટોળ, શેરડી, બેઠી ભોરીંગણી એટલા ઔષધોના મૂળ સાથે સિદ્ધ કરેલું દૂધ આપવું નવમા મહિનામાં સારિવા, ધમાસો, ક્ષીરકાકોલી અને જેઠીમધ એટલા ઔષધો વડે સિદ્ધ કરેલું દૂધ આપવું દસમે મહિને ક્ષીરકાકોલીથી અથવા જેઠીમધ, સૂંઠ અને દેવદારથી સિદ્ધ કરેલું દૂધ આપવું

**રક્તગુલ્મ ગર્ભ રહ્યો હોવાનો વહેમ**

**मरुस्थितं लोहितमङ्गनायाः**
**वातेन गर्भं ब्रुवतेऽनभिज्ञाः ।**
**गर्भाकृतित्वात्कटुकोष्णतीक्ष्णैः**
**स्रुते पुनः केवल एव रक्ते ॥६१॥**
**गर्भं जडा भूतहृतं वदन्ति**
**मूर्तेर्न दृष्टं हरणं यतस्तैः ।**
**ओजोशनत्वादथवाऽव्यवस्थै-**
**र्भूतैरुपेक्ष्येत न गर्भमाता ॥ ६२ ॥**

વાયુને લીધે સ્ત્રીના શરીરમાં રોકાઈ રહેલા લોહીને

(આર્તવને) અણસમજુ લોકો ગર્ભ કહે છે, કારણ કે વાયુને લીધે અટકાવ ન આવવાથી આર્તવ સ્ત્રીના પેટમા ભરાઈ રહેતો હોવાથી પેટનો આકાર અને બીજા લક્ષણો જાણે ગર્ભ રહ્યો હોય એવા થાય છે, પણ જ્યારે એ રક્તગુલ્મવાળી સ્ત્રી તીખા, ગરમ અને તીક્ષ્ણ પદાર્થો ખાય છે ત્યારે ચોક્ખુ લોહી જ યોનિમાથી નીકળે છે (ગર્ભ તો રહ્યો જ ન હોવાથી લોહી સાથે ગર્ભ નીકળતો નથી) તે વખતે જે લોકો અણસમજમા એમ માનતા હતા કે ગર્ભ રહ્યો છે, તે જડ લોકો એવુ કહે છે કે ગર્ભને ભૂત ઉપાડી ગયુ છે, કારણ કે ગર્ભના શરીરને લઈ જતા એમણે કોઈને જોયું હોતું નથી (ગર્ભ હતો એવ મૂર્ખાઓએ માની લીધુ હાય છે પણ ગર્ભ નીકળતો કે ઉપાડી જવાનો દેખાતો નથી, તેથી એ એમ કહે છે કે ભૂત ગર્ભને લઈ ગયું હોવુ જોઈએ) હવે ભૂત તો ઓજસ ખાઈને જીવે છે (શરીર ખાઈને ભૂત જીવતુ નથી) તેથી ગર્ભ જો રહ્યો હોત તો ભૂત બાળકના શરીરનુ ઓજસ ખાઈ જાય પણ શરીર ખાઈ જાય નહિ, તેથી લોહી સાથે બાળકનુ શરીર પણ નીકળવુ જોઈએ હવ ઘડીભર એમ માની લઈએ કે ભૂત ઓજસ ખાવાની મર્યાદાને તાબે ન શરીર પણ ખાઈ જાય છે, તોપણ ગર્ભિણીનુ શરીર જેવડુ હોય છે તેવડુ ગર્ભનુ શરીર હોતુ નથી તેથી ભૂતને શરીર ખાવુ હાય તો પહેલુ ગર્ભિણીનુ શરીર ખાવાનુ જ માગે છે. તેથી ગર્ભિણીને ભૂત ખાધી નથી તે ઉપરથી પણ સાબિત થાય છે કે ભૂતે ગર્ભને પણ ખાધો નથી માટે એવે પ્રસંગે એવુ માનવુ જોઈએ કે ગર્ભ રહ્યો જ નથી

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्वितीये शारीरस्थाने
गर्भव्यापन्नाम द्वितीयोऽध्याय ॥ २ ॥

## અધ્યાય ૩ જો: અંગવિભાગ

ગયા અધ્યાયમા ગર્ભવ્યાપદ વિષે કહ્યુ, પણ શરીરના અવયવોના જ્ઞાન વિના મૂઢ ગર્ભને બહાર કાઢી શકાતો નથી માટે હવે શરીરના અંગપ્રત્યંગ વિષે કહવુ જરૂરનું હોવાથી વાગ્ભટ કહે છે કે

**अथातोऽङ्गविभागं शारीरं व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय ।**

તેથી હવે જેમા અંગપ્રત્યંગના વિભાગ આવે છે એવો શરીર સંબંધી વિષય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### શરીરના અંગ અને પ્રત્યંગ

**शिरोऽन्तराधिर्द्वौ बाहू सक्थिनीति समासत ।**
**षडङ्गमङ्गं प्रत्यङ्गं तस्याक्षिहृदयादिकम् ॥ १ ।**

ટૂંકામા માથું, અંતરાધિ, બે હાથ, બે પગ એ છ અંગોનું (મુખ્ય અવયવોનુ) શરીર બનેલું છે એના (એ શરીરના) પેટા અવયવો આંખ, હૃદય, (=કાન, નાક) વગેરે છે

પ્રત્યંગ=મુખ્ય અવયવનો પેટા અવયવ દા ત હાથ અંગ છે પણ હાથનો પોંચો આગળીઓ વગેરે પેટા અવયવ છે

અંતરાધિ=સૂ ૧૧/૩૨

### પંચમહાભૂતના ગુણ

**शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धः क्रमाद्गुणाः ।**
**खानिलाग्न्यम्बुभुवाम्**

શબ્દ (અવાજ), સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ અનુક્રમ આકાશ, વાયુ, તેજ (અગ્નિ), પાણી અને પૃથ્વીના (ખાસ) ગુણો છે

(આકાશનો ગુણ શબ્દ, વાયુના ગુણ સ્પર્શ એ રીતે અનુક્રમ જાણવો)

**एकगुणवृद्ध्यन्वय परे ॥ २ ॥**

પાછળના મહાભૂતમા એનાથી પહેલાના મહાભૂતનો એકેએક ગુણ ઉમેરાતો જાય છે (આકાશ પોતે પહેલુ હોવાથી એ કોઈની પાછળ નથી તેથી એનામા ફક્ત શબ્દ ગુણ છે વાયુ આકાશની પાછળ હોવાથી એના પોતાના સ્પર્શગુણમા એની પહેલાના આકાશનો શબ્દ ગુણ ઉમેરાય છે તેથી વાયુમા શબ્દ અને સ્પર્શ એ બે ગુણ છે, એ રીતે તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ છે, પાણીમા શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ છે અને પૃથ્વીમા શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધ એ પાંચે ગુણ છે)

### કયા મહાભૂતમાંથી શું બને છે?

**तत्र खात् खानि देहेऽस्मिन्**
**श्रोत्रं शब्दो विविक्तता ।**
**वातात्स्पर्शत्वगुच्छ्वासा वह्नेर्दृग्रूपपक्तय ॥ ३ ॥**
**आप्या जिह्वारसक्लेदा**
**घ्राणगन्धास्थि पार्थिवम् ।**

તેમાથી (એ પાંચ મહાભૂતોમાંથી) આ દેહમા (મનુષ્ય વગેરે સ્થૂલ દેહમા) આકાશને લીધે છિદ્રો, કાન (સાંભળવાની ઇન્દ્રિયનું સ્થાન), અવાજ અને ખાલીપણ થાય છે (બને છે) વાયુને લીધે સ્પર્શ,

ચામડી (સ્પર્શ થવાની ઇન્દ્રિયનુ સ્થાન) અને ઉચ્છ્વાસ (પ્રાણ) થાય છે, તેજને લીધે દૃષ્ટિ (જોવાની ઇન્દ્રિયનુ સ્થાન), રૂપ અને પકવવાનુ કામ થાય છે, પાણીને લીધે જીભ (જીભના જે ભાગને લીધે સ્વાદ આવે છે તે ભાગ), રસ અને ભીનાશ થાય છે તથા પૃથ્વીને લીધે નાક (સૂઘવાની ઇન્દ્રિયનુ સ્થાન), ગધ અને હાડકાં થાય છે

**દેહમાં માતા તરફથી અને પિતા તરફથી શું શુ બને છે?**

**मृदत्र मातृजं रक्तमांसमज्जगुदादिकम् ॥४॥**
**पैतृकं तु स्थिरं शुक्रधमन्यस्थिकचादिकम् ।**
**चेतनं चित्तमक्षाणि नाना योनिषु जन्म च ॥५॥**

આ દેહમા લોહી, માસ, મજ્જા, ગુદા વગેરે જે કઈ પોચું છે તે માતામાથી ઉત્પન્ન થયુ છે, પણ વીર્ય, ધમની, હાડકા વગેરે જે કઈ સ્થિર છે તે પિતામાથી ઉત્પન્ન થયું છે ચિત્ત, ઇન્દ્રિયો તથા (હાથી, બકરી, ઘોડો, સસલુ વગેરે) જુદીજુદી યોનિમા અવતરવુ (જન્મવું) એટલુ ચેતના (=આત્મા) ને લીધે બને છે

**सात्म्यजं त्वायुरारोग्यमनालस्यं प्रभा बलम् ।**

પણ આયુષ, આરોગ્ય, આળસનો અભાવ (ઉદ્યમ), પ્રભા (કાતિ) અને બળ (શક્તિ) એટલાં વાના સાત્મ્યને લીધે ઉત્પન્ન થાય છે

(સાત્મ્ય ત્રણ જાતનુ છે—વ્યાધિસાત્મ્ય, દેહસાત્મ્ય અને દેશસાત્મ્ય સાત્મ્ય એટલે કોઠે પડેલુ, દેહને લીધે સ્વભાવરૂપ બની ગયેલુ અહીં રાગની નહિ પણ દેહની ઉત્પત્તિનો પ્રસગ ચાલતો હોવાથી સાત્મ્યનો અર્થ દેહ ગાત્મ્ય અને દેશસાત્મ્ય લેવો)

**रसजं वपुषो जन्म वृत्तिर्वृद्धिरलोलता ॥६॥**

આહારના રસને લીધે શરીર જન્મે છે, ટકે છે, વધે છે અને તૃષ્ણાનો અભાવ રહે છે

**सात्त्विकं शौचमास्तिक्यं शुक्लधर्मरुचिर्मतिः ।**
**राजसं बहुभाषित्वं मानक्रुद्दम्भमत्सरम् ॥७॥**
**तामसं भयमज्ञानं निद्राऽऽलस्यं विषादिता ।**

શૌચ (શરીર, મન અને વાણીની શુદ્ધિ), આસ્તિકતા (પરલોક હોવાની આસ્થા), નિષ્કપટ ધર્મની ભક્તિ, પ્રજ્ઞા એટલા વાના સત્ત્વગુણને લીધે થાય છે બહુ બોલવુ, માન, ક્રોધ, દભ અને મત્સર એટલા વાના રજોગુણને લીધે થાય છે ભય, અજ્ઞાન, ઊંઘ, આળસ અને વિષાદ (ખેદ, દિલગીરી) એટલાં વાનાં તમોગુણને લીધે આવે છે (પચમહાભૂત પણ ત્રણ ગુણ (સત્ત્વ, રજસ અને તમસ) નાં બનેલા હોવાથી એ ત્રણ ગુણોને લીધે શું બને છે તે આ શ્લોકમા કહ્યું છે)

**इति भूतमयो देहः**

(ઉપર શ્લોક ૨ા થી ૭ા મા જેટલા વાના ગણાવ્યા, તે બધા દેહને આધારે રહે છે, છતા એમાથી પાચ મહાભૂત મુખ્ય છે, કારણ કે દેહ પાચ મહાભૂતનો બનેલો છે, તેથી કહે છે કે) આ પ્રમાણે દેહ પાચ મહાભૂતોનો બનેલો છે

**ચામડી**

**तत्र सप्त त्वचोऽसृजः ॥८॥**
**पच्यमानात्प्रजायन्ते क्षीरात्सन्तानिका इव ।**

જેમ ઊકળતા (પાકતા) દૂધ પર તર વળે છે તેમ લોહી પાકતુ જાય (પરિપક્વ થતુ જાય) તેમાથી ચામડીના સાત પડ બને છે

**કળાઓ**

**धात्वाशयान्तरक्लेदो विपक्वः स्वंस्वमूष्मणा ॥९॥**
**श्लेष्मस्नाय्वपराच्छन्नः कलाख्यः काष्ठसारवत् ।**
**ताः सप्त**

રસ વગેરે સાત ધાતુઓના આશયથી વચ્ચેની ખાલી જગામા જે ભીનાશ હોય છે તે પોતપોતાના ધાત્વગ્નિથી બરાબર પાકે છે અને પાકયા પછી એની આસપાસ કફ, સ્નાયુ અને ઓર છવાઈ જાય છે, ત્યારે એ ભીનાશને કલા કહે છે જેમ લાકડાના (ઝાડના થડના) મધ્યભાગમા એ લાકડાનો સાર (ગર્ભભાગ) હોય છે, તેની માફક જ ધાતુના આશયની મધ્યમા કલા હોય છે (દાખલા તરીકે ખેરના ઝાડનું થડ વચ્ચેથી ચીરવામા આવે ત્યારે એમાથી ધોળો ખેરસાર નીકળે છે, જેમ ખેરસાર ખેરના લાકડાના સાર(સત્ત્વ)રૂપ છે, તેમ દરેક ધાતુની કળા તે તે ધાતુના સારરૂપ છે એ સાર ઘણો થોડો થતો હોવાથી એને કળા કહે છે કળા (=થોડો ભાગ) કળા સાત છે (માસધરા, અસૃગ્ધરા મેદોધરા, કફાશયા, વિડ્ધરા, પિત્તધરા, અને શુક્રધરા)

**સાત આધાર (આશયો)**

**सप्त चाधारा रक्तस्याद्यः क्रमात् परे ॥१०॥**
**कफामपित्तपक्वानां वायोर्मूत्रस्य च स्मृताः ।**
**गर्भाशयोऽष्टमः स्त्रीणां पित्तपक्वाशयान्तरे ॥**

અને સાત આશયો પણ બને છે—પહેલો લોહીનો, પછી અનુક્રમે કફનો, આમનો, પિત્તનો, અન્નનો, વાયુનો અને પેશાબનો એટલા બીજા આશય બને છે એવુ શાસ્ત્ર કહે છે (જે કોથળીમાં લોહી રહે તે રક્તાશય, આમ રહે તે આમાશય વગેરે) સ્ત્રીઓને આઠમો આશય ગર્ભાશય છે તે પિત્તાશય અને પક્વાશયની વચ્ચે આવેલો છે.

### કોષ્ઠનાં અંગો

**कोष्ठाङ्गानि स्थितान्येषु हृदयं क्लोम फुप्फुसम् ।**
**यकृत्प्लीहोन्दुकं वृक्कौ नाभिडिम्भान्त्रबस्तयः ॥१२**

એ સાત આશયોમાં હૃદય, કલોમ, ફેફસું, કાળજુ, બરલ, ઉન્દુક, બે વૃક્ક (અં. કીડની) નાભિ, ડિંભ, આંતરડાં અને બસ્તિ એટલાં કોઠાનાં અંગ આવેલાં છે

### જીવનનાં સ્થાન

**दश जीवितधामानि शिरोरसनबन्धनम् ।**
**कण्ठोऽस्त्रं हृदयं नाभिर्बस्तिः शुक्रौजसी गुदम् ॥**

મસ્તક, છાતી, ગળુ, લોહી, હૃદય, નાભિ (ડૂંટી), (બસ્તિ મૂત્રાશય), વીર્ય, ઓજસ અને ગુદા એ દસ જીવનનાં સ્થાન છે (એ સ્થાનમાં જીવન વધારે પ્રમાણમાં રહે છે) જાળાં, કંડરા, કૂર્ચ, શીવણી, માંસરજ્જુ, અસ્થિસંઘાત,

### સીમંત અને હાડકાં

**जालानि कण्डराश्चाङ्गे पृथक् षोडश निर्दिशेत् ।**
**षट् कूर्चाः सप्त सीवन्यो मेढ्रजिह्वाशिरोगताः ॥**
**शस्त्रेण ताः परिहरेच्चतस्रो मांसरज्जवः ।**
**चतुर्दशास्थिसङ्घाताः सीमन्ता द्विगुणा नव ॥१५॥**
**अस्थ्नां शतानि षष्टिश्च त्रीणि दन्तनखैः सह ।**

શરીરમાં જાળાં અને કંડરાઓ દરેક સોળ સોળ છે, લિંગ (જનેન્દ્રિય) શીવણ (કલેવું), છ કૂર્ચ, એક મૂત્રેન્દ્રિયની, એક જીભની અને પાંચ માથાની મળી સાત શીવણી, એના પર શસ્ત્ર ચલાવવું નહિ (વાઢ કાપ કરવી નહિ) ચાર માંસના રજ્જુઓ (દોરડા) છે ચૌદ અસ્થિસંઘાત છે અઢાર સીમંત (વાંકની સંધી) છે, ત્રણસો સાઠ હાડકાં છે એમાં દાંત અને નખનો સમાવેશ થઈ જાય છે

(જાળાં=હાલ ગુજરાતીમાં જેને કેશવાહિની કહેવાનો રિવાજ પડતો જાય છે અને અંગ્રેજીમાં જેને કેપિલરીઝ કહે છે તેના નામનામાં સ્થાનોને જાળાં કહ્યાં છે કંડરા=આંગળીઓ, હાથ, પગ વગેરે અવયવો નકે વાંકાચૂકા કે નાની પાતળી અને નક્કર દોરીરૂપોને કંડરા કહે છે જાડી કંડરાઓને માંસરજ્જુ કહે છે કંડરા અને માંસરજ્જુને અંગ્રેજીમાં ટેન્ડન કહે છે કૂર્ચ=ઓકબીજાની પડખેપડખે ગોઠવાયેલાં હાડકાંના ક્રમ, શીવણી=જાણે સોયથી ઓટી લીધું હોય એવો આકાર, અસ્થિસંઘાત=જુદાંજુદાં હાડકાં જેઓ ભેગાં મળીને ભેગાં થતાં હોય તે જગ્યા),

**धन्वन्तरिस्तु त्रीण्याह, सन्धीनां च शतद्वयम् ॥**
**–दशोत्तरं**

ધન્વંતરિ કહે છે કે હાડકાં ત્રણસો છે અને સાંધા બસો ને દસ છે

**सहस्रे द्वे निजगादात्रिनन्दनः ।**

અત્રિના પુત્ર (આત્રેય) કહી ગયા છે કે સાંધા બે હજાર છે

### સ્નાયુઓ

**स्नाय्वां नवशती**

સ્નાયુઓ નવસો છે (શરીરમાં માંસ, હાડકાં અને ચરબીના બંધનને સ્નાયુ કહે છે)

### માંસપેશીઓ

**पञ्च पुंसां पेशीशतानि तु ॥ १७॥**
**अधिका विंशतिः स्त्रीणां योनिस्तनसमाश्रिताः ।**

પુરુષોને પાંચસો માંસપેશીઓ હોય છે સ્ત્રીઓને યોનિ અને બંને સ્તનોમાં વીસ માંસપેશીઓ પુરુષો કરતાં વધારે હોય છે (એટલે સ્ત્રીઓને કુલ પાંચસો ને વીસ માંસપેશીઓ હોય છે)

### મૂળ શિરાઓ

**दश मूलसिरा हृत्स्थास्ताः सर्वं सर्वतो वपुः ।**
**रसात्मकं वहन्त्योजस्तन्निबद्धं हि चेष्टितम् ।**

હૃદયમાં રહેલી દસ મૂળ શિરાઓ છે એ મૂળ શિરાઓ આહારના રસરૂપ (આહારના રસના સત્ત્વરૂપ) ઓજસને આખા શરીરમાં બધી દિશામાં લઈ જાય છે (વાણી, શરીર અને મનના) કામનો આધાર એ દસ મૂળ શિરા પર છે

### કયા અંગમાં કેટલી શિરાઓ છે? તેમાંની કઈ ન વીંધવી?

**स्थूलमूलाः सुसूक्ष्माग्राः पत्ररेखाप्रतानवत् ॥१९॥**
**भिद्यन्ते तास्ततः सप्तशतान्यासां भवन्ति तु ।**

આ દસ મૂળ શિરાઓ મૂળ આગળ જાડી અને ટોચને છેડે બહુ પાતળી (ઝીણી) હોય છે પાંદડાંની નસોના ફેલાવાની માફક એકમાંથી અનેક ફાંટાઓરૂપે એ જુદી જુદી ફૂટી નીકળે છે તેથી શિરાઓ સાતસો છે (શિરા શિરા સાંધાઓને જોડે છે અને દોષો અને ધાતુઓને શરીરમાં લઈ જાય છે, ફેરવે છે)

**तत्रैकैकं च शाखायां शतं तस्मिन्न वेधयेत् ॥२०॥**
**सिरां जालन्धरां नाम तिस्रश्चाभ्यन्तराश्रिताः ।**

તેમાંથી (સાતસો શિરાઓમાંથી) એકએક સો દરેક શાખામાં (બે હાથ અને બે પગમાં) છે તેમાં (હાથપગની ચારસો શિરાઓમાં) જે જાલંધર નામની શિરા છે તેને અને ત્રણ અંતર્મુખ શિરાઓને એમ દરેક

હાથ અને પગની ચાર ચાર મળી કુલ સોળ શિરાઓ વીંધવી નહિ

**षोडशद्विगुणाः श्रोण्यां, तासां द्वे द्वे तु वङ्क्षणे ॥**
**द्वे द्वे कटिकतरुणे शस्त्रेणाष्टौ स्पृशेन्न ताः ।**

કૂલામા બત્રીસ શિરાઓ છે તેમાથી દરેક જાઘના વળાનો બે બે (=બે વળાની ચાર) અને કમ્મરની બે બાજુમાથી દરેક બાજુરો કુમળાં હાડકામાથી બે બે (=કમ્મરની ચાર) મળી એ આઠ શિરાઓને અડકવું નહિ (શસ્ત્ર ર ડકાડવુ નહિ)

**पार्श्वयो षोडशैकैकामूर्ध्वगां वर्जयेत्तयो ॥२२॥**

પડખામા સોળ શિરાઓ છે તેમાથી દરેક પડખાની પાર્શ્વસધિ નામે ઓળખાતી ઊંચે જતી શિરાને વીંધવી નહિ

**द्वादशद्विगुणा· पृष्ठे पृष्ठवंशस्य पार्श्वयो ।**
**द्वे द्वे तत्रोर्ध्वगामिन्यौ न शस्त्रेण परामृशेत् ॥२३**

પીઠ(બરડા)માં ચોવીસ શિરાઓ છે તેમાથી કરોડજ્જાની બને બાજુએ રહેલી ઊંચે જતી બે બે (કુલ ચાર) શિરાને શસ્ત્ર ર ડકાડવુ નહિ

**पृष्ठवज्जठरे तासां मेहनस्योपरि स्थिते ।**
**रोमराजीमुभयतो द्वे द्वे शस्त्रेण न स्पृशेत् ॥२४**

પીઠ જેટલી (=ચોવીસ) શિરાઓ જઠરમા છે તેમાથી રામરાજિ (ડૂટીથી મૂત્રેન્દ્રિય સુધીની વાળની ઊભી હાર)ની બને બાજુની, મૂત્રેન્દ્રિયની ઉપર આવેલી બે બે શિરાઓ (કુલ ચાર શિરાઓ) ને શસ્ત્ર અડકાડવુ નહિ

**चत्वारिंशदुरस्यासां चतुर्दश न वेधयेत् ।**
**स्तनरोहिततन्मूलहृदये तु पृथग्द्वयम् ॥ २५ ॥**
**अपस्तम्भाख्ययोरेकां तथाऽपालापयोरपि ।**

છાતીમા ચાળીસ શિરાઓ છે એમાથી નીચેની ચૌદ શિરાઓ વીંધવી નહિ દરેક સ્તનના રાતા ભાગમાની બે બે (=ચાર) દરેક સ્તનના મૂળ આગળની બે બે (=ચાર), હૃદયની બે, અપસ્તભ નામની બે શિરામાથી દરેક બાજુની એકએક (=બે) અને અપાલાપ નામે ઓળખાતી બે શિરામાથી દરેક બાજુની એકએક (બે) એમ કુલ ચૌદ શિરાઓ વીંધવી નહિ.

**ग्रीवायां पृष्ठवत्तासां नीले मन्ये कृकाटिके ॥२६**
**विधुरे मातृकाश्चाष्टौ षोडशेति परित्यजेत् ।**

ડોકમા પીઠ જેટલી (એટલે ચોવીસ) શિરાઓ છે તેમાથી બે નીલા, બે મન્યા, બે કૃકાટિકા, બે વિધુરા અને આઠ માતૃકા મળી કુલ સોળને છોડી દેવી (=વીંધવી નહિ)

**हन्वो· षोडश तासां द्वे सन्धिबन्धनकर्मणी ॥२७**

બને જડબા(=ડાચા)મા સોળ શિરાઓ છે તેમાથી સાધાને જોડવાનું કામ કરનારી બે શિરાઓને છોડી દેવી (વીંધવી નહિ)

**जिह्वायां हनुवत्तासामधो द्वे रसबोधने ।**
**द्वे च वाच· प्रवर्तिन्यौ**

જીભમા જડબાં જેટલી(એટલે સોળ)શિરાઓ છે તેમાથી જીભના નીચેના ભાગમા આવેલી સ્વાદનું જ્ઞાન કરાવનારી બે શિરાઓને અને બોલવાની પ્રવૃત્તિ કરાવનારી બે શિરાઓને(કુલ ચાર શિરાઓને) છોડી દેવી

**नासायां चतुरुत्तरा ॥ २८ ॥**
**विंशतिर्गन्धवेदिन्यौ तासामेकां च तालुगाम् ।**

નાકમા ચોવીસ શિરાઓ છે તેમાથી ગંધનું જ્ઞાન કરાવનારી બે શિરાઓને અને તાળવામા જતી એક શિરાને (કુલ=ત્રણ શિરાને) વીંધવી નહિ

**षट्पञ्चाशन्नयनयोर्निमेषोन्मेषकर्मणी ॥ २९ ॥**
**द्वे द्वे, अपाङ्गयोर्द्वे च तासां षडिति वर्जयेत् ।**

બે આખમા છપ્પન શિરાઓ છે તેમાથી પોપચાં ને ઉઘાડવાસ કરાવનારી બે બે શિરાઓને (=ચાર), આખના લમણા તરફના છેડાની બે મળી કુલ છ શિરાઓને છોડી દેવી (વીંધવી નહિ)

**नासानेत्राश्रिता षष्टिर्ललाटे,**
**स्थपनीश्रिताम् ॥ ३० ॥**
**तत्रैकां, द्वे तथाऽऽवर्तौ, चतस्रश्च कचान्तगाः ।**
**सप्तैवं वर्जयेत्तासाम्**

નાકની અને બે આખની શિરાઓ (૨૪+૫૬=૮૦) કહી તેમાથી સાઠ શિરાઓ લલાટમાં છે એમાથી સ્થપની નામના મર્મમાં રહેલી એક, આવર્ત નામનાં બે મર્મમા આવેલી બે શિરાઓ અને વાળના છેડા આગળની (જ્યાથી વાળ ઊગતા બંધ થાય છે ત્યા આગળની) ચાર શિરાઓ મળી કુલ સાત શિરાઓને છોડી દેવી

**कर्णयो षोडशात्र तु ॥ ३१ ॥**
**द्वे शब्दबोधने शङ्खौ सिरास्ता एव चाश्रिताः ।**
**द्वे शङ्खसन्धिगे तासाम्**

બે કાનમા સોળ શિરાઓ છે એમા અવાજનું જ્ઞાન કરાવનારી બે શિરાઓ, બે લમણા તથા લમણાં સાથે સંબંધ રાખતી કાનની શિરાઓ હોય છે તેમાથી

કોષ્ઠનાં અંગો

**कोष्ठाङ्गानि स्थितान्येषु हृदयं क्लोम फुप्फुसम् ।**
**यकृत्प्लीहोन्दुक वृक्कौ नाभिडिम्भान्त्रबस्तयः ॥१२**

એ સાત આધારોમા હૃદય, ક્લોમ, ફેફસુ, કાળજુ, બરોળ, ઉન્દુક, બે વૃક્ક (બે કીડની) નાભિ, ડિંભ, આંતરડા અને બસ્તિ એટલા કોઠાના અંગ આવેલા છે

જીવનના સ્થાન

**दश जीवितधामानि शिरोरसनबन्धनम् ।**
**कण्ठोऽस्त्र हृदयं नाभिर्बस्तिः शुक्रौजसी गुदम् ॥**

મસ્તક, છાતી, ગળુ, લોહી, હૃદય, નાભિ (ડુંટી), (બસ્તિ મૂત્રાશય), વીર્ય, ઓજસ અને ગુદા એ દસ જીવનના સ્થાન છે (એ દસમા જીવન વધારે પ્રમાણમા રહે છે)
જાળા, કંડરા, કૂર્ચા, શીવણી, માંસરજ્જુ, અસ્થિસંઘાત,

સીમંત અને હાડકા

**जालानि कण्डराश्चाङ्गे पृथक् षोडश निर्दिशेत् ।**
**षट् कूर्चाः सप्त सीवन्यो मेढ्रजिह्वाशिरोगताः ॥**
**शस्त्रेण ताः परिहरेच्चतस्रो मांसरज्जवः ।**
**चतुर्दशास्थिसङ्घाताः सीमन्ता द्विगुणा नव ॥१५॥**
**अस्थ्नां शतानि षष्टिश्च त्रीणि दन्तनखैः सह ।**

શરીરમા જાળા અને કંડરાઓ દરેક સોળ સોળ છે, સાત (મસ્ત્રો) શીવવું (કહેવુ), છ કૂર્ચા, એક મૂત્રેન્દ્રિયની, એક જીભની અને પાંચ માથાની મળી સાત શીવણી, એના પર શસ્ત્ર ચલાવવુ નહિ (વાઢકાપ કરવી નહિ) ચાર માંસના રજ્જુઓ (દોરડા) છે ચૌદ અસ્થિસંઘાત છે અઢાર સીમંત (વાળની સાથી) છે, ત્રણસો સાઠ હાડકા છે એમા દાંત અને નખનો સમાવેશ થઈ જાય છે

(જાળા=આ ગુજરાતીમા જેને કેશવાહિની કહેવાના રિવાજ પડેલો જાય છે અને અંગ્રેજીમા જેને કેપિલરીઝ કહે છે તેના નામનામા જથ્થાઓને જાળા કહે છે કંડરા=આંગળીઓ, હાથ, પગ વગેરે અવયવો ને વાંકાચૂકા કરનારી પાતળી અને નક્કર દોરીઓને કંડરા કહે છે જાડી કંડરાઓને માંસરજ્જુ કહે છે કંડરા અને માંસરજ્જુને અંગ્રેજીમા ટેન્ડન કહે છે કૂર્ચ=એકબીજાની પાસેપાસે ગોઠવાયેલા હાડમના સમૂહ, શીવણી=જાણે સોયથી સીવી લીધુ હોય એવો સાંધો, અસ્થિસંઘાત=જુદા જુદા હાડમ જે જગાએ ભેગા થતા હોય તે જગ્યા),

**धन्वन्तरिस्तु त्रीण्याह, सन्धीनां च शतद्वयम् ॥**
**–दशोत्तरं**

ધન્વંતરિ કહે છે કે હાડકા ત્રણસો છે અને સાંધા બસો ને દસ છે

**सहस्रे द्वे निजगादात्रिनन्दनः ।**

અત્રિના પુત્ર (આત્રેય) કહી ગયા છે કે સાંધા બે હજાર છે

સ્નાયુઓ

**स्नाय्वां नवशती**

સ્નાયુઓ નવસો છે (શરીરમા માંસ, હાડકા અને ચરબીના બંધનને સ્નાયુ કહે છે)

માંસપેશીઓ

**पञ्च पुंसां पेशीशतानि तु ॥ १७ ॥**
**अधिका विंशतिः स्त्रीणां योनिस्तनसमाश्रिताः ।**

પુરુષોને પાંચસો માંસપેશીઓ હોય છે સ્ત્રીઓને યોનિ અને બંને સ્તનોમા વીસ માંસપેશીઓ પુરુષો કરતા વધારે હોય છે (એટલે સ્ત્રીઓને કુલ પાંચસો ને વીસ માંસપેશીઓ હોય છે)

મૂલ શિરાઓ

**दश मूलसिरा हृत्स्थास्ताः सर्वं सर्वतो वपुः ।**
**रसात्मकं वहन्त्योजस्तन्निबद्धं हि चेष्टितम् ।**

હૃદયમા રહેલી દસ મૂળ શિરાઓ છે એ મૂળ શિરાઓ આહારના રસરૂપ (આહારના રસના સત્ત્વરૂપ) ઓજસને આખા શરીરમા બધી દિશામા લઈ જાય છે (વાણી, શરીર અને મનના) કામનો આધાર એ દસ મૂળ શિરા પર છે

કયા અંગમા કેટલી શિરાઓ છે? તેમાંની કઈ ન વીંધવી?

**स्थूलमूलाः सुसूक्ष्माग्राः पत्ररेखाप्रतानवत् ॥१९॥**
**भिद्यन्ते तास्ततः सप्तशतान्यासां भवन्ति तु ।**

આ દસ મૂળ શિરાઓ મૂળ આગળ જાડી અને ટોચને છેડે બહુ પાતળી (ઝીણી) હોય છે પાંદડાની નસોના ફેલાવાની માફક એમાંથી અનેક ફાંટાઓરૂપે એ જુદી જુદી ફૂટી નીકળે છે તેથી શિરાઓ સાતસો છે (શિરા શિરા સાંધાઓને જોડે છે અને દોષો અને ધાતુઓને શરીરમા લઈ જાય છે, ફેરવે છે)

**तत्रैकैकं च शाखायां शतं तस्मिन्न वेधयेत् ॥२०॥**
**सिरां जालन्धरां नाम तिस्रश्चाभ्यन्तराश्रिताः ।**

તેમાથી (સાતસો શિરાઓમાથી) એકેક સો દરેક શાખામા (બે હાથ અને બે પગમા) છે તેમા (હાથપગની ચારસો શિરાઓમા) જે જાલંધરા નામની શિરા છે તેને અને ત્રણ અંતર્મુખ શિરાઓને એમ દરેક

હાથ અને પગની ચાર ચાર મળી કુલ સોળ શિરાઓ વીંધવી નહિ

**षोडशद्विगुणाः श्रोण्यां, तासां द्वे द्वे तु वङ्क्षणे ॥**
**द्वे द्वे कटिकतरुणे शस्त्रेणाष्टौ स्पृशेन्न ता. ।**

કૂલામા બત્રીસ શિરાઓ છે તેમાથી દરેક જાઘના વળાનો જે બે (=બે વળાની ચાર) અને કમ્મરની બે બાજુમાથી દરેક બાજુરો કુમળા હાડકામાથી બે બે (=કમ્મરની ચાર) મળી એ આઠ શિરાઓને અડકવુ નહિ (શસ્ત્ર ૨ ડકાડવુ નહિ)

**पार्श्वयो षोडशैकैकामूर्ध्वगां वर्जयेत्तयो ॥२२॥**

પડખામા સોળ શિરાઓ છે તેમાથી દરેક પડખાની પાર્શ્વસંધિ નામે ઓળખાતી ઊંચે જતી શિરાને વીંધવી નહિ

**द्वादशद्विगुणा पृष्ठे पृष्ठवंशस्य पार्श्वयो ।**
**द्वे द्वे तत्रोर्ध्वगामिन्यौ न शस्त्रेण परामृशेत् ॥२३**

પીઠ(બરડા)મા ચોવીસ શિરાઓ છે તેમાથી કરોડરજ્જુની બંને બાજુરો આવેલી ઊંચે જતી બે બે (કુલ ચાર) શિરાને શસ્ત્ર ૨ ડકાડવુ નહિ

**पृष्ठवज्जठरे तासां मेहनस्योपरि स्थिते ।**
**रोमराजीमुभयतो द्वे द्वे शस्त्रेण न स्पृशेत् ॥२४**

પીઠ જેટલી (=ચોવીસ) શિરાઓ જઠરમા છે તેમાંથી રોમરાજિ (ડૂટીથી મૂત્રેન્દ્રિય સુધીની વાળની ઊભી હાર)ની બંને બાજુની, મૂત્રેન્દ્રિયની ઉપર આવેલી બે બે શિરાઓ (કુલ ચાર શિરાઓ) ને શસ્ત્ર અડકાડવુ નહિ

**चत्वारिंशदुरस्यासां चतुर्दश न वेधयेत् ।**
**स्तनरोहितत्तन्मूलहृदये तु पृथग्द्वयम् ॥२५॥**
**अपस्तम्भाख्ययोरेकां तथाऽपालापयोरपि ।**

છાતીમા ચાળીસ શિરાઓ છે એમાથી નીચેની ચૌદ શિરાઓ વીંધવી નહિ દરેક સ્તનના રાતા ભાગમાની બે જે (=ચાર) દરેક સ્તનના મૂળ આગળની બે બે (=ચાર), હૃદયની બે, અપસ્તમ્ભ નામની બે શિરામાથી દરેક બાજુની એકએક (=બે) અને અપાલાપ નામે ઓળખાતી બે શિરામાથી દરેક બાજુની એકએક (બે) એમ કુલ ચૌદ શિરાઓ વીંધવી નહિ.

**ग्रीवायां पृष्ठवत्तासां नीले मन्ये कृकाटिके ॥२६**
**विधुरे मातृकाश्चाष्टौ षोडशेति परित्यजेत् ।**

ડોકમાં પીઠ જેટલી (એટલે ચોવીસ) શિરાઓ છે તેમાંથી બે નીલા, બે મન્યા, બે કૃકાટિકા, બે વિધુરા અને આઠ માતૃકા મળી કુલ સોળને છોડી દેવી (=વીંધવી નહિ)

**हन्वा. षोडश तासां द्वे सन्धिबन्धनकर्मणी ॥२७**

બંને જડબા(=ડાચા)મા સોળ શિરાઓ છે તેમાથી સાધાને જોડવાનુ કામ કરનારી બે શિરાઓને છોડી દેવી (વીંધવી નહિ)

**जिह्वाया हनुवत्तासामधो द्वे रसबोधने ।**
**द्वे च वाच. प्रवर्तिन्यौ**

જીભમા જડબા જેટલી(એટલે સોળ)શિરાઓ છે તેમાથી જીભના નીચેના ભાગમા આવેલી સ્વાદનું જ્ઞાન કરાવનારી બે શિરાઓને અને બોલવાની પ્રવૃત્તિ કરાવનારી બે શિરાઓને(કુલ ચાર શિરાઓને) છોડી દેવી

**नासायां चतुरुत्तरा ॥२८॥**
**विंशतिर्गन्धवेदिन्यौ तासामेकां च तालुगाम् ।**

નાકમા ચોવીસ શિરાઓ છે તેમાથી ગંધનું જ્ઞાન કરાવનારી બે શિરાઓને અને તાળવામા જતી એક શિરાને (કુલ=ત્રણ શિરાને) વીંધવી નહિ

**षट्पञ्चाशन्नयनयोर्निमेषोन्मेषकर्मणी ॥२९॥**
**द्वे द्वे, अपाङ्गयोर्द्वे च तासां षडिति वर्जयेत् ।**

બે આખમા છપ્પન શિરાઓ છે તેમાથી પોપચાંને ઉઘાડવાસ કરાવનારી બે બે શિરાઓને (=ચાર), ને આખના લમણા તરફના છેડાની બે મળી કુલ છ શિરાઓને છોડી દેવી (વીંધવી નહિ)

**नासानेत्राश्रिताः षष्टिर्ललाटे,**
**स्थपनीश्रिताम् ॥३०॥**
**तत्रैकां, द्वे तथाऽऽवर्तौ, चतस्रश्च कचान्तगाः ।**
**सप्तैवं वर्जयेत्तासाम्**

નાકની અને બે આખની શિરાઓ (૨૪+૫૬=૮૦) પૈકી તેમાથી સાઠ શિરાઓ લલાટમાં છે એમાં સ્થપની નામના મર્મમા આવેલી એક, આવર્ત નામના બે મર્મમાં આવેલી બે શિરાઓ અને વાળના આગળની (જ્યાથી વાળ ઊગતા બંધ થાય છે ત્યા આગળની) ચાર શિરાઓ મળી કુલ સાત [illegible] છોડી દેવી.

**कर्णयो षोडशात्र तु ॥३१॥**
**द्वे शब्दबोधने शङ्खौ सिरास्ता एव चाश्रिता ।**
**द्वे शङ्खसन्धिगे तासाम्**

બે કાનમાં સોળ શિરાઓ છે એમા [illegible] જ્ઞાન કરાવનારી બે શિરાઓ, બે લમણા તથા તાળે સંબંધ રાખની કાનની શિરાઓ હોય છે તેમ

લક્ષણાના સાંધામાં આવેલી એ શિરાઓ છોડી દેવી

**मूर्ध्नि द्वादश तत्र तु ॥ ३२॥**

**एकैकां पृथगुत्क्षेपसीमन्ताधिपतिस्थिताम् ।**

માથામાં બાર શિરાઓ છે, તેમાંથી બંને ઉત્ક્ષેપમાની એક એક (=બે), પાંચ સીમંત(સાંધા)માંની એકએક( પાંચ) અને ૧ અધિપતિમાં એક મળી કુલ આઠ શિરાઓને શસ્ત્ર અડકાડવું નહિ

**इत्यवेध्यविभागार्थं प्रत्यङ्गं वर्णिताः सिराः ॥३३॥**

આ પ્રમાણે શું ન વીંધવું જોઈએ તેને અલગ પાડીને જુદું બનાવવા માટે દરેક અંગની શિરાઓનું વર્ણન કર્યું છે

***अवेध्यास्तत्र कार्त्स्न्येन देहेऽष्टानवतिस्तथा ।***
**सङ्कीर्णा ग्रथिता क्षुद्रा वक्राः**
**सन्धिषु चाश्रिताः ॥ ३४॥**

એ બધી શિરાઓમાં શરીરમાં કુલ અઠ્ઠાણુ શિરાઓ તથા જે શિરાઓ ગૂંચવાઈ ગઈ હોય, જે શિરાને ગાંઠ પડી ગઈ હોય, જે શિરા બહુ નાની અને બારીક હોય, વાંકી હોય અને હાડકાંના સાંધામાં આવેલી હોય તે શિરાઓને વીંધવી નહિ

શિરાઓનું કામ

**तासां शतानां सप्तानां पादोऽस्रं वहते पृथक् ।**
**वातपित्तकफैर्जुष्टं शुद्धं चैव स्थिता मलाः ॥ ३५॥**
**शरीरमनुगृह्णन्ति पीडयन्त्यन्यथा पुनः ।**

શિરાઓમાંથી સાતસો શિરાઓના એકએક ચોથો ભાગ (૧૭૫ શિરાઓ) વાયુ, પિત્ત અને કફવાળું તથા શુદ્ધ લોહી વહે છે (લઈ જાય છે) (એટલે ૧૭૫ શિરાઓમાં વાયુવાળું લોહી, ૧૭૫માં પિત્તવાળું લોહી, ૧૭૫માં કફવાળું લોહી વહે છે અને ૧૭૫માં શુદ્ધ લોહી વહે છે ) આ પ્રમાણે રહેલા (પોતપોતાની શિરામાં રહેલા) દોષ શરીરને ઉપયોગી થઈ પડે છે પણ બીજી રીતે (=જે શિરા જે દોષની ન હોય તે શિરામાં) રહેલો દોષ શરીરને પીડા (રોગ) કરે છે

**વાયુ, પિત્ત, કફ અને શુદ્ધ લોહી વહેતી શિરાનાં લક્ષણ**

**तत्र श्यावारुणाः सूक्ष्माः पूर्णरिक्ताः**
**क्षणात्सिराः ॥ ३६॥**
**प्रस्पन्दिन्यश्च वातास्रं वहन्ते**

એમાં (=એ સાતસો શિરામાં) જાંબલી રંગની લાલ, ઝીણી, ઘડીમાં ભરાતી અને ઘડીમાં ખાલી થતી અને ધડકતી શિરાઓમાં વાયુવાળું લોહી વહે છે

**पित्तशोणितम् ।**
**स्पर्शोष्णाः शीघ्रवाहिन्यो नीलपीताः**

અડકવામાં ઊની, જલદી વહેતી (=લઈ જતી) અને લીલીપીળી શિરાઓમાં પિત્તવાળું લોહી વહે છે

**कफं पुनः ॥ ३७॥**
**गौर्यः स्निग्धाः स्थिराः शीताः**

પણ ગોરી, સ્નિગ્ધ, સ્થિર અને અડકવામાં ઠંડી શિરાઓમાં કફ (=કફવાળું લોહી) વહે છે

**संसृष्टं लिङ्गसङ्करे ।**

ઉપર કહેલી ત્રણ દોષવાળા લોહીને લઈ જનારી શિરાઓના લક્ષણ જે શિરાઓમાં ભેગાં હોય તે શિરા તે તે દોષની ભેગા વહે છે (=શરીરમાં બધે પહોંચાડે છે)

**गूढाः समस्थिताः स्निग्धा रोहिण्यः**
**शुद्धशोणितम् ॥ ३८॥**

શરીરમાં ઊંડી રહેલી, સમ સ્થિતિમાં રહેતી, સ્નિગ્ધ રોહિણી નામની શિરાઓમાં શુદ્ધ લોહી વહે છે

ધમની

**धमन्यो नाभिसम्बद्धा विंशतिश्चतुरुत्तरा ।**
**ताभिः परिवृता नाभिश्चक्रनाभिरिवारकैः ॥३९॥**
**ताभिश्चोर्ध्वमधस्तिर्यग्देहोऽयमनुगृह्यते ।**

ડૂંટી સાથે જોડાયેલી ધમનીઓ ચોવીસ છે જેમ પૈડાંના માવાની આસપાસ ચારે બાજુ ફરતા પૈડાંના આરા હોય છે તેમ ડૂંટીની આસપાસ ચારે બાજુ ફરતી આ ધમનીઓ હોય છે અને એ ધમનીઓ ઊંચે, નીચે, આડું એમ બધી દિશામાં દેહને (પોષીને) ઉપયોગી થઈ પડે છે

સ્રોતો

**स्रोतांसि नासिके कर्णौ नेत्रे पाय्वास्यमेहनम् ॥**
**स्तनौ रक्तपथश्चेति नारीणामधिकं त्रयम् ।**

બે નસકોરાં, બે કાન, બે આંખ, ગુદા, મોં અને મૂત્રેન્દ્રિય એ નવ સ્રોતો પુરુષને હોય છે તે ઉપરાંત સ્ત્રીને બે સ્તન અને ગર્ભાશય માર્ગે લોહી નીકળવાનો માર્ગ એ ત્રણ સ્રોતો વધારે હોય છે (સ્ત્રીને કુલ બાર સ્રોતો હોય છે)

અંતઃસ્રોતો

**जीवितायतनान्यन्तःस्रोतांस्याहुस्त्रयोदश ॥ ४१॥**
**प्राणधातुमलाम्भोऽन्नवाहीनि**

પ્રાણવાયુ, ધાતુઓ, મળો (ઝાડો, પેશાબ, પસેવો), પાણી અને અન્ન વહેનારા સ્રોતોને (=માર્ગોને) અંતઃસ્રોતો કહે છે એ જીવનના ખાસ સ્થાન છે

### દુષ્ટ અને શુદ્ધ સ્રોતો શું શું કરે?

मिहितसेवनात् ।
तानि दुष्टानि रोगाय विशुद्धानि सुखाय च ॥४२॥

આહારવિહારના કુપથ્યથી એ (=સ્રોતો) બગડે તો રોગ થાય છે, અને શુદ્ધ સ્રોતો સુખ (આરોગ્ય) આપે છે

### દોષોના અને ધાતુનાં સ્રોતોના લક્ષણ

स्वधातुसमवर्णानि वृत्तस्थूलान्यणूनि च ।
स्रोतांसि दीर्घाण्याकृत्या प्रतानसदृशानि च ॥

જે ધાતુ વહેનારું જે સ્રોત હોય તે ધાતુના રંગનું તે સ્રોત હોય છે આકારમાં કેટલાક સ્રોત ગોળ, કેટલાંક જાડાં અને કેટલાક પાતળા હોય છે, બધાં સ્રોત લાંબાં હોય છે અને પાંદડાની નસોની માફક ફાટાફાટા પડીને બધે પથરાઈ ગયેલા હોય છે

### સ્રોતો બગડવાનું કારણ

आहारश्च विहारश्च यः स्याद्दोषगुणैः समः ।
धातुभिर्विगुणो यश्च स्रोतसां स प्रदूषकः ॥४४॥

દોષ વહેનારા સ્રોતોમાંથી જે સ્રોત જે દોષ વહેવાને નિર્માણ થયું હોય તે સ્રોત તે દોષના ગુણ જેવા ગુણવાળા આહારવિહારના સેવનથી બગડે છે ધાતુ વહેનારા સ્રોતોમાંથી જે સ્રોત જે ધાતુ વહેવાને નિર્માણ થયું હોય તે સ્રોત તે ધાતુના ગુણથી વિરુદ્ધ ગુણવાળા આહારવિહારના સેવનથી બગડે છે

### સ્રોત બગડ્યું હોવાનું લક્ષણ

अतिप्रवृत्तिः सङ्गो वा सिराणां ग्रन्थयोऽपि वा ।
विमार्गतो वा गमनं स्रोतसां दुष्टिलक्षणम् ॥४५

જે સ્રોતમાં જે વહેતું હોય તે સ્રોતમાંથી તે વસ્તુ વધારે પડતી નીકળી જાય (દા. ત. મૂત્રવાહી સ્રોતમાંથી વધારે પડતો પેશાબ થાય), કે બિલકુલ ન નીકળે (કે બહુ ઓછી નીકળે), કે શિરાઓ(=સ્રોતો)ની ગાંઠ પડી જાય, અથવા જે વસ્તુ વહેતી હોય તે પોતાના સ્રોત સિવાય બીજે રસ્તે વહે એ સ્રોત બગડ્યું હોવાનું લક્ષણ છે

विसानामिव सूक्ष्माणि दूरं प्रविसृतानि च ।
द्वाराणि स्रोतसां देहे रसो यैरुपचीयते ॥४६॥

કમળની ભૂંગળીની માફક સ્રોતોના દ્વાર (મુખ) ઝીણાં અને દૂરદૂર સુધી આખા શરીરમાં પ્રસરેલાં હોય છે અને એમના વડે (એ મુખો વાટે) શરીરમાં પ્રસાદ નામના રસમાં વધારો થાય છે

### સ્રોતો વીંધાય તો શું શું થાય?

व्यधे तु स्रोतसां मोहकम्पाध्मानवमिज्वराः ।
प्रलापशूलविण्मूत्ररोधा मरणमेव वा ॥४७॥
स्रोतोविद्धमतो वैद्यः प्रत्याख्याय प्रसाधयेत् ।
उद्धृत्य शल्यं यत्नेन सद्यःक्षतविधानतः ॥४८॥

સ્રોતો વીંધાય (કે સ્રોતો ઉપર વાગે) તો મોહ, કંપ, આધ્માન, ઊલટી, તાવ, લવરી, શૂળ, ઝાડો રોકાય, પેશાબ રોકાય એટલા દરદ થાય અથવા મોત આવે તે માટે વૈદ્યે જેનું સ્રોત વીંધ્યું હોય તેનું સ્રોતમાં રહેલું શલ્ય યત્નપૂર્વક કાઢીને સદ્યોવ્રણ માટે કહેલા વિધિથી એની પ્રત્યાખ્યાન ચિકિત્સા કરવી

પ્રત્યાખ્યાન ચિકિત્સા નિ ૧૧/૪૪,૪૫ પ્રમાણે કરવાના ઉપાય

### અન્નને કોણ પચાવે છે?

अन्नस्य पक्ता पित्तं तु पाचकाख्यं पुरेरितम् ।
दोषधातुमलादीनामूष्मेत्यात्रेयशासनम् ॥४९॥

પહેલા (સૂ ૧૨/૧૦ થી ૧૨) કહેવાઈ ગયું છે કે પાચક પિત્ત અન્નને પકવે છે દોષો, ધાતુઓ અને મળો વગેરેના અગ્નિ અન્નને પકવે છે એવી આત્રેયની આજ્ઞા છે

### ગ્રહણી

तदधिष्ठानमन्नस्य ग्रहणाद्ग्रहणी मता ।
सैव धन्वन्तरिमते कला पित्तधराह्वया ॥५०॥
आयुरारोग्यवीर्यौजोभूतधात्वग्निपुष्टये ।
स्थिता पक्वाशयद्वारि भुक्तमार्गार्गलेव सा ॥५१

એનું (જઠરાગ્નિનું પાચક પિત્તનું)સ્થાન અન્નને ગ્રહણ કરતું હોવાથી (ખાધેલોપીધેલો આહાર પચવા માટે એ સ્થાનમાં ગ્રહણ થતો હોવાથી) એ સ્થાનને ગ્રહણી માની છે એ જ ગ્રહણી (એ ડુઓડેનમ) ધન્વંતરિના મતે પિત્તધરા નામની કળા છે (ખાધેલો પીધેલો આહાર કાચેકાચો નીચે પક્વાશયમાં ન ઊતરી જાય તે માટે) એ ગ્રહણી ખાધેલા અન્નના માર્ગમાં આગળા(ઉલાળ, ભોગળ)ની માફક રહેલી છે (એટલે જેમ કમાડના બારણાં મેલે ઊઘડી ન જાય તે માટે ઉલાળો રાખવામાં આવે છે તે પ્રમાણે ખાધેલો ખોરાક હોજરીમાંથી ઊતરતો ઊતરતો નીચે પક્વાશયમાં ન જતો રહે તે ખાતર હોજરી અને પક્વાશયની વચ્ચે ગ્રહણી આવેલી છે ગ્રહણીનું મોં બંધ રહે છે તે એ મુખ સંકોચાય ત્યારે ઉઘડે છે તેથી ખોરાક ગ્રહણીમાં પડ્યો રહે છે અને ત્યાં પચે છે)

**भुक्तमामाशये रुद्ध्वा सा विपाच्य नयत्यधः।**
**बलवत्यबला त्वन्नमाममेव विमुञ्चति ॥ ५२ ॥**

ખાવેલા ખોરાકને આમાશયમાં રોકી રાખીને એને પચાવીને પછી બળવાન ગ્રહણી એને નીચે (પક્વાશયમાં) લઈ જાય છે, પણ નબળી ગ્રહણી ખાધેલા ખોરાકને કાચો ને કાચો જ પક્વાશયમાં છોડી દે છે

ગ્રહણી શાથી બગડે?

**ग्रहण्या बलमग्निर्हि स चापि ग्रहणीबल. ।**
**दूषितेऽग्नावतो दुष्टा ग्रहणी रोगकारिणी ॥५३**

ગ્રહણીનું બળ અગ્નિ છે અને અગ્નિનું બળ ગ્રહણી છે તેથી અગ્નિ બગડે એટલે બગડેલી ગ્રહણી રોગ કરે છે

અન્ન પચવાથી શું થાય?

**यदन्नं देहधात्वोजोबलवर्णादिपोषणम् ।**
**तत्राग्निर्हेतुराहारान्न ह्यपक्वाद्रसादय. ॥ ५४ ॥**

શરીર, ધાતુઓ, ઓજસ, બળ, શરીરના રંગ વગેરેને અન્ન પોષણ આપે છે તેનું કારણ અગ્નિ (જઠરાગ્નિ) છે, કારણ કે પચ્યા વિનાના આહારમાંથી રસ વગેરે બની શકતા નથી

પહેલી પાચનક્રિયા

**अन्नं कालेऽभ्यवहृतं कोष्ठं प्राणानिलाहृतम् ।**
**द्रवैर्विभिन्नसङ्घातं नीतं स्नेहेन मार्दवम् ॥५५॥**
**सन्धुक्षित. समानेन पचत्यामाशयस्थितम् ।**
**औदर्योऽग्निर्यथा बाह्य.**
**स्थालीस्थं तोयतण्डुलम् ॥५६॥**

સૂ. ૮/૫૫માં કહેલા ભોજનના સમયે ખાધેલાપીધેલા અન્નને પ્રાણવાયુ કોઠામાં લઈ જાય છે ત્યાં (પાણી, તાજું દૂધ વગેરે) દ્રવોને લીધે એની ગઠ્ઠીઓ ભાંગી જાય છે, (ઘી વગેરે) સ્નેહોને લીધે એ મૃદુ બને છે એવા (ગઠ્ઠીઓ ભાંગીને એકરસ બનેલા અને મૃદુ બનેલા), આમાશયમાં પડેલા અન્નને સમાન વાયુથી પ્રજ્વલિત કરાયેલો જઠરાગ્નિ, જેમ બહારનો (ચૂલાનો કે સગડીનો) અગ્નિ તપેલીમાં ભરેલા પાણી (આંધણ, અધરણ) અને ચોખાને પકાવે છે તેમ પકાવે છે

**आदौ षड्रसमप्यन्नं मधुरीभूतमीरयेत् ।**
**फेनीभूतं कफं, यातं विदाहादम्लतां ततः ॥५७॥**
**पित्तमामाशयात्कुर्याच्च्यवमानं, च्युतं पुनः ।**
**अग्निना शोषितं पक्वं पिण्डितं कटु मारुतम् ॥**

ખોરાક છએ રસવાળો હોવા છતાં (પચતાંપચતાં) એ પહેલાં તો ગળ્યો બની જઈને ફીણરૂપે કફને ઉપર આણે છે (અથવા, પેદા કરે છે) ત્યાર પછી (પચવાની ક્રિયાની વચલી અવસ્થામાં) આમાશયમાંથી ગ્રહણીમાં પડતાં પડતાં વિદાહ થવાથી ખાટું બનેલું અન્ન પિત્તને પેદા કરે છે પછી (ત્રીજી અવસ્થામાં) ગ્રહણીમાંથી પક્વાશયમાં ગયેલું, જઠરાગ્નિથી પચેલું, પ્રવાહીપણું જેનું શોષાઈ ગયું છે એવું, લોચા જેવું બનેલું અને તીખું બનેલું અન્ન વાયુને પેદા કરે છે.

બીજી પાચનક્રિયા

**भौमाप्याग्नेयवायव्याः पञ्चोष्माणः सनाभसाः ।**
**पञ्चाहारगुणान्स्वान् स्वान् पार्थि-**
**वादीन् पचन्त्यनु ॥ ५९ ॥**

આકાશાગ્નિ સહિત પાર્થિવ, જલીય, આગ્નેય અને વાયવ્ય એ પાંચ અગ્નિ પોતપોતાના પાર્થિવ વગેરે (=પાર્થિવ, જલીય, આગ્નેય, વાયવ્ય અને આકાશીય) એ પાંચ આહારના ગુણોને પછી (=જઠરાગ્નિ અન્નને પકવી રહે છે ત્યાર પછી) પકાવે છે

(ખોરાકમાં આકાશીય, વાયવ્ય, આગ્નેય, જલીય અને પાર્થિવ એ પાંચે પ્રકારનાં દ્રવ્યો હોય છે એ દરેક જાતનું દ્રવ્ય પાંચ મહાભૂતનું બનેલું હોય છે. પણ એમાં જે મહાભૂતનું પ્રમાણ વધારે હોય છે, તે ઉપરથી એનું નામ આકાશીય વગેરે પડેલું હોય છે તેથી દરેક દ્રવ્યમાં અગ્નિતત્ત્વ હોય છે જ્યારે જઠરાગ્નિ આહારને પચાવી રહે છે, ત્યાર પછી એ પચેલા આહારમાંના આકાશીય દ્રવ્યમાં રહેલો અગ્નિ તે દ્રવ્યમાં રહેલા તે દ્રવ્યના ગુણોને પકવે છે તે જ પ્રમાણે વાયવ્ય વગેરે દ્રવ્યોમાં રહેલો અગ્નિ વાયવ્ય વગેરે દ્રવ્યોમાં રહેલા ગુણોને પકવે છે જે જે જાતના દ્રવ્યમાં જે અગ્નિ રહેલો હોય છે, તે તે જાતના દ્રવ્યના ગુણોને તે અગ્નિ પકવે છે આમ પહેલી પાચનક્રિયા જઠરાગ્નિ કરે છે, પછી બીજી પાચનક્રિયા ભૂતાગ્નિ (=પંચમહાભૂતથી બનેલા પાંચ જાતનાં દ્રવ્યોમાં રહેલા પાંચ જાતના અગ્નિ) કરે છે

પોષણક્રિયા

**यथास्वं ते च पुष्यन्ति पक्वा**
**भूतगुणान् पृथक् ।**

(આમ) પોતપોતાના ભૂતાગ્નિથી પચેલા તે (=પાંચ મહાભૂતના ગુણો) શરીરમાંના પંચમહાભૂતોના ગુણોને જુદાજુદા (=દરેક મહાભૂત પોતાની જાતના મહાભૂતના ગુણોને) પોષે છે (વધારે છે)

(દા. ત. પાર્થિવ ભૂતાગ્નિથી પચેલા પાર્થિવ ગુણો શરીરમાંના પાર્થિવ ગુણોને પોષે છે એ રીતે દરેક મહાભૂતના ગુણો વિષે સમજવું)

पार्थिवाः पार्थिवानेव शेषाः
शेषांश्च देहगान् ॥६०॥

તેમા પાર્થિવ ભૂતાગ્નિથી પચેલા પાર્થિવ મહાભૂતના ગુણો શરીરમાના પાર્થિવ મહાભૂતના ગુણોને પોષે છે અને બાકીના (જલીય, આગ્નેય, વાયવ્ય અને આકાશીય મહાભૂતથી પચેલા તે તે પોતપોતાની જાત ના મહાભૂતના ગુણો) પોતપોતાના બાકીનાને (=શરીરમા રહેલા પોતપોતાના જલીય, આગ્નેય, વાયવ્ય અને આકાશીય મહાભૂતોના ગુણોને) પકવે છે

ઝાડો—પેશાબ શી રીતે બને છે?

किट्टं सारश्च तत्पक्वमन्नं सम्भवति द्विधा ।

રોનાથી પચેલા આહારના બે ભાગ પડે છે—કિટ્ટ (મેલ) અને સાર (પ્રસાદરસ, નિર્મળ રસ)

तत्राच्छं किट्टमन्नस्य मूत्रं विद्याद्घनं शकृत् ॥६१

એમા (=મેલમા) આહારનો પ્રવાહી ક્ચરો તે પેશાબ છે અને ઘટ્ટ ક્ચરો તે ઝાડો છે

ત્રીજી પાચનક્રિયા

सारस्तु सप्तभिर्भूयो यथास्वं पच्यतेऽग्निभिः ।

પહેલા જઠરાગ્નિ વડે અને પછી પાચ ભૂતાગ્નિઓ વડે પાકીને સારરૂપ બનેલો (=પ્રસાદરસરૂપ બનેલો) આહારનો રસ વળી પાછો પોતપોતાના સાત અગ્નિઓ વડે (=જે ધાતુમા રસ જાય તે ધાતુમા રહેલા અગ્નિ વડે) પકવાય છે (આ ત્રીજી પાચનક્રિયા છે)

ખાધેલા ખોરાકના કાચા રસને પહેલાં જઠરાગ્નિ અને પછી ભૂતાગ્નિ પકવે છે, ત્યારે તેમાથી મળભાગ છૂટો પડી જાય છે અને સારભાગ રહે છે, એને પ્રસાદરસ કહે છે પછી આ પ્રસાદરસ પહેલા હૃદયમા જાય છે ત્યા રહેલો વ્યાન વાયુ એ રસને ધમીને (અ પપ કરીને) હૃદયમા રહેલી દસ મૂળ સિરાઓ દ્વારા શરીરમા મોકલે છે, ત્યારે એ પ્રસાદરસ આખા શરીરમા વહેતી રસ નામની ધાતુ સાથે ભળીને એકરૂપ થઈ જાય છે ત્યાં રસ ધાતુના આશયમા રહેલો રસધાતુનો ધાત્વગ્નિ એ પ્રસાદરસને પકવે છે તેથી એ લોહી રૂપી ધાતુના સારરૂપ બની જાય છે પછી લોહીના સારરૂપ બનેલો પ્રસાદરસ લોહીના આશયમાં જાય છે, ત્યા લોહીના આશયમા રહેલા લોહીરૂપી ધાતુના ધાત્વગ્નિ એ રસને પકવે છે તેથી એ માસધાતુના સારરૂપ બને છે આ રીતે અનુક્રમે પ્રસાદરસનું શું શું બનતું જાય છે તે હવે કહે છે

ધાતુઓ શી રીતે બને છે?

रसाद्रक्तं ततो मांसं मांसान्मेद-
स्ततोऽस्थि च ॥६२॥
अस्थ्नो मज्जा ततः शुक्रं शुक्राद्गर्भः प्रजायते ।

રસમાથી લોહી, એમાથી (=લોહીમાથી) માસ, માસમાથી ચરબી, એમાથી (=ચરબીમાથી) હાડકું, હાડકામાથી મજ્જા (અ મેદ), એમાથી (=મજ્જામાથી) વીર્ય, (અને) વીર્યમાથી ગર્ભ ઉત્પન્ન થાય છે

ધાતુઓના મળ

कफः पित्तं मलाः खेषु प्रस्वेदो नखरोम च ॥६३
स्नेहोऽक्षित्वग्विशामोजो
धातूनां क्रमशो मलाः ।

(દરેક ધાતુનો પ્રસાદરસ પોતપોતાના ધાત્વગ્નિ વડે પાકીને શું શું બને છે તે કહ્યુ પણ એ બનતા બનતા એ દરેકમાથી જે મેલ છૂટો પડે તે કયો છે તે હવે કહે છે જેમ ખાધેલોપીધેલો આહાર પચીને પ્રસાદરસ બનતાબનતા એમાથી જે મેલ છૂટો પડયો તેને ઝાડો અને પેશાબ કહે છે, તેમ દરેક ધાતુમા ગયેલો પ્રસાદરસ પાકતાપાકતા છૂટા પડેલા મળ કયા કયા છે તે હવે કહે છે)

કફ, પિત્ત, (નાક, કાન, વગેરે) છિદ્રોમા આવતા મેલ, પરસેવો, નખ અને રૂવાટા, આંખ, ચામડી અને ઝાડાની ચીકાશ (=આંખના પીયા વગેરે ચીકાશ), અને ઓજસ એ અનુક્રમે ધાતુઓના (=રસ, લોહી, માસ, ચરબી, હાડકું, મજ્જા અને વીર્યના) મેલ છે

(રસનો મેલ કફ, લોહીનો મેલ પિત્ત એમ અનુક્રમ લેવાનો છે)

ધાતુઓના સાર શી રીતે બને છે?

प्रसादकिट्टौ धातूनां पाकादेवं द्विधर्च्छतः ॥६४॥

આમ (પ્રસાદરસથી પોતાની) ધાતુઓના પાક થવાને લીધે પ્રસાદ (=સારભાગ) અને કિટ્ટ (=મેલ) એવા બે ભાગ પડી જાય છે

परस्परोपसंस्तम्भाद्धातुस्नेहपरम्परा ।

પ્રસાદરસનો પ્રવાહ તૂટ્યા વિના ચાલુ રહે છે તેથી આમ કહેવાઈ ગયું છે તે પ્રમાણે એક ધાતુ બીજી ધાતુને પોષણ આપ્યા કરે એવો પરસ્પર પોષણનો પ્રવાહ પણ ચાલુ રહેવાથી ધાતુઓના સ્નેહ (=સાર)ની પરંપરા (=પ્રવાહ) ચાલુ રહે છે (=એક ધાતુના સારમાથી બીજી ધાતુનો સાર બન્યા કરે છે)

આહારમાંથી વીર્ય કેટલે વખતે બને?

**केचिदाहुरहोरात्रात्षडहादपरे, परे ॥ ६५ ॥**
**मासेन याति शुक्रत्वमन्नं पाकक्रमादिभिः ।**

જઠરાગ્નિ, ભૂતાગ્નિ અને ધાત્વગ્નિથી પચવાનો જે ક્રમ આગળ કહ્યો તે ક્રમ વગેરેથી (=ક્રમેક્રમે પચીને અને દ્રવ્યના પ્રભાવ વગેરેથી )એક દિવસરાતમા(=ચોવીસ કલાકમાં) આહારનુ વીર્ય બને છે એમ કેટલાક આચાર્યો કહે છે, બીજા કેટલાક કહે છે કે છ દિવસે આહારનું વીર્ય બને છે અને બીજા કેટલાક વળી કહે છે કે એક મહિને આહારનુ વીર્ય બને છે

**सन्तता भोज्यधातूनां परिवृत्तिस्तु चक्रवत् ॥६६**

(જે ધાતુમાથી બીજી ધાતુ બનતી હોય તે ધાતુ એ બીજી ધાતુના ખોરાકરૂપ છે રસમાથી લોહી બને છે તેથી રસ લોહીના ખોરાકરૂપ છે આ રીતે એક ધાતુ પોતાની પછીની ધાતુનું ભોજ્ય (=ખોરાક) છે ) ભોજ્ય ધાતુઓનુ ભ્રમણ (=ફરવાનું) પૈડાના ભ્રમણની માફક અટકયા વિના સદા ચાલુ રહે છે

**वृष्यादीनि प्रभावेण सद्यः शुक्रादि कुर्वते ।**

વૃષ્ય વગેર દ્રવ્યો પોતાના પ્રભાવથી તરત જ (શ્લોક ૬૫, ૬૫ામા કહેલી મુદત ન લગાડતાં) તરત જ વીર્ય વગેરે બનાવે છે 'વગેરે' શબ્દ વાપરીને એવું કહેવા માગે છે કે એકલા વૃષ્ય દ્રવ્યો જ તરત વીર્ય બનાવે છે એવુ નથી પણ વિષ, ગર, શમન ઔષધ, અને મૂઢગર્ભ તથા જરાયુને બહાર કાઢવાની ક્રિયા કરનાર દ્રવ્યો પણ તરત જ પોતાની અસર કરે છે )

**प्रायः करोत्यहोरात्रात्कर्मान्यदपि भेषजम् ॥६७॥**

વૃષ્ય વગેરે ઉપરાત બીજા કેટલાક (=દીપન વગેરે કરનાર) ઔષધ પણ સામાન્ય રીતે એક દિવસરાતમા (ચોવીસ કલાકમાં) પોતાનું કામ (અસર) કરે છે

રસ શુદ્ધ હોવા છતાં પણ રોગ કયારે કરે? રોગ અમુક ભાગમાં જ કેમ થાય છે?

**व्यानेन रसधातुर्हि विक्षेपोचितकर्मणा ।**
**युगपत्सर्वतोऽजस्रं देहे विक्षिप्यते सदा ॥६८॥**
**क्षिप्यमाणः खवैगुण्याद्रसः सज्जति यत्र सः ।**
**तस्मिन्विकारं कुरुते खे वर्षमिव तोयदः ॥ ६९ ॥**

જેમ પવન વડે આકાશમા ઘેરાયેલું વાદળ બધા આકાશ નીચે નહિ પણ થોડા જ ભાગમા વરસાદ કરે છે (=વરસે છે) તેમ (આખા શરીરમા) ફેરવવું એ જેનું સ્વાભાવિક કામ છે એવા વ્યાન વાયુ વડે રસધાતુ શરીરમાં બધે એકસાથે સતત હમેશાં ફેરવાય છે, એ ફેરવાતો રસ સ્રોતોના બગાડને લીધે સ્રોતોમા જ્યાં ચોંટી જાય છે (=અટકી પડે છે) ત્યાં તે (=ચોંટેલો રસ) રોગ કરે છે

(રસધાતુ—જઠરાગ્નિથી પાકેલા આહારના રસને પ્રસાદ કહે છે એ પ્રસાદરસ ધાતુના આકારનો હોવાથી તેને ધાતુ કહે છે )

દોષો શુદ્ધ હોવા છતા પણ રોગ કયારે કરે?

**दोषाणामपि चैव स्यादेकदेशप्रकोपणम् ।**

એ જ પ્રમાણે (=જે કારણથી—સ્રોતો બગડવાથી—રસ શુદ્ધ હોવા છતા અમુક ભાગમા રોગ કરે છે તે જ પ્રમાણે—તે જ કારણથી એટલે સ્રોતો બગડવાથી) દોષો પણ (વ્યાન વાયુ વડે) આખા શરીરમા (એક સાથે સતત હમેશા ફેરવાતા હોવા છતા) એક ભાગમા કોપે છે (=શરીરના અમુક ભાગમાં જ રોગ કરે છે) (આ કારણથી શરીરના અમુક ભાગમા જ કરોળિયા, દાદર, સોજા વગેરે રોગ થાય છે )

**अन्नभौतिकधात्वग्निकर्मेति परिभाषितम् ॥७०॥**

(શ્લોક ૫૯માથી ૭૦સુધીમા) અન્નના અગ્નિનુ (=અન્નને પકવનાર જઠરાગ્નિનું), ભૂતાગ્નિનું અને ધાત્વગ્નિનું કામ સમજાવ્યુ

જઠરાગ્નિનું રક્ષણ કરવાનુ કારણ

**अन्नस्य पक्ता सर्वेषां पक्तृणामधिको मतः ।**
**तन्मूलास्ते हि तद्वृद्धिक्षयवृद्धिक्षयात्मकाः ॥७१**
**तस्मात्तं विधिवद्युक्तैरन्नपानेन्धनैर्हितैः ।**
**पालयेत्प्रयतस्तस्य स्थितौ ह्यायुर्बलस्थितिः ॥७२**

અન્નને પચાવનાર અગ્નિ (=જઠરાગ્નિ) બધા પચાવનારાઓમા(=અગ્નિઓમા) અધિક (શ્રેષ્ઠ, અગત્યનો) છે, કારણ કે એ અગ્નિ એનુ મૂળ એ (=જઠરાગ્નિ) છે (=જઠરાગ્નિને લીધે પાંચ ભૂતાગ્નિ અને સાત ધાત્વગ્નિ સભવે છે), એ જઠરાગ્નિ વધે તો બીજા અગ્નિ વધે છે અને ઘટે તો બીજા અગ્નિ ઘટે છે, તેથી પથ્ય હોય એવા અન્નપાનરૂપી બળતણ વિધિપુરસર આપીને એનું (=જઠરાગ્નિનું) સંયમપૂર્વક રક્ષણ કરવુ એની (=જઠરાગ્નિની) હયાતી ઉપર આયુષ્ય અને બળની હયાતીનો આધાર છે

સમ, વિષમ, તીક્ષ્ણ અને મંદ અગ્નિ

**समः समाने स्थानस्थे विषमोऽग्निर्विमार्गगे ।**
**पित्ताभिमूर्च्छिते तीक्ष्णो**
**मन्दोऽस्मिन्कफपीडिते ॥७३॥**

જ્યારે સમાન વાયુ પોતાના સ્થાનમાં હોય ત્યારે

અગ્નિ (=જઠરાગ્નિ) સમ હોય છે જ્યારે સમાન વાયુ પોતાનુ સ્થાન (માર્ગ) છોડીને બીજે માર્ગે જાય છે, ત્યારે અગ્નિ વિષમ (ઢગધડા વિનાનો) થાય છે જ્યારે સમાન વાયુ કોપેના પિત્ત સાથે ભેગમેળ થઈ જાય છે, ત્યારે અગ્નિ તીક્ષ્ણ થાય છે અને જ્યારે સમાન વાયુ કફથી દબાઈ જાય છે ત્યારે અગ્નિ મ થાય છે

**समोऽग्निर्विषमस्तीक्ष्णो मन्दश्चैव चतुर्विध ।**

અગ્નિ ચાર પ્રકારના છે સમ વિષમ તીક્ષ્ણ અને મંદ

ચાર પ્રકારના અગ્નિના કાર્ય

**य पचेत्सम्यगेवान्नं भुक्त सम्यक् समस्त्वसौ ॥**
**विषमोऽसम्यगप्याशु**
**सम्यग्वाऽपि चिरात्पचेत् ।**
**तीक्ष्णो वह्नि पचेच्छीघ्रमसम्यगपि भोजनम् ॥**
**मन्दस्तु सम्यगप्यन्नमुपयुक्त चिरात्पचेत् ।**
**कृत्वाऽऽस्यशोषाटोपान्त्रकूजनाध्मानगौरवम् ॥**

જે અગ્નિ સારી રીતે (શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે) ખાધેલા પીધેલા આહારને સારી રીતે જ પચાવે છે તે સમ અગ્નિ છે વિષમ અગ્નિ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ન ખાવેલા (=દેશ, કાલ માત્રા વગેરેની વિધિનો ભગ કરીને ખાધેલા) આહારને પણ જલ્દી પચાવી દે છે અથવા કોઈ વાર વળી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ખાધેલા આહારને પણ લાંબે વખતે પચાવે છે તીક્ષ્ણ અગ્નિ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ન ખાધેલા આહારને પણ જલ્દી પચાવી દે છે પણ મદ અગ્નિ તો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ખાધેલા આહારને પણ લાંબે વખતે પચાવે છે અને પચાવતા પહેલા મોઢુ સુકાય આટોપ, આંતરડામા ગડગડાટ, આધ્માન અને ભારેપણું (—શરીર ભારેભાર લાગે) એવા ઉપદ્રવ કર છે

શરીરનુ ત્રણ પ્રકારનુ બળ

**सहज कालज युक्तिकृत देहबल त्रिधा ।**

શરીરનું બળ ત્રણ પ્રકારનુ હોય છે સહજ (જન્મથી મળેલુ) કાલજ (ઋતુ વગેરે સમયને લીધે ઉત્પન્ન થતું) અને યુક્તિકૃત (યુક્તિઓથી આહાર વિહાર વગેરેની યોજનાથી આવેલુ)

**तत्र सत्त्वशरीरोत्थ प्राकृत सहज बलम् ॥७७॥**
**वयस्कृतमृतूत्थं च कालज युक्तिज पुन ।**
**विहाराहारजनित तथोर्जस्करयोगजम् ॥ ७८ ॥**

તેમાં સત્ત્વ(સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ)ને લીધે તથા હાડમાંસ વગેરેથી બનેલા શરીરને લીધે જે સ્વાભાવિક બળ ઉત્પન્ન થાય તે સહજ બળ છે જુવાની વગેરે ઉમ્મરને લીધે આવતું અને હેમત વગેર ઋતુને લીધે આવતુ બળ કાલજ બળ છે પણ યુક્તિજ (યુક્તિકૃત) બળ વિહાર અને આહારથી ઉત્પન્ન થાય છે અને શક્તિ આપનારા (રસાયન અધ્યાય અને વાજીકરણ અધ્યાયમા કહેલા) યોગોથી આવે છે

ત્રણ પ્રકારના દેશ

**देशोऽल्पवारिद्रुनगो जाङ्गल स्वल्परोगद ।**
**आनूपो विपरीतोऽस्मात्सम साधारण स्मृत ॥**

થોડાં પાણી, ઝાડ અને પહાડવાળો, (અને એ કારણસર શરીરના સ્રોતો શુદ્ધ રહેતા હોવાથી) બહુ ઓછા રોગ કરનારો દેશ તે જાંગલ દેશ છે એનાથી ઊંધો (બહુ પાણી, ઝાડ અને પહાડવાળો અને તેથી સ્રોતોને બગાડીને બહુ રોગ કર એવો) દેશ આનૂપ દેશ છે સમ (જેમા પાણી, ઝાડ અને પહાડ બહુ થોડા ન હોય તેમ બહુ વધાર પણ ન હોય અને તેથી રોગ અને આરોગ્ય સાધારણ રહે એવો) દેશ સાધારણ દેશ છે

શરીરમા મજ્જા વગેરેનુ માપ

**मज्जमेदोवसामूत्रपित्तश्लेष्मशकृन्त्यसृक् ।**
**रसो जल च देहेऽस्मिन्नेकैकाञ्जलिवर्धितम् ॥८०**

મજ્જા, ચરબી, વસા, પેશાબ, પિત્ત, કફ, ઝાડો, લોહી, રસ અને જળ એ આ શરીરમાં એકએક ખોબો વધાર છે (એટલે મજ્જા એક ખોબો, ચરબી બે ખોબા, વસા ત્રણ ખોબા પેશાબ ચાર ખોબા એમ અનુક્રમ એક એક ખોબો વધે છે)

**पृथक स्वप्रसृत प्रोक्तमोजोमस्तिष्करेतसाम् ।**
**द्वावञ्जली तु स्तन्यस्य चत्वारो रजस स्त्रिया ॥**

ઓજસ્, મસ્તિષ્ક (માથામા પેદા થતો ઘી જેવા ચીકણો પદાર્થ) અને વીર્ય એ દરેક વસ્તુ માણસની પોતાની એક પસલી (અડધો ખોબો) જેટલી હોય છે પણ સ્ત્રીને પોતાના બે ખોબા જેટલુ ધાવણ અને ચાર ખોબા જેટલુ રજસ (અટકાવ વખતની ધાતુ) હોય છે

**समधातोरिदं मान विद्याद्वृद्धिक्षयावत ॥८१॥**

ઉપર કહેલા માપ સમધાતુ (જેની ધાતુઓ—દોષો—પ્રમાણસર હોય એવા) માણસના છે એમ સમજવુ (જે માણસમાં વાયુ કે પિત્ત કે કફ અધિક હોય એવા એક દોષની પ્રકૃતિવાળાના કે બે દોષની પ્રકૃતિવાળાના કે ત્રણે દોષની પ્રકૃતિવાળાનાં આ માપ નથી.) જેમની

સમપ્રકૃતિ (સમધાતુ) નથી તેમનામા તો એ બધુ (શ્લોક ૭૯ા થી ૮૧ સુધીમા કહેલી વસ્તુઓ) એનાથી (=શ્લોક ૭૯ા થી ૮૧ સુધીમા કહેલા માપથી) વધારે કે ઓછી હોય છે

**સાત પ્રકૃતિઓ શા કારણથી બંધાય છે?**

**शुक्रासृग्गर्भिणीभोज्यचेष्टागर्भाशयर्तुषु ।**
**यः स्याद्दोषोऽधिकस्तेन प्रकृतिः सप्तधोदिता ॥**

(બાપના) વીર્યમા, (માના) રજસમા, ગર્ભિણી (=મા)ના આહાર, વિહાર, ગર્ભાશય અને ઋતુમા જે દોષ વધારે હોય તેના ઉપરથી (માણસની) સાત પ્રકારની પ્રકૃતિ કહી છે (વાતપ્રકૃતિ, પિત્તપ્રકૃતિ, કફપ્રકૃતિ, વાતપિત્તપ્રકૃતિ, વાતકફપ્રકૃતિ, પિત્તકફ પ્રકૃતિ અને ત્રણે દોષની ભેગી પ્રકૃતિ—એ સાત પ્રકૃતિઓ છે)

**વાયુ સૌથી બળવાન દોષ હોવાના કારણો**

**विभुत्वादाशुकारित्वाद्बलित्वादन्यकोपनात् ।**
**स्वातन्त्र्याद्बहुरोगत्वाद्दोषाणां प्रबलोऽनिलः ॥८४**

વાયુ બધે પ્રસરેલો હોવાથી, ઝટ અસર કરે એવો (કે ઝટ મારી નાખે એવો) હોવાથી, (બીજા બે દોષ કરતા) બળવાન હોવાથી, બીજા બે દોષોને કોપાવતો હોવાથી, પોતે સ્વતંત્ર હોવાથી (બીજા કોઈથી એની ગતિ થતી નથી પણ પોતે સ્વતંત્ર રીતે ગતિ કરી શકે અને કરાવી શકે એવો હોવાથી), તથા વાયુના રોગો પણ બહુ હોવાથી ત્રણે દોષોમા વાયુ જબરો છે

(વાયુના ૮૦ રોગ છે, પિત્તના ૪૦ રોગ છે અને કફના ૨૦ રોગ છે તેથી વાયુથી વધારે રોગ છે એમ કહ્યુ છે)

**વાયુપ્રકૃતિવાળાનાં લક્ષણો**

**प्रायोऽत एव पवनाध्युषिता मनुष्या**
**दोषात्मकाः स्फुटितधूसरकेशगात्राः ।**
**शीतद्विषश्चलधृतस्मृतिबुद्धिचेष्टा-**
**सौहार्ददृष्टिगतयोऽतिबहुप्रलापाः ॥८५॥**
**अल्पवित्तबलजीवितनिद्राः**
**सन्नसक्तचलजर्जरवाचः ।**
**नास्तिका बहुभुजः सविलासा**
**गीतहास्यमृगयाकलिलोलाः ॥ ८६ ॥**
**मधुराम्लपटूष्णसात्म्यकाङ्क्षाः**
**कृशदीर्घाकृतयः सशब्दयाताः ।**
**न दृढा न जितेन्द्रिया न चार्या**
**न च कान्तादयिता बहुप्रजा वा ॥८७॥**
**नेत्राणि चैषां खरधूसराणि**
**वृत्तान्यचारूणि मृतोपमानि ।**
**उन्मीलितानीव भवन्ति सुप्ते**
**शैलद्रुमांस्ते गगनं च यान्ति ॥ ८८ ॥**
**अधन्या मत्सराध्माताः स्तेनाः प्रोद्बद्धपिण्डिकाः ।**
**श्वशृगालोष्ट्रगृध्राखुकाकानूकाश्च वातिकाः ॥**

તેથી જ વાયુપ્રકૃતિવાળા માણસો સામાન્ય રીતે વાયુથી ભરેલા હોય છે. તેમના વાળ અને અવયવો તરડાયેલા અને ધૂળિયા રગના હોય છે તેમને ઠંડી ગમતી નથી તેમની ધીરજ, યાદદાસ્તી, બુદ્ધિ, ક્રિયા, મૈત્રી, દૃષ્ટિ અને ગતિ અસ્થિર હોય છે તેઓ બહુ બોલબોલ કરે છે તેમના વિત્ત, બળ, આયુષ્ય અને ઊંઘ ઓછા હોય છે તે મૂગા તોતડા, અસ્થિર—વાણીવાળા, ખોખરા અવાજવાળા અને નાસ્તિક હોય છે તે બહુ ખાય છે, વિલાસી હોય છે સગીત, હાસ્ય, શિકાર અને તકરાર એમને ગમે છે ગળ્યુ, ખાટુ, ખાર અને ગરમ એમને સદે છે અને એની એમને ઈચ્છા થાય છે એમનુ શરીર પાતળુ અને લાંબુ હોય છે એ ચાલે ત્યારે અવાજ થાય છે એ મજબૂત બાંધાના હોતા નથી પોતાની ઈન્દ્રિયો પોતાને વશ હોતી નથી એ સસ્કારી હોતા નથી સ્ત્રીઓને એ ગમતા નથી એમને બહુ છોકરા હોતા નથી એમની આખ બરછટ, પહોળી, ગોળ, અસુંદર અને મડદા જેવી હોય છે એ ઊંઘતા હોય ત્યારે એમની આખો જાણે ઉઘાડી હોય એવું લાગે છે સ્વપ્નમા એ પર્વત પર, ઝાડ પર, ને આકાશમા ચડે છે એ કમનસીબ હોય છે, મત્સરથી ભરેલા હોય છે એ ચોર હોય છે એમના પગની પિંડીઓ બહુ ઉપસી આવેલી હોય છે એમનો સ્વભાવ કૂતરાં, શિયાળ, ઊંટ, ગીધ, ઉંદર અને કાગડા જેવો હોય છે (સ્વભાવ અવાજ, આકાર અને ચેષ્ટાનું અનુકરણ)

**પિત્તપ્રકૃતિવાળાનાં લક્ષણો**

**पित्तं वह्निर्वह्निजं वा यदस्मा-**
**त्पित्तोद्रिक्तस्तीक्ष्णतृष्णाबुभुक्षः ।**
**गौरोष्णाङ्गस्ताम्रहस्ताङ्घ्रिवक्त्रः**
**शूरो मानी पिङ्गकेशोऽल्परोमा ॥९०॥**
**दयितमाल्यविलेपनमण्डनः**
**सुचरितः शुचिराश्रितवत्सलः ।**
**विभवसाहसबुद्धिबलान्वितो**
**भवति भीषु गतिर्द्विषतामपि ॥ ९१ ॥**
**मेधावी प्रशिथिलसन्धिबन्धमांसो**
**नारीणामनभिमतोऽल्पशुक्रकामः ।**

प्रायासः पलिततरङ्गनीलिकानां
भक्षकेऽन्नं मधुरकषायतिक्तशीतम् ॥९२॥
घर्मद्वेषी स्वेदनः पूतिगन्धि-
र्भूर्युच्चारक्रोधपानाशनेर्ष्यः ।
सुप्तः पश्येत्कर्णिकारान्पलाशान्
दिग्दाहोल्काविद्युदर्कानलांश्च ॥ ९३ ॥
तनूनि पिङ्गानि चलानि चैषां
तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि ।
क्रोधेन मद्येन रवेश्च भासा
रागं व्रजन्त्याशु विलोचनानि ॥९४॥
मध्यायुषो मध्यबलाः पण्डिताः क्लेशभीरवः ।
व्याघ्रर्क्षकपिमार्जारयक्षानूकाश्च पैत्तिकाः ॥९५॥

પિત્ત અગ્નિ છે કે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલું છે તેથી પિત્તપ્રકૃતિવાળાને બહુ ભૂખ અને તરસ લાગે છે એનું શરીર ગોરું અને ગરમ રહે છે હાથ, પગ અને મોં તાંબા જેવા રંગના હોય છે એ શૂર વીર અને સ્વમાની હોય છે, વાળ પીળાશ પડતા હોય છે અને રુંવાટી આછી હોય છે, ફૂલની માળા, લેપ અને શણગાર એને ગમે છે, તે સારાં કામ કરે છે, પવિત્ર હોય છે, આશ્રિતો ઉપર પ્રેમ રાખે છે, વૈભવ, સાહસ, બુદ્ધિ અને બળવાળો હોય છે, સંકટમાં શત્રુઓને પણ શરણ આપે છે, મગજની ગ્રહણશક્તિ સારી હોય છે એના સાંધા, બાંધા અને માંસ શિથિલ હોય છે સ્ત્રીઓને એ ગમતો નથી વીર્ય અને વિષયેચ્છા ઓછાં હોય છે તે ગળ્યું, તૂરું, કડવું અને ટાઢું ખાય છે. તેનાથી તાપ સહન થતો નથી એને પરસેવો બહુ થાય છે. એનો પરસેવો દુર્ગંધ મારે છે એને બહુ ઝાડા થાય છે તે બહુ ક્રોધ કરે છે, બહુ પાણી પીએ છે, બહુ ખાય છે અને બહુ અદેખો હોય છે ઊંઘમાં (સ્વપ્નમાં) પીળાં ફૂલ, ખાખરો, ગરમાળો, દિશાઓમાં આગ, ખરતો તારો, વીજળી, સૂર્ય અને દેવતા જુએ છે એની આંખો ઝીણી, પીળાશ પડતી અને અસ્થિર હોય છે એની પાંપણો પાતળી અને થોડી હોય છે આંખને ટાઢક ગમે છે ક્રોધ કરે ત્યારે, દારૂ પીએ ત્યારે અને સૂર્યના તેજમાં એની આંખો એકદમ લાલ થઈ જાય છે એનો આયુષ્ય બહુ થોડો નહિ અને બહુ લાંબો પણ નહિ એવો મધ્યમ હોય છે બળ પણ મધ્યમ હોય છે એ પંડિત હોય છે, ક્લેશથી દૂર રહે છે વાઘ, રીંછ, વાંદરા, બિલાડી અને યક્ષોના જેવો સ્વભાવ હોય છે

કફપ્રકૃતિવાળાના લક્ષણો

श्लेष्मा सोमः श्लेष्मलस्तेन सौम्यो
गूढस्निग्धश्लिष्टसन्ध्यस्थिमांसः ।
क्षुत्तृड्दुःखक्लेशघर्मैरतप्तो
बुद्ध्या युक्तः सात्त्विकः सत्यसन्धः ॥९६॥
प्रियङ्गुदूर्वाशरकाण्डशस्त्र-
गोरोचनापद्मसुवर्णवर्णः ।
प्रलम्बबाहुः पृथुपीनवक्षा
महाललाटो घननीलकेशः ॥ ९७ ॥
मृद्वङ्गः समसुविभक्तचारुदेहो
बह्वोजोरतिरसशुक्रपुत्रभृत्यः ।
धर्मात्मा वदति न निष्ठुरं च जातु
प्रच्छन्नं वहति दृढं चिरं च वैरम् ॥९८॥
समदद्विरदेन्द्रतुल्ययातो
जलदाम्भोधिमृदङ्गसिंहघोषः ।
स्मृतिमानभियोगवान् विनीतो
न च बाल्येऽप्यतिरोदनो न लोलः ॥९९॥
तिक्तं कषायं कटुकोष्णरूक्ष-
मल्पं स भुङ्क्ते बलवांस्तथापि ।
रक्तान्तसुस्निग्धविशालदीर्घ-
सुव्यक्तशुक्लासितपक्ष्मलाक्षः ॥ १०० ॥
अल्पव्याहारक्रोधपानाशनेहः
प्राज्यायुर्वित्तो दीर्घदर्शी वदान्यः ।
श्राद्धो गम्भीरः स्थूललक्षः क्षमावा-
नार्यो निद्रालुर्दीर्घसूत्रः कृतज्ञः ॥ १०१ ॥
ऋजुर्विपश्चित्सुभगः सुलज्जो
भक्तो गुरूणां स्थिरसौहृदश्च ।
स्वप्ने सपद्मान्सविहङ्गमालां-
स्तोयाशयान् पश्यति तोयदांश्च ॥१०२॥
ब्रह्मरुद्रेन्द्रवरुणतार्क्ष्यहंसगजाधिपैः ।
श्लेष्मप्रकृतयस्तुल्यास्तथा सिंहाश्वगोवृषैः ॥१०३

કફ એ ચંદ્ર છે તેથી કફપ્રકૃતિવાળાનો સ્વભાવ ઠંડો હોય છે એના શરીરના સાંધા, હાડકાં અને માંસ ગંભીર, ચીકણાં, મજબૂત જોડાયેલાં હોય છે, તે ભૂખ, તરસ, દુઃખ, ક્લેશ અને તાપથી અકળાતો નથી. બુદ્ધિશાળી, સાત્ત્વિક અને પ્રતિજ્ઞા પાળનારા હોય છે મેંદી, ધરો, ધોળો બરુ, પોપટ, ગોરોચન, કમળ અને સોના જેવો એના શરીરનો રંગ હોય છે એના હાથ લાંબા, છાતી વિશાળ અને

ભરાવદાર, કપાળ મોટુ તથા વાળ ભરાવદાર અને કાળા હોય છે એના અંગ કોમળ અને એનો સુંદર દેહ પ્રમાણબદ્ધ (ઘાટીલો) હોય છે એના અંગેઅંગ જુદા તરી આવે એવા હોય છે એનામા ઓજસ, રતિ, રસ અને વીર્ય પુષ્કળ હોય છે એને ઘણો પુત્ર પરિવાર હોય છે એ ધર્મિષ્ઠ હોય છે એ કઠોર વાણી બોલતો નથી, લાબા વખત સુધી સખત વેર મનમાં (છૂપુ) રાખે છે, મોટા મદોન્મત્ત હાથીની માફક ચાલે છે વાદળા, સમુદ્ર, મૃદગ અને સિહ જેવો એનો અવાજ હોય છે એની યાદદાસ્ત સારી હોય છે એ ખતીલો હોય છે, વિનયવાળો હોય છે, બચપણમા પણ બહુ રોરો કરતો નથી એ લાલચુ હોતા નથી એ કડુ, તૂરુ, તીખું, ગરમાગરમ, લૂખુ અને થોડુ ખાય છે, છતા બળવાન હોય છે એની આખો ખૂણામા રાતી, ઘણી પાણીદાર, પહોળી, લાબી, ધોળો અને કાળો ભાગ બરાબર જણાઈ આવે એવી તથા ભરાવદાર પાંપણો વાળી હોય છે તે ઓછાબોલો હોય છે તેનો ક્રોધ, ખાવુપીવુ તથા ઇચ્છાઓ ઓછા હોય છે એની આવરદા તથા પૈસો ઘણો હોય છે એ દીર્ઘદર્શી અને ઉદાર હોય છે એ શ્રદ્ધાવાળો, ઠરેલ, બહુ દાન આપે એવા, ક્ષમાવાન, સસ્કારી બહુ ઊંઘનારો, નિરાતિયો અને કદરદાન હોય છે સરળ, સમજુ, સુદર, શરમાળ, ગુરુભક્ત અને મૈત્રીમા સ્થિર હોય છે સ્વપ્નમા એને કમળ, પક્ષીઓની હાર, જળાશયો, અને વાદળા દેખાય છે એ બ્રહ્મા, રુદ્ર, ઇન્દ્ર, વરુણ, ગરુડ, હસ, ઐરાવત હાથી, સિહ, ઘોડો, ગાય અને આખલા જેવો હોય છે

**બે દોષની કે ત્રણે દોષની પ્રકૃતિવાળાના લક્ષણો**

**प्रकृतीर्द्वयसर्वोत्था द्वन्द्वसर्वगुणोदये ।**

જે માણસમાં ઉપરની ત્રણ પ્રકૃતિમાથી ગમે તે બે પ્રકૃતિ ભેગી હોય તેનામા તે બે પ્રકૃતિના લક્ષણો ભેગાં જણાય છે અને જે માણસમા ત્રણેય પ્રકૃતિ ભેગી હોય, તેનામા ત્રણેય પ્રકૃતિના લક્ષણો ભેગા જણાય છે

**સાત્ત્વિક, રાજસ અને તામસ વગેરે પ્રકૃતિ**

**शौचास्तिक्यादिभिश्चैवं गुणैर्गुणमयीर्वदेत् ॥१०४**

શ્લોક ૬૧ થી ૭૧માં આપેલા શૌચ, આસ્તિકતા વગેરે ગુણો ઉપરથી ગુણમય (સત્ત્વ, રજસ અને તમસ ની બનેલી) પ્રકૃતિઓ પણ એ જ પ્રમાણે (=ત્રણ દોષની પ્રકૃતિની પ્રમાણે ત્રણ ગુણની જુદીજુદી, બે બે ગુણની, ભેગી અને ત્રણે ગુણની ભેગી એમ કુલ સાત) જાણવી.

**બચપણ, વચલી ઉંમર અને ઘડપણની વ્યાખ્યા**

**वयस्त्वाषोडशाद्बालं तत्र धात्विन्द्रियौजसाम् ।**
**वृद्धिरासप्ततेर्मध्यं तत्रावृद्धिः परं क्षयः ॥१०५॥**

સોળમા વરસ સુધી બાળવય (=બચપણ) કહેવાય છે તેમા ધાતુઓ, ઇન્દ્રિયો તથા ઓજસની વૃદ્ધિ થાય છે (બચપણના પણ ત્રણ પેટા વિભાગ છે— બાળક એકલા દૂધભર રહે એવુ, દૂધ અને અન્ન બને ખાયપીયે એવુ અને એકલા અન્નભર રહે એવુ) સિત્તેરમા વરસ સુધી વચલી (=વચેટ) ઉંમર કહેવાય છે તેમા ધાતુઓ, ઇન્દ્રિયો અને ઓજસ વધતા નથી (તેના યે ત્રણ ભાગ છે ત્રીસમા વરસ સુધી જુવાની, ચાળીસમા વરસ સુધી સપૂર્ણત્વ અને સિત્તેરમા વરસ સુધી અપરિહાનિ) પછી (૬૯ વરસ પૂરા થાય ત્યારથી જીવતા સુધી) ધાતુઓ, ઇન્દ્રિયો અને ઓજસનો ધીમે ધીમે નાશ થતો જાય છે

**કેવુ શરીર સુખ અને આયુષ્ય માટે યોગ્ય છે?**

**स्वं स्वं हस्तत्रयं सार्धं वपुः पात्रं सुखायुषोः ।**
**न च यद्युक्तमुद्रिक्तैरष्टाभिर्निन्दितैर्निजैः ॥१०६॥**
**अरोमशासितस्थूलदीर्घत्वैः सविपर्ययैः ।**

પોતપોતાના સાડાત્રણ હાથ લાબું (=ઊંચુ) શરીર સુખ અને આયુષ્ય માટે યોગ્ય છે, એવું શરીર પણ જો જન્મથી જ તદ્દન રૂવાટા વિનાનું, કાળુંમેશ બહુ જાડુ, બહુ લાબુ (=ઊંચું) કે એનાથી ઊલટા ગુણોવાળું (=બહુ રૂવાટાવાળું, ધોળુ, બહુ પાતળું, બહુ ઠીંગણુ) એ આઠ નિદાયેલા વધારે પડતા ગુણોવાળું ન હોય તો જ તે સુખ અને આયુષ્યને માટે યોગ્ય છે

**સારાં અવયવોનાં લક્ષણ**

**सुस्निग्धा मृदवः सूक्ष्मा नैकमूलाः स्थिराः कचाः ॥**
**ललाटमुन्नतं श्लिष्टशङ्खमर्धेन्दुसन्निभम् ।**
**कर्णौ नीचोन्नतौ पश्चान्महान्तौ श्लिष्टमांसलौ**
**नेत्रे व्यक्तासितसिते सुबद्धघनपक्ष्मणी ।**
**उन्नताग्रा महोच्छ्वासा पीनर्जुर्नासिका समा**
**ओष्ठौ रक्तावनुद्वृत्तौ, महत्यौ नोल्बणे हनू ॥**
**महदास्यं, घना दन्ताः स्निग्धाः श्लक्ष्णाः सिताः समाः**
**जिह्वा रक्ताऽऽयता तन्वी, मांसलं चिबुकं महत्**
**ग्रीवा ह्रस्वा घना वृत्ता, स्कन्धावुन्नतपीवरौ ॥**
**उदरं दक्षिणावर्तगूढनाभि समुन्नतम् ।**
**तनुरक्तोन्नतनखं स्निग्धमाताम्रमांसलम् ॥११२॥**

**दीर्घाच्छिद्राङ्गुलि महत्पाणिपादं प्रतिष्ठितम् ।**
**गूढवंशं बृहत्पृष्ठ, निगूढाः सन्धयो दृढाः ॥११३॥**
**धीरः स्वरोऽनुनादी च, वर्णः स्निग्धः स्थिरप्रभः ।**

માથાના વાળ બહુ સ્નિગ્ધ, મૃદુ, ઝીણા, જુદાજુદા મૂળવાળા (=દરેક વાળ જુદોજુદો ઊગેલો, એક વાળમાથી બીજા વાળ શાખારૂપે ફૂટી નીકળે એવા નહિ) અને સ્થિર (=મજબૂત) હોય, કપાળ ઊંચુ, સપાટ અને લમણાવાળુ, અર્ધચંદ્ર જેવુ હોય, બન્ને કાન નીચેની બાજુએ નીચા અને ઉપરની બાજુએ ઊંચા, પાછળની બાજુએ મોટા, બરાબર ચોંટેલા (=ચોડેલા) અને માંસલ હોય; બંને આંખો, ધોળો અને કાળો ભાગ જુદા તરી આવે એવી, સારી રીતે બંધાયેલી ભરાવદાર પાંપણો વાળી હોય, નાક અણીવાળુ, બહુ ઉચ્છ્વાસ લઈ શકે એવું ભરાવદાર, સીધુ અને સપાટ હોય, બે હોઠ રાતા હોય પણ લબડતા ન હોય, જડબા (=ડાચા) મોટા હોય પણ ઊંચા ન હોય, મો (=મોઢાડ) મોટુ હોય, દાત એકબીજાને અડોઅડ ઊગેલા હોય, સ્નિગ્ધ, લીસા ધોળા અને સમ (સરખી રીતે હારબંધ ગોઠવાયેલા) હોય, જીભ રાતી, લાંબી અને પાતળી હોય, હડપચી માંસલ અને મોટી હોય, ડોક ટૂંકી, ઘટ્ટ અને ગોળ હોય, ખભા ઊંચા અને ભરાવદાર હોય, પેટ જમણી બાજુ ઘૂમરીવાળી અને ઊંડી ડૂંટીવાળુ તથા સારી રીતે ઊંચુ હોય, હાથપગના નખ પાતળા, રાતા અને ઊંચા (=ઊપસેલા) હોય, હાથપગ સ્નિગ્ધ, આછા તાંબાવર્ણા, માંસલ અને મોટા હોય તથા આંગળીઓ લાંબી, છિદ્રવિનાની (આંગળીઓ લાંબી કરીએ તો વચ્ચે પોલાણ ન રહે એવી) હોય એવા પ્રતિષ્ઠિત (=સારા) હાથપગ હોય, કરોડરજ્જુ દેખાય નહિ એવી રીતે જેમાં માંસ વગેરે નીચે છુપાયેલું રહે એવી વિશાળ પીઠ (=બરડો) હોય, શરીરના સાંધાઓ માંસ, ચરબી વગેરે નીચે છુપાયેલા રહે એવા અને મજબૂત હોય; અવાજ ગંભીર અને ઘંટ વાગી રહ્યા પછી પાછળથી એનો રણકાર ચાલુ રહે છે એવા રણકારવાળો હોય તથા શરીરનો રંગ સ્નિગ્ધ અને સ્થિર પ્રભાવાળો હોય (આ તે તે અવયવોનાં શુભ લક્ષણો છે)

### શુભ મન કેવું હોય?

**समाधानं स्थिरं सत्त्वमविकारि विपत्स्वपि**

સત્ત્વ (=મન) સ્વભાવથી ધારેલુ (=પોતપોતાની પ્રકૃતિ પ્રમાણેનું, દાઝ વગેરે બાહ્ય કારણોથી બનેલું નહિ), સ્થિર અને દુઃખમા પણ ક્ષોભ ન પામે એવું હોય તે સારું મન છે

### શુભ શરીર કોને કહેવાય?

**उत्तरोत्तरसुक्षेत्र वपुर्गर्भादिनीरुजम् ।**
**मायामज्ञानविज्ञानैर्वर्धमान शनैः शुभम् ॥११५॥**

ઉત્તરોત્તર સારા ક્ષેત્રવાળુ, ગર્ભથી માંડીને મરણ સુધી નીરોગી, લંબાઈ (=ઊંચાઈ), જ્ઞાન અને વિજ્ઞાન એ ત્રણે બાબતમા ક્રમેક્રમે વધતુ વપુ (=મન સાથેનુ શરીર) શુભ છે

(ઉત્તરોત્તર સારા ક્ષેત્રવાળુ—શ્લોક ૧૦૫॥ થી ૧૦૬॥ મા કહેલા લક્ષણો જેમા છે તે શુભ શરીર છે શ્લોક ૧૦૭થી ૧૧૩॥ મા કહેલા અવયવોના શુભ લક્ષણ જેમા છે તે વધારે શુભ શરીર છે અને શ્લોક ૧૧૪માં કહેલા સત્ત્વના લક્ષણ જેમનામા છે તે સૌથી વધારે શુભ શરીર છે આ રીતે શરીરરૂપી ક્ષેત્ર વધારે શુભ છે.)

(જ્ઞાન અને વિજ્ઞાન—મોક્ષનો વિષય જાણવો તેને જ્ઞાન કહે છે અને મોક્ષ સિવાયના બીજા શિલ્પ, ચિત્ર વગેરે વિષયો જાણવા તેને વિજ્ઞાન કહે છે—અમરકોષ)

**इति सर्वगुणोपेते शरीरे शरदां शतम् ।**
**आयुरैश्वर्यमित्राश्च सर्वे भावा· प्रतिष्ठिताः ॥**

ઉપર કહ્યા તે બધા ગુણોવાળા શરીરમા સો વરસનું આયુષ્ય, ઐશ્વર્ય (=સત્તા અને સંપત્તિ) અને બધા મનગમતા ભાવ (=વસ્તુઓ) રહેલાં છે

### શરીરના બળનું પ્રમાણ શા ઉપરથી જાણવું?

**त्वग्रक्तादीनि सत्त्वान्तान्यष्टाण्यष्टौ यथोत्तरम् ।**
**बलप्रमाणज्ञानार्थे साराण्युक्तानि देहिनाम् ॥११७**
**सारैरुपेतः सर्वैः स्यात्परं गौरवसंयुतः ।**
**सर्वारम्भेषु चाशावान्सहिष्णुः**
**सन्मतिः स्थिरः ॥ ११८ ॥**

પહેલાં કરતા બીજો, બીજા કરતાં ત્રીજો એમ અનુક્રમે વધારે ને વધારે ચડિયાતા, ચામડી, લોહી વગેરેથી શરૂ થઈને સત્ત્વ સુધીના (=ચામડી, લોહી, માંસ, ચરબી, હાડકાં, મજ્જા, વીર્ય અને સત્ત્વ) એ આઠ સાર માણસોના (=માનવો વગેરે દેહધારીઓના) બળનું પ્રમાણ જાણવા માટે કહ્યા છે એ બધા (=આઠે) સારવાળો માણસ, બહુ ગૌરવવાળો, બધાં કામમાં આશા રાખનાર, સહનશીલ, સદ્બુદ્ધિવાળો અને સ્થિર હોય છે

### સાત્ત્વિક વગેરે પ્રકૃતિવાળાને સુખદુઃખનો અનુભવ

**अनुस्तिमितमैन्यं च सुखं दुःखं च सेवते ।**
**सन्ध्यांस्त्वप्रमानस्तु राजसो नैव तामसः ॥११९**

સાત્ત્વિક પ્રકૃતિના માણસ સુખ મળતાં ફુલાઈ જતો નથી અને દુઃખ મળતાં અધીરો (=લાચાર)

થઈ જતો નથી રાજસ પ્રકૃતિનો માણસ સુખ અને દુ ખ ભોગવતા તપી જાય છે (=એને અહંકાર થાય છે હુ જ આવુ સુખ ભોગવુ છુ, બીજો કોઈ નહિ મારા સિવાય બીજો કોઈ આવુ દુ ખ વેઠી શકે નહિ આવો અહંકાર થાય છે,) તામસ પ્રકૃતિનો માણસ સુખ અને દુ ખ અનુભવતા જ નથી (=એ એવો બધો જડ હોય છે કે સુખ અને દુ ખ આવે ત્યાર પણ સુખ અને દુ ખ એને સમજાતુ નથી )

પુણ્ય અને આયુષ્યને વધારનારા ગણ

**दानशीलदयासत्यब्रह्मचर्यकृतज्ञता ।**
**रसायनानि मैत्री च पुण्यायुर्वृद्धिकृद्गण ॥१२०**

દાન, શિયળ, દયા, સત્ય, બ્રહ્મચર્ય, કૃતજ્ઞતા (=કદરદાની, ગુણિયલપણુ ), રસાયનો અને મૈત્રી એ પુણ્ય અને આયુષ્યને વધારનારો ગણ (=સમૂહ) છે

इ यष्टांगहृदये सूत्रस्थाने शारीरस्थानेऽङ्गविभागो नाम तृतीयोऽध्याय ॥ ३ ॥

## અધ્યાય ૪ થો : મર્મવિભાગ

અંગવિભાગ પછી મર્મવિભાગ વિષેનુ શરીરસબંધી જ્ઞાન શરૂ કરે છે, કારણ - મર્મ અંગોને આશરે રહેલા છે એ વિષે પુષ્કળ કહેવાનુ હોવાથી અંગવિભાગથી જુદો અધ્યાય પાડીને કહે છે

**अथातो मर्मविभागं शारीर व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યાર હવે મર્મવિભાગ વિષેનુ શરીરસબધી જ્ઞાન અમે સમજાવશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

શરીરમા કુલ મર્મ

**सप्तोत्तर मर्मशतम्**

મર્મો ૧૦૭ છે

કયા અંગમા કેટલા મર્મ?

**तेषामेकादशादिशेत् ।**
**पृथक्सक्थ्नोस्तथा बाह्वोस्त्रीणि कोष्ठे नवोरसि ॥**
**पृष्ठे चतुर्दशोर्ध्वे तु जत्रोस्त्रिंशच्च सत च ।**

એમા (=૧૦૭ મર્મોમા) બે પગ અને બે હાથ માં દરેકમા અગિયાર અગિયાર (=૪૪), કોઠામા ત્રણ, છાતીમા નવ, પીઠમા ચાદ, ગળાની હાંસડીથી ઉપરના ભાગમા સાડત્રીસ (=૩૭) મર્મ છે એમ (આચાર્યે) શીખવુ

## પગનાં અગિયાર મર્મ

તલહૃત્ (૪. હાથ અને પગનાં)

**मध्ये पादतलस्याहुरभितो मध्यमाङ्गुलिम् ॥२**
**तलहृन्नाम रुजया तत्र विद्धस्य पञ्चता ।**

પગના તળિયાની વચ્ચે પગની વચલી આંગળીથી સીધી લીટીમા તલહૃત્ નામનુ મર્મ છે ત્યા વીંધાય (વાગે, કપાય કે વીંધાય) તો માણસનુ વેદનાથી મૃત્યુ થાય છે (મર્મ વીંધાયાથી જે ઉપદ્રવ થતો હોય તે મટાડવાના ઉપાય કરવો આમ જણાવવા માટે ક્યો ઉપદ્રવ થાય ત લખ્યુ છે—સર્વાંગસુંદર ટીકા શ્લોક ૧ )

ક્ષિપ્ર (૪ હાથના અને પગના)

**अङ्गुष्ठाङ्गुलिमध्यस्थ क्षिप्रमाक्षेपमारणम् ॥३॥**

અંગૂઠા અને આંગળીની વચ્ચે ક્ષિપ્ર નામનુ મર્મ આવેલુ છે ત મર્મ વીંધાયાથી આક્ષેપક નામનો વાયુનો રોગ કરીને મારી નાખે છે

કૂર્ચ (૪. હાથનાં અને પગના)

**तस्योर्ध्वे द्व्यङ्गुले कूर्चः पादभ्रमणकम्पकृत् ।**

ક્ષિપ્ર નામના મર્મથી બે આંગળ ઊંચે કૂર્ચ નામનુ મર્મ છે તે વીંધાયાથી પગ ભમે છે અને કંપે છે

કૂર્ચશિર (૪ હાથના અને પગનાં)

**गुल्फसन्धेरधः कूर्चशिर शोफरुजाकरम् ॥४॥**

ઘૂંટીના સાધાની નીચ કૂર્ચશિર નામનું મર્મ છે એ મર્મ વીંધાય તો સોજો અને પીડા થાય છે

ગુલ્ફ (૨)

**जङ्घाचरणयो सन्धौ गुल्फो**

**रुक्स्तम्भमान्द्यकृत् ।**

જઘા અને ચરણના સાધામા ગુલ્ફ નામનું મર્મ છે ત મર્મ વિંધાયાથી પીડા, સ્તભ અને (સાધાના હલન ચલનની) મંદતા થાય છે

જઘા-ઘૂંટી અને ઢીંચણ વચ્ચેનો પગ ચરણ= પગનો પંજો

ઇન્દ્રબસ્તિ (૨ પગના+૨ હાથના=૪)

**जङ्घान्तरे त्विन्द्रबस्तिर्मारयत्यसृज क्षयात् ॥५॥**

જઘાની વચમા (એડીથી બાર આંગળ) ઇન્દ્રબસ્તિ નામનું મર્મ છે તે મર્મ વીંધાયાથી લોહી વહી જવાથી મરણ થાય છે

જાનુ (ઢીંચણ) (૨)

**जङ्घोर्वो सङ्गमे जानु सञ्ज्ञता तत्र जीवतः ।**

જઘા અને સાથળના સગમસ્થાનમાં જાનુ (ઢીંચણ)

નામનું મર્મ છે તે મર્મ વીંધાય તો સામાન્ય રીતે માણસ મરી જાય છે પણ જો જીવતો રહે તો લગડો થાય છે.

આણી (૪ હાથનાં અને પગનાં)

जानुनस्त्र्यङ्गुलादूर्ध्वमाण्यूरुस्तम्भशोफकृत् ॥६॥

ઢીંચણથી ત્રણ આગળ ઊંચે આણી નામનું મર્મ છે તે મર્મ વીંધાય તો ઊરુસ્તંભ-અને સોજો થાય છે.

ઊર્વી (૪. બે હાથનાં, બે પગનાં)

उर्व्यूरुमध्ये तद्वेधात्सक्थिशोषोऽस्रसङ्क्षयात् ।

સાથળની વચ્ચે ઊર્વી નામનું મર્મ છે તે વીંધાયાથી લોહી ઓછું થઈ જવાથી સાથળ સુકાઈ જાય છે.

લોહિતાક્ષ (૪. બે હાથનાં, બે પગનાં)

ऊरुमूले लोहिताक्षं हन्ति पक्षमसृक्क्षयात् ।७॥

સાથળના મૂળમાં લોહિતાક્ષ નામનું મર્મ છે. તે વીંધાયાથી લોહી ઓછું થઈ જવાથી પક્ષાઘાત થાય છે

વિટપ (૨)

मुष्कवङ्क्षणयोर्मध्ये विटपं षण्ढताकरम् ।

આંડ અને સાથળના વળા વચ્ચે વિટપ નામનું મર્મ છે એ મર્મ વીંધાય તો નપુંસક કરી નાખે છે. (અહીં બે પગમાં મળી ૨૨ મર્મ પૂરા થયાં)

## હાથનાં અગિયાર મર્મ

મણિબંધ (૨), કૂર્પર (૨), કક્ષાધર (૨)

इति सक्थ्नोस्तथा बाह्वोर्मणिबन्धोऽत्र गुल्फवत् ॥८॥

कूर्परं जानुवत्कौण्यं तयोर्विटपवत्पुनः ।

कक्षाक्षमध्ये कक्षाधृक् कुणित्वं तत्र जायते ॥९॥

એટલા અને એવા પગના મર્મ છે જેવાં અને જેટલાં પગના મર્મ છે, તેવા અને તેટલાં હાથના મર્મ છે એમાં (હાથના મર્મોમાં) પગમાં જ્યાં ગુલ્ફ મર્મ આવેલું છે તે જ જગ્યાએ હાથમાં મણિબંધ નામનું મર્મ આવેલું છે (=હથેલી અને કોણીથી નીચેના હાથની વચ્ચે એટલે કાંડામાં મણિબંધ નામનું મર્મ છે) પગમાં જાનુ મર્મ જે ઠેકાણે છે તે જ ઠેકાણે હાથમાં કૂર્પર મર્મ છે. તે બે મર્મ (મણિબંધ અને કૂર્પર) વીંધાય તો હાથનો પોંચો અને આંગળીઓ વળી જાય છે (પોંચાને અને આંગળીઓને ખૂંધ આવે છે) બગલ અને અક્ષ(=બગલથી કોણી સુધીના હાથ)ની વચ્ચે કક્ષાધૃક્ નામનું મર્મ છે. તે મર્મ વીંધાય તો આખા હાથ અને હાથના પોંચાને ખૂંધ આવે છે(=વળી જાય છે). (હાથના ૧૧ મર્મમાંથી જેટલા મર્મના નામ પગનાં મર્મના નામથી જુદા છે તેટલા મર્મ ગણાવ્યા બીજા મર્મના નામ અને તે વીંધાયાની અસર પગના મર્મ જેવા જ છે એ રીતે બે હાથના ૨૨ મર્મ થયા)

## કોઠાનાં ત્રણ મર્મ

ગુદા (૧)

स्थूलान्त्रबद्धः सद्योघ्नो विड्वातवमनो गुदः ।

ગુદા નામનું મર્મ મોટા આંતરડા સાથે જોડાયેલું છે એમાંથી ઝાડો અને વાયુ (વાછૂટ) નીકળે છે એ મર્મ જો વીંધાય તો તરત મોત થાય છે

બસ્તિ (મૂત્રાશય) (૧)

मूत्राशयो धनुर्वक्रो बस्तिरल्पास्रमांसगः ॥१०॥

एकाधोवदनो मध्ये कट्याः सद्यो निहन्त्यसून् ।

ऋतेऽश्मरीव्रणाद्विद्धस्तत्राप्युभयतश्च सः ॥११॥

मूत्रस्रावैकतो भिन्ने व्रणो रोहेच्च यत्नत. ।

બસ્તિ (અ બ્લૅડર) પેશાબની કોથળી છે એ કામઠા જેવી વળેલી છે એ જે ભાગમાં આવેલી છે ત્યાં લોહી અને માંસ હોય છે એને એક જ મોં (=બાકું) હોય છે અને તે નીચે હોય છે એ કૂલાઓના વચલા ભાગમાં આવેલી છે બસ્તિમર્મ વીંધાય તો તરત મારી નાખે છે પથરી કાઢવા માટે બસ્તિમાં વ્રણ (ઘા) કરવો પડે તે કામ સિવાય જો એ વીંધાય તો એ તરત મારી નાખે છે તેમાં યે (=પથરી કાઢવા માટે પણ) જો બસ્તિની કરચલી પડી હોય ને સ્થિતિમાં કાપવા જતાં બે બાજુ વીંધાય તો એ તરત મારી નાખે છે જો બસ્તિ એક બાજુથી વીંધાય તો પેશાબ ઝર્યા (=ટપક્યા) કરે એવો વ્રણ થાય અને એ વ્રણ બહુ પ્રયત્ન કરીએ ત્યારે રુઝાય

નાભિ (૧)

देहामपक्वस्थानानां मध्ये सर्वसिराश्रयः ॥१२॥

नाभिः, सोऽपि हि सद्योघ्नो

શરીરના મધ્યભાગમાં તથા આમાશય અને પક્વાશયની વચમાં નાભિ (=ડૂંટી) આવેલી છે એ બધી શિરાઓનો આધાર છે તે નાભિરૂપ મર્મ વીંધાય તોપણ તરત મરણ થાય છે

## છાતીનાં નવ મર્મ

હૃદય (૧)

द्वारमामाशयस्य च ।

सत्त्वादिधाम हृदयं स्तनोरःकोष्ठमध्यगम् ॥१३॥

હૃદય આમાશયનુ દ્વાર છે, સત્ત્વ વગેરેનું (=સત્ત્વ, રજસ, તમસ, વિજ્ઞાન આત્મા વગેરેનુ) એ સ્થાન છે એ કોઠો (=મહાસ્રોત) અને છાતીમાની વચમા તથા બે સ્તનની વચ્ચે આવેલુ છે

સ્તનરોહિત (૨), સ્તનમૂલ (૨)

**स्तनरोहितमूलाख्ये द्व्यङ्गुले स्तनयोर्वदेत् ।**
**ऊर्ध्वाधोऽस्रकफापूर्णकोष्ठो नश्येत्तयोः क्रमात् ॥१४॥**

સ્તનથી બે આગળ ઊંચે સ્તનરોહિત નામનું મર્મ છે અને સ્તનથી બે આગળ નીચે સ્તનમૂલ નામનુ મર્મ છે એમ કહેવુ જો એ બે મર્મ વીંધાય તો અનુ ક્રમે લોહીથી કોઠો ભરાઈ જવાથી અને કફથી કોઠો ભરાઈ જવાથી મરણ થાય છે (=સ્તનરોહિત વીંધાવાથી મગમા લોહી ભરાઈ જાય છે અને તેથી મરણ થાય છે, સ્તનમૂલ વીંધાવાથી મગમા કફ ભરાઈ જવાથી મરણ થાય છે)

અપસ્તંભ (૨)

**अपस्तम्भावुरःपार्श्वे नाड्यावनिलवाहिनी ।**
**रक्तेन पूर्णकोष्ठोऽत्र श्वासात्कासाच्च नश्यति ॥**

છાતીના પડખામા વાયુને વહેનારી બે અપસ્તંભ નામની નાડીઓ છે એ બે મર્મ વીંધાય તો કોઠામા લોહી ભરાઈ જાય છે અને દમ અને ઉધરસથી રોગી મરી જાય છે

અપાલાપ (૨)

**पृष्ठवंशोरसोर्मध्ये तयोरेव च पार्श्वयोः ।**
**अधोंऽसकूटयोर्विद्यादपालापाख्यमर्मणी ॥ १६ ॥**
**तयोः कोष्ठेऽसृजा पूर्णे नश्येद्यातेन पूयताम् ।**

કરોડરજ્જુ અને છાતીના વચગાળામા તથા કરોડરજ્જુ અને છાતીથી ઉપરના ભાગમા આવેલા ખભાના ઢેકાની નીચે આવેલા અપાલાપ નામના બે મર્મ છે એમ જાણવુ એ બે મર્મ વીંધાવાથી કોઠો લોહીથી ભરાઈ જાય છે અને જ્યારે એ લોહીનુ પરુ થાય છે ત્યારે માણસ મરી જાય છે

## પીઠમાં ચૌદ મર્મ

કટીકતરુણ (૨)

**पार्श्वयोः पृष्ठवंशस्य श्रोणीकर्णौ प्रतिस्थिते ॥**
**वंशाश्रिते स्फिजोरूर्ध्वे कटीकतरुणे स्मृते ।**
**तत्र रक्तक्षयात्पाण्डुर्हीनरूपो विनश्यति ॥ १८ ॥**

કરોડરજ્જુની બન્ને બાજુએ કૂલાના કર્ણભાગ તરફ આવેલા, કરોડરજ્જુને આશ્રયે રહેલા, કૂલાથી ઉપરના ભાગમા આવેલા બે કટીકતરુણ (=કમ્મરનાં કુમળા હાડકા) છે એવું આયુર્વેદ કહે છે તે બે મર્મ જો વીંધાય તો લોહી ઓછુ થઈ જવાથી માણસને પાંડુરોગ થાય છે, એનુ રૂપ (=કાન્તિ) જતું રહે છે અને માણસ મરી જાય છે

કુકુંદર (૨)

**पृष्ठवंशं ह्युभयतो यौ सन्धी कटिपार्श्वयोः ।**
**जघनस्य बहिर्भागे मर्मणी तौ कुकुन्दरौ ॥१९॥**
**चेष्टाहानिरधःकाये स्पर्शाज्ञानं च तद्व्यधात् ।**

કરોડરજ્જુની બન્ને બાજુએ કમ્મરના બહારના ભાગમા, કમ્મર અને પડખાના જે બે સાંધા (=જોડાણ) છે તે કુકુંદર નામના બે મર્મ છે એ બે મર્મ વીંધાવાથી કેડથી નીચેના શરીરની ચેષ્ટા (=લાગુટકે ચઢવુ, ચાલવુ વગેરે ક્રિયા) થઈ શકતી નથી તથા સ્પર્શનુ જ્ઞાન પણ થતુ નથી

નિતંબ (૨)

**पार्श्वान्तरनिबद्धौ यावुपरि श्रोणिकर्णयोः ॥२०॥**
**आशयच्छादनौ तौ तु नितम्बौ तरुणास्थिगौ ।**
**अधःशरीरे शोफोऽत्र दौर्बल्यं मरणं ततः ॥२१॥**

બે પડખાના વચગાળામા જોડાયેલા, કમ્મરના કર્ણ ભાગ ઉપરથી આવેલા, મૂત્રાશય વગેરે આશયોને ઢાંકી દેના, કુમળા હાડકામા આવેલા બે નિતંબ (=કૂલા) છે તે બે મર્મ છે તે વીંધાવાથી કેડથી નીચેના ભાગમા સોજો આવે છે, એ ભાગ નબળો પડી જાય છે અને પછી મરણ થાય છે

પાર્શ્વસંધિ (૨)

**पार्श्वान्तरनिबद्धौ च मध्ये जघनपार्श्वयोः ।**
**तिर्यगूर्ध्वं च निर्दिष्टौ पार्श्वसन्धी तयोर्व्यधात् ॥२२**
**रक्तपूरितकोष्ठस्य शरीरान्तरसम्भवः ।**

બે પડખાના વચગાળામા જોડાયેલા, કમ્મર અને પડખાની વચમા ત્રાંસા અને ઊભા ગોઠવાયેલા બે મર્મને (=દરેક બાજુએ એકએક એમ બે મર્મને) બે પાર્શ્વસંધિ કહે છે એ બે વીંધાવાથી માણસનો કોઠો લોહીથી ભરાઈ જાય છે અને તેથી તેને બીજુ શરીર મળે છે (=મરી જાય છે, આ શરીર છૂટી જાય છે અને બીજુ શરીર મળે છે)

બૃહતી (૨)

**स्तनमूलार्जवे भागे पृष्ठवंशाश्रये सिरे ॥ २३ ॥**
**बृहत्यौ, तत्र विद्धस्य मरणं रक्तसङ्क्षयात् ।**

સ્તનના મૂળ આગળના સપાટ ભાગમા કરોડરજ્જુ ને આધારે રહેલી બે બૃહતી નામની શિરાઓ છે ત્યા વીંધાયાથી લોહી ઓછુ થઈ જવાને કારણે મૃત્યુ થાય છે

અંસફલક (૨)

बाहुमूलाभिसम्बद्धे पृष्ठवंशस्य पार्श्वयोः ॥२४॥
अंसयोः फलके बाहुस्वापशोषौ तयोर्व्यधात् ।

કરોડરજ્જુની બને બાજુએ હાથના મૂળ (હાથનો ખભામાનો ભાગ) તરફ જોડાયેલા અસફલક નામના બે મર્મ છે તે બે મર્મ વીંધાયાથી હાથ ખોટા પડી જાય છે અને સુકાઈ જાય છે

અસ (૨)

ग्रीवामुभयतः स्नाव्नी ग्रीवाबाहुशिरोन्तरे ॥२५॥
स्कन्धांसपीठसम्बन्धावंसौ बाहुक्रियाहरौ ।

ડોકની બને બાજુએ ડોક, હાથ અને માથાના વચગાળામા આવેલા, સ્કધ અને અસની પીઠને જોડ નારા બે સ્નાયુઓ છે તેમને અસ કહે છે એ બે મર્મ વીંધાયાથી હાથની ક્રિયા (=કામકાજ) અટકી પડે છે

## ગળાની હાંસડીથી ઉપરનાં ૩૭ મર્મ

નીલા (૨), મન્યા (૨)

कण्ठनाडीमुभयतः सिरा हनुसमाश्रिता ॥ २६ ॥
चतस्रस्तासु नीले द्वे मन्ये द्वे मर्मणी स्मृते ।
स्वरप्रणाशवैकृत्य रसाज्ञान च तद्व्यधे ॥ २७ ॥

ગળાની નાડીની બે બાજુએ હડપચી સાથે જોડાયેલી ચાર શિરાઓ છે તેમાથી બે શિરાને નીલા કહે છે અને બે શિરાને મન્યા કહે છે એ ચાર મર્મ છે એ વીંધાયાથી ગળામાથી અવાજ નીકળતો નથી, અવાજ બગડી જાય છે અને સ્વાદનુ જ્ઞાન થતુ નથી.

માતૃકા (૮)

कण्ठनाडीमुभयतो जिह्वानासागताः सिरा ।
पृथक् चतस्रस्ताः सद्यो घ्नन्त्यसन्मातृकाह्वयाः ॥२८

ગળાની નાડીની બને બાજુએ (એમ દરેક બાજુએ) જીભ અને નાકમા ગયેલી ચારચાર શિરાઓ છે એ આઠે માતૃકા નામના શિરામર્મ છે એ વીંધાયાથી તરત પ્રાણ જાય છે

કૃકાટિક (૨)

कृकाटिके शिरोग्रीवासन्धौ, तत्र चल शिरः ।

માથું અને ડોકના જોડાણમા બને બાજુએ જે કૃકાટિક નામના બે મર્મ છે તે વીંધાય તો માથું ડોલ્યા કરે છે

વિધુર (૨)

अधस्तात्कर्णयोर्निम्ने विधुरे श्रुतिहारिणी ॥ २९ ॥

બને કાનની નીચે ઊંડા વિધુર નામના બે મર્મ છે તે વીંધાય તો કાનથી સાભળી શકાતું નથી

ફણ (૨)

फणावुभयतो घ्राणमार्गं श्रोत्रपथानुगौ ।
अन्तर्गलस्थितौ वेधाद्गन्धविज्ञानहारिणौ ॥ ३० ॥

નાકની અંદરના માર્ગની બને બાજુએ, કાનના અંદરને રસ્તેરસ્તે જતા, ગળાની અંદર આવેલા ફણ નામના બે મર્મ છે તે વીંધાય તો ગધનું જ્ઞાન થતું નથી.

અપાગ (૨), આવર્ત (૨)

नेत्रयोर्बाह्यतोऽपाङ्गौ भ्रुवोः पुच्छान्तयोरधः ।
तयोपरि भ्रुवोर्निम्नावावर्तावान्ध्यमेषु तु ॥ ३१ ॥

બને આંખની બહારના ભાગમા ભમ્મરના પૂછડાના છેડાથી નીચે (=ભમ્મરના વાળના અણિયાળા છેડાથી નીચે) અપાગ નામના બે મર્મ છે અને ભમ્મરના અણિયાળા છેડાથી ઊંચે આવર્ત નામના બે નીચા મર્મ છે એ ચાર મર્મ વીંધાય તો માણસ આધળો થાય છે

શખ (૨)

अनुकर्णं ललाटान्ते शङ्खौ सद्यो विनाशनौ ।

(ભમ્મરના અણિયાળા છેડાથી ઊંચે) કપાળને છેડે, કાનની પાસે શખ (=લમણા) નામના બે મર્મ છે તે વીંધાય તો તરત મારી નાખે છે

ઉત્ક્ષેપ (૨), સ્થપની (૧)

केशान्ते शङ्खयोरूर्ध्वमुत्क्षेपौ, स्थपनी पुनः ॥ ३२ ॥
भ्रुवोर्मध्ये, त्रयेऽप्यत्र शल्ये जीवेदनुद्धृते ।
स्वयं वा पतिते पाकात्सद्यो नश्यति तूद्धृते ॥३३॥

લમણાથી ઊંચે જ્યા વાળનો છેડો આવે છે (=જ્યાથી આગળ માથાના વાળ ઊગતા નથી), ત્યા ઉત્ક્ષેપ નામનાં બે મર્મ છે તથા બે ભમ્મરના વચગાળામા સ્થપની નામનુ મર્મ છે એ ત્રણમાં શલ્ય હોય તેને કાઢ્યા વિના રહેવા દેવાથી અથવા શલ્યને લીધે પાકવાથી શલ્ય આપોઆપ પડી જવાથી (નીકળી જવાથી) માણસ જીવતો રહે છે, પણ જો ત્યાનું શલ્ય કાઢવામા આવે તો માણસ તરત મરી જાય છે

શૃંગાટક (૪)

जिह्वाक्षिनासिकाश्रोत्रखचतुष्कसमागमे ।
तालुन्यास्यानि चत्वारि स्रोतसां, तेषु मर्मसु ॥३४
विद्धः शृङ्गाटकाख्येषु सद्यस्त्यजति जीवितम् ।

જીભ, આંખ, નાક અને કાનનાં સ્રોતોનો જ્યાં સંગમ થાય છે એવા તાળવામાં (=તાળવાના હાડકની ઉપરના પોલાણમાં રહેલા ખોપરીના હાડકામાં) (જીભ, આંખ, નાક અને કાનનાં) સ્રોતોનાં શૃંગાટક નામનાં ચાર મર્મો છે. એ મર્મ વીંધાય તો માણસ તરત પ્રાણ છોડે છે.

## સીમંત (૫)

**कपाले सन्धयः पञ्च सीमन्तास्तिर्यगूर्ध्वगाः ॥३५॥**
**भ्रमोन्मादमनोनाशैस्तेषु विद्धेषु नश्यति ।**

(માથાની ખોપરી પાંચ છૂટાછૂટા કકડાને જોડીને બનાવેલી છે.) ખોપરીમાં આડા અને ઊભા પાંચ સાંધા (=હાડકાંનાં જોડાણ) છે. તે દરેકને સીમંત (=સેંથી) કહે છે. એ સીમંત નામનાં મર્મ વીંધાય તો ફેર, ગાંડપણ અને ભુલકણાપણાથી માણસ મરી જાય છે.

## અધિપ (૧)

**आन्तरो मस्तकस्योर्ध्वे सिरासन्धिसमागमः ॥३६**
**रोमावर्तोऽधिपो नाम मर्म सद्यो हरत्यसून् ।**

માથાની અંદરના ભાગમાં ઊંચે રુવાંટીનાં ગૂંચળાં જેવું, શિરાઓના જોડાણના સમાગમ(=સંગમ)રૂપ અધિપ નામનું મર્મ છે. (એ બધાં મર્મોનો રાજા છે. બધાં મર્મોનો આધાર એના ઉપર છે. માટે એને અધિપ કહે છે.) એ મર્મ વીંધાય તો તરત પ્રાણ લે છે.

## બીજાં મર્મ

**विषमं स्पन्दनं यत्र पीडिते रुक् च मर्म तत् ॥३७॥**

શરીરના જે ભાગમાં વિષમ થડકારા થતા હોય તે ભાગ મર્મ છે. અને શરીરના જે ભાગને દબાવવાથી વિષમ પીડા થતી હોય તે ભાગ પણ મર્મ છે.

## મર્મ એટલે શું?

**मांसास्थिस्नायुधमनीसिरासन्धिसमागमः ।**
**स्यान्मर्मेति च तेनात्र सुतरां जीवितं स्थितम् ॥३८॥**

માંસ સાથે માંસના સંગમને (=જ્યાં એક માંસપેશી બીજી માંસપેશીને મળતી હોય તે ભાગને), જ્યાં એક હાડકું બીજા હાડકાને મળતું હોય તે ભાગને, જ્યાં એક સ્નાયુ બીજા સ્નાયુને મળતો હોય તે ભાગને, જ્યાં એક ધમની બીજી ધમનીને મળતી હોય તે ભાગને, જ્યાં એક શિરા બીજી શિરાને મળતી હોય તે ભાગને અને જ્યાં એક સાંધો બીજા સાંધાને મળતો હોય તે ભાગને મર્મ કહે છે. એ કારણસર (=એ જગાએ સંગમ થતો હોવાથી) ત્યાં જીવન વધારે રહેલું છે.

## મર્મોની સંખ્યા અને પ્રકાર

**बाहुल्येन तु निर्देशः षोढैवं मर्मकल्पना ।**
**प्राणायतनसामान्यादैक्यं वा मर्मणां मतम् ॥३९॥**

(શ્લોક ૩૭॥, ૩૮ની વ્યાખ્યાને હિસાબે તો શરીરમાં અસંખ્ય મર્મ છે. છતાં પણ મર્મ ૧૦૭ છે એમ કહેવાનું કારણ એ છે કે) જે મોટાં મર્મ છે (=જે મર્મ તરીકે પ્રસિદ્ધ છે) તેનો જ ઉલ્લેખ કર્યો છે. (પ્રસિદ્ધ મર્મોની સંખ્યા ૧૦૭ છે પણ) ઉપર પ્રમાણે (=માંસ, હાડકાં, સ્નાયુ, ધમની, શિરા અને સંધિ એ છ વસ્તુઓના પોતપોતાની જાતની વસ્તુઓ સાથેના સંગમને મર્મ કહે છે તેથી) મર્મ છ પ્રકારનાં છે. અથવા પ્રાણ(જીવન)નાં ખાસ સ્થાનરૂપ હોવાની બાબત બધાં મર્મોમાં સમાન હોવાથી મર્મોની એકતા માનેલી છે (=મર્મોના છ પ્રકાર પાડવાની પણ જરૂર નથી એવું આયુર્વેદ માને છે).

# કયું મર્મ છમાંથી કયા પ્રકારનું છે?

## માંસનાં બનેલાં મર્મ (૧૦)

**मांसजानि दशेन्द्राख्यतलहृत्स्तनरोहिताः ।**

માંસનાં બનેલાં મર્મ (=માંસના સમાગમથી બનેલાં મર્મ) દસ છે: બે પગનાં ઇન્દ્રબસ્તિ (શ્લોક ૫), બે હાથનાં ઇન્દ્રબસ્તિ (શ્લોક ૮), બે પગનાં તલહૃત્ (શ્લોક ૨, ૨॥), બે હાથનાં તલહૃત્ (શ્લોક ૮) અને દરેક સ્તનનું એક એક એમ બે સ્તનરોહિત (શ્લોક ૧૩॥).

## હાડકાંમાં મર્મ (૮)

**शङ्खौ कटीकतरुणे नितम्बावंसयोः फले ॥ ४० ॥**
**अस्थ्न्यष्टौ**

હાડકામાં આઠ મર્મ છે: બે શંખ (શ્લોક ૩૧॥), બે કટીકતરુણ (શ્લોક ૧૭॥), બે નિતંબ (શ્લોક ૨૦॥) અને બે અંસફલક (શ્લોક ૨૪॥)

## સ્નાયુઓમાં મર્મ (૨૩)

**स्नायुमर्माणि त्रयोविंशतिराणयः ।**
**कूर्चकूर्चशिरोऽपाङ्गक्षिप्रोत्क्षेपांसबस्तयः ॥४१॥**

સ્નાયુઓમાં ૨૩ મર્મ છે: ચાર આણી (શ્લોક ૬,૮. બે હાથમાં બે, બે પગમાં બે), ચાર કૂર્ચ (શ્લોક (૩॥, ૮), ચાર કૂર્ચશિર (શ્લોક ૪,૮) બે અપાંગ (શ્લોક ૩૦॥), ચાર ક્ષિપ્ર (શ્લોક ૩, ૮) બે ઉત્ક્ષેપ (શ્લોક ૩૨), બે અંસ (શ્લોક ૨૫॥), એક બસ્તિ (શ્લોક ૧૦)

ધમનીમાં મર્મ (૯)

गुदापस्तम्भविधुरश्शृङ्गाटानि नवादिशेत् ।
मर्माणि धमनीस्थानि

ધમનીમા રહેલા નવ મર્મ છે એવુ શીખવવુ એક ગુદા (શ્લોક ૯ા), બે અપસ્તભ (શ્લોક ૧૪ા) બે વિધુર (શ્લોક ૨૯), ચાર શૃ ગાટક (શ્લોક ૩૪ા)

શિરાઓને આશરે રહેલા મર્મ (૩૭)

सप्तत्रिंशत्सिराश्रया· ॥४२॥
बृहत्यौ मातृका नीले मन्ये कक्षाधरौ फणौ ।
विटपे हृदय नाभि· पार्श्वसन्धी स्तनाधरे ॥४३
मपालापौ स्थपन्युर्व्यश्चतस्रो लोहितानि च ।

શિરાઓને આશરે રહેલા મર્મ ૩૭ છે બે બૃહતી (શ્લોક ૨૩ા), આઠ માતૃકા (શ્લોક ૨૮) બે નીલા (શ્લોક ૨૬ા), બે મન્યા (શ્લોક ૨૬ા), બે કક્ષાધર (શ્લોક ૯), બે ફણ (શ્લોક ૩૦), બે વિટપ (શ્લોક ૭ા), એક હૃદય (શ્લોક ૧૩), એક નાભિ (શ્લોક ૧૨ા), બે પાર્શ્વસંધિ (શ્લોક ૨૨), બે સ્તન મૂલ (શ્લોક ૧૪), બે અપાલાપ (શ્લોક ૧૬), એક સ્થપની (શ્લોક ૩૨), ચાર ઉર્વી (શ્લોક ૬ા, ૮), ચાર લોહિતાક્ષ (શ્લોક ૭, ૮)

સાધાના મર્મ (૨૦)

सन्धौ विंशतिरावर्तौ मणिबन्धौ कुकुन्दरौ ॥४४
सीमन्ता· कूर्परौ गुल्फौ कृकाट्यौ जानुनी पति· ।

સાધાના મર્મ વીસ છે બે આવર્ત (શ્લોક ૩૧), બે મણિબંધ (શ્લોક ૮), બે કુકુંદર (શ્લોક ૧૯), પાચ સીમંત (શ્લોક ૩૫), બે કૂર્પર (શ્લોક ૮ા), બે ગુલ્ફ (શ્લોક ૪ા), બે કૃકાટી (શ્લોક ૨૮ા), બે જાનુ (શ્લોક ૬), અને એક અધિપ (શ્લોક ૩૬ા),

પરમત

मासमर्म गुदोऽन्येषां, स्नाव्नी
कक्षाधरौ तथा ॥४५॥
विटपौ विधुराख्ये च, शृङ्गाटानि सिरासु तु ।
मपस्तम्भावपाङ्गौ च, धमनीस्थं न तं स्मृतम् ॥

ગુદા માસનું મર્મ છે (ધમનીનું નહિ), બે કક્ષાધર સ્નાયુનાં મર્મ છે (શિરાના નહિ) બે વિટપ સ્નાયુના મર્મ છે (શિરાના નહિ), બે વિધુર સ્નાયુના મર્મ છે (ધમનીના નહિ), ચાર શૃ ગાટક શિરાનાં મર્મ છે (ધમનીનાં નહિ), બે અપસ્તભ શિરાનાં મર્મ છે (સ્નાયુનાં નહિ), બે અપાગ શિરાના મર્મ છે અને ધમનીના મર્મ છે જ નહિ (=ધમનીના મર્મ જેવો કોઈ પ્રકાર છે જ નહિ) એવુ બીજા કેટલાક આચાર્યો માને છે

છ પ્રકારના મર્મ વીંધાયાના લક્ષણ અને પરિણામ

विद्धेऽजस्रमसृक्स्रावो मांसधावनवत्तनुः ।
पाण्डुत्वमिन्द्रियाज्ञानं मरण चाशु मांसजे ॥४७॥

માસનુ મર્મ વીંધાય ત્યાર સતત લોહી નીકળ્યા કરે છે, એ લોહી માસના ધોવરામણ જેવુ અને પાતળું હોય છે, માણસ ફિક્કો પડી જાય છે, ઇન્દ્રિયાને પોતાના વિષયનુ જ્ઞાન થતુ નથી અને તરત મૃત્યુ થાય છે

मज्जान्वितोऽच्छो विच्छिन्न
स्रावो रुक् चास्थिमर्मणि ।

હાડકાનુ મર્મ વીંધાય ત્યાર મજ્જાવાળો, પાતળો પદાર્થ અવરનવાર નીકળે છે તથા પીડા થાય છે

आयामाक्षेपकस्तम्भा
स्नावजेऽभ्यधिक रुजा ॥४८॥
यानस्थानासनाशक्तिर्वैकल्यमथवाऽन्तक ।

સ્નાયુનું મર્મ વીંધાય ત્યાર આયામ, આક્ષેપક, સ્તભ (એટલા વાયુના રાગ થાય છે), બહુ પીડા થાય છે, સવારી કરી શકાતી નથી, ઊભી કે બેસી શકાતું નથી, અંગોમા ખોડ આવે છે અથવા મરણ થાય છે

रक्त सशब्दफेनोष्ण धमनीस्थे विचेतस ॥४९॥

ધમનીનુ મર્મ વીંધાય ત્યાર માણસને મૂર્છા આવે છે, તથા ફીણવાળુ ગરમ લોહી અવાજ કરતું કરતું નીકળે છે

सिरामर्मव्यधे सान्द्रमजस्र बहसृक्स्रवेत् ।
तत्क्षयात्तृड्भ्रमश्वासमोहहिध्माभिरन्तकः ॥५०॥

શિરાનું મર્મ વીંધાય ત્યારે અગ્રા જેવું પુષ્કળ લોહી સતત નીકળ્યા કરે છે, અને લોહી ઓછુ થવાથી તરસ, ફેર, હાફ, મોહ અને હેડકી એટલા ઉપદ્રવો થવાથી માણસ મરી જાય છે

वस्तु शूकैरिवाकीर्णं रूढे च कुणिखञ्जता ।
बलचेष्टाक्षय शोष पर्वशोफश्च सन्धिजे ॥५१॥

સાંધાનું મર્મ વીંધાય ત્યારે વસ્તુ (=વીંધાયેલા ભાગ) ઉપર જાણે કાંટાકાગ ઊગી નીકળ્યા હોય એવું થાય છે, અને એ વીંધ રુઝાયા પછી માણસ ઠૂંઠો કે લગડો થઈ જાય છે, બળ ઓછુ થઈ જાય છે, ચેષ્ટા (અંગનું હલનચલન કામકાજ) ઓછુ થઈ જાય છે, અંગ સુકાઈ જાય છે અને પર્વનભાગ ઉપર સોજો આવે છે

**ક્યાં મર્મ કેટલા વખતમાં મારી નાખે છે?**

**नाभिशङ्खाधिपापानहृच्छृङ्गाटकबस्तयः ।**
**अष्टौ च मातृकाः सद्यो निघ्नन्त्येकान्नविंशतिः ॥**
**सप्ताहः परमस्तेषां कालः कालस्य कर्षणे ।**

નાભિ, શંખ (૨), અધિપ, અપાન (ગુદા) હૃદય, શૃંગાટક (૪), બસ્તિ અને આઠ માતૃકા (૮) ઓગણીસ મર્મ તરત મારી નાખે છે એ મર્મ વધારે મા વધારે સાત દિવસમાં મૃત્યુને ખેંચી લાવે છે (=મોત આણે છે)

**त्रयस्त्रिंशदपस्तम्भतलहृत्पार्श्वसन्धयः ॥ ५३ ॥**
**कटीतरुणसीमन्तस्तनमूलेन्द्रबस्तयः ।**
**क्षिप्रापालापबृहतीनितम्बस्तनरोहिताः ॥ ५४ ॥**
**कालान्तरप्राणहरा मासमासार्धजीविताः ।**

અપસ્તંભ (૨), તલહૃત્ (૪), પાર્શ્વસંધિ (૨), કટીકતરુણ (૨), સીમન્ત (૫), સ્તનમૂલ (૨), ઇન્દ્રબસ્તિ (૪), ક્ષિપ (૪), અપાલાપ (૨), બૃહતી (૨), નિતંબ (૨), સ્તનરોહિત (૨) એ ૩૩ મર્મો વધારે વખતે મારી નાખે છે, એ મર્મો વીંધાયા પછી એક મહિનો કે અડધો મહિનો જીવતા રહી શકાય છે

**उत्क्षेपौ स्थपनी त्रीणि विशल्यघ्नानि, तत्र हि ॥**
**वायुर्मांसवसामज्जमस्तुलुङ्गानि शोषयन् ।**
**शल्यापाये विनिर्गच्छन्**
**श्वासात्कासाच्च हन्त्यसून् ॥ ५६ ॥**

બે ઉત્ક્ષેપ અને સ્થપની એ ત્રણ મર્મ એમાંથી શલ્ય કાઢવામાં આવે તો મારી નાખે છે એ મર્મો માંથી શલ્ય નીકળી જવાથી વાયુ બહાર નીકળતા નીકળતા માંસ, વસા, મજ્જા અને મગજને સૂકવી નાખીને શ્વાસ અને ઉધરસ કરીને મારી નાખે છે

**फणावपाङ्गौ विधुरे नीले मन्ये कृकाटिके ।**
**अंसांसफलकावर्तविटपोर्वीकुकुन्दराः ॥ ५७ ॥**
**सजानुलोहिताक्षाणिकक्षाधृक्कूर्चकूर्पराः ।**
**वैकल्यमिति चत्वारि चत्वारिंशच्च कुर्वते ॥५८॥**
**हरन्ति तान्यपि प्राणान् कदाचिदभिघाततः ।**

ફણા (૨), અપાંગ (૨), વિધુર (૨), નીલ (૨), મન્યા (૨), કૃકાટિક (૨), અંસ (૨), અંસફલક (૨), આવર્ત (૨), વિટપ (૨), ઉર્વી (૪), કુકુંદર (૨) જાનુ (૨) લોહિતાક્ષ (૪), આણિ (૪), કક્ષાધર (૨), કૂર્ચ (૪), કૂર્પર (૨)—એ ૪૪ મર્મો અંગમાં ખોડ આણે છે અને કોઈકવાર એ મર્મો ઉપર વાગવાથી પ્રાણ પણ લે છે (=મારી નાખે છે.)

**अष्टौ कूर्चशिरोगुल्फमणिबन्धा रुजाकराः ॥५९॥**

કૂર્ચશિર (૪), ગુલ્ફ (૨) મણિબંધ (૨), એ આઠ મર્મ પીડા કરે છે

**મર્મોનાં માપ**

**तेषां विटपकक्षाधृगुर्व्यः कूर्चशिरांसि च ।**
**द्वादशाङ्गुलमानानि**

તેમાં (=૧૦૭ મર્મોમાં) વિટપ, કક્ષાધૃક્ (=કક્ષાધર), ઊર્વી અને કૂર્ચશિર બારબાર આંગળ માપના છે

**द्व्यङ्गुले मणिबन्धने ॥ ६० ॥**
**गुल्फौ च स्तनमूले च**

બે મણિબંધ, બે ગુલ્ફ અને બે સ્તનમૂલ બે બે આંગળ માપના છે

**त्र्यङ्गुलं जानुकूर्परम् ।**

બે જાનુ અને બે કૂર્પર ત્રણત્રણ આંગળ છે

**अपानबस्तिहृन्नाभिनीलाः सीमन्तमातृकाः ॥ ६१**
**कूर्चशृङ्गाटमन्याश्च त्रिंशदेकेन वर्जिताः ।**
**आत्मपाणितलोन्मानाः**

અપાન (=ગુદા) બસ્તિ, હૃદય, નાભિ, નીલા, સીમંત, માતૃકા, કૂર્ચ, શૃંગાટક, મન્યા એ ૨૯ મર્મો દરેક માણસની પોતપોતાની હથેલી (=ચાર આગળ) જેટલા માપના છે

**शेषाण्यर्धाङ्गुलं वदेत् ॥ ६२ ॥**
**पञ्चाशत्षट् च मर्माणि, तिलव्रीहिसमान्यपि ।**
**इष्टानि मर्माण्यन्येषाम्**

બાકીના ૫૬ મર્મો દરેક માણસના પોતપોતાના અડધો આંગળ જેટલા માપના છે બીજા કેટલાક આચાર્યો માને છે કે મર્મો તલ જેવડા કે ડાંગર જેવડાં છે

**चतुर्धाकाः सिरास्तु याः ॥ ६३**
**तर्पयन्ति वपुः कृत्स्नं ता मर्माण्याश्रितास्ततः ।**
**तत्क्षतात्क्षतजात्यर्थप्रवृत्तेर्धातुसंक्षये ॥ ६४ ॥**
**वृद्धश्चलो रुजस्तीव्राः प्रतनोति समीरयन् ।**
**तेजस्तदुद्धृतं धत्ते तृष्णाशोषमदभ्रमान् ॥ ६५॥**
**स्विन्नस्रस्तश्लथतनुं हरत्येनं ततोऽन्तकः ।**

શા. ૩/૩૪ના શ્લો ૩૫ના મા વાયુવાહી, પિત્તવાહી, કફવાહી અને શુદ્ધ લોહી વહેનારી એમ ચાર પ્રકારની સિરાઓ કહી છે તે આખા શરીરનું તર્પણ

કરે છે (=પોષણ આપે છે) એ બધી (૭૦૦) શિરાઓ મર્મોમાં પણ જાય છે તેથી તેના ઉપર (=મર્મો ઉપર) ઘા થવાથી (શિરાઓમાંથી) લોહી પુષ્કળ નીકળવાથી (ધાતુઓને લોહી દ્વારા પોષણ ઓછું ઓછું મળવાથી) ધાતુઓ ઓછી થતી જાય છે તેથી વધેલો (=કોપેલો) વાયુ તેજને (=પિત્તને) કોપાવી તીવ્ર પીડા (શૂળ) ઉત્પન્ન કરે છે અને કોપેલું તે (=પિત્ત) તરસ, શોષ, કેફ અને ફેરના ઉપદ્રવો પેદા કરે છે અને ત્યાર પછી (=એ ઉપદ્રવો થયા પછી) જેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ જાય છે, લબડી પડે છે અને ઢીલું પડી જાય છે એવા તે માણસને યમ લઈ જાય છે

**મર્મ પર વાગે તેનો ઉપાય**

**वर्धयेत्सन्धितो गात्रं मर्मण्यभिहते द्रुतम् ॥६६॥**
**छेदनात्सन्धिदेशस्य सङ्कुचन्ति सिरा ह्यतः ।**
**जीवितं प्राणिनां तत्र रक्ते तिष्ठति तिष्ठति ॥६७**

મર્મ ઉપર વાગે ત્યારે તે અવયવના સંધિ(=સાંધા)ને તરત કાપીને છૂટો પાડી નાખવો, કારણ કે સાંધાના ભાગને કાપવાથી શિરાઓ સંકોચાઈ જાય છે તથી (સંકોચાયેલી શિરાઓમાંથી લોહી બહાર નીકળી ન શકતું હોવાથી) પ્રાણીઓનું (=માણસનું) લોહી ત્યાં રોકાઈ રહેતું હોવાથી તેમાં જીવન પણ રોકાઈ રહે છે (=મરી જવાતું નથી)

**મર્મ ઉપર ક્ષાર, ડામ અને વિષ વગેરેની ક્રિયા ન કરવાનું કારણ**

**सुविक्षतोऽप्यतो जीवेदममर्मणि न मर्मणि ।**
**प्राणघातिनि जीवेत्तु कश्चिद्वैद्यगुणेन चेत् ॥६८॥**
**असम्यगभिघाताच्च सोऽपि वैकल्यमश्नुते ।**
**तस्मात्क्षारविषाग्न्यादीन् यत्नान्मर्मसु वर्जयेत् ॥**

(બધે ઠેકાણે વીંધાવાથી પ્રાણી મરી જતું નથી (બધે ઠેકાણે વીંધાવાથી પ્રાણી મરી જાય છે) તેથી જો પણ મર્મ વીંધાવાથી પ્રાણી મરી જાય છે) તેથી જો મર્મ સિવાયનો ભાગ વીંધાયો હોય તો માણસ જીવે, પણ પ્રાણ લે એવું મર્મ ડાભની અણીથી પણ વીંધાયું હોય તો માણસ જીવતો નથી, પણ એ પ્રાણ લે એવું મર્મ પણ ડાભની અણીથી અધૂરું વીંધાયું હોય (=જેવું તેવું વીંધાયું હોય) તો તથા વૈદ્યના ગુણને લીધે (=વૈદ્ય, દ્રવ્યો અને સારવાર કરનાર એ ચિકિત્સાના ત્રણ પાદના ચારે ગુણથી) કોઈ દરદી જીવી જાય તોપણ તેને ખોડ રહી જાય છે માટે ક્ષારથી બાળવાની, ઝેર ચોપડવાની, ડામ દેવાની વગેરે ક્રિયાઓ (પણ મર્મ ઉપર ન કરવી, એમાં ગફલત કરવી નહિ (પ્રાણઘાતક મર્મ—શ્લોક ॥૧॥ થી ૫૮॥ ચિકિત્સાના પા-સૂ ૧/૨૬॥ ૨૭)

**મર્મ ઉપર થયેલા રોગ શું કરે?**

**मर्माभिघातः स्वल्पोऽपि प्रायशो बाधतेतराम् ।**
**रोगा मर्माश्रयास्तद्वत्प्रक्रान्ता यत्नतोऽपि च ॥७०**

મર્મ ઉપર જરા પણ વાગે તો તેને લીધે સામાન્ય રીતે બહુ જ પીડા થાય છે તે જ પ્રમાણે મર્મસ્થાનમાં થયેલા રોગોના કાળજીપૂર્વક ઉપચાર કરવામાં આવે તોપણ એ રોગો સામાન્ય રીતે ઘણી જ પીડા કરે છે

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्वितीये शारीरस्थाने
मर्मविभागो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો: વિકૃતિવિજ્ઞાનીયશારીર

ચોથા અધ્યાયમાં મર્મસ્થાનો વિષે કહ્યું મરણ કરે તે મર્મ હોવો મર્મ શબ્દનો અર્થ છે રિષ્ટ (=વિકૃતિ) વિના મરણ થતું નથી આમ પરસ્પરએ મર્મ અને વિકૃતિ (=રિષ્ટ) વચ્ચે સંબંધ હોવાથી હવે મર્મવિભાગ કહી રહ્યા પછી વિકૃતિવિજ્ઞાનીય (મરણ થવાનું છે એનું જણાવનારા લક્ષણોનું જ્ઞાન કરાવનાર) શરીર સંબંધી જ્ઞાન હવે કહેવામાં આવશે

**अथातो विकृतिविज्ञानीयं शारीरं व्याख्यास्याम**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે અમે વિકૃતિ (=રિષ્ટ=મરણના લક્ષણો) વિષે જ્ઞાન થાય એવું શરીરસંબંધી જ્ઞાન સમજાવીશું એ વિષય આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**पुष्पं फलस्य धूमोऽग्नेर्वर्षस्य जलदोदयः ।**
**यथा भविष्यतो लिङ्गं रिष्टं मृत्योस्तथा ध्रुवम् ॥१**

જેમ (ઝાડને) ફૂલ આવે તે ભવિષ્યમાં ફળ આવશે એવું દેખાડનારું ચિહ્ન છે, જેમ ધુમાડો થાય તે ભવિષ્યમાં અગ્નિ (આગ) સળગશે એવું દેખાડનારું ચિહ્ન છે, જેમ વાદળું ચડી આવે તે ભવિષ્યમાં વરસાદ પડશે એવું દેખાડનાર ચિહ્ન છે, તેમ રિષ્ટ એ ભવિષ્યમાં થનારા મરણનું ચોક્કસ ચિહ્ન છે

(आयुष्मति क्रिया सर्वाः
सफलाः सम्प्रयोजिताः ।
भवन्ति भिषजां मूले कनक इव भूभुजि ॥ १ ॥
क्षीणायुषि कृतं कर्म व्यर्थं कृतमिवायमे ।
अयशो देहसन्देहं स्वार्थहानिं च यच्छति ॥२॥
तदिदानीं गतासूनां लक्षणं सम्प्रचक्षते ।
विकृतिः प्रकृतेः प्राज्ञैः प्रोक्ता रिष्टसंज्ञया ॥ ३ ॥)

(કદરદાન રાજા માટે કરેલા કામની માફક, આવરદાવાળા દર્દી માટે કરેલી બધી સફળ ક્રિયાઓ વૈદ્યની ચડતી કરે છે, પણ નીચ રાજા માટે કરેલા કામની માફક, ખૂટેલા આવરદાવાળા દર્દી માટે રોગટ કરેલી ક્રિયા વૈદ્યને અપજશ અને જીવનું જોખમ આપે છે તથા વૈદ્યના હિતને નુકશાન કરે છે તેથી હવે જેમના પ્રાણ ગયેલા (=જવાના) છે એવા રોગીના લક્ષણ કહે છે (રોગનો અને રોગીનો) સ્વભાવ બદલાઈ જાય તેને જાણકાર માણસો 'રિષ્ટ' નામે ઓળખાવે છે)

**अरिष्टं नास्ति मरणं दृष्टरिष्टं च जीवितम् ।**

રિષ્ટ વિના મરણ થતું નથી અને રિષ્ટ દેખાયા પછી જિંદગી (બહુ) ટકતી નથી

રિષ્ટ પારખવામાં ગફલત

**अरिष्टे रिष्टविज्ञानं न च रिष्टेऽप्यनैपुणात् ॥ २ ॥**

આવડતના અભાવ (આવડત ન હોવાથી) જે લક્ષણ ખરી રીતે રિષ્ટ નથી તે રિષ્ટ છે એવું સમજાય છે અને રિષ્ટ હોવા છતાં રિષ્ટ છે એવું સમજાતું નથી

**केचित्तु तद्द्विधेत्याहुः स्थाय्यस्थायि विभेदतः ।**

સ્થાયી અને અસ્થાયી એ બે ભેદ ઉપરથી કેટલાક કહે છે કે રિષ્ટ બે જાતનું છે—સ્થાયી અને અસ્થાયી

અસ્થાયી રિષ્ટનું લક્ષણ

**दोषाणामपि बाहुल्याद्रिष्टाभासः समुद्भवेत् ॥ ३ ॥**
**स दोषाणां शमे शाम्येत्स्थाय्यवश्य तु मृत्यवे ।**

દોષો બહુ વધી જવાથી પણ રિષ્ટના આભાસ (રિષ્ટ હોય એવો ખોટો દેખાવ) થાય છે દોષો શમી જાય એટલે એ રિષ્ટના આભાસ પણ શમી જાય છે (આવા રિષ્ટના આભાસને અસ્થાયી રિષ્ટ કહે છે અસ્થાયી રિષ્ટ મરણ સૂચવતું નથી તેથી ખરું જોતાં એ રિષ્ટ જ નથી) પણ સ્થાયી રિષ્ટથી તો ચોક્કસ મરણ થાય છે

(સ્થાયી) રિષ્ટનું લક્ષણ

**रूपेन्द्रियस्वरच्छायाप्रतिच्छायाक्रियादिषु ॥ ४ ॥**
**अन्येष्वपि च भावेषु प्राकृतेष्वनिमित्ततः ।**
**विकृतिर्या समासेन रिष्टं तदिति लक्षयेत् ॥ ५ ॥**

રૂપ (શરીરનો રંગ, આંખથી દેખાતા આકૃતિ, રંગ વગેરે), ઇન્દ્રિયો, સ્વર (અવાજ) છાયા, પ્રતિચ્છાયા (પ્રતિબિંબ), શરીર, વાણી અને મન એ ત્રણેથી થતી ક્રિયાઓ વગેરે ભાવો તથા બીજા પણ પોતપોતાની પ્રકૃતિ અનુસાર મળેલા (સ્વાભાવિક) ભાવોમાં કારણ વિના ફરફાર થઈ જાય તે રિષ્ટ છે એવું ટૂંકામાં રિષ્ટનું લક્ષણ જાણવું (આમ રૂપની વિકૃતિ, ઇન્દ્રિયોની વિકૃતિ વગેરે રિષ્ટ છે એ બધા આગળ વિગતવાર સમજાવવા છે છાયા અને પ્રતિચ્છાયા માટે જુઓ શ્લોક ૪૨ થી ૫૨॥)

કાલચોદિત (=જેમનું મરણ એક વરસની અંદર આવવાનું હોય એવા) માણસોના લક્ષણ—રૂપમાં વિકાર

**केशरोमनिरभ्यङ्गं यस्याभ्यक्तमिवेक्ष्यते ।**

જેના વાળ અને રૂંવાડાં તેલ ન નાખ્યું હોય છતાં જાણે તેલ નાખ્યું હોય એવું દેખાય છે (તે માણસ કાલચોદિત છે)

ઇંદ્રિયોમાં વિકાર

**यस्यात्यर्थं चले नेत्रे स्तब्धान्तर्गतनिर्गते ॥ ६ ॥**
**जिह्मे विस्तृतसङ्क्षिप्ते सङ्क्षिप्तविनतभ्रुणी ।**
**उत्क्रान्तदर्शने हीनदर्शने नकुलोपमे ॥ ७ ॥**
**कपोताभे अलाताभे स्रुते लुलितपक्ष्मणी ।**

જેની આંખો અતિશય ચંચળ ભમતી હોય, જડ જેવી થઈ ગઈ હોય, બહુ ઊંડી ઊતરી ગઈ હોય, બહુ બહાર નીકળી આવી હોય, વાંકી થઈ ગઈ હોય, બહુ પહોળી (ફાટી) થઈ ગઈ હોય, બહુ બિડાયેલી રહેતી હોય, ભમ્મરો બહુ સંકોચાયેલી અને કમાન જેવી બહુ વળેલી થઈ ગઈ હોય, આંખો બહાવરી જેવી હોય, આંખે થોડું દેખાતું હોય કે સમૂળગું ન દેખાતું હોય, આંખો નોળિયાની આંખ જેવી કે હોલાની આંખો જેવી થઈ ગઈ હોય, અંગારા જેવી થઈ ગઈ હોય, પાંપણો જાણે પવનથી ઊડતી હોય એવી થઈ ગઈ હોય (તે માણસ કાલચોદિત છે એવું સમજવું)

**नासिकाऽत्यर्थविवृता संवृता पिटिकाचिता ॥ ८ ॥**
**उच्छूना स्फुटिता म्लाना**

જેનું નાક બહુ જ પહોળું કે બહુ જ સાંકડું થઈ જાય, ફોલ્લીઓ ફોલ્લીઓથી ભરાઈ જાય, સૂજી જાય, ફાટી જાય (તરડાઈ જાય) અને ચિમળાઈ જાય તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**यस्यौष्ठौ यात्यधोऽधरः**
**ऊर्ध्वं द्वितीयः स्यातां वा पक्वजम्बूनिभावुभौ ॥ ९ ॥**

જેનો નીચલો હોઠ નીચે લબડી પડે, ઉપલો હોઠ ઊંચો ચડી જાય કે જેના બંને હોઠ પાકા જાંબુ જેવા રંગના થઈ જાય (તે માણસ કાલચોદિત) છે એમ જાણવું)

**दन्ताः सशर्कराः श्यावास्ताम्राः पुष्पिताङ्किताः ।**
**सहसैवा पतेयुर्वा**

જેના દાંત રેતાળ (રેતી ચોંટી હોય એવા કરકરા), કાળા, નાબાવર્ણા થઈ ગયા હોય, જાણે અંદરથી ફૂલ ઊગતા હોય એવા કે કાદવ ચોપડ્યો હોય એવા થઈ ગયા હોય તથા એકાએક પડી જતા હોય (તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**जिह्वा जिह्मा विसर्पिणी ॥ १० ॥**
**शूना शुष्का गुरु श्यावा लिप्ता सुप्ता सकण्टका ।**

જેની જીભ વાંકી થઈ ગઈ હોય, કારણ વિના મોમાં પેસ—નીકળ કરે, સૂજી ગઈ હોય, સુકાઈ ગઈ હોય, ભારે થઈ થઈ ગઈ હોય, કાળી પડી ગઈ હોય, કફ વગેરેથી લીંપાયેલી રહતી હોય, જડ થઈ ગઈ હોય (સ્વાદ પારખી ન શકતી હોય), જીભે જો કાંટાકાંટા પડી ગયા હોય તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**शिरः शिरोधरा वोढुं पृष्ठं वा भारमात्मनः ॥ ११**
**हनू वा पिण्डमास्यस्थं शक्नुवन्ति न यस्य च ।**

જેની ડોક પર માથું (સ્થિર) રહી શકતું નથી, જેની પીઠ, પીઠ ઉપર રહેલા શરીરનું વજન ઝીલી શકતી નથી અને જેની હડપચી મોમાં મૂકેલા કોળિયાને પકડી રાખી શકતી નથી (=આપોઆપ કોળિયો બહાર નીકળી જાય છે) (તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**यस्यानिमित्तमङ्गानि गुरूण्यतिलघूनि वा ॥ १२॥**

જેના અવયવો કંઈ પણ કારણ વિના બહુ ભારે કે બહુ હલકા થઈ ગયા હોય (તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**विषदोषाद्विना यस्य खेभ्यो रक्तं प्रवर्तते ।**

ઝેરના દોષ વિના (ઝેર ખાધાપીધા વિના પણ) જેના છિદ્રોમાંથી લોહી નીકળતું હોય (તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**उत्क्षिप्तं मेहनं यस्य वृषणावतिनिःसृतौ ॥ १३॥**
**अतोऽन्यथा वा यस्य स्यात्**

જેની મૂત્રેન્દ્રિય ઊંચી ચડી ગઈ હોય અને જેના અંડ બહુ લબડી પડ્યા હોય અથવા જેને એથી ઊંધું હોય (એટલે જેની મૂત્રેન્દ્રિય બહુ લબડી પડી હોય, અને અંડ ઉંચે ચડી ગયા હોય) (તે માણસ કાલચોદિત છે એમ સમજવું)

**सर्वे ते कालचोदिताः ।**

ઉપર શ્લોક ૧૦ થી ૧૩ સુધીમાં ગણાવ્યા તે બધા માણસો કાલચોદિત* છે

* કાલચોદિત=યમ વડે હંકારાતા, મરણની આગળ લાવીને ઊભેલા

૨

રિષ્ટવાળો દરદી કેટલા વખતમાં મરશે એવી કાળની મુદત ન કહી હોય, ત્યારે શ્લોક ૨૪, ૨૫ ઉપરથી સમજી લેવું કે એવો દરદી એક વરસથી વધારે જીવશે નહિ

**यस्यापूर्वाः सिरालेखा बालेन्द्वाकृतयोऽपि वा ॥१४**
**ललाटे बस्तिशीर्षे वा षण्मासान्न स जीवति ।**

જેના કપાળ પર કે મૂત્રાશયના મથાળા (ટોચ) પર પહેલાં ન હોય એવી (=નવી) શિરાઓની રેખા એ દેખાય કે અધૂરા ચંદ્ર જેવી વાંકી આકૃતિઓ દેખાય તે માણસ છ મહિના જીવતો નથી (=છ મહિનાની અંદર મરી જાય છે)

**पद्मिनीपत्रवत्तोयं शरीरे यस्य देहिनः ॥ १५॥**
**प्लवते प्लवमानस्य षण्मासास्तस्य जीवितम् ।**

જેમ કમળના પાંદડા પરથી પાણી સરી પડે છે, તેમ પાણીમાં નાહતા જે માણસના શરીર પરથી પાણી સરી પડે છે (જે માણસનું શરીર પાણીથી ભિંજાઈ શકતું નથી) તેની જિંદગી છ મહિના હોય છે (=છ મહિનાથી વધાર જીવતો નથી)

**हरिताभाः सिरा यस्य रोमकूपाश्च संवृताः ॥१६॥**
**सोऽम्लाभिलाषी पुरुषः पित्तान्मरणमश्नुते ।**

જેની શિરાઓ સરસડાના પાંદડા જેવા રંગની (=લીલી) હોય, રૂંવાડાના છિદ્રો બિડાઈ ગયા હોય અને જેને ખાટું ખાવાપીવાની ઇચ્છા થતી હોય (એ ત્રણે લક્ષણો થતા હોય) તે માણસ પિત્તથી મરે છે

**यस्य गोमयचूर्णाभं चूर्णं मूर्ध्नि मुखेऽपि वा ॥१७॥**
**सस्नेहं मूर्ध्नि धूमो वा, मासान्तं तस्य जीवितम् ।**

જેના માથા પર કે મો પર ગાયના છાણ (છાણાના) ભૂકા જેવું સ્નેહવાળું ચૂર્ણ છાંટ્યું હોય એવું જણાય અથવા જેને માથે ધુમાડો જણાય તેની જિંદગી એક મહિના સુધી હોય છે

**मूर्ध्नि भ्रुवोर्वा कुर्वन्ति सीमन्तावर्तका नवाः ॥१८॥**
**मृत्युं स्वस्थस्य षड्रात्रात्त्रिरात्रादातुरस्य तु ।**

માથે કે ભમ્મરમાં પહેલા ન હોય એવી (=નવી થયેલી) ગોળ સેંથીઓ તે સાજા માણસનું છ રાતની અંદર અને માંદા માણસનું ત્રણ રાતની અંદર મૃત્યુ કરે છે

**जिह्वा श्यावा मुखं पूति सव्यमक्षि निमज्जति ॥**
**खगा वा मूर्ध्नि लीयन्ते यस्य तं परिवर्जयेत् ।**

જેની જીભ કાળી થઈ હોય, મો ગંધાતું હોય, ડાબી આંખ ઊંડી ઊતરી ગઈ હોય અને પક્ષીઓ માથે બેસતા હોય તેને વૈદ્યે છોડી દેવો.

**यस्य स्नातानुलिप्तस्य पूर्वं शुष्यत्युरो भृशम् ॥२०**
**आर्द्रेषु सर्वगात्रेषु सोऽर्धमासं न जीवति ।**

નાહીને શરીરે ચંદન વગેરેનો લેપ કર્યા પછી બીજા અવયવો ભીના હોય ત્યારે પહેલાં જેની છાતી પુષ્કળ સુકાઈ જતી હોય તે અડધો મહિનો પણ જીવતો નથી

**अकस्माद्युगपद्गात्रे वर्णौ प्राकृतवैकृतौ ॥ २१ ॥**
**तथैवोपचयग्लानिरौक्ष्यस्नेहाद मृत्यवे ।**

કંઈ પણ કારણ વિના શરીર પર શરીરનો અસલ રંગ તથા બગડેલો રંગ બે એકસાથે જણાય તે મરણ સૂચવે છે, કંઈ પણ કારણ વિના શરીર વધેલું અને ઘટેલું એકસાથ જણાય તે મરણ સૂચવે છે કંઈ પણ કારણ વિના શરીરમાં લૂખાશ અને ચીકાશ વગેરે બન્ને એકસાથે જણાય તે મરણ સૂચવે છે ('વગેરે' શબ્દમાં ઠંડક અને ગરમી વગેરે વિરુદ્ધ ગુણના જોડકાનો સમાવેશ થાય છે 'એકસાથે'=અડધા અંગ ઉપર અસલ રંગ, જાડાશ કે લૂખાશ અને બીજા અડધા અંગ ઉપર બગડેલો રંગ, પાતળાપણું કે ચીકાશ જણાય )

**यस्य स्फुटेयुरङ्गुल्यो नाकृष्टा न स जीवति ॥२२**
**क्षवकासादिषु तथा यस्यापूर्वो ध्वनिर्भवेत् ।**
**ह्रस्वो दीर्घोऽति वोच्छ्वास. पूतिः सुरभिरेव वा ॥**

જેની આંગળીઓને ખેંચવા છતાં ટચાકા ફૂટતા નથી, જેનો છીંક અને ઉધરસનો અવાજ પહેલાં ન થતો એવો હોય કે એવો થાય, કે જેના શ્વાસોચ્છ્વાસ બહુ ટૂંકા, બહુ લાંબો, દુર્ગંધવાળો કે સુગંધીદાર હોય તે માણસ જીવતો નથી

**आप्लुतानाप्लुते काये यस्य गन्धोऽतिमानुषः ।**
**मलवस्त्रव्रणादौ वा वर्णन्ति तस्य जीवितम् ॥२४**

જેના નાહેલા અને ન નાહેલા શરીરમાંથી માણસના શરીરની ગંધથી જુદી જાતનો સારો કે ખરાબ વાસ આવતો હોય અથવા જેના મળ, કપડાં, ઘા, વગેરેમાંથી માણસની ગંધથી જુદી જાતની સારી કે ખરાબ વાસ આવતી હોય તેની જિંદગીનો એક વર્ષમાં અંત આવે છે

**भजन्तेऽत्यन्तसौरस्याद्यं यूकामक्षिकादयः ।**
**त्यजन्ति वाऽतिवैरस्यात्सोऽपि वर्षं न जीवति ॥२५**

શરીરમાં પુષ્કળ સારો રસ હોવાથી જેને જૂઓ પડે છે અને માખીઓ વગેરે જેના પર બેસે છે તે માણસ તથા શરીરમાંનો રસ બહુ બગડી ગયેલો હોવાથી જૂઓ, માખીઓ વગેરે જેનો ત્યાગ કરે છે તે માણસ પણ એક વર્ષ જીવતો નથી

**सततोष्मसु गात्रेषु शैत्यं यस्योपलक्ष्यते ।**
**शीतेषु भृशमौष्ण्यं वा स्वेदः स्तम्भोऽप्यहेतुकः ॥**

જેના અવયવ સદા ગરમ રહેતા હોય છતાં એમાં (પુષ્કળ) ઠંડક આવી જાય, જેના અવયવ હમેશાં ઠંડા રહેતા હોય છતાં એમાં પુષ્કળ ગરમી આવી જાય, જેને કારણ વિના અતિશય પરસેવો થાય કે પરસેવો થતો રોકાઈ જાય (તે માણસ પણ એક વર્ષ જીવતો નથી)

**यो जातशीतपिटिक. शीताङ्गो वा विदह्यते ।**
**उष्णद्वेषी च शीतार्त. स प्रेताधिपगोचरः ॥ २७ ॥**

જેના શરીર પર શરદીની (કફની) ફોલ્લીઓ થઈ હોય છતાં જેને લાહ્ય બળે છે, જેનું શરીર ઠંડું હોવા છતાં જેને લાહ્ય બળે છે અને જે ટાઢી(શરદી)થી પીડાતો હોવા છતાં ગરમ પદાર્થોનો દ્વેષ કરે છે તે માણસ યમની સત્તામાં ગયેલો હોય છે (=મરી જાય છે)

**उरस्यूष्मा भवेद्यस्य जठरे चातिशीतता ।**
**भिन्नं पुरीषं तृष्णा च यथा प्रेतस्तथैव स. ॥२८॥**

જેની છાતીમાં ગરમી હોય અને ઉદરમાં પુષ્કળ ઠંડક હોય, જેનો ઝાડો નરમ (ભાંગેલો) થાય અને પુષ્કળ તરસ લાગ્યા કરે તે માણસ મડદા જેવો છે (=એનું મરણ પાસે આવ્યું હોય છે)

**मूत्रं पुरीषं निष्ठ्यूतं शुक्रं वाऽप्सु निमज्जति ।**
**निष्ठ्यूतं बहुवर्णं वा यस्य मासात्स नश्यति ॥२९॥**

જેનાં પેશાબ, ઝાડો, થૂંક કે વીર્ય પાણીમાં ડૂબી જાય અથવા જેનું થૂંક અનેક રંગનું હોય તે માણસ એક મહિનામાં મરી જાય છે

**घनीभूतमिवाकाशमाकाशमिव यो घनम् ।**
**अमूर्तमिव मूर्तं च मूर्तं चामूर्तवत्स्थितम् ॥३०॥**
**तेजस्यतेजस्तद्वच्च शुक्लं कृष्णमसच्च सत् ।**
**अनेत्ररोगश्चन्द्रं च बहुरूपमलाञ्छनम् ॥ ३१ ॥**
**जाग्रद्रक्षांसि गन्धर्वान् प्रेतानन्यांश्च तद्विधान् ।**
**रूपं व्याकृति तत्तच्च यः पश्यति स नश्यति ॥३२**

આંખનો રોગ ન હોવા છતાં જેને (પોતું) આકાશ નક્કર (પૃથ્વી) જેવું દેખાતું હોય અને નક્કર (પૃથ્વી) જેને આકાશ જેવી પોલી દેખાતી હોય, નિરાકાર વસ્તુઓ જેને નિરાકાર જેવી દેખાતી હોય અને નિરાકાર વસ્તુઓ જેને આકાર બનેલા જેવી દેખાતી હોય, ચળકતી વસ્તુ જેને ઝાંખી દેખાતી હોય અને તે જ પ્રમાણે ધોળી વસ્તુ કાળી અને ન હોય તે હોય એવું દેખાતું હોય, જેને ચંદ્ર અનેક રૂપ(=નવવાની અનેક આકૃતિ)વાળો કે નમૂનો નવવાના ડાઘ વિનાનો

દેખાતો હોય, જે જાગતો હોય ત્યારે રાક્ષસો, ગંધર્વો ભૂતપિશાચ અને એવા જ બીજા પ્રકારના જોતો હોય અને જે જાગતો હોય ત્યારે વિકૃત આકારવાળુ રૂપ જોતો હોય તે મરી જાય છે

**सप्तर्षीणां समीपस्थां यो न पश्यत्यरुन्धतीम् ।**
**ध्रुवमाकाशगङ्गां वा स न**
**पश्यति तां समाम् ॥ ३३ ॥**

(આકાશમાં) સપ્તર્ષિઓની પાસે આવેલી અરુંધતીને જે જોઈ શકતો નથી, જે ધ્રુવના તારાને કે આકાશગંગાને જોઈ શકતો નથી તે માણસ એ વરસ જોઈ શકતો નથી (=વરસ પૂરું થતાં પહેલાં મરી જાય છે)

**मेघतोयौघनिर्घोषवीणापणववेणुजान् ।**
**शृणोत्यन्यांश्च यः शब्दानसतो**
**न सतोऽपि वा ॥ ३४ ॥**
**निष्पीड्य कर्णौ शृणुयाच्च यो धुकधुकास्वनम् ।**
**तद्वद्गन्धरसस्पर्शान् मन्यते यो विपर्ययात् ॥३५॥**
**सर्वशो वा न यो, यश्च दीपगन्धं न जिघ्रति ।**
**विधिना यस्य दोषाय स्वास्थ्याया**
**विधिना रसाः ॥ ३६ ॥**
**यः पांसुनेव कीर्णाङ्गो योऽङ्गे घातं न वेत्ति वा ।**
**अन्तरेण तपस्तीव्रं योगं वा विधिपूर्वकम् ॥३७**
**जानात्यतीन्द्रियं यश्च तेषां मरणमादिशेत् ।**

વાદળાનો ગડગડાટ પાણીના પૂરનો ઘુઘવાટ, વીણા, ઢોલક અને વાંસળીના અવાજ ન થતા હોય છતાં જેને સંભળાય છે કે થતા હોય છતાં જેને સંભળાતા નથી, બંને કાનમાં આંગળી ઘાલીને કાન બંધ કરવાથી જેને કાનમાં 'ધુક' 'ધુક' એવા અવાજ સંભળાતો નથી, તે જ પ્રમાણે ગંધ (વાસ) રસ (સ્વાદ) અને સ્પર્શ ખરી રીતે હોવા જોઈએ તેનાથી ઊંધા જેને લાગે છે (દાખલા તરીકે સુગંધ હોવા છતાં દુર્ગંધ લાગે ગળ્યું હોવા છતાં ખાટું લાગે ઊનું હોવા છતાં ઠંડુ લાગે), અથવા જેને ગંધ, સ્વાદ અને સ્પર્શનું સમૂળગું જ્ઞાન થતું નથી, જેને તાજા હોલવેલા દીવાની વાસ આવતી નથી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અપાયેલા રસો (પથ્ય) જેના દોષોનો પ્રકોપ કરે (=રોગ કરે) અને શાસ્ત્રોક્ત વિધિથી વિરુદ્ધ રીતે અપાયેલા રસો (પથ્ય) જેને આરોગ્ય આપે શરીર પર જાણે ધૂળ ઊડી હોય એવું જેનું શરીર થઈ ગયું હોય, શરીર પર ફટકો પડ્યાની પણ જેને ખબર પડતી નથી, ઉગ્ર તપ કર્યા વિના કે વિધિપુરઃસર કંઈક યોગસાધના કર્યા વિના (અથવા રસાયનયોગ કર્યા વિના) જેને ઇન્દ્રિયોથી પર વિષયનું જ્ઞાન થાય તે બધા માણસોના મરણની આગાહી કરવી

સ્વરવિકૃતિ

**हीनो दीनः स्वरोऽव्यक्तो यस्य**
**स्याद्गद्गदोऽपि वा ॥ ३८ ॥**
**सहसा यो विमुह्येद्वा विवक्षुर्न स जीवति ।**

જેનો અવાજ ઓછો (નરમ), લાચારી ભરેલો, અસ્પષ્ટ - ગદ્‌ગદ (ગળગળો) થઈ જાય અથવા જેને બોલવાની ઇચ્છા હોય છતાં બોલતાં મૂંઝાય (બોલવાની સૂઝ પડે નહિ અને તેથી બોલી શકે નહિ) તે માણસ જીવતો નથી

**स्वरस्य दुर्बलीभावं हानिं च बलवर्णयोः ॥३९॥**
**रोगवृद्धिमयुक्त्या च दृष्ट्वा मरणमादिशेत् ।**

કંઈ પણ કારણ વિના અવાજ કમજોર થઈ જાય શક્તિ અને રંગ ઓછા થઈ જાય અને રોગ વધતા જાય એ જોઈને મરણની આગાહી કરવી

**अपस्वरं भाषमाणं प्राप्तं मरणमात्मनः ॥ ४० ॥**
**श्रोतारं चास्य शब्दस्य दूरतः परिवर्जयेत् ।**

પોતાના અસલ કુદરતી અવાજ કરતાં જુદા અવાજમાં જ માણસ પોતાનું પાસે આવેલું મરણ કહે છે (=પોતે મરવાના છે એવું કહે છે) તે માણસને તથા એ અવાજ સાંભળનાર ('હું મરી જઈશ' એવા શબ્દો વિકૃત અવાજે બોલાતા હોય તે સાંભળનાર) માણસને (વૈદ્યે) દૂરથી છોડી દેવા

છાયાનું રિષ્ટ

**संस्थानेन प्रमाणेन वर्णेन प्रभयाऽपि वा ॥४१॥**
**छाया विवर्तते यस्य स्वप्नेऽपि प्रेत एव सः ।**

જેની છાયાની આકૃતિ બદલાઈ જાય (એટલે, જે પોતે સમ આકૃતિનો હોય છતાં એની છાયાની આકૃતિ વિષમ હોય અથવા જે પોતે વિષમ આકૃતિનો હોય છતાં એની છાયાની આકૃતિ સમ હોય) જેની છાયાનું પ્રમાણ ફરી જાય (એટલે જે પોતે લાંબો હોય છતાં એની છાયા ટૂંકી હોય અથવા જે પોતે ટૂંકો હોય છતાં એની છાયા લાંબી હોય), જેનો રંગ અમુક હોય છતાં એની છાયાનો રંગ ફરી જાય, અથવા જેની પોતાની પ્રભા અમુક હોય છતાં એની છાયાની પ્રભા ફરી ગઈ હોય તે માણસ સ્વપ્નમાં પણ મડદું જ છે (તો પછી જાગ્રત અવસ્થામાં મડદું હોય તેમાં શી નવાઈ 'એટલે એ માણસ થોડા વખતમાં મરી જાય છે)

( છાયા અને પ્રભા માટે જુઓ શ્લોક ૪૨ થી ૫૨ ॥ )

छાયા અને પ્રતિચ્છાયા

मानपादर्शतोयादौ या संस्थानप्रमाणतः ॥४२॥
छायाऽङ्गात्सम्भवत्युक्ता
प्रतिच्छायेति सा पुनः ।
वर्णप्रभाश्रया या तु सा छायैव शरीरगा ॥४३॥

શરીરની આકૃતિ અને માપના હિસાબે જે છાયા શરીરમાંથી તડકો, ચાટલું, પાણી (ઘી) વગેરેમાં ઉત્પન્ન થાય છે તેને પ્રતિચ્છાયા (પ્રતિબિંબ) કહે છે પણ જે છાયા શરીરના રંગ અને પ્રભાને આશ્રયે બને છે તથા જે ( શરીરની બહારના તડકો, ચાટલું વગેરે પદાર્થોમાં પડેલી ન હોય પણ ) શરીરમાં જ રહેલી હોય ( શરીરને આશ્રયે જ રહેલી હોય ) તેને જ છાયા કહે છે

પ્રતિચ્છાયાનું રિષ્ટ

भवेद्यस्य प्रतिच्छाया
छिन्ना भिन्नाऽधिकाऽऽकुला ।
विशिरा द्विशिरा जिह्मा
विकृता यदि वाऽन्यथा ॥४४॥
तं समाप्तायुषं विद्यान्न चेल्लक्ष्यनिमित्तजा ।
प्रतिच्छायामयी यस्य न चाक्ष्णीक्ष्येत कन्यका ॥

જેનું પ્રતિબિંબ પ્રત્યક્ષ જોઈ જાણી શકાય એવા કાંઈ કારણ વિના કપાયેલું, છિદ્રોવાળું, પ્રમાણથી માટું, બદલાયા કરતું, માથા વિનાનું, બે માથાવાળું, વાંકું અથવા બીજી કોઈ રીતે વિકૃત થયેલું હોય તેની આવરદા પૂરી થઈ છે એમ જાણવું જેની આંખમાં ( આંખની કીકીમાં ) સામે ઊભેલી વસ્તુ કે વ્યક્તિના પ્રતિબિંબરૂપ પડતી પૂતળી જેવી આકૃતિ દેખાય નહિ તેનો આવરદા પણ પૂરો થયો છે એમ જાણવું

કયા મહાભૂતની છાયા કેવી હોય ?

खादीनां पञ्च पञ्चानां छाया विविधलक्षणाः ।
नाभसी निर्मलाऽऽनीला सस्नेहा सप्रभेव च ॥
वाताद्रजोऽरुणा श्यावा भस्मरूक्षा हतप्रभा ।
विशुद्धरक्ता त्वाग्नेयी दीप्ताभा दर्शनप्रिया ॥४७।
शुद्धवैदूर्यविमला सुस्निग्धा तोयजा सुखा ।
स्थिरा स्निग्धा घना शुद्धा श्यामा
श्वेता च पार्थिवी ॥४८॥

આકાશ વગેરે પાંચ મહાભૂતોની જુદા જુદા લક્ષણો વાળી પાંચ છાયા હોય છે ( મહાભૂતો તો પાંચ જ છે તેના જુદા જુદા અનેક પ્રમાણમાં મિશ્રણ થવાથી અસંખ્ય પદાર્થો બને છે છતાં એ અસંખ્ય પદાર્થોની છાયા પાંચ જ પ્રકારની હોય છે, અસંખ્ય પ્રકારની નહિ એનું બતાવવાને 'પાંચ છાયા હોય છે' એનું લખ્યું છે. ) એમાં આકાશને લીધે ઉત્પન્ન થતી છાયા નિર્મળ, આછા ગળી જેવા રંગની, જરા સ્નિગ્ધ અને જાણે પ્રભાવાળી હોય એવી હોય છે વાયુને લીધે ઉત્પન્ન થતી છાયા ધૂળિયા, આછી રાતી, બદામી રંગની, રાખોડી જેવી લૂખી અને પ્રભા વિનાની હોય છે અગ્નિને લીધે ઉત્પન્ન થયેલી છાયા ( તપાવેલા સોના જેવી ) શુદ્ધ લાલ રંગની, તેજસ્વી અને જોવી ગમે એવી હોય છે પાણીથી ઉત્પન્ન થયેલી છાયા શુદ્ધ નીલમના જેવી નિર્મળ, પુષ્કળ સ્નિગ્ધ અને આરોગ્ય આપે એવી હોય છે અને પૃથ્વીથી ઉત્પન્ન થતી છાયા સ્થિર, સ્નિગ્ધ, નક્કર, નિર્મળ, ( ગળી જેવી ) કાળી અને ધોળી હોય છે

છાયાઓનું ફળ

वायवी रोगमरणक्लेशायान्याः सुखोदयाः ।

વાયુથી ઉત્પન્ન થયેલી છાયાને લીધે રોગ, મરણ અને ક્લેશ થાય છે બીજી છાયાઓ સુખ લાવે છે

પ્રભા

प्रभोक्ता तैजसी सर्वा, सा तु सप्तविधा स्मृता ॥
रक्ता पीता सिता श्यावा
हरिता पाण्डुराऽसिता ।

બધી જાતની પ્રભા તેજની ( અગ્નિની ) બનેલી છે એમ કહ્યા છે અને એ ( પ્રભા ) સાત જાતની છે એમ શાસ્ત્ર કહે છે રાતી, પીળી, ધોળી, બદામી રંગની, સરસડાના પાંદડા જેવા રંગની અને આછી (મેલી) ધોળી

तासां याः स्युर्विकासिन्यः
स्निग्धाश्च विमलाश्च याः ॥५०॥
ताः शुभाः, मलिना रूक्षाः
सङ्क्षिप्ताश्चाशुभोदयाः ।

એ પ્રભાઓ પૈકી જે પ્રભા ફેલાયેલી ( પ્રસરેલી ), સ્નિગ્ધ અને નિર્મળ હોય તે શુભ ( કલ્યાણકારી ) હોય છે અને જે પ્રભા મેલી, લૂખી અને સંકોચાયેલી ( સાંકડી ) હોય તે અશુભ કરે છે

છાયા અને પ્રભા વચ્ચે તફાવત

वर्णमाक्रामति छाया प्रभा वर्णप्रकाशिनी ॥५१॥

છાયા ( રાતા વગેરે ) રંગને દબાવી દે છે ( ખાઈ જાય છે ), પ્રભા ( રાતા વગેરે ) રંગને પ્રકાશ આપે છે ( છાયાથી રંગ દબાઈ જાય છે, પ્રભાથી રંગ નવો આવે છે )

**आसन्ने लक्ष्यते छाया विकृष्टे भा प्रकाशते**

કોઈ પણ વસ્તુની પાસે જઈને એને જોવાથી એ વસ્તુના જે દેખાવ આવે તે એની છાયા દેખાય છે, કોઈ પણ વસ્તુથી દૂર જઈને એને જોવાથી એ વસ્તુનો જે દેખાવ આવે તે એની પ્રભા પ્રકાશ છે

(પર્વતને પાસેથી અને દૂરથી જોઈએ ત્યારે એના જુદાજુદા દેખાવ આવે છે તેથી કહેવત પડી છે કે ડુંગરા દૂરથી રળિયામણા)

**नाच्छायो नाप्रभः कश्चिद्विशेषाश्चिह्नयन्ति तु ॥**
**नृणां शुभाशुभोत्पत्तिं काले छायासमाश्रयाः ।**

કોઈ પણ માણસ એવો નથી કે જેને છાયા ન હોય અને પ્રભા ન હોય પણ માણસોની છાયામાં રહેલા તફાવત (જુદીજુદી છાયાઓ) એવું સૂચવે છે કે અમુક વખત શુભ થશે અને અશુભ થશે

**निकषन्निव यः पादौ च्युतांसः परिसर्पति ॥५३॥**
**हीयते बलतः शश्वद्योऽन्नमश्नन् हितं बहु ।**
**योऽल्पाशी बहुविण्मूत्रो बह्वाशी**
**चाल्पमूत्रविट् ॥ ५४ ॥**
**यो वाऽल्पाशी कफेनार्तो दीर्घं श्वसिति चेष्टते ।**
**दीर्घमुच्छ्वस्य यो ह्रस्वं निःश्वस्य परिताम्यति ॥५५**
**ह्रस्वं च यः प्रश्वसिति व्याविद्धं स्पन्दते भृशम् ।**
**शिरो विक्षिपते कृच्छ्राद्योऽञ्च**
**यित्वा प्रपाणिकौ ॥ ५६ ॥**
**यो ललाटात्स्रुतस्वेदः श्लथसन्धानबन्धनः ।**
**उत्थाप्यमानः सम्मुह्येद्यो बली दुर्बलोऽपि वा ॥५७**
**उत्तान एव स्वपिति यः पादौ विकरोति च ।**
**शयनासनकुड्यादेर्योऽसदेव जिघृक्षति ॥ ५८ ॥**
**अहास्यहासी सम्मुह्यन् यो लेढि दशनच्छदौ ।**
**उत्तरौष्ठं परिलिहन् फूत्कारांश्च करोति यः ॥५९॥**
**यमभिद्रवति च्छाया कृष्णा पीताऽरुणाऽपि वा ।**
**भिषग्भेषजपानान्नगुरुमित्रद्विषश्च ये ॥ ६० ॥**
**वशगाः सर्व एवैते विज्ञेयाः समवर्तिनः ।**

જે ખભેથી નમી જઈને પગ (જમીન પર) ઘસડતો ઘસડતો ચાલતો હોય, પથ્ય ખોરાક પુષ્કળ ખાવા છતાં જેનું બળ રોજરોજ ઓછું થતું જતું હોય, થોડું ખાવા છતાં જેને બહુ ઝાડો-પેશાબ થતા હોય, બહુ ખાવા છતાં જેને થોડો ઝાડો પેશાબ થતા હોય, થોડું ખાય છતાં જે કફના રોગથી પીડાતો લાંબા શ્વાસ લે અને આળોટતો હોય (તરફડતો હોય), ઉચ્છ્વાસ લાંબો લઈને અને નિઃશ્વાસ ટૂંકા લઈને જે પીડાય છે, જે ટૂંકા શ્વાસોચ્છ્વાસ લે છે અને જેની નાડી બહુ ઢંગધડા વિનાની થડકતી હોય, હાથની કોણીથી કાંડા સુધીના ભાગને સંકોચીને મુશ્કેલીથી જે માથું ફેરવી રહ્યો હોય, જેના કપાળમાંથી પરસેવા નીતરતો હોય અને શરીરના સાંધાના બંધ ઢીલા થઈ ગયા હોય, જે બળવાન હોય કે નબળો હોય પણ જેને ઉઠાડતાં ઉઠાડતાં પાછો બેભાન થઈ જતો હોય, જે ચત્તો સૂઈને જે ઊંઘતો હોય અને જે પગને વિકૃત(=પહોળા) કરતો હોય, જે પથારી, બેઠક, ભીંત (કે શરીર) વગેરેમાંથી જે હાજર ન હોય તે જે વસ્તુ પકડવાની (ઝાલવાની, લેવાની) ઇચ્છા કરતો હોય (कुड्य= ભીંત, कुक्षि=શરીર), જે હસવાના પ્રસંગ વિના (વારવાર) હસતો હસતો બેભાન થઈ જઈને પોતાના હોઠ (જીભ વડે) ચાટતો હોય, જે પોતાનો ઉપલો હોઠ ચાટતાં ચાટતાં ફૂંફાડા મારતો હોય, જેના પર કાળી પીળી કે આછી લાલ છાયા ફરી વળી હોય, અને જેઓ વૈદ્યના, દવાનો, પીવાના અન્નના, વડીલોના અને મિત્રોનો દ્વેષ કરતા હોય તે બધા માણસો યમને વશ થયા છે (=થોડા વખતમાં મરવાના છે) એમ જાણવું

**ग्रीवाललाटहृदयं यस्य स्विद्यति शीतलम् ॥६१॥**
**उष्णोऽपरः प्रदेशश्च शरणं तस्य देवता ।**

જેના ડોક, કપાળ અને હૃદય ઠંડાં હોવા છતાં એમાંથી પરસેવા થયા કરતા હોય અને શરીરનો બાકીના બીજો ભાગ ગરમ હોય તેને દેવ સિવાય કોઈના આશરા નથી (તે મરી જાય છે)

**[ पूर्वरूपाणि सर्वाणि ज्वरोक्तान्यतिमात्रया ।**
**यं विशन्ति विशत्येनं मृत्युर्ज्वरपुरःसरः ॥१॥]**

[તાવના નિદાનમાં કહેલાં તાવનાં પૂર્વરૂપના બધાં લક્ષણ ઉગ્ર રૂપમાં જે માણસમાં દાખલ થતાં હોય તે માણસમાં તાવને આગળ કરીને મોત દાખલ થયું હોય છે]

**योऽणुज्योतिरनेकाग्रो दुश्छायो**
**दुर्मनाः सदा ॥ ६२ ॥**
**बलिं बलिभृतो यस्य प्रणीतं नोपभुञ्जते ।**
**निर्निमित्तं च यो मेधां शोभामुपचयं श्रियम् ॥६३**
**प्राप्नोत्यतो वा विभ्रंशं स प्राप्नोति यमक्षयम् ।**

જેનો અગ્નિ ઓછો થઈ ગયો હોય, મન અડવડ બની ગયું હોય, શરીરની છાયા બગડી ગઈ હોય ને જે હમેશા ઉદાસ (ગમગીન) રહેતો હોય (કે મન નનગુ પડી ગયું હોય), જેનું આપેલું બલિદાન

(કાગવાશ વગેરે) બલિદાન ખાનારા (કાગડા વગેરે) પ્રાણીઓ ખાતા નથી, કઈ પણ કારણ વિના જ જેના મા મેધા આવે છે, શોભા આવે છે, શરીર હૃષ્ટપુષ્ટ થાય છે અને લક્ષ્મી મળે છે તથા કઈ પણ કારણ વિના જ જેના મેધા, શોભા, શરીરની પુષ્ટિ અને લક્ષ્મી જતા રહે છે તે યમને ઘેર જાય છે (=મરી જાય છે)

**गुणदोषमयी यस्य स्वस्थस्य व्याधितस्य वा ॥६४**
**यात्यन्यथात्वं प्रकृतिः षण्मासान्न स जीवति ।**

જે સાજા કે માંદા માણસના ગુણો કે દોષોનો બનેલો સ્વભાવ અમસ્ત હોય તેનાથી ઊંધો થઈ ગયો હોય તે માણસ છ મહિના (પણ) જીવતો નથી (સ્વભાવ બદલાયા પછી છ મહિનાની અંદર મરી જાય છે)

ગુણ–(૧) સત્ત્વ વગેરે ગુણ, (૨) સદ્‌ગુણ
દોષ–(૧) વાયુ વગેરે દોષ, (૨) દુર્ગુણ

**भक्तिः शीलं स्मृतिस्त्यागो बुद्धिर्बलमहेतुकम् ॥६५**
**षडेतानि निवर्तन्ते षड्भिर्मासैर्मरिष्यतः ।**

જે માણસ છ મહિનામા મરવાનો હોય તેના ભક્તિ, શિયળ (ચારિત્ર્ય), સ્મરણશક્તિ, દાન આપવાની ટેવ બુદ્ધિ અને બળ એ છ વાના કઈ પણ કારણ વિના જતા રહે છે

**मत्तवद्गतिवाक्कम्पमोहा मासान्मरिष्यतः ॥६६॥**

એક મહિનામા મરનારની ચાલ (ગતિ), વાણી (બોલ), કંપ અને મોહ દારૂડિયા માણસ જેવા હોય છે

**नश्यत्यजानन् पड्हात्केशालुञ्चनवेदनाम् ।**
**न याति यस्य चाहारः कण्ठं कण्ठामयादृते ॥६७॥**

જેના વાળ તોડવામા (ચૂંટવામા) આવે છતા એને વાળ તોડવાની પીડાની ખબર પડતી ન હોય તે માણસ તથા ગળાના રોગ વિના પણ ખોરાક જેને ગળે ઊતરતો ન હોય તે માણસ છ દિવસમા મરી જાય છે

**प्रेष्याः प्रतीपतां यान्ति प्रेताकृतिरुदीर्यते ।**
**यस्य निद्रा भवेन्नित्या नैव वा न स जीवति ॥६८**

જેના નોકરો (=સારવાર કરનારાઓ) સામા પડતા હોય, જેના શરીરનો આકાર પ્રેતના આકાર જેવો દેખાતો હોય, જે સદા (નિત્યદિવસ) ઊંઘ્યા કરતો હોય કે જેને કદી ઊંઘ ન આવતી હોય તે જીવતો નથી

પ્રેત=મડદુ, ભૂત

**वक्त्रमापूर्यतेऽश्रूणां स्विद्यतश्चरणौ भृशम् ।**
**चक्षुश्चाकुलतां याति यमराज्यं गमिष्यतः ॥६९॥**

જે માણસ યમના દરબારમા જવાનો હોય તેના આંસુના સોતોના મો પુરાઈ ગયા હોય છે, તેના બંને પગે પુષ્કળ પરસેવો થયા કરે છે અને એની આંખ બહાવરી બનેલી હોય છે

**यैः पुरा रमते भावैररतिस्तैर्न जीवति ।**

જે વસ્તુઓ (કે, વિષયોથી) પહેલા સુખ થતું હોય તે વસ્તુઓથી (કે, વિષયોથી) જેને સુખ થતું ન હોય તે માણસ જીવતો નથી

**सहसा जायते यस्य विकारः सर्वलक्षणः ॥७०॥**
**निवर्तते वा सहसा, सहसा स विनश्यति ।**

જેને સંપૂર્ણ લક્ષણોવાળો રોગ એકાએક (=કઈ પણ કારણ વિના) થાય અથવા જેને એવો રોગ એકાએક શમી જાય તે માણસ તરત મરી જાય છે

તાવનાં રિષ્ટ

**ज्वरो निहन्ति बलवान् गम्भीरो दैर्घरात्रिकः ॥७१**
**सप्रलापभ्रमश्वासः क्षीण शून हतानलम् ।**
**अक्षामं सक्तवचनं रक्ताक्षं हृदि शूलिनम् ॥७२॥**
**सशुष्ककासः पूर्वाह्णे योऽपराह्णेऽपि वा भवेत् ।**
**बलमांसविहीनस्य श्लेष्मकाससमन्वित ॥७३॥**

બળવાન (=બળવાન હેતુ, પૂર્વરૂપ, રૂપ વગેરે વાળો) ગભીર (=ઊંડો, બધી ધાતુઓમા પેસી ગયેલો) ઘણી રાતોથી આવતો (=લાંબા વખતથી આવતો), લવરી, ચક્કર અને શ્વાસ (હાંફ) એ ત્રણ ઉપદ્રવવાળો તાવ, જેની ધાતુઓ ઓછી થઈ ગઈ હોય, જેને સોજા આવ્યા હોય, જેનો જઠરાગ્નિ હોલવાયો હોય જે બળવાન હોય છતા અને બોલતા લોચા વળતા હોય, જેની આંખો રાતી થઈ ગઈ હોય અને જેના હૃદયમા શૂળ આવતુ હોય એવા દરદીને મારી નાખે છે સવારે આવતા તાવ સાથે સૂકી ઉધરસ આવતી હોય કે સાંજે આવતા તાવ સાથે સૂકી ઉધરસ આવતી હોય તો તે બંને તાવ દરદીને મારી નાખે છે કફની ઉધરસવાળો તાવ બળવિનાના અને માંસવિનાના રોગીને મારી નાખે છે

રક્તપિત્તના રિષ્ટ

**रक्तपित्तं भृशं रक्तं कृष्णमिन्द्रधनुष्प्रभम् ।**
**ताम्रहारिद्रहरितं रूपं रक्तं प्रदर्शयेत् ॥७४॥**
**रोमकूपप्रविसृतं कण्ठास्यहृदये सजत् ।**
**वाससोऽरञ्जनं पूति वेगवद्याति भूरि च ॥७५**
**वृद्धं पाण्डुज्वरच्छर्दिकासशोफातिसारिणम् ।**

જે રક્તપિત્ત પુષ્કળ રાતુ હોય, પુષ્કળ કાળું હોય કે મેઘધનુષ જેવી પ્રભાવાળું હોય (તે રક્તપિત્ત દરદીને મારી નાખે છે), જે રક્તપિત્ત તાંબાવર્ણું

મગદર જેવુ પીળું કે સરસડાના પાદડાના રગનુ અને નાનું રૂપ (=દૃશ્ય, આકાશ) દેખાડે (તે રક્તપિત્ત દરદીને મારી નાખે છે) જે રક્તપિત્ત બધાં રૂવાડાનાં છિદ્રોમાંથી પુષ્કળ નીકળતુ હોય (તે રક્તપિત્ત દરદીને મારી નાખે છે) જે રક્તપિત્ત ગળામા, મોમા અને હૃદયમાં એકીસાથે ચોટી જાય છે (તે રક્તપિત્ત દરદીને મારી નાખે છે) જે રક્તપિત્ત કપડાને પાકુ રગી શકતુ નથી (તે રક્તપિત્ત દરદીને મારી નાખે છે), ગધાતું વેગથી વહેતું અને પુષ્કળ વહેતુ (એ દરેક પ્રકારનુ રક્તપિત્ત દરદીને મારી નાખે છે) રક્તપિત્ત ઘરડા દરદીને તથા પાડુ, તાવ, ઊલટી, ઉધરસ, સોજા અને અતિસારના દરદીઓને મારી નાખે છે

(શુદ્ધ લોહીમા બોળેલુ કપડાનો રગ સશેકા પાણીમા બોળવાથી ઊતરી જાય છે પણ પિત્તમા બોળેલા કપડાનો રગ સશેકા પાણીમા બોળવાથી તદ્દન ઊતરી જતો નથી તેથી રક્તપિત્તમા પિત્ત હોય છતા કપડા ને એનો રગ પાકો ન ચડતા હોય તો તે રક્તપિત્ત મારી નાખે છે રક્તપિત્ત જ્યારે ધાતુઓને ઓગાળે છે ત્યારે એ રક્તપિત્તમા ધાતુઓ ભળવાથી દુર્ગંધ મારે છે આમ ગધાતા રક્તપિત્તમા ધાતુઓ પણ બગડીને નીકળી જતી હોવાથી એ રક્તપિત્ત દરદીને મારી નાખે છે)

### ઉધરસ અને દમનું રિષ્ટ

**कासश्वासौ ज्वरच्छर्दितृष्णातीसारशोफिनम्**

તાવ, ઊલટીઓ, તરસ, અતિસાર અને સોજા એ પાચ ઉપદ્રવવાળાને ઉધરસ અને દમના રોગ મારી નાખે છે

### ક્ષયરોગનુ રિષ્ટ

**यक्ष्मा पार्श्वरुजानाहरक्तच्छर्द्यंसतापिनम् ।**

પડખામા પીડા, આનાહ, લોહીની ઊલટી અને ખભા તપી જવા એ ચાર ઉપદ્રવોવાળો ક્ષયરોગ દરદીને મારી નાખે છે

### ઊલટીઓના રોગનું રિષ્ટ

**छर्दिर्वेगवती मूत्रशकृद्गन्धिः सचन्द्रिका ॥ ७७**
**सास्रविट्पूयरुक्कासश्वासवत्यनुषङ्गिणी ।**

જોરથી થતી, પેશાબ અને ઝાડા જેવી ગધાતી, ચદ્રિકાઓવાળી, લોહીવાળી, ઝાડાવાળી, પરુવાળી, પીડાવાળી, સાથે ઉધરસ કે દમ હોય એવી અને લાબા વખતથી બધ ન થતી ઊલટીઓનો રોગ દરદીને મારી નાખે છે

### તરસના રોગનું રિષ્ટ

**तृष्णाऽन्यरोगक्षपितं बहिर्जिह्वं विचेतनम् ॥७८॥**

બીજા રોગથી દૂબળા પડી ગયેલા, જીભને મોની બહાર કાઢતા અને બેભાન બની ગયેલા (એ ત્રણે ચિહ્નો લક્ષણોવાળા) દરદીને તરસના રોગ મારી નાખે છે

### મદાત્યયનુ રિષ્ટ

**मदात्ययोऽतिशीतार्तं क्षीणं तैलप्रभाननम् ।**

મદાત્યય રોગ બહુ શરદીથી પીડાતા, દૂબળા પડી ગયેલા અને જેના મોની પ્રભા તેલની પ્રભા જેવી હોય તેવા દરદીને મારી નાખે છે

### હરસનુ રિષ્ટ

**अर्शांसि पाणिपन्नाभिगुदमुष्कास्यशोफिनम् ॥७९**
**हृत्पार्श्वाङ्गरुजाछर्दिपायुपाकज्वरातुरम् ।**

જેના હાથ-પગ, ડૂટી, ગુદા, વૃષણ અને મો પર સોજો આવ્યો હોય, જેને હૃદયમા પડખામા, અને શરીરમા પીડા થતી હોય, જેને ઊલટી, ગુદા પાકવી અને તાવ એ ઉપદ્રવો થયા હોય તે દરદીને હરસનો રોગ મારી નાખે છે

### અતિસારનુ રિષ્ટ

**अतीसारो यकृत्पिण्डमांसधावनमेचकैः ॥ ८० ॥**
**तुल्यस्तैलघृतक्षीरदधिमज्जवसासवैः ।**
**मस्तुलुङ्गमषीपूयवेसवाराम्बुमाक्षिकैः ॥ ८१ ॥**
**अनिरक्तासितस्निग्धपूत्यच्छघनवेदनः ।**
**कर्बुरः प्रस्रवन् धातून् निष्पुरीषोऽथवाऽतिविट् ॥**
**तन्तुमान् मक्षिकाक्रान्तो राजीमांश्चन्द्रकैर्युतः ।**
**शीर्णपायुर्बलिं मुक्तनालं पर्वास्थिशूलिनम् ॥८३**
**स्रस्तपायुं बलक्षीणमन्नमेगोपवेशयन् ।**
**सतृट्श्वासज्वरच्छर्दिदाहानाहप्रवाहिकः ॥ ८४**

(અતિસારના રોગમા) ઝાડા, કાળજુ, માંસનું ધોવાણ, મોરના પીંછા પરની આખ, તેલ, ઘી, દૂધ, દહીં, મજ્જા, વસા, આસવ, મસ્તુ, મગજ, કાજળ, પરુ, વેસવાર, પાણી અને મધ (આમાથી ગમે તે એક) જેવા હોય, ઝાડા બહુ લાલ, બહુ કાળા, બહુ ચીકાશ વાળા, બહુ ગધાતા, બહુ વેદનાવાળા, ધાતુઓ વહી જતી હોવાથી રગબેરગી, વિષ્ઠા વિનાના કે બહુ વિષ્ઠા વાળા, તાતણવાળા, માખીઓ હલ્લો મચાવે એવા, લિસોટા-વાળા, મોરના પીછા પરની આખો (=ચાદ્રા) જેવા આકાર જેમા દેખાય એવા, રક્ત ખરિતુંપીપિંડું જ જેમા બારોબાર નીકળી જતુ હોય એવા, તરસ, શ્વાસ, તાવ, ઊલટી, બળતરા, આનાહ અને મરડાના ઉપદ્રવ થયા હોય એવા ઝાડાવાળો અતિસારનો રોગ જેની ગુદામાની વળીઓ (નિ. ૭,૭ થી ૯) છિન્ન-

ભિન્ન થઈ ગઈ હોય, જેની ગુદાનો બંધ છૂટી ગયો હોય, જેના પર્વમાં અને હાડકામાં શૂળ આવતું હોય, જેને આમળ નીકળી હોય અને જે નબળો પડી ગયો હોય એવા અતિસારના દર્દીને મારી નાખે છે

**પથરીનું રિષ્ટ**

**अश्मरी शूनवृषणं बद्धमूत्रं रुजार्दितम् ।**

પથરીનો રોગ અંડ સૂજી ગયા હોય, જેનો પેશાબ બંધાઈ (રોકાઈ) રહ્યો હોય અને જેને પીડા થતી હોય એવા દર્દીને મારી નાખે છે

**મેહરોગનું રિષ્ટ**

**मेहस्तृड्दाहपिटिकामांसकोथातिसारिणम् ॥ ८५**

તરસ, બળતરા, પાઠ (કે ફોલ્લી), માંસ વડે (કે માંસ ઓગળીને પેશાબમાં નીકળે) અને અતિસાર એટલા ઉપદ્રવવાળા દર્દીને મેહરોગ મારી નાખે છે

**પિટિકાનું રિષ્ટ**

**पिटिका मर्महृत्पृष्ठस्तनांसगुदमूर्धगा ।**
**पर्वपादकरस्था वा मन्दोत्साहं प्रमेहिणम् ॥ ८६**
**सर्वे च मांससङ्कोथदाहतृष्णामदज्वरैः ।**
**विसर्पमर्मसंरोधहिध्माश्वासभ्रमक्लमैः ॥ ८७ ॥**

મર્મસ્થાન, હૃદય, પીઠ (બરડો), સ્તન, ખભો, ગુદા, માથું, પર્વ, પગ અને હાથ એટલી જગાએ થયેલી પિટિકા, જેનો ઉત્સાહ મંદ પડી ગયો હોય એવા પ્રમેહના દર્દીને મારી નાખે છે તથા માંસનો સડો, બળતરા, તરસ, કેફ, તાવ, રતવા, મર્મસ્થાનનો સરોધ, હેડકી, દમ, ફેર અને કટાળો એટલા ઉપદ્રવોવાળી પિટિકા બધાને મારી નાખે છે

**ગોળાનું રિષ્ટ**

**गुल्मः पृथुपरीणाहो घनः कूर्म इवोन्नतः ।**
**सिरानद्धो ज्वरच्छर्दिहिध्माध्मानरुजान्वितः ॥ ८८**
**कासपीनसहृल्लासश्वासातीसारशोफवान् ।**

વિશાળ ઘેરાવાવાળો, ઘટ્ટ (નક્કર) કાચબા જેવો ઊપસી આવેલો, જેમાં શિરાઓ તરી આવી હોય એવો, અને તાવ, ઊલટી, હેડકી, આફરો, વેદના, ઉધરસ, સળેખમ, હૃલ્લાસ, શ્વાસ, અતિસાર અને સોજા એટલા ઉપદ્રવોવાળો ગોળાનો રોગ મારી નાખે છે

**ઉદરરોગનું રિષ્ટ**

**विण्मूत्रसङ्ग्रहश्वासशोफहिध्माज्वरभ्रमैः ॥ ८९**
**मूर्च्छाच्छर्द्यतिसारैश्च जठरं हन्ति दुर्बलम् ।**
**शूनाक्षं कुटिलोपस्थमुपक्लिन्नतनुत्वचम् ॥ ९० ॥**
**विरेचनहृतानाहमानह्यन्तं पुनः पुनः ।**

ઝાડો રોકાઈ રહે, પેશાબ રોકાઈ રહે, શ્વાસ થાય, સોજા વડે, હેડકી, તાવ, ફેર, મૂર્છા, ઊલટીઓ અને અતિસાર એટલા ઉપદ્રવોવાળો ઉદરરોગ નબળા, જેની આંખો સૂજી ગઈ હોય એવા, જેની મૂત્રેન્દ્રિય વાંકી વળી ગઈ હોય એવા, જેના શરીર અને ચામડી ભીના ભીના રહેતા હોય એવા અને જેને વિરેચન આપીને આનાહ મટાડવામાં આવતો હોય છતાં જેને ફરીફરીને આનાહ થતો હોય એવા દરદીને મારી નાખે છે

**પાંડુરોગનું રિષ્ટ**

**पाण्डुरोगः श्वयथुमान् पीताक्षिनखदर्शनम् ॥९१**

સોજાના ઉપદ્રવવાળો પાંડુરોગ જેના આંખ, નખ અને દેખાવ પીળા થઈ ગયા હોય એવા દરદીને મારી નાખે છે

**સોજાનું રિષ્ટ**

**तन्द्रादाहारुचिच्छर्दिमूर्च्छाध्मानातिसारवान् ।**
**अनेकोपद्रवयुतः पादाभ्यां प्रसृतो नरम् ॥९२॥**
**नारीं शोफो मुखाद्धन्ति कुक्षिगुह्यादुभावपि ।**
**राजीचितः स्रवच्छर्दिज्वरश्वासातिसारिणम् ॥**

ઘેન, બળતરા, અરુચિ, ઊલટી, મૂર્છા, આધ્માન અને અતિસાર એટલા ઉપદ્રવવાળો, અનેક ઉપદ્રવોવાળો, પુરુષની બાબતમાં પગેથી શરૂ થઈને ફેલાતો, સ્ત્રીની બાબતમાં મોએથી શરૂ થઈને ફેલાતો, પુરુષ અને સ્ત્રી બંનેની બાબતમાં કૂખ અને ગુહ્ય ભાગમાંથી શરૂ થઈને ફેલાતો, દોષના રંગના લિસોટા ભરચક તરી આવ્યા હોય એવો અને દોષનો સ્રાવ થતો હોય એવો સોજો ઊલટી, તાવ, શ્વાસ અને અતિસારવાળા દરદીને મારી નાખે છે

**ज्वरातिसारौ शोफान्ते श्वयथुर्वा तयोः क्षये ।**
**दुर्बलस्य विशेषेण जायन्तेऽन्ताय देहिनः ॥९४॥**

સોજાને અંતે તાવ અને અતિસાર થાય કે તાવ અને અતિસારને અંતે સોજો આવે તો તે નબળા માણસના દેહનો તો ખાસ નાશ કરે છે

**श्वयथुर्यस्य पादस्थः परिस्रस्ते च पिण्डिके ।**
**सीदतः सक्थिनी चैव तं भिषक् परिवर्जयेत् ॥९५**

જેને પગે સોજા આવ્યા હોય, પગની પીંડીઓ પોતાના સ્થાનમાંથી ખસી ગઈ હોય અને પગ પોતાનું કામ કરવાને અશક્ત થઈ ગયા હોય એવા દરદીને વૈદ્યે છોડી દેવો

**आननं हस्तपादं च विशेषाद्यस्य शुष्यतः ।**
**शूयेते वा विना देहात्स मासाद्याति पञ्चताम् ॥९६**

જેના મોં, હાથ અને પગ (બીજા અવયવો કરતાં)

વધારે સુકાતા હોય અથવા બાકીના શરીરે સોજા ન આવે પણ જેના મો, હાથ અને પગે સોજા આવતા હોય તે માણસ એક મહિનામા મરી જાય છે

રતવાનુ રિષ્ટ

**विसर्पः कासवैवर्ण्यज्वरमूर्च्छाङ्गभङ्गवान् ।**
**भ्रमास्यशोफहृल्लासदेहसादातिसारवान् ॥९७॥**

ઉધરસ, શરીરનો રગ બદલાઈ જાય, તાવ, મૂર્ચ્છા, શરીર કસમોડા ખાય, ફેર, મોએ સોજા, હૃલ્લાસ, શરીર પોતાનું કામ ન કરી શકે અને અતિસાર—એટલા ઉપદ્રવવાળો વિસર્પ (રતવા) મારી નાખે છે

કુષ્ઠનુ રિષ્ટ

**कुष्ठं विशीर्यमाणाङ्गं रक्तनेत्रं हतस्वरम् ।**
**मन्दाग्निं जन्तुभिर्जुष्टं हन्ति तृष्णातिसारिणाम् ॥**

જેનું શરીર સડતું હોય, આખો લાલ થઈ ગઈ હોય, અવાજ બેસી ગયો હોય (નીકળતો ન હોય), અગ્નિ મદ પડી ગયો હોય, જીવાત પડી હોય તથા તરસ અને અતિસાર એ બે ઉપદ્રવ થયા હોય એવા કુષ્ઠના દરદીને કુષ્ઠ મારી નાખે છે

વાયુનુ રિષ્ટ

**वायुः सुप्तत्वचं भुग्नं कम्पशोफरुजातुरम् ।**

જેની ચામડી બહેર મારી ગઈ હોય, જે વાકો વળી ગયો હોય અને કપ, સોજા અને પીડા જેને થતા હોય તે દરદીને વાયુનો રોગ મારી નાખે છે

(પતનુ રિષ્ટ)

**वातास्रं मोहमूर्च्छायमदास्वप्नज्वरान्वितम् ॥९९॥**
**शिरोग्रहारुचिश्वाससङ्कोचस्फोटकोथवत् ।**

મોહ, મૂર્ચ્છા, કેફ, ઉજાગરો, તાવ, માથુ જકડાઈ જાય, અરુચિ, શ્વાસ, અગ સકોચાઈ જાય, રાગ ફાટી જાય, સડી જાય, એટલા ઉપદ્રવોવાળું પત દરદીને મારી નાખે છે

બધા રોગનુ રિષ્ટ

**शिरोरोगारुचिश्वासमोहविड्भेदतृड्भ्रमैः ॥**
**घ्नन्ति सर्वामयाः क्षीणस्वरधातुबलानलम् ।**

માથાના રોગ, અરુચિ, શ્વાસ, મોહ, નરમ ઝાડા થાય, તરસ અને ફેર એટલા ઉપદ્રવવાળા બધા (વાયુના) રોગો જેનો અવાજ, ધાતુઓ, બળ અને અગ્નિ ક્ષીણ થઈ ગયાં હોય એવા દરદીને મારી નાખે છે

**वातव्याधिरपस्मारी कुष्ठी रक्त्युदरी क्षयी ॥१०१**
**गुल्मी मेही च तान् क्षीणान्**
**विकारेऽल्पेऽपि वर्जयेत् ।**

વાયુના રોગ, વાઈનો રોગ, કુષ્ઠનો રોગ, રક્તપિત્તનો રોગ, ઉદરરોગ, ક્ષયરોગ, ગોળાનો રોગ, મેહરોગ—એ રોગવાળા જો ક્ષીણ (દૂબળા અને નબળા) થઈ ગયા હોય તો એમનો રોગ થોડો હોય છતાં પણ એમને વૈદ્યે છોડી દેવા (=અસાધ્ય ગણવા)

**बलमांसक्षयस्तीव्रो रोगवृद्धिररोचकः ॥ १०२ ॥**
**यस्यातुरस्य लक्ष्यन्ते त्रीन् पक्षान्न स जीवति ।**

જે રોગીના બળ અને માસમા ઘટાડો થતો હોય, રોગ વધતો જતો હોય અને અરુચિ થઈ હોય એવુ જણાય તે દરદી ત્રણ પખવાડિયા જીવતો નથી

**वाताष्ठीलाऽतिसंवृद्धा तिष्ठन्ती दारुणा हृदि ॥१०३**
*तृष्णया तु परीतस्य सद्यो मुष्णाति जीवितम् ।*

વાયુથી થયેલી અષ્ઠીલા જો બહુ વધી જાય અને હૃદયમાં રહીને ભયકર પીડા કરે તો તે તરસરૂપી ઉપદ્રવવાળા દરદીના પ્રાણ તરત હરી લે છે

**शैथिल्यं पिण्डिके वायु-**
**र्नीत्वा नासां च जिह्मताम् ॥१०४॥**
**क्षीणस्यायम्य मन्ये वा**
**सद्यो मुष्णाति जीवितम् ।**

પગની પિંડીઓ ઢીલી કરી નાખીને, નાક વાંકુ કરી દઈને, બને મન્યાઓને ખેંચીને વાયુ ક્ષીણ માણસના પ્રાણ તરત જ હરી લે છે

**नाभीगुदान्तरं गत्वा वङ्क्षणौ वा समाश्रयन् ॥१०५**
**गृहीत्वा पायुहृदये क्षीणदेहस्य वा बली ।**
**मलान् बस्तिशिरो नाभिं विबद्ध्य**
**जनयन् रुजम् ॥ १०६ ॥**
**कुर्वन् वङ्क्षणयोः शूलं तृष्णां भिन्नपुरीषताम् ।**
**श्वासं वा जनयन् वायुर्गृहीत्वा गुदवङ्क्षणम् ॥**

વાયુ, ડૂંટી અને ગુદાની વચમા જઈને અથવા સાથળના વચમાં જઈને (તરત જ માણસના પ્રાણ હરી લે છે) અથવા બળવાન વાયુ ક્ષીણ થઈ ગયેલા શરીરવાળા માણસની ગુદા અને હૃદયને જકડી લઈને (તરત જ એના પ્રાણ હરી લે છે) વાયુ મળોને, મૂત્રાશયના મથાળાનો અને ડૂંટીનો વિબંધ કરીને, પીડા કરીને (તરત જ માણસનો પ્રાણ લે છે) વાયુ સાથળની વચમાં શૂળ, તરસ અને ભાંગેલ (નરમ) ઝાડો કરીને અથવા શ્વાસ ઉત્પન્ન કરીને, ગુદા અને સાથળના વચાને જકડી લઈને (તરત જ માણસના પ્રાણ હરી લે છે)

वितस्य पर्शुकाग्राणि गृहीत्वोरश्च मारुतः ।
स्तिमितस्याततक्षस्य सद्यो
मुष्णाति जीवितम् ॥ १०८ ॥

વાયુ પડખાના હાડકાંના છેડાને ખેંચીને અને છાતીને જકડી લઈને સ્તિમિત થઈ ગયેલા અને ફાટી આંખોવાળા દરદીના પ્રાણ તરત હરી લે છે

(સ્તિમિત=(૧) પરસેવાથી ભિજાઈ ગયેલા શરીરવાળા, (૨) જેનું હલનચલન બંધ થઈ ગયું હોય એવા)

सहसा ज्वरसन्तापस्तृष्णा मूर्च्छा बलक्षयः ।
विश्लेषणं च सन्धीनां मुमूर्षोरुपजायते ॥१०९॥

તાવનો વેગ એકદમ વધી જાય, તરસ લાગ્યા કરે, મૂર્છા આવે, બળનો નાશ થાય, સાંધા જાણે છૂટી જાય એ લક્ષણો થોડી વારમાં જ મરનાર માણસને થાય છે

गोसर्गे वदनाद्यस्य स्वेदः प्रच्यवते भृशम् ।
लेपज्वरोपतप्तस्य दुर्लभं तस्य जीवितम् ॥११०॥

કફના તાવથી તપી ગયેલા જે દરદીના મો ઉપર થી પુષ્કળ પરસેવો ગોરજ સમયે (વહેલી પરોઢમાં) નીતરે તેની જિંદગી ટકવી મુશ્કેલ છે (=જીવી શકતો નથી)

### બળિયાનું રિષ્ટ

प्रवालगुलिकाभासा यस्य गात्रे मसूरिकाः ।
उत्पद्याशु विनश्यन्ति न चिरात्स विनश्यति ॥

જેના શરીર પર પરવાળાના મણકાના રંગના બળિયાના દાણા નીકળીને તરત શમી જાય તે થોડા વખતમાં જ મરી જાય છે

### વિસ્ફોટકનું રિષ્ટ

मसूरविदलप्रख्यास्तथा विद्रुमसन्निभाः ।
अन्तर्वक्त्राः किणाभाश्च विस्फोटा देहनाशनाः ॥

મસૂરની દાળના આકારના, પરવાળાના રંગના, વચ્ચે મોંવાળા અને આંટણ જેવા (એ ચાર જાતના) વિસ્ફોટક દેહનો નાશ કરે છે

कामलाऽक्ष्णोर्मुखं पूर्णं शङ्खयोर्मुक्तमांसता ।
सन्त्रासश्चोष्णताऽङ्गे च यस्य तं परिवर्जयेत् ॥

જેની બંને આંખમાં કમળો હોય, મો (કુદરતી હોય એવું) ભરાવદાર હોય, બંને લમણાં માંસવિનાનાં હોય, જે ભડકતો હોય અને જેના શરીરમાં ગરમી હોય તેને વૈદ્યે છોડી દેવો

### વિધૃષ્ટ નામના સદ્યોવ્રણનું રિષ્ટ

विघृष्टं त्वक्समाश्रयम् ।

જેનો ચામડીમાં થયેલો વિધૃષ્ટ (=ઘૃષ્ટ) નામનો સદ્યોવ્રણ કંઈ પણ કારણ વિના વધી જાય (તેને વૈદ્યે છોડી દેવો)

### વ્રણનું રિષ્ટ

[चन्दनोशीरमदिराकुणपध्वाङ्क्षगन्धयः ।
शैवालकुक्कुटशिखाकुङ्कुमालमषीप्रभाः ॥ १ ॥
अन्तर्दाहा निरूष्माणः प्राणनाशकरा व्रणाः ।]

[સુખડ, સુગંધિ વાળો, દારૂ, મડદું અને કાગડો એટલી વસ્તુની ગંધ જેવી ગંધ જેમાંથી આવતી હોય એવા, લીલ, કૂકડાની કલગી, કેસર, હરતાલ (=આલ) અને કાજળની પ્રભા જેવી પ્રભાવાળા, અંદરથી બળતરા કરે એવા અને ઉષ્મા વિનાના વ્રણો પ્રાણનો નાશ કરે છે]

यो वातजो न शूलाय स्यान्न दाहाय पित्तजः ॥
कफजो न च पूयाय मर्मजश्च रुजे न यः ।
अचूर्णश्चूर्णकीर्णाभो यत्राकस्माच्च दृश्यते ॥११५॥
रूपं शक्तिध्वजादीनां सर्वांस्तान्वर्जयेद्व्रणान् ।

જે વ્રણ વાયુથી થયો હોય છતાં શૂળ (સણકા) ન લાવે, જે વ્રણ પિત્તથી થયો હોય છતાં પાકે નહિ, જે વ્રણ કફથી થયો હોય છતાં પરુ ન થાય, જે વ્રણ મર્મસ્થાનમાં થયો હોય છતાં પીડા ન થાય, જે વ્રણમાં ચૂર્ણ ભભરાવ્યું ન હોય છતાં જાણે ચૂર્ણ ભભરાવ્યું હોય એવું લાગે, જે વ્રણમાં કંઈ પણ કારણ વિના શક્તિ નામનું હથિયાર, ધજા વગેરેના આકાર દેખાય, તે બધા વ્રણોને વૈદ્યે (અસાધ્ય ગણીને) છોડી દેવા

### ભગંદરનું રિષ્ટ

विण्मूत्रमारुतवहं कृमिणं च भगन्दरम् ॥ ११६ ॥

જે ભગંદરમાંથી ઝાડો અને પેશાબ નીકળતા હોય તથા જેમાં કૃમિ પડવા હોય તે ભગંદરને છોડી દેવું

घट्टयन् जानुना जानु पादावुद्यम्य पातयन् ।
योऽपास्यति मुहुर्वक्त्रमातुरो न स जीवति ॥११७

જે દરદી ઢીંચણ સાથે ઢીંચણ ઘસીને, બંને પગ ઉપાડીને પાછા નીચે નાખીને વારંવાર મોં વાંકુંચૂંકું કરે છે તે દરદી જીવતો નથી.

दन्तैश्छिन्दन्नखाग्राणि तैश्च केशांस्तृणानि च ।
भूमिं काष्ठेन विलिखन् लोष्टं लोष्टेन ताडयन् ॥११८
हृष्टरोमा सान्द्रमूत्रः शुष्ककासी ज्वरी च यः ।
मुहुर्हसन् मुहुः क्ष्वेडन् शय्यां पादेन हन्ति यः ॥
मुहुश्छिद्राणि विमृशन्नातुरो न स जीवति ।

ટટાર થયેલા રૂંવાડાવાળો, રગડા જેવા પેશાબવાળો, સૂકી ઉધરસવાળો અને તાવવાળો જે દરદી દાંતથી

નખ કરડતો હોય, દાતથી વાળ અને ઘાસ (તણખલા) કાપતો હોય, લાકડાથી જમીન ખોતરતો હોય, માટીના ઢેફા સાથે બીજુ માટીનુ ઢેફુ વગાડતો હોય (પછાડતો હોય), વારવાર હસતો હોય, વારવાર અવાજ કરતો હોય વારવાર પથારીમાં પગ પછાડતો હોય અને વારવાર શરીરના (નાક, કાન, ગુદા વગેરે) છિદ્રોને અડકતો હોય તે દરદી જીવતો નથી

**मृत्यवे सहसाऽऽर्तस्य तिलकव्यङ्गविप्लवः ॥१२०॥**
**मुखे, दन्तनखे पुष्पं, जठरे विविधाः सिराः ।**

માંદા માણસના મો પર એકદમ તિલક અને વ્યાગ રોગનો ભરાવો થઈ જાય, દાત અને નખમા એકાએક પુષ્પ (ફૂલ જેવાં ધોળા ટપકા) થઈ આવે અને પેટ ઉપર જાતજાતની (અનેક પ્રકાર અને રગની) શિરાઓ એકાએક તરી આવે તે મરણ સૂચવે છે

**ऊर्ध्वश्वासं गतोष्माणं शूलोपहतवङ्क्षणम् ॥१२१॥**
**शर्म चानधिगच्छन्तं बुद्धिमान् परिवर्जयेत् ।**

જેને ઊર્ધ્વશ્વાસ (નિ ૪/૧૫૫ થી ૧૭) થયા હોય, જેની ગરમી ચાલી ગઈ હોય, જેના સાથળના વળામા શૂળ આવતુ હોય અને જેને ચેન ન પડતું હોય તે દરદીને બુદ્ધિશાળી વૈદ્યે છોડી દેવો

**विकारा यस्य वर्धन्ते प्रकृतिः परिहीयते ॥१२२॥**
**सहसा सहसा तस्य मृत्युर्हरति जीवितम् ।**

જેના રોગ એકાએક (=કઈ કારણ વિના) વધી જાય અને જેની પ્રકૃતિ (=સ્વભાવ) એકાએક જતી રહે (બદલાઈ જાય) તેના પ્રાણ મૃત્યુ એકાએક હરી લે છે

**यमुद्दिश्यातुरं वैद्यः सम्पादयितुमौषधम् ॥१२३॥**
**यतमानो न शक्नोति दुर्लभं तस्य जीवितम् ।**

જે દરદીની બાબતમા વૈદ્ય ઔષધ મેળવવાનો પ્રયત્ન કર છતા ઔષધ મળી શકતા નથી તે દરદી જીવવો મુશ્કેલ છે (=જીવી શકતો નથી)

**विज्ञातं बहुशः सिद्धं विधिवच्चावचारितम् ॥१२४**
**न सिध्यत्यौषधं यस्य नास्ति तस्य चिकित्सितम् ।**

જાણીનું, અનેક વાર સફળતા અપાવનારુ અને વિધિપુરસ્સર વાપરેલુ ઔષધ પણ જેને લાગુ પડતું નથી તેને મટાડવાનો કોઈ ઉપાય નથી

**भवेद्यस्यौषधेऽन्ने वा कल्प्यमाने विपर्ययः ॥१२५**
**अकस्माद्वर्णगन्धादेः स्वस्थोऽपि न स जीवति ।**

જે માણસના (કવાથ, ઘી, અવલેહ વગેરે) ઔષધ અને (દાળ, ભાત વગેરે) અન્નપાન બનાવતાં બનાવતા કઈ પણ કારણ વિના એ ઔષધ અને અન્નપાનના રગ, ગધ વગેરે હોવા જોઈએ એનાથી કઈ જુદા જ થઈ જાય તે માલમ પડે હોય તોપણ જીવતો નથી

**निवाते सेन्धनं यस्य ज्योतिश्चाप्युपशाम्यति ॥**
**आतुरस्य गृहे यस्य भिद्यन्ते वा पतन्ति वा ।**
**अतिमात्रमसत्राणि दुर्लभं तस्य जीवितम् ॥१२७**

જે દરદીના ઘરમા પવન ન આવતો હોય એવી જગ્યાએ પણ બળતણ સાથે દેવતા ઓલવાઈ જતો હોય તથા વાસણો બહુ જ ભાગ અથવા પડે તે દરદી જીવવો મુશ્કેલ છે

**यं नरं सहसा रोगो दुर्बलं परिमुञ्चति ।**
**संशयप्राप्तमात्रेयो जीवितं तस्य मन्यते ॥१२८॥**

જે નબળા માણસનો રોગ એકદમ જતો રહે (શમી જાય), તેની જિંદગી સંશયમા આવી પડી હોય છે એવુ આત્રેય માને છે

**कथयेन्न च पृष्टोऽपि दुःश्रवं मरणं भिषक् ।**
**गतासोर्बन्धुमित्राणां न चेच्छेत्तं चिकित्सितुम् ॥**

મરનારના સગા અને મિત્રો પૂછે તોપણ વૈદ્યે એમને સાંભળીને દુઃખ થાય એવી દરદીના મરણની આગાહી કહેવી નહિ, તેમ એની (મરવાના થયા એવા દરદીની) ચિકિત્સા કરવાની ઇચ્છા કરવી નહિ

**यमदूतपिशाचाद्यैर्यत्परासुरुपास्यते ।**
**घ्नद्भिरौषधवीर्याणि तस्मात्तं परिवर्जयेत् ॥१३०**

ઔષધની શક્તિને હણનાર (નકામી કરી દેનાર) યમદૂતો, પિશાચો વગેરે મરનાર દરદીની સેવામા હાજર થઈ ગયા હોય છે, તેથી એને (મરનાર દરદીને) છોડી દેવો

**आयुर्वेदफलं कृत्स्नं यदायुर्ज्ञे प्रतिष्ठितम् ।**
**रिष्टज्ञानादृतस्तस्मात्सर्वदैव भवेद्भिषक् ॥ १३१ ॥**

(આયુષ્ય શુ છે તે જાણવુ અને આયુષ્યની રક્ષા કરવી એ જ એને કૃત્સ્ન) આયુર્વેદનું બધુ ફળ આયુર્વેદના જાણકારમાં રહેલુ છે તેથી વૈદ્યે હમેશાં રિષ્ટના જ્ઞાન માટે આદર રાખવો

**मरणं प्राणिनां दृष्टमायुः पुण्योभयक्षयात् ।**
**तयोरप्यक्षयाद्दृष्टं विषमापरिहारिणाम् ॥१३२॥**

પ્રાણીઓનુ મરણ આવરદા ખૂટવાથી, પુણ્ય ખૂટવાથી અને આવરદા આયુષ્ય તથા પુણ્ય બંને ખૂટવાથી થાય છે એવું દેખાય છે તે ઉપરાત બે (=આવરદા અને પુણ્ય) ખૂટયા વિ

વિહારનો ત્યાગ ન કરનારાઓનું મરણ થાય છે એવું જણાય છે.

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्वितीये शारीरस्थाने विकृतिविज्ञानीयो नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો : દૂતાદિવિજ્ઞાનીય

પ્રાણ અને માંદા માણસનાં રૂપ, ઇંદ્રિયો, સ્વર, છાયા વગેરેમાં વિકૃતિ થાય તેનાં લક્ષણો ઉપરથી અને રોગનાં નક્કી કરેલાં ખાસ લક્ષણો ઉપરથી એ માણસ કેટલું જીવશે તે વાત વિકૃતિવિજ્ઞાનીય અધ્યાયમાં કહી. દૂત વગેરેના શુભ અને અશુભ શુકનો પરથી શુભ અને અશુભ સૂચવવા માટે આ અધ્યાયનો આરંભ કરાયો છે.

**अथातो दूतादिविज्ञानीयं**
**शारीरं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

ત્યારે હવે અમે દૂત વગેરેનું ચોક્કસ જ્ઞાન જેમ કહેવું છે એવું શારીર (શરીર સંબંધી જ્ઞાન) સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે:

વૈદ્યને બોલાવવા માટે જે પુરુષ, સ્ત્રી કે બાળકને મોકલવામાં આવે તેને દૂત કહે છે. ઘેરથી નીકળતાં, દરદીને ઘેર જતાં રસ્તામાં, દરદીના ઘરમાં પેસતાં અને દરદીના ઘરમાં ગયા પછી પણ વૈદ્યને જે શુકન કે અપશુકન થાય છે તે તથા એવી બીજી શુભઅશુભ સૂચવનારી બાબતોનો 'વગેરે' શબ્દમાં સમાવેશ થઈ જાય છે.)

### દૂતના શુકન

**पाखण्डाश्रमवर्णानां सवर्णाः कर्मसिद्धये ।**
**त एव विपरीताः स्युर्दूताः कर्मविपत्तये ॥ १ ॥**

(૯૬ જાતના નાસ્તિકો છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર મુખ્ય વર્ણો (નાત) છે. તેની અનેક પેટા નાત છે.)

દરદી જે જાતના નાસ્તિક હોય, જે આશ્રમમાં હોય અને જે નાતના હોય તે જ જાતના નાસ્તિક, તે જ આશ્રમમાં અને તે જ નાતના દૂત (=વૈદ્યને તેડવા આવનાર) હોય તો કામ (ચિકિત્સા) સિદ્ધ થાય છે. (સફળ થાય છે.) એ જ દૂતો જો દરદીથી જુદા સંપ્રદાયના, જુદા આશ્રમમાં અને જુદી નાતના હોય તો કામ (=ચિકિત્સા) નિષ્ફળ જાય છે.

**दीनं भीतं द्रुतं त्रस्तं रूक्षामङ्गलवादिनम् ।**
**शस्त्रिणं दण्डिनं षण्ढं मुण्डश्मश्रुजटाधरम् ॥२॥**
**अमङ्गलाह्वयं क्रूरकर्माणं मलिनं स्त्रियम् ।**
**अनेकं व्याधितं व्यङ्गं रक्तमाल्यानुलेपनम् ॥ ३ ॥**
**तैलपङ्काङ्कितं जीर्णविवर्णार्द्रैकवाससम् ।**
**खरोष्ट्रमहिषारूढं काष्ठलोष्टादिमर्दिनम् ॥ ४ ॥**
**नानुगच्छेद्भिषग्दूतमाह्वयन्तं च दूरतः ।**

લાચાર બની ગયેલા, બીનેલા, દોડતા (ઉતાવળે) આવેલા, ત્રાસ પામેલા (અકળાયેલા, ગભરાયેલા), કઠોરવાણી બોલનાર, અશુભ બોલનાર, હથિયારવાળા, લાકડીવાળા, નપુંસક, દાઢીમૂછ મુંડાવેલા, જટા રાખનાર, અશુભ નામવાળા, ઘાતકી કામ કરનાર, મેલા, સ્ત્રીજાતના એકથી વધારે હોય એવા, રોગી, જોઈએ તેના કરતાં ઓછા અવયવવાળા (=ખોડવાળા), રાતી માળા અને રાતા લેપવાળા, તેલ અને કાદવથી ખરડાયેલા; ફાટેલું-વિચિત્ર રંગનુ (કે ફટકી ગયેલા રંગનું), ભીનું કે એક જ વસ્ત્ર પહેરીને આવેલા; ગધેડા, ઊંટ કે પાડા ઉપર બેસીને આવેલા; લાકડું, માટીનું ઢેફું (=ઢેફું) વગેરે હાથમાં રાખીને દબાવતા (ઘસતા) અને દૂરથી બોલાવતા દૂતની પાછળ (=દૂતની સાથે) વૈદ્યે જવું નહિ.

**अशस्तचिन्तावचने नग्ने छिन्दति भिन्दति ॥५॥**
**जुह्वाने पावकं पिण्डान् पितृभ्यो निर्वपत्यपि ।**
**सुप्ते मुक्तकचेऽभ्यक्ते रुदत्यप्रयते तथा ॥ ६ ॥**
**वैद्ये दूता मनुष्याणामागच्छन्ति मुमूर्षताम् ।**

વૈદ્ય અમંગળ વિચાર કરતો હોય, અમંગળ શબ્દ બોલતો હોય, નાગો હોય, કાપતો હોય, ફોડતો હોય, અગ્નિમાં હોમ કરતો હોય, પિતૃઓને પિંડ આપતો હોય, ઊંઘતો હોય, માથાના વાળ છૂટા રાખ્યા હોય, તેલ ચોળીને બેઠો હોય, રોતો હોય કે અસ્વચ્છ (અપવિત્ર) હોય તેવે વખતે મરનાર માણસોના દૂતો વૈદ્યને તેડવા આવે છે (એવે વખતે આવેલા દૂતવાળો દરદી મરી જાય છે.).

**विकारसामान्यगुणे देशे कालेऽथवा भिषक् ॥७॥**
**दूतमभ्यागतं दृष्ट्वा नातुरं तमुपाचरेत् ।**

જે જાતનો રોગ દરદીને થયો હોય તે રોગના જેવા જ ગુણોવાળા પ્રદેશમાં કે સમયમાં દૂતને સામો આવેલો જોઈને વૈદ્યે તે (=દૂતને મોકલનાર) દરદીના ઉપચાર કરવા નહિ.

(દા. ત., દરદીને કફથી તાવ વગેરે રોગ થયો હોય તો ઘી, પાણી વગેરે દ્રવની પાસેના પ્રદેશમાં કે

અનૂપ દેશમાં કે પરોઢમાં આવેલો દૂત અશુભ છે. પિત્તથી થયેલા રોગમાં અગ્નિ વગેરેથી તપેલા પ્રદેશમાં કે બપોરે આવેલો દૂત અશુભ છે વાયુથી થયેલા રોગમાં પરુષ, લૂખા, રેતાળ, પથ્થરવાળા, કાંકરીવાળા વગેરે પ્રદેશમાં કે સાંજે આવેલો દૂત અશુભ છે ઊલટીઓ, મેહરોગ અને અતિસારના દરદીનો દૂત ભાંગેલા પુલ ઉપરથી આવે કે આવતા પુલ ભાગે તે અશુભ છે રોગના દોષમાં કે રોગમાં વધારો કરે એવા ગુણવાળા પ્રદેશમાં કે એવે સમયે દૂત આવે તે અશુભ છે )

**स्पृशन्तो नाभिनासास्यकेशरोमनखद्विजान् ॥८**
**गुह्यपृष्ठस्तनग्रीवाजठरानामिकाङ्गुलीः ।**
**कार्पासबुससीसास्थिकपालमुशलोपलम् ॥ ९ ॥**
**मार्जनीशूर्पचैलान्तभस्माङ्गारदशातुषान् ।**
**रज्जूपानत्तुलापाशमन्यद्वा भग्नविच्युतम् ॥ १०**
**तत्पूर्वदर्शने दूता व्याहरन्ति मरिष्यताम् ।**

દૂતો વૈદ્યને પહેલી જ વાર જુએ ત વખતે (=પહેલી મુલાકાત વખતે) દૂતો વૈદ્યને દરદીને સંદેશો કહેતા હોય તે વખતે, જો એ દૂતો ડૂંટી, નાક, મો, વાળ, રૂંવાડાં, નખ, દાંત, ગુહ્ય અંગ (ગુદા અને મૂત્રેંદ્રિય), પીઠ, સ્તન, ડોક, ઉદર, અનામિકા આંગળી (=ટચલી આગળી જોડેની આંગળી), રૂ, પરાળ વગેરે(=ઘાસ)નો ભૂકો (ભૂંસુ), સીસું, હાડકુ, ખોપરી, મુસળી (કે સાંબેલુ), પથ્થર, સાવરણી, સૂપડુ, વસ્ત્રનો છેડો, રખિયા, અંગારો (કે કોલસો), વસ્ત્રના છેડાના રેસા (પૂછડાં), ધાનના છોડા (ફોતરા), દોરડુ, જોડા (પગરખાં), ત્રાજવા—કાટલા, ફાંસો કે ભાંગેલું કે પડી—નાખીને ટુકડેટુકડા થઈ ગયેલુ જે કંઈ બીજુ હોય—આટલી વસ્તુઓમાથી કોઈ પણ વસ્તુને અડકતા અડકતા દૂતો બોલતા હોય, તો તે મરનાર માણસોના દૂતો બોલે છે (=દૂતો સંદેશો કહેતી વખતે આમાની કોઈ વસ્તુનેઅડકેતોદરદી મરવાનો છે એમ સમજવું)

**तथाऽर्धरात्रे मध्याह्ने सन्ध्ययोः पर्ववासरे ॥११**
**षष्ठीचतुर्थीनवमीराहुकेतूदयादिषु ।**
**भरणीकृत्तिकाऽऽश्लेषापूर्वाऽऽर्द्रापित्र्यनक्षत्रे ॥**

વળી અડધી રાતે, બપોરે, બે સધ્યાકાળે, પર્વને દિવસે, છઠ, ચોથ, કે નોમને દિવસે, રાહુના કે કેતુના ઉદયસમયમાં (ધૂમકેતુના ઉત્પાત વખતે, વદિ ચૌદશને દિવસે) વગેરે સમયે, ભરણી, કૃત્તિકા, આશ્લેષા, પૂર્વા (=પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ), આર્દ્રા, મઘા અને મૂળ એટલાં નક્ષત્રોમાં આવેલા દૂતો મરનાર દરદીઓના દૂતો હોય છે (=એ નક્ષત્રોમા બોલાવવા આવેલા દૂતો દરદીનું મરણ સૂચવે છે).

**यस्मिंश्च दूते ब्रुवति वाक्यमातुरसंश्रयम् ।**
**पश्येन्निमित्तमशुभं तं च नानुव्रजेद्भिषक् ॥१३॥**

દૂત વૈદ્યને દરદી વિષે કહેતો હોય તે વખતે જો વૈદ્યને અપશુકન થતા જણાય, તો વૈદ્યે તે દૂતની પાછળ (=સાથે) જવુ નહિ

**तद्यथा विकलः प्रेतः प्रेतालङ्कार एव वा ।**
**छिन्नं दग्धं विनष्टं वा तद्वादीनि वचांसि वा ॥१४**
**रसो वा कटुकस्तीव्रो गन्धो वा कौणपो महान् ।**
**स्पर्शो वा विपुलः क्रूरो यद्वाऽन्यदपि तादृशम् ॥**
**तत्सर्वमभितो वास्यं वाक्यकालेऽथवा पुनः ।**
**दूतमभ्यागतं दृष्ट्वा नातुरं तमुपाचरेत् ॥ १६ ॥**

(ઉપરના શ્લોકમાં અપશુકનની વાત કરી તે અપશુકન ક્યા ક્યા છે તે હવે આ શ્લોકોમાં કહે છે ) તે (અપશુકન) નીચે પ્રમાણે છે—જન્મથી જ ઓછા અવયવવાળો માણસ, મડદુ, મડદા જેવો અનુલેપ, વસ્ત્ર વગેરે અલંકારવાળો માણસ, કપાયેલી, બળેલી (દાઝેલી) કે નાશ પામેલી વસ્તુ કે વ્યક્તિ, અથવા અમુક વસ્તુ કે વ્યક્તિ કપાઈ છે, બળી (દાઝી) છે કે નાશ પામી છે એ અર્થના શબ્દ, બહુ જલદ તીખો રસ (=અતિશય તીખી વસ્તુ), મડદાની ઉગ્ર ગંધ, બહુ મુશ્કેલીથી સહન થઈ શકે એવો ક્રૂર સ્પર્શ, અથવા એવુ બીજુ પણ જે કંઈ હોય તે બધુ (=તેમાથી કંઈ પણ) દૂત સંદેશો કહે તે પહેલા કે પછી અથવા દૂત સંદેશો કહેતો હોય તે વખતે દેખાય અથવા એ બધું દેખાતું હોય તે વખતે દૂત આવ્યો હોય, તો તે દૂત જે દરદી માટે આવ્યો હોય તે દરદીના ઉપચાર કરવા નહિ

**વૈદ્ય પોતાને ઘેરથી નીકળે તે વખતના અને રસ્તામા**
**થતા શુકન અને અપશુકન**

**हाहाक्रन्दितमुत्कुष्टमाक्रुष्टं स्खलनं क्षुतम् ।**
**वस्त्रातपत्रपादत्रव्यसनं व्यसनीक्षणम् ॥ १७ ॥**
**चैत्यध्वजानां पात्राणां पूर्णानां च निमज्जनम् ।**
**हतानिष्टप्रवादाश्च दूषणं भस्मपांसुभिः ॥ १८॥**
**पथश्छेदोऽहिमार्जारगोधासरटवानरैः ।**
**दीप्तां प्रति दिशं वाचः क्रूराणां मृगपक्षिणाम् ॥१९**
**कृष्णधान्यगुडोदश्विल्लवणासवचर्मणाम् ।**
**सर्षपाणां वसातैलतृणपङ्केन्धनस्य च ॥ २० ॥**
**क्लीबकल्पपाकानां जालवागुरयोरपि ।**
**छर्दितस्य पुरीषस्य पूतिदुर्दर्शनस्य च ॥२१॥**

**निःसारस्य व्यवायस्य कार्पासादेरेरपि ।**
**शयनासनयानानामुत्तानानां तु दर्शनम् ॥ २२ ॥**
**न्युब्जानामितरेषां च पात्रादीनामशोभनम् ।**

'હાય, હાય,' એવા શબ્દ, રોકકળ, બૂમ, ચીસ, ઠોકર વાગવી (=પડી જવુ), છીંક, વૈદ્યના વસ્ત્ર, છત્રી અને જોડાને કંઈ આફત થાય (=જડે નહિ કે ફાટેતૂટે), સંકટમા આવી પડેલા લોક નજરે પડે, મંદિરની ધજાઓ પડી (કે ડૂબી) જાય, ભરેલા વાસણ પડી (કે ડૂબી) જાય, 'મૂઓ' એવા અનિષ્ટ શબ્દો ઊંચે અવાજે બોલાતા હોય, વૈદ્ય દરદીને ઘેર જતો હોય ત્યારે રસ્તામા રખિયા કે ધૂળ વેરાય, સાપ, બિલાડી, નાઢા, ગરોળી (કે કાચડો), વાદર અને પ્રાણીઓમાનુ કોઈ વૈદ્યના રસ્તામા આડુ ઊતરે, જે દિશામા સૂર્ય હાય તે દિશામાથી માસ ખાનારા પશુપખીઓનો અવાજ આવે, કાળુ ધાન, ગોળ, છાશ, લવણ, આસવ, ચામડુ, સરસવ, વસા, તેલ, ઘાસ, કાદવ બગલણ, નપુંસક, ઘાતકી, ચંડાળ, માછલા પકડવાની જાળ, હરણ પકડવાની જાળ, ઊલટી, ઝાડો, દુર્ગંધ, ભયાનક દેખાવ, જેનો સાર (કસ, સત્ત્વ) કાઢી લીધો હાય એવો વસ્તુ, મૈથુન, રૂ વગેરે, દુશ્મન, ચત્તા (=પાયા ઊંચા રહે એ રીતે) પડેલા ખાટલા, આસનો (પાટલા પાટ, બાજઠ વગેરે) અને વાહનો, અને ઊંધા પાડેલા બીજા વાસણો એટલામા થી કંઈ પણ વૈદ્યને દરદીને ઘેર જતા દેખાય તે અશુભ છે

**पुंसंज्ञाः पक्षिणो वामाः स्त्रीसंज्ञा**
**दक्षिणाः शुभाः ॥ २३ ॥**
**प्रदक्षिणं खगमृगा यान्तो, नैव श्वजम्बुकाः ।**

નર જાતિના નામવાળા પક્ષી વૈદ્યની ડાબી બાજુએ હાય, સ્ત્રીજાતિના નામવાળા પક્ષી વૈદ્યની જમણી બાજુએ હાય, અને પક્ષીઓ અને મૃગવર્ગના પ્રાણીઓ વૈદ્યની ડાબી બાજુએથી જમણી બાજુએ જતાં હાય તે શુભ છે પણ કૂતરુ અને શિયાળ એવા નથી (=વૈદ્યની ડાબી બાજુથી જમણી બાજુએ જતા હાય તે શુભ નથી)

**अयुग्माश्च मृगाः शस्ताः**

મૃગવર્ગના પ્રાણીઓ એકી સંખ્યામા હાય તે શુભ છે

**शस्ता नित्यं च दर्शने ॥ २४ ॥**
**चाषभासभरद्वाजनकुलच्छागबर्हिणः ।**

ચાષ, ભાસ, ભરદ્વાજ, નોળિયો, બકરો અને મોર દેખાય તે સદા શુભ છે (=ડાબી કે જમણી ગમે તે બાજુએ શુભ છે)

**अशुभं सर्वथोलूकबिडालसरटेक्षणम् ॥ २५ ॥**

ઘુવડ, બિલાડી, ગરોળી (કે કાચડો), દેખાય તે બધી રીતે (=ડાબી કે જમણી બાજુએ, એકી સંખ્યામા કે બેકી સંખ્યામા એમ બધી રીતે) અશુભ છે

**प्रशस्ताः कीर्तने कोलगोधाहिशशजाहकाः ।**
**न दर्शने न विरुते, वानरर्क्षावितोऽन्यथा ॥ २६ ॥**

ભૂડ, સાઢો, સાપ, સસલુ, અને જાહો વિષે વાત થતી હોય તો તે શુભ છે, પણ એ પ્રાણીઓ દેખાય કે એમનો અવાજ સભળાય તે અશુભ છે, વાંદર અને રીંછ એથી ઊલટા છે (=વાદરાની અને રીંછની વાત થતી સંભળાય તે અશુભ છે, પણ એ બંને પ્રાણીઓ દેખાય કે એમનો અવાજ સભળાય તે શુભ છે)

**धनुरैन्द्रं च लालाटमशुभं, शुभमन्यतः ।**
**अग्निपूर्णानि पात्राणि भिन्नानि विशिखानि च ॥ २७**

નામુ મેઘધનુષ્ય થાય તે અશુભ છે, પણ બીજી દિશામા થાય તે શુભ છે દેવતાથી ભરેલા વાસણ ભાગેલા હોય અને ભડકા વિનાના (કે ઉપર ઝાલવાના મોગરાવિનાનાં) હોય તે અશુભ છે

**दृष्ट्वाक्षतादि निर्गच्छद्वक्ष्यमाणं च मङ्गलम् ।**
**वैद्यो मरिष्यतो वेश्म प्रविशन्नेव पश्यति ॥ २८ ॥**

વૈદ્ય મરનાર દરદીના ઘરમા પેસે તે જ વખતે શ્લોક ૨૯ાા થી ૩૮ાા મા કહેલા શુભ શુકનની દહીં, ડાંગર વગેરે વસ્તુઓ દરદીના ઘરમાથી બહાર નીકળતી જુએ છે

**दूताद्यसाधु दृष्ट्वैवं त्यजेदार्तमतोऽन्यथा ।**
**करुणाशुद्धसन्तानो यत्नतस्तमुपाचरेत् ॥ २९ ॥**

(આવા) આગળ કહેવાઈ ગયેલા) અશુભ દૂત વગેરેને જોઈને પણ વૈદ્ય દરદીને છોડી દેવો, પણ તેથી ઊંધુ જોઈને (=શુભ દૂત વગેરે જોઈને) દયાથી શુદ્ધ મનવાળા વૈદ્યે મહેનત લઈને તેના ઉપચાર કરવા

રસ્તામા કે દરદીના ઘરમા પેસતા વૈદ્યને થતા શુકન

**दध्यक्षतेक्षुनिष्पावप्रियङ्गुमधुसर्पिषाम् ।**
**यावकाञ्जनभृङ्गारघण्टादीपसरोरुहाम् ॥ ३० ॥**
**दूर्वार्द्रमत्स्यमांसानां लाजानां फलभक्ष्ययोः ।**
**रत्नेभपूर्णकुम्भानां कन्यायाः स्यन्दनस्य च ॥ ३१**
**नरस्य वर्धमानस्य देवतानां नृपस्य च ।**
**शुक्लानां सुमनोवालचामराम्बरवाजिनाम् ॥ ३२ ॥**
**शङ्खसाधुद्विजोष्णीषतोरणस्वस्तिकस्य च ।**
**भूमेः समुद्धृतायाश्च वह्नेः प्रज्वलितस्य च ॥ ३३ ॥**
**मनोज्ञस्यान्नपानस्य पूर्णस्य शकटस्य च ।**
**नृभिर्धेन्वाः सवत्साया वडवायाः स्त्रिया अपि ॥ ३४**

जीवञ्जीवकदात्यूहभासशतपत्रप्रियवादिनाम् ।
हंसानां शतपत्राणां बद्धस्यैकपशोस्तथा ॥ ३५॥
रुचकादर्शसिद्धार्थरोचनानां च दर्शनम् ।
गन्धः सुसुरभिर्वर्णः सुशुक्लो मधुरो रसः ॥३६॥
गोपतेरनुकूलस्य स्वनस्तद्वद्गवामपि ।
मृगपक्षिनराणां च शोभिनां शोभना गिरः ॥३७॥
छत्रध्वजपताकानामुत्क्षेपणमभिष्टुतिः ।
भेरीमृदङ्गशङ्खानां शब्दाः पुण्याहनिःस्वनाः ॥३८
वेदाध्ययनशब्दाश्च सुखो वायुः प्रदक्षिणः ।
पथि वेश्मप्रवेशे च विद्यादारोग्यलक्षणम् ॥ ३९ ॥

દહીં, ડાગર, શેરડી, વાલ, કાગ, મધ, ઘી, લાખ, અજન, સોનાની ઝારી, ઘાટડી, દીવો, કમળ, ધરો, લીલા માછલા, લીલુ માસ, ડાગરની ધાણી, ફળ, લાડુ વગેરે ખાવાનું, રત્ન, હાથી, ભરેલો ઘડો (બેડુ), કન્યા (=નાની છોકરી), રથ, જેની ચડતી થતી જતી હોય એવો માણસ, દેવો, રાજા ધોળુ ફૂલ, ધોળા વાળ, ધોળું વસ્ત્ર, ધોળુ ચમ્મર, ધોળો ઘોડો, શખ, સજ્જન, બ્રાહ્મણ, પાઘડી (કે ફેંટો), તોરણ (૧ મકાનનું મુખ્ય બારણુ, ૨ તોરણ), સાથિયો, ચડાવવાળી જમીન (કે ટેકરો), સળગતો અગ્નિ, મનગમતું અન્નપાન, માણસોથી ભરેલુ ગાડુ, વાછરડા સાથે ગાય, વછેરા સાથે ઘોડી, બાળક સાથે સ્ત્રી, જીવજીવક પક્ષી, સારગ પક્ષી, સારસ પક્ષી, મીઠુ બોલનાર (અથવા પ્રિયવાદી નામનુ પક્ષી), હસો, કમળો, બાધેલુ એક પશુ, રુચક નામનુ ગળાનું ઘરેણુ, ચાટલુ, ધોળા સરસવ, કૂટશાલ્મલિ (=હલકી જાતના શીમળાનુ ઝાડ)—રોટલું રસ્તામા અને દરદીના ઘરમા પેસતા વૈદ્યને દેખાય તે દરદી સાજો થવાનું લક્ષણ છે ખૂબ મઘમઘતી સુવાસ, ખૂબ ધોળો રગ, ગળપણ, અનુકૂળ (૧. શાંત, ૨ વૈદ્ય જતો હોય તે દિશામાં જતા) આખલાનો અવાજ, એવી જ (=અનુકૂળ) ગાયોનો અવાજ; સુદર પશુ, પંખી અને માણસની સુદર વાણી, છત્રી ઊઘડે, ધજાપતાકા ફરકાવવામાં આવે, સ્તુતિ (કે આરતી), નગારુ, મૃદગ અને શંખના અવાજ; પુણ્યાહવાચન ભણવાના અવાજ, વેદ ભણવાના અવાજ, ડાબી બાજુથી જમણી બાજુ તરફ વાતો સુખ આપે એવો પવન—એ બધું વૈદ્ય દરદીને ઘેર જતો હોય ત્યારે રસ્તામાં કે વૈદ્ય દરદીના ઘરમાં પેસે તે જ વખતે થાય, તો તે દરદી સાજો થવાનું લક્ષણ છે એમ સમજવું

इत्युक्तं दूतशाकुनं

આટલાં દૂતના શુકન કહ્યા.

स्वप्नानूर्ध्वं प्रवक्ष्यते ।

હવે પછી સ્વપ્ના કહેશે

સ્વપ્નાંના શુકન

स्वप्ने मद्यं सह प्रेतैर्यः पिबन् कृष्यते शुना ॥४०॥
स मर्त्यो मृत्युना शीघ्रं ज्वररूपेण नीयते ।

સ્વપ્નમાં મરેલા માણસો સાથે દારૂ પીતા જે માણસને સ્વપ્નમા કૂતરુ તાણે છે, તે માણસને તાવના રૂપમા આવેલુ મૃત્યુ તરત ઝડપી જાય છે (=તાવથી મરી જાય છે)

रक्तमाल्यवपुर्वस्त्रो यो हसन् ह्रियते स्त्रिया ॥४१॥
सोऽस्रपित्तेन

જે માણસને એવુ સ્વપ્ન આવે કે પોતે લાલ માળા પહેરી છે, લાલ શરીર છે, લાલ કપડાં પહેર્યાં છે અને પોતે હસતો હોય છે, ત્યારે સ્ત્રી પોતાને (માણસને) ઉપાડી જાય છે, તે માણસને રક્તપિત્ત રોગના રૂપમા આવેલુ મૃત્યુ તરત ઝડપી જાય છે

महिषश्ववराहोष्ट्रगर्दभैः ।
यः प्रयाति दिशं याम्यां मरणं तस्य यक्ष्मणा ॥४२

જે માણસ સ્વપ્નમા પાડા, કૂતરુ, ભૂંડ, ઊંટ અને ગધેડા સાથે યમની (=દક્ષિણ) દિશામા ચાલી નીકળે છે, તેનુ ક્ષયરોગથી મરણ થાય છે

लता कण्टकिनी वंशस्तालो वा हृदि जायते ।
यस्य तस्याशु गुल्मेन

જે માણસના હૃદયમા સ્વપ્નમા કાંટાવાળી લતા (=વેલ), વાંસ કે તાડનુ ઝાડ ઊગે છે, તે તરત ગોળાના રોગથી મરે છે

यस्य वह्निमनर्चिषम् ॥ ४३ ॥
जुह्वतो घृतसिक्तस्य नग्नस्योरसि जायते ।
पद्मं स नश्येत्कुष्ठेन

સ્વપ્નમા ભડકાવિનાના અગ્નિમાં હોમ કરતા, ઘી ચોપડેલા અને નાગા રહેલા જે માણસની છાતીમા કમળ ઊગે છે, તે કુષ્ઠરોગ(=ચામડીના રોગ)થી મરે છે

चण्डालैः सह यः पिबेत् ॥४४॥
स्नेहं बहुविधं स्वप्ने स प्रमेहेण नश्यति ।

જે માણસ સ્વપ્નમા ચંડાળો સાથે અનેક જાતનો સ્નેહ પીએ તે પ્રમેહ રોગથી મરી જાય છે

उन्मादेन जले मज्जेद्यो नृत्यन् राक्षसैः सह ॥४५

જે માણસ સ્વપ્નમા રાક્ષસો સાથે નાચતાંનાચતાં પાણીમા ડૂબી જાય તે ગાંડપણથી મરે છે

अपस्मारेण यो मर्त्यो नृत्यन् प्रेतेन नीयते ।

જે માણસ સ્વપ્નમા નાચતો હોય ત્યારે એને ભૂત લઈ જાય, તે વાઈના રોગથી મરે છે

यानं खरोष्ट्रमार्जारकपिशार्दूलसूकरैः ॥ ४६ ॥
यस्य प्रेतैः शृगालैर्वा स मृत्योर्वर्तते मुखे ।

જે માણસ સ્વપ્નમા ગધેડુ, ઊંટ, બિલાડી, વાનર, વાઘ, ડુક્કર, ભૂત (ક મડુ ) કે શિયાળ ઉપર સવારી કરે છે, તે મોતના મોમા હોય છે

अपूपशष्कुलीर्जग्ध्वा विबुद्धस्तद्विधं वमन् ॥४७॥
न जीवति

જે માણસ સ્વપ્નમા રોટલા, રોટલી અને ઘૂઘરા ખાઈને જાગ્યા પછી એવી જ (=રોટલા રોટલી અને ઘૂઘરાની જ) ઊલટી કરે છે તે માણસ જીવતો નથી

अक्षिरोगाय सूर्येन्दुग्रहणेक्षणम् ।

સ્વપ્નમા જે માણસ સૂર્યનુ કે ચદ્રનુ ગ્રહણ થતુ જુએ છે, તેને આખનો રોગ થાય છે

सूर्याचन्द्रमसोः पातदर्शनं दृग्विनाशनम् ॥४८॥

જે માણસને સ્વપ્નામા સૂર્ય અને ચદ્ર (આકાશ માથી,) પડતા દેખાય છે, તે આધળો થાય છે

मूर्ध्नि वंशलतादीनां सम्भवो वयसां तथा ।
निलयो मुण्डता काकगृध्राद्यैः परिवारणम् ॥४९॥
तथा प्रेतपिशाचस्त्रीद्रविडान्ध्रगवाशनैः ।
सङ्गो वेत्रलतावंशतृणकण्टकसङ्कटे ॥५०॥
श्वभ्रश्मशानशयनं पतनं पांसुभस्मनोः ।
मज्जनं जलपङ्कादौ शीघ्रेण स्रोतसा हृतिः ॥५१॥
नृत्यवादित्रगीतानि रक्तस्रग्वस्त्रधारणम् ।
वयोऽङ्गवृद्धिरभ्यङ्गो विवाहः श्मश्रुकर्म च ॥५२॥
पक्वान्नस्नेहमद्याशः प्रच्छर्दनविरेचने ।
हिरण्यलोहयोर्लाभः कलिर्बन्धपराजयौ ॥५३॥
उपानद्युगनाशश्च प्रपातः पादचर्मणोः ।
हर्षो भृशं प्रकुपितैः पितृभिश्चावभर्त्सनम् ॥५४॥
प्रदीपग्रहनक्षत्रदन्तदैवतचक्षुषाम् ।
पतनं वा विनाशो वा, भेदनं पर्वतस्य च ॥५५॥
कानने रक्तकुसुमे पापकर्मनिवेशने ।
चितान्धकारसम्बाधे जनन्यां च प्रवेशनम् ॥५६॥
पातः प्रासादशैलादेर्मत्स्येन ग्रसनं तथा ।
काषायिणामसौम्यानां नग्नानां
दण्डधारिणाम् ॥५७॥
रक्ताक्षाणां च कृष्णानां दर्शनं जातु नेष्यते ।

સ્વપ્નમા માથે વાસ, વેલા વગેરે ઊગે, માથામાં પક્ષીઓનો માળો, મૂડાવેલુ માથુ, કાગડા, ગીધ વગેરે વીંટાઈ વળે, ભૂત, પિશાચ, સ્ત્રી, દ્રવિડ લોકો, આન્ધ્ર દેશના લોકો અને ગાયને ખાનારા લોકો વીંટાઈ વળે, નેતર, લતા, વાસ, ઘાસ અને કાટાથી ભરચક જગ્યાએ ભરાઈ પડવુ (રસ્તો ન જડવો), ઘરામા (=ઊંડા ખાડામા) સૂવુ, સ્મશાનમા સૂવુ, ધૂળમા કે રખિયામા પડી જવુ, પાણી, કાદવ, વગેરેમા ડબવુ, જોરથી વહેતા પ્રવાહમા તણાઈ જવુ, નાચ, વાજિત્ર, ગાયન, રાતી માળા પહેરવી રાતા કપડા પહેરવા, ઉમ્મર વધી જાય, શરીર વધી જાય, અભ્યગ, લગ્ન, દાઢીમૂછની હજામત, રાધેલુ ધાન સ્નેહ અને દારૂ ખાવાપીવા, ઊલટી થવી, ઝાડા થવા, સોનુ મળે, લોઢુ મળે, તકરાર થાય, બંધન થાય (જેલ વગેરેમા પુરાય), હાર થાય, જોડાની જોડનો નાશ થાય (એક જોડા ખોવાઈ જાય), જોડા પગમાથી નીકળીને ઊછળીને આગળ પડે, બહુ હરખ થાય, ચિડાયેલા પિતૃઓ ઠપકા આપે દીવો, ગ્રહ, નક્ષત્ર, દાત, દેવતા અને આખ—એ છ વાના પડે કે નાશ પામે પર્વત ભેદાય, રાતા ફૂલવાળા જગલમા પેસવું, જ્યા પાપકર્મ થતું હોય એવા મકાનમા પેસવુ, ચિતામાં પેસવું અધકારથી ભરેલી જગ્યામા પેસવું માના શરીરમા પેસવુ (=માના શરીરમાં પાછા દાખલ થઈ જવું), મહેલ, પર્વત વગેરે પરથી પડવુ, માછલી (માણસને) ગળે, ભગવા વસ્ત્રવાળાને જોવા, ઉગ્ર માણસોને જોવા, નાગાને જોવા, હાથમા લાકડી હોય એવાને જોવા, લાલ આંખો વાળાને જોવા અને કાળાને જોવા—સ્વપ્નામા આટલું બને તે ઇચ્છવા જેવુ નથી

कृष्णा पापाननाचारा दीर्घकेशनखस्तनी ॥५८॥
विरागमाल्यवसना स्वप्ने कालनिशा मता ।

સ્વપ્નમા કાળી, પાપી મોવાળી, પાપી વર્તનવાળી, લાબા વાળવાળી, લાબા દાતવાળી, લાબા સ્તનવાળી, ફરકી ગયેલા રગના માળા અને વસ્ત્રવાળી સ્ત્રી કાળ રાત્રિ સમાન છે એવુ માનવામા આવે છે

ભયકર સ્વપ્નોનું કારણ

मनोवहानां पूर्णत्वाद्दोषैरतिबलैस्त्रिभिः ॥५९॥
स्रोतसां दारुणान् स्वप्नान् रोगी पश्यति दारुणान् ।
अरोगः संशयं प्राप्य कश्चिदेव विमुच्यते ॥६०॥

मनोवहानां पूर्णत्वात्स्रोतसां प्रबलैर्मलैः ॥५९॥
दृश्यन्ते दारुणाः स्वप्ना रोगी यैर्याति पञ्चताम् ।
अरोगः संशयं प्राप्य कश्चिदेव विमुच्यते ॥६०॥

મનને વહન કરનારા સ્રોતો (=ખ્યાન મનને હૃદયમા રહેવા સ્રોતો) બળવાન દોષોથી પુરાઈ જાય છે, ત્યારે ભયકર સ્વપ્નો દેખાય છે એ ભયંકર સ્વપ્નોથી રોગી મરી જાય છે, ત્યારે અને નાજા માણસની જિદગી માટે

વહેમ પડીને એમાંથી કોઈક જ બચે છે

સાત જાતના સ્વપ્ન

दृष्टं श्रुतोऽनुभूतश्च प्रार्थितः कल्पितस्तथा ।
भाविको दोषजश्चेति स्वप्नः सप्तविधो मतः ॥६१॥

સ્વપ્ન સાત જાતના છે એમ મનાય છે દૃષ્ટ, શ્રુત, અનુભૂત, પ્રાર્થિત, કલ્પિત, ભાવિક અને દોષજ

(દૃષ્ટ સ્વપ્ન—જાગતા જે જોયું હોય તે ઊંઘમા સ્વપ્નરૂપે દેખાય તેને દૃષ્ટ સ્વપ્ન કહે છે શ્રુત સ્વપ્ન—જાગતાં જે સાંભળ્યું હોય તે ઊંઘમા સ્વપ્નરૂપે દેખાય તેને શ્રુત સ્વપ્ન કહે છે અનુભૂત સ્વપ્ન—જાગતાં જે અનુભવ્યુ હોય તે ઊંઘમા સ્વપ્નરૂપે દેખાય તેને અનુભૂત સ્વપ્ન કહે છે પ્રાર્થિત સ્વપ્ન—જાગતા અમુક વસ્તુઓ જોઈ, સાંભળી કે અનુભવીને એ વસ્તુઓ માટ મનથી ઝંખના કરી હોય તે જ પ્રમાણે ઊંઘમાં સ્વપ્નમા તે વસ્તુઓની ઝંખના થતી અનુભવાય તેને પ્રાર્થિત સ્વપ્ન કહે છે કલ્પિત સ્વપ્ન—જાગતા જે વસ્તુઓને જોઈ ન હોય, સાંભળી ન હોય, અનુભવી ન હોય કે ઝંખી પણ ન હોય પણ મરજી મુજબની કલ્પનાઓ કરીને જ ઉપજાવી કાઢી હોય એવી વસ્તુઓ (વ્યક્તિઓ અને પ્રસંગો) ઊંઘમા સ્વપ્નમાં દેખાય, તેને કલ્પિત સ્વપ્ન કહે છે ભાવિક સ્વપ્ન—ઊંઘમાં સ્વપ્નમા જે જોયુ હોય તે સ્વપ્ન પૂરુ થયા પછી જાગ્યા પછી બને તેને (એ સ્વપ્નને) ભાવિક સ્વપ્ન કહે છે દોષજ સ્વપ્ન—વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષના પોતપોતાના ગુણને અનુરૂપ સ્વપ્ન આવે તેને દોષજ સ્વપ્ન કહે છે (જુઓ. શા. ૩/૮૮,૯૩,૧૦૨)

કયા સ્વપ્ન ફળતા નથી?

तेष्वाद्या निष्फलाः पञ्च यथास्वप्रकृतिर्दिवा ।
विस्मृतो दीर्घह्रस्वोऽति

તેમાંથી પહેલાં પાંચ (=દૃષ્ટ, શ્રુત, અનુભૂત, પ્રાર્થિત અને કલ્પિત) સ્વપ્ના, પોતાની પ્રકૃતિ પ્રમાણેનાં (=દોષજ) સ્વપ્ન, દહાડે આવેલુ સ્વપ્ન, ભૂલી જવા રહેલું સ્વપ્ન, બહુ જ લાંબું સ્વપ્ન અને બહુ જ ટૂંકુ સ્વપ્ન ફળતાં નથી (=શુભ કે અશુભ ફળતા નથી)

કયું સ્વપ્ન ક્યારે અને કેવું ફળે?

पूर्वरात्रे चिरात्फलम् ॥६२॥
दृष्टः करोति तुच्छं च

પહેલી રાતે આવેલું દૃષ્ટ સ્વપ્ન બહુ વખતે વખતે અને થોડુ ફળે છે

गोसर्गे तद्दहर्महत् ।
निद्रया वाऽनुपहत प्रतीपैर्वचनैस्तथा ॥६३॥

ગાયો છૂટવાને વખતે (=સવારે પો ફાટતાં) આવેલું દૃષ્ટ સ્વપ્ન એ તે જ દિવસે મોટુ ફળ (શુભ કે અશુભ) આપે છે, તેમ જ જો દૃષ્ટ સ્વપ્ન આવ્યા પછી ઊંઘ ન આવી હોય તથા જો દૃષ્ટ સ્વપ્ન જોયા પછી સ્વપ્નથી વિરુદ્ધ જાતના બોલ ન સાંભળ્યા હોય તે દૃષ્ટ સ્વપ્ન તે તે જ દિવસે મોટુ ફળ આપે છે

અશુભ સ્વપ્નનો ઉતાર

याति पापोऽल्पफलतां दानहोमजपादिभिः ।

દાન, હોમ જપ (ધ્યાન, નિયમ) વગેરે કરવાથી અશુભ સ્વપ્ન ઓછુ ફળ આપે છે

સ્વપ્નનુ ફળ ક્યારે બદલાઈ જાય?

अकल्याणमपि स्वप्नं दृष्ट्वा तत्रैव यः पुन ॥६४॥
पश्येत्सौम्यं शुभं तस्य शुभमेव फलं भवेत् ।

અશુભ સૂચવનારુ સ્વપ્ન આવ્યા પછી તરત જ પાછુ જેને શુભ સૂચવનારુ સૌમ્ય સ્વપ્ન (શ્લોક ૬૫ થી ૭૦॥) આવે, તેને શુભ ફળ જ મળે છે (તે જ પ્રમાણે શુભ સ્વપ્ન આવ્યા પછી તરત જ જેને અશુભ સ્વપ્ન આવે છે તેને અશુભ ફળ જ મળે છે)

(સ્વપ્ન બે જાતના છે કેટલાક સ્વપ્ન ચોક્કસ ફળે છે, કેટલાક સ્વપ્ન ફળે કે નહિ તે ચોક્કસ હોતું નથી શ્લોક ૪૦ થી ૪૮વાળાં સ્વપ્ન ચોક્કસ ફળે છે શ્લોક ૪૮॥ થી ૬૦ સુધીનાં સ્વપ્ન ફળે કે ન ફળે પણ તેમા ચોક્કસ ફળે એવાં સ્વપ્નનું ફળ ફેરવી શકાતું નથી પણ અચોક્કસ ફળવાળા સ્વપ્નનું ફળ ફેરવી શકાય છે)

સૌમ્ય સ્વપ્નો

देवान् द्विजान् गोवृषभान्
जीवतः सुहृदो नृपान् ॥६५॥
साधून् यशस्विनो वह्नि
मिद्धं स्वच्छान् जलाशयान् ।
कन्याः कुमारकान् गौरान्
शुक्लवस्त्रान्सुतेजसः ॥६६॥
नराशनं दीप्ततनुं समन्ताद्रुधिरोक्षितम् ।
यः पश्येल्लभते यो वा छत्रादर्शविषामिषम् ॥६७॥
शुक्लाः सुमनसो वस्त्रममेध्यालेपनं फलम् ।
शैलप्रासादसफलवृक्षसिंहनरद्विपान् ॥६८॥

**मारोहेद्गोश्वयानं च, तरेन्नदह्रदोदधीन्।**
**पूर्वोत्तरेण गमनमगम्यागमनं मृतम्॥६९॥**
**सम्बाधान्निःसृतिर्देवैः पितृभिश्चाभिनन्दनम्।**
**रोदनं पतितोत्थानं द्विषतां चावमर्दनम्॥७०॥**
**यस्य स्यादायुरारोग्यं वित्तं बहु च सोऽश्नुते।**

જે માણસ સ્વપ્નમા દેવોને, બ્રાહ્મણોને, ગાયોને, -ાખલાને (કે બળદોને), જીવતા મિત્રોન, ગજાઓને, નાના માણસોને, નામાંકિત માણસોને, સળગતા અગ્નિને, સ્વચ્છ જળાશયોને, નાની છોકરીઓને, નાના છોકરાઓને, ગારા માણસોને, ધોળા વસ્ત્ર પહેરેલા માણસોને, બહુ તજસ્વી માણસોને અન દેદીપ્યમાન શરીરવાળા, ચાર બાજુએ લોહીથી ખરડાયેલા શરીરવાળા રાક્ષસન જુએ છે અથવા જે માણસને સ્વપ્નમા છત્રી, આટલુ, ઝેર, માસ, ધોળા ફૂલ, ધોળુ વસ્ત્ર, છાણ કે નરકથી ખરડાયેલી વસ્તુ અને ફળ મળે છે, જે માણસ સ્વપ્નમા પર્વત, મહેલ, ફળવાળુ ઝાડ, સિહ માણસ અને હાથી ઉપર ચડે અને બળદગાડી કે ઘોડાગાડીમા બેસે, જે માણસ સ્વપ્નમા મોટી નદી, પાણીના ઊંડા ધરા અને સમુદ્ર તરે, જે માણસ સ્વપ્નમા ઈશાન ખૂણા તરફ જાય, મા વગર ન ભાગવવા જેવી સ્ત્રી સાથ સ્વપ્નમા સંભોગ થાય, જે માણસ સ્વપ્નમા સંકડામાથી ઊગરી જાય, જેને સ્વપ્નમા દેવો અને પિતૃઓ શાબાશી આપે, જે સ્વપ્નમા રુવે, પડીને પાછો ઊઠે, જેના શત્રુઓ (રણમા લડાઈમા) હારાઈ જાય ત માણસ પુષ્કળ આવરદા, આરોગ્ય અને ધન ભોગવે છે

આરોગ્ય એટલે શુ?

**मङ्गलाचारसम्पन्नः परिवारस्तथाऽऽतुरः॥७१॥**
**श्रद्दधानोऽनुकूलश्च प्रभूतद्रव्यसङ्ग्रहः।**
**सत्त्वलक्षणसंयोगो भक्तिर्वैद्यद्विजातिषु॥७२॥**
**चिकित्सायामनिर्वेदस्तदारोग्यस्य लक्षणम्।**

આસપાસના માણસો શુભ (=પવિત્ર) આચરણ વાળા હોય, દરદી પોતે અમુક ઉપાયથી મટશે એવી શ્રદ્ધાવાળો અને અનુકૂળ હોય, જરૂરી દ્રવ્યોનો પુષ્કળ સંગ્રહ હોય, સત્ત્વગુણના લક્ષણના સયોગ થયો હોય, વૈદ્ય અને બ્રાહ્મણો તરફ ભક્તિભાવ હોય, ચિકિત્સા બાબતમા ઉત્સાહ ભાગી ન પડ્યો હોય તો આરોગ્યનુ લક્ષણ છે

(સત્ત્વગુણના લક્ષણ નિર્મળતા, જ્ઞાન, આરોગ્ય વગેરે)

આને શારીરસ્થાન કહેવાનુ કારણ

**इत्यत्र जन्ममरणं यतः सम्यगुदाहृतम्॥७३॥**
**शरीरस्य ततः स्थानं शारीरमिदमुच्यते॥७३½॥**

અહીં (આ શારીરસ્થાનમા) શરીરના જન્મ અને મરણ વિષે સારી રીતે (વિગતવાર) કહેવામા આવ્યુ છે, તથી આ સ્થાનને શારીરસ્થાન કહ્યુ છે

(આ ગ્રંથના આખા આયુર્વેદ શરીર સાથે સબંધ ધરાવે છે, છતા પણ આ શારીરસ્થાનમા ખુદ જન્મ (અ. ૧ થી ૪) અને મરણ (અ. ૫, ૬) વિષે વિચાર કરેલો હોવાથી આ સ્થાનમા શરીર મુખ્ય હોવાથી આને શારીરસ્થાન કહ્યુ છે)

इत्यष्टाङ्गहृदये सूत्रस्थाने द्वितीये शारीरस्थाने
दूतादिविज्ञानीयो नाम षष्ठोऽध्यायः॥६॥

## શારીરસ્થાન સમાપ્ત

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

## નિદાનસ્થાન

### અધ્યાય ૧ લો : સર્વરોગનિદાન

હેતુ (=નિદાન,) લિંગ (=લક્ષણ) અને ઔષધ (=ચિકિત્સા) એ ત્રણ સ્કંધ (=વિભાગ) આયુર્વેદનાં લક્ષણ છે. એ ત્રણેનું સૂત્રસ્થાનમાં સૂચન કર્યું. પછી હેતુ, લિંગ અને ઔષધના આધારરૂપ શરીરની ઉત્પત્તિ વગેરે કહેવા માટે શારીરસ્થાન લખ્યું. પછી શરીરરૂપી આધારને આધારે થતા રોગનાં હેતુ, લિંગ અને ઔષધ કહેવા માટે નિદાનસ્થાન અને ચિકિત્સાસ્થાન લખ્યાં છે. હેતુ અને લિંગ ઉપરથી રોગ પારખ્યા સિવાય ઔષધ કરી શકાય નહિ, તેથી પહેલાં નિદાનસ્થાન અને પછી ચિકિત્સાસ્થાન એવો ક્રમ રાખ્યો છે. તેમાંયે બધા રોગોનું સામાન્ય કારણ જાણવાની પહેલી જરૂર હોવાથી પહેલો અધ્યાય 'સર્વરોગનિદાન'નો રાખ્યો છે.

**अथातः सर्वरोगनिदानं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે બધા રોગનું સામાન્ય કારણ સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

'રોગ' અર્થના શબ્દો

**रोगः पाप्मा ज्वरो व्याधिर्विकारो दुःखमामयः ।**
**यक्ष्मातङ्कगदाबाधाः शब्दाः पर्यायवाचिनः ॥१॥**

રોગ, પાપ્મા, જ્વર, વ્યાધિ, વિકાર, દુઃખ, આમય, યક્ષ્મા, આતંક, ગદ અને આબાધ એ પર્યાયવાચક (=એક જ અર્થના) શબ્દો છે (એ બધા શબ્દોનો અર્થ 'રોગ' છે.)

રોગ પારખવાનાં સાધન

**निदानं पूर्वरूपाणि रूपाण्युपशयस्तथा ।**
**सम्प्राप्तिश्चेति विज्ञानं रोगाणां पञ्चधा स्मृतम् ॥२॥**

નિદાન (રોગ થવાનું કારણ), પૂર્વરૂપ (શ્લોક ૩, ૩॥, ૪), રૂપો (શ્લોક ૫), ઉપશય (શ્લોક ૫॥ થી ૬॥) અને સંપ્રાપ્તિ (શ્લોક ૭॥ થી ૧૧) એ રોગ પારખવાનાં પાંચ પ્રકારનાં સાધન છે.

'નિદાન' અર્થવાળા બીજા શબ્દો

**निमित्तहेत्वायतनप्रत्ययोत्थानकारणैः ।**
**निदानमाहुः पर्यायैः**

નિમિત્ત, હેતુ, આયતન, પ્રત્યય, ઉત્થાન, કારણ એટલા શબ્દોનો અર્થ નિદાન (=રોગનું કારણ) થાય છે. એ શબ્દોથી 'નિદાન' કહે છે (=એ શબ્દો વપરાય ત્યારે ('નિદાન' અર્થ કરવો).

પૂર્વરૂપનું લક્ષણ

**प्राग्रूपं येन लक्ष्यते ॥ ३ ॥**
**उत्पित्सुरामयो दोषविशेषेणानधिष्ठितः ।**

અમુક દોષ કે દોષો કોઈ રોગનો કબજો લે તે પહેલાં થતાં જે લક્ષણોથી અગાઉથી એવું જાણી શકાય કે એ રોગ થવાનો છે તે લક્ષણો એ રોગનું પૂર્વરૂપ છે. (દા. ત. નિ. ૨/૬થી ૯ માં જણાવેલાં લક્ષણો થાય છે તે ઉપરથી અમુક દોષને લીધે તાવ આવશે એવું અગાઉથી કહી શકાતું નથી; કારણ કે તે વખતે તાવ આણનાર દોષે રોગનો કબજો લીધેલો હોતો નથી, પણ એ લક્ષણો ઉપરથી એટલું તો કહી શકાય છે કે તાવ આવશે, બીજો કોઈ રોગ નહિ થાય.)

**लिङ्गमव्यक्तमल्पत्वाद्व्याधीनां तद्यथायथम् ॥ ४ ॥**

રોગોનાં પોતપોતાનાં લક્ષણ થોડાં હોવાથી (બરાબર જોરમાં આવેલાં ન હોવાથી) જે અસ્પષ્ટ લક્ષણ થાય તેને તે તે રોગનું પૂર્વરૂપ કહે છે.

**तदेव व्यक्ततां यातं रूपमित्यभिधीयते ।**
**संस्थानं व्यञ्जनं लिङ्गं लक्षणं चिह्नमाकृतिः ॥ ५ ॥**

એ જ પૂર્વરૂપ વ્યક્ત થાય (દોષ આગળ વધીને પૂર્વરૂપનો કબજો લઈ લે) તેને (રોગનું) રૂપ (...)

સંસ્થાન, વ્યંજન, લિંગ, લક્ષણ, ચિહ્ન અને આકૃતિ કહે છે

ઉપશય એટલે શું?

**हेतुव्याधिविपर्यस्तविपर्यस्तार्थकारिणाम् ।**
**औषधान्नविहाराणामुपयोगं सुखावहम् ॥ ६ ॥**
**विद्यादुपशयं व्याधेः स हि सात्म्यमिति स्मृतः ।**

રોગના હેતુ(=કારણ)થી વિરુદ્ધ, રોગથી વિરુદ્ધ અને (રોગનું શમન કરવારૂપી) વિરુદ્ધ કાર્ય કરે એવા જે ઔષધ, આહાર અને વિહારનો ઉપયોગ કરવાથી અમુક રોગમાં સુખ થાય તે ઔષધ આહાર અને વિહારને તે રોગનો ઉપશય જાણવો એ ઉપશયનું જ શાસ્ત્રમાં રોગનું સાત્મ્ય (વ્યાધિસાત્મ્ય) એવું બીજું નામ છે (આ શ્લોક બરાબર સમજવા માટે જુઓ (સૂ ૮/૨૨થી ૨૪)

અનુપશય એટલે શું?

**विपरीतोऽनुपशयो व्याध्यसात्म्याभिसंज्ञितः ॥७॥**

એનાથી ઊંધાને (=અમુક રોગમાં જે આહાર, વિહાર અને ઔષધથી એ રોગ વધી પડે, દુઃખ થાય તે આહાર, વિહાર અને ઔષધને) અનુપશય કહે છે અનુપશયનું બીજું નામ વ્યાધ્યસાત્મ્ય (રોગનું અસાત્મ્ય, રોગને માફક ન આવે તે) છે

સંપ્રાપ્તિનું લક્ષણ

**यथादुष्टेन दोषेण यथा चानुविसर्पता ।**
**निर्वृत्तिरामयस्यासौ सम्प्राप्तिर्जातिरागतिः ॥ ८ ॥**

(દરેક રોગમાં) દોષ કેવી રીતે બગડીને અને એ બગડેલા દોષ કેવી રીતે શરીરમાં પ્રસરીને તે તે રોગ કરે છે એ દોષ બગડવાની અને પ્રસરવાની રીતને સંપ્રાપ્તિ, જાતિ અને આગતિ કહે છે

(દા ત નિ ૨/૩થી ૫માં દોષ કેવી રીતે એટલે શાનાથી બગડીને અને બગડયા પછી કેવી રીતે પ્રસરીને અને પ્રસરતાંપ્રસરતાં શું શું કરીને છેવટે તાવ આણે છે તે કહ્યું છે, માટે એ હકીકતને તાવની સંપ્રાપ્તિ કહે છે)

સંપ્રાપ્તિના ભેદ

**सङ्ख्याविकल्पप्राधान्यबलकालविशेषतः ।**
**सा भिद्यते, यथाऽत्रैव वक्ष्यन्तेऽष्टौ ज्वरा इति ॥९॥**
**दोषाणां समवेतानां विकल्पोंऽशांशकल्पना ।**
**स्वातन्त्र्यपारतन्त्र्याभ्यां व्याधेः प्राधान्यमादिशेत् ॥ १० ॥**
**हेत्वादिकात्स्न्यावयवैर्बलाबलविशेषणम् ।**
**नक्तंदिनर्तुभुक्तांशैर्व्याधिकालो यथामलम् ॥ ११ ॥**

સંખ્યા, વિકલ્પ, પ્રાધાન્ય, બલ અને કાલ એ પાંચના વિશેષપણાને લીધે એના (=સંપ્રાપ્તિના) પાંચ ભેદ છે જેમ કે અહીં જ (=આ નિદાન સ્થાનમાં જ અધ્યાય ૨ શ્લોક ૨।।માં) કહેવામાં આવશે કે તાવ આઠ છે વિકલ્પ એટલે ભેગા થયેલા દોષોની અંશાંશકલ્પના (ભેગા થયેલા દોષોની) સ્વતંત્રતા અને પરતંત્રતા ઉપરથી રોગનું પ્રધાનપણું (અને અપ્રધાનપણું) કહેવું હેતુ વગેરે(હેતુ, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને અનુપશય)ના સંપૂર્ણપણા અને અધૂરાપણાને લીધે રોગના બળ અને અબળની વિશિષ્ટતા થાય છે રાતના અંશ (પ્રહર,), દિવસના અંશ (પ્રહર), વરસના ઋતુરૂપી અંશ (વિભાગ) અને આહારના અંશને લીધે દોષ પ્રમાણે રોગનો (=રોગ વધવાઘટવાનો) સમય હોય છે

(સંખ્યાસંપ્રાપ્તિ એટલે શું તે સમજાવવાને દાખલો આપ્યો છે કે 'તાવ આઠ છે' તાવ આઠ છે, ઉદરરોગ પાંચ છે એમ દરેક રોગની સંખ્યા કેટલી છે તે ઉપરથી આપણ કેટલા દોષથી એ રોગ થાય છે તે જાણી શકીએ છીએ દરદીમાં તાવના લક્ષણો જણાય તે ઉપરથી એને તાવનો રોગ થયો છે એમ જાણ્યા પછી એ કયો તાવ છે એ જાણવું જોઈએ, કેમ કે બરાબર ચિકિત્સા (ઉપાય) કરવા માટે તાવ આવ્યો છે, એટલું જ જાણીને બેસી રહેવું બસ નથી પણ કયો તાવ આવ્યો છે તે પણ જાણવું જોઈએ હવે જો આપણે તાવ આઠ છે એવી તાવની સંખ્યા જાણતા હોઈએ તો તાવ કયા અને કેટલા દોષથી આવ્યો છે તે જાણી શકીએ તાવ ઉત્પન્ન થાય છે ત્યારથી જ દોષોના ભેદને લીધે તાવના ભેદ થયેલા હોય છે (=તાવ આવે છે ત્યારથી જ એ વાયુનો, પિત્તનો વગેરે આઠમાંથી એક હોય છે) તેથી તાવ કયો છે એ જાણવું જોઈએ અને ઉપર સમજાવ્યા પ્રમાણે તાવની સંખ્યા તાવ કયો છે તે જાણવાના કારણરૂપ હોવાથી સંખ્યા પણ સંપ્રાપ્તિ છે દોષો ઉપરથી રોગની સંખ્યા નક્કી થઈ શકે નહિ, કારણ કે દોષો ત્રણ જ હોવા છતાં અને ત્રણ દોષો એકલા જુદા જુદા કોપે અને ભેગા કોપે એ રીતે કુલ સાત થવા છતાં તાવ આઠ કેમ, શ્વાસ પાંચ કેમ એનો ખુલાસો દોષો ઉપરથી મળી શકતો નથી વળી દોષો ઉપરથી રોગની સંખ્યા નક્કી કરવામાં આગંતુક રોગ અને લોહીથી થતા રક્તાતિસાર જેવા રોગ બાદ રહી જાય, માટે દરેક રોગની સંખ્યા શાસ્ત્રમાં કેટલી નક્કી કરેલી છે તે બાબતનું જ્ઞાન રોગ કયો છે તે પારખવામાં અંગરૂપ હોવાથી સંખ્યા એ સંપ્રાપ્તિ છે)

(દરેક દોષના અમુક ગુણ હોય છે (સૂ ૧/૧૦।।

થી ૧૧॥) દોષના જેટલા ગુણ ગણાવ્યા છે તેમાંના એક ગુણથી, બે ગુણથી, ત્રણ ગુણથી એમ કેટલા ગુણથી કે બધા ગુણથી એ દોષ કોપ્યો છે તે નક્કી કરવુ તેને વિકલ્પ અથવા વિકલ્પના કહે છે દોષ કોપવાનાં આહારવિહારરૂપી કારણો જાતજાતના હોય છે તેથી દોષનો પ્રકોપ પણ જાતજાતનો થાય છે દા ત વાયુના છએ ગુણ તૂરાશમા અને વટાણામા હોય છે, તેથી તૂરાશ અને વટાણા વાયુના બધા અંશો (=ગુણો) થી વાયુનો વધારો કરે છે તાંદળજામા લૂખાશ, ઠંડાપણું અને હલકાપણું એ ત્રણ વાયુના ગુણો હોવાથી તાંદળજો વાયુના ત્રણ અંશથી વાયુમાં વધારો કરે છે ખેરામાં લૂખાશ અને ઠંડાપણુ એ બે વાયુના ગુણો છે, તેથી ખેરો વાયુના બે અંશ(=ગુણો)થી વાયુમાં વધારો કરે છે સીધુ નામના દારૂમા લૂખાશ એ વાયુનો એક જ ગુણ છે તેથી સીધુ વાયુના એક અંશ(=ગુણ) થી વાયુમા વધારો કરે છે આ પ્રમાણે પિત્ત અને કફના વધારા માટે પણ સમજવું (વિગત માટે જુઓ માધવનિદાન પર મધુકોશી વ્યાખ્યા) કેટલા દોષ કેટલા અંશે કોપ્યા છે તેની કલ્પનાને અંશાંશકલ્પના અથવા વિકલ્પ કહે છે વિકલ્પ કરવાથી પણ તાવ વગેરે રોગો ઓળખાય છે, માટે વિકલ્પ પણ સંપ્રાપ્તિ છે)

(ભેગા થયેલા દોષો સ્વતંત્ર છે કે પરતંત્ર છે તે ઉપરથી રોગ પ્રધાન (=મુખ્ય) છે કે અપ્રધાન (=ગૌણ) છે તે કહી શકાય છે જો દોષ પોતાના કોપવાનાં કારણોને લીધે કોપ્યો હોય તો તે સ્વતંત્ર કોપ્યો છે એમ કહેવાય છે, પણ જો એક દોષ બીજા દોષથી કોપ્યો હોય તો તે પરતંત્ર કોપ્યો છે એમ કહેવાય છે રોગ કરનાર દોષ સ્વતંત્ર કોપ્યો હોય તો તે રોગ પ્રધાન (=મુખ્ય) રોગ કહેવાય છે અને રોગ કરનાર દોષ પરતંત્ર કોપ્યો હોય તો તે રોગ ગૌણ કહેવાય છે એવું જ્ઞાન દોષોની સ્વતંત્રતાથી અને પરતંત્રતાથી થતું હોવાથી દોષની સ્વતંત્રતા અને પરતંત્રતા પણ સંપ્રાપ્તિ છે)

(દરેક રોગના પોતપોતાના નિદાનના અધ્યાયમા જે રોગના જેટલા હેતુ, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને અનુપશય કહ્યાં હોય તે દરેક સંપૂર્ણપણે—પૂરેપૂરાં તે રોગમાં અનુભવાય છે કે અપૂરા તે ઉપરથી રોગનું બળ (=જોર) અને અબળ (=કમજોરી) નક્કી કરી શકાય છે, તેથી હેતુ વગેરેનું સંપૂર્ણપણું અને અપૂરાપણું પણ સંપ્રાપ્તિ છે દા. ત. બધાં કારણોને લીધે રોગ થયો હોય, પૂર્વરૂપનાં અને રૂપનાં બધા લક્ષણો જણાતાં હોય, બધા ઉપશય સામટા અજમાવવાથી જ દરદીને સુખ થતું હોય અને એકાદ અનુપશય પણ અજમાવવાથી દરદીને દુઃખ થતું હોય તો રોગ બળવાન છે એમ સમજવું)

(રોગ ક્યે સમયે વધે છે અને ક્યે સમયે ઘટે છે તે ઉપરથી પણ રોગ કયા દોષથી થયો છે તે જાણી શકાય છે, માટે રોગ વધવાનો અને ઘટવાનો સમય પણ સંપ્રાપ્તિ છે રાત્રે, દહાડે, ઋતુઓમા અને ખાધા પીધા પછી અમુક દોષ અમુક વખતે જ અને અમુક ઋતુમાં જ કોપે છે તે ઉપરથી રોગ કયા દોષથી થયો છે તે જાણી શકાય છે વધુ વિગત માટે જુઓ સૂ ૧/૭॥)

નિદાન એટલે શું?

**इति प्रोक्तो निदानार्थः**

આ રીતે (શ્લોક ૨॥ થી ૧૧ સુધી) નિદાનનો અર્થ કહ્યો. (નિદાન=૧ રોગ થવાનું કારણ, ૨ રોગ ઓળખવાના પાંચે સાધન—હેતુ, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ આ બન્ને અર્થમાં શ્લોક ૨॥ થી ૧૧ સુધીમા નિદાનનો અર્થ કહ્યો)

**तं व्यासेनोपदेक्ष्यति ।**

એ નિદાન વિસ્તારપૂર્વક કહેશે. (દરેક રોગનુ પોતપોતાનું નિદાન તે રોગના નિદાનના અધ્યાયમાં તથા કેટલુંક સામાન્ય નિદાન હવે આ અધ્યાયમાં કહેશે.)

બધા રોગોનું કારણ: દોષોના પ્રકોપનું કારણ

**सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ॥ १२**
**तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ।**

બધાય રોગોનું કારણ કોપેલા મળ (=દોષો) છે દોષોના પ્રકોપનું કારણ જાતજાતનું કુપથ્ય કરવું એ છે એમ કહ્યુ છે

અહિત (=કુપથ્ય) એટલે શું?

**अहितं त्रिविधो योगस्त्रयाणां प्रागुदाहृतः ॥ १३ ॥**

કાળ, અર્થ અને કર્મ એ ત્રણનો (હીન, મિથ્યા અને અતિ એ) ત્રણ પ્રકારનો યોગ એટલે અહિત (=કુપથ્ય) એવું આગાઉ (સૂ ૧૨/૩૫થી ૪૨॥ માં) કહેવાઈ ગયું છે

વાયુ શાથી અને ક્યારે કોપે છે?

**तिक्तोषणकषायाल्परूक्षप्रमितभोजनैः ।**
**धारणोदीरणनिशाजागरात्युच्चभाषणैः ॥ १४ ॥**
**क्रियातियोगभीशोकचिन्ताव्यायाममैथुनैः ।**
**ग्रीष्माहोरात्रिभुक्तान्ते प्रकुप्यति समीरणः ॥ १५ ॥**

કડવું, તીખું, તૂરું, થોડું, લૂખું, મોળું ખાવાપીવાથી, વેગોને રોકવાથી અને પરાણે લાવવાથી, રાતે ઉજાગરો

કરવાથી, બહુ ઊંચેથી (ઊંચે અવાજે) બોલવાથી, (વમન, વિરેચન, આસ્થાપન બસ્તિ વગેરે) ક્રિયાઓના અતિયોગથી, ભય, શોક, ચિંતા (કે વિચાર), કસરત અને મૈથુનથી, તથા ગ્રીષ્મના અંતમાં (=વર્ષાઋતુમાં,) (રોજ) દિવસના છેલ્લા પહોરમાં, રાતના છેલ્લા પહોરમાં અને ખાધેલાને અંતે (=ખાધુંપીધું પચી જાય ત્યારે) વાયુનો પ્રકોપ થાય છે)

પિત્ત શાથી અને ક્યારે કોપે છે?

**पित्तं कट्वम्लतीक्ष्णोष्णपटुक्रोधविदाहिभिः ।**
**शरन्मध्याह्नरात्र्यर्धविदाहसमयेषु च ॥ १६ ॥**

તીખું, ખાટું, તીક્ષ્ણ, ગરમ અને ખાર ખાવાપીવાથી, ક્રોધથી, વિદાહી દ્રવ્યોથી તથા શરદઋતુમાં (રોજ) બપોરે, મધરાત અને ખાધેલાના મધ્યમાં (=ખાધુંપીધું પચતું હોય ત્યારે) પિત્તનો પ્રકોપ થાય છે

કફ શાથી અને ક્યારે કોપે છે?

**स्वाद्वम्ललवणस्निग्धगुर्वभिष्यन्दिशीतलैः ।**
**आस्यास्वप्नसुखाजीर्णदिवास्वप्नातिबृंहणैः ॥ १७ ॥**
**प्रच्छर्दनाद्ययोगेन भुक्तमात्रवसन्तयोः ।**
**पूर्वाह्णे पूर्वरात्रे च श्लेष्मा**

ગળ્યું, ખાટું, ખારું, સ્નિગ્ધ, ભારે, અભિષ્યંદી અને ઠંડા પદાર્થોના ઉપયોગથી (=ખાવાપીવાથી અને બીજી રીતે વાપરવાથી), બેસી રહેવાથી, બહુ ઊંઘવાથી, સુખથી, અજીર્ણથી, દહાડે ઊંઘવાથી, બહુ બૃંહણ કરવાથી, વમન વગેરે ક્રિયાઓનો અયોગ થવાથી, તથા (રોજ) ખાધાપીધા પછી તરત, વસંતઋતુમાં, રોજ સવારે (=દિવસના પહેલા પહોરમાં) અને રોજ પહેલી રાતે(=રાતના પહેલા પહોરમાં) કફનો પ્રકોપ થાય છે

બે દોષ ભેગા શાથી અને ક્યારે કોપે છે?

**द्वन्द्वं तु सङ्करात् ॥ १८ ॥**

બે દોષ કોપાવે એવાં કારણો ભેગાં થવાથી તે દોષ કોપે છે (દાખલા તરીકે શ્લોક ૧૩॥ થી ૧૫વાળાં અને શ્લોક ૧૫॥, ૧૬વાળાં કારણો ભેગાં થાય છે ત્યારે વાયુ અને પિત્ત સાથે કોપે છે)

ત્રણે દોષ ભેગા શાથી અને ક્યારે કોપે છે?

**मिश्रीभावात्समस्तानां सन्निपातस्तथा पुनः ।**
**सङ्कीर्णाजीर्णविषमविरुद्धाध्यशनादिभिः ॥१९॥**
**व्यापन्नमद्यपानीयशुष्कशाकाममूलकैः ।**
**पिण्याकमृद्यवसुरापूतिशुष्ककृशामिषैः ॥ २० ॥**
**दोषत्रयकरैस्तैस्तैस्तथाऽन्नपरिवर्तनात् ।**
**ऋतोर्दुष्टात्पुरोवातादमहावेशाद्विषाद्गरात् ॥२१॥**
**दुष्टान्नात् पर्वताश्लेषाद्ग्रहैर्जन्मर्क्षपीडनात् ।**
**मिथ्यायोगाच्च विविधात्पापानां च निषेवणात् ॥ २२ ॥**
**स्त्रीणां प्रसववैषम्यात्तथा मिथ्योपचारतः ।**

બધા (ત્રણે) દોષને કોપાવનારા કારણો (શ્લોક ૧૩॥થી ૧૭॥ સુધીના) ભેગાં થવાથી, તથા વળી સંકીર્ણાશન, અજીર્ણાશન, વિષમાશન, વિરુદ્ધાશન, અધ્યશન (=રાતવાસી ખાવાથી, પચપચુ થઈ ગયેલું હોય એવું ખાવાથી) વગેરે પ્રકારનું ભોજન કરવાથી, વ્યાપન્ન (=જેના કુદરતી રંગ અને ગંધ જતા રહ્યા હોય એવા અને પચપચો તથા ગંધાતો) દારૂ પીવાથી, વ્યાપન્ન પાણી પીવાથી, શાકની સુકવણી, કાચા મૂળા, ખાળ, માટી, જવ, સુરા, ગંધાતું માંસ, સૂકું માંસ, કૃશ (ધાતુઓ ઓછી હોય એવું, સ્નાયુ પુષ્કળ હોય એવું, જેમાં હાડકાં સિવાય બીજો ભાગ બહુ ન હોય એવું) માંસ ખાવાપીવાથી, ત્રણે દોષને કોપાવનારા તે તે(આહાર, વિહાર તથા ક્રિયા)થી આહારમાં ફેરફાર કરવાથી (=એકાએક ખાવાપીવાથી અને માફક આવતું અન્ન છોડી દઈને માફક ન આવેલું હોય તેવું ખાવાપીવાથી), ઋતુ બગડવાથી (=ઋતુના હીન, મિથ્યા અને અતિયોગથી), સામેથી વાતા પવનથી, (દેવ, દૈત્ય, ગંધર્વ વગેરે) ગ્રહોના આવેશથી શરીરમાં ભરાવાથી), ઝેરથી, કૃત્રિમ ઝેરથી, બગડેલા અન્નપાનથી, પર્વત પાસે રહેવાથી, સૂર્ય વગેરે ગ્રહો નડવાથી, જન્મનક્ષત્ર નડવાથી, અનેક જાતના (રસાયન, સ્નેહન, સ્વેદન, વિરેચન વગેરેના) મિથ્યાયોગથી પાપ કરવાથી, સ્ત્રીઓ સુવાવડમાં (=બાળક અવતરતાં) બહુ કષ્ટ થવાથી તથા સુવાવડમાં ખોટા ઉપચાર થવાથી બધા (ત્રણે) દોષોનો સન્નિપાત થાય છે (=ત્રણે દોષ સાથે કોપે છે).

કોપેલો દોષ શી રીતે રોગ કરે છે?

**प्रतिरोगमिति क्रुद्धा रोगाधिष्ठानगामिनीः ॥२३॥**
**रसायनीः प्रपद्याशु दोषा देहे विकुर्वते ॥२३॥॥**

દરેક રોગમાં આ પ્રમાણે (=શ્લોક ૧૩॥થી ૨૨॥માં કહ્યા પ્રમાણે) કોપેલા દોષો જે જગાએ રોગ થવાનો હોય તે જગાએ જતી નાડીઓમાં ઝટ જઈને શરીરમાં રોગ કરે છે ('રોગનાં સ્થાન તરફ જનારી' એ શબ્દોનો એવો પણ અર્થ થાય છે કે 'રોગમાં સ્થાન—રસ, લોહી વગેરે ધાતુઓ) તરફ જનારી.)

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने सर्वरोगनिदानं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો : જ્વરનિદાન

બધા રોગોનું સામાન્ય નિદાન કહ્યા પછી હવે દરેક રોગનું પોતપોતાનું નિદાન કહેવાનું છે. તેમાં બધા રોગોમાં તાવ મુખ્ય હોવાથી પહેલું તાવનું નિદાન કહે છે.

**अथातो ज्वरनिदानं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે તાવનું નિદાન સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

**ज्वरो रोगपतिः पाप्मा मृत्युरोजोऽशनोऽन्तकः ।**
**क्रोधो दक्षाध्वरध्वंसी रुद्रोर्ध्वनयनोद्भवः ॥ १ ॥**
**जन्मान्तयोर्मोहमयः सन्तापात्माऽपचारजः ।**
**विविधैर्नामभिः क्रूरो नानायोनिषु वर्तते ॥ २ ॥**

રોગપતિ (રોગોમાં મુખ્ય), પાપ્મા (પાપી), મૃત્યુ, ઓજોશન (બધી ધાતુને પોષનાર ઓજસને ખાઈ જનાર), અંતક (યમ), ક્રોધ (દક્ષ પ્રજાપતિથી અપમાનિત થયેલા ભગવાન શંકરના કપાળમાંથી નીકળેલો ક્રોધ), દક્ષના યજ્ઞનો નાશ કરનાર, રુદ્રની ત્રીજી આંખમાંથી જન્મેલો, જન્મવખતે અને મરણવખતે મૂર્છારૂપે આવતો, સંતાપરૂપ, અપચાર (કુપથ્ય) ને લીધે જન્મેલો ક્રૂર તાવ (પશુપંખી વગેરે) જુદી જુદી યોનિઓમાં જુદે જુદે નામે હોય છે.

(હાથીઓના તાવને પાકલ, ઘોડાના તાવને અભિતાપ, ગાયોના તાવને ગોકર્ણક, પક્ષીઓના તાવને મકર, કૂતરાંના તાવને અલર્ક, પાણીમાં જન્મેલાં પ્રાણીઓના તાવને ઇન્દ્રમદ, વનસ્પતિના તાવને જ્યોતિ, ધાનના તાવને ચૂર્ણક, પાણીના તાવને નીલિકા, જમીનના તાવને ઊષ અને માણસોના તાવને જ્વર કહે છે.)

### તાવના ભેદ : તાવ કેટલા?

**स जायतेऽष्टधा दोषैः पृथग्द्वित्रैः समागतैः ।**
**आगन्तुश्च**

એ (તાવ) આઠ છે (=આઠ રીતે આવે છે): એકલા વાયુથી, એકલા પિત્તથી, એકલા કફથી, બે દોષ ભેગા થવાથી (=વાતપિત્તથી, વાતકફથી અને પિત્તકફથી), ત્રણે દોષ ભેગા થવાથી અને આગંતુક.

### તાવની સંપ્રાપ્તિ

**मलास्तत्र स्वैः स्वैर्दुष्टाः प्रदूषणैः ॥३॥**
**आमाशयं प्रविश्यामममनुगम्य पिधाय च ।**
**स्रोतांसि पक्तिस्थानाच्च निरस्य ज्वलनं बहिः ।**
**सह तेनाभिसर्पन्तस्तपन्तः सकलं वपुः ।**
**कुर्वन्तो गात्रमत्युष्णं ज्वरं निर्वर्तयन्ति ते ॥ ५ ॥**

તેમાં (નિ. ૧/૧૩॥ થી ૨૨॥ વાળાં) પોતપોતાને બગાડનારાં કારણોથી બગડેલા, હોજરીમાં દાખલ થઈને 'આમ'ની પાછળ જઈને (=આમ સાથે ભળી જઈને) પચવાના સ્થાનમાંથી (=ગ્રહણીમાંથી) જઠરાગ્નિને બહાર કાઢીને તેની સાથે (=બહાર નીકળેલા અગ્નિ સાથે) ચારે પાસ ફરતા, આખા શરીરમાં પીડા કરતા અને શરીરને બહુ ગરમ કરી દેતા (શરીરની સામાન્ય ગરમીમાં વધારો કરતા) દોષો તાવ આણે છે.

### તાવનું પૂર્વરૂપ

**स्रोतोविबन्धात्प्रायेण ततः स्वेदो न जायते ।**
**तस्य प्राग्रूपमालस्यमरतिर्गात्रगौरवम् ॥ ६ ॥**
**आस्यवैरस्यमरुचिर्जृम्भा सास्राकुलाक्षिता ।**
**अङ्गमर्दोऽविपाकोऽल्पप्राणता बहुनिद्रता ॥ ७ ॥**
**रोमहर्षो विनमनं पिण्डिकोद्वेष्टनं क्लमः ।**
**हितोपदेशेष्वक्षान्तिः प्रीतिरम्लपटूषणे ॥ ८ ॥**
**द्वेषः स्वादुषु भक्ष्येषु तथा बालेषु तृड् भृशम् ।**
**शब्दाग्निशीतवातम्बुच्छायोष्णेष्वनिमित्ततः ॥**
**इच्छा द्वेषश्च**

આળસ, અણગમો (=બેચેની), શરીર ભારે થઈ જાય, મોંનો સ્વાદ બગડી જાય, અરુચિ, બગાસાં, આંખમાં પાણી આવે, આંખ આકુળવ્યાકુળ રહે, શરીર કસમોડા ખાય (ચુંથારા થાય), ખાધુંપીધું પચે નહિ, બળ ઘટી જાય, બહુ ઊંઘ આવે, રૂંવાડાં ઊભાં થાય, શરીર ટટાર ન રહી શકે (=શરીર ઢીલું થઈ જાય), પગની પિંડીઓમાં કળતર થાય, કંટાળો, હિતની શિખામણ સાંખી ન શકાય; ખટાશ, ખારાશ અને તીખાશ માટે ભાવ થાય; ગળ્યાં ભોજન તથા બાળકો માટે અભાવ થાય, બહુ તરસ લાગે; અવાજ, અગ્નિ, ઠંડક, પવન, પાણી, છાંયડો અને ગરમીની ઇચ્છા અને અભાવ કંઈ કારણ વિના જ થાય—આ એનું (તાવનું) પૂર્વરૂપ છે.

**ततनु ज्वरस्य व्यक्तता भवेत् ।**

ત્યાર પછી (=પૂર્વરૂપ થઈ રહ્યા પછી) તાવ વ્યક્ત થાય છે (=આઠ તાવમાંનો કયો તાવ છે તે સમજાય એવાં લક્ષણોવાળો બનીને પ્રકટ થાય છે.)

### વાયુના તાવનાં લક્ષણ

**आगमापगमक्षोभमृदुतावेगनोष्मणाम् ॥ १० ॥**
**वैषम्यं तत्र तत्राङ्गे तास्ताः स्युर्वेदनाश्चलाः ।**
**पादयोः सुप्तता स्तम्भः पिण्डिकोद्वेष्टनं श्रमः ।**
**विश्लेष इव सन्धीनां साद ऊर्वोः कटीग्रहः ।**
**पृष्ठं क्षोदमिवाप्नोति निष्पीड्यत इवोदरम् ॥१२**

छिद्यन्त इव चास्थीनि पार्श्वगानि विशेषतः ।
हृदयस्य ग्रहस्तोदः प्राजनेनेव वक्षसः ॥ १३ ॥
स्कन्धयोर्मथनं बाह्वोर्भेदः पीडनमंसयोः ।
अशक्तिर्भक्षणे हन्वोर्जृम्भणं कर्णयोः स्वनः ॥१४॥
निस्तोदः शङ्खयोर्मूर्ध्नि वेदना विरसास्यता ।
कषायास्यत्वमथवा मलानामप्रवर्तनम् ॥ १५ ॥
रूक्षारुणत्वगास्याक्षिनखमूत्रपुरीषता ।
प्रसेकारोचकाश्रद्धाविपाकास्वेदजागराः ॥१६॥
कण्ठौष्ठशोषस्तृट्शुष्कौ छर्दिकासौ विषादिता ।
हर्षो रोमाङ्गदन्तेषु वेपथुः क्षवथोर्ग्रहः ॥ १७ ॥
भ्रमः प्रलापो घर्मेच्छा विनामश्चानिलज्वरे ।

તાવ ક્યા અને કેટલા અવયવમા અને ક્યારે શરૂ થાય, ઊતરી જાય, વધી જાય, ઉથલો પડે, પીડા કરે અને ગરમી(ટેમ્પરેચર)નું માપ—એ બધી બાબત તેમા કંઈ ઢંગધડો ન હોય, તે તે (નીચે ગણાવેલા) અંગોમા થતી તે તે (નીચે ગણાવેલી) પીડાઓ ચલ હોય (=ઘડીમા થાય ને ઘડીમા ન થાય), પગની સુપ્તિ, પગનો સ્તંભ, પિંડીઓમા કળતર, થાક, સાંધા જાણે તૂટતા હોય એવું લાગે, સાથળ પોતાનું કામ કરી ન શકે, કમ્મર પકડાઈ જાય, બરડો જાણે કચરાતો હોય એવું દુઃખ થાય, પેટ જાણે પિલાતું હોય એવી પીડા થાય, ખાસ કરીને પડખાના હાડકા જાણે કપાતા હોય એવી પીડા થાય, હૃદય જકડાઈ જાય, છાતીમા જાણે પરોણા ખોસાતા હોય એવી પીડા થાય, ખભા વલોવાઈ જાય, હાથ ઊંડા ચિરાતા હોય એવી પીડા થાય, ખભા દબાતા (પિલાતા) હોય એવી પીડા થાય, જડબા ખાઈ ન શકે, બગાસાં આવે, કાનમાં અવાજ થાય, લમણામા પરોણા ખોસ્યા જેવી પીડા થાય, માથામા વેદના થાય, મોનો સ્વાદ બગડી જાય, મો તૂરુ તૂરુ લાગે અથવા મળો નીકળે નહિ, ચામડી, મો આંખ, નખ, પેશાબ અને ઝાડો લૂખાં અને આછા લાલ હોય, લાળ પડે, અરુચિ, ખાવાનું મન ન થાય, પચે નહિ, પરસેવો ન થાય, ઉજાગરો થાય (=ઊંઘ ન આવે), ગળું અને હોઠ સુકાય, તરસ લાગે, સૂકી ઉધરસ આવે, સૂકો શ્વાસ (હાંફ) ચડે, દુખિયારાપણું, રૂવાડા ઊભા થાય, અંગ (ચામડી) જાણે કાંટાકાંટા વાળી થઈ જાય, દાંત અંબાઈ (=ખટાઈ) જાય, શરીર ધ્રૂજે, છીંક ન આવે, ફેર આવે, લવરી થાય, તાપની ઇચ્છા થાય, શરીર નમી જાય (ટટાર બેસાય નહિ કે ઊભા રહેવાય નહિ) એટલા લક્ષણો વાયુના તાવમા થાય

### પિત્તના તાવનાં લક્ષણ

युगपद्व्याप्तिरङ्गानां प्रलापः कटुवक्त्रता ॥१८॥
नासास्यपाकः शीतेच्छा भ्रमो मूर्च्छा मदोऽरतिः ।
विट्स्रंसः पित्तवमनं रक्तष्ठीवनमम्लकः ॥१९॥
रक्तकोठोद्गमः पीतहरितत्वं त्वगादिषु ।
स्वेदो निःश्वासवैगन्ध्यमतितृष्णा च पित्तजे ॥

તાવ આખા શરીરમા એકસાથે વ્યાપી જાય, લવરી થાય, મો તીખુંતીખું રહે, નાક પાકે (ઉ ૧૯/૧૮, ૧૮૧), મો પાકે (ઉ ૨૧/૫૭ાા થી ૫૯), ઠંડકની ઇચ્છા થાય, ફેર આવે, મૂર્છા આવે, કેફ ચડે, અણગમો, ઝાડા થાય, પિત્તની ઊલટી થાય, રાતું થૂંક આવે, ખાટા ઓડકાર આવે, રાતા ચાઠા પડે, ચામડી (=મો, આંખ, નખ, પેશાબ અને ઝાડો) વગેરે પીળા અને સરગવાના પાદડા જેવા રંગના થાય છે, પરસેવો થાય, નિઃશ્વાસની ગંધ બગડી જાય, બહુ તરસ લાગે એટલા પિત્તના તાવના લક્ષણ છે

### કફના તાવનાં લક્ષણ

विशेषादरुचिर्जाड्यं स्रोतोरोधोऽल्पवेगता ।
प्रसेको मुखमाधुर्यं हृल्लेपश्वासपीनसाः ॥२१॥
हृल्लासश्छर्दनं कासः स्तम्भः श्वैत्यं त्वगादिषु ।
अङ्गेषु शीतपिटिकास्तन्द्रोदर्दः कफोद्भवे ॥२२॥

બહુ અરુચિ, જડતા, સ્રોતો પુરાઈ જાય, તાવનું જોર થોડું હોય, પ્રસેક, મોં ગળ્યુંગળ્યું રહે, હૃદય કફથી લીંપાયેલું હોય, હાંફ ચડે, સળેખમ, હૃલ્લાસ, ઊલટી, ઉધરસ, સ્તંભ, ચામડી (=મો, આંખ, નખ, પેશાબ, ઝાડો) વગેરેનો રંગ ધોળો હોય, અવયવો ઉપર ઠંડી (=કફની) ફોલ્લીઓ થાય, સુસ્તી રહે, શીળસના મોટાં ઢીમડાં થાય-એટલા કફથી આવતા તાવના લક્ષણ છે

### તાવના વખત ઉપરથી તાવ ઓળખવાની રીત

काले यथास्वं सर्वेषां प्रवृत्तिर्वृद्धिरेव वा ।

જે દોષનો તાવ હોય તે દોષનો પ્રકોપ થવાને વખતે બધા તાવ શરૂ થાય છે (=આવવા માંડે છે) કે વધે છે (તાવ ક્યા દોષનો છે તે આ રીતે પારખી શકાય છે)

### ઉપશય અને અનુપશયથી તાવ ઓળખવાની રીત

निदानोक्तानुपशयो विपरीतोपशायिता ।

નિ ૧/૧૩ાા થી ૨૨ાા સુધીમાં દોષને કોપાવનારા પોતપોતાનાં કારણો કહ્યાં છે તે અનુપશય છે (=તાવમા વાયુને કોપાવનારાં કારણોનો ઉપયોગ

કરીએ તેથી જો દુ:ખ વધી પડે તો વાયુનો તાવ છે એમ જાણવું) એનાથી ઊંધું (દોષનું શમન કરનારાં કારણો) વાપરવાથી જો સુખ થાય તો શમન થયેલો દોષનો તાવ છે એમ જાણવું

(દરેક દોષને મટાડવાના ઉપચાર સૂ. અ. ૧૩ મા કહ્યા છે)

**બે ભેગા દોષના તાવનાં લક્ષણ**

**यथास्वं लिङ्गसंसर्गो ज्वरः संसर्गजः**

બે દોષ કોપવાનાં લક્ષણો ભેગાં હોય ત્યારે બે ભેગા દોષનો તાવ હોય છે

વાતપિત્તનાં તાવનાં લક્ષણ

**अपि च ॥२३॥**

**शिरोर्तिमूर्च्छावमिदाहमोह-**
**कण्ठास्यशोषारतिपर्वभेदाः ।**
**उन्निद्रताहृद्भ्रमरोमहर्षा**
**जृम्भातिवाक्त्वं च चलात्सपित्तात् ॥२४॥**

વાયુ અને પિત્ત સાથે કોપવાથી આવેલા તાવમાં માથું દુખે, મૂર્છા, ઊલટી, બળતરા, ઉદાસીનપણું, ગળું સુકાય, મો સુકાય, સાંધા તૂટે, ઊંઘ ઊડી જાય, ભરમ, ફેર, રૂંવાડાં ઊભાં થાય, બગાસાં આવે અને બહુ બોલબોલ કરે

કફવાતના તાવનાં લક્ષણ

**तापहान्यरुचिपर्वशिरोरुक्**
**पीनसश्वसनकासविबन्धाः ।**
**शीतजाड्यतिमिरभ्रमतन्द्राः**
**श्लेष्मवातजनितज्वरलिङ्गम् ॥ २५ ॥**

તાવની ગરમી થોડી હોય, અરુચિ, સાંધામાં પીડા, માથું દુખે, સળેખમ, હાંફ, ઉધરસ, ઝાડો, પેશાબ વગેરે ન થાય; ટાઢ વાય, જડતા, આંખે અંધારાં આવે, ફેર અને સુસ્તી (=ઘેન) એ કફ અને વાયુ ભેગા કોપવાથી આવેલા તાવનાં લક્ષણ છે

કફપિત્તના તાવનાં લક્ષણ

**शीतस्तम्भस्वेददाहाव्यवस्था**
**तृष्णाकासश्लेष्मपित्तप्रवृत्तिः ।**
**मोहस्तन्द्रालिप्ततिक्तास्यता च**
**ज्ञेयं रूपं श्लेष्मपित्तज्वरस्य ॥२६॥**

ટાઢ (=ઠંડક), સ્તંભ, પરસેવો અને બળતરા એ ચાર બાબતોનો કંઈ નિયમ ન રહે (કોઈ વાર ટાઢ વાય તો કોઈ વાર બળતરા બળે, કોઈવાર સ્તંભ થાય તો કોઈ વાર પરસેવો થાય), તરસ લાગે, ઉધરસ આવે, કફ અને પિત્ત નીકળે, મોહ, ઘેન, મો ચીકણું (કફથી લીંપાયેલું) અને કડવું હોય, એ કફ અને પિત્ત ભેગા કોપવાથી આવેલા તાવનું રૂપ જાણવું

સાન્નિપાતજ્વરનાં લક્ષણ

**सर्वजो लक्षणैः सर्वैर्दाहोऽत्र च मुहुर्मुहुः ।**
**तद्वच्छीतं महानिद्रा दिवा जागरणं निशि ॥२७॥**
**सदा वा नैव वा निद्रा महास्वेदोऽति नैव वा ।**
**गीतनर्तनहास्यादिविकृतेहाप्रवर्तनम् ॥ २८ ॥**
**साश्रुणी कलुषे रक्ते भुग्ने लुलितपक्ष्मणी ।**
**अक्षिणी पिण्डिकापार्श्वमूर्धपर्वास्थिरुग्भ्रमः ॥**
**सस्वनौ सरुजौ कर्णौ कण्ठः शूकैरिवाचितः ।**
**परिदग्धा खरा जिह्वा गुरुः स्रस्ताङ्गसन्धिता ॥**
**रक्तपित्तकफष्ठीवो लोलनं शिरसोऽतिरुक् ।**
**कोठानां श्यावरक्तानां मण्डलानां च दर्शनम् ॥**
**हृद्व्यथा मलसंसङ्गः प्रवृत्तिर्वाऽल्पशोऽति वा ।**
**स्निग्धास्यता बलभ्रंशः स्वरसादः प्रलापिता ॥**
**दोषपाकश्चिरात्तन्द्रा प्रततं कण्ठकूजनम् ।**

બધા (ત્રણે) દોષથી ઉત્પન્ન થયેલો તાવ બધા (ત્રણે દોષના) લક્ષણોવાળો હોય છે અને એમાં વારવાર બળતરા થાય છે, તે જ પ્રમાણે (=વારવાર) ટાઢ વાય છે, દિવસે બહુ ઊંઘ આવે છે અને રાતે ઉજાગરો થાય છે કે આખો દહાડો અને રાત ઊંઘ્યા કરે છે કે સમૂળગી ઊંઘ આવતી નથી, કાં તો પુષ્કળ પરસેવો થાય છે કે સમૂળગો પરસેવો થતો નથી, ગાવાની, નાચવાની અને હસવાની બેહૂદી ચેષ્ટા કરે, આંખો આંસુવાળી, મેલી (ડહોળી), લાલ, વાંકી અને વીંખ થયેલી (ચૂંથાઈ ગયેલી) પાંપણોવાળી હોય છે, પિંડીઓમાં, પડખામાં, માથામાં, પર્વમાં અને હાડકામાં પીડા થાય છે, ફેર આવે છે, કાનમાં અવાજ થાય છે અને પીડા થાય છે, ગળામાં જાણે કાંટાકાંટા પડી જાય છે, જીભ બળેલી (=દાઝયા જેવી) અને ખર અને ભારે થઈ જાય છે, શરીરના સાંધા ઢીલા પડી જાય છે, (દરદી) લોહી, પિત્ત અને કફ થૂંકે છે, માથું (ડાબા જમણી) ડોલે છે, બહુ દરદ થાય છે, ઢીમડાં અને બદામી રંગનાં અને ચાઠાં નજરમાં દેખાય છે, હૃદયમાં પીડા થાય છે, મળ બાઝી જાય છે (=નીકળતા નથી) અથવા મળ થોડોથોડો નીકળે છે કે બહુ નીકળે છે, મો ચીકણું રહે છે, બળ ઓછું થઈ જાય છે, અવાજ નરમ પડી જાય છે, દરદી લવરી કરે છે. દોષો વખતે

દોષો પાકે છે, ઘેન રહે છે, ગળામાંથી ઘરેડા જેવો સતત અવાજ થાય છે.

સંનિપાતનાં બીજાં બે નામ

**सन्निपातमभिन्यासं तं ब्रूयाच्च हतौजसम् ॥३३॥**

તે સંનિપાતને અભિન્યાસ અને હતૌજસ કહેવો.

અસાધ્ય સંનિપાતજ્વરનાં લક્ષણ

**दोषे विबद्धे नष्टेऽग्नौ सर्वसम्पूर्णलक्षणः ।**
**असाध्यः**

જ્યારે દોષોનો વિબંધ થાય (=દોષ કાચા ને કાચા પડયા રહે અને નીકળે નહિ), જઠરાગ્નિ (વધારે) હોલવાય, ત્યારે સંનિપાતજ્વરનાં બધાં લક્ષણો જણાતાં હોય એવો સંનિપાતજ્વર અસાધ્ય છે.

**सोऽन्यथा कृच्छ्रो भवेद्वैकल्यदोऽपि वा ॥३४॥**

નહિ તો (=જો બધાં લક્ષણો ન જણાતાં હોય પણ થોડાં લક્ષણો જણાતાં હોય તો) સંનિપાતજ્વર દુ:સાધ્ય હોય છે; અથવા દુ:સાધ્ય હોવા ઉપરાંત કંઈ ખોડ પણ આવે છે.

શીતાદિ અને દાહાદિ સંનિપાત

**अन्यच्च सन्निपातोत्थो**
**यत्र पित्तं पृथक् स्थितम् ।**
**त्वचि कोष्ठेऽथवा दाहं विदधाति पुरोऽनु वा ॥**
**तद्वद्वातकफौ शीतं दाहादिर्दुस्तरस्तयोः ।**

અને વળી સંનિપાતથી (=ત્રણે દોષ સાથે કોપવાથી) ઉત્પન્ન થયેલો (બીજો એક એવો) તાવ છે કે જેમાં વાયુ અને કફથી અલગ રહેલું પિત્ત કોઈક વાર ચામડીમાં તો કોઈક વાર કોઠામાં પહેલાં કે પછી બળતરા કરે છે. તે જ પ્રમાણે પિત્તથી અલગ રહેલા કફ અને વાયુ કોઈક વાર ચામડીમાં તો કોઈક વાર કોઠામાં પહેલાં કે પછી ઠંડક આણે છે (=ચામડી કે કોઠો ઠરી પડી જાય છે). આ બંને જાતના સંનિપાતમાંથી દાહાદિ સંનિપાત મટવો બહુ મુશ્કેલ છે. (ચામડીમાં રહેલું પિત્ત બહાર વધારે અને અંદર ઓછી બળતરા કરે છે; કોઠામાં રહેલું પિત્ત અંદર વધારે અને બહાર ઓછી બળતરા કરે છે. તે જ પ્રમાણે ચામડીમાં રહેલા વાયુ અને કફ બહાર વધારે અને અંદર ઓછી ઠંડક આણે છે, કોઠામાં રહેલા કફ અને વાયુ બહાર ઓછી અને અંદર વધારે ઠંડક આણે છે.)

શીતાદિ સંનિપાત

**शीतादौ तत्र पित्तेन कफे स्यन्दितशोषिते ॥३६**
**शीते शान्तेऽम्लको मूर्च्छा मदस्तृष्णा च जायते ।**

શીતાદિ સંનિપાતમાં પિત્ત વડે કફ ઓગળે અને સુકાઈ જાય અને ટાઢ મટે (એટલે બળતરા થાય), ત્યારે ખાટા ઓડકાર, મૂર્ચ્છા, કેફ અને તરસ એ ચાર ઉપદ્રવો થાય છે.

દાહાદિ સંનિપાત

**दाहादौ पुनरन्ते स्युस्तन्द्राष्ठीववमिक्लमाः ॥३७**

પણ દાહાદિ સંનિપાતમાં (દાહ થઈ રહે પછી) અંતે (જ્યારે દાહ (બળતરા) કરનાર પિત્તથી ઓગળેલા કફથી જ પિત્ત શાંત પડે છે. ત્યારે કફ વધી પડવાથી), ઘેન, લાળ (અને થૂંક), ઊલટી (અને ઊબકા) અને કંટાળો એ ચાર ઉપદ્રવો થાય છે.

આગંતુ જ્વરના પ્રકાર

**आगन्तुरभिघाताभिषङ्गशापाभिचारतः ।**
**चतुर्धा**

આગંતુ જ્વર ચાર છે: અભિઘાતજ (શ્લોક ૩૮, ૩૮ા), અભિષંગજ (શ્લોક ૩૯ા), શાપજ (=બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ અને સિદ્ધ પુરુષોના શાપથી આવેલો) અને અભિચારજ (મૂઠ મારવી વગેરે જંતરમંતર કરવાથી આવેલો).

અભિઘાતજ જ્વરનાં કારણ તથા લક્ષણ

**अत्र क्षतच्छेददाहाद्यैरभिघातजः ॥३८॥**
**श्रमाच्च**

એમાં અભિઘાતનો તાવ ઘા પડવાથી, કપાવાથી દાઝવાથી વગેરે કારણોથી તથા થાક(મહેનત)ને લીધે આવે છે.

**तस्मिन्पवनः प्रायो रक्तं प्रदूषयन् ।**
**सव्यथाशोफवैवर्ण्यं सरुजं कुरुते ज्वरम् ॥३९॥**

તેમાં (=અભિઘાતના તાવમાં) સામાન્ય રીતે વાયુ લોહીને બગાડીને પીડા, સોજા અને શરીરનો રંગ બગડે એ ત્રણવાળો તથા (એકલી) પીડાવાળો તાવ આણે છે. (આયુર્વેદરસાયન ટીકા પ્રમાણે ઘા પડવાથી, કપાવાથી અને દાઝવા વગેરેથી કોપેલો વાયુ પહેલી જાતનો અને મહેનતથી કોપેલો વાયુ બીજી જાતનો તાવ આણે છે.)

અભિષંગજ જ્વરનાં કારણ તથા લક્ષણ

**ग्रहावेशौषधिविषक्रोधभीशोककामजः ।**
**अभिषङ्गात्**

ગ્રહથી (ઉ. અ. ૩), આવેશથી (ભૂતના વળગાડથી. ઉ. અ. ૪), દવાથી, ઝેરથી, ક્રોધથી, બીકથી, શોકથી અને કામથી(=વિષયવાસનાથી) આવેલો તાવ

અભિષગજથી આવેલો તાવ છે ('ગ્રહાવેશ' શબ્દ લેગો લઈએ તો 'ગ્રહનો આવેશ' એવો અર્થ કરવો.)

**ग्रहेणास्मिन्नकस्माद्धासरोदने ॥ ४० ॥**

એમા (=અભિષગજ તાવમા) ગ્રહથી અને વળગાડથી આવેલા તાવમાં દરદી કંઈ કારણ વિના હસે છે અને રુએ છે

**ओषधीगन्धजे मूर्च्छा शिरोरुग्वमथुः क्षवः।**

દવાની ગંધને લીધે આવેલા તાવમા મૂર્છા, માથુ દુખે, ઊલટી અને છીંક એટલા લક્ષણો હોય છે

**विषान्मूर्च्छातिसारास्यश्यावतादाहहृद्रुजः ॥४१**

ઝેરથી આવેલા તાવમાં મૂર્છા, અતિસાર, મો બદામી રગનુ થઈ જાય, બળતરા અને હૃદયના રોગ એટલા લક્ષણ થાય છે

**क्रोधात्कम्पः शिरोरुक् च**

ક્રોધને લીધે આવેલા તાવમા શરીર ધ્રૂજે છે અને માથુ દુખે છે

**प्रलापो भयशोकजे।**

બીક અને શોકને લીધે આવેલા તાવમા દરદી લવરી કરે છે

**कामाद्भ्रमोऽरुचिर्दाहो ह्रीनिद्राधीधृतिक्षयः ॥४२**

વિષયવાસનાને લીધે આવેલા તાવમા ફેર, અરુચિ અને બળતરા થાય છે તથા શરમ, ઊંઘ, બુદ્ધિ અને ધીરજ એ ચાર વાનાનો નાશ થાય છે

કયા અભિષગજ તાવમાં કયા દોષ કોપે છે?

**ग्रहादौ सन्निपातस्य भयादौ मरुतस्त्रये।**
**कोपः कोपेऽपि पित्तस्य**

ગ્રહથી (=ગ્રહાવેશથી) શરૂ થતા ત્રણમા (=ગ્રહ દવા અને ઝેરથી આવેલા તાવમાં) ત્રણે દોષ કોપે છે, ભયથી શરૂ થતા ત્રણમાં (=બીક, શોક અને વિષયવાસનાથી આવતા તાવમાં) વાયુ કોપે છે અને કોપથી આવતા તાવમા પિત્ત પણ (=વાયુ અને પિત્ત) કોપે છે

**यौ तु शापाभिचारजौ ॥४३॥**
**सन्निपातज्वरौ घोरौ तावसह्यतमौ मतौ।**

પણ જે શાપથી અને જંતરમંતરથી આવેલા તાવ છે તે ત્રણે દોષથી આવેલા હોય છે ઘોર (ભયકર) હોય છે અને સહન કરવા સૌથી મુશ્કેલ છે એવું આયુર્વેદ માને છે

**तत्राभिचारिकैर्मन्त्रैर्हूयमानस्य तप्यते ॥ ४४ ॥**
**पूर्वं चेतस्ततो देहस्ततो विस्फोटतृड्भ्रमैः।**
**सदाहमूर्च्छैर्ग्रस्तस्य प्रत्यहं वर्धते ज्वरः ॥ ४५ ॥**

તેમાયે વળી જંતરમંતર કરનારાઓ જેનું નામ દઈને હોમ કરે છે (=જે માણસને હેરાન કરવા માટે એનું નામ દઈને હોમ કરે છે) તે માણસનું પહેલા મન તપે છે, પછી શરીર તપે છે પછી વિસ્ફોટ, તરસ, ફેર, બળતરા અને મૂર્છા એટલા ઉપદ્રવો એને ગળી જાય છે (=લાગુ પડે છે) અને રોજરોજ એનો તાવ વધી જાય છે

**इति ज्वरोऽष्टधा दृष्टः**

આમ શાસ્ત્રમાં જ્વર આઠ કહ્યા છે

તાવના પેટા વિભાગ

**समासाद्द्विविधस्तु सः।**
**शारीरो मानसः सौम्यस्तीक्ष्णोऽन्तर्बहिराश्रयः ॥४६**
**प्राकृतो वैकृतः साध्योऽसाध्यः**
**सामो निरामकः।**

ઉપર કહેલા આઠ તાવના વળી જોડકારૂપ પેટા વિભાગ ટૂંકમા નીચે પ્રમાણે છે શારીર, માનસ, સૌમ્ય, તીક્ષ્ણ, અતરાશ્રય, બહિરાશ્રય, પ્રાકૃત, વૈકૃત, સાધ્ય, અસાધ્ય, સામ, નિરામ, (દરેક વિષે વિગત હવે પછી આપી છે)

શારીર અને માનસજ્વર

**पूर्वं शारीरे शारीरे तापो मनसि मानसे ॥ ४७ ॥**

શારીરજ્વરમા પહેલું શરીર તપે છે (+પછી મનને સતાપ—દુખ થાય છે), માનસજ્વરમા પહેલા મન તપે છે (=મનને દુખ થાય છે) (+પછી શરીર તપે છે)

(શારીરનો તાવ તો પહેલું શરીર તપે તે ઉપરથી ઓળખાય પણ મનનો તાવ ઓળખવા માટે ચરક સહિતામા નીચેના લક્ષણો આપ્યાં છે—મનની વ્યગ્રતા, અણગમો, ગ્લાનિ એ ત્રણ મનના તાપનાં (=મન તપે તેનાં) લક્ષણ છે અને ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનું ગ્રહણ ન કરે એ સંતાપનું લક્ષણ છે ચરક ચિ. ૩/૩૬॥)

સૌમ્ય અને તીક્ષ્ણ જ્વર

**पवने योगवाहित्वाच्छीतं श्लेष्मयुते भवेत्।**

જ્યારે વાયુ કફ સાથે જોડાય ત્યારે વાયુ યોગવાહી (જેની સાથે જોડાય તેનો સ્વભાવ પોતાનામાં લઈ લે એવો) હોવાથી વાતકફજ્વર શીત એટલે સૌમ્ય હોય છે (સૌમ્ય જ્વર=વાતકફજ્વર)

**दाहः पित्तयुते, मिश्रं मिश्रे**

વાયુ પિત્ત સાથે જોડાય ત્યારે બળતરા થાય છે, વાયુ જ્યારે પિત્ત અને કફ બંને સાથે જોડાય છે ત્યારે ઠંડક

જુદાં જુદાં હોઈ શકે એક ને એક વસ્તુના બધી રીતે સરખા પણ જુદાજુદાં નંગ(વ્યકિતઓ)ને એ વસ્તુના ભેદ (=સંખ્યા) કહે છે, પણ એ જ વસ્તુના બધા સામાન્ય ધર્મ જેમા રહેલા હોય છતા એકાદ જુદો ધર્મ પણ અંદર હોય તેને તે વસ્તુનો પ્રકાર (=વિધા) કહે છે દા ત ચાર વાસણ બધી રીતે સરખા હોય તો તેને વાસણની ચાર સંખ્યા (ભેદ) કહે છે, પણ જો એ ચારમાં વાસણના બધા સામાન્ય ધર્મો હોવા ઉપરાત (=એ ચારે વાસણ હોવા ઉપરાત) એમા જુદાજુદા ઘાટ વગેરે જુદા જુદા ધર્મ પણ રહેલા હોય તો એને વાસણના ચાર પ્રકાર (=વિધા) કહે છે તપેલી, થાળી, વાટકો, પવાલુ એ વાસણના ચાર પ્રકાર છે ચાર થાળીઓ એ થાળીના ચાર નંગ (=ભેદ, સંખ્યા) છે (માધવનિદાન અધ્યાય ૧/૧૦।। ઉપર વધુ મધુકોશી ટીકાના આધારે )

આ પાંચ પ્રકારના તાવમાથી સતતજ્વર મળના અને કાળના બળને લીધે આવે છે અને બાકીના ચાર પ્રકારના તાવ મળના અને કાળના બળ અને અબળને લીધે આવે છે માટે મળો(=દોષો)ના બળ અને અબળને લીધે તથા દોષોના કોપવાના સમયના બળ અને અબળને લીધે તાવ પાંચ પ્રકારનો છે

### સંતતજ્વરની સંપ્રાપ્તિ

**धातुमूत्रशकृद्वाहिस्रोतसां व्यापिनो मलाः ।**
**तापयन्तस्तनुं सर्वां तुल्यदूष्यादिवर्धिताः ॥५८॥**
**बलिनो गुरव स्तब्धा विशेषेण रसाश्रिता ।**
**सन्ततं निष्प्रतिद्वन्द्वा ज्वरं कुर्युः सुदुःसहम् ॥**

ધાતુઓને, પેશાબને અને ઝાડાને વહેનારાં સ્રોતોમા વ્યાપી ગયેલા, આખા શરીરને તપાવતા, પોતપોતાના સમાન ગુણવાળી ધાતુઓ (+દેશ, ઋતુ, પ્રકૃતિ) વગેરેથી વધારાતા, બળવાન, (સામ હોવાથી) ભારે, (ઊંચેથી કે નીચેથી નીકળતા ન હોવાથી) સ્તબ્ધ અને જેમ નરમ પડનાર કોઈ વિરુદ્ધ તત્ત્વ (ધાતુ, દેશ, ઋતુ વગેરે) હાજર ન હોય એવા, ખાસ કરીને રસધાતુનો આશ્રય લઈને રહેલા મળો (દોષો) મહામુશ્કેલીથી સહન કરી શકાય એવો સતતજ્વર પેદા કરે છે (આણે છે)

(પોતપોતાના સમાન ગુણવાળી ધાતુઓ—સાત ધાતુઓમાથી જે ધાતુના ગુણ વાયુના ગુણ જેવા હોય તે વાયુમાં વધારો કરે, જે ધાતુના ગુણ પિત્તના ગુણ જેવા હોય તે પિત્તમા વધારો કરે અને જે ધાતુના ગુણ કફના ગુણ જેવા હોય તે ધાતુ કફમા વધારો કરે )

(સતત તાવ આણનાર દોષો બધી ધાતુઓમા વ્યાપેલા હોય છે, પણ રસધાતુમા વિશેષ રહેલાં હોય છે )

### સંતતજ્વરની મુદત : સાધ્ય, અસાધ્ય

**मलं ज्वरोष्मा धातून्वा स शीघ्रं क्षपयेत्ततः ।**
**सर्वाकारं रसादीनां शुद्ध्याऽ**
**शुद्ध्याऽपि वा क्रमात् ॥६०॥**
**वातपित्तकफैः सप्त दश द्वादश वासरान् ।**
**प्रायोऽनुयाति मर्यादां मोक्षाय च वधाय च ॥६१**
**इत्यग्निवेशस्य मतं, हारीतस्य पुनः स्मृतिः ।**
**द्विगुणा सप्तमी यावन्नवम्येकादशी तथा ॥६२॥**
**एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ।**
**शुद्ध्यशुद्धा ज्वरः कालं दीर्घमप्यनुवर्तते ॥६३॥**

તાવની ગરમી કોઈક વાર મળને (દોષને) તો કોઈવાર ધાતુઓને ઝટ ઓછી કરે છે (=નાશ કરે છે) તેથી એ તાવની ગરમી વાયુ સૌથી વધારે કોપ્યો હોય તો સાત દિવસ, પિત્ત સૌથી વધારે કોપ્યું હોય તો દસ દિવસ અને કફ સૌથી વધારે કોપ્યો હોય તો બાર દિવસની મુદત સુધી સામાન્ય રીતે ચાલુ રહે છે (સામાન્ય રીતે વાયુનો તાવ સાત દિવસ, પિત્તનો તાવ દસ દિવસ અને કફનો તાવ બાર દિવસ સુધી રહે છે ) એ તાવની ગરમીથી મળો કે ધાતુઓ ઓછી થતી હોવાને કારણે જો રસ વગેરે (=ધાતુઓ, પેશાબ, ઝાડો અને દોષો એ બાર વાના) પુરેપૂરાં નિર્મળ બની જાય તો એ તાવ એટલી મુદતે ઊતરે છે પણ જો તાવની ગરમી લાગવા છતા એ બાર વાનાં અશુદ્ધ જ રહે તો એ તાવની ગરમી એટલી મુદતમાં દરદીને મારી નાખે છે આ અગ્નિવેશનો મત છે પણ હારીતની સ્મૃતિ (=મત) એવી છે કે ત્રણ દોષની (=ત્રણ દોષના જુદાજુદા તાવની) મુદત સાતથી બમણી (=ચૌદ દિવસની), નવથી બમણી (=અઢાર દિવસની) અને અગિયારથી બમણી (=બાવીસ દિવસની) છે (=વાયુના સતતજ્વરની મુદત ચૌદ દિવસની, પિત્તના સતતજ્વરની મુદત અઢાર દિવસની અને કફના સતતજ્વરની મુદત બાવીસ દિવસની છે) અને એટલી મુદતે તે તાવ (જો રસ વગેરે પૂરેપુરા નિર્મળ થઈ જાય તો) ઊતરે છે અથવા (જો રસ વગેરે પૂરે પૂરા શુદ્ધ ન બની જાય તો) તે તે તાવ પોતપોતાની મુદત દરમ્યાન દરદીને મારી નાખે છે, પણ જેમા રસ વગેરેની પૂરેપૂરી શુદ્ધિ પણ ન થઈ હોય તેમ જ તદ્દન અશુદ્ધિ પણ ન રહી હોય એવા) શુદ્ધિ અને અશુદ્ધિ ભેગી હોય એવા તાવ ઉપર જણાવેલી મુદત

..., સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ વિષયોના મનને ... તાવ જુદાજુદા સમયને પામે છે (=તાવ સતત, ...ન્યેદ્યુ, તૃતીયક કે ચતુર્થક બને છે અથવા કોઈ કોઈ ... ચતુર્થક થયા પછી પાછો તૃતીયક અન્યેદ્યુ કે ...તત થઈ જાય વગેરે)

તાવ ઊતરતો હોવાના લક્ષણ

...ातून् प्रक्षोभयन् दोषो मोक्षकाले विलीयते ॥
...तो नर श्वसन् स्विद्यन्
कूजन् वमति चेष्टते ।
...पते प्रलपत्युष्णो शीतैश्चाङ्गैर्हतप्रभ ॥७७॥
...विसंज्ञो ज्वरवेगार्त सक्रोध इव वीक्षते ।
...द्दोषशब्द च शकृद्द्रव सृजति वेगवत् ॥७८॥

તાવ ઊતરતી વખતે તાવ લાવનાર દોષ ધાતુઓને ખળભળાવી મૂકીને અંદર ભરાઈ જાય છે તથી માણસ હાંફે છે, પરસેવા થાય છે ફૂફૂ... કરે છે ઊલટીઓ કરે છે, તરફડે છે ધ્રૂજે છે, લવરી કરે છે એના કેટલાક અંગ ગરમ અને કેટલાક અંગ ઠંડા થઈ જાય છે, એની કાન્તિ ઊડી જાય છે બેભાન બની જાય છે તાવનો વેગ વધી જાય છે, જાણે ગુસ્સો થયો હોય એવી રીતે જુએ છે તથા અવાજ સાથે પાતળા ઝાડાના અનેક વેગો આવે છે (=પાતળા ઝાડા થાય છે એમાં 'આમ' પાવ નીકળે છે અને ઝાડા થતા થતા પુષ્કળ અવાજ થાય છે)

તાવ ઊતરી ગયો હોવાના લક્ષણ

देहो लघुर्व्यपगतक्लममोहताप
पाको मुखे करणसौष्ठवमव्यथत्वम् ।
स्वेद क्षव प्रकृतियोगि मनोऽन्नलिप्सा
कण्डूश्च मूर्ध्नि विगतज्वरलक्षणानि ॥७९॥

શરીર હલકું (=ફરફરું, સ્ફૂર્તિવાળું) થઈ જાય, કંટાળો (=ચિડિયાપણું) મોહ (=બેભાની) અને તાપ (=તાવની ગરમી) જતા રહે મુખપાક થાય (=મોઢે બરા મુતર) ઇન્દ્રિયો ચપળ બની જાય, પીડા રહે નહિ, પરસેવો થાય, છીંકો આવે મનનો મૂળ સ્વભાવ પાછો આવે, ખાવાપીવાનું મન થાય અને માથે ખંજવાળ આવે, એ તાવ ઊતરી ગયો હોવાનાં લક્ષણ છે

इत्यष्टाङ्गहृदये तृतीय निदानस्थाने ज्वरनिदान
नाम द्वितीयोऽध्याय ॥ २ ॥

## અધ્યાય ૩ જો : રક્તપિત્તકાસનિદાન

તાવના નિદાન પછી હવે રક્તપિત્તનું નિદાન શરૂ કરે છે ગરમી વિના તાવ આવતો નથી અને પિત્ત વિના ગરમી આવતી નથી તેથી તાવના નિદાન પછી રક્તપિત્તનુ નિદાન શરૂ થાય એ યોગ્ય જ છે તેથી લેખક કહે છે કે

अथातो रक्तपित्तकासनिदान व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

હવે અમે રક્તપિત્તનું અને કાસ(ઉધરસ)નું નિદાન કહીશુ એ બાબતમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### રક્તપિત્ત

#### રક્તપિત્તનું નિદાન

भृशोष्णतीक्ष्णकट्वम्ललवणादिविदाहिभि ।
कोद्रवोद्दालकैश्चान्नैस्तद्युक्तैरतिसेवितै ॥ १ ॥
कुपित पित्तलै पित्त द्रव रक्त च मूर्च्छिते ।
ते मिथस्तुल्यरूपत्वमागम्य व्याप्नुतस्तनुम् ॥ २ ॥

બહુ ગરમ (ઊના) તીક્ષ્ણ (જલદ) તીખા, ખાટા, ખારા (+ક્ષાર) વગેરેનું અતિસેવન કરવાથી (=લાંબા વખત સુધી કે પુષ્કળ પ્રમાણમા સેવન કરવાથી), એ બધા સાથે (=ગરમથી તે ક્ષાર વગેરે સાથે) બનાવીને કોદરી, ઉદ્દાલક વગેરે આહારનું અતિસેવન કરવાથી, (તથા) પિત્ત કરનારા પદાર્થોનું અતિસેવન કરવાથી કોપેલાં દ્રવ પિત્ત અને લોહી એકબીજા સાથે સેળભેળ થઈ જઈને બંને સરખા રંગનાં (એકરૂપ) થઈ જઈને શરીરમા પ્રસરી જાય છે

પિત્તને રક્ત (=લોહી) કેમ કહે છે?

पित्त रक्तस्य विकृते ससर्गाद्दूषणादपि ।
गन्धवर्णानुवृत्तेश्च रक्तेन व्यपदिश्यते ॥ ३ ॥

પિત્ત લોહીમાંથી બને છે (શા. ૩/૬૩, ૬૪) પિત્ત લોહી સાથે ભળેલું હોય છે પિત્ત અને લોહી એકબીજાને બગાડી શકે છે (સૂ ૧૧/૨૫થી ૨૬) તથા પિત્તનાં ગંધ અને રંગ લોહીના ગંધ અને રંગ જેવાં હોય છે એ ચાર કારણથી પિત્તને લોહી કહે છે (... ... ... ... પિત્તના અર્થમા વાપર્યા છે)

લોહી કોપે ત્યારે ક્યાંથી વધે છે?

प्रभवत्यसृज स्थानात्प्लीहतो यकृतश्च तत् ।

(શરીરમાં લોહીનું સ્વાભાવિક માપ આઠ પોશ

જેટલું છે એવું શા ૩/૮૦માં કહ્યું છે તો પછી લોહીનો પ્રકોપ થાય ત્યારે વધીને ૨૫૬ તોલા જેટલું થઈ જતું પણ જણાય છે, એ વધારો શા રીતે થાય છે તે સમજાવવાને કહે છે કે)

લોહીના સ્થાનમાંથી (=રક્ત વહેનાર સ્રોતોમાંથી), બરોળમાંથી અને કાળજામાંથી એ (પિત્ત સાથે ભળેલું લોહી) નીકળે છે

રક્તપિત્તના પૂર્વરૂપ

**शिरोगुरुत्वमरुचिः शीतेच्छा धूमकोऽम्लकः ॥**
**छर्दिश्छर्दितबैभत्स्यं कासः**
**श्वासो भ्रमः क्लमः ॥**
**लोहलोहितमत्स्यामगन्धास्यत्वं स्वरक्षयः ॥५॥**
**रक्तहारिद्रहरितवर्णता नयनादिषु ।**
**नीललोहितपीतानां वर्णानामविवेचनम् ॥ ६ ॥**
**स्वप्ने तद्वर्णदर्शित्वं भवत्यस्मिन् भविष्यति ।**

જ્યારે આ (રક્તપિત્ત) થવાનું હોય છે ત્યારે માથું ભારે રહે છે, અરુચિ, ઠંડકની ઇચ્છા, ધૂમક, અમ્લક, ઊલટી, થયેલી ઊલટીની સૂગ, ઉધરસ, હાંફ, ફેર, કંટાળો, મોંમાંથી લોઢું, લોહી, માછલી અને આમ જેવી ગંધ, અવાજ બેસી જાય, આંખ (+ચામડી, પેશાબ, ઝાડો, નખ) વગેરેનો રંગ રાતો, પીળો કે હરિત થઈ જાય, નીલરંગ, લાલરંગ અને પીળોરંગ ઓળખી ન શકાય, અને સ્વપ્નમાં તે રંગો (=લાલ, નીલ પીળા, બદામી રંગના અને ભડકાવાળા રૂપ—ચરકસહિતા) જુએ—એટલાં લક્ષણો થાય છે

રક્તપિત્ત ક્યાંક્યાંથી નીકળે છે? ઊર્ધ્વગામી, અધોગામી અને ઉભયગામી રક્તપિત્ત

**ऊर्ध्वं नासाक्षिकर्णास्यैर्मेढ्रयोनिगुदैरधः ॥ ७ ॥**
**कुपितं रोमकूपैश्च समस्तैस्तत्प्रवर्तते ।**

કોપેલું રક્તપિત્ત નાક, આંખ, કાન અને મોંમાંથી એમ ઊંચેથી (=દૂંટીથી ઊંચેના માર્ગે) નીકળે છે (તેને ઊર્ધ્વગામી રક્તપિત્ત કહે છે), મૂત્રેંદ્રિય, યોનિ અને ગુદામાંથી એમ નીચેથી (=દૂંટીથી નીચેના માર્ગે) નીકળે છે (તેને અધોગામી રક્તપિત્ત કહે છે), અને રૂવાડાંના છિદ્રોમાંથી અને બધા (દૂંટીથી ઉપરના અને નીચેના) માર્ગેથી નીકળે છે (તેને ઉભયમાર્ગગામી રક્તપિત્ત કહે છે)

ઊર્ધ્વગામી રક્તપિત્ત સાધ્ય હોવાનાં કારણો

**ऊर्ध्वं साध्यं कफाद्यस्मात्तद्विरेचनसाधनम् ॥८॥**
**बह्वौषधं च, पित्तस्य विरेको हि वरौषधम् ।**
**अनुबन्धी कफो यश्च तत्र तस्यापि शुद्धिकृत् ॥**
**कषायाः स्वादवोऽप्यस्य**
**विशुद्धश्लेष्मणो हिताः ।**
**किमु तिक्ताः कषाया वा ये निसर्गात्कफापहाः ॥**

ઊર્ધ્વગામી રક્તપિત્ત કફનું પ્રમાણ વધારે હોવાથી થાય છે તેથી એને (=ઊર્ધ્વગામી રક્તપિત્તને) મટાડવાનો ઉપાય વિરેચન હોવાથી, (ગળ્યા, તૂરા અને કડવા એમ) અનેક પ્રકારનાં એનાં ઔષધો હોવાથી, પિત્તને માટે વિરેચન એ ઉત્તમ ઉપાય હોવાથી, ઊર્ધ્વગામી રક્તપિત્તમાં કફ અનુબંધી હોય છે તેનું પણ વિરેચનથી શોધન થઈ શકતું હોવાથી, કફનું શોધન થઈ ગયા પછી એ રોગમાં ગળ્યા કષાયો (સ્વરસ, કલ્ક, શૃત, શીત, ફાંટ) પણ ફાયદો કરતા હોવાથી અને સ્વાભાવિક રીતે જ કફને મટાડે એવા કડવા કષાયો તો ખાસ કરીને આ રોગમાં (કફના અનુબંધવાળા ઊર્ધ્વગામી રક્તપિત્તને) મટાડતા હોવાથી ઊર્ધ્વગામી રક્તપિત્ત સાધ્ય છે (=મટી શકે છે)

(સૂ ૧/૧૫॥,૧૯ પ્રમાણે કડવાથી કફ અને પિત્ત બન્ને મટે છે)

અધોગામી રક્તપિત્ત યાપ્ય કેમ?

**अधो याप्यं चलाद्यस्मात्तत्प्रच्छर्दनसाधनम् ।**
**अल्पौषधं च पित्तस्य वमनं न वरौषधम् ॥११॥**
**अनुबन्धी चलो यश्च शान्तये**
**ऽपि न तस्य तत् ।**
**कषायाश्च हितास्तस्य मधुरा एव केवलम् ॥१२**

અધોગામી રક્તપિત્તમાં વાયુનું પ્રમાણ વધારે હોવાથી, એ ઊલટીઓ કરાવવાથી મટતું હોવાથી, એના ઔષધ થોડાં હોવાથી, પિત્તને માટે ઊલટીઓ કરાવવી એ ઉત્તમ ઉપાય ન હોવાથી, વળી અધોગામી રક્તપિત્તમાં વાયુ અનુબંધી છે તે વાયુનું ઊલટીઓ કરાવવાથી શમન થતું ન હોવાથી અને એમાં ફક્ત ગળ્યા કષાયો જ ફાયદો કરતા હોવાથી અધોગામી રક્તપિત્ત યાપ્ય છે

(સૂ ૧/૧૫॥,૧૯ પ્રમાણે પિત્ત અને વાયુ બન્નેને મટાડી શકે એવો ફક્ત મધુર રસ (=ગળપણ) જ છે)

ઉભયમાર્ગગામી રક્તપિત્ત અસાધ્ય છે કેમ?

**कफमारुतसंसृष्टमसाध्यमुभयायनम् ।**
**अशक्यप्रातिलोम्यत्वादभावादौषधस्य च ॥१३॥**
**न हि संशोधनं किञ्चिदस्त्यस्य प्रतिलोमगम् ।**
**शोधनं प्रतिलोमं च रक्तपित्ते भिषग्जितम् ॥१४॥**

**एवमेवोपशमनं सर्वशो नास्य विद्यते ।**
**संसृष्टेषु हि दोषेषु सर्वजिच्छमनं हितम् ॥१५॥**

ઊભયમાર્ગગામી રક્તપિત્તમા કફ અને વાયુ બને અનુબધી હોવાથી, ઊર્ધ્વગામી અને અધોગામી બનેનુ પ્રતિલોમન કરે (=નીકળતા હોય તેનાથી અવળે માર્ગે લઈ જાય) એવુ કોઈ પણ શોધન અૌષધ નથી તેથી (=અધોગામીને ઊલટીઓ રોકવા જતા ઊર્ધ્વગામી વધી પડે અને ઊર્ધ્વગામીને વિરેચનથી રોકવા જતા અધોગામી વધી પડે તેથી) ઊભયમાર્ગગામી રક્તપિત્તને નીકળતું હોય તેના કરતા અવળે માર્ગે લઈ જવુ અશક્ય હોવાથી, (સૂ ૧/૧૧૧, ૧૬ પ્રમાણે એકે રસ એવો નથી કે જે અનુબધી કફ અને વાયુ તથા મુખ્ય પિત્ત એ ત્રણેને મટાડી શકે તેથી) એવું કઈ પણ ઔષધ ન હોવાથી, રક્તપિત્ત રોગમા પ્રતિલોમન કરે એવું શોધન ઔષધ જ મટાડવાનો ઉપાય હોવાથી તથા બધા દોષો ભેગા થયા હોય ત્યારે બધા દોષોનું શમન કરી શકે એવું જ શમન અૌષધ ફાયદો કરે પણ બધા દોષોનુ શમન કરે એવુ કોઈ શમન ઔષધ જ ન હોવાથી ઊભયમાર્ગગામી રક્તપિત્ત અસાધ્ય છે

કયો દોષ અનુબધી છે તે ઓળખવાનું લક્ષણ

**तत्र दोषानुगमनं सिरास्र इव लक्षयेत् ।**

તેમા (રક્તપિત્તમા) કયો દોષ અનુગામી (=અનુબંધી) છે તે સૂ ૨૭/૩૯ા થી ૪૧મા કહેલા શિરાસ્રોમાના લોહીનાં લક્ષણો ઉપરથી પારખવુ

રક્તપિત્ત પછી ઉધરસનો વિષય કેમ?

**उपद्रवांश्च विकृतिज्ञानतस्तेषु चाधिकम् ॥१६॥**
**आशुकारी यतः कासस्तमेवातः प्रवक्ष्यति ।**

રક્તપિત્તના ઉપદ્રવોને વિકૃતિવિજ્ઞાનીય અધ્યાય (નિ. અ. ૫/૭૩ા થી ૭૫ા)માથી ઓળખવા એ ઉપદ્રવોમાથી ઉધરસનો ઉપદ્રવ રક્તપિત્તવાળાને બહુ જલદીથી મારી નાખે છે, તેથી હવે એને જ (=એ ઉધરસના રોગ વિષે જ) વિસ્તારથી કહેશે

## ઉધરસ

ઉધરસની સખ્યા

**पञ्च कासाः स्मृता वातपित्तश्लेष्मक्षतक्षयैः ॥१७**

શાસ્ત્રમાં ઉધરસ પાચ છે. વાયુની, પિત્તની, કફની, ક્ષતની અને ક્ષયની

ઉધરસ મટાડે તો શું થાય?

**क्षयायोपेक्षिताः सर्वे**

ઉધરસમા યોગ્ય ચિકિત્સા કરવામા ન આવે તો બધી (પાચે) ઉધરસમાથી ક્ષય થઈ જાય છે

કઈ ઉધરસ વધારે બળવાન?

**बलिनश्चोत्तरोत्तरम् ।**

એ પાચે ઉધરસ એક પછી એક વધારે ને વધારે બળવાન (=મટવી મુશ્કેલ) છે (વાયુની કરતા પિત્તની, પિત્તની કરતા કફની એ ક્રમે પાચ ઉધરસ મટવી વધારે ને વધારે મુશ્કેલ છે)

ઉધરસનુ પૂર્વરૂપ

**तेषां भविष्यतां रूपं कण्ठे कण्डूररोचकः ॥१८॥**
**शूकपूर्णाभकण्ठत्वम्**

ઉધરસ થવાની હોય ત્યારે પહેલા ગળામા ચળ (ખણજ) આવે છે, અરુચિ થાય છે અને ગળામા જાણે કાટાકાટા પડી ગયા હોય એવુ લાગે છે

ઉધરસની સપ્રાપ્તિ

**तत्राद्यो विहतोऽनिलः ।**
**ऊर्ध्वं प्रवृत्तः प्राप्योरस्तस्मिन्**
**कण्ठे च संसजन् ॥१९॥**
**शिरःस्रोतांसि सम्पूर्य ततोऽङ्गान्युत्क्षिपन्निव ।**
**क्षिपन्निवाक्षिणी पृष्ठमुरः पार्श्वे च पीडयन् ॥२०**
**प्रवर्तते स वक्त्रेण भिन्नकांस्योपमध्वनिः ।**

એમા (=બધી ઉધરસમા) નીચેનો (=અપાન) વાયુ (ગુદામા) પુષ્કળ ભટકાઈ ને પાછો મારીને, ઊંચે ચડીને, છાતીમાં (=પરુખામા) પહોચીને, પડખામા તથા ગળામાં ઘૂટાયા કરીને, માથાનાં સ્રોતોને ભરી દઈને (=સ્રોતોમા ભરાઈને સ્રોતોને ફુલાવી દઈને), પછી જાણે અવયવોને ઉછાળતો હોય એવો, આખોને જાણે બહાર ધકેલી મૂકતો હોય એવો તે (=અપાનવાયુ) પીઠ અને છાતી ઉપર દબાણ કરીને ભાંગેલા (=તડ પડેલા, ખોખરા) કાંસાના વાસણ જેવો જ અવાજ કરતા કરતા મોમાથી (ઉધરસરૂપે) બહાર નીકળે છે

પાચે ઉધરસની સંપ્રાપ્તિ એકસરખી હોવા છતાં દરેકની પીડ અને અવાજમાં ફરક કેમ?

**हेतुभेदात्प्रतीघातभेदो वायोः सरंहसः ॥२१॥**
**यद्रुजाशब्दवैषम्यं कासानां जायते ततः ।**

(કારણ કે) પાચે ઉધરસનાં કારણ જુદાંજુદાં હોવાથી એ દરેકમાં વેગવાળો વાયુ જુદીજુદી રીતે અટકાય છે (=સામો પછડાય છે), તેથી બધી ઉધરસમાં પીડ (=દુઃખ) અને અવાજ જુદીજુદી જાતનાં હોય છે.

(બધી ઉધરસમાં અપાનવાયુ બગડે છે, તેથી બધી ઉધરસનું સમવાયી કારણ એક જ છે, છતાં અપાનવાયુને બગાડનાર પિત્ત, કફ વગેરે તથા જુદા-જુદા આહારવિહારરૂપી નિમિત્ત કારણ જુદાંજુદાં હોવાથી પાંચે ઉધરસનાં કારણો જુદાંજુદાં છે એમ કહ્યું છે.)

વાયુની ઉધરસનાં નિદાન અને લક્ષણ

**कुपितो वातलैर्वातः शुष्कोरःकण्ठवक्त्रताम् ॥ २२**
**हृत्पार्श्वोरःशिरःशूलं मोहक्षोभस्वरक्षयान् ।**
**करोति शुष्कं कासं च महावेगरुजास्वनम् ॥२३॥**
**सोऽङ्गहर्षी कफं शुष्कं**
**कृच्छ्रान्मुक्त्वाऽल्पतां व्रजेत् ।**

વાયુ કરે એવા આહારવિહારથી કોપેલો વાયુ છાતી, ગળું અને મોંને સૂકવી નાખે છે; હૃદય, પડખાં, છાતી અને માથામાં શૂળ આણે છે; બહુ વેગવાળી, બહુ પીડાવાળી અને બહુ અવાજવાળી સૂકી ઉધરસ કરે છે. એ વાયુને લીધે શરીર ઉપર જાણે કાંટાકાંટા ઊગ્યા હોય એવું થઈ જાય છે (અથવા રૂંવાડાં ઊભાં થઈ જાય છે), અને મહામુશ્કેલીથી સૂકો કફ નીકળી જાય ત્યારે ઉધરસ ઓછી થાય છે (=નરમ પડે છે)

પાંચે ઉધરસમાં વાયુ તો કોપે છે અને વાયુ કરે એવા આહારવિહાર વિના વાયુ કોપે નહિ, તેથી વાયુ કરે એવો આહારવિહાર પાંચે ઉધરસનું કારણ છે. તેથી અહીં 'વાયુ કરે એવા આહારવિહાર'નો અર્થ 'ઘણો વાયુ કરે એવા આહારવિહાર' કરવો જોઈએ.)

પિત્તની ઉધરસનાં લક્ષણ

**पित्तात्पीताक्षिकफता तिक्तास्यत्वं ज्वरो भ्रमः ॥२४**
**पित्तासृग्वमनं तृष्णा वैस्वर्यं धूमकोऽम्लकः ।**
**प्रततं कासवेगेन ज्योतिषामिव दर्शनम् ॥ २५ ॥**

પિત્તની ઉધરસને લીધે આંખો અને કફ પીળાં હોય છે, મોંમાં કડવાશ રહે છે, પિત્ત અને લોહીની ઊલટી થાય છે, તરસ લાગે છે, સ્વર બગડી જાય છે ધૂમક અને અમ્લક થાય છે, સતત ઉધરસ આવવાથી જાણે ગ્રહો અને તારા દેખાતા હોય એવું લાગે છે.

કફની ઉધરસનાં લક્ષણ

**कफादुरोऽल्परुङ्मूर्धहृदयं स्तिमितं गुरु ।**
**कण्ठोपलेपः सदनं पीनसच्छर्द्यरोचकाः ॥ २६ ॥**
**रोमहर्षो घनस्निग्धश्वेतश्लेष्मप्रवर्तनम् ।**

કફની ઉધરસને લીધે છાતીમાં ઓછી પીડા થાય છે, માથું અને હૃદય સજ્જડ અને ભારે થઈ જાય છે, ગળામાં કફ લીંપાઈ જાય છે, શરીર કામ કરી શકતું નથી; સળેખમ, ઊલટી અને અરુચિ થાય છે; રૂંવાડાં ઊભાં થાય છે; ઘટ્ટ, ચીકણો અને ધોળો કફ પડે છે.

ક્ષતકાસનાં નિદાન અને લક્ષણ

**युद्धाद्यैः साहसैस्तैस्तैः सेवितैरयथाबलम् ॥ २७ ॥**
**उरस्यन्तःक्षते वायुः पित्तेनानुगतो बली ।**
**कुपितः कुरुते कासं कफं तेन सशोणितम् ॥२८**
**पीतं श्यावं च शुष्कं च ग्रथितं कुपितं बहु ।**
**ष्ठीवेत्कण्ठेन रुजता विभिन्नेनेव चोरसा ॥ २९ ॥**
**सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना ।**
**पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यकम्पवान् ॥ ३० ॥**
**पारावत इवाकूजन् पार्श्वशूली ततोऽस्य च ।**
**क्रमाद्वीर्यं रुचिः पक्ता बलं वर्णश्च हीयते ॥३१॥**
**क्षीणस्य सासृङ्मूत्रत्वं स्याच्च पृष्ठकटीग्रहः ।**

યુદ્ધ (+બહુ મૈથુન, બહુ ભાર ઉપાડવો, બહુ ચાલવું; હાથી, ઘોડો, પાડો વગેરેને દોડતાં ખેંચી પકડવા; કઠણ ધનુષ્ય ખેંચવું) વગેરે ગજા ઉપરાંતનાં જાતજાતનાં સાહસો કરવાથી જ્યારે છાતીમાં ચાંદું પડે, ત્યારે પિત્તના અનુબળવાળો કોપેલો બળવાન વાયુ ઉધરસ કરે છે. એ ઉધરસથી લોહીવાળા, પીળા, બદામી રંગના, સૂકા, ગંઠાઈ ગયેલા (લોચારૂપ) અને ગંધાતા ગળફા ગળામાંથી બહુ પડે છે, ગળામાં પીડા થાય છે, છાતી જાણે ચિરાઈ જતી હોય એવું લાગે છે, છાતીમાં જાણે અણીદાર સોયો ખોસાતી હોય એવું લાગે છે અને શૂળ આવે છે, પર્વ જાણે ફાટે છે; તાવ, હાંફ, તરસ, અવાજ બગડે, કંપ થાય—એટલા ઉપદ્રવોવાળો દરદી હોલાની માફક અવાજ કરે છે અને એના પડખામાં શૂળ આવે છે. ત્યાર પછી એનાં વીર્ય, રુચિ, જઠરાગ્નિ, બળ, રંગ એક પછી એક ઓછાં થઈ જાય છે, અને એ રીતે ક્ષીણ થઈ ગયેલા (=વીર્ય વગેરે જેનાં ઘટી ગયાં છે એવા) દરદીના પેશાબમાં લોહી આવે છે અને એની પીઠ અને કેડ જકડાઈ જાય છે.

ક્ષયની ઉધરસનાં લક્ષણ

**वायुप्रधानाः कुपिता धातवो राजयक्ष्मिणः ॥ ३२**
**कुर्वन्ति यक्ष्मायतनैः कासं ष्ठीवेत्कफं ततः ।**
**पूतिपूयोपमं पीतं विस्रं हरितलोहितम् ॥ ३३ ॥**
**लुच्येते इव पार्श्वे च हृदयं पततीव च ।**
**अकस्मादुष्णशीतेच्छा बह्वाशित्वं बलक्षयः ॥३४॥**
**स्निग्धप्रसन्नवक्त्रत्वं श्रीमद्दर्शननेत्रता ।**
**ततोऽस्य क्षयरूपाणि सर्वाण्याविर्भवन्ति च ॥ ३५**

વાયુ જેમાં મુખ્ય છે એવી, ક્ષયરોગના અધ્યાયમાં

(નિ. ૫/૩૫, ૪૫) કહેલા કારણોને લીધે કોપેલી ધાતુઓ ક્ષયના રોગીને ઉધરસ કરે છે, પછી રોગીને ગંધાતા પરુ જેવો, ગંધાતો, પીળો, હરિત અને લાલ કફ પડે છે, પડખાં જાણે પોતાના સ્થાનમાંથી ખેંચી કઢાતા હોય એવું લાગે છે, હૃદય જાણે પોતાની જગ્યાએથી પડી જતું હોય એવું લાગે છે, કંઈ પણ કારણ વિના ગરમ અને ઠંડા આહારવિહારની ઇચ્છા થાય છે, બહુ ખાય છે, બળ ઓછું થાય છે, મો સ્નિગ્ધ અને પ્રસન્ન રહે છે, દાંત અને આંખો સુંદર લાગે છે અને ત્યાર પછી નિ ૫/૧૩થી ૧૪॥ માં કહેલા સળેખમ વગેરે ક્ષયરોગના બધા (=અગિયાર) લક્ષણો પ્રકટ થાય છે

### સાધ્ય અને અસાધ્ય ઉધરસ

**इत्येष क्षयजः कासः क्षीणानां देहनाशनः ।**
**याप्यो वा बलिनां, तद्वत्**
**क्षतजोऽभिनवौ तु तौ ॥ ३६ ॥**
**सिध्येतामपि सानाथ्यात्**

આવી ક્ષયની ઉધરસ ક્ષીણ (=દૂબળા અને નબળા) માણસોના શરીરનો નાશ કરે છે (=અસાધ્ય છે), પણ બળવાન માણસોની ક્ષયની ઉધરસ યાપ્ય છે અથવા કોઈ વાર અસાધ્ય છે તે જ પ્રમાણે ક્ષીણ માણસોની ક્ષતની ઉધરસ અસાધ્ય છે અને બળવાન માણસોની ક્ષતની ઉધરસ યાપ્ય અથવા કોઈ વાર અસાધ્ય છે, પણ એ બે (=ક્ષયની અને ક્ષતની ઉધરસ) તાજી હોય (=જૂની ન હોય) અને સૂ ૧/૨૬॥ થી ૨૯માં કહેલાં ચારે સાધનો હાજર હોય તો મટે પણ ખરી

**साध्या दोषैः पृथक् त्रयः ।**
**मिश्रा याप्या द्वयात् सर्वे जरसा स्थविरस्य च ॥ ३७ ॥**

છૂટાછૂટા દોષથી થયેલી ત્રણ (=વાયુની, પિત્તની અને કફની) ઉધરસ સાધ્ય છે (પાછળથી બીજો અનુબંધ દોષ ભળવાથી થયેલી) બે દોષની ઉધરસ યાપ્ય છે અને ઘરડા માણસને ઘડપણને લીધે (આહારવિહારને લીધે નહિ) થયેલી ઉધરસ યાપ્ય છે

### ઉધરસમાં બેદરકાર રહેવાથી શું થાય?

**कासाच्छ्वासक्षयच्छर्दिस्वरसादादयो गदाः ।**
**भवन्त्युपेक्षया यस्मात्तस्मात्तं त्वरया जयेत् ॥ ३८ ॥**

બેદરકાર રહેવાથી (શાસ્ત્રોક્ત ઉપાય ન કરવાથી અને કુપથ્ય કરવાથી) ઉધરસમાંથી દમ, ક્ષય, ઊલટીઓ, અવાજ બેસી જાય વગેરે રોગો થાય છે, તેથી તેને (ઉધરસને) તરત મટાડવી.

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने राजयक्ष्मादि-
निदानं नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

## અધ્યાય ૪ થો : શ્વાસ-હિધ્માનિદાન

ઉધરસમાં શાસ્ત્રોક્ત ઉપાય ન થાય તો દમ વગેરે રોગ થાય છે, એવું ગયા અધ્યાયમાં કહ્યું, તેથી હવે દમનું નિદાન કહે છે

**अथातः श्वासहिध्मानिदानं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે એમ શ્વાસ (=દમ, હાંફ) અને હેડકીનું નિદાન સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## શ્વાસ (દમ, હાંફ)

### શ્વાસરોગનાં કારણ

**कासवृद्ध्या भवेच्छ्वासः पूर्वैर्वा दोषकोपनैः ।**
**आमातिसारवमथुविषपाण्डुज्वरैरपि ॥ १ ॥**
**रजोधूमानिलैर्मर्मघातादतिहिमाम्बुना ।**

ઉધરસ વધવાથી અથવા આગળ (=નિ ૧/૧૩॥ થી ૨૧॥ માં) કહેલા દોષોને કોપાવનારાં કારણોથી, આમ, અતિસાર, ઊલટી, ઝેર, પાંડુરોગ અને તાવથી પણ ધૂળ, ધુમાડો, પવન, મર્મ ઉપર વાગવું અને બહુ ઠંડા પાણીથી શ્વાસરોગ થાય છે

### શ્વાસના પ્રકાર

**क्षुद्रकस्तमकश्छिन्नो महानूर्ध्वश्च पञ्चमः ॥ २ ॥**

ક્ષુદ્રક, તમક, છિન્ન, મહા અને પાંચમો ઊર્ધ્વ (એ શ્વાસના પાંચ પ્રકાર છે)

### શ્વાસની સંપ્રાપ્તિ

**कफोपरुद्धगमनः पवनो विष्वगास्थितः ।**
**प्राणोदकान्नवाहीनि दुष्टः स्रोतांसि दूषयन् ॥ ३ ॥**
**उरःस्थः कुरुते श्वासमामाशयसमुद्भवम् ।**

બગડેલો (=કોપેલો), બધે (આખા શરીરમાં) વ્યાપી ગયેલો, કફથી રોકાયેલા માર્ગવાળો પવન (=વાયુ) ત્યારે પ્રાણને વહેનારાં, પાણીને વહેનારાં અને અન્નને વહેનારાં સ્રોતોને બગાડીને (ખાન કરીને) છાતીમાં રહે છે, ત્યારે એ વાયુ આમાશયમાંથી ઉત્પન્ન થનારો શ્વાસ નામનો રોગ કરે છે

### શ્વાસનું પૂર્વરૂપ

**प्राग्रूपं तस्य हृत्पार्श्वशूलं प्राणविलोमता ॥ ४ ॥**
**आनाहः शङ्खभेदश्च**

હૃદયમાં અને પડખામાં શૂળ, પ્રાણવાયુ પોતાની સ્વાભાવિક ગતિ છોડીને ઊલટી ગતિ કરે, આનાહ

થાય અને લમણા જાણે ફાટતા હોય એવી પીડા થાય એ (શ્વાસનું) પૂર્વરૂપ છે

### ક્ષુદ્રશ્વાસનાં નિદાન, લક્ષણ, ઉપાય

तत्रायासातिभोजनैः ।
प्रेरितः प्रेरयेत् क्षुद्रं स्वयं संशमनं मरुत् ॥५॥

એમાં (પાંચ પ્રકારના શ્વાસમાં) કસરત વગેરે મહેનતથી અને બહુ ખાવાપીવાથી વીફરેલો વાયુ આપો આપ (કંઈ પણ ઉપાય કર્યા વિના) મટી જાય એવા ક્ષુદ્ર નામના શ્વાસને ઉત્પન્ન કરે છે

### તમકશ્વાસનાં લક્ષણ

प्रतिलोमं सिरा गच्छन्नुदीर्य पवनः कफम् ।
परिगृह्य शिरोग्रीवमुरः पार्श्वे च पीडयन् ॥६॥
कास घुर्घुरकं मोहमरुचिं पीनसं तृषम् ।
करोति तीव्रवेगं च श्वासं प्राणोपतापिनम् ॥७॥
प्रताम्येत्तस्य वेगेन निष्ठ्यूतान्ते क्षणं सुखी ।
कृच्छ्राच्छयानः श्वसिति
निषण्णः स्वास्थ्यमृच्छति ॥८॥
उच्छ्रिताक्षो ललाटेन स्विद्यता भृशमर्तिमान् ।
विशुष्कास्यो मुहुःश्वासी
काङ्क्षत्युष्णं सवेपथुः ॥९॥
मेघाम्बुशीतप्राग्वातैः श्लेष्मलैश्च विवर्धते ।
स याप्यस्तमकः साध्यो नवो वा
बलिनो भवेत् ॥१०॥

વાયુ અવળે રસ્તે શિરાઓમાં જઈને, કફને ઉંચે ચડાવીને, માથું અને ડોકને જકડી રાખીને, છાતી અને પડખામાં પીડા કરીને ઉધરસ, ઘરડો (=ઘુરઘુર એવો અવાજ), મોહ, અરુચિ, સળેખમ, તરસ અને બહુ વેગવાળા, પ્રાણવાયુને ત્રાસ આપે એવા શ્વાસને (=દમને) ઉત્પન્ન કરે છે એના (=તમકશ્વાસના) વેગથી દરદી બહુ હેરાન થાય છે, ગળફા નીકળ્યા પછી ક્ષણભર ચેન પડે છે, સૂને સૂને શ્વાસ લેતા બહુ મુશ્કેલી પડે છે બેઠેબેઠે પીડા થતી નથી, (દમ ચડે ત્યારે) આંખો ઊંચી ચડી જાય છે, કપાળમાં પરસેવો થાય છે અને કપાળ ખૂબ દુખે છે, મો બહુ સુકાય છે, વારવાર દમ ચડે છે, ગરમ આહારવિહારની ઇચ્છા થાય છે, ધ્રૂજે છે એ (=તમકશ્વાસ) વાદળાથી, પાણીથી, ઠંડકથી અને પૂર્વ તરફથી આવતા પવનથી વધે છે તે યાપ્ય છે, પણ થોડા દિવસથી જ થયેલો અથવા બળવાન માણસને થયેલો તમકશ્વાસ સહેલાઈથી મટી શકે છે

### પ્રતમકશ્વાસનાં લક્ષણ

ज्वरमूर्च्छायुतः शीतैः शाम्येत्प्रतमकस्तु सः ।

પણ એ (=તમકશ્વાસ) સાથે તાવ અને મૂર્છા ભળે તે પ્રતમકશ્વાસ છે એ પ્રતમકશ્વાસ ઠંડા ઔષધ, આહાર અને વિહારથી મટે છે

(પ્રતમકશ્વાસ તમકનો પેટા પ્રકાર હોવાથી શ્વાસ છ પ્રકારના નહિ પણ પાંચ પ્રકારના છે)

### છિન્નશ્વાસનાં લક્ષણ

छिन्नाच्छ्वसिति विच्छिन्नं मर्मच्छेदरुजार्दितः ॥
सस्वेदमूर्च्छः सानाहो बस्तिदाहनिरोधवान् ।
अधोदृग्विप्लुताक्षश्च मुह्यन् रक्तैकलोचनः ॥१२॥
शुष्कास्यः प्रलपन् दीनो नष्टच्छायो विचेतनः ।

છિન્નશ્વાસને લીધે માણસના શ્વાસોચ્છ્વાસ તૂટક-તૂટક થાય છે (=શ્વાસોચ્છ્વાસની ક્રિયા થોડી વાર ચાલે છે, પછી થોડી વાર અટકી પડે છે, પાછી થોડીવાર ચાલે છે), મર્મ કપાતા હોય એવી પીડા થાય છે, પરસેવા થાય છે, મૂર્છા આવે છે, આનાહ થાય છે, મૂત્રાશયમાં લાય બળે છે અને પેશાબ રોકાઈ જાય છે, નજર નીચી રહે છે, આંખોમાં પાણી ભરાય છે, મોહ થાય છે, એક આંખ લાલ હોય છે, મો સુકાય છે, લવરી કરે છે, લાચાર બની જાય છે, દરદીની છાયાનો નાશ થાય છે અને ચિત્ત ઉદ્વેગમાં રહે છે

### મહાશ્વાસનાં લક્ષણ

महता महता दीनो नादेन श्वसिति क्रथन् ॥१३
उद्धूयमानः संरब्धो मत्तर्षभ इवानिशम् ।
प्रणष्टज्ञानविज्ञानो विभ्रान्तनयनाननः ॥१४॥
वक्षः समाक्षिपन् बद्धमूत्रवर्चा विशीर्णवाक् ।
शुष्ककण्ठो मुहुर्मुह्यन् कर्णशङ्खशिरोतिरुक् ॥१५

મહાશ્વાસને લીધે માણસ લાચાર બની જઈને નાકથી ફૂંફાડા મારીને, આખું શરીર ઊછળે એ રીતે અકળાયેલો હોય એવો માણસ માતેલા આખલાની માફક રાતદિવસ (=જરા પણ અટક્યા વિના) મોટા અવાજ સાથે (=ઘરડ-ઘરડ એવો અવાજ કરતા કરતાં) શ્વાસોચ્છ્વાસ લે છે. તે વખતે એના જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ થાય છે એની આંખો અને મો બહાવરાં બની જાય છે, છાતી ખેંચાય છે. ઝાડોપેશાબ બંધ થઈ જાય છે, અસંગ બોલી શકતું નથી (=વાણી તૂટકતૂટક નીકળે છે), ગળું સુકાય છે. વારવાર બેભાન બની જાય છે અને કાનમાં, લમણાંમાં અને માથામાં અત્યંત પીડા થાય છે

ઊર્ધ્વશ્વાસનું લક્ષણ

**दीर्घमूर्ध्वं श्वसित्यूर्ध्वान्न च प्रत्याहरत्यधः ।**
**श्लेष्मावृतमुखस्रोताः क्रुद्धगन्धवहार्दितः ॥१६॥**
**ऊर्ध्वदृग्वीक्षते भ्रान्तमक्षिणी परितः क्षिपन् ।**
**मर्मसु च्छिद्यमानेषु परिदेवी निरुद्धवाक् ॥ १७ ॥**

ઊર્ધ્વશ્વાસને લીધે દરદી લાબા અને ઊંચા શ્વાસ (=લાબાલાબા ઉચ્છ્વાસ) કાઢી શકે છે પણ પાછો નીચે લાવી શકતો નથી (=નિશ્વાસ લઈ શકતો નથી), દરદીના સ્રોતોના મો કફથી પુરાઈ જાય છે, કોપેલા વાયુથી દરદી પિડાય છે, આંખો ઊંચી ચડી જાય છે, આંખો ચારે બાજુ ફેરવીને બાવરું જુએ છે, જાણે મર્મ કપાતા હોય એમ દુઃખી થાય (અથવા રૂએ) છે અને વાણી રોકાઈ જાય છે.

છિન્ન, મહા અને ઊર્ધ્વશ્વાસનું સાધ્ય કે અસાધ્યપણું

**एते सिध्येयुरव्यक्ता व्यक्ताः प्राणहरा ध्रुवम् ।**

**इति श्वासनिदानम् ।**

આ (=છિન્ન, મહા અને ઊર્ધ્વશ્વાસ) જ્યા સુધી વ્યક્ત ન થયા હોય (=એમનાં લક્ષણો સ્પષ્ટ જણાઈ આવે એવાં ન હોય), ત્યા સુધી (ઉપાય કરવાથી) મટી શકે પણ વ્યકત થયા પછી (લક્ષણો સ્પષ્ટ જણાયા પછી) ચોક્કસ જીવ લે છે

આમ શ્વાસનું નિદાન પૂરું થયું

**अथ हिक्कानिदानम् ।**

## હેડકી

હેડકીનાં કારણ, પૂર્વરૂપ, સંખ્યા, પ્રકૃતિ અને સંશ્રય

**श्वासैकहेतुप्राग्रूपसंख्याप्रकृतिसंश्रयाः ॥ १८ ॥**
**हिक्काः**

શ્વાસરોગના જે હેતુ (શ્લોક ૦ાા થી ૧ાા), પૂર્વરૂપ (શ્લોક ૪, ૪ાા), સંખ્યા (શ્લોક ૨), પ્રકૃતિ (પાસેનું કારણ, શ્લોક ૨ાા થી ૩ અને સંશ્રય (=જે સ્થાનનો આશ્રય લઈને દોષ રોગ કરે છે તે સ્થાન. શ્લોક ૩ાા) છે તે જ હેડકીનાં હેતુ, પૂર્વરૂપ, સંખ્યા, પ્રકૃતિ અને સંશ્રય છે

(આ શ્લોકમાં કહેલી હેતુ વગેરેની એકતા મોટે ભાગે ઘટે છે, હમેશાં નહિ, કારણ કે ક્ષુદ્ર હેડકી આમાશયમાંથી નહિ પણ જત્રુની હાંસડીના મૂળમાંથી આવે છે )

પાંચ હેડકીનાં નામ

**भक्तोद्भवा क्षुद्रा यमला महतीति च ।**
**गम्भीरा च**

ભક્તોદ્ભવા (=ખાવાપીવાને લીધે ઉત્પન્ન થયેલી, અન્નજા), ક્ષુદ્રા, યમલા, મહતી અને ગભીરા એ પાંચ હેડકીના પાંચ નામ છે

ભક્તોદ્ભવા(=અન્નજા)ના લક્ષણો

**मरुत्तत्र त्वरयाऽयुक्तिसेवितैः ॥ १९ ॥**
**रूक्षतीक्ष्णखरासात्म्यैरन्नपानैः प्रपीडितः ।**
**करोति हिक्कामन्नजां मन्दशब्दां क्षवानुगाम् ॥**
**शमं सात्म्यान्नपानेन या प्रयाति च साऽन्नजा ।**

એમાથી(=એ પાંચ હેડકીઓમાથી) ઉતાવળે ઉતાવળે (=રઘવાટ કરીને) ખાવેલાપીધેલા, યુક્તિ વિના ખાધેલાપીધેલા, લૂખા, તીક્ષ્ણ, ખર અને અસાત્મ્ય અન્નપાનથી કોપેલો વાયુ અન્નજા (=ભક્તોદ્ભવા) હેડકી કરે છે (આટલા અન્નજા હેડકીના કારણ છે. એ હેડકી પીડા વિનાની, મંદ અવાજવાળી અને હેડકી પછી છીંક આવે એવી હોય છે (આટલા અન્નજા હેડકીના લક્ષણ છે ) એ હેડકી સાત્મ્ય અન્નપાનથી મટી જાય છે. (આ એનો ઉપશય છે )

(યુક્તિ વિના ખાધેલાપીધેલા=જે ક્રમમા, જે ઋતુમાં, જેની સાથે મેળવીને, જે રીતે રાંધીને, જે વખતે, જે દેશમા અને જે માપમા જે અન્નપાન ખાવાપીવા જોઈએ, તે રીતે તે અન્નપાન ન ખવાયપિવાય તે યુક્તિ વિના ખાધેલાપીધેલા અન્નપાન કહેવાય )

ક્ષુદ્રા હેડકીનાં લક્ષણ

**आयासात्पवनः क्षुद्रः क्षुद्रां हिक्कां प्रवर्तयेत् ॥**
**जत्रुमूलप्रविसृतामल्पवेगां मृदुं च सा ।**
**वृद्धिमायास्यतो याति भुक्तमात्रे च मार्दवम् ॥२२**

મહેનતને લીધે થોડો કોપેલો વાયુ ક્ષુદ્રા હેડકીને ઉત્પન્ન કરે છે (=આણે છે) એ ક્ષુદ્રા હેડકી જત્રુની હાંસડીના મૂળમાં જન્મે છે એના વેગ થોડા હોય છે (=ક્ષુદ્રા હેડકી બહુ આવતી નથી) તથા એનું જોર હળવું હોય છે મહેનત કરવાથી એ વધી જાય છે અને ખાવાથી તરત નરમ પડી જાય છે

યમલા (=વેગિની, પરિણામવતી) હેડકીનાં લક્ષણ

**चिरेण यमलैर्वेगैराहारे या प्रवर्तते ।**
**परिणामोन्मुखे वृद्धिं परिणामे च गच्छति ॥२३॥**
**कम्पयन्ती शिरोग्रीवमाध्मातस्यातितृष्यतः ।**
**प्रलापच्छर्दतीसारनेत्रविप्लुतिजृम्भिणः ॥ २४ ॥**
**यमला वेगिनी हिक्का परिणामवती च सा ।**

લાંબે વખતે, જ્યારે આહાર પચતો હોય ત્યારે બબ્બે હેડકીના જોડકાં જેવાં વેગ થાય છે અને જ્યારે

આહાર પચી રહે ત્યારે જે વધી જાય છે તથા જે હેડકી આવતી હોય ત્યારે દરદીનું માથું અને ડોક કંપે છે, આધ્માન થાય છે, બહુ તરસ લાગ્યા કરે છે, લવરી, ઊલટી, અતિસાર, આંખોમાં પાણી ભરાય, બગાસાં વગેરે ઉપદ્રવો થાય છે, તે હેડકી યમલા, વેગિની અને પરિણામવતી હેડકી છે (યમલાનાં ત્રણ નામ છે)

મહતી હેડકીનાં લક્ષણ

स्तम्भभ्रूशङ्खयुग्मस्य सास्रविप्लुतचक्षुषः ॥२५॥
स्तम्भयन्ती तनुं वाचं स्मृतिं संज्ञां च मुष्णती ।
रुन्धती मार्गमन्नस्य कुर्वती मर्मघट्टनम् ॥ २६ ॥
पृष्ठतो नमनं शोषं महाहिध्मा प्रवर्तते ।
महामूला महाशब्दा महावेगा महाबला ॥२७॥

મહાહિધ્મા આવે છે ત્યારે દરદીનાં બે ભમ્મર અને બે લમણાં સ્તબ્ધ બની જાય છે, આંખોમાં પાણી ભરાય છે અને આંખો ચકળવકળ ભમે છે, શરીર અકડાઈ જાય છે, વાણી બંધાઈ જાય છે (=બોલી શકાતું નથી), સ્મરણશક્તિ અને ભાન ચાલ્યાં જાય છે, અન્નનો માર્ગ રૂંધાય છે, મર્મસ્થાન હણાઈ જાય છે (અથવા મર્મસ્થાનમાં પીડા થાય છે), છાતી બહાર નીકળી આવે છે એ રીતે પીઠ વળી જાય છે અને શરીર સુકાય છે. મહતી હેડકીનાં મૂળ, અવાજ, વેગ અને જોર મોટાં હોય છે

ગંભીરા હેડકીનાં લક્ષણ

पक्वाशयाद्वा नाभेर्वा पूर्ववद्या प्रवर्तते ।
तद्रूपा सा मुहुः कुर्याज्जृम्भामङ्गप्रसारणम् ॥२८॥
गम्भीरेणानुनादेन गम्भीरा

જે હેડકી પક્વાશયમાંથી કે ડૂંટીમાંથી નીકળે પણ જે બીજી બધી બાબતમાં પહેલાં કહેલી મહતી હેડકીની જેવી જ રીતે નીકળે, જેનાં લક્ષણ તેનાં જેવાં (=મહતી હેડકીનાં લક્ષણ જેવાં) હોય પણ જે વારંવાર બગાસાં આવે, જેમાં વારંવાર શરીર પ્રસરે (=તણાય), તથા જે અવાજ પછી ગંભીર ગબકો થાય તે ગંભીરા હેડકી છે

હેડકીનું સાધ્ય અને અસાધ્યપણું

तासु साधयेत् ।
आद्ये द्वे, वर्जयेदन्ये सर्वलिङ्गां च वेगिनीम् ॥२९॥
सर्वाश्च सञ्चितामस्य स्थविरस्य व्यवायिनः ।
व्याधिभिः क्षीणदेहस्य भक्तच्छेदक्षतस्य वा ॥३०॥
इति हिध्मानिदानम् ।

તેમાંથી (=પાંચે હેડકીઓમાંથી) પહેલી બેના (ભક્તોદ્ભવા અને ક્ષુદ્રાના) ઉપાય કરવા (=એ બે સાધ્ય છે), છેલ્લી બેને (=મહતી અને ગંભીરાને) છોડી દેવી (=એ બે અસાધ્ય છે), તથા જેમાં બધાં લક્ષણો થતાં હોય એવી વેગિની (=યમલા) હેડકીને પણ છોડી દેવી (=એ અસાધ્ય છે) જે માણસમાં 'આમ'નો સંચય થયો હોય, જે ઘરડો હોય, જે ઘણું ખરું મૈથુન કરતો હોય, જેનું શરીર રોગથી દૂબળું થઈ ગયું હોય અથવા ખોરાક ન લેવાથી જે દૂબળો થઈ ગયો હોય એવા માણસને આવતી બધી (=પાંચે) હેડકીઓ છોડી દેવી (અસાધ્ય છે)

અહીં હેડકીનું નિદાન પૂરું થયું

હેડકી અને શ્વાસની ભયંકરતા

सर्वेऽपि रोगा नाशाय न त्वेवं शीघ्रकारिणः ।
हिध्माश्वासौ यथा तौ हि मृत्युकाले कृतालयौ ॥

(યોગ્ય ઉપચાર ન થાય તો) બધાયે રોગ મારી નાખે છે, પણ એ બધા રોગ હેડકી અને શ્વાસ જેવા જલદીથી મારી નાખતા નથી, કારણ કે એ બે (=હેડકી અને શ્વાસ) તો મરણ વખતે શરીરમાં ઘર કરીને રહેલા હોય છે (=મરણ વખતે હેડકી અને શ્વાસ અવશ્ય ઊપડે છે)

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने श्वासहिध्मा-
निदानं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો : રાજયક્ષ્માદિનિદાન

ઉરઃક્ષતના યોગ્ય ઉપાય કરવામાં બેદરકારી રાખવાથી શ્વાસ, ક્ષય, ઊલટી વગેરે રોગ થાય છે, એમ નિ ૩/૩૮ માં કહ્યું. તેથી ઉદર પછી શ્વાસનું અને નિ ૪/૧૮ પ્રમાણે શ્વાસ જેવા જ કારણ વગેરે વાળી હેડકીનું નિદાન કહ્યું. હવે ક્ષયનું નિદાન કહે છે

अथातो राजयक्ष्मादिनिदानं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે રાજયક્ષ્મા (=ક્ષય) વગેરે(=ક્ષય, સ્વરભેદ, અરુચિ, ઊલટી, હૃદયના રોગ, તરસનો રોગ)નું નિદાન સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

अथ राजयक्ष्मनिदानम् ।

### ક્ષયરોગનું નિદાન

ક્ષયરોગનાં ચાર નામ

अनेकरोगानुगतो बहुरोगपुरोगमः ।
राजयक्ष्मा क्षयः शोषो रोगराडिति च स्मृतः ॥

### ક્ષયનાં લક્ષણ

पीनसश्वासकासांसमूर्धस्वररुजोऽरुचिः ॥१३॥
ऊर्ध्वं, विड्भ्रंशसंशोषावधः, छर्दिश्च कोष्ठगे।
तिर्यक्स्थे पार्श्वरुग्दोषे, संधिगे भवति ज्वरः॥
रूपाण्येकादशैतानि जायन्ते राजयक्ष्मिणः।

જ્યારે દોષ (=વાયુ) ઊંચે ચઢ્યો હોય ત્યારે સળેખમ, શ્વાસ, ઉધરસ, ખભામાં, માથામાં અને બોલવામાં પીડા તથા અરુચિ થાય છે, દોષ નીચે ગયો હોય ત્યારે કોઈવાર ભાગજ ઝાડો થાય છે અને કોઈ વાર ઝાડો સુકાઈ જાય છે, દોષ કોઠામાં ગયો હોય ત્યારે ઊલટીઓ થાય છે, દોષ આડો ગયો હોય ત્યારે પડખામાં પીડા થાય છે અને દોષ સાંધાઓમાં ગયો હોય ત્યારે તાવ આવે છે ક્ષયરોગવાળાને આ અગિયાર લક્ષણો થાય છે

### સળેખમ વગેરેના ઉપદ્રવો

तेषामुपद्रवान् विद्यात्कण्ठोद्ध्वंसमुरोरुजम्॥ १५॥
जृम्भाङ्गमर्दनिष्ठीववह्निसादास्यपूतिताः।

અવાજ ખોખરો થઈ જાય, છાતીમાં પીડા, બગાસાં, શરીર ચૂથાય, થૂકથૂક કરવું પડે, જઠરાગ્નિ મંદ પડે અને મો ગંધાય એટલા એમના (=પીનસ વગેરે અગિયાર લક્ષણોના) ઉપદ્રવો જાણવા

(ઉપદ્રવ—

व्याधेरुपरि यो व्याधिर्भवत्युत्तरकालजः।
उपक्रमविघाती च स ह्युपद्रव उच्यते॥

એક રોગ થયા પછી એની હયાતીમાં એના ઉપર જે એવો બીજો રોગ થાય કે જે મૂળ રોગના ઉપાય કરવામાં દખલરૂપ થઈ પડે તેને ઉપદ્રવ કહે છે)

### વાયુથી થયેલા ક્ષયના લક્ષણ

तत्र वाताच्छिरःपार्श्वशूलमंसाङ्गमर्दनम् ॥१६॥
कण्ठोद्ध्वंसः स्वरभ्रंशः

તેમાં (=ક્ષયમાં) વાયુથી થયેલા ક્ષયમાં, માથામાં અને પડખામાં સણકા મારે છે, ખભામાં અને શરીરમાં ચુથારા થાય છે, અવાજ ખોખરો થઈ જાય છે અને અવાજ બેસી જાય છે

### પિત્તથી થયેલા ક્ષયનાં લક્ષણ

पित्तात्पादांसपाणिषु।
दाहोऽतिसारोऽसृक्छर्दिर्मुखगन्धो ज्वरो मदः॥

પિત્તથી થયેલા ક્ષયમાં પગમાં, ખભામાં અને હાથમાં બળતરા થાય છે, અતિસાર, લોહીની ઊલટીઓ, મોં ગંધાય, તાવ અને કેફ એટલાં લક્ષણ થાય છે

### કફથી થયેલા ક્ષયનાં લક્ષણ

कफादरोचकच्छर्दिः कासो मूर्धाङ्गगौरवम्।
प्रसेकः पीनसः श्वासः स्वरसादोऽल्पवह्निता॥

કફથી થયેલા ક્ષયમાં અરુચિ, ઊલટી, ઉધરસ, માથું અને શરીર ભારે રહે, પ્રસેક, સળેખમ, શ્વાસ, અવાજ બેસી જાય, જઠરાગ્નિ થોડો થઈ જાય એટલાં લક્ષણો થાય છે

ખાવાપીવા છતાં ધાતુઓને પોષણ કેમ મળતું નથી?

दोषैर्मन्दानलत्वेन सोपलेपैः कफोल्बणैः।
स्रोतोमुखेषु रुद्धेषु धातूष्मस्वल्पकेषु च ॥१९॥
विदह्यमानः स्वस्थाने रसस्तांस्तानुपद्रवान्।
कुर्यादगच्छन्मांसादीनसृक् चोर्ध्वं प्रधावति॥
पच्यते कोष्ठ एवान्नमन्नपक्त्रैव चास्य यत्।
प्रायोऽस्मान्मलतां यातं नैवालं धातुपुष्टये॥२१॥
रसोऽप्यस्य न रक्ताय मांसाय–कुत एव तु।
उपस्तब्धः स शकृता केवलं वर्तते क्षयी॥२२॥

કફ જેમાં અધિક છે અને તેથી જે કફથી લીંપાઈ ગયા છે એવા દોષો વડે જઠરાગ્નિ મંદ પડી ગયેલો હોવાથી, સ્રોતોના મો પુરાઈ ગયેલા હોવાથી અને ધાતુઓની ગરમી (=ધાત્વગ્નિ) બહુ થોડી થઈ ગયેલી હોવાથી રસ (આહારનો રસ) પોતાના જ સ્થાનમાં (આમાશયમાં) અધકચરો પાકીને (શ્લોક ૧૩, ૧૪માં કહેલા) જુદાજુદા ઉપદ્રવો કરે છે અને લોહી (=રસ અધૂરો પાકવાથી બનેલું કાચુંપાકું લોહી—શુદ્ધ લોહી નહિ) માંસ વગેરે ધાતુઓમાં પહોંચ્યા વિના જ ઊંચું ધસે છે (=થૂંક, ઊલટી વગેરે દ્વારા નીકળે છે) એનો (=ક્ષયરોગીનો) આહાર ફક્ત કોઠામાં જ ફક્ત જઠરાગ્નિથી જ પાકે છે (=ભૂતાગ્નિ અને ધાત્વગ્નિથી ફરી પાકતો નથી) તેથી (=ઉપર જણાવેલાં બધાં કારણોને લીધે) એના આહારમાંથી મોટે ભાગે ઝાડો અને પેશાબ બનતાં હોવાથી એ આહાર ધાતુઓને પોષણ આપી શકતો નથી એના અન્નરસમાંથી (શુદ્ધ) લોહી પણ બની શકતું નથી તો પછી માંસ તો બને જ ક્યાંથી? એ ક્ષયરોગી ફક્ત ઝાડાને લીધે (=આંતરડાંમાં ઝાડાના ભરાવાને લીધે) ટકી રહે છે અને તેથી જીવે છે

### અસાધ્ય ક્ષયનાં લક્ષણ

लिङ्गेष्वल्पेष्वपि क्षीणं व्याध्यौषधबलाक्षमम्।
वर्जयेत

દરદીમાં ક્ષયનાં લક્ષણ થોડાં હોવા છતાં પણ જો દરદી ક્ષીણ થઈ ગયો હોય (=બળ અને માંસ ઓછાં

થઈ ગયા હોય) અને જે રોગનુ અને ઓષધનુ જોર ખમી શકે એવો ન હોય તે દરદીને છોડી દેવો

साध्य क्षयना लक्षण

**साधयेदेव सर्वेष्वपि ततोऽन्यथा ॥२३॥**

ઉપર અસાધ્યના લક્ષણ કહ્યા તેનાથી ઊંધા લક્ષણ વાળા દરદીને ક્ષયના બધા લક્ષણ હોય તોપણ મટાડવુ (ક્ષયના બધા લક્ષણ હોય કે થોડા પણ જો દરદીના શરીર અને બળ ઘસાઈ ન ગયા હોય અને જો દરદી રોગનુ અને દવાનુ જોર ખમી શકે એવો હોય તો ક્ષયરોગ મટી શકે છે)

**इति राजयक्ष्मानिदानम् ।**

આમ ક્ષયરોગનુ નિદાન પૂરુ થયુ

**अथ स्वरभेदनिदानम् ।**

## સ્વરભેદનું નિદાન

સ્વરભેદની સખ્યા

**दोषैर्व्यस्तैः समस्तैश्च क्षयात् षष्ठश्च मेदसा । स्वरभेदो भवेत्**

છૂટાછૂટા દોષોથી (=વાયુથી, પિત્તથી કફથી) ત્રણે ભેગા દોષોથી ક્ષયરોગથી અને છઠ્ઠો ચરબીથી સ્વરભેદ રોગ થાય છે

વાયુના સ્વરભેદના લક્ષણ

**तत्र क्षामो रूक्षश्चल स्वरः ॥ २४ ॥**
**शूकपूर्णाभकण्ठत्व स्निग्धोष्णोपशयोऽनिलात् ॥**

તેમા (=છ સ્વરભેદમાથી) વાયુના સ્વરભેદમા નાજુક નબળો (=પાસે બેઠવાને પણ ન સભળાય એવા) લૂખો (=મનને કકશ લાગે એવા) અને ચલ (=બોલવાના અક્ષરો રહી જાય એવા) હોય છે, ગળામા જાણે કાંટામટા ઊગ્યા હોય એવું લાગે છે એમા સ્નિગ્ધ અને ગરમ ઉપચાર માફક આવે છે

પિત્તના સ્વરભેદના લક્ષણ

**पित्तात्तालुगले दाह शोष उक्तावसूयनम् ॥२५**

પિત્તના સ્વરભેદમા તાળવામાં અને ગળામા બળતરા થાય છે તાળવુ તથા ગળુ સુકાય છે અને પૂરુ બોલી શકાતુ નથી

કફના સ્વરભેદના લક્ષણ

**लिम्पन्निव कफात्कण्ठ मन्द घुरघुरायते । स्वरो विबद्ध**

કફના સ્વરભેદમા સ્વર જાણે ગળાને લીંપતો હોય તેવા, ધીમા, ઘોઘરા અને તોતડો હોય છે

ત્રણે દોષના સ્વરભેદના લક્ષણ

**सर्वैस्तु सर्वलिङ्गः**

બધા ભેગા દોષના સ્વરભેદમા જુદાજુદા ત્રણ દોષના સ્વરભેદના લક્ષણો (શ્લોક ૨૪થી ૨૫॥) ભેગા હોય છે

ક્ષયના સ્વરભેદના લક્ષણ

**क्षयात्कपेत् ॥२६॥**
**धूमायतीव चात्यर्थम्**

ક્ષયના સ્વરભેદમા ગળુ છોલાય છે અને જાણે ગળામાથી (અને નાક વગેરમાથી) ધુમાડા નીકળતો હોય એવુ લાગે છે (અથવા ગળામા જાણે ધુમાડો લાગ્યો હોય એવી અસર થાય છે)

ચરબીના સ્વરભેદના લક્ષણ

**मेदसा श्लेष्मलक्षण ।**
**कृच्छ्रलक्ष्याक्षरश्च**

ચરબીના સ્વરભેદના લક્ષણ કફના સ્વરભેદના લક્ષણ જેવા છે, પણ વધારામા દરદીના બોલેલા અક્ષરો મહામુશ્કેલીથી ઓળખી શકાય છે

સાધ્ય અને અસાધ્ય સ્વરભેદ કયા?

**मत्र सर्वैरन्त्य च वर्जयेत् ॥२७॥**

એમા (=છ સ્વરભેદમાં) બધા ભેગા દોષથી થયેલો અને છેલ્લો (=ચરબીથી થયેલો) એ બે સ્વરભેદને છોડી દેવા (બાકીના ચાર સાધ્ય છે)

**इति स्वरभेदनिदानम् ।**

આમ સ્વરભેદનું નિદાન પૂરુ થયું

**अथारोचकनिदानम् ।**

## અરોચક(=અરુચિ)નું નિદાન

સખ્યા

**अरोचको भवेद्दोषैर्जिह्वाहृदयसश्रयैः ।**
**सन्निपातेन मनस सन्तापेन च पञ्चम ॥२८॥**

જીભ અને હૃદયમાં રહેલા દોષોને લીધે (=દરેક છૂટાછૂટા દોષને લીધે) (જીભ અને હૃદયમા રહેલા) ત્રણે ભેગા દોષને લીધે અને (ક્રોધ, શોક વગેરે) મનના સંતાપને લીધે પાંચમો (એમ) અરુચિ પાંચ છે

દરેક પ્રકારની અરુચિના લક્ષણ

**कषायतिक्तमधुरं वातादिषु मुखं क्रमात् ।**
**सर्वोत्थे विरसं शोकक्रोधादिषु यथामलम् ।२९॥**
**इत्यरोचकनिदानम् ।**

વાયુ વગેરેથી ઉત્પન્ન થયેલી અરુચિમા મો અનુક્રમે તૂરુ, કડવુ અને ગળ્યુ રહે છે (=વાયુની અરુચિમા તૂરુ, પિત્તની અરુચિમા કડવુ અને કફની અરુચિમા ગળ્યુ રહે છે) બધા ભેગા દોષોથી થયેલી અરુચિમા મોનો સ્વાદ બગડી જાય છે (અથવા મો સ્વાદ પારખી શકતું નથી), અને શોક, ક્રોધ વગેરેથી થયેલી અરુચિમા જે જે દોષ કોપ્યો હોય તે તે દોષ પ્રમાણેના સ્વાદ વાળું મોં રહે છે (=શોક, ભય, કામ, લોભ, અદેખાઈ વગેરેથી વાયુ કોપે છે તેથી મો તૂરુ રહે છે, ક્રોધથી પિત્ત કોપે છે અને તેથી મો કડવુ રહે છે અને વળ ગાડથી મનને સતાપ થવાથી ત્રણે દોષ કોપે છે તેથી મોનો સ્વાદ બગડી જાય છે)

આમ, અરુચિનુ નિદાન પૂરુ થયુ

अथ छर्दिनिदानम्।

## ઊલટીના રોગનું નિદાન

સંખ્યા

**छर्दिर्दोषैः पृथक्सर्वैर्द्विष्टैरर्थैश्च पञ्चमी।**

દરેક છૂટાછૂટા દોષથી થતી (=વાયુની, પિત્તની અને કફની), બધા ભેગા દોષોની અને પાચમી સૂગ ચડે એવી વસ્તુઓથી થતી એમ ઊલટી પાચ છે

સંપ્રાપ્તિ

**उदानो विकृतो दोषान् सर्वास्वप्यूर्ध्वमस्यति॥**

બધી (=પાચે) ઊલટીઓમા ઉદાનવાયુ બગડીને દોષોને ઊંચા ફેંકે છે (=ઉછાળે છે)

પૂર્વરૂપ

**तासूत्क्लेशास्यलावण्यप्रसेकारुचयोऽग्रगाः।**

તેમા (=પાચે ઊલટીઓમાં) ઉત્ક્લેશ, મોમા ખારુ ખારુ લાગે, પ્રસેક અને અરુચિ એ પહેલા આવે છે (=પૂર્વરૂપ છે)

વાયુની ઊલટીના લક્ષણ

**नाभिपृष्ठं रुजन् वायुः पार्श्वे चाहारमुत्क्षिपन्।**
**ततो विच्छिन्नमल्पाल्पं कषायं फेनिलं वमेत्।**
**शब्दोद्गारयुतं कृष्णमच्छं कृच्छ्रेण वेगवत्॥३२॥**
**कासास्यशोषहृन्मूर्धस्वरपीडाक्लमान्वितः।**

ઉધરસ, મો સુકાય, હૃદયમા, માથામા અને ગળાના પીડા તથા કંટાળો એટલા વાના સાથે ડૂટી, પીઠ અને પડખામા પીડા કરીને વાયુ આહારને ઉછાળે છે (=વાયુને લીધે આહાર ઉપરની તરફ ઉછળે છે) પછી (એ વાયુને લીધે) ક્ટકે ક્ટકે, થોડીથોડી, તૂરી, ફીણ વાળી, અવાજ અને ઉદ્ગાર સાથે, કાળી, પાતળી, મુશ્કેલીથી અને વેગવાળી ઊલટીઓ થાય છે (=ઊલટીના વેગો આવે છે)

પિત્તથી થતી ઊલટીઓના લક્ષણ

**पित्तात्क्षारोदकनिभं धूम्रं हरितपीतकम्॥३३॥**
**सासृगम्लं कटूष्णं च तृण्मूर्च्छातापदाहवत्।**

*પિત્તને લીધે ક્ષારના જેવી, પાણી જેવી, ધુમાયેલી (કાગળશાહી જેવી), લીલીપીળી, લોહીવાળી, ખાટી, તીખી અને ગરમ ઊલટીઓ થાય છે તેમા સાથે તરસ, મૂર્ચ્છા, શરીરમા ગરમી અને બળતરા હોય છે*

કફથી થતી ઊલટીના લક્ષણ

**कफात् स्निग्धं घनं शीतं**
**श्लेष्मतन्तुगवाक्षितम्॥३४॥**
**मधुरं लवणं भूरि प्रसक्तं लोमहर्षणम्।**
**मुखश्वयथुमाधुर्यतन्द्राहृल्लासकासवान्॥३५॥**

કફને લીધે ચીકણી, ઘટ્ટ, ટાઢી, કફના જાળાજાળાંવાળી, ગળી, ખારી, પુષ્કળ, સતત રૂંવાડાં ઊભા થઈ જાય એવી ઊલટીઓ થાય છે, તેમા સાથે મો ઉપર સોજો (=ફફર), મોમાં ગળ્યુંગળ્યું લાગે, ઘેન, હલ્લાસ અને ઉધરસ હોય છે

ત્રણે ભેગા દોષોની ઊલટીનાં લક્ષણ

**सर्वलिङ्गा मलैः सर्वै रिष्टोक्ता या च तां त्यजेत्।**

બધા ભેગા દોષોથી થયેલી ઊલટી તથા રિષ્ટના અધ્યાયમા (શા ૫/૭૭, ૭૭મા) જે ઊલટીઓ કહી છે, તે બંને પ્રકારની ઊલટીઓમાં ત્રણ ભેગા દોષની ઊલટીના લક્ષણ હોય છે તે બન્ને ઊલટીને છોડી દેવી (એ અસાધ્ય છે)

સૂગથી થતી ઊલટીના લક્ષણ

**पूत्यमेध्याशुचिद्विष्टदर्शनश्रवणादिभिः॥३६॥**
**तप्ते चित्ते हृदि क्लिष्टे छर्दिर्द्विष्टार्थयोगजा।**

ગંધાતા, ગંદા, અપવિત્ર, સૂગ ચડે એવા પદાર્થોને જોવાથી કે એવા પદાર્થો વિષે સાભળવાથી મનને સતાપ થાય અને હૃદયમા ક્લેશ થાય તેથી જે ઊલટી થાય, તે સૂગ ચડે એવી વસ્તુના યોગથી થયેલી ઊલટી કહેવાય છે

**वातादीनेव विमृशेत् कृमितृष्णामदौहृदे॥३७॥**
**शूलवेपथुहृल्लासैर्विशेषात् कृमिजां वदेत्।**
**कृमिहृद्रोगलिङ्गैश्च**

**इति छर्दिनिदानम्।**

કૃમિઓને લીધે, તરસને લીધે, આમને લીધે

અને ગર્ભ રહ્યો હોય તેને લીધે થતી ઊલટી એ ઊલટીનાં લક્ષણો ઉપરથી વાયુ વગેરે દોષોની ઊલટી છે એવું જ સમજવું (એ ઊલટીરોગોને જુદી ગણવી નહિ) શૂળ, કંપ, હૃલ્લાસ તથા કરમિયાના રોગના (નિ ૨૧/૧૪) અને હૃદયરોગના લક્ષણો (નિ ૫/૩૮ થી ૪૪) ઉપરથી કહેવું કે ઊલટીના કરમિયાને લીધે થાય છે

આમ ઊલટીરોગનું નિદાન પૂરું થયું

**अथ हृद्रोगनिदानम् ।**

## હૃદયરોગનું નિદાન

**સંખ્યા, કારણ**

**स्मृताः पञ्च तु हृद्गदाः ॥ ३८ ॥**
**तेषां गुल्मनिदानोक्तैः समुत्थानैश्च सम्भवः ।**

હૃદયરોગ પાંચ છે એવું આયુર્વેદ કહે છે ગોળાના રોગના નિદાનમાં (નિ ૧૧/૩૩થી ૩૮) કહેલા કારણોથી હૃદયરોગો થાય છે

**વાયુના હૃદયરોગનાં લક્ષણ**

**वातेन शूल्यतेऽत्यर्थं तुद्यते स्फुटतीव च ॥ ३९ ॥**
**भिद्यते शुष्यति स्तब्धं हृदयं शून्यता द्रवः ।**
**अकस्माद्दीनता शोको भयं शब्दासहिष्णुता ॥४०॥**
**वेपथुर्वेष्टनं मोहः श्वासरोधोऽल्पनिद्रता ।**

વાયુના હૃદયરોગમાં હૃદયમાં બહુ જ શૂળ આવે છે, સોયો ખોસ્યા જેવી પીડા થાય છે, હૃદય જાણે ફાટે છે, ચિરાય છે, સુકાય છે, સજ્જડ થઈ જાય છે, ખાલી પડી જાય છે, દ્રવે છે કંઈ કારણ વિના જ દીનતા લાચારી, શોક, બીક, અવાજ ખમી ન શકાય, ધ્રુજારી, વેષ્ટન (=જમીન પર આળોટવું, હૃદયની આસપાસ કંઈ વીંટાનું હોય એવું લાગવું), મોહ, શ્વાસ રૂંધાય અને ઊંઘ ઓછી થઈ જાય એટલાં લક્ષણ થાય છે

**પિત્તનાં હૃદયરોગનાં લક્ષણ**

**पित्तात्तृष्णा भ्रमो मूर्च्छा दाहः**
**स्वेदोऽम्लकः क्लमः ॥ ४१ ॥**
**छर्दनं चाम्लपित्तस्य धूमकः पीतता ज्वरः ।**

પિત્તથી થતા હૃદયરોગમાં તરસ, ફેર, મૂર્છા, બળતરા, પરસેવો, ખટાશ, કંટાળો, ખાટા પિત્તની ઊલટી, ધૂમાડા, પીળાશ અને તાવ એટલાં લક્ષણ થાય છે

**કફના હૃદયરોગનાં લક્ષણ**

**श्लेष्मणा हृदयं स्तब्धं भारिकं साश्मगर्भवत् ॥४२॥**
**कासाग्निसादनिष्ठीवनिद्रालस्यारुचिज्वराः ।**

કફથી થતા હૃદયરોગમાં હૃદય સજ્જડ, જાણે અંદર પથ્થર ભર્યો હોય એવું ભારે થઈ જાય છે એમાં વળી ઉધરસ, મંદાગ્નિ, થૂકથૂક કરવું, ઊંઘ, આળસ, અરુચિ અને તાવ હોય છે

**ત્રણે દોષના હૃદયરોગનાં લક્ષણ**

**सर्वलिङ्गस्त्रिभिर्दोषैः**

ત્રણે ભેગા દોષથી થતા હૃદયરોગમાં ત્રણે છૂટા છૂટા દોષના હૃદયરોગના લક્ષણો ભેગા હોય છે

**કરમિયાથી થતા હૃદયરોગના લક્ષણ**

**कृमिभिः श्यावनेत्रता ॥ ४३ ॥**
**तमःप्रवेशो हृल्लासः शोषः कण्डूः कफस्रुतिः ।**
**हृदयं प्रततं चात्र क्रकचेनेव दार्यते ॥ ४४ ॥**
**चिकित्सेदामयं घोरं तं शीघ्रं शीघ्रकारिणम् ।**

**इति हृद्रोगनिदानम् ।**

કરમિયાથી થતા હૃદયરોગમાં આંખો બદામી રંગની હોય છે, આંખે અંધારાં આવે છે, હૃલ્લાસ, હૃદયનો શોષ, ખણજ, કફ નીકળ્યા કરે, હૃદય જાણે સતત કરવતથી વહેરાય છે (એટલા લક્ષણો થાય છે), એ કરમિયાથી થયેલા, તરત મારી નાખે એવા ભયંકર રોગના તરત ઉપાય કરવા

આમ હૃદયરોગનું નિદાન પૂરું

**अथ तृष्णानिदानम् ।**

## તરસના રોગનું નિદાન

**સંખ્યા**

**वातात्पित्तात्कफात्तृष्णा सन्निपाताद्रसक्षयात् ॥४५॥**
**षष्ठी स्यादुपसर्गाच्च**

વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે ભેગા દોષથી, રસધાતુ ઓછી થઈ જવાથી અને છઠ્ઠી બીજા રોગના ઉપદ્રવરૂપ એમ તરસના રોગ છ છે

**બધા તરસરોગનું કારણ**

**वातपित्ते तु कारणम् ।**

**सर्वासु**

આ તરસરોગનું કારણ વાયુ અને પિત્ત છે

**तत्प्रकोपो हि सौम्यधातुप्रशोषणात् ॥ ४६ ॥**
**सर्वदेहभ्रमोत्कम्पतापतृड्दाहमोहकृत् ।**

કારણ કે એમનો (વાયુ અને પિત્તનો) પ્રકોપ શરીરમાંની સૌમ્ય ધાતુને (જળને અથવા રસને)

સૂકવી નાખીને આખા શરીરમાં ફેર, ઉત્કંપ (ધ્રુજારી) તાપ, તરસ, બળતરા અને મોહ ઉત્પન્ન કરે છે

સંપ્રાપ્તિ

**जिह्वामूलगलक्लोमतालुतोयवहाः सिराः ॥ ४७ ॥**
**संशोष्य तृष्णा जायन्ते**

જીભનુ મૂળ, ગળુ, ક્લોમ, તાળવુ એટલા અંગો ને પાણી પહોંચાડનારી શિરાઓને સૂકવી નાખીને બધા તરસના રોગ થાય છે

સામાન્ય લક્ષણો

**तासां सामान्यलक्षणम् ।**
**मुखशोषो जलातृप्तिरन्नद्वेषः स्वरक्षयः ॥ ४८ ॥**
**कण्ठौष्ठजिह्वाकार्कश्यं जिह्वानिष्क्रमणं क्लमः ।**
**प्रलापश्चित्तविभ्रंशस्तृड्ग्रहोक्तास्तथाऽऽमयाः ॥४९**

મો સુકાય, પાણી પીધાથી સંતોષ ન થાય, ખાવુ ગમે નહિ, અવાજના નાશ થાય, ગળુ હોઠ અને જીભ કરકરા થઈ જાય, જીભ મોની બહાર નીકળે, કંટાળો આવે, લવરી થાય, ચિત્તનો વિભ્રંશ થાય તથા તરસ મારવાથી (=રોકવાથી) જે રોગો થાય એમ સૂ ૪/૧૦ મા કહ્યુ છે તે બધા રોગ થાય છે—એટલા બધી તરસ ના સામાન્ય લક્ષણ છે

વાયુની તરસનાં લક્ષણ

**मारुतात् क्षामता दैन्यं शङ्खतोदः शिरोभ्रमः ।**
**गन्धाज्ञानास्यवैरस्यश्रुतिनिद्राबलक्षयाः ॥५०॥**
**शीताम्बुपानाद्वृद्धिश्च**

વાયુની તરસને લીધે દૂબળાપણુ, લાચારી, લમણામા સોય ભોંકાતી હોય એવી પીડા, માથુ ભમી જાય, નાકને ગંધની ખબર ન પડે, મોનો સ્વાદ બગડી જાય, કાને ઓછુ સંભળાય, ઉંઘ ને બળ ઓછા થઈ જાય—એટલાં લક્ષણો થાય છે.

પિત્ત તરસનાં લક્ષણ

**पित्तान्मूर्छास्यतिक्तता ।**
**रक्तेक्षणत्वं प्रततं शोषो दाहोऽतिधूमकः ॥ ५१ ॥**

પિત્તની તરસને લીધે મૂર્છા આવે, મો કડવુ રહે, આંખો રાતી રહે, સતત મોમા શોષ પડે, બળતરા થાય અને બહુ ધૂમક થાય.

કફની તરસનાં લક્ષણ

**कफो रुणद्धि कुपितस्तोयवाहिषु मारुतम् ।**
**स्रोतःसु स कफस्तेन पङ्कवच्छोष्यते ततः ॥५२॥**
**शूकैरिवाचितः कण्ठो निद्रा मधुरवक्त्रता ।**
**आध्मानं शिरसो जाड्यं स्तैमित्यच्छर्द्यरोचकाः ॥**
**आलस्यमविपाकश्च**

કોપેલા કફ પાણીને વહેનારા સ્રોતોમાં વાયુને રોકી રાખે છે અને વાયુ એ કફને કાદવની માફક સૂકવી નાખે છે, તેથી ગળામાં કાંટાકાંટા જેવું થઈ જાય છે, ઉંઘ આવ્યા કરે છે, મો ગળ્યુગળ્યુ રહે છે, આધ્માન થાય છે, માથું જડ બની જાય છે, સ્તૈમિત્ય, ઊલટી અને અરુચિ થાય છે, આળસ આવે છે અને ખાધુ પીધુ પચતું નથી

ત્રણે ભેગા દોષની તરસનાં લક્ષણ

**सर्वैः स्यात्सर्वलक्षणा ।**

બધા દોષ ભેગા કોપવાથી થયેલા તરસના રોગમા ત્રણે દોષના જુદાજુદા લક્ષણો ભેગાં હોય છે

આમ, ઉપવાસ વગેરેથી થયેલો તરસનો રોગ

થામાં સમાય?

**आमोद्भवा च, भक्तस्य संरोधाद्वातपित्तजा ॥५४**
**उष्णक्लान्तस्य सहसा शीताम्भो भजतस्तृषम् ।**
**ऊष्मा रुद्धो गतः कोष्ठं यां कुर्यात्पित्तजैव सा ॥५५**
**या च पानातिपानोत्था,**

**तीक्ष्णाग्नेः स्नेहजा च या ।**
**स्निग्धगुर्वम्ललवणभोजनेन कफोद्भवा ॥ ५६ ॥**

વળી 'આમ'થી થયેલો તરસનો રોગ પણ ત્રણે ભેગા દોષથી થયેલો હોય છે ખાવાનુ બંધ કરવાથી (=ઉપવાસથી) થયેલો તરસનો રોગ વાયુ અને પિત્ત ભેગા કોપવાથી થાય છે તાપથી અકળાયેલો માણસ એકદમ ઠંડુ પાણી પીએ તેથી તે ગરમી (પીધેલા પાણીથી) રૂંધાઈને કોઠામા જઈને જે તરસ નામનો રોગ કરે છે તે તથા બહુ દારૂ પીવાથી જે તરસનો રોગ થાય છે તે અને પિત્ત કોપવાથી થાય છે તીક્ષ્ણ જઠરાગ્નિવાળા માણસને સ્નેહ પીવાથી જે તરસનો રોગ થાય છે તે તથા સ્નિગ્ધ, ભારે, ખાટુ અને ખાર ખાવાથી જે તરસનો રોગ થાય તે કફના પ્રકોપથી થાય છે

રસના ક્ષયથી થતી તરસનાં લક્ષણ

**तृष्णा रसक्षयोक्तेन लक्षणेन क्षयात्मिका ।**

રસના ક્ષયથી થતા લક્ષણો ઉપરથી (સૂ ૧૧/૧૯ ) રસના ક્ષયથી થતો તરસનો રોગ ઓળખવો

ઉપદ્રવરૂપ તરસનાં લક્ષણ

**शोषमेहज्वराद्यन्यदीर्घरोगोपसर्गतः ॥ ५७ ॥**

### દારૂ પીવાથી નુકસાન

**धर्माधर्मं सुखं दुःखमर्थानर्थौ हिताहितम् ।**
**यदासक्तो न जानाति कथं तच्छीलयेद्बुधः ॥८॥**

જેની (=જે દારૂની) લત લાગવાથી ધર્મનું ન અધર્મનું, ન સુખનું ને દુઃખનું, હિતનું ને અહિતનું ભાન ન રહે તે દારૂની ટેવ ડાહ્યો માણસ કેમ પાડે?

**मद्ये मोहो भयं शोकः क्रोधो मृत्युश्च संश्रिताः ।**
**सोन्मादमदमूर्च्छायाः सोपस्मारापतानकाः ॥९॥**
**यत्रैकः स्मृतिविभ्रंशस्तत्र सर्वमसाधु यत् ।**

દારૂમાં (=દારૂ અતિશય પીવામાં) મોહ, ભય, શોક, ક્રોધ, મોત, ગાંડપણ, કેફ, મૂર્છા, વાઈ અને અપતાનક નામનો વાયુનો રોગ વસેલો છે અરે! જેમાં (-જે પીવાથી) એકલો સ્મૃતિવિભ્રંશ થાય (=ભાન ભૂલી જવાય, સ્મૃતિનો લોપ થાય) તેમાં (=તે દારૂમાં) જે કંઈ હોય તે બધું ખરાબ જ હોય (દારૂ પીવાથી બીજા બધા રોગ થાય છે એ વાત ઘડીભર બાજુએ રાખીએ તોપણ દારૂ પીવાથી ભાન ભૂલી જવાય છે એ એક જ નુકસાન દારૂ ન પીવાનું સમજવા માટે બસ છે)

### દારૂ યુક્તિથી ન પિવાય તો થતું નુકસાન

**अयुक्तियुक्तमन्नं हि व्याधये मरणाय वा ॥१०॥**
**मद्यं त्रिवर्गधीधैर्यलज्जादेरपि नाशनम् ।**

કારણ કે જો અન્ન (=આહાર) યુક્તિથી ન લેવાય તો રોગ કરે છે અથવા મારી નાખે છે, પણ દારૂ જો યુક્તિથી ન પિવાય તો (રોગ કે મોત કરે એટલું જ નહિ, પણ) ત્રિવર્ગ (=ધર્મ, અર્થ અને કામ), બુદ્ધિ, ધીરજ, લાજ વગેરેનો પણ નાશ કરે છે (દારૂ પીવાની યુક્તિ નીચેના શ્લોકોમાં તથા ૮૧ મા શ્લોકમાં આપી છે)

### દારૂનો મદ બહુ કોને નથી ચડતો?

**नातिमाद्यन्ति बलिनः कृताहारा महाशनाः ॥११॥**
**स्निग्धाः सत्त्ववयोयुक्ता मद्यनित्यास्तदन्वयाः ।**
**मेदःकफाधिका मन्दवातपित्ता दृढाग्नयः ॥१२॥**

બળવાન, જમેલા (=તરત જમી રહેલા), બહુ ખાનાર, સ્નિગ્ધ, સત્ત્વવાળા, વયવાળા (=જુવાન), રોજ દારૂ પીવાના મહાવરાવાળા, રોજ દારૂ પીનારના કુળમાં જન્મેલા, અધિક ચરબીવાળા, અધિક કફવાળા, જેમનામાં વાયુ અને પિત્ત બહુ ઓછાં હોય એવા અને જે પ્રબળ જઠરાગ્નિવાળા-એટલા માણસોને દારૂ ચડતો નથી

### કોને કોને દારૂ બહુ ચડે છે?

**विपर्ययेऽतिमाद्यन्ति विश्रब्धाः कुपिताश्च ये ।**
**मद्येन चाम्लरूक्षेण साजीर्णे बहुनाऽति च ॥१३॥**

શ્લોક ૧૧ થી ૧૨ મા ગણાવ્યા તેનાથી ઊંધા માણસોને (=નબળા, ભૂખ્યા, થોડું ખાનારા, લૂખા શરીરવાળા, સત્ત્વવિનાના, બાળકો અને ઘરડા, જવલ્લે જ દારૂ પીનારા, દારૂન પીનારના કુળમાં જન્મેલા, ઓછી ચરબીવાળા, ઓછા કફવાળા, અધિક વાયુ અને પિત્ત વાળા તથા મંદ અગ્નિવાળા માણસોને), દારૂ અમૃત જેવો છે એવા વિશ્વાસે રહીને દારૂમાં આસક્ત રહેતા અને ક્રોધે ભરાયેલા-એટલા માણસોને દારૂ બહુ ચડે છે અને વળી બહુ ખાટા, બહુ લૂખા, જરા અજીર્ણ હોય ત્યારે પીધેલા અને બહુ પીધેલા દારૂથી બધાને બહુ મદ ચડે છે

### મદાત્યયની સંખ્યા

**वातात्पित्तात्कफात्सर्वैश्च चत्वारः स्युर्मदात्ययाः ।**
**सर्वेऽपि सर्वैर्जायन्ते व्यपदेशस्तु भूयसा ॥१४॥**

વાયુથી, પિત્તથી, કફથી અને ત્રણે ભેગા દોષથી એમ ચાર મદાત્યય હોય છે એ બધા (=ચારે મદાત્યય બધા (=ત્રણે ભેગા) દોષોથી થાય છે, પણ કોપેલા ત્રણે દોષમાંથી જે દોષ વધારે કોપ્યો હોય તેના ઉપર થી નામ આપવામાં આવે છે

### મદાત્યયનાં સામાન્ય લક્ષણ

**सामान्यं लक्षणं तेषां प्रमोहो हृदयव्यथा ।**
**विड्भेदः प्रततं तृष्णा**
**सौम्याग्नेयो ज्वरोऽरुचिः ॥ १५॥**
**शिरःपार्श्वास्थिरुक्कम्पो मर्मभेदस्त्रिकग्रहः ।**
**उरोविबन्धस्तिमिरं कासः श्वासः प्रजागरः ॥१६॥**
**स्वेदोऽतिमात्रं विष्टम्भः श्वयथुश्चित्तविभ्रमः ।**
**प्रलापश्छर्दिरुत्क्लेशो भ्रमो दुःस्वप्नदर्शनम् ॥१७॥**

ગાઢ મોહ, હૃદયમાં પીડા, ભાંગેલો ઝાડો થાય, સતત તરસ, ટાઢિયો અને ઊનો તાવ, અરુચિ, માથામાં, પડખામાં અને હાડકામાં કળતર, કંપ, મર્મ ચિરાયા જેવું દુઃખ, ત્રિક જકડાઈ જાય, છાતીનો વિબંધ, અંધારા આવે, ઉધરસ, શ્વાસ, ઉજાગરો, પરસેવો, બહુ વિષ્ટંભ, સોજા, મન ભટક્યા કરે, લવરી, ઊલટી, ઉત્ક્લેશ, ફેર, ખરાબ સ્વપ્ન દેખાય-એ એમના (=ચારે મદાત્યયના) સામાન્ય લક્ષણ છે

### વાયુના મદાત્યયના લક્ષણ

**विशेषाज्जागरश्वासकम्पमूर्धरुजोऽनिलात् ।**
**स्वप्ने भ्रमत्युत्पतति प्रेतैश्च सह भाषते ॥१८॥**

અને વાણીથી થતા ભ્રમમા ભૂલથાપ થઈ જાય છે (=વચ્ચેવચ્ચે કઈ કરવાનુ રહી જાય છે) અને શરીર લૂખુ, બદામી રંગનું અને આછુ લાલ થઈ જાય છે

પિત્તથી થતા મદનાં લક્ષણ

**पित्तेन क्रोधना रक्तपीताभः कलहप्रियः ॥ २७ ॥**

પિત્તથી થતા મદમા માણસ ચીડિયો, રગે રાતો પીળો અને તકરારી થઈ જાય છે

કફથી થતા મદના લક્ષણ

**स्वल्पसम्बद्धवाक्पाण्डुः कफाद्ध्यानपरोऽलसः ।**

કફથી થતા મદમા માણસની વાણી સ્વલ્પ (=૧ પાસે બેઠેલાને પણ ન સભળાય એવી, ૨ થોડી) અને અબદ્ધ (=૧ બોલતા લોચા વળે એવી, ૨ ગળગળી) થાય છે, શરીરનો રગ ધોળો (=ફિક્કો) હોય છે, માણસ વિચારમગ્ન અને આળસુ હોય છે

ત્રણે ભેગા દોષના મદનાં લક્ષણ

**सर्वात्मा सन्निपातेन**

ત્રણે ભેગા દોષના મદમા છૂટાછૂટા ત્રણ દોષના મદાત્યયના લક્ષણો ભેગા હોય છે

લોહી બગડવાથી થતા મદના લક્ષણ

**रक्तात्स्तम्भाङ्गदृष्टिता ॥ २८ ॥ पित्तलिङ्गं च**

લોહી બગડવાથી થતા મદમા શરીર અને આખો સ્તબ્ધ બની જાય છે અને પિત્તથી થતા મદના લક્ષણો હોય છે

દારૂથી થતા મદના લક્ષણ

**मद्येन विकृतेहास्वराङ्गता ।**

દારૂથી થતા મદરોગમા ઇચ્છાઓ (ચેષ્ટાઓ), અવાજ અને શરીર વિકૃત બની જાય છે

ઝેરથી થયેલા મદનાં લક્ષણ

**विषे कम्पोऽतिनिद्रा च सर्वेभ्योऽप्यधिकस्तु सः ॥ २९ ॥**

ઝેરથી થયેલા મદરોગમા કપ અને બહુ ઊંઘ એ બે લક્ષણો થાય છે ઝેરથી થયેલો મદ બધા મદથી નડી જાય એવો છે

**लक्षयेल्लक्षणोत्कर्षाद्वातादीन् शोणितादिषु ।**
**इति मदनिदानम् ।**

લોહીથી, દારૂથી અને ઝેરથી થયેલા મદરોગને એમા ક્યા દોષના લક્ષણો વધારે છે તે ઉપરથી વાયુ વગેરેના (=વાયુનો, પિત્તનો, કફનો કે ત્રિદોષનો) મદ તરીકે ગણી લેવા

– આમ મદરોગનુ નિદાન પૂરુ થયુ

**अथ मूर्च्छायनिदानम् ।**

## મૂર્ચ્છાયિનું નિદાન

વાયુથી થતા મૂર્ચ્છાયરોગનાં લક્ષણ

**अरुणं कृष्णनीलं वा खं पश्यन्प्रविशेत्तमः ॥३०॥**
**शीघ्रं च प्रतिबुध्येत हृत्पीडा वेपथुर्भ्रमः ।**
**कार्श्यं श्यावारुणा छाया मूर्च्छाये मारुतात्मके ॥ ३१ ॥**

વાયુથી આવતી મૂર્ચ્છામા માણસને મૂર્ચ્છા આવતા પહેલા આછુ લાલ, કાળુ કે ગળી જેવા રગનુ આકાશ દેખાય છે અને પછી અંધારામાં દાખલ થાય છે (=બેભાન થઈ જાય છે) અને પછી તરત પાછો ભાનમા આવે છે, હૃદયમા પીડા થાય છે, ધ્રૂજે છે, ફેર આવે છે, દૂબળો થઈ જાય છે, માણસની છાયા બદામી રગની અને આછી લાલ હોય છે

પિત્તની મૂર્ચ્છાના લક્ષણ

**पित्तेन रक्तं पीतं वा नभः पश्यन् विशेत्तमः ।**
**विबुध्येत च सस्वेदो दाहतृट्तापपीडितः ॥ ३२ ॥**
**भिन्नविण्नीलपीताभो रक्तपीताकुलेक्षणः ।**

પિત્તથી આવતી મૂર્ચ્છામા મૂર્ચ્છા આવતા પહેલા રાતુ કે પીળુ આકાશ જોનારો માણસ અંધારામા પેસે છે (=બેભાન બને છે) અને જ્યારે એ ભાનમા આવે છે તે વખતે એને પરસેવો થયેલો હોય છે, બળતરા, તરસ અને તાપથી એ પીડાયેલો હોય છે, એને ઝાડો થઈ જાય છે, એના શરીરનો રગ ગળી જેવો કે પીળો હોય છે અને એની આખો રાતી, પીળી અને બાવરી હોય છે

કફની મૂર્છાનાં લક્ષણ

**कफेन मेघसंकाशं पश्यन्नाकाशमाविशेत् ॥ ३३ ॥**
**तमश्चिराच्च बुध्येत सहृल्लासः प्रसेकवान् ।**
**गुरुभिः स्तिमितैरङ्गैरार्द्रचर्मावनद्धवत् ॥ ३४ ॥**

કફથી થયેલી મૂર્ચ્છામા મૂર્ચ્છા આવતા પહેલા વાદળા જેવુ આકાશ દેખાય છે અને પછી અંધારામા દાખલ થાય છે (=બેભાન બને છે), ભાન પાછુ આવતા વાર લાગે છે એને હૃલ્લાસ અને પ્રસેક થાય છે ભારે અને સ્તિમિત અવયવોને લીધે જાણે ભીના ચામડાથી મઢી લીધો હોય એવો લાગે છે

त्रिदोषनी मूर्च्छानां लक्षण

सर्वाकृतिस्त्रिभिर्दोषैरपस्मार इवापरः
पातयत्याशु निश्चेष्टं विना बीभत्सचेष्टितैः ॥ ३५ ॥

इति मूर्च्छायनिदानम् ।

ત્રણે ભેગા દોષથી આવેલી મૂર્ચ્છામાં ત્રણ છૂટા છૂટા દોષની મૂર્ચ્છાના લક્ષણો ભેગાં હોય છે એ બીજી વાઈ જેવી હોય છે એ દરદીને તરત (બેભાન કરીને) પાડી નાખે છે વાઈમા હોય છે એવી બીભત્સ ચેષ્ટાઓ (ઉ ૭/૨૧ થી ૪૧) આમા (=ત્રિદોષની મૂર્ચ્છામા) હોતી નથી

આમ મૂર્ચ્છાયનુ નિદાન પૂરુ થયુ

अथ संन्यासनिदानम् ।

## સંન્યાસરોગનું નિદાન

दोषेषु मदमूर्च्छायाः कृतवेगेषु देहिनाम् ।
स्वयमेवोपशाम्यन्ति, सन्यासो नौषधैर्विना ॥३६॥

જ્યારે દોષોનો વેગ ખતમ થઈ જાય છે, ત્યારે માણસોના મદરોગ અને મૂર્ચ્છારોગ આપોઆપ (=વગર દવાએ) મટી જાય છે, પણ સન્યાસરોગ ઔષધો વિના મટતો નથી

સંન્યાસનાં સંપ્રાપ્તિ અને પરિણામ

वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मला' ।
सन्यासं सन्निपतिताः प्राणायतनसंश्रयाः ॥ ३७ ॥
कुर्वन्ति, तेन पुरुष काष्ठीभूतो मृतोपमः ।
म्रियेत शीघ्र शीघ्रं चेच्चिकित्सा न प्रयुज्यते ॥३८॥

વાણી, શરીર અને મનની ક્રિયાને અટકાવી દઈને બહુ બળવાન બનેલા દોષો ભેગા કોપીને પ્રાણના સ્થાનમા (=હૃદયમા) રહીને સન્યાસ નામનો રોગ કરે છે, તેથી માણસ લાકડા જેવા અને મડદા જેવો બની જાય છે અને જો તરત જ ઉપાય કરવામાં ન આવે તો ઝટ મરી જાય છે

अगाधे ग्राहबहुले सलिलौघ इवातटे ।
सन्यासे विनिमज्जन्तं नरमाशु निवर्तयेत् ॥ ३९ ॥

इति सन्यासनिदानम् ।

જેમ ઘણા મગરવાળા, અગાધ અને અપાર (=એકે કિનારો ન દેખાય એવો) પાણીના પ્રવાહમાં ડૂબતા માણસને એકદમ ઉગારી લેવો જોઈએ, તેમ સંન્યાસરોગમાં ડૂબતા માણસને પણ તરત જ બચાવી લેવો.

આમ સંન્યાસરોગનું નિદાન પૂરુ થયું

मदमानरोषतोषप्रभृतिभिर-
रिभिर्निजैः परिष्वङ्गः ।
युक्तायुक्तं च समं युक्तिवियुक्तेन मद्येन ॥ ४० ॥

શ્લોક ૧૧ થી ૧૩ તથા ૪૧ મા બતાવેલી યુક્તિ વિના દારૂ પીવાથી માણસની સાથે જન્મેલા મદ, અભિમાન, રોષ, સંતોષ વગેરે દુશ્મનો બહુ વળગે છે અને (એવી રીતે દારૂ પીનારને મન) યોગ્ય અને અયોગ્ય બધું સરખું જ હોય છે (=યોગ્ય અયોગ્યનું ભાન રહેતુ નથી)

દારૂ પીવાની યુક્તિ

बलकालदेशसात्म्यप्रकृतिसहायामयवयांसि ।
प्रविभज्य तदनुरूपं यदि
पिबति तत. पिबत्यमृतम् ॥ ४१ ॥

બળ, કાળ, દેશ, સાત્મ્ય, પ્રકૃતિ, સાથી, રોગ અને ઉંમર એટલી બાબતનો પૂરેપૂરો વિચાર કરીને એ બાબતોને યોગ્ય રીતે દારૂ પીએ તો તે અમૃત પીએ છે

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने मदात्ययादि-
निदान नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

## અધ્યાય ૭ મો : અર્શનિદાન

अथातोऽर्शसां निदान व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय' ।

ત્યારે હવે આમે હરસનું નિદાન સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેર મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

હરસના નામ, સંપ્રાપ્તિ, આકાર

अरिवत्प्राणिनो मांसकीलका विशसन्ति यत् ।
अर्शांसि तस्मादुच्यन्ते गुदमार्गनिरोधतः ॥ १ ॥
दोषास्त्वङ्मांसमेदांसि सन्दूष्य विविधाकृतीन् ।
मांसाङ्कुरानपानादौ कुर्वन्त्यर्शांसि तान् जगुः ॥ २

કારણ કે માંસના ખીલાઓ (=ખીલા જેવા મસા) ગુદાનો રસ્તો રોકીને પ્રાણીઓને દુશ્મનની માફક મારી નાખે છે (અથવા પીડા કરે છે), તેથી એમને (=હરસના મસાને) અર્શ કહે છે દોષો નામડીને, માંસને અને ચરબીને બગાડીને ગુદ (+કાન, નાક) વગેરેમા જાતજાતના આકારના માંસના અંકુરો (=મસા) ઉત્પન્ન કરે છે, એ મસાને હરસ કહે છે

પ્રકાર

**सहजन्मोत्तरोत्थानभेदाद्द्वेधा समासतः ।
शुष्कस्राविविभेदाच्च**

ટૂંકામા, એ હરસ બે જાતના હોય છે હરસ થવાના સમયના ધોરણે (૧) જન્મથી જ થયેલા અને (૨) જન્મ્યા પછી થયેલા, એ બે જાતના, તથા (૧) સૂકા (=કોરા) અને (૨) દૂઝતા એ ધોરણે બે જાતના

ગુદાના સ્થાન અને રચના

**गुदः स्थूलान्त्रसंश्रयः ॥ ३ ॥
अर्धपञ्चाङ्गुलस्तस्मिंस्तिस्रोऽध्यर्धाङ्गुलाः ।
स्थिताः ।
वल्यः, प्रवाहिणी तासामन्तर्मध्ये विसर्जनी ॥४
बाह्या संवरणी तस्या गुदौष्ठो बहिरङ्गुले ।
यवाध्यर्धः प्रमाणेन रोमाण्यत्र ततः परम् ॥ ५ ॥**

મોટા આંતરડા (=અં કાલન) સાથે સાડા પાંચ આંગળની ગુદા જોડાયેલી છે એમા (=ગુદામા) દરેક દોઢદોઢ આંગળના એવા ત્રણ વાટા (=વળા) આવેલા છે તેમા સૌથી અંદરના વાટાને પ્રવાહિણી કહે છે (કારણ કે એ વાટામાથી મળ આગળ ધકલાય છે), વચના વાટાને વિસર્જની કહ છે (કારણ કે એ વાટો આગળ ધકેલાતા મળનું વિસર્જન કરે છે), અને બહારના વાટાને સંવરણી કહ છે (કારણ કે એ વાટો બિડાઈ જઈને મળને પૂરી નાખે છે) તેનાથી (=સંવરણીથી) એક આંગળ બહાર ગુદાનો હોઠ હોય છે એનું માપ દોઢ જવ જેટલુ હોય છે તેનાથી (=ગુદાના હોઠથી) બહારના ભાગમાં અહીં (ગુદા ઉપર) વાળ ઊગે છે

વારસામા આવેલા બધા રોગ અસાધ્ય કેમ?

**तत्र हेतुः सहोत्थानां वलीबीजोपतप्तता ।
अर्शसां, बीजतप्तिस्तु मातापित्रपचारतः ॥ ६ ॥
दैवाच्च, ताभ्यां कोपो हि संनिपातस्य तान्यतः ।
असाध्यान्येवमाख्याताः सर्वे रोगाः कुलोद्भवाः ॥७**

એમા (=બને જાતના હરસમાં) જન્મથી થયેલા (=વારસામા આવતા) હરસનું કારણ વલીના (=વાટાના) બીજોમાં ઉપતાપ છે (દોષાથી બગડવુ અને ઉપતાપ થવા ઉપતપ્તિ કહે છે) માબાપના બીજ (વીર્ય અને આર્તવના જે ભાગમાથી બાળકની ગુદાના વાટા બને છે તે ભાગ)નો ઉપતાપ માબાપે કરેલા આહારવિહારના કુપથ્યને લીધે અથવા (બાળકના) નસીબને લીધે થાય છે એ બે બરાબર (=માબાપના કુપથ્ય અને બાળકના નસીબને લીધે) ત્રણે દોષ સાથે કોપે છે તથી એ (હરસ) અસાધ્ય છે આ રીતે બધા વંશપરંપરાએ ઊતરી આવેલા વિષે કહ્યુ (=એ જ કારણસર બધા વારસામા ઊતરી આવેલા રોગ અસાધ્ય છે)

**सहजानि विशेषेण रूक्षदुर्दर्शनानि च ।
अन्तर्मुखानि पाण्डूनि दारुणोपद्रवाणि च ॥ ८ ॥**

જન્મથી જ થયેલા હરસ તો ખાસ કરીને લૂખા, જોવા ન ગમે એવાં, અંદરની બાજુએ મોવાળા, ફિક્કા અને ભયંકર ઉપદ્રવો કરનારા હોય છે

સંખ્યા

**षोढाऽन्यानि पृथग्दोषसंसर्गनिचयास्रतः ।**

બીજા (જન્મ્યા પછી થતા) હરસ છ છે, ત્રણ છૂટાછૂટા દોષથી થયેલા (=વાયુના, પિત્તના, કફના) બે દોષ સાથે કોપવાથી થયેલા, ત્રણે દોષ સાથે કોપવાથી થયેલા અને લોહીથી થયેલા

(બે દોષ ભેગા કોપવાથી ત્રણ સંખ્યા થાય છતા અહીં એક ગણી છે)

સૂકા અને દૂઝતા હરસનુ કારણ

**शुष्काणि वातश्लेष्मभ्यामार्द्राणि त्वस्रपित्ततः ॥९**

વાયુના અને કફના પ્રકોપથી સૂકા હરસ થાય છે. લોહીના અને પિત્તના પ્રકોપથી દૂઝતા (=લોહીપડતા) હરસ થાય છે

હરસના કારણ અને સંપ્રાપ્તિ

**दोषप्रकोपहेतुस्तु प्रागुक्तस्तेन सादिते ।
अग्नौ, मलेऽतिनिचिते, पुनश्चातिव्यवायतः ॥ १० ॥
यानसंक्षोभविषमकठिनोत्कटकासनात् ।
बस्तिनेत्राश्मलोष्टोर्वीतलचैलादिघट्टनात् ॥ ११ ॥
भृशं शीताम्बुसंस्पर्शात्प्रततातिप्रवाहणात् ।
वातमूत्रशकृद्वेगधारणात्तदुदीरणात् ॥ १२ ॥
ज्वरगुल्मातिसारामग्रहणीशोफपाण्डुभिः ।
कर्शनाद्विषमाभ्यश्च चेष्टाभ्यो, योषितां पुनः ॥१३
आमगर्भप्रपतनाद्गर्भवृद्धिप्रपीडनात् ।
ईदृशैश्चापरैर्वायुरपानः कुपितो मलम् ॥ १४ ॥
पायोर्वलीषु स धत्ते तास्वभिष्यण्णमूर्तिषु ।
जायन्तेऽर्शांसि**

દોષો કોપવાનુ કારણ આગળ (નિ. અ. ૧ માં) કહેવાઈ ગયુ છે તેનાથી (=દોષના પ્રકોપથી) જ્યારે જઠરાગ્નિ મંદ પડી જાય, (ગુદાના વાટામા) બહુ ગાઢા ભરાઈ રહે ત્યારે અને વળી બહુ મૈથુનને લીધે,

વાહનના આંચકા અને ઉછાળાને લીધે, ખાડાખૈયાવાળી અને કઠણ જગાએ બેસવાથી, ઊંધૂકડા બેસવાથી, બસ્તિનું નેત્ર, પથ્થર, માટીનું ઢેફું, પૃથ્વીની સપાટી(=જમીન) કપડું વગેરે (ગુદા સાથે) ઘસાવાથી, (ગુદાને) બહુ ઠંડુ પાણી અડકવાથી, (ઝાડો, પેશાબ અને વાછૂટ કરવા માટે) સતત કગાઝવાથી, વાછૂટ, પેશાબ અને ઝાડાના વેગને રોકવાથી કે પરાણે લાવવાથી, તાવ, ગોળો, અતિસાર, આમ, ગ્રહણી, સોજા અને પાંડુરોગને લીધે દૂબળા પડી જવાથી, જે અંગથી જે કામ ન કરવું જોઈએ તે અંગથી તે કામ કરવાથી, અને વળી સ્ત્રીઓની બાબતમાં તો કાચો ગર્ભ પડવાથી, ગર્ભ વધી તેના દબાણ(ભીંસ)ને લીધે—એ અને એવાં બીજાં કારણોને લીધે કોપેલો અપાનવાયુ પેલા મળને (=ઝાડાને) ગુદાના વાટામાં રાખે છે (ત્યાં જમા કરાતા ઝાડાને લીધે) ગુદાના પચપચા થઈ ગયેલા વાટાઓમાં હરસ ઉત્પન્ન થાય છે

## પૂર્વરૂપ

तत्पूर्वलक्षणं मन्दवह्निता ॥ १५ ॥
विष्टम्भः सक्थिसदनं पिण्डिकोद्वेष्टनं भ्रमः ।
सादोऽङ्गे नेत्रयोः शोफः शकृद्भेदोऽथवा ग्रहः ॥ १६
मारुतः प्रचुरो मूढः प्रायो नाभेरधश्चरन् ।
सरुक सपरिकर्तश्च कृच्छ्रान्निर्गच्छति स्वनन् ॥ १७॥
अन्त्रकूजनमाटोपः क्षामतोद्गारभूरिता ।
प्रभूतं मूत्रमल्पा विडश्रद्धा धूमकोऽम्लकः ॥ १८॥
शिरःपृष्ठोरसां शूलमालस्यं भिन्नवर्णता ।
तन्द्रेन्द्रियाणां दौर्बल्यं क्रोधो दुःखोपचारता ॥ १९॥
आशङ्का ग्रहणीदोषपाण्डुगुल्मोदरेषु च ।

મંદાગ્નિ, વિષ્ટંભ, પગ ઢીલા થઈ જાય, પિંડીઓમાં ચૂંથારા ફેર, શરીર ઢીલું થઈ જાય, આંખે સોજા (=થાથર), ભાગલ ઝાડો થાય અથવા ઝાડો પકડાઈ રહે (=ઝાડો થાય જ નહિ), પુષ્કળ મૂઢ વાયુ સામાન્ય રીતે ડૂંટીથી નીચેના ભાગમાં ફરતોફરતો, પીડા કરતો, જાણે કાતરથી કાપતા હોય એવી પીડા કરતો અવાજ કરતોકરતો મહામુશ્કેલીથી બહાર નીકળે છે, આંતરડામાં ગડગડાટ થાય છે, પેટ ચડે છે, ફિક્કાશ (અથવા દૂબળાપણું), બહુ ઓડકાર, બહુ પેશાબ, ઓછો ઝાડો, ખાવું ગમે નહિ ધૂમક, અમ્લક, માથામાં, બરડામાં અને છાતીમાં શૂળ, આળસ, શરીરનો રંગ બદલાઈ જાય, ઘેન, ઇન્દ્રિયોની નબળાઈ, ક્રોધ, સારવાર કરનારાઓ ઉપાય પણ દુઃખે કરી શકે, તથા ગ્રહણીરોગ, પાંડુરોગ ગોળો અને ઉદરરોગ તો નહિ થયો હોય એવો વહેમ આવે—આ એનું (=હરસનું) પૂર્વરૂપ છે

## હરસના સામાન્ય લક્ષણ

एतान्येव विवर्धन्ते जातेषु हतनामसु ॥ २० ॥

એ પૂરો હરસ થાય છે, ત્યારે એ જ (=પૂર્વરૂપના) લક્ષણો વધે છે (=વધારે પ્રમાણમાં થાય છે).

निवर्तमानोऽपानो हि तैरधोमार्गरोधतः ।
क्षोभयन्ननिलानन्यान् सर्वेन्द्रियशरीरगान् ॥ २१॥
तथा मूत्रशकृत्पित्तकफान् धातूंश्च साशयान् ।
मृद्नात्यग्निं ततः सर्वो भवति प्रायशोऽर्शसः ॥ २२
कृशो भृशं हतोत्साहो दीनः क्षामोऽतिनिष्प्रभः ।
असारो विगतच्छायो जन्तुजुष्ट इव द्रुमः ॥ २३॥
कृत्स्नैरुपद्रवैर्ग्रस्तो यथोक्तैर्मर्मपीडनैः ।
तथा कासपिपासास्यवैरस्यश्वासपीनसैः ॥ २४॥
क्लमाङ्गभङ्गवमथुक्षवथुश्वयथुज्वरैः ।
क्लैब्यबाधिर्यतैमिर्यशर्कराश्मरिपीडितः ॥ २५ ॥
क्षामभिन्नस्वरो ध्यायन्मुहुः ष्ठीवन्नरोचकी ।
सर्वपर्वास्थिहृन्नाभिपायुवङ्क्षणशूलवान् ॥ २६॥
गुदेन स्रवता पिच्छां पुलाकोदकसन्निभाम् ।
विबद्धमुक्तं शुष्कार्द्रं पक्वामं चान्तराऽन्तरा ॥ २७
पाण्डु पीतं हरिद्रक्तं पिच्छिलं चोपवेश्यते ।

રોમણે (=હરસે) નીચેનો રસ્તો રોક્યો હોવાથી પાછો વળેલો (=ઊંચે ચડેલો) અપાનવાયુ બધી ઇન્દ્રિયોમાં અને આખા શરીરમાં ફરતા બીજા વાયુઓને (=સમાન ઉદાન, વ્યાન અને પ્રાણવાયુને) ખળભળાવીને (=કોપાવીને) તથા પેશાબ ઝાડો, પિત્ત અને ધાતુઓને એમના આશયો સાથે ખળભળાવીને અગ્નિને મંદ પાડે છે, તેથી (હરસવાળો) દરેક માણસ એને લીધે સામાન્ય રીતે દૂબળો બહુ નિરુત્સાહી, બાપડો, નબળો, બહુ નિસ્તેજ, જીવાતે કોરી ખાધેલા ઝાડ જેવો, સાર વિનાનો અને છાયા વિનાનો, મર્મસ્થાનમાં પીડા કરે એવા કહેવાઈ ગયેલા બધા ઉપદ્રવોથી ઘેરાયેલો, અને ઉધરસ, તરસ, મોંના સ્વાદ બગડે, શ્વાસ, સળેખમ, કળતર, શરીર તૂટે (કળે) અંગની છીંક, સોજા, તાવ, નપુંસકપણું, બહેરાપણું, તિમિરરોગ, શર્કરા ને પથરીથી પીડાતો, નબળા અને બેસી ગયેલા અવાજવાળો વારવાર વિચારમાં પડી જતો, થૂંકથૂંક કરતો, અરુચિવાળો, બધા પર્વ, હાડકાં, હૃદય, ડૂંટી, ગુદા, વાંકના વગેરે ઠેકાણે વારંવાર શૂળ (ચસકા)વાળો બનીને ચોખાના ઓસામણ જેવી ચીકણી ચીજ ઝમતી ગુદા વાટે કોઈકવાર બંધાયેલો તો કોઈક વાર ઢીલો, કોઈક વાર સૂકો તો કોઈક વાર ભીનો, કોઈક વાર પાકો

કોઈક વાર કાચો, ધોળા, પીળો, હારિત ક રાતો તાત વાળો ઝાડો અવારનવાર કરે છે

वायुना हरसनां लक्षण

गुदाङ्कुरा यद्वनिलाः शुष्काश्चिमिचिमान्विता ॥
म्लानाः श्यावारुणाः स्तब्धा
विषमाः परुषाः खराः ।
मिथो विसदृशा वक्रास्तीक्ष्णा
विस्फुटिताननाः ॥२९॥
बिम्बीकर्कन्धुखर्जूरकार्पासीफलसन्निभाः ।
केचित्कदम्बपुष्पाभाः केचित्सिद्धार्थकोपमा ॥
शिरःपार्श्वांसकट्यूरुवङ्क्षणाभ्यधिकव्यथाः ।
क्षवथूद्गारविष्टम्भहृद्ग्रहारोचकप्रदाः ॥ ३१ ॥
कासश्वासाग्निवैषम्यकर्णनादभ्रमावहाः ।
तैरार्तो ग्रथितं स्तोकं सशब्दं सप्रवाहिकम् ॥३२
रुक्फेनपिच्छानुगतं विबद्धमुपवेश्यते ।
कृष्णत्वङ्नखविण्मूत्रनेत्रवक्त्रश्च जायते ॥३३॥
गुल्मप्लीहोदराष्ठीलासम्भवस्तत एव च ।

જેમા વાયુનો પ્રકોપ વધારે છે એવા ગુદાના મસા (=હરસ) સૂકા, સળવળાટ કરે એવા (=વળગ એવા), ચીમળાયેલા, બદામી રંગના લાલ, સ્તબ્ધ, ગમે તેમ આડાઅવળા ઊગી નીકળેલા, પરુષ, ખર, એક બીજાથી તદ્દન જુદા, વાંકા, અણીદાર, મો ઢા આગળથી ફાટેલા ઘિલોડા, બોર, ખજૂર અને કપાસ જેવા, કટલાક કદંબના ફૂલ જેવા, કટલાક સરસવ જેવા, માથામા, પડખામા, ખભામા, કમ્મરમા, સાથળમા, સાથળના વળા મા એટલી જગ્યાએ વધારે પીડા કરતા, છીંક, ઓડકાર વિષ્ટંભ, હૃદય પકડાઈ જાય, અરુચિ, ઉધરસ, શ્વાસ, વિષમ અગ્નિ, કાનમા અવાજ થવા ક્ર અને ફેર એટલા ઉપદ્રવ કરે એવા હોય છે એમના વડે (=વાયુના હરસ વડે) પીડાતો માણસ કરાંજે, ત્યાર એને ગાઠાગાઠાવાળો, થોડો, બધાયેલો ઝાડો અવાજ સાથે થાય છે એ ઝાડા પછી પીડા થાય છે તથા ફીણ અને તાંત નીકળે છે (વાયુના હરસવાળા દરદીના) ચામડી, નખ, ઝાડો, પેશાબ, આંખો અને મો કાળા હોય છે તથા એમાથી (વાયુના હરસમાથી) જ ગોળો, પ્લીહોદર અને અષ્ઠીલારોગ થાય છે

પિત્તના હરસના લક્ષણ

पित्तोत्तरा नीलमुखा रक्तपीतासितप्रभाः ॥३४
तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ।
॥३५॥
दाहपाकज्वरस्वेदतृण्मूर्च्छारुचिमोहदाः ।
सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः ॥३६॥
यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ।

જેમા પિત્ત વધારે કોપેલુ હોય એવા હરસ મોં આગળ ગળી જેવા રંગના, રાતી, પીળી અને કાળી પ્રભાવાળા; પાતળુ લોહી દૂઝતા, ગંધાતા, પાતળા (=નાજુક), મૃદુ, ઢીલા, પોપટની જીભ, કાળજાના કકડા અને જળોના મો જેવા, બળતરા, પાક, તાવ, પરસેવો, તરસ, મૂર્છા, અરુચિ અને મોહ કરે એવા, ગરમ (=ઊના), પાતળો, ગળી જેવા રંગનો, ગરમ, પીળો, રાતો અને કાચો ઝાડો કરે એવા, વચ્ચે જવ જેવા તથા દરદીના ચામડી, નખ વગેરે (=ચામડી, નખ, ઝાડા, પેશાબ, આંખો અને મો) હરિત, પીળા અને હળદર જેવા થઈ ગયા હોય એવા હોય છે

કફના હરસના લક્ષણ

श्लेष्मोल्बणा महामूला घना मन्दरुजः सिताः ॥
उच्छूनोपचिताः स्निग्धाः
स्तब्धवृत्तगुरुस्थिराः ।
पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः
कण्ड्वाढ्याः स्पर्शनप्रियाः ॥ ३८ ॥
करीरपनसास्थ्याभास्तथा गोस्तनसन्निभाः ।
वङ्क्षणानाहिनः पायुबस्तिनाभिविकर्तिनः ॥३९॥
सकासश्वासहृल्लासप्रसेकारुचिपीनसाः ।
मेहकृच्छ्रशिरोजाड्यशिशिरज्वरकारिणः ॥ ४० ॥
क्लैब्याग्निमार्दवच्छर्दिरामप्रायविकारदाः ।
वसाभसकफप्राज्यपुरीषाः सप्रवाहिकाः ॥ ४१ ॥
न स्रवन्ति न भिद्यन्ते पाण्डुस्निग्धत्वगादयः ।

જેમા કફનો પ્રકોપ વધારે હોય એવા હરસ મૂળ આગળ બહુ મોટા, ઘટ્ટ, થોડી પીડાવાળા, ધોળા, ઊપસેલા, ભરાવદાર, સ્નિગ્ધ, સ્તબ્ધ, ગોળ, ભારે, સ્થિર, લપસણા, સ્તિમિત, સુંવાળા, ખણજથી ભરેલા (=બહુ ચળ આવે એવા), અડકવુ ગમે એવા, કેરા અને ફણસના ઠળિયા જેવા, ગાયના આંચળ જેવા, સાથળના વળામા આનાહ કરે એવા, ગુદા, મૂત્રાશય અને સાથળના વળામાં કાતરથી કપાતું હોય એવી પીડા કરે એવા, ઉધરસ, શ્વાસ, હૃલ્લાસ, પ્રસેક, અરુચિ, સળેખમ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, માથાની જડતા, ટાઢિયો તાવ, નપુંસકપણું, મંદાગ્નિ, ઊલટી, 'આમ' જેમા વધારે હોય છે, એવા (અતિસાર, ગ્રહણી વગેરે) રોગો કરે એવા, વસા જેવા અને કફ તથા ચરબીયુક્ત ઝાડાવાળા,

સાથે પ્રવાહિકા (=૧. મરડો, ૨ ઝાડો ઉતારવા માટે કરાંજવું પડે) હોય એવા, જેમા ચામડી વગેરે (=ચામડી નખ, ઝાડો, પેશાબ, આંખો અને મોં) ધોળા હોય એવા હોય છે એ કફના હરસ નથી દૂઝતા કે નથી ફાટતા

બે દોષનાં હરસનાં લક્ષણ

**संसृष्टलिंगाः संसर्गात्**

જે બે દોષ ભેગા કોપવાથી હરસ થયા હોય તે બે દોષના હરસના લક્ષણ ભેગા હોય છે

ત્રણે દોષનાં હરસનાં લક્ષણ

**निचयात्सर्वलक्षणाः ॥ ४२ ॥**

ત્રણે દોષ સાથે કોપવાથી હરસ થયા હોય તે હરસમા ત્રણે દોષના હરસના લક્ષણ ભેગા હોય છે

લોહીના પ્રકોપથી થયેલા હરસનાં લક્ષણ

**रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः।**
**वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥४३॥**
**तेऽत्यर्थं दुष्टमुष्णं च गाढविट्प्रतिपीडिताः ।**
**स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥४४॥**
**भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसम्भवैः ।**
**हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेन्द्रियः ॥४५॥**

જેમા લોહી વધારે કોપ્યું હોય એવા ગુદાના ખાલા(=હરસ)ના લક્ષણ પિત્તના હરસના લક્ષણ જેવા હોય છે એ વડના અંકુર જેવા, ચણોઠી અને પરવાળા જેવા હોય છે કઠણ ઝાડાથી ભીંસાયેલા એ હરસમાથી ઓચિંતું બહુ બગડેલુ અને ગરમ લોહી નીકળે છે, અને એ (=લોહી) બહુ નીકળવાથી દરદી દેડકા જેવા રંગનો બની જાય છે, લોહી ઓછુ થઈ જવાથી થતા દુઃખોથી (સૂ ૧૧/૧૭) પીડાય છે, શરીરનાં રંગ બળ અને ઉત્સાહ જતા રહે છે, ઓજસ હણાઈ જાય છે તથા ઇન્દ્રિયો કલુષ (=મેલી, વ્યાકુળ, નબળી) થઈ જાય છે,

ઉદાવર્ત

**मुद्गकोद्रवजूर्णाह्वकरीरचणकादिभिः ।**
**रूक्षैः संग्राहिभिर्वायुः**
**स्वे स्थाने कुपितो बली ॥ ४६ ॥**
**मध्योवहानि स्रोतांसि संरुध्याधः प्रशोषयन् ।**
**पुरीषं वातविण्मूत्रसङ्गं कुर्वीत दारुणम् ॥४७॥**
**तेन तीव्रा रुजा कोष्ठपृष्ठहृत्पार्श्वगा भवेत् ।**
**आध्मानमुदरावेष्टो हृल्लासः परिकर्तनम् ॥४८॥**
**बस्तौ च सुतरां शूलं गण्डश्वयथुसम्भवः ।**
**पवनस्योर्ध्वगामित्वं ततश्छर्द्यरुचिज्वराः ॥४९॥**
**हृद्रोगग्रहणीदोषमूत्रसङ्गप्रवाहिकाः ।**
**बाधिर्यतिमिरश्वासशिरोरुक्कासपीनसाः ॥५०॥**
**मनोविकारस्तृष्णास्रपित्तगुल्मोदरादयः ।**
**ते ते च वातजा रोगा जायन्ते भृशदारुणाः ॥५१॥**
**दुर्नाम्नामित्युदावर्तः परमोऽयमुपद्रवः ।**
**वाताभिभूतकोष्ठानां तैर्विनाऽपि स जायते ॥५२॥**

મગ, કોદરી, જવ, કેરા, ચણા વગેરે લૂખા અને સગ્રાહી પદાર્થો ખાવાપીવાથી વાયુ (=અપાનવાયુ) પોતાના સ્થાનમાં કોપીને, બળવાન બનીને, (ઝાડો, પેશાબ વગેરેને) નીચે લઈ જનારા સ્રોતોને પૂરી દઈને નીચે ઝાડાને સૂકવી નાખીને, વાછૂટ, ઝાડો અને પેશાબ એ ત્રણનો ભયકર સંગ કરે છે (=બહાર નીકળતા રોકીને ભયકર સ્થિતિ ઊભી કરે છે) તેથી કોઠામા, બરડામા, હૃદયમા અને પડખામા તીવ્ર વેદના થાય છે, આધ્માન, પેટ જાણે ચામડાથી મઢી લીધું હોય, હૃલ્લાસ, કાતરથી કતરાતુ હોય એવી પીડા અને મૂત્રાશયમા તો પુષ્કળ શૂળ, ગાલ (અને લમણા) ઉપર સોજા આવે, વાયુ ઊંચે ચડે, તેથી ઊલટી, અરુચિ, તાવ, હૃદયના રોગ, ગ્રહણીરોગ, પેશાબ બંધ થઈ જાય, મરડો, બહેરાશ, તિમિરરોગ, દમ, માથું દુખે, ઉધરસ, સળેખમ, મનના રોગ, તરસ, રક્તપિત્ત, ગોળો ઉદરરોગ વગેરે રોગો તથા વાયુથી થતા જાતજાતના બહુ ભયકર રોગો થાય છે આ રીતનો ઉદાવર્ત નામનો આ મહાન ઉપદ્રવ હરસવાળાને તથા હરસ વિના પણ જેમનો કોઠો વાયુથી ભરાઈ ગયો હોય તેમને પણ થાય છે

કયા હરસ અસાધ્ય છે?

**सहजानि त्रिदोषाणि यानि चाभ्यन्तरे वलौ ।**
**स्थितानि तान्यसाध्यानि**
**याप्यन्तेऽग्निबलादिभिः ॥५३॥**

વારસામા ઊતરી આવેલા, ત્રણે દોષ સાથે કોપવાથી થયેલા, ઠેઠ અંદરની વળી(=વાટા)માં થયેલા એ ત્રણ જાતના હરસ અસાધ્ય છે, જઠરાગ્નિ બળ (+પાદસંપત—સૂ ૧/૨૬॥ થી ૨૯, આવરદા) વગેરે અનુકૂળ હોય તો ત્રણ હરસ યાપ્ય છે

કયા હરસ કષ્ટસાધ્ય છે?

**द्वन्द्वजानि द्वितीयायां वलौ यान्याश्रितानि च ।**
**कृच्छ्रसाध्यानि तान्याहुः परिसंवत्सराणि च ॥**

બે દોષ સાથે કોપવાથી થયેલા, ગુદાની વચલી વળી(=વાટા)મા થયેલા અને જે હરસ થયાને એક વરસ વીતી ગયું હોય એવા—એ ત્રણ જાતના હરસ

કષ્ટસાધ્ય છે

કયા હરસ સુખસાધ્ય છે?

**बाह्यायां तु वलौ जातान्येकदोषोल्बणानि च ।**
**अर्शांसि सुखसाध्यानि न चिरोत्पतितानि च ॥**

પણ બહારની વળી(=વાગ)મા થયેલા, એક દોષ કોપવાથી થયેલા ર ને તાજા (=એક વરસની અંદરના) હરસ—એ ત્રણ જાતના હરસ સુસાધ્ય છે

મૂત્રેન્દ્રિય વગેરેના મસા

**मेढ्रादिष्वपि वक्ष्यन्ते यथास्वं**

મૂત્રેન્દ્રિય (+યોનિ, નાક, કાન,) વગેરેમા થયેલા મસા વિષે પણ પોતપોતાના સ્થાનમા (=ઉત્તરસ્થાનમા ગુહ્યરોગના, નાકના રાગના, કાનના રોગના વગેરે અધ્યાયમા) કહેવામા આવશે

ડૂટીના મસા

**नाभिजानि तु ।**
**गण्डूपदास्यरूपाणि पिच्छिलानि मृदूनि च ॥५६**

ડૂટીમા થતા મસા અળશિયાના મો જેવા આકારના, પિચ્છિલ અને મૃદુ હોય છે

ચર્મકીલ

**व्यानो गृहीत्वा श्लेष्माणं**
**करोत्यर्शस्त्वचो बहिः ।**
**कीलोपमं स्थिरखरं चर्मकीलं तु तं विदुः ॥५७॥**

વ્યાનવાયુ કફને પકડી રાખીને ચામડીને બહાર (=ગુદાના હોઠની બહાર) ખીલા જેવા, સ્થિર અને ખર મસા કરે છે એને (=એ મસાને) ચર્મકીલ કહે છે

દરેક દોષના ચર્મકીલના લક્ષણ

**वातेन तोदः पारुष्यं पित्तादसितरक्तता ।**
**श्लेष्मणा स्निग्धता तस्य ग्रथितत्वं सवर्णता ॥५८॥**

એ ચર્મકીલ વાયુના પ્રકોપથી થયા હોય તો અંકુશ ખોસ્યા જેવી પીડા થાય છે અને એ પરુષ હોય છે, પિત્તના પ્રકોપથી થયા હોય તો કાળાશ અને લાલાશ હોય છે અને કફના પ્રકોપથી થયા હોય તો સ્નિગ્ધ, ગઠાયેલા અને શરીરના રંગના હોય છે

હરસની ભયંકરતા

**अर्शसां प्रशमे यत्नमाशु कुर्वीत बुद्धिमान् ।**
**तान्याशु हि गुदं बद्ध्वा कुर्युर्बद्धगुदोदरम् ॥५९**

બુદ્ધિશાળી વૈદ્યે હરસ મટાડવાને ત્વરિત ઉપાય કરવા, કેમ કે નહિ તો એ (=હરસ) ગુદાને રોકી લઈને તરત બદ્ધગુદોદર નામનો ઉદરરોગ કરે.

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थानेऽर्शसां निदानं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

# અધ્યાય ૮ મો: અતિસાર-ગ્રહણીદોષનિદાન

**अथातोऽतीसारग्रहणीदोषनिदानं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે અતિસાર અને ગ્રહણીદોષ (સંગ્રહણી)નું નિદાન સમજાવીશું એ બાબતમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

## અતિસાર

સંખ્યા

**दोषैर्व्यस्तैः समस्तैश्च भयाच्छोकाच्च षड्विधः ।**
**अतीसारः**

દરેક છૂટાછૂટા દોષથી, ત્રણે ભેગા દોષથી, ભયથી અને શોકથી એમ છ પ્રકારનો અતિસાર હોય છે

કારણ અને સંપ્રાપ્તિ

**स सुतरां जायतेऽत्यम्बुपानतः ॥ १ ॥**
**कृशशुष्कामिषासात्म्यतिलपिष्टविरूढकैः ।**
**मद्यरूक्षातिमात्रान्नैरर्शोभिः स्नेहविभ्रमात् ॥ २ ॥**
**कृमिभ्यो वेगरोधाच्च तद्विधैः कुपितोऽनिलः ।**
**विस्रंसयत्यधोऽब्धातुं हत्वा तेनैव चानलम् ॥३॥**
**व्यापद्यानुशकृत्कोष्ठं पुरीषं द्रवतां नयन् ।**
**प्रकल्पतेऽतिसाराय**

એ (=અતિસાર) ખાસ કરીને બહુ પાણી પીવાથી થાય છે દૂબળા પ્રાણીનુ માસ, માસની સૂકવણી, માફક ન આવતુ હોય એવું ખાનપાન, તલનું કચરિયું, વડા (=ફણગાવેલું ધાન) દારૂ, લૂખું અને માપથી વધારે ખાવાપીવાથી, હરસથી, સ્નેહ પીવાથી થયેલા રોગોથી, કરમિયાથી, વેગો રોકવાથી અને એવા (વાયુને કોપાવનારા) કારણોથી કોપેલો વાયુ શરીરમાંથી પાણીરૂપી ધાતુને નીચે લઈ જઈને અને તેનાથી જ (=એ પાણીથી જ) જઠરાગ્નિને મંદ કરી દઈને અને પછી ઝાડાના કોઠાને બગાડી દઈને, ઝાડાને પ્રવાહી બનાવી દઈને અતિસાર રોગ કરે છે

પૂર્વરૂપ

**लक्षणं तस्य भाविनः ॥४॥**
**तोदो हृद्गुदकोष्ठेषु गात्रसादो मलग्रहः ।**
**आध्मानमविपाकश्च**

એ (=અતિસાર) થતા પહેલા હૃદય, ગુદા, અને કોઠામા તોદ અવયવોનો સાદ, ઝાડો ઊતરે નહિ, આધ્માન અને પચે નહિ એટલા લક્ષણો થાય છે

વાયુના અતિસારનાં લક્ષણ

तत्र वातेन विड्जलम् ॥५॥
अल्पाल्पं शब्दशूलाढ्यं विबद्धमुपवेश्यते ।
रूक्षं सफेनमच्छं च ग्रथितं वा मुहुर्मुहुः ॥६॥
तथा दग्धगुडाभासं सपिच्छापरिकर्तिकम् ।
शुष्कास्यो भ्रष्टपायुश्च हृष्टरोमा विनिष्टनन् ॥७॥

તેમા (=બધી જાતના અતિસારમાથી) વાયુથી થતા અતિસારમા દરદીને થોડુંથોડુ, પુષ્કળ અવાજ અને શૂળથી ભરેલું, લૂખું, ફીણવાળુ, પાતળુ અથવા કોઈવાર ગઠાયેલું, તથા બળેલા ગોળ જવા રગનું અને ચીકણું ઝાડાનું પાણી વિબાબ સાથે અને કાતરથી કતરાનું હોય એવી પીડા કરતું કરતુ વારવાર નીકળે છે, દરદીનું મો સુકાય છે, ગુદાની આગળ બહાર નીકળે છે, રૂવાડા ઊભા થઈ જાય છે અને દુર્ગંધ મારે છે (કે મરડો થાય છે)

પિત્તના અતિસારના લક્ષણ

पित्तेन पीतमसितं हारिद्रं शाद्वलप्रभम् ।
सरक्तमतिदुर्गन्धं तृण्मूर्च्छास्वेददाहवान् ॥८॥
सशूलं पायुसन्तापपाकवान्

પિત્તથી થતા અતિસારમા દરદીને પાળા, કાળા, હળદર જેવા રગના, ઘાસના મેદાન જેવી પ્રભાવાળા, લોહીવાળા, બહુ ગધાતા ઝાડા થાય છે અને દરદીને તરસ, મૂર્છા, પરસેવો, બળતરા, શૂળ, ગુદા ગરમ થઈ જાય, ગુદા પાકે એટલા લક્ષણો થાય છે

કફના અતિસારના લક્ષણ

श्लेष्मणा घनम् ।
पिच्छिलं तन्तुमच्छ्वेतं स्निग्धमामं कफान्वितम् ॥९॥
अभीक्ष्णं गुरु दुर्गन्धं विबद्धमनुबद्धरुक् ।
निद्रालुरलसोऽन्नद्विडल्पाल्पं सप्रवाहिकम् ॥१०॥
सरोमहर्षः सोत्क्लेशो गुरुबस्तिगुदोदरः ।
कृतेऽप्यकृतसंज्ञश्च

કફથી થતા અતિસારમા દરદીને ઘટ્ટ, ચીકણા, તાંતણા, ધોળા, સ્નિગ્ધ, કાચા, કફવાળા, ભારે, ગધાતા વારવાર, વિબંધ સાથે થોડેથોડે અને મરડાની ) થાય છે દરદીમા ઊંઘ, આળસ, ... રૂવાં ઊભા થાય, ઉત્ક્લેશ, મૂત્રાશય, ગુદા અને ઉદર ભારે થઈ જાય અને ઝાડો થાય તોપણ દરદીને ઝાડો થયો હોવાનું ભાન ન થાય—એટલા લક્ષણો થાય છે

ત્રિદોષના અતિસારનાં લક્ષણ

सर्वात्मा सर्वलक्षणः ॥११॥

બધા (=ત્રણે) દોષ સાથે કોપવાથી થયેલા અતિસારના ત્રણે છૂટાછૂટા દોષથી થતા અતિસારના લક્ષણો ભેગા હોય છે

ભયના અને શોકના અતિસારના સપ્રાપ્તિ અને લક્ષણ

भयेन क्षोभिते चित्ते सपित्तो द्रावयेच्छकृत् ।
वायुस्ततोऽतिसार्येत क्षिप्रमुष्णं द्रवं प्लवम् ॥१२॥
वातपित्तसमं लिङ्गैराहुः

ભયથી ચિત્ત ખળભળી ઊઠે ત્યારે પિત્ત સાથે વાયુ ઝાડાને પ્રવાહી બનાવી દે છે અને પછી ઉપરા ઉપરી, ગરમ, પ્રવાહી, પ્લવ (=જ્યાં પડે ત્યાં પ્રસરી જાય એવો—વિપ્લુત—ચરક ચિ ૧૯) અને લક્ષણોમા પિત્ત અને વાયુથી થતા અતિસારના ભેગાં લક્ષણોવાળા ઝાડા કરાવે છે

तद्वच्च शोकतः ।

શોકને લીધે થતો અતિસાર એના જેવો જ (=ભયથી થતા અતિસારના જેવો જ હોય છે)

બીજી દૃષ્ટિએ અતિસારના પ્રકાર

अतीसारः समासेन द्विधा सामो निरामकः ॥१३
सासृङ्निरस्रः

ટૂકામા અતિસાર બે જાતનો છે સામ અને નિરામ,-લોહીવાળો અને લોહી વિનાનો

સામ અતિસારનું લક્ષણ

तत्राद्ये गौरवादप्सु मज्जति ।
शकृद्दुर्गन्धमाटोपविष्टम्भार्तिप्रसेकिनः ॥१४॥

તેમાં પહેલામા (=સામ અતિસારમા) ઝાડો વજનદાર હોવાથી પાણીમા ડૂબે છે અને ગંધાય છે તથા દરદીને આટોપ, વિષ્ટભ, પીડા અને પ્રસેક થાય છે

નિરામ અતિસારના લક્ષણ

विपरीतो निरामस्तु

પણ નિરામ અતિસાર (સામ કરતા) ઊંધો હોય છે

કફાતિસારનો અપવાદ

कफात्पक्वोऽपि मज्जति ।

કફથી થતા અતિસારમાં ઝાડો પાકો (=નિરામ હોય તોપણ (=પાણીમાં) ડૂબે છે

## ગ્રહણીરોગ (=સંગ્રહણી)

### ગ્રહણીરોગ કોને થાય?

**अतीसारेषु यो नातियत्नवान् ग्रहणीगदः ॥१५**
**तस्य स्यादग्निविध्वंसकरैरन्यस्य सेवितैः ।**

અતિસાર થયા પછી જે શાસ્ત્રોક્ત ઉપાય કરવામા અતિશય પ્રયત્નશીલ ન હોય તેને તથા જઠરાગ્નિનો નાશ કરે એવા આહારવિહારનું સેવન કરનારા બીજા લોને (=અતિસાર રોગ ન થયો હોય તેવા માણસો ન) ગ્રહણીરોગ થાય છે

### અતિસારનો સ્વભાવ અને ભયંકરતા

**साम शकृन्निरामं वा जीर्णे येनातिसार्यते ॥१६॥**
**सोऽतिसारोऽतिसरणादाशुकारी स्वभावतः ।**

આહાર પચ્યા પછી જેના વડે (=જે રોગ વડે) સામ કે નિરામ ઝાડારૂપે અતિસરણ કરાવાય છે (=ખાધેલુંપીધેલું હોય તેના કરતા અતિ એટલે બીજું ઘણું બધું ઝાડા વાટે બહાર કાઢવામા આવે છે, એટલે જેમા ખાધેલુંપીધેલું ઝાડા વાટે બહાર નીકળી જતું હોવા ઉપરાંત શરીરની ધાતુઓ પણ દ્રવ થઈને બહાર નીકળી જાય છે) તે રોગ અતિસાર છે એ અતિસાર રોગમા અતિસરણ થતું હોવાથી એ સ્વભાવે જ ઝટ મારી નાખે એવો છે

### ગ્રહણીરોગનો સ્વભાવ

**साम सान्नमजीर्णेऽन्ने जीर्णे पक्वं तु नैव वा ॥१७॥**
**अकस्माद्वा मुहुर्बद्धमकस्माच्छिथिलं मुहुः ।**
**चिरकृद्ग्रहणीदोषः सञ्ज्ञयाचोपवेशयेत् ॥१८॥**

ગ્રહણીરોગ અન્ન ન પચ્યું હોય ત્યાર સામ અને અન્નવાળો (=ખાધેલુંપીધેલું જેમનું તેમ નીકળી જાય એવા) ઝાડા કરાવે છે અને અન્ન પચ્યું હોય ત્યારે પાકો કરાવે છે અથવા સમૂળગો ઝાડો કરાવતો નથી, અથવા કોઈ વાર કઈ પણ કારણ વિના એ વારવાર બંધાયેલો ઝાડો કરાવે છે અને કોઈ વાર કઈ પણ કારણ વિના એ વારવાર ઢીલો ઝાડો કરાવે છે આ (=ઝાડો) સવિન દોષોને લીધે થાય છે આ ગ્રહણીરોગ લાંબા વખતે મારી નાખે છે

### સંખ્યા

**स चतुर्धा पृथग्दोषैः सन्निपाताच्च जायते ।**

ગ્રહણીરોગ ત્રણ છૂટાછૂટા દોષથી તથા ત્રણે ભેગા દોષથી એમ ચાર રીતે થાય છે

### પૂર્વરૂપ

**प्राग्रूपं तस्य सदनं चिरात्पचनमम्लकः ॥१९॥**
**प्रसेको वक्त्रवैरस्यमरुचिस्तृट् क्लमो भ्रमः ।**
**आनद्धोदरता छर्दिः कर्णक्ष्वेडोऽन्त्रकूजनम् ॥२०॥**

અંગસાદ, પચતા બહુ વાર થાય, અમ્લક, પ્રસેક, મોનો સ્વાદ બગડી જાય, અરુચિ, તરસ, કટાળો, ફેર, ઉદરનો આફરો, ઊલટી, કર્ણક્ષ્વેડ, અને આંતરડામા ગડગડાટ એ એનું (=ગ્રહણીરોગનું) પૂર્વરૂપ છે

### ગ્રહણીરોગનાં સામાન્ય લક્ષણ

**सामान्य लक्षणं कार्श्यं धूमकस्तमको ज्वरः ।**
**मूर्च्छा शिरोरुग्विष्टम्भः श्वयथुः करपादयोः ॥२१**

દૂબળાપણું, ધૂમક, તમકશ્વાસ, તાવ, મૂર્છા, માથામા પીડા, વિષ્ટંભ અને હાથેપગે સોજા એ (ચારે પ્રકારના) ગ્રહણીરોગના સામાન્ય લક્ષણ છે

### વાયુના ગ્રહણીરોગના લક્ષણ

**तत्रानिलात्तालुशोषस्तिमिरं कर्णयोः स्वनः ।**
**पार्श्वोरुवङ्क्षणग्रीवारुजाऽभीक्ष्णं विषूचिका ॥२२**
**रसेषु गृद्धिः सर्वेषु क्षुत्तृष्णा परिकर्तिका ।**
**जीर्णे जीर्यति चाध्मानं भुक्ते स्वास्थ्यं समश्नुते ॥**
**वातहृद्रोगगुल्मार्शःप्लीहपाण्डुत्वशङ्कितः ।**
**चिराद् दुःखं द्रवं शुष्कं तन्वामं शब्दफेनवत् ॥२४॥**
**पुनः पुनः सृजेद्वर्चः पायुरुक्श्वासकासवान् ।**

તેમાથી (=ચાર પ્રકારના ગ્રહણીરોગમાથી) વાયુના ગ્રહણીરોગમા તાળવું સુકાય, તિમિર, કાનમાં અવાજ થયા કરે, પડખામા, સાથળમા, સાથળના વળામા અને ડોકમા પીડા, વારવાર વિષૂચિકા, બધા રસો માટે ઇચ્છા થાય, ભૂખ, તરસ, ગુદામાં કાતરથી કતરાતું હોય એવી પીડા, પચી ગયા પછી અને પચતું હોય ત્યારે આધ્માન, ખાધા પછી સ્વસ્થતા લાગે, વાયુનો રોગ, હૃદયનો રોગ, ગોળો, હરસ, બરળનો રોગ અને પાંડુરોગ થયો હોવાનો વહેમ પડે, કોઈ વાર દ્રવ તો કોઈ વાર સૂકા, પાતળા, કચા, ઝાડા અવાજ અને ફીણ સાથે, દુ:ખ સાથે, લાંબે વખતે થાય, તથા દરદીની ગુદામા પીડા થાય અને દરદીને ઉધરસ અને શ્વાસ (=હાફ) થાય—એટલાં લક્ષણો થાય છે

### પિત્તના ગ્રહણીરોગના લક્ષણ

**पित्तेन नीलपीताभं पीताभः सृजति द्रवम् ॥२५**
**पूत्यम्लोद्गारहृत्कण्ठदाहारुचितृडर्दितः ।**

પિત્તના પ્રકોપથી થયેલા ગ્રહણીરોગમાં પીળા પડી ગયેલા, ગંધાતા, ખાટા ઓડકારવાળા, હૃદયમાં અને ગળામાં દાહવાળા તથા અરુચિ અને તરસથી પીડાતા

દરદીને ગળી જેવા રંગના અને પીળા રંગના દ્રવ ઝાડા થાય છે

કફના ગ્રહણીરોગનાં લક્ષણ

श्लेष्मणा पच्यते दुःखमन्नं छर्दिररोचकः ॥२६॥
आस्योपदेहनिष्ठीवकासहृल्लासपीनसाः ।
हृदयं मन्यते स्त्यानमुदरं स्तिमितं गुरु ॥२७॥
उद्गारो दुष्टमधुरः सदनं स्त्रीष्वहर्षणम् ।
भिन्नामश्लेष्मसंसृष्टगुरुवर्चःप्रवर्तनम् ॥२८॥
अकृशस्यापि दौर्बल्यम्

કફના પ્રકોપથી થયેલા ગ્રહણી રોગમાં ખાધેલું મહામુશ્કેલીથી પચે છે, ઊલટી, અરુચિ, મો કફથી લેપાઈ જાય, થૂકથૂક કરવું પડે, ઉધરસ, હૃલ્લાસ, સળેખમ, હૃદયનો જાણે પિંડો વળી ગયો હોય એવું લાગે, ઉદર સ્તિમિત અને ભારે રહે, ઓડકાર બગડેલા ગળ્યા આવે, અંગસાદ, સ્ત્રી જોઈને ઉત્કેરાટ ન થાય, ભાંગેલો, કાચો, કફ ભળેલો અને ભારે ઝાડો થાય અને દરદી દૂબળો ન હોય છતાં પણ એને નબળાઈ લાગે— એટલાં લક્ષણો થાય છે

ત્રિદોષના ગ્રહણી રોગનાં લક્ષણ

सर्वजे सर्वसङ्करः ।

ત્રણે દોષ સાથે કોપવાથી થયેલા ગ્રહણીરોગમાં ત્રણે છૂટાછૂટા દોષના ગ્રહણીરોગોનાં લક્ષણો ભેગાં હોય છે

વિષમ, તીક્ષ્ણ અને મંદ અગ્નિ પણ ગ્રહણીદોષ

विभागेऽङ्कस्य ये चोक्ता विषमाद्यास्त्रयोऽग्नयः ॥
तेऽपि स्युर्ग्रहणीदोषाः

શારીરસ્થાનમાં ૨ અંગવિભાગના ૨ અધ્યાયમાં જે વિષમ વગેરે ત્રણ (વિષમ, તીક્ષ્ણ અને મંદ) અગ્નિ કહ્યા છે (શા ૩/૭૨॥ થી ૭૬) તે પણ ગ્રહણીના રોગ છે

(તો પછી કુલ સાત ગ્રહણીરોગ કહેવા જોઈએ એવી શંકા થાય, પણ સંપ્રાપ્તિ, પૂર્વરૂપ રૂપ વગેરે વાળા તો ચાર જ મુખ્ય ગ્રહણીરોગ છે અને વિષમ વગેરે ત્રણ અગ્નિ તો ગ્રહણીરોગના આભાસ જેવા છે વળી એ ત્રણ અગ્નિ ત્રણ દોષથી થાય છે, માટે ત્રણ અગ્નિનો વાયુના, પિત્તના અને કફના ગ્રહણીરોગમાં સમાવેશ થઈ શકે છે, તેથી ગ્રહણીરોગ કુલ ચાર છે)

સમ અગ્નિ

समस्तु स्वास्थ्यकारणम् ।

સમ અગ્નિ (શા ૩/૭૨॥ થી ૭૬) આરોગ્યના

આઠ મહારોગ

वातव्याध्यश्मरीकुष्ठमेहोदरभगन्दराः ।
अर्शांसि ग्रहणीत्यष्टौ महारोगाः सुदुस्तराः ॥३०॥

વાયુના રોગ, પથરી, કુષ્ઠ, પ્રમેહ, ઉદરરોગ, ભગંદર, હરસ અને ગ્રહણી એ મહામુશ્કેલીથી મટે એવા આઠ મહારોગ છે

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थानेऽतिसारग्रहणी
दोषनिदानं नामाष्टमोऽध्यायः ॥८॥

## અધ્યાય ૯ મો–મૂત્રાઘાતનિદાન

अथातो मूत्राघातनिदानं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે મૂત્રાઘાતરોગનું નિદાન સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

बस्तिर्बस्तिशिरोमेढ्रकटीवृषणपायवः ।
एकसम्बन्धनाः प्रोक्ता गुदास्थिविवराश्रयाः ॥१॥

બસ્તિ (=મૂત્રાશય, એ બ્લેડર), બસ્તિનું માથું, મૂત્રેન્દ્રિય, કમ્મર, અંડ અને ગુદા એટલાં અંગો ગુદાના હાડકાની બખોલમાં આશ્રય કરીને રહેલાં છે, તેથી એ અંગો એક રાગ સાથેના સબંધથી એક અંગને આધારે રહેલાં છે એમ કહ્યું છે

મૂત્રાઘાત અને પ્રમેહની સંપ્રાપ્તિ

अधोमुखोऽपि बस्तिर्हि मूत्रवाहिसिरामुखैः ।
पार्श्वेभ्यः पूर्यते सूक्ष्मैः स्यन्दमानैरनारतम् ॥२॥
यैस्तैरेव प्रविश्यैनं दोषाः कुर्वन्ति विंशतिम् ।
मूत्राघातान् प्रमेहांश्च कृच्छ्रान्मर्मसमाश्रयान् ॥३॥

બસ્તિનું મો નીચું છે છતાં પેશાબ વહેનારા સોનોના સતત પેશાબ ઝમતા જે સૂક્ષ્મ મોં દ્વારા મોં સિવાયની બીજી બાજુઓમાંથી મૂત્રાશય પેશાબથી ભરાય છે, તે જ મોં વાટે (=સોનોના મોં વાટે) દોષો મૂત્રાશયમાં દાખલ થઈને બસ્તિરૂપી મર્મમાં થતા અને મુશ્કેલીથી મટે એવા વીસ મૂત્રાઘાત અને વીસ પ્રમેહરોગ કરે છે

(જેમ જળાશયમાં માટીનો નવો ઘડો ઊંધે મોએ રાખી મૂકીએ તો એમાં ઘડાના મોં વાટે પાણી ભરાતું નથી, પણ મોં સિવાયના બાકીના ભાગનાં સૂક્ષ્મ છિદ્રો માંથી જળાશયનું પાણી ઘડામાં ઝમે છે, તે પ્રમાણે પેશાબ પણ નાના આંતરડામાંથી સૂક્ષ્મ સોનોનાં મોં વાટે ઝમીને મૂત્રાશયમાં ભરાય છે વૃક્ક (=કીડની)-

માંથી પેશાબ બનીને ગવિની (અ યુરેટર) વાટે મૂત્રાશય (અ. બ્લેડર) મા આવતો હોવાની પશ્ચિમની કલ્પના આયુર્વેદને કબૂલ નથી)

## મૂત્રકૃચ્છ્ર

### વાયુથી થતા મૂત્રકૃચ્છ્રનાં લક્ષણ

**बस्तिवङ्क्षणमेढ्रार्तियुक्तोऽल्पाल्पं मुहुर्मुहुः ।**
**मूत्रयेद्वातजे कृच्छ्रे**

વાયુથી થયેલા મૂત્રકૃચ્છ્રમા દરદીને મૂત્રાશયમા, આંડમા અને મૂત્રેન્દ્રિયમા પીડા થાય છે, તથા એ થોડુથોડુ (=ટીપેટીપે) વારવાર મૂતરે છે

### પિત્તથી થતા મૂત્રકૃચ્છ્રનાં લક્ષણ

**पैत्ते पीतं सदाहरुक् ॥४॥**
**रक्तं वा**

પિત્તથી થયેલા મૂત્રકૃચ્છ્રમા દરદીને બળતરા અને પીડા થાય છે અને એને પીળો કે રાતો પેશાબ થાય છે

### કફના મૂત્રકૃચ્છ્રના લક્ષણ

**कफजे बस्तिमेढ्रगौरवशोफवान् ।**
**सपिच्छं सविबन्धं च**

કફના પ્રકોપથી થયેલા મૂત્રકૃચ્છ્રમા મૂત્રાશય અને મૂત્રેન્દ્રિય ભારે થઈ જાય છે અને એ બંને અવયવો પર સોજો આવે છે તથા દરદીને ગેકાઈરોકાઈને અને પિચ્છિલ પેશાબ થાય છે

### ત્રિદોષના મૂત્રકૃચ્છ્રનાં લક્ષણ

**सर्वैः सर्वात्मकं मलैः ॥५॥**

ત્રણે દોષ સાથે કોપવાથી થયેલા મૂત્રકૃચ્છ્રમા ત્રણે છૂટાછૂટા દોષથી થયેલાં મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો ભેગા હોય છે

## પથરી

### સંપ્રાપ્તિ, સંખ્યા

**यदा वायुर्मुखं बस्तेरावृत्य परिशोषयेत् ।**
**मूत्रं सपित्तं सकफं सशुक्रं वा तदा क्रमात् ॥६॥**
**सञ्जायतेऽश्मरी घोरा पित्ताद्गोरिव रोचना ।**
**श्लेष्माश्रया च सर्वा स्यात्**

જ્યારે વાયુ મૂત્રાશયનું મોં રોકીને નર્યા પેશાબને, પિત્તવાળા, કફવાળા કે વીર્યવાળા પેશાબને સૂકવી નાખે છે, ત્યારે મૂત્ર સુકાયા પછી રહેલા કચરાથી થતી પથરી ઘોર હોય છે, મૂત્ર સુકાયા પછી રહેલા પિત્તથી થતી પથરી ગોરોચન જેવી અને વધારે ઘોર હોય છે, મૂત્ર સુકાયા પછી રહેલા કફથી થતી પથરી તેથીયે વધારે ઘોર (=ભયકર) હોય છે અને મૂત્ર સુકાયા પછી રહેલા વીર્યથી થતી પથરી સૌથી વધારે ભયકર હોય છે બધી જાતની પથરી કફને આધારે બધાય છે (ઘોર= મટવી મુશ્કેલ)

### પૂર્વરૂપ

**अथास्याः पूर्वलक्षणम् ॥७॥**
**बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक् ।**
**मूत्रे च बस्तगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरोऽरुचिः ॥८॥**

મૂત્રાશય ફૂલી જાય, મૂત્રાશયની પાસેના ભાગમા ફરતી અતિશય વેદના, પેશાબમા બકરા જેવી વાસ આવે, પેશાબ ટીપેટીપે અને પીડા સાથે થાય, તાવ આવે અને અરુચિ થાય—એટલુ એનું (=પથરીનું) પૂર્વરૂપ છે

### પથરીના સામાન્ય લક્ષણ

**सामान्यलिङ्गं रुङ्नाभिसेवनीबस्तिमूर्धसु ।**
**विशीर्णधारं मूत्रं स्यात्तया मार्गनिरोधने ॥९॥**
**तद्व्यपायात्सुखं मेहेदच्छं गोमेदकोपमम् ।**
**तत्सङ्क्षोभात्क्षते सास्रमायासाच्चातिरुग्भवेत् ॥१०**

ડૂટીમા, સેવનીમા અને મૂત્રાશયની ટોચમા પીડા થાય, તેનાથી (=પથરીથી) પેશાબનો રસ્તો રોકાયેલો હોય ત્યારે પેશાબની ધાર તૂટકતૂટક આવે અને એ (=પથરી) નીકળી જાય (અથવા માર્ગમાંથી ખસી જાય), ત્યારે પાતળો અને ગોમેદક નામના મણિ જેવા રંગનો પેશાબ થાય, જ્યારે પથરી અંદર ઘસાવાથી ચાદુ પડે ત્યારે લોહીવાળો પેશાબ થાય અને શ્રમ લેવાથી (=મુસાફરી વગેરે મહેનત કરવાથી) બહુ પીડા થાય.

### વાયુની પથરીના લક્ષણ

**तत्र वाताद्भृशार्त्यार्तो दन्तान् खादति वेपते ।**
**मृद्नाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन् ॥११**
**सानिलं मुञ्चति शकृन्मुहुर्मेहति बिन्दुशः ।**
**श्यावा रूक्षाऽश्मरी चास्य**
**स्याच्चिता कण्टकैरिव ॥१२॥**

તેમાં વાયુથી થયેલી પથરીમા અતિશય પીડા ભોગવતો દરદી દાંત કચકચાવે છે, ધ્રૂજે છે, મૂત્રેન્દ્રિયને ચોળે છે (=મસળે છે), ડૂંટી દબાવે છે, દુઃખના ઊંમર સતત કર્યા કરે છે, ઝાડો કરવા જતા સાથે વાછૂટ થઈ જાય છે, વારવાર ટીપેટીપે મૂતરે છે, એની પથરી બદામી રંગની, લૂખી અને જાણે ચારે પાસ કાંટાકાંટા છવાઈ ગયા હોય એવી હોય છે

**પિત્તની પથરીના લક્ષણ**

**पित्तेन दह्यते बस्ति पच्यमान इवोष्मवान् ।**
**भल्लातकास्थिसंस्थाना**
**रक्ता पीताऽसिताऽश्मरी ॥ १३ ॥**

પિત્તથી થયેલી પથરીમા મૂત્રાશય જાણે બળતુ હોય એવી બળતરા થાય છે, મૂત્રાશય જાણે પાકતુ હોય એવું ગરમ હોય છે, પથરીનો આકાર ભિલામાના ઠળિયા જેવો હોય છે અને પથરીનો રગ રાતો, પીળો કે કાળો હોય છે

**કફની પથરીના લક્ષણ**

**बस्तिर्निस्तुद्यत इव श्लेष्मणा शीतलो गुरु ।**
**अश्मरी महती श्लक्ष्णा मधुवर्णाऽथवा सिता ॥१४**

કફથી થયેલી પથરીમા મૂત્રાશયમા સોય ખોસ્યા જેવી પીડા થાય છે, મૂત્રાશય ઠડુ અને ભારે હોય છે, પથરી મોટી, સુવાળી, મધ જેવા રગની કે કાળી હોય છે

**एता भवन्ति बालानां तेषामेव च भूयसा ।**
**आश्रयोपचयाल्पत्वाद्ग्रहणाहरणे सुखा ॥१५॥**

(બાળકો દહાડે ઊંઘતા હોવાથી, અધ્યશન કરતા હોવાથી, ઠડા, સ્નિગ્ધ અને ગળ્યા આહાર એમને ભાવતા હોવાથી) આ (=વાયુની, પિત્તની અને કફની પથરીઓ) બાળકોને થાય છે અને એમની (=બાળકોની) જ પથરીઓ (બડિશયત્ર વગેરેથી) પકડવી અને (શસ્ત્રથી કાપીને) કાઢવી સામાન્ય રીતે સહેલી પડે છે, કારણ કે એમનુ (=બાળકોનુ) મૂત્રાશય નાનું હોય છે તથા (બાળકોની) પથરી વધીને બહુ મોટી થતી નથી

**શુક્રાશ્મરીની સપ્રાપ્તિ તથા લક્ષણ**

**शुक्राश्मरी तु महतां जायते शुक्रधारणात् ।**
**स्थानाच्च्युतममुक्तं हि मुष्कयोरन्तरेऽनिलः ॥१६**
**शोषयत्युपसंगृह्य शुक्रं तच्छुष्कमश्मरी ।**
**बस्तिरुक्कृच्छ्रमूत्रत्वमुष्कश्वयथुकारिणी ॥१७॥**
**तस्यामुत्पन्नमात्रायां शुक्रमेति विलीयते ।**
**पीडिते त्ववकाशेऽस्मिन्**

પણ શુક્રાશ્મરી તો મોટી ઉમરના માણસોને વીર્ય રોકી રાખવાથી થાય છે (સ્ત્રીસંગની ઇચ્છાને લીધે કે સ્ત્રીસગને લીધે ઉત્પન્ન થતી અસ્મીથી વીર્યને) પોતાના સ્થાનમાંથી ખસેલા છતાં શરીરની બહાર ન નીકળી ગયેલા વીર્યને વાયુ બે અંડની વચમા એકઠુ કરીને સૂકવી નાખે છે તે સુકાઈ ગયેલું વીર્ય તે પથરી (=શુક્રાશ્મરી) છે શુક્રાશ્મરીને લીધે મૂત્રાશયમાં પીડા થાય છે, બહુ પીડા સાથે થોડેથોડે પેશાબ થાય છે અને અડ ઉપર સોજો આવે છે એ શુક્રાશ્મરી ઉત્પન્ન થાય કે તરત જો એ ભાગ ઉપર દબાણ આવે તો વીર્ય નીકળે છે અને બધાયેલી પથરીની આસપાસ બીજુ વધારે વીર્ય ચોટે છે

**શર્કરારોગ**

**मश्मर्येव च शर्करा ॥ १८ ॥**
**अणुशो वायुना भिन्ना सा त्वस्मिन्ननुलोमगे ।**
**निरेति सह मूत्रेण प्रतिलोमे विबध्यते ॥ १९ ॥**

વાયુને લીધે તૂટીને ભૂકો થઈ ગયેલી પથરીને જ શર્કરા કહે છે જ્યારે વાયુ અનુલોમ (=સવળી) ગતિ કરતો હોય ત્યારે એ (રેતીરૂપ પથરી) પેશાબ સાથે બહાર નીકળી જાય છે અને જ્યારે વાયુ પ્રતિલોમ (=અવળી) ગતિ કરે છે, ત્યારે અંદર પકડાઈ રહે છે (=બહાર નીકળતી નથી)

**વાતબસ્તિ(મૂત્રાઘાત)ની**
**સપ્રાપ્તિ અને લક્ષણ**

**मूत्रसन्धारिण कुर्याद्रुद्ध्वा बस्तेर्मुखं मरुत् ।**
**मूत्रसङ्गं रुजं कण्डूं कदाचिच्च स्वधामतः ॥२०॥**
**प्रच्याव्य बस्तिमुद्वृत्तं गर्भाभं स्थूलविप्लुतम् ।**
**करोति तत्र रुग्दाहस्पन्दनोद्वेष्टनानि च ॥२१॥**
**बिन्दुराश्च प्रवर्तेत मूत्रं बस्तौ तु पीडिते ।**
**धारया द्विविधोऽप्येष वातबस्तिरिति स्मृतः ॥२२**
**दुस्तरो दुस्तरतरो द्वितीय प्रबलानिलः ।**

જે માણસ પેશાબને રોકી રાખે છે તેના મૂત્રાશયના મુખને વાયુ રોકી દઈને પેશાબ થતો અટકાવી દે છે, પીડા કરે છે, ખજવાળ આણે છે અને કોઈક વાર તો એ વાયુ મૂત્રાશયને પોતાના સ્થાનમાંથી ખસેડી નાખીને મૂત્રાશયનું મો ઊંચુ કરી નાખે છે, મૂત્રાશયને ગર્ભ જેવું, સ્થૂળ તથા ચચળ બનાવી દે છે તથા ત્યા પીડા, બળતરા, ફરકાટ (=થડકારા) અને અમળાટ થાય છે, પેશાબ ટીપેટીપે આવે છે પણ જ્યારે મૂત્રાશય ઉપર દબાણ કરવામા આવે છે, ત્યારે ધારબધ (=સળંગ ધાર સાથે) પેશાબ થાય છે એ રીતે આ વાતબસ્તિ (=મૂત્રાઘાત) બે પ્રકારનો છે (=૧ ધારબંધ પેશાબવાળો, ૨ ટીપેટીપે પેશાબવાળો) એમ શાસ્ત્ર કહે છે, એમાંથી પહેલો મટવો મુશ્કેલ છે અને બીજો બળવાન વાયુવાળો હોવાથી મટવો તેથીયે વધારે મુશ્કેલ છે (બીજા વાતબસ્તિમાં વાયુ બળવાન હોવાથી ટીપેટીપે આવે છે)

(મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત વચ્ચે ફરક એ છે કે,

મૂત્રકૃચ્છ્રમા પેશાબ કરતાંદરના દુખ થાય અને પેશાબનુ રોકાણ થોડુ હોય પણ મૂત્રાઘાતમા પેશાબનુ રોકાણ બળવાન હોય નોંધ)

વાતાષ્ઠીલા

शकृन्मार्गस्य बस्तेश्च वायुरन्तरमाश्रित. ॥२३॥
अष्ठीलाभ घन ग्रन्थि करोत्यचलमुन्नतम् ।
वाताष्ठीलेति साऽऽध्मानविण्मूत्रानिलसङ्गकृत् ॥२४

ઝાડાનો રસ્તો (=ગુદા) અને મૂત્રાશયના વચ ગાળામા વાયુ ભરાઈને પથ્થરની લખોટી જેવી ઘટ્ટ, હાલેચાલે નહિ એવી અને ઉપસેલી ગાઠ કરે છે, એને વાતાષ્ઠીલા કહે છે એને લીધે આધ્માન થાય છે તથા ઝાડા, પેશાબ અને વાછૂટ બધ થઈ જાય છે

વાતકુંડલિકા

विगुण कुण्डलीभूतो बस्तौ तीव्रव्यथोऽनिल ।
आविध्य मूत्रं भ्रमति सस्तम्भोद्वेष्टगौरव ॥ २५ ॥
मूत्रमल्पाल्पमथवा विमुञ्चति शकृत्सृजन् ।
वातकुण्डलिकेत्येषा

(દોષ, દેશ વગર મ કરનારા કારણોને લીધે) બસ્તિમા ગોળગોળ ફર્યા કરતા (=બસ્તિને ચારેબાજુથી ઘેરી લેતો) તીવ્ર પીડા કરતા, સ્તભ, ઉદ્વેષ્ટન અને ભાર કરતો કોપેલો વાયુ પેશાબને વીંગાઈને (=પેશાબની આસપાસ બસ્તિમા ફર્યા કરે છે અથવા કેટલીકવાર એ કોપેલો વાયુ (પેશાબની આસપાસ ફરવાને બદલે) ઝાડો કરાવતા કરાવતા થોડાથોડા પેશાબ કરાવી દે છે

મૂત્રાતીત

मूत्र तु विधृत चिरम् ॥ २६ ॥
न निरेति विबद्ध वा मूत्रातीत तदल्परुक् ।

પણ લાંબા વખત સુધી રોકી રાખેલો પેશાબ બહાર નીકળે નહિ અથવા વાયુને લીધે બધ થઈ ગયેલો પેશાબ થોડી પીડા સાથે બહાર નીકળે એને (=એ અને રોગને) મૂત્રાતીત કહે છે

મૂત્રજઠર

विधारणात्प्रतिहत वातोदावर्तित यदा ॥ २७ ॥
नाभेरधस्तादुदर मूत्रमापूरयेत्तदा ।
कुर्यात्तीव्ररुगाध्मानमपक्तिं मलसङ्ग्रहम् ॥ २८ ॥
तन्मूत्रजठरम्

પેશાબના વેગને રોકવાથી અવળુ ધકેલાયેલુ અને વાયુથી ઊંચુ લઈ જવાયેલુ મૂત્ર ડૂટીની નીચેના ભાગમા પેટને ભરી નાખે છે ત્યારે તીવ્ર પીડા, આધ્માન, અપચો અને મળનો સગ્રહ થાય છે આને મૂત્રજઠર કહે છે

મૂત્રોત્સગ

छिद्रवैगुण्येनानिलेन वा ।
आक्षिप्तमल्प मूत्र तद्बस्तौ नालेऽथवा मणौ ॥२९॥
स्थित्वा स्रवेच्छनै. पश्चात्सरुजं
वाऽय नीरुजम् ।
मूत्रोत्सङ्ग. स विच्छिन्नतच्छेषगुरुशेफस ॥ ३० ॥

પેશાબ આવવાનો માર્ગ બગડવાથી કે વાયુ બગડવાથી રોકાઈ રહેલો થોડો પેશાબ મૂત્રાશયમા, નાળમા (=પેશાબ મૂત્રાશયમાથી નીકળી મૂત્રેન્દ્રિયના મણિ સુધી જે સોતવાટ આવે છે તે સોતમા) કે મૂત્રેન્દ્રિયના આગળના મણિમા (આગળના ટીચકામા) પડી રહીને પછી પીડા સાથે કે પીડા વિના ધીમેધીમે બહાર ઝરે છે, એને મૂત્રોત્સગ કહે છે એમા દરદીની મૂત્રેન્દ્રિય કકડેકકડ નીકળતા મૂત્રમાથી બાકી રહેલા (નીકળતા બાકી રહેલા) મૂત્રને લીધે ભાર થઈ જાય છે

મૂત્રગ્રથિ

अन्तर्बस्तिमुखे वृत्तः स्थिरोऽल्प सहसा भवेत् ।
अश्मरीतुल्यरुक् ग्रन्थिर्मूत्रग्रन्थि स उच्यते ॥ ३१॥

મૂત્રાશયના માની વચ્ચે ગોળ, સ્થિર, નાની અને પથરી જેવી પીડા કરે એવી ગાઠ એકાએક થાય તેને મૂત્રગ્રથિ કહે છે

મૂત્રશુક્ર

मूत्रितस्य स्त्रिय यातो वायुना शुक्रमुद्धतम् ।
स्थानाच्च्युत मूत्रयत प्राक् पश्चाद्वा प्रवर्तते ॥ ३२
भस्मोदकप्रतीकाश मूत्रशुक्र तदुच्यते ।

પુરુષ પેશાબ કરવાનો થયો હોય તે સ્થિતિમા સ્ત્રી પાસે જાય (=મૈથુન કરે) તો તેના પોતાના સ્થાનમાથી ચળેલા વીર્યને વાયુ ઊંચુ ચડાવી દે છે તે ઊંચુ ચડી ગયેલુ વીર્ય પેશાબ કરતી વખતે પેશાબ થાય તે પહેલાં કે પેશાબ થઈ રહ્યા પછી રાખિયાના પાણી જેવું બહાર નીકળે તેને મૂત્રશુક્ર કહે છે

વિડ્વિઘાત

रूक्षदुर्बलयोर्वातादुदावर्त शकृद्यदा ॥ ३३ ॥
मूत्रस्रोतोऽनुपर्येति सतृष्ट शकृता तदा ।
मूत्र विट्तुल्यगन्ध स्याद्विड्
विघात तमादिशेत् ॥ ३४ ॥

લૂખા શરીરવાળા અને નબળા માણસનો ઝાડો વાયુથી ઊંચો ચડી જઈને જ્યારે પેશાબના સોતમા

પહોંચે છે, ત્યારે ઝાડા સાથે ભળેલો પેશાબ ઝાડા જેવો ગંધાય છે આ રોગને વિડ્વિઘાત કહેવો

### ઉષ્ણવાત (=ઊનવા)

पित्तं व्यायामतीक्ष्णोष्णभोजनाध्वातपादिभिः ।
प्रवृद्धं वायुना क्षिप्तं बस्त्युपस्थार्तिदाहवत् ॥ ३५॥
मूत्रं प्रवर्तयेत्पीतं सरक्तं रक्तमेव वा ।
उष्णं पुनः पुनः कृच्छ्रादुष्णवातं वदन्ति तम् ॥३६॥

વ્યાયામ(=કસરત, મહેનત)થી તીક્ષ્ણ અને ગરમ ભોજનથી, ચાલવાથી, તડકાથી વગેરે કારણથી કોપેલુ, વાયુથી ધકેલાયેલું અને મૂત્રાશયમાં તથા મૂત્રેન્દ્રિયમા પીડા અને બળતરા કરતુ પિત્ત પીળો, થોડો લાલ કે તદ્દન લાલ અને ગરમ પેશાબ વારવાર મહામહેનતે કરાવે તેને ઉષ્ણવાત કહે છે

### મૂત્રક્ષય

रूक्षस्य क्लान्तदेहस्य वस्तिस्थौ पित्तमारुतौ ।
मूत्रक्षयं सरुग्दाहं जनयेतां तदाह्वयम् ॥ ३७ ॥

લુખા શરીરવાળા અને કરમાઈ ગયેલા શરીરવાળા માણસના મૂત્રાશયમા રહેલા પિત્ત અને વાયુ મૂત્રનો નાશ કરે અને સાથે પીડા અને બળતરા કરે, તો તે જ નામનો (મૂત્રક્ષય નામનો) રોગ છે

### મૂત્રસાદ

पित्तं कफो द्वावपि वा संहन्येतेऽनिलेन चेत् ।
कृच्छ्रान्मूत्रं तदा पीतं रक्तं श्वेतं घनं सृजेत् ॥३८॥
सदाहं रोचनाशङ्खचूर्णवर्णं भवेच्च तत् ।
शुष्कं समस्तवर्णं वा मूत्रसादं वदन्ति तम् ॥ ३९ ॥

જો વાયુ પિત્તને કે કફને કે બંનેને (પિત્ત અને કફને ભેગા) પિંડરૂપ બનાવી દે, તો દરદીને મહામુશ્કેલીથી પીળો, લાલ, ધોળો અને ઘટ્ટ જેવો પેશાબ બળતરા સાથે આવે છે વખત જતા એ સુકાઈ જાય છે ત્યારે એ (પિત્તને લીધે) ગોરોચના જેવા રંગનો (કફને લીધે) શંખના ભૂકા જેવા રંગનો કે (ત્રિદોષને લીધે) બધા રંગનો (પીળા, લાલ અને ધોળા રંગનો) રોગ છે આને મૂત્રસાદરોગ કહે છે

इति विस्तरतः प्रोक्ता रोगा मूत्राप्रवृत्तिजाः ।
निदानलक्षणैरूर्ध्वं वक्ष्यन्तेऽतिप्रवृत्तिजाः ॥ ४० ॥

આ પ્રમાણે પેશાબ ન થવાથી થતા રોગો એમના નિદાન અને લક્ષણ આપીને વિગતવાર કહ્યા હવે પછી (અધ્યાય ૧૦ માં) વધારે પડતો પેશાબ થવાથી થતા રોગો નિદાન અને લક્ષણ સાથે વિગતવાર કહેવામા આવશે.

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने मूत्राघात निदानं नाम नवमोऽध्यायः ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો : પ્રમેહનિદાન

अथातः प्रमेहनिदानं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે હવે અમે પ્રમેહરોગનુ નિદાન સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### સંખ્યા

प्रमेहा विंशतिस्तत्र श्लेष्मतो दश, पित्ततः ।
षट्, चत्वारोऽनिलात्

પ્રમેહ વીસ છે તેમા દશ કફથી, છ પિત્તથી અને ચાર વાયુથી થાય છે

### પ્રમેહ થવાનુ કારણ

तेषां मेदोमूत्रकफावहम् ॥ १ ॥
अन्नपानक्रियाजातं यत्प्रायस्तत्प्रवर्तकम् ।
स्वाद्वम्ललवणस्निग्धगुरुपिच्छिलशीतलम् ॥ २ ॥
नवधान्यसुरानूपमांसेक्षुगुडगोरसम् ।
एकस्थानासनरतिः शयनं विधिवर्जितम् ॥ ३ ॥

ગળ્યુ, ખાટુ, ખારુ, સ્નિગ્ધ, ભાર, પિચ્છિલ અને ઠંડુ ખાનપાન, નવુ ધાન, સુરા, અનૂપ દેશના પ્રાણીનુ માંસ, શેરડી, ગોળ, દૂધ (+દહીં અને છાશ), એક જગાએ કે એક આસન પર પડ્યા રહેવુ કે બેસી રહેવુ, તથા સૂવાના કાયદામા વર્ણવેલી દુષ્ટ (=નિયમ વિરુદ્ધની) ઊંઘ—એટલા જે અન્ન (=ખાણું), પાન (=પીણું) અને ક્રિયા, ચરબી, પેશાબ અને કફ કરનારા છે, તે(અન્ન, પાન અને ક્રિયા)નો નમૂનો તેમને (=વીસ જાતના પ્રમેહને) પેદા કરે છે

### કફના પ્રમેહની સંપ્રાપ્તિ

बस्तिमाश्रित्य कुरुते प्रमेहान् दूषितः कफः ।
दूष्यं वाव्या वपुःक्लेदस्वेदमेदोरसामिषम् ॥४॥

શ્લોક ૧ થી ૩ મા કહેલા કારણોથી બગડેલો કફ મૂત્રાશયમા આવીને શરીરના ક્લેદ, પરસેવો, ચરબી, રસ અને માંસને બગાડીને (કફના દશ) પ્રમેહ કરે છે

### પિત્તના પ્રમેહની સંપ્રાપ્તિ

पित्तं रक्तमपि क्षीणे कफादौ मूत्रसंश्रयम् ।

જ્યારે કફ વગેરે સૌમ્ય ધાતુઓ ઓછી થઈ જાય, ત્યારે (બગડેલુ) પિત્ત પેશાબમા રહેલા લોહીને પણ (=લોહીને તથા શરીરના ક્લેદ, પરસેવો, ચરબી, રસ માંસને) (બગાડીને પિત્તના છ પ્રમેહ કરે છે)

### વાયુના પ્રમેહની સંપ્રાપ્તિ

**धातून् बस्तिमुपानीय तत्क्षयेऽपि च मारुतः ॥५**

બગડેલો વાયુ ધાતુઓને (=૧ વાયુના પ્રમેહ કરી શકે એવી ધાતુઓને, ૨ રસ વગેરે ધાતુઓને, ૩ વસા, મજ્જા ઓજસ અને રસ નામની ધાતુઓને) મૂત્રાશય પાસે લાવીને (વાયુના પ્રમેહ કરે છે) અને વળી તેમનો (=૧ તે ધાતુઓનો, ૨ પિત્ત અને કફનો) નાશ કરીને પણ (વાયુ વાયુના પ્રમેહ કરે છે)

### સાધ્ય, અસાધ્ય પ્રમેહ

**साध्ययाप्यपरित्याज्या मेहास्तेनैव तद्भवाः ।**
**समासमक्रियतया महात्ययतयाऽपि च ॥६॥**

તેનાથી જ (=કફ, પિત્ત અને વાયુના પ્રમેહોની જે પોતપોતાની સંપ્રાપ્તિ શ્લોક ૩ા થી ૫ સુધીમા કહી તે સંપ્રાપ્તિથી જ) તેને લીધે (=કફ, પિત્ત અને વાયુને લીધે) ઉત્પન્ન થયેલા પ્રમેહો અનુક્રમે સાધ્ય, યાપ્ય અને અસાધ્ય છે (=કફના પ્રમેહ સાધ્ય છે, પિત્તના પ્રમેહ યાપ્ય છે અને વાયુના પ્રમેહ અસાધ્ય છે) કારણ કે કફના પ્રમેહમા કરવાની ક્રિયા (=ઉપાય) સમ (=સવળી, અનુકૂળ પડે એવી) છે, પિત્તના પ્રમેહની ક્રિયા અસમ (=અવળી ન પડે એવી) છે અને વાયુના પ્રમેહની ક્રિયા તદ્દન વિરુદ્ધ છે, અને વળી (વાયુના પ્રમેહમા મજ્જા વગેરે ધાતુઓ ઓછી થતી હોવાથી) શરીરનો બહુ વિનાશ થાય છે

(કફથી થતા પ્રમેહમા કફ દોષ છે અને ચરબી વગેરે દૂષ્ય છે તીખી, કડવી વગેરે જે ક્રિયાથી કફ મટે છે તે જ ક્રિયાથી ચરબી વગેરે પણ મટે છે માટે કફના પ્રમેહમા ક્રિયા સમ છે અને તેથી કફનો પ્રમેહ સાધ્ય છે પિત્તના પ્રમેહમા પિત્ત દોષ છે અને ચરબી વગેરે દૂષ્ય છે પિત્તને મટાડે એવી ગળપણ વગેર ક્રિયાથી ચરબી વધી પડે છે અને ચરબીને મટાડે એવી તીખાશ વગેરે ક્રિયાથી પિત્ત વધી પડે છે માટે પિત્તના પ્રમેહ મા ક્રિયા સમ નથી તેથી પિત્તનો પ્રમેહ યાપ્ય છે વાયુના પ્રમેહમા પણ ક્રિયા સમ નથી એટલુ જ નહિ પણ એમા મજ્જા વગેર ઊંડી ધાતુઓ ઓછી થતી હોવાથી પ્રમેહ અસાધ્ય છે)

### બધા પ્રમેહોનું સામાન્ય લક્ષણ

**सामान्यं लक्षणं तेषां प्रभूताविलमूत्रता ।**

પુષ્કળ પેશાબ થાય અને ડહોળો પેશાબ થાય એ એમનું (=વીસે પ્રમેહોનુ) સામાન્ય લક્ષણ છે

### પ્રમેહના પ્રકાર

**दोषदूष्याविशेषेऽपि तत्संयोगविशेषतः ॥७॥**
**मूत्रवर्णादिभेदेन भेदो मेहेषु कल्प्यते ।**

દોષ અને દૂષ્યમા ફેર ન હોય (=દોષ અને દૂષ્ય એના એ જ હોય) છતા પણ એ દોષ અને દૂષ્યના જુદાજુદા સંયોગોને લીધે પેશાબના રંગ (+ ગંધ, સ્વાદ, સ્પર્શ) વગેરેમા જે ફેર પડે છે તે ઉપરથી પ્રમેહોમા ભેદો (=પ્રકારો) કલ્પાય છે

## કફના પ્રમેહના દસ પ્રકાર

### ઉદકમેહ

**अच्छं बहु सितं शीतं निर्गन्धमुदकोपमम् ॥८॥**
**मेहत्युदकमेहेन किञ्चिच्चाविलपिच्छिलम् ।**

ઉદકમેહને લીધે દરદીને પાતળો, ધોળો, ઠંડો, (સારી કે ખરાબ) ગંધ વિનાનો, પાણી જેવો પેશાબ થાય છે અને થોડો ડહોળો અને પિચ્છિલ પેશાબ થાય છે

### ઇક્ષુમેહ

**इक्षो रसमिवात्यर्थं मधुरं चेक्षुमेहतः ॥९॥**

ઇક્ષુમેહને લીધે શેરડીના રસ જેવો પુષ્કળ અને ગળ્યો પેશાબ થાય છે

### સાંદ્રમેહ

**सान्द्रीभवेत्पर्युषितं सान्द्रमेहेन मेहति ।**

સાંદ્રમેહને લીધે એવો પેશાબ થાય છે કે જે પેશાબ ને આખી રાત રાખી મૂકવામા આવે તો તે ઘટ્ટ બની જાય છે

### સુરામેહ

**सुरामेही सुरातुल्यमुपर्यच्छमधो घनम् ॥१०॥**

સુરામેહવાળા માણસને સુરા જેવો પેશાબ થાય છે (એ પેશાબને આખી રાત રાખી મૂકવામાં આવે તો) એ ઉપર પ્રવાહી અને નીચે ઘટ્ટ હોય છે

### પિષ્ટમેહ

**संहृष्टरोमा पिष्टेन पिष्टवद्बहलं सितम् ।**

પિષ્ટમેહને લીધે દરદીના રૂંવાડાં ખડાં થઈ જાય છે અને એને લોટ જેવો, પુષ્કળ અને ધોળો પેશાબ થાય છે

### શુક્રમેહ

**शुक्राभं शुक्रमिश्रं वा शुक्रमेही प्रमेहति ॥११॥**

શુક્રમેહવાળા માણસને વીર્ય જેવો અથવા વીર્ય વાળો પેશાબ થાય છે

### સિકતામેહ

**मूत्राणून् सिकतामेही सिकतारूपिणो मलान् ।**

સિકતામેહવાળાને દેખાય એવા, બારીક, રેતીના કણ જેવા આકારના મળનો (=કફનો) પેશાબ થાય છે.

### શીતમેહ

**शीतमेही सुबहुशो मधुरं भृशशीतलम् ॥१२॥**

શીતમેહવાળા માણસને ગળ્યો અને બહુ જ ઠંડો પેશાબ ઘણી જ વાર (=વારંવાર) થાય છે.

### શનૈર્મેહ

**शनैःशनैः शनैर्मेही मन्दंमन्दं प्रमेहति ।**

શનૈર્મેહવાળા માણસને તૂટકતૂટક અને થોડોથોડો પેશાબ થાય છે.

### લાલામેહ

**लालातन्तुयुतं मूत्रं लालामेहेन पिच्छिलम् ॥१३॥**

લાલામેહને લીધે લાળના તાંતણાવાળો અને પિચ્છિલ પેશાબ થાય છે.

## પિત્તના પ્રમેહના છ પ્રકાર

### ક્ષારમેહ

**गन्धवर्णरसस्पर्शैः क्षारेण क्षारतोयवत् ।**

ક્ષારમેહને લીધે રંગ, ગંધ, સ્વાદ અને સ્પર્શમા ક્ષારના પાણી જેવો હોય એવો પેશાબ થાય છે.

### નીલમેહ

**नीलमेहेन नीलाभं**

નીલમેહને લીધે ગળી જેવો પેશાબ થાય છે.

### કાલમેહ

**कालमेही मषीनिभम् ॥१४॥**

કાળમેહવાળાને મેશ (=કાજળ) જેવો પેશાબ થાય છે.

### હારિદ્રમેહ

**हारीद्रमेही कटुकं हरिद्रासन्निभं दहत् ।**

હારિદ્રમેહવાળાને તીખો, હળદર જેવો અને બળતરા કરે એવો પેશાબ થાય છે

### માંજિષ્ઠમેહ

**विस्रं माञ्जिष्ठमेहेन मञ्जिष्ठासलिलोपमम् ॥१५॥**

માંજિષ્ઠમેહને લીધે ગંધાતો અને મજીઠના પાણી જેવો પેશાબ થાય છે.

### રક્તમેહ

**विस्रमुष्णं सलवणं रक्ताभं रक्तमेहतः ।**

રક્તમેહને લીધે ગંધાતો, ગરમ, જરા ખારો અને લોહી જેવો પેશાબ થાય છે.

## વાયુના ચાર પ્રમેહ

### વસામેહ

**वसामेही वसामिश्रं वसां वा मूत्रयेन्मुहुः ॥१६॥**

વસામેહવાળાને વસાવાળો અથવા વસાનો પેશાબ વારંવાર થાય છે

### મજ્જમેહ

**मज्जानं मज्जमिश्रं वा मज्जमेही मुहुर्मुहुः ।**

મજ્જમેહવાળા માણસને મજ્જાનો અથવા મજ્જાવાળો પેશાબ વારંવાર થાય છે.

### હસ્તિમેહ

**हस्ती मत्त इवाजस्रं मूत्रं वेगविवर्जितम् ॥१७॥**
**सलसीकं विबद्धं च हस्तिमेही प्रमेहति ।**

હસ્તિમેહવાળા માણસને માતેલા હાથીની માફક અટક્યા વિના, વેગ વિના, લસિકા (સૂ. ૧૨/૨) સાથે, વિબંધવાળો પેશાબ થાય છે.

### મધુમેહ

**मधुमेही मधुसमम्**

મધુમેહવાળા માણસને મધ જેવો પેશાબ થાય છે.

### બે જાતનો મધુમેહ

**जायते स किल द्विधा ॥१८॥**
**क्रुद्धे धातुक्षयाद्वायौ दोषावृतपथेऽथवा ।**

એ (=મધુમેહ) બે રીતે થાય છે: ૧. ધાતુઓ ઓછી થવાથી વાયુ કોપે તેથી અથવા ૨. દોષને લીધે વાયુનો માર્ગ રોકાવાથી વાયુ કોપે તેથી.

### વાયુ કૃચ્છ્રસાધ્ય ક્યારે અને અસાધ્ય ક્યારે?

**आवृतो दोषलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शयेत् ॥१९॥**
**क्षीणः क्षणात्क्षणात् पूर्णो भजते**
**कृच्छ्रसाध्यताम् ।**

જેનો માર્ગ રોકાયેલો હોય એવો વાયુ કંઈ પણ કારણ વિના જે દોષને લીધે માર્ગ રોકાયો હોય તે દોષનાં (નિ. ૧૬/૨૯ના શ્લોકમાં જોવાં) લક્ષણો દેખાડે છે (કારણ કે વાયુનો સ્વભાવ ચલ છે). ઘડીમાં (મૂત્રા-શયમાં) ઓછો થઈ ગયેલો અને ઘડીમાં ભરાયેલો વાયુ કૃચ્છ્રસાધ્ય બને છે. (જ્યારે દોષને લીધે વાયુનો માર્ગ રોકાવાથી વાયુ કોપે છે, ત્યારે વાયુ કૃચ્છ્રસાધ્ય હોય છે. પણ જ્યારે ધાતુઓ ઓછી થવાથી વાયુ કોપે છે, ત્યારે વાયુ અસાધ્ય બને છે.)

બધા પ્રમેહને મધુમેહ કેમ કહે છે?

**कालेनोपेक्षिताः सर्वे यद्यान्ति मधुमेहताम् ॥२०॥**
**मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति ।**
**सर्वेऽपि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः ॥२१॥**

બધા પ્રમેહની બાબતમા જો બેદરકાર રહેવાય (=શાસ્ત્રોક્ત ઉપચાર ન કરવામા આવે) તો બધા પ્રમેહમાથી વખત જતા મધુમેહ થઈ જાય છે તેથી અને બધા પ્રમેહોમા સામાન્ય રીતે મધ જેવો ગળ્યો પેશાબ થાય છે તેથી અને શરીરની મોકાશ(=ગળપણ) ને લીધે (=શરીર પણ એકદરે ગળ્યુ હોવાથી)—આ ત્રણ કારણસર બધાય પ્રમેહો મધુમેહ કહેવાય છે

કફના પ્રમેહોના ઉપદ્રવો

**अविपाकोऽरुचिश्छर्दिर्निद्रा कासः सपीनसः ।**
**उपद्रवाः प्रजायन्ते मेहानां कफजन्मनाम् ॥२२॥**

ખાધુપીધુ પચે નહિ, અરુચિ, ઊલટી, ઊંઘ, ઉધરસ, નજેખમ—એટલા કફથી થતા પ્રમેહોના ઉપદ્રવો થાય છે

પિત્તના પ્રમેહોના ઉપદ્રવો

**बस्तिमेहनयोस्तोदो मुष्कावदरणं ज्वरः ।**
**दाहस्तृष्णाऽम्लको मूर्च्छा**
**विड्भेदः पित्तजन्मनाम् ॥२३॥**

મૂત્રાશય અને મૂત્રેન્દ્રિયમા તોદ થાય, શરીર ચિરાતા હોય એવી પીડા થાય, તાવ, બળતરા, તરસ, અમ્લક, મૂર્ચ્છા, ભાગલ ઝાડા થાય—એટલા પિત્તથી થતા પ્રમેહો ના ઉપદ્રવો છે

વાયુથી થતા પ્રમેહોના ઉપદ્રવો

**वातकानामुदावर्तकम्पहृद्ग्रहलोलताः ।**
**शूलमुन्निद्रता शोषः कासः श्वासश्च जायते ॥२४**

ઉદાવર્ત, કંપ, હૃદય જકડાઈ જાય, ખાવાપીવાની લાલસા, શૂળ, ઊંઘ ઊડી જાય, (ગળુ, તાળવુ અને મો) સુકાય, ઉધરસ, શ્વાસ (=દમ, હાંફ)—એટલા વાયુના પ્રમેહોના ઉપદ્રવો છે

## દશ પ્રમેહપિટિકા

**शराविका कच्छपिका जालिनी विनताऽलजी ।**
**मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिका ॥२५**
**विद्रधिश्चेति पिटिकाः प्रमेहोपेक्षया दश ।**
**सन्धिमर्मसु जायन्ते मांसलेषु च धामसु ॥२६॥**

શરાવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા અને વિદ્રધિ એ દશ ફોલ્લીઓ પ્રમેહરોગની બાબતમા બેદરકાર રહેવાથી સાંધાઓનાં મર્મસ્થાનમા અને બહુ માંસલ ભાગમા થાય છે

શરાવિકા

**अन्तोन्नता मध्यनिम्ना श्यावा क्लेदरुजान्विता ।**
**शरावमानसंस्थाना पिटिका स्याच्छराविका ॥२७**

શરાવિકા નામની ફોલ્લી (=નાનું ગૂમડુ) છેડેથી ઉપસેલી, વચમા ખાડાવાળી, બદામી રંગની, કલેદ અને પીડાવાળી, તથા કોડિયા (=ચપ્પણિયા) જેટલા માપની અને કોડિયા જેવા આકારની હોય છે

કચ્છપિકા

**अवगाढार्तिनिस्तोदा महावस्तुपरिग्रहा ।**
**श्लक्ष्णा कच्छपपृष्ठाभा पिटिका कच्छपी मता ॥२८**

ઊંડાણમા થતા પીડા અને તોદવાળી, શરીરના પુષ્કળ ભાગ ઉપર થયેલી, લીસી, કાચબાની પીઠ જેવી ફોલ્લીને કચ્છપી (=કચ્છપિકા) માની છે

જાલિની

**स्तब्धा सिराजालवती स्निग्धस्रावा महाशया ।**
**रुजानिस्तोदबहुला सूक्ष्मच्छिद्रा च जालिनी ।२९**

જાલિની સ્તબ્ધ, શિરાઓના જાળાવાળી, સ્નિગ્ધ સ્રાવ થાય એવી, શરીરના પુષ્કળ ભાગ ઉપર થતી, પુષ્કળ પીડા અને તોદવાળી, ઝીણા છિદ્રોવાળી હોય છે

વિનતા

**अवगाढरुजाक्लेदा पृष्ठे वा जठरेऽपि वा ।**
**महती पिटिका नीला विनता विनता स्मृता ॥३०**

ઊંડાણમા થતા પીડા અને કલેદવાળી, પીઠ ઉપર કે જઠર ઉપર પણ થતી, ગળી જેવા રંગની, ઊંડી (=ઊપસેલી નહિ) અને મોટી ફોલ્લી(=ગૂમડા)ને શાસ્ત્રમા વિનતા કહે છે

અલજી

**दहति त्वचमुत्थाने भृशं कष्टा विसर्पिणी ।**
**रक्तकृष्णाऽतितृट्स्फोटदाहमोहज्वराऽलजी ।३१**

અલજી ઊપડે ત્યાર પછી ચામડી બાળે છે, બહુ પીડા કરે છે, ફેલાઈ જાય છે, લાલાશપડતી કાળી હોય છે અને બહુ તરસ, ફોલ્લાઓ, બળતરા, મોહ અને તાવ એટલા લક્ષણવાળી હોય છે

મસૂરિકા

**मानसंस्थानयोस्तुल्या मसूरेण मसूरिका ।**

મસૂરિકા મસૂર જેવડી અને મસૂર જેવા આકારની હોય છે

સર્ષપી

**સર્ષપામાનસંસ્થાના ક્ષિપ્રપાકા મહારુજા ॥૩૨॥**
**સર્ષપી સર્ષપાતુલ્યપિટિકાપરિવારિતા ।**

સર્ષપી સરસવ જેવડી ને તેના જેવા આકારની, ઝટ પાકે એવી, બહુ પીડાવાળી, સરસવ જેવી ઝીણી ફોલ્લીઓથી વીંટાયેલી (=ઘેરાયેલી) હોય છે

પુત્રિણી

**પુત્રિણી મહતી ભૂરિસુસૂક્ષ્મપિટિકાચિતા ॥૩૩॥**

પુત્રિણી (બીજી પિટિકાઓના પ્રમાણમાં) મોટી, અને અનેક ઝીણી ઝીણી ફોલ્લીઓથી ભરચક હોય છે

વિદારિકા

**વિદારીકન્દવદ્વૃત્તા કઠિના ચ વિદારિકા ।**

વિદારિકા વિદારીકંદના જેવી ગોળમટોળ અને કઠણ હોય છે

વિદ્રધિ (=ગડ)

**વિદ્રધિર્વક્ષ્યતેઽન્યત્ર**

વિદ્રધિ (=ગડ) બીજે ઠેકાણે (નિ. અ. ૧૧ મા) કહેવાશે

## સાધ્ય અને અસાધ્ય પિટિકાઓ

કષ્ટસાધ્ય પિટિકાઓ

**તત્રાદ્યં પિટિકાત્રયમ્ ॥૩૪॥**
**પુત્રિણી ચ વિદારી ચ દુઃસહા બહુમેદસઃ ।**

એમાં (=એ દશ પિટિકાઓમાં) પહેલી ત્રણ પિટિકા (શરાવિકા, કચ્છપિકા ને જાલિની), પુત્રિણી અને વિદારી (=વિદારિકા), એ પાંચ બહુ ચરબીવાળા માણસને થતી હોવાથી સહન કરવી મુશ્કેલ છે (=કષ્ટસાધ્ય છે)

સાધ્ય પિટિકાઓ

**સહ્યાઃ પિત્તોલ્બણાસ્ત્વન્યાઃ**
**સમ્ભવન્ત્યલ્પમેદસઃ ॥૩૫॥**

બાકીની ચારમાં પિત્ત વધારે હોય છે અને એ થોડી ચરબીવાળાને થાય છે તેથી એ સહન થાય એવી (=સાધ્ય) છે

(બાકીની ચાર=વિનતા, અલજી, મસૂરિકા અને સર્ષપી. વિદ્રધિ વિષે નિ. અ. ૧૧માં કહેશે એટલે અહીં કુલ નવ પિટિકાઓના સાધ્યાસાધ્યપણાની વાત કહી છે)

કઈ પિટિકામાં કયા દોષનો વધારે પ્રકોપ હોય છે?

**તાસુ મેહવશાચ્ચ સ્યાદ્દોષોદ્રેકો યથાયથમ્ ।**

એમાં (=એ દશ પિટિકાઓમાં) (ત્રણે દોષનો પ્રકોપ હોય છે, પણ તેમાંથી) જે દોષના પ્રમેહમાં જે પિટિકા થઈ હોય તે દોષ તે પિટિકામાં વધારે કોપેલો હોય છે

(વાયુના પ્રમેહમાં પિટિકા થાય ત્યારે તે પિટિકામાં વાયુ બીજા બે દોષ કરતાં વધારે કોપેલો હોય એ જ પ્રમાણે પિત્તના પ્રમેહમાં અને કફના પ્રમેહમાં થયેલી પિટિકાઓમાં અનુક્રમે પિત્ત અને કફ પોતાના સિવાયના બીજા બે દોષો કરતાં વધારે કોપેલા હોય છે)

પ્રમેહ વિના પણ થતી પિટિકાઓ

**પ્રમેહેણ વિનાઽપ્યેતા જાયન્તે દુષ્ટમેદસઃ ।**
**તાવચ્ચ નોપલક્ષ્યન્તે યાવદ્વસ્તુપરિગ્રહઃ ॥૩૬॥**

પ્રમેહ રોગ વિના પણ આ (=દશ પિટિકાઓ) જેની ચરબી બગડી હોય તેને થાય છે, અને જ્યાં સુધી એ દરેક પિટિકાની વસ્તુ (=આધારભૂત અંગ) તરીકે જે ભાગ આગળ કહેવામાં આવ્યો છે તે અંગો ન પકડાય, ત્યાં સુધી આ પિટિકાના લક્ષણો પ્રકટ થતા નથી (=આ પિટિકારૂપે એ જણાઈ આવતી નથી)

પ્રમેહ અને રક્તપિત્ત વચ્ચે ફરક

**હારિદ્રવર્ણં રક્તં વા મેહપ્રાગ્રૂપવર્જિતમ્ ।**
**યો મૂત્રયેન્ન તં મેહં રક્તપિત્તં તુ તદ્વિદુઃ ॥૩૭॥**

પ્રમેહના પૂર્વરૂપના લક્ષણો (શ્લો. ૩૮, ૩૯) વિના માણસને હળદર જેવા રંગનો કે લાલ પેશાબ થાય તો તેને પ્રમેહરોગ કહેતા નથી પણ રક્તપિત્ત કહે છે

બધા પ્રમેહોનું પૂર્વરૂપ

**સ્વેદોઽઙ્ગગન્ધઃ શિથિલત્વમઙ્ગે**
**શય્યાસનસ્વપ્નસુખાભિષઙ્ગઃ ।**
**હૃન્નેત્રજિહ્વાશ્રવણોપદેહો**
**ઘનાઙ્ગતા કેશનખાતિવૃદ્ધિઃ ॥૩૮॥**
**શીતપ્રિયત્વં ગલતાલુશોષો**
**માધુર્યમાસ્યે કરપાદદાહઃ ।**
**ભવિષ્યતો મેહગણસ્ય રૂપં**
**મૂત્રેઽભિધાવન્તિ પિપીલિકાશ્ચ ॥૩૯॥**

પરસેવો થાય, શરીર ગંધાય, શરીર ઢીલુંઢીલું થઈ જાય, સૂઈ રહેવું, બેસી રહેવું, ઊંઘવું અને સુખ એ ચાર વાનાં ઉપર આસક્તિ રહે, હૃદય, આંખ, જીભ અને કાનમાં તે તે અંગના મેલ કે દોષ લીંપાયેલા રહે, શરીર વધી જાય, વાળ અને નખ બહુ વધે, ઠંડું ગમે, ગળું અને તાળવું સુકાય, મોં ગળ્યુંગળ્યું

રહે, હાથ અને પગ બળે, અને પેશાબ તરફ કીડીઓ દોડે (=પેશાબને કીડીઓ ચડે)—એ થવાના પ્રમેહોના લક્ષણ છે (=વીસે પ્રમેહનું પૂર્વરૂપ છે)

**दृष्ट्वा प्रमेहं मधुरं सपिच्छं**
**मधूपमं स्याद्द्विविधो विचारः ।**
**सम्पूरणाद्वा कफसम्भवः स्यात्**
**क्षीणेषु दोषेष्वनिलात्मको वा ॥४०॥**

ગળ્યો, પિચ્છાવાળો, મધ જેવો પ્રમેહ જોઈને બે વિચાર આવે (=સદેહ થાય) જો એવા પ્રમેહમા દોષો પુષ્કળ હોય તો એવો સદેહ થાય કે શુ આ કફનો પ્રમેહ હશે? અને જો એવા પ્રમેહમા દોષો ઓછા હોય તો એવો સદેહ થાય કે શું આ વાયુનો પ્રમેહ હશે? (પણ આવો સદેહ ખરુ જોતા થવો જોઈએ નહિ, કારણ કે કયા દોષનો પ્રમેહ છે તે, તે તે દોષના પ્રમેહના લક્ષણો ઉપરથી નક્કી કરી શકાય છે)

(પિચ્છા =શેમળાના ગુદર જેવી ચીકાશ—અરુણદત્ત)

સાધ્ય અને અસાધ્ય પ્રમેહ વિષે વધુ વિચાર

**सपूर्वरूपाः कफपित्तमेहाः**
**क्रमेण ये वातकृताश्च मेहाः ।**
**साध्या न ते, पित्तकृतास्तु याप्याः**
**साध्यास्तु मेदो यदि नातिदुष्टम् ॥४१॥**

(આગળ શ્લોક ૬મા કફના પ્રમેહ સાધ્ય, પિત્તના પ્રમેહ યાપ્ય અને વાયુના પ્રમેહ અસાધ્ય છે એમ કહ્યુ છે હવે આ શ્લોકમા એના અપવાદ કહે છે)

પૂર્વરૂપના લક્ષણો જેમા ચાલુ રહ્યા કરે એવા કફના પ્રમેહ અને પિત્તના પ્રમેહ અસાધ્ય છે, વળી જે પ્રમેહ પહેલા કફના હોય, પછી એમાથી બગડીને પિત્તના પ્રમેહ થઈ ગયા હોય અને એ જ પાછા બગડીને વાયુના પ્રમેહ થઈ ગયા હોય, એવા ક્રમથી થયેલા વાયુના પ્રમેહ પણ અસાધ્ય છે (=શરૂઆતથી જ વાયુના પ્રકોપથી થયેલા પ્રમેહ તો શ્લોક ૬ પ્રમાણે અસાધ્ય છે જ, પણ જે કફના પ્રમેહ ઉપર કહેલા ક્રમસર બગડીને પાછળથી વાયુના પ્રમેહ બની ગયા હોય તે પણ અસાધ્ય છે) પિત્તના પ્રમેહ યાપ્ય છે પણ એ યાપ્ય કહેલા પિત્તના પ્રમેહોમા જો ચરબી બહુ જ ન બગડી હોય, તો એ પિત્તના પ્રમેહ પણ સાધ્ય છે

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने प्रमेहनिदानं नाम दशमोऽध्यायः ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો: વિદ્રધિવૃદ્ધિ-ગુલ્મનિદાન

**अथातो विद्रधिवृद्धिगुल्मनिदानं**
**व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે ૨ મે વિદ્રધિ (=ગડ), વૃદ્ધિ (=વધગવળ) અને ગુલ્મ(=ગોળો)નુ નિદાન સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## વિદ્રધિનું નિદાન

કારણ

**भुक्तैः पर्युषितात्युष्णरूक्षशुष्कविदाहिभिः ।**
**जिह्मशय्याविचेष्टाभिस्तैस्तैश्चासृक्प्रदूषणैः ॥१॥**
**दुष्टत्वङ्मांसमेदोऽस्थिस्नाय्वसृक्कण्डराश्रयः ।**
**यः शोफो बहिरन्तर्वा महामूलो महारुजः ॥२॥**
**वृत्तः स्यादायतो यो वा**
**स्मृतः षोढा स विद्रधिः ।**

રાતવાસી બહુ ગરમ, બહુ લૂખું, બહુ સૂકુ અને બહુ વિદાહી વસ્તુઓ ખાવાપીવાથી, વાંકીટેડી પથારીમા સૂવાથી, શરીરના અવયવો વડે અવળી ચેષ્ટાઓ કરવાથી, તથા લોહીને બગાડે એવી જુદીજુદી વસ્તુઓથી બગડેલા ચામડી, માસ, ચરબી, હાડકુ, સ્નાયુ, લોહી અને કંડરાના આધારે, બહાર કે અદર મૂળમાં મોટો, બહુ પીડા કરે એવો, ગોળ કે લાબો જે સોજો થાય, તે વિદ્રધિ છે એવુ આયુર્વેદ કહે છે, એ છ રીતે થાય છે

સંખ્યા

**दोषैः पृथक्समुदितैः शोणितेन क्षतेन च ॥३॥**

ત્રણ છૂટાછૂટા દોષોથી (=વાયુનું, પિત્તનું, કફનું), સાથે કોપેલા ત્રણ દોષોથી, લોહીથી અને ક્ષતથી (=શસ્ત્ર વગેરે વાગવાથી)—એમ વિદ્રધિ છ છે

બાહ્ય અને આતર ગડ

**बाह्योऽत्र तत्रतत्राङ्गे दारुणो ग्रथितोन्नतः ।**
**आन्तरो दारुणतरो गम्भीरो गुल्मवद्घनः ॥४॥**
**वल्मीकवत्समुच्छ्रायी शीघ्रघात्यग्निशस्त्रवत् ।**

એમા (=બહારના અને અંદરના એ બે ગડમાથી) બહારનું ગડ (=શરીરની બહાર ઉપસી આવેલું ગડ) તે તે અવયવ ઉપર થાય છે, ભયંકર, ગંઠાયેલું અને

મોટા ઉપાડવાળું હોય છે આંતર વિદ્રધિ વધારે ભયંકર, શરીરની અંદર છુપાયેલું (=ઊંડું), ગોળા જેવું નક્કર, કીડીઓના રાફડા જેવું ટેકરી જેવા આકારનું તથા અગ્નિ અને શસ્ત્રની માફક તરત મારી નાખે એવું હોય છે

ગડ કયા ભાગમાં થાય?

नाभिबस्तियकृत्प्लीहक्लोमहृत्कुक्षिवङ्क्षणे ॥५॥
स्याद्वृक्कयोरपाने च

ડૂંટી, મૂત્રાશય, કાળજું, બરોળ, ક્લોમ, હૃદય, કૂખ, સાથળનાં વળા, વૃક્ક (બે કીડની) અને ગુદાના ભાગમાં ગડ થાય.

વાયુના ગડનાં લક્ષણ

वातात्तत्रातितीव्ररुक् ।
श्यावारुणश्चिरोत्थानपाको विषमसंस्थितः ॥
व्यधच्छेदभ्रमानाहस्पन्दसर्पणशब्दवान् ।

તેમાં (બધા ગડમાંથી) વાયુથી થયેલું ગડ બહુ જ તીવ્ર પીડાવાળું, બદામી રંગનું કે આછું લાલ, ઉપાડ થતાં અને પાકતાં ઘણો વખત લાગે તેવું, ઢંગધડા વિનાના આકારવાળું, વીંધાતું હોય એવી પીડાવાળું, કપાતું હોય એવી પીડાવાળું, ફેર, આનાહ, અને ફરકાટવાળું, ઝટ ફેલાઈ જાય એવું, અને અવાજ થાય એવું હોય છે

પિત્તના ગડનાં લક્ષણ

रक्तताम्रासितः पित्तात्तृष्णामोहज्वरदाहवान् ॥७॥
क्षिप्रोत्थानप्रपाकश्च

પિત્તથી થતું ગડ રાતું, તાંબાવર્ણું કે કાળું હોય છે, એમાં તરસ, મોહ, તાવ અને બળતરા થાય છે, એનો ઉપાડ જલદી થાય છે અને એ ઝટ પાકે છે

કફના ગડનાં લક્ષણ

पाण्डुः कण्डूयुतः कफात् ।
सोत्क्लेशशीतकस्तम्भजृम्भारोचकगौरव ॥८
चिरोत्थानविपाकश्च

કફના પ્રકોપથી થતું ગડ ધોળું, ખજવાળ આવે એવું, ઉત્ક્લેશ, શીતજ્વર, સ્તબ્ધ, બગાસાં, અરુચિ અને ભારવાળું, તથા લાંબે વખતે ઉપાડ થાય અને લાંબે વખતે પાકે એવું હોય છે

ત્રિદોષના ગડનાં લક્ષણ

सर्वजः सन्निपाततः ।

ત્રણે દોષ સાથે કોપવાથી થતા ગડમાં ત્રણ જુદા જુદા દોષોથી થતા ગડનાં એમાં લક્ષણ હોય છે

બાહ્ય અને આંતરવિદ્રધિનાં લક્ષણ

सामर्थ्याच्चात्र विभजेद्बाह्याभ्यन्तरलक्षणम् ॥९

એમાં દોષના પ્રકોપથી થયું ગડ બાહ્ય છે કે આંતર છે તે પેટાવિભાગના લક્ષણ, સામર્થ્યને આધારે (શ્લોક ૩ થી ... ના માં ... ના લક્ષણોને આધારે) જુદા પાડવા

લોહીથી થતા ગડનાં લક્ષણ

कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाज्वरः ।
पित्तलिङ्गोऽसृजा बाह्यः
स्त्रीणामेव तथाऽऽन्तरः ॥१०॥

લોહીના પ્રકોપથી થતું ગડ કાળી ફોલ્લીઓથી છવાયેલું, બદામી રંગનું, તીવ્ર બળતરા, પીડા અને તાવવાળું તથા પિત્તના ગડના લક્ષણવાળું હોય છે (આવું) લોહીથી થતું ગડ પુરુષોને બાહ્ય હોય છે (આંતર નહિ) અને ફક્ત સ્ત્રીઓને જ આંતર હોય છે (બાહ્ય નહિ) (કેટલાક ટીકાકારો એવો અર્થ કરે છે કે લોહીથી થતું બાહ્ય અને આંતર ગડ ફક્ત સ્ત્રીઓને જ થાય છે)

ક્ષતવિદ્રધિનાં સંપ્રાપ્તિ અને લક્ષણ

शस्त्राद्यैरभिघातेन क्षते वाऽपथ्यकारिणः ।
क्षतोष्मा वायुविक्षिप्तः सरक्तं पित्तमीरयन् ॥११
पित्तासृग्लक्षणं कुर्याद्विद्रधिं भूर्युपद्रवम् ।

શસ્ત્ર વગેરે વાગવાથી અથવા બીજી રીતે પણ (=ગૂમડું ફાટવા વગેરેથી) ઘા થયો હોય તે સ્થિતિમાં આહારવિહારનું કુપથ્ય કરવાથી વાયુ ઘામાંની ગરમીને ચાર પાસ વેરવિખેર કરી નાખે છે, તેથી એ ગરમી લોહી સાથે પિત્તને કોપાવીને પિત્તથી થયેલા અને લોહીથી થયેલા ગડનાં લક્ષણોવાળું અને અનેક ઉપદ્રવોવાળું ગડ કરે છે

જુદાજુદા ગડમાં જુદાજુદા ઉપદ્રવો શા આધારે થાય છે?

तेषूपद्रवभेदश्च स्मृतोऽधिष्ठानभेदतः ॥१२॥

તેમાં (=આમાં ગડમાં) ગડનાં જુદાંજુદાં સ્થાનને લીધે જુદાજુદા ઉપદ્રવો થાય છે એવું સ્મૃતિ કહે છે

ગડના જુદાજુદા ઉપદ્રવો

नाभ्यां हिध्मा भवेद्बस्तौ मूत्रं कृच्छ्रेण पूति च ।
श्वासो यकृति रोधश्च
प्लीह्न्युच्छ्वासस्य तृट् पुनः ॥१३॥
गलग्रहश्च क्लोम्नि स्यात्सर्वाङ्गप्रग्रहो हृदि ।
प्रमोहतमकः कासो हृदये घट्टनं व्यथा ॥१४॥

**कुक्षिपार्श्वान्तरांसार्तिः कुक्षावाटोपजन्म च ।**
**सक्थ्नोर्ग्रहो वङ्क्षणयोर्वृक्कयोः कटिपृष्ठयोः ॥**
**पार्श्वयोश्च व्यथा पायौ पवनस्य निरोधनम् ।**

ગડ ડૂંટી ઉપર થાય તો હેડકી આવે, મૂત્રાશય ઉપર ગડ થાય તો પેશાબ કરતાં દુઃખ થાય અને પેશાબ ગંધાતો થાય, કાળજા ઉપર ગડ થાય તો શ્વાસ ચડે, બરોળ ઉપર ગડ થાય તો ઉચ્છ્વાસ રોકાય, ક્લોમ ઉપર ગડ થાય તો તરસ લાગ્યા કરે અને ગળું સુકાય, હૃદય ઉપર ગડ થાય તો બધાં રોગ જકડાઈ જાય, મોહ થાય, અંધારાં આવે, ઉધરસ આવે, હૃદયમાં થથરાટ અને પીડા થાય, કૂખમાં ગડ થાય તો કૂખ અને પડખાંના વચગાળામાં અને ખભામાં પીડા થાય છે તથા આટોપ થાય છે, સાથળના વચમાં ગડ થાય તો પગ ઝલાઈ જાય છે, વૃક્ક (= કીડની) ઉપર ગડ થાય તો કમર અને પીઠમાં તથા પડખામાં પીડા થાય છે, અને ગુદામાં ગડ થાય તો અપાન વાયુનું રોકાણ થાય છે.

કાચા, પાકા અને સડેલા ગડનાં લક્ષણ

**आमपक्वविदग्धत्वं तेषां शोफवदादिशेत् ॥ १६ ॥**

ગડ કાચાં છે, પાકાં છે કે વિદગ્ધ (=વધારે પડતાં પાકી ગયેલાં, સડી ગયેલાં) છે તે (સૂ. ૨૯ રથી ૭ માં આપેલા) કાચા, પાકા અને વધારે પડતા પાકેલા સોજાનાં લક્ષણો ઉપરથી કહેવું (કાચાં ગડનાં લક્ષણ કાચા સોજા—ગૂમડાંનાં લક્ષણ જેવાં, પાકાં ગડનાં લક્ષણ પાકેલા સોજાનાં લક્ષણ જેવાં અને વધારે પડતાં પાકી ગયેલાં ગડનાં લક્ષણ વધારે પડતા પાકી ગયેલા સોજાનાં લક્ષણ જેવાં હોય છે.)

ક્યાં થયેલું ગડ ક્યાંથી સ્રવે છે?

**नाभेरूर्ध्वं मुखात्पक्वाः प्रस्रवन्त्यधरे गुदात् ।**
**गुदास्याद्वाभिजो**

ડૂંટીથી ઉપરના ભાગમાં થયેલાં ગડ પાકીને મોમાંથી સ્રવે છે (=પરુ નીકળે છે), ડૂંટીથી નીચેના ભાગમાં થયેલાં ગડ પાકીને ગુદામાંથી સ્રવે છે અને ડૂંટીમાં થયેલું ગડ ગુદામાંથી અને મોમાંથી સ્રવે છે.

ક્લેદ (=સ્રાવ) ઉપરથી પણ ગડ ક્યા દોષથી થયું છે તે શી રીતે જાણી શકાય?

**विद्याद्दोषं क्लेदाच्च विद्रधौ ॥१७॥**
**यथास्वं व्रणवत्**

ઉ. ૨૫/૫થી ૧૦માં આપેલા વાયુના વ્રણના, પિત્તના વ્રણના, કફના વ્રણના, લોહીના પ્રકોપથી થના વ્રણના અને ત્રિદોષના વ્રણના લક્ષણોમાં જે દરેકના ક્લેદ(=સ્રાવ વગેરે કોહવાટ)ના લક્ષણો આપ્યાં છે તે ઉપરથી પણ ગડમાં ક્યો દોષ છે (=ગડ ક્યા દોષથી થયું છે) તે જાણવું (જે દોષના વ્રણમાં જેવો ક્લેદ હોય છે તે દોષના ગડમાં પણ તેવો જ ક્લેદ હોય છે માટે ક્લેદ ઉપરથી પણ ગડમાં કોપેલો દોષ ક્યો છે તે જાણી શકાય છે.)

અસાધ્ય ગડ

**तत्र विवर्ज्यः सन्निपातजः ।**
**पक्वो हृन्नाभिबस्तिस्थो भिन्नोऽन्तर्बहिरेव वा ॥१८**
**पक्वश्चान्तः स्रवन् वक्त्रात् क्षीणस्योपद्रवान्वितः ।**

તેમાંથી (=બધાં ગડમાંથી) ત્રણે દોષ સાથે કોપવાથી થયેલું ગડ છોડી દેવા યોગ્ય (=અસાધ્ય) છે. હૃદય, ડૂંટી અને મૂત્રાશય પર થયેલું બાહ્ય ગડ કે આંતર ગડ પાકે અને ફૂટે તો અસાધ્ય છે, (ગમે તે ભાગ પર થયેલું) આંતર ગડ પાકે અને મોંથી સ્રવે તે અસાધ્ય છે, તથા બહુ દૂબળા માણસને શ્લોક ૧૨॥ થી ૧૫॥ માં કહેલા ઉપદ્રવોવાળું ગડ થાય તે પણ અસાધ્ય છે.

સ્તનવિદ્રધિ (=થાન પાક)

**एवमेव स्तनसिरा विवृताः प्राप्य योषिताम् ॥**
**सूतानां गर्भिणीनां वा सम्भवेच्छ्वयथुर्घनः ।**
**स्तने सदुग्धेऽदुग्धे वा बाह्यविद्रधिलक्षणः ॥२०**
**नाडीनां सूक्ष्मवक्त्रत्वात्कन्यानां न स जायते ।**
**इति विद्रधिनिदानम् ।**

એ જ પ્રમાણે (=શ્લોક ૭॥ થી ૨ પ્રમાણે) સુવાવડી અને ગર્ભિણી સ્ત્રીઓના સ્તનની પહોળા મુખવાળી શિરાઓ સુધી પહોંચેલો ઘટ્ટ સોજો ધાવણવાળા કે ધાવણ વિનાના સ્તન ઉપર આવે છે અને તેનાં લક્ષણો બાહ્ય વિદ્રધિ જેવાં હોય છે તે સોજો (=થાન પાકવું) કન્યાઓને આવતો નથી, કારણ કે તેમના સ્તનની શિરાઓનાં મુખ સૂક્ષ્મ હોય છે.

## વધરાવળનું નિદાન

સંપ્રાપ્તિ

**अथ वृद्धिनिदानम् ।**
**क्रुद्धो रुद्धगतिर्वायुः शोफशूलकरश्चरन् ॥२१॥**
**मुष्कौ वङ्क्षणतः प्राप्य फलकोशाभिवाहिनीः ।**
**प्रपीड्य धमनीर्वृद्धिं करोति फलकोशयोः ॥२२॥**

પોતાની ગતિ રોકવાથી કોપેલો વાયુ સોજો અને શૂળ કરતો કરતો, ફગોફગના સાથળનાં વચમાંથી આમાં

અ. સં.

પહોંચીને અંડની કોથળી (અં સ્કોટમ) તરફ વહેનારી ધમનીઓને ખૂબ બગાડીને કોથળીની વૃદ્ધિ કર છે (=કાથળીને ફુલાવીને મોટી કરી નાખે છે

સાત પ્રકારની વધરાવળ

**दोषास्रमेदोमूत्रान्त्रै स वृद्धि सप्तधा गद ।**
**मूत्रान्त्रजावप्यनिलाद्धेतुभेदस्तु केवलम् ॥ २३ ॥**

દોષથી (=વાયુથી, પિત્તથી, કફથી) લોહીથી ચરબીથી, પેશાબથી અને આતરડાથી થતો એમ વધરાવળનો રાગ સાત રીતે થાય છે પેશાબથી થતી આતરડામા થતી એ બે વધરાવળ પણ વાયુન લીધે થાય છે ફકત કારણ જુદા હોવાથી એ બે વધરાવળને વાયુની વધરાવળથી જુદી ગણાવી છે

વાયુની વધરાવળના લક્ષણ

**वातपूर्णदृतिस्पर्शो रूक्षो वातादहेतुरुक् ।**

વાયુની વધરાવળમા મથળીને રાકવાથી રા વાયુથી ફુલાવેલી મસક (કે ફૂલક્ષ) જેવી લાગે છે, કોથળી લૂખી હોય છે અને કારણ વિના પીડા થાય છે

પિત્તની વધરાવળના લક્ષણ

**पक्वोदुम्बरसङ्काश पित्ताद्दाहोष्मपाकवान् ॥ २४ ॥**

પિત્તની વધરાવળમા કોથળી પાકા ઉમેળાના ફળ જેવી થઈ જાય છે તથા એ વધરાવળમા બળતરા થાય છે કોથળી ગરમ રહે છે અને પાકે છે

કફની વધરાવળના લક્ષણ

**कफाच्छीतो गुरु स्निग्ध**
**कण्डूमान् कठिनोऽल्परुक् ।**

કફની વધરાવળમા કોથળી ઠંડી, ભાર, સ્નિગ્ધ, ખાજવાળી, કઠણ અને થોડી પીડાવાળી હાય છે

લોહીની વધરાવળના લક્ષણ

**कृष्णस्फोटावृत पित्तवृद्धिलिङ्गश्च रक्तत ॥ २५ ॥**

લોહીની વધરાવળમા કાથળી ઉપર મેશ જેવી કાળી ફોલ્લીઓ/ફોડલીઓ છવાઈ જાય છે અને પિત્તની વધરાવળ જેવા લક્ષણો થાય છે

ચરબીની વધરાવળના લક્ષણ

**कफवन्मेदसा वृद्धिर्मृदुस्तालफलोपम ।**

ચરબીની વધરાવળના લક્ષણ કફની વધરાવળ જેવા છે પણ ચરબીની વધરાવળમાં કોથળી મૃદુ અને તાડ ફળ જેવી હાય છે

મૂત્રની વધરાવળના લક્ષણ

**मूत्रधारणशीलस्य मूत्रज स तु गच्छत ॥२६॥**
**अम्भोभि पूर्णदृतिवत्क्षोभ याति सरुङ्मृदु ।**
**मूत्रकृच्छ्रमधस्ताच्च वलय फलकोशयो ॥२७॥**

પેશાબની હાજતને રાકી રાખવાની ટેવવાળા માણસને પેશાબની વધરાવળ થાય છે એમા જ્યાર જ્યાર દરદી ચાલે, ત્યાર પાણીથી ભરેલી મસક જેવો ક્ષોભ થાય છે (=જેમ પાણીભરેલી મસક લઈને ચાલીએ ત્યાર મસકમા પાણી હાલે છે તેવુ જ પેશાબની વધરાવળમા થાય છે) એમા પીડા હાય છે, અડકવામા મૃદુ હોય છે મૂત્રકૃચ્છ્ર થાય છે તથા કોથળીની નીચ હાથ પહેરવાના કડા જેવા આકાર થાય છે

આંત્રવૃદ્ધિ (=સારણગાંઠ)

**वातकोपिभिराहारै शीततोयावगाहनै ।**
**धारणेरणभाराध्वविषमाङ्गप्रवर्तनै ॥ २८ ॥**
**क्षोभणै क्षुभितोऽन्यैश्च क्षुद्रान्त्रावयवं यदा ।**
**पवनो विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् ॥ २९ ॥**
**कुर्याद्वङ्क्षणसन्धिस्थो ग्रन्थ्याभ श्वयथुं तदा ।**
**उपेक्ष्यमाणस्य च मुष्कवृद्धि**
**माध्मानरुक्स्तम्भवतीं स वायु ।**
**प्रपीडितोऽन्त स्वनवान् प्रयाति**
**प्रध्मापयन्नेति पुनश्च मुक्त ॥ ३० ॥**
**अन्त्रवृद्धिरसाध्योऽय वातवृद्धिसमाकृति ॥ ३१ ॥**
**रूक्षकृष्णारुणसिरातन्तुजालगवाक्षित ।**

**इति वृद्धिनिदानम् ।**

વાયુન કાપાવ એવા આહારથી ઠંડા પાણીમા બેનીન અનેક વાર નાહવાથી વેગોને રાકવાથી વગેરેને પરાણે આણવાથી (કાઢવાથી) ભાર ઉપાડવાથી ચાલવાથી, શરીરના અંગોથી જે પ્રવૃત્તિ ન કરવી જોઈએ એવી વિષમ પ્રવૃત્તિ કરવાથી તથા વાયુન કાપાવનારા બીજા કારણોથી કાપેલા વાયુ નાના આંતરડાના એક ભાગને ઢીલા પાડી દઈને (કે અંગ્રેજી U અક્ષર જેવા આકારનો બનાવીને) એને ની જગાએથી નીચુ ઉતારી દે છે ત વખત સાથળના વંક્ષણના સાધામાં રહેલો વાયુ ગાંઠ જેવા સોજો આણે છે જો આ રોગના તરત શાસ્ત્રોક્ત ઉપાય કરવામા બેદરકારી રખાય તો એ વાયુ અંડને ફુલાવી દે છે તથા સાર આધ્માન પીડા અને સ્તભ થાય છે કોથળીના ઉતરેલા આંતર ને અડકી (=ઊંચુ) દબાવીએ તો વાયુ અવાજ કરતા (કોથળીમાથી) બહાર નીકળે છે પણ દાબવાનું છોડી દઈએ એટલે વળી પાછો કોથળીને (=આંતરડાને) ફુલાવતો પાછો આવે છે આ સારણગાંઠનો રાગ અસાધ્ય છે, એનાં લક્ષણ વાયુની વધરાવળ જેવાં છે અને એમાં લુખી, મળી

અને આછી રાતી શિરાઓમા જાળાથી કોથળી છવાઈ જાય છે (=કોથળી ઉપર કહેલા રગની શિરાઓના જાળાજાળાં તરી આવે છે

## अथ गुल्मनिदानम् ।

# ગુલ્મ(=ગોળા)નું નિદાન

સખ્યા

**गुल्मोऽष्टधा पृथग्दोषैः संसृष्टैर्निचयं गतैः ॥३२॥**
**आर्तवस्य च दोषेण नारीणां जायतेऽष्टमः ।**

ગુલ્મ આઠ રીતે થાય છે છૂટાછૂટા ત્રણ દોષોથી, ત્રણ દોષોમાથી બેબે સાથે કોપેલા દોષોથી, ત્રણે દોષો સાથે કોપવાથી અને ક્રમ આર્તવ બગડવાથી સ્ત્રીઓને થાય છે તે રક્તગુલ્મ

કારણ, સપ્રાપ્તિ, પૂર્વરૂપ, આકાર

**ज्वरच्छर्द्यतिसाराद्यैर्वमनाद्यैश्च कर्मभिः ॥ ३३ ॥**
**कर्शितो वातलान्यत्ति शीतं वाऽम्बु बुभुक्षितः ।**
**यः पिबत्यनु चान्नानि लङ्घनप्लवनादिकम् ॥ ३४॥**
**सेवते देहसङ्क्षोभि छर्दिं वा समुदीरयेत् ।**
**अनुदीर्णामुदीर्णान्वा वातादीन्न विमुञ्चति ॥ ३५॥**
**स्नेहस्वेदावनभ्यस्य शोधनं वा निषेवते ।**
**शुद्धो वाऽऽशु विदाहीनि भजते स्यन्दनानि वा ॥३६**
**वातोल्बणास्तस्य मलाः पृथक् क्रुद्धा द्विशोऽथवा ।**
**सर्वे वा रक्तयुक्ता वा महास्रोतोनुशायिनः ॥३७**
**ऊर्ध्वाधोमार्गमावृत्य कुर्वते शूलपूर्वकम् ।**
**स्पर्शोपलभ्यं गुल्माख्यमुत्प्लुतं ग्रन्थिरूपिणम् ॥३८**

તાવ, ઊલટી, અતિસાર (=ઝાડા) વગેરે રોગથી તથા વમન (+વિરેચન, આસ્થાપન) વગેરે કર્મથી દૂબળો પડી ગયેલો જે માણસ વાયડા પદાર્થ ખાય પીએ, જે ભૂખ્યો માણસ ઠડુ પાણી પીએ, જે માણસ ખાધાપીધા પછી દેહમા ખળભળાટ થાય (=બધું સખળડખળ થઈ જાય) એવા લઘન (=કૂદવુ, ઠેકડે મારીને ઓળગી જવુ), તરવું વગેરે કામ કરે, જે માણસ ઊલટીનો ઉછાળો ન આવ્યો હોવા છતાં પરાણે ઊલટી કરે, વાછૂટ (+ઝાડો, પેશાબ) વગેરેની હાજત થયા છતા જે એ હાજતોને રોકે, જરૂરી સ્નેહન અને સ્વેદન કર્યા વિના જે માણસ શોધન કરે, અથવા શોધન થઈ રહ્યા પછી જે માણસ તરત વિદાહી અને સ્યદન પદાર્થો ખાયપીએ, તેના વાતોલ્બણ દોષો છૂટા [illegible]ા, બે બે ભેગા, ત્રણે ભેગા અથવા લોહીથી યુક્ત [illegible]ા મહાસ્રોતનું અનુશયન કરતાકરતા ઉપરના અને નીચેના રસ્તાને રોકીને પહેલા શૂળ ઉત્પન્ન કરીને અડકીને ઓળખી શકાય એવું, ઊપસેલું, ગાઠ જેવા આકારનું ગુલ્મ (=ગોળો) કરે છે

(વાતોલ્બણ =૧ વાયુ જેના કારણરૂપ છે એવા—અરુણદત્ત ૨ વાયુ જેમા વધારે પ્રમાણમા કોપ્યો હોય એવા—ચંદ્ર અને તોડર )

ગોળો એટલે શુ?

**कर्शनात्कफविट्पित्तैर्मार्गस्यावरणेन वा ।**
**वायुः कृताश्रयः कोष्ठे रौक्ष्यात्काठिन्यमागतः ॥३९**
**स्वतन्त्रः स्वाश्रये दुष्टः परतन्त्रः पराश्रये ।**
**पिण्डितत्वादमूर्तोऽपि मूर्तत्वमिव संश्रितः ॥४०॥**
**गुल्म इत्युच्यते बस्तिनाभिहृत्पार्श्वसंश्रयः ।**

કર્શન(=ધાતુઓ ઓછી થવા)ને લીધે અથવા કફ, ઝાડા અને પિત્તથી (વાયુનો) માર્ગ રોકાવાને લીધે કોઠામા આવીને રહેલા, લૂખાશને લીધે કઠણ બનેલા (=ગોળારૂપ બનેલા) પોતાના સ્થાન(=પક્વાશય)માં હોય ત્યારે સ્વતંત્ર અને પારકા સ્થાન(=આમાશય)માં હોય ત્યારે પરતંત્ર (=કફ અને પિત્ત ઉપર આધાર રાખતા) બગડેલા, ફક્ત અડકવાથી જ ઓળખી શકાય એવો હોવાથી અમૂર્ત હોવા છતા પિંડ(=ગોળા)રૂપ બની ગયેલો હોવાથી કઠણપણાને લીધે મૂર્ત જેવા બનેલા, મૂત્રાશય, ડૂટી, હૃદય અને પડખામા આશ્રય કરીને રહેલા વાયુને ગુલ્મ (=ગોળો) કહે છે

વાયુના ગોળાના લક્ષણ

**वातान्मन्याशिरःशूलं ज्वरप्लीहान्त्रकूजनम् ॥४१**
**व्यधः सूच्येव विट्सङ्गः कृच्छ्रादुच्छ्वसनं मुहुः ।**
**स्तम्भो गात्रे मुखे शोषः कार्श्यं विषमवह्निता ॥४२**
**रूक्षकृष्णत्वगादित्वं चलत्वादनिलस्य च ।**
**अनिरूपितसंस्थानस्थानवृद्धिक्षयव्यथः ॥४३॥**
**पिपीलिकाव्याप्त इव गुल्मः स्फुरति तुद्यते ।**

વાયુના ગોળામા મન્યામા અને માથામા શૂળ આવે, તાવ આવે, બરોળ બગડે, આંતરડામાં ગડગડાટ થાય, જાણે સોય ખોસાતી હોય એવું દુ:ખ થાય, ઝાડો ન થાય, ઉચ્છ્વાસની ક્રિયા વારવાર અને મુશ્કેલીથી થાય, શરીરમા સ્તભ થાય, મો સુકાય, દૂબળા થવાય, જઠરાગ્નિ વિષમ થાય, ચામડી વગેરે (=ચામડી, નખ, આખ, મો વગેરે) લૂખા અને કાળા પડી જાય અને વાયુ ચલ હોવાથી ગોળાના આકાર, સ્થાન, વૃદ્ધિ, ક્ષય અને વ્યથા અનિશ્ચિત હોય, ગોળા ઉપર જાણે કીડીઓ વ્યાપી ગઈ હોય એવું લાગે અને ગોળો ફરકે અને અંકુશ ખોસ્યા જેવી પીડા કરે.

પિત્તના ગોળાનાં લક્ષણ

**पित्ताद्दाहोऽम्लको मूर्च्छाविड्-**
**भेदस्वेदतृड्ज्वराः ॥ ४४ ॥**
**हारिद्रत्वं त्वगाद्येषु गुल्मश्च स्पर्शनासहः ।**
**दूयते दीप्यते सोष्मा स्वस्थानं दहतीव च ॥४५**

પિત્તને લીધે થયેલા ગોળામાં બળતરા, અમ્લક, મૂર્છા, ભાંગેલો ઝાડો, પરસેવો, તરસ, તાવ, ચામડી વગેરે હળદર જેવી પીળાશ અને સ્પર્શ ન ખમી શકે એવો ગરમ ગોળો પીડા કરે, સળગાવે અને પોતાના સ્થાનને જાણે (=તપાવેલો લોખંડનો ગોળો અડકતો હોય એ રીતે) દઝાડે—એટલાં લક્ષણો થાય છે.

કફના ગોળાનાં લક્ષણ

**कफात्स्तैमित्यमरुचिः सदनं शिशिरज्वरः ।**
**पीनसालस्यहृल्लासकासशुक्लत्वगादिताः ॥ ४६ ॥**
**गुल्मोऽवगाढः कठिनो गुरुः**
**सुप्तः स्थिरोऽल्परुक् ।**

કફના પ્રકોપથી થયેલા ગોળામાં સ્તૈમિત્ય, અરુચિ, અંગસાદ, ઠંડો તાવ, સળેખમ, આળસ, હૃલ્લાસ, ઉધરસ, ચામડી વગેરેમાં ધોળાશ, ગોળો પોતે ઊંડો, કઠણ, ભારે, કોઈ અડકે તેની ખબર ન પડે એવો (બહેરો), સ્થિર અને થોડી પીડાવાળો હોય—એટલાં લક્ષણો થાય છે.

દોષના ગોળાનું બીજું લક્ષણ

**स्वदोषस्थानधामानः स्वे स्वे काले च रुक्कराः ॥**
**प्रायः**

ગોળો જે દોષથી થયો હોય તે દોષના પોતાના સ્થાનમાં આશ્રય કરીને ગોળો રહે છે અને તે દોષના પ્રકોપના સમયે સામાન્ય રીતે શૂળરૂપી પીડા કરે છે.

(દોષનાં સ્થાન અને સમય માટે જુઓ સૂ. ૧૧। થી ૩ તથા સૂ. ૧/૭॥.)

બે દોષના ગોળાનાં લક્ષણ

**त्रयस्तु द्वन्द्वोत्था गुल्माः संसृष्टलक्षणाः ।**

બે બે દોષ સાથે કોપીને થયેલા ગોળા ત્રણ હોય છે (વાતપિત્તનો, કફવાતનો અને પિત્તકફનો) અને એ ગોળામાં જે બે દોષ સાથે કોપ્યા હોય તેનાં લક્ષણ ભેગાં હોય છે.

ત્રિદોષના ગોળાનાં લક્ષણ

**सर्वजस्तीव्ररुग्दाहः शीघ्रपाकी घनोन्नतः ॥ ४८ ॥**
**सोऽसाध्यो**

બધા દોષો સાથે કોપવાથી થયેલા ગોળામાં સખત પીડા અને બળતરા હોય છે, એ જલદીથી પાકે છે, ઘટ્ટ અને ઊપસેલો હોય છે. એ ગોળો અસાધ્ય છે.

રક્તગુલ્મ

**रक्तगुल्मस्तु स्त्रिया एव प्रजायते ।**

રક્તગુલ્મ (=લોહીનો ગોળો) તો ફક્ત સ્ત્રીને જ થાય છે.

રક્તગુલ્મનાં કારણ, સંપ્રાપ્તિ અને લક્ષણ

**ऋतौ वा नवसूता वा यदि वा योनिरोगिणी ॥४९**
**सेवते वातलानि स्त्री क्रुद्धस्तस्याः समीरणः ।**
**निरुणद्धयार्तवं योन्यां प्रतिमासमवस्थितम् ॥५०**
**कुक्षिं करोति तद्गर्भलिङ्गमाविष्करोति च ।**
**हृल्लासदौहृदस्तन्यदर्शनक्षामतादिकम् ॥ ५१ ॥**

ઋતુકાળમાં (નિ. ૧/૨૬) કોઈ સ્ત્રી કે તાજી સુવાવડ આવી હોય એવી કોઈ સ્ત્રી કે યોનિરોગવાળી કોઈ સ્ત્રી વાયડાં ખાનપાનનું સેવન કરે તો તેનો કોપેલો વાયુ દર મહિને આવતા આર્તવને યોનિમાં રોકી રાખે છે, કૂખ(=ઉદર)ને મોટું કરે છે (=ગર્ભિણીની માફક પેટ વધે છે), તથા હૃલ્લાસ, ભાવાઅભાવા, ધાવણ આવવું, દૂબળાપણું (=અથવા ફિક્કાશ) વગેરે ગર્ભ રહ્યો હોવાના લક્ષણ દેખાડે છે. (=એવાં લક્ષણો થાય છે.)

રક્તગુલ્મના ઉપદ્રવો

**क्रमेण वायुसंसर्गात्पित्तयोनितया च तत् ।**
**शोणितं कुरुते तस्या वातपित्तोत्थगुल्मजान् ॥५२**
**रुक्स्तम्भदाहातीसारतृड्ज्वरादीनुपद्रवान् ।**
**गर्भाशये च सुतरां शूलं दुष्टासृगाश्रये ॥ ५३॥**
**योन्याश्च स्रावदौर्गन्ध्यतोदस्पन्दनवेदनाः ।**

પછી ધીમેધીમે એમાં (=આર્તવમાં) વાયુ ભળવાથી અને પિત્ત એના કારણરૂપ હોવાથી એ લોહી એ સ્ત્રીને વાયુ અને પિત્તથી થતા ગોળાને લીધે થતા શૂળ, સ્તંભ, બળતરા, અતિસાર, તરસ, તાવ વગેરે ઉપદ્રવો કરે છે, બગડેલા લોહીના આશ્રયરૂપ બનેલા ગર્ભાશયમાં પુષ્કળ શૂળ આવે છે, તથા યોનિમાંથી સ્રાવ થાય છે (=બગાડ નીકળ્યા કરે છે), યોનિ ગંધાય છે, યોનિમાં તોદ, થડકારા અને પીડા થાય છે.

ગર્ભ અને રક્તગુલ્મ વચ્ચે તફાવત

**न चाङ्गैर्गर्भवद्गुल्मः स्फुरत्यपि तु शूलवान् ॥५४**
**पिण्डीभूतः स एवास्याः**
**कदाचित्स्पन्दते चिरात् ।**
**न चास्या वर्धते कुक्षिर्गुल्म एव तु वर्धते ॥५५॥**

(ગર્ભ તો પોતાના અવયવો સાથે ગર્ભાશયમાં

ફરકે છે) રક્તગુલ્મ ગર્ભની માફક અવયવો સાથે ફરકતુ નથી, (ગર્ભ રહે કે ફરકે તેમા પીડા થતી નથી) વળી રક્તગુલ્મ તો શૂળવાળુ હોય છે, (ગર્ભ થોડેથોડે વખત ફરકયા કરે છે) આ રક્તગુલ્મ જ ગોળારૂપ બનીને એ સ્રીને કોઈક વાર લાબે વખતે ફરકે છે, (ગર્ભ રહ્યો હોય ત્યારે સ્રીનુ પેટ વધે છે પણ રક્તગુલ્મ મા) સ્રીનુ પેટ વધતુ નથી પણ ગોળો જ વધે છે

### વિદ્રધિ અને રક્તગુલ્મ વચ્ચે તફાવત

**स्वदोषसश्रयो गुल्म' सर्वो भवति तेन सः।**
**पाक चिरेण भजते नैव वा विद्रधिः पुन' ॥ ५६॥**
**पच्यते शीघ्रमत्यर्थ दुष्टरक्ताश्रयत्वतः।**
**अत· शीघ्रविदाहित्वाद्विद्रधिः सोऽभिधीयते॥५७॥**

બધા ગુ મ(ગોળા)મા જે દોષથી જે ગુ મ થયો હોય તે દોષ તે ગુલ્મમા રહેલો હોય છે તથી તે (ગોળો) ઘણે લાબે વખતે પાકે છે કે નથી પણ પાકતો, પણ વિદ્રધિ(=ગડ)મા તો પુષ્કળ બગડેલુ લોહી રહેલુ હોવાથી એ ઝટ પાકે છે તેથી એ ઝટ પાકતુ હોવાથી એને વિદ્રધિ કહે છે

### બાહ્યગુલ્મ અને આતરગુ મના લક્ષણ

**गुल्मेऽन्तराश्रये बस्तिकुक्षिहृत्प्लीहवेदनाः।**
**अग्निवर्णबलाभ्रशो वेगानां चाप्रवर्तनम्॥ ५८॥**
**अतो विपर्ययो बाह्ये कोष्ठाङ्गेषु तु नातिरुक्।**
**वैवर्ण्यमवकाशस्य बहिरुन्नतताऽधिकम्॥ ५९॥**
**इति गुल्मनिदानम्।**

આતરગુલ્મમા મૂત્રાશયમા, કૂખમા, હૃદયમા અને બરાળમા પીડા થાય છે, જઠરાગ્નિ, શરીરનો રગ અને બળનો નાશ થાય છે તથા વેગો આવતા નથી બાહ્ય ગુલ્મમા એથી ઊધુ થાય છે (જઠરાગ્નિ, શરીરનો રગ અને બળનો નાશ થતો નથી તથા વેગોની પ્રવૃત્તિ થાય છે), મૂત્રાશય, હૃદય વગેરે કોઠાના અગોમા -બહુ પીડા થતી નથી ગોળો જે ભાગમા હોય તે ભાગના શરીરનો રગ બાકીના શરીરના રગથી જુદો -બની જાય છે અને બહારના ભાગમા ગોળાનો વધારે ઉપાડ (ઊંચાઈ) હોય છે

આમ, ગુલ્મનુ નિદાન પૂરુ થયુ

### આનાહનુ લક્ષણ

**साटोपमत्युग्ररुजमाध्मानमुदरे भृशम्।**
**ऊर्ध्वाधोवातरोधेन तमानाहं प्रचक्षते ॥६०॥**

ઉર્ધ્વવાયુ (=ઓડકાર) અને અધોવાયુ (=વાછૂટ) રોકાવાથી આટોપ(=ગડગડાટ)વાળો, બહુ જ સખત પીડાવાળો, (પેટનો) પુષ્કળ ફુગાવો (=આધ્માન) થાય તેને આનાહ કહે છે

### અષ્ઠીલા અને પ્રત્યષ્ઠીલા

**घनोऽष्ठीलोपमो ग्रन्थिरष्ठीलोर्ध्वं समुन्नतः।**
**आनाहलिङ्गस्तिर्यक्तु प्रत्यष्ठीला तथाकृतिः ॥६१॥**

ઘટ્ટ, લખોટી જેવી, (ડૂટીથી નીચેની બાજુએ) ઊભી ઊપસેલી ગાઠને અષ્ઠીલા કહે છે, પણ આનાહ જેવા લક્ષણવાળી, આડી ઊપસેલી અને અષ્ઠીલા જેવા આકારની ગાઠને પ્રત્યષ્ઠીલા કહે છે

### તૂની અને પ્રતૂની

**पक्वाशयाद्गुदोपस्थं वायुस्तीव्ररुजः प्रयान्।**
**तूनी, प्रतूनी तु भवेत्स एवातो विपर्यये ॥६२॥**

પકવાશયમાથી ગુદા અને મૂત્રેંદ્રિય તરફ જતા તીવ્ર વેદના કરતા વાયુને તૂની કહે છે, એનાથી ઊલટા જતા (=ગુદા અને મૂત્રેંદ્રિયમાથી પકવાશય તરફ જતા) તીવ્ર વેદના કરતા એને જ (=વાયુને જ) પ્રતૂની કહે છે

### ગોળાનું પૂર્વરૂપ

**उद्गारबाहुल्यपुरीषबन्ध-**
**तृप्त्यक्षमत्वान्त्रविकूजनानि।**
**आटोपमाध्मानमपक्तिशक्ति**
**मासन्नगुल्मस्य वदन्ति चिह्नम् ॥६३॥**

પુષ્કળ ઓડકાર આવે, ઝાડો રોકાય, ધરાઈને ખાઈ-પી શકાય નહિ, આતરડામા ગડગડાટ થાય, આટોપ અને આધ્માન થાય, ખાધુપીધુ પચે નહિ, શકિત રહે નહિ (અથવા પાચનશકિત રહે નહિ)—એ ગુલ્મરોગ થવાનો હોય તેના લક્ષણ છે (=ગુલ્મરોગનુ પૂર્વરૂપ છે)

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने विद्रधिवृद्धिगुल्म निदान नामैकादशोऽध्याय' ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો : ઉદરનિદાન

**अथात उदरनिदानं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः।**

હવે ઉદરરોગનુ નિદાન સમજાવીશુ એ વિષે આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### ઉદરરોગનુ કારણ

**रोगाः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि तु।**
**अजीर्णान्मलिनैश्चान्नैर्जायन्ते मलसञ्चयात् ॥१॥**

બધા રોગો અગ્નિ (=જઠરાગ્નિ) મંદ પડે ત્યારે

થાય છે, પણ ઉદરરોગો તો ખાસ કરીને જઠરાગ્નિ મદ પડે ત્યારે (આમ, વિષ્ટબ્ધ, વિદગ્ધ અને ગ્સશેષ એ ચાર જાતના) અજીર્ણથી, (ગધાતા, રાતવાસી, સંકીર્ણ વગેરે) મેલા ખાનપાનથી અને મળો (=દોષો તથા ઝાડો, પેશાબ વગેરે) અતિશય વધી જવાથી (=શરીર મા હદ ઉપરાત ભેગા થવાથી થાય છે

ઉદરરોગની સામાન્ય સંપ્રાપ્તિ

ऊर्ध्वाधो धातवो रुद्ध्वा वाहिनीरम्बुवाहिनी ।
प्राणाग्न्यपानान् सन्दूष्य
कुर्युस्त्वङ्मांससन्धिगाः ॥ २ ॥
आध्माप्य कुक्षिमुदरम्

ચામડી અને માસના વચગાળાના રહેલા દોષો જળ વહેનારા સ્રોતોને ઉપરથી અને નીચેથી રૂધી દઈને (=બધ કરી દઈને), પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને બગાડીને, કૂખને ફુલાવી દઈને ઉદર રોગ કરે છે

સખ્યા

अष्टधा तच्च भिद्यते ।
पृथग्दोषैः समस्तैश्च प्लीहबद्धक्षतोदकैः ॥३॥

તેના (=ઉદરરોગના) આઠ ભેદ છે. ત્રણ છૂટા છૂટા દોષથી થયેલા ત્રણ, ત્રણે સાથે કોપેલા દોષથી થતો એક, પ્લીહોદર, બદ્ધોદર, ક્ષતોદર અને ઉદકોદર (=જલોદર, જળ ધર)

ઉદરરોગથી પીડાતાનાં લક્ષણ (૩૫)

तेनार्ता शुष्कताल्वोष्ठाः शूनपादकरोदराः ।
नष्टचेष्टाबलाहाराः कृशाः प्रध्मातकुक्षयः ॥४॥
स्युः प्रेतरूपाः पुरुषाः

તેનાથી (=ઉદરરોગથી) પીડાતા માણસોના તાળવુ અને હોઠ સુકાયેલા હોય છે, પગે, હાથે અને પેટે સોજા હોય છે, ચેષ્ટા, બળ અને આહારનો નાશ થાય છે, દૂબળા પડી જાય છે, કૂખ ફૂલી જાય છે અને મડદા જેવા દેખાય છે (આહારનો નાશ થાય છે=ભૂખ મરી જાય છે)

પૂર્વરૂપ

भाविनस्तस्य लक्षणम् ।
क्षुन्नाशोऽन्नं चिरात्सर्वं सविदाहं च पच्यते ॥५॥
जीर्णाजीर्णं न जानाति सौहित्यं सहते न च ।
क्षीयते बलतः शश्वच्छ्वसित्यल्पेऽपि चेष्टिते ॥६॥
वृद्धिर्विशोऽप्रवृत्तिश्च किञ्चिच्छोफश्च पादयोः ।
रुग्बस्तिसन्धौ ततता लघ्वल्पाभोजनैरपि ॥७॥
राजीजन्म वलीनाशो जठरे

ભૂખ મરી જાય, બધુ અન્ન (=ખાનપાન) ઘણે લાબે વખતે અને વિદાહ સાથ પચે, ખાધુપીધુ પચી ગયુ કે અજીર્ણ છે તેની સમજણ ન પડે, અન ધરાઈને ખાનુપીવુ સહન ન થઈ શકે (=ધરાઈને ખાવાપીવાથી આકુળવ્યાકુળ થઈ જવાય), બળ હમેશાં ઓછુ થતુ જાય, થોડુ પણ કામ કરતા હાફી જવાય, ઝાડો બહુ થઈ જાય અને (કોઈવાર) ઝાડો તદ્દન બધ થઈ જાય, પગે જરા સોજા આવે, મૂત્રાશયના સાધામા પીડા થાય, હલકું અન થોડુ ખાયપીએ કે તદ્દન ન ખાયપીએ તોપણ પેટ તસતસી જાય (=ફૂલીને તડાતૂમ થાય), પેટ ઉપર લિસોટા દેખાય, પેટ ઉપરની કરચલીઓ જતી રહે—એ ઉદરરોગના પૂર્વરૂપના લક્ષણ છે

ઉદરરોગના સામાન્ય લક્ષણ

जठरेषु तु ।
सर्वेषु तन्द्रा सदनं मलसङ्गोऽल्पवह्निता ॥८॥
दाहः श्वयथुराध्मानमन्ते सलिलसम्भवः ।

બધા ઉદરરોગોમા તન્દ્રા, અગમાદ, મળો નીકળે નહિ, જઠરાગ્નિ ઓછો થઈ જાય, બળતરા, સોજા, આધ્માન અને આખરે પેટમા પાણી ભરાવુ—એટલા વાના થાય છે

જળધર થતા પહેલાંના બીજા ઉદરરોગોના સામાન્ય લક્ષણ

सर्वं त्वतोयमरुणमशोफं नातिभारिकम् ॥९॥
गवाक्षितं सिराजालैः सदा गुडगुडायते ।
नाभिमन्त्रं च विष्टभ्य वेगं कृत्वा प्रणश्यति ॥१०॥
मारुतो हृत्कटीनाभिपायुवङ्क्षणवेदनाः ।
सशब्दो निश्चरेद्वायुर्विड्बद्धा मूत्रमल्पकम् ॥११॥
नातिमन्दोऽनलो लौल्यं न च स्याद्विरसं मुखम् ।

પાણી સિવાયના (=જળધર સિવાયના) બીજા બધા ઉદરરોગોમાં પેટ આછુ લાલ હોય છે, થોડાથોડા સોજા હોય છે, બહુ ભારભાર લાગતા નથી, શિરાઓની જાળી જાણે પેટ પર ગૂથાઈ જાય છે (=તસતસી આવે છે), પેટમા હમેશા ગડગડાટ થાય છે, વાયુ ડૂટીનો અને આતરડાનો વિષ્ટભ કરીને (=તસતસાવીને ફુલાવી દઈને), વેગ કરીને, હૃદયમા, કમ્મરમા, ડૂટીમા, ગુદામા અને સાથળના વચામા પીડા કરીને પોતે નાશ પામે છે (=જણાતો નથી), વાયુ અવાજ સાથે (=વાછૂટના અવાજ સાથે) બહાર નીકળે છે, ઝાડો બધ થઈ જાય છે, પેશાબ બહુ થોડો થાય છે, જઠરાગ્નિ બહુ મદ હોતો નથી, ખાવાપીવાની લોલુપતા થયા કરે છે, મોનો સ્વાદ બગડી જતો નથી.

### વાતોદરનાં લક્ષણ

तत्र वातोदरे शोफः पाणिपान्मुष्ककुक्षिषु ॥१२॥
कुक्षिपार्श्वोदरकटीपृष्ठरुक् पर्वभेदनम् ।
शुष्ककासोऽङ्गमर्दोऽधोगुरुता मलसङ्ग्रहः ॥१३॥
श्यावारुणत्वगादित्वमकस्माद्वृद्धिह्रासवत् ।
सतोदभेदमुदरं तनुकृष्णसिराततम् ॥१४॥
आध्मातदृतिवच्छब्दमाहतं प्रकरोति च ।
वायुश्चात्र सरुक्शब्दो विचरेत्सर्वतोगतिः ॥१५॥

તેમા (=બધા ઉદરરોગોમાથી) વાયુથી થતા ઉદર રોગમા હાથ, પગ, અડ અને કૂખ ઉપર સોજો હોય છે, કૂખ, પડખા, પેટ, કમ્મર અને બરડામા પીડા થાય છે, પર્વ ફાટે છે (=ફાટતા હોય એવી પીડા થાય છે), સૂકી ઉધરસ, શરીર કસમોડા ખાય (=ચૂંથારા થાય), નીચેનો ભાગ ભારેભારે લાગે, મળોનો સગ્રહ થાય, ચામડી વગેરે બદામી રગનુ કે આછા લાલ થઈ જાય, કઈ કારણ વિના કોઈવાર પેટ ફૂલી જાય અને કોઈવાર પેટ નાનુ થઈ જાય, ઉદરમા તોદ અને ભેદ જેવી પીડા થાય, પેટ ઉપર પાતળી અને કાળી શિરા ઓ તરી આવીને વ્યાપી જાય, પેટને (ટકોરો મારીને) વગાડીએ તો ફુલાવેલી મસક (કે નગારા) જેવો (ઢમઢમ) અવાજ થાય, અને આમા (=વાતોદરમા) વાયુ પીડા અને અવાજ કરતોકરતો બધે ગતિ કરીને ફરે છે

### પિત્તોદરનાં લક્ષણ

पित्तोदरे ज्वरो मूर्च्छा दाहस्तृट् कटुकास्यता ।
भ्रमोऽतिसारः पीतत्वं त्वगादावुदरं हरित् ॥१६
पीतताम्रसिरानद्धं सस्वेदं सोष्म दह्यते ।
धूमायति मृदुस्पर्शं क्षिप्रपाकं प्रदूयते ॥ १७॥

પિત્તથી થયેલા ઉદરરોગમા તાવ, મૂર્ચ્છા, બળતરા, તરસ, મો તીખુંતીખું રહે, ફેર, અતિસાર, ચામડી વગેરેમા પીળાશ, પેટ હરિત રગનું થાય, પેટ ઉપર પીળી, તામ્રવર્ણી શિરાઓ ફૂલીને તરી આવે, પેટ પર પર સેવો થાય, પેટ ગરમ રહે, દાઝનું હોય એવુ થાય, ધુમાડો લાગીને કાળું પડી જાય એવું થઈ જાય, અડ કવામા મૃદુ લાગે, ઝટ પાકે, પેટમા પીડા થાય છે

### કફોદરનાં લક્ષણ

श्लेष्मोदरेऽङ्गसदनं स्वापः श्वयथुगौरवम् ।
निद्रोत्क्लेशारुचिश्वासकासशुक्लत्वगादिता ॥१८॥
उदरं स्तिमितं श्लक्ष्णं शुक्लराजीततं महत् ।
चिराभिवृद्धि कठिनं शीतस्पर्शं गुरु स्थिरम् ॥

કફથી થયેલા ઉદરરોગમા અંગસાદ, અગ બહેરું થઈ જાય, સોજાનો ભાર લાગે, ઊંઘ, ઉત્કલેશ, અરુચિ, હાંફ, ઉધરસ અને ચામડી વગેરેમાં ધોળાશ, પેટ સ્તિમિત, શ્લક્ષ્ણ, ધોળા લિસોટા લિસોટાવાળુ, મોટુ, ઘણે વખતે વધે એવું, કઠણ, અડકવામાં ઠડું, ભારે અને સ્થિર હોય છે

### ત્રિદોષના ઉદરરોગનાં કારણ, સંપ્રાપ્તિ, લક્ષણ

त्रिदोषकोपनैस्तैस्तैः स्त्रीदत्तैश्च रजोमलैः ।
गरदूषीविषाद्यैश्च सरक्ताः सञ्चिता मलाः ॥२०
कोष्ठं प्राप्य विकुर्वाणाः शोषमूर्च्छाभ्रमान्वितम् ।
कुर्युस्त्रिलिङ्गमुदरं शीघ्रपाकं सुदारुणम् ॥२१॥
बाधते तच्च सुतरां शीतवाताभ्रदर्शने ।

ત્રણે દોષને કોપાવે એવા તે તે આહારવિહારને લીધે, કામણ કરવા માટે સ્ત્રીએ આપેલા આર્તવ અને હાથ વગેરે અંગોના મેલને લીધે તથા ગર અને દૂષી વિષ (+વિરુદ્ધ ભોજન) વગેરેને લીધે એકઠા થયેલા દોષો લોહી સાથે કોઠામાં જઈને, બગડીને ગળાના, તાળવાના અને મોના શોષવાળો, ત્રણે દોષનાં ભેગા લક્ષણવાળો, ઝટ પાકે એવો ઘણો ભયકર ઉદરરોગ કરે છે અને તે (=ત્રિદોષનો ઉદરરોગ) ઠડી, પવન અને વાદળા જણાય ત્યારે વધારે પીડા કરે છે

### પ્લીહોદરનાં કારણ, સંપ્રાપ્તિ, લક્ષણ

अत्याशितस्य सङ्क्षोभाद्यानयानादिचेष्टितैः ॥२२
अतिव्यवायकर्माध्ववमनव्याधिकर्शनैः ।
वामपार्श्वाश्रितः प्लीहा च्युतः स्थानाद्विवर्धते ॥२३
शोणितं वा रसादिभ्यो विवृद्धं तं विवर्धयेत् ।
सोऽष्ठीलेवातिकठिनः प्राक् ततः कूर्मपृष्ठवत् ॥२४
क्रमेण वर्धमानश्च कुक्षावुदरमावहेत् ।
श्वासकासपिपासास्यवैरस्याध्मानरुग्ज्वरैः ॥२५॥
पाण्डुत्वमूर्च्छाछर्दिभिर्दाहमोहैश्च संयुतम् ।
अरुणाभं विवर्णं वा नीलहारिद्रराजिमत् ॥२६॥

હદથી વધારે ખાનાર માણસના દોષો વાહનમાં બેસીને જવું વગેરે ક્રિયાઓથી તથા અતિશય મૈથુન, બહુ કામ (=અવળી ચેષ્ટા), બહુ ચાલવું, બહુ ઊલટીઓ કરવી, કૃશ કરી નાખે એવા રોગ વગેરે કારણોથી સખળડખળ થાય તેને લીધે ડાબે પડખે આવેલી બરોળ પોતાના સ્થાનમાંથી ખસી જઈને વધે છે અથવા રસ વગેરે બીજી ધાતુઓ કરતાં પ્રમાણમાં વધારે વધી ગયેલુ લોહી તેને (=બરોળને) વધારે છે એ (=વધેલી બરોળ) શરૂઆતમાં અષ્ઠીલા જેવી કઠણ હોય છે, પછી કાચબાની પીઠની માફક ધીમેધીમે વધતીવધતી કૂખમા ઉદરરોગ કરે છે. આ પ્લીહોદર

રોગમાં સાથે હાંફ, ઉધરસ, તરસ, મોંનો સ્વાદ ખરાબ થઈ જાય, આધ્માન, પીડા, તાવ, ઘેણાશ (=ફીકાશ), મૂર્છા, ઊલટી, બળતરા અને મોહ હોય છે અને પેટ આછા લાલ રંગનું કે બગડી ગયેલા રંગનું અને ગળી જેવા રંગના અને હળદર જેવા રંગના લિસોટાવાળું હોય છે

પ્લીહોદર કયા દોષનું છે તેનાં લક્ષણ

उदावर्तरुजानाहैर्मोहतृड्दहनज्वरैः ।
गौरवारुचिकाठिन्यैर्विद्यात्तत्र मलान् क्रमात् ॥२७

તેમાં (=પ્લીહોદરમાં) ઉદાવર્ત, પીડા અને આનાહ ઉપરથી વાયુ મોહ, તરસ, બળતરા અને તાવ ઉપરથી પિત્ત અને ભાર, અરુચિ અને કઠણપણા ઉપરથી કફ, એમ અનુક્રમે દોષોને જાણવા

યકૃદુદર

प्लीहवद्दक्षिणात्पार्श्वात् कुर्याद्यकृदपि च्युतम् ।

બરોળની માફક જ (એ જ કારણોને લીધે તથા એ જ રીતે) જમણે પડખે વધેલું કાળજું પણ ઉદર રોગ કરે છે

(યકૃદુદરનો સમાવેશ પ્લીહોદરમાં કરવામા આવે છે, તેથી ૭ રોગની સંખ્યામાં એને જુદુ ગણાવ્યું નથી.)

બદ્ધોદરના કારણ, સંપ્રાપ્તિ અને લક્ષણ

पक्ष्मवालैः सहान्नेन भुक्तैर्बद्धायने गुदे ॥ २८॥
दुर्नामभिरुदावर्तैरन्यैर्वाऽन्त्रोपलेपिभिः ।
वर्चःपित्तकफान् रुद्ध्वा करोति कुपितोऽनिलः ॥
अपानो जठरं तेन स्युर्दाहज्वरतृट्क्षवाः ।
कासश्वासोरुसदनं शिरोहृन्नाभिपायुरुक् ॥३०॥
मलसङ्गोऽरुचिश्छर्दिरुदरं मूढमारुतम् ।
स्थिरं नीलारुणसिराराजिनद्धमराजि वा ॥३१॥
नाभेरुपरि च प्रायो गोपुच्छाकृति जायते ।

ખાણાપીણા સાથે પાંપણો કે વાળ ખવાયપિવાય તેથી, હરસથી, (ઝાડા, પેશાબ વગેરે રોકવાથી થયેલા) ઉદાવર્તથી કે (દહીં, ભાત, અડદ, શાક વગેરે) આંતરડાંને કફથી લીંપી નાખે એવા બીજા દ્રવ્યોથી ગુદાનો માર્ગ બંધ થઈ જવાથી કોપેલો અપાન વાયુ ઝાડો, પિત્ત અને કફને રોકીને ઉદરરોગ કરે છે આ બદ્ધ ગુદોદર રોગને લીધે બળતરા, તાવ, તરસ, છીંક, ઉધરસ, હાંફ, સાથળ ઢીલી પડી જાય, માથામાં, હદયમાં, ડૂંટીમાં અને ગુદામાં પીડા થાય, (ઝાડો, પેશાબ વગેરે) મળો નીકળે નહિ, અરુચિ, ઊલટીઓ, પેટમા પવન ઘૂંટાયા કરે (=બહાર નીકળી શકે નહિ), પેટ સ્થિર, પેટ પર ગળીના રંગની અને આછી લાલ શિરાઓના લિસોટા ભરચક તરી આવે કે સમૂળગા લિસોટા ન તરી આવે અને સામાન્ય રીતે ડૂંટીથી ઉપરના ભાગમાં ગાયના પૂંછડા જેવો આકાર થાય છે

ક્ષતોદર (=છિદ્રોદર, પરિસ્રાવ્યુદર)

अस्थ्यादिशल्यैः सान्नैश्चेद्भुक्तैरत्यशनेन वा ॥३२
भिद्यते पच्यते वाऽन्त्रं तच्छिद्रैश्च स्रवन्बहिः ।
आम एव गुदादेति ततोऽल्पाल्पं सविड्रसः ॥३३
तुल्यः कुणपगन्धेन पिच्छिलः पीतलोहितः ।
शेषश्चापूर्य जठरं जठरं घोरमावहेत् ॥ ३४ ॥
वर्धयेत्तदधो नाभेराशु चैति जलात्मताम् ।
उद्रिक्तदोषरूपं च व्याप्तं च श्वासतृड्भ्रमैः ॥३५
छिद्रोदरमिदं प्राहुः परिस्रावीति चापरे ।

હાડકાં વગેરે શલ્ય ખાધેલા ખોરાક સાથે જાય તેથી કે હદ ઉપરાંત ખાવાથી આંતરડું ચિરાય કે પાકે છે એના (આંતરડાનાં) છિદ્રોમાંથી બહાર વહેતો, મડદા જેવી ગંધવાળો, પિચ્છિલ, પીળો અને લાલ કાચો ને કાચો અન્નરસ ઝાડા સાથે ગુદાવાટે બહાર નીકળે છે, અને બાકીનો (જેટલો રસ બહાર નથી નીકળતો તે) પેટને ભરી દઈને ભયંકર ઉદરરોગ કરે છે (એ ક્ષતોદર રોગમાં પેટ) ડૂંટીથી નીચેના ભાગમાં વધે છે અને એમાંથી તરત જ જળ પેદા થઈ જાય છે એમાં કોપેલા દોષોના અધિક લક્ષણ હોય છે તથા હાંફ, તરસ અને ફેર એમાં વ્યાપેલા હોય છે આ રોગને છિદ્રોદર (=ક્ષતોદર) કહે છે અને બીજા આચાર્યો એને જ પરિસ્રાવી ઉદર કહે છે

જળોદર

प्रवृत्तस्नेहपानादेः सहसाऽऽमाम्बुपायिनः ॥३६॥
अत्यम्बुपानान्मन्दाग्नेः क्षीणस्यातिकृशस्य वा ।
रुद्ध्वाऽम्बुमार्गाननिलः कफश्च जलमूर्छितः ॥३७
वर्धयेतां तदेवाम्बु तत्स्थानादुदराश्रितौ ।
ततः स्यादुदरं तृष्णागुदस्रुतिरुजान्वितम् ॥ ३८॥
कासश्वासारुचियुतं नानावर्णसिराततम् ।
तोयपूर्णदृतिस्पर्शशब्दप्रक्षोभवेपथु ॥ ३९ ॥
दकोदरं महत्स्निग्धं स्थिरमावृत्तनाभि तत् ।

જેને સ્નેહ પીવો વગેરે પંચકર્મનો ક્રમ શરૂ કર્યો હોય તે માણસ એકાએક કાચું પાણી પીએ તેના, અથવા જેનો અગ્નિ મંદ હોય, જે રોગ વગેરે ખાસ

કારણસર ધાતુઓ ઓછી થઈ જવાથી ક્ષીણ થઈ ગયો હોય, અને જે ઉપવાસ વગેરેથી ચરબી અને માંસ ઓછા થવાથી દૂબળો પડી ગયો હોય તે માણસ બહુ પાણી પીએ, તો તેના પાણીના સ્રોતોને રોકીને પાણી સાથે ભળેલા વાયુ અને કફ ઉદરમાં રહીને તેના (=પાણીના) સ્થાનમાંથી (=કરોમમાંથી) તે જ પાણીમાં વધારો કરે છે ત્યાર પછી જળધર થાય છે જળધરમાં સાથે તરસ, ગુદામાંથી સ્રાવ થાય, પીડા, ઉધરસ, હાફ, અરુચિ એટલા વાના હોય છે, પેટ ઉપર અનેક રંગની શિરાઓ તરી આવીને વ્યાપી જાય છે, પેટને અડકવાથી એનો સ્પર્શ, પેટને વગાડવાથી એનો અવાજ, પેટ હાલવાથી થતો ખળભળાટ અને પેટને ટકોરો મારવાથી થતો થડકારો—એ બધું પાણીથી ભરેલી મસકની બાબતમાં થાય એવું થાય છે આ જળધર બીજા ઉદરરોગ કરતા વધારે માટું, સ્નિગ્ધ, સ્થિર અને બધી બાજુથી ગોળ ડૂંટીવાળું હોય છે (=ડૂંટી પોતાના ખાડામાંથી બહાર નીકળે છે અને ડૂંટીનો મૂળ નાયડા સાથે જોડાયેલો ભાગ ઊપસીને ટોચ ઉપર આવી જાય છે)

બીજા ઉદરરોગોમાંથી થતા જલોદરની સંપ્રાપ્તિ

उपेक्षया च सर्वेषु दोषा स्वस्थानतश्च्युता ॥४०॥
पाकाद्द्रवा द्रवीकुर्यु सन्धिस्रोतोमुखान्यपि ।
स्वेदश्च बाह्यस्रोतःसु विहतस्तिर्यगास्थित ॥४१॥
तदेवोदकमाप्यायय पिच्छां कुर्यात्तदा भवेत् ।
गुरूदरं स्थिरं वृत्तमाहतं च न शब्दवत् ॥४२॥
मृदु व्यपेतराजीक नाभ्यां स्पृष्टं च सर्पति ।
तदनूदकजन्मास्मिन्कुक्षिवृद्धिस्ततोऽधिकम् ॥४३॥
सिरान्तर्धानमुदकजठरोक्तं च लक्षणम् ।

બધા ઉદરરોગોમાં જો બેદરકારી રાખવામાં આવે (=વખતસર શાસ્રોક્ત ઉપાય ન થાય) તો પોતાના સ્થાનમાંથી ખસીને બીજા સ્થાનમાં ગયેલા અને પાકવાને લીધે દ્રવ બનેલા દોષો સાંધાઓ અને સ્રોતોના મુખોને પણ દ્રવ બનાવે છે (=પચપચાં, પાણીપૂના બનાવે છે) તથા બાહ્યસ્રોતો(=શરીરના રૂવાડાના છિદ્રો)માંથી નીકળી ન શકતો પરસેવો આડો જઈને તે જ પાણીમાં (=પડેલાં કુક્ષિમાં વધી ગયેલા પાણીમાં) વધારો કરી ને પિચ્છા કરે છે ત્યાર પેટ ભાર, સ્થિર, ગોળ વગાડવા છતાં અવાજ ન થાય એવું મૃદુ લિસોટા વિનાનું, ડૂંટીમાં અડકવાથી પ્રસરે એવું બને છે ત્યાર પછી એમા (આ ઉદરરોગમાં) પાણી પેટમાં આવવા માંડે છે. ત્યાર પછી કૂખ વધારે મોટી થાય છે (=ફૂલે છે), શિરાઓ દેખાતી બંધ થાય છે અને જળધરના લક્ષણો દેખાય છે

ઉદરરોગોનું સાધ્યાસાધ્યપણું

वातपित्तकफप्लीहसन्निपातोदकोदरम् ॥४४॥
कृच्छ्रं यथोत्तरम्

વાયુનો, પિત્તનો, કફનો, બરોળનો, ત્રિદોષનો અને પાણીનો ઉદરરોગ ઉત્તરોત્તર વધારે ને વધારે કૃચ્છ્રસાધ્ય, છે (=વાયુ કરતા પિત્તનો વધારે કૃચ્છ્રસાધ્ય, પિત્ત કરતા કફનો વધારે કૃચ્છ્રસાધ્ય એ ક્રમે જળધર સૌથી વધારે કૃચ્છ્રસાધ્ય છે)

पक्षात्पर प्रायोऽपरे हतः ।

બાકીના બે (બદ્ધોદર અને ક્ષતોદર) સામાન્ય રીતે એક પખવાડિયું રહીને મારી નાખે છે

सर्वं च जातसलिलं रिष्टोक्तोपद्रवान्वितम् ॥४५॥

શ્લોક ૪૦ થી ૪૩માં કહ્યા પ્રમાણે જેમાં પાણી પેદા થયું હોય એવા બધા ઉદરરોગ સામાન્ય રીતે મારી નાખે છે (=કૃચ્છ્રસાધ્યને બદલે અસાધ્ય બની જાય છે), તથા રિષ્ટના અધ્યાય (શા ૫/૮૯ થી ૯૦॥) માં કહેલા ઉપદ્રવોવાળા ઉદરરોગ મારી નાખે છે

जन्मनैवोदरं सर्वं प्राय. कृच्छ्रतम मतम् ।
बलिनस्तदजाताम्बु यत्नसाध्यं नवोत्थितम् ॥४६॥

સામાન્ય રીતે બધાય ઉદરરોગો થાય ત્યારથી જ અતિ દુસ્સાધ્ય મનાય છે, પણ દરદી બળવાન હોય પાણી ભરાવા ન માંડ્યું હોય અને ઉદરરોગ તાજો જ થયેલો હોય તો તે યોગ્ય પ્રયત્નથી મટી શકે છે

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने उदरनिदानं नाम द्वादशोऽध्याय ॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો : પાંડુરોગશોફ-વિસર્પનિદાન

अथात पाण्डुरोगशोफविसर्प
निदानं व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

ત્યાર પછી હવે અમે પાંડુરોગ, સોજા અને વિસર્પ (રતવા)નું નિદાન સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

પાંડુરોગના સંપ્રાપ્તિ અને નામ

पित्तप्रधाना कुपिता यथोक्तै कोपनैर्मला ।
तत्रानिलेन बलिना क्षिप्तं पित्तं हृदि स्थितम् ॥१॥
धमनीर्दश सम्प्राप्य व्याप्नुवत्सकलां तनुम् ।
श्लेष्मत्वक्मांसानि प्रदूष्यान्तरमाश्रितम् ॥ २ ॥

त्वङ्मांसयोस्तत्कुरुते त्वचि
वर्णान् पृथग्विधान्।
पाण्डुहारिद्रहरितान् पाण्डुत्वं तेषु चाधिकम्॥३॥
यतोऽतः पाण्डुरित्युक्तः स रोगः

પિત્ત જેમાં મુખ્ય હોય એવા દોષો આગળ (નિ ૧/૧૨॥ થી ૨૨॥માં) કહેવાઈ ગયેલાં દોષોને કોપાવનારાં કારણોથી કોપે છે (=ત્રણે દોષો કોપે છે તેમાં પિત્ત વધારે કોપે છે) તેમાંથી બળવાન બનેલા વાયુ વડે ફેંકાયેલું, હૃદયમાં રહેલું પિત્ત (હૃદયમાં રહેલી) દશ ધમનીઓમાં પહોંચીને, આખા શરીરમાં પ્રસરી જઈને કફ, ચામડી, લોહી અને માંસના વચગાળામાં રહીને ચામડીમાં જાતજાતના ધોળો, પીળો અને હરિત રંગ કરે છે પણ એ ત્રણ રંગમાં ધોળો રંગ વધારે હોય છે તેથી તે રોગને પાંડુરોગ કહે છે

પાંડુરોગનાં લક્ષણ

तेन गौरवम्।
धातूनां स्याच्च शैथिल्यमोजसश्च गुणक्षयः॥४॥
ततोऽल्परक्तमेदस्को निःसारः
स्याच्छ्लथेन्द्रियः।
मृद्यमानैरिवाङ्गैर्ना द्रवता हृदयेन च॥५॥
शूनाक्षिकूटः सदनः कोपनः ष्ठीवनोऽल्पवाक्।
अन्नद्विट् शिशिरद्वेषी शीर्णरोमा हतानलः॥६॥
सन्नसक्थो ज्वरी श्वासी कर्णक्ष्वेडी भ्रमी श्रमी।

તેનાથી (=પાંડુરોગથી) ધાતુઓ ભારે અને ઢીલી થઈ જાય છે, ઓજસના ગુણો (નિ ૬/૧)નો નાશ થાય છે, તેથી દરદીનાં લોહી અને ચરબી ઓછાં થઈ જાય છે, તાકાત જતી રહે છે, ઇન્દ્રિયો ઢીલી થઈ જાય છે, અંગો જાણે ચુંથાય છે, હૃદય જાણે દ્રવે છે (=ક્ષોભ પામે છે), આંખનાં ખાડામાં ઉપર સોજો આવે છે, અંગસાદ થાય છે, દરદી ચિડિયો થઈ જાય છે, થૂંકથૂંક કરે છે, થોડું બોલે છે, ખાવાપીવા ઉપર તિરસ્કાર આવે છે, ઠંડકનો તિરસ્કાર આવે છે, રૂંવાડાં ખરી પડે છે, જઠરાગ્નિ હણાય છે, પગ સજ્જડ થઈ જાય છે, તાવ આવે છે, હાંફ ચડે છે, કર્ણક્ષ્વેડ થાય છે, ફેર આવે છે અને થાક લાગે છે

(ઓજસના ગુણ માટે જુઓ નિ ૬/૧)

સંખ્યા

स पञ्चधा पृथग्दोषैः समस्तैर्मृत्तिकादनात्॥७॥

એ (=પાંડુરોગ) પાંચ રીતે થાય છે જુદાજુદા દોષોથી (=વાયુનો, પિત્તનો, કફનો), ત્રિદોષનો ને માટી ખાવાથી.

પૂર્વરૂપ

प्राग्रूपमस्य हृदयस्पन्दनं रूक्षता त्वचि।
अरुचिः पीतमूत्रत्वं स्वेदाभावोऽल्पवह्निता॥८॥
सादः श्रमो

હૃદય ધડકે, ચામડીમાં લૂખાશ, અરુચિ, પીળો પેશાબ પરસેવો ન થાય, જઠરાગ્નિ થોડો થઈ જાય, અંગસાદ અને થાક—એટલું એનું (=પાંડુરોગનું) પૂર્વરૂપ છે

વાયુના પાંડુનાં લક્ષણ

अनिलात्तत्र गात्ररुक्तोदकम्पनम्।
कृष्णरूक्षारुणसिरानखविण्मूत्रनेत्रता॥९॥
शोफानाहास्यवैरस्यविट्शोषाः पार्श्वमूर्धरुक्।

તેમાં (=બધા પાંડુરોગમાંથી) વાયુથી થતા પાંડુરોગમાં શરીરમાં તોદ, પીડા અને કંપ થાય છે, શિરાઓ, નખ, ઝાડો, પેશાબ અને આંખો કાળાં પડી લૂખાં, અને આછાં લાલ હોય છે, સોજો આનાહ, મોંનો સ્વાદ બગડી જાય, ઝાડો સુકાઈ જાય, પડખામાં અને માથામાં પીડા થાય—(રોગનાં લક્ષણ હોય છે)

પિત્તના પાંડુનાં લક્ષણ

पित्ताद्धरितपीताभसिरादित्वं ज्वरस्तमः॥१०॥
तृट्स्वेदमूर्च्छाशीतेच्छा दौर्गन्ध्यं कटुवक्त्रता।
वर्चोभेदोऽम्लको दाहः

શિરા વગેરે (શ્લોક ૯) હરિત અને પીળાં હોય છે, તાવ આવે છે, અંધારાં આવે છે, તરસ લાગે છે, પરસેવો થાય છે, મૂર્ચ્છા આવે છે, ઠંડા પદાર્થની ઇચ્છા થાય છે, શરીરમાંથી દુર્ગંધ મારે છે, મોં તીખુંતીખું રહે છે, ભાંગેલ ઝાડા થાય છે, ખાટો ઓડકાર અને બળતરા થાય છે—એટલાં લક્ષણ પિત્તથી થતા પાંડુરોગમાં થાય છે

કફના પાંડુનાં લક્ષણ

कफाच्छुक्लसिरादिता॥११॥
तन्द्रा लवणवक्त्रत्वं रोमहर्षः स्वरक्षयः।
कासश्छर्दिश्च

કફથી થતા પાંડુરોગમાં શિરા વગેરે (શ્લોક ૯) ધોળી હોય છે, ઘેન, ખારું ખારું મોં, રૂંવાડાં ઊભાં થાય, અવાજ બેસી જાય, ઉધરસ અને ઊલટી—એટલાં લક્ષણ થાય છે

ત્રિદોષના પાંડુનાં લક્ષણ

निचयान्मिश्रलिङ्गोऽतिदुःसहः॥१२॥

ત્રણે દોષ ભેગા કોપવાથી થતા પાંડુરોગમાં જુદાજુદા દોષથી થતા પાંડુરોગનાં લક્ષણો ભેગાં હોય છે અને તે તદ્દન સહન કરી ન શકાય તેવો મુશ્કેલ હોય છે

માટી ખાવાથી થતા પાંડુરોગનાં કારણ, સંપ્રાપ્તિ અને લક્ષણ

**मृत्कषायाऽनिलं पित्तमूषरा मधुरा कफम्।**
**दूषयित्वा रसादींश्च रौक्ष्याद्भुक्तं विरूक्ष्य च ।१३**
**स्रोतांस्यपक्वैवापूर्य कुर्याद्रुद्ध्वा च पूर्ववत्।**
**पाण्डुरोगं ततः शूननाभिपादास्यमेहनः ॥ १४ ॥**
**पुरीषं कृमिमन्मुञ्चेद्भिन्नं सासृक्कफं नरः।**

(ખાધેલી) માટી તૂરી હોય તો વાયુને બગાડીને ક્ષારવાળી હોય તો પિત્તને બગાડીને અને ગળી હોય તો કફને બગાડીને, તથા રસ વગેરે ધાતુઓને બગાડીને પોતાની (માટીની) લૂખાશને લીધે ખાધેલા આહારને લૂખો બનાવી દઈને કાચી જ (અથવા નહિ જેવી પાકેલી જ) હોવાથી સ્રોતોને પૂરી દઈને પહેલાની માફક (શ્લોક ૭થી ૩ની માફક) પાંડુરોગ કરે છે તેથી (=તે પાંડુરોગથી) ડૂંટી, પગ, મો અને મૂત્રેન્દ્રિય પર સોજો આવે છે, તથા દરદીને કૃમિવાળો, ભાગેલો, લોહીવાળો અને કફવાળો ઝાડો થાય છે

કમળાના કારણ, સંપ્રાપ્તિ અને લક્ષણ

**यः पाण्डुरोगी सेवेत पित्तलं तस्य कामलाम्।**
**कोष्ठशाखाश्रयां पित्तं**
**दग्ध्वाऽसृङ्मांसमावहेत्।**
**हारिद्रनेत्रमूत्रत्वङ्नखवक्त्रशकृत्तया ॥ १६ ॥**
**दाहाविपाकतृष्णावान् भेकाभो दुर्बलेन्द्रियः।**

જે પાંડુરોગી પિત્ત કરે એવા આહારવિહારનું સેવન કરે છે, તેનુ પિત્ત લોહી અને માંસ એ બેને બાળીને કોઠો અને શાખા જેનો આશ્રય છે એવો કમળાનો રોગ કરે છે તેમા દરદીના આંખ, પેશાબ, ચામડી, નખ, મો અને ઝાડો હળદર જેવાં પીળાં હોય છે, તેને (=કમળાને) લીધે દરદીને બળતરા થાય છે, ખાધુ પચતુ નથી, તરસ લાગે છે, દેડકા જેવો દેખાય છે અને ઇન્દ્રિયો અશક્ત બની જાય છે

કમળાનું બીજું કારણ

**भवेत्पित्तोल्बणस्यासौ पाण्डुरोगादृतेऽपि च ॥**

પાંડુરોગ વિના પણ જેનામા પિત્ત વધારે હોય તેને પણ કમળો થાય છે

કુંભકમળો

**उपेक्षया च शोफाढ्या**
**सा कृच्छ्रा कुम्भकामला।**

જો કમળાની શાસ્ત્રોક્ત ચિકિત્સા વખતસર ન થાય તો શરીરે સોજા ભરાઈ જાય છે એને કુંભકમળો કહે છે, એ કૃચ્છ્રસાધ્ય છે

હલીમક (–લોઢર, અલસ)

**हरितश्यावपीतत्वं पाण्डुरोगे यदा भवेत्॥ १८**
**वातपित्ताद्भ्रमस्तृष्णा स्त्रीष्वहर्षो मृदुर्ज्वरः।**
**तन्द्राबलानलभ्रंशो लोढरं तं हलीमकम्॥ १९॥**
**अलसं चेति शंसन्ति**

પાંડુરોગમા જ્યારે શરીરનો રંગ હરિત, બદામી કે પીળો પડી જાય, અને વાયુ તથા પિત્તને લીધે ફેર, તરસ, સ્ત્રીને જોઈને હર્ષ ન થાય, હલકો તાવ આવે, ઘેન, બળ ઓછુ થાય જઠરાગ્નિ ઓછો થાય, એવા લક્ષણ થાય તેને લોઢર, હલીમક અને અલસ રોગ કહે છે

**तेषां पूर्वमुपद्रवाः।**
**शोफप्रधानाः कथिताः स एवातो निगद्यते॥२०**
**इति पाण्डुरोगनिदानम्।**

પહેલા (=શ્લોક ૯ તથા ૧૪મા) સોજા જેમા મુખ્ય છે એવા પાંડુરોગોના ઉપદ્રવો કહ્યા છે તેથી એને (=સોજાનો રોગ) વિષે જ કહેવામા આવે છે.

આમ પાંડુરોગનું નિદાન પૂરું થયું

**अथ शोफनिदानम्**

## શોફ (=સોજા)

સોજાની સંપ્રાપ્તિ

**पित्तरक्तकफान्वायुर्दुष्टो दुष्टान् बहिःसिराः।**
**नीत्वा रुद्धगतिस्तैर्हि कुर्यात्त्वङ्मांससंश्रयम्॥२१**
**उत्सेधं संहतं शोफं तमाहुर्निचयादतः।**
**सर्वं**

તેમના વડે (=પિત્ત, લોહી અને વાયુ વડે) જેની ગતિ રોકાઈ ગઈ હોય એવો કોપેલો વાયુ, કોપેલાં પિત્ત, લોહી અને વાયુને બાહ્ય શિરાઓમાં લઈ જઈને ચામડી અને માંસને આશ્રયે થતો ખીચોખીચ ઉત્સેધ (=ઉપાડ સોજો) કરે છે, તેને સોજો કહે છે તેથી (=વાયુ, પિત્ત અને કફ ત્રણેથી સોજો આવતો હોવાથી) બધા સોજા ત્રિદોષને લીધે આવે છે

સોજાની સંખ્યા

**हेतुविशेषैस्तु रूपभेदान्नवात्मकम्॥ २२॥**
**दोषैः पृथग्द्वयैः सर्वैरभिघाताद्विषादपि।**

જુદાં જુદાં કારણોને લીધે જુદાજુદાં લક્ષણો થતાં હોવાથી સોજા નવ છે: છૂટાછૂટા દોષના (વાયુનો,

પિત્તનો અને કફનો એમ ત્રણ), બે બે ભેગા દોષના (વાયુપિત્તનો, વાયુકફના, પિત્તકફનો એમ ત્રણ), ત્રિદોષનો, વાગવાથી થતો અને ઝેરથી થતો

**બીજી દૃષ્ટિએ સોજાના ત્રણ પ્રકાર**

**द्विधा वा निजमागन्तुं सर्वाङ्गैकाङ्गजं च तम् ॥**
**पृथून्नतग्रथितताविशेषैश्च त्रिधा विदुः ।**

(૧) નિજ અને આગંતુ, (૨) આખા શરીરે આવેલો અને એક અવયવ ઉપર આવેલો, (૩) વિશાળપણુ, ઉપાડ અને ગંઠાયેલાપણુ—એ દૃષ્ટિએ જે પ્રકારો પડે તેને લીધે—(આ ત્રણ દૃષ્ટિએ) સોજો ત્રણ પ્રકારનો છે એવુ (મુનિઓ) જાણે છે

**સોજાનાં કારણ, સંપ્રાપ્તિ**

**सामान्यहेतुः शोफानां दोषजानां विशेषतः ॥२४**
**व्याधिकर्मोपवासादिक्षीणस्य भजतो द्रुतम् ।**
**अतिमात्रमथान्यस्य गुर्वम्लस्निग्धशीतलम् ॥२५**
**लवणक्षारतीक्ष्णोष्णशाकाम्बु स्वप्नजागरम् ।**
**मृद्ग्राम्यमांसवल्लूरमजीर्णश्रममैथुनम् ॥२६॥**
**पदातेर्मार्गगमनं यानेन क्षोभिणाऽपि वा ।**
**श्वासकासातिसारार्शोजठरप्रदरज्वराः ॥२७॥**
**विषूच्यलसकच्छर्दिगर्भवीसर्पपाण्डवः ।**
**अन्ये च मिथ्योपक्रान्तास्तैर्दोषा**
**वक्षसि स्थिताः ॥२८॥**
**ऊर्ध्वं शोफमधो बस्तौ मध्ये कुर्वन्ति मध्यगाः ।**
**सर्वाङ्गगाः सर्वगतं प्रत्यङ्गेषु तदाश्रयाः ॥२९॥**

(૧) રોગથી, પંચકર્મથી વગેરેથી દૂબળો પડી ગયેલો માણસ એકારોક (=જેટલા દિવસની મુદત પછી લેવું જોઈએ તેટલા દિવસ વીત્યા પહેલા) ભારે, ખાટુ, સ્નિગ્ધ, ઠડુ, ખારુ, ક્ષારવાળુ, તીક્ષ્ણ, ગરમ ખાયપીએ; શાક ખાય, પાણી પીએ, દિવસે ઊંઘે, રાત્રે જાગે, માટી ખાય, (બકરી, કૂકડો વગેરે) ગ્રામ્ય પ્રાણીઓનું માસ ખાય, માંસની સૂકવણી ખાય, અજીર્ણ હોવા છતા અને થાક લાગ્યો હોય છતા મૈથુન કરે, પગે ચાલીને રસ્તે જાય કે શરીરને હચમચાવી નાખે એવા વાહનમા જાય તો એ દૂબળા પડી ગયેલા માણસોના દોષો, (૨) તથા (રોગ, પંચકર્મ વગેરેથી દૂબળા પડી ન ગયા હોય એવા) બીજા માણસો ઉપર કહેલુ ભારે, ખાટુ વગેરેથી માંડીને શરીરને હચમચાવી નાખે એવા વાહનમા જવાની ક્રિયા સુધીની ક્રિયાઓ હદ ઉપરાંત કરે તો એ બીજા માણસોના દોષો, (૩) તથા દમ, ઉધરસ, અતિસાર, હરસ, ઉદરરોગ, પ્રદર, તાવ, કોગળિયું, અલસક, ઊલટી, ગર્ભ, રતવા, પાંડુરોગ અને બીજા રોગોમા મિથ્યા (=આયુર્વેદથી વિરુદ્ધ) ઉપાય કરવામા આવે તેથી બગડેલા દોષો જો છાતીમા રહ્યા હોય તો શરીરના ઉપલા ભાગમા સોજા આવે છે, મૂત્રાશયમા રહ્યા હોય તો શરીરના નીચલા ભાગમાં સોજા આવે છે, શરીરના મધ્ય ભાગમા રહ્યા હોય તો વચલા ભાગમા સોજા આવે છે, આખા શરીરમા વ્યાપી ગયા હોય તો આખા શરીરે સોજા આવે છે અને પ્રત્યંગોમા રહ્યા હોય તો તેના (=પ્રત્યંગોના) ઉપર સોજા આવે છે આ ખાસ કરીને દોષોના પ્રકોપથી આવતા સોજાનુ સામાન્ય કારણ છે

**પૂર્વરૂપ**

**तत्पूर्वरूपं दवथुः सिरायामोऽङ्गगौरवम् ।**

સખત લાહ્ય બળે, શિરાઓ લાંબી થઈ જાય, અવયવ ભારે થઈ જાય—એ સોજાનું પૂર્વરૂપ છે

**વાયુથી આવેલા સોજાનાં લક્ષણ**

**वाताच्छोफश्चलो रूक्षः खररोमारुणासितः ॥३०**
**सङ्कोचस्पन्दहर्षार्तितोदभेदप्रसुप्तिमान् ।**
**क्षिप्रोत्थानशमः शीघ्रमुन्नमेत्पीडितस्तनुः ॥३१॥**
**स्निग्धोष्णमर्दनैः शाम्येद्रात्रावल्पो**
**दिवा महान् ।**
**त्वक् च सर्षपलिप्तेव तस्मिंश्चिमिचिमायते ॥३२॥**

વાયુથી આવેલા સોજામાં સોજો ઢંગધડા વિનાના આકારનો, લૂખો, બરછટ રૂંવાડાંવાળો, આછો લાલ કે કાળો, સંકોચાય એવો, થડકે એવો, રૂંવાડાં ઊભા થાય એવો, પીડાવાળો, તોદવાળો, જાણે ચિરાતું હોય એવી પીડાવાળો, સુપ્તિવાળો, ઝટ ઊપસી આવે અને ઝટ શમી જાય એવો, દબાવવામાં આવે તો તરત ઊંચો વધે એવો અને પાતળો હોય છે. એ સ્નિગ્ધ તથા ગરમ પદાર્થોનું વારવાર મર્દન કરવાથી મટે છે એ રાત્રે થોડો અને દિવસે મોટો હોય છે એમાં ચામડી પર જાણે સરસવનો લેપ કર્યો હોય તેમ ચામડી ઉપર (=લીંડીપીપર ખાધી હોય અને જીભ ઉપર જે ચમચમાટ થાય છે તેવો) ચમચમાટ થાય છે

**પિત્તથી થતા સોજાનાં લક્ષણ**

**पीतरक्तासिताभासः पित्तादाताम्ररोमकृत् ।**
**शीघ्रानुसारप्रशमो मध्ये प्राग्जायते तनुः ॥३३॥**
**सतृड्दाहज्वरस्वेददवक्लेदमदभ्रमः ।**
**शीताभिलाषी विड्भेदी**
**गन्धी स्पर्शासहो मृदुः ॥३४॥**

પિત્તથી થતા સોજાના રંગ પીળો, રાતો અને કાળો હોય છે, રૂંવાડાં જરા તાંબાવર્ણાં હોય છે, એ સોજો ઝટ ફેલાઈ જાય છે અને ઝટ શમી જાય છે, પહેલા એ શરીરના મધ્ય ભાગમાં થાય છે, એ પાતળો, તરસ, બળતરા, તાવ, પરસેવો, ર ગન, પચપચાપણું, મદ અને ફેર—એટલા લક્ષણવાળો, ઠંડકની ઇચ્છા થાય એવો, ઝાડાને ભાગીને ઉતારે એવો, ગંધવાળો, સ્પર્શ સહન ન થાય એવો અને મૃદુ હોય છે

**કફથી થતા સોજાનાં લક્ષણ**

**कण्डूमान् पाण्डुरोमत्वक्कठिनः शीतलो गुरुः।**
**स्निग्धः श्लक्ष्णः स्थिरः स्त्यानो निद्राच्छर्द्यग्निसादकृत् ॥३५॥**
**आक्रान्तो नोन्नमेत्कृच्छ्रशमजन्मा निशाबलः।**
**स्रवेन्नासृक् चिरात्पिच्छां कुशशस्त्रादिविक्षतः॥**
**स्पर्शोष्णकाङ्क्षी च कफात्**

કફને લીધે આવતા સોજામાં ખણજ આવે, રૂંવાડાં અને ચામડી ધોળા હોય, સોજો કઠણ, ઠંડો, ભાર, સ્નિગ્ધ, શ્લક્ષ્ણ, સ્થિર અને સ્ત્યાન હોય, એનાથી ઊંઘ આવે, ઊલટીઓ થાય અને જઠરાગ્નિ મંદ પડી જાય, એ દબાવવાથી ઊંચો વધે નહિ, મુશ્કલીથી મટે અને મુશ્કેલીથી થાય (=સોજો આવે), રાત્રે જોર પકડે (વધે), દાભ, શસ્ત્ર વગેરેથી છેદ તાપણ લોહી નીકળે નહિ પણ ઘણે વખતે પિચ્છા નીકળે, સોજાને કોઈ અડક્યા કરે એવી ઇચ્છા થાય, સોજાને ગરમ પદાર્થોની ઇચ્છા થાય

**બે દોષના સોજાનાં લક્ષણ**

**यथास्वं द्वन्द्वजास्त्रयः।**
**सङ्कराद्धेतुलिङ्गानाम्**

બે બે દોષના કારણો અને લક્ષણો ભેગાં થવાથી તે તે બે દોષના લક્ષણવાળા બે દોષના ત્રણ (સોજા) હોય છે (વાયુપિત્તનો, વાયુકફનો અને પિત્તકફનો)

**ત્રિદોષના સોજાનાં લક્ષણ**

**निचयान्निचयात्मकः ॥३७॥**

ત્રણે દોષના કારણો અને લક્ષણો ભેગા થવાથી ત્રણે દોષના છૂટાછૂટા સોજાના ભેગા લક્ષણોવાળો ત્રિદોષનો સોજો હોય છે

**વાગવાથી થતા સોજાનાં કારણ, સંપ્રાપ્તિ, લક્ષણ**

**अभिघातेन शस्त्रादिच्छेदभेदक्षतादिभिः।**
**हिमानिलोदध्यनिलैर्भल्लातकपिकच्छुजैः ॥३८॥**
**रसैः शूकैश्च संस्पर्शाच्छ्वयथुः स्याद्विसर्पवान्।**
**भृशोष्मा लोहिताभासः प्रायशः पित्तलक्षणः॥**

હથિયાર (=લાકડું, ઢેખાળા, પથ્થર) વગેરેને લીધે કપાવાથી, ભેદાવાથી, ઘા પડવાથી (કે છોલાવાથી) વગેરે કારણસર તથા ઠંડા પવન લાગવાથી અને દરિયાનો પવન લાગવાથી તથા ભિલામા અને કૌંચાના ફૂલના રસથી અને ભિલામા અને કૌંચાના છોડનાં કાંટા અડકવાથી જે સોજો આવે છે તે વિસર્પવાળો, બહુ ગરમ, લાલ રંગના અને સામાન્ય રીતે પિત્તના સોજા જેવા લક્ષણોવાળો હોય છે. આને અભિઘાતનો (=વાગવા, ભાગવા, કપાવા, કચરાવા વગેરેથી આવેલો) સોજો કહે છે

**ઝેરથી થતા સોજાનું કારણ અને લક્ષણ**

**विषजः सविषप्राणिपरिसर्पणमूत्रणात्।**
**दंष्ट्रादन्तनखापातादविषप्राणिनामपि ॥४०॥**
**विण्मूत्रशुक्रोपहतमलवद्वस्त्रसङ्करात्।**
**विषवृक्षानिलस्पर्शाद्गरयोगावचूर्णनात् ॥४१॥**
**मृदुश्चलोऽवलम्बी च शीघ्रो दाहरुजाकरः।**

ઝેરી પ્રાણી શરીર પર ચાલે કે મૂતરે તેથી, (ઝેરી પ્રાણીના અને ઝેરી ન હોય એવા પ્રાણીના પણ) દાઢ, દાંત અને નખ વાગવાથી, ઝાડો, પેશાબ અને વીર્યથી બગડેલું ને મળવાળું (=મેલું) વસ્ત્ર અડકવાથી, ઝેરી ઝાડ ઉપર વાઈને આવેલો પવન અડકવાથી, ગરના યોગવાળું ચૂર્ણ (=દવા) ભભરાવવાથી (કે છાંટવાથી) ઝેરથી આવતા સોજો આવે છે તે મૃદુ, ચલ, અવલંબી (=નીચો ઊતરતા જાય એવો) અને શીઘ્ર (=ઝટ મારી નાખે એવો, =ઝટ ઉત્પન્ન થાય એવો) હોય છે

**સાધ્યાસાધ્યપણું**

**नवोऽनुपद्रवः शोफः साध्योऽसाध्यः पुरेरितः॥**

**इति शोफनिदानम्।**

નવો આવેલો અને ઉપદ્રવવિનાનો સોજો સાધ્ય છે, અસાધ્ય સોજો પહેલા (=શ્લો ૫/૯૧ા થી ૯૯મા) કહેવાઈ ગયો છે

આમ સોજાનું નિદાન પૂરું થયું

**अथ विसर्पनिदानम्।**

## विसर्प (=રતવા)

**રતવાની સંખ્યા**

**स्याद्विसर्पोऽभिघातान्तैर्दोषैर्दूष्यैश्च शोफवत्।**

સોજાની માફક વિસર્પ અભિઘાત સુધીના દોષોથી અને દૂષ્યોથી થાય છે (=વિસર્પની સંખ્યા સોજાના જેટલી છે પણ વિસર્પની સંખ્યા શ્લોક ૨૨ા પ્રમાણે

હોવા છતા અભિઘાત સુધીની જ હોય છે, એટલે વિષથી થતો વિસર્પ હોતો નથી ત્રણ છૂટાછૂટા દોષોથી થતા ત્રણ, ત્રણ દોષોમાથી બે બે દોષો સાથે કોપ વાથી થતા ત્રણ, ત્રણે દોષો સાથે કોપવાથી થતો એક, અભિઘાત—વાગવાભાગવાથી થતા એક અને દૂષ્યોથી થતો એક એમ કુલ નવ વિસર્પ હોય છે)

રતવાનાં સ્થાન અને દુ:સાધ્યપણુ

**अधिष्ठानं च तं प्राहुर्बाह्यान्तरुभयाश्रयात् ॥४३**
**यथोत्तरं च दुःसाध्याः**

મુનિઓ કહે છે કે રતવા બહારના ભાગના (=ઉપરઉપરનો), અંદરના ભાગના (=ઊંડા ભાગમા થતો) અને બહારના તથા અંદરના એમ બને ભાગમા થતો હોવાને લીધે એના ૩ વિઠાન (સ્થાન, જગ્યા) ત્રણ હોય છે, અને પહેલા કરતા બીજો અને બીજા કરતા ત્રીજો રતવા વધારે ને વધારે દુઃસાધ્ય હોય છે (=બાહ્ય કરતા આંતર અને આંતર કરતા બાહ્યાંતર રતવા વધારે ને વધારે દુઃસાધ્ય હોય છે)

રતવાનું કારણ

**तत्र दोषा यथायथम् ।**
**प्रकोपणैः प्रकुपिता विशेषेण विदाहिभिः ॥४४॥**
**देहे शीघ्रं विसर्पन्ति तेऽन्तरन्तःस्थिता बहिः**
**बहिःस्था द्वितये द्विस्थाः**

તેમા પોતપોતાને કોપાવનારા કારણોથી અને ખાસ કરીને વિદાહી પદાર્થોથી કોપેલા દોષો શરીરમા એકદમ ફરી વળે છે એ દોષો શરીરની અંદરના ભાગમાં રહ્યા હોય તો આંતર વિસર્પ કરે, બહારના ભાગમા રહેલા હોય તો બાહ્ય વિસર્પ કરે અને બને ભાગમાં રહેલા હોય તો બાહ્યાંતર વિસર્પ કરે

અંતરાશ્રય (=આંતર) અને બાહ્યાશ્રય
રતવાનાં લક્ષણ

**विद्यात्तत्रान्तराश्रयम् ॥४५॥**
**मर्मोपतापात्सम्मोहादयनानां विघट्टनात् ।**
**तृष्णातियोगाद्वेगानां विषमं च प्रवर्तनात् ॥४६॥**
**आशु चाग्निबलभ्रंशादतो बाह्यं विपर्ययात् ।**

મર્મસ્થાનમાં દુઃખ થાય, મૂર્છા આવે, (કાન, નાક વગેરે) શરીરના માર્ગો બહુ ફરકે (ધડકે), બહુ જ તરસ લાગ્યા કરે, વેગો અવળીરીતે (=કડકેકડકે) બહાર નીકળે, જઠરાગ્નિનો અને બળનો એકદમ નાશ થાય તે ઉપરથી અંતરાશ્રય રતવા સમજવો. ઉપર કહ્યાં તેનાથી ઊંધાં લક્ષણો હોય તો બાહ્યાશ્રય રતવા સમજવો.

વાયુના રતવાનાં લક્ષણ

**तत्र वातात्परीसर्पो वातज्वरसमव्यथः ॥४७॥**
**शोफस्फुरणनिस्तोदभेदायामार्तिहर्षवान् ।**

તેમા (બધા રતવામાથી) વાયુથી થતા રતવામા વાયુના તાવ જેવી પીડા થાય છે અને સોજો, ફરકાટ, તોદ, ભેદ, લબાઈ (=વિસ્તાર), પીડા અને હર્ષવાળો હોય છે (હર્ષવાળો=તેમા રૂવાડા ઊભા થઈ જાય છે)

પિત્તના રતવાનાં લક્ષણ

**पित्ताद्द्रुतगतिः पित्तज्वरलिङ्गोऽतिलोहितः ॥४८**

પિત્તથી થતો રતવા ઝટ પ્રસરી જાય છે, એનાં લક્ષણ પિત્તજવરના લક્ષણ જેવા હોય છે અને એ બહુ જ લાલ હોય છે

કફથી થતા રતવાના લક્ષણ

**कफात्कण्डूयुतः स्निग्धः कफज्वरसमानरुक् ।**

કફથી થતા રતવા ખાજવાળો, સ્નિગ્ધ અને કફજ્વર જેવી પીડાવાળો હોય છે

**स्वदोषलिङ्गैश्चीयन्ते सर्वे स्फोटैरुपेक्षिताः ॥४९॥**
**ते पक्वभिन्नाः स्वं स्वं च बिभ्रति व्रणलक्षणम् ।**

બધી જાતના રતવામાં જો શાસ્ત્રોક્ત ઉપાય કરવામાં ન આવે તો જે દોષનો રતવા હોય તે દોષનાં લક્ષણવાળી ફોલ્લીઓફોલ્લીઓ રતવા ઉપર ભરાઈ જાય છે જો એ રતવાને પાક્યા પછી ફોડવામા (=ચીરવામાં) આવે, તો જે દોષનો રતવા હોય તે દોષના વ્રણનાં લક્ષણ (=ઉ ૨૫) ધારણ કરે છે

વાતપિત્તવિસર્પ(=અગ્નિવિસર્પ)ના લક્ષણ

**वातपित्ताज्ज्वरच्छर्दिमूर्च्छातीसारतृड्भ्रमैः ॥५०॥**
**अस्थिभेदाग्निसदनतमकारोचकैर्युतः ।**
**करोति सर्वमङ्गं च दीप्ताङ्गारावकीर्णवत् ॥५१॥**
**यं यं देशं विसर्पश्च विसर्पति भवेत्स सः ।**
**शान्ताङ्गारासितो नीलो रक्तो**
**वाऽऽशु च चीयते ॥५२॥**
**अग्निदग्ध इव स्फोटैः शीघ्रगत्वाद् द्रुतं च सः ।**
**मर्मानुसारी वीसर्पः स्याद्वातोऽतिबलस्ततः ॥५३**
**व्यथेताङ्गं हरेत्संज्ञां निद्रां च श्वासमीरयेत् ।**
**हिध्मां च स गतोऽवस्थामीदृशीं लभते न ना ॥५४**
**क्वचिच्छर्मारतिग्रस्तो भूमिशय्यासनादिषु ।**
**चेष्टमानस्ततः क्लिष्टो मनोदेहश्रमोद्भवाम् ॥५५॥**
**दुष्प्रबोधोऽश्नुते निद्रां सोऽग्निवीसर्प उच्यते ।**

વાયુ અને પિત્ત સાથે કોપવાથી થતા વિસર્પમા તાવ, ઊલટી, મૂર્છા અતિસાર, તરસ, ફેર, હાડકા ચિરાતા હોય એવી પીડા, જઠરાગ્નિનો સાદ, અંધારા અને અરુચિ હોય છે, જાણે આખા શરીર ઉપર સળગતા અંગારા પાથર્યા હોય એવું આખું શરીર લાગે છે, જે જે ભાગમા રતવા ફરે છે તે તે ભાગ હોલવાયેલા અંગારા જેવો કાળો, ગળી જેવા રંગનો કે રાતો થઈ જાય છે, તથા દેવતાથી દાઝવા જેવા ફોલ્લાફોલ્લા થઈ આવે છે આ વિસર્પ ઝટ પ્રસરી જતો હોવાથી ઝડપથી મર્મને અનુસરે છે, પછી ધીમેધીમે વાયુ બહુ બળવાન બનીને શરીરમા પીડા કરે છે, બેભાન બનાવી દે છે, ઊંઘ ઉડાડી મૂકે છે, શ્વાસ અને હેડકી ઉપાડે છે" આવી સ્થિતિએ પહોચેલા રતવામા માણસ અણગમામા ડૂબી જાય છે અને એને જમીન પર, પથારીમા કે બેઠક વગેરે ઉપર કોઈ ઠેકાણે ચેન પડતું નથી પછી દુ ખી થઈને આળોટતા આળોટતા મન અને શરીરના થાકને લીધે એવી ઊંઘ આવી જાય છે કે જેમાથી બહુ મુશ્કેલીથી જગાડી શકાય છે આને અગ્નિવિસર્પ કહે છે

### વાતકફવિસર્પ( =ગ્રંથિવિસર્પ )નાં લક્ષણ

**कफेन रुद्धः पवनो भित्वा तं बहुधा कफम् ॥५६॥**
**रक्त वा वृद्धरक्तस्य त्वक्सिरास्नावमांसगम् ।**
**दूषयित्वा च दीर्घाणुवृत्तस्थूलखरात्मनाम् ॥५७॥**
**ग्रन्थीनां कुरुते मालां रक्तानां तीव्ररुज्ज्वराम् ।**
**श्वासकासातिसारास्यशोषहिध्मावमिभ्रमैः ॥५८॥**
**मोहवैवर्ण्यमूर्च्छाङ्गभङ्गाग्निसदनैर्युताम् ।**
**इत्ययं ग्रन्थिवीसर्पः कफमारुतकोपजः ॥ ५९ ॥**

કફ વડે રોકાયેલો વાયુ કફને અનેક ભાગમા તોડી નાખીને, અથવા જેનામા લોહી વધી ગયું હોય તેવા માણસના ચામડી, શિરા, સ્નાયુ અને માંસમાં રહેલા લોહીને બગાડીને ( =આ બે રીતે ) વાયુ લાંબી, ઝીણી ગોળ, જાડી, ખર અને રાતી ગંઠોની હારમાળા બનાવે છે એમાં સખત પીડા, તાવ, શ્વાસ, ઉધરસ, અતિસાર, મોં સુકાય, હેડકી, ઊલટી, ફેર, મોહ, રંગ બગડી જાય, મૂર્છા, શરીર તૂટે અને જઠરાગ્નિનો સાદ–એટલા વાના હોય છે આ ગ્રન્થિવિસર્પ કફ અને વાયુ સાથે કોપવાથી થાય છે

### કફપિત્તવિસર્પ( =કર્દમવિસર્પ )ના લક્ષણ

**कफपित्ताज्ज्वरः स्तम्भो निद्रातन्द्राशिरोरुजः ।**
**अङ्गावसादविक्षेपप्रलापारोचकभ्रमाः ॥६०॥**
**मूर्च्छाग्निहानिर्भेदोऽस्थ्नां**
**पिपासेन्द्रियगौरवम्**
**आमोपवेशनं लेपः स्रोतसां स च सर्पति ॥६१**
**प्रायेणामाशये गृह्णन्नेकदेशं न चातिरुक् ।**
**पिटकैरवकीर्णोऽतिपीतलोहितपाण्डुरैः ॥६२॥**
**मेचकाभोऽसितः स्निग्धो**
**मलिनः शोफवान् गुरुः ।**
**गम्भीरपाकः प्राज्योष्मा**
**स्पृष्टः क्लिन्नोऽवदीर्यते ॥ ६३ ॥**
**पङ्कवच्छीर्णमांसश्च स्पष्टस्नायुसिरागणः ।**
**शवगन्धिश्च वीसर्पं कर्दमाख्यमुशन्ति तम् ॥६४**

કફ અને પિત્ત સાથે કોપવાથી થતા રતવામા તાવ, સ્તંભ, ઊંઘ, ઘેન, પીડા, અંગસાદ, વિક્ષેપ, લવરી, અરુચિ, ફેર, મૂર્ચ્છા, જઠરાગ્નિ ઓછો થાય, હાડકા ચિરાતા હોય એવી પીડા, તરસ, ઇન્દ્રિયો ભાર થઈ જાય, કાચો ઝાડા થાય અને સ્રોતો કફ વગેરેથી લીંપાઈ જાય આ વિસર્પ હોજરીમા એક ભાગને પહેલો પકડીને પછી આખા શરીરમા ફેલાવા માંડે છે, એમા બહુ પીડા થતી નથી, બહુ પીળી, લાલ અને ધોળી ફોલ્લીઓથી છવાઈ જાય છે એ રતવા મેચક (=મોરના ગળા) જેવો કાળો, સ્નિગ્ધ, મેલો, સોજાવાળો, ભારે, ઊંડાણમા પાકે એવો, બહુ ગરમ, અડકવામાં પચપચો અને અડકવાથી ઉતરડાઈ જાય એવો, કાદવ જેવો, છિન્નભિન્ન થઈ ગયેલા માંસવાળો, સ્નાયુઓ અને શિરાઓનો સમૂહ સ્પષ્ટ દેખાઈ આવે એવો અને મડદા જેવો ગધાતો હોય છે એ રતવાને કર્દમવિસર્પ કહે છે

### ત્રિદોષના રતવાના લક્ષણ

**सर्वजो लक्षणैः सर्वैः सर्वधात्वतिसर्पणः ।**

બધા દોષો સાથે કોપવાથી થતા રતવામા બધા છૂટાછૂટા દોષોના રતવાનાં લક્ષણો ભેગા હોય છે આ રતવા બધી ધાતુઓમાં પુષ્કળ ફેલાઈ જાય છે

### અભિઘાતથી થતા વિસર્પનાં લક્ષણ

**बाह्यहेतोः क्षतात्क्रुद्धः सरक्तं पित्तमीरयन् ॥६५॥**
**विसर्पं मारुतः कुर्यात् कुलत्थसदृशैश्चितम् ।**
**स्फोटैः शोफज्वररुजादाहाढ्यं श्यावलोहितम् ॥६६**

શસ્ત્ર વગેરે બહારનાં કારણથી વ્રણ થવાથી કોપેલે વાયુ લોહી સાથે પિત્તને કોપાવીને કળથી જેવી ફોલ્લીઓથી ભરેલો પુષ્કળ સોજો, તાવ, પીડા અને બળતરાવાળો, લાલ બદામી રંગનો રતવા કરે છે

### સાધ્ય—અસાધ્ય

**पृथग्दोषैस्त्रयः साध्या द्वन्द्वजाश्चानुपद्रवाः ।**
**असाध्यौ क्षतसर्वोत्थौ सर्वे चाक्रान्तमर्मकाः ॥६७**

વિસ્ફોટ, પામા અને ચર્મદલ તથા ત્રણે દોષ એક-સરખા વધારે કોપવાથી કાકણકુષ્ઠ થાય છે

સાત મહાકુષ્ઠ

पूर्वं त्रिकं दद्रु सकाकणम् ।
पुण्डरीकर्क्षजिह्वे च महाकुष्ठानि सप्त तु ॥ १० ॥

પહેલા ત્રણ (=કાપાલ, ઔદુંબર અને મંડલ), દદ્રુ, કાકણ, પુણ્ડરીક અને ઋક્ષજિહ્વ એ સાત મહા કુષ્ઠ છે

કુષ્ઠનુ પૂર્વરૂપ

अतिश्लक्ष्णखरस्पर्शस्वेदास्वेदविवर्णता. ।
दाह. कण्डूस्त्वचि स्वापस्तोदः
कोठोन्नति' श्रम ॥ ११ ॥
व्रणानामधिकं शूल शीघ्रोत्पत्तिश्चिरस्थिति ।
रूढानामपि रूक्षत्व. निमित्तेऽल्पेऽपि कोपनम् ॥१२
रोमहर्षोऽसृज काष्ण्यं कुष्ठलक्षणमग्रजम् ।

બહુ સ્નિગ્ધપણુ, અડકતામા ખરપણુ, પરસેવો થાય, પરસેવો ન થાય, ચામડીનો રંગ બગડી જાય, બળતરા, ખણજ, ચામડી બહેરી થઈ જાય, ચામડીમા તોદ થાય, ઢીમણા થાય, થાક, વ્રણોમા વધારે સણકા આવે, વ્રણો ઝટ થાય અને લાબા વખત સુધી ચાલુ રહે, વ્રણો રૂઝાયા છતા પણ લૂખાશ રહ્યા કરે અને નજીવા કારણ માત્રના ફરીથી વ્રણ થાય, રૂવાડા ઊભા થાય, લોહી કાળુ પડી જાય—આ કુષ્ઠનુ પૂર્વરૂપ છે

કાપાલકુષ્ઠ

कृष्णारुणकपालाभं रूक्ष सुप्त खर तनु ॥ १३ ॥
विस्तृतासमपर्यन्त हृषितैर्लोमभिश्चितम् ।
तोदाढ्यमल्पकण्डूक कापाल शीघ्रसर्पि च ॥ १४ ।

કાળા અને રાતા લાલ ઠીકરા જેવા લૂખો, ખર, પાતળી ચામડીવાળો, ફેલાયેલા અને લાંબાટૂંકા છેડા વાળો, ખડા થયેલા રૂવાડાથી ભરચક, પુષ્કળ તોદ વાળો, થોડી ખણજવાળો અને ઝટ પ્રસરી જાય એવો કુષ્ઠ કાપાલકુષ્ઠ છે

ઔદુંબરકુષ્ઠ

पक्वोदुम्बरताम्रत्वग्रोमगौरसिराचितम् ।
बहल बहलक्लेदरक्तं दाहरुजाधिकम् ॥ १५ ॥
आशूत्थानावदरणकृमि विद्यादुदुम्बरम् ।

પાકા ઉમેડાના ફળ જેવા તાંબાવર્ણા, ચામડી અને રૂવાડાવાળા, ગૌરવર્ણી શિરાઓથી ભરચક, ઘટ્ટ, પુષ્કળ ગદગદા અને લોહીવાળા, પુષ્કળ બળતરા અને પીડા વાળા, ઝટ ઊપડી આવે એવા, ઝટ ફાટે એવા અને જ્યાં કૃમિ થાય એવા કુષ્ઠને ઔદુંબરકુષ્ઠ જાણવો

મંડલકુષ્ઠ

स्थिरं स्त्यानं गुरु स्निग्धं श्वेतरक्तमनाशुगम् ॥१६
अन्योन्यसक्तमुत्सन्नं बहुकण्डूस्रुतिक्रिमि ।
श्लक्ष्णपीताभपर्यन्तं मण्डलं परिमण्डलम् ॥१७॥

સ્થિર, સ્ત્યાન, ભારે, સ્નિગ્ધ, ધોળાશપડતા રાતા, ઝટ ન પ્રસરે એવા, એકબીજા સાથે જોડાયેલા, ઉત્સેધ વાળા, પુષ્કળ ખણજ, સ્રાવ અને કૃમિવાળા, લીસા અને પીળા છેડાવાળા ગોળાકાર કુષ્ઠને મંડલકુષ્ઠ જાણવો

વિચર્ચિકા (=વિચર્ચી, ખરજવુ)

सकण्डूपिटिका श्यावा लसीकाढ्या विचर्चिका

વિચર્ચિકાકુષ્ઠ ખણજવાળો, ફોલ્લીઓવાળો, બદામી રંગના અને લસિકાથી ભરચક હોય છે

ઋક્ષજિહ્વ

परुष तनु रक्तान्तमन्तःश्याव समुन्नतम् ॥१८॥
सतोददाहरुक्क्लेद कर्कशैः पिटिकैश्चितम् ।
ऋक्षजिह्वाकृति प्रोक्तमृक्षजिह्वं बहुक्रिमि ॥१९॥

પરુષ, છેડા ભાગમા આછા રાતા ને લાલ, અંદર (વચ્ચે) બદામી રંગના, ઊપસેલા, તોદ, બળતરા અને પીડાવાળા, ગદગદા, કર્કશ ફોલ્લીઓથી ભરચક, રીંછની જીભ જેવા આકારના અને બહુ કૃમિવાળા કુષ્ઠને ઋક્ષજિહ્વ કહે છે

ચર્મકુષ્ઠ

हस्तिचर्मखरस्पर्शं चर्म

હાથીની ચામડી જેવા ખડબચડા સ્પર્શવાળા કુષ્ઠને ચર્મકુષ્ઠ કહે છે

એકકુષ્ઠ

एकाख्य महाश्रयम् ।
अस्वेदं मत्स्यशकलसन्निभम्

એકકુષ્ઠ નામનો કુષ્ઠ લાંબી પહોળી (=પુષ્કળ) જગ્યામા થાય છે, એમા પરસેવો થતો નથી અને એ માછલીના ભીંગડા જેવો હોય છે

કિટિભ

किटिभ पुन ॥२०॥
रूक्षं किणखरस्पर्शं कण्डूमत्परुषासितम् ।

પણ કિટિભકુષ્ઠ લૂખો, અડકવામાં આંટણ જેવો ખર, ખણજવાળો, કઠણ અને કાળો હોય છે

સિધ્મ (=કરોળિયા)

सिध्म रूक्षं बहिः स्निग्धमन्तर्घृष्टं रजः किरेत् ।
श्लक्ष्णस्पर्शं तनु श्वेतताम्रं दौग्धिकपुष्पवत् ।
प्रायेण चोर्ध्वकाये स्यात्

કરોળિયા બહારથી લૂખા, અંદરથી સ્નિગ્ધ, ઘસવાથી ઝીણી ફોતરી ખરે એવા, અડકવામાં શ્લક્ષ્ણ, પાતળા, ધોળાશપડતા, તાંબાવર્ણા, દૂધીના ફૂલ જેવા હોય છે એ સામાન્ય રીતે કેડથી ઉપરના ભાગમાં થાય છે

અલસક(=અલસ)કુષ્ઠ

गण्डैः कण्डूयुतैश्चितम् ॥ २२ ॥
रक्तैरलसकम्

ખણજવાળા રાતા ગૂમડાંથી ભરચક કુષ્ઠને અલસક કુષ્ઠ કહે છે

વિપાદિકા (=હાથપગ ફાટવા)

पाणिपाददार्यो विपादिका ।
तीव्रार्त्यां मन्दकण्डवश्च सरागपिटिकाचिताः ॥२३

તીવ્ર પીડાવાળા, થોડી ખણજવાળા, આછી રાતી ફોલ્લીઓથી ભરચક હાથપગના વાઢિયા એ વિપાદિકા કુષ્ઠ છે

દદ્રુ (=દદ્રુ, દાદર, દરાજ)

दीर्घप्रताना दूर्वावदतसीकुसुमच्छविः ।
उत्सन्नमण्डला दद्रूः कण्डूमत्यनुषङ्गिणी ॥२४॥

દાદર ધરોની માફક લાંબી પ્રસરે છે, અળશીના ફૂલ જેવા રંગની હોય છે, એના ગોળ ચકામા ઊપસેલા હોય છે, એમાં ખણજ આવે છે અને એ (=દાદર) ઘણા વખત સુધી ચાલુ રહે એવી હોય છે

શતારુ (=શતારુષી)

स्थूलमूलं सदाहार्ति रक्तश्यावं बहुव्रणम् ।
शतारु. क्लेदजन्त्वाढ्यं प्रायश: पर्वजन्म च ॥२५

શતારુ નામનો કુષ્ઠ સ્થૂલ મૂળવાળો, બળતરા અને પીડાવાળો, રાતા બદામી રંગનો, બહુ વ્રણવાળો, બહુ ગદગદો (=પચપચો), જીવાતથી ભરેલો અને સામાન્ય રીતે પર્વ ઉપર થાય એવો હોય છે

પુણ્ડરીક

रक्तान्तमन्तरा पाण्डु कण्डुदाहरुजान्वितम् ।
सोत्सेधमाचितं रक्तैः पद्मपत्रमिवांशुभिः ॥२६॥
घनभूरिलसीकासृक्प्रायमाशु विभेदि च ।
पुण्डरीकम्

પુણ્ડરીક નામનો કુષ્ઠ છેડા આગળ રાતો, વચ્ચે ધોળો, ખણજ, બળતરા અને પીડાવાળો, ઉત્સેધવાળો, કમળના પાંદડાની માફક રાતી ઝીણી રેખાઓથી ભરેલો, ઘટ્ટ અને પુષ્કળ લસિકા અને લોહીથી ભરેલો અને જલ્દી ફૂટે એવો હોય છે

વિસ્ફોટ

तनुत्वगिभश्चितं स्फोटैः सितारुणैः ॥२७॥
विस्फोटम्

પાતળી ચામડીવાળા ધોળા અને આછા લાલ ફોલ્લાઓથી ભરચક કુષ્ઠને વિસ્ફોટક કહે છે

પામા (=ખસ)

पिटिकाः पामा कण्डूक्लेदरुजाधिकाः ।
सूक्ष्माः श्यावारुणा बह्वयः
प्रायः स्फिक्पाणिकूर्परे ॥२८॥

પુષ્કળ ખણજ, ક્લેદ (=ચેપનું પાણી) અને પીડાવાળી, ઝીણી બદામી રંગની અને લાલ ઘણી ફોલ્લીઓ તે ખસ છે ૨ાન રો માટે ભાગે કૂલા, હાથ અને કૂર્પર (=કોણી અને ઢીંચણ) ઉપર થાય છે

ચર્મદલ

सस्फोटमस्पर्शसहं कण्डूषातोदाहवत् ।
रक्तं दलचर्मदलम्

ચર્મદલકુષ્ઠ ફોલ્લાવાળો સ્પર્શ ખમી ન શકે એવો, ખણજ, ઊષા, તોદ અને બળતરાવાળો, રાતો અને વધે એવો (અથવા ફાટે એવો) હોય છે

કાકણકુષ્ઠ

काकणं तीव्रदाहरुक् ॥२९॥
पूर्वं रक्तं च कृष्णं च काकणन्तीफलोपमम् ।
कुष्ठलिङ्गैर्युतं सर्वैर्नैकवर्णं ततो भवेत् ॥३०॥

કાકણ નામનો કુષ્ઠ સખત બળતરા અને પીડાવાળો, શરૂઆતમાં રાતા રંગનો, ચણોઠી જેવો અને કુષ્ઠના બધા લક્ષણોવાળો હોય છે પછી એ અનેક રંગી બની જાય છે

કયા દોષ અધિક છે તે શા ઉપરથી જોવું?

दोषभेदीयविहितैरादिशेल्लिङ्गकर्मभिः ।
कुष्ठेषु दोषोल्बणताम्

દોષભેદીય અધ્યાયમાં (=સૂ અ ૧૨ મા) આપેલા દોષોનાં લક્ષણ અને કામ (=અસર) ઉપરથી કુષ્ઠોમાં કયો દોષ વધારે છે તે કહેવું

સાધ્ય—અસાધ્યનો વિચાર

सर्वदोषोल्बणं त्यजेत् ॥३१॥
रिष्टोक्तं यच्च यच्चास्मिन्नक्तमसाध्यम् ।

જેમાં ત્રણે દોષ પુષ્કળ કોપ્યા હોય એવો કુષ્ઠ, રિષ્ટમાં (શા. અ. ૫ માં) કહેલો કુષ્ઠ અને શાસ્ત્રમાં

મજ્જા અને વીર્ય જેનુ આશ્રયસ્થાન હોય એવો કુષ્ઠ એ ત્રણ પ્રકારના કુષ્ઠને છોડી દેવા (=અસાધ્ય ગણીને ઉપાય કરવા નહિ)

**याप्यं मेदोगतम्**

ચરબીમા ઊતરેલો કુષ્ઠ યાપ્ય છે

**कृच्छ्रं पित्तद्वन्द्वास्रमांसगम् ॥३२॥**

પિત્ત જેમા પુષ્કળ હોય એવો કુષ્ઠ, બે દોષ સાથે વધારે કોપવાથી થયેલો કુષ્ઠ, લોહીમા ઊતરેલો કુષ્ઠ, માંસમા ઊતરેલો કુષ્ઠ કૃચ્છ્રસાધ્ય છે

**अकृच्छ्रं कफवाताढ्यं त्वक्स्थमेकमलं च यत् ।**

કફ જેમા પુષ્કળ હોય એવો, વાયુ જેમા પુષ્કળ હોય એવો, ચામડીમા રહેલો અને જેમા એક જ દોષ વધારે કોપ્યો હોય એવો કુષ્ઠ કૃચ્છ્રસાધ્ય નથી (=સુસાધ્ય છે)

ચામડી વગેરેમા રહેલા કુષ્ઠના લક્ષણ

**तत्र त्वचि स्थिते कुष्ठे तोदवैवर्ण्यरूक्षताः ॥ ३३॥**
**स्वेदस्वापश्वयथवः शोणिते, पिशिते पुनः ।**
**पाणिपादाश्रिताः स्फोटाः**
**क्लेदः सन्धिषु चाधिकम् ॥३४**
**कौण्यं गतिक्षयोऽङ्गानां दलनं स्याच्च मेदसि ।**
**नासाभङ्गोऽस्थिमज्जस्थे नेत्ररागः स्वरक्षयः ॥३५**
**क्षते च कृमयः, शुक्रे स्वदारापत्यबाधनम् ।**

તેમા કુષ્ઠ ચામડીમા (રસધાતુમા) રહેલો હોય તો તોદ થાય, ચામડીનો રગ બગડી જાય અને ચામડી લૂખી પડી જાય, લોહીમા રહ્યો હોય તો પરસેવો થાય, સુપ્તિ થાય અને સોજો આવે, વળી માંસમા રહ્યો હોય તો હાથપગ ઉપર ફોલ્લા થાય અને સાંધાઓમા વધારે ક્લેદ થાય, ચરબીમા રહ્યો હોય તો ઠૂંઠા થઈ જવાય, ચાલી શકાય નહિ અને અવયવો કપાતા હોય એવી પીડા થાય, હાડકામા કે મજ્જામા કુષ્ઠ રહ્યો હોય તો નાક બેસી જાય (=ચીબુ થઈ જાય, ભાગી જાય), આંખો લાલ થઈ જાય, અવાજ નીકળે નહિ અને ઘામા જીવડા પડે, વીર્યમા કુષ્ઠ રહ્યો હોય તો પોતાની સ્ત્રી અને બાળકોને નડે (=સ્ત્રી અને બાળકોને પણ કુષ્ઠ થાય.)

**यथापूर्वं च सर्वाणि स्युर्लिङ्गान्यसृगादिषु ॥३६॥**
**इति कुष्ठनिदानम् ।**

લોહીમા રહેલા કુષ્ઠથી શરૂ થતા કુષ્ઠોમા એની પહેલાના કુષ્ઠના બધા લક્ષણો પણ હોય છે (દા. ત. લોહીમા રહેલા કુષ્ઠમા એના પોતાના ખાસ લક્ષણો હોવા ઉપરાંત ચામડીમા રહેલા કુષ્ઠના લક્ષણો પણ હોય છે માંસમા રહેલા કુષ્ઠમા એના પોતાના ખાસ લક્ષણો ઉપરાંત ચામડીમા રહેલા કુષ્ઠના અને લોહીમા રહેલા કુષ્ઠના લક્ષણો પણ હોય છે એ રીતે વીર્યમા રહેલા કુષ્ઠમા શ્લોક ૩૩ થી ૩૫।।મા ગણાવેલા બધા લક્ષણો હોય છે )

આમ કુષ્ઠનુ નિદાન પૂરુ થયુ

**अथ श्वित्रनिदानम् ।**

## श्वित्र (=ધોળો કોઢ)

**શ્વિત્રની સંપ્રાપ્તિ અને બીજા નામ**

**कुष्ठैकसम्भवं श्वित्रं किलासं दारुणं च तत् ।**
**निर्दिष्टमपरिस्रावि त्रिधातूद्भवसंश्रयम् ॥३७॥**

શ્વિત્ર (ધોળો કોઢ) કુષ્ઠોની માફક જ ઉત્પન્ન થાય છે, એ કિલાસ અને દારુણ કહેવાય છે (=શ્વિત્રના બીજા નામ કિલાસ અને દારુણ છે), એમાંથી ચપ નીકળતો નથી અને એ ત્રણ દોષોથી થાય છે અને ત્રણ ધાતુઓમા (=લોહી, માંસ, ચરબીમા) એ રહે છે

દોષ પ્રમાણે લક્ષણ

**वाताद्रूक्षारुणं, पित्तात्ताम्रं कमलपत्रवत् ।**
**सदाहं रोमविध्वंसि, कफाच्छ्वेतं घनं गुरु ॥३८**
**सकण्डु च, क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् ।**

વાયુનો શ્વિત્ર લૂખો અને આછો લાલ, પિત્તનો શ્વિત્ર કમળના પાંદડા જેવો તાંબાવર્ણો, બળતરાવાળો અને રૂંવાડાનો નાશ કરે એવો, કફનો શ્વિત્ર ધોળો, ઘટ્ટ, ભારે અને ખણજવાળો હોય છે, વાયુનો શ્વિત્ર લોહીમા, પિત્તનો શ્વિત્ર માંસમા અને કફનો શ્વિત્ર ચરબીમા રહે છે એમ કહેવુ

સાધ્ય-અસાધ્ય વિચાર

**वर्णेनैवेदृगुभयं कृच्छ्रं तच्चोत्तरोत्तरम् ॥ ३९ ॥**

દોષથી થયેલા અને ધાતુમા રહેતા એ બંને શ્વિત્ર રગે એવા (=સરખા) હોય છે (=વાયુનો શ્વિત્ર જે રગનો હોય છે તે જ રગનો લોહીમા રહેલો શ્વિત્ર હોય છે પિત્તના શ્વિત્રના જે રગ હોય છે તે જ રગ માંસમા રહેલા શ્વિત્રનો હોય છે, કફના શ્વિત્રનો જે રગ હોય છે તે રગ ચરબીમા રહેલા શ્વિત્રનો હોય છે ) એ બંને શ્વિત્ર એક પછી એક વધારે કૃચ્છ્રસાધ્ય છે (વાયુના શ્વિત્ર કરતાં પિત્તનો અને પિત્તના કરતા કફનો શ્વિત્ર વધારે કૃચ્છ્રસાધ્ય છે, તે જ પ્રમાણે લોહીમા રહેલા શ્વિત્ર કરતા માંસમાં રહેલો અને માંસમા

अन्त्रादा उदरावेष्टा हृदयादा महाकुहाः ।
कुरवो दर्भकुसुमा सुगन्धास्ते च कुर्वते ॥४९॥
हृल्लासमास्यस्रवणमविपाकमरोचकम् ।
मूर्च्छाच्छर्दिज्वरानाहकार्श्यक्षवथुपीनसान् ॥५०॥

કફને લીધે આમાશયમા જન્મેલા કૃમિઓ મોટા થાય ત્યારે બધે (=આખા શરીરમા) ફરે છે એમાના કેટલાક ચામડાની વિશાળ વાધર (=વધારી) જેવા, કેટલાક અળશિયા જેવા, શણગેલા ધાનના શણગા જેવા આકારના, પાતળા, લાબા અને ઝીણા, ધોળા, તાબા જેવા રગના, નામની દૃષ્ટિએ સાત પ્રકારના, અન્નાદ, ઉદરાવષ્ટ, હૃદયાદ, મહાકુહ, કુરુ, દર્ભકુસુમ અને સુગધ એ સાત નામના સાત જાતના હોય છે એ હૃલ્લાસ, મોમાથી લાળ નીકળે, ખાધુંપીધુ પચ નહિ, અરુચિ, મૂર્છા, ઊલટી, તાવ, આનાહ, દૂબળાપણું, છીંકો અને સળેખમ એટલા રાગ કર છે

લોહીમા જન્મેલા કૃમિ

रक्तवाहिसिरोत्थाना रक्तजा जन्तवोऽणव ।
अपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात्केचिददर्शनाः ॥५१
केशादा लोमविध्वसा लोमद्वीपा उदुम्बरा· ।
षट ते कुष्ठैककर्माण सहसौरसमातरः ॥५२॥

લોહીમા જન્મેલા જતુઓ (કૃમિ) લોહી વહનારી શિરાઓમા ઉત્પન્ન થાય છે બહુ જ ઝીણા, પગવિનાના, ગોળ, તાબાવર્ણા, કેટલાક તો જોઈ પણ ન શકાય એવા ઝીણા, કેશાદ, લોમવિધ્વસ, લોમદ્વીપ, ઉદુબર, સૌરસ અને માતૃ એવા છ નામના, છ જાતના એ (=લોહીમા જન્મેલા કૃમિ) કુષ્ઠ જેવી જ અસર કર છે (=રૂવાડા ઊભા થાય છે, ખણુજ આવે છે, તોદ થાય છે, વાળ અને રૂવાડા ખરી પડે છે, કૃમિ ચામડી, શિરા, સ્નાયુ, માસ અને કૂણા હાડકુ ખાય છે)

ઝાડાથી પક્વાશયમા જન્મતા કૃમિ

पक्वाशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिण ।
वृद्धा सन्तो भवेयुश्च ते
यदाऽऽमाशयोन्मुखा· ॥५३॥
तदाऽस्योद्गारनि श्वासा विड्गन्धानुविधायिन ।
पृथुवृत्ततनुस्थूला श्यावपीतसितासिताः ॥५४॥
ते पञ्च नाम्ना कृमय· ककेरुकमकेरुका ।
सौसुरादा सुलूनाख्या लेलिहा जनयन्ति च ॥५५
विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुता· ।
रोमहर्षाग्निसदनगुदकण्डूर्विनिर्गमात् ॥ ५६ ॥

ઝાડાથી ઉત્પન્ન થતા કૃમિ પક્વાશયમાં જન્મે છે એ નીચે ઊતરે છે (=ઊંચે ચડતા નથી) જ્યારે એ મોટા થયા પછી આમાશય તરફ જાય છે, ત્યારે એના (=દરદીના) ઓડકાર અને નિસાસા ઝાડા જેવા ગધાય છે એ કૃમિ મોટા, ગોળ, પાતળા કે જાડા હોય છે, બદામી રગના, પીળા, ધોળા કે કાળા હોય છે એ કૃમિના પાચ નામ છે કકેરુક, મકેરુક, સૌસુરાદ, સુલૂન અને લેલિહ એ બહાર નીકળે ત્યારે ભાગલ ઝાડો આવે છે, શૂળ, વિષ્ટભ, દૂબળાપણુ, પરુષતા, ધોળાશ, રૂવાડા ઊભા થાય, જઠરાગ્નિ મદ પડી જાય અને ગુદામા ખણુજ આવે એટલા વાના થાય છે

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने कुष्ठश्वित्रकृमि
निदान नाम चतुर्दशोऽध्याय ॥१४॥

## અધ્યાય ૧૫ મો : વાતવ્યાધિનિદાન

अथातो वातव्याधिनिदानं व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યાર હવે અમે વાયુના રોગોનુ નિદાન સમજાવીશુ, એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

વાયુનો મહિમા

सर्वार्थानर्थकरणे विश्वस्यास्यैककारणम् ।
अदुष्टदुष्टः पवन', शरीरस्य विशेषत' ॥ १ ॥

અદુષ્ટ (=ન બગડેલો, સમ) વાયુ આ વિશ્વના અને ખાસ કરીને શરીરના બધા અર્થ (=વિશ્વને અને શરીરને ટકાવી રાખવુ વગેરે શુભ કામ) કરવાનું એકનું એક કારણ છે અને દુષ્ટ (=બગડેલો, વિષમ) વાયુ આ વિશ્વના અને ખાસ કરીને શરીરના બધા અનર્થ (=વિશ્વનો અને શરીરનો નાશ કરવો વગેરે અશુભ કામ) કરવાનું એકનુ એક કારણ છે

स विश्वकर्मा विश्वात्मा विश्वरूप प्रजापति' ।
स्रष्टा धाता विभुर्विष्णु संहर्ता मृत्युरन्तक ॥२
तद्दुष्टौ प्रयत्नेन यतितव्यमत' सदा ।

વાયુ વિશ્વકર્મા છે (=બધાં કામ કરે છે શરીર જન્મે છે, વધે છે, ટકે છે, ભાંગે છે, સુકાય છે વગેરે સારા અને ખરાબ કામ વાયુને લીધે થાય છે તેથી એ વિશ્વકર્મા છે), એ વિશ્વનો આત્મા (=ચેતન, શક્તિ) છે, એ વિશ્વરૂપ છે, વિશ્વનો પ્રજાપતિ (બ્રહ્મા) છે, સરજનહાર છે, ધારણ કરનાર છે, શક્તિશાળી, સર્વવ્યાપી, સંહાર કરનાર, મૃત્યુ અને યમ છે માટે એ (વાયુ) બગડે નહિ (=કોપે નહિ) તે બાબતમાં

વીર્યમા રહેલો વાયુ કોપે ત્યારે વીર્ય ઝટ છૂટી જાય છે કે વીર્ય સમૂળગુ છૂટતુ નથી (=પકડાઈ રહે છે) કે વીર્યમા વિકાર થાય છે, તે જ રીતે દરદીના ગર્ભને (=પુત્રને) પણ વીર્ય ઝટ છૂટી જાય છે કે વીર્ય સમૂળગું છૂટતુ નથી કે વીર્યમા વિકાર થાય છે

શિરામાં કોપેલા વાયુનુ કામ

सिरास्वाध्मानरिक्तते ॥ १३ ॥

तत्स्थः

શિરામા રહલો વાયુ કોપે ત્યારે શિરાઓ ફૂલે અને ખાલી થાય

સ્નાયુમા કોપેલા વાયુનુ કામ

स्नावस्थितः कुर्याद्‌गृध्रस्यायामकुब्जताः ।

સ્નાયુમા રહલો કોપેલો વાયુ ગૃધ્રસી (શ્લોક ૫૩॥, ૫૪), આયામ (શ્લોક ૨૧॥ થી ૨૮) અને ખૂધ કરે છે

સાધામા કોપેલા વાયુનુ કામ

वातपूर्णं दृतिस्पर्शं शोफं सन्धिगतोऽनिलः ॥१४
प्रसारणाकुञ्चनयो. प्रवृत्तिं च सवेदनाम् ।

સાધામા રહેલો વાયુ કોપે ત્યાર હવા ભરીને ફુલાવેલી મસક જેવા સ્પર્શવાળો સોજો આવે છે અને રાગ લાબુટૂકુ કરવાની ક્રિયા કરતા પીડા થાય છે

આખા શરીરમા કોપેલા વાયુનું કામ

सर्वाङ्गसंश्रयस्तोदभेदस्फुरणभञ्जनम् ॥ १५ ॥
स्तम्भनाक्षेपणस्वापसन्ध्याकुञ्चनकम्पनम् ।

આખા શરીરમા રહેલો વાયુ કોપે ત્યારે તોડ, ભેદ, ફરકવુ, ભાગવુ, સ્તભન રાગને ઉછાળવા કર, સ્વાપ, સાધાને સકોચી નાખવા અને કપ ચોટલા વાના થાય છે

આક્ષેપક

यदा तु धमनी. सर्वा कुद्धोऽभ्येति मुहुर्मुहुः ॥१६
तदाऽङ्गमाक्षिपत्येष व्याधिराक्षेपकः स्मृत. ।

જ્યારે કોપેલો વાયુ ફરીફરીને બધી ધમનીઓ તરફ જાય, ત્યારે એ અગને આચકા મારે છે (અથવા સકોચે છે, ખેચે છે) એને શાસ્ત્રમા આક્ષેપક રોગ કહે છે

અપતંત્રક (=અપતાનક)

अधः प्रतिहतो वायुर्व्रजन्नूर्ध्वं हृदाश्रिताः ॥ १७ ॥
नाडीः प्रविश्य हृदयं शिरः शङ्खौ च पीडयन् ।
आक्षिपेत्परितो गात्रं धनुर्वच्चास्य नामयेत् ॥१८॥
कृच्छ्रादुच्छ्वसिति स्तब्धस्तमीलितदृक्त. ।
कपोत इव कूजेच नि संज्ञः सोऽपतन्त्रकः ॥१९॥
स एव चापतानाख्यो मुक्ते तु मरुता हृदि ।
अश्नुवीत मुहुः स्वास्थ्यं मुहुरस्वास्थ्यमावृते ॥२०

નીચેથી પાછો ધકેલાયેલો વાયુ ઊંચે જઈને હૃદય મા રહેલી નાડીઓમા પેસીને, હૃદયમા, માથામા અને લમણામા પીડા કરીને, બધી બાજુથી શરીરને સકોચે છે અને એને (=શરીરને) કામઠાની માફક વાળે છે તેથી દરદીને ઉચ્છ્વાસ લેતા બહુ દુ ખ થાય છે, એની આખો સ્તબ્ધ, લબડી પડેલી અને મીંચેલી હોય છે હોલાની માફક એ અવાજ કર છે અન બેભાન થઈ જાય છે. આ અપતત્રક રોગ છે અને એને જ અપ તાનક કહે છે, પણ જ્યારે વાયુ હૃદયને છોડી દે છે (=હૃદય ઉપર હુમલો કરતો નથી), ત્યાર રોને વારવાર ચેન પડે છે (=સ્વસ્થતા અનુભવે છે) ર ને જ્યાર હૃદયમા વાયુ ભરાય છે, ત્યારે રો ર સ્વાસ્થ્ય રાનુ ભવે છે ( અસ્વસ્થ બની જાય છે )

गर्भपातसमुत्पन्नः शोणितातिस्रवोत्थित ।
अभिघातसमुत्थश्च दुश्चिकित्स्यतमो हि स. ॥२१

રો (=અપતત્રક રોગ) સ્રીઓને ગર્ભપાત પછી થાય છે, (પુરુષોને રાને સ્રીરોને) બહુ લોહી નીકળી જવાથી થાય છે અને અભિઘાતથી (વાગવા, કપા વાથી) થાય છે રએ રોગ વધારેમા વધારે કૃચ્છ્રસાધ્ય છે

અંતરાયામ

मन्ये संस्तभ्य वातोऽन्तरायच्छन् धमनीर्यदा ।
व्याप्नोति सकलं देहं जत्रुरायम्यते तदा ॥२२॥
अन्तर्धनुरिवाङ्गं च वेगैः स्तम्भं च नेत्रयो. ।
करोति जृम्भां दशनं दशनानां कफोद्गमम ॥२३
पार्श्वयोर्वेदनां वाक्यहनुपृष्ठशिरोग्रहम ।
अन्तरायाम इत्येष

વાયુ ડોકની બે બાજુની મન્યા નામની જે નાડી ઓનો સ્તભ કરીને જ્યારે ધમનીઓને રાદર (=છાતી તરફ) ખેચતોખેંચતો આખા શરીરમા વ્યાપી જાય છે. ત્યારે એની ગળાની હાસડી અદરની બાજુએ (છાતી તરફ) ધનુષ્યની માફક વેગોથી (=જોરથી, ફરીફરીને ખેંચાય છે (કે વાંકી વળે છે) આખો સ્તબ્ધ થઈ જાય છે, બગાસા આવે છે, એ દાત કચકચાવે છે, એના મોમાથી કફ નીકળે છે, પડખામા પીડા થાય છે, વાણી, જડબાં, પીઠ ર ન માથુ પકડાઈ જાય છે તેથી એને અતરાયામ કહે છે

બાહ્યાયામ (=બહિરાયામ, ધનુર્કંપ, વેગી)

बाह्यायामश्च तद्विधः ॥२४॥
देहस्य बहिरायामात् पृष्ठतो नीयते शिरः ।

उरश्चोत्क्षिप्यते तत्र कन्धरा चावमृघते ॥२५॥
दन्तेष्वास्ये च वैवर्ण्यं प्रस्वेदः स्रस्तगात्रता ।
बाह्यायामं धनुष्कम्भं ब्रुवते वेगिनं च तम् ॥२६

બાહ્યાયામ રોગ પણ એ રીતનો છે રોમા (=બાહ્યાયામમા) શરીર બહાર વળતુ હોવાથી માથુ પીઠ તરફ વળતુ જાય છે અને છાતી આગળ ધસી આવે છે, ડોક કચરાય છે, દાતનો અને મોનો રગ બગડી જાય છે, પરસેવો થાય છે, શરીર ઢીલુ ઢબ થઈ જાય છે એને (એ રોગને) બાહ્યાયામ, ધનુષ્કભ અને વેગી કહે છે

**વ્રણાયામ**

व्रणं मर्माश्रितं प्राप्य समीरणसमीरणात् ।
व्यायच्छन्ति तनुं दोषाः सर्वामापादमस्तकम् ॥
तृष्यतः पाण्डुगात्रस्य व्रणायामः स वर्जितः ।

દોષો મર્મસ્થાનમા થયેલા વ્રણમા પહોચીને પછી વાયુથી પ્રેરાઈને પગથી તે માથા સુધી આખા શરીરમા ખૂબ ખેંચતાણ કરે છે, (અને સાથેસાથે) દરદીને તરસ લાગે અને શરીર ધોળુ થઈ જાય તેને વ્રણાયામ કહે છે એ અસાધ્ય છે

गते वेगे भवेत्स्वास्थ्यं सर्वेष्वाक्षेपकेषु च ॥२८॥

શ્લોક ૧૬ થી ૨૭ા સુધીના બધા આક્ષેપક રોગોમા જ્યારે વેગ (=હુમલો) ચાલ્યો જાય ત્યારે ચેન પડે છે (નહિ તો નહિ)

**હનુસ્રસ**

जिह्वातिलेखनाच्छुष्कभक्षणादभिघाततः ।
कुपितो हनुमूलस्थः स्रंसयित्वाऽनिलो हनू ॥२९
करोति विवृतास्यत्वमथवा संवृतास्यताम् ।
हनुस्रंसः स तेन स्यात्कृच्छ्राच्चर्वणभाषणम् ॥३०

જીભ ઉપરથી બહુ ઊલ ઉતારવાથી, સૂકુ ખાવાથી, અભિઘાતથી (=વાગવા, પછડાવાથી) કોપેલો જડબાના મૂળમા રહેલો વાયુ જડબાને લબડાવી નાખીને (પોતાના સ્થાનમાથી ખસેડી નાખીને) મો ઉઘાડુ જ રહે અથવા બધ જ રહે એવુ કરે છે એ હનુસ્રસ રોગ છે એને લીધે ચાવતા અને બોલતા બહુ મુશ્કેલી પડે છે

**જિહ્વાસ્તંભ**

वाग्वाहिनीसिरासंस्थो जिह्वां स्तम्भयतेऽनिलः ।
जिह्वास्तम्भः स तेनान्नपानवाक्येष्वनीशता ॥३१

વાણીને વહેનારી (=જેને લીધે ઉચ્ચારણ કરી શકાય છે તે) શિરાઓમા રહેલો વાયુ જીભને અક્કડ કરી દે છે એને જિહ્વાસ્તભ રોગ કહે છે એને લીધે ખાઈ, પી અને બોલી શકાતુ નથી

**અર્દિત, એકાયામ (=અડદિયો વા)**

शिरसा भारहरणादतिहास्यप्रभाषणात् ।
उत्त्रासवक्त्रक्षवथोः खरकार्मुककर्षणात् ॥३२॥
विषमादुपधानाच्च कठिनानां च चर्वणात् ।
वायुर्विवृद्धस्तैस्तैश्च वातलैरूर्ध्वमास्थितः ॥३३॥
वक्रीकरोति वक्त्रार्धमुक्तं हसितमीक्षितम् ।
ततोऽस्य कम्पते मूर्धा वाक्सङ्गः स्तब्धनेत्रता ॥३४
दन्तचालः स्वरभ्रंश· श्रुतिहानिः क्षवग्रहः ।
गन्धाज्ञानं स्मृतेर्मोहस्त्रासः सुप्तस्य जायते ॥३५॥
निष्ठीवः पार्श्वतो यायादेकस्याक्ष्णो निमीलनम् ।
जत्रोरूर्ध्वं रुजा तीव्रा शरीरार्धेऽधरेऽपि वा ॥
तमाहुरर्दितं केचिदेकायाममथापरे ।

માથે ભાર ઊંચકવાથી, બહુ હસહસ કરવાથી, બહુ બોલબોલ કરવાથી, મો વાકુ રાખીને છીંક ખાવાથી, બહુ કઠણ ધનુષ્ય ખેંચવાથી, ખાડાટેકરાવાળા ઓશીકાથી (=ઊંચા ઓશીકા પર માથુ રાખવાથી), કઠણ પદાર્થો ચાવવાથી અને વાયુ કરે એવા જાતજાતના આહારવિહારથી (નિ ૧/૧૩ા થી ૧૫) કોપેલો વાયુ શરીરના ઉપલા ભાગમા ચારે પાસ રહીને અડધુ (=એક બાજુનુ) મો વાકુ કરી નાખે છે, દરદીનું બોલવાનુ, હસવાનું અને જોવાનું વાકુ કરી નાખે છે, પછી એનું માથુ કપે છે, વાણી નીકળી શકતી નથી, આખ સ્તબ્ધ થઈ જાય છે, દાત હાલી જાય છે, સ્વરભગ થાય છે, સભળાતુ નથી, છીંક આવતી અટકી જાય છે, ગધનુ જ્ઞાન થતું નથી, યાદશક્તિનો મોહ થાય છે, ઊંઘમા ત્રાસ થાય છે, મોને ખૂણેથી થૂંક નીકળે છે, એક આખ મિચાઈ જાય છે, ગળાની હાસડીથી ઉપરના ભાગમા સખત પીડા થાય છે, અડધા શરીરમાં કે અધરમા (૧ નીચલા હોઠમા, ૨ શરીરના નીચલા ભાગમાં) પણ પીડા થાય છે એને (=એ રોગને) કેટલાક અર્દિત કહે છે અને બીજા એકાયામ કહે છે (આ રોગને ગુજરાતીમા અડદિયો વા કહે છે)

**શિરાગ્રહ**

रक्तमाश्रित्य पवनः कुर्यान्मूर्धधराः सिराः ॥३७
रूक्षाः सवेदनाः कृष्णाः
सोऽसाध्यः स्यात्सिराग्रहः ।

વાયુ લોહીમાં રહીને માથાને ટેકવનારી (=માથામાં રહેલી) શિરાઓને લૂખી પીડાવાળી અને કાળી બનાવે છે એ શિરાગ્રહ રોગ અસાધ્ય છે

એકાંગરોગ, પક્ષાઘાત, પક્ષવધ

गृहीत्वाऽर्धं तनोर्वायुः
सिरा· स्नायूर्विशोष्य च ॥३८॥
पक्षमन्यतरं हन्ति सन्धिबन्धान् विमोक्षयन् ।
कृत्स्नोऽर्धकायस्तस्य स्यादकर्मण्यो विचेतनः ॥
एकाङ्गरोगं तं केचिदन्ये पक्षवधं विदुः ।

વાયુ શરીરના અડધા ભાગનો (=જમણી કે ડાબી ગમે તે એક બાજુના શરીરનો) વિષ્ટંભ કરીને, શિરાઓ અને સ્નાયુઓને સૂકવી નાખીને, સાંધાઓના બંધનને છૂટા કરી દઈને (જમણુ કે ડાબુ) ગમે તે એક પડખાને મારી નાખે છે (=નિષ્ક્રિય બનાવી દે છે). તેથી એનું (=દરદીનુ) અડધું (=એક બાજુનુ શરીર કામ કરી શકતું નથી અને લગભગ બહેર મારી જાય છે (=સ્પર્શનું જ્ઞાન બહુ થોડુ થાય છે) એ રોગને કેટલાક એકાંગરોગ કહે છે અને બીજા પક્ષવધ (=પક્ષાઘાત) કહે છે

સર્વાંગરોગ

सर्वाङ्गरोगं तद्वच्च सर्वकायाश्रितेऽनिले ॥४०॥

(પક્ષાઘાતની માફક અડધા શરીરમા નહિ પણ) આખા શરીરમા જ્યારે વાયુ રહેલો હોય છે, ત્યારે એ જ પ્રમાણે થતા (=પક્ષાઘાતના જેવા જ સંપ્રાપ્તિ અને લક્ષણોવાળા પણ આખા શરીરમા થતા) રોગને સર્વાંગરોગ કહે છે

शुद्धवातहतः पक्षः कृच्छ्रसाध्यतमो मत· ।
कृच्छ्रस्त्वन्येन संसृष्टो विवर्ज्यः क्षयहेतुकः ॥४१

શુદ્ધ વાયુથી થયેલો પક્ષાઘાત બહુ જ કૃચ્છ્રસાધ્ય છે એવું શાસ્ત્ર માને છે પિત્ત કે કફ સાથે ભળેલા વાયુથી થયેલો પક્ષાઘાત કૃચ્છ્રસાધ્ય છે અને ધાતુઓના ક્ષય(=ઓછાં થવી)ને લીધે કોપેલા શુદ્ધ વાયુને લીધે થયેલો પક્ષાઘાત અસાધ્ય છે

(શુદ્ધ વાયુ-બીજા દોષ સાથે ન ભળેલો કે નિરામ વાયુ નિ. ૧૬/૨૮॥ થી ૩૦

દંડક

आमयद्धायनः कुर्यात्संस्तम्याङ्गं कफान्वित· ।
असाध्यं हतसर्वेहं दण्डवद्दण्डकं मरुत् ॥४२॥

જેણે 'આમ' થી સ્રોતોના મુખ બધ કરી દીધા હોય, અને જેની પાછળ કફ આવતો હોય એવો (=કફ સાથે ભળેલો) વાયુ દંડક નામનો અસાધ્ય રોગ કરે છે એમાં (દરદીની) બધી ચેષ્ટાઓ મરી જાય છે અને દરદી લાકડી જેવો અક્કડ થઈ જાય છે

અવબાહુક

अंसमूलस्थितो वायुः सिराः सङ्कोच्य तत्रगाः ।
बाहुप्रस्पन्दितहरं जनयत्यवबाहुकम् ॥४३॥

ખભાના મૂળમા રહેલો વાયુ ત્યા જતી (=ખભાના મૂળમા રહેલી) શિરાઓને સંકોચીને હાથનુ હલનચલન હરી લે એવો અવબાહુક નામનો રોગ કરે છે

વિશ્વાચી

तलं प्रत्यङ्गुलीनां या कण्डरा बाहुपृष्ठत· ।
बाहुचेष्टापहरणी विश्वाची नाम सा स्मृता ॥

હાથની આંગળીઓની, હાથના પાછળના ભાગમાથી હથેલીના ઉપરના ભાગ તરફ જતી જે કંડરા હાથની ક્રિયા થવા દેતી નથી તે વિશ્વાચી છે એમ આયુર્વેદ કહે છે

ખંજ, પંગુ (લંગડો)

वायुः कट्यां स्थितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा
तदा खञ्जो भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोरपि ॥

કેડમા રહેલો વાયુ જ્યારે પગની કંડરાને ખેંચે ત્યારે પ્રાણી ખજ (=એક પગે લંગડો) થાય છે અને બને પગની કંડરાને ખેંચે ત્યારે પંગુ (=બે પગે લંગડો) થાય છે

કલાયખંજ

कम्पते गमनारम्भे खञ्जन्निव च याति य· ।
कलायखञ्जं तं विद्यान्मुक्तसन्धिप्रबन्धनम् ॥४६॥

જે (=પગ) ચાલવાની શરૂઆતમાં કંપે અને પછી લંગડાતો હોય એમ ચાલે તે રોગને કલાયખંજ રોગ જાણવો એમ સાંધાઓનાં બંધન છૂટી ગયાં હોય છે

ઊરુસ્તંભ (=આઢ્યવાત)

शीतोष्णद्रवसंशुष्कगुरुस्निग्धैर्निषेवितै· ।
जीर्णाजीर्णे तथाऽऽयासमङ्क्षोभस्वप्नजागरैः ॥४७
सश्लेष्ममेद·पवनमाममत्यर्थमञ्चितम् ।
अभिभूयेतरं दोषमूरू चेत्प्रतिपद्यते ॥ ४८ ॥
सक्थ्यस्थीनि प्रपूर्यान्त·
श्लेष्मणा स्तिमितेन तत् ।
तदा स्कभ्नाति तेनोरू स्तब्धौ शीतावचेतनौ ॥४९
परकीयाविव गुरू स्यातामतिभृशव्यथौ ।
ध्यानाङ्गमर्दस्तैमित्यतन्द्राच्छर्दरुचिज्वरैः ॥५०॥
संयुतौ पादसदनकृच्छ्रोद्धरणसुप्तिभि· ।
तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे ॥५१॥

ઠંડુ અને ગરમ, પ્રવાહી અને નૂકુ, ભારે (અને સ્ના·

નહાકુ) સ્નિગ્ધ (અને લૂખુ) એવા પરસ્પર વિરોધી દ્રવ્યોના સેવનથી (=રોજરોજ ખાવાપીવાથી), પચવામા કાચુંપાકુ રહી જાય ત્યારે (=આહારના કેટલોક ભાગ પચે અને કેટલોક ન પચે ત્યારે) તથા મહેનત, શરીર લખડખટ થઈ જાય એવી ક્રિયા, (દિવસે) ઊંઘ અને (રાત્રે) ઉજાગરો એ ચાર વાના રોજરોજ કરવાથી પુષ્કળ એકઠો થયેલો આમ તથા કફ, ચરબી અને વાયુ જ્યારે બીજા દોષને (=પિત્તને) દબાવી દઈને પગના હાડકાની અંદર ઠરી ગયેલા (=પિંડો વળી ગયેલા) કફને ભરી દઈને સાથળોમા પહોચે, ત્યારે તે સાથળ રહી જાય છે, સ્તબ્ધ, ઠંડા, બહેરા (=સ્પર્શજ્ઞાનવિનાના), જાણે પારકા હોય એવા, ભાર અને બહુ પીડાવાળા હોય છે (=બની જાય છે), એમા ચિંતા (=દિલગીરી, ઉદાસીનતા), શરીર ચુથાય, સ્તૈમિત્ય, ઘેન, ઊલટી, અરુચિ, તાવ, પગ રહી જવા, પગ મહામુશ્કેલીથી ઊપડે, પગની સુપ્તિ એટલાં વાના હોય છે એ રોગને ઊરુસ્તંભ કહે છે અને બીજા એને આઢ્યવાત કહે છે

ક્રોષ્ટુશીર્ષ

वातशोणितजः शोफो जानुमध्ये महारुज ।
ज्ञेयः क्रोष्टुकशीर्षश्च स्थूलः क्रोष्टुकशीर्षवत् ॥

પતના રોગમાથી ઉત્પન્ન થયેલો (અથવા વાયુ અને લોહી કોપવાથી ઉત્પન્ન થયેલો), બહુ પીડાવાળો, ઢીંચણની વચમા આવેલો સોજો ક્રોષ્ટુશીર્ષ નામનો વાયુનો રોગ છે એ સોજો જાડો (=બહુ ભરાવદાર) અને શિયાળના માથા જેવો હોય છે

વાતકંટક

रुक् पादे विषमन्यस्ते श्रमाद्वा जायते यदा ।
वातेन गुल्फमाश्रित्य तमाहुर्वातकण्टकम् ॥५३॥

પગ આડોઅવળો (=વાંકોચૂંકો) મુકવાથી કે થાકથી પગની ઘૂંટીમાં રહીને વાયુ જે પીડા કરે છે તેને વાતકંટક રોગ કહે છે

ગૃધ્રસી

पार्ष्णि प्रत्यङ्गुलीना या कण्डरा मारुतार्दिता ।
सक्थ्युत्क्षेप निगृह्णाति गृध्रसीं तां प्रचक्षते ॥

પગની એડી તરફ જતી પગની આગળીઓની જે કંડરા વાયુથી પીડાઈને પગને ઊપડવા દેતી નથી તેને ગૃધ્રસી કહે છે

ખલ્લી

विश्वाची गृध्रसी चोक्ता खल्ली तीव्ररुजान्विते ।

વિશ્વાચી અને ગૃધ્રસી એ બે રોગમા સાથે સખત પીડા પણ હોય, ત્યારે એ બે રોગને ખલ્લી કહે છે

પાદહર્ષ

हृष्येते चरणौ यस्य भवेतां च प्रसुप्तवत् ॥५५॥
पादहर्षः स विज्ञेयः कफमारुतकोपजः ।

જેના પગ હર્ષવાળા હોય (=પગના વાળ ટટાર રહે, અંદર ઠંડા રહે અને ઝઝણી ચડે) અને જાણે જૂદા પડી ગયા હોય એવા હોય તે માણસના એ રોગને પાદહર્ષ રોગ જાણવો એ રોગ કફ અને વાયુ બંને સાથે કોપવાથી થાય છે

પાદદાહ

पादयोः कुरुते दाह पित्तासृक्सहितोऽनिलः ।५६
विशेषतश्चङ्क्रमिते पाददाह तमादिशेत् ५६३॥

પિત્ત અને લોહી સાથે વાયુ ખાસ કરીને ચાલવામા આવ્યુ હોય ત્યારે પગમા બળતરા કરે તે રોગને પાદદાહ રોગ કહેવો

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने वातव्याधि
निदान नाम पञ्चदशोऽध्याय ॥१५॥

## અધ્યાય ૧૬ મો : વાતશોણિતનિદાન

अथातो वातशोणितनिदान व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

હવે અમે વાતશોણિત (વાતરક્ત, પત, અ ચેપરસી) રોગનું નિદાન સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

વાતરક્ત(=આઢ્યરોગ, ખુડ, વાતબલાસ)ના
કારણ, સંપ્રાપ્તિ અને નામ

विदाह्यन्न विरुद्ध च तत्तच्चासृक्प्रदूषणम् ।
भजतां विधिहीन च स्वप्नजागरमैथुनम् ॥१॥
प्रायेण सुकुमाराणामचङ्क्रमणशीलिनाम् ।
अभिघातादशुद्धेश्च नृणामसृजि दूषिते ॥२॥
वातलै शीतलैर्वायुर्वृद्ध. क्रुद्धो विमार्गग. ।
तादृशैवासृजा रुद्ध. प्राक्तदेव प्रदूषयेत् ॥३॥
आढ्यरोग खुड वातबलास वातशोणितम् ।
तदाहुर्नामभिः

(દારૂ, ખટાશ, છાશ, દહીં, વાલ, ચોખા, જળચર પ્રાણીઓનું માંસ, કળથી, વનતુલસી વગેરે) વિદાહી અન્ન, વિરુદ્ધ આહાર, લોહી બગાડે એવાં જાતજાતના

સમાનવાયુ શાથી કોપે, શું થાય?

समानो विषमाजीर्णशीतसङ्कीर्णभोजनैः ॥ २५ ॥
करोत्यकालशयनजागराद्यैश्च दूषितः ।
शूलगुल्मग्रहण्यादीन् पक्वामाशयजान् गदान् ॥२६

વિષમ ભોજન, અજીર્ણ ભોજન, ઠંડુ ભોજન અને સંકીર્ણ ભોજનથી તથા યોગ્ય સમય વિના સૂવાથી, જાગવા વગેરેથી બગડેલો સમાનવાયુ શૂળ, ગોળો, ગ્રહણી વગેરે પક્વાશય અને આમાશયમા થતા રોગો કરે છે.

અપાનવાયુ શાથી કોપે, શું થાય?

अपानो रूक्षगुर्वन्नवेगाघातातिवाहनैः ।
यानयानासनस्थानचङ्क्रमैश्चातिसेवितैः ॥ २७ ॥
कुपितः कुरुते रोगान् कृच्छ्रान् पक्वाशयाश्रयान् ।
मूत्रशुक्रप्रदोषार्शोगुदभ्रंशादिकान् बहून् ॥ २८ ॥

લૂખા અને ભારે આહારથી, વેગોને રોકવાથી કે પરાણે આણવાથી (=બહાર કાઢવાથી), પગપાળી મુસાફરી, વાહનમા મુસાફરી, એક જગાએ બેસી રહેવુ, ઊભા રહેવુ અને ફરફર કરવુ એટલા વાના બહુ જ કરવાથી કોપેલો અપાનવાયુ પેશાબના રોગ, વીર્યના રોગ, હરસ, આમળ નીકળવી વગેરે પક્વાશયમા થતા અનેક કૃચ્છ્રસાધ્ય રોગો કરે છે

સામ અને નિરામ—વાયુના લક્ષણ

सर्वं च मारुतं सामं तन्द्रास्तैमित्यगौरवैः ।
स्निग्धत्वारोचकालस्यशैत्यशोफाग्निहानिभिः ॥२९
कटुरूक्षाभिलाषेण तद्विधोपशयेन च ।
युक्तं विद्यान्निरामं तु तन्द्रादीनां विपर्ययात् ॥३०॥

ઘેન, સ્તૈમિત્ય, ભારેપણું, સ્નિગ્ધપણું, અરુચિ, આળસ, ઠંડક, સોજો, જઠરાગ્નિનો નાશ, તીખું અને લૂખું ખાવાપીવાની ઇચ્છા અને તીખા અને લૂખા ઉપાયથી સુખ થાય એટલા લક્ષણો ઉપરથી (પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન અને અપાન) એ બધા પ્રકાર ના વાયુ સામ છે એમ જાણવુ અને ઉપરના ઘેન વગેરે લક્ષણોથી વિરુદ્ધ લક્ષણો ઉપરથી વાયુ નિરામ છે એમ જાણવુ

વાયુના અનેક પ્રકારના આવરણના લક્ષણ

वायोरावरणं चातो बहुभेदं प्रवक्ष्यते ।

તેથી વાયુનું આવરણ અનેક પ્રકારનુ કહેવાય છે (=વાયુનો માર્ગ કફ વગેરે અનેક વસ્તુઓથી રોકાય છે)

પિત્તથી રોકાયેલા વાયુના લક્ષણ

लिङ्गं पित्तावृते दाहस्तृष्णा शूलं भ्रमस्तमः ॥३१॥
कटुकोष्णाम्ललवणैर्विदाहः शीतकामता ।

જ્યારે વાયુ પિત્તથી રોકાય (=પિત્ત વાયુના માર્ગમા આડું આવે), ત્યારે બળતરા, તરસ, શૂળ, ફેર, અંધારાં આવે; તીખુ, ગરમ, ખાટુ અને ખારું ખાવા પીવાથી વિદાહ થાય, ઠંડા આહારવિહારની ઇચ્છા થાય—એટલા લક્ષણ થાય છે

કફથી રોકાયેલા વાયુનાં લક્ષણ

शैत्यगौरवशूलानि कट्वाद्युपशयोऽधिकम् ॥ ३२ ॥
लङ्घनायासरूक्षोष्णकामता च कफावृते ।

જ્યારે વાયુનો માર્ગ કફથી રોકાયો હોય, ત્યારે ઠંડક, ભારેપણું, શૂળ, તીખુ વગેરે (=તીખું ગરમ, ખાટુ અને ખારુ—શ્લોક ૩૧) ખાવાપીવાથી ખાસ સુખ (=રાહત) લાગે, લંઘન, મહેનત, લૂખું અને ગરમ એ ચારની ઇચ્છા થાય

લોહીથી રોકાયેલા વાયુનાં લક્ષણ

रक्तावृते सदाहार्तिस्त्वङ्मांसान्तरजा भृशम् ॥३३
भवेच्च रागी श्वयथुर्जायन्ते मण्डलानि च ।

જ્યારે વાયુના માર્ગમાં લોહી આડુ આવતું હોય, ત્યારે ચામડી અને માંસના અંદર બળતરા સાથે પુષ્કળ પીડા થાય છે, લાલચોળ સોજો હોય છે અને ગોળ ચાઠા (=ચકામા) થાય છે

માંસથી રોકાયેલા વાયુનાં લક્ષણ

मांसेन कठिनः शोफो विवर्णः पिटिकास्तथा ॥३४॥
हर्षः पिपीलिकानां च सञ्चार इव जायते ।

જ્યારે વાયુનો માર્ગ માંસથી રોકાય, ત્યારે સોજો કઠણ અને બગડેલા રંગનો હોય છે, ફોલ્લીઓ થાય છે, રૂવાડા ઊભા થાય છે તથા અવયવો ઉપર જાણે કીડીઓ ચાલતી હોય એવું લાગે છે

ચરબીથી રોકાયેલા વાયુ(=આઢ્યવાત)ના લક્ષણ

चलः स्निग्धो मृदुः शीतः शोफोगात्रेष्वरोचकः ।
आढ्यवात इति ज्ञेयः स कृच्छ्रो मेदसाऽऽवृते ।

જ્યારે વાયુના માર્ગમા ચરબી આડી આવે, ત્યારે અવયવો ઉપર સોજો ખસતો, સ્નિગ્ધ, મૃદુ અને ઠંડો હોય છે તથા અરુચિ થાય છે એને આઢ્યવાત જાણવો એ કૃચ્છ્રસાધ્ય છે

હાડમાંથી રોકાયેલા વાયુના લક્ષણ

स्पर्शमस्थ्यावृतेऽत्युष्णं पीडनं चाभिनन्दति ॥३५
सूच्येव तुद्यतेऽत्यर्थमङ्गं सीदति शूल्यते ।

જ્યારે વાયુનો માર્ગ હાડમાંથી રોકાય છે, ત્યારે ત્યા બાહુ ગરમ વસ્તુ અડકવાથી અને દબાવવાથી સારું

લાગે છે; જાણે સોય ખોસવાથી થતી હોય એવી પીડા થાય છે, અંગસાદ થાય છે અને અંગમાં શૂળ આવે છે.

મજ્જાથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**मज्जावृते विनमनं जृम्भणं परिवेष्टनम् ॥३७॥**
**शूलं च पीड्यमानेन पाणिभ्यां लभते सुखम् ।**

જ્યારે વાયુના માર્ગમાં મજ્જા આડી આવે, ત્યારે અંગો વળી જાય છે, બગાસાં આવે છે, જાણે શરીરે દોરડાં તાણી બાંધ્યાં હોય એવી પીડા થાય છે, શૂળ આવે છે અને એ અંગને જ્યારે હાથથી દબાવવામાં (ચોળવામાં, મસળવામાં) આવે ત્યારે ત્યાં સારું લાગે છે.

વીર્યથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**शुक्रावृतेऽतिवेगो वा न वा निष्फलताऽपि वा ॥**

જ્યારે વાયુનો માર્ગ વીર્યથી રોકાય, ત્યારે વીર્યના બહુ વેગ આવે (=વારંવાર વીર્ય છૂટે) કે સમૂળગું વીર્ય ન છૂટે કે વીર્ય નકામું જાય (=વીર્યથી ગર્ભ રહે નહિ.)

આહારથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**भुक्ते कुक्षौ रुजा जीर्णे शाम्यत्यन्नावृतेऽनिले।**

જ્યારે વાયુનો માર્ગ આહારથી રોકાય, ત્યારે ખાધા પછી કૂખમાં પીડા થાય છે અને ખાધેલું પચ્યા પછી એ પીડા શમી જાય છે.

પેશાબથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**मूत्राप्रवृत्तिराध्मानं बस्तेर्मूत्रावृते भवेत् ॥३९॥**

જ્યારે વાયુના માર્ગમાં પેશાબ આડો આવે, ત્યારે પેશાબ થતા નથી અને મૂત્રાશયનું આધ્માન થાય છે (=ફૂલી જાય છે).

ઝાડાથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**विडावृते विबन्धोऽधः स्वस्थाने परिकृन्तति ।**
**व्रजत्याशु जरां स्नेहो भुक्ते चानह्यते नरः॥४०॥**
**शकृत्पीडितमन्नेन दुःखं शुष्कं चिरात्सृजेत् ।**

જ્યારે વાયુના માર્ગમાં ઝાડો આડો આવતો હોય, ત્યારે નીચે પોતાના સ્થાનમાં (=૧. અપાનવાયુના સ્થાનમાં, ૨. ઝાડાના સ્થાનમાં) વિબંધ થાય છે અને એ રીતે રૂંધાયેલો વાયુ પોતાના સ્થાનમાં જાણે કાપતું હોય એવી પીડા કરે છે, સ્નેહ ઝટ પચી જાય છે અને ખોરાક ખાવાપીવાથી માણસને આનાહ થાય છે, તથા ખોરાકથી દબાવાયેલો ઝાડો સુકાઈ જઈને ઘણે વખતે મહામુશ્કેલીથી ઊતરે છે.

બધી ધાતુઓથી રોકાયેલા વાયુનાં લક્ષણ

**सर्वधात्वावृते वायौ श्रोणीवङ्क्षणपृष्ठरुक् ॥४१॥**
**विलोमो मारुतोऽस्वस्थं हृदयं पीड्यतेऽति च ।**

જ્યારે વાયુનો માર્ગ બધી ધાતુઓથી રોકાય, ત્યારે ફૂલા, સાથળનાં વળો અને પીઠમાં પીડા થાય છે. વાયુ પોતાનો સ્વાભાવિક માર્ગ છોડીને બીજે માર્ગે જાય છે, હૃદયમાં અસુખ થાય છે અને હૃદયમાં બહુ જ પીડા થાય છે.

પિત્તથી રોકાયેલા પ્રાણવાયુનાં લક્ષણ

**भ्रमो मूर्च्छा रुजा दाहः पित्तेन प्राण आवृते ॥**
**विदग्धेऽन्ने च वमनम्**

જ્યારે પ્રાણવાયુનો માર્ગ પિત્તથી રોકાય, ત્યારે ફેર, મૂર્ચ્છા, પીડા, બળતરા અને ખોરાકનો વિદાહ થયા પછી ઊલટી થાય છે.

પિત્તથી રોકાયેલા ઉદાનવાયુનાં લક્ષણ

**उदानेऽपि भ्रमादयः ।**
**दाहोऽन्तरूर्जाभ्रंशश्च**

પિત્તથી જ્યારે ઉદાનવાયુનો માર્ગ રોકાય, ત્યારે ફેર વગેરે (શ્લોક ૪૨, ૪૨।) થાય, ને ઉપરાંત અંદર બળતરા થાય તથા બળનો નાશ થાય.

પિત્તથી રોકાયેલા વ્યાનવાયુનાં લક્ષણ

**दाहो व्याने च सर्वगः ॥४३॥**
**क्लमोऽङ्गचेष्टासङ्गश्च ससन्तापः सवेदनः ।**

પિત્તથી વ્યાનવાયુનો માર્ગ રોકાયો હોય, ત્યારે આખા શરીરમાં બળતરા, કંટાળો, શરીરની ક્રિયાઓનો નાશ થાય (શરીરથી કંઈ કામ થઈ શકે નહિ), સાથે ગરમી અને પીડા થાય.

પિત્તથી રોકાયેલા સમાનવાયુનાં લક્ષણ

**समान ऊष्मोपहतिरतिस्वेदोऽरतिः सतृट् ॥४४॥**
**दाहश्च स्यात्**

પિત્તથી સમાનવાયુનો માર્ગ રોકાયો હોય, ત્યારે અગ્નિનો નાશ થાય છે, બહુ પરસેવો થાય છે, અણગમો આવે છે, તરસ લાગે છે અને બળતરા થાય છે.

પિત્તથી રોકાયેલા અપાનવાયુનાં લક્ષણ

**अपाने तु मले हारिद्रवर्णता ।**
**रजोतिवृत्तिस्तापश्च योनिमेहनपायुषु ॥४५॥**

જ્યારે અપાનવાયુનો માર્ગ પિત્તથી રોકાયો હોય, ત્યારે ઝાડો વગેરે મળ હળદર જેવા રંગના હોય છે,

રજોગુણ બહુ જોર પકડે છે (અથવા સ્રીને બહુ રાટ દ્રાવ આવે છે) તથા યોનિ, મૂત્રેન્દ્રિય અને ગુદા તપી જાય છે

કફથી રોકાયેલા પ્રાણવાયુના લક્ષણ

**श्लेष्मणा त्वावृते प्राणे सादस्तन्द्राऽरुचिर्वमिः । ष्ठीवनं क्षवथूद्गारनिःश्वासोच्छ्‌वाससङ्ग्रहः ॥४६**

જ્યારે પ્રાણવાયુનો માર્ગ કફથી રોકાય, ત્યારે અંગસાદ, ઘેન, અરુચિ, ઊલટી, થૂંક નીકળે છે તથા છીંક, ઓડકાર, નિઃશ્વાસ અને ઉચ્છ્‌વાસ પકડાઈ જાય (=એ ચાર ક્રિયાઓ સરળતાથી થાય નહિ)

કફથી રોકાયેલા ઉદાનવાયુનાં લક્ષણ

**उदाने गुरुगात्रत्वमरुचिर्वाक्स्वरग्रहः । बलवर्णप्रणाशश्च**

જ્યારે ઉદાનવાયુનો માર્ગ કફથી રોકાય, ત્યારે શરીર ભારે થઈ જાય, અરુચિ થાય, બોલવાની ક્રિયા અને અવાજ પકડાઈ જાય, તથા બળ અને રંગનો નાશ થાય

કફથી રોકાયેલા વ્યાનવાયુનાં લક્ષણ

**व्याने पर्वास्थिवाग्ग्रहः ॥४७॥ गुरुताऽङ्गेषु सर्वेषु स्खलितं च गतौ भृशम् ।**

જ્યારે વ્યાનવાયુના માર્ગમાં કફ આડો આવે, ત્યારે પર્વ, હાડકાં અને બોલવાની ક્રિયાનો સ્તંભ થાય (=પકડાઈ જાય), બધા અવયવોમાં ભાર લાગે અને ચાલતાંચાલતાં પુષ્કળ ઠેસ વાગે

કફથી રોકાયેલા સમાનવાયુનાં લક્ષણ

**समानेऽतिहिमाङ्गत्वमस्वेदो मन्दवह्निता ॥४८॥**

જ્યારે સમાનવાયુના માર્ગમાં કફ આડો આવ્યો હોય, ત્યારે શરીર બહુ ઠંડુ થઈ જાય, પરસેવો ન થાય, જઠરાગ્નિ મંદ થઈ જાય

કફથી રોકાયેલા અપાનવાયુનાં લક્ષણ

**अपाने सकफं मूत्रशकृतः स्यात्प्रवर्तनम् ।**

જ્યારે અપાનવાયુના માર્ગમાં કફ આડો આવ્યો હોય, ત્યારે કફવાળા ઝાડોપેશાબ થાય

વાયુનું ૩૨ પ્રકારનું આવરણ

**इति द्वाविंशतिविधं वायोरावरणं विदुः ॥४९॥**

આ રીતે (શ્લોક ૩૧ થી ૪૯) વાયુને ૩૨ પ્રકારનું આવરણ છે એમ શાસ્ત્રકારો જાણે છે

પાંચ વાયુનું પરસ્પર આવરણ

**प्राणादयस्तथाऽन्योन्यमावृण्वन्ति यथाक्रमम् । सर्वेऽपि विंशतिविधं विद्यादावरणं च तत् ॥५०**

(તે ઉપરાંત) પ્રાણ વગેરે બધાય (=પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન અને અપાન) ક્રમવાર એકબીજાના માર્ગને રોકે છે એ આવરણ વીસ પ્રકારનું છે એમ જાણવું

(પ્રાણ વડે ઉદાન વગેરે બાકીના ચારનો માર્ગ રોકાય તે ચાર આવરણ, ઉદાન વગેરે બાકીના ચારમાંના દરેક વડે પ્રાણનો માર્ગ રોકાય તે ચાર આવરણ. ઉદાન વડે વ્યાન, સમાન અને અપાનનો માર્ગ રોકાય તે ત્રણ આવરણ. વ્યાન, સમાન અને અપાન એ ત્રણમાંના દરેક વડે ઉદાનનો માર્ગ રોકાય તે ત્રણ આવરણ વ્યાન વડે સમાન અને ઉદાનનો માર્ગ રોકાય તે બે આવરણ સમાન અને ઉદાન એ બેમાંથી દરેક વડે વ્યાનનો માર્ગ રોકાય તે બે આવરણ સમાન વડે અપાનનો માર્ગ રોકાય તે એક આવરણ અપાન વડે સમાનનો માર્ગ રોકાય તે એક આવરણ આ રીતે પાંચ વાયુઓના પરસ્પર આવરણ કુલ ૨૦ (=૪+૪+૩+૩+૨+૨+૧+૧ છે)

પાંચ વાયુના પરસ્પર આવરણનાં લક્ષણ

**निःश्वासोच्छ्‌वाससरोधः प्रतिश्यायः शिरोग्रहः । हृद्रोगो मुखशोषश्च प्राणेनोदान आवृते ॥५१॥ उदानेनाऽऽवृते प्राणे वर्णौजोबलसङ्क्षयः ।**

પ્રાણવાયુ વડે જ્યારે ઉદાનવાયુનો માર્ગ રોકાય, ત્યારે શ્વાસોચ્છ્‌વાસની ક્રિયામાં રુકાવટ થાય છે, શરદી થાય છે, માથું પકડાય છે, હૃદયના રોગ થાય છે, મોં સુકાય છે ઉદાનવાયુ વડે જ્યારે પ્રાણનો માર્ગ રોકાય છે, ત્યારે શરીરના રંગ, ઓજસ અને બળનો નાશ થાય છે

**दिशाऽनया च विमृशेत्सर्वमावरणं भिषक् ॥५२॥ स्थानान्यवेक्ष्य वातानां वृद्धिं हानिं च कर्मणाम् ।**

આ દિશાએ વાયુઓના સ્થાનનો અને વાયુના કર્મમાં વધારો છે કે ઘટાડો છે એ બાબતનો વિચાર કરીને વૈદ્યે બધા આવરણના ભાગ પાડી નાખવા (કયો વાયુ કયા વાયુથી રોકાય ત્યારે કયા લક્ષણ થાય તે સમજી લેવું)

(દરેક વાયુના સ્થાન તથા કર્મો અને ન કર્મો દરેક વાયુના ક્રમ સૂ. અ. ૧૨ માં આપ્યા છે

પાચમાથી જે વાયુ માર્ગ રોકતો હોય તેના કર્મની વૃદ્ધિ થાય છે અને જે વાયુનો માર્ગ રોકાયો હોય તેના કર્મ ઓછા થઈ જાય છે વળી જે કર્મ થાય છે તે કયા સ્થાનમા થાય છે તેનો પણ વિચાર કરવા પડે છે લક્ષણો કયા વાયુના સ્થાનમા થાય છે તથા કયા વાયુના કામ જોરજોર ચાલે છે અને કયા વાયુના કામ રોકાઈ ગયાં છે રોગની બાબતોનો વિચાર કરવાથી કયા વાયુનો માર્ગ કયા વાયુએ રોક્યો છે તે નક્કી થઈ શકે છે )

( દા ત ઉદાન વડે અપાનનો માર્ગ રોકાય ત્યારે ઊલટી, શ્વાસ ઉધરસ, થાક જઠરાગ્નિ અતિસાર વગેરે થાય છે અપાન વડે ઉદાનનો માર્ગ રોકાય ત્યારે મૂત્રાશય ફૂલી જાય, ઉદાવર્ત, ગોળો થોડા જઠરાગ્નિ અને કાતરથી કતરાતુ હોય એવી પીડા થાય છે વ્યાન વડે અપાનનો માર્ગ રોકાય ત્યાર ઝાડો, પેશાબ અને વીર્ય બહુ જ નીકળે છે સમાન વડે વ્યાનનો માર્ગ રોકાય ત્યારે મૂર્છા, ઘેન, લવરી અંગ ગાત્ર, જઠરાગ્નિનો, ઓજસનો અને બળનો નાશ—રોગ્લુ થાય છે ઉદાન વડે વ્યાનનો માર્ગ રોકાય ત્યારે મો બધુ ભીરનું થઈ જાય, જઠરાગ્નિ સ્તબ્ધ અને થોડા થઈ જાય, પરસેવો થાય, શરીરની ચેષ્ટાઓ થાય નહિ અને આખો મિચાઈ જાય. આ રીતે વૈદ્યે કયા વાયુનો માર્ગ કયો વાયુ રોકે ત્યારે કયા લક્ષણ થાય, તે શાસ્ત્રને આધારે પોતાની બુદ્ધિથી નક્કી કરી લેવુ )

વાયુના અસંખ્ય આવરણો

प्राणादीनां च पञ्चाना मिश्रमावरण मिथ ॥५३॥
पित्तादिभिर्द्वादशभिर्मिश्राणा मिश्रितैश्च तैः ।

પ્રાણ વગેરે પાચ વાયુઓમાંથી એકએક, બેબે, ત્રણત્રણ કે ચારચાર અને સૌ એકબીજાના આવરક (=માર્ગ રોકનાર) અને આવાર્ય (=જેનો માર્ગ રોકાય તે) બનવાથી અસંખ્ય મિશ્ર આવરણો થાય છે વળી પિત્ત વગેરે બાર (=પિત્ત, કફ, લોહી, માસ, મેદ, હાડકુ, મજ્જા, વીર્ય, અન્ન, પેશાબ ઝાડો અને બધી ધાતુઓ) માના દરેક વડે ઉપર કહેલા પાચ વાયુઓનાં અસંખ્ય મિશ્ર આવરણોનો માર્ગ રોકાવાથી વળી તેથી વધારે અસંખ્ય આવરણો બને છે વળી એ રીતે બનેલા મિશ્ર આવરણો અને અંદર અંદર મિશ્ર થાય તેથી આવરણો તેના કરતાં પણ વધારે અસંખ્ય બને છે

मिश्रै पित्तादिभिस्तद्वन्मिश्रणाभिरनेकधा ॥५४॥
तारतम्यविकल्पाच्च यात्यावृत्तिरसङ्ख्यताम् ।
ता लक्षयेदवहितो यथास्व लक्षणोदयात् ॥५५॥
शनै शनैश्चोपशयाद्गूढामपि मुहुर्मुहु ।

(આગળના શ્લોકમા પિત્ત વગેરે બારમાથી છૂટક છૂટક આવરણ કરે તેની ગણતરી થઈ, પણ પિત્ત વગેરે બારમાથી ગમે તે બેબે, ત્રણત્રણ, ચારચાર કે બધાના સમૂહમા આગળના શ્લોકમા કહેલા વાયુના અસંખ્ય આવરણોનુ આવરણ કરે તેની ગણતરી થઈ નથી વળી પિત્ત વગેરે બારના અસંખ્ય મિશ્ર સમૂહો તથા પાચ વાયુના આવરક અને આવાર્યના ભાવથી થયેલા અસંખ્ય સમૂહોમા કઈ વસ્તુ કોના કરતા કેટલે અંશે વધારે છે એવો તર અને તમનો વિચાર પણ આગલા શ્લોકમા થયો નથી તેથી કહે છે કે —)

તે જ પ્રમાણે પિત્ત વગેરે મિશ્ર થઈને પ્રાણ વગેરે મિશ્ર થયેલાના માર્ગનું આવરણ કરે એવા અનેક પ્રકારના મિશ્રણોને લીધે તથા એ બધામા કયું કોના કરતા કેટલું વધારે પ્રમાણમા છે અને કયુ સૌથી વધારે છે એ રીતે અનેક વિકલ્પો હોવાથી આવરણો અસંખ્ય બને છે દરેકના પોતપોતાના લક્ષણો પ્રકટ થાય તે ઉપરથી વૈદ્યે ધ્યાન દઈને ધીમેધીમે વારવાર એ આવરણો ઓળખવા આવરણ છુપાયેલુ હોય (=લક્ષણો વ્યક્ત ન થતા હોય) તોપણ ઉપશયનો ઉપયોગ કરીને છૂપું આવરણ પણ વૈદ્યે ધીમેધીમે વારવાર ધ્યાન દઈને ઓળખી લેવુ

विशेषाज्जीवितं प्राण उदानो बलमुच्यते ॥५६॥
स्यात्तयो पीडनाद्धानिरायुषश्च बलस्य च ।

(બધા વાયુ જીવનરૂપ છે એ વાત ખરી પણ) ખાસ કરીને તો પ્રાણવાયુ જીવનરૂપ છે ખાસ કરીને ઉદાનવાયુ બળરૂપ છે એ બંને(=પ્રાણ અને ઉદાન) નો માર્ગ રુંધાવાથી અનુક્રમે આયુષ્ય અને બળનો નાશ થાય છે

સાધ્યાસાધ્ય આવરણો

आवृता वायवोऽज्ञाता

ज्ञाता वा वत्सर स्थिता ॥५७॥
प्रयत्नेनापि दुःसाध्या भवेयुर्वाऽनुपक्रमा ।

દાનાથી આ વાયુનો માર્ગ રોકાયો છે, એવો જેનું નિદાન ન થઈ શક્યો હોય ...

ચાનાથી કયા વાયુનો માર્ગ રોકાયો છે એવો નિશ્ચય થયો હોય એવા વાયુરો જે એક વરસ સુધી અને તે રોકાયેલા રહેલા હોય, તો એવા વાયુઓ પ્રયત્ન કરવા છતા પણ દુસાધ્ય હોય છે અથવા અસાધ્ય બની જાય છે

રોકાયેલા વાયુના ઉપચાર ન કરવાથી થતા ઉપદ્રવ

मवद्रधिप्लीहहृद्रोगगुल्माग्निसदनादयः ॥ ५८ ॥
भवन्त्युपद्रवास्तेषामावृतानामुपेक्षणात् ॥ ५

જેના માર્ગમા કઈ રોકાણ હોય એવા વાયુ તરફ બેદરકારી રાખવાથી (શાસ્ત્રોકત ઉપચાર ન કરવાથી) ગડ, બરોળનો રોગ, હૃદયના રોગ, જઠરાગ્નિ મંદ પડી જાય વગેરે ઉપદ્રવો થાય

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने वातशो
निदानं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

નિદાનસ્થાન સમાપ્ત

પાંચમાથી જે વાયુ માર્ગ રોકતો હોય તેના કર્મની વૃદ્ધિ થાય છે અને જે વાયુનો માર્ગ રાકાયો હોય તેના કર્મ ઓછા થઈ જાય છે વળી જે કર્મ થાય છે તે કયા સ્થાનમા થાય છે તેનો પણ વિચાર કરવો પડે છે લક્ષણો કયા વાયુના સ્થાનમા થાય છે, તથા કયા વાયુના કામ જોરભેર ચાલે છે અને કયા વાયુના કામ રોકાઈ ગયા છે એટલી બાબતોનો વિચાર કરવાથી કયા વાયુનો માર્ગ કયા વાયુએ રોક્યો છે તે નક્કી થઈ શકે છે )

(દા ત ઉદાન વડે અપાનનો માર્ગ રાકાય ત્યારે ઊલટી, શ્વાસ, ઉધરસ, થોડો જઠરાગ્નિ, અતિસાર વગેરે થાય છે અપાન વડે ઉદાનનો માર્ગ રાકાય ત્યારે મૂત્રાશય ફૂલી જાય, ઉદાવર્ત, ગોળો, થોડા જઠરાગ્નિ અને કાતરથી કતરાતું હોય એવી પીડા થાય છે. વ્યાન વડે અપાનનો માર્ગ રોકાય ત્યારે ઝાડો, પેશાબ અને વીર્ય બહુ જ નીકળે છે સમાન વડે વ્યાનનો માર્ગ રોકાય ત્યારે મૂર્છા, ઘેન, લવરી, અગ ઘટ, જઠરાગ્નિનો, ઓજસનો અને બળનો નાશ—એટલુ થાય છે ઉદાન વડે વ્યાનનો માર્ગ રોકાય ત્યારે મો બહામી રગનુ થઈ જાય, જઠરાગ્નિ સ્તબ્ધ અને થોડો થઈ જાય, પરસેવો થાય, શરીરની ચેષ્ટાઓ થાય નહિ અને આખો મિચાઈ જાય આ ધોરણે વૈદ્યે કયા વાયુનો માર્ગ કયો વાયુ રોકે ત્યારે કયા લક્ષણ થાય, તે શાસ્ત્રને આધારે પોતાની બુદ્ધિથી નક્કી કરી લેવુ )

વાયુના અસખ્ય આવરણો

**प्राणादीनां च पञ्चानां मिथश्चावरणं मिथः ॥५३॥**
**पित्तादिभिर्द्वादशभिर्मिश्राणां मिश्रितैश्च तैः ।**

પ્રાણ વગેરે પાચ વાયુઓમાથી એકએક, બેબે, ત્રણત્રણ કે ચારચાર અદરઅદર એકબીજાના આવરક (=માર્ગ રોકનાર) અને આવાર્ય (=જેનો માર્ગ રાકાય તે) બનવાથી અસખ્ય મિશ્ર આવરણો થાય છે વળી, પિત્ત વગેરે બાર (=પિત્ત, કફ, લોહી, માસ, ચરબી, હાડકુ, મજ્જા, વીર્ય, અન્ન, પેશાબ, ઝાડો અને બધી ધાતુઓ) માના દરેક વડે ઉપર કહેલા પાચ વાયુઓનાં અસખ્ય મિશ્ર આવરણોનો માર્ગ રોકાવાથી વળી તેથી વધારે અસંખ્ય આવરણો બને છે વળી એ રીતે બનેલા મિશ્ર આવરણો અદર અંદર મિશ્ર થાય તેથી આવરણો તેના કરતાં યે વધારે અસંખ્ય બને છે

**मिश्रैः पित्तादिभिस्तद्वन्मिश्रणाभिरनेकधा ॥५४॥**
***तारतम्यविकल्पाच्च यात्यावृत्तिरसङ्ख्यताम् ।***
***ता लक्षयेदवहितो यथास्वं लक्षणोदयात् ॥५५॥***
**शनैः शनैश्चोपशयाद्गूढामपि मुहुर्मुहुः ।**

(આગળના શ્લોકમા પિત્ત વગેરે બારમાથી દરેક છૂટુછૂટુ આવરણ કરે તેની ગણતરી થઈ, પણ પિત્ત વગેરે બારમાથી ગમે તે બેબે, ત્રણત્રણ, ચારચાર એ બારના સમૂહમા આગળના શ્લોકમા કહેલા વાયુના અસખ્ય આવરણોનુ આવરણ કરે તેની ગણતરી થઈ નથી વળી પિત્ત વગેરે બારના અસંખ્ય મિશ્ર સમૂહો તથા પાચ વાયુના આવરક અને આવાર્યના ભાવથી થયેલા અસખ્ય સમૂહોમા કઈ વસ્તુ કોના કરતા કેટલે અશ વધારે છે એવો તર અને તમનો વિચાર પણ આગલા શ્લોકમા થયો નથી તેથી કહે છે કે —)

તે જ પ્રમાણે પિત્ત વગેરે મિશ્ર થઈને પ્રાણ વગેરે મિશ્ર થયેલાના માર્ગનુ આવરણ કરે એવા અનેક પ્રકારના મિશ્રણોને લીધે તથા એ બધામા કયું કોના કરતા કેટલું વધારે પ્રમાણમા છે અને કયુ સૌથી વધારે છે એ રીતે અનેક વિકલ્પો હોવાથી આવરણો અસખ્ય બને છે દરેકના પોતપોતાના લક્ષણો પ્રકટ થાય તે ઉપરથી વૈદ્યે ધ્યાન દઈને ધીમેધીમે વારવાર એ આવરણો ઓળખવા આવરણ છુપાયેલું હોય (=લક્ષણો વ્યક્ત ન થતા હોય) તોપણ ઉપશયનો ઉપયોગ કરીને છપું આવરણ પણ વૈદ્યે ધીમેધીમે વારવાર ધ્યાન દઈને ઓળખી કાઢવુ

***विशेषाज्जीवितं प्राण उदानो बलमुच्यते ॥५६॥***
**स्यात्तयोः पीडनाद्धानिरायुषश्च बलस्य च ।**

(બધા વાયુ જીવનરૂપ છે એ વાત ખરી પણ) ખાસ કરીને તો પ્રાણવાયુ જીવનરૂપ છે ખાસ કરીને ઉદાનવાયુ બળરૂપ છે એ બનેં(=પ્રાણ અને ઉદાન) નો ક્ષોભ થવાથી અનુક્રમે આવરદા અને બળનો નાશ થાય છે

સાધ્યાસાધ્ય આવરણો

**आवृता वायवोऽज्ञाता**
**ज्ञाता वा वत्सरं स्थिताः ॥५७॥**
**प्रयत्नेनापि दुःसाध्या भवेयुर्वाऽनुपक्रमाः ।**

શાનાથી કયા વાયુનો માર્ગ રોકાયો છે, એવો જેને વિષે નિશ્ચય ન થઈ શક્યો હોય એવા વાયુઓ અથવા

-થાનાથી કયા વાયુનો માર્ગ રોકાયો છે એવો નિશ્ચય થયો હોય એવા વાયુઓ જો એક વરસ સુધી એ રીતે રોકાયેલા રહેલા હોય, તો એવા વાયુઓ પ્રયત્ન કરવા છતાં પણ દુઃસાધ્ય હોય છે અથવા અસાધ્ય બની જાય છે.

રોકાયેલા વાયુના ઉપચાર ન કરવાથી થતા ઉપદ્રવ

**ર્વિદ્રધिप्लीहहृद्रोगगुल्माग्निसदनादयः ॥ ५८ ॥**
**भवन्त्युपद्रवास्तेषामावृतानामुपेक्षणात् ॥ ५८३ ॥**

જેના માર્ગમાં કંઈ રોકાણ હોય એવા વાયુઓ તરફ બેદરકારી રાખવાથી (શાસ્ત્રોક્ત ઉપચાર વખતસર ન કરવાથી) ગડ, બરોળનો રોગ, હૃદયના રોગ, ગોળો, જઠરાગ્નિ મંદ પડી જાય વગેરે ઉપદ્રવો થાય છે.

इत्यष्टाङ्गहृदये तृतीये निदानस्थाने वातशोणित-निदानं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

## નિદાનસ્થાન સમાપ્ત

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

# ચિકિત્સાસ્થાન

## અધ્યાય ૧ લો : જ્વરચિકિત્સા

(રોગ શી રીતે પારખવો તે આગળ નિદાનસ્થાનમા કહેવાઈ ગયું છે હવે શી ચિકિત્સા (ઉપચાર) કરવી તે કહેવુ જોઈએ તેથી હવે ચિકિત્સાસ્થાનનો આરભ થાય એ યોગ્ય છે નિદાનસ્થાનમા જે ક્રમમા રોગ કહ્યા છે તે જ ક્રમમા આ ચિકિત્સાસ્થાનમા એના ઉપાય કહેવા યોગ્ય છે, તેથી પહેલા તાવની ચિકિત્સા જ કહેવાની ઇચ્છાથી વાગ્ભટ કહે છે કે —)

**अथातो ज्वरचिकित्सितं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः।**

હવે અમે તાવના ઉપાય વિગતવાર કહીશુ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે (એટલે આત્રેય વગેરે મહર્ષિઓએ જે કહ્યુ છે તે જ આ ચિકિત્સાસ્થાનમા અમે લખ્યુ છે અમારી બુદ્ધિના તરગો દોડાવીને અમે કઈ પણ લખ્યુ નથી)

**તાવમા નકોરડા ઉપવાસ એનુ કારણ**

**आमाशयस्थो हत्वाग्निं सामो**
**मार्गान् पिधाय यत्।**
**विदधाति ज्वरं दोषस्तस्मात्कुर्वीत लङ्घनम् ॥१॥**
**प्राग्रूपेषु ज्वरादौ वा, बलं यत्नेन पालयन्।**

આમાશયમા રહેલો, આમવાળો દોષ જઠરાગ્નિને હણીને (=હોલવીને, છાઈ દઈને), શરીરના સ્રોતોને પૂરી દઈને તાવ આણે છે, તેથી તાવના પૂર્વરૂપમા કે તાવની (સહેજ પણ) શરૂઆત થાય કે તરત બળ પ્રયત્નપૂર્વક સાચવી રાખીને (ઉપવાસ કરવા)

(આમાશય=હોજરી આમ=ખાધેલાપીધેલા આહારનો ન પચેલો કાચો રસ. સ્રોત—જુઓ શારીર સ્થાન શ્લોક ૪૦, ૪૧, ૪૨ પૂર્વરૂપ=અમુક રોગ થતા પહેલા એ રોગ થવાની તૈયારી છે એવુ દેખાડનારા કેટલાંક લક્ષણો થાય છે તેને તે રોગનુ પૂર્વરૂપ કહે છે

તાવના પૂર્વરૂપમા ઉપવાસ કરવા, પણ જો તાવના પૂર્વરૂપની ખબર ન રહે કે સમજણ ન પડે તો તાવ સહેજ પણ શરૂ થાય કે તરત ઉપવાસ કરવા 'ज्वरादौ' (=તાવની શરૂઆતમા) એ શબ્દનો એવો અર્થ કરવાનો નથી કે તાવની શરૂઆત થાય ત્યારે ઉપ વાસ કરવો અને પછી તાવના બીજા દિવસથી ખાવા પીવા માડવુ 'ज्वरादौ' શબ્દ ઉપવાસ ક્યારે શરૂ કરવા અને ક્યાર છોડવા એ બને સમય દેખાડે છે મોડામા મોડા તાવ આવે કે તરત ઉપવાસ શરૂ કરવા અને તાવની આદિ એટલે પહેલી અવસ્થા (તરુણ અવસ્થા) પૂરી થાય ત્યારે છોડવા એવુ 'ज्वरादौ' શબ્દ વાપરીને વાગ્ભટ કહેવા માગે છે

વળી ઉપવાસ ચાલતા હોય ત્યારે આપણું બળ ઘટે એવુ કઈ કામ કરવુ નહિ ઉપવાસ ચાલતા હોય ત્યારે પણ તાવને લીધે દરદી નિર્બળ હોય છે એવી સ્થિતિ મા બોલબોલ કરીને, હરફર કરીને કે એવાં બળ ઘટે એવા બીજા કામ કરીને શરીરને વધારે નિર્બળ કરવુ નહિ, પણ બળનો સગ્રહ કરવો 'बलं यत्नेन पालयन्' (=બળ પ્રયત્નપૂર્વક સાચવી રાખીને) એ શબ્દો વાપરીને વાગ્ભટ એવુ કહેવા નથી માગતા કે ઉપવાસ દરમિયાન બળ ઘટતું લાગે તો ઉપવાસ ન કરવા. એ તો એમ કહેવા માગે છે કે તાવમા ઉપવાસ તો કરવા જ પણ સાથેસાથે શક્તિ સઘરી રાખવાનો (વેડફી ન નાખવાનો) પ્રયત્ન કરવો. ખાઈપીને કે બીજી રીતે નવી શક્તિ ઉમેરવાનું લેખકના શબ્દો કહેતા નથી, પણ ઉપવાસ કરતાંકરતા હોય એટલી શક્તિ પ્રયત્નપૂર્વક સઘરી રાખવાનુ (ટકાવી રાખવાનુ) કહે છે

રોગમાં ઉપવાસ વગેરે લઘનને પરિણામે જે લક્ષણો થાય છે તે સૂત્રસ્થાનના અધ્યાય ૧૪ શ્લોક ૧૬ થી ૧૮ના અમુક ભાગમા આપ્યા છે તેમા ઉત્સાહ પણ એક લક્ષણ છે વળી નીચે શ્લોક ૪મા ઉપવાસને પરિણામે બળ પણ આવે છે એવુ લેખક પોતે જ

લખે છે આયુર્વેદને ૨ ધારે લેખક આવુ માનતા હોવાથી એ રો‌ું ન કહે કે ઉપવાસ કરવાથી અશકિત આવે અશકિત રોગથી કે શાસ્ત્રવિરુદ્ધની ચિકિત્સાથી આવે, શાસ્ત્રોકત ઉપવાસથી નહિ

વળી ઉપવાસ કરવા યોગ્ય સ્થિતિમા કઈ પણ ખાવાપીવાથી પણ બળ ઘટે છે

'બળ પ્રયત્નપૂર્વક સાચવી રાખીને' એ શબ્દોનો અર્થ એવો પણ થઈ શકે કે સૂત્રસ્થાન અધ્યાય ૧૪ શ્લોક ૨૯ થી ૩૦ાા મા ગણાવેલા હદ ઉપરાત એટલે અતિ લઘનના લક્ષણો દરદીમા જણાય એટલે સુધી ઉપવાસ ન કરાવવા

(હવે લેખક બળ સાચવી રાખવાનુ કારણ કહે છે)

**बलाधिष्ठानमारोग्यमारोग्यार्थः क्रियाक्रमः ॥२॥**

આરોગ્યનો આધાર બળ ઉપર છે અને આરોગ્ય માટે ઉપચારની ક્રિયાનો ક્રમ (અ કોર્સ) છે

(આરોગ્યનો આધાર બળ ઉપર હાવાથી જે દરદી પોતાની શકિત બીજી રીતે વેડફી નાખે તો ઉપચાર કરવા છતા પણ બળ ઉપર આધાર રાખતુ આરાગ્ય સાપડે નહિ.)

**પૂરા ઉપવાસને લીધે શું શુ થાય?**

**लङ्घनैः क्षपिते दोषे दीप्तेऽग्नौ लाघवे सति ।**
**स्वास्थ्यं क्षुत्तृड् रुचिः पक्तिर्बलमोजश्च जायते ॥**

ઉપવાસથી જ્યારે (કોપેલા) દોષનો નાશ થાય, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, શરીર હલકુ ફૂલ જેવુ થાય (=શરીરમા સ્ફૂર્તિ આવે), ત્યાર આરોગ્ય, ભૂખ, તરસ, ખાવાની રુચિ, 'આમ'નું પાચન, બળ અને ઓજ જન્મે છે

(ઓજ=વીર્યમાથી બનતુ તેજ આ ઓજ નામના સૂક્ષ્મ તત્ત્વને લીધે માણસમા હિમત, ધીરજ, શૌર્ય વગેરે ગુણો આવે છે)

**તાવમાં ઊલટી ક્યારે કરાવવી? બીજા સયોગોમા ઊલટી કરાવવાથી શુ થાય?**

**तत्रोत्कृष्टे समुत्क्लिष्टे कफप्राये चले मले ।**
**सहृल्लासप्रसेकान्नद्वेषकासविषूचिके ॥ ४ ॥**
**सद्योभुक्तस्य सञ्जाते ज्वरे सामे विशेषतः ।**
**वमनं वमनार्हस्य शस्तं कुर्यात्तदन्यथा ॥५॥**
**श्वासातीसारसम्मोहहृद्रोगविषमज्वरान् ।**

જ્યારે તે દોષ ઘણો જ વધી ગયો હોય, પોતાના સ્થાનમાંથી બહાર નીકળ્યો હોય, (દોષમા) કફનું પ્રમાણ ઘણું વધારે હોય, દોષ પોતાના સ્થાનમાં ઢીલો (છૂટો) પડી ગયો હોય (પણ બહાર નીકળતો ન હોય), દોષ સાથે ખાલી ઉબકા, લાળ, ખાવાપીવાની સૂગ, ઉધરસ અને કૉગળિયા(અ કોલેરા)ના ઉપદ્રવ હોય ત્યારે અને ખાસ કરીને તરત જમેલા માણસને જ્યારે સામજ્વર આવે, ત્યારે જે દરદી ઊલટી કરાવવાને યોગ્ય હોય (સૂ ૧૮/૧થી ૧૧) તેને ઊલટી કરાવવી એ સારું છે. પણ ઉપર વર્ણવેલી સ્થિતિ ન હોય છતા ઊલટી કરાવવાથી દમ, ઝાડા, મૂર્છા, હૃદયના રોગ અને વિષમ જ્વર(મેલેરિયા તાવ)ના રોગ થાય છે

**વમનનાં (ઊલટી કરાવે એવા) ઔષધો**

**पिप्पलीभिर्युतान् गालान् कलिङ्गैर्मधुकेन वा ॥**
**उष्णाम्भसा समधुना पिबेत्सलवणेन वा ।**
**पटोलनिम्बकर्कोटवेत्रपत्रोदकेन वा ॥७॥**
**तर्पणेन रसेनेक्षोर्मद्यैः कल्पोदितानि वा ।**
**वमनानि प्रयुञ्जीत बलकालविभागवित् ॥ ८ ॥**

(વમન કરવાને માટે મીંઢળ શ્રેષ્ઠ છે, કેમ કે તે બીજી વિક્રિયા કરતુ નથી) એ મીંઢળને તેની બરોબર પીપરના ચૂર્ણ સાથે વમન ઔષધ તરીકે આપવું (જ્યાં જ્યા વજન ન બતાવ્યુ હોય, ત્યા ત્યા સમાન લેવુ એવો રિવાજ છે તથા બીજા વૈદ્યાચાર્યો પણ એમ કહી ગયા છે) અથવા ઇન્દ્રજવની સાથે, અથવા જેઠીમધના લાકડા સાથે, અથવા મધ અને ઊના પાણી સાથે, અથવા સિંધવ સહિત ઊના પાણી સાથે મીંઢળ આપવું અથવા પટોળના પાદડાના રસમા, અથવા લીંબડાના પાદડાંના રસમા અથવા નેત્ર(નેતર)ના પાદડાંના રસમાં મીંઢળ વાટીને વમન માટે આપવું અથવા તર્પણ કરનારાં ઔષધોની સાથે, અથવા શેરડીના રસ સાથે, અથવા મધ સાથે મીંઢળ વમન માટે આપવું અથવા પાછળ (ક ૧મા) વમન કરવાના ઔષધ કહેલા છે તેમાંથી કોઈ પણ ઔષધ વમન માટે આપવું (એ વમન ઔષધ આપતી વખતે વૈદ્યે રોગીનુ અને રોગનું બળ અને સમયનો વિચાર કરીને વમન આપવું, કેમ કે વ્યાધિનુ બળ એટલુ બધુ ન હોય કે જેથી વમન આપવાની જરૂર હોય, અથવા રોગી એટલો શકિતમાન ન હોય કે તે વમનને સહન કરી શકે અથવા કાળ એવો હોય કે જેથી વમનકર્મ રોગીને હિતકર ન થાય, તો તે વમનથી બીજા ઉપદ્રવ પેદા થાય છે માટે) બળ અને કાળના વિભાગને જાણનારા વૈદ્યે વમન આપવું

તર્પણ કરનાર ઔષધો—જુઓ ચરકસંહિતા સૂત્ર સ્થાન અધ્યાય ૨૩.

ઉપવાસ તો અવશ્ય કરવા

कृतेऽकृते वा वमने ज्वरी कुर्याद्विशोषणम् ।
दोषाणां समुदीर्णानां पाचनाय शमाय च ॥ ९ ॥

જે જ્વરવાળો રોગી વમન કરવાને યોગ્ય હોય તેણે વમન કર્યા પછી ઉપવાસ કરવો તથા જે જ્વરવાળો રોગી વમન કરવાને અયોગ્ય હોય તેણે વમન કર્યા વિના પણ ઉપવાસ કરવો, કેમ કે ચારે પાસથી ઊભળેલા—ઊપટી આવેલા વાતાદિક દોષનું પાચન કરવાને તથા તેનુ શમન કરવાને ઉપવાસ કરવાની જરૂર છે

ઉપવાસ ક્યાં સુધી કરવા?

दोषेण भस्मनेवाग्नौ छन्नेऽन्नं न विपच्यते ।
तस्मादादोषपचनाज्ज्वरितानुपवासयेत् ॥ १० ॥

રાખોડીથી ઢકાયેલા અગ્નિથી જેમ અન્ન રધાતુ નથી, તેમ આમ ( સામ દોષ ) વડે ઢકાયેલા જઠરાગ્નિથી ખાધેલુ અન્ન પચતું નથી માટે જ્યા સુધી (સામ) દોષ પાકી જાય (નિરામ થાય), ત્યા સુધી જ્વરવાળા રોગીને ઉપવાસ કરાવવા

વાતકફજ્વરમાં કેવું પાણી, કેટલું પીવું? તેનું કારણ

तृष्णगल्पाल्पमुष्णाम्बु पिबेद्वातकफज्वरे ।
तत्कफं विलयं नीत्वा तृष्णामाशु निवर्तयेत् ॥११॥
उदीर्य चाग्निं स्रोतांसि मृदूकृत्य विशोधयेत् ।
लीनपित्तानिलस्वेदशकृन्मूत्रानुलोमनम् ॥ १२ ॥
निद्राजाड्यारुचिहरं प्राणानामवलम्बनम् ।
विपरीतमतः शीतं दोषसङ्घातवर्धनम् ॥ १३ ॥

વાયુ અને કફના જ્વરમા (વાતકફજ્વરમા) (રોગીને તરસ લાગે ત્યારે રોગીએ) થોડુથોડુ ઊનું પાણી પીવુ, કેમ કે એ રીતે થોડુથોડુ ગરમ પાણી પીવાથી તે કફને ઓગાળીને તત્કાળ (થોડી વારમા) તરસને મટાડી દેશે, વળી તે ગરમ પાણી જઠરાગ્નિને પ્રદીપ્ત કરીને સ્રોતાને કોમળ કરીને શુદ્ધ કરશે, વળી જે પિત્ત, વાયુ, પરસેવો, ઝાડો અને મૂત્ર પ્રવૃત્ત નહિ થતા હોય તે સર્વને તે તેમને સ્વાભાવિક માર્ગે પ્રવર્તાવશે વળી તેથી ઊંઘ, જડતા અને અરુચિ દૂર થશે, પાચે પ્રાણો (વાયુઓ) પોતપોતાના સ્વાભાવિક કામે લાગશે. એ જ્વરમા ઠડુ પાણી રોગીને પીવા આપવાથી ઉપર જણાવેલી અસરથી ઊલટી અસર થાય છે અને દોષોની વૃદ્ધિ થાય છે.

(એ રીતે ઊનુ પાણી પીવાની અસર કહેવાને બહાને ગ્રથકારે વાતકફજ્વરના સ્વરૂપનો પણ કાંઈક પ્રકાશ કર્યો છે. જેમ કે, વાયુએ સૂકવેલો કફ જડ થઈ જાય છે તેથી તરસ લાગે છે, તેમ જ ઘણું અગ્નિમાદ્ય, સ્રોત(દોષાદિને વહેનારી શિરાઓ)નુ અશુદ્ધપણું તથા પિત્ત, વાયુ, પરસેવો, ઝાડો આદિ ભરાઈ રહે છે, એ બધુ પણ વાતકફજ્વરમા થાય છે )

ગરમ પાણી કોને અને ક્યારે પીવા ન આપવું?

उष्णमेवंगुणत्वेऽपि युञ्ज्यान्नैकान्तपित्तले ।
उद्रिक्तपित्ते दवथुदाहमोहातिसारिणि ॥ १४ ॥
विषमद्योत्थिते ग्रीष्मे क्षतक्षीणेऽस्रपित्तिनि ।

ઊનુ પાણી એવા (ઉપર કહ્યા તેવા) ગુણવાળુ હોવા છતા પણ જે મનુષ્યને કેવળ પિત્તનો જ જ્વર હોય, અથવા જે જ્વરમા પિત્ત અધિક બળવાન હોય, અથવા દવથુ,[1] દાહ,[2] મોહ, અ તિસાર (ઝાડા), એ ઉપદ્રવ જેને હોય, અથવા જે જ્વર વિષથી કે મદ્યપાનથી ઉત્પન્ન થયો હોય, અથવા જે જ્વર ગ્રીષ્મઋતુમા ઉત્પન્ન થયો હોય, અથવા જે રોગીને ઉરઃક્ષત-ક્ષય થવાથી તે ક્ષીણ (નબળો) થઈ ગયો હોય, અથવા જે રોગીને રક્તપિત્તનો વ્યાધિ થયો હોય, તેને અને તે જ્વરમા ઊનું પાણી પીવુ નહિ

પિત્તજ્વર વગેરેમા કેવુ પાણી હિતકર છે?

घनचन्दनशुण्ठ्यम्बुपर्पटोशीरसाधितम् ॥ १५ ॥
शीतं तेभ्यो हितं तोयं पाचनं तृड्ज्वरापहम् ।

ઉપર જે કેવળ પિત્તજ્વરવાળા રોગી વગેરે કહ્યા છે, તેમને તરસ લાગે તો મોથ, સુખડ, સૂઠ, વાળો, પિત્તપાપડો અને કાળો વાળો, એ ઔષધ સમાનભાગે લઈને તેમને આખાપાખા કચરીને પછી બશેર પાણીમાં એક તોલો, એ પ્રમાણમા તેનો ક્વાથ કરીને, અરધું પાણી રહે ત્યારે તેને ગાળી લઈ ઠડુ પાડી તે જળ રોગીને પીવા આપવુ એ ઠડક કરે એવુ પાણી એમને હિતકર, આમનું પાચન કરનાર તથા તૃષા અને તે સાથે તાવને પણ દૂર કરનારું છે

ઠડુ પાણી=ઉકાળીને માટીના વાસણમા ઠારેલુ પાણી, બરફનું કે રેફ્રિજરેટરમા ઠારેલુ પાણી નહિ

પિત્તવિરોધી દ્રવ્ય જ્વરમાં તજવુ

ऊष्मा पित्तादृते नास्ति ज्वरो नास्त्यूष्मणा विना ॥१६
तस्मात्पित्तविरुद्धानि त्यजेत् पित्ताधिकेऽधिकम् ।

---

૧. નેત્ર આદિમા જે તીવ્ર બળતરા બળે છે તેને 'દવથુ' કહે છે

૨. આખા શરીરમાં જે તીવ્ર અગન થાય છે તેને 'દાહ' કહે છે

પિત્ત વિના ગરમી હોતી નથી અને ગરમી વિના જ્વર હોતો નથી, માટે પિત્તવિરોધી જે દ્રવ્ય હોય તે સર્વેનો દરેક પ્રકારના જ્વરના ત્યાગ કરવો, પણ જે જ્વરમા પિત્ત અધિક હોય તે જ્વરમા તો બિલકુલ ત્યાગ કરવો ('પિત્તવિરોધી'=જે દ્રવ્ય પિત્તને કોપાવ નારા કે પિત્તના વ્યાધિમા અહિતકર છે તે )

જ્વરમા બીજુ શુ શુ ન કરવુ?

**स्नानाभ्यङ्गप्रदेहांश्च परिशेषं च लङ्घनम् ॥ १७ ॥**

જ્વરમા કેવળ પિત્તવિરોધી દ્રવ્ય તજવા એટ્લુ જ નહિ, પણ સ્નાન, અભ્યગ, લેપ અને જ્વરમા કર વાના ઉપવાસ સિવાય બીજુ કોઈ પણ જાતનુ લઘન, એટલા વાનાનો ત્યાગ કરવો સ્નાનાદિક પિત્ત હરનારા હોવા છતા પણ તેમના અચિત્ય પ્રભાવને લીધે તે જ્વરમા વિરુદ્ધ છે, માટે તેનુ સેવન કરવાનો નિષેધ કર્યો છે

(નાહવાની મનાઈ કરવામા 'સ્પજિગ' કરવાની (શરીર પાણીના પોતા ફરવવાની) તથા માથે કે શરીર ના બીજા ભાગ પર બરફ મૂકવાની મનાઈ આપોઆપ જ આવી જાય છે )

(લઘન' જે ક્રિયાથી શરીર હલકુ થાય તે ક્રિયાને આયુર્વેદમા લઘન કહેવામા આવે છે ઊલટીઓ કરાવ વાથી, જુલાબ કરાવવાથી, બસ્તિ (એનિમા) આપ વાથી, નાક વાટે નસ્ય ફૂકવાથી, તરસ્યો રાખવાથી, પવન ખવડાવવાથી, તડકો ખાવાથી, પાચન ઔષધો ખાવાથી, નકોરડા ઉપવાસ કરવાથી અને કસરત (મહે નત) કરવાથી એમ દસ રીતે શરીર હલકુ બન છે, તેથી એ દસ ક્રિયાઓને લઘન કહ છે કેટલાક ફસ ખોલીને લોહી કાઢવાની ક્રિયાને પણ લઘન કહ છે એમને મતે લઘન અગિયાર પ્રકારનુ છે આ દસ કે અગિયાર પ્રકારના લઘનમાથી ફક્ત નકોરડા ઉપવાસ રૂપી લઘન તાવમા જરૂરી છે, બાકીના બધા લઘનની મનાઈ કરવામા આવી છે માટે ઉપર શ્લોક ૩થી ૭॥ મા જણાવેલા કટોકટીના પ્રસંગ સિવાય તાવમા ઉપવાસ સિવાયનુ બીજુ કોઈપણ પ્રકારનુ લઘન કરાવવુ નહિ )

સામજ્વરમા દવાની મનાઈ

**अजीर्ण इव शूलघ्नं सामे तीव्ररुजि ज्वरे ।**
**न पिबेदौषधं तद्धि भूय एवाममावहेत् ॥१८॥**

જેમ અજીર્ણ સામ ('આમ'વાળુ) હોય ત્યારે ગમે તેટલી તીવ્ર પીડા થતી હોય તોપણ શૂળ મટાડે એવી દવા ન પીવી જોઈએ, તેમ તાવ સામ હોય ત્યારે ગમે તેટલી પીડા થતી હોય, છતા પણ દવા ન પીવી જોઈએ, કારણ કે-દવા આમમા વધારો જ કરે છે

તાવમા દૂધની મનાઈ

**आमाभिभूतकोष्ठस्य क्षीरं विषमहेरिव ।**

'આમ'થી છવાઈ ગયેલા કોઠાવાળા દરદીને દૂધ સાપના ઝેર જેવુ થઈ પડે છે

(તાવની તરુણ અવસ્થામા એટલે જરા પણ તાવ આવતો હોય તે સ્થિતિમા દરદીનો કોઠો આમથી છવાયેલા હોય છે વળી તાવની મધ્યમ અવસ્થામા પણ તાવની ગરમી જોકે ચામડી ઉપર આવતી નથી, છતા તાવ શરીરમા તો હોય છે જ એ વાત, તાવ ઊતર્યા પછી પણ પીળો પેશાબ આવવો વગેરે જે લક્ષણો ચાલુ રહે તે ઉપરથી જોઈ શકાય છે અને તાવની પુરાણ અવસ્થામા પણ તાવ પુરાણ એટલે જૂનો ડ ધરડોધરડો પણ શરીરમા હાજર હોય છે, મરી ગયેલો હોતો નથી માટે તાવ તદ્દન મરી જતા સુધી દૂધ ન પીવુ જોઈએ, ખાસ કરીને તરુણજ્વરમાં તો ન જ પીવુ જોઈએ

આ શ્લોકનો અર્થ કેટલાક જુદો કરે છે અને એને શ્લોક ૧૮ સાથે સળગ લઈ લે છે એમના મત પ્રમાણે આ શ્લોકનો એવો અર્થ થાય છે કે જેમ દૂધ ઝેરને મટાડનારુ હોવા છતા જો એ સાપને પાવામા આવે તો સાપના ઝેરમા વધારો કરે છે, તેમ દવા તાવ મટાડે એવા ગુણવાળી હોય તોપણ જ્યાં સુધી દરદીનો કોઠો આમથી છવાયેલો હોય ત્યા સુધી ગમે તેટલી તીવ્ર વેદના પીડા થતી હોય તોપણ તાવમાં દવા પીવી નહિ, કારણ કે એ દવા આમમા વધારો કરે છે

મને એમ લાગે છે કે, 'દૂધમા પિત્તને શાંત કરવાનો ગુણ હોવાથી અને તાવ છેવટે તો પિત્તને લીધે આવતો હોવાથી તાવમાં દૂધ પીવાથી પિત્ત શાંત થાય અને તેથી તાવ ઊતરે.' એવી શકાનો જવાબ આપવાને આ શ્લોક લખ્યો છે.)

જ્વરમાં શેક કરવો

**सोदर्दपीनसश्वासे जङ्घापर्वास्थिशूलिनि ॥१९॥**
**वातश्लेष्मात्मके स्वेदः प्रशस्तः सम्प्रवर्तयेत् ।**
**स्वेदमूत्रशकृद्वातान् कुर्यादग्नेश्च पाटवम् ॥२०॥**

જે તાવમાં સાથે મોટુ શીળસ, જૂનું સળેખમ અને દમ હોય તેમાં તથા જે જ્વરમા જાંઘમા, સાંધા મા અને હાડકામાં સણકા મારતા હોય તેમા, તેમ જ વાતકફજ્વરમાં પૂર્વે સ્વેદવિધિમા કહ્યા પ્રમાણે

રોગીને શેક કરવો, કેમ કે તેથી પરસેવો, મૂત્ર, ઝાડો, વાયુ એ સર્વે સારી રીતે બહાર નીકળે છે અને જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે

**સ્નેહવિધિમાં કહેલો આચાર કરવો**

**स्नेहोक्तमाचारविधिं सर्वशश्चानुपालयेत् ।**

તેમ જ સ્નેહવિધિમા કહેલા આચારવિધિને (સૂ ૧૬/૨૫ા થી ૨૭ા) સર્વ પ્રકારે પાળવો તે પણ જ્વરમા હિતકર છે

(સૂત્રસ્થાનમા સ્નેહવિધિના અધ્યાય ૧૬માં શ્લોક ૫ા થી ૭ સુધીમા સ્નેહવિધિ માટે કોણ કોણ યોગ્ય નથી તે ગણાવ્યુ છે

હવે તાવમા આમ હોય છે અને આમ હોય ત્યારે સ્નેહન ન કરવુ એમ કહ્યુ છે, માટે તાવ હોય ત્યા સુધી એટલે તાવની તરુણ અવસ્થામા સ્નેહન ન કરવુ એમ ફલિત થાય છે, તાવની મધ્યમ અવસ્થામા પણ સ્નેહન ન કરવુ, તાવની પુરાણ અવસ્થામાં સ્નેહન કરી શકાય )

**મળ પાચનના ઉપાય, તે ક્યારે કરવા?**

**लङ्घनं स्वेदनं कालो यवाग्वस्तिक्तको रसः ॥२१॥**
**मलानां पाचनानि स्युर्यथावस्थं क्रमेण वा ।**

ઉપવાસ, શેક, તાવની મુદત, યવાગૂ અને કડવો રસ—એ તાવની અવસ્થા પ્રમાણે અથવા અનુક્રમે દોષોને પકવી શકે

(તાવની તરુણ અવસ્થામાં ઉપવાસ કરવા, શેક કરવો અને મુદતિયા તાવની મુદત થવા દેવી, એ ત્રણથી સામ દોષ પાકે છે, મધ્યમ અવસ્થામા ખીચડી જેવો થોડો હલકો ખોરાક અને પુરાણ અવસ્થામા કડવી દવાથી રહ્યોસહ્યો આમ પાકી જાય છે

વળી ઉપવાસ વગેરે ક્રમસર કરવાથી દોષ પાકે છે માટે પણ તાવની તરુણ અવસ્થામા ઉપવાસ કરવા યોગ્ય છે )

**ક્યા તાવમાં ઉપવાસ ન કરવા?**

**शुद्धवातक्षयागन्तुजीर्णज्वरिषु लङ्घनम् ॥ २२ ॥**
**नेष्यते**

આમ દોષાદિકથી દૂષિત થયેલા વાયુને લીધે જે તાવ આવ્યો હોય તે શુદ્ધ વાતજ્વર કહેવાય ધાતુનો ક્ષય થવાથી જે જ્વર થયો હોય તેને ક્ષયજ્વર કહેવો. ભૂત, વિષ, વાયુ, અગ્નિમા દાઝવું, વાગવું ઇત્યાદિથી જે તાવ આવે તેને આગન્તુજ્વર કહેવો. જેમા કાળજુ ને બરોળ વધી ગયાં હોય ને શરીરમા સતત ઝીણો તાવ રહેતો હોય તેને જીર્ણજ્વર કહેવો એ સર્વે જ્વરમા લઘન (ઉપવાસ) કરવુ ઇચ્છવા યોગ્ય નથી

(વાતજ્વર શુદ્ધ એટલે નિરામ થાય ત્યારે ઉપવાસ કરવા ન જોઈએ, પણ વાતજ્વર સામ હોય ત્યા સુધી તો ઉપવાસ કરવા જોઈએ એમ આ શ્લોકમા કહ્યુ છે )

**ઉપરના ચાર જાતના તાવમાં કેવું શમન આપવુ?**

**तेषु हि हितं शमनं यन्न कर्शनम् ।**

શુદ્ધ વાયુ વગેરેથી થતા જે જ્વર ઉપર કહ્યા તેમા શમન ઔષધ આપવુ શમન બે પ્રકારનુ છે સતર્પણ અને અપતર્પણ જે શમન તૃપ્તિ (પુષ્ટિ) કરે તે સતર્પણ શમન જાણવુ, અને જે શમન અપતર્પણ કરે તે અપતર્પણ કરનારુ શમન ન હોય તેવુ શમન કરવુ એમ કહેવાનો હેતુ એ છે કે જે ઔષધ થોડેક અંશે બૃહણ (તર્પણ) કરે એવુ, હોય અને વાતાદિકને શમાવનારુ હોય તે યોજવુ

**ઉપવાસ ક્યારે છોડવા તે સમજવાની રીત**

**तत्र सामज्वराकृत्या जानीयादविशोषितम् ॥२३॥**
**द्विविधोपक्रमज्ञानमवेक्षेत च लङ्घने ।**

તેમા (તાવમા) સામજ્વરના લક્ષણ જણાય ત્યાં સુધી ઉપવાસની મુદત પૂરી થઈ નથી એમ જાણવું અને દ્વિવિધોપક્રમણીય અધ્યાયમા આપેલાં લક્ષણોના જ્ઞાનને આધારે ઉપવાસ થવા જોઈએ તેટલા થયા છે કે નહિ તે જોઈ લેવું

(સામજ્વરના લક્ષણ માટે જુઓ નિદાનસ્થાન અધ્યાય ૨, શ્લોક ૫૪

સૂત્રસ્થાનમાં અધ્યાય ૧૪ના ૧૬ા, ૧૭, ૧૭ા મા લઘિતના લક્ષણ એટલે જેણે જેવી રીતે અને જેટલા ઉપવાસ કરવા જોઈએ તેટલા કર્યા હોય તે દર્દીના લક્ષણ આપ્યાં છે

**ઉપવાસ પૂરા થયા પછીની ચિકિત્સા·**
**પેયા પીવાની મુદત**

**युक्तं लङ्घितलिङ्गैस्तु तं पेयाभिरुपाचरेत् ॥२४॥**
**यथास्वौषधसिद्धाभिर्मण्डपूर्वाभिरादितः ।**
**तस्याग्निर्दीप्यते ताभिः समिद्भिरिव पावकः ।**
**षडहं वा मृदुत्वं वा ज्वरो यावदवाप्नुयात् ॥२५॥**

જ્યારે જ્વરવાળા રોગીના ઉપવાસ પૂરા થાય, ત્યારે જે જ્વરને જે ઔષધ યોગ્ય હોય તે ઔષધથી તૈયાર કરેલા મડ અને પછી મંડ કરતાં કાંઈક જાડી એવી પેયા વડે પ્રથમ તેનો ઉપચાર કરવો, અર્થાત્ એવા મંડ

અને પેયા તેને પાવા એથી કરીને જેમ બળતણ નાખવાથી અગ્નિ સળગે છે, તેમ રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે એ રીતે છ દિવસ સુધી પેયા પાવી અથવા તાવ ઊતરે ત્યાં સુધી એવી પેયા આપવી

(ઉપવાસ યોગ્ય મુદત સુધી થાય તો રોગ નરમ પડી જાય છે એવું સૂત્રસ્થાન અધ્યાય ૧૪ શ્લોક ૧૭॥ મા કહ્યુ છે, (व्याधिमार्दवम्) એ રીતે ઉપવાસ થાય અને રોગ નરમ પડે ત્યાર પછી પેયા આપવાની છે પણ જો કોઈ કટોકટીને પ્રસંગે રોગ નરમ પડયા પહેલા પેયા આપવાની જરૂર ઊભી થાય, તાપણ તાવ નરમ પડતા સુધી તો પેયા જ આપ્યા કરવી, એનાથી વધારે ઘટ્ટ બનાવટ આપવી નહિ, એમ ૨॥ શ્લોકમા કહ્યુ છે )

વળી રોગ નરમ પડે કે તરત પેયા આપવાની નથી, પણ પહેલા એક–બે દિવસ મંડ આપીને પછી પેયા આપવાની છે અને દરદીને તાવ નરમ પડયા પછી ઓછામા ઓછા છ દિવસ ફક્ત મંડ અને પેયા પર જ રાખવાનો છે આ મંડ અને પેયા પણ દવાની માફક અત્યત માપસર આપવા જોઈએ

જેને આજ આપણે તાવ ઊતર્યો કહીએ છીએ તેને જૂના વખતમા તાવ નરમ (મૃદુ) પડયો કહેતા હતા જ્યારે શરીર ઉપર તાવની ગરમી ન હોવા ઉપરાત શરીરની અદરની ધાતુઓ વગેરેમાથી પણ તાવની ખોટી ગરમીનુ બીજ સુદ્ધા નાશ પામે, ત્યારે તાવ મટયો એમ કહેવાય

મંડ અને પેયાના ગુણ માટે જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૬ શ્લોક ૨૬ થી ૨૮॥ જે દ્રવ્યનો મંડ કરવાનો હોય તે દ્રવ્ય કરતા ચૌદગણું પાણી લેવુ પછી પાણી અને દ્રવ્ય (અથવા દ્રવ્યનો અધકચરા ખાંડેલો ભૂકો) ભેગા કરી દ્રવ્ય બફાય અને સીજે ત્યા સુધી ઉકાળવું રગડો તળિયે બેસી જાય અને પાણી ઉપર રહે ત્યારે હલાવ્યા વિના પાણી નિતારી લેવુ આવા ઓસામણને મંડ કહે છે ઉપર કહ્યા પ્રમાણે ઉતારીને જમીન પર મૂકયા પછી કડછીથી હલાવીને તરત તળિયે કડછી માર્યા વિના ઉપરઉપરથી કડછીથી ભરી લેવી આવી મંડ કરતા જરા વધારે ઘટ્ટ પણ પ્રવાહી બનાવટને પેયા કહે છે )

**ઉપવાસ પછી પાવાની પેયા**

**प्राग्लाजपेयां सुजरां सशुण्ठीधान्यपिप्पलीम् ॥**
**ससैन्धवां, तथाऽम्लार्थी**
**तां पिबेत्सहदाडिमाम् ।**

રોગીને પ્રથમ મમરા(ડાંગરની ધાણી)ની પેયા પીવાને આપવી. તે પેયામાં સૂંઠ, ધાણા અને પીપર નાખવાં તથા તેમાં સિંધવ નાખવો. સૂંઠ, ધાણા અને પીપર સાથે મમરા નાખીને ઉકાળવા તથા તેમા થોડોક સિંધવ નાખવો તેને લાજ પેયા કહે છે

જે રોગીને ખટાશ ઉપર પ્રીતિ હોય તેને તે પેયામાં દાડમ નાખીને આપવું પેયા એટલે જાવરુ સમજવું.

**તાવના ક્યા રોગીએ કેવી પેયા પીવી ?**

**सृष्टविड् बहुपित्तो वा**
**सशुण્ठीमाक्षिकां हिमाम् ॥ २७ ॥**

જે જ્વરરોગીને ઝાડા થતા હોય અથવા જેનામાં પિત્ત બહુ હોય તેણે સૂંઠ અને મધ સાથે ઠંડી પેયા પીવી (ધાણા અને પીપર અહીં ન જોઈએ સિંધવ નાખી શકાય )

(આ શ્લોક જેને તાવના લક્ષણરૂપ ઝાડા થતા હોય તેને લાગુ પડે છે )

(પેયા ઠંડી પડયા પછી મધ નાખવુ )

**માંસરસ, યૂષ વગેરે કરવાનાં દ્રવ્ય**

**बस्तिपार्श्वशिरःशूली व्याघ्रीगोक्षुरसाधिताम् ।**

જે જ્વરરોગીને મૂત્રાશયમા, પડખામા અને માથામાં શૂળ આવતું હોય તેણે ભોરિંગણી અને ગોખરુના ક્વાથમા તૈયાર કરેલી પેયા પીવી

**पृश्निपर्णीबलाबिल्वनागरोत्पलधान्यकैः ॥ २८ ॥**
**सिद्धा ज्वरातिसार्यम्लां पेयां दीपनपाचनीम् ।**

જે જ્વરરોગીને અતિસાર (ઝાડાનો રોગ) થયો હોય તેણે પૃશ્નિપર્ણી, કાસકીનાં મૂળ, બીલાં, સૂંઠ, કમળ અને ધાણા—એ ઔષધથી તૈયાર કરેલી અને ખાટી પેયા પીવી કેમ કે તે દીપન કરનારી અને પાચન કરનારી છે

(જેને તાવ સાથે ઝાડાનો રોગ થયો હોય તેને આ શ્લોક લાગુ પડે છે )

**ह्रस्वेन पञ्चमूलेन हिक्कारुक्श्वासकासवान् ॥२९॥**
**पञ्चमूलेन महता कफार्तो यवसाधिताम् ।**
**विबद्धवर्चाः सयवां पिप्पल्यामलकैः कृताम् ॥३०॥**
**यवागूं सर्पिषा भृष्टां मलदोषानुलोमनीम् ।**

નાના પંચમૂળથી બનાવેલી પેયા જે જ્વરરોગીને હેડકી, કળતર, દમ અને ઉધરસ થતાં હોય તેણે પીવી. મોટા પંચમૂળથી અને જવથી બનાવેલી પેયા કફથી પીડાયેલા જ્વરરોગીએ પીવી. (આ જગાએ જવને બદલે ચોખા લેવા: જવ તો ક્વાથમાં જ

લેવા) જેને ઝાડાનો વિબંધ થયો હોય તેણે જવની બનાવેલી યવાગૂ પીવી એ જવની યવાગૂ એવી રીતે કરવી કે પીપર અને આમળાંના કવાથમાં જવની યવાગૂ કરવી તથા તેને ઘીમાં વઘારવી એ યવાગૂ મળ તથા દોષને તેને સ્વાભાવિક માર્ગે પ્રવર્તાવનારી છે

(યવાગૂ : જે દ્રવ્યની યવાગૂ બનાવવી હોય તે દ્રવ્યમાં તેનાથી છ ગણું પાણી નાખવું પછી જ્યારે એ દ્રવ્ય બરાબર બફાય ત્યારે ઉતારી લેવું એ બનાવટને યવાગૂ કહે છે)

**चविकापिप्पलीमूलद्राक्षामलकनागरैः ॥ ३१ ॥**
**कोष्ठे विबद्धे सरुजि**

જ્વરરોગીને બંધકોશ રહેતો હોય અને તેમાં પીડા થતી હોય ત્યારે ચવક, પીંપરીમૂળ, કાળી દ્રાક્ષ, આમળાં અને સૂંઠ—એની બનાવેલી પેયા પીવી

દ્રાક્ષ આયુર્વેદમાં દ્રાક્ષનો અર્થ કાળી દ્રાક્ષ થાય છે

**पिबेत् परिकर्तिनि ।**
**कोलवृक्षाम्लकलशीधावनीश्रीफलैः कृताम् ॥३२॥**
**अस्वेदनिद्रस्तृष्णार्तः सितामलकनागरैः ।**
**सिताबदरमृद्वीकासारिवामुस्तचन्दनैः ॥ ३३ ॥**
**तृष्णाच्छर्दिपरीदाहज्वरघ्नीं क्षौद्रसंयुताम् ।**

જે જ્વરવાળાને પેટમાં કાતરથી કપાઈ જતું હોય એવી વેદના થતી હોય, તેણે બોરડીના મૂળ, વૃક્ષામ્લ, કળથી, ભોરીંગણી અને બીલી—એ ઔષધોથી કરેલી પેયા પીવી જે માણસને (રોગીને) પરસેવો થતો ન હોય, ઊંઘ ન આવતી હોય કે તરસથી બહુ પીડાતો હોય, તે રોગીએ સાકર, આમળાં અને સૂંઠથી સિદ્ધ કરેલી પેયા પીવી જે રોગીને તરસ અને ઊલટી થતી હોય, તેણે સાકર, બોર, કાળી દ્રાક્ષ, સારિવા, મોથ અને સુખડથી સિદ્ધ કરેલી દાહ અને જ્વરને હણનારી પેયામાં મધ નાખી તે પીવી

**માંસરસ, યૂષ વગેરે કરવાનાં દ્રવ્ય**

**कुर्यात्पेयौषधैरेव रसयूषादिकानपि ॥ ३४ ॥**

પેયામાં જે જે રોગીને જે જે ઔષધો કહેલાં છે, તે જ ઔષધો વડે માંસરસ અને યૂષ વગેરે (મગનું ઓસામણ વગેરે) પણ સિદ્ધ કરવાં (પેયાદિક સિદ્ધ કરવામાં દ્રવ્યનું માપ કેટલું લેવું તે પાકશાસ્ત્રના નિયમને અનુસરીને અથવા રસોઈ કરવામાં લોકો જે પ્રમાણે બીજા મસાલા ગ્રહણ કરતા હોય તેટલા લેવા. જેમ પેયામાં સિંધવ નાખવાનો કહ્યો છે તે આચરેથી જોઈએ તેટલો નાખવો, એ જ પ્રમાણે સૂંઠ, પીપર વગેરે પણ લેવા વળી, જે રોગીને જેટલા ઔષધની જરૂર હોય, તેટલા પ્રમાણમાં તે ઔષધ લેવા કેટલાકનો મત એવો છે કે રોગીનો જઠરાગ્નિ મંદ હોય છે માટે પેયા વગેરે નીતર્યાં પાણી જેવા પાતળા કરવા જ્વરવાળાને પ્રથમ પાણી જેવી પાતળી પેયા આપવી તેમ યૂષ અને માંસરસ પણ તેવા જ પાતળા આપવાં પાછળ કહ્યું છે કે અમુક દ્રવ્યોના કવાથમાં પેયા સિદ્ધ કરવી એનો અર્થ એવો છે કે પાણીમાં ઉકાળેલા તે દ્રવ્યના પાતળા પ્રવાહીમાં સિદ્ધ કરેલી પેયા આપવી)

**પેયા ન આપવા યોગ્ય જ્વર**

**मद्योद्भवे मद्यनित्ये पित्तस्थानगते कफे ।**
**ग्रीष्मे तयोर्वाऽधिकयोस्तृट्छर्दिदाहपीडिते ॥३५**
**ऊर्ध्वं प्रवृत्ते रक्ते च पेयां नेच्छन्ति**

જે માણસને દારૂને લીધે તાવ આવ્યો હોય તેથી, જેને દારૂ પીવાની નિત્ય ટેવ હોય તેથી, પિત્તના સ્થાનમાં કફ ગયો હોય તેથી, ઉનાળામાં, પિત્ત કે કફ વૃદ્ધિ પામ્યા હોય તેથી, તરસ, ઊલટી અને દાહથી રોગી પીડાતો હોય તેને અને જેને લોહી ઊંચે પ્રવૃત્ત થયું હોય તેથી તાવ આવ્યો હોય તેને (વૈદ્યાચાર્યો) પેયા આપવાની આજ્ઞા કરતા નથી

**ઉપર કહેલા પેયા ન આપવા યોગ્ય જ્વરમાં તર્પણ**

**तेषु तु ।**
**ज्वरापहैः फलरसैरद्भिर्वा लाजतर्पणम् ॥३६॥**
**पिबेत्सशर्कराक्षौद्रम्**

ઉપર શ્લોક ૩૪॥ થી ૩૫॥ માં કહેલા તાવોમાં જ્વરનો નાશ કરનારા (કાળી દ્રાક્ષ, આમળાં ઇત્યાદિ) ફળોના સ્વરસ સાથે અથવા કવાથ સાથે અથવા ઉકાળીને ઠંડા પાડેલા જળ સાથે મમરાના સાથવા(=સાથુ)માં સાકર ને મધ નાખીને તે તર્પણ ઔષધ પેયાને ઠેકાણે પાવું.

**તર્પણ કર્યા પછીના ઉપચાર**

**ततो जीर्णे तु तर्पणे ।**
**यवाग्वां वौदनं क्षुद्वानश्नीयाद्भृष्टतण्डुलम् ॥३७॥**
**दकलावणिकैर्यूषै रसैर्वा मुद्गलावजैः ।**

પછી તર્પણ (શ્લોક ૩૬,૩૬॥) પીધા પછી કે યવાગૂ પીધા પછી તે પચી જાય એટલે જે રોગીને ભૂખ લાગી હોય, તો તેણે શેકેલા ચોખાનો ભાત, મગ અને કળથી વગેરેના કવાથ સાથે ખાવો, અથવા અવસ્થાવશાત્ મગ વડે સંસ્કારયુક્ત કરેલા લાવરાંના માંસરસ સાથે ભાત ખાવો સંસ્કારયુક્ત કહેવાની મતલબ એ છે કે લાવરાંનું માન ઘણું લેવું અને મગ થોડા

લેવા ગ્રંથમા કહ્યુ છે કે દકલાવણિક રસ સાથે ભાત આપવો દકલાવણિકના અર્થ માટે જુઓ સૂ ૬/૩૨.

### મળપાચનની મર્યાદા

**इत्ययं षडहो नेयो बल दोषं च रक्षता ॥३८॥**

એ રીતે (પૂર્વે કહ્યા પ્રમાણે) ઉપવાસ છોડયા પછીના પહેલા છ દિવસ કાઢવા તથા તેમા રોગીનું બળ તથા દોષનું રક્ષણ કરવુ, એટલે વાયુ વગેરે દોષ કૃચ્છ્રસાધ્ય કે અસાધ્ય ન થાય તેની સભાળ રાખવી, તથા રોગીનુ બળ ક્ષીણ ન થઈ જાય એમ કરવુ જો બળનુ રક્ષણ કરવા માટે વૈદ્ય રોગીને સતર્પણ ઉપાય કરે તો આમની વૃદ્ધિ થવાથી આમ સહિત દોષ વૃદ્ધિ પામે છે જો દોષને કમી કરવા માટે અપતર્પણ કરે તો બળનો નાશ થાય છે માટે છ દિવસ સુધી મધ્યમ પ્રવૃત્તિથી વૈદ્યે એવા ઉપચાર કર્યા કરવા કે જેથી દોષ વધે નહિ અને બળ ઘટે નહિ

(ભૂખ કરતા વધારે ખાવાપીવાથી પણ બળ ઘટે છે એ રીતે પણ બળ ન ઘટે તેની સભાળ રાખવી )

### મળ પકવ થયા પછીના ઉપચાર

**तत पक्वेषु दोषेषु लङ्घनाद्यैः प्रशस्यते ।**
**कषायो दोषशेषस्य पाचन शमनोऽथवा ॥३९॥**

પછી પાછળ કહેલા લઘન વગેરેથી સામ દોષ પકવ થયા પછી છ દિવસ પછી કવાથ કરવો હિતકર છે મોથ, પિત્તપાપડા ઇત્યાદિ (શ્લોક ૪૫, ૪૫ા, ૪૯) પાચન છે, તથા આગળ કલિંગાદિ કવાથ કહેવામા આવશે તે શમન છે મોથ, પિત્તપાપડો ઇત્યાદિ કવાથને પાચન એવુ નામ આપેલુ છે તથા કલિંગાદિ કવાથને શમન એવુ નામ આપેલુ છે માટે પહેલાને પાચન કવાથ અને બીજાને શમન કવાથ કહવો પેયાવાળા છ દિવસ મા દોષ પકવ થાય છતા પણ જે દોષ લગાર અપકવ રહ્યા હોય તેનું પાચન કરનારા એ કવાથ છે જ્યાર કવાથ દોષના પાચનને માટે યોજ્યો હોય, ત્યાર તે પાચન કહવાય છે અને તે જ કવાથ શમનને માટે યોજ્યો હોય ત્યારે તે શમન કહેવાય છે

(તાવના દરદીને સૂત્રસ્થાનના અધ્યાય ૧૪ના શ્લોક ૧૭,૧૭ા મા કહેલા લંઘનના ચિહન થાય ત્યા સુધી ઉપવાસ કરાવવા પછી છ દિવસ ચિકિત્સાસ્થાનના અ ૧ શ્લોક ૨૪થી ૩૮ સુધીમા કહ્યા પ્રમાણે પેયા પાવી, તેથી કાચા દોષો પાકશે, છતા જો દોષોમા કઈ 'આમ'ની કચાશ રહી ગઈ હશે તો તે બીજા છ દિવસ સુધી આ શ્લોક ૩૯મા કહ્યા પ્રમાણે કવાથ આપવાથી પાકી જશે.)

### પિત્તજ્વર અને કફજ્વરના કવાથ

**तिक्तः पित्ते विशेषेण प्रयोज्यः कटुकः कफे ।**

પિત્તજ્વરમા વિશેષે કરીને કડવો કવાથ પાવો અને કફજ્વરમા વિશેષે કરીને તીખો કવાથ પાવો (એમા વિશેષ સમજવાનું એ છે કે, પિત્તજ્વર વિના બીજા જ્વરમા પણ કડવો કવાથ યોજી શકાય, કેવળ પિત્તજ્વરમા જ કડવો કવાથ આપવો એવો કાઈ મેળ નથી, કારણ કે કડવા રસમા જ્વરને મટાડવાનો ગુણ રહ્યો છે ચરક મુનિ પણ કહે છે કે, કડવો રસ પોતે રુચિકર ન હોવા છતા પણ તે અરુચિનો નાશ કરનારો છે, વિષને શમાવનારો છે, કૃમિનો નાશ કરનારો છે, મૂર્છા અને દાહને શમાવનારો છે, તૃષાને શમાવનારો છે, ત્વચા અને માસને સ્થિર કરનારો છે તથા જ્વરને મટાડનારો છે માટે બધા રસોમા કડવો રસ જેવા જ્વરનો નાશ કરનારો છે તેવા બીજા રસ નથી એમ જાણવુ અને એટલા જ કારણથી ગળો વગેરે દ્રવ્યને પણ જ્વરઘ્ન કહ્યા છે તીખા રસવાળા દ્રવ્યમાથી જે દ્રવ્ય જ્વરનો નાશ કરનારા હોય તને જ કફજ્વરનો નાશ કરવામા યોજવા, કેમ કે સર્વ તીખા રસવાળા દ્રવ્ય કાઈ જ્વરનો નાશ કરનારા નથી )

### તૂરા રસનો કવાથ નવા તાવમા આપવો નહિ

**पित्तश्लेष्महरत्वेऽपि कषाय. स न शस्यते ॥४०॥**

(તૂરા રસનો) કવાથ પિત્ત અને કફનો નાશ કરે એ વાત ખરી, છતા પણ એ આપવો સારો નથી

### નવા તાવમા કવાથ (દવા) આપવો નહિ

**नवज्वरे मलस्तम्भात्कषायो विषमज्वरम् ।**
**कुरुतेऽरुचिहृल्लासहिध्माध्मानादिकानपि ॥४१॥**

નવા (તરુણ) તાવમા કવાથ દોષોનુ સ્તભન કરે છે, તેથી વિષમજ્વર (મલેરિયા), અરુચિ, ઊબકા (મોળમોળ), હેડકી, આફરા વગેરે થાય છે

(તાવની તરુણ અવસ્થામા ફક્ત ઉપવાસ જ કરાવવા જોઈએ એમા કોઈ પણ જાતનો કવાથ કે દવા આપવાથી નુકસાન થાય છે કેટલાક કષાય શબ્દ નો અર્થ અહીં તૂરા રસ કર છે )

### ઔષધ આપવાનો કાળ

**सप्ताहादौषधं केचिदाहुरन्ये दशाहत ।**
**केचिल्लघ्वन्नभुक्तस्य योज्यमामोल्बणे न तु ॥४२॥**

કેટલાક આચાર્યો કહે છે કે, સાત દિવસ વીતી ગયા પછી આઠમે દિવસે જ્વરવાળાને ઔષધ આપવું કેટલાક કહે છે કે, દશ દિવસ પછી આપવુ, કેટલાક કહે છે, પૂરા ઉપવાસ પછી પેયા વગેરે હલકુ અન્ન ખાનારને

અ સા

ઔષધ આપવું પણ જે તાવના દરદીમાં આમનું જોર વિશેષ હોય તેને તો છ, સાત કે દશ દિવસ પછી પણ ઔષધ ન આપવું

સામજ્વરમાં ઔષધ ન આપવાનું કારણ

**तीव्रज्वरपरीतस्य दोषवेगोदये यतः ।**
**दोषेऽथवाऽतिनिचिते तन्द्रास्तैमित्यकारिणि ॥**
**अपच्यमानं भैषज्यं भूयो ज्वलयति ज्वरम् ।**

કેમ કે જ્યારે તીવ્ર જ્વરથી વ્યાપ્ત થયેલા માણસના આમરૂપી દોષનો વેગ ઊપડે છે, (=સામવાયુ વગેરે દોષનો વેગ ઊપડે છે) અથવા આમરૂપી દોષ અતિશય એકઠો થાય છે, (=સામવાયુ વગેરે દોષ ઊપડે છે), ત્યારે તે ઘેન અને જડતા ઉત્પન્ન કરે છે તેવા વખતે આપેલું ઔષધ પણ, કોઠો આમથી પુરાયેલો હોવાથી, જઠરાગ્નિ આમથી ઢંકાયેલો હોય છે તેથી પચતું નથી અને ફરીને જ્વરને વધારે જોર પર આણે છે પણ શમાવતું નથી, માટે જે જ્વરમાં આમનું જોર વિશેષ હોય તેને છ દિવસ કે સાત દિવસ કે દશ દિવસ પછી પણ જ્વરને શમાવનારું ઔષધ આપવું નહિ

જ્વરમાં ઔષધ ક્યારે આપવું?

**मृदुर्ज्वरो लघुर्देहश्चलिताश्च मला यदा ॥४४॥**
**अचिरज्वरितस्यापि भेषजं योजयेत्तदा ।**

જ્યારે તાવ નરમ પડે (ઊતરે), દેહ જ્યારે હલકો થાય અને મૂત્ર, ઝાડો વગેરે મળ જ્યારે પ્રવૃત્ત થાય, ત્યારે ગમે તો તે જ્વર થોડા દિવસનો હોય (=છ દિવસ પણ પૂરા ન થયા હોય) તોપણ તેને ઔષધ આપવું

(તાવ એક દિવસમાં ઊતરી જાય તો બીજા દિવસથી પણ ઔષધ અપાય માટે તાવ કેટલી મુદત નો છે અને ક્યારે નિરામ થાય તેના ઉપર ઔષધ આપવાની શરૂઆત કરવાનો આધાર છે ગમે તે જાતનો તાવ હોય તોપણ તાવ આવ્યા પછી અમુક દિવસે દવા શરૂ કરવી એવો બધા તાવ માટે એકસરખો નિયમ બાંધી શકાય નહિ)

તાવ ઊતર્યા પછી આપવાનાં પાચન ઔષધ

**मुस्तया पर्पटं युक्तं शुण्ठ्या दुःस्पर्शयाऽपि वा ॥४५॥**
**पाक्यं शीतकषायं वा पाठोशीरं सवालकम् ।**
**पिबेत्तद्वच भूनिम्बगुडूचीमुस्तनागरम् ॥ ४६ ॥**

મોથની સાથે પિત્તપાપડો મેળવીને અથવા સૂંઠની સાથે અથવા ધમાસાની સાથે પિત્તપાપડો મેળવીને તેનો ક્વાથ કરીને અથવા હિમ કરીને તે પીવો અથવા કાળીપાટ અને ખસ, વાળો અને વાળો, એનો ક્વાથ કે હિમ પીવો અથવા તે જ પ્રમાણે કરિયાતું, ગળો, મોથ અને સૂંઠનો ક્વાથ કે હિમ પીવો

**यथायोगमिमे योज्याः कषाया दोषपाचनाः ।**
**ज्वरारोचकतृष्णास्यवैरस्यापक्तिनाशनाः ॥ ४७ ॥**

ઉપર કહેલો મોથ, પિત્તપાપડો વગેરે ક્વાથમાંથી જ્યાં જે ઘટે ત્યાં તે યોજવો એ સર્વે કષાય (ક્વાથ) દોષને પકવનારા છે એ સર્વે યોગ (એ પ્રિસ્ક્રિપ્શન્સ) જ્વર, અરુચિ, તૃષ્ણા, મુખની વિરસતા અને અપચો એ સર્વેનો નાશ કરનારા છે

સંતત, સતત, અન્યેદ્યુ, એકાંતરિયો અને ચોથિયા તાવનું શમન ઔષધ

**कलिङ्गकाः पटोलस्य पत्रं कटुकरोहिणी ॥ ४८ ॥**
**पटोलं सारिवा मुस्ता पाठा कटुकरोहिणी ।**
**पटोलनिम्बत्रिफलामृद्वीकामुस्तवत्सकाः ॥ ४९ ॥**
**किराततिक्तममृता चन्दनं विश्वभेषजम् ।**
**धात्रीमुस्तामृताक्षौद्रमर्धश्लोकसमापनाः ॥५०॥**
**पञ्चैते सन्ततादीनां पञ्चानां शमना मताः ।**

આ 'કલિંગક' વગેરે ઔષધો બતાવનારા શ્લોકોની પહેલી પાંચ લીટીઓ(=પાંચ અરધા શ્લોક)માં બતાવેલાં ઔષધો અનુક્રમે સતત વગેરે પાંચ જ્વરોને શમાવનારા છે એટલે ઇંદ્રજવ, પટોળના પત્ર અને કડુ, એ ત્રણનો ક્વાથ સતતજ્વરનું શમન કરે છે પટોલ, સારિવા, મોથ, પાઠા અને કડુ, એ ઔષધોનો ક્વાથ સતતજ્વરનું શમન કરે છે પટોલ, લીંબડો, ત્રિફળા, દ્રાક્ષ, મોથ, કડાછાલ, એ ઔષધનો ક્વાથ અન્યેદ્યુ જ્વરનું શમન કરે છે કરિયાતું, કડુ, ગળો, રક્તચંદન અને સૂંઠ, એનો ક્વાથ એકાંતરિયા તાવનું શમન કરે છે આમળાં, મોથ, ગળો અને મધ, એનો ક્વાથ ચોથિયા તાવનું શમન કરે છે

નોંધ: ક્વાથ ઠંડા પડ્યા પછી મધ નાખવું

વાતજ્વરનો પાચન ક્વાથ

**दुरालभामृतामुस्तानागरं वातजे ज्वरे ॥ ५१ ॥**
**अथवा पिप्पलीमूलगुडूचीविश्वभेषजम् ।**
**कनीयः पञ्चमूलं च**

વાતજ્વરમાં ધમાસો, ગળો, મોથ, સૂંઠ—એ ચાર ઔષધનો ક્વાથ આપવો અથવા પીપરીમૂળ, ગળો અને સૂંઠનો ક્વાથ આપવો અથવા લઘુ પંચમૂળનો ક્વાથ આપવો

પિત્તજ્વરમાં પાચન ક્વાથ

**पित्ते शक्रयवाघनम् ॥ ५२ ॥**

कटुका चेति सक्षौद्रं मुस्तापर्पटकं तथा ।
सघनत्रयासभूनिम्बं

પિત્તજ્વરમાં ઈંદ્રજવ, મોથ, કડુ એનો ક્વાથ મધ સાથે આપવો, અથવા ધમાસો અને કરિયાતા સાથે મોથ અને પિત્તપાપડો આપવો

કફજ્વરમાં પાચન ક્વાથ

वत्सकाद्यो गण. कफे ॥ ५३ ॥
अथवा वृषगाङ्गेयीशृङ्गवेरदुरालभाः ।

કફજ્વરમાં વત્સક (કડાછાલ), મૂર્વા, ભારંગ વગેરે વત્સકાદિ ગણ પાછળ (સૂત્રસ્થાન અધ્યાય ૧૫ શ્લોક ૩૩માં) કહ્યો છે તે આપવા અથવા અરડૂસી, મોથ, આદુ અને ધમાસાના ક્વાથ આપવો

हविबन्धानिलश्लेष्मयुक्ते दीपनपाचनम् ॥ ५४ ॥
अभयापिप्पलीमूलशम्याककटुकाघनम् ।

ચૂક, બંધકોશ, વાયુ અને કફયુક્તજ્વરમાં મોટી હરડે, પીપરીમૂળ, ગરમાળો, કડુ અને મોથ એ ઔષધ નો ક્વાથ આપવો, તેથી જઠરાગ્નિનું દીપન અને મળનું પાચન થાય છે

વાતપિત્તજ્વરમાં શમન ક્વાથ

द्राक्षामधूकमधुकरोध्रकाश्मर्यसारिवाः ॥ ५५ ॥
मुस्तामलकह्रीबेरपद्मकेसरपद्मकम् ।
मृणालचन्दनोशीरनीलोत्पलपरूषकम् ॥ ५६ ॥
फाण्टो हिमो वा द्राक्षादिर्जातीकुसुमवासितः ।
युक्तो मधुसितालाजैर्जयत्यनिलपित्तजम् ॥ ५७ ॥
ज्वरं मदात्यय छर्दि मूर्च्छा दाह श्रम भ्रमम् ।
ऊर्ध्वगं रक्तपित्त च पिपासा कामलामपि ॥५८॥

કાળી દ્રાક્ષ, મહુડાની અંતરછાલ, જેઠીમધ, લોધર, ધીવણના ફળ, સારિવા, મોથ, આમળા, વાળો, કમળનું કેસર, પદ્મકાષ્ઠ (અથવા કમળકાકડી), કમળનો નાળ, રક્તચંદન, કાળો વાળો, કાળું કમળ, ફાલસા, એ ઔષધોને દ્રાક્ષાદિ ગણ કહે છે એ દ્રાક્ષાદિ ગણનો ફાંટ અથવા હિમ કરવો તથા તેને જાઈના ફૂલથી સુવાસિત કરવો પછી મધ, સાકર અને ફૂલેલા ચમન (ડાંગરની ધાણી) તેમાં નાખીને રોગીને આપવો. એ પીવાથી વાતપિત્તજ્વર, મદાત્યયરોગ, ઊલટી, મૂર્છા, દાહ, શ્રમ, ચક્કર (ફેર), ઊર્ધ્વ માર્ગે જનાર રક્તપિત્ત, તરસ અને કમળો નોટલા વાના મટે છે

पाचयेत्कटुकां पिष्ट्वा कर्परेऽभिनवे शुचौ ।
निष्पीडितो घृतयुतस्तद्रसो ज्वरदाहजित् ॥५९॥

કડુ લાવીને પાણીમાં વાટવું તથા તેને નવા ઘડાની ચોખ્ખી નવી ઠીબમાં પાણી સાથે રાંધવું પછી તે કડુને લૂગડામાં ઘાલીને રસ નિચોવી લેવો અને તેમાં ઘી નાખીને રોગીને પાવો એ રસ જ્વરમાં થતા દાહને શાંત કરે છે

વાતકફજ્વરમાં શમન ક્વાથ

कफवाते वचा तिक्ता पाठारग्वधवत्सकाः ।
पिप्पलीचूर्णयुक्तो वा क्वाथश्छिन्नोद्भवोद्भव ॥६०॥

કફવાતજ્વરમાં વજ, કડુ, પાઠ, ગરમાળો, કડાછાલ, એનો ક્વાથ આપવો અથવા ગળોના ક્વાથમાં પીપરનું ચૂર્ણ નાખીને આપવું

व्याघ्रीशुण्ठ्यमृताक्वाथ. पिप्पलीचूर्णसंयुतः ।
वातश्लेष्मज्वरश्वासकासपीनसशूलजित् ॥ ६१ ॥

રીંગણી, સૂઠ અને ગળોનો ક્વાથ પીપરના ચૂર્ણ સહિત પીવાથી વાતકફજ્વર, દમ, ઉધરસ, પીનસ (સળેખમ) અને શૂળ મટે છે

पथ्याकुस्तुंबरीमुस्ताशुंठीकट्तृणपर्पटम् ।
सकट्फलवचाभार्ङ्गीदेवाह्वं मधुहिङ्गुमत् ॥ ६२ ॥
कफवातज्वरष्ठीवकुक्षिहृत्पार्श्ववेदनाः ।
कण्ठामयास्यश्वयथुकासश्वासान्नियच्छति ॥ ६३ ॥

હરડે, ધાણા, મોથ, સૂંઠ, રોહિસ, પિત્તપાપડો, કાયફળ, વજ, ભારંગ, દેવદાર એ ઔષધોનું ચૂર્ણ મધ અને હિંગ સાથે ખાવાથી કફવાતજ્વરમાં ફૂખ, હૃદય અને પડખામાં વેદના થતી હોય, કંઠમાં રોગ હોય અથવા કંઠ સબંધી પીડા થતી હોય, મોઢા ઉપર સોજો આવ્યો હોય, ઉધરસ, દમ—એ ઉપદ્રવોને શાંત કરે છે હિંગ તથા મધ ચારચાર માસા (દરેક તોલો ૦।) જેટલાં લેવાં

(જે દવામાં મધ નાખવાનું હોય તે દવા ઠરી પડયા પછી એમાં મધ નાખવું મધ ખાધા પછી શેક કરવો નહિ )

કફપિત્તજ્વરનો શમન ઉપાય

आरग्वधादिः सक्षौद्रः कफपित्तज्वरं जयेत् ।
तया तिक्तावृषोशीरत्रायन्तीत्रिफलामृताः ॥६४॥
पटोलारिष्टनिम्बमूर्वाधन्वयवासकाः ।

ગરમાળો, ઈન્દ્રજવ વગેરે આરગ્વધાદિ ગણ પાછળ કહેલો છે તેનો ક્વાથ મધ નાંખે પીવાથી કફપિત્ત જ્વર નાશ પામે છે, તેમ જ કડુ, અરડૂસી, કાળો વાળો, ત્રાયમાણ, ત્રિફળા અને ગળોનો ક્વાથ પણ મધ નાંખી પીવાથી કફપિત્તજ્વર મટે છે

(આરગ્વધાદિ ક્વાથ માટે જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૧૫, શ્લોક ૪૭ )

### સન્નિપાતજ્વરનું શમન

**सन्निपातज्वरे व्याघ्रीदेवदारुनिशाघनम् ॥ ६५ ॥**
**पटोलपत्रनिम्बत्वक्त्रिफलाकटुकायुतम् ।**

સન્નિપાતજ્વરમાં ભોરીંગણી, દેવદાર, હળદર, મોથ, પટોલનાં પાદડાં, લીમડાની અંતરછાલ, ત્રિફળા અને કડુ એનો ક્વાથ આપવો.

**नागर पौष्कर मूलं गुडूची कण्टकारिका ॥ ६६ ॥**
**सकासश्वासपार्श्वार्तौ वातश्लेष्मोत्तरे ज्वरे ।**

સૂઠ, પુષ્કરમૂળ, ગળો, રીંગણી એ ચાર ઔષધનો ક્વાથ જે સન્નિપાતજ્વરમાં વાયુ અને કફ વધારે હોય અને સાથે ખાંસી, શ્વાસ અને પડખામાં પીડા થતી હોય તેમાં આપવો.

### સર્વ જ્વરમાં શમન ક્વાથ

**मधुकपुष्पमृद्वीकात्रायमाणापरूषकम् ॥ ६७ ॥**
**सोशीरतिक्ता त्रिफला काश्मर्यं कल्पयेद्धिमम् ।**
**कषाय त पिबन् काले ज्वरान् सर्वानपोहति ॥६८॥**
**जात्यामलकमुस्तानि तद्वद्धन्वयवासकम् ।**

મહુડાનાં ફૂલ, કાળી દ્રાક્ષ, ત્રાયમાણ, ફાલસા, વાળો, કડુ, ત્રિફળા, કાશ્મરી, એ ઔષધનો હિમ કરવો પછી તેને શાસ્ત્રમાં કહેલ વખતે પીવાથી સર્વ જ્વર મટે છે.

તે જ પ્રમાણે સર્વ જ્વરમાં જાઈ, આમળાં, મોથ અને ધમાસો એ ઔષધનો ઠંડો ક્વાથ પીવો અથવા એકલા ધમાસાનો જ પાછળ કહ્યા પ્રમાણે ઠંડો ક્વાથ (હિમ) પીવો.

('શાસ્ત્રમાં કહેલે વખતે પીવો' એટલે 'ઉપવાસ અને પેયાના દિવસો વીત્યા પછી પીવો')

### જ્વરમાં ઝાડો કબજ હોય તેનો ઉપાય

**यवविट् कटुकाद्राक्षात्रायन्तीत्रिफलागुडम् ॥६९॥**

તેમ જ જે તાવના દરદીને ઝાડો કબજ રહેતો હોય તેણે કડુ, કાળી દ્રાક્ષ, ત્રાયતી, ત્રિફળા અને ગોળ એ ઔષધનો ક્વાથ પીવો.

## તાવમાં ઉપવાસ છૂટ્યા પછી પથ્ય ભોજન,

### પેયા ક્યારે પીવી? કોણે ન પીવી? કારણ

**जीर्णौषधोऽन्न पेयाद्यमाचरेत्**
**श्लेष्मवान्न तु ।**
**पेया कफं वर्धयति पङ्कं पांसुषु वृष्टिवत् ॥७०॥**

(ઉપવાસ છૂટ્યા પછી) રોગીને જ્યારે ઔષધ પીધા પછી તે પચી જાય ત્યારે તેણે પૂર્વે કહેલું પેયા વગેરે અન્ન પીવું, પણ જેને કફનું જોર અધિક હોય તેણે પેયા વગેરે પીવું નહિ, કેમ કે પાતળા કફને પેયા જાડ કરીને તેની વૃદ્ધિ કરે છે, અહીં સમજવાનું એમ છે કે પેયા કફને વસ્તુતઃ વધારતી નથી, પણ જે કફ પાતળો છે તેને ઘાડો કરે છે જેમ ધૂળમાં વૃષ્ટિ થવાથી કાદવ થાય છે તેથી વસ્તુતઃ ધૂળ વધતી નથી પણ તે છૂટીછૂટી રહેલી હતી તે એકત્ર થઈને ઘન થાય છે, તેમ કફ પણ પેયા વગેરેથી ઘન થાય છે.

### કફવાળા જ્વરરોગીનું ભોજન

**श्लेष्माभिपन्नदेहानामत प्रागपि योजयेत् ।**
**यूषान् कुलत्थचणककलायादिकृतान् लघून् ॥७१**
**रूक्षाम्लकटुकरसोपेतान् हृद्यान्**
**रुचिकरान् पटून् ।**

એટલા માટે કફ વડે જેમના દેહ ભિન્ન (કફ ઝરતા, કફથી પચપચતા) થયેલા છે એવા જ્વરવાળા રોગીઓને (ઉપવાસ છૂટ્યા પછી) પ્રથમ પથ્ય વખતે પણ કળથી, ચણા, દાડમ વગેરેથી બનાવેલા હલકા, (ઘી વગેરે ચીકટમાં નહિ થયેલા) રૂક્ષ (લૂખા), કડવા રસવાળા, ગંધ, વર્ણ, રસ, સ્પર્શ વગેરે પ્રીતિકર હોવાથી હૃદયમાં આનંદ આપનારા, મુખને રુચિ ઉત્પન્ન કરનારા તથા લવણયુક્ત યૂષ આપવા.

### બહુ કફવાળા જ્વરરોગીને હિતકર ભોજન

**रक्ताद्या शालयो जीर्णा षष्टिकाश्च ज्वरे हिता ।७२**
**श्लेष्मोत्तरे वीततुषास्तथा वाटीकृता यवा ।**

રાતીશાળ, મહાશાળ, કલમ જાતની ડાંગર વગેરેના ચોખા અને સાઠી ચોખા એ સર્વ જો જૂના હોય તો તેનો ભાત તથા રોગીને જ્વરમાં હિતકર છે. ખાંડેલા (ભરડેલા) છોડાં વિનાના જવ બહુ કફવાળા તાવમાં (ઉપવાસ છૂટ્યા પછી) હિતકર છે.

જૂના—ઓછામાં ઓછા એક વરસ જૂના

### જ્વરરોગી માટે ભાત કરવાની રીત

**ओदनस्ते स्रुता द्वित्रिः प्रयोक्तव्यो यथायथम् ॥७३**
**दोषदूष्यादिबलतो ज्वरघ्नक्वाथसाधित. ।**

પાછળ (શ્લોક ૭૨માં) કહેલી રાતીશાળ વગેરેનો ભાત જે રોગીને જેવો યોગ્ય હોય તે રોગીને તેવો આપવો. એ ભાતને રાંધતાં વખતે બેત્રણ વાર તેમાં પાણી રેડીને ઓસામણ કાઢી નાખવું. વળી વાયુ વગેરે દોષ, રસ વગેરે દૂષ્ય તથા દેશ, કાળ, વય, તત્ત્વ, સાત્મ્ય,

શરીર, આહાર, એ સર્વના બળનો વિચાર કરીને જ્વરનો નાશ કરનારાં યોગ્ય ઔષધના ક્વાથમા તે ભાત રાંધવો અને પછી (ઉપવાસ છૂટયા પછી ક્રમસર) રોગીને ખાવા આપવો. (એકાતરિયો વગેરે જ્વરવાળાને પેયા આપ્યા વિના જ કળથી, ચણા, મગ વગેરેના યૂષ આપવા, એ આ જગ્યાએ વિશેષ જાણવાનું છે)

### જ્વરરોગીને આપવાના યૂષ

**मुद्गाद्यैर्लघुभिर्यूषाः कुलत्थैश्च ज्वरापहा. ॥ ७४ ॥**

જ્વરવાળાને (ઉપવાસ છૂટયા પછી) મગ વગેરે હલકા કઠોળની દાળના યૂષ આપવા એટલે મગ, ચણા, કળથી, મઠ, મસૂર વગેરેના યૂષ આપવા અને તેમા પણ જે હલકા (જલદી પચે એવા) કઠોળ હોય તેના યૂષ આપવા મગ સર્વ કઠોળમા હલકા છે માટે મગ સર્વથી પહેલા કહેલા છે, કળથીનો પણ યૂષ કરવો અને રોગીને આપવો, કેમ કે તે સર્વે યૂષ જ્વરનો નાશ કરનાર છે

કોઈ કહેશે કે 'મગ વગેરે' એમ કહેવાથી તમામ કઠોળની સાથે કળથી પણ સમજાય છે જ ત્યારે તેને જુદી કહેવાનું કારણ શું છે? તેનો ખુલાસો એમ છે કે કળથી ગરમ પચે ત્યારે ખાટી, વીર્ય, પથરી, દમ, સળેખમ, ઉધરસ, હરસ, કફ, વાયુ, એ સર્વના નાશ કરનારી તથા પિત્ત અને રક્તને વધારનારી છે માટે જો કળથીનો યૂષ ઘણી કળથી લઈને કર્યો હોય તથા ઘણો પાયો હોય તો તે ગરમ, વિપાકમા ખાટો અને રક્તપિત્ત કરનારો હોવાથી જ્વરને મટાડવાને બદલે વધારે છે, તે કારણથી કફ વગેરેની શાતિ કરવાને માટે તેને વાપરવો પડે તો થોડીક કળથી લઈને તે યૂષ કરવો તથા થોડો જ પીવાને આપવો

### જ્વરરોગીનાં શાક વગેરે

**कारवेल्लककर्कोटबालमूलकपर्पटैः ।**
**वार्ताकनिम्बकुसुमपटोलफलपल्लवैः ॥ ७५ ॥**
**अत्यन्तलघुभिर्मांसैर्जाङ्गलैश्च हिता रसा ।**
**व्याघ्रीपरूषकर्कारीद्राक्षामलकदाडिमैः ॥ ७६ ॥**
**संस्कृताः पिप्पलीशुण्ठीधान्यजीरकसैन्धवैः ।**
**सितामधुभ्यां प्रायेण संयुता वा कृताकृता ॥७७॥**

કારેલા, કકોડા, કુમળા મૂળા, પિત્તપાપડો, વતાક, લીમડાનાં ફૂલ, પરોળના ફળ અને પાંદડા, એના શાકના રસ તેમ જ અત્યત હલકા જાગલ પ્રાણીઓના માસથી તૈયાર કરેલા માસરસ જો ભોરીંગણી, ફાલસા, અરણી, કાળી દ્રાક્ષ, આમળા અને દાડમ નાખીને તથા પીપર, સૂઠ, ધાણા, જીરું અને સિંધવનો મસાલો નાખીને બનાવવામા આવે તો તે માસરસ અને શાકનો રસ (ઉપવાસ છૂટયા પછી યોગ્ય સમયે) હિતકર છે (કારેલા વગેરેથી સિદ્ધ કરેલા માસરસ હિતકર છે, એવો અર્થ પણ કેટલાક કરે છે)

ઉપર કહેલા યૂષ અને રસમા દાડમ, જીરુ, સૂઠ વગેરે નાખેલુ હોય (कृत) કે ન નાખેલુ હોય (अकृत) તોપણ તે યૂષ અને રસમાથી કેટલાક યૂષ અને રસમાં (દરદી અને દરદની અવસ્થાનો વિચાર કરીને) સાકર અને મધ પણ નખાય છે

### જ્વરરોગીને વ્યંજન

**अनम्लतक्रसिद्धानि रुच्यानि व्यञ्जनानि च ।**
**अच्छान्यनलसम्पन्नानि**

અને ખાવાની રુચિ ઉત્પન્ન કરે એવા (માપસર) વ્યંજનો(=૧ શાક, ૨ મરીમસાલા)ને બહુ પાતળી મોળી છાશમા ઘોળીને દેવતા પર ઉકાળીને બનાવેલી(લોટ વિનાની) કઢી (ભાત સાથે) (ઉપવાસ છૂટયા પછી યોગ્ય સમયે) આપવી

### જ્વરરોગીનું ખાધા પછીનુ અનુપાન

**अनुपानेऽपि योजयेत् ॥ ७८ ॥**
**तानि क्वथितशीतं च वारि मद्यं च सात्म्यतः ।**

ઉપર કહેલી કઢી જ્વરરોગીને ભોજન કર્યા પછી પીવાને પણ આપવી, તેમ જ ઉકાળીને ઠડુ કરેલુ પાણી અને જો માફક આવતું હોય તો મદ્ય પણ અનુપાન (પાછળ પીવાને) માટે આપવુ

### તાવના રોગમા ભોજનનાં સમય, માપ અને જાત

**सज्वरं ज्वरमुक्तं वा दिनान्ते भोजयेल्लघु ॥ ७९ ॥**
**श्लेष्मक्षयविवृद्धोष्मा बलवाननलस्तदा ।**

જે માણસને જ્વર (ચિ ૧/૨૨) આવતો હોય અથવા જેને થોડા દિવસથી તાવ આવતો બધ થયો હોય તે માણસને સાંજે થોડુ અને હલકુ ખાવાને આપવુ કેમ કે તે સમયે કફનો ક્ષય થવાથી જઠરાગ્નિ વૃદ્ધિ પામીને અન્ન પચાવવાને સમર્થ થાય છે

(આખા દિવસમા એક જ વાર ખાવા આપવું. અને તે પણ હલકુ અને થોડુ)

**यथोचितेऽथवा काले देशसात्म्यानुरोधतः ॥८०॥**
**प्रागल्पवह्निर्भुञ्जानो न ह्यजीर्णेन पीड्यते ।**

અથવા જ્વરવાળા (ચિ ૧/૨૨) કે જ્વરમુક્ત માણસને જે કાળ યોગ્ય હોય તે કાળે ભોજન આપવું, એટલે જે માણસને ભોજનનો જે સમય માફક હોય તે સમયે તેને ભોજન આપવું, કેમ કે એવા યથોચિત

સમયે ઘણુ કરીને ભૂખ ઊઘડે છે તેને જે ભોજન આપવુ તેમાં પણ જે દેશમા જે માફક આવતું હોય તે તથા દરદીની પ્રકૃતિને માફક આવતુ હોય તે ભોજન આપવું એથી કરીને અલ્પ અગ્નિવાળો માણસ પણ દિવસના પૂર્વ ભાગમા જો ભોજન કરે તો તે અજીર્ણથી પીડાનો નથી (ભોજન માટે યોગ્ય સમય—સૂ ૮/૫૫)

ઘૃતપાન કરાવવાનો કાળ

कषायपानपथ्यान्नैर्दशाह इति लङ्घिते ॥८१॥
सर्पिर्दद्यात्कफे मन्दे वातपित्तोत्तरे ज्वरे।

મોથ, પિત્તપાપડો ઈત્યાદિ ક્વાથ પીને તથા પેયા, યૂષ વગેરે પથ્ય ભોજન કરીને દશ દિવસ કાઢયા પછી જ્યારે કફ કમી થાય ત્યારે, વાત અને પિત્ત જેમા અધિક હોય એવા જ્વરમા ઘી ખાવાને આપવુ શાસ્ત્રોક્ત ઉપાય કરનારને છ, સાત કે આઠ દિવસ પછી 'આમ જ્વર' એવી સજ્ઞા જ્વરની રહેતી નથી એ વિષે ચરકમુનિ કહે છે, સાત દિવસે સાત ધાતુના મળનું પાચન થાય છે માટે ઘણુ ખરુ આઠમે દિવસે 'નિરામજ્વર' કહેવાય છે માટે ત્યાર પછી ઓછામા ઓછા દશ દિવસ ક્વાથાદિ પીવામા કાઢયા પછી ઘી આપવું

ઘી ક્યારે આપવુ તે નક્કી કરવાનું ખરું ધોરણ

पक्वेषु दोषेष्वमृतं तद्विषोपममन्यथा ॥८२॥
दशाहे स्यादतीतेऽपि ज्वरोपद्रववृद्धिकृत्।
लङ्घनादिक्रमं तत्र कुर्यादाकफसङ्क्षयात् ॥८३॥

એમ કરવાનુ કારણ એ છે કે દોષ પકવ થયા પછી ઘી અમૃત જેવો ગુણ કરે છે, પણ દોષ અપક્વ હોય તો તે ઘી ઝેરના જેવો અવગુણ કર છે જો દશ દિવસ (શ્લોક ૮૧) વીત્યા છતા પણ દોષ પકવ ન થયો હોય તો એવી અવસ્થામા પીધેલું ઘૃત જ્વરના ઉપદ્રવની વૃદ્ધિ કરે છે માટે જો કફનો નાશ ન થયો હોય તો તે અવસ્થામા ઘૃતપાન ન કરતા ઉપવાસ વગેરે ક્રમ જે પૂર્વે કહેલો છે તે ક્રમ કફનો નાશ થતા સુધી કરવો.

## જીર્ણજ્વરના ઉપાય

જીર્ણજ્વર કેમ ચાલુ રહે છે?

देहधात्वबलत्वाच्च ज्वरो जीर्णोऽनुवर्तते।

દેહમાની ધાતુઓના નિર્બળપણાને લીધે જીર્ણ જ્વર ઘણા કાળ સુધી ચાલે છે રસ લોહી વગેરે ધાતુઓની પેઠે વાત, પિત્ત અને કફને પણ ધાતુ ઓ જ જાણવા, કેમ કે તેઓ પણ દેહને ધારણ કર નારા છે માટે તે પણ નિર્બળ એટલે સ્વલ્પ થઈ જાય છે ત્યારે જીર્ણજ્વર પાછળ પડે છે—લાગુ થઈ રહે છે.

જીર્ણજ્વરમાં ઘી પીવાથી કેમ ફાયદો થાય છે?

रूक्षं हि तेजो ज्वरकृत्तेजसा रूक्षितस्य च ॥८४॥
वमनस्वेदकालाम्बुकषायलघुभोजनैः।
यः स्यादतिबलो धातुः सहचारी सदागतिः॥८५
तस्य संशमनं सर्पिर्दीप्तस्येवाम्बु वेश्मनः।

લૂખો પડેલો જઠરાગ્નિ તાવ આણે છે જેમ પાણી બળતા મકાનને હોલવે છે તેમ જઠરાગ્નિની ગરમીથી, ઊલટીઓ કરાવવાથી, શેક કરવાથી, તાવની મુદતને લીધે, (ઉકાળેલુ) પાણી પીવાથી, ક્વાથ પીવાથી તથા હલકુ ખાવાપીવાથી લૂખા પડેલા દરદીમા અગ્નિની સાથે ફરતો જે વાયુ નામનો દોષ બહુ જોર પકડે છે તેને ઘી શાંત પાડે છે

(તાવમા ઉપવાસ વગેરે ઉપચાર બરાબર કર્યા પછી જો દરદી લૂખો પડયો હોય અને છતા તાવ જતો ન હોય, તો જ ઘી દવા તરીકે માપસર પીવાનું છે)

વાયુ અને પિત્ત મટાડવાને ઘી ઉત્તમ કેમ છે?

वातपित्तजितामग्र्यं संस्कारं चानुरुध्यते ॥८६॥
सुतरां तद्धृतो दद्याद्यथास्वौषधसाधितम्।

ઘીનો ગુણ એવો છે, કે તે જેવુ વાયુ અને પિત્તને જીતનારું છે તેવા બીજા ઔષધ નથી (અને તેથી જ પૂર્વ કહ્યુ છે કે કફ કમી હોય અને વાતપિત્તનુ જોર અધિક હોય એવા જ્વરમા યોગ્ય સમયે ઘી આપવુ) વળી ઘી પોતાની શીતળતાનો ત્યાગ ન કરીને બીજા જે ઔષધોનો તેને સસ્કાર કર્યો હોય છે તેના સસ્કારને (ગુણને) ગ્રહણ કરે છે તે પણ સ્નેહ વિધિમા પ્રતિપાદન કરલું છે, એ જ ન્યાયને આધારે ચરકમુનિ પણ કહે છે, કે 'ઘી જેવું સંસ્કારનું અનુ વર્તન કરે છે (બીજા ઔષધોના ગુણ પોતાનામા ઉતારે છે), તેવુ બીજો કોઈ સ્નેહ સંસ્કારનુ અનુવર્તન કરતો નથી, માટે સર્વ સ્નેહોમા ઘૃત એ ઉત્તમ સ્નેહ છે ઘૃતમા એવો ગુણ છે માટે વાતપિત્તાદિક જ્વરમા તે જ્વરને યોગ્ય હોય તેવા ઔષધથી સિદ્ધ કરેલું ઘૃત નિ:સંશયપણે આપવુ

ઘી વ્યાધિવિપરીત અને હેતુવિપરીત છે

विपरीतं ज्वरोष्माणं जयेत्पित्तं च शैत्यतः ॥८७
स्नेहाद्वातं घृतं तुल्यं योगसंस्कारतः कफम्।

ઘીનો ગુણ સ્નિગ્ધ (સ્નેહયુક્ત) અને શીતળ છે તથા જઠરની ગરમીનો ગુણ રૂક્ષ અને તીક્ષ્ણ છે

એ જ જઠરની ગરમી જ્યારે કોઠામાંથી બહાર નીકળીને શરીરમાં પ્રસરે છે, ત્યારે તે જ્વર કહેવાય છે, માટે જ્વરની ગરમી પણ રૂક્ષ અને તીક્ષ્ણ છે તેથી તે ઘૃતના ગુણથી વિપરીત ગુણવાળી છે. એ રીતે ઘીથી વિપરીત એવી જ્વરની ગરમીને ઘી શમાવે છે. તથા ઘીના શીતળ સ્વભાવને લીધે ઘી પિત્તને શમાવે છે પણ ઘી કાંઈ સ્નેહન હોવાને લીધે પિત્તને શમાવતું નથી; કેમ કે પિત્ત પણ સ્નેહન સ્વભાવવાળું જ છે. ઘૃત સ્નિગ્ધ છે માટે તે વાયુને શમાવે છે; પણ કાંઈ તેના શીતળ સ્વભાવને લીધે તે વાયુને શમાવતું નથી, કેમ કે વાયુ પણ શીતળ તો છે જ. અર્થાત્ ઘૃત પોતાના સ્નિગ્ધ ગુણને લીધે વાયુને શમાવે છે અને શીતળ સ્વભાવને લીધે પિત્તને શમાવે છે; તેમ જ કફ શીતળ તથા સ્નિગ્ધ છે તેથી તેનો ગુણ ઘૃતના ગુણની સમાન છે, તથાપિ કફજ્વરને હરનારા ઔષધના યોગથી તથા સંસ્કારથી તે કફને પણ હરે છે. કોઈ કહેશે કે પિત્ત જ્યારે સ્નિગ્ધ છે ત્યારે તે પિત્ત જ વાયુને કેમ શમાવતું નથી? અને કફ સ્નિગ્ધ અને શીતળ છે ત્યારે તે વાત અને પિત્ત બંનેને કેમ શમાવતો નથી? તો જાણવું કે જીર્ણજ્વરમાં ઉપવાસ વગેરેથી અતિશય રૂક્ષ થયેલી જ્વરની ગરમીથી પિત્ત પણ રૂક્ષ થઈ જાય છે, તેથી તેમાં સ્નેહ રહેતો નથી અને તેથી તે વાયુને શમાવી શકતું નથી. એ જ રીતે કફ વિષે પણ જાણવું.

### જીર્ણજ્વરમાં કવાથ ઘી સાથે આપવા

**पूर्वे कषायाः सघृताः सर्वे योज्या यथामलम् ॥**

પૂર્વે કહેલાં પાચન ઔષધ અને કવાથ સર્વે વાયુ વગેરે દોષમાંથી જે દોષને જેમ ઘટે તેમ ઘૃત સહિત આપવાં.

### જીર્ણજ્વરમાં ખાંસી ઉપર કવાથ

**त्रिफलापिचुमन्दत्वङ्मधुकं बृहतीद्वयम् ।**
**समसूरदलं क्वाथः सघृतो ज्वरकासहा ॥८९॥**

હરડે, બહેડાં અને આમળાં (ત્રિફળા), લીમડાની અંતરછાલ, જેઠીમધ, બંને ભોરીંગણી અને મસૂરની દાળ એનો કવાથ ઘી સહિત આપવાથી તે જ્વર અને ખાંસીના ઉપદ્રવને મટાડે છે.

### જીર્ણજ્વર અને મંદાગ્નિ વગેરે ઉપદ્રવો માટે ઘી

**पिप्पलीन्द्रयवधावनितिक्ता-**
**सारिवामलकनामलकीभिः ।**
**बिल्वमुस्तहिमपालनिसेव्यै-**
**र्द्राक्षयाऽतिविषया स्थिरया च ॥९०॥**

**घृतमाशु निहन्ति साधितं**
**ज्वरमग्निं विषमं हलीमकम् ।**
**अरुचिं भृशतापमंसयो-**
**र्वमथुं पार्श्वशिरोरुजं क्षयम् ॥९१॥**

પીપર, ઈંદ્રજવ, ધાવડી, કડુ, સારિવા, આમળાં, ભોંઆમળા, બીલાં (નાનાં), મોથ, સુખડ, ત્રાયમાણ, વાળો, કાળી દ્રાક્ષ, અતિવિષ, શાલિપર્ણી, એ ઔષધોનો કલ્ક (લૂગદી, ચટણી) કરીને તેથી ચોગણું ઘી તેમાં નાખવું તથા ઘી કરતાં ચોગણું તેમાં પાણી નાખવું. પછી પાણી બળી જાય પણ ઘી બાકી રહે ત્યાં સુધી તેનો કવાથ કરીને ઘી ગાળી લેવું; એ રીતે તૈયાર કરેલું ઘી જીર્ણજ્વર તથા વિષમાગ્નિ, હલીમક, અરુચિ, ખભા તપતા હોય તે, ઊલટી, પાસાં અને માથામાંની પીડા અને ક્ષય એ સર્વે ઉપદ્રવોને મટાડે છે.

### વાતજીર્ણજ્વર અને પિત્તજીર્ણજ્વર ઉપર ઘૃત

**तैल्वकं पवनजन्मनि ज्वरे**
**योजयेत्त्रिवृतया वियोजितम् ।**
**तिक्तकं वृषघृतं च पैत्तिके**
**यच्च पालनिकया शृतं हविः ॥९२॥**

આગળ (ચિકિત્સાસ્થાન અધ્યાય ૨૧, શ્લોક ૩૨, ૩૩) વાતવ્યાધિની ચિકિત્સામાં તૈલ્વક ઘૃત એટલે લોધર વગેરેથી સિદ્ધ કરેલું ઘી કહેવામાં આવશે. તે ઘી વાયુથી આવેલા જ્વરમાં આપવું, પણ તેમાં નસોતર નામની ઔષધિ લેવી નહિ; અર્થાત્ નસોતર સિવાયની બીજી ઔષધિઓથી સિદ્ધ કરેલું તૈલ્વકઘૃત વાતજ્વરમાં આપવું. વળી આગળ કુષ્ઠરોગની ચિકિત્સામાં (અધ્યાય ૧૯, શ્લોક ૨ થી ૭) તિક્તઘૃત કહેવામાં આવશે અને રક્તપિત્તની ચિકિત્સામાં (અધ્યાય ૨, શ્લોક ૪૦ થી ૪૨ માં) વૃષઘૃત કહેવામાં આવશે તે પિત્તજ્વરવાળાને આપવું. વળી ત્રાયમાણથી સિદ્ધ કરેલું ઘૃત પણ પિત્તજ્વરમાં આપવું.

### કફના જીર્ણજ્વર ઉપર ઘૃત

**विडङ्गसौवर्चलचव्यपाठा-**
**व्योषाग्निसिन्धूद्भवयावशूकैः ।**
**पलाशकैः क्षीरसमं घृतस्य**
**प्रस्थं पचेज्जीर्णकफज्वरघ्नम् ॥९३॥**

વાવડિંગ, સંચળ, ચવક, પાઠ, વ્યોષ (સૂંઠ, પીપર, મરી), ચિત્રો, સિંધવ, જવખાર, એ પ્રત્યેક ઔષધિ ચારચાર તોલા લઈને તેમાં બશેર દૂધ નાખવું તથા તેટલું જ ઘી નાખવું. એ સર્વને ચારગણા પાણીમાં

ઘી માત્ર બાકી રહે ત્યાં સુધી રાંધવું એ રીતે સિદ્ધ કરેલું ઘી જીર્ણ કફજ્વરનો નાશ કરનારું થાય છે

જીર્ણજ્વરઘ્ન ઘૃત

**गुडूच्या रसकल्काभ्यां त्रिफलाया वृषस्य च ।**
**मृद्वीकाया बलायाश्च स्नेहाः सिद्धा ज्वरच्छिदः ॥**

ગળો, ત્રિફળા, અરડૂસી, કાળી દ્રાક્ષ અને ખરેટી ના મૂળ એ પાંચ ઔષધનો રસ તથા કલ્ક લઈને તે વડે સિદ્ધ કરેલા પાંચ જુદાજુદા સ્નેહ જ્વરનો (જીર્ણ જ્વરનો) નાશ કરે છે સ્નેહ શબ્દ વડે ઘૃત સમજવું, કેમ કે તે સર્વે સ્નેહમાં ઉત્તમ છે

ઘી પચ્યા પછીનું ભોજન

**जीर्णे घृते च भुञ्जीत मृदुमांसरसौदनम् ।**
**बलं ह्यलं दोषहरं परं तच्च बलप्रदम् ॥९५॥**

જ્યારે ઘી પચી જાય ત્યારે તીક્ષ્ણ ગુણરહિત માંસનો રસ તથા ભાત ખાવો, કેમ કે જ્યારે શરીરમાં પરિપૂર્ણ બળ આવે છે, ત્યારે તે બળ દોષને હરે છે તથા તે માંસરસનું ભોજન અતિશય બળ આપનારું છે

વાયુના જીર્ણજ્વરમાં અપથ્ય માંસરસ

**कफपित्तहरा मुद्गकारवेल्लादिजा रसाः ।**
**प्रायेण तस्मान्न हिता जीर्णे वातोत्तरे ज्वरे ॥९६॥**
**शूलोदावर्तविष्टम्भजनना ज्वरवर्धना ।**

મગ, કારેલા વગેરેથી સંસ્કારયુક્ત કરેલા માંસરસ કફ અને પિત્તને હરનારા છે, માટે તે જે જીર્ણ જ્વરમાં વાયુ અધિક હોય તેમાં હિતકર નથી, કેમ કે તે શૂળ, ઉદાવર્ત અને બંધકોશ ઉત્પન્ન કરે છે તથા જ્વરને વધારે છે

જીર્ણજ્વર ન મટે તો શોધન કરવું
વમન ક્યારે અને કયું આપવું?

**न श्याम्यत्येवमपि चेज्ज्वरः कुर्वीत शोधनम् ॥९७**
**शोधनार्हस्य, वमनं प्रागुक्तं तस्य योजयेत् ।**
**आमाशयगते दोषे बलिनः पालयन्बलम् ॥९८॥**

એ રીતે પણ તાવ ન મટે તો જો દરદી શોધન કરવા યોગ્ય હોય, એની હોજરીમાં દોષ હોય અને એ બળવાન હોય તો એનું બળ સચવાઈ રહે એ રીતે એને આગળ શ્લોક ૬ થી ૮માં કહેલી ઊલટીઓ કરાવવાની દવા આપવી

વિરેચન ક્યારે અને કયું આપવું?

**पक्वे तु शिथिले दोषे ज्वरे वा विषमद्यजे ।**
**मोदकं त्रिफलाश्यामात्रिवृत्पिप्पलिकेसरैः ॥९९॥**
**ससितामधुभिर्दद्याद्योषाद्यं वा विरेचनम् ।**
**द्राक्षाधात्रीरसं तद्वत्सद्राक्षां वा हरीतकीम् ॥**
**आरग्वधं वा पयसा मृद्वीकाना रसेन वा ।**
**त्रिफलां त्रायमाणां वा पयसा ज्वरितः पिबेत् ॥**

દોષ જો પાકીને છૂટા પડી ગયા હોય અથવા વિષ કે દારૂથી ઉત્પન્ન થયેલો જ્વર થયો હોય, તો ત્રિફળા, કાળું નસોતર, લાલ નસોતર, પીપર અને નાગકેસર, એ ઔષધોની ગોળી કરાવી આપવી, અથવા વ્યોષ (સૂંઠ, પીપર, મરી), ત્રિજાતક (તજ, તમાલપત્ર, એલચી), મોથ, વાવડિંગ, આમળા, તથા એ સર્વેની બરોબર નસોતર લઈને તેની મધ અને સાકરમાં ગોળી કરીને તે વિરેચન (જુલાબ) આપવું (ક ૨/૨૧, ૨૧॥) અથવા કાળી દ્રાક્ષ સાથે આમળાનો રસ આપવો અથવા કાળી દ્રાક્ષ સાથે હરડે આપવી અથવા દૂધ સાથે કે કાળી દ્રાક્ષના રસ સાથે ગરમાળાનો ગોળ આપવો અથવા જીર્ણજ્વરવાળા રોગીએ ત્રિફળા કે ત્રાયમાણને દૂધ સાથે પીવું

જીર્ણજ્વરમાં વમનવિરેચન પછીનો ભોજનક્રમ

**विरिक्तानां च संसर्गी मण्डपूर्वा यथाक्रमम् ।**

જેમને વિરેચન આપ્યું હોય તથા જેઓને વમન આપ્યું હોય એવા જીર્ણજ્વરવાળા રોગીઓને પ્રથમ મંડ આપવો તથા પછી પેયાદિ ક્રમ પ્રમાણે ખોરાક આપવો

મેળે પડતા મળને અટકાવવા નહિ

**च्यवमानं ज्वरोत्क्लिष्टमुपेक्षेत मलं सदा ॥१०२॥**
**पक्वोऽपि हि विकुर्वीत दोषः कोष्ठे कृतास्पदः ।**
**अतिप्रवर्तमानं वा पाचयन् सङ्ग्रहं नयेत् ॥१०**

તાવને લીધે સ્થાનમાંથી ચલિત થયેલો મળ ઝાડા વાટે બહાર પડતો હોય તો પડવા દેવો પણ તેને અટકાવવો નહિ, કેમ કે પક્વાશયમાં રહેલો દોષ પાકો હોય તોપણ વિકાર કરે છે, (તો પછી આમાશયમાં રહેલો દોષ વિકાર કરે એમાં શું આશ્ચર્ય) જો તે મળ અતિશય પ્રવૃત્ત થતો હોય તો તેને પકવીને પછી અટકાવવો, પણ પક્વ કર્યા વિના તો અટકાવવો જ નહિ

આમ (કાચા) મળને રોકવાથી હાનિ

**आमसङ्ग्रहणे दोषा दोषोपक्रम ईरिताः ।**

આમને (કાચા ઝાડાને) અટકાવી રાખવાથી જે નુકસાન થાય છે તે દોષોપક્રમણીય અધ્યાયમાં કહેલું છે (માટે કાચા ઝાડાને અટકાવવાનું ઔષધ ન આપવું)

### આમજ્વરમા શોધન કરવામા જોખમ

**पाययेद् दोषहरणं मोहादामज्वरे तु यः ॥१०४**
**प्रसुप्तं कृष्णसर्पं स कराग्रेण परामृशेत् ।**

જે વૈદ્ય અજ્ઞાનપણાથી આમજ્વરમા દોષને બહાર કાઢનારુ ઔષધ રોગીને પાય છે, તે સૂતેલા કાળા સાપને હાથની આગળી વડે અડકે છે (=છછેડે છે) એમ જાણવુ, અર્થાત્ સૂતેલા કાળા સાપને આંગળીથી અડકવુ જેવુ ભયકર છે તેવું આમજ્વરમા આમને (=સામ દોષોને અને મળોને) બહાર કાઢનારુ ઔષધ રોગીને પાવુ ત પણ ભયકર છે આમને પકવ કરીને પછી તેને બહાર કાઢવો

### ક્ષીણ થયેલા માણસને વમનાદિ હિતકર નથી

**ज्वरक्षीणस्य न हितं वमनं न विरेचनम् ॥१०५॥**
**कामं तु पयसा तस्य निरूहैर्वा हरेन्मलान् ।**

જે માણસ જ્વરથી ક્ષીણ થઈ ગયો હોય ત માણસને વમન તથા વિરચન હિતકર્તા નથી, પણ જો જરૂર હોય તો દૂધ વડે (દૂધ પાઈને—હેમાદ્રિ) અથવા નિરૂહબસ્તિઓ આપીને તેના મળોને બહાર કાઢવા

### દૂધ કોને પથ્ય છે ?

**क्षीरोचितस्य प्रक्षीणश्लेष्मणो दाहतृड्वत. ॥१०६॥**
**क्षीरं पित्तानिलार्तस्य पथ्यमप्यतिसारिणः ।**

જેનો કફ બહુ જ ઓછો થઈ ગયો હાય, જેને બળતરા થતી હોય અને તરસ લાગ્યા કરતી હાય, જેને પિત્ત અને વાયુને લીધે પીડા થતી હાય અને જેને અતિસાર થયો હોય તેને પણ જો એ દરદીને દૂધ માફક આવતુ હાય તો દૂધ પથ્ય છે

### જીર્ણજ્વરવાળાને દૂધનો ગુણ

**तद्वपुर्लङ्घनोत्तप्तं प्लुष्टं वनमिवाग्निना ॥ १०७ ॥**
**दिव्याम्बु जीवयेत्तस्य ज्वरं चाशु नियच्छति ।**

જેમ અગ્નિ વડે બળી ગયેલા વનને મેઘનું જળ જિવાડે છે, પાછુ અકુરિત કરે છે, તેમ લઘન વડે તપ્ત થયેલા શરીરને દૂધ જિવાડે છે અને જ્વરને થોડી વારમા મટાડે દે છે

### જીર્ણજ્વરમા કેવુ દૂધ ક્યારે પાવુ ?

**संस्कृतं शीतमुष्णं वा तस्माद्धारोष्णमेव वा ॥१०८**
**विभज्य काले युञ्जीत ज्वरं हन्त्यन्यथाऽन्यथा ।**

એટલા માટે દૂધને બીજા દ્રવ્ય વડે સસ્કારયુક્ત કરીને એ દૂધ ટાઢુ કે ઊનુ અથવા દોહીને તરત જ જે ગરમ દૂધ નીકળે છે તેનુ દૂધ, દોષનો તથા દરદની અવસ્થાનો વિચાર કરીને જીર્ણજ્વરવાળા રોગીને પાવું, પણ એથી ઊલટી રીતે જો જ્વરવાળાને દૂધ આપવામા આવે તો તેથી જ્વરવાળા રોગીનું મૃત્યુ થાય છે

**पयः सशुण्ठीखर्जूरमृद्वीकाशर्कराघृतम् ॥ १०९ ॥**
**शृतशीतं मधुयुतं तृड्दाहज्वरनाशनम् ।**

સૂંઠ, ખજૂર, કાળી દ્રાક્ષ, સાકર અને ઘી એટલાં વાના દૂધમા નાખીને ઉકાળવા તથા પછી તે દૂધ ઠડુ પડયા પછી તેમા મધ નાખીને રોગીને પાવું, એટલે તે તરસ અને દાહયુક્ત જીર્ણજ્વરનો નાશ કરશે

**तद्वद् द्राक्षाबलायष्टीसारिवाकणचन्दनैः ॥११०॥**
**चतुर्गुणेनाम्भसा वा पिप्पल्या वा शृतं पिबेत् ।**

તે જ પ્રમાણે કાળી દ્રાક્ષ, કાસકીના મૂળ, જેઠી મધ, સારિવા, પીપર અને રાતી સુખડ, એ ઔષધિઓ નાખીને ઉકાળેલું દૂધ પીવાથી તરસ અને દાહયુક્ત જીર્ણજ્વર મટે છે અથવા તે ઔષધિઓમા દૂધ નાખીને તેમા દૂધથી ચારગણુ પાણી નાખવું તથા ઉકાળવું ઊકળતાઊકળતા દૂધ માત્ર શેષ રહે, ત્યારે દૂધ ગાળી લઈ ઠડુ પડયાથી રોગીને પાવાથી તરસ અને દાહયુક્ત જીર્ણજ્વર મટે છે અથવા એકલી પીપરને દૂધમાં ઉકાળીને તે ઠડુ પાડી પીવાથી પણ તરસ અને દાહયુક્ત જીર્ણજ્વર મટે છે

**कासाच्छ्वासाच्छिरःशूलात्पार्श्वशूलाच्चिरज्वरात् ॥ १११ ॥**
**मुच्यते ज्वरितः पीत्वा पञ्चमूलीशृतं पयः ।**

લઘુપચમૂળને દૂધમા ઉકાળીને ઠડુ પાડયા પછી તે દૂધ પીવાથી જીર્ણજ્વરવાળો રાગી ખાંસી, દમ, માથાનું શૂળ, પાસાંનું શૂળ અને ઘણા દિવસનો જીર્ણ જ્વર, એ સર્વથી મુક્ત થાય છે

**शृतमेरण्डमूलेन बालबिल्वेन वा ज्वरात् ॥ ११२॥**
**धारोष्णं वा पयः पीत्वा विबद्धानिलवर्चसः ।**
**सरक्तपिच्छातिसृतेः सतृट्शूलप्रवाहिकात् ॥११३॥**

એરંડાના મૂળને અથવા નાનાં (કુમળાં) બીલાંઓને દૂધમા ઉકાળીને ઠડુ પડયાપછી તે દૂધ પીવાથી અથવા ધારોષ્ણ દૂધ પીવાથી જે અતિસારમાં ઝાડાની તથા વાયુની પ્રતિબંધ હોય અથવા લોહી અને ચીકણા ઓનામવ જેવું જેમા પડતું હોય, અને તરસ, શૂળ તથા મરડો એવા ઉપદ્રવ જેમા હોય, એવા અતિસાર વાળા જીર્ણજ્વરી રોગી મુક્ત થાય છે

**सिद्धं शुण्ठीबलाव्याघ्रीगोकण्टकगुडैः पयः।**
**शोफमूत्रशकृद्वातविबन्धज्वरकासजित्॥११४॥**

સૂંઠ, બલા (કાસકીના મૂળ), ભોરીંગણી, ગોખરુ, અને ગોળ, એ ઔષધથી સિદ્ધ કરેલું દૂધ પીવાથી સોજો તથા મૂત્રની, ઝાડાની અને પેશાબની કબજિયાત તેમ જ ખાંસી, એ ઉપદ્રવોવાળો જીર્ણજ્વર મટે છે

**वृश्चीवबिल्ववर्षाभूसाधितं ज्वरशोफनुत्।**

નાની સાટોડી, બીલા અને મોટી સાટોડી, એ ત્રણથી સિદ્ધ કરેલું દૂધ જીર્ણજ્વરમા સોજાનો નાશ કરે છે

**शिंशिपासारसिद्धं च क्षीरमाशुज्वरापहम्॥११५**

સીસમના લાકડાના ગર્ભ વડે સિદ્ધ કરેલું દૂધ જલદીથી જીર્ણજ્વર મટાડે છે

**દૂધ સિદ્ધ કરવાની રીત:** ઔષધ કરતા આઠગણું દૂધ લેવું અને દૂધ કરતા પાણી ચારગણું લેવું પછી દૂધ માત્ર શેષ રહે ત્યા સુધી તેનો ક્વાથ કરી દૂધ ગાળી લેવું

### જીર્ણજ્વરમા નિરૂહબસ્તિ આપવાના ફાયદા

**निरूहस्तु बलं वह्निं विज्वरत्वं मुदं रुचिम्।**
**दोषे युक्तः करोत्याशु पक्वे पक्वाशयं गते॥११६**

પક્વાશયમા રહેલો દોષ પક્વ થયેલો હોય અને તેને બહાર કાઢવાને (શ્લોક ૧૦૫ના પ્રમાણે) નિરૂહ બસ્તિની યોજના કરવામા આવે, તો તે બળ આપે છે, જઠરાગ્નિને વધારે છે, તાવનો નાશ કરે છે, હર્ષ ઉત્પન્ન કરે છે અને રુચિ ઉત્પન્ન કરે છે

**पित्तं वा कफपित्तं वा पक्वाशयगतं हरेत्।**
**स्रंसनं त्रीनपि मलान् बस्तिः पक्वाशयाश्रयान्॥**

વિરેચન આપ્યુ હોય તો તે પક્વાશયમાના પિત્ત ને અથવા કફ અને પિત્તને હરે છે, પણ બસ્તિ આપી હોય તો તે પક્વાશયમાના ત્રણે દોષને હરે છે

### અનુવાસનબસ્તિ કોને આપવી?

**प्रक्षीणकफपित्तस्य त्रिकपृष्ठकटिग्रहे।**
**दीप्ताग्नेर्बद्धशकृतः प्रयुञ्जीतानुवासनम्॥११८**

જે માણસના કફ અને પિત્તનો બહુ નાશ થયો હોય, જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, ઝાડો બંધાઈ ગયો હોય, અને તેની કરોડની નીચેનો ભાગ, પીઠ તથા કમ્મર રહી ગયાં હોય તો તેને અનુવાસનબસ્તિ આપવી.

### જીર્ણજ્વરનાશક નિરૂહબસ્તિ

**पटोलनिम्बच्छदनकटुकाचतुरङ्गुलैः।**
**स्थिराबलागोक्षुरकमदनोशीरवालकैः॥११९**

**पयस्यर्धोदके क्वाथ क्षीरशेषं विमिश्रितम्।**
**कल्कितैर्मुस्तमदनकृष्णामधुकवत्सकैः॥१२०॥**
**बस्तिं मधुघृताभ्यां च पीडयेज्ज्वरनाशनम्।**

પટોળ, લીંબડાના પાંદડા, કડુ, ગરમાળો, શાલિપર્ણી, બળદાણા, ગોખરુ, મીંઢળ, કાળો વાળો, વાળો, એ ઔષધોનો અરધા દૂધ ને અરધા પાણીમા ફક્ત દૂધ શેષ રહે એવો ક્વાથ કરવો પછી તેમા મધ અને ઘી નાખીને બસ્તિ આપવી અથવા મોથ, મીંઢળ, પીપર, જેઠીમધ, કડાછાલ, એ ઔષધના કલ્કમા દૂધ સિદ્ધ કરીને તેમા મધ ને ઘી નાખીને તેના વડે બસ્તિ આપવી એથી જીર્ણજ્વરના નાશ થાય છે

**चतस्रः पर्णिनीर्यष्टीफलोशीरनृपद्रुमान्॥१२१॥**
**क्वाथयेत्कल्कयेद्यष्टीशताह्वाफलिनीफलम्।**
**मुस्तं च बस्तिं सगुडक्षौद्रसर्पिर्ज्वरापहः॥१२२**

મુદ્‌ગપર્ણી (જંગલી મગ), માષપર્ણી (જંગલી અડદ), શાલિપર્ણી, પૃશ્નપર્ણી, એ ચાર પર્ણીઓ, જેઠીમધ, મીંઢળ, કાળો વાળો, ગરમાળો, એ સર્વનો ક્વાથ કરવો તથા જેઠીમધ, સુવા, કાંગ, મીંઢળ અને મોથ એ ઔષધનો કલ્ક તેમા નાખીને ગોળ, મધ અને ઘી સાથે બસ્તિ આપવાથી જીર્ણજ્વર મટે છે

### જીર્ણજ્વરમા અનુવાસનબસ્તિ

**जीवन्तीं मदनं मेदां पिप्पलीं मधुकं वचाम्।**
**ऋद्धिं रास्नां बलां बिल्वं शतपुष्पां शतावरीम्॥१२३**
**पिष्ट्वा क्षीरं जलं सर्पिस्तैलं चैकत्र साधितम्।**
**ज्वरेऽनुवासनं दद्याद्यथास्वं यथामलम्॥१२४॥**

જીવંતી, મીંઢળ, મેદા, પીપર, જેઠીમધ, વજ, ઋદ્ધિ, રાસ્ના, બળદાણા, બીલા, સુવા, શતાવરી, એ સર્વને પાણી સાથે વાટીને તેનાથી ચોગણું ઘી અથવા તેલ લેવું તથા ઘી અથવા તેલ જેટલું દૂધ તેમા નાખવું પછી દૂધથી ચોગણા પાણી સાથે તેને ઉકાળીને ઘી કે તેલ માત્ર બાકી રહે ત્યારે તે ગાળી લેવું એ ઘી કે તેલ વડે અનુવાસનબસ્તિ આપવી તેથી જીર્ણજ્વર મટે છે જ્વરમાં જે જે વાયુ વગેરે દોષ પ્રબળ હોય તેને યોગ્ય સ્નેહ (ઘી કે તેલ) લેવો

**ये च सिद्धिषु वक्ष्यन्ते बस्तयो ज्वरनाशनाः।**

વળી જે જ્વરનાશક બસ્તિઓ બસ્તિકલ્પનાના અધ્યાયમા (કલ્પસ્થાન અધ્યાય ૪) કહેવામાં આવશે તે પણ આપવી.

### જીર્ણજ્વરમાં નસ્ય

**शिरोरुग्गौरवश्लेष्महरमिन्द्रियबोधनम्॥१२५॥**

जीर्णज्वरे रुचिकरं दद्यान्नस्यं विरेचनम् ।
स्नैहिकं शून्यशिरसो दाहार्ते पित्तनाशनम् ॥१२६

જીર્ણજ્વરમા માથાની પીડાને હરનારુ, શરીરના ભારેપણાને તથા કફને હરનારુ, ઇન્દ્રિયોને જાગ્રત કરનારુ અને રુચિ કરનારુ વિરેચન નસ્ય આપવુ, મગજ ખાલી થઈ ગયુ હોય તો સ્નેહથી સિદ્ધ કરેલુ નસ્ય આપવુ અથવા સ્નેહયુક્ત નસ્ય આપવું, માથામા દાહ થતો હોય તો પિત્તને હરનારુ નસ્ય આપવુ

જીર્ણજ્વરમા ધૂમાદિક આપવા

धूमगण्डूषकवलान् यथादोषं च कल्पयेत् ।
प्रतिश्यायास्यवैरस्यशिरःकण्ठामयापहान् ॥१२७

વળી જ્વરમા જેવા દોષ હોય તેને ઘટતા, સળેખમ, મુખની વિરસતા તથા માથુ અને કંઠના રોગને હરનારા ધૂમપાન, ગડૂષ (કોગળા ભરાવવા) અને કવલરૂપી ઉપાય કરવા

જીર્ણજ્વરમા અરુચિનો ઉપાય

अरुचौ मातुलिङ्गस्य केसरं साज्यसैन्धवम् ।
धात्रीद्राक्षासितानां वा कल्कमास्येन धारयेत् ॥

જ્વરમા અરુચિ થાય તો સિંધવ અને ઘી સહિત બિજોરાના ગર્ભને મુખમા રાખવા અથવા આમળા, કાળી દ્રાક્ષ અને સાકરની લૂગદી મુખમા રાખવી

જીર્ણજ્વરમા અને આગતુ જ્વરમા કેવાં અભ્યંગ, લેપ, સેક, આંજન અને ધૂમપાન ક્યારે કરવા?

यथोचितस्यसंस्पर्शान् शीतोष्णद्रव्यकल्पितान् ।
अभ्यङ्गालेपसेकादीन् ज्वरे जीर्णे त्वगाश्रिते ॥१२९
कुर्यादञ्जनधूमांश्च तथैवागन्तुजेऽपि तान् ।

જીર્ણજ્વર જ્યારે ત્વચાને (ચામડીને) આશ્રયે રહેલો હોય ત્યારે શરીરને જે જાતનો સ્પર્શ સારો લાગે એવા ઠંડા કે ગરમ દ્રવ્યોથી બનાવેલા અભ્યગ, લેપ, સેક (જળ વગેરે છાટવું કે સીંચવુ) વગેરે કરવાં, તેમ જ અંજન કે ધૂપ વગેરે પણ જે શરીરને સુખ ઉપજાવે એવા હોય તે કરવા તેમ જ આગતુ જ્વરમા પણ અંજન અને ધૂમના એ જ ઉપચાર કરવા

દાહવાળા જીર્ણજ્વરમાં અભ્યગ

दाहे सहस्रधौतेन सर्पिषाऽभ्यङ्गमाचरेत् ॥१३०

જીર્ણજ્વરમાં દાહ થતો હોય તો હજાર વાર પાણીથી ધોયેલા ઘીને શરીરે ચોળવુ

सूत्रोक्तैश्च गणैस्तैस्तैर्मधुराम्लकषायकैः ।
दूर्वादिभिर्वा पित्तघ्नैः शोधनादिगणोदितैः ॥१३१
शीतवीर्यैर्हिमस्पर्शैः क्वाथकल्कीकृतैः पचेत् ।
तैलं सक्षीरमभ्यङ्गात्सद्यो दाहज्वरापहम् ॥१३२

પાછળ સૂત્રસ્થાનમા (અધ્યાય ૧૦, શ્લોક ૨૨ થી ૨૪ામા) ધૃતાદિ મધુર ગણ કહ્યો છે, (અધ્યાય ૧૦ શ્લોક ૨૫,૨૬મા) આમળા વગેરે ખાટો ગણ કહ્યો છે, (અધ્યાય ૧૦ શ્લોક ૩૧, ૩૨મા) હરડે વગેરે તૂરા ગણ કહ્યો છે, વળી દૂર્વાદિ, ન્યગ્રોધાદિ, પદ્મકાદિ, સારિવાદિ એ પિત્તનો નાશ કરનારા ગણ કહેલા છે અને રીતે શોધનાદિ ગણનો સગ્રહ સૂત્રસ્થાનના અધ્યાય ૧૫મા કહેલો છે તેમાના શ્લોક ૬, ૧૧, ૧૨ અને ૪૧મા કહેલા ગણમાથી જે દ્રવ્યો શીતવીર્ય અને શીત સ્પર્શવાળા હોય તેનાં કલ્ક અને કવાથ કરીને તેમા દૂધ સહિત તેલ પકવ કરવુ તે તેલ શરીર ઉપર ચોળવાથી તત્કાળ દાહવાળો જીર્ણજ્વર દૂર થાય છે

દાહવાળા જીર્ણજ્વરમા લેપ

शिरो गात्रं च तैरेव नातिपिष्टैः प्रलेपयेत् ।

એ જ ગણોના એવા જ ઔષધો વડે (શ્લોક ૧૩૦ા થી ૧૩૧ા) તેલ સિદ્ધ કરીને શરીરે ચોળવું જોઈએ, એટલુ જ નહિ, પણ તે જ ગણોના એવાં જ ઔષધને થોડાઘણા વાટીને શરીર તેનો લેપ કરવો અને વિશેષે કરીને માથે લેપ કરવો બહુ બારીક વાટીને લેપ ન કરવો, પણ થોડાઘણાં વાટવા, એનુ કારણ એ છે કે જ્યારે બહુ બારીક વાટીને જાડો લેપ શરીર ઉપર કરવામા આવે છે, ત્યારે ગરમી બહાર નીકળવા પામતી નથી તેથી ઊલટી વધારે બળતરા થાય છે માથે વિશેષે કરીને લેપ કરવાનુ કારણ એ છે કે જ્વર ઘણુ ખરુ માથામા રહે છે બધા શરીરમા જ્વર ન હોય પણ માથુ ગરમ હોય તો તે મનુષ્યનો જ્વર ગયો છે એમ જાણવુ નહિ, એટલા માટે વિશેષે કરીને માથે લેપ કરવાનો કહ્યો છે

દાહવાળા જીર્ણજ્વરમા સેક (સ્નાન વગેરે)

तत्क्वाथेन परीषेकमवगाहं च योजयेत् ॥ १३३ ॥
तथाऽऽरनालसलिलक्षीरशुक्तघृतादिभिः ।

જીર્ણજ્વરમા દાહ થતો હોય તો તેને શ્લોક ૧૩૦ા થી ૧૩૧ા વાળાં ઔષધોના કવાથ વડે સિચન કરવું અથવા તે વડે સ્નાન કરાવવું તથા તેવો કવાથ એક પીપમા ભરીને તેમા રોગીને ડૂબકી મરાવવી. તેમ જ આરનાલ, પાણી, દૂધ, સુક્ત (સરકો), ઘી ઇત્યાદિ વડે પણ રોગીને નવડાવવો અને ડૂબકીઓ મરાવવી.

(આરનાલ—ફોતરા વિનાના (છડેલા) કાચા કે રાંધેલા ઘઉંને પાણીમા પલાળી રાખવાથી આથો આવે ત્યારે ઉપરનું આથાનું ખાટું પાણી નિતારી લેવામાં આવે, તે પાણીને આરનાલ કહે છે)

**कपित्थमातुलुङ्गाम्लविदारीरोध्रदाडिमैः ॥१३४॥**
**बदरीपल्लवोत्थेन फेनेनारिष्टकस्य वा ।**
**लिप्तेऽङ्गे दाहरुङ्मोहाच्छर्दिस्तृष्णा च शाम्यति ॥१३५॥**

કોઠું, બિજોરુ, આમલી, વિદારીકંદ, લોધર, દાડમ, એ ઔષધોના કવાથથી અથવા તેના પાદડાના કવાથથી અથવા તેના પાદડાના ફીણથી અથવા બોરડીના પાદડાના ફીણથી અથવા અરીઠાના ફીણથી શરીરને લેપ કર્યો હોય તો દાહ, પીડા, મોહ, ઊલટી અને તરસ એ જીર્ણજ્વરના ઉપદ્રવો મટે છે

**यो वर्णितः पित्तहरो दोषोपक्रमणे क्रमः ।**
**तं च शीलयतः शीघ्रं सदाहो नश्यति ज्वरः १३६**

દોષોપક્રમણીયાધ્યાય(સૂ ૧૩)મા પિત્તને હરનારો જે ક્રમ વર્ણવેલો છે તેનું જે સેવન કરે છે, તેનો દાહવાળો જીર્ણજ્વર ઉતાવળે નાશ પામે છે

શીતજ્વરમાં અભ્યંગ, લેપ, સેક, ધૂપ, શેક

**वीर्योष्णैरुष्णसंस्पर्शैस्तगरागुरुकुङ्कुमैः ।**
**कुष्ठस्थौणेयशैलेयसरलामरदारुभिः ॥१३७॥**
**नखरास्नापुरवचाचण्डैलाद्वयचोरकैः ।**
**पृथ्वीकाशिग्रुसुरसाहिंस्राध्यामकसर्षपैः ॥१३८॥**
**दशमूलामृतैरण्डद्वयपत्तूररोहिषैः ।**
**तमालपत्रभूतीकशल्लकीधान्यदीप्यकैः ॥१३९॥**
**मिशिमाषकुलत्थाग्निप्रकीर्यानाकुलीद्वयैः ।**
**अन्यैश्च तद्विधैर्द्रव्यैः शीते तैलं ज्वरे पचेत् ॥१४०**
**क्वथितैः कल्कितैर्युक्तैः सुरासौवीरकादिभिः ।**
**तेनाभ्यङ्गात्सुखोष्णेन, तैः सुपिष्टैश्च लेपयेत् ॥**

શીતજ્વરમાં ઉષ્ણ વીર્યવાળા અને ઉષ્ણ સ્પર્શવાળાં તગર વગેરે ઔષધોના કવાથ અને કલ્કથી સિદ્ધ કરેલું તેલ સુરા અને સૌવીર વગેરે મદ્ય સાથે મિશ્ર કરીને શરીરે ચોળવું તગર વગેરે ઔષધ નીચે પ્રમાણે છે: તગર, અગર, કેસર, ઉપલેટ, ગુગ્ગિર (ગ્રંથિપર્ણી), શિલાજિત, સરલવૃક્ષ (એક જાતનો દેવદાર), દેવદાર, નખલા, રાસ્ના, ગૂગળ, વજ, ચંડા (એલચી, ઉંદરકની), બન્ને જાતની એલચી, ચોરક, મોટી એલચી, સરગવો, તુલસી, નદીકાંઠાની ગંધ ઘાસ, સરસવ, દશમૂળ, ગળો, બન્ને જાતના દિવેલા, પત્તૂર, રોહિસ, તમાલપત્ર, કરિયાતું, સલ્લકી, ધાણા, અજમોદ, સુવા, અડદ, કળથી, ચિત્રો, કણજી બન્ને પ્રકારની રાસ્ના અને એ જ પ્રકારના બીજાં દ્રવ્ય એ દ્રવ્યો લઈને તેના કવાથ અને કલ્કથી તેલ પકવવું તથા તે શીતજ્વરમા સુરા અને સૌવીર વગેરે સાથે થોડુંથોડું ગરમ લાગે એમ શરીરે ચોળવું તેથી શીતજ્વર મટે છે (જે ઔષધનું નામ બે વાર આવ્યું હોય તે બે વાર લેવું)

**कवोष्णैस्तैः परीषेकमवगाहं च कल्पयेत् ।**
**केवलैरपि तद्वच्च सुक्तगोमूत्रमस्तुभिः ॥१४२॥**
**आरग्वधादिवर्गं च पानाभ्यञ्जनलेपने ।**
**धूपानगरुजान् यांश्च वक्ष्यन्ते विषमज्वरे ॥१४३॥**

પાછળ કહેલા (શ્લોક ૧૩૬॥ થી ૧૪૦) દ્રવ્યોને સારી પેઠે વાટીને તે વડે લેપ કરવો તે જ દ્રવ્યોનો કવાથ લગાર ગરમ હોય ત્યારે તે વડે સેચન કરવું અથવા તેમા ડૂબકી મારવી તે જ પ્રમાણે સુક્ત, ગાયનું મૂત્ર, દહીંનું નીતર્યું પાણી, એમાથી એકને જ કેવળ લઈને તે વડે સેવન કરવું પાછળ (સૂત્રસ્થાન અધ્યાય ૧૫, શ્લોક ૧૭મા) આરગ્વધાદિ વર્ગ કહેલો છે તેના કવાથ પાવો, તેનું તેલ સિદ્ધ કરીને શરીરે ચોળવું તથા તેને અતિ સૂક્ષ્મ વાટીને તેનો શરીરે લેપ કરવો. વળી વિષમજ્વરમાં જે ધૂપ કહેવામાં આવશે તે તે અગરના ધૂપ પણ કરવા

**अग्न्यनग्निकृतान् स्वेदान् स्वेदि भेषजभोजनम् ।**
**गर्भभूवेश्मशयनं कुथकम्बलरल्लकान् ॥१४४॥**
**निर्धूमदीप्ताङ्गारैर्हसन्तीश्च हसन्तिकाः ।**
**मद्यं सत्र्यूषणं तीक्ष्णं कुलत्थयवादिकोद्रवान् ॥१४५॥**
**संशीलयेद्वपुमान् यथान्यदपि पित्तलम् ।**
**दयिताः स्तनशालिन्यः पीना विभ्रमभूषणाः ॥१४६**
**यौवनासवमत्ताश्च तमालिङ्गेयुरङ्गनाः ।**
**वीतशीतं च विज्ञाय तास्ततोऽपनयेत्पुनः ॥१४७**

પાછળ સ્વેદવિધિ(સૂ ૧૭)માં અગ્નિકૃત સ્વેદ અને અગ્નિ વિના કરવાના સ્વેદના પ્રકાર કહ્યા છે તેવા સેક શીતજ્વરવાળાને કરવા જે ઔષધ કે ભોજન પરસેવો આણે તેવું હોય તો શીતજ્વરવાળાને આપવું ઘરના મધ્યના ઓરડામાં કે ભોંયરામાં શીતજ્વરવાળાને સૂવાની પથારી કરવી. કુથ, કામળાઓ અને રાલ્લકીઓ તેને ઓઢાડવી. ધુમાડા વિનાના અંગારાવાળી સગડીઓ વડે ગરમી હોય એવી દેવતાની સગડીઓનો તેને તાપ આપવો, મદ્ય પાવું, સૂંઠ, પીપર અને મરીનું ચૂર્ણ નાખીને તીક્ષ્ણ પાવું, કળથી, જવ અને કોદરી ખાવામા

વાપરવી તથા જેનું શરીર ધ્રૂજતું હોય એવા શીત-જ્વરવાળાએ બીજુ પણ જે પિત્તકર્તા હોય તેનું સેવન કરવુ વળી પ્રિય, સ્તનના ભરાવાવાળી, માસલ (હૃષ્ટપુષ્ટ) વિલાસ (નખરા) એ જ જેનું ભૂષણ છે એવી, જુવાની તથા મદ્ય વડે મત્ત થયેલી સ્ત્રીઓ તેને આલિંગન કરે અને શીત જ્યારે જતું રહે—ટાઢ મટી જાય, ત્યારે તે સ્ત્રીઓને દૂર કરવી (આલિંગન માત્ર કરવુ, સભોગ કે સભોગની ઇચ્છા કરવી નહિ)

(કુથા—હાથી ઉપર શોભા માટે નાખવાનુ ચિતરામણ વાળુ કપડુ)

આલિંગન કરવાનુ કહ્યુ હોય ત્યા ફક્ત આલિંગન જ કરવું, તેનાથી આગળ વધવુ નહિ આલિંગનથી દર્દીમા ગરમી આવે, મૈથુનથી રમી નીકળી જાય

## સંનિપાત (ત્રિદોષ) જ્વરના ઉપાય

### દોષોને શી રીતે જીતવા?

**वर्धनेनैकदोषस्य क्षपणेनोच्छ्रितस्य वा ।**
**कफस्थानानुपूर्व्या वा तुल्यकक्षाञ्जयेन्मलान् ॥१४८**

સન્નિપાત જ્વરમા જ્યાર કેટલાક દોષ હીન અથવા ઓછા બળવાળા હાય અને કેટલાક દોષ અધિક બળવાળા હોય, ત્યારે જે એક દોષ અથવા બે દોષ હીન અથવા ઓછા બળવાળા હોય તેની વૃદ્ધિ કરવી, તથા જે એક કે બે દોષ અધિક બળવાળા હોય તેને ઓછા કરવા અને એમ કરીને સમગ્ર વાયુ વગેર દોષોને સમાન બળવાળા કરીને તેમને જીતવા તેમા પણ પ્રથમ કફને જીતીને પછી અનુક્રમે બીજા દોષને જીતવા અથવા પ્રથમ આમાશયના દોષને જીતીન પછી પકવાશયના દોષ જીતવા એ પ્રમાણે કફના અથવા સ્થાનના અનુક્રમે દોષોને જીતવા.

કોઈ કહેશે કે વિષમ દોષવાળા સન્નિપાત જ્વરમા એકે દોષની વૃદ્ધિ કરવાથી સન્નિપાત જ્વરની શી રીત શાંતિ થાય? તો એનો ખુલાસો એમ છે કે, સન્નિપાત જ્વરમા એક દોષ ક્ષીણ હોઈને તથા બીજા બે દોષ અક્ષીણ હોઈને જ્વર ઉત્પન્ન કરનારા હોય તો તે બે દોષોને સુખે કરીને જીતી શકાતા નથી, કેમ કે તેઓ વિષમ આશ્રયવાળા છે, માટે જે દોષ ક્ષીણ છે, તેની વૃદ્ધિ કરીને તે સર્વે દોષ સમાન કરવા, અને પછી એક જ જાતની ક્રિયાથી સર્વે દોષને સુખે કરીને જીતી શકાય છે, માટે જે એમ કહ્યુ છે કે એક દોષની વૃદ્ધિ કરીને ઇ૦, તે યોગ્ય જ છે ઉદાહરણ—જેમ કે, વાતદોષ ક્ષીણ હોય તથા પિત્ત અને કફ વૃદ્ધિ પામેલા હોય ત્યારે વાતદોષની વૃદ્ધિ કરવી વાતદોષ ક્ષીણ હોય, તો શીત, લઘુ, રૂક્ષ ઇત્યાદિ ગુણવાળા દ્રવ્યથી તેની વૃદ્ધિ થાય છે એવા ઉપાયથી વાયુ વૃદ્ધિ પામે છે એટલે એ જ ઉપાયથી બહુધા પિત્ત અને કફ પણ કાંઈક ક્ષય પામે છે, કમી થાય છે, પિત્ત અને કફના ઘટવાથી જ્વર પણ કાંઈક કોમળ થાય છે, કમી થાય છે અને તેથી તે સુખે કરીને જીતી શકાય છે દૂર કરી શકાય છે એ જ પ્રમાણે પિત્ત દોષ સન્નિપાતમા ક્ષીણ હોય અને બીજા બે દોષ પ્રમાણમાં વધારે હોય તો જ્વરને નાશ કરનારી એવી તીક્ષ્ણ, ઉષ્ણ અને કટુ દવાની યોજના કરવાથી પિત્ત વધે છે અને વાત તથા કફ કાંઈક કમી થાય છે, તેથી જ્વર કોમળતાને પામવાથી તે સુખે કરીને જીતી શકાય છે. એ જ રીતે સન્નિપાતમાનો કફદોષ ક્ષીણ હોય તો જ્વરનો નાશ કરનારી શીતળ, મધુર, સ્નિગ્ધ વગેરે દવા આપવાથી કફ વૃદ્ધિ પામે છે અને તેની જ સાથ વાયુ અને પિત્ત કાંઈક કમી થઈને જ્વર ઓછો થાય છે તેથી તે સુખે કરીને જીતી શકાય છે એ પ્રમાણે ત્રણે દોષ જ્વર કરનારા છતા ઉપર કહેલી યુક્તિથી તમને જીતી શકાય છે

એ જ પ્રમાણે એક દોષ બળવાન હાય અને બીજા બે દોષ ક્ષીણ હોય ત્યારે પણ બળવાન દોષને કમી કરવાના ઔષધ આપવાથી સુખે કરીને સન્નિપાત જીતી શકાય છે એ રીતે જેમા એક દોષ કે બે દોષ ઉચ્છ્રિત (વૃદ્ધિ પામેલા) કે ક્ષય પામેલા હોય તેવા સન્નિપાતની ચિકિત્સા કરવાનો ક્રમ કહ્યો

હવે સમાન દોષથી થયેલા સન્નિપાતની ચિકિત્સાનો ક્રમ એમ કહ્યો છે કે કફના અને સ્થાનના ક્રમથી સમાન દોષથી થયેલો સન્નિપાત જીતવો એમાં એવો અર્થ છે કે પ્રથમ કફ જીતવો, પછી પિત્ત જીતવું અને પછી વાયુ જીતવો, પ્રથમ કફ જીતવાનું કારણ બતાવના એક ગ્રથકાર કહે છે કે 'કેટલાકને મતે પ્રથમ ૨ામા શયમા રહેલો કફ જીતવો એવું છે, કારણ કે માથામા, છાતીમાં અને કંઠમાં કફ જ્યારે લેપાઈ રહ્યો હોય, ત્યારે અન્નની રુચિ શી રીતે ઉત્પન્ન થાય? અને રુચિ ન હોય ત્યારે ભોજન, પાન અને ઔષધનો પ્રવેશ શરીરમાં શી રીતે કરવો? અને જો કંઈ ગળે ન ઊતરે તો દોષને શી રીતે જીતી શકાય? માટે પ્રથમ કફનો જ નાશ કરવો, કેમ કે તે કાયાના દ્વારને બધ કરવાનો આગળો (ઉલાળો) છે પિત્તમધ્યસ્થ (શરીરમા નીચે વાયુ અને ઉંચે કફની વચ્ચે ડૂંટી વગેરેમા રહેનારું) તથા આશુકારી (ઝટ અસર કરે એવું) છે માટે વાયુ સહિત પિત્તને કફ જીત્યા પછી જીતવું.

વાયુ તેનાથી નીચે રહેનારો છે માટે પિત્તને જીત્યા પછી વાયુને જીતવો.

સ્થાનનો ક્રમ એવો છે કે આમાશયમાં રહેલો દોષ પ્રથમ જીતવો અને પછી પક્વાશયમાં રહેલો દોષ જીતવા

કોઈ કહેશે કે ત્રણે દોષને હરનારા ઔષધો એક જ વખતે યોજીને શા માટે ત્રિદોષનો નાશ ન કરવો, કે જેથી સ્થાનાદિકના ક્રમથી ધીમેધીમે દોષ હરવાનું કહ્યું છે? તેનો ખુલાસો એ છે કે, ત્રિદોષને હરનારા દ્રવ્ય બહુ જ ઓછા છે, પણ જે દ્રવ્ય એક દોષને હરવામાં ઘણા સમર્થ છે એવાં દ્રવ્ય ઘણા છે, માટે એક એક દોષને હરવો અનુકૂળ પડે છે

કાનના મૂળ આગળ સોજો

सन्निपातज्वरस्यान्ते कर्णमूले सुदारुण ।
शोफः सञ्जायते येन कश्चिदेव विमुच्यते ॥१४९

સન્નિપાત જ્વરના અંતમાં કાનના મૂળ આગળ અત્યંત ભયંકર સોજો થાય છે તે સોજો આવ્યા પછી કોઈક જ બચે છે

કાનના મૂળ આગળના સોજાની ચિકિત્સા

रक्तावसेचनै शीघ्र सर्पिःपानैश्च त जयेत् ।
प्रदेहैः कफपित्तघ्नैर्नावनैः कवलग्रहैः ॥ १५० ॥

એવો સોજો થાય ત્યારે રોગીને જળો મુકાવીને તે સોજામાંથી લોહી ખેંચી કઢાવીને અને રોગીને ઘી પાઈને, વળી કફ અને પિત્તનો નાશ કરનારા લેપ તે સોજા ઉપર કરીને, તેવા જ નસ્ય ફૂંકીને તથા તેવા જ કવલ ભગાવીને કોગળા કરાવીને તે સોજો મટાડવો

(તેવા જ—કફ અને પિત્તનો નાશ કરે એવી દવાઓના)

સન્નિપાત જ્વરમાં ફસ ક્યારે ખોલવી?

शीतोष्णस्निग्धरूक्षाद्यैर्ज्वरो यस्य न शाम्यति ।
शाखानुसारी तस्याशु
मुञ्चेद्बाह्वोः क्रमाच्छिराम् ॥१५१॥

જે તાવના રોગીને ઠંડા, ગરમ, સ્નિગ્ધ, રૂક્ષ, સ્તંભન, સ્વેદન વગેરે ઉપચાર તે તે જ્વરને બરાબર લાગુ પડે તેવા યોજવા છતાં પણ જ્વર મટે નહિ તેનો જ્વર રુધિરને અનુસર્યો છે એમ જાણવું એવા જ્વરવાળાના બાહુની શિરા ક્રમે કરીને ખોલવી. ક્રમે કરીને કહેવામાં એ તાત્પર્ય છે કે પ્રથમ એક બાહુની શિરા ખોલવી તથા પછી બીજા બાહુની ખોલવી, પણ એકસાથે બન્ને હાથની શિરાઓ ખોલવી નહિ.

## વિષમજ્વરના ઉપાય

વિષમજ્વરમાં ફસ ક્યારે ખોલવી?

अयमेव विधिः कार्यो विषमेऽपि यथायथम् ।
ज्वरे विभज्य वातादीन् यश्चानन्तरमुच्यते ॥१५२॥

સતત વગેરે વિષમજ્વરમાં પણ પૂર્વે કહેલો ફસ ખોલવાનો વિધિ વાતાદિક દોષને જે પ્રમાણે કરવો ઘટિત હોય તેમ કરવો વળી હવે પછી જે પટોલાદિ ક્વાથ કહેવાશે તે પણ વાતાદિક દોષને જેમ યોગ્ય હોય તેમ વિચાર કરીને યોજવા

વિષમજ્વરના ક્વાથ અને ઔષધો

पटोलकटुकामुस्ताप्राणदामधुकैः कृता ।
त्रिचतुःपञ्चशः क्वाथा विषमज्वरनाशना ॥१५३

પટોળ, કડુ, મોથ, હરડે, જેઠીમધ, એ પાંચમાંથી પહેલી ત્રણ, પહેલી ચાર કે પાંચે ઔષધિઓનો ક્વાથ કરીને પીવાથી તે વિષમજ્વરનો નાશ કરે છે

योजयेत्त्रिफलां पथ्यां गुडूचीं पिप्पलीं पृथक् ।
तैस्तैर्विधानैः सगुडं भल्लातकमथापि वा ॥ १५४॥

વળી વિષમજ્વરમાં ત્રિફળા, હરડે, ગળો, પીપર એ ઔષધિઓમાંની ગમે તે છૂટીછૂટી આપવી અથવા ઉત્તરસ્થાનના ૩૯માં રસાયનાધ્યાયમાં કહેલી તે તે વિધિઓ પ્રમાણે ગોળ સહિત ભિલામાં આપવા

વિષમજ્વરમાં લંઘન અને બૃંહણ

लङ्घनं बृंहणं वाऽऽदौ ज्वरागमनवासरे ।

અથવા જે દિવસે જ્વર આવવાનો હોય તે દિવસે (સામનિરામનો વિચાર કરીને) ઉપવાસ કરાવવો અથવા બૃંહણ ઉપચાર કરવા.

વિષમજ્વરમાં જમતા પહેલાં કે સવારમાં શું ખાવું?

प्रातः सतैलं लशुनं प्राग्भक्तं वा तथा घृतम् ॥१५५
जीर्णं तद्वद्दधि पयस्तक्रं सर्पिश्च षट्पलम् ।
कल्याणकं पञ्चगव्यं तिक्ताख्यं वृषसाधितम् ॥१५६

વિષમજ્વરવાળાએ સવારમાં અથવા જમતાં પહેલાં તેલ સાથે લસણ ખાવું, અથવા તે જ રીતે (એટલે સવારમાં અથવા જમતા પહેલાં) જૂનું ઘી પીવું, અથવા દહીં અથવા દૂધ અથવા છાશ અને (રાજ્યક્ષ્માની ચિકિત્સામાં કહેલું) ષટ્પલ ઘી અથવા ઉન્માદપ્રતિષેધમાં શ્લોક ૨૬ થી ૩૧માં કહેલું કલ્યાણકઘૃત, અથવા

અપસ્મારપ્રતિષેધમાં શ્લોક ૧૮માં કહેલું પંચગવ્ય, અથવા કુષ્ઠચિકિત્સામા શ્લોક ૮થી ૧૦મા કહેલું તિક્તક ઘ્ય, અથવા રક્તપિત્તની ચિકિત્સામા કહેલું વૃષસા ઘૃત (અરડૂસીમા સિદ્ધ કરેલું) ઘી ભોજન પહેલા અથવા સવારમા ખાવુ

### ત્રિફળાદિ ઘૃત

**त्रिफलाकोलतर्कारीक्वाथे दध्ना शृतं घृतम् ।**
**तिल्वकत्वक्कृतावाप विषमज्वरजित्परम् ॥१५७॥**

ત્રિફળા, બોર, અરણી, એનો કવાથ ચારગણો લેવો ઘી અને દહીં સમાન લેવુ તથા તેમાં લોધરની છાલ આવાપ તરીકે નાખવી એ રીતે સિદ્ધ કરેલુ ઘી વિષમજ્વરને જીતવામા શ્રેષ્ઠ છે

### વિષમજ્વરના વારાને દિવસે વમન

**सुरां तीक्ष्णं च यन्मद्यं शिखितित्तिरिदक्षजम् ।**
**मांस मेद्योष्णवीर्यं च सहान्नेन प्रकामतः ॥१५८॥**
**सेवित्वा तदहः स्वप्यादथवा पुनरुल्लिखेत् ।**

સુરા, તીક્ષ્ણ, દારૂ મોર, તેતર કે કૂકડાનું માંસ અથવા સાધારણ ઉષ્ણવીર્યવાળુ માંસ, એ વસ્તુઓને અન્ન સાથે પુષ્કળ ધરાતા લગી ખાઈને તે દિવસે સૂઈ રહેવુ અથવા એ પદાર્થો જો ન પચે તો તેને ઓકી કાઢવા—ઊલટી કરવી

**सर्पिषो महतीं मात्रां पीत्वा वा छर्दयेत्पुन ॥१५९**

ઘીની મોટી માત્રા પીવી અને પછી તેની ઊલટી કરવી (માત્રાનુ પ્રમાણ પાછળ સૂત્રસ્થાનમાં અ ૧૬/૧૭, ૧૮મા કહ્યુ છે)

### વિષમજ્વરના વારાને દિવસે લેવાનું વિરેચન

**नीलिनीमजगन्धां च त्रिवृतां कटुरोहिणीम् ।**
**पिबेज्ज्वरस्यागमने स्नेहस्वेदोपपादित ॥१६०॥**

વિષમજ્વર જ્યારે આવવાનો હોય ત્યારે પ્રથમ સ્નેહપાન કરવુ તથા પછી શેક કરવો અને એ પ્રમાણે સ્નેહ અને સ્વેદવિધિ પૂરી થયા પછી દરદીને ગળી, નસવણી, નસોતર, કડુ, એમાનો કોઈ એક ઓષધનો અથવા બધાયનો ક્વાથ પાવો

### વિષમજ્વરમા અંજન, નસ્ય, ધૂપ, ભડકાવવુ, ધાર્મિક ક્રિયા, અંજન

**मनोह्वा सैन्धवं कृष्णा तैलेन नयनाञ्जनम् ।**
**योज्यं**

મનઃશીલ, સિંધવ અને પીપરથી સિદ્ધ કરેલા તેલ વડે જ્વરવાળાને નેત્રમાં અંજન કરવું

### નસ્ય

**हिङ्गुसमा व्याघ्रीवसा नस्यं ससैन्धवम् ॥१६१**
**पुराणसर्पिः सिंहस्य वसा तद्वत्ससैन्धवा ।**

હિંગ, વાઘણની વસા અને સિંધવનું નસ્ય (નાકમા સૂંઘવાનું ઓસડ) આપવુ, તેમ જ જૂનુ ઘી, સિંહની વસા અને સિંધવનુ નસ્ય આપવુ)
(વસા=માંસમા રહેલી ચરબી)

### ધૂપ

**पलङ्कषा निम्बपत्रं वचा कुष्ठं हरीतकी ॥१६२॥**
**सर्षपाः सयवाः सर्पिर्धूपो विड्वा बिडालजा ।**
**पुरध्यामवचासर्जनिम्बार्कागरुदारुभिः ॥१६३॥**
**धूपो ज्वरेषु सर्वेषु कार्योऽयमपराजितः ।**

ગૂગળ, લીમડાના પાદડા, વજ, ઉપલેટ, હરડે, સરસવ, જવ અને ઘી એટલાનો ધૂપ સર્વે વિષમ જ્વરમા કરવો, અથવા બિલાડાની વિષ્ઠાનો ધૂપ કરવો, અથવા ગૂગળ, રાહિસ ઘાસ, વજ, રાળ, લીમડો, આકડો અગર, દેવદાર, એ ઔષધનો ધૂપ સર્વે વિષમજ્વરમા કરવો એ હારનો નથી, (કેમ કે તેથી સર્વ વિષમજ્વર નાશ પામે છે)

**धूपनस्याञ्जनोत्त्रासा ये चोक्ताश्चित्तवैकृते ॥१६४॥**

અથવા ગાંડપણ, વાઈ વગેરે ચિત્તની વિકૃતિ કરનારા રોગમા જે ધૂપ, નસ્ય, અંજન અને ત્રાસ આપવો વગેરે ઉપાય કહ્યા છે, તે પણ વિષમજ્વરમા કરવા

### ધાર્મિક ક્રિયા

**दैवाश्रयं च भैषज्यं ज्वरान् सर्वान् व्यपोहति ।**
**विशेषाद्विषमान् प्रायस्ते ह्यागन्त्वनुबन्धजाः ॥१६५**

ફક્ત ધૂપ વગેરે જ વિષમજ્વરનો નાશ કરે છે એવું નથી, પણ મણિ, મંગળ, બલિદાન, પ્રાયશ્ચિત્ત, જપ, દાન, સ્વસ્ત્યયન વગેરે દૈવાશ્રય ઔષધ પણ સર્વે જ્વરોનો નાશ કરે છે, અને વિશેષ કરીને તે વિષમજ્વરોનો નાશ કરે છે, કેમ કે તે (વિષમજ્વર) સામાન્ય રીતે ભૂત વગેરે આગન્તુ કારણો ચાલુ રહે વાથી આવે છે

### વિષમજ્વરમાં ફસ ક્યારે ખોલવી?

**यथास्वं च सिरां विध्येदशान्तौ विषमज्वरे ।**

વિષમજ્વર ન ઊતરે તો જે દોષને જે શિરા યોગ્ય હોય તે શિરા ખોલવી.

સંગ્રહ નામે ગ્રંથમાં રસ વગેરે ધાતુગત જ્વર થયો હોય તેની ચિકિત્સા આ પ્રમાણે કહેલી છે રસ

ધાતુમા જ્વર રહ્યો હોય તો વમન અને લઘન કરાવવુ રક્તધાતુમા જ્વર રહ્યો હોય તો સેક, સશમન, લેપ અને લોહી કઢાવવુ માંસમા જ્વર રહ્યો હોય તો તીક્ષ્ણ જુલાબ આપવો ચરબીમા જ્વર હોય તો ચરબી નાશક ઔષધ આપવુ હાડકામા જ્વર હોય તો વાયુને શમાવનાર ઔષધ, અભ્યગ, શેક અને ચપી કરવા, તેમ જ વાયુની પીડાને શમાવનાર બસ્તિકર્મ પણ કરવુ મજ્જા અને વીર્ય ધાતુમા જ્વર રહ્યો હોય તો તે અસાધ્ય છે, માટે તેની ચિકિત્સા તે ગ્રથમા કહી નથી

## આગંતુ જ્વરના ઉપાય

શુદ્ધ વાયુથી, રતવાથી, વિસ્ફોટથી અને અભિઘાતથી આવેલા તાવ

**केवलानिलवीसर्पविस्फोटाभिहतज्वरे ॥ १६६ ॥**
**सर्पिःपानहिमालेपसेकमांसरसाशनम् ।**
**कुर्याद्यथास्वमुक्तं च रक्तमोक्षादिसाधनम् ॥१६७**

શુદ્ધ વાયુ, વીસર્પ (રતવા) અને વિસ્ફોટકથી આવેલા જ્વરમા ઘી પીવુ, ઠંડા લેપ અને શેક કરવા, માંસરસનુ ભોજન કરવુ અને જે દોષ માટે જે ફસ્ત ખોલવાનુ પૂર્વે (સૂ અ ૨૭મા) કહેલું છે તે પ્રમાણે ફસ્ત ખોલવી

ગ્રહથી આવેલો તાવ

**ग्रहोत्थे भूतविद्योक्तं बलिमन्त्रादिसाधनम् ।**

ગ્રહથી આવેલા જ્વરમા ભૂતવિદ્યામા (ઉત્તરસ્થાન અધ્યાય ૫મા) કહ્યા પ્રમાણે બલિદાન અને મત્ર વગેરે ઉપાય કરવા

દવાની વાસથી અને ઝેરથી આવેલા તાવ

**ओषधीगन्धजे पित्तशमनं विषजिद्विषे ॥१६८॥**

કોઈ ઓષધની ગંધથી જ્વર આવ્યો હોય તો પિત્તશામક ઉપાય કરવો અને વિષથી આવેલા જ્વરમા વિષનાશક ઉપાય કરવો

ક્રોધથી, કામથી, ભયથી અને શોકથી આવેલા તાવ

**इष्टैरर्थैर्मनोज्ञैश्च यथादोषशमेन च ।**
**हिताहितविवेकैश्च ज्वरं क्रोधादिजं जयेत् ॥१६९॥**
**क्रोधजो याति कामेन शान्तिं क्रोधेन कामजः ।**
**भयशोकोद्भवौ ताभ्यां भीशोकाभ्यां तथेतरौ ॥१७०॥**

ક્રોધ વગેરે માનસિક વિકારથી જ્વર આવ્યો હોય તો, મનગમતી વસ્તુઓ આપીને, મનને ખુશ કરે તેવા પદાર્થ આપીને, જે જે દોષનો ઉપાડ હોય તે તે દોષને શમાવનારા ઔષધ આપીને અને હિત શુ અને અહિત શુ તે વાતની સમજ પાડીને તે ક્રોધ વગેરેથી આવેલા જ્વરને જીતવો—મટાડવો ક્રોધથી આવેલો જ્વર કામ વડે—વિષયના ભોગ વડે શાંત થાય છે કામથી આવેલો જ્વર ક્રોધ વડે શાંત થાય છે ભય અને શોકથી આવેલો જ્વર કામ અને ક્રોધ વડે શાંત થાય છે, તેમ જ કામ અને ક્રોધથી આવેલો જ્વર ભય અને શોક વડે શાંત થાય છે

[(૧) કામ, શોક, ક્રોધ અને ભયથી વાયુ કોપે છે, તેથી કામ, શોક, ક્રોધ અને ભયથી આવેલા તાવમા વાયુ શાંત થાય એવી ક્રિયા કરવાથી ફાયદો થાય છે

(૨) ભય અને શોકને લીધે માણસ ઉદ્વેગમા આવી જાય છે, અને કામ એટલે સ્ત્રી ભોગવવાની ઈચ્છાથી તથા ક્રોધથી માણસ ઉત્સાહમા અને આવેશમા આવી જાય છે, તેથી ભય અને શોકથી આવેલા તાવમા કામ અને ક્રોધથી ફાયદો થાય છે, કારણ કે ઉત્સાહમા અને આવેશથી ઉદ્વેગ દૂર થાય છે ]

શાપથી અને જતરમતરથી આવેલા તાવ

**शापाथर्वणमन्त्रोत्थे विधिर्दैवव्यपाश्रयः ।**

મુનિ કે પિતા વગેરે માણસે ક્રોધથી જે શાપ આપ્યો હોય તથી જે જ્વર આવ્યો હોય તે તથા અથર્વવેદના અભિચાર (મૂઠ મારવાના) મત્રોના બળથી જે જ્વર આવ્યો હોય તેને શમાવવાને, જ્વર શમાવવાનો દૈવાશ્રય વિધિ જે પૂર્વે (૧૯મા શ્લોકમા) કહ્યો છે તે વિધિ કરવો

આગંતુજ્વરમા આહારવિહાર

**ते ज्वराः केवलाः पूर्वं व्याप्यन्तेऽनन्तरं मलैः ॥**
**तस्माद्दोषानुसारेण तेष्वाहारादि कल्पयेत् ।**

તે (આગંતુ)જ્વર પ્રથમ તો કેવળ જ્વરરૂપે જ આવે છે, પણ પછી વાયુ વગેરે દોષ વ્યાપી જાય છે (કોપે છે), માટે જ્વરમા જે જે દોષ જણાતો હોય તે તે દોષનો વિચાર કરીને (તે તે દોષ માટે એવા) આહારવિહાર રાખવા.

**न हि ज्वरोऽनुबध्नाति मारुताद्यैर्विना कृतः ॥१७२**

કોઈ કહેશે કે શાપ વગેરેથી આવેલા જ્વરમા વાયુ વગેરેનો કોપ કેમ હોય? તો કહેવાનું કે વાયુ વગેરે દોષ વિના જ્વર આવે

આગંતુ તાવમાં પણ વાયુ વગેરે દોષ સંભવે છે તેથી વાયુ વગેરે દોષનો વિચાર કરીને આહાર વગેરે આપવું

## ઉપસંહાર

**બધા તાવમાં કરવાના ઉપાય**

**ज्वरकालस्मृतिं चास्य हारिभिर्विषयैर्हरेत् ।**

જેને જ્વર આવતો હોય તે માણસના મનને આકર્ષે એવા વિષયો વડે તેના જ્વર આવવાના સમયને અને જ્વરની સ્મૃતિને ભુલાવી દેવા

**करुणार्द्रं मनः शुद्धं सर्वज्वरविनाशनम् ॥१७३॥**

રાગ, દ્વેષ વગેરેથી પર અને દયા વડે ભીનું (દયાળુ) મન પણ સર્વ જ્વરનો નાશ કરનારુ છે

**તાવ ઊતર્યા પછી પણ શું શું ક્યાં સુધી ન કરવું? કારણ**

**त्यजेदाबललाभाच्च व्यायामस्नानमैथुनम् ।**
**गुर्वसात्म्यविदाह्यन्नं यच्चान्यज्ज्वरकारणम् ॥१७४**

તાવ ઊતર્યા પછી પણ શરીરમા પાછી જ્યા સુધી (પહેલાના જેવી) શક્તિ ન આવે નહિ, ત્યા સુધી તાવ ઊતરેલા માણસે પણ કસરત (મહેનત), સ્નાન, મૈથુન, ભારે ભોજન, અસાત્મ્ય, (માફક નહિ એવુ) ભોજન, વિદાહી અન્ન, અને બીજુ પણ જે તાવ આણે એવુ હોય તે તજવું

'તે ઉપરાત કોઈ પણ લોટની બનાવેલી વાની, લીલુ શાક, સૂકુ માસ, તલ, દહીં, ગ્રામ્ય પ્રાણીઓ, અનૂપ દેશનાં પ્રાણી, જળચર પ્રાણી, બકરી, ઘેટુ, બળદ, ગાય, ભૂંડ અને પાડાનુ માસ, સૂકા શાક, એ સર્વ વાનાં જ્વરરોગીએ તજવા ' (ભરણાદ)

**न विज्वरोऽपि सहसा सर्वान्नीनो भवेत्तथा ।**
**निवृत्तोऽपि ज्वरः शीघ्रं व्यापादयति दुर्बलम् ॥**

તાવ આવીને મટી ગયા પછી પણ માણસે ક્રમ છોડીને સર્વ પ્રકારના ભોજન કરવા માડવા નહિ, કેમ કે જ્વર ઊતર્યા છતા પણ દુર્બળ દેહવાળા માણસનો તે તરત નાશ કરે છે

**તાવની જુદી જુદી અવસ્થાને યોગ્ય ક્રમસર શાસ્ત્રોક્ત ચિકિત્સા કરવાનુ કારણ**

**ज्वरो प्राणहरो यस्मात्तस्मात्तस्य विशेषतः ।**
**तस्यां तस्यामवस्थायां तत्तत्कुर्याद्भिषग्जितम् ॥**

બીજા રોગ કરતા તાવ જલદી પ્રાણ લે એવો છે, માટે જ્વરવાળા રોગીની, સામ, પચ્યમાન, પક્વ, જીર્ણ, વિષમ, ચિરનિવૃત્ત ઇત્યાદિ અવસ્થામાં ઉપવાસ, સ્વેદન, યવાગૂ, પાચન, ક્ષીર, ઘૃતપાન વગેરે તે તે અવસ્થાને યોગ્ય ઔષધ કરવા

**ગમે તેવો ઉગ્ર તાવ મટાડે એવા ઉપાય**

**ओषधयो मणयश्च सुमन्त्राः**
**साधुगुरुद्विजदैवतपूजाः ।**
**प्रीतिकरा मनसो विषयाश्च**
**घ्नन्त्यपि विष्णुकृतं ज्वरमुग्रम् ॥१७५॥**

ઔષધિઓ, મણિઓ, સારા મંત્રો, સાધુ, ગુરુ, બ્રાહ્મણ અને દેવતાઓના પૂજન તથા મનને આનંદ આપે એવા વિષયો, એ સર્વે ખુદ વિષ્ણુએ આણેલો ઉગ્ર જ્વર હોય તેનો પણ નાશ કરે તો પછી એ બીજા જ્વરનો નાશ કરે એમા શુ આશ્ચર્ય?

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने ज्वर चिकित्सितं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો: રક્તપિત્તચિકિત્સા

એવું કહેવામા આવે છે કે મહેશ્વરના લલાટમાંથી જ્વર ઉત્પન્ન થયો અને તેના સતાપથી રક્તપિત્ત થયુ એવી રીતે જ્વર અને પછી રક્તપિત્તનો ઉત્પત્તિ ક્રમ કહેલો છે, માટે જ્વર પછી રક્તપિત્તની ચિકિત્સા કહવી યોગ્ય છે નિદાનસ્થાનમા રક્તપિત્ત વિષે જે વિગતવાર કહેલુ નથી તે આ જગ્યાએ વધારે સ્પષ્ટ કરીને પણ કહેવામા આવશે, કારણ કે રક્તપિત્ત ઝટ મારી નાખે એવો રોગ છે

**अथातो रक्तपित्तचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

ત્યારે હવે અમે રક્તપિત્તની ચિકિત્સા (ઉપાય) સમજાવીશુ, એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**સાધ્ય રક્તપિત્ત**

**ऊर्ध्वगं बलिनोऽवेगमेकदोषानुगं नवम् ।**
**रक्तपित्तं सुखे काले साधयेन्निरुपद्रवम् ॥१॥**

બળવાન પુરુષને (સ્રીને નહિ) રક્તપિત્ત ન થયુ હોય અને તેમાં જે રક્તપિત્ત ઊર્ધ્વગામી હોય, વેગ વાળુ ન હોય, કફ દોષ એકલો જ જેની પાછળ લાગુ થયેલો હોય, જે થોડા વખતથી થયું હોય, જે રોગથી વિરુદ્ધ કાળમા એટલે હેમત કે શિશિરમાં થયું હોય તથા જે શારીરસ્થાનમા વિકૃતિવિજ્ઞાનીય અધ્યાયમા શ્લોક ૭૪થી ૭૫ માં કહેલા ઉપદ્રવોથી રહિત હોય,

તેની ચિકિત્સા વૈદ્યે કરવી; અર્થાત્ ઊર્ધ્વગામી રક્તપિત્તમાં ઉપર કહ્યા તેવા લક્ષણવાળું રક્તપિત્ત સાધ્ય જાણવું

યાપ્ય રક્તપિત્ત

**અધોગ યાપયેદ્રક્તં યચ્ચ દોષદ્વયાનુગમ્ ।**

નીચે ગતિ કરનારા રક્તપિત્તને અધોગામી કહે છે તે યાપ્ય છે અને ઊર્ધ્વગામી રક્તપિત્ત બે દોષથી યુક્ત હોય તો તે પણ યાપ્ય છે

અસાધ્ય રક્તપિત્ત

**શાન્તં શાન્તં પુનઃ કુપ્યન્**

**માર્ગાન્માર્ગાન્તરં ચ યત્ ॥૨॥**

**અતિપ્રવૃત્તં મન્દાગ્નેસ્ત્રિદોષં દ્વિપથં ત્યજેત્ ।**

ઊર્ધ્વગામી કે અધોગામી ગમે તે રક્તપિત્ત એકવાર અતિશય શાંત થઈ જઈને પાછું કોપ પામે એવું હોય, તે એક દોષયુક્ત હોય કે બે દોષયુક્ત હોય તથાપિ વૈદ્યે તેની ચિકિત્સા ન કરવી (ચરક ચિ ૪/૨૧ પ્રમાણે આ યાપ્ય છે) વળી જે ઊર્ધ્વગામી રક્તપિત્ત તેને નીકળવાના નાક, આંખ, કાન અને મો, એવા માર્ગ છોડીને (બદલીને) ગુદા અને મૂત્રેન્દ્રિયને રસ્તે નીકળે તેની પણ ચિકિત્સા ન કરવી તેમ જ અધોગામી રક્તપિત્ત હોય છતા તે નાક, મો વગેરે માર્ગે નીકળીને ઊર્ધ્વગામી થયું હોય તેની પણ ચિકિત્સા ન કરવી તેમ જ લોહી એ જ પ્રાણનું સ્થાન છે માટે ઊર્ધ્વમાર્ગથી કે અધોમાર્ગથી જે અતિશય નીકળતું હોય તેને પણ તજવું વળી મદ અગ્નિવાળા માણસને બેમાથી ગમે તે પ્રકારનું રક્તપિત્ત થયું હોય તો તેને તજવું, કેમ કે તીખું, ખાટું, ગરમ, લૂખું, તીક્ષ્ણ ઈત્યાદિ ગુણવાળા જે ઔષધ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા છે તે બધાય રક્તપિત્તની વૃદ્ધિ કરનારા છે, અને એનાથી વિપરીત ગુણવાળા ઔષધ રક્તપિત્તમા ફાયદો કરે છે, પણ જઠરાગ્નિને છેક જ મદ બનાવે છે માટે મદ અગ્નિવાળાને થયેલા રક્તપિત્તમા બધા ઉપચાર આવળા પડતા હોવાથી તેની ચિકિત્સા વૈદ્યે કરવી નહિ વળી જે રક્તપિત્ત (ઊર્ધ્વગામી કે અધોગામી) ત્રણે દોષથી યુક્ત હોય તેને પણ તજવું, કેમ કે તે વિષમ હોવાથી વમન કે વિરેચન બેમાંથી એકકે ક્રિયાને યોગ્ય હોતું નથી તેમ જ જે રક્તપિત્ત એક સાથે બન્ને માર્ગથી નીકળતું હોય તેને પણ તજવું, કેમ કે તેનું પ્રતિલોમન અર્થાત્ અવળી ગતિ કરાવી શકે એવું ઔષધ જ નથી, (કારણ કે ઊર્ધ્વગામીને અધોગામી કરવા જતા અધોગામી વધી પડે અને અધોગામીને ઊર્ધ્વગામી કરવા જતાં અધોગામી વધી પડે)



રક્તપિત્ત ચિકિત્સા નક્કી કરવાનું ધોરણ

**જ્ઞાત્વા નિદાનમયનં મલાવનુબલૌ બલમ્ ॥૩॥**
**દેશકાલાદ્યવસ્થાં ચ રક્તપિત્તે પ્રયોજયેત્ ।**
**લઙ્ઘનં બૃંહણં વાઽઽદૌ શોધનં શમનં તથા ॥૪॥**

રક્તપિત્ત શા કારણથી થયું છે ને કયે રસ્તે નીકળે છે (વહે છે), તેની પછવાડે ગમન કરનારા દોષ, તેનું બળ, દેશ કાળ વગેરે અને અવસ્થા, એ સર્વ જાણીને રક્તપિત્તની ચિકિત્સા કરવી વળી લંઘન, બૃંહણ, શોધન, શમન તથા નિદાન વગેરે જાણીને ઊર્ધ્વગામી કે અધોગામી રક્તપિત્તની ચિકિત્સા કરવી

એમાંથી ગમે તે રક્તપિત્તમા પ્રથમ લંઘન કરાવવું કે બૃંહણ કરવું, કે શોધન કરવું, કે શમન કરવું, તે નક્કી કરતા પહેલા રક્તપિત્ત શા કારણથી થયું છે તે જાણવું રક્તપિત્ત થવાનું કારણ તીક્ષ્ણ, ગરમ, તીખા, ખાટા ઈત્યાદિ પદાર્થોનું સેવન છે તેને ત્યજવું, કેમ કે આગળ કહેવામા આવશે કે રક્તપિત્તને ઉત્પન્ન કરનાર જે કાંઈ પદાર્થ હોય તે સર્વનો ત્યાગ કરવો

વળી ઊર્ધ્વગામી કે અધોગામી છે તે પણ જાણ્યા પછી ચિકિત્સા કરવાનું કારણ એ છે કે, 'ઊર્ધ્વગામી રક્તપિત્ત હોય તો પ્રથમ તર્પણ ઔષધ આપવા,' જ્યારે કફયુક્ત રક્તપિત્ત કંઠમાર્ગમાંથી નીકળતું હોય અને ગાઠાગાંઠા જેવું હોય ત્યારે મધ અને ઘી સાથે કમળના નાળનો ક્ષાર ચાટવો ઇ૦ આગળ કહેવામા આવશે તે ઉપાય બરાબર કરી શકાય, તેમ જ ગુદામાંથી રક્તપિત્ત જતું હોય તો વિશેષે કરીને બસ્તિ (એનિમા) આપવી એમ પણ કહેવામા આવશે

વળી કહેશે કે જો વાયુના કોપવાળું રક્તપિત્ત શમતું ન હોય તો બકરીનું દૂધ પાવું ઇ૦ વળી રક્તપિત્તરોગમા પિત્ત મૂળ દોષ છે અને વાયુ તથા કફ અનુબંધ છે (પાછળથી ભળેલા છે) એમ સમજી એને યોગ્ય ખાસ ચિકિત્સા કરવી.

તે જ પ્રમાણે ત્રણ પ્રકારના બળનો પણ વિચાર કરવા જોઈએ, કેમ કે 'બળનું રક્ષણ કરીને મંથ, પેયા વગેરે આપવું' એમ આગળ કહેવામા આવશે

દેશનું પણ જ્ઞાન હોવું જોઈએ દેશ બે પ્રકારનો છે શારીરદેશ અને ભૂમિદેશ. મુખ, નાક, ઈત્યાદિ અવયવને શારીર દેશ કહે છે

જેમ ઊર્ધ્વગામી શારીર રક્તપિત્તમાં મોમાંથી લોહીવાળું પિત્ત નીકળે તો જે ઔષધ આપવું જોઈએ તે જુદું છે અને નાકમાંથી લોહીવાળું પિત્ત નીકળે ત્યારે જે ચિકિત્સા કરવાની છે તે પણ જુદી છે, તેમ જ અધોગામી રક્તપિત્તમા પણ ગુદામાંથી લોહીવાળું

પિત્ત નીકળે તેની ચિકિત્સા જુદી અને મૂત્રેન્દ્રિયમાંથી લોહીવાળું પિત્ત નીકળે તેની ચિકિત્સા જુદી છે

ભૂમિદેશ ત્રણ પ્રકારનો કહેલો છે જાંગલ, અનૂપ અને સાધારણ તેમાં પણ જાંગલ દેશમાં થયેલા રક્તપિત્તનું ઔષધ જુદું છે, અનૂપ દેશમાં થયેલા રક્તપિત્તનું ઔષધ જુદું છે અને સાધારણ દેશમાં થયેલા રક્તપિત્તનું ઔષધ જુદું છે

મુહૂર્ત (ઘડી, પળ વગેરે) ઠંડી, ગરમી, વર્ષા વગેરે ઋતુઓ અને રોગની અવસ્થા (અ સ્ટેઈજ) એ કાળના પ્રકાર છે તેમાં પણ શીતળ કાળમાં આપવાનું ઔષધ જુદું, અને બીજા કાળમાં આપવાનું ઔષધ જુદું છે

ઉપરાંત રોગીના જઠરાગ્નિનું બળ, આહાર, સત્ત્વ, સાત્મ્ય, ઉંમર, પ્રકૃતિ એ પણ ચિકિત્સા કરનારે અવશ્ય જાણવા જોઈએ અને તેનો વિચાર કરીને ઔષધ કરવું યોગ્ય છે એવું 'આદિ (વગેરે)' શબ્દથી સૂચવ્યું છે

ઊર્ધ્વગામી અને અધોગામી
રક્તપિત્તના ઉપાય

**सन्तर्पणोत्थं बलिनो बहुदोषस्य साधयेत् ।**
**ऊर्ध्वभागं विरेकेण वमनेन त्वधोगतम् ॥५॥**
**शमनैर्बृंहणैश्चान्यल्लङ्घ्यबृंह्यानवेक्ष्य च ।**

સંતર્પણ કરવાથી થયેલું, બળવાન માણસને થયેલું અને જેનામાં દોષ ઘણો હોય એવા માણસને થયેલું રક્તપિત્ત જો ઊર્ધ્વગામી હોય તો જુલાબ આપીને મટાડવું અને જો અધોગામી હોય તો ઊલટીઓ કરાવીને મટાડવું પણ અપતર્પણ કરવાથી થયેલું, દુર્બળ માણસને થયેલું અને જેનામાં દોષ થોડા હોય એવા માણસને થયેલું ઊર્ધ્વગામી રક્તપિત્ત શમન ઉપાયોથી મટાડવું વળી શમન ઉપાય કરવા કે બૃંહણ ઉપાય કરવા અને અધોગામી રક્તપિત્ત બૃંહણ ઉપાયોથી મટાડવું એનો નિર્ણય કરતા પહેલાં બીજો એ વિચાર કરવાનો છે કે, દરદી લંઘનને યોગ્ય છે કે બૃંહણને યોગ્ય છે જો લંઘનને લીધે રક્તપિત્ત થયું હોય તો અધોગામી રક્તપિત્તમાં પણ શમન ઉપાય કરવા અને જો બૃંહણને લીધે રક્તપિત્ત થયું હોય તો ઊર્ધ્વગામી રક્તપિત્તમાં પણ લંઘનના ઉપાય કરવા

**ऊर्ध्वे प्रवृत्ते शमनौ रसौ तिक्तकषायकौ ॥६॥**
**उपवासश्च निःशुण्ठीषडङ्गोदकपायिनः॥**

જો રક્તપિત્ત ઊર્ધ્વગામી હોય તો રોગીને સૂંઠ વિનાના ષડંગ ઉકાળો પાવો અને પછી કડવા અને તૂરા રસવાળા પદાર્થ ખાવાપીવા આપવા, એ શમન ઔષધ છે ઉપવાસ કરાવવો એ પણ શમન ઉપાય છે વાળો, ધોળો (સુગંધી) વાળો, મોથ, પિત્તપાપડો, રતાંજળી અને સૂંઠ, એ છ ઔષધના કવાથનું નામ ષડંગ કવાથ છે

**अधोगे रक्तपित्ते तु बृंहणो मधुरो रसः ॥७॥**

અધોગામી રક્તપિત્ત થયું હોય તો બૃંહણ (પૌષ્ટિક) મધુર રસ (ગળપણ) હિતકર છે

**ऊर्ध्वगे तर्पणं योज्यं प्राक् च पेया त्वधोगते ।**

ઊર્ધ્વગામી રક્તપિત્તમાં પ્રથમ તર્પણ ઉપચાર કરવા અને અધોગામી રક્તપિત્તમાં પ્રથમ પેયા પીવાને આપવી

કોનું કેવું લોહી નીકળતું રોકવું કે ન રોકવું? કારણ

**अश्नतो बलिनोऽशुद्धं न धार्यं तद्धि रोगकृत् ॥८॥**
**धारयेदन्यथा शीघ्रमग्निवच्छीघ्रकारि तत्**

જે માણસ બળવાન હોય અને જે સારી રીતે ખાતો હોય તેનું લોહીવાળું પિત્ત નીકળતું અટકાવવું નહિ, કેમ કે તે અટકાવવાથી શિરાવ્યધવિધિમાં કહ્યા પ્રમાણે રતવા, ગૂમડાં, પ્લીહા (બરોળ) વગેરે રોગ પેદા કરે છે પણ જે માણસ દુર્બળ હોય, જે ખાઈ ન શકતો હોય, તેનું રક્તપિત્ત નીકળતું અટકાવવાનો તત્કાળ ઉપાય કરવો, કેમ કે જો રક્તપિત્ત અટકાવવામાં ન આવે તો અગ્નિની પેઠે તે તત્કાળ મરણ નિપજાવે છે.

ઊર્ધ્વગામી રક્તપિત્તમાં વિરેચનના યોગો

**त्रिवृच्छ्यामाकषायेण कल्केन च सशर्करम् ॥९॥**
**साधयेद्विधिवल्लेहं लिह्यात्पाणितलं ततः ।**

ધોળું અને કાળું નસોતર લઈને રીતસર તેનો કવાથ કરીને તેમાં એ જ બે ઔષધનો કલ્ક (લુગદી) તથા સાકર નાખીને વિધિપૂર્વક અવલેહ (ચાટણ) કરવો અને પછી તેમાંથી હથેલી ભરીને ચાટવો, એથી ઊર્ધ્વગામી રક્તપિત્ત મટે છે

**त्रिवृता त्रिफला श्यामा पिप्पली शर्करा मधु ॥१०॥**
**मोदकः सन्निपातोर्ध्वरक्तशोफज्वरापहः ।**
**त्रिवृत्समसिता तद्वत् पिप्पलीपादसंयुता ॥ ११ ॥**

નસોતર (ધોળું), ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), કાળું નસોતર, પીપર અને સાકર, એ ઔષધની ગોળીઓ મધમાં વાળવી એ ગોળી સન્નિપાત, ઊર્ધ્વગામી રક્તપિત્ત, સોજો અને તાવને મટાડે વળી નસોતર અને સાકર સમાન લઈને તેમાં ચોથે ભાગે પીપર નાખીને તે ચૂર્ણ ખવડાવ્યાથી પણ સન્નિપાત, ઊર્ધ્વગામી રક્તપિત્ત, સોજો અને જ્વર મટે છે

અધોગામી રક્તપિત્તમાં વમનના પાચ યોગો

वमन फलसंयुक्तं तर्पणं सचितामधु ।
ससितं वा जलं क्षौद्रयुक्तं वा मधुकोदकम् ॥१२॥
क्षीरं वा रसमिक्षोर्वा

અધોગામી રક્તપિત્તવાળાને વમન આપવું તે વમનમા ઔષધ ૨॥ પ્રમાણે છે, સાકર અને મધ સહિત મીંઢળના ફળ સાથે તર્પણ ઔષધ વમન માટે આપવું અથવા સાકર અને પાણી સાથે મીંઢળ આપવું અથવા જેઠીમધનુ પાણી મીંઢળ સાથે આપવું અથવા મધ સાથે મીંઢળ આપવુ અથવા દૂધ સાથે અથવા શેરડીના રસ સાથે મીંઢળ આપવુ

(ઊલટીઓ કરાવવા માટે જ્યા મીંઢળ વાપરવાનુ લખ્યુ હોય ત્યા મીંઢળની છાલ વાટીને આપવી )

રક્તપિત્તમા વમન કે વિરેચનથી શુદ્ધ થયેલાએ શુ ખાવુપીવુ ?

शुद्धस्यानन्तरो विधिः ।
यथास्व मन्थपेयादि॰ प्रयोज्यो रक्षता बलम् ॥१३॥

ઊર્ધ્વગામી રક્તપિત્તવાળો કે અધોગામી રક્તપિત્ત વાળો અનુક્રમે વિરેચન કે વમનથી શુદ્ધ થાય એટલે પછી ઊર્ધ્વગામીમા મથ વગેરે અને અધોગામીમા પેયા વગેરે આહાર આપવ નો વિધિ કરવો અને તેના બળનુ રક્ષણ કરવુ

મંથ

मन्थो ज्वरोक्तो द्राक्षादि॰,
पित्तघ्नैर्वा फलैः कृतः ।
मधुखर्जूरमृद्वीकापरूषकसिताम्भसा ॥ १४ ॥

તે મથ જ્વરપ્રકરણમા કહેલો (શ્લોક ૫૫થી ૫૮ મા કહેલો દ્રાક્ષ વગેરે વાળો) કરવો અથવા દ્રાક્ષ, આમળા, કાશ્મરી ઇત્યાદિ પિત્તને શમનારા ફળ વડે કરવો અથવા મધ, ખજૂર, દ્રાક્ષ, ફાલસાં, સાકરનું પાણી ઇત્યાદિ વડે કરવો

मन्थो वा पञ्चसारेण सघृतैर्लाजसक्तुभिः ।
दाडिमामलकाम्लो वा
मन्दाग्न्यम्लाभिलाषिणाम् ॥ १५ ॥

પચસાર (સૂ ૩/૩૦॥) વડે અથવા ઘી સહિત મમરાના સાથુ વડે મથ કરવો અથવા જે મદ અગ્નિ વાળો હોઈને ખાટા પદાર્થની ઇચ્છા કરતો હોય તેને દાડમ અને આમળા વડે ખાટો કરેલો (ઉપરનો મંથ) આપવો.

પેયા, માંસરસ

कमलोत्पलकिञ्जल्कपृश्निपर्णीप्रियङ्गुकाः ।
उशीरं शाबरं रोध्रं शृङ्गवेरं कुचन्दनम् ॥ १६ ॥
ह्रीबेरं धातकीपुष्पं बिल्वमध्यं दुरालभा ।
अर्धार्धैर्विहिताः पेया वक्ष्यन्ते पादयौगिकाः ॥१७
भूनिम्बसेव्यजलदा मसूराः पृश्निपर्ण्यपि ।
विदारिगन्धा मुद्गाश्च बला सर्पिर्हरेणुका· ॥१८॥

કમળ અને કાળુ કમળ એ બેનુ કેસર, પૃશ્નિપર્ણી અને કાગ, વાળો, શાબર, લોધર, આદુ અન રતાજળી, કાળો વાળો, ધાવડીના ફૂલ, બીલાનો ગર્ભ અને ધમાસો, એ ત્રણ જુદાંજુદા ઔષધો વડે પેયા તૈયાર કરવી હવે પાદયૌગિક કહીએ છીએ (૧) કરિયાતુ, વીરણવાળાના મૂળ, મોથ, મસૂર અને પૃશ્નિપર્ણી, અથવા શાલિપર્ણી, મગ, બળદાણા, ઘી અને રેણુકબીજ, એનો કવાથ કરીને તેમા પેયા બનાવવી

પાદયૌગિક—શ્લોકના એક ચરણ( પાદ )મા કહેલી દવાઓના યોગ

રક્તપિત્તવાળાના ભોજન

जाङ्गलानि च मांसानि शीतवीर्याणि साधयेत् ।
पृथक्पृथग्जले तेषां यवागूं कल्पयेद्रसे ॥ १९ ॥
शीता॰ सशर्कराक्षौद्रास्तद्वन्मांसरसानपि ।
ईषदम्लाननम्लान् वा घृतभृष्टान् सशर्करान् ॥२०

પૂર્વ કહેલી પેયાના ઔષધોના કવાથમા સસલા વગેરે જાગલ પ્રાણીના શીતવીર્ય માસને સિદ્ધ કરવા. પછી તે માસરસમા સાકર અને મધ નાખીને ઠડી યવાગૂ કરવી અને તે રોગીને ખાવા આપવી, જો રોગીને થોડી ખટાશ જોઈતી હોય તો જરા ખાટા અથવા ખટાશ ન જોઈતી હોય તો ખટાશવિનાના, ઘીમાં વઘારેલા અને સાકર નાખેલા માસરસ આપવા

ધાન અને શાક

शूकशिम्बीभवं धान्यं रक्ते शाकं च शस्यते ।
अन्नस्वरूपविज्ञाने यदुक्तं लघु शीतलम् ॥ २१ ॥

રક્તપિત્તમા ઉંબીમા અને શીંગમા થયેલું ધાન્ય અને શાક ગુણકારી છે, તેમ જ પાછળ સૂત્રસ્થાનમા અન્નસ્વરૂપવિજ્ઞાનીય અધ્યાયમા જે જે હલકા અને ઠંડા પદાર્થ કહેલા છે તે આપવા.

તરસ લાગે ત્યારે પાણી, પીવું

पूर्वोक्तमम्बु पानीयं पञ्चमूलेन वा शृतम् ।
लघुना शृतशीतं वा मध्वम्भो वा फलाम्बु वा ॥२२

અથવા સૂંઠવિનાનું ષડંગ જળ જે પાછળ (શ્લોક ॥ મા) કહેલું છે તે પાવું અથવા લઘુપંચમૂળ પાણીમાં ઉકાળીને ઠંડું કરીને પાણી પાવું અથવા રોહ્યું પાણી ઉકાળીને ઠંડું પાઈને પાવું અથવા મધ સાથે મેળવેલું પાણી પાવું અથવા પિત્તના નાશ કરે એવા કાળી દ્રાક્ષ વગેરે દ્રવ્યથી સિદ્ધ કરેલું પાણી પાવું.

પાણી પક્વ કરવાનો વિધિ એક તોલા ઔષધિ લઈને તેને બશેર પાણીમાં નાખવું પાણી બળતાં સુધી ઉકાળવું રહેલા પાણીને ઠંડું પડ્યા પછી પીવા આપવું.

માંસરસ

शशः सवास्तुकः शस्तो विबन्धे तित्तिरिः पुनः ।
उदुम्बरस्य निर्यूहे साधितो मारुतेऽधिके ॥ २३ ॥
प्लक्षस्य बर्हिणस्तद्वन्न्यग्रोधस्य च कुक्कुटः ।

રક્તપિત્તવાળાને જો વિબંધ હોય તો બથવાની ભાજી સાથે સસલાનું માંસ ખાવા આપવું જો વાયુ અધિક હોય તો ઉંબર (ગુલર ઉમરો)ના કવાથમાં સિદ્ધ કરેલું (રાંધેલું) તેતરનું માંસ ખાવા આપવું તેમ જ પીપરના કવાથમાં સિદ્ધ કરેલો મોર ખાવા આપવો અથવા વડના કવાથમાં સિદ્ધ કરેલો કૂકડો ખાવા આપવો.

રક્તપિત્તમાં અપથ્ય (પરજ)

यत्किञ्चिद्रक्तपित्तस्य निदानं तच्च वर्जयेत् ॥ २४ ॥

જેનાથી રક્તપિત્ત થાય તે તે આહારવિહાર(નિદાન)નો ત્યાગ કરવો.

રક્તપિત્તમાં શમન ઔષધ

वासारसेन फलिनीमृल्लोध्राञ्जनमाक्षिकम् ।
पित्तासृक् शमयेत्पीतं, निर्यासो वाऽटरूषकात् ॥२५॥
शर्करामधुसंयुक्तः केवलो वा, शृतोऽपि वा ।
वृषः सद्यो जयत्यस्रं, स ह्यस्य परमौषधम् ॥२६॥

અરડૂસીના રસમાં કાંગ ગોપીચંદન લોધર, રસાંજન અને મધ નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે અથવા અરડૂસીના રસમાં મધ અને સાકર નાખીને તે પીવાથી અથવા એકલો અરડૂસીના રસ પીવાથી અથવા તેના કવાથ પીવાથી રક્તપિત્ત મટે છે અરડૂસી જ રક્તપિત્તને તરત મટાડે છે અરડૂસી એ રક્તપિત્તનું પરમ ઔષધ છે.

રક્તપિત્તમાં કવાથ અને ચાટવાની દવા

पटोलमालतीनिम्बचन्दनद्वयपद्मकम् ।
रोध्रो वृषस्तन्दुलीयः कृष्णा मृन्मदयन्तिका ॥
शतावरी गोपकन्या काकोल्यौ मधुयष्टिका ।
रक्तपित्तहराः क्वाथास्त्रयः समधुशर्कराः ॥२८॥

પટોળ, ચમેલી લીમડો, રક્તચંદન, શ્વેતચંદન અને પદ્મકાષ્ઠ એના કવાથમાં મધ અને સાકર નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે વળી બીજા જાતના લોધર, અરડૂસી તાંદળજો કાળી માટી, માલતીના ફૂલ એના કવાથમાં મધ અને સાકર નાખીને પીવાથી પણ રક્તપિત્ત મટે છે તેમ જ શતાવરી સારિવા કાકોલી, ક્ષીરકાકોલી જેઠીમધ, એના કવાથમાં મધ અને સાકર નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે એ ત્રણે કવાથ રક્તપિત્તને હરનારા છે.

બીજા ગ્રંથમાં કહ્યું છે કે અરડૂસી, કડુ અથવા ઇન્દ્રજવ કાળું સવા અને કાંટાસળિયો, રોટલાને લીલા છતાં પાન બમણાં ન લેવા માટે અને જ્યારે અરડૂસી લીલી લેવી છતાં ભપકી ન લેવી.

पलाशवल्कक्वाथो वा सुशीतः शर्करान्वितः ।
लिह्याद्वा मधुसर्पिर्भ्यां गवाश्वशकृतो रसम् ॥

ખાખરાની છાલના કવાથ ઘણો ઠંડો કરીને તેમાં સાકર નાખીને પાવો અથવા ગાયના છાણના અને ઘોડાની લાદના રસમાં મધ અને ઘી નાખીને પાવું એથી રક્તપિત્ત મટે છે.

सक्षौद्रं ग्रथिते रक्ते लिह्यात्पारावताच्छकृत् ।

લોહી જામી ગઈ ગયું હોય લોહીની ગાંઠા પડી હોય તો મધની સાથે કબૂતરની હગાર ચટાડવી.

બહુ લોહી નીકળી જતું હોય તો શું કરવું?

अतिनिःस्रुतरक्तश्च क्षौद्रेण रुधिरं पिबेत् ॥३०॥
जाङ्गलं, भक्षयेद्वाऽऽजमामं पित्तयुतं यकृत् ।

જો અતિશય લોહી પડ્યું હોય તો જાંગલ દેશના પ્રાણીનું લોહી મધ નાખીને પાવું અથવા કાળજામાં પિત્ત હોય તેની સાથે જ બોકડાનું (બકરાનું) યકૃત (કાળજું) કાચું ને કાચું ખાવું.

चन्दनोशीरजलदलाजमुद्गकणायवैः ॥ ३१ ॥
बलाजले पर्युषितः कषायो रक्तपित्तहा ।

ચંદન વાળો મોથ ફૂલેલા મમરા, મગ, પીપર, જવ, એ સર્વને આખી રાત બળદાણાના કવાથમાં પલાળી રાખીને તેના કવાથ કરી પીવા. એથી રક્તપિત્તનો નાશ થાય છે.

प्रसादश्चन्दनाम्भोजसेव्यमृद्भृष्टलोष्टजः ॥ ३२ ॥
सुशीतः ससिताक्षौद्रः शोणितातिप्रवृत्तिजित् ।

બહુ રક્તપિત્ત નીકળતું હોય તો તપાવેલા માટીના

ઠેકાને સુખડ, કમળ, વાળો, એમના પાણીમા નાખીને (છમકારીને) તે પાણી સારી પેઠે ઠંડુ પડવા દઈ તેમા સાકર અને મધ નાખીને પાવાથી અટકશે

**आपोथ्य वा नवे कुम्भे प्लावयेदिक्षुगण्डिकाः॥**
**स्थितं तद्गुप्तमाकाशे रात्रिं प्रातः सृतं जलम्।**
**मधुमद्विकचाम्भोजकृतोत्तसं च तद्गुणम्॥३४॥**

શેરડીની ગંડેરીને (કકડાને) કચરીને નવા (કોરા) ઘડામા પાણી રડીને તેમા પલાળવી પછી તેમા જીવડા, કચરો વગેરે ન પડે એવી સભાળથી (અગાસીમા) રાતે ખુલ્લુ મૂકી રાખવુ પછી ખીલેલા કમળ વડે અધિવાસિત કરેવુ (ખીલેલુ કમળ અદર ડુબાડી રાખેવુ) તે જળ સવારમા મધ નાખીને પીવુ, તેથી લોહી બહુ વહેતુ અટકશે

**ये च पित्तज्वरे प्रोक्ताः कषायास्तांश्च योजयेत्।**

વળી પાછળ જ્વરપ્રકરણમા જે કવાથ પિત્તજ્વર ઉપર લાગુ કરવાના કહ્યા છે તે કવાથ પણ રકત પિત્તમા આપવા

આ બધુ કર્યા છતા રક્તપિત્તનું શમન ન થાય તો શુ કરવુ?

**कषायैर्विविधैरेभिर्दीप्तेऽग्नौ विजिते कफे॥३५॥**
**रक्तपित्तं न चेच्छाम्येत्तत्र वातोल्बणे पयः।**
**युञ्ज्याच्छागं शृतं, तद्वद्गव्यं पञ्चगुणेऽम्भसि॥**
**पञ्चमूलेन लघुना शृतं वा ससितामधु।**
**जीवकर्षभकद्राक्षाबलागोक्षुरनागरैः॥३७॥**
**पृथक्पृथक्शृतं क्षीरं सघृतं सितयाऽथवा।**

પાછળ કહેલા જુદાજુદા કવાથથી અગ્નિ પ્રદીપ્ત થયા છતા અને કફ જિતાયા છતા પણ જો રકતપિત્ત શમે નહિ તો, જો તે રકતપિત્તમા વાયુનું બળ અધિક હોય, તો દૂધથી પાચગણા પાણીમા બકરીનું દૂધ ઉકાળીને દૂધ માત્ર શેષ રહે ત્યારે ઠંડુ પાડીને રાગીને પાવુ અથવા પાચગણા પાણીમા ગાયનું દૂધ ઉકાળીને દૂધ માત્ર શેષ રહે, ત્યારે ઠડુ પાડીને રાગીને પાવુ અથવા લઘુપચમૂળના કવાથમાં ગાયનુ દૂધ ઉકાળીને ઠંડુ પાડીને તેમાં મધ અને સાકર નાખીને પાવુ અથવા જીવકના કવાથમાં, અથવા ઋષભકના કવાથમા અથવા કાળી દ્રાક્ષના કવાથમા, અથવા બળદાણાના કવાથમાં, અથવા ગોખરુના કવાથમા, અથવા સૂંઠના કવાથમાં, ગાયનુ દૂધ ઉકાળીને તેમા ઘી અથવા સાકર નાખીને પાવુ

પેશાબને રસ્તે નીકળતા રકતપિત્તનો ઉપાય

**गोकण्टकाभीरुशृतं पर्णिनीभिस्तथा पयः॥३८॥**
**हन्त्याशु रक्तं सरुजं विशेषान्मूत्रमार्गगम्।**

વેદના સહિત જે રકતપિત્ત વહેતુ હોય તે ગોખરુ, શતાવરી અને ચાર પર્ણીઓ (શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી, માષપર્ણી), એ ઔષધિઓના કવાથમા સિદ્ધ કરેલું ગાયનુ દૂધ પાવાથી અટકે છે, અને ખાસ કરીને એ ઉપાય મૂત્રમાર્ગે વહેતા લોહીને અટકાવી આરામ કરે છે

ગુદામાંથી નીકળતા રક્તપિત્તના ઉપાય

**विण्मार्गगे विशेषेण हितं मोचरसेन तु॥३९॥**
**वटप्ररोहैः शुङ्गैर्वा शुण्ठ्युदीच्योत्पलैरपि।**

જો ગુદાવાટે લોહી વહેતુ હોય તો ખાસ કરીને શેમળાના ગુંદરના પાચગણા કવાથમા દૂધ ઉકાળીને દૂધ માત્ર શેષ રહે ત્યારે તે પાવાથી આરામ થાય, અથવા વડની વડવાઈના કૂમળા અકુરના અથવા વડની ટીશીઓના અથવા સૂંઠ, વાળો અને કાળું કમળ, એ ત્રણના કવાથમા ગાયનું દૂધ ઉકાળીને દૂધ માત્ર બાકી રહે ત્યારે તે પાવાથી પણ રક્તપિત્તવાળાને આરામ થાય છે

**रक्तातिसारदुर्नामचिकित्सां चात्र कल्पयेत्॥**

વળી ગુદાવાટે વહેતા રકતપિત્તને અટકાવવા માટે જે ઉપાય રકતાતિસારમાં અને હરસની ચિકિત્સામા કહે વામા આવશે, તે પણ કરવા

**पीत्वा कषायान् पयसा भुञ्जीत पयसैव च।**
**कषाययोगैरेभिर्वा विपक्वं पाययेद्घृतम्॥४१॥**

રકતપિત્તવાળા રોગીને દૂધ સાથે (પૂર્વે કહેલા) કવાથ પાવા અને તેને ભોજન પણ દૂધ સાથે જ કરાવવું. અથવા પૂર્વે કહેલા કવાથોમા પકવ કરેલું ઘી પાવું

વાસાઘૃત

**समूलमस्तकं क्षुण्णं वृषमष्टगुणेऽम्भसि।**
**पक्त्वाऽष्टांशावशेषेण घृतं तेन विपाचयेत्॥४२**
**तत्पुष्पगर्भं तच्छीतं सक्षौद्रं पित्तशोणितम्।**
**पित्तगुल्मज्वरश्वासकासहृद्रोगकामलाः॥४३॥**
**तिमिरभ्रमवीसर्पस्वरसादांश्च नाशयेत्।**

મૂળ, ડાળાં અને પાદડાં સહિત અરડૂસીને લાવીને કચરીને આઠગણા પાણીમાં તેનો કવાથ કરવો. પછી (જ્યારે ઊકળતાઊકળતા આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે) તે કવાથમા કવાથથી આઠમા ભાગનું ઘી નાખીને તે ઘીમાં અરડૂસીનાં ફૂલોનો કલ્ક (લુગદી) કરીને નાખવો. પછી ઘી માત્ર બાકી રહે ત્યા સુધી પકવ કરીને ઘી ગાળી લઈ ઠડુ પડવા દેવું એ ઘીને મધ સાથે ચટાડવાથી રકતપિત્ત મટે છે, એટલું જ નહિ,

પણ પિત્તગુલ્મ, જ્વર, દમ, ઉધરસ, હૃદયના રોગ, કમળો, આંખે ઝાખ પડવાના રોગ, ચક્કર, રતવા ને સ્વરભંગ એટલા રોગ મટે છે

પલાશઘૃત, ત્રાયમાણઘૃત

**पलाशवृन्तस्वरसे तद्गर्भं च घृतं पचेत् ॥४४॥**
**सक्षौद्रं तच्च रक्तघ्नं, तथैव त्रायमाणया ।**

ખાખરાના ડીટાને કચરીને તેનો રસ કાઢવો એ રસમાં ૨ દમા ભાગનુ ઘી નાખીને ઘીમા ખાખરાના બીજા ડીટાનો કલ્ક નાખીને ઘી પકવવું એ ઘી ઠંડુ થયા પછી મધ સાથે આપવાથી રક્તપિત્ત મટે છે, તેમ જ ત્રાયમાણના ક્વાથમા કે સ્વરસમા પણ એ જ રીતે ઘી પક્વ કરીને મધ સાથે રોગીને આપવાથી રક્તપિત્ત મટે છે

ગળામાથી નીકળતા રક્તપિત્તનો ઉપાય

**रक्ते सपिच्छे सकफे ग्रथिते कण्ठमार्गगे ॥४५॥**
**लिह्यान्माक्षिकसर्पिर्भ्यां क्षारमुत्पलनालजम् ।**
**पृथक्पृथक् तथाऽम्भोजरेणुश्यामामधूकजम् ॥४६॥**

લોહી શીમળાના રસ જેવુ ચીકણુ થઈ ગયુ હોય, લોહી કફવાળુ હોય, તે ગઠાઈ ગયુ હોય, તે ગળામાથી નીકળતુ હોય, તો કાળા કમળના નાળનો ક્ષાર કાઢીને તેને ઘી તથા મધ સાથે ચાટવો

તે જ પ્રમાણે કમળની રજ અથવા પીપર, અથવા મહુડાનો ક્ષાર, એમાથી કાઈ પણ એક મધ અને ઘી સાથે ચાટવાથી કંઠમા રહેલુ ગંઠાઈ ગયેલુ રક્તપિત્ત મટે છે

કોઈ કહેશે કે બધા ક્ષાર તીક્ષ્ણ સ્વભાવના હોવા છતાં આ રક્તપિત્તમા તેનો ઉપયોગ કેમ થાય? તો સમજવું કે, કમળ વગેરે પદાર્થો શીતળ સ્વભાવના છે, માટે તેમાથી બનેલો ક્ષાર પણ તેવો જ સમજવો કહ્યુ છે કે, કાર્યકારણને અનુસરનારુ હોવાથી જે સ્વભાવ કારણનો હોય છે, તે જ સ્વભાવ કાર્યના પણ હોય છે ક્ષારનો મુખ્ય ગુણ ઓગાળવાનો છે, માટે કફના અનુબંધવાળુ ગઠાઈ ગયેલુ લોહી કંઠમા રહ્યુ હોય તેને ઘી અને મધ સાથે મળેલો ક્ષાર ઓગાળીને શોધન કરીને રોગને મટાડે છે, પણ રક્તપિત્તને કોપાવતો નથી.

ગુદાના રક્તપિત્તમા બસ્તિ

**गुदागमे विशेषेण शोणिते बस्तिरिष्यते ।**

ગુદાવાટે રક્તપિત્ત પડતુ હોય ત્યારે ખાસ કરીને બસ્તિ આપવી યોગ્ય છે

નાકમાંથી નીકળતા રક્તપિત્તના (નસકોરી ફૂટવાના રોગના) ઉપાય

**घ्राणगे रुधिरे शुद्धे नावनं चानुपेचयेत् ॥४७॥**
**कषाययोगान् पूर्वोक्तान् क्षीरेक्ष्वादिरसाप्लुतान् ।**
**क्षीरादीन्ससितांस्तोयं केवलं वा जलं हितम् ॥४८**
**रसो दाडिमपुष्पाणामाम्रास्थ्नः शाद्वलस्य वा ।**

નાકમાથી શુદ્ધ લોહી પડતુ હોય તો નસ્ય (છીંકણીની માફક સૂઘવાનુ ઔષધ) આપવુ અથવા પાછળ જે ક્વાથના ઔષધો (રક્તપિત્ત માટે) કહ્યાં છે તે ઔષધને દૂધ કે શેરડીના રસમા ઓગાળીને નાકમા મૂકવા, અથવા પાછળ કહેલા એ ઔષધોને માસરસ કે ઘીમા ઓગાળીને મૂકવા અથવા દૂધ, શેરડીનો રસ, માસરસ કે ઘી એમાથી કાઈ પણ એકમા સાકર મેળવીને તેના ટીપા નાકમા મૂકવા અથવા સાકરનુ પાણી અથવા એકલુ પાણી નાકમા મૂકવુ તે પણ હિતકર છે અથવા દાડમના ફૂલનો રસ નાકમા મૂકવો અથવા કેરીની ગોટલીનો રસ નાકમા મૂકવા દુર્વા(ધરો)નો રસ કાઢી નાકમા મૂકવો (નસ્યની દવાને નસકોરામા ફૂકાવીને અથવા સૂઘીને નાકમા ઊંચે ચડાવવી)

લેપ, અંજન વગેરે

**कल्पयेच्छीतवर्गं च प्रदेहाभ्यञ्जनादिषु ॥४९॥**

વળી રક્તપિત્તના રોગવાળાને શીતવીર્ય ઔષધિઓમાંની જે જે મળી આવે તે તે ઔષધિનો લેપ કરવો તેમ અંજન વગેરે પણ કરવાં

ઉપસંહાર

**यच्च पित्तज्वरे प्रोक्तं बहिरन्तश्च भेषजम् ।**
**रक्तपित्ते हितं तच्च क्षतक्षीणे हितं च यत् ॥५०॥**

જે ઔષધ પિત્તજ્વરમા ખાવા કે પીવા માટે અને ચોળવા કે લેપ વગેરે કરવા કહેલુ છે, તેમ જ જે ઔષધ ઉરઃક્ષતથી ક્ષીણ થયેલા માણસને હિતકર છે, તે સર્વ ઔષધ રક્તપિત્તમા હિતકર છે

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने रक्तपित्त-
चिकित्सितं नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

## અધ્યાય ૩ જો : કાસચિકિત્સા

**अथातः कासचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે અમે કાસ(ઉધરસ, ખાંસીનો રોગ)ની ચિકિત્સા સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## વાયુથી થયેલી ઉધરસની ચિકિત્સા

**केवलानिलजं कासं स्नेहैरादावुपाचरेत् ।**
**वातघ्नसिद्धैः स्निग्धैश्च पेयायूषरसादिभिः ॥ १ ॥**
**लेहैर्धूमैस्तथाऽभ्यङ्गस्वेदसेकावगाहनैः ।**
**बस्तिभिर्बद्धविड्वातं, सपित्तं तूर्ध्वभक्तिकैः ॥ २ ॥**
**घृतैः क्षीरैश्च, सकफं जयेत्स्नेहविरेचनैः ।**

કેવળ વાયુની ખાંસી હોય તો પ્રથમ વાયુને હણનારી ઔષધિઓથી સિદ્ધ કરેલા સ્નેહ* વડે તેનો ઉપાય કરવો 'પ્રથમ' કહેવામાં એ હેતુ છે કે વાયુથી થયેલી ઉધરસમાં વાયુને કોપાવનાર દોષ કફ વગેરે છે તેનો પ્રથમ લૂખા વગેરે ઔષધથી ઉપચાર કરીને પછી વૈદ્યો ઉધરસના ઉપચારની સાથે વાયુનો ઉપચાર કરે, એવી તેમની ગેરસમજૂતી દૂર કરવાને 'પ્રથમ' એમ કહ્યું છે વળી કેવળ વાયુની જ ખાંસી હોય તો સ્નિગ્ધ પેયા, યૂષ, રસ વગેરે પીવા આપીને, તેમ જ લેહ, ધૂમ, અભ્યંગ, સ્વેદ, સેક, અવગાહ (ડૂબકી) ઇત્યાદિ ઉપાયો વડે વાયુની ઉધરસને મટાડવી જો ઉધરસમાં ઝાડો અને વાછૂટ બંધ હોય તો બસ્તિઓ આપવી જો પિત્તવાળી વાયુની ઉધરસ હોય તો ભોજન કર્યા પછી તરત રોગને યોગ્ય દવાથી સિદ્ધ કરેલાં ઘી, દૂધ ઇત્યાદિ પીવા આપીને ઉધરસ મટાડવી જો કફવાળી વાયુની ઉધરસ હોય તો સ્નેહપાન કરાવીને અને વિરેચન આપીને મટાડવી.

### શ્લોક બતાવ્યા સ્નેહો

**गुडूचीकण्टकारीभ्यां पृथक्त्रिंशत्पलाद्रसे ॥ ३ ॥**
**प्रस्थः सिद्धो घृताद्वातकासनुद्वह्निदीपनः ।**

ગળોનો રસ ત્રીસ પલ+ લેવો અને ભોંયરીંગણીનો રસ પણ તેટલો જ લેવો એ બન્નેના રસમાં એક પ્રસ્થ ઘી નાખીને ફક્ત ઘી બાકી રહે ત્યાં સુધી પાક કરવો એ ઘી વાયુની ખાંસીને મટાડનાર અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે

**क्षाररास्नावचाहिङ्गुपाठायष्ट्याह्वधान्यकैः ॥ ४ ॥**
**द्विशाणैः सर्पिषः प्रस्थं पञ्चकोलयुतैः पचेत् ।**
**दशमूलस्य निर्यूहे पीतो मण्डानुपायिना ॥ ५ ॥**
**स कासश्वासहृत्पार्श्वग्रहणीरोगगुल्मनुत् ।**

જવખાર, રાસ્ના, વજ, હિંગ, પહાડમૂળ, જેઠીમધ, ધાણા, સૂંઠ, પીપર, ચવક, પીપરીમૂળના ગંઠોડા, અને ચિત્રો, એ ઔષધમાંથી દરેક બે બે શાણ લેવાં પછી તેનો કલ્ક કરીને એક પ્રસ્થ (૬૪ તોલા) ઘીમાં નાખીને દશમૂળના ક્વાથમાં તે ઘી સિદ્ધ કરવું એ ઘી પીધા પછી મંડ પીવો તેથી ઉધરસ, દમ, હૃદયના રોગ, પડખાની પીડા, ગ્રહણીરોગ, અને ગોળો એટલા રોગ મટે છે

**द्रोणेऽपां साधयेद्रास्नादशमूलशतावरीः ॥ ६ ॥**
**पलोन्मिता द्विकुडवं कुलत्थं बदरं यवम् ।**
**तुलार्धं चाजमांसस्य तेन साध्यं घृताढकम् ॥ ७ ॥**
**समक्षीरं पलांशैश्च जीवनीयैः समीक्ष्य तत् ।**
**प्रयुक्तं वातरोगेषु पाननावनबस्तिभिः ॥ ८ ॥**
**पञ्चकासान् शिरःकम्पं योनिवङ्क्षणवेदनाम् ।**
**सर्वाङ्गैकाङ्गरोगांश्च सप्लीहोर्ध्वानिलान् जयेत् ॥ ९ ॥**

રાસ્ના, દશમૂળ, શતાવરી, એ ઔષધિમાંનું દરેક એક એક પલ લેવું, કળથી, બોર અને જવ, એ ઔષધ બે બે કુડવ લેવાં, બકરાનું માંસ અડધી તુલા લેવું પછી એ સર્વનો એક દ્રોણ પાણીમાં ક્વાથ કરવો તે ક્વાથમાં એક આઢક ઘી નાખવું તેમાં ઘી જેટલું ગાયનું દૂધ નાખવું તથા જીવનીય ગણનાં ઔષધ એક પલ (ચાર તોલા) નાખવાં અને તે વડે ઘી

---

* આ સ્નેહોની વિગત નીચેના શ્લોકમાં આપી છે

\+ 'પલ' ઇત્યાદિ શબ્દોનું માપ સમજવાને નીચે કોષ્ટક આપ્યું છે ને ઉપરથી જ્યાં જ્યાં તેવા શબ્દો આવે ત્યાં ત્યાં તેનું માપ જાણી લેવું

| | |
|---|---|
| શાણ=૪ માસા | પ્રસ્થ=૬૪ તોલા |
| કોલ=૬ માસા | આઢક=૨૫૬ તોલા |
| કર્ષ=૧ તોલો | |
| પલ=૪ તોલા | દ્રોણ=૧૦૨૪ તોલા |
| પ્રસૃતિ=૮ તોલા | |
| અંજલિ / કુડવ =૧૬ તોલા | તુલા=૪૦૦ તોલા |
| | ભાર=૮૦૦૦ તોલા |

પ્રવાહી પદાર્થ ભરવાનું ૬૪ પલ આકારનું અથવા ૪ આંગળ પહોળું જે પાત્ર હોય છે તેને 'કુડવ' કહે છે

સિદ્ધ કરવુ એ ઘીને દેશ, કાલ વગેરેનો વિચાર કરીને વાતરોગમા પાવામા, સુંઘાડવામા કે બસ્તિ આપવામા, જો વાપરવામા આવે તો પાચે પ્રકારની ઉધરસન, માથુ ધ્રૂજ્યા કરવાના વાતરોગને, યોનિની તથા આડની વેદનાને, સર્વાંગને અને એકાંગવાયુના રોગન, પ્લીહા (બરોળ)ને અન ઊર્ધ્વ વાયુને મટાડે છે

विदार्यादिगणक्वाथकल्कसिद्धं च कासजित् ।

વિદાર્યાદિ ગણમાં કહેલા ઔષધોના કવાથ કરીન તેમા ઘી નાખીને તથા ત ઘીમા વિદાર્યાદિ ગણના ઔષધોનો કલ્ક નાખીને ઘી પકવ કર્યું હોય તો ત ઘી ખાવાથી કાસ(ખાની) મટે છે

શ્લોક ૧૧ વાળા લેહ

अशोकबीजक्षवकजन्तुघ्नाञ्जनपद्मकैः ॥१०॥
सविडैश्च घृतं सिद्धं तच्चूर्णं वा घृतप्लुतम् ।
लिह्यात्पयश्चानुपिबेदाजं कासातिपीडितः ॥११॥

આસોપાલવના બી, ગર્ઠ, વાવડિંગ, અંજન, પદ્મકાષ્ઠ અને બીડલવણ, એ ઔષધોથી ઘી સિદ્ધ કર્યું હોય તે ઘી અથવા ઘીમા એ ઔષધોનું ચૂર્ણ કાલવીને તે ઘી, જે માણસ ચાટે અને ચાટયા પછી બકરીનુ દૂધ પીએ તે ઉધરસથી ખૂબ પીડાતો મનુષ્ય ઉધરસના રોગ થી મુક્ત થાય છે (તેને ઉધરસના રોગ મટે છે)

विडङ्गं नागरं रास्ना पिप्पली हिङ्गु सैन्धवम् ।
भार्गी क्षारश्च तच्चूर्णं पिबेद्वा घृतमात्रया ॥१२॥
सकफेऽनिलजे कासे श्वासहिध्माहताग्निषु ।

તેથી વાયુથી થયેલી કફવાળી ઉધરસમા, તેમ જ દમ, હેડકી અન મંદાગ્નિમા વાવડિંગ, સૂંઠ, રાસ્ના, પીપર, હિંગ, સિંધવ, ભારંગ અને જવખાર એ સર્વ નું ચૂર્ણ ઘીની યોગ્ય માત્રા સાથ પીવુ

दुरालभां शृङ्गवेरं शठीं द्राक्षां सितोपलाम् ॥१३॥
लिह्यात्कर्कटशृङ्गीं च कासे तैलेन वातजे ।

વાયુથી થયેલી ઉધરસમા ધમાસો, આદુ, ષટ્કચૂરા, કાળી દ્રાક્ષ, સાકર અને કાકડાશિંગ, એ ઔષધનું ચૂર્ણ કરીને તેને તેલની સાથે ચાટવુ

दुस्पर्शां पिप्पलीं मुस्तां
भार्गीं कर्कटकीं शठीम् ॥१४॥
पुराणगुडतैलाभ्यां चूर्णितान्यवलेहयेत् ।
तद्वत्सकृष्णां शुण्ठीं च सभार्गीं तद्वदेव च ॥१५॥

ધમાસો, પીપર, મોથ, ભારંગ, કાકડાશિંગ, ષટ્કચૂરો, એ સર્વ ઔષધના ચૂર્ણને જૂના ગોળ તથા તેલમાં મેળવીને ચાટવા તથી વાયુની ઉધરસ મટે છે

તે જ પ્રમાણે પીપર અને સૂંઠના ચૂર્ણને એકત્ર કરીને તેને જૂનો ગોળ તથા તેલમા ચાટવું તે જ પ્રમાણે ભારંગ અને સૂંઠના ચૂર્ણને જૂના ગોળ સાથે તેલમા ચાટવુ તેથી પણ વાયુની ખાંસી મટે છે

પીવાની પાચ દવા

पिबेच्च कृष्णां कोष्णेन सलिलेन ससैन्धवाम् ।
मस्तुनाससितां शुण्ठीं दध्ना वा कणरेणुकाम् ॥
पिबेद्बदरमज्ज्ञो वा मदिरादधिमस्तुभिः ।
अथवा पिप्पलीकल्कं घृतभृष्टं ससैन्धवम् ॥१७॥

સિંધવ સહિત પીપરના ચૂર્ણને લગાર લગાર ગરમ પાણી સાથે પીવુ અથવા સૂઠ અને સાકરને દહીંમા છૂટેલા પાણી સાથે પીવી અથવા પીપર અને રેણુકબીજ ન દહીં સાથે પીવા

બોરના ઠળિયાની મીંજને દારૂ, દહીં અથવા દહીંમાથી છૂટેલા પાણી સાથે પીવી. અથવા પીપરના કલ્કને ઘીમા શેકીને તમા સિંધવ નાખીને તે દારૂ દહીં અથવા દહીંમા છૂટેલા પાણીમા પીવુ

ધૂમપાન

कासी सपीनसो धूमं स्नैहिकं विधिना पिबेत् ।
हिध्माश्वासोर्ध्ववातांश्च क्षीरमांसरसाशनः ॥१८॥

ખાંસીવાળા માણસને સાથે સળેખમ પણ હોય એટલે જન ઉધરસ અને સળેખમ બન્ને થયા હોય તેણે સ્નિગ્ધ ધૂમ વિધિ પ્રમાણે પીવો તથા દૂધ, માસ, અને માસરસ ખાવાથી થયેલી ખાસી અને સળેખમવાળાએ હેડકી ન તેમની ચિકિત્સામા કહેલા ધૂમ પીવા

(સ્નિગ્ધ ધૂમ માટે અને ધૂમ પીવાની વિગતો માટે જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૨૧મો)

માંસરસ અને યૂષ

ग्राम्यानूपौदकैः शालियवगोधूमषष्टिकान् ।
रसैर्माषात्मगुप्तानां यूषैर्वा भोजयेद्धितान् ॥१९॥

ગ્રામ્ય પ્રાણીઓ કે અનૂપ દેશના પ્રાણીઓ કે જળચર પ્રાણીઓના માસરસ સાથે અથવા અડદ અને કૌંચના યૂષની સાથે, શાળ, ચોખા, જવ, ઘઉં અને સાઠી ચોખાનુ પથ્ય ભોજન રોગીને કરાવવુ

પેયા

यवानीपिप्पलीबिल्वमध्यनागरचित्रकैः ।
रास्नाजाजीपृथक्पर्णीपलाशशठिपौष्करैः ॥२०॥
सिद्धां स्निग्धाम्ललवणां पेयामनिलजे पिबेत् ।
कटिहृत्पार्श्वकोष्ठार्तिश्वासहिध्माप्रणाशनीम् ॥

અજમોદ, પીપર, બીલાનો ગર્ભ, સૂંઠ, ચિત્રો,

રાસ્ના, છરુ, પૃશ્નિપર્ણી, ખાખરાના બીજ, ષટ્કચૂરો, પુષ્કરમૂળ, એ ૨ પિથેથી સિદ્ધ કરેલી, સ્નિગ્ધ, ખાટી ૨ ને ખારી (ઘીવાળી અને લગાર ખાટી તથા મીઠું નાખેલી) પેયા વાયુથી થયેલી ખાસીવાળાએ પીવી, કેમ કે તે વાયુની ઉધરસ મટાડવાની સાથે કેડ, હૃદય, પાસા અને કોઠામા થનારી પીડાનો, દમનો ૨ ને હેડકીનો નાશ કરે છે

**दशमूलरसे तद्वत् पञ्चकोलगुडान्विताम् ।**
**पिबत्पेयां**

**समतिला क्षैरेयीं वा ससैन्धवाम् ॥२२॥**

તે જ પ્રમાણે દશમૂળના કવાથમા સિદ્ધ કરેલી પચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક ૨ ને સૂંઠ) તથા ગોળયુક્ત પેયા પીવી અથવા દૂધ અને ચોખાની પેયામા ચોખા જેટલા જ તલ નાખીને ૨ ને સિંધવ નાખીને તૈયાર કરેલી પેયા પીવી (હેમાદ્રિ) (એથી વાયુની ઉધરસ મટવાની સાથે કેડ, હૃદય, પાસા અને કોઠામા થયેલી પીડા, દમ અને હેડકી મટે છે)

**मात्स्यकौक्कुटवाराहैर्मांसैर्वा साज्यसैन्धवाम् ।**

અથવા માછલીના અથવા કૂકડાના અથવા ડુક્કરના માસની બનાવેલી પેયા અને ઘી અને સિંધવ નાખીને પીવી

**વાયુથી થયેલી ઉધરસમા શાક, સ્નેહ, ભક્ષ્ય, પીણા**

**वास्तुको वायसीशाकं कासघ्नः सुनिषण्णकः ॥२३॥**
**कण्टकार्याः फलं पत्रं बालं शुष्कं च मूलकम् ।**
**स्नेहास्तैलादयो**

**भक्ष्याः क्षीरेक्षुरसगौडिकाः ॥२४॥**
**दधिमस्त्वारनालाम्लफलाम्बुमदिराः पिबेत् ।**

બથવાની ભાજી, કાકજઘાનું શાક, કાસુંદરો, સુનિષણ્ણકની ભાજી, ભોરીંગણીનું ફળ અને પાદડા, કુમળા તથા સૂકા મૂળા, તેલ વગેરે સ્નેહ, દૂધ, શેરડીનો રસ, ગોળની બનાવટો, દહીં દહીંમા છૂટેલું પાણી, કાંજી, ખાટાં ફળથી સિદ્ધ કરેલું પાણી અને મદ્ય, એ સર્વે વાયુની ઉધરસવાળાને ખાવાપીવા યોગ્ય અન્નપાન જાણવા

## પિત્તથી થયેલી ઉધરસની ચિકિત્સા

(શ્લોક ૨૫થી ૪૦)

### વમન

**पित्तकासे तु सकफे वमनं सर्पिषा हितम् ॥२५॥**
**तथा मदनकाश्मर्यमधुककथितैर्जलैः ।**
**फलयष्ट्याह्वकल्कैर्वा विदारीक्षुरसाप्लुतैः ॥२६॥**

કફવાળી પિત્તની ખાંસીમા ઘી વડે ઊલટીઓ કરાવવી હિતકર છે, તેમ જ મીંઢળ શીવણના ફળ, જેઠીમધ, એ ઔષધના કવાથ વડે ઊલટીઓ કરાવવી હિતકર છે, તેમ જ મીંઢળ અને જેઠીમધનો કલ્ક કરીને વિદારીકદ તથા શેરડીના રસમા તે કલ્ક ડુબાડી રાખીને તે પાઈને ઊલટીઓ કરાવવી હિતકર છે

### વિરેચન

**पित्तकासे तनुकफे त्रिवृता मधुरैर्युताम् ।**
**युञ्ज्याद्विरेकाय युता घनश्लेष्मणि तिक्तकैः ॥२७॥**

પિત્તની ઉધરસમા કફ પાતળો હોય તો ગળી વસ્તુની સાથે નસોતરના જુલાબ આપવો અને કફ જો ઘન (જાડો) કફ હોય તો કડવા ઔષધ સાથે નસોતરનો જુલાબ આપવો

### સસર્ગ

**हृतदोषो हिमं स्वादु स्निग्धं संसर्जनं भजेत् ।**
**घने कफे तु शिशिरं रूक्षं तिक्तोपसंहितम् ॥२८॥**

જુલાબ વગેરેથી દોષની શુદ્ધિ થયા પછી ઠડી, ગળી અને સ્નિગ્ધ (ઘી, તેલ વગરવાળી) પેયા વગેરે પીવું પણ જો કફ જાડો હોય તો પેયા વગેરે ઠડુ, લૂખું અને કડવાં દ્રવ્ય મળવીને પીવુ

### લેહ

**लेहः पैत्ते सिताधात्रीक्षौद्रद्राक्षाहिमोत्पलैः ।**
**सकफे साब्दमरिचः, सघृतः सानिले हितः ॥२९॥**
**मृद्वीकार्धशतं त्रिंशत्पिप्पलीः शर्करापलम् ।**
**लेहयेन्मधुना**

**गोर्वा क्षीरपस्य शकृद्रसम् ॥ ३० ॥**

પિત્તની ખાસી હોય તો સાકર, આમળા, મધ, કાળી દ્રાક્ષ, સુખડ અને કમળ એ ઔષધોનો અવલેહ (ચાટણ) કરવો, પિત્તની ઉધરસમાં સાથે કફ હોય તો મોથ અને મરી ઉમેરીને ઉપરનો અવલેહ કરવો. પિત્તની ખાંસીમા સાથે વાયુ હોય તો એ જ ઔષધનો (સાકરથી કમળ સુધીના ઔષધોનો) ૨ વલેહ ઘીમા કરવો, અથવા પચાસ દાણા કાળી દ્રાક્ષના, ત્રીશ દાણા પીપર, ચાર તોલા સાકર, એટલું ઔષધ મધ સાથે ચાટવું અથવા ગાયના કે દૂધ ધાવનાર વાછરડાના છાણનો રસ મધ સાથ ચાટવો

**त्वगेलाव्योषमृद्वीकापिप्पलीमूलपौष्करैः ।**
**लाजमुस्ताशठीरास्नाधात्रीफलबिभीतकैः ॥३१॥**
**शर्कराक्षौद्रसर्पिर्भिर्लेहो हृद्रोगकासहा ।**

તજ, એલચી, સૂંઠ, પીપર, મરી, કાળી દ્રાક્ષ, પીપરીમૂળ, પુષ્કરમૂળ (ડાંગરની ધાણી) ફૂલેલા

ભમરા, મોથ, ષટ્કચૂરો, રાસ્ના, આમળા, બહેડા, સાકર, મધ અને ઘી એ વસ્તુઓનો અવલેહ (ચાટણ) કરવાથી હૃદયના રોગનો અને ખાસીનો નાશ થાય છે

અન્નપાન

मधुरैर्जाङ्गलरसैर्यवश्यामाककोद्रवाः ॥ ३२ ॥
मुद्गादियूषैः शाकैश्च तिक्तकैर्मात्रया हिताः ।
घनश्लेष्मणि लेहाश्च तिक्तका मधुसंयुताः ॥३३॥
शालयः स्युस्तनुकफे षष्टिकाश्च रसादिभिः ।

જો પિત્તની ખાંસીમા કફ ઘન (જાડો) હોય તો જાંગલ દેશના પ્રાણીઓના ગળ્યા માંસરસ સાથે અથવા મગ, કળથી વગેરેના યૂષ સાથે અથવા કડવાં શાક સાથે જવ, સામો કે કોદરા, એ અનાજ માપસર ખાવા એ હિતકર છે, તથા ઘન હોય તો તેમા મધ સાથે કડવા ઔષધના ચાટણ આપવા તે હિતકર છે પિત્તની ખાસીમા કફ પાતળો હોય તો પાછળ (શ્લોક ૩૨,૩૩ મા) કહેલા રસ વગેરેની સાથે શાળ ચોખા અને સાઠી ચોખા ખાવા હિતકર છે

અનુપાન

शर्कराम्भोऽनुपानार्थं द्राक्षेक्षुस्वरसा पयः ॥३४॥

તથા સાકરનુ પાણી, કાળી દ્રાક્ષનો રસ, શેરડીનો રસ, કે દૂધ એ ખાધા પછી પીવુ

કયાં દ્રવ્યો વડે માંસરસ, દૂધ, પેયા અને યૂષ બનાવવા?

काकोलीबृहतीमेदाद्वयैः सवृषनागरैः ।
पित्तकासे रसक्षीरपेयायूषान् प्रकल्पयेत् ॥३५॥

કાકોલી, રીંગણી, મેદા, મહામેદા, અરડૂસી, સૂઠ, એ ઔષધો સાથે માંસરસ, દૂધ, પેયા, યૂષ વગેરે રાંધીને આપવાથી પિત્તની ખાસી મટે છે

द्राक्षां कणां पञ्चमूलं तृणाख्यं च पचेज्जले ।
तेन क्षीरं शृतं शीतं पिबेत्समधुशर्करम् ॥३६॥
साधितां तेन पेयां वा सुशीतां
मधुनाऽन्विताम् ।

કાળી દ્રાક્ષ, પીપર, તૃણ પંચમૂળ એ ઔષધોને ચોગણા પાણીમા નાખીને ઉકાળવા, અને ચોથે ભાગે રહે ત્યારે તે ક્વાથ ઠંડા પાડીને તેમા પાણીમા ઉકાળેલુ દૂધ ઠંડુ પડે ત્યારે નાખીને તેમા મધ તથા સાકર નાખીને પીવુ અથવા તે જ ક્વાથમા સિદ્ધ કરેલી પેયાને ઠંડી પાડીને તેમા મધ નાખીને પીવી

(પાણીમાં ઉકાળેલું દૂધ - જેટલુ દૂધ હોય તેટલુ જ પાણી એ દૂધમાં નાખીને એને ઉકાળતુ ઉકળતાં જ્યારે નવુ ઉમેરેલુ પાણી બળી જાય પણ દૂધ હતુ એટલુ બાકી રહે ત્યારે એ દૂધને પાણીમા ઉકાળેલુ દૂધ કહે છે)

પીણાં

शठीह्रीवेरबृहतीशर्कराविश्वभेषजम् ॥ ३७ ॥
पिष्ट्वा रसं पिबेत्पूतं वस्त्रेण घृतमूर्च्छितम् ।

ષટ્કચૂરો, વાળો, રીંગણી, સાકર અને સૂંઠ એ ઔષધોને પાણીમા વાટીને તેનો રસ વસ્ત્રથી ગાળી લઈને તેમા ઘી નાખીને પીવુ

સિદ્ધ ઘી અને ચૂર્ણ

मेदां विदारीं काकोलीं स्वयंगुप्ताफलं बलाम् ॥३८
शर्करां जीवकं मुद्गमाषपर्ण्यौ दुरालभाम् ।
कल्कीकृत्य पचेत्सर्पिः क्षीरेणाष्टगुणेन तत् ॥३९॥
पानभोजनलेहेषु प्रयुक्तं पित्तकासजित् ।
लिह्याद्वा चूर्णमेतेषां कषायमथवा पिबेत् ॥४०॥

સાકર, જીવક, મગ, રાની અડદ (માષપર્ણી), ધમાસો, એ ઔષધનો કલ્ક કરીને તેમા આઠગણુ દૂધ નાખીને તે વડે ઘીનો પાક કરવો એ ઘીને પીવાથી, ખાવાથી કે ચાટવાથી પિત્તની ઉધરસ મટે છે અથવા એ જ ઔષધોનું ચાટણ કરીને ચાટવું અથવા એ જ ઔષધનો ક્વાથ કરીને પીવો

## કફથી થયેલી ઉધરસની ચિકિત્સા

(શ્લોક ૪૦॥ થી ૭૨)

સ્નેહન

कफकासी पिबेदादौ सुरकाष्ठात् प्रदीपितात् ।
स्नेहं परिस्रुतं व्योषयवक्षारावचूर्णितम् ॥४१॥

કફની ખાસીવાળા રોગીએ દેવદારના લાકડાને સળગાવીને તેમાથી જે ચીકણો રસ (તેલ) ટપકે તેમાં સૂઠ, પીપર અને મરી તથા જવખાર નાખીને પીવો

વમન, વિરેચન, નસ્ય

स्निग्धं विरेचयेदूर्ध्वमधो मूर्ध्नि च युक्तितः ।
तीक्ष्णैर्विरेकैर्बलिनं

વળી તે એ ઘીને સ્નેહપાન કરાવીને પછી ઉપરના અંગમાં, નીચેના અંગમા અને માથે વિરેચન આપવુ— એ વિરેચન એવી રીતે આપવુ કે જેથી બળની હાનિ ન થાય. રોગી બળવાન હોય તો તેને તીક્ષ્ણ વિરેચન આપવુ

સંસર્ગી

संसर्गी चास्य योजयेत् ॥ ४२ ।

**यवमुद्गकुलत्थान्नैरुष्णरूक्षैः कटूत्कटैः ।**
**कासमर्दकवार्ताकव्याघ्रीक्षारकणान्वितैः ॥ ४३ ॥**
**धान्वबैलरसैः स्नेहैस्तिलसर्षपनिम्बजैः ।**

અને પછી પેયા વગેરે જે આપવુ ઘટે તે આપવુ પેયા વગેરેમા કયા પદાર્થ યોજવા તે આ પ્રમાણે છે જવ, મગ, કળથી, વગેરે અન્નમા ગરમ અને લૂખા તથા ઘણા તીખા પદાર્થ નાખીને તેની પેયા વગેરે આપવા વળી કાસોદરો(કાસામર્દક), વતાક(રીંગણુ), રીંગણી, જવખાર, પીપર એવા તીક્ષ્ણ ઔષધ યોજવા વળી તે રોગીને જાગલ પ્રદેશના અને દરમા રહનાગ પ્રાણીઓના માસરસ અને તેલ, સરસવ અને લીંબોળીઓના તેલ ખાવાને આપવા, અર્થાત્ કફની ખાસીવાળા રોગીને જવ વગેરે અન્ન આપવુ, વતાક વગેર શાક આપવુ, પીપર વગેરે તીખાશ આપવા, દરમા રહેનારા અને જાગલ દેશના પ્રાણીઓના માસરસ આપવા, અને તલ, સરસવ વગેરેનુ તેલ આપવુ

**તરસ માટે પીણા**

**दशमूलाम्बु घर्माम्बु मद्यं मध्वम्बु वा पिबेत् ॥४४॥**
**मूलैः पौष्करशम्याकपटोलैः संस्थितं निशाम् ।**
**पिबेद्वारि सहक्षौद्रं कालेष्वन्नस्य वा त्रिषु ॥४५॥**

કફની ખાસીવાળા પુરુષે દશમૂળનો ક્વાથ પીવો અથવા દશમૂળ પાણીમા ઉકાળીને તેની વરાળથી થયેલુ પાણી પીવુ, અથવા એ જ પ્રમાણે એકલા પાણીની વરાળથી થયેલુ પાણી પીવુ અથવા દારૂ પીવો અથવા મધ અને પાણી પીવું અથવા પુષ્કરમૂળ, ગરમાળો, પટોલ એ ત્રણ ઔષધને રાતે પાણીમા પલાળી રાખીને સવાર તે પાણી ગાળી લઈને તેમા મધ નાખીને તે પાણી પ્રાત કાળમા પીવું અથવા ભોજન કરતા પહેલા ભોજનની વચમા કે ભોજનને અતે પીવું

**લેહ**

**पिप्पली पिप्पलीमूलं शृङ्गवेरं बिभीतकम् ।**
**शिखिकुक्कुटपिच्छानां मषी क्षारो यवोद्भवः ॥४६**
**विशाला पिप्पलीमूलं त्रिवृता च मधुद्रवाः ।**
**कफकासहरा लेहास्त्रयः श्लोकार्धयोजिताः ॥४७**

ઉપરના શ્લોકોમાથી પ્રથમના ત્રણ અર્ધાઅર્ધા શ્લોકમા જે ઔષધ કહેલા છે તે કફની ખાસીને મટાડે છે પહેલું ઔષધ —પીપર, પીપરીમૂળ, આદુ અને બહેડુ એ ચાર ઔષધનો અવલેહ મધમાં આપવો, બીજુ મોર અને કૂકડાના પીંછાની રાખ તથા જવખાર મધમા ચટાડવા ત્રીજુ ઇદ્રવારણી, પીપરીમૂળ અને નસોતર એનો અવલેહ મધ સાથે ચટાડવો

**मधुना मरिचं लिह्यान्मधुनैव च जोङ्गकम् ।**
**पृथग्रसांश्च मधुना व्याघ्रीवार्ताकभृङ्गजान् ॥४८॥**
**कासघ्न्याश्वशकृतः सुरसस्यासितस्य च ।**

કફની ઉધરસવાળાએ મધ સાથે મરી ચાટવા, મધ સાથે અગરુ (અગર) ચાટવુ, મધ સાથે ભોરીંગણી નો રસ અથવા વતાકનો રસ, અથવા ભાંગરાનો રસ, અથવા કાસોદરાનો રસ, અથવા ઘોડાની લાદનો રસ, અથવા કાળી તુલસીનો રસ ચાટવો

**देवदारुशठीरास्नाकर्कटाख्यादुरालभाः ॥४९॥**
**पिप्पली नागरं मुस्तं पथ्या धात्री सितोपला ।**
**लाजाः सितोपला सर्पिः शृङ्गी धात्रीफलोद्भवाः ॥५०॥**
**मधुतैलयुता लेहास्त्रयो वातानुगे कफे ।**

કફની ઉધરસમા વાયુ મળેલો હોય તો દેવદાર, ષટ્કચૂરો, રાસ્ના, કાકડાશીંગ અને ધમાસો એ ઔષધો મધ અને તેલમા ચટાડવા અથવા પીપર, સૂઠ, મોથ, હરડે, આમળા, અને ખડીસાકર, એ ઔષધો મધ અને તેલમા ચટાડવા અથવા ફૂટેલા મમરા, ખડીસાકર, ઘી, કાકડાશીંગ અને આમળા, એ ઔષધો મધ અને તેલમા ચટાડવા

**ગોળીઓ**

**द्वे पले दाडिमादष्टौ गुडाद्व्योषात्पलत्रयम् ॥५१॥**
**रोचनं दीपनं स्वर्यं पीनसश्वासकासजित् ।**

દાડમ આઠ તોલા, ગોળ બત્રીશ તોલા, વ્યોષ (સૂઠ, પીપર અને મરી ત્રણે મળીને) ખાવાથી તે (?) રુચિ ઉત્પન્ન કરે છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, ઘાટા બેસી ગયો હોય તેને ઉઘાડે છે, સળેખમ મટાડે છે અને દમ તથા ઉધરસને મટાડે છે

(દવા બનાવવાનુ પ્રમાણ આપ્યું છે, દર ટકનુ માપ નહિ )

**गुडक्षारोषणकणादाडिमं श्वासकासजित् ॥५२॥**
**क्रमात्पलद्वयार्धाक्षकर्षार्धाक्षपलोन्मितम् ।**

ગોળ, જવખાર, મરી, પીપર, દાડમ એ પાચ ઔષધ અનુક્રમે આઠ તોલા, અડધો તોલો, તોલો, અડધો તોલો અને ચાર તોલા, એ પ્રમાણે લેવા એ સર્વનું ભેગુ ચૂર્ણ આપવાથી શ્વાસ, ઉધરસ, સળેખમ વગેર મટે છે (દવા બનાવવાનુ પ્રમાણ આપ્યુ છે, દર ટકનુ માપ નહિ )

**પાચન ઔષધ**

**पिबेज्ज्वरोक्तं पथ्यादि सशृङ्गीकं च पाचनम् ॥५३**

જ્વરની ચિકિત્સામાં (શ્લોક ૬૨માં) હરડે, ધાણા વગેરેનો જે પાચન ક્વાથ કહેલો છે, તેમા કાકડાસીંગ નાખીને તે પીવુ તેથી પણ દમ, ઉધરસ વગેરે મટશે.

**अथवा दीप्यकत्रिवृद्विशालाघनपौष्करम् ।**
**सकणं क्वथितं मूत्रे कफकासी जलेऽपि वा ॥५४॥**

અથવા અજમોદ, નસોતર, ઇન્દ્રવારણી, મોથ, પુષ્કરમૂળ એ ઔષધોનો ગાયના મૂત્રમા અથવા પાણીમા ક્વાથ કરીને તેમા પીપરનુ ચૂર્ણ નાખીને કફની ઉધરસ વાળાએ પીવો

### પીવાનુ શમન ઔષધ

**तैलभृष्टं च वैदेहीकल्ककार्षं ससितोपलम् ।**
**पाययेत्कफकासघ्नं कुलत्थसलिलाप्लुतम् ॥५५॥**

કળથીનો ક્વાથ કરીને તેમા તલના તલમા શેકેલા એક તોલો પીપરના ચૂર્ણની લુગદી નાખીને સાકર સાથે પીવુ, તેથી કફથી થયેલી ઉધરસ મટે છે

### સિદ્ધ ઘી

**दशमूलाढके प्रस्थं घृतस्याक्षसमैः पचेत् ।**
**पुष्कराह्वशठीबिल्वसुरसाव्योषहिङ्गुभिः ॥५६॥**
**पेयानुपानं तत्सर्ववातश्लेष्मामयापहम् ।**

દશમૂળનો ક્વાથ ૨૫૬ તોલા કરીને તેમા ૬૪ તોલા ઘી નાખવુ પછી પુષ્કરમૂળ, પટ્કચૂરો, બીલા, તુલસી, વ્યોષ (સૂંઠ, પીપર, મરી, ) અને હિંગ, એ છ ઔષધ એક એક તોલો લઈને તેનો કલ્ક તેમા નાખવો અને ઘી શેષ રહે ત્યાં લગી પાક કરવો ને પછી ઘી ગાળી લેવું એ ઘી પેયાના અનુપાન મા આપવાથી વાયુ અને કફની ભેગી ખાંસીના રોગનો નાશ થાય છે

**निर्गुण्डीपत्रनिर्यासससाधितं कासजिद्घृतम् ॥५७॥**

નગોડના પાદડાંનો સ્વરસ કાઢીને તેમા ઘી પકવવું એ ઘી વાતકફની ઉધરસને મટાડે છે

**घृतं रसे विडङ्गानां व्योषगर्भं च साधितम् ॥५७॥**

વાવડિંગના રસમાં ઘી નાખીને તેમાં સૂંઠ, પીપર તથા મરીનો કલ્ક કરીને નાખવો, પછી ઘી પકવવું એ ઘી પીવાથી વાતકફની ઉધરસ મટે છે

**पुनर्नवशिवाटिकासरलकासमर्दामृता**
**पटोलबृहतीफणिज्झकरसैः पयःसंयुतैः ।**
**घृतं त्रिकटुना च सिद्धमुपयुज्य सञ्जायते**
**न कासविषमज्वरक्षयगुदाङ्कुरेभ्यो भयम् ॥**

ધોળી સાટોડી, રાતી સાટોડી, દેવદાર, કસોદ્રો, ગળો, પટોળ, ભોરીંગણી અને ધોળો મરવો એ તમનો રસ કાઢવો તે રસમા રસથી ચોથે હિસ્સે દૂધ નાખવું અને દૂધ જેટલુ જ ઘી નાખવુ તે ઘીમા ઘીથી ચોથે હિસ્સે ત્રિકટુ(સૂંઠ, પીપર, મરી)નો કલ્ક નાખીને પાક કરવો. ફકત ઘી જ બાકી રહે ત્યારે ઘી ગાળી લેવું એ ઘી આપવાથી ખાસી, વિષમજ્વર, ક્ષય અને હરસનો ભય રહેતો નથી (મટે છે)

### કટકારીઘૃત

**समूलफलपत्रायाः कण्टकार्या रसाढके ॥५९॥**
**घृतप्रस्थं बलाव्योषविडङ्गशठिदाडिमैः ।**
**सौवर्चलयवक्षारमूलामलकपौष्करैः ॥६०॥**
**वृश्चीवबृहतीपथ्यायवानीचित्रकर्द्धिभिः ।**
**मृद्वीकाचव्यवर्षाभूदुरालभाम्लवेतसैः ॥६१॥**
**शृङ्गीतामलकीभार्गीरास्नागोक्षुरकैः पचेत् ।**
**कल्कैस्तत्सर्वकासेषु श्वासहिध्मासु चेष्यते ॥६२॥**
**कण्टकारीघृतं चैतत्कफव्याधिविनाशनम् ।**

મૂળ, ફળ અને પાંદડાં સહિત ભોરીંગણી લઈને તના રસ ૨૫૬ તોલા કાઢવો તે રસમાં ૬૪ તોલા ઘી નાખવું પછી તે ઘીમા બળદાણા, વ્યોષ (સૂંઠ, પીપર, મરી), વાવડિંગ, પટ્કચૂરો, દાડમ, સંચળ, જવખાર, પુષ્કરમૂળ, આમળાં, પીપરીમૂળ, સાટોડી ભોરીંગણી, હરડે, અજમોદ, ચિત્રો, ઋદ્ધિ, કાળી દ્રાક્ષ, ચવક, સાટોડી, ધમાસો, અમ્લવેતસ, કાકડાસીંગ, ભોંઆમલી, ભારંગ, રાસ્ના, ગોખરુ, એ ઔષધોનો કલ્ક સોળ તોલા નાખવો પછી ફકત ઘી જ બાકી રહે ત્યાં લગી પાક કરીને ઘી ગાળી લેવુ તે ઘી સર્વ પ્રકારની ઉધરસમાં, દમમા અને હિધ્મા(હેડકીના)રોગોમા આપવાથી તે સર્વ વ્યાધિઓ મટે છે એ ઘીને કટકારીઘૃત કહે છે

### લેહ

**पचेद्व्याघ्रीतुलां क्षुण्णां वहेऽपामाढकस्थिते ॥६३॥**
**क्षिपेत् पूते तु सञ्चूर्ण्य व्योषरास्नामृताग्निकान् ।**
**शृङ्गीभार्गीघनग्रन्थिधन्वयासान् पलार्धकान् ॥**
**सर्पिषः षोडशपलं चत्वारिंशत्पलानि च ।**
**मत्स्यण्डिकायाः शुभ्राया पुनश्च तदधिश्रयेत् ॥**
**दर्वीलेपिनि शीते च पृथग् द्विकुडवं क्षिपेत् ।**
**पिप्पलीनां तवक्षीर्या माक्षिकस्यानवस्य च ॥६४**
**लेहोऽयं गुल्महृद्रोगदुर्नामश्वासकासजित् ।**

ભોરીંગણીને ક્રચરીને તેમાંથી દશ શેર ભાર લેવો અને તેને ૨॥ મણ અને ૨॥ શેર પાણીમાં રાંધવા તથા ૨૫૬ તોલા જેટલું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવુ પછી તેમા વ્યોષ (સૂંઠ, પીપર, મરી), રાસ્ના, ગળો,

ચિત્રો, કાકડાસીંગ, ભારંગ, મોથ, ગઠોડા, ધમાસો એ ઔષધોનું ચૂર્ણ કરીને તેમાંથી દરેકનું બે બે તોલા ચૂર્ણ નાખવું પછી તેમાં ૬૪ તોલા ઘી નાખવું અને ચાર શેર શુદ્ધ કરેલો કાકબ (ઉકાળેલો શેરડીનો રસ) નાખવો પછી ફરીને એ બધુ ચૂલે ચડાવવું અને જ્યારે તે પાક કડછીને ચોંટે એટલો ઘાડો થાય, ત્યારે તે ઠંડુ પડવા દઈને તેમા પીપર, વંશલોચન અને જૂનું મધ એ પ્રત્યેક ઔષધ સોળસોળ તોલા નાખવું આ અવલેહ (ચાટણ) ગોળો, હૃદયના રોગો, હરસ, દમ અને ઉધરસને મટાડે છે

ધૂમપાન

**शमनं च पिबेद्धूमं शोधनं बहले कफे ॥ ६७ ॥**

કફની ઉધરસમાં શમન ધૂમપાન કરવું અને કફ ઘણો હોય તો શોધન ધૂમપાન કરવું

**मनःशिलालमधुकमांसीमुस्तेङ्गुदीत्वचः ।**
**धूमं कासघ्नविधिना पीत्वा क्षीरं पिबेदनु ॥६८॥**
**निष्ठ्यूतान्ते गुडयुतं कोष्णं धूमो निहन्ति सः ।**
**वातश्लेष्मोत्तरान् कासानचिरेण चिरन्तनान् ॥६९**

મનશીલ, હરતાલ, જેઠીમધ, જટામાસી, મોથ અને ઇંગોરાની છાલ એ ઔષધોનું સૂત્રસ્થાનમાં કહ્યા પ્રમાણે ખાસીને મટાડનાર વિધિપૂર્વક ધૂમપાન કરીને પછી થૂકી રહ્યા પછી (કફ નીકળી ગયા પછી) લગાર ગરમ કરેલા દૂધમાં ગોળ નાખીને તે દૂધ અનુપાન તરીકે પાવું એ ધૂમપાન કરવાથી વાયુ અને કફના આધિક્ય(વધારે પ્રકોપ)વાળી જૂની ઉધરસ મટે છે

કફની ઉધરસ સાથે તમકશ્વાસ હોય
તો શું કરવું?

**तमके कफकासे तु स्याच्चेत्पित्तानुबन्धजः ।**
**पित्तकासक्रियां तत्र यथावस्थं प्रयोजयेत् ॥ ७० ॥**

જે કફની ખાંસીમાં પિત્તના જોરથી તમકશ્વાસ થાય તો રોગીની અવસ્થાનો વિચાર રાખીને પિત્તની ઉધરસની ક્રિયા કરવી.

ઉધરસમાં કયા દોષનો અનુબંધ કયા
દોષમાં હોય તો શું કરવું?

**कफानुबन्धे पवने कुर्यात्कफहरां क्रियाम् ।**
**पित्तानुबन्धयोर्वातकफयोः पित्तनाशिनीम् ॥७१॥**
**वातश्लेष्मात्मके शुष्के स्निग्धमार्द्रे विरूक्षणम् ।**
**कासे कर्म सपित्ते तु कफजे तिक्तसंयुतम् ॥७२॥**

વાયુની ઉધરસમાં કફનો અનુબંધ હોય તો કફનો નાશ કરનારી ક્રિયા કરવી અને વાયુ અને કફની ઉધરસમાં પિત્તનો અનુબંધ હોય તો પિત્તકાસને મટાડે એવી ક્રિયા કરવી.

વાયુ અને કફ(ભેગા)ની સૂકી ખાસી હોય તો સ્નિગ્ધ ઉપચાર કરવા અને ખાસી લીલી હોય એટલે કફ નીકળતો હોય (ગળફા પડતા હોય) તો લૂખા ઉપચાર કરવા પિત્ત અને કફ(ભેગા)ની ખાસી હોય તો તેમા કડવા ઔષધ મેળવીને ઉપચાર કરવા

## ઉરઃક્ષત(ક્ષતકાસ)ની ચિકિત્સા

(શ્લોક ૭૩॥ થી ૧૫૦॥)

ઉર ક્ષતના ઔષધ

**उरस्यन्तःक्षते सद्यो लाक्षां क्षौद्रयुतां पिबेत् ।**
**क्षीरेण शालीन् जीर्णेऽद्यात्क्षीरेणैव सशर्करान् ॥७३**

છાતીની અંદર ક્ષત (ચાંદુ) થવાથી જે ઉધરસ થઈ હોય તેમા દૂધમા મધ સાથે લાખ તરત જ પીવી, અને તે ઔષધ પચી ગયા પછી સાકર અને દૂધ સાથે શાલિ ડાંગરનો ભાત ખાવો

પડખામા અને મૂત્રાશયમા પીડા તથા થોડા
પિત્ત અને અગ્નિવાળા ઉર:ક્ષતનો ઉપાય

**पार्श्वे बस्तिसरुक्चाल्पपित्ताग्निस्तां सुरायुताम् ।**

જે ઉર ક્ષતની ઉધરસવાળાને પાસામાં અને મૂત્રાશયમાં દરદ થતું હોય તથા જેનું પિત્ત અને અગ્નિ (જઠરાગ્નિ) કમી હોય, તેણે સુરા નામના દારૂ સાથે લાખ પીવી.

ભાંગેલ ઝાડાવાળા ઉર:ક્ષતનું ઔષધ

**भिन्नविट्कः समुस्तातिविषापाठां सवत्सकाम् ।**

જે રોગીને ઝાડો નરમ (ભાંગેલ) થતો હોય, તેણે મોથ, અતિવિષ, પહાડમૂળ અને કડાછાલ એ ઔષધ સહિત લાખ પીવી

પ્રદીપ્ત જઠરાગ્નિવાળા ઉર:ક્ષતનાં ઔષધ
(શ્લોક ૭૫॥ થી ૧૨૫)

**लाक्षां सर्पिर्मधूच्छिष्टं जीवनीयं गणं सिताम् ।**
**त्वक्क्षीरीं समितं क्षीरे पक्त्वा दीप्तानलः पिबेत् ॥**

લાખ, ઘી, મીણ, જીવનીયગણ, સાકર, વંશલોચન એ સર્વ ઔષધિઓ દૂધમાં રાંધીને પ્રબળ જઠરાગ્નિ વાળા ઉરક્ષતના રોગીએ પીવું

ઉર:ક્ષત (ચાંદું) રુઝવવા માટેનું ઔષધ

**इक्ष्वारिकाबिसग्रन्थिपद्मकेसरचन्दनैः ।**
**शृतं पयो मधुयुतं सन्धानार्थं पिबेत्क्षती ॥ ७६ ॥**

તેમ જ છાતીમાં પડેલા ક્ષતને (ચાંદાને) સાધવા

(રૂઝવવા) માટે કાસડો, અતિવિષ, ગઠોડા, કમળનું કેસર તથા સુખડ એ ઔષધો દૂધમાં નાખીને ઉકાળવાં પછી દૂધ ગાળી લઈને ઠંડુ પાડયા પછી તેમાં મધ નાખીને ઉરક્ષતના રોગીને પાવું તેથી ચાદુ રુઝાય છે

ઉરક્ષતમાં તાવમાં દાહ બળે તેનું ઔષધ

**यवानां चूर्णमामानां क्षीरे सिद्धं घृतान्वितम्।**
**ज्वरदाहे सिताक्षौद्रसक्तून्वा पयसा पिबेत् ॥७७॥**

ઉરક્ષતવાળાને તાવમાં દાહ થતો હોય તો કાચા જવના લોટને દૂધમાં રાંધીને તેમાં ઘી નાખીને પીવો, અથવા જવના સાથુને દૂધમાં નાખીને તેમાં મધ–સાકર મેળવીને તે પીવો

ઉધરસવાળા ઉરક્ષતમાં ઔષધ

**कासवांस्तु पिबेत्सर्पिर्मधुरौषधसाधितम्।**
**गुडोदकं वा क्वथितं सक्षौद्रमरिचं हितम् ॥७८॥**
**चूर्णमामलकानां वा क्षीरे पक्वं घृतान्वितम्।**
**रसायनविधानेन पिप्पलीर्वा प्रयोजयेत् ॥७९॥**

ઉરક્ષતની ઉધરસવાળાએ ગળ્યાં ઔષધથી સિદ્ધ કરવું ઘી પીવું અથવા ગોળનું પાણી ઉકાળીને તેને ઠંડુ પડવા દીધા પછી તેમાં મધ અને મરીનું ચૂર્ણ નાખીને તે પીવું, અથવા આમળાના ચૂર્ણને દૂધમાં રાંધીને તેમાં ઘી નાખીને તે ખાવું અથવા રસાયનવિધિમાં (ઉત્તરસ્થાન અધ્યાય ૩૯ શ્લોક ૯૫ાા થી ૧૦૦ાા સુધીમાં) કહ્યા પ્રમાણે પીપરનો પ્રયોગ કરવો

ઉધરસવાળા તથા પર્વમાં અને હાડકામાં
શૂળવાળા ઉરક્ષતનું ઔષધ

**कासी पर्वास्थिशूली च लिह्यात्सघृतमाक्षिकाः।**
**मधूकमधुकद्राक्षात्वक्क्षीरीपिप्पलीबलाः ॥८०॥**

ઉરક્ષતની ઉધરસવાળાને સાંધાના હાડકામાં કળતર થતું હોય તો મહુડા, જેઠીમધ કાળી દ્રાક્ષ, વંશલોચન, પીપર અને બળદાણા, એ ઔષધોનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવું

પિત્ત લોહી, ઉધરસ વગેરે ઉપદ્રવોવાળા
ઉરક્ષતનું ઔષધ

**त्रिजातमर्धकर्षांशं पिप्पल्यर्धपलं सिता।**
**द्राक्षा मधूकं खर्जूरं पलांशं श्लक्ष्णचूर्णितम् ॥८१॥**
**मधुना गुटिका घ्नन्ति ता वृष्या पित्तशोणितम्।**
**कासश्वासारुचिच्छर्दि-**
**मूर्च्छाहिध्मामदभ्रमान् ॥ ८२ ॥**
**क्षतक्षयस्वरभ्रंशप्लीहशोषाढ्यमारुतान्।**
**रक्तनिष्ठीवहृत्पार्श्वरुक्पिपासाज्वरानपि ॥ ८३ ॥**

ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી) અર્ધો તોલો, પીપર બે તોલા અને સાકર, કાળી દ્રાક્ષ, મહુડા, ખજૂર એ દરેક ચારચાર તોલા, એ ઔષધોનું બારીક ચૂર્ણ કરીને મધ સાથે તેની ગોળીઓ વાળવી એ વીર્ય વધારનારી ગોળીઓથી રક્તપિત્ત, ઉધરસ, દમ, અરુચિ, ઊલટી, મૂર્છા, હેડકી, ઊબકા, ચક્કર, ઉરક્ષત, ક્ષય સ્વરભ્રંશ, પ્લીહા (બરોળ), સોજો, ઊરુસ્તંભ, લોહીના ગળફા પડતા હોય તે, હૃદયમાં અને પડખામાં દરદ થતું હોય તે, તૃષારોગ અને જ્વર એટલા વાનાં મટે છે

ગળફામાં લોહી પડે એવા ઉરક્ષતનું ઔષધ

**वर्षाभूशर्करारक्तशालितण्डुलजं रजः।**
**रक्तष्ठीवी पिबेत्सिद्धं द्राक्षारसपयोघृतैः ॥ ८४ ॥**
**मधूकमधुकक्षीरसिद्धं वा तण्डुलीयकम्।**

જેને લોહીના ગળફા પડતા હોય તેણે સાટોડી, રાતી શાળના ચોખા, અને સાકરનું ચૂર્ણ કાળી દ્રાક્ષનો રસ, દૂધ અને ઘીમાં સિદ્ધ કરીને પીવું અથવા મહુડા, જેઠીમધ અને દૂધ એમાં સિદ્ધ કરેલો તાંદળજો પીવો

ઉરક્ષતમાં ક્યાંથી લોહી પડે તો
ક્યું ઔષધ કરવું ?

**यथास्वं मार्गविसृते रक्ते कुर्याच्च भेषजम् ॥८५॥**

ઉરક્ષતમાં જો લોહી મુખ વગેરે માર્ગથી પડતું હોય તો રક્તપિત્તની ચિકિત્સામાં કહ્યા પ્રમાણે જે રસ્તેથી લોહી પડતું હોય તે રસ્તા માટે કહેલો ઉપાય કરવો

મૂઢવાયુવાળા ઉરક્ષતનું ઔષધ

**मूढवातस्त्वजामेदः सुराभृष्टं ससैन्धवम्।**

ઉરક્ષતરોગમાં જેનો વાયુ આવૃત થઈને (મૂ. ૧૬) રોકાઈ ગયો હોય, તેને બકરીની ચરબીને સુરામાં શેકીને તેમાં લગાર સિંધવ નાખીને ખાવા આપવી.

ફિક્કા, દૂબળા ઉરક્ષતના રોગીનું ઔષધ

**क्षामः क्षीणः क्षतोरस्को**
**मन्दनिद्रोऽग्निदीप्तिमान् ॥ ८६ ॥**
**शृतक्षीरसरेणाद्यात्सघृतक्षौद्रशर्करम्।**

જે ઉરક્ષતવાળો રોગી શરીરે કૃશ અને ક્ષીણ થઈ ગયો હોય, ઊંઘ કમી થઈ ગઈ હોય અને જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, તેણે બકરીની ચરબીમાં ઘી, મધ અને સાકર નાખીને ચરબી દૂધની તર (મલાઈ) સાથ ખાવી.

**शर्करायवगोधूमं जीवकर्षभकौ मधु ॥ ८७ ॥**
**शृतक्षीरानुपानं वा लिह्यात्क्षीणः क्षतः कृशः।**

અથવા જે માણસ ઉરઃક્ષતથી ક્ષીણ અને કૃશ થઈ ગયો હોય તેણે સાકર, જવ, ઘઉં, જીવક, ઋષભક અને મધ એ ઔષધોનો અવલેહ ચાટવો અને પછી ઉકાળેલુ દૂધ પીવુ

**क्रव्यात्पिशितनिर्यूहं घृतभृष्टं पिबेच्च सः ॥ ८८ ॥**
**पिप्पलीक्षौद्रसंयुक्तं मांसशोणितवर्धनम् ।**

જે ઉરઃક્ષતનો દરદી શરીરે કૃશ થઈ ગયો હોય તેણે માંસાહારી પ્રાણીના માંસરસને ઘીમા શેકીને તેમા પીપરનું ચૂર્ણ અને મધ નાખીને પીવુ, તેથી માંસ અને લોહીની વૃદ્ધિ થાય છે

**વીર્ય, બળ અને ઇન્દ્રિયોની શક્તિ ક્ષીણ થઈ હોય એવા ઉરઃક્ષતનું ઔષધ**

**न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षशालप्रियङ्गुभिः ॥ ८९ ॥**
**तालमस्तकजम्बूत्वक्प्रियालैश्च सपद्मकैः ।**
**साश्वकर्णैः शृतात्क्षीरादद्याज्जातेन सर्पिषा ॥९०॥**
**शाल्योदनं क्षतोरस्कः क्षीणशुक्रबलेन्द्रियः ।**

જે ઉરઃક્ષતવાળાના વીર્ય, બળ અને ઇંદ્રિયોની શક્તિ ઘટી ગઈ હોય, તેણે વડ, ઉદુંબર (ઉમેડો), પીપળો, પીપર, રાળ, કાગનુ ઝાડ, જાબુડો, ચારોળીનુ વૃક્ષ, એ સર્વની અંતરછાલ, તાડના મથાળાના પાદડા, પદ્મકાષ્ઠ, રાળ, એ સર્વે ઔષધિઓ દૂધમા નાખીને ઉકાળેલા દૂધને આખરીને બનાવેલા દહીંમાંથી બનાવેલા ઘી સાથે શાલિ જાતની ડાંગરનો ભાત ખાવો

**વાતપિત્ત અને વાયુની પીડાવાળા ઉરઃક્ષતનું ઔષધ**

**वातपित्तार्दितेऽभ्यङ्गो गात्रभेदे घृतैर्मतः ॥ ९१ ॥**
**तैलैश्चानिलरोगघ्नैः पीडिते मातरिश्वना ।**

ઉરઃક્ષતની ઉધરસમા રોગી વાતપિત્તથી પીડાતો હોય અને તેના અંગ ફાટતાં હોય તો શરીરે ઘી ચોળવુ, અને તે જો વાયુથી પીડાતો હોય તો વાયુના રોગનો નાશ કરનારા તેલ શરીરે ચોળવાં

**हृत्पार्श्वार्तिषु पानं स्याज्जीवनीयस्य सर्पिषः ॥९२॥**
**कुर्याद्वा वातरोगघ्नं पित्तरक्ताविरोधि यत् ।**

ઉરઃક્ષતરોગમા જો હૃદય અને પડખામાં પીડા થતી હોય તો જીવનીયઘૃત પીવુ અથવા રક્તપિત્તનું વિરોધી ન હોય અને જે ઔષધ વાયુના રોગનો નાશ કરનારુ હોય તે કરવું

(સૂત્રસ્થાનના અધ્યાય ૧૫ના શ્લોક ૮મા જીવનીયગણમાં જે ઔષધો ગણાવ્યા છે, તેનાથી સિદ્ધ કરેલા ઘીને જીવનીયઘૃત કહેવાય છે )

**ફિક્કા, દૂબળા, પાતળા ઉરઃક્ષતવાળા માટે જુદાં જુદાં સિદ્ધ ઘી અને ઘીના લાડુ**

(શ્લોક ૯૩ થી ૧૧૩)

**यष्ट्याह्वनागबलयोः क्वाथे क्षीरसमे घृतम् ॥९३॥**
**पयस्यापिप्पलीवांसीकल्कैः सिद्धं क्षते हितम् ।**

જેઠીમધ અને નાગબલાના કવાથમા કવાથ જેટલુ દૂધ નાખવુ અને દૂધથી ચતુર્થાંશ ઘી નાખીને તેમા ક્ષીરકાકોલી, પીપર અને વંશલોચનના કલ્ક નાખીને ઘી સિદ્ધ કરવુ, એ ઘી ઉરઃક્ષતની ઉધરસમા હિતકર છે

**(અમૃતપ્રાશ ઘી)**

**जीवनीयो गणः शुण्ठी वरी वीरा पुनर्नवा ॥ ९४ ॥**
**बलाभार्गीस्वगुप्तर्द्धिशठीतामलकीकणाः ।**
**शृङ्गाटकं पयस्या च पञ्चमूलं च यल्लघु ॥ ९५ ॥**
**द्राक्षाक्षोटादि च फलं मधुरस्निग्धबृंहणम् ।**
**तैः पचेत्सर्पिषः प्रस्थं कर्षांशैः श्लक्ष्णकल्कितैः ॥९६**
**क्षीरधात्रीविदारीक्षुच्छागमांसरसान्वितम् ।**
**प्रस्थार्धं मधुनः शीते शर्करार्धतुलारजः ॥ ९७ ॥**
**पलार्धकं च मरिचत्वगेलापत्रकेसरम् ।**
**विनीय चूर्णितं तस्माल्लिह्यान्मात्रां यथाबलम् ॥९८॥**
**अमृतप्राशमित्येतन्नराणाममृतं घृतम् ।**
**सुधामृतरसं प्राश्यं क्षीरमांसरसाशिना ॥ ९९ ॥**
**नष्टशुक्रक्षतक्षीणदुर्बलव्याधिकर्शितान् ।**
**स्त्रीप्रसक्तान् कृशान् वर्णस्वरहीनांश्च बृंहयेत् ॥१००**
**कासहिध्माज्वरश्वासदाहतृष्णास्रपित्तनुत् ।**
**पुत्रदं छर्दिमूर्च्छाहृद्योनिमूत्रामयापहम् ॥ १०१ ॥**

જીવનીય ગણ પાછળ સૂત્રસ્થાનમા અધ્યાય ૧૫ શ્લોક ૮ મા કહેવામા આવ્યો છે તેમા કહેલા તમામ ઔષધો, સૂંઠ, શતાવરી, મહાશતાવરી, સાટોડી, બળદાણા, ભારંગ, કૌંચા, ઋદ્ધિ, પટ્કચૂરો, ભોંઆમલી, પીપર, શિંગોડુ, ક્ષીરકાકોલી, લઘુ પંચમૂળ, કાળી દ્રાક્ષ, અખોડ વગેરે મધુર, સ્નિગ્ધ અને પૌષ્ટિક ફળ, એ સર્વે ઔષધ એકેકોક તોલો લઈને તેમનો સૂક્ષ્મ કલ્ક કરવો અને તે ૧૨૮ તોલા ઘીમા નાખવો. પછી દૂધ, આમળાનો રસ, વિદારીકંદનો રસ, શેરડીનો રસ અને બકરાના માંસનો રસ, એ સર્વ રસમા તે ઘી પકવ કરવું ઘી ઠંડુ થયા પછી તેમા ૬૪ તોલા મધ, ૨૦૦ તોલા સાકરનુ ચૂર્ણ અને મરી, તજ, એલચી, તમાલપત્ર અને કેસર, એ સર્વે બે બે તોલા ચૂર્ણ કરીને નાખવાં. એ સર્વ એકત્ર કરવું અને પછી રોગીએ પોતાની શક્તિ પ્રમાણે તેમાંથી લઈને ચાટવુ એને અમૃતપ્રાશ નામે

ઘૃત કહે છે તે જેમ નાગ લોકોને સુધા અને દેવોને અમૃત છે તેમ મનુષ્યોને અમૃત જેવો ગુણ આપનારું છે દૂધ અને માંસરસાનુ ભોજન કરનારા મનુષ્યોએ આ ઘૃત ખાવું જે પુરુષનુ વીર્ય નાશ પામ્યુ હોય, જે માણસ ઉરક્ષતથી ક્ષીણ થયેલા હોય, જે દુર્બળ હોય અને રોગથી કૃશ થયેલા હોય, જે પુરુષ સ્ત્રીનો અતિશય ઉપભોગ કરતા હોય, જે કૃશ થઈ ગયેલા હોય, અને જે માણસોની કાંતિ કે સ્વર નાશ પામ્યા હોય, તેમને એ (કૃશપણાથી મુકત કરી) પુષ્ટ કરે છે વળી તે ખાસી, હેડકી, જ્વર, દમ, દાહ, તરસનો રોગ અને રકતપિત્તનો નાશ કરે છે, તે પુત્ર આપે છે, અને ઊલટીનો, મૂર્છાનો તથા હૃદય, યોનિ અને મૂત્રના રોગોનો નાશ કરે છે

**श्वदंष्ट्रोशीरमञ्जिष्ठाबलाकाश्मर्यकत्तृणम् ।**
**दर्भमूलं पृथक्पर्णी पलाशर्षभकौ स्थिराम् ॥१०२**
**पालिकानि पचेत्तेषां रसे क्षीरचतुर्गुणे ।**
**कल्कैः स्वगुप्ताजीवन्तीमेदर्षभकजीवकैः ॥ १०३ ॥**
**शतावर्यद्धिमृद्वीकाशर्कराश्रावणीबिसैः ।**
**प्रस्थः सिद्धो घृताद्वातपित्तहृद्रोगशूलनुत् ॥१०४॥**
**मूत्रकृच्छ्रप्रमेहार्शःकासशोषक्षयापहः ।**
**धनुःस्त्रीमद्यभाराध्वखिन्नानां बलमांसदः ॥१०५॥**

ગોખરુ, વાળો, મજીઠ, બળદાણા, કાશ્મરી (શીવણ, સવની), રોહિસ, દર્ભનુ મૂળ, પૃશ્નિનીપર્ણી, ખાખરો, ઋષભક, શાલિપર્ણી, આ સર્વનો રસ ચારચાર તોલા લઈને તેમા તે સર્વથી ચોથા ભાગનુ દૂધ નાખવુ પછી તેમા કૌચા, જીવંતી, મેદા, ઋષભક, જીવક, શતાવરી, ઋદ્ધિ, કાળી દ્રાક્ષ, સાકર, ગોરખમુંડી અને કમળ એ સર્વનો કલ્ક કરીને નાખવો તથા તેમા ૬૪ તોલા ઘી પકવ કરવું એ ઘી વાયુ, પિત્ત, હૃદયના રોગ અને શૂળનો નાશ કરે છે, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, હરસ, ખાસી, શોષ અને ક્ષયને દૂર કરે છે, તથા ધનુષ્ય ખેંચવાથી, સ્ત્રી સેવવાથી, દારૂ પીવાથી, ભાર ઊંચકવાથી અને ચાલવાથી થાકી ગયેલાઓને બળ અને માંસ આપે છે

**मधुकाष्टपलद्राक्षाप्रस्थक्वाथे पचेद्घृतम् ।**
**पिप्पल्यष्टपले कल्के प्रस्थं सिद्धे च शीतले ॥१०६॥**
**पृथगष्टपलं क्षौद्रशर्कराभ्यां विमिश्रयेत् ।**
**समसक्तु क्षतक्षीणरक्तगुल्मेषु तद्धितम् ॥ १०७ ॥**

જેઠીમધ બત્રીસ તોલા અને કાળી દ્રાક્ષ ૬૪ તોલા લઈને તે બન્નેનો કવાથ કરવો તેમાં ૬૪ તોલા ઘી નાખીને બત્રીસ તોલા પીપરનો કલ્ક નાખવો પછી ઘી પકવ (સિદ્ધ) કરીને ગાળી લેવું તથા ઠંડુ પડયા પછી તેમા બત્રીસ તોલા મધ અને બત્રીસ તોલા સાકર નાખવી. એ ઘીમાં ઘી જેટલા વજનનો સાથુ નાખીને ખાવાથી ઉરક્ષતથી ક્ષીણ થયેલા માણસને અને રકત ગુલ્મના રોગવાળી સ્ત્રીને ફાયદો થાય છે

**धात्रीफलविदारीक्षुजीवनीयरसाद्घृतात् ।**
**गव्याजयोश्च पयसोः प्रस्थं प्रस्थं विपाचयेत् ॥१०८**
**सिद्धशीते सिताक्षौद्रं द्विप्रस्थं विनयेत्ततः ।**
**यक्ष्मापस्मारपित्तासृक्कासमेहक्षयापहम् ॥ १०९ ॥**
**वयःस्थापनमायुष्यं मांसशुक्रबलप्रदम् ।**

આમળા, વિદારીકંદ, શેરડી, જીવનીયગણના ઔષધો, એ સર્વનો રસ કરીને તે ૬૪ તોલા લેવો ઘી ૬૪ તોલા લેવું ગાયનુ દૂધ ૬૪ તોલા લેવુ બકરીનું દૂધ ૬૪ તોલા લેવુ પછી રીત પ્રમાણે (ક ૨૮ ૬) ઘી પકવ કરીને તેને ગાળી લઈ ઠંડુ પડવા દઈ ૬૪ તોલા સાકર અને ૬૪ તોલા મધ તેમા નાખવુ પછી તે ઘી ખાવુ, તેથી યક્ષ્મા (રોગ), વાઈ, રકતપિત્ત, ખાંસી, પ્રમેહ અને ક્ષય, એ રોગ દૂર થાય છે વળી તે ઘી ઉમ્મરને સ્થિર કરે છે, આયુષ્ય આપે છે તથા માંસ, વીર્ય અને બળ આપે છે

**કયો દોષ વધારે હોય તો ઘી ચાટવું કે પીવું?**

**घृतं तु पित्तेऽभ्यधिके लिह्याद्वातेऽधिके पिबेत् ।**
**लीढं निर्वापयेत्पित्तमल्पत्वाद्धन्ति नानलम् ।**
**आक्रामत्यनिलं पीतमूष्माणं निरुणद्धि च ॥१११॥**

પિત્તની અધિકતા હોય તો ઘી ચાટવુ અને વાયુની અધિકતા હોય તો ઘી પીવું ઘી ચાટવાથી તે પિત્તને શમાવે છે, અને તે થોડુ હોવાથી જઠરાગ્નિનો નાશ કરતું નથી. પીધેલુ ઘી વાયુને જીતે છે અને જઠરાગ્નિને કંઈક શમાવે છે (લગાર મંદ કરે છે)

નોધ : (આ શ્લોકો ચરકસંહિતાના ચિકિત્સાસ્થાન અધ્યાય ૧૧ શ્લોકો ૫૨, ૫૩નો ઉતારો છે એ શ્લોકો પર ટીકા લખતા આયુર્વેદદીપિકા ટીકામા ટીકાકાર ચક્રપાણિદત્ત લખે છે કે ઉપર કહેલા ધાત્રીફલાદિ ઘૃતમા સાકર વગેરે નાખવાથી એ ચાટવા જેવું થાય છે એવુ સાકર વગેરેવાળું ધાત્રીફલાદિ ઘૃત પિત્ત વધારે હોય તો ચાટવુ જો વાયુ વધારે હોય તો ધાત્રીફલાદિ ઘૃતમાં સાકર વગેરે (એટલે સાકર અને મધ) નાખવું નહિ એટલે એ ઘી પીવા જેવું બનશે આવું સાકર વગેરે વિનાનું ધાત્રીફલાદિ ઘૃત વાયુ વધારે હોય તો પીવું)

**क्षामक्षीणकृशाङ्गानामेतान्येव घृतानि तु ।**
**त्वक्क्षीरीशर्करालाजचूर्णैः स्त्यानानि योजयेत् ॥**

મા

सर्पिर्गुडान् समध्यंशान् कृत्वा दद्यात्पयोऽनु च।
रेतो वीर्यं बलं पुष्टिं तैराशुतरमाप्नुयात् ॥११३॥

પૂર્વે જે ઘી કહ્યા છે તે જ ઘી શરીરે જે ફિક્કા હોય તેમને, નબળા હોય તેમને અને દૂબળા (પાતળા) હોય તેમને વંશલોચન, પીપર અને ડાંગરની ધાણીના ચૂર્ણ સાથે પાવા. તથા તે ઘી નાખીને સાકર અને મધના લાડુ કરવા. સાકર બસો તોલા લેવી, મધ ૬૪ તોલા લેવું. એ લાડુ ખવડાવ્યા પછી દૂધ પાવું. તેથી કરીને વીર્ય, બળ અને પુષ્ટિ ઉતાવળે પ્રાપ્ત થાય છે.

કૂષ્માણ્ડકરસાયન

वीतत्वगस्थिकूष्माण्डतुलां स्विन्नां पुनः पचेत्।
घट्टयन् सर्पिषः प्रस्थे क्षौद्रवर्णेऽत्र च क्षिपेत् ॥११४॥
खण्डाच्छतं कणाशुण्ठ्योर्द्विपलं जीरकादपि।
त्रिजातधान्यमरिचं पृथगर्धपलांशकम् ॥११५॥
अवतारितशीते च दत्त्वा क्षौद्रं घृतार्धकम्।
खजेनामथ्य च स्थाप्य तन्निहन्त्युपयोजितम् ॥
कासहिध्माज्वरश्वासरक्तपित्तक्षतक्षयान्।
उरःसन्धानजननं मेधास्मृतिबलप्रदम् ॥११७॥
अश्विभ्यां विहितं हृद्यं कूष्माण्डकरसायनम्।

એક કોળું લાવીને તેમાંથી બિયાં તથા છોડાં (છાલ) કાઢી નાખવાં. પછી તેના કકડા કરીને તેમાંથી ૪૦૦ તોલા જેટલું વજન લઈને તેને પાણીમાં બાફી કાઢવા. પછી ૧૨૮ તોલા ઘી લઈને તેને તેમાં શેકવા અને નવેથાથી ફેરવતા જવું. જ્યારે તે મધના રંગ જેવા રંગના થાય, ત્યારે તેમાં ૪૦૦ તોલા ખાંડ નાખવી, પીપર ૨॥ઠ તોલા નાખવી, સૂંઠ ૨॥ઠ તોલા નાખવી, જીરું ૨॥ઠ તોલા નાખવું, ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી ભેગાં) બે તોલા નાખવાં, ધાણા બે તોલા નાખવા, મરી બે તોલા નાખવાં. પછી તેને ચૂલા પરથી નીચે ઉતારીને ઠંડું પડવા દઈ તેમાં ૬૪ તોલા મધ નાખવું અને કડછી વતી હલાવીને માટીના ચીકા વાસણમાં કે કાચની બરણીમાં મૂકી રાખવું. એ પાક ખાવાથી ખાંસી, હેડકી, તાવ, દમ, રક્તપિત્ત, ઉરઃક્ષત, ક્ષય, એ રોગોનો નાશ થાય છે, છાતીમાં ચાંદું પડ્યું હોય તેને રૂઝ લાવે છે, વળી તે બુદ્ધિ, સ્મૃતિ અને બળ આપે છે. આ હૃદયને હિતકર રસાયન અશ્વિની કુમારોએ કહેલું છે.

નાગબલારસાયન

पिबेन्नागबलामूलस्यार्धकर्षाभिवर्धितम् ॥११८॥
पलं क्षीरयुतं मासं क्षीरवृत्तिरनन्नभुक्।
एष प्रयोगः पुण्यायुर्बलवर्णकरः परम् ॥११९॥
मण्डूकपर्ण्याः कल्पोऽयं यष्ट्या विश्वौषधस्य च।

ચાર તોલા નાગબલાના મૂળને દૂધ સાથે પીવું તથા રોજરોજ અરધોઅરધો તોલો તે ચૂર્ણ વધારતા રહેવું. એ પ્રમાણે એક મહિના સુધી પ્રયોગ કરવો. એ પ્રયોગ કરનારા મનુષ્યે દૂધ ઉપર પોતાનો નિર્વાહ કરવો, અન્ન ખાવું નહિ. આ પ્રયોગ પુષ્ટિ, આયુષ્ય, બળ અને કાંતિ આપવામાં શ્રેષ્ઠ છે. એ જ પ્રયોગ (નાગબલાને ઠેકાણે) મજીઠ, જેઠીમધ, અથવા સૂંઠનો પણ કરવાથી એ જ ગુણ આપે છે.

નાગબલાઘૃત

पादशेषे जलद्रोणे पचेन्नागबलातुलाम् ॥१२०॥
तेन क्वाथेन तुल्यांशं घृतं क्षीरं च साधयेत्।
पलार्धिकैश्चातिबलाबलायष्टीपुनर्नवैः ॥१२१॥
प्रपौण्डरीककाश्मर्यप्रियालकपिकच्छुभिः।
अश्वगन्धासिताभीरुमेदायुग्मत्रिकण्टकैः ॥१२२॥
काकोलीक्षीरकाकोलीक्षीरशुक्लाद्विजीरकैः।
मृणालबिसखर्जूरशृङ्गाटककसेरुकैः ॥१२३॥
एतन्नागबलासर्पिः पित्तरक्तक्षतक्षयान्।
जयेत्तृड्भ्रमदाहांश्च बलपुष्टिकरं परम् ॥१२४॥
वर्ण्यमायुष्यमोजस्यं वलीपलितनाशनम्।
उपयुज्य च षण्मासान् वृद्धोऽपि तरुणायते ॥१२५॥

ચાર સાડીપચીસ શેર પાણીમાં દશ શેર નાગબલાનો ક્વાથ કરવો. તે ક્વાથ ઊકળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેમાં ક્વાથ જેટલું ઘી તથા તેટલું જ દૂધ નાખીને તેનો પાક કરવો. ઘી પક્વ કરતાં પહેલાં તેમાં અતિબલા, બલા, જેઠીમધ, સાટોડી, સ્થળકમળ, કાશ્મરી, ચારોળી, કૌવચ, આસંધ, સાકર, શતાવરી, મેદા, મહામેદા, ગોખરુ, કાકોલી, ક્ષીરકાકોલી, શ્વેત વિદારીકંદ (ભોંયકોળું), જીરું, શાહજીરું, એ ઔષધો બે–બે તોલા લઈને તેનો કલ્ક તેમાં નાખવો. એ રીતે સિદ્ધ થયેલા ઘીને નાગબલાઘૃત કહે છે. તે ઘી ખાવાથી રક્તપિત્ત, ઉરઃક્ષત, ક્ષય, તરસ, ચક્કર, દાહ એ રોગ મટે છે. તે બળ આપવામાં અને પુષ્ટિ કરવામાં શ્રેષ્ઠ છે. તે કાંતિ આપે છે, આયુષ્યને વધારે છે અને ઓજસની વૃદ્ધિ કરે છે. વળી તે શરીરે પડેલી કરચલીઓ અને પળિયાંનો નાશ કરે છે. એ ઘીનું છ માસ સુધી સેવન કરવાથી વૃદ્ધ માણસ પણ જુવાન થાય છે.

મંદ અગ્નિવાળા ઉરઃક્ષતનાં ઔષધ

**दीप्तेऽग्नौ विधिरेष स्यात्**

**मन्दे दीपनपाचनः।**

**यक्ष्मोक्तः क्षतिनां शस्तो, ग्राही शकृति तु द्रवे**

ઉપર જે ઔષધ કહ્યાં છે તે પ્રદીપ્ત જઠરાગ્નિવાળાને આપવા જેવાં છે. જો અગ્નિ મંદ હોય તો ઉરઃક્ષતવાળાને રાજયક્ષ્મા (ક્ષય)ની ચિકિત્સામાં જે દીપન પાચન ઔષધ કહેવામાં આવશે તે કરવા. જો ઝાડો પાતળો આવતો હોય તો ઝાડો બંધાય એવા ઉપાય કરવા.

અગસ્ત્યરસાયન (અગસ્ત્યહરીતકી)

**दशमूलं स्वयंगुप्तां शङ्खपुष्पीं शटीं बलाम्।**
**हस्तिपिप्पल्यपामार्गपिप्पलीमूलचित्रकान्॥१२७**
**भार्गीं पुष्करमूलं च द्विपलांशं यवाढकम्।**
**हरीतकीशतं चैकं जलपञ्चाढके पचेत्॥१२८॥**
**यवस्वेदे कषायं तं पूतं तच्चाभयाशतम्।**
**पचेद्गुडतुलां दत्त्वा कुडवं च पृथग्घृतात्॥१२९**
**तैलात्सपिप्पलीचूर्णात्सिद्धशीते च माक्षिकात्।**
**लेहं द्वे चाभये नित्यमतः खादेद्रसायनात्॥१३०**
**तद्वलीपलितं हन्याद्वर्णायुर्बलवर्धनम्।**
**पञ्चकासान् क्षयं श्वासं सहिध्मं विषमज्वरम्॥**
**मेहगुल्मग्रहण्यर्शोहृद्रोगारुचिपीनसान्।**
**अगस्त्यविहितं धन्यमिदं श्रेष्ठं रसायनम्॥१३२॥**

દશમૂળ, કૌંચા, શંખપુષ્પી, પટકચૂરા, બળદાણા, ગજપીપર, અપામાર્ગ (અઘેડો), પીપરીમૂળ, ચિત્રો, ભારંગમૂળ, પુષ્કરમૂળ, એ સર્વ ઔષધિઓ આઠ આઠ તોલા લેવી. ૨૫૬ તોલા જવ લેવા. એક સો (સેંકડો) હરડે લેવી. એ સર્વને ૧૨૮૦ તોલા અથવા જવ ક્રમ પાંચગણા પાણીમાં નાખીને ઉકાળવા. જ્યારે જવ બફાઈ જાય ત્યારે તે ક્વાથને ગાળી લેવો અને પેલી સો હરડે પણ કાઢી લેવી. પછી પેલા ક્વાથમાં ૪૦૦ તોલા ગોળ અને પેલી સો હરડે નાખીને તેમાં ઘી, તેલ તથા પીપરનું ચૂર્ણ સોળસોળ તોલા નાખવું અને ફરી ફક્ત ગોળ બાકી રહેતા લગી પાક કરવો. જ્યારે તે પાક તૈયાર થાય ત્યારે ઠંડો પડ્યા પછી સોળ તોલા મધ તેમાં નાખવું. આ રસાયનરૂપ અવલેહમાંથી દરરોજ બે પલ એટલે આઠ તોલા જેટલો અવલેહ ચાટવો અને પેલી બે હરડે ખાવી. તેથી શરીરે પડેલી કરચલીઓ અને પળિયાનો નાશ થાય છે, કાંતિ, આયુષ્ય અને બળ વધે છે. પાંચ પ્રકારની ખાંસી, ક્ષય, દમ, હેડકી, વિષમ જ્વર, પ્રમેહ, ગોળો, સંગ્રહણી, હરસ, હૃદયના રોગ, અરુચિ, સળેખમ, એ સર્વે રોગ મટે છે. આ અગસ્ત્ય ઋષિએ કહેલું રસાયન અતિ ઉત્તમ છે.

વસિષ્ઠરસાયન (વસિષ્ઠહરીતકી)

**दशमूलं बलां मूर्वां हरिद्रे पिप्पलीद्वयम्।**
**पाठाश्वगन्धापामार्गस्वगुप्तातिविषामृताः॥१३३॥**
**बालबिल्वं त्रिवृद्दन्तीमूलं पत्रं च चित्रकात्।**
**पयस्यां कुटजं हिंस्रां पुष्पं सारं च बीजकात्॥**
**कोटस्थावरभल्लातविकङ्कतशतावरीः।**
**पूतीकरञ्जशम्याकचन्द्रलेखासहाचरम्॥१३५॥**
**सौभाञ्जनकनिम्बत्वगिक्षुरं च पलांशकम्।**
**पथ्यासहस्रं सशतं यवानां चाढकद्वयम्॥१३६॥**
**पचेदष्टगुणे तोये यवस्वेदेऽवतारयेत्।**
**पूते क्षिपेत्सपथ्ये च तत्र जीर्णगुडात्तुलाम्॥१३७**
**तैलाज्यधात्रीरसतः प्रस्थं प्रस्थं ततः पुनः।**
**अधिश्रयेन्मृदावग्नौ दर्वीलेपेऽवतार्य च॥१३८॥**
**शीते प्रस्थद्वयं क्षौद्रात्पिप्पलीकुडवं क्षिपेत्।**
**चूर्णीकृतं त्रिजाताच्च त्रिपलं निखनेत्ततः॥१३९॥**
**धान्ये पुराणकुम्भस्थं मासं खादेच्च पूर्ववत्।**
**रसायनं वसिष्ठोक्तमेतत्पूर्वगुणाधिकम्॥१४०॥**
**स्वस्थानां निष्परीहारं सर्वर्तुषु च शस्यते॥**

દશમૂળ, બળદાણા, મૂર્વા (મોરવેલ), હળદર, દારૂહળદર, પીપર, ગજપીપર, કાળીપાટ, આસંધ, અઘેડો, કૌંચા, અતિવિષ, ગળો, નાના બીલા, નસોતર, દંતીમૂળ, ચિત્રાના પાંદડા, ક્ષીરકાકોલી, ઇન્દ્રજવ, જટામાંસી, બિજોરાના ફૂલ અને ગર્ભ, ગોરખમુંડી, ભિલામો, વીકળો, શતાવરી, પૂતિકરંજ, ગરમાળો, બાવચી, કાનખજૂરો(?), સરગવો, લીંબડાની અંતરછાલ, ગોખરુ, એ સર્વ ઔષધ ચારચાર તોલા લેવા. મોટી હરડે ૧૧૦૦ લેવી. જવ ૫૧૨ તોલા લેવા. એ સર્વનો આઠગણા પાણીમાં ક્વાથ કરવો અને જ્યારે જવ બફાય, ત્યારે નીચે ઉતારીને ક્વાથ ગાળી લેવો. પછી તેમાં પેલી ૧૧૦૦ હરડે નાખીને જૂનો ગોળ ૪૦૦ તોલા નાખવો અને તેલ, ઘી અને આમળાનો રસ ચોસઠ–ચોસઠ તોલા નાખવો ને પછી ફરીને પાછું તે સર્વને ચૂલે ચઢાવવું અને ધીમા તાપથી તેનો પાક કરવો. જ્યારે તે પાક કડછીને ચોંટે એટલો ઘાડો થાય, ત્યારે તેને નીચે ઉતારવો અને ઠંડો પડે ત્યારે ૧૨૮ તોલા મધ નાખવું, સોળ તોલા પીપરનું ચૂર્ણ નાખવું અને તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણના ભેગા ચૂર્ણમાંથી બાર તોલા નાખવું અને પછી તે સર્વને એકત્ર કરીને ધાન્યના ઢગ

વાસણમા (માટીના રીઠા ગાડવામા) ભરીને અનાજની કોઠીમા એક મહિનો દાટી રાખવુ મહિનો પૂરો થાય પછી પાછળ અગસ્ત્યરસાયનમા કહ્યા પ્રમાણે ખાવુ તેથી તેમા કહેલા રોગો મટી જશે અને તે કરતા વધારે ગુણ આપશે વસિષ્ઠ મુનિએ કહેલુ આ રસાયણ સર્વ ઋતુઓમા વખાણવા યોગ્ય છે, ખાવાથી સારા ગુણ આપે છે એ રસાયન રોગ વિનાના (સાજા) માણસ માટે ખાસ જરૂરનુ (ન છોડવા જેવુ) છે તે સર્વ ઋતુમા વાપરવા યોગ્ય છે

## ષાડવચૂર્ણ

**पालिकं सैन्धवं शुण्ठी द्वे च सौवर्चलात्पले ॥**
**कुडवार्धानि वृक्षाम्लं दाडिमं पत्रमार्जकात् ।**
**एकैकां मरिचाजाज्योर्धान्यकाद् द्वे चतुर्थिके ॥**
**शर्करायाः पलान्यत्र दश द्वे च प्रदापयेत् ।**
**कृत्वा चूर्णमतो मात्रामन्नपानेषु दापयेत् ॥१४३**
**रुच्यं तद्दीपनं बल्यं पार्श्वार्तिश्वासकासजित् ।**

સિંધવ અને સૂઠ એક્એક પલ લેવા સચળ બે પલ લેવુ આમચૂર, દાડમ અને તુલસીના પાદડા એ ત્રણ ચાર ચાર પલ લેવાં મરી અને જીરુ એકેક પલ લેવા ધાણા બે પલ લેવા સાકર બાર પલ લેવી (પલ એટલે ચાર તોલા જાણવુ) એ સર્વનુ ચૂર્ણ કરીને તે માપસર ખાવાપીવામા આપવુ એ ચૂર્ણ રુચિ ઉત્પન્ન કરનારુ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારુ બળ આપનારુ પાસામાંની પીડા હરનાર અને દમ તથા ખાસીને મટાડનારુ છે

## બીજુ ષાડવચૂર્ણ

**एकां षोडशिकां धान्याद्**
**द्वे द्वे चाजाजिदीप्यकात् ॥१४४॥**
**ताभ्यां दाडिमवृक्षाम्ले**
**द्विर्द्विः सौवर्चलात्पलम् ।**
**शुण्ठ्याः कर्षं कपित्थस्य मध्यात्पञ्च पलानि च ॥**
**तच्चूर्णं षोडशपलैः शर्करायाः विमिश्रयेत्**
**षाडवोऽयं प्रदेयः स्यादन्नपानेषु पूर्ववत् ॥१४६॥**

ધાણા ચાર તોલા, જીરુ આઠ તોલા, અજમો આઠ તોલા, દાડમના બીજ આઠ તોલા, આમચૂર આઠ તોલા, સચળ ચાર તોલા, સૂંઠ એક તોલો, કોઠાનો ગર્ભ વીસ તોલા, એ સઘળાના ચૂર્ણમા ૬૪ તોલા સાકર નાખીને તેને ભેગુ કરવુ આ ષાડવ ચૂર્ણ ઉપર (શ્લોક ૧૪૧થી ૧૪૩ા મા) કહેલા ષાડવ ચૂર્ણની જેમ જ ખાવાપીવામા આપવું

## ઉરઃક્ષતમા કરવાનો વિધિ

**विधिश्च यक्ष्मविहितो यथावस्थं क्षते हितः ।**

ઉરઃક્ષતમા પણ ક્ષયરોગમા જે વિધિ કહેલો છે (કહેવાશે) તે રોગીની અવસ્થા ઉપર વિચાર કરીને કરવા, કેમ કે તે પણ રોગીને ફાયદો કરનારો છે

## ઉરઃક્ષતમા કોણે કયા ધૂમપાન કરવા?

**निवृत्ते क्षतदोषे तु कफे वृद्धे उरः शिरः ॥१४७**
**दाल्यते कासिनो यस्य**
**स ना धूमान् पिबेदिमान् ।**

ઉરઃક્ષતમા છાતીમા પડેલી ચાંદી રુઝાયા પછી કફના વધારાથી જેને ઉધરસ આવતી હોય એવા દરદીનુ છાતી અને માથુ ફાટતુ હોય તેણે આગળ કહેવામા આવશે તે રીતે ધૂમપાન કરવુ

**द्विमेदाद्विबलायष्टीकल्कैः क्षौमे सुभाविते ॥१४८**
**वर्तिं कृत्वा पिबेद्धूमं जीवनीयघृतानुपः ।**

મેદા, મહામેદા, બલા, અતિબલા, જેઠીમધ એ ઓષધોના કલ્ક વડે રેશમી વસ્ત્રને સારી રીતે પટ દેવા પછી તેની ગોળ દિવેટ જેવી વાટ કરીને તેનો એક છેડો સળગાવીને વિધિપૂર્વક ધૂમપાન કરવુ અને પછી જીવનીયઘૃત (પાછળ કહેલુ છે તે) પીવુ

**मनःशिलापलाशाजगन्धात्वक्षीरिनागरैः ॥**
**तद्वदेवानुपानं तु शर्करेक्षुगुडोदकम् ।**

મનશીલ, ખાખરો, રાની તુળસી, વંશલોચન, સૂઠ, એ ઓષધોનો કલ્ક કરીને તે વડે ક્ષામ (રેશમી) વસ્ત્રને સારી રીતે પટ દેવા પછી તેની ગોળ દિવેટ જેવી વાટ કરીને તેનો એક છેડો સળગાવીને વિધિપૂર્વક ધૂમપાન કરવુ અને પછી સાકરનુ પાણી, શેરડીનો રસ કે ગોળનુ પાણી અનુપાન તરીકે પીવુ

**पिष्ट्वा मनःशिलां तुल्यामार्द्रया वटशुङ्गया ॥१५०**
**ससर्पिष्कं पिबेद्धूमं तित्तिरिप्रतिभोजनम् ।**

લીલી વડવાઈના અંકુરની સાથે મનશીલને વાટીને પાછળ કહ્યુ તેમ વર્તિ (વાટ) કરીને ધૂમપાન કરવુ તથા પછી ઘી પીવુ અને તેતર પક્ષીનુ માસ ખાવુ

# ક્ષયરોગની ઉધરસ

(શ્લોક ૧૫૧થી ૧૮૦)

## પહેલુ શુ કરવુ?

**क्षयजे बृंहणं पूर्वं कुर्यादग्नेश्च वर्धनम् ॥१५१॥**

ક્ષયથી ઉત્પન્ન થયેલી ખાસીમાં પ્રથમ બૃંહણ (પૌષ્ટિક) ઉપાય કરવા અને જઠરાગ્નિની વૃદ્ધિ કરવી.

કોને કેવું વિરેચન આપવું?

**बहुदोषाय सस्नेहं मृदु दद्याद्विरेचनम्।**

જો દોષ વધારે હોય તો સ્નેહ (ઘી વગેરે) સાથે મૃદુ વિરેચન (હલકો જુલાબ) આપવો

ત્રણ વિરેચન ઘી

**शम्याकेन त्रिवृतया मृद्वीकारसयुक्तया ॥१५२॥**
**तिल्वकस्य कषायेण विदारीस्वरसेन च।**
**सर्पिः सिद्धं पिबेद्युक्त्या क्षीणदेहो विशोधनम्**

ગરમાળાનો ગોળ અથવા કાળી દ્રાક્ષના રસમાં ભેળવેલું નસોતર અથવા રાતા લોધર(તિલ્વક)નો ક્વાથ, અથવા વિદારીકંદ(ભોંયકોળું)નો સ્વરસ એ ચારમાંથી ગમે તે ઔષધ વડે સિદ્ધ કરેલું ઘી ક્ષયથી નબળા પડેલા રોગીએ દેશ, કાળ વગેરેના બળનો વિચાર કરીને પીવું, તેથી ક્ષયથી ક્ષીણ થયેલા દેહવાળા રોગીના મળની શુદ્ધિ થશે.

શમન ઘી

**पित्ते कफे धातुषु च क्षीणेषु क्षयकासवान्।**
**घृतं कर्कटकीक्षीरद्विबलासाधितं पिबेत् ॥१५४॥**

જે માણસને ક્ષયકાસ (ક્ષયની ખાંસી) થઈ હોય તેના પિત્ત અને કફ તથા ધાતુઓ ઓછા થઈ ગયા હોય તેણે કાકડાશિંગ, દૂધ, બલા અને અતિબલાથી સિદ્ધ કરેલું ઘી પીવું

**विदारीभिः कदम्बैर्वा तालसस्यैश्च साधितम्।**
**घृतं पयश्च**
**मूत्रस्य वैवर्ण्ये कृच्छ्रनिर्गमे ॥ १५५ ॥**

ક્ષયવાળા રોગીના પેશાબનો રંગ બગડ્યો હોય અથવા પેશાબ કષ્ટથી થતો હોય તો વિદારીકંદની જેટલી જાતો મળે તેટલી વડે, અથવા કદંબની જેટલી જાતો મળે તેટલી જાતના કદંબથી, અથવા તાડના ફળથી સિદ્ધ કરેલું ઘી અને દૂધ રોગીને પાવું

કયા ઉપદ્રવોમાં કયું અનુવાસન કરવું?

**शूले सवेदने मेढ्रे पायौ सश्रोणिवङ्क्षणे।**
**घृतमण्डेन लघुनाऽनुवास्यो मिश्रकेण वा ॥१५६**

ક્ષયરોગીની મૂત્રેંદ્રિય સૂજી ગઈ હોય તથા તેમાં પીડા થતી હોય, અથવા ગુદા, કમ્મર કે જાંઘનો સાંધો સૂજી ગયો હોય, તો લઘુપંચમૂળથી સિદ્ધ કરેલા ઘૃતમંડ વડે અથવા ઘી અને તેલ મિશ્ર કરીને તે વડે અનુવાસનબસ્તિ આપવી.

ઘૃતમંડ: લાંબા વખત સુધી સ્થિર પડી રહેલા ઘી ઉપર જે પાતળું ઘી તરે તેને ઘૃતમંડ કહે છે

અનુવાસન કર્યા પછીના માંસરસના ઉપચાર

**जाङ्गलैः प्रतिभुक्तस्य वर्तकाद्या बिलेशयाः।**
**क्रमशः प्रसहास्तद्वत्प्रयोज्याः पिशिताशिनः ॥**
**औष्ण्यात्प्रमाथिभावाच्च**
**स्रोतोभ्यश्च्यावयन्ति ते।**
**कफं शुद्धैश्च तैः पुष्टिं कुर्यात्सम्यग् वहन् रसः ॥**

ક્ષયરોગીને અનુવાસનબસ્તિ આપ્યા પછી, જો રોગી માંસભોજન કરતો હોય, તો તેને જાંગલ દેશના પ્રાણીઓનું માંસ ખાવા આપવું પછી વર્તક વગેરે કોતરમાં રહેનાર પ્રાણીઓનું માંસ આપવું પછી ક્રમે કરીને (જેમ જેમ જઠરાગ્નિનું બળ વધતું જાય તેમ તેમ) પ્રસહ પ્રાણીઓનું માંસ આપવું, કેમ કે એ સર્વે ઉષ્ણ અને પ્રમાથી* છે, તેથી તે નસોમાંથી કફને ઓગાળીને કાઢી નાખે છે, અને એ રીતે નસો શુદ્ધ થઈ એટલે તે માર્ગે સારી રીતે રસ વહે છે અને તે પુષ્ટિ કરે છે

જુદાજુદા ઉપદ્રવોવાળી ક્ષયની ઉધરસમાં યોગ્ય સમયે આપવાના જુદાજુદાં સિદ્ધ ઘી

**चविकात्रिफलाभार्गीदशमूलैः सचित्रकैः।**
**कुलत्थपिप्पलीमूलपाठाकोलयवैर्जले ॥ १५९ ॥**
**शृतैर्नागरदुःस्पर्शापिप्पलीशठिपौष्करैः।**
**पिष्टैः कर्कटशृङ्ग्या च समैः सर्पिर्विपाचयेत् ॥**
**सिद्धेऽस्मिंश्चूर्णितौ क्षारौ द्वौ पञ्चलवणानि च।**
**दत्त्वा युक्त्या पिबेन्मात्रां क्षयकासनिपीडितः ॥**

ક્ષયથી ઉત્પન્ન થયેલી ઉધરસના રોગવાળાને નીચેનું ઔષધ તૈયાર કરી ખવડાવવું ચવક, ત્રિફળા, ભારંગ, દશમૂળ, ચિત્રો, કળથી, પીંપરીમૂળ, કાળીપાટ, બોર અને જવ એ સર્વનો પાણીમાં ક્વાથ કરવો તથા તેમાં ઘી નાખીને તેમાં સૂંઠ, ધમાસો, પીપર, પટ્કચૂરો, પુષ્કરમૂળ અને કાકડાસીંગ, એ સર્વ સમાન લઈને તેનું ચૂર્ણ કરીને નાખવું પછી ઘી પકવ કરવું ઘી પકવ થાય એટલે તેમાં જવખાર અને સાજીખાર નાખવા, તથા પાંચ લવણ નાખવા. પછી ક્ષયની ખાંસીથી પીડાયેલા રોગીએ પોતાની પ્રકૃતિ, દેશ, દોષ ઇત્યાદિ જોઈને તે ઘી માપસર પીવું

**कासमर्दाभयामुस्तापाठाकट्फलनागरैः।**
**पिप्पल्या कटुरोहिण्या काश्मर्या स्वरसेन च ॥ १६२**
**अक्षमात्रैर्घृतप्रस्थं क्षीरद्राक्षारसाढके।**
**पचेच्छोफज्वरप्लीहसर्वकासहरं शिवम् ॥ १६३ ॥**

* જે દ્રવ્ય પોતાના સૂક્ષ્મ અને તીક્ષ્ણ ગુણને લીધે સ્રોતમાં પ્રવેશ કરીને વલોવીને તેમાંના દોષને બહાર કાઢી નાખે છે, તે પ્રમાથી દ્રવ્ય કહેવાય છે

કાસોદરો, હરડે, મોથ, કાળીપાટ, કાયફળ, સૂઠ, પીપર, કડુ અને કાશમર્ગીનો સ્વરસ, એ સર્વ ઔષધ એક એક તોલો લઈને તેનો કલ્ક કરવો પછી દૂધ તથા કાળી દ્રાક્ષનો રસ મળીને ૨૫૬ તોલા લેવુ તથા તેમા ૬૪ તોલા ઘી નાખીને તેમા પેલો કલ્ક નાખીને ઘી પકવ કરવુ એ રીતે પકવ થયેલું ઘી રોગીને ખાવાને આપવુ, કેમકે તે ક્ષયરોગ, જ્વરરોગ, પેટમા બરોળની ગાંઠ વધે છે તે રોગ અને સર્વે પ્રકારના કાસરોગ (ખાસીના રોગ) એ સર્વને મટાડે છે તથા આરોગ્ય કરે છે

**वृषव्याघ्रीगुडूचीनां पत्रमूलफलाङ्कुरात् ।**
**रसकल्कैर्घृतं पक्वं हन्ति कासज्वरारुचीः ॥१६४**

અરડૂસી, ભોરીંગણી અને ગળો, એ ઔષધિઓના પાદડા, મૂળ, ફળ અને અકુર એ સર્વનો રસ કાઢીને તથા તેમનો કલ્ક કરીને તે વડે સિદ્ધ કરેલું ઘી ખાસી, જ્વર અને અરુચિ, એટલા વ્યાધિઓને હણે છે, મટાડે છે

**द्विगुणे दाडिमरसे सिद्धं वा व्योषसंयुतम् ।**
**पिबेदुपरि भुक्तस्य यवक्षारयुतं नरः ॥ १६५ ॥**
**पिप्पलीगुडसिद्धं वा छागक्षीरयुतं घृतम् ।**

અથવા ઘીથી બમણો દાડમનો રસ લઈને તેમા સૂઠ, પીપર અને મરીના કલ્ક વડે ઘી સિદ્ધ કરવું, તથા તેમાં જવખાર નાખીને તે ઘી માણસે ભોજન કર્યા પછી પીવુ તેથી ખાસી, જ્વર અને અરુચિ મટે છે અથવા પીપર અને ગોળથી ચારગણુ ઘી લેવુ, ઘીથી ચારગણુ પાણી લેવું અને તેમા ઘી જેટલુ બકરીનુ દૂધ નાખવુ એ પ્રમાણમા દૂધ તથા પાણીમા ઘી નાખીને પીપર અને ગોળના કલ્ક સહિત તેને પકવ કરીને તે ઘી રોગીએ ભોજન કર્યા પછી પીવુ

એ બધા સિદ્ધ ઘીના કાર્ય (અસર)

**एतान्यग्निविवृद्ध्यर्थं सर्पींषि क्षयकासिनाम् ॥१६६**
**स्युर्दोषबद्धकण्ठोरःस्रोतसां च विशुद्धये ।**

એ પ્રમાણે પૂર્વે કહ્યા તે ઘી ક્ષયની ઉધરસવાળા રોગીના અગ્નિની વૃદ્ધિ કરનારા છે, તથા કફ વગેરે દોષ વડે કઠ, છાતી અને સ્રોતો બધ થઈ ગયા હોય તેમને શુદ્ધ કરનારા છે

હરીતકીલેહ

**प्रस्थोन्मिते यवक्वाथे विंशतिं विजयाः पचेत् ॥**
**स्विन्ना मृदित्वा तास्तस्मिन्**
**पुराणात्पञ्चपल गुडात् ।**
**पिप्पल्या द्विपलं कर्षं मनोह्वाया रसाञ्जनात् ॥१६८**
**दत्त्वाऽर्धपलं पचेद्भूयः**
**स लेहः श्वासकासजित् ।**

એક પ્રસ્થ જવનો ક્વાથ કરીને તેમા વીસ મોટી હરડે રાધવી જ્યારે તે સઘળી હરડે સારી રીતે બફાય, ત્યારે તેને તેમા જ ચોળી નાખીને ઠળિયા બહાર કાઢી નાખવા પછી તેમા ૨૪ (ચોવીસ) તોલા જૂનો ગોળ, આઠ તોલા પીપરનું ચૂર્ણ, એક તોલો મણશીલ અને અર્ધો તોલો રસાજન નાખીને ફરીને તેનો પાક કરવો ઉત્તમ પાક થાય ત્યારે તે લેહને ઉતારીને ઠડો કરી રોગીને ચાટવા આપવો તેથી રોગીના દમ અને કાસ (ખાસી)નો નાશ થશે

ક્ષારલેહો

**श्वाविधां सूचयो दग्धाः सघृतक्षौद्रशर्कराः ॥१६९**
**श्वासकासहरा, बर्हिपादौ वा मधुसर्पिषः ।**
**एरण्डपत्रक्षारं वा व्योषतैलगुडान्वितम् ॥१७०॥**
**लेहयेत्, क्षारमेवं वा सुरसैरण्डपत्रजम् ।**
**लिह्यात् त्र्यूषणचूर्णं वा पुराणगुडसर्पिषा ॥१७१॥**

શાહુડીના સિસોળિયા બાળીને તેની રાખ કરવી તથા તેમા ઘી, મધ અને સાકર નાખીને રોગીને તે ચટાડવુ તેથી દમ અને ઉધરસ મટે છે વળી મોરના પગને બાળીને મધ તથા ઘી સાથે ચાટવાથી દમ અને ઉધરસ મટે છે અથવા દિવેલના (એરડાના) પાદડાનો* ક્ષાર કાઢીને તેમા સૂઠ, પીપર અને મરીનું ચૂર્ણ, તેલ અને ગોળ મેળવીને તે ચાટવુ અથવા ઉપર કહ્યુ એ જ રીતે તુળસીના પાદડા તથા દિવેલાના (એરડાનાં) પાદડા(અથવા સારા રસવાળા દિવેલાના પાદડા)નો ક્ષાર, ગોળ, તેલ અને ત્રિકટુ(સૂઠ, પીપર, મરી)ના ચૂર્ણ સાથે ચાટવો અથવા જૂનો ગોળ અને ઘીની સાથે સૂઠ, પીપર અને મરીનુ ચૂર્ણ ચાટવું

ઍમે તે જાતની ઉધરસના ઔષધો

**पद्मकं त्रिफला व्योषं विडङ्गं देवदारु च ।**
**बला रास्ना च तच्चूर्णं समस्तं समशर्करम् ॥१७२**
**खादेन्मधुघृताभ्यां वा लिह्यात्कासहरं परम् ।**
**तद्वन्मरिचचूर्णं वा सघृतक्षौद्रशर्करम् ।**

પદ્મક(પદ્મકાષ્ઠ અથવા કમળકાકડી), ત્રિફળા (હરડે, બહેડા, આમળાં), ત્રિકટુ (સૂઠ, પીપર, મરી), વાવડિંગ, દેવદાર, બળબીજ, રાસ્ના એ સર્વનુ ચૂર્ણ કરી

*પાંદડાંને બાળીને તેની રાખને પાણીમા ચોળી નાખવી પછી ઠરવા દઈ નીતર્યું પાણી લોઢાની કડાઈમાં લઈને તેને બાળી નાખવુ, એટલે છેવટે ક્ષાર રહેશે. એ જ રીતે બીજા ક્ષાર પણ બનાવવા.

ને તે બધાની બરોબર સાકર તેમા નાખવી ને પછી તેને મધ તથા ઘી સાથે ચાટવુ અથવા ઘી, મધ અને સાકર સાથે મરીનુ ચૂર્ણ ચાટવુ, કેમ કે તે ખાસી મટાડવામા શ્રેષ્ઠ છે

**पथ्याशुण्ठीघनगुडैर्गुटिकां धारयेन्मुखे ।**
**सर्वेषु श्वासकासेषु केवलं वा बिभीतकम् ॥१७४॥**

હરડે, સૂઠ, મોથ અને જૂનો ગોળ—એ ચાર ઔષધ વડે બનાવેલી ગોળી મુખમા રાખવાથી સર્વે પ્રકારના દમ તથા ઉધરસ મટે છે અથવા ફકત બહેડાની છાલ મુખમા રાખવાથી પણ દમ અને ઉધરસ મટે છે

**पत्रकल्कं घृतभृष्टं तिल्वकस्य सशर्करम् ।**
**पेया चोत्कारिका छर्दि-**
**तृट्कासामातिसारजित् ॥१७५॥**

રાતા લોધરના પાદડાના કલ્ક(વાટીને કરેલી લૂગદી)ને થોડા ઘીમાં શેકવો પછી તે સાકર ભેળવીને ખાવું અથવા રાતા લોધરનાં પાદડાની પેયા પીવી અથવા રાતા લોધરનાં પાદડાના કલ્કની પૂરી ખાવી તેથી ઊબકા ઊલટી, તરસનો રોગ, ઉધરસ અને આમાતિસાર મટે છે

**कण्टकारीरसे सिद्धो मुद्गयूषः सुसंस्कृत ।**
**सगौरामलकः साम्लः सर्वकासभिषग्जितम् ॥**

ભોરિંગણીના રસમા મગને બાફીને તેનું ઓસામણ કાઢવું તથા તેમાં હિંગ, સિંધવ વગેરે નાખીને તેને વધારવા તેમાં થોડાં આમળા તથા દાડમ વગેરે ખટાઈ નાખવી (વળી તેમા આદુ, સૂઠ વગેરે નાખીને તીખો કરવો) એ મગનો યૂષ સર્વે પ્રકારની ઉધરસનું ઔષધ છે

ક્ષયની ઉધરસમા દૂધ, યૂષ, માસરસ

**वातघ्नौषधनिःक्वाथे क्षीरं यूषान् रसानपि**
**वैष्किरान् प्रातुदान् बैलान्**
**दापयेत्क्षयकासिने ॥ १७७ ॥**

વાયુને મટાડે એવા ઔષધના ક્વાથમા સિદ્ધ થયેલું દૂધ, યૂષ કે વિષ્કિર, પ્રતુદ, બિલમા રહેનારા પ્રાણીઓના માસના રસ ક્ષયની ઉધરસવાળાને આપવા

ક્ષયની ઉધરસમાં ધૂમપાન તથા શરીર, અગ્નિ અને બળ વધારવાના ઉપાય

**क्षतकासे च ये धूमाः सानुपाना निदर्शिताः ।**
**क्षयकासेऽपि ते योज्या वक्ष्यते यच्च यक्ष्मणि ॥**
**बृंहणं दीपनं चाग्नेः स्रोतसां च विशोधनम् ।**
**व्यत्यासात्क्षयकासिभ्यो बल्यं सर्वं प्रशस्यते ॥१७९॥**

પાછળ ઉરઃક્ષતની ઉધરસમા જે અનુપાન સહિત ધૂમપાન કરવાના કહ્યા છે તે સર્વે ધૂમપાન ક્ષયની ઉધરસમાં પણ કરવા. વળી હવે પછી યક્ષ્મ(ક્ષય)-રોગમા જે બૃહણ (પૌષ્ટિક), અગ્નિને પ્રદીપ્ત કરનારા અને સ્રોતોને સ્વચ્છ કરનારા ઔષધ કહેવામા આવશે, તે સર્વે પણ ક્ષયની ઉધરસમા આપવા. વળી જે જે ગુણો ક્ષયની ઉધરસને ઉત્પન્ન કરનારા છે, તે તે ગુણોથી ઊલટા ગુણવાળા બળ આપનારા સર્વે ઔષધો પણ ક્ષયની ઉધરસવાળા માટે સારા છે

ક્ષયની ઉધરસમા કેવા ઉપાયથી
ફાયદો થાય? કારણ

**सन्निपातोद्भवो घोरः क्षयकासो यतस्ततः ।**
**यथादोषबलं तस्य सन्निपातहितं हितम् ॥१८०॥**

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષના કોપથી જે ક્ષયની ઉધરસ ઉત્પન્ન થાય છે, તેને સન્નિપાત ક્ષયકાસ કહે છે માટે તેમા જે જે દોષો બળવાન હોય તે તે દોષ પ્રમાણે, સન્નિપાતની ચિકિત્સામા જે જે ઔષધ હિતકારી ગણેલાં છે તે તે ઔષધ અહીં (સન્નિપાત ક્ષયકાસમાં) પણ હિતકારી જાણવા

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने कासचिकित्सितं नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

## અધ્યાય ૪ થો : શ્વાસ(દમ, હાંફ)ની અને હેડકીની ચિકિત્સા

નિદાનમા કાસ સાથે શ્વાસ તથા હિધ્મા(હેડકી)નો સબધ બતાવ્યો છે, માટે ચિકિત્સામાં પણ કાસ પછી શ્વાસ તથા હિધ્માની ચિકિત્સા બતાવવાના હેતુથી કહે છે, કે

**अथातः श्वासहिध्माचिकि-**
**त्सितं व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે અમે શ્વાસ તથા હિધ્માની ચિકિત્સા સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

દમ અને હેડકીના ઉપાય એકસરખા હોવાનું કારણ

**श्वासहिध्मा यतस्तुल्यहेत्वाद्याः, साधनं तत ।**
**तुल्यमेव**

નિદાનસ્થાનમાં દમ અને હેડકીના હેતુ, પૂર્વરૂપ, લક્ષણ, પ્રકૃતિ વગેરે સમાન કહેલા છે, માટે તેમની ચિકિત્સા પણ સમાન છે

પહેલાં શેક

**तदार्तं च पूर्वं स्वेदैरुपाचरेत् ॥ १ ॥**
**स्निग्धैर्लवणतैलाक्तं**

દમ અને હેડકીથી પીડાયેલા રોગીઓને બીજા ઉપચાર કરતા પહેલા પ્રથમ શેક કરવો તેને શેક એવી રીતે કરવો કે રોગીને શરીરે લવણવાળું તેલ ચોળીને પછી પાછળ સ્વેદવિધિમાં કહ્યા પ્રમાણે સ્નિગ્ધ શેક કરવો લૂખો શેક કરવાથી વાયુ કોપવાનો ભય રહે છે, માટે સ્નિગ્ધ શેક કરવાનું કહ્યું છે

શેક કરવાથી શું થાય?

**तैः खेषु ग्रथितः कफः।**
**सुलीनोऽपि विलीनोऽस्य कोष्ठं प्राप्तः सुनिर्हरः ॥२॥**
**स्रोतसां स्यान्मृदुत्वं च मरुतश्चानुलोमता।**

સ્રોતોમાં જે કફ ઘણો ચીકણો થઈને વળગી રહ્યો હોય છે તથા ગઠાઈ ગયો હોય છે તે શેક કરવાથી નરમ થઈ ઓગળે છે અને કોઠામાં આવે છે, તથા ત્યાં આવ્યા પછી તેને સહેલાઈથી શરીરમાંથી બહાર કાઢી શકાય છે વળી શેક કરવાથી સ્રોતો કોમળ થાય છે અને વાયુ પોતાના સ્વાભાવિક માર્ગે જાય છે

શું ખવડાવીને પછી કોને શાનાથી વમન કરાવવું?

**स्विन्नं च भोजयेदन्नं स्निग्धमानूपजै रसैः ॥३॥**
**दध्युत्तरेण वा दद्यात्ततोऽस्मै वमनं मृदु।**
**विशेषात्कासवमथुहृद्ग्रहस्वरसादिने ॥४॥**
**पिप्पलीसैन्धवक्षौद्रयुक्तं वाताविरोधि यत्।**

દમ અને હેડકીવાળાને બરાબર શેક કર્યા પછી તેને અનૂપ દેશના પ્રાણીઓના માંસના રસ સાથે શાલિ ચોખા વગેરે સ્નિગ્ધ (જવ વગેરે લૂખું અન્ન નહિ) અન્ન ખાવાને આપવું અથવા શેક કર્યા પછી તે રોગીને દહીંની તરની સાથે મૃદુ (કોમળ) વમન (ઊલટીનું ઔષધ) આપવું જે રોગીને ખાંસી, ઊલટીના ઉબકા, છાતીમાં સજડાટ (હૃદ્ગ્રહ) અને સ્વરભંગ (ઘાંટો બેસી જવાનો રોગ), એ રોગ થયા હોય તેને ખાસ પીપર, સિંધવ તથા મધ સાથે વાયુનું અવિરોધી દ્રવ્ય (વાયુને ઉત્પન્ન ન કરે એવું દ્રવ્ય) ઊલટી માટે આપવું, અર્થાત્ ઉપરસ વગેરેમાં તો ખાસ કરીને ઊલટી કરાવવી, પણ તે ઊલટી કરવાનું ઔષધ વાયુ કરે એવું હોવું ન જોઈએ

વમન કરાવવાથી શું થાય?

**निर्हृते सुखमाप्नोति स कफे दुष्टविग्रहे ॥५॥**
**स्रोतःसु च विशुद्धेषु चरत्यविहतोऽनिलः।**

ઊલટીનું ઔષધ આપવાથી દમના અને હેડકીના રોગીનું શરીર બગાડનાર કફ જે શરીરના સ્રોતોમાં લપટાઈ ગયો હોય છે તે નીકળી જાય છે તેથી રોગી સુખ પામે છે અને સ્રોતો કફ નીકળી જવાથી શુદ્ધ થાય છે એટલે વાયુની ગતિ રોકાયા વિના તે વાયુ સ્રોતોમાં સ્વાભાવિક ગતિ કરે છે

કોને કયું અનુલોમન અને વિરેચન ઔષધ આપવું?

**ध्मानोदावर्ततमके मातुलुङ्गाम्लवेतसैः ॥६॥**
**हिङ्गुपीलुबिडैर्युक्तमन्नं स्यादनुलोमनम्।**
**ससैन्धवं फलाम्लं वा कोष्णं दद्याद्विरेचनम् ॥७॥**

જે તમક શ્વાસમાં પેટ ચડતું હોય અને ઝાડોપેશાબ ન થતા હોય, તેવા તમક શ્વાસમાં બિજોરું, અમ્લવેતસ, હિંગ, પીલુ અને બીડલવણ, એ ઔષધો સહિત ભોજન આપવું, તેથી વાયુની સ્વાભાવિક માર્ગે પ્રવૃત્તિ થશે અથવા એ અવસ્થામાં વાયુને સ્વાભાવિક માર્ગે પ્રવર્તાવનાર બિજોરું વગેરે ફળ વગેરે ખટાશ યુક્ત લગાર ઉષ્ણ વિરેચન સિંધવ નાખી આપવું

દમ અને હેડકીમાં શોધન કરવાનું કારણ

**एते हि कफसंरुद्धगतिप्राणप्रकोपजाः।**
**तस्मात्तन्मार्गशुद्ध्यर्थमूर्ध्वाधः शोधनं हितम् ॥८॥**

કેમ કે જ્યારે કફ વડે પ્રાણવાયુની ગતિ રોકાય છે ત્યારે પ્રાણવાયુ કોપે છે અને એવી રીતે પ્રાણવાયુના કોપવાથી બધી જાતના હેડકી અને દમ ઉત્પન્ન થાય છે માટે તે પ્રાણવાયુના માર્ગની શુદ્ધિ માટે વમન વડે ઉપલા ભાગની અને વિરેચન વડે નીચલા ભાગની શુદ્ધિ કરવી હિતકર છે

**उदीर्यते भृशतरं मार्गरोधाद्वहज्जलम्।**
**यथा तथाऽनिलस्तस्य मार्गमस्माद्विशोधयेत् ॥९॥**

જેમ વહેતા પાણીનો માર્ગ રોકવાથી તે પાણી એક જગ્યાએ ઘણું વધી જાય છે, તેમ વાયુ પણ સ્વાભાવિક પણે વહેવા છતાં તેના માર્ગનો રોધ (રોકાણ) થવાથી વાયુ (રોક જગાએ) અત્યંત વધી જાય છે, એટલા માટે ઉપર અને નીચે વાયુના માર્ગ સાફ કરવો જોઈએ

ધૂમપાન ક્યારે અને શા માટે કરવું?

**अशान्तौ कृतसंशुद्धेर्धूमैर्लीनं मलं हरेत्।**

ઉપર કહી તે વમન, વિરેચન વગેરે શોધન ક્રિયા કર્યા છતાં પણ દમ અને હેડકી શમે નહિ, તો સૂક્ષ્મ શિરાઓમાં ભરાઈ રહેલા કફ નામે મળને નીચે કહેલું ધૂમપાન કરીને મટાડવો.

ધૂમપાન શાના વડે કરવું?

**हरिद्रापत्रमेरण्डमूलं लाक्षां मनःशिलाम् ॥१०॥**

ઓના માંસરસ સિદ્ધ કરવાથી જે યૂષ બને છે તે હેડકી તથા દમવાળા રોગીને હિતકર છે

शिग्रुवार्ताककासघ्नवृषमूलकैः ॥ २० ॥
पल्लवैर्निम्बकुलकबृहतीमातुलुङ्गजैः ।
व्याघ्रीदुरालभाशृङ्गीबिल्वमध्यत्रिकण्टकैः ॥ २१ ॥
सामृताग्निकुलत्थैश्च यूषः स्यात्क्वथितैर्जले ।
तद्वद्रास्नाबृहत्यादिबलामुद्गैः सचित्रकैः ॥ २२ ॥
पेया च चित्रकाजाजीशृङ्गीसौवर्चलैः कृता ।
दशमूलेन वा कासश्वासहिध्मारुजापहा ॥२३॥

સરગવો, વંતાક, કાસોંદરો અને અરડૂસી એમના મૂળના કવાથથી પેયા કરવી, અથવા લીંબડા પટોલ, ભોરીંગણી અને બિજોરું એમના પાંદડાના કવાથથી પેયા કરવી, અથવા ભોરીંગણી, ધમાસો, કાકડાશીંગ, બીલાનો ગર્ભ અને ગોખરુ એ ઔષધના કવાથથી પેયા કરવી, અથવા રાસ્ના, ભોરીંગણી વગેરે, બલા તથા ચિત્રકના કવાથમાં મગનો બનાવેલો યૂષ આપવો, અથવા ચિત્રો, જીરું, કાકડાશીંગ અને સંચળ એ ઔષધોના કવાથથી પેયા કરવી, અથવા દશમૂળના કવાથથી પેયા કરવી, એ સર્વ પેયાઓ ખાંસી, દમ અને હેડકીની પીડાનો નાશ કરનારી છે,

दशमूलशठीरास्नाभार्गीबिल्वर्द्धिपौष्करैः ।
कुलीरशृङ्गीचपलातामलक्यमृतौषधैः ॥ २४ ॥
पिबेत्कषायं जीर्णेऽस्मिन् पेयां तैरेव साधिताम् ।

દશમૂળ, ષટ્કચુરો, રાસ્ના, ભારંગ, બીલું, ઋદ્ધિ, પુષ્કરમૂળ, કાકડાશીંગ, પીપર, ભોંયઆમલી, ગળો અને સૂંઠ—એ ઔષધિઓનો કવાથ હેડકી અને દમવાળા રોગીએ પીવો તથા એ કવાથ પચી જાય ત્યારે એ જ ઔષધોના કવાથથી સિદ્ધ કરેલી પેયા પીવી.

शालिषष्टिकगोधूमयवमुद्गकुलत्थभुक् ॥ २५ ॥
कासहृद्ग्रहपार्श्वार्तिहिध्माश्वासप्रशान्तये ।

શાળ જાતની ડાંગરના ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ, મગ, કળથી, એ ધાન્ય ખાનારા માણસની ખાંસી, હૃદય જકડાઈ જવાનો રોગ, પાસાંની પીડા, હેડકી અને દમ શાંત થાય છે (અર્થાત્ નિરામ ખાંસી વગેરે રોગવાળાઓએ એ ધાન્ય ખાવાં.)

सक्तून् वाऽर्काङ्कुरक्षीर-
भावितानां समाक्षिकान् ॥ २६ ॥
यवानां दशमूलादिनिःक्वाथलुलितान् पिबेत् ।

અથવા આકડાના અંકુરના દૂધમાં પલાળીને સૂકવેલા (પટ દીધેલા) જવનો સાથુ કરીને તેમાં મધ નાખવું તથા ઉપર ૨૩મા—૨૪મા શ્લોકમાં કહેલા દશમૂલાદિ ઔષધોના કવાથમાં તેને ડોહીને પી જવો.

मद्ये च योजयेत् क्षार-
हिङ्ग्वाज्यबिडदाडिमान् ॥ २७ ॥
सपौष्करशठीव्योषमातुलुङ्गाम्लवेतसान् ।

હેડકી તથા દમવાળા રોગીના ખોરાકમાં જવખાર, હિંગ, ઘી, બીડલવણ, દાડમ, પુષ્કર મૂળ, ષટ્કચૂરો, સૂંઠ, પીપર, મરી, બિજોરું અને અમ્લવેતસ એ દ્રવ્ય નાખવાં.

તરસ લાગે ત્યારે શું પીવું?

दशमूलस्य वा क्वाथमथवा देवदारुणः ॥ २८ ॥
पिबेद्वा वारुणीमण्डं हिध्माश्वासी पिपासितः ।

જે હેડકી અને દમના રોગીને તરસ લાગે તો તેણે દશમૂળનો કવાથ પીવો, અથવા દેવદારનો કવાથ પીવો અથવા વારુણી નામે દારૂનું નીતર્યું પાણી પીવું

દીપન ઔષધ

पिप्पलीपिप्पलीमूलपथ्याजन्तुघ्नचित्रकैः ॥ २९ ॥
कल्कितैर्लेपिते रूढे नि क्षिपेद्घृतभाजने ।
तक्रं मासस्थितं तद्धि दीपनं श्वासकासजित् ॥३०॥

ઘીનું રીઢું વાસણ લઈને તેમાં, પીપર, પીપરીમૂળ, હરડે, વાવડિંગ, ચિત્રો—એ ઔષધોના કલ્કનો લેપ કરવો તથા તે સુકાયા પછી તેમાં છાશ ભરીને એક માસ સુધી તેને બંધ કરી (સીવીને) રાખી મૂકવું પછી એ છાશ હેડકી અને દમવાળાએ પીવી તેથી તેના જઠરાગ્નિ પ્રદીપ્ત થઈને દમ તથા ખાંસી મટશે

पाठां मधुरसां दारु सरलं च निशि स्थितम् ।
सुरामण्डेऽल्पलवणं पिबेत्प्रसृतसम्मितम् ॥ ३१ ॥
भार्गीशुण्ठ्यौ सुखाम्भोभिः
क्षारं वा मरिचान्वितम् ।
स्वक्वाथपिष्टां लुलितां बाष्पिकां पाययेत वा ॥३२॥

હેડકી અથવા શ્વાસના રોગવાળાએ કાળીપાટ, કાળી દ્રાક્ષ, દેવદાર અને સરલ એ ઔષધોને સુરા નામે મદ્યના ઉપરના નીતર્યા પાણીમાં રાત્રે નાખી મૂકવાં અને સવારમાં તેને ગાળી લઈને તેમાં લગાર મીઠું (લવણ) નાખીને એક ખોબા (ચાર તોલા) પીવું અથવા ભારંગ અને સૂંઠના ચૂર્ણને સહજ ગરમ પાણી સાથે પીવું અથવા મરી સાથે જવખાર પીવો, અથવા હિંગુપત્રીના કવાથમાં હિંગુપત્રીને વાટીને તે જ કવાથમાં ડોળીને તે પીવી એ માંહેલા હરકોઈ ઉપાય થી હેડકી તથા દમ મટે છે

કયા દોષનો અનુબંધ હોય તો શું પીવું?

**स्वरसं सप्तपर्णस्य पुष्पाणां च शिरीषत. ।**
**हिध्माश्वासे मधुकणायुक्तं पित्तकफानुगे ॥ ३३ ॥**
**उत्कारिका तुगाकृष्णामधूलीघृतनागरैः ।**
**पित्तानुबन्धे योक्तव्या, पवने त्वनुबन्धिनि ॥ ३४ ॥**
**श्वाविच्छशामिषकणाघृतशल्यकशोणितैः ।**
**सुवर्चलारसव्योषसर्पिर्भिः सहितं पयः ॥ ३५ ॥**
**अनु शाल्योदनं पेयं वातपित्तानुबन्धिनि ।**
**चतुर्गुणाम्बुसिद्धं वा छागं सगुडनागरम् ॥ ३६ ॥**

સપ્તપર્ણ (સાતવણ)ના સ્વરસમા અથવા સરસવના ફૂલના સ્વરસમા મધ તથા પીપર નાખીને પાવાથી જે (ત્રિદોષના) હેડકી ને દમમા પિત્ત અને કફનો અનુબંધ હશે ત હેડકી ને દમ મટે

વાંસકપૂર, પીપર જેઠીમધ, ઘી અને સૂ, એ ઔષધિઓથી બનાવેલી પૂરી (રોટલો) અધિક પિત્તના અનુબંધવાળા હેડકી અને દમવાળાને આપવી જો હેડકી અને દમમા વાયુનો અનુબંધ હોય તો ત ઉત્કારિકા (પૂરી) શાહુડીનુ માંસ સસલાનુ માંસ પીપર, ઘી અને શાહુડીના લોહીથી કરવી વાતપિત્તનો અનુબંધ હોય તો અજમીના રસ, ત્રિકટુ અને ઘી નાખેલુ દૂધ પ્રથમ શાલિ ડાંગરના ભાત ખાઈને પછી પીવુ (દૂધ ગાયનુ કે બકરીનુ જે દેશમા જે માફક આવતુ હોય તે લેવુ) અથવા ચોગણા પાણીમા સિદ્ધ કરેલા બકરીના દૂધમા ગોળ અને સૂંઠ નાખીને તે પીવુ

દમ, અભિષ્યંદ અને ઉધરસ મટાડે એવા લેહ

**पिप्पलीमूलमधुकगुडगोश्वशकृद्रसान् ।**
**हिध्माभिष्यन्दकासघ्नान्**
**लिह्यान्मधुघृतान्वितान् ॥ ३७ ॥**

પીપરીમૂળ, જેઠીમધ, ગોળ, બળદના છાણનો તથા ઘોડાની લાદનો રસ—એ સર્વમા મધ અને ઘી મેળવીને ચાટવાથી હેડકી, અભિષ્યંદ તથા ખાંસી મટે છે

બહુ કફવાળા શ્વાસ અને હેડકી માટે ચાટવાના અને પીવાના ઔષધ

**गोगजाश्वखराहोष्ट्रखरमेषाजविड्रसम् ।**
**समध्वेकैकशो लिह्याद्बहुश्लेष्माऽथवा पिबेत् ॥ ३८**
**चतुष्पाच्चर्मरोमास्थिखुरशृङ्गोद्भवां मषीम् ।**
**तथैव वाजिगन्धाया**
**लिह्याच्छ्वासी कफोल्बणः ॥ ३९ ॥**
**शटीपौष्करधात्रीर्वा पौष्करं वा कणान्वितम् ।**
**गैरिकाञ्जनकृष्णा वा स्वरसं वा कपित्थजम् ॥ ४० ॥**
**रसेन वा कपित्थस्य धात्रीसैन्धवपिप्पलीः ।**
**घृतक्षौद्रेण वा पथ्याविडङ्गोषणपिप्पलीः ॥ ४१ ॥**
**कोललाजामलद्राक्षापिप्पलीनागराणि वा ।**
**गुडतैलनिशाद्राक्षाकणारास्नोषणानि वा ॥ ४२ ॥**
**पिबेद्रसाम्बुमद्याम्लैर्लेहौषधरजांसि वा ।**

હેડકી ને દમવાળા રોગીએ બળદ હાથી, ઘોડો, વરાહ (ભૂંડ), ઊંટ, ગધેડો, ઘેટો, બકરા એ પ્રાણીઓમાંથી ગમે તે એકની લાદ(છાણ)નો રસ મધ સાથે ચાટવો, અથવા જો કફનુ જોર ઘણુ હોય તો તે રસ મધ સાથે પીવો, અથવા ચોપગા પ્રાણીના ચામડાની, રૂંવાડાની, હાડકાની, ખરીની કે શિંગડાની રાખ કરીને મધ સાથ ચાટવી દમના રોગવાળાને જો કફનું જોર વધારે હોય તો આસ૨ સંધને બાળીને રાખ કરીને તે મધ સાથે ચાટવી, અથવા પટ્કચૂરો, પુષ્કરમૂળ અને આમળા, એનુ ચૂર્ણ મધ સાથે ચાટવુ અથવા પીપર અને પુષ્કરમૂળ ચાટવા અથવા ગેરુ, રસાંજન અને પીપરો મધમા ચાટવી, અથવા કોઠીના (કોઠ) પાદડાનો સ્વરસ મધમા ચાટવો, અથવા કોઠીના પાદડાના સ્વરસ સાથે આમળા, સિંધવ અને પીપરો ચાટવી, અથવા હરડે, વાવડિંગ, મરી અને પીપર, એ ઔષધોના ચૂર્ણને ઘી તથા મધ સાથે ચાટવુ, અથવા બોર, મમરા, આમળા, કાળી દ્રાક્ષ, પીપર અને સૂંઠને મધ તથા ઘીમા ચાટવા અથવા ગોળ, તેલ, હળદર, કાળી દ્રાક્ષ, પીપર, રાસ્ના અને મરી—એ ઔષધોના ચૂર્ણને મધ તથા ઘી સાથે ચાટવા, અથવા 'અગસ્ત્યાવલેહ' વગેરે પાછળ કહેલા અવલેહ, ઔષધ, ચૂર્ણ વગેરેમાથી જે યોગ્ય હોય તેને માંસરસ, જળ કે મદ્યની ખટાઈ વગેરે સાથે પીવા

હેડકી, દમ, પડખામાં શૂળ, તાવ અને ઉધરસ મટાડે એવુ ચૂર્ણ

**जीवन्तीमुस्तसुरसत्वगेलाद्वयपौष्करम् ॥ ४३ ॥**
**चण्डातामलकीलोहभार्गीनागरवालकम् ।**
**कर्कटाख्याशठीकृष्णानागकेसरचोरकम् ॥ ४४ ॥**
**उपयुक्तं यथाकामं चूर्णं द्विगुणशर्करम् ।**
**पार्श्वरुग्ज्वरकासघ्नं हिध्माश्वासहरं परम् ॥ ४५ ॥**

જીવંતી, મોથ, રાસ્ના (અથવા તુલસી), તજ, નાની એલચી, મોટી એલચી, પુષ્કરમૂળ, ઉંદરની, ભોંયઆમલી, અગરુ, ભારંગ, સૂંઠ, વાળો, કાકડાસીંગ, પટ્કચૂરો, પીપર, નાગકેસર, ગંઠોના(શુક્તિર)—એ સર્વના ચૂર્ણમા બમણી સાકર નાખીને ઇચ્છામા આવે તે પ્રમાણે (યોગ્યના પ્રમાણે) ખાવાથી તે પાસામાંનુ શૂળ, તાવ અને ખાંસીને મટાડે છે તથા હેડકી તથા

દમને મટાડવામાં તે શ્રેષ્ઠ ઔષધ છે

હેડકી અને દમ માટે ચૂર્ણ

शठीतामलकीभार्ङ्गीचण्डावालकपौष्करम् ।
शर्कराष्टगुणं चूर्णं हिध्माश्वासहरं परम् ॥४६॥

પટ્કચૂરા, ભોંયઆમલી, ભારંગ, ઉંદરકની, વાળા, પુષ્કરમૂળ—એ સર્વે ઔષધોના ચૂર્ણથી આઠગણી સાકર નાખવી એ ચૂર્ણ હેડકી અને દમ મટાડવામાં ઉત્તમ છે

નસ્યો

तुल्यं गुडं नागरं च भक्षयेन्नावयेत वा ।

ગોળ અને સૂંઠ સરખે ભાગે લઈને તેની ગોળી કરીને ખાવી અને તેથી હેડકી અને દમ મટે છે, અથવા ગોળ અને સૂંઠ સરખે ભાગે લઈને તે સૂંઘવુ (તેનુ નસ્ય આપવુ) તેથી હેડકી અને દમ મટે છે

लशुनस्य पलाण्डोर्वा मूलं गृञ्जनकस्य वा ॥४७॥
चन्दनाद्वा रसं दद्यान्नारीक्षीरेण नावनम् ।
स्तन्येन मक्षिकाविष्ठामलक्तकरसेन वा ॥४८॥
ससैन्धवं घृतमण्डं वा, सिद्धं स्तन्येन वा घृतम् ।
कल्कितैर्मधुरद्रव्यैस्तत्पिबेन्नावयेत वा ॥४९॥
सकृदुष्णं सकृच्छीतं व्यत्यासात् ससितामधु ।
तद्वत्पयस्तथा सिद्धमधोभागौषधैर्घृतम् ॥५०॥

લસણનું મૂળ અથવા ડુંગળીનું મૂળ, અથવા ગાજરનું મૂળ, અથવા સુખડનો રસ—એમાંથી ગમે તે લઈને સ્ત્રીના સ્તન્ય( ધાવણ )માં ઘસીને મેળવીને ) એક તે સુંઘાડવાથી ( નસ્ય આપવાથી ) હેડકી અને દમ મટે છે અથવા માખીઓની હગાર સ્ત્રીના ધાવણમાં અથવા લાખના અળતાના રસમાં ઘસીને સૂંઘાડવાથી ( નસ્ય આપવાથી ) પણ હેડકી અને દમ મટે છે

ઘૃતમંડમાં સિંધવ નાખીને એનું નસ્ય આપવું અથવા દૂધ તરીકે સ્ત્રીનુ ધાવણ નાખીને અને મધુર વર્ગનાં દ્રવ્યોના કલ્ક નાખીને પકવેલુ ઘી પાવુ અથવા એ ઘીનું નસ્ય આપવુ એ ઘીનું નસ્ય પહેલા ઊનું, પછી ટાઢુ, ઊનું ટાઢુ એમ વારાફરતી આ ઘીનુ નસ્ય આપવું આ ઘીનુ ઊનું નસ્ય આપતા પહેલા નસ્ય આપવા કાઢેલા ઘીમાં સાકર નાખવી ( ઓગાળવી ) અને એ ઘીનું ટાઢુ નસ્ય આપતા પહેલા નસ્ય આપવા માટે કાઢેલા ઘીમાં મધ ભેળવવુ આ ઘી પાવાની પણ આ જ રીત છે અથવા ઉપર ઘી જે રીતે (=મધુર વર્ગના દ્રવ્યોના કલ્કથી) સિદ્ધ કરવાનું કહ્યુ છે, તે જ રીતે સિદ્ધ કરેલું દૂધ એ ઘી પ્રમાણે જ પીવા તથા નસ્ય તરીકે આપવું અથવા નીચે ( શ્લોક ૫૦મા થી ૫૧ માં ) કહેલાં ઔષધો વડે સિદ્ધ કરેલું ઘી ઉપરવાળા ઘીની માફક જ પીવા માટે તથા નસ્ય તર આપ ।

. પીવાનાં કે ચાટવાનાં સિદ્ધ ઘી

कणासौवर्चलक्षारवयस्थाहिङ्गुचोरकैः ।
सकायस्थैर्घृतं मस्तुदशमूलरसे पचेत् ॥५१॥
तत् पिबेज्जीवनीयैर्वा लिह्यात्समधु साधितम् ।

પીપર, સચળ, જવખાર, આમળા, હિંગ, ગંઠોના (ચુણેર), હરડે—એ ઔષધોનો કલ્ક કરીને તેને ઘીમાં નાખવુ તથા તે ઘીને દહીંના નીતર્યા પાણી સાથે દશમૂળના ક્વાથમાં સ્નેહપાનવિધિમાં કહ્યા પ્રમાણે પકવવું એ સિદ્ધ થયેલુ ઘી પીવાથી હેડકી અને દમ મટે છે અથવા જીવનીય ગણ જે પાછળ ( સૂત્રસ્થાન અધ્યાય ૧૫ શ્લોક ૮ માં ) કહેલો છે, તેના ઔષધોના કલ્કથી સિદ્ધ કરેલા ઘીમાં મધ નાખીને ચાટવું તેથી પણ એ જ ગુણ થાય છે, અર્થાત્ પીપર વગેરેથી સિદ્ધ કરેલુ ઘી પીવુ અને જીવનીય ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી ચાટવુ જે ગુણ પહેલામાં પીવાથી થાય છે તે ગુણ બીજામાં ચાટવાથી થાય છે

तेजोवत्यभया कुष्ठं पिप्पली कटुरोहिणी ॥५२॥
भूतीकं पौष्करं मूलं पलाशश्चित्रकः शठी ।
पटुद्वयं तामलकी जीवन्ती बिल्वपेशिका ॥५३॥
वचा पत्रं च तालीसं कर्षांशैस्तैर्विपाचयेत् ।
हिङ्गुपादैर्घृतप्रस्थं पीतमाशु निहन्ति तत् ॥५४॥
शाखानिलार्शोग्रहणीहिध्माहृत्पार्श्ववेदनाः ।

તેજબળ, હરડે, ઉપલેટ, પીપર, કડુ, રાજમો પુષ્કરમૂળ, ખાખરો, ચિત્રો, પટ્કચૂરો, સિંધવ, સચળ ભોંયઆમલી, જીવન્તી, બીલાનો ગર્ભ, વજ, તાલીસપત્ર એ સર્વે એકએક તોલો લેવાં અને હિંગ પા તોલો (ચતુર્થાંશ) લેવી એ સર્વ દ્રવ્ય વડે ૬૪ તોલા ઘી સિદ્ધ કરવુ બગડેલો કફ જે સ્રોતોમાં ભરાયેલો હશે તે એ ઘી પીવાથી ઓગળીને બહાર નીકળશે તથા સ્રોતો ખુલ્લા થશે તેથી હાથપગમાં આવેલો વા હરસ સંગ્રહણી હેડકી હૃદયમાં વેદના અને પાસાની વેદના મટી જશે.

मधांशेन पिबेत्सर्पिः क्षारेण पटुनाऽथवा ॥५५॥
धान्वन्तरं वृषघृतं दाधिकं हपुषादि वा ।

પ્રમેહની ચિકિત્સામાં ધન્વન્તરિએ કહેલુ 'ધાન્વન્તર ઘૃત' કહેલું છે રક્તપિત્તની ચિકિત્સામાં 'વૃષઘૃત' કહેલું છે ગુલ્મરોગની ચિકિત્સામાં 'દાધિકઘૃત' કહ્યુ છે અને ઉદરરોગની ચિકિત્સામાં 'હપુષાદિ ઘૃત' કહ્યું છે એમાંથી કોઈ પણ એક ઘી લઈને તે ઘીથી અર્ધો

જવખાર અથવા સિંધવ તેમાં નાખીને પીવું તેથી હેડકી અને દમ મટે છે.

**ચિત્તને ક્ષોભ થાય એવા ઉપાયરૂપી ઔષધ**

**शीताम्बुसेकः सहसा त्रासविक्षेपभीशुचः ॥५६॥**
**हर्षेर्ष्योच्छ्वासरोधाश्च हितं कीटैश्च दंशनम् ।**

જેને હેડકીઓ આવતી હોય કે દમ ઊપડવો હોય, તેના ઉપર તે ન જાણે એમ ઓચિંતું એકાએક ટાઢુ પાણી રેડવું અથવા તેના ચિત્તને એકાએક ઉદ્વેગ થાય એવો ત્રાસ ઉત્પન્ન કરવો અથવા તેને ઝાલીને ધ્રુજાવવો, હલાવવો, અથવા તેને બિવડાવવો અથવા તેને શોક ઉત્પન્ન કરવો, અથવા તેને એકાએક હર્ષ ઉત્પન્ન કરવો, અથવા અદેખાઈ ઉત્પન્ન કરવી, અથવા તેણે પોતાનો શ્વાસ રોકવો, અથવા તેને કીડીમંકોડા વગેરેનો દંશ કરાવવો એ સર્વે ઉપાય હેડકી અને દમ વાળાને હિત કરનાર છે (કેમ કે તેથી વાયુનો વેગ શાન્ત પડે છે)

**હેડકી અને દમ(શ્વાસ)ની સામાન્ય ચિકિત્સા**

**यत्किञ्चित्कफवातघ्नमुष्णं वातानुलोमनम् ॥५७॥**
**तत्सेव्यं प्रायशो यच्च सुतरां मारुतापहम् ।**

જે જે દ્રવ્ય કે ઔષધ અથવા આહારવિહાર કફ અને વાયુ જુદા જુદા હોય કે ભેગા હોય તોપણ તેમનો નાશ કરે છે તેમ જ જે આહારવિહાર કે ઔષધ વગેરે ગરમ છે અને વાયુને હણનાર અને તેને સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરનાર છે તે આહારવિહાર અને ઔષધ વગેરેનું હેડકી અને દમવાળા રોગીએ સેવન કરવું તથા જે આહાર, વિહાર, ઔષધ અને ક્રિયા વાયુનો સારી રીતે નાશ કરે એવા હોય તેનું ઘણું ખરું સેવન કરવું

**શ્વાસ અને હેડકીમાં કર્ષણ નહિ પણ શમન અને બૃંહણ ઉપાય કરવાનું કારણ**

**सर्वेषां बृंहणे ह्यल्पः शक्यश्च प्रायशो भवेत् ॥**
**नात्यर्थं शमनेऽपायो भृशोऽशक्यश्च कर्षणे ।**
**शमनैर्बृंहणैश्चातो भूयिष्ठं तानुपाचरेत् ॥५८॥**

હેડકી અને દમવાળા સર્વે રોગીઓને બૃંહણ (પૌષ્ટિક) ઉપાય કરતા કદાચિત્ દૈવયોગથી રોગ વધે કે બીજો કોઈ રોગ તે ઉપાય કરવાથી થાય તો સામાન્ય રીતે તે થોડો હોય છે તથા જલદી મટાડી શકાય તેવો હોય છે, હેડકી અને દમવાળા રોગીઓને શમન ઔષધ આપવાથી પણ કદાચિત્ દૈવયોગથી બીજો ઉપદ્રવ થાય તો તે પણ ઘણો થતો નથી તથા જે ઉપદ્રવ થાય છે તે સાધારણ થાય છે; પરંતુ હેડકી અને દમવાળાને 'કર્ષણ' ઉપાય કરવાથી જો કદાચિત્ કોઈ ઉપદ્રવ થઈ આવ્યો તો તે ઘણો મોટો થાય છે અને પછી તે અસાધ્ય થઈ પડે છે એટલા માટે હેડકી અને દમવાળા રોગીને કર્ષણ ઉપાય (રોગીના દોષ વગેરેનો નાશ કરવા માટે રોગીનું શરીર દૂબળું થાય એવા આહારવિહાર, ઔષધ વગેરે આપવાં તેને કર્ષણ ઉપાય કહે છે) ન કરવા, પણ એવા રોગીઓના ઉપચાર ઘણુંખરું શમન અને બૃંહણ ઉપાયથી ભરવા.

**ઉધરસ, શ્વાસ, ક્ષય, ઊલટી અને હેડકીને એકબીજાનાં ઔષધ લાગુ પડે છે**

**कासश्वासक्षयच्छर्दिहिध्माश्चान्योन्यभेषजैः ॥५९॥**

ખાસી, દમ, ક્ષય, ઊલટી અને હેડકી એ રોગના જે જે ઔષધો કહેલા હોય તે તે ઔષધો વડે એમાંના ગમે તે રોગની ચિકિત્સા થઈ શકે છે જેમ કે ખાસીના ઔષધો દમ, ક્ષય, ઊલટી અને હેડકીમાં લાગુ પાડી શકાય છે, દમના ઔષધો ખાસી, ક્ષય, ઊલટી અને હેડકીમા લાગુ પાડી શકાય છે, ક્ષયના ઔષધો પણ બાકીના ચાર રોગમા લાગુ પાડી શકાય છે એવી રીતે આ રોગોમા ઔષધો પરસ્પર લાગુ કરી શકાય છે

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने श्वासहिध्मा चिकित्सितं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો : ક્ષયરોગની ચિકિત્સા

પાછલા અધ્યાયમા છેવટે કહ્યુ છે કે ઉધરસ દમ, ક્ષય વગેરેની ચિકિત્સા સમાન છે, માટે દમ અને હેડકીની ચિકિત્સા કહ્યા પછી રાજ્યક્ષ્મા(ક્ષય)ની ચિકિત્સા કહેવાનો આરંભ કરી કહે છે કે—

**अथातो राजयक्ष्मादिचिकित्सितं व्याख्यास्यामः ।**

**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે અમે રાજ્યક્ષ્મા વગેરેની ચિકિત્સા સમજાવીશું-એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

**કેવા ક્ષયરોગીનું શી રીતે શોધન કરવું?**

**बलिनो बहुदोषस्य स्निग्धस्विन्नस्य शोधनम् ।**
**ऊर्ध्वाधो यक्ष्मिणः कुर्यात्सस्नेहं यन्न कर्षणम् ॥**

જે ક્ષયરોગવાળો શરીરે બળવાન હોય તથા જેનામાં દોષનું બળ વધારે હોય તેને પ્રથમ સ્નેહપાન કરા-

વવું તથા પછી સ્વેદવિધિ પ્રમાણે પરસેવો કાઢવો (શેક કરવો) અને તે પછી (ઊલટી કરાવીને) ઉપરથી તથા (જુલાબ કરાવીને) નીચેથી શોધન કરવું; શોધન કરવાને જે ઔષધ આપવું તે લગાર સ્નેહવાળું તથા રોગીને દૂબળો ન કરી નાખે એવું હોય તે આપવું

વમન ઔષધ

पयसा फलयुक्तेन मधुरेण रसेन वा।
सर्पिष्मत्या यवाग्वा वा वमनद्रव्यसिद्धया ॥२॥
वमेत्

ક્ષયના રોગીએ મીંઢળ તથા દૂધ ભેગું કરીને પીને ઊલટી કરવી અથવા ગળ્યા માંસરસમાં મીંઢળ નાખીને પીને ઊલટી કરવી, અથવા મીંઢળ વગેરે ઊલટી કરાવે એવા પદાર્થો વડે સિદ્ધ કરેલી યવાગૂમાં ઘી નાખીને તે ખાઈને ઊલટી કરવી

વિરેચન ઔષધ

विरेचनं दद्यात् त्रिवृच्छ्यामानृपद्रुमान्।
शर्करामधुसर्पिर्भिः पयसा तर्पणेन वा ॥ ३ ॥
द्राक्षाविदारीकाश्मर्यमांसानां वा रसैर्युतान्।

નસોતર, પીપર અને ગરમાળો—એમાંના ગમે તે એકને મધ, સાકર અને ઘી સાથે ક્ષયરોગીને વિરેચન માટે આપવું, અથવા દૂધની સાથે નસોતર વગેરે આપવાં, અથવા (કાળી દ્રાક્ષ વગેરે) તર્પણ (તૃપ્તિ) કરનાર ઔષધની સાથે નસોતર વગેરે આપવાં, અથવા કાળી દ્રાક્ષ વિદારી કંદ કાશ્મરી કે માંસનો રસ એમાંના ગમે તેની સાથે નસોતર વગેરે ઉપર કહેલાં ઔષધ જુલાબ માટે ક્ષયરોગીને આપવાં

શોધન પછી બૃંહણ કરવા શું કરવું?

शुद्धकोष्ठस्य युञ्जीत विधिं बृंहणदीपनम् ॥४॥

ઉપર કહ્યા પ્રમાણે ઊલટીઓ અને જુલાબથી ક્ષયરોગીનો કોઠો શુદ્ધ કર્યા પછી તેને બૃંહણવિધિ અને દીપનવિધિ કરવો એટલે જે વસ્તુઓ તેને પુષ્ટિ કરનારી હોય તે તથા જે વસ્તુઓ તેના જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી હોય તે તેને આપવી

અન્નપાન

हृद्यानि चान्नपानानि वातघ्नानि लघूनि च।
शालिषष्टिकगोधूमयवमुद्गं समोषितम् ॥५॥
आजं क्षीरं घृतं मांसं क्रव्यान्मांसं च शोषजित्।

તે રોગીને જે અન્નપાન હૃદયને માટે હિતકર હોય, વાયુનો નાશ કરનારાં હોય તથા જે પચવામાં હલકાં હોય તે આપવાં વળી શાળના ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ અને મગ એ સર્વ ધાન એક એક વરસનાં જૂનાં હોય તે ખાવા આપવાં

બકરીનું દૂધ, બકરીનું ઘી, બકરીનું માંસ તથા માંસાહારી પ્રાણીનું માંસ એ સર્વે ક્ષયને મટાડનારાં છે

કોનું માંસ શી રીતે ખવડાવવું? કારણ

काकोलूकवृकद्वीपिगवाश्वनकुलोरगम् ॥ ६ ॥
गृध्रभासखरोष्ट्रं च हितं छद्मोपसंहितम्।
ज्ञातं जुगुप्सितं तद्धि छर्दिषे न बलौजसे ॥७॥

શું ખવડાવીએ છીએ એ દરદીને ખબર ન પડે એવી રીતે તેને છેતરીને કાગડો, ઘુવડ, વરુ, દીપડો, બળદ, ઘોડો, નોળિયો, સાપ, ગીધ, ભાસ પક્ષી, ગધેડો ઊંટ એ પ્રાણીઓનું માંસ તેને ખવડાવવું દાખલા તરીકે તેને કહેવું કે 'આ તેતરનું માંસ છે' એમ ભુલાવીને તેને ઉપર કહેલાં માંસ ખવડાવવાં, કારણ કે જો તેના જાણવામાં આવે કે આ કાગડા વગેરે નિંદ્ય પક્ષીઓનું માંસ છે તો તેને ચીતરી ચડે અને તેથી તેને ઊલટી થાય, તથા તેથી બળ પણ વધે નહિ અને ઓજ પણ વધે નહિ

કયા દોષના ક્ષયમાં કોનું માંસ કેવી રીતે રાંધવું? યૂષો

मृगाद्याः पित्तकफयोः पवने प्रसहादयः।
वेसवारीकृताः पथ्या रसादिषु च कल्पिताः ॥८
भृष्टाः सर्षपतैलेन सर्पिषा वा यथायथम्।
रसिका मृदवः स्निग्धाः पटुद्रव्याभिसंस्कृताः॥
हिता मौलककौलत्थास्तद्वद्यूषाश्च साधिताः।

મૃગ, વિષ્કિર અને પ્રતુદ વગેરે વર્ગનાં પ્રાણીઓનાં માંસ પિત્ત અને કફના ક્ષયમાં હિતકર છે વાયુથી થયેલા ક્ષયમાં 'પ્રસહ' વગેરે વર્ગનાં પ્રાણીઓનું માંસ હિતકર છે તેમના માંસનો વેસવાર કરવો અથવા તેમના માંસનો રસ કરવો અથવા તે માંસને સરસવના તેલમાં અથવા ઘીમાં જેમ યોગ્ય હોય તેમ (દેશ, કાળ વગેરેનો વિચાર કરીને) શેકવાં એ માંસનાં વેસણ અને માંસરસ રસવાળાં, મૃદુ ગુણવાળાં (તીક્ષ્ણ નહિ) સ્નિગ્ધ અને સિંધવ વગેરે મૃદુ દ્રવ્યથી સંસ્કારયુક્ત કરેલાં હોય તો તે ક્ષયરોગીને હિતકારક છે મૂળો અને અને કળથીના યૂષ પણ તે જ પ્રમાણે બનાવ્યા હોય તો તે પણ હિતકારક છે

લસણ સજેખમ વગેરે પડેલા છ વિકાર મટાડવા બકરીનો માંસરસ

सपिप्पलीकं सयवं सकुलत्थं सनागरम् ॥१०॥

**सदाडिमं सामलकं स्निग्धमाजं रसं पिबेत् ।**
**तेन षड् विनिवर्तन्ते विकाराः पीनसादयः ॥११॥**

બકરાના માંસરસમાં પીપરનું ચૂર્ણ અથવા જવનું ચૂર્ણ અથવા કળથીનું ચૂર્ણ, અથવા સૂંઠનું ચૂર્ણ અથવા દાડમના બીજ, અથવા આમળાનું ચૂર્ણ નાખીને તથા તે રસમાં ઘી નાખીને તે પીવો. તેથી સળેખમ વગેરે (નિ ૫/૧૩) છ વિકાર નાશ પામે છે

દારૂ, પાણી, રાંધવાનું પાણી

**पिबेच्च सुतरां मद्य जीर्णं स्रोतोविशोधनम् ।**
**पित्तादिषु विशेषेण मध्वरिष्टाच्छवारुणीः ॥१२॥**
**सिद्धं वा पञ्चमूलेन तामलक्याऽथवा जलम् ।**
**पर्णिनीभिश्चतसृभिर्धान्यनागरकेण वा ॥१३॥**
**कल्पयेच्चानुकूलोऽस्य तेनान्नं शुचि यत्नवान् ।**

ક્ષયરોગીએ ઘણો જૂનો દારૂ પીવો, કેમ કે તે સ્રોતોને શુદ્ધ કરે છે પિત્ત, કફ અને વાયુના કોપમાં અનુક્રમે દ્રાક્ષનો દારૂ, અરિષ્ટ અને વારુણી નામે દારૂનું નીતર્યું પાણી વિશેષ કરીને પીવા અથવા પંચમૂળનો કવાથ, અથવા ભોંયઆમલીનો કવાથ, અથવા શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્‌ગપર્ણી અને માષપર્ણી, એ ચાર પર્ણીઓનો કવાથ પીવો, અથવા ધાણા અને સૂંઠનો કવાથ પીવો તેમજ ક્ષયરોગીની સેવા કરનાર પરિચારકે રોગીને અનુકૂળ થઈને તથા યત્ન કરીને ઉપર કહેલી ઔષધિઓમાંથી કોઈ એકના કવાથ વડે તેનું શુદ્ધ ભોજન તૈયાર કરવું, અર્થાત્ ક્ષયરોગીએ પંચમૂળ વગેરેના કવાથમાં બનાવેલું સ્વચ્છ અન્ન ખાવું

ક્ષયરોગમાં સિદ્ધ ઘી

**दशमूलेन पयसा सिद्धं मांसरसेन वा ॥ १४॥**
**बलागर्भं घृतं योज्यं क्रव्यान्मांसरसेन वा ।**
**सक्षौद्रं पयसा सिद्धं सर्पिर्दशगुणेन वा ॥ १५॥**

ક્ષયરોગવાળાને દશમૂળનો કવાથ તથા દૂધ, એ બેમાં બળદાણાના કલ્કથી સિદ્ધ કરેલું ઘી મધ સાથે આપવું, અથવા માંસરસમાં બળદાણાના કલ્કથી સિદ્ધ કરેલું ઘી મધ સાથે આપવું અથવા માંસાહારી પ્રાણીઓના માંસરસમાં દાણાના કલ્કથી સિદ્ધ કરેલું ઘી મધ સાથે આપવું

**जीवन्तीं मधुकं द्राक्षां फलानि कुटजस्य च ।**
**पुष्कराह्वं शठीं कृष्णां**
**व्याघ्रीं गोक्षुरकं बलाम् ॥१६॥**
**नीलोत्पलं तामलकीं त्रायमाणां दुरालभाम् ।**
**कल्कीकृत्य घृतं पक्वं रोगराजहरं परम् ॥१७॥**

જીવંતી, જેઠીમધ, કાળી દ્રાક્ષ, ઇન્દ્રજવ, પુષ્કરમૂળ, ષટ્‌કચુરો, પીપર, ભોરીંગણી, ગોખરુ, બળદાણા, કાળુ કમળ, ભોંયઆમલી, ત્રાયમાણ, ધમાસો, એ સર્વ ઔષધનો કલ્ક કરીને, ઘીથી ચોગણા પાણીમાં એ કલ્ક વડે ઘી સિદ્ધ કરીને ક્ષયરોગાને પીવા આપવું, કેમ કે તે ઘી રોગના રાજા ક્ષયને મટાડવામાં શ્રેષ્ઠ છે

**घृतं खर्जूरमृद्वीकामधुकैः सपरूषकैः ।**
**सपिप्पलीकं वैस्वर्यकासश्वासज्वरापहम् ॥ १८॥**

ખજૂર, કાળી દ્રાક્ષ, જેઠીમધ, ફાલસા, એ ઔષધના કલ્ક વડે ચોગણા પાણીમાં સિદ્ધ કરેલા ઘીમાં પીપરનું ચૂર્ણ નાખીને પીવાથી ક્ષયરોગવાળાનો સ્વરભંગ, ખાંસી, શ્વાસ અને જ્વર મટે છે

**दशमूलशृतात्क्षीरात्सर्पिर्यदुदियान्नवम् ।**
**सपिप्पलीकं सक्षौद्रं तत्परं स्वरबोधनम् ॥१९॥**
**शिरःपार्श्वांसशूलघ्नं कासश्वासज्वरापहम् ।**
**पञ्चभिः पञ्चमूलैर्वा शृताद्यदुदियाद्घृतम् ॥ २०॥**

દશમૂળ નાખીને ઉકાળેલા દૂધમાંથી જે નવું ઘી બને છે, તેમાં મધ અને પીપર નાખીને પીવાથી તે ઘાંટો ઉઘાડવામાં ઉત્તમ ગુણ કરે છે વળી તે માથું, પાસાં અને ખભામાંના શૂળ(સણકા)નો નાશ કરે છે તથા ખાંસી, શ્વાસ અને તાવને દૂર કરે છે અથવા પાંચ જાતના પંચમૂળને દૂધમાં ઉકાળ્યા પછી એ દૂધમાંથી જે ઘી બને છે, તે પણ એવો જ ગુણ કરે છે

(પાંચ જાતના પંચમૂળ—મહત્, હ્રસ્વ, મધ્યમ, જીવનાખ્ય, તૃણાખ્ય. જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૬, શ્લોક ૧૬૭ થી ૧૭૧)

**पञ्चानां पञ्चमूलानां रसे क्षीरचतुर्गुणे ।**
**सिद्धं सर्पिर्जयत्येतद्यक्ष्मणः सप्तकं बलम् ॥ २१॥**

દૂધથી ચોગણા પાંચ પંચમૂળના રસથી સિદ્ધ કરેલા ઘીથી યક્ષ્મ(ક્ષયરોગ)વાળા રોગીના સાત ઉપદ્રવો (નિ ૫/૧૫, ૧૫II)નું બળ નાશ પામે છે

**पञ्चकोलयवक्षारषट्पलेन पचेद्घृतम् ।**
**प्रस्थोन्मितं तुल्यपयः**
**स्रोतसां तद्विशोधनम् ॥ २२॥**
**गुल्मज्वरोदरप्लीहग्रहणीपाण्डुपीनसान् ॥**
**श्वासकासाग्निसदनश्वयथूर्ध्वानिलाञ्जयेत् ॥ २३॥**

પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ) અને જવખાર મળીને ચોવીસ તોલા ઔષધનો કલ્ક કરીને ચોસઠ તોલા ઘી તથા તેટલું જ (૬૪ તોલા) દૂધ લઈને તેમાં તે નાખવું અને પછી વિધિ પ્રમાણે

ઘી સિદ્ધ કરવુ એ ઘી પીવાથી તે સ્રોતોનુ શોધન કરીને તેમાથી મળ કાઢી નાખે છે. વળી તે ગોળો, જ્વર, ઉદરરોગ, બરોળ, ગ્રહણીરોગ, પાડુરોગ, સળેખમ, દમ, ખાસી, મદ અગ્નિ, સોજો અને ઊર્ધ્વવાયુ એટલા રોગને મટાડે છે

रास्नाबलागोक्षुरकस्थिरावर्षाभुवारिणि ।
जीवन्तीपिप्पलीगर्भं सक्षीरं शोषजिद्घृतम् ॥२४

રાસ્ના, બલા, ગોખરુ, શાલિપર્ણી, સાટોડી, એ ઓષધોના ક્વાથમા દૂધ તથા ઘી નાખીને તેમા જીવતી તથા પીપરનો કલ્ક નાખી ઘી પક્વ કરવુ એ ઘી પીવાથી ક્ષયરોગ મટે છે

अश्वगन्धाशृतात्क्षीराद्घृत च ससितापयः ।

આસધના કલ્કને દૂધમા ઉકાળીને દૂધનુ ઘી બનાવવું એને ઘી સાકર તથા દૂધ સાથે પીવાથી ક્ષય રોગ મટે છે

માસઘૃત

साधारणामिषतुलां तोयद्रोणद्वये पचेत् ॥ २५ ॥
तेनाष्टभागशेषेण जीवनीयैः पलोन्मितैः ।
साधयेत्सर्पिषः प्रस्थं वातपित्तामयापहम् ॥२६॥
मांससर्पिरिदं पात युक्तं मांसरसेन वा ।
कासश्वासस्वरभ्रंशशोषहृत्पार्श्वशूलजित् ॥ २७ ॥

સાધારણ દેશના પ્રાણીઓનુ માસ ૪૦૦ તોલા લઈને તેને ૨૦૪૮ તોલા પાણીમા રાધવું પછી ઊકળતે ઊકળતે તેમાથી આઠમે ભાગે પાણી રહે, ત્યારે તેને ગાળી લઈને પાછળ સૂત્રસ્થાનમાં અધ્યાય ૧૫ શ્લોક ૮ મા જીવનીય ગણના ઓષધોમાનુ પ્રત્યેક ચારચાર તોલા લઈને તેનો કલ્ક કરવો અને પેલા માસક્વાથમા તે કલ્ક અને ૬૪ તોલા ઘી નાખીને ઘી પક્વ કરવું એ માસઘૃત કહેવાય છે એ ઘી પીવાથી વાયુ તથા પિત્તનો રોગ નાશ પામે છે તેને એકલુ પીવાથી અથવા માસરસ સાથે મેળવીને પીવાથી ખાસી, દમ, સ્વરભગ, શોષ (ક્ષયરોગ), હૃદયનુ શૂળ અને પાસાનુ શૂળ, એટલા રોગ મટે છે

ઘીના લાડુ

पलाजमोदात्रिफलासौराष्ट्रीव्योषचित्रकान् ।
सारानरिष्टगायत्रीशालबीजकसम्भवान् ॥ २८ ॥
भल्लातकं विडङ्गं च पृथगष्टपलोन्मितम् ।
सलिले षोडशगुणे षोडशांशस्थितं पचेत् ॥२९॥
पुनस्तेन घृतप्रस्थं सिद्धे चास्मिन्पलानि षट् ।
तवक्षीर्याः क्षिपेद्विंशत्सिताया द्विगुणं मधु ॥३०

घृतात्त्रिजातात्त्रिपलं ततो लीढं खजाहतम् ।
पयोऽनुपान तत्प्राह्णे रसायनमयन्त्रणम् ॥ ३१ ॥
मेध्यं चक्षुष्यमायुष्यं दीपन हन्ति चाचिरात् ।
मेहगुल्मक्षयव्याधिपाण्डुरोगभगन्दरान् ॥ ३२ ॥

એલચી, અજમોદ, ત્રિફળા, ગોપીચદ, વ્યોષ (સૂઠ, પીપર, મરી), ચિત્રો, અરીઠાનો સાર, ખેરસાર, સાલવૃક્ષનો સાર, બીબલાનો સાર, ભિલામા, વાવડિગ, એ પ્રત્યેક ઔષધ બત્રીસ બત્રીસ તોલા લેવા તથા તેને સોળગણા પાણીમા નાખીને સોળમા ભાગનુ પાણી રહે ત્યા સુધી ઉકાળવા પછી એ સર્વેના ક્વાથમા ૬૪ તોલા ઘી નાખીને ઘી પક્વ કરવુ ઘી તૈયાર થાય એટલે તેમા ચોવીસ તોલા વશલોચન, એકસો વીસ તોલા સાકર અને ઘી કરતા બમણુ મધ નાખવુ તે પછી તેમા તજ ચાર તોલા, તમાલપત્ર ચાર તોલા અને એલચી ચાર તોલા નાખવી પછી એ સર્વેને કડછી વડે હલાવીને એકત્ર કરવુ એ ઔષધને દિવસ ના પહેલા પહોરમા ખાવુ (ચાટવુ) તથા તે ઉપર અનુપાન તરીકે દૂધ પીવુ એ ઔષધ સર્વોત્તમ રસાયન છે વળી તે બુદ્ધિ, આખ અને આયુષ માટે સારુ છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરનારુ છે તે પ્રમેહ, ગોળો, ક્ષયરોગ, પાડુરોગ અને ભગદર એ રોગોને જલદીથી મટાડનારુ છે

ये च सर्पिर्गुडा प्रोक्ताः क्षते योज्याः
क्षयेऽपि ते ।

ક્ષતકાસ (ચિ 3/૧૧૧ા થી ૧૩૩) માં જે ઘીના લાડુ આપવાના કહ્યા છે તે ક્ષયરોગમા પણ આપવા

ચૂર્ણ અવલેહ

त्वगेलापिप्पलीक्षीरीशर्करा द्विगुणाः क्रमात् ॥
चूर्णिता भक्षिता क्षौद्रसर्पिषा वाऽवलेहिताः ।
स्वर्याः कासक्षयश्वासपार्श्वरुक्कफनाशनाः ॥३४॥

તજ, એલચી, પીપર, વાસકપૂર, સાકર, એ પાચ ઓષધો ઉત્તરોત્તર બમણા લેવા એટલે તજ એક તોલો એલચી બે તોલા, પીપર ચાર તોલા, વાસકપૂર આઠ તોલા, સાકર સોળ તોલા, એ પ્રમાણમા લઈને તેનુ ચૂર્ણ કરીને ફાકવુ અથવા મધ તથા ઘી સાથે ચાટવું એ ચૂર્ણ સ્વરભગને મટાડે છે તથા ખાસી ક્ષય, દમ, પાસામાનુ શૂળ અને કફ એ સર્વનો નાશ કરે છે

(ઘી અને મધ ભેગા લેવાના હોય, ત્યારે એ બનેનું સરખુ પ્રમાણ કદી લેવુ નહિ.)

## अथ स्वरसादचिकित्सितम् ।

# સ્વરસાદ(સ્વરભેદ)ની ચિકિત્સા

(શ્લોક ૩૫થી ૪૯)

### ખાસ કઈ ક્રિયા કરવી

**विशेषात्स्वरसादेऽस्य नस्यधूमादि योजयेत् ।**

ક્ષયરોગવાળા રોગીના અવાજ બેસી જાય તો વિશેષે કરીને તેને નસ્ય આપવુ અથવા તેને ધૂમપાન કરાવવુ વગેરે ઉપાય કરવા

### વાયુના સ્વરસાદના ઉપાય

**तत्रापि वातजे कोष्णं पिबेदौत्तरभक्तिकम् ॥३५॥**
**कासमर्दकवार्ताकीमार्कवस्वरसैर्घृतम् ।**
**साधितं कासजित्स्वर्यं सिद्धमार्तगलेन वा ॥३६॥**

તેમા જો વાયુથી થયેલો સ્વરભગ હોય, તો કાસોદરો, ભોરીંગણી અને ભાંગરાના સ્વરસ વડે સિદ્ધ કરેલુ ઘી લગાર ગરમ કરીને ભોજન કર્યા પછી પીવુ અથવા કાળા ફૂલના કાંટાસળિયાના કલ્ક વડે સિદ્ધ કરેલુ ઘી પીવુ, કેમ કે એ બન્ને ઘી ખાંસીને મટાડનારા તથા સ્વરને ઉઘાડનારા છે

**बदरीपत्रकल्कं वा घृतभृष्टं ससैन्धवम् ।**

અથવા બોરડીના પાંદડાનો કલ્ક કરીને તેને ઘીમા શેકવો તથા પછી તેમા લગાર સિંધવ નાખીને ખાવુ (તેથી પણ ખાંસી મટશે અને સ્વર ઉઘડશે)

**तैलं वा मधुकद्राक्षापिप्पलीकृमिनुत्फलैः ॥३७॥**
**हंसपाद्याश्च मूलेन पक्वं नस्तो निषेचयेत् ।**

જેઠીમધ, કાળી દ્રાક્ષ, પીપર, વાવડિંગ, મીંઢળ અને રિસામણીનુ મૂળ એ ઔષધોથી પકવ કરેલા તેલને નાકમા મૂકવુ (ફૂંકવુ), તેથી સ્વરભગ મટે છે

**सुखोदकानुपानं च ससर्पिष्कं गुडौदनम् ॥३८॥**
**अद्यात्पायसं चैवं स्निग्धं स्वेदं नियोजयेत् ।**

વળી સ્વરભગવાળાએ, ઘી, ગોળ અને ભાત ખાવા તથા કોકરવરણું (નવશેકુ) પાણી તે ઉપર પીવુ અથવા દૂધપાક અને ઘી ખાવું તથા તે ઉપર નવશેકુ પાણી પીવુ વળી તે રોગીને સ્નિગ્ધ સ્વેદ કરવો (શેક કરવો)

### પિત્તના સ્વરસાદના ઉપાય

**पित्तोद्भवे पिबेत्सर्पिः शृतशीतपयोनुपः ॥३९॥**
**क्षीरिवृक्षाङ्कुरक्वाथकल्कसिद्धं समाक्षिकम् ।**
**अश्नीयाच्च ससर्पिष्कं यष्टीमधुकपायसम् ॥४०॥**

જો સ્વરભગ પિત્તથી થયો હોય તો તે રોગીએ રાયણવૃક્ષના અંકુરનો ક્વાથ કરી તેમા ઘી નાખીને તેમા તે જ વૃક્ષના અંકુરનો કલ્ક નાખીને ઘીને સિદ્ધ કરવુ એ ઘી તેણે મધ સાથે પીવું તથા તેની ઉપર ઉકાળીને ઠડુ પાડેલું દૂધ અનુપાન તરીકે પીવું વળી તેણે દૂધપાકમા જેઠીમધ અને ઘી નાખીને એ દૂધપાક ખાવો

**बलाविदारिगन्धाभ्यां विदार्या मधुकेन च ।**
**सिद्धं सलवणं सर्पिर्नस्यं स्वर्यमनुत्तमम् ॥४१॥**

બળદાણા, શાલિપર્ણી, વિદારીકદ અને જેઠીમધ એ ચાર ઔષધના કલ્ક વડે સિદ્ધ કરેલા ઘીમા સિંધવ નાખીને રોગીને સુંઘાડવુ (નાકમા ફૂંકવુ) કેમ કે તે સર્વોત્તમ નસ્ય છે

**प्रपौण्डरीकं मधुकं पिप्पली बृहती बला ।**
**साधितं क्षीरसर्पिश्च तत्स्वर्यं नावनं परम् ॥४२॥**
**लिह्यान्मधुरकाणां च चूर्णं मधुघृताप्लुतम् ।**

પ્રપૌંડરિક (સ્થળકમળ), જેઠીમધ, પીપર, ભોરીંગણી, બળદાણા, એ ઔષધોના કલ્ક વડે સિદ્ધ કરેલા દૂધમાથી બનાવેલા ઘીનુ નસ્ય લેવુ, કેમ કે તે બેસી ગયેલો ઘાટો ઉઘાડવામા શ્રેષ્ઠ છે વળી પિત્તસ્વરભગ વાળા રોગીએ મધુર રસવાળા દ્રવ્યનું ચૂર્ણ કરીને તેને ઘી તથા મધમા નાખીને ચાટવુ

### કફના સ્વરસાદના ઉપાય

**पिबेत्कटूनि मूत्रेण कफजे रूक्षभोजनः ॥४३॥**
**कट्फलामलकव्योषं लिह्यात्तैलमधुप्लुतम् ।**
**व्योषक्षाराग्निचविकाभार्गीपथ्यामधूनि वा ॥४४॥**

કફથી થયેલા સ્વરભગમા ગાયના મૂત્ર સાથે તીખા ઔષધ પીવા તથા લૂખા પદાર્થો ખાવામા લેવા, કાયફળ, આમળા અને ત્રિકટુ (સૂઠ, પીપર, મરી), એ ઔષધોનુ ચૂર્ણ મધ તથા તલ સાથે ચાટવુ, જવખાર, ચિત્રો, ચવક, ભારગમૂળ અને હરડે એ ઔષધિઓનું ચૂર્ણ મધમા ચાટવુ

**यवैर्यवागूं यमके कणाधात्रीकृतां पिबेत् ।**
**भुक्त्वाऽद्यात्पिप्पलीं शुण्ठीं**
**तीक्ष्णं वा वमनं भजेत् ॥४५॥**

જો કફથી સ્વરભગ થયો હોય તો પીપર અને આમળાના ક્વાથમા બે સ્નેહ નાખીને તેમાં જવ નાખીને સિદ્ધ કરેલી યવાગૂ પીવી તથા ભોજન કર્યા પછી સૂઠ અને પીપર ખાવી અથવા તીક્ષ્ણ વમન લઈને ઊલટી કરવી

### તાણીને બોલવાથી અવાજ બેસી ગયો હોય તેના ઉપાય

**शर्कराक्षौद्रमिश्राणि शृतानि मधुरैः सह ।**

**पिबेत्पयांसि यस्योच्चैर्वदतोऽभिहतः स्वरः ॥४६॥**

**इति स्वरसादचिकित्सितम् ।**

જે માણસનો ઊંચે સ્વરે બોલવાથી ઘાટો બેસી ગયો હોય, તેણે દૂધમાં (સાકર અને મધ સિવાયના) મધુર વર્ગના પદાર્થો નાખીને ઉકાળીને તે દૂધ ઠંડુ પડયા પછી તેમાં સાકર તથા મધ નાખીને પીવું એટલે તેનો ઘાટો ઊઘડશે

આમ સ્વરસાદની ચિકિત્સા પૂરી થઈ

**अथारोचकचिकित्सितम् ।**

## અરુચિના ઉપાય

(શ્લોક ૪૬॥ થી ૬૦)

**અરુચિની સામાન્ય ચિકિત્સા**

**विचित्रमन्नमरुचौ हितैरुपहितं हितम् ।**

જે માણસને અરુચિનો રોગ થયો હોય તેને નાના પ્રકારના અન્ન સાથે જે પથ્ય હોય તે મિશ્ર કરીને આપવું, એટલે તેને હિતકર થશે અર્થાત્ તેથી અરુચિ મટશે આ ઉપરથી સમજવું કે અરુચિ નામે રોગ બધા રોગ કરતા મોટો છે, કારણ કે એમા રોગીના પ્રાણ ટકાવવા માટે અપથ્ય અન્ન પણ આપવું પડે છે

**बहिरन्तर्मृजा चित्तनिर्वाणं हृद्यमौषधम् ॥४७॥**
**द्वौ कालौ दन्तपवनं भक्षयेन्मुखधावनैः ।**
**कषायैः क्षालयेदास्यं धूमं प्रायोगिकं पिबेत् ॥४८॥**

સ્નાન વગેરે કરીને શરીરની બહારની શુદ્ધિ રાખવી અને ધર્માચરણ વડે અંતરની શુદ્ધિ રાખવી, ચિત્તને શાંત રાખવું, હૃદયને હિતકર ઔષધ ખાવું, સાંજસવાર બંને વખત દાતણ કરવું, મુખને શુદ્ધ કરનારા કષાય (ક્વાથ) વડે કોગળા કરવા અને પ્રાયોગિક (મૃદુ, સ્નિગ્ધ) ધૂમપાન કરવું એ સર્વે અરુચિને મટાડવાના સામાન્ય ઉપાય છે

(પ્રાયોગિક, મૃદુ સ્નિગ્ધ ધૂમપાન—જુઓ સૂત્ર સ્થાન અધ્યાય ૨૧ શ્લોક ૧૨॥ થી ૧૪)

**तालीसचूर्णवटकाः सकर्पूरसितोपलाः ।**
**शशाङ्ककिरणाख्याश्च भक्ष्या रुचिकराः परम् ॥४९॥**

અરુચિવાળાએ કપૂર, ખડીસાકર અને તાલીસ પત્રના ચૂર્ણની વડીઓ (ગોળીઓ) અને કપૂરી ભાત (સૂ૦ અ૦ ૩/૩૨) ખાવો, કેમ કે તે અત્યંત રુચિ ઉત્પન્ન કરે છે

**વાયુની અરુચિનું ઔષધ**

**वातादरोचके तत्र पिबेच्चूर्णं प्रसन्नया ।**
[illegible] ॥५०॥
**छर्दयेद्वा वचाम्भोभिः**

જે વાયુથી અરુચિ થઈ હોય તો પ્રસન્નના નામે દારૂની સાથે રેણુકબીજ, પીપર, વાવડિંગ, કાળી દ્રાક્ષ, સિંધવ ને સૂંઠ એ ઔષધોનું ચૂર્ણ પીવું, અથવા એલચી, ભારંગ, જવખાર અને હિંગ, એ ઔષધોમાં ઘી મેળવીને તે ઘી સાથે રેણુકબીજ વગેરેનું ચૂર્ણ ખાવું, અથવા વજનું પાણી પીને ઊલટી કરવી

**પિત્તની અરુચિનું ઔષધ**

**पित्ताच्च गुडवारिभिः ॥ ५१ ॥**
**लिह्याद्वा शर्करासर्पिर्लवणोत्तममाक्षिकम् ।**

પિત્તથી થયેલી અરુચિમાં ગોળનું પાણી પીને ઊલટી કરવી, અથવા સાકર, ઘી, સિંધવ અને મધ એ ઔષધો ભેગા કરીને ચાટવા

**કફની અરુચિનું ઔષધ**

**कफाद्वमेन्निम्बजलैर्दीप्यकारग्वधोदकम् ॥५२॥**
**पानं समध्वरिष्टाश्च तीक्ष्णाः समधुमाधवाः ।**
**पिबेच्चूर्णं च पूर्वोक्तं हृद्येणवाद्युष्णवारिणा ॥५३॥**

કફની અરુચિમાં લીમડાનું પાણી પીને ઊલટી કરવી, અથવા અજમોદ અને ગરમાળાનું પાણી પીવું, અથવા મધ સાથે અરીષ્ટ પીવા, અથવા કાળી દ્રાક્ષ કે મહુડાનો તીક્ષ્ણ દારૂ મધ સાથે પીવો અથવા પાછળ કહેલું (રેણુકબીજ, પીપર, વાવડિંગ, કાળી દ્રાક્ષ, સિંધવ અને સૂંઠ—એ ઔષધોનું) ચૂર્ણ ગરમ પાણી સાથે પીવું

**પ્રસેક, અરુચિ, હૃદયમાં અને પડખામાં પીડા, ઉધરસ, શ્વાસ અને ગળાના રોગ માટે ચૂર્ણ**

**एलात्वङ्नागकुसुमतीक्ष्णकृष्णामहौषधम् ।**
**भागवृद्धं क्रमाच्चूर्णं निहन्ति समशर्करम् ॥५४॥**
**प्रसेकारुचिहृत्पार्श्वकासश्वासगलामयान् ।**

એલચી, તજ, નાગકેસર, મરી, લીંડીપીપર, સૂંઠ એ સર્વે અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાંચ તોલા લઈને તે સર્વેની સમાન સાકર તેમાં નાખવી એ ચૂર્ણ ખાવાથી લાળ પડવાનો રોગ, અરુચિ, હૃદયના રોગ, પાસાના રોગ, ખાંસી, દમ અને ગળાના રોગ એ સર્વે મટે છે

અરુચિ, વિબંધ, ઉધરસ, હૃદય, પડખાં, બગોળ, હરસ
અને સંગ્રહણી માટે પાડવ ચૂર્ણ

यवानीतिन्तिडीकाम्लवेतसौषधदाडिमम् ॥५५॥
कृत्वा कोलं च कर्षांशं सितायाश्च चतुष्पलम्।
धान्यसौवर्चलाजाजीवराङ्गं चार्धकार्षिकम् ।५६
पिप्पलीनां शतं चैकं द्वे शते मरिचस्य च ।
चूर्णमेतत्परं रुच्यं हृद्य ग्राहि, हिनस्ति च ॥५७॥
विबन्धकासहृत्पार्श्वप्लीहार्शोग्रहणीगदान् ।

અજમોદ, આમલી, અમ્લવેતસ્, સૂઠ, દાડમ અને બોર, એ ઔષધ એક એક તોલો લેવુ સાકર સોળ તોના લેવી ધાણા, સચળ, જીરુ અને તજ એ અડધોઅડધો તોલો લેવું એક સો પીપર લેવી બસો મરી લેવા એ સર્વનુ ચૂર્ણ કરવુ એ ચૂર્ણ અત્યાત રુચિકર્તા અને ગ્રાહી (મળ બાધનારુ) છે તથા તે વિબંધ, ખાસી, હૃદયના રોગ, પાસાના રાગ, હરસ અને ગ્રહણીરાગ મટાડ છે

ઉધરસ, શ્વાસ, અરુચિ, ઊલટી, બરાળ, હૃદયમા
અને પડખામા શૂળ, પાડુ, તાવ, અતિસાર
અને મૂઢવાત માટે ચૂર્ણ

तालीसपत्रं मरिचं नागरं पिप्पली शुभा ॥५८॥
यथोत्तरं भागवृद्धया त्वगेले चार्धभागिके ।
तद्वच्च दीपनं चूर्णं कणाष्टगुणशर्करम् ॥ ५९ ॥
कासश्वासारुचिच्छर्दिप्लीहहृत्पार्श्वशूलनुत् ।
पाण्डुज्वरातिसारघ्नं मूढवातानुलोमनम् ॥६०।

इत्यरोचकचिकित्सितम् ।

તાલીસપત્ર, મરી, સૂઠ, ગજપીપર અને લીંડીપીપર, એ સર્વે ઔષધો અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાચ ભાગ લેવા એ સર્વ ઔષધથી તજ તથા એલચી અડધાઅડધા લેવા તથા તેમા લીંડીપીપર કરતાં આઠગણી સાકર નાખવી એ ચૂર્ણ જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે એ ચૂર્ણ ખાવાથી ખાસી, દમ, અરુચિ, ઊલટી, બરોળની ગાઠ, હૃદયનું શૂળ, પાસાનુ શૂળ, એ રોગ મટે છે વળી પાડુરોગ અને અતિસાર રોગના એ ચૂર્ણ નાશ કરે છે તથા મૂઢવાયુને તેના સ્વાભાવિક માર્ગે ગતિ કરાવે છે

આમ અરુચિની ચિકિત્સા પૂરી થઈ

## ક્ષયમાં ઉપદ્રવોના ઉપાય

લાળ પડવારૂપી ઉપદ્રવના ઉપાય

मर्कामृताक्षारजले शर्वरीमुषितैर्यवै ।
प्रसेके कल्पितान्सक्तून्
भक्षयांश्छायाद्गुली वमेत् ।६१॥
कटुतिक्तैस्तथा शूल्यं भक्षयेज्जाङ्गलं पलम् ।
शुष्कांश्च भक्ष्यान् सुलघून्क्षणकादिरसानुपः ॥६२॥

આકડાના મૂળનો કવાથ, ગળોનો કવાથ અને દૂધ, એ સર્વ ભેગા કરીને તેમા રાતે જવ પલાળી મૂકવા પછી તેને સેકીને દળવા અને તેનો સાથુ કરવો. પછી જે રોગીના મોઢામાથી પાણી ઘણુ છૂટતુ હોય (લાળ પડતી હોય), જેને મોળ બહુ આવતી હોય, તેણે એ સાથુ ખાવો જો રોગી બળવાન હોય તો તેણે તીખા તથા કડવા ઔષધો ખાઈને ઊલટી કરવી વળી તેણે જાગલ પ્રદેશના પ્રાણીઓના માસને તવા ઉપર શેકીને ખાવુ, સૂકા ભક્ષ્ય પદાર્થ ખાવા, બહુ હલકા પદાર્થોનુ ભોજન કરવુ અને ચણા વગેરેના રસ(યૂષ)ને અનુપાન તરીકે પીવા

श्लेष्मणोऽतिप्रसेकेन वायु· श्लेष्माणमस्यति ।
कफप्रसेकं तं विद्वान्स्निग्धोष्णैरेव निर्जयेत् ॥६३॥

જ્યારે કફ (લાગનુ પાણી) ઘણો નીકળવા માડે ત્યાર વાયુ તે કફને મુખ દ્વારા બહાર કાઢે છે, તેને કફપ્રસેક કહે છે એ રોગને જાણનાર વૈદ્યે તેના સ્નિગ્ધ અને ઉષ્ણ ઉપાય કરીને તે રોગને જીતવો

સળેખમ અને ઊલટીરૂપી ઉપદ્રવના ઉપાય

पीनसेऽपि क्रममिमं वमथौ च प्रयोजयेत् ।

એ કફપ્રસેકમા કહેલો ઔષધનો ક્રમ પીનસ એટલે સળેખમમા તથા ઊલટીના ઉછાળા(ઊબકા)ના રોગમાં પણ કરવો, અર્થાત્ તેમા પણ સ્નિગ્ધ અને ગરમ ઉપાય કરવા

विशेषात्पीनसेऽभ्यङ्गान्
स्नेहान् स्वेदांश्च शीलयेत् ॥६४॥
स्निग्धानुत्कारिकापिण्डैः शिर· पार्श्वगलादिषु ।
लवणाम्लकटूष्णैश्च रसान् स्नेहोपसंहितान् ॥६५॥

સળેખમના રોગમા ખાસ કરીને અભ્યંગ, સ્નેહ અને સ્નિગ્ધ સ્વેદ(શેક)નુ સેવન કરવું વળી માથુ, પાસા અને ગળુ વગેરે ઠેકાણે સ્નિગ્ધ ઉત્કારિકાસ્વેદ અને પિંડસ્વેદ કરવા તથા ખાટા, ખારા, તીખા અને ગરમ પદાર્થોના યૂષો સ્નેહ નાખીને પીવા.

માથામાં, ખભામાં અને પડખામાં શૂળરૂપી
ઉપદ્રવોના ઉપાય

शीर्षांसपार्श्वशूलेषु यथादोषविधिं चरेत् ।
औदकानूपपिशितैरुपनाहाः सुसंस्कृता ॥६६॥
तत्रेष्टाः सचतुःस्नेहाः

માથુ, ખભા અને પાસામાં શૂળ (સણકા) થતું હોય, તો જે દોષ(વાયુ, પિત્ત કે કફ)નો હોય તે પ્રમાણે ઉપચાર કરવા તથા જળચર પ્રાણીઓ કે અનૂપ દેશના પ્રાણીઓના માંસમા ઘી, તેલ, વસા, મજ્જા એ ચાર પ્રકારના સ્નેહ ભેળવીને તે માંસને સંસ્કાર આપીને તેની પોટીસ બાધવી

બે દોષ સાથે કોપ્યા હોય તેના લેપ

दोषससर्गे तु दृष्यते ।
प्रलेपो नतयष्ट्याह्वशताह्वाकुष्ठचन्दनैः ॥ ६७ ॥
बलारास्नातिलैस्तद्वत्ससर्पिर्मधुकोत्पलैः ।
पुनर्नवाकृष्णगन्धाबलावीराविदारिभिः ॥ ६८ ॥

બે દોષથી થયેલુ સળેખમ હોય તો તગર, જેઠીમધ, સુવા, ઉપલેટ અને સુખડ એ ઔષધોનો જાડો લેપ કરવો અથવા બળદાણા, રાસ્ના, તલ, ઘી, જેઠીમધ અને કમળનો જાડો લેપ કરવો અથવા સાટોડી, સરગવો, બળદાણા, ક્ષીરકાકોલી, વિદારીકંદ એ ઔષધોનો જાડો લેપ કરવો.

નસ્ય, ધૂમપાન, સ્નેહ, અભ્યંગ, બસ્તિ

नावनं धूमपानानि स्नेहाश्चौत्तरभक्तिकाः ।
तैलाभ्यङ्गप्रयोगीणी बस्तिकर्म तथा परम् ॥६९

નસ્ય આપવુ, ધૂમપાન કરાવવા, તેમ જ ભોજન કર્યા પછી સ્નેહપાન કરાવવા, વળી અભ્યગ કરવા યોગ્ય તેલ ચોળવા અને બસ્તિકર્મ કરવુ તે પણ ક્ષયરોગ મટાડવામા શ્રેષ્ઠ છે

ક્ષયમાં લોહી બગડે તેમા શુ કરવુ?

शृङ्गाद्यैर्वा यथादोषं दुष्टमेषां हरेदसृक् ।

વાયુ, પિત્ત કે કફ દોષના ક્ષયવાળાનુ બગડેલુ લોહી જે દોષથી રોગ થયો હોય તેનો વિચાર કરીને (સૂ ૨૬/૫૪૨) રૂમડી, તુમડી, જળો વગેરેથી ખેંચી કાઢવુ

प्रदेहः सघृतैः श्रेष्ठः पद्मकोशीरचन्दनैः ॥ ७० ॥
दूर्वामधुकमञ्जिष्ठाकेसरैर्वा घृताप्लुतैः ।

પદ્મકાષ્ઠ, વાળો, સુખડ, એ ત્રણેને ઘીમા વાટીને તેનો લેપ કરવો તે શ્રેષ્ઠ છે અથવા દૂર્વા (ધરો), જેઠીમધ, મજીઠ અને કેસર એ ચારને ઘીમા વાટીને તેનો લેપ કરવો તે પણ શ્રેષ્ઠ છે

वटादिसिद्धतैलेन शतधौतेन सर्पिषा ॥ ७१ ॥
अभ्यङ्गः पयसा सेकः शस्तश्च मधुकाम्बुना ।

વડની અંતરછાલના કલ્ક વડે સિદ્ધ કરેલા તેલથી કે સો વાર ધોયેલા ઘી વડે ક્ષયરોગીને અભ્યગ કરવો (શરીરે ચોળવુ), એ સારુ છે, તેમ જ દૂધ વડે અથવા જેઠીમધના પાણી વડે તેના ઉપર સેક (સિંચન, ધાર) કરવો તે પણ શ્રેષ્ઠ છે

ક્ષયમા અતિસારના ઉપાય

प्रायेणोपहताग्नित्वात्सपिच्छमतिसार्यते ॥ ७२ ॥
तस्यातिसारग्रहणीविहितं हितमौषधम् ।

ક્ષયરોગીનો અગ્નિ સામાન્ય રીતે મદ હોય છે તેથી તેને વારવાર પિચ્છાવાળો ઝાડા થાય છે માટે એવે વખતે અતિસાર અને ગ્રહણીમા કહેલુ ઔષધ તેને આપવુ તે હિતકર છે

સુકાતા જતા ક્ષયરોગીનો ઝાડો રોકી રાખવાનુ કારણ

पुरीषं यत्नतो रक्षेच्छुष्यतो राजयक्ष्मिणः ॥ ७३ ॥
सर्वधातुक्षयार्तस्य बल तस्य हि विड्बलम् ।

જે ક્ષયરોગી સુકાઈ જતો હોય તેના ઝાડાના મળનુ યત્ન કરીને રક્ષણ કરવુ, કેમ કે તે સઘળી ધાતુઓના ક્ષયથી પીડાતો હોય છે, તેથી તેના ઝાડાનું બળ એ જ તેનુ બળ છે, અર્થાત્ મળના બળથી તે ટકી શકે છે (ધાતુઓના બળથી નહિ )

માંસ અને દારૂનો પ્રયોગ

मांसमेवाश्नतो युक्त्या
मार्द्वीकं पिबतोऽनु च ॥ ७४ ॥
अविधारितवेगस्य यक्ष्मा न लभतेऽन्तरम् ।

જે માણસ દેશ, કાળ, સદ્‌વુ ન સદ્‌વુ વગેરેનો વિચાર કરીને યુક્તિ પ્રમાણે માંસ ખાય છે તથા તે પછી કાળી દ્રાક્ષનો દારૂ પણ યુક્તિ પ્રમાણે પીએ છે, અને જે ઝાડો, પેશાબ, છીંક, બગાસું વગેરેના વેગને અટકાવતો નથી, તે માણસને ક્ષયરોગ થવાનો અવકાશ જ નથી.

सुरां समण्डां मार्द्वीकमरिष्टान्सीधुमाधवान् ॥७५॥
यथार्हमनुपानार्थं पिबेन्मांसानि भक्षयन् ।
स्रोतोविबन्धमोक्षार्थं बलौजःपुष्टये च तत् ॥७६॥

ક્ષયરોગવાળો માંસ ખાઈને પછી અનુપાન તરીકે સુરા, મદ, દ્રાક્ષાસવ, અરિષ્ટ, સીધુ, માધવ, એ મદ્યમાથી જે અગ્નિમા જ યોગ્ય હોય તે પીવુ, કેમ કે તેથી સ્રોતો બધ થઈ ગયા હોય છે તે ખુલ્લાં થાય છે તથા તે બળ, ઓજ અને પુષ્ટિ આપે છે

અભ્યંગ, અવગાહન, મર્દન, ઉદ્વર્તન

स्नेहक्षीराम्बुकोष्ठेषु स्वभ्यक्तमवगाहयेत् ।
उत्तीर्णं मिश्रकैः स्नेहै–

भूयोऽभ्यक्तं सुखैः करैः ॥ ७७ ॥
मृद्नीयात्सुखमासीनं सुखं चोद्वर्तयेत्परम् ।

ક્ષયવાળા રોગીને તેલ ચોળ્યા પછી સ્નેહ, દૂધ અને પાણીના વાસણમાં બેસાડવો. વાસણ(કોઠી)માંથી બહાર નીકળ્યા પછી ગુલ્મ(ગોળો)ની ચિકિત્સામાં કહેલા મિશ્ર સ્નેહ વડે દરદીને સારુ લાગે એમ ધીમે હાથે રોગીને સહન રહે એમ બેસાડીને ચોળવું અને પછી સુખ થાય એમ ઉદ્વર્તન કરવું (નીચેથી ઊંચે ચોળવું)

ઉદ્વર્તન શાનાથી કરવું?

जीवन्तीं शतवीर्यां च विकसां सपुनर्नवाम् ॥७८॥
अश्वगन्धामपामार्गं तर्कारीं मधुकं बलाम् ।
विदारीं सर्षपान् कुष्ठं तण्डुलानतसीफलम् ॥७९॥
माषांस्तिलांश्च किण्वं च सर्वमेकत्र चूर्णयेत् ।
यवचूर्णं त्रिगुणितं दध्ना युक्तं समाक्षिकम् ॥ ८० ॥
एतदुद्वर्तनं कार्यं पुष्टिवर्णबलप्रदम्

જીવંતી, ધોળી દૂર્વા (ધરો), મજીઠ, સાટોડી, આસધ, અઘેડો, અરણી, જેઠીમધ, બળદાણા, વિદારી કંદ, સરસવ, ઉપલેટ, ચોખા, અળસી, અડદ, તલ અને કિણ્વ એ સર્વને વાટીને તેનું ભેગુ ચૂર્ણ કરવું પછી તેમાં સર્વના કુલ વજનથી ત્રણગણું જવનું ચૂર્ણ નાખવું અને તેમાં (થોડું) મધ ભેળવવું ઉપર (શ્લોક ૭૭ા)જે ઉદ્વર્તન કહે છે તે એવી રીતે તૈયાર કરવું ને પાછળ કહ્યા પ્રમાણે દરદીને કળ વળે એમ ચોળવું એ ઉદ્વર્તન ચોળવાથી રોગીના શરીરને પુષ્ટિ, વીર્ય અને બળ પ્રાપ્ત થાય છે

(કિણ્વ=દારૂનો તળેનો રગડો)

શાનાથી નાહવું?

गौरसर्षपकल्केन स्नानीयौषधिभिश्च सः ॥ ८१ ॥
स्नायादृतुसुखैस्तोयैर्जीवनीयोपसाधितैः ।

ક્ષયરોગવાળાએ ધોળા સરસવનો કલ્ક ચોળીને તથા મોટા બળદાણા વગેરે સ્નાનયોગ્ય ઔષધિઓ શરીરે લગાવીને પછી જે જે ઋતુમાં જેવું જેવું (ઊનું, ટાઢું વગેરે) પાણી શરીરને સારુ લાગતુ હોય તેવા પાણીને જીવનીયગણમાં કહેલા ઔષધોથી સિદ્ધ કરીને તે વડે સ્નાન કરવું

શણગાર, અનુલેપન

गन्धमाल्यादिकां भूषामलक्ष्मीनाशनीं भजेत् ॥८२

પછી અલક્ષ્મીનો નાશ કરનાર ગંધમાલ્યાદિક અલંકાર ધારણ કરવા, અર્થાત્ ચંદન વગેરે સુગંધિનો લેપ કરવો તથા ફૂલના હાર વગેરે પહેરવા

આનંદ, બસ્તિ, આહાર, ધર્મક્રિયા

सुहृदां दर्शनं गीतवादित्रोत्सवसंश्रुतिः ।
बस्तयः क्षीरसर्पींषि मद्यमांससुशीलता ॥ ८३ ॥
दैवव्यपाश्रयं तत्तदथर्वोक्तं च पूजितम् ॥८३३॥

પછી પોતાના વહાલા બાંધવો તથા મિત્રો વગેરેને મળવું અને ગાયન, વાજિંત્ર સાંભળવા તથા પુત્રજન્મ, વિવાહ વગેરે ઉત્સવોની વાતો સાંભળવી વળી તેણે બસ્તિઓ લેવી, દૂધમાંથી બનાવેલું ઘી ખાવું અને દારૂ તથા માંસનું યથાયોગ્ય સારી રીતે સેવન કરવું તેણે દેવાશ્રય કર્મ (ચિ ૧/૧૯ા) કરવાં, તેમ જ અથર્વ વેદમાં કહેલું યજ્ઞ વગેરે તે તે કર્મ કરવું, કેમ કે એ હિતકર છે

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने राजयक्ष्मादि-
चिकित्सितं नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

# અધ્યાય ૬ ઠ્ઠો : ઊલટીઓ થવારૂપી રોગના ઉપાય

(શ્લોક ૦ાા થી ૨૪)

ક્ષયરોગવાળાને વિશેષે કરીને ઊલટી વગેરે ઉપદ્રવો થાય છે માટે ક્ષયની ચિકિત્સા પછી છર્દિ (બકારી, ઊલટી) વગેરેની ચિકિત્સા કહેવાના હેતુથી ગ્રંથકાર કહે છે કે—

अथातश्छर्दिहृद्रोगतृष्णाचिकित्सितं
व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે અમે છર્દિરોગ (ઊલટી), હૃદ્રોગ (હૃદયના રોગ) અને તૃષ્ણારોગ(તૃષારોગ, તરસ બહુ અને વારવાર લાગવાનો રોગ)ની ચિકિત્સા સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૦ાા થી ૬)

વાયુ સિવાયની બધી ઊલટીમાં ઉપવાસ:
ઊલટીઓમાં કોને વમન ઔષધ આપવું?

आमाशयोत्क्लेशभवाः प्रायश्छर्द्यो हितं ततः ।
लङ्घनं प्रागृते वायोर्वमनं तत्र योजयेत् ॥ १ ॥
बलिनो बहुदोषस्य वमन. प्रततं बहु ।

સામાન્ય રીતે તમામ ઊલટીઓ આમાશય(હોજરી)માંથી દોષ ઊછળવાથી થાય છે માટે ઊલટીના રોગવાળાને પ્રથમ લંઘન (ઉપવાસ) કરાવવા એ જ હિતકર છે

पिबेन्मन्थं यवागूं वा लाजैः समधुशर्कराम् ।
मुद्गजाङ्गलजैरद्याद्व्यञ्जनैः शालिषष्टिकम् ॥ १२ ॥
मृद्भृष्टलोष्टप्रभवं सुशीतं सलिलं पिबेत् ।
मुद्गोशीरकणाधान्यैः सह वा संस्थितं निशाम् ॥१३
द्राक्षारसं रसं वेक्षोर्गुडूच्यम्बु पयोऽपि वा ।

પિત્તથી થતી ઊલટીમા વિરેચનને માટે કાળી દ્રાક્ષ અને શેરડીના રસમા નસોતર રાખવુ, અથવા રાતા લોધર થી સિદ્ધ કરેલું ઘી પાવુ પિત્તની ઊલટીમા જો પિત્ત વધીને કફના સ્થાનમા ગયું હોય, એટલે જો આમાશયમા પિત્ત વધી ગયું હોય તો મધુર અને કડવા વમન ઔષધો આપીને તે પિત્તને ઉપરના માર્ગથી (મોથી) ઊલટીઓ કરાવીને બહાર કાઢી નાખવુ, અર્થાત્ વિરેચન ન આપતા વમન આપીને જ તે પિત્તને કાઢવુ એ રીતે વમન અને વિરેચન વડે શુદ્ધ થયેલા પિત્તથી થતી ઊલટીઓવાળા રોગીએ ડાંગરની ધાણીનો મથ, મધ તથા સાકર નાખીને પીવો, અથવા યવાગૂમા ડાંગરની ધાણી, મધ તથા સાકર નાખીને તે પીવી, અથવા મગના કે જાંગલ પ્રાણીઓના માંસના વ્યંજન સાથે શાળનો કે સાઠી ચોખાનો ભાત ખાવો, અથવા માટીના ગોળાને અગ્નિમાં તપાવીને પાણીમાં છમકારીને પછી તે પાણી બાુ ઠંડુ કરીને પીવું, અથવા મગ, વીરણવાળો, પીપર એ ને ધાણા એ ઔષધ ને રાત્રે પાણીમા પલાળી રાખીને સવારે તે પાણી ગાળી લેવું અને તે પાણી પીવુ, અથવા કાળી દ્રાક્ષનો રસ પીવો, અથવા શેરડીનો રસ પીવો, અથવા ગળોનું પાણી પીવું અથવા દૂધ પીવું

जम्ब्वाम्रपल्लवोशीरवटशुङ्गावरोहजः ॥ १४ ॥
क्वाथः क्षौद्रयुतः पीतः शीतो वा विनियच्छति ।
छर्दिं ज्वरमतीसारं मूर्च्छां तृष्णां च दुर्जयाम् ॥१५

જાંબુડો અને આંબો એ બેના કુમળા પાદડા, વીરણવાળો, વડની વડવાઈનાં કુમળા અંકુર, એ ઔષધોના કવાથમા મધ નાખીને તે પીધો હોય અથવા એ ઔષધોનો હિમ મધ નાખીને પીધો હોય તો તે, પિત્તની ઊલટી, તાવ, અતિસાર, મૂર્ચ્છા અને કષ્ટસાધ્ય તરસને મટાડે છે

धात्रीरसेन वा शीतं पिबेन्मुद्गदलाम्बु वा ।
कोलमज्जसितालाजामक्षिकाविट्कणाञ्जनम् ॥१६॥
लिह्यात्क्षौद्रेण पथ्यां वा द्राक्षां वा बदराणि वा ।

મગના પાદડાંને પાણીમાં ઉકાળીને તે પાણી ઠંડુ કરીને આમળાનાં રસ સાથે પીવું અથવા મગના પાદડાનો હિમ પીવો અથવા બોરના ઠળિયાની મીંજ, સાકર, મમરા (ડાંગરની ધાણી), માખીની હગાર, પીપર અને રસાંજન એ સર્વને મધ સાથે ચાટવા અથવા મધ સાથે હરડે ચાટવી, અથવા કાળી દ્રાક્ષ, અથવા બોરનો કલ્ક ચાટવો, તેથી પિત્તની ઊલટી મટે છે

કફથી થતી ઊલટીઓના ઉપાય

कफजायां वमेन्निम्बकृष्णापिण्डीतसर्षपैः ॥ १७ ॥
युक्तेन कोष्णतोयेन, दुर्बलं चोपवासयेत् ।
आरग्वधादिनिर्यूहं शीतं क्षौद्रयुतं पिबेत् ॥१८॥
मन्थान् यवैर्वा बहुशश्छर्दिघ्नौषधभावितैः ।
कफघ्नमन्नं हृद्यं च रागाः सार्जकभूस्तृणाः ॥१९
लीढं मनःशिलाकृष्णामरिचं बीजपूरकात् ।
स्वरसेन कपित्थस्य सक्षौद्रेण वमिं जयेत् ॥२०॥
खादेत्कपित्थं सव्योषं, मधुना वा दुरालभाम् ।
लिह्यान्मरिचचोचैलागोशकृद्रससमाक्षिकम् ॥२१॥

કફથી થતી ઊલટીમા લીમડાની અંતરછાલ, પીપર, મીંઢળ અને સરસવને વાટીને તેને લગાર ગરમ કરેલા પાણીમા નાખીને પીવુ અને ઊલટી કરવી રોગી જો દુર્બળ હોય તો તેને ઊલટી ન કરાવતા ઉપવાસ કરાવવા, અથવા પાછળ સૂત્રસ્થાનના અધ્યાય પંદરમામા આરગ્વધાદિગણ કહેલો છે (શ્લોક ૧૭), તે ઔષધોના કવાથને ઠંડો કરીને તેમા મધ નાખીને પાવો અથવા ઊલટીને મટાડનારા ઔષધો વડે અનેકવાર પટ દઈને તૈયાર કરેલા જવના મથ પાવા, અથવા કફનો નાશ કરે તથા હૃદયને પ્રિય લાગે તેવું અન્ન ખવડાવવુ પાછળ સૂત્રસ્થાનમા (સૂ 3/30) રાગ, ખાડવ વગેરે કહેલા છે તેમાના રાગ નામના પીણામા તુલસીના પાદડા તથા રોહિસખડ નાખીને તે પાવાં. મનશીલ, પીપર, મરી એ સર્વને બિજોરાના અથવા કોઠાના સ્વરસમા નાખીને તેમા મધ નાખીને ચાટવાથી ઊલટી મટે છે અથવા સૂંઠ, પીપર અને મરી સાથે કોઠુ ખાવું અથવા મધ સાથે ધમાસાનુ ચૂર્ણ ચાટવું

સૂગ ચડે એવી વસ્તુઓથી થતી ઊલટીનો ઉપાય

अनुकूलोपचारेण याति द्विष्टार्थजा शमम् ।

અણગમતા (ચીતરી ચડે એવા) પદાર્થને જોવાથી જે ઊલટી થતી હોય તેને મટાડવાને રોગીના મનને અનુકૂળ એવા ઉપચાર કરવા તથી તે શમી જાય છે

કૃમિથી તથા બીજા કારણોથી થતી
ઊલટીનો ઉપાય

कृमिजा कृमिहृद्रोगगदितैश्च भिषग्जितैः ॥ २२ ॥
यथास्वं परिशेषाश्च, तत्कृताश्च तथाऽऽमयाः ।

જે ઊલટી કૃમિથી ઉત્પન્ન થયેલી હોય, તેનો

ઉપાય કૃમિરોગ અને હૃદયના રોગમા કહેલા ઔષધો વડે કરવો તરસ, આમ અને ગર્ભિણીના અભાવા જેવા બીજા કારણોને લીધે થતી ઊલટીઓના ઉપાય કરવામા ઊલટીના કારણ મટવાના ઉપાય કરવા તથા ઊલટીને લીધે થતા બીજા રોગો મટાડવાને તે જ પ્રમાણે (તથા) કરવુ

ઊલટીઓ ચાલુ જ રહે તો શુ કરવુ?

छर्दिप्रसङ्गेन हि मातरिश्वा
धातुक्षयात्कोपमुपैत्यवश्यम् ।
कुर्यादतोऽस्मिन् वमनातियोग-
प्रोक्तं विधिं स्तम्भनबृंहणीयम् ॥ २३ ॥
सर्पिर्गुडा मांसरसा घृतानि
कल्याणकत्र्यूषणजीवनानि ।
पयांसि पथ्योपहितानि लेहा-
श्छर्दिं प्रसक्तां प्रशमं नयन्ति ॥ २४ ॥
इति छर्दिचिकित्सितम् ।

ઊલટીઓ ચાલુ રહે તો ધાતુનો ક્ષય થાય છે અને તેથી અવશ્ય વાયુ કોપે છે, માટે પાછળ વમનવિધિમા કહ્યુ છે, કે જ્યારે હદ કરતા વધારે ઊલટીઓ થાય ત્યારે તેને અટકાવવાને અને વમનવાળાને પુષ્ટ કરવાને જે વિધિ પાછળ (સૂત્રસ્થાન અધ્યાય ૧૮મા) વમનવિધિમા કહ્યો છે, એ વિધિ આ ઊલટીઓના રોગમા પણ કરવો, તેમ જ ઘીના લાડુ (ચિ ૩/૧૧૨મા), માંસરસ, કલ્યાણકઘૃત, ત્રિકટુથી સિદ્ધ કરેલુ ઘી, જીવનીયગણના ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી, પથ્ય ઔષધ નાખેલા દૂધ અને અવલેહ—એ સર્વ દોષ, દૂષ્ય વગેરેનો વિચાર કરીને રોગીને આપવાથી, લાંબા વખત સુધી ચાલતી ઊલટી શાંત થાય છે

अथ हृद्रोगचिकित्सितम् ।

## હૃદયના રોગની ચિકિત્સા

(શ્લોક ૨૫ થી ૫૯)

### વાયુથી થતા હૃદયરોગના ઉપાય

(શ્લોક ૨૫ થી ૪૩)

ગોળો અને અનાહની પીડા મટાડે એવુ તેલ

हृद्रोगे वातजे तैलं मस्तुसौवीरतक्रवत् ॥ २५ ॥
पिबेत्सुखोष्णं सबिडं गुल्मानाहार्तिजिच्च तत् ।

વાયુથી થયેલા હૃદયના રોગમા દહીનુ નીતર્યુ પાણી, સૌવીર નામે કાજી, છાશ અને બીડલવણ એટલા વાનાં તેલમા નાખીને તેને જરા નરમ કરીને તે તેલ પીવુ તેથી હૃદયનો રોગ, ગોળો અને આનાહ (પેટ ચડવાનો રોગ)ની પીડા મટે છે

तैलं च लवणैः सिद्धं समूत्राम्लं तथागुणम् ॥२६॥

પાચ લવણ વડે ગાયના મૂત્રમા અને ખાટી કાજીમા સિદ્ધ કરેલુ તેલ પીવાથી પણ હૃદયનો રોગ, ગોળો અને આનાહની પીડા મટે છે

बिल्वं रास्नां यवान् कोलं देवदारु पुनर्नवाम् ।
कुलत्थान् पञ्चमूलं च पक्त्वा
तस्मिन्पचेज्जले ॥ २७ ॥
तैलं तन्नावने पाने वस्तौ च विनियोजयेत् ।

બીલુ, રાસ્ના, જવ, બોર, દેવદાર, સાટોડી, કળથી, પંચમૂળ એ સર્વનો પાણીમા ક્વાથ કરીને તે ક્વાથમા તેલ નાખીને તેલ માત્ર બાકી રહે ત્યા લગી તેને પકવ કરવુ એ તેલ નસ્ય આપવામા, પીવામા અને બસ્તિ આપવામા વાપરવુ (તેથી હૃદયના રોગ, ગોળો અને આનાહની પીડા મટે છે)

પડખામા અને હૃદયમા પીડા તથા ગોળો મટાડે એવુ ઘી

शुण्ठीवयस्थालवणकायस्थाहिङ्गुपौष्करैः ॥२८॥
पथ्यया च शृतं पार्श्वहृद्रुजागुल्मजित् घृतम् ।

સૂઠ, આમળા, સિંધવ, કાકોલી, હિંગ, પુષ્કરમૂળ, હરડે—એ ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી પીવાથી પાસાની અને હૃદયની પીડા તથા ગોળો મટે છે

હૃદયરોગ, શ્વાસ અને ગોળો મટાડે એવુ ઘી

सौवर्चलस्य द्विपले पथ्यापञ्चाशदन्विते ॥ २९ ॥
घृतस्य साधितं प्रस्थो हृद्रोगश्वासगुल्मजित् ।

આઠ તોલા સંચળ અને પચાસ હરડે નાખીને ૬૪ તોલા ઘી સિદ્ધ કરેલુ એ ઘી પીવાથી હૃદયના રોગ, દમ અને ગોળો મટે છે,

આફરો, હૃદયરોગ અને શ્વાસ મટાડે એવું ચૂર્ણ

दाडिमं कृष्णलवणं शुण्ठी हिङ्ग्वम्लवेतसम् ॥३०
आनाहहृद्रोगश्वासघ्नं चूर्णमुत्तमम् ।

દાડમ, કાળુ મીઠુ, સૂઠ, હિંગ અને અમ્લવેતસ એ પાચનુ બનાવેલુ ચૂર્ણ આફરો, હૃદરોગ અને દમને મટાડવા માટે ઉત્તમ છે.

હૃદયમાં ત્રિદોષ અને શૂળ મટાડે એવું ઔષધ

पुष्कराह्वशठीशुण्ठीबीजपूरजटाभयाः ॥ ३१ ॥
पीताः कल्कीकृताः क्षारघृताम्ललवणैर्युताः ।
विकर्तिकाशूलहराः
क्वाथः कोष्णश्च तद्गुणः ॥ ३२ ॥

यवानीलवणक्षारवचाजाज्यौषधैः कृतः ।
सपूतिदारुबीजाह्वपलाशशठिपौष्करैः ॥ ३३
( यवक्षारो यवानी च पिबेदुष्णेन वारिणा ।
एतेन वातजं शूलं गुल्मं चैव चिरोत्थितम् ॥१॥
भिद्यते सप्तरात्रेण पवनेन यथा घनः । )

પુષ્કરમૂળ, ષટ્કચૂરા, સૂઠ, બિજોરાના મૂળ, હરડે, એ સર્વનો કલ્ક કરીને તેમા જવખાર, ઘી, બિજોરાનો રસ અને પાચ લવણ નાખવા પછી તેને પીવાથી તે, પેટમાં કપાઈ જતુ હોય એવી વેદના સહિત જે ચૂક આવે છે તેને મટાડે છે, તેમ જ રાજમોદ, સિંધવ, જવખાર, વજ, જીરુ, સૂઠ, કણજી, દેવદાર, બિજોરુ, હરડે, ષટ્કચૂરા અને પુષ્કરમૂળ એ ઔષધોનો ક્વાથ કરીને લગાર ગરમ હોય તેવો પીવો તેથી પણ વિકર્તિકા નામે શૂળ (ચૂક) મટે છે

(જેમ પવનથી વાદળુ વિખેરાઈ જાય છે તેમ જવખાર ને રાજમોદ એ બેન ગરમ પાણી સાથે પીવાથી વાયુથી થયેલુ શૂળ અને જૂના ગોળો સાત દિવસમા મટી જાય છે )

હૃદયમા, પડખામા અને યોનિમા શૂળ માટે તથા ગોળા માટે ઔષધ

पञ्चकोलशठीपथ्यागुडबीजाह्वपौष्करम् ।
वारुणीकल्कितं भृष्टं यमके लवणान्वितम् ॥ ३४॥
हृत्पार्श्वयोनिशूलेषु खादेद्गुल्मोदरेषु च ।

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક ને સૂઠ, ષટ્કચૂરો, હરડે, ગોળ, બિજોરુ, પુષ્કરમૂળ, એ સૌ ચીને વારુણી નામે દારુમા વાટીને કલ્ક કરવો તથા તે કલ્કને ઘી, તલ, વસા અને મજ્જા એ ચાર સ્નેહમાના જમે તે બે સ્નેહમા શકવો પછી તેમા સિંધવ નાખીને તે કલ્ક ખાવો એ કલ્ક ખાવાથી હૃદય, પાસા અને યોનિમા શૂળ આવતુ હશે તે મટશે તથા ગોળો અને ઉદરરોગ પણ મટશે

વાયુના હૃદયરોગમા કેવા શેક અને કેવા ઘી જોઈએ?

स्निग्धाश्चेह हिताः स्वेदाः
संस्कृतानि घृतानि च ॥ ३५ ॥

વાયુથી થયેલા હૃદયમાના રોગમા સ્વેદવિધિમા કહેલા સ્નિગ્ધ, સ્વેદ અને વાતનાશક ઔષધિથી પકવેલા ઘી હિતકારક છે

તરસ લાગે ત્યારે શુ પીવુ?

लघुना पञ्चमूलेन शुण्ठ्या वा साधितं जलम् ।
वारुणीदधिमण्डं वा धान्याम्लं वा पिबेत्तृषि ॥३६॥

હૃદયના રોગમા તરસ લાગે તો લઘુ પચમૂળ વડે અથવા સૂઠ વડે સિદ્ધ કહેરેલુ પાણી પીવુ અથવા વારુણી નામે મદ્ય પીવુ અથવા દહીંનો મટ પીવો, અથવા ધાન્યામ્લ પીવુ

શ્લોક ૨૧ થી ૩૬ વાળી ક્રિયા કેવા હૃદયરોગમા કરવી?

छायामस्तम्भशूलामे हृदि मारुतदूषिते ।
क्रियैषा

જો વાયુથી થયેલા હૃદયરોગમા આક્ષેપવાયુ, સ્તભવાયુ, શૂલ ને આમ, એ ઉપદ્રવો હોય તો ઉપર કહી તે જ ક્રિયા કરવી

વાયુના હૃદયરોગમા દ્રવ, આયામ અને પ્રમોહ હોય તો શુ કરવુ?

सद्रवायामप्रमोहे तु हिता रसाः ॥ ३७ ॥
स्नेहाढ्यास्तित्तिरिक्रौञ्चशिखिवर्तकदक्षजाः ।

પણ જો વાયુથી થયેલા હૃદયરોગમા દ્રવ, આયામ તથા મૂર્છાના ઉપદ્રવો થતા હોય તો તેતર, કુકડો (વહીલા, સરસડા), મોર, ચકલા, અને કૂકડો—એ પ્રાણીઓના માંસના રસમા ઘણો સ્નેહ નાખીને તે પીવા, એ હિત કર છે

बलातैलं सहृद्रोगः पिबेद्वा सुकुमारकम् ॥ ३८ ॥
यष्ट्याह्वशतपाकं वा महास्नेहं तथोत्तमम् ।

જે માણસને હૃદયનો રોગ થયો હોય તેણે બલા તેલ (ચિ ૨૧/૭૩થી ૮૧) પીવુ, અથવા ચિ ૧૩/૪૦॥ થી ૪૭મા વૃદ્ધિની ચિકિત્સામા કહેલુ સુકુમારક નામે તલ પીવુ, અથવા સો વાર પકવ થયેલુ જેઠી મધનુ તલ જે (ચિ અધ્યાય ૨૨ શ્લોક ૪૦॥ થી ૪૪ મા) વાતરકત(પત)ના રોગમા કહેલુ છે તે પીવુ, અથવા (નીચે આપેલો) ઉત્તમ મહાસ્નેહ પીવો.

रास्नाजीवकजीवन्तीबलाव्याघ्रीपुनर्नवैः ॥ ३९ ॥
भार्गीस्थिरावचाव्योषैर्महास्नेहं विपाचयेत् ।
दधिपादं तथाम्लैश्च लाभतः स निषेवितः ॥४०॥
तर्पणो बृंहणो बल्यो वातहृद्रोगनाशनः ।

રાસ્ના, જીવક, જીવતી, બળદાણા, ભોરીંગણી, સાટોડી, ભારંગી, શાલિપર્ણી, વજ, ત્રિકટુ (સૂઠ, પીપર, મરી), એ ઔષધોના કલ્ક વડે તથા સ્નેહ કરતા ચોથા ભાગના દહીં સાથે મહાસ્નેહ(ઘી, તલ, મજ્જા ને વસા એ ચારે એકઠા કરવા તેને મહાસ્નેહ કહે છે)ને પકવ કરવો. પછી કાજી વગેરે જે ખટાઈ મળી શકે તે તેમા નાખી તે સ્નેહ પીવો. એ મહાસ્નેહ

ઇન્દ્રિયો તથા ધાતુઓને પુષ્ટ કરનાર, બળ આપનાર અને વાયુથી થતા હૃદયરોગનો નાશ કરે છે

**दीप्तेऽग्नौ सद्रवायामे हृद्रोगे वातिके हितम् ॥४१**
**क्षीरं दधि गुडः सर्पिरौदककानूपमामिषम् ।**

જો વાયુથી થયેલા હૃદયરોગવાળાનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તથા દ્રવ અને આક્ષેપવાળો હૃદયરોગ હોય તો તેને દૂધ, દહીં, ગોળ, ઘી, જળચર પ્રાણીઓનુ માસ અને અનૂપ દેશના પ્રાણીઓનુ માસ હિતકર છે

દૂધ, દહીં, ગોળ, ઘી ક્યા હૃદયરોગમા ન વાપરવા?

**एतान्येव च वर्ज्यानि हृद्रोगेषु चतुर्ष्वपि ॥ ४२॥**
**शेषेषु, स्तम्भजाड्यामसयुक्तेऽपि च वातिके ।**

ઉપર જે દૂધ, દહીં, ગોળ, ઘી, જળચર પ્રાણીઓનું માસ અને અનૂપ દેશના પ્રાણીઓનુ માસ ખાવાનું કહેલુ છે, તે માત્ર વાયુથી થયેલા હૃદયરોગ વાળાને માટે જ જાણવુ વાયુના હૃદયરોગ સિવાય બાકીના ચારે હૃદયરોગોમા તથા વાયુના હૃદયરોગમા પણ સ્તભ, જડતા અને આમ હોય તો તેમા પણ એ દૂધ વગેરે આપવા નહિ

**કફના અનુબંધવાળા વાયુના હૃદયરોગમાં કરવાની ક્રિયા**

**कफानुबन्धे तस्मिंस्तु रूक्षोष्णामाचरेत्क्रियाम् ॥४३**

તે વાયુનો હૃદયરોગ જો કફના અનુબંધવાળો હોય તો લૂખા અને ગરમ ઉપચાર કરવા.

## પિત્તથી થતા હૃદયરોગના ઉપાય

(શ્લોક ૪૩ાા થી ૪૮ાા)

વિરેચન, પેયાદિ ક્રમ, ઔષધ

**पैत्ते द्राक्षेक्षुनिर्यासासताक्षौद्रपरूषकैः ।**
**युक्तो विरेको हृद्यः स्यात्क्रमः शुद्धे च पित्तहा ॥**
**क्षतपित्तज्वरोक्तं च बाह्यान्तः परिमार्जनम् ।**
**कट्वीमधुककल्कं च पिबेत्ससितमम्भसा ॥ ४५ ॥**

પિત્તના હૃદયરોગમા કાળી દ્રાક્ષ, શેરડીનો રસ, સાકર, મધ, ફાલસા, એ ઔષધો સાથે વિરેચન આપવું. કેમ કે તે હૃદયને હિતકર છે વિરેચન આપીને શુદ્ધ કર્યા પછી પિત્તના નાશ કરનાર પેયાદિક્રમ ચાલુ કરવો, તેમ જ ઉરઃક્ષતમા અને પિત્તજ્વરમાં કહ્યા પ્રમાણે શરીરની બહારથી અને અંદરથી શુદ્ધિ કરવી વળી તેને કડુ અને જેઠીમધનો કલ્ક સાકર અને પાણી સાથે પાવો

**સિદ્ધ ઘી, બસ્તિ**

**श्रेयसीशर्कराद्राक्षाजीवकर्षभकोत्पलैः ।**
**बलाखर्जूरकाकोलीमेदायुग्मैश्च साधितम् ॥४६॥**
**सक्षीरं माहिषं सर्पिः पित्तहृद्रोगनाशनम् ।**

ગજપીપર, સાકર, કાળી દ્રાક્ષ, જીવક, ઋષભક, કાળુ કમળ, બલદાણા, ખજૂર, કાકોલી, મેદા, મહામેદા, એ ઔષધોના કલ્ક વડે ભેંસના દૂધમા નાખેલું ભેંસનુ ઘી સિદ્ધ કરવુ એ ઘી પિત્તથી થયેલા હૃદયરોગ નો નાશ કરનારુ છે

**प्रपौण्डरीकमधुकबिसग्रन्थिकसेरुकाः ॥ ४७ ॥**
**सशुण्ठीशैवलास्ताभिः सक्षीरं विपचेद्घृतम् ।**
**शीतं समधु तच्चेष्टं स्वादुवर्गकृतं च यत् ॥४८॥**
**बस्तिं च दद्यात्सक्षौद्रं तैलं मधुकसाधितम् ।**

સ્થળકમળ, જેઠીમધ, કમળ, પીપરીમૂળ, કસેલા સૂઠ, શેવાળ, એ સર્વ ઔષધિઓ વડે દૂધ નાખીને ઘી પકવ કરવું એ ઠંડુ થાય ત્યારે મધ નાખે પિત્તના હૃદયરોગવાળા રોગીને પાવુ, અથવા દ્રાક્ષાદિ મધુર (ગણ્ય) વર્ગના ઔષધોથી [સિદ્ધ કરેલુ] ઘી પાવુ, કેમ કે તે હૃદયને હિત કરનારુ છે વળી રોગીને જેઠીમધથી સિદ્ધ કરેલા તેલમા મધ મેળવીને તેની બસ્તિ આપવી

મધુર (ગણ્ય) ઔષધો —જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૧૦ શ્લોક ૨૨થી ૨૮ાા

## કફથી થતા હૃદયરોગના ઉપાય

(શ્લોક ૪૯થી ૫૫)

સેક, વમન, આહાર

**कफोद्भवे वमेत्स्विन्नः पिचुमन्दवचाम्भसा ॥४९॥**
**कुलत्थधन्वोत्थरसतीक्ष्णमद्ययवाशनः ।**

કફથી ઉત્પન્ન થયેલા હૃદયરોગમા રોગીને પ્રથમ સેક કરવો, તથા પછી લીમડો અને વજના પાણીથી તેને ઊલટી કરાવવી. એ રોગીને કળથી, જાંગલ પ્રાણીઓના માસનો રસ, તીક્ષ્ણ (જલદ) મદ્ય અને જવ ખાવા-પીવાને આપવા.

(ક્યો દારૂ તીક્ષ્ણ છે તે માટે જુઓ સૂત્રસ્થાન અધ્યાય ૫મા મદ્યવર્ગ.)

ચૂર્ણ, ક્વાથ, લેહ, ઘી, મદ્ય અને આસવ

**पिबेच्चूर्णं वचाहिङ्गुलवणद्वयनागरात् ॥ ५० ॥**
**सैलायवानककृष्णायवक्षारात्सुखाम्बुना ।**
**फलधान्याम्लकौलत्थयूषमूत्रासवैस्तथा ॥ ५१ ॥**

पुष्कराह्वाभयाशुण्ठीशठीरास्नावचाकणात् ।
क्वाथ तथाऽभयाशुण्ठी-
माद्रीपीतद्रुकट्फलात् ॥ ५२ ॥

કફથી થયેલા હૃદયરોગમા વજ, હિંગ, સિંધવ, સચળ, સૂઠ, એલચી અજમોદ, પીપર, જવખાર, એ ઔષધોનુ ચૂર્ણ લગાર ગરમ (સહેજ) પાણી સાથે પીવું, અથવા એ જ ચૂર્ણ ફુલાબુ સાથે પીવુ, અથવા ધાન્યામ્લ સાથે પીવુ, અથવા કળથીના યૂષ સાથે પીવુ, અથવા ગોમૂત્ર સાથે પીવુ, અથવા ફળ, ધાન્યામ્લ, કળથીનો યૂષ અને ગોમૂત્રથી સિદ્ધ કરેલા આસવ સાથે પીવુ, અથવા પુષ્કરમૂળ, હરડે, સૂઠ, પટકચૂરા, રાસ્ના, વજ અને પીપર એ ઔષધોનુ ચૂર્ણ ઉપર કહેલા અનુપાનમાથી ગમે તે એકની સાથે પીવુ, અથવા હરડે, સૂઠ, અતિવિષની કળી, દારૂહળદર અને કાયફળ એ ઔષધોનો કવાથ પીવો.

क्वाथे रोहितकाश्वत्थखदिरोदुम्बरार्जुने ।
सपलाशवटे व्योषत्रिवृच्चूर्णान्विते कृत ॥ ५३ ॥
सुखोदकानुपानश्च लेह कफविकारहा ।

રોહીડો (રગતરોહીડો), પીપળો, ખેર, ઉમરડો (ગુલર), સાદડ, ખાખરા, વડ, એ વૃક્ષોની અતરછાલના કવાથમાં ત્રિકટુ (સૂઠ, પીપર, મરી) અને નસોતરનુ ચૂર્ણ નાખીને અવલેહ બનાવવો પછી તે અવલેહ ચાટીને તે ઉપર લગારક ગરમ કરલું પાણી પીવુ તેથી કફનો વિકાર નાશ પામે છે

श्लेष्मगुल्मोदिताज्यानि
क्षारांश्च विविधान् पिबेत् ॥ ५४ ॥

કફગુલ્મના ઉપાયમા જે જે ઘી અને ક્ષાર બનાવેલા છે, તે તે અનેક પ્રકારના ઘી અને ક્ષાર કફના હૃદયરોગમા પીવા

प्रयोजयेच्छिलाह्व वा ब्राह्मं वाऽत्र रसायनम् ।
तथाऽऽमलकलेहं वा
प्राश वाऽगस्त्यनिर्मितम् ॥ ५५ ॥

કફના હૃદયરોગમા શિલાજિત આપવો, અથવા રસાયનના અધ્યાયમા કહેલુ (કહવાશે) બ્રાહ્મરસાયન આપવુ, અથવા રસાયનમા કહેલો આમળાનો અવલેહ આપવો, અથવા કાસચિકિત્સામા કહેલો અગસ્ત્યાવલેહ આપવો.

શૂળનું ઔષધ

स्याच्छूल यस्य भुक्तेऽति, जीर्यत्यल्प, जरा गते ।
शाम्येत्स कुष्ठकृमिजिल्लवणद्वयतिल्वकै ॥ ५६ ॥
सदेवदार्वतिविषैश्चूर्ण मुष्णाम्बुना पिबेत् ।

જે માણસને ખાધા પછી તરત અન્ન પચવા માડતા પહેલા અત્યત શૂળ થતું હોય (પેટમા અત્યત દુખતુ હોય), અન્ન પચતુ હોય ત્યારે થોડુ દુખતુ હોય અને અન્ન પચી રહે ત્યારે તે દુખવુ શમી જતુ હોય, તે માણસે ઉપલેટ, વાવડિંગ, સિંધવ, સચળ, રાતો લોધર, દેવદાર અને અતિવિષની કળી, એ ઔષધોનુ ચૂર્ણ કરીને તેને ગરમ પાણી સાથે પીવું

यस्य जीर्णेऽधिकं स्नेहैः
स विरेच्यः फलै पुनः ॥५७॥
जीर्यत्यन्ने, तथा मूलैस्तीक्ष्णैः शूले सदाऽधिके ।

જે માણસને અન્ન પચી ગયા પછી પેટમાં દુખતું હોય, તેને વિરેચન દ્રવ્યથી સિદ્ધ કરેલા સ્નેહ વડે જુલાબ આપવો જે માણસને અન્ન પચતા–પચતા દુખતું હોય તેને ફળ વડે વિરેચન આપવુ અને જેને ખાધા પહેલા અને પછી સદા ઘણ દુખ્યા કરતુ હોય તેને તીક્ષ્ણ મૂળ વડે વિરેચન આપવુ વિરેચન કરાવે એવા ફળ તથા મૂળમાથી કેટલાક નીચે બતાવ્યા છે

ફળવિરેચન અથવા જુલાબ કરાવ એવા ફળ–કાળી દ્રાક્ષ, વાવડિંગ, ખજૂર, ફાલસા, ગરમાળો, આમળા, હરડે, બહેડા, કપિલો, ઉંદરકની, કાકડી, નેપાળો, ગળી, કોલા અને પીલુડા

મૂળ વિરેચન અથવા જુલાબ કરાવે એવા મૂળ–સાતલા (સાથેર), શખાવળી, દંતીમૂળ (નેપાળાના મૂળ), ઉંદરકનીના મૂળ, ગરાળી, નસોતર, કાળુ નસોતર, કણજી ઇત્યાદિ

આમાશયમા કોપેલા વાયુનું અનુલોમન
શી રીતે કરવુ?

प्रायोऽनिलो रुद्धगति कुप्यत्यामाशये गत ॥५८
तस्यानुलोमन कार्यं शुद्धिलङ्घनपाचनै ।

આમાશયમા રહેલા વાયુની ગતિ રોકાય છે, ત્યારે સામાન્ય રીતે આમાશયમા રહેલો વાયુ કોપે છે, માટે એવા રોગમા વમનવિરેચન વગેરેથી શરીરની શુદ્ધિ કરવી તથા તેને ઉપવાસ કરાવીને અને પાચન ઔષધ આપીને વાયુનુ અનુલોમન કરવુ, એટલે વાયુને તેના સ્વાભાવિક માર્ગમા ગતિવાળો કરવો

કૃમિથી થતા હૃદયરોગનું ઔષધ

कृमिघ्नमौषध सर्वं कृमिजे हृदयामये ॥५९॥
इति हृद्रोगचिकित्सितम्।

પેટમા કૃમિથી ઉત્પન્ન થવાથી હૃદયરોગ થયો હોય તો (કૃમિરોગમા) કૃમિને નાશ કરનાર જે જે ઔષધ કહ્યું છે, તે તે બધું કરવુ

अथ तृष्णाचिकित्सितम् ।

## તૃષ્ણા(તરસ)રોગની ચિકિત્સા

(શ્લોક ૫૯॥ થી ૮૪॥)

### સામાન્ય ચિકિત્સા

**तृष्णासु वातपित्तघ्नो विधिः प्रायेण शस्यते ।**
**सर्वासु शीतो बाह्यान्तस्तथा शमनशोधनः ॥६०**

બધા પ્રકારના તરસના રાગમા ઘણુ ખરુ વાયુ અને પિત્તનો નાશ કરનારા વિધિ કરવો, તથા બહાર અને અદર ઠડક થાય એવા ઉપાય કરવા અને શમન ઔષધ આપવા

### ઠડક થાય એવા ઉપાય

**दिव्याम्बु शीत सक्षौद्र तद्वद्भौम च तद्गुणम् ।**
**निर्वापित तप्तलोष्टकपालसिकतादिभिः ॥६१॥**
**सशर्कर वा क्वथित पञ्चमूलेन वा जलम् ।**
**दर्भपूर्वेण मन्थश्च प्रशस्तो लाजसक्तुभिः ॥६२॥**
**वाट्यश्चामयवैः शीतः शर्करामाक्षिकान्वितः ।**
**यवागू शालिभिस्तद्वत्कोद्रवैश्च चिरन्तनैः ॥६३**
**शीतेन शीतवीर्यैश्च द्रव्यैः सिद्धेन भोजनम् ।**
**हिमाम्बुपरिषिक्तस्य पयसा ससितामधु ॥६४॥**
**रसैश्चानम्ललवणैर्जाङ्गलैर्घृतभर्जितैः ।**
**मुद्गादीनां तथा यूषैर्जीवनीयरसान्वितैः ॥६५॥**
**नस्यं क्षीरघृतं सिद्धं शीतैरिक्षोस्तथा रसः ।**
**निर्वापणाश्च गण्डूषाः सूत्रस्थानोदिता हिताः ॥६६**
**दाहज्वरोक्ता लेपाद्या निरीहत्वं मनोरतिः ।**
**महासरिद्ध्रदादीनां दर्शनस्मरणानि च ॥६७॥**

ઠડા ગાગજળમા (સૂ ૫॥ થી ૨॥) અથવા ગાગજળ જેવા જ ગુણવાળા ભૌમજળમા (સૂ ૫/૭॥, ૫) મધ નાખીને પીવું અથવા તપાવેલા માટીના ગોળા, તપાવેલા ઘડાના ઠીકરા કે ગરમ રતી તે પાણીમાં નાખીને (છમકારીને) પછી ઠડુ પડયા પછી તે પાણી ગાળીને પીવા આપવું અથવા તે જળમા સાકર નાખીને પીવા આપવુ અથવા તૃણ પચમૂળ નાખીને ઉકાળેલા તે જળને ઠડુ પાડીને પીવા આપવું અથવા ડાગરની ધાણીના સાથુ દર્ભના મથમા નાખીને પીવા આપવો તે પણ શ્રેષ્ઠ છે અથવા કાચા જવની બાટીઓ કરીને તેને દેવતા ઉપર શેકવી, તથા તે ઠડી થાય ત્યાર મધ, સાકર સાથ તે ખાવી અથવા ડાગરના ચોખાની યવાગૂ કરીને તેમાં મધ, સાકર નાખીને તે ખાવી. અથવા જૂના કોદ્રાની કોદ્રી કાઢીને તેની યવાગૂ કરીને તેમા મધ, સાકર નાખીને તે ખાવી. અડકવામા ઠડી અને શીતવીર્ય ઔષધિઓથી સિદ્ધ કરેલા ભોજનને ઠડુ કરીને ખાવું અથવા તરસના રોગવાળા માણસના ઉપર ઠડુ જળ છાટીને તેને સાકર, દૂધ અને કાળી દ્રાક્ષના દારૂ સાથે ભોજન આપવુ અથવા જો તેને માફક હોય તો જાગલ પ્રાણીઓના માસના રસમા લગાર ખટાઈ અને સિધવ નાખીને (અથવા ન નાખીને) તથા તને ઘીમા વઘારીને તેની સાથે ભોજન આપવુ અથવા સૂત્રસ્થાનના અધ્યાય ૧૫ શ્લોક ૮મા કહેલા જીવનીયગણના ઔષધોના કવાથ સહિત મગ વગેરેના યૂષની સાથ ભોજન આપવુ, અથવા શીતવીર્ય ઔષધિઓ વડે શરડીના રસમા સિદ્ધ કરેલા દૂધમાથી બારાબાર કાઢેલા ઘીનુ નસ્ય આપવુ અથવા સૂત્રસ્થાનમા કહેલા રોપણ ગડૂષ (સૂ ૨૨/૨॥ થી ૨॥) ભરાવવા. અથવા દાહજ્વરમા કહેલા (ચિ ૧/૧૩૨॥) ઘરા વગેર દ્રવ્યના લેપ વગેર કરવા, તમ જ તરસના રાગવાળાએ કોઈ પ્રકારની કામના (ઇચ્છા) કરવી નહિ, મન આનદમાં રાખવુ, તથા માટી નદીઓ અને પાણીના મોટા ધ્રહ (ધરા) વગેરના દર્શન કરવા તથા તેનું સ્મરણ કરવુ

### વાયુની તરસના ઉપાય

**तृष्णायां पवनोत्थायां सगुडं दधि शस्यते ।**
**रसाश्च बृंहणाः शीता विदार्यादिगणाम्बु च ॥**

વાયુથી ઉત્પન્ન થયેલી તરસમા ગાળ સાથ દહીં ખાવુ એ શ્રેષ્ઠ છે, તેમ જ ધાતુઓની પુષ્ટિ કરનારા ઠડા માસરસ પણ શ્રેષ્ઠ છે અથવા પાછળ સૂત્રસ્થાનમાં અધ્યાય ૧૫ શ્લોક ૮મા કહેલા વિદાર્યાદિ ગણના ઔષધના પાણીમા ઉકાળીને તે પાણી પાવુ એ પણ શ્રેષ્ઠ છે

### પિત્તની તરસના ઉપાય

**पित्तजायां सितायुक्तः पक्वोदुम्बरजो रसः ।**
**तत्क्वाथो वा हिमस्तद्वत्सारिवादिगणाम्बु वा ॥**
**तद्विधैश्च गणे शीतकषायान् ससितामधून् ।**
**मधुरैरौषधैस्तद्वत् क्षीरिवृक्षैश्च कल्पितान् ॥७०**
**बीजपूरकमृद्वीकावटवेतसपल्लवान् ।**
**मूलानि कुशकाशानां यष्ट्याह्वं च जले शृतम् ॥**
**ज्वरोदितं वा द्राक्षादि पञ्चसाराम्बु वा पिबेत् ।**

પિત્તની તરસમા પાકા ઉમરડાના (ગુલ્લર વૃક્ષના ફળના) રસમા સાકર નાખી પીવુ, અથવા પાકા ઉમરડાનો કવાથ સાકર સાથ પીવો, અથવા તેનો હિમ સાકર સાથે પીવો, અથવા સારિવાદિ ગણના ઔષધોનો ક્વાથ પીવો, અથવા સૂ અ. ૧૫મા કહેલા શીતવીર્યવાળા

ઔષધોના ગણના હિમમાં સાકર અને મધ નાખીને પીવો, અથવા મધુર વર્ગનાં દ્રવ્યોથી બનાવેલા કવાથમાં સાકર અને મધ નાખીને પીવાં, અથવા પીપળો, વડ વગેરે દૂધ નીકળે એવાં વૃક્ષની અંતરછાલના ક્વાથ કરીને તે ઠંડા પડયા પછી તેમાં મધ, સાકર નાખીને પીવા, અથવા બિજોરું, કાળી દ્રાક્ષ, વડ, નેતર—એ ચારનાં પાદડાં, દર્ભ અને કાસનાં મૂળ તથા જેઠીમધ—એ ઔષધોને પાણીમા ઉકાળીને ઠંડું કરીને તે પાણી પીવું અથવા જ્વરની ચિકિત્સામા શ્લોક ગાથાથી ૧૮માં દ્રાક્ષાદિ ફાંટ કહેલો છે તે ફાંટ પીવો; અથવા પંચસારાંનુ (સૂ. ૩/૩૦॥) પીવુ

કફની તરસના ઉપાય

**कफोद्भवायां वमनं निम्बप्रसववारिणा ॥ ७२ ॥**
**बिल्वाढकीपञ्चकोलदर्भपञ्चकसाधितम् ।**
**जलं पिबेद्रजन्या वा सिद्धं सक्षौद्रशर्करम् ॥७३॥**
**मुद्गयूषं च सव्योषपटोलीनिम्बपल्लवम् ।**
**यवान्नं तीक्ष्णकवलनस्यलेहांश्च शीलयेत् ॥७४॥**

કફથી તરસનો રોગ થયો હોય તો લીમડાના પાદડાનુ પાણી (સ્વરસ) પીને ઊલટી કરવી, તેમ જ બીલું, તુવેર, સૂંઠ, પીપર, મરી, ચિત્રા, પીપરીમૂળ અને દર્ભપંચક એ ઔષધિથી સિદ્ધ કરેલું પાણી પીવું, અથવા હળદરથી સિદ્ધ કરેલા પાણીમા મધ અને સાકર નાખીને તે પીવુ, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), પરોળ અને લીમડાના પાદડા નાખીને મગનો યૂષ ખાવા આપવો, અથવા જવનું અન્ન ખાવું, અથવા તીક્ષ્ણ કોળિયા ભરી રાખવા અથવા તીક્ષ્ણ નસ્ય આપવું, અથવા તીક્ષ્ણ અવલેહ ચાટવા.

ત્રિદોષની તરસના ઉપાય

**सर्वैरामाच्च तद्घ्न्या क्रियेष्टा वमनं तथा ।**
**त्र्यूषणारुष्करवचाफलाम्लोष्णाम्बुमस्तुभिः ॥७५॥**

ત્રણે દોષ એકત્ર મળવાથી અથવા આમથી તરસનો રોગ થયો હોય તેના ઉપાય તરીકે સન્નિપાતને તથા આમને મટાડનારી ક્રિયા કરવી ઇષ્ટ છે, તેમ જ વમન આપવું એ પણ શ્રેય છે; તેમ જ સૂંઠ, પીપર, મરી, ભિલામા, વજ, એ ઔષધોનું ચૂર્ણ, ખાટા ફળના રસના ત્રણમાં, ગરમ પાણીમાં અથવા દહીંના નીતર્યા પાણીમા પીવું

ઉપવાસને લીધે થતા તરસરોગના ઉપાય

**अन्नात्ययान्मण्डमुष्णं हिमं मन्थं च कालवित् ।**

અન્ન ન ખાવાને લીધે જે તરસનો રોગ થાય છે તેમાં ગરમ મંડ તથા ઠંડો મંથ કાળ, પ્રકૃતિ, સાત્મ્ય વગેરેનો વિચાર કરીને પીવો. (જે મનુષ્યની વાતકફ પ્રકૃતિ હોય તેણે ગરમ મંડ પીવો; જેની પિત્તકફ કે વાતપિત્ત પ્રકૃતિ હોય તેણે ઠંડો મંથ પીવો. એ જ પ્રમાણે કાળ અને સાત્મ્ય વિષે પણ જાણવું. આ જગ્યાએ મંથ એટલે ઘીમાં કરમોવેલો, ઠંડા પાણીમાં પલાળેલો બહુ પાતળો નહિ કે બહુ જાડો નહિ એવો સાથુ.)

થાકને લીધે થતા તરસના રોગના ઉપાય

**तृषि श्रमान्मांसरसं मन्थं वा ससितं पिबेत् ॥७६**

શ્રમની તરસનો રોગ થયો હોય તો માંસનો રસ અથવા સાકર મેળવીને મંથ પીવો.

તાપને લીધે થતા તરસરોગના ઉપાય

**आतपात्ससितं मन्थं यवकोलजसक्तुभिः ।**
**सर्वाण्यङ्गानि लिम्पेच्च तिलपिण्याककाञ्जिकैः ॥७७**

જો તડકો કે તાપ લાગવાથી તરસનો રોગ થયો હોય તો જવ અને બોરના સાથુનો મંથ કરીને તેમાં સાકર નાખીને તે પીવો, તથા તલનો ખોળ અને કાંજી મેળવીને તે વડે આખે શરીરે લેપ કરવો.

તાપ વેઠયા પછી ઠંડું પાણી પીવાથી થતા તરસરોગના ઉપાય

**शीतस्नानाच्च मद्याम्बु पिबेत्तृष्णान् गुडाम्बु वा ।**

ઠંડા પાણીથી સ્નાન કરવાથી કોઈને તરસનો રોગ થયા હોય તો તેણે દારૂનુ પાણી પીવું અથવા ગોળનું પાણી પીવુ.

દારૂથી થતા તરસરોગના ઉપાય

**मद्यादर्धजलं मद्यं स्नातोऽम्ललवणैर्युतम् ।७८।**

દારૂ પીવાથી તરસનો રોગ થયો હોય તો નાહીને દારૂમાં અડધું પાણી મેળવીને તથા અડધું પાણી મેળવેલા દારૂમા [illegible] અને ખટાશ નાખીને પીવું

તીક્ષ્ણ જઠરાગ્નિવાળાને સ્નેહ પીવાથી થતા તરસરોગમાં ઉપાય

**स्नेहात्तीक्ष्णतराग्निस्तु स्वभावशिशिरं जलम् ।**

સ્નેહપાન કરવાથી જેનો જઠરાગ્નિ અત્યંત તીક્ષ્ણ થયો હોય તેણે સ્વભાવે કરીને (કુદરતી રીતે જ) ઠંડું પાણી પીવું.

સ્નેહ પચે કે ન પચે તેથી થતા તરસરોગના ઉપાય

**स्नेहाद्दुष्प्याज्जीर्णात्तु जीर्णान्मण्डं विरूक्षितः ॥**

સ્નેહપાન કર્યા પછી તે ન પચવાથી તરસનો રોગ થયો હોય તો [illegible] ગરમ [illegible] પાણી [illegible] અને સ્નેહ પચી જવાથી તરસનો રોગ થયો હોય તો [illegible]

સ્નિગ્ધ અન્ન ખાવાથી થતા તરસરોગના ઉપાય

**पिबेत्स्निग्धान्नतृषितो हिमस्पर्शि गुडोदकम् ।**

સ્નિગ્ધ અન્ન ખાવાથી તરસનો રોગ થયો હોય તો બરફની સ્પર્ધા કરે એવું ઠંડું (અતિશય ઠંડું) ગોળનું પાણી પીવું

ભારે વગેરે અન્ન ખાવાથી થતા તરસરોગનો ઉપાય

**गुर्वाद्यन्नेन तृषितः पीत्वोष्णाम्बु तदुल्लिखेत् ॥८०॥**

ભારે વગેરે ગુણવાળું અન્ન ખાવાથી જેને તરસનો રોગ થયો હોય તેણે ગરમ પાણી પીને તે ખાધેલું અન્ન ઊલટી કરીને બહાર કાઢી નાખવું

ક્ષયથી થતા તરસરોગના ઉપાય

**क्षयजायां क्षयहितं सर्वं बृंहणमौषधम् ।**

ક્ષયરોગથી જે તરસનો રોગ થયો હોય તેને મટાડવાને ક્ષયરોગની ચિકિત્સામાં જે જે બૃંહણ ઓષધો કહેલાં છે તથા ક્ષયરોગવાળાને જે જે હિતકર છે, તે તે સર્વ ઉપાય કરવા

દૂબળા, નબળા, લૂખાના તરસરોગના ઉપાય

**कृशदुर्बलरूक्षाणां क्षीरं छागो रसोऽथवा ॥८१॥**

જે માણસો શરીરે કૃશ, નબળા કે લૂખા હોય તેમને દૂધ પાવું હિતકર છે, અથવા બકરાનો માંસરસ પાવું તેમને હિતકર છે

હોઈયા હોઈયાવાળી તરસના ઉપાય

**क्षीरं च सोर्ध्ववातायां क्षयकासहरैः शृतम् ।**

તરસના રોગમાં બહુ ઓડકાર કે હોઈયાહોઈયા થાય તો ક્ષય અને ઉધરસને મટાડનારા ઓષધો દૂધમાં ઉકાળીને તે દૂધ ઠંડું કરીને રાખીને પાવું, અથવા બકરાનો માંસરસ પાવો

કોઈ રોગના ઉપદ્રવરૂપ તરસમાં શું કરવું?

**रोगोपसर्गाज्जातायां धान्याम्बु ससितामधु ॥८२॥**
**पाने प्रशस्तं सर्वा च क्रिया रोगाद्यपेक्षया ।**

જો કોઈ રોગના ઉપસર્ગથી (ઉપદ્રવરૂપે) તરસનો રોગ થયો હોય, તો ધાણાના પાણીમાં મધ તથા સાકર નાખીને તે પીવાને આપવું એ શ્રેષ્ઠ છે, તેમ જ જે જે રોગ તે તરસનું કારણ હોય, તે તે રોગને મટાડવાની સર્વ ક્રિયાઓ કરવી.

**तृष्यन् पूर्वामयक्षीणो न लभेत जलं यदि ॥८३॥**
**मरणं दीर्घरोगं वा प्राप्नुयात्त्वरितं ततः ।**
**सात्म्यान्नपानभैषज्यैस्तृष्णां तस्य जयेत्पुरा ॥**
**तस्यां जितायामन्योऽपि व्याधिः शक्यश्चिकि-**
**त्सितुम् ॥८४॥**

**इति तृष्णारोगचिकित्सितम् ।**

જે માણસ પ્રથમ થયેલા કોઈ રોગથી ક્ષીણ થઈને તરસના રોગથી પીડાતો હોય, તેને જો પીવાને પાણી ન મળે તો તે મરણ પામે અથવા તેને લાંબા વખત સુધી ચાલે એવો રોગ થાય માટે તેને માફક આવે એવાં અન્ન પાન અને ઓષધો આપીને પ્રથમ તેની તરસ જેમ બને તેમ ઉતાવળે મટાડવી અને પછી બીજો રોગ મટાડવાનો ઉપાય કરવો, કેમ કે પ્રથમ જો તરસને મટાડવામાં આવે, તો પછી બીજા રોગની પણ ચિકિત્સા કરી શકાશે

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने छर्दिहृद्रोग तृष्णाचिकित्सितं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

# અધ્યાય ૭ મો : મદાત્યય, મદ, મૂર્છા અને સંન્યાસની ચિકિત્સા

પાછલા અધ્યાયમાં છેવટ તૃષ્ણાના ઉપચાર બતાવ્યા પછી આ અધ્યાયમાં મદાત્યય નામે રોગ જે દારૂ પીવાથી થાય છે, તેની ચિકિત્સા કહે છે, કારણ કે જેમ તરસના રોગનું કારણ વાયુ અને પિત્ત છે, તેમ મદાત્યયનું કારણ પણ વાયુ અને પિત્ત છે, માટે તે બન્નેની ચિકિત્સા ઘણે ભાગે સમાન છે એ કારણથી ગ્રંથકાર અધ્યાયનો આરંભ કરતાં કહે છે કે,

**अथातो मदात्ययादिचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યાર પછી અમે મદાત્યય વગેરે રોગની ચિકિત્સા સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## મદાત્યયની ચિકિત્સા

(શ્લોક ૧થી ૯૯)

## સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૧થી ૧૧)

દોષના પ્રમાણ પ્રમાણે ચિકિત્સા : કારણ

**यं दोषमधिकं पश्येत्तस्यादौ प्रतिकारयेत् ।**
**कफस्थानानुपूर्व्या च तुल्यदोषे मदात्यये ॥१॥**

મદાત્યયરોગમાં જ્યારે વાયુ વગેરે દોષ વિષમ હોય (ઓછાવધતા કોપેલા હોય) ત્યારે જે દોષનું બળ વધારે જોવામાં આવતું હોય તેની ચિકિત્સા પ્રથમ

કરવી. પણ જો મદાત્યયમાં સઘળા (ત્રણ) દોષ સમાન હોય (સરખા કોપેલા હોય) તો કફના અથવા સ્થાનના દોષોને અનુક્રમે જીતવા (ચિ ૧/૧૪૮)

**पित्तमारुतपर्यन्तः प्रायेण हि मदात्ययः।**

કેમ કે સામાન્ય રીતે વખત જતા મદાત્યયરોગ પિત્ત અને વાયુ સુધી પહોચે છે પ્રથમ મદાત્યયને લીધે કફ વધે છે, પછી પિત્ત અને વાયુ વધે છે

દારૂના હીન, મિથ્યા અને અતિયોગથી થયેલા રોગ દારૂથી જ મટે: કારણ

**हीनमिथ्यातिपीतेन यो व्याधिरुपजायते ॥२॥**
**समपीतेन तेनैव स मद्येनोपशाम्यति।**
**मद्यस्य विषसादृश्यात्**
**विषं तूत्कर्षवृत्तिभिः ॥३॥**
**तीक्ष्णादिभिर्गुणैर्योगाद्विषान्तरमपेक्षते।**
**तीक्ष्णोष्णेनातिमात्रेण पीतेनाम्लविदाहिना ॥४॥**
**मद्येनान्नरसक्लेदो विदग्धः क्षारतां गतः।**
**यान् कुर्यान्मदतृण्मोहज्वरान्तर्दाहविभ्रमान् ॥५॥**
**मद्योत्क्लिष्टेन दोषेण रुद्धः स्रोतःसु मारुतः।**
**सुतीव्रा वेदना याश्च शिरस्यस्थिषु सन्धिषु ॥६॥**
**जीर्णाममद्यदोषस्य प्रकाङ्क्षालाघवे सति।**
**यौगिकं विधिवद्युक्तं मद्यमेव निहन्ति तान् ॥७॥**
**क्षारो हि याति माधुर्यं शीघ्रमम्लोपसंहितः।**
**मद्यमम्लेषु च श्रेष्ठं दोषविष्यन्दनादलम् ॥ ८ ॥**
**तीक्ष्णोष्णाद्यैः पुरा प्रोक्तैर्दीपनाद्यैस्तथा गुणैः।**
**सात्म्यत्वाच्च तदेवास्य धातुसाम्यकरं परम् ॥९॥**

હીન (ઓછુ) મદ્યપાન, મિથ્યા મદ્યપાન કે અતિ (વધારે પડતું) મદ્યપાન કરવાથી જે રોગ થાય છે, તે રોગ તે જ મદ્ય યોગ્ય પ્રમાણમાં પીવાથી શમે છે મદ્યપાન કરતાકરતા આંખો ભમે અને મન ક્ષોભ પામે તે પહેલા જ મદ્યપાન કરતા અટકવુ એ સમ મદ્યપાનનું લક્ષણ છે કાળી દ્રાક્ષનુ, મહુડાંનું કે ગાળનુ, જે જે જાતનુ મદ્ય પીવાથી રોગ થયો હોય, તે તે જાતના મદ્યપાનથી તે રોગ શમે છે, કેમ કે મદ્યનો અને વિષનો સ્વભાવ એકસરખો છે જેમ વિષ તીક્ષ્ણ વગેરે દશ ગુણોવાળુ (ઉ ૩૫/૭, ૭।) છે, તેમ મદ્ય પણ તીક્ષ્ણ વગેરે દશ ગુણોવાળુ (નિ. ૬/૧) છે. માટે જેમ વિષની શાંતિ વિષથી થાય છે, તેમ મદ્યની શાંતિ પણ મદ્યથી જ થાય છે કોઈ કહેશે કે જો મદ્ય (દારૂ) અને વિષ (ઝેર) સમાન હોય, તો જેમ એક જાતના વિષની શાંતિ બીજી જાતના વિષથી થાય છે, તેમ એક જાતના મદ્યથી થયેલા મદાત્યય રોગની શાંતિ બીજી જાતના મદ્યથી થવી જોઈએ, તો તેનો ખુલાસો એ છે કે વિષમાં તીક્ષ્ણ વગેરે દશ ગુણો મોટા પ્રમાણમા રહેલા છે, માટે એક વિષની ચિકિત્સા માટે બીજા વિષનો ઉપયોગ કરવો યોગ્ય છે, કેમ કે એમ ન કરે તો એક જ વિષ પોતે કરેલા રોગને શાંત કરવાને બસ થાય નહિ, પણ મદ્યમાં જે તીક્ષ્ણ વગેરે દશ ગુણો રહેલા છે તે ઓછા પ્રમાણમા રહેલા છે, અને તેથી એક જાતના મદ્યથી જે રોગ થાય છે તેને તે જ મદ્ય મટાડી શકે છે તીક્ષ્ણ વગેરે ગુણો વિષમા મોટા પ્રમાણમા રહેલા છે અને મદ્યમા ઓછા પ્રમાણમા રહેલા છે એ જ વિષ અને મદ્યમા ફેર છે

તીક્ષ્ણ, ઉષ્ણ, અમ્લ (ખાટુ), વિદાહી, એવા ગુણવાળુ મદ્ય અતિશય પીવાથી અન્નના રસનો ક્લેદ (ભીનાશ) વિદગ્ધ થઈને તે ક્ષાર બની જાય છે અને તેથી જે મદ, તરસ, મોહ, જ્વર, અંતર્દાહ અને ભ્રમ થાય છે, તેમ જ તે મદ્ય પીવાથી પોતાના સ્થાન માથી ચલિત થયેલા દોષ વડે શિરાઓમા ફરતો વાયુ રોકાવાથી માથામા, હાડકામા અને સાંધામા જે અત્યંત તીવ્ર વેદના થાય છે, તે ઉપદ્રવો અને વેદના આમ અને મદ્યનો દોષ જ્યારે પાકી જાય તેમ જ બીજી ઇચ્છાઓ કરવાની તેનામા સ્ફૂર્તિ આવે, ત્યારે તેને વિધિ પ્રમાણે યૌગિક મદ્ય આપ્યું હોય તો તેના મદ, તરસ વગેરે ઉપદ્રવો તથા ઉપર કહેલી વેદનાઓ નાશ પામે છે, કેમ કે ક્ષારમાં જ્યારે ખટાશ મળે છે, ત્યારે તે તત્કાળ ગળ્યો બને છે, એવો તેનો સ્વભાવ છે અને મદ્ય એ તમામ ખાટા રસમાં શ્રેષ્ઠ છે, માટે તે દોષને ગતિ કરાવીને પાછા તેના સ્થાનમા લાવવાને સમર્થ છે

દારૂના તીક્ષ્ણ, ઉષ્ણ વગેરે જે ગુણ અગાઉ (નિ ૬/૧માં) કહ્યા છે તે ગુણોને લીધે તથા દારૂના દીપન વગેરે જે ગુણો અગાઉ (સૂ ૫/૬૨થી ૬૯મા) કહ્યા છે, તે ગુણોને લીધે તથા દારૂ કરીને કોઠે પડી ગયેલો હોવાથી દારૂ મદાત્યયના રોગીની ધાતુઓને સમ કરવા શ્રેષ્ઠ ઉત્તમ ઉપાય છે

મદાત્યયમા કઈ દવા ક્યા સુધી કરવી?

**सप्ताहमष्टरात्रं वा कुर्यात्पानात्ययौषधम्।**
**जीर्यत्येतावता पानं कालेन विपथाश्रितम् ॥१०॥**

મદાત્યય રોગનું ઔષધ સાત દિવસ કે આઠ દિવસ કરવું (તેથી વધારે દહાડા કરવુ નહિ); કેમ કે પીધેલો દારૂ ખોટા માર્ગમાં ગયો હોય, તો તે એટલા દિવસમા પચી જાય છે

परं ततोऽनुबध्नाति यो रोगस्तस्य भेषजम् ।
यथायथं प्रयुञ्जीत कृतपानात्ययौषधः ॥ ११ ॥

સાત કે આઠ દહાડા સુધી મદાત્યયનુ ઔષધ કર્યા પછી પણ જો રોગીને આરામ ન થાય, તો પછી મદાત્યયને લીધે જે રોગ માલૂમ પડતો હોય તે રોગનુ પોતપોતાનું ઔષધ કોપેલા દોષનો વિચાર કરીને કરવુ, કેમ કે મદાત્યયનુ ઔષધ કરવાની મર્યાદા ઘણામા ઘણી આઠ દિવસની કહેલી છે

## વિશેષ ચિકિત્સા

### વાયુ વધારે હોય એવા ત્રિદોષના મદાત્યયના ઉપાય

तत्र वातोल्बणे मद्यं दद्यात्पिष्टकृतं युतम् ।
बीजपूरकवृक्षाम्लकोलदाडिमदीप्यकैः ॥ १२ ॥
यवानीहपुषाजाजीव्योषत्रिलवणार्द्रकैः ।
शूल्यैर्मांसैर्हरितकैः स्नेहवद्भिश्च सक्तुभिः ॥१३॥
उष्णस्निग्धाम्ललवणा मेद्यमांसरसा हिताः ।
आम्राम्रातकपेशीभिः संस्कृता रागषाडवाः ॥१४॥
गोधूममार्दविकृतिर्मृदुस्विन्ना सुखप्रिया ।
मार्द्विकार्द्रककुल्माषशुक्तमांसादिगर्भिणी ॥ १५ ॥
सुरभिर्लवणा शीता निगदा वाऽच्छवारुणी ।
स्वरसो दाडिमात् क्वाथः पञ्चमूलात्कनीयसः ॥१६॥
शुण्ठीधान्यात्तथा मस्तु-
सुक्ताम्भोऽच्छाम्लकाञ्जिकम् ।
अभ्यङ्गोद्वर्तनस्नानमुष्णं प्रावरणं घनम् ॥ १७ ॥
घनश्चागुरुजो धूपः पङ्कश्चागुरुकुङ्कुमैः ।
कुचोरुश्रोणिशालिन्यो यौवनोष्णाङ्गयष्टयः ॥१८॥
हर्षेणालिङ्गने युक्ताः प्रियाः संवाहनेषु च ।

મદાત્યય રોગમા જો વાયુનું બળ અધિક હોય તો લોટથી બનાવેલુ મદ્ય, તેમા બિજોરુ, આમચૂર, બોર, દાડમ, અજમો, રાજઅમોદ, પગારી, જીરુ, સૂઠ, પીપર, મરી, સિંધવ, સંચળ, બીડવણ, આદુ, કવાટા ઉપર શેકેલું માસ, હરીતક અને ઘી વગેર સ્નેહવાળો સાથુ, એમા ના ગમે તે એક સાથે અથવા બે કે વધારે ઔષધો અથવા બધાય ભેળવીને આપવુ, અથવા ગરમ સ્નિગ્ધ, ખાટા અને ખારા એવા ચરબીભર્યા પ્રાણીઓના માસના રસ હિતકર છે, અથવા કેરી કે આમ્રાતક(આંબાડા)ની પેશીઓ (ગરના કકડા) વડે સસ્કારયુક્ત કરેલા રાગ અને ખાંડવ નામના પીણા આપવા, અથવા કોમળ જાતજાતની અને ભારે એવી ઘઉંની કે અડદની વાનીઓ આપવી, અથવા કોથમી, આદુ, કળથી, સરકો, માસ વગેરે નાખીને તૈયાર કરેલુ, સુગધવાળુ, સિંધવ નાખેલુ ઠડુ અને જાનુ વારુણી નામે મદ્યનું નીતર્યું પાણી આપવુ, અથવા દાડમનો સ્વરસ આપવો, અથવા લઘુ-પચમૂળનો કવાથ આપવો, અથવા સૂઠ અને ધાણાનો કવાથ આપવો, અથવા દહીંનુ નીતર્યું પાણી અથવા સરકાના પાણીમાથી બનાવેલી ખાટી કાજી આપવી. એવા રોગીને અભ્યગ, ઉદ્વર્તન અને સ્નાન ગરમ જોઈએ તથા ઓઢવાનુ જાડુ જોઈએ તેના આગળ અગરનો (અગરબત્તીઓનો) ખૂબ જાડો ધૂપ કરવો તેને અગર અને કેસરના પક(જાડા રગડા)નો લેપ કરવો વળી જે સ્ત્રીઓના સ્તન, સાથળો અને ફૂલાઓ શોભાયમાન હોય તથા જુવાનીને લીધે જેમની શરીરરૂપી યષ્ટિ (લાકડી) ઊની હોય, એવી મનગમતી સ્ત્રીઓ ઊમળકાથી આલિંગન કરે તે હિતકર છે, તેમ જ તેવી સ્ત્રીઓ તેના શરીરની ચપી કરે તે પણ હિતકર છે

### પિત્ત વધારે હોય એવા ત્રિદોષના મદાત્યયના ઉપાય

( શ્લોક ૧૯ થી ૩૨ા )

पित्तोल्बणे बहुजलं शार्करं मधु वा युतम् ॥१९॥
रसैर्दाडिमखर्जूरभव्यद्राक्षापरूषजैः ।
सुशीतं सस्तिासक्तु योज्यं तादृक् च पानकम् ॥२०
स्वादुवर्गकषायैर्वा युक्तं मद्यं समाक्षिकम् ।

મદાત્યયમા પિત્તનુ જોર વધારે હોય તો સાકરના દારૂમા ઘણુ પાણી મેળવીને પાવુ, અથવા દાડમ, ખજૂર, મીઠા લીંબુ, કાળી દ્રાક્ષ, અને મીઠા ફાલસા, એ ફળોનો રસ મધમા મેળવીને ઘણો ઠડો કરીને તે આપવો અથવા એવું જ એટલે ઠડુ પાનક (પાછળ સૂ. અ. ૩ મા કહેલુ) સાકર તથા સાથુ સાથે આપવું (સાથુ ડાગરની ધાણીનો લેવો, જવનો નહિ), અથવા મધુર વર્ગના ઔષધોના કવાથ સાથે મદ્ય મધ નાખીને આપવુ

शालिषष्टिकमश्नीयाच्छशाजैणकपिञ्जलैः ॥ २१ ॥
सतीनमुद्गामलकपटोलदाडिमैः रसैः ।

પિત્તના મદાત્યયવાળાએ શાળ ચોખા અને સાઠી ચોખાનો ભાત સસલા, બકરા, કાળિયાર હરણ અને ધોળા તેતરના માસરસ સાથે ખાવો, અથવા વટાણા, મગ, આમળા, પટોળ કે દાડમના રસ સાથે ખાવો (રસ=સ્વરસ, યૂષ)

### તરસ અને દાહવાળા મદાત્યયનો ઉપાય

कफपित्तं समुत्क्लिष्टमुल्लिखेत्तृड्विदाहवान् ॥२२॥

पीत्वाऽम्बु शीतं मद्यं वा भूरीक्षुरससंयुतम्।
द्राक्षारसं वा संसर्गी तर्पणादिः परं हितः ॥२३॥
तथाऽग्निर्दीप्यते तस्य दोषशेषान्नपाचनः।

જે મદાત્યયરોગવાળાને તરસ લાગ્યા કરતી હોય અને દાહ થતો હોય તેણે કફ અને પિત્ત સ્થાનથી ચલિત થયા હોય તેની, ઠંડુ પાણી પીને સારી રીતે ઊલટી કરી નાખવી, અથવા શેરડીના પુષ્કળ રસ સાથે મદ્ય મેળવીને તે પીને ઊલટી કરવી, અથવા કાળી દ્રાક્ષનો રસ પીને ઊલટી કરવી ઊલટી કર્યા પછી તર્પણ(ધાતુ તથા ઇન્દ્રિયો વગેરેને તૃપ્ત કરનારી ક્રિયા)થી શરૂ થતો પેયા વગેર ક્રમ કરવા હિતકર છે આ પ્રમાણે કરવાથી મદાત્યય રોગવાળાનો અગ્નિ પ્રદીપ્ત થાય છે અને તે શેષ રહેલા દોષને તથા રોગીએ ખાધેલા અન્નને પચાવે છે

ઉધરસ, લોહીવાળા બળખા, પડખામા અને
સ્તનમા પીડા, તરસ, વિદાહ, ઉત્ક્લેશ
વાળા હૃદય અને છાતીવાળા
મદાત્યયનો ઉપાય

कासे सरक्तनिष्ठीवे पार्श्वस्तनरुजासु च ॥२४॥
तृष्णायां सविदाहायां सोत्क्लेशे हृदयोरसि।
गुडूचीभद्रमुस्तानां पटोलस्याथवा रसम् ॥२५॥
सशृङ्गवेरं युञ्जीत तित्तिरिप्रतिभोजनम्।

પિત્તના મદાત્યયમા ખાંસી થતી હોય અને તેમા લોહી પડતુ હોય, પાસા અને સ્તન આગળ પીડા થતી હોય, દાહ સહિત તરસ લાગતી હોય અને છાતી અને હૃદયમા ઉછાળા મારતા (ઉનાળા આવતા) હોય, તો ગળો, સૂંઠ, મોથ એ સર્વેનો અથવા પટોળનો રસ આદુ સહિત પીવો અને તેતરનુ માંસ ખાવા આપવુ

વાયુ અને પિત્ત વધારે હોય અને બહુ જ
તરસ હોય એવા મદાત્યયનો ઉપાય

तृष्यते चाति बलवद्वातपित्ते समुद्धते ॥ २६ ॥
दद्याद् द्राक्षारसं पानं शीतं दोषानुलोमनम्।
जीर्णेऽद्यान्मधुराम्लेन छागमांसरसेन च ॥ २७ ॥

જે મદાત્યયવાળા રોગીને વાયુ અને પિત્ત અધિક કોપ્યા હોય અને જે અત્યંત તરસથી પીડાતા હોય, તેના દોષને સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરનારો ઠંડો કાળી દ્રાક્ષનો રસ તેને પીવડાવવો જ્યારે તે દ્રાક્ષનો રસ તેને પચી જાય, ત્યારે તેણે ગળ્યા અને ખાટા રસ સાથે અથવા બકરાના માંસના સાથે ભોજન કરવુ

તરસવાળા મદાત્યયનો ઉપાય

तृष्यल्पशः पिबेन्मद्यं मद्यं रक्षन् बहूदकम्।
मुस्तदाडिमलाजाम्बु जलं वा पर्णिनीशृतम् ॥२८
पटोल्युत्पलकन्दैर्वा स्वभावादेव वा हिमम्।

જો મદાત્યયના રોગીને તરસ લાગતી હોય, તો તેણે ચરબીનુ રક્ષણ કરવા માટે પુષ્કળ પાણી મેળવીને થોડુ થોડુ મદ્ય પીવુ, અથવા મોથ, દાડમ અને ડાંગરની ધાણીનુ પાણી પીવુ, અથવા શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી અને માષપર્ણી એ ઔષધિઓનો ક્વાથ પીવો, અથવા પટોલ અને કમળના કંદના ક્વાથ પીવો અથવા જે પાણી સ્વભાવે જ શીતળ હોય તે પીવુ (ઉપર કહેલા બધા પાણી ઠંડા જ પીવા)

બહુ દારૂ પીવાથી ગળુ, તાળવુ, હોઠ સુકાય અને
જીભ બહાર લબડે ત્યારે શુ કરવુ?

मद्यातिपानादब्धातौ क्षीणे तेजसि चोद्धते ॥२९॥
यः शुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कृष्य चेष्टते।
पाययेत्काममम्भस्तं निशीथपवनाहृतम् ॥३०॥

મદ્યપાન વધુ કરવાથી જે માણસનો જળધાતુ ક્ષીણ થઈ ગઈ હોય તથા તેજ ધાતુ વૃદ્ધિ પામીને ક્ષોભ પામી હોય અને તેથી જે માણસનુ ગળુ, તાળવુ અને હોઠ સુકાઈ જતા હોય તથા જે જીભ બહાર કાઢીને આળોટતા હોય, તેવા માણસને તે મધ્યરાત્રિના ઠંડા પવનના સપાટાથી શીતળ થયેલુ પાણી તે ધરાય તેટલુ પાવુ

તરસ તરત મટાડવાનો ઉપાય

कोलदाडिमवृक्षाम्लचुक्रीकाचुक्रिकारसः।
पञ्चाम्लको मुखालेपः सद्यस्तृष्णां नियच्छति ॥३१

બોર, દાડમ, કોકમ, આમલી અને ચાંગેરી એ પાંચ ખાટા ઔષધિને પંચામ્લ કહે છે એ પંચામ્લના રસ વડે મુખ ઉપર લેપ કરવાથી તત્કાળ તરસ મટે છે

બહુ દારૂ પીવાથી સખત બળતરા ઊઠે તો શું કરવું?

त्वक्च प्राप्तश्च पानोष्मा पित्तरक्ताभिमूर्च्छितः।
दाहं प्रकुरुते घोरं तत्रातिशिशिरो विधिः ॥३२॥
अशाम्यति रसैस्तृप्ते रोहिणीं व्यधयेच्छिराम्।

મદ્યપાન કર્યા પછી મદ્યની ગરમી ચામડીમા આવે છે અને ત્યા આવીને રક્ત તથા પિત્ત વડે વધારાયલી એ ગરમી મહાભયાનક દાહ ઉત્પન્ન કરે છે એ સમય વેળે અતિશય ઠંડા ઉપચાર કરવા એમ છતા પણ જો તે ગરમી શમે નહિ, તો તે રોગીને માંસરસ પાઈને તૃપ્ત કરવો અને પછી તેની રોહિણી નામે શિરા (શા. ૩/૪૮) વીંધવી

### કફ વધારે હોય એવા ત્રિદોષના મદાત્યયના ઉપાય વમન, ઉપવાસ, હિમ

**उल्लेखनोपवासाभ्यां जयेच्छ्लेष्मोल्बणं पिबेत् ॥**
**शीतं शुण्ठीस्थिरोदीच्यदुःस्पर्शान्यतमोदकम् ।**

મદાત્યયમા કફની અધિકતા હોય તો વમન અને ઉપવાસ વડે તે મદાત્યય મટાડવો તથા સૂઠ, શાલિપર્ણી, વીરણવાળો અને ધમાસો, એમાથી ગમે તે કોઈ એકનો હિમ રોગીને પાવો

### નિરામ થયા પછી ભૂખ લાગે ત્યારે શું પાવુ અને ખવડાવવું?

**निरामं क्षुधितं काले पाययेद्बहुमाक्षिकम् ॥३४॥**
**शार्करं मधु वा जीर्णमरिष्टं सीधुमेव वा ।**
**रूक्षतर्पणसंयुक्तं यवानीनागरान्वितम् ॥ ३५ ॥**

કફના મદાત્યયરોગીને વમન વગેરથી શુદ્ધ કર્યા પછી જ્યારે તેનો આમ પાકી જાય તથા તેને ભૂખ લાગે, ત્યારે તેને જૂના સાકરના મદ્યમા કે જૂના દ્રાક્ષના દારૂમા ઘણું મધ નાખીને પાવુ, અથવા જૂનુ (હરડે વગેરેનુ) અરિષ્ટ અથવા સીધુ નામે મદ્ય લૂખા અને તર્પણ કરે એવા એ બને ગુણવાળા (ડાંગરની ધાણીના સાથુ જેવા) ઔષધો, અજમોદ અને ગૂઠ નાખીને પાવુ

**यूषेण यवगोधूमं तनुनाऽल्पेन भोजयेत् ।**
**उष्णाम्लकटुतिक्तेन कौलत्थेनाल्पसर्पिषा ॥३६॥**
**शुष्कमूलकजैश्छागै रसैर्वा धन्वचारिणाम् ।**
**साम्लवेतसवृक्षाम्लपटोलीव्योषदाडिमैः ॥३७॥**

કફમદાત્યય રોગવાળાને કળથીના બહુ પાતળા અને ગરમ થોડા યૂપમા લગાર ખટાશ, લગાર તીખાશ, લગાર કડવાશ અને લગાર ઘી નાખીને તેની સાથે જવ અથવા ઘઉંનુ ભોજન ખાવા આપવુ, અથવા સૂકા મૂળાના, અથવા બકરાના, અથવા જાગલ પ્રાણીઓના રસમા અમ્લવેદ, કાકમ, પટોલ, સૂઠ, પીપર, મરી અને દાડમ નાખીને તેની સાથે જવ કે ઘઉંનુ ભોજન ખાવા આપવું

અમ્લવેદ—અમ્લવેદ ન મળે તો ખાટી લૂણી લેવી

**प्रभूतशुण्ठीमरिचहरिताद्रर्कपेशिकम् ।**
**बीजपूररसाद्यम्लभृष्टनीरसवर्तितम् ॥ ३८ ॥**
**करीरकरमर्दादि रोचिष्णु बहुशालनम् ।**
**प्रव्यक्ताष्टाङ्गलवणं विकल्पितनिमर्दकम् ॥३९॥**
**यथाग्नि भक्षयन् मांसं माधवं निगदं पिबेत् ।**

કફમદાત્યયના રોગીએ નાના પ્રકારે સંસ્કાર આપેલું માસ પોતાના જઠરાગ્નિના બળનો વિચાર કરીને ખાવુ તથા જૂનું માધવ નામે મદ્ય પીવુ જે માસ કફમદાત્યયના રોગીએ ખાવુ તેમા પુષ્કળ સૂઠ, મરી, હરીતક વર્ગ અને આદાની કાતરીઓ (ચીરી) નાખવી, બિજોરાનો રસ વગેરે નાખીને તેને ખાટું કરવુ, તેને ઘી વગેરે સ્નેહમાના એકાદ યોગ્ય સ્નેહમા શેકીને ખરુ કરવુ, તેમ જ નીચે જે અષ્ટાંગલવણ કહેવાશે તે તેમા આગળ પડતુ નાખવુ તથા તેની સાથે કેરા, કરમદા વગેરેથી ભાવે એવુ બનાવેલુ અને પુષ્કળ હરીતક વર્ગની વસ્તુઓ નાખેલુ એ માસ ખાવુ

### સ્રોતોની શુદ્ધિ કરે એવુ દીપન ઔષધ

**सितासौवर्चलाजाजी-**
**तिन्तिडीकाम्लवेतसम् ॥४०॥**
**त्वगेलामरिचार्धांशमष्टाङ्गलवणं हितम् ।**
**स्रोतोविशुद्ध्यग्निकरं कफप्राये मदात्यये ॥४१॥**

સાકર, સંચળ, જીરુ, આમલી, અમ્લવેદ એકએક ભાગ, તજ, એલચી અને મરી અરધોઅરધો ભાગ, એને અષ્ટાંગલવણ કહે છે એ કફ વધારે હોય એવા ત્રિદોષના મદાત્યયમા સ્રોતની શુદ્ધિ કરનારુ અને અગ્નિને પ્રદીપ્ત કરનારુ છે

### કફ વધારે હોય એવા ત્રિદોષનો મદાત્યય ઝટ મટે એવા ઉપાય

**रूक्षोष्णोद्वर्तनोद्घर्षस्नानभोजनलङ्घनैः ।**
**सकामाभिः सह स्त्रीभिर्युक्त्या जागरणेन च ॥४२**
**मदात्ययः कफप्रायः शीघ्रं समुपशाम्यति ।**

લૂખા અને ગરમ પદાર્થોથી ઉદ્વર્તન કરવાથી, તેવા જ દ્રવ્ય શરીરે ઘસવાથી, તેવા જ સ્નાન કરવાથી, તેવા જ ભોજન કરવાથી, અને ઉપવાસ કરવાથી, તેમ જ દેશ, કાળ વગેરેનો વિચાર કરીને સકામ સ્ત્રીઓ સાથે જાગરણ કરવાથી જેમા કફ વધારે હોય એવો મદાત્યય તત્કાળ નાશ પામે છે

### બાકીના દશ સન્નિપાતમદાત્યયના ઉપાય

**यदिदं कर्म निर्दिष्टं पृथग्दोषबलं प्रति ॥४३॥**
**सन्निपाते दशविधे तच्छेषेऽपि विकल्पयेत् ।**

પાછળથી જે મદાત્યયની ચિકિત્સા બતાવી છે, તેમા વાયુ અધિક હોય તો લોટથી બનાવેલુ મદ્ય વગેરે આપવાનુ કહેલુ છે, પિત્ત અધિક હોય તો પુષ્કળ પાણી સાથે સાકરનુ મદ્ય વગેરે આપવાનુ કહેલુ છે, કફ અધિક હોય તો વમન, ઉપવાસ વગેરે કર્મ કહેલુ છે, એ રીતે ત્રણે દોષો સાથે કોપ્યા હોવા છતા પણ તેમા જે દોષ અધિક કોપ્યો હોય, તે તે જુદા જુદા દોષને

ઉદ્દેશીને ચિકિત્સાકર્મ કહેલુ છે, તે કેવળ એ ત્રણ પ્રકારના સન્નિપાતમા જ સમજવુ એમ નહિ; પરંતુ દશ પ્રકારના સન્નિપાતમાથી જે બાકીના સાત પ્રકાર રહ્યા, તેમા પણ સમજવુ તાત્પર્ય કે, મદાત્યયવ્યાધિમા ત્રણે દોષ કોપે છે તેથી દોષનો સન્નિપાત તો હોય છે જ, પરંતુ જે દોષ બીજા કરતા વધારે બળવાન હોય તેને ઉદ્દેશીને ચિકિત્સા બતાવવામા આવે છે સન્નિપાતના ત્રણ દોષમાથી કોઈ દોષ અધિક કોપ્યા હોય છે, કોઈ દોષ મધ્યમ કોપવાળા હોય છે, અને કોઈ દોષ ઓછા કોપવાળા હોય છે, એ ઉપરથી સન્નિપાતના દશ પ્રકાર કહેલા છે પહેલા પ્રકારના સન્નિપાતમા વાયુ, પિત્ત અને કફમાથી એક દોષ વધારે કોપેલો હોય છે અને બીજા બે દોષ મધ્યમ હોય છે, બીજા પ્રકારના સન્નિપાતમા બે દોષ વધાર કોપેલા હોય છે અને એક દોષ મધ્યમ હોય છે, ત્રીજા પ્રકારના સન્નિપાતમા એક દોષ મધ્યમ હોય છે અને બીજા બે ઓછા હોય છે, ચોથા પ્રકારના સન્નિપાતમા એક દોષ વધાર કોપેલો હોય છે અને બીજા બે ઓછા કોપેલા હોય છે પાંચમા પ્રકારના સન્નિપાતમા બે દોષ વધાર કોપેલા હોય છે અને એક દોષ ઓછો કોપેલો હોય છે, છઠ્ઠા પ્રકારના સન્નિપાતમા એક દોષ ઓછો કોપેલો હોય છે અને બાકીના બે દોષો મધ્યમ હોય છે, સાતમા પ્રકારમા ત્રણે દોષો વધાર કોપેલા હોય છે આઠમા પ્રકારના સન્નિપાતમા ત્રણે દોષ મધ્યમ હોય છે નવમા પ્રકારના સન્નિપાતમા ત્રણે દોષ ઓછા કોપેલા હોય છે દશમા પ્રકારના સન્નિપાતમા એક ઓછો, એક મધ્યમ અને એક વધાર કોપેલો હોય છે આ રીતે દશ પ્રકારના સન્નિપાતમાથી ગમે તે પ્રકારનો સન્નિપાત હોય તેની ચિકિત્સા પાછળ બતાવેલી, વાયુ વગેરે વધાર કોપ્યો હોય તેની જુદી જુદી ચિકિત્સા ઉપરથી કરવી જેમ કે વાયુના ઉત્કર્ષ(વધારે કોપવા)ની જે ચિકિત્સા કહી છે, તથા પિત્તના ઉત્કર્ષની જે ચિકિત્સા કહેલી છે તે બન્ને પ્રકારની ભેગી ચિકિત્સા વાતપિત્તના ઉત્કર્ષમા કરવી એ પ્રમાણે દોષના બળ ઉપર વિચાર કરીને બધા પ્રકારના મદાત્યયમા ચિકિત્સા કરવી

**બધા મદાત્યયમા રુચિ અને જઠરાગ્નિ**
**વધારે તેવુ ઓષધ**

**त्वङ्नागपुष्पमगधामरिचाजाजिधान्यकैः ॥४४॥**
**परूषकमधूकैलासुराह्वैश्च सितान्वितैः।**
**सकपित्थं रसं हृद्यं पानकं शशिबोधितम् ॥४५॥**
**मदात्ययेषु सर्वेषु पेयं रुच्यग्निदीपनम्।**

તજ, નાગકેસર, પીપર, મરી, જીરુ, ધાણા, ફાલસાં, મહુડા, એલચી અને દેવદાર એ સર્વમા સાકર મેળવીને તેમા કોઠાનો રસ નાખવો તથા તેને કપૂરની વાસ આવવી એ રીતે કરેલું પીણુ હૃદયને હિતકર, રુચિકર તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર છે

**મદાત્યયમાં હર્ષ ઉત્પન્ન કરે એવી ક્રિયા શા**
**માટે કરવી જોઈએ?**

**नाविक्षोभ्य मनो मद्यं शरीरमविहत्य वा ॥४६॥**
**कुर्यान्मदात्ययं तस्मादिष्यते हर्षणी क्रिया।**

મદ્યથી જે મદાત્યય રોગ થાય છે તે મનનો ક્ષોભ કર્યા વિના કે શરીરને હાનિ પહોંચાડ્યા વિના કાંઈ ઉત્પન્ન થતો નથી, માટે મદાત્યયવાળાને હર્ષ ઉત્પન્ન કરે એવાં ક્રિયાઓ કરવી તે ઇચ્છવા જેવું છે

**શુદ્ધિ, શમન વગેરે કરવા છતાં મદાત્યય ન**
**મટે તો દૂધ પથ્ય હોવાનું કારણ**

**संशुद्धिशमनाद्येषु मददोषः कृतेष्वपि ॥४७॥**
**न चेच्छाम्येत्कफे क्षीणे जाते दौर्बल्यलाघवे।**
**तस्य मद्यविदग्धस्य वातपित्ताधिकस्य च ॥४८**
**ग्रीष्मोपतप्तस्य तरोर्यथा वर्षं तथा पयः।**

મદાત્યયવાળાને શોધન, શમન વગેરે ઉપચાર કર્યા છતા પણ જો તેનો રોગ શમે નહિ તો તથા તેના શરીરમાથી કફનો ક્ષય થવાથી તે નબળો અને વજનમા હલકો થઈ ગયો હોય તો, તેમ જ મદ્ય વડે તેની ધાતુ દગ્ધ થવાથી વાયુ અને પિત્ત વૃદ્ધિ પામ્યા હોય તો, જેમ ઉનાળામા તાપથી તપેલા વૃક્ષને વૃષ્ટિ ફાયદો કરે છે, તેમ તે દરદીને દૂધ ફાયદો કરે છે

**मद्यक्षीणस्य हि क्षीणं क्षीरमाप्येव पुष्यति ॥४९**
**ओजस्तुल्यं गुणैः सर्वैर्विपरीतं च मद्यतः।**

કેમ કે મદ્યથી ક્ષીણ થયેલા માણસનું ઓજ પણ ક્ષીણ થઈ જાય છે, તેને દૂધ જલદીથી પુષ્ટ કરે છે, કારણ કે દૂધના સઘળા ગુણ ઓજના ગુણ જેવા છે અને મદ્યના ગુણથી દૂધના ગુણ ઊંધા છે ચરક મુનિ કહે છે, કે ગાયનું દૂધ મધુર, ઠંડુ, મૃદુ ગુણવાળું, સ્નિગ્ધ, ઘટ્ટ, લીસુ, પિચ્છિલ, ભારે, મંદ અને પ્રસન્ન એ દશ ગુણવાળુ છે, તથા ઓજ પણ એ જ દશ ગુણવાળુ છે માટે દૂધ ખાવાથી ઓજની પુષ્ટિ થાય છે.

**દૂધનો પ્રયોગ ક્યાં સુધી કરવો?**
**પછી દારૂ કેવી યુક્તિથી પીવો?**

**पयसा विहते रोगे बले जाते निवर्तयेत् ॥५०॥**
**क्षीरप्रयोगं, मद्यं च क्रमेणाल्पाल्पमाचरेत्।**

न विक्षयध्वंसकोत्थैः स्पृश्येतोपद्रवैर्यथा ॥ ५१ ॥

મદાત્યયરોગીનો રોગ દૂધ પાઈને મટાડ્યા પછી તથા તેના શરીરમા બળ આવ્યા પછી તેનો દૂધનો પ્રયોગ બંધ કરવો, તથા ફરીને ક્રમે થોડુંથોડુ મદ્ય (દારૂ) એવી રીતે આપવા માડવુ કે જેથી વિક્ષય અને વિધ્વંસક રોગથી થતા ઉપદ્રવો થાય નહિ

વિક્ષય અને વિધ્વંસક રોગોના ઉપાય

तयोस्तु स्याद्घृतं क्षीरं बस्तयो बृंहणाः शिवाः ।
अभ्यङ्गोद्वर्तनस्नानान्यन्नपानं च वातजित् ॥५२॥

વિક્ષય અને વિધ્વંસક એ બે રોગોમા દૂધ અને ઘી આપવુ, તથા જેથી કાંઈ નુકસાન થાય નહિ એવી બૃંહણ બસ્તિઓ આપવી, તેમ જ અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન તથા વાયુને શમાવે એવું ભોજન અને પાન (પીવાનું) આપવુ

દારૂ પીવાથી કોને રોગ ન થાય?

युक्तमद्यस्य मद्योत्थो न व्याधिरुपजायते ।
अतोऽस्य वक्ष्यते योगो यः सुखायैव केवलम् ॥५३

જે માણસ નિ. ૬/૪૦॥ ૪૧મા કહેલી યુક્તિથી (અથવા, વિધિપુરઃસર) દારૂ પીએ છે તેને મદ્યપાનથી થતો રોગ થતો નથી, એટલા માટે એ મદ્યમાં બીજા પાણી વગેરે દ્રવ્ય ભેળવવાના કહેવામા આવશે, કેમકે એ ભેળવણીથી માત્ર સુખ જ થાય છે

સુરાનો મહિમા

याश्विनं या महत्तेजो बलं सारस्वतं च या ।
दधात्यैन्द्रं च या वीर्यं प्रभावं वैष्णवं च या ॥५४
अस्त्रं मकरकेतोर्या पुरुषार्थो बलस्य या ।
सौत्रामण्यां द्विजमुखे या हुताशे च हूयते ॥५५
या सर्वौषधिसम्पूर्णान्मथ्यमानात्सुरासुरैः ।
महोदधेः समुद्भूता श्रीशशाङ्कामृतैः सह ॥५६
मधुमाधवमैरेयसीधुगौडासवादिभिः ।
मदशक्तिमनुज्झन्ती या रूपैर्बहुभिः स्थिता ॥५७
यामास्वाद्य विलासिन्यो यथार्थं नाम बिभ्रति ।
कुलाङ्गनाऽपि यां पीत्वा नयत्युद्धतमानसा ॥५८॥
अनङ्गालिङ्गितैरङ्गैः क्वापि चेतो मुनेरपि ।
तरङ्गभङ्गभ्रूकुटीतर्जनैर्माननीमनः ॥ ५९ ॥
एकं प्रसाद्य कुरुते या द्वयोरपि निर्वृतिम् ।
यथाकामं भटावाप्तिपरितुष्टाप्सरोगणे ॥ ६० ॥
तृणवत्पुरुषा युद्धे यामास्वाद्य त्यजन्त्यसून् ।
यां शीलयित्वाऽपि चिरं बहुधा बहुविग्रहाम् ॥६१
नित्यं हर्षातिवेगेन तत्पूर्वमिव सेवते ।
शोकोद्वेगारतिभयैर्यां दृष्ट्वा नाभिभूयते ॥ ६२ ॥
गोष्ठीमहोत्सवोद्यानं न यस्याः शोभते विना ।
स्मृत्वा स्मृत्वा च बहुशो
विमुक्तः शोचते यया ॥ ६३ ॥
अप्रसन्नाऽपि या प्रीत्यै प्रसन्ना स्वर्ग एव या ।
अपीन्द्रं मन्यते तुच्छं हृदयस्थितया यया ॥६४॥
अनिर्देश्यसुखास्वादा स्वसंवेद्यैव या परम् ।
इति चित्रास्ववस्थासु प्रियामनुकरोति या ॥६५
प्रियाऽतिप्रियतां याति यत्प्रियस्य विशेषतः ।
या प्रीतिर्या रतिर्वा वाग्
या पुष्टिरिति च स्तुता ॥ ६६ ॥
देवदानवगन्धर्वयक्षराक्षसमानुषैः ।
पानप्रवृत्तौ सत्यां तु तां सुरां विधिना पिबेत् ॥६७

જે સુરા અશ્વિનીકુમારના મોટા તેજને ધારણ કરે છે, જે સરસ્વતીના બળને ધારણ કરે છે, જે ઇન્દ્ર સમાન વીર્યવાળી છે, જે વિષ્ણુના જેવા પ્રભાવવાળી છે, કામદેવનુ જે અસ્ત્ર છે, બળરામના જેવો જેનો પુરુષાર્થ છે, સૌત્રામણિ નામે યજ્ઞમા જેનો હોમ અગ્નિમા અને બ્રાહ્મણોના મુખમા કરવામા આવે છે, સર્વ ઔષધિથી ભરેલા મહાસાગરને દેવો અને દૈત્યોએ વલોવીને વલોવ્યો તેમાથી જે લક્ષ્મી, ચન્દ્ર અને અમૃતની સાથે નીકળી છે, જે સુરા પોતાની મદશક્તિનો નાશ કર્યા સિવાય મધુ, માધ્વ, મૈરેય, સીધુ, ગૌડ, આસવ ઇત્યાદિ અનેક રૂપે રહેલી છે, વિલાસિનીઓ (સ્ત્રીઓ) જેને પીને પોતાના નામના અર્થ પ્રમાણે ગુણવાળી (વિલાસી) થાય છે, કુલાંગનાઓ (કુળવાન) સ્ત્રીઓ પણ જેને પીને ઉદ્ધત મનવાળી થઈને કામદેવથી ભેટાયેલા અંગો વડે (કામદેવના આવેશવાળાં અંગો વડે) મુનિના મનનુ પણ હરણ કરે છે, જે સુરા સમુદ્રના વામ મોજા સમાન વાંકી ભમ્મર નચાવીને રિસાયેલી સ્ત્રીનું મન માત્ર પ્રસન્ન કરીને તેના પ્રભાવથી સ્ત્રી અને પુરુષ બન્નેનું મન પ્રસન્ન કરે છે, જેના યોગથી પોતાની ઇચ્છા પ્રમાણે વીર પુરુષોની પ્રાપ્તિ થવાથી અપ્સરાઓના ટોળા પ્રસન્ન થાય છે, જેના યોગથી (જેનુ પાન કરીને) વીર પુરુષો સંગ્રામમા પોતાના પ્રાણને તરણા જેવા (તુચ્છ) ગણીને તેનો ત્યાગ કરે છે, વિવિધ પ્રકારના દેહવાળી (રૂપવાળી) જે સુરાને મનુષ્યો નિરન્તર ઘણા કાળ સુધી સેવ્યા કરતા હોય છતાં પણ ફરીને મળે તે સમયે જાણે તે પહેલવહેલી જ મળી હોય તેમ હર્ષિત થઈને તેનું

પાન કરે છે, જેનું દર્શન માત્ર થતાંમાં જ શોક, ઉદ્વેગ, અણગમો અને ભય, એ સર્વ નાશ પામે છે, જેના વિના મિત્રમંડળી, મહોત્સવ કે બાગ શોભતા નથી, જે પ્રાપ્ત ન થવાથી તેનો વિયોગી પુરુષ તેને વારંવાર સંભારીને શોક કરે છે, જે પોતે પ્રસન્ન (નિર્મળ) ન હોય, મેલી, રગવાળી હોય, એમ છતાં પણ તે આનંદ આપે છે અને જે તે પ્રસન્ન (નિર્મળ) હોય તો સ્વર્ગનું સુખ આપે છે, જેને હૃદયમાં વારણ કરવાથી પુરુષ પોતાની સરખામણીમાં ઇન્દ્રને પણ દુ:ખી માને છે, જેના સ્વાદના સુખનું વર્ણન કરી શકાય એવું નથી, પરંતુ જેનું સુખ અનુભવથી જ માત્ર જાણવામાં આવે એવું છે, એ પ્રમાણે જે પોતાની વિવિધ પ્રકારની અવસ્થાઓમાં પ્રિયા (પ્રિય સ્ત્રી)નું અનુકરણ કરે છે, (અર્થાત્ ઉપર જે વર્ણન સુરાનું કરેલું છે તે બધું પ્રિયતમાને પણ લાગુ પડે છે, તેથી જે સુરા પ્રિયતમા જેવી છે), જે સુરા પુરુષને પ્રિય હોય તો તે પુરુષને પોતાની પ્રિયા અધિક પ્રિય લાગે છે, જે સુરા પ્રીતિરૂપ, રતિરૂપ, વાણીરૂપ અને પુષ્ટિરૂપ છે, એમ કહીને દેવ દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને મનુષ્યો વખાણે છે, એવી સુરાનું પાન કરવાનો (પીવાનો) ધર્મશાસ્ત્રમાં જેને મના નથી કરેલી, તેવા પુરુષે તેનું નીચે કહેલા વિધિપૂર્વક પાન કરવું

(પ્રસન્ના=૧ વારુણી નામના દારૂનું નીતર્યું પાણી, ૨ સાફ. ૨ પ્રસન્ના=૧ વારુણીના રગ.. ૨ નાનાજ)

દારૂથી મટતા રોગ

**सम्भवन्ति न ते रोगा मेदोनिलकफोद्भवा।**
**विधियुक्तादृते मद्याद्ये न सिध्यन्ति दारुणाः ॥६८**

જે ભયંકર રોગો ચરબી, વાયુ અને કફથી થાય છે, તે વિધિ પ્રમાણેના દારૂના પ્રયોગો વિના મટતા નથી

દારૂનો મહિમા

**अस्ति देहस्य साऽवस्था यस्यां पानं निवार्यते।**
**अन्यत्र मद्यान्निगदाद्विविधौषधसंस्कृतात् ॥ ६९ ॥**

જ્યારે દેહની પ્રકૃતિ અવસ્થા હોય (દેહમાંથી કલેદ બહુ નીકળતો હોય) અથવા પ્રમેહ થયા હોય વગેરે અવસ્થા હોય, ત્યારે દારૂ પીવાની મના છે પણ જે તે દારૂ જૂનો હોય અને તેમાં વિવિધ પ્રમાણનાં ઔષધો મેળવ્યાં હોય, તો તે પીવાનો બાધ નથી.

**आनूपं जाङ्गलं मांसं विधिनाऽप्युपकल्पितम्।**
**मद्यं सहायमप्राप्य सम्यक् परिणमेत्कथम् ॥७०॥**

અનૂપ, જાંગલ વગેરે દેશના પ્રાણીઓના માંસની ખવાયલ કદાપિ વિધિપુરઃસર કરી હોય, અર્થાત્ તેને જોઈએ તેવી રીતે તૈયાર કરીને ખાધું હોય, તોપણ તેને જો દારૂરૂપી મિત્ર ન હોય (એટલે સાથે દારૂ પીવામાં ન આવે), તો તે સારી રીતે કેમ પચે?

**सुतीव्रमारुतव्याधिघातिनो लशुनस्य च।**
**मद्यमांसवियुक्तस्य प्रयोगे स्यात्कियान् गुणः।७१**

લસણ એવું છે કે તે અત્યંત ઉગ્ર એવા વાયુના રોગોનો નાશ કરે છે, પરંતુ જો તે મદ્ય અને માંસ વિનાનું હોય (એટલે લસણ સાથે માંસ અને દારૂ ખાવાપીવામાં ન આવે), તો તેનો પ્રયોગ કેટલો ગુણ કરે? અર્થાત્ કાંઈ ગુણ નહિ કરે અથવા થોડો જ ગુણ કરશે

**निगूढशल्याहरणे शस्त्रक्षाराग्निकर्मणि।**
**पीतमद्यो विषहते सुखं वैद्यविकत्थनाम् ॥ ७२ ॥**

જ્યારે કાંટો કે ભાલોડું વગેરે શલ્ય શરીરમાં પેસી ગયું હોય અને તે દેખાતું ન હોય ત્યારે તેને ચીરીને કે દબાવીને કાઢવું પડે છે, તેમ જ શસ્ત્રકર્મ, ક્ષારકર્મ (ક્ષાર મૂકીને બાળી મૂકવું) તથા અગ્નિકર્મ (ડામ દેવા) એ કિયાઓ પણ સહન કરવી કઠણ છે, તોપણ એવે પ્રસંગે માણસ દારૂ પાવામાં આવે તો પછી વૈદ્યના હાથ જે લગાડતા હોય તે બધું તે સુખે સહન કરે છે

**अनलोत्तेजनं रुच्यं शोकश्रमविनोदनम्।**
**न चातः परमस्त्यन्यदारोग्यबलपुष्टिकृत् ॥ ७३ ॥**

દારૂ કરતાં અધિકતું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉત્પન્ન કરનાર, શોક અને શ્રમનો નાશ કરનાર તથા આરોગ્ય, બળ અને પુષ્ટિ આપનારું બીજું કાંઈ નથી

**रक्षता जीवितं तस्मात्प्रेयमात्मवता सदा।**
**मात्राभाद्रितहितं परमं धर्मसाधनम् ॥ ७४ ॥**

(એ પ્રમાણે મદ્યમાં માત્રામાં ગુણ છે) માટે જીવતરનું રક્ષણ કરનાર સંયમી પુરુષે આશ્રિત અને ઉપાશ્રિત (આશ્રિતનાય આશ્રિત) મનુષ્યોનું હિત કરનારું તથા ધર્મ સાધવાના પરમ સાધનરૂપ તે (મદ્ય) પીવું

તે કાળના માટે દારૂ પીવાનો વિધિ, મહિમા

(શ્લો. ૭૫ થી ૬૨)

**स्नातः प्रणम्य सुरविप्रगुरून् यथास्वं**
**वृत्तिं विधाय च समस्तपरिग्रहस्य।**
**मासानभूमिमिव गन्धजलाभिषिक्ता-**
**माहारमण्डपसमीपगतां श्रयेत ॥ ७५ ॥**

**स्नातस्तेऽथ शयने कमनीये**
**मित्रभृत्यरमणीसमवेतः ।**
**स्वं यशः कथकचारणसङ्घै-**
**रुद्धतं निशमयन्नतिलोकम् ॥ ७६ ॥**
**विलासिनीनां च विलासशोभि**
**गीतं सनृत्यं कलतूर्यघोषैः ।**
**काञ्चीकलापैश्चलकिङ्किणीकैः**
**क्रीडाविहङ्गैश्च कृतानुनादम् ॥ ७७ ॥**
**मणिकनकसमुत्थैराननैर्विचित्रैः**
**सजलविविधलेखक्षौमवस्त्रावृताङ्गैः ।**
**अपि मुनिजनचित्तक्षोभसम्पादिनीभि-**
**श्चकितहरिणलोलप्रेक्षणीभिः प्रियाभिः ॥७८॥**
**स्तननितम्बकृतातिगौरवा-**
**दलसमाकुलमीश्वरसम्भ्रमात् ।**
**इति गतं दधतीभिरसंस्थित-**
**तरुणचित्तविलोभनकार्मणम् ॥ ७९ ॥**
**यौवनासवमत्ताभिर्विलासाधिष्ठितात्मभिः ।**
**सञ्चार्यमाणं युगपत्तन्वङ्गीभिरितस्ततः ॥ ८० ॥**
**तालवृन्तनलिनीदलानिलैः**
**शीतलीकृतमतीव शीतलैः ।**
**दर्शनेऽपि विदधद्वशानुगं**
**स्वादितं किमुत चित्तजन्मनः ॥८१॥**
**चूतरसेन्दुमृगैः कृतवासं**
**मल्लिकयोज्ज्वलया च सनाथम् ।**
**स्फाटिकशुक्तिगतं सतरङ्गं**
**कान्तमनङ्गमिवोद्वहदङ्गम् ॥ ८२ ॥**
**तालीसाद्यं चूर्णमेलादिकं वा**
**हृद्यं प्राश्य प्राग्वयःस्थापनं वा ।**
**तत्प्रार्थिभ्यो भूमिभागे सुमृष्टे**
**तोयोन्मिश्रं दापयित्वा ततश्च ॥ ८३ ॥**
**धृतिमान् स्मृतिमान्नित्यमन्यूनाधिकमाचरन् ।**
**उचितेनोपचारेण सर्वमेवोपपादयन् ॥ ८४ ॥**
**जितविकसितासितसरोज-**
**नयनसङ्क्रान्तिवर्धितश्रीकम् ।**
**कान्तामुखमिव सौरभ्य-**
**हृतमधुपगणं पिबेन्मद्यम् ॥ ८५ ॥**

મદ્યપાન કરવા ઇચ્છનાર માણસે પ્રથમ સ્નાન કરીને તથા પોતપોતાના દેવ, બ્રાહ્મણ, અને ગુરુઓને પ્રણામ કરીને અને પોતાના સમગ્ર પરિગ્રહ(ચાકર, નોકર વગેરે)ની વૃત્તિ (આજીવિકા) આપીને, અર્થાત સંનિ પ્રસન્ન કરીને ભોજનમંડપની પાસે તૈયાર કરેલી કપૂર, વાળો વગેરેના સુગંધી જળથી છાંટીને સુવાસિત કરેલી મદ્ય પીવાની 'આપાનભૂમિ'માં જવું. 'આપાનભૂમિ'માં ગયા પછી ત્યાં સુંદર પલંગ બિછાવીને તથા તેના ઉપર સુંદર આચ્છાદ નાખીને બિછાનું તૈયાર કર્યું હોય તે ઉપર પોતાના મિત્ર, સેવક અને સ્ત્રીઓ સહિત બેસવું. પછી તે સ્થળમાં પોતાનો યશ ગાનારા ચારણ, ભાટ વગેરે આવ્યા હોય તેમના મોઢેથી સર્વ લોક કરતા વધારે અને અદ્ભુત એવા પોતાના યશ સાંભળવા. વળી તે સ્થળમાં નૃત્ય કરનારી વિલાસવતી સ્ત્રીઓની કડે પહેરેલા કંદોરાની ઝીણીઝીણી ઘૂઘરીઓ હાલવાથી તેનો ઝણકાર થતો હોય તથા તે સાથે મધુર વાજિંત્ર વાગતાં હોય, તેનો સૂર નીકળતો હોય, તેમ જ પાળેલા પોપટ, હંસ, પારેવા વગેરે પક્ષીઓનો મધુર અવાજ થતો હોય, તે સાથે તે સ્ત્રીઓના મુખનું ગાયન સાંભળવું તથા તેમના વિલાસ (જોવું, હસવું, ચાલવું, આંખના કટાક્ષ કરવા, હાથ ઊંચાનીચા કરવા વગેરે હાવભાવ) વડે શોભતું નૃત્ય જોવું. પછી મુનિઓના ચિત્તને પણ ક્ષોભ ઉત્પન્ન કરનારી અને ભય પામેલા હરણના નેત્ર જેવા ચંચળ નેત્ર વડે જોનારી પ્રિય સ્ત્રીઓ જેઓ પોતાના સ્તન અને નિતંબના અતિશય ભારથી ધીમે ધીમે ચાલનારી છતાં પોતાના સ્વામી પાસે જવાની ઉતાવળથી ક્ષણમાં પોતાનું ઉતાવળું અને ક્ષણમાં ધીમું એવું અનિયમિત ચાલવા વડે જુવાન પુરુષોના ચિત્તને લોભાવનાર વશીકરણરૂપ ગતિ ધારણ કરે છે, તથા જેઓ જુવાનીરૂપી આસવ(મદ્ય)થી મત્ત, વિલાસવાળી તથા નાજુક અંગવાળી હોય, તેમણે રત્ન અને સોનાના બનાવેલા જાતજાતના લેખ, ચિત્ર વગેરેથી આકૃત કરેલાં, ઊંચી જાતના ભીનાં રેશમી વસ્ત્ર વીંટેલાં, વાસણોમાં મદ્યને એકસાથે એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂક્યું હોય, અર્થાત્ ઉપર કહી તેવી સ્ત્રીઓ મદ્યપાત્રને અહીંથી તહીં મૂકતી હોય તથા તાડના વીંજણા અને કમળના પાંદડાંના અત્યંત શીતળ વાયુ નાખીને જે મદ્યને શીતળ કર્યું હોય તથા જે મદ્યને જોવાથી જ મનુષ્ય કામવશ થઈ જાય તો તેનો સ્વાદ લેવાથી છેક જ કામદેવને વશ થઈ જવાય એમાં શું આશ્ચર્ય! એવું જે મદ્ય હોય, વળી જેને આંબાનો રસ, કપૂર તથા કસ્તૂરી વડે સુવાસિત કર્યું હોય તથા જેના ઉપર ઊજળા મોગરાનાં પુષ્પોના હાર નાખીને સુશોભિત કર્યું હોય, તેમ જ જેને સ્ફટિક કે છીપમાં, સ્ફટિકના પાત્રમાં અથવા છીપના પાત્રમાં કાઢ્યું

હોય તે સમયે જાણે એ મદ્ય સાક્ષાત્ શોભાયમાન કામદેવ જ દેહધારી થયો હોય એવું જે તરંગયુક્ત દેખાતું હોય, એવું મદ્ય પીવું એ પીતા પહેલા વચને સ્થિર કરનારું તાલીસાદિ ચૂર્ણ અથવા એલાદિક ચૂર્ણ અથવા હૃદયને ફાયદો કરે એવું કે રસાયન અધ્યાયમા કહેલું જુવાન બનાવનારું ચૂર્ણ છે તે પ્રથમ ખાવું પછી (કુષ્માંડ, ભૈરવ, વેતાલ વગેરે) જે દેવો મદ્ય પાનના અધિકારી હોય તેમને તે મદ્યમા જળ મેળવીને તે મદ્ય લીંપેલી તથા સ્વચ્છ કરેલી પૃથ્વી ઉપર નાખીને અર્પણ કરવું અને તે પછી પોતે ધીરજયુક્ત તથા સ્મૃતિયુક્ત થવું, રાને નિત્ય નિયમ કરતા વધારે નહિ કે ઓછું નહિ એટલું મદ્ય સઘળા યોગ્ય ઉપચાર કરીને પીવું તે મદ્ય જાણે સ્ત્રીના મુખ જેવું છે સ્ત્રીનું મુખ વિકાસ પામેલા કાળા કમળને જીતનારા નેત્રના કટાક્ષ વડે વૃદ્ધિ પામેલી શોભાવાળું છે તથા તેની સુગંધીથી ભમર ખેંચાઈ આવે એવું છે, તેમ જ મદ્ય પણ વિકાસ પામેલા કાળા કમળને જીતનાર નેત્રના પ્રતિબિંબ વડે વૃદ્ધિ પામેલી શોભાવાળું છે તથા તેની સુગંધીથી ભમરા ખેંચાઈ આવે એવું છે

**पीत्वैवं चषकद्वयं परिजनं**
**सम्मान्य सर्वं ततो**
**गत्वाऽऽहारभुवं पुरः सुभिषजो**
**भुञ्जीत भूयोऽथ च ।**
**मांसापूपघृतार्द्रकादिहरितैर्युक्तं सखीरर्चितैः**
**द्वित्रिर्वा निशि चाल्पमेव वनिता-**
**सङ्गार्थं पिबेत् ॥ ८६ ॥**

એ રીતે બે પ્યાલા મદ્ય પીને પછી સઘળા પરિજનનું સન્માન કરવું પછી આહારભૂમિ(જમવાના ઓરડા)મા જઈને ઉત્તમ વૈદ્યના દેખતા ભોજન કરવું તે ભોજનમા માંસ, પૂરીઓ, ઘી, આદુ વગેરે હરીતક વર્ગની વસ્તુઓ અને સલાડ જોઈએ, પછી ફરીને પણ બે ત્રણ વાર મદ્યપાન કરવું તથા રાત્રે સ્ત્રીઓનું સંગ કરવાને થોડુંક જ મદ્ય પીવું

**रहसि दयितामङ्के कृत्वा भुजान्तरपीडना-**
**त्पुलकिततनुं जातस्वेदां सकम्पपयोधराम् ।**
**यदि सरभसं शीधोर्वारं न पाययते कृती**
**किमनुभवति क्लेशप्रायं ततो गृहतन्त्रताम् ॥८७**

જે કોઈ પુરુષ એકાંતમા પોતાની પ્રિયાને ખોળામા બેસાડીને છાતી સરસી તેને દબાવવાથી જેના શરીર રોમાંચ થયો છે તથા જેને પરસેવો થયો છે, તથા જેના સ્તન કંપે છે, એવી સ્ત્રીને જે આવેગો મદ્યનો સરકો પાઈને ભાગ્યશાળી થતો ન હોય તો પછી ઘર ચલાવવાના સાધન મેળવવામા ગૂંથાઈ જવારૂપી બહુ કલેશવાળા ગૃહસ્થાશ્રમનું વૈતરું તે શું કરવા કરે છે?

**वरतनुवक्त्रसङ्गतिसुगन्धितरं सरकं**
**द्रुतमिव पद्मरागमणिमासवरूपधरम् ।**
**भवति रतिश्रमेण च मदः पिबतोऽल्पमपि**
**क्षयमतः ओजसः परिहरन् स शयीत परम् ॥८८**

ઉત્તમ અંગવાળી સ્ત્રીના મુખના સમાગમથી અધિક સુગંધવાળો થયેલો ર.ને પદ્મરાગ નામનો લાલમણિ જાણે આસવનું રૂપ ધારણ કરી પ્રવાહી થયો હોય તેવો લાલ રંગનો સરકો સંભોગના શ્રમવાળો પુરુષ થોડો પણ પીએ, તો તેને મદ (રાવશ) ચડે છે, માટે એવી રીતે કામદેવથી થયેલા ઓજના ક્ષયનો પરિહાર (દૂર કરવાનો ઉપાય) કરીને પછી પુરુષે સૂવું

**इत्थ युक्त्वा पिबन्मद्यं न त्रिवर्गाद्विहीयते ।**
**महारसंसारसुखं परमं चाधिगच्छति ॥ ८९ ॥**
**ऐश्वर्यस्योपभोगोऽयं स्पृहणीयः सुरैरपि ।**

ઉપર કહી તવી યુક્તિથી મદ્યપાન કરનારા પુરુષનો ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગ નાશ પામતો નથી, પણ આ અસાર સંસારનું સર્વોત્તમ સુખ તેને મળે છે આ મદ્યપાનરૂપી ઐશ્વર્યના ઉપભોગ દેવતાઓએ પણ ઇચ્છવા જેવા છે

**अन्यथा हि विपत्तु स्या-**
**त्पश्चात्तापेन्धनं धनम् ।९०॥**
**उपभोगेन रहितो भोगवानिति निन्द्यते ।**
**निर्मितोऽतिकदर्योऽयं**
**विधिना निधिपालकः ॥९१॥**
**तस्माद्व्यवस्थया पानं पानस्य सततं हितम् ।**
**जित्वा विषयलुब्धाना-**
**मिन्द्रियाणां स्वतन्त्रताम् ॥९२॥**

જે પુરુષ પ્રા. કરેલા ધનનો ઉપભોગ ન કરે તો તે ધન વિપત્તિના સમયમા (ધન જતું રહે ત્યારે) તેના પશ્ચાત્તાપરૂપ અગ્નિને પ્રજ્વલિત રાખનાર બળતણ જેવું છે જે પુરુષ ધનનો ઉપભોગ નથી કરતો તેને લોક ભાગ્યવાન (કૃપણ સર્પ) કહીને નિંદે છે, અર્થાત્ સર્પ જેમ ધનનું રક્ષણ કરે છે તેમ આ કૃપણ પુરુષને પણ વિધિએ ભંડારનું રક્ષણ કરવાને ઉત્પન્ન કર્યો હોય તેનું છે એનું જો કહે છે એટલા માટે મદ્યનું પણ વ્યવસ્થાપૂર્વક પાન કરવું હિતકર છે, પરંતુ વિષયોમાં લુબ્ધ થયેલી ઇંદ્રિયોની સ્વતંત્રતા જીતી લઈને, અર્થાત્

ઇંદ્રિયો વશમા રાખીને મદ્યપાન કરવું (સ્વાદ કે વ્યસન માટે નહિ પણ આરોગ્ય વધે એટલું જ મદ્યપાન કરવુ )

ગરીબોએ કેવો, કેટલો અને કેવી રીતે દારૂ પીવો?

विधिर्वसुमतामेष भविष्यद्वसवस्तु ये ।
यथोपपत्ति तैर्मद्य पातव्य मात्रया हितम् ॥९३॥

જે પુરુષ ધનવાન છે તેને માટે પાછળ મદ્યપાનનો વિધિ કહેલો છે, પણ જે પુરુષોને દ્રવ્ય પ્રાપ્ત કરવાનું હોય તેમણે તો યુક્તિસર અને માપસર મદ્ય પીવું

દારૂ પીવાનો સમ્યગ્ યોગ

यावद् दृष्टेर्न सम्भ्रान्तिर्यावन्न क्षोभते मन ।
तावदेव विरन्तव्य मद्यादात्मवता सदा ॥ ९४ ॥

દૃષ્ટિ ભ્રમિત થાય અને મન ક્ષોભ પામે એટલી હદ સુધી સયમી પુરુષે દારૂ પીવો નહિ (એવી રીતે હદમા રહીને દારૂ પીવો તેને મદ્યપાનનો 'સમ્યગ્યોગ' કહે છે, એથી વધારે પીવો એટલે દૃષ્ટિ ભ્રમિત થાય તથા મનમા ક્ષોભ થાય ત્યા સુધી દારૂ પીવો તેને 'અતિયોગ' કહે છે સમ્યગ્યોગથી ઓછુ મદ્યપાન તે 'હીનયોગ' કહેવાય છે એ જ રીતે દેશ, દોષ, પ્રકૃતિ વગેરેનો વિચાર કર્યા વિના દારૂ પીવાથી 'મિથ્યાયોગ' થાય )

ક્યા દોષવાળાએ દારૂ પીતાં પહેલા શુ કરીને દારૂ પીવો?

अभ्यङ्गोद्वर्तनस्नानवासधूपानुलेपनैः ।
स्निग्धोष्णैर्भावितश्चान्नैः पान वातोत्तरः पिबेत् ॥९५

જે પુરુષમા વાયુ વધારે હોય તેણે શરીર તેલ ચોળવું ઉદ્વર્તન ચોળવું, સ્નાન કરવુ, સુગંધ ધારણ કરવી, ધૂપ કરવો, લેપ કરવો તથા સ્નિગ્ધ અને ગરમ અન્નપાન સેવવા એ સર્વ કર્યા પછી તેણે મદ્યપાન કરવુ

शीतोपचारैर्विविधैर्मधुरस्निग्धशीतलैः ।
पैत्तिको भावितश्चान्नैः पिबन्मद्य न सीदति ॥९६॥

જે પુરુષમા પિત્ત વધારે હોય તેણે વિવિધ પ્રકારના શીતળ ઉપચારથી તથા ગળ્યા, સ્નિગ્ધ અને ઠંડા અન્નથી ભાવનાયુક્ત થઈને મદ્યપાન કરવુ, તેથી તે નબળો પડતો નથી

ભાવિત=ભાવનાયુક્ત થઈને=ધરાઈને

उपचारैस्तुशिशिरैर्यवगोधूमभुक् पिबेत् ।
श्लेष्मिको धन्वजैर्मांसैर्मद्य मारिचिकैः सह ।९७।

જેનામા કફ વધારે હોય એવા પુરુષે ગરમ ઉપચાર કરવા, તથા જવ ને ઘઉં ખાવા, તેમ જ જાગલ પ્રાણીઓના મારી નાખેલા માંસ સાથે મદ્યપાન કરવું

ક્યા દોષવાળા માટે કયો દારૂ સારો?

तत्र वाते हित मद्य प्रायः पैष्टिकगौडिकम् ।
पित्ते साम्भोमधु, कफे मार्द्वीकारिष्टमाधवम् ॥९८

વાયુના દોષ માટે સામાન્ય રીતે લોટનો દારૂ અને ગોળનો દારૂ હિતકર છે, પિત્ત માટે પાણી અને મધ નાખેલુ મદ્ય હિતકર છે અને કફ માટે દ્રાક્ષનુ મદ્ય, અરિષ્ટ અને મધનો દારૂ હિતકર છે

ક્યા દોષવાળાએ ક્યારે દારૂ પીવો?

प्राक् पिबेच्छ्लैष्मिको मद्य
भुक्तस्योपरि पैत्तिकः ।
वातिकस्तु पिबेन्मध्ये, समदोषो यथेच्छया ॥९९

इति मदात्ययचिकित्सितम् ।

જે પુરુષની કફપ્રકૃતિ હોય તેણે ભોજન કરતા પહેલા દારૂ પીવો, અને જેની પિત્તપ્રકૃતિ હોય તેણે ભોજન કર્યા પછી દારૂ પીવો જે પુરુષની વાત પ્રકૃતિ હોય તણે ભોજન કરતા કરતા દારૂ પીવો અને જેના દોષ સમાન હોવાથી જે સમપ્રકૃતિનો હોય તેણે પોતાની મરજીમા આવે તે વખતે દારૂ પીવો

अथ मदमूर्च्छायचिकित्सितम् ।

## મદની અને મૂર્છાની ચિકિત્સા

(શ્લોક ૯૯ા થી ૧૦૯)

મદ અને મૂર્છામા ખાસ ક્યા દોષના ઉપાય કરવા?

मदेषु वातपित्तघ्न प्रायो मूर्च्छासु चेष्यते ।
सर्वत्रापि विशेषेण पित्तमेवोपलक्षयेत् ॥१००॥

મદમા ખાસ કરીને વાતપિત્તનો નાશ કરનારી ચિકિત્સા કરવી જોઈએ, તેમ જ મૂર્છામા પણ તેવી જ ચિકિત્સા કરવી જોઈએ અને મદ તથા મૂર્છા, એ સર્વમા પિત્તને જ અધિક સમજવું (મદ=નશો)

મદ અને મૂર્છાની સામાન્ય ચિકિત્સા

शीताः प्रदेहा मणयः सेका व्यजनमारुताः ।
सिताद्राक्षेक्षुखर्जूरकाश्मर्यस्वरसाः पयः ॥१०१
सिद्धं मधुरवर्गेण रसा यूषाः सदाडिमाः ।
षष्टिकाः शालयो रक्ता यवाः सर्पिश्च जीवनम् ॥
कल्याणकं महातिक्तं षट्पल पयसाऽसिकः ।
पिप्पल्यो वा शिलाह्वं वा रसायनविधानतः ॥१०३
त्रिफला वा प्रयोक्तव्या सघृतक्षौद्रशर्करा ।

મદ અને મૂર્છામા જે પિત્તનો પ્રકોપ થાય છે તેને માટે ઠંડા લેપ કરવા, મણિ પહેરવા વગેરે શીતળ

ઉપચાર કરવા, ઠંડું પાણી છાંટવું, વીંઝણાથી ઠંડો પવન નાખવો, સાકર, કાળી દ્રાક્ષ, ખેરડી ખજૂર, કાશ્મરી (શીવણ) વગેરે ઠંડા પદાર્થોથી ઠંડા ઉપચાર કરવા, એવા જ ઠંડા ઔષધના સ્વરસ પાવા, કાળી દ્રાક્ષ વગેરે મધુર વર્ગના ઔષધોથી સિદ્ધ કરેલા દૂધ પાવા, માંસરસ અને યૂષ દાડમ સહિત આપવા, સાઠી ચોખા, રાતી શાળ અને જવ તથા ઘી વગેરે ખાવા આપવા, જીવનીય ગણના ઔષધ આપવા ઉન્માદપ્રતિષેધમાં કહેલું 'કલ્યાણક ઘૃત' આપવું, કુષ્ઠરોગની ચિકિત્સામાં કહેલું 'મહાતિક્તકઘૃત' આપવું, રાજયક્ષ્માની ચિકિત્સામાં કહેલું 'ષટ્પલઘૃત' આપવું, દૂધ સાથે ચિત્રો પાવો, રસાયનના વિધિ પ્રમાણે પીપરોનો અથવા શિલાજિતના પ્રયોગ કરવો, અથવા ઘી, સાકર અને મધ સાથે ત્રિફળાનો પ્રયોગ કરવો

મદ અને મૂર્છાના વેગ (હુમલા) બંધ ન થાય તો શું કરવું?

**प्रसक्तवेगेषु हितं मुखनासावरोधनम् ॥ १०४ ॥**
**पिबेद्वा मानुषीक्षीरं तेन दद्याच्च नावनम् ।**
**मृणालबिसकृष्णा वा लिह्यात्क्षौद्रेण साभया ॥**
**दुरालभां वा मुस्तं वा शीतेन सलिलेन वा ।**
**पिबेन्मरिचकोलास्थिमज्जोशीराहिकेसरम् ॥१०६**
**धात्रीफलरसे सिद्धं पथ्याक्वाथेन वा घृतम् ।**

મદ વગેરેનો વેગ ચાલુ રહેતો હોય તો હાથ વડે રોગીના મુખ અને નાક બંધ કરવા, અથવા સ્ત્રીનું ધાવણ તેને પાવું, અથવા તે ધાવણનું નસ્ય ફૂંકવું, અથવા કમળનાળ (દાંડી), કમળનું બિસ (કંદ), પીપર અને હરડે, એ સર્વને મધ સાથે ચાટવું, અથવા ધમાસો કે મોથ મધમાં ચાટવી, અથવા મરી, બોરના ઠળિયાની મીંજ, વાળો અને નાગકેસર એ ઔષધોના ચૂર્ણને ઠંડા પાણી સાથે પીવું, અથવા આમળાના રસમાં કે હરડેના ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી પીવું

કયા દોષનું જોર છે તે વિચારીને ઉપરના ઉપાય કરવા

**कुर्यात्क्रियां यथोक्तां च यथादोषबलोदयम् ॥१०७॥**

વળી એવા મદ અને મૂર્છાવાળા રોગીને જે જે દોષનું બળ વિશેષ હોય, તે તે દોષનો વિચાર કરીને ઉપર કહેલી ક્રિયા કરવી

પંચકર્મ, ફસ ખોલવી

**पञ्चकर्माणि चेष्टानि सेचनं शोणितस्य च ।**

વળી પાંચ કર્મ (પંચકર્મ) પણ દોષનું બળ જોઈને કરવા અને ફસ ખોલી લોહી કાઢવું

ધીરજ, જ્ઞાન વગેરેરૂપી ઉપાય

**सत्त्वस्यालम्बनं ज्ञानमगृद्धिर्विषयेषु च ॥ १०८ ॥**

વળી આવા રોગીને સત્ત્વગુણનો આશ્રય કરવો; મહાભૂત, ઇન્દ્રિયો, તન્માત્રાઓ, મન, બુદ્ધિ, અહંકાર, પુરુષ (આત્મા) વગેરેના જ્ઞાનનો આશ્રય કરવો તથા તેણે વિષયોની લાલસા રાખવી નહિ

મદ અને મૂર્છા બહુ જ વધી જાય તો શું કરવું?

**मदेष्वतिप्रवृद्धेषु मूर्च्छायेषु च योजयेत् ।**
**तीक्ष्णं सन्न्यासविहितं**

મદ અને મૂર્છા અતિશય વધી જાય ત્યારે સન્યાસની ચિકિત્સામાં કહેલું તીક્ષ્ણ નસ્ય ફૂંકવું

ઝેરથી થતા મદના ઉપાય

**विषघ्नं विषजेषु च ॥ १०९ ॥**

**इति मदमूर्च्छायचिकित्सितम् ।**

તેમ વિષથી મદ થયો હોય તો વિષનો નાશ કરવાની ચિકિત્સા કરવી

**अथ संन्यासचिकित्सितम् ।**

## સંન્યાસરોગની ચિકિત્સા

(શ્લોક ૧૦૯॥ થી ૧૧૫)

ભાનમાં લાવવાના ઉપાય: ભાનમાં આવ્યા પછીનું ઔષધ

**आशु प्रयोज्यं सन्न्यासे सुतीक्ष्णं नस्यमञ्जनम् ।**
**धूमः प्रधमनं तोदः सूचीभिश्च नखान्तरे ॥११०॥**
**केशानां लुञ्चनं दाहो दंशो दशनवृश्चिकैः ।**
**कट्वम्लगालनं वक्त्रे कपिकच्छ्वावघर्षणम् ॥१११**
**उत्थितो लब्धसंज्ञश्च लशुनस्वरसं पिबेत् ।**
**खादेत्सव्योषलवणं बीजपूरककेसरम् ॥११२॥**
**लङ्घयेत्प्रति तीक्ष्णोष्णमद्यात्स्रोतोविशुद्धये ।**

સંન્યાસ નામના રોગમાં રોગીને કાંઈ ભાન હોતું નથી તેથી તત્કાળ અત્યંત તીક્ષ્ણ નસ્ય નાકમાં મૂકવું, તથા અત્યંત તીક્ષ્ણ અંજન આંખોમાં આંજવું, તેજ પ્રમાણે અતિ તીક્ષ્ણ ધુમાડો તેને દેવો, પ્રધમન નસ્ય ફૂંકવું, તેના નખની વચમાં સોય ઘોચવી, તેના વાળ તાણવા, તેને ડામ દેવા, તેને દાંતથી બટકું ભરવું અથવા વીંછીના ડંખ મરાવવા, તીખા અને ખાટા પદાર્થનું છમેલું અને ગાળેલું પાણી તેના મુખમાં રેડવું, તેને શરીરે કૌવચ ઘસવી. એવા નાના ઉપાયથી તે ઊઠીને સાવધ થાય તથા તેને ભાન આવે ત્યારે તેને લસણનો સ્વરસ પાવો, સૂંઠ, પીપર, મરી, સિંધવ, બિજોરાનો ગર્ભ

અને કેસર એ ઓષધોનું ચૂર્ણ ખવડાવવુ, વળી તેણે સ્રોતો શુદ્ધ થવા માટે જરા હલકુ, તીખુ, કડવુ અને ગરમ (ઊનું) અન્ન ખાવુ

**ફરીથી બેભાન ન થઈ જાય તે માટે શુ શુ કરવું?**

**विस्मापनैः संस्मरणैः प्रियश्रवणदर्शनैः ॥ ११३ ॥**
**पटुभर्गीतवादित्रशब्दैर्व्यायामशीलनैः ।**
**स्रंसनोल्लेखनैर्धूमैः शोणितस्यावसेचनैः ॥ ११४ ॥**
**उपाचरेत्त सततमनुबन्धभयात्पुनः ।**
**तस्य संरक्षितव्यं च मनः प्रलयहेतुतः ॥ ११५ ॥**

તે મદ વગેરે રોગવાળા મનુષ્યને વિસ્મય પમાડે એવી વાતો સભારીને વિસ્મય ઉપજાવવો, પ્રિય કથાઓનુ તથા પ્રિય વસ્તુઓનું દર્શન કરાવવુ તથા શ્રવણ કરાવવુ, મનોહર ગાયન અને વાજિત્રના ધ્વનિ સભળાવવા, તેની શકિત પ્રમાણે કસરત કરાવવી (શરીરને મહેનત આપવી), તેને વમન તથા વિરેચન આપવું, ધૂમપાન કરાવવુ, ફસ ખોલાવીને લોહી કઢાવવુ, તથા તેનું મન પાછુ બેભાન ન થઈ જાય એમ તેના મનનુ રક્ષણ કરવુ (બીજી વાતમા રોકી રાખવુ), એવી રીતે ફરીને તેને ઓબો ન આવે તે માટે સતત ઉપાય કરવા

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने मदात्ययादि-
चिकित्सितं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો : હરસના ઉપાય

**अथातोऽर्शसां चिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે હરસના રોગની ચિકિત્સા સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## કોરા (સૂકા) હરસની ચિકિત્સા

**હરસને બાળવાનો વિધિ: બાળ્યા પછી શું કરવુ?**

**काले साधारणे व्यभ्रे नातिदुर्बलमर्शसम् ।**
**विशुद्धकोष्ठं लघ्वल्पमनुलोमनमाशितम् ॥ १ ॥**
**शुचिं कृतस्वस्त्ययनं मुक्तविण्मूत्रमव्यथम् ।**
**शयने फलके वाऽन्यनरोत्सङ्गे व्यपाश्रितम् ॥२॥**
**पूर्वेण कायेनोत्तानं प्रत्यादित्यगुदं समम् ।**
**समुन्नतकटीदेशमथ यन्त्रणवाससा ॥ ३ ॥**
**सक्थ्नोः शिरोधरायां च परिक्षिप्तमृजु स्थितम् ।**
**आलम्बितं परिचरैः सर्पिषाऽभ्यक्तपायवे ॥४॥**
**ततोऽस्मै सर्पिषाऽभ्यक्तं निदध्यादृजु यन्त्रकम् ।**
**शनैरनुसुखं पायौ, ततो दृष्ट्वा प्रवाहणात् ॥५॥**
**यन्त्रे प्रविष्टं दुर्नाम प्लोतगुण्ठितयाऽनु च ।**
**शलाकयोत्पीड्य भिषक् यथोक्तविधिना दहेत् ॥६**
**क्षारेणैवार्द्रमितरत्क्षारेण ज्वलनेन वा ।**
**महद्वा बलिनश्छित्वा वातयन्त्रमथातुरम् ॥ ७ ॥**
**स्वभ्यक्तपायुजघनमवगाहे निधापयेत् ।**
**निर्वातमन्दिरस्थस्य ततोऽस्याचारमादिशेत् ॥८॥**
**एकैकमिति सप्ताहात्सप्ताहात्समुपाचरेत् ।**

શરદ કે વસત ઋતુમા તથા જ્યારે આકાશ વાદળા વિનાનુ નિર્મળ હોય ત્યારે અતિશય દુર્બળ ન હોય એવા હરસના રોગીનો કોઠો વમન–વિરેચન વગેરેથી શુદ્ધ કરવો, તથા હલકો, થાડા તથા અનુલોમન (એટલે વાયુ અને ઝાડાની સ્વાભાવિક માર્ગ પ્રવૃત્તિ કરાવે એવો) ખોરાક તેન ખવડાવવો પછી તેને પાણી અને માટી વડે શુદ્ધ કરવો, તથા સ્વસ્ત્યયન કરાવીને અને ઝાડોપેશાબ કરાવીને ખાટલામા કે પાટ ઉપર સુવાડવો, અથવા (વૈદ્ય સિવાય) બીજા પુરુષના ખોળામા સુવાડવો સુવાડતા પહેલાં જોવુ કે તેને હરસ ઉપરાત બીજો કોઈ રોગ નથી તેને એવી રીત સુવાડવો કે તેના શરીરનો આગલો (માથાથી કેડ સુધીનો) ભાગ ચત્તો રહે તથા તેની ગુદા જે દિશામા સૂર્ય ગયેલો હોય તે દિશામા રહે વળી તે વાકોચૂકો સૂતેલો ન હોવો જોઈએ પણ સરખી રીતે સૂતેલો હોવો જોઈએ, તથા તેની કમ્મરનો ભાગ ઊંચો રહેવો જોઈએ પછી તેને બાધવાના વસ્ત્ર વડે તેની બન્ને સાથળો તથા ડોકુ બાધી જેને જકડી રાખીને તેને બરાબર પાસગ રાખવો, કે જેથી તે શસ્ત્રકર્મ (નસ્તર) કરતી વખતે હાલેચાલે નહિ પછી શરમાય નહિ એવા પરિચારક (રોગીની ચાકરી કરનારા) પાસે તેને ઝલાવવા અને તેની ગુદામા ઘી ચોપડવું પછી ગુદામા મૂકવાનુ જે યંત્ર હોય તેને ઘી ચોપડીને રોગીને દુ ખ થાય નહિ એવી રીતે ધીમેધીમે ગુદામા સીધુ મૂકવું અને પછી તે યંત્રના છિદ્રમાથી જોવુ કે ગુદામાનો અર્શ (હરસ, મસો) યત્રમા પેઠો છે કે કેમ? હરસ યત્રમા પેઠેલો માલૂમ પડે કે એટલે એક સળી ઉપર કપડુ વીંટીને તે વડે પેઠેલા હરસને ઉપરથી દબાવવો. તે પછી સૂત્રસ્થાનમા કહેલા ક્ષારાગ્નિકર્મમા બતાવેલા વિધિ પ્રમાણે લીલા હરસને ક્ષાર વડે બાળવો, અગ્નિ વડે ડામવો નહિ જો હરસ સૂકો હોય તો ક્ષાર વડે કે અગ્નિ વડે ડામે તેનાથી ડામવો અથવા રોગી બળવાન હોય અને હરસ મોટો હોય તો હરસને

કાપી નાખવો. પછી રોગીની ગુદામાંથી યંત્ર કાઢી લઈને તેની ગુદા તથા કૂલાને સારી રીતે ઘી ચોપડવું અને તેને પાણીથી ભરેલા મોટા પાત્રમાં અવગાહન માટે બેસાડવો. પછી પવન વિનાના ઓરડામાં રહેલા એને પાછળ સૂત્રસ્થાનમાં (સૂ ૧૬/૨૫ાા થી ૨૭ાા) કહેલો 'ગરમ પાણી' વગેરેનો આચાર કરવાનું કહેવું. એવી રીતે સાતસાત દહાડે એકએક હરસ ડામવો, બાળવો કે કાપવો, બધા મસાનો એકસાથે ઉપચાર કરવો નહિ.

બહુ હરસવાળાને શું કરવું?

**प्राग्दक्षिणं ततो वाममर्शः पृष्ठाग्रजं ततः ॥९॥**
**बह्वर्शसः**

જેને એક કરતાં વધારે હરસ હોય તેને પ્રથમ જમણા હરસનો ઉપાય કરવો, પછી ડાબા હરસનો અને પછી પાછળ કે આગળ થયેલા હરસનો ઉપાય કરવો.

બરાબર બળેલા (ડમાયેલા) હરસના લક્ષણ

**सुदग्धस्य स्याद्वायोरनुलोमता ।**
**रुचिरन्नेऽग्निपटुता स्वास्थ्यं वर्णबलोदयः ॥ १०**

હરસ બરાબર ડમાય ત્યારે રોગીને વાયુની પ્રવૃત્તિ સ્વાભાવિક માર્ગે થાય છે, અન્ન ખાવાની રુચિ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, રોગીને ચેન પડે છે તથા બળ ને કાંતિ આવે છે.

મૂત્રાશયમાં શૂળ થાય તો તેનો લેપ

**बस्तिशूले त्वधो नाभेर्लेपयेच्छ्लक्ष्णकल्कितैः ।**
**वर्षाभूकुष्ठसुरभिमिशिलोहामराह्वयैः ॥ ११ ॥**

હરસવાળા રોગીને મૂત્રાશય (Bladder)માં સબકા મારે તો સાટોડી, ઉપલેટ, શલકી (નાવેડુ), સુવા, અગર અને દેવદાર, એ ઔષધોને બારીક વાટીને ડૂંટીની નીચે પેઢા ઉપર લેપ કરવો.

હરસવાળાના ઝાડા-પેશાબના વિબંધના ઉપાય

**शकृन्मूत्रप्रतीघाते परिषेकावगाहयोः ।**
**वरुणालम्बुषैरण्डगोकण्टकपुनर्नवैः ॥ १२ ॥**
**सुषवीसुरभीभ्यां च क्वाथमुष्णं प्रयोजयेत् ।**
**सस्नेहमथवा क्षीरं तैलं वा वातनाशनम् ॥१३॥**
**युञ्जीताऽन्नं शकृद्भेदि स्नेहान् वातप्रदीपनान् ।**

હરસવાળાને ઝાડો અને પેશાબનો વિબંધ થાય તો વાયવરણો, અલંબુષા, એરંડાનું મૂળ, ગોખરુ, સાટોડી, કારેલીનું મૂળ, શલકી (નાવેડુ), એ ઔષધોનો કવાથ કરીને તે ગરમ હોય ત્યારે તેમાં તેલ નાખીને તે વડે ધાર કરવી અને અવગાહન કરવું અથવા વાયુનો નાશ કરનાર ઔષધિઓ વડે સિદ્ધ કરેલા દૂધ વડે ધાર કરવી અને અવગાહન કરવું, અથવા વાયુનો નાશ કરે એવા બલા તેલ વગેરે તેલની ધાર કરવી અને તે તેલમાં અવગાહન કરવું, અથવા (ખોરાકમાં) ઝાડાની કબજિયાતનો નાશ કરે એવું અન્ન અને વાયુને હણે એવા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવા સ્નેહ આપવા.

હરસને બાળવાની ક્રિયા કોને ન કરવી?
એમને શું કરવું? ક્ષારતેલ, શેક

**अथाप्रयोज्यदाहस्य निर्गतान् कफवातजान् ॥१४**
**सस्तम्भकण्डूरुक्शोफानभ्यज्य गुदकीलकान् ।**
**बिल्वमूलाग्निकक्षारकुष्ठैः सिद्धेन सेचयेत् ॥१५**
**तैलेनाहिबिडालोष्ट्रवराहवसयाऽथवा ।**
**[ कासीसं सैन्धवं रास्ना शुण्ठी कुष्ठं च लाङ्गली ।**
**शिलाभ्रकाश्वमारं च जन्तुहृद्दन्तिचित्रकौ ॥ १ ॥**
**हरितालं तथा स्वर्णक्षीरी तैश्च पचेत्समैः ।**
**तैलं सुधार्कपयसी गवां मूत्रे चतुर्गुणे ॥ २॥**
**पतद्भ्यङ्गतोऽर्शांसि क्षारवत्पातयेद्द्रुतम् ।**
**क्षारकर्मकरं ह्येतन्न च दूषयते वलिम् ॥ ३ ॥]**
**स्वेदयेदनु पिण्डेन द्रवस्वेदेन वा पुनः ॥ १६ ॥**
**सक्तूनां पिण्डिकाभिर्वा स्निग्धानां तैलसर्पिषा ।**
**रास्नया हपुषाया वा**
**पिण्डैर्वा कार्ष्णगन्धकैः ॥ १७॥**

જે હરસવાળા મનુષ્યના હરસને ક્ષારથી કે અગ્નિથી બાળવાની વાતમાં મના હોય (સૂ ૩૦/૪૦થી ૪૩ાા, ૪૭ાા, ૪૪) તેવા રોગીના ગુદાની બહાર નીકળેલા હરસ કફ અને વાયુથી થયેલા હોય અને એ હરસમાં જડતા, ખરજ (ચેળ), પીડા અને સોજો થયેલો હોય તો એવા હરસને ઘી ચોપડીને પછી તેના ઉપર બીલીનું મૂળ, ચિત્રો, જવખાર, ઉપલેટ, એ ઔષધોથી સિદ્ધ થયેલું તેલ રેડવું અથવા સાપ, બિલાડી, ઊંટ કે ભૂંડની વસા (ચરબી) રેડવી (હીરાકસી, સિંધવ, રાસ્ના, સૂંઠ, ઉપલેટ, કલગારી, શિલાજિત, અબરખ, ધોળી કણેર, વાવડિંગ, નેપાળો, ચિત્રો, હરતાલ, દારૂડી, એટલા ઔષધો સરખે ભાગે લઈને એમના કલ્ક વડે ગાયના ચારગણા મૂત્રમાં તેલ, થોરનું દૂધ અને આકડાનું દૂધ સિદ્ધ કરવાં. એ હરસ ઉપર ચોપડવાથી ક્ષારની માફક એ હરસને તરત ખેરવી નાખે છે. એ ચોપડવાથી ક્ષાર જેવી અસર થાય છે છતાં ગુદાની વલિ (નિ. ૭/૩થી ૫) બગડતી નથી.' પછી પિંડસ્વેદ કરવો, અથવા સૂત્રસ્થાનમાં કહેલો દ્રવસ્વેદ કરવો, અથવા તેલ કે ઘી યુકત કરેલા સાથુની પોટલીઓ વડે શેક કરવો, અથવા

ચસ્ના, પલાસી કે સરગવો એમાથી ગમે તે એક ઓષધના ચૂર્ણમા તેલ કે ઘી મેળવીને તેની ગરમગરમ પોટલીઓ કરીને તે વડે શેક કરવો

ધૂણી દેવાનો ઉપાય

अर्कमूलं शमीपत्रं नृकेशाः सर्पकञ्चुकम् ।
मार्जारचर्म सर्पिश्च धूपनं हितमर्शसाम् ॥ १८ ॥
तथाऽश्वगन्धा सुरसा बृहती पिप्पली घृतम् ।

આકડાનુ મૂળ, શમીના પાદડા, માણસના માથાના વાળ, સાપની કાચળી, બિલાડાનું ચામડુ અને ઘી, એટલા પદાર્થોનો હરસને ધુમાડો દેવો તે હિતકારક છે, તેમ જ આસધ, રાસ્ના, ભોરિંગણી, પીપર, ઘી એ પ્રત્યેકનો જુદોજુદો ધુમાડો હરસને આપવો એ હિતકારક છે

વાટ

धान्याम्लपिष्टैर्जीमूतबीजैस्तज्जालकं मृदु ॥ १९ ॥
लेपितं छायया शुष्कं वर्तिर्गुदजशातनी ।

કૂકડવેલના બીજને કાજીમા બારીક વાટીને તે વડે તેના ફળમા જે કોમળ જાળું હોય છે તે જાળા ઉપર લેપ કરવો અને તેની દિવેટ કરવી અને તેને છાયડામા સૂકવવી એ દિવેટ (વાટ) ગુદામા મૂકવાથી હરસનો નાશ થાય છે

सजालमूलजीमूतलेहे वा क्षारसयुते ॥ २० ॥
गुञ्जासूरणकूष्माण्डबीजैर्वर्तिस्तथागुणा ।

કૂકડવેલનુ જાળુ તથા મૂળ લઈને તે વડે ઘી, તેલ વગેરેમાથી કોઈ સ્નેહ સિદ્ધ કરીને તેમાં જવખાર, ચણોઠીનુ ચૂર્ણ, સૂરણ, કોળાના બીજ, એ સર્વ બારીક વાટી નાખીને તેની વર્તિ (વાટ) બનાવવી તથા તે ગુદામા મૂકવી તેથી હરસ નાશ પામે છે

લેપ

स्नुक्क्षीरार्द्रनिशालेपस्तथा, गोमूत्रकल्कितैः ॥२१
कुक्कुटशकृत्कृष्णानिशागुञ्जाफलैस्तथा ।

થોરના દૂધમાં હળદર પલાળીને તે વડે લેપ કરવો અથવા ગાયના મૂત્રમા કૂકડાની હગાર, પીપર, હળદર અને ચણોઠી વાટીને તેનો લેપ કરવો, એ બન્ને ઉપાયોથી હરસ મટે છે

स्नुक्क्षीरपिष्टैः पट्वन्या
हस्तिनीवारणास्थिभिः ॥२२॥
कुलीरशृङ्गीविजयाकुष्ठारुष्करतुत्थकैः ।
शिग्रुमूलकजर्बीजैः पत्रैरश्वघ्ननिम्बजैः ॥ २३ ॥
पीलुमूलेन बिल्वेन हिङ्गुना च समन्वितैः ।

વજ, ગજપીપર (રતવેલિયો), વારણાસ્થિ (હાથીના હાડકા), કાકડાશિંગ, વિજયા, ઉપલેટ, ભિલામો, મોરથુથુ, સરગવો, મૂળાના બીજ, કણેરના પાદડા અને લીમડાના પાદડા, એ વસ્તુઓને થોરના દૂધમા વાટીને લેપ કરવાથી હરસ નાશ પામે છે, તેમ જ પીલુડાના મૂળ, બીલુ અને હિંગનો ભેગો લેપ કરવાથી પણ હરસ નાશ પામે છે

कुष्ठ शिरीषबीजानि पिप्पल्यः सैन्धवं गुडः ॥२४
अर्कक्षीरं सुधाक्षीरं त्रिफला च प्रलेपनम् ।

ઉપલેટ, સરસડાના બીજ, પીપર, સિંધવ, ગોળ, આકડાનું દૂધ, થોરનુ દૂધ અને ત્રિફળા (હરડે, બહેડા, આમળા), એ સર્વનો ભેગો લેપ કરવાથી હરસ મટે છે

आर्कं पय. सुधाकाण्ड कटुकालाबुपल्लवा ॥२५॥
करञ्जो वस्तमूत्र च लेपन श्रेष्ठमर्शसाम् ।

આકડાનું દૂધ, થોરનુ ડીંડલુ (કાંડભાગ), કડવી દૂધીના પાદડા, કરંજ અને બકરાનુ મૂત્ર એ સર્વનો ભેગો લેપ કરવો એ હરસને માટે ઉત્તમ છે

आनुवासनिकैर्लेप. पिप्पल्याद्यैश्च पूजितः ॥२६॥

આ અધ્યાયના ૮૯ થી ૯૨મા શ્લોકમા પીપર, મીંઢળ વગેરે ઓષધોથી તેલ સિદ્ધ કરવાનુ કહેલુ છે, તે તેલની અનુવાસનબસ્તિ આપવામા આવે છે, માટે તે આનુવાસનિક તેલ કહેવાય છે એ તેલ વડે હરસને લેપ કરવાથી ફાયદો થાય છે.

સિદ્ધ તેલ

एभिरेवौषधैः कुर्यात्तैलान्यभ्यञ्जनाय च ।

ઉપર જે દ્રવ્યો વડે લેપ કરવાના કહેલા છે, તે દ્રવ્યો વડે તેલ સિદ્ધ કરવા અને તે હરસવાળાના હરસ ઉપર ચોળવા કરવાના ઉપયોગમા લેવા.

ધૂણી, લેપ અને તેલના ફાયદા

धूपनालेपनाभ्यङ्गैः प्रस्रवन्ति गुदाङ्कुरा. ॥२७॥
सञ्चित दुष्टरुधिर, ततः सम्पद्यते सुखी ।

હરસને ધુમાડો આપવાથી, લેપ કરવાથી તથા તેલ ચોપડવાથી ગુદામાના હરસના અંકુર(મસા)મા રહેલુ બગડેલુ લોહી તેમાથી નીકળી જાય છે અને તેથી રોગી સુખી થાય છે

સૂજેલા અને કઠણ હરસના ઉપાય

अजस्रमानमुच्छूनकठिनेभ्या हरेदसृक् ॥ २८ ॥
मर्शोभ्यो जलजाशस्त्रसूचीकूर्चैः पुन पुनः ।

જે હરસ ફૂલેલા અને કઠણ હોય તેમાથી

ઉપરના ઉપાયોથી પણ લોહી નીકળતું નથી; તેથી તેને જળો લગાડીને અથવા શસ્ત્રથી અથવા સોયથી અથવા કૂર્ચ નામે શસ્ત્રથી વારંવાર લોહી કાઢી નાખવું.

હરસમાંથી લોહી કાઢી નાખવાનું કારણ

**शीतोष्णस्निग्धरूक्षैर्हि न व्याधिरुपशाम्यति ॥२९॥**
**रक्ते दुष्टे भिषक् तस्माद्रक्तमेवावसेचयेत् ।**

ઠંડા, ગરમ, સ્નિગ્ધ અને લૂખા વગેરે ઉપાયો કરવાથી હરસનો રોગ મટતો નથી, કેમ કે તેમાં લોહી બગડેલું હોય છે, એટલા માટે વૈદ્યે તેમાંનું લોહી બહાર કાઢી નાખવાનો ઉપાય કરવો.

જેને ભાંગેલ ઝાડો આવતો હોય એવા
હરસવાળાનો ક્રમ ( શ્લોક ૩૦ થી ૫૧ )
દહીં પીવું

**यो जातो गोरसः क्षीराद्वह्निचूर्णविचूर्णितात् ॥३०॥**
**पिबंस्तमेव तेनैव भुञ्जानो गुदजान् जयेत् ।**

દૂધમાં ચિત્રાનું ચૂર્ણ નાખીને જમાવવાથી જે ગોરસ (દહીં) થાય છે તે દહીં પીવું તથા ભોજન પણ તે દહીં સાથે જ કરવું એથી હરસ મટે છે.

દહીંનો મઠો અને ચૂર્ણ

**कोविदारस्य मूलानां मथितेन रजः पिबन् ॥३१॥**
**अश्नन् जीर्णे च पथ्यानि मुच्यते हतनामभिः ।**

નરેટ કાંચનારના વૃક્ષનાં મૂળનું ચૂર્ણ દહીંના મઠા સાથે પીવું અને તે પચી જાય ત્યારે પથ્ય અન્ન ખાવું, તેથી હરસ મટે છે.

ગુદામાં સોજો, શૂળ અને મંદાગ્નિનો ઉપાય

**गुदश्वयथुशूलार्तो मन्दाग्निर्गौल्मिकान् पिबेत् ॥**
**हिङ्ग्वादीननुतक्रं वा खादेद्गुडहरीतकीम् ।**
**तक्रेण वा पिबेत्पथ्यावेल्लाग्निकुटजत्वचः ॥ ३३ ॥**
**कलिङ्गमगधाज्योतिःसूरणान् वांशवर्धितान् ।**
**कोष्णाम्बुना वा त्रिपटुव्योषहिङ्ग्वम्लवेतसम् ॥**

જો હરસના રોગીને ગુદામાં સોજો થયો હોય અને તેના સણકા મારતા હોય તેથી જે પીડાતો હોય અને જેનો જઠરાગ્નિ મંદ હોય, તેમણે ગુલ્મરોગની ચિકિત્સામાં (અધ્યાય ૧૪માં) કહેલા હિંગ વગેરે વાળાં ચૂર્ણ છાશ સાથે પીવાં; અથવા તે ચૂર્ણ ખાઈને તે ઉપર છાશ પીવી; અથવા ગોળ અને હરડેની ગોળી ખાઈને તે ઉપર છાશ પીવી, અથવા હરડે, વાવડિંગ, ચિત્રો અને કડાછાલ, એ ઔષધોનું ચૂર્ણ છાશ સાથે પીવું; અથવા ઇંદ્રજવ, પીપર, ચિત્રો અને સૂરણ એમનો એક એક ભાગ વધારે લઈને એમનું ભેગું ચૂર્ણ છાશ સાથે પીવું, (એટલે ઇંદ્રજવ એક તોલો, પીપર બે તોલા, ચિત્રો ત્રણ તોલા અને સૂરણ ચાર તોલા એ પ્રમાણમાં લેવાં); અથવા સિંધવ, સંચળ, બીડલવણ, સૂંઠ, પીપર, મરી, હિંગ અને અમ્લવેતસ એ ઔષધોનું ચૂર્ણ લગાર ગરમ કરેલા પાણી સાથે પીવું.

**युक्तं बिल्वकपित्थाभ्यां महौषधबिडेन वा ।**
**मरुत्करैर्यवान्या वा प्रदद्यात्तक्रतर्पणम् ॥ ३५ ॥**
**दद्याद्वा हपुषाहिङ्गुचित्रकं तक्रसंयुतम् ।**
**मांसं तक्रानुपानानि खादेत्पीलुफलानि वा ॥३६॥**
**पिबेदहरहस्तक्रं निरन्नो वा प्रकामतः ।**

હરસના રોગવાળાએ બીલાનો ગર્ભ તથા કોઠાનો ગર્ભ વાટીને તેની સાથે છાશ અને જવનો સાથુ ખાવો. બીજું કાંઈ ખાવું નહિ, અથવા સૂંઠ અને બીડલવણ સાથ છાશ અને જવનો સાથુ ખાવો, બીજું કાંઈ ભોજન કરવું નહિ, અથવા ભિલામાંના ચૂર્ણ સાથે છાશ અને જવનો સાથુ ખાવો, બીજું કાંઈ ભોજન કરવું નહિ; અથવા તે જ રીતે અજમોદની સાથે છાશ અને જવનો સાથુ માત્ર ભોજન તરીકે ખાવો; અથવા પલાંની, ચિત્રો અને હિંગ એ ત્રણનું ચૂર્ણ છાશ સાથે પીવું; અથવા પીલુડીનાં ફળ (પીલુડાં) એક મહિના સુધી ખાવાં તથા તે ઉપર છાશ પીવી, અથવા અન્ન ન ખાવું પણ નિત્યનિત્ય પોતાનાથી પિવાય તેટલી છાશ પીવી (એ સર્વ ઉપાય હરસને મટાડનાર છે.)

છાશ–વિ. ૮/૮૦૫, ૪૨.

હરસવાળાને બહુ જ મંદાગ્નિ હોય તો
છાશનો પ્રયોગ

**अत्यर्थं मन्दकायाग्नेस्तक्रमेवावचारयेत् ॥ ३७ ॥**

જે હરસના રોગીનો જઠરાગ્નિ અતિશય મંદ પડી ગયો હોય તેને સવારસાંજ અન્ન ન આપતાં ફક્ત છાશ પાવી.

છાશ કેટલા દિવસ, કોને, કેવી રીતે પાવી?

**सप्ताहं वा दशाहं वा मासार्धं मासमेव वा ।**
**बलकालविकारज्ञो भिषक् तक्रं प्रयोजयेत् ॥३८॥**
**सायं वा लाजसक्तूनां दद्यात्तक्रावलेहिकाम् ।**
**जीर्णे तक्रे प्रदद्याद्वा तक्रपेयां ससैन्धवाम् ॥३९॥**
**तक्रानुपानं सस्नेहं तक्रौदनमतः परम् ।**
**यूषै रसैर्वा तक्राद्यैः शालीन् भुञ्जीत मात्रया ४०**

રોગીના બળને, કાળને તથા વિકારને જાણનાર વૈદ્યે સાત દિવસ, દશ દિવસ, પંદર દિવસ કે એક

મહિનો હરસના રોગીને ફકત છાશ પાવી, બીજુ કાંઈ અન્ન ખાવા આપવુ નહિ, અથવા જો રોગી ફકત છાશ પીને રહી શકે એમ ન હોય તો સાંજરે કાંગરની ધાણીનો સાથુ કરીને તેનું ચાટણુ લગાર સિંધવ નાખીને છાશમા પાવુ એ ચાટણુ કરવામા પણ છાશનો જ ઉપયોગ કરવો, અથવા છાશ પચી ગયા પછી સાંજરે છાશમા પેયા કરીને તેમા સિંધવ નાખીને પીવા આપવી. એ રીતે કરતા કરતા જઠરાગ્નિનુ બળ વધે એટલે લગાર ઘી નાખીને ભાત તથા છાશ ખાવા આપવા અને તે ઉપર છાશ પાવી, અથવા છાશ નાખીને કરેલા યૂષ કે છાશ વડે સિદ્ધ કરેલા કે છાશ મેળવેલા માંસરસની સાથે શાળના ચોખાનો ભાત થોડો ખાવો (અર્થાત્ હરસરોગમા જેમ બને તેમ રોગીને છાશ આપવી એ બહુ હિતકારક છે)

**કોને કેવી છાશ પાવી?**

**रूक्षमर्धोद्धृतस्नेहं यतश्चानुद्धृतं घृतम्।**
**तक्रं दोषाग्निबलवित्त्रिविधं तत्प्रयोजयेत् ॥४१॥**

જે છાશમાથી બિલકુલ માખણ કાઢી લીધુ હોય તેને રૂક્ષ (લૂખી) છાશ કહે છે બીજા પ્રકારની છાશમાથી અરધુ માખણ કાઢી લીધેલું હોય છે અને ત્રીજા પ્રકારની છાશમાથી માખણ બિલકુલ કાઢી લીધેલુ નથી હાતુ એ ત્રણ પ્રકારની છાશ દોષ, જઠરાગ્નિ અને બળનો વિચાર કરીને હરસરોગવાળાને પીવા આપવી

**હરસમાં છાશના પ્રયોગના લાભ**

**न विरोहन्ति गुदजाः पुनस्तक्रसमाहताः।**
**निषिक्तं तद्धि दहति भूमावपि तृणोलुपम् ॥४२॥**

છાશ પીવાથી નાશ પામેલા હરસ ફરીને ઊગતા નથી, અર્થાત્ તે સમૂળગા નાશ પામે છે છાશને જો જમીન પર નાખી હોય છે તો તે જગ્યાએ બીજા ઘાસ, વેલાને ઊગવા દેતી નથી, તો પછી કોમળ માંસના અંકુરરૂપ હરસનો એ નાશ કરે એમા શુ આશ્ચર્ય!

**स्रोतःसु तक्रशुद्धेषु रसो धातूनुपैति यः।**
**तेन पुष्टिर्बलं वर्णः परं तुष्टिश्च जायते ॥४३॥**
**वातश्लेष्मविकाराणां शतं च विनिवर्तते।**

શરીરના સ્રોતો વાયુ અને કફ વડે પુરાઈ ગયા હોય છે તે છાશથી શુદ્ધ થાય છે, તેથી રસ ધાતુઓમા પહોંચે છે, અને તેથી પુષ્ટિ, બળ, કાંતિ અને ઉત્તમ તુષ્ટિ (સંતોષ) થાય છે, તેમ જ સેંકડો પ્રકારના વાયુ અને કફના વિકાર શાંત થઈ જાય છે

**દહીંના મથનો પ્રયોગ**

**मथितं भाजने क्षुद्रबृहतीफललेपिते ॥४४॥**
**निशां पर्युषितं पेयमिच्छद्भिर्गुदजक्षयम्।**

જે માણસો પોતાના હરસનો નાશ કરવાને ઇચ્છતા હોય તેમણે નાની ભોરીંગણીના ફળના કલ્ક વડે અંદરથી લીંપેલા વાસણમા મઠો ભરી મૂકીને તેને એક રાત રહેવા દેવા અને સવારે તે મઠો પીવો

**તક્રારિષ્ટ**

**धान्योपकुञ्चिकाजाजीहपुषापिप्पलीद्वयैः ॥४५॥**
**कारवीग्रन्थिकशठीयवान्यग्नियवानकैः।**
**चूर्णितैर्घृतपात्रस्थं नात्यम्लं तक्रमासुतम् ॥४६॥**
**तक्रारिष्टं पिबेज्जातं व्यक्ताम्लकटु कामतः।**
**दीपनं रोचनं वर्ण्यं कफवातानुलोमनम् ॥४७॥**
**गुदश्वयथुकण्डूर्तिनाशनं बलवर्धनम्।**

ધાણા, કલોંજી જીરુ, જીરુ, પલાંસી, પીપર, ગજપીપર, સુવા, ગંઠોડા, કચૂરો જવાન અજમો, અજમોદ એ સર્વનું ચૂર્ણ કરીને બહુ ખાટી નહિ એવી છાશને ઘીના વાસણમા નાખીને તેમાં તે ચૂર્ણ નાખવુ તથા તે છાશને ખાટી થવા દેવી જ્યારે તે છાશ ખાટી અને તીખી માલૂમ પડે, ત્યારે તે તક્રારિષ્ટ કહેવાય છે એ તક્રારિષ્ટને રોગીએ ઇચ્છા મુજબ પીવું એથી જઠરાગ્નિ પ્રદીપ્ત થશે, ખાવાની રુચિ ઉત્પન્ન થશે, શરીરની કાંતિ વધશે તથા કફ અને વાયુ પોતાના સ્વાભાવિક માર્ગમાં ગતિ કરશે. વળી તે ગુદામાં સોજો થયો હશે તેને, ગુદાની ખરજને અને ગુદાની પીડાને મટાડશે તથા બળ વધારશે. (આ તક્રારિષ્ટ કરવામા છાશ ચારસો તોલા હોય તો ધાણા વગેરે ઔષધો ચાર ચાર તોલા નાખવા એવો વૃદ્ધ વૈદ્યોનો રિવાજ છે)

**ચિત્રકછાશ**

**त्वचं चित्रकमूलस्य पिष्ट्वा कुम्भं प्रलेपयेत् ॥४८॥**
**तक्रं वा दधि वा तत्र जातमर्शोहरं पिबेत्।**

ચિત્રાના મૂળની છાલને વાટીને તે વડે ઘડાની અંદર ચારે પાસ લેપ કરવો, તથા તે ઘડામા દૂધ નાખીને તેનું દહીં કરવુ અથવા દહીં નાખીને વલોવીને છાશ કરવી. એ રીતે થયેલું દહીં કે છાશ પીવાથી હરસ મટે છે

**ભારંગ્યાદિ છાશ**

**भार्गीस्फोतामृतापञ्चकोलेष्वप्येष सद्विधिः ॥४९॥**

ભારંગ, ગળો, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક—એમના મૂળની છાલને વાટીને તે વડે ઘડાની અંદર ચારે પાસ લેપ કરવો તથા તે ઘડામાં દૂધ નાખીને તેનું દહીં કરવું અથવા દહીં નાખીને વલો-

આશ્રયના અભાવને લીધે આશ્રિતનો અભાવ થાય એ સ્પષ્ટ છે એટલા માટે અનુલોમન ઔષધો હરસમા હિતકારી છે

**વાયુનું અને ઝાડાનું અનુલોમન કરે એવા છાશ, સીધુ, ગોળનો દારૂ અને સુરાના પ્રયોગ**

**दाडिमस्वरसाजाजीयवानीगुडनागरैः ॥६०॥**
**पाठया वा युतं तक्रं वातवर्चोनुलोमनम् ।**
**सीधुं वा गौडमथवा सचित्रकमहौषधम् ॥६१॥**
**पिबेत्सुरां वा हपुषापाठासौवर्चलान्विताम् ।**

દાડમનો સ્વરસ, જીરુ, યવાની અજમો, ગોળ અને સૂઠ, એ ઔષધો સાથે છાશ પીવી અથવા પહાડ મૂળ સાથે છાશ પીવી, અથવા ચિત્રો અને સૂઠ સાથે સીધુ નામે મદ્ય પીવુ, અથવા ચિત્રો અને સૂઠ સાથે ગૌડ નામે મદ્ય (ગોળનો દારૂ) પીવું, અથવા પલાશી, પહાડમૂળ, અને સંચળ સાથે સુરા પીવી. એ સર્વે વાયુનું તથા ઝાડાનુ અનુલોમન કરનારા છે

**શરીરનું અને જઠરાગ્નિનુ બળ વધારે એવો પીપર અને તલનો પ્રયોગ**

**दशादिदशवृद्धाः पिप्पलीर्द्विपिचु तिलान् ॥६२॥**
**पीत्वा क्षीरेण लभते बलं देहहुताशयोः ।**

પહેલા દશ પીપર લઈને ચાર તોલા તલ તેમા નાખવા તથા એક તોલા દૂધમા નાખીને તેને વાટવા. પછી બાર તોલા દૂધમા તે કલ્કને ઓગાળીને પી જવો પછી બીજે દિવસે વીસ પીપર અને આઠ તોલા તલ બે તોલા દૂધમા વાટીને પહેલા દિવસની પેઠે દૂધમા પી જવું એ રીતે દરરોજ દશદશ પીપર વધારતા જવી અને તલ ચારચાર તોલા વધારતા જવા (દૂધનું પ્રમાણ એવું છે કે દ્રવ્ય દૂધમા વાટવાનુ હોય તો દૂધ એક તોલો અને દ્રવ્ય દૂધમા ઓગાળવાનુ હોય તો દૂધ બાર તોલા લેવુ ) એ રીતે જઠરાગ્નિનું બળ થાય ત્યા સુધી કરવું આ પ્રયોગ અગ્નિનું બળ વધારે છે તથા દેહનું બળ વધારે છે.

**હરસની પીડા માટે કાળીપાટના પ્રયોગ**

**दुस्पर्शकेन बिल्वेन यवान्या नागरेण वा ॥६३॥**
**एकैकेनापि संयुक्ता पाठा हन्त्यर्शसां रुजम् ।**

ધમાસો, બીલુ, યવાની અજમો અથવા સૂઠ, એ એકએક ઔષધની સાથે પણ (=એક, બે, ત્રણ કે ચાર સાથે) ભેળવીને પહાડમૂળ આપ્યું હોય તો તે હરસની પીડાને મટાડે છે.

**અરિષ્ટો**

**सलिलस्य वहे पक्त्वा प्रस्थार्धमभयात्वचम् ॥**
**प्रस्थं धात्र्या दशपलं कपित्थानां ततोऽर्धतः ।**
**विशालां रोध्रमरिचकृष्णाविडङ्गैलवालुकम् ॥६५॥**
**द्विपलांशं पृथक्पादशेषे पूते गुडात्तुले ।**
**दत्त्वा प्रस्थं च धातक्याः स्थापयेद्घृतभाजने ॥**
**पक्षात्स शीलितोऽरिष्टः**
**करोत्यग्निं, निहन्ति च ।**
**गुदजग्रहणीपाण्डुकुष्ठोदरगरज्वरान् ॥६७॥**
**श्वयथुप्लीहहृद्रोगगुल्मयक्ष्मवमिक्रमीन् ।**

ચાર દ્રોણ (એટલે ૪૦૯૬ તોલા) પાણીમા બત્રીસ તોલા હરડેદળ નાખવુ, ચોસઠ (૬૪) તોલા આમળા નાખવા, કોઠાનો ગર્ભ ચાળીસ તોલા નાખવો, (તેનાથી અડધી) વીસ તોલા ઇંદ્રવારણી નાખવી, તથા લોધર, મરી, પીપર, વાવડિંગ, એલચી અને એળવાલુક એ પાચ ઔષધ આઠઆઠ તોલા નાખવા. પછી સર્વને ઉકાળતા ચોથા ભાગનુ પાણી રહે એટલે ગાળી લેવુ તથા તેમા આઠસો તોલા ગોળ નાખવો અને ચોસઠ તોલા ધાવડીના ફૂલ નાખવા પછી તેને ઘીના ચીકા વાસણમા ભરીને વાસણ-નુ મો સીડીને રાખી મૂકવુ પછી એક પખવાડિયા પછી તે અરિષ્ટને કાઢીને તેમાથી નિયમ પ્રમાણે (ચાર તોલા) પીવાથી તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને હરસનો નાશ કરે છે વળી તે ગ્રહણી, પાડુરોગ, ચામડીના રોગ, ઉદરરોગ, વિષ, જ્વર, સોજો, બરલનો રોગ, હૃદયના રોગ, ગોળો, ક્ષય, ઊલટી અને કરમિયા એટલા રોગને મટાડે છે

**जलद्रोणे पचेद्दन्तीदशमूलवराग्निकान् ॥६८॥**
**पालिकान् पादशेषे तु क्षिपेद्गुडतुलां परम् ।**
**पूर्ववत्सर्वमस्य स्यादानुलोमितरस्त्वयम् ॥६९॥**

એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં દંતીમૂળ (નેપાળાના મૂળ), દશમૂળ, ત્રિફળા, ચિત્રો, એ સર્વે ઔષધો ચારચાર તોલા નાખવા. પછી તેને ઉકાળતાં ચોથા ભાગે પાણી રહે ત્યારે તેને ગાળી લઈને તેમાં ૪૦૦ તોલા ગોળ નાખવો પછી બધું અભયારિષ્ટની માફક કરવું, એટલે ધાવડીના ફૂલ ચોસઠ તોલા નાખવાં, પછી તેને ઘીના ચીકા વાસણમા નાખીને વાસણનું મોં સીડી દઈને પંદર દિવસ રાખી મૂકવું તે પછી એ અરિષ્ટ તૈયાર થાય એટલે તેને પીવાથી પાછળ કહેલા અભયારિષ્ટ કરતા આ વધારે અનુલોમન કરનારો છે, એટલે વાયુ, ઝાડા વગેરેને તે સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરનારો છે

**पचेद्दशाभ्रमस्य द्रोणेऽपां प्रसृतैः सह ।**
**दन्तीपाठाग्निविजयावासामलकनागरैः ॥७०॥**

**तस्मिन् स्थिताशात दद्यात्पादस्थेऽन्यच्च पूर्ववत् ।**
**लिम्पेत्कुम्भं तु फलिनीकृष्णाचव्याज्यमाक्षिकैः ॥**

એક દ્રોણ પાણીમાં સોસઠ તોલા ધમાસો નાખવો પછી નેપાળો, પહાડમૂળ, ચિત્રો, વિજયા, અરડૂસી, આમળા, સૂંઠ, એ ઔષધો આઠઆઠ તોલા નાખવા પછી તે સર્વેનો કવાથ કરવો ઉકાળતા ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને ગાળી લઈને તેમા ચારસો તોલા સાકર નાખીને પાક કરવો પછી પાછળ કહ્યા પ્રમાણે તેમા ધાવડીના ફૂલ ચાસઠ તોલા નાખવા પછી એક ઘીનું ગેંડુ વાગાળ લઈ ને ગારાળી, પીપર, ચવક, ઘી અને મધ એટલાને વાગેન વાયામને અંદરથી લેપ કરવો અને તેમા ઉપરવાળો ક્વાથ ભરવો તથા વાસણનું મો બીડીને પંદર દિવસ રાખી મૂકવું તેને દુરાલભારિષ્ટ કહે છે એ અરિષ્ટ વાયુ વગેરેનું અનુલોમન કરે છે, અને પાછળ (શ્લોક ૬૭ આમા) કહેલા હરસ વગેરે રાગને મટાડે છે

સિદ્ધ ઘી

અનુલોમન ઘી

**प्राग्भक्तमानुलोम्याय फलाम्लं वा पिबेद्घृतम् ।**
**चव्याचित्रकसिद्धं वा यवक्षारगुडान्वितम् ॥७२॥**
**पिप्पलीमूलसिद्धं वा सगुडक्षारनागरम् ।**

વાયુનું અનુલોમન કરવા માટે ભોજન કરતા પહેલા બિજોરા વગેરે ખાટા ફળ વડે સિદ્ધ કરેલું ઘી ખાવું અથવા ચવક અને ચિત્રા એ ઔષધોથી સિદ્ધ કરેલું ઘી જવખાર અને ગોળ નાખીને પીવું, અથવા પીપરી મૂળથી સિદ્ધ કરેલું ઘી ગોળ, જવખાર અને સૂંઠ નાખીને પીવું

વાયુનો, ઝાડાનો અને પેશાબનો વિબંધ મટાડે એવું ઘી

**पिप्पलीपिप्पलीमूलचानकादाडिमैर्घृतम् ॥७३॥**
**दध्ना च साधितं वातशकृन्मूत्रविबन्धनुत् ।**

પીપર, પીપરીમૂળ, ચાવક, દાડમ અને દહીં, એ પદાર્થોથી સિદ્ધ કરેલું ઘી વાયુ ઝાડા અને પેશાબના વિબંધ હોય તેને મટાડે છે

દીપન અને હરસ મટાડે એવું ઘી

**पलाशक्षारतोयेन त्रिगुणेन पचेद्घृतम् ॥७४॥**
**वत्सकादिप्रतीवापमर्शाघ्नं दीपनं परम् ।**

ખાખરાના ખારનું પાણી ઘી કરતા ત્રમણું (ત્રણ ગણું) લઈને તેમા ઘી નાખીને માત્ર ઘી બાકી રહે ત્યા સુધી પાક કરવો. તેમા વત્સકાદિ ગણ (સૂ ૧૫/૩૩, ૩૪)ના ઔષધોનું ચૂર્ણ પ્રતિવાપ તરીકે નાખવું એ ઘી હરસનો નાશ કરે છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરવામાં શ્રેષ્ઠ છે

ગુદામા અને અડમાં પીડા, મરડો, આમળ, મૂત્રકૃચ્છ્ર અને સ્રાવ માટે ઘી

**पञ्चकोलाभयाक्षारयवानीबिडसैन्धवैः ॥७५॥**
**सपाठाधान्यमरिचैः सबिल्वैर्दधिमद्घृतम् ।**
**साधयेत् तज्जयत्याशु गुदवङ्क्षणवेदनाम् ॥७६॥**
**प्रवाहिकां गुदभ्रंशं मूत्रकृच्छ्रं परिस्रवम् ।**

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક ને સૂંઠ, હરડે, ખારો, જવાની અજમો, બીડલૂણ, સિંધવ, પહાડમૂળ ધાણા, મરી બિલાના ગર્ભ, દહીં, એ સર્વ ઔષધો વડે ઘી સિદ્ધ કરવું એ ઘી ખાવાથી ગુદા અને રાંઢની વેદના મટે છે તેમ જ મરડો, ગુદામાથી આમળ બહાર નીકળી જાય તે રોગ, મૂત્રકૃચ્છ્ર અને સ્રાવ એ રોગ મટે છે

આનાહ, મૂત્રકૃચ્છ્ર, મરડો, આમળ, હરસ, ગ્રહણી અને વાયુ માટે ઘી

**पाठाजमोदधनिकाश्वदंष्ट्रापञ्चकोलकैः ॥७७॥**
**सबिल्वैर्दध्नि चाङ्गेरीस्वरसे च चतुर्गुणे ।**
**हन्त्याज्यं सिद्धमानाहं मूत्रकृच्छ्रं प्रवाहिकाम् ॥७८॥**
**गुदभ्रंशार्तिगुदजग्रहणीगदमारुतान् ।**

પહાડમૂળ અજમોદ ધાણા, ગોખરુ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ, બીલું, એ ઔષધોનો કલ્ક કરીને, ચૂકાના સ્વરસ તથા દહીં બન્ને મળીને ચારગણો ઘી કરતા ચારગણા લઈને તેમા ઘી તથા પહાડમૂળ વગેરેના કલ્ક નાખીને ઘી સિદ્ધ કરવું એ ઘી ખાવાથી પેટ ચઢવાના રોગ, મૂત્રકૃચ્છ્ર, મરડો, આમળ નીકળવાની પીડા હરસ, ગ્રહણી રોગ અને વાયુ એટલા રોગ મટે છે

વાયુનો તથા ઝાડાનો વિબંધ મટાડવા માંસરસ

**शिखितित्तिरिलावानां रसान्**
**स्नान् सुसंस्कृतान् ॥७९॥**
**दक्षाणां वर्तकानां वा दद्याद्विड्वातसङ्ग्रहे ।**

મોર, તેતર ચાવલ, કૂકડા વગેરે પક્ષીઓના માંસ ખાટા નાખે તથા ઘી વગેરે સંસ્કૃત કરીને પીવા આપવા તેથી વાયુનો તથા ઝાડાનો વિબંધ મટે

ભોજન

**वास्तुकाम्निनिरुहन्तीपाठाम्लीकादिपल्लवान् ॥८०॥**
**अन्यच्च कफवातघ्नं शाकं च लघु भेदि च ।**
**मदिरां यमके भृष्टं सिद्धं दधिमदं सह ॥८१॥**

घनिकापञ्चकोलाभ्यां पिष्टाभ्यां दाडिमाम्बुना।
मार्द्रिकायाः किसलयैः शकलैरार्द्रकस्य च ॥८२
शुक्लमङ्गारधूपेन हृद्येन सुरभीकृतम्।
सजीरक समरिच बिडसौवर्चलोत्कटम् ॥ ८३ ॥
वातोत्तरस्य रूक्षस्य मन्दाग्नेर्बद्धवर्चसः।
कल्पयेद्रकशाल्यन्नमप्यञ्जन शाकवद्रसान् ॥ ८४ ॥
गोगोधाछगलोष्ट्राणां विशेषात्क्रव्यभोजिनाम्।

બથવો, ચિત્રો, નસોતર, નેપાળો, પલાડમૂળ, આમલી વગેરેના પાદડા તથા બીજુ પણ જે કફનો અને વાયુનો નાશ કરે તથા મળનો ભેદ કરે (ઝાડાને તોડીને નરમ કરે) એવું શાક હોય તે સર્વે લઈને કોઈ પણ બે સ્નેહમા હિંગ સહિત વઘારીને સાતળવું પછી તેમા દહીંની તર નાખીને તેને ચડવા દેવું, બફાવા દેવુ રધાયા પછી તેમા ધાણા અને પચકોલ(પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂઠ)નુ ચૂર્ણ નાખવુ, દાડમનો રસ નાખવો, કોથમીરનાં પાદડા નાખવા, આદુની ચીરીઓ કરીને નાખવી. પછી દેવતા (અગારા) ઉપર હિંગ વગેરે સુગધી પદાર્થ નાખીને તેનો ધુમાડો તેને દઈને સુગધ વાળુ કરવુ પછી તેમા જીરુ, મરી, બીડલવણ, સચળ— એ પદાર્થો આગળ પડતા નાખવા પછી જે માણસના શરીરમા વાયુ અધિક હોય, જે શરીરે લૂખો હોય, જેનો જઠરાગ્નિ મદ હોય, જેનો ઝાડો બધાઈ ગયો હોય તેને રાતી શાળના ભાત સાથે તે ચટણી (સભાર) શાક તરીકે ખાવા આપવી જે રોગીને માસ ખપતુ હોય તો તેની સાથે બળદ, સાઢો, બકરુ, ઊંટ અને ખાસ કરીને કાચું માસ ખાનારા પશુપક્ષીઓના માસરસ આપવા.

**વાયુનું અને ઝાડાનુ અનુલોમન કરે એવા પીણા**

मदिरा शार्करं गौडं सीधुं तक्रं तुषोदकम् ॥८५॥
अरिष्टं मस्तु पानीयं, पानीयं वाऽल्पकं शृतम्।
धान्येन धान्यशुण्ठीभ्यां कण्टकारिकयाऽथवा ॥
अन्ते भक्तस्य मध्ये वा वातवर्चोनुलोमनम्।

દારૂ, સાકરનો દારૂ, ગોળનો દારૂ, સીધુ, છાશ, તુષોદક, અરિષ્ટ અને દહીંમાથી છૂટેલુ પાણી પીવું, અથવા એકલા ધાણા, ધાણા અને સૂઠ કે ભોયરીંગણી એ ત્રણમાથી જે પ્રસગે જે નાખવું યોગ્ય હોય તે નાખીને ઉકાળેલુ પાણી ખાધા પછી કે ખાતાખાતાં વચમા થોડુ પીવું, તેથી વાયુનું અને ઝાડાનુ અનુલોમન થાય છે

**હરસમાં અનુલોમન કરવાની જરૂર**

विड्वातकफपित्तानामानुलोम्ये हि निर्मले ॥८७॥
गुदे शाम्यन्ति गुदजाः पावकश्चाभिवर्धते।

ઝાડાનુ, વાયુનું, કફનુ અને પિત્તનું અનુલોમન થવાથી ગુદા નિર્મળ થાય છે અને તેથી હરસ મટી જાય છે જઠરાગ્નિ વધે છે

**અનુવાસનની જરૂર કોને છે ?**

उदावर्तपरीता ये ये चात्यर्थं विरूक्षिताः ॥८८॥
विलोमवाताः शूलार्तास्तेष्विष्टमनुवासनम्।

જે રોગીઓને ઉદાવર્તરોગ થયેલો હોય તથા જેમને રૂક્ષ ઉપાયથી અત્યત રૂક્ષ (લૂખા) કરવામા આવ્યા હોય તેમ જ જેમનો વાયુ અવળે રસ્તે ગતિ કરતો હોય, તેમ જ જેઓ શૂળરોગથી પીડા પામેલા હોય તેમને અનુવાસન કરવુ ઇચ્છવા યોગ્ય છે

**અનુવાસન**

पिप्पलीं मदनं बिल्वं शताह्वां मधुकं वचाम् ॥८९
कुष्ठं शटीं पुष्कराख्यं चित्रकं देवदारु च।
पिष्ट्वा तैलं विपक्तव्यं द्विगुणक्षीरसंयुतम् ॥९०॥
अर्शसां मूढवातानां तच्छ्रेष्ठमनुवासनम्।
गुदनिःसरणं शूलं मूत्रकृच्छ्रं प्रवाहिकाम् ॥९१॥
कट्यूरुपृष्ठदौर्बल्यमानाहं वङ्क्षणाश्रयम्।
पिच्छास्रावं गुदे शोफं वातवर्चोविनिग्रहम् ॥९२
उत्थानं बहुशो यच्च जयेत्तच्चानुवासनात्।

પીપર, મીંઢળ, બીલુ, સુવા, જેઠીમધ, વજ, ઉપલેટ, સૂઠ, પુષ્કરમૂળ, ચિત્રો, દેવદાર, એ ઔષધિઓને પાણીમા વાટીને તેનો કલ્ક કરવો પછી તેલથી બમણુ દૂધ અને ચોગણુ પાણી લઈને તે સર્વ એકત્ર કરીને તેમા ઉપર કહેલો કલ્ક નાખવો અને તેલ પકવ કરવું (મૂળ ગ્રથમા પાણી નાખવાનુ કહ્યુ નથી તથા તે નાખવાનું બીજા ગ્રથામા કહ્યુ છે માટે નાખવુ)

(જ્યાં સ્નેહ, દૂધ, માંસ વગેરેની સાથે પાક કરવાના કહ્યા હોય ત્યા ઔષધિઓનુ તત્ત્વ ખેંચવાને માટે ચોગણુ પાણી નાખવુ દૂધ વગેરેની સાથે મેળવેલા દ્રવ્યમાથી રસ નીકળી શકતો નથી તથા પાક સારી રીતે થતો નથી માટે જળ નાખવુ જરૂરનુ છે) એવી રીતે સિદ્ધ કરેલા તેલની ગુદામા અનુવાસનબસ્તિ આપવી તે, જે હરસમાં વાયુ વિગુણ (પ્રતિલોમ) હોય તે હરસમા હિતકારક છે, તેમ જ ગુદા બહાર નીકળતી હોય, ગુદામાથી શૂળ થતું હોય, મૂત્રકચ્છ્ર થયો હોય તથા મરડા થયા હોય, તેમા પણ એ તેલની અનુવાસન બસ્તિ હિતકારક છે વળી કમ્મર, સાથળ અને પીઠની દુર્બળતા થઈ હોય, સાથળના વખામા પવન ભરાવાથી તે ફૂલી જાય, ગુદામાથી પિચ્છા—(ચરબી)નો સ્રાવ થતો હોય, ગુદામા સોજો આવ્યો હોય, વાયુની તથા

ઝાડાની કબજિયાત થઈ હોય, અને વારવાર ઝાડો થતો હોય તે સર્વને એ તેલ વડે અનુવાસનબસ્તિ આપ વાથી શાંત કરી શકાય છે

નિરૂહ બસ્તિ

**निरूहं वा प्रयुञ्जीत सक्षीरं पाञ्चमूलिकम् ॥९३**
**समूत्रस्नेहलवणं कल्कैर्युक्तं फलादिभिः ।**

અથવા (ગોક્ષુરાદિ) પચમૂળનો કવાથ તથા દૂધ સમાન લઈને તેમા મૂત્ર, સ્નેહ અને સિંધવ મેળવવો તથા પાછળ કહેલા ફળ વગેરેનો કલ્ક તેમા ભેળવીને તે વડે નિરૂહબસ્તી આપવી

(ગોક્ષુરાદિ પચમૂલ—ગોખરુ ભોરડી, ઇન્દ્રવરણા, કાસોદરો, સરસડો—એ પાચ ઝાડના મૂળ)

હરસ બે પ્રકારના છે સૂકા અને લીલા તેમાથી સૂકા હરસની ચિકિત્સા અત્યાર સુધી કહ્યા પછી હવે લીલા (દૂઝતા) હરસની ચિકિત્સા કહે છે

## રક્તાર્શ (દૂઝતા હરસ)ની ચિકિત્સા

વાયુના કે કફના અનુબંધના ઉપાય

**अथ रक्तार्शसां वीक्ष्य मारुतस्य कफस्य वा ॥९४**
**अनुबन्धं ततः स्निग्धं रूक्षं वा योजयेद्धिमम् ।**

લોહીથી ઉત્પન્ન થયેલા હરસમા સર્વદા પિત્તનું પ્રાધાન્ય હોય છે અને વાયુ અથવા કફ તેના અનુબંધી હોય છે, માટે વાયુના અનુબંધવાળા લોહીના હરસ હોય તો સ્નિગ્ધ અને ઠંડા ઉપચાર કરવા અને કફના અનુબંધવાળા લોહીના હરસ હોય તો લૂખા અને ઠંડા ઉપચાર કરવા ઠંડા ઉપચાર કરવાનું કારણ એ છે કે, પિત્ત સદા ઉષ્ણ છે માટે વાયુ કે કફના ઉપચારની સાથે પિત્તનો ઉપચાર થવો જોઈએ

વાયુના અને કફના અનુબંધના લક્ષણ

**शकृच्छ्यावं खरं रूक्षमधो निर्याति नानिलः ९५**
**कट्यूरुगुदशूलं च हेतुर्यदि च रूक्षणम् ।**
**तत्रानुबन्धो वातस्य श्लेष्मणो यदि विट् श्लथा ॥**
**श्वेता पीता गुरुः स्निग्धा,**
**सपिच्छः स्तिमितो गुदः ।**
**हेतुः स्निग्धगुरुर्विद्याद्यथास्वं चास्रलक्षणात् ॥९७**

જ્યારે ઝાડાનો રંગ કાળો હોય તથા ઝાડો કરકરો અને લૂખો હોય, તેમ જ વાછૂટ ન થતી હોય, કમર, સાથળ કે ગુદામા શૂળ થતુ હોય, તેમ જ રૂક્ષતા (લૂખાશ) ઉત્પન્ન કરનાર આહારવિહારનું સેવન કર્યું હોય, ત્યારે તે હરસ વાયુના અનુબંધવાળા છે એમ જાણવું જો ઝાડો નરમ હોય તથા તેનો રગ ધોળો કે પીળો હોય અને ઝાડો ભારે તથા ચીકણો હોય, ગુદા પિચ્છાયુકત (તાતણાવાળી) તથા જડ હોય તથા સ્નિગ્ધ અને ભારે આહારવિહારનું સેવન કર્યું હોય, ત્યારે તે હરસને કફના અનુબંધવાળા જાણવા વળી શિરાવ્યધવિધિમા સૂ સ્થા અ ૨૭ શ્લોક ૩૯થી ૪૧ મા જે જુદાજુદા દોષવાળા લોહીના લક્ષણ કહ્યા છે, તે ઉપરથી પણ વાયુનો કે કફનો અનુબંધ ઓળખવો.

લોહી બગડયુ હોય તો શોધન અને લઘન

**दुष्टेऽस्रे शोधनं कार्यं लङ्घनं च यथाबलम् ।**

વાયુ વગેરેથી લોહી બગડયુ હોય તો રોગીના બળનો વિચાર કરીને તેને શોધન કે લઘન (ઉપવાસ) કરાવવુ રોગી બહુ દોષવાળો તથા શકિતવાળો હોય તો તેને વમન, વિરેચન વગેરે શોધન ઉપાય કરી લોહી સુધારવા યત્ન કરવો અને રોગી થોડા દોષવાળો તથા અશકત હોય તો માત્ર ઉપવાસ કરાવવો

દૂઝતુ લોહી કયાં સુધી બધ ન કરવુ?

**यावच्च दोषैः कालुष्यं स्रुतेस्तावदुपेक्षणम् ॥९८॥**

રકતાર્શવાળાનું બગડેલું લોહી હરસ દૂઝવાથી નીકળતું હોય તો તેને, જ્યા સુધી તે લોહી દોષ વડે મલિન દેખાતું હોય, ત્યા સુધી બધ ન કરતાં વહેવા જ દેવું

નિર્મળ લોહી વહેવા માંડયા પછીના સામાન્ય ઉપચાર

**दोषाणां पाचनार्थं च वह्निसन्धुक्षणाय च ।**
**सङ्ग्रहाय च रक्तस्य परं तिक्तैरुपाचरेत् ॥९९॥**

જ્યારે નિર્મળ લોહી વહેવા માડે, ત્યારે તે વહેતું બધ કરવું, અને પછી સામ દોષનું પાચન કરવાને, જઠરાગ્નિને પ્રદીપ્ત કરવાને અને લોહીનો સગ્રહ કરવાને કડવા રસવાળા દ્રવ્યથી ઉપચાર કરવા

ક્ષીણ દોષવાળાના અને અધિક વાયુવાળાના દૂઝતા લોહી માટે ઉપાય

**यत्तु प्रक्षीणदोषस्य रक्तं वातोल्बणस्य वा ।**
**स्नेहैस्तत्साधयेद्यक्तैः पानाभ्यञ्जनबस्तिषु ॥१००॥**

જે માણસના દોષ ક્ષીણ થઈ ગયેલા હોય એટલે જેના વાયુ વગેરે દોષનો પ્રકોપ શાન્ત થયો હોય તેનું લોહી વહેતું હોય અથવા વાયુ જેનામાં અધિક હોય એવા માણસના હરસમાંથી લોહી નીકળતું હોય, તો તેને સ્નેહપાન કરાવવારૂપી, સ્નેહ શરીરે ચોળવારૂપી અને સ્નેહ વડે બસ્તિઓ આપવારૂપી ઉપાય કરવા.

### ગ્રીષ્મમાં કેવું લોહી બંધ કરવું કે ન કરવું?

**यत्तु पित्तोल्बणं रक्तं घर्मकाले प्रवर्तते ।**
**स्तम्भनीयं तदेकान्तान्न चेद्वातकफानुगम् ॥१०१**

માણસને પિત્તના અધિકપણાવાળું જે લોહી ગ્રીષ્મ ઋતુમાં વહે છે, તે લોહીને અવશ્ય અટકાવવું, પણ જો ગ્રીષ્મઋતુમાં પણ તે લોહી વાયુ કે કફના અનુબંધવાળું હોય તો તેને અટકાવવાની જરૂર નથી (તેની ચિકિત્સા લંઘન વગેરેથી કરવી)

### કફના અનુબંધવાળા લોહીની ચિકિત્સા

**सकफेऽस्रे पिबेत्पाक्यं शुण्ठीकुटजवल्कलम् ।**
**किराततिक्तकं शुण्ठीं धन्वयासं कुचन्दनम् १०२**
**दार्वीत्वङ्निम्बसेव्यानि त्वचं**
**वा दाडिमोद्भवाम् ।**

જો હરસનું લોહી કફના અનુબંધવાળું હોય તો સૂંઠ અને કડાછાલનો ક્વાથ પીવો અથવા કરિયાતું, કડુ, સૂંઠ, ધમાસો, રક્તચંદન (રતાંજલી), દારુહળદર, તજ, લીમડાની અંતરછાલ અને વાળો એ ઔષધોનો ક્વાથ પીવો અથવા દાડમની છાલનો ક્વાથ પીવો

### દૂઝતા હરસની દવાઓ

**कुटजत्वक्फलं तार्क्ष्यं माक्षिकं घुणवल्लभाम् ॥१०३**
**पिबेत्तण्डुलतोयेन कल्कितं वा मयूरकम् ।**

કડાછાલ, ઈંદ્રજવ, રસાંજન, મધ, અતિવિષ, એ ઔષધોને ચોખાના ધોવરામણ સાથે પીવાં અથવા ચોખાના ધોવરામણ સાથે વાટેલો અપામાર્ગ (અઘેડો) પીવો

**तुलां दिव्याम्भसि पचेदार्द्रायाः**
**कुटजत्वचः ॥१०४॥**
**नीरसायां त्वचि क्वाथे दद्यात्सूक्ष्मरजीकृतान् ।**
**समङ्गाफलिनीमोचरसान्**
**मुष्टयंशकान्समान् ॥१०५॥**
**तैश्च शक्रयवान् पूते ततो दर्वीप्रलेपनम् ।**
**पक्त्वाऽवलेहं लीढ्वा च**
**तं यथाग्निबलं पिबेत् ॥१०६॥**
**पेयां मण्डं पयश्छागं गव्यं वा छागदुग्धभुक् ।**
**लेहोऽयं शमयत्याशु रक्तातीसारपायुजान् ॥१०७**
**बलवद्रक्तपित्तं च स्रवदूर्ध्वमधोऽपि वा ।**

ચારસો તોલા વરસાદના પાણીમાં પચાસ (૫૦) તોલા લીલી કડાછાલ નાખવી અને એ બધું ઉકાળવું પછી તે છાલમાંથી કડવાશ પાણીમાં આવી જાય અને છાલ કડવાશ વિનાની થઈ જાય (ઉકાળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે), ત્યારે તે ક્વાથને ગાળી લઈને તે ક્વાથના પાણીમાં મજીઠ, કાગ અને મોચરસ, એ ઔષધોનું ચૂર્ણ સૂક્ષ્મ કરીને ચારચાર તોલા નાખવું અને તે બધાની બરોબર (બાર તોલા) ઇન્દ્રજવનું ચૂર્ણ નાખવું પછી ફરીને તેનો પાક કરવો જ્યારે તે પાક કડછીએ ચોટે એટલો ઘાડો થાય, ત્યારે ઉતારી લેવો આ અવલેહ ચાટીને પછી જેવું પોતાના જઠરાગ્નિનું બળ હોય તેના પ્રમાણમાં રોગીએ પેયા, મંડ, બકરીનું દૂધ કે ગાયનું દૂધ પીવું અને રોગીએ બકરીનું દૂધ ભોજન તરીકે ખાવું આ અવલેહ રક્તાતિસારને, દૂઝતા હરસને તથા નીચેને માર્ગે અને ઉપરને માર્ગે વહેતા બળવાન રક્તપિત્તને તરત મટાડે છે

**कुटजत्वक्तुलां द्रोणे पचेत्पादांशशेषितम् ॥१०८॥**
**कल्कीकृत्य क्षिपेत्तत्र तार्क्ष्यशैलं कटुत्रयम् ।**
**रोध्रद्वयं मोचरसं बलां दाडिमजां त्वचम् ॥१०९**
**बिल्वकर्कटिकां मुस्तं समङ्गां धातकीफलम् ।**
**पलोन्मितं दशपलं कुटजस्यैव च त्वचः ॥११०**
**त्रिंशत्पलानि गुडतो घृतात्पूते च विंशतिं ।**
**तत्पक्वं लेहतां यातं धान्ये**
**पक्षस्थितं लिहन् ॥१११॥**
**सर्वार्शोग्रहणीदोषश्वासकासान्नियच्छति ।**

ચારસો તોલા કડાછાલ (ઇન્દ્રજવના વૃક્ષની છાલ) લાવીને તેનો એક દ્રોણ (અથવા ૧૦૨૪ તોલા) પાણીમાં આઠમા ભાગનું પાણી રહે ત્યાં સુધી ક્વાથ કરવો પછી ક્વાથ ગાળી લઈને તેમાં રસાંજન, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), રાતો અને ધોળો બન્ને લોધર, મોચરસ, બળદાણા, દાડમની છાલ, નાના બીલા, મોથ, મજીઠ, ધાવડીનાં ફૂલ, એ સર્વે ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક કરીને તેમાં નાખવો, તથા ચાળીસ તોલા કડાછાલનો કલ્ક નાખવો, એકસો વીસ તોલા ગોળ નાખવો, વીસ તોલા ઘી નાખવું, એ સર્વને ફરીને પક્વ કરીને કડછીએ ચોટે એવું કરવું પછી તેને ઘીના ચીકા વાસણમાં ભરીને પંદર દિવસ સુધી અનાજ ભરેલી કોઠીમાં, કોઠીનું મો સીવીને ઝાટકીને સાફ કરેલા (પૂતે) અનાજમાં દાટી મૂકવું પંદર દિવસ પછી તેને કાઢીને, તેમાંથી નિયમ પ્રમાણે ખાવાથી (ચાટવાથી) સર્વે પ્રકારના હરસ, ગ્રહણીદોષ, દમ અને ખાસી મટે છે.

**रोध्रं तिलान्मोचरसं समङ्गां चन्दनोत्पलम् ॥११२**
**पाययित्वाऽजदुग्धेन शालींस्तेनैव भोजयेत् ।**

લોધર, તલ, મોચરસ, મજીઠ, સુખડ અને કાળું કમળ એ ઔષધોને બકરીના દૂધમાં પાવાં અને રોગીને બકરીના દૂધમાં જ ભાત ખવડાવવો.

यष्ट्याह्वपद्मकानन्तापयस्याक्षीरमोरटम् ॥११३॥
ससितामधु पातव्यं शीततोयेन तेन वा ।

જેઠીમધ, પદ્મકાષ્ઠ, ધમાસો, ક્ષીરકાકોલી, મોરવેલ, એ ઔષધોનો કલ્ક મધ અને સાકર નાખીને ઠંડું પાણી નાખીને પાવો અથવા બકરીના દૂધ સાથે પાવો.

रोध्रंकट्फलकुटजसमङ्गाशाल्मलीत्वचम् ॥११४॥
हिमकेसरयष्टयाह्वसेव्यं वा तण्डुलाम्बुना ।

લોધર, અલવો (અરલુ, મોટો અરડૂસો), ઈન્દ્રજવ, મજીઠ, શીમળાની અંતરછાલ એ ઔષધો ચોખાના ધોવડામણ સાથે પીવાથી દૂઝતા હરસ મટે છે અથવા સુખડ, નાગકેસર, જેઠીમધ અને વાળો એ ઔષધો ચોખાના ધોવડામણ સાથે પીવાથી દૂઝતા હરસ મટે છે.

यवानीन्द्रयवाः पाठा विल्वं शुण्ठी रसाञ्जनम् ॥
चूर्णश्चले हितः शूले प्रवृत्ते चाति शोणिते ।

જો હરસમાં સણકા મારતા હોય તથા તેમાંથી અતિશય લોહી નીકળતું હોય તો યવાન અજમો, ઇન્દ્રજવ, પહાડમૂળ, બીલું, સૂંઠ, રસાંજન, એ ઔષધોનું ચૂર્ણ પાણીમાં પીવું.

दुग्धिकाकण्टकारीभ्यां सिद्धं सर्पिः प्रशस्यते ॥
अथवा धातकीरोध्रकुटजत्वक्फलोत्पलैः ।
सकेसरैर्यवक्षारदाडिमस्वरसेन वा ॥११७॥

દૂઝતા હરસના રોગીને દૂધી અને ભોરીંગણી વડે પક્વ થયેલું ઘી આપવું શ્રેષ્ઠ છે, અથવા ધાવડીનાં ફૂલ, લોધર, કડાછાલ, મીંઢળ, કમળ અને નાગકેસર, એ ઔષધો વડે સિદ્ધ કરેલું ઘી આપવું શ્રેષ્ઠ છે, અથવા જવખાર અને દાડમના સ્વરસ વડે સિદ્ધ કરેલું ઘી આપવું શ્રેષ્ઠ છે.

शर्कराम्भोजकिञ्जल्कसहितं सह वा तिलैः ।
अभ्यस्तं रक्तगुदजान् नवनीतं नियच्छति ॥११८

સાકર અને કમળના કેસર સહિત માખણ ખાવાનો અભ્યાસ ઘણા દિવસ રાખવાથી દૂઝતા હરસ મટે છે. તેમ જ તલ સાથે માખણ ઘણા દિવસ ખાવાથી પણ દૂઝતા હરસ મટે છે.

छागानि नवनीताज्यक्षीरमांसानि, जाङ्गलः ।
अनम्लो वा कदम्लो वा सवास्तुकरसो रसः ॥
रक्तशालिः सरो दध्नः षष्टिकस्तरुणी सुरा ।
तरुणश्च सुरामण्डः शोणितस्यौषधं परम् ॥१२०

બકરીના દૂધનું માખણ, તેના દૂધનું ઘી, તેનું દૂધ અને તેનું માંસ એ દૂઝતા હરસનું શ્રેષ્ઠ ઔષધ છે. વળી ખટાઈ વિનાનો કે થોડી ખટાઈવાળો બથવાની ભાજીના શાકનો રસ ભેળવેલો જાંગલ પ્રાણીઓના માંસનો રસ પણ દૂઝતા હરસનું સર્વોત્તમ ઔષધ છે; તેમ જ રાતી શાળનો ભાત, દહીંની તર, સાઠી ચોખાનો ભાત, તાજી (લગભગ ગળી બનેલી) સુરા, તાજો સુરાનો મંડ, એ દૂઝતા હરસનું ઉત્તમ ઔષધ છે.

દૂઝતા હરસમાં ડુંગળીના પ્રયોગો

पेयायूषरसाद्येषु पलाण्डुः केवलोऽपि वा ।
स जयत्युल्बण रक्त मारुतं च प्रयोजितः ॥१२१

પેયા, યૂષ, માંસરસ વગેરેની સાથે ભેળવીને ડુંગળીનો કંદ ખાવામાં આવે અથવા પેયા વગેરે વિના પણ એકલી જ ડુંગળીનું સેવન કર્યું હોય, તો તે ઘણા પ્રબળ દૂઝતા હરસને મટાડે છે તથા વાયુને પણ મટાડે છે.

દૂઝતા હરસમાં વાયુને જીતવો : કારણ

वातोल्बणानि प्रायेण भवन्त्यस्रेऽतिनिःस्रुते ।
अर्शांसि तस्मादधिकं तज्जये यत्नमाचरेत् १२२

હરસરોગમાં જ્યારે લોહી બહુ વહી જાય છે, ત્યારે હરસમાં વાયુનું જોર વધારે થાય છે, માટે દૂઝતા હરસમાં વાયુને જીતવાનો વધારે યત્ન કરવો.

દૂઝતા હરસમાં ઠંડા ઉપચાર ક્યારે કરવા?

दृष्ट्वाऽस्रपित्तं प्रबलमबलौ च कफानिलौ ।
शीतोपचारः कर्तव्यः सर्वथा तत्प्रशान्तये ॥१२३

દૂઝતા હરસમાં લોહી અને પિત્ત પ્રબળ હોય તથા કફ અને વાયુ નિર્બળ હોય, ત્યારે તે લોહી અને પિત્તને શાંત કરવા માટે સર્વથા વૈદ્યે ઠંડા ઉપચાર કરવા.

ઉપરના ઉપાયોથી ન મટે તો શું કરવું?

न चेदेवं शमस्तस्य स्निग्धोष्णैस्तर्पयेत्ततः ।
रसैः कोष्णैश्च सर्पिर्भिरवपीडकयोजितैः ॥१२४॥
सेचयेत्तं कवोष्णैश्च कामं तैलपयोघृतः ।

ઉપર જે દૂઝતા હરસના ઉપાય બતાવ્યા છે તેથી જો દૂઝતા હરસ શાંત પડે નહિ તો સ્નિગ્ધ અને ઊના માંસરસ વડે દરદીનું તર્પણ કરવું, અથવા ભોજન પહેલાં કે ભોજન પચી ગયા પછી બીજા ટંકે પચી રહે એટલું જ ઘી આગલા ટંકે પીવું અથવા તેને તેલ, દૂધ કે ઘીને લગાર ગરમ કરીનેસિંચન કરવું. (રેડ્યા કરવું.)

પ્રવાહિકા, આમળ, રક્તસ્રાવ અને
તાવ માટે પિચ્છાબસ્તિ

यवासकुशकाशानां मूलं पुष्पं च शाल्मलेः ॥१२५
न्यग्रोधोदुम्बराश्वत्थशुङ्गाश्च द्विपलोन्मिताः ।

त्रिप्रस्थे सलिलस्यैतत्क्षीरप्रस्थे च साधयेत् ॥१२६
क्षीरशेषे कषाये च तस्मिन् पूते विमिश्रयेत् ।
कल्कीकृत मोचरसं समङ्गा चन्दनोत्पलम् ॥१२७
प्रियङ्गुं कौटजं बीजं कमलस्य च केसरम् ।
पिच्छाबस्तिरयं सिद्धः सघृतक्षौद्रशर्करः ॥१२८
प्रवाहिकागुदभ्रंशरक्तस्रावज्वरापहः ।

ધમાસો, દર્ભ, કાસડો, એ ૨ ઔષધોના મૂળ આઠ આઠ તોલા લેવાં, શીમળાના ફૂલ આઠ તોલા લેવા, વડ, ઉમેડો (ગુલ્લર), પીપળો, એ વૃક્ષની ટીશીઓ આઠઆઠ તોલા લેવી, એ સર્વ ઔષધને એકસો બાણુ તોલા પાણી તથા ૬૪ તોલા દૂધમા નાખીને દૂધ માત્ર બાકી રહે ત્યા લગી ઉકાળવુ પછી તે દૂધને ગાળી લઈને તેમા મોચરસ, મજીઠ, સુખડ, કાળુ કમળ, કાગ, ઈન્દ્રજવ, કમળનું કેસર, એ ઔષધોનો કલ્ક ભેળવવો આ સિદ્ધ થયેલા ઔષધને પિચ્છાબસ્તિ કહે છે તેમા ઘી, મધ અને સાકર નાખીને બસ્તિ આપવાથી, મરડો, આમળ, લોહી પડવું અને તાવ મટે છે ઉપર કહ્યા પ્રમાણે તૈયાર કરેલા ઔષધની થોડા માપથીનિરૂહબસ્તિ તે જ પિચ્છાબસ્તિ જાણવી

यष्ट्याह्वपुण्डरीकेण तथा मोचरसादिभिः ॥१२९
क्षीरद्विगुणितः पक्वो देयः स्नेहोऽनुवासनम् ।

જેઠીમધ, પ્રપૌંડરીક (સ્થળકમળ) તથા મોચરસ, મજીઠ, સુખડ, કાળુ કમળ, કાગ, ઇન્દ્રજવ, કમળનુ કેસર, એ ઔષધોના કલ્કમા ઘી વગેરે યોગ્ય સ્નેહ તથા તેથી બમણુ દૂધ નાખીને સ્નેહ પકવ કરવો પછી એ સ્નેહ વડે અનુવાસનબસ્તિ આપવાથી, મરડો, આમળ, લોહી પડવુ, તાવ એ રોગ મટે છે

ઘી

मधुकोत्पलरोध्राम्बु समङ्गा बिल्वचन्दनम् ॥१३०
चविकाऽतिविषा मुस्त पाठा क्षारो यवाग्रजः ।
दार्व्यग्निक्नागर मांसी चित्रको देवदारु च ॥१३१
चाङ्गेरीस्वरसे सर्पिः साधितं तैस्त्रिदोषजित् ।
अर्शोतिसारग्रहणीपाण्डुरोगज्वरारुचौ ॥१३२॥
मूत्रकृच्छ्रे गुदभ्रंशे बस्त्यानाहे प्रवाहणे ।
पिच्छास्रावेऽर्शसां शूले देयं तत्परमौषधम् ॥१३३॥

જેઠીમધ, કાળુ કમળ, લોધર, વાળો, મજીઠ, બીલુ, સુખડ, ચવક, અતિવિષ, મોથ, પહાડમૂળ, જવખાર, દારુહળદર, તજ, સૂંઠ, જટામાસી, ચિત્રો, દેવદ ર, એ સર્વ ઔષધોનો કલ્ક કરીને તે વડે ખાટી લુણીના સ્વરસમાં ઘી સિદ્ધ કરવું એ ઘી ત્રિદોષને મટાડનારુ છે વળી તે હરસ, અતિસાર, ગ્રહણી, પાંડુરોગ, જ્વર, અરુચિ, મૂત્રકૃચ્છ્ર, આમળ, મૂત્રાશયના રોગ, આફરો, મરડાનો રોગ, પિચ્છાસ્રાવ, હરસ સબધી શૂળ. એ રોગોમા શ્રેષ્ઠ ઔષધ છે માટે આપવું

હરસથી થયેલા રોગો માટે ઉપાય

व्यत्यासान्मधुराम्लानि
शीतोष्णानि च योजयेत् ।
नित्यमग्निबलापेक्षी जयत्यर्शःकृतान् गदान् ॥१३४

જે હરસવાળા રોગીને જઠરાગ્નિના બળની ઈચ્છા હોય તેણે ગળ્યા અને ખાટા તથા શીતવીર્ય અને ઉષ્ણવીર્ય ઔષધો વારાફરતી આપવા, અર્થાત્ એક ગળ્યુ ઔષધ, તો તેની પછી બીજુ તેનાથી ઊલટુ, એટલે જરા ખાટુ ઔષધ, એક શીતવીર્ય ઔષધ, તો તેની જોડે બીજુ તેનાથી ઊલટુ એટલે ઉષ્ણવીર્ય ઔષધ, એ રીતે આપવા તેથી જઠરાગ્નિનુ બળ વધે છે અને હરસથી ઉત્પન્ન થયેલા રોગ મટે છે (અથવા એક દિવસ ગળ્યુ અને શીતવીર્ય દ્રવ્ય આપવુ, તો બીજે દિવસે ખાટુ અને ઉષ્ણવીર્ય દ્રવ્ય આપવું)

હરસમા ઉદાવર્તના ઉપાય

उदावर्तार्तमभ्यज्य तैलैः शीतज्वरापहैः ।
सुस्निग्धैः स्वेदयेत्पिण्डैर्वर्तिमस्मै गुदे ततः ॥१३५
अभ्यक्तां तत्काराङ्गुष्ठसन्निभामनुलोमनीम् ।
दद्याच्छ्यामात्रिवृद्दन्ती-
पिप्पलीनीलिनीफलैः ॥१३६॥
विचूर्णितैर्द्विलवणैर्गुडगोमूत्रसंयुतैः ।
तद्वन्मागधिकाराठगृहधूमैः ससर्षपैः ॥१३७॥

જે હરસનો રોગી ઉદાવર્તથી પીડાતો હોય તેને પ્રથમ શીતજ્વરને નાશ કરનારા તેલ વડે અભ્યગ કરવો (તે તેલ ગુદા ઉપર ચોળવું), તથા સ્નિગ્ધ પોટીસ બાધીને તેને શેક કરવો પછી તેની ગુદામા તેના (રોગીના) હાથના અગૂઠા જેટલી જાડી અને સ્નેહ ચોપડેલી વાટ મૂકવી. એ વાટ બનાવવાની રીત આ પ્રમાણે છે: કાળુ નસોતર, નસોતર, નેપાળો, પીપર, ગળીના ફળ એ ઔષધનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને તેમા સિધવ અને સચળ નાખવા તથા તે ચૂર્ણમા ગોળ અને ગાયનું મૂત્ર નાખવા, અને તેની ત્રિધિતર વાટ બનાવવી અથવા તેજ પ્રમાણે પીપર, મીંઢળ, ઘરનો ધુમાન અને સરસવ, એ ઔષધોમાં ગોળ અને ગોમૂત્ર નાખીને વાટ બનાવવી. એ બેમાંથી ગમે તે વાટને સ્નેહ ચોપડીને ગુદામાં મૂકવાથી વાયુ, ઝાડો વગેરેનું અનુલોમન થાય છે

एतेषामेव वा चूर्णं गुदे नाड्या विनिर्धमेत्।

અથવા ઉપર જે જે ઔષધ કહેલાં છે એ સર્વનું ચૂર્ણ કરીને ગુદામાં નળી મૂકીને પછી તે નળીમાર્ગે તે ચૂર્ણ ગુદામા ફૂંકવું (આ ચૂર્ણમા ગોળ તથા ગોમૂત્ર નાખવું નહિ, ઉપર જે કાળુ નસોતર, નસોતર, દતીમૂળ, પીપર, ગળીના ફળનું ચૂર્ણ કહ્યુ છે તે લેવું અથવા પીપર, મીંઢળ, ઘરનો ધુમાસ અને સરસવ, એ ઔષધોનુ ચૂર્ણ લેવું એમાથી ગમે તે એક ચૂર્ણ ભૂંગળી વાટે ગુદામા ફૂંકવુ)

એ રીતે ઉદાવર્ત ન મટે તો નિરૂહ, વિરેચન અને અનુવાસન

तद्विघाते सुतीक्ष्णं तु बस्तिं स्निग्धं प्रपीडयेत् ॥१३८॥
ऋजूकुर्याद्गुदशिराविण्मूत्रमरुतोऽस्य सः।
भूयोऽनुबन्धे वातघ्नैर्विरेच्यः स्नेहरेचनैः ॥१३९॥
अनुवास्यश्च रौक्ष्याद्धि सङ्गो मारुतवर्चसो.।

ઉપર કહેલુ ચૂર્ણ પણ નિષ્ફળ જાય તો પછી અત્યંત તીક્ષ્ણ સ્નેહબસ્તિ આપવી. એ બસ્તિ રોગીને ગુદા, માથું, ઝાડો, મૂત્ર એ બધાના વાયુનું અનુલોમન કરે છે ફરીને પણ જો વાયુ અને ઝાડો કબજ થાય તો વાયુનો નાશ કરનાર સ્નેહ વડે તેને વિરેચન આપવું તથા વાયુનો નાશ કર એવા સ્નેહ વડે તેને અનુવાસનબસ્તિ આપવી, કેમ કે વાયુ અને ઝાડાની કબજિયાત લૂખાશને લીધે થાય છે

ઉદાવર્ત વગેરેમાં કલ્યાણક ક્ષાર

त्रिपटुत्रिकटुश्रेष्ठादन्त्यरुष्करचित्रकम् ॥१४०॥
जर्जरं स्नेहमूत्राक्तमन्तर्धूमं विपाचयेत् ॥
शरावसन्धौ मृल्लिप्ते क्षारः कल्याणकाह्वयः॥
स पीतः सर्पिषा युक्तो भक्ते वा स्निग्धभोजिना।
उदावर्तविबन्धार्शोगुल्मपाण्डूदरकृमीन् ॥ १४२॥
मूत्रसङ्गाश्मरीशोफहृद्रोगग्रहणीगदान्।
मेहप्लीहरुजानाहश्वासकासांश्च नाशयेत् ॥१४३॥

સિંધવ, સચળ, બીડલવણ, સૂંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળા, નેપાળો, ભિલામો, ચિત્રો, એ સર્વને એકઠા ખાંડીને તેમા સ્નેહ અને ગોમૂત્ર નાખીને તે સર્વને કોડિયાંના સપુટમા ઘાલીને (સંપૂટને સીઝીને) તેનો ધુમાડો બહાર ન નીકળે એવી રીતે તેને પકવ કરવું. એવી રીતે કે, બે સરખા કોડિયા લઈને એકમા તે ઔષધ મૂકીને તેના ઉપર બીજુ ઊંધું વાળવું અને તે બેના સાધા માટીથી પૂરીને (છાદીને, સીઝીને) તે ઉપર કપડુ વીંટીને તેને માટીથી લેપવું એ રીતે કરીને છાણાની ભઠ્ઠીમા તેને લાલચોળ થાય ત્યા સુધી રહેવા દઈ સપુટને દેવતામાંથી બહાર કાઢી ઠંડો પડવા દેવો. પછી એ સપુટમાંથી ઔષધ કાઢી લઈ તેને ખલમા નાખી બારીક ચૂર્ણ કરવુ પછી એ ચૂર્ણને પાણીમાં ડોહવું અને પાણી ગાળી લેવું તથા તળે બેઠેલો કચરો કાઢી નાખવો પછી ગાળી લીધેલા પાણીને ઉકાળીને પાણી બધુ ઉડાડી મૂકવું એટલે પાણીમા ઓગળેલો ક્ષાર વાસણમા ચોંટેલો રહેશે એને 'કલ્યાણક્ષાર' કહે છે એ ક્ષારને ઘી સાથે પીવાથી અથવા સ્નિગ્ધ ભોજન કરનારા માણસે તેને ભોજન સાથે ખાવાથી ઉદાવર્ત, વિબંધ, હરસ, ગોળો, પાંડુરોગ, ઉદરરોગ, કરમિયા, મૂત્ર નાશ થઈ જવાનો રાગ, પથરીરોગ, સોજો, હૃદયના રોગ, ગ્રહણી—રોગ, પ્રમેહ, બરોળની પીડા, પેટ ચઢવાનો રાગ, દમ અને ખાસી એટલા રોગ મટે છે

ઉદાવર્તના બીજા ઉપાય

सर्वं च कुर्याद्यत्प्रोक्तमर्शसां गाढवर्चसाम्।

જે હરસવાળાને ઝાડા ઘાટો થતો હોય, કઠણ થતો હોય તેની જે જે ચિકિત્સાઓ કહેલી છે, તે સર્વ આ હરસ સંબંધી ઉદાવર્તમા કરવી

હરસ વગેરે મટાડવાના મહાદીપન સરકો

द्रोणेऽपां पूतिवल्कद्वितुलमथ पचे-
त्पादशेषे च तस्मिन्
पेयाऽशीतिर्गुडस्य प्रतनुकरजसो
व्योषतोऽष्टौ पलानि।
यत्तन्मासेन जातं जनयति परमा-
मूष्मणः पक्तिशक्तिं
शुक्तं कृत्वाऽऽनुलोम्यं भजयति गुदजप्लीहगुल्मोदराणि ॥१४४॥

એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં મલિન કર જની છાલ આઠસો તોલા નાખીને તે પાણી ચોથા ભાગનું બાકી રહ ત્યા સુધી તેને ઉકાળવી પછી તે ક્વાથને ગાળી લઈને તેમા ત્રણસો વીશ તોલા ગોળ નાખવો. સૂંઠ, પીપર, મરી, એ ત્રણે મળીને બત્રીસ તોલા લઈને તેનું અત્યંત બારીક ચૂર્ણ કરીને તે તેમાં નાખવું પછી એ સર્વને રીઢા વાસણમા એક મહિનો બંધ કરી રાખી મૂકવું પછી તે સરકો પીવાથી જઠરાગ્નિની પાચન શક્તિ અત્યંત વધે છે તથા વાયુ, ઝાડા વગેરેનું અનુલોમન થવાથી હરસ, બરોળ, ગોળો ને ઉદરરોગ એ સર્વ મટે છે

पचेत्तुलां पूतिकरञ्जवल्काद्-
द्वे मूलतश्चित्रककण्टकार्यो.।
द्रोणत्रयेऽपां चरणावशेषे
पूते शतं तत्र गुडस्य दद्यात् ॥१४५॥
पलिकं च सुचूर्णितं त्रिजात-
त्रिकटुग्रन्थिकदाडिमाश्मभेदम्॥
पुरपुष्करमूलधान्यचव्य
हपुषामार्द्रकमम्लवेतसं च ॥१४६॥
शीतीभूत क्षौद्रविंशत्युपेत-
मार्द्रद्राक्षाबीजपूरार्द्रकैश्च।
युक्तं कामं गण्डिकाभिस्तथेक्षोः
सर्पिःपात्रे मासमात्रेण जातम्। ॥१४७॥
चुक्रं क्रकचमिवेदं दुर्नाम्नां वह्निदीपनं परमम्।
पाण्डुगरोदरगुल्मप्लीहानाहाश्मकृच्छ्रघ्नम् ॥१४८॥

ત્રણ દ્રોણ (૩૦૭૨ તોલા) પાણીમા મલિન કરંજની છાલ ચારસો તોલા અને આઠસો તોલા ચિત્રો અને ભોરીંગણીના મૂળ નાખીને તેનો કવાથ કરવો પછી પાણી ચોથો ભાગ બાકી રહે, ત્યારે ગાળી લઈને તેમા ચારસો તોલા ગૉળ નાખવો તથા તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને તે ચાર તોલા નાખવુ, સૂઠ, પીપર, મરી, એ ત્રણનુ બારીક ચૂર્ણ ચાર તોલા નાખવુ પીપરીમૂળ ચાર તોલા, દાડમ ચાર તોલા, પાષાણભેદ ચાર તોલા, પુષ્કરમૂળ ચાર તોલા, ધાણા ચાર તોલા, ચવક ચાર તોલા, હલાઉ ચાર તોલા, આદુ ચાર તોલા, અમ્લવેતસ ચાર તોલા, એ સર્વ સૂક્ષ્મ વાટીને નાખવુ અને ફરીને પાક કરવો. જ્યારે તે સઘળુ ઠડુ પડે, ત્યારે તેમા મધ એંશી તોલા નાખવુ, પછી તેમા લીલી કાળી દ્રાક્ષ બે તોલા, બિજોરુ બે તોલા અને શેરડીની ગડેરી ઈચ્છામા આવે તેટલી નાખવી પછી તેને ઘીના રીઢા વાસણમા ઘાલીને એક મહિના સુધી રાખી મૂકવુ એ ચુક્ર (ખાટો આસવ) કરવતની પેઠે હરસને વહેરી નાખે એવો છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરવામા ઉત્તમ છે, તથા પાડુરોગ, ગર, ઉદરરાગ, ગોળો, બરાળ, આફરો, પથરી અને મૂત્રકૃચ્છ્ર, એટલા રોગને મટાડે છે (ગર=કૃત્રિમ ઝેર)

द्रोणं पीलुरसस्य वस्त्रगलितं
न्यस्तं हविर्भाजने
युञ्जीत द्विपलैर्मदामधुफलाखर्जूरधात्रीफले.।
पाठामाद्रिदुरालमाम्लविदुलव्योपत्वगेलोहकैः॥
स्पृक्काकोलवक्रवेल्लचपलामूलाग्निकैः पालिकैः।
गुडपलशतयोजितं निवाते
निहितमिदं प्रपिबेच्च पक्षमात्रात्।
निशमयति गुदाङ्कुरान् सगुल्मा-
ननलबलं प्रबलं करोति चाशु॥ १५०॥

પીલુડાનો રસ એક દ્રોણ (૧૦૨૪ તોલા) લઈને તેને વસ્ત્ર વડે ગાળીને ઘીના રીઢા વાસણમા નાખવો તથા તેમા ધાવડીના ફૂલ, કાળી દ્રાક્ષ, ખજૂર, આમળા પહાડમૂળ, અતિવિષ, ધમાસો, અમ્લવેતસ, ત્રિકટુ (સૂઠ, પીપર મરી), તજ, એલચી, કડુ, લજામણી, બોર, લવિંગ, વાવડિંગ, પીપરીમૂળ, ચિત્રો એ દરેક ઔષધ ચારચાર તોલા નાખવુ એ સર્વમા ચારસો તોલા ગોળ નાખવો, પછી તેને પવન વિનાના સ્થાનમા એક પખવાડિયુ મૂકી રાખવુ પછી પીવાથી તે ગુદામાના હરસને અને ગોળાને જલદીથી મટાડે છે તથા જઠરાગ્નિનુ બળ વધારે છે

ગોળો, બરોળ, હરસ, કુષ્ઠ, પ્રમેહ અને મદાગ્નિ માટે ગોળ

एकैकशो दशपले दशमूलकुम्भ-
पाठाद्वयार्कघुणवल्लभकटफलानाम्।
दग्धे स्रुतेऽनु कलशेन जलेन पक्वे
पादस्थिते गुडतुला, पलपञ्चकं च ॥१५१॥
दद्यात्प्रत्येकं व्योपचव्याभयानां,
वह्नेर्मुष्टी द्वे यवक्षारतश्च।
दर्वीमालिम्पन् हन्ति लीढो गुडोऽयं
गुल्मप्लीहार्शः कुष्ठमेहाग्निसादान् ॥१५२॥

દશમૂળ, નસોતર, બને પ્રકારના પહાડમૂળ, આકડાનુ મૂળ, અતિવિષની કળી, કાયફળ એ દરેક ચાળીસ ચાળીસ તોલા લઈને તેને બાળી નાખવા અને પછી તે રાખને એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં નાખીને થોડીવાર પછી એ પાણી ગાળી લઈને એ ગાળી લીધેલા પાણીને ઉકાળતા ઉકાળતા એ ચોથા ભાગનું બાકી રહે ત્યારે એમા ચારસો તોલા ગૉળ નાખવો, અને ત્રિકટુ, ચવક, હરડે એ દરેક વીસવીસ તોલા નાખવા, આઠ તોલા ચિત્રો નાખવો અને આઠ તોલા જવખાર નાખવો પછી તેને કડછીએ ચોટે ત્યાં સુધી પકવ કરવું એ ગૉળ ખાવાથી ગોળો, બરોળ, હરસ, ચામડીના રોગ, પ્રમેહ અને મદાગ્નિ એટલા રોગ મટે છે

હરસ વગેરે માટે અવલેહ

तोयद्रोणे चित्रकमूलतुलार्धे
साध्य यावत्पाददलस्यमयेदम्।

**भक्तौ दत्वा जीर्णगुडस्य पलानि**
**क्वाथ्य भूयः सान्द्रतया सममेतत् ॥१५३॥**
**त्रिकटुकमिसिपथ्याकुष्ठमुस्ताघराङ्ग-**
**कृमिरिपुदहनैलाचूर्णकीर्णोऽवलेहः ।**
**जयति गुदजकुष्ठश्लीदगुल्मोदराणि**
**प्रबलयति हुताशं शश्वदभ्यस्यमानः ॥**

એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં ૫૦ તોલા ચિત્રાના મૂળ નાખીને જ્યાં સુધી ચોથા ભાગનું પાણી રહે, ત્યાં સુધી તેનો કવાથ કરવો પછી તે કવાથને ગાળી લઈને તેમાં ગોળ બત્રીસ તોલા નાખવો અને પછી તે ઘાટો થતાં સુધી તેનો કવાથ કરવો પછી તેને નીચે ઉતારીને હલાવીને સરખો કર્યા પછી તેમાં ત્રિકટુ, સુવા, હરડે, ઉપલેટ, મોથ, ત્રિફળા, વાવડિંગ, ચિત્રો અને એલચી, એ બધાનું ચૂર્ણ નાખીને હલાવીને ભેગું કરવું એ અવલેહ ખાવાથી હરસ, ચામડીના રોગ, બરોળ, ગોળો, ઉદરરોગ, એ સર્વ મટે છે તથા એ અવલેહનું કાયમ સેવન કરવાથી અગ્નિ પ્રબળ થાય છે

હરસ માટે ગોળી

**गुडव्योषवरावेल्लतिलारुष्करचित्रकैः ।**
**मर्शासि हन्ति गुलिका**
**त्वग्विकारं च शीलिता ॥ १५५ ॥**

ગોળ, ત્રિકટુ, ત્રિફળા, વાવડિંગ, તલ, ભિલામો, ચિત્રો એ ઔષધો લઈને ગોળી બનાવવી એ ગોળી રોજ ખાવાથી હરસ અને ચામડીના રોગ મટે છે

સૂરણનો પુટપાક

**मृल्लिप्तं सौरणं कन्दं पक्त्वाऽग्नौ पुटपाकवत् ।**
**अद्यात्सतैललवणं दुर्नामविनिवृत्तये ॥ १५६ ॥**

સૂરણના કંદ (ગાંઠ) માટીનો લેપ કરીને અગ્નિમાં દેવતા જેવા ચળકતો થાય ત્યાં સુધી પકવવો પછી પકવ થયેલા તે કંદના કકડા કરીને તેમાં તેલ તથા સિંધવ નાખીને (તેલમાં તળીને તથા સિંધવ નાખીને) ખાવા, તેથી હરસરોગ મટશે

સૂરણવટી

**मरिचपिप्पलिनागरचित्रकान्**
**क्रमविवर्धितभागसमाहृतान् ।**
**शिखिचतुर्गुणसूरणयोजितान्**
**कुरु गुडेन गुडान् गुदजच्छिदः ॥१५७॥**

મરી એક તોલો, પીપર બે તોલા, સૂંઠ ત્રણ તોલા, ચિત્રો ચાર તોલા, એ પ્રમાણે અનુક્રમે વધતા પ્રમાણમાં લેવા, તથા ચિત્રા કરતાં સૂરણ ચારગણું લેવું, એ સર્વને વાટીને એકત્ર કરીને તેની ગોળમાં ગોળીઓ વાળવી. એ ગોળીઓ હરસ મટાડનારી છે (સૂરણને શ્લોક ૧૫૬મા મા કહેલી રીતે પકવીને એનો ઉપયોગ કરવો.)

**चूर्णीकृताः षोडश सूरणस्य**
**भागास्ततोऽर्धेन च चित्रकस्य ।**
**महौषधाद्द्वौ मरिचस्य चैको**
**गुडेन दुर्नामजयाय पिण्डी ॥ १५८ ॥**

સોળ ભાગ સૂરણના લઈને તેના કકડા કરી તેને સૂકવીને ચૂર્ણ કરવું, તથા તેનાથી અર્ધા એટલે આઠ ભાગ ચિત્રાના ચૂર્ણના લેવા, સૂંઠના ચૂર્ણના બે ભાગ લેવા, મરીના ચૂર્ણનો એક ભાગ લેવો, એ સર્વને એકત્ર કરીને બમણા ગોળમાં તેની ગોળીઓ વાળવી. એ ગોળી ખાવાથી હરસ મટે છે

મંદ અગ્નિ મટાડવા વડવામુખ ચૂર્ણ

**पथ्यानागरकृष्णाकरञ्जवेल्ला-**
**ग्निभिः सितातुल्यैः ।**
**वडवामुख इव जरयति**
**बहुगुर्वपि भोजनं चूर्णः ॥१५९॥**

હરડે, સૂંઠ, પીપર, કણઝ, વાવડિંગ, ચિત્રો અને એ બધાની બરોબર સાકર, એ સર્વનું ચૂર્ણ કરીને ખાવાથી વડવાનળ અગ્નિની માફક જઠરાગ્નિ પ્રદીપ્ત થઈને ઘણું ભારે અન્ન હોય તોપણ તેને તે જલદીથી પચાવે છે.

હરસ માટે ગોળી

**कलिङ्गलाङ्गलीकृष्णावह्न्यपामार्गतण्डुलैः ।**
**भूनिम्बसैन्धवगुडैर्गुडा गुदजनाशनाः ॥ १६० ॥**

ઇન્દ્રજવ, જળપીપર (રતવેલિયો), પીપર, ચિત્રો, અઘાડો (અઘાડા), તાદગજો, કરિયાતું, સિંધવ અને ગોળ, એ ઔષધોની ગોળી કરીને ખાવાથી હરસ મટે છે.

સૈંધવાદિ ચૂર્ણ

**लवणोत्तमवह्निकलिङ्गयवां-**
**श्चिरिबिल्वमहापिचुमन्दयुतान् ।**
**पिब सप्तदिनं मथितालुडितान् ।**
**यदि मर्दितुमिच्छसि पायुरुहान् ॥१६१॥**

સિંધવ, ચિત્રો, ઇન્દ્રજવ, કણઝનું મૂળ, મોટા (બકાન) લીમડાની છાલ, એ સર્વના ચૂર્ણને સૈંધવાદિ ચૂર્ણ કહે છે જો તું તારા હરસનો નાશ કરવા ઇચ્છતો હોય તો એ સૈંધવાદિ ચૂર્ણ સાત દહાડા મથિત (મઠા)માં ઘોળીને પી અર્થાત્ સાત દિવસ સુધી એ ચૂર્ણ મઠામાં પીવાથી હરસ મટે છે

હરસના ઉત્તમ ઔષધ

**શુષ્કેષુ ભલ્લાતકમગ્ર્યમુક્તં**
**भैषज्यमार्द्रेषु तु वत्सकत्वक् ।**
**सर्वेषु सर्वर्तुषु कालशेय-**
**मर्शःसु बल्यं च मलापहं च ॥ १६२ ॥**

હરસ સૂકા હોય તો તેના ઉપાય તરીકે ભિલામા સૌથી શ્રેષ્ઠ છે, અને હરસ લીલા હોય તો કડાછાલ સૌથી શ્રેષ્ઠ ઔષધ છે, તેમ જ સૂકા અને લીલા સર્વ પ્રકારના હરસનો સર્વે ઋતુઓમા હરસના રાગીને બળ આપનાર અને મળનો નાશ કરનાર ઔષધ છાશ છે

હરસવાળાનુ પથ્યઅપથ્ય (પરેજ)

**भित्त्वा विबन्धानतुलोमनाय**
**यन्मारुतस्याग्निबलाय यच्च ।**
**तदन्नपानौषधमर्शसेन**
**सेव्यं, विवर्ज्यं विपरीतमस्मात् ॥१६३॥**

જે ઔષધ અને અન્નપાન (ઠરી ગયેલા કફ વગેરે રૂપ) વિબધને તોડે છે અને વાયુને તેના સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરે છે, તેમ જ જે અગ્નિને બળવાન કરે છે તે ઔષધ અને અન્નપાનનુ હરસવાળા રાગીએ સેવન કરવુ, અને જે ઔષધ કે અન્નપાન એથી ઊલટુ છે, એટલે વાયુનો વિબધ કરનારુ છે તથા અગ્નિને પ્રબળ કરનારુ નથી, અગ્નિને મંદ કરનારુ છે, તે અન્નપાન અને ઔષધનુ હરસવાળાએ સેવન કરવું નહિ

હરસ, અતિસાર અને ગ્રહણીરોગમા જઠરાગ્નિની રક્ષા કરવાની જરૂર અને કારણ

**अर्शोतिसारग्रहणीविकाराः**
**प्रायेण चान्योन्यनिदानभूताः ।**
**सन्नेऽनले सन्ति, न सन्ति दीप्ते,**
**रक्षेदतस्तेषु विशेषतोऽग्निम् ॥ १६४ ॥**

હરસ, અતિસાર અને ગ્રહણીરાગ, એ રોગો સામાન્ય રીતે એકબીજાની ઉત્પત્તિના કારણરૂપ છે એ રોગો જઠરાગ્નિ મદ થાય છે ત્યારે ઉત્પન્ન થાય છે અને જ્યારે જઠરાગ્નિ પ્રદીપ્ત હોય છે, ત્યારે તે રોગ થતા નથી માટે એ રાગોમા ખાસ કરીને જઠરાગ્નિની રક્ષા કરવી (એટલે જઠરાગ્નિ વધારે મદ ન પડે પણ પ્રબળ બને તેવુ કરવુ)

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थानेऽर्शश्चिकित्सितं नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૯ મો : અતિસારચિકિત્સા

હરસ અને અતિસાર એકબીજાના કારણરૂપ છે એમ પાછલા અધ્યાયમા છેવટે કહ્યુ છે, માટે હરસ તથા અતિસારની ચિકિત્સામા સમાનતા છે આ કારણથી હરસ પછી અતિસારની ચિકિત્સા કહવાનો આરંભ કરતા ગ્રથકર્તા કહે છે કે

**अथातोऽतीसारचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે અતિસારની ચિકિત્સા સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## વાયુના અતિસારના ઉપાય

બહુ વાયુવાળા અતિસારના ઉપાય

(શ્લોક ૧ાા થી ૪ાા)

વાયુના અતિસારમા પણ પહેલા ઉપવાસ કારણ

**अतीसारो हि भूयिष्ठं भवत्यामाशयान्वयः ।**
**हत्वाऽग्निं वातजेऽप्यस्मात्प्राक्**
**तस्मिल्लङ्घनं हितम् ॥ १ ॥**

અતિસારનો રોગ ઘણુખરુ જઠરાગ્નિને મદ કરીને આમાશય(હોજરી)માં ઉત્પન્ન થાય છે, માટે વાયુથી થયેલો અતિસાર હોય તોપણ એ રોગમા પ્રથમ ઉપવાસ કરવા શ્રેષ્ઠ છે (અતિસાર આમાશયમાથી થાય છે માટે તેને આમાશયના સબધવાળો કહ્યો છે મૂળમા કહ્યુ છે કે 'વાયુનો અતિસાર હોય તોપણ ઉપવાસ કરવા શ્રેષ્ઠ છે' એ ઉપરથી સમજવુ કે કફ વગેરેથી થયેલા અતિસારમા તો ઉપવાસ વધારે હિતકર છે. અતિસાર કોઈ વાર ભય વગેરેથી થાય છે, તે આમાશયમાથી થતો નથી, માટે એમ કહ્યુ છે કે ઘણુખરુ (હમેશા નહિ). અતિસાર આમાશયમાથી થાય છે વળી એમ પણ સમજવુ કે અતિસારની પાછલી અવસ્થામા અતિસાર જૂનો થયા પછી રાગીના ધાતુ વગેરેનો ક્ષય (ક્ષય) થઈ જાય છે માટે તે સમયે તેને ઉપવાસ કરાવવા જરૂરના નથી, માત્ર અતિસારની શરૂઆતના દિવસોમા (આમ અવસ્થામા) ઉપવાસ હિતકારક છે.)

શૂળ, આનાહ અને પ્રસેકવાળા અતિસારમા વમન

**शूलानाहप्रसेकार्तं वामयेदतिसारिणम् ।**

જે અતિસારવાળો રોગી શૂળ, આનાહ (પેટ ચડવું) અને પ્રસેક (મોમાથી લાળ પડવી) એ ઉપ-

દ્રવોથી પીડાતો હોય તેને ઊલટી કરાવવી. (એને પ્રથમ ઉપવાસ હિતકર છે. ઉપવાસ પછી ઊલટીઓ કરાવવી, કેવળ વાયુના અતિસારવાળાને જ વમન આપવું એમ નહિ, પણ પિત્તના અતિસારવાળાને કે કફના અતિસારવાળાને પણ ઉપરના ઉપદ્રવો હોય તો તેને પણ વમન હિતકર છે.)

અતિસારમાં ઝાડા બંધ ક્યારે ન કરવા?

**दोषाः सन्निचिता ये च विदग्धाहारमूर्च्छिताः ॥**
**अतीसाराय कल्पन्ते तेषूपेक्षैव भेषजम् ।**
**भृशोत्क्लेशप्रवृत्तेषु स्वयमेव चलात्मसु ॥ ३ ॥**

અને વિદગ્ધ આહાર (=આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ, અને રસશેષાજીર્ણ–ચરક ચિ ૧૯/૧૩ા ચક્રપાણિદત્ત–) ને લીધે વધીને પુષ્કળ સંચિત થયેલા દોષો અતિસારનો રોગ કરે છે એ દોષોનો ખૂબ ઉત્ક્લેશ થવાથી વહેવાના સ્વભાવવાળા એ દોષો પોતાની મેળે જ (ઝાડા વાટે) બહાર નીકળતા હોય તેમને નીકળવા દેવા એ જ ખરો ઈલાજ છે

આમાતિસારમાં ગ્રાહી ઔષધ ન આપવું

**न तु संग्रहणं योज्यं पूर्वमामातिसारिणि ।**

આમાતિસારવાળા રોગીને સંગ્રાહી એટલે ઝાડાને રોકે એવું ઔષધ શરૂઆતમાં ન આપવું.

દોષના વિબંધમાં હરડે

**अपि चाध्मानगुरुताशूलस्तैमित्यकारिणि ॥ ४ ॥**
**प्राणदा प्राणदा दोषे विबद्धे सम्प्रवर्तिनी ।**

જ્યારે દોષનો વિબંધ થયો હોય (વગાડવનાર થોડો પ્રવૃત્ત થતો હોય), ત્યારે અતિસારવાળાનું પેટ ચડે છે, શરીર ભારે થાય છે, શૂળ આવે છે અને જડતા થાય છે એવે પ્રસંગે રોગીને પ્રાણદા (હરડે) જ પ્રાણદા (જીવન આપનારી) થાય છે, અર્થાત્ રોગીને હરડે પાવી અથવા તેનું ચૂર્ણ પાણી સાથે આપવું.

આ બહુ દોષવાળા અતિસારના દરદીના ઉપચાર કહ્યા. હવે સાધારણ દોષવાળા અને થોડા દોષવાળા અતિસારના દરદીના ઉપચાર કહે છે.

મધ્યમ દોષવાળા અતિસારના ઉપાય

**पिबेत्सक्षपितास्तोये मध्यदोषो विशोषयन् ॥५॥**
**भूतीकपिप्पलीशुण्ठीवचाधान्यहरीतकीः ।**
**अथवा बिल्वधनिकामुस्तनागरवालकम् ॥६॥**
**बिडपाठावचापथ्याकृमिजिन्नागराणि वा ।**
**शुण्ठीघनवचामाद्रीबिल्ववत्सकहिङ्गु वा ॥७॥**

મધ્યમ દોષવાળા અતિસારના રોગીએ પ્રથમ ઉપવાસ કરવા. પછી કરિયાતું, પીપર, સૂંઠ, વજ, ધાણા, હરડે, એ ઔષધોનો કલ્ક કરીને પછી તેને સારી રીતે ઉકાળીને પ્રમથ્યા બનાવીને પીવી અથવા એ જ રીતે ઉકાળીને બીલું, ધાણા, મોથ, સૂંઠ અને વાળો એ ઔષધ પીવાં; અથવા બીડલવણ, પહાડમૂળ, વજ, હરડે, વાવડિંગ અને સૂંઠ એ ઔષધ પીવાં; અથવા સૂંઠ, મોથ, વજ, પીપર, બીલાંનો ગર્ભ, કડાછાલ અને હિંગ એ ઔષધ પીવાં.

અલ્પ દોષવાળા અતિસારનો ઉપાય

**शस्यते त्वल्पदोषाणामुपवासोऽतिसारिणाम् ।**

જે અતિસારવાળા દોષ થોડા કોપ્યા હોય તેણે ઉપવાસ કરવા એ જ શ્રેષ્ઠ છે. (મધ્યમ દોષવાળાઓને અને બહુ દોષવાળાઓને ઉપવાસ કરાવીને પછી ઔષધ આપવું પડે છે, પણ અલ્પ દોષવાળાને ઔષધ આપવાની જરૂર નથી; કારણ કે ઔષધ વિના જ માત્ર ઉપવાસથી તેને અતિસાર મટે છે.)

અતિસારમાં તરસનો ઉપાય

**वचाप्रतिविषाभ्यां वा मुस्तापर्पटकेन वा ॥८॥**
**ह्रीवेरनागराभ्यां वा विपक्वं पाययेज्जलम् ।**

અતિસારના રોગીને તરસ લાગે તો દોષ, દેશ વગેરેનો વિચાર કરીને કોઈ વખત વજ અને અતિવિષ નાખીને ઉકાળેલું પાણી પાવું; કોઈ વખત મોથ અને પિત્તપાપડો નાખીને ઉકાળેલું પાણી પીવું; અને કોઈ વખત વાળો અને સૂંઠ નાખીને ઉકાળેલું પાણી પાવું. (વિપક્વ–ઊકળતાં ઊકળતાં આઠમા ભાગથી પણ ઘણું ઓછું પાણી બાકી રહે એટલું ગરમ ઉકાળવું)

અતિસારમાં ભોજન

**युक्तेऽन्नकाले क्षुत्क्षामं लघ्वन्नं प्रतिभोजयेत् ॥९॥**
**तथा स शीघ्रं प्राप्नोति रुचिमग्निबलं बलम् ।**

(ઉપવાસની અવસ્થા પૂરી થયા પછી) અતિસારવાળાને જ્યારે અત્યંત ભૂખ લાગે ત્યારે ખાવાનો યોગ્ય વખત થયે તેને ઘણું હલકું ભોજન ખાવા આપવું તેથી તેને જલદીથી રુચિ, જઠરાગ્નિનું બળ અને શરીરનું બળ પ્રાપ્ત થાય છે. (બીજા તાવવાળાઓને જેમ લાગલગાટ ઉપવાસ કરાવ્યા પછી તરત જ ભોજન આપવામાં આવે છે, તેમ અતિસારવાળાને આપવું નહિ પરંતુ લાગલગાટ ઉપવાસ થયા પછી પણ (સૂત્રસ્થાન અધ્યાય ૧૮, શ્લોક ૧૬ા થી ૧૭ા) જેમાં બતાવ્યું છે તે પછી પણ પેયાદિ ક્રમ કરીને તેને ભોજન આપવું. ભોજન આપવું તે પણ હલકું અને થોડું આપવું).

અતિસારવાળાનું પીણું

**तक्रेणावन्तिसोमेन यवाग्वा तर्पणेन वा ॥ १० ॥**
**सुरया मधुना वाऽथ यथासात्म्यमुपाचरेत् ।**

આવું ભોજન કરનારને છાશ, કાંજી, પેયા, તર્પણ ઔષધિનું જળ, સુરા કે દ્રાક્ષનો દારૂ, એમાંથી ગમે તે એક જે જેને માફક હોય તે તેને, પીવા આપવું.

ત્યાર પછી અતિસારવાળાનું ભોજન

**भोज्यानि कल्पयेदूर्ध्वं ग्राहिदीपनपाचनैः ॥ ११ ॥**
**बालबिल्वशठीधान्यहिङ्गुवृक्षाम्लदाडिमैः ।**
**पलाशहपुषाजाजीयवानीविडसैन्धवैः ॥ १२ ॥**
**लघुना पञ्चमूलेन पञ्चकोलेन पाठया ।**

એ પછી (શ્લોક ૯ થી ૧૦ના વાળાં ભોજન અને પીણાંની વ્યવસ્થા પૂરી થયા પછી) અતિસારવાળાનું ભોજન કુમળાં બીલાં, ષટ્કચૂરો, ધાણા, હિંગ, આમચુર, દાડમ, ખાખરો, પલાંશી, જીરું, યવાની અજમો, બિડલવણ, સિંધવ, લઘુપંચમૂળ, પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ, પહાડમૂળ એટલાં ગ્રાહી, દીપન અને પાચન ઔષધોથી બનાવવું.)

કફ અને પિત્ત વધારે હોય એવા અતિસારમાં પેયા: વાયુનું અનુલોમન કરે એવી પેયા

**शालिपर्णीबलाबिल्वैः पृश्निपर्ण्या च साधिता ॥**
**दाडिमाम्ला हिता पेया कफपित्ते समुल्बणे ।**
**अभयापिप्पलीमूलबिल्वैर्वातानुलोमनी ॥ १४ ॥**

જો અતિસારમાં કફ અને પિત્ત વધારે કોપેલાં હોય તો શાલિપર્ણી, બળદાણા, બીલાં, પૃશ્નિપર્ણી એ ઔષધોથી સિદ્ધ કરેલી પેયામાં દાડમની ખટાઈ નાખીને પાવી તે હિતકર છે. વાયુનું અનુલોમન કરવા માટે (વાયુને તેના સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરવા માટે) હરડે, પીપરીમૂળ અને બીલાંથી સિદ્ધ કરેલી પેયા પાવી.

બહુ દોષવાળા, પ્રદીપ્ત અગ્નિવાળા અતિસારીને થોડે થોડે ઝાડો થાય તો આપવાનાં વિરેચન અને પેયા

**विबद्धं दोषबहुलो दीप्ताग्निर्योऽतिसार्यते ।**
**कृष्णाविडङ्गत्रिफलाकषायैस्तं विरेचयेत् ॥ १५ ॥**
**पेयां युञ्ज्याद्विरिक्तस्य वातघ्नैर्दीपनैः कृताम् ।**

જે બહુ દોષવાળા અતિસારના રોગીને થોડે થોડે ઝાડો થયા કરતો હોય પણ તેનો જઠરાગ્નિ મંદ ન પડેલો હોય તેને પીપર, વાવડિંગ અને ત્રિફળાનો ક્વાથ પાઈને જુલાબ આપવો. જુલાબ થયા પછી તેને વાયુનો નાશ કરે એવાં અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવાં ઔષધો વડે કરેલી પેયા આપવી.

નિરામ, પ્રદીપ્ત અગ્નિવાળા અતિસારમાં મરડા જેવું હોય તેનો ઉપાય

**आमे परिणते यस्तु दीप्तेऽग्नावुपवेश्यते ॥ १६ ॥**
**सफेनपिच्छं सरुजं सविबन्धं पुनः पुनः ।**
**अल्पाल्पमल्पशमलं निर्विड्वा सप्रवाहिकम् ॥ १७**
**दधितैलघृतक्षीरैः स शुण्ठीं सगुडां पिबेत् ।**
**स्विन्नानि गुडतैलेन भक्षयेद् बदराणि वा ॥ १८**
**गाढविड्विहितैः शाकैर्बहुस्नेहैस्तथा रसैः ।**
**क्षुधितं भोजयेदेनं दधिदाडिमसाधितैः ॥ १९ ॥**
**शाल्योदनं तिलैर्माषैर्मुद्गैर्वा साधु साधितम् ।**
**शट्या मूलकपोतायाः पाठायाः स्वस्तिकस्य वा ॥**
**सूपायवानीकर्कारुक्षीरिणीचिर्भटस्य वा ।**
**उपोदकाया जीवन्त्या वाकुच्या वास्तुकस्य वा ॥**
**सुवर्चलायाश्चुञ्चोर्वा लोणिकाया रसैरपि ।**
**कूर्मवर्तकलोपाकशिखितित्तिरिकोक्कुटैः ॥ २२ ॥**

અતિસારના રોગવાળા માણસનો આમ પાકયા પછી અને જઠરાગ્નિ પ્રદીપ્ત થયા પછી જો તેનો ઝાડો ફીણ અને પિચ્છાવાળો થતો હોય, પીડા સાથે થતો હોય થોડેથોડે વારંવાર થતો હોય, અટકીઅટકીને થતો હોય, મળ (વિષ્ઠા) સહિત કે મળરહિત થતો હોય, ફીણ (જળસ) નીકળતું હોય તો તેવા અતિસારવાળાએ સૂંઠના ચૂર્ણમાં ગોળ નાખીને તેને દહીં, તેલ, ઘી અને દૂધ સાથે મેળવીને પીવું; અથવા તેણે બાફેલાં બોર, ગોળ અને તેલમાં ખાવાં. એ પ્રમાણે દોષ વગેરે બાબતોનો વિચાર કરીને કોઈકવાર સૂંઠ પીધા પછી અને કોઈક વાર ઉપર કહેલાં બોર ખાધા પછી અતિસારવાળાને બહુ ભૂખ લાગે તો તેને મળને બાંધનારાં બથવાની ભાજી વગેરે શાક તથા ઘણા સ્નેહવાળા માંસરસ દહીં તથા દાડમ વગેરેથી સિદ્ધ કરીને તેની સાથે શાલિ ચોખાનો ભાત ખવડાવવો; અથવા તલ, અડદ કે મગ વડે સારી રીતે સિદ્ધ કરેલો એટલે તલ, અડદ કે મગ ભેગા નાખીને રાંધેલો શાલિ ચોખાનો ભાત ખાવા આપવો; અથવા પટ્કચૂરો, ઘણા કુમળા નાના મૂળા, પહાડમૂળ, સ્વસ્તિક, સૂપ, યવાની (અજમોદ), ભૂરું (નાનું) કોળું, દૂધી, ચીભડું, પોઈ, જીવંતી, બાવચી, બથવાની ભાજી, અજવાળી, ફૂંછની ભાજી અથવા લૂણી, એમાંના ગમે તે શાકના રસ સાથે અથવા કાચબો, બકરાં, શિયાળ, મોર, તેતર અથવા કૂકડાનાં માંસરસ સાથે શાલિ ચોખાનો ભાત ખાવા આપવો.

પક્વાતિસારના ઉપાય

बिल्वमुस्ताक्षिभैषज्यधातकीपुष्पनागरैः।
पक्वातीसारजित्तक्रे यवागूर्दाधिकी तथा ॥२३॥
कपित्थकच्छुराफञ्जीयूथिकावटशेलुजैः।
दाडिमीशणकार्पासीशाल्मलीनां च पल्लवैः ॥२४॥

બીલું, મોથ, પકાણી લોધર, ધાવડીનાં ફૂલ, સૂંઠ, એ ઔષધોથી સિદ્ધ કરેલી યવાગૂ પીવાથી પક્વાતિસાર (નિરામ અતિસાર) મટે છે; તેમ જ કોઠ, ધમાસો, ફાંગ, પીળી જૂઈ, વડ અને ગૂંદાં એ સર્વનાં પાંદડાં તથા દાડમ, શણ, કપાસ, શીમળો અને કેળ એ સર્વનાં પાંદડાંથી સિદ્ધ કરેલી યવાગૂમાં દહીં નાખીને તે ખાવાથી પક્વાતિસાર મટે છે.

મરડાના ઉપાય

कल्को बिल्वशलाटूनां तिलकल्कश्च तत्समः।
दध्नः सरोऽम्लः सस्नेहः खलो
हन्ति प्रवाहिकाम् ॥ २५ ॥

કાચા અને નાના બીલાંનો કલ્ક કરીને તેની બરોબર તલનો કલ્ક ભેળવવો તથા તેમાં ઘી વગેરે સ્નેહ દેશ, દોષ વગેરેનો વિચાર કરીને નાખવો અને તે સર્વમાં દહીંની ખાટી તર ભેળવવી. એ રીતે બનાવેલા ખલથી મરડો મટે છે.

(પ્રવાહિકાનું લક્ષણ)

सृते रक्ते पुरीषे च वायुना विड्विवर्जितम्।
प्रवाहिकेति विख्यातं यत्फेनाभं प्रवर्तते ॥

(અરુણદત્ત શ્લોક ૧૭)

(થોડો) લાલ આવે નીકળ્યા પછી વાયુને લીધે (કે વાયુ સાથે) ઝાડા વિનાનું ફીણ જેવું (જળસ) નીકળે તેને પ્રવાહિકા કહે છે.)

અપરાજિત ખલ

मरिचं धनिकाऽजाजी
तिन्तिडीकं शठी बिडम्।
दाडिमं धातकी पाठा त्रिफला पञ्चकोलकम् ॥२६॥
यावशूकं कपित्थाम्रजम्बूमध्यं सदीप्यकम्।
पिष्टैः षड्गुणबिल्वैस्तैर्दध्नि मुद्गरसे गुडे ॥ २७॥
स्नेहे च यमके सिद्धः खलोऽयमपराजितः।
दीपनः पाचनो ग्राही रुच्यो बिम्बिशिनाशनः ॥

મરી, ધાણા, જીરું, આમલી, કચૂરો, બિડલવણ, દાડમ, ધાવડીનાં ફૂલ, પહાડમૂળ, ત્રિફળા, પંચકોલ, (સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક) જવખાર, કોઠાનો ગર્ભ, કેરી, જાંબુડાનો ગર્ભ, અજમોદ, તથા એ સર્વથી છગણો બીલાનો ગર્ભ એ સર્વને એકઠા વાટીને તેને દહીં, મગનો રસ (મગનું ઓસામણ,) ગોળમાં નાખીને એકત્ર કરવું. પછી તે સર્વને ચારમાંથી ગમે તે બે સ્નેહ લઈને તેમાં નાખીને પક્વ કરવું. આ ઔષધને અપરાજિત ખલ કહે છે. એ દીપન, પાચન, ગ્રાહી અને રુચિ ઉત્પન્ન કરે એવો છે તથા મરડાનો નાશ કરે છે.

कोलानां बालबिल्वानां कल्कैः शालियवस्य च।
मुद्गमाषतिलानां च धान्ययूषं प्रकल्पयेत् ॥२९॥
ऐकध्यं यमके भृष्टं दधिदाडिमसारिकम्।
वर्चःक्षये शुष्कमुखं शाल्यन्नं तेन भोजयेत् ॥ ३०॥
दध्नः सरं वा यमके भृष्टं सगुडनागरम्।
सुरां वा यमके भृष्टां व्यञ्जनार्थं प्रयोजयेत् ॥ ३१॥
फलाम्लं यमके भृष्टं यूषं गृञ्जनकस्य वा।
भृष्टान्वा यमके सक्तून् खादे-
द्व्योपचूर्णितान् ॥ ३२ ॥
माषान् सुसिद्धांस्तद्वद्वा घृतमण्डोपसेवनान्।
रसं सुसिद्धपूतं वा छागमेषान्तराधिजम् ॥
पचेद्दाडिमसाराम्लं सधान्यस्नेहनागरम्।
रक्तशाल्योदनं तेन भुञ्जानः प्रपिबंश्च तम् ॥३४॥
वर्चःक्षयकृतैराशु विकारैः परिमुच्यते।

પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ, નાનાં બીલાં, શાલિ ચોખા, જવ, મગ, અડદ, તલ, એ સર્વનો ભેગો કલ્ક કરીને (एकध्य) તે વડે ધાન્યયૂષ કરવો. પછી તેને ચારમાંના ગમે તે બે સ્નેહમાં નાખીને વઘારવો અને તેમાં દાડમની કળીઓ(બીજ)નો રસ તથા દહીં નાખવું. પછી જે અતિસારવાળા રોગીના મળનો ક્ષય થઈ જવાથી મોઢે શોષ પડતો હોય, તે રોગીને તેની સાથે શાળ ચોખાનો ભાત ખાવા આપવો અથવા ચારમાંના ગમે તે બે સ્નેહમાં વઘારેલી દહીંની તરમાં ગોળ અને સૂંઠ નાખીને તે સાથે રાતી શાળનો ભાત ખાવા આપવો અથવા ગમે તે બે સ્નેહમાં સુરાને વઘારીને તેને ભાત સાથે કઢીને ઠેકાણે વાપરવી અથવા બિજોરાંના કે આમચૂરના કે દાડમ વગેરેના રસ વડે ખાટા બનાવેલા ગાજરના યૂષને તે ભાત સાથે (વ્યંજન તરીકે) ખાવો અથવા સૂંઠ, પીપર અને મરીનું ચૂર્ણ ભેળવેલા સાથુને ગમે તે બે સ્નેહમાં ડાંગીને ખાવો. અથવા સારી રીતે બાફેલા અડદને ઘીના ઘૃતમંડમાં ભેળવીને ખાવા; અથવા બકરા કે ઘેટાના અંતરધિના માંસરસને સારી રીતે સિદ્ધ કરીને તથા ગાળીને તેમાં દાડમની

કળીરટેની ખટાઈ તથા ધાણા અને સૂઠ નાખીને તેને સ્નેહ (ઘી વગેરે ગમે તે)મા રાંધીને એ માંસરસ સાથે રાતી શાળનો ભાત ખાવાથી અને એ માંસરસ પીવાથી અતિસારવાળા રોગીમા ઝાડાના મળનો ક્ષય થવાથી જે વિકાર થાય છે (સૂત્રસ્થાન અધ્યાય ૧૧, શ્લોક ૨૧) તેમાથી તે જલદી મુક્ત થાય છે

ઘૃતમંડ—ઘટ્ટ ઘી ઉપર તરતું પાતળુ (પ્રવાહી) ઘી

અતિસારમા શૂળવાળા મરડાનો ઉપાય

**बालबिल्वं गुडं तैलं पिप्पलीं विश्वभेषजम् ॥३५॥**
**लिह्याद्वाते प्रतिहते सशूलः सप्रवाहिकः।**

વાયુના પ્રકોપ થવાથી જેને શૂળ આવતુ હોય અને મરડો થયો હોય તેણે નાના કુમળા બીલા, ગોળ તેલ, પીપર, સૂઠ એ ઔષધોને ભેગા કરીને ચાટવા

**वल्कलं शाबरं पुष्पं धातक्या बदरीदलम् ॥ ३६ ॥**
**पिबेद्दधिसरक्षौद्रकपित्थस्वरसाप्लुतम् ।**

લોધરની છાલ, ધાવડીના ફૂલ અને બોરડીના પાદડા એ સર્વે એકઠાં કરીને તેને દહીંની તર, મધ અને કોઠીના પાદડાનો રસ એ સર્વમા ભેળવીને (ડોળીને) પીવા. (એથી વાયુના કોપથી થયેલા શૂળ અને મરડો મટશે)

**विबद्धवातवर्चास्तु बहुशूलप्रवाहिकः ॥ ३७ ॥**
**सरक्तपिच्छस्तृष्णार्तः क्षीरसौहित्यमर्हति।**
**यमकस्योपरि क्षीरं धारोष्णं वा प्रयोजयेत् ॥३८॥**
**शृतमेरण्डमूलेन बालबिल्वेन वा पुनः।**

જે અતિસારના રોગવાળા માણસને વાયુનો રોધ અને ઝાડાનો વિબંધ થઈ ગયો હોય, જેને ગુદામા ઘણા સણકા મારતા હોય તથા મળ વિના માત્ર ફીણ જેવો પદાર્થ વારવાર ઘણો પડતો હોય, તેમ જ ઝાડા વાટે લોહી અને જળસ પડતા હોય, તથા તેની સાથે તેને તરસ પણ વારંવાર લાગતી હોય તેવા રોગીને ધરાતા સુધી દૂધ પાવું, અથવા ચારમાના ગમે તે બે સ્નેહ તેને પાઈને તે ઉપર તેને ધારોષ્ણ દૂધ પાવુ (તરત દોહેલું ફીણભર્યું દૂધ તે ધારોષ્ણ દૂધ જાણવું) અથવા એરંડાનુ મૂળ કચરીને દૂધમા નાખીને દૂધ ઉકાળવું તથા પછી ઠંડુ પડવા દઈ તે પાવુ, અથવા નાના બીલા કચરીને દૂધમા ઉકાળી તે દૂધ ઠંડુ પાડી પાવુ

**पयस्युत्क्वाथ्य मुस्तानां विंशतिं**
**त्रिगुणेऽम्भसि ॥ ३९ ॥**
**क्षीरावशिष्टं तत्पीतं हन्यादामं सवेदनम्।**

દૂધથી ત્રણગણુ પાણી લઈને તેમાં વીસ મોથ ઉકાળવી જ્યારે ફક્ત દૂધ બાકી રહે ત્યારે તે ઉતારીને ગાળી લેવુ તે દૂધ પીવાથી વેદના સહિત જે આમ (જળસ) પડતો હશે તે મટશે (અહીંયા વીસ મોથ કહેલી છે તેટલી મોથનુ વજન સામાન્ય રીતે ચાર તોલા થાય સામાન્ય કલ્પના પ્રમાણે જેના ચાર તોલા મોથને ચોસઠ તોલા પ્રવાહીમા ઉકાળીને ચોથા ભાગનો એટલે સોળ તોલા ક્વાથ બાકી રહે તે લેવો જોઈએ ત્યારે એ રીતે ઉપરથી સોળ તોલા દૂધ અને તેથી ત્રણગણુ એટલે અડતાળીસ તોલા પાણી મળીને ચોસઠ તોલા પ્રવાહી થાય છે તેમાં ચાર તોલા મોથ ઉકાળતા બાકી સોળ તોલા દૂધ રહે તે ઉપયોગમા લેવુ)

**पिप्पल्या पिबतः सूक्ष्मं रजो मरिचजन्म वा ॥ ४० ॥**
**चिरकालानुपक्ताऽपि नश्यत्याशु प्रवाहिका।**

પીપરનુ બારીક ચૂર્ણ કરીને પાણી સાથે પીનારનો અથવા મરીનુ બારીક ચૂર્ણ કરીને પાણી સાથે પીનારનો ઘણા કાળથી ચાલુ રહેલો મરડો જલદીથી નાશ પામે છે

નિરામ, શૂળવાળા, કૃશ અને રૂક્ષ અતિસારરોગી માટે ઉપાય

**निरामरूपं शूलार्तं लङ्घनाद्यैश्च कर्शितम् ॥ ४१ ॥**
**रूक्षकोष्ठमपेक्ष्याग्निं सक्षारं पाययेद् घृतम् ।**

જે રોગી નિરામ, શૂળથી પીડાયેલો, ઉપવાસ વગેરેથી કૃશ થયેલો અને રૂક્ષ (લૂખા) કોઠાવાળો હોય તેના જઠરાગ્નિના બળનો વિચાર કરીને તેને ક્ષાર સહિત ઘી પાવુ

**सिद्धं दधिसुरामण्डे दशमूलस्य चाम्भसि ॥४२**
**सिन्धूत्थपञ्चकोलाभ्यां तैलं सद्योऽर्तिनाशनम्।**

દહીંના મંડમા કે સુરાના મંડમા કે દશમૂળના ક્વાથમા સિંધવ અને પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂઠ)ના કલ્કથી સિદ્ધ કરેલુ તેલ ઉપર કહેલા સર્વ રોગની પીડાનો તત્કાળ નાશ કરે છે

**षड्भिः शुण्ठ्याः पलैर्द्वाभ्यां**
**द्वाभ्यां ग्रन्थ्यग्निसैन्धवात् ॥ ४३ ॥**
**तैलप्रस्थं पचेद्दध्ना नि सारकरुजापहम् ।**

ચોવીસ તોલા સૂઠ, આઠ તોલા પીપરીમૂળ, આઠ તોલા ચિત્રો અને આઠ તોલા સિંધવ એ સર્વના કલ્ક કરીને તે વડે દહીંમા ચોસઠ તોલા તેલ સિદ્ધ કરવુ એ તેલ અતિસારની પીડાને મટાડે છે

ઝાડાની ઉત્પત્તિ—વિબંધ અને શૂળના ઉપાય

**पक्वो मांसधुगाऽऽद्यं परीयमहद्गलजित् ॥ ४४॥**
**पानानुवासनाभ्यङ्गप्रयुक्तं तैलमेकतः।**

तद्धि वातजितामग्र्यं शूलं च विगुणोऽनिलः ॥४५

એક બાજુ માસ, દૂધ અને ઘી ૨ાપવાથી આંટા ની કબજિયાત અને શૂળ એ ઉપદ્રવો મટે છે, તથા બીજી બાજુ પીવા માટે, અનુવાસન માટે અને અભ્યાગ માટે વાપરેલું તેલ પણ ઝાડાની કબજિયાત અને શૂળને મટાડે છે; કારણ કે તેલ એ વાયુને મટાડનારા સર્વ ઔષધોમા શ્રેષ્ઠ છે, અને કોપ પામેલો વાયુ એ જ શૂળ છે, માટે તેલ વાયુને જીતે છે એટલે શૂળ મટે છે

શૂળ અને મરડામાં તેલ ઉત્તમ હોવાનુ કારણ

धात्वन्तरोपमर्दाद्धि चलो व्यापी स्वधामगः।
तैलं मन्दानलस्यापि युक्त्या शर्मकरं परम् ॥४६
वाय्वाशये सतैले हि विबिन्सी नावतिष्ठते।

જ્યારે પિત્ત અને કફ વગેરે ધાતુઓ ક્ષીણ થાય છે, ત્યારે વાયુ આખા શરીરમા વ્યાપે છે અને પોતાના સ્થાનમા એટલે પક્વાશયમા (નાના આંતરડામા) તે કોપે છે અતિસારવાળા રોગીની આ અવસ્થા થાય છે તે સમયે જોકે તેનો જઠરાગ્નિ મંદ હોય છે, છતા યુક્તિ વડે (પ્રયોગ વડે) તેને તેલ આપવામાં આવે તો તે તેના દુઃખનો નાશ કરી તેને ઘણુ સુખ આપે છે, કેમ કે જ્યારે વાયુના સ્થાનમાં (નાના આંતરડામા) તેલ જાય છે, ત્યારે મરડો ટકી શકતો નથી.

પ્રવાહિકા(મરડા)માં તેલ જ શ્રેષ્ઠ છે

क्षीणे मले स्वायतनच्युतेषु
दोषान्तरेष्वीरण एकचारे।
को निष्टनन्प्रानित कोष्ठशूली
नान्तर्बहिस्तैलपरो यदि स्यात् ॥ ४७ ॥

જ્યારે (આંતરડામાં) મળ (ઝાડો) ઓછો થઈ ગયો હોય, વાયુ સિવાયના બીજા દોષો (કફ અને પિત્ત) પોતપોતાના સ્થાનમાંથી ચલિત થયા હોય અને વાયુ એકલો જ પોતાની બહાદુરી બતાવતો હોય (જોર મારતો હોય) ત્યારે દરદીને કોઠામાં શૂળ આવે છે અને ઝાડો થતા શૂળ આવે છે અને રોઈ પડાય છે એવી અવસ્થાવાળો કયો દરદી અંદર અને બહાર તેલ વાપર્યા વિના (તેલ પીધા વિના અને તેનાથી અનુવાસન અને અભ્યંગ કર્યા વિના) જીવી શકે?

ગુદામા પીડા તથા આમળ માટે ઉપાય

गुदकर्तशपायोर्युज्यात्सक्षीरं साधित हविः ॥४८॥
रसे कोलाम्लचाङ्गर्योर्दध्नि पिष्ट च नागरे।

દૂધ અને ઘી ભેગાં કરીને તેમાં બોરનો અને ખાટી લૂણીનો રસ નાખવો [illegible] નદહી (દહીં નાખીને) વાટેલી સૂંઠની લૂગદી બનાવીને નાખવી. પછી એ બધુ દેવતા પર મૂકીને એનુ ઘી સિદ્ધ કરવુ ગુદામા પીડા થતી હોય અથવા આમળ બહાર નીકળતી હોય તો આ ઘી આપવું આ પાક કરવામા સૂંઠ કરતા ઘી ચારગણું લેવું અને ઘી કરતાં બોર અને ખાટી લૂણીનો રસ ચારગણો લેવો દૂધ અને ઘી સરખે ભાગે લેવાં

तैरेव चाम्लैः संयोज्यं सिद्धं सुश्लक्ष्णकल्कितैः ॥४९
धान्योषणबिडाजाजीपञ्चकोलकदाडिमैः।

પાછળ (શ્લોક ૪૮ા માં) કહેલા બોર અને ખાટી લૂણીના રસમા ધાણા, મરી, બિડલવણ, જીરુ, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક અને દાડમ એ ઔષધોના સૂક્ષ્મ (બારીક) કલ્ક વડે સિદ્ધ કરેલુ ઘી પણ એ જ ફાયદો આપે છે

योजयेत्स्नेहबस्तिं वा दशमूलेन साधितम्।
शटीशताह्वाकुष्ठैर्वा वचया चित्रकेण वा ॥५०॥

અથવા દશમૂળ વડે સિદ્ધ કરેલા ઘી વડે સ્નેહ બસ્તિ આપવી અથવા પટ્કચૂરો, સુવા અને ઉપલેટથી સિદ્ધ કરેલા અથવા વજ વડે સિદ્ધ કરેલા, અથવા ચિત્રા વડે સિદ્ધ કરેલા ઘી વડે સ્નેહબસ્તિ આપવી.

મરડો, આમળ, મૂત્રાઘાત અને
કટિગ્રહમાં અનુવાસન

प्रवाहणे गुदभ्रंशे मूत्राघाते कटिग्रहे ॥५१॥
मधुराम्लैः शृतं तैलं घृतं वाऽप्यनुवासनम्।

મરડો, આમળ નીકળવી, મૂત્રાઘાત અને કમ્મર જકડાઈ જવી, એ રોગોમા ગળ્યાં અને ખાટાં ઔષધોથી સિદ્ધ કરેલુ તેલ કે ઘી અનુવાસનબસ્તિમાં આપવું

આમળ નીકળે તો શું કરવું?

प्रवेशयेद्गुदं ध्वस्तमभ्यक्तं स्वेदितं मृदु ॥५२॥
कुर्याच्च गोफणाबन्धं मध्यच्छिद्रेण चर्मणा।

ગુદા (આમળ) બહાર નીકળી ગઈ હોય તો તેને તેલ ચોપડીને તથા શેક કરીને કોમળ કરવી, પછી અંદર ઘાલવી તથા વચમા છિદ્રવાળા ચામડા વડે ગોફણાબંધ બાંધવો.

ગોફણાબંધ: ગોફણ જેવા ચામડાનો પાટો

पञ्चमूलस्य महतः क्वाथं क्षीरे विपाचयेत् ॥५३॥
उन्दुरुं चान्त्ररहितं तेन वातघ्नकल्कवत्।
तैलं पचेद्गुदभ्रंशं पानाभ्यङ्गेन तज्जयेत् ॥५४॥

મોટા પંચમૂળનો ક્વાથ કરવો તથા વજનમાં તેની બરાબર તેલ લઈને ને તેલ અને ક્વાથ બેનાં દૂધમાં

પક્વ કરવા. એ દૂધમા આતરડાં રહિત (આતરડા કાઢી લીધેલા) ઉંદર અને વાયુનાશક ઔષધોનો કલ્ક (ગરના એરંડમૂળ વગેરેનો કલ્ક) નાખવો પાકમા દૂધ તેલથી ચોગણુ લેવું અહીં બીજો દ્રવ પદાર્થ નથી માટે તેલથી દ્રવ ચોગણો લેવો જ જોઈએ, બીજા સ્નેહની પેઠે અહીં દૂધ તેલની બરોબર લેવું નહિ દૂધ ઘણુ હોવાથી વાયુનુ કાર્ય જે ગુદભ્રંશ (આમળ નીકળવી) તેને જલદીથી શમાવે છે, માટે ચારગણુ દૂધ લેવુ એ જ યોગ્ય છે એ રીતે સિદ્ધ થયેલુ તેલ પાવાથી તથા ચોળવાથી ગુદભ્રંશ મટે છે (કવાસમા તેલ, દૂધ અને આતરડા કાઢી લીધેલો ઉંદર ન્હોવુ ભેગુ ઉકાળી તેલસિદ્ધ કરવુ)

## પિત્તના અતિસારના ઉપાય

(શ્લો૦ ૫૪ થી ૮૦॥)

### સામ પિત્તાતિસાર

**पैत्ते तु सामे तीक्ष्णोष्णवर्ज्यं प्रागिव लङ्घनम् ।**

પિત્તનો અતિસાર સામ હોય તો પાછળ વાતાતિસારમા શરીરને હલકુ કરવાને જે કરવાનું કહ્યુ છે, તે બધુ કરવુ માત્ર તેમાથી જે તીક્ષ્ણ અને ઉષ્ણ હોય તે છોડી દેવુ

### પિત્તાતિસારમાં તરસનો ઉપાય

**तृड्वान् पिबेत् षडङ्गाम्बु सभू-**
**निम्बं ससारिवम् ॥ ५५ ॥**
**पेयादि क्षुधितस्यान्नमग्निसन्धुक्षणं हितम् ।**
**बृहत्यादिगणाभीरुद्विबलाशूर्पपर्णिभिः ॥ ५६ ॥**

*પિત્તાતિસારવાળાને રોગીને તરસ લાગે તો તેણે* સૂઠ, મોથ, બન્ને વાળા (કાળો અને સુગધીવાળો), પિત્તપાપડો, રક્તચદન, એ ષડગ જળમા (વિ ૧/૧૫, ૧૫॥) કરિયાતું તથા સારિવા નાખીને કવાથ કરીને તે ઠડા પડયા પછી પીવો. જ્યારે તે રોગી અત્યત ભૂખ્યો થાય, ત્યારે તેને અગ્નિની વૃદ્ધિ કરનારુ પેયા વગેરે અન્ન ખાવા આપવુ તે હિતકર છે તે પેયા વગેરે બૃહત્યાદિ ગણ(હ્રસ્વ પચમૂળ)ના ઔષધો, શતાવરી, બલા, અતિબલા અને સૂર્યપર્ણી, એ ઔષધોથી સિદ્ધ કરવાં (હ્રસ્વ પચમૂળ=લઘુ પંચમૂળ સૂ ૬/૧૬૮)

ઉપવાસ વગેરે છતા ચાલુ રહેલા પિત્તાતિસારના ઉપાય

**पाययेदनुबन्धे तु सक्षौद्रं तण्डुलाम्भसा ।**
**कुटजस्य फलं पिष्टं सवल्कं सघुणप्रियम् ॥ ५७ ॥**
**पाठावत्सकबीजत्वग्दार्वीग्रन्थिकशुण्ठि वा ।**
**क्वाथं वाऽतिविषाबिल्ववत्स-**
**कोदीच्यमुस्तजम् ॥ ५८ ॥**
**अथवाऽतिविषामूर्वानिशेन्द्रयवताक्ष्यंजम् ।**
**समध्वतिविषाशुण्ठीमुस्तेन्द्रयवकट्फलम् ॥ ५९ ॥**

પાછળ કહ્યા પ્રમાણે લઘન અને પેયા વગેરે ઉપચારો કરવા છતા પણ અતિસાર ન મટે, તો તે અતિસારવાળાને પહાડમૂળ, ઇન્દ્રજવ, કડાછાલ, દારુહળદર, ગંઠોડા અને સૂઠ એ સર્વનુ ચૂર્ણ મધ અને ચોખાના ધોવરામણ સાથે પાવુ અથવા કડાછાલ, ઇન્દ્રજવ અને અતિવિષ, એ ત્રણનુ ચૂર્ણ મધ અને ચોખાના ધોવરામણ સાથ પાવુ અથવા અતિવિષ, બીલુ, કડાછાલ, વાળો અને મોથ, એ ઔષધોનો કવાથ પાવો, અથવા અતિવિષ, મૂર્વા (મોરવેલ), હળદર, ઇન્દ્રજવ અને રસાંજન, એ ઔષધોનો કવાથ પાવા અથવા અતિવિષ, સૂઠ, મોથ, ઇન્દ્રજવ અને કાયફળ એ ઔષધોનો કવાથ મધ સાથે પાવો

**बलं वत्सकबीजस्य श्रपयित्वा रसं पिबेत् ।**
**यो रसाशी जयेच्छीघ्रं स पैत्तं जठरामयम् ॥ ६० ॥**
**मुस्ताकषायमेवं वा पिबेन्मधुसमायुतम् ।**
**सक्षौद्रं शाल्मलीवृन्तकषायं वा हिमाह्वयम् ॥ ६१ ॥**

જે માણસ પ્રથમ માસરસ ખાઈને પછી ચાર તોલા ઇન્દ્રજવનો પાણીમા કરેલો કવાથ પીએ, તેનો પિત્તાતિસાર જલદી મટે એ જ પ્રમાણે જે માણસ પ્રથમ માસરસ ખાઈને પછી ચાર તોલા મોથનો પાણીમાં કરેલો કવાથ મધ નાખીને પીએ, તેનો પિત્તાતિસાર જલદી મટે. અથવા જે માણસ પ્રથમ માસરસ ખાઈને *પછી શીમળાના ડૂખના ઉકાળા હિમમા મધ નાખીને* પીએ, તેનો પિત્તાતિસાર જલદી મટે

**किराततिक्तकं मुस्तं वत्सकं सरसाञ्जनम् ।**
**कटङ्कटेरी ह्रीबेरं बिल्वमध्यं दुरालभा ॥ ६२ ॥**
**तिला मोचरसं रोध्रं समङ्गा कमलोत्पलम् ।**
**नागरं धातकीपुष्पं दाडिमस्य त्वगुत्पलम् ॥ ६३ ॥**
**अर्धश्लोकैः स्मृता योगाः**
**सक्षौद्रास्तण्डुलाम्बुना ।**

કરિયાતુ વગેરે ઔષધોના ચાર યોગ દરેક અડધા-અડધા શ્લોકમાં કહેલા છે, તેમાથી ગમે તે એક યોગ મધ અને ચોખાના ધોવરામણ સાથે પીવાથી પિત્તાતિસાર મટે છે ને ચાર યોગ આ પ્રમાણે છે (૧) કરિયાતુ, કડુ, મોથ, કડાછાલ, રસાંજન, એ ઔષધોના ચૂર્ણને મધ તથા ચોખાના ધોવરામણ સાથે પીવું (૨)

તે જ પ્રમાણે રક્તાતિસારવાળાને ખટાઈ વિનાના માંસરસ તથા યૂષ વગેરે તેમાં ઘી નાખીને ખાવાપીવા આપવા એ હિતકર છે, તેમ જ કાશ્મર્ય(શીવણી)ના ફળનો યૂષ લગાર ખટાઈ સાથે સાકર નાખીને ખાવા પીવા આપવો, તે પણ હિતકર છે

પેયા, માખણ

**पयस्यर्धोदके छागे ह्रीबेरोत्पलनागरैः।**
**पेया रक्तातिसारघ्नी पृश्निपर्णीरसान्विता ॥ ८६॥**
**प्राग्भक्तं नवनीतं वा लिह्यान्मधुसितायुतम्।**

બકરીના દૂધમાં દૂધથી અડધું પાણી નાખીને તેમાં વાળો, કાળું કમળ ને સૂંઠ નાખીને તેની પેયા કરીને તેમાં પૃશ્નિપર્ણીનો રસ નાખીને પીવાથી રક્તાતિસાર મટે છે, અથવા ભોજન કરતા પહેલાં મધ અને સાકર સાથે માખણ ચાટવું (એ પણ રક્તાતિસારમાં હિતકર છે)

બહુ જ રક્તાતિસારમાં શું કરવું?

**बलिन्यस्त्रेऽस्रमेवाजं मार्गं वा घृतभर्जितम् ॥८७॥**
**क्षीरानुपानं क्षीराशी त्र्यहं क्षीरोद्भवं घृतम्।**
**कपिञ्जलरसाशी वा लिहन्नारोग्यमश्नुते ॥ ८८॥**

જો રક્તાતિસાર બળવાન હોય તો બકરાનું કે હરણનું લોહી ઘીમાં શેકીને ખાવું તથા તે ઉપર દૂધ પીવું અને દૂધ ખાઈને રહેવું અથવા દૂધમાંથી બારોબાર કાઢેલા (છાશમાંથી નહિ) માખણનું બનાવેલું ઘી ત્રણ દિવસ ચાટવું, અથવા ધોળા તેતરના માંસનો રસ પીવો એ પ્રમાણે કરનાર રક્તાતિસારી આરોગ્ય પામે છે

રક્તાતિસારમાં શતાવરીનો પ્રયોગ

**पीत्वा शतावरीकल्कं क्षीरेण क्षीरभोजनः ।**
**रक्तातिसारं हन्त्याशु तया वा साधितं घृतम् ॥८९**

જે માણસ શતાવરીના કલ્કને દૂધ સાથે પીએ તથા દૂધનું જ ભોજન કરે તેનો રક્તાતિસાર જલદી નાશ પામે છે, અથવા શતાવરીના કલ્ક વડે સિદ્ધ કરેલું ઘી પીને પછી ભોજન તરીકે દૂધ જ પીને જે રહે, તેનો રક્તાતિસાર તરત મટે છે.

લાક્ષાદિ ઘૃત

**लाक्षानागरवैदेहीकटुकादार्विवल्कलैः।**
**सर्पिः सेन्द्रयवैः सिद्धं पेयामण्डावचारितम् ॥९०॥**
**अतीसारं जयेच्छीघ्रं त्रिदोषमपि दारुणम्।**

લાખ, સૂંઠ, પીપર, કડુ, દારુહળદરની છાલ અને ઇન્દ્રજવ એ ઔષધોથી સિદ્ધ કરેલું ઘી, પેયા કે મંડ સાથે પીવા આપવાથી ભયંકર ત્રિદોષનો અતિસાર હોય તોપણ તે મટે છે, (તથા રક્તાતિસાર પણ મટે છે)

રક્તાતિસારના ઉપાય (ચાલુ)

**कृष्णमृच्छङ्खयष्ट्याह्वक्षौद्रासृक्तण्डुलोदकम् ॥९१**
**जयत्यस्रं प्रियङ्गुश्च तण्डुलाम्बुमधुप्लुता।**

કાળી માટી, બળદાણા, જેઠીમધ, ભોરીંગણીનો રસ, ચોખાનું ધોવરામણ, એ સર્વેને એકત્ર કરીને પીવાથી રક્તાતિસાર મટે છે, તેમ જ કાંગને મધ તથા ચોખાના ધોવરામણમાં ડોહીને પીવાથી રક્તાતિસાર કારક છે

**कल्कस्तिलानां कृष्णानां शर्करापञ्चभागिकः ॥९२**
**आजेन पयसा पीतः सद्यो रक्तं नियच्छति।**

કાળા તલનો કલ્ક એક ભાગ અને સાકર પાંચ ભાગ, એ બેને એકઠાં કરીને બકરીના દૂધ સાથે પીવાથી તત્કાળ રક્તાતિસાર કાબૂમાં આવે છે (મટે છે).

**पीत्वा सशर्कराक्षौद्रं चन्दनं तण्डुलाम्बुना ॥९३**
**दाहतृष्णाप्रमोहेभ्यो रक्तस्रावाच्च मुच्यते।**

સાકર અને મધ નાખીને સુખડને ચોખાના ધોવરામણ સાથે પીવાથી બળતરા, તરસ, પ્રમેહ અને લોહી વહી જવું એ રોગો મટે છે

ગુદા પાકે કે ગુદામાં લાહ્ય બળે તેના ઉપાય

**गुदस्य दाहे पाके वा सेकलेपा हिता हिमाः ॥९४**

ગુદામાં બળતરા થતી હોય કે પાક થયો હોય તો ઠંડા લેપ કરવા કે ઠંડા ઔષધોનાં સિંચન કરવાં હિતકર છે

સિંચન ઔષધોથી તૈયાર કરેલા પાણીની ધાર કરવી કે એવું પાણી છાંટવું

રક્તાતિસારમાં પિચ્છાબસ્તિ ક્યારે આપવી?

**अल्पाल्पं बहुशो रक्तं सशूलमुपवेश्यते।**
**यदा विबद्धो वायुश्च कृच्छ्राच्चरति वा न वा ॥९५**
**पिच्छाबस्तिं तदा तस्य पूर्वोक्तमुपकल्पयेत्।**

જ્યારે રક્તાતિસારના દરદીને ચૂંકાઈચૂંકાઈને અનેક વાર થોડા થોડા લોહીના ઝાડા થતા હોય અને જ્યારે વાયુનો વિબંધ થવાથી વાયુ મહાપરાણે છૂટી શકતો હોય કે તદ્દન ન છૂટી શકતો હોય, ત્યારે એવા દરદીને પહેલાં (શ્લોક ૭૨થી ૭૬માં) કહેલી પિચ્છાબસ્તિ આપવી.

રક્તાતિસારની પિચ્છાબસ્તિની બનાવટ, ક્રમ

**पल्लवान् जर्जरीकृत्य शिंशिपाकोविदारयोः ॥९६**
**पचेद्यवांश्च स क्वाथो घृतक्षीरसमन्वितः।**

पिच्छास्रुतौ गुदभ्रंशे प्रवाहणरुजासु च ॥९७॥
पिच्छाबस्तिः प्रयोक्तव्यः क्षतक्षीणबलावहः ।

કાળા સીસમના ઝાડના અને સફેદ કાચનારના ઝાડના પાંદડાને કચરીને તેમાં જવ નાખીને ક્વાથ કરવો. તે ક્વાથમાં ઘી તથા દૂધ નાખીને પિચ્છાબસ્તિ આપવી જો રોગીને ઝાડા સાથે પિચ્છાનો સ્રાવ થતો હશે, આમળ બહાર નીકળતી હશે, મરડાની પીડા થતી હશે, તો એ પિચ્છાબસ્તિથી મટશે એ બસ્તિ છાતીના ઘાદાથી દુર્બળ બનેલા માણસને બળ આપનારી છે

રક્તાતિસારમાં અનુવાસન

प्रपौण्डरीकसिद्धेन सर्पिषा चानुवासनम् ॥९८॥

સ્થળકમળ વડે સિદ્ધ કરેલા ઘી વડે અનુવાસન બસ્તિ આપવાથી પણ ઉપર કહ્યું તેવું જ ફળ થાય છે

અતિસારમાં ઝાડા સાથે, પહેલાં કે પછી લોહીનો ઝાડો થાય તેના ઉપાય

रक्तं विट्सहितं पूर्वं पश्चाद्वा योऽतिसार्यते ।
शतावरीघृतं तस्य लेहार्थमुपकल्पयेत् ॥९९॥

જે અતિસારના રોગવાળાને ઝાડાની સાથે અથવા પહેલું કે પછી લોહી પડતું હોય તેને શતાવરીથી સિદ્ધ કરેલું ઘી ચાટવાને માટે આપવું

शर्करार्धांशकं लीढं नवनीतं नवोद्धृतम् ।
क्षौद्रपादं जयेच्छीघ्रं तं विकारं हिताशिनः ॥१००

તાજું ઉતારેલું માખણ લઈને તેનાથી અર્ધી સાકર અને ચોથે ભાગે મધ લઈને તે સર્વત્ર એકત્ર કરવું પછી રોગીને ચાટવા આપવું જો રોગી પથ્ય પાળશે તો એ ઉપાયથી તેના ઉપરના (શ્લોક ૯૮ના વાળા) રોગ મટી જશે

न्यग्रोधोदुम्बराश्वत्थशुङ्गानापोथ्य वासयेत् ।
अहोरात्रं जले तप्ते घृतं तेनाम्भसा पचेत् ॥१०१॥
तदर्धशर्करायुक्तं लेहयेत्क्षौद्रपादिकम् ।
अधो वा यदि वाऽप्यूर्ध्वं यस्य रक्तं प्रवर्तते ॥

વડ, ગુલ્લર (ઉમેરો) અને પીપળો, એ વૃક્ષોની ટીશીઓ લાવીને તેને કચરીને, ઊના પાણીમાં નાખીને એક દિવસ તથા રાત (ચોવીસ કલાક) રહેવા દેવી. પછી તે પાણી ગાળી લઈને તે પાણીમાં ઘી સિદ્ધ કરવું એ ઘીમાં તેનાથી અડધી સાકર તથા ચોથા ભાગનું મધ મેળવીને તેને ચાટવું તેથી રોગીને જો નીચે ગુદા વગેરે માર્ગે કે ઉપર મુખ વગેરે માર્ગે લોહી પડતું હોય, તો તે મટશે

# કફના અતિસારના ઉપાય

(શ્લોક ૧૦૨થી ૧૧૬)

પહેલાં ઉપવાસ: પછી બીજાં ઔષધો

श्लेष्मातिसारे वातोक्तं विशेषादामपाचनम् ।
कर्तव्यमनुबन्धेऽस्य पिबेत्पक्त्वाऽग्निदीपनम् ॥
बिल्वकर्कटिकामुस्तप्राणदाविश्वभेषजम् ।
वचाविडङ्गभूतीकधान्यकामरदारु वा ॥१०४॥
अथवा पिप्पलीमूलपिप्पलीद्वयचित्रकम् ।

કફના અતિસારમાં ખાસ કરીને વાયુના અતિસારમાં કહ્યા પ્રમાણે 'આમ'ને પકવવો (વાયુના અતિસારમાં કહેલો બીજો વિધિ કરવાની જરૂર નથી માત્ર આમને પકવવો) એમ કરતાં પણ જો અતિસાર ન મટે તો બીલું, કાકડાશીંગ, મોથ, હરડે, સૂંઠ એ ઔષધોનો ક્વાથ કરીને પીવો, તેથી અગ્નિ પ્રદીપ્ત થશે અથવા વજ, વાવડિંગ, કરિયાતું, ધાણા અને દેવદાર, એ ઔષધોનો ક્વાથ કરીને પીવો, તેથી અગ્નિ પ્રદીપ્ત થશે અથવા પીપરીમૂળ, પીપર, ગજપીપર અને ચિત્રો, એ ઔષધોનો ક્વાથ પીવો, તેથી અગ્નિ પ્રદીપ્ત થશે

पाठाग्निवत्सकग्रन्थितिक्ताशुण्ठीवचाभयाः ॥१०५
क्वथिता यदि वा पिष्टाः श्लेष्मातीसारभेषजम् ।

પહાડમૂળ, ચિત્રો, કડાછાલ, પીપરીમૂળ, કડુ, સૂંઠ, વજ, હરડે, એ ઔષધોનો ક્વાથ કરીને પીવો અથવા વાટીને ગરમ પાણી સાથે પીવા એ કફાતિસારનું ઔષધ છે

सौवर्चलवचाव्योषहिङ्गुप्रतिविषाभयाः ॥१०६॥
पिबेच्छ्लेष्मातिसारार्तश्चूर्णिताः कोष्णवारिणा ।

સંચળ, વજ, સૂંઠ, પીપર, મરી, હિંગ, અતિવિષની કળી, હરડે, એ ઔષધોનું ચૂર્ણ કરીને નવાશેકા ગરમ કરેલા પાણી સાથે પીવાથી કફાતિસાર મટે છે

व्योषं लीढ्वा कपित्थस्य मध्योष्णक्षौद्रशर्करम् ॥
कट्फलं मधुयुक्तं वा मुच्यते जठरामयात् ।

સૂંઠ, પીપર, મરી એ ત્રણનું ચૂર્ણ તથા મધ અને સાકર નાખીને કોઠાનો ગર્ભ ચાટવાથી જઠરનો રોગ કફાતિસાર મટે છે, તેમ જ કાયફળ અને મધ ચાટવાથી પણ એ જ ગુણ થાય છે

कणां मधुयुतां लीढ्वा तक्रं पीत्वा सचित्रकम् ।
भुक्त्वा वा बालबिल्वानि व्यपोहत्युदरामयम् ।

પીપર અને મધ સાથે ચાટવાથી અથવા ચિત્રાનું

अनिल: प्रबलोऽग्न्यं स्वस्थानस्थः प्रजायते ।
स बली सहसा हन्यात्
तस्मात्त त्वरया जयेत् ॥ १२१ ॥
वायोरनन्तरं पित्त पित्तस्यानन्तर कफम् ।
जयेत्पूर्वं त्रयाणां वा भवेद्यो बलवत्तमः ॥१२२॥

જ્યારે અતિસારવાળા રોગીનો કફ ઓછો થઈ જાય તથા ઘણા મળ સુધી અતિસાર ચાલવાથી ગુદા પણ દુર્બળ થઈ જાય, ત્યારે પોતાના સ્થાનમા રહેલો વાયુ ઘણો પ્રબળ થાય છે, અને એવી રીત બળવાન થયેલો વાયુ રોગીનો એકાએક પ્રાણ લે છે, માટે વૈદ્યે તે વાયુને જલદી જીતવો, વાયુને જીત્યા પછી પિત્તને જીતવુ અને પિત્તને જીત્યા પછી કફને જીતવો, અથવા એ ત્રણેમાથી જે દોષ બીજા બે દોષ કરતાં વધારે બળવાન થયેલો હોય તેને પ્રથમ જીતવો

ભયના અને શોકના અતિસારના ઉપાય

भीशोकाभ्यामपि चल: शीघ्र कुप्यत्यतस्तयोः ।
कार्या क्रिया वातहरा
हर्षणाश्वासनानि च ॥ १२३ ॥

ભય અને શોક વડે પણ વાયુ જલદી કોપે છે, માટે ભયાતિસાર કે શોકાતિસારમા પણ રોગીના વાયુને હરવાની ક્રિયા કરવી તથા તેને હર્ષ પમાડવાની અને આશ્વાસન આપવાની ક્રિયાઓ કરવી

અતિસાર મટયો હોવાનાં લક્ષણ

यस्योच्चाराद्विना मूत्र पवनो वा प्रवर्तते ।
दीप्ताग्नेर्लघुकोष्ठस्य शान्तस्तस्योदरामयः ॥१२४॥

જે અતિસારના રોગીને પેશાબની અને વાછૂટની સાથે સાથે ઝાડો થઈ જાય નહિ તથા તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત થયો હોય અને કોઠો (પેટ) હલકો પડયો હોય તેનો ઉદરવ્યાધિ, (અતિસાર) શાંત થયા છે, અતિસાર મટયો છે એમ જાણવુ

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थानेऽतीसार
चिकित्सित नाम नवमोऽध्याय ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો : ગ્રહણીદોષચિકિત્સા

અતિસાર અને સંગ્રહણી થવાનુ કારણ સમાન છે એ વગેરે કારણોથી અતિસાર પછી ગ્રહણીની ચિકિત્સા કહેવાનો આરંભ કરતા ગ્રંથકાર કહે છે કે,

अथातो ग्रहणीदोषचिकित्सितं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

ત્યારે હવે અમે ગ્રહણીદોષની ચિકિત્સા સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### સામ સંગ્રહણીની ચિકિત્સા

(શ્લોક ૧ થી ૨૧)

સંગ્રહણીમાં ઉપવાસ

ग्रहणीमाश्रित दोषमजीर्णवदुपाचरेत् ।
अतीसारोक्तविधिना तस्याम च विपाचयेत् ॥१॥

જે વાયુ વગેરે દોષ ગ્રહણીમા રહેલો હોય તેની ચિકિત્સા અજીર્ણની પેઠ કરવી, એટલે લંઘન (ઉપવાસ) વગેરેથી ઉપચારથી કરવી, અને અતિસારમાં કહેલા વિધિ પ્રમાણે તે માણસના આમને પકવવા ।

ઉપવાસ છૂટયા પછી અન્ન લેવાનો વખત આવે ત્યારે શુ ખાવુ?

अन्नकाले यवाग्वादि पञ्चकोलादिभिर्युतम् ।
वितरेत्पटुलघ्वन्न पुनर्योगांश्च दीपनान् ॥ २ ॥

જ્યાર જમવા જેવી અવસ્થા થાય ત્યારે (સૂ અ ૮નો છેલ્લો શ્લોક) પંચકોલ વગેરે (દીપન અને પાચન) દ્રવ્યો નાખીને તથા સિંધવ નાખીને હલકા અન્નની યવાગૂ વગેરે (માપસર) આપવી તથા દીપન કરે એવાં ઔષધોના યોગો આપવા

જરા આમવાળા ગ્રહણીદોષમા પેયા, પાણી, છાશ, સુરા

दद्यात्सातिविषां पेयामामे साम्लां सनागराम् ।
पानेऽतीसारविहित वारि तक्रं सुरादि च ॥३॥

ઉપવાસ છૂટયા પછી જો ગ્રહણીમા આમ દોષ રહ્યો હોય, તો અતિવિષ અને સૂંઠ સાથે લગાર ખટાઈવાળી પેયા ભોજન તરીકે આપવી તથા પીવાને માટે અતિસારના પ્રકરણમા કહેલું જળ, છાશ કે સુરા વગેરેમાથી જે યોગ્ય હોય તે આપવું

ગ્રહણીદોષવાળાને છાશ ત્રણ દોષમાં પથ્ય હોવાનુ કારણ

ग्रहणीदोषिणां तक्रं दीपनग्राहिलाघवात् ।
पथ्य, मधुरपाकित्वान्न च पित्तप्रदूषणम् ॥ ४ ॥
कषायोष्णविकाशित्वाद्रूक्षत्वाच्च कफे हितम् ।
वाते स्वाद्वम्लसान्द्र-
त्वात्सद्यस्कमविदाहि तत् ॥ ५ ॥

ગ્રહણીદોષ(સંગ્રહણી)વાળાને છાશ પથ્ય છે, કેમ કે તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, મળને બાંધનારી

અને હલકી છે વળી એ પચ્યા પછી મધુર થાય છે, માટે પિત્તને બહુ બગાડતી નથી વળી તે તૂરી, ગરમ, વિકાશી અને લૂખી છે માટે તે કફમા હિતકર છે (અર્થાત્ કફનો નાશ કરનારી છે) વળી તે ગળી, ખાટી અને ઘાટી છે, માટે વાયુમા હિતકર છે, પણ તે છાશ તરતની વલોવેલી (તાજી) અને તેથી અવિદાહી (વિદાહ નહિ કરનારી) જોઈએ એવા ગુણવાળા બીજા દ્રવ્ય રહેવા દઈને પ્રથમ છાશના ગુણ કહેવાનો હેતુ એ છે કે, છાશ પોતાના સ્વભાવે કરીને ગ્રહણીદોષવાળાને હિતકર છે

વિકાશી=જે દ્રવ્ય ધાતુઓમાંથી ઓજને છૂટું પાડી દઈને સાંધાના બંધને ઢીલા પાડી દે, તે વિકાશી દ્રવ્ય કહેવાય છે દા ત સોપારી અને કોદરા

**ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુ, બરોળ અને ગોળાના ઉપાય**

**चतुर्णां प्रस्थमम्लानां त्र्यूषणाच्च पलत्रयम् ।**
**लवणानां च चत्वारि शर्करायाः पलाष्टकम् ॥६॥**
**तच्चूर्णं शाकसूपान्नरागादिष्ववचारयेत् ।**
**कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुप्लीहगुल्मनुत् ॥७॥**

બોર, દાડમ, આમચૂર, અને ખાટી લૂણી એ ચાર ખટાઈ અથવા આમચૂર, અમ્લવેતસ, દાડમ અને બોર એ ચાર ખટાઈઓ ચોસઠ તોલા લેવી, ત્ર્યૂષણ (સૂંઠ, પીપર, મરી) બાર તોલા લેવું, પાંચ લવણ (સરવાળે) સોળ તોલા લેવા, સાકર બત્રીસ તોલા લેવી, એ સર્વ ઓષધિઓનુ ચૂર્ણ કરવું પછી તે ચૂર્ણ શાક, દાળ, અન્ન, રાગ (શરબત) વગેરેમાં નાખવુ એ ચૂર્ણ શાક વગેરે સાથે ખાવાથી ખાસી, અજીર્ણ, અરુચિ, દમ, હૃદયના રોગ, પાંડુ, બરોળ અને ગોળો મટે છે

ચારે ખટાઈ મળીને ચોસઠ તોલા, ત્રણે તીખાઈ મળીને બાર તોલા અને પાંચે લવણ મળીને સોળ તોલા લેવા.

**नागरातिविषामुस्तं पाक्यमामहरं पिबेत् ।**
**उष्णाम्बुना वा तत्कल्कं**
**नागरं वाऽथवाऽभयाम् ॥ ८ ॥**
**ससैन्धवं वचादिं वा तद्वन्मदिरयाऽथवा ।**

સૂંઠ, અતિવિષ, મોથ, એ ત્રણનો કવાથ કરીને પીવો, તેથી આમ પાકી જાય છે, અથવા સૂંઠ, અતિવિષ અને મોથનો કલ્ક કરીને ગરમ પાણી સાથે પીવો, તેથી પણ આમ પાકી જાય છે, અથવા સૂંઠનુ ચૂર્ણ ગરમ પાણી સાથે પીવું, અથવા હરડેનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવું અથવા (સૂત્રસ્થાન અધ્યાય ૧૫ શ્લોક ૩૭મા આપેલા) વચાદિ ગણના ઔષધોનુ ચૂર્ણ સિંધવ સહિત ગરમ પાણી સાથે પીવુ, અથવા વચાદિ ગણના ઔષધોનું ચૂર્ણ મદિરા સાથે પીવું

**સંગ્રહણીમાં આમવાળો ઝાડો અને પ્રવાહિકાનુ ઔષધ**

**वर्चस्यामे सप्रवाहे पिबेद्वा दाडिमाम्बुना ॥९॥**
**विडेन लवणं पिष्टं बिल्वचित्रकनागरम् ।**

જો ગ્રહણીદોષમા ઝાડો સામ થતો હોય તથા તે સાથે મરડો રહેતો હોય તો બિડલવણ, બીલી, ચિત્રો, સૂંઠ, એ ઔષધોનુ ચૂર્ણ દાડમના પાણી સાથે પીવું

**સામ, કફ અને વાયુથી કોઠામા થતી પીડાનુ ઔષધ**

**सामे कफानिले कोष्ठरुक्करे कोष्णवारिणा ॥१०॥**

જો સામ કફ અને વાયુની પીડા પેટમા થતી હોય તો બીડલવણ, બીલી, ચિત્રો અને સૂંઠ, એ ઔષધોનું ચૂર્ણ લગારેક ગરમ કરેલા પાણી સાથે પીવું

**कलिङ्गहिङ्ग्वतिविषावचासौवर्चलाभयम् ।**
**छर्दिहृद्रोगशूलेषु पेयमुष्णेन वारिणा ॥ ११ ॥**
**पथ्यासौवर्चलाजाजीचूर्णं मरिचसंयुतम् ।**

ઇંદ્રજવ, હિંગ, અતિવિષ, વજ, સંચળ, હરડે, એ ઔષધોનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવાથી ઊલટી, હૃદયના રોગ અને શૂળ મટે છે, અથવા હરડે, સંચળ, જીરુ અને મરી એ ઔષધોનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવાથી પણ એ જ ગુણ થાય છે

**કોઠાના વાયુને મટાડે એવું દીપન ચૂર્ણ**

**पिप्पलीं नागरं पाठां सारिवां बृहतीद्वयम् ॥१२॥**
**चित्रकं कौटजं क्षारं तथा लवणपञ्चकम् ।**
**चूर्णीकृतं दधिसुरातन्मण्डोष्णाम्बुकाञ्जिकैः ॥१३॥**
**पिबेदग्निविवृद्ध्यर्थं कोष्ठवातहरं परम् ।**

પીપર, સૂંઠ, પહાડમૂળ, સારિવા, ભોરીંગણી, ભોરીંગણી, ચિત્રો, ઇંદ્રજવ, જવખાર, અને પાંચ લવણ, એ સર્વનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને દહીં, સુરા, સુરાનો મંડ, ગરમ પાણી કે કાંજી, એમાંથી ગમે તે એકની સાથે પીવું, તેથી જઠરાગ્નિ વધવ અને વળી ઉદરમાનો વાયુ મટાડવામા એ શ્રેષ્ઠ ઔષધ છે.

**ઉત્તમ પાચન અને દીપન ગોળી**

**पटूनि पञ्च द्वौ क्षारौ मरिचं पञ्चकोलकम् । १४**
**दीप्यकं हिङ्गु गुलिका बीजपूररसे कृता ।**
**कोलदाडिमतोये वा परं पाचनदीपनी ॥१५॥**

પાંચ લવણ, બે ખાર (જવખાર, સાજીખાર), પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ),

અજમો અને હિંગ, એ ઓષધોની ગોળી બિજોરાના રસમા, બોરના રસમા કે દાડમના રસમા વાળવી એ ગોળી અત્યંત પાચન કરનારી તથા દીપન કરનારી છે.

**વાયુ અને કફથી થતાં ઊલટી, સંગ્રહણી, પડખાંમાં અને હૃદયમાં પીડા, તાવ, સોજો, પાંડુ, ગોળો, મદાત્યય, હરસ, પ્રસેક, સળેખમ, દમ, ઉધરસ માટે અનુપાન સાથે ઔષધ**

**तालीसपत्रचविकामरिचानां पलं पलम् ।**
**कृष्णातन्मूलयोर्द्वे द्वे पले शुण्ठी पलत्रयम् ॥१६॥**
**चतुर्जातमुशीरं च कर्षांशं श्लक्ष्णचूर्णितम् ।**
**गुडेन वटकान् कृत्वा त्रिगुणेन सदा भजेत् ॥१७॥**
**मद्ययूषरसारिष्टमस्तुपेयापयोनुपः ।**
**वातश्लेष्मात्मनां छर्दिग्रहणीपार्श्वहृद्रुजाम् ॥१८॥**
**ज्वरश्वयथुपाण्डुत्वगुल्मपानात्ययार्शसाम् ।**
**प्रसेकपीनसश्वासकासानां च निवृत्तये ॥१९॥**

તાલીસપત્ર, ચવક અને મરી, એ ત્રણ ઔષધ ચારચાર તોલા લેવા, પીપર અને પીપરીમૂળના ગંઠોડા એ બે ઔષધ આઠઆઠ તોલા લેવા, સૂંઠ બાર તોલા લેવી; ચતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર) તથા વાળો (વીરણવાળો) એ બે ઔષધ એક એક તોલો લેવા. પછી એ સર્વને વાટીને ચૂર્ણ કરવુ તથા તેની ત્રણગણા ગોળમા ગોળીઓ કરીને સદા ખાવી (કાચા ગોળમા નહિ પણ ગોળની ચાસણીમાં ચૂર્ણ ભેળવવુ) એ ગોળી ખાનારે દારૂ, યૂષ, માંસરસ, અરિષ્ટ, દહીંનુ નીતર્યું પાણી, પેયા અને દૂધ અનુપાન તરીકે પીવા જોઈએ એ રીતે એ ગોળી ખાવાથી વાયુથી અને કફથી થતા ઊલટી, ગ્રહણી, પાસાંની અને હૃદયની પીડા, તાવ, સોજો, પાંડુરોગ, ચામડીના રોગ, ગોળો, મદાત્યય રોગ, હરસ, પ્રસેક (શરીરમાંથી કે મોમાથી પાણી કે લાળ છૂટવાનો રોગ), સળેખમ, દમ અને ખાંસી, એ સર્વ રોગ મટે છે

**ઝાડાના વિબંધ માટે ઔષધ**

**अभयां नागरस्थाने दद्यात्तत्रैव विड्ग्रहे ।**

જે રોગીને એ ગોળીથી ઝાડાની કબજિયાત થતી હોય તો ગોળી બનાવવામાં સૂંઠને ઠેકાણે હરડે લેવી.

**ઉપર ગણાવેલા ઊલટી વગેરે રોગ પિત્તથી થયા હોય તો શું કરવું?**

**छर्द्यादिषु च पैत्तेषु चतुर्गुणसिताऽन्विताः ॥२०॥**
**पक्वेन वटकाः कार्या गुडेन सितयाऽपि वा ।**
**परं हि वह्निसम्पर्काल्लघिमानं भजन्ति ते ॥२१॥**

(શ્લોક ૧૮, ૧૮॥, ૧૯માં ગણાવેલા) ઊલટી વગેરે રોગ પિત્તથી થયા હોય તો ગોળને ઠેકાણે સાકર લેવી ગોળી કરતી વખતે ગોળ કે સાકર કાચા ન નાખવા. પણ તેને અગ્નિ ઉપર ચડાવીને પ્રથમ તેની ચાસણી કરવી અને પછી તેમા ચૂર્ણ ભેળવીને ગોળીઓ કરવી, કેમ કે અગ્નિના યોગથી તે પચવામા બહુ હલકા બને છે

## નિરામ સંગ્રહણીની ચિકિત્સા

**વાયુની નિરામ સંગ્રહણીના ઉપાય**

(શ્લોક ૨૧॥ થી ૩૧॥)

**દીપન, ઘી, વિબંધ, હોય તો શું કરવુ?**

**अथैनं परिपक्वाम मारुतग्रहणीगदम् ।**
**दीपनीययुतं सर्पिः पाययेदल्पशो भिषक् ॥२२॥**
**किञ्चित्सधुक्षिते त्वग्नौ सकविण्मूत्रमारुतम् ।**
**द्व्यहं त्र्यहं वा संस्नेह्य स्विन्नाभ्यक्तं निरूहयेत् ॥**
**तत एरण्डतैलेन सर्पिषा तैल्वकेन वा**
**सक्षारेणानिले शान्ते स्रस्तदोषं विरेचयेत् ॥२४॥**

વાયુની ગ્રહણી રોગવાળા રોગીનો આમ જ્યારે પાકી જાય, ત્યારે પચકોલ વગેરે દીપન ઔષધ નાખીને થોડુથોડુ ઘી વૈદ્ય રોગીને પાવુ (જઠરાગ્નિ પ્રદીપ્ત કરવા માટે થોડુથોડુ ઘી પાવાનુ કહ્યુ છે) જ્યારે અગ્નિ જરાક પ્રદીપ્ત થાય ત્યારે જો રોગીને ઝાડો, પેશાબ અને વાછૂટ ન થતા હોય, તો બે કે ત્રણ દિવસ રોગીને સ્નેહપાન કરાવીને પછી તેને શેક કરવો તથા તેને તેલ વગેરે સ્નેહ ચોપડવો પછી તેને નિરૂહ બસ્તિ આપવી. નિરૂહબસ્તિ આપ્યા પછી વાયુ શાંત થાય એટલે આ રીતે જેના (ચોટેલા) દોષ ખરીને છૂટા પડી ગયા છે એવા તેને એરંડિયું તથા જવખાર પાઈને અથવા લોધર વગેરેથી સિદ્ધ કરેલુ ઘી જવખાર સહિત પાઈને વિરેચન આપવું

**शुद्धरूक्षाशयं बद्धवर्चस्कं चानुवासयेत् ।**
**दीपनीयाम्लवातघ्नसिद्धतैलेन तं ततः ॥२५॥**
**निरूढं च विरिक्तं च सम्यक्चाप्यनुवासितम् ।**
**लघ्वन्नप्रतिसंयुक्तं सर्पिरभ्यासयेत्पुनः ॥२६॥**

જે રોગીનો મળાશય શુદ્ધ તથા લૂખો હોવાથી તેના ઝાડાનો વિબંધ હોય એવા રોગીને સૂંઠ વગેરે દીપન ઔષધો, આમચૂર, બિજોરું, દાડમ વગેરે ખાટા ઔષધ તથા ઉપલેટ, રાસ્ના, એરંડો વગેરે વાયુને હણનારાં ઔષધ, એ ઔષધોથી સિદ્ધ કરેલા તલ વડે અનુવાસન

બસ્તિ આપવી જે રોગીને પાછળ કહ્યા પ્રમાણે નિરૂહ બસ્તિ આપી હોય, વિરેચન આપ્યુ હોય તથા સારી રીતે અનુવાસન બસ્તિ આપી હોય, તેને હલકુ અન્ન ખાવા આપીને તે સાથે ફરીને ઘી પીવાનો અભ્યાસ રખાવવો.

**શૂળ, ગોળો, ઉદરરોગ, દમ, ઉધરસ, વાયુ અને કફનાશક ઉત્તમ દીપન ઘી**

**पञ्चमूलाभयाव्योषपिप्पलीमूलसैन्धवैः ।**
**रास्नाक्षारद्वयाजाजीविडङ्गशठिभिर्घृतम् ॥२७॥**
**शुक्तेन मातुलुङ्गस्य स्वरसेनार्द्रकस्य च ।**
**शुष्कमूलककोलाम्लचुक्रिकादाडिमस्य च ॥२८॥**
**तक्रमस्तुसुरामण्डसौवीरकतुषोदकैः ।**
**काञ्जिकेन च तत्पक्वमग्निदीप्तिकरं परम् ॥२९॥**
**शूलगुल्मोदरश्वासकासानिलकफापहम् ।**

મોટા પચમૂળ, હરડે, વ્યોષ (સૂઠ, પીપર, મરી), પીપરીમૂળ, સિંધવ, રાસ્ના, જવખાર, સાજીખાર, જીરુ, વાવડિંગ, પટ્કચૂરો, એ ઔષધોનો કલ્ક કરવો પછી બિજોરાના સરકામા, આદાના સ્વરસમા, સૂકો મૂળો, બોર, ખાટી લૂણી કે દાડમ એમાથી એક ઔષધના સ્વરસમા અથવા છાશ, દહીંનુ નીતર્યું પાણી, સુરાના મડ, સૌવીર, તુષોદક, અને કાજીમા ઘી નાખીને ઉપર કહેલા કલ્ક વડે ઘી સિદ્ધ કરવુ એ ઘી અગ્નિ પ્રદીપ્ત કરવામા શ્રેષ્ઠ છે તથા શૂળ, ગોળો, ઉદરરોગ, દમ, ખાસી, વાયુ અને કફ, એ રોગને દૂર કરનારુ છે

**सबीजपूरकरसं सिद्धं वा पाययेद्घृतम् ॥३०॥**

અથવા બિજોરાના રસ વડે સિદ્ધ કરેલુ ઘી રોગીને પાવુ એથી પણ ઉપર કહેલો ગુણ થાય છે

**વાયુ મટે એવો અભ્યંગ**

**तैलमभ्यञ्जनार्थं च सिद्धमेभिश्चलापहम् ।**

પાછળ કહેલા મોટા પાચ મૂળ વગેરે ઔષધોથી સિદ્ધ કરેલુ તેલ રોગીને ચોળવાથી વાયુ મટે છે

**કફના આવરણવાળા વાયુનું, સામ કફનું, વાયુનુ ઊપડેલા સામ કફનુ ઔષધ**

**एतेषामौषधानां वा पिबेच्चूर्णं सुखाम्बुना ॥३१॥**
**वाते श्लेष्मावृते सामे कफे वा वायुनोद्धते ।**

અથવા એ પચમૂળ વગેરે ઔષધોનુ ચૂર્ણ લગાર ગરમ કરેલા પાણી સાથે પીવુ તેથી કફથી વીંટાયેલો વાયુ, સામ, કફ અથવા વાયુથી ઊપડેલો સામ કફ મટશે.

**પિત્તથી થયેલી નિરામ સંગ્રહણીના ઉપાય**

**(શ્લોક ૩૨ થી ૪૪)**

**બગડેલું પિત્ત કાઢવાના અને અગ્નિ પ્રદીપ્ત કરવાના ઉપાય**

**अग्नेर्निर्वापकं पित्तं रेकेण वमनेन वा ॥३२॥**
**हृत्वा तिक्तलघुग्राहिदीपनैरविदाहिभिः ।**
**अन्नैः सन्धुक्षयेदग्निं चूर्णैः स्नेहैश्च तिक्तकैः ॥३३॥**

અગ્નિ અને પિત્ત બન્ને ગ્રહણીમા રહેલાં છે તથા પિત્ત દ્રવરૂપ છે માટે અગ્નિને હોલવી નાખનાર જે પિત્ત અગ્નિની નીચે તથા ઉપર રહ્યુ હોય, તેને જે દ્વાર નજીક હોય ત્યાથી (=પિત્ત ઉપર હોય તો મોંઢેથી અને નીચે હોય તો ગુદામાથી) વમન અને વિરેચન વડે કાઢી નાખવુ પછી કડવાં, હલકાં, મળ બાંધનારા અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં છતા બળતરા ન કરે એવા અન્ન વડે, તથા કડવા રસવાળાં ખાટાં ચૂર્ણ વડે અને કડવા રસથી સિદ્ધ કરેલા સ્નેહ વડે અગ્નિને પ્રદીપ્ત કરવો

**સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે એવું ચૂર્ણ**

**पटोलनिम्बत्रायन्तीतिक्तातिक्तकपर्पटम् ।**
**कुटजत्वक्फलं मूर्वां मधुशिग्रुफलं वचा ॥३४॥**
**दार्वीत्वक्पद्मकोशीरयवानीमुस्तचन्दनम् ।**
**सौराष्ट्र्यतिविषाव्योषत्वगेलापत्रदारु च ॥३५॥**
**चूर्णितं मधुना लेह्यं पेयं मद्यैर्जलेन वा ।**
**हृत्पाण्डुग्रहणीरोगगुल्मशूलारुचिज्वरान् ॥३६॥**
**कामलां सन्निपातं च मुखरोगांश्च नाशयेत् ।**

પટોળ, લીમડો, ત્રાયમાણ, કડુ, કરિયાતુ, પિત્તપાપડો, કડાછાલ, ઇન્દ્રજવ, મોરવેલ, મીઠા સરગવાનાં ફળ, વજ, દારુહળદરની છાલ, પદ્મકાષ્ઠ, વાળો, અજમો, મોથ, સુખડ, ગોપીચંદન, અતિવિષ, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), તજ, એલચી, તમાલપત્ર અને દેવદાર એ ઔષધોનુ ચૂર્ણ કરીને મધમાં ચાટવુ, અથવા દારુ સાથે કે પાણી સાથે પીવુ એ ચૂર્ણ ખાવાથી હૃદયના રોગ, પાંડુરોગ, ગ્રહણીરોગ, ગોળો, શૂળરોગ, અરુચિ, તાવ, કમળો, સન્નિપાત અને મુખરોગ નાશ પામે છે

**भूनिम्बकटुकामुस्तात्र्यूषणेन्द्रयवान् समान् ॥३७॥**
**द्वौ चित्रकाद्वत्सकत्वग्भागान् षोडश चूर्णयेत् ।**
**गुडशीताम्बुना पीतं ग्रहणीदोषगुल्मनुत् ॥३८॥**
**कामलाज्वरपाण्डुत्वमेहारुच्यतिसारजित् ।**

કરિયાતુ, કડુ, મોથ, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), ઇન્દ્રજવ, એ ઔષધ એક એક ભાગ લેવાં, બે ભાગ

ચિત્રાના લેવા; અને કડાછાલના સોળ ભાગ લેવા; અર્થાત્ કરિયાતું વગેરે ચાર ઔષધ એકએક તોલો, બે તોલા ચિત્રો અને કડાછાલ સોળ તોલા લેવી. પછી એ ઔષધોનું ચૂર્ણ કરીને ઠંડા પાણીમાં ગોળ નાખીને તે સાથે પીવું. એથી ગ્રહણીદોષ, ગોળો, કમળો, તાવ, પાંડરોગ, પ્રમેહ, અરુચિ અને અતિસાર એ રોગ મટે છે.

नागरातिविषामुस्तापाठाबिल्वं रसाञ्जनम् ॥३९

कुटजत्वक्फलं तिक्ता धातकी च कृतं रजः।

क्षौद्रतण्डुलवारिभ्यां पैत्तिके ग्रहणीगदे ॥४०॥

प्रवाहिकार्शोगुदरुक्कोत्थानेषु चेष्यते।

સૂંઠ, અતિવિષ, મોથ, પહાડમૂળ, બીલી, રસાંજન, કડાછાલ, ઇન્દ્રજવ, કડુ, ધાવડીનાં ફૂલ, એ ઔષધોથી કરેલું ચૂર્ણ મધ અને ચોખાના ધોવરામણ સાથે પીવાથી પિત્તથી થયેલો ગ્રહણીરોગ, મરડો, હરસ, ગુદામાં પીડા અને લોહીથી થયેલા રોગ મટે છે.

સિદ્ધ ઘી

चन्दनं पद्मकोशीरं पाठां मूर्वां कुटन्नटम् ॥४१॥

षड्ग्रन्थासारिवास्फोतासप्तपर्णाटरूषकान्।

पटोलोदुम्बराश्वत्थवटप्लक्षकपीतनम् ॥४२॥

कटुकां रोहिणीं मुस्तां निम्बं च द्विपलांशकान्।

द्रोणेऽपां साधयेत्तेन पचेत्सर्पिः पिचून्मितैः ॥४३

किराततिक्तेन्द्रयववीरामागधिकोत्पलैः।

पित्तग्रहण्यां तत्पेयं कुष्ठोक्तं तिक्तकं च यत् ॥४४

સુખડ, પદ્મકાષ્ઠ, વાળો, પહાડમૂળ, મોરવેલ, અલવો (મોટો અરડૂસો), વજ, સારિવા, ગરણી, સાંતવણ, અરડૂસી, પટોળ, ઉદુંબર (ગુલર, ઉમેડો), પીપળો, વડ, પીપર, અંબાડો, કડુ, રોહિણી, મોથ અને લીંબડો, એ સર્વને આઠઆઠ તોલા લઈને તે સર્વનો ક્વાથ કરવો. એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં તેનો ક્વાથ કરવો. પછી તેમાં એકસો અઠાવીસ તોલા ઘી નાખીને તેમાં કરિયાતું, કડુ, ઇન્દ્રજવ, શતાવરી, પીપર અને કાળું કમળ, એ ઔષધો એકએક તોલો લઈને તેનો કલ્ક કરીને નાખવો. જો માણસને પિત્તથી ગ્રહણીનો રોગ થયો હોય તેણે એ ઘી પીવું. વળી કુષ્ઠની ચિકિત્સામાં જે તિક્તકઘૃત અને મહાતિક્તઘૃત કહેલાં છે તે પણ પીવાં.

કફથી થયેલા ગ્રહણીના ઉપાય

(શ્લો૦ ૪૫ થી ૪૬)

ક્યાં વમન અને દીપન ઔષધ આપવાં?

ग्रहण्यां श्लेष्मदुष्टायां तीक्ष्णैः प्रच्छर्दने कृते।

कट्वम्ललवणक्षारैः क्रमादग्निं विवर्धयेत् ॥४५॥

જ્યારે ગ્રહણી કફથી દૂષિત થાય (બગડે) ત્યારે રોગીને પ્રથમ ઊલટી કરાવે એવાં તીક્ષ્ણ દ્રવ્ય આપીને તેને વમન કરાવવું, અને પછી તીખાં અને ખારાં દ્રવ્ય વડે તથા ક્ષાર આપીને ક્રમેક્રમે તેનો જઠરાગ્નિ વધારવો.

પેયા વગેરેનાં દ્રવ્યો

पञ्चकोलाभयाधान्यपाठागन्धपलाशकैः।

बीजपूरप्रवालैश्च सिद्धैः पेयादि कल्पयेत् ॥४६॥

પંચકોલ, (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક અને સૂંઠ), હરડે, ધાણા, પહાડમૂળ, કપૂરકાચલી અને બિજોરાંના કુમળાં પાંદડાં, એ ઔષધોથી સિદ્ધ કરેલી પેયા વગેરે બનાવીને કફ ગ્રહણીવાળાને પાવી.

આસવો

द्रोणं मधूकपुष्पाणां विडङ्गं च ततोऽर्धतः।

चित्रकस्य ततोऽर्धं च तथा भल्लातकाढकम् ॥४७

मञ्जिष्ठाऽष्टपलं चैतज्जलद्रोणत्रये पचेत्।

द्रोणशेषं स्रुतं शीतं मध्वर्धाढकसंयुतम् ॥४८॥

एलामृणालागुरुभिश्चन्दनेन च रूषिते।

कुम्भे मासं स्थितं जातमासवं तं प्रयोजयेत्॥

ग्रहणीं दीपयत्येष बृंहणः पित्तरक्तनुत्।

शोषकुष्ठकिलासानां प्रमेहाणां च नाशनः ॥५०॥

મહુડાનાં ફૂલ ૧૦૨૪ તોલા લેવાં; વાવડિંગ ૫૧૨ તોલા લેવાં; ચિત્રો તેથી અર્ધો એટલે ૨૫૬ તોલા લેવો; ભિલામાં ૬૪ તોલા લેવાં; મજીઠ બત્રીસ તોલા લેવી; એ સર્વે ત્રણ દ્રોણ (૩૦૭૨) તોલા પાણીમાં પકવવું અને જ્યારે ઊકળતાં ઊકળતાં એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઈને ઠંડું કરવું. પછી તેમાં બત્રીસ તોલા મધ ભેળવવું. પછી એલચી, કમળના તંતુ, અગર અને ચંદન, એ ઔષધિઓના કલ્ક વડે એક ઘડામાં લેપ કરીને તે ક્વાથ તે ઘડામાં નાખવો તથા ઘડાનું મોં સીવી દઈને એક મહિનો રહેવા દેવું. એ રીતે થયેલો આસવ કફગ્રહણીવાળા રોગીને આપવો. એ આસવ પીવાથી ગ્રહણી પ્રદીપ્ત થાય છે, ધાતુઓની પુષ્ટિ થાય છે, રક્તપિત્ત મટે છે, ક્ષય, ચામડીના રોગ, ક્લિાસ અને પ્રમેહ એ રોગનો નાશ થાય છે.

मधूकपुष्पस्वरसं शृतमर्धक्षयीकृतम्।

क्षौद्रपादयुतं शीतं पूर्ववत्सन्निधापयेत् ॥५१॥

तत्पिबन् ग्रहणीदोषान्

जयेत्सर्वान् हिताशनः।

મહુડાનાં ફૂલનો સ્વરસ સોળ તોલા લઈને તેનો ક્વાથ કરતાંકરતાં તેમાંનો અર્ધો રસ બાકી રહે ત્યારે

પોતાના કામમા લાગી જઈને અગ્નિને પ્રદીપ્ત કરે છે, કારણ કે અગ્નિને પ્રદીપ્ત કરનારો સમાન વાયુ જ છે

કઠણ ઝાડો મુશ્કેલીથી ઊતરતો હોય તેનો ઉપાય

**पुरीषं यश्च कृच्छ्रेण कठिनत्वाद्विमुञ्चति ॥ ७१ ॥**
**स घृतं लवणैर्युक्तं नरोऽन्नावग्रहं पिबेत् ।**

જે માણસના ઝાડાનો મળ એકઠો થઈને કઠણ થઈ જવાથી મહાપરાણે બહાર નીકળતો હોય, તે માણસે જમતા પહેલા પાચ લવણ નાખે ઘી પીવુ અને પછી ભોજન કરવુ

લુખાશને લીધે થયેલા મદાગ્નિનો ઉપાય

**रौक्ष्यान्मन्देऽनले सर्पिस्तैलं**
**वा दीपनैः पिबेत् ॥ ७२ ॥**

રુક્ષતા(લુખાશ)ના કારણથી જે માણસનો અગ્નિ મદ પડી ગયો હોય તેણે પચકોલ વગેરે દીપન ઔષધોની સાથે ઘી અથવા તેલ પીવુ

બહુ સ્નેહ પીવાથી થયેલા મદાગ્નિનો ઉપાય

**क्षारचूर्णासवारिष्टान् मन्दे स्नेहातिपानतः ।**

અતિશય સ્નેહ પીવાથી જઠરાગ્નિ મદ પડ્યો હોય તો તેણે ક્ષાર, ચૂર્ણ, આસવ અને અરિષ્ટ પીવા

ઉદાવર્તથી થયેલા મદાગ્નિનો ઉપાય

**उदावर्तात्तु योक्तव्या निरूहस्नेहबस्तयः ॥ ७३ ॥**

ઉદાવર્ત રોગથી અગ્નિ મદ થાય તો નિરૂહબસ્તિ અને સ્નેહબસ્તિઓનો પ્રયોગ કરવો.

દોષ બહુ વધવાથી થયેલા મદાગ્નિનો ઉપાય

**दोषातिवृद्ध्या मन्देऽग्नौ संशुद्धोऽन्नविधिं चरेत् ।**

દોષની અતિશય વૃદ્ધિ થવાથી અગ્નિ મદ પડ્યો હોય તો પ્રથમ તેને વમન, વિરેચન વગેરે આપીને તેની શુદ્ધિ કરવી, પછી પેયાદિ ક્રમ પ્રમાણે અન્ન લેવુ

રોગ મટી ગયા પછીના મદાગ્નિનો ઉપાય

**व्याधिमुक्तस्य मन्देऽग्नौ सर्पिरेव तु दीपनम् ॥७४॥**

નરવા થઈને તે મટી ગયા પછી માણસનો જઠરાગ્નિ મદ હોય, તો ઘી પીવુ એ જ જઠરાગ્નિને પ્રદીપ્ત કરવાનો ઉપાય છે

મુસાફરી, ઉપવાસ અને દૂબળાપણાથી થયેલા મદાગ્નિનો ઉપાય

**अध्वोपवासक्षामत्वैर्यवाग्वा पाययेद्घृतम् ।**
**अन्नावपीडितं बल्यं दीपनं बृंहणं च तत् ॥७५॥**

કોઈ માણસે મુસાફરી કરી હોય, ઉપવાસ કર્યા હોય અને દૂબળો થઈ ગયો હોય તેથી તેનો જઠરાગ્નિ મદ થઈ ગયો હોય, તો જમતી વખતે એ પચાવી શકે એનાથી અર્ધી યવાગૂ એને ખવડાવીને પછી એને ઘી પાઈને પછી પાછી એને બાકીની અર્ધી યવાગૂ ખવડાવવી એમ કરવાથી શરીરમા બળ આવે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને બૃહણ થાય છે

ઘણા કાળના મંદાગ્નિનો ઉપાય

**दीर्घकालप्रसङ्गात्तु क्षामक्षीणकृशान्नरान् ।**
**प्रसहानां रसैः साम्लैर्भोज-**
**येत्पिशिताशिनाम् ॥ ७६ ॥**
**लघूष्णकटुशोधित्वाद् दीपयन्त्याशु तेऽनलम् ।**
**मांसोपचितमांसत्वात्परं च बलवर्धनाः ॥ ७७ ॥**

જે માણસને ઘણા દિવસથી જઠરાગ્નિ મદ પડી જવાથી આહારરસ સારી રીતે ન પચવાથી શરીર કૃશ, ક્ષીણ અને દૂબળું થઈ ગયું હોય, તે માણસ જો માસ ખાતો હોય તો તેને પ્રસહવર્ગના પ્રાણીઓના માંસરસમા ખટાઈ નાખીને તે માસરસ ખાવા આપવો, એ માસરસ હલકો ગરમ અને શોધન કરનારો છે, માટે તે જઠરાગ્નિને જલદીથી પ્રદીપ્ત કરે છે વળી માસ ખાવાથી શરીરમાં માસની વૃદ્ધિ થાય છે તેથી પણ એ બળ વધારવાનો ઉત્તમ ઉપાય છે

શું શું કેવી રીતે આપવાથી અગ્નિ વધે છે?

**स्नेहासवसुरारिष्टचूर्णक्वाथहिताशनैः ।**
**सम्यक् प्रयुक्तैर्देहस्य बलमग्नेश्च वर्धते ॥ ७८ ॥**

સ્નેહ, આસવ, સુરા, અરિષ્ટ, ચૂર્ણ, ક્વાથ અને પથ્ય ભોજન—એ સર્વને અવસ્થા પ્રમાણે યોગ્ય રીતે આપ્યાં હોય તો દેહનુ અને અગ્નિનુ બળ વધે છે

સ્નેહથી અગ્નિ વધે તેનું દૃષ્ટાંત

**दीप्तो यथैव स्थाणुश्च बाह्योऽग्निः सारदारुभिः ।**
**सस्नेहैर्जायते तद्वदाहारैः कोष्ठगोऽनलः ॥७९॥**

જેમ સમડ, ખેર વગેરે સ્નેહયુક્ત "સારવાળાં" લાકડાથી સળગાવેલો બહારનો અગ્નિ સ્થિર થાય છે તેમ (યોગ્ય વખતે આપેલા) સ્નેહયુક્ત પથ્ય આહારથી પ્રજ્વલિત થયેલો જઠરાગ્નિ પણ સ્થિર થાય છે

કેટલું ખાવાપીવાથી અગ્નિ વધે છે?

**नाभोजनेन कायाग्निर्दीप्यते नातिभोजनात् ।**
**यथा निरिन्धनो वह्निरल्पो**
**वाऽतीन्धनावृतः ॥ ८० ॥**

જેમ અગ્નિમા લમૂજનું બળતણ ન નાખવાથી તે પ્રદીપ્ત થતો નથી કે વધાર દેવતા ઉપર ઘણા બળતણનો ઢગલો મૂકવાથી પણ તે પ્રદીપ્ત થતો નથી, એમ

(યોગ્ય વખતે) ભોજન ન કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થતો નથી, કે અતિશય ભોજન કરવાથી પણ જઠરાગ્નિ પ્રદીપ્ત થતો નથી.

જઠરાગ્નિ શી રીતે પ્રદીપ્ત થાય છે? માપસર અને માફકસર ખોરાક મળે કે ન મળે તો શું થાય?

ભસ્મક રોગ

**यदा क्षीणे कफे पित्तं स्वस्थाने पवनानुगम्।**
**प्रवृद्धं वर्धयत्यग्निं तदाऽसौ सानिलोऽनलः॥८१**
**पक्त्वाऽन्नमाशु धातूंश्च**
**सर्वानोजश्च सङ्क्षिपन्।**
**मारयेत्स्यात्स ना स्वस्थो**
**भुक्ते जीर्णे तु ताम्यति॥८२॥**

જે સમયે કફ ઓછો થવાથી આમાશયમાં પિત્ત વૃદ્ધિ પામે છે તથા તેની પાછળ વાયુ પણ આવે છે, તે સમયે વાયુ સહિત પિત્ત જઠરાગ્નિને અતિશય વધારે છે. એ રીતે વૃદ્ધિ પામેલો અગ્નિ પ્રથમ અન્નને પચાવી દે છે. અન્ન પચી રહ્યા પછી કોઠામાં બીજું પાચન કરવા જેવું દ્રવ્ય ન હોવાથી તે સર્વે ધાતુઓનું પાચન કરે છે તથા ઓજને કમી કરી નાખે છે. એમ થવાથી વૃદ્ધિ પામેલો અગ્નિ માણસનો પ્રાણ લે છે. એ માણસ ખાય ત્યારે એને ચેન પડે છે, પણ ખાધેલું પચી જાય ત્યારે ત્રાસ થાય છે.

**तृट्कासदाहमूर्च्छाद्या**
**व्याधयोऽत्यग्निसम्भवाः।**

અગ્નિ અતિશય વધી જવાને લીધે (ભસ્મક અગ્નિને લીધે) તરસ, ઉધરસ, બળતરા, મૂર્છા વગેરે રોગો (ઉપદ્રવો) થાય છે.

ભસ્મક અગ્નિને શાંત કરવાનો ઉપાય

**तमत्यग्निं गुरुस्निग्धमन्दसान्द्रहिमस्थिरैः॥८३॥**
**अन्नपानैर्नयेच्छान्तिं दीप्तमग्निमिवाम्बुभिः।**

જેમ અતિશય સળગેલા અગ્નિને જળ છાંટીને શાંત કરવામાં આવે છે, તેમ તે અતિશય વૃદ્ધિ પામેલા ભસ્મક નામે અગ્નિને ભારે સ્નિગ્ધ, મંદ, ઘાટાં, ઠંડાં અને સ્થિર અન્નપાન વડે શાંત કરવો.

**मुहुर्मुहुरजीर्णेऽपि भोज्यान्यस्योपहारयेत्॥८४॥**
**निरिन्धनोऽन्तरं लब्ध्वा यथैनं न विपादयेत्।**

ભસ્મક રોગવાળા માણસને એક અન્ન પચ્યું ન હોય તોપણ બીજું અન્ન ખાવાને આપવું. એવી રીતે વારંવાર તેને ખવરાવવું, કે જેથી અગ્નિ પચાવવાનાં દ્રવ્યને પચાવીને ધાતુઓને સૂકવવાની તક પામીને તે માણસનો નાશ કરે નહિ.

ભસ્મકમાં પથ્ય ભોજન

**कृशरां पायसं स्निग्धं पैष्टिकं गुडवैकृतम्॥८५॥**
**अश्नीयादौदकानूपपिशितानि भृतानि च।**
**मत्स्यान् विशेषतः श्लक्ष्णान्**
**स्थिरतोयचरांश्च ये॥८६॥**

ખીચડી, દૂધપાક, સ્નેહયુક્ત ખોરાક, લોટની બનાવટ, ગોળના રૂપાંતર, જળચર પ્રાણીઓના અને અનૂપ દેશના પ્રાણીઓના ચરબીભર્યાં માંસ અને સુંવાળાં માછલાં તથા ખાસ કરીને સ્થિર જળમાં રહેનારાં (તળાવ વગેરેમાં રહેનારાં) પ્રાણીઓના માંસ ખાવાં. (એથી અતિ વૃદ્ધિ પામેલો જઠરાગ્નિ શાંત પડે છે.)

**आविकं सुभृतं मांसमद्यादत्यग्निवारणम्।**

ઘેટીનું માંસ જે અતિશય ચરબી ભરેલું હોય, તે ખાવાથી પણ અગ્નિ અતિશય વધારે થતો અટકે છે.

ભસ્મકમાં તરસના ઉપાય

**पयः सहमधूच्छिष्टं घृतं वा तृषितः पिबेत्॥८७**
**गोधूमचूर्णं पयसा बहुसर्पिःपरिप्लुतम्।**
**आनूपरसयुक्तान् वा स्नेहांस्तैलविवर्जितान्॥८८**
**श्यामात्रिवृद्विपक्वं वा पयो दद्याद्विरेचनम्।**
**असकृत्पित्तहरणं पायसप्रतिभोजनम्॥८९॥**

અગ્નિ અતિશય વૃદ્ધિ પામવાથી જેને તરસ લાગ્યા કરતી હોય તેણે મધૂચ્છિષ્ટ (મીણ) સાથે દૂધ પીવું (કોઈ મધૂચ્છિષ્ટનો અર્થ, 'મદન' કરે છે અને તેથી મીંઢળ સાથે દૂધ પીવું એવો પણ અર્થ થાય છે), અથવા મધૂચ્છિષ્ટ (મીણ) સાથે ઘી પીવું, અથવા ઘઉંના લોટને બહુ ઘીમાં ઝબોળીને તે દૂધ સાથે પીવો, અથવા તેલ વિના બીજા સ્નેહો તે સ્નેહાન અનૂપ દેશના પ્રાણીઓના માંસરસ સાથે પીવા, અથવા પીપર અને નસોતરમાં પકવ કરેલું દૂધ પાઈને વિરેચન આપવું, અને વારવાર દૂધપાકનું તને ભોજન આપવું, જેથી તેના પિત્તનું હરણ થાય.

ભસ્મકમાં કેવા આહારવિહાર કરવા? કાલ્યુ

**यत्किञ्चिद् गुरु मेद्यं च श्लेष्मकारि च भोजनम्।**
**सर्वं तदत्यग्निहितं भुक्त्वा च स्वपनं दिवा॥९०**

જે કંઈ ભોજન ભારે અને કફ ઉત્પન્ન કરનાર હોય, તેમ જ જે ભોજન મેદ ઉત્પન્ન કરનાર હોય તે સર્વે, તથા ભોજન કરીને દિવસે ઊંઘવું એ પણ, અતિશય વધેલા અગ્નિને મટાડવા માટે સારું છે

आहारमग्निः पचति दोषानाहारवर्जितः।
धातून् क्षीणेषु दोषेषु जीवितं धातुसङ्क्षये ॥९१

અગ્નિ આહારને પચાવે છે, આહાર ન હોય તો દોષનું પાચન કરે છે; દોષનો ક્ષય થાય એટલે ધાતુઓનું પાચન કરે છે; અને ધાતુઓનો ક્ષય થાય એટલે જીવિતનું પાચન કરે છે, જીવિતનો નાશ કરે છે.

જઠરાગ્નિનું રક્ષણ કરવાની આજ્ઞા

एतत्प्रकृत्यैव विरुद्धमन्नं
संयोगसंस्कारवशेन चेदम्।
इत्याद्यविज्ञाय यथेष्टचेष्टा-
श्चरन्ति यत्साऽग्निबलस्य शक्तिः ॥९२॥
तस्मादग्निं पालयेत्सर्वयत्नै-
स्तस्मिन्नष्टे याति ना नाशमेव।
दोषैर्ग्रस्ते ग्रस्यते रोगसङ्घै-
र्युक्ते तु स्यान्नीरुजो दीर्घजीवी ॥९३॥

એટલા માટે 'આ અન્ન સ્વભાવે જ વિરુદ્ધ (અપથ્ય) છે, આ અન્ન સંયોગવિરુદ્ધ છે, આ અન્ન સંસ્કારવિરુદ્ધ છે, આ અન્ન માત્રાવિરુદ્ધ છે, આ અન્ન કાળવિરુદ્ધ છે, આ અન્ન પાત્રવિરુદ્ધ છે,' વગેરે ન જાણવાથી માણસો પોતાની મરજીમાં આવે એવા આહારનું સેવન કરે છે. જેવું તેમનું એ વર્તન હોય છે તેવી જ તેમના જઠરાગ્નિના બળની શક્તિ હોય છે. (પ્રકૃતિવિરુદ્ધ વગેરે અન્નનાં દૃષ્ટાંત આ પ્રમાણે છે. કરમદાં, દહીં, સરસવની ભાજી, ગોળનો કાકબ, શૂકું માંસ, મઠ વગેરેનાં શાહગેલાં ધાન, કાચા મૂળા, ફાસ વગેરે સ્વભાવે જ અપથ્ય (પ્રકૃતિવિરુદ્ધ) અન્ન (ભોજન) છે. દૂધ ખટાઈ સાથે, આનૂપ માંસ અડદ વગેરે સંયોગવિરુદ્ધ ભોજન છે (જુઓ વિરુદ્ધ ભોજન). હારીત પક્ષીનું માંસ હળદરવાના શૂળ ઉપર પરોવીને હળદરવા વગેરેના અગ્નિથી પકવ કરેલું હોય, એ વગેરે સંસ્કાર વિરુદ્ધ અન્ન જાણવાં. મધ અને ઘી સરખા પ્રમાણમાં એકઠાં કરીને ખાવાં, એ વગેરે માત્રાવિરુદ્ધ ભોજન જાણવાં. કાકમાચી(ધોળી પીલુડી)ની ભાજી રાતે રાખી મૂકેલી સવારે ખાવી, એ વગેરે કાળવિરુદ્ધ અન્ન જાણવાં. કાંસાના વાસણમાં દસ દહાડા રાખી મૂકેલું ઘી ખાવું, એ વગેરે પાત્રવિરુદ્ધ ભોજન જાણવાં. એવી રીતે પ્રકૃતિવિરુદ્ધ વગેરે અન્નને જાણ્યા વિના ગમે તેમ ભોજન કરવાથી જઠરાગ્નિની શક્તિમાં ફેરફાર થઈને તે રોગ ઉત્પન્ન કરે છે. માટે સર્વ પ્રકારના યત્ન કરીને જઠરાગ્નિનું રક્ષણ કરવું; કેમ કે જઠરાગ્નિનો નાશ થવાથી મનુષ્ય પણ નાશ પામે છે. જો જઠરાગ્નિ વાયુ વગેરે દોષ વડે ગ્રસ્ત થાય તો માણસ પણ અનેક રોગથી ગ્રસ્ત થાય છે. પણ જો જઠરાગ્નિ સ્વસ્થ (સમ) હોય તો માણસ નીરોગી અને લાંબી આવરદાવાળો થાય છે.

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने ग्रहणीदोष-
चिकित्सितं नाम दशमोऽध्यायः ॥ १० ॥

## અધ્યાય ૧૧ મો : મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, પથરીની ચિકિત્સા

મૂત્રાશય, મૂત્રાશયનું મથાળું, મૂત્રેન્દ્રિય, કટિ, અંડ અને ગુદા એ અવયવો ગુદાના હાડકા સાથે અને ગુદાના પોલાણ સાથે સંબંધવાળા હોવાથી જોડાયેલા છે એમ પૂર્વે કહ્યું છે, માટે ગ્રહણીદોષની ચિકિત્સા કહ્યા પછી મૂત્રાઘાતની ચિકિત્સા કહેવી જોઈએ. વળી ગ્રહણી અને મૂત્રાઘાત બન્નેની સ્તંભનરૂપ સમાન ચિકિત્સા હોવાથી પણ ગ્રહણી પછી મૂત્રાઘાતની ચિકિત્સા કહેવી જોઈએ વગેરે હેતુથી ગ્રંથકાર કહે છે, કે—

अथातो मूत्राघातचिकित्सितं, व्याख्यास्यामः।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः।

ત્યારે હવે અમે મૂત્રાઘાત(મૂત્રકૃચ્છ્ર, પથરી)ના ઉપાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

### વાયુના મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

કેવાં સ્નિગ્ધ શેક, શેક અને અવગાહન કરવાં?

कृच्छ्रे वातघ्नतैलाक्तमधोनाभेः समीरजे।
सुस्निग्धैः स्वेदयेदङ्गं पिण्डसेकावगाहनैः ॥ १ ॥

વાયુથી થયેલા મૂત્રકૃચ્છ્રમાં ડૂંટીની નીચે ચારેપાસ બલાતેલ વગેરે વાયુનો નાશ કરનારાં તેલ ચોપડીને પિંડસ્વેદ, સેક (ગરમ પાણીની ધાર કરવી), અવગાહન (ગરમ પાણીમાં ડૂંટી સુધી બેસવું), વગેરેથી અંગને પરસેવો આણવો. પિંડાદિ સ્વેદ બહુ સ્નિગ્ધ કરવા, અર્થાત્ રૂક્ષ (લૂખા) શેક કરવા નહિ.

મૂત્રકૃચ્છ્રમાં શૂળના ઉપાય

दशमूलबलैरण्डयवाभीरुपुनर्नवैः।
कुलत्थकोलपत्तूरवृश्चीवोपलभेदकैः ॥ २ ॥
तैलसर्पिर्वराहर्क्षवसाः क्वथितकल्कितैः।
सपञ्चलवणाः सिद्धाः पीताः शूलहराः परम् ॥३

દશમૂળ, બળદાણા, એરંડો (દિવેલો), જવ, શતાવરી, સાટોડી, કળથી, બોર, પનૂર, ધોળી સાટોડી,

પાષાણભેદ, એ ઔષધોનો કવાથ કરીને તેમા ઘી, તેલ અને ભૂંડની અને રીંછની વસાને નાખીને ઉપર કહેલાં દશમૂલ વગેરેના કલ્ક વડે તેને પકવ કરવા. પછી સિંધવ વગેરે પાચ લવણ સહિત તેમને પીવાથી તે મૂત્રકૃચ્છ્રના શૂળને ઉત્તમ રીતે મટાડે છે

**द्रव्याण्येतानि पानाद्ये तथा पिण्डोपनाहने ।**
**सह तैलफलैर्युञ्ज्यात्साम्लानि स्नेहवन्ति च ॥ ४ ॥**

એ (ઉપરના શ્લોકમા કહેલા) દશમૂલ વગેરે દ્રવ્યો પીવામા, ખાવામા, પિંડસ્વેદમા અને ઉપનાહ સ્વેદમા તેલી ફળ, ખાટા દ્રવ્યો, અને સ્નેહ સાથે વાપરવા. (નાળિયેર, અખોડ વગેરે તેલી ફળ જાણવા. મૂળમા 'तैलफ' શબ્દ છે તેનો અર્થ કેટલાક 'તલ' કરે છે છાશ, કાંજી વગેરે ખટાઈ જાણવી.)

### પેશાબની પીડાનો ઉપાય

**सौवर्चलाढ्यां मदिरां पिबेन्मूत्ररुजापहाम् ।**

મદિરામા ઘણુ સચળ નાખીને મદિરા પીવી તેથી મૂત્રની પીડા નાશ પામે છે

## પિત્તના મૂત્રકૃચ્છ્રના ઉપાય

**पैत्ते युञ्जीत शिशिरं सेकलेपावगाहनम् ॥ ५ ॥**

પિત્તના મૂત્રકૃચ્છ્રમા ઠંડા સેક, લેપ અને અવગાહન કરવા

### પિત્તના મૂત્રકૃચ્છ્ર માટે કવાથ

**पिबेद्वरीं गोक्षुरकं विदारीं सेकसेरुकाम् ।**
**तृणाख्यं पञ्चमूलं च पाक्यं समधुशर्करम् ॥६॥**

શતાવરી, ગોખરુ, વિદારીકંદ, કસેરા અને તૃણ પંચમૂળ, એ ઔષધોનો કવાથ કરીને તેમા મધ અને સાકર નાખીને પીવાથી પિત્તથી થયેલો મૂત્રકૃચ્છ્ર મટે છે

## મૂત્રાઘાતના ઉપાય

**पाषाणभेदं त्रपुसैर्वारुकर्कटिकाबीजानि कुङ्कुमम् ।**
**द्राक्षाम्भोभिः पिबन् सर्वान्**
**मूत्राघातानपोहति ॥ ७ ॥**

પાષાણભેદ, તાસળી કાકડી, કાકડી, કાબરી (કસુંબીના બીજ) અને કેસર એ સર્વના કલ્ક, કાળી દ્રાક્ષના પાણી સાથે પીવાથી સર્વે પ્રકારના મૂત્રાઘાત નાશ પામે છે

**पर्वारुबीजयष्ट्याह्वदार्वीर्वा तण्डुलाम्बुना ।**
**तोयेन कल्कं द्राक्षाया· पिबेत्पर्युषितेन वा ॥८॥**

કાકડીના બીજ, જેઠીમધ અને દારુહળદર, એ ત્રણને ચોખાના ધોવરામણ સાથે પીવા, અથવા કાળી દ્રાક્ષનો કલ્ક રાતવાસી પાણી સાથે પીવો. એથી સર્વે પ્રકારના મૂત્રાઘાત મટે છે

### કફના મૂત્રકૃચ્છ્રના ઉપાય

**कफजे वमनं स्वेदं तीक्ष्णोष्णकटुभोजनम् ।**
**यवानां विकृती· क्षारं कालशेयं च शीलयेत् ॥९॥**

કફથી થયેલો મૂત્રાઘાત હોય તો રોગીને ઊલટી કરાવવી, શેક કરવા, તીક્ષ્ણ, ગરમ અને તીખું ભોજન આપવુ, જવથી બનેલા પેયા, યવાગૂ, સાથુ વગેરે ખાવા પીવા આપવા અને ક્ષાર તથા છાશ આપવી

**पिबेन्मद्येन सूक्ष्मैलां धात्रीफलरसेन वा ।**
**सारसास्थिश्वदंष्ट्रैलाव्योषं वा मधुमूत्रवत् ॥१०॥**
**स्वरसं कण्टकार्या वा पाययेन्माक्षिकान्वितम् ।**
**शितिवारकबीजं वा तक्रेण श्लक्ष्णचूर्णितम् ॥११॥**
**धवसप्ताह्वकुटजगुडूचीचतुरङ्गुलम् ।**
**केम्बुकैलाकरञ्जं च पाक्यं समधु साधितम् ॥१२**
**तैर्वा पेयां प्रवालं वा चूर्णितं तण्डुलाम्बुना ।**
**सतैलं पाटलाक्षारं सप्तकृत्वोऽथवा स्रुतम् ॥१३॥**

દારૂ સાથે નાની એલચીનુ ચૂર્ણ પીવુ, અથવા આમળાના રસમા નાની એલચીનુ ચૂર્ણ પીવુ, અથવા સરોવરમા જન્મેલા પ્રાણીનુ હાડકુ, ગોખરુ, એલચી, સૂંઠ, પીપર, મરી, એ ઔષધોના ચૂર્ણને મધ અને ગાયના મૂત્ર સાથે પીવુ, અથવા ભોંયરિંગણીનો સ્વરસ મધ સાથે પીવો, અથવા કરંજના બીજને બારીક વાટીને છાશ સાથે પીવા, અથવા ધાવડી, સાદડ, ઇન્દ્રજવ, ગળો, ગરમાળો, કડુ, એલચી, કરંજ, એ ઔષધોનો કવાથ કરીને મધ સાથે પીવા, અથવા ધાવડો વગેરે આઠ વનસ્પતિઓથી સિદ્ધ કરેલી પેયા પીવી, અથવા પરવાળાને બારીક વાટીને તેનુ ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે પીવુ, અથવા પાડલના ક્ષારને સાત વાર ઉકાળીને તેમા તેલ નાખીને તે પાવો. એ સર્વ ઔષધ કફથી થયેલા મૂત્રાઘાતને મટાડનાર છે

**पाटलीयावशूकाभ्यां पारिभद्रात्तिलादपि ।**
**क्षारोदकेन मदिरां त्वगेलोषकसंयुताम् ॥ १४ ॥**
**पिबेद्गुडोपदंशान्वा लिह्यादेतान् पृथक् पृथक् ।**

પાડલના અને જવખારના ક્ષારના પાણી સાથે પારિભદ્ર પીવો, તલના ક્ષારના પાણી સાથે તજ, એલચી અને ખારો નાખીને દારૂ પીવો, અથવા તજ, એલચી અને ખારો ગોળમા નાખીને જુદા જુદા ખાવા. (અહીં પારિભદ્ર એટલે બકાયન લીમડો.)

સન્નિપાત(ત્રિદોષ)ના મૂત્રકૃચ્છ્રના ઉપાય

**सन्निपातात्मके सर्वं यथावस्थमिदं हितम् ॥ १५॥**
**अश्मन्यप्यचिरोत्थाने वातबस्त्यादिकेषु च ।**

જે મૂત્રકૃચ્છ્ર ત્રણે દોષથી થયેલો હોય તો પૂર્વે જે જુદા જુદા દોષના મૂત્રકૃચ્છ્રના જુદાજુદા ઉપાય કહ્યા છે, તે સર્વે રોગીની અવસ્થાનો વિચાર કરીને એકસાથે કરવાથી તે હિતકર થાય છે. પૂર્વે કહેલી જુદા જુદા દોષના મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા કેવળ સન્નિપાત-મૂત્રકૃચ્છ્રમાં જ હિતકર છે એમ જ નથી, પરંતુ થોડા કાળથી જ ઉત્પન્ન થયેલી પથરીનો રોગ, વાતબસ્તિ, વાતકુંડલિકા વગેરે મૂત્રાઘાત રોગમાં પણ હિતકર છે

## પથરીની ચિકિત્સા

દુઃસાધ્ય કેવી પથરી દવાથી ને કેવી પથરી કાપવાથી મટે?

**अश्मरी दारुणो व्याधिरन्तकप्रतिमो मतः ॥१६॥**
**तरुणो भेषजैः साध्यः प्रवृद्धश्छेदमर्हति ।**

પથરીનો રોગ મહાભયંકર છે અને તેને કાળ (યમ) જેવો માનેલ છે જો એ રોગ નવો (નવા) હોય તો ઔષધોથી મટાડી શકાય છે, પણ જો વધી ગયો હોય તો પછી શસ્ત્રથી ચીરીને પથરી કાઢવી પડે છે

પથરીના પૂર્વરૂપમાં ઉપચાર

**तस्य पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते ॥ १७॥**

તે પથરીના રોગના પૂર્વરૂપમાં સ્નેહન, સ્વેદન, વમન વગેરે ક્રમ કરવા જોઈએ.

વાયુથી થયેલી પથરીના ઉપાય

**पाषाणभेदो वसुको वशिरोऽश्मन्तको वरी ।**
**कपोतवङ्कातिबलाभल्लूकोशीरकच्छकम् ॥ १८ ॥**
**वृक्षादनी शाकफलं व्याघ्री गुण्ठस्त्रिकण्टकः ।**
**यवाः कुलत्थाः कोलानि**
**वरुणः कतकात्फलम् ॥ १९ ॥**
**ऊषकादिप्रतीवापमेषां क्वाथे शृतं घृतम् ॥**
**भिनत्ति वातसम्भूतां तत्पीतं शीघ्रमश्मरीम् ॥ २०**

પાષાણભેદ, મોટી ગોરખમુંડી, લાલ આકડો, [illegible] ધમાસો, [illegible] અથવા કે મોટો અરડૂસો, [illegible] (ગૂગળ), શાકફળ, ને [illegible] [illegible] ગોખરુ, કળથી, બોર, [illegible], નિર્મળી, એ સર્વ ઔષધોના કવાથમાં ઘી સિદ્ધ કરીને તેમાં ઊષકાદિ ગણનાં (સૂત્રસ્થાન અધ્યાય ૧૫, શ્લોક ૨૩) ઔષધો નાખીને પીવાથી વાયુથી ઉત્પન્ન થયેલી પથરીને તે તત્કાળ મટાડે છે.

(શાકફળ=સાગનું ફળ)

**गन्धर्वहस्तबृहतीव्याघ्रीगोक्षुरकेक्षुरात् ।**
**मूलकल्कं पिबेद्दध्ना मधुरेणाश्मभेदनम् ॥ २१ ॥**

એરંડો (દિવેલો), મોટી રીંગણી, ભોંરિંગણી, ગોખરુ, એખરો, એ વનસ્પતિઓનાં મૂળનો કલ્ક કરીને ગળ્યા દહીં સાથે પીવાથી વાતાશ્મરી (વાયુથી થયેલી પથરી) તૂટે છે, મટે છે

પિત્તથી થયેલી પથરીના ઉપાય

**कुशः काशः शरो गुण्ठ इत्कटो**
**मोरटोऽश्मभित्**
**दर्भो विदारी वाराही शालिमूलं त्रिकण्टकः ॥२२**
**भल्लूकः पाटली पाठा पत्तूरः सकुरण्टकः ।**
**पुनर्नवे शिरीषश्च तेषां क्वाथे पचेद्घृतम् ॥ २३**
**पिष्टेन त्रपुसादीनां बीजेनेन्दीवरेण च ।**
**मधुकेन शिलाजेन तत्पित्ताश्मरिभेदनम् ॥२४॥**

દાભ, કાસડો, સરકટ, ગુંદ, ઘાસ, ઈકડ, મોરટનું મૂળ, પાષાણભેદ, દાભ, વિદારીકંદ, વારાહીકંદ, શાલનાં મૂળ, ગોખરુ, મોટો અરડૂસો (અરડૂસા), પાટલ, પાઠ (પાઠામૂળ), પત્તૂર, કાંટાશેળિયો, સાટોડી, સરસડો, એ ઔષધોના કવાથમાં ઘી સિદ્ધ કરવું. પછી તે ઘીમાં કાકડી વગેરેનાં બીજનું (કાકડીનાં બીજ, ચીભડાનાં બીજ અને કનૂડીનાં બીજનું) ચૂર્ણ નાખીને પીવું, અથવા કાળા કમળની જડ (કમળકાકડી) નાખીને પીવું; અથવા જેઠીમધ નાખીને પીવું; અથવા શિલાજિત નાખીને પીવું એ ઘી પિત્તાશ્મરીને નાશનાર (પિત્તની પથરીને મટાડનાર) છે

કફથી થયેલી પથરીના ઉપાય

**वरुणादिः सर्वमारो गणावेलाहरेणुका ।**
**गुग्गुलुर्मरिचं कुष्ठं चित्रकः ससुराह्वयः ॥ २५ ॥**
**तैः कल्कितैः कृतावापमूषकादिगणेन च ।**
**भिनत्ति कफजामाशु साधितं घृतमश्मरीम् ॥२६॥**

સૂત્રસ્થાનના પંદરમા અધ્યાયમાં (શ્લોક [illegible]) કહેલા વરુણાદિ [illegible] [illegible] વિરતારિ [illegible] છે તેના ઔષધો [illegible] ને [illegible], [illegible], ગૂગળ, મરી, ઉપલેટ, ચિત્રક, દેવદાર એ ઔષધો [illegible] કલ્ક કરીને તે કલ્કમાં ઊષકાદિ ગણનાં ઔષધો (સૂત્રસ્થાન અ. ૧૫, શ્લોક ૨૩) નાખવાં. પછી તે ઘી સિદ્ધ કરવું તે ઘી કફથી ઉત્પન્ન થયેલી પથરીને તરત તોડે છે, મટાડે છે.

આનાશ

### ક્યાં દ્રવ્યો વડે ક્ષાર, દૂધ વગેરે બનાવવું?

**क्षारक्षीरयवाग्वादिद्रव्यैः स्वैः स्वैश्च कल्पयेत् ।**

જે જે દોષથી અશ્મરી ઉત્પન્ન થઈ હોય તે તે દોષને મટાડે એવા દ્રવ્યો લઈને તે વડે ક્ષાર, દૂધ, યવાગૂ વગેરે બનાવવાં.

### શર્કરારોગનો ઉપાય

**पिचुकाङ्कोल्लकतककशाकेन्दीवरजैः फलैः ॥ २७ ॥**
**पीतमुष्णाम्बु सगुडं शर्करापातनं परम् ।**

કપાસના બિજડાં, અંકોલ, નિર્મળી, સાગ, કમળ એ ઔષધોના ફળ ગોળ અને ગરમ પાણી સાથે પીવાથી શર્કરાને ઉત્તમ પ્રકારે કાપે છે, નાશ કરે છે

**क्रौञ्चोष्ट्ररासभास्थीनि श्वदंष्ट्रा तालपत्रिका ।२८**
**अजमोदा कदम्बस्य मूलं विश्वस्य चौषधम् ।**
**पीतानि शर्करां भिन्द्युः सुरयोष्णोदकेन वा ॥२९**

કૌંચ પક્ષી (વહીલા), ઊંટ અને ગધેડા, એ જાનવરોના હાડકાં, ગોખરુ, કાળી મૂસળી, અજમોદ, કદંબનું મૂળ, બીલીનું મૂળ, સૂંઠ, એ ઔષધોને બારીક વાટી એકત્ર કરીને સુરા સાથે અથવા ગરમ પાણી સાથે પીવાથી શર્કરારોગ નાશ પામે છે

### પથરી માટે ચૂર્ણ

**त्रुटयकुण्डकबीजानां चूर्णं माक्षिकसंयुतम् ।**
**अविक्षीरेण सप्ताहं पीतमश्मरिपातनम् ॥ ३० ॥**

એરિયાના બીજના ચૂર્ણમાં મધ મેળવીને સાત દહાડા ઘેટીના દૂધમાં પીવાથી પથરી રોગ મટે છે (પથરી પડે છે)

### પથરી માટે ક્વાથ

**क्वाथश्च शिग्रुमूलोत्थः कदुष्णोऽश्मरिपातनः ।**

સરગવાના મૂળનો ક્વાથ લગાર લગાર ગરમ હોય તે વેળા પીવાથી તે પથરીનો નાશ કરે છે (પથરીને પાડે છે)

### શર્કરારોગ અને પથરી માટે ક્ષાર

**तिलापामार्गकदलीपलाशयवसम्भवः ॥ ३१ ॥**
**क्षारः पेयोऽविमूत्रेण शर्करास्वश्मरीषु च ।**

તલ, અઘાડો, કેળ, ખાખરો અને જવ, એ ઔષધિઓનો ક્ષાર કાઢીને તેને ઘેટીના મૂત્ર સાથે પીવો, તેથી શર્કરા અને પથરી બન્ને રોગ મટે છે

### પથરી માટે બીજાં ઔષધ

**कपोतवङ्कामूलं वा पिबेदेकं सुरादिभिः ॥ ३२ ॥**
**तत्सिद्धं वा पिबेत्क्षीरं वेदनाभिरुपद्रुतः ।**
**हरीतक्यस्थिसिद्धं वा साधितं वा पुनर्नवैः ॥ ३३**
**क्षीरान्नभुग्बर्हिशिखामूलं वा तण्डुलाम्बुना ।**

એકલું સુવર્ચલાનું મૂળ સુરા, ગરમ પાણી વગેરે સાથે પીવું જો રોગી વેદનાથી પીડાતો હોય તો તેણે સુવર્ચલાના મૂળથી સિદ્ધ કરેલું દૂધ પીવું અથવા હરડેના ઠળિયાથી સિદ્ધ કરેલું અથવા સાટોડીથી સિદ્ધ કરેલું દૂધ પીવું, અથવા મોરની શિખાનું મૂળ ચોખાના ધોવરામણ સાથે પીવું ખોરાકમાં દૂધ સાથે પથ્ય ભોજન ખાવું (એથી પથરી મટે છે)

### બધા મૂત્રાઘાતમાં કરવાની ક્રિયા

**मूत्राघातेषु विभजेदतः शेषेष्वपि क्रियाम् ॥ ३४ ॥**

પૂર્વે જે મૂત્રાઘાતની ચિકિત્સા કહી છે તે ઉપર વિચાર કરીને મૂત્રાતીત વગેરે બીજા મૂત્રાઘાતના રોગોમાં પણ જેવી જ્યાં ક્રિયા ઘટે તેવી ત્યાં ક્રિયા કરવી

### સર્વ મૂત્રવિકારનું ઔષધ

**बृहत्यादिगणे सिद्धं द्विगुणीकृतगोक्षुरे ।**
**तोयं पयो वा सर्पिर्वा सर्वमूत्रविकारजित् ॥ ३५ ॥**

બૃહત્યાદિ ગણમાં બમણું ગોખરુ નાખીને ક્વાથ કરવો, અથવા દૂધ પકવ કરવું અથવા ઘી પકવ કરવું એ ક્વાથ, દૂધ કે ઘી સર્વ પ્રકારના મૂત્રરોગને મટાડે છે

**देवदारु घनं मूर्वां यष्टीमधु हरीतकीम् ।**
**मूत्राघातेषु सर्वेषु सुराक्षीरजलैः पिबेत् ॥ ३६ ॥**

દેવદાર, મોથ, મોરવેલ, જેઠીમધ, મધ, હરડે, એ સર્વ ઔષધોને સુરામાં, દૂધમાં કે પાણીમાં પીવાથી સર્વે પ્રકારના મૂત્રાઘાત દૂર થાય છે

**रसं वा धन्वयासस्य कषायं ककुभस्य वा ।**
**सुखाम्भसा वा त्रिफलां**
**पिष्टां सैन्धवसंयुताम् ॥ ३७ ॥**
**व्याघ्रीगोक्षुरकक्वाथे यवागूं वा सफाणिताम् ।**
**क्वाथे वीरतरादेर्वा ताम्रचूडरसेऽपि वा ॥ ३८ ॥**
**अथ वीरतराद्येन भावितं वा शिलाजतु ।**

ધમાસાનો રસ અથવા સાદડનો ક્વાથ પીવો, અથવા લગાર ગરમ કરેલા પાણી સાથે વાટેલી ત્રિફલાને સિંધવ સહિત પીવી, અથવા ભોરિંગણી અને ગોખરુના ક્વાથમાં સિદ્ધ કરેલી યવાગૂ કાકબ (હલકો ગોળ) સાથે પીવી, અથવા (સૂત્રસ્થાનના અધ્યાય ૧૫ શ્લોક ૨૮ માં કહેલાં) વીરતરાદિ ગણના ઔષધોના ક્વાથમાં સિદ્ધ કરેલી પેયા પીવી, અથવા કૂકડાના માંસ રસમાં સિદ્ધ કરેલી પેયા પીવી, અથવા વીરતરાદિ ગણનાં ઔષધોની ભાવના (પુટ) આપેલો શિલાજિત

ખાવો એમાનું ગમે તે ઔષધ કરવાથી સર્વે પ્રકારના મૂત્રાઘાત દૂર થાય છે

પથરી છૂટી પાડવાના ઉપાય

मद्य वा निगदं पीत्वा रथेनाश्वेन वा व्रजेत् ॥ ३९ ॥
शीघ्रवेगेन सङ्क्षोभात्तथाऽस्य च्यवतेऽश्मरी ।

અથવા જૂનો દારૂ પીને રથ કે ઘોડા ઉપર બેસીને ઘણી ઝડપથી જવાથી તેના ક્ષોભ (આંચકા) વડે પથરી છૂટી પડી જાય છે

પથરી માટે વીરતરાદિ ગણનો ઉપયોગ

વિરેચન, બસ્તિ

सर्वथा चोपयोक्तव्यो वर्गो वीरतरादिकः ॥ ४० ॥
रेकार्थं तैल्वकं सर्पिर्बस्तिकर्म च शीलयेत् ।
विशेषादुत्तरान् बस्तीन्

પથરીના રોગવાળાએ ક્વાથમાં, પયામાં, પાણીમાં એમ સર્વ પ્રકારે વીરતરાદિ ગણ વાપરવો વિરેચન માટે ગરમાળાથી સિદ્ધ કરેલું ઘી વાપરવું વળી તેણે બસ્તિ કર્મની ટેવ રાખવી અને તેમાં પણ ખાસ કરીને ઉત્તર બસ્તિ લેવી

શુક્રાશ્મરીનો ઉપાય

शुक्राश्मर्यां तु शोधिते ॥ ४१ ॥
तन्मूत्रमार्गे बलवान् शुक्राशयविशुद्धये ।
पुमान् सुतृप्तो वृष्याणां
मांसानां कुक्कुटस्य च ॥ ४२ ॥
कामं सकामां सेवेत प्रमदां मददायिनीम् ।

શુક્રાશ્મરીમાં મૂત્રમાર્ગમાં ઉત્તર બસ્તિ વડે મૂત્રમાર્ગનું શોધન કર્યા પછી શુક્રાશયનું શોધન કરવા માટે વૃષ્ય દ્રવ્યો અને કૂકડાનું માંસ ખાઈને બળવાન પુરુષે ખૂબ ધરાઈને ખાઈને કામયુક્ત અને મદ આપતી સ્ત્રીને મરજી મુજબ ભોગવવી

પથરીવાળાને શસ્ત્રક્રિયા ક્યારે કરવી ?

सिद्धैरुपक्रमैरेभिर्न चेच्छान्तिस्तदा भिषक् ॥४३॥
इति राजानमापृच्छ्य शस्त्रं साध्ववचारयेत् ।

ઉપર કહેલા પથ્યોને મગાડ ચોવા સિદ્ધ ઉપાયો વડે પણ જો રોગ ન મટે તો પછી વૈદ્યે નીચે પ્રમાણે રાજાની પરવાનગી લઈને સારી રીતે નાવચેતીથી શસ્ત્ર કર્મ (ઓપરેશન) કરવું

રાજાની રજા શું કહીને લેવી ?

अक्रियायां ध्रुवो मृत्युः
क्रियायां संशयो भवेत् ॥ ४४ ॥
निश्चितस्यापि वैद्यस्य बहुशः सिद्धकर्मणः ।

વૈદ્યે રાજાને કહેવું કે, 'હે રાજન્ ! આ માણસને રોગ થયો છે, અને જો તેની ચિકિત્સા તરીકે શસ્ત્ર કર્મ નહિ કરવામાં આવે, તો તેનું મરણ નક્કી છે અને શસ્ત્રકર્મ કરવામાં આવશે તો જે વૈદ્યને શાસ્ત્રના અભ્યાસથી ખાતરી હોય કે અમુક શસ્ત્રકર્મ કરવાથી અમુક રોગ નક્કી મટશે અને જે વૈદ્યે ઘણે પ્રસંગે આ ક્રિયા કરીને કાર્યસિદ્ધિ કરેલી હોય, તેવા વૈદ્યને પણ દરદીની જિંદગી વિષે સંશય રહે છે ' એ રીતે વૈદ્ય પણ રાજાને કહીને શસ્ત્રકર્મ કરવાની પરવાનગી લેવી

પથરીવાળાને શસ્ત્રક્રિયાનો વિધિ

अथातुरमुपस्निग्धशुद्धमीषच्च कर्शितम् ॥ ४५ ॥
अभ्यक्तस्विन्नवपुषमभुक्तं कृतमङ्गलम् ।
आजानुफलकस्थस्य नरस्याङ्के व्यपाश्रितम् ॥४६
पूर्वेण कायेनोत्तानं निषण्णं वस्त्रकुण्डले ।
ततोऽस्याकुञ्चिते जानुकूर्परे वाससा दृढम् ॥४७
सहाश्रयमनुष्येण बद्धस्याश्वासितस्य च ।
नाभेः समन्तादभ्यज्याद्वामपार्श्वस्याथ वामतः ॥४८
मृदितेऽधो मुष्टिनाऽऽक्रामेद्यावदश्मर्यधोगता ।
तैलाक्ते वर्धितनखे तर्जनीमध्यमे ततः ॥ ४९ ॥
अदक्षिणे गुदेऽङ्गुल्यौ प्रणिधायानुसेवनि ।
आसाद्य बलयत्नाभ्यामश्मरीं गुदमेढ्रयोः ॥ ५० ॥
कृत्वाऽन्तरे तथा बस्तिं निर्वलीकमनायतम् ।
उत्पीडयेदङ्गुलिभ्यां यावत्
ग्रन्थिरिवोन्नतम् ॥ ५१ ॥
शल्यं स्यात्सेवनीं मुक्त्वा यवमात्रेण पाटयेत् ।
अश्ममानेन न यथा भिद्यते सा तथाऽऽहरेत् ॥५२
समग्रं सर्पवक्त्रेण, स्त्रीणां बस्तिस्तु पार्श्वगः ।
गर्भाशयाश्रयस्तासां शस्त्रमुत्सङ्गवत्ततः ॥ ५३ ॥
न्यसेदतोऽन्यथा ह्यासां मूत्रस्रावी व्रणो भवेत् ।
मूत्रप्रसेकक्षणनान्नरस्याप्यपि चैकधा ॥ ५४ ॥
बस्तिभेदोऽश्मरीहेतुः सिद्धिं याति न तु द्विधा ।

રાજાની પરવાનગી લીધા પછી રોગીને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવો, વમન, વિરેચન વગેરેથી શુદ્ધ કરવો તથા ઉપવાસ વગેરે કરાવીને લગાર કૃશ (પાતળો) કરવો પછી તેને શરીરે ખાસ કરીને નાભિની નીચે તેલ ચોળીને પછી શેક કરીને પરસેવો કાઢવો, જે દિવસે શસ્ત્રકર્મ કરવાનું હોય તે દિવસે તેણે કંઈ ખાવાનું આપવું નહિ પછી તેને મંગલકર્મ કરાવીને ઢીંચણ જેટલા ઊંચા આસન ઉપર બેઠેલા બીજા પુરુષના ખોળામાં એવી રીતે બેસાડવો કે તેનું આગલું (માથાથી કેડ સુધીનું) શરીર

છત્તું (ચત્તુ) રહે અને લૂગડાની ઉઢાણી ઉપર તે બેઠેલો હોય એમ બેસાડ્યા પછી વસ્ત્ર વડે તેના બન્ને ઢીંચણ અને બન્ને કોણી લગાર વાંકા વાળીને જે માણસના ખોળામાં તે બેઠો હોય તેની જોડે તેને મજબૂત બાંધવો આટલું થયા પછી રોગીને આશ્વાસન આપવું (કે તું ફિકર કરીશ નહિ, તારો રોગ મટી જશે, વગેરે મધુર વચનથી તથા પંખા વડે વા નાખીને તેનું સાન્ત્વન કરવું) પછી ડૂંટીની નીચે ચારે પાસ ફરતું તને તેલ ચોળવું પછી ડૂંટીની નીચે ડાબી બાજુ વૈદ્યે ચોળવું અને પથરી નીચે ઊતરે ત્યાં સુધી મુઠ્ઠી વડે દબાવવું પથરી નીચે ઊતરી માલૂમ પડે એટલે વૈદ્યે પોતાના ડાબા હાથની, નખ કપાવી રાખેલી તર્જની તથા મધ્યમા આંગળીઓને તેલ ચોપડીને રોગીની મૂત્રેંદ્રિયની સેવની ને રસ્તેરસ્તે તે આવે એવી રીતે ગુદામાં મૂકવી પછી તે બે આંગળીઓ ગુદામાંના વલયમાં લઈ જઈને પથરીને ગુદા અને મેઢ્ર(મૂત્રેન્દ્રિય)ના વચગાળામાં આણવી પછી બસ્તિ(મૂત્રાશય)ને કરચલી વિનાનું તથા અવિસ્તીર્ણ કરીને (ફાટી જાય એટલી હદ સુધી તાણ્યા વિના) પેલી બે આંગળીઓ વડે પથરીને ઊંચી ઉપાડવી તે પથરી એક ગાંઠની પેઠ ઊપસી આવે ત્યાં સુધી ઊંચી ઉપાડવી પછી સેવનીની ડાબી બાજુએ એક જવ જેટલું અંતર મૂકીને ત્યાં (સેવનીની ડાબી બાજુએ સેવનીથી એક જવ જેટલા અંતર) શસ્ત્ર વડે પથરીના માપનો છેદ કરવો, અર્થાત્ પથરી બહાર નીકળી શકે એવડો જ કાપ મૂકવો પછી તે પથરી ભાંગે નહિ એવી રીતે સાપની ફેણ જેવા આગળથી વાંકા યંત્ર વડે (સર્પમુખ યંત્ર વડે) જાળવીને આખી ને આખી બહાર કાઢી લેવી, કેમ કે જો તે અંદર ભાંગી જાય તો અંદર રહેલો પથરીનો ભાગ પાછો વધે સ્ત્રીઓની બસ્તિ (મૂત્રાશય) બહુ પાસે હોય છે અને ગર્ભાશયને આધાર રહેલી હોય છે માટે તેમને (સ્ત્રીઓને) શસ્ત્રકર્મ કરવું હોય તો કાપ મૂકતી વખતે ચત્તુ ઉત્તાન—ઊંધું) શસ્ત્ર રાખવું (કે જેથી શસ્ત્ર ગર્ભાશયને લાગી ન જાય), જો એમ ન કરે તો તેમને મૂત્રસ્રાવી વ્રણ થાય, એટલે એવો વ્રણ થાય કે જેમાંથી મૂત્ર નીકળ્યા કરે. મૂત્રપ્રસેકમાં (મૂત્રાશયના દ્વાર સાથે જોડાયેલા મૂત્ર નીકળવાના સ્રોતમાં) ક્ષત થવાથી સ્ત્રીઓને જ મૂત્રસ્રાવી વ્રણ થાય એમ નથી, પુરુષને પણ મૂત્રપ્રસેક સ્થાનમાં ક્ષત થવાથી મૂત્રસ્રાવી વ્રણ થાય છે પથરી કાઢવા માટે બસ્તિને એક જગ્યાએ કાપી હોય તો તે મટે છે પણ બે જગ્યાએ કાપી હોય તો તે મટતું નથી (વળી પથરી કાઢવા માટે બસ્તિ ઉપર મૂકેલો એક કાપ પણ ક્રિયાના અભ્યાસથી અને સાવધાનીથી કાર્ય પૂરતો મૂકેલો હોય છે તેથી અને પથરી બહુ વધેલી હોય છે તેથી મટે છે, પણ એકાએક શસ્ત્ર વાગવાથી કે એવી જ રીતે બીજા કોઈ પ્રકારે બસ્તિ ઉપર એક જગ્યાએ થયેલો કાપ પણ મટતો નથી)

શસ્ત્રક્રિયા કર્યા પછી લોહી બંધ કરવાના ઉપાય

**विशल्यमुष्णपानीयद्रोण्यां तमवगाहयेत् ॥५५॥**
**तथा न पूर्यतेऽस्रेण बस्ति, पूर्णं तु पीडयेत्।**
**मेढ्रान्त· क्षीरिवृक्षाम्बु**

એ પ્રમાણે રોગીની પથરી કાઢ્યા પછી ગરમ પાણીની દ્રોણી(ન ટબ)માં તેને બેસાડવા, કેમ કે એમ કરવાથી બસ્તિ લોહીથી ભરાઈ જતી નથી એમ કર્યા છતાં પણ દૈવયોગથી બસ્તિ લોહીથી ભરાઈ જાય તો વડ, ઉમેંડા, પીપર, પીપળો વગેરે દૂધવાળા ઝાડના ક્વાથ વડે મેઢ્ર(મૂત્રેંદ્રિય)માં ઉત્તરબસ્તિ આપવી.

દ્રોણી=અંદર બેસીને નાહી શકાય એવું નાહવાનું લંબગોળ વાસણ (ટબ)

લોહી બંધ થયા પછી મૂત્રલ શોધનક્રિયા

**मूत्रसंशुद्धये तत ॥५६॥**
**कुर्याद्गुडस्य सौहित्यं मध्वाज्याक्तव्रणः पिबेत्।**
**द्वौ कालो सघृता कोष्णा यवागूं मूत्रशोधनैः ॥५७**
**त्र्यहं, दशाहं पयसा गुडाढ्येनाल्पमोदनम्।**
**भुञ्जीतोर्ध्वं फलाम्लैश्च रसैर्जाङ्गलचारिणाम् ॥५८**

પછી પેશાબનું શોધન કરવા માટે રોગીને ખૂબ ધરાઈને ગોળ ખવડાવવો અને પથરી કાઢવાથી જે વ્રણ (ઘા) થયો હોય તે ઉપર મધ અને ઘી ચોપડવું તે રોગીએ સાંજસવાર (આસિયું, કાકડી, કોળું, ગોખરુ વગેરે) પેશાબ આણે એવા ઔષધોથી બનાવેલી લગાર લગાર ગરમ રાબ ઘી સાથે ત્રણ દિવસ પીવી. પછી દસ દહાડા સુધી ઘણો ગોળ અને થોડા ભાત નાખીને તે દૂધ સાથે ખાવું એ દસ દહાડા વીતી ગયા પછી બોર, દાડમ વગેરે ફળની ખટાઈ નાખીને જાંગલ પ્રાણીઓના માંસના રસ સાથે ભાત માપસર ખાવો.

પથરીની શસ્ત્રક્રિયાનો ઘા રૂઝવવાના ઉપાય

**क्षीरिवृक्षकषायेण व्रणं प्रक्षाल्य लेपयेत्।**
**प्रपौण्डरीकमञ्जिष्ठायष्ट्याह्वनयनौषधै· ॥५९॥**
**व्रणाभ्यङ्गे पचेत्तैलमेभिरेव निशान्वितैः।**

પછી જેમાંથી દૂધ નીકળે છે એવા વડ વગેરેના ઝાડના ક્વાથથી વ્રણને ધોવો અને તેના ઉપર સ્વત— કમળ, મજીઠ, જેઠીમધ અને પહાણી સાકર, એ ઔષધિનો લેપ કરવો, તેમ જ વ્રણ ઉપર ચોપડવાનું તેલ પણ

એ જ ઓષધોમાં હળદર મેળવીને તે વડે સિદ્ધ કરવું તથા તે પણ વ્રણ ઉપર ચોપડવું

**પથરીના વ્રણને શેક: છતાં પેશાબ ચાલુ ન થાય તો ડામ, ઉત્તરબસ્તિ**

**दशाहं स्वेदयेच्चैनं, स्वमार्गे सप्तरात्रतः ॥६०॥**
**मूत्रे त्वगच्छति दहेदश्मरीव्रणमग्निना ।**
**स्वमार्गप्रतिपत्तौ तु स्वादुप्रायैरुपाचरेत् ॥६१॥**
**तं बस्तिभिः**

અને દસ દહાડા સુધી એ વ્રણને સ્વેદન કર્મ (શેક) કરવું શેક કર્યા પછી સાત રાત્રિઓમાં મૂત્ર પોતાને કુદરતી માર્ગે ચાલુ ન થાય તો પથરીના વ્રણને અગ્નિથી ડામ દેવો પછી જ્યારે મૂત્ર પોતાને માર્ગે ચાલુ થાય ત્યારે ઘણાં ગળ્યાં દ્રવ્યોથી સિદ્ધ કરેલી ઉત્તરબસ્તિઓ વડે તેનો ઉપચાર કરવો

**પથરીની શસ્ત્રક્રિયાનો ઘા રુઝાયા પહેલાનું અને પછીનું પથ્ય**

**न चारोहेद्वर्षं रूढव्रणोऽपि सः ।**
**नगनागाश्ववृक्षस्त्रीरथाग्राप्सु प्लवेत च ॥६२॥**

પથરીવાળાનો વ્રણ રુઝાઈ ગયો હોય તોપણ તેણે રુઝાયા પછી એક વર્ષ સુધી પર્વત, હાથી, ઘોડો, ઝાડ, સ્ત્રી અને રથ ઉપર ચડવું નહિ તેમ જળમાં પણ તરવું (ભૂસકા મારવા, કૂદવું) નહિ

**પથરી કાઢવાને શસ્ત્રક્રિયા ક્યાં ન કરવી? નુકસાન**

**मूत्रशुक्रवहौ बस्तिवृषणौ सेवनीं गुदम् ।**
**मूत्रप्रसेकं योनिं च शस्त्रेणाष्टौ विवर्जयेत् ॥६३॥**

પથરી કાઢવા માટે વ્રણ કરવો હોય અથવા બીજા કોઈ કારણસર વ્રણ કરવો હોય તો મૂત્રવહ વગેરે સ્થાનમાં શસ્ત્ર લગાડવું નહિ મૂત્રવહ વગેરે આઠ સ્થાન નીચે પ્રમાણે છે મૂત્રને વહેનારું સ્રોત, વીર્યને વહેનારું સ્રોત, બસ્તિ, અને વૃષણ, સેવની, ગુદા, મૂત્રપ્રસેક અને યોનિ, મૂત્રને વહન કરનાર સ્રોત કપાવાથી બસ્તિ મૂત્રથી ભરાઈ જવાથી મરણ થાય છે, વીર્યને વહન કરનાર સ્રોત કપાવાથી પણ મરણ થાય છે અથવા નપુંસક થઈ જવાય છે બસ્તિ કે ગુદા કપાવાથી નક્કી મરણ નીપજે છે, અંડનું સ્રોત કપાવાથી ધ્વજભંગ થાય છે (લિંગ, જનનેન્દ્રિય શિથિલ થઈ જાય છે), સેવની અને યોનિ કપાવાથી પીડા થાય છે મૂત્રપ્રસેકના સ્રોતનું છેદન થવાથી ત્યાંથી મૂત્ર ઝરે છે, એટલા માટે એ આઠ સ્થાન કાપવા નહિ

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने मूत्राघात-
चिकित्सितं नामैकादशोऽध्यायः ॥११॥

# અધ્યાય ૧૨ મો : પ્રમેહ(મેહ)ની ચિકિત્સા

**अथातः प्रमेहचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યાર હવે અમે પ્રમેહ(મેહ)ના ઉપાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**બળવાન પ્રમેહરોગીને કરવાનાં સ્નેહન, વમન વિરેચન, બસ્તિ, તર્પણ**

**मेहिनो बलिनः कुर्यादादौ वमनरेचने ।**
**स्निग्धस्य सर्षपारिष्टनिकुम्भाक्षकरञ्जजैः ॥१॥**
**तैलैस्त्रिकण्टकाद्येन यथास्वं साधितेन वा ।**
**स्नेहेन मुस्तदेवाह्वनागरप्रतिवापवत् ॥२॥**
**सुरसादिकषायेण दद्यादास्थापनं ततः ।**
**न्यग्रोधादेस्तु पित्तार्तं रसैः शुद्धं च तर्पयेत् ॥३॥**

જે પ્રમેહવાળો રોગી સશક્ત હોય તેને બીજા ઉપાય લાગુ કરતા પહેલાં સરસવ, કડુ, નેપાળાનાં મૂળ, બહેડાં અને કરંજ એ ઔષધોથી સિદ્ધ કરેલા તેલ વડે, અથવા હવે પછી ત્રિકંટકાદિ સ્નેહ (શ્લોક ૧૭ થી ૧૮ મા) કહેવામાં આવશે તે વડે, અથવા રોગીના દોષ, પ્રકૃતિ વગેરે જોઈને તેને માફક આવે એવા ઔષધોથી સિદ્ધ કરેલા સ્નેહ વડે દર્દીને સ્નિગ્ધ કરીને પછી વમન અને વિરેચન આપવું, (કેમ કે વમન, વિરેચન કરાવવાથી પ્રમેહના ક્લેદ (ભીનાશ) શમે છે) વમન, વિરેચનથી રોગીને શુદ્ધ કર્યા પછી સુરસાદિ ગણના દ્રવ્યોના (સૂત્રસ્થાન અધ્યાય ૧૫, શ્લોક ૩૦) ક્વાથમાં મોથ, દેવદાર અને સૂંઠનું ચૂર્ણ પ્રતિવાપ તરીકે નાખીને આસ્થાપન બસ્તિ આપવી. જો રોગી પિત્તથી પીડાતો હોય તો તેને ન્યગ્રોધાદિ ગણના ઔષધોના ક્વાથમાં મોથ, દેવદાર અને સૂંઠનું ચૂર્ણ પ્રતિવાપ તરીકે નાખીને તેની આસ્થાપન બસ્તિ આપવી પછી જ્યારે એ રીતે પ્રમેહવાળો રોગી શુદ્ધ થાય, ત્યારે તેને (જાંગલ પ્રાણીઓના) માંસરસ વડે તૃપ્ત કરવો

**પ્રમેહવાળાને શમન ઔષધ આપવા: કારણ**

**मूत्रग्रहरुजागुल्मक्षयाद्यास्त्वपतर्पणात् ।**
**ततोऽनुबन्धरक्षार्थं शमनानि प्रयोजयेत् ॥४॥**

પ્રમેહવાળાનું અપતર્પણ કરવાથી મૂત્ર રોકાઈ જવાનો રોગ થાય છે તેમ જ ગોળો અને ક્ષય વગેરે

રોગ થાય છે માટે પ્રમેહની પાછળ બીજા રોગો ઉત્પન્ન ન થાય તે માટે પ્રમેહરોગવાળાને શમન ઔષધો આપવાં જો એમ ન કરવામા આવે તો પ્રમેહ શમી ગયા પછી પણ લગાર કારણ મળતા તે પાછો પ્રકટ થાય છે ( રોગ ફરીથી થાય છે )

જેમનું શોધન કરવાની મના છે એવા પ્રમેહરોગીને શમન ઔષધો જ આપવાં

**असंशोध्यस्य तान्येव सर्वमेहेषु पाययेत्।**

જે પ્રમેહવાળા રોગીને શોધન ન થઈ શકે એમ હોય (સૂત્રસ્થાન ૧૮/૩ થી ૬, ૧૦ થી ૧૧, ૧૯/૩૩ થી ૫૫ ) તેને સર્વે પ્રમેહમા ઉપર કહ્યુ તેમ શમન ઔષધ જ પાવા તેમને શોધન ઔષધ ન જ આપવા )

પ્રમેહનાં શમન ઔષધો

**धात्रीरसप्लुतां प्राह्णे हरिद्रां माक्षिकान्विताम्॥५
दार्वीसुराह्वत्रिफलामुस्ता वा क्वथिता जले।
चित्रकत्रिफलादार्वीकलिङ्गान्
वा समाक्षिकान् ॥६॥
मधुयुक्तं गुडूच्या वा रसमामलकस्य वा।**

આમળાના રસમા હળદર ઘાઈને તેમા મધ નાખી ને સવારમા પાવુ અથવા દારુહળદર, દેવદાર, ત્રિફળા, મોથ, એ ઔષધોનો ક્વાથ પાણીમા કરીને પાવો, અથવા ચિત્રો, ત્રિફળા, દારુહળદર અને ઈન્દ્રજવ, એ ઔષધોનો ક્વાથ મધ સાથે પાવો અથવા ગળોનો રસ મધ સાથે પાવો, અથવા આમળાનો રસ મધ સાથે પાવો—એ સર્વે ઉપાય પ્રમેહને શમાવે છે

કફપ્રમેહના ઔષધ

**रोध्राभयातोयदकट्फलानां
पाठाविडङ्गार्जुनधन्वनानाम्।
गायत्रिदार्वीकृमिहृत्सवानां
कफे त्रयः क्षौद्रयुताः कषायाः॥७॥**

જો કફથી થયેલો પ્રમેહ હોય તો લોધર, હરડે, મોથ અને કાયફળનો ક્વાથ કરીને તેમા મધ નાખીને પાવો, અથવા પહાડમૂળ, વાવડિંગ, સાદડ અને ધામણ નો ક્વાથ કરીને તેમા મધ નાખીને પાવો, અથવા ખેર, દારુહળદર, વાવડિંગ અને ધાવડો, એ ઔષધોનો ક્વાથ કરીને તેમા મધ નાખીને પાવો એ ત્રણે ક્વાથ કફપ્રમેહને શમાવનારા છે

પિત્તપ્રમેહના ઔષધો

**उशीररोध्रार्जुनचन्दनानां
पटोलनिम्बामलकामृतानाम्।
रोध्राम्बुकालीयकधातकीनां
पित्ते त्रयः क्षौद्रयुताः कषायाः॥८॥**

વીરણ, વાળો, લોધર, સાદડ અને ચદન( રક્ત ચદન )ના ક્વાથમા મધ નાખીને પાવો, અથવા પટોળ, લીમડો, આમળા અને ગળોના ક્વાથમા મધ નાખીને પાવો, અથવા લોધર, વાળો, દારુહળદર અને ધાવડી એ ઔષધોના ક્વાથમા મધ નાખીને તે ક્વાથ પાવો એ ત્રણે ક્વાથ પિત્તપ્રમેહને શમાવનારા છે

કફપ્રમેહ અને પિત્તપ્રમેહમા અન્નપાન

**यथास्वमेभिः पानान्नं यवगोधूमभावनाः॥९॥**

ઉપર કફપ્રમેહ અને પિત્તપ્રમેહના જે ક્વાથ બતાવ્યા છે, તેમની સાથે રોગીના દોષનો વિચાર કરીને ઉપર કહેલા લોધર વગેરેમાથી અન્નપાન બનાવવા તથા ઉપર કહેલા કફના અને પિત્તના પ્રમેહ માટે કહેલા ઔષધોની ભાવના જવ તથા ઘઉને આપીને તેનુ અન્નપાન બનાવવું

વાતપ્રમેહના ઔષધની બનાવટ

**वातोल्बणेषु स्नेहांश्च प्रमेहेषु प्रकल्पयेत्।**

જે પ્રમેહમા વાયુનુ બળ અધિક હોય તેમા એ જ ઔષધો વડે સ્નેહ સિદ્ધ કરીને રોગીને આપવા.

બધા પ્રમેહમાં સામાન્ય પથ્ય

**अपूपसक्तुवाट्यादिर्यवानां विकृतिर्हिता ॥१०॥
गजाश्वगुदमुक्तानामथवा वेणुजन्मनाम्।
तृणधान्यानि मुद्गाद्याः शालिर्जीर्णः सषष्टिकः॥११
श्रीकुक्कुटोऽम्लः खलकस्तिलसर्षपकिट्टजः।
कपित्थं तिन्दुकं जम्बूस्तत्कृता रागषाडवाः॥१२
तिक्तं शाकं मधु श्रेष्ठा भक्ष्याः
शुष्काः ससक्तवः।
धन्वमांसानि शूल्यानि
परिशुष्काण्ययस्कृतिः ॥१३॥
मध्वरिष्टासवा जीर्णाः सीधुः पक्वरसोद्भवः।
तथाऽसनादिसाराम्बु
दर्भाम्भो माक्षिकोदकम् ॥ १४ ॥**

જવની વાનીઓ જેવી કે, પૂરીઓ, સાથુ, વાટય વગેરે પ્રમેહવાળાને હિતકારક છે તેમ જ હાથ કે ઘોડાને જવ ખવરાવીને પછી તેમના છાણમાથી જવ કાઢી લઈને તેની પૂરીઓ, સાથુ વગેરે કરીને રોગીને આપવા તે પણ હિતકર છે અથવા વાંસિયા જવ( જે વાંસમાથી થાય છે તે જવ )ની પૂરીઓ, સાથુ વગેરે કરીને રોગીને આપવાં હિતકર છે બંટી, સામો વગેરે તૃણધાન્ય, મગ

વગેરે હલકા કઠોળ, જૂના શાળ ચોખા કે સાઠી ચોખા એ અન્ન પ્રમેહવાળાને હિતકર છે શ્રીકુક્કુટ નામે ખલ જેમા તલ અને સરસવનો ખોળ નાખવામા આવે છે તથા જે છોડા કાઢી નાખેલા ઘઉં, આદાના કકડા વગેરે થી બનાવવામા આવે છે, અને જે માળવામા પ્રસિદ્ધ છે, તે પ્રમેહવાળાને હિતકર છે કોઠુ, ઝેરકોચલુ અને જાબુ, એ પ્રમેહવાળાને હિતકર છે, તથા કોઠુ, ઝેરકોચલુ અને જાબુથી બનાવેલા રાગ, ખાડવ પણ હિતકર છે વળી કડવુ શાક, મધ, ત્રિફળા, સાથુ અને સૂકા ભોજન સોયામા પરોવીને શેક્યુ હોય અને અતિશય પકવ થવાથી જે સૂકુ થયું હોય તેવુ જાગલ પ્રાણીઓનુ માંસ—એ સર્વે પ્રમેહવાળાને હિત કરનારા છે વળી હવે પછી (શ્લોક ૨૮ાા થી ૩૨ મા) અપસ્કૃતિ કહેવામા આવશે તે, જૂનું મધ, જૂનું અરિષ્ટ, જૂના આસવ, પકવ રસમાથી બનાવેલું સીધુ નામે મદ્ય, (સૂ સ્થા. અ. ૧૫, શ્લોક ૧૯ મા આપેલા) અસનાદિ વર્ગનું સારાબુ, દર્ભનું જળ અને મધપાણી, એ પણ પ્રમેહ વાળાને હિતકર છે

### કેવા જવનો સાથુ કેવી રીતે પીવો?

वासितेषु वराक्वाथे शर्वरीं शोषितेष्वहः ।
यवेषु सुकृतान् सक्तून्
सक्षौद्रान् सीधुना पिबेत् ॥१५॥

જવને ત્રિફળાના કવાથમાં આખી રાત પલાળી રાખવા પછી દિવસે તેને સૂકવી નાખવા, પછી તેનો સારી રીતે સાથુ કરીને તેમા મધ નાખીને તેને સીધુ સાથે પીવો.

### કફપિત્તના પ્રમેહ ઉપર પુષ્પચૂર્ણ

शालसप्ताह्वकम्पिल्लवृक्षकाक्षकपित्थजम् ।
रोहीतकं च कुसुमं मधुनाऽद्यात्सुचूर्णितम् ॥१६
कफपित्तप्रमेहेषु पिबेद्धात्रीरसेन वा ।

શાળનું ઝાડ, રોહીડો, કપીલો, બહેડાનું વૃક્ષ, કોઠી અને રાહીડો, એટલા વૃક્ષોના ફૂલનું ચૂર્ણ કરીને મધ સાથે ખાવું જો તે પ્રમેહ કફ અને પિત્તનો (બેનો) હોય તો એ જ ચૂર્ણ આમળાના સ્વરસ સાથે પીવું

### વાતકફના, પિત્તના કે મિશ્ર દોષોના પ્રમેહમા સ્નેહ

त्रिकण्टकनिशारोध्रसोमवल्कवचार्जुनैः ॥ १७॥
पद्मकाश्मन्तकारिष्टचन्दनागुरुदीप्यकैः ।
पटोलमुस्तमञ्जिष्ठामाद्रीभल्लातकैः पचेत् ॥ १८ ॥
तैलं वातकफे पित्ते घृतं मिश्रेषु मिश्रकम् ।

ગોખરુ, હળદર, લોધર, ખેર, વજ, સાદડ, પદ્મકાષ્ઠ, ધોળો કાચનાર, કડુ, ચંદન, અગર, અજમોદ, પટોળ, મોથ, મજીઠ, રેણુકબીજ, ભિલામા, એ ઔષધોનો કલ્ક કરીને તે વડે તેલ સિદ્ધ કરવુ અને તે વાત કફ પ્રમેહમા પીવુ જો પિત્તપ્રમેહ હોય તો એ જ ઔષધોના કલ્કથી ઘી સિદ્ધ કરવુ અને પીવું તથા ભેગા દોષ હોય તો એ જ કલ્ક વડે ઘી તથા તેલ બને વાના સિદ્ધ કરીને પીવા.

### બધા પ્રમેહમા ધાન્વંતરઘૃત

दशमूलशठीदन्तीसुराह्वं द्विपुनर्नवम् ॥ १९ ॥
मूलं स्नुगर्कयोः पथ्या भूकदम्बमरुष्करम् ।
करञ्जौ वरुणान्मूलं पिप्पल्याः पौष्करं च यत् २०
पृथग् दशपलं प्रस्थान् यवकोलकुलत्थतः ।
त्रींश्चाष्टगुणिते तोये विपचेत्पादवर्तिना ॥ २१ ॥
तेन द्विपिप्पलीचव्यवचानिचुलरोहिषैः ।
त्रिवृद्विडङ्गकम्पिल्लभार्गीविश्वैश्च साधयेत् ॥२२॥
प्रस्थं घृताज्जयेत्सर्वांस्तन्मेहान् पिटिका विषम् ।
पाण्डुविद्रधिगुल्मार्शः शोषशोफगदोदरम् ॥२३
श्वास कासं वमिं वृद्धिं प्लीहानं वातशोणितम् ।
कुष्ठोन्मादावपस्मारं धान्वन्तरमिदं घृतम् ॥ २४

દશમૂલ, પટ્કચૂરા, નપાળો, દેવદાર, બંને (ધોળી અને રાતી) સાટોડીઓ, થોરનું મૂળ અને આકડાનું મૂળ, હરડે, ભૂમિકદંબ, ભિલામા, કરંજનું અને પૂતિ કરંજનું મૂળ, વરણાનું (વાયવરણાનું) મૂળ, પીપરી-મૂળ, પુષ્કરમૂળ, એ સર્વ ઔષધ જુદાં જુદાં ચાળીસ ચાળીસ તોલા લેવાં. જવ, બોર અને કળથી એ ત્રણને જુદા જુદા ચોસઠ તોલા લેવાં. પછી તે સર્વ નો આઠગણા પાણીમા કવાથ કરવો. તે કવાથ ઉકળતાં ઉકળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યાર તેમા પીપર, ગજપીપર, ચવક, વજ, નેતર, રોહિષ ઘાસ, નસોતર, વાવડિંગ, કપિલો, ભારંગ અને સૂંઠ એ ઔષધોનો કલ્ક નાખીને ચોસઠ તોલા ઘી સિદ્ધ કરવું એ ઘી ખાવાથી સર્વે પ્રકારના પ્રમેહ, પ્રમેહ પિટિકાઓ, વિષ, પાંડુરોગ, ગડ, ગોળો, હરસ, સોજો, શોષ (ક્ષય) રોગ, કૃત્રિમ ઝેર, ઉદરરોગ, દમ, ખાંસી, ઊલટી, વધરાવળ, બરોળ, વાતરક્ત, ચામડીના રોગ, ગાંડપણ, વાઈ એ સર્વ રોગ મટે છે એને ધાન્વંતરઘૃત કહે છે.

### બધા પ્રમેહ વગેરે ઉપર લોધ્રાસવ

रोध्रमूर्वाशठीविल्वभार्गीनतनखल्लवान् ।
कलिङ्ग[illegible]कृमिघ्नकगतिविषाग्निकान् ॥ २५ ॥
द्वे विशाले चतुर्जातं भूनिम्बं कटुरोहिणीम् ।

-चवानीं पौष्कर पाठां ग्रन्थिं चव्य फलत्रयम् ॥२६
कर्षांशमम्बुकलशे पादशेषे स्रुते हिमे।
द्वौ प्रस्थौ माक्षिकात्क्षिप्त्वा रक्षेत्पक्षमुपेक्षया ॥
रोध्रासवोऽयं मेहार्शः श्वित्रकुष्ठारुचिक्रमीन्।
पाण्डुत्व ग्रहणीदोष स्थूलतां च नियच्छति ॥

લોધર, મૂર્વા (મોરવેલ), પટ્કચૂરો, વાવડિંગ, ભારંગ, તગર, નખલા, હલકી જાતની મોથ, ઈન્દ્રજવ, ઉપલેટ, પઠાણી લોધર, કાગ, અતિવિષ, ચિત્રો, બન્ને પ્રકારની વિશાલા (ઈન્દ્રવારુણી), ચતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર), કરિયાતું, કડુ, ચવાની અજમો, પુષ્કરમૂળ, પહાડમૂળ, પીપરીમૂળ, ચવક, ત્રિફળા, એ સર્વ ઔષધો એકએક તોલો લઈને તેને એક દ્રોણ પાણીમા નાખીને કવાથ કરવો. પછી જ્યારે ઊકળતાઊકળતા તેમાથી ચોથા ભાગનુ પાણી બાકી રહે, ત્યારે તેને ગાળી લઈને ઠડુ કરવુ પછી તેમા એકસો અઠ્ઠાવીસ તોલા મધ નાખીને તેને એક પાત્રમા નાખીને બધ કરીને એકાત જગ્યાએ હલાવ્યાચલાવ્યા સિવાય પદર દિવસ રહેવા દેવુ એ રીતે તૈયાર થયેલા આસવને રોધ્રાસવ કહે છે એ રાધ્રાસવ પીવાથી પ્રમેહ, હરસ, ચામડીના રોગ, ધોળો કોઢ, અરુચિ, કરમિયા, પાડુરોગ, ગ્રહણીરોગ અને ચરબી વધી જવાથી શરીર જાડુ થઈ જાય છે, તે રોગ મટે છે

બધા પ્રમેહ વગેરે ઉપર અયસ્કૃતિ

साधयेदसनादीना पलानां विंशतिं पृथक्।
द्विवहेऽपा क्षिपेत्तत्र पादस्थे द्वे शते गुडात् ॥२९
क्षौद्रार्धकार्धं पलिकं वत्सकादिं च कल्कितम्।
तत्क्षौद्रपिप्पलीचूर्णप्रदिग्धे घृतभाजने ॥३०॥
स्थितं दृढे जतुस्रुते यवराशौ निधापयेत्।
खदिराङ्गारतप्तानि बहुशोऽत्र निमज्जयेत् ॥३१॥
तनूनि तीक्ष्णलोहस्य पत्राण्यालोहसंक्षयात्।
अयस्कृतिः स्थिता पीता पूर्वस्मादधिका गुणैः

સૂત્રસ્થાનમાં (અ. ૧૫, શ્લોક ૧૮મા) અસનાદિ ગણના ઔષધો કહેલા છે તે દરેક ઔષધ વીસવીસ પલ લેવા, અને તેને આઠ દ્રોણ પાણીમાં નાખીને ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યાં સુધી કવાથ કરવો પછી એ કવાથ ગાળી લઈને તેમાં આઠસો તોલા ગોળ નાખવો. એકસો અઠ્ઠાવીસ તોલા મધ નાખવું અને વત્સકાદિ ગણના ઔષધો (સૂ સ્થાન અ. ૧૫, શ્લોક ૩૩, ૩૪) એકએક પલ લઈને તેનો કલ્ક કરીને નાખવો. પછી એક મજબૂત અને ઘી ભરવાનું માટીનું વાસણ જે લાખથી લાખેલું (લાખ ચોપડેલું) હોય તેની અદર ચારે પાસ પીપરનુ ચૂર્ણ અને મધ ચોપડીને તેમા તે સર્વ કવાથ વગેરે નાખવું પછી તે વાસણને બધ કરીને જવના ઢગલામા દાટી મૂકવું પંદર દિવસ પછી તેને બહાર કાઢીને, પોલાદના વરખ જેવાં બારીક (અતિ પાતળા) પતરા ખેરના અંગારામા લાલચોળ તપાવીને તે વાસણમા બોળવા. વળી ફરીને બહાર કાઢીને તપાવવા તથા બોળવા. જ્યાં સુધી તે પતરા પેલા આસવમા ગળી જાય, ત્યા સુધી એ પ્રમાણે કરવું એ રીતે અયસ્કૃતિ બને છે એ પીવાથી પાછળ કહેલા રાધ્રાસવ કરતા વધારે ગુણ થાય છે (આસવમાં બોળવાના પતરાનુ વજન ચોસઠ તોલા જોઈએ)

પ્રમેહ માટે પથ્ય આહારવિહાર

रूक्षमुद्वर्तनं गाढं व्यायामो निशि जागरः।
यच्चान्यच्छ्लेष्ममेदोघ्नं बहिरन्तश्च तद्धितम् ॥३३

પ્રમેહરોગમા શરીરે જે ઉદ્વર્તન ચોળવાનું (નીચેથી ઊંચે ચોળવાનું દ્રવ્ય) હોય તે લૂખું જોઈએ અને તે ભાર દઈને ચોળવું, હલકે હાથે ચોળવું નહિ, કસરત કરવી, રાતે જાગવુ અને બીજા પણ જે ઉપચાર કફ અને ચરબીનો નાશ કરનારા હોય, તે શરીરની બહાર અને શરીરની અદર કરવા તે હિતકર છે

ઉપદ્રવો સાથે બધા પ્રમેહ મટાડે
એવુ રસાયન

सुभावितां सारजलैस्तुलां पीत्वा शिलोद्भवात्।
साराम्बुनैव भुञ्जानः शालीन् जाङ्गलजै रसैः ॥३४
सर्वानभिभवेन्मेहान् सुबहूपद्रवानपि।
गण्डमालार्बुदग्रन्थिस्थौल्यकुष्ठभगन्दरान् ॥३५॥
कृमिश्लीपदशोफांश्च परं चैतद्रसायनम्।

ખેરસાર વગેરે સારના પાણી વડે ચાર સો તોલા શિલાજીતને સારી રીતે ભાવના આપીને તે શિલાજિતને તે જ ખેરસાર વગેરે સારના પાણી સાથે ખાવો. તથા ખેરસાર વગેર સારના પાણી સાથે શાલી ડાંગરના ચોખાનો ભાત તથા જાગલ પ્રાણીઓનો માસરસ ખાવો તથા પીવો. એ રીતે કરવાથી કઠમાળ, અર્બુદ, રસોળી, શરીરની સ્થૂલતા, ચામડીના રોગ, ભગદર, કરમિયાનો રોગ, હાથીપગ, સોજો, એ રોગ મટે છે, ને જે જે જાતના પ્રમેહ થયા હોય તે તે સર્વ જાતના પ્રમેહ પણ તેના અનેક ઉપદ્રવો સહિત નાશ પામે છે આ ઔષધ શ્રેષ્ઠ રસાયન છે

ગરીબ પ્રમેહરોગીની માટે ઉપાય

अधनश्छत्रपादत्ररहितो मुनिवर्तनः ॥३६॥
योजनानां शतं यायात् खनेद्वा सलिलाशयान्।

**गोशकृन्मूत्रवृत्तिर्वा गोभिरेव सह भ्रमेत् ॥३७॥**

જે પ્રમેહવાળા માણસના ઘરમાં ધન હોય નહિ; અર્થાત્ જેની પાસે ઔષધ માટે ખર્ચ કરવા જેટલું દ્રવ્ય ન હોય, તેણે છત્રી વિના અને જોડા વિના મુનિ જેવું જીવન ગાળીને આઠસોનવસો માઈલ ચાલવું, અથવા જળાશય (તળાવ) જાતે ખોદવા, રાથવા અથવા જળાશય (તળાવ) જાતે ખોદવા, અથવા ગાયના છાણ અને મૂત્ર ઉપર નિર્વાહ કરીને (=ખાઈ પીને) ગાયોની સાથેસાથે ભમવું

**દૂબળા પ્રમેહરોગીનું ઔષધ**

**बृंहयेदौषधाहारैरमेदोमूत्रलैः कृशम् ।**

જે માણસ શરીરે કૃશ (પાતળો) હોય તેને ચરબી અને મૂત્ર ઉત્પન્ન ન કરે એવાં ઔષધ અને આહાર ખવડાવીને તેનું બૃંહણ કરવું (શરીર વધારવું) (અર્થાત્ તેને બૃંહણ ઔષધ અને ખોરાક આપવા, પણ તે મૂત્ર અને ચરબીને વધારે એવા ન જોઈએ)

**પ્રમેહપિટિકાઓની ચિકિત્સા**

**शराविकाद्याः पिटिकाः शोफवत्समुपाचरेत् ॥३८॥**
**अपक्का व्रणवत्पक्वाः**

પ્રમેહના રોગીને શરાવિકા વગેરે ફોલ્લીઓ (નિ ૧૦/૨૪ા થી ૩૬) થાય છે, તે જ્યાં સુધી પાકે નહિ ત્યાં સુધી તેની ચિકિત્સા સોજાની પેઠે કરવી જો તે પાકેલી હોય તો તેની ચિકિત્સા વ્રણ પ્રમાણે કરવી

**પિટિકાઓના પૂર્વરૂપમાં ઉપાય**

**तासां प्राग्रूप एव च ।**
**क्षीरिवृक्षाम्बु पानाय बस्तमूत्रं च शस्यते ॥३९॥**
**तीक्ष्णं च शोधनं, प्रायो दुर्विरेच्या हि मेहिनः ।**

એ પિટિકાઓની પૂર્વરૂપની અવસ્થામાં રોગીને વડ, પીપળો વગેરે જેમાંથી દૂધ નીકળે છે એવા વૃક્ષનો કવાથ પીવા આપવો, તેમ જ બેટાનું મૂત્ર રોગીને પાવું, એ પણ શ્રેષ્ઠ છે વળી પ્રમેહવાળાને શોધન (વિરેચન) તીક્ષ્ણ (સખત) આપવું; કેમ કે પ્રમેહવાળાને જુલાબ થવો કઠણ છે

**પિટિકાઓ પાકી હોય તેનો ઉપાય**

**तैलमेलादिना कुर्याद्व्रणेन व्रणरोपणम् ॥४०॥**
**उद्वर्तने कषायं तु वर्गेणारग्वधादिना ।**
**परिषेकोऽसनाद्येन पानान्नं वत्सकादिना ॥४१॥**

પિટિકાઓ પકવ થવાથી વ્રણરૂપ થઈ હોય તો એલાદિ ગણના ઔષધો વડે તેલ સિદ્ધ કરવું, અને તે તેલ વ્રણને ચોપડવું. તેથી વ્રણને અંકુર આવે છે. વ્રણના ઉદ્વર્તન કરવા માટે આરગ્વધાદિ ગણના ઔષધો વડે કવાથ કરીને તે વડે ઉદ્વર્તન કરવું. વ્રણ ઉપર અસનાદિ ગણના ઔષધોનો કવાથ કરીને તેની ધાર કરવી (છાંટવું) તથા વત્સકાદિ ગણના ઔષધો વડે અન્નપાન સિદ્ધ કરીને તે રોગીએ ખાવા.

**પિટિકાનો ઘા રુઝવવાના ઉપાય : અન્નપાન**

**पाठाचित्रकशार्ङ्गेष्टासारिवाकण्टकारिकाः ।**
**सप्ताह्वं कौटजं मूलं सोमवल्कं नृपद्रुमम् ॥४२॥**
**सञ्चूर्ण्य मधुना लिह्यात्तद्वच्चूर्णं नवायसम् ।**

પહાડમૂળ, ચિત્રો, કરજ, સારિવા (કાળીવેલ, કપુરી), રીંગણી, રોહીડો, ઈન્દ્રજવનું મૂળ, ખેર, ગરમાળો, એ ઔષધોનું ચૂર્ણ કરીને મધમાં ચાટવું તે જ પ્રમાણે (જેને કાટ ન ચડયો હોય એવા) નવા ગજવેલ લોખંડના વરખના ચૂર્ણને પણ મધ સાથે ચાટવું

**અસાધ્ય મધુમેહનો ઉપાય**

**मधुमेहित्वमापन्नो भिषग्भिः परिवर्जितः ॥४३॥**
**शिलाजतुतुलामद्यात्प्रमेहार्तः पुनर्नवः ॥४३½॥**

પ્રમેહના રોગવાળાના પ્રમેહમાંથી જ્યારે વધતા વધતા મધુમેહ થાય છે, ત્યારે તે અસાધ્ય કહેવાય છે. એ રીતે મધુમેહ રોગ જેને થયો હોય અને વૈદ્યોએ પણ જેને અસાધ્ય ગણીને તજી દીધો હોય, તે પણ જો ચારસો તોલા શિલાજિત ખાય, તો તે પ્રમેહથી પીડાતો માણસ પાછો નવો થાય છે, નીરોગી થાય છે.

ખરનાદના ગ્રંથમાં દરેક જાતના પ્રમેહના જુદા-જુદા ખાસ ઉપચાર કહ્યા છે, તે નીચે પ્રમાણે છે

(જળપ્રમેહ વગેરેના લક્ષણ માટે જુઓ નિદાન-સ્થાન અ. ૧૦, શ્લોક ૮ થી ૧૮.)

૧ જળપ્રમેહમાં પીપળો, સુખડ, અગર અને પહાડમૂળ, એ ઔષધોનો કવાથ પીવો

૨ ઇક્ષુપ્રમેહમાં પહાડમૂળ અને વાવડિંગનો કવાથ પીવો.

૩ સાંદ્રમેહમાં તુવેરની દાળ અથવા પીઝી કસૂંટ હિતકર છે.

૪ વારમીમેહમાં અર્જુનવૃક્ષ(સાદડ)નો કવાથ પીવો

૫ પિષ્ટમેહમાં હળદર અને નાકર દૈવ પાણી સાથે પીવા

૬ શુક્રમેહમાં ઉિના પાણી સાથે અથવા સુરા સાથે લીમડો પીવો.

૭ સિકતામેહમાં ચિત્રો, હિંગ અને ઉપલેટના કવાથ પીવો.

૮ શીતપ્રમેહમાં લીમડાનો કવાથ પીવો.

૯ શનૈર્મેહમા પાષાણભેદનો ક્વાથ સુરા સાથે પીવો શ્રેષ્ઠ છે

૧૦ લાલામેહમા ત્રિફળા તથા ગોખરુનો ક્વાથ પીવો

૧૧ ક્ષારમેહમા શલ્લકી (સાલાઈ), વાળો, સિંધવ અને વજ, એ ઔષધોનું ચૂર્ણ આપવુ એ હિતકર છે

૧૨ નીલમેહમા લોધર, મજીઠ અને કદંબનો ક્વાથ પીવો

૧૩ કાલમેહમા બહેડાનો ક્વાથ અથવા બહેડાનો કલ્ક શ્રેષ્ઠ છે

૧૪ નિશામેહમા ધાવડી, પદ્મકાષ્ઠ, મજીઠ, એ ઔષધોનો ક્વાથ પીવો

૧૫ માંજિષ્ઠમેહમા ત્રિફળા, મોથ, વીરણવાળો, પદ્મકાષ્ઠ અને લોધર, એ ઔષધોનો ક્વાથ પીવો

૧૬ લોહિતમેહમા ત્રિફળાના ક્વાથ સાથે શિલાજિત પીવો

પ્રમેહવાળાનુ શોધન —વીરણવાળો, નસોતર, આમળા, મોથ, રસાંજન, કડુ, અતિવિષ, લોધર, એ સર્વ ઔષધોનુ ચૂર્ણ ખેરના પાણી સાથે પીવુ પ્રમેહના રોગવાળાને એ શોધન (વિરેચન) સારુ છે

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने प्रमेहचिकित्सित नाम द्वादशोऽध्यायः ॥१२॥

## અધ્યાય ૧૩ મો : ગડની અને વધરાવળની ચિકિત્સા

વિદ્રધિ (ગડ) એ પ્રમેહનો ઉપદ્રવ છે માટે પ્રમેહની ચિકિત્સા કહ્યા પછી વિદ્રધિની ચિકિત્સા કહેવી યોગ્ય ધારી વાગ્ભટ કહે છે કે

**अथातो विद्रधिवृद्धिचिकित्सितं व्याख्यास्यामः।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે વિદ્રધિ (ગડ) અને વૃદ્ધિ(વધરાવળ)ની ચિકિત્સા અમે સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### બાહ્ય વિદ્રધિ(ગડ)ની ચિકિત્સા

(શ્લોક ૦।। થી ૭)

**કાચા અને પાકા ગડના ઉપાય**

**विद्रधिं सर्वमेवामं शोफवत्समुपाचरेत् ।**
**प्रततं च हरेद्रक्तं पक्वे तु व्रणवत्क्रिया ॥१॥**

સર્વે પ્રકારના વિદ્રધિ જ્યારે કાચા હોય ત્યારે તેની ચિકિત્સા સોજાની પેઠે કરવી (જળો મૂકાવીને) તેમાથી લોહી સતત ખેંચી કઢાવવુ, અને તે વિદ્રધિ પાકે ત્યારે વ્રણની પેઠે ઉપચાર કરવા (કાચા ગૂમડાને પાકવા ન દેવા માટે જળો મૂકાવીને, ફસ્ત ખોલાવીને કે રૂમડીથી લોહી કઢાવતા રહવુ)

**વાયુના ગડની ચિકિત્સા**

**पञ्चमूलजलैर्धौतं वातिकं लवणोत्तरैः ।**
**भद्रादिवर्गयष्ट्याह्वतिलैरालेपयेद्व्रणम् ॥ २ ॥**

વાયુના વિદ્રધિમા થયેલા ઘાને પચમૂળના ક્વાથ વડે ધોવા તથા પાછળ કહેલા ભદ્રાદિ વર્ગના ઔષધો (સૂ સ્થા ૨। ૧૫, શ્લોક ૪।।) જેઠીમધ, તલ અને સિંધવ, એ ઔષધો વાટીને વ્રણ ઉપર લેપ કરવો

**વાયુના ગડનો ઘા શી રીતે ધોવો અને રુઝવવો ?**

**वैरेचनिकयुक्तेन त्रैवृतेन विशोध्य च ।**
**विदारीवर्गसिद्धेन त्रैवृतेनैव रोपयेत् ॥ ३ ॥**

(સૂ સ્થા અ ૧૫, શ્લોક ૨મા કહેલા) વિરેચન કરનારા દ્રવ્યમા નસોતર નાખીને વ્રણને સાફ કરવો તથા (સૂ સ્થાન અ ૧૫, શ્લોક ૯મા કહેલાં) વિદારીદિ વર્ગના ઔષધોથી સિદ્ધ કરેલા નસોતરના સ્નેહથી તેનુ (વ્રણનુ) રોપણ કરવુ, અકુર આણવા (રૂઝવવો).

**પિત્તના ગડની ચિકિત્સા**

**क्षालितं क्षीरितोयेन लिम्पेद्यष्ट्यमृतातिलैः**
**पैत्तं घृतेन सिद्धेन मञ्जिष्ठोशीरपद्मकैः ॥ ४ ॥**
**पयस्याद्विनिशाश्रेष्ठायष्टीदुग्धैश्च रोपयेत् ।**
**न्यग्रोधादिप्रवालत्वक्फलैर्वा**

વડ વગેરે દૂધ નીકળે એવા વૃક્ષના ક્વાથથી પિત્ત વિદ્રધિના વ્રણને ધોવો તથા જેઠીમધ, ગળો ૨ ને તલનો કલ્ક કરીને તેને બહારથી લેપ કરવો પછી મજીઠ, વીરણવાળો, પદ્મકાષ્ઠ, ક્ષીરકાકોલી, હળદર, દારુહળદર, ત્રિફળા, જેઠીમધ, એ ઔષધોનો ક્વાથ કરીને તેમા સ્નેહવિધિમાં કહ્યા પ્રમાણે ઘી તથા દૂધ નાખીને એ જ ઔષધોના કલ્ક વડે ઘી સિદ્ધ કરવુ એ ઘી વડ પિત્તવિદ્રધિના વ્રણને રૂઝવવો, અકુર આણવા અથવા વડ વગેરે દૂધ નીકળે એવા ઝાડના પ્રવાલ (કુમળા પાદડા), છાલ અને ફળથી ઘી સિદ્ધ કરીને તે ઘી વડે રૂઝવવું

**કફના ગડની ચિકિત્સા**

**कफजं पुनः ॥ ५ ॥**
**आरग्वधादिना धौतं सक्तुकुम्भनिशातिलैः ।**

लिम्पेत्कुलत्थिकादन्ती-
त्रिवृच्छ्यामाग्नितिल्वकैः ॥ ६ ॥
ससैन्धवैः सगोमूत्रैस्तैलं कुर्वीत रोपणम् ।

કફના ગડના વ્રણને ગરમાળાના કવાથ વડે ધોવો તથા જવનો સાથુ, નસોતર, હળદર, તલ, એ ઔષધોના કલ્ક વડે બહાર લેપ કરવો અને કળથી, નેપાળો, નસોતર, પીપર, ચિત્રો, લોધર, સિંધવ અને ગાયનું મૂત્ર, એ ઔષધો વડે તેલ સિદ્ધ કરીને તે તેલ ઘા રૂઝવવા માટે વાપરવું

રક્તવિદ્રધિ અને આગંતુવિદ્રધિના ઉપાય

रक्तागन्तूद्भवे कार्या पित्तविद्रधिवत्क्रिया ॥ ७ ॥

લોહી કોપવાથી થયેલા તથા ક્ષત વગેરે આગંતુ કારણથી થયેલા વિદ્રધિની ક્રિયા પિત્તવિદ્રધિની ક્રિયા જેવી કરવી (અર્થાત્ જે ઔષધો અને જે કર્મ પિત્ત વિદ્રધિમા લાગુ પડે છે તે ઔષધો અને તે કર્મ રક્ત વિદ્રધિ તથા ક્ષતવિદ્રધિમા લાગુ પડ છે)

ઉપર બહિર્વિદ્રધિની (બાહ્ય વિદ્રધિની) ચિકિત્સા કહ્યા પછી અંતર્વિદ્રધિ એટલે શરીરની અંદર જે વિદ્રધિ થાય છે તેની ચિકિત્સા કહે છે

## કાચા અંતર્વિદ્રધિના ઉપાય

(શ્લોક ૭॥ થી ૧૦)

કવાથ

वरुणादिगणक्वाथमपक्वेऽभ्यन्तरोत्थिते ।
ऊषकादिप्रतीवापं पूर्वाह्णे विद्रधौ पिबेत् ॥ ८ ॥

અંતર્વિદ્રધિ જો કાચું હોય તો વરણાદિ ગણના ઔષધોનો કવાથ કરીને તેમા ઊષકાદિ ગણના ઔષધોનું ચૂર્ણ પ્રતિવાપ તરીકે નાખીને દિવસના પૂર્વભાગમા અર્થાત્ સવારમા પીવું

ઘી, નિરૂહ અને અનુવાસનબસ્તિ

घृतं विरेचनद्रव्यैः सिद्धं ताभ्यां च पाययेत् ।
निरूहं स्नेहबस्तिं च ताभ्यामेव प्रकल्पयेत् ॥९॥

શરીરની અંદરના ભાગમા ઉત્પન્ન થયેલું વિદ્રધિ જો પાકું ન હોય તો વાયુ વગેરે જે દોષથી તે ઉત્પન્ન થયું હોય તે દોષને યોગ્ય વિરેચન ઔષધોથી સિદ્ધ કરેલું ઘી રોગીને પાવું તથા વરુણાદિ ગણના અને ઊષકાદિ ગણના ઔષધો વડે સિદ્ધ કરેલું ઘી પાવું, તેમ જ વરુણાદિ અને ઊષકાદિ ગણના ઔષધો વડે સિદ્ધ કરેલા સ્નેહ વડે અનુવાસનબસ્તિ આપવી તથા તે જ ઔષધોથી નિરૂહબસ્તિ આપવી.

અન્નપાન, લેપ

पानभोजनलेपेषु मधुशिग्रुः प्रयोजितः ।
दत्तावापो यथादोषमपक्वं हन्ति विद्रधिम् ॥१०

જે દોષથી અંતર્વિદ્રધિ થયું હોય તે દોષને મટાડે એવા ઔષધો આવાપ તરીકે રાતા સરગવાના કવાથમા નાખીને એ કવાથ ખાવામાં, પીવામા અને લેપ કરવામાં વાપરવાથી કાચા ગડનો નાશ થાય છે

ગડ, ગોળો, રતવા, દાહ, મોહ, મદ, તાવ, તરસ, મૂર્છા, ઊલટી, હૃદયરોગ, રક્તપિત્ત, કુષ્ઠ અને કમળો મટાડે એવા ઔષધો

(શ્લોક ૧૦॥ થી ૧૭)

કવાથ

त्रायन्तीत्रिफलानिम्बकटुकामधुकं समम् ।
त्रिवृत्पटोलमूलाभ्यां
चत्वारोंऽशाः पृथक् पृथक् ॥ ११ ॥
मसूराद्विस्तुषादष्टौ तत्क्वाथः सघृतो जयेत् ।
विद्रधीगुल्मवीसर्पदाहमोहमदज्वरान् ॥ १२ ॥
तृण्मूर्च्छाच्छर्दिहृद्रोगपित्तासृक्कुष्ठकामलाः ।

ત્રાયમાણ, ત્રિફળા, લીમડો, કડુ, જેઠીમધ એ પાંચ ઔષધો સમાન એટલે સરખે ભાગે (એક એક ભાગ જેટલું લેવું. જેટલા દરેક) લેવા નસોતર ચાર ભાગ જેટલું લેવું. પટોળના મૂળ ચાર ભાગ જેટલા લેવા છોડાં કાઢી નાખેલા મસૂર આઠ ભાગ જેટલા લેવા પછી એ સર્વનો કવાથ કરીને ઘી સાથે રોગીને પાવો એથી ગડ, ગોળો, રતવા, દાહ, મોહ, મદ, તાવ, તરસનો રોગ, મૂરછારોગ, ઊલટીનો રોગ, હૃદયનો રોગ, રક્તપિત્ત, ચામડીના રોગ અને કમળો, એટલા રોગ મટે છે

कुडवं त्रायमाणायाः साध्यमष्टगुणेऽम्भसि ॥ १३॥
कुडवं तद्रसाद्धात्रीस्वरसात्क्षीरतो घृतात् ।
कर्षांशं कल्कितं तिक्तात्रायन्तीधन्वयासकम्॥१४
मुस्तातामलकीवीराजीवन्तीचन्दनोत्पलम् ।
पचेदेकत्र संयोज्य तद्घृतं पूर्ववद्गुणैः ॥ १५ ॥

સોળ તોલા ત્રાયમાણ લઈને તેને આઠગણા પાણીમાં સોળ તોલા પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું અને પછી તેમાંથી સોળ તોલા પાણી લેવું, આમળાના સ્વરસ સોળ તોલા લેવો, દૂધ સોળ તોલા લેવું, ઘી સોળ તોલા લેવું, પછી કડુ, ત્રાયમાણ, ધમાસો, મોથ, ભોંય આમલી, કાકોલી, જીવંતી (ડોડી), ચંદન, કમળ એ સર્વ ઔષધો એકએક તોલો લઈને તેનો કલ્ક કરીને તે સર્વમા નાખવો. પછી એ સર્વને એકઠું કરીને તેનું

પાક કરીને ઘી સિદ્ધ કરવું. એ ઘી ઉપર (શ્લોક ૧૦II થી ૧૨II માં) કહેલા ત્રાયંતી વગેરેના ક્વાથથી જે ગુણ થાય છે તેવો ગુણ કરે છે.

**द्राक्षा मधूकं खर्जूरं विदारी सशतावरी ।**
**परूषकाणि त्रिफला तत्क्वाथे पाचयेद्घृतम् १६**
**क्षीरेक्षुधात्रीनिर्यासप्राणदाकल्कसंयुतम् ।**
**तच्छीतं शर्कराक्षौद्रपादिकं पूर्ववद्गुणैः ॥१७॥**

કાળી દ્રાક્ષ, મહુડાં, ખજૂર, વિદારીકંદ, શતાવરી, ફાલસાં, ત્રિફળાં, એ સર્વેનો ક્વાથ કરવો. તે ક્વાથમાં શેરડીનો રસ નાખવો તથા આમળાંનો સ્વરસ નાખવો. એ સર્વમાં દૂધ નાખીને તેમાં ઘી નાખવું તથા તેમાં હરડેનો કલ્ક નાખીને તેને વિધિસર પકવવું. એ રીતે સિદ્ધ થયેલા ઘીમાં, ઘી ઠંડું પડ્યાં પછી ઘીથી ચોથે ભાગે સાકર અને તેટલું જ મધ નાખવું. એ ઘીનો ગુણ પણ પાછળ (શ્લોક ૧૦II થી ૧૨IIમાં) કહ્યો તેવો છે.

### ગડમાંથી લોહી શી રીતે કાઢી નાખવું?

**हरेच्छृङ्गादिभिरसृक् सिरया वा यथान्तिकम् ।**

વિદ્રધિ(ગડ)રોગમાં શૃંગ વગેરે (સૂ. અ. ૨૫) યંત્રોથી લોહી ખેંચાવવું અથવા વિદ્રધિની સમીપમાં જે શિરા હોય તેમાંથી લોહી કાઢી નખાવવું.

### કોઠામાં થયેલા, પાક ઉપર ચડેલા, બહાર ઊપસેલા ગડને પોટીસ

**विद्रधिं पच्यमानं च कोष्ठस्थं बहिरुन्नतम् ॥१८**
**ज्ञात्वोपनाहयेत्**

કોઠામાં વિદ્રધિ થયું હોય અને તે પાકતું હોય ત્યારે તે જે જગ્યાએ બહાર ઊપસેલું દેખાતું હોય, તે જગ્યાએ તે છે એમ જણાવીને તેને બંધારણ બાંધવું (પોટીસનો શેક બાંધવો).

### ગડ પાકયું હોવાનાં લક્ષણ: ઉપાય

**शूले स्थिते तत्रैव पिण्डिते ।**
**तत्पार्श्वपीडनात्सुप्तौ दाहादिष्वल्पकेषु च ॥१९॥**
**पक्वः स्याद्विद्रधिं भित्वा व्रणवत्तमुपाचरेत् ।**

જ્યારે શૂળ (સણકા) ફક્ત ગડ જેટલા ભાગમાં જ આવતું હોય, ગડની બહાર આજુબાજુ દબાવવાથી જાણે તે અંગ બહેરું થઈ ગયું હોય એવું લાગે અને જ્યારે બળતરા વગેરે ઓછાં થઈ જાય, ત્યારે ગડ પાકયું કહેવાય. તે વખતે એને ચીરીને પછી વ્રણ જેવા ઉપાય કરવા.

### અંતર્વિદ્રધિ પાકયાનાં ચિહ્ન

**अन्तर्भागस्य चाप्येतच्चिह्नं पक्वस्य विद्रधेः ॥२०॥**

શરીરની અંદર જે અંતર્વિદ્રધિ થાય છે તે પાકે છે, ત્યારે પણ ઉપર કહ્યાં તેવાં ચિહ્ન થાય છે.

### અંતર્વિદ્રધિ પાકીને અંદર ને અંદર ફૂટે તો શું કરવું?

**पक्वः स्रोतांसि सम्पूर्य**
**स यात्यूर्ध्वमधोऽथवा ।**
**स्वयं प्रवृत्तं तं दोषमुपेक्षेत हिताशिनः ॥२१॥**
**दशाहं द्वादशाहं वा रक्षन् भिषगुपद्रवान् ।**
**असम्यग्वहति क्लेदे वरुणादि सुखाम्भसा ॥२२॥**
***पाययेन्मधुशिग्रुं वा यवागूं तेन वा कृताम् ।***

જ્યારે અંતર્વિદ્રધિ પાકે છે અને ફૂટે છે ત્યારે તેમાંનો મળ (દોષ) મોટી શિરાઓમાં ભરાઈને પછી ઉપરથી મુખ દ્વારા કે નીચેથી ગુદા દ્વારા નીકળે છે. એ વખતે રોગીએ પથ્ય ભોજન કરવું અને જે દોષ નીકળતો હોય તેને તેમ ને તેમ નીકળવા દેવો. એ રીતે કોઈ પ્રકારની ચિકિત્સા ન કરતાં દસબાર દહાડા માત્ર રોગીને બીજા ઉપદ્રવ ન થાય એવી રીતે તેની સંભાળ વૈદ્યે રાખવી. જો વિદ્રધિમાંનો મળ સારી રીતે વહેતો ન હોય તો વરુણાદિ ગણ(સૂ. સ્થા. અ. ૧૫, શ્લોક ૨૧)નાં ઔષધોનો ક્વાથ લગારલગાર ગરમ હોય તેવો પાવો, અથવા વરુણાદિ ગણનાં ઔષધોનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પાવું, અથવા રાતા સરગવાનો ક્વાથ પાવો, અથવા રાતા સરગવાના ક્વાથ વડે કરેલી યવાગૂ પાવી.

### વિદ્રધિ(ગડ)વાળાનું પથ્ય ભોજન

**यवकोलकुलत्थोत्थयूषैरन्नं च शस्यते ॥ २३ ॥**

જવ, બોર, કળથી, એ દ્રવ્યોના યૂષ સાથે અન્ન ખાવું એ અંતર્વિદ્રધિવાળાને હિતકર છે.

### વિદ્રધિવાળાનું શોધન

**ऊर्ध्वं दशाहात्त्रायन्तीसर्पिषा तैल्वकेन वा ।**
**शोधयेद्बलतः, शुद्धः सक्षौद्रं तिक्तकं पिबेत् ॥२४**

દસ દિવસ થઈ ગયા પછી પાછળ શ્લોક ૧૩ થી ૧૫માં કહેલા ત્રાયમાણાદિકઘૃત વડે, અથવા તિલ્વકઘૃત (ચિ. ૨૧/૩૨, ૩૩) વડે, રોગીની શક્તિ જોઈને તેનું શોધન કરવું. એ શોધનથી વિરેચન થયા પછી મધ સાથે કરિયાતું પીવું.

### દોષ પ્રમાણે વિદ્રધિના ઉપચાર

**सर्वशो गुल्मवच्चैनं यथादोषमुपाचरेत् ।**

કયા દોષથી ગડ થયુ છે તેનો વિચાર કરીને બધી રીતે ગુલ્મની પેઠે ગડની ચિકિત્સા કરવી; અર્થાત્ વાતવિદ્રધિની ચિકિત્સા વાતગુલ્મ પ્રમાણે, પિત્તવિદ્રધિની ચિકિત્સા પિત્તગુલ્મ પ્રમાણે, એમ સર્વ પ્રકારે ગુલ્મને મળતી ચિકિત્સા અંતર્વિદ્રધિથી કરવી

ગમે તેવા ગડમાં ગુગળ અને શિલાજિત

**सर्वावस्थासु सर्वासु गुग्गुलुं विद्रधीषु च ॥२५**
**कषायैर्यौगिकैर्युञ्ज्यात्स्वैःस्वैस्तद्वच्छिलाजतु ।**

તમામ પ્રકારના વિદ્રધિઓમા અને વિદ્રધિની તમામ અવસ્થાઓમા વિદ્રધિને યોગ્ય કવાથની સાથે ગુગળ આપવા અથવા તેવા જ કવાથની સાથે શિલાજિત આપવો

બને ત્યા સુધી ગડને પાકવા દેવુ નહિ: કારણ

**पाकं च वारयेद्यत्नात्सिद्धिः पक्वे हि दैविकी ॥२६**
**अपि चाशु विदाहित्वाद्विद्रधिः सोऽभिधीयते ।**

વિદ્રધિના ગળવાવાળાના વિદ્રધિને પાકવા ન દેવાના યત્ન કરવા, અર્થાત્ તેને ન પકવતા વરી નાખવાનો ઉપાય કરવા, કેમ કે વિદ્રધિ પાકયા પછી રોગીનુ જીવન જીવવુ (રોગનુ મટવુ) દૈવાધીન થાય છે, વૈદ્યના હાથમા રહેતુ નથી વળી તે (ગડ) જલદીથી વિદાહી થાય છે માટે તે વિદ્રધિ કહેવાય છે, માટે પણ તેને પાકવા ન દેવાના પ્રયત્ન કરવા

પ્રમેહ અને ગડ સાથે થયા હોય તેનો ઉપાય

**सति चालोचयेन्मेहे**
**प्रमेहाणां चिकित्सितम् ॥२७॥**

જો વિદ્રધિવાળાને પ્રમેહ થાય તો પ્રમેહની ચિકિત્સા કરવી, તેમ વિદ્રધિની ચિકિત્સા પણ કરવી

સ્તનવિદ્રધિની (થાન પાક તેની) ચિકિત્સા

**स्तनजे व्रणवत्सर्वं न त्वेनमुपनाहयेत् ।**
**पाटयेत्पालयन् स्तन्यवाहिनीः कृष्णचूचुकौ ॥२८**
**सर्वास्वामाद्यवस्थासु निर्दुहीत च तत्स्तनम् ।**

સ્તન ઉપર ગડ થયુ હોય (થાન પાકે) તો તેને બાફણુ (પોટીસ, વક) બાંધવુ નહિ, એ સિવાયની વ્રણ માટે જે જે ક્રિયા કહેલી છે તે બધી કરવી. સ્તનવિદ્રધિને ચીરવુ પડે તો સ્તન્ય (ધાવણ, દૂધ) વહેનારી શિરાઓ અને કાળી ડીંટડીઓ–એ બેનું રક્ષણ કરીને ચીરવુ, અર્થાત્ દૂધ વહેનારી શિરાઓ અને કાળી ડીંટડીઓને ચીરવી નહિ વિદ્રધિ કાચુ હોય અથવા તે પાક ઉપર ચડ્યુ હોય અથવા તે પાકેલુ હોય વગેરે સર્વ અવસ્થામાં સ્તનમાંથી દૂધ કાઢવું, દૂધ કાઢવાનુ બંધ કરવું નહિ.

इति विद्रधिचिकित्सितम् ।

अथ वृद्धिचिकित्सितम् ।

## વૃદ્ધિ(વધરાવળની)ચિકિત્સા

વાયુની વધરાવળનો ઉપાય વિરેચન

**शोधयेत्त्रिवृता स्निग्धं वृद्धौ स्नेहैश्चलात्मके ॥२९**
**कौशाम्रतिल्वकैरण्डसुकुमारकमिश्रकैः ।**

જો વાયુથી વધરાવળ થઈ હોય તો પ્રથમ કોશામ્ર (આમચૂર)નો સ્નેહ, તિલ્વક(લોધર)નો સ્નેહ, એરંડ સ્નેહ (દિવેલ), સુકુમારક સ્નેહ,(૨૧ અધ્યાયમા જ (શ્લોક ૪૦ાા થી ૪૭મા કહેલો) અને મિશ્રક સ્નેહ (ગુલ્મમા શ્લોક ૮૯થી ૯૦ાા મા કહેવાશે), એ સ્નેહ વડે સ્નિગ્ધ કરેલા રોગીને ત્રિવૃત (નસોતર) વડે વિરેચન આપવુ

બસ્તિ, શેક, લેપ, નસ્તર વગેરે

**ततोऽनिलघ्ननिर्यूहकल्कस्नेहैर्निरूहयेत् ॥ ३० ॥**
**रसेन भोजितं यष्टितैलेनान्वासयेदनु ।**
**स्वेदप्रलेपा वातघ्नाः**
**पक्वे भित्त्वा व्रणक्रियाम् ॥ ३१ ॥**

વાયુની વધરાવળના રોગવાળાનું શોધન કર્યા પછી વાયુનો નાશ કરે એવાં ઔષધોના કવાથ તથા કલ્ક વડે સિદ્ધ કરેલા સ્નેહથી નિરૂહબસ્તિ આપ્યા પછી તેને માંસરસ સાથે ભોજન આપવું અને પછી યષ્ટિ-તેલ (જેઠીમધના તેલ) વડે તેને અન્વાસન બસ્તિ આપવી વળી વાયુનો નાશ કરે એવા શેક અને લેપ કરવા, તથા તે વધરાવળ પાકે ત્યારે તેને ફાડીને વ્રણમાં જે ક્રિયા કરવાની કહેલી છે તે કરવી

પિત્તની અને લોહીની વધરાવળનો ઉપાય

**पित्तरक्तोद्भवे वृद्धावामपक्वे यथायथम् ।**
**शोफव्रणक्रियां कुर्यात्**
**प्रततं च हरेदसृक् ॥ ३२ ॥**

પિત્તથી કે લોહીથી વધરાવળ થઈ હોય તે જો આમ (કાચી) હોય તો આમશોફના ઉપચાર કરવા અને પકવ હોય તો વ્રણની ક્રિયા કરવી. વળી (શ્લોક ૧૩ાા મા કહેલી રીતે) તેમાથી નિરંતર લોહી કાઢી નાખ્યા કરવું.

કફની વધરાવળનો ઉપાય વ્રણશોધન તેલ

**गोमूत्रेण पिबेत्कल्कं श्लैष्मिके पीतदारुजम् ।**

विम्लापनादृते चास्य
श्लेष्मग्रन्थिक्रमो हितः ॥ ३३ ॥
पक्वे च पाटिते तैलमिष्यते व्रणशोधनम् ।
सुमनोरुष्करांकोल्लसप्तपर्णेषु साधितम् ॥ ३४ ॥
पटोलनिम्बरजनीविडङ्गकुटजेषु च ।

કફથી વધરાવળ થઈ હોય તો દારૂહળદરનો કલ્ક ગાયના મૂત્ર સાથ પીવો. કફગ્રંથિમાં (કફથી થયેલા ગ્રંથિરોગમા) જુદા જુદા ઉપાયથી રસોળી(ગાંઠ)ને કર માવી (વેરી) નાખવાનું કહેલું છે તે આ જગ્યારો ન કરતા તે સિવાયનો બીજો બધો કફગ્રંથિનો ક્રમ (ઉપાય) કફવૃદ્ધિમા (કફની વધરાવળમા) કરવો એ હિતકર છે જો કફવૃદ્ધિ પાકે ત્યારે તેને ચીરવી અને પછી પીળી ચમેલી, ભિલામા, અંકોલ, સાતવણ, પટોળ, લીમડો, હળદર, વાવડિંગ, ઇન્દ્રજવ, એ ઔષધોના કવાથમા સિદ્ધ કરેલું વ્રણશોધન (ઘામાથી બગાડ કાઢી નાખે એવું) તેલ તે વ્રણમા વાપરવું ઇચ્છવા યોગ્ય છે

ચરબીથી થયેલી વધરાવળનો ઉપાય

मेदोजं मूत्रपिष्टेन सुस्विन्नं सुरसादिना ॥ ३५ ॥
शिरोविरेकद्रव्यैर्वा वर्जयन् फलसेवनीम् ।
दारयेद्वृद्धिपत्रेण सम्यङ्मेदसि सूद्धृते ॥ ३६ ॥
व्रणं माक्षिककासीससैन्धवप्रतिसारितम् ।
सीव्येदभ्यञ्जनं चास्य योज्यं मेदोविशुद्धये ॥ ३७ ॥
मनःशिलैलासुमनोग्रन्थिभल्लातकैः कृतम् ।
तैलमाव्रणसन्धानात्स्नेहस्वेदौ च शीलयेत् ॥ ३८

ચરબીથી થયેલી વધરાવળમાં સુરસાદિ ગણનાં ઔષધોને આથવા સૂ અ ૧૫ના શ્લોક જમા આપેલા શિરોવિરેચનના દ્રવ્યોને ગાયના મૂત્રમાં વાટીને ત વડે તે વધરાવળને સારી રીતે શેકવી (પરસેવો કાઢવો) પછી ફલસેવનીને કાપ્યા સિવાય વૃદ્ધિપત્ર નામે શસ્ત્ર વડે સાવધાનીથી સારી રીતે વધરાવળને ચીરવી, અર્થાત્ ફલ સેવની ચિરાય નહિ તે ધ્યાનમાં રાખવું પછી તમાથી બધી ચરબી ઠીક કરીને કાઢી નાખવી ચરબી કાઢી નાખ્યા પછી મધ, હીરાકસી અને સિંધવ એ ૩ ઔષધોનો મલમ વ્રણમા પોતે હાથે ચોપડીને વ્રણને સીવી લેવો. પછી તની ચરબીનું શોધન કરવા માટે મનશિલ, એલચી, પીળી ચમેલી, પીપરીમૂળ અને ભિલામા, એ ઔષધોથી સિદ્ધ કરેલું તેલ તે વ્રણ ઉપર ચોપડવું પછી વ્રણ સધાઈ જતાં સુધી સ્નેહ અને સ્વેદ(શેક)નું સેવન જારી રાખવું

મૂત્રની વધરાવળનો ઉપાય

मूत्रजं स्वेदितं स्निग्धैर्वस्त्रपट्टेन वेष्टितम् ।
विध्येदधस्तात्सेवन्याः स्रावयेच्च यथोदरम् ॥३९॥
व्रणं च स्थगिकाबद्धं रोपयेत्

મૂત્રથી થયેલી વધરાવળને સ્નિગ્ધ ઔષધો વડે શેક કરીને પરસેવો કાઢવો - ને પછી લૂગડાના પાટા વડે તેને વીંટીને સેવનીથી નીચે વીંધવું (કાણું પાડવું) તથા જેમ જલોદરમાં પાણી કાઢવામા આવે છે તેમ તેમાનું મૂત્ર કાઢવું એન અંદરનો મૂત્ર વગેરે મળ બહાર કાઢી નાખવો પછી સ્થગિકા નામે બંધ (પાટા) વડે વ્રણને બાંધીને રૂઝવવો

અન્ત્રવૃદ્ધિ(સારણગાંઠ)નો ઉપાય

अन्त्रहेतुके ।
फलकोशमसम्प्राप्ते चिकित्सा वातवृद्धिवत् ॥४०॥

અંત્ર(આંતરડું)ની વૃદ્ધિ થવાથી થયેલો વૃદ્ધિરોગ (સારણગાંઠનો રોગ) થયા હોય અને તે વૃદ્ધિ અંડની કોથળીમા ન ઊતરી હોય તા તની ચિકિત્સા વાયુની વધરાવળની ચિકિત્સાની પેઠે કરવી

વધરાવળ, ગડ, ગોળો, હરસ, યોનિમા મૂત્રેન્દ્રિયમાં પીડા, વાયુની પીડા, સોજા, ઉદરરોગ, પત, બરોળ અને આડની કબજિયાત માટે સુકુમાર સ્નેહ

पचेत्पुनर्नवतुलां तथा दशपलाः पृथक् ।
दशमूलपयस्याश्वगन्धैरण्डशतावरीः ॥ ४१ ॥
द्विदर्भशरकाशेक्षुमूलपोटगलान्विताः ।
वहेऽपामष्टभागस्थे तत्र त्रिंशत्पलं गुडात् ॥४२॥
प्रस्थमेरण्डतैलस्य द्वौ घृतात्पयसस्तथा ।
आवपेद् द्विपलांशं च
कृष्णातन्मूलसैन्धवम् ॥ ४३ ॥
यष्टीमधु(चित्र)कमृद्वीकायवानी
नागराणि च (क्षारनागरम् ।)
तत्सिद्धं सुकुमाराख्यं सुकुमारं रसायनम् ॥४४॥
वातातपाध्वयानादिपरिहार्येष्वयन्त्रणम् ।
प्रयोज्यं सुकुमाराणा-
मीश्वराणां सुखात्मनाम् ॥ ४५ ॥
नृणां स्त्रीवृन्दभर्तॄणामलक्ष्मीकलिनाशनम् ।
सर्वकालोपयोगेन कान्तिलावण्यपुष्टिदम् ॥४६॥
वर्ध्मविद्रधिगुल्मार्शोयोनिमेढ्रानिलार्तिषु ।
शोफोदरखुडप्लीहविड्विबन्धेषु चोत्तमम् ॥४७॥

ચારસો તોલા સાટોડી, દશમૂળ, ક્ષીરકાકોલી, આસંધ, એરંડો, શતાવરી, બંને પ્રકારના દર્ભ (ડાભ), સરકટ, કાસ, શેરડીનું મૂળ, નળ (દેવનળ, એક જાતનો કાસ)

એ પ્રત્યેક ઔષધ ચાળીસચાળીસ તોલા લેવું પછી એ સર્વને ૧૦૨૪ તોલા અથવા એક દ્રોણ પાણીમાં ઉકાળવાં પછી તે પાણી જ્યારે ઊકળતાઊકળતાં આઠમા ભાગનું રહે, ત્યારે તેને ગાળી લઈને તેમા એકસોવીસ તોલા ગોળ, ચોસઠ તોલા દિવેલ (એરંડિયું), એકસો અઠ્ઠાવીસ તોલા ઘી, અને એકસો અઠ્ઠાવીસ તોલા દૂધ નાખવું પછી તેમાં પીપર, પીપરીમૂળ, સિંધવ, જેઠીમધ, કાળી દ્રાક્ષ, ચવાની અજમો અને સૂઠ એ પ્રત્યેક ઔષધ આઠ આઠ તોલા આવાપ તરીકે નાખવાં એ રીતે સિદ્ધ કરેલા તે સ્નેહને સુકુમાર નામે રસાયન કહે છે એ રસાયન સુકુમાર છે માટે વાયુ (પવન), તાપ, પગપાળી મુસાફરી, વાહનમા બેસીને મુસાફરી વગેરે છોડી દેવારૂપી પરેજ પાળ્યા વિના પણ આ તેલ વાપરી શકાય છે જેઓ સુકુમાર તથા મોટા લોક છે તથા સુખિયા છે, તેમને એ આપવા યોગ્ય છે જે પુરુષોને ઘણી સ્ત્રીઓ હોય તેમને એ રસાયન આપવું આ તેલથી અલક્ષ્મી અને ક્લેશ નાશ પામે છે એ રસાયન સર્વ ઋતુમા અને સર્વે સમયમા વાપરવાથી કાંતિ, સુંદરતા અને પુષ્ટિ આપે છે વળી તે વધરાવળ, ગડ, ગોળો, હરસ, યોનિમા પીડા, મૂત્રેન્દ્રિયમા પીડા અને વાયુની પીડાનો નાશ કરે છે, તેમ જ સોજા, ઉદરરોગ, પત, બરોળ અને ઝાડાની કબજિયાત એ રોગમા ઉત્તમ ગુણ કરે છે

**અંત્રવૃદ્ધિમાં ક્યારે અને ક્યાં ડામ દેવો ?**

**यायाद्वर्ध्मं न चेच्छान्तिं स्नेहरेकानुवासनैः ।**
**बस्तिकर्म पुरः कृत्वा वङ्क्षणस्थं ततो दहेत् ॥४८**
**अग्निना मार्गरोधाय मरुतः**

જો સ્નેહપાન, વિરેચન અને અનુવાસનથી પણ વધરાવળ મટે નહિ તો પ્રથમ બસ્તિકર્મ કરીને પછી વાયુનો માર્ગ રોકવા માટે અંડમા રહેલી અંત્રવૃદ્ધિ અગ્નિ વડે ડામવી

**अर्धेन्दुवक्रया ।**
**अङ्गुष्ठस्योपरि स्नाव-**
**पीतं तन्तुसमं च यत् ॥ ४९ ॥**
**उत्क्षिप्य सूच्या तत्तिर्यग्दहेच्छित्त्वा यतो गदः ।**
**ततोऽन्यपार्श्वेऽन्ये त्वाहु-**
**र्दहेद्वाऽनामिकाङ्गुलेः ॥ ५० ॥**
**गुल्मेऽन्यैर्वातकफजे प्लीह्नि चायं विधिः स्मृतः ।**
**कनिष्ठिकानामिकयो-**
**र्विश्वाच्यां च यतो गदः ॥ ५१ ॥**

સારણગાઠ ડાબી કે જમણી જે બાજુએ હોય તે બાજુના હાથના અંગૂઠાના પાછલા ભાગ ઉપર બારીક તાંતણા જેવો નાનો પીળો સ્નાયુ હોય છે તેને ઉપાડીને (ઊંચો કરીને) અડધા ચંદ્ર જેવા વાંકા આકારની સોય વડે એ સ્નાયુને ત્રાંસો છેદીને પછી ડામ દેવો, એવો કેટલાકનો મત છે કેટલાક આચાર્ય એમ કહે છે કે, શરીરની જે બાજુ ઉપર રોગ છે તે બાજુના અંગૂઠા પર ડામ ન દેતાં તેનાથી બીજી બાજુના પગના અંગૂઠા ઉપર, ઉપર કહેલી રીતે ડામ દેવો કેટલાક આચાર્યનો એવો મત છે કે અંગૂઠા ઉપર ડામ ન દેતા અનામિકા આંગળી ઉપર જ્યા એવો બારીક સ્નાયુ હોય છે તેને પાછળ કહેલી રીતે ડામ દેવો કેટલાક આચાર્ય એમ કહે છે કે વાયુ અને કફથી થયેલા ગુલ્મરોગમાં તથા બરોળના રોગમા, તેમ જ વિશ્વાચી નામે વાયુના રોગમા જે બાજુ તરફ રોગ હોય તે બાજુ તરફની (પગની) કનિષ્ઠિકા અને અનામિકા ઉપર જે બારીક તાંતણા સરખો સ્નાયુ હોય છે, તેને ઉપાડીને વાંકી સોય વડે તેમા ત્રાંસો છેદ કરીને પછી તેને ડામવો

(કનિષ્ઠિકા=ટચલી આંગળી. અનામિકા=ટચલી આગળીની જોડેની આંગળી)

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने विद्रधि-
वृद्धिचिकित्सितं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો : ગુલ્મ(ગોળા)ની ચિકિત્સા

**अथातो गुल्मचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે ગુલ્મ(ગોળા)ની ચિકિત્સા સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### વાયુના ગુલ્મની ચિકિત્સા

(શ્લોક ૧ા થી ૧૦)

ઝાડાના અને વાછૂટના વિબંધવાળા, પુષ્કળ પીડાવાળા, લૂખાશ અને શરદીથી થયેલા વાયુના ગોળાનો ઉપાય

**गुल्मं बद्धशकृद्वातं वातिकं तीव्रवेदनम् ।**
**रूक्षशीतोद्भवं तैलैः साधयेद्वातरोगिकैः ॥ १ ॥**
**पानान्नान्वासनाभ्यङ्गैः स्निग्धस्य स्वेदमाचरेत् ।**
**आनाहवेदनास्तम्भविबन्धेषु विशेषतः ॥ २ ॥**
**स्रोतसां मार्दवं कृत्वा जित्वा मारुतमुल्बणम् ।**
**भित्त्वा विबन्धं स्निग्धस्य स्वेदो गुल्ममपोहति ॥३**

જે વાયુનો ગુલ્મ (ગોળો) લુખા અને ઠંડા પદાર્થો ખાવાથી થયો હોય તથા જેમાં વાયુ તથા ઝાડાની કબજિયાત થઈને તીવ્ર વેદના થતી હોય, તેને વાયુના રોગોની ચિકિત્સામાં કહેલા તેલ વડે મટાડવો. વાયુના ગોળાના રોગવાળાને પ્રથમ સ્નેહપાન કરાવીને પછી અનુવાસન બસ્તિ આપવી પછી ગુલ્મ ઉપર તેલ ચોળવું એ રીતે તેને સ્નિગ્ધ કરીને પછી તેનો પરસેવો કાઢવો (શેક કરવો) ગુલ્મની જગ્યાએ તેને પરસેવો થાય એમ કરવું જ્યારે રોગીનું પેટ ચઢવું હોય એટલે ગુલ્મવાળી જગ્યા કઠણ થઈ હોય, તથા ત્યાં વેદના થતી હોય તથા રોગીથી હલાતુંચલાતું ન હોય, હાલતા ચાલતા વેદના થતી હોય એમ રોગી સજ્જડ થઈ ગયો હોય, અને ઝાડો તથા વાછૂટ બંધ થઈ ગયાં હોય, ત્યારે તો ખાસ કરીને ગુલ્મની જગ્યાએ પરસેવો કાઢવો, કેમ કે સ્નિગ્ધ થયેલા માણસોના સ્રોત, પરસેવા થવાથી (શેક કરવાથી) કોમળ (નરમ) થાય છે, વધેલો વાયુ જિતાય છે અને ઝાડાની તથા વાયુની કબજિયાત હોય છે તે પણ મટે છે અને એવી રીતે શેકથી ગુલ્મ મટે છે

**ડૂંટીથી ઉપર પકવાશયમાં અને જઠરમાં થયેલા વાયુના ગોળાનો ઉપાય**

**स्नेहपानं हितं गुल्मे विशेषेणोर्ध्वनाभिजे।**
**पक्वाशयगते बस्तिरुभयं जठराश्रये ॥ ४ ॥**

ગુલ્મરોગમાં સ્નેહ પીવો હિતકર છે અને ખાસ કરીને જ્યારે ગુલ્મ નાભિની ઉપર હોય ત્યારે તો સ્નેહ પીવો વધારે હિતકર છે જો ગુલ્મ પકવાશયમાં હોય તો બસ્તિ આપવી હિતકર છે અને જો ગુલ્મ જઠરમાં હોય તો બન્ને વાનાં કરવાં હિતકર છે, એટલે સ્નેહપાન કરાવવું તથા બસ્તિ આપવી બન્ને હિતકર છે

**પ્રદીપ્ત જઠરાગ્નિવાળા વાયુના અને ઝાડાના વિબંધવાળા વાયુના ગોળાનું ઔષધ**

**दीप्तेऽग्नौ वातिके गुल्मे विबन्धेऽनिलवर्चसोः।**
**बृंहणान्यन्नपानानि स्निग्धोष्णानि प्रदापयेत् ॥५**
**पुनः पुनः स्नेहपानं**

વાયુના ગુલ્મના રોગમાં રોગીનો અગ્નિ જો પ્રદીપ્ત હોય અને ઝાડો તથા વાયુ કબજ હોય તો રોગીને બૃંહણ તથા સ્નિગ્ધ અને ઉષ્ણ (ઊનાં) અન્નપાન આપવાં, તેમ જ વારવાર સ્નેહપાન કરાવવું

**વાયુના ગોળામાં નિરૂહ અને અનુવાસન બસ્તિ કોને આપવી?**

**निरूहाः सानुवासनाः।**
**प्रयोज्या वातजे गुल्मे कफपित्तानुरक्षिणः ॥ ६ ॥**

વાયુના ગુલ્મમાં કફ અને પિત્તનું અનુરક્ષણ કરનારા માણસને નિરૂહબસ્તિઓ તથા અનુવાસનબસ્તિઓ આપવી. (કફ અને પિત્તનું અનુરક્ષણ કરનાર=વાયુ મટાડવાને સ્નિગ્ધ અને ગરમ દ્રવ્યો આપતાં કફ અને પિત્ત વધી ન જાય એની સંભાળ રાખીને બસ્તિ આપવી)

**ગોળામાં બસ્તિ ઉત્તમ ઉપાય હોવાનું કારણ**

**बस्तिकर्म परं विद्याद्गुल्मघ्नं, तद्धि मारुतम्।**
**स्वस्थाने प्रथमं जित्वा सद्यो गुल्ममपोहति ॥७॥**
**तस्मादभीक्ष्णशो गुल्मा निरूहैः सानुवासनैः।**
**प्रयुज्यमानैः शाम्यन्ति वातपित्तकफात्मकाः ॥८॥**

ગુલ્મરોગમાં બસ્તિ સર્વથી શ્રેષ્ઠ ઉપાય છે, કેમ કે તે વાયુને પ્રથમ તેના જ સ્થાન(પકવાશય)માં જીતે છે, વાયુના બળનો નાશ કરે છે અને તેથી તત્કાળ ગુલ્મ મટે છે એટલા માટે ગુલ્મરોગમાં વારવાર અનુવાસન તથા નિરૂહબસ્તિઓ આપવાથી વાતગુલ્મ, પિત્તગુલ્મ અને કફગુલ્મ શમી જાય છે, મટે છે.

**વાયુના ગોળાના ઉપદ્રવો માટે સિદ્ધ ઘી**

**हिङ्गुसौवर्चलव्योषबिडदाडिमदीप्यकैः।**
**पुष्कराजाजिधान्याम्लवेतसक्षारचित्रकैः ॥ ९ ॥**
**शठीवचाजगन्धैलासुरसैर्दधिसंयुतैः।**
**शूलानाहहरं सर्पिः साधयेद्वातगुल्मिनाम् ॥१०॥**

હિંગ, સંચળ, વ્યોષ (સૂંઠ, પીપર, મરી), બિડ-લવણ, દાડમ, અજમોદ, પુષ્કરમૂળ, જીરું, ધાણા, અમ્લવેતસ, જવખાર, ચિત્રો, પટ્કચૂરો, વજ, તલવાની, એલચી, રાસ્ના, એ ઔષધોનો ક્વાથ કરીને તેમાં દહીં નાખવું તથા ઘી સિદ્ધ કરવું એવી રીતે સિદ્ધ થયેલું ઘી વાતગુલ્મવાળા રોગીઓનું શૂળ તથા પેટ ચઢવું એ ઉપદ્રવને મટાડે છે

**વાયુના ગોળા વગેરે માટે ઘી**

**हपुषोषणपृथ्वीकापञ्चकोलकदीप्यकैः।**
**साजाजीसैन्धवैर्दध्ना दुग्धेन च रसेन च ॥ ११ ॥**
**दाडिमान्मूलकात्कोलात्पचेत्सर्पिर्निहन्ति तत्।**
**वातगुल्मोदरानाहपार्श्वहृत्कोष्ठवेदनाः ॥ १२ ॥**
**योन्यर्शोग्रहणीदोषकासश्वासारुचिज्वरान्।**

હબુષા, મરી, એલચી, પંચકોલ (પીપર, પીપરી-મૂળ, ચિત્રો, ચવક, સૂંઠ), અજમોદ, જીરું, સિંધવ, દહીં, દૂધ, દાડમનો રસ, મૂળાનો રસ, બોરનો રસ, એ સર્વ ઔષધો વડે ઘી સિદ્ધ કરવું એ રીતે સિદ્ધ કરેલું ઘી વાયુનો ગોળો, ઉદરરોગ, પેટ ચઢવું, પાર્શ્વ-

માંની વેદના, હૃદયની વેદના, કોઠામાની વેદના, યોનિ-દોષ, હરસ, ગ્રહણીદોષ, ખાસી, દમ, અરુચિ અને તાવ એટલા રોગ મટાડે છે

### દાધિક ઘૃત

दशमूलं बला कालां सुपर्वी द्वौ पुनर्नवौ ॥१३॥
पौष्करैरण्डरास्नाश्वगन्धाभार्ग्यमृताशठीः ।
पचेद्गन्धपलाश च द्रोणेऽपां द्विपलोन्मितम् ॥१४
यवैः कोलैः कुलत्थैश्च माषैश्च प्रास्थिकैः सह ।
पत्राथेऽस्मिन्दधिपात्र च घृतप्रस्थ विपाचयेत् । १५
स्वरसैर्दाडिमाम्रातमातुलुङ्गोद्भवैर्युतम् ।
तथा तुषाम्बुधान्याम्लशुक्तैः श्लक्ष्णैश्च कल्कित. ॥
भार्गीतुम्बुरुषड्ग्रन्थाग्रन्थिरास्नाग्निधान्यकैः ।
यवानकयवान्यम्लवेतसासितजीरकैः ॥ १७ ॥
अजाजीहिङ्गुहपुषाकारवीवृषकोषकैः ।
निकुम्भकुम्भमूर्वेभपिप्पलीवेल्लदाडिमैः ॥ १८ ॥
श्वदंष्ट्रात्रपुसैर्वारुबीजहिंस्राश्मभेदकैः ।
मिसिद्विक्षारसुरससारिवानीलिनीफलैः ॥ १९ ॥
त्रिकटुत्रिपटूपेतैर्दाधिकं तद्व्यपोहति ।
रोगानाशुतरान् पुर्वान् कष्टानपि च शीलितम् ॥
मपस्मारगदोन्मामूत्राघातानिलामयान् ।

દશમૂળ, બળબીજ, ગળીના મૂળ, કાળીજીરી, બન્ને જાતની સાટોડી, પુષ્કરમૂળ, એરંડાનું (દિવેલાનું) મૂળ, રાસ્ના, આસધ, ભારંગ, ગળો, પટક્યૂરો અને કપૂરકાચલી, એ પ્રત્યેક ઔષધિ આઠઆઠ તોલા લઈને એક દ્રોણ એટલે ૧૦૨૪ તોલા પાણીમા ભેગી ઉકાળવી. એ ઉકાળો કરતા પહેલાં દશમૂળ વગેરેની સાથે જવ, બોર, કળથી અને અડદ એ પ્રત્યેક ચોસઠચોસઠ તોલા નાખવા. પછી એ ક્વાથમાં દાડમ, અંબાડા, અને બિજોરું, એ ફળોનો સ્વરસ નાખવો વળી તેમા થોડું જેટલું તુષોદક અને ધાન્યામ્લ નાખવું પછી એ સર્વને દહીંના વાસણમા નાખીને તેમા ચોસઠ તોલા ઘી નાખવું, તે ઘીમા નીચેના ઔષધોનો બારીક કલ્ક કરીને નાખવો. ભારંગ, તુંબુરુ, વજ, પીપરીમૂળ, રાસ્ના, ચિત્રો, ધાણા, યવાનક નામે અજમાની જાત, યવાની અજમો, અમ્લવેતસ, કાળીજીરી, જીરુ, હિંગ, પગાસી, બોડી અજમો, અરડૂસી, ખારા, નેપાળો, નસોતર, મૂર્વા, ગજપીપર, વાવડિંગ, દાડમ, ગોખરુ, આરિયાના બીજ, કાકડીના બીજ, જટામાસી, પાષાણભેદ, સૂવા, જવખાર, સાજીખાર, રાસ્ના, સારિવા, ગળીનાં ફળ, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), સિંધવ, સંચળ, બીડલવણ, એ ઔષધોનો કલ્ક નાખવો પછી ઘીને સિદ્ધ કરવુ, પકવવુ એ દાધિક ઘૃત કહેવાય છે એ ઘીનુ સેવન કરવાથી પૂર્વે કહેલા વાયુનો ગોળો વગેરે બહુ કષ્ટસાધ્ય રોગ પણ મટે છે વળી તે વાઈ, કૃત્રિમ વિષ, ગાંડપણ, મૂત્રાઘાત અને વાયુના રોગને મટાડે છે

(તુંબુરુનો અર્થ ધાણા થાય છે, પણ અહીં ગુલ્મ રોગમા મરાઠી ભાષામા જેને ચિરફલ કહે છે તે તુંબુરુ લેવાનુ છે)

त्र्यूषणत्रिफलाधान्यचविकावेल्लचित्रकैः ॥ २१ ॥
कल्कीकृतैर्घृतं पक्वं सक्षीरं वातगुल्मनुत् ।

સૂંઠ, પીપર, હરડે, બહેડા, આમળા, ધાણા, ચવક, વાવડિંગ, ચિત્રો, એ ઔષધોનો કલ્ક કરીને તે વડે દૂધ સહિત ઘી પકવ કર્યું હોય તો તે ઘી વાયુના ગોળાને મટાડે છે દૂધ ઘીની સમાન લેવુ અને દૂધથી ચોગણુ પાણી લેવુ

तुलां लशुनकन्दाना पृथक्पञ्चपलांशकम् ॥ २२ ॥
पञ्चमूलं महच्चाम्बुभारार्धे तद्विपाचयेत् ।
पादशेष तदर्धेन दाडिमस्वरस सुराम् ॥ २३ ॥
धान्याम्लं दधि चादाय पिष्टांश्चार्धपलांशकान् ।
त्र्यूषणत्रिफलाहिङ्गुयवानीचव्यदीप्यकान् ॥२४॥
साम्लवेतससिन्धूत्थदेवदारून् पचेद्घृतात् ।
तैः प्रस्थ तत्परं सर्ववातगुल्मविकारजित् ॥ ५॥

લસણના કંદ ચારસો તોલા લેવા અને મોટા પંચમૂળ દરેક વીસવીસ તોલા લેવા એ સર્વને ચાર હજાર તોલા પાણીમા પકવ કરવાં. પછી જ્યારે ઊકળતાં ઊકળતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને ગાળી લઈને તે ક્વાથથી અરધા પ્રમાણમાં દાડમનો સ્વરસ, સુરા, ધાન્યામ્લ અને દહીં લઈને તે ક્વાથમા નાખવાં. પછી ચોસઠ તોલા ઘી તેમા નાખીને બે બે તોલા ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), ત્રિફળા, હિંગ, યવાની અજમો, ચવક, અજમોદ, અમ્લવેતસ, સિંધવ, દેવદાર, એ ઔષધોનો કલ્ક કરીને તેમાં નાખવો પછી ઘી પકવ કરવુ એ ઘી વાયુના ગોળા સબંધી સર્વે વિકારનો નાશ કરે છે

### ષટ્પલઘૃત

षट्पलं वा पिबेत् सर्पिर्युक्तं राजयक्ष्मणि ।
प्रसन्नया वा क्षीरार्थः सुरया दाडिमेन वा ॥२६॥
घृते मारुतगुल्मघ्नः कार्यो दध्नः सरेण वा ।

રાજયક્ષ્મા(ક્ષય)મા જે ષટ્પલઘૃત કહ્યું છે, તે વાયુના ગોળાના રોગમા પીવું, પણ તે ઘી સિદ્ધ કરતી વખતે જ્યાં દૂધ લેવાનું છે ત્યાં તે દૂધની

જગ્યાએ પ્રસન્ના નામનો દારૂ, સુરા, દાડમનો સ્વરસ અથવા દહીંની તર લેવી બીજા ઔષધો જે ત્યાં કહેલા છે તે જ લેવા એ ઘી પીવાથી વાયુનો ગોળો મટે છે

વાયુના ગોળામા કફ વધી જાય તો શુ કરવુ?

**वातगुल्मे कफो वृद्धो हत्वाऽग्निमरुचिं यदि ॥२७**
**हृल्लासं गौरवं तन्द्रां जनयेदुल्लिखेत्त तम् ।**

વાયુના ગોળામા જો કફ વૃદ્ધિ પામીને જઠરાગ્નિનો નાશ કરે અને અરુચિ, ઊબકા, ભારપણુ અને સુસ્તી ઉત્પન્ન કરે તો વમન ઔષધ આપીને ઊલટી કરાવીને તે કફને બહાર કાઢી નાખવો

શૂળ, આફરો તથા આતરડાના અને વાયુના વિબંધવાળા (વાયુના) ગોળાના ઉપાય

**शूलानाहविबन्धेषु ज्ञात्वा सस्नेहमाशयम् ॥२८॥**
**निर्यूहचूर्णवटका' प्रयोज्या घृतमेषजैः ।**

વાયુના ગોળાવાળાને શૂલ, આનાહ (પેટ ચડવુ), વાયુનો અને ઝાડાનો વિબંધ, એવા ઉપદ્રવ થાય તો તેનો આશય (સ્થાન) સ્નિગ્ધ થયેલો છે એમ જાણીને તેને વાયુના ગોળા માટે ઘી બનાવવામાં (સિદ્ધ કરવામાં) વાપરવાના (શ્લોક ૮॥ થી ૨૬॥) ઔષધોનાં કવાથ, ચૂર્ણ અને ગોળીઓ કરીને ખાવા આપવી

**कोलदाडिमघर्माम्बुतक्रमद्याम्लकाञ्जिकैः ॥ २९ ॥**
**मण्डेन वा पिबेत्प्रातश्चूर्णान्यन्नस्य वा पुरः ।**

બોરનુ પાણી, દાડમનું પાણી, ગરમ પાણી, છાશ, મધની ખટાઈ, કાંજી, મડ, એમાથી ગમે તે એકની સાથે સવારમા ચૂર્ણ (હવે પછી કહેવાશે તે ચૂર્ણ અથવા ઘૃત સિદ્ધ કરવાને કહેલી ઔષધિઓનુ ચૂર્ણ) ખાવુ અથવા ભોજન કરતા પહેલાં એ ચૂર્ણ ખાવું

કફ અને વાયુ(બેઉ)ના ગોળાનું ઔષધ

**चूर्णानि मातुलुङ्गस्य भावितान्यसकृद्रसे ॥ ३० ॥**
**कुर्वीत कार्मुकतरान् वटकान् कफवातयोः ।**

બિજોરાના રસમા એ ચૂર્ણ(કહેવાશે તે)ને વાર વાર ભાવના આપીને તેની, ગુલ્મનો નાશ કરવારૂપ કર્મ કરવાને સમર્થ એવી ગોળીઓ કરવી. એ ગોળીઓ કફ તથા વાયુથી થયેલા ગુલ્મમાં આપવી.

વાતગુલ્મ માટે ચૂર્ણ

(શ્લોક ૩૦॥ થી ૩૮)

દુસ્સાધ્ય ગુલ્મ વગેરે ઉપર ચૂર્ણ

**हिङ्गुवचाविजयापशुगन्धा-**
**दाडिमदीप्यकधान्यकपाठाः ।**
**पुष्करमूलशठीहपुषाग्नि-**
**क्षारयुगत्रिपटुत्रिकटूनि ॥ ३१ ॥**
**साजाजिचव्यं सह तिन्तिडीकं**
**सवेतसाम्लं विनिहन्ति चूर्णम् ।**
**हृत्पार्श्वबस्तित्रिकयोनिपायु-**
**शूलानि वाय्वामकफोद्भवानि ॥३२।**
**कृच्छ्रान् गुल्मान् वातविण्मूत्रसङ्गं**
**कण्ठे बन्धं हृद्ग्रहं पाण्डुरोगम् ।**
**अन्नाश्रद्धाप्लीहदुर्नामहिध्मा-**
**वर्ध्माध्मानश्वासकासाग्निसादान् ॥३३॥**

હિંગ, વજ, હરડે, રાની તુલસી, દાડમ, અજમોદ, ધાણા, પહાડમૂળ, પુષ્કરમૂળ, પટકચૂરો, પળાસી, ચિત્રો, જવખાર, સાજીખાર, સિંધવ, સચળ, બિડલવણ, સૂંઠ, પીપર, મરી, જીરુ, ચવક, આમલી, અમ્લવેતસ, એ ઔષધોનુ ચૂર્ણ કરવુ એ ચૂર્ણ ખાવાથી હૃદય, પાસાં, પેડુ, ત્રિક, યોનિ અને ગુદા, એ જગ્યાએ વાયુ, આમ અને કફથી થયેલુ શૂળ થતુ હશે તે મટશે, મુશ્કેલીથી મટે એવા ગુલ્મ મટશે, ઝાડે, પેશાબ અને વાયુનો અવરોધ મટશે, કંઠ બધાઈ ગયો હશે તો તે, હૃદય જકડાઈ ગયું હશે તો તે અને પાડુરોગ મટશે, અન્ન ખાવાની રુચિ નહિ થતી હોય તો એ ચૂર્ણ ખાવાથી થશે પ્લીહા એટલે બરોળના રોગ મટશે, હરસ મટશે, હેડકીનો રોગ, વધરાવળ, પેટ ચડવાનો રોગ, દમ, ખાસી અને મદાગ્નિ એ સર્વ મટી જશે.

વૈશ્વાનરચૂર્ણ

**लवणयवानीदीप्यक-**
**कणनागरमुत्तरोत्तरं वृद्धम् ।**
**सर्वसमा हरीतकि-**
**चूर्णं वैश्वानरः साक्षात् ॥ ३४ ॥**

સિંધવ, યવાની અજમો, અજમોદ, પીપર, સૂઠ, એ પાચ ઔષધ ઉત્તરોત્તર એકએક ભાગ વધારે લેવા, (અર્થાત્ સિંધવ એક તોલો, તો યવાની બે તોલા અને સૂઠ પાચ તોલા, એ પ્રમાણમાં લેવાં) એ સર્વની બરાબર હરડે લઈને તેનું ચૂર્ણ કરવુ એ ચૂર્ણ સાક્ષાત્ વૈશ્વાનર અગ્નિ જેવું છે, અર્થાત્ જઠરાગ્નિને પ્રદીપ્ત કરવામા સર્વોત્તમ છે

વાયુના ગોળા માટે ચૂર્ણ

**त्रिकटुकमजमोदा सैन्धवं जीरके द्वे**
**समधरणधृतानामष्टमो हिङ्गुभागः ।**
**प्रथमकवलभोज्यः सर्पिषा संप्रयुक्तो**
**जनयति जठराग्निं वातगुल्मं निहन्ति ॥३५**

સૂંઠ, પીપર, મરી, રાજમોદ, સિંધવ, જીરું, શાહજીરુ, એ સાત ઔષધિઓ સમાન લેવી અને એ સર્વથી આઠમા ભાગે હિંગ નાખવી. પછી તે સર્વનું ચૂર્ણ કરીને જમતા પહેલા પહેલા જ કોળિયાના વખતે એ ચૂર્ણ ઘી સાથે ખાવું, તેથી જઠરમા પુષ્કળ અગ્નિ ઉત્પન્ન થાય છે ને વાયુનો ગોળો મટે છે

શાર્દૂલચૂર્ણ

हिङ्गूग्राविडशुण्ठ्यजाजिविजया-
वाह्याभिधानामयै-
श्चूर्णः कुम्भनिकुम्भमूलसहितैर्भागोत्तर वर्धितैः ।
पीतः कोष्णजलेन कोष्ठजरुजो गुल्मोदरादीनयं
शार्दूलः प्रसभ प्रमथ्य हरति
व्याधीन् मृगौघानिव ॥ ३६ ॥

હિંગ, વજ, બિડલવણ, સૂંઠ, જીરુ, હરડે, બલા મૂળ, ઉપલેટ, નસોતર અને દંતીમૂળ, એ ઔષધો ઉત્તરોત્તર એકેક ભાગ વધાર લેવાં પછી તેના ચૂર્ણને લગાર ગરમ પાણી સાથે પીવુ એ ચૂર્ણને શાર્દૂલચૂર્ણ કહે છે તે કોઠામા ઉત્પન્ન થયેલી પીડા, ગોળાનો રોગ, ઉદરરોગ વગેર રોગોનો નાશ કર છે જેમ શાર્દૂલ(સિંહ) હરણના ટોળાંનો પકડીપકડીને નાશ કરે છે, તેમ આ શાર્દૂલ (ચૂર્ણ) પણ રોગરૂપી હરણના ટોળાનો નાશ કર છે

सिन्धूत्थपथ्याकणदीप्यकानां
चूर्णानि तोयैः पिबतां कवोष्णैः ।
प्रयाति नाशं कफवातजन्मा
नाराचनिर्भिन्न इवामयौघः ॥ ३७ ॥

સિંધવ, હરડે, પીપર, અજમો, એ ચાર ઔષધોનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પીનારનો કફથી અને વાયુથી થયેલો સઘળા રોગનો સમુદાય જાણે બાણ વાગવાથી ભેદાયો હોય તેમ નાશ પામે છે

पूतीकपत्रगजचिर्भटचव्यवह्नि
व्योषं च संस्तरचितं लवणोपधानम् ।
दग्ध्वा विचूर्ण्य दधिमस्तुयुतं प्रयोज्य
गुल्मोदरश्वयथुपाण्डुगुदोद्भवेषु ॥ ३८ ॥

એક માટીના પાત્રમા પૂતિકરંજના પાદડા મૂકવા. તે પાદડા ઉપર ગજપીપરનુ ચૂર્ણ પાથરનું તે ઉપર ચિર્ભટ(ચીભડા)નું ચૂર્ણ પાથરવુ તે ઉપર ચવકનું ચૂર્ણ પાથરનુ, તે ઉપર ચિત્રાનું ચૂર્ણ, તે ઉપર સૂંઠનુ, તે ઉપર પીપરનું અને તે ઉપર મરીનુ ચૂર્ણ પાથરવું તે સર્વની ઉપર સિંધવનું ચૂર્ણ પાથરવું પછી તે વાસણને બંધ કરીને અગ્નિમા બાળવું એ ઠંડું થાય ત્યારે તે ચૂર્ણને કાઢીને વાટીને પછી તેને દહીંના નીતર્યા પાણીમા ગોળો, ઉદરરોગ, સોજો, પાંડુરોગ અને હરસ એ રોગોમા ખવડાવવુ

વાયુના ગોળા માટે રસ

हिङ्गुत्रिगुणं सैन्धवमस्मात्
त्रिगुणं च तैलमैरण्डम् ॥ ३९ ॥
तत्त्रिगुणरसोनरसं गुल्मोदरवर्ध्मशूलघ्नम् ।

હિંગથી ત્રણગણો સિંધવ લેવો, તેનાથી ત્રણગણું એરંડિયુ લેવુ, તેનાથી ત્રણગણો લસણનો રસ લેવો. એ સર્વ એકત્ર કરીને પીવાથી ગોળો, ઉદરરોગ, વધરાવળ અને શૂલરોગ એ સર્વ મટે છે

मातुलुङ्गरसो हिङ्गु दाडिमं विडसैन्धवम् ॥ ४० ॥
सुरामण्डेन पातव्यं वातगुल्मरुजापहम् ।

બિજોરાનો રસ, હિંગ, દાડમ, બિડલવણ, સિંધવ, એ ઔષધિઓના ચૂર્ણને સુરાના મડ સાથે પીવાથી વાયુના ગોળાની પીડા દૂર થાય છે

વાયુના ગોળા માટે કલ્ક

शुण्ठ्याः कर्षं गुडस्य द्वौ
धौतात्कृष्णतिलात्पलम् ॥ ४१ ॥
खादन्नेकत्र सञ्चूर्ण्य कोष्णक्षीरानुपो जयेत् ।
वातहृद्रोगगुल्मार्शोयोनिशूलशकृद्ग्रहान् ॥ ४२ ॥

એક તોલો સૂંઠ, બે તોલા ગોળ, ધોયેલા કાળા તલ ચાર તોલા, એ સર્વને એકઠા કરીને વાટીને ખાવાં તથા તે ઉપર લગારલગાર ગરમ કરલુ દૂધ પીવું તેથી વાયુનો હૃદ્રોગ, વાયુનો ગોળો, હરસ, યોનિશૂલ અને ઝાડાનો અવરાધ, એ રોગ મટે છે

કયો દોષ અનુબળ હોય તો શાની સાથે દિવેલ પીવું?

पिबेदेरण्डतैलं तु वातगुल्मी प्रसन्नया ।
श्लेष्मण्यनुबले वायौ, पित्ते तु पयसा सह ॥ ४३ ॥

વાયુના ગોળાના રોગમાં વાયુમા (વાયુ સાથે) કફ અનુબળ હોય તો પ્રસન્ના સાથે દિવેલ પીવુ અને વાયુની સાથે પિત્ત અનુબળ હોય તો દૂધની સાથે દિવેલ પીવુ

વાયુના ગોળામા પિત્ત વધી જાય તો શું કરવું?

विदह्य यदि वा पित्तं सन्तापं वातगुल्मिनः ।
कुर्याद्विरेचनीयोऽसौ सस्नेहैरानुलोमिकैः ॥ ४४ ॥
तापानुवृत्तावेवं च रक्तं तस्यावसेचयेत् ।

વાયુના ગોળાવાળા રોગીને જો પિત્ત વધીને સંતાપ

(પરિતાપ) ઉત્પન્ન કરે તો વિરેચન કરે એવા આનુલોમિક (દોષની) સ્વાભાવિક માર્ગે પ્રવૃત્તિ કરનાર) દ્રવ્યો વડે તેને વિરેચન આપવું, એમ છતા પણ તેનો તાપ ન મટે તો તેનો રક્તસ્રાવ કરવો (લોહી કાઢવુ)

વાયુના ગોળા વગેરેમાં લસણનો ઉપયોગ

**साधयेच्छुद्धशुष्कस्य लशुनस्य चतुष्पलम् ॥४५**
**क्षीरोदकेऽष्टगुणिते क्षीरशेषं च पाचयेत् ।**
**वातगुल्ममुदावर्तं गृध्रसीं विषमज्वरम् ॥ ४६ ॥**
**हृद्रोगं विद्रधिं शोषं साधयत्याशु तत्पयः ।**

સૂકા અને શુદ્ધ કરેલા સોળ તોલા લસણથી આઠગણું દૂધ અને પાણી લઈને તેમા તે લસણનો, દૂધ બાકી રહે ત્યા સુધી, પાક કરવો એ દૂધ પીવાથી વાયુનો ગોળો, ઉદાવર્તરોગ, ગૃધ્રસી નામે વાયુનો રોગ, વિષમજ્વર, હૃદયનો રોગ, વિદ્રધિ, શોષ (ક્ષય) એ રોગ મટે છે.

ગોળો, જઠરરોગ અને આનાહનો ઉપયોગ

**तैलं प्रसन्ना गोमूत्रमारनालं यवाग्रजः ॥ ४७ ॥**
**गुल्मं जठरमानाहं पीतमेकत्र साधयेत् ।**

તેલ, પ્રસન્ના, ગાયનુ મૂત્ર, કાજી, જવખાર, એ સર્વને એકત્ર કરીને પીવાથી વાયુનો ગોળો, જઠરરોગ અને આનાહ (પેટ ચડવાનો રોગ) મટે છે

શૂળ, આનાહ અને વિબંધવાળા વાયુના ગોળાનુ ઔષધ

**चित्रकग्रन्थिकैरण्डशुण्ठीक्वाथः परं हितः ॥४८॥**
**शूलानाहविबन्धेषु सहिङ्गुविडसैन्धवः ।**

ચિત્રો, પીપરીમૂળ, દિવેલાનુ મૂળ અને સૂંઠ, એ ઔષધોના ક્વાથમા હિંગ, બિડલવણ અને સિંધવ નાખીને પીવાથી તે શૂલ, આનાહ વિબંધને મટાડવામાં પરમ હિતકારી છે

કોઠામાં દાહ અને પીડાનો ઉપાય

**पुष्करैरण्डयोर्मूलं यवधन्वयवासकम् ॥ ४९ ॥**
**जलेन क्वथितं पीतं कोष्ठदाहरुजापहम् ।**

પુષ્કરમૂળ, દિવેલાનું મૂળ, જવ, ધમાસો, એ ઔષધોના પાણીમાં ક્વાથ કરીને પીવાથી તે, કોઠામાં થતા દાહને અને પીડાને મટાડે છે

કોઠામાં, પીઠમા અને ખભામા શૂળનો ઉપાય

**वास्त्यावैरण्डदर्भाणां मूलं दारु महौषधम् ॥५०॥**
**पीतं निःक्वाथ्य तोयेन कोष्ठपृष्ठांसशूलजित् ।**

કોઠામા, પીઠમા અને ખભામાં શૂળ થતું હોય છે તે બલામૂળ, એરડમૂળ, દર્ભમૂળ, દેવદાર અને સૂંઠ, એ ઔષધોને પાણીમા ઉકાળીને પીવાથી મટે છે.

વાતગુલ્મ(વાયુના ગોળા) નો ઉપાય

**शिलाजं पयसाऽनल्पपञ्चमूलशृतेन वा ॥ ५१ ॥**
**वातगुल्मी पिबेत्**

મોટાં પચમૂળને દૂધમા ઉકાળીને, તે દૂધમાં શિલાજિત નાખીને વાતગુલ્મવાળાને પાવુ

ઉદાવર્તના ઉપદ્રવનો ઉપાય

**वात्यमुदावर्ते तु भोजयेत् ।**
**स्निग्धं पैप्पलिकैर्यूषैर्मूलकानां रसेन वा ॥ ५२ ॥**

જો વાતગુલ્મવાળાને ઉદાવર્ત હોય તો પીપરના ક્વાથથી સિદ્ધ કરેલા યૂષ સાથે સ્નેહયુક્ત બલામૂલ ખવડાવવુ, અથવા મૂળાના રસ સાથે ખવડાવવું.

વાયુના તથા ઝાડાના વિબંધવાળા વાયુના ગોળાનું ઔષધ

**यद्वविण्मारुतोऽश्नीयात्क्षीरेणोष्णेन यावकम् ।**
**कुल्माषान् वा बहुस्नेहान्**
**भक्षयेल्लवणोत्तरान् ॥ ५३ ॥**

જો રોગીનો વાયુ (વાછૂટ) તથા ઝાડો બધ થયાં હોય તો ગરમ દૂધ સાથે જવની વાનીઓ ખવડાવવી, અથવા ઘણુ તેલ નાખીને અને મીઠુ નાખીને કળથી ખવડાવવી.

મળયુક્ત વાયુના ગોળાનું ઔષધ

**नीलिनीत्रिवृतादन्तीपथ्याकम्पिल्लकैः सह ।**
**समलाय घृतं देयं सबिडक्षारनागरम् ॥ ५४ ॥**

ગળો, નસોતર, નેપાળો, હરડે, કપીલો, એ ઔષધો સાથે બીડલવણ, જવખાર અને સૂંઠ, મેળવીને ઘી આપવુ તેથી મળયુક્ત વાતગુલ્મ મટશે.

વાયુના ગોળા વગેરે માટે નીલિનીઘૃત

**नीलिनीं त्रिफलां रास्नां बलां कटुकरोहिणीम् ।**
**पचेद्विडङ्गं व्याघ्रीं च पालिकानि जलाढके ॥**
**रसेऽष्टभागशेषे तु घृतप्रस्थं विपाचयेत् ।**
**दध्नः प्रस्थेन संयोज्य सुधाक्षीरपलेन च ॥५६॥**
**ततो घृतपलं दद्यायवागूमण्डमिश्रितम् ।**
**जीर्णे सम्यग्विरिक्तं च भोजयेद्रसभोजनम् ॥५७॥**
**गुल्मकुष्ठोदरव्यङ्गशोफपाण्डवामयज्वरान् ।**
**श्वित्रं प्लीहानमुन्मादं हन्त्येतन्नीलिनीघृतम् ॥५८॥**

ગળી, ત્રિફળા, રાસ્ના, બળદાણા, કડુ, વાવડિંગ, રીંગણી, એ ઔષધો ચાર ચાર તોલા લઈને બસો છપ્પન (૨૫૬) તોલા પાણીમાં ઉકાળવાં. પછી જ્યારે

ઊકળતાં ઊકળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેમાં ચોસઠ તોલા ઘી, ચોસઠ તોલા દહીં તથા થોરનું દૂધ ચાર તોલા નાખીને ઘી પકવ કરવું અને પકવ થયેલું ઘી ગાળી લેવું પછી યવાગૂ અને મંડમાં ભેળવીને ચાર તોલા ઘી રોગીને આપવું જ્યારે તે ઘી પચી જાય ત્યારે સારી રીતે રેચ કરાવ્યા પછી તે માણસને માંસરસ સાથે ભોજન આપવું, એ નીલિની ઘીથી ગોળો, ચામડીના રોગ, ઉદરરોગ, વ્યંગરોગ, સોજો, પાંડુરોગ, તાવ, ધોળો કોઢ, બરોળ, ગાંડપણ, એટલા રોગો માટે છે

વાયુના ગોળાવાળા માટે આહાર

**कुक्कुटाश्च मयूराश्च तित्तिरिक्रौञ्चवर्तकाः।**
**शालयो मदिरा सर्पिर्वात-**
**गुल्मचिकित्सितम् ॥५९॥**

કૂકડા, મોર, તેતર, વહીંલા, ચકલા, શાલી (સાળ) ડાંગર, મદિરા અને ઘી, એ સર્વે વાયુના ગોળાની ચિકિત્સા જાણવી, અર્થાત્ વાયુના ગોળામાં એ સર્વ હિતકર છે

**मितमुष्णं द्रवं स्निग्धं भोजनं वातगुल्मिनाम्।**
**समण्डा वारुणी पानं तप्तं वा धान्यकैर्जलम्॥**

વાયુના ગોળાવાળાઓનું ભોજન ગરમ, દ્રવ (પ્રવાહી), સ્નિગ્ધ અને માપસર જોઈએ મંડ સહિત વારુણી નામે મદ્ય પીવું અથવા ધાણાનું પાણી ઉકાળીને તે પીવું

## પિત્તના ગોળાના ઉપાય

(શ્લોક ૬૧ા થી ૭૫)

સ્નિગ્ધ અને ગરમ પદાર્થોથી થયેલા
પિત્તગુલ્મ માટે વિરેચન

**स्निग्धोष्णेनोदिते गुल्मे पैत्तिके स्रंसनं हितम्।**
**द्राक्षाभयागुडरसं कम्पिल्लं वा मधुद्रुतम् ॥६१॥**
**कल्पोक्तं रक्तपित्तोक्तं**

સ્નિગ્ધ અને ગરમ પદાર્થનું સેવન કરવાથી જ્યારે પિત્તનો ગોળો થયો હોય ત્યારે સ્રંસન (વિરેચન) ઔષધ આપવું હિતકર છે, વિરેચન તરીકે કાળી દ્રાક્ષ, હરડે, ગોળ, એ વસ્તુનો કવાથ તેને આપવો, અથવા મધમાં કપિલો નાખીને તે પાવો, અથવા વિરેચન કલ્પ (કલ્પસ્થાન અધ્યાય ૨માં) કહેલાં ઔષધો વડે વિરેચન આપવું, અથવા (ચિ. સ્થાન. અ. ૨, શ્લોક ૧૦ થી ૧૧માં) રક્તપિત્તમાં કહેલાં (નસોતર, ત્રિફળા ઇ૦) ઔષધો વડે વિરેચન આપવું

રૂખા અને ગરમ પદાર્થોથી થયેલા પિત્તગુલ્મ માટે
શમન: એમાં વિરેચન ક્યારે, કયું આપવું?

**गुल्मे रूक्षोष्णजे पुनः।**
**परं संशमनं सर्पिस्तिक्तं वासाघृतं शृतम् ॥६२॥**
**तृणाख्यपञ्चकक्वाथे जीवनीयगणेन वा।**
**शृतं तेनैव वा क्षीरं न्यग्रोधादिगणेन वा ॥६३॥**

રૂખા અને ગરમ પદાર્થનું સેવન કરવાથી પિત્તનો ગોળો થયો હોય તો કુષ્ઠચિકિત્સામાં કહેલું તિક્તઘૃત તે ગુલ્મને શમાવવામાં શ્રેષ્ઠ ઉપાય છે, અથવા તૃણ પંચમૂળના કવાથમાં સિદ્ધ કરેલું ઘી હિતકર છે, અથવા જીવનીય ગણના ઔષધો વડે સિદ્ધ કરેલું દૂધ હિતકર છે, અથવા ન્યગ્રોધાદિ ગણના ઔષધો વડે સિદ્ધ કરેલું દૂધ હિતકર છે

**तत्रापि स्रंसनं युञ्ज्याच्छीघ्रमात्ययिके भिषक्।**
**वैरेचनिकसिद्धेन सर्पिषा पयसाऽपि वा ॥६४॥**

લૂખા અને ગરમ પદાર્થોથી થયેલું પિત્તગુલ્મ અત્યંત ગંભીર થઈ ગયું હોય તો તેમાંયે સૂ. સ્થા. અ. ૧૫, શ્લોક ૨માં કહેલા વિરેચનના ઔષધોથી સિદ્ધ કરેલું ઘી કે દૂધ વૈદ્યે તત્કાળ આપવું

પિત્તગુલ્મ માટે સિદ્ધ ઘી

**रसेनामलकेक्षूणां घृतप्रस्थं विपाचयेत्।**
**पथ्यापादं पिबेत्सर्पिस्तत्सिद्धं पित्तगुल्मनुत् ॥६५**
**पिबेद्वा तैल्वकं सर्पिर्यच्चोक्तं पित्तविद्रधौ।**

આમળાનો અને શેરડીનો રસ બસો છપ્પન (૨૫૬) તોલા લઈને તેમાં ૬૪ તોલા ઘી નાખવું તે ઘીમાં સોળ તોલા હરડેનો કલ્ક નાખીને તે ઘી સિદ્ધ કરવું તે ઘી પીવાથી પિત્તગુલ્મ મટે છે અથવા ચિ. સ્થા. અ. ૨૧, શ્લોક ૩૨–૩૩માં કહેલું તિલ્વકઘૃત (તેલ્વક ઘૃત) પીવું અથવા પિત્તવિદ્રધિમાં ચિ. અ. ૧૩, શ્લોક ૩ા થી ૪ાા માં જે ઘી કહેલું છે તે પીવું

કલ્ક

**द्राक्षां पयस्यां मधुकं चन्दनं पद्मकं मधु ॥६६॥**
**पिबेत्तण्डुलतोयेन पित्तगुल्मोपशान्तये।**

કાળી દ્રાક્ષ, ક્ષીરકાકોલી, જેઠીમધ, સુખડ, પદ્મકાષ્ઠ, મધ, એ સર્વેને ચોખાના ધોવણમાં સાથે પીવું તેથી પિત્તગુલ્મ શાંત થાય છે

કવાથ

**द्विपलं त्रायमाणाया जलद्विप्रस्थसाधितम् ॥६७॥**
**मष्टभागस्थितं पूतं कोष्णं क्षीरसमं पिबेत्।**
**पिबेदुपरि तस्योष्णं क्षीरमेव यथाबलम् ॥६८॥**

**तेन निर्हृतदोषस्य गुल्मः शाम्यति पैत्तिकः ।**

એકસો અઠ્ઠાવીસ તોલા પાણીમા આઠ તોલા ત્રાય માણ નાખીને આઠમા ભાગનુ પાણી બાકી રહે ત્યા સુધી ક્વાથ કરવો. પછી તે ક્વાથને ગાળી લઈને તેમા તે ક્વાથની બરોબર દૂધ નાખવુ અને લગાર લગાર ગરમ હોય તેવુ પીવુ પછી તે ઉપર પોતાની પાચનશક્તિ પ્રમાણે પિવાય તેટલુ ગરમ દૂધ પીવુ એ ઓષધથી દોષ નીકળી જઈને પિત્તગુલ્મ શાંત થશે

બળતરાનો ઉપાય

**दाहेऽभ्यङ्गो घृतैः शीतैः साज्यैर्लेपो हिमौषधैः ॥**
**स्पर्शैः सरोरुहां पत्रैः पात्रैश्च प्रचलज्जलैः ।**

જો પિત્તગુલ્મમા દાહ (બળતરા) થતો હોય તો શીતવીર્ય અને રાહકવામા ઠંડી ઓષધિઓ વડે સિદ્ધ કરેલુ ઘી ચોળવુ, તેમ જ વીર્યમા અને સ્પર્શમા એ બંને રીતે ઠડા ઓષધોમા ઘી મેળવીને તેનો લેપ કરવો, અથવા કમળના પાદડા અથવા જેમાથી પાણી ઝમતુ હોય એવા પાત્રો ગોળાવાળા ભાગ ઉપર અડકાડવા

ખાસ કેવા ગોળામા લોહી કઢાવવુ ?

**विदाहपूर्वरूपेषु शूले वह्नेश्च मार्दवे ॥७०॥**
**बहुशोऽपहरेद्रक्तं पित्तगुल्मे विशेषतः ।**

જે ગોળામા પ્રથમ દાહ થયા પછી ગોળો ચઢતો હોય, શૂલ આવતુ હોય અને અગ્નિ મંદ પડતો હોય, તે ગોળામા ઘણીવાર લોહી કઢાવવું તથા પિત્તગુલ્મમા તો ખાસ કરીને લોહી કઢાવવુ

લોહી કાઢી નાખવાના ફાયદા

**छिन्नमूला विदह्यन्ते न गुल्मा यान्ति च क्षयम् ॥**
**रक्तं हि व्यम्लतां याति,**
**तच्च नास्ति न चास्ति रुक् ।**

(લોહી કાઢવાથી) જેમના મૂળ કપાયેલા છે એવા ગોળા પાકતા નથી પણ નાશ પામે છે, કેમ કે તેમા રહેલુ લોહી ખાટુ થઈ જાય છે વળી, તે લોહી અંદર રહેતું નથી. તેથી તેની પીડા પણ થતી નથી.

દોષો કાઢયા પછી કરમાયેલા દર્દીને કરવાનું ભુણણ

**हृतदोषं परिम्लानं जाङ्गलैस्तर्पितं रसैः ॥७२॥**
**समाश्वस्तं सशेषार्तिं सर्पिरभ्यासयेत्पुनः ।**

ગોળાના રાગવાળાનો (કાપેલો) દોષ (લોહી કાઢીને) બહાર કાઢયા પછી રોગી મ્લાન થઈ જાય છે (કરમાય છે), તેથી જાંગલ પ્રાણીઓના માંસરસ વડે તેનું તર્પણ કરવું (તેને એ ખવડાવીને હૃષ્ટપુષ્ટ કરવો) પણ જો પીડા બાકી રહી ગઈ હોય તો તે દરદી શાંત પડે ત્યારે રોજ ઘી પિવડાવવું

પાક ઉપર ચડતા ગોળા માટે કરવાની ક્રિયા

**रक्तपित्तातिवृद्धत्वात्क्रियामनुपलभ्य वा ॥७३॥**
**गुल्मे पाकोन्मुखे सर्वा पित्तविद्रधिवत्क्रिया ।**

ગુલ્મમા રક્ત અને પિત્તની અતિશય વૃદ્ધિ થવાના કારણથી તથા ગુલ્મ ઉપર જે જે ક્રિયાઓ કરવામાં આવતી હોય તેમાની એકે તેને લાગુ ન કરવાથી (યોગ્ય) ક્રિયા ન થવાથી ગોળો પાકોન્મુખ થાય છે (પાકે ચડે છે) એવા ગુલ્મ ઉપર પિત્તવિદ્રધિમાં કહેલી ક્રિયાઓ કરવી

પિત્તગુલ્મવાળાના અન્નપાન

**शालिर्गव्याजपयसा पटोली जाङ्गलं घृतम् ॥७४**
**धात्री परूषकं द्राक्षा खर्जूरं दाडिमं सिता ।**
**भोज्ये, पानेऽम्बु बलया बृहत्याद्यैश्च साधितम् ॥७५**

શાળના ચોખા, ગાયનું દૂધ, બકરીનું દૂધ, પટોળ, જાંગલ દેશનાં પ્રાણીઓનું માંસ, ઘી, આમળાં, ફાલસાં, કાળી દ્રાક્ષ, ખજૂર, દાડમ, સાકર, એ વસ્તુઓનું ભોજન કરવું અને પીવા માટે રીંગણી તથા બળદાણા વડે સિદ્ધ કરેલું પાણી વાપરવું.

## કફગુલ્મની ચિકિત્સા

(શ્લોક ૭૫॥ થી ૧૧૭॥)

વમન, ઉપવાસ, સંસર્ગી, દીપન

**श्लेष्मजे वामयेत्पूर्वमवम्यमुपवासयेत् ।**
**तिक्तोष्णकटुसंसर्ग्या वह्निं सन्धुक्षयेत्ततः ॥७६॥**
**हिङ्ग्वादिभिश्च द्विगुणक्षारहिङ्ग्वम्लवेतसैः ।**

કફથી થયેલો ગોળો હોય તો તેમા રોગીને પ્રથમ ઊલટી કરાવવી. જો તે રોગી ઊલટી કરાવવા યોગ્ય ન હોય (સૂ અ. ૧૮) તો તેને ઉપવાસ કરાવવો. પછી તેને કડવા, ગરમ અને તીખા દ્રવ્ય ભેગવેલી સંસર્ગી પાઈને તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત કરવો, તેમ જ હિંગ, જવખાર અને અમ્લવેતસ બમણાં નાખીને (શ્લોક ૮॥ થી ૧૦મા રાજવા ૩૧, ૩૨માં કહેલાં) હિંગ વગેરે ઓષધો વડે અગ્નિ પ્રદીપ્ત કરવો.

ઊંડા, ઊપસી આવેલા, સજજડ, કઠણ, સ્થિર અને ભાનાવાળા કફગુલ્મના ઉપાય

**निगूढं यदि चोन्नद्धं स्तिमितं कठिनं स्थिरम् ॥७७**
**आनाहादियुतं गुल्मं संशोध्य विनयेदनु ।**

જો કફગુલ્મ (કફથી ચડેલો ગોળો) તેના સ્થાનમાં

અત્યંત ગૂઢ (ઊંડું), બહાર તરી આવેલું, જડ, કઠણ, સ્થિર અને આનાહ વગેરેવાળું હોય, તો પ્રથમ તે રોગીનું શોધન કરવું; પછી ગોળાનું શમન કરવું

### કફગુલ્મ માટે ઘી

**घृतं सक्षारकटुकं पातव्यं कफगुल्मिनाम् ॥७८॥**

તે કફગુલ્મવાળા રોગીએ જવખાર અને કડુ સાથે ઘી પીવું

### દશમૂલઘૃત

**सव्योषक्षारलवणं सहिङ्गुविडदाडिमम् ।**
**कफगुल्मं जयत्याशु दशमूलशृतं घृतम् ॥ ७९ ॥**

દશમૂળના ક્વાથમાં સિદ્ધ કરેલા ઘીમાં સૂંઠ, પીપર, મરી, જવખાર, સિંધવ, હિંગ, બિડલવણ, દાડમ, એ ઔષધો નાખીને પીવું, તેથી કફગુલ્મ તત્કાળ મટે છે

### ભલ્લાતકઘૃત

**भल्लातकानां द्विपलं पञ्चमूलं पलोन्मितम् ।**
**अल्पं तोयाढके साध्यं पादशेषेण तेन च ॥८०॥**
**तुल्यं घृतं तुल्यपयो विपचेदक्षसम्मितैः ।**
**विडङ्गहिङ्गुसिन्धूत्थयावशूकशटीविडैः ॥ ८१ ॥**
**सद्वीपिरास्नायष्ट्याह्वषड्ग्रन्थाकणनागरैः ।**
**एतद्भल्लातकघृतं कफगुल्महरं परम् ॥ ८२ ॥**
**प्लीहपाण्ड्वामयश्वासग्रहणीरोगकासजित् ।**

ભિલામા આઠ તોલા લેવા લઘુપચમૂળ જુદા જુદા દરેક ચાર ચાર તોલા લેવા પછી તે સર્વને ૨૫૬ તોલા પાણીમાં ઉકાળતા ઉકાળતા ચોથા ભાગનું પાણી રહેતાં સુધી ક્વાથ કરવો પછી તેમાં ક્વાથની બરોબર ઘી અને ઘી જેટલું દૂધ નાખીને તેમાં વાવડિંગ, હિંગ, સિંધવ, જવખાર, પટ્કચૂરો, બિડલવણ, ચિત્રો, રાસ્ના, જેઠીમધ, વજ, પીપર અને સૂંઠ, એ સર્વ એક એક તોલો લઈને તેનો કલ્ક કરીને નાખવો એને ભલ્લાતકઘૃત કહે છે. તે એ ઘી કફગુલ્મને મટાડવામાં શ્રેષ્ઠ છે તેમ એ ઘીથી બરોળ, પાંડુરોગ, દમ, ગ્રહણીરોગ અને ખાસી એ રોગો પણ મટે છે

### કફગુલ્મીનો ઘી પીધા પછીનો ક્રમ

**ततोऽस्य गुल्मे देहे च समस्ते स्वेदमाचरेत् ॥८३॥**

ઘી પીવડાવ્યા પછી તે કફગુલ્મ રોગવાળાના ગોળા ઉપર અને આખા શરીર ઉપર શેક કરવો.

### બધાં ગુલ્મમાં સ્નેહન અને સ્વેદની આવશ્યકતા

**सर्वत्र गुल्मे प्रथमं स्नेहस्वेदोपपादिते ।**
**या क्रिया क्रियते याति सा सिद्धिं न विरूक्षिते ॥८४॥**

આઠે પ્રકારના ગોળાના રોગમાં પ્રથમ સ્નેહન અને સ્વેદ (શેક) કર્યા પછી જે જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા સિદ્ધ થાય છે, પણ પ્રથમ રોગીને રૂક્ષણ (લૂખો પાડવાની ક્રિયા) કરાવ્યા પછી જે જે ક્રિયા કરવામાં આવે છે તે સિદ્ધ થતી નથી.

### ગુલ્મ માટે શસ્ત્રક્રિયાનો વિધિ

**स्निग्धस्विन्नशरीरस्य गुल्मे शैथिल्यमागते ।**
***यथोक्तां घटिकां न्यस्येद् गृहीतेऽपनयेच्च ताम् ॥***
**वस्त्रान्तरं ततः कृत्वा छिन्द्याद् गुल्मं प्रमाणवित् ।**
**विमार्गाजपदादर्शैर्यथालाभं प्रपीडयेत् ॥ ८६ ॥**
**प्रमृज्याद् गुल्ममेवैकं न त्वन्त्रहृदयं स्पृशेत् ।**

ગુલ્મવાળા રોગીને સ્નેહપાન કરાવીને તથા (શેકથી) પરસેવો કાઢીને તેના ગોળાને નરમ (પોચો) કરવો. ગોળો નરમ થાય એટલે યન્ત્રવિધિમાં કહ્યા પ્રમાણે ઘટિકા (કસલી, કુલડી) મૂકવી અને ગોળો ઊપડી આવે એટલે તેને ઉપાડી લેવી, પછી ગોળા ઉપર વસ્ત્ર ઢાંકીને છેદ કરવાનું પ્રમાણ જાણનારા વૈદ્ય વિમાર્ગ, અજપદ અને આદર્શ, એમાંથી જે સાધન મળી આવે તેનાથી ગોળાને ચીરવો પછી ગોળાને દબાવીને અંદરનો મળ (બગાડ) કાઢી નાખવો ગોળો ચીરતાં અને દબાવતાં સાવધાની રાખવી કે આંતરડાંને કે હૃદયને (હથિયારનો કે દબાણનો) સ્પર્શ થાય નહિ.

(લાકડાના જે ઓજાર વડે મોચી ચામડાં ઉપર લીટી દોરે છે તે ઓજારને વિમાર્ગ કહે છે અજપદનો છેડો અને આદર્શ(=ચાટવું)ની કિનાર ગોઠવવા ને દબાવવાના કામમાં આવે છે )

### પછી લેપ અને શેક

**तिलैरण्डातसीबीजसर्षपैः परिलिप्य च ॥ ८७ ॥**
**श्लेष्मगुल्ममयस्पात्रैः सुखोष्णैः स्वेदयेत्ततः ।**

પછી કફગુલ્મ ઉપર તલ, એરંડો, અળસી, સરસવ, એ સર્વના કલ્કનો લેપ કરવો, અને તે પછી રોગીને ધીમો શેક થાય એવા લોઢાના ગરમ પાત્રથી તેને ગોળા ઉપર શેક કરવો.

### આ રીતે સ્થાનમાંથી ખસેલા કફગુલ્મનું શોધન

**एवं च विसृतं स्थानात् कफगुल्मं विरेचनैः ॥८८॥**
**सस्नेहैर्बस्तिभिश्चैव शोधयेद्दाशमूलिकैः ।**

એમ કરવાથી કફગુલ્મ પોતાના સ્થાનમાંથી ચલિત થશે. ગુલ્મ ચલિત થાય એટલે સ્નેહયુક્ત વિરેચન આપીને અને દશમૂળની બસ્તિઓ આપીને તેનું શોધન કરવું

કફગુલ્મમાં વિરેચનયોગો : મિશ્રકસ્નેહ

पिप्पल्यामलकद्राक्षाश्यामाद्यैः पालिकैः पचेत् ॥
एरण्डतैलहविषोः प्रस्थौ पयसि षड्गुणे ।
सिद्धोऽयं मिश्रकः स्नेहो
गुल्मिनां स्रंसनं हितम् ॥९०॥
वृद्धिविद्रधिशूलेषु वातव्याधिषु चामृतम् ।

પીપર, આમળાં, કાળી દ્રાક્ષ, કાળુ નસોતર, એ ઔષધો ચાર ચાર તોલા લઈને તેના કલ્ક વડે દિવેલ અને ઘી, એ દરેક સ્નેહ ચોસઠ ચોસઠ તોલા છગણા દૂધમાં નાખીને પકવ કરવો; અર્થાત્ ચોસઠ તોલા દિવેલ અને ચોસઠ તોલા દૂધ એકત્ર કરીને સાતસો અડસઠ તોલા દૂધ તેમાં નાખવું તથા તેમા ઉપર કહેલો પીપર વગેરેનો કલ્ક નાખવો. એ પકવ કરેલો મિશ્રક સ્નેહ ગુલ્મવાળા રોગીને હિતકર છે; કેમ કે તે સ્થાનથી ચલિત થયેલા દોષને વિરેચન દ્વારા બહાર કાઢે છે. વળી તે વધરાવળ, ગડ, શૂલરોગ અને વાયુના રોગો, એ રોગમાં અમૃત જેવો છે.

બીજાં સ્રંસન ઘૃત

पिबेद्वा नीलिनीसर्पिर्मात्रया द्विपलीकया ॥९१॥
तथैव सुकुमाराख्यं घृतान्यौदरिकाणि वा ।

અથવા પાછળ શ્લોક ૫૭થી ૫૮માં કહેલું નીલિનીઘૃત આઠ તોલા પીવું અથવા વિદ્રધિની ચિકિત્સામાં શ્લોક ૪૦થી ૪૭માં કહેલું સુકુમાર નામે ઘી આઠ તોલા પીવું, અથવા ઉદરચિકિત્સામાં જે ઘી કહેવામાં આવશે તે પીવાં. એ સર્વે ઘી વિરેચન કરીને ગુલ્મને ( કફગુલ્મને ) શાંત કરનારાં છે.

દંતીહરીતકી

द्रोणेऽम्भसः पचेद्दन्त्याः
पलानां पञ्चविंशतिम् ॥९२॥
चित्रकस्य तथा पथ्यास्तावतीस्तद्रसे स्रुते ।
द्विप्रस्थे साधयेत्पूते क्षिपेद्दन्तीसमं गुडम् ॥९३॥
तैलात्पलानि चत्वारि त्रिवृताचूर्णतः ।
कणाकर्षौ तथा शुण्ठ्याः सिद्धे लेहे तु शीतले ॥९४
मधु तैलसमं दद्याच्चतुर्जातात्चतुर्थिकाम् ।
अतो हरीतकीमेकां सावलेहपलामदन् ॥९५॥
सुखं विरिच्यते स्निग्धो दोषप्रस्थमनामयः ।
गुल्महृद्रोगदुर्नामशोफानाहगरोदरान् ॥९६॥
कुष्ठोत्क्लेशारुचिप्लीहग्रहणीविषमज्वरान् ।
घ्नन्ति दन्तीहरीतक्यः
पाण्डुतां च सकामलाम् ॥९७॥

એક દ્રોણ પાણી લઈને તેમાં પચીસ પલ ( સો તોલા ) દંતીમૂળ નાખવાં, સો તોલા ચિત્રો નાખવો, સો તોલા હરડે નાખવી. પછી તેનો ક્વાથ કરવો. તેના ક્વાથમાંથી બે પ્રસ્થ ( એકસો અઠ્ઠાવીસ તોલા ) ક્વાથ ગાળી લેવો, અને તેમાં ક્વાથમાંથી બધી હરડે નાખવી. પછી તેમા સો તોલા ગોળ નાખવો, સોળ તોલા તેલ નાખવું. નસોતરનું ચૂર્ણ સોળ તોલા નાખવું, પીપર બે તોલા નાખવી, સૂંઠ બે તોલા નાખવી જ્યારે તે અવલેહ ( ચાટણ ) તૈયાર થઈને ઠંડો થાય ત્યારે તેમાં તેલ જેટલું મધ નાખવું. ચાતુર્જાત ( તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર એ સર્વે મળીને ) ચાર તોલા નાખવું. એ રીતે એ દંતીહરીતકી અવલેહ તૈયાર કરવો. પછી તેમાંથી એક હરડે અને ચાર તોલા અવલેહ ખાવો. તેથી રોગી સ્નિગ્ધ થઈને સુખે કરીને વિરેચન પામી શકે છે એક વખત એ ખાવાથી એક પ્રસ્થ એટલે આખરે દોઢશેર બોજો ઝાડામાં નીકળી જાય છે અને રોગી નીરોગી થાય છે. વળી ગોળો હૃદયના રોગ, હરસ, સોજો, પેટ ચડવું, કૃત્રિમ ઝેર, ઉદરરોગ, ચામડીના રોગ, ઉત્કલેશ ( દોષ ઊપડી આવવા ). અરુચિ, બરોળ, ગ્રહણી અને વિષમજ્વર, એ સર્વે એ અવલેહ અને એ હરડેથી મટે છે. વળી તે દંતીહરીતકીથી પાંડુરોગ અને કમળો પણ મટે છે.

सुधाक्षीरद्रवं चूर्णं त्रिवृतायाः सुभावितम् ।
कार्षिकं मधुसर्पिर्भ्यां लीढ्वा साधु विरिच्यते ॥९८

થોરના દૂધમાં નસોતરના ચૂર્ણને સારી રીતે ભાવના આપીને તે ચૂર્ણમાંથી એક તોલો ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવાથી સારી રીતે વિરેચન ( જુલાબ ) થાય છે.

कुष्ठश्यामात्रिवृद्दन्तीविजयाक्षारगुग्गुलून् ।
गोमूत्रेण पिबेदेकं तेन गुग्गुलुमेव वा ॥९९॥

ઉપલેટ, કાળું નસોતર, દંતીમૂળ, હરડે, જવખાર, ગુગળ, એ સર્વના ચૂર્ણને ગાયના મૂત્ર સાથે પીવું અથવા એકલા ગૂગળને જ ગાયના મૂત્ર સાથે પીવો. (એવી વિરેચન ( જુલાબ ) થાય છે અને કફગુલ્મ મટે છે.)

કફગુલ્મમાં નિરૂહબસ્તિ

निरूहान् कल्पसिद्ध्युक्तान्
योजयेद् गुल्मनाशनान् ।

બસ્તિકલ્પ ( ઉ. અ. ૪ )માં જે જે નિરૂહબસ્તિ આપવાની કહેલી છે. તેમાંની જે, નિરૂહબસ્તિ ગુલ્મનો નાશ કરનારી છે તે આપવી.

### ગુલ્મ ઉપર ક્ષાર, અરિષ્ટ અને ડામ

**कृतमूलं महावास्तुं कठिनं स्तिमितं गुरुम् ॥१००**
**गूढमांसं जयेद् गुल्मं क्षारारिष्टाग्निकर्मभिः ।**
**एकान्तरं द्व्यन्तरं वा विश्रमय्याथ वा त्र्यहम् ॥१०१**
**शरीरदोषबलयोर्वर्धनक्षपणोद्यतः ।**

જે ગોળાએ ઊંડાં મૂળ નાખ્યાં હોય તથા જે ગોળો વધી ગયો હોય(મોટો થએલો હોય), કઠણ થયો હોય, જડ હોય, ભારે હોય અને માંસથી ઢંકાયેલો હોય તેને ક્ષારકર્મ, અરિષ્ટપાન કે અગ્નિકર્મ વડે મટાડવો, (તે ઉપર ક્ષાર, અરિષ્ટ, અગ્નિ વગેરેની ક્રિયા કરવી.) એક વખત ક્ષાર વગેરે કર્મ કર્યા પછી (બળ અને દોષનું પ્રમાણ જાણનાર વૈદ્યે) એક કે બે કે ત્રણ દિવસ વચમાં વિસામો લઈને વળી પાછું તે કર્મ કરવું. વળી રોગીના શરીરના દોષ અને બળનો વિચાર કરીને તેને (=શરીરના બળને) વધારવા યોગ્ય હોય ત્યારે વધારવું અને (શરીરના દોષોને) ઘટાડવા યોગ્ય હોય ત્યારે ઘટાડવા. એવી રીતે વૈદ્યે ક્ષાર વગેરે ક્રિયા કરવી. (ચરક, ચિ. ૫/૫૭॥).

### કફગુલ્મમાં કયા ક્ષાર વાપરવા?

**अर्शोऽश्मरीग्रहण्युक्ताः**
**क्षारा योज्याः कफोल्बणे ॥ १०२ ॥**

કફ જેમાં અધિક હોય તે ગોળામાં હરસ, પથરી અને ગ્રહણી એ ત્રણ રોગની ચિકિત્સામાં કહેલા ક્ષારનો ઉપયોગ કરવો.

### ક્ષારાગદ

**देवदारुत्रिवृद्दन्तीकटुकापञ्चकोलकम् ।**
**स्वर्जिकायावशूकाख्यौ**
**श्रेष्ठापाठोपकुञ्चिकाः ॥ १०३ ॥**
**कुष्ठं सर्पसुगन्धां च द्व्यक्षांशं पटुपञ्चकम् ।**
**पालकं चूर्णितं तैलवसादधिघृताप्लुतम् ॥ १०४॥**
**घटस्यान्तः पचेत्पक्वमग्निवर्णे घटे च तम् ।**
**क्षारं गृहीत्वा क्षीराज्यतक्रमद्यादिभिः पिबेत् ॥१०५**
**गुल्मोदावर्तवर्ध्मार्शोजठरग्रहणीक्रमीन् ।**
**अपस्मारगरोन्मादयोनिशुक्रामयाश्मरीः ॥ १०६।**
**क्षारागदोऽयं शमयेद्विषं चाखुभुजङ्गजम् ।**

દેવદાર, નસોતર, દંતીમૂળ, કડુ, પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ), સાજીખાર, જવખાર ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), પાઠા (પહાડમૂળ) કાળીજીરી, ઉપલેટ, રાસ્ના, એ પ્રત્યેક ઔષધ બે-બે તોલા લેવું. પંચલવણ દરેક ચાર ચાર તોલા લેવાં. એ સર્વેનું ચૂર્ણ કરીને તેલ, વસા, દહીં અને ઘીમાં ડુબાડવાં. અને તે સર્વને એક ઘડામાં મૂકીને તેમાંથી વરાળ બહાર ન નીકળે એવી રીતે તેને સીઠી દઈને અગ્નિમાં પકવ કરવું. જ્યારે ઘડો તપીને દેવતાના રંગનો લાલચોળ થાય ત્યારે એમાંથી બળેલાં ઔષધ કાઢીને એનો વિધિસર ક્ષાર બનાવીને એ ક્ષાર દૂધ, ઘી, છાશ, દારૂ વગેરે સાથે પીવો. એ ક્ષાર ગુલ્મ, ઉદાવર્ત, વધરાવળ, હરસ, જઠરરોગ, ગ્રહણીરોગ, કરમિયા, વાઈ, ગરરોગ, ગાંડપણ, યોનિરોગ, વીર્યરોગ, પથરી, એ સર્વને મટાડે છે. વળી તે ક્ષાર સાપ અને ઉંદરનાં ઝેર પણ શમાવે છે.

### ક્ષારનું શરીરમાં કર્મ

**श्लेष्माणं मधुरं स्निग्धं रसक्षीरघृताशिनः ॥१०७**
**छित्त्वा भित्त्वाऽऽशयात् क्षारः**
**क्षरत्वात्क्षारयत्यधः ।**

માંસરસ, દૂધ અને ઘીનું ભોજન કરનાર માણસના આશયમાંથી (કફને) છેદીને, ભેદીને તેના ગળ્યા તથા સ્નિગ્ધ કફને ક્ષાર પોતાના નીચે પાડવાના ગુણને લીધે નીચે પાડે છે. ઝાડા વાટે બહાર કાઢે છે.

### જૂના આસવ અને અરિષ્ટ કોણે શા માટે વાપરવા?

**मन्देऽग्नावरुचौ सात्म्यैर्मद्यैः सस्नेहमश्नुताम् ॥१०८**
**योजयेदासवारिष्टाञ्जिगदान् मार्गशुद्धये ।**

જે માણસનો જઠરાગ્નિ મંદ પડી ગયો હોય અને જેને અરુચિ થઈ હોય તેણે માફક આવતા દારૂ સહિત સ્નેહયુક્ત ભોજન કરવું અને તેના માર્ગ(સ્રોતો)ની શુદ્ધિ માટે જૂના આસવ અને જૂના અરિષ્ટ વાપરવા.

### કફગુલ્મવાળાનાં અન્નપાન

**शालयः षष्टिका जीर्णाः**
**कुलत्था जाङ्गलं पलम् ॥१०९॥**
**चिरबिल्वाग्नितर्कारीयवानीवरुणाङ्कुराः ।**
**शिग्रुस्तरुणबिल्वानि बालं शुष्कं च मूलकम् ॥११०**
**बीजपूरकहिङ्ग्वम्लवेतसक्षारदाडिमम् ।**
**व्योषं तक्रं घृतं तैलं भक्तं, पानं तु वारुणी ॥१११**
**धान्याम्लं मस्तु तक्रं च यवानीविडचूर्णितम् ।**
**पञ्चमूलशृतं वारि जीर्णं माध्वीकमेव वा ॥११२॥**

કફગુલ્મવાળાએ શાલિ ડાંગરના ચોખા, કળથી, જાંગલ પ્રાણીઓનું માંસ, કરંજ, ચિત્રો, અરણી, અજમો, વરણાના અંકુર, સરગવો, નાનાં (કુમળાં) બીલાં, કુમળા અને સૂકા મૂળા, બિજોરું, હિંગ,

આમ્લવેતસ, જવખાર, દાડમ, સૂંઠ, પીપર, મરી, છાશ, ઘી, તેલ, ભાત, એટલી વસ્તુઓ ભોજન તરીકે લેવી તથા વારુણી નામે મદ્ય, ધાન્યામ્લ, દહીંનુ નીતર્યું પાણી, જવાન(યવાની અજમો)નુ બિડલવણનુ ચૂર્ણ નાખેલી છાશ, પચમૂલના કવાથનુ પાણી અને જૂના કાળી દ્રાક્ષનો દારૂ એ પીવામા લેવા.

**पिप्पलीपिप्पलीमूलाचव्यकाजाजिसैन्धवैः।**
**सुरा गुल्मं जयत्याशु जागलश्च विमिश्रितः ११३**

પીપર, પીપરીમૂળ, ચિત્રો, જીરુ, સિંધવ, એ સર્વનુ ચૂર્ણ સુરામા નાખવુ તથા જાગલ પ્રાણીઓના માસનો રસ તેમા ભેળવવો, એ પીવાથી ગોળો તત્કાળ મટે છે

**શ્લોક ૭૫ા થી ૧૧૩ સુધીના ઉપાયથી કફગુલ્મ ન મટે તો લોહી કાઢયા પછી બાળવાની ક્રિયા**

**वमनैर्लङ्घनैः स्वेदैः सर्पिःपानैर्विरेचनैः।**
**बस्तिक्षारासवारिष्टगुलिकापथ्यभोजनैः ॥ ११४॥**
**श्लैष्मिको बद्धमूलत्वाद्यदि गुल्मो न शाम्यति।**
**तस्य दाह हृते रक्ते कुर्यादन्ते शरादिभिः ॥११५**

કફગુલ્મના ઉપાય તરીકે વમન, લંઘન (ઉપવાસ), સ્વેદ (શેક, પરસેવો), ઘી પીવુ, વિરેચન, બસ્તિકર્મ, ક્ષારકર્મ, આસવ, અરિષ્ટ, ગોળીઓ, પથ્ય ભોજન, એ સર્વ વડે પણ બદ્ધમૂલ (જેના મૂળ ઊંડા ગયેલા હોય એવુ) હોવાથી કફગુલ્મ જો શમ નહિ તો તેના ગુલ્મમાથી લોહી કાઢયા પછી શર (સાઠા) વગેરેથી ડામ દેવો

**કફગુલ્મને કેવી રીતે બાળવુ?**

**अथ गुल्मं सपर्यन्तं वाससाऽन्तरितं भिषक्।**
**नाभिबस्त्यन्त्रहृदयं रोमराजीं च वर्जयन् ॥११६॥**
**नातिगाढं परिमृशेच्छरेण ज्वलताऽथवा।**
**लोहेनारणिकोत्थेन दारुणा तैन्दुकेन वा ॥ ११७**
**ततोऽग्निवेगे शमिते शीतैर्व्रण इव क्रिया।**

ગોળાને ચારે પાસથી પ્રથમ વસ્ત્ર વડે ઢાકવો અને પછી, વૈદ્યે ડૂંટી, મૂત્રાશય, આતરડા, હૃદય અને રોમાવલિ એટલાં સ્થાન તજીને સળગતો સાઠો, તપાવેલુ લોઢુ, સળગતુ અરણિનું લાકડુ કે સળગતું ટેમ્બરુ (ટીમરુ)ના ઝાડનું લાકડુ બહુ જ ભાર દીધા વિના (ડામ બહુ ઊંડે ન ઊતરી જાય એ રીતે) ગોળાની ચારે બાજુ ફરતુ (ગોળાકારે) અને ગોળા ઉપર (ચોકડી આકારે) ફેરવવું (અડકાડીને ફેરવવું), પછી અગ્નિનો વેગ શમી જાય ત્યારે ઠડા ઓષધો વડે વ્રણની પેઠે ક્રિયા કરવી.

**આમવાળા ગુલ્મની ચિકિત્સા ભેગા દોષોવાળા ગોળાના ઉપાય**

**आमान्वये तु पेयाद्यैः**
**सन्धुक्ष्याग्निं विलङ्घिते ॥ ११८॥**
**स्वं स्वं कुर्यात्क्रमं मिश्रं मिश्रदोषे च कालवित्।**

ગોળો આમયુકત હોય તો લાંઘીને લઘન કરાવીને પેયા વગેરેથી જઠરાગ્નિને પ્રજ્વલિત કરીને પછી સમય જાણનારા વૈદ્યે જે જે દોષને યોગ્ય જે ક્રમ કરવો હોય તે કરવો

દોષ મિશ્ર હોય તો મિશ્રક્રમ કરવો

## રક્તગુલ્મની ચિકિત્સા

**લક્ષણ, ચિકિત્સા કરવાનો સમય, સ્નેહન, સ્વેદન, વિરેચન**

**गतप्रसवकालायै नार्यै गुल्मेऽस्रसम्भवे ॥ ११९॥**
**स्निग्धस्विन्नशरीरायै दद्यात्स्नेहविरेचनम्।**

સ્ત્રીઓને રક્તગુલ્મ થાય છે, તેના ચિહ્ન ગર્ભ રહ્યો હોવાના ચિહ્ન જેવા હોય છે, માટે એ ગર્ભ છે કે રક્તગુલ્મ છે તેનો નિશ્ચય તત્કાળ થઈ શકતો નથી, માટે પ્રસૂતિકાળ (દશ માસનો કાળ) વીતી ગયા પછી તેને સ્નેહપાન કરાવીને પછી તેને શેક કરીને પરસેવો કાઢવો અને પછી સ્નેહવિરેચન આપવું

**રક્તનુ ગુલ્મ કવાથ**

**तिलक्वाथो घृतगुडव्योषभार्गीरजोन्वितः ॥ १२०॥**
**पानं रक्तभवे गुल्मे नष्टे पुष्पे च योषितः।**

તલના કવાથમા ઘી, ગોળ, સૂઠ, પીપર, મરી અને ભારગનુ ચૂર્ણ નાખીને પીવાથી રક્તગુલ્મ મટે છે, તેમ જ જે સ્ત્રીનો અટકાવ બધ થઈ ગયો હોય તેને આ કવાથ પીવાથી અટકાવ આવવા માડે છે

**भार्गीकृष्णाकरञ्जत्वग्ग्रन्थिकामरदारुजम् ॥१२१॥**
**चूर्णं तिलानां क्वाथेन पीतं गुल्मरुजापहम्।**

ભારગ, પીપર, કરજની છાલ, પીપરીમૂળ, દેવદાર એ ઓષધોના ચૂર્ણને તલના કવાથમાં પીવાથી રક્તગુલ્મની પીડા મટે છે

**રક્તગુલ્મ ઉપર ક્ષારસ્નેહ**

**पलाशक्षारपात्रे द्वे द्वे पात्रे तैलसर्पिषोः ॥१२२॥**
**गुल्मशैथिल्यजननीं पक्त्वा मात्रां प्रयोजयेत्।**

ખાખરાનો ક્ષાર આઠ તોલા અને તેલ તથા ઘી આઠ તોલા એ ભેગા કરીને તેમા બત્રીસ તોલા પાણી

નાખવું. પછી તે સ્નેહ પકવ કરવો. એ પકવ થયેલો સ્નેહ માપસર લેવાથી ગોળો ઢીલો પડી જાય છે.

રક્તગુલ્મમાં યોનિવિરેચન ક્યારે આપવું?

**न प्रभिद्येत यद्येवं दद्याद्योनिविरेचनम् ॥१२३॥**

જો એમ છતાં પણ તે ગોળો ફૂટે નહિ તો પછી વૈદ્યે તે સ્ત્રીને યોનિવિરેચન ઔષધ આપવું.

યોનિવિરેચનની બનાવટ

**क्षारेण युक्तं पललं सुधाक्षीरेण वा ततः ।
ताभ्यां वा भावितान्दद्या-
योनौ कटुकमत्स्यकान् ॥ १२४ ॥
वराहमत्स्यपित्ताभ्यां
नक्तकान् वा सुभावितान् ।
किण्वं वा सगुडक्षारं दद्याद्योनौ विशुद्धये ॥ १२५॥
रक्तपित्तहरं क्षारं लेहयेन्मधुसर्पिषा ।
लशुनं मदिरां तीक्ष्णां मत्स्यांश्चास्यै प्रयोजयेत् ॥
वस्तिं सक्षीरगोमूत्रं सक्षारं दाशमूलिकम् ।**

જવખાર સાથે સેકેલા તલનું ચૂર્ણ મેળવીને યોનિમાં રાખવા આપવું. અથવા સુધાક્ષીર (થોરના દૂધ) સાથે શેકેલા તલનુ ચૂર્ણ મેળવીને તે યોનિમાં રાખવા આપવું, અથવા જવખાર તથા થોરના દૂધની ભાવના આપેલાં દરિયાનાં માછલાને (લસોટીને) યોનિમાં રાખવા આપવાં અથવા ડુક્કરના અને માછલીના પિત્તની ભાવના આપેલા વસ્ત્રના ટુચા યોનિમાં રાખવા આપવા, અથવા ગોળ અને જવખાર સહિત કિણ્વ યોનિનું શોધન કરવા માટે આપવું, રક્તપિત્તને હરનારો ક્ષાર (કાળા કમળની નાળનો ક્ષાર—ચરક ચિ. ૪/૯૩) મધ અને ઘી સાથે ચાટવો તથા લસણ, તીક્ષ્ણ મદ્ય અને મત્સ્ય, એ તેને ભોજનમાં આપવાં, તેમ જ બસ્તિકલ્પ (ક. અ. ૪) માં કહેલી દશમૂળની બસ્તિ દૂધ, ગોમૂત્ર તથા જવખાર મેળવીને આપવી.

ગુલ્મ ક્યારે ફોડવું?

**अवर्तमाने रुधिरे हितं गुल्मप्रभेदनम् ॥ १२७ ॥**

ઉપર કહેલા ઉપાય કર્યા છતાં પણ યોનિ દ્વારા લોહી નીકળે નહિ તો પછી ગુલ્મને ફોડવું એ હિતકર છે.

લોહી નીકળ્યા પછીની ક્રિયા તથા અન્નપાન

**यमकाभ्यक्तदेहायाः प्रवृत्ते समुपेक्षणम् ।
रसौदनस्तथाऽऽहारः पानं च तरुणी सुरा ॥१२८**

લોહી નીકળવા માંડે ત્યારે ચારમાંના ગમે તે બે સ્નેહ શરીરે ચોળવા, તથા નીકળતા લોહીને અટકાવવું નહિ. તેને ખાવા માટે ભાત તથા માંસરસ આપવો, અને તાજી સુરા પીવા આપવી.

વધારે પડતું લોહી વહે તો શું કરવું?

**रुधिरेऽतिप्रवृत्ते तु रक्तपित्तहराः क्रियाः ।**

જો લોહી અતિશય વહે તો રક્તપિત્તને મટાડનારી ક્રિયા કરવી.

વાયુથી પીડા થાય તો શું કરવું?

**कार्या वातरुगार्तायाः सर्वा वातहराः पुनः ॥१२९**

જો સ્ત્રી વાયુની પીડાથી પિડાયેલી હોય તો વાયુને મટાડે એવી સર્વ ક્રિયાઓ કરવી.

આનાહ થાય તો શું કરવું?

**आनाहादावुदावर्तबलासघ्नो यथायथम् ॥१२९३**

જો પેટ ચડવું વગેરે ઉપદ્રવ થતા હોય તો ઉદાવર્તનો અને કફનો નાશ કરનારી ક્રિયાઓ કરવી.

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने गुल्मचिकित्सितं नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

## અધ્યાય ૧૫ મો : ઉદરરોગોની ચિકિત્સા

**अथात उदरचिकित्सितं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે ઉદરરોગની ચિકિત્સા સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે. (ગુલ્મની પછી ઉદરની ચિકિત્સા કહેવાનો આરંભ કરવાનું કારણ એવું છે કે જેમ ગુલ્મની ઉત્પત્તિમાં વાયુ એ મુખ્ય કારણ છે તેમ ઉદરરોગની ઉત્પત્તિમાં પણ વાયુ મુખ્ય કારણ છે.)

### બધા ઉદરરોગોની સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૧ થી ૫૨)

રોજ વિરેચન

**दोषातिमात्रोपचयात्स्रोतोमार्गनिरोधनात् ।
सम्भवत्युदरं तस्मान्नित्यमेनं विरेचयेत् ॥ १ ॥**

દોષ અતિશય વધી જવાથી તે શરીરની ધાતુઓ વગેરેને વહન કરનારાં સ્રોતોનો બંધ કરે છે તેથી ઉદરરોગ થાય છે, માટે ઉદરરોગીને રોજ વિરેચન આપવું

ઉદરરોગીને યોગ્ય વિરેચન

**पाययेत्तैलमैरण्डं समूत्रं सपयोऽपि वा ।
मासं द्वौ वाऽथवा गव्यं मूत्रं माहिषमेव वा ॥२॥
पिबेद्गोक्षीरभुक् स्याद्वा करभीक्षीरवर्तनः ।
दाहानाहातितृण्मूर्च्छापरीतस्तु विशेषतः ॥३॥**

ઉદરરોગવાળાને એક મહિનો કે બે મહિના સુધી ગાયના મૂત્ર સાથે અથવા દૂધ સાથે દિવેલ પાવુ અથવા દોષ, દૂષ્ય વગેરેનો વિચાર કરીને એકલુ ગાયનુ મૂત્ર પાવુ અથવા ભેંસનુ મૂત્ર પાવુ અથવા ખોરાકમા ફક્ત ગાયનુ દૂધ અથવા ઊંટડીનું દૂધ પીવું અને જે માણસને ઉદરરોગમા બળતરા, પેટ ચડવુ, બહુ તરસ, મૂર્છા વગેરે ઉપદ્રવ હોય તેણે તો ખાસ કરીને ફક્ત ગાયનું દૂધ કે ઊંટડીનુ દૂધ પીને રહેવુ યોગ્ય છે

(એકલા દૂધ ઉપર રહેનાર માણસે પાણી તદ્દન બંધ કરવુ જોઈએ)

લૂખા અને બહુ વાયુવાળા ઉદરરોગી માટે વિરેચન

रूक्षाणां बहुवातानां दोषसंशुद्धिकाङ्क्षिणाम् ।
स्नेहनीयानि सर्पीषि जठरघ्नानि योजयेत् ॥४॥

જે માણસો ઘણા વાયુવાળા તથા લૂખા પડી ગયેલા હોય ને જેમના દોષનુ શોધન કરવાની જરૂર હોય તેમને જઠરરોગને મટાડનારાં અને સ્નેહન કરે એવા ઘી આપવા

षट्पलं दशमूलाम्बुमस्तुद्व्याढकसाधितम् ।

એક આઢક દશમૂલનો કવાથ અને દહીંનુ એક આઢક નીતર્યું પાણી એ બેમા સિદ્ધ કરેલુ એક પ્રસ્થ ષટ્પલ ઘી (ચિ ૫/૨૧॥ થી ૨૩) ઉદરરોગમાં આપવુ

ઉદરરોગ ઉપર સ્નેહો

नागरत्रिपलं प्रस्थं घृततैलात्तथाऽऽढकम् ॥५॥
मस्तुनः साधयित्वैतत्पिबेत्सर्वोदरापहम् ।
कफमारुतसम्भूते गुल्मे च परमं हितम् ॥६॥

તેમ જ સૂંઠ ત્રણ પલ, એક પ્રસ્થ ઘી અને તેલ તથા એક આઢક દહીંનું નીતર્યું પાણી, એ સર્વ દ્રવ્યો લઈને સ્નેહ સિદ્ધ કરવો. એ સ્નેહ પીવાથી સર્વ પ્રકારના ઉદરરોગ નાશ પામે છે તેમ જ કફ અને વાયુ એક સાથે કોપવાથી થયેલા ગોળામા પણ એ પરમ હિતકર છે

चतुर्गुणे जले मूत्रे द्विगुणे चित्रकात्पले ।
कल्के सिद्धं घृतप्रस्थं सक्षारं जठरी पिबेत् ॥७॥

ઘી એક પ્રસ્થ લેવુ, ઘી કરતા પાણી ચોગણુ લેવું, તથા ઘીથી બમણુ ગોમૂત્ર લેવું, એ સર્વમાં ચિત્રાનો કલ્ક એક પલ નાખવો. પછી ઘી સિદ્ધ કરવું એ સિદ્ધ થયેલા ઘીમાં જવખાર નાખીને ઉદરરોગીએ પીવું

यवकोलकुलत्थानां पञ्चमूलस्य चाम्भसा ।
सुरासौवीरकाभ्यां च सिद्धं वा पाययेद्घृतम् ॥

જવ, બોર, કળથી અને પંચમૂળ, એ સર્વના કવાથ તથા સુરા અને સૌવીર, એ ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી ઉદરરોગીને પાવુ

ઉદરરોગમા સ્નેહોની અસર : પછી આપવાના વિરેચન

एभिः स्निग्धाय सञ्जाते बले शान्ते च मारुते ।
स्रस्ते दोषाशये दद्यात्कल्पदृष्टं विरेचनम् ॥९॥

ઉપર કહેલા સ્નેહ વડે જ્યારે ઉદરરોગી સ્નિગ્ધ થાય, તેનામા બળ ઉત્પન્ન થાય, તેનો વાયુ શાંત પડે અને વાયુ વગેરે દોષના આશય (સ્થાન) નરમ થાય ત્યારે કલ્પસ્થાન અધ્યાય ૨ મા વિરેચનકલ્પમા કહેલા ઉદરરોગને મટાડનારા વિરેચન આપવા.

વિરેચન પછીનો ક્રમ : ચૂર્ણ, આહાર

पटोलमूलं त्रिफलां निशां वेल्लं च कार्षिकम् ।
कम्पिल्लनीलिनीकुम्भभागान् द्वित्रिचतुर्गुणान् ॥१०
पिबेत्सञ्चूर्ण्य मूत्रेण पेयापूर्वं ततो रसैः ।
विरिक्तो जाङ्गलैरद्यात्ततः षड्दिवसं पयः ॥११॥
शृतं पिबेद्व्योषयुतं पीतमेवं पुनः पुनः ।
हन्ति सर्वोदराण्येतच्चूर्णं जातोदकान्यपि ॥१२॥

પટોલમૂળ, ત્રિફળા, હળદર, વાવડિંગ, એ સર્વે એક એક તોલો લેવા કપીલો પટોલમૂળથી બમણો લેવો, ગળીના મૂળ પટોલમૂળથી ત્રણગણા લેવા, નસોતર પટોલમૂળથી ચારગણુ લેવુ એ સર્વનુ ચૂર્ણ કરીને ગાયના મૂત્ર સાથે પીવું (એ ચૂર્ણ પીવાથી) વિરેચન થયા પછી પ્રથમ પેયા પીવી અને પછી જાંગલ પ્રાણીઓના માંસરસ સાથે શાલના ચોખાનો ભાત વગેરે ભોજન જમવુ પછી છ દિવસ સુધી દૂધને ઉકાળીને તેમા સૂંઠ, પીપર અને મરીનું ચૂર્ણ નાખીને ખોરાક તરીકે ફક્ત એ દૂધ પીવું છ દિવસ પછી પાછુ ઉપર કહેલું પટોલમૂળ વગેરેનું વિરેચન લેવું, પેયા પીવી, (જાંગલ પ્રાણીઓનો) માંસરસ અને ભાત ખાવો તથા છ દિવસ સુધી ત્રિકટુના ચૂર્ણ સાથે ઉકાળેલુ દૂધ પીવું એ રીતનો સાતસાત દિવસનો ક્રમ ફરીફરીને કરવો. એ રીતે ચૂર્ણ ખાવાથી અને એ ક્રમ કરવાથી સર્વ પ્રકારના ઉદરરોગ મટે છે કદાપિ જળોદર (જળધર) થઈ ગયું હોય તો તે પણ એ જ ક્રમથા મટે છે

ઉદરરોગ ઉપર ચૂર્ણો

(શ્લોક ૧૩॥ થી ૨૧)

गवाक्षीं शङ्खिनीं दन्तीं तिल्व

कस्य त्वचं वचाम् ।
पिबेत्कर्कन्धुमृद्वीकाकोलाम्भोमूत्रसीधुभिः ॥१३॥

ગાવસુકડા, શંખાવળીના મૂળ, દંતીમૂળ, લોધરની છાલ, વજ, એ ઔષધોનુ ચૂર્ણ બોરડીના મૂળ, કાળી દ્રાક્ષ, બોર, એ ત્રણનો કવાથ, ગાયનું મૂત્ર અને સીધુ નામે દારૂ એ ત્રણની સાથે પીવુ અર્થાત્ કવાથ, ગોમૂત્ર અને સીધુ એ ત્રણે એકત્ર કરીને તે સાથે ઉપરનુ ચૂર્ણ પીવુ

નારાયણ ચૂર્ણ: જુદા જુદા રોગોમાં
એ ચૂર્ણ લેવાની રીત

यवानी हपुपा धान्यं शतपुष्पोपकुञ्चिका।
कारवी पिप्पलीमूलमजगन्धा शठी वचा ॥१४॥
चित्रकोऽजाजिकं व्योषं स्वर्णक्षीरी फलत्रयम्।
द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकम् ॥१५॥
विडङ्गं च समांशानि दन्त्या भागत्रयं तथा।
त्रिवृद्विशाले द्विगुणे सातला च चतुर्गुणा॥१६॥
एष नारायणो नाम चूर्णो रोगगणापहः।
नैनं प्राप्याभिवर्धन्ते रोगा विष्णुमिवासुराः ॥१७॥
तक्रेणोदरिभिः पेयो गुल्मिभिर्बदराम्बुना।
आनाहवाते सुरया वातरोगे प्रसन्नया ॥१८॥
दधिमण्डेन विट्सङ्गे दाडिमाम्भोभिरर्शसैः।
परिकर्ते सवृक्षाम्लैरुष्णाम्बुभिरजीर्णके ॥ १९ ॥
भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे।
हृद्रोगे ग्रहणीदोषे कुष्ठे मन्देऽनले ज्वरे ॥२०॥
दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे।
यथार्हं स्निग्धकोष्ठेन पेयमेतद्विरेचनम् ॥२१॥

યવાની અજમો, પળાસી, ધાણા, સવા, કાળી જીરી, બોડી અજમો, પીપરીમૂળ, તગાવ (તગવની) પટકચૂર, વજ, ચિત્રો, જીરુ, સૂંઠ, પીપર, મરી, દારુડી હરડે, બહેડા, આમળા, જવખાર, સાજીખાર, પુષ્કરમૂળ, ઉપલેટ, પાંચ લવણ, વાવડિંગ, એ સર્વ ઔષધ સરખે ભાગે લેવા. દંતીમૂળના ત્રણ ભાગ લેવા નસોતર અને ઇન્દ્રવારણીના મૂળ—એ બેના બે બે ભાગ લેવા સાતેર (સાતલા)ના ચાર ભાગ લેવા એ સર્વનુ ચૂર્ણ કરવું એને નારાયણ ચૂર્ણ કહે છે તે રોગોના સમુદાયને નાશ કરનાર છે જેમ વિષ્ણુને પામીને અસુરો વૃદ્ધિ પામતા નથી તેમ આ ચૂર્ણને પામીને રોગ વૃદ્ધિ પામતા નથી જેને ઉદરરોગ થયા હોય તેણે એ ચૂર્ણને છાશ સાથે પીવુ જેને ગોળાનો રોગ થયો હોય તેણે એ ચૂર્ણને બોરના કવાથ સાથે પીવુ જેને આનાહ નામે વાયુનો રોગ થયો હોય તેણે સુરા સાથે એ ચૂર્ણ પીવુ જેને વાયુના રોગ થયા હોય તેણે પ્રસન્ના નામે દારૂ સાથે એ ચૂર્ણ પીવુ જેનો ઝાડો આંતરડામા ચોંટી જવાથી ઊતરતો ન હોય, તેણે દહીંના મડ સાથે એ ચૂર્ણ પીવુ હરસવાળાએ એ ચૂર્ણ દાડમના રસ સાથે પીવું જેને પરિકર્ત રોગ (પેટમા જાણે કાતરથી કપાઈ જતુ હોય એવી ચૂંક આવવાના રોગને પરિકર્ત કહે છે) થયો હોય તેણે આમચૂરના પાણી સાથે એ ચૂર્ણ પીવુ અજીર્ણવાળાએ ગરમ પાણી સાથે એ ચૂર્ણ પીવુ અને રોગ પ્રમાણે ભગંદર, પાંડુરોગ, ખાસી, દમ, ગળુ રહી જવુ હૃદયનો રોગ, સંગ્રહણી, ચામડીના રોગ, મંદાગ્નિ, તાવ, દાઢવાળા પ્રાણીઓનુ ઝેર, વછનાગ વગેરે મૂળિયાનુ ઝેર, ગર સહિત બધા કૃત્રિમ ઝેર, એ સર્વમા રોગીને પ્રથમ સ્નિગ્ધ કોઠાવાળો કરીને રોગને યોગ્ય હોય, એવુ અનુપાન આપીને તે સાથે આ નારાયણ ચૂર્ણરૂપ વિરેચન પાવુ

हपुषां काञ्चनक्षीरीं त्रिफलां नीलिनीफलम्।
त्रायन्तीं रोहिणीं तिक्तां
सातलां त्रिवृतां वचाम् ॥२२॥
सैन्धवं काललवणं पिप्पलीं चेति चूर्णयेत्।
दाडिमत्रिफलामांसरसमूत्रसुखोदकैः ॥२३॥
पेयोऽयं सर्वगुल्मेषु प्लीह्नि सर्वोदरेषु च।
श्वित्रे कुष्ठेष्वजरके सदने विषमेऽनले ॥ २४ ॥
शोफार्शःपाण्डुरोगेषु कामलायां हलीमके।
वातपित्तकफांश्चाशु विरेकेण प्रसाधयेत् ॥२५॥

પળાસી, દારૂડી, ત્રિફળા (હરડે, બહેડા, આમળા) ગળીના ફળ, ત્રાયમાણ, હરડે, કડુ, સાથેર, નસોતર, વજ, સિંધવ, સંચળ અને પીપર, એ સર્વનુ ચૂર્ણ કરવુ એ ચૂર્ણ દાડમનુ પાણી, ત્રિફળાનો કવાથ, માંસ રસ, ગાયનુ મૂત્ર અથવા લગાર ગરમ કરેલુ પાણી એમાના ગમે તે કોઈ સાથ પીવુ તેથી સર્વ પ્રકારના ગોળા, પ્લીહા (બરોળ), સર્વ પ્રકારના ઉદરરોગ, ધોળો કોઢ, અજીર્ણ, મંદાગ્નિ, વિષમાગ્નિ, સોજો, હરસ, પાંડુરોગ, કમળો, હલીમક એ સર્વ રોગ મટે છે વળી તે વાત, પિત્ત અને કફ—એ દોષને વિરેચન કરીને મટાડે છે

नीलिनीं निचुलं व्योषं क्षारौ लवणपञ्चकम्।
चित्रकं च पिबेच्चूर्णं सर्पिषोदरगुल्मनुत् ॥२६॥

ગળી, નેતર, ત્રિકટુ, (સૂંઠ, પીપર, મરી) જવખાર, સાજીખાર, પાંચ લવણ અને ચિત્રો એ સર્વના ચૂર્ણને ઘી સાથે પીવાથી ઉદરરોગ અને ગુલ્મરોગ મટે છે

ખાસ કરીને ઉદરરોગમા ખાસ કરીને સમજ્યા
દહીં માટે કરવાના ઉપાય

पूर्वबच्च पिबेद्दुग्धं क्षामः शुद्धोऽन्तरान्तरा।

**क्षारमं गव्यमाजं वा**
**दद्यादात्ययिके गदे ॥२७॥**
**स्नेहानेव विरेकार्थे दुर्बलेभ्यो विशेषतः ।**

પહેલા શ્લોક ૯॥ થી ૧૧ મા કહ્યા પ્રમાણે શોધન થયા પછી નબળા દર્દીઓ જાગલ પ્રાણીઓના માંસરસ અને ઊંટડીનુ, ગાયનુ કે બકરીનુ દૂધ વારાફરતી પીવુ (માંસરસ, દૂધ, માંસરસ, દૂધ એમ વારાફરતી પાવુ.) જો રોગ ગભીર સ્થિતિમા હોય તો ઉદરરોગીને અને નબળા ઉદરરોગીને તો ખાસ વિરેચન માટે સ્નેહ વિરેચન જ આપવા.

### ઉદરરોગ ઉપર સિદ્ધ વિરેચન ઘી
(શ્લોક ૨૮ થી ૩૩॥)

**हरीतकीसूक्ष्मरज प्रस्थयुक्तं घृताढकम् ॥२८॥**
**अग्नौ विलाप्य मथित खजेन यवपल्लके ।**
**निधापयेत्ततो मासादुद्धृत गालितं पचेत् ॥२९॥**
**हरीतकीनां क्वाथेन दध्ना चाम्लेन संयुतम् ।**
**उदर गरमष्ठीलामानाहं गुल्मविद्रधी ॥३०॥**
**हन्त्येतत्कुष्ठमुन्मादमपस्मारं च पानतः ।**

હરડેનુ બારીક ચૂર્ણ કરીને તેમાથી એક પ્રસ્થ લેવુ પછી તેમા એક આઢક ઘી નાખવુ પછી તેને અગ્નિ ઉપર ચડાવીને ઓગાળીને (વીઘારીને) કડછી વડે હલાવવું અને તે પછી એક વાસણમા તે સર્વ ભરીને મો સીડી દઈને જવના ઢગલામા એક માસ લગી દાટી રાખવુ એક મહિનો થયા પછી તેને ગાળી લેવુ પછી તે ઘીમા હરડેનો ક્વાથ અને ખાટુ દહીં નાખીને તેને પકવ કરવું એ ઘી પીવાથી ઉદરરોગ, કૃત્રિમ ઝેર, અષ્ઠીલા નામે ગાઠ થાય છે તે, પેટ ચડે છે તે ગોળો, ગડ, ચામડીના રોગ, ગાંડપણ અને વાઈ એ રોગો મટે છે

**स्नुक्क्षीरयुक्ताद्गोक्षीरा-**
**च्छृतशीतात् खजाहतात् ॥३१॥**
**यज्जातमाज्य स्नुक्क्षीरसिद्ध तच्च तथागुणम् ।**

થોરના દૂધમાં ગાયનુ દૂધ નાખીને તેને ગરમ કરવું પછી તે દૂધને ઠડુ કરીને કડછી (રવૈયા)થી વલોવવું એ દૂધમાથી જે ઘી નીકળે તેને થોરના દૂધ મા પકવ કરવું એ ઘી પણ ઉપર (શ્લોક ૨૮ થી ૩૦॥ મા) કહેલા હરીતકી ઘીના જેવા ગુણવાળું છે

**क्षीरद्रोण सुधाक्षीरप्रस्थार्धसहिते दधि ॥३२॥**
**जातं मथित्वा तत्सर्पिस्त्रिवृत्सिद्धं च तद्गुणम् ।**

એક દ્રોણ (૧૦૨૪ તોલા) ગાયના દૂધમાં અર્ધો પ્રસ્થ (બત્રીસ તોલા) થોરનુ દૂધ નાખવું એ દૂધ જામી જવાથી જે દહીં થાય તેને વલોવીને ઘી બનાવવુ. એ ઘી નસોતરના ક્વાથમા નસોતરના કલ્ક વડે પકવ કરવુ એ ઘી ઉપર (શ્લોક ૨૮ થી ૩૦॥ મા) કહેલા હરીતકી ઘી જેવા ગુણવાળુ છે

**तथा सिद्धं घृतप्रस्थं पयस्यष्टगुणे पिबेत् ॥३३॥**
**स्नुक्क्षीरपलकल्केन त्रिवृतापट्पलेन च ।**

તે જ પ્રમાણે ઘી કરતા આઠગણા દૂધમા એક પ્રસ્થ (ચોસઠ તોલા) ઘી નાખીને તેમા ચાર તોલા થોરના દૂધમા ચોવીસ તોલા નસોતરનો કલ્ક કરી તે નાખીને ઘી સિદ્ધ કરીને તે પીવુ, અર્થાત્ એક પ્રસ્થ ઘી, આઠ પ્રસ્થ દૂધ, અને ચાર તોલા થોરના દૂધથી કરેલ ચોવીસ તોલા નસોતરનો કલ્ક એટલા દ્રવ્યથી ઘી સિદ્ધ કરવુ એ ઘી પણ ઉપરના જેવો જ ગુણ આપે છે.

### ઘી પીધા પછી કોણે શુ પીવુ?

**पेयां वानु पिबेत्पेयां रस स्वादु पयोऽथवा ॥३४**

ઉપર કહેલા ઘી પીધા પછી પેયા પીવી અથવા ગળ્યો માંસરસ પીવો અથવા દૂધ પીવુ (કફવાળાએ પેયા, પિત્તવાળાએ દૂધ અને વાયુવાળાએ ગળ્યો માંસરસ પીવા)

### ઘી પચ્યા પછી અને જુલાબ થયા પછીનો ક્રમ

**घृते जीर्णे विरिक्तश्च कोष्णं नागरसाधितम् ।**
**पिबेदम्बु ततः पेयां ततो यूष कुलत्थजम् ॥३५**

ઘી પચી ગયા પછી અને જુલાબ થયા પછી (પહેલે દિવસે, એ જ દિવસે) સૂંઠ નાખીને ઉકાળેલું લગારલગાર ગરમ હોય એવું પાણી પીવુ પછી (બીજે દિવસે) પેયા પીવી અને (ત્રીજે દિવસે) પછી કળથી-નો યૂષ પીવો.

### લૂખા પડેલા માટે વિરેચન ઘી

**पिबेद्रुक्षस्तु त्र्यहं त्र्येव भूयो वा प्रतिभोजितः ।**
**पुन पुनः पिबेत्सर्पिरानुपूर्व्याऽनयैव च ॥३६॥**

જેનુ શરીર રૂક્ષ (લૂખું પડેલું) હોય તેણે સૂ. ૧૮/૯૨॥, ૪૩ પ્રમાણે પ્રતિભોજન કરીને ત્રણ વાર સુધી અથવા (જરૂર જણાય તો) વધારે વાર સુધી એ જ (=શ્લોક ૩૫વાળા) ક્રમથી ઘી વારવાર પીવું (આ ઘૃતપાન રૂક્ષ માણસ માટે છે, સ્નિગ્ધ માટે નહિ)

### ઘી કોણે બનાવવાં?

**घृतान्येतानि सिद्धानि**
**विदध्यात्कुशलो भिषक् ।**
**गुल्मानां गरदोषाणामुदराणां च शान्तये ॥३७॥**

સર્વ ગુલ્મરોગ, કૃત્રિમ ઝેર અને ઉદરરોગની શાંતિને અર્થે પૂર્વે કહેલાં સઘળાં ઘી કુશળ વૈદો સિદ્ધ કરીને વિધિસર આપવાં.

આનાહ મટે એવાં ઘી

पीलुकल्कोपसिद्धं वा घृतमानाहभेदनम्।
तैल्वकं नीलिनीसर्पिः स्नेहं वा मिश्रकं पिबेत् ॥

આનાહ(પેટ ચડવું)નો નાશ કરે એવું પીલુડાંના કલ્કથી સિદ્ધ કરેલું ઘી તેમ જ તૈલ્વકઘૃત (ચિ. ૨૧/૩૨, ૩૩) નીલિનીઘૃત (ચિ. ૧૪/૫૪ા થી ૫૮) અથવા મિશ્રક સ્નેહ (ચિ. ૧૪/૮૯ થી ૯૦ા) પીવાં.

દોષ નીકળી ગયા પછીનું ભોજન

हृतदोषः क्रमादश्नन् लघुशाल्योदनं प्रति।

એ રીતે ઘી પીવા વગેરેથી જ્યારે પેટમાંના દોષ નીકળી જાય, ત્યારે પચવે હલકો શાળનો ભાત થોડો ખાવો. એ પ્રમાણે સંસર્જન ક્રમ શરૂ કરવો.

ઉદરરોગમાં રહ્યાસહ્યા દોષને કાઢવા માટેના ઉપાય

उपयुञ्जीत जठरी दोषशेषनिवृत्तये ॥३९॥
हरीतकीसहस्रं वा गोमूत्रेण पयोनुपः।
सहस्रं पिप्पलीनां वा स्नुक्क्षीरेण सुभावितम् ॥४०॥
पिप्पलीवर्धमानं वा क्षीराशी वा शिलाजतु।
तद्वद्वा गुग्गुलुं क्षीरं तुल्यार्द्रकरसं तथा ॥ ४१ ॥

ઉદરરોગવાળા માણસે પાછળ કહ્યા તે ઉપચાર કર્યા પછી દોષનો કાંઈ ભાગ બાકી રહેલો હોય તેની નિવૃત્તિને માટે એક હજાર હરડેને વારંવાર ગાયના મૂત્રની ભાવના આપીને તે ખાવી તથા ઉપર દૂધ પીવું; અથવા થોરના દૂધમાં એક હજાર પીપરોને વારંવાર ભાવના આપીને તે ખાવી; અથવા ઉત્તરસ્થાન અ. ૩૯ શ્લોક ૯૮ થી ૧૦૦માં કહેલા રસાયનવિધિ પ્રમાણે વર્ધમાન પીપરો ખાવી; અથવા શિલાજિત દવા તરીકે ખાઈને ખોરાકમાં ફક્ત દૂધ પીને રહેવું; અથવા તે જ પ્રમાણે ગૂગળની યોજના કરવી; અથવા દૂધ જેટલો જ આદુંનો રસ દૂધમાં મેળવીને તે દૂધ પીવું.

चित्रकामरदारुभ्यां कल्कं क्षीरेण वा पिबेत्।
मासं युक्तस्तथा हस्तिपिप्पलीविश्वभेषजम् ॥४२

અથવા ચિત્રો અને દેવદાર એ બેનો કલ્ક દૂધ સાથે પાવો; અથવા બરોબર સંયમ પાળીને (પથ્ય પાળીને) એક મહિના સુધી ગજપીપર અને સૂંઠનો કલ્ક દૂધ સાથે પીવો.

વધી ગયેલા ઉદરરોગના ઉપાય

विडङ्गं चित्रको दन्ती चव्यं व्योषं च तैः पयः।
कल्कैः कोलसमैः पीत्वा प्रवृद्धमुदरं जयेत् ॥४३

વાવડિંગ, ચિત્રો, નેપાળો, ચવક, સૂંઠ, પીપર, મરી, એ ઔષધોનો કલ્ક કરીને તેમાંથી બોર જેટલો કલ્ક દૂધ સાથે પીવાથી વધેલું ઉદર મટે છે.

भोज्यं भुञ्जीत वा मासं स्नुहीक्षीरघृतान्वितम्।
उत्कारिकां वा स्नुक्क्षीरपीतपथ्याकणाकृताम् ॥४४

અથવા થોરનું દૂધ અને ઘી, એ બેની સાથે એક મહિનો ભોજ્ય ખોરાક ખાવો, અથવા થોરનું દૂધ, પીળા ફૂલનો કાંટાસળિયો, હરડે અને પીપર, એ ઔષધોથી (ઘી નાખીને) કરેલી પૂરી ખાવી.

ઉદરરોગમાં વાયુના અમુક ઉપદ્રવોના ઉપાય

पार्श्वशूलमुपस्तम्भं हृद्ग्रहं च समीरणः।
यदि कुर्यात्ततस्तैलं बिल्वक्षारान्वितं पिबेत् ॥
पक्वं वा टिण्टुकवलापलाशतिलनालजैः ॥
क्षारैः कदल्यपामार्गतर्कारीजैः पृथक्कृतैः ॥ ४६ ॥

જો ઉદરરોગમાં વાયુને લીધે પાસાંમાં શૂળ, હૃદય જકડાઈ જાય અને સ્તંભ થાય તો બીલાં અને ક્ષાર સહિત તેલ પીવું, અથવા અરડૂસો, બળદાણા, ખાખરો અને તિલજાલ (તલસરાં) એ ચારના ક્ષારથી પકવ થયેલું તેલ પીવું, અથવા કેળ, અઘેડો અને અરણીમાંથી બનાવેલા જુદાજુદા ક્ષાર વડે સિદ્ધ કરેલું તેલ પીવું.

દોષના અમુક આવરણ માટેના ઉપાય

कफे वातेन पित्ते वा ताभ्यां वाऽप्यावृतेऽनिले।
बलिनः स्वौषधयुतं तैलमेरण्डजं हितम् ॥ ४७ ॥

વાયુ વડે કફ આવૃત (રુંધાયેલો) હોય કે પિત્ત રુંધાયેલું હોય, અથવા કફ અને પિત્તથી વાયુ રુંધાયેલો હોય તો બળવાન માણસને તે તે દોષને મટાડે એવાં ઔષધો નાખીને દિવેલ આપવું હિતકર છે.

ઉદરરોગ ઉપર લેપ

देवदारुपलाशार्कहस्तिपिप्पलिशिग्रुकैः।
साश्वकर्णैः सगोमूत्रैः प्रदिह्यादुदरं बहिः ॥ ४८ ॥

દેવદાર, ખાખરો, આકડો, ગજપીપર. સરગવો, રાળવૃક્ષ અને ગાયનું મૂત્ર, એ ઔષધો વડે પેટનો બહાર (પેટ ઉપર) જાડો લેપ કરવો.

ઉદર ઉપર સેક

वृश्चिकालीवचाशुण्ठीपञ्चमूलपुनर्नवात्।
वर्षाभूधान्यकुष्ठाच्च क्वाथैर्मूत्रैश्च सेचयेत् ॥ ४९ ॥

મીંઢીઆવળ (સોનામુખી), વજ, સૂંઠ, પચમૂળ, સાટોડી, રાતી સાટોડી, ધાણા, ઉપલેટ, એ ઔષધોના ક્વાથો વડે તથા આઠ મૂત્ર (સૂ ૫/૮૧ા )વડે પેટ ઉપર સિંચન કરવું (ધાર કરવી )

જુલાબ થયા પછી શેક અને પાટો : કારણ

**विरिक्तम्लानमुदरं स्वेदितं साल्वणादिभिः।**
**वाससा वेष्टयेदेवं वायुर्नाध्मापयेत्पुनः ॥५०॥**

વિરેચન થયા પછી ઉદર બેસી જાય તથા પેટ ઉપર સાલ્વણસ્વેદ (સૂ ૧૭/૩ા) ...મા આવે પછી પેટ ઉપર વસ્ત્ર વીંટવુ, કે જેથી તેમા ફરીને વાયુ ભરાઈને તે ફૂલે નહિ

ઉદરરોગમાં આધ્માનવાળાને બસ્તિ

**सुविरिक्तस्य यस्य स्यादाध्मानं पुनरेव तम्**
**सुस्निग्धैरम्ललवणैर्निरूहैः समुपाचरेत् ॥५१॥**
**सोपस्तम्भोऽपि वा वायुराध्मापयति यं नरम्।**
**तीक्ष्णाः सक्षारगोमूत्राः शस्यन्ते तस्य बस्तयः॥**

પણ જે ઉદરરોગીને બરાબર રેચ લાગ્યા પછી આધ્માન થાય તેના ઉપચાર બરાબર સ્નિગ્ધ, ખાટી અને ખારી નિરૂહબસ્તિઓથી કરવા

અથવા કફ વગેરેના આધારવાળો (=આવરણવાળો ચરક ચિ ૧૩/૧૭૮ ચક્રપાણિદત્ત) પણ વાયુ, જે માણસને આધ્માન ઉત્પન્ન કરે (તેનું પેટ ચડવાનો ઉપદ્રવ ઉત્પન્ન કરે), તે માણસને જવખાર અને ગાયના મૂત્ર સાથે તીક્ષ્ણ બસ્તિઓ આપવી એ શ્રેષ્ઠ છે

**इति सामान्यतः प्रोक्ताः**
**सिद्धा जठरिणां क्रियाः।**

એ પ્રકારે (બધા ઉદરરોગોમા લાગુ પડે એવી) ઉદરરોગવાળાની સામાન્ય ક્રિયાઓ કહી અને તે સર્વ સિદ્ધ ક્રિયાઓ છે

## વાતોદરની ચિકિત્સા

(શ્લોક ૫૩ થી ૫૮ા)

વાતોદરના બળવાન રોગીને ક્યાં સ્નેહન, સ્વેદન અને વિરેચન આપવું?

**वातोदरेऽथ बलिनं विदार्यादिशृतं घृतम् ॥५३॥**
**पाययेत ततः स्निग्धं स्वेदिताङ्गं विरेचयेत्।**
**बहुशस्तैल्वकेनैनं सर्पिषा मिश्रकेण वा ॥५४॥**

વાયુથી થયેલા ઉદરરોગમાં જો રોગી બળવાન હોય તો સૂત્રસ્થાનના અધ્યાય ૧૫ શ્લોક ૯ વાળાં વિદાર્યાદિ ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલું ઘી પ્રથમ રોગીને પાવુ એ ઘી પીવાથી રોગીનો કોઠો સ્નિગ્ધ થાય એટલે તેને શરીરે શેક કરવો શેક કર્યા પછી તેને વિરેચન આપવું એ વિરેચન તે રોગીને સામાન્ય રીતે તલ્વકઘૃત (ચિ અ. ૨૧, શ્લોક ૩૨) અથવા મિશ્રક ઘૃત (ચિ. અ. ૧૫, શ્લોક ૮૯) વડે આપવુ

સંસર્ગી, દૂધ શા માટે અને ક્યાં સુધી પાવું?

**कृते संसर्जने क्षीरं बलार्थमवचारयेत्।**
**प्राग् क्लेशान्निवर्त्यं च बले लब्धे क्रमात्पयः॥५५॥**

રોગીને સંસર્જન ક્રિયા કર્યા પછી તેને બળ આપવા માટે દૂધ પાવુ પછી જ્યારે કફ તેના સ્થાનથી ચલિત થયેલો માલૂમ પડે, ત્યાર પછી જ્યારે રોગીને બળ પ્રાપ્ત થાય ત્યારે ધીમેધીમે દૂધ પાવુ બંધ કરવું, એકાએક બંધ કરવુ નહિ

પછી દીપન

**यूषै रसैर्वा मन्दाम्ललवणैरेधितानलम्।**

પછી વાતોદરવાળા રોગીને યૂષ તથા માંસરસમાં થોડી ખટાઈ તથા લવણ નાખીને તે પીવા આપવા અને તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત કરવો.

ઉદાવર્તવાળા વાતોદરમા સ્નેહન, સ્વેદન, નિરૂહબસ્તિ

**सोदावर्तं पुनः स्निग्धस्विन्नमास्थापयेत्ततः ॥५६॥**
**तीक्ष्णाधोभागयुक्तेन दाशमूलिकबस्तिना।**

પછી તેને ઉદાવર્તનો ઉપદ્રવ થતો હોય તો ફરીને પણ તેને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવો અને ફરીને શેક કરવો. તે પછી શરીરના નીચેના ભાગમાં આપવાના તીક્ષ્ણ દાશમૂલિક બસ્તિ વડે તેને નિરૂહબસ્તિ આપવી. પાછળ કલ્પસ્થાન અ. ૪ શ્લોક ૩૪ થી ૩૬ મા દાશમૂલિક બસ્તિ કહેલી છે

વાતોદરમાં કોનું અનુવાસન કરવું અને કોને શમનક્રિયા કરવી?

**तिलोरुबूकतैलेन वातघ्नाम्लशृतेन च ॥५७॥**
**स्फुरणाक्षेपसन्ध्यस्थिपार्श्वपृष्ठत्रिकार्तिषु।**
**रूक्षं बद्धशकृद्वातं दीप्ताग्निमनुवासयेत् ॥५८॥**
**अविरेच्यस्य शमना बस्तिर्दर्व्यपूकावयः।**

જે વાતોદરના રોગીને ફરકારા, આંચકી, સાંધા-માં, પડખામાં, પીઠમાં અને ત્રિકમાં પીડા થતી હોય તથા જે વાતોદરવાળો રોગી રૂક્ષ (લૂખો પડેલો) હોય, જેનો ઝાડો તથા વાછૂટ બંધ હોય, પણ જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તથા બળવાન હોય તેને તલનું તેલ અને દિવેલનું તેલ (એરંડિયું) વાયુનો નાશ કરનારાં અને ખાટા દ્રવ્યમાં સિદ્ધ કરીને અથવા વાયુનો નાશ કરનારાં

અને ખટાશવાળા દ્રવ્યનો કવાથ તથા તલનું તેલ અને એરંડિયું ભેગા કરીને તે વડે અનુવાસન બસ્તિ આપવી વળી જે વાતોદરવાળા રોગીને સ્ફુરણ (થડકારો, ફરકવું), આક્ષેપ (આવકી) અને સાંધાના હાડકાં, પાસાં, પીઠ અને ત્રિક, એ ઠેકાણે પીડા થતી હોય અને તે વિરેચન આપવા યોગ્ય ન હોય (સૂ સ્થા અ ૧૮)તો તેને રોગ શમાવનારા બસ્તિ, દૂધ અને ઘી વગેરે આપવા

## પિત્તોદરની ચિકિત્સા

(શ્લોક ૫૯થી ૬૫)

બળવાન રોગીને કયા સ્નેહન, વિરેચન, નિરૂહ અને અનુવાસન આપવાં?

**बलिनं स्वादुसिद्धेन पैत्ते सस्नेह्य सर्पिषा ॥५९॥**
**श्यामात्रिभण्डीत्रिफलाविपक्वेन विरेचयेत् ।**
**सितामधुघृताढ्येन निरूहोऽस्य ततो हितः ॥६०**
**न्यग्रोधादिकषायेण स्नेहबस्तिश्च तत्कृतः ।**

પિત્તોદર રોગવાળો માણસ બળવાન હોય એટલે ઔષધના વેગને સહન કરવાની શક્તિવાળો હોય તો મધુર વર્ગના ઔષધો વડે સિદ્ધ કરેલા ઘી વડે તેનું સ્નેહન કરવું, એટલે એ ઘી પાઈને સ્નિગ્ધ કરવો. પછી કાળું નસોતર, ધોળુ નસોતર, ત્રિફળા (હરડે, બહેડા, આમળા), એ ઔષધોથી પકવ કરેલા ઘી વડે તેને વિરેચન આપવું પછી તે રોગીને સાકર, મધ અને ઘી પુષ્કળ નાખીને પાછળ સૂ સ્થા અ ૧૫, શ્લોક ૪૧ માં કહેલા ન્યગ્રોધાદિ ગણના ઔષધોના કવાથ વડે નિરૂહબસ્તિ આપવી હિતકર છે, તેમ જ ન્યગ્રોધાદિ કષાય(કવાથ)મા પકવ કરેલી સ્નેહબસ્તિ અનુવાસનમા આપવી પણ હિતકર છે

નબળા રોગી માટે ક્રમ

**दुर्बलं त्वनुवास्यादौ शोधयेत्क्षीरबस्तिभिः ॥६१॥**
**जाते चाग्निबले स्निग्धं भूयो भूयो विरेचयेत् ।**
**क्षीरेण सत्रिवृत्कल्केनोरुबूकशृतेन वा ॥ ६२ ॥**
**सातलात्रायमाणाभ्यां शृतेनारग्वधेन वा ।**
**सकफे वा समूत्रेण सतिक्ताज्येन सानिले ॥६३॥**
**पयसाऽन्यतमेनैषां विदार्यादिशृतेन वा ।**
**भुञ्जीत जठरं चास्य पायसेनोपनाहयेत् ॥६४॥**

પિત્તોદર રોગવાળો માણસ જો નબળો હોય તો તેને પ્રથમ અનુવાસન કરીને પછી ક્ષીરબસ્તિ(દૂધની બસ્તિ)ઓ આપીને તેનું શોધન કરવુ શોધન કરવાથી જ્યારે તેના જઠરાગ્નિનું બળ વધે, ત્યારે તેને સ્નિગ્ધ કરીને વારવાર વિરેચન આપવુ તે વિરેચન આ પ્રમાણે છે. નસોતરના કલ્ક સાથે દૂધ પાવુ, અથવા એરંડાનાં ફળ નાખીને ઉકાળેલું દૂધ પાવુ, અથવા સાથેર, ત્રાયમાણ અને ગરમાળાના ફળ નાખીને ઉકાળેલું દૂધ પાવુ (આ ત્રણમાંના ગમે તે યોગથી રેચ લાગે છે) જો પિત્તોદરમા કફ પણ સાથે હોય તો ઉપર કહેલા હર કોઈ દૂધમા ગાયનું મૂત્ર મેળવીને પાવુ, જો પિત્તોદરમા વાયુ ભળેલો હોય તો તિક્તઘૃત સાથ ઉપર કહેલા દૂધમાનુ ગમે તે એક દૂધ પાવુ (તિક્ત એટલે કડવા દ્રવ્યયુક્ત ઘૃત તે તિક્તઘૃત જાણવું એ ઘી ચિ. ૧૯/૨ થી ૭ મા કહેલુ છે) અથવા સૂ અ ૧૫ શ્લોક ૯ વાળા વિદાર્યાદિ ગણના ઔષધોથી સિદ્ધ કરેલા દૂધ સાથે ભોજન કરવું પિત્તોદરવાળા રોગીના પેટ ઉપર દૂધપાકનુ બંધારણ (પોટીસ) બાંધવુ અર્થાત્ દૂધના બંધારણ બાંધવા યોગ્ય દ્રવ્ય નાખીને દૂધને ઘાટુ થવા દઈ તેનું બંધારણ બાંધવુ

દૂધ, બસ્તિ અને વિરેચનનો ફરીફરીને કરવાનો ક્રમ

**पुनः क्षीरं पुनर्बस्तिं पुनरेव विरेचनम् ।**
**क्रमेण ध्रुवमातिष्ठन् यत्तः पित्तोदरं जयेत् ॥६५**

પિત્તોદરમા વારવાર ઉપર કહેલા દૂધ પાવાં, વારવાર ફરીફરીને બસ્તિ આપવી, ફરીફરીને વિરેચન આપવુ એ સર્વ યોગ્ય ક્રમમાં ચોક્કસ કરવું કે જેથી કરીને પિત્તોદરને મટાડી શકાય, અર્થાત્ દૂધ, બસ્તિ અને વિરેચન, વારાફરતી વારવાર આપવામા યત્નશીલ થવુ, તેથી પિત્તોદર મટે છે

## કફોદરની ચિકિત્સા

(શ્લોક ૬૫।। થી ૭૫)

બળવાન રોગીને કરવાનાં સ્નેહન, સ્વેદન, વિરેચન અને સંસર્ગી

**वत्सकादिविपक्वेन कफे सस्नेह्य सर्पिषा ।**
**स्विन्नं स्नुक्क्षारसिद्धेन बलवन्तं विरेचितम् ॥६६**
**संसर्जयेत्कटुक्षारयुक्तैरन्नैः कफापहैः ।**

બળવાન એટલે ઔષધનો વેગ સહન કરે એવા કફોદરવાળાને વત્સકાદિ ગણ(સૂ સ્થા. અ. ૧૫ શ્લોક ૩૩, ૩૪)નાં ઔષધો વડે પકવ કરેલા ઘી વડે સ્નિગ્ધ કરવો. પછી તેને શેક કરવો અને પછી થોરના દૂધ વડે સિદ્ધ કરેલુ ઘી પાઈને તેને વિરેચન આપવું જુલાબ લાગી રહ્યા પછી તીખાં અને ક્ષારયુક્ત તથા કફને હણનારાં દ્રવ્યોયુક્ત અન્ન વડે તેને સંસર્જન કરવું એટલે પેયાદિક્રમ લાગુ કરવો, અર્થાત્ તીખાં અને ક્ષારયુક્ત દ્રવ્ય વડે સિદ્ધ કરેલી પેયા પાવી વગેરે કરવું

નિરૂહ, અનુવાસન, ભોજન

**मूत्रत्र्यूषणतैलाढ्यो निरूहोऽस्य ततो हित' ॥६७**
**मुष्ककादिकषायेन स्नेहबस्तिश्च तच्छृतः।**
**भोजनं व्योषदुग्धेन कौलत्थेन रसेन वा ॥६८॥**

સંસર્જન ક્રમ કર્યા પછી ગોમૂત્ર, ત્રિકટુ (સૂઠ પીપર, મરી) અને તેલ નાખીને મુષ્કકાદિ ગણ (સૂ સ્થા. અ. ૧૫ શ્લોક ૩૨)ના ઔષધોના ક્વાથ વડે સિદ્ધ કરેલી નિરૂહબસ્તિ હિતકર છે, તેમ જ મુષ્કકાદિ ક્વાથ વડે સિદ્ધ કરેલા સ્નેહની સ્નેહબસ્તિ આપવી કફોદરવાળા રોગીને ત્રિકટુ નાખેલા દૂધ સાથે અથવા કળથીના રસ સાથે ભોજન આપવું હિતકર છે

દારૂ પીનારના અમુક ઉપદ્રવોવાળા કફોદરનો ઉપાય

**स्तैमित्यारुचिहृल्लासे मन्देऽग्नौ मद्यपाय च।**
**दद्यादरिष्टान् क्षारांश्च कफस्त्यानस्थिरोदरे ॥६९**

જે માણસ દારૂ પીતો હોય તેને જડતા, અરુચિ, ઊબકા (ઉલાળા) અને મંદ અગ્નિ થાય અને તે સાથે તેનું ઉદર કફ વડે સજ્જડ થઈ જાય, તો તેને અરિષ્ટ અને ક્ષાર આપવા

કફોદર વગેરે માટે ક્ષાર

**हिङ्गूपकुल्ये त्रिफलां देवदारु निशाद्वयम्।**
**भल्लातकं शिग्रुफलं कटुकां तिक्तकं वचाम् ॥७०**
**शुण्ठीं मार्ङ्गीं घनं कुष्ठं सरलं पटुपञ्चकम्।**
**दाहयेज्जर्जरीकृत्य दधिस्नेहचतुष्कवत् ॥७१॥**
**अन्तर्धूमं ततः क्षारात् द्विडालपदकं पिबेत्।**
**मदिरादधिमण्डोष्णजलारिष्टसुरासवैः ॥७२॥**
**उदरं गुल्ममष्ठीलां तून्यौ शोफं विसूचिकाम्।**
**प्लीहहृद्रोगगुदजानुदावर्तं च नाशयेत् ॥७३॥**

હિંગ, પીપર, ત્રિફળા (હરડે, બહેડા, આમળા), દેવદાર, હળદર, દારુહળદર, ભિલામા, સરગવાના ફળ, કડુ, કરિયાતુ, વજ, સૂંઠ, અતિવિષ, મોથ, ઉપલેટ, સરલવૃક્ષ, પંચલવણ, એ સર્વે ઔષધને બારીક વાટીને તેનું ચૂર્ણ કરવું પછી તેમાં દહીં તથા ઘી, તેલ, વસા અને મજ્જા, એ ચાર સ્નેહ નાખવા. એ સર્વને એક વાસણમાં ભરીને તેમાંથી વરાળ બહાર ન નીકળે એમ બંધ કરીને (સીલ કરીને) તેને અગ્નિમાં મૂકીને વાસણમાં ભરેલી વસ્તુઓ બળી રહે ત્યાં સુધી વાસણ અગ્નિમા રાખવું બળ્યા પછી તેમાંથી ક્ષાર કાઢીને તે ક્ષારમાથી એક તોલો લઈને મદિરા દહીં, મંડ, ગરમ પાણી, અરિષ્ટ, સુરા, આસવ, એમાંથી ગમે તે એકની સાથે પીવો. તેથી તે ઉદરરોગ, ગુલ્મરોગ, અષ્ઠીલા નામે પેટમાં ગાઠ થાય છે તે, તુની અને પ્રતુનીરોગ, સોજો, કોગળિયું (કોલેરા), હૃદયના રોગ, હરસ, બરોળ અને ઉદાવર્ત એટલા રોગનો નાશ કરે છે

નબળા માણસના કફોદરમાં પીવાની દવા

**जयेदरिष्टगोमूत्रचूर्णायस्कृतिपानतः।**
**सक्षारतैलपानैश्च दुर्बलस्य कफोदरम् ॥७४॥**

નબળા માણસને કફોદર થયું હોય તો તેને અરિષ્ટ, ગોમૂત્ર, ચૂર્ણ અને પ્રમેહચિકિત્સામા ચિ ૧૨/૨૮થી ૩૨ મા કહેલી અયસ્કૃતિ તથા ક્ષાર નાખીને તેલ પાવું એ ઉપાયથી નબળાનું (ઔષધનો વેગ સહન ન કરી શકે તેવા રોગીનુ) કફોદર મટે છે

નબળા રોગીના કફોદરમાં પોટીસ શેક

**उपनाहं ससिद्धार्थकिण्वैर्बीजैश्च मूलकात्।**
**कल्कितैरुदरे स્वेदमभीक्ष्णं चात्र योजयेत् ॥७५॥**

કફોદરવાળા નબળા રોગીને, સરસવ, 'કિણ્વ' ને મૂળાના બીજનો કલ્ક કરીને તેનું બંધારણ (પોટીસ) બાધવું તથા તેને વારવાર પેટ ઉપર સ્વેદ (પરસેવા) કાઢવો (શેક કરવો)

## સંનિપાતોદરનો ઉપચાર

**सन्निपातोदरे कुर्यान्नातिक्षीणबलानले।**
**दोषोद्रेकानुरोधेन प्रत्याख्याय क्रियामिमाम् ॥७६॥**
**दन्तीद्रवन्तीफलजं तैलं पाने च शस्यते।**

જે દરદીને વાયુ, પિત્ત અને કફ—એ ત્રણે દોષ કોપવાથી ઉદરરોગ થયો હોય પણ જેનાં બળ અને જઠરાગ્નિ બહુ ઓછા ન થઈ ગયા હોય તેવા દરદીમાં જે દોષ વધારે કોપ્યો હોય તેનો વિચાર કરીને તે પ્રમાણે આ (નીચે જણાવેલા) ઉપચાર કરવા, પણ ઉપચાર કરતા પહેલા વૈદ્યે જણાવી દેવુ, કે આ ઉપચાર નહિ કરો તો મોત નક્કી છે અને કરશો તો બચી જવાનો સંભવ છે

હવે ઉપચાર કહે છે

દંતીમૂળ અને દ્રવંતી (ચિરાયેલાં પાંદડાંવાળી દંતી)ના ફળથી સિદ્ધ કરેલું તેલ પાવું એ સારું છે

ઔષધ વગેરે ઉપચાર પછી મટેલા બધા ઉદરરોગોના અને સંનિપાતોદરના ઉપાય

**क्रियानिवृत्ते जठरे त्रिदोषे तु विशेषतः ॥७७॥**
**दद्यादापृच्छ्य तज्ज्ञातीन् पातुं मद्येन कल्कितम्।**
**मूलं काकादनीगुञ्जाकरवीरकसम्भवम् ॥७८॥**

જ્યારે કોઈ પણ ઉદરરોગ એટલો બધો વધી જાય

કે તેનો ઉપાય થઈ શકે નહિ, તથા ખાસ કરીને ત્રિદોષો-દરરોગ થઈ ગયો હોય, ત્યારે રોગીના બાંધવોની રજા લઈને પછી વૈદ્યે રાતી ચણોઠીનું મૂળ, ધોળી ચણોઠીનું મૂળ અને કણેરનું મૂળ, એ ઔષધનો કલ્ક કરીને રોગીને દારૂ સાથે પાવો.

**पानभोजनसंयुक्तं दद्याद्वा स्थावरं विषम् ।**
**यस्मिन् वा कुपितः सर्पो विमुञ्चति फलेविषम् ॥७९**
**तेनास्य दोषसङ्घातः स्थिरो लीनो विमार्गग. ।**
**बहिः प्रवर्तते भिन्नो विषेणाशु प्रमाथिना ॥८०॥**
**तथा व्रजत्यगदतां शरीरान्तरमेव वा ।**

અથવા અસાધ્ય ઉદરરોગવાળાને વૈદ્યે પીવાના પદાર્થમા કે ખાવાના પદાર્થમા સ્થાવર વિષ ભેળવીને આપવુ અથવા છછેડાયેલા સર્પે જે ફળ ઉપર પોતાનુ ઝેર નાખ્યુ હોય તે ફળ ખાવા આપવુ એ રીતે ઝેર આપવાથી રોગીના દોષનો સમુદાય જે સ્થિર હોય છે, ધાતુ વગેરેમા ભળી ગયો હોય છે તથા ઊંધટે માર્ગે ગતિ કરતો હોય છે, તે (દોષનો સમુદાય) પ્રમાથી ઝેર વડે છૂટો પડીને તત્કાળ શરીરમાથી બહાર નીકળે છે અને એમ થવાથી રોગી નીરોગી થાય છે અથવા પછી બીજા શરીરને પામે છે, મૃત્યુ પામે છે

પ્રમાથી—જે ઔષધને લીધે દોષનો સંચય શરીરના છિદ્રોમાથી બહાર નીકળવા માડે, તે ઔષધ પ્રમાથી કહેવાય છે

ત્રિદોષોદરવાળાનો દોષ બહાર નીકળ્યા પછીની એક મહિના સુધીની ક્રિયા

**हृतदोषं तु शीताम्बुस्नात त पाययेत्पय ॥ ८१ ॥**
**पेया वा त्रिवृतः शाकं**
**मण्डूक्या वास्तुकस्य वा ।**
**कालशाक यवाख्य वा खादेत्स्वरससाधितम् ॥८२**
**निरम्ललवणस्नेह स्विन्नास्विन्नमनन्नभुक् ।**
**मासमेकं ततश्चैव तृषित. स्वरसं पिबेत् ॥८३॥**

રોગીના દોષને કાઢયા પછી રોગીને ઠંડાપાણીથી સ્નાન કરાવીને તેને દૂધ પાવુ, અથવા પેયા પાવી, અથવા નસોતરનુ, બ્રાહ્મીનુ કે બથવાની ભાજીનું શાક તે જ ઔષધના સ્વરસમા સિદ્ધ કરીને આપવુ, અથવા કાલશાક કે યવશાક પોતપોતાના જ સ્વરસમા સિદ્ધ કરીને આપવુ એ શાકમા ખટાઈ, લવણ કે ઘી, તેલ વગેરે સ્નેહ નાખવા નહિ વળી રોગીએ તે શાક બહુ શીજવીને ન ખાવુ કે તદ્દન શીજવ્યા વિના પણ ન ખાવુ પરંતુ સાધારણ શીજવીને ખાવુ અન્ન બિલકુલ ખાવુ નહિ. જો તેને તરસ લાગે તો તેણે ઉપર કહ્યા તેમાથી જે શાક રોગી ખાતો હોય તે શાકનો સ્વરસ (પાણીને ઠેકાણે) પીવો એ પ્રમાણે એક મહિના લગી કરવું.

મહિના પછીના નબળા રોગી માટે ક્રમ

**एवं विनिर्हृते शाकैर्दोषे मासात् परं ततः ।**
**दुर्बलाय प्रयुञ्जीत प्राणभृत्कारभं पयः ॥ ८४ ॥**

એ પ્રમાણે શાક ખવડાવીને પેટમા ભરાયેલો પાણી-રૂપી દોષ કાઢયા પછી એક મહિને રહીને દુર્બળ રોગીને જીવન આપનારુ ઊંટડીનુ દૂધ પીવાને આપવુ

## પ્લીહોદર (બરોળ વધે તેની) ચિકિત્સા

સ્નેહન, સ્વેદન, ફસ ખોલવી

**प्लीहोदरे यथादोषं स्निग्धस्य स्वेदितस्य च ।**
**सिरां भुक्तवतो दध्ना वामबाहौ विमोक्षयेत् ॥८५॥**

બરોળ વધવારૂપી ઉદરરોગ થયો હોય તેને જે દોષનો કોપ હોય, તેને યોગ્ય ઘી પિવડાવીને સ્નિગ્ધ કરવા પછી દોષને લાગુ પડે એ રીતે શેક કરવો અને પછી તેને દહીં સાથે ભોજન કરાવીને ડાબા હાથની ફસ ખોલીને લોહી કાઢવુ

રોગીમા બળ આવ્યા પછી સ્નેહન, શોધન ઔષધો

**लब्धे बले च भूयोऽपि स्नेहपीत विशोधितम् ।**
**समुद्रशुक्तिज क्षार पयसा पाययेत्तथा ॥ ८६ ॥**
**मल्लसत विडकणाचूर्णाढ्यं नक्तमालजम् ।**
**सौभाञ्जनस्य वा क्वाथ सैन्धवाग्निकणान्वितम् ॥८७**
**हिङ्ग्वादिचूर्णं क्षाराढ्यं युञ्जीत च यथाबलम् ।**

બરોળ વધી હોય એવા નબળા રોગીને જ્યારે ઔષધના વેગ સહન કરવા જેટલી શક્તિ આવે, ત્યાર તેને ફરીને સ્નેહપાન કરાવીને પછી શોધન કરવુ પછી સમુદ્રમા ઉત્પન્ન થયેલી છીપનો ક્ષાર બનાવીને તે ક્ષાર દૂધ સાથે પાવો અથવા કાછ વગેરે ખટાઈમા ઓના જેવા કરંજના ક્ષારમા બિડલવણ અને પીપરનુ પુષ્કળ ચૂર્ણ નાખીને તે પાવો, અથવા સરગવાના ક્વાથમાં સિંધવ, ચિત્રો અને પીપર—એ ઔષધોનુ ચૂર્ણ નાખીને પાવું, અથવા હિંગ્વાદિ (હિંગ્વાષ્ટક) ચૂર્ણ આપવું, અથવા ચિ ૧૦/૬૩ થી દશામા કહેલું ક્ષારયુક્ત આપવુ, એ સર્વે ઔષધ રોગીને સહન કરવાની શક્તિ જોઈને આપવા.

**पिप्पलीनागरं दन्तीसमांशं द्विगुणाभयम् ॥ ८८ ॥**
**बिडार्धांशयुतं चूर्णमिदमुष्णाम्बुना पिबेत् ।**

પીપર અને સૂંઠ—એ બંને સરખે ભાગે લઈને દરેકનો એકએક ભાગ લેવો. દંતીમૂળના બે ભાગ લેવા

હરડે બે ભાગ લેવી બિડલવણ અડધો ભાગ લેવો. એ સર્વનું ચૂર્ણ એકત્ર કરીને તેને ગરમ પાણી સાથે પીવું, તેથી પ્લીહોદર રોગ મટે છે

**विडङ्गं चित्रकं सक्तून् सघृतान् सैन्धवं वचाम् ॥८९**
**दग्ध्वा कपाले पयसा गुल्मप्लीहापहं पिबेत् ।**

વાવડિંગ, ચિત્રો, ઘી સહિત સાથુ, સિંધવ, વજ, એ સર્વને માટીની કોરી ઠીબમાં બાળીને પછી તેનો ક્ષાર બનાવીને તે ક્ષારનું વાટીને ચૂર્ણ કરવું એ ક્ષાર દૂધ સાથે પીવાથી ગોળો અને બરોળ (પ્લીહોદર) મટે છે

બરોળ ઉપર પોટીસ

**तैलोन्मिश्रैर्बदरकपत्रैः सम्मर्दितैः समुपनद्धः ॥९०॥**
**मुसलेन पीडितोऽनु च**
**याति प्लीहा पयोभुजो नाशम् ।**

બોરડીના પાંદડાને તેલમાં નાખીને સારી પેઠે ચોળવાં પછી પ્લીહા (બરોળ) ઉપર તેનું બંધારણ (પોટીસ) બાંધવું પછી તે ઉપર મૂસળી વડે દબાવવું ખોરાકમાં દૂધ જ લેવું એ રીતે પ્લીહા (બરોળ) નાશ પામે છે, મટી જાય છે

બરોળ વગેરે માટે આસવ

**रोहीतकलताः कल्कसा खण्डशः साभया जले ॥९१॥**
**मूत्रे वाऽऽसुनुयात्तच्च सप्तरात्रस्थितं पिबेत् ।**
**कामलाप्लीहगुल्मार्शः कृमिमेहोदरापहम् ॥९२॥**

પાણીમાં હરડે અને રાતા રોહિડાની વેલમાં કકડા કરીને નાખવા, અથવા ગોમૂત્રમાં હરડેના કકડા નાખીને તેમાં રાતા રોહિડાની વેલમાં કકડા નાખવા (અથવા પાણીમાં કે ગોમૂત્રમાં હરડેનો ક્વાથ કરીને તે હરડે સહિત તેમાં રાતા રોહીડાની વેલના કકડા નાખવા) અને તેને તેમાં ચોળી નાખવા પછી તે હરડે સહિત બધું દ્રવ્ય સાત દિવસ સુધી માટીના વાસણમાં રહેવા દેવું સાત દિવસ પછી તે જળ કે મૂત્ર પીવું અને હરડેને ચાટણની માફક ખાવી. એથી કમળો, બરોળ, ગોળો, હરસ, કરમિયા, પ્રમેહ અને ઉદરરોગ મટે છે.

સિદ્ધ ઘી

**रोहीतकत्वचः कृत्वा पलानां पञ्चविंशतिम् ।**
**कोलद्विप्रस्थसंयुक्तं कषायमुपकल्पयेत् ॥९३॥**
**पालिकैः पञ्चकोलैस्तु तैः समस्तैश्च तुल्यया ।**
**रोहीतकत्वचा पिष्टैर्घृतप्रस्थं विपाचयेत् ॥९४॥**
**प्लीहाभिवृद्धिं शमयत्येतदाशु प्रयोजितम् ।**

રાતા રોહીડાની છાલ સો તોલા લેવી અને તેમાં એકસો અઠ્ઠાવીસ તોલા બોર નાખીને તેનો ક્વાથ કરવો પછી તેમાં ચોસઠ તોલા ઘી અને ઘીમાં પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ) એ પ્રત્યેક ઓષધ ચાર ચાર તોલા અને હરડેદળ તે બધા (પંચકોલ)ની બરોબર એટલે વીસ તોલા લઈને તેનો કલ્ક કરીને નાખવો પછી તે ઘીને પકવ કરવું એ ઘી ખાવાથી બરોળ વધેલી હોય તે જલદીથી મટી જાય છે

કફ અને વાયુથી વધેલી બરોળ માટે તેલ

**कदल्यास्तिलनालानां क्षारेण क्षुरकस्य च ॥९५॥**
**तैलं पक्वं जयेत्पानात्प्लीहानं कफवातजम् ।**

કેળ, તલસરા અને અઘેડો—એ ત્રણના ક્ષાર વડે તેલ પકવવું એ તેલ પીવાથી કફ અને વાયુથી થયેલી બરોળ મટે છે

કફ અને વાયુથી વધેલી બરોળ ઉપર ડામ

**अशान्तौ गुल्मविधिना योजयेदग्निकर्म च ॥९६॥**
**अप्राप्तपिच्छासलिले प्लीह्नि वातकफोल्बणे ।**

એ પ્રમાણે (ઉપર કહ્યા પ્રમાણે) ઉપાય કરવાથી પણ બરોળ મટે નહિ, તો જે બરોળમાં વાયુ અને કફ વૃદ્ધિ પામ્યા હોય તથા જેમાં પિચ્છા અને પાણી ભરાયાં નથી એવા પ્લીહારોગ (વધેલી બરોળ) ઉપર ગુલ્મરોગમાં કહેલા વિધિ પ્રમાણે અગ્નિકર્મ કરવું (ડામ દેવો)

પિત્તથી વધેલી બરોળ માટે ઉપાય

**पैत्तिके जीवनीयानि सर्पींषि क्षीरबस्तयः ॥९७॥**
**रक्तावसेकः संशुद्धिः क्षीरपानं च शस्यते ।**

જો બરોળ પિત્તના પ્રકોપથી વધી હોય તો પાછળ સૂ. સ્થા. અ. ૧૫ શ્લોક ૮ માં કહેલા જીવનીય ગણનાં ઓષધો વડે સિદ્ધ કરેલાં ઘી પાવાં, ક્ષીરબસ્તિઓ (દૂધ વડે બસ્તિઓ) આપવી, ફસ્ત ખોલીને લોહી કાઢવું (પાછળ કહેલું છે કે ડાબા બાજુની શિરા ખોલવી, એમ છતાં પણ અહીં ફરીને લોહી કાઢવાનું કહેવાનું કારણ એ છે કે, પિત્તથી વધેલી બરોળમાં લોહીનો સંચય ઘણો થાય છે, માટે તે બરોળનું લોહી વધારે કાઢી નાખવું) અને દૂધ પાવું, એ ઉપાય શ્રેષ્ઠ છે

## યકૃત્વૃદ્ધિની (કાળજું વધે તેની) ચિકિત્સા

**यकृति प्लीहवत्कर्म दक्षिणे तु भुजे सिराम् ॥९८॥**

જમણી બાજુએ યકૃત (કાળજું) નામે નાડ હોય છે તે વધી હોય તો જે ઉપાય બરોળના કહ્યા છે તેના તે જ ઉપાય કરવા. તફાવત એટલો છે કે બરોળમાં

સેવો કાઢવો પછી ડાબી કૂખમા જે જગા ડૂટીથી ચાર આગળ નીચી હોય અને સાથેસાથે રોમરાજિથી (=ડૂટીથી તે મૂત્રેન્દ્રિય સુધી વાળની ઊભી લીટી છે તેનાથી) ચાર આગળ ડાબી બાજુએ પણ હોય તે જગાએ શસ્ત્રથી કાપ મૂકવો અને ચીરા આગળથી આંતરડા બહાર કાઢીને બરોબર તપાસ કરીને તે ઉપર જે વાળ, મળનો લેપ કે કાકરી વગેરે હોય તે કાઢી નાખવું છિદ્રોદર હોય તો આતરડામા જે શલ્ય હોય તે કાઢી નાખવુ અને આતરડામા દૂઝતો ભાગ સાફ કરવો, પછી છિદ્ર ઉપર મકોડા મૂકીને તેનો ડખ મરાવવો જ્યારે તે વળગે ત્યારે તે મકોડાના માથા આગળથી મકોડાનું માથા સિવાયનું બાકીનું અંગ ખેંચવું અને એ મકોડાના માથા સિવાયનુ શરીર લઈ લીધા પછી આતરડા ઉપર મધ અને ઘી ચોપડીને આતરડાને તેમને ઠેકાણે બરોબર ગોઠવવા પછી બહારનો જે વ્રણ (ઘા) કર્યો હોય તે સીવી લેવો, અદરનો વ્રણ સીવવો નહિ પછી કાળી માટી અને જેઠીમધ ભેગા કરીને તે વડે બહાર વ્રણ ઉપર લેપ કરીને પાટો બાધવો પાટો બાધ્યા પછી રોગીને પવન વિનાની જગ્યામા રહેવા દેવો અને તેને ફકત દૂધ ખાવા આપવુ, તેમ જ તેને સ્નેહદ્રોણીમાં રાખવો (તેલ, ઘી વગેર સ્નેહના વાસણમા કેડ સુધી ડૂબેલો રાખવો )

જળધરમા તથા બીજા ઉદરરોગોમા પણ પેટમા પાણી ભરાય ત્યારે શસ્ત્રક્રિયા કરવાનો વિધિ

**सजले जठरे तैलैरभ्यक्तस्यानिलापहैः ।**
**स्विन्नस्योष्णाम्बुनाऽऽकक्षमुदरे पट्टवेष्टिते ॥११३॥**
**यथाच्छिद्रोदितस्थाने विध्येदङ्गुलमात्रकम् ।**
**निधाय तस्मिन्नाडीं च स्रावयेदर्धमम्भसः ॥११४**
**अथास्य नाडीमाकृष्य तैलेन लवणेन च ।**
**व्रणमभ्यज्य बध्वा च वेष्टयेद्वाससोदरम् ॥**
**तृतीयेऽह्नि चतुर्थे वा यावदाषोडशं दिनम् ।**
**तस्य विश्रम्य विश्रम्य स्रावयेदल्पशो जलम् ॥**
**विवेष्टयेद्गाढतरं जठरं वाससा श्लथम् ।**
**निःसृते लङ्घितः पेयामस्नेहलवणां पिबेत् ॥११७**

જળધર ઉપર પ્રથમ તલના તેલ વડે તથા સરસિયું, દિવેલ વગેરે વાયુને હરણ કરનારા તેલ વડે અભ્યગ કરવો. તે તેલ ચોળવાં. એ રીતે સ્નિગ્ધ કરીને પછી ગરમ પાણી વડે તેને શેક કરવા પછી બગલ સુધી તેના પેટને લૂગડાથી વીંટી લેવું તે પછી બદ્ધોદર અને છિદ્રોદરમાં જે જગ્યાએ ચીરા મૂકવાનો કહ્યા છે, તે જગ્યાએ એક આગળ જેટલો વેધ કરવો (વીંધવુ) પછી તે વેધમા નાડી (ભૂગળી) મૂકીને જળોદરમાનુ અર્ધું જળ વહેવડાવવુ, કાઢી નાખવું પછી વેધમાથી નાડી ખેંચી લઈને તેલ તથા સિંધવને વ્રણ ઉપર ચોપડીને પાટો બાધી લેવો અને પછી તેનું પેટ કપડાથી વીંટી લેવુ એ રીતે એકવાર કર્યા પછી ત્રીજે કે ચોથ દહાડે પણ એ જ રીતે ફરીને પાણી કાઢવુ રોગીના શરીરનુ બળાબળ જોઈને ત્રણ, ચાર, પાચ, છ અને એ રીતે સોળ દિવસનુ અતર રાખીને પાણી કાઢવુ સોળ દિવસથી વધાર દિવસનુ અતર રાખવું નહિ એવી રીતે થોડે થોડ પાણી કાઢવાનુ કારણ એ છે ક, જો એકદમ શરીરમાથી ઘણુ પાણી વહી જાય તો તેથી રોગીને બીજો ઉપદ્રવ (નુકસાન) થાય છે પાણી કાઢ્યા પછી રોગીના ઢીલા પડલા પેટને કપડાથી મજબૂત બાધવુ, પણ તેના શ્વાસોચ્છ્વાસને રુકાણ થાય નહિ તેવુ બાધવુ પાણી કાઢ્યા પછી જળધરના રોગીએ પ્રથમ ઉપવાસ કરવા તથા પછી જરાક સ્નેહ અને જરાક લવણ નાખીને પેયા પીવી કલેદ (ભીનાશ, પચપચુ) ન થાય તથા વાયુ કાપે નહિ માટે લગાર સ્નેહ અને લગાર લવણ પેયામા લેવું

જલધરવાળાની એક વરસ સુધીની પરેજ

**स्यात्क्षीरवृत्तिः षण्मासांस्त्रीन् पेयां पयसा पिबेत् ।**
**त्रींश्चान्यान् पयसैवाद्यात् फलाम्लेन रसेन वा ॥**
**अल्पशोऽस्नेहलवणं जीर्णं श्यामाककोद्रवम् ।**
**प्रयतो वत्सरेणैवं विजयेत जलोदरम् ॥ ११९॥**

જળધરવાળાએ છ માસ લગણ દૂધ પીને રહેવું પછીના ત્રણ માસ દૂધ સાથે પેયા પીવી. ત્યાર પછી ત્રણ માસ સુધી દૂધ સાથે અથવા ફળોની ખટાઈ સાથે અથવા માસરસ સાથે જૂનો સામો અને જૂના કોદરાનું અન્ન થોડા સ્નેહ અને થોડુ લવણ નાખીને ખાવું. એ પ્રમાણે વરસ સુધી બરાબર પથ્ય પાળીને જળોદર (જળધર) રોગને જીતવો.

**वर्ज्येषु यन्त्रितो दिष्टे नात्यदिष्टे जितेन्द्रियः ।**

ઉદરરોગવાળા માણસે શ્લોક ૧૨૫, ૧૨૬માં કહેલા ત્યાગ કરવા યોગ્ય આહારવિહારમા યંત્રિત થવું, અર્થાત્ જે આહારવિહારની મના કરી હોય તેનો તદ્દન ત્યાગ કરવો. જે અન્નપાન વગેરે ખાવાની વૈદ્યે આજ્ઞા કરી હોય તેમાં અનિયંત્રિત (સ્વચ્છંદી) ન થવું અર્થાત્ તેનો માપસર ઉપયોગ કરવો, તથા જે અન્નપાન વગેરે ખાવાના વૈદ્યે કહ્યા નથી તેને વિષે જિતેન્દ્રિય થવું, અર્થાત્ તેનો ચાખવાથી તદ્દન ત્યાગ કરવો.

બધા ઉદરરોગમાં વાયુનું શમન કરવાની જરૂર: કારણ

**सर्वमेवोदरं प्रायो दोषसङ्घातजं यतः ॥१२०॥**
**अतो वातादिशमनी क्रिया सर्वत्र शस्यते ।**

બધા ઉદરરોગ ઘણું'ખરું દોષના સમુદાયથી ઉત્પન્ન થાય છે, માટે સર્વે ઉદરરોગમાં વાયુ વગેરે દોષને શમાવનારી સર્વે ક્રિયાઓ કરવી શ્રેષ્ઠ છે. (શ્લોકમાં 'પ્રાયઃ—ઘણું'ખરું' લખેલું છે તે ઉપરથી એમ સમજવું કે, ઉદરરોગ વાયુ વગેરેથી થાય છે એમ જ નથી; કોઈકવાર પ્રાક્તન કર્મ પણ તેનું કારણ છે.)

ઉદરરોગમાં મંદ અગ્નિ થવાનું કારણ: ઉપાય

**वह्निर्मन्दत्वमायाति दोषैः कुक्षौ प्रपूरिते ॥१२१**
**तस्माद्भोज्यानि भोज्यानि दीपनानि लघूनि च ।**
**सपञ्चमूलान्यल्पाम्लपटुस्नेहकटूनि च ॥१२२॥**

ઉદરરોગમાં વાયુ વગેરે દોષથી કૂખ ભરાઈ જાય છે તેથી અગ્નિ મંદ પડે છે. માટે જે ભોજ્ય હલકાં અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવાં હોય તે ખાવાં. દાખલા તરીકે, પંચમૂળમાં સિદ્ધ કરેલા, લગાર ખાટા, લગાર ખારા, લગાર સ્નેહયુક્ત તથા લગાર તીખા ભોજ્ય પદાર્થ ખાવા.

ઉદરરોગવાળાનું સાત્મ્ય (માફક આવે એવું, પથ્ય) ભોજન

**भावितानां गवां मूत्रे षष्टिकानां च तण्डुलैः ।**
**यवागूं पयसा सिद्धां प्रकामं भोजयेन्नरम् ॥१२३**
**पिबेदिक्षुरसं चानु जठराणां निवृत्तये ।**
**स्वं स्वं स्थानं व्रजन्त्येषां वातपित्तकफास्तथा ॥**

ગાયના મૂત્રમાં સાઠી ચોખાને ભાવના આપીને દૂધમાં તે ચોખાની યવાગૂ કરવી અને તે યવાગૂ રોગીને પેટ ભરીને ખવડાવવી. તે ખાધા પછી ઉદરરોગની શાંતિને અર્થે શેરડીનો રસ પીવો.-એમ કરવાથી રોગીના વાત, પિત્ત અને કફ દોષ પોતપોતાને સ્થાને જાય છે.

ઉદરરોગવાળાનાં અસાત્મ્ય (માફક ન આવે એવાં, અપથ્ય) આહારવિહાર

**अत्यर्थोष्णाम्ललवणं रूक्षं ग्राहि हिमं गुरु ।**
**गुडं तैलकृतं शाकं वारि पानावगाहयोः ॥१२५**
**आयासाध्वदिवास्वप्नयानानि च परित्यजेत् ।**

ઉદરરોગવાળાએ અતિશય ઊનું, ખાટું, ખારું, લૂખું, ગ્રાહી, ઠંડું, ભારે, ગોળ, તેલમાં વઘારેલું શાક, જળપાન અને સ્નાન, શ્રમ, માર્ગગમન (પગપાળા મુસાફરી), દિવસે નિદ્રા અને વાહન ઉપર (કે વાહનમાં) બેસીને જવું એટલાં વાનાં તજવાં. (આ જગ્યાએ પાણી પીવાની પણ મના કરી છે: માટે તેણે શું પીવું તે નીચેના શ્લોકોમાં કહ્યું છે.)

કયા ઉદરરોગમાં શું નાખીને છાશ પિવાય?

**नात्यच्छसान्द्रमधुरं तक्रं पाने प्रशस्यते ॥१२६॥**
**सकणालवणं वाते, पित्ते सोषणशर्करम् ।**
**यवानीसैन्धवाजाजीमधुव्योषैः कफोदरे ॥१२७॥**
**त्र्यूषणक्षारलवणैः संयुतं निचयोदरे ।**
**मधुतैलवचाशुण्ठीशताह्वकुष्ठसैन्धवैः ॥ १२८ ॥**
**प्लीह्नि, बद्धे तु हपुषायवानीपटुजाजिभिः ।**
**सकृष्णामाक्षिकं छिद्रे, त्र्योषयुक्सलिलोदरे ॥१२९**

બહુ પાતળી નહિ તેમ બહુ જાડીયે નહિ એવી છાશ ઉદરરોગવાળાએ પીવી એ શ્રેષ્ઠ છે. જો ઉદરરોગ વાયુ કોપવાથી થયો હોય તો (વાતોદરમાં) તે છાશમાં પીપર અને સિંધવનું ચૂર્ણ નાખવું; પિત્તથી થયો હોય તો (પિત્તોદરમાં) છાશમાં મરી અને સાકરનું ચૂર્ણ નાખવું; જો કફોદર થયું હોય તો યવાની અજમો, સિંધવ જીરું, મધ અને ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી) નાખીને તે છાશ પીવી; જો ત્રિદોષોદરનો રોગ હોય તો ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), જવખાર અને સિંધવ નાખીને તે છાશ પીવી; જો પ્લીહોદર હોય તો મધ તથા તેલ (તલનું) અને વજ, સૂંઠ, સુવા, ઉપલેટ અને સિંધવ એમનું ચૂર્ણ છાશમાં નાખવું; બદ્ધોદર હોય તો પલાંશી, યવાની અજમો, સિંધવ અને જીરું નાખીને તે છાશ પીવી; જો છિદ્રોદર હોય તો પીપરનું ચૂર્ણ અને મધ નાખીને છાશ પીવી; અને જો જળોદર (જલંધર) હોય તો ત્રિકટુનું (સૂંઠ, પીપર અને મરીનું) ચૂર્ણ નાખીને તે છાશ પીવી.

કોને છાશ અમૃત જેવો ગુણ કરે છે?

**गौरवारोचकानाहमन्दवह्न्यतिसारिणाम् ।**
**तक्रं वातकफार्तानाममृतत्वाय कल्पते ॥ १३०॥**

વાયુ અને કફના રોગવાળાઓને ભારેપણું, અરુચિ, પેટ ચઢવું, મંદાગ્નિ, અતિસાર, એ ઉપદ્રવો થાય ત્યારે તે ઉપર છાશ પીધી હોય, તો તે અમૃત જેવો ફાયદો આપે છે.

બધા પ્રયોગો પછી દૂધ આપવું: કારણ

**प्रयोगाणां च सर्वेषामनु क्षीरं प्रयोजयेत् ।**
**स्थैर्यकृत्सर्वधातूनां बल्यं दोषानुबन्धहृत् ॥१३१॥**

ઉદરરોગીનો રોગ મટાડવા માટે જે જે પ્રયોગ કર્યા હોય તે સર્વની પછી દૂધ આપવું; કેમ કે દૂધ સર્વે ધાતુઓને સ્થિર કરનારું, બળ આપનારું તથા દોષોના અનુબંધને હરનારું છે.

**દૂધના ગુણ**

**भेषजापचिताङ्गानां क्षीरमेवामृतायते ॥१३१३॥**

જે રોગીનુ શરીર ઔષધોથી ઊતરી ગયું હોય, તેમને દૂધ અમૃત જેવો ગુણ કરે છે (માટે ઔષધનો પ્રયોગ કર્યા પછી દૂધ આપવું યોગ્ય છે )

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थान उदरचिकित्सित नाम पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો : પાંડુરોગની ચિકિત્સા

**अथातः पाण्डुरोगचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે પાંડુરોગ(એનિમિયા)ની ચિકિત્સા સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

### પાંડુરોગની સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૧ા થી ૩ા)

**સ્નેહન માટે ઘી**

**पाण्डुरामयी पिबेत्सर्पिरादौ कल्याणकाह्वयम् ।**
**पञ्चगव्यं महातिक्तं शूतं वाऽऽरग्वधादिना ॥ १ ॥**

(પાંડુરોગમાં મુખ્યત્વે કરીને પિત્તની ચિકિત્સા કરવી અને તે પછી વાયુ અને કફની ચિકિત્સા કરવી, કેમ કે એ રોગ ઉત્પન્ન કરવામા પિત્ત એ જ મુખ્ય છે પિત્તની શાંતિ માટે ઘી પીવુ યોગ્ય છે માટે) પાંડુરોગવાળાએ પ્રથમ 'કલ્યાણકઘૃત' (ઉત્તરસ્થાન અ. ૬, શ્લોક ૧૬ થી ૩૧) પીવુ, અથવા ઉત્તરસ્થાન અ. ૭, શ્લોક ૧૯ થી ૨૩મા અપસ્માર પ્રતિષેધના અધ્યાયમા 'પંચગવ્ય ઘૃત' કહ્યુ છે તે પીવું, અથવા ચિ. સ્થા. અ. ૧૯માં શ્લોક ૭ા થી ૧૦ા મા કુષ્ઠરોગની ચિકિત્સામાં 'મહાતિક્ત ઘૃત) કહ્યુ છે તે પીવુ, અથવા સૂ. સ્થા. અ. ૧૫, શ્લોક ૧૮મા આરગ્વધાદિ નામના ઔષધોના ક્વાથ વડે સિદ્ધ કરેલું ઘી પીવું

**दाडिमात्कुडवो धान्यात्कुडवार्धं पलं पलम् ।**
**चित्रकाच्छृङ्गवेराच्च पिप्पल्यर्धपलं च तैः ॥२॥**
**कल्कैर्विंशतिपलं घृतस्य सलिलाढके ।**
**सिद्धं हृत्पाण्डुगुल्मार्शःप्लीहवातकफार्तिनुत् ॥३॥**
**दीपनं श्वासकासघ्नं मूढवातानुलोमनम् ।**
**दुःखप्रसविनीनां च वन्ध्यानां च प्रशस्यते ॥४॥**

દાડમ ચાર તોલા લેવાં; ધાણા બે તોલા લેવા; ચિત્રો, સૂંઠ, એ બે ઔષધો ચારચાર તોલા લેવાં; પીપર બે તોલા લેવી, એ સર્વનો કલ્ક કરવો. પછી બસો છપ્પન (૨૫૬) તોલા પાણીમા એંશી (૮૦) તોલા ઘી નાખીને તેમા ઉપર કહેલો કલ્ક નાખીને તે ઘી સિદ્ધ કરવુ એ રીતે સિદ્ધ થયેલું ઘી હૃદયના રોગ, પાંડુરોગ, ગુલ્મરોગ, હરસ, બરોળ, વાયુના રોગ, કફરોગ, એ સર્વની પીડાનો નાશ કરે છે વળી તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે તથા દમ અને ખાંસીને મટાડે છે તે મૂઢ (રુંધાઈ રહેલા) વાયુનુ અનુલોમન કરે છે એટલે તેને સ્વાભાવિક માર્ગે પ્રવૃત્ત કરે છે, તથા તે ઘી પ્રસવકાળે કષ્ટ પામતી સ્ત્રીને આપવાથી તેને સહેલાઈથી પ્રસવ થાય છે અને વંધ્યા સ્ત્રીને એ ઘી ખવડાવવાથી સંતાન થાય છે

**વમન, સ્નેહન, વિરેચન**

**स्नेहितं वामयेत्तीक्ष्णैः पुनः स्निग्धं च शोधयेत् ।**
**पयसा मूत्रयुक्तेन बहुशः केवलेन वा ॥५॥**

પાંડુરોગવાળાને સ્નેહપાન કરાવીને તેને તીક્ષ્ણ ઔષધો વડે ઊલટીઓ કરાવવી અને ફરીને તેને સ્નેહપાન કરાવીને દૂધ તથા ગોમૂત્ર મેળવીને પાવું અથવા એકલું દૂધ પાવું અને એમ કરીને તેનું વારંવાર શોધન કરવું

**પાંડુરોગમા વિરેચન ઔષધ**

**दन्तीफलरसे कोष्णे काश्मर्याञ्जलिमासुतम् ।**
**द्राक्षाञ्जलिं वा मृदितं तत् पिबेत् पाण्डुरोगजित् ॥ ६ ॥**
**मूत्रेण पिष्टां पथ्यां वा तत्सिद्धं वा फलत्रयम् ।**

નેપાળાના બીને વાટીને તેને પાણીમાં ઉકાળવાં. પછી તે કકરવરવા પાણીમાં આશરે ચાર તોલા શીવણ- ના ફળને નાખીને તે પાણી પાવું, તેથી પાંડુરોગ મટે છે, અથવા એવા ઉપરે ચાર તોલા કાળી દ્રાક્ષને નાખીને પાણીમા ચોળીને પીવી, તે પણ તે જ ગુણ આપે છે. અથવા હરડેને ગોમૂત્રમા વાટીને તે પીવાથી પાંડુરોગ મટે છે, અથવા ગોમૂત્રમાં ત્રિફળાનો ક્વાથ કરીને પીવાથી પણ તે જ ગુણ થાય છે

**स्वर्णक्षीरीत्रिवृच्छ्यामाभद्रदारुमहौषधम् ॥७॥**
**गोमूत्राञ्जलिना पिष्टं तेनैव वा पिबेत् ।**
**क्षारितं क्षीरमेभिर्वा पिबेद्दोषानुलोमनम् ॥८॥**

ધારે, નસોતર, પીંપર, દેવદાર અને સૂંઠ, એ સર્વ ઔષધોને ચાર તોલા ચાર તોલા ગોમૂત્રમાં ...

વાટીને પીવાથી અથવા ગોમૂત્રમા એ ઓષધિનો ક્વાથ કરીને પીવાથી અથવા એ જ ઓષધિ વડે સિદ્ધ કરેલું દૂધ પીવાથી પાંડુરોગ મટે છે, કેમ કે તે દૂધ વાયુ વગેરે દોષનુ અનુલોમન કરનારુ છે

લોહચૂર્ણ, ભોજન

मूत्रे स्थितं वा सप्ताहं पयसाऽयोरजः पिबेत् ।
जीर्णे क्षीरेण भुञ्जीत रसेन मधुरेण वा ॥ ९ ॥

લોઢાના વરખની બારીક રજને ગોમૂત્રમા સાત દિવસ રાખી મૂકવી પછી તે દૂધ સાથે પીવી, તથા તે પચી ગયા પછી દૂધ સાથે કે ગળ્યા માંસરસ સાથે ભોજન કરવુ (એથી પાંડુરોગ મટે છે)

વમનવિરેચન પછી હરડે

शुद्धश्चोभयतो लिह्यात्पथ्यां मधुघृतद्रुताम् ।

વમન અને વિરેચન લઈને નીચે ઉપર બને પાસેથી શુદ્ધ થયેલા માણસે મધ અને ઘીમા કાલવીને હરડે ચાટવી

પાંડુ, તાવ, દાહ, ઉધરસ, દમ, અરુચિ, ગોળો, આનાહ, સધિવા અને રક્તપિત્ત માટે ચૂર્ણ

विशालाकटुकामुस्ताकुष्ठदारुकलिङ्गकाः ॥१०॥
कर्षांशा द्विपिचुर्मूर्वा कर्षार्धांशा घुणप्रिया ।
पीत्वा तच्चूर्णमम्भोभिः सुखैर्लिह्यात्ततो मधु ॥११
पाण्डुरोगं ज्वरं दाहं कासं श्वासमरोचकम् ।
गुल्मानाहामवातांश्च रक्तपित्तं च तज्जयेत् ॥ १२ ॥

ઈન્દ્રવારણી, કડુ, મોથ, ઉપલેટ, દેવદાર, ઇન્દ્રજવ એ ઓષધિ એકએક તોલો લેવાં મૂર્વા બે તોલા લેવી અડધો તોલો અતિવિષ લેવુ પછી એ સર્વનું ચૂર્ણ કરીને તેને લગાર ગરમ પાણી સાથે પીવુ અને તે ઉપર મધ ચાટવુ એથી પાંડુરોગ, તાવ, બળતરા, ઉધરસ, દમ, અરુચિ, ગોળો, આનાહ (પેટ ચડવાનો રોગ), સધિવા અને રક્તપિત્ત મટે છે

પાંડુ, રક્તપિત્ત અને કમળા માટે ક્વાથ

वासागुडूचीत्रिफलाकट्वीभूनिम्बनिम्बजः ।
क्वाथः क्षौद्रयुतो हन्ति पाण्डुपित्तास्रकामलाः॥१३

અરડૂસી, ગળો, ત્રિફળા, કડુ, કરિયાતું અને લીમડાની અંતરછાલ, એ ઓષધિનો ક્વાથ કરીને તે ઠંડો પડયા પછી તેમા મધ નાખીને પીવાથી તે પાંડુ, રક્તપિત્ત અને કમળો મટાડે છે

કમળો, પાંડુ, હૃદયરોગ, કુષ્ઠ, હરસ અને પ્રમેહ માટે ચૂર્ણ

व्योषाग्निवेल्लत्रिफलामुस्तैस्तुल्यमयोरजः ।
चूर्णितं तक्रमध्वाज्य-
कोष्णाम्भोभिः प्रयोजितम् ॥ १४ ॥
कामलापाण्डुहृद्रोगकुष्ठार्शोमेहनाशनम् ।

સૂંઠ, પીપર, મરી, ચિત્રો, વાવડિંગ, ત્રિફળા, મોથ એ સર્વના સરવાળાની બરોબર લોઢાના વરખનું ચૂર્ણ લઈને તે સર્વનું ચૂર્ણ કરવું પછી તે ચૂર્ણને છાશ, મધ, ઘી અથવા લગાર ગરમ પાણી સાથે આપવાથી કમળો, પાંડુરોગ, હૃદયના રોગ, ચામડીના રોગ, હરસ અને પ્રમેહ મટે છે

પાંડુ માટે ગોળી

गुडनागरमण्डूरतिलांशान् मानतः समान् ॥ १५
पिप्पलीद्विगुणानद्याद्गुटिकां पाण्डुरोगिणे ।

ગોળ, સૂંઠ, મંડૂર અને તલ—એ ચાર ઓષધ સરખા પ્રમાણમા લેવા તથા તેમા એ બધાના સરવાળાથી બમણી પીપરો નાખીને ગોળી કરવી એ ગોળી પાંડુરોગવાળાને આપવી

મંડૂર=લોખંડનો કાટ

પાંડુ, કુષ્ઠ, અજીર્ણ, સોજો, ઊરુસ્તંભ, અરુચિ, હરસ, કમળો, પ્રમેહ અને બરોળ માટે મંડૂરવટક

तार्प्य दार्व्यास्त्वचं चव्यं ग्रन्थिकं देवदारु च ॥१६
व्योषादिनवकं चैतच्चूर्णयेद् द्विगुणं ततः ।
मण्डूरं चाञ्जनिभं सर्वतोऽष्टगुणेऽथ तत् ॥१७॥
पृथग्विपक्वे गोमूत्रे वटकीकरणक्षमे ।
प्रक्षिप्य वटकान् कुर्यात्तान् खादेत्तक्रभोजनः ॥१८
एते मण्डूरवटकाः प्राणदाः पाण्डुरोगिणाम् ।
कुष्ठान्यजरकं शोफमूरुस्तम्भमरोचकम् ॥ १९ ॥
अर्शांसि कामलां मेहान् प्लीहानं शमयन्ति च ।

સુવર્ણમાક્ષિક, દારુહળદરની છાલ, ચવક, ગંઠોડા, દેવદાર તથા ત્રિકટુ વગેરે નવ ઓષધિ પાછળ (શ્લોક ૧૩મા) કહ્યા છે તે (એટલે સૂઠ પીપર, મરી, ચિત્રો, વાવડિંગ, હરડે, બહેડા, આમળા અને મોથ) એ સર્વ ઓષધિનુ ચૂર્ણ કરવું એ સર્વ ઓષધિથી બમણું કાજળ જેવુ કાળું મંડૂર લેવું પછી એ સર્વથી આઠ ગણા ગાયના મૂત્રમાં તે ઓષધિને તથા મંડૂરને એ બનેને જુદા જુદા પકવ કરવાં જ્યારે ગુટિકા કરવા જેવાં તે ઘન (જાડા) થાય, ત્યારે તેમને એકત્ર કરીને તેની ગોળી કરવી એ ગોળીને મંડૂરવટક કહે છે તે પાંડુરોગવાળાઓ ખાવી તેથી તેને જીવન મળે છે એ ગોળીઓ ખાનાર પાંડુરોગીએ ખોરાકમા મુખ્યત્વે છાશ લેવી તે મંડૂરવટક ચામડીના રોગ, અજીર્ણ, સોજો

ઊરુસ્તંભ, અરુચિ, હરસ, કમળો, પ્રમેહ અને બરોળ એ રોગોને શમાવી દે છે.

ખાસ વાઈ, કમળો અને હરસ માટે અવલેહ

ताप्यादिजतुरौप्यायोमलाः पञ्चपलाः पृथक् ॥२०
चित्रकत्रिफलाव्योपविडङ्गैः पालिकैः सह ।
शर्कराष्टपलोन्मिश्राश्चूर्णिता मधुना द्रुताः ॥ २१॥
पाण्डुरोगं विषं कासं यक्ष्माणं विषमं ज्वरम् ।
कुष्ठान्यजरकं मेहं शोफं श्वासमरोचकम् ॥२२॥
विशेषाद्धन्त्यपस्मारं कामलां गुदजानि च ।

સુવર્ણમાક્ષિક, શિલાજિત, રૂપાનો કાટ, લોખંડનો કાટ, પ્રત્યેક વીસવીસ તોલા લેવું ચિત્રો, ત્રિફળા, ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી), વાવડિંગ—એ સર્વે ચાર ચાર તોલા લેવા; પછી એ સર્વમા બત્રીસ તોલા સાકર નાખીને તેનું ચૂર્ણ કરવુ પછી એ સર્વ ઔષધ મધમા કાલવીને ચાટવાથી પાંડુરોગ, વિષરોગ, ખાસી, ક્ષય, વિષમજ્વર, ચામડીના રોગ, અજીર્ણ, પ્રમેહ, સોજા, દમ, અરુચિ, એ રોગ મટે છે, તથા એ ઓષધ વાઈ, કમળો અને હરસ, એ રોગને તો ખાસ કરીને મટાડે છે

પાંડુ વગેરે માટે ગોળી

कौटजत्रिफलानिम्बपटोलघननागरैः ॥ २३ ॥
भावितानि दशाहानि रसैर्द्वित्रिगुणानि वा ।
शिलाजतुपलान्यष्टौ तावती सितशर्करा ॥ २४ ॥
त्वक्क्षीरीपिप्पलीधात्री-
कर्कटाख्याः पलोन्मिताः ।
निदिग्धायाः फलमूलाभ्यां
पलं युक्त्या त्रिजातकम् ॥ २५ ॥
मधुत्रिपलसंयुक्तान् कुर्यादक्षसमान् गुडान् ।
दाडिमाम्बुपयःपक्षिरसतोयसुरासवान् ॥ २६ ॥
तान् भक्षयित्वाऽनु पिबेन्निरन्नो भुक्त एव वा ।
पाण्डुकुष्ठज्वरप्लीहतमकार्शोभगन्दरम् ॥ २७ ॥
हृन्मूत्रपूतिशुक्राग्निदोषशोषगरोदरम् ।
कासासृग्दरपित्तासृक्शोफगुल्मगलामयान् ॥२८
मेहवर्ध्मभ्रमान् हन्युः सर्वदोषहराः शिवाः ।

ઇન્દ્રજવ, ત્રિફળા, લીમડાની અંતરછાલ, પટોળ, મોથ, સૂંઠ, એ આઠ ઓષધો આઠ પલ (૩૨ તોલા) લઈને તેમાં આઠગણું પાણી નાખીને ... ભાગનું પાણી બાકી રહે ત્યાં સુધી તેનો કવાથ કરવો પછી કવાથ ગાળી લઈને તે કવાથ વડે આઠ પલ (બત્રીસ તોલા) શિલાજિતને દશ વાર, વીસ વાર કે ત્રીસ વાર પટ આપવા પછી બત્રીસ તોલા ખડી સાકર, ચાર તોલા વંશલોચન (વાસકપૂર) ચાર તોલા પીપર, ચાર તોલા આમળાં અને ચાર તોલા કાકડાશીંગ, એ સર્વનું ચૂર્ણ તેમા નાખવુ ભોંયરિંગણીના મૂળ અને ફળ ચાર તોલા નાખવા તજ, તમાલપત્ર અને એલચી પણ યુક્તિ પ્રમાણે એટલે સુવાસ બેસવા જેટલાં નાખવા પછી એ સર્વમા બાર તોલા મધ નાખીને એક એક તોલાની ગોળી કરવી પછી રોગીએ ભોજન કર્યું હોય કે ન કર્યું હોય તો પણ એમાથી એક ગોળી ખાઈને તે ઉપર દાડમનુ પાણી (રસ,) દૂધ, પક્ષીનો માંસરસ, પાણી, સુરા કે આસવ—એમાથી જે રોગ માટે જે યોગ્ય હોય તે પીવું એ ગોળી ખાવાથી પાંડુરોગ, ચામડીના રોગ, તાવ, બરોળ, તમક શ્વાસ, હરસ, ભગંદર, હૃદયના રોગ, મૂત્રનો રોગ, બગડેલા વીર્યનો રોગ, અગ્નિનો દોષ, ક્ષય, કૃત્રિમ ઝેર, ઉદર રોગ, ખાસી, લોહીવા, રક્તપિત્ત, સોજા, ગોળો, ગળાના રોગ, પ્રમેહ, વધરાવળ અને ચક્કર—ફેર એ સર્વ રોગ મટે છે વળી તે સર્વે દોષને હરનારી કલ્યાણકારી ગોળી છે

હલીમક, પાંડુ અને કમળા માટે અવલેહ

द्राक्षाप्रस्थं कणाप्रस्थं शर्करार्धतुलं तथा ॥२९॥
द्विपलं मधुकं शुण्ठीं त्वक्क्षीरीं च विचूर्णितम् ।
धात्रीफलरसद्रोणे तत् क्षिप्त्वा लेहवत्पचेत् ॥३०
शीतान्मधुप्रस्थयुताद् लिह्यात्पाणितलं ततः ।
हलीमकं पाण्डुरोगं कामलां च नियच्छति ॥३१॥

કાળી દ્રાક્ષ ચોસઠ તોલા, પીપર ચોસઠ તોલા, સાકર બસો તોલા, જેઠીમધ, સૂંઠ, વંશલોચન (વાસકપૂર)—એ ત્રણનું ચૂર્ણ આઠ તોલા એ સર્વને એક દ્રોણ (૧૦૨૪ તોલા) આમળાના રસમા નાખીને અવલેહની પેઠે તેનો પાક કરવો. પછી તે ઠરે ત્યાર પછી તેમાથી ચોસઠ તોલા મધ નાખીને તે સર્વને એકત્ર કરવું તેમાથી એક તોલો લઈને ચાટવું એથી હલીમક રોગ, પાંડુરોગ અને કમળો—એ રોગો મટે છે.

પાંડુ અને કમળા માટે લઘુપંચમૂળ, કાળી દ્રાક્ષ, આમળાં

कनीयः पञ्चमूलाम्बु शस्यते पानभोजने ।
पाण्डूनां, कामलार्तानां मृद्वीकामलकाद्रसः ॥३२

પાંડુરોગવાળાને અને કમળાના રોગવાળાને લઘુપંચમૂળનો કવાથ ખાવા—પીવામાં શ્રેષ્ઠ છે, એટલે તે કવાથ પીવામાં લેવો તથા તે કવાથ વડે સિદ્ધ કરેલું ભોજન ખાવું તે જ પ્રમાણે કાળી દ્રાક્ષનો રસ અને આમળાનો રસ પણ પાંડુ તથા કમળાવાળા રોગીએ

માટે ખાવાપીવામા શ્રેષ્ઠ છે

**इति सामान्यतः प्रोक्तं पाण्डुरोगे भिषग्जितम् ।**

એ પ્રમાણે પાંડુરોગના સામાન્ય ઔષધ કહ્યા છે

## પાંડુમાં વિશેષ ચિકિત્સા

( શ્લોક ૩૩ થી ૩૮ )

**विकल्प्य योज्यं विदुषा पृथग्दोषबलं प्रति ॥३३**

તે ઉપરથી ઔષધ વગેરે બનાવી જાણનાર વૈદો પોતાની બુદ્ધિથી જુદા જુદા દોષના બળ ઉપર વિચાર કરીને તે તે દોષમા યોગ્ય ઔષધ બનાવીને તે ઔષધ વાપરવુ

કયા દોષમાં કેવુ ઔષધ બનાવવું ?

**स्नेहप्रायं पवनजे तिक्तशीतं तु पैत्तिके ।**
**श्लैष्मिके कटुरूक्षोष्णं विमिश्रं सान्निपातिके ॥३४**

વાયુથી થયેલા પાડુરોગમા મોટે ભાગે સ્નેહરૂપ (અથવા પુષ્કળ સ્નેહ નાખીને) ઔષધ બનાવવા. પિત્તથી થયેલા પાડુમા કડવા, ઠડા ઔષધ બનાવવા પાડુરોગ કફથી થયો હોય તો તીખા, લૂખાં તથા ગરમ ઔષધો બનાવવા અને સન્નિપાતપાંડુ હોય તો મિશ્ર ઔષધો એટલે સ્નિગ્ધ, કડવા અને ઠડા તથા તીખા, લૂખા અને ગરમ, એવા ઔષધો બનાવવા.

## માટી ખાવાથી થયેલા પાંડુરોગના ઉપાય

( શ્લોક ૩૪।। થી ૩૯ )

શોધન

**मृदं निर्यापयेत्कायात्तीक्ष्णैः संशोधनैः पुरः ।**

પાંડુરોગવાળાના શરીરમા રહેલી માટીને થોરનું દૂધ વગે તીક્ષ્ણ વિરેચન આપીને શરીરમાથી પહેલા કાઢી ના વી

બળ આપે એવું ઘી

**बलाधानानि सर्पींषि शुद्धे कोष्ठे तु योजयेत् ॥३५**

પછી જ્યારે (વિરેચનથી) કોઠો શુદ્ધ થાય ત્યારે બળ આપનારા ઘી આપવા

માટી ખાવાથી થયેલા વિકાર માટે ઘી

**व्योषबिल्वद्विरजनीत्रिफलाद्विपुनर्नवम् ।**
**मुस्तान्ययोरजः पाठा विडङ्गं देवदारु च ॥३६॥**
**वृश्चिकाली च भार्गी च सक्षीरैस्तैः शृतं घृतम् ।**
**सर्वान् प्रशमयत्याशु विकारान् मृत्तिकाकृतान् ॥**

સૂઠ, પીપર, મરી, બીલા, હળદર, દારુહળદર, હરડે, બહેડાં, આમળાં, રાતી સાટોડી, ધોળી સાટોડી, મોથ, લોખડના વરખનું ચૂર્ણ પહાડમૂળ, વાવડિંગ, દેવદાર, મીંઢિયાવળ (સોનામુખી) ભારગ, એ સર્વ ઔષધોનો કલ્ક કરીને તેમા ઔષધોથી ચારગણું દૂધ નાખવું તથા દૂધથી ચારગણું પાણી નાખવુ પછી તેમા દૂધ જેટલુ ઘી નાખીને તેનો ક્વાથ કરવો ઊકળતા ઊકળતાં ફક્ત ઘી બાકી રહે ત્યારે તે ઘી ગાળી લેવુ માટી ખાવાથી થયેલા સઘળા વિકાર એ ઘી ખાવાથી શમી જાય છે

**तद्वत्केसरयष्ट्याह्वपिप्पलीक्षीरशाड्वलैः ।**

ઉપર કહ્યુ તે જ પ્રમાણે કેસર, જેઠીમધ, પીપર, દૂધ અને કાળી ધરો, એ સર્વ વડે ઘી સિદ્ધ કરવું, એ ઘી ખાવાથી પણ ઉપર કહ્યો તે જ ગુણ થાય છે

માટી ખાવાની ટેવ ન છૂટે તો માટી સાથે આપવાનુ ઔષધ

**मृद्द्वेषणाय तल्लौल्ये वितरेद्भाविता मृदम् ॥३८**
**वेल्लाग्निनिम्बप्रसवैः पाठया मूर्वयाऽथवा ।**

માટી ખાનારને તેની લાલચ છૂટતી ન હોય, તો તેની માટી ખાવાની ટેવ છોડાવવા માટે વાવડિંગ, ચિત્રો, લીમડાના નવા પાંદડાના અંકુર, પહાડમૂળ અથવા મૂર્વા એમાંથી ગમે તેનો પટ દીધેલી માટી તેને ખાવાને આપવી

ખાધેલી માટીની જાત ઉપર ઔષધની જાતનો આધાર

**मृद्भेदभिन्नदोषानुगमाद्योज्यं च भेषजम् ॥३९**

કાળી, ધોળી, એવી જુદીજુદી જાતની માટી જે જે દોષ ઉત્પન્ન કરે છે તેના જ્ઞાનપૂર્વક ઔષધ આપવું જેમ કે તૂરા સ્વાદવાળી માટી વાયુને કોપાવે છે ખાર વાળી માટી પિત્તને કોપાવે છે, ગળી માટી કફને કોપાવે છે વગેરે લક્ષણને જાણીને ઔષધ આપવું, માત્ર માટી ખાધી છે એટલુ જ જાણીને માટીને કાઢવાનો ઉપાય કરવો નહિ, કેમ કે માટીને કાઢવાનુ ઔષધ તે તેના કારણથી વિરુદ્ધ ગુણવાળું આપવુ પડે છે માટે વાયુ કરે એવી, પિત્ત કરે એવી કે કફ કરે એવી એમાથી જે પ્રકારની માટી ખાવાથી પાડુરોગ થયો હોય, તેનાથી વિરુદ્ધ ઔષધ આપવાથી માટી નીકળીને પાંડુરોગ મટે છે વિચાર કર્યા વિના માટી કાઢવાનું ઔષધ આપ વાથી એ ઔષધ અવળુ પડે છે

## કમળાની ચિકિત્સા

( શ્લોક ૩૯।। થી ૫૧।। )

સામાન્ય ઉપાય

**कामलायां तु पित्तघ्नं पाण्डुरोगाविरोधि यत् ।**

કમળાના રોગમાં પિત્તને હરનારું અને પાં રોગનુ અવિરોધી એટલે પાડુરોગ માટે પણ કુપથ્ય

ન હોય એવું ઔષધ આપવું

ગોળો, કમળો અને પાંડુ માટે હરડેનું ઘી

पथ्याशतरसे पथ्यावृन्तार्धशतकल्कितः ॥४०॥
प्रस्थः सिद्धो घृताद्‌गुल्मकामलापाण्डुरोगनुत्।

એકસો હરડેનો કવાથ કરીને તેમાં ચોસઠ તોલા ઘી નાખવું તથા પચાસ હરડેના ડીંટાનો કલ્ક કરીને તે ઘીમાં નાખવો. પછી તે ઘીને સિદ્ધ કરવું. એ ઘી કમળો અને પાંડુરોગ મટાડે છે.

કમળામાં ગરમાળાનો પ્રયોગ

आरग्वधं रसेनेक्षोर्विदार्यामलकस्य वा ॥४१॥
सत्र्यूषणं बिल्वमात्रं पाययेत्कामलापहम्।

ગરમાળો ચાર તોલા લઈને તેમાં સૂંઠ, પીંપર અને મરી મેળવીને શેરડીના રસ સાથે, વિદારીકંદના રસ સાથે, અથવા આમળાના રસ સાથે પાવો. એથી કમળો મટે છે.

નેપાળો, નસોતર

पिबेत्रिकुम्भकल्कं वा द्विगुडं शीतवारिणा ॥४२॥
कुम्भस्य चूर्णं सक्षौद्रं त्रैफलेन रसेन वा।

અથવા કમળાના રોગવાળાએ આઠ તોલા દંતીમૂળનો કલ્ક ઠંડા પાણી સાથે પીવો, અથવા ધોળા નસોતરનું ચૂર્ણ મધ સાથે કે ત્રિફળાના કવાથ સાથે પીવું.

( द्विगुडंને ઠેકાણે द्विगुण પાઠ હોય, તો એનો અર્થ એવો થાય કે દંતીમૂળ કરતાં બમણો ગોળ લેવો. )

ત્રિફળા, ગળો, દારુહળદર, લીમડો

त्रिफलाया गुडूच्या वा दार्व्या निम्बस्य वा रसम्
प्रातःप्रातर्मधुयुतं कामलार्ताय योजयेत्।

ત્રિફળાનો અથવા ગળોનો અથવા દારુહળદરનો અથવા લીમડાનો રસ ( અથવા ક્વાથ ) કમળાના રોગવાળાને રોજ વહેલી સવારે મધ સાથે પાવો.

કમળામાં અંજન

निशागैरिकधात्रीभिः कामलाघ्नमञ्जनम् ॥४४॥

હળદર, ગેરુ અને આમળાં એટલાં ઔષધો કમળાના રોગવાળાની આંખમાં આંજવાથી કમળો મટે છે.

તલના ખોળ જેવો ઝાડો થતો હોય તો શું કરવું?

तिलपिष्टनिभं यस्तु कामलावान् सृजेन्मलम्।
कफरुद्धपथं तस्य पित्तं कफहरैर्जयेत् ॥४५॥

કમળાવાળા રોગીને તલના ખોળ જેવો ઝાડો થતો હોય, તો તેના જે પિત્તનો માર્ગ કફથી રોકાયેલો હોય છે, તે પિત્તને કફનાશક દ્રવ્યો વડે જીતવું.

કમળામાં કયા ઉપદ્રવો શાથી થાય છે? ઉપદ્રવોની ચિકિત્સા

रूक्षशीतगुरुस्वादुव्यायामबलनिग्रहैः।
कफसम्मूर्च्छितो वायुर्यदा पित्तं बहिः क्षिपेत् ॥
हारिद्रनेत्रमूत्रत्वक्श्वेतवर्चास्तदा नरः।
भवेत्साटोपविष्टम्भो गुरुणा हृदयेन च ॥४७॥
दौर्बल्याल्पाग्निपार्श्वार्तिहिध्माश्वासारुचिज्वरैः।
क्रमेणाल्पेऽनुषज्येत पित्ते शाखासमाश्रिते ॥४८
रसैस्तं रूक्षकट्वम्लैः शिखितित्तिरिदक्षजैः।
शुष्कमूलकजैर्यूषैः कुलत्थोत्थैश्च भोजयेत् ॥४९॥
भृशाम्लतीक्ष्णकटुकलवणोष्णं च शस्यते।
सबीजपूरकरसं लिह्याद्व्योषं तथाऽऽशयम् ॥५०
स्व पित्तमेति तेनास्य शकृदप्यनुरज्यते।
वायुश्च याति प्रशमं सहाटोपाद्युपद्रवैः ॥५१॥

લૂખા, ઠંડા, ભારે, ગળ્યા, એવા પદાર્થોનું સેવન, કસરત કરવી, બળ કરવું, પકડી રાખવું વગેરે આહાર વિહારથી વાયુ કોપીને જ્યારે કફની સાથે મળી જાય છે ત્યારે તે વાયુ પિત્તને તેના સ્થાનમાંથી બહાર ફેંકે છે, તેથી માણસની આંખો, મૂત્ર અને ચામડી હળદર જેવા પીળા થાય છે, ઝાડો ધોળો થાય છે, આટોપ થાય છે અને ઝાડો કબજ થાય છે. વળી થોડું પિત્ત પોતાના આશયમાંથી નીકળીને હાથપગરૂપી શાખાઓમાં ચડી જાય છે, ત્યારે હૃદય ભારે થાય છે, માણસ દુર્બળ થઈ જાય છે, જઠરાગ્નિ મંદ થાય છે, પાસામાં પીડા થાય છે, હેડકી થાય છે, હાંફ ઊપડે છે, અરુચિ થાય છે અને તાવ આવે છે, એવા એક પછી એક ઉપદ્રવો થાય છે. એવા ઉપદ્રવવાળા માણસને લૂખા, તીખા અને ખાટા એવા મોર, તેતર અને કૂકડાના માંસરસ સાથે ભોજન આપવું, અથવા સૂકા મૂળાના યૂષ સાથે અથવા કળથીના યૂષ સાથે તેને ભોજન આપવું. વળી તેને અત્યંત ખાટું, તીક્ષ્ણ, તીખું, ખારું અને ગરમ ભોજન આપવું એ શ્રેષ્ઠ છે. વળી તેણે સૂંઠ પીંપર અને મરીના ચૂર્ણમાં બિજોરાનો રસ નાખીને ચાટવું. એમ કરવાથી તેનું પિત્ત પોતાના આશયમાં પાછું આવે છે, તેથી તેનો ઝાડો રંગાય છે, તેમ જ આટોપ વગેરે ઉપદ્રવ સાથે વાયુ પણ શમી જાય છે.

પહેલાં ઉપદ્રવોની પછી કમળાની ચિકિત્સા

निवृत्तोपद्रवस्यास्य कार्यः कामलिको विधिः।

જ્યારે એ સર્વ ઉપદ્રવ મટી જાય, ત્યારે તે રોગીને કમળાનો રોગ મટાડવાનો વિધિ કરવો.

કુંભકમળાનો ઉપાય

**गोमूत्रेण पिबेत्कुम्भकामलायां शिलाजतु ॥५२॥**
**मासं माक्षिकधातुं वा किट्टं वाऽथ हिरण्यजम् ।**

જો કુંભકમળો થયો હોય તો એક મહિના સુધી ગાયના મૂતર સાથે શિલાજિત પીવું, અથવા ગોમૂત્ર સાથે સુવર્ણમાક્ષિક પીવું, અથવા સોનાનું કીટું ગોમૂત્ર સાથ પીવું.

## હલીમકનો ઉપાય

**गुडूचीस्वरसक्षीरसाधितेन हलीमकी ॥५३॥**
**महिषीहविषा स्निग्धः पिबेद्धात्रीरसेन तु ।**
**त्रिवृतां तद्विरिक्तोऽद्यात्स्वादु पित्तानिलापहम् ॥५४**
**द्राक्षालेहं च पूर्वोक्तं सर्पींषि मधुराणि च ।**
**यापनान् क्षीरबस्तींश्च शीलयेत्सानुवासनान् ॥५५**
**मार्द्वीकारिष्टयोगांश्च पिबेद्युक्त्याऽग्निवृद्धये ।**
**कासिकं चाभयालेहं पिप्पलीं मधुकं बलाम् ॥५६**
**पयसा च प्रयुञ्जीत यथादोषं यथाबलम् ।**

હલીમક રોગવાળાએ ગળોના સ્વરસ અને દૂધમાં સિદ્ધ કરેલા ભેંસના ઘી વડે સ્નિગ્ધ થવું (સ્નેહન કરવું) (ભેંસના ઘીથી ગળોના સ્વરસ ચારગણો લેવો અને દૂધ ઘીની બરાબર લેવું એ પાકક્રમ જાણવો) સ્નિગ્ધ થયા પછી તેણે આમળાના રસ સાથે નસોતર પીવું. નસોતર વડે વિરેચન લીધા પછી ગળ્યું અને વાયુના તથા પિત્તના નાશ કરનારું ઔષધ ખાવું, પૂર્વે (શ્લોક ૨૮ થી ૩૧ મા) કહેલો દ્રાક્ષાવલેહ ખાવો ગળ્યાં દ્રવ્યો વડે સિદ્ધ કરેલાં ઘી ખાવાં યાપનબસ્તિરૂપે ક્ષીરબસ્તિ અને અનુવાસન બસ્તિઓ લેવી અગ્નિની વૃદ્ધિ કરવા માટે દ્રાક્ષારિષ્ટ વગેરે ઔષધ યુક્તિપૂર્વક પીવાં ખાંસીની ચિકિત્સામાં શ્લોક ૧૬૭ થી ૧૬૮॥ માં હરીતક્યવલેહ છે તે ખાવો અથવા દોષ અને બળના પ્રમાણમાં પીપર, મધ અને બળદાણા દૂધ સાથે આપવાં.

યાપનબસ્તિ—જુઓ કલ્પસ્થાન અ. ૪ શ્લોક ૩૬॥ થી ૪૭॥

પાંડુરોગમાં પણ કહેવાના સોજા માટેના ઉપાય

**पाण्डुरोगेषु कुशलः शोफोक्तं च क्रियाक्रमम् ।**

શોફ (સોજા) વિષેના સત્તરમા અધ્યાયમાં કહેલા ઉપાય પણ બુદ્ધિશાળી વૈદ્યે વિચાર કરીને પાંડુરોગમાં કરવા.

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने पाण्डुरोगचिकित्सितं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો : સોજાની ચિકિત્સા

પાંડુરોગની ચિકિત્સા પછી શોફ (સોજા) રોગની ચિકિત્સા કહેવાનો આરંભ કરતા ગ્રંથકાર કહે છે કે,

**अथातः श्वयथुचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે સોજાના રોગની ચિકિત્સા અમે સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

## સોજાની સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૧॥ થી ૨૭)

સર્વાંગશોફની ચિકિત્સા

(શ્લોક ૧॥ થી ૨૪॥)

**દોષથી થયેલા, આખા શરીર પર પ્રસરેલા સામ સોજા માટે ઉપવાસ, હલકું ભોજન અને શોધન**

**सर्वत्र सर्वाङ्गसरे दोषजे श्वयथौ पुरा ।**
**सामे विशोषितो भुक्त्वा**
**लघु कोष्णाम्भसा पिबेत् ॥ १ ॥**
**नागरातिविषादारुविडङ्गेन्द्रयवोषणम् ।**
**अथवा विजयाशुण्ठीदेवदारुपुनर्नवम् ॥ २ ॥**
**नवायसं वा दोषाढ्यः शुद्ध्यै मूत्रहरीतकीं ।**
**वराक्वाथेन कटुकाकुम्भायश्चूर्णानि वा ॥ ३ ॥**
**अथवा गुग्गुलुं तद्वज्जतु वा शैलसम्भवम् ।**

દોષથી ઉત્પન્ન થયેલો સોજો આખા શરીર ઉપર પ્રસરેલો હોય તથા તે સામ હોય ત્યારે પ્રથમ ઉપવાસ કરીને પછી લઘુ ભોજન કરવું પછી સૂંઠ અતિવિષ દેવદાર, વાવડિંગ, ઇન્દ્રજવ, મરી, એ ઔષધોનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથ પીવું અથવા હરડે, સૂંઠ, દેવદાર અને સાટોડીનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પીવું જો રોગી દોષયુક્ત હોય એટલે દોષનું બળ વધારે હોય, તો તેણે (ચિ. ૧૨/૨૮॥ થી ૩૨ મા કહેલું) નવાયસ (=અયસ્કૃતિ—સુશ્રુત ચિ. ૨૩/૧૨ ઉપર જુઓ) પીવું શોધન માટે ચિ. ૮/૫૫થી ૫૮॥ પ્રમાણે ગાયના મૂત્ર સાથે હરડેનું સેવન કરવું અથવા ત્રિફળાના ક્વાથ સાથે કડુ નસોતર, લોહચૂર્ણ અને ત્રિકટુ (સૂંઠ, પીપર, મરી)નું સેવન કરવું, અથવા ત્રિફળાના ક્વાથ સાથ ગૂગળનું સેવન કરવું અથવા ત્રિફળાના ક્વાથ સાથ શિલાજિતનું સેવન કરવું.

**અગ્નિ મંદ હોય અને સોજો સામ, ભારે, ભાનવાળો અને ચકામેલો હોય તો શું કરવું?**

**मन्दाग्निः शीलयेदामगुरुभिन्नविबद्धवित् ॥४॥**

**तक्रं सौवर्चलव्योषक्षौद्रयुक्तं गुडाभयाम् ।**
**तक्रानुपानमथवा तद्वद्वा गुडनागरम् ॥ ५ ॥**

શોફરોગવાળાનો જઠરાગ્નિ મંદ હોય તથા ઝાડો આમયુક્ત ભારે, ભાંગેલો અને રોકાયેલો હોય, તો તેણે સંચળ, ત્રિકટુ અને મધ સહિત છાશ પીવી, અથવા ગોળ અને હરડે ખાઈને તે ઉપર છાશ પીવી, અથવા ગોળ અને સૂંઠ ખાઈને તે ઉપર છાશ અનુપાન તરીકે પીવી

ગોળ અને આદુનો પ્રયોગ

**आर्द्रकं वा समगुडं प्रकुञ्चार्धविवर्धितम् ।**
**परं पञ्चपलं मासं यूषक्षीररसाशनः ॥ ६ ॥**
**गुल्मोदरार्शःश्वयथुप्रमेहान्**
**श्वासप्रतिश्यालसकाविपाकान् ।**
**सकामलाशोषमनोविकारान्**
**कासं कफं चैव जयेत्प्रयोगः ॥ ७ ॥**

આદુને છોલીને તેની ઝીણી કાતળીઓ (ચીરીઓ) કરવી પછી તેમાં તેટલો જ ગોળ મેળવીને પહેલે દિવસે બન્ને મળીને બે તોલા ખાવું, પછી બીજે દિવસે ચાર તોલા ખાવું, ત્રીજે દિવસે છ તોલા ખાવું એ રીતે દરરોજ બે બે તોલા વધારે ખાતાખાતાં વીસ તોલા સુધી વધવું પછી પાછા દરરોજ બે બે તોલા કમી કરતા જવું કમી કરતા કરતા બે તોલા આવી રહે ત્યાર પાછું પહેલાની માફક વધારતા જવું એ ગોળ આદુનો પ્રયોગ એવી રીતે એક માસ સુધી કરવો. એ પ્રયોગ ચાલતો હોય તે વખતે કફ, પિત્ત અને વાયુમાંથી જે વધારે હોય તેને માફક આવે એવી રીતે યૂષ દૂધ કે માંસરસનું ભોજન કરવું એ પ્રયોગ કરવાથી ગોળો, ઉદરરોગ, હરસ, સોજો, તમામ પ્રકારના પ્રમેહ, દમ, સળેખમનો રોગ, અલસક રોગ, અપચાનો રોગ, કમળો, સર્વાંગશોફનો રોગ, મનમાં થતા વિકારથી થયેલા મન સંબંધી રોગ, ખાંસી અને કફ એ સર્વ રોગ મટે છે

સોજો, ઉધરસ, છીંક, ઉદરરોગ અને મંદ અગ્નિ
માટે આદુનું ઘી

**घृतमार्द्रकनागरस्य कल्क-**
**स्वरसाभ्यां पयसा च साधयित्वा ।**
**श्वयथुक्षवथूदराग्निसादै-**
**रभिभूतोऽपि पिबन् भवत्यरोगः ॥ ८ ॥**

આદુના સ્વરસમાં સ્વરસથી ચોથા ભાગનું દૂધ તથા તેટલું જ ઘી નાખીને તેમાં આદુનો કલ્ક નાખીને ઘી સિદ્ધ કરવું એ ઘી પીવાથી સોજો, ખાંસી કે બહુ છીંક આવવાનો રોગ, ઉદરરોગ અને મંદ અગ્નિ—એ રોગોથી થાકેલો (કંટાળેલો) મનુષ્ય પણ રોગરહિત થાય છે

નિરામ શોફમાં ઝાડાની કબજિયાત હોય તેના ઉપાય

**निरामो बद्धशमलः पिबेच्छ्वयथुपीडितः ।**
**त्रिकटुत्रिवृतादन्तीचित्रकैः साधितं पयः ॥ ९ ॥**
**मूत्रं गोर्वा महिष्या वा सक्षीरं क्षीरभोजनः ।**
**सप्ताहं मासमथवा स्यादुष्ट्रक्षीरवर्तनः ॥ १० ॥**

જે સોજાનો રોગી નિરામ હોય અને એને ઝાડાની કબજિયાત હોય તેણે ત્રિકટુ, નસોતર, દંતીમૂળ અને ચિત્રો, એ ઔષધોનો ક્વાથ પીવો, અથવા ગાયનું કે ભેંસનું મૂત્ર દૂધ સાથે પીવું અને ખાવાપીવામાં દૂધ જ લેવું, અથવા બીજું કાંઈ ખાધાપીધા વિના સાત દહાડા કે એક માસ પર્યંત ઊંટડીનું દૂધ પીને નિર્વાહ કરવો (ચલાવવું)

સોજા, હરસ, ગોળો અને પ્રમેહ માટે ઘી

**यवानकं यवक्षारं यवानीं पञ्चकोलकम् ।**
**मरिचं दाडिमं पाठां धान्यकामम्लवेतसम् ॥११॥**
**बाल्बिल्वं च कर्षांशं साधयेत्सलिलाढके ।**
**तेन पक्वो घृतप्रस्थः शोफार्शोगुल्ममेहहा ॥१२॥**

અજમો, જવખાર, ખુરાસાની અજમો, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ, મરી, દાડમ, પહાડમૂળ, ધાણા, અમ્લવેતસ, કુમળાં બીલાં, એ પ્રત્યેક ઔષધ એકએક તોલો લઈને તે સર્વનો બસો છપ્પન (૨૫૬) તોલા પાણીમાં ક્વાથ કરવો. પછી એ ક્વાથમાં ચોસઠ તોલા ઘી પક્વ કરવું એ ઘી સોજા, હરસ, ગોળો અને પ્રમેહનો નાશ કરે છે

**दध्नश्चित्रकगर्भाद्वा घृतं तक्रसमन्वितम् ।**
**पक्वं सचित्रकं तद्वद्गुणैः**

દૂધમાં ચિત્રાનું ચૂર્ણ નાખીને તે દૂધને જમાવીને દહીં કરવું એ દહીંને વલોવીને છાશ કરવી. એ છાશમાં ઘી નાખીને તેમાં ચિત્રાનો કલ્ક નાખીને તે સિદ્ધ કરવું એ ચિત્રક ઘી પણ ઉપર (શ્લોક ૧૦થી ૧૨ માં) કહેલા ઘીના જેવા જ ગુણ આપે છે

સોજા માટે ઘી

**गुडयाद्य कालवित् ॥ १३ ॥**
**धान्वन्तरं महातिक्तं कल्याणमभयाघृतम् ।**

વળી રોગીની અવસ્થા, દોષ, દેશ, દૂષ્ય વગેરે જાણનાર વૈદ્યે શોફરોગ ઉપર ધાન્વન્તરઘૃત (ચિ. ૧૨ શ્લોક ૧૯ થી ૨૬), મહાતિક્તઘૃત (ચિ. ૧૯ શ્લોક ૭ થી ૪૯), કલ્યાણઘૃત (ઉત્તરસ્થાન અ. ૬

શ્લોક ૨૬ થી ૩૧) અને અભયાઘૃત (ચિ. ૧૫ શ્લોક ૨૮ થી ૩૦) આપવા.

સોજા વગેરે ઉપર દશમૂલાવલેહ

दशमूलकषायस्य कंसे पथ्याशतं पचेत् ॥१४॥
दत्त्वा गुडतुलां तस्मिन् लेहे दद्याद्विचूर्णितम् ।
त्रिजातकं त्रिकटुकं किञ्चिच्च यवशूकजम् ॥१५॥
प्रस्थार्धं च हिमे क्षौद्रात्तन्निहन्त्युपयोजितम् ।
प्रवृद्धशोफज्वरमेहगुल्म-
कार्श्यामवाताम्लकरक्तपित्तम् ।
वैवर्ण्यमूत्रानिलशुक्रदोष-
श्वासारुचिप्लीहगरोदरं च ॥ १६ ॥

દશમૂળ ચારસો તોલા લઈને તેનો કવાથ કરવો. પછી તે કવાથ બસો છપ્પન તોલા જેટલો લઈને તેમા સો હરડે પકવ કરવી પછી તેમા ચારસો તોલા ગોળ નાખવો અને તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણ મળીને બાર તોલા તથા સૂઠ, પીપર, મરીનું ચૂર્ણ સોળ તોલા તથા એક તોલો જવખાર નાખવો પછી એ અવલેહ ઠંડો પડે ત્યારે તેમા બત્રીસ તોલા મધ નાખવુ વૃદ્ધિ પામેલો સોજો, તાવ, પ્રમેહ, ગોળો, શરીરની કૃશતા, વાયુના રોગ, અમ્લપિત્ત, રક્તપિત્ત, મો વગેરેની વિવર્ણતા, મૂત્રદોષ, વાયુદોષ, વીર્યદોષ, દમ, અરુચિ, બરોળ, કૃત્રિમ ઝેર અને ઉદરરોગ એ સર્વે રોગ આ અવલેહનો ઉપયોગ કર્યાથી નાશ પામે છે

સોજાના રોગીને પથ્ય અન્નપાન

पुराणयवशाल्यन्नं दशमूलाम्बुसाधितम् ॥१७॥
अल्पमल्पपटुस्नेहं भोजनं श्वयथोर्हितम् ।
क्षारव्योषान्वितैर्मौद्गैः कौलत्थैः सकणैः रसैः ॥१८
तथा जाङ्गलजैः कूर्मगोधाशल्यकजैरपि ।
अनम्लं मथितं पाने मद्यान्यौषधवन्ति च ॥१९॥

જૂના જવ અને જૂની શાલિ ડાંગરના ચોખા, એનું ભોજન દશમૂલના કવાથમા સિદ્ધ કરીને તેમાં લગાર લવણ તથા જરાક સ્નેહ (ઘી) નાખીને તે શોફરોગવાળાને થોડુ થોડુ ખાવા આપવું તે હિતકર છે તે ભોજન સાથે મગના કે કળથીના ઓસામણમા જવખાર અને ત્રિકટુનું ચૂર્ણ નાખીને તે પીવા આપવુ તેમ જ જાગલ પ્રાણીઓના તેમ જ કાચબા, સાહ્ન, શાહુડી વગેરે પ્રાણીઓના માસરસમા પીપરનું ચૂર્ણ નાખીને તે પીવા આપવા અથવા ખાટુ ન થઈ ગયુ હોય એવું મથિત (મઠો) પીવા આપવુ અથવા સોજો મટાડે એવાં ઔષધ નાખીને દારૂ પીવા આપવો.

સોજા, અતિસાર, હૃદયરોગ, ગોળો, હરસ, મંદ અગ્નિ અને પ્રમેહ માટે પેયા

अजाजीपाठिजीवन्तीकारवीपौष्करान्निकैः ।
बिल्वमध्ययवक्षारवृक्षाम्लैर्बदरोन्मितैः ॥२०॥
कृता पेयाऽऽज्यतैलाभ्यां युक्तिभृष्टा परं हिता ।
शोफातिसारहृद्रोगगुल्मार्शोऽल्पाग्निमेहिनाम् ॥२१

જીરુ, પટ્કચૂરો, હરણદોડી, કાળીજીરી, પુષ્કરમૂળ, ચિત્રો, બીલીનો ગર્ભ, જવખાર, આમચૂર, એ સર્વ એકએક તોલો લઈને તેના કવાથમા પેયા કરીને તેને ઘી તથા તેલનો યુક્તિપૂર્વક વઘાર કરવો. ઘી તથા તેલમા તેને યુક્તિપૂર્વક શેકવી એ પેયા શોફરોગવાળાને તેમ જ અતિસાર, હૃદયના રોગ, ગોળો, હરસ, મદાગ્નિ અને પ્રમેહવાળાને અતિશય હિતકારી છે

गुणैस्तद्वच्च पाठायाः पञ्चकोलेन साधिता ।

પચકોલ વડે સિદ્ધ કરેલી પેયા પણ ઉપર (શ્લોક ૧૯ા થી ૨૧ મા) કહેલી પેયા જેવો ગુણ આપે છે, તેમ જ પહાડમૂળ વડે સિદ્ધ કરેલી પેયા પણ એવો જ ગુણ આપે છે

સોજાના રોગમા અભ્યગ, લેપ નાહવાનુ પાણી

शैलेयकुष्ठस्थौणेयरेणुकागुरुपद्मकैः ॥ २२ ॥
श्रीवेष्टकनखस्पृक्कादेवदारुप्रियङ्गुभिः ।
मांसीमागधिकाव्याघ्रधान्यश्यामकवालकैः ॥ २३ ॥
चतुर्जातकतालीसमुस्तागन्धपलाशकैः ।
कुर्यादभ्यञ्जनं तैलं लेपं स्नानाय तूदकम् ॥२४॥

શિલાજિત, ઉપલેટ, થુનેર, રેણુકબીજ, અગર, પદ્મકાષ્ઠ, સરલનો ગુદ, નખલા, કપૂરીમધુરી, દેવદાર, ઘઉંલા, જટામાસી, પીપર, મોથ, ધાણા, રહિસ ઘાસ, વીરણવાળો, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, તાલીસપત્ર, મોથ અને કપૂરકાચલી, એ ઔષધો વડે શોફરોગવાળાના શરીર ઉપર ચોળવાનું તેલ સિદ્ધ કરવું, એ ઔષધોનો લેપ કરવો તથા નાહવા માટે એ ઔષધો વડે જળ સિદ્ધ કરવું, અર્થાત્ એ ઔષધો નાખીને પાણી ઉકાળવુ તથા તે વડે દરદીને નવડાવવો

स्नानं वा निम्बवर्षाभूनक्तमालार्कवारिणा ।

અથવા શોફરોગવાળાને લીમડાના પાણીથી કે સાટોડીના પાણીથી કે કરજના પાણીથી કે આકડાના પાણીથી નવડાવવો.

એકાગશોફ ઉપર લેપ

एकाङ्गशोफे वर्षाभूसुरसीरर्कशिग्रुकैः ॥२५॥
विशालात्रिफलारोध्रनलिकादेवदारुभिः ।

हिंस्राकोशातकीमार्ङ्गीतालपर्णीजयन्तिभिः ॥२६॥
स्थूलकाकादनीशालनाकुलीवृषपर्णिभिः ।
वृद्धर्यद्धिहस्तिकर्णैश्च सुखोष्णैर्लेपनं हितम् ॥२७॥

શરીરના એક અંગ ઉપર શોફ (સોજો) થયો હોય તો સાટોડી, કઠ્ઠર, ખાખરો, ઈન્દ્રવારુણી, ત્રિફળા, ખેધર, નલિકા, દેવદાર, જટામાસી, ધિસોડી, અતિવિષ, વરિયાળી, જયંતી, મોટી માલકાંકણી, રાગ, ભોરીંગણી, લઘુ ઊંદરકની, વશલોચન, ઋદ્ધિ, ગનો એરડો એ સર્વ ઓષધો વાટીને લગાર ગરમ કરીને તે વડે એકાગ શોફ ઉપર લેપ કરવો તે હિતકર છે

આટલી શોફરોગની સામાન્ય ચિકિત્સા જાણવી

## સોજાની વિશેષ ચિકિત્સા

(શ્લોક ૨૭ાા થી ૪૧)

## વાયુના સોજાના ઉપાય : વિરેચન, શેક, અભ્યંગ, લેપ

अथानिलोत्थे श्वयथौ मासार्धं त्रिवृतं पिबेत् ।
तैलमेरण्डजं वातविड्विबन्धे तदेव तु ॥ २८ ॥
प्राग्भक्तं पयसा युक्तं रसैर्वा कारयेत्तथा ।
स्वेदाभ्यङ्गान् समीरघ्नान् लेपमेकाङ्गगे पुनः ॥२९
मातुलुङ्गाग्निमन्थैश्च शुण्ठीहिंस्रामराह्वयैः ।

જો વાયુથી સોજો આવ્યો હોય તો એક પખ વાડિયા સુધી નસોતર અને એરંડિયું પીવું વાયુથી ઝાડો કબજ થયો હોય ત્યારે પણ તે જ ઓષધ ભોજન કરતા પહેલા દૂધની સાથે અથવા માંસરસ સાથે પીવુ, તેમ જ વાયુને મટાડે એવા સ્વેદ (શેક) તથા અભ્યંગ (તેલ ચોળવું)નુ સેવન કરવુ શરીરના એક અંગ ઉપર વાયુથી શોફ થયો હોય તો બિજોરું, અરણી, સૂઠ, જટામાસી અને દેવદાર એ ઓષધોનો લેપ કરવો.

## પિત્તના સોજાના ઉપાય

ઘી

पैत्ते तिक्तं पिबेत्सर्पिर्न्यग्रोधाद्येन वा शृतम् ॥३०

પિત્તનો સોજો હોય તો તિક્તકાખ્ય ઘૃત (ચિ. ૧૯ શ્લોક ૨ થી ૭) પીવું, અથવા ન્યગ્રોધાદિ ગણ વડે સિદ્ધ કરેલું ઘી પીવું

તરસ, બળતરા અને મોહરૂપી ઉપદ્રવોનુ ઓષધ

क्षीरं तृड्दाहमोहेषु लेपाभ्यङ्गाश्च शीतलाः ।

એ રોગવાળાને તરસ લાગે, બળતરા થાય કે મોહ થાય તો દૂધ પીવું અથવા ન્યગ્રોધાદિ ગણના ઓષધો વડે સિદ્ધ કરેલું દૂધ પીવુ, તેમ જ શીતળ લેપ અને અભ્યંગ કરવા.

અતસ્તાપ, ફેર, સન્નિપાત, રતવા, સોજો, દાહ, ઝેર અને તાવ માટે ક્વાથ

पटोलमूलत्रायन्तीयष्ट्याह्वकटुकाभयाः ॥ ३१ ॥
दारु दार्वी हिमं दन्ती विशाला निचुलं कणा ।
तैः क्वाथः सघृतः पीतो हन्त्यन्तस्तापतृड्भ्रमान् ॥
ससन्निपातवीसर्पशोफदाहविषज्वरान् ।

પટોળમૂળ, ત્રાયમાણ, જેઠીમધ, કડુ, હરડે, દેવદાર, દારુહળદર, રક્તચંદન, દંતીમૂળ, ઈન્દ્રવારુણી, નેતર, પીપર એ ઓષધોનો ક્વાથ કરીને તેમા ઘી નાખીને પીવાથી શરીર અંદરથી તપતુ હોય તે રોગ, તરસ, ચક્કર—ફેર, સન્નિપાત, વિસર્પ, સોજો, દાહ, વિષ અને તાવ એ રોગ મટે છે

## કફના સોજાનો ઉપાય

તેલ

आरग्वधादिना सिद्धं तैलं श्लेष्मोद्भवे पिबेत् ॥३३

આરગ્વધાદિ ગણના ઓષધો વડે સિદ્ધ કરેલું તેલ કફથી થયેલા શોફવાળાએ પીવુ

સ્રોતો રૂધાય, મંદ અગ્નિ, અરુચિ, સજ્જડ આશયરૂપી ઉપદ્રવોના ઉપાય

स्रोतोविबन्धे मन्देऽग्नौ अरुचौ स्तिमिताशयः ।
क्षारचूर्णासवारिष्टमूत्रतक्राणि शीलयेत् ॥३४॥

જ્યારે કફના સોજાના રોગવાળાના સ્રોત બંધ થાય, અગ્નિ મંદ થાય, અરુચિ થાય અને આશય સજ્જડ થાય, ત્યારે ક્ષાર, ચૂર્ણ, આસવ, અરિષ્ટ, ગોમૂત્ર અને છાશના ઉપચાર વારવાર કરવા.

કફના સોજા માટે લેપ, મર્દન

कृष्णापुराणपिण्याकशिग्रुत्वक्सिकतातसीः ।
प्रलेपोन्मर्दने युञ्ज्यात्सुखोष्णा मूत्रकल्किताः ॥३५

પીપર, જૂનો ખોળ, સરગવાની છાલ, રેતી અને અળસી, એ ઓષધોને ગોમૂત્રમાં વાટીને સહેવાય એવું ગરમ કરીને કફથી આવેલા સોજા ઉપર જાડો લેપ કરવો તથા મર્દન કરવું (ચોળવું)

નહાવાનું પાણી, લેપ

स्नानं मूत्राम्भसी सिद्धे कुष्ठार्कारिचित्रकैः ।
कुलत्थनागराभ्यां वा चन्दनागुरु विलेपने ॥३६

ગોમૂત્ર અને પાણીમા ઉપલેટ, આકડો અને ચિત્રો ઉકાળીને તે મૂત્ર અને પાણી વડે સ્નાન કરવું શોફવાળાને હિતકર છે, તેમ જ કળથી અને સૂઠ પણ

ગોમૂત્ર અને પાણીમા ઉકાળીને તે ગોમૂત્ર અને પાણીથી સ્નાન કરવુ હિતકર છે, ગઠોના અને અગરુનો લેપ કરવો હિતકર છે'

એકાંગશોફ ઉપર લેપ

कालाजशृङ्गीसरलवस्तगन्धाह्वयाह्वयाः।
पङ्कैपिका च लेपः स्याच्छ्वयथावेकगात्रगे ॥३७॥

મજિઠ, મેઢાશિંગી, સરળવૃક્ષ, રાની તુળસી, આસવ અને જટામાસી એ ઓષધોનો લેપ એકાંગશોફ ઉપર કરવો, અર્થાત્ શરીરના એક ભાગ ઉપર સોજો થયો હોય તો એ ઓષધોનો લેપ કરવો

કયા દોષ માટે કયુ શોધન કેવી રીતે કરવુ?

यथादोषं यथासन्नं शुद्धिं रक्तावसेचनम्।
कुर्वीत,

જે દોષ માટે જે જાતનું શોધન યોગ્ય હોય તે પ્રમાણે શોધન કરવુ (એટલે કફના પ્રકોપમાં ઊલટી ઓ કરાવવી, પિત્તના પ્રકોપમા જુલાબ કરાવવા અને વાયુના પ્રકોપમા બસ્તિ આપવી) વળી દોષ જે જગ્યાએ શરીરમા કોપ્યો હોય તે જગ્યાની પાસેના દ્વારમાંથી દોષ બહાર નીકળે એવી રીતે શુદ્ધિ કરવી (એટલે દોષ ડૂંટીની ઉપર હોય તો ઊલટીઓ કરાવવી, દોષ ડૂંટીની નીચે હોય તો જુલાબ આપવા અને બસ્તિ આપવી અને દોષ માથામા હોય તો નસ્ય ફૂંકવું) રગ ખોલીને લોહી કાઢવુ

બે ભેગા દોષના સોજાની ચિકિત્સા

मिश्रदोषे तु दोषोद्रेकवशात्क्रियाम् ॥३८॥

જો બે દોષ સાથે કોપ્યા હોય તો કયો દોષ વધારે કોપ્યો છે, તેનો વિચાર કરીને તે દોષની ક્રિયા કરવી

ત્રિદોષના સોજાનો ઉપાય

अजाजिपाठाघनपञ्चकोल-
व्याघ्रीरजन्यः सुखतोयपीताः।
शोफं त्रिदोषं चिरजं प्रवृद्धं
निघ्नन्ति भूनिम्बमहौषधे च ॥३९॥

જીરું, પહાડમૂળ, મોથ, પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ, રીંગણી, હળદર એ સર્વનુ ચૂર્ણ કરીને નવશેકા પાણી સાથે પીવાથી ઘણા કાળથી થયેલો, વધી ગયેલો ત્રિદોષનો સોજો હોય તે મટે છે કરિયાતુ અને સૂંઠ પીવાથી પણ એવો સોજો મટે છે

સોજા વગેરે રોગ માટે ચૂર્ણ

अमृताग्नितपं शिवाटिका
सुरकाष्ठं खपुरं गोजलम्।
श्वयथूदरकुष्ठपाण्डुता-
क्रिमिमेहोर्ध्वकफानिलापहम् ॥४०॥

ગળો, હરડે, સિવાટિકા, દેવદાર, ગૂગળ એ ઓષધોને ગોમૂત્રમા પીવાથી સોજો, ઉદરરોગ, ચામડીના રોગ, પાંડુતા (શરીરની ફિક્કાશ) કૃમિરોગ, પ્રમેહ, ઊર્ધ્વવાયુ, કફના રોગ અને વાયુના રોગ, એટલા રોગ મટે છે

इति निजमधिकृत्य पथ्यमुक्तं

એ પ્રકારે વાયુ વગેરે દોષથી ઉત્પન્ન થયેલા સોજાને ઉદ્દેશીને તેની ચિકિત્સા કહી

વાગવાથી આવેલા સોજાની ચિકિત્સા

क्षतजनिते क्षतजं विशोधनीयम्।
स्रुतिहिमघृतलेपसेकरेकैः

કાંઈ વાગવાથી જે સોજો આવ્યો હોય તેમા લોહીનુ શોધન કરવું, બગડેલું લોહી બાઝી ગયું હોય તેને કાઢી નાખવું, અર્થાત્ સોજાની યોગ્યતા જોઈને લોહી કાઢવું, ઠંડા લેપ કરવા, ઘી ચોપડવું, જળ વગેરેનું સિંચન કરવું, વિરેચન આપવું એ ઉપાય કરવા.

ઝેરથી આવેલા સોજાની ચિકિત્સા

विषजनिते विषजिच्च शोफ इष्टम् ॥४१॥

ઝેરથી આવેલા સોજા ઉપર ઝેર મટે એવી ક્રિયા કરવી

સોજાના રોગવાળાએ તજવા જેવા આહારવિહાર

ग्राम्याब्जानूपपिशितमबलं शुष्कशाकं तिलान्नं
गौडं पिष्टान्नं दधि सलवणं विज्जलं मद्यमम्लम्।
धाना वल्लूरं समशनमथो गुर्वसात्म्यं विदाहि
स्वप्नं चारात्रौ श्वयथुगदवान् वर्जयेन्मैथुनं च ॥

સોજાના રોગવાળાએ ગ્રામ્ય પ્રાણીઓનું માંસ ખાવું નહિ, અનૂપ દેશના પ્રાણીઓનું માંસ ખાવું નહિ, નિર્બળ પ્રાણીનું માંસ ખાવું નહિ, શાકની સુકવણી ખાવી નહિ, તલનું અન્ન ખાવું નહિ, ગોળની વાનીઓ ખાવી નહિ, લોટની વાનીઓ ખાવી નહિ, દહીં, લવણ, પિચ્છિલ દ્રવ્ય, ખાટું મદ્ય, ધાણી, સૂકું માંસ, સમશન, ભારે-અસાત્મ્ય (માફક ન આવે એવું), વિદાહી અન્નપાન, એ સર્વ ખાવું નહિ, તેમ જ તેણે દિવસે ઊંઘવું નહિ અને રાત્રે મૈથુન કરવું નહિ

ગ્રામ્ય પ્રાણીઓ=બકરાં, ખચ્ચર, ઊંટ, ગધેડું, બળદ, ઘોડા વગેરે ગામમાં રહેતા (પાળેલા) પ્રાણીઓ

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने श्वयथु-
चिकित्सितं नाम सप्तदशोऽध्यायः ॥१७॥

# અધ્યાય ૧૮ મો : વિસર્પ (રતવા)ની ચિકિત્સા

જેમ શરીરની ચામડી સોજાના રોગમા ઊપડી આવે છે તેમ વિસર્પમા પણ ઊપડી આવે છે, તથા સોજાની અને વિસર્પની ચિકિત્સા સમાન છે માટે સોજાની ચિકિત્સા કહ્યા પછી વિસર્પરોગની ચિકિત્સા કરવાના હેતુથી ગ્રથકાર કહે છે કે —

**अथातो विसर्पचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय. ।**

ત્યારે હવે અમે વિસર્પ (રતવા) રોગની ચિકિત્સા સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### વિસર્પમા પહેલુ શુ શુ કરવુ ?

**आदावेव विसर्पेषु हितं लङ्घनरूक्षणम् ।**
**रक्तावसेको वमन विरेक· स्नेहन न तु ॥१॥**

વિસર્પરોગમા પ્રથમ જ લઘન અને રૂક્ષણકર્મ (શરીર લૂખુ પાડવાની ક્રિયા) કરવુ તથા ફસ ખોલીને લોહી કાઢવું, વમન આપવુ અને વિરેચન આપવુ એ હિતકર છે, પણ વિસર્પરોગમા સ્નેહન કરવું હિતકર નથી

### વિસર્પમાં કયુ વમન ઔષધ આપવુ ?

**प्रच्छर्दन विसर्पघ्न सयष्टीन्द्रयवं फलम् ।**
**पटोलपिप्पलीनिम्बपल्लवैर्वा समन्वितम् ॥२॥**

જેઠીમધ, ઈન્દ્રજવ, પટોળ, પીપર, લીમડાની કૂપળો—એ સર્વ સાથે મીંઢળ પાવાથી વિસર્પ રોગને મટાડે એવી ઊલટીઓ થાય છે

### વિસર્પમા કયુ વિરેચન ઔષધ આપવુ ?

**रसेन युक्तं त्रायन्त्या द्राक्षायास्त्रिफलेन वा ।**
**विरेचनं त्रिवृच्चूर्णं पयसा सर्पिषाऽथवा ॥३॥**
**योज्य, कोष्ठगते दोषे विशेषेण विशोधनम् ।**

વિરેચનને માટે નસોતરના ચૂર્ણને ત્રાયમાણના રસ સાથે અથવા કાળી દ્રાક્ષના રસ સાથે અથવા ત્રિફળાના રસ સાથે આપવુ, અથવા દૂધ સાથે કે ઘી સાથે નસોતરનું ચૂર્ણ આપવુ, જ્યારે દોષ કોઠામા હોય ત્યારે ખાસ કરીને વિરેચન આપવુ

### શોધન ન કરવા યોગ્ય અને થોડા દોષવાળા દરદી માટે શમન ઔષધ

**अविशोध्यस्य दोषेऽल्पे शमन चन्दनोत्पलम् ॥**
**मुस्तनिम्बपटोलं वा पटोलादिकमेव वा ।**
**सारिवामलकोशीरमुस्त वा क्थितं जले ॥५॥**

જે વિસર્પરોગવાળો રોગી શોધન કરવા યોગ્ય ન હોય (સૂ ૧૮/૩ થી ૭, ૧૦ થી ૧૧) અને દોષ ઓછો હોય તો શમન ઔષધ તરીકે તેને ચદન અને કાળુ કમળ—એ આપવા અથવા લીલું નીતર્યું પાણી, લીમડો ૨ ને પટોળ આપવા અથવા પટોલાદિ ગણના ઔષધ (સૂ અ ૧૫, શ્લોક ૧૫) આપવા અથવા સારિવા, આમળા, વાળો ૨ ને મોથ—એ ઔષધોનો પાણીમા ક્વાથ કરીને તે આપવો

### વિસર્પમા તરસ મટાડવાનો ઉપાય

**दुरालभां पर्पटकं गुडूचीं विश्वभेषजम् ।**
**पाक्य शीतकषाय वा तृष्णावीसर्पवान् पिबेत् ॥**

ધમાસો, પિત્તપાપડો, ગળો અને સૂંઠ—એ ઔષધોના ક્વાથ અથવા તે ઔષધોનો હિમ વિસર્પના રોગવાળા જે માણસને તરસ બહુ લાગતી હોય તેણે તે પીવા

**दार्वीपटोलकटुकामसूरत्रिफलास्तथा ।**
**सनिम्बयष्टीत्रायन्तीः क्थिता घृतमूर्च्छिता. ॥**

દારુહળદર, પટોળ, કડુ, મસૂર, ત્રિફળા, લીમડો, જેઠીમધ અને ત્રાયમાણ એ ઔષધોનો ક્વાથ કરીને તેમા ઘી નાખીને પાવાથી વિસર્પ રોગવાળાની તરસ મટે છે

### વિસર્પમા ફસ ક્યારે ખોલવી ? કારણ

**शाखादुष्टे तु रुधिरे रक्तमेवादितो हरेत् ।**
**त्वङ्मांसस्नायुसंक्लेदो रक्तक्लेदाद्धि जायते ॥८॥**

હાથપગરૂપી શાખાઓમા લોહી બગડયુ હોય તો શરૂઆતથી જ ફસ ખોલીને લોહી કાઢવુ, કારણ કે લોહીની ભીનાશથી ચામડી, માંસ અને સ્નાયુમા પણ ભેજ લાગે છે

### ઓછા કફવાળા નિરામ વિસર્પમા ઘી

**निरामे श्लेष्मणि क्षीणे वातपित्तोत्तरे हितम् ।**
**घृत तिक्त महातिक्त शृतं वा त्रायमाणया ॥९॥**

વિસર્પરોગવાળો નિરામ હોય તથા તેનો કફ પ્રમાણથી ઓછો થઈ ગયો હોય અને વાયુ તથા પિત્ત પ્રમાણથી વધી ગયાં હોય તો તિક્તકઘૃત કે મહા તિક્તકઘૃત તેને પીવાને આપવુ, અથવા ત્રાયમાણથી સિદ્ધ કરેલું ઘી તેને પીવાને આપવુ (પાછળ શ્લોક ૧ મા વિસર્પરોગવાળાને સ્નેહન કરવાની મના કરી છે, છતા રોગની ખાસ અવસ્થાને લીધે અહીં સ્નેહન કરવાનું કહ્યુ છે)

એ લેપ ક્ષણેક્ષણે બદલીને નવા કરવા, કેમકે તેના તે જ લેપને બદલ્યા વિના ચાલુ રાખવાથી તે મદવીર્ય થઈ જાય છે (અસર ઓછી થઈ જાય છે)

મિશ્ર દોષની ચિકિત્સા

**संसृष्टदोषे संसृष्टमेतत्कर्म प्रशस्यते । २०॥**

જે વિસર્પમા બે કે ત્રણ દોષ ભેગા હોય તો પાછળ જુદાજુદા દોષના વિસર્પની જે ચિકિત્સા કહેલી છે તેને યોગ્ય રીતે ભેગી કરીને ચિકિત્સા કરવી, અર્થાત્ વાતવિસર્પ અને પિત્તવિસર્પના ઔષધો મિશ્ર કરીને વાતપિત્તવિસર્પની ચિકિત્સા કરવી, અને એવી જ રીતે બીજા મિશ્ર દોષની અને ત્રિદોષની ચિકિત્સા સમજવી

અગ્નિવિસર્પની ચિકિત્સા

**शतधौतघृतेनाग्निं प्रदिह्यात्केवलेन वा ।**
**सेचयेद्घृतमण्डेन शीतेन मधुकाम्बुना ॥ २१ ॥**
**सिताम्भसाऽम्भोदजलैः क्षीरेणेक्षुरसेन वा ।**
**पानलेपनसेकेषु महातिक्तं परं हितम् ॥ २२ ॥**

અગ્નિવિસર્પ ઉપર સો વાર ધોયેલા ઘીનો જાડો લેપ કરવો અથવા ફકત ઘૃતમંડ વડે તે ઉપર સિંચન કરવુ, અથવા જેઠીમધના ઠંડા પાણીથી સિંચન કરવુ, અથવા સાકરના ઠંડા પાણી વડે, અથવા કમળના ઠંડા પાણી વડે અથવા દૂધ વડે, અથવા શેરડીના રસ વડે સિંચન કરવુ અગ્નિવિસર્પવાળાને પીવામા, લેપ કરવામાં અને સિંચન કરવામા મહાતિક્તઘૃત (ચિ અ. ૧૯ ૭॥ થી ૧૦॥) અતિશય હિતકર છે

ગ્રંથિવિસર્પની ચિકિત્સા

***ग्रन्थ्याख्ये रक्तपित्तघ्नं कृत्वा सम्यग्यथोदितम् ।***
**कफानिलघ्नं कर्मेष्टं पिण्डस्वेदोपनाहनम् ॥ २३ ॥**

ગ્રંથિવિસર્પમા આગળ કહેવાઈ ગયેલી રકત પિત્તને મટાડે એવી ચિકિત્સા બરાબર કરીને પછી કફનો અને વાયુનો નાશ કરે એવી પિંડસ્વેદ અને પોટીસની ક્રિયા કરવી

**ग्रन्थिवीसर्पशूले तु तैलेनोष्णेन सेचयेत् ।**
**दशमूलविपक्केन तद्वन्मूत्रैर्जलेन वा ॥ २४ ॥**

ગ્રંથિવિસર્પનુ શૂલ (સણકા) થતુ હોય તો દશમૂળમા પકવ કરેલા તેલ વડે તેના ઉપર સિંચન કરવુ, અથવા દશમૂળમા પકવ કરેલા ગોમૂત્ર વડે સિંચન કરવુ અથવા દશમૂળમા પકવ કરેલા જળ વડે સિંચન કરવુ

**सुखोष्णया प्रदिह्याद्वा पिष्टया कृष्णगन्धया ।**
**नक्तमालत्वचा शुष्कमूलकैः कलिनाऽथवा ॥२५॥**

સરગવાને વાટીને સહેવાય એવો ગરમ કરીને તે વડે લેપ કરવાથી, અથવા કરજની છાલ વાટીને લગાર ગરમ કરીને તેનો લેપ કરવાથી, અથવા સૂકા મૂળાને અથવા બહેડુ વાટીને તેનો પણ તેવી જ રીતે એટલે લગાર ગરમ કરીને લેપ કરવાથી ગ્રંથિવિસર્પ મટે છે

**दन्ती चित्रकमूलत्वक् सौधार्कपयसी गुडः ।**
**भल्लातकास्थि कासीसलेपो भिन्द्याच्छिलामपि ॥२६**
**बाह्यमार्गाश्रितं ग्रन्थिं किं पुनः कफसम्भवम् ।**
**दीर्घकालस्थितं ग्रन्थिमेभिर्भिन्द्याच्च भेषजैः ॥२७॥**

દંતીમૂળ, ચિત્રાનુ મૂળ, ચિત્રાની છાલ, થોરનુ દૂધ, આકડાનું દૂધ, ગોળ, ભિલામાની મીંજ, હીરાકસી, એ ઔષધોનો લેપ કરવાથી તે પથ્થરની છાટને પણ તોડી નાખે તો પછી શરીરના બહારના માર્ગમા રહેલા કફની એક ગ્રંથિ(ગાઠ)ને તોડે એમા શી નવાઈ! ઘણા કાળથી થયેલી ગાંઠ હોય તેને એ ઔષધોથી ફાડવી

**मूलकानां कुलत्थानां यूषैः सक्षारदाडिमैः ।**
**गोधूमान्नैर्यवान्नैर्वा ससीधुमधुशार्करैः ॥ २८ ॥**
**सक्षौद्रैर्वारुणीमण्डैर्मातुलुङ्गरसान्वितैः ।**
**त्रिफलायाः प्रयोगैश्च पिप्पल्याः क्षौद्रसंयुतैः ॥२९**
**देवदारुगुडूच्योश्च प्रयोगैर्गिरिजस्य च ।**
**मुस्तभल्लातसक्तूनां प्रयोगैर्माक्षिकस्य च ॥ ३० ॥**
**धूमैर्विरेकैः शिरसः पूर्वोक्तैर्गुल्मभेदनैः ।**
**तसायो हेमलवणपाषाणादिप्रपीडनैः ॥ ३१ ॥**

મૂળાના અને કળથીના યૂષમા જવખાર અને દાડમ નાખીને પીવાથી, સીધુ, મધ અને સાકરના દારૂ સાથે ઘઉંની કે જવની વાનીઓ ખાવાથી, મધ અને બિજોરાના રસ સાથે વારુણીનો મંડ પીવાથી, ત્રિફળાના, પીપરના, દેવદારના, ગળોના અને શિલાજિતના (ઉ અ ૨૯મા કહેલા) પ્રયોગો મધ સાથે કરવાથી, (ચિ. ૧૯ થી ૪૯॥ થી પ૨મા કહેલો) મુસ્તસકતુનો પ્રયોગ કરવાથી, ભલ્લાતકસકતુનો પ્રયોગ કરવાથી, સુવર્ણમાક્ષિકના પ્રયોગ કરવાથી, યોગ્ય ધુમ પાન કરવાથી, નસ્ય લેવાથી, પહેલા (ચિ ૧૪/૮૬ મા) કહેલા ગોળાને ફાડે એવાં (વિમાર્ગ, અજપદ અને આદર્શ નામના) સાધનોનો ઉપયોગ કરવાથી, તપાવેલા લોખંડ, સોનુ, સિંધવ પથ્થર વગેરે વડે દબાવવાથી (ઘણા કાળથી થયેલી કફની ગાંઠ ફાટે છે)

કઠણ ગાંઠ ઉપરની ક્રિયાઓથી ન મટે તો ક્ષારથી કે અગ્નિથી બાળવી કે શસ્ત્રથી ચીરવી

**आभिः क्रियाभिः सिद्धाभि-**
**र्विविधाभिर्बले स्थितः ।**

**ग्रन्थि. पाषाणकठिनो यदि नैवोपशाम्यति ॥३२॥**
**अथास्य दाहः क्षारेण शरैर्हेम्नाऽपि वा हितः ।**
**पाकिभिः पाचयित्वा वा पाटयित्वा तमुद्धरेत् ॥३३**

ઉપર ગાઠ તોડવાની જે વિવિધ ક્રિયાઓ કહેલી છે તે સિદ્ધ છે એ ક્રિયાઓ કરવા છતા પણ ઘણા કાળથી થયેલી અને વધેલી બળવાન અને પથરા જેવી કઠણ ગાઠ શમે નહિ, ફાટે નહિ તો પછી તેને ક્ષાર વડે બાળવી, અથવા સાઠો કે સોનુ તપાવીને તે વડે તેને ડામવી, અથવા પકવનારા ઓષધો વડે તેને પકવી ને પછી શસ્ત્ર વડે તેને ચીરવી અને તમા જે ગાઠ ગઠાઈ ગઈ હોય તને બહાર કાઢી નાખવી

**ગ્રથિવિસર્પવાળાનુ લોહી ક્યાર કાઢવુ?**

**मोक्षयेद्बहुशश्चास्य रक्तमुत्क्लेशमागतम् ।**
**पुनश्चापहृते रक्ते वातश्लेष्मजिदौषधम् ॥ ३४ ॥**

ગ્રથિવિસર્પ રોગવાળા માણસને લોહી સ્થાનથી ચલિત થઈને વિકાર ઉત્પન્ન કરતુ હોય તો તે લોહી વારવાર કાઢી નાખવુ (જળો મૂકીને કે શસ્ત્રકર્મ કરીને લોહી કાઢી નાખવુ) જ્યાર એ રીતે લોહી કાઢવામા આવે, ત્યાર પછી વાયુ અને કફને મટાડનાર ઔષધ કરવુ

**વિસર્પ પચપચો થઈ જાય અને એમા દાહ થાય અને પાકે તો શુ કરવુ?**

**प्रक्लिन्ने दाहपाकाभ्यां बाह्यान्तर्व्रणवत्क्रिया ।**
**दार्वीविडङ्गकम्पिल्लैः सिद्धं तैलं व्रणे हितम् ॥३५॥**
**दूर्वास्वरससिद्धं तु कफपित्तोत्तरे घृतम् ।**

જ્યાર ગમે તે જાતનો વિસર્પ ગદગદો થઈ જાય, એમા બળતરા થાય અને એ પાક (એટલે પાકીને ફાટે તથા તેમાથી પરુ વહેવા લાગે), ત્યારે તેને બહાર થી અને અદરથી વ્રણના જેવા ઉપચાર કરવા, દારુહળદર, વાવડિગ અને કપિલો, એ ઔષધોથી સિદ્ધ કરેલુ તેલ વ્રણમા હિતકર છે જો વ્રણમાં કફ અને પિત્તનું બળ વધારે હોય તો દૂર્વા(ધરો)ના સ્વરસથી સિદ્ધ કરેલું ઘી મૂકવું

**વિસર્પ માટે લોહી કાઢવાની ક્રિયા ઉત્તમ**

**एकतः सर्वकर्माणि रक्तमोक्षणमेकतः ॥ ३६ ॥**

વિસર્પરોગમાં એક બાજુ તેના જેટલા ઉપાયો કહેલા છે તે બધા મૂકીએ અને બીજી બાજુ એકલી લોહી કાઢવાની ક્રિયા મૂકીએ તો તે (લોહી કાઢવાની ક્રિયા) બીજા બધા ઉપાયોની બરોબર થાય છે, અર્થાત્ બીજા બધા ઉપાયો મળીને વિસર્પ મટાડવામા જેટલી અસર કરે છે, તેટલી અસર એકલી લોહી કાઢવાની ક્રિયા કરે છે

**વિસર્પમાં વારંવાર લોહી કાઢવાનું કારણ**

**विसर्पो न ह्यसंसृष्टः सोऽस्रपित्तेन जायते ।**
**रक्तमेवाश्रयश्चास्य बहुशोऽस्रं हरेदतः ॥३७॥**

કોઈ પણ પ્રકારનો વિસર્પરોગ લોહી અને પિત્તના યોગ વિના ઉત્પન્ન થતો નથી એ વિસર્પનો આશ્રય લોહી જ છે, બીજો નથી, એટલા માટે વિસર્પમાથી અનેક વાર લોહી કાઢવુ

**બહુ દોષવાળા વિસર્પરોગીને વિરેચન ઘી સિવાય બીજું ઘી ન આપવાનુ કારણ**

**न घृतं बहुदोषाय देयं यन्न विरेचनम् ।**
**तेन दोषो ह्युपस्तब्धस्त्वग्रक्तपिशितं पचेत् ॥३८**

જે ઘી આપવાથી વિરેચન થાય નહિ એવું ઘી બહુ દોષવાળા વિસર્પરોગીને આપવુ નહિ, કેમ કે વિસર્પરોગમા મુખ્યત્વે કરીને પિત્તની ચિકિત્સા કરવાની છે, અને વિરેચન એ પિત્તના ઉપાયમા મુખ્ય ઉપાય છે પણ જડ થઈ ગયેલા દોષ વિરેચન ન કરે એવું ઘી વિસર્પવાળા રોગીને આપવાથી ચામડી, લોહી અને માંસને પકવે છે, માટે વિરેચન કરે એવું જ ઘી વિસર્પ વાળાને આપવુ

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने विसर्पचिकित्सितं नामाष्टादशोऽध्याय. ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો: કુષ્ઠ(ચામડીના રોગ)ની ચિકિત્સા

નિદાનમા કહેલા સબધ પ્રમાણે વિસર્પ પછી કુષ્ઠરોગ(ચામડીના રોગ)ની ચિકિત્સા કહેવાનો આરભ કરતાં ગ્રથકાર કહે છે કે,

**अथातः कुष्ठचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે કુષ્ઠ (ચામડીના રોગો) ની ચિકિત્સા સમજાવીશુ' એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**બધા કુષ્ઠમાં સ્નેહ પાવાની આવશ્યકતા**

**कुष्ठिनं स्नेहपानेन पूर्वं सर्वमुपाचरेत् ।**

(કુષ્ઠરોગમા ચામડી, લોહી અને માંસ બગડી જાય છે (રેષ નીકળે છે), તેથી તથા રોગના સ્વભાવથી શરીર ક્રશ (પાતળું) થાય છે, માટે બધી જાતના કુષ્ઠવાળા માણસોને પ્રથમ શરીરની તૃપ્તિ કરવા માટે, સ્નેહપાન કરાવવારૂપ ઉપચાર કરવો.

વાતકુષ્ઠમાં કયો સ્નેહ પાવો?

**तत्र वातोत्तरे तैलं घृतं वा साधितं हितम् ॥१॥**
**दशमूलामृतैरण्डशार्ङ्गेष्टामेषशृङ्गिभिः ।**

તેમા જે કુષ્ઠમા વાયુ બળવાન હોય તેમા (વાયુ વધારે કોપવાથી થયેલા કુષ્ઠમા) દશમૂલ, ગળો, એરંડમૂળ, ચણોઠી અને મહિડાશીંગ (મેઢાશીંગ), એ ઔષધો વડે સિદ્ધ કરેલુ ઘી કે તેલ હિતકર છે

પિત્તકુષ્ઠ વગેરેમા કયો સ્નેહ પાવો? તિક્તકઘૃત

**पटोलनिम्बकटुकादार्वीपाठादुरालभाः ॥ २ ॥**
**पर्पटं त्रायमाणां च पलांशं पाचयेदपाम् ।**
**ढ्याढकेऽष्टांशशेषेण तेन कर्षोन्मितैस्तथा ॥३॥**
**त्रायन्तीमुस्तभूनिम्बकलिङ्गकणचन्दनैः ।**
**सर्पिषो द्वादशपलं पचेत्तत्तिक्तकं जयेत् ॥४॥**
**पित्तकुष्ठपरीसर्पपिटिकादाहतृड्भ्रमान् ।**
**कण्डूपाण्ड्वामयान् गण्डान्**
**दुष्टनाडीव्रणापचीः ॥ ५ ॥**
**विस्फोटविद्रधीगुल्मशोफोन्मादमदानपि ।**
**हृद्रोगतिमिरव्यङ्गग्रहणीश्वित्रकामलाः ॥ ६ ॥**
**भगन्दरमपस्मारमुदरं प्रदरं गरम् ।**
**अर्शोऽस्रपित्तमन्यांश्च**
**सुकृच्छ्रान् पित्तजान् गदान् ॥७॥**

પટોળ, લીમડો, કડુ, દારુહળદર, પહાડમૂળ, ધમાસો, પિત્તપાપડો, ત્રાયમાણ, એ ઔષધો ચાર ચાર તોલા લઈને બાચસો બાર (૫૧૨) તોલા પાણીમાં નાખીને ઊકળતાઊકળતા આઠમા ભાગનું પાણી બાકી રહેતાં લગી કવાથ કરવો પછી તે કવાથમા અડતાલીસ ૪૮ તોલા ઘી નાખીને તેમા ત્રાયમાણ, મોથ, કરિયાતુ, ઈન્દ્રજવ, પીપર, સુખડ, એ ઔષધો એક એક તોલો લઈ તેનો કલ્ક કરીને નાખવો પછી તે ઘીને ઘી માત્ર શેષ રહેતાં લગી સિદ્ધ કરવું એ 'તિક્તકઘૃત' કહેવાય છે એ ઘી પીવાથી પિત્તકુષ્ઠ, વિસર્પ, ફોલ્લીઓ, બળતરા, તરસ, ચક્કર, ખજવાળ, પાંડુરોગ, ગૂમડાં, દુષ્ટ નાડીવ્રણ, ન પાકે એવી ગ્રંથીઓ, વિસ્ફોટક, નળ, સોજો, ગાંડપણ, મદરોગ, હૃદયના રોગ, તિમિરરોગ, વ્યંગરોગ, ગ્રહણીરોગ, ધોળો કાઢ, કમળો, ભગંદર, વાઈ, ઉદરરોગ, લોહીવા, વિષરોગ, હરસ, રક્તપિત્ત અને બીજા પણ પિત્તથી ઉત્પન્ન થયેલા બહુ કષ્ટસાધ્ય રોગ મટે છે

મહાતિક્તઘૃત

**सप्तच्छदः पर्पटकः शम्याकः कटुका वचा ।**
**त्रिफला पद्मकं पाठा रजन्यौ सारिवे कणे ॥८॥**
**निम्बचन्दनयष्ट्याह्वविशालेन्द्रयवामृताः ।**
**किराततिक्तकं सेव्यं वृषो मूर्वा शतावरी ॥९॥**
**पटोलातिविषामुस्तात्रायन्तीधन्वयासकम् ।**
**तैर्जलेऽष्टगुणे सर्पिर्द्विगुणामलकीरसे ॥ १० ॥**
**सिद्धं तिक्तान्महातिक्तं गुणैरभ्यधिकं मतम् ।**

સાતવણ, પિત્તપાપડો, ગરમાળો, કડુ, વજ, ત્રિફળા, પદ્મકાષ્ઠ, પહાડમૂળ, હળદર, દારુહળદર, બન્ને જાતની સારિવા, પીપર, ગજપીપર, લીમડો, સુખડ, જેઠીમધ, ઈન્દ્રવારુણી, ઈન્દ્રજવ, ગળો, કરિયાતું, કડુ, વાળો, અરડુસી, મૂર્વા, શતાવરી, પટોળ, અતિવિષ, મોથ, ત્રાયમાણ, ધમાસો, એ ઔષધોનો કલ્ક કરવો પછી ઘીથી આઠગણુ પાણી લઈને તેમા ઘીથી બમણો આમળાનો રસ નાખવો તેમાં ઘી નાખીને ધીમા ઉપર કહેલો કલ્ક નાખીને તે (સિદ્ધ) પક્વ કરવુ એ રીતે સિદ્ધ થયેલું ઘી 'મહાતિક્તઘૃત' કહેવાય છે એ મહાતિક્ત ઘૃત ઉપર કહેલા 'તિક્તકઘૃત' કરતા અધિક ગુણવાનુ છે એમ મુનિઓનુ માનવું છે

કફકુષ્ઠમા કયો સ્નેહ પાવો?

**कफोत्तरे घृतं सिद्धं निम्बसप्ताह्वचित्रकैः ॥११॥**
**कुष्ठोषणवचाशालप्रियालचतुरङ्गुलैः ।**

કુષ્ઠમા કફદોષ બળવાન હોય તો (કફથી થયેલા કુષ્ઠમાં) લીમડો, સાતવણ, ચિત્રો, ઉપલેટ, મરી, વજ, સાળ, ચારોળી અને મોટો ગરમાળો, એ ઔષધોના કલ્કથી સિદ્ધ કરેલું ઘી પીવું

બધા કુષ્ઠ ઉપર કયો સ્નેહ પાવો?

**सर्वेषु चारुष्करजं तौवरं सार्षपं पिबेत् ॥१२॥**
**स्नेहं घृतं वा कृमिजित्पथ्यामल्लातकैः शृतम् ।**

બધા કુષ્ઠમાં ભિલામાંથી સિદ્ધ કરેલું ઘી પીવું અથવા તવરિયા ચેરિયાથી સિદ્ધ કરેલુ ઘી પીવું, અથવા સરસવથી સિદ્ધ કરેલું ઘી પીવું, અથવા એ ત્રણ ઔષધોથી સિદ્ધ કરેલા ઘરમાંથી જમે તે એક સ્નેહ પીવો અથવા વાવડિંગ, હરડે અને ભિલામાથી સિદ્ધ કરેલું ઘી કે સ્નેહ પીવો.

**आरग्वधस्य मूलेन शतकृत्वः शृतं घृतम् ॥१३॥**
**पिबन् कुष्ठं जयत्याशु भजन् सखदिरं जलम् ।**

ગરમાળાના મૂળ વડે સો વાર સિદ્ધ કરેલુ ઘી પીવું અને પાણી તરીકે ખેરનું પાણી (ખેરનો કવાથ) પીવાનો અભ્યાસ રાખવો. એથી કુષ્ઠનો તત્કાળ નાશ થાય છે

કયા કુષ્ઠ ઉપર કયો અભ્યંગ સ્નેહ

**पमिरेव यथास्वं च स्नेहैरभ्यञ्जनं हितम् ॥१४॥**

પાછળ જે જે સ્નેહ કહેલા છે તે તે સ્નેહ વડે જે જે દોષને જે જે સ્નેહ યોગ્ય હોય તેનાથી કુષ્ઠ ઉપર અભ્યંગ કરવો હિતકર છે.

સ્નેહન પછી કુષ્ઠવાળાનું શોધન

**स्निग्धस्य शोधनं योऽयं विसर्पे यदुदाहृतम् ।**

કુષ્ઠરોગીને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કર્યા પછી વિસર્પમાં ( ચિ. અ. ૧૮ શ્લોક ૨૧,૩ માં ) જે જે શોધન ઔષધ કહેલાં છે, તે વડે શોધન કરવું યોગ્ય છે.

કુષ્ઠમાં કોને કઈ રીતે લોહી કાઢવું ?

**ललाटहस्तपादेषु शिराश्चास्य विमोक्षयेत् ॥१५॥**
**प्रच्छानमल्पके कुष्ठे शृङ्गाद्याश्च यथायथम् ।**

વૈદ્યે કુષ્ઠરોગીના શરીરની શકિતનો વિચાર કરીને તેના કપાળની, હાથની અને પગની ફસ ખોલવી. જો કુષ્ઠ થોડો હોય તો પ્રચ્છાનકર્મ કરવું અને દોષના હિસાબે રુમડી વગેરેનો ઉપયોગ કરીને બગડેલું લોહી કાઢી નાખવું. ( પ્રચ્છાનકર્મ માટે જુઓ સૂ. ૨૬/૫૦ા થી ૫૩ )

કુષ્ઠવાળાને લોહી કાઢયા પછી અને વિરેચન કર્યા પછી કયો સ્નેહ પાવો ? કારણ

**स्नेहैराप्याययेच्चैनं कुष्ठघ्नैरन्तराऽन्तरा ॥ १६ ॥**
**मुक्तरक्तविरिक्तस्य रिक्तकोष्ठस्य कुष्ठिनः ।**
**प्रभञ्जनस्तथा ह्यस्य न स्याद्देहप्रभञ्जनः ॥१७॥**

કુષ્ઠરોગીનું લોહી કાઢયા પછી તથા તેને વિરેચન આપ્યા પછી કુષ્ઠનો નાશ કરનારા સ્નેહ વડે વચમાં-વચમાં તે રોગીને સ્નેહપાન કરાવીને તૃપ્ત કરવો. એમ કરવાથી ( કુષ્ઠનાશક સ્નેહ પાવાથી ) વાયુ જેનું લોહી કાઢયું છે એવા તથા જુલાબ કરાવેલા અને તેથી જેનો કોઠો ખાલી થઈ ગયો છે, એવા તે કુષ્ઠરોગીના દેહનો નાશ કરતો નથી.-( અર્થાત્ કુષ્ઠરોગીનું લોહી કાઢવાથી તથા તેને વિરેચન આપવાથી તે રોગીનો કોઠો ખાલી પડી જવાથી કુષ્ઠરોગીનો વાયુ કોપીને તેના દેહનો નાશ કરે છે, માટે એ વાયુનો કોપ અટકાવવાને તેને પાછળ કહેલા કુષ્ઠ મટાડે એવા સ્નેહ પાવા જોઈએ. )

વિસર્પ, તાવ, કમળો, લોહીબગાડ અને કુષ્ઠ માટે વજ્રકઘૃત

**वासामृतानिम्बवरापटोल-**
**व्याघ्रीकरञ्जोरफकल्कपकम् ।**
**सर्पिर्विसर्पज्वरकामलास्र-**
**कुष्ठापहं वज्रकमामनन्ति ॥ १८ ॥**

અરડૂસી, ગળો, લીમડો, ત્રિફળા, પટોલ, રીંગણી, કરંજ અને વીરણવાળો એ ઔષધીના કલ્કથી પકવ કરેલું ઘી વિસર્પ, તાવ, કમળો, લોહી બગડવાથી થતા રોગ અને ચામડીના રોગ એટલા રોગને દૂર કરનારું છે એમ મુનિઓ કહે છે.

મહાવજ્રકઘૃત

**त्रिफलात्रिकटुद्विकण्टकारी-**
**कटुकाकुम्भनिकुम्भराजवृक्षैः ।**
**सवचातिविषाग्निकैः सपाठैः**
**पिचुभागैर्नवबज्रदुग्धमुष्या ॥१९॥**
**पिष्टैः सिद्धं सर्पिषः प्रस्थमेभिः**
**क्रूरे कोष्ठे स्नेहनं रेचनं च ।**
**कुष्ठश्वित्रप्लीहवर्ध्माश्मगुल्मान्**
**हन्यात्कृच्छ्रांस्तन्महावज्रकाख्यम् ॥२०॥**

ત્રિફળા, ત્રિકટુ, બંને રીંગણીઓ, કડુ, નસોતર, દંતીમૂળ ગરમાળો, વજ, અતિવિષ, ચિત્રો, પહાડમૂળ, એ ઔષધીમાંનું દરેક એકએક તોલો લેવું. પછી નવા થોરનું દૂધ ચાર તોલા લઈને તેમાં તે સર્વનો કલ્ક કરવો. પછી ઘીથી ચોગણા પાણીમાં ચોસઠ તોલા ઘી નાખીને તેમાં ઉપર કહેલો કલ્ક નાખવો અને ઘી સિદ્ધ કરવું. એ ઘી પીવાથી સખત કોઠાવાળાને સ્નેહન અને રેચન બંને થાય છે. વળી તે ઘી અતિ દુસ્સાધ્ય ચામડીના રોગ, ધોળો કોઢ, બરોળ, વધરાવળ અને ગોળો એ સર્વ રોગનો ઉતાવળે નાશ કરે છે. એને 'મહાવજ્રકઘૃત' કહે છે.

વમન અને વિરેચન કરાવે એવું ઘી

**दन्त्याढकमपां द्रोणे पक्त्वा तेन घृतं पचेत् ।**
**धामार्गवपले पीतं तदूर्ध्वाधो विशुद्धिकृत् ॥२१॥**

દંતીમૂળ બસોછપ્પન ( ૨૫૬ ) તોલા લઈને ૧૦૨૪ તોલા પાણીમાં તેનો કવાથ કરવો. તે કવાથમાં ઘી નાખીને ગલકીનાં મૂળનો કલ્ક ચાર તોલા નાખીને તે વડે ઘી સિદ્ધ કરવું. એ ઘી પીવાથી ઉપરથી મુખ દ્વારા ( ઊલટી કરીને ) તથા નીચેથી ( વિરેચન કરીને ) શુદ્ધિ થાય છે.

કુષ્ઠ વગેરે માટે આવર્તકીઘૃત

**आवर्तकीतुलां द्रोणे पचेदष्टांशशेषितम् ।**
**तन्मूलैस्तत्र निर्यूहे घृतप्रस्थं विपाचयेत् ॥२२॥**

पीत्वा तदेकदिवसान्तरितं सुजीर्णे
भुञ्जीत कोद्रवमसंस्कृतकाञ्जिकेन ।
कुष्ठं किलासमपचीं च विजेतुमिच्छन्
इच्छन् प्रजां च विपुलां ग्रहणं स्मृतिं च ॥

ચારસો તોલા સોનામુખી(મીંઢીઆવળ)ના પાદડા લઈને ૧૦૨૪ તોલા પાણીમા તેનો કવાથ કરવો પછી ઊકળતાઊકળતા આઠમા ભાગનુ પાણી બાકી રહે ત્યારે તેમાં ૬૪ તોલા ઘી નાખીને તેમા સોનામુખીના મૂળનો કલ્ક નાખીને તે ઘી પકવ કરવું (મૂળમા आवर्तकी છે તેનો અર્થ 'બૃહદ્ તી' એવો પણ થાય છે, માટે એ રીતે અર્થ કરતા મોટા દતીમૂળના કવાથમા ઘી નાખી તેમા તેનો જ એટલે મોટા દતીમૂળનો કલ્ક નાખીને ઘી પકવ કરવુ) એ ઘી એક એક દિવસને આતરે પીવુ એ ઘી બરાબર પચી ગયા પછી સસ્કાર આપ્યા વિનાની કાજી સાથે કોદરીનું ભોજન કરવુ એથી કુષ્ઠરોગ, કિલાસ નામે કુષ્ઠ, ન પાકે એવી રસોળીનો રોગ, એ સર્વ મટે છે, વળી એથી બહુ પ્રજા થાય છે, ગ્રહણ શકિત અને યાદશકિત વધે છે

### કુષ્ઠના બીજા ઉપાય

यतेर्लेलीतकवसा क्षौद्रजातीरसान्विता ।
कुष्ठघ्नी समसर्पिर्वा खगायत्र्यसनोदका ॥२४॥

ગંધક, મધ અને બોળ, એ ત્રણને મિશ્ર કરીને બ્રહ્મચર્ય પાળીને જે માણસ પીએ તેનો કુષ્ઠરોગ મટે છે અથવા ખેર, બીબલો અને વાળો એમા ગધક રાને અને ગધક જેટલું ઘી મેળવીને ખાવાથી કુષ્ઠ મટે છે (કુષ્ઠરોગીએ બ્રહ્મચર્ય પાળવુ)

### કુષ્ઠરોગીનુ પથ્યાપથ્ય

शालयो यवगोधूमाः कोरदूषाः प्रियङ्गवः ।
मुद्गा मसूरास्तुवरी तिक्तशाकानि जाङ्गलम् ॥२५॥
वरापटोलखदिरनिम्बारुष्करयोजितम् ।
मद्यान्यौषधगर्भाणि मथितं चेन्दुराजिमत् ॥२६॥
अन्नपानं हितं कुष्ठे न त्वम्ललवणोषणम् ।
दधिदुग्धगुडानूपतिलमाषांस्त्यजेत्तराम् ॥२७॥

ડાંગર (ચોખા), જવ, ઘઉં, કોદરા, કાંગ, મગ, મસૂર, તુવેર, કડવાં શાક(કારેલાં વગેરે), જાગલ દેશનાં પ્રાણીઓનું માસ, એ ભોજનને ત્રિફળા, પટોળ, ખેર, લીમડો, ભિલામાં એની સાથે મેળવીને ખાવું તે કુષ્ઠરોગમાં હિતકર છે વળી કુષ્ઠ મટાડે એવાં ઓષધ જેમાં નાખ્યાં હોય એવા દારૂ, બાવચી નાખેલી છાશ, એ સર્વ અન્નપાન હિતકર છે, પણ ખાટા, ખારા અને તીખા પદાર્થો (ભોજન) હિતકર નથી, દહીં, દૂધ, ગોળ, અનૂપ દેશના પ્રાણીનુ માસ, તલ અને અડદ, એટલા ભોજન તો કુષ્ઠવાળાએ બિલ કુલ તજવા (દરેક રોગમા રોગને ઉત્પન્ન કરનારા (કારણરૂપ) આહાર, વિહાર અને ક્રિયાનો ત્યાગ કર વાનો કહેલો હોય છે એ ત્યાગ (પરેજ) તે રોગની ચિકિત્સા છે એમ જાણવુ)

બાવચી=ગધવાળી બાવચી, તુકમરિયા નહિ કેટલાક બાવચીને બાવચો પણ કહે છે

### પાકેલા દોષ માટે શોધન, કવાથ કુષ્ઠ વગેરે માટે છ રાતનો પ્રયોગ

पटोलमूलत्रिफलाविशालाः
पृथक्त्रिभागापचितत्रिशाणाः ।
स्युस्त्रायमाणा कटुरोहिणी च
भागार्धिके नागरपादयुक्ते ॥२८॥
एतत्पलं जर्जरितं विपक्वं
जले पिबेद्दोषविशोधनाय ।
जीर्णे रसैर्धन्वमृगद्विजानां
पुराणशाल्योदनमाददीत ॥२९॥
कुष्ठं विकासं ग्रहणीप्रदोष-
मर्शांसि कृच्छ्राणि हलीमकं च ।
षड्रात्रयोगेन निहन्ति चैतद्
हृद्बस्तिशूलं विषमज्वरं च ॥ ३० ॥

પટોળમૂળ, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), ઇન્દ્રવારુણી, એ દરેક ઔષધ ત્રણ શાણમાંથી એક તૃતીયાશ બાદ કરતા જે આવે તેટલાં લેવાં, (શાણ એટલે પાવલીભાર.) અર્થાત્ દરેક આઠ આઠ માસા જેટલાં લેવા. એ જ પ્રમાણે ત્રાયમાણ અને કડુ ત્રણ ત્રણ માસા લેવાં. સૂંઠ બે માસા લેવી, એવી રીતે આઠ ઔષધ મળીને અડતાળીસ માસા એટલે ચાર તોલા ઔષધ લેવું પછી તેને અધકચરુ ખાંડીને પાણીમાં ઉકાળવું એ પકવ થયેલા ઔષધને દોષનું શોધન કરવા પીવું જ્યારે એ ઔષધ પચી જાય ત્યારે જાગલ પ્રદેશનાં પશુ તથા પક્ષીઓના માંસરસ સાથે જુના શાલિ ચોખાનો ભાત ખાવો એ પ્રયોગ છ રાત્રિઓ વીતતાં સુધી કરવાથી કુષ્ઠ, ગ્રહણીરોગ, અર્શરોગ, મૂત્રકૃચ્છ્ર, હલીમકરોગ, હૃદયનું અને મૂત્રાશયનું શૂળ તથા વિષમજ્વર મટે છે

માષ (માસા)—૪ માસા=૧ શાણ.
શાણ—૪ શાણ=૧ તોલો

કુષ્ઠ વગેરે માટે ઔષધિ

विडङ्गखारामलकाभयानां
पलत्रयं त्रीणि पलानि कुम्भात्।
गुडस्य च द्वादश मासमेष
जितात्मनां हन्त्युपयुज्यमानः॥ ३१ ॥
कुष्ठश्वित्रश्वासकासोदरार्शो-
मेहप्लीहग्रन्थिरुग्जन्तुगुल्मान्।
सिद्धं योगं प्राह यक्षो मुमुक्षो-
र्भिक्षोः प्राणान् माणिभद्रः किलेमम्॥३२॥

વાવડિંગ, ખેરસાર, આમળાં, હરડે, એ ચારે મળીને બાર તોલા લેવાં, નસોતર બાર તોલા લેવું ગોળ અડતાળીસ તોલા લેવો એ સર્વ એકઠું કરીને એક મહિના સુધી ખાવું તથા સંયમી રહેવું (પરહેજ બરોબર પાળવી) બધું મળીને એ ઔષધ બોંતેર તોલા થાય છે માટે દરરોજ બોંતેર તોલાનો ત્રીસમો ભાગ ખાવો (બીજી જગ્યાએ પણ એ રીતે ઔષધ ખાવાનું માપ સમજવું) એ ઔષધ ખાવાથી ચામડીના રોગ, ધોળો કોઢ, દમ, ખાંસી, ઉદરરોગ, હરસ, પ્રમેહ, બરોળ, રસોળી, કરમિયા, ગોળો એ રોગ મટે છે એક ભિક્ષુ રોગથી પ્રાણ તજતા હતા, તેને મણિભદ્ર નામે યક્ષે આ સિદ્ધ યોગ કહ્યો છે

भूनिम्बनिम्बत्रिफलापद्मकातिविषाकणाः।
मूर्वापटोलाहिनिशापाठातिक्तेन्द्रवारुणीः॥ ३३ ॥
सकलिङ्गवचास्तुल्या द्विगुणाश्च यथोत्तरम्।
लिह्याद्दन्तीत्रिवृद्ब्राह्मीश्चूर्णिता मधुसर्पिषा॥ ३४॥
कुष्ठमेहप्रसुप्तीनां परमं स्यात्तदौषधम्।

કરિયાતું, લીમડો, ત્રિફળા, પદ્મકાષ્ઠ, અતિવિષ, પીપર, મોરવેલ, પટોળ, હળદર, દારુહળદર, પાળામૂળ, કડુ, ઇન્દ્રવારુણી, ઇન્દ્રજવ, વજ એ ઔષધો સરખે ભાગે લેવાં, નેપાળો, નસોતર, અને બ્રાહ્મી, એ ઉત્તરોત્તર બમણાં લેવાં, એટલે કરિયાતું વગેરે ઔષધો એક એક તોલો લઈએ તો દંતીમૂળ બે તોલા, નસોતર ચાર તોલા અને બ્રાહ્મી આઠ તોલા લેવી એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરીને તેને મધ તથા ઘી સાથે ચાટવું ચામડીના રોગ, પ્રમેહ અને પ્રસુપ્તિ નામે વાયુરોગ મટાડવાનું એ શ્રેષ્ઠ ઔષધ છે

નોંધ. મધ અને ઘી વજનમાં સરખાં લેવાં નહિ.

वराविडङ्गकृष्णा वा लिह्यात्तैलाज्यमाक्षिकैः॥ ३५

અથવા ત્રિફળા, વાવડિંગ અને પીપર, એ ઔષધોના ચૂર્ણને તેલ, ઘી અને મધ સાથે ચાટવાથી પણ કુષ્ઠરોગ મટે છે.

काकोदुम्बरिकावेल्लनिम्बाब्दव्योषकल्कवान्।
हन्ति वृक्षकनिर्यूहः पानात्सर्वांस्त्वगामयान्॥३६॥

કાળો ઉમરડો (ગુલ્લર), વાવડિંગ, લીમડો, મોથ, ત્રિકટુ એ ઔષધોના કલ્ક સહિત ઇન્દ્રજવનો ક્વાથ પીવાથી સર્વે ચામડીના રોગ મટે છે

कुटजाग्निनिम्बनृपतरुखदिरासनसप्तपर्णनिर्यूहे।
सिद्धा मधुघृतयुक्ताः कुष्ठघ्नीर्भक्षयेदभयाः॥३७॥

ઇન્દ્રજવ, ચિત્રો, લીમડો, ગરમાળો, ખેર, બીબલો, સાતવણ, એ ઔષધોના ક્વાથમાં પકવ (સિદ્ધ કરેલી) હરડેને મધ તથા ઘી સાથે ખાવાથી કુષ્ઠરોગ નાશ પામે છે

दार्वीखदिरनिम्बानां त्वक्क्वाथः कुष्ठसूदनः॥

દારુહળદર, ખેર અને લીમડો, એમની છાલનો ક્વાથ ચામડીના રોગનો નાશ કરનારો છે

निशोत्तमानिम्बपटोलमूल-
तिक्तावचारोहितयष्टिकाभिः।
कृतः कषायः कफपित्तकुष्ठं
सुसेवितो धर्म इवोच्छिनत्ति॥ ३८॥
एभिरेव च शृतं घृतमुग्रं
भेषजं जयति मारुतकुष्ठम्।
कल्पयेत्खदिरनिम्बगुडूची-
देवदारुरजनीः पृथगेवम्॥ ३९॥

જેમ ધર્મ સારી રીતે પાળવાથી દુઃખરોગ મટે છે તેમ, હળદર, ત્રિફળા, લીમડો, પટોળમૂળ, કડુ, વજ અને મજીઠ, એ ઔષધોને ક્વાથ કરીને પીવાથી પણ કફપિત્તથી થયેલો કુષ્ઠરોગ મટે છે એજ ઔષધો વડે સિદ્ધ કરેલું ઘી વાતકુષ્ઠને મટાડે છે એજ પ્રમાણે ખેર, લીમડો, ગળો, દેવદાર, હળદર, એ દરેક ઔષધ જુદું જુદું લઈને તે વડે સિદ્ધ કરેલું ઘી પાવાથી પણ કુષ્ઠરોગ મટે છે

पाठादार्वीवह्निघुणेष्टाकटुकाभि-
र्मूत्रं युक्तं शकयेच्चोष्णजलं वा।
कुष्ठी पीत्वा मासमरुक् स्यादगुदकीली
मेही शोफी पाण्डुरजीर्णी कृमिमांश्च॥४०॥

પાઠામૂળ, દારુહળદર, ચિત્રો, કાળા અતિવિષની કળી, કડુ અને ઇન્દ્રજવ, એમનું ચૂર્ણ ગોમૂત્રમાં મેળવીને પીવું અથવા એ ચૂર્ણ સાથે ગરમ પાણી પીવું એ પ્રમાણે એક માસ સુધી કરવાથી કુષ્ઠરોગનો નાશ થાય છે, તેમ જ હરસનો રોગી, પ્રમેહવાળો, સોજાવાળો

પાં. રો.

વાળો, પાંડુરાગવાળો, અજીર્ણવાળો અને કરમિયાવાળો પણ એ ઔષધ એક માસ પીએ તો નીરોગી થાય છે

लाक्षादन्तीमधुरसवराद्वीपिपाठाविडङ्ग
प्रत्यक्पुष्पीत्रिकटुरजनीसप्तपर्णाटरूषम् ।
रक्ता निम्बं सुरतरु कृत पञ्चमूल्यौ च चूर्णं ।
पीत्वा मासं जयति हितभुग्गव्यमूत्रेण कुष्ठम् ॥४१

લાખ, દંતીમૂળ તાડ, ત્રિફળા, ચિત્રો, પહાડમૂળ, વાવડિંગ, ધોળો અઘેડો, ત્રિકટુ, હળદર, સાતવણ અરડૂસી, મજીઠ, લીમડો, દેવદાર અને દશમૂળ, એ ઔષધાનું ચૂર્ણ એક મહિનો ગાયના ગૂત્ર સાથે પીવું અને પથ્ય ભોજન કરવું, એથી કુષ્ઠરોગ મટે છે

निशाकणानागरवेल्लतौवर
सवह्निनाप्य क्रमशो विवर्धितम् ।
गवाम्बुपीत वटकीकृतं तथा
निहन्ति कुष्ठानि सुदारुणान्यपि ॥४२॥

હળદર એક ભાગ, પીપર બે ભાગ, સૂંઠ ત્રણ ભાગ, વાવડિંગ ચાર ભાગ, ચોરિયુ પાંચ ભાગ, ચિત્રો છ ભાગ, સુવર્ણમાક્ષિક સાત ભાગ, એ રીતે અનુક્રમે વધારે વધારે લઈને તેનું ચૂર્ણ કરીને ગાયના મૂત્ર સાથે પીવું, અથવા તેની ગોળી કરીને ગાયના મૂત્ર સાથે પીવી, તેથી અત્યંત દારુણ કુષ્ઠ મટે છે

(સમસમા ગુટિકા)

त्रिकटूत्तमातिलारुष्क
राज्यमाक्षिकसितोपलाविहिता ।
गुलिका रसायन कुष्ठ
जिच्च वृष्या च समसमा ॥४३॥

ત્રિકટુ, ત્રિફળા, તલ, ભિલામા, ઘી, મધ, સાકર, એ સાત ઔષધ સરખે ભાગે લઈને તેની ગોળી કરવી. એ સમસમા નામની ગોળી કુષ્ઠ મટાડનારી વીર્ય વધારનારી તથા રસાયન છે

चन्द्रशकलाग्निरजनी
विडङ्गतुवरास्करष्करत्रिफलाभिः ।
वटका गुडाशक्लृप्ता
समस्तकुष्ठानि नाशयन्त्यभ्यस्ता ॥४४॥

બાવચી, ચિત્રો, હળદર, વાવડિંગ, તુવરિયા, ચોરિયાનો દાણો, ભિલામાં, ત્રિફળા, એ સર્વેની ગોળમાં ગોળીઓ કરીને ખાવાથી બધા ચામડીના રોગ નાશ પામે છે

विडङ्गभल्लातकवाकुचीना
सद्वीपिपाठाहिहरीतकीनाम् ।
सलाङ्गलीकृष्णतिलोपकुल्या
गुडेन पिण्डी विनिहन्ति कुष्ठम् ॥४५॥

વાવડિંગ, ભિલામા, બાવચી, ચિત્રો, વાળાઢીક, (ભોયકાળુ) હરડે, જળપીપર (=રતવલિયો), કાળા તલ, પીપર, એ ઔષધોની ગોળમા ગોળી કરીને ખાવાથી કોઢ મટે છે

शशाङ्कलेखा सविडङ्गसारा
सपिप्पलीका सहुताशमूला ।
सायोमला सामलका सतैला
कुष्ठानि कृच्छ्राणि निहन्ति लीढा ॥४६॥

બાવચીમા વાવડિંગનુ મૂળ, પીપર, ચિત્રાનુ મૂળ, લોઢાનુ કીટુ અને આમળા મેળવીને તેને તલ સાથે મેળવીને ચાટવાથી દુ:સાધ્ય ચામડીના રોગ મટે છે

पथ्यातिलगुडैः पिण्डी कुष्ठ साष्करैर्जयेत् ।
गुडारुष्करजन्तुघ्नसोमराजीकृताऽथवा ॥४७॥

હરડે, તલ ગોળ એ ને ભિલામાની ગોળી કરીને ખાવાથી ચામડીના રોગ મટે છે, અથવા ગોળ, ભિલામાં, વાવડિંગ અને બાવચીની ગોળી કરીને ખાવાથી પણ ચામડીના રોગ મટે છે

विडङ्गाद्रिजतुक्षौद्रसर्पिष्मत्स्यादिर रजः ।
किटिभश्वित्रदद्रुघ्नं खादेन्मितहिताशनः ॥४८॥

વાવડિંગ, શિલાજિત અને ભિલ્લા નું ચૂર્ણ કરીને મધ તથા ઘી સાથે ખાવાથી કિટિભ નામે કુષ્ઠ કાળા કોઢ અને દાદર (દરાજ) એ રોગ મટે છે. ઔષધ લેનારે માપસર અને પથ્ય ભોજન કરવું

सितातैलकृमिघ्नानि धात्र्ययोमलपिप्पली ।
लिहान सर्वकुष्ठानि जयत्यतिगुरूण्यपि ॥४९॥

સાકર, વાવડિંગ, આમળા, લોઢાનું મેલ પીપર એ સર્વના ચૂર્ણ તેલમા મિશ્ર કરીને ચાટવાથી સર્વ પ્રકારના મુશ્કેલીથી મટે એવા ચામડીના રોગ નરમ પડે છે

मुस्त व्याघ्र त्रिफला मञ्जिष्ठा दारु पञ्चमूले द्वे ।
सप्तच्छदनिम्बत्वक् सविशाला चित्रको मूर्वा ॥५०
चूर्ण तर्पणभागैर्नवभिः सयोजित समस्त्राम् ।
नित्य कुष्ठनिषूदनमेतत्प्रायोगिक सादन् ॥५१॥
श्वयथु सपाण्डुरोगं
श्वित्र ग्रहणीप्रदोषमर्शांसि ।
यर्मभगन्दरपिडकाकण्डूकोठापचीर्हन्ति ॥५२॥

મોથ, ત્રિકટુ, ત્રિફળા, મજીઠ, દેવદાર, દશમૂળ,

સાતવણ, લીમડાની અતરછાલ, ઈન્દ્રવારુણી, ચિત્રો, મોરવેલ—એ ઔષધો સરખે ભાગે લેવા અને તેનું ચૂર્ણ કરવુ પછી તેમા નવ ભાગ સાથુ નાખીને તેમા મધ મેળવવુ એ પ્રાયોગિક ચૂર્ણ છે એને નિત્ય ખાવાનો પ્રયોગ કરવાથી કુષ્ઠરોગ નાશ પામે છે વળી સોજા, પાડુરોગ, ધોળો કોઢ, ગ્રહણીદોષ, હરસ, વધરાવળ, ભગદર, ફોલ્લીઓ, ખણુજ, કોઠ, અપચી (ન પાકે એવી રસોળી)—એ સર્વ રોગ પણ તે ચૂર્ણ ખાવાનો પ્રયોગ કરવાથી મટે છે

રસાયનપ્રયોગ

**रसायनप्रयोगेण तुवरास्थीनि शीलयेत् ।**
**भल्लातकं बाकुचिकां वह्निमूलं शिलाह्वयम् ॥५३॥**

તવરિયા ચેરિયાનો ઠળિયો, ભિલામાં, બાવચી= (=બાવચો, તકમરિયા નહિ), ચિત્રાનું મૂળ કે શિલાજિત—એમાથી ગમે તે કોઈ એક ઔષધનો રસાયન વિધિથી પ્રયોગ કરવાથી કુષ્ઠરોગ મટે છે (જુઓ ઉત્તરસ્થાન અ ૩૯ (રસાયન અધ્યાય) શ્લોક ૮૩॥ થી ૯૧. ૭૫॥ થી ૭૮, ૧૦૭, ૬૨॥ થી ૬૪,૧૩૫॥ થી ૧૩૮)

લેપ વગેરે બહારના ઉપચાર કરતાં પહેલાં શરીરની અંદરના દોષ મટાડવાની જરૂર

**इति दोषे विजितेऽन्तस्-**
**त्वक्स्थे शमनं बहिः प्रलेपादि हितम् ।**
**तीक्ष्णालेपोत्क्लिष्टं**
**कुष्ठं हि विवृद्धिमेति मलिने देहे ॥५४॥**

એ રીતે ઉપચાર કરવાથી શરીરની અદરના દોષોનો નાશ કર્યા પછી જ્યારે દોષ ચામડીમા રહેલા હોય ત્યારે બહાર શરીર ઉપર પ્રલેપ વગેરે કરવુ હિતકર છે, કેમ કે શરીરની અંદરની શુદ્ધિ કર્યા વિના કુષ્ઠ ઉપર બહાર (ચામડી ઉપર) તીક્ષ્ણ પ્રલેપ કરવાથી કુષ્ઠ ઉત્ક્લેશ પામીને દોષવાળા શરીરમા વૃદ્ધિ પામે છે, માટે પ્રથમ અંતઃશુદ્ધિ કર્યા પછી બહાર પ્રલેપ વગેરે કરવુ હિતકર છે

કુષ્ઠ પર લેપ કરવાનો વિધિ

**स्थिरकठिनमण्डलानां कुष्ठानां**
**पोटलैर्हितः स्वेदः ।**
**स्विन्नोत्सन्नं कुष्ठं शस्त्रैर्लिखितं प्रलेपनैर्लिम्पेत् ॥५५**

જે કુષ્ઠમા ચામડી ઉપર સ્થિર અને કઠણ મંડળ (ચકામા) થયા હોય તેને પોટલીઓ વડે શેક કરીને પરસેવો કાઢવો. પછી જ્યારે કુષ્ઠ પરસેવાવાળા થાય તથા ચકામા ઊપસે ત્યારે તેને શસ્ત્ર વડે ખોતરીને પછી તે ઉપર લેપના ઔષધ વડે લેપ કરવો.

કેવા કુષ્ઠમાં અને શી રીતે ક્ષાર આપવો?

**येषु न शस्त्रं क्रमते स्पर्शेन्द्रियनाशनेषु कुष्ठेषु ।**
**तेषु निपात्यः क्षारो रक्तं दोषं च विस्राव्य ॥५६॥**

સ્પર્શેંદ્રિયનો નાશ કરનારા જે કુષ્ઠમા શસ્ત્ર ચાલી શકતુ નથી, તે કુષ્ઠમાથી લોહી અને દોષ કાઢીને ક્ષાર વાપરવો, અર્થાત્ તેમાથી બગડેલુ લોહી અને દોષ કાઢીને પછી ક્ષાર ભભરાવવો.

કઠણ, કરકરા, જાડા, સ્થિર અને જૂના કુષ્ઠ ઉપર લેપ

**लेपोऽतिकठिनपरुषे सुप्ते कुष्ठे स्थिरे पुराणे च ।**
**पीतागदस्य कार्यो विषैः समन्त्रोऽगदैश्चानु ॥५७**

જે ચામડીના રોગ અત્યત કઠણ અને કરકરા સ્પર્શવાળો હોય તથા જે જાડા, સ્થિર અને ઘણા કાળનો હોય ત ચામડીના રોગવાળાને પ્રથમ ઔષધ પિવડાવીને પછી તેના કુષ્ઠ ઉપર મત્ર સહિત ઝેરકચોલા વડે લેપ કરવા અને તે પછી ઔષધનો લેપ કરવો

સ્તબ્ધ, બહુ સ્વાપવાળા, પરસેવા વિનાના, ચેળવાળા કુષ્ઠ ઉપર લેપ

**स्तब्धानि सुप्तसुप्तान्यस्वेदन-**
**कण्डुलानि कुष्ठानि ।**
**घृष्टानि शुष्कगोमयफेनकशस्त्रैः प्रदेह्यानि ॥५८॥**

જે કુષ્ઠ સ્તબ્ધ, બહુ જડ, પરસેવો ન નીકળે એવા અને ખરજ (ચળ) આવે એવા હોય તેને સૂકાં છાણાંના ભૂકા વડે અથવા સમુદ્રફીણ વડે અથવા શસ્ત્ર વડે ઘસીને પછી તે ઉપર લેપ કરવો

કુષ્ઠવાળા માટે નાહવાનું પાણી

**मुस्ता त्रिफला मदनं करञ्ज**
**आरग्वधः कलिङ्गयवाः ।**
**दार्वी सप्तच्छदः स्नानं सिद्धार्थकं स्नानम् ॥५९॥**

મોથ, ત્રિફળા, મીંઢળ, કરંજ, ગરમાળો, ઈન્દ્રજવ, દારુહળદર, સાતવણ—એઓના કવાથ અથવા સિદ્ધાર્થક(સરસવ)—એ પાણીમા ઉકાળીને તે પાણીથી કુષ્ઠવાળા મનુષ્યને સ્નાન કરાવવુ

કુષ્ઠવાળાને વમન, વિરેચન વગેરે માટે કવાથ

**एष कषायो वमनं विरेचनं वर्णकस्तथोद्धर्षः ।**
**त्वग्दोषकुष्ठशोफप्रशमनः पाण्डुरोगघ्नः ॥६०॥**

ઉપર શ્લોક ૫૯મા, ૫૯મા કહ્યા મુજબ ત્રિફળા વગેરે ઔષધોના કવાથ કુષ્ઠ વગેરેવાળાને પિવડાવી વમન થાય છે, વિરેચન થાય છે, (જુઓ ૬૦)

ચામડીનો રંગ સુધારે છે, ચામડી ઉપર ઘસવાના કામમા આવે છે, ચામડીના વિકાર, કુષ્ઠ, સોજો અને પાડુરોગને મટાડે છે

### કુષ્ઠ માટે લેપો

करवीरनिम्बकुटजा-
छम्याकचित्रकाच्च मूलानाम् ।
मूत्रे दर्वीलेपी क्वाथो लेपेन कुष्ठघ्नः ॥ ६१ ॥

ધોળી કણેરનુ મૂળ, લીમડાનુ મૂળ, કડુનુ મૂળ, ગરમાળાનુ મૂળ, ચિત્રાનું મૂળ, એ ઓષધોનો કવાથ ગોમૂત્રમાં કડછીને ચોટે એટલો ઘાડો કરવો પછી તેનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે

श्वेतकरवीरमूलं कुटजकरञ्ज-
फलं त्वचो दार्व्या ।
सुमनप्रवालयुक्तो लेप. कुष्ठापहः सिद्धः ॥ ६२ ॥

ધોળી કણેરનુ મૂળ, ઇન્દ્રજવ, કરંજનું ફળ (કણુજા), દારુહળદરની છાલ, ચમેલીના પાદડાં એ સર્વનો લેપ કુષ્ઠને મટાડવામા સિદ્ધ છે, અર્થાત્ એ લેપ કરવાથી કુષ્ઠ નક્કી મટે છે

शारीषी त्वक् पुष्पं कार्पास्या राजवृक्षपत्राणि ।
पिष्टा च काकमाची चतुर्विध. कुष्ठहा लेपः ॥६३

સરસડાની છાલને વાટીને તેનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે કપાસના ફૂલને વાટીને તેનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે ગરમાળાનાં પાંદડાંને વાટીને તેનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે પીળી પીલુડીને વાટીને તેનો લેપ કરવાથી કુષ્ઠ મટે છે એ ચાર પ્રકારનો લેપ કુષ્ઠને હણનારો છે

व्योषसर्षपनिशागृहधूमै-
र्यावशूकपटुचित्रककुष्ठैः ।
कोलमात्रगुटिकार्धविपाशा
श्चित्रकुष्ठहरणो विरलेपः ॥ ६४ ॥

સૂંઠ, પીપર, મરી, સરસવ, હળદર, ઘરમાનો ધુમાસ, જવખાર, સિંધવ, ચિત્રો, ઉપલેટ, એ સર્વ સરખે ભાગે લેવાં અને તે સર્વથી અર્ધો તેમાં ઝેર કચોલાં નાખવાં પછી તેની બોર જેવડી ગોળી વાળવી. તે ગોળીનો લેપ કરવાથી ધોળો કોઢ અને કુષ્ઠ મટે છે ધોળો કોઢ અને કુષ્ઠ મટાડવામાં એ ઉત્તમ લેપ છે

### કુષ્ઠવ્યાધિને અભ્યગ અને ઉદ્વર્તન

निम्ब हरिद्रे सुरसं पटोल
कुठाश्वगन्धे सुरदारु शिग्रुः ।
ससर्षपं तुम्बरुधान्यवन्य
चण्डा च चूर्णानि समानि कुर्यात् ॥६५
तैस्तक्रपिष्टैः प्रथम शरीर
तैलाक्तमुद्वर्तयितु यतेत ।
तथाऽस्य कण्डू पिटिकाः सकोठाः
कुष्ठानि शोफाश्च शम व्रजन्ति ॥६६॥

લીમડો, હળદર, દારુહળદર, તુલસી, પટોળ, ઉપલેટ, આસધ, દેવદાર, સરગવો, સરસવ, તુંબરુ, ધાણા, મોથ, ઉંદરકની, એ સર્વ સમાન લઈને તેનું ચૂર્ણ કરવું પછી રોગીને શરીરે પ્રથમ તેલ ચોળવું પછી ઉપરના ઓષધોના ચૂર્ણને છાશમા વાટીને તેલ ચોળેલા રોગીને શરીરે તે છાશમા વાટેલુ ચૂર્ણ નીચેથી ઉંચે ચોળવાનો યત્ન કરવો, તેથી તે રોગીની ખજુળ, ફોલ્લીઓ, કોઠ, કુષ્ઠ અને સોજો એ સર્વ મટી જાય છે

### દાદર, ખજુળ, કિટિભ, ખસ અને ખરજવાનો ઉપાય

मुस्तामृतासङ्गकटङ्कटेरी
कासीसकम्पिल्लककुष्ठरोध्राः ।
गन्धोपल सर्जरसो विडङ्गं
मनःशिलाले करवीरकत्वक् ॥६७।
तैलाक्तगात्रस्य कृतानि चूर्णा-
न्येतानि दद्यादवचूर्णनार्थम् ।
दद्रू. सकण्डू. किटिभानि पामा
विचर्चिका चेति तथा न सन्ति ॥६८॥

મોથ, ગળો, ભાંજન, દારુહળદર, હીરાકસી, કપિલો, ઉપલેટ, લોધર, ગધક, રાળ, વાવડિંગ, મનશિલ, હરતાલ, કણેરની છાલ, એ સર્વનું ચૂર્ણ કરીને રોગીના શરીર ઉપર પ્રથમ તેલ ચોળીને પછી એ ચૂર્ણથી તે ઉપર મર્દન કરવું એથી દાદર (દરાજ), ખજુળ, કિટિભરોગ, ખસ, ખરજવું એ સર્વ નાશ પામે છે

### ખરજવા ઉપર લેપ

स्नुगाण्डे सर्षपात्कल्कः कुकूलानलपाचितः ।
लेपाद्विचर्चिका हन्ति रागवेग इव त्रपाम् ॥६९

જેમ ચનનો વેગ (પ્રેમનો આવેશ) લજ્જાનો નાશ કરે છે, તેમ સરસવના કલ્કને થોરની નાડમા ઘાલીને કુકૂલ(તુષ)ના અગ્નિમા (જુ ૮/૨૩૩) પકવીને તેનો લેપ કરવાથી ખરજવાનો નાશ થાય છે

### કુષ્ઠ મટે નાશ તેલો

मनःशिलाले मरिचानि तैल-
मार्कं पयः कुष्ठहरः प्रदेहः ।

तथा करञ्जप्रपुनाटबीजं
कुष्ठान्वितं गोसलिलेन पिष्टम् ॥७०॥

મનશિલ, હરતાલ, મરી, તેલ અને આકડાનું દૂધ, એમનો જાડો લેપ કુષ્ઠ મટાડે છે. તેમ જ કરંજ અને કુંવાડિયાનાં બીજ તથા ઉપલેટ, એ ત્રણ ઔષધોને ગાયના મૂત્રમાં વાટીને તેનો લેપ કરવાથી પણ કુષ્ઠ મટે છે.

गुग्गुलुमरिचविडङ्गैः
सर्षपकासीससर्जरसमुस्तैः।
श्रीवेष्टकालगन्धैर्मनःशिलाकुष्ठकम्पिल्लैः ॥७१॥
उभयहरिद्रासहितैश्चाक्रिकतैलेन मिश्रितैरेभिः।
दिनकरकराभितप्तैः कुष्ठं घृष्टं च नष्टं च ॥७२॥

ગૂગળ, મરી, વાવડિંગ, સરસવ, હીરાકસી, રાળ, મોથ, સરલના ગુંદ, નગોડ, ગંધક, મનશિલ, ઉપલેટ, કપિલો, હળદર, દારુહળદર, એ સર્વને એકત્ર કરીને તેને ઘાણીમાંથી તરત કાઢેલા ગરમગરમ તેલમાં મિશ્ર કરવું અને પછી સૂર્યના તાપથી તપાવીને તે કુષ્ઠ ઉપર ઘસવું, તેથી કુષ્ઠ નાશ પામે છે. (ઘાણીમા પીલવાથી ગરમ થયેલું તેલ જે તરત નીકળેલું હોય તેને 'ચાક્રિક તેલ' કહે છે. કેટલાકનું કહેવું એમ છે કે, જે લાકડાની લાટ વડે ઘણા કાળ સુધી તેલ પીલ્યું હોય તે લાકડાના કકડા કરીને તેમાંથી યુક્તિ વડે જે તેલ કાઢ્યું હોય, તેને 'ચાક્રિક તેલ' કહેવું.)

કરોળિયા અને કિલાસ માટે લેપ

मरिचं तमालपत्रं कुष्ठं
समनःशिलं सकासीसम्।
तैलेन युक्तमुषितं सप्ताहं भाजने ताम्रे ॥७३॥
तेनालिप्तं सिध्मं सप्ताहाद् घर्मसेविनोऽपैति।
मासाच्चं किलासं स्नानेन विना विशुद्धस्य ॥७४॥

મરી, તમાલપત્ર, ઉપલેટ, મનશિલ, હીરાકસી, એ ઔષધોમાં તેલ મેળવીને તેને સાત દિવસ સુધી તાંબાના વાસણમાં રાખી મૂકવું. કરોળિયાનો રોગી તે સાત દિવસ ચોળીને તડકે બેસે તો કરોળિયા મટે છે. જો કિલાસ પણ નવો જ થયેલો હોય તો એ લેપ એક માસ સુધી ચોળવાથી કિલાસરોગ પણ મટે છે. દરદીએ નાહવું નહિ પણ એણે દોષોનું શોધન કરેલું હોવું જોઈએ.

કરોળિયા ઉપર ચોળવાનું તેલ

मयूरकक्षारजले सप्तकृत्वः परिस्रुते।
सिद्धं ज्योतिष्मतीतैलमभ्यङ्गात्सिध्मनाशनम् ॥

સાત વાર ગાળેલા અઘેડાના ક્ષારના પાણીમાં માલકાંકણીના તેલને પકવ કરીને તે ચોળવાથી કરોળિયાનો રોગ નાશ પામે છે.

કરોળિયા ઉપર લેપ

वायसजङ्घामूलं वमनीपत्राणि मूलकाद्बीजम्।
तक्रेण भौमवारे लेपः सिध्मापहः सिद्धः ॥७६॥

અઘેડીનું મૂળ, શણનાં પાંદડાં, મૂળાનાં બીજ, એ સર્વને છાશમાં વાટીને તેનો મંગળવારે લેપ કરવાથી કરોળિયા નામે કુષ્ઠ મટે છે. આ ઉપાય સિદ્ધ છે.

પગના વાઢિયા, ચર્મકુષ્ઠ, એકકુષ્ઠ, કિટિભ
અને લૂખસ માટે મલમ

जीवन्ती मञ्जिष्ठा दार्वी कम्पिल्लकं पयस्तुत्थम्।
एष घृततैलपाकः सिद्धः सिद्धे च सर्जरसः ॥७७
देयः समधूच्छिष्टो विपादिका
तेन नश्यति ह्यका।
चर्मैककुष्ठकिटिभं कुष्ठं शाम्यत्यलसकं च ॥७८॥

ગળો, મજીઠ, દારુહળદર, કપિલો, આકડાનું દૂધ, મોરથૂથૂ, એ ઔષધોને ઘી અને તેલમાં નાખીને પાક કરવો. એ પાક તૈયાર થાય ત્યારે તેમાં રાળ અને મીણ નાખીને મલમ કરવો. એ મલમ ચોપડવાથી વિપાદિકા (પગના વાઢિયા) નાશ પામે છે; તેમ જ ચર્મકુષ્ઠ, એકકુષ્ઠ, કિટિભકુષ્ઠ અને લૂખસ એ સર્વે પણ એ મલમ ચોપડવાથી નાશ પામે છે.

કફ અને વાયુથી થયેલા ચામડીના રોગ તથા નાડીવ્રણ
માટે અભ્યંગ તેલ, વજ્રક તેલ

मूलं सप्ताह्वात्त्वक् शिरीषाश्वमारा-
दर्कान्मालत्याश्चित्रकास्फोतनिम्बात्।
बीजं कारञ्जं सार्षपं प्रापुनाटं
श्रेष्ठा जन्तुघ्नं त्र्यूषणं द्वे हरिद्रे ॥७९॥
तैलं तैलं साधितं तैः समूत्रै-
स्त्वग्दोषाणां दुष्टनाडीव्रणानाम्।
अभ्यङ्गेन श्लेष्मवातोद्भवानां
नाशायालं वज्रकं वज्रतुल्यम् ॥८०॥

સાતવણનું મૂળ, સરસડાની છાલ, ધોળી કણેરની છાલ, આકડાની છાલ, ચમેલીના છોડની છાલ, ચિત્રાની છાલ, ધોળી ગળોની છાલ, લીમડાની છાલ, કરંજનાં બીજ, સરસવનાં બીજ, કુંવાડિયાનાં બીજ, ત્રિફળા, વાવડિંગ, ત્રિકટુ, હળદર, દારુહળદર એ સર્વ ઔષધોનો કલ્ક કરીને તેમાં ગાયનું મૂત્ર નાખીને તેમાં તલનું તેલ નાખવું, અને પકવ કરવું. એ તેલ ચોપડવાથી દુષ્ટ નાડીવ્રણ મટે છે તથા કફ અને વાયુથી

થયેલા ચામડીના રોગ મટે છે. કફ અને વાયુથી થયેલા ચામડીના રોગનો તથા દુષ્ટ નાડીવ્રણનો નાશ કરવામાં આ 'વજ્રક તેલ' વજ્ર જેવું સમર્થ છે.

મહાવજ્ર તેલ

एरण्डताक्ष्यंघननीपकदम्बभार्गी-
कम्पिल्लवेल्लफलिनीसुरवारुणीभिः ।
निर्गुण्ड्यदुष्करसुराह्वसुवर्णदुग्धा-
श्रीवेष्टगुग्गुलुशिलापटुतालविश्वैः ॥८१॥
तुल्यस्नुगर्कदुग्ध सिद्धं तैलं स्मृतं महावज्रम् ।
मतिशायितवज्रकगुणं
श्वित्रार्शोग्रन्थिमालाघ्नम् ॥८२॥

એરંડાનું મૂળ, રસાંજન, મોથ, કદંબની છાલ, ભારંગ, કપિલો, વાવડિંગ, કાંગ, ઈન્દ્રવારુણી, નગોડ, ભિલામાં, દેવદાર, દારૂડી, સરલનો ગુદ, ગુગળ, શિલાજિત, સિંધવ, હરતાલ, સૂંઠ, એ ઔષધોમાં સમાન ભાગે થોરનું તથા આકડાનુ દૂધ નાખવું. પછી તેમાં તેલ નાખીને સિદ્ધ કરવું, એ તેલને 'મહાવજ્ર તેલ' કહે છે. ઉપર જે વજ્રક તેલ કહ્યું છે તેના કરતાં ગુણમાં તે ચડિયાતું છે. તે તેલ ધોળો કોઢ, હરસ અને કંઠમાળ રોગને મટાડે છે.

કુષ્ઠ ઉપર અભ્યંગ માટે તેલ

कुष्ठाश्वमारभृङ्गार्कमूत्रस्नुक्क्षीरसैन्धवैः ।
तैलं सिद्धं विषावापमभ्यङ्गात् कुष्ठजित्परम् ॥८३॥

ઉપલેટ, ધોળી કણેર, ભાંગરો, આકડો, ગોમૂત્ર, થોરનું દૂધ અને સિંધવ, એ ઔષધોમાં તેલ સિદ્ધ કરીને તે તેલમાં આવાપ તરીકે એરકોચલુ નાખીને ચોળવાથી કુષ્ઠ મટે છે. અર્થાત્ કુષ્ઠને મટાડવામાં એ તેલ ઉત્તમ છે.

કચ્છૂ અને ખરજવા ઉપર ચોપડવાનું તેલ

सिद्धं सिक्थकसिन्दूरपुरतुत्थकताक्ष्यैंजैः ।
कच्छू विचर्चिकां चाशु कटुतैल निर्वहति ॥८४॥

મીણ, સિંદૂર, ગુગળ, મોરથુથુ અને રસાંજન, એ ઔષધોથી સિદ્ધ કરેલું સરસવનું તેલ (સર્ષપનું) કચ્છૂ રોગ અને ખરજવું એ બે રોગને તરત મટાડે છે.

દાદર ઉપર લેપ

लाक्षा व्योष प्रपुनाटं च बीजं
सर्पिर्वेष्ट कुष्ठसिद्धार्थकाश्च ।
तक्रोन्मिश्रः स्याद्धरिद्रा च लेपो
दद्रूघ्नो मूलकोत्थं च बीजम् ॥८५॥

લાખ, સૂંઠ, પીપર, મરી, કુંવાડિયાનાં બીજ, સરલનો ગુદ, ઉપલેટ, સરસવ, હળદર એ સર્વને છાશમાં મેળવીને તેનો લેપ દાદર (દરાજ) ઉપર કરવાનો કહેલો છે. અથવા એકલા મૂળાનાં બીજને છાશમાં વાટીને તેનો લેપ કરવાથી પણ દાદર મટે છે.

વાતકફકુષ્ઠ ઉપર છ પ્રકારનો લેપ

चित्रकसोभाञ्जनकौ,
गुडूच्यपामार्गदेवदारूणि ।
खदिरो धवश्च लेपः,
श्यामा दन्ती द्रवन्ती च ॥८६॥
लाक्षारसाञ्जनैलाः, पुनर्नवा
चेति कुष्ठिनां लेपाः ।
दधिमण्डयुताः पादैः षट्
प्रोक्ता मारुतकफघ्नाः ॥८७॥

(૧) ચિત્રો અને સરગવાની છાલને દહીંના મંડમાં (ઉપરના પાણીમાં) વાટીને તેનો લેપ કરવાથી વાયુ અને કફ બનેના સાથે થયેલા પ્રકોપથી થયેલો કુષ્ઠરોગ મટે છે (૨) ગળો, અઘેડો અને દેવદાર, એ ત્રણને પણ દહીંના મંડમા વાટીને લેપ કરવાથી વાતકફથી થયેલો કુષ્ઠ મટે છે. (૩) એ જ પ્રમાણે ખેરસાર અને ધાવડાને દહીંના મંડમાં મેળવીને લેપ કરવો; (૪) પીપર, દંતીમૂળ અને ઉંદરકનીને દહીંના મંડમાં મેળવીને લેપ કરવો, (૫) લાખ, રસાંજન, એલચીને દહીંના મંડમા મેળવીને લેપ કરવો; (૬) સાટોડીને દહીંનાં મંડમા મેળવીને એનો લેપ કરવો. એ પ્રકારે શ્લોકોના એક એક ચરણમાં જે છ ઔષધ કહેલાં છે તે ઔષધોનો દહીંના મંડ સાથે લેપ કરવાથી વાયુ અને કફ(બેના)નો કુષ્ઠરોગ મટે છે

પિત્તકફકુષ્ઠ ઉપર લેપ

जलवाप्यलोहकेसरपत्रप्लवचन्दनमृणालानि ।
भागोत्तराणि सिद्धं प्रलेपनं पित्तकफकुष्ठे ॥८८॥

વીરણવાળો, ઉપલેટ, લોહ, કેસર, તમાલપત્ર, મોથ, સુખડ, કમળનાળ, એ સર્વને એકએક ભાગ વધતાં લઈને તેનો લેપ તૈયાર કરવો. એ લેપ પિત્તકફકુષ્ઠ ઉપર ચોપડવાથી તે નિશ્ચય મટે છે

બળતરા ઊઠે એવા કુષ્ઠ ઉપર લેપ

तिक्तघृतधौतघृतैरभ्यङ्गो दह्यमानकुष्ठेषु ।
तैलैश्चन्दनमधुकप्रपौण्डरीकोत्पलयुतैर्वा ॥८९॥

જે કુષ્ઠનાં ચેળીના સ્થળોમાં બળતરા ઊઠતી હોય તેમાં કડવાં દ્રવ્યોથી સિદ્ધ કરેલા ઘી વડે અથવા પાણીથી

ઘોયેલા ઘી વડે લેપ કરવો, અથવા સુખડ, જેઠીમધ, સ્થળકમળ અને કાળુ કમળ, એમા તેલ મેળવીને તે વડે લેપ કરવો

ચેપ નીકળતો હોય કે દાહ થતો હોય
તો શું કરવું?

**क्लेदे प्रपतति चाङ्गे दाहे**
**विस्फोटके च चर्मदले।**
**शीताः प्रदेहसेका व्यधनविरेकौ घृतं तिक्तम् ॥९०**

કુષ્ઠમાથી ચેપ, પાણી વગેરે ક્લેદ નીકળતો હોય તો ચદન, જેઠીમધ, સ્થળકમળ અને કમળ એમને તેલમાં મેળવીને તે વડે લેપ કરવો જો કુષ્ઠમા દાહ થતો હોય, વિસ્ફોટક થયો હોય અને ચર્મદળ નામે કુષ્ઠ થયો હોય તો ઠડા લેપ કરવા અને ઠડા ઔષધોનુ સિંચન કરવુ, તેમ જ ફસ ખોલવી, રોગીને વિરેચન આપવુ, અને તિક્તઘૃત ( શ્લોક ૨ થી ૭ ) આપવું એ હિતકર છે

જેમાં જીવાત પડી હોય એવા કુષ્ઠ માટે લેપ

**खदिरवृषनिम्बकुटजाः श्रेष्ठा-**
**कृमिजित्पटोलमधुपर्ण्यः।**
**अन्तर्बहिः प्रयुक्ताः कृमिकुष्ठनुदः सगोमूत्राः ॥**

ખેરસાર, અરડુસી, લીમડાની અતરછાલ, ઈન્દ્રજવ, ત્રિફળા, વાવડિંગ, પટોળ, ગળો, એ ઔષધોને ગાયના મૂત્રમા વાટીને તેનો શરીરે લેપ કરવાથી તથા એ જ ઔષધોને ગાયના મૂત્રમા પીવાથી જે કુષ્ઠમા કરમિયા ( જીવાત ) પડવા હોય તે કુષ્ઠ મટે છે

કુષ્ઠમાં કયો દોષ વધારે કોપેલો હોય તો
પહેલુ શુ કરવુ?

**वातोत्तरेषु सर्पिर्वमनं श्लेष्मोत्तरेषु कुष्ठेषु ॥**
**पित्तोत्तरेषु मोक्षो रक्तस्य विरेचनं चाग्रे ॥९२॥**

જે કુષ્ઠમા વાયુ બળવાન હોય તેમા પ્રથમ ઘી પિવડાવવુ હિતકર છે જે કુષ્ઠમાં કફ બળવાન હોય તેમા રોગીને ઊલટીઓ કરાવવી એ શ્રેષ્ઠ છે. જે કુષ્ઠમા પિત્ત બળવાન હોય તેમા રોગીને પ્રથમ વિરેચન આપવુ અને પછી લોહી કાઢવુ એ શ્રેષ્ઠ છે

કુષ્ઠમા લેપ કરતા પહેલાં શુ શુ
કરવું જોઈએ?

**ये लेपाः कुष्ठानां युज्यन्ते निर्हृतास्रदोषाणाम्।**
**संशोधिताशयानां सद्यः सिद्धिर्भवति तेषाम् ॥९३**

જે કુષ્ઠરોગવાળા માણસોનો લોહીનો દોષ પ્રથમ દૂર કરેલો હોય તથા જેમના આશયોની શુદ્ધિ કરી હોય, તેને ઉપર કહેલા લેપ કરવાથી તત્કાળ સિદ્ધિ (આરામ) થાય છે

કુષ્ઠમાં શોધન, લોહી કાઢવું, શમન અને
સ્નેહનથી થતી સારી અસર

**दोषे हृतेऽपनीते रक्ते बाह्यान्तरे कृते शमने ॥**
**स्नेहे च कालयुक्ते न कुष्ठमतिवर्तते साध्यम् ॥**

વાયુ વગેરે દોષ બહાર કાઢવા પછી, લોહી કાઢયા પછી, બહારથી અને અંદરથી શમન કર્યા પછી તથા વખતસર સ્નેહન કર્યા પછી કુષ્ઠ મટયા વિના રહેતો નથી

બહુ દોષવાળા કુષ્ઠરોગીનું શોધન કરવાની
રીત : કારણ

**बहुदोषः संशोध्यः कुष्ठी**
**बहुशोऽनुरक्षता प्राणान्।**
**दोषे ह्यतिमात्रहृते वायुर्हन्यादबलमाशु ॥९५॥**

બહુ દોષવાળા કુષ્ઠરોગીના પ્રાણોનુ રક્ષણ કરતા વૈદ્યે વારવાર ( પણ દરેક વખતે થોડુથોડુ ) શોધન કરવુ, કેમ કે જો તેનુ શોધન એકસામટુ પુષ્કળ કરવામા આવે અને તેથી એકસાથે અતિશય દોષ કાઢી નાખવામાં આવે, તો તેથી વાયુ બળવાન થઈને તે બળરહિત થયેલા રોગીનો તત્કાળ પ્રાણ લે છે

કુષ્ઠમાં કેટલા દિવસને આંતરે કયુ
શોધન કરવુ?

**पक्षात्पक्षाच्छर्दनान्यभ्युपेया-**
**न्मासान्मासाच्छोधनान्यप्यधस्तात्।**
**शुद्धिर्मूर्ध्नि स्यात्त्रिरात्रात्त्रिरात्रात्**
**षष्ठे षष्ठे मास्यसृङ्मोक्षणं च ॥९६॥**

કુષ્ઠરોગવાળાએ પખવાડિયેપખવાડિયે વમન ઔષધ ખાવુ, મહિને મહિને રાચાદ્વારથી શોધન કરવું, અર્થાત્ વિરેચન લેવું, ત્રણ ત્રણ દિવસે ( નસ્ય લઈને ) માથાની શુદ્ધિ કરવી અને છ—છ મહિને ફસ ખોલાવવી.

કુષ્ઠમાં બરાબર શોધન ન થાય તો નુકસાન

**यो दुर्वान्तो दुर्विरिक्तोऽथवा स्यात्**
**कुष्ठी दोषैरुद्धतैर्व्याप्यतेऽसौ।**
**निःसन्देहं यात्यसाध्यत्वमेवं**
**तस्मात् कृत्स्नान्निर्हरेदस्य दोषान् ॥९७**

જે કુષ્ઠરોગીને સારી રીતે વમન કે વિરેચન થયું ન હોય તે કુષ્ઠવાળા રોગીના દોષ બળવાન થઈને તેના શરીરમા વ્યાપી જાય છે, અને એ રીતે થવાથી કુષ્ઠ-

ભાંગરાના અને બીઅડાના પ્રયોગ

मार्कवमथवा स्वादेद् भृष्टं तैलेन लोहपात्रस्थम् ।
बीजकशृतं च दुग्धं तदनु पिबेच्छित्रनाशाय ॥८

અથવા તેલમા શેકેલો ભાંગરો લોઢાના વાસણમા રાખી મૂકેલો ખાવો, પછી શ્વિત્રનો નાશ કરવાને માટે બીઅલો નાખીને ઉકાળેલુ દૂધ પીવુ

ધોળો કોઢ વગેરે ઉપર લેપો

पूतीकार्कव्याधिघातस्नुहीनां
मूत्रे पिष्टाः पल्लवा जातिजाश्च ।
प्रस्त्यालेपाच्छित्रदुर्नामदद्रू-
पामाकोठान् दुष्टनाडीव्रणांश्च ॥९॥

કરંજ, આકડો, ગરમાળો, થોર અને ચમેલી એ પાનના પાંદડાં ગોમૂત્રમા વાટીને લેપ કરવાથી શ્વિત્ર, હરસ, દાગ, ખસ, કોઢ, અને દુષ્ટ નાડીવ્રણ, એ સર્વ મટે છે

द्वैपं दग्धं चर्म मातङ्गजं वा
श्वित्रे लेपस्तैलयुक्तो वरिष्ठः ।

વાઘનું અથવા હાથીનુ ચામડુ બાળીને તેમા તેલ નાખીને તેનો શ્વિત્ર ઉપર લેપ કરવો એ લેપ સૌથી શ્રેષ્ઠ છે

पूतिकीटो राजवृक्षोद्भवेन
क्षारेणाक्तः श्वित्रं कोऽपि हन्ति ॥१०॥

બિલાડીના ટોપ અને ગરમાળાનો ક્ષાર એ મેળવીને લેપ કરવાથી તે શેગ્યુ જ શ્વિત્રને મટાડે છે

रात्रौ गोमूत्रे वासितान् जर्जराङ्गा-
न्नाह्नि च्छायायां शोषयेत्स्फोटहेतून् ।
एवं वारांस्त्रींस्ततः श्लक्ष्णपिष्टैः
स्नुह्याः क्षीरेण श्वित्रनाशाय लेपः ॥११

જે લગાડવાથી ફોલ્લા થાય છે, એવા કાળા ભિલામાન વાંધકનાં ખાંડીને રાત્રે ગાયના મૂત્રમા પલાળી રાખવા અને દિવસે છાયામા સૂકવવા એ પ્રમાણે ત્રણ વાર કરીને પછી તને થોરના દૂધ સાથે બારીક વાટીને તેનો શ્વિત્ર ઉપર લેપ કરવો તેથી શ્વિત્રનો નાશ થાય છે

अक्षतैलद्रुता लेपः कृष्णसर्पोद्भवा मषी
शिखिपित्तं तथा, दग्ध
हिन्नेर वा तदाप्लुतम् ॥१२॥

કાળા સાપની બનાવેલી મષી બહેડાના તેલમાં કાલવીને લેપ કરવો, અથવા મોરના પિત્તનો લેપ કરવો, અથવા વીરવાલાને બાળીને બહેડાના તેલમા કાલવીને તેનો લેપ કરવો, એથી શ્વિત્ર મટે છે

कुडवोऽवल्गुजबीजाद्धरि-
तालचतुर्थभागसम्मिश्रः ।
मूत्रेण गवां पिष्टः सवर्णकरणं परं श्वित्रे ॥१३॥

બાવચીના બીજ સોળ તોલા લેવા તથા તેથી ચોથે ભાગે હરતાલ તેમા ભેળવવી પછી તેને ગાયના મૂત્રમા વાટીને શ્વિત્ર ઉપર ચોપડવુ આ ઔષધ શ્વિત્રરોગ મટાડીને ચામડીનો રંગ અસલના જેવો કરવામા ઉત્તમ છે

કુડવ=સોળ તોલા

क्षारे सुदग्धे गजलिण्डजे च
गजस्य मूत्रेण परिस्रुते च ।
द्रोणप्रमाणे दशभागयुक्तं
दत्त्वा पचेद्बीजमवल्गुजानाम् ॥१४॥
श्वित्रं जयेच्चिक्कणतां गतेन
तेन प्रलिम्पन् बहुशः प्रघृष्टम् ।
कुष्ठं मषं वा तिलकालकं वा
यद्वा व्रणे स्यादधिमांसजातम् ॥१५॥

હાથીના લીંડાને સારી રીતે બાળીને એની ભસ્મમાથી કરલો ક્ષાર એક દ્રોણ લેવો અને તેને હાથીના મૂત્રમા ઓગાળવો પછી ક્ષારના પ્રમાણમા દશ ભાગ જેટલા બાવચીના બીજ તેમા નાખીને તેને રાંધવા તે જ્યારે બરોબર ચોપડવા જેવા ચીકણા થાય, ત્યારે તેને ઉતારીને ઠંડુ કરવું પછી ધોળા કોઢને (સુકા અડાયા વગેરેથી) ખૂબ ઘસીને તે ઉપર એ લેપ ચોપડવો, એથી ધોળો કોઢ મટે છે, તેમ જ એ લેપથી કુષ્ઠ, મષ, તિલકાલક અને વ્રણમાં થતુ અધિમાન એ સર્વ રોગ મટે છે

भल्लातकं द्वीपिसुधार्कमूलं
गुञ्जाफलं त्र्यूषणशङ्खचूर्णम् ।
तुत्थं सकुष्ठं लवणानि पञ्च
क्षारद्वयं लाङ्गलिकां च पक्त्वा ॥१६॥
स्नुगर्कदुग्धे घनमायसस्थं
शलाकया तद्विदधीत लेपम् ।
कुष्ठे किलासे तिलकालकेषु
मषेषु दुर्नामसु चर्मकीले ॥ १७ ॥

ભિલામા, ચિત્રો, થોરનું મૂળ, આકડાનું મૂળ, ચણોઠીઓ, સૂંઠ, પીપર, મરી, શંખનું ચૂર્ણ, મોરથુથુ, ઉપલેટ, પાંચ લવણ, જવખાર, સાજીખાર, કલગારી એ

સર્વને લોઢાના વાસણમાં નાખીને થોરના તથા આકડાના દૂધમાં લાડુ થાય એવો પાક કરવો. પછી સળી વડે તેનો લેપ શ્વિત્ર ઉપર કરવો. તેથી કુષ્ઠરોગ, કિલાસ, તિલકાલક, અધિમાંસ, હરસ અને ચર્મકીલ રોગ મટે છે.

ધોળા કોઢનું દુઃસાધ્યપણું

**शुद्ध्या शोणितमोक्षै-**
**विरूक्षणैर्भक्षणैश्च सक्तूनाम् ।**
**श्वित्रं कस्यचिदेव प्रशाम्यति क्षीणपापस्य ॥१८॥**

જે માણસના પાપનો ક્ષય થયો હોય છે, તેવા કોઈકનો જ ધોળો કોઢ, વમન, વિરેચન વગેરે શોધનથી, ફસ ખોલવાથી, શરીર લૂખું પાડવાથી અને સાથુ ખાવાથી શમે છે, મટે છે.

**इति श्वित्रचिकित्सितम् ।**

શ્વિત્ર અને કૃમિ(કરમિયા)ની ચિકિત્સા સમાન છે, માટે હવે કૃમિચિકિત્સા કહેવાનો આરંભ કરતા ગ્રંથકાર કહે છે કે,

**अथ कृमिचिकित्सितम् ।**

## કૃમિ(કરમિયા)ની ચિકિત્સા

સ્નેહન, સ્વેદન, દોષને ચલિત કરવા, નિરૂહ, વમન, વિરેચન, પેયા, અનુવાસન

**स्निग्धस्विन्ने गुडक्षीरमत्स्याद्यैः कृमिणोदरे ।**
**उत्क्लेशितकृमिकफे शर्वरीं तां सुखोषिते ॥१९॥**
**सुरसादिगणं मूत्रे क्वाथयित्वाऽर्धवारिणि ।**
**तं कषायं कणागालकृमिजित्कल्कयोजितम् ॥२०॥**
**सतैलस्वर्जिकाक्षारं युञ्ज्याद्बस्तिं ततोऽह्नि ।**
**तस्मिन्नेव निरूढं तं पाययेत विरेचनम् ॥२१॥**
**त्रिवृत्कल्कं फलकणाकषायालोडितं ततः ।**
**ऊर्ध्वाधःशोधिते कुर्यात्पञ्चकोलयुतं क्रमम् ॥२२**
**कटुतिक्तकषायाणां कषायैः परिषेचनम् ।**
**काले विडङ्गतैलेन ततस्तमनुवासयेत् ॥२३॥**

કૃમિરોગવાળાના ઉદરને પ્રથમ સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવું. પછી સેક કરીને પરસેવો આણવો. પછી તેને ગોળ, દૂધ, માછલાં વગેરે ખવરાવીને તેના ઉદરમાંના કૃમિનો તથા કફનો ઉત્ક્લેશ કરવો. એટલે કર્યા પછી તે રાત્રે તેને નિરાંતે ઊંઘવા દઈને [illegible] મૂત્રમાં અર્ધું પાણી નાખીને સુરસાદિ ગણનાં ઔષધ તેમાં નાખીને તેનો ક્વાથ કરવો; તે ક્વાથમાં પીપર, મીંઢળ અને વાવડિંગનો કલ્ક નાખવો તથા તેમાં તેલ અને સાજીખાર મેળવીને બસ્તિ આપવી. એ રીતે નિરૂહબસ્તિ આપેલા તે રોગીને તે જ દિવસે મીંઢળ તથા પીપરના ક્વાથમાં નસોતરનો કલ્ક નાખીને વિરેચન આપવું. એ રીતે ઉપરથી અને નીચેથી એટલે વમન અને વિરેચન વડે તેનું શોધન થયા પછી પંચકોલ (પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ) સહિત પેયા, વિલેપી વગેરે ક્રમ કરવો. તે પછી તીખા અને કડવા ક્વાથો વડે સેક કરવો. પછી જ્યારે રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, ત્યારે વિડંગતેલ (વાવડિંગથી સિદ્ધ કરેલા તેલ) વડે તેને અનુવાસન બસ્તિ આપવી.

માથાના કૃમિની ચિકિત્સા

(શ્લોક ૨૩॥ થી ૩૨)

આચાર. ભોજન

**शिरोरोगनिषेधोक्तमाचरेन्मूर्धगेष्वनु ।**
**उद्रिक्ततिक्तकटुकमल्पस्नेहं च भोजनम् ॥२४॥**

માથામાં કૃમિનો ઉપદ્રવ થયો હોય તો ઉત્તર સ્થાનમાં શિરોરોગપ્રતિષેધ અધ્યાયમાં (ઉ. અ. ૨૪મા) જે કરવાનું કહ્યું છે તે કરવું. પછી ૨ નિવાર કડવાં અને તીખાં દ્રવ્યવાળું તથા થોડા સ્નેહવાળું ભોજન કરવું.

**विडङ्गकृष्णामरिचपिप्पलीमूलशिग्रुभिः ।**
**पिबेत्सस्वर्जिकाक्षारैर्यवागूं तक्रसाधिताम् ॥२५॥**

તેમ જ વાવડિંગ, પીપર, મરી, પીપરીમૂળ, સરગવો અને સાજીખાર એ ઔષધો વડે છાશમાં સિદ્ધ કરેલી યવાગૂ પીવી.

**रसं शिरीषकिणिहीशाखिमद्रकंटुकात् ।**
**पलाशबीजपत्तूरपूतिकाद्वा पृथक् पिबेत् ॥२६॥**
**सक्षौद्रं, सुरसादीन् वा**
**लिह्यात्क्षौद्रयुतान् पृथक् ।**

સરસડો, નગોડ, ચીમેડ, કોઠી (એટલે કરમદાં), એમનો રસ પીવો, ૨ અથવા ખાખરાના બીજ, પતૂર, કરંજ એમાંના ગમે તે એકનો રસ મધ નાખી પીવો. અથવા સુરસાદિ ગણનાં ઔષધોમાંથી જે મળે તે એકને મધ સાથે ચાટવું.

ચૂર્ણ

**शतकृत्वोऽश्वविट्चूर्णं विडङ्गस्याश्वभावितम् ॥२७**
**कृमिमान् मधुना लिह्याद्भावितं वा वरारसैः ।**

ઘોડાની લાદના ચૂર્ણને સો વખત વાવડિંગના ક્વાથમાં ભાવના આપીને કૃમિવાળાએ તે ચૂર્ણ મધ સાથે ચાટવું. અથવા ત્રિફળાના રસને વિડંગના ક્વાથનો પટ દઈને તે મધ સાથે ચાટવું.

નસ્ય

**शिरोगतेषु कृमिषु मूर्ध्नं नवनं च तद् ॥२८**

જો કૃમિ માથામા થયા હોય તો તે જ ચૂર્ણનું (ઘોડાની લાદના ચૂર્ણને વાવડિંગના કવાથના કે ત્રિફળા-ના પટ દઈને તૈયાર કરેલા ચૂર્ણનું) નસ્ય નાકમાં ફૂંકવું.

અન્નપાન

आखुकर्णीकिसलयैः सुपिष्टैः पिष्टमिश्रितैः ।
पक्त्वा पूपलिकां खादेद्धान्याम्लं च पिबेदनु ॥२९
सपञ्चकोलसवणमसान्द्रं तक्रमेव वा ।

ઉંદરકનીનાં પાદડાને સારી રીતે બારીક વાટીને તેમા ચોખાનો લોટ મેળવીને તેની નાની પૂરી જેવડી રોટલી કરવી અને પછી તેને પકવ કરીને ખાવી તથા તે ઉપર ધાન્યામ્લ (કાજીની ખટાઈ) પીવી, અથવા પચકોલ અને સિંધવ નાખીને પાતળી છાશ પીવી

नीपमार्कवनिर्गुण्डीपल्लवेष्वप्ययं विधिः ॥ ३० ॥
विडङ्गचूर्णमिश्रैर्वा पिष्टैर्भक्ष्यान् प्रकल्पयेत् ।

ઉપર જે ઉંદરકનીના પાદડાનો વિધિ કહ્યો તે જ પ્રકારે કદબ, ભાગરો અને નગોડના પાદડાનો પણ વિધિ છે અર્થાત્ એ ત્રણમાથી જેના પાદડા મળે તે લાવીને તેની લોટમાં રોટલી કરીને ખાવી અને તે ઉપર ધાન્યામ્લની ખટાઈ અથવા પચકોલ અને સિંધવ નાખીને પાતળી છાશ પીવી તેમ જ વાવડિંગનું ચૂર્ણ લોટમા મેળવીને તેના રોટલી વગેરે ભક્ષ્ય બનાવવા (અને તે ખાવા)

પીવા માટે અને બસ્તિ માટે તેલ

विडङ्गतण्डुलैर्युक्तमर्धांशैरातपे स्थितम् ॥३१॥
दिनमारुष्करं तैलं पाने बस्तौ च योजयेत्।
सुराह्वसरलस्नेहं पृथगेव च कल्पयेत् ॥३२॥

ભિલામાના તેલમા એ તલથી અડધી વાવડિંગની દાળ (ફાડિયા) ભેળવવી તથા તેને એક દિવસ તડકામા રાખવુ એ તેલને પીવામા અને બસ્તિમા વાપરવુ એ જ પ્રમાણે દેવદારના તેલનો, તેમ જ સરલ વૃક્ષ (તેલિયો દેવદાર)ના તેલનો પણ જુદો જુદો વિધિ સમજવો.

ઝાડામાંથી ઉત્પન્ન થતા કૃમિની ચિકિત્સા

पुरीषजेषु सुतरां दद्याद्वस्तिविरेचने ।

ઝાડામાથી કૃમિ ઉત્પન્ન થયા હોય તો સારી રીતે બસ્તિ આપવી તથા વિરેચન આપવુ

કફના કૃમિની ચિકિત્સા

शिरोविरेकं वमनं शमनं कफजन्मसु ॥ ३३ ॥

કફથી ઉત્પન્ન થયેલા કૃમિરોગમા શિરોવિરેચન, નસ્ય, વમન ઔષધ અને શમન ઔષધ આપવુ

લોહીમાંથી ઉત્પન્ન થતા કૃમિની ચિકિત્સા

रक्तजानां प्रतीकारं कुर्यात्कुष्ठचिकित्सितात् ।

લોહીમાંથી ઉત્પન્ન થયેલા કૃમિનો ઉપાય કુષ્ઠરોગની ચિકિત્સામાં (ચિ. અ. ૧૯, શ્લોક ૯૦।।, ૯૧ માં) કહ્યા પ્રમાણે કરવો

રૂંવાડાં ખાઈ જનાર કૃમિના ઉપાય

इन्द्रलुप्तविधिश्चात्र विधेयो रोमभोजिषु ॥ ३४ ॥

અને રુંવાડાં ખાઈ જનારા કૃમિનો ઉપાય ઉત્તર-સ્થાનમાં શિરોરોગપ્રતિષેધ કહ્યો છે, ત્યા (અ ૨૪ શ્લોક ૨૮ મા) ઈન્દ્રલુપ્તરોગનો વિધિ બતાવ્યો છે તે પ્રમાણે કરવો

કૃમિરોગમાં અપથ્ય આહાર

क्षीराणि मांसानि घृतं गुडं च
दधीनि शाकानि च पर्णवन्ति ।
समासतोऽम्लान्मधुरान् रसांश्च
क्रमीन् जिहासुः परिवर्जयेत ॥ ३५ ॥

જે માણસને કૃમિઓનો ત્યાગ કરવો હોય અર્થાત્ કૃમિરોગમાથી બચવુ હોય અને કૃમિરોગ મટાડવો હોય, તેણે અનેક પ્રકારના દૂધ, અનેક પ્રકારના માસ, ઘી, ગોળ, દહીં અને પાદડાવાળાં શાક(ભાજી) તજવાં, ટૂકામા ખાટા અને મધુર રસ તજવા, ખાવાપીવા નહિ.

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने श्वित्रकृमि-
चिकित्सित नाम विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો: વાયુના રોગોની ચિકિત્સા

अथातो वातव्याधिचिकित्सितं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે વાતવ્યાધિ(વાયુના રોગ)ની ચિકિત્સા સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

શુદ્ધ વાયુના રોગમાં અનેક રીતે સ્નેહન, સ્વેદન

केवलं निरुपस्तम्भमादौ स्नेहैरुपाचरेत् ।
वायु सर्पिर्वसामज्जतैलपानैर्नरं ततः ॥ १ ॥
स्नेहक्लान्तं समाश्वास्य पयोभिः स्नेहयेत्पुनः ।
यूषैर्ग्राम्यौदकानूपरसैर्वा स्नेहसंयुतैः ॥ २ ॥
पायसैः कृशरैः साम्ललवणैः सानुवासनैः ।
नावनैस्तर्पणैश्चान्नैः सुस्निग्धैः स्वेदयेत्ततः ॥३॥
स्वभ्यक्तं स्नेहसंयुक्तैः शङ्करादैः पुनः पुनः ।

શુદ્ધ વાયુનો રોગ બીજા કોઈ દોષના આધાર

વિનાનો અને નિરામ હોય, તો તેનો ઉપચાર પ્રથમ સ્નેહ વડે નીચે પ્રમાણે કરવો તે માણસને ઘી, વસા, મજ્જા અને તેલ પિવડાવવા પછી સ્નેહ પીવાથી કટાળે એટલે એને દૂધ પાઈને એનો કટાળો દૂર કરવો તથા તે પછી યૂષમા ગ્રામ્ય પ્રાણી, જળચર પ્રાણી અને અનૂપ દેશના પ્રાણીના માસરસમા સ્નેહ મેળવીને તે પાઈને તેને સ્નિગ્ધ કરવો અથવા ખીર, ખીચડી, એમા સ્નેહ મેળવીને ખાટા અને ખારા રસ સહિત ખાવા આપીને સ્નિગ્ધ કરવો, અનુવાસન બસ્તિ આપીને સ્નિગ્ધ કરવો, પછી વાયુનો નાશ કરે એવા તર્પણ (ધાતુ વગેરેની તૃપ્તિ કરનારા) અન્નમા સારી પેઠે સ્નેહ નાખીને તે ખાવા આપીને રોગીને સ્નિગ્ધ કરવો સ્નિગ્ધ કર્યા પછી રોગીને સારી રીતે તેલ ચોળીને (જ્યા વાતવ્યાધિ હોય તે સ્થળમા) સ્વેદવિધિમા કહેલા શકરાદિ સ્વેદમા સ્નેહ નાખીને તે વડે શેક કરીને તેને વારવાર સ્વેદ (પરસેવો) કાઢવો (ચરકસહિતાના સૂ અ ૧૪ શ્લોક ૩૯થી ૬૩ સુધીમા શકર અથવા સકર વગેરે શેકના તેર પ્રકાર આપેલા છે)

વાયુમાં અભ્યગ અને શેકથી ફાયદો : દૃષ્ટાંત

**स्नेहाक्तं स्विन्नमङ्गं तु वक्रं स्तब्धं सवेदनम् ॥४॥**
**यथेष्टमानामयितुं सुखमेव हि शक्यते ।**

કેમ કે સ્નેહ ચોપડીને શેકેલુ અગ, વાકુ હોય, સ્તબ્ધ થઈ ગયેલુ (ગઠાઈ ગયેલુ) હોય અને તેમા વેદના થતી હોય, તોપણ (તેથી સ્નેહ ચોપડીને શેક કરવાથી) ઇચ્છા પ્રમાણે સહેલાઈથી (વેદના વિના) તે અગને વાળી શકાય છે

**शुष्काण्यपि हि काष्ठानि स्नेहस्वेदोपपादनैः ॥५॥**
**शक्यं कर्मण्यतां नेतुं किमु गात्राणि जीवताम्**

સૂકા લાકડાને પણ સ્નેહ (તેલ) ચોપડીને તપાવવાથી તેને વાળીને જેવી કારીગરી કરવી હોય તેવી કરવા યોગ્ય કરી શકાય છે, તો પછી સ્નેહ ચોપડીને શેક કરવાથી જીવતા મનુષ્યના અગ વાળી શકાય એમા શું આશ્ચર્ય છે!

**हर्षतोदरुगायामशोफस्तम्भग्रहादयः ॥ ६ ॥**
**स्विन्नस्याशु प्रशाम्यन्ति मार्दवं चोपजायते ।**

શરીરના રૂવાટા ઊભા થતા હોય, સોય ભોક્યા જેવી પીડા થતી હોય, અંગ ખેંચાતું હોય, સોજો ચડયો હોય, અગ અકડાઈ ગયાં હોય, અગ સજ્જડ થયા હોય તો તે સર્વ શેક કરવાથી શમી જાય છે અને અગ કોમળ થાય છે

વાયુમાં શેક કર્યા પછી સ્નેહના ફાયદા

**स्नेहश्च धातून् संशुष्कान्**
**पुष्णात्याशूपयोजितः ॥ ७ ॥**
**बलमग्निबलं पुष्टिं प्राणांश्चास्याभिवर्धयेत् ।**

શેક કર્યા પછી વાયુના રોગીને સ્નેહન કરવાથી તેની સુકાઈ ગયેલી ધાતુઓને તત્કાળ પોષણ મળે તે અને તેના બળની તથા જઠરાગ્નિના બળની વૃદ્ધિ થાય છે, તે હૃષ્ટપુષ્ટ થાય છે તથા તેના પ્રાણની વૃદ્ધિ થાય છે

**असकृत्त पुनः स्नेहैः स्वेदैश्च प्रतिपादयेत् ॥८॥**
**तथा स्नेहमृदौ कोष्ठे न तिष्ठन्त्यनिलामयाः ।**

એટલા માટે વાયુના રોગવાળાનુ વારવાર સ્નેહન કરવુ અને શેક કરવો એ રીતે કરવાથી સ્નેહ વડે કોઠો કોમળ થાય છે અને સ્નેહ વડે કોઠો કોમળ થયો એટલે વાયુના રોગ ઊભા રહેતા નથી, અર્થાત્ નાશ પામે છે

વાયુમા શોધન ક્યારે કરવુ?

**यद्येतेन सदोषत्वात्कर्मणा न प्रशाम्यति ॥ ९॥**
**मृदुभिः स्नेहसयुक्तैर्भेषजैस्तं विशोधयेत् ।**

ઉપર જે સ્નેહન અને સ્વેદન કર્મ કહ્યુ તે કરવાથી પણ વાયુનો રોગ દોષયુક્ત હોવાથી શમે નહિ, તો સ્નેહયુક્ત કોમળ ઔષધો વડે તેનુ શોધન કરવુ

શોધન સ્નેહો

**घृतं तिल्वकसिद्धं वा सातलासिद्धमेव वा ॥१०॥**
**पयस्यैरण्डतैलं वा पिबेद्दोषहरं शिवम् ।**

લોધરથી સિદ્ધ કરેલું ઘી, અથવા સાથેરથી સિદ્ધ કરેલુ ઘી, અથવા દૂધ સાથે એરડિયુ પીવુ, કેમ કે એ સ્નેહ દોષને હરણ કરનાર તથા કલ્યાણકારક (હિતકર) છે

સ્નેહ વડે અનુલોમન કરવાનું કારણ

**स्निग्धाम्ललवणोष्णाद्यैराहारैर्हि मलश्चितः ॥११॥**
**स्रोतो बद्ध्वाऽनिलं**
**रुन्ध्यात्तस्मात्तमनुलोमयेत् ।**

કેમ કે સ્નિગ્ધ, ખાટો, ખારો, ગરમ ઇત્યાદિ આહાર વડે પિત્ત અને કફરૂપી મળ એકઠો થઈને સ્રોતને પૂરી દે છે અને તેથી વાયુ રોકાય છે માટે વાયુનુ અનુલોમન કરવુ યોગ્ય છે

વાયુના નબળા રોગીના ઉપાયનો ક્રમ

**दुर्बलो योऽविरेच्यः स्यात्तं निरूहैरुपाचरेत् ॥१२॥**
**दीपनैः पाचनीयैर्वा भोज्यैर्वा तद्युतैर्नरम् ।**
**संशुद्धस्योत्थिते चाग्नौ स्नेहस्वेदौ पुनर्हितौ ॥१३॥**

જે દુર્બળ માણસ વિરેચન આપવા યોગ્ય ન

હોય તેને વિરેચન ન આપતા દીપન અને પાચન નિરુહબસ્તિ આપવી, અથવા દીપન અને પાચન ઔષધો સહિત ભોજ્ય પદાર્થ તેને આપવા એ રીતે તેનું બરાબર શોધન થાય અને તેનો જઠરાગ્નિ જ્યારે પ્રદીપ્ત થાય, ત્યારે ફરીને તેને સ્નેહન અને સ્વેદન ઉપચાર લાગુ કરવા તે તેને હિતકર છે

વાયુ હોજરીમાં હોય તો શું કરવું?

**आमाशयगते वायौ वमितप्रतिभोजिते ।**
**सुखाम्बुना षड्धरणं वचादिं वा प्रयोजयेत् ॥१४**
**सन्धुक्षितेऽग्नौ परतो विधिः केवलवातिकः ।**

જો આમાશય(હોજરી)મા વાયુ કોપ્યો હોય તો રોગીને વમન કરાવીને અને પછી તેને ભોજન કરાવીને ગરમ પાણી સાથે ષડ્ધરણ ઔષધો કે વચાદિ ગણ (સૂ અ ૧૫ શ્લોક ૩૫)ના ઔષધો આપવા સંગ્રહ નામે ગ્રંથમા ષડ્ધરણ યોગ આ પ્રમાણે કહ્યો છે.—દારુહળદર, ઈન્દ્રજવ, કડુ, અતિવિષ, ચિત્રો, પહાડમૂળ, એ ઔષધોનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને આશરે એક પૈસાભાર (ખરેખર પ્રમાણ ૨/૫ તોલા છે) ગોમૂત્ર સાથે પીવુ એ ઔષધોથી તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય એટલે શુદ્ધ વાયુના રોગમા વિધિ કરવો

ડૂંટીમાં અને ડૂંટી નીચેના વાયુનો ઉપાય

**मत्स्यान्नाभिप्रदेशस्थे सिद्धान्बिल्वशलाटुभिः ॥१५**
**बस्तिकर्म त्वधोनाभेः शस्यते चावपीडकः ।**

જો ડૂંટીમાં વાયુ હોય તો કાચા નાના બીલાની સાથે રાંધેલા માછલા ખાવા આપવા જો વાયુ ડૂંટીથી નીચે કોપ્યો હોય, તો બસ્તિ આપવી તથા અવપીડક ઘૃતપાન (સૂ ૪/૬ થી ૭) કરાવવુ

કોઠાના વાયુનો ઉપાય

**कोष्ठगे क्षारचूर्णाद्या हिताः पाचनदीपनाः ॥१६**

કોઠામા વાયુ કોપ્યો હોય, તો પાચન અને દીપન ગુણવાળા ક્ષાર, ચૂર્ણ વગેરે હિતકર છે

વાયુ હૃદયમા કોપ્યો હોય તેનો ઉપાય

**हृत्स्थे पयः स्थिरासिद्धम्**

હૃદયમા કોપેલા વાયુનો ઉપચાર શાલિપર્ણીથી સિદ્ધ કરેલું દૂધ પાઈને કરવો અર્થાત્ શાલિપર્ણીનો કલ્ક નાખીને દૂધ ઉકાળવું અને તે ઠંડુ થયા પછી પીવા આપવુ, તેથી હૃદયમા કોપેલો વાયુ શાન્ત થાય છે

માથામાં કોપેલા વાયુનો ઉપાય

**शिरोबस्तिः शिरोगते ।**
**स्नैहिकं नावनं धूमः श्रोत्रादीनां च तर्पणम् ॥१७॥**

માથામાં શુદ્ધ વાયુનો રોગ હોય તો શિરોબસ્તિ આપવી શ્રેષ્ઠ છે, તેમ જ સ્નેહન, નસ્ય, ધૂમપાન અને કાન વગેરેમા તેલ મૂકીને તેનુ તર્પણ કરવુ

ચામડીના કોપેલા વાયુનો ઉપાય

**स्वेदाभ्यङ्गनिवातानि हृद्यं चान्नं त्वगाश्रिते ।**

વાયુ ચામડીમા કોપ્યો હોય, તો વાયુ મટે એવાં તેલ ચોળવા, શેક કરવો, પવન ન આવે એવી જગ્યામા રહેવુ તથા હૃદયને હિતકર અને પ્રિય લાગે એવું અન્ન ખાવા આપવુ

લોહીમાં કોપેલા વાયુનો ઉપાય

**शीताः प्रदेहा रक्तस्थे विरेको रक्तमोक्षणम् ॥१८**

વાયુ લોહીમા કોપ્યો હોય તો ઠંડા લેપ કરવા, વિરેચન આપવુ અને લોહી કઢાવવુ

માંસમાં તથા ચરબીમાં કોપેલા વાયુની ચિકિત્સા

**विरेको मांसमेदःस्थे निरूहाः शमनानि च ।**

માંસમા અને ચરબીમા વાયુ કોપ્યો હોય, તો વિરેચન આપવુ, નિરૂહબસ્તિ આપવી અને શમન ઔષધો આપવા

હાડકાંમાં અને મજ્જામાં કોપેલા વાયુની ચિકિત્સા

**बाह्याभ्यन्तरतः स्नेहैरस्थिमज्जगतं जयेत् ॥१९॥**

સ્નેહ ચોળીને બહારથી તથા સ્નેહપાન કરીને અંદરથી, સ્નિગ્ધ થઈને હાડકામા અને મજ્જામાં કોપેલા વાયુને જીતવો

વીર્યમા કોપેલા વાયુની ચિકિત્સા

**प्रहर्षोऽन्नं च शुक्रस्थे बलशुक्रकरं हितम् ।**

વીર્યમા વાયુ કોપ્યો હોય તો રોગીને ખૂબ હર્ષ ઉત્પન્ન કરવો, તથા બળ અને વીર્યની વૃદ્ધિ કરે એવું અન્ન ખાવા આપવુ

વીર્યનો માર્ગ રોકાયો હોય તેની ચિકિત્સા

**विबद्धमार्गं दृष्ट्वा तु शुक्रं दद्याद्विरेचनम् ॥२०॥**
**विरिक्तं प्रतिभुक्तं च पूर्वोक्तां कारयेत्क्रियाम् ।**

વીર્યનો માર્ગ રોકાયો છે એમ જોવામા આવે તો રોગીને વિરેચન આપવું તેને જુલાબ થયા પછી અને ભોજન કરાવ્યા પછી ઉપર કહેલો વિધિ કરવો, અર્થાત્ તેને હર્ષ ઉત્પન્ન કરવો તથા તેનુ બળ અને વીર્ય વધે એવુ ભોજન આપવું

ગર્ભ અને બાળક વાયુથી સુકાતાં હોય તેનો ઉપાય

**गर्भे शुष्के तु वातेन बालानां च विशुष्यताम् ॥२१**
**सिताकाश्मर्यमधुकैः सिद्धमुत्थापने पयः ।**

વાયુ વડે ગર્ભ સુકાઈ ગયો હોય અથવા વાયુ વડે બાળકો સુકાઈ જતા હોય, તો તેમને સાકર, શીવણના ફળ અને જેઠીમધ એ ઔષધો વડે સિદ્ધ કરેલુ દૂધ ગર્ભની તથા બાળકોની પુષ્ટિ કરવા માટે પાવુ

સ્નાયુ, સાધા અને શિરામાં પહોચેલા વાયુનો ઉપાય

**स्नावसन्धिशिराप्राप्ते स्नेहदाहोपनाहनम् ॥२२॥**

સ્નાયુ, સાધા અને શિરાઓમા વાયુ હાય તો ત્યા સ્નેહ ચોળવો, દામ દેવો અને બધારણ (પાટીસ) બાધવુ

સકોચાઈ ગયેલા અગ ઉપર અભ્યાગ

**तैलं सङ्कुचितेऽभ्यङ्गो माषसैन्धवसाधितम् ।**

વાયુ વડે અગ સકોચાઈ ગયુ હોય તો અડદ અને સિંધવથી સિદ્ધ કરેલુ તેલ ચોળવુ

લોહી વહી જવાથી થયેલા વાયુની ચિકિત્સા

**आगारधूमलवणतैलैर्लेपः स्रुतेऽसृजि ॥ २३ ॥**

જો લોહી વહી જવાથી વાયુ થયો હોય તો તે ઉપર ઘરમાનો ધુમાસ, સિંધવ અને તેલનો લેપ કરવો

બહેર મારેલા અને અમળાટવાળા અગની ચિકિત્સા

**सुप्तेऽङ्गे वेप्रयुक्ते तु कर्तव्यमुपनाहनम् ।**

જો અગ બહેર મારી ગયુ હોય તથા તેમા અમળાટ થતો હોય તો બધારણ (પોટીસ) બાધવુ

હવે જે રાગો 'વાતવ્યાધિ'(વાયુના રોગો)ના નામથી ઓળખાય છે તેની ચિકિત્સા બતાવે છે

## શુદ્ધ વાયુના અપતાનકનો ઉપાય

(શ્લોક ૨૪ થી ૩૪)

**કેવા અપતાનક વાયુમા તરત ઉપાય કરવા?**

**अथापतानकेनार्तमस्रस्ताक्षमवेपनम् ॥ २४ ॥**
**अस्तब्धमेढ्रमस्वेदं बहिरायामवर्जितम् ।**
**मखट्वाघातिनं चैनं त्वरितं समुपाचरेत् ॥ २५ ॥**

જે માણસોને અપતાનક વાયુ થયો હોય તે માણસનું નેત્ર સ્થાનથી ચલિત ન થયુ હોય, તે કપતો ન હોય, તેની મૂત્રેન્દ્રિય સ્તબ્ધ ન થઈ હાય, તેને બહિરાયામ ન થયો હોય, તે ખાટલા ઉપર (બિછાના ઉપર) શરીર ન પછાડતો હાય, અર્થાત્ જેને ઉપદ્રવરહિત અપતાનક વાયુ હોય તેનો ઉતાવળે ઉપાય કરવો

સ્નેહન, સેક, નસ્ય અને અચ્છપાન

**तत्र प्रागेव सुस्निग्धस्विन्नाङ्गे तीक्ष्णनावनम् ।**
**स्रोतोविशुद्धये युञ्ज्यादच्छपानं ततो घृतम् ॥२६**
**विदार्यादिगणक्वाथदधिक्षीररसैः शृतम् ।**
**नातिमात्रं तथा वायुर्व्याप्नोति सहसैव वा ॥२७॥**

અપતાનક વાયુવાળા રોગીને પ્રથમ સારી રીતે સ્નિગ્ધ કરીને તેને સેક કરીને ત્રિકટુ વગેરેનું તીક્ષ્ણ નસ્ય તેને ફૂકવુ, તેથી સ્રોતની શુદ્ધિ થાય છે તે પછી વિદાર્યાદિ ગણ (સૂ. અ. ૧૫ શ્લોક ૯)નો કવાથ ઘીથી ચોગણો લઈને તેમાં ઘી તથા તેની બરોબર દહીં, દૂધ અને માસરસ નાખવાં. પછી તેને સિદ્ધ કરવુ એ ઘીનું સ્નેહપાનવિધિમા કહ્યા પ્રમાણે અચ્છપાન કરવુ એથી વાયુ અતિશય વ્યાપી જતો નથી, તેમ વાયુ એકાએક પણ વ્યાપી જતો નથી.

વાયુનાશક સિદ્ધ મહાસ્નેહ

***कुलत्थयवकोलानि भद्रदार्वादिकं गणम् ।***
**निःक्वाथ्यानूपमांसं च तेनाम्लैः पयसाऽपि च ॥२८**
**स्वादुस्कन्धप्रतीवापं महास्नेहं विपाचयेत् ।**
**सेकाभ्यङ्गावगाहान्नपाननस्यानुवासनैः ॥ २९ ॥**
**स हन्ति वातं, ते ते च स्नेहस्वेदाः सुयोजिताः ।**

કળથી, જવ, બોર, ભદ્રદાર્વાદિ ગણના ઔષધો (સૂત્રસ્થાન, અધ્યાય ૧૫, શ્લોક ૫), તથા અનૂપ દેશના પ્રાણીનું માસ, એ સર્વનો કવાથ કરીને તેમા ધાન્યામ્લ વગેરે ખટાઈ નાખવી તથા દૂધ નાખવુ પછી તેમા મહાસ્નેહ (ઘી, તેલ, વસા, મજ્જા) નાખીને તેમા મધુર વર્ગના ઔષધો (સૂ અ ૧૦, શ્લોક ૨૨ થી ૨૪ા)નો કલ્ક પ્રતિવાપ તરીકે નાખવો. એ રીતે પકવ(સિદ્ધ) થયેલો મહાસ્નેહ સેક કરવામાં (સિંચન કરવામા), અભ્યગમા (શરીરે ચોળવામાં), અવગાહમા (તેમા શરીર બોળી રાખવામા), અન્ન સાથે ખાવામા, પીવામા, નસ્ય તરીકે અને અનુવાસન કરવામા વાપરવો. એથી વાયુનો નાશ થાય છે. વળી પૂર્વે કહેલા તે તે સ્નેહ અને સ્વેદનો બરાબર ઉપયોગ કરવાથી તેઓ પણ વાયુનો નાશ કરે છે

ભાનમા લાવવા માટે અવપીડ અને પ્રધમન નસ્ય

**वेगान्तरेषु मूर्धानमसकृच्चास्य रेचयेत् ॥३०॥**
**अवपीडैः प्रधमनैस्तीक्ष्णैः श्लेष्मनिबर्हणैः ।**
**श्वसनासु विमुक्तासु तथा संज्ञां स विन्दति ॥३१**

વાયુનો એક વેગ આવ્યા પછી બીજો વેગ આવે તેટલામા (બે વેગની વચમાં જે અંતર હોય તેમાં) વારવાર તે રાગીના નાકમા કફને કાઢી નાખે એવાં, અવપીડ તીક્ષ્ણ અવપીડ નસ્ય ફૂકવાથી માથાને વિરેચન આપવું સૂંઠ, મરી, ઇત્યાદિ અત્યત તીક્ષ્ણ ઔષધ રોગીના નાકમાં ફૂકવાથી હૃદયમાં રોકી રાખેલા શ્વાસ-

ની સૂક્ષ્મ નાડીઓમાંથી કફનો નાશ થાય છે, અને એ રીતે શ્વાસની સૂક્ષ્મ નાડીઓમાંથી કફ નીકળી જઈને તે ખુલ્લી થાય છે એટલે રોગીને સંજ્ઞા (ભાન) આવે છે

**અપતાનકમાં ઘી**

**सौवर्चलाभयाव्योषसिद्धं सर्पिश्चलेऽधिके ॥३१॥**

સચળ, હરડે, સૂંઠ, પીપર, મરી, એ પાંચ ઔષધથી સિદ્ધ કરેલું ઘી અધિક વાયુવાળા અપતાનકમાં આપવું

**पलाष्टकं तिल्वकतो वरायाः**
**प्रस्थं पलांशं गुरुपञ्चमूलम् ।**
**सैरण्डसिंहीत्रिवृतं घटेऽपा**
**पक्त्वा पचेत्पादशृतेन तेन ॥३२॥**
**दध्नः पात्रे यावशूकात्त्रिबिल्वैः**
**सर्पिः प्रस्थं हन्ति तत्सेव्यमानम् ।**
**दुष्टान् वातानेकसर्वाङ्गसंस्थान्**
**योनिव्यापद्गुल्मवर्ध्मोदरं च ॥३३॥**

લોધર બત્રીસ તોલા, ત્રિફળા ચોસઠ તોલા, બીલી ચાર તોલા, અરણી ચાર તોલા, આલવો (એટલે મોટો અરડૂસો) ચાર તોલા, પાડળ ચાર તોલા, કાશ્મરી ચાર તોલા, એરંડમૂળ ચાર તોલા, રીંગણી ચાર તોલા અને નસોતર ચાર તોલા એ સર્વે ઔષધોને એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણીમાં ચોથા ભાગનું પાણી રહેતા સુધી ઉકાળવા પછી કવાથને ગાળી લઈને તેમાં એક આઢક (૨૫૬ તોલા) દહીં નાખવું અને જવખાર બાર તોલા નાખવો એ સર્વમાં (૬૪) તોલા ઘી નાખીને સિદ્ધ કરવું એ ઘી સેવવાથી એક અંગમાં કે સર્વાંગમાં રહેલા દુષ્ટ વાયુના રોગ, યોનિરોગ, ગોળો વધરાવળ અને ઉદરરોગ એ સર્વ મટે છે

**विधिरितिल्वकवज्ज्ञेयो रम्याकाशोकयोरपि ॥३४॥**

જે પાછળ (શ્લોક ૩૨, ૩૩) તિલ્વકઘૃતનો વિધિ કહ્યો છે તેવો જ વિધિ ગરમાળાનું અને આસોપાલવનુ ઘી સિદ્ધ કરવાનો જાણવો અર્થાત્ ગરમાળાની કે આસોપાલવની અંતરછાલ બત્રીસ તોલા લેવી અને બીજા ઔષધો તિલ્વકઘૃતમાં કહ્યા પ્રમાણે લેવાં અને એ જ રીતે ઘી સિદ્ધ કરવું એ ઘી પણ તિલ્વકઘૃત જેવો ગુણ આપે છે (મૂળમાં રમ્યાક શબ્દ છે તેનો અર્થ અરુણદત્ત મહાનિંબ કહે છે અને નિઘંટુ રત્નાકરનો કર્તા 'મોટો ગરમાળો' કહે છે)

**અપતાનકનો ઉપસંહાર**

**चिकित्सितमिदं कुर्याच्छुद्धवातापतानके ।**
**संसृष्टदोषे संसृष्टं**

એ પ્રમાણેના ઉપચાર શુદ્ધ વાયુથી થયેલા અપતાનક રોગમાં કરવા જ્યારે અપતાનકમાં બે દોષ કે ત્રણ દોષ ભેગા કોપેલા હોય, ત્યારે તે તે દોષની ભેગી ચિકિત્સા કરવી

**કફયુક્ત અપતાનકનો ઉપાય**

**चूर्णयित्वा कफान्विते ॥३५॥**
**तुम्बुरूण्यभया हिङ्गु पौष्करं लवणत्रयम् ।**
**यवक्वाथाम्बुना पेयं हृत्पार्श्वार्तेऽपतन्त्रके ॥३६॥**
**हिङ्गु सौवर्चलं शुण्ठी दाडिमं साम्लवेतसम् ।**
**पिबेद्वा श्लेष्मपवनहृद्रोगोक्तं च शस्यते ॥३७॥**

જો અપતંત્રક રોગ કફયુક્ત હોય તો ધાણા, હરડે, હિંગ, પુષ્કરમૂળ, સિંધવ, સચળ, બિડલવણ, એ સર્વનું ચૂર્ણ કરીને જવના કવાથરૂપી જળમાં પીવું અપતંત્રક વાયુમાં હૃદય અને પાસામાં વેદના થતી હોય તો, હિંગ, સચળ, સૂંઠ, દાડમ, અમ્લવેતસ, એ સર્વનું ચૂર્ણ જવના કવાથના પાણીમાં પીવું, અથવા કફવાતથી થયેલા હૃદયના રોગમાં જે ઔષધ કહેલા છે તે પણ અહીં શ્રેષ્ઠ છે

## અંતરાયામ અને બહિરાયામની ચિકિત્સા

(શ્લોક ૩૮ થી ૪૦)

**आयामयोर्दितवद्बाह्याभ्यन्तरयोः क्रिया ।**
**तैलद्रोण्यां च शयनमान्तरोऽत्र सुदुस्तरः ॥३८॥**

બાહ્યાયામ અને અંતરાયામની ચિકિત્સા અર્દિત વાયુના જેવી કરવી આયામ વાયુવાળાને તેલથી ભરેલા વાસણમાં સુવાડવો એ બે આયામમાંથી અંતરાયામ વાયુ મટવો મહાકઠણ છે, અર્થાત્ તે અતિ કષ્ટસાધ્ય છે

**અસાધ્ય આયામના લક્ષણ**

**विवर्णदन्तवदनः स्रस्ताङ्गो नष्टचेतनः ।**
**प्रस्विद्यंश्च धनुष्कम्भी दशरात्रं न जीवति ॥३९॥**

જે આયામવાળા રોગીના દાંત અને મુખ વિવર્ણ થઈ ગયેલા હોય, અર્થાત્ તેનો રંગ બદલાઈ ગયો હોય, અંગ લબડી પડયા હોય, ભાન જતું રહ્યું હોય, શરીરે પરસેવો થતો હોય અને જે કામઠાની પેઠે વાંકો વળી જતો હોય, તે રોગી દશ દિન સુધી જીવે નહિ (ધનુષ્કંભી=ધનુર વાયુ રોગ તેવો માનવો)

**ઉપદ્રવરહિત આયામની ચિકિત્સા**

**वेगेष्वतोऽन्यथा जीवेन्मन्देषु विनतो जडः ।**
**खञ्जः कुणिः पक्षहतः पङ्गुलो विकलोऽथवा ॥४०॥**
**हनुस्रंसे हनू स्निग्धस्विन्नौ स्वस्थानमानयेत् ।**

**उन्नामयेच्च कुशलश्चिबुकं विवृते मुखे ॥४१॥**
**नामयेत्संवृते शेषमेकायामवदाचरेत् ।**

જો આયામ રોગવાળાને ઉપર (શ્લોક ૩૮, ૩૯ામા) કહ્યા છે તેવા લક્ષણ ન હોય અને વેગ (રોગના હુમલા) ધીમા હોય તો તે રોગી જીવે ખરો પણ તે વાંકો વળી જાય, જડ થઈ જાય, પગે ખોડા થઈ જાય, હાથે લૂલો થાય, એને પક્ષાઘાત થાય, એ સાથળમાથી પાંગળો થાય, અથવા ગાંડો થઈ જાય જો રોગીની હડપચી તેના સ્થાનમાથી ખસી ગઈ હોય તો હડપચીને પ્રથમ સ્નિગ્ધ કરીને પછી અગ્નિ વડે તેને શેકવી અને પછી જો મો ઉઘાડુ રહેતું હોય તો વૈદ્યે તે હડપચીને ઊંચી દબાવવી, જો મુખ બીડેલુ રહેતું હોય તો હડપચીને નીચી નમાવવી એ રોગની બીજી ચિકિત્સા એકાયામ વાયુની ચિકિત્સા પેઠે કરવી

## જિહ્વાસ્તંભની ચિકિત્સા

**जिह्वास्तम्भे यथावस्थं**
**कार्यं वातचिकित्सितम् ॥ ४२ ॥**

જો જીભ જડ થઈ જાય તો જેવી જેવી રોગની અવસ્થા હોય તે પ્રમાણે સ્નેહન, સ્વેદન વગેરે વાયુની ચિકિત્સા કરવી

## અર્દિત વાયુ(અડદિયો વા)ની ચિકિત્સા

**अर्दिते नावनं मूर्ध्नि तैलं श्रोत्राक्षितर्पणम् ।**
**सशोफे वमनं दाहरागयुक्ते सिराव्यधः ॥४३॥**

અર્દિત(અડદિયો વા)મા નાકમા સૂંઘવાનું (ફૂંકવાનું) ઔષધ આપવું; માથે તેલ ઘાલવું, આંખ અને કાનમા તેલ મૂકીને તેનું (આંખનું અને કાનનું) તર્પણ કરવુ, જો અર્દિત વાયુમા સોજો હોય તો રોગીને વમન આપવું, જો બળતરા અને રાગ (રતાશ) યુક્ત અર્દિત વાયુ હોય તો ફસ ખોલવી.

## પક્ષાઘાતની ચિકિત્સા

**स्नेहनं स्नेहसंयुक्तं पक्षाघाते विरेचनम् ।**

પક્ષાઘાત વાયુમા સ્નેહપાન કરાવવુ તથા સ્નેહ ચોળવો. તેમ જ રોગીને સ્નેહયુક્ત વિરેચન આપવું

## અવબાહુની ચિકિત્સા

**अवबाहौ हितं नस्यं स्नेहश्चोत्तरभक्तिकः ॥४४॥**

અવબાહુ નામે વાયુના રોગમાં નસ્ય (નાકમાં સૂંઘવાનુ ઔષધ) આપવું હિતકર છે તેમ ભોજન કર્યા પછી સ્નેહપાન કરાવવુ હિતકર છે (સંગ્રહ નામે ગ્રંથમા કહ્યુ છે કે જો રોગ સામ(આમવાળો) હોય તો ઉપવાસ જ હિતકર છે)

## ઊરુસ્તંભની ચિકિત્સા

(શ્લોક ૪૪ા થી ૫૪ા)

વૂખા ઉપચાર

**ऊरुस्तम्भे तु न स्नेहो न च संशोधनं हितम् ।**
**श्लेष्मामामेदोबाहुल्याद्युक्त्या तत्क्षपणान्यतः ॥**
**कुर्याद्रूक्षोपचारश्च यवश्यामाककोद्रवाः ।**
**शाकैरलवणैः शस्ताः किञ्चित्तैलैर्जलैः शृतैः ॥**
**जाङ्गलैरघृतैर्मांसैर्मध्वम्भोरिष्टपायिनः ।**
**वत्सकादिर्हरिद्रादिर्वचादिर्वा ससैन्धवैः ॥४७॥**
**आढ्यवाते सुखाम्भोभिः पेयः षड्धरणोऽथवा ।**

ઊરુસ્તંભ રોગમા શ્લેષ્મ (કફ), આમ અને મેદ ઘણો હોય છે, માટે તેમા સ્નેહન હિતકર નથી, તેમ જ તેને શોધન ઉપચાર લાગુ કરવા પણ હિતક નથી માટે કફ, આમ અને મેદનો નાશ કરે એ ઔષધ અને ક્રિયા રોગીને યુક્તિથી લાગુ કરવાં તે લૂખા ઉપચાર કરવા, મધ અને પાણીનો અરિષ્ટ તે પાવો, તથા જવ, સામો અને કોદરાના અન્ન તેને ખાવા આપવા. તે અન્ન સાથે લગારેક લવણ નાખીને તથા લગારેક તેલમા વઘારેલા અને પાણીમા બાફેલા શાક આપવા. વળી તેને જાંગલ પ્રાણીઓનું માંસ ખાવા આપવું, પણ તે સાથે ઘી આપવું નહિ ઊરુસ્તંભનો રોગ હોય તો વત્સકાદિ ગણના ઔષધો અથવા હરિદ્રાદિ ગણના ઔષધો અથવા વચાદિ ગણના ઔષધો એમાના ગમે તે એક ગણના ઔષધોમા સિંધવ ભેળવીને લગારેક ગરમ કરેલા પાણી સાથ તે પીવા. અથવા આ અધ્યાયમા પાછળ કહેલુ (શ્લોક ૧૯) ષડ્ધરણ ચૂર્ણ સિંધવ નાખેલા લગાર ગરમ કરેલા પાણી સાથે પીવું

**लिह्यात्क्षौद्रेण वा श्रेष्ठा चव्यतिक्ताकणाघनान् ॥**
**कल्कं समधु वा चव्यपथ्याग्निसुरदारुजम् ।**
**मूत्रैर्वा शीलयेत्पथ्यां गुग्गुलुं गिरिसम्भवम् ॥**

અથવા ત્રિફલા, ચવક, કડુ, પીપર અને મોથ, એનું ચૂર્ણ મધ સાથે ચાટવું, અથવા ચવક, હરડે, ચિત્રો, દેવદાર, એ ઔષધોનો કલ્ક મધ સાથે ચાટવા, અથવા ગોમૂત્ર સાથે હરડે પીવી, અથવા ગોમૂત્ર સાથે ગૂગળ કે શિલાજિત પીવા.

**व्योषाग्निमुस्तत्रिफलाविडङ्गैर्गुग्गुलुं समम् ।**

खादन् सर्वान् जयेद्व्याधीन्
मेदःश्लेष्मामवातजान् ।५०॥

ત્રિકટુ, ચિત્રો, મોથ, ત્રિફળા, વાવડિંગ, એ પાંચ ઔષધો સમાન લઈને તે સર્વના સરવાળા બરોબર ગૂગળ લેવો. એ સર્વ એકત્ર કરીને ખાવાથી મેદથી, કફથી, આમથી અને વાયુથી થયેલા બધા રોગો મટે છે.

शाम्यत्येव कफाक्रान्तः समेदस्कः प्रभञ्जनः ।
क्षारमूत्रान्वितान् स्वेदान् सेकानुद्वर्तनानि च ॥
कुर्याद्दिह्याच्च मूत्राढ्यैः करञ्जफलसर्षपैः ।
मूलैर्वाऽप्यर्कनक्तारीनिम्बजैः ससुराह्वयैः ॥५२॥
सक्षौद्रसर्षपापक्वलोष्टवल्मीकमृत्तिकैः ।

એ પ્રમાણે (પાછળ કહ્યા પ્રમાણે) ક્રિયાક્રમ કરવાથી કફયુકત તથા મેદયુકત વાયુ શમે છે વળી ક્ષાર અને ગોમૂત્ર એ બે વાના નાખેલા ઔષધથી શેક કરવો, સિંચન કરવું તથા પીઠીની માફક નીચેથી ઊંચે ચોળવું વળી કરંજના ફળ અને સરસવને ગાયના મૂત્રમાં વાટીને તેનો લેપ કરવો, અથવા આકડાનું મૂળ, અરણીનું મૂળ, લીમડાનું મૂળ, દેવદાર, સરસવ, અપકવ માટીનો ગોળો, રાફડાની માટી, એ સર્વનો મધ સાથે લેપ કરવો

कफक्षयार्थं व्यायामे सह्ये चैनं प्रवर्तयेत् ।
स्थलान्युल्लङ्घयेन्नारीः शक्तितः परिशीलयेत् ।
स्थिरतोयं सरः क्षेमं प्रतिस्रोतो नदीं तरेत् ॥
श्लेष्ममेदःक्षये चात्र स्नेहादीनवचारयेत् ।

ઊરુસ્તંભ રોગવાળાને કફ અને મેદનો નાશ કરવા માટે સહેવાનો વ્યાયામ (મહેનત, કસરત) કરાવવો જેમ કે તેની પાસે સ્થળો ઓળંગાવવા, તેની શકિત પ્રમાણે તેણે સ્ત્રીઓ ભોગવવી, જે સરોવરનું પાણી સ્થિર હોય તથા મગર વગેરેથી રહિત હોય તેવા જળાશયની ભરેલા સરોવરમાં તરવું, નદીમાં પ્રવાહની સામે તરવું એ રીતે શમ કરવાથી કફ અને મેદ ઓછાં થાય એટલે તેને સ્નેહન વગેરે લાગુ કરવું

બાકીના વાતરોગોમાં ચિકિત્સાનું ધોરણ

स्थानदूष्यादि चालोच्य कार्या शेषेष्वपि क्रिया ॥

બાકીના વાતરોગોમાં પણ રોગનું સ્થાન દૂષ્ય ધાતુ, (+આવરણ) વગેરેનો વિચાર કરીને યથાયોગ્ય ક્રિયા કરવી.

ઈચ્છા પ્રમાણે ચાલી શકે એવો કવાથ

सहचरं सुरदारु सनागरं
क्वथितमम्भसि तैलविमिश्रितम् ।
पवनपीडितदेहगतिः पिबन्
द्रुतविलम्बितगो भवतीच्छया ॥५६॥

વાયુવડે જેના દેહની ગતિ પીડાયેલી હોય તેણે કાંટાશેળિયો, દેવદાર અને સૂંઠ એને ઉકાળીને તેમાં તેલ નાખીને પીવું તેથી તે પોતાની ઇચ્છા પ્રમાણે ઉતાવળે અને ધીમે ચાલી શકે છે.

વાયુનાશક ઉત્તમ ઘી

रास्नामहौषधव्हीपिपिप्पलीशठिपौष्करम् ।
पिष्ट्वा विपाचयेत्सर्पिर्वातरोगहरं परम् ॥५७॥

રાસ્ના, સૂંઠ, ચિત્રો, પીપર, પટક્યૂરો, પુષ્કરમૂળ એટલા ઔષધોને બારીક લસોટીને તેના કલ્કથી વિધિપુરઃસર ઘી પકવવું એ ઘીથી વાયુના રોગ મટે છે

વાયુના રોગો વગેરે રોગો માટે ઘી

निम्बामृतावृषपटोलनिदिग्धिकानां
भागान् पृथग् दश पलान् विपचेद्घटेऽपाम् ।
अष्टांशशेषितरसेन पुनश्च तेन
प्रस्थं घृतस्य विपचेत्पिचुभागकल्कैः ॥५८॥
पाठाविडङ्गसुरदारुगजोपकुल्या-
द्विक्षारनागरनिशामिशिचव्यकुष्ठैः ।
तेजोवतीमरिचवत्सकदीप्यकाग्नि-
रोहिण्यरुष्करवचाकणमूलयुक्तैः ॥५९॥
मञ्जिष्ठयाऽतिविषया विषया यवान्या
संशुद्धगुग्गुलुपलैरपि पञ्चसङ्ख्यैः ।
तत्सेवितं विधमति प्रबलं समीरं
सन्ध्यस्थिमज्जगतमप्यथ कुष्ठमीदृक् ॥६०॥
नाडीव्रणार्बुदभगन्दरगण्डमाला
जत्रूर्ध्वसर्वगदगुल्मगुदोत्थमेहान् ।
यक्ष्मारुचिश्वसनपीनसकासशोफ-
हृत्पाण्डुरोगमदविद्रधिवातरक्तम् ॥६१॥

એક દ્રોણ પાણી લઈને તેમાં લીમડો, ગળો, અરડૂસી, પટોળ, રીંગણી એ પ્રત્યેક ઔષધ ચાળીસ ચાળીસ તોલા નાખીને તેનો કવાથ કરવો. તે કવાથ ઉકળતાં —ઊકળતાં પાણી આઠમા ભાગે રહે ત્યારે તેમાં નીચેનાં દ્રવ્યોનો કલ્ક એક એક તોલો નાખવો:—પાડમૂળ, વાવડિંગ, દેવદાર, ગજપીપર, જવખાર, સાજીખાર, સૂંઠ, હળદર, સુવા, ચવક, ઉપલેટ, માલકાંગણી, મરી, કડાછાલ, અજમોદ, ચિત્રો, કડુ, ભિલામાં, વજ, પીપરીમૂળ, મજીઠ, અતિવિષ, કામેલી, યવાની અજમો, એ સર્વમાં વીસ તોલા શુદ્ધ ગૂગળ નાખવો. પછી તેમાં ૬૪ તોલા ઘી નાખવું પછી ઘીને સિદ્ધ કરવું એ રીતે

સિદ્ધ થયેલું ઘી પીવાથી અતિ બળવાન વાયુ હોય તે મટે છે જો વાયુ સાંધાઓમાં હોય, હાડકામાં હોય, મજ્જામાં હોય, તોપણ એ ઘીથી મટે છે, એ જ પ્રમાણે સાંધામાં, હાડકામાં કે મજ્જામાં કુષ્ઠ થયો હોય તે પણ મટે છે વળી નાડીવ્રણ, અર્બુદ, ભગંદર, કંઠમાળ, ઊર્ધ્વજત્રુના (ગળાની હાંસડીથી ઉપરના) સર્વ રોગ, ગુલ્મરોગ, હરસ, પ્રમેહ, ક્ષય, અરુચિ, દમ, સળેખમ, ખાંસી, સોજો, હૃદયના રોગ, મદરોગ, ગડ અને પન એ સર્વે રોગ મટે છે

**માથામાં કોપેલા વાયુમાં નસ્ય**

**बलाबिल्वशृते क्षीरे घृतमण्डं विपाचयेत् ।**
**तस्य शुक्तिः प्रकुञ्चो वा नस्यं वाते शिरोगते ॥६२**

બળદાણા અને બીલા એ બે ઔષધો નાખીને ઉકાળેલા દૂધમાં ઘૃતમંડ પક્વ કરવો તે સિદ્ધ થયેલા ઘૃતમંડમાંથી બે તોલા કે ચાર તોલા ઘી સૂંઘવાથી (નસ્ય લેવાથી) માથાનો વાયુ મટે છે

**શુદ્ધ વાયુમાં વસાનસ્ય**

**तद्वत्सिद्धा वसा नक्रमत्स्यकूर्मचुलूकजा ।**
**विशेषेण प्रयोक्तव्या केवले मातरिश्वनि ॥६३॥**

ઉપર જેમ બળદાણા અને બીલામાં સિદ્ધ કરેલા દૂધમાં ઘીનો મંડ સિદ્ધ કરી સૂંઘવાનો કહ્યો છે, તે જ પ્રમાણે મગર, મત્સ્ય, કાચબો કે છાણમગરીની વસા બળદાણા અને બીલા નાખીને ઉકાળેલા દૂધમાં સિદ્ધ કરીને શુદ્ધ વાયુવાળાને ખાસ કરીને સૂંઘવા આપવી, અર્થાત્ શુદ્ધ વાયુ ઉપર એ વસાનું નસ્ય સારો ગુણ કરે છે

**વાયુના બધા રોગ માટે તેલ**

**जीर्णं पिण्याकं पञ्चमूलं पृथक् च ।**
**क्वाथ्यं क्वाथाभ्यामेकतस्तैलमाभ्याम् ।**
**क्षीरादष्टांशं पाचयेत्तेन पाना-**
**द्वाता नश्येयुः श्लेष्मयुक्ता विशेषात् ॥६४**

જૂનો ખોળ અને પંચમૂળ એ બેનો જુદો જુદો ક્વાથ કરવો પછી બંને ક્વાથ ભેગા ભરીને બે ક્વાથની બરાબર તેમાં તેલ નાખવું, તથા તેલ કરતાં આઠ ગણું દૂધ નાખવું પછી તેનો પાક કરવો (સિદ્ધ કરવું) જ્યારે તેલ સિદ્ધ થાય (તેલ માત્ર શેષ રહે) ત્યારે તે તેલ ગાળી લેવું એ તેલ પીવાથી બધા પ્રકારના વાયુના રોગ મટે છે અને કફયુક્ત વાયુનો રોગ હોય તો તે ખાસ મટે છે

**प्रसारिणीतुलाक्वाथे तैलप्रस्थं पयःसमम् ।**
**द्विमेदामिशिमञ्जिष्ठाकुष्ठरास्नाकुचन्दनैः ॥६५॥**
**जीवकर्षभकाकोलीयुगलामरदारुभिः ।**
**कल्कितैर्विपचेत्सर्वमारुतामयनाशनम् ॥६६॥**

ચાર સો તોલા પ્રસારણ વેલ લઈને તેનો ક્વાથ કરવો તેમાં ચોસઠ તોલા તેલ અને તેટલું જ દૂધ નાખવું પછી મેદા, મહામેદા, સુવા, મજીઠ, ઉપલેટ, રાસ્ના, રતાંજળી (રક્તચંદન), જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી અને દેવદાર, એ ઔષધોનો કલ્ક તેમાં નાખીને તે તેલ સિદ્ધ કરવું એ તેલ સર્વ પ્રકારના વાયુના રોગને મટાડનારું છે

**समूलशाखस्य सहाचरस्य**
**तुलां समेतां दशमूलतश्च ।**
**पलानि पञ्चाशदभीरुतश्च**
**पादावशेषं विपचेद्द्रोणेऽपाम् ॥६७॥**
**तत्र सैन्धवनखकुष्ठहिमैला-**
**स्पृक्प्रियङ्गुनलिकाम्बुशिलाजैः ।**
**लोहितानलदलोहसुराह्वैः**
**कोपनामिशितुरुष्कनतैश्च ॥६८॥**
**तुल्यक्षीरं पालिकैस्तैलपात्रं**
**सिद्धं कृच्छ्रान् शीलितं हन्ति वातान् ।**
**कम्पाक्षेपस्तम्भशोषादियुक्तान्**
**गुल्मोन्मादौ पीनसं योनिरोगान् ॥६९॥**

ધોળો કાંટાશેળિયો મૂળ અને ડાળાં સહિત ચાર સો (૪૦૦ તોલા) લેવો દશમૂળ પણ તેટલાં જ લેવાં શતાવરી બસો તોલા લેવી. એ સર્વનો ચાર દ્રોણ પાણીમાં એક દ્રોણ પાણી બાકી રહેતાં લગી ક્વાથ કરવો તેમાં વાળો, નખલા, ઉપલેટ, સુખડ, એલચી, લજામણી, પ્રિયંગુ (કાંગ), નલિકા, કાળો વાળો, દગડ ફૂલ, રતાંજળી, નલદ (વાળો, પીળો વાળો), લોહ, શિલાજિત, રાતી કરણ, સુવા, શિલારસ, તગર, એ ઔષધો ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક નાખવો પછી તેમાં ૨૫૬ તોલા તેલ અને તેટલું જ દૂધ નાખીને તેલ સિદ્ધ કરવું એ તેલનું સેવન કરવાથી કંપ, આક્ષેપ, સ્તંભ, શોષ વગેરેથી યુક્ત દુઃસાધ્ય વાયુના રોગ મટે છે, તેમ જ ગોળો, ગાંડપણ, સળેખમ અને યોનિરોગ પણ એ તેલથી મટે છે

**ભેડમહર્ષિએ કહેલું સહાચરતેલ**

**सहाचरतुलायास्तु रसे तैलाढकं पचेत् ।**
**मूलकल्काद्दशपलं पयो दत्त्वा चतुर्गुणम् ॥७०॥**
**अथवा नतपड्ग्रन्थास्थिराकुष्ठसुराह्वयात् ।**
**शैलानलदशैलेयशताह्वारक्तचन्दनात् ॥७१॥**

**सिद्धेऽस्मिन् शर्कराचूर्णादष्टाद्दशपलं क्षिपेत् ।**
**भेडस्य सम्मतं तैलं तत्कृच्छ्राननिलामयान् ॥७२॥**
**वातकुण्डलिकोन्मादगुल्मवर्ध्मादिकान् जयेत् ।**

ધોળો કાટાશેળિયો ચારસો તોલા લઈને તેના ક્વાથમા બસો છપ્પન તોલા તેલ નાખવુ પછી તેમા ચાળીસ તોલા કાટાશેળિયાના મૂળનો કલ્ક નાખવો અને તેલથી ચોગણુ દૂધ નાખવું એ સર્વનો પાક કરીને તેલ સિદ્ધ કરવુ અથવા ચારસો તોલા કાટાશેળિયાના ક્વાથમા બસો છપ્પન તોલા તેલ તથા તેલથી ચોગણુ દૂધ નાખીને તેમા તગર, વજ, શાલિપર્ણી, ઉપલેટ, દેવદાર, એલચી, વાળો, શિલાજિત, સુવા (સવા), રક્તચદન, એ ઔષધોનો કલ્ક નાખીને તેલ સિદ્ધ કરવુ એ તેલ સિદ્ધ થાય એટલે તેમા બોતેર તોલા સાકરનુ ચૂર્ણ નાખવુ એ તેલ ભેડમહર્ષિએ પસદ (મજૂર) કરેલું છે તે ઘણા કઠણ (મટવાને કઠણ) વાયુના રોગને મટાડે છે વળી તે વાતકુડલિકા રોગને, ગુલ્મરોગને અને વધરાવળને પણ મટાડે છે

બલાતેલ

**बलाशतं छिन्नरुहापाद रास्नाष्टभागिकम् ॥७३॥**
**जलाढकशते पक्त्वा शतभागस्थिते रसे ।**
**दधिमस्त्विक्षुनिर्यासशुक्तैस्तैलाढकं समैः ॥७४॥**
**पचेत्साजपयोर्धांश कल्कैरेभिः पलोन्मितैः ।**
**शठीसरलदार्वेलामञ्जिष्ठागुरुचन्दनै. ॥७५॥**
**पद्मकातिबलामुस्ताशूर्पपर्णीहरेणुभिः ।**
**यष्ट्याह्वसुरसव्याघ्रनखर्षभकजीवकैः ॥७६॥**
**पलाशरसकस्तूरीनलिकाजातिकोशकैः ।**
**स्पृक्काकुङ्कुमशैलेयजातीकटुफलाम्बुभिः ॥७७॥**
**त्वक्कुन्दरुककर्पूरतुरुष्कश्रीनिवासकः ।**
**लवङ्गनखकङ्कोलकुष्ठमांसीप्रियङ्गुभि ॥७८॥**
**स्थौणेयतगरध्यामवचामदनकप्लवै ।**
**सनागकेसरै· सिद्धे दद्याच्चात्रावतारिते ॥७९॥**
**पत्रकल्क तत· पूतं विधिना तत्प्रयोजितम् ।**
**कासं श्वास ज्वर छर्दि मूर्च्छां गुल्मक्षतक्षयान् ॥८०**
**प्लीहशोषावपस्मारमलक्ष्मीं च प्रणाशयेत् ।**
**बलातैलमिद श्रेष्ठं वातव्याधिविनाशनम् ॥८१॥**

બળદાના ચારસો તોલા લેવા, ગળો સો તોલા લેવી, રાસ્ના પચાસ તોલા લેવી, પછી એ ત્રણેનો સો આઢક (૨૫૬૦૦ તોલા) પાણીમા ક્વાથ કરવો એ ક્વાથ એક આઢક રહે ત્યારે ગાળી લઈને તેમા એક આઢક (૨૫૬ તોલા) દહીં તેટલું જ દહીનું નીતર્યું પાણી, તેટલો જ શેરડીનો રસ અને તેટલો જ સરકો મેળવવો પછી તેમાં એક આઢક તેલ નાખવુ તથા અડધો આઢક (એક સો અઠ્ઠાવીસ તોલા) બકરીનુ દૂધ નાખવુ એ સર્વમા પડકચૂરો, સરલ વૃક્ષની છાલ (જેનો ગુદર તે રાળ કહેવાય છે), દારુહળદર, એલચી, મજીઠ, અગર, સુખડ, પદ્મકાષ્ઠ, અતિબલા, મોથ, શૂર્પપર્ણી (જગલી મગ), રેણુકબીજ, જેઠીમધ, તુળસી, થોર, ઋષભક, જીવક, ખાખરો, હીરાબોળ, કસ્તૂરી, કાળી નગોડ, જાયફળ, કપૂરીમધુરી, કેસર, શિલાજિત, ચમેલી, કાયફળ, વાળો, તજ, સાલવૃક્ષ (જેનો ગુદર બેરજો કહેવાય છે) કપૂર, શિલારસ, ગધી જેગ્જો, તે લવિગ, નખલા, કકોલ, ઉપલેટ, જટામાસી, કાગ, થુણેર, તગર, રોહિસઘાસ, વજ, મીંઢળ, મોથ, નાગકેસર, એ ઔષધો માનુ દરેક ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક કરી નાખવો પછી તેલ સિદ્ધ કરવુ પછી તેને નીચે ઉતારીને તેમાં તમાલપત્રનો કલ્ક નાખવો પછી તે તેલને ગાળી લઈને તેનો વિધિપૂર્વક ઉપયોગ કરવાથી ખાસી, દમ, તાવ, ઊલટી, મૂર્છા, ગોળો, ઉરક્ષત, ક્ષય, બરોળ, શોષ રોગ, વાઈ અને અલક્ષ્મીનો નાશ થાય છે આ બલાતેલ વાયુના રોગનો નાશ કરનારુ છે

વાયુના રોગો અને સ્રીનુ વાઝિયાપણુ મટાડે એવા સ્નેહો

**पाने नस्येऽन्वासनेऽभ्यञ्जने च**
**स्नेहा. काले सम्यगेते प्रयुक्ता· ।**
**दुष्टान् वातानाशु शान्ति नयेयु-**
**र्वन्ध्या नारीः पुत्रभाजश्च कुर्यु· ॥८२॥**

પહેલા જે જે સ્નેહ કહેલા છે તે પીવામાં, સૂઘવામા, અન્વાસનબસ્તિમા અને શરીરે ચોળવામાં કાળનો વિચાર કરીને વિધિપૂર્વક યોજ્યા હોય, તો તે વાયુના દુષ્ટ રોગોને તત્કાળ શાંત કરે છે તથા વધ્યા સ્રીને પુત્રવતી કરે છે

વાયુના રોગોમાં કફ અને પિત્તને બસ્તિઓ આપીને ક્યારે બહાર કાઢવાં?

**स्नेहस्वेदैर्द्रुतः श्लेष्मा यदा पक्वाशये स्थित· ।**
**पित्त वा दर्शयेद्रूपं बस्तिभिस्त विनिर्जयेत् ॥८३॥**

સ્નેહ અને સ્વેદવડે ઓગળેલા કફ કે પિત્ત પક્વાશયમા રહીને પોતપોતાના ચિહ્ન પ્રકટ કરે, તો તે કફ અથવા પિત્તને બસ્તિઓ આપીને જીતવા અર્થાત્ મટાડવા.

इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने वातव्याधि चिकित्सित नाम एकविंशोऽध्याय· ॥ २१ ॥

# અધ્યાય ૨૨ મો: પતની, વાયુના પ્રકોપની અને વાયુના આવરણની ચિકિત્સા

વાયુના રોગોની ચિકિત્સા કહ્યા પછી વાતરકત (પત)ની ચિકિત્સા કહેવાનો આરંભ કરે છે. વાતરકત મોટે ભાગે વાયુનો જ રોગ છે પણ એ રોગ લોહી સાથે ભળેલા વાયુથી થતો હોવાથી તથા તે વિષે ઘણુ કહેવા જેવું હોવાથી એની ચિકિત્સા વાતવ્યાધિથી જુદી બતાવી છે.

**अथातो वातशोणितचिकित्सितं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે પતની ચિકિત્સા સમજાવીશુ. એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## વાતરકત(પત)ની ચિકિત્સા

(શ્લોક ૧ા થી ૪૮)

પતમા આતર ચિકિત્સા

(શ્લોક ૧ા થી ૨૯ા)

## પતની સામાન્ય ચિકિત્સા

(શ્લોક ૧ા થી ૪ા)

વાતરકતવાળાનો રકતસ્રાવ કરવો. સ્નેહન: લોહી કાઢવામા સભાળ

**वातशोणितिनो रक्तं स्निग्धस्य बहुशो हरेत् ।**
**अल्पाल्पं पालयन् वायुं यथादोषं यथाबलम् ॥१॥**

વાતરકત(પત)વાળા રોગીને પ્રથમ સ્નિગ્ધ કરીને તેના વાયુનો કોપ ન થાય એવી રીતે તેના વાયુનો કોપ ન થાય એવી રીતે તેના દોષ, દૂષ્ય, બળ વગેરેનો વિચાર કરીને, તેનું થોડેથોડુ પણ બહુ વાર લોહી કાઢવુ કેમ કે એક સાથે ઘણુ લોહી શરીરમાંથી વહી જવાને લીધે તેનો વાયુ કોપે છે

પતમા કયારે થી રીતે લોહી કાઢવુ?

**रुगागतोददाहेषु जलौकोभिर्विनिर्हरेत् ।**
**शृङ्गतुम्बीसिरामिश्चिमाकण्डूरुग्दूयनान्वितम् ॥२॥**
**प्रच्छानेन सिराभिर्वा देशाद्देशान्तरं व्रजत् ।**

જે વાતરકતવાળાને પીડા થતી હોય, રતાશ જણાતી હોય અને બળતરા થતી હોય, તો ત્યાં આગળ જળો મૂકીને લોહી કાઢી નાખવુ. જો ચમચમતું હોય, તેમાં ખરજ આવતી હોય, પીડા થતી હોય અને દુખતુ હોય તો રૂમડીથી અને તૂમડીથી લોહી કાઢવુ, જો લોહી શરીરમા એક જગ્યાએથી બીજી જગ્યાએ દોડતું હોય તો પ્રચ્છાનક્રિયાથી (સૂ ૨૬/૫૦ાથી ૫૨ા) અથવા સિરાવ્યધ વિધિથી (ફસ ખોલીને) લોહી કાઢવુ

પતમા લોહી કયારે અને કેમ ન કાઢવુ?

**अङ्गग्लानौ तु न स्राव्य रूक्षे वातोत्तरे च यत् ॥३॥**
**गम्भीरं श्वयथुं स्तम्भं कम्पं स्नायुसिरामयान् ।**
**ग्लानिमन्यांश्च वातोत्थान्**
**कुर्याद्वायुरसृक्क्षयात् ॥४॥**

જે રાગીનુ અગ ચીમળાઈ (સુકાઈ) ગયુ હોય તો લોહી ન કાઢવું તેમ જ જે દરદી લૂખો પડી ગયો હોય અને જેનામા વાયુ વધારે બળવાન હોય તેનું લોહી પણ કાઢવુ નહિ પણ લોહી લૂખુ હોય તો વાયુના રોગની ચિકિત્સામાં કહેલા ઔષધ કરવાં, કેમ કે જો વાયુ બળવાન હોવા છતા લોહી કાઢવામા આવે તો લોહી ઓછુ થવાથી વાયુ ગભીર સોજો, સ્તભ, કપ, સ્નાયુના રોગ, શિરાઓના રોગ, ગ્લાનિ અને બીજા વાયુથી ઉત્પન્ન થતા રોગ ઉત્પન્ન કરે છે

વિરેચન કરવા યોગ્ય પતરોગીને કેવુ વિરેચન આપવુ?

**विरेच्यः स्नेहयित्वा तु स्नेहयुक्तैर्विरेचनैः ।**

જે પતરોગી વિરેચન આપવા યોગ્ય હોય તેને સ્નેહપાન કરાવીને સ્નેહયુકત વિરેચન આપવા.

## વાયુ વધારે કોપ્યો હોય એવા પતના ઉપાય

(શ્લોક ૫ થી ૯)

દૂધ અને સ્નેહો

**वातोत्तरे वातरक्ते पुराणं पाययेद्घृतम् ॥५॥**

જે વાતરકતમાં વાયુ પ્રબળ હોય તેમા રાગીને જૂનું ઘી પાવુ

**श्रावणीक्षीरकाकोलीक्षीरिणीजीवकैः समैः ।**
**सिद्धं सर्षपकैः सर्पिः सक्षीरं वातरक्तनुत् ॥६॥**

ગોરખમૂડી, ક્ષીરકાકોલી, સારિવા, જીવક અને સરસવ, એ ઔષધ સરખે ભાગે લઈને એમના કલ્ક સહિત તથા દૂધ સહિત ઘી પકવ કરી તે ઘી પીવાથી વાતરકત મટે છે

**द्राक्षामधूकवारिभ्यां सिद्धं वा सवितोपलम् ।**
**घृतं पिबेत्तथा क्षीरं गुडूचीस्वरसे शृतम् ॥७॥**
**तैलं पयः शर्करां च पाययेद्वा सुमूर्च्छितम् ।**

કાળી દ્રાક્ષ, જેઠીમધ, એ બેના કવાથમાં સિદ્ધ કરેલા ઘીમા સાકર નાખીને તે પીવુ, અથવા ગળોના સ્વરસમાં સિદ્ધ કરેલું (ઉકાળેલુ) દૂધ પીવું; અથવા તેલ, દૂધ અને સાકર બરાબર એકત્ર કરીને પાવાં

**बलाशतावरीरास्नादशमूलैः सपीलुभिः ॥८॥**
**श्यामैरण्डस्थिराभिश्च वातार्तिघ्नं शृतं पयः ।**

બળદાણા, શતાવરી, રાસ્ના, દશમૂલ, પીલૂડી, કાળુ નસોતર, એરડાનું મૂળ, શાલિપર્ણ, એ ઔષધો નાખીને ઉકાળેલુ દૂધ વાતરકતની પીડાનો નાશ કરે છે

**धारोष्णं मूत्रयुक्तं वा क्षीरं दोषानुलोमनम् ॥९॥**

તરતનુ દોહેલુ ફીણભર્યુ ગાયનુ દૂધ પીવાથી અથવા ગાયના દૂધમા સરખે ભાગે ગાયનુ મૂત્ર ભેળવીને પીવાથી દોષનુ (વાયુનુ) અનુલોમન થાય છે

## પિત્ત વધારે કોપ્યું હોય એવા પતના ઉપાય

(શ્લોક ૯ાા થી ૧૩ાા)

ઓછા દોષ(પિત્ત)વાળા માટે વિરેચન

**पैत्ते पक्त्वा वरीतिक्तापटोलत्रिफलामृताः ।**
**पिबेद्घृतं वा क्षीरं वा स्वादुतिक्तकसाधितम् ॥१०**

જેમા પિત્ત વધારે હોય એવા વાતરકતમા શતાવરી, કડુ, પટોલ, ત્રિફળા, ગળો, એ ઔષધોમા ઘી પકવ કરીને પીવુ, અથવા મધુર અને કડવા દ્રવ્યવડે સિદ્ધ કરેલુ દૂધ પીવુ

મધુર (ગળ્યાં) દ્રવ્ય સૂ અ ૧૦, શ્લોક ૨૨ થી ૨૪ાા

કડવાં દ્રવ્ય : સૂ અ ૧૦, શ્લોક ૨૭ાા થી ૨૯ાા

બહુદોષ(પિત્ત)વાળા માટે વિરેચન

**क्षीरेणैरण्डतैलं च प्रयोगेण पिबेन्नरः ।**
**बहुदोषो विरेकार्थं जीर्णे क्षीरौदनाशनः ॥११॥**

જે માણસમા બહુ દોષ (પિત્ત) હોય તેણે વિરેચન થવા માટે દૂધ સાથે દિવેલ પીવાનો પ્રયોગ રાજ કરવો, અને તે ઔષધ જ્યારે પચી જાય ત્યારે ભાત અને દૂધ ખાવા

**कषायमभयानां वा पाययेद्घृतभर्जितम् ।**
**क्षीरानुपानं त्रिवृताचूर्णं द्राक्षारसेन वा ॥१२॥**

અથવા હરડેના કવાથને તેમા ઘી શેકીને (છમકારીને) પાવો, અથવા નસોતરના મૂળનું ચૂર્ણ દૂધના અનુપાન સાથ પાવુ, અથવા નસોતરના મૂળનુ ચૂર્ણ કાળી દ્રાક્ષના રસ સાથ પાવું.

પતમા બસ્તિ : એના ફાયદા

**निर्हरेद्वा मलं तस्य सघृतैः क्षीरबस्तिभिः ।**
**न हि बस्ति समं किञ्चिद्वातरक्तचिकित्सितम् ॥१३**
**विशेषात्पायुपार्श्वोरुपर्वास्थिजठरार्तिषु ।**

અથવા ઘીવાળી ક્ષીરબસ્તિઓ આપીને તે વાતરકતરોગવાળાનો મળ કાઢવો, કેમ કે બસ્તિના જેવુ બીજુ વાતરકતનુ ઔષધ નથી અને જ્યારે ગુદા, પાસા, સાથળ અને સાંધાના હાડકામા પીડા થતી હોય ત્યારે તે (બસ્તિ) વિશેષે કરીને હિતકર છે

## કફ વધારે કોપ્યો હોય એવા પતના ઉપાય

(શ્લોક ૧૪ થી ૧૫)

**मुस्ताधात्रीहरिद्राणां पिबेत्क्वाथं कफोल्बणे ॥१४**
**सक्षौद्रं त्रिफलाया वा गुडूचीं वा यथातथा ।**

જે વાતરકતમા કફનો પ્રકોપ હોય તો મોથ, કાળી દ્રાક્ષ અને હળદરનો કવાથ પીવો, અથવા ત્રિફળાનો કવાથ મધ સાથે પીવો, અથવા ગમે તે રીતે ગળોનુ સેવન કરવુ

ગમે તે રીતે=સ્વરસ કાઢીને, કલ્ક કરીને, ચૂર્ણ કરીને કે કવાથ કરીને

શરીરને લૂખુ પાડવાની ક્રિયા

**यथार्हस्नेहपीतं च वामितं मृदु रूक्षयेत् ॥१५॥**

જે માણસને જે સ્નેહપાન કરાવવું યોગ્ય હોય તેને યોગ્ય સ્નેહપાન કરાવીને પછી ઊલટી કરાવવાનું ઔષધ આપવુ પછી તેને લૂખો પાડવાની હળવી ક્રિયા કરવી

રૂક્ષણકર્મ લૂખુ પાડવાની ક્રિયા : સૂ અ ૧૬, શ્લોક ૩૩, ૩૪

ત્રણે દોષ વધારે કોપ્યા હોય એવા શૂળવાળા પતનુ ઔષધ

**त्रिफलाव्योषपत्रैलात्वक्क्षीरीचित्रक वचाम् ।**
**विडङ्गं पिप्पलीमूलं लोमशीं वृषक त्वचम् ॥१६॥**
**ऋद्धिं लाङ्गलिकीं चव्यं समभागानि पेषयेत् ।**
**कल्के लिप्त्वाऽऽयसीं पात्रीं**
**मद्यादेः भक्षयेदिदम् ॥१७॥**
**वातास्रे सर्वदोषेऽपि परं शूलान्विते हितम् ।**

ત્રિફળા, ત્રિકટુ, તમાલપત્ર, એલચીદાણા, વાંસકપૂર, ચિત્રો, વજ, વાવડિંગ, પીપરીમૂળ, લીલી ડોડ-

કથી, અરડૂસી, તજ, ઋદ્ધિ નામે વનસ્પતિ, ઋષભક નામે વનસ્પતિ, ચવક, એ સર્વને સમાન ભાગે લઈને પાણીમાં વાટવાં. પછી તેને લોઢાની લોઢી ઉપર વહેલી સવારે ચોપડવું (લેપ કરવો) અને બપોરે તે લેપ ખાવો. એ ઔષધ શૂળવાળા ત્રિદોષના વાતરક્તમાં પણ અત્યંત હિતકર છે.

પતમાં એખરાનો પ્રયોગ

कोकिलाक्षकनिर्यूहः पीतस्तच्छाकभोजिना ॥१८

कृपाभ्यास इव क्रोधं वातरक्तं नियच्छति ।

દયા રાખવાની ટેવ જેમ ક્રોધને હણે છે, તેમ એખરાનો ક્વાથ પીવો તથા તેનું શાક ખાવું, એ ઔષધ પતને હણે છે.

જૂના પતના ઉપાય: ચિકિત્સા

पञ्चमूलस्य धात्र्या वा रसैर्लेलीतकीं वशाम् ॥ १९

खुडं सुरूढमप्यङ्ग ब्रह्मचारी पिबन् जयेत् ।

પંચમૂળના અથવા આમળાંના રસમાં ગંધક, બ્રહ્મચર્ય પાળીને પીવાથી શરીર ઉપર અત્યંત સ્થિર થયેલો (જૂનો) ખુડરોગ (વાતરક્ત, પત) નાશ પામે છે.

इत्याभ्यन्तरमुद्दिष्टं

कर्म बाह्यमतः परम् ॥२०॥

એ પ્રકારે વાતરક્તરોગની શરીરની અંદરની ચિકિત્સા કહી. હવે બહારની ચિકિત્સા કહીએ છીએ.

## પતમાં બાહ્ય ચિકિત્સા

(શ્લોક ૨૦॥ થી ૪૪)

ચોળવાનું તેલ

आरनालाढके तैलं पादसर्जरसं शृतम् ।

प्रभूते खजितं तोये ज्वरदाहार्तिनुत्परम् ॥२१॥

બસો છપ્પન તોલા કાંજીમાં એનાથી ચોથા ભાગનું તેલ નાખીને તેમાં રાળ નાખવી. અને પછી ઘણા પાણીમાં તેને નાખીને ઉકાળવું તથા કડછી વડે હલાવવું. એ તેલ ચોળવાથી વાતરક્તનો તાવ, બળતરા અને પીડા નાશ પામે છે.

(પિંડતેલ)

समधूच्छिष्टमञ्जिष्ठं ससर्जरससारिवम् ।

पिण्डतैलं तदभ्यङ्गाद्वातरक्तरुजापहम् ॥२२॥

પૂર્વે (શ્લોક ૨૧ માં) કહેલું તેલ મીણ, મજીઠ, રાળ અને સારિવા સહિત પકવ (સિદ્ધ) કર્યું હોય તો તેને પિંડતેલ કહે છે. તે શરીરે ચોળવાથી વાતરક્તની પીડા મટે છે.

(સેક, છાંટવું, રેડવું)

दशमूलशृतं क्षीरं सद्यः शूलनिवारणम् ।

परिषेकोऽनिलप्राये तद्वत्कोष्णेन सर्पिषा ॥२३॥

દશમૂળના ક્વાથમાં ઉકાળેલા દૂધનું સેચન કરવાથી (ધાર કરવાથી) વાતરક્તનું શૂળ તત્કાળ મટે છે. વાયુ જેમાં અધિક હોય એવા વાતરક્તમાં લગાર ગરમ કરેલા ઘીની ધાર કરવાથી પણ પતનું શૂળ તરત મટે છે.

સ્તંભ, આંચકી, શૂળ અને દાહવાળા પતમાં સેકનાં ઔષધ

स्नेहैर्मधुरसिद्धैर्वा चतुर्भिः परिषेचयेत् ।

स्तम्भाक्षेपकशूलार्तं कोष्णैर्दाहे तु शीतलैः ॥२४

અથવા જેને સ્તંભ, આંચકી અને શૂળ થયાં હોય તેને મધુર દ્રવ્યોથી સિદ્ધ કરેલા સશેકા ચારે સ્નેહ વડે ધાર કરવી. જો બળતરા હોય તો ઉપરવાળા સ્નેહ ઠંડા પડે ત્યારે એ સ્નેહની ધાર કરવી.

तद्वद्गव्याविकच्छागैः क्षीरैस्तैलविमिश्रितैः ।

સ્તંભ, આંચકી અને શૂળથી પીડાતા પતના રોગીને ગાયના સશેકા દૂધ વડે, ઘેટીના સશેકા દૂધ વડે કે બકરીના સશેકા દૂધ વડે ધાર કરવી. જો બળતરા હોય તો તે જ દૂધ ઠંડું કરીને તે વડે ધાર કરવી.

निःक्वाथैर्जीवनीयानां पञ्चमूलस्य वा लघोः ॥२५

જીવનીય ગણનાં ઔષધોના ક્વાથ વડે કે લઘુ-પંચમૂળના ક્વાથ વડે ધાર કરવી (એટલે જો સ્તંભ, આંચકી વગેરે હોય તો તે ક્વાથ ગરમ કરીને ધાર કરવી અને જો બળતરા હોય તો તે ક્વાથ ઠંડો પડે ત્યારે ધાર કરવી).

પતમાં દાહ માટે રેડવાનાં ઔષધ

द्राक्षेक्षुरसमद्यानि दधिमस्त्वम्लकाञ्जिकम् ।

सेकार्थे तण्डुलक्षौद्रशर्कराम्भश्च शस्यते ॥२६॥

જો વાતરક્તવાળાને બળતરા હોય તો, કાળી દ્રાક્ષનો રસ, શેરડીનો રસ અને દારૂ દહીંનું નીતર્યું પાણી, ખાટી કાંજી, ચોખાનું પાણી, મધનું પાણી અને સાકરનું પાણી એ ઔષધોની ધાર કરવી.

પતમાં દાહ, પીડા અને કંટાળાનો ઉપાય

प्रियाः प्रियंवदा नार्यश्चन्दनार्द्रकरस्तनाः ।

स्पर्शशीताः सुखस्पर्शा घ्नन्ति दाहं रुजं क्लमम् ॥

પ્રીતિ ઉત્પન્ન કરે એવી, મીઠું બોલનારી, ચંદન વડે જેના હાથ તથા સ્તન શીતલ (ભીનાં) કરેલાં છે એવી, શીતળ સ્પર્શવાળી અને સુખ થાય એવા સ્પર્શવાળી સ્ત્રીઓ દાહ, પીડા તથા કંટાળાને મટાડે છે.

પતમાં રતાશ અને પીડાવાળા દાહ માટે, રતવા અને સોજા માટે લેપ

**सरागे सरुजे दाहे रक्तं हृत्वा प्रलेपयेत्।**
**प्रपौण्डरीकमञ्जिष्ठादार्वीमधुकचन्दनैः ॥२८॥**
**सितोपलैरकासक्तुमसूरोशीरपद्मकैः।**
**लेपो रुग्दाहवीसर्परागशोफनिबर्हणः ॥२९॥**

જો દાહની સાથે વાતરક્તવાળાને ચામડી ઉપર રતાશ અને પીડા હોય તો તે સ્થાનમાંથી લોહી કઢાવીને પછી ત્યા સ્થળકમળ, મજીઠ, દારુહળદર, જેઠીમધ, ચદન, સાકર, એરકા, સાથુ, મસૂર, વાળો અને પદ્મકાષ્ઠ, એ સર્વનો લેપ કરવો એથી પીડા, બળતરા, રતવા, રાગ (રતાશ) અને સોજો એ સર્વ મટે છે

પતમાં શૂળ મટાડે એવુ પોટીસ

**वातघ्नैः साधितः स्निग्धः कृशरो मुद्गपायसः।**
**तिलसर्षपपिण्डैश्च शूलघ्नमुपनाहनम् ॥३०॥**

તલ અને મગને એકઠા કરીને તેને વાયુનાશક ઔષધના કવાથમા રાધીને તેની ખીચડી બનાવવી તેમાં દૂધમા રાધેલા મગ નાખવા તથા તેમાં તલ અને સરસવ વાટીને મેળવવા, એ સર્વને એકઠા કરીને તેનુ બાધા રણ (પોટીસ) બાધવાથી શૂળ મટે છે

પતમાં સ્તંભ, તોદ, પીડા, આયામ, સોજો અને અગગ્રહ માટે પોટીસ અને લેપ

**मौदकप्रसहानूपवेसवाराः सुसंस्कृताः।**
**जीवनीयौषधैः स्नेहयुक्ताः स्युरुपनाहने ॥ ३१ ॥**
**स्तम्भतोदरुगायामशोफाङ्गग्रहनाशनाः।**
**जीवनीयौषधैः सिद्धा सपयस्का वसाऽपि वा ॥**

જળચર પ્રાણી, પ્રસહ વર્ગના પ્રાણી, અનૂપ પ્રાણીઓ, એ પ્રાણીઓના માંસ વડે બનાવેલા, સારી રીતે વધારેલા, જીવનીય ઔષધો વડે સિદ્ધ કરેલા અને સ્નેહયુક્ત કરેલા વેસવારનું બધારણ બાધવાથી સ્તભ, તોદ, પીડા, આચકી, સોજો, અગનું પકડાવુ, એ સર્વ મટે છે, તેમ જ જળચર પ્રાણી વગેરે જે જે જાતના પ્રાણી ઉપર કહેલા છે, તેમની વસાને જીવનીય ગણના ઔષધોમા સિદ્ધ કરીને દૂધ સાથે બધારણ બાધવાથી સ્તભ, તોદ, પીડા વગેરે મટે છે

**घृत सहचरान्मूलं जीवन्ती छागल पयः।**
**लेपः पिष्टास्तिलास्तद्वद्भृष्टाः पयसि निर्वृताः॥**

કાંટાસળિયાનું મૂળ અને ખળો એ બાનેને વાટીને ઘી અને બકરીના દૂધમાં મિશ્ર કરીને તેનો લેપ કરવો અથવા શેકેલા તલને દૂધમાં વાટીને દૂધ મેળવીને તેનો લેપ કરવો. એથી વાતરક્તનું શૂળ વગેરે મટે છે.

વાયુના પતમાં શૂળ માટે લેપ

**क्षीरपिष्टमुमां लेपमेरण्डस्य फलानि वा।**
**कुर्याच्छूलनिवृत्त्यर्थं शताह्वां वाऽनिलेऽधिके ॥**

અળસીને દૂધમા વાટીને લેપ કરવો અથવા દિવેલીઓ (એરંડાના બીજ)ને દૂધમાં વાટીને તેનો લેપ કરવો અથવા સુવાને દૂધમાં વાટીને તેનો લેપ કરવો, તેથી વાયુનો વધારો થવાથી પતમા જે શૂળ થયું હશે તે મટશે.

અભ્યંગ

**मूत्रक्षारसुरापक्व घृतमभ्यञ्जने हितम्।**

ગાયનુ મૂત્ર, જવખાર અને સુરા એ ત્રણમા સિદ્ધ કરેલુ ઘી ચોળવાથી વાયુ વધી ગયો હોય તેવા પતમા ફાયદો થાય છે

સેક, અભ્યંગ

**सिद्धं समधु शुक्तं वा सेकाभ्यङ्गे**

મધ સાથે સરકો મેળવીને તે ચોળવું અને તેની ધાર કરવી તે વાયુના પતમાં હિતકર છે

સૂક્ત ગોળ, મધ, ધાન્યામ્લ, દહીંની તર, શેરડીનો રસ, એ સર્વને એકત્ર કરીને એક વાસણમા ઘાલીને ધાન્યમા દાટી મૂકવાથી જે ખાટો રસ (આથો) થાય છે, તેને સૂક્ત કહે છે જુદી જુદી બનાવટ પ્રમાણે ગુડસૂક્ત, ઇક્ષુસૂક્ત, મધુસૂક્ત મદ્યસૂક્ત ઇત્યાદિ તેના ભેદ છે

કફના પતમા શૂળ માટે લેપ

**कफोत्तरे ॥ ३५॥**

**गृहधूमो वचा कुष्ठं शताह्वा रजनीद्वयम्।**
**प्रलेपः शूलनुद्वातरक्ते**

કફ જેમા વધારે કોપ્યો હોય એવા પતમા ઘરનો ધુમાસ, વજ, ઉપલેટ, સુવા, હળદર અને દારુહળદર, એ ઔષધોનો લેપ કરવાથી શૂળ મટે છે

વાયુ અને કફના ભેગા પતમાં શૂળ માટે લેપ અને સેક

**वातकफोत्तरे ॥ ३६॥**

**मधुशिग्रोर्हितं तद्वद्बीजं धान्याम्लसंयुतम्।**

વાયુ અને કફ બન્ને જેમા બળવાન હોય એવા વાતરક્તમા મીઠા સરગવાના બીજને કાજીમા વાટીને તેનો લેપ કરવાથી શૂળ મટે છે

**मुहूर्तलिप्तमम्लैश्च सिञ्चेद्वातकफोत्तरे ॥ ३७॥**

વાયુ અને કફ જેમાં અધિક હોય એવા વાતરક્તમા ઉપરનો લેપ એક મુહૂર્ત સુધી રાખ્યા પછી તે

ઉપર સરકો વગેરે ખટાઈનુ સેચન કરવુ ( છાટવુ, રેડવુ )

મુહૂર્ત=૪૮ મિનિટ

**ઉત્તાન પતની ચિકિત્સા**

**उत्तानं लेपनाभ्यङ्गपरिषेकावगाहनैः ।**

ઉત્તાન પતની ચિકિત્સા લેપ, અભ્યગ, સેચન અને અવગાહન વડે કરવી

**ગંભીર પતની ચિકિત્સા**

**विरेकास्थापनस्नेहपानैर्गम्भीरमाचरेत् ॥३८॥**

ગભીર પતની ચિકિત્સા વિરેચન, આસ્થાપન બસ્તિ અને સ્નેહપાન વડે કરવી

**વાયુ અને કફ બંને વધારે કોપ્યા હોય એવા ઉત્તાન પતમાં કેવા લેપ, સેક, અભ્યગ વગેરે કરવા ? કારણ**

**वातश्लेष्मोत्तरे कोष्णा लेपाद्यास्तत्र शीतलैः ।**
**विदाहशोफरुक्कण्डूविवृद्धिः स्तम्भनाद्भवेत् ॥३९॥**

વાયુ અને કફ જેમા અધિક હોય એવા ઉત્તાન વાતરક્તમા લગાર ગરમ લેપ વગેરે હિતકર છે જો શીતળ લેપ વગેરે કરવામા આવે તો દોષ થીજી જવાથી દાહ, સોજો, કળતર અને ખણજ વધી જાય.

**પિત્ત અને લોહી બને વધારે કોપ્યા હોય એવા પતમા કેવા લેપ, સેક વગેરે કરવા ? કારણ**

**पित्तरक्तोत्तरे वातरक्ते लेपादयो हिमाः ।**
**उष्णैः सक्लेदरुग्रागस्वेदावदरणोद्भव ॥ ४० ॥**

જે વાતરક્તમા પિત્ત અને લોહી અધિક કોપ્યા હોય તેમા ઠડા લેપ વગેર હિતકર છે જો ગરમ લેપ કરવામા આવે તો દઝાય, લાહ્ય બળે, પીડા થાય, રાગ (રતાશ) આવે, પરસેવો થાય અને ચામડી ફાટે

**પતમા પિત્ત, દાહ અને તાવ મટે એવુ તેલ**

**मधुयष्ट्याः पलशत कषाये पादशेषिते ।**
**तैलाढक समक्षीर पचेत्कल्कैः पलोन्मितैः ॥४१॥**
**स्थिरातामलकीदूर्वापयस्याभीरुचन्दनैः ।**
**लोहहंसपदीमांसीद्विमेदामधुपर्णिभिः ॥ ४२ ॥**
**काकोलीक्षीरकाकोलीशतपुष्पर्द्धिपद्मकैः ।**
**जीवकर्षभजीवन्तीत्वक्पत्रनखवालकैः ॥ ४३ ॥**
**प्रपौण्डरीकमञ्जिष्ठासारिवैन्द्रीवितुन्नकैः ।**
**चतुष्प्रयोगं वातासृक्पित्तदाहज्वरार्तिनुत् ॥४४॥**

જેઠીમધ ચારસો તોલા લઈને તેના ચોથા ભાગનુ પાણી બાકી રહેતાં સુધી ક્વાથ કરવો તેમા ચોસઠ તોલા તેલ અને તેટલુ જ દૂધ નાખીને તેમાં શાલિપર્ણી, ભોયઆમલી, દૂર્વા ( ધરો ), અર્કપુષ્પી ( સૂરજમુખી ), શતાવરી, સુખડ, અગર, રક્તલાજાળુ ( રિસામણી ), જટામાસી, મેદા, મહામેદા, ગળો, કાકોલી, ક્ષીરકાકોલી, સુવા, ઋદ્ધિ, પદ્મકાષ્ઠ, જીવક, ઋષભક, જીવતી ( ગળો ) તજ, તમાલપત્ર, નખલા, વાળો, સ્થળ કમળ, મજીઠ, સારિવા, ઇન્દ્રવારુણી, ક્ષુદ્રમોથ, એ પ્રત્યેક ઔષધ ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક કરીને નાખવો પછી તેલ સિદ્ધ કરવું એ તેલનો પ્રયોગ ચાર રીતે થઈ શકે છે, એટલે પીવામા, નસ્યમા, ચોળવામાં અને અનુવાસન બસ્તિ આપવામા એ વપરાય છે એ તેલથી વાતરક્તમા પિત્ત, દાહ અને તાવની પીડા મટે છે

**પત વગેરેમા બલાતેલ**

**बलाकषायकल्काभ्यां तैलं क्षीरसम पचेत् ।**
**सहस्रशतपाकं तद्वातासृग्वातरोगनुत् ॥४५॥**
**रसायनं मुख्यतममिन्द्रियाणां प्रसादनम् ।**
**जीवनं बृंहणं स्वर्यं शुक्रासृग्दोषनाशनम् ॥४६॥**

બળદાણાનો ક્વાથ કરીને તેમા તેલ તથા તેલ જેટલુ દૂધ નાખીને તેમા બળદાણાનો કલ્ક નાખીને તેલ સિદ્ધ કરવુ તે તેલ હજાર વાર પકવ કરવું અથવા સો વાર પકવ કરવુ એ તેલ વાતરક્તનો અને વાયુના રોગોનો નાશ કરનારુ છે વળી એ શ્રેષ્ઠ રસાયન છે ઇન્દ્રિયોને પ્રસન્ન કરે છે, જીવનને સ્થિર કરે છે, ધાતુઓની પુષ્ટિ કરે છે, સ્વરને સુધારે છે તથા વીર્યના અને લોહીના દોષનો નાશ કર છે

## પ્રાણ વગેરે પાંચ વાયુની તથા વાયુનાં આવરણો( રોકાણો )ની ચિકિત્સા

( શ્લોક ૪૭ થી ૭૩ )

**ચરબી કે કફથી વાયુનો રસ્તો રોકવાથી કોપેલા વાયુની ચિકિત્સા**

**कुपिते मार्गसंरोधान्मेदसो वा कफस्य वा ।**
**अतिवृद्ध्याऽनिले शस्तं नादौ स्नेहनबृंहणम् ॥४७॥**
**कृत्वा तत्राढ्यवातोक्त वातशोणितिक तत. ।**
**भेषजं स्नेहन कुर्याद्यच्च रक्तप्रसादनम् ॥ ४८ ॥**

ચરબીની કે કફની અતિશય વૃદ્ધિ થવાથી વાયુનો માર્ગ રોકાઈ જાય અને તેથી વાયુ કોપે તો પ્રથમ તેનો સ્નેહન અને બૃંહણ ઉપચાર કરવો. તેમાં મેદ કે કફથી વાયુ આવૃત થયો હોય તો આઢ્યવાત( આમવાત, સંધિવા )ની જે ચિકિત્સા કહેલી છે તે કરવી. તે પછી વાતરક્તની ચિકિત્સામા જે સ્નેહન તથા રક્તની શુદ્ધિ કરનારુ ઔષધ હોય તે કરવું

પાંચે વાયુ સામટા કોપ્યા હોય તેની ચિકિત્સા

प्राणादिकोपे युगपद्यथोद्दिष्टं यथामयम् ।
यथासन्नं च भैषज्यं विकल्प्यं स्याद्यथाबलम् ॥४९॥

જો પ્રાણ વગેરે વાયુઓ એકસાથે (સામટા) કોપ્યા હોય, તો વ્યાધિની ચિકિત્સાનુ ઉલ્લંઘન ન કરીને (વાત વ્યાધિમા જે ચિકિત્સા કરવાની કહેલી છે તેની વિરુદ્ધ ઉપચાર ન કરતા) ૨ ને પ્રાણ વગેરે વાયુરોના કોપથી જે રોગ ઉત્પન્ન થયા હોય તેનો વિચાર કરીને (તેને અનુકૂળ આવે એવી રીતે) થયેલા રોગમા પ્રાણ વગેરે વાયુઓમાથી જે વાયુ વધારે પાસે હોય તેનુ ઓસડ પ્રથમ કરવુ, તથા તે પ્રાણ વગેરે વાયુઓ જે કોપેલા હોય તેમના બળનો (અથવા રોગીના બળનો) વિચાર કરીને વૈદ્યે પોતાની બુદ્ધિથી ઔષધની કલ્પના કરવી

પ્રાણ વગેરે વાયુઓ પ્રાણ, ઉદાન, વ્યાન, સમાન અપાન (જુઓ સૂ ૨૧ ૧૨)

સામ વાયુની અને નિરામ વાયુની ચિકિત્સા

नीते निरामतां सामे स्वेदलङ्घनपाचनैः ।
रूक्षैश्चालेपसेकाद्यैः कुर्यात्केवलवातनुत् ॥ ५० ॥

પ્રાણ વગેરે વાયુ સામ હોય તો શેક, લંઘન (ઉપવાસ) અને પાચન વગેરે કર્મ વડે તથા લૂખા લેપ અને સેચન વગેરે પ્રયોગ વડે તેને નિરામ કરવો પછી શુદ્ધ વાયુ મટાડવાની ચિકિત્સા જેવી કરવી ઘટતી હોય તેવી કરવી

વાયુના રોગોની ચિકિત્સા કઈ અવસ્થામા કરવી ?

शोषाक्षेपणसङ्कोचस्तम्भस्वपनकम्पनम् ।
हनुस्रंसोऽर्दितं खाञ्ज्यं पाङ्गुल्यं खुडवातता ॥५१
सन्धिच्युतिः पक्षवधो मेदोमज्जास्थिगा गदाः ।
एते स्थानस्य गाम्भीर्यात्सिध्येयुर्यत्नतो नवाः ॥५२
तस्माज्जयेन्नवानेतान् बलिनो निरुपद्रवान् ।

અંગ સુકાઈ જાય, આચકા આવે, અંગ ટૂંકુ થઈ જાય, સ્તભ એટલે લાકડાની પેઠે અગ અક્કડ થઈ જાય, સ્વપન એટલે અગમાથી ચેતના જતી રહે, બહેર મારી જાય, કપન એટલે અગ કપે, હનુસ્રસ એટલે હડપચી તેના સ્થાનથી ખસી જાય છે તે રોગ, અર્દિત (અર્ધદિયો વા), ખાન્જ્ય એટલે ખોડાપણુ, પાગુલ્ય એટલે પાગળાપણુ, ખુડવાત એટલે પત, સાધાઓ સ્થાનમાથી ખસી જાય, પક્ષાઘાત તથા ચરબી, મજ્જા અને હાડકામા બીજા જે રોગો વાયુથી થાય છે તે સર્વે ઊંડા સ્થાનમાં ઉત્પન્ન થયા હોય છે, તેથી એ રોગ નવા હોય ત્યા સુધી પ્રયત્ન કરવાથી મટે છે માટે એ રોગ નવા હોય અને ઉપદ્રવ વિનાના હોય અને રોગી ઔષધીનો વેગ સહન કરે એટલો બળવાન હોય એ સ્થિતિમા તેમના ઉપાય કરવા

પિત્તથી રોકાયેલા વાયુના ઉપાય

वायौ पित्तावृते शीतामुष्णां च बहुशः क्रियाम् ॥५३
व्यत्यासाद्योजयेत्सर्पिर्जीवनीयं च पाययेत् ।
धन्वमांसं यवाः शालिर्विरेकः क्षीरवान् मृदुः ॥५४

જો વાયુ પિત્તથી આવૃત થયેલો હોય તો શીતળ અને ગરમ ઉપચાર વારાફરતી ઘણી વાર કરવા, જીવનીય ગણ (સૂ ૨ ૧૫ શ્લોક ૮)ના ઔષધોથી સિદ્ધ કરેલું ઘી પાવુ, જાગલ દેશના પ્રાણીઓનુ માસ, જવ અને શાલિ ડાગરના ચોખાનો ભાત ખાવાને આપવો, દૂધયુક્ત મૃદુ વિરેચન આપવુ

આવૃત્ત=આવરણવાળો, રોકાયેલો ઘેરાયેલો

सक्षीरा बस्तयः क्षीरं पञ्चमूलबलाशृतम् ।
कालेऽनुवासनं तैलैर्मधुरौषधसाधितैः ॥ ५५ ॥

વાયુ પિત્તથી આવૃત હોય તો દૂધ સહિત બસ્તિ આપવી, બળદાણા અને મોટા પચમૂળથી ઉકાળેલું દૂધ આપવુ અને સમય પ્રાપ્ત થયે મધુર ઔષધો (સૂ અ ૧૦ શ્લોક ૨૨ થી ૨૪)થી સિદ્ધ કરેલા તેલ વડે અનુવાસન બસ્તિ આપવી

यष्टीमधुबलातैलघृतक्षीरैश्च सेचनम् ।
पञ्चमूलकषायेण वारिणा शीतलेन वा ॥ ५६ ॥

પિત્તથી આવૃત્ત વાયુવાળાને જેઠીમધથી સિદ્ધ કરેલુ તેલ, બલાતેલ, ઘી, દૂધ, એ પ્રવાહીઓથી સેચન કરવુ (ધાર કરવી) હિતકર છે, તેમ જ પચમૂળના કવાથ વડે અને ઠડા પાણી વડે સેચન કર્યું પણ હિતકર છે

કફથી રોકાયેલા વાયુના ઉપાય

कफावृते यवान्नानि जाङ्गला मृगपक्षिण ।
स्वेदास्तीक्ष्णा निरूहाश्च वमनं सविरेचनम् ॥५७॥
पुराणसर्पिस्तैलं च तिलसर्षपजं हितम् ।

કફના આવરણવાળો વાયુ હોય તો જવના અન્ન (જવની બનાવેલી વાનીઓ) ખાવા હિતકર છે, જાગલ દેશના પશુ અને પક્ષીઓનાં માસ ખાવા હિતકર છે, શેક ૨ ને તીક્ષ્ણ નિરૂહબસ્તિ આપવી હિતકર છે, વિરેચન અને વમન આપવું હિતકર છે, તેમ જ જૂનું ઘી તથા તલનુ તેલ અને સરસિયું હિતકર છે

કફપિત્તથી રોકાયેલા વાયુની ચિકિત્સા

संसृष्टे कफपित्ताभ्यां पित्तमादौ विनिर्जयेत् ॥५८॥

જો કફ અને પિત્ત બનેથી વાયુ આવૃત્ત થયો હોય, તો પ્રથમ પિત્તને જીતવુ, તે પછી વાયુ સાથે ભળેલા કફને જીતવો

### લોહીથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**कारयेद्रक्तसंसृष्टे वातशोणितिकीं क्रियाम् ।**

વાયુ લોહીથી આવૃત્ત હોય તો વાતરક્તની ચિકિત્સા કરવી

### માસથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**स्वेदाभ्यङ्गरसा क्षीरं स्नेहो मांसावृते हितम् ।५९**

જો વાયુ માસથી આવૃત્ત હોય તો શેક, અભ્યગ, માસરસ, દૂધ અને સ્નેહ હિતકર છે

### ચરબીથી રોકાયેલા વાયુની (ઊરુસ્તભની) ચિકિત્સા

**प्रमेहमेदोवातघ्नमाढ्यवाते भिषग्जितम् ।**

જો વાયુ ચરબીના આવરણવાળો હોય તો પ્રમેહને હણનારુ, ચરબીને હણનારુ તથા વાયુને હણનારુ ઔસડ કરવુ

### હાડકુ, મજ્જા અને વીર્યથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**महास्नेहोऽस्थिमज्जस्थे पूर्वोक्तं रेतसाऽऽवृते ॥६०**

જો હાડકામા અને મજ્જામાં વાયુ રહ્યો હોય, તો મહાસ્નેહ આપવો જો વીર્યથી વાયુ આવૃત્ત હોય તો પૂર્વ કહેલા વાતવ્યાધિમા શુક્ર ધાતુમા રહેલા વાયુનું જે ઔષધ કહેલુ છે તે કરવુ હિતકર છે

### અન્નથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**अन्नावृते पाचनीयं वमनं दीपनं लघु ।**

અન્નથી વાયુ આવૃત હોય તો પાચન, વમન, દીપન તથા સ્વભાવે પચવામા હલકુ હોય તે સર્વ હિતકર છે

### મૂત્રથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**मूत्रावृते मूत्रलानि स्वेदाश्चोत्तरबस्तयः ॥ ६१ ॥**

જો વાયુ મૂત્રથી આવૃત હોય, તો આરિયું વગેર મૂત્ર આણે એવા ઔષધ આપવા શેક કરવો અને ઉત્તરબસ્તિ આપવી

### ઝાડાથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**एरण्डतैलं वर्चःस्थे बस्तिस्नेहाश्च भेदिनः ।**

જો વાયુ ઝાડાના મળ વડે આવૃત હોય તો એરંડિયુ (દિવેલ) પાવુ, તેમ જ ઝાડાને તોડે એવા બસ્તિ અને સ્નેહ આપવા.

### બધા સ્થાનમા રોકાયેલા વાયુની ચિકિત્સા

**कफपित्ताविरुद्धं यद्यच्च वातानुलोमनम् ॥ ६२ ॥**
**सर्वस्थानावृतेऽप्याशु तत्कार्यं मातरिश्वनि ।**

વાયુ બધા સ્થાનમા રોકાયો હોય, તો જે જે ક્રિયા કફ અને પિત્તને અવિરુદ્ધ હોય તથા જે જે કર્મ વાયુનુ અનુલોમન કરનારુ હોય તે તે સર્વ કર્મ તરત કરવુ

### બધી ધાતુથી રોકાયેલા વાયુની ચિકિત્સા

**अनभिष्यन्दि च स्निग्धं स्रोतसां शुद्धिकारणम् ॥६३**
**यापना बस्तयः प्रायो मधुराः सानुवासनाः ।**
**प्रसमीक्ष्य बलाधिक्यं मृदु कार्यं विरेचनम् ॥६४॥**
**रसायनानां सर्वेषामुपयोगः प्रशस्यते ।**
**शिलाह्वस्य विशेषेण पयसा शुद्धगुग्गुलोः ॥ ६५ ॥**
**लेह्यो वा भार्गवस्तद्वदेकादशसिताशितः ।**

જો વાયુ સર્વ ધાતુઓથી આવૃત હોય, તો જે દ્રવ્ય અભિષ્યદી ન હોય, સ્નિગ્ધ હોય, અને સ્રોતની શુદ્ધિ કરનારુ હોય, એવુ બધુ ખોરાક, પીણા તથા ઔસડ તરીક આપવુ, વળી યાપન બસ્તિઓ જે વિશેષે કરીને મધુર હોય તે આપવી, સ્નેહ બસ્તિ આપવી, અને રોગીનુ બળ જોઈને હળવુ વિરેચન આપવુ વળી તેમા સર્વે રસાયનનો ઉપયોગ કરવો એ સારુ છે તથા તેમા દૂધ સાથે શિલાજિત વાપરવો એ ખાસ સારો છે, અથવા શુદ્ધ ગુગળનો પ્રયોગ કરવો એ સારો છે, અથવા બાહ્ય રસાયનમા કહેલો ચ્યવનપ્રાશ આપવો.

શ્લોક ૬૫ાનુ પાઠાતર ચરકસહિતા ચિ ૨૮/૨૪૨ મા નીચે પ્રમાણે છે

लेह वा भार्गवप्रोक्तमभ्यसेत् क्षीरभुङ्नरः ।

અર્થાત્ અથવા પુરુષે ચ્યવન ઋષિએ કહેલો ચ્યવનપ્રાશાવલેહ રોજ ખાવો અને ખોરાક તરીકે દૂધ પીને રહેવુ

### રોકાયેલા અપાન વાયુની ચિકિત્સા

**अपाने त्वावृते सर्वं दीपनं ग्राहि भेषजम् ॥ ६६ ॥**
**वातानुलोमनं कार्यं मूत्राशयविशोधनम् ।**

અપાન વાયુ ગમે તેના વડે આવૃત થયો હોય તો દીપન અને ગ્રાહી ઔષધ આપવું, તેમ જ વાયુનું અનુલોમન કરવું તથા મૂત્રાશયનુ શોધન કરવુ

### ઉપસંહાર

**इति सङ्क्षेपतः प्रोक्तमावृतानां चिकित्सितम् ॥६७॥**
**प्राणादीनां भिषक्कुर्याद्विलक्ष्य स्वयमेव तत् ।**

આ પ્રમાણે આવૃત થયેલા વાયુઓની ટૂકામા

ચિકિત્સા કહી છે એ ઉપર તર્ક કરીને વૈદ્યે પ્રાણ વગેરે પાંચ વાયુઓની ચિકિત્સા પોતાની મેળે કરવી.

**પ્રાણ વગેરે વાયુઓનું અનુલોમન**

**उदानं योजयेदूर्ध्वमपानं चानुलोमयेत् ॥ ६८ ॥**
**समानं शमयेद्विद्वांस्त्रिधा व्यानं तु योजयेत् ।**
**प्राणो रक्ष्यश्चतुर्भ्योऽपि तत्स्थितौ देहसंस्थितिः ॥ ६९ ॥**
**स्वं स्वं स्थानं नयेदेवं वृतान् वातान् विमार्गगान् ।**

ઉદાન વાયુ સદા ઊંચે જાય છે માટે વિદ્વાન વૈદ્યે એવો પ્રયત્ન કરવો કે જેથી તે ઊંચે જાય. અપાન વાયુ નીચે જાય છે માટે તેનું અનુલોમન કરવું અર્થાત્ તે નીચે જાય એવું કરવું. સમાન વાયુને શમાવવો, એટલે તેની ગતિ ઊંચે નથી કે નીચે પણ નથી, પરંતુ મધ્યમાં છે, માટે તે ઊંચે કે નીચે ન જતાં પોતાના સ્થાનમાં રહે એવો યત્ન કરવો. વ્યાન વાયુ આખા શરીરમાં ફરનારો છે માટે ઉપર, નીચે તથા મધ્યમાં એવી ત્રણ રીતે તેની સ્વાભાવિક ગતિ થાય એવો વૈદ્યે યત્ન કરવો. એ ચારે વાયુઓ કરતાં પ્રાણવાયુનું વૈદ્યે વિશેષ રક્ષણ કરવું, કેમ કે પ્રાણવાયુની બરાબર સ્થિતિ હોય ત્યાં સુધી જ શરીર રહે છે. પોતાનો માર્ગ છોડીને ઊલટે માર્ગે ગયેલા પ્રાણ વગેરે વાયુઓને પોતપોતાને માર્ગે આણવાનો એ રીતે યત્ન કરવો.

**પિત્તથી અને લોહીથી રોકાયેલા વાયુ સિવાયના બાકીનાં વાયુના આવરણોમાં લસણનો પ્રયોગ**

**सर्वं चावरणं पित्तरक्तसंसर्गवर्जितम् ॥ ७० ॥**
**रसायनविधानेन लशुनो हन्ति शीलितः ।**

પિત્તનું અને લોહીનું આવરણ બાદ કરતાં બાકીના બધા વાયુના આવરણને રસાયનવિધિથી સેવવું લસણ હણે છે, અર્થાત્ રસાયનવિધિ પ્રમાણે લસણનો પ્રયોગ કર્યો હોય તો વાયુના તમામ આવરણનો નાશ થઈ વાયુ પોતપોતાના માર્ગે ગમન કરે છે પણ પિત્તનું કે લોહીનું આવરણ હોય તે લસણથી મટતું નથી.

**પિત્તથી રોકાયેલા વાયુના અનુલોમનનો ઉપાય**

**पित्तावृते पित्तहरं मरुतश्चानुलोमनम् ॥ ७१ ॥**

ઉદાન વગેરે વાયુ પિત્તથી આવૃત હોય તો પિત્ત મટે એવા તથા વાયુનું અનુલોમન થાય એવા એટલે વાયુ પોતાના સ્વાભાવિક માર્ગમાં ગતિ કરે એવા ઉપચાર કરવા.

**લોહીથી રોકાયેલા વાયુના અનુલોમનનો ઉપાય**

**रक्तावृतेऽपि तद्वच्च खुडोक्तं यच्च भेषजम् ।**
**रक्तपित्तानिलहरं विविधं च रसायनम् ॥७२॥**

જો ઉદાન વગેરે વાયુ લોહીથી આવૃત હોય તો તે જ પ્રમાણે પિત્ત મટે એવું ઔષધ કરવું, તેમ જ વાતરક્તમાં કહેલું ઔષધ કરવું, તથા રક્ત, પિત્ત અને વાયુને હરનારું ઔષધ કરવું, તે હિતકર છે; વળી સર્વ દોષ, દૂષ્ય વગેરેનો વિચાર કરીને જાતજાતના રસાયનમાંનું યોગ્ય રસાયન આપવું.

**ચિકિત્સાસ્થાનનો ઉપસંહાર**

**यथानिदानं निर्दिष्टमिति सम्यक् चिकित्सितम् ।**
**मायुर्वेदफलं स्थानमेतत्सद्योऽर्तिनाशनात् ॥७३॥**

એ જ પ્રમાણે નિદાન પ્રમાણે જ આ ચિકિત્સા સારી રીતે કહી છે. આ ચિકિત્સાસ્થાન આયુર્વેદના ફળરૂપ છે, કેમ કે તે રોગ(પીડા)નો તત્કાળ નાશ કરનારું છે.

**ઔષધના પર્યાય શબ્દો**

**चिकित्सितं हितं पथ्यं प्रायश्चित्तं भिषग्जितम् ।**
**भेषजं शमनं शस्तं पर्यायैः स्मृतमौषधम् ॥७४॥**

ચિકિત્સિત, હિત, પથ્ય, પ્રાયશ્ચિત્ત, ભિષગ્જિત ભેષજ, શમન, શસ્ત, એ સર્વ શબ્દોનો અર્થ ઔષધ છે.

**इत्यष्टाङ्गहृदये चतुर्थे चिकित्सितस्थाने वातशोणितचिकित्सितं नाम द्वाविंशोऽध्यायः ॥ २२ ॥**

महर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

## કલ્પસિદ્ધિસ્થાન

### અધ્યાય ૧ લો : વમનકલ્પ

अथातो वमनकल्पं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે વમનકલ્પ (વમનનો કલ્પ) સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

કલ્પ=કલ્પના, યોજના, વિધિ, બનાવટ

अथ मदनकल्पः ।

#### મદનકલ્પ

(શ્લોક ૧ થી ૧૮)

**વમન માટે મીંઢળ અને વિરેચન માટે નસોતર ઉત્તમ હોવાનું કારણ**

वमने मदनं श्रेष्ठं, त्रिवृन्मूलं विरेचने ।
नित्यमन्यस्य तु व्याधिविशेषेण विशिष्टता ॥१॥

ઊલટી કરાવવા માટે મીંઢળ સદા ઉત્તમ છે અને જુલાબ કરાવવા માટે નસોતરનું મૂળ સદા ઉત્તમ છે. ઊલટી કરાવે એવાં અને જુલાબ કરાવે એવાં (મીંઢળ અને નસોતર સિવાયનાં) બીજાં દ્રવ્યોની વિશેષતા તો અમુક અમુક ખાસ રોગો પૂરતી જ છે.

**વમન માટે મીંઢળનું ચૂર્ણ કરવાની રીત**

फलानि नातिपाण्डूनि न चातिहरितान्यपि ।
आदायाह्नि प्रशस्तर्क्षे मध्ये ग्रीष्मवसन्तयोः ॥२॥
प्रमृज्य कुशमुत्तोल्यां क्षिप्त्वा बद्ध्वा प्रलेपयेत् ।
गोमयेनानु मुत्तोलीं धान्यमध्ये निधापयेत् ॥३॥
मृदुभूतानि मध्विष्टगन्धानि कुशवेष्टनात् ।
निष्कृष्टानि गतेऽष्टाहे शोषयेत्तान्यथातपे ॥४॥
तेषां ततः सुशुष्काणामुद्धृत्य फलपिप्पलीः ।
दधिमध्वाज्यपललैर्मृदित्वा शोषयेत्पुनः ॥५॥
ततः सुगुप्तं संस्थाप्य कार्यकाले प्रयोजयेत् ।

મીંઢળનાં ફળ બહુ પીળા રંગનાં થયેલાં (બહુ પાકી ગયેલાં) હોય તેવાં ન લાવવાં, તેમ ઘણાં લીલા રંગનાં (ઘણાં કાચાં) પણ ન લાવવાં, અર્થાત્ થોડાં પીળાં મીંઢળ લાવવાં. એ ફળ વસંત અને ગ્રીષ્મ એ બે ઋતુની વચ્ચે એટલે વસંતઋતુ ઊતરવાના અને ગ્રીષ્મઋતુ બેસવાના સંધિમાં શુભ દિવસ અને શુભ નક્ષત્ર વગેરે દિનશુદ્ધિ જોઈને લાવવાં. પછી તેને સાફ કરીને દર્ભની મુત્તોલી (=છાબડી, જુઓ સૂ ૨૯/૫૯માં) નાખવાં. પછી તે મુત્તોલીને બાંધીને તે ઉપર ગાયના છાણનો લેપ કરવો. પછી તે મુત્તોલીને ધાન્યમાં દાટી દેવી. એવી રીતે આઠ દિવસ સુધી તે મુત્તોલીને ધાન્યના ઢગલામાં રાખ્યા પછી જ્યારે તે મીંઢળ કોમળ થાય (લગાર પોચું થાય) અને તેની વાસ મધ જેવી અથવા મીઠી આવે, ત્યારે તે મુત્તોલીમાંથી તે મીંઢળને કાઢવાં અને તેને તડકામાં સૂકવવાં. પછી સુકાયેલાં મીંઢળમાંથી તેની ફળપિપ્પલી બહાર કાઢીને દહીં, મધ, ઘી અને ખોળમાં મેળવીને તે સર્વને ભેગાં ચોળીને એકઠાં કરવાં. સારી રીતે ચોળ્યા પછી ફરીને તેને તડકે સૂકવવું. સુકાયા પછી સારી રીતે સાચવીને તેને રાખી મૂકવું અને કામ પડે ત્યારે તેને વાપરવું.

(ફલપિપ્પલી=મીંઢળને ભાંગ્યા પછી વચમાંથી નીકળતાં લીંડીપીપર જેવા આકારનાં બી.)

**વમન માટે મીંઢળનું ચૂર્ણ પીવાનો વિધિ**

अथादाय ततो मात्रां जर्जरीकृत्य वासयेत् ॥६॥
शर्वरीं मधुयष्ट्या वा कोविदारस्य वा जले ।
कर्बुदारस्य बिम्ब्या वा नीपस्य विदुलस्य वा ॥७॥
शणपुष्प्याः सदापुष्प्याः

प्रत्यक्पुष्प्युदकेऽथवा ।
ततः पिबेत्कषायं तं प्रातर्मृदितगालितम् ॥ ८ ॥
सूत्रोदितेन विधिना साधु तेन तथा वमेत् ।

પછી જ્યારે જરૂર પડે ત્યારે તે ઔષધમાથી દેશ, દૂષ્ય, કાળ, બળ વગેરેનો વિચાર કરીને યોગ્ય માપ લઈને તેને ખાડીને તેને જેઠીમધના, સફેદ કાચનારના, ગૂદાના, મીઠાં ધિલોડાના, કદબના, નેતરના, શણના ૨ કડાના મૂળમા કે ધોળા રાથેડાના (અપામાર્ગ ના) પાણીમા રાતે પલાળી મૂકવુ પછી સવારે તેને તે જ પાણીમા ચોળી નાખીને કપડા વડે ગાળી લેવું અને તે કષાય સૂત્રસ્થાનમા (૨ ૧૮ શ્લોક ૧૧॥ ૧૭ મા કહેલા વિધિ પ્રમાણે પીવો એ રીતે કરવાથી સારી રીતે વમન થાય છે

**કફજ્વર, સળેખમ, ગોળો, અંતર્વિદ્રધિ રોગોમા ક્યા સુધી ઊલટીઓ કરાવવી?**

श्लेष्मज्वरप्रतिश्यायगुल्मान्तर्विद्रधीषु च ॥ ९ ॥
प्रच्छर्दयेद्विशेषेण यावत्पित्तस्य दर्शनम् ।

કફજ્વર, સળેખમ, ગોળો, અંતર્વિદ્રધિ એ રોગોમા જ્યા સુધી પિત્ત જોવામા આવે, પિત્ત બહાર નીકળે, ત્યા સુધી ખાસ કરીને ઊલટી કરાવવી

**તાવ, અરુચિ, થૂકથૂક કરવુ, રસોળી, અર્બુદ, ઉદરરોગ માટે ઊલટીઓ કરાવવાનુ ઔષધ**

फलपिप्पलिचूर्णं वा क्वाथेन स्वेन भावितम् ॥१०
त्रिभागत्रिफलाचूर्णं कोविदारादिवारिणा ।
पिबेज्ज्वरारुचिष्ठीवग्रन्थ्यपच्यर्बुदोदरी ॥ ११ ॥

મીંઢળના ફળની પિપ્પલીના (શ્લોક ૪॥) ચૂર્ણને તે ફળની પિપ્પલીના કવાથનો પટ દેવો પછી તેમા ત્રિફળાનું ચૂર્ણ ત્રણ ભાગ નાખવું અને પાછળ શ્લોક ૬॥ થી ૭॥ મા કહેલા સફેદ કાચનાર વગેરેના કવાથમા તે પીવુ જ્વર, અરુચિ, વારવાર થૂકવાનો રાગ, રસોળી, અપચી (ન પાકે એવી રસોળી), અર્બુદરોગ અને ઉદરરાગમા ઉપર કહ્યા પ્રમાણે પીવુ

**પિત્ત કફના સ્થાનમા ગયું હોય ત્યારે ઊલટીઓ કરાવવાનું ઔષધ**

पित्ते कफस्थानगते जीमूतादिजलेन तत् ।

પણ કફના સ્થાનમા પિત્ત ગયુ હોય, તો જીમૂતાદિ (કુકડવેલ વગેરે)ના કવાથ સાથ મીંઢળની ફળ પિપ્પલીનું ઉપર કહેલુ ચૂર્ણ પીવુ

જીમૂતાદિ=જીમૂત, ઇક્ષ્વાકુ (કડવી દૂધી), ધિસોડી, રાજકોશાતકી (નૂરિયા) અને ઈન્દ્રજવ.

**હૃદયમા દાહ અને અધોગામી રક્તપિત્ત માટે મીંઢળ પીવાની રીત**

हृद्दाहेऽधोस्रपित्ते च क्षीरं तत्पिप्पलीशृतम् ॥१२
क्षैरेयीं वा

જો છાતીમા બળતરા બળતી હોય કે અધોગામી રક્તપિત્તનો રોગ થયો હોય તો મીંઢળની પિપ્પલી (શ્લોક ૪॥) નાખીને ઉકાળેલુ દૂધ પીવુ એવી રીતે કે મીંઢળની પિપ્પલી કરતા આઠગણુ દૂધ લેવુ અને દૂધ કરતા ચારગણુ પાણી લેવુ પછી દૂધ માત્ર બાકી રહે ત્યા લગી ઉકાળીને પાક કરવો પછી એ દૂધ પીવાથી વમન થાય છે, અથવા દૂધમા સિદ્ધ કરેલી તે ફળપિપ્પલીની પેયા પીવી

**કફથી થતી ઊલટીઓ, પ્રસેક અને તમકશ્વાસ માટે મીંઢળ પીવાની રીત**

कफच्छर्दिप्रसेकतमकेषु तु ।
दध्युत्तरं वा दधि वा तच्छृतक्षीरसम्भवम् ॥१३॥

કફથી થતી ઊલટી, પ્રસેક (મુખમાથી લાળ કે પાણી નીકળવાનો રાગ) અને તમકશ્વાસ, એ રાગોમા મીંઢળની પિપ્પલીનુ (શ્લોક ૪॥) તૈયાર કરી રાખેલું ચૂર્ણ નાખીને સિદ્ધ કરેલુ દૂધ અખરીને બનાવેલા દહીંની તર ખાવાથી અથવા એ દહીં સાથે મીંઢળની પિપ્પલીનું ચૂર્ણ ખાવાથી પણ વમન થાય છે

**મદાગ્નિ અને સુકાતુ જતુ શરીર એ બે માટે વમન ઔષધ**

फलादिक्वाथकल्काभ्यां सिद्धं तत्सिद्धदुग्धजम् ।
सर्पिः कफाभिभूतेऽग्नौ शुष्यद्देहे च वामनम् ॥१४

જે રાગીનો જઠરાગ્નિ કફથી મદ પડી ગયા હોય તથા જેનું શરીર સુકાઈ જતું હોય, તેને મદનફળ (મીંઢળ) વગેરે ઊલટી કરાવનારા દ્રવ્યોના કવાથ અને કલ્ક વડે સિદ્ધ કરેલા દૂધમાથી બનાવેલા ઘીને તે જ દ્રવ્યોના કવાથ અને કલ્ક વડે સિદ્ધ કરીને આપવાથી વમન થઈને સારુ થશે

ફળાદિ દ્રવ્યો મીંઢળ, જીમૂત, કડવી દૂધી, ધિસોડી, રાજકોશાતકી (નૂરિયા) અને ઈન્દ્રજવ.

**મીંઢળની મીંજનો અવલેહ અને કવાથ**

स्वरसं फलमज्ज्ञो वा भल्लातकविधिशृतम् ।
आदर्वीलेपनात्सिद्धं लीढ्वा प्रच्छर्दयेत्सुखम् ॥१५
तं लेहं भक्ष्यभोज्येषु तत्कषायांश्च योजयेत् ।

મીંઢળની મીંજનો સ્વરસ કાઢીને ભિલામાના વિધિ પ્રમાણે તેનો પાક કરવો જ્યારે તે પાક કડછીએ ચોંટે એવો થાય, ત્યાર તેને ચાટીને સુખે કરીને વમન કરવું એ જ અવલેહને ભક્ષ્ય તથા ભોજ્ય સાથે આપવો, તેમ જ મીંઢળનો કવાથ પણ આપવો

**અતિ સંતર્પણથી થયેલા રોગો માટે વમન ઔષધ**

वत्सकादिप्रतीवापः कषायः फलमज्जजः ॥ १६ ॥
निम्बार्कान्यतरक्वाथसमायुक्तो नियच्छति ।
बद्धमूलानपि व्याधीन् सर्वान् सन्तर्पणोद्भवान् ॥

અતિશય સતર્પણ કરવાથી થયેલા રોગ શરીરમા મૂળ નાખીને સ્થિર થયા હોય, તેમનો પણ નાશ કરવા માટે મીંઢળના ફળની મીંજનો કવાથ કરીને તેમા વત્સ કાદિ ગણ (સૂ ૨૧ ૧૫, શ્લોક ૩૩—૩૪) ના ઔષધોનું ચૂર્ણ પ્રતિવાપ તરીકે નાખવુ તથા તેમા લીમડાનો કે આકડાના મૂળનો કવાથ ભેળવીને પાવો

**ઊલટીઓ કરવા માટે સૂંઘવાની દવા**

राठपुष्पफलश्लक्ष्णचूर्णैर्माल्यं सुरूषितम् ।
वमेन्मण्डरसादीनां तृप्तो जिघ्रन् सुखं सुखी ॥१८
एवमेव फलाभावे कल्प्य पुष्प शलाटु वा ।

મીંઢળના ફૂલ અને ફળનુ સૂક્ષ્મ ચૂર્ણ કરીને તે વડે અતિશય લૂખુ કરવુ મીંઢળનુ પુષ્પ લેવુ પછી મડ, માંસરસ, ખીચડી, દૂધ, યવાગૂ વગેરે ખૂબ ખાઈને તે પુષ્પ સૂંઘવું, એવી રીતે સૂંઘવાથી સુખી (સુંવાળો) માણસ સહલાઈથી ઊલટી કરશે, એટલે કાંઈ કરના તેને કાંઈ તકલીફ થશે નહિ

એ જ પ્રમાણે, મીંઢળના ફળ ન મળે તો મીંઢળના ફૂલ લઈને અથવા મીંઢળના કાચા મરવા (કાચા મીંઢળ) લઈને પાછળ શ્લોક ૬ મા કહ્યા પ્રમાણે તેને સૂકવીને તેનુ ચૂર્ણ કરીને તેને જેઠીમધ વગેરેના કવાથ મા રાત્રે પલાળી રાખવું, અને સવારે તેને તે જ પાણીમા ચોળી નાખીને તે પાણી લૂગડે ગાળીને રોગીને પાવુ

इति मदनकल्प. ।

अथ जीमूतकल्प' ।

## જીમૂતકલ્પ

(શ્લોક ૧૮ાા થી ૨૬)

जीमूताद्याश्च फलवत्

કૂકડવેલ, કડવી દૂધી, કડવી ઘિસોડી, ઇન્દ્રજવ વગેરે પણ મીંઢળની જે રીત કહેલી છે તે જ રીતે તૈયાર કરીને વમનમા વાપરવા.

**તાવ, દમ, ઉધરસ, હેડકી વગેરેમા કૂકડવેલનો પ્રયોગ**

जीमूत तु विशेषतः ॥ १९ ॥
प्रयोक्तव्यं ज्वरश्वासकासहिध्मादिरोगिणाम् ।

ખાસ કરીને તાવ, દમ, ખાંસી, હેડકી વગેરે રોગમા કૂકડવેલનું વમન આપવું

**કફનાં અરુચિ, ઉધરસ, પાંડુ અને ક્ષય માટે કૂકડવેલનું કયુ અંગ કેવી રીતે વાપરવું?**

पयः पुष्पेऽस्य निर्वृत्ते, फले पेया पयस्कृता ॥२०
लोमशे क्षीरसन्तान, दध्युत्तरमलोमशे ।
शृते पयसि दध्यम्ल जात हरितपाण्डुके ॥ २१ ॥
आसुत्य वारुणीमण्डं पिबेन्मृदितगालितम् ।
कफादरोचके कासे पाण्डुत्वे राजयक्ष्मणि ॥२२॥

જો કૂકડવેલને ફૂલ આવ્યા હોય તો તે કૂકડવેલના ફૂલ નાખીને ઉકાળેલુ (સિદ્ધ કરેલુ) દૂધ આપવુ, જો કૂકડવેલને ફળ આવ્યા હોય તો તે કૂકડવેલના ફળથી સિદ્ધ કરેલા દૂધ વડે બનાવેલી પેયા આપવી, જો ફળ રુવાટીવાળા કુમળા હોય તો તે વડે સિદ્ધ કરેલા દૂધ ઉપર જે કાવળી (પાતળી તર) બાઝે છે તે વમન કરાવવા માટે આપવી, જો કૂકડવેલના ફળ કઠણ થયેલા હોય તો તેનુ ચૂર્ણ નાખીને દહીંની તર ખાવી જો જીમૂત(કૂકડવેલ)ના ફળ કાચાપાકાની વચલી અવસ્થાવાળા (ભોડાયેલા) હોય તો તેને નાખીને ઉકાળેલા દૂધને જમાવીને દહીં કરીને તે ખાટુ દહીં પીવુ, અથવા વારુણી નામે મદ્યના ઉપરના પાણીમા તે ભોડાયેલા ફળનુ ચૂર્ણ રાતે પલાળી સવારે તે તેમા ચોળી નાખી ગળી લઈને પીવુ એ પ્રમાણે કફના અરુચિ, કાસ (ખાંસી), પાંડુરોગ અને ક્ષયરોગ એ રોગોમા કરવુ (હેમાદ્રિ)

**કડવી તુંબડી (દૂધી), ઘિસોડી વગેરેનો ઉપયોગ**

इय च कल्पना कार्या तुम्बीकोशातकीष्वपि ।

ઉપર જે પ્રમાણે જીમૂત(કૂકડવેલ)ની કલ્પના (બનાવટ) કહેલી છે, તે પ્રમાણે કડવી તુંબડી અને ઘિસોડી વગેરેની પણ બનાવટ કરવી. અર્થાત્ પુષ્પ થાય ત્યાંથી તે ફળ થાય ત્યાં સુધી તેમા કહ્યા પ્રમાણે જુદેજુદે પ્રકારે વમન ઔષધ તૈયાર કરી વાપરવુ

**વાતપિત્તની પીડા અને કફપિત્તના તાવ માટે કૂકડવેલનો વમન માટે પ્રયોગ**

पर्यागतानां शुष्काणां फलाना वेणिजन्मनाम् ॥२३
चूर्णस्य पयसा शुक्तिं वातपित्तार्दितः पिबेत् ।
द्वे वा त्रीण्यपि वाऽऽपोथ्य
क्वाथे तिक्तोत्तमस्य वा ॥२४॥
आरग्वधादिनवकादासुत्यान्यतमस्य वा ॥
विमृद्य पूतं त क्वाथ पित्तश्लेष्मज्वरी पिबेत् ॥२५

કૂકડવેલના બરાબર પાકેલાં ફળ લાવીને તેનુ ચૂર્ણ

કરીને તેમાંથી બે તોલા ચૂર્ણ લઈને વાત તથા પિત્તથી પીડાતા મનુષ્યે તે દૂધ સાથે પીવું. અથવા કફપિત્તના તાવવાળાએ તે ફળમાંથી બે કે ત્રણ ફળ લઈને લીમડાના ક્વાથમાં તેને વાટી નાખીને પીવાં અથવા આરગ્વધાદિ ગણ(સૂ. અ. ૧૫ શ્લોક ૧૭)નાં નવ ઔષધોમાંથી ગમે તે એકના ક્વાથમાં તેને વાટીને નાખવું અને રાતે પલાળી મૂકવું. પછી સવારમાં તેને તેમાં ચોળી નાખીને તે ક્વાથ ગાળી લઈને પિત્તકફજ્વરવાળાએ પી જવો.

**પિત્તના, કફવાતના કે કફના તાવ માટે કૂકડવેલનો પ્રયોગ**

जीमूतकल्कं चूर्णं वा पिबेच्छीतेन वारिणा ।
ज्वरे पैत्ते कवोष्णेन कफवातात्कफादपि ॥२६॥

પિત્તજ્વરમાં જીમૂત(કૂકડવેલ)નું ચૂર્ણ અથવા કલ્ક ઠંડા પાણી સાથે પીવો. અને જો જ્વર કફવાયુથી થયો હોય કે કફથી થયો હોય તો તે ચૂર્ણ કે કલ્ક લગાર ગરમ પાણી સાથે પીવો.

इति जीमूतकल्पः ।

अथेक्ष्वाकुकल्पः ।

## ઇક્ષ્વાકુકલ્પ

(શ્લોક ૨૭ા થી ૩૪)

**ઇક્ષ્વાકુ (કડવી દૂધી) કોને માટે ઉત્તમ વમન ઔષધ છે?**

कासश्वासविषच्छर्दिज्वरार्ते कफकर्शिते ।
इक्ष्वाकुर्वमने शस्तः प्रताम्यति च मानवे ॥२७॥

ખાંસી, દમ, વિષ, ઊલટી અને તાવથી પીડાયેલા રોગીને તથા કફથી પાતળા થઈ ગયેલા રોગીને, તેમ જ પ્રતમક શ્વાસથી દુઃખી થતા માણસને વમન કરાવવા માટે કડવી દૂધી શ્રેષ્ઠ છે.

**પિત્તકફજ્વરમાં પિત્ત વધારે હોય તો વમન માટે કડવી દૂધી શી રીતે વાપરવી?**

फलपुष्पविहीनस्य प्रवालैस्तस्य साधितम् ।
पित्तश्लेष्मज्वरे क्षीरं पित्तोद्रिक्ते प्रयोजयेत् ॥२८॥

જે રોગીને પિત્તકફજ્વરમાં પિત્તનું બળ અધિક હોય તો કડવી દૂધીને ફળ કે ફૂલ આવે તે પહેલાં તેનાં કુમળાં પાંદડાં (કૂંપો) લાવીને તે વડે સિદ્ધ કરેલું દૂધ રોગીને પાવું. (તેથી વમન થશે.)

**કફની ઉધરસ અને કફના દમવાળાને વમન માટે કડવી દૂધી શી રીતે વાપરવી?**

हृतमध्ये फले जीर्णे स्थितं क्षीरं यदा दधि ।
स्यात्तदा कफजे कासे श्वासे वम्यां च पाययेत् ॥२९॥

કડવી દૂધી ઘરડી થાય એટલે તેના મધ્યમાંથી ગાભો (ગલ, બિયાં વગેરે) કાઢી નાખીને બાકી રહેલી ખાલી તૂમડીમાં દૂધ ભરવું. તે દૂધનું દહીં થાય, એટલે કફથી ઉત્પન્ન થયેલી ખાંસીવાળાને, કફથી થયેલા દમવાળાને તથા ઊલટીના રોગમાં તે દહીં પાવું.

**પાંડુ, કુષ્ઠ અને ઝેરના રોગ માટે કડવી દૂધીનો ઉપયોગ**

मस्तुना वा फलान्मध्यं पाण्डुकुष्ठविषार्दितः ।
तेन तक्रं विपक्वं वा पिबेत्समधुसैन्धवम् ॥३०॥

પાંડુરોગથી પીડાયેલા, ચામડીના રોગથી પીડાયેલા તથા વિષરોગથી પીડાયેલા રોગીએ કડવી દૂધીનાં ફળનો ગર્ભ (ગલ) દહીંના નીતર્યા પાણી સાથે પીવો, અથવા કડવી દૂધીના ગર્ભ વડે પક્વ કરેલી છાશ ઠંડી પડે એટલે તેમાં મધ અને સિંધવ નાખીને તે પીવી.

**ઝેર, ગોળો, ઉદરરોગ, રસોળી, ગૂમડાં અને હાથીપગ માટે કડવી દૂધીનો ઉપયોગ**

भावयित्वाऽजदुग्धेन बीजं तेनैव वा पिबेत् ।
विषगुल्मोदरग्रन्थिगण्डेषु श्लीपदेषु च ॥३१॥

વિષરોગ, ગોળો, ઉદરરોગ, રસોળી, ગૂમડાંનો રોગ અને હાથીપગ રોગમાં કડવી દૂધીનાં બીજને બકરીના દૂધના પટ દઈને તે બીજને તેના જ (બકરીના) દૂધ સાથે પીવાં.

**કફજ્વર, ઉધરસ, ગળાના રોગ અને અરુચિ માટે કડવી દૂધીનો ઉપયોગ**

सक्तुभिर्वा पिबेन्मन्थं तुम्बीस्वरसभावितैः ।
कफोद्भवे ज्वरे कासे गलरोगेष्वरोचके ॥३२॥

કફથી ઉત્પન્ન થયેલા તાવમાં, ખાંસીમાં, ગળાના રોગમાં અને અરુચિમાં તુંબડીના સ્વરસ વડે ભાવના આપેલા (પટ દીધેલા) જવના સાથુ સાથે ઘી અને પાણી એકત્ર કરીને પીવું, (સાથુ, ઘી અને પાણી વગેરે મિશ્રણને મંથ કહે છે.)

**ગોળો અને જૂના તાવ માટે નબળાઈ ન પડી જવાય એવું વમન ઔષધ**

गुल्मे ज्वरे प्रसक्ते च कल्कं मांसरसैः पिबन् ।
नरः साधु वमत्येवं न च दौर्बल्यमश्नुते ॥३३॥

ગુલ્મરોગમાં તથા તાવ લાગુ પડયો હોય તે ખસતો ન હોય એવા જીર્ણજ્વરમાં કડવી દૂધીનો કલ્ક માંસરસ સાથે પીને વમન કરવું, કેમ કે એવી રીતે વમન કરવાથી રોગી માણસને સારી રીતે વમન થાય છે અને તે દુર્બળ થઈ જતો નથી.

વમન માટે કડવી દૂધીની સૂંઘવાની દવા

तुम्ब्याः फलरसैः शुष्कैः सपुष्पैरवचूर्णितम् ।
छर्दयेन्माल्यमाघ्राय गन्धसम्पत्सुखोचितः ॥३४॥

જે માણસ ગંધની સંપત્તિના સુખને યોગ્ય હોય એટલે સુગંધ ભોગવવાને યોગ્ય હોય, તે માણસે કડવી દૂધીનાં ફળનો રસ તથા કડવી દૂધીના ફૂલનો રસ એકઠા કરી તે વડે કડવી દૂધીનાં પુષ્પને વાસિત કરી તે પુષ્પ સૂકવીને તેનું ચૂર્ણ પુષ્પની માળામાં નાખવું પછી તે માળા સૂંઘવી. તેથી વમન થશે.

इतीक्ष्वाकुकल्पः ।

अथ धामार्गवकल्पः ।

## ધામાર્ગવકલ્પ

(શ્લોક ૩૫ા થી ૪૦)

કયા રોગમાં કડવા તુરિયાથી ઊલટીઓ કરાવવી?

कासगुल्मोदरगरे वाते श्लेष्माशयस्थिते ।
कफे च कण्ठवक्त्रस्थे कफसञ्चयजेषु च ॥३५॥
धामार्गवो गदेष्विष्टः स्थिरेषु च महत्सु च ।

ખાંસીના રોગમાં, ગોળાના રોગમાં, ઉદરરોગમાં, વિષરોગમાં, કફના સ્થાનમાં વાયુ રહે ત્યારે, કંઠમાં અને મુખમાં કફ રહે ત્યારે, કફનો સંચય થવાથી થયેલા અને જુના થઈ ગયેલા તથા બહુ વધી ગયેલા રોગોમાં કડવા તુરિયાનું વમન હિતકર છે

ઉપરસ અને હૃદયમાં દાહ માટે કડવા તુરિયાના અવલેહ

जीवकर्षभकौ वीरा कपिकच्छू शतावरी ॥३६॥
काकोली श्रावणी मेदा महामेदा मधूलिका ।
रजांसि पृथगेतेषां धामार्गवरजोन्विता ॥३७॥
कासे हृदयदाहे च शस्ता मधुसितायुता ।

ઉ[illegible] તથા [illegible] દાહવાળાને [illegible] વમન [illegible] — જીવક, ઋષભક, [illegible], ક્ષીર[illegible], કાકોલી, [illegible], મધ, [illegible] [illegible] એ [illegible] [illegible] [illegible] વાટીને તેમાં [illegible] નાખવું તથા મધ [illegible] સાકર સાથે અવલેહ કરીને ચાટવો. એ અવલેહનું વમન ખાંસીના રોગવાળાને તથા હૃદયના દાહવાળાને હિતકર છે

પિત્તવાળા અને પિત્તની ગરમીવાળા કફ માટે કડવા તુરિયાનો ઉપયોગ

ते सुखाम्भोनुपाना स्युः पित्तोष्मसहिते कफे ॥

પિત્તની ગરમી સહિત કફવાળાને ઉપર શ્લોક ૩૬ થી ૩૭ા માં કહેલા અવલેહ લઈ ગરમ પાણીના અનુપાન સાથે પાઈને વમન કરાવવું હિતકર છે

ઝેર કાઢવા માટે કડવા તુરિયાનો ઉપયોગ

धान्यतुम्बुरुयूषेण कल्कस्तस्य विषापहः ।

એ કડવા તુરિયાના કલ્કને ધાણા તથા તુંબરૂના કવાથ સાથે પીવાથી વમન થાય છે, તેથી વિષદોષ દૂર થાય છે

મનના રોગ માટે કડવી દૂધીનો ઉપયોગ

बिम्ब्या पुनर्नवाया वा कासमर्दस्य वा रसे ॥३९॥
एकं धामार्गवं द्वे वा मानसे मृदितं पिबेत् ।
तच्छृतक्षीरजं सर्पिः साधितं वा फलादिभिः ॥४०॥

ઘિલોડી, સાટોડી કે કાસોંદરાના રસમાં એક કે બે કડવા તુરિયાને ચોળી નાખીને પીવું તેથી વમન થાય છે અથવા કડવા તુરિયાથી સિદ્ધ કરેલા દૂધમાંથી બનતું ઘી પીવાથી વમન થાય છે અથવા મીંઢળ, કુકડવેલ, ઇક્ષ્વાકુ (કડવી દૂધી), કડવું તુરિયું, કડવી નકડી, ઇન્દ્રજવ, એ છ ઔષધથી સિદ્ધ કરેલું ઘી પીવાથી વમન થાય છે એ સર્વ વમન માનસિક રોગવાળાને હિતકર છે

इति धामार्गवकल्पः ।

अथ क्ष्वेडकल्पः ।

## ક્ષ્વેડ(કડવું અલકું)નો કલ્પ

(શ્લોક [illegible] થી [illegible])

જુના કુષ્ઠ, પાંડુ, બરોળ, સોજો, ગર વગેરે માટે ઉપયોગ

क्ष्वेडोऽतिकटुतीक्ष्णोष्णः प्रगाढेषु प्रशस्यते ।
कुष्ठपाण्डवामयप्लीहशोथगुल्मगरादिषु ॥[illegible]॥

કડવી [illegible] ([illegible]), [illegible] [illegible] [illegible] ગરમ છે માટે [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] ([illegible]), [illegible] [illegible] [illegible] [illegible] [illegible] તેનું વમન [illegible] છે.

**વમન માટે કડવા ગલકા સાથે માંસરસ**

**पृथक् फलादिषट्कस्य क्वाथे मांसमनूपजम् ।**
**कोशातक्या समं सिद्धं तद्रसं लवणं पिबेत् ॥४२॥**

મીંઢળ, કૂકડવેલ, કડવી દૂધી, કડવુ તૂરિયુ, કડવુ ગલકુ, ઈન્દ્રજવ, એ છ ઔષધના ક્વાથમા કડવી ગલકીની બરોબર અનૂપ દેશના પ્રાણીઓનુ માંસ સિદ્ધ કરવુ, તથા તે માંસરસ સિંધવ નાખીને પીવો તેથી વમન થાય છે

**फलादिपिप्पलीतुल्यं सिद्धं क्ष्वेडरसेऽथवा ।**
**क्ष्वेडक्वाथं पिबेत्सिद्धं मिश्रमिक्षुरसेन वा ॥४३॥**

મીંઢળ, કૂકડવેલ, કડવી દૂધી, કડવુ તૂરિયુ, કડવુ ગલકુ અને ઈન્દ્રજવ, એ છ ફળના બીજની બરોબર અનૂપ દેશના પ્રાણીઓનુ માંસ લઈને તેને કડવા તૂરિયાના રસમા સિદ્ધ કરવુ અને તે માંસને કડવા તૂરિયાના રસ સાથે પીવો અથવા કડવા તૂરિયાના ક્વાથમા સિદ્ધ કરેલા માંસને શેરડીના રસમા સિંધવ નાખીને તે સાથે પીવો, એથી વમન થાય છે

इति क्ष्वेडकल्पः ।

अथ कुटजफलकल्पः ।

## કુટજ(ઇંદ્રજવ)નો કલ્પ

(શ્લોક ૪૩॥ થી ૪૬)

**ઈન્દ્રજવથી કોને ઊલટીઓ કરાવવી?**

**कौटजं सुकुमारेषु पित्तरक्तकफोदये ।**
**ज्वरे विसर्पे हृद्रोगे खुडे कुष्ठे च पूजितम् ॥४४॥**

જે માણસો અત્યંત કોમળ પ્રકૃતિના હોવાથી ઊલટીના વેગને સહન ન કરી શકે એવા હોય, તેમને પિત્ત, રક્ત કે કફનો ઉપાડ થઈ આવ્યો હોય અથવા તાવ, રતવા, હૃદયના રોગ, વાત કે ચામડીના રોગ હોય, તો તેમને ઈન્દ્રજવનું વમન આપવું એ શ્રેષ્ઠ છે

**વમન માટે ઈન્દ્રજવ શી રીતે પાવા?**

**सर्षपाणां मधूकानां तोयेन लवणस्य वा ।**
**पाययेत्कौटजं बीजं युक्तं कृशरयाऽथवा ॥४५॥**
**सप्ताहं वाऽर्कदुग्धाक्तं तच्चूर्णं पाययेत्पृथक् ।**
**फलजीमूतकेक्ष्वाकुजीवन्तीजीवकोदकैः ॥४६॥**

સરસવ અથવા જેઠીમધના જુદા જુદા ક્વાથમા અથવા સિંધવના પાણીમા ઈન્દ્રજવ વાટીને તે પાવા. અથવા કૃસરા (મગચોખાની ખીચડી) સાથે ઈન્દ્રજવ પાવા. અથવા ઈન્દ્રજવને સાત દિવસ આકડાના દૂધમા પલાળી રાખીને પછી તેને સૂકવીને તેનું ચૂર્ણ કરવું. એ ચૂર્ણને મીંઢળ, કૂકડવેલ, કડવી દૂધી, ડોડી, જીવક, એમાંના ગમે તે એકના પાણી સાથે પાવુ

इति कुटजफलकल्पः ।

**આ અધ્યાયમાં બતાવેલા કલ્પ માત્ર દિશા બતાવે છે**

**वमनौषधमुख्यानामिति कल्पदिगीरिता ।**
**बीजेनानेन मतिमानन्यान्यपि च कल्पयेत् ॥४७॥**

વમન ઔષધોમા મુખ્ય ઔષધોની કેવા કેવા રોગમા કેવી કેવી કલ્પના કરવી તેની આ પ્રમાણે (આ અધ્યાયમા કહ્યા પ્રમાણે) દિશા બતાવી છે, માટે બુદ્ધિમાન વૈદ્યે આ બીજ ઉપરથી (દિશા ઉપરથી) બીજા પણ વમન ઔષધની કલ્પના કરવી

इत्यष्टाङ्गहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने वमनकल्पो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો : વિરેચનકલ્પ

વમન પછી વિરેચનનો ઉપયોગ છે માટે વમનકલ્પ કહ્યા પછી વિરેચનકલ્પ શરૂ કરતા ગ્રંથકાર કહે છે કે,

अथातो विरेचनकल्पं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે અમે વિરેચનકલ્પ (વિરેચનનો કલ્પ) સમજાવીશુ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

अथ त्रिवृच्छ्यामयोः कल्पः ।

## નસોતરનો કલ્પ

(શ્લોક ૧॥ થી ૨૯॥)

**નસોતરના ગુણ**

**कषायमधुरा रूक्षा विपाके कटुका त्रिवृत् ।**
**कफपित्तप्रशमनी रौक्ष्याच्चानिलकोपनी ॥१॥**

નેપાળો વગેરે બીજા વિરેચન દ્રવ્યો કરતા નસોતર ઘણુ ઉત્તમ છે, કેમકે કોઈ પણ રોગમા તેનો ઉપયોગ કરવાની મનાઈ નથી તેમ તેના વિરેચનથી કોઈ નુકસાન થતુ નથી. માટે બધા પ્રકાર વિરેચન દ્રવ્યોની બાબત મા પ્રથમ નસોતરની કલ્પના કહેતા તેના ગુણ કહે છે

નસોતર કષાય (સ્વાદમાં તૂરૂ), મધુર, લૂખુ, વિપાકમા તીખુ છે, લૂખુ છે માટે કફને શમાવે છે,

ગળ્યુ છે માટે પિત્તને શમાવે છે અને લૂખું છે માટે વાયુને કોપાવે છે

નસોતરના યોગ

सेदानीमौषधैर्युक्ता वातपित्तकफापहैः ।
कल्पवैशेष्यमासाद्य जायते सर्वरोगजित् ॥२॥

હવે એવા ગુણવાળુ નસોતર વાત, પિત્ત અને કફનો નાશ કરનારા ઔષધોની સાથે ભેળવાય તો તેના ખાન યોગો થાય છે, અર્થાત્ એ જ નસોતરમા બીજા ઔષધો મેળવીને તેનુ જે રોગને જેનુ જોઈએ તેનુ ઔષધ બનાવવામા આવે છે, અને ત્યારે તે સર્વ રોગને જીતનારું થાય છે

નસોતરની જાતો . રાતા નસોતરના ગુણ

द्विधा ख्यातं च तन्मूलं
श्यामं श्यामाऽरुणं त्रिवृत् ।
त्रिवृदाख्यं वरतरं निरपायं सुखं तयोः ॥३॥
सुकुमारे शिशौ वृद्धे मृदुकोष्ठे च तद्धितम् ।

તે નસોતરનુ મૂળ બે પ્રકારનુ છે એક કાળુ અને બીજુ શ્યામારુણ ( કાળુ તો ખરુ પણ રતાશ પર ) પહેલાને કાળુ નસોતર અને બીજાને લાલ કે રાતુ નસોતર કહે છે તેમાથી રાતુ નસોતર વધારે સારુ છે, કેમ કે તેનુ વિરેચન આપવાથી રોગીને નુકસાન ( બીજો ઉપદ્રવ ) થતો નથી અને સરળતાથી સુખ લાગે છે માટે સુકુમાર, બાળક, વૃદ્ધ અને નરમ કોઠાવાળા રોગીઓને તે હિતકર છે કાળુ નસોતર નુકસાન પણ કરે છે તેથી તે રાતા નસોતર જેટલુ સારુ નથી

કાળા નસોતરના ગુણ

मूर्च्छासम्मोहहृत्कण्ठकषणक्षणनप्रदम् ॥ ४ ॥
श्यामं तीक्ष्णाशुकारित्वादतस्तदपि शस्यते ।
क्रूरे कोष्ठे बहौ दोषे क्लेशक्षमिणि चातुरे ॥५॥

કાળા નસોતરનું મૂળ મૂર્છા અને મોહ ઉત્પન્ન કરે છે વળી તેનાથી હૃદયને ત્રાસ થાય છે ગળામા પીડા થાય છે અને ગુદામા પીડા થાય છે ( એટલે કાળુ નસોતર ખાવાથી છાતીમા અને ગળામા ઉઝરડાનુ હોય તેમ થાય છે તથા ગુદામા ખોતરાતું હોય તેમ થાય છે ) વળી તે તીક્ષ્ણ છે માટે આશુકારી ( તત્કાળ કાર્ય કરનારુ ) છે માટે ક્રૂર ( કઠણ ) કોઠાવાળાને, ઘણા દોષવાળા રોગીને તથા દુઃખો છતાં પણ ઔષધના વેગને સહન કરે એવા રોગીને, વિરેચન આપવામાં તે પણ સારું છે

( ફેર" માટે નસોતરનું ચૂર્ણ તૈયાર કરવાની રીત

गम्भीरानुगतं श्लक्ष्णमतिर्यग्विसृतं च यत् ।
गृहीत्वा विसृजेत्काष्ठं त्वचं शुष्कां निधापयेत् ॥६॥

જે નસોતરનુ મૂળ માટીથી ઢંકાઈને જમીનમા ઊતરેલુ હોય, લીસું હોય તથા જે વાંકુ ન જતા સીધુ જ ( આડુ નહિ પણ ઊંડુ ) જમીનમા ગયેલુ હોય, એનુ મૂળ લઈને તે ઉપરની છાલ ઉખાડી લેવી અને લાકડુ કાઢી નાખવુ પછી તે છાલને સૂકવીને રાખી મૂકવી.

કયા દોષના રોગમા નસોતરનુ ચૂર્ણ
કયા ઔષધ સાથે પીવુ?

अथ काले ततश्चूर्णं किञ्चिन्नागरसैन्धवम् ।
वातामये पिबेदम्लैः
पैत्ते साज्यसितामधु ॥ ७ ॥
क्षीरद्राक्षेक्षुकाश्मर्यस्वादुस्कन्धवरारसैः ।
कफामये पीलुरसमूत्रमद्याम्लकाञ्जिकैः ॥ ८ ॥
पञ्चकोलादिचूर्णैश्च युक्त्या युक्तं कफापहैः ।

હવે જ્યારે વિરેચન આપવાનુ હોય ત્યારે જો વાયુનો રોગ હોય તો નસોતરની એ છાલના ચૂર્ણમા લગાર સૂંઠ અને સિંધવ નાખીને કાંજી વગેરે ખટાઈ સાથ તે ચૂર્ણ પીવુ જો પિત્તનો રોગ હોય તો તે ચૂર્ણમા ઘી તથા સાકર અને મધ નાખીને તેને દૂધ નાખે અથવા કાળી દ્રાક્ષ, શેરડી, શીવણના ફળ, મધુર વર્ગના ઔષધો ( સૂ અ. ૧૦ શ્લોક ૨૨ થી ૨૪ ), કે ત્રિફળાના રસ સાથે પીવુ જો કફનો વિકાર હોય તો પીલુનો રસ, ગામૂત્ર, મદ્ય કે ખાટી કાંજી, એમાથી તે ગમે એકની સાથે તે ચૂર્ણ પીવુ વળી કફના વિકારમા નસોતરના ચૂર્ણમા પંચકોલ ( પીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, સૂંઠ ) વગેરે કફ મટાડે એવા ઔષધોનુ ચૂર્ણ યુક્તિ પ્રમાણે મેળવીને તેને પીલુના રસ વગેરમા પીવુ

હૃદયને ફાયદો કરે એવો નસોતરનો અવલેહ

त्रिवृत्कल्ककषायाभ्यां साधितः ससितो हिमः ॥९
मधुत्रिजातसंयुक्तो लेहो हृद्यं विरेचनम् ।

નસોતરના કલ્ક અને કવાથ એ બે વડે સાકર નાખીને અવલેહ સિદ્ધ કરવો તથા તે ઠંડો થાય ત્યારે તેમા મધ અને ત્રિજાત ( તજ, તમાલપત્ર, એલચી ) નાખવા. ( કાસચિકિત્સામા ચિ. અ. ૩ શ્લોક ૬૩ થી ૬૬ મા કટકારિકાવલેહ કહ્યો છે તે પ્રમાણે ઔષધોનુ પ્રમાણ અહીં પણ જાણવુ ) નસોતરના કવાથમા નસોતરનો કલ્ક અને સાકર નાખીને કઢીને ચાટે ત્યાં

સુધી પાક કરવો. એ પાક ઠંડો થાય ત્યારે તેમાં મધ તથા ત્રિજાત નાખવાં, એ અવલેહ હૃદયને ફાયદો કરે એવું વિરેચન ઔષધ છે

**સન્નિપાતજ્વર, સ્તંભ, તરસ અને દાહમાં વિરેચન**

अजगन्धा तवक्षीरी विदारी शर्करा त्रिवृत् ॥१०
चूर्णितं मधुसर्पिर्भ्यां लीढ्वा साधु विरिच्यते ।
सन्निपातज्वरस्तम्भपिपासादाहपीडितः ॥ ११ ॥

સન્નિપાતનો તાવ, શરીરનો સ્તંભ, તરસ અને દાહથી પીડાતો રોગી જંગલી તુલસી, વંશલોચન, વિદારીકંદ, સાકર અને નસોતર, એ સર્વના ચૂર્ણને મધ તથા ઘી સાથે ચાટે તો સારું વિરેચન થાય છે

**નસોતરનો પુટપાક**

लिम्पेदन्तस्त्रिवृतया द्विधाकृत्वेक्षुगण्डिकाम् ।
एकीकृत्य च तत्स्विन्न पुटपाकेन भक्षयेत् ॥१२॥

શેરડીની ગંડેરીના બે ભાગ કરીને તેને માહેથી નસોતરના કલ્કનો લેપ કરવો. પછી તે બે ભાગને એકઠા મેળવીને પુટપાકની રીતે તેને પકવવા. જ્યારે તે બફાય ત્યારે તેને ખાવાથી વિરેચન થાય છે

**ત્રણ દોષના રોગ, મંદ અગ્નિ અને સુકુમાર માણસો માટે સલામત વિરેચન**

भूम्यैलाभ्यां समा नीली तस्त्रिवृत्तैश्च शर्करा ।
चूर्णं फलरसक्षौद्रसक्तुभिस्तर्पणं पिबेत् ॥ १३ ॥
वातपित्तकफोत्थेषु रोगेष्वल्पानलेषु च ।
नरेषु सुकुमारेषु निरपायं विरेचनम् ॥ १४ ॥

તજ અને એલચીની બરોબર ગળીના મૂળ લેવા અને એ ત્રણેની બરોબર નસોતર લેવું તથા તે સર્વેની (ચારેની) બરોબર સાકર લેવી. એ સઘળાનું ચૂર્ણ દાડમનો રસ, મધ તથા જવના સાથુમાં મેળવીને પીવું એ ચૂર્ણ તર્પણ કરનારું છે. જે માણસોને વાત, પિત્ત, અને કફના રોગ થયા હોય, જેમનો જઠરાગ્નિ મંદ હોય અને જે માણસો સુકુમાર હોય, તેમને આ ઉપદ્રવ વિનાનું વિરેચન છે, અર્થાત્ આ વિરેચનથી બીજો ઉપદ્રવ થતો નથી.

**ગોળો, બરોળ, ઉદરરોગ, ઉધરસ, હલીમક, અરુચિ, કફના અને વાયુના રોગ માટે વિરેચન**

विडङ्गतण्डुलवरायावशूककणास्त्रिवृत् ।
सर्वतोऽर्धेन वलीढ मध्वाज्येन गुडेन वा ॥ १५ ॥
गुल्मं प्लीहोदरं कासं हलीमकमरोचकम् ।
कफवातकृतांश्चान्यान् परिमार्ष्टि गदान् बहून् १६

વાવડિંગની દાળ (જેમ ધાણામાંથી ધાણાની દાળ કાઢે છે તેમ વાવડિંગમાંથી કાઢેલી દાળ), ત્રિફળા, જવખાર, પીપર, એ સર્વે સમાન લઈને તે સર્વથી અરધું નસોતર લેવું પછી તે સર્વનું ચૂર્ણ કરીને તેમાં મધ અને ઘી મેળવીને તે ચાટવું અથવા તે ગોળમાં ખાવું એ વિરેચનથી ગોળો, બરોળ, ઉધરસ, હલીમક, અરુચિ અને બીજા કફ તથા વાયુથી થયેલા અનેક રોગ મટે છે

**કુષ્ઠ, હરસ, કમળો, ગોળો, પ્રમેહ, ઉદરરોગ, ભગંદર ગ્રહણી અને પાંડુ માટે વિરેચન કલ્યાણક ગુડ**

विडङ्गपिप्पलीमूलत्रिफलाधान्यचित्रकान् ।
मरीचेन्द्रयवाजाजीपिप्पलीहस्तिपिप्पलीः ॥१७॥
दीप्यकं पञ्चलवणं चूर्णितं कार्षिकं पृथक् ।
तिलतैलत्रिवृच्चूर्णभागौ चाष्टपलोन्मितौ ॥१८॥
धात्रीफलरसप्रस्थास्त्रीन् गुडार्धतुलान्वितान् ।
पक्त्वा मृद्वग्निना खादेत्ततो मात्रामयन्त्रणः ॥१९
कुष्ठार्शःकामलागुल्ममेहोदरभगन्दरान् ।
ग्रहणीपाण्डुरोगांश्च हन्ति पुंसवनश्च सः ॥२०॥
गुडः कल्याणको नाम सर्वेष्वृतुषु यौगिकः ।

વાવડિંગ, પીપરીમૂળ, ત્રિફળા, ધાણા, ચિત્રો, મરી, ઈન્દ્રજવ, જીરું, પીપર, ગજપીપર, અજમોદ, પાંચ લવણ, એ સર્વે એકએક તોલો લઈને તેનું ચૂર્ણ કરવું પછી તલનું તેલ બત્રીસ તોલા લેવું અને બત્રીસ તોલા નસોતરનું ચૂર્ણ લેવું આમળાનો રસ એકસો બાણું તોલા લેવો. ગોળ બસો તોલા લેવો. એ સર્વને એકત્ર કરીને તેનો ધીમા તાપ ઉપર પાક કરવો. પછી તે પાક રોગીએ માપસર ખાવો. આ કલ્યાણક ગુડ ખાનારને કંઈ પરેજ પાળવી પડતી નથી. એ ખાવાથી ચામડીના રોગ, હરસ, કમળો, ગોળો, પ્રમેહ, ઉદરરોગ, ભગંદર, ગ્રહણીરોગ, પાંડુરોગ એ સર્વે મટે છે વળી એ ઔષધ ખાવાથી પુત્ર થાય છે. આ ઔષધને કલ્યાણક ગુડ કહે છે તે સર્વે ઋતુઓમાં આપી શકાય છે

**મૂત્રકૃચ્છ્ર, તાવ, ઊલટી, ઉધરસ, શોષ, ફેર, ક્ષય, દાહ, પાડુ, મંદાગ્નિ, ઝેર તથા પિત્તના રોગ માટે સલામત વિરેચન**

व्योषत्रिजातकाम्भोदकृमिघ्नामलकैस्त्रिवृत् ॥२१॥
सर्वैः समा समसिता क्षौद्रेण गुटिकाः कृताः ।
मूत्रकृच्छ्रज्वरच्छर्दिकासशोषभ्रमक्षये ॥ २२ ॥
तापे पाण्ड्वामयेऽल्पेऽग्नौ शस्ताः सर्वविषेषु च ।
अविपत्तिरयं योगः प्रशस्तः पित्तरोगिणाम् ॥२३

ત્રિકટુ (સૂઠ, પીપર, મરી), ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી,) મોથ, વાવડિંગ, આમળા, એ સર્વે સમાન લેવા. તથા તે સર્વેની બરોબર નસોતર લેવુ. નસોતરની બરોબર સાકર લેવી. એ સર્વને એકત્ર કરીને તેની મધ નાખી ગોળીઓ વાળવી. તે મૂત્ર કૃચ્છ્ર, તાવ, ઊલટી, ખાસી, શોષરોગ, ચક્કર—ફેર, ક્ષય રોગ, દાહ, પાડુરોગ, મંદાગ્નિ અને સર્વે પ્રકારના વિષની પીડા, એ સર્વમા સારી છે. એ નુકસાન ન કરે એવો યોગ છે એ પિત્તરોગી માટે સારો છે

વર્ષાઋતુનું વિરેચન

त्रिवृता कौटजं बीजं पिप्पली विश्वभेषजम् ।
क्षौद्रद्राक्षारसोपेतं वर्षाकाले विरेचनम् ॥२४॥

નસોતર, ઈન્દ્રજવ, પીપર, સૂઠ, એ ચાર ઔષધ નું ચૂર્ણ મધ તથા કાળી દ્રાક્ષના રસમા પીવાથી વર્ષા ઋતુમા સુખકર વિરેચન થાય છે.

શરદઋતુમાં વિરેચન

त्रिवृद्दुरालभामुस्तशर्करोदीच्यचन्दनम् ।
द्राक्षाम्बुना सयष्ट्याह्वसातल जलदात्यये ॥२५॥

નસોતર, ધમાસો, મોથ, સાકર, વાળો, સુખડ, જેઠીમધ, સાથેર, એ ઔષધોનું ચૂર્ણ કાળી દ્રાક્ષના કવાથ સાથે પીવાથી શરદઋતુમાં સુખકર વિરેચન થાય છે

હેમંતમાં વિરેચન

त्रिवृतां चित्रकं पाठामजाजीं सरलं वचाम् ।
स्वर्णक्षीरीं च हेमन्ते चूर्णमुष्णाम्बुना पिबेत् ॥२६

નસોતર, ચિત્રો, પહાડમૂળ, જીરું, સરલ દેવદાર, વજ અને દારૂડી, એ ઔષધોનું ચૂર્ણ કરીને હેમંત ઋતુમા જુલાબ લેવા માટે ગરમ પાણી સાથે પીવું

ગ્રીષ્મમાં વિરેચન

त्रिवृता शर्करातुल्या ग्रीष्मकाले विरेचनम् ।

ગ્રીષ્મઋતુમા નસોતર તથા તેની બરોબર સાકર મેળવીને તે ચૂર્ણ ખાવુ તે ગ્રીષ્મઋતુ માટે યોગ્ય વિરેચન છે

સ્નેહન કરેલાને બધી ઋતુમાં આપવા યોગ્ય વિરેચન

त्रिवृत्त्रायन्तिहपुषासातलाकटुरोहिणीः ॥२७॥
स्वर्णक्षीरीं च सञ्चूर्ण्य गोमूत्रे भावयेत्त्र्यहम् ।
एष सर्वर्तुको योगः स्निग्धाना मलदोषहृत् ॥२८॥

નસોતર, ત્રાયમાણ, પલાની, સાથેર, કડુ, દારુડિયાં, એ સર્વનું ચૂર્ણ કરીને તેને ગાયના મૂત્રમા ત્રણ દિવસ સુધી પટ દેવા, એ ચૂર્ણ સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરેલા માણસને સર્વ ઋતુમા આપવાથી તે તેમના મળ અને દોષને બહાર કાઢે છે

લૂખા શરીરવાળાને પણ આપવા યોગ્ય વિરેચન

श्यामात्रिवृद्दुरालम्भाहस्तिपिप्पलिवत्सकम् ।
नीलिनीकटुकामुस्ताश्रेष्ठायुक्त सुचूर्णितम् ॥२९॥
रसाज्योष्णाम्बुभिः शस्तं रूक्षाणामपि सर्वदा ।

કાળુ નસોતર, ધમાસો, ગજપીપર, કડાછાલ, ગળી, કડુ, મોથ, ત્રિફળા, એ સર્વનું ભેગુ ચૂર્ણ એકત્ર કરીને માંસરસ, ઘી અને ગરમ પાણી સાથે પાવાથી વિરેચન થાય છે એ વિરેચન રૂક્ષ (લૂખા શરીરવાળા) માણસોને પણ સર્વકાળે શ્રેષ્ઠ છે

इति त्रिवृच्छ्यामयोः कल्प• ।

अथ राजवृक्षकल्पः ।

## ગરમાળાનો કલ્પ

(શ્લોક ૩૦ થી ૩૭)

તાવ, હૃદયરોગ, પત, ઉદાવર્ત વગેરે રોગમાં ગરમાળો

ज्वरहृद्रोगवातासृगुदावर्तादिरोगिषु ॥३०॥
राजवृक्षोऽधिक पथ्यो मृदुर्मधुरशीतल ।

તાવ, હૃદયનો રોગ, પત, ઉદાવર્ત વગેરે રોગમા ગરમાળો ઘણો પથ્ય છે, કેમ કે તે મૃદુ, ગળ્યો અને ઠંડો છે

બાળક, વૃદ્ધ, ઉરક્ષતરોગી અને સુકુમારને ગરમાળો

बाले वृद्धे क्षते क्षीणे सुकुमारे च मानवे ॥३१॥
योज्यो मृदूनपायित्वाद्विशेषाच्चतुरङ्गुल ।

બાળકને, વૃદ્ધને, ઉરક્ષતવાળાને અને સુકુમાર મનુષ્યને ગરમાળાનો જુલાબ આપવો, કેમ કે તે હળવો તથા અનપાયી (બીજો ઉપદ્રવ ન કરે એવો) છે

ગરમાળાનુ વિરેચન તૈયાર કરવાની રીત

फलकाले परिणत फल तस्य समाहरेत् ॥३२॥
तेषां गुणवता भार सिकतासु विनिक्षिपेत् ।
सप्तरात्रात्समुद्धृत्य शोषयेदातपे ततः ॥३३॥
ततो मज्जानमुद्धृत्य शुचौ पात्रे निधापयेत् ।

ગરમાળાના વૃક્ષને જ્યારે ફળ પાકવાનો સમય થાય, ત્યારે તેની શીંગોને પાકેલી જોઈને લાવવી, તેમાથી સારીસારી શીંગોમાંથી ભાર વજન તોલા જેટલી શીંગો લઈને તેને રેતીમાં દાટવી. સાત રાત સુધી તેમ રહેવા

દીધા પછી તેને બહાર કાઢીને તેને તડકામાં સૂકવવી. પછી તેમાંથી તેનો ગર્ભ કાઢી લઈને એક સ્વચ્છ વાસણમાં તેને ભરી રાખવો

ગરમાળાનું વિરેચન કોને કઈ રીતે આપવું?

द्राक्षारसेन तं दद्याद्दाहोदावर्तपीडिते ॥३४॥
चतुर्वर्षे सुखं बाले यावद्द्वादशवार्षिके ।

એ ગરમાળાના ગર્ભ બળતરા અને ઉદાવર્તવાળા રોગીને કાળી દ્રાક્ષના રસ સાથે આપવો તે ચાર વર્ષના બાળકથી માંડીને બાર વર્ષ સુધીની ઉંમરના બાળકને આપવો, કેમ કે તેમને તે સુખરૂપ વિરેચન કરાવે છે.

चतुरङ्गुलमज्ज्ञो वा कषायं पाययेद्धिमम् ॥३५॥
दधिमण्डसुरामण्डधात्रीफलरसैः पृथक् ।
सौवीरकेण वा युक्तं कल्केन त्रैवृतेन वा ॥३६॥

અથવા ગરમાળાના ગર્ભના હિમ લેવા પછી તેને દહીંના પાણી સાથે અથવા સુરા નામે મદ્યના નિતરામણ સાથ, અથવા આમળાના રસની સાથ અથવા સૌવીર નામે મદ્યની સાથ અથવા નસોતરના ચૂર્ણની સાથ મેળવીને પાવા

दन्तीकषाये तन्मज्ज्ञो गुडं जीर्णं च निक्षिपेत् ।
तमरिष्टं स्थितं मासं पाययेत् पक्षमेव वा ॥३७॥

દન્તીમૂળ(નેપાળાના મૂળ)ના કવાથમાં ગરમાળાનો ગર્ભ અને જુના ગોળ નાખવો પછી તે બધાને એક નવા વાસણમાં ભરીને વાસણનું મોં સીવી દઈને એક માસ કે એક પખવાડિયું નાખી મૂકવો પછી તેને તે અરિષ્ટ પાવા, જેથી વિરેચન થાય છે

इति राजवृक्षकल्पः ।

अथ तिल्वककल्पः ।

## લોધરનો કલ્પ

(શ્લોક ૩૭॥ થી ૪૧)

લોધરનું ચૂર્ણ બનાવવાની રીત પીવાની રીત

त्वचं तिल्वकमूलस्य
त्यक्त्वाऽभ्यन्तरवल्कलम् ।
विशोष्य चूर्णयित्वा च द्वौ भागौ गालयेत्ततः ॥३८॥
रोध्रस्यैव कषायेण तृतीयं तेन भावयेत् ।
कषाये दशमूलस्य तं भागं भावितं पुनः ॥३९॥
शुष्कं चूर्णं पुनः कृत्वा ततः पाणितलं पिबेत् ।
मस्तुमूत्रसुरामण्डकोलधात्रीफलाम्बुभिः ॥४०॥

લોધરવૃક્ષના મૂળ ઉપરની જાડી છાલ કાઢી નાખીને અંદરની પાતળી કાગળ જેવી છાલ (અંતરછાલ) લેવી તથા તેને સૂકવવી અને સુકાયા પછી તેનું ચૂર્ણ કરવુ એ ચૂર્ણના ત્રણ ભાગ કરીને, તેમાંથી બે ભાગ લોધરના કવાથ સાથે ગાળવા. તથા તે ગાળેલા કવાથ વડે ચૂર્ણનો જે ત્રીજો ભાગ રહ્યો હોય તેને પટ આપવા, ભાવના દેવી. તે સુકાયા પછી તે ચૂર્ણના દશમૂળના કવાથની ભાવના દેવી. પછી તે ચૂર્ણને સૂકવવું સુકાયા પછી તેમાંથી એક તોલો લઈને દહીંનુ નીતર્યું પાણી, ગાયનુ મૂત્ર, સુરાનો મદ અથવા બોરના કે આમળાના સ્વરસમા તે ચૂર્ણ પીવું (ભાવના આપવાને જે કવાથ કરવો તેના ઓષધનુ પ્રમાણ આગળ શિલાજતુ કલ્પ (ઉ અ ૩૯ શ્લોક ૧૩૪, ૧૩૫) કહેવાશે, તેમા કહ્યા પ્રમાણે સમજવુ પણ અહીં એટલું કહેવુ જરૂરનુ છે કે, લોધરના મૂળની છાલનું ચૂર્ણ જેટલુ હોય તેટલા લોધરનો કવાથ આઠગણા પાણીમા કરીને ઉકાળતા ઉકાળતા આઠમા ભાગનુ પાણી બાકી રાખી તે વડે ભાવના દેવી. દશમૂળના કવાથની ભાવનાનુ પ્રમાણ પણ એ જ રીતે સમજવુ.)

લોધરનો લેહ

तिल्वकस्य कषायेण कल्केन च सशर्करः ।
सघृतः साधितो लेहः स च श्रेष्ठं विरेचनम् ॥४१

લોધરનો કવાથ કરીને તેમાં લોધરનો કલ્ક નાખવો તથા તેમા ઘી અને સાકર નાખવાં. પછી એ સર્વનો કડછીએ ચોટે ત્યા લગી પાક કરવો. એ રસવલેહ ચાટવાથી ઉત્તમ વિરેચન થાય છે.

इति तिल्वकल्पः ।

अथ सुधाकल्पः ।

## થોરનો કલ્પ

(શ્લોક ૪૨॥ થી ૪૮)

થોરનું વિરેચન કોને ન આપવું? કારણ

सुधा भिनत्ति दोषाणां महान्तमपि सञ्चयम् ।
आश्वेव कष्टविभ्रंशामेव तां कल्पयेदतः ॥४२॥
मृदौ कोष्टेऽबले बाले स्थविरे दीर्घरोगिणि ।

થોરનું (થોરના દૂધનું) વિરેચન આપવાથી દોષનો ઘણો સંચય હોય તોપણ તેને તત્કાળ તે તોડી નાખે છે, પણ તે જલદીથી નુકસાન (ઉપદ્રવ) કરે એવું છે, માટે જે રોગીનો કોઠો મૃદુ હોય, જે નિર્બળ હોય, જે બાળક હોય, જે વૃદ્ધ અને જે લાંબા રોગવાળો હોય, તેને એ ઉપાય કરવો નહિ

થોરનો પ્રયોગ કયા રોગ માટે કરવો?
કેવો થોર ઉત્તમ કહેવાય?

कल्प्या गुल्मोदरगरत्वमोगमधुमेहिषु ॥४३॥
पाण्डौ दूषीविषे शोफे दोषविभ्रान्तचेतसि ।
सा श्रेष्ठा कण्टकैस्तीक्ष्णैर्बहुभिश्च समाचिता ॥४४

ગોળો, ઉદરરોગ, કૃત્રિમ વિષ, ચામડીના રોગ, મધુમેહ, પાંડુરોગ, દૂષીવિષ, સોજો, દોષ વડે થયેલો ચિત્તભ્રમ એ સર્વ રોગોમા થોરને વિરેચન માટે વાપરવો. તે થોર જો અણીદાર ઘણા કાંટાકાંટાવાળો હોય તો તે ઉત્તમ સમજવો

થોરનું વિરેચન બનાવવાની અને પીવાની રીત

द्विवर्षां वा त्रिवर्षां वा शिशिरान्ते विशेषत ।
तां पाटयित्वा शस्त्रेण क्षिरमुद्धारयेत्तत ॥४५॥
बिल्वादीनां बृहत्योर्वा क्वाथेन सममेकश ।
मिश्रयित्वा सुधाक्षिर
तप्तोऽङ्गारेषु शोषयेत् ॥४६॥
पिबेत् कृत्वा तु गुटिका मस्तुमूत्रसुरादिभि ।

જે થોરમાંથી વિરેચન બનાવવું હોય તે થોર બે વર્ષનો કે ત્રણ વર્ષનો (જૂનો) જોઈને ખાસ કરીને શિશિરઋતુમા (પછી જરૂર પડે તો બીજી ઋતુમા પણ) તેને શસ્ત્ર વડે ચીરવો અને તેમાંથી દૂધ કાઢવુ પછી તે દૂધને બિલ્વાદિ ગણ(બૃહત્ પંચમૂલ)ના ઔષધોના ક્વાથ સાથે અથવા બંને ભોરિંગણીઓના ક્વાથ સાથે-બેમાંથી એકના ક્વાથ સાથે મેળવીને તેને અંગારા પર પાણી અને દૂધ શોષાઈ જતા સુધી રાખવું પછી તે દૂધની ગોળી કરીને દહીંના નીતર્યા પાણી, ગોમૂત્ર કે સુરા વગેરે સાથે તે પીવી.

त्रिवृतादीनव वरा स्वर्णक्षिरीं ससातलाम् ॥४७॥
सप्ताहं स्नुक्पय पीतान् रसेनाज्येन वा पिबेत् ।

રાતું નસોતર, કાળું નસોતર, ગરમાળો, લોધર, થાર, શંખવલ, સાથેર, દંતીમૂળ, ઉંદરકની (એ નવ), ત્રિફળા (હરડે, બહેડા, આમળાં), દારૂડી, સાતલા (એક જાતના થોર), એ સર્વને સાત દહાડા સુધી થોરના દૂધમા પલાળી રાખવાં. પછી તેને માંસરસ સાથે કે ઘી સાથે પીવું, એથી વિરેચન થાય છે

(સાથર એક જાતનો થોર થાય છે, તેને ચાર ધારા હોય છે)

तद्वद्व्योषोत्तमाकुम्भ-
निकुम्भाग्नीन् गुडाम्बुना ॥४८॥

તે જ પ્રમાણે સૂંઠ, પીપર, મરી, હરડે, બહેડા, આમળા, નસોતર, દંતીમૂળ અને ચિત્રો, એ ઔષધોને સાત દિવસ થોરના દૂધમા પલાળી રાખીને તેને ગોળના પાણી સાથે પીવાથી વિરેચન થાય છે

इति सुधाकल्प ।
अथ शङ्खिनीसप्तलयो कल्प ।

## શંખવેલનો અને સાથેરનો કલ્પ

(શ્લોક ૪૮॥ થી ૫૦॥)

બનાવવાની રીત કયા રોગમા કેવી રીતે આપવું?

नातिशुष्कं फलं ग्राह्यं शङ्खिन्या निस्तुषीकृतम् ।
सप्तलायास्तथा मूलं ते तु तीक्ष्णविकाषिणी ॥४९॥
श्लेष्मामयोदरगरश्वयथ्वादिषु कल्पयेत् ।

બહુ સુકાઈ ગયેલાં નહિ એવાં શંખવેલનાં ફળ લઈને તેનાં છોડાં કાઢી નાખવાં તથા સાથરનું મૂળ લેવું એ બંને વસ્તુ તીક્ષ્ણ અને વિકાશી છે એ ઔષધોને કફરોગમા, ઉદરરોગમા, કૃત્રિમ વિષરોગમાં, સોજામા અને બીજા એવા રોગમા આપવા

अक्षमात्रं तयो पिण्डं मदिरालवणान्वितम् ॥५०
हृद्रोगे वातकफजे तद्वद्गुल्मेऽपि योजयेत् ।

ઉપર કહેલા શંખિની અને સપ્તલા (=શંખવેલનાં ફળ અને સાથેરનું મૂળ)ની એક તોલાની ગોળી કરવી એ ગોળી મદિરા અને લવણ સાથે વાયુ અને કફથી થયેલા હૃદયના રોગમા ને ગોળાના રોગમા આપવી.

इति शङ्खिनीसप्तलयो कल्प ।
अथ दन्तीद्रवन्त्यो कल्प ।

## નેપાળાનો અને ઉંદરકનીનો કલ્પ

(શ્લોક ૫ થી ૫૬॥)

કેવું મૂળ લેવું? એના ગુણ

दन्तिदन्तस्थिरं स्थूलं मूलं दन्तीद्रवन्तिजम् ॥५१॥
आताम्रश्यावतीक्ष्णोष्णमाशुकारि विकाशि च ।
गुरु प्रकोपि वातस्य पित्तश्लेष्मविलायनम् ॥५२

હાથીના દંત જેવું સ્થિર અને જાડું નપાળાનું તથા મોટી ઉંદરકનીનું મૂળ લેવું તે કાંઈક રાતું તથા કાળું હોય છે તે તીક્ષ્ણ, ઉષ્ણ, તરત ફળ આપનાર અને વિકાશી છે વળી તે વાયુને વધુ પ્રકોપાવનાર તથા પિત્ત અને કફનો નાશ કરનાર છે

વિરેચન તૈયાર કરવાની રીત:
એ કોને કઈ રીતે આપવું?

तत्क्षौद्रपिप्पलीलिप्तं स्वेद्यं मृद्दर्भवेष्टितम् ।
शोष्यं मन्दातपेऽग्न्यर्कौ
हतो ह्यस्य विकाशिताम् ॥५३॥
तत् पिबेन्मस्तुमदिरातक्रपीलुरसासवैः ।
अभिष्यण्णतनुर्गुल्मी प्रमेही जठरी गरी ॥५४॥
गोमृगाजरसैः पाण्डुः कृमिकोष्ठी भगन्दरी ।

નેપાળાના રાને ઉંદરકનીના મૂળને આણીને તે ઉપર મધ તથા પીપરના ચૂર્ણનો લેપ કરવો પછી તેને માટી રાને દર્ભ વડે વીંટીને અગ્નિમા ગરમ કરીને બાફવું પછી તેને આછા તડકામા સૂકવવુ; કેમ કે એમ કરવાથી અગ્નિ અને સૂર્ય તેના વિકાશી ગુણનો નાશ કરે છે એવી રીતે તૈયાર કરેલા નેપાળાના મૂળને અને ઉંદરકનીના મૂળને, જેનું શરીર અભિષ્યદવાળુ હોય, જે ગોળાના રોગવાળો હોય, પ્રમેહવાળો હોય, જઠરરોગવાળો હોય કે કૃત્રિમ ઝેરના રાગવાળો હોય, તેણે દહીંનું નીતર્યું પાણી, મદિરા, છાશ, પીલુડાનો રસ કે આસવ, એમાથી ગમે તે એકની સાથે પીવું અને જે પાંડુરોગી હોય, જેના કોઠામા કરમિયા હોય અને જેને ભગદરનો રોગ થયો હોય તેણે ગાય, મૃગ (હરિણ) કે બકરાના માસરસ સાથે એ મૂળ પીવું

નેપાળાથી અને ઉંદરકનીથી સિદ્ધ કરેલો કયો સ્નેહ કયા રોગમા આપવો?

सिद्धं तत्क्वाथकल्काभ्यां दशमूलरसेन च ॥५५॥
विसर्पविद्रध्यलजिकक्षादाहान् जयेद्घृतम् ।
तैलं तु गुल्ममेहार्शोविबन्धकफमारुतान् ॥५६॥
महास्नेहः शकृच्छुक्रवातसङ्गानिलव्यथाः ।

નેપાળાના અને ઉંદરકનીના મૂળના કવાથ અને કલ્ક વડે તથા દશમૂળના કવાથ વડે સિદ્ધ કરેલુ ઘી પીવાથી વિસર્પરોગ(રતવા), ગડ, અલજીરોગ અને બગલના ગૂમડામાં બળતરા થતી હોય તે રોગ મટે છે એ જ ઓષધિથી તેલ સિદ્ધ કરીને પીવાથી ગોળો, પ્રમેહ, હરસ, વિબંધ, કફ અને વાયુ એ રોગો મટે છે જો ચારે સ્નેહ (ભેગા) તે ઓષધોથી સિદ્ધ કર્યા હોય તો તે પીવાથી ઝાડો, વીર્ય અને વાયુ એ ત્રણ ન નીકળવારૂપી રોગ મટે છે તથા વાયુની પીડાઓ મટે છે

इति दन्तीद्रवन्त्योः कल्पः ।

વિરેચનના મુખ્ય ઓષધો

विरेचने मुख्यतमा नवैते त्रिवृताद्यः ॥५७॥

રાતું નસોતર, કાળું નસોતર, ગરમાળો, બોઘર, થોર, શંખવેલ, સાથેર, નેપાળાનું મૂળ અને ઉંદરકની, એ નવ ઓષધો વિરેચનમા સર્વથી શ્રેષ્ઠ છે

अथ हरीतकीकल्पः ।

## હરડેનો વિરેચનકલ્પ

(શ્લોક ૫૭॥ થી ૬૦॥)

हरीतकीमपि त्रिवृद्विधानेनोपकल्पयेत् ।

પાછળ જેમ નસોતરના વિરેચનની કલ્પના કહેલી છે, તે જ પ્રમાણે હરડેની પણ કલ્પના (બનાવટ) કરવી, તેથી વિરેચન થશે

गुडस्याष्टपले पथ्या विंशतिः स्यात्पलं पलम् ॥५८॥
दन्तीचित्रकयोः कर्षौ पिप्पलीत्रिवृतोर्दश ।
प्रकल्प्य मोदकानेकं दशमे दशमेऽहनि ॥५९॥
उष्णाम्भोऽनुपिबेत्खादेत्
तान् सर्वान्विधिनाऽमुना ।
एते निष्परिहाराः स्युः सर्वव्याधिनिबर्हणाः ॥६०॥
विशेषाद्ग्रहणीपाण्डुकण्डूकोठार्शसां हिताः ।
इति हरीतकीकल्पः ।

બત્રીસ તોલા ગોળ લઈને તેમા વીસ મોટી હરડેનું ચૂર્ણ નાખવુ દંતીમૂળ અને ચિત્રાનું મૂળ ચાર ચાર તોલા નાખવુ પીપર અને નસોતરનુ ચૂર્ણ એકએક તોલો નાખવુ એ બધુ મિશ્ર કરીને પછી તેની દસ ગોળીઓ વાળવી અને તેમાંથી એકએક ગોળી દસ દસ દને આતરે ખાવી તથા તે ઉપર ગરમ પાણી પીવુ એ રીતે બધી ગોળીઓ ખાઈ જવી. એ ગોળીઓ ખાવામા કઈ પરેજ નથી. એ સર્વ પ્રકારના રોગોનો નાશ કરે છે, તથા ખાસ કરીને ગ્રહણીરોગ, પાંડુરોગ, ખણજ, કોઢરોગ અને હરસ, એટલા રોગને મટાડે છે

જુલાબની અસર ઓછી કે વધારે કરવાના ઉપાય

अल्पस्यापि महार्थत्वं प्रभूतस्याल्पकर्मताम् ॥६१॥
कुर्यात्संश्लेषविश्लेषकालसंस्कारयुक्तिभिः ॥६२॥

કોઈ ઓષધ અલ્પ વીર્ય (કસ)વાળુ હોય અથવા તેની માત્રા (માપ) અલ્પ હોય તો તેની સાથે કોઈ યોગ્ય હોય તેવા ઓષધનો યોગ કરીને (તેમાં બીજા યોગ્ય ઓષધો મેળવીને) અથવા બપોર વગેરે સમયે તે આપીને, અથવા તેને યોગ્ય બીજા ગુણ ઉત્પન્ન કરનાર સસ્કાર આપીને અથવા તે ઓષધ આપવાના પ્રકારમા કાંઈ ફેરફાર કરીને, તે અલ્પવીર્ય કે અલ્પ

માત્રાવાળા ઔષધ વડે મોટો અર્થ સિદ્ધ કરવો. જેમ કે ઉપર કહ્યું તેમ હરડે અલ્પ વિરેચન કરનારી છે, છતાં તેમાં નસોતર, દંતીમૂળ વગેરે ઔષધ મેળવીને, તેને ગરમ પાણી સાથે આપીને, તેને બપોરે આપીને, તેને પીપર વગેરે તીવ્ર ઔષધોમાં મેળવીને તે આપવી એમ કરવાથી હરડે મોટો અર્થ સિદ્ધ કરી શકે છે તે જ પ્રમાણે કોઈ ઔષધ બહુ વીર્યવાળું હોય અથવા તેની માત્રા ઘણી હોય તો તેમાં બીજા યોગ્ય અલ્પ ગુણ કરનારા ઔષધો મેળવીને અથવા તેને પરોઢ વગેરે કાળમાં આપીને અથવા તેને મદવીર્ય કરનારા સંસ્કાર આપીને અથવા તેને અલ્પ શક્તિવાળું કરે એવી રીતે (ઠંડુ પાણી વગેરે સાથે) આપીને અલ્પશક્તિવાળું, અલ્પ કર્મ કરનારું કરવું.

### વિરેચનના અનુપાન

त्वक्केसराम्रातकदाडिमैला
सितोपलामाक्षिकमातुलुङ्गैः ।
मद्येन तैस्तैश्च मनोनुकूलै
र्युक्तानि देयानि विरेचनानि ॥६२॥

તજ, કેસર, આમ્રાતક, દાડમ, એલચી, સાકર, મધ, બિજોરું, દારૂ અને એવાં જ બીજા મનને અનુકૂળ ઔષધોમાં મેળવીને વિરેચનના ઔષધ આપવા, કેમ કે એમ કરવાથી વિરેચન જોઈએ તેવું લાગે છે.

*इत्यष्टाङ्गहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने विरेचनकल्पो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥*

## અધ્યાય ૩ જો: વમન અને વિરેચનનાં ઔષધ અશાસ્ત્રોક્ત રીતે આપવાથી થતા ઉપદ્રવોના ઉપાય

પ્રથમ વમનકલ્પ કહીને પછી વિરેચનકલ્પ કહેલો છે. હવે વમન અને વિરેચન અશાસ્ત્રોક્ત રીતે આપવાથી અયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થાય તેથી બીજા કોઈ ઉપદ્રવ થાય, તેની ચિકિત્સા કહવાનો આરંભ કરીને આ પ્રકાર કહે છે કે

अथातो वमनविरेचनव्याप-
त्सिद्धिं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

હવે અમે વમન અને વિરેચનથી થયેલી વ્યાપદની ચિકિત્સા સમજાવીશું એ બાબતમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

વ્યાપદ=અશાસ્ત્રોક્ત રીતે ક્રિયા કરવાથી થતા ઉપદ્રવો.

### ઊલટીની દવા આપ્યા છતાં ઊલટી કોને ન થાય? કયા ઉપદ્રવ થાય? ઉપાય

वमनं मृदुकोष्ठेन क्षुद्वताऽल्पकफेन वा ।
अतितीक्ष्णहिमस्तोकमजीर्णे दुर्बलेन वा ॥१॥
पीतं प्रयात्यधस्तस्मिन्निग्रहानिर्मलोदयः ।
वामयेत्तं पुनः स्निग्धं स्मरन् पूर्वमतिक्रमम् ॥२॥

જે માણસનો કોઠો મૃદુ (કોમળ) હોય, અથવા જે ભૂખ્યો હોય, અથવા જેના કોઠામાં કફ થોડો હોય, અથવા જેને અજીર્ણ થયું હોય અથવા જે દુર્બળ હોય, એવા દરદીને આપેલું વમન ઔષધ અતિશય તીક્ષ્ણ હોય, અથવા અતિશય ઠંડુ હોય અથવા અતિશય થોડું હોય, તો પીધેલું વમન ઔષધ કોઠામાં નીચે જતું રહે છે એમ થવાથી વમન વડે જે દોષ કાઢવો હોય છે તે બહાર નીકળતો નથી અને ઊલટું, વમન વડે કાઢવાનો દોષ (એટલે કેવળ કફ અથવા બીજા દોષયુક્ત કફ) વૃદ્ધિ પામીને કોપે છે માટે એવા રોગીને ફરીને સ્નેહપાન કરાવવું અને પાછું ફરીને વમન આપવું ફરીને વમન આપતી વખતે વૈદ્યે પોતાની પહેલાની ભૂલનું સ્મરણ કરતાં જવું કે આવા રોગીને આવી સ્થિતિમાં એવું ઔષધ મેં આપ્યું તેથી તેને વમન ન થતાં ઊલટી દોષની વૃદ્ધિ થઈ એ મારો અપરાધ છે માટે ફરીને એવી ચૂક થવા દેવી નહિ.

### રેચની દવા આપ્યા છતાં કોને રેચને બદલે ઊલટી થાય? ઉપાય

अजीर्णिनः श्लेष्मवतो व्रजत्यूर्ध्वं विरेचनम् ।
अतितीक्ष्णोष्णलवणमहृद्यमतिभूरि वा ॥३॥
तत्र पूर्वोदिता व्यापत्
सिद्धिश्च, न तथाऽपि चेत् !
आशये तिष्ठति ततस्तृतीयं नावचारयेत् ॥४॥
अन्यत्र सात्म्याद्धृद्याद्वा भेषजान्निरपायतः ।

અજીર્ણવાળાને અને કફવાળાને અતિશય તીક્ષ્ણ, અતિશય ગરમ, અતિશય ખારું, હૃદયને ગમે એવું ન હોય કે હૃદયને હિતકર ન હોય તેવું, અને અતિશય વિરેચન આપવામાં આવે તો વિરેચન ઊંચે ચડે છે. અર્થાત્ અજીર્ણ વગેરેવાળા રોગીને તેવું (અતિતીક્ષ્ણ વગેરે) વિરેચન આપવાથી તે પેટમાં ન ટકતાં ઊલટીને માર્ગે બહાર નીકળી જાય છે એમ થવાથી શોધન કરવાના દોષનું શોધન ન થવાથી ધાર્યું કામ પાર પડ્યું

નથી અને તે દોષ કોપે છે એમ થાય ત્યારે તેનો ઉપચાર પણ પાછળ (શ્લોક ૨ મા) વમનમા કહ્યો છે તેવો જ કરવો, એટલે જે રોગીને વિરેચન આપ્યુ હોય તેને તે ઔષધથી વિરેચન ન થતા ઊલટી (વમન) થાય તો તેને ફરીને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કરવો અને પછી પૂર્વે વિરેચન આપવામા જે ચૂક કરી હોય તેને સભારીને (તેવી ચૂક ન થવા દઈને) ફરી વિરેચન આપવુ એમ કર્યા છતા પણ જો કોઠામા વિરેચન ઔષધ ટકે નહિ, અને વમન થઈ જાય તો તેને ત્રીજી વાર (ગરમાળો વગેરે) વિરેચન આપવુ નહિ પણ જો તે વિરેચન ઔષધ સાત્મ્ય (પ્રકૃતિને માફક આવે એવુ) હૃદયને હિતકર અને નુકસાન ન કરે એવુ હોય તો ત્રીજી વાર આપવાને હરકત નથી

કેવા દરદીને કેવા ઔષધ કયા ઉપદ્રવો કરે છે?

अस्निग्धस्विन्नदेहस्य पुराण रूक्षमौषधम् ॥५॥
दोषानुत्क्लेश्य निर्हर्तुमशक्त जनयेद्गदान् ।
विभ्रंश श्वयथु हिध्मा तमसो दर्शन तृपम् ॥ ६
पिण्डीकोद्वेष्टन कण्डूमूर्वो साद विवर्णताम् ।
स्निग्धस्विन्नस्य चाऽप्यल्प दीप्ताग्नेर्जीर्णमौपधम् ॥ ७ ॥
शीतैर्वा स्तब्धमामे वा समुत्क्लेश्याहरन्मलान् ।
तानेव जनयेद्रोगानयोग सर्व एव स ॥ ८ ॥

જે રોગીને સ્નેહપાન કરાવીને સ્નિગ્ધ કર્યો નથી, તેમ જેને શેક કરીને પરસેવો કાઢયો નથી, તેને ઘણા દિવસનુ જૂનુ અને રૂક્ષ(લૂખુ) ઔષધ(વમનવિરેચનનુ) આપવાથી તે ઔષધ પેટમા ગયા પછી દોષને તેના સ્થાનમાથી ચલિત કરે છે, પણ તે દોષને બહાર કાઢવા જેટલી શક્તિ તેનામા ન હોવાથી વિભ્રંશ, સોજો, હિધ્મા(હેડકી), અધારા આવવા, તરસ, પગની પિંડીઓમા કળતર થવુ, ખજવાળ, સાથળ ગળી જવા, શરીરનો રગ ફટકી જાય, એ રોગ ઉત્પન્ન કરે છે અને તે જ પ્રમાણે રોગીને સ્નિગ્ધ કર્યો હોય તથા શેક પણ કર્યો હોય છતા પણ તેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોવાથી તેને જે ઔષધની આપ માત્રા આપી હોય (ઔષધ આપવુ જોઈએ તે કરતા પ્રમાણમા થાડુ આપ્યું હોય) તો તે ઔષધ પચી જઈને ઉપર કહ્યા તેવા જ રોગ ઉત્પન્ન કરે છે અથવા ઔષધ પીધા પછી શરીરની અંદર કે શરીરની ઉપર ઠડો ઉપચાર થાય તો તે ઔષધ સ્તબ્ધ થઈને દોષને ચલિત કરે છે, પણ બહાર કાઢી શકતા નથી અને ઉપર કહ્યા એ જ રોગ ઉત્પન્ન કરે છે તેમ જ આમને વિષે સ્તબ્ધ થઈને પણ તે ઔષધ એ જ રોગ કરે છે આ બધા ઔષધના અયોગ જાણવા અને એ અયોગ ઉપર કહેલા રોગો ને એવા જ રોગ ઉત્પન્ન કરે છે માટે વૈદ્યે વમનવિરેચનમા ઔષધનો અયોગ કદી થવા દેવો નહિ

**વિભ્રંશ**=(૧) અવળુ પરિણામ લાવવાની શક્તિ, (૨) જે ઉદ્દેશથી કામ કર્યું હોય તે ઉદ્દેશ પાર ન પડવો

શ્લોક ૫ થી ૮ વાળા ઉપદ્રવોના ઉપાય

त तैललवणाभ्यक्त स्विन्न प्रस्तरसङ्करै. ।
निरूढ जाङ्गलरसैर्भोजयित्वाऽनुवासयेत् ॥९॥
फलमागधिकादारुसिद्धतैलेन मात्रया ।
स्निग्ध वातहरै स्नेहैः पुनस्तीक्ष्णेन शोधयेत् ॥१०

ઉપર કહ્યા તેવા ઔષધના અયોગથી જેના દોષ સ્થાનમાથી ચલિત થયા હોય, તેને શરીરે પ્રથમ સિંધવ અને તેલ ચોળીને પ્રથમ સ્વેદવિધિમા કહેલા 'પ્રસ્તર' અને સકર (સૂ ૧૭/૯॥) નામના સ્વેદ વડે શેક કરવા પછી તેને નિરૂહબસ્તિ આપવી તે પછી તેને જાગલ દેશના પ્રાણીઓના માસરસનુ ભોજન કરાવવુ પછી તેને મીંઢળ, પીપર અને દેવદારથી સિદ્ધ કરેલા તેલની માત્રા વડે અનુવાસન બસ્તિ આપવી તે પછી તેને વાયુને હરનારા તેલ વડે સ્નિગ્ધ કરવો અને તે પછી તેને તીક્ષ્ણ વિરેચન આપીને તેનું શોધન કરવું

બહુ દોષવાળા, લૂખા, મદ અગ્નિવાળા અને ઉદાવર્તવાળાને

દવા થોડી પડવાથી થતો આધ્માન ઉપાય

बहुदोषस्य रूक्षस्य मन्दाग्नेरल्पमौषधम् ।
सोदावर्तस्य चोत्क्लेश्य दोषान् मार्गान् निरुध्य तै ॥
भृशमाध्मापयेन्नाभि पृष्ठपार्श्वशिरोरुजम् ॥
श्वासं विण्मूत्रवातानां सङ्ग कुर्याच्च दारुणम् ॥१२
अभ्यङ्गस्वेदवर्त्यादि सनिरूहानुवासनम् ।
उदावर्तहर सर्वं कर्माध्मातस्य शस्यते ॥ १३ ॥

બહુ દોષવાળા, લૂખા શરીરવાળા, મદ અગ્નિવાળા રોગીને અને ઉદાવર્ત રોગવાળાને (વમન કે વિરેચનનુ) થોડુ ઔષધ આપ્યુ હોય, ત્યારે તે ઔષધ દોષને તેમના સ્થાનમાથી ચલિત કરીને તે દોષ વડે દોષને જવાના માર્ગને રોકે છે અને તેથી નાભિને અતિ ઘણ ફુલાવે છે (આફરો આવે છે) તથા તે સાથે બરડો, પાસા અને માથામા પીડા ઉત્પન્ન કરે છે, બધ કરે છે અને ઝાડો, પેશાબ અને વાઈને ભયકર રીતે રોકે છે ત્યારે એ રીતે પેટ વડે અને ઉપર કહ્યા તેવા બીજા ઉપદ્રવ થાય, ત્યારે તેને શરીરે તેલ ચોળવુ, બફારો

વગેરે બાધીને પરસેવો કાઢવો, ગુદામા વર્તિ (વાટ) મૂકવી, નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિ આપવી; તથા ઉદાવર્તરોગને મટાડનારા સઘળા કર્મ કરવા, કેમ કે આફરાવાળા રોગીને તે સર્વ કર્મ હિતકારક છે

શૂળ, વિબંધ અને આનાહ મટાડવાનો ઉપાય

पञ्चमूलयवक्षारवचाभूतिकसन्धवैः ।
यवागूः सुकृता शूलविबन्धानाहनाशनी ॥१४॥

પચમૂળ, જવખાર, વજ, અજમો અને સિંધવ એ ઔષધો વડે સારી રીતે સિદ્ધ કરેલી યવાગૂ રોગીને પાવાથી શૂળ, વિબંધ અને પેટ ચડયુ હોય તે (આફરા) એ સર્વ મટે છે

વિરેચનના અતિયોગના ઉપદ્રવો ઉપાય

पिप्पलीदाडिमक्षारहिङ्गुशुंठ्यम्लवेतसान् ।
ससैन्धवान् पिबेन्मद्यै-
सापयोष्णोदकेन वा ॥ १५॥
प्रवाहिकापरिस्राववेदनापरिकर्तने ।

જે વિરેચનના અતિયોગથી પ્રવાહિકા (મરડો) થઈ ગયો હોય કે ઝાડો બહુ જ વહેતો હોય, વેદના થતી હોય, ચૂક કે આકડી આવતી હોય, તો પીપર, દાડમ, જવખાર, હિંગ, સૂઠ, આમ્લવેતસ અને સિંધવ એ ઔષધોનુ ચૂર્ણ દારૂ સાથે, ઘી સાથે કે ગરમ પાણી સાથે પીવુ

વમનવિરેચનથી આવતા વેગ રોકવાથી
થતા ઉપદ્રવ : ઉપાય

पीतौषधस्य वेगाना निग्रहान्मारुतादयः ॥ १६ ॥
कुपिता हृदयं गत्वा घोर कुर्वन्ति हृद्ग्रहम् ।
हिध्मापार्श्वरुजाकासदैन्यलालाक्षिविभ्रमः ॥१७॥
जिह्वां खादति नि संज्ञो दन्ताल् कटकटाययन् ।

વમન કે વિરેચનનું ઔષધ પીધા પછી વમન કે વિરેચન થતા વડે તેના વેગ(હાજત)ને રોકવાથી વાયુ વગેરે દોષ કોપીને (હૃદયમા) જાય છે અને ત્યા જઈને ભયકર રીતે હૃદયને જકડી રાખે છે તથા તેની સાથે હેડકી, પાસામાં પીડા, ખાસી, દીનતા, મોઢામાથી લાળ નીકળવી, આંખો ચકરવકર થવી, એવા ઉપદ્રવ થાય છે. વળી તે માણસ બેભાન થઈને જીભ કરડે છે તથા દાત કકડાવે છે

न गच्छेद्विभ्रम तत्र वामयेदाशु तं भिषक् ॥१८॥
मधुरैः पित्तमूर्च्छार्तं कटुभिः कफमूर्च्छितम् ।
पाचनीयैस्ततश्चास्य दोषशेष विपाचयेत् ॥१९॥
कायाग्निं च बल चास्य क्रमेणाभिप्रवर्धयेत् ।

રોગીની એવી અવસ્થા થાય ત્યારે વૈદ્યે કાંઈ પણ સશય ન કરતા તે રોગીને તત્કાળ ઊલટી કરાવવી જો રોગીને પિત્તથી મૂર્છા (બેભાની) આવી હોય, એટલે તે મૂર્છામા પિત્તના ચિહ્ન જણાતા હોય તો તેને ગળ્યા ઔષધથી ઊલટી કરાવવી, અને કફની મૂર્છા હોય તો તીખા ઔષધથી ઊલટી કરાવવી ઊલટી થયા પછી રોગીના જે દોષ બાકી રહ્યા હોય તેને પાચન ઔષધો આપીને પકવવા અને પછી તેના શરીરના અગ્નિ અને બળ ક્રમનઃ વધારવા

અતિ વમનથી થતા હૃદયરોગનો ઉપાય

पवनेनातिवमतो हृदय यस्य पीड्यते ॥ २०॥
तस्मै स्निग्धाम्ललवणान्
दद्यात्पित्तकफेऽन्यथा ।

જે રોગીને બહુ ઊલટીઓ થવાથી વાયુને લીધે હૃદયમા પીડા (દબાણ) થતી હોય તેને સ્નિગ્ધ, ખાટુ અને ખારુ ઔષધ આપવુ, પિત્ત વડે હૃદયમા પીડા થતી હોય તો ગળ્યુ અને શીતળ ઔષધ આપવુ, તથા કફ વડે પીડા થતી હોય તો ગરમ, લૂખુ અને તીખુ ઔષધ આપવુ

ઔષધના અતિયોગથી કોપેલા વાયુના ઉપદ્રવોનો ઉપાય

पीतौषधस्य वेगानां निग्रहेण कफेन वा ॥ २१ ॥
रुद्धोऽति वा विशुद्धस्य गृह्णात्यङ्गानि मारुतः ।
स्तम्भवेपथुनिस्तोदसादोद्वेष्टार्तिभेदनैः ॥ २२ ॥
तत्र वातहर सर्वं स्नेहस्वेदादि शस्यते ।

ઔષધ પીધા પછી વમન કે વિરેચનના વેગને અટકાવવાથી, અથવા કફ વડે, અથવા અતિ શોધન થવાથી (વમન કે વિરેચન ઘણુ થવાથી) વાયુ તે રોગીના શરીરમા જડતા, કંપ, તોડ, બદન ગળી જવા, કળતર થવું, પીડા થવી, ફાટ થવી, એ ઉપદ્રવો ઉત્પન્ન કરીને અંગોને જકડે છે એમ થાય ત્યારે વાયુને મટાડે એવા સ્નેહ અને સ્વેદ(શેક)ની યોજના કરવી એ સારુ છે

ભૂખ્યાને અને મૃદુ કોઠવાળાને તીક્ષ્ણ વિરેચનથી
થતા ઉપદ્રવો. ઉપાય

बहुतीक्ष्णं क्षुधार्तस्य मृदुकोष्ठस्य भेषजम् ॥२३॥
हत्वाऽऽशु विट्पित्तकफान्
धातूनास्रावयेद्द्रवान् ।
तत्रातियोगे मधुरैः शेषमौषधमुल्लिखेत् ॥ २४ ॥

ભૂખથી પીડાયેલા, મૃદુ(નરમ) કોઠવાળા

માણસને અતિશય તીક્ષ્ણ વિરેચન આપવાથી તે ગળાને મળ, પિત્ત તથા કફને જલદીથી બહાર કાઢી નાખીને પછી દ્રવ ધાતુઓને ગુદાવાટે વહેવડાવે છે એવી રીતે વિરેચનનો અતિયોગ થાય, ત્યારે ગળ્યા દ્રવ્યથી વમન આપીને કોઠામાં બાકી રહેલું વિરેચન દ્રવ્ય વમન દ્વારા બહાર કાઢી નાખવું

દવાથી બહુ ઊલટી કે બહુ ઝાડા થઈ જાય તે મટાડવાના ઉપાય

योज्योऽति वमने रेको विरेके वमनं मृदु ।
परिषेकावगाहाद्यैः सुशीतैः स्तम्भयेच्च तम् ॥२५॥

જો ઊલટી અતિશય થાય તો વિરેચન આપવું અને જો વિરેચન વધારે થાય તો કોમળ વમન કરાવવું તેમ જ અત્યંત ઠંડું પાણી રેડવું, ઠંડા પાણીએ રોગીને સ્નાન કરાવવું વગેરે શીતળ ઉપચાર કરીને વિરેચન અટકાવવું

अञ्जनं चन्दनोशीरमज्जासृक्शर्करोदकम् ।
लाजचूर्णं पिबेन्मन्थमतियोगहरं परम् ॥२६॥

અંજન, સુખડ, વીરણવાળો બકરીનું લોહી, સાકર, પાણી અને ડાંગરની ધાણીનું ચૂર્ણ, એ સર્વનો મંથ પીવો, મંથ એ વિરેચનનો અતિયોગ મટાડવામાં (બહુ જુલાબ થતા અટકાવવામાં) શ્રેષ્ઠ ઉપાય છે

મંથ

सक्तवः सर्पिषाभ्यक्ताः शीतवारिपरिप्लुताः ।
नातिसान्द्रा न चाच्छा मन्थ इत्यभिधीयते ॥

સાથુને ઘીનું મોણ દઈને ઠંડા પાણીમાં પલાળવો સાથુ પલાળ્યા પછી બહુ જાડો પણ ન થઈ જાય કે બહુ પાતળું પણ ન રહે એ રીતે જ પાણી પહેલેથી સાથુ પલાળવા લેવું એ મંથ બનાવવાની રીત કહે છે

वमनस्यातियोगे तु शीताम्बुपरिषेचितः ।
पिबेत्फलरसैर्मन्थं सघृतक्षौद्रशर्करम् ॥ २७ ॥
सोद्गारायां भृशं छर्द्यां मूर्वाया धान्यमुस्तयोः ।
समधूकाञ्जनं चूर्णं लेहयेन्मधुसंयुतम् ॥ २८ ॥

વમન ઔષધ લીધે અતિશય વમન થાય ત્યારે રોગીને ઠંડું પાણી છાંટવું, તથા તેને કાચી દ્રાક્ષ વગેરે ફળના રસની સાથે ઘી, મધ અને સાકરયુક્ત મંથ પાવો જો ઓડકારની સાથે બહુ ઊલટી થતી હોય તો મોરવેલ, ધાણા, મોથ, જેઠીમધ અને અંજન એ ઔષધોનું ચૂર્ણ મધ સાથે મેળવીને ચટાડવું

ઊલટીઓ થવાથી જીભ અંદર ખેંચાઈ જાય કે બહાર નીકળી આવે તેના ઉપાય

वमथोऽन्तः प्रविष्टायां जिह्वायां कवलग्रहाः ।
स्निग्धाम्ललवणा हृद्या यूषमांसरसा हिताः ॥२९
फलान्यम्लानि खादेयुस्तस्य चान्येऽग्रतो नराः ।
निःसृतां तु तिलद्राक्षाकल्कलिप्तां प्रवेशयेत् ॥३०

અતિ વમન થવાથી જીભ શરીરની અંદર જતી રહેલી હોય તો સ્નિગ્ધ (ચીકણા), ખાટા, ખારા અને હૃદયને ગમે કે ફાયદો કરે એવા યૂષ તથા માંસરસના કવલ (કોગળા) ભરાવવા. વળી તેની સામે બેસીને બીજા માણસોને ખાટા ફળ ખાવા એવા ઉપાયથી અંદર જતી રહેલી જીભ બહાર આવશે જો ઊલટી ઘણી થવાથી જીભ બહાર નીકળી આવી હોય તો તલ અને કાળી દ્રાક્ષના કલ્કનો તે ઉપર લેપ કરીને તેને પાછી મોંમાં ઘાલવી

બહુ ઊલટીઓ થવાથી બોલાતું બંધ થઈ જાય વગેરે વાયુના રોગો માટે ઉપાય

वाग्ग्रहानिलरोगेषु घृतमांसोपसाधिताम् ।
यवागूं तनुकां दद्यात्स्नेहस्वेदौ च कालवित् ॥३१

અતિશય વમન થવાથી (વાયુ કોપી) બોલવાનું બંધ થઈ ગયું હોય વગેરે વાયુના રોગ થયા હોય તો કાળને જાણનારા વૈદ્યે ઋતુનો અને સમયનો વિચાર કરીને ઘી અને માંસથી સિદ્ધ કરેલી પાતળી યવાગૂ રોગીને ખાવા (પીવા) આપવી, તથા રોગીને સ્નિગ્ધ કરીને તેનો શેક કરવો

અતિ વિરેચનથી ઝાડામાં લોહી પડયું છે કે પિત્ત, તેની પરીક્ષા

अतियोगाच्च भैषज्यं जीवं हरति शोणितम् ।
तज्जीवादानमित्युक्तमादत्ते जीवितं यतः ॥ ३२ ॥
शुने काकाय वा दद्यात्तेनान्नमसृजा सह ।
भुक्तेऽभुक्ते वदेज्जीवं पित्तं वा भेषजेरितम् ॥३३
शुक्लं वा भावितं वस्त्रमावानं कोष्णवारिणा ।
प्रक्षालितं विवर्णं स्यात्पित्ते शुद्धं तु शोणिते ॥३४

વિરેચનનો અતિયોગ થવાથી ઝાડા વાટે લોહી પડે છે, તેમાંથી જે લોહી રોગીના જીવ લે છે તે લોહીને 'જીવાદાન' કહે છે, કેમ કે તે જીવ નામના લોહીનું હરણ કરે છે પરંતુ પિત્ત ને લોહીના ગંધ તથા રંગ સરખા છે, માટે આ લોહી છે કે પિત્ત એની પરીક્ષા કરવી કઠણ પડે છે માટે વિરેચનમાં પડેલા લોહી સાથે અન્ન મેળવીને કૂતરાને કે કાગડાને નાખવું જો તે તે અન્નને ખાઈ જાય તો જાણવું કે એ પિત્ત નહીં પણ જીવ નામનું લોહી છે, પણ જો તે ખાય નહિ તો જાણવું કે તે જીવ નામનું લોહી નથી પણ પિત્ત છે, વળી ધોળા વસ્ત્રને વિરેચનના લોહીમાં બોળીને ઊના

સુકવવું, જરા સુકાયા પછી તેને લગાર ગરમ (સવાકા) પાણીથી સારી રીતે ધોવું જો ધોવા પછી વસ્ત્ર વિવર્ણ (વિચિત્ર રંગનું) થાય તો તે પિત્ત છે એમ જાણવું, અને તે હતું તેવું પાછું શુદ્ધ થાય તો તે જીવ નામનું લોહી જાણવું

**વિરેચનથી લોહી વહેતું હોય તેના ઉપાય**

तृष्णामूर्च्छामदार्तस्य कुर्यादामरणात्क्रियाम् ।
रक्तपित्तातिसारघ्नीं तस्याशु प्राणरक्षणीम् ॥३५॥
मृगगोमहिषाजाना सद्यस्कं जीवतामसृक् ।
पिबेज्जीवाभिसन्धान जीव तद्ध्याशु गच्छति ॥३६
तदेव दर्भमृदित रक्तं बस्तौ निषेचयेत् ।

અતિ વિરેચનથી ઝાડા વાટે જીવ નામનું લોહી વહેતું હોય અને તેવો રોગી તરસ, મૂર્છા અને મદથી પીડાતો હોય તો રક્તાતિસાર કે પિત્તાતિસાર મટાડવા માટે જે ક્રિયા કરવામા આવે છે તેવી, પ્રાણનું રક્ષણ કરનારી ક્રિયા મરતા સુધી કરવી (એ ઉપરથી સમજવું કે એવા રોગીની દશા મરણ તુલ્ય છે, એનો પ્રાણ જલદી જવાનો સભવ છે તથા સશયમા પણ ચિકિત્સા કરવી એમ પૂર્વે કહેલું છે) વળી એવા રાગીનું લોહી વહી ગયું હોય છે માટે તેને જીવતા મૃગ (હરણ), ગાય (કે બળદ), પાડાનું કે બકરાનું તાજું લોહી પાવું, કેમ કે એ લોહી તત્કાળ જીવના અભિસધિ કરે છે, મનુષ્યના લોહી સાથે તે લોહી ભળી જઈને તેને જીવતો રાખે છે વળી તે તાજા લોહીમા કુમળા દર્ભના અકુર ચોળી નાખીને તેને બસ્તિમા નાખીને તેની નિરૂહબસ્તિ આપવી

श्यामाकाश्मर्यमधुकदूर्वोशीरैः शृत पय ॥३७॥
घृतमण्डाञ्जनयुत बस्तिं वा योजयेद्धिमम् ।
पिच्छाबस्तिं सुशीतं वा घृतमण्डानुवासनम् ॥३८

વળી તે રોગીને કાગ, શીવણના ફળ, જેઠીમધ, ધરો, વીરણ વાળો એ ઓષધો દૂધમા નાખીને, ઊકાળી ને તે દૂધ ઠડુ કરીને તેમા ઘીનો ઉપલો ભાગ જે ઘૃત મડ કહવાય છે તે અને રસાજન નાખવું પછી તે વડે ઠડી બસ્તિ આપવી અથવા પિચ્છાબસ્તિ આપવી, અથવા અત્યત શીતળ એવા ઘૃતમડ વડે અનુવાસન બસ્તિ આપવી

પિચ્છાબસ્તિ=ચિ અ ૯, શ્લોક ૭૨ થી ૭૬
ઘૃતમડ=ઘટ્ટ ઘીની ઉપર તરતુ પ્રવાહી ઘી

**વિરેચનના અતિયોગથી નીકળેલી આમળનો ઉપાય**

गुद भ्रष्टं कषायैश्च स्तम्भयित्वा प्रवेशयेत् ।

જો વિરેચનના અતિયોગથી ગુદા (આમળ) બહાર નીકળી ગઈ હોય તો તુરા રસવાળા દ્રવ્યના કવાથ વડે તેને સ્તભન થતા સુધી ધોઈને ગુદામા પાછી મૂકવી

**વિરેચનના અતિયોગથી થયેલી બેભાનીનો ઉપાય**

विसंज्ञं श्रावयेत्सामवेणुगीतादिनिस्वनम् ॥ ३९ ॥

જો વિરેચનાના અતિયોગથી રોગી બેભાન થઈ ગયો હોય તો તેને સામવેદનું ગાન સભળાવવું તથા વાસળી અને ગાન વગેરેનો સૂર સભળાવવો

इत्यष्टागहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने वमनविरेचन व्यापत्सिद्धिर्नाम तृतीयोऽध्याय ॥ ३ ॥

## અધ્યાય ૪ થો : બસ્તિકલ્પ

अथातो बस्तिकल्प व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ॥

(વમન અને વિરેચનની માફક બસ્તિ પણ દોષને બહાર કાઢે છે તેથી) હવે અમે બસ્તિકલ્પ સમજાવીશું, એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**સાજા માણસને પ્રકૃતિ પ્રમાણે આપવા યોગ્ય બસ્તિ**

बला गुडूची त्रिफला सरास्ना
द्विपञ्चमूल च पलोन्मितानि ।
अष्टौ फलान्यर्धतुला च मासा-
च्छागात्पचेदप्सु चतुर्थशेषम् ॥१॥
पूतो यवानीफलबिल्वकुष्ठ
वचाशताह्वाघनपिप्पलीनाम् ।
कल्कैर्गुडक्षौद्रघृतैः सतैलै-
र्युक्त सुखोष्णो लवणान्वितश्च ॥२॥
बस्ति पर सर्वगदप्रमाथी
स्वस्थे हितो जीवनबृंहणश्च ।
बस्तौ च यस्मिन् पठितो न कल्क
सर्वत्र दद्यादमुमेव तत्र ॥ ३ ॥

બલદાણા, ગળો, ત્રિફળા, રાસ્ના, દશમૂળ, એ પ્રત્યેક ઔષધ ચાર ચાર તોલા લેવું આઠ મીંઢળ લેવા (એટલે તે પણ આશરે ચાર તોલા થશે) બસો તોલા બકરાનું માસ લેવું પછી એ સર્વને ચોગણા પાણીમાં નાખીને ચતુર્થાંશ પાણી બાકી રહેતાં સુધી તેનો ક્વાથ કરવો પછી એ ક્વાથને ગાળી લઈને તેમા યવાની અજમો, મીંઢળ, બીલા, ઉપલેટ, વજ, સુવા, મોથ અને પીપર, એ સર્વ સમાનભાગે લઈને તેનો આઠ તોલા કલ્ક તે ક્વાથમા નાખવો (કેમ કે સાજા માણસ

માટે આઠ તોલા કલ્ક નાખવો એમ તંત્રકારનું વચન છે. પછી જો વાતપ્રકૃતિવાળા માણસને બસ્તિ આપવાની હોય, તો તેમાં ઘી અને તેલ કવાથથી ચોથા ભાગનાં નાખવાં; જો સાજો માણસ પિત્તપ્રકૃતિવાળો હોય, તો છઠ્ઠા ભાગનાં નાખવાં; અને જો સાજો માણસ કફપ્રકૃતિવાળો હોય, તો આઠમા ભાગનાં નાખવાં. (કેમ કે વાયુના રોગમાં કવાથથી ચોથા ભાગનો, પિત્તમાં છઠ્ઠા ભાગનો અને કફમાં આઠમા ભાગનો સ્નેહ નાખવાનું કહેલું છે.) ત પછી કવાથ ઠંડો પડયા પછી તે કવાથમાં ગોળ, મધ અને સિંધવ નાખવાં, તેનું પ્રમાણ વૈદ્યે યુક્તિથી જાણી લેવું. એટલે કવાથ બહુ ખારો ન થાય, બહુ જાડો ન થાય અને બહુ પાતળો ન થાય, એ હિસાબે તે નાખવાં. પછી એ સર્વ એકત્ર કરીને તે કવાથ વડે લગાર લગાર ગરમ બસ્તિ આપવી. એ બસ્તિ સઘળા રોગનો નાશ કરનારી, સ્વસ્થ (નિરોગી) માણસને પણ હિતકર જીવન આપનાર અને પુષ્ટિ કરનાર છે. બસ્તિના પ્રયોગમાં જ્યાં કયો કલ્ક નાખવો તે કહ્યું ન હોય અને ત્યાં કલ્કની જરૂર હોય તો, ત્યાં (સર્વત્ર આ કલ્ક (ઉપર કહેલી યવાની અજમો વગેરે આઠ વસ્તુઓનો કલ્ક) વાપરવો.

**વાયુના બધા રોગ મટાડે એવી નિરૂહબસ્તિ**

द्विपञ्चमूलस्य रसोऽम्लयुक्तः
सच्छागमांसस्य सपूर्वपेष्यः ।
त्रिस्नेहयुक्तः प्रवरो निरूहः
सर्वानिलव्याधिहरः प्रदिष्टः ॥ ४ ॥

દશમૂળ તથા બકરાના માંસનો કવાથ કરીને તેમાં કાંજી વગેરે ખટાઈ નાખવી તથા તેમાં પૂર્વે શ્લોક ૨ માં કહેલો કલ્ક નાખીને તેમાં ઘી, વસા અને મજ્જા એ ત્રણ સ્નેહ ભેળવવા, એ શ્રેષ્ઠ નિરૂહબસ્તિ વાયુના સર્વે રોગોને મટાડે છે એમ કહેલું છે.

**દીપન, માંસ અને બળ વધારનાર તથા આંખની શક્તિ વધારનાર નિરૂહબસ્તિ**

बलापटोलीलघुपञ्चमूल-
त्रायन्तिकैरण्डयवाग्निसिद्धात् ।
प्रस्थो रसाच्छागरसार्धयुक्तः
साध्यः पुनः प्रस्थसमः स यावत् ॥५
प्रियङ्गुकृष्णाघनकल्कयुक्तः
सतैलसर्पिर्मधुसैन्धवश्च ।
स्याद्दीपनो मांसबलप्रदश्च
चक्षुर्बलं चोपदधाति सद्यः ॥ ६ ॥

બળદાણા, પટોળ, લઘુપંચમૂળ, ત્રાયમાણ, દિવેલાનું મૂળ અને ઈન્દ્રજવ, એ ઔષધોનો કવાથ કરીને તેમાંથી ચોસઠ તોલા કવાથ જુદો લેવો. પછી બકરાના માંસનો રસ બત્રીસ તોલા લઈને તેમાં મેળવવો. પછી તે બેને અગ્નિ ઉપર ચઢાવીને છન્નું તોલામાંથી ચોસઠ તોલા જેટલું રહે ત્યારે તેને નીચે ઉતારીને તેમાં પ્રિયંગુ (કાંગ,) પીપર અને મોથનો કલ્ક ભેળવવો. તથા તેમાં તેલ, ઘી મધ અને સિંધવ મેળવવાં. એ સર્વને એકત્ર કરીને તેની નિરૂહબસ્તિ આપવાથી તે જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, માંસ વધારે છે, બળ આપે છે અને આંખને તત્કાળ બળ આપે છે.

**શૂળ, ભાર, વિબંધ, ગોળો, પથરી, વધરાવળ, ગ્રહણી, હરસ અને કફવાતના રોગો માટે દીપન અને લેખન બસ્તિ**

एरण्डमूलात्त्रिपलं पलाशा-
त्तथा पलांशं लघुपञ्चमूलम् ।
रास्नाबलाछिन्नरुहाश्वगन्धा-
पुनर्नवारग्वधदेवदारु ॥ ७ ॥
फलानि चाष्टौ सलिलाढकाभ्यां
विपाचयेदष्टमशेषितेऽस्मिन् ।
वचाशताह्वाहपुषाप्रियङ्गु-
यष्टीकणावत्सकबीजमुस्तम् ॥ ८ ॥
दद्यात्सुपिष्टं सरसाञ्जनं च-
मक्षप्रमाणं लवणांशयुक्तम् ।
समाक्षिकस्तैलयुतः समूत्रो
बस्तिर्जयेल्लेखनदीपनोऽसौ ॥ ९ ॥
जङ्घोरुपादत्रिकपृष्ठकोष्ठ-
हृद्गुह्यशूलं गुरुतां विबन्धम् ।
गुल्माश्मवर्ध्मग्रहणीगुदोत्थां-
स्तांस्तांश्च रोगान् कफवातजातान् ॥१०

દિવેલા(એરંડ)નું મૂળ બાર તોલા લેવું. તેમ જ ખાખરો પણ બાર તોલા લેવો. લઘુપંચમૂળ ચાર તોલા લેવાં, તેમ જ રાસ્ના, બળદાણા, ગળો, આસંધ, સાટોડી, ગરમાળો, દેવદાર, એ ઔષધ પણ ચાર ચાર તોલા લેવાં. મીંઢળ નંગ આઠ લેવાં. એ સર્વને પાંચસો બાર (૫૧૨) તોલા પાણીમાં ઉકાળવાં અને આઠમે ભાગે પાણી બાકી રહે, ત્યારે તેને નીચે ઉતારી ગાળી લેવું. પછી તેમાં વજ, સુવા, હપુષા, કાંગ, જેઠીમધ, પીપર, ઈન્દ્રજવ, મોથ અને રસાંજન એ સર્વને વાટી ચૂર્ણ કરીને એક એક તોલા નાખવું. તથા સિંધવ પા (¼) તોલો નાખવો. પછી તેમાં મધ, તેલ અને ગોમૂત્ર

નાખીને તેની બસ્તિ આપવી. આ બસ્તિ લેખન અને દીપન છે. એ બસ્તિ આપવાથી જંઘા સાથળ, ત્રિક, પીઠ, કોઠો (પેટ), હૃદય અને ગુહ્યસ્થાન, એ જગ્યાનું શૂળ મટે છે, શરીરનું ભારેપણું અને ઝાડા વગેરેનો વિબંધ મટે છે. વળી તે ગોળો, પથરીનો રોગ, વધરાવળનો રોગ, ગ્રહણીરોગ, હરસ અને બીજા કફવાતથી થયેલા અનેક રોગોને મટાડે છે.

### પિત્તરોગ ઉપર બસ્તિ

यष्ट्याह्वरोध्राभयचन्दनैश्च
शृतं पयोऽग्र्यं कमलोत्पलैश्च ।
सशर्कराक्षौद्रघृतं सुशीतं
पित्तामयान् हन्ति सजीवनीयम् ॥११

જેઠીમધ, લોધર, સુગંધી વાળો, સુખડ અને કમળ તથા કાળાં કમળ, એ સર્વ વડે ઉકાળેલા ગાયના દૂધને ઠંડું પડવા દઈ તેમાં જીવનીય ગણ (સૂ. અ. ૧૫ શ્લોક ૮) નાં ઔષધોનો કલ્ક નાખીને તેમાં સાકર, મધ અને ઘી નાખવું પછી તેને સારી પેઠે ઠંડું થવા દઈને તેની બસ્તિ આપવી. એ બસ્તિ પિત્તના સઘળા રોગને હણે છે.

### દાહ, અતિસાર, લોહીવા, રક્તપિત્ત, હૃદયરોગ, પાંડુ, વિષમજ્વર, ગોળો, મૂત્રકૃચ્છ્ર, કમળો અને બધા પિત્તના રોગો માટે બસ્તિ

रास्नां वृषं लोहितिकामनन्तां
बलां कनीयस्तृणपञ्चमूल्यौ ।
गोपाङ्गनाचन्दनपद्मकर्द्धि-
यष्ट्याह्वरोध्राणि पलार्धकानि ॥१२॥
निःक्वाथ्य तोयेन रसेन तेन
शृतं पयोऽर्धाढकमम्बुहीनम् ।
जीवन्तिमेदर्द्धिवरीविदारी-
वीराद्विकाकोलिकसेरुकाभिः ॥१३॥
सितोपलाजीवकपद्मरेणु-
प्रपौण्डरीकोत्पलपुण्डरीकैः ।
रोध्रात्मगुप्तामधुयष्टिकाभि-
र्नागाह्वमुञ्जातकचन्दनैश्च ॥ १४ ॥
पिष्टैर्घृतक्षौद्रयुतैर्निरूहं
ससैन्धवं शीतलमेव दद्यात् ।
प्रत्यागते धन्वरसेन शालीन्
क्षीरेण वाऽद्यात्परिषिक्तगात्रः ॥१५॥
दाहातिसारप्रदरास्रपित्त-
हृत्पाण्डुरोगान् विषमज्वरं च ।
सगुल्ममूत्रग्रहकामलादीन्
सर्वामयान् पित्तकृतान्निहन्ति ॥१६॥'

રાસ્ના, અરડૂસી, મજીઠ, ધમાસો, બળદાણા, લઘુપંચમૂળ, તૃણ પંચમૂળ, સારિવા, સુખડ, પદ્મકાષ્ઠ, ઋદ્ધિ નામે ઔષધિ, જેઠીમધ, લોધર, એ પ્રત્યેક બે બે તોલા લેવાં. એ સર્વનો પાણીમાં ક્વાથ કરીને તે ક્વાથમાં એકસો અઠ્ઠાવીશ (૧૨૮) તોલા દૂધ નાખવું અને ઉકાળવું. જ્યારે ફક્ત દૂધ બધું બાકી રહે ત્યારે તેમાં, ડોડી, મેદા, ઋદ્ધિ, શતાવરી, વિદારીકંદ, મહાશતાવરી, કાકોલી, ક્ષીરકાકોલી, કસેલા, સાકર, જીવક, કમળ, રેણુકબીજ, સ્થળકમળ, કાળું કમળ, ધોળું કમળ, લોધર કૌચાં, જેઠીમધ, નાગકેસર, મુંજ, સુખડ, એ સર્વને બારીક વાટીને તેનો કલ્ક કરીને નાખવો. પછી તેમાં ઘી અને મધ નાખીને તેમાં સિંધવ નાખવો. એ નિરૂહ સારી પેઠે ઠરો થવા દઈને આપવો. જ્યારે તે નિરૂહ પાછો નીકળે ત્યારે બસ્તિ લેનારે સ્નાન કરીને અથવા શરીર ઉપર પાણી રેડીને જાંગલ પ્રાણીઓના માંસરસ સાથે શાલિ ડાંગરના ચોખાનો ભાત ખાવો, અથવા માફક આવતું હોય તો દૂધ સાથે ભાત ખાવો, એ નિરૂહથી બળતરા, અતિસાર, લોહીવા, રક્તપિત્ત, હૃદયના રોગ, પાંડુરોગ, વિષમજ્વર, ગોળો, મૂત્ર પકડાઈ જાય તે રોગો, કમળો અને બીજા પિત્તથી થયેલા સર્વે રોગોનો નાશ થાય છે.

### કફના રોગો, મંદ અગ્નિ, ખાવા ઉપર અભાવ—એ રોગો માટે બસ્તિ

कोशातकारग्वधदेवदारु-
मूर्वाश्वदंष्ट्राकुटजार्कपाठाः ।
पक्त्वा कुलत्थान् बृहतीं च तोये
रसस्य तस्य प्रसृता दश स्युः ॥१७॥
तान् सर्षपैलामदनैः सकुष्ठै-
रक्षप्रमाणैः प्रसृतैश्च युक्तान् ।
क्षौद्रस्य तैलस्य फलाह्वयस्य
क्षारस्य तैलस्य च सार्षपस्य ॥१८॥
दद्यान्निरूहं कफरोगिताय
मन्दाग्नये चाशनविद्विषे च ।

કોશાતક (કડવું ઘોડકું), ગરમાળો, દેવદાર, મોરવેલ, ગોખરુ, ઇન્દ્રજવ, આકડાનું મૂળ, પહાડમૂળ, કળથી, રીંગણી, એ સર્વનો પાણીમાં ક્વાથ કરવો. પછી તે ક્વાથમાંથી એંશી તોલા જેટલો ક્વાથ લેવો. પછી તેમાં સરસવ, એલચી, મીંઢળ અને ઉપલેટનો કલ્ક એક

એક તોલો નાખવો; અને મધ, ફુલતેલ (મીંઢળના કલ્ક અને ખટાઈથી સિદ્ધ કરેલું તેલ), જવખાર અને સરસિયું એ સર્વે આઠ આઠ તોલા નાખવાં. પછી એ એકત્ર કરેલી નિરૂહબસ્તિ કફરોગવાળાને, મંદ અગ્નિ વાળાને અને ભોજનનો જેને દ્વેષ(સુગ) થતો હોય (અન્ન ખાવું ન ભાવતું હોય) તેને આપવી. (ઉપર કોશાતક વગેરેનું માપ કહ્યું નથી, છતાં સામાન્ય પરિભાષા પ્રમાણે તેના માપની કલ્પના કરવી. એટલે દ્રવ્યો કરતાં સોળગણું પાણી મૂકીને તે ચોથા ભાગનું રહે ત્યાં સુધી ક્વાથ કરવો. હવે ક્વાથ એંશી તોલા જોઈએ છીએ માટે પાણી ત્રણસો ચોવીસ તોલા મૂકવું. અને ઓષધો પાણીથી સોળમે ભાગે એટલે વીસ તોલા લેવા. પણ બધાં મળીને ઔષધો દસ છે, માટે પ્રત્યેક ઔષધ એ બે તોલા લેવુ એમ સમજાય છે)

## સુકુમારને યોગ્ય પ્રસૃત(સુકુમાર) નિરૂહબસ્તિઓ

(શ્લોક ૧૯ થી ૨૫ા)

वक्ष्ये मृदून् स्नेहकृतो निरूहान्
सुखोचितानां प्रसृतैः पृथक् तु ॥ १९॥

હવે હું સુખને યોગ્ય એવા સુકુમાર માણસોને માટે સ્નેહથી સિદ્ધ કરેલા કોમળ નિરૂહ જુદા કહીશ તે સર્વે પ્રસૃત (આઠ તોલા) વજનને એકમ (યુનિટ) તરીકે લઈને બનાવાય છે.

अथेमान् सुकुमाराणां
निरूहान् स्नेहनान् मृदून् ।
कर्मणा विप्लुतानां च वक्ष्यामि प्रसृतैः पृथक् ॥२०

હવે પછી હું જે નિરૂહ કહું છુ તે સુકુમાર (સુંવાળા, સુખી) અને કામકાજ કરીને થાકી ગયેલા માણસોને યોગ્ય કહું છું; કેમ કે તે નિરૂહ સ્નેહન કર્મ કરવામાં સમર્થ અને કોમળ છે તથા આઠ તાલાને એકમ તરીકે લઈને લીધેલા દ્રવ્યોથી એ જુદાજુદા બનાવેલા છે.

વાયુ મટે એવી સુકુમાર બસ્તિઓ

क्षीराद् द्वौ प्रसृतौ कार्यौ मधुतैलघृतात्त्रयः ।
खजेन मथितो वस्तिर्वातघ्नो बलवर्णकृत् ॥२१॥

દૂધ સોળ તોલા લેવું, મધ, તેલ અને ઘી મળીને ચોવીસ તોલા લેવું, પછી એ સર્વને લાકડાના ચાટવા વડે હલાવીને એકત્ર કરવું. એ બસ્તિ વાયુને હણે છે તથા બળ અને કાંતિ આપે છે.

एकैकः प्रसृतस्तैलप्रसन्नाक्षौद्रसर्पिषाम् ।
विल्वादिमूलक्वाथाद् द्वौ कौल-
त्थाद् द्वौ स वातजित् ॥२२॥

તેલ, પ્રસન્ના નામે દારૂ, મધ અને ઘી, એ પ્રત્યેક આઠ આઠ તોલા લેવું; બીલી વગેરે પંચમૂળ (બીલી, અરણી, અલવો (અરડુસો) પાડળ, કાશ્મરી)નો ક્વાથ સોળ તોલા લેવો; અને કળથીનો ક્વાથ સોળ તોલા લેવો. એ બધાની ભેગી બસ્તિ વાયુને હણે છે.

અભિષ્યંદ, કરમિયા, કુષ્ઠ અને પ્રમેહ માટે
સુકુમાર પંચતિક્ત બસ્તિ

पटोलनिम्बभूतीकरास्नासप्तच्छदाम्भसः ।
प्रसृतः पृथगाज्याच्च वस्तिः सर्षपकल्कवान् ॥२३
स पञ्चतिक्तोऽभिष्यन्दकृमिकुष्ठप्रमेहहा ।

પટોળ, લીમડો, કરિયાતું, રાસ્ના, સાતવીણ એ પાંચ કડવા ઔષધોનો જુદો જુદો ક્વાથ આઠ આઠ તોલા લેવો. અને તે સર્વેને એકત્ર કરીને તેમાં ઘી આઠ તોલા નાખવું. એ સર્વમાં સરસવનો કલ્ક નાખવો. એ બસ્તિને પંચતિક્તબસ્તિ કહે છે. તે બસ્તિ અભિષ્યંદ, કરમિયા, ચામડીના રોગ અને પ્રમેહને હણે છે.

ઝાડો ન ઊતરતો હોય તેને માટે તથા આનાહ
માટે સુકુમાર બસ્તિ

चत्वारस्तैलगोमूत्रदधिमण्डाम्लकाञ्जिकात् ॥२४॥
प्रसृताः सर्षपैः पिष्टैर्विड्सङ्गानाहभेदनः ।

તેલ, ગાયનું મૂત્ર, દહીંનું નીતર્યું પાણી અને ખાટી કાંજી, એ ચારમાંથી દરેક આઠ આઠ તોલા લેવું. તથા તેમા સરસવ વાટીને તેનો કલ્ક નાખવો. એ બસ્તિ ઝાડાનો મળ બાઝી ગયો હોય તેને ભેદે છે તથા આનાહ રોગને મટાડે છે.

વિષયશક્તિ વધારે એવી સુકુમાર બસ્તિ

पयस्येक्षुस्थिरारास्नाविदारीक्षौद्रसर्पिषाम् ॥२५॥
एकैकः प्रसृतो वस्तिः कृष्णाकल्को वृषत्वकृत् ।

ક્ષીરકાકોલી, શેરડી, શાલિપર્ણી, રાસ્ના, વિદારીકંદ, મધ અને ઘી, એ પ્રત્યેક ઔષધ આઠ આઠ તોલા લઈને તેમાં પીપરનો કલ્ક નાખીને બસ્તિ આપવી. એ બસ્તિ વીર્ય ઉત્પન્ન કરે છે (વિષયશક્તિ વધારે છે)

## સિદ્ધ બસ્તિઓ

(શ્લોક ૨૬ થી ૫૨ા)

सिद्धवस्तीनतो वक्ष्ये सर्वदा यान् प्रयोजयेत् ॥२६
निर्व्यापदो बहुफलान् बलपुष्टिकरान् सुखान् ।

ઉપર પ્રમાણે પ્રસૃત(સુકુમાર)બસ્તિ કહી રહ્યા પછી હવે હું સિદ્ધ બસ્તિઓનો કલ્પ કહુ છુ એ સિદ્ધ બસ્તિઓ વ્યાપદ(નુકસાન)રહિત છે, બહુ ફળ આપનારી છે, બળ અને પુષ્ટિ આપનારી છે તથા સુખ ઉત્પન્ન કરે એવી છે, માટે તે સર્વદા લેવા યોગ્ય છે.

પ્રમેહ, હરસ, કરમિયા, ગોળો અને સારણગાં૦ માટે રસાયન માધુતૈલિક સિદ્ધ બસ્તિ

मधुतैले समे कर्षः सैन्धवाद्द्विपिचुर्मिसिः ॥२७
एरण्डमूलक्वाथेन निरूहो माधुतैलिकः ।
रसायनं प्रमेहार्शः क्रमिगुल्मान्त्रवृद्धिनुत् ॥२८॥

મધ અને તેલ સમાન એક એક તોલો લેવા, સિધવ એક તોલો લેવો, સુવા બે તોલા લેવા. એ સર્વને એરડાના મૂળના ક્વાથ સાથે મેળવીને તેની નિરૂહબસ્તિ આપવી. આ બસ્તિમા મધ અને તેલ મુખ્ય છે, માટે આ બસ્તિ માધુતૈલિક કહેવાય છે આ નિરૂહ રસાયન છે અને તે પ્રમેહ, હરસ, કરમિયા, ગોળો અને સારણ ગાંઠ એ રોગોનો નાશ કરે છે

આંખ અને રક્તપિત્ત માટે સિદ્ધ બસ્તિ

सयष्टिमधुकश्चैष चक्षुष्यो रक्तपित्तजित् ।

એ બસ્તિમા (ઉપર જે માધુતૈલિક બસ્તિ કહી તેમા) જેઠીમધ મેળવીને બસ્તિ આપવાથી તે આંખને બળ આપે છે તથા રક્તપિત્તને મટાડે છે

યાપન બસ્તિ

यापनो घनकल्केन मधुतैलरसाज्यवान् ॥२९॥
पायुजानूरुवृषणबस्तिमेहनशूलजित् ।

મોથના કલ્ક સાથે મધ, તેલ, માસરસ અને ઘી એ ચારની બસ્તિ આપવાથી ગુદા, ઢીંચણ, સાથળ, વૃષણ, મૂત્રાશય અને મૂત્રેન્દ્રિય એ અવયવોમા થતા સણકા મટે છે. (તે બસ્તિ પ્રાણ ધારણ કરે છે, માટે તે યાપન બસ્તિ કહેવાય છે)

प्रसृताशैर्घृतक्षौद्रवसातैलैः प्रकल्पयेत् ॥ ३० ॥
यापनं सैन्धवार्धाक्षहपुषार्धपलान्वितम् ।

ઘી, મધ, વસા અને તેલ, એ પ્રત્યેક આઠઆઠ તોલા લઈને તેમાં અર્ધો તોલો સિધવ તથા બે તોલા પળાસી મેળવી યાપન નિરૂહબસ્તિ બનાવવી.

મુક્તરથ બસ્તિ

एरण्डमूलनि क्वाथो मधुतैलं ससैन्धवम् ॥३१॥
एष युक्तरथो बस्तिः सवचापिप्पलीफलः ।

એરંડના મૂળના ક્વાથમાં મધ, તેલ અને સિધવ નાખવા તથા તેમા વજ, પીપર અને મીંઢળનો કલ્ક નાખવો એ બસ્તિને યુક્તરથ બસ્તિ કહે છે, કેમ કે રથને ઘોડા કે હાથી જોડેલા હોય તેમને પણ એ બસ્તિ આપવાનો નિષેધ નથી, માટે એ બસ્તિને યુક્તરથ કહે છે, અર્થાત્ ગમે તે અવસ્થામા એ બસ્તિ આપવાનો બાધ નથી

દોષહર બસ્તિ

स क्वाथो मधुपद्मग्रन्था-
शताह्वाहिङ्गुसैन्धवम् ॥ ३२॥
सुरदारु च रास्ना च बस्तिर्दोषहरः शिवः ।

પાછળ કહેલા એરંડાના મૂળના ક્વાથમા મધ, ઘોડી વજ, સુવા, હિંગ, સિધવ, દેવદાર, વજ અને રાસ્ના, એ સર્વના કલ્ક ભેળવીને બસ્તિ આપવી, કેમ કે તે દોષને કાઢવા માટે ઉત્તમ બસ્તિ છે

દોષહર સિદ્ધ બસ્તિ

पञ्चमूलस्य निःक्वाथस्तैलं मागधिका मधु ॥३३
ससैन्धवः समधुकः सिद्धबस्तिरिति स्मृतः ।

પંચમૂળના ક્વાથમા તેલ, પીપર, મધ, સિધવ અને જેઠીમધ મેળવવું, એને સિદ્ધ બસ્તિ કહે છે

કફના રોગ, પાંડુ, કોગળિયું, વીર્યના અને વાયુના રોગ, વિબંધ અને મૂત્રાશયના આટોપ માટે ગોમૂત્ર બસ્તિ

द्विपञ्चमूलत्रिफलाफलबिल्वानि पाचयेत् ॥३४ ॥
गोमूत्रे, तेन पिष्टैश्च पाठावत्सकतोयदैः ।
सफलैः क्षौद्रतैलाभ्यां क्षारेण लवणेन च ॥३५
युक्तो बस्तिः कफव्याधिपाण्डुरोगविषूचिषु ।
शुक्रानिलविबन्धेषु बस्त्याटोपे च पूजितः ॥३६

બને પંચમૂળ (દશમૂળ), ત્રિફલા, મીંઢળ, બીલા, એ સર્વનો ગાયના મૂત્રમા ક્વાથ કરવો, પછી તેમાં પહાડમૂળ, કડાછાલ, મોથ અને મીંઢળ એ સર્વનો કલ્ક નાખવો. પછી તેમા મધ અને તેલ તથા જવખાર અને સિધવ નાખવા. એ પ્રમાણે કરેલી બસ્તિ આપવાથી કફના રોગ, પાંડુરોગ, કોગળિયું (કાલેરા), વીર્યરોગ, વાયુરોગ, વિબંધ, મૂત્રાશયનો આટોપ એ સર્વ મટે છે, એ સર્વ રોગ મટાડવામાં તે પૂજ્ય છે

યાપનરાજ બસ્તિ

मुस्तापाठामृतैरण्डबलारास्नापुनर्नवाः । -
मञ्जिष्ठारग्वधोशीरत्रायमाणाक्षरोहिणीः ॥३७॥

कनीयः पञ्चमूलं च पालिकं, मदनाष्टकम् ।
जलाढके पचेत्तच्च पादशेषं परिस्रुतम् ॥ ३८ ॥
क्षीरद्विप्रस्थसंयुक्तं क्षीरशेषं पुनः पचेत् ।
सपादजाङ्गलरसः ससर्पिर्मधुसैन्धवः ॥ ३९ ॥
पिष्टैर्यष्टिमिसिश्यामाकलिङ्गकरसाञ्जनैः ।
बस्तिः सुखोष्णो मांसाग्निबलशुक्रविवर्धनः॥४०
वातासृङ्मोहमेहार्शोगुल्मविण्मूत्रसङ्ग्रहान् ।
विषमज्वरवीसर्पवध्मोध्मानप्रवाहिका ॥४१॥
वङ्क्षणोरुकटीकुक्षिमन्याश्रोत्रशिरोरुजः ।
हन्यादसृग्दरोन्मादशोफकासाश्मकुण्डलान् ॥४२
चक्षुष्यः पुत्रदो राजा यापनानां रसायनम् ।

મોથ, પહાડમૂળ, ગળો, એરડાનુ મૂળ, બળદાણા, રસ્ના, સાટોડી, મજીઠ, ગરમાળો, વાળો, ત્રાયમાણ, બહેડા, હરડે, લઘુપંચમૂળ, એ સર્વ ઔષધો ચાર ચાર તોલા લેવા મીંઢળ નંગ ૨ ૮ લેવા એ સર્વને ૨૫૬ તોલા પાણીમા ઉકાળીને ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે ગાળી લેવુ પછી તેમા ૧૨૮ તોલા દૂધ નાખીને તે કવાથને ફરી ઉકાળવો અને દૂધ માત્ર શેષ રહે ત્યારે તેમાં જાગલ દેશના પ્રાણીઓનો માસરસ ચોથે ભાગે નાખવો તથા ઘી, મધ અને સિંધવ પણ યુક્તિથી પરિમાણ (માપ) જાણીને નાખવા પછી તેમા જેઠીમધ, સુવા, કાળુ નસોતર, ઈન્દ્રજવ, રસાજન, એ ઔષધો વાટીને તેનો કલ્ક નાખવો એવી રીતે કરેલી બસ્તિ લગાર લગાર ગરમ હોય તવી (સુખ ઊપજે એવી ગરમ) આપવી એ બસ્તિ માસ, જઠરાગ્નિ, બળ અને વીર્યને વૃદ્ધિ કરે એવી છે, પત, મોહ, પ્રમેહ, હરસ, ગોળો, ઝાડા–પેશાબનુ રોકાણ, વિષમજ્વર, રતવા, વધરાવળ પેટ ચડવાનો રોગ, મરડો, જાઘના સાધામા, સાથળમા, કમ્મરમા, કૂખોમા, ડોકની પાછળી શિરામા, કાનમા અને માથામા થતી પીડા, લોહીવા, ગાડપણ, સોજો ખાસી, પથરી અને વાતકુંડલિકા એ સર્વને મટાડે છે, આખને બળ આપે છે, પુત્ર આપે છે યાપન બસ્તિ ઓમા એ શ્રેષ્ઠ છે તથા રસાયણ છે

### વાયુ મટાડે એવી બસ્તિ

मृगाणां लघुवद्राणां दशमूलस्य चाम्भसा ॥४३॥
ह्पुषामिसिगाङ्गेयीकल्कैर्वातहरः परम् ।
निरूहोऽत्यर्थवृष्यश्च महास्नेहसमन्वितः ॥४४॥

નાના અને મોટા મૃગવર્ગના પ્રાણીઓના માસ તથા દશમૂળ, એમના કવાથમા પળાશી, સુવા અને મોથ, એ ઔષધોનો કલ્ક નાખીને બનાવેલી તેની બસ્તિ વાયુ હરવામા ઉત્તમ છે જો તે જ (ઉપરની) બસ્તિમાં મહાસ્નેહ (ઘી, વસા, મજ્જા, તેલ) મેળવ્યા હોય તો તે નિરૂહ અત્યત વીર્યવર્ધક થાય છે.

### વીર્ય વધારનારી બસ્તિ

मयूरं पक्षपित्तान्त्रपादविट्तुण्डवर्जितम् ।
लघुना पञ्चमूलेन पालिकेन समन्वितम् ॥ ४५ ॥
पक्त्वा क्षीरजले क्षीरशेषं सघृतमाक्षिकम् ।
तद्विदारीकणायष्टिशताह्वाफलकल्कवत् ॥ ४६ ॥
बस्तिरीपत्पटुयुतः परमं बलशुक्रकृत् ।

એક મોરપક્ષીને લાવીને તેની પાંખો, પિત્ત, આતરડા, પગ, વિષ્ઠા અને મોઢુ (ચાચ) એટલા કાઢી નાખીને બાકી રહેલા ભાગનુ મોરનુ માસ દશ પલ એટલે ચાલીસ તોલા લેવુ પછી તેમા ચાર તોલા પચમૂળ નાખવા. પછી એકસો અઠ્ઠાવીસ તોલા પાણી અને તેટલુ જ દૂધ એકઠુ કરીને તેમા તેનો કવાથ દૂધ માત્ર બાકી રહે ત્યા સુધી કરવો પછી તે કવાથને ગાળી લઈને તેમા ઘી અને મધ નાખવું તથા તેમાં વિદારીકદ, પીપર, જેઠીમધ, સુવા અને મીંઢળનો કલ્ક નાખવો પછી તમા લગારેક સિંધવ નાખીને તેની બસ્તિ આપવી તેથી તે અત્યત બળ તથા વીર્ય બનાવે છે

कल्पनेयं पृथक् कार्या तित्तिरिप्रभृतिष्वपि ॥४७॥
विष्किरेषु समस्तेषु प्रतुदप्रसहेषु च ।
जलचारिषु तद्वच्च मत्स्येषु क्षीरवर्जिता ॥४८॥

ઉપર જે મોરના માસ વડે બસ્તિ બનાવવાનો વિધિ કહેલો છે તે જ પ્રમાણે તેતર વગેરે તમામ વિષ્કિર પ્રાણીઓ, પ્રતુદ પ્રાણીઓ, પ્રસહ પ્રાણીઓ, અને જળચર પ્રાણીઓના માસ વડે પણ બસ્તિની કલ્પના (બનાવટ) કરવી માછલીના માસથી બસ્તિ કરવી હોય ત્યારે તેમા દૂધ નાખવુ નહિ, કેમ કે માછલા દૂધ સાથે વિરુદ્ધ છે

### વાજીકરણ બસ્તિ

गोधानकुलमार्जारशल्यकोन्दुरजं पलम् ।
पृथग् दशपलं क्षीरे पञ्चमूलं च साधयेत् ॥४९॥
तत्पयः फलवैदेहीकल्कद्विलवणान्वितम् ।
ससितातैलमाध्वाज्यो बस्तिर्योज्यो रसायनम् ॥५०
व्यायाममथितोरस्कक्षीणेन्द्रियबलौजसाम् ।
विबद्धशुक्रविण्मूत्रबुद्धवातविकारिणाम् ॥ ५१ ॥
गजवाजिरथक्षोभभग्नजर्जरितात्मनाम् ।
पुनर्नवत्वं कुरुते वाजीकरणमुत्तमम् ॥ ५२ ॥

મઝરી (છાણમગરો), નોળિયો, બિલાડી, શાહુડી,

રાની ઉંદર, એટલાં પ્રાણીઓમાંથી દરેકનું માંસ ચાળીસ તોલા તથા પંચમૂળ એ સર્વનો દૂધમાં ક્વાથ કરવો. તે દૂધમાં મીંઢળ અને પીપરનો કલ્ક સિંધવ તથા સાચળ સહિત નાખવા. તથા સાકર, તેલ, મધ અને ઘી પણ નાખવાં. પછી એ બસ્તિ આપવી. એ બસ્તિ રસાયન છે અર્થાત્ તે ઘડપણ અને રોગને દૂર કરે છે જે માણસોની છાતી વ્યાયામ વડે (કસરત વડે) શ્રમિત થઈ ગઈ હોય તથા તથી તેમની ઇન્દ્રિયોની શકિત ગે, બળ અને ઓજ ક્ષીણ થઈ ગયાં હોય, તેમ જ જેઓ અર્દિત વાયુના વિકારવાળા હોય, તેમ જ જેમના વીર્ય, ઝાડો અને પેશાબ કબજ થઈ ગયા હોય, યોગ્ય રીતે પ્રવૃત્ત થતાં ન હોય, તથા હાથી પર, ઘોડા પર કે રથમા બેસીને જવાથી જેમના અંગ ભાગી ગયા હોય કે ખોખરા થઈ ગયાં હોય, તેમને આ ઉત્તમ વાજીકરણ બસ્તિ ફરીને નવાપણું આપે છે અર્થાત્ તે સર્વ રોગ દૂર થઈને તેઓ બળવાન (સાજાતાજા) થાય છે

વાજીકરણ બસ્તિવાળાનું ભોજન

सिद्धेन पयसा भोज्यमात्मगुप्तोच्चटेक्षुरैः ।

ઉપર કહેલી વાજીકરણ બસ્તિ જેણે લીધી હોય તેણે કૌચા, ધોળી ચણોઠી અને ગોખરાના બીજ નાખીને ઉકાળેલા દૂધ સાથે ભોજન કરવું

## સ્નેહબસ્તિ

પરેજ ન પાળવી પડે એવી સ્નેહબસ્તિ

स्नेहांश्चायन्त्रणान् सिद्धान्
सिद्धद्रव्यैः प्रकल्पयेत् ॥५३॥

સિદ્ધ બસ્તિ બનાવવા માટે જે ઔષધો વાપરવાના કહ્યાં છે, તે ઔષધો વડે સિદ્ધ કરેલા (પકવેલા) સ્નેહો (તૈયાર કરેલી સ્નેહબસ્તિઓ) અનિયંત્રણ (પરેજ ન પાળવી પડે એવી છે) છે (એવી સ્નેહબસ્તિઓ બનાવવી.)

પરેજ પાળવી પડે એવી સ્નેહબસ્તિઓ:
વાયુનાશક સ્નેહબસ્તિઓ

दोषघ्नाः सपरीहारा वक्ष्यन्ते स्नेहबस्तयः ।
दशमूलं बलां रास्नामश्वगन्धां पुनर्नवाम् ॥ ५४ ॥
गुडूच्येरण्डभूतीकभार्गीवृषकरोहिषम् ।
शतावरीं सहचरं काकनासां पलांशकम् ॥ ५५ ॥
यवमाषातसीकोलकुलत्थान् प्रसृतोन्मितान् ।
वहे विपाच्य तोयस्य द्रोणशेषेण तेन च ॥५६ ॥
पचेत्तैलाढकं पेष्यैर्जीवनीयैः पलोन्मितैः ।
अनुवासनमित्येतत्सर्ववातविकारनुत् ॥ ५७ ॥

હવે દોષનો નાશ કરનારી અને પરેજ પાળવી પડે એવી સ્નેહબસ્તિઓ કહેવાય છે દશમૂળ, બળદાણા, રાસ્ના, આસંધ, સાટોડી, ગળો, દિવેલાનું મૂળ, કરિયાતુ, ભારંગ, અરડૂસી રોહિષ, શતાવરી, કાંટાશેળિયો, કાકનાશા, એ સર્વે ચાર ચાર તોલા લેવા. જવ, અડદ, અળસી, બોર, કળથી, એ નવે આઠ આઠ તોલા લેવા. એ સર્વને ચાર દ્રોણ (૪૦૯૬ તોલા) પાણીમાં ઉકાળીને એક દ્રોણ (૧૦૨૪ તોલા) પાણી બાકી રહે, ત્યારે તે વડે ૨૫૬ તોલા તેલ સિદ્ધ કરવું તે તેલ સિદ્ધ કરતી વખતે જીવનીય ગણના ઔષધો ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક તેમાં નાખવો એ અનુવાસન બસ્તિ સર્વ પ્રકારના વાયુનો નાશ કરે છે

आनूपानां वसा तद्वज्जीवनीयोपसाधिता ।

જીવનીય ગણના ઔષધો વડે અનૂપ પ્રદેશના પ્રાણીની વસાને સિદ્ધ કરીને તે સ્નેહ વડે અનુવાસન બસ્તિ આપવી તે પણ ઉપર કહેલી બસ્તિના જેવો જ ગુણ કરે છે

शताह्वाचिरिबिल्वाम्लैस्तैलं सिद्धं समीरणे ॥५८

સુવા, કરંજ, ધાન્યામ્લ વગેરે ખાટી, એ ઔષધોથી સિદ્ધ કરેલા તેલની સ્નેહબસ્તિ આપવાથી વાયુનો નાશ થાય છે

सैन्धवेनाग्निवर्णेन तप्तं चानिलजिद् घृतम् ।

વળી સિંધવને અગ્નિમાં તપાવીને લાલચોળ કરીને તે ઘીમાં નાખવો, અને તે વડે ગરમ થયેલા ઘીને સુખ ઊપજે એવું (સહેવાતું) ગરમ રાખીને તે વડે અનુવાસન બસ્તિ આપવી.

બૃંહણ, વાયુ અને પિત્તને મટાડે એવી, બળ, વીર્ય, જઠરાગ્નિ વધારે એવી, અટકાવ અને વીર્યના રોગ મટાડે એવી, પુત્ર આપે એવી સ્નેહબસ્તિ

जीवन्तीं मदनं मेदां श्रावणीं मधुकं बलाम् ॥५९
शताह्वर्षभकौ कृष्णां काकनासां शतावरीम् ।
स्वगुप्तां क्षीरकाकोलीं कर्कटाख्यां शठीं वचाम् ॥६०
पिष्ट्वा तैलघृतं क्षीरे साधयेत्तच्चतुर्गुणे ।
बृंहणं वातपित्तघ्नं बलशुक्राग्निवर्धनम् ॥ ६१ ॥
रजःशुक्रामयहरं पुत्रीयं चानुवासनम् ।

ડોડી, મીંઢળ, મેદા, ગોરખમુંડી, જેઠીમધ, બળદાણા, સુવા, ઋષભક, પીપર, કાકનાશા, શતાવરી, કૌંચાં, ક્ષીરકાકોલી, કાકડાશીંગ, પટકચૂરો, વજ, એ સર્વનો કલ્ક કરીને તે વડે તેલ અને ઘી મિશ્ર કરીને

તે બને સ્નેહથી ચોગણા દૂધમા તે સ્નેહ સિદ્ધ કરવો એ સ્નેહની અનુવાસન બસ્તિ આપવાથી તે શરીરને પુષ્ટિ આપે છે, વાયુ તથા પિત્તને હણે છે, બળ વધારે છે, વીર્ય વધારે છે, જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે, સ્ત્રીઓના આર્તવ (અટકાવ) સબધી તથા પુરુષના વીર્ય સબધી રોગને હરે છે, તથા પુત્રની ઇચ્છાવાળાને તે હિતાવહ છે

કફરોગ, વધરાવળ, ઉદાવર્ત, ગોળો, હરસ, બરોળ, પ્રમેહ, સધિવા, આનાહ, પથરી માટે સ્નેહબસ્તિ

सैन्धवं मदनं कुष्ठं शताह्वा निचुलो वचा ॥६२॥
ह्रीवेरं मधुकं भार्गी देवदारु सकट्फलम् ।
नागरं पुष्करं मेदा चविका चित्रकः शठी ॥६३॥
विडङ्गातिविषे श्यामा हरेणुर्नीलिनी स्थिरा ।
बिल्वाजमोदचपला दन्ती रास्ना च तैः समैः ॥६४
साध्यमेरण्डतैलं वा तैलं वा कफरोगनुत् ।
वर्ध्मोदावर्तगुल्मार्शःप्लीहमेहाढ्यमारुतान् ॥६५॥
आनाहमश्मरीं चाशु हन्यात्तदनुवासनम् ।

સિંધવ, મીંઢળ, ઉપલેટ, સુવા (સવા), નેતર, વજ, વાળો, જેઠીમધ, ભારગ, દેવદાર, કાયફળ, સૂઠ, પુષ્કરમૂળ, મેદા, ચવક, ચિત્રો, પટ્કચૂરો, વાવડિંગ, અતિવિષ, કાગ, રેણુકબીજ, ગળીનું મૂળ, સમેરવો, બીલી, અજમોદ, પીપર, દતીમૂળ (નેપાળાના મૂળ), રાસ્ના, એ સર્વ ઔષધો સમાન ભાગે લઈને તેના કલ્ક વડે સ્નેહ સિદ્ધ કરવાના વિધિમા કહ્યા પ્રમાણે એરડિયુ (દિવેલ) અથવા તલનું તેલ સિદ્ધ કરવું, (કેટલાકનો મત એમ છે કે અરધુ એરડિયુ અને અરધુ તલનુ તેલ એ બે મિશ્ર કરીને તેને સિદ્ધ કરવું) એ રીતે સિદ્ધ થયેલા સ્નેહની અનુવાસન બસ્તિ કફ રોગનો નાશ કરે છે વળી તે વર્ધ્મ (વધરાવળ) રોગ, ઉદાવર્ત રોગ, ગોળો, હરસ, બરોળના રોગ, પ્રમેહ રોગ, સધિવા, આનાહ (પેટ ચડવાનો) રોગ, પથરીનો રોગ, એ સર્વ રોગનો તત્કાળ નાશ કરે છે

કફના રોગો માટે સિદ્ધ સ્નેહબસ્તિ

साधितं पञ्चमूलेन तैलं बिल्वादिनाऽथवा ॥६६॥
कफघ्नं
कल्पयेत्तैलं द्रव्यैर्वा कफघातिभिः ।
फलैरष्टगुणैश्चाम्लैः सिद्धमन्वासनं कफे ॥ ६७ ॥

પચમૂળના કરાથ વડે અથવા બિલ્વાદિ મહત્ પચમૂળના (સૂ ૨૦ ૬ શ્લોક ૧૬૭) ઔષધો વડે સિદ્ધ કરેલા તેલની અનુવાસન બસ્તિ આપવાથી તે કફને હણે છે અથવા કફનો નાશ કરનારા ઔષધો તથા આમચુર વગેરે ખાટા ફળ આઠગણા લઈને તે સિદ્ધ કરવુ એ અનુવાસન બસ્તિ પણ કફના રોગમા સિદ્ધ ઉપાય છે

મૃદુ અને તીક્ષ્ણ બસ્તિ ક્યારે આપવી?

मृदुबस्तिजडीभूते तीक्ष्णोऽन्यो बस्तिरिष्यते ।
तीक्ष्णैर्विकर्षिते स्निग्धो मधुरः शिशिरो मृदुः ॥६८

મૃદુ બસ્તિ ગળી, સ્નિગ્ધ અને ઠડી હોવાથી કોઠામા જડ થઈને પડી રહે છે, અર્થાત્ કોઠામા જ રહે છે માટે મૃદુ બસ્તિ આપ્યા પછી ગોમૂત્ર વગેરેથી કરેલી બીજી તીક્ષ્ણ બસ્તિ આપવી જોઈએ, અને તે તીક્ષ્ણ બસ્તિઓ વડે કોઠાનુ વિશેષે કરીને કર્ષણ થાય ત્યારે પછી સ્નિગ્ધ, ગળી અને ઠડી એવી મૃદુ બસ્તિ આપવી જોઈએ

મૃદુ અને તીક્ષ્ણ બસ્તિ શી રીતે બનાવવી?

तीक्ष्णत्वं मूत्रपील्वग्निलवणक्षारसर्षपैः ।
प्राप्तकालं विधातव्यं क्षीराज्याद्यैस्तु मार्दवम् ॥६९

ગોમૂત્ર, પીલુડા, ચિત્રો, સિંધવ, જવખાર અને સરસવ, એ ઔષધો વડે બસ્તિમા તીક્ષ્ણપણુ આણી શકાય છે, અને ઘી અને દૂધથી બસ્તિમાં કોમળપણુ આણી શકાય છે માટે જે સમયે જેવી બસ્તિ આપવી યોગ્ય હોય, અર્થાત્ બસ્તિ મૃદુ કે તીક્ષ્ણ કરવાની જરૂર પડે ત્યારે તેવા તેવા મૃદુ કે તીક્ષ્ણ દ્રવ્ય નાખીને બસ્તિ મૃદુ કે તીક્ષ્ણ કરવી

બસ્તિ બનાવવાના દ્રવ્યો પસદ કરવામા કઈ કઈ બાબતોનો વિચાર કરવો જોઈએ?

बलकालरोगदोषप्रकृतीः
प्रविभज्य योजितो बस्तिः ।
स्वैः स्वैरौषधवर्गैः स्वान् स्वान् रोगान्निवर्तयति ॥

રોગીનું બળ, ઔષધ આપવાનો સમય, રોગ, દોષ, પ્રકૃતિ, એ સર્વનો વિચાર કરીને તે તે રોગને યોગ્ય તેવા તેવા ઔષધો વડે સિદ્ધ કરેલી બસ્તિ જે યત્નથી જેમ યોગ્ય હોય તેમ આપી હોય, તો તે બસ્તિ પોત પોતાના રોગોને મટાડે છે અર્થાત્ જે જે રોગને ઉદ્દેશી તે તેને યોગ્ય ઔષધોથી સ્નેહ સિદ્ધ કર્યો હોય તે સ્નેહ તે તે રોગને મટાડે છે

उष्णार्तानां शीतात्छीता-
र्तानां तथा सुखोष्णाश्च ।
तद्योग्यौषधयुक्तान् बस्तीन् सवक्ष्यं युञ्जीत ॥७१

જે રોગીઓ ગરમીથી પીડાતા હોય તેમને ઠડી

બસ્તિઓ આપવી, અને જેઓ શરદીથી પીડાતા હોય તેમને સહેવાતી ગરમ બસ્તિ આપવી. એવી રીતે જે રોગીને જે ઔષધ યોગ્ય હોય તેનો વિચાર કરીને તે ઔષધથી યુક્ત બસ્તિ બનાવીને આપવી.

**બૃંહણ અને શોધનબસ્તિ કોને આપવી કે ન આપવી?**

**वस्तीन्न बृंहणीयान् दद्याद्**
**व्याधिषु विशोधनीयेषु ।**
**मेदस्विनो विशोध्या ये च नराः कुष्ठमेहार्ताः ॥७२**
**न क्षीणक्षतदुर्बलमूर्च्छित-**
**कृशशुष्कशुद्धदेहानाम् ।**
**दद्याद्विशोधनीयान् दोषनिबद्धायुषो ये च ॥७३॥**

જે રોગોમાં શોધન કરવાની જરૂર હોય તે રોગોમાં બૃંહણ (પૌષ્ટિક) બસ્તિ આપવી નહિ. જે માણસોના શરીરમાં ચરબી ઘણી હોય તેમનું, તથા જે માણસો ચામડીના રોગથી અને પ્રમેહરોગથી પીડાતા હોય તેમનું શોધન કરવું યોગ્ય છે; માટે તેમને બૃંહણ બસ્તિ આપવી નહિ. પણ જેઓ ક્ષીણ થઈ ગયેલા હોય, જેઓ ઉરઃક્ષતવાળા હોય, દુર્બળ થઈ ગયા હોય, જેમને મૂર્છા આવી હોય, જેઓ શરીરે પાતળા હોય, જેઓનાં શરીર સૂકાં હોય, જેમનું શરીર શુદ્ધ હોય એવા માણસોને તેમ જ જેમનું આયુષ્ય માત્ર દોષના બળથી જ ટકી રહ્યું હોય તેમને શોધન બસ્તિ આપવી નહિ; કેમ કે તેમના દોષ ઓછા કરવાથી તેમની જિંદગી જોખમમાં આવી પડે છે.

**इत्यष्टाङ्गहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने बस्तिकल्पो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

# અધ્યાય ૫ મો: બસ્તિ અશાસ્ત્રોક્ત રીતે આપવાથી થતા ઉપદ્રવના ઉપાય

**अथातो बस्तिव्यापत्सिद्धिं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે હવે અમે બસ્તિવ્યાપત્_સિદ્ધિ સમજાવીશું. (અર્થાત્_ જે રીતે બસ્તિ આપવાનું શાસ્ત્રમાં કહેલું છે તે રીતે બસ્તિ ન આપવાથી જે નુકસાન થાય તેનો ઉપાય કરવાનો અધ્યાય સમજાવીશું). એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

## નિરૂહબસ્તિના ઉપદ્રવના ઉપાય

(શ્લોક ૧ાા થી ૨૭ાા)

**કેવા દરદીને કેવી બસ્તિ કયા ઉપદ્રવ કરે છે?**

**अस्निग्धस्विन्नदेहस्य गुरुकोष्ठस्य योजितः ।**
**शीतोऽल्पस्नेहलवणद्रव्यमात्रो घनोऽपि वा ॥१॥**
**बस्तिः सङ्क्षोभ्य तं दोषं दुर्बलत्वादनिर्हरन् ।**
**करोत्ययोगं तेन स्याद्वातमूत्रशकृद्ग्रहः ॥ २ ॥**
**नाभिबस्तिरुजा दाहो हृल्लेपः श्वयथुर्गुदे ।**
**कण्डूर्गण्डानि वैवर्ण्यमरतिर्वह्निमार्दवम् ॥ ३ ॥**

જે માણસનો દેહ સ્નિગ્ધ ન કર્યો હોય કે જેનો *પરસેવો ન કાઢ્યો હોય તેમ જ જેનો કોઠો ભારે હોય* એવા માણસને ઠંડી, થોડા સ્નેહવાળી, થોડા લવણવાળી, થોડા દ્રવ્યવાળી (થોડા ઔષધોથી બનેલો કલ્પ) અથવા બહુ દ્રવ્યવાળી બસ્તિ આપી હોય, તો તે બસ્તિ દોષને ક્ષોભ પમાડીને પોતાના અસામર્થ્યને લીધે તે દોષને બહાર કાઢી ન શકતાં અયોગ ઉત્પન્ન કરે છે. (ભાવાર્થ એ છે કે, કોઈ માણસને સ્નિગ્ધ કર્યા વગર કે પરસેવો કાઢ્યા વગર બસ્તિ આપવામાં આવે તો તે બસ્તિ બરાબર લાગુ ન પડતાં (પોતાનાં બળ વડે તેનો જે દોષ કાઢવાનો હોય તે ન કાઢી શકતાં) દોષને માત્ર ઉપાડી (ઉછાળી) શકે છે. અને એવી રીતે બસ્તિ બરોબર લાગુ ન પડે તેને બસ્તિનો અયોગ કહે છે. એવી જ રીતે જેનો કોઠો ભારે હોય તેને પણ વિધિસર બસ્તિ ન આપવામાં આવે, તો બસ્તિનો અયોગ ઉત્પન્ન થાય છે. કોઠો સ્નિગ્ધ કર્યો હોય અને પરસેવો કાઢીને કોમળ કર્યો હોય છતાં પણ બસ્તિ ઘણી ઠંડી હોય અથવા થોડા સ્નેહ કે થોડા લવણવાળી હોય અથવા જોઈએ તે કરતાં છેક જ થોડાં ઔષધોથી બનાવેલી હોય, તો તે પણ જોઈતી અસર ન કરીને અયોગ ઉત્પન્ન કરે છે. તે જ પ્રમાણે ઘણાં દ્રવ્યથી બનાવેલી ઘન (જાડી) બસ્તિ આપવાથી તે શિરાઓમાં સંચાર ન કરી શકવાને લીધે દોષનો ક્ષોભ (ખળભળાટ) માત્ર ઉત્પન્ન કરીને અયોગ ઉત્પન્ન કરે છે. બસ્તિ જ્યારે એ પ્રમાણે બહાર કાઢવાના દોષને બહાર ન કાઢતાં તેનો ક્ષોભ માત્ર કરે છે, ત્યારે એ પ્રમાણે ક્ષુભિત થયેલો (ઉભરેલો) દોષ, મૂત્ર અને ઝાડાને કબજ કરે છે; નાભિમાં અને મૂત્રાશયમાં પીડા કરે છે અને દાહ કરે છે; હૃદય લીંપાઈ જાય છે, ગુદામાં સોજો કરે છે; વળી શરીરે ખાજ અને ગૂમડાં થાય છે, શરીરનો રંગ બગડે છે, અણગમો ઉત્પન્ન કરે છે; તથા જઠરાગ્નિના બળને કમી કરે છે.

બસ્તિ વડે ઉભળેલા દોષને બહાર કાઢવાના ઉપાય

क्वाथद्वयं प्राग्विहितं मध्यदोषेऽतिसारिणि ।
उष्णस्य तस्मादेकस्य तत्र पानं प्रशस्यते ॥ ४ ॥
फलवर्त्यस्तथा स्वेदाः कालं ज्ञात्वा विरेचनम् ।
बिल्वमूलत्रिवृद्दारुयवकोलकुलत्थवान् ॥ ५ ॥
सुरादिमूत्रवान् बस्तिः सप्राक्पेष्यस्तमानयेत् ।

પાછળ અતિસારચિકિત્સામાં (ચિકિત્સા સ્થાન અ ૯ શ્લોક ૫૫, ૬) એક ક્વાથ કરિયાતુ, પીપર, સૂંઠ, વજ, ધાણા અને હરડે, એ ઔષધોનો કહેલો છે, અને બીજો ક્વાથ બીલા, ધાણા, મોથ, સૂંઠ અને વાળો, એ ઔષધોનો કહેલો છે જ્યારે પાછળ કહ્યા પ્રમાણે બસ્તિ આપવામાં ચૂક થવાથી બસ્તિના ઉપદ્રવ થાય અને દોષ ક્ષોભ પામ્યા છતાં બહાર નીકળે નહિ, ત્યારે એ બે ક્વાથમાંનો કોઈ પણ એક ક્વાથ ગરમ કરીને રોગીને પાવો એ હિતકર છે વળી તેવા રોગીઓને સૂત્રસ્થાનમાં કહ્યા પ્રમાણે ફળવર્તિઓ આપવી, શેક કરવો, અને રોગીની જુદી જુદી અવસ્થાઓ જોઈને વિરેચન આપવુ વળી બીલીના મૂળ, નસોતર, દેવદાર, જવ, બોર, કળથી, એ ઔષધોના ક્વાથમાં સુરા વગેરે ખટાઈ નાખીને તથા પાછળ કહેલાં મદનફળ વગેરે ઔષધોનો કલ્ક નાખીને (કલ્પસ્થાન અ ૪ શ્લોક ૨) તેની બસ્તિ આપવી કે જેથી તે ક્ષોભ પામેલા દોષને બહાર ખેંચી આણશે.

બહુ દોષવાળા અને લૂખા કોઠાવાળાને હળવી બસ્તિ આપવાથી થતા ઉપદ્રવ : ઉપાય

युक्तोऽल्पवीर्यो दोषाढ्ये रूक्षे क्रूराशयेऽथवा ॥६
बस्तिर्दोषावृतो रुद्धमार्गो रुन्ध्यात्समीरणम् ।
स विमार्गोऽनिलः कुर्यादाध्मानं मर्म पीडनम् ॥७
विदाहं गुदकोष्ठस्य मुष्कवङ्क्षणवेदनाम् ।
रुणद्धि हृदयं शूलैरितश्चेतश्च धावति ॥ ८ ॥

જે રોગીનું શરીર ઘણા દોષથી ભરેલુ હોય તથા જેનો કોઠો લૂખો કે ક્રૂર (સખત) હોય, તેને અલ્પ વીર્યવાળી બસ્તિ આપવાથી તે બસ્તિ કોઠામાંના દોષથી આવૃત થાય છે (દોષો બસ્તિને વીંટળાઈ વળે છે) અને તેનો (બસ્તિનો) માર્ગ રોકાય છે, તેથી તે વાયુનો માર્ગ રોકે છે, અને તેથી વાયુને પોતાનો માર્ગ છોડીને ઊલટે માર્ગે ગતિ કરવી પડે છે, એવી રીતે વાયુ અવળે રસ્તે જાય છે તેથી તેને આધ્માન અને મર્મમાં પીડા થાય છે, વળી તેની ગુદામાં તથા કોઠામાં દાહ થાય છે અને અંડકોશમાં અને સાથળના વચમાં વેદના થાય છે, વાયુ તેના હૃદયને ઘેરી લે છે અને તેમાં શૂળ થાય છે તથા વાયુ શરીરમાં અહીંતહીં દોડે છે.

स्नेहाभ्यक्तस्विन्नगात्रस्य तत्र वर्तिं प्रयोजयेत् ।
बिल्वादिश्च निरूहः स्यात्पीलुसर्षपमूत्रवान् ॥९॥
सरलामरदारुभ्यां साधितं चानुवासनम् ।

ઉપર જે બહુ દોષવાળા અને લૂખા કે સખત કોઠાવાળાને હળવી બસ્તિ આપવાથી ઉપદ્રવો કહેલા છે તે થાય ત્યારે તે રોગીને અંગે સારી રીતે તેલ ચોળીને તથા તેને અંગે શેક કરીને તેને ફળવર્તિ મૂકવી, તથા બિલ્વાદિ મહત્ પંચમૂળ (સૂ અ. ૬ શ્લોક ૧૬૮) વાળા ઔષધોના ક્વાથમાં પીલુડાં તથા સરસવનો કલ્ક અને ગોમૂત્ર નાખીને તેની નિરૂહ બસ્તિ આપવી અથવા સરલવૃક્ષ (ચાળનુ ઝાડ) અને દેવદારના ક્વાથ વડે સિદ્ધ કરેલા તેલની અનુવાસન બસ્તિ આપવી

કેવી બસ્તિ કોને, કેટલી અને કેવી રીતે આપાય તો કયા ઉપદ્રવ થાય? ઉપાય

कुर्वतो वेगसंरोधं पीडितो वाऽतिमात्रया ॥ १० ॥
अस्निग्धलवणोष्णो वा बस्तिरल्पोऽल्पभेषजः ।
मृदुर्वा मारुतेनोर्ध्वं विक्षिप्तो मुखनासिकात् ॥११
निरेति मूर्च्छाहृल्लासतृड्दाहादीन् प्रवर्तयन् ।

માણસને બસ્તિ આપ્યા પછી તે પોતાના ઝાડા, પેશાબ, વાયુ વગેરે વેગને રોકે ત્યારે અથવા બસ્તિને દાસીદાસીને ચડાવી હોય ત્યારે, અથવા બસ્તિની પુષ્કળ માત્રા ચડાવી હોય ત્યારે અથવા સ્નેહ વગરની, લવણ વગરની કે ઉષ્ણતા વગરની બસ્તિ આપવામાં આવી હોય ત્યારે, અથવા જરૂર કરતાં થોડી બસ્તિ આપી હોય કે થોડા ઔષધથી તૈયાર કરેલી બસ્તિ આપી હોય ત્યારે, અથવા બસ્તિ મૃદુ હોય ત્યારે તે બસ્તિને વાયુ ઊંચે ફેંકે છે અને તેથી તે મુખમાંથી અને નાકમાંથી બહાર નીકળે છે, તથા તે મૂર્છા, ઊબકા, તરસ, દાહ વગેરે ઉપદ્રવ ઊભા કરે છે

मूर्च्छाविकारं दृष्ट्वाऽस्य-
सिञ्चेच्छीताम्बुना मुखम् ॥ १२ ॥
व्यजेदाश्मनाशान्त प्राणायामं च कारयेत् ।
प्रमृपार्श्वोदरं मृज्यात् करैरुष्णैरधोमुखम् ॥ १३ ॥
केशेष्वुत्क्षिप्य धुन्वीत भीषयेद्व्यालदंष्ट्रिभिः ।
शस्त्रोल्काराजपुरुषैर्बस्तिरेति तथा ह्यधः ॥ १४ ॥
पाणिवस्त्रार्गलापीडं कुर्यान्न म्रियते तथा ।
प्राणोदाननिरोधाद्धि सुप्रसिद्धतरायनः ॥ १५ ॥

अपानः पवनो बस्तिं तमाश्वेवापकर्षति ।
कुष्ठक्रमुककल्कं च पाययेत्ताम्लसंयुतम् ॥ १६॥
औष्ण्यात्तैक्ष्ण्यात्सरत्वाच्च
बस्तिं सोऽस्यानुलोमयेत्
गोमूत्रेण त्रिवृत्पथ्या-
कल्कं वाऽधोनुलोमनम् ॥१७॥
पक्वाशयस्थिते स्विन्ने निरूहो दाशमूलिकः ।
यवकोलकुलत्थैश्च विधेयो मूत्रसाधितैः ॥ १८॥
बस्तिर्गोमूत्रसिद्धैर्वा सामृतावंशपल्लवैः ।
पूतीकरञ्जत्वक्पत्रशठीदेवाह्वरोहिषैः ॥ १९॥
सतैलगुडसिन्धूत्थो विरेकौषधकल्कवान् ।
बिल्वादिपञ्चमूलेन सिद्धो बस्तिरुरःस्थिते ॥२०॥
शिरःस्थे नावनं धूमः प्रच्छार्द्य सर्षपैः शिरः ।

પાછળ શ્લોક ૧૦, ૧૧ માં કહેલાં કારણોથી બસ્તિ દબાઈને ઊંચે ચઢી જાય, ત્યારે માણસને મૂર્છા વગેરે વિકાર થાય છે એમ પાછળ કહેલું છે. જ્યારે એવી રીતે રોગીને મૂર્છાવિકાર જોવામાં આવે ત્યારે તેના મોં ઉપર ઠંડું પાણી છાંટવું. અને જ્યાં સુધી તેનો કંટાળો ઊતરે ત્યાં સુધી તાડનાં પાંદડાંનાં વીંઝણાથી કે બીજા કશાથી તેને પવન નાખવો. વળી તેને પ્રાણાયામ કરાવવા, કેમ કે ઊંચે ચઢી ગયેલી બસ્તિ પ્રાણાયામ વડે નીચે ઊતરે છે. વળી તે માણસની પીઠ, પાસાં અને પેટ ઉપર ગરમ હાથ ફેરવ્યા કરવો. તેને નીચે મોઢે નાખીને (ઊંધો સુવાડીને) તેના માથાના વાળ ઝાલીને તેને ઊંચો કરીને હલાવવો. તેને સાપ, વાઘ વગેરે પ્રાણીઓ, હથિયાર, બળતું ખોયણું, સરકારના માણસો વગેરેથી બીવડાવવો; કેમકે ઊંચે ચઢી ગયેલી બસ્તિ એવા ઉપાય કરવાથી નીચે ઊતરે છે. વળી તે મરી ન જાય તેમ હાથ વડે કે વસ્ત્ર વડે તેનું ગળું દબાવવું; કેમ કે એમ કરવાથી પ્રાણ તથા ઉદાનવાયુનો નિરોધ થાય છે, અને તેમનો નિરોધ થવાથી અપાનવાયુ પોતાના સ્વાભાવિક માર્ગમાં ગતિ કરીને ઉપર ચઢી ગયેલી બસ્તિને તત્કાળ નીચે ખેંચે છે. વળી તે રોગીને ઉપલેટ તથા પકાણી સોપારીનો કલ્ક કરીને ખટાઈ સાથે પાવો; કેમ કે એ કલ્ક પોતાના ઉષ્ણ, તીક્ષ્ણ અને નીચે સરકવાના ગુણના યોગથી તે બસ્તિનું અનુલોમન કરે છે; અથવા ગાયના મૂત્ર સાથે નસોતર અને હરડેનો કલ્ક પાવો તે પણ બસ્તિનું નીચેની તરફ અનુલોમન કરનારું ઔષધ છે. જો બસ્તિ પક્વાશયમાં હોય તો રોગીને શેક કરીને તેને દશમૂળના ક્વાથથી બનાવેલી (સ્નિગ્ધગુણયુક્ત) નિરૂહ બસ્તિ આપવી; અથવા જવ, બોર અને કળથી એ ઔષધો વડે ગોમૂત્રમાં સિદ્ધ કરેલી નિરૂહ બસ્તિ આપવી; અથવા ગળો, વાંસનાં પાંદડાં, પૂતિકરંજ, તજ, તમાલપત્ર, પટક્ચૂરો, દેવદાર, રોહિસ ઘાસ, એ ઔષધોના ક્વાથમાં તેલ, ગોળ સિંધવ અને વિરેચન કરનારાં (નસોતર, ગરમાળો વગેરે) ઔષધોનો કલ્ક નાખીને તેની નિરૂહ બસ્તિ આપવી. જો બસ્તિ છાતીમાં ચઢી ગઈ હોય તો બીલી વગેરે મહત્ પાંચ મૂળથી સિદ્ધ કરેલી બસ્તિ આપવી; જો બસ્તિ માથામાં ચઢી ગઈ હોય તો ધૂમપાન કરાવવું, નસ્ય આપવું તથા સરસવના કલ્ક વડે માથું ઢાંકવું, સરસવના કલ્કનો માથે લેપ કરવો.

### બસ્તિના અતિયોગનાં કારણ, લક્ષણ અને ઉપાય

बस्तिरत्युष्णतीक्ष्णाम्लघनोऽतिस्वेदितस्य वा ॥२१
अल्पे दोषे मृदौ कोष्ठे प्रयुक्तो वा पुनः पुनः ।
अतियोगत्वमापन्नो भवेत्कुक्षिरुजाकरः ॥ २२॥
विरेचनातियोगेन स तुल्याकृतिसाधनः ।

બસ્તિ અતિશય ગરમ, અતિશય તીક્ષ્ણ કે અતિશય ઘન(જાડી) હોવા છતાં તે આપી હોય, ત્યારે અથવા અતિશય શેક કર્યા પછી બસ્તિ આપી હોય ત્યારે, અથવા અલ્પ દોષવાળાને અને કોમળ કોઠાવાળાને વારંવાર બસ્તિ આપવામાં આવે ત્યારે તે બસ્તિમાં અતિયોગ થાય છે અને તેથી તે રોગીની કૂખમાં પીડા કરે છે, એનાં લક્ષણો વિરેચનના અતિયોગનાં લક્ષણ પાછળ કહેવાઈ ગયાં છે તેના જેવાં હોય છે તથા તેનો ઉપાય પણ વિરેચનના અતિયોગના ઉપાયના જેવો જ કરવો.

### અતિ ક્ષારવાળી, ખાટી, તીક્ષ્ણ, ઊની, ખારી બસ્તિના ઉપદ્રવો: ઉપાય

बस्तिः क्षाराम्लतीक्ष्णोष्ण-
लवणः पैत्तिकस्य वा ॥२३॥
गुदं दहन् लिखन् क्षिण्वन्
करोत्यस्य परिस्रवम् ।
स विदग्धं स्रवत्यस्रं वर्णैः पित्तं च भूरिभिः ॥२४॥
बहुशश्चातिवेगेन मोहं गच्छति सोऽसकृत् ।
रक्तपित्तातिसारघ्नी क्रिया तत्र प्रशस्यते ॥ २५॥
दाहादिषु त्रिवृत्कल्कं मृद्वीकावारिणा पिबेत् ।
वर्द्धि पित्तरुक्दावान्
हृत्वा दाहादिकान् जयेत् ॥२६॥
विशुद्धश्च पिबेच्छीतां यवागूं शर्करायुताम् ।
युक्त्याद्याऽतिविरिक्तस्य
क्षीणविड्कस्य भोजनम् ॥ २७॥

माषयूषेण कुल्माषान् पानं दध्यथवा सुराम्।

અતિશય ક્ષારયુક્ત, અતિશય ખટાઈ યુક્ત, અતિશય તીક્ષ્ણ, અતિશય ઊની કે અતિશય ખારી બસ્તિ આપવાથી તથા પિત્તપ્રકૃતિવાળા માણસને એવી બસ્તિ આપવાથી તેની ગુદામા દાહ થાય છે, તેમા ઉઝરડા ભરાતા હોય તેમ દુ ખ થાય છે તથા તેની શકિતનો ક્ષય થતો હોય છે અને તે બધું થવાની સાથે ગુદામાથી સ્રાવ વહે છે, તેની ગુદામાંથી અનેક પ્રકારના રંગવાળું પિત્ત તથા વિદગ્ધ થયેલું લોહી ઘણુ અને મોટા વેગથી વહે છે, તે વારવાર મૂર્છા પામી જાય છે એવું થાય ત્યારે રક્તપિત્તથી થયેલા અતિસારને મટાડનારી ક્રિયા કરવી એ શ્રેષ્ઠ ઉપાય છે જો દાહ વગેરે થતાં હોય, તો નસોતરનો કલ્ક કાળી દ્રાક્ષના પાણી સાથે પીવો, કેમ કે તે કલ્ક પિત્ત, ઝાડાનો મળ, વાયુ, એ સર્વને મટાડીને દાહ વગેરે મટાડશે નસોતરના કલ્ક વડે શુદ્ધિ થયા પછી સાકર સહિત ઠંડી યવાગૂ પીવી. અથવા તેને અતિ વિરેચન થવાથી તેના ઝાડાનો મળ જોઈએ તે કરતાં ઓછો થઈ ગયો હોય તો અડદના યૂષની સાથે કળથી ખાવા આપવી અને પીવા માટે દહીં અથવા સુરા આપવી.

કુલ્માષ=(૧) કળથી (૨) બાફેલા જવ, મગ વગેરે બાકળા

सिद्धिर्बस्त्यापदामेव
स्नेहबस्तेस्तु वक्ष्यते ॥ २८ ॥

ઉપર નિરૂહ બસ્તિઓના ઉપદ્રવના ઉપાય કહ્યા, હવે સ્નેહ બસ્તિના ઉપદ્રવના ઉપાય કહીએ છીએ

## સ્નેહ બસ્તિના ઉપદ્રવના ઉપાય

(શ્લોક ૨૯॥ થી ૪૫॥)

બસ્તિનો સ્નેહ વાયુથી રોકાવાના કારણ, લક્ષણ અને ઉપાય

शीतोऽल्पो वाऽधिके वाते
पित्तेऽत्युष्णः कफे मृदुः।
अतिभुक्ते गुरुर्वर्च सञ्चयेऽल्पबलस्तथा ॥ २९ ॥
दत्तस्तराघृतः स्नेहो नायात्यभिभवादपि।
स्तम्भोरुसदनाध्मानज्वरशूलाङ्गमर्दनैः ॥ ३० ॥
पार्श्वरुग्वेष्टनैर्विद्याद्वायुना स्नेहमावृतम्।
स्निग्धाम्ललवणोष्णैस्त रास्नापीतद्रुतैलिकैः ॥ ३१ ॥
सौवीरकसुराकोलकुलत्थयवसाधितैः।
निरूहैर्निर्हरेत्सम्यक् समूत्रैः पाञ्चमूलिकैः ॥ ३२ ॥
ताभ्यामेव च तैलाभ्यां सायं भुक्तेऽनुवासयेत्।

જેને વાયુનું બળ અધિક હોય તેને ઠંડી અથવા થોડી બસ્તિ આપી હોય ત્યારે, જેને પિત્તનું બળ અધિક હોય તેને અતિશય ગરમ બસ્તિ આપી હોય ત્યારે, જેને કફનું બળ અધિક હોય તેને મૃદુ બસ્તિ આપી હોય ત્યારે, જેણે અતિશય ખાધુપીધું હોય તેને ગુરુ (ભારે) બસ્તિ આપી હોય ત્યારે, અને જેને ઝાડાનો મળ બહુ ભેગો થયો હોય તેને અલ્પ બળવાળી (અલ્પ માત્રાવાળી અને અલ્પ વીર્યવાળી) બસ્તિ આપી હોય ત્યારે, વાયુ વગેરેથી આવૃત્ત થયેલો તે બસ્તિનો સ્નેહ ગુદામાથી પાછો નીકળતો નથી, કેમ કે વાયુ વગેરે દોષ તે સ્નેહને પાછો નીકળતો રોકે છે અને એવી રીતે સ્નેહ પાછો ન નીકળે ત્યારે સ્તંભ, સાથળ ઢીલી થઈ જવી, પેટ ચડવું, તાવ આવવો, શૂળ થવું, શરીર મા કળતર થવું, પાસામા પીડા થવી, પગની પિંડીઓમાં કળતર થવું એ ઉપદ્રવ થાય છે એ ઉપદ્રવ થાય ત્યારે સ્નેહ વાયુથી રોકાયો છે એમ જાણવું એવા રોગીને સ્નિગ્ધ, ખાટી, ખારી અને ગરમ નિરૂહ બસ્તિ આપીને તે રોકાયલા સ્નેહને બહાર કાઢવો. રાસ્ના અને દારુહળદરથી સિદ્ધ કરેલા તેલ, કાંજી, સુરા, બોર, કળથી અને જવ, એ ઔષધોથી સિદ્ધ કરેલી નિરૂહ બસ્તિ વડે તે સ્નેહને પાછો આણવો. અથવા ગાયના મૂત્ર સહિત પચમૂળના કવાથથી સિદ્ધ કરેલા નિરૂહ વડે તે સ્નેહને સારી રીતે પાછો આણવો વળી તે રોગીને સાંજે ખાવા આપ્યા પછી રાસ્નાથી સિદ્ધ કરેલા તેલ વડે અનુવાસન બસ્તિ આપવી, અર્થાત્ કોઈ વખત રાસ્નાના તેલનો ઉપયોગ કરવો અને કોઈ વખત દારુહળદરના તેલનો ઉપયોગ કરવો

બસ્તિનો સ્નેહ પિત્તથી રોકાયો હોય તેના લક્ષણ અને ઉપાય

तृड्दाहरागसम्मोहवैवर्ण्यतमकज्वरैः ॥ ३३ ॥
विद्यात्पित्तावृतं स्वादुतिक्तैस्तं तस्तिभिर्हरेत्।

સ્નેહ બસ્તિનો સ્નેહ પિત્તથી રોકાઈ ગયો હોય, એ તો તરસ, બળતરા, રતાશ, તમકશ્વાસ અને તાવ, એ લક્ષણોથી ઓળખવો. એ સ્નેહને ગળ્યા અને કડવા ઔષધથી સિદ્ધ કરેલી બસ્તિઓ આપીને બહાર કાઢવો.

બસ્તિનો સ્નેહ કફથી રોકાયો હોય તેના લક્ષણ અને ઉપાય

तन्द्राशीतज्वरालस्यप्रसेकारुचिगौरवैः ॥ ३४ ॥
सम्मूर्च्छाग्लानिभिर्विद्या-
च्छ्लेष्मणा स्नेहमावृतम्।
कषायतिक्तकटुकैः सुरामूत्रोपसाधितैः ॥ ३५ ॥

फलतैलयुतैः साम्लैर्बस्तिभिस्तं विनिर्हरेत् ।

જો સ્નેહ કફથી રોકાઈ ગયો હોય તો સેન, શીત-જ્વર (ટાઢિયો તાવ), આળસ, મુખમાંથી લાળ નીકળવી, અરુચિ, ભારેપણું, મૂર્છા અને ગ્લાનિ, એ ચિહ્ન થાય. એ ચિહ્નો વડે સ્નેહ કફથી રોકાયો છે એમ જાણવું તૂરા, કડવા અને તીખા ઔષધોની સુરા અને ગોમૂત્ર સાથે નિરૂહ બસ્તિ સિદ્ધ કરીને તથા તેમાં ખટાઈ ને ફળતેલ નાખીને તેની બસ્તિ આપીને એ સ્નેહને બહાર કાઢવા (ફળતેલ—(૧) ઉષ્ણવીર્ય એવા અખોડ વગેરે ફળનું તેલ, (૨) મીંઢળ અને તલનુ તેલ, (૩) મીંઢળથી સિદ્ધ કરેલું તેલ)

બસ્તિનો સ્નેહ અન્નથી રોકાય તેનાં લક્ષણ અને ઉપાય

छर्दिमूर्च्छारुचिग्लानिशूलनिद्राङ्गमर्दनैः ॥ ३६ ॥
आमलिङ्गैः सदाहैस्त विद्यादत्यशनावृतम् ।
कटूनां लवणानां च कषायैश्चूर्णैश्च पाचनम् ॥३७॥
मृदुर्विरेकः सर्वं च तत्रामविहितं हितम् ।

ઊલટી, મૂર્છા, અરુચિ, ગ્લાનિ, શૂળ, ઊંઘ, શરીરમાં ચૂથારા થવા, અને બળતરા તથા સૂ. અ. ૧૩ શ્લોક ૨૪ વાળા આમના ચિહ્નો વડે જાણવું કે સ્નેહ અતિભોજનથી રોકાયેલો છે એમ હોય ત્યારે તીખા અને ખારાં ઔષધોના કવાથ વડે અને ચૂર્ણ વડે આમનું પાચન કરવું પછી તેને હલકો જુલાબ આપવો અને આમદોષ મટાડવાની સર્વે ક્રિયાઓ કરવી તે હિતકર છે

મળથી રોકાયેલા બસ્તિના સ્નેહનાં લક્ષણ અને ઉપાય

विण्मूत्रानिलसङ्गार्तिगुरुत्वाध्मानहृद्ग्रहैः ॥३८॥
स्नेहं विडावृतं ज्ञात्वा स्नेहस्वेदैः सवर्तिभिः ।
श्यामाबिल्वादिसिद्धैश्च निरूहैः सानुवासनैः ॥३९
निर्हरेद्विधिना सम्यगुदावर्तहरेण च ।

ઝાડો, પેશાબ અને વાછૂટ થાય નહિ, પીડા, ભારેપણું, પેટ ચડવું, હૃદય પકડાઈ રહે—એ ચિહ્નો વડે સ્નેહને ઝાડાના મળથી રોકાયેલો જાણીને તે રોગીના ઉપચાર સ્નેહ વડે, શેક વડે અને ફલવર્તિઓ વડે કરવા. વળી શ્યામાદિ અને બિલ્વાદિ ગણોના ઔષધો વડે સિદ્ધ કરેલી નિરૂહ બસ્તિઓ આપીને તથા અનુવાસન બસ્તિઓ આપીને વિધિપૂર્વક તે સ્નેહને બહાર કાઢવો. તેમ જ ઉદાવર્તરોગમાં કહેલા ઉપાયો વડે તે સ્નેહને બહાર કાઢવો.

શ્યામાદિ અષ્ટા : સૂ. અ. ૧૫ શ્લોક ૪૫. બિલ્વાદિ બૃહત્પંચમૂળ.

ભૂખ્યાને, સૂજેલી ગુદાવાળાને અને ફક્ત પેયા જ પીધી હોય તેને આપેલી સ્નેહ બસ્તિના ઉપદ્રવ : ઉપાય

अभुक्ते शूनपायौ वा पेयामात्राशितस्य वा ॥४०॥
गुदे प्रणिहितः स्नेहो वेगाद्धावत्यनावृतः ।
ऊर्ध्वं कायं ततः कण्ठादूर्ध्वेभ्यः खेभ्य एत्यपि ॥४१
मूत्रश्यामात्रिवृत्सिद्धो यवकोलकुलत्थवान् ।
तत्सिद्धतैलो देयः स्यान्निरूहः सानुवासनः ॥४२
कण्ठादागच्छतः स्तम्भकण्ठग्रहविरेचनैः ।
छर्दिघ्नीभिः क्रियाभिश्च तस्य कुर्यान्निबर्हणम् ॥४३

જે માણસે ભોજન ન કર્યું હોય તેની, અથવા જેની ગુદા સૂજી ગઈ હોય તેની, અથવા જે માણસે ફક્ત પેયાનું ભોજન કર્યું હોય તેની ગુદામાં સ્નેહ મૂક્યો હોય (તેને સ્નેહબસ્તિ આપી હોય) તો તે સ્નેહ કોઈ મળથી ન રોકાતો હોવાથી વેગથી શરીરના ઉપલા ભાગમા દોડે છે તથા કંઠથી ઉપરનાં છિદ્રો (મુખ અને નાક વગેરે) વાટે બહાર નીકળે છે. એવા માણસને ગાયનું મૂત્ર, પીપર, નસોતર, એ ઔષધોથી સિદ્ધ કરેલા નિરૂહમાં ઇન્દ્રજવ, બોર અને કળથીનો કલ્ક તથા જવ, બોર અને કળથીના કલ્કથી સિદ્ધ કરેલું તેલ નાખીને નિરૂહ બસ્તિ આપવી અને અનુવાસન બસ્તિ પણ આપવી. વળી તે સ્નેહ કંઠમાંથી નીકળતો હોય તે વખતે તેને ઉચ્છ્‌વાસ રોકીને, કંઠ દબાવીને તથા વિરેચન આપીને તથા ઊલટી મટાડનારી ક્રિયાઓ વડે સ્નેહબસ્તિના સ્નેહને પાછો ગુદાવાટે બહાર કાઢવો.

સ્તંભ (૧) પંખો નાખવો, ઠંડુ પાણી છાંટવુ વગેરે ઠંડા બાહ્ય ઉપચાર, (૨) બહાર નીકળતા શ્વાસ ને રોકવો

કાચા સ્નેહની બસ્તિના ઉપદ્રવ : ઉપાય

नापक्वं प्रणयेत्स्नेहं गुदं स ह्युपलिम्पति ।
ततः कुर्यात्सरुग्घोहकण्डू-
शोफान्, क्रियाऽत्र च ॥४४॥
तीक्ष्णो बस्तिस्तथा तैलमर्कपत्ररसे शृतम् ।

કાચા સ્નેહને ગુદામાં બસ્તિ દ્વારા વડે જવો નહિ કેમ કે તે ગુદાને લીંપી નાખે છે (ખરડી નાખે છે) અને તેથી પીડા, મોહ, ખજવાળ, સોજો એ ઉપદ્રવ થાય છે એમ થાય તો તે રોગીને તીક્ષ્ણ બસ્તિ આપવી તથા આકડાનાં પાંદડાંના રસમાં સિદ્ધ કરેલા તેલની બસ્તિ આપવી.

બસ્તિમાંનો વાયુ ગુદામાં જવાથી થયેલ ઉપદ્રવ : ઉપાય

अनुच्छ्वास्य तु बद्धे वा दत्त निःशेष एव वा ॥४५

प्रविश्य क्षुभितो वायुः शूलतोदकरो भवेत् ।
तत्राभ्यङ्गो गुदे स्वेदो वातघ्नान्यशनानि च ॥४६॥

સૂ. અ. ૧૯, શ્લોક ૨૪મા માં લખ્યા પ્રમાણે બસ્તિને પ્રથમ દબાવીને તેમાંનો તમામ વાયુ કાઢી નાખીને પછી તેમાં સ્નેહ વગેરે ભરીને બસ્તિ આપવામાં આવે છે. પણ જો એ રીતે તેમાંનો વાયુ કાઢી નાખ્યા સિવાય તથા તેની પછવાડે જે બંધન બાંધવું જોઈએ તે બાંધ્યા સિવાય બસ્તિ અપવામાં આવે, તો તેમાંનો તમામ વાયુ ગુદામાં પ્રવેશ કરીને ક્ષોભ પામે છે અને તેથી તે શૂળ તથા તોદ ઉત્પન્ન કરે છે. એમ થાય ત્યારે રોગીની ગુદા ઉપર તેલ ચોપડવું અને સ્વેદ કાઢવો (શેક કરવો) તથા તેને વાયુનો નાશ કરનારાં ભોજન આપવાં.

**બસ્તિ ગુદામાં ખોસવામાં કરેલી ઉતાવળથી કે બસ્તિ ઊછળવાથી થતા ઉપદ્રવ: ઉપાય**

द्रुतं प्रणीते निष्कृष्टे सहसोत्क्षिप्त एव वा ।
स्यात् कटीगुदजङ्घोरुबस्तिस्तम्भार्तिभेदनम् ॥४७
भोजनं तत्र वातघ्नं स्वेदाभ्यङ्गाः सबस्तयः ।

ગુદામાં બસ્તિ મૂકતી વખતે જો તે ઉતાવળે ખોસવામાં આવે અથવા ઉતાવળે પાછી ખેંચી લેવામાં આવે અથવા પગ તરફથી પથારી એકાએક ઊછળે તો કમ્મર, ગુદા, જાંઘ, સાથળ, મૂત્રાશય એ જગ્યાએ સ્તંભ, પીડા અને ફાટ થાય છે. એમ બને તો રોગીને વાયુનાશક ભોજન આપવું. પરસેવો કાઢવો (શેક કરવો), અભ્યંગ કરાવવા (તેલ ચોળવાં) અને (વાયુનાશક) બસ્તિઓ આપવી.

**બસ્તિ અધવચ છૂટી જવાથી થતા ઉપદ્રવ: ઉપાય**

पीड्यमानेऽन्तरा मुक्ते गुदे प्रतिहतोऽनिलः ॥४८
उरःशिरोरुजं सादमूर्वोश्च जनयेद्बली ।
बस्तिः स्यात्तत्र बिल्वादि-
फलश्यामादिमूत्रवान् ॥४९॥

ગુદામાં બસ્તિ ચડાવવા માટે બસ્તિને ગુદામાં દબાવીને ચડાવવામાં આવતી હોય તે વખતે (ઢીલુ બંધાયું હોવાને કારણે જો બસ્તિ અધવચ છૂટી જાય તો) તે સ્થાનનો વાયુ પાછો ધકેલાઈને છાતીમાં અને માથામાં પીડા ઉત્પન્ન કરે છે તથા બળવાન એવો તે વાયુ બંને સાથળને ક્ષીણ કરી નાખે છે. એમ થાય ત્યારે રોગીને બિલ્વાદિ ઔષધોના (મહત્ પંચમૂળના) ક્વાથમાં મીંઢળ, શ્યામાદિ ગણ (સૂ. અ. ૧૫, શ્લોક ૪૫) અને ગોમૂત્ર નાખીને તેનો નિરૂહ આપવો.

**બસ્તિને બહુ દાબવાથી ઉપદ્રવ: ઉપાય**

अतिप्रपीडितः कोष्ठे तिष्ठत्यायाति वा गलम् ।
तत्र बस्तिर्विरेकश्च गलपीडादि कर्म च ॥ ५० ॥

બસ્તિને ગુદામાં મૂકીને તેને અતિશય દાબવામાં આવે તો તેમાંનો સ્નેહ કોઠામાં ભરાઈ રહે છે અથવા ગળામાં આવે છે, એમ થાય ત્યારે તે રોગીને ફરીને બસ્તિ આપીને સ્નેહ પાછો કાઢવો અથવા તેને વિરેચન આપવું. અથવા તે મરી ન જાય એવી રીતે તેનું ગળું દાબવું, વગેરે કર્મ કરવાં.

**શુદ્ધિ કરેલાની તથા ક્ષીણ શરીર, બળ અને જઠરાગ્નિવાળાની રાખવાની ખાસ સંભાળ**

वमनाद्यैर्विशुद्धं च क्षामदेहबलानलम् ।
यथाऽण्डं तरुणं पूर्णं तैलपात्रं यथा तथा ॥५१॥
भिषक् प्रयत्नतो रक्षेत्सर्वस्मादपचारतः ।

જે માણસને વમન, વિરેચન વગેરે આપીને તેની શુદ્ધિ કરી હોય તથા જે માણસનાં દેહ, બળ અને અગ્નિ ક્ષીણ થઈ ગયેલાં હોય, તેનું વૈદ્યે નવા ઈંડાની પેઠે અથવા તેલથી સંપૂર્ણ ભરેલા પાત્રની પેઠે બધા અપચારથી યત્નપૂર્વક રક્ષણ કરવું; એટલે જે જે આહારવિહાર વગેરે તેને પ્રતિકૂળ (અપથ્ય) હોય, તેનાથી તેને દૂર રાખવો.

**શોધન કરેલાને કયા રસ આપવા?**

दद्यान्मधुरहृद्यानि ततोऽम्ललवणौ रसौ ॥५२॥
स्वादुतिक्तौ ततो भूयः कषायकटुकौ ततः ।

વમન, વિરેચન, બસ્તિ વગેરેથી શુદ્ધ કરેલા માણસની પ્રકૃતિમાં ફેરફાર થઈ ગયેલો હોય છે, માટે તેની અસલ પ્રકૃતિમાં તેને આણવા માટે વૈદ્યે તેને પ્રથમ મધુર (ગળ્યો) અને હૃદયને હિતકર રસ ખાવા માટે આપવા; પછી ખાટા અને ખારા રસ આપવા, પછી મધુર અને કડવા રસ આપવા; પછી તૂરા અને તીખા રસ આપવા.

**શોધન કરેલાને અસલ પ્રકૃતિમાં આણવાનો ઉપાય**

अन्योन्यप्रत्यनीकानां रसानां स्निग्धरूक्षयोः ॥५३
व्यत्यासादुपयोगेन क्रमात्तं प्रकृतिं नयेत् ।

વમન વગેરેથી રૂક્ષ (લૂખા) બનેલા માણસને પહેલાં મધુર રસ આપીને (ખવડાવીને) સ્નિગ્ધ કરવો. પછી મધુર રસથી વિરુદ્ધ ગુણવાળા ખાટા વગેરે રસોમાંથી કોઈ રસ આપીને પાછો લૂખો પાડવો. પછી પાછો મધુર રસ આપીને સ્નિગ્ધ કરવો. પછી મધુર

રસના વિરોધી રસ આપીને લૂખો પાડવો. એવુ વારા ફરતી કરીને વૈદ્યે એને ધીમે ધીમે એની અસલ પ્રકૃતિમા લાવી દેવો

**અસલ પ્રકૃતિમાં આવ્યો હોવાનુ લક્ષણ**

**सर्वसह स्थिरबलो विज्ञेयः प्रकृतिं गत ॥५४॥**

જે માણસ સર્વ આહાર–વિહાર વગેરેને સહન કરી શકે એવો તથા સ્થિર બળવાળો થાય, તે પોતાની અસલ પ્રકૃતિમા આવ્યો છે એમ જાણવુ

इत्यष्टाङ्गहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने बस्तिव्यापत्सिद्धिर्नाम पञ्चमोऽध्याय ॥ ५ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો : દ્રવ્યકલ્પ

પાછળ અનેક રોગ ઉપર અનેક ઔષધો કહેલા છે પણ તે ઔષધમા કહેલા ક્વાથ, હિમ, ફાંટ, ચૂર્ણ, ગુટિકા, કલ્ક વગેરેની શી રીતે કલ્પના (બનાવટ) કરવી તે કહ્યુ નથી, માટે તે કહેવાના હેતુથી ગ્રથકાર કહે છે કે

अथातो द्रव्यकल्प व्याख्यास्याम ।

इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

ત્યારે હવે અમે દ્રવ્યકલ્પ (દવા શી રીતે બનાવવી તે) સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

**ઉત્તમ ઔષધિનુ લક્ષણ**

**धन्वे साधारणे देशे समे सन्मृत्तिके शुचौ ।**
**श्मशानचैत्यायतनश्वभ्रवल्मीकवर्जिते ॥ १ ॥**
**मृदौ प्रदक्षिणजले कुशरोहिषसंस्तृते ।**
**अफालकृष्टेऽनाक्रान्ते पादपैर्बलवत्तरै ॥ २ ॥**
**शस्यते भेषज जातं, युक्त वर्णरसादिभि ।**
**जन्त्वजग्ध दवादग्धमविदग्ध च वैकृतै ॥ ३ ॥**
**भूतैश्छायातपाम्ब्वाद्यैर्यथाकाल च सेवितम् ।**
**अवगाढमहामूलमुदीचीं दिशमाश्रितम् ॥ ४ ॥**

જે ઔષધ જાગલ પ્રદેશમાં કે સાધારણ પ્રદેશમા ઊગેલુ હોય, જે સપાટ (ઊંચીનીચી નહિ અર્થાત્ ખાડામા નહિ કે ટેકરા ઉપર નહિ) સારી માટીવાળી અને ચોખ્ખી જમીનમા ઊગેલુ હોય, વળી જે સ્મશાનભૂમિ, ચૈત્ય (દેવ કે ગુરુનો જેમા વાસ હોય એવુ ઝાડ), કનર ખાનુ, ખાડો, રાફડો એવી ભૂમિમા ઊગેલુ ન હોય, કોમળ (પોચી) તથા જ્યાં પાણી અનુકૂળ હોય એવી ભૂમિમા ઊગેલુ હોય, વળી જ્યા દર્ભ અને રોહિષઘાસ ઊગીને પથરાયેલુ હોય, જે ભૂમિ હળ વડે ખેડેલી ન હોય અને જે ભૂમિમા મોટાં બળવાન વૃક્ષો ભરચક ઊગ્યા ન હોય, તે ભૂમિમા ઊગેલુ હોય અને તે ઔષધના રગમા તથા રસમા ફેરફાર (વિકાર) થયેલો ન હોય, તેને જીવડાએ કરડી ખાધેલુ ન હોય કે તે દવમા બળી ગયેલુ ન હોય, તેમ જ તે વિકાર પામેલા જળ, વાયુ, તાપ વગેરે મહાભૂતથી વિદગ્ધ થયેલુ (વિકાર પામેલુ) ન હોય, તથા છાયડો, તડકો, જળ વગેરે જે તેના પોષણને ઉપયોગના સાધનો છે તે વડે યોગ્ય સમયે તેનું પોષણ થયેલુ હોય, વળી તેના મૂળ મોટા હોઈને જમીનમા ઊંડા ગયેલા હોય તથા તે ઉત્તર દિશામા ઊગેલુ હોય, તો તેને ઉત્તમ ઔષધ જાણવુ

**ઔષધ કોણે, ક્યારે, કેવુ તોડી લાવવુ? કેવી રીતે રાખવુ? કેટલા વખતમા વાપરવુ?**

**अथ कल्याणचरित श्राद्ध शुचिरुपोषित ।**
**गृह्णीयादौषध सुस्थ स्थित काले च कल्पयेत् ॥ ५ ॥**
**सक्षीर तदसम्पत्तावनतिक्रान्तवत्सरम् ।**
**ऋते गुडघृतक्षौद्रधान्यकृष्णाविडङ्गत ॥ ६ ॥**

હવે ઔષધ હરણ કરવાની (તોડવાની) શ્રદ્ધાવાળા, સ્નાન વગેરે કર્મ કરીને શુદ્ધ થયેલા તથા ઉપવાસ જેણે કરલા છે એવા માણસે સ્વસ્ત્યયન વગેરે મગળ કર્મ કરીને ઔષધને લાવવુ, તથા તેને સારી સ્થિતિમા રાખી મૂકવુ અને પછી જ્યારે પ્રસગ પડે ત્યારે તેને વાપરવુ જો તે ઔષધ જોઈતી વખતે દૂધ સહિત (લીલું) મળે તો ઘણુ સારુ, પણ જો તેવુ ન મળે તો ઉપર કહ્યુ તે રીતે આણી મૂકેલુ હોય અને તેને તોડે એક વર્ષ વીત્યુ ન હોય તો વાપરવું માત્ર ગોળ, ઘી, મધ, ધાન્ય, પીપર અને વાવડિંગ, એટલા જેમ એક વર્ષ કરતા વધારે જૂનાં તેમ સારાં જાણવાં.

**દૂધ, છાણ, મૂત્ર, ધાતુ, પીંછાં, શીંગડાં, ખરી વગેરે કેવા પ્રાણીનાં લાવવાં?**

**पयो नाष्क्रमण मांसं विण्मूत्र तच्च नीरुजाम् ।**
**वयोबलवतां धातुपिच्छशृङ्गखुरादिकम् ॥ ७ ॥**

જો જનાવરનુ દૂધ લેવુ હોય તો જેને વીઆયે ઘણા મહિના વીતી ગયા હોય એવી ગાય, ભેંસ, બકરી વગેરે જે જનાવરનું દૂધ લેવુ હોય તેનુ દૂધ લેવું છાણ, મૂત્ર અને દૂધ નીરોગી પ્રાણીનાં લેવાં દાખલા તરીકે નીરોગી ગાયનું મૂત્ર, છાણ કે દૂધ ખપ લાગે નહિ, માટે પ્રાણીનુ મૂત્ર, છાણ કે દૂધ લેવાનું કહ્યુ હોય ત્યા નીરોગી પ્રાણીનુ મૂત્ર, છાણ કે દૂધ લેવુ જનાવરનાં ધાતુ, પીંછાં, શીંગડાં, ખરી, વાળ, નખ, ચામડી વગેરે લેવાનાં કહ્યાં હોય ત્યારે તે તરુણ (જુવાન)

અને બળવાન બનાવનારા હેવા

કયા રસવાળા દ્રવ્યોના કવાથ, સ્વરસ, કલ્ક વગેરે બની શકે?

कषाययोनयः पञ्च रसा लवणवर्जिताः ।
रसः कल्कः शृतः शीतः
फाण्टश्चेति प्रकल्पना ॥ ८ ॥
पञ्चैव कषायाणां पूर्वं पूर्वं बलाधिका ।

ખારા રસ સિવાયના ગળ્યા વગેરે પાંચ રસ એ કષાય નું ઉત્પત્તિસ્થાન છે અર્થાત્ ખારા સિવાયના બીજા પાંચ રસનો કષાય બની શકે છે (રસ શબ્દ વડે તે રસવાળું દ્રવ્ય સમજવું) ગળ્યા વગેરે પાંચ રસવાળા દ્રવ્યમાંથી સ્વરસ, કલ્ક, શૃત, શીત અને ફાંટ, એવી પાંચ કલ્પનાઓ (બનાવટો) કરવામાં આવે છે અને એ પાંચેને કષાય કહે છે એ પાંચમાંથી આગળની બનાવટ પાછળની બનાવટથી અધિક બળવાળી છે એટલે ફાંટ કરતાં શીત બળવાન છે, તેના કરતાં શૃત બળવાન છે, તેના કરતા કલ્ક બળવાન છે, અને તેના કરતા સ્વરસ બળવાન છે ગળ્યા વગેરે પાંચ રસમાંથી એક રસનો સ્વરસ, બીજાનો કલ્ક, ત્રીજાનો શૃત, એમ ન સમજવું પણ ખારા વિનાના બાકીના બધાય રસના સ્વરસ, કલ્ક, શૃત વગેરે બને છે એમ જાણવું લવણ તો સદૈવ સૂકું છે માટે તેનો સ્વરસ નીકળી શકતો નથી, તેમ તેનો કલ્ક પણ બની શકતો નથી, કેમ કે જે દ્રવ્યમા બીજું પ્રવાહી નાખીને વાટતા તેનો ગોળો બની શકતો હોય અને એ ઓગળી ન જતો હોય તેનો કલ્ક બને છે, પણ લવણમા પાણી વગેરે પ્રવાહી નાખીને વાટતાં તે ઓગળી જાય છે માટે તેનો કલ્ક બને નહિ લવણનું શૃત પણ બનતું નથી, કેમકે દ્રવ્યને પાણીમા ઉકાળીને તેને (તેના કૂચાને) બહાર કાઢી શકાય અને તે દ્રવ્યનો કોઈ અંશ (સત્ત્વ) જ પાણીમાં ઓગળે ત્યારે તેને શૃત કહે છે, માટે મીઠાનું (લવણનું) શૃત બની શકતું નથી. અને એ જ પ્રમાણે શીત અને ફાંટ પણ પ્રવાહી હોવાથી લવણના શીત અને ફાંટ બની શકતા નથી. માટે લવણ સિવાયના બાકીના પાંચ રસના સ્વરસ વગેરે પાંચ પ્રકાર ના કષાય બની શકે છે એમ કહ્યું છે.

## સ્વરસ વગેરે બનાવવાની રીત

(શ્લોક ૯ થી ૧૦॥)

સ્વરસ કાઢવાની રીત

सद्यःसमुद्धृतात् क्षुण्णाद्
यः स्रवेत्पटपीडितात् ॥ ९ ॥
स्वरसः स समुद्दिष्टः

પાછળ શ્લોક ૧ થી ૪ મા કહેલા સપાટ વગેરે ગુણવાળી પૃથ્વીમાંથી તરત જ ઉખાડીને તેને (ઔષધને) તત્કાલ કચરીને કપડામાં ઘાલીને દબાવ્યાથી જે રસ નીકળે છે તેને સ્વરસ કહે છે

કલ્ક અને ચૂર્ણ બનાવવાની રીત

कल्कः पिष्टो द्रवाप्लुतः ।
चूर्णोऽप्लुतः

આખા (સૂકા) ઔષધને પ્રવાહી દ્રવ્યમાં બોળીને તેને વાટવાથી કલ્ક બને છે તેમ જ સૂકા દ્રવ્યને પ્રવાહી દ્રવ્યમા બોળ્યા વિના વાટવા(ખાંડવા)થી ચૂર્ણ બને છે.

કવાથ બનાવવાની રીત

शृतः क्वाथः

ઔષધને દ્રવ દ્રવ્યમા નાખીને તેને ઉકાળવાથી કવાથ બને છે

શીત (હિમ) બનાવવાની રીત

शीतो रात्रिं द्रवे स्थितः ॥ १० ॥

ઔષધ દ્રવદ્રવ્યમાં (પ્રવાહીમા) આખી રાત રહે પછી તેને ગાળી લેવાથી જે પ્રવાહી નીકળે તેને શીત (હિમ) કહે છે

ફાંટ બનાવવાની રીત

सद्योऽभिषुतपूतस्तु फाण्टः

આખા દ્રવ્યને (ગરમ) પાણીમાં ઘૂંટીને (મસળીને કે ડોહીને) તત્કાળ ગાળી લેવાથી જે પ્રવાહી નીકળે તેને ફાંટ કહે છે

## સ્વરસ વગેરે કેટલું આપવું તેનું માપ

(શ્લોક ૧૦॥ થી ૧૪)

तन्मानकल्पने ।
युञ्ज्याद्व्याध्यादिबलवस्तथा च वचनं मुनेः ॥ ११ ॥
मात्राया न व्यवस्थाऽस्ति
व्याधिं कोष्ठं बलं वयः ।
आलोच्य देशकालौ च
योज्या तद्वच्च कल्पना ॥ १२ ॥

રોગનું બળ, કોઠાનું બળ, વનસ્પતિના રસનું બળ, ઔષધ હીનવીર્ય છે કે ઉગ્રવીર્ય, તથા દેશ, ઋતુ વગેરે બાબતોનો વિચાર કરીને તે સ્વરસ વગેરેનું માપ અને બનાવટ નક્કી કરવા. એ વિષે મુનિનું વચન એવું છે કે, ઔષધ આપવાની માત્રા (માપ) કાયમ માટે નક્કી કરી શકાય નહિ પણ રોગ, કોઠો, બળ ઉમર

અને દેશકાળ, એ સર્વનો વિચાર કરીને માત્રા (માપ) નક્કી કરવી અને ઉપરની બાબતોનો વિચાર કરીને ઔષધને ઉગ્ર, સાધારણ કે હળવુ બનાવીને આપવુ

**સ્વરસનું મધ્યમ માપ**

**मध्यं तु मानं निर्दिष्टं स्वरसस्य चतुष्पलम् ।**

તોપણ સ્વરસનુ મધ્યમ (સાધારણ) માપ ડોઝ ચાર પલ એટલે સોળ તોલા કહેલું છે, અર્થાત્ રોગીને સ્વરસ પાવો હોય તો સોળ તોલા પાવો એ મધ્યમ માત્રા છે

**કલ્કનું મધ્યમ માપ**

**वेष्यस्य कर्षमालोड्यं तद् द्रवस्य पलत्रये ॥ १३ ॥**

બને પ્રકારના કલ્કનુ (કલ્કનું અને ચૂર્ણનુ) માપ એક તોલો જાણવુ તથા તે કલ્ક જે દ્રવમા ડોહીને પાવો હોય તે દ્રવ (પ્રવાહી) બાર તોલા લેવો

**શૃત (ક્વાથ)નુ મધ્યમ માપ**

**क्वाथं द्रव्यपले कुर्यात्प्रस्थार्धं पादशेषितम् ।**

ચાર તોલા ઔષધ લઈને તેને આઠગણા એટલે બત્રીસ તોલા પાણીમા નાખીને ઉકાળવુ અને ઊકળતા ઊકળતા ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવુ એ રીતે ક્વાથ કરવો અર્થાત્ ઉપરની રીતે કરેલો આઠ તોલા ક્વાથ પીવો. એ ક્વાથની મધ્યમ માત્રા છે

**શીત (હિમ)નું મધ્યમ માપ**

**शीतं पले पलैः षड्भि.**

શીત કષાય (હિમ) કરવો હોય ત્યારે ચોવીસ તોલા પાણીમાં ચાર તોલા ઔષધ નાખી રાત પલાળી મૂકીને સવારે તે ગાળી લેવું (અને તે પીવુ)

**ફાંટનુ મધ્યમ માપ**

**चतुर्भिस्तु ततोऽपरम् ॥ १४ ॥**

ફાટ કષાય કરવો હોય ત્યારે સોળ તોલા (ગરમ) પાણીમાં ચાર તોલા દ્રવ્ય (ઔષધ) નાખીને તેને ઘૂટવું

ઉપર પ્રમાણે પાંચ પ્રકારના કષાયની કલ્પના (બનાવટ)નું મધ્યમ માન (માપ) બતાવ્યુ છે પછી દેશ, કાળ, દોષ, રોગીની પ્રકૃતિ, ઔષધિના ગુણ, વીર્ય વગેરેનો વિચાર કરીને જરૂર હોય, તો તે માપથી અધિક માપ લેવું અને ઓછાની જરૂર હોય તો ઓછુ લેવુ

## ઘી, તેલ વગેરે સ્નેહ પકવવાની (સિદ્ધ કરવાની) સામાન્ય રીત

**સ્નેહ, કલ્ક અને દ્રવનું પ્રમાણ**

**स्नेहपाके त्वमानोक्तौ चतुर्गुणविवर्धितम् ।**
**कल्कस्नेहद्रवं योज्यम्**

સ્નેહનો પાક કરવો હોય તેનુ પ્રમાણ જ્યા ન કહ્યુ હોય ત્યા કલ્ક કરતા સ્નેહ ચોગણો લેવો, અને સ્નેહ કરતા દ્રવ (પ્રવાહી) ચોગણો લેવો.

**સ્નેહ સિદ્ધ કરવા વિષે શૌનકનો મત**

**अभीते शौनकः पुनः ॥१५॥**
**स्नेहे सिध्यति शुद्धाम्बु-**
**नि क्वाथस्वरसैः क्रमात् ।**
**कल्कस्य योजयेदंशं चतुर्थं षष्ठमष्टमम् ॥१६॥**
**पृथक् स्नेहसमं दद्यात्पञ्चप्रभृति तु द्रवम् ।**

વળી શૌનક નામે વૈદ્યાચાર્ય પોતાના ગ્રથમા એમ લખે છે કે, સ્નેહ ત્રણ પ્રકારે સિદ્ધ કરવામા આવે છે કોઈવાર તે શુદ્ધ પાણીમાં સિદ્ધ કરાય છે, કોઈવાર ક્વાથમા સિદ્ધ કરાય છે, અને કોઈવાર તે સ્વરસમા સિદ્ધ કરવામા આવે છે જ્યારે સ્નેહ પાણીમા સિદ્ધ કરવો હોય ત્યારે સ્નેહ કરતાં કલ્ક ચોથે ભાગે લેવો, ક્વાથમા સિદ્ધ કરવો હોય ત્યારે સ્નેહથી કલ્ક છઠ્ઠે ભાગે લેવો, અને સ્વરસમા સ્નેહ સિદ્ધ કરવો હોય ત્યારે સ્નેહથી આઠમે ભાગે કલ્ક લેવો કલ્કમા એક કરતા વધારે દ્રવ્ય હોય અને તેનું માપ જુદુજુદુ ન બતાવ્યુ હોય, તો તે સર્વ સમાન લેવા અને તે સર્વના કરતાં સ્નેહ ચોગણો લેવો જો સ્નેહ એકથી વધારે હોય, તો તે બે, ત્રણ કે ચાર મળીને ચોગણો લેવો, જેમ કે સોળ તોલા કલ્ક હોય અને સ્નેહ ચાર એકઠા કરવાના હોય, તો દરેક સ્નેહ સોળ તોલા લઈને ચોસઠ તોલા જેટલુ વજન કરવું જો દ્રવ (પાણી, દૂધ, ગોમૂત્ર, ક્વાથ, સ્વરસ વગેરે પ્રવાહી) બે એકઠા કરવાના હોય તો તે બને મળીને સ્નેહ કરતાં ચોગણા લેવા પણ જો ત્રણ દ્રવ એકઠા કરવાના હોય, તો તે ત્રણે મળીને અને ચારે એકઠા કરવાના હોય તો ચારે મળીને સ્નેહ કરતા ચોગણા લેવા પણ જો દ્રવ પાચ એકઠા કરવાના હોય એટલે પાંચ જાતનાં પ્રવાહી એકઠા કરવાનાં હોય, તો તે પાચે મળીને સ્નેહથી ચોગણા ન લેતાં તે પ્રત્યેક દ્રવ સ્નેહની બરોબર લેવો જેમ કે કલ્ક સોળ તોલા અને સ્નેહ ચોસઠ તોલા છે, તો જુદી જુદી જાતના પાચ દ્રવોમાંનો પ્રત્યેક દ્રવ ચોસઠ તોલા જેટલો લેવો અને બધા મળીને ત્રણસો વીસ તોલા દ્રવ લેવો. અને એ જ પ્રમાણે છ જાતના દ્રવ હોય, તો છએ મળીને (૬૪×૬=૩૮૪) ત્રણસો ચોરાસી તોલા દ્રવ લેવો.

**સ્નેહ સિદ્ધ થયો (પાકચો) હોવાનું લક્ષણ**

**नाङ्गुलिग्राहिता कल्के न स्नेहेऽग्नौ सशब्दता ॥१७**
**वर्णादिसम्पच्च यदा तदैनं शीघ्रमाहरेत् ।**

(ઘી, તેલ વગેરે) સ્નેહમાં નાખેલો કલ્ક જ્યારે આંગળીએ ચોટે નહિ અને તેમાંનો સ્નેહ અગ્નિમાં નાખી જોવાથી ચટ્ ચટ્ એવો અવાજ નીકળે નહિ, તેમ જ સ્નેહના રંગ, ગંધ, રસ અને સ્પર્શ સારા લાગે તેવા થાય, તેમ જ તે કાળો ન પડી ગયો હોય, ત્યારે જાણવું કે સ્નેહ સિદ્ધ થયો છે તે વખતે તેને તત્કાળ અગ્નિ ઉપરથી ઉતારી લેવો

घृतस्य फेनोपशमस्तैलस्य तु तदुद्भव· ॥ १८ ॥

ઘીનો પાક કરતા જ્યારે તેના ઉપર આવેલું ફીણ શમી જાય ત્યારે તેનો પાક થયો જાણવો તેલનો પાક કરતા જ્યારે તેલ ઉપર ફીણ આવે ત્યારે તેનો પાક થયો જાણવો

લેહ (ચાટણ) તૈયાર થયાનું લક્ષણ

लेहस्य तन्तुमत्ताऽप्सु मज्जन सरणं न च ।

લેહ(ચાટણ)નો બરાબર પાક થાય ત્યારે તેના તાર નીકળે તથા તેને પાણીમાં નાખવાથી તે ડૂબી જાય, પણ ટુકડા ટુકડા થઈને પાણીમાં ફેલાઈ જાય નહિ તો લેહનો પાક થયો છે એમ જાણવું

પાકના પ્રકાર, લક્ષણ, અસર અને ઉપયોગ

पाकस्तु त्रिविधो मन्दश्चिक्कणः खरचिक्कण ॥१९॥
मन्द कल्कसमे किट्टे चिक्कणो मदनोपमे ।
किञ्चित्सीदति कृष्णे च
चर्त्य( र्ति )माने च पश्चिमः ॥२०॥
दग्धोऽत ऊर्ध्वं निष्कार्य
स्यादामस्त्वग्निसादकृत् ।
मृदुर्नस्ये खरोऽभ्यङ्गे, पाने बस्तौ च चिक्कण· ॥२१

એ સર્વ પાકના ત્રણ પ્રકાર છે મંદસ્નેહ, ચીકણો સ્નેહ અને ખરચિક્કણ સ્નેહ જ્યારે સ્નેહમાંનો નીચે ઠરેલો ઔષધિનો કાદવ કલ્કના જેવો બને એટલે આંગળીએ ન ચોટે, ત્યારે તે સ્નેહને મદસ્નેહ જાણવો, તથા કલ્કના રંગ જેવો સ્નેહનો વર્ણ થાય ત્યારે તે પાકને મંદસ્નેહ જાણવો મીંઢળના (અથવા, મીણના—હેમાદ્રિ) રંગ જેવો સ્નેહનો રંગ થાય ત્યાં સુધી પાક કરવામાં આવે ત્યારે તેમાંનો ઔષધિઓનો કાદવ આંગળીએ ચોટે છે, તેને ચિક્કણ (ચીકણા) સ્નેહપાક જાણવો જ્યારે સ્નેહનો રંગ કાંઈક નાશ પામવા માંડે તથા જરા કાળો થવા લાગે તથા કલ્કને આંગળીએ લગાડી જોવાથી તે દિવેટની પેઠે વાળે ત્યારે તેને છેલ્લો એટલે ખરચિક્કણ સ્નેહપાક જાણવો એથી વધારે જે પાક થાય તે દગ્ધ પાક જાણવો. દગ્ધ સ્નેહ કઢેલી અંતર કરી શકતો નથી, માટે તે નકામો થાય છે કેમ કે તેનું વીર્ય બળી જાય છે અને જે સ્નેહ કાચા રહ્યો હોય તે જઠરાગ્નિને મંદ કરે છે મદસ્નેહ નસ્યમાં વાપરવો, ખરચિક્કણ સ્નેહ અભ્યંગમાં (શરીરે ચોળવામાં) વાપરવો, અને પીવામાં તથા બસ્તિ આપવામાં ચિક્કણ સ્નેહ વાપરવો.

પરિમાણ(તોલ, વજન)ની સંજ્ઞા (પારિભાષિક શબ્દો)ના અર્થ

शाण पाणितल मुष्टिं कुडवं प्रस्थमाढकम् ।
द्रोणं वह च क्रमशो विजानीयाच्चतुर्गुणम् ॥२२॥

શાણ, પાણિતલ મુષ્ટિ, કુડવ, પ્રસ્થ, આઢક, દ્રોણ અને વહ, એ સર્વ અનુક્રમે પૂર્વપૂર્વના પરિમાણથી ચોગણા સમજવા એટલે, ચાર શાણ એટલે એક પાણિતલ, ચાર પાણિતલ એટલે એક મુષ્ટિ, વગેરે સમજવું એનું સ્પષ્ટીકરણ થવા માટે નિઘંટુરત્નાકરને અનુસરીને નીચે કોષ્ટક આપ્યું છે

- ૮ સરસવ=૧ જવ
- ૪ જવ= ૧ રતી એનું બીજું નામ ગુંજા કે ચણોઠી છે
- ૬ રતી=૧ માષ (માસો) એના બીજા નામ હેમ અને ધાન્ય છે
- ૪ માષ=૧ શાણ. એના બીજા નામ નિષ્ક અને ધરણ છે સામાન્ય રીતે એ એક પાવલીભાર વજન થાય છે
- ૪ શાણ=૧ પાણિતલ એના બીજા નામ કર્ષ, પાણિમાનિકા, અક્ષ, પિચુ, કિંચિત્પાણિ, તિંદુક, બિડાલ, ષોડશિકા, કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવલગ્રહ અને ઉદુંબર એવા છે સામાન્યત એનું વજન એક તોલો થાય છે
- ૪ પાણિતલ=૧ મુષ્ટિ એના બીજા નામ પલ, પલ, આમ્ર, ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી, બિલ્વ એવા છે સામાન્યત એનું વજન ૪ તોલા બરાબર થાય છે
- ૪ મુષ્ટિ=૧ કુડવ એના બીજા નામ અર્ધશરાવ, અંજલિ, અષ્ટમાન એવા છે એનું વજન સોળ તોલા બરાબર થાય છે
- ૪ કુડવ=૧ પ્રસ્થ એનું વજન ૬૪ તોલા બરાબર છે
- ૪ પ્રસ્થ=૧ આઢક એના બીજા નામ ભાજન અને કંસપાત્ર છે એનું વજન ૨૫૬ તોલા જેટલું છે

૪ આઢક=૧ દ્રોણ એના બીજા નામ કલશ, તલ્વણ, અર્મણ, ઉન્માન, ઘટ, રાશિ એવા છે, એનુ વજન ૧૦૨૪ તોલા થાય છે

૪ દ્રોણ=૧ વહ એના બીજા નામ દ્રોણી, વૃકી અને ગોણી છે એનુ વજન ૪૦૯૬ તોલા છે

એ ઉપરાંત ૮૦૦૦ તોલાનો ભાર ગણાય છે ૪૦૦ તોલાની તુલા (તોનુ, દસ શેર) ગણાય છે ૧૬૩૮૪ તોલાની ખારી ગણાય છે

લીલુ દ્રવ્ય કેટલુ લેવુ?

**द्विगुणं योजयेदार्द्रं कुडवादि तथा द्रवम् ।**

એક જ પ્રયોગમા સૂકા ને લીલા દ્રવ્ય ભેગા લેવાનો પ્રસગ આવે તો સૂકા દ્રવ્યથી લીલુ દ્રવ્ય બમણુ લેવુ એટલે સૂંઠ ચાર તોલા કહી હોય તો સૂઠને અભાવે આદુ આઠ તોલા નાખવુ, અને સૂકા દ્રવ્યની સાથે જ દ્રવ(પ્રવાહી) ગણાવ્યો હોય ને સૂકા દ્રવ્યને ઠેકાણે લીલા દ્રવ્ય લેવા પડે તો કુડવ અને કુડવથી મોટા માપમા લેવાના પ્રવાહી લખ્યા કરતા બમણા લેવા

કયુ પ્રવાહી વાપરવુ તે ન કહ્યુ હોય ત્યા કયુ પ્રવાહી વાપરવુ?

**पेषणालोडने वारि स्नेहपाके च निर्द्रवे ॥ २३ ॥**

જ્યા ઓષધને વાટીને કલ્ક કરવાનો કહ્યો હોય અથવા ઓગાળવાનુ (ડોહવાનુ) કહ્યુ હોય, ત્યા કયા પ્રવાહીમા વાટવું કે ઓગાળવુ તે ન કહ્યુ હોય, તો પાણી વડે તે કરવુ સ્નેહપાકમા પણ બીજું દ્રવ્ય (પ્રવાહી) કહ્યુ ન હોય તો પાણી જ વાપરવુ

દ્રવ્યોનું પ્રમાણ ન કહ્યુ હોય ત્યા કયા પ્રમાણમા લેવા?

**कल्पयेत्सद्दशान् भागान् प्रमाण यत्र नोदितम् ।**
**कल्कीकुर्याच्च भैषज्यमनिरूपितकल्पनम् ॥ २४ ॥**

જે પ્રયોગમા દ્રવ્યોનુ પ્રમાણ વિશેષ કરીને બતાવ્યું ન હોય ત્યાં તે સર્વે સમાન ભાગે લેવા અને જે પ્રયોગમા ઓષધો માત્ર ગણાવ્યા હોય પણ તેનો ક્વાથ કરવો. ચૂર્ણ કરવું કે ગુટિકા કરવી વગેરે બનાવટ કહી ન હોય ત્યાં તે સર્વનો કલ્ક કરવા

દવામાં વનસ્પતિનું કયું અગ (ભાગ) વાપરવું?

**अङ्गानुक्तौ तु मूलं स्यादप्रसिद्धौ तदेव तु ।**

પાદડા, ફૂલ, ફળ, મૂળ, છાલ વગેરે અનેક અગો- માથી વનસ્પતિનુ કયુ અગ દવામા વાપરવુ તે ન કહ્યુ હોય ત્યા મૂળ વાપરવું, (અરડૂસીના પાદડા વાપરવા એ વાત પ્રસિદ્ધ છે, પણ) જે ઝાડનુ કયું અગ વાપરવુ તે વાત પ્રસિદ્ધ ન હોય તે ઝાડનુ પણ મૂળ વાપરવુ

તોલ, વજનની બીજી સજ્ઞાઓના અર્થ

**द्वौ शाणौ वटक कोल बदरं द्रक्षणश्च, तौ ॥२५॥**
**अक्ष पिचु. पाणितल सुवर्णं कवलग्रह ।**
**कर्षो बिडालपदक तिन्दुक पाणिमानिका ॥२६॥**
**शब्दान्तरमभिन्नेऽर्थे शुक्तिरष्टमिका पिचू ।**
**पल प्रकुञ्चो बिल्व च मुष्टिराम्र चतुर्थिका ॥२७॥**
**द्वे पले प्रसृतस्तौ द्वावञ्जलिस्तौ तु मानिका ।**
**आढकं भाजनं कसो,**
**द्रोण कुम्भो घटोऽर्मणम् ॥२८॥**
**तुला पलशत, तानि विंशतिर्भार उच्यते ।**

પાછળ સક્ષેપમા જે શાણ વગેરે પરિમાણ કહ્યુ છે તે અહીં વિસ્તારથી કહ્યુ છે એ જ પરિમાણ બીજા સગ્રહ વગેરે ગ્રથમા પણ કહ્યા છે અહીં શાણથી આરભ કર્યો છે, પણ શાણ કેટલાને કહવો તે લખ્યુ નથી માટે આરભથી તે આપવુ યોગ્ય ધારી નીચે લખ્યુ છે

| | |
|---|---|
| ૩૦ પરમાણુ=૧ વશી | આ પરિમાણ સગ્રહગ્રથમાંથી લખ્યાં છે |
| ૬ વંશી=૧ મરીચિ | |
| ૬ મરીચિ=૧ સરસવ. | |
| ૮ સરસવ–૧ તડુલ | |
| ૨ તડુલ=૧ ધાન્યમાષ (અડદ) | |
| ૨ ધાન્યમાષ=૧ જવ. | |
| ૪ જવ=૧ અબૂકા | |
| ૪ અબૂકા=૧ માષક | |
| ૮ માષક=૧ શાણ. | |

૨ શાણ=૧ વટક કોલ, બદર, દ્રક્ષણ, એવા એના પર્યાય છે

૨ વટક=૧ અક્ષ. પિચુ, પાણિતલ, સુવર્ણ, કવલગ્રહ, કર્ષ, બિડાલપદક, તિંદુક, પાણિમાનિકા, એવા એના પર્યાય છે, અર્થ જુદો નથી.

૨ અક્ષ=૧ શુક્તિ એનો પર્યાય અષ્ટમિકા છે

૨ શુક્તિ=૧ પલ. પ્રકુચ, બિલ્વ, મુષ્ટિ, આમ્ર, ચતુર્થિકા એવા એના પર્યાય છે

૨ પલ=૧ પ્રસૃત.

૨ પ્રસૃત=૧ અંજલિ.

૨ અંજલિ=૧ માનિકા=૮ પલ.

૨ માનિકા=૧ પ્રસ્થ.

૪ પ્રસ્થ=૧ આઢક. ભાજન અને કંસ એના પર્યાય છે.

૪ આઢક=૧ દ્રોણ. કુંભ, ઘટ અને અર્મણ, એવા એના પર્યાય છે.

૧૦૦ પલ=૧ તુલા (તોલું)

૨૦ તુલા=૧ ભાર.

## પર્વતભેદે દ્રવ્ય વિશેષ

हिमवद्विन्ध्यशैलाभ्यां प्रायो व्याप्ता वसुंधरा ।
सौम्यं पथ्यं च तत्राद्यमाग्नेयं वैन्ध्यमौषधम् ॥२९

હિમાલય અને વિધ્યાચળ એ બે પર્વતોથી બહુધા પૃથ્વી વ્યાપ્ત છે. તેમાંથી હિમાલયનું ઔષધ સૌમ્ય અને તેથી પથ્ય છે. અને વિધ્યાદ્રિનું ઔષધ આગ્નેય હોવાથી તેટલું પથ્ય નથી.

इत्यष्टांगहृदये पञ्चमे कल्पसिद्धिस्थाने द्रव्यकल्पो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

मह्रर्षि वाग्भटकृत

# अष्टांगहृदय

## ઉત્તરસ્થાન

### અધ્યાય ૧ લો : બાળકના ઉપચાર

अथातो बालोपचरणीय-

मध्यायं व्याख्यास्यामः ।

इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે બાળકોના ઉપચાર કરવા માટે ઉપયોગી અધ્યાય અમે સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

બાળક જન્મે કે તરત શું કરવું

जातमात्रं विशोध्योल्बाद्बालं सैन्धवसर्पिषा ।

प्रसूतिक्लेशितं चानु बलातैलेन सेचयेत् ॥१॥

अश्मनोर्वादनं चास्य कर्णमूले समाचरेत् ।

अथास्य दक्षिणे कर्णे मन्त्रमुच्चारयेदिमम् ॥२॥

બાળક જન્મે કે તરત ઘીમાં સિંધવ નાખીને એ ઘીથી બાળક ઉપરથી ઓર સાફ કરી નાખીને પછી પ્રસવથી કષ્ટાયેલા બાળક ઉપર બલાતેલ (ચિ. ૨૧/૭૩ થી ૮૧) સિંચવું, પછી એના કાનના મૂળ આગળ બે પથરા ખખડાવવા અને પછી એના જમણા કાનમાં આ(=નીચેનો) મન્ત્ર બોલવો

મન્ત્ર

'अङ्गादङ्गात्सम्भवसि हृदयादभिजायसे ।

आत्मा वै पुत्रनामासि

सञ्जीव शरदा शतम् ॥ ३ ॥

शतायुः शतवर्षोऽसि दीर्घमायुरवाप्नुहि ।

नक्षत्राणि दिशो रात्रिरहश्च त्वाऽभिरक्षतु' ॥४॥

તું અંગે અંગમાંથી ઉત્પન્ન થાય છે, હૃદયમાંથી ઉત્પન્ન થાય છે, પુત્રના નામે તું આત્મા છે (=૧ પુત્રરૂપે હું પોતે જ અવતર્યો છું તે તું છે, ૨ પુત્રરૂપે આત્મા અવતર્યો છે તે તું છે), તું સો શરદઋતુ (=વર્ષો) સુધી જીવજે, તું સો આવરદાનો, સો વર્ષનો છે, તું લાંબો આવરદા પામજે, નક્ષત્રો, દિશાઓ, રાત અને દિવસ (એ બધાં) તારું રક્ષણ કરો.

(મન્ત્રનો અર્થ ઉપર પ્રમાણે છે મન્ત્ર મૂળ સંસ્કૃતમાં ભણવો)

*નાયડો શી રીતે કાપવો? પછી શું કરવું?*

स्वस्थीभूतस्य नाभिं च सूत्रेण चतुरङ्गुलात् ।

बद्ध्वोर्ध्वं वर्धयित्वा च ग्रीवायामवसञ्जयेत् ॥५॥

नाभिं च कुष्ठतिलेन सेचयेत्स्नापयेदनु ।

क्षीरिवृक्षकषायेण सर्वगन्धोदकेन वा ॥ ६ ॥

कोष्णेन तप्तरजततपनीयनिमज्जनैः ।

પછી બાળક સ્વસ્થ થાય એટલે એના નાયડા (=નાળ)ને ડૂંટીથી ચાર આંગળ ઊંચે દોરો બાંધીને, (ધારવાળા શસ્ત્રથી) નાયડો કાપીને તેને દોરાથી ડોકમાં પહેરાવી દેવો અને (પછી) ઉપલેટથી સિદ્ધ કરેલું તેલ ડૂંટી પર ચોળવું પછી ક્ષીરિવૃક્ષના સહેજ ક્વાથથી અથવા તપાવેલા ચાંદી અને સોનું છમકારીને સહેજ બનાવેલા (સુખડ, એલચી વગેરે) બધા સુગંધિદાર દ્રવ્યોના પાણીથી બાળકને નવડાવવું

ચાટણ

ततो दक्षिणतर्जन्या तालून्नम्यावगुण्ठयेत् ॥७॥

शिरसि स्नेहपिचुना, प्राश्यं चास्य प्रयोजयेत् ।

हरेणुमात्रं मेधायुर्बलार्थमभिमन्त्रितम् ॥ ८ ॥

ऐन्द्रीब्राह्मीवचाशङ्खपुष्पीकल्कं घृतं मधु ।

પછી જમણા હાથની તર્જની (=અંગૂઠા જોડેની આંગળી)થી (બાળકનું) તાળવું ઊંચું કરીને એને માથે તેલનું પોતું મૂકવું અને મેધા, આયુષ્ય અને બળ માટે (શ્લોક ૨।। થી ૪ વાળા મંત્રથી) મંત્રેલું, ઇન્દ્રવરણાં, બ્રાહ્મી, વજ અને શંખાવળીનો ભેગો કલ્ક, ઘી અને મધનું ચાટણ (માપમાં) ફક્ત વટાણા જેટલું, એને ચટાડવું

चामीकरवचाब्राह्मीताम्रपथ्या रजाकृताः ॥९॥

लिह्यान्मधुघृतोपेता हेमधात्रीरजोऽथवा ।

અથવા સોનાના વરખ, વજ, બ્રાહ્મી, સુવર્ણમાક્ષિક

અને હરડેનો બારીક (વસ્ત્રગાળ) ભૂકો કરીને ઘી અને મધ સાથે ચટાડવું અથવા સોનાના વરખ અને આમળાનો વસ્ત્રગાળ ભૂકો મધ અને ઘી સાથે ચટાડવો,

**गर्भाम्भः सैन्धववता सर्पिषा वामयेत्ततः ॥१०॥**

પછી સિંધવવાળુ ઘી પાઈને ગર્ભનુ પાણી ઓકાવી નાખવુ

### જાતકર્મસંસ્કાર

**प्राजापत्येन विधिना जातकर्माणि कारयेत् ।**

પછી પ્રાજાપત્ય વિધિથી વેદોક્ત જાતકર્મ (બાળક જન્મ્યા પછી કરવાનો) સસ્કાર કરાવવો

### ધાવણ ક્યારે આવવા માડે?

**सिराणां हृदयस्थानां विवृतत्वात् प्रसूतितः ॥११**
**तृतीयेऽह्नि चतुर्थे वा स्त्रीणां स्तन्यं प्रवर्तते ।**

હૃદયમા રહેલી શિરાઓ પ્રસવને લીધે પહોળી થઈ જતી હોવાથી (પ્રસવ પછી) ત્રીજે કે ચોથે દહાડે સ્ત્રીઓને ધાવણ આવવા માડે છે

### પહેલા ત્રણચાર દિવસ બાળકને શુ ચટાડવું?

**प्रथमे दिवसे तस्मात् त्रिकालं मधुसर्पिषी ॥**
**अनन्तामिश्रिते मन्त्रपाविते प्राशयेच्छिशुम् ।**

તેથી (=પહેલા ત્રણ ચાર દિવસ ધાવણ આવતું નથી તેથી) પહેલે દિવસે (આખા દહાડામા મળી કુલ) ત્રણ વાર બાળકને ધમાસો મેળવેલાં મધ અને ઘી મંત્રથી પવિત્ર કરીને ચટાડવાં (ડલ્હણ અને ઇન્દુ પ્રમાણે અહીં અનન્તાનો અર્થ ધમાસો નહિ પણ ધરો થાય છે)

**द्वितीये लक्ष्मणासिद्धं तृतीये च घृतं, ततः ॥**
**प्राङ्निषिद्धस्तनस्यास्य**
**तत्पाणितलसम्मितम् ।**
**स्तन्यानुपानं द्वौ कालौ नवनीतं प्रयोजयेत् ॥ १४**

બીજે અને ત્રીજે દિવસે લક્ષ્મણા(=પીળી ભોરિંગણી)થી સિદ્ધ કરેલું ઘી દિવસમાં ત્રણ વાર ચટાડવું પછી જેને પહેલાં ધવડાવવાની મનાઈ હતી એવા એ બાળકને દિવસમાં બે વાર બાળની હથેળીના ખાડામા માય એટલું (=એક તોલો) માખણ ચટાડીને માખણ ચટાડયા પછી તરત ધવડાવવું

### માનું ધાવણ: એને અભાવે ધાવ કેવી રાખવી?

**मातुरेव पिबेत्स्तन्यं तद्धलं देहवृद्धये ।**
**स्तन्यधात्र्यावुभे कार्ये तदसम्पदि वत्सले ॥१५॥**
**अव्यङ्गे ब्रह्मचारिण्यौ वर्णप्रकृतितः समे ।**
**नीरुजे मध्यवयसौ जीवद्वत्से न लोलुपे ॥१६**

**हिताहारविहारेण यत्नादुपचरेच्च ते ।**

બાળકે પોતાની માને જ ધાવવું, કારણ કે એ (=માનુ ધાવણ) બાળકના શરીરને વધારી શકે છે. તેને અભાવે (=માના ધાવણને અભાવે) બાળક ઉપર વહાલસોયી, ખોડવિનાની, બ્રહ્મચર્ય પાળનારી, બાળકની માના જેવા જ રગ અને પ્રકૃતિવાળી, નીરોગી, વચેટ (પીઢ, પ્રૌઢ) ઉંમરની, જેના પોતાના બાળકો જીવતા હોય એવી, લાલચુ ન હોય એવી બે ધાવ રાખવી. એ બને ધાવને પથ્ય આહાર અને વિહાર ચીવટપૂર્વક રખાવવા

### ધાવણ શાથી નાશ પામે અને શાથી બને?

**शुक्क्रोधलङ्घनायासाः**
**स्तन्यनाशस्य हेतवः ॥ १७॥**
**स्तन्यस्य सीधुवर्ज्यानि मद्यान्यानूपजा रसाः ।**
**क्षीरं क्षीरिण्य ओषध्यः शोकादेश्च विपर्ययः॥१८**

શોક, ક્રોધ, ઉપવાસ અને મહેનત, એ ધાવણનો નાશ કરવાના કારણ છે સીધુ સિવાયના દારૂ, અનૂપ દેશના પ્રાણીઓના માંસરસ, દૂધ, દૂધી વગેરે દૂધવાળી ઔષધિ તથા શાક વગેરે (=શોક, ક્રોધ, ઉપવાસ અને મહેનત)થી ઊંધુ (=આનંદ, શાંતિ, ધરાઈને ખાવુ અને આરામ) એ ધાવણ બનાવવાનાં કારણ છે

### કેવી સ્ત્રીને ધાવવાથી બાળકને રોગ થાય?

**विरुद्धाहारभुक्तायाः क्षुधिताया विचेतसः ।**
**प्रदुष्टधातोर्गर्भिण्याः स्तन्यं रोगकरं शिशोः ॥१९**

જેણે વિરુદ્ધ ભોજન કર્યું હોય એવી, ભૂખી, દિલગીર (અથવા બેભાન), જેની ધાતુઓ (=દોષો અને ધાતુઓ) બગડી હોય એવી, અને સગર્ભા—એટલી સ્ત્રીઓનું ધાવણ બાળકને રોગ કરે છે

### ધાવણને અભાવે કેવું દૂધ પાવું?

**स्तन्याभावे पयश्छागं गव्यं वा तद्गुणं पिबेत् ।**
**हस्वेन पञ्चमूलेन स्थिराभ्यां वा सितायुतम् २०**

(માના કે ધાવના) ધાવણને અભાવે બકરીનું દૂધ બાળકે પીવું અથવા હ્રસ્વ (=લઘુ) પંચમૂળ વડે કે સમેરવો અને ગધી સમેરવો એ બે વડે સિદ્ધ કરેલા ગાયના દૂધમા સાકર નાખીને એ રીતે આવા દૂધને બકરીના દૂધ જેવા ગુણવાળુ બનાવીને એ ગાયનું દૂધ બાળકે પીવુ

### છઠ્ઠે દિવસે રાત્રે જાગતા રહેવું

**षष्ठीं निशां विशेषेण कृतरक्षाबलिक्रियाः ।**
**जागृयुर्बान्धवास्तस्य दधतः परमां मुदम् ॥२१॥**

બાળકની રક્ષા અને બલિની ક્રિયા કરીને બાળકના સગાએ (રોજ રાતે ને) ખાસ કરીને છઠ્ઠી રાતે ખૂબ આનંદભેર જાગવું

દશ ઉઠણ અને નામ પાડવું

**दशमे दिवसे पूर्णे विधिभिः स्वकुलोचितैः।**
**कारयेत्सूतिकोत्थानं नाम बालस्य चार्चितम् २२**
**विभ्रतोऽङ्गैर्मनोह्वालरोचनागुरुचन्दनम्।**
**नक्षत्रदेवतायुक्तं बान्धवं वा समाक्षरम् ॥ २३॥**

દસમો વાસો પૂરો થાય ત્યારે પોતપોતાના કુળને યોગ્ય વિધિથી સુવાવડીનું દશ ઉઠણ કાઢવું (=સુવાવડીને નવડાવવાનો ઉત્સવ કરવો) તથા બાળકનાં જુદાજુદા અવયવો ઉપર મણશીલ, હરતાલ, ગોરોચના, અગર અને સુખડ ચોપડીને પછી કુટુંબ, નાતજાત વગેરેમાં માન પામેલું બાળકના જન્મનક્ષત્રના દેવતાના નામવાળું કે બાપના કુટુંબમાં કોઈ પૂર્વજનું હોય એવું, સમ અક્ષરોવાળું (બે ચાર, છ—એવી બેકી સંખ્યાના અક્ષરોવાળું) નામ પાડવું

(ક્યા નક્ષત્રના ક્યા દેવ છે તેની વિગત અશ્વિનીના બે અશ્વિન, ભરણીનો યમ, કૃત્તિકાનો અગ્નિ, રોહિણીનો પ્રજાપતિ, મૃગશિરસ્‌નો ચંદ્ર, આર્દ્રાનો રુદ્ર, પુનર્વસુનો અદિતિ, પુષ્યનો બૃહસ્પતિ (ગુરુ), આશ્લેષાના સાપ, મઘાના પિતૃઓ, પૂર્વાફાલ્ગુનીનો ભગ, ઉત્તરાફાલ્ગુનીનો અર્યમા, હસ્તનો મૈત્ર, ચિત્રાનો વિશ્વકર્મા, સ્વાતિનો વાયુ, વિશાખાના ઇન્દ્ર અને અગ્નિ અનુરાધાનો મૈત્ર, જ્યેષ્ઠાનો ઇન્દ્ર, મૂળનો નિર્ઋતિ, પૂર્વાષાઢાનો જળ, ઉત્તરાષાઢાના બધા દેવ, શ્રવણનો વિષ્ણુ, ધનિષ્ઠાના વસુઓ, શતભિષજનો વરુણ, પૂર્વાભાદ્રપદાનો અજૈકપાત્—અગિયાર રુદ્રોમાંનો એક રુદ્ર, ઉત્તરાભાદ્રપદાનો અહિર્બુધ્ન—એક રુદ્ર, રેવતીનો પૂષા.)

પથારી અને ઓશીકાં

**ततः प्रकृतिभेदोक्तरूपैरायुःपरीक्षणम्।**
**प्रागुदक्छिरसः कुर्यात्**
**बालस्य ज्ञानवान् भिषक् ॥ २४॥**
**शुचिधौतोपधानानि निर्वलीनि मृदूनि च।**
**शय्यास्तरणवासांसि रक्षोघ्नैर्धूपितानि च ॥२५॥**

પછી જ્ઞાની વૈદ્ય બાળકનું માથું પૂર્વ દિશામાં કે ઉત્તર દિશામાં રાખીને (શા. અ. ૫માં) જુદીજુદી પ્રકૃતિઓનાં લક્ષણ કહ્યાં છે તે ઉપરથી એના આયુષ્યની પરીક્ષા કરવી, તથા રાક્ષસોનો નાશ કરે એવો ધૂપ દીધેલાં કરચલીવિનાનાં, પોચાં, પવિત્ર અને ધોયેલાં ઓશીકાં અને પથારીમાં પાથરવાનાં કપડાં (—ચાદરો વગેરે) કરવાં.

રાક્ષસોનો નાશ કરે એવો ધૂપ

**काको विशस्तः शस्तश्च धूपने त्रिवृतान्वितः।**

જીવતા કાગડાને મારી નાખીને એ કાગડામાં નસોતર ભેળવીને એનો ધૂપ દેવો એ સારો છે.

બાળકને શું શું પહેરાવવું?

**जीवत्खड्गादिशृङ्गोत्थान्**
**सदा बालः शुभान् मणीन् ॥२६॥**
**धारयेदौषधीः श्रेष्ठा ब्राह्मयन्द्रीजीवकादिकाः।**
**हस्ताभ्यां ग्रीवया मूर्ध्ना विशेषात्सततं वचाम्॥२७**
**आयुर्मेधास्मृतिस्वास्थ्यकरी रक्षोभिरक्षिणीम्।**

બાળકે હમેશાં જીવતા ગેંડા વગેરેના શીંગડામાંથી બનાવેલા શુભ બજરબટ્ટા તથા બ્રાહ્મી, ઇન્દ્રવરણા, જીવક વગેરે ઉત્તમ ઓષધિઓ અને ખાસ કરીને તો આયુષ્ય, મેધા, સ્મરણશક્તિ અને આરોગ્ય આપે એવી તથા રાક્ષસોમાંથી ઉગારી લેનારી વજ હાથે, ડોકમાં અને માથે પહેરવી

કાન ક્યારે અને કેવી રીતે વીંધવા?

**षष्ठसप्ताष्टममासेषु नीरुजस्य शुभेऽहनि ॥२८॥**
**कर्णौ हिमागमे विध्येद्धात्र्यङ्कस्थस्य सान्त्वयन्।**

જો બાળક નીરોગી હોય તો છઠ્ઠા, સાતમા કે આઠમા મહિનામાં શુભ દિવસે ધાત્રી(=મા કે ધાવ)ના ખોળામાં બાળકને બેસાડીને એને ફુલાવીફોસલાવીને શિયાળો બેસતાં એના બંને કાન (વૈદ્યે) વીંધવા

**प्राग्दक्षिणं कुमारस्य भिषग्वामं तु योषितः॥२९**
**दक्षिणेन दधत्सूचीं पालिमन्येन पाणिना॥**
**मध्यतः कर्णपीठस्य किञ्चिद्गण्डाश्रयं प्रति ॥३०॥**
**जरायुमात्रप्रच्छन्ने रविरश्म्यवभासिते।**
**धृतस्य निश्चलं सम्यगलक्तकरसाङ्किते ॥३१॥**
**विध्येद्दैवकृते छिद्रे सकृदेवर्जु लाघवात्।**
**नोर्ध्वं न पार्श्वतो नाधः**

બાળક હાલી ન જાય એ રીતે એને પકડાવી રાખીને વૈદ્યે જમણા હાથમાં સોય રાખીને અને ડાબા હાથે (બાળકના) કાનની બૂટ પકડીને કાનના નીચલા ભાગની વચમાં જરા ગાલ તરફની બાજુએ,ઓર જેવા પાતળા પડથી ઢંકાયેલા, સૂર્યના કિરણોથી પ્રકાશિત કરાયેલા, લાલ લાખ(અળતા)નું ટપકું કરીને બરાબર નિશાની કરાયેલા, જન્મથી જ કરાયેલા (=કુદરતી) છિદ્ર (=વેધ)માં એક જ વાર, સીધું અને ઝડપે હાથે લાખની નિશાની કરતાં નહિ ઊંચે, નહિ બાજુમાં કે નહિ નીચે એવી રીતે છોકરાનો પહેલો જમણો અને છોકરીનો

પહેલો ડાબો કાન વીંધવો

(જે ભાગમા કાન વીંધવાનો હોય છે ત્યા બાળક જન્મે ત્યારથી કુદરતી રીતે જ એક છિદ્ર હોય છે એ છિદ્ર ઉપર રોર જેવુ પાતળુ પડ આડુ આવેલુ હોય તે જગ્યાએ પહેલા લાલ લાખનુ ટપકુ મૂકીને નિશાની કરવી કે જેથી આધુપાછુ ન વીંધાય. એ છિદ્ર ઉપર સૂર્યના પ્રકાશ પડે એ રીતે બાળકને બેસાડવુ કે જેથી વીંધતી વખતે એ ભાગ બરાબર દેખાય. બાળક હાલી ન જાય એ રીતે એને બેસાડવુ સોય હલકે હાથે પહેલે જ ધકકે સીધી સોસરી નીકળે એવી રીતે કાન વીંધવો

આડુઅવળુ વીંધાઈ ન જાય તેની કાળજી રાખવાનુ કારણ

शिरास्तत्र हि संश्रिताः ॥३२॥
कालिकामर्मरीरक्ताः

કારણ કે ત્યા (ઊંચે) કાલિકા નામની શિરા, (બાજુમા) મર્મરી નામની શિરા અને (નીચે) રક્તા નામની શિરા આવેલી છે

तद्व्यधाद्रागरुग्ज्वराः ।
सशोफदाहसंरम्भमन्यास्तम्भापतानकाः ॥३३॥

એ શિરાઓ વીંધાય તો કાન લાલ થઈ જાય, પીડા, તાવ, સોજો, બળતરા, લોહી જમા થઈને સોજો આવે, મન્યાસ્તંભ અને અપતાનક (નિ ૧૫, ૧૯॥) એટલા રોગ થાય

ઉપરના રોગ થાય તો શુ કરવુ?

तेषां यथामयं कुर्याद्विभज्याशु चिकित्सितम् ।

એ રોગોના રોગવાર વિભાગ પાડીને તે તે રોગના ઉપાય ઝટ કરવા

स्थाने व्यधान्न रुधिरं न रुग्रागादिसम्भवः ॥३४

શ્લોક ૩૦ થી ૩૧॥ મા કહેલી યોગ્ય જગ્યાએ કાન વીંધાય તો લોહી નીકળતું નથી તેમ જ પીડા, રતાશ વગેરે (શ્લોક ૩૨॥, ૩૩મા કહેલા) ઉપદ્રવો થતા નથી.

स्नेहाक्तं सूच्यनुस्यूतं सूत्रं चानु निधापयेत् ।
आमतैलेन सिञ्चेच्च बहलं तद्वदारया ॥३५॥
विध्येत्पालीं हितभुजः सञ्चार्याथ स्थवीयसी ।
वर्तिस्त्र्यहात्ततो रूढं वर्धयेत शनैः शनैः ॥३६॥

પછી (=કાન વીંધી રહ્યા પછી) સોયમા પરોવેલો સ્નેહ ચોપડેલો દોરો કાનના વીંધમા પહેરાવવો અને તેના પર કાચુ તેલ મૂકયા કરવુ તે જ પ્રમાણે (શ્લોક ૨૯ થી ૩૪॥ મા કહેલી રીતે) જાડી બૂટને આર નામના શસ્ત્રથી (સૂ ૨૪॥ થી ૨૫) વીંધવી. બાળકને પથ્ય ખોરાક જ આપવો પછી (=કાન વીંધ્યા પછી) ત્રણ દિવસ રહીને જરા વધારે (=દોરા કરતા જરા વધારે) જાડી (તેલ ચોપડેલી) વાટ કાનમા (દોરાની જગ્યાએ) સરકાવવી પછી જ્યારે કાન રુઝાઈ જાય ત્યારે ધીમેધીમે વાટની જાડાઈ વધારતા જવી.

ધાવણ ક્યારે અને કેવી રીતે છોડાવવુ?

अथैनं जातदशनं क्रमेणापनयेत्स्तनात् ।
पूर्वोक्तं योजयेत्क्षीरमन्नं च लघु बृंहणम् ॥३७॥

પછી જ્યારે એને દાંત આવી રહે ત્યારે ક્રમેક્રમે એને ધાવણ છોડાવવુ અને આગળ (શ્લોક ૧૯॥, ૨૦મા) કહેલુ દૂધ અને હલકુ પણ બૃંહણ કરે એવું અનાજ એને આપવુ (ધાવણ એકદમ છોડાવી દેવું નહિ, પણ સૂ ૭/૪૭॥, ૪૮ મા કહેલા ક્રમસર છોડાવવુ)

ધાવણ છૂટ્યા પછી બાળકને આપવાના લાડુ

प्रियालमज्जमधुकमधुलाजसितोपलैः ।
अपस्तनस्य संयोज्यः प्रीणनो मोदकः शिशोः ॥
दीपनो बालबिल्वैलाशर्करालाजसक्तुभिः ।
संग्राही धातकीपुष्पशर्करालाजतर्पणैः ॥३९॥

ચારોળીની મીંજ (=ચારોળી), જેઠીમધ, મધ, ડાંગરની ધાણી અને સાકર, એ ચાર વસ્તુઓની બનાવેલી પ્રીણન લાડુડી, નાનાં બીલા, એલચી, સાકર, ડાંગરની ધાણી અને સાથુ, એ પાંચ વસ્તુઓની બનાવેલી દીપન લાડુડી, તથા ધાવડીના ફૂલ, સાકર, ડાંગરની ધાણી, એ ચાર તર્પણ વસ્તુઓની બનાવેલી સંગ્રાહી લાડુડી (શ્લોક ૩૬॥, ૩૭ પ્રમાણે) ધાવણ છૂટ્યા પછી બાળકને આપવી

બાળકને રોગમાં કેવા ઉપચાર કરવા?

रोगांश्चास्य जयेत्सौम्यैर्भेषजैरविषादकैः ।
अन्यत्रात्ययिकाद्व्याधेर्विरेकं सुतरां त्यजेत् ॥४०

બાળકના રોગો સૌમ્ય અને ક્ષોભ ઉત્પન્ન ન થાય એવા (=તીક્ષ્ણ ન હોય એવા, ગભરાવી ન મૂકે એવા) ઓસડથી મટાડવા. મારી નાખે એવા કટોકટીના રોગ સિવાય બીજે કોઈ પણ પ્રસંગે એને જુલાબ તો ન જ આપવા.

त्रासयेन्नाविधेयं तं त्रस्तं गृह्णन्ति हि ग्रहाः ।

બાળક કહ્યુ ન માનતું હોય ત્યારે પણ એને ત્રાસ આપવો નહિ (=બિવડાવવું કે ધમકાવવું નહિ). કારણ કે બીનેલા બાળકને ગ્રહો (ઉ અ- ૩,૧॥ થી ૨॥) વળગે છે

वस्त्रपाताद् परस्पर्शात् पाल्येल्लङ्घनाच्च तम् ॥४१

બાળકને એની પાસેથી પસાર થનારના વસ્ત્રની ઝપટથી પવન ન આવવા દેવો, બાળકને મન જે પરાયું હોય (=જેની સાથે બાળક હળી નગયું હોય) તેને બાળકને અડકવા ન દેવો તથા કોઈને બાળકને ઓળંગીને જવા ન દેવું.

બાળકને પાવાનું ઘી

ब्राह्मीसिद्धार्थकवचासारिवाकुष्ठसैन्धवैः ।
सकणैः साधितं पीतं वाङ्मेधास्मृतिकृद् घृतम् ॥
आयुष्यं पाप्मरक्षोघ्नं भूतोन्मादनिबर्हणम् ।

બ્રાહ્મી, સરસવ, વજ, સારિવા, ઉપલેટ, સિંધવ અને પીંપર, એ સાત્ વસ્તુઓના કલ્કથી સિદ્ધ કરેલું ઘી પીવાથી વાચા, મેધા અને સ્મરણશકિત આવે છે. આયુષ્યનો ફાયદો થાય છે, પાપનો અને રાક્ષસોનો નાશ થાય છે અને ભૂતોન્માદ (ઉ. અ. ૪) મટે છે.

અષ્ટાંગ ઘી

वचेन्दुलेखामण्डूकीशङ्खपुष्पीशतावरीः ॥४३॥
ब्रह्मसोमामृताब्राह्मीः कल्कीकृत्य पलांशिकाः ।
अष्टाङ्गं विपचेत्सर्पिः प्रस्थं क्षीरचतुर्गुणम् ॥४४॥
तत्पीतं धान्यमायुष्यं वाङ्मेधास्मृतिबुद्धिकृत् ।

વજ, બાવચી (=ધુપેલ બનાવવામાં વાપરે છે તે બાવચી, તુકમરિયાં નહિ), મંડૂકી (મંડૂકપર્ણી), ખડબ્રાહ્મી, શંખાવળી, શતાવરી, વરધારો, હરડે (અથવા ગળો) અને બ્રાહ્મી, એ દરેક ચાર ચાર તોલા લઈને તેનો કલ્ક કરીને એ આઠ અંગ(=ઔષધ)વાળું ૬૪ તોલા ઘી અને ઘીથી ચારગણું દૂધ, એ દશ વાનાં ભેગાં કરીને પકવેલું ઘી પીવાથી ધન્ય થવાય છે, આયુષ્યને ફાયદો થાય છે તથા વાચા, મેધા, સ્મરણશકિત અને બુદ્ધિ આવે છે.

સારસ્વત ઘી

अजाक्षीराभयाव्योषपाठोग्राशिग्रुसैन्धवैः ॥४५॥
सिद्धं सारस्वतं सर्पिर्वाङ्मेधास्मृतिवह्निकृत् ।

બકરીનું દૂધ, હરડે, વ્યોષ (=સૂંઠ, પીપર અને મરી), પહાડમૂળ, ઘોડાવજ, સરગવો અને સૈંધવ, એ નવ વસ્તુઓથી સિદ્ધ કરેલું સારસ્વત ઘી પાવાથી વાચા, મેધા સ્મરણશકિત અને જઠરાગ્નિ પેદા થાય છે. (=વધે છે).

वचामृताशठीपथ्याशङ्खिनीवेल्लनागरैः ॥ ४६ ॥
अपामार्गेण च घृतं साधितं पूर्ववद्गुणैः ।

વજ, ગળો, કચૂરો, હરડે, શંખવેલ, વાવડિંગ, સૂંઠ અને અઘેડો એ આઠ વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી ગુણની બાબતમાં આગળના ઘી જેવું (=સારસ્વત ઘી જેવું છે).

શરીર વગેરે બાંધનારા ચાર યોગ

हेम श्वेतवचा कुष्ठमर्कपुष्पी सकाञ्चना ॥४७॥
हेम मत्स्याक्षकः शङ्खः कैडर्यः कनकं वचा ।
चत्वार एते पादोक्ताः प्राशा मधुघृतप्लुताः ॥४८॥
वर्षं लीढा वपुर्मेधाबलवर्णकराः शुभाः ।

(૧) સોનું, ધોળી વજ અને ઉપલેટ; (૨) સોનું અને સૂરજમુખી; (૩) સોનું, બ્રાહ્મી અને શંખ; (૪) પહાડી લીમડો, સોનું, વજ; શ્લોકના એકએક ચરણમાં કહેલા આ ચાર યોગોને મધ અને ઘીમાં કાલવીને બનાવેલા પ્રાશ (=ખોરાક, ચાટણું) જો એક વરસ સુધી ચાટવામાં આવે, તો તે શરીર, મેધા, બળ અને શરીરનો રંગ આપે છે (સુધારે છે) અને શુભ છે.

વાચા શુદ્ધ કરવાનો ઉપાય

वचायष्ट्याह्वसिन्धूत्थपथ्यानागरदीप्यकैः ॥४९॥
शुध्यते वाग्घविर्लीढैः सकुष्ठकणजीरकैः ॥४९३॥

વજ, જેઠીમધ, સૈંધવ, હરડે, સૂંઠ, અજમો, ઉપલેટ, પીપર અને જીરું, એ નવ વસ્તુઓ ઘી સાથે ચાટવાથી વાચા શુદ્ધ થાય છે (=સ્પષ્ટ ઉચ્ચાર થઈ શકે છે.)

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने बालोपचरणीयो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો : બાળકના રોગના ઉપાય

अथातो बालामयप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

ત્યારે હવે અમે બાળકોના રોગ મટાડવાના ઉપાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

બાળકોનું વર્ગીકરણ : રોગનું કારણ

त्रिविधः कथितो बालः क्षीरान्नोभयवर्तनः ।
स्वास्थ्यं ताभ्यामदुष्टाभ्यां
दुष्टाभ्यां रोगसम्भवः ॥१॥

બાળક ત્રણ પ્રકારનાં હોય છે : (૧) દૂધ પીને રહેનારાં, (૨) અન્ન ખાઈને રહેનારાં તથા (૩) દૂધ અને અન્ન બંને ખાઈપીને રહેનારાં. એ બે (=દૂધ અને અન્ન) ચોખ્ખાં હોય તો આરોગ્ય રહે છે અને એ બે બગડેલાં હોય તો રોગ થાય છે.

શુદ્ધ દૂધ(=ધાવણ)નું લક્ષણ

यदद्भिरेकतां याति न च दोषैरधिष्ठितम्।
तद्विशुद्धं पयो

જે દૂધ પાણી સાથે એકરસ થઈ જાય અને જેમાં દોષો રહેલા ન હોય તે શુદ્ધ દૂધ છે

વાયુથી બગડેલા દૂધ(=ધાવણ)નું લક્ષણ

वाताद्दुष्टं तु प्लवतेऽम्भसि ॥२॥
कषायं फेनिलं रूक्षं वर्चोमूत्रविबन्धकृत्।

વાયુથી બગડેલું દૂધ પાણીમાં તરે છે, તૂરું, ફીણવાળું, લૂખું અને ઝાડાપેશાબને રોકે એવું હોય છે

પિત્તથી બગડેલા દૂધ(=ધાવણ)નું લક્ષણ

पित्तादुष्णाम्लकटुकं पीतराज्यप्सु दाहकृत् ॥३॥

પિત્તને લીધે બગડેલું દૂધ ગરમ, ખાટું અને તીખું હોય છે, પાણીમાં રેડવાથી એમાં પીળા પીળા લિસોટા પડે છે અને એ બળતરા કરે એવું હોય છે

કફથી બગડેલા દૂધ(=ધાવણ)નું લક્ષણ

कफात्सलवणं सान्द्रं जले मज्जति पिच्छिलम्।

કફથી બગડેલું દૂધ જરા ખારું, ઘટ્ટ, પાણીમાં નાખવાથી તળિયે બેસે એવું અને પિચ્છિલ હોય છે

બે અને ત્રણ દોષથી બગડેલા દૂધ(=ધાવણ)નું લક્ષણ

संसृष्टलिङ्गं संसर्गात् त्रिलिङ्गं सान्निपातिकम् ॥४॥

બે દોષથી બગડેલું દૂધ એ બે દોષથી ભેગા લક્ષણોવાળું હોય છે અને ત્રણે દોષથી બગડેલું દૂધ ત્રણે દોષના ભેગા લક્ષણોવાળું હોય છે

કયું અશુદ્ધ દૂધ કયા રોગ કરે?

यथास्वलिङ्गांस्तद्व्याधीन् जनयत्युपयोजितम्।

બાળકને જે દોષથી બગડેલું દૂધ પાવામાં આવે તે દોષના લક્ષણોવાળા રોગ તે કરે છે

કેવી પીડા થાય છે તે શા ઉપરથી સમજવું?

शिशोस्तीक्ष्णमभीक्ष्णं च रोदनाल्लक्षयेद्रुजम् ॥

બાળકને તીક્ષ્ણ અને સતત (અથવા વારવાર) પીડા થાય છે એ એના રોવા ઉપરથી સમજવું (બાળક થોડું રોઈને છાનું રહી જાય છે કે કળેકળ ખાઈને રડે છે વગેરે રોવાની રીત ઉપરથી બાળકને કેવી પીડા થતી હશે તે સમજવું)

પીડા કયાં થાય છે તે સમજવાની રીત

स यं स्पृशेद् भृशं देशं यत्र च स्पर्शनाक्षमः।
तत्र विद्याद्रुजं

જે જગ્યાએ (=જે અવયવ ઉપર) બાળક અડક્યા કરે અને જ્યાં બીજું કોઈ એને અડકે તો એનાથી સહન થાય નહિ તે જગ્યાએ પીડા (=દરદ) થાય છે એમ સમજવું

मूर्ध्नि रुजं चाक्षिनिमीलनात् ॥६॥
हृदि जिह्वौष्ठदशनश्वासमुष्टिनिपीडनैः।
कोष्ठे विबन्धवमथुस्तनदंशान्त्रकूजनैः ॥७॥
आध्मानपृष्ठनमनजठरोन्नमनैरपि।
बस्तौ गुह्ये च विण्मूत्रसङ्गोत्त्रासदिगीक्षणैः ॥८॥

(બાળક) આંખો મીંચી રાખે તે ઉપરથી સમજવું કે માથામાં પીડા થાય છે, જીભ દબાવે, હોઠ દબાવે, દાંત ભીડી દે, શ્વાસ દબાવે અને મૂઠી વાળી રાખે તે ઉપરથી સમજવું કે હૃદયમાં પીડા થાય છે, બાળકને વિબંધ, ઊલટી, (માના કે ધાવના) સ્તનને બચકું ભરે, આંતરડામાં ગડગડાટ, આધ્માન, બરડામાંથી વળી જાય (=ટટ્ટાર ન બેસી શકે) અને પેટ ફૂલી જાય એટલા લક્ષણો ઉપરથી સમજવું કે એને કોઠામાં પીડા થાય છે, તથા ઝાડો અને પેશાબ ન થાય, ભડકે (=ચમકે) અને દિશાઓમાં જોયા કરે એટલા લક્ષણો ઉપરથી જાણવું કે મૂત્રાશયમાં અને ગુહ્ય ભાગમાં (=ગુદામાં અને મૂત્રેંદ્રિયમાં પીડા થાય છે)

ઉપાય કોને કરવા?

अथ धात्र्याः क्रियां कुर्याद्यथादोषं यथामयम्।

ધાવતા બાળકને ધવડાવનારી સ્ત્રીને (=માને કે ધાવને) તે તે દોષ અને રોગના ઉપાય કરવા.

વાયુથી બગડેલા ધાવણ માટે કરવાના ઉપાય

तत्र वातात्मके स्तन्ये दशमूलं त्र्यहं पिबेत् ॥९॥
अथवाऽग्निवचापाठाकटुकाकुष्ठदीप्यकम्।
सभार्गीदारुसरलवृश्चिकालीकणोषणम् ॥१०॥

તેમાં, ધાવણ વાયુથી બગડેલું હોય તો માએ (કે ધાવે) ત્રણ દિવસ સુધી દશમૂળનો ક્વાથ પીવો અથવા ચિત્રો, વજ, પહાડમૂળ, કડુ, ઉપલેટ, અજમો, ભારંગમૂળ, દેવદાર, સરલવૃક્ષની છાલ, મીંઢીઆવળ (સોનામુખી), પીપર અને મરી એટલી વસ્તુઓનો ક્વાથ ત્રણ દિવસ સુધી પીવો.

ततः पिबेदन्यतमं वातव्याधिहरं घृतम्।
अनु चाच्छसुरामेवं स्निग्धां मृदु विरेचयेत् ॥११॥
वस्तिकर्म ततः कुर्यात्स्वेदादीश्चानिलापहान्।

પછી (ચોથા દિવસથી) નિ. અ. ૨૧ માં વાયુના રોગને મટાડે એવાં ઘી કહ્યાં છે તેમાંથી ગમે તે એક જાતનું ઘી માએ (કે ધાવે) પીવું ત્યાર પછી પાતળી

સુરા પીવી. આ રીતે ધવડાવનારી સ્ત્રીનું સ્નેહન કર્યા પછી એને હલકો સ્નેહ આપવો. ત્યાર પછી બસ્તિ આપવી અને વાયુ મટાડે એવું સ્વેદન વગેરે (=સ્વેદન, અભ્યંગ વગેરે) કરવું.

**रास्नाजमोदासरलदेवदारुरजोन्वितम् ॥ १२ ॥**
**बालो लिह्याद् घृतं तैर्वा विपक्वं ससितोपलम् ।**

રાસ્ના, અજમોદ, સરલવૃક્ષ અને દેવદાર એ ચારનું કપડછાણ (વસ્ત્રગાળ) ચૂર્ણ ઘીમાં કાલવીને એ ઘી અથવા એ ચાર (=રાસ્ના વગેરે) વડે સિદ્ધ કરેલું અને સાકર ભેળવેલું ઘી બાળકને ચટાડવું.

**પિત્તથી બગડેલા ધાવણ માટે કરવાના ઉપાય**

**पित्तदुष्टेऽमृताभीरुपटोलीनिम्बचन्दनम् ॥१३॥**
**धात्री कुमारश्च पिबेत् क्वाथयित्वा ससारिवम् ।**
**अथवा त्रिफलामुस्तभूनिम्बकटुरोहिणीः ॥१४॥**
**सारिवादिं पटोलादिं पद्मकादिं तथा गणम् ।**

પિત્તથી ધાવણ બગડ્યું હોય તો માએ (કે ધાવે) અને બાળકે ગળો, શતાવરી, પટોળ, લીમડો, સુખડ અને સારિવા એ છ વસ્તુઓનો ક્વાથ પીવો; અથવા ત્રિફળા, મોથ, કરિયાતું અને કડુ એ ચાર વસ્તુઓનો ક્વાથ પીવો; અથવા સારિવાદિ ગણનો, પટોલાદિ ગણનો કે પદ્મકાદિ ગણનો ક્વાથ પીવો.

**घृतान्येभिश्च सिद्धानि**
**पित्तघ्नं च विरेचनम् ॥ १५ ॥**
**शीतांश्चाभ्यङ्गलेपादीन् युञ्ज्यात्**

તથા એમનાથી (=સારિવાદિ, પટોલાદિ અને પદ્મકાદિ ગણથી) સિદ્ધ કરેલાં ઘી પાવાં, પિત્ત મટાડે એવું વિરેચન આપવું અને ઠંડા (=ઠંડક કરે એવા) અભ્યંગ, લેપ વગેરે કરવા.

**કફથી બગડેલા ધાવણ માટે કરવાના ઉપાય**

**श्लेष्मात्मके पुनः ।**
**यष्ट्याह्वसैन्धवयुतं कुमारं पाययेद् घृतम् ॥१६॥**
**सिन्धूत्थपिप्पलीमद्य, पिष्टैः क्षौद्रयुतैरथ ।**
**राठपुष्पैः स्तनौ लिम्पे-**
**च्छिशोश्च दशनच्छदौ ॥ १७ ॥**
**सुखमेवं वमेद्बालः**

પણ ધાવણ કફથી બગડ્યું હોય તો બાળકને જેઠીમધ અને સિંધવ ભેળવેલું ઘી પાવું, અથવા સિંધવ અને પીપર ભેળવેલું ઘી પાવું. પછી મીંઢળનાં ફૂલને લસોટીને એમાં મધ ભેળવીને માનાં (કે ધાવનાં) સ્તનો ઉપર અને બાળકના દાંતનાં પેઢાં ઉપર લેપ કરવો. એમ કરવાથી બાળકને દુઃખ થયા વિના ઊલટી થાય છે

**तीक्ष्णैर्धात्रीं तु वामयेत् ।**

પણ ધવડાવનારી સ્ત્રીને તો ઊલટી કરાવે એવાં તીક્ષ્ણ દ્રવ્યોથી ઊલટી કરાવવી.

**अथाचरितसंसर्गो मुस्तादिं क्वथितं पिबेत् ॥१८**
**तद्वत्तगरपृथ्वीकासुरदारुकलिङ्गकान् ।**
**अथवाऽतिविषामुस्तमङ्कमन्थापंचकोलकम् ।**

ત્યાર પછી સંસર્જનનો ક્રમ પૂરો કરીને માએ (કે ધાવે) મુસ્તાદિ વર્ગનો ક્વાથ પીવો; અથવા તગર, હિંગુપત્રી, દેવદાર અને ઇન્દ્રજવ એ ચાર વસ્તુઓને એ જ પ્રમાણે (=ક્વાથ કરીને) પીવી; અથવા અતિવિષની કળી, મોથ, ઘોડાવજ અને પંચકોલ એટલી વસ્તુઓનો ક્વાથ પીવો.

**ત્રણે દોષથી બગડેલા ધાવણથી થતો ક્ષીરાલસક રોગ**

**स्तन्ये त्रिदोषमलिने दुर्गन्ध्यामं जलोपमम् ।**
**विबद्धमच्छं विच्छिन्नं फेनिलं चोपवेश्यते ॥२०**
**शकृन्नानाव्यथावर्ण, मूत्रं पीतं सितं घनम् ।**
**ज्वरारोचकतृट्छर्दि-**
**शुष्कोद्गारविजृम्भिकाः ॥ २१ ॥**
**अङ्गभङ्गोऽङ्गविक्षेपः कूजनं वेपथुर्भ्रमः ।**
**घ्राणाक्षिमुखपाकाद्या**
**जायन्तेऽन्येऽपि तं गदम् ॥२२॥**
**क्षीरालसकमित्याहुरत्ययं चातिदारुणम् ।**

ધાવણ ત્રણે દોષ કોપવાથી બગડ્યું હોય તો બાળકને ગંધાતા, કાચા પાણી જેવા, વિબદ્ધ (=વિબંધવાળા), તૂટકતૂટક (=કકડેકકડે), જાતજાતની પીડા સાથે અને જાતજાતના રંગના ઝાડા થાય છે, પેશાબ પીળો, ધોળો, અને ઘટ્ટ જેવો થાય છે; તાવ, અરુચિ તરસ, ઊલટી, સૂકા ઓડકાર, બગાસાં, શરીર તૂટે, શરીરનો વિક્ષેપ થાય, આંતરડાંમાં ગડગડાટ થાય, કંપ ફેર, નાક, આંખ, અને મોં પાકે વગેરે તથા બીજા પણ એવા રોગો થાય છે. આને ક્ષીરાલસક રોગ કહે છે. એ મારી નાખે એવો અને બહુ ભયંકર છે.

**ક્ષીરાલસકનો ઉપાય**

**तत्राशु धात्रीं बालं च वमनेनोपपादयेत् ॥२३॥**

તેમાં (=ક્ષીરાલસક રોગમાં) માને (કે ધાવને) અને બાળકને (પહેલું) વમન કરાવવું.

**विहितायां च संसर्ग्यां वचादिं योजयेद्गणम् ।**
**निशादिं वाऽथवा मात्री-**
**पाठातिक्ताघनामयान् ॥२४॥**

ત્યાર પછી વિસર્જનનો ક્રમ પૂરો કરાવીને વચાદિ ગણનો કવાથ પાવો, અથવા નિશાદિ ગણનો કવાથ અથવા અતિવિષની કળી, પહાડમૂળ, કડુ, મોથ અને ઉપલેટ, એ પાચ વસ્તુઓનો કવાથ પાવો.

બગડેલું ધાવણ સુધારનારાં ઉત્તમ ઔષધ

पाठाशुण्ठ्यमृतातिक्ततिक्तादेवाह्वसारिवाः।
समुस्तमूर्वेन्द्रयवाः स्तन्यदोषहराः परम् ॥२५॥

પહાડમૂળ, સૂંઠ, ગળો, કરિયાતુ, કડુ, દેવદાર, સારિવા, મોથ, મોરવેલ, અને ઇંદ્રજવ એ (દસ) ધાવણના દોષને ઉત્તમ રીતે મટાડે છે

अनुबन्धे यथाव्याधि प्रतिकुर्वीत कालवित्।

આટલુ કરવા છતા પણ જો ક્ષીરાલસક રોગ ચાલુ રહે તો સમયસૂચક વૈદ્યે ક્ષીરાલસકમાં થતા તે તે રોગોના જુદા જુદા (=રોગવાર) ઉપચાર કરવા

બાળકને દાત આવે તેને લીધે કયા રોગ થાય?

दन्तोद्भेदश्च रोगाणां सर्वेषामपि कारणम् ॥२६
विशेषाज्ज्वरविड्भेदकासच्छर्दिशिरोरुजाम्।
अभिष्यन्दस्य पोथक्या विसर्पस्य च जायते॥२७

બાળકને દાંત આવે તેને લીધે બધાય રોગો થઈ શકે છે, પણ ખાસ કરીને તાવ, ઝાડા, ઉધરસ, માથાના રોગ, આંખ આવે, પોથકી (ઉ ૮/૯, ૯ા) અને રતવા એટલા રોગો થાય છે

पृष्ठभङ्गे बिडालानां बर्हिणां च शिखोद्गमे।
दन्तोद्भेदे च बालाना न हि किंचिन्न दूयते॥२८

બિલાડીઓને કરોડ ફૂટે ત્યારે, મોરોને (માથાની) કલગી નીકળે ત્યારે અને બાળકોને દાંત ફૂટે (આવે) ત્યારે એમનું કોઈ અંગ ન દુખે એવું હોતું નથી (=અંગેઅંગમા પીડા થાય છે)

દાંત આવે તેના રોગ મટાડવા શું કરવું?

यथादोषं यथारोगं यथोद्रेकं यथाभयम्।
विभज्य देशकालादींस्तत्र योज्यं भिषग्जितम्॥

કોપેલા દોષ મટે એવું, થયેલો રોગ મટે એવું, જે દોષની બહુ જ વૃદ્ધિ થઈ હોય તે શમે એવું અને જોખમવિનાનુ (=નુકસાન ન કરે એવું) ઓસડ દેશ, કાળ વગેરેનો (=દેશ કાળ, સત્ત્વ, સાત્મ્ય અને પ્રકૃતિનો) છૂટોછૂટો વિચાર કરીને કરવુ

બાળકોને દવા મોટા જેવી પણ મોડી આપવી

त एव दोषा दूष्याश्च ज्वराद्या व्याधयश्च यत्।
अतस्तदेव भैषज्यं मात्रा त्वस्य कनीयसी ॥३०॥
सौकुमार्याल्पकायत्वात् सर्वान्नानुपसेवनात्।

(મોટાના રોગમાં અને બાળકોના રોગમાં) દોષો, દૂષ્યો અને તાવ વગેરે રોગો એના એ જ હોય છે, તેથી દવા પણ (મોટા અને નાના બનેને) એની એ જ હોય છે, પણ બાળકને આપવાની દવાની માત્રા (માપ) મોટા કરતા પ્રમાણમાં ઓછી હોય છે, કારણ કે બાળક બહુ નાજુક હોય છે, એનુ શરીર નાનુ હોય છે અને એ બધી જાતના અન્ન ખાઈ શકતુ નથી.

स्निग्धा एव सदा बाला घृतक्षीरनिषेवणात् ॥३१
सद्यस्तान् वमनं तस्मात् पाययेन्मतिमान् मृदु।

બાળકો ઘી અને દૂધ ખાઈને રહેતાં હોવાથી એ (=બાળકો) સદા સ્નિગ્ધ હોય છે તેથી બુદ્ધિશાળી વૈદ્યે એમને ઊલટી કરાવે એવુ હળવું ઓસડ તરત પાવું

કયા બાળકને કયારે ઊલટી કરાવવી?

स्तन्यस्य तृप्तं वमयेत् क्षीरक्षीरान्नसेविनम् ॥३२॥

દૂધ(=ધાવણ)ભેર રહેતા કે થોડા ધાવણ અને થોડા અન્નભેર રહેતા બાળકને ધવડાવીને તૃપ્ત કર્યા પછી એને ઊલટી કરાવવી

पीतवन्तं तनुं पेयामन्नादं घृतसंयुताम्।

એકલા અન્ન(=ધાવણ સિવાયના ખોરાક)ભેર રહેતા બાળકને ઘી નાખેલી પાતળી પેયા પિવડાવીને પછી એને ઊલટી કરાવવી.

બાળકને કઈ ક્રિયા કરી શકાય?

बस्तिं साध्ये विरेकेण, मर्शेन प्रतिमर्शनम् ॥३३
युञ्ज्याद्विरेचनादींस्तु धात्र्या एव यथोदितान्।

જુલાબ આપવાથી મટે એવા રોગમા બાળકને બસ્તિ આપવી, મર્શ નસ્યથી મટે એવા રોગમા બાળકને પ્રતિમર્શ નસ્ય આપવું, પણ કહ્યા પ્રમાણેના વિરેચન વગેરે તો મા કે ધાવને જ આપવા (ધાવણા બાળકને નહિ.)

ધાવણના દોષ સુધારનારા ઉત્તમ ઔષધો

मूर्वाव्योषवराकोलजम्बूत्वग्दारुसर्षपाः ॥३४॥
सपाठा मधुना लीढाः स्तन्यदोषहराः परम्।

મોરવેલ, ત્રિકટુ, ત્રિફળા, બોરની છાલ, જાંબુની છાલ, દેવદાર, સરસવ અને પહાડમૂળ એ દરેકને મધ સાથે ચાટવાથી ધાવણના દોષ ઉત્તમ રીતે મટે છે

દાંત આવતાં દુઃખ ન થાય તેના ઉપાય

दन्तपालीं समधुना चूर्णेन प्रतिसारयेत् ॥३५॥
पिप्पल्या धातकीपुष्पधात्रीफलकृतेन वा।

પીપરના ચૂર્ણને અથવા ધાવડીનાં ફૂલના અને

આમળાના ચૂર્ણને મધમાં કાલવીને દાતના પેઢા ઉપર હલકે હાથે ઘસવુ

लावतित्तिरिवल्लूररजः पुष्परसद्रुतम् ॥ ३६ ॥
द्रुतं करोति बालानां दन्तकेसरवन्मुखम् ।

લાવાના અને તેતરના માંસની સુકવણીના ચૂર્ણને મધમા કાલવીને પેઢા ઉપર હલકે હાથે ઘસવાથી બાળકોનું મો એકદમ દાતરૂપી કેસરવાળુ બની જાય છે (=કળી જેવા દાત એકદમ આવવા માટે છે )

वचाद्विबृहतीपाठाकटुकातिविषाघनैः ॥ ३७ ॥
मधुरैश्च घृतं सिद्धं सिद्धं दशनजन्मनि ।

વજ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, પહાડમૂળ, કડુ, અતિવિષની કળી, મોથ અને મધુર વર્ગના દ્રવ્યોથી સિદ્ધ કરેલુ ઘી પિવડાવવુ એ બાળકના દાત આવવા માટે રામબાણ ઔષધ છે

દાત આવતા થયેલા રોગના ઉપાય

रजनीदारुसरलश्रेयसीबृहतीद्वयम् ॥ ३८ ॥
पृश्निपर्णी शताह्वा च लीढं माक्षिकसर्पिषा ।
ग्रहणीदीपनं श्रेष्ठं मारुतस्यानुलोमनम् ॥ ३९ ॥
अतीसारज्वरश्वासकामलापाण्डुकासनुत् ।
बालस्य सर्वरोगेषु पूजितं बलवर्णदम् ॥ ४० ॥

હળદર, દેવદાર, સરલવૃક્ષ, ગજપીપર, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, સમેરવો, સુવા એ આઠ વાના ભેગા કરીને મધ અને ઘી (ભેગા) સાથે ચાટવુ તે ગ્રહણીમા ઉત્તમ દીપન કરનારુ ઔષધ છ, વાયુને અનુલોમ કરે છે, અતિસાર, તાવ, શ્વાસ, કમળો, પાડુ રોગ અને ઉધરસ મટાડે છે, બાળકના બધા રાગોમાં પૂજાયેલુ (=ઉત્તમ) ઔષધ છે તથા બળ અને શરીરનો રગ આપે છે

समङ्गाधातकीरोध्रकुटन्नटबलाद्वयैः
महासहाक्षुद्रसहामुद्गबिल्वशलाटुभिः ॥ ४१ ॥
सकार्पासीफलैस्तोये साधितैः साधितं घृतम् ।
क्षीरमस्तुयुतं हन्ति शीघ्रं दन्तोद्भवोद्भवान् ॥४२
विविधानामयानेतद्‌वृद्धकाश्यपनिर्मितम् ।

રિસામણી, ધાવડી, લોધર, મોથ, બલા, અતિબલા, મહાસહા, ક્ષુદ્રસહા, મગ, કાચા અને નાનાં બીલા અને કપાસિયા, એ અગિયાર ઔષધને પાણીમા સાધીને (=ક્વાથ કરીને) એ ક્વાથથી સિદ્ધ કરેલા ઘીમાં દૂધ અને મસ્તુ ભેળવીને બાળકને આપવાથી દાત આવતાં થયેલા જાતજાતના રોગો તરત મટી જાય છે આ ઘી વૃદ્ધ કાશ્યપે બનાવેલુ છે (=શોધી કાઢેલું છે)

दन्तोद्भवेषु रोगेषु न बालमतियन्त्रयेत् ॥४३॥
स्वयमप्युपशाम्यन्ति जातदन्तस्य यद्गदाः ।

દાત આવવાને કારણે થયેલા રોગોમા બાળક પાસે બહુ પરેજ પળાવવી નહિ કારણ કે બાળકને દાંત ફૂટયા પછી એ રોગો આપોઆપ પણ મટી જાય છે

બાળક સુકાવાનું કારણ અને તેના ઉપાય

अत्यहःस्वप्नशीताम्बुश्लैष्मिकस्तन्यसेविनः ॥
शिशोः कफेन रुद्धेषु स्रोतःसु रसवाहिषु ।
अरोचकः प्रतिश्यायो ज्वरः कासश्च जायते ॥
कुमारः शुष्यति ततः स्निग्धशुक्लमुखेक्षणः ।

દહાડે બહુ ઊંઘનાર, ઠડુ પાણી પીનાર અને કફવાળુ ધાવણ ધાવનાર બાળકના રસ વહેનારા સ્રોતો પુરાઈ જવાથી બાળકને અરુચિ, સળેખમ, તાવ અને ઉધરસ થાય છે તેથી બાળક સુકાઈ જાય છે તથા એના મો અને આખ સ્નિગ્ધ અને ધોળા થઈ જાય છે

सैन्धवव्योषशार्ङ्गेष्टापाठागिरिकदम्बकान् ॥४६॥
शुष्यतो मधुसर्पिर्भ्यामरुच्यादिषु योजयेत् ।

સુકાતા બાળકને અરુચિ વગેરે (અરુચિ, સળેખમ, તાવ અને ઉધરસ વગેરે) રોગ થયા હોય તેમા સિંધવ, ત્રિકટુ, ભારગી, પહાડમૂળ અને ગિરિકદબ (=ભોય કદબ) વગેરે ઔષધ મધ અને ઘી સાથે ચટાડવા.

अशोकरोहिणीयुक्तं पञ्चकोलं च चूर्णितम् ॥४७॥
बदरीधातकीधात्रीचूर्णं वा सर्पिषा द्रुतम् ।

અને કડુ સાથે પચમલનુ ચૂર્ણ અથવા બોર, ધાવડી અને આમળા એ ત્રણનુ ચૂર્ણ ઘીમા કાલવીનું ચટાડવુ

સ્રોતોને શુદ્ધ કરનારુ ઉત્તમ ઘી

स्थिरावचाद्विबृहतीकाकोलीपिप्पलीनतैः ॥४८
निचुलोत्पलवर्षाभूभार्गीमुस्तैश्च कार्षिकैः ।
सिद्धं प्रस्थार्धमाज्यस्य स्रोतसां शोधनं परम् ॥

સમેરવો, વજ, બેઠી ભોરિંગણી, ઊભી ભોરિંગણી, કાકોલી, પીપર, તગર, નેતર, કાળુ કમળ, સાટોડી, ભારગી અને મોથ એ દરેક એક એક તોલો લઈને એ બધાથી સિદ્ધ કરેલુ અડધો પ્રસ્થ ઘી સ્રોતોને શુદ્ધ કરનારુ ઉત્તમ ઔષધ છે (ઘી બનાવવાનાં માપ આપ્યાં છે, ચાટવાનુ માપ દેશ, કાલ, ઉંમર વગેરેને આધારે નક્કી કરવુ )

सिंहाश्वगन्धासुरसाकणागर्भं च तद्गुणम् ।

રીંગણી, આસગધ (=અાસોદ), તુળસી અને પીપર એ ચારના કલ્કથી સિદ્ધ કરેલા ઘીનો પણ એ જ ગુણ છે (=સ્રોતોને શુદ્ધ કરે છે.)

શરીર સુકાતું હોય તેના ઉપાય

यष्ट्याह्वपिप्पलीरोध्रपद्मकोत्पलचन्दनैः ॥५०॥
तालीससारिवाभ्यां च साधितं शोषजिद्घृतम् ।

જેઠીમધ, પીપર, લોધર, પીળું કમળ, કાળું કમળ, સુખડ, તાલીસપત્ર અને સારિવાથી સિદ્ધ કરેલું ઘી શરીર સુકાવારૂપી રોગને મટાડવામાં ઉત્તમ છે.

शृङ्गीमधूलिकाभार्गीपिप्पलीदेवदारुभिः ॥५१॥
अश्वगन्धाद्विकाकोलीरास्नर्षभकजीवकैः ।
शूर्पपर्णीविडङ्गैश्च कल्कितः साधितं घृतम् ॥५२
शशोत्तमाङ्गनिर्यूहे शुष्यतः पुष्टिकृत्परम् ।

કાકડાશીંગ, પાણીમાં ઊગતું જેઠીમધ, ભારંગમૂળ, પીપર, દેવદાર, આસગંધ, કાકોલી, ક્ષીરકાકોલી, રાસ્ના, ઋષભક, જીવક, શૂર્પપર્ણી (=મુદ્ગપર્ણી અને માષપર્ણી) અને વાવડિંગ એટલાં ઔષધોના કલ્કવડે સસલાના માથાના ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી સુકાતા માણસને પોષણ આપનાર ઉત્તમ ઔષધ છે

वचावयःस्थातगरकायस्थाचोरकः शृतम् ॥५३॥
बस्तमूत्रसुराभ्यां च तैलमभ्यञ्जने हितम् ।

વજ, આમળાં, તગર, હરડે અને ગઠોનાના કલ્ક વડે બકરીના મૂત્ર અને સુરામાં પકવેલું તેલ શરીરે ચોળવા માટે ઉત્તમ છે

લાક્ષાદિ તેલ (=રક્ષોઘ્ન તેલ)

लाक्षारससमं तैलप्रस्थं मस्तु चतुर्गुणम् ॥५४॥
अश्वगन्धानिशादारुकौन्तीकुष्ठाब्दचन्दनैः ।
समूर्वारोहिणीरास्नाशताह्वामधुकैः समैः ॥५५
सिद्धं लाक्षादिकं नाम तैलमभ्यञ्जनादिदम् ।
बल्यं ज्वरक्षयोन्मादश्वासापस्मारवातनुत् ॥५६
यक्षराक्षसभूतघ्नं गर्भिणीनां च शस्यते ॥

એક પ્રસ્થ લાક્ષારસ, એક પ્રસ્થ તેલ અને ચાર ગણું મસ્તુ એ ત્રણમાં આસગંધ, હળદર, દેવદાર, રેણુકબીજ, ઉપલેટ, મોથ, સુખડ, મોરવેલ, હરડે, રાસ્ના, સુવા, જેઠીમધ, એ બાર ઔષધો સરખે ભાગે (કલ્પ. અ ૬ માં કહેલા માપમાં) લઈને એનો કલ્ક નાખીને પકવેલું તેલ લાક્ષાદિ તેલ કહેવાય છે આ તેલ શરીરે ચોળવાથી બળ આવે છે, તાવ, ક્ષય, ગાંડપણ, શ્વાસ, વાઈ અને વાયુ મટે છે, યક્ષ, રાક્ષસ અને ભૂતનો નાશ થાય છે અને સગર્ભા સ્ત્રીને માટે ઘણું સારું છે

બાળકના ઉધરસ, તાવ અને ઊલટીના રોગના ઉપાય

मधुनाऽतिविषाशृङ्गीपिप्पलीर्लेहयेच्छिशुम् ॥५७
एका वाऽतिविषा कासज्वरच्छर्दिरुपद्रुतम् ।

ઉધરસ, તાવ અને ઊલટીઓથી પીડાતા બાળકને અતિવિષની કળી, કાકડાશીંગ અને પીપર એ ત્રણે મધ સાથે ચટાડવાં અથવા એકલી અતિવિષની કળી મધ સાથે ચટાડવી

ધાવણની ઊલટી થઈ જતી હોય તેના ઉપાય

पीतं पीतं वमति यः स्तन्यं तं मधुसर्पिषा ॥५८
द्विवार्ताकीफलरसं पञ्चकोलं च लेहयेत् ।
पिप्पलीपञ्चलवणं कृमिजित्पारिभद्रकम् ॥५९॥
तद्वल्लिह्यात्तथा व्योषं मषीं वा रोमचर्मणाम् ।
लाभतः शल्यकश्वाविद्गोधर्क्षशिखिजन्मनाम् ॥

જે બાળક ધાવીધાવીને ઊલટી કરી નાખતું હોય તેને (૧) ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી એ બંનેના સ્વરસ અને પંચકોલ મધ અને ઘી સાથે ચટાડવાં, (૨) પીપર, પાંચ લવણ, વાવડિંગ અને બકાયન લીમડો એટલાં વાનાં મધ અને ઘી સાથે ચટાડવાં, તથા (૩) શલ્યક જાતની શાહુડી, શાહુડી, સાંઢો, રીંછ અને મોર એ પાંચ પ્રાણીઓમાંથી જેનાં મળી શકે તેનાં વાળ અને ચામડીની મષી અને ત્રિકટુ મધ અને ઘી સાથે ચટાડવાં.

ઊલટી મટાડવાનો ઉપાય

खदिरार्जुनतालीसकुष्ठचन्दनजे रसे ।
सक्षीरं साधितं सर्पिर्वमथुं विनियच्छति ॥६०

ખેર, સાદડ, તાલીસપત્ર, ઉપલેટ અને સુખડ એ પાંચ ઔષધના ક્વાથમાં દૂધ અને ઘી નાખીને સિદ્ધ કરેલું ઘી ઊલટીને મટાડે છે

[हनुमूलगतो वायुर्दन्तदेशास्थिगोचरः ।
यदा शिशोः प्रकुपितो
नोत्तिष्ठन्ति तदा द्विजाः ॥ १ ॥
रूक्षाशिनो वातिकस्य चालयत्यनि[illegible] श्रिताः ।
हन्वाश्रयाः प्रसुप्तस्य दन्तः
शब्दं करोत्यतः ॥ २ ॥

બાળકના જડબાના મૂળમાં રહેલા, દાંતની જગાના હાડકામાં ફરતો વાયુ જ્યારે કોપે છે, ત્યારે બાળકને દાંત આવતા નથી. રૂક્ષ ખાનાર, વાયુ [illegible] ઊંઘતા બાળકનો વાયુ જડબાને આશ્રયે રહેલી શિરાઓને હલાવે છે અને તેથી દાંત વડે અવાજ કરે છે (=દાંત ખખડે છે)

सदन्तो जायते यस्तु दन्ताः प्राग्यस्य चोत्तराः ।
कुर्वीत तस्मिन्नुत्पाते शान्तिं तं च द्विजातये ॥६२
दद्यात्सदक्षिणं बालं नैगमेषं च पूजयेत् ।

જે બાળક દાંત સાથે જ જન્મે [illegible]

ના ઉપલા દાંત પહેલા આવે તે (તે બાળકના) તે ઉત્પાતમા શાંતિક્રિયા કરવી, તે બાળક દક્ષિણા સાથે બ્રાહ્મણને આપી દેવુ અને નૈગમેય (ઉ ૩/૧૪) નામ ના ગ્રહની પૂજા કરવી

તાલુકટક (=ગળુ પડવુ)

तालुमांसे कफः क्रुद्धः कुरुते तालुकण्टकम् ॥६३
तेन तालुप्रदेशस्य निम्नता मूर्ध्नि जायते ।
तालुपातः स्तनद्वेषः कृच्छ्रात्पानं शकृद्द्रवम् ॥ ६४ ॥
तृड्ढास्यकण्ठवक्षिरुजा ग्रीवादुर्धरता वमिः ।

(ગળ્યુ વગેરે ખાવાપીવાથી) તાળવાના માંસમા કોપેલો કફ તાલુકટક નામનો રોગ કરે છે અને લીધે માથામા તાળવાની જગ્યાએ ખાડો પડે છે, તાળવુ (=ગળુ) પડે છે, બાળકને ધાવવાનુ મન થતુ નથી, ધાવતા દુખ થાય છે, પાતળા ઝાડા થાય છે, તરસ લાગે છે, મોમા ખણુજ આવે છે આંખમાં પીડા થાય ડોક ટટ્ટાર રહી શકતી નથી (ડોક લબડી પડે છે) અને ઊલટી થાય છે

તાલુકટકના ઉપાય

तत्रोत्क्षिप्य यवक्षारक्षौद्राभ्यां प्रतिसारयेत् ॥६५
तालु तद्वत्कणाशुण्ठीगोशकृद्रससैन्धवैः ।

તેમા (=તાલુકટક રોગમા) બાળકનુ તાળવુ ઊંચુ દબાવીને (ઊંચુ કરીને) તાળવ જવખાર અને મધ ઘસવાં તથા પીપર, સૂઠ, ગાયના છાણના રસ અને સીંધવ એ ચાર ભેગા કરીને તાળવે ઘસવા

शृङ्गवेरनिशाभृङ्गं कल्कितं वटपल्लवैः ॥६६॥
बद्ध्वा गोशकृता लिप्तं कुकूले स्वेदयेत्ततः ।
रसेन लिम्पेत्ताल्वास्यं नेत्रे च परिषेचयेत् ॥६७

આદુ, હળદર અને ભાગરા એ ત્રણના કલ્કને વડના પાદડામા બાધીને એના ઉપર છાણનો લેપ કરીને અને કુકૂલમા (સૂ ૬/૪૧૧) શેકવુ (=બાફવું, પકવવુ) પછી એનો રસ નિચોવીને એ રસ એના (=બાળકના) તાળવા અને મોં પર ચોપડવા અને બને આંખમા એ રસનાં ટીપાં મૂકવા

हरीतकीवचाकुष्ठकल्कं माक्षिकसंयुतम् ।
पीत्वा कुमारः स्तन्येन मुच्यते तालुकण्टकात् ॥

હરડે, વજ અને ઉપલેટ એ ત્રણના કલ્કમા મધ મેળવીને એ કલ્ક જો બાળક ધાવણ સાથે પીએ તો તાલુકટક રોગ મટે છે

અહિપૂતન રોગ એના બીજા નામ

मलोपलेपात्स्वेदाद्वा गुदे रक्तकफोद्भवः ।
ताम्रो व्रणोऽन्तः कण्डूमान् जायते भूर्युपद्रवः ॥६९
केचित्तं मातृकादोषं वदन्त्यन्येऽहिपूतनम् ।
पृष्ठारुर्गुदकुट्टं च केचिच्च तमनामिकम् ॥ ७० ॥

ગુદામા મળ લપેટાઈ જવાથી કે ગુદાને તાપ લાગવાથી (=શેકાવાથી) ગુદામાં લોહી અને કફને લીધે થતો તાંબાવર્ણો, ખણુજ આવે એવો, બહુ ઉપદ્રવાવાળો વ્રણ અંદર થાય છે કેટલાક એને માતૃકાદોષ કહે છે, બીજા કેટલાક એને અહિપૂતન પૃષ્ઠારુ અને ગુદકુટ્ટ કહે છે અને કેટલાક એને અનામિક કહે છે

અહિપૂતનના ઉપાય

तत्र धात्र्याः पयः शोध्यं पित्तश्लेष्महरौषधैः ।

એમા (=અહિપૂતન રોગમા) પિત્ત અને કફ મટાડનારાં ઔષધોથી ધવડાવનારી સ્ત્રીનુ ધાવણ સુધારવુ

शृतशीतं च शीताम्बु युक्तवन्तरपानकम् ॥७१॥
सक्षौद्रताक्ष्यशैलेन व्रणं तेन च लेपयेत् ।
त्रिफलाबदरीप्लक्षत्वक्क्वाथपरिषेचितम् ॥७२॥
कासीसरोचनातुत्थमनोह्वालरसाञ्जनैः ।
लेपयेदम्लपिष्टैर्वा चूर्णितैर्वाऽवचूर्णयेत् ॥ ७३ ॥
सुश्लक्ष्णैरथवा यष्टीशङ्खसौवीरकाञ्जनैः ।
सारिवाशङ्खनाभिभ्यामसनस्य त्वचोऽथवा ॥७४
रागकण्डूत्कटे कुर्याद्रक्तस्रावं जलौकसा ।
सर्वं च पित्तव्रणजिच्छस्यते गुदकुट्टके ॥ ७५ ॥

ઉકાળીને (=ઉકાળતા ઉકાળતા અર્ધોઅર્ધ બાળી નાખીને) પછી માટીના વાસણમા ઠારીને ઠંડુ કરેલુ પાણી અંતર પાનક તરીકે (પીવા માટે) વાપરવુ યોગ્ય છે (તેથી પિત્ત શમે છે) તથા (પિત્ત સાથેના કફના શમન માટે) એ ઠારેલુ પાણી મધ અને રસાંજન સાથે મેળવીને એનો ગુદાના વ્રણ ઉપર લેપ કરવો, અથવા ત્રિફળા, બોર, પીપર અને તજના કવાથથી ઘા ધોઈને (=એ કવાથથી ઘાનુ સિંચન કરીને) હીરાકસી, કપીલો, મોરથુથુ, મણશીલ, હરતાલ અને રસાંજન એ છ વસ્તુ અંદરને કાંજી સાથે લસોટીને વ્રણ ઉપર ચોપડવી, અથવા એ છ વસ્તુઓનુ ચૂર્ણ એ ઘા ઉપર ભભરાવવુ, અથવા જેઠીમધ, શખ, સૌવીરકાંજન (=સુરમો) એ ત્રણને ખૂબ બારીક લસોટીને ભભરાવવાં, અથવા સારિવા, શખનો ગર્ભ એ બેને ખૂબ બારીક લસોટીને ભભરાવવા, અથવા બીનવાની છાલને ખૂબ બારીક લસોટીને ઘા ઉપર ચોપડવી. જો ઘામા બહુ જ લાલાશ આવી

ગઈ હોય અને ઘામાં ખૂબ ખણુજ આવતી હોય, તો જળો મુકાવીને લોહી કઢાવવું ગુદકુટ્ટક (=અહિપૂતન) રોગમાં પિત્તથી થયેલા વ્રણ મટાડવા માટે કરવાની બધી ક્રિયા કરવી એ સારો ઉપાય છે

### માટી ખાધાથી થતા રોગોનો ઉપાય

पाठावेल्लविरजनीमुस्तभार्गीपुनर्नवैः ।
सबिल्वत्र्यूषणैः सर्पिर्मधुविकालीयुतैः शृतम् ॥७६॥
लिहानो मात्रया रोगैर्मुच्यते मृत्तिकोद्भवैः ।

પહાડમૂળ, વાવડિંગ, હળદર, દારુહળદર, મોથ, ભારંગમૂળ, સાટોડી, બીલા, ત્રિકટુ અને મીંઢીઆવળથી સિદ્ધ કરેલું ઘી માપસર ચાટનાર બાળકના માટી ખાવા થી થતા રોગ મટી જાય છે

### ધાવણા બાળકને દવા પાવાની બીજી રીત

व्याधेर्यचस्य भेषजं स्तनस्तेन प्रलेपितं ।
स्थितो मुहूर्तं धौतोऽनु पीतस्तं त जयेद् गदम् ॥७७

જે રોગનું જે ઓસડ હોય તે ઓસડ ધવડાવનારી સ્ત્રીના સ્તન પર લગભગ ૪૮ મિનિટ સુધી ચોપડેલું રાખીને પછી એ ઓસડ સ્તન પરથી ધોઈ નાખીને પછી બાળકને ધવડાવવામા આવે તો તે રોગો મટી જાય છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने बालामयप्रतिषेधो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

## અધ્યાય ૩ જો: બાળકોને થતી ગ્રહોની પીડા (રોગ)ના ઉપાય

अथातो बालग्रहप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હવે અમે બાળકોને થતી ગ્રહોની પીડા (રોગ) મટાડવા બાબતનો અધ્યાય સમજાવીશુ આ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### ગ્રહોની ઉત્પત્તિ

पुरा गुहस्य रक्षार्थं निर्मिताः शूलपाणिना ।
मनुष्यविग्रहाः पञ्च सप्त स्त्रीविग्रहा ग्रहाः ॥१॥

પહેલાં મહાદેવજીએ (પોતાના પુત્ર) કાર્તિકેય સ્વામીના રક્ષણ માટે પુરુષ જેવા શરીરવાળા પાંચ અને સ્ત્રી જેવા શરીરવાળા સાત (એમ કુલ બાર) ગ્રહો ઉત્પન્ન કર્યા.

### ગ્રહોનાં નામ

स्कन्दो विशाखो मेषाख्यः
श्वग्रहः पितृसंज्ञितः ।
शकुनिः पूतना शीतपूतनाऽदृष्टिपूतना ॥ २ ॥
मुखमण्डितिका तद्वद्रेवती शुष्करेवती ।

સ્કંદ, વિશાખ, મેષ, શ્વગ્રહ અને પિતૃ (એ પાંચ પુરુષ ગ્રહો) તથા શકુનિ, પૂતના, શીતપૂતના, અદૃષ્ટિ પૂતના (=અંધપૂતના), મુખમંડિતિકા, રેવતી અને શુષ્કરેવતી (એ સાત સ્ત્રીગ્રહો)

### ગ્રહોના વળગાડનું પૂર્વરૂપ

तेषां ग्रहीष्यतां रूपं प्रततं रोदनं ज्वरः ॥ ३ ॥

એ ગ્રહો (બાળકને) વળગવાના હોય ત્યારે પહેલાં બાળક સતત રોયા કરે છે અને એને તાવ આવે છે

### ગ્રહોના વળગાડનું સામાન્ય લક્ષણ

सामान्यं रूपमुत्त्रासजृम्भाभ्रूक्षेपदीनताः ।
फेनस्रावोर्ध्वदृष्ट्योष्ठदन्तदंशप्रजागराः ॥ ४ ॥
रोदनं कूजनं स्तन्यविद्वेषः स्वरवैकृतम् ।
नखैरकस्मात्परितः स्वधात्र्यङ्गविलेखनम् ॥५॥

બાળક ચમક, બગાસા, ભમ્મર ઊછળવી, લાચારી, મોમાંથી ફીણ નીકળે, ઊંચુ જુએ, હોઠ કરડે, દાંત કચકચાવે, જાગે, રુએ, ઊંકારા, ધાવવું ગમે નહિ, અવાજ બદલાઈ જાય, કંઈ પણ કારણ વિના માતા કે ધાવના અંગને બધી બાજુએ પોતાના નખથી ખણે— એટલાં ગ્રહોના વળગાડના સામાન્ય લક્ષણ છે

### સ્કંદ વળગ્યો હોવાના લક્ષણ

तत्रैकनयनस्रावी शिरो विक्षिपते मुहुः ।
हतैकपक्षः स्तब्धाङ्गः सस्वेदो नतकन्धरः ॥६॥
दन्तखादी स्तनद्वेषी
त्रस्यन् रोदिति विस्वरम् ।
वक्रवक्त्रो वमन् लालां भृशमूर्ध्वं निरीक्षते ॥७॥
वसासृग्गन्धिरुद्विग्नो बद्धमुष्टिशकृच्छिशुः ।
चलितैकाक्षिगण्डभ्रूः संरक्तोभयलोचनः ॥ ८ ॥
स्कन्दार्तस्तेन वैकल्यं मरणं वा भवेद् ध्रुवम् ।

એમાં, સ્કંદથી પીડાતા બાળકની આંખમાંથી પાણી નીકળે છે, માથું વારવાર આમતેમ ફેરવે છે, એક પાખું રહી જાય છે, શરીર સ્તબ્ધ થઈ જાય છે, પરસેવો થાય છે, ડોક નમી પડે છે, દાંત કચકચાવે છે, ધાવવું ગમતું નથી, ચમકીચમકીને બહુ રુએ છે, મો વાંકુ થઈ જાય છે, પુષ્કળ લાળ પડે છે, ઊંચું જોય

કરે છે, ચરબી અને લોહી જેવી ગંધ મારે છે, ઉદ્વેગ માં રહે છે, મૂઠીઓ વાળી રાખે છે, ઝાડો બંધાઈ (રોકાઈ) જાય છે, એક આંખ, ગાલ અને ભમ્મર હાલે છે તથા બંને આંખો લાલ થઈ જાય છે તેને લીધે (=સ્કંદના વળગાડથી) નક્કી (લંગડાપણું, કાણા પણું વગેરે) ખોડ આવે છે અથવા બાળક મરી જાય છે

વિશાખનો વળગાડ અથવા સ્કંદાપસ્માર

संज्ञानाशो मुहुः केशलुञ्चनं कन्धरानतिः ॥९॥
विनम्य जृम्भमाणस्य शकृन्मूत्रप्रवर्तनम् ।
फेनोद्वमनमूर्ध्वेक्षा हस्तभ्रूपादनर्तनम् ॥१०॥
स्तनस्वजिह्वासन्दंशसंरम्भज्वरजागराः ।
पूयशोणितगन्धश्च स्कन्दापस्मारलक्षणम् ॥११॥

બાળક વારવાર બેભાન બની જાય, પોતાના વાળ ખેંચે (=વાળ ચૂંટી નાખે), ગરદન વળી જાય, નીચા વળીને બગાસું ખાતાખાતા ઝાડોપેશાબ થઈ જાય, મોમા થી ફીણ કાઢે, ઊંચુ જોયા કરે, હાથને, ભમ્મરને અને પગને નચાવે, સ્તનને અને પોતાની જીભને કરડે, આવેશ, તાવ, ઉજાગરા તથા પરુ અને લોહી જેવી ગંધ મારે—એ સ્કંદાપસ્માર(વિશાખના વળગાડ)ના લક્ષણ છે

મેષ(=નૈગમેષ)ના વળગાડના લક્ષણ

आध्मानं पाणिपादस्य स्पन्दनं फेननिर्वमः ।
तृण्मुष्टिबन्धातीसारस्वरदैन्यविवर्णताः ॥१२॥
कूजनं स्तननं छर्दिः कासहिध्माप्रजागराः ।
ओष्ठदंशाङ्गसङ्कोचस्तम्भबस्ताभगन्धताः ॥१३॥
ऊर्ध्वं निरीक्ष्य हसनं, मध्ये विनमनं, ज्वरः ।
मूर्च्छैकनेत्रशोफश्च नैगमेषग्रहाकृति ॥१४॥

આધ્માન, હાથપગ થડકે, મોમાથી ફીણ નીકળે, તરસ, મુઠીઓ વાળી રાખે, અતિસાર, અવાજમા રાંક પણુ આવે, શરીરનો રંગ બગડી જાય, ઊંકારા કરે, સ્તનન (=ચિત્કાર) કરે, ઊલટી, ઉધરસ, હેડકી, ઉજાગરો, હોઠ કરડે, શરીર સંકોચી નાખે, સ્તંભ, બકરી જેવી ગંધ માર, ઊંચુ જોઈને હસે, શરીર વચ્ચેથી વળી જાય, તાવ, મૂર્છા તથા એક આંખે સોજો આવે—એટલા નૈગમેષ ગ્રહ(=મેષ)ના લક્ષણ છે

શ્વગ્રહના વળગાડનાં લક્ષણ

कम्पो हृषितरोमत्वं स्वेदश्चक्षुर्निमीलनम् ।
बहिरायामनं जिह्वादंशोऽन्तःकण्ठकूजनम् ॥१५॥
धावनं विट्सगन्धत्वं क्रोशनं च श्वपच्छुनि ।

કંપ, રૂવાડાં ઊભા થાય, પરસેવો, આંખો મિંચાયેલી રહે, બહિરાયામ (નિ. ૧૫/૨૪ થી ૨૬), દાંત વડે જીભ કરડે, ગળામા અંદર ઘરડઘરડ અવાજ થાય, દોડાદોડ કરે, ઝાડા જેવી ગંધ આવે તથા કૂતરાની માફક રડે—એ શ્વગ્રહના વળગાડના લક્ષણ છે

પિતૃના વળગાડના લક્ષણ

रोमहर्षो मुहुस्त्रासः सहसा रोदनं ज्वरः ॥१६॥
कासातिसारवमथुजृम्भातृट्शवगन्धताः ।
अङ्गेष्वाक्षेपविक्षेपशोषस्तम्भविवर्णताः ॥१७॥
मुष्टिबन्धः स्रुतिश्चाक्ष्णोर्बालस्य स्युः पितृग्रहे ।

રૂવાડા ઊભા થાય, વારવાર ભડકે, રોકારોક રડે, તાવ, ઉધરસ, અતિસાર, ઊલટી, બગાસા, તરસ, મડદા જેવી દુર્ગંધ, શરીરના અવયવોમા આંચકા અને વિક્ષેપ, શરીરના અંગ સુકાય, સ્તંભ, રંગ બગડી જાય, મુઠીઓ વળેલી રહે, આંખમાથી પાણી નીકળ્યા કરે એટલા લક્ષણો પિતૃ નામના ગ્રહના વળગાડમા બાળકને થાય છે

શકુનિના વળગાડના લક્ષણ

स्रस्ताङ्गत्वमतीसारो जिह्वातालुगले व्रणाः ॥१८॥
स्फोटाः सदाहरुक्पाकाः
सन्धिषु स्युः पुनः पुनः ।
निश्यह्नि प्रविलीयन्ते
पाको वक्त्रे गुदेऽपि वा ॥१९॥
भयं शकुनिगन्धत्वं ज्वरश्च शकुनिग्रहे ।

શરીર લબડી પડે, અતિસાર, જીભ ઉપર, તાળવામા અને ગળામા ઘારા (=ચાંદા) પડે, બળતરા થાય એવા, પીડા કરે એવા અને પાકે એવા ફોલ્લા વારવાર શરીરના સાંધા ઉપર રાત્રે થાય અને દહાડે વરાઈ જાય, મુખપાક થાય અથવા ગુદા પાકે, બીક લાગે, પંખી જેવી ગંધ આવે તથા તાવ—એટલા શકુનિના વળગાડનાં લક્ષણ છે

પૂતનાના વળગાડના લક્ષણ

पूतनाया वमिः कम्पस्तन्द्रा रात्रौ प्रजागरः ॥२०॥
हिध्माऽऽध्मानं शकृद्भेदः पिपासा मूत्रनिग्रहः ।
स्रस्तहृष्टाङ्गरोमत्वं काकवत्पूतिगन्धिता ॥२१॥

ઊલટી, કંપ, ઘેન, રાત્રે ઉજાગરો, હેડકી, આધ્માન, ઝાડા પાતળા થાય, તરસ, પેશાબ રોકાઈ રહે, અંગ લબડી પડે, રૂવાડાં ઊભાં થાય તથા કાગડા જેવી દુર્ગંધ આવે—એટલા પૂતનાના વળગાડના લક્ષણ છે.

શીતપૂતનાના વળગાડનાં લક્ષણ

**शीतपूतनया कम्पो रोदनं तिर्यगीक्षणम् ।**
**तृष्णाऽन्त्रकूजोऽतीसारो**
**वसावद्विस्रगन्धता ॥२२॥**
**पार्श्वस्यैकस्य शीतत्वमुष्णत्वमपरस्य च ।**

કંપ, રોવું આવે, ત્રાંસું જુવે, તરસ, આંતરડામાં ગડગડાટ, અતિસાર, વસા જેવી દુર્ગંધ, શરીરનું એક પડખું ઠંડું રહે અને બીજું પડખું ગરમ રહે—એટલાં લક્ષણ શીતપૂતનાના વળગાડથી થાય છે

અંધપૂતનાનાં વળગાડનાં લક્ષણ

**अन्धपूतनया छर्दिर्ज्वरः कासोऽल्पनिद्रता ॥२३॥**
**वर्चसो भेदवैवर्ण्यदौर्गन्ध्यान्यङ्गशोषणम् ।**
**दृष्टेः सादातिकण्डूपोथकीजन्मशूनताः ॥२४॥**
**हिध्मोद्वेगस्तनद्वेषवैवर्ण्यस्वरतीक्ष्णताः ।**
**वेपथुर्मत्स्यगन्धत्वमथवा साम्लगन्धता ॥२५॥**

ઊલટી, તાવ, ઉધરસ, ઊંઘ થોડી આવે, ઝાડો ભાગેલો, ખરાબ રંગનો અને ગંધાતો હોય, શરીર સુકાય, આંખની શક્તિ ઘટે, આંખમાં બહુ પીડા, ખજવાળ, ખીલનો રોગ થાય, આંખ ઉપર સોજો આવે, હેડકી, ઉદ્વેગ, ધાવવું ગમે નહિ, શરીરનો રંગ બદલાઈ જાય, સ્વર તીણો થાય, કંપ, શરીરમાંથી માછલી જેવી ગંધ આવે અથવા જરા ખાટી વાસ આવે— એટલાં લક્ષણ અંધપૂતનાના વળગાડથી થાય છે.

મુખમંડિતાના વળગાડનાં લક્ષણ

**मुखमण्डितया पाणिपादास्यरमणीयता ।**
**सिराभिरसिताभाभिराचितोदरता ज्वरः ॥२६॥**
*अरोचकोऽङ्गग्लानत्वं गोमूत्रसमगन्धता ।*

હાથ, પગ અને મો સુંદર લાગે, પેટ ઉપર કાળી શિરાઓ ખીચોખીચ તરી આવે, તાવ, અરુચિ, શરીર ચીમળાઈ જાય, શરીર ગાયના મૂતર જેવું ગંધાય—એટલાં લક્ષણ મુખમંડિતા(=મુખમંડિકા)ના વળગાડથી થાય છે.

રેવતીના વળગાડનાં લક્ષણ

**रेवत्यां श्यावनीलत्वं कर्णनासाक्षिमर्दनम् ॥२७॥**
**कासहिध्माक्षिविक्षेपवक्त्रवक्रत्वरक्तताः ।**
**बस्तगन्धो ज्वरः शोषः**
**पुरीषं हरितं द्रवम् ॥२८॥**

શરીર બદામી રંગનું કે ગળી જેવા રંગનું થઈ જાય, કાન, નાક અને આંખ ચોળે, ઉધરસ, હેડકી, આંખોનો વિક્ષેપ, મો વાંકું થઈ જાય, લાલાશ, બકરી જેવી ગંધ આવે, તાવ, શરીર સુકાય, ઝાડો હરિત રંગનો અને પાતળો થાય—એટલાં રેવતીના વળગાડનાં લક્ષણ છે

શુષ્કરેવતીના વળગાડનાં લક્ષણ

**जायते शुष्करेवत्यां क्रमात्सर्वाङ्गसङ्क्षयः ।**

શુષ્કરેવતીના વળગાડમાં ક્રમેક્રમે બધાં અંગોનો નાશ થાય છે (=સુકાતાં જાય છે)

ગ્રહનો વળગાડ અસાધ્ય હોવાનાં લક્ષણ

**केशशातोऽन्नविद्वेषः स्वरदैन्यं विवर्णता ॥२९॥**
**रोदनं गृध्रगन्धत्वं दीर्घकालानुवर्तनम् ।**
**उदरे ग्रन्थयो वृत्ता यस्य नानाविधं शकृत् ॥३०॥**
**जिह्वाया निम्नता मध्ये**
**श्यावं तालु च तं त्यजेत् ।**

વાળ ચૂંટી નાખે, ખાવુંપીવું ગમે નહિ, અવાજ નરમ પડી જાય, શરીરના રંગ બદલાઈ જાય, રુવે, ગીધ જેવી ગંધ આવે, લાંબા વખત સુધી વળગાડ ચાલુ રહે, પેટમાં ગોળ ગાંઠ (=રસોળીઓ) હોય, ઝાડો જાતજાતનો થાય, જીભ વચમાંથી ખાડાવાળી (=નીચી) અને તાળવું બદામી રંગનું હોય તેને છોડી દેવો(=અસાધ્ય જાણવા)

શુષ્કરેવતીનું અસાધ્ય લક્ષણ

**भुञ्जानोऽन्नं बहुविधं यो बालः परिहीयते ॥३१॥**
**तृष्णागृहीतः क्षामाक्षो हन्ति तं शुष्करेवती ।**

જે બાળક અનેક પ્રકારનું અન્ન ખાવાપીવા છતાં શરીર સુકાતું જાય, જેને તરસ લાગ્યા કરે અને જેની આંખો ઝીણી (કનની) થઈ જાય, તે બાળકને શુષ્કરેવતી મારી નાખે છે

ગ્રહોના વળગાડનાં કારણ

**हिंसारत्यर्चनाकाङ्क्षा ग्रहग्रहणकारणम् ॥३२॥**

ગ્રહોને હિંસા કરવાની ઇચ્છા થાય, સ્ત્રી સાથે આનંદ ભોગવવાની ઇચ્છા થાય અને પૂજા(=બલિ)ની ઇચ્છા થાય એ ત્રણ કારણોથી ગ્રહો વળગે છે

હિંસાની ઇચ્છાવાળા ગ્રહના વળગાડનાં લક્ષણ

**तत्र हिंसात्मके बालो महान् वा सुतनासिकः ।**
**क्षतजिह्वः क्वणेद्बाढमसुखी साश्रुलोचनः ॥३३॥**
**दुर्वर्णो हीनवचनः पूतिगन्धिश्च जायते ।**
**क्षामो मूत्रपुरीषं स्वं मृद्नाति न जुगुप्सते ॥३४॥**
**हस्तौ चोद्यम्य संरब्धो हन्त्यात्मानं तथा परम् ।**
**तद्वच्च शस्त्रकाष्ठाद्यैरग्निं वा दीप्तमाविशेत् ॥३५॥**
**अप्सु मज्जेत्पतेत्कूपे कुर्यादन्यच्च तद्विधम् ।**

तृड्दाहमोहान् पूयस्य छर्दनं च प्रवर्तयेत् ॥३६॥
रक्तं च सर्वमार्गेभ्यो रिष्टोत्पत्तिं च तं त्यजेत् ।

તેમા (=ઉપરના ત્રણ કારણોમાથી) હિંસાની ઈચ્છાથી ગ્રહ વળગે છે ત્યારે બાળક કે મોટો માણસ જેને ગ્રહ વળગ્યો હોય તેના નાકમાથી લીંટ નીકળ્યા કરે છે, જીભ પર કાપા પડી જાય છે, મોટેથી ગણગણે છે, ચેન પડતુ નથી, આખમા આસુ ભરાય છે, શરીરની છાયા બગડી જાય છે, બોલવાનુ ઓછુ થઈ જાય છે, દુર્ગંધ મારે છે, ધાતુઓ ઓછી થઈ જાય છે, પોતાના ઝાડેપેશાબ સૂધે છે છતા એને સૂગ ચડતી નથી, આવેશમાં આવીને હાથ ઉગામીને પોતાની જાતને અને બીજાને મારી નાખે છે, તે જ પ્રમાણે હથિયાર, લાકડુ વગેરે ઉગામીને પોતાની જાતને અને બીજાને મારી નાખે છે અથવા સળગતા અગ્નિમા પેસે છે, પાણીમા (પડતુ મૂકીને) ડૂબી જાય છે, કૂવામા પડે છે તથા એવુ એવુ બીજુ કરે છે, તરસ, બળતરા અને મૂર્છા આણે છે તથા પરુની ઊલટી કર છે, શરીરના બધા સોતોમાથી લોહી કાઢે છે તથા રિષ્ટ પેદા કરે છે, એને (જેને હિંસાની ઈચ્છાથી ગ્રહ વળગ્યો હાય તેને) ત્યજી દેવું (=અસાધ્ય જાણવુ)

**સ્રી સાથે આનદ ભોગવવાની ઈચ્છાવાળા ગ્રહના વળગાડના લક્ષણ**

रह:स्त्रीरतिसंलापगन्धस्रग्भूषणप्रियः ॥३७॥
हृष्टः शान्तश्च दुःसाध्यो रतिकामेन पीडितः ।

એકાતમા સ્રી સાથે મૈથુન, વાતચીત, ખુશબો (=અત્તર વગેરે), ફૂલના હાર અને શણગાર વગેરે કરવુ ગમે, આનદી અને શાંત હોય, એટલા લક્ષણ વાળો સ્રી સાથે આનદ ભોગવવાની ઈચ્છાવાળા ગ્રહથી પીડાતો માણસ કૃચ્છ્રસાધ્ય છે

**પૂજાની ઈચ્છાવાળા ગ્રહની પીડાના લક્ષણ**

दीनः परिमृशन् वक्त्रं शुष्कौष्ठगलतालुकः ॥३८
शङ्कितं वीक्षते रौति ध्यायत्यायाति दीनताम् ।
अन्नमन्नाभिलाषेऽपि दत्तं नात्ति बुभुक्षते ॥३९॥
गृहीतं बलिकामेन तं विद्यात्सुखसाधनम् ।

રાંક બનીને મોરો હાથ ફેરવે, હોઠ, ગળુ અને તાળવું સુકાય; શકાથી (કે બીતાંબીતાં) જુએ, બૂમો પાડે, ધ્યાન કરે, રાક બની જાય, ખાવાપીવાનું મન થાય તે વખતે આપેલુ ખાનપાન પણ ખાવાપીવાની એને બહુ ઈચ્છા થતી નથી—એટલા લક્ષણોવાળાને પૂજા(=બલિ)ની ઈચ્છાવાળા ગ્રહના વળગાડવાળો જાણવો, એ સુસાધ્ય છે

**એ ત્રણ ઈચ્છાવાળા ગ્રહોના વળગાડના ઉપાય**

हन्तुकामं जयेद्धोमैः सिद्धमन्त्रप्रवर्तितैः ॥४०॥
इतरौ तु यथाकामं रतिबल्यादिदानतः ।

હિંસાની ઈચ્છાવાળા ગ્રહોના વળગાડને સિદ્ધ મન્ત્રોચ્ચાર સાથે કરાવાતા હોમ(=હવન)થી મટાડવો બીજા બે જાતના વળગાડને ધરાય ત્યા સુધી અનુક્રમે સ્રી સાથેનો આનદ આપીને તથા બલિદાન આપીને મટાડવા (=સ્રી સાથ આનદની ઈચ્છાવાળા ગ્રહના વળગાડને સ્રી સાથે આનદ કરવા દઈને મટાડવો, બલિની ઈચ્છાવાળા ગ્રહના વળગાડને બલિદાન આપીને મટાડવો)

(પહેલા પ્રકારનો વળગાડ અસાધ્ય કહેલો હોવા છતા એના ઉપાય કરવાના લખવાનુ કારણ એ છે કે સિદ્ધ મન્ત્રોનો પ્રભાવ કળી ન શકાય એવો હોય છે)

**સાધ્ય ગ્રહોના વળગાડનો ઉપાય**

अथ साध्यग्रहं बालं विविक्ते शरणे स्थितम् ॥४१
त्रिरह्नः सिक्तसंमृष्टे सदा सन्निहितानले ।
विकीर्णभूतिकुसुमपत्रबीजान्नसर्षपे ॥ ४२ ॥
रक्षोघ्नतैलज्वलितप्रदीपहतपाप्मनि ।
व्यवायमद्यपिशितनिवृत्तपरिचारके ॥ ४३ ॥
पुराणसर्पिषाऽभ्यक्तं परिषिक्तं सुखाम्बुना ।
साधितेन बलानिम्बवैजयन्तीनृपद्रुमैः ॥ ४४ ॥
पारिभद्रककट्वङ्गजम्बूवरुणकट्तृणैः ।
कपोतवङ्कापामार्गपाटलामधुशिग्रुभिः ॥ ४५ ॥
काकजङ्घामहाश्वेताकपित्थक्षीरिपादपैः ।
सकदम्बकरञ्जैश्च, धूपं स्नातस्य चाचरेत् ॥४६॥
द्वीपिव्याघ्राहिसिंहर्क्षचर्मभिर्घृतमिश्रितैः ।

જે બાળકનો વળગાડ સાધ્ય (=મટી શકે એવો) હોય તેને, દિવસમાં રાજ ત્રણ વાર પાણી છાટેલા અને વાસીદુ વાળેલા, જેમા અગ્નિ સદા પાસે હોય એવા, ભસ્મ, ફૂલ, પાદડાં, બિયાં, અનાજ અને સરસવ વેરેલા, રક્ષોઘ્ન તેલ (ઉપર/પાઝથી પદા)થી સળગતા દીવાથી જેમા પાપનો (ભુત પિશાચ, રાક્ષસ વગેરેનો) નાશ થયો છે એવા, જ્યા સારવાર કરનારાઓ (=આજુ બાજુના માણસો) મૈથુન, દારુ અને માંસથી દૂર રહેતાં હોય (=એ ત્રણ કામ ન કરતાં હોય) એવા એકાંત મકાનમાં રાખીને, શરીરે જૂનું ઘી ચોળીને, બળદાણા, લીમડો, અરણી, ગરમાળો, દેવદાર, મોટો અરડૂસો, જાબુ, વાયવરણો, રોહિશખડ, અઘેડો, પાડળ, મીંઢો સરગવો, અઘેડી, ગરણી, કોઠુ અને ક્ષીરી વૃક્ષો, કદબ અને કણજી એટલી વનસ્પતિ વડે સિદ્ધ કરેલા

શીતપૂતનાના વળગાડનાં લક્ષણ

शीतपूतनया कम्पो रोदनं तिर्यगीक्षणम् ।
तृष्णाऽन्त्रकूजोऽतीसारो
वसावद्विस्रगन्धता ॥२२॥
पार्श्वस्यैकस्य शीतत्वमुष्णत्वमपरस्य च ।

કંપ, રોવું આવે, ત્રાંસું જુએ, તરસ, આંતરડામાં ગડગડાટ, અતિસાર, વસા જેવી દુર્ગંધ, શરીરનું એક પડખું ઠંડું રહે અને બીજું પડખું ગરમ રહે—એટલાં લક્ષણ શીતપૂતનાના વળગાડથી થાય છે

અંધપૂતનાનાં વળગાડનાં લક્ષણ

अन्धपूतनया छर्दिर्ज्वरः कासोऽल्पनिद्रता ॥२३॥
वर्चसो भेदवैवर्ण्यदौर्गन्ध्यान्यङ्गशोषणम् ।
दृष्टेः सादातिरुक्कण्डूपोथकीजन्मशूनताः ॥२४॥
हिध्मोद्वेगस्तनद्वेषवैवर्ण्यस्वरतीक्ष्णताः ।
वेपथुर्मत्स्यगन्धत्वमथवा साम्लगन्धता ॥२५॥

ઊલટી, તાવ, ઉધરસ, ઊંઘ થોડી આવે, ઝાડો ભાગેલો, ખરાબ રંગનો અને ગંધાતો હોય, શરીર સુકાય, આંખની શક્તિ ઘટે, આંખમાં બહુ પીડા, ખણજ, ખીલનો રોગ થાય, આંખ ઉપર સોજો આવે, હેડકી, ઉદ્વેગ, ધાવવું ગમે નહિ, શરીરનો રંગ જ લાઈ જાય, સ્વર તીણો થાય, કંપ, શરીરમાંથી માછલી જેવી ગંધ આવે અથવા જરા ખાટી વાસ આવે— એટલાં લક્ષણ અંધપૂતનાના વળગાડથી થાય છે.

મુખમંડિતાના વળગાડનાં લક્ષણ

मुखमण्डितया पाणिपादास्यरमणीयता ।
सिराभिरसिताभाभिराचितोदरता ज्वरः ॥२६॥
अरोचकोऽङ्गग्लपनं गोमूत्रसमगन्धता ।

હાથ, પગ અને મોં સુંદર લાગે, પેટ ઉપર કાળી શિરાઓ ખીચોખીચ તરી આવે, તાવ, અરુચિ, શરીર ચીમળાઈ જાય, શરીર ગાયના મૂતર જેવું ગંધાય—એટલાં લક્ષણ મુખમંડિતા(=મુખમંડિકા)ના વળગાડથી થાય છે

રેવતીનાં વળગાડનાં લક્ષણ

रेवत्यां श्यावनीलत्वं कर्णनासाक्षिमर्दनम् ॥२७॥
कासहिध्माक्षिविक्षेपवक्त्रवक्रत्वरक्तताः ।
बस्तगन्धो ज्वरः शोषः
पुरीषं हरितं द्रवम् ॥२८॥

શરીર બદામી રંગનું કે ગળી જેવા રંગનું થઈ જાય, કાન, નાક અને આંખ ચોળે, ઉધરસ, હેડકી, આંખોનો વિક્ષેપ, મોં વાંકું થઈ જાય, લાલાશ, બકરી જેવી ગંધ આવે, તાવ, શરીર સુકાય, ઝાડો હરિત રંગનો અને પાતળો થાય—એટલાં રેવતીના વળગાડનાં લક્ષણ છે

શુષ્કરેવતીના વળગાડનાં લક્ષણ

जायते शुष्करेवत्यां क्रमात्सर्वाङ्गसङ्क्षयः ।

શુષ્કરેવતીના વળગાડમાં ક્રમેક્રમે બધાં અંગોનો નાશ થાય છે (=સુકાતાં જાય છે)

ગ્રહનો વળગાડ અસાધ્ય હોવાનાં લક્ષણ

केशशातोऽन्नविद्वेषः स्वरदैन्यं विवर्णता ॥२९॥
रोदनं गृध्रगन्धत्वं दीर्घकालानुवर्तनम् ।
उदरे ग्रन्थयो वृत्ता यस्य नानाविधं शकृत् ॥३०॥
जिह्वाया निम्नता मध्ये
श्यावं तालु च तं त्यजेत् ।

વાળ ચૂંટી નાખે, ખાવુંપીવું ગમે નહિ, અવાજ નરમ પડી જાય, શરીરના રંગ બદલાઈ જાય, રુવે, ગીધ જેવું ગંધાય, લાંબા વખત સુધી વળગાડ ચાલુ રહે, પેટમાં ગોળ ગાંઠ (=રસોળીઓ) હોય, ઝાડો જાત જાતનો થાય, જીભ વચમાંથી ખાડાવાળી (=નીચી) અને તાળવું બદામી રંગનું હોય તેને છોડી દેવો(=અસાધ્ય જાણવો)

શુષ્કરેવતીનું અસાધ્ય લક્ષણ

भुञ्जानोऽन्नं बहुविधं यो बालः परिहीयते ॥३१॥
तृष्णागृहीतः क्षामाक्षो हन्ति तं शुष्करेवती ।

જે બાળક અનેક પ્રકારનું અન્ન ખાતાપીતાં છતાં શરીર સુકાતું જાય, જેને તરસ લાગ્યા કરે અને જેની આંખો ઝીણી (કમજોરી) થઈ જાય, તે બાળકને શુષ્કરેવતી મારી નાખે છે

ગ્રહોના વળગાડનાં કારણ

हिंसारत्यर्चनाकाङ्क्षा ग्रहग्रहणकारणम् ॥३२॥

ગ્રહોને હિંસા કરવાની ઇચ્છા થાય, સ્ત્રી સાથે આનંદ ભોગવવાની ઇચ્છા થાય અને પૂજા(=બલિ)ની ઇચ્છા થાય એ ત્રણ કારણોથી ગ્રહો વળગે છે

હિંસાની ઇચ્છાવાળા ગ્રહના વળગાડનાં લક્ષણ

तत्र हिंसात्मके बालो महान् वा स्रुतनासिकः ।
क्षतजिह्वः क्वणेद्बाढमसुखी साश्रुलोचनः ॥३३॥
दुर्वर्णो हीनवचनः पूतिगन्धिश्च जायते ।
क्षामो मूत्रपुरीषं स्वं मृद्नाति न जुगुप्सते ॥३४॥
हस्तौ चोद्यम्य संरब्धो हन्त्यात्मानं तथा परम् ।
तद्वच्च शस्त्रकाष्ठाद्यैरग्निं वा दीप्तमाविशेत् ॥३५॥
अप्सु मज्जेत्पतेत्कूपे कुर्यादन्यच्च तद्विधम् ।

तृड्दाहमोहान् पूयस्य छर्दनं च प्रवर्तयेत् ॥३६॥
रक्तं च सर्वमार्गेभ्यो रिष्टोत्पत्तिं च तं त्यजेत्।

તેમા (=ઉપરના ત્રણ કારણોમાંથી) હિંસાની ઈચ્છાથી ગ્રહ વળગે છે ત્યારે બાળક કે મોટો માણસ જેને ગ્રહ વળગ્યો હોય તેના નાકમાથી લીંટ નીકળ્યા કરે છે, જીભ પર કાપા પડી જાય છે, મોટેથી ગણગણે છે, ચેન પડતુ નથી, આખમા આસુ ભરાય છે, શરીરની છાયા બગડી જાય છે, બોલવાનુ ઓછુ થઈ જાય છે, દુર્ગંધ મારે છે, ધાતુઓ ઓછી થઈ જાય છે, પોતાના ઝાડોપેશાબ ચૂથે છે છતા એને સૂગ ચડતી નથી, આવેશમાં આવીને હાથ ઉગામીને પોતાની જાતને અને બીજાને મારી નાખે છે, તે જ પ્રમાણે હથિયાર, લાકડુ વગેરે ઉગામીને પોતાની જાતને અને બીજાને મારી નાખે છે અથવા સળગતા અગ્નિમા પેસે છે, પાણીમા (પડતુ મૂકીને) ડૂબી જાય છે, કવામા પડે છે તથા એવું બીજુ કરે છે, તરસ, બળતરા અને મૂર્છા આણે છે તથા પરુની ઊલટી કરે છે, શરીરના બધા સ્રોતોમાથી લોહી કાઢે છે તથા રિષ્ટ પેદા કરે છે, એને (જેને હિંસાની ઈચ્છાથી ગ્રહ વળગ્યો હોય તેને) ત્યજી દેવુ (=અસાધ્ય જાણવુ)

### સ્ત્રી સાથે આનદ ભોગવવાની ઈચ્છાવાળા ગ્રહના વળગાડના લક્ષણ

रहःस्त्रीरतिसंलापगन्धस्रग्भूषणप्रियः ॥३७॥
हृष्टः शान्तश्च दुःसाध्यो रतिकामेन पीडितः।

એકાતમા સ્ત્રી સાથે મૈથુન, વાતચીત, ખુશબો (=અત્તર વગેરે), ફૂલના હાર અને શણગાર વગેરે કરવું ગમે, આનદી અને શાત હોય, એટલા લક્ષણવાળો સ્ત્રી સાથે આનદ ભોગવવાની ઈચ્છાવાળા ગ્રહથી પીડાતો માણસ કૃચ્છ્રસાધ્ય છે

### પૂજાની ઈચ્છાવાળા ગ્રહની પીડાનાં લક્ષણ

दीनः परिमृशन् वक्त्रं शुष्कौष्ठगलतालुकः ॥३८
शङ्कितं वीक्षते रौति ध्यायत्यायाति दीनताम्।
अन्नमन्नाभिलाषेऽपि दत्तं नाति बुभुक्षते ॥३९॥
गृहीतं बलिकामेन तं विद्यात्सुखसाधनम्।

રાંક બનીને મોઢે હાથ ફેરવે, હોઠ, ગળું અને તાળવું સુકાય, શકાથી (કે બીતાંબીતાં) જુએ, બૂમો પાડે, ધ્યાન કરે, રાક બની જાય, ખાવાપીવાનું મન થાય તે વખતે આપેલું ખાનપાન પણ ખાવાપીવાની એને બહુ ઈચ્છા થતી નથી—એટલા લક્ષણોવાળાને પૂજા(=બલિ)ની ઈચ્છાવાળા ગ્રહના વળગાડવાળો જાણવો. એ સુસાધ્ય છે

### એ ત્રણ ઈચ્છાવાળા ગ્રહોના વળગાડના ઉપાય

हन्तुकामं जयेद्धोमैः सिद्धमन्त्रप्रवर्तितैः ॥४०॥
इतरौ तु यथाकामं रतिबल्यादिदानतः।

હિંસાની ઈચ્છાવાળા ગ્રહોના વળગાડને સિદ્ધ મંત્રોચ્ચાર સાથે કરાવાતા હોમ(=હવન)થી મટાડવો બીજા બે જાતના વળગાડને ધરાય ત્યા સુધી અનુક્રમે સ્ત્રી સાથેનો આનદ આપીને તથા બલિદાન આપીને મટાડવા (=સ્ત્રી સાથે આનદની ઈચ્છાવાળા ગ્રહના વળગાડને સ્ત્રી સાથે આનદ કરવા દઈને મટાડવો, બલિની ઈચ્છાવાળા ગ્રહના વળગાડને બલિદાન આપીને મટાડવો)

(પહેલા પ્રકારનો વળગાડ અસાધ્ય કહેલો હોવા છતા એના ઉપાય કરવાના લખવાનુ કારણ એ છે કે સિદ્ધ મંત્રોનો પ્રભાવ કળી ન શકાય એવો હોય છે)

### સાધ્ય ગ્રહોના વળગાડનો ઉપાય

अथ साध्यग्रहं बालं विविक्ते शरणे स्थितम् ॥४१
त्रिरह्नः सिक्तसंमृष्टे सदा सन्निहितानले।
विकीर्णभूतिकुसुमपत्रबीजान्नसर्षपे ॥ ४२ ॥
रक्षोघ्नतैलज्वलितप्रदीपहतपाप्मनि।
व्यवायमद्यपिशितनिवृत्तपरिचारके ॥ ४३ ॥
पुराणसर्पिषाऽभ्यक्तं परिषिक्तं सुखाम्बुना।
साधितेन बलानिम्बवैजयन्तीनृपद्रुमैः ॥ ४४ ॥
पारिभद्रककट्वङ्गजम्बूवरुणकट्तृणैः।
कपोतवङ्कापानार्गपाटलामधुशिग्रुभिः ॥ ४५ ॥
काकजङ्घामहाश्वेताकपित्थक्षीरिपादपैः।
सकदम्बकरञ्जैश्च, धूपं स्नातस्य चाचरेत् ॥४६॥
क्षीपिन्याघ्राहिसिंहर्क्षचर्मभिर्घृतमिश्रितैः।

જે બાળકનો વળગાડ સાધ્ય (=મટી શકે એવો) હોય તેને, દિવસમાં રાજ ત્રણ વાર પાણી છાંટેલા અને વાસીદુ વાળેલા, જેમાં અગ્નિ સદા પાસે હોય એવા, ભસ્મ, ફૂલ, પાદડાં, બિયાં, અનાજ અને સરસવ વેરેલા, રક્ષોઘ્ન તેલ (ઉ ૨/૫૪થી પઠા) થી સળગતા દીવાથી જેમા પાપનો (ભૂત પિશાચ, રાક્ષસ વગેરેનો) નાશ થયો છે એવા, જ્યા સારવાર કરનારાઓ (=આજુ બાજુનાં માણસો) મૈથુન, દારૂ અને માસથી દૂર રહેતા હોય (=એ ત્રણ કામ ન કરતાં હોય) એવા એકાંત મકાનમાં રાખીને, શરીરે જૂનું ઘી ચોળીને, બલદાણા, લીમડો, અરણી, ગરમાળો, દેવદાર, મોટો અરડૂસો, જાબુ, વાયવરણો, રોહિષખડ, ભળથી, અઘેડો, પાડળ, મીઠો સરગવો, અઘેડો, જરણી, કોઠુ અને ક્ષીરી વૃક્ષો, કદબ અને કણજી એટલી વનસ્પતિ વડે સિદ્ધ કરેલા

સરેકા પાણીથી બાળકને નવડાવીને એ નહાયેલા બાળકને દીપડો, વાઘ, સાપ, સિંહ, રીંછ એટલાં પ્રાણીઓનાં ચામડાં સાથે ઘી ભેળવીને એ ચામડાંનો ધૂપ દેવો.

બધા ગ્રહોના વળગાડમાંથી છૂટવાનો ધૂપ

पूतीदशाङ्गसिद्धार्थवचाभल्लातदीप्यकैः ॥४७॥
सकुष्ठैः सघृतैर्धूपः सर्वग्रहविमोक्षणः ।

પૂતીકરંજ, દશાંગ (ઉ ૩૭/૨૭, ૨૭॥) સરસવ, વજ, ભિલામો, રાજમોદ તથા ઉપલેટમા ઘી નાખીને એ બધાનો ધૂપ કરવાથી બધા ગ્રહોના વળગાડમાંથી છુટાય છે

सर्षपा निम्बपत्रार्कमूलमभ्वखुरा वचा ॥४८॥
भूर्जपत्रं घृतं धूपः सर्वग्रहनिवारणः ।

સરસવ, લીમડાના પાંદડાં, આકડાનું મૂળ, ગિરિકર્ણિકા, વજ, ભોજપત્ર તથા ઘી એટલી વસ્તુઓનો ધૂપ બધા ગ્રહોના વળગાડને રોકે છે

अनन्ताम्रास्थितगरं मरिचं मधुरो गणः ॥४९॥
शृगालविन्ना मुस्ता च कल्कितैस्तैर्घृतं पचेत् ।
दशमूलरसक्षीरयुक्तं तद् ग्रहजित्परम् ॥ ५० ॥

ધમાસો, કેરીની ગોટલી નગર, મરી, મધુર ગણ, સમેરવો, મોથ—એટલી વસ્તુઓના કલ્ક સાથે અને દશમૂળના સ્વરસ (કે કવાથ) તથા દૂધ સાથ ઘી પકવવું એ ઘી ગ્રહોના વળગાડને મટાડવામા ઉત્તમ છે

रास्नाद्वयंशुमतीवृद्धपञ्चमूलबलाघनात् ।
क्वाथे सर्पिः पचेत्पिष्टैः सारिवाव्योषचित्रकैः ॥५१॥
पाठाविडङ्गमधुकपयस्याहिङ्गुदारुभिः ।
सग्रन्थिकैः सेन्द्रयवैः शिशोस्तत्सततं हितम् ॥
सर्वरोगग्रहहरं दीपनं बलवर्णदम् ।

રાસ્ના, સમેરવો, ગધી સમેરવો, મોટા પચમૂળ, બળદાણા ને મોથ એટલી વસ્તુઓના ક્વાથમા સારિવા, ત્રિકટુ, ચિત્રો, પહાડમૂળ, વાવડિંગ, જેઠીમધ, ક્ષીરકાકોલી, હિંગ, દેવદાર, પીપરીમૂળના ગંઠોડા અને ઇન્દ્રજવ એટલી વસ્તુઓના કલ્કથી સિદ્ધ કરેલું ઘી બાળકને હમેશા પથ્ય છે, બધા રોગો અને ગ્રહોના વળગાડને મટાડે છે, દીપન છે તથા બળ અને શરીરનો રંગ આપે એવું છે

सारिवासुरभिब्राह्मीशङ्खिनीकृष्णसर्षपैः ॥ ५३ ॥
वचाश्वगन्धासुरसायुक्तैः सर्पिर्विपाचयेत् ।
तत्पाययेद्ग्रहान् सर्वान् पानेनाभ्यञ्जनेन च ॥५४

સારિવા, શલ્લકી, બ્રાહ્મી, શંખવેલ, ઉપલેટ, સરસવ, વજ, આસગધ (આસોદ) તથા તુળસી, એટલી વસ્તુઓથી ઘી સિદ્ધ કરવું એ ઘી પીવાથી અને ચોળવાથી બધા ગ્રહો નાશ પામે છે

બધાં ભૂત અને વિષમજ્વરનો ધૂપ

गोशृङ्गचर्मबालाहिनिर्मोकं वृषदंशविट् ।
निम्बपत्राज्यकटुका मदनं बृहतीद्वयम् ॥५५॥
कार्पासास्थियवच्छागरोमदेवाह्वसर्षपम् ।
मयूरपत्रश्रीवासं तुषकेशं सरामठम् ॥ ५६ ॥
मृद्भाण्डे बस्तमूत्रेण भावितं श्लक्ष्णचूर्णितम् ।
धूपनं च हितं सर्वभूतेषु विषमज्वरे ॥ ५७ ॥

ગાયના શીંગડાં, ગાયનું ચામડું, ગાયના વાળ, સાપની કાચળી, બિલાડીની હગાર, લીમડાના પાંદડાં, ઘી, કડુ, મીંઢળ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, કપાસિયા, જવ, બકરીના વાળ, દેવદાર, સરસવ, અર્ધેડાના પાંદડાં, ગધા બેરજો, જવનાં છોડાંની વાળ જેવી રુવાટી તથા હિંગ—એટલી વસ્તુઓને માટીના વાસણમા બકરાના મૂત્રમા ભાવના દઈને પછી એને સુકાવા દઈને પછી બારીક લસોટીને બનાવેલા ભૂકાથી ધૂપ દેવો. તે બધા ભૂતોના વળગાડમાં ને વિષમજ્વરમાં હિતકારક છે

घृतानि भूतविद्यायां वक्ष्यन्ते यानि तानि च ।
युञ्ज्यात्तथा बलिं होमं स्नपनं मन्त्रतन्त्रवित् ॥५८

મંત્ર અને તંત્ર જાણનાર વૈદ્ય જે બધા ઘી ભૂતપ્રતિષેધના અધ્યાયમા (ઉ ૨૧ પમા) કહેવામાં આવશે તે બધા ઘી, બલિદાન, હોમ અને સ્નાનનો ઉપયોગ કરવો

पूतीकरञ्ज(त्व)त्वक्पत्रं क्षीरिभ्यो बर्बरादपि ।
तुम्बीविशालारलुकशमीबिल्वकपित्थतः ॥५९॥
उत्क्वाथ्य तोयं तद्रात्रौ बालानां स्नपनं शिवम् ।

પૂતીકરંજ, ક્ષીરી વૃક્ષો, બર્બર વૃક્ષ, દૂધી, ઇન્દ્રવારણું, મોટો અરડૂસો, શમી (=ખીજડીનું ઝાડ) બિલીનું ઝાડ, કોઠ—એટલા ઝાડની અંતરછાલ અને પાંદડાં ને પાણીમા ઉકાળીને એના ક્વાથથી રાતે બાળકોને નવડાવવાં તે હિતકારક છે

अनुबन्धान् यथास्वं च ग्रहापायेऽप्युपद्रवान् ॥
बालामयनिषेधोक्तभेषजैः समुपाचरेत् ॥६०॥

તથા ગ્રહોના વળગાડમાંથી છૂટવા પછી પણ વળગાડ દરમિયાન થયેલા (તાવ વગેરે) ઉપદ્રવો ચાલુ રહે તે ઉપદ્રવોના ઉપચાર બાળકોના રોગ મટાડવા માટે (ઉ અ. ૨ મા) જે ઔષધ કહ્યાં છે, તે ઔષધોથી કરવા

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने बालग्रहप्रतिषेधो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

# અધ્યાય ૪ થો : ભૂતવિજ્ઞાન

अथातो भूतविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે ભૂતોના વિજ્ઞાન સંબંધી અધ્યાય સમજાવીશુ એ બાબતમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે:

ભૂતના વળગાડનું લક્ષણ

लक्षयेज्ज्ञानविज्ञानवाक्चेष्टाबलपौरुषम् ।
पुरुषेऽपौरुषं यत्र तत्र भूतग्रहं वदेत् ॥ १ ॥

જે માણસમા જ્ઞાન, વિજ્ઞાન, વાણી, ક્રિયા, બળ અને પુરુષાતન એટલી બાબતોમા બાયલાપણુ (=કાયરતા) જણાય, તે માણસને ભૂત વળગ્યુ છે એમ કહેવુ

કયું ભૂત વળગ્યુ છે તેની પારખ

भूतस्य रूपप्रकृतिभाषागत्यादिचेष्टितैः ।
यस्यानुकारं कुरुते तेनाविष्टं तमादिशेत् ॥२॥

રૂપ, પ્રકૃતિ, ભાષા, ગતિ વગેરે ચેષ્ટા તેની બાબતમાં માણસ જે ભૂતની નકલ કરતા હોય તે ભૂત એને વળગ્યુ છે એમ કહેવુ

सोऽष्टादशविधो देवदानवादिविभेदतः ।

દેવ, દાનવ વગેરે ભેદોને લીધે ભૂત અઢાર જાતનાં છે

ભૂતના વળગાડનુ કારણ

हेतुस्तदनुपक्तौ तु सद्यः पूर्वकृतोऽथवा ॥ ३॥
प्रज्ञापराधः, सुतरां तेन कामादिजन्मना ।
लुप्तधर्मव्रताचारः पूज्यानप्यतिवर्तते ॥ ४ ॥
तं तथा भिन्नमर्यादं पापमात्मोपघातिनम् ।
देवादयोऽप्यनुघ्नन्ति ग्रहाश्छिद्रप्रहारिणः ॥५॥

આ જન્મે કરેલો કે ગયા જન્મોમાં કરેલો પ્રજ્ઞાપરાધ ભૂત વળગવાના કારણરૂપ છે કામ (+ક્રોધ) વગેરેમાંથી ઉત્પન્ન થતા પ્રજ્ઞાપરાધથી ધર્મ, વ્રત અને આચારનો બહુ નાશ થવાથી માણસ પૂજ્ય માણસો સાથે તોછડાઈથી વર્તે છે (=એમના સામો થાય છે) જ્યાં છિદ્ર (શ્લોક ૫ા થી ૮) હોય ત્યાં પ્રહાર કરે એવા (=પોલું દેખે ત્યાં પેસી જનાર) દેવો વગેરે પણ ઉપર પ્રમાણે જેણે મર્યાદાનો ભગ કર્યો હોય એવા, આત્માનો નાશ કરનાર પાપી માણસમાં પેસી જાય છે

છિદ્ર એટલે શું?

छिद्रं पापक्रियारम्भः पाकोऽनिष्टस्य कर्मणः ।
एकस्य शून्येऽवस्थानं
श्मशानादिषु वा निशि ॥ ६ ॥
दिग्वासस्त्वं गुरोर्निन्दा रतेरविधिसेवनम् ।
अशुचेर्दैवतार्चादि परसूतकसङ्करः ॥७॥
होममन्त्रबलीज्यानां विगुणं परिकर्म च ।
समासाद्दिनचर्यादिप्रोक्ताचारव्यतिक्रमः ॥ ८॥

પાપી કામની શરૂઆત, અશુભ કર્મનું ફળ, દિન એકાંત જગ્યાએ એકલા રહેવું, કે રાત્રે સ્મશાન વગેરેમા રહેવુ, નાગા રહેવું, કે ગુરુની (=વડીલની) નિંદા, મૈથુન વિષેના વિધિનો ભંગ કરીને મૈથુન કરવું, અસ્વચ્છ દશામા દેવની પૂજા વગેરે કરવું, સગા સિવાયના બીજા સૂતકી માણસોને અડકવું, હોમ, મંત્ર, બલિદાન અને યજ્ઞ એ ક્રિયાઓ કરતી વખતે હોમ વગેરેથી વિરુદ્ધ ક્રિયા કરવી, ટૂંકાના દિનચર્યા વગેરેમાં કહેલા આચારનો ભગ કરવો એ છિદ્ર છે (આ છિદ્રો દ્વારા ભૂત વળગે છે)

કયુ ભૂત કયે દિવસે કયે સમયે વળગે છે?

गृह्णन्ति शुक्लप्रतिपत्त्रयोदश्योः सुरा नरम् ।
शुक्लत्रयोदशीकृष्णद्वादश्योर्दानवा ग्रहाः ॥ ९ ॥
गन्धर्वास्तु चतुर्दश्यां द्वादश्यां चोरगाः पुनः
पञ्चम्यां, शुक्लसप्तम्येकाद-
श्योस्तु धनेश्वराः ॥ १० ॥
शुक्लाष्टपञ्चमीपौर्णमासीषु ब्रह्मराक्षसाः ।
कृष्णे रक्षःपिशाचाद्या नवद्वादशपर्वसु ॥ ११ ॥
दशामावास्ययोरष्टनवम्योः पितरोऽपरे ।
गुरुवृद्धादयः प्रायः कालं सन्ध्यासु लक्षयेत् ॥१२॥

દેવરૂપી ગ્રહો (=ભૂતો) માણસને સુદ પડવે અને સુદ તેરશે વળગે છે, દાનવરૂપી ગ્રહો સુદ તેરશે અને વદ બારશે વળગે છે, ગંધર્વો ચૌદશે અને બારશે વળગે છે, સાપ પાંચમે વળગે છે, યક્ષો સુદ સાતમે અને સુદ અગિયારશે વળગે છે, બ્રહ્મરાક્ષસો સુદ આઠમે, સુદ પાંચમે અને પૂનમે વળગે છે, રાક્ષસો, પિશાચો વગેરે વદ નોમે, વદ બારશે અને પર્વને દિવસે વળગે છે, પિતૃઓ દશમે અને અમાસે વળગે છે, બીજા ગુરુઓ, વૃદ્ધો વગેરે આઠમે અને નોમે વળગે છે એ બધા સામાન્ય રીતે સંધ્યાકાળે વળગે છે એમ જાણવું

દેવના વળગાડનું લક્ષણ

पुल्लपद्मोपममुखं सान्येदृष्टिमकोपनम् ।
अल्पवाक्स्वेदविण्मूत्रं
भोजनानभिलाषिणम् ॥ १३ ॥
देवद्विजातिपरमं शुचिं संस्कृतवादिनम् ।
मीलयन्तं चिरान्नेत्रे सुरभिं वरदायिनम् ॥१४॥

शुक्लमाल्याम्बरसरित्शैलोच्चभवनप्रियम् ।
अनिद्रमप्रधृष्यं च विद्याद्देववशीकृतम् ॥१५॥

ખીલેલા કમળ જેવું અને સ્થિર શાંત હોય, ઉશ્કેરાય (=ચિડાય) નહિ, થોડું બોલે, પરસેવો, ઝાડો અને પેશાબ થોડા થાય, ખાવાપીવાની ઇચ્છા ન થાય, દેવ અને બ્રાહ્મણની પૂજામાં તલ્લીન રહે, સ્વચ્છ રહે, સસ્કારી ભાષા વાપરે (=ગાળો વગેરે ન બોલે), લાંબે વખતે આંખ પલકે, શરીરમાંથી સુવાસ નીકળે, વરદાન આપે, ધોળી માળા, ધોળા વસ્ત્ર, નદી, પર્વત અને ઊંચા મકાન ગમે, ઊંઘે નહિ, કોઈથી ડરે નહિ—એવા માણસને દેવોએ વશ કર્યો છે (=કોઈ દેવ વળગ્યા છે) એમ જાણવું

દાનવ (=દૈત્ય) વળગ્યાના લક્ષણ

जिह्मदृष्टिं दुरात्मानं गुरुदेवद्विजद्विषम् ।
निर्भयं मानिनं शूरं क्रोधनं व्यवसायिनम् ॥१६
रुद्रः स्कन्दो विशाखोऽहमिन्द्रोऽहमिति वादिनम् ।
सुरामांसरुचिं विद्यात् दैत्यग्रहगृहीतकम् ॥१७॥

ત્રાંસુ જુએ, સ્વભાવ બગડે, ગુરુ, દેવ અને બ્રાહ્મણનો દ્વેષ કરે, નિર્ભય, ખુમારીવાળો, શૂર, ખિજાઈ જાય એવો, ખંતીલો, 'હું રુદ્ર, સ્કંદ, વિશાખ અને ઇન્દ્ર છું' એવું બોલતો સુરા અને માંસ ઉપર રુચિ થતી હોય એવો, એવા માણસને દૈત્ય (=દાનવ) રૂપી (ભૂત) વળગ્યું છે એમ જાણવું

ગંધર્વ વળગ્યાના લક્ષણ

स्वाचारं सुरभिं हृष्टं गीतनर्तनकारिणम् ।
स्नानोद्यानरुचिं रक्तवस्त्रमाल्यानुलेपनम् ॥१८॥
शृङ्गारलीलाभिरतं गन्धर्वाध्युषितं वदेत् ।

સારા આચરણવાળા, સુવાસિત, હરખભર્યા, ગાતા, નાચતા, નાહવા માટે અને બાગબગીચા માટે રુચિવાળા, રાતાં વસ્ત્ર, હાર અને (ચંદન વગેરેના) લેપવાળા, શણગાર સજવામાં અને લીલા (=જાતજાતના ખેલ, રમતગમત) કરવામાં રસ લેતા માણસમાં ગંધર્વ ભરાઈ બેઠા છે એમ કહેવું

સાપના વળગાડનાં લક્ષણ

रक्ताक्षं क्रोधनं स्तब्धदृष्टिं वक्रगतिं चलम् ॥१९॥
श्वसन्तमनिशं जिह्वालोलिनं सृक्किणीलिहम् ।
प्रियदुग्धगुडस्नानमधोवदनशायिनम् ॥२०॥
उरगाधिष्ठितं विद्यात्त्रस्यन्तं चातपत्रतः ।

રાતી આંખોવાળા, ચીડિયા, સ્તબ્ધ આંખવાળા, વાંકુ ચાલતા, અસ્થિર, સતત શ્વાસ મુકતા (ફુંફાડા મારતા), જીભ લપકાવ્યા કરતા, મોના ખૂણા ચાટતા, દૂધ, ગોળ અને નાહવુ જેને ગમતુ હોય એવા ઊંધા (નીચે મોઢે) સૂઈ રહેતા તથા છત્રીથી ભડકતા માણસને સાપનું ભૂત વળગ્યું છે એમ જાણવું

યક્ષના વળગાડનાં લક્ષણ

विप्लुताक्षस्ताम्रकाक्षं शुभगन्धं सुतेजसम् ॥२१॥
प्रियनृत्यकथागीतस्नानमाल्यानुलेपनम् ।
मत्स्यमांसरुचिं हृष्टं तुष्टं बलिनमव्ययम् ॥२२॥
चालिताग्रकरं कस्मै किं ददामीति वादिनम् ।
रहस्यभाषिणं वैद्यद्विजातिपरिभाविनम् ॥२३॥
अल्परोषं द्रुतगतिं विद्याद्यक्षगृहीतकम् ।

પાણીછલી, ત્રાંસેલી અને રાતી આંખવાળા, સુવાસિત, બહુ તેજસ્વી, જેને નાચ, વાત, ગાન, સ્નાન, હાર અને લેપ ગમતા હોય એવા, માછલાના માંસ માટે રુચિવાળા, આનંદી, સંતોષી, બળવાન, સ્વસ્થ દેખાવવાળા, આંગળીઓ હલાવતા, 'હું કોને શું આપું?' એવુ બોલતા, છાની (=કાનમાં) વાત કહેતા, વૈદ્ય અને બ્રાહ્મણનુ અપમાન કરતા, થોડો રોષ કરતા, ઉતાવળે ચાલતા માણસને યક્ષ વળગ્યો છે એમ જાણવું

બ્રહ્મરાક્ષસના વળગાડનાં લક્ષણ

हास्यनृत्यप्रियं रौद्रचेष्टं छिद्रप्रहारिणम् ॥२४॥
आक्रोशिनं शीघ्रगतिं देवद्विजभिषग्द्विषम् ।
आत्मानं काष्ठशस्त्राद्यैर्घ्नन्तं भो·शब्दवादिनम् ॥
शास्त्रवेदपठं विद्याद् गृहीतं ब्रह्मराक्षसैः ।

હસવું અને નાચવું જેને બહુ ગમે એવા બિહામણા ચાળાચટકા કરતા, છિદ્ર (શ્લોક ૫ાા થી ૮) જોઈ ત્યાં ફટકો મારતા, બૂમબરાડા મારતા, ઉતાવળે ચાલતા, દેવ, બ્રાહ્મણ અને વૈદ્યનો દ્વેષ કરતા, લાકડું, હથિયાર વગેરેથી પોતાની જાતને હણનાર, 'ઓ', એ વગેરે બોલાવવા માટેના અવાજ કરનાર, શાસ્ત્રો અને વેદનો પાઠ કરનારા માણસને બ્રહ્મરાક્ષસો વળગ્યા છે એમ જાણવુ

રાક્ષસના વળગાડના લક્ષણ

सक्रोधदृष्टिं भ्रूकुटिमुद्वहन्तं ससंभ्रमम् ॥२६॥
प्रहरन्तं प्रधावन्तं शब्दन्तं भैरवाननम् ।
अन्नाद्विनाऽपि बलिनं नष्टनिद्रं निशाचरम् ॥२७
निर्लज्जमशुचिं शूरं क्रूरं परुषभाषिणम् ।
रोषणं रक्तमाल्यस्त्रीरक्तमद्यामिषप्रियम् ॥ २८॥
दृष्ट्वा च रक्तं मांसं वा लिहानं दशनच्छदौ ।
हसन्तमन्नकाले च राक्षसाधिष्ठितं वदेत् ॥२९॥

ક્રોધભરી આંખોવાળા, ગભરાટ સાથે ભમ્મર (=ભવાં) ચડાવતા, મારતા, આગળ દોડતા, અવાજ કરતા, બિહામણા મોંવાળા, ખાધાપીધા વિના પણ બળવાન, ઊંઘ ઊડી ગયેલા, રાતે ફરફર કરતા, નફફટ, અસ્વચ્છ (=મેલાઘેલા), શૂરા, ક્રૂર, કઠોર વચન બોલનાર, ચીડિયા, રાતી માળા, સ્ત્રી, લોહી, દારૂ અને માંસ જેને બહુ ગમતું હોય એવા, લોહી કે માંસ જોઈને પોતાના હોઠ ચાટતા તથા ખાતીપીતી વખતે હસતા માણસમાં રાક્ષસ ભરાઈ બેઠો છે એમ કહેવું

### પિશાચના વળગાડના લક્ષણ

अस्वस्थचित्तं नैकत्र तिष्ठन्तं परिधाविनम् ।
उच्छिष्टनृत्यगान्धर्वहासमद्यामिषप्रियम् ॥३०॥
निर्भर्त्सनाद्दीनमुखं रुदन्तमनिमित्ततः ।
नखैर्लिखन्तमात्मानं रूक्षध्वस्तवपुःस्वरम् ॥३१॥
आवेदयन्तं दुःखानि सम्बद्धाबद्धभाषिणम् ।
नष्टस्मृतिं शून्यरतिं लोलं नग्नं मलीमसम् ॥३२
रथ्याचैलपरीधानं तृणमालाविभूषणम् ।
आरोहन्तं च काष्ठाश्वं तथा सङ्करकूटकम् ॥३३
बह्वाशिनं पिशाचेन विजानीयादधिष्ठितम् ।

બેચેન મનવાળા, બધાની સાથે ન રહેતા, ચારે પાસ દોડતા, છાંડામણ (=છાંડેલું અન્ન), નાચવું, ગાવું, આધર્વ, હસવું, દારૂ અને માંસ જેને બહુ ગમતા હોય એવા, ધમકાવવાથી રાંકડુ મોં કરી દેતા, કંઈ પણ કારણ વિના રોતા, પોતાના શરીર ઉપર નખથી ખણતા, લૂખા શરીરવાળા, બેસી ગયેલા અવાજવાળા, પોતાના દુઃખો જણાવતા, ઘડીમાં પદ્ધતિસર તો ઘડીમાં ઢંગધડા વિનાનું બોલનાર, યાદશક્તિ જતી રહી હોય એવા, જેને રોકાત ગમતું હોય એવા, એક જગ્યાએ ઠરીને રહી ન શકતો હોય એવા, નાગા, મેલા, રસ્તામાં પડેલા ચીંથરા પહેરતા, ઘાસની માળાનો શણગાર સજતા, લાકડીરૂપી ઘોડા ઉપર સવારી કરતા, ઉકરડાની ટોચ પર જઈને બેસતા તથા બહુ ખાતા માણસને પિશાચ વળગ્યું છે એમ જાણવું

### પ્રેતના વળગાડના લક્ષણ

प्रेताकृतिक्रियागन्धं भीतमाहारविद्विषम् ॥३४॥
तृणच्छिदं च प्रेतेन गृहीतं नरमादिशेत् ।

પ્રેત જેવા આકાર, ક્રિયા અને ગંધવાળા, બીનેલા, ખાવાપીવાનો દ્વેષ કરતા અને તણખલાં તોડતા માણસને પ્રેત વળગ્યું છે એમ કહેવું

### કૂષ્માંડના વળગાડના લક્ષણ

बहुप्रलापं कृष्णास्यं प्रविलम्बितयायिनम् ॥३५
शूनप्रलम्बवृषणं कूष्माण्डाधिष्ठितं वदेत् ।

બહુ બોલબોલ કરતા (=લવરી કરતા), જેનું મોં કાળું પડી ગયું હોય એવા, બહુ ધીમેધીમે ચાલતા, સૂજેલા અને લબડી પડેલા અંડવાળા માણસમાં કૂષ્માંડ ભરાયો છે એમ કહેવું

### નિષાદના વળગાડના લક્ષણ

गृहीत्वा काष्ठलोष्टादि भ्रमन्तं चीरवाससम् ॥३६
नग्नं धावन्तमुत्त्रस्तदृष्टिं तृणविभूषणम् ।
श्मशानशून्यायतनरथ्यैकद्रुमसेविनम् ॥३७॥
तिलान्नमद्यमांसेषु सततं सक्तलोचनम् ।
निषादाधिष्ठितं विद्याद् वदन्तं परुषाणि च ॥३८

(હાથમાં) લાકડી અને ઢેખાળા લઈને ફરતા, ચીંથરા પહેરતા, નાગા, દોડતા, બહાવરી આંખોવાળા, ઘાસના શણગાર સજતા, શ્મશાનમાં, હવડ મકાનમાં, રસ્તા ઉપર તથા એકલા અટૂલા ઝાડ તળે રહેતા, તલ, અન્ન, દારૂ અને માંસ ઉપર નજર ઠેરવી રાખતા તથા કઠોર વચન કહેતા માણસમાં નિષાદ ભરાઈ બેઠો છે એમ જાણવું

### ઔકિરણના વળગાડના લક્ષણ

याचन्तमुदकं चान्नं त्रस्तलोहितलोचनम् ।
उग्रवाक्यं च जानीयान्नरमौकिरणार्दितम् ॥३९

પાણી અને ખોરાકની માગણી કરતો, બહાવરી અને લાલ આંખોવાળો, ઉગ્ર વચન કહેતો માણસ ઔકિરણથી પીડાયેલો છે એમ જાણવું

### વેતાલના વળગાડના લક્ષણ

गन्धमाल्यरतिं सत्यवादिनं परिवेपिनम् ।
बहुनिद्रं च जानीयाद्वेतालेन वशीकृतम् ॥४०

સુગંધી પદાર્થો તથા ફૂલહારમાં આનંદ માનતા, સાચું બોલતા, ધ્રૂજતા, બહુ ઊંઘઊંઘ કરતા માણસને વેતાલ વળગ્યો છે એમ જાણવું

### પિતૃના વળગાડના લક્ષણ

अप्रसन्नदृशं दीनवदनं शुष्कतालुकम् ।
चलन्नयनपक्ष्माणं निद्रालुं मन्दपावकम् ॥४१॥
अपसव्यपरीधानं तिलमांसगुडप्रियम् ।
स्खलद्वाचं च जानीयात् पितृग्रहवशीकृतम् ॥४२

ડહોળાયેલી આંખોવાળા, રાંકડા મોંવાળા, જેનું તાળવું સુકાયેલું હોય એવા, જેની આંખની પાંપણો પલકારા માર્યા કરતી હોય એવા, ઊંઘઊંઘ કરતા, મંદાગ્નિવાળા, શરીરના જમણા અંગ ઉપર વસ્ત્ર પહેરતા, તલ, માંસ અને ગોળ જેને બહુ ભાવે એવા, તોતડું બોલતા માણસને પિતૃગ્રહનો વળગાડ છે એમ સમજવું

गुरुवृद्धर्षिसिद्धाभिशापचिन्तानुरूपतः ।
व्याहाराहारचेष्टाभिर्यथास्वं तद्ग्रहं वदेत् ॥४३॥

ગુરુ, વૃદ્ધ, ઋષિ અને સિદ્ધ પુરુષોના શાપ અને (અશુભ) ચિંતા(=નિસાસા)ને અનુરૂપ વાણી, આહાર અને વર્તન ઉપરથી કોનો વળગાડ છે તે જાણવુ (દેવો નજર નાખીને, ગુરુ, વૃદ્ધ, સિદ્ધ અને મહર્ષિઓ શાપ આપીને, પિતૃઓ પોતાની જાતના દર્શન કરાવીને, ગંધર્વો અડકીને, યક્ષો શરીરમાં દાખલ થઈને, રાક્ષસો પોતાની ગંધ સુંઘાડીને તથા પિશાચો દરદી ઉપર સવારી કરીને એને વાહન તરીકે ચલાવીને ગાંડપણ (=વળગાડ) કરે છે—(ચરકસંહિતા, નિ. અ. ૭/૧૨)

અસાધ્ય વળગાડનાં લક્ષણ

कुमारवृन्दानुगतं नग्नमुद्धतमूर्धजम् ।
अस्वस्थमनसं दैर्घ्यकालिकं सग्रहं त्यजेत् ॥४४॥

છોકરાંનાં ટોળા જેની પાછળ જતાં હોય એવા, નાગા, ઊંચા વાળવાળા, અસ્વસ્થ મનવાળા તથા લાંબા વખતના વળગાડવાળા માણસને છોડી દેવો (=અસાધ્ય જાણવો)

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने भूतविज्ञानीय नाम चतुर्थोऽध्यायः ॥४॥

## અધ્યાય ૫ મો : ભૂતનો વળગાડ મટાડવાના ઉપાય

अथातो भूतप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

હવે અમે ભૂતનો વળગાડ મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

અહિંસક ભૂતનો ઉપાય

भूतं जयेदहिंसेच्छं जपहोमबल्यध्वतैः ।
तपःशीलसमाधानदानज्ञानदयादिभिः । ॥१॥

જે હિંસા કરવા ન ઇચ્છતું હોય એવા ભૂતને જપ, હોમ, બલિદાન, વ્રત, તપ, સદાચાર, સમાધિ, દાન, જ્ઞાન, દયા વગેરેથી કાઢવું

ગ્રહોના વળગાડ મટાડવાનો પ્રયોગ

हिङ्गुव्योषालनैपालीलशुनार्कजटाजटाः ।
अजलोमी सगोलोमी भूतकेशी वचा नता ॥२॥
कुक्कुटी सर्पगन्धाख्या तिलाः काणविकाणिके ।
वज्रप्रोक्ता वयःस्था च शृङ्गी मोहनवल्ल्यपि ॥३॥

स्रोतोजाञ्जनरक्षोघ्नं रक्षोघ्नं चान्यदौषधम् ।
खराश्वश्वाविदुष्ट्रर्क्षगोधानकुलशल्यकात् ॥४॥
द्वीपिमार्जारगोसिंहव्याघ्रसामुद्रसत्त्वतः ।
चर्मपित्तद्विजनखा वर्गेऽस्मिन् साधयेद् घृतम् ॥५॥
पुराणमथवा तैलं नवं तत्पाननस्ययोः ।
अभ्यङ्गे च प्रयोक्तव्यमेषां चूर्णं च धूपने ॥६॥
एभिश्च गुटिकां युञ्ज्यादञ्जने सावपीडने ।
प्रलेपे कल्कमेतेषां क्वाथं च परिषेचने ॥७॥
प्रयोगोऽयं ग्रहोन्मादान् सापस्मारान् शमं नयेत्

હિંગ, ત્રિકટુ, હરતાલ, મણશીલ, લસણ, આકડાનું મૂળ, જટામાંસી, ધોળી ધરો, ધરો, ધોળી નગોડ, વજ, કાંગ, ઓટીગણની ભાજી, રાસ્ના, તલ, કાકોલી, ક્ષીરકાકોલી, થોર, બ્રાહ્મી, કાકડાશીંગ, મોહનવલ્લી (=સરસડો), સ્રોતાંજન, સરસવ, રાક્ષસોનો નાશ કરે એવાં (ગુગળ વગેરે) બીજા ઔષધ, ગધેડુ, ઘોડો, શાહુડી, ઊંટ, રીંછ, સાંઢો, નોળિયો, શલ્યક (=એક જાતની શાહુડી) દીપડો, બિલાડી, બળદ, સિંહ, વાઘ અને સમુદ્રનાં પ્રાણી—એટલા પ્રાણીનું ચામડુ, પિત્ત, દાંત અને નખ—એ બધી (=હિંગથી નખ સુધીની) વસ્તુઓમાં જૂનું ઘી અથવા નવું તેલ સિદ્ધ કરવું એ ઘી કે તેલને પીવામાં નસ્ય તરીકે અને અભ્યંગ તરીકે ઉપયોગ કરવો એમના (=હિંગથી નખ સુધીની વસ્તુઓના) ચૂર્ણથી ધૂપ કરવો. એ વસ્તુઓના ચૂર્ણની ગોળી બનાવીને આંખમાં આંજવી અને એનો (=ચૂર્ણનો) અવપીડન નસ્ય તરીકે ઉપયોગ કરવો. એ વસ્તુઓના કલ્કનો લેપ કરવો. એ વસ્તુઓના ક્વાથથી શરીરને ઝારવું (=ધાર કરીને નવડાવવું) એ પ્રયોગ વાઈ તથા ગ્રહોના વળગાડને મટાડે છે

गजाह्वापिप्पलीमूलव्योषामलकसर्षपान् ॥८॥
गोधानकुलमार्जारऋक्षपित्तप्रपेषितान् ।
नावनाभ्यञ्जसेकेषु विदधीत ग्रहापहान् ॥९॥

ગજપીપર, પુષ્કરમૂળ, ત્રિકટુ, આમળાં, સરસવ એ પાંચ વસ્તુઓને ઘો, નોળિયો, બિલાડી અને રીંછ માંહેના પિત્તમાં પુષ્કળ લસોટીને એને નસ્ય, અંજન અને સેક તરીકે વાપરવાથી એ ગ્રહોના વળગાડને દૂર કરે છે

સિદ્ધાર્થક ઘી

सिद्धार्थकव्योषवचाहिङ्गुमञ्जिष्ठागुरुरजनीद्वयम् ।
मञ्जिष्ठा श्वेतकटभी वरा श्वेताऽद्रिकर्णिका ॥१०॥
निम्बस्य पत्रं बीजं नु नक्तमालशिरीषयोः ।
सुराह्वं त्र्यूषणं सर्पिर्गोमूत्रे तच्चतुर्गुणे ॥११॥
सिद्धं सिद्धार्थकं नाम पाने नस्ये च योजितम् ।

ग्रहान् सर्वान्निहन्त्याशु
विशेषादासुरान् ग्रहान् ॥१२॥
कृत्यालक्ष्मीविषोन्मादज्वरापस्मारपाप्म च।

સરસવ, વજ, હિંગ, કાગ, હળદર, દારૂહળદર, મજીઠ, ધોળી ગરણી, ત્રિફળા, ધોળી ગિરિકર્ણિકા, લીમડાના પાદડા, કરંજના બી, સરસડાનાં બી, દેવદાર, ત્રિકટુ—એ બધા વડે ચારગણા ગોમૂત્રમાં સિદ્ધ કરેલું ઘી પીવામા અને નસ્ય તરીકે વાપરવાથી બધા ગ્રહો, ખાસ કરીને આસુર (=રાક્ષસ) ગ્રહો, કૃત્યા, અલક્ષ્મી, ઝેર, તાવ, વાઈ અને પાપ નાશ પામે છે

एभिरेवौषधैर्बस्तवारिणा कल्पितोऽगदः ॥१३॥
पाननस्याञ्जनालेपस्नानोद्वर्तनयोजितः।
गुणैः पूर्ववदुद्दिष्टो राजद्वारे च सिद्धिकृत् ॥१४

૨) જ (શ્લોક ૯।। થી ૧૦।। વાળા સરસવથી ત્રિકટુ સુધીના) ઔષધો વડે તથા બકરીના મૂત્ર વડે સિદ્ધ કરેલું અગદ (ઘી) પીવામા, નસ્યમા, આંજવામા, લેપમા, નાહવામાં અને ઉદ્વર્તનમા વાપરવાથી પહેલાંના (=સિદ્ધાર્થક ઘી) જેવા ગુણ કરે છે તથા (પોતાની વશીકરણ શક્તિને લીધે) રાજદરબારમા સિદ્ધિ અપાવે છે

सिद्धार्थकव्योषवचाश्वगन्धा-
निशाद्वयं हिङ्गुपलाण्डुकन्दः।
बीजं करञ्जात्, कुसुमं शिरीषात्
फलं च वल्कं च कपित्थवृक्षात् ॥१५॥
समाणिमन्थं सनतं सकुष्ठं
स्योनाकमूलं किणिही सिता च।
बस्तस्य मूत्रेण सुभावितं तत्
पित्तेन गव्येन गुडान् विदध्यात् ॥१६॥
दुष्टव्रणोन्मादतमोनिशान्धा-
नुद्बन्धकान् वारिनिमग्नदेहान्।
दिग्धाहतान् दर्पितसर्पदष्टां-
स्ते साधयन्त्यञ्जननस्यलेपैः ॥१७॥

સરસવ, ત્રિકટુ, વજ, આસધ, હળદર, દારૂહળદર, હિંગ, ડુંગળીનું ડળું, કરંજના બી, સરસડાનાં ફૂલ, કોઠાં અને કોઠના ઝાડની છાલ, સૈંધવ, તગર, ઉપલેટ, અરડૂસાનાં મૂળ તથા ધોળી ગિરિકર્ણિકા એટલાં ઔષધોને બકરીના મૂત્રની ભાવના (=પટ) દઈને પછી ગાયના પિત્તમાં એની ગોળીઓ (=લાડુઓ) બનાવવી. એને આંજવામા, નસ્ય ફૂંકવામાં અને લેપ તરીકે વાપરવાથી દુષ્ટ વ્રણ, ગાંડપણ, તિમિરરોગ, રતાંધળાપણું, ગળું દબાવાથી (કે ગળે ફાંસો આવવાથી) મરણતોલ થઈ ગયેલા, પાણીમા ડૂબવાને લીધે મરણતોલ થઈ ગયેલા, ઝેર ચોપડેલું શસ્ત્ર વાગવાથી મરણતોલ થઈ ગયેલા, છછેડાયેલો (=ઝેરી) સાપ કરડેલા—એટલા રોગ મટે છે ને એટલા દરદીઓને મટે છે

कार्पासास्थिमयूरपत्रबृहतीनिर्माल्यपिण्डीतक-
त्वङ्मांसीवृषदंशविट्तुषवचाकेशाहिनिर्मोककैः।
नागेन्द्रद्विजशृङ्गहिङ्गुमरिचैस्तुल्यैः कृतं धूपनं
स्कन्दोन्मादपिशाचराक्षससुरावेशज्वरघ्नं परम्

કપાસ, અઘેડાના પાદડા (અથવા મોરના પીછા), ભોરિંગણી, શિવનિર્માલ્ય (અથવા લજામણી), મીંઢળ, તજ, જટામાસી, બિલાડીની વિષ્ઠા, ધાનના ફોતરા, વજ, માણસના વાળ, સાપની કાચળી, હાથીદાંત, ગાયનું શિંગડું, હિંગ અને મરી એટલી વસ્તુઓ સરખે ભાગે લઈને એમના વડે ધૂપ કરવામા આવે, તો તે સ્કંદ, ગાંડપણ, પિશાચ, રાક્ષસ તથા દેવના આવેશને (=શરીરમા ભરાયા હોય તેને) તથા તાવને ઉત્તમ રીતે મટાડે છે

### ભૂતરાવ ઘી

त्रिकटुकदलकुङ्कुमग्रन्थिकक्षारसिंही-
निशादारुसिद्धार्थयुग्माम्बुशक्राह्वयैः
सितलशुनफलत्रयोशीरतिक्तावचा-
तुत्थयष्टीबलालोहितैलाशिलापद्मकैः।
दधितगरमधूकसारप्रियाह्वाविषाख्या-
विषातार्क्ष्यशैलैः सचव्याभयैः कल्कितैः
घृतमनवमशेषमूत्रांशसिद्धं मतं
भूतरावाह्वयं पानतस्तद् ग्रहघ्नं परम् ॥१९

ત્રિકટુ, તમાલપત્ર, કેસર, પીપરીમૂળ, ક્ષાર, રિંગણી, હળદર, દેવદાર, પીળા અને કાળા (કે ધોળા અને પીળા) સરસવ, વાળો, ઇન્દ્રજવ, ધોળું લસણ, ત્રિફળા, વીરણવાળો, કડુ, વજ, મોરથુથુ, જેઠીમધ, બળદાણા, મજીઠ, એલચી, શિલાજિત, કમળ, દહીં, તગર, મહુડા, મહુડાનાં ફૂલ (કે મહુડાના ઝાડનો ગરભ), કાંગ, અતિવિષની કળી, કાકોલી (કે કાકડાશીંગ), રસાંજન, ચવક અને ઉપલેટ એટલી વસ્તુઓના કલ્ક વડે (સૂ ૫/૮૨।। માં કહેલા) દરેકે દરેક મૂત્ર સાથે ઘી જેટલા જ મૂત્રમા વારાફરતી સિદ્ધ કરેલા જૂના ઘીને ભૂતરાવ ઘી કહે છે એ ઘી પીવાથી વળગાડનો ઉત્તમ રીતે નાશ થાય છે

### મહાભૂતરાવ ઘી

नतमधुकरञ्ज्याक्षापटोलीसमङ्गावचा-
पाटलीहिङ्गुसिद्धार्थसिंहीनिशायुग्मता-
रोहिणी-बदरकटुफलमिश्राकाण्डदारुक्रमिघ्ना-

जगन्धागराङ्कोल्लकोशातकीशिग्रुनिम्बाम्बुदेन्द्राह्वयैः ।
गदशुकतरुपुष्पबीजोग्रयष्ट्यद्रिकर्णीनिकुम्भाग्निबिल्वैः समैः कल्कितैर्मूत्रवर्गेण सिद्धं घृतं
विधिविनिहितमाशु सर्वैः क्रमैर्योजितं हन्ति सर्वग्रहोन्मादकुष्ठज्वरां-
स्तन्महाभूतरावं स्मृतम् ॥ २० ॥

તગર, મધ, કણજી, લાખ, પટોળ, રીસામણી (કે મજીઠ), વજ, પાડળ, હિંગ, સરસવ, રીંગણી, હળદર, દારુહળદર, સારિવા, હરડે, બોર, મરી, ત્રિફળા, કટભી, દેવદાર, વાવડિંગ, મરડાશીંગ, નગોડ (કે ગૂગળ), અંકોલ, તૂરિયું, સરગવો, લીમડો, મોથ, ઇન્દ્રજવ, ઉપલેટ, સરસડાના ફૂલ, વાસ, જેઠીમધ, ગિરિકર્ણિકા, નેપાળાનું મૂળ, ચિત્રો, બીલા એટલી વસ્તુઓ સરખે ભાગે લઈને એમના કલ્ક વડે (સૂ ૧૫/૮૧મા કહેલા) દરેકે દરેક મૂત્ર સાથે વારાફરતી સિદ્ધ કરવું અને પછી વિધિપુરસર પાત્રમા ભરી રાખેલું ઘી (અભ્યંગ માટે, પીવા માટે, નસ્ય માટે વગેરે) બધા ક્રમથી વાપરવામા આવે તો બધા ગ્રહ, ગાંડપણ, ચામડીના રોગ અને તાવ મટે છે આ ઘીને આયુર્વેદમા મહાભૂતરાવ ઘી કહે છે

### બલિદાનનો સામાન્ય વિધિ

ग्रहा गृह्णन्ति ये येषु तेषां तेषु विशेषतः ।
दिनेषु बलिहोमादीन् प्रयुञ्जीत चिकित्सकः ॥२१॥

જે ગ્રહો જે દિવસે વળગતા હોય (ઉ ૪/૮થી ૧૨) તે દિવસે ખાસ કરીને તેમને માટે બલિદાન, હોમ વગેરે વૈદ્યે કરવું

स्नानवस्त्रवसामांसमद्यक्षीरगुडादि च ।
रोचते यच्च यद्येभ्यस्तत्तेषामाहरेत्तदा ॥ २२ ॥

સ્નાન, વસ્ત્ર, વસા, માંસ, દારૂ, દૂધ, ગોળ વગરે માથી જે જે વસ્તુ જે જે ગ્રહને જે દિવસે ગમતી હોય તે તે વસ્તુ તે તે ગ્રહને તે દિવસે આપવી

रत्नानि गन्धमाल्यानि बीजानि मधुसर्पिषी ।
भक्ष्याश्च सर्वे सर्वेषां सामान्यो विधिरित्ययम् ॥

રત્નો, સુગંધી ફૂલહાર, બી (=જવ વગેરે ધાન) તથા ભક્ષ્યો એ બધું બધા ગ્રહોને આપવું એ સામાન્ય વિધિ છે

### બલિદાનનો વિશેષ વિધિ : બલિદાનની જગા

सुरर्षिगुरुवृद्धेभ्यः सिद्धेभ्यश्च सुरालये ।
दिश्युत्तरस्यां तत्रापि देवायोपहरेद्बलिम् ॥२४॥
पश्चिमायां यथाकालं दैत्यभूताय चत्वरे ।
गन्धर्वाय गवां मार्गे सवस्त्राभरणं बलिम् ॥२५॥
पितृनागग्रहे नद्यां नागेभ्यः पूर्वदक्षिणे ।
यक्षाय यक्षायतने सरितोर्वा समागमे ॥२६॥
चतुष्पथे राक्षसाय भीमेषु गहनेषु च ।
रक्षसां दक्षिणस्यां तु पूर्वस्यां ब्रह्मरक्षसाम् ॥२७॥
शून्यालये पिशाचाय पश्चिमां दिशमास्थिते ।

દેવ, ઋષિ, ગુરુ, વૃદ્ધ અને સિદ્ધને દેવાલયમા બલિદાન આપવુ, તેમાયે દેવને (દરદીના ઘરથી) ઉત્તર દિશામા બલિદાન આપવુ, દૈત્યરૂપી ભૂતને યોગ્ય સમયે આગણામા (કે ચોટામા), પશ્ચિમ દિશામા બલિદાન આપવુ, ગંધર્વને ગાયોના માર્ગમા વસ્ત્ર અને અલકાર સાથે બલિદાન આપવુ, પિતૃ અને નાગના વળગાડમા નદી ઉપર બલિદાન આપવુ, નાગને અગ્નિકોણ (=પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખૂણો)મા બલિદાન આપવુ, યક્ષને યક્ષના નિવાસસ્થાનમા (=વડના મૂળ આગળ) કે બે નદીઓના સગમ ઉપર બલિદાન આપવું. રાક્ષસને ચકલામાં ને ભયાનક વનોમાં બલિદાન આપવું. રાક્ષસોને દક્ષિણ દિશામા પણ બ્રહ્મરાક્ષસોને પૂર્વ દિશામાં બલિદાન આપવું પશ્ચિમ દિશામા આવેલા સૂના (=હવડ) મકાનમા પિશાચને બલિદાન આપવુ

### દેવોના વળગાડનો ઉપાય

शुचिशुक्लानि माल्यानि गन्धाः क्षैरेयमादनम् ॥
दधि छत्रं च धवलं देवाना बलिरिष्यते ।

દેવોને પવિત્ર અને ધોળી ફૂલની માળા, સુગંધીદાર પદાર્થ, ખીર, દહીં અને ધોળું છત્તર (=છત્રી) એટલી વસ્તુઓનું બલિદાન ઇચ્છાય છે

हिङ्गुसर्षपषड्ग्रन्थाव्योषैरर्धपलोन्मितैः ॥ २९ ॥
चतुर्गुणे गवां मूत्रे घृतप्रस्थं विपाचयेत् ।
तत्पाननावनाभ्यङ्गैर्देवग्रहविमोक्षणम् ॥ ३० ॥

હિંગ, સરસવ, ઘોડાવજ અને ત્રિકટુ એ દરેક વસ્તુ બે બે તોલા લઈને એમના વડે ચાર ગણા ગાયના મૂત્રમા એક પ્રસ્થ ઘી પકવવું એ ઘી પીવાથી, એ ઘીનું નસ્ય લેવાથી તથા એ ઘી વડે અભ્યંગ કરવાથી દેવના વળગાડમાથી છુટકારા થાય છે

नस्याञ्जने वचाहिङ्गुलशुनं बस्तवारिणा ।

બકરીના મૂત્ર સાથે વજ, હિંગ અને લસણનું નસ્ય લેવાથી અને આંજવાથી દેવાનો વળગાડ મટે છે

### દૈત્યના વળગાડનો ઉપાય

दैत्ये बलिर्बहुफलः सौवीरकमलोत्पलः ॥ ३१ ॥

દૈત્યનો વળગાડમાં અનેક ફળોનું, વીણ વાગ્યાનું, ધોળા કમળનું અને કાળા કમળનું બલિદાન ઇચ્છાય છે.

गोमूत्रपादिकं सिद्धं पानाभ्यञ्जनयोर्हितम् ।

હળદર, દારુહળદર, મજીઠ, સુવા, સૈંધવ, સૂંઠ, હિંગ, કાંગ, ત્રિકટુ, લસણ, ત્રિફળા, વજ, ચારોળી, ગરણી અને સરસડાનાં ફૂલ—એટલી વસ્તુઓથી ગાયના મૂત્રમાં મૂત્રથી ચોથા ભાગનું ઘી સિદ્ધ કરીને તે ઘી પીવાથી અને શરીરે ચોળવાથી ફાયદો થાય છે.

बस्ताम्बुपिष्टैस्तैरेव योज्यमञ्जननावनम् ॥४७॥

એ જ (=હળદરથી સરસડાનાં ફૂલ સુધીની) વસ્તુઓને બકરીના મૂતરમાં લસોટીને એ આંજવાથી અને નસ્ય તરીકે વાપરવાથી ફાયદો થાય છે.

દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વના વળગાડમાં શું કરવું અને શું ન કરવું?

देवर्षिपितृगन्धर्वे तीक्ष्णं नस्यादि वर्जयेत् ।
सर्पिष्पानादि मृद्वस्मिन् भैषज्यमवचारयेत् ॥४८॥

દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વના વળગાડમાં નસ્ય વગેરે (=નસ્ય, અભ્યંગ, અંજન, ઘી પાવું વગેરે) તીક્ષ્ણ હોવાં જોઈએ નહિ (=તીક્ષ્ણ નસ્ય વગેરેનો ત્યાગ કરવો), પણ ઘી પાવું (+નસ્ય, અભ્યંગ, અંજન) વગેરે ઉપચાર મૃદુ (=હળવા) હોય તેવા કરવા.

ગ્રહોને ઉશ્કેરવા નહિ

ऋते पिशाचात्सर्वेषु प्रतिकूलं च नाचरेत् ।
सवैद्यमातुरं घ्नन्ति क्रुद्धास्ते हि महौजसः ॥४९॥

પિશાચ સિવાયના બીજા કોઈ વળગાડમાં તે તે ગ્રહને પ્રતિકૂળ આચરણ કરવું નહિ; કારણ કે બહુ પ્રભાવશાળી દેવ વગેરે ગ્રહો ક્રોધે ભરાય તો દર્દીને અને સાથે વૈદ્યને પણ મારી નાખે છે.

ईश्वरं द्वादशभुजं नाथमार्यावलोकितम् ।
सर्वव्याधिचिकित्सां च जपन् सर्वग्रहान् जयेत् ॥
तथोन्मादानपस्मारानन्यं वा चित्तविप्लवम् ।

બાર હાથવાળા, જગતના નાથ, ગૌરી વડે જોવાયેલા (=ગૌરી સાથે બિરાજમાન), બધા રોગ મટાડવાના ઉપાયરૂપ ઈશ્વર(મહાદેવ)નો જપ કરીને બધા ગ્રહો (=બધા વળગાડ) તથા ગાંડપણ, વાઈ અને બીજા મનના રોગને મટાડવા.

महाविद्यां च मायूरीं शुचि तं श्रावयेत्सदा ॥५१॥

દર્દીને નવડાવીને પવિત્ર બનાવીને તેને (અથર્વવેદમાં કહેલી) માયૂરી મહાવિદ્યા સંભળાવવી.

भूतेशं पूजयेत् स्थाणुं प्रथमाख्यांश्च तद्गणान् ।
जपन् सिद्धांश्च तन्मन्त्रान्
ग्रहान् सर्वानपोहति ॥५२॥

ભૂતોના નાથ ભગવાન શંકરને તથા તેમના પ્રમથ નામે ઓળખાતા ગણોને પૂજવા તથા એમના સિદ્ધ મંત્રો જપનાર બધા વળગાડને દૂર કરે છે.

यच्चानन्तरयोः किञ्चिद्वक्ष्यतेऽध्याययोर्हितम् ।
यच्चोक्तमिह तत्सर्वं प्रयुञ्जीत परस्परम् ॥५३॥

વળી હવે પછીના બે અધ્યાયમાં (=છઠ્ઠા તથા સાતમા) જે કંઈ કહેવામાં આવશે તે પણ આમાં (=ભૂતનો વળગાડ મટાડવાના કામમાં) હિતકારક છે, અને આ અધ્યાયમાં (દેવ, ગ્રહ વગેરેના વળગાડના) જે જુદા જુદા ઉપાય કહ્યા છે, તે પણ પરસ્પર કરવા (=એક જાતના વળગાડના ઉપાય બીજી જાતના વળગાડમાં પણ કરવા).

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने भूतप्रतिषेधो नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો : ગાંડપણના ઉપાય

अथात उन्मादप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે ગાંડપણ મટાડવાના ઉપાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

ગાંડપણની સંખ્યા

उन्मादाः षट् पृथग्दोषनिचयाधिविषोद्भवाः ।

ગાંડપણ છ છે: છૂટા દોષથી થતાં, ત્રિદોષથી થતું, મનની પીડાથી થતું અને ઝેરથી થતું.

વ્યાખ્યા

उन्मादो नाम मनसो दोषैरुन्मार्गगैर्मदः ॥१॥

પોતપોતાના સ્વાભાવિક માર્ગ સિવાય બીજે માર્ગે ગયેલા દોષોને લીધે મનનો મદ થાય તેને ગાંડપણ કહે છે.

ગાંડપણનાં કારણ, સંપ્રાપ્તિ, સામાન્ય લક્ષણ

शारीरमानसैर्दुष्टैरहितादन्नपानतः ।
विकृतासात्म्यसमलाद्विषमादुपयोगतः ॥ २ ॥
विषण्णस्याल्पसत्त्वस्य व्याधिवेगसमुद्गमात् ।
क्षीणस्य चेष्टावैषम्यात् पूज्यपूजाव्यतिक्रमात् ॥३॥
आधिभिश्चित्तविभ्रंशाद् विषेणोपविषेण च ।
एभिर्हि हीनसत्त्वस्य हृदि दोषाः प्रदूषिताः ॥४॥
धियो विधाय कालुष्यं हत्वा मार्गान् मनोवहान् ।
उन्मादं कुर्वते, तेन धीविज्ञानस्मृतिभ्रमात् ॥५॥
देहो दुःखसुखभ्रष्टो भ्रष्टसारथिवद्रथः ।
भ्रमत्यचिन्तितारम्भः

શરીર અને મનના દોષો બગડવાથી, અપથ્ય, વિકૃત, માફક ન આવતુ, કચરાકસ્તરવાળું (=મેલુ) અને વિષમ અન્નપાન વાપરવાથી, દિલગીર અને થોડા સત્ત્વગુણવાળાને રોગનો વેગ (=ઉછાળો) આવવાથી, દૂબળો પડી ગયેલો માણસ જે અવયવથી જે રીતે જે ક્રિયા કરવી જોઈએ તેનાથી જુદી રીતે ક્રિયા કરે તેથી, પૂજવા લાયક વ્યક્તિઓની પૂજા ન કરવાથી, મનની પીડાને લીધે મનને આઘાત લાગવાથી, ઝેરથી તથા ઓછી અસરવાળા ઝેરથી—આ કારણોને લીધે હૃદયમા વધારે બગડેલા દોષો ઓછા સત્ત્વગુણવાળા (કે ઓછી સહનશક્તિવાળા) માણસની બુદ્ધિને ઢાંકી નાખીને તથા મનને વહેનારા સ્રોતોનો નાશ કરીને ગાંડપણ પેદા કરે છે તેને લીધે (=ગાડપણને લીધે) બુદ્ધિ, વિજ્ઞાન અને સ્મરણશક્તિ ભમી જવાથી દુ ખ અને સુખનુ ભાન ભૂલેલુ અને વગરવિચાર્યું કામ કરતુ શરીર, પડી ગયેલા સારથિવાળા રથની માફક, ભટકયા કરે છે

વાયુના ગાંડપણના લક્ષણ

तत्र वातात्कृशाङ्गता ॥६॥
अस्थाने रोदनाक्रोशहसितस्मितनर्तनम् ।
गीतवादित्रवागङ्गविक्षेपास्फोटनानि च ॥७॥
असाम्ना वेणुवीणादिशब्दानुकरणं मुहुः ।
आस्यात्फेनागमोऽजस्रमटनं बहुभाषिता ॥८॥
अलङ्कारोऽनलङ्कारैरयानैर्गमनोद्यमः ।
गृद्धिरभ्यवहार्येषु तल्लाभे चावमानता ॥९॥
उत्पिण्डितारुणाक्षित्वं जीर्णे चान्ने गदोद्भवः ।

તેમાથી (=છ ગાડપણમાથી) વાયુને લીધે થતા ગાડપણમા શરીર દૂબળુ થઈ જાય છે, દરદી પ્રસગ વિના રડે છે, બૂમો પાડે છે, હસે છે, મલકાય છે, નાચે છે, ગાય છે, વાજિત્ર વગાડે છે, બોલે છે, અગ ઉછાળે છે તથા હાથ ઉપર હાથ થાબડે છે, ઉદ્ધતાઈથી વાસળી વીણા, વગેરેના અવાજની વારંવાર નકલ કરે છે, મોમાથી ફીણ નીકળે છે, સતત ફરફર કરે છે, બહુ બોલબોલ કરે છે, શણગાર તરીકે ન વપરાતી હોય તેવી વસ્તુઓના શણગાર સજે છે, વાહન ન હોય તેમાં (કે તેના ઉપર) બેસીને જવાનો ઉદ્યમ કરે છે, ખાવા ની વસ્તુઓ મેળવવાની તીવ્ર ઈચ્છા થાય છે, પણ એ મળે છે ત્યારે એને તરછોડી કાઢે છે, આંખો ઊંચી ચડી જાય છે અને આછી લાલ હોય છે અને ખાધેલું પચી જાય ત્યારે રોગ (=ગાડપણ) થાય છે

પિત્તના ગાડપણનાં લક્ષણ

पित्तात्सन्तर्जनं क्रोधो मुष्टिलोष्टाद्यभिद्रवः ॥१०॥
शीतच्छायोदकाकाङ्क्षा नग्नत्वं पीतवर्णता ।
असत्यज्वलनज्वालातारकादीपदर्शनम् ॥११॥

પિત્તને લીધે થતા ગાડપણમા દરદી ધમકાવે છે, ક્રોધ કરે છે, મુક્કી, ઢેખાળો વગેરે વડે મારવા ધસે છે, ઠડક, છાયડો અને પાણીની ઈચ્છા થાય છે, નાગો થઈ જાય છે, શરીરનો રગ પીળો થઈ જાય છે, ખોટા ખોટા દેવતા, ભડકા, તારા અને દીવા દેખાય છે

કફના ગાડપણના લક્ષણ

कफादरोचकश्छर्दिरल्पेहाहारवाक्यता ।
स्त्रीकामतारहःप्रीतिर्लालासिङ्घाणकस्रुतिः ॥१२
बैभत्स्यं शौचविद्वेषो निद्रा श्वयथुरानने ।
उन्मादो बलवान् रात्रौ भुक्तमात्रे च जायते ॥१३॥

કફને લીધે થતા ગાડપણમા અરુચિ થાય છે, ઊલટી (કે ઊબકા) થાય છે, ઈચ્છાઓ, ખોરાક અને બોલવાનુ ઓછુ થઈ જાય છે, સ્ત્રીની ઈચ્છા થાય છે, એકાત ગમે છે, લાળ અને લીંટ નીકળે છે, સૂગ ચડે એવો હોય છે, નાહવુ વગેરે શૌચકર્મનો દ્વેષ કરે છે, ઊઘે છે, મો ઉપર સોજો આવે છે, ગાંડપણનુ જોર રાતે વધે છે અને ખાધા પછી તરત ગાડપણ આવે છે

ત્રિદોષનુ ગાડપણ

सर्वायतनसंस्थानसन्निपाते तदात्मकम् ।
उन्मादं दारुणं विद्यात् तं भिषक् परिवर्जयेत् १४

બધા (=ત્રણે છૂટાછૂટા દોષથી થતા ગાડપણના) કારણો અને લક્ષણો ત્રિદોષના ગાડપણમા ભેગા હોય છે એ ત્રિદોષનું ગાંડપણ ભયકર સમજવુ વૈદ્યે એને છોડી દેવુ (=અસાધ્ય જાણવું)

મનની પીડાથી થયેલા ગાડપણના લક્ષણ

धनकान्तादिनाशेन दुःसहेनाभिषङ्गवान् ।
पाण्डुर्दीनो मुहुर्मुह्यन् हाहेति परिदेवते ॥१५॥
रोदित्यकस्मान्म्रियते तद्गुणान् बहु मन्यते ।
शोकक्लिष्टमना ध्यायन् जागरूको विचेष्टते ॥१६॥

ધન, પ્રિયતમા વગેરેના સહન ન કરી શકાય એવા નાશને લીધે આઘાતવાળુ (કે ચીકણુ, ઝટ મટે નહિ એવુ) ગાડપણ થાય છે એ ગાડપણમાં દર્દી ફિક્કો, ગરીબડો બનીને વારવાર બેભાન બની જાય છે, 'હાય, હાય' એવા અર્થના શબ્દો બોલીને શોક કરે છે, રડે છે, કઈ કારણ વિના મરી જાય છે (=બેભાન થઈ જાય છે), એમના (=ધન, પ્રિયતમા વગેરેના) ગુણોનુ બહુમાન કરે છે, એનું મન શોકથી ક્લેશ પામે છે, વિચારમા ને વિચારમાં રહે છે, જાગે છે અને વિકૃત ચેષ્ટાઓ કરે છે

ઝેરના ગાંડપણનાં લક્ષણ

**विषेण श्यावबदनो नष्टच्छायाबलेन्द्रियः ।**
**वेगान्तरेऽपि सम्भ्रान्तो रक्ताक्षस्तं विवर्जयेत् १७**

ઝેરથી થતા ગાંડપણમાં મોં બદામી રંગનું થઈ જાય છે, છાયા, બળ અને ઇન્દ્રિયોનો નાશ થાય છે, ગાંડપણના (આવી ગયેલા અને આવવાના) બે વેગ (એટેક)ના વચગાળામાં પણ બહાવરો હોય છે તથા આંખો રાતી હોય છે એને (અસાધ્ય સમજીને વૈદ્યે) છોડી દેવો

વાયુના ગાંડપણમાં પહેલું શું કરવું?

**अथानिलज उन्मादे स्नेहपानं प्रयोजयेत् ।**
**पूर्वमावृतमार्गे तु सस्नेहं मृदु शोधनम् ॥१८॥**

હવે વાયુના ગાંડપણમાં સ્નેહ પિવડાવવો, પણ જો વાયુનો માર્ગ રોકાયેલો હોય (નિ ૧૬/૩૦॥ થી ૫૧॥), તો સ્નેહ પિવડાવતાં પહેલાં સ્નેહવાળું હળવું શોધન ઔષધ આપવું

કફના અને પિત્તના ગાંડપણમાં પહેલું શું કરવું?

**कफपित्तभवेऽप्यादौ वमनं सविरेचनम् ।**
**स्निग्धस्विन्नस्य बस्तिं च शिरसः सविरेचनम् ॥**
**तथाऽस्य शुद्धदेहस्य प्रसादं लभते मनः ।**

કફના અને પિત્તના ગાંડપણમાં પણ પહેલાં દર્દીનું સ્નેહન અને સ્વેદન કરીને, (કફના ગાંડપણમાં) ઊલટીઓ કરાવવી અને (પિત્તના ગાંડપણમાં) રેચ કરાવવા. (વાયુ, પિત્ત અને કફ એ ત્રણમાંથી દરેક દોષના ગાંડપણમાં) માથાનું વિરેચન કરવું (=નસ્ય આપવું) અને શિરોબસ્તિ આપવી આ રીતે જેનું શરીર શુદ્ધ થયું હોય એવા એનું (=દરદીનું) મન શાંત થાય છે,

છતાં ન મટે તો શું કરવું?

**इत्थमप्यनुवृत्तौ तु तीक्ष्णं नावनमञ्जनम् ॥२०॥**
**हर्षणाश्वासनोत्रासभयताडनतर्जनम् ।**
**अभ्यङ्गोद्वर्तनालेपधूपान् पानं च सर्पिषः ॥२१॥**
**युञ्ज्यात्तानि हि शुद्धस्य नयन्ति प्रकृतिं मनः ।**

આમ કરવા છતાં પણ જો ગાંડપણ ચાલુ રહે તો તીક્ષ્ણ નસ્ય, તીક્ષ્ણ અંજન, હરખ કરાવવો, શાંત પાડવો, ત્રાસ આપવો, બિવડાવવો, મારવો, ધમકાવવો (એમાંથી જેને જે કરવું યોગ્ય હોય તે), અભ્યંગ, ઉદ્વર્તન લેપ, ધૂપ, ઘી પાવું—એ બધાંનો ઉપયોગ કરવો, કારણ કે એ બધું જેના શરીરનું શોધન થઈ ગયું હોય એવા દરદીના મનને સ્વસ્થ બનાવે છે

**हिङ्गुसौवर्चलव्योषैर्द्विपलांशैर्घृताढकम् ॥२२॥**
**सिद्धं समूत्रमुन्मादभूतापस्मारनुत्परम् ।**

હિંગ, સંચળ અને ત્રિકટુ એ દરેક આઠ આઠ તોલા લઈને એ બધા વડે ગાયના મૂત્ર સાથે સિદ્ધ કરેલું એક આઢક ઘી ગાંડપણ, વળગાડ અને વાઈને મટાડનારું ઉત્તમ ઔષધ છે

બ્રાહ્મીઘૃત

**द्वौ प्रस्थौ स्वरसाद् ब्राह्म्या**
**घृतप्रस्थं च साधितम् ॥२३॥**
**व्योषश्यामात्रिवृद्दन्तीशङ्खपुष्पीनृपद्रुमैः ।**
**ससप्तलाकृमिहरैः कल्कितैरक्षसम्मितैः ॥२४॥**
**पलवृद्ध्या प्रयुञ्जीत परं मात्राचतुष्पलम् ।**
**उन्मादकुष्ठापस्मारहरं वन्ध्यासुतप्रदम् ॥२५॥**
**वाक्स्वरस्मृतिमेधाकृद्**
**धन्यं ब्राह्मीघृतं स्मृतम् ।**

બ્રાહ્મીના બે પ્રસ્થ સ્વરસમાં, ત્રિકટુ, કાળું નસોતર, લાલ નસોતર, નેપાળો, શંખાવલી, ગરમાળો, સાથિર અને વાવડિંગ—એટલાં ચીજોમાંથી દરેક એકએક કર્ષ (તોલો) લઈને એ બધાના કલ્ક વડે સિદ્ધ કરેલું એક પ્રસ્થ ઘી રોજ ચાર ચાર તોલા વધતા જઈને આપવું, પણ વધીને વધારેમાં વધારે સોળ તોલાની માત્રા આપવી (=પહેલે દહાડે ચાર તોલા, બીજે દહાડે આઠ તોલા, ત્રીજે દહાડે બાર તોલા, ચોથે દહાડે સોળ તોલા અને પાચમા દહાડાથી રોજ સોળ સોળ તોલા આપવું) આ બ્રાહ્મી ઘૃત ગાંડપણ, ચામડીના રોગ અને વાઈ મટાડે છે, વાંઝણીને પુત્ર આપે છે, વાણી, સ્વર, સ્મરણ શક્તિ અને મેધા આપે છે તથા એ ધન માટે સારું છે

કલ્યાણક ઘૃત

**वराविशालाभद्रैलादेवदार्वेलवालुकैः ॥२६॥**
**द्विसारिवाद्विरजनीद्विस्थिराफलिनीनतैः ।**
**बृहतीकुष्ठमञ्जिष्ठानागकेसरदाडिमैः ॥२७॥**
**वेल्लतालीसपत्रैलामालतीमुकुलोत्पलैः ।**
**सदन्तीपद्मकहिमैः कर्षांशैः सर्पिषः पचेत् ॥२८**
**प्रस्थं भूतग्रहोन्मादकासापस्मारपाप्मसु ।**
**पाण्डुकण्डूविषे शोषे मोहे मेहे गरे ज्वरे ॥२९॥**
**अरेतस्यमप्रजसि वा दैवोपहतचेतसि ।**
**अमेधसि स्खलद्वाचि स्मृतिकामेऽल्पपावके ॥३०**
**धन्यं मङ्गल्यमायुष्यं कान्तिसौभाग्यपुष्टिदम् ।**
**कल्याणकमिदं सर्पिः श्रेष्ठं पुंसवनेषु च ॥३१॥**

જાડા લેપ અને સ્નાન કરવાં. (સ્નાન, લેપ વગેરે જે ક્રિયામાં જેવી બનાવટની જરૂર હોય તેવી ક્વાથ, કલ્ક વગેરે બનાવટ કરવી).

**धूपयेत्सततं चैनं श्वगोमत्स्यैः सुपूतिभिः ।**
**वातश्लेष्मात्मके प्रायः**

વળી એને (=ગાંડપણના દરદીને) વાયુ અને કફના ગાંડપણમાં ઘણુંખરું ગંધાતાં કૂતરાં, ગાય અને માછલાંનો ધૂપ સતત આપવો.

**पैत्तिके तु प्रशस्यते ॥४४॥**
**तिक्तकं जीवनीयं च सर्पिः स्नेहश्च मिश्रकः ।**
**शीतानि चान्नपानानि मधुराणि लघूनि च ॥४५॥**

પિત્તથી થયેલા ગાંડપણમાં તિક્તક ઘૃત, જીવનીય ઘૃત, યમક સ્નેહ, ઠંડાં, ગળ્યાં તથા હલકાં અન્નપાન વખણાય છે.

**विध्येच्छिरां यथोक्तां वा तृप्तं मेद्यामिषस्य वा ।**
**निवाते शाययेदेवं मुच्यते मतिविभ्रमात् ॥४६॥**

અથવા સૂ. ૨૭/૧૧ માં કહેલી ફસ ખોલવી, અથવા ધરાઈને ચરબીભર્યું માંસ ખવડાવીને પવન ન આવે એવી જગ્યાએ સુવાડી રાખવો. આ રીતે ચિત્ત-ભ્રમ (=ગાંડપણ) મટે છે.

**प्रक्षिप्यासलिले कूपे शोषयेद्वा बुभुक्षया ।**
**आश्वासयेत्सुहृत्तं वा वाक्यैर्धर्मार्थसंहितैः ॥४७॥**
**ब्रूयादिष्टविनाशं वा दर्शयेदद्भुतानि वा ।**
**बद्धं सर्षपतैलाक्तं न्यसेद्वोत्तानमातपे ॥४८॥**
**कपिकच्छ्वाऽथवा तप्तैर्लोहतैलजलैः स्पृशेत् ।**
**कशाभिस्ताडयित्वा वा**
**बद्धं श्वभ्रे विनिक्षिपेत् ॥४९॥**
**अथवा वीतशस्त्राश्मजने संतमसे गृहे ।**
**सर्पेणोद्धृतदंष्ट्रेण दान्तैः सिंहैर्गजैश्च तम् ॥५०॥**
**(त्रासयेच्छस्त्रहस्तैर्वा किरातारातितस्करैः ।)**
**अथवा राजपुरुषा बहिर्नीत्वा सुसंयतम् ।**
**भापयेयुर्वधेनैनं तर्जयन्तो नृपाज्ञया ॥५१॥**
**देहदुःखभयेभ्यो हि परं प्राणभयं मतम् ।**
**तेन याति शमं तस्य सर्वतो विप्लुतं मनः ॥५२॥**

અથવા એને પાણી વિનાના કૂવામાં નાખીને ભૂખ્યો રાખીને સૂકવવો, અથવા એના મિત્રે એને ધર્મ અને અર્થવાળાં વચનો કહીને આશ્વાસન આપવું (=શાંત પાડવો), અથવા એને (પુત્ર વગેરે) પ્રિયજનના નાશ-ના (ખોટા ખોટા) સમાચાર આપવા, અથવા એ નવાઈ પામે એવાં (નજરબંધીના ખેલ જેવાં) દૃશ્ય એને દેખાડવાં, એને બાંધીને શરીરે સરસિયું ચોપડીને તડકામાં ચત્તો સુવાડવો; અથવા એને કૌવચ કે તપા-વેલાં લોઢું, તેલ અને પાણી અડકાડવાં; અથવા ચાબુક મારીને બાંધીને એને ધરામાં ફેંકવો; અથવા શસ્ત્ર, પથ્થર અને માણસ વિનાના અંધારા મકાનમાં પૂરવો, અથવા જેની દાઢ પાડી નાખી હોય એવા સાપથી કે પાળેલા સિંહો અને હાથીઓથી એને બિવડાવવો, (હાથમાં હથિયારવાળા ભીલ, શત્રુ અને ચોરોથી એને ભડકાવવો) અથવા રાજાના અમલદારોએ એને બરાબર બાંધીને બહાર લઈ જઈને રાજાના હુકમથી એને મારી નાખ-વાની ધમકી આપીને ભડકાવવો. શરીરના દુઃખના ભય કરતાં પ્રાણ જવાનો (=મરણનો) ભય વધારે હોય છે એવું મનાય છે. તેથી (=મરવાના ભયથી) તેનું ઉશ્કેરા-યેલું મન બધી બાજુથી શાંત થાય છે.

### દેશ, કાળ વગેરેનો વિચાર

**सिद्धा क्रिया प्रयोज्येयं देशकालाद्यपेक्षया ।**

આ સિદ્ધ ક્રિયા દેશ, કાળ વગેરેનો વિચાર કરીને કરવી

**इष्टद्रव्यविनाशात्तु मनो यस्योपहन्यते ॥५३॥**
**तस्य तत्सदृशप्राप्तिसान्त्वाश्वासैः शमं नयेत् ।**

પ્રિય વસ્તુના નાશને લીધે જેનું મન હણાયું હોય (=જે ગાંડો થઈ ગયો હોય) તેનું મન તેના જેવી (=નાશ પામેલી પ્રિય વસ્તુના જેવી) વસ્તુ મેળવી આપીને, સાંત્વન આપીને તથા આશ્વાસન આપીને શાન્ત પાડવું.

**कामशोकभयक्रोधहर्षेर्ष्यालोभसम्भवान् ॥५४॥**
**परस्परप्रतिद्वन्द्वैरेभिरेव शमं नयेत् ।**

કામ, શોક, ભય, ક્રોધ, હર્ષ, ઈર્ષા અને લોભથી થયેલા ગાંડપણને એ દરેકના પોતપોતાના વિરોધી ભાવથી મટાડવાં, (દાખલા તરીકે કામથી થયેલું ગાંડપણ કામના વિરોધી ભાવથી એટલે ભયથી કે ક્રોધથી મટાડવું; શોકથી થયેલું ગાંડપણ હરખ કરાવીને મટાડવું વગેરે).

### ગાંડપણમાં વળગાડના ઉપાય

**भूतानुबन्धमीक्षेत प्रोक्तलिङ्गाधिकाकृतिम् ॥५५॥**
**यद्युन्मादे ततः कुर्याद्भूतनिर्दिष्टमौषधम् ।**

આ અધ્યાયમાં છ પ્રકારનાં ગાંડપણનાં જે લક્ષણો કહેવાઈ ગયાં, તે ઉપરાંત બીજાં વધારે લક્ષણો ઉપરથી જો દેવ વગેરેનો વળગાડ છે એવું ગાંડપણમાં જણાય, તો ભૂતપ્રતિષેધ અધ્યાયમાં કહેલું ઔષધ કરવું.

**बलिं च दद्यात्पललं यावकं सक्तुपिण्डिकाम् ॥५६॥**
**स्निग्धं मधुरमाहारं तण्डुलान् रुधिरोक्षितान् ।**
**पक्वामकानि मांसानि सुरां मैरेयमासवम् ॥५७॥**

अतिमुक्तस्य पुष्पाणि जात्याः सहचरस्य च ।
चतुष्पथे गवां तीर्थे नदीनां सङ्गमेषु च ॥५८॥

વળી (ગાડપણ સાથે વળગાડ હોય તો) માંસ, જવનો બાકળો, સાથુનો લાડુ, સ્નિગ્ધ અને ગળ્યો આહાર, લોહી છાંટેલા ચોખા, પાકા અને કાચા માંસ, સુરા, મૈરેય, આસવ, અતિમુક્ત(કસ્તૂરી મોગરા)ના, જાઈના અને આબાના ફૂલ એટલા વાનાનું બલિદાન ચકલામાં, ગાયોના વાડામાં અને નદીઓના સંગમમાં મૂકવું

### ગાંડપણ કોને ન આવે ?

निवृत्तामिषमद्यो यो हिताशी प्रयतः शुचिः ।
निजागन्तुभिरुन्मादैः सत्ववान्न स युज्यते ॥५९॥

જે માણસ માંસ અને દારૂથી દૂર રહે છે, પથ્ય ભોજન કરે છે, સંયમ રાખે છે, પવિત્ર રહે છે, તે સત્ત્વવાળા (=આસ્તિક) માણસને નિજ અને આગંતુ ગાંડપણ થતાં નથી

### ગાંડપણ મટ્યું હોવાનાં લક્ષણ

प्रसाद इन्द्रियार्थानां बुद्ध्यात्ममनसां तथा ।
धातूनां प्रकृतिस्थत्वं विगतोन्मादलक्षणम् ॥६०॥

ઈન્દ્રિયોની પોતપોતાના વિષયોમાં પ્રસન્નતા, બુદ્ધિ, આત્મા અને મનની પ્રસન્નતા તથા ધાતુઓની સ્વાભાવિક સારી સ્થિતિ એ ગાંડપણ મટી ગયું હોવાનું લક્ષણ છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने उन्मादप्रतिषेधो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

## અધ્યાય ૭ મો : વાઈના ઉપાય

अथातोऽपस्मारप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે વાઈ મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### વાઈના અર્થ, સંપ્રાપ્તિ લક્ષણ

स्मृत्यपायो ह्यपस्मारः स धीसत्त्वाभिसंप्लवात् ।
जायतेऽभिहते चित्ते चिन्ताशोकभयादिभिः ॥
उन्मादवत्प्रकुपितैश्चित्तदेहगतैर्मलैः ।
हते सत्त्वे हृदि व्याप्ते संज्ञावाहिषु खेषु च ॥२॥
तमोविशन् मूढमतिर्बीभत्साः कुरुते क्रियाः ।
दन्तान् खादन् वमन् फेनं
हस्तौ पादौ च विक्षिपन् ॥३॥
पश्यन्नसन्ति रूपाणि प्रस्खलन् पतति क्षितौ ॥
विजिह्माक्षिभ्रुवो दोषवेगेऽतीते विबुध्यते ॥४॥
कालान्तरेण स पुनश्चैवमेव विचेष्टते ।

સ્મરણશક્તિનો નાશ થાય તે અપસ્માર (=વાઈ) છે બુદ્ધિ અને ધીરજના નાશને લીધે જ્યારે ચિત્ત ચિંતા, શોક, ભય વગેરેથી ક્ષોભ પામે છે તથા જ્યારે ઉન્માદ (=ગાડપણ) થાય છે તેમ મન અને શરીરના કોપેલા દોષો વડે મન હણાય છે અને જ્યારે એ દોષો હૃદયમાં અને સંજ્ઞા (=ભાન) વહેનારા સ્રોતોમાં વ્યાપી જાય છે, ત્યારે વાઈનો રોગ થાય છે (વાઈના રોગમાં) દરદીને અંધારા આવે છે, બુદ્ધિ બહેર મારી જાય છે અને એ નિંદવા લાયક ક્રિયાઓ કરે છે, દાંતો બંધાઈ જાય છે, મુખમાંથી ફીણ નીકળે છે, હાથ—પગ પછાડે છે, જેની હયાતી જ નથી એવી આકૃતિઓ જોતાંજોતાં ઠોકર ખાઈને જમીન પર પડી જાય છે, એની આંખો અને ભમ્મર ઠગાઈ જાય છે, દોષોનો વેગ જતો રહે ત્યારે એ ભાનમાં આવે છે અને બીજે વખતે (=બીજો વેગ આવે ત્યારે) વળી પાછો એવી જ (=ઉપર કહી તેવી જ) ચેષ્ટાઓ કરે છે

### વાઈના પ્રકાર

अपस्मारश्चतुर्भेदो वाताद्यैर्निचयेन च ॥५॥

વાઈ ચાર જાતની છે, વાયુ વગેરેથી અને ત્રિદોષથી થતી (—વાયુથી, પિત્તથી, કફથી અને ત્રણે દોષથી થતી)

### વાઈનું પૂર્વરૂપ

रूपमुत्पत्स्यमानेऽस्मिन्
हृत्कम्पः शून्यता भ्रमः ।
तमसो दर्शनं ध्यानं भ्रूव्युदासोऽक्षिवैकृतम् ॥६॥
अशब्दश्रवणं स्वेदो लालासिङ्घाणकस्रुतिः ।
अविपाकोऽरुचिर्मूर्च्छा कुक्ष्याटोपो बलक्षयः ॥
निद्रानाशोऽङ्गमर्दस्तृट् स्वप्ने गानं सनर्तनम् ।
पानं तैलस्य मद्यस्य तयोरेव च मेहनम् ॥८॥

વાઈનો રોગ થવાનો હોય ત્યારે હૃદય કંપે છે, ઉદાસપણું, ફેર, અંધારાં આવે, વિચારમાં ડૂબી જવાય, ભમ્મર સંકોચાય, આંખો વિકૃત બને, અવાજ થયા વિના અવાજ સંભળાય, પરસેવો થાય, લાળ અને લીંટ નીકળે, પચે નહિ, અરુચિ, મૂર્છા, કૂખમાં વાયુનો ગડગડાટ થાય, બળનો નાશ થાય, ઊંઘ આવે નહિ, શરીરમાં કળતર થાય, તરસ, સ્વપ્નમાં નાચ સાથે ગાન, તેલ અને દારૂ પીએ તથા એ જેવો જ (=તેલ અને દારૂનો જ) પેશાબ થાય એટલાં લક્ષણ થાય છે

### વાયુની વાઈના લક્ષણ

तत्र वातात्स्फुरत्सक्थि· प्रपतंश्च मुहुर्मुहुः ।
अपस्मरति संज्ञां च लभते विस्वरं रुदन् ॥९॥
उत्पिण्डिताक्षः श्वसिति फेनं वमति कम्पते ।
आविध्यति शिरो दन्तान्
दशत्याध्मातकन्धरः ॥ १० ॥
परितो विक्षिपत्यङ्गं विषमं विनताङ्गुलिः ।
रूक्षश्यावारुणाक्षित्वङ्नखास्यः कृष्णमीक्षते ॥११
चपलं परुषं रूपं विरूपं विकृताननम् ।

તેમા (=ચારે પ્રકારની વાઈમાથી) વાયુથી થતી વાઈમા પગ થડકે છે, પડી જાય છે, વારવાર વાઈ આવે છે અને વારવાર ભાનમાં આવે છે વાયુની વાઈમા દરદી વિચિત્ર અવાજ કરીને રડે છે, આખો ઊંચી ચડી જાય છે, હાફે છે, મોમાથી ફીણ નીકળે છે, કપે છે, (ભીંત વગેરે) સાથે માથું કૂટે છે કે માથું ધુણાવે છે), દાંત કચકચાવે છે, ડોક ફૂલી જાય છે, શરીરને બધી બાજુએ ગમે તેમ પછાડે છે, આગ ળીઓ વળી જાય છે, આખો, ચામડી, નખ અને મો લૂખા, બદામી રગના અને આછાં લાલ થઈ જાય છે, અને કાળી, ચપળ, પરુષ, બેડોળ અને વિકૃત મુખવાળી આકૃતિઓ દેખાય છે

### પિત્તની વાઈના લક્ષણ

अपस्मरति पित्तेन मुहुः संज्ञां च विन्दति ॥१२॥
पीतफेनाक्षिवक्त्रत्वगास्फालयति मेदिनीम् ।
भैरवादीप्तरुषितरूपदर्शी तृषान्वितः ॥१३॥

પિત્તથી આવતી વાઈમા વારવાર વાઈ આવે છે અને વારવાર પાછુ ભાન આવે છે, (મોંનું) ફીણ, આખ, મો અને ચામડી પીળા હોય છે, જમીન પર (અંગો) પછાડે છે, ભયાનક, ચળકતી (=સળગતી) અને ઉશ્કેરાયેલી (=ઉગ્ર) આકૃતિઓ એને દેખાય છે તથા તરસ લાગ્યા કરે છે

### કફની વાઈના લક્ષણ

कफाच्चिरेण ग्रहणं चिरेणैव विबोधनम् ।
चेष्टाऽल्पा भूयसी लाला
शुक्लनेत्रनखास्यता ॥ १४ ॥
शुक्लाभरूपदर्शित्वं

કફથી આવતી વાઈમા વાઈ લાંબે વખતે આવે છે અને (વાઈ આવ્યા પછી) ભાન આવતા પણ વાર લાગે છે, ચેષ્ટા થોડી હોય છે, લાળ બહુ નીકળે છે, આખ, નખ અને મો ધોળા હોય છે તથા એને ધોળા રગની આકૃતિઓ દેખાય છે

### ત્રિદોષની વાઈ

सर्वलिङ्गं तु वर्जयेत् ।

બધાં (=ત્રણે દોષનાં ભેગા) લક્ષણોવાળી વાઈને (અસાધ્ય સમજીને) છોડી દેવી (=ઉપાય કરવા નહિ)

### પહેલું શું કરવું?

अथाऽऽवृतानां धीचित्तहृत्खानां
प्राक्प्रबोधनम् ॥१५॥
तीक्ष्णैः कुर्यादपस्मारे कर्मभिर्वमनादिभिः ।

હવે સૌથી પહેલાં વાઈમા (દોષોથી) છવાઈ ગયેલા બુદ્ધિ, મન, હૃદય અને સ્રોતોને તીક્ષ્ણ વમન વગેરે ક્રિયાઓથી જાગ્રત કરવા

वातिकं बस्तिभूयिष्ठैः, पैत्तं प्रायो विरेचनैः ॥
श्लैष्मिकं वमनप्रायैरपस्मारमुपाचरेत् ।

બસ્તિ જેમા મુખ્ય છે એવા ઉપચારો વડે વાયુની વાઈના, મોટે ભાગે વિરેચનથી પિત્તની વાઈના અને વમન જેમા મુખ્ય છે તેવા ઉપચારો વડે કફની વાઈના ઉપાય કરવા

### કેવા દરદીને ક્યા સશમન યોગો આપવા?

सर्वतः सुविशुद्धस्य सम्यगाश्वासितस्य च ॥१७
अपस्मारविमोक्षार्थं योगान् संशमनान् शृणु ।

બધી બાજુએથી (=ઉપરથી અને નીચેથી) જેનુ સશોધન થઈ ગયુ હોય અને જેને સારી રીતે આશ્વાસન અપાયુ હોય (=સશોધન પૂરુ થયા પછી જેને પેયા વગેરેનો સસર્જનનો ક્રમ પૂરો થયો હોય) એવા દરદીનો વાઈનો રોગ મટાડવા માટેના સશમન યોગો તું સાભળ

### સશમન યોગો

(શ્લોક ૧૮ થી ૭૪)

गोमयस्वरसक्षीरदधिमूत्रैः शृतं हविः ॥१८॥
अपस्मारज्वरोन्मादकामलान्तकर पिबेत् ।

ગાયના છાણનો સ્વરસ, દૂધ, દહીં અને ગાયનું મૂત્ર એ ચાર વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી વાઈ, તાવ, ગાંડપણ અને કમળાનો નાશ કરે છે, તે ઘી પીવું

### મહાપચગવ્ય ઘી

द्विपञ्चमूलत्रिफलाद्विनिशाकुटजत्वचः ॥१९॥
सप्तपर्णमपामार्गं नीलिनीं कटुरोहिणीम् ।
शम्याकपुष्करजटाफल्गुमूलदुरालभाः ॥२०॥
द्विपलाः सलिलद्रोणे पक्त्वा पादावशेषिते ।
भार्गीपाठाढकीकुम्भनिकुम्भव्योषरोहिषैः ॥२१॥

मूर्वाभूतीकभूनिम्बश्रेयसीसारिवाद्वयैः ।
मदयन्त्यग्निनिचुलैरक्षांशः सर्पिषः पचेत ॥२२॥
प्रस्थं तद्वद् द्रवैः पूर्वैः पञ्चगव्यमिदं महत ।
ज्वरापस्मारजठरभगन्दरहरं परम् ॥ २३ ॥
शोफार्शः कामलापाण्डुगुल्मकासग्रहापहम ।

દશમૂળ, ત્રિફળા, હળદર, દારુહળદર, કડાછાલ, સાતવીણ, અઘેડો, કડુ, ગળી નામની વનસ્પતિ, ગરમાળો, પુષ્કરમૂળ, કાળા ઉંબરાના મૂળ અને ધમાસો એટલી વસ્તુઓ દરેક આઠઆઠ તોલા લઈને એ બધુ એક દ્રોણ પાણીમા પકવીને જ્યારે ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે એ ક્વાથમા ભારંગમૂળ, કાળીપાડ, તુવેર, નસોતર, નેપાળો, ત્રિકટુ, રોહિષખડ, મોરવેલ, અજમો, કરિયાતુ, ગજપીપર, બન્ને જાતની સારિવા (અનંતમૂળ અને શ્યામલતા), મોગરો, ચિત્રો અને નેતર—એટલી વસ્તુઓ દરેક એકએક તોલો લઈને એમના કલ્કથી એક પ્રસ્થ ઘી અને ગાઉ (શ્લોક ૧૮ મા) કહેલા દ્રવો સાથે પકવવુ આ મહાપંચગવ્ય ઘી તાવ, વાઈ, ઉદરરોગ, ભગદર, સોજા, હરસ, કમળો, પાડુ રોગ, ગોળો, ઉધરસ અને વળગાડને મટાડવામા ઉત્તમ છે

ब्राह्मीरसवचाकुष्ठशङ्खपुष्पीशृतं घृतम् ॥२४॥
पुराणं मेध्यमुन्मादालक्ष्म्यपस्मारपाप्मजित् ।

બ્રાહ્મીનો સ્વરસ, વજ, ઉપલેટ અને શખાવળી સાથે ઉકાળેલુ (પકવેલુ) જૂનુ ઘી મેધા માટે સારુ છે તથા ગાડપણ, અલક્ષ્મી, વાઈ અને પાપનો નાશ કરે છે

(ઘીથી ચારગણો બ્રાહ્મીનો સ્વરસ લેવો વજ, ઉપલેટ અને શખાવળીનો કલ્ક કરવો)

तैलप्रस्थं घृतप्रस्थं जीवनीयै. पलोन्मितैः ॥२५॥
क्षीरद्रोणे पचेत्सिद्धमपस्मारविमोक्षणम ।

જીવનીય ગણના ઔષધો દરેક ચારચાર તોલા લઈ ને તે બધાના કલ્ક વડે એક દ્રોણ દૂધમા એક પ્રસ્થ તેલ અને એક પ્રસ્થ ઘી પકવવુ એ વાઈનો રોગ મટાડવાનુ સિદ્ધ (અકસીર) ઔષધ છે

कसे क्षीरेक्षुरसयो. काश्मर्येऽष्टगुणे रसे ॥२६॥
कार्षिकैर्जीवनीयैश्च सर्पि.प्रस्थं विपाचयेत ।
वातपित्तोद्भवं क्षिप्रमपस्मारं निहन्ति तत ॥२७

એક આઢક દૂધ અને શેરડીના રસમા અને ઘીથી આઠગણા (આઠ પ્રસ્થ) શીવણીના રસમાં જીવનીય ગણના ઔષધો દરેક એકએક તોલો લઈને તે બધાના કલ્ક સાથે એક પ્રસ્થ ઘી પકવવું એ ઘી વાયુથી અને પિત્તથી થયેલી વાઈને તરત મટાડે છે

तद्वत काशविदारीक्षुकुशक्राथशृतं पय. ।

તે જ રીતે કાસડો, ભોયકોળુ, શેરડી અને ડાભના ક્વાથમા પકવેલુ દૂધ (વાયુની અને પિત્તની વાઈને તરત મટાડે છે)

कूष्माण्डस्वरसे सर्पिरष्टादशगुणे शृतम् ॥२८॥
यष्टीकल्कमपस्मारहरं धीवाक्स्वरप्रदम् ।

(ઘી કરતા) અઢારગણા કોળાના સ્વરસમા જેઠીમધના કલ્ક સાથે પકવેલુ ઘી વાઈનો રોગ મટાડે છે તથા બુદ્ધિ, વાચા અને અવાજ આપે છે

### વાઈમા નસ્ય

कपिलाना गवा पित्तं नावने परमं हितम् ॥२९
श्वशृगालबिडालानां सिंहादीनां च पूजितम् ।

પીળાશ પડતી ગાયોનુ તથા કૂતરા, શિયાળ, બિલાડી અને સિંહ વગેરેનુ પિત્ત (વાઈમા) નસ્ય તરીકે બહુ ફાયદો કરે છે

गोधानकुलनागाना पृषतर्क्षगवामपि ॥ ३० ॥
पित्तेषु साधितं तैलं नस्येऽभ्यङ्गे च शस्यते ।

સાંઢો, નોળિયો, હાથી, પકુડુ (રાતી ચામડીમા ધોળા ટપકાવાળુ હરણ), રીંછ, અને ગાય—એટલા પ્રાણીઓના પિત્તમા સિદ્ધ કરેલુ તેલ (વાઈના રોગમા) નસ્યમા અને અભ્યગમા વખણાય છે

त्रिफलाव्योषपीतद्रुयवक्षारफणिज्झकै. ॥ ३१ ॥
श्याहूवापामार्गकारञ्जबीजैस्तैलं विपाचितम् ।
बस्तमूत्रे हितं नस्यं चूर्णं वा ध्मापयेद्भिषक् ॥

ત્રિફળા, ત્રિકટુ, દારુહળદર, જવખાર, ફણિજ્જક (૧ મરવા, ૨ તુલસી), બીલા, અઘેડો, કણજીના બી એટલી વસ્તુઓના કલ્કથી બકરીના મૂત્રમા પકવેલુ તેલ નસ્ય તરીકે ફાયદો કરે છે અથવા વૈદ્યે 'ત્રિફળા' થી 'કણજીના બી' સુધીની વસ્તુઓનું ચૂર્ણ નાકમા ફૂકવુ

### ધૂપ

नकुलोलूकमार्जारगृध्रकीटाहिकाकजैः ।
तुण्डैः पक्षै. पुरीपैश्च धूपमस्य प्रयोजयेत् ॥३२

નોળિયો, ઘુવડ, બિલાડી, ગીધ, કીડા, સાપ અને કાગડો એટલા પ્રાણીઓના મો, પાખો અને હગાર વડે એને (વાઈના દરદીને) ધૂપ આપવો.

शीलयेत्तैललशुनं पयसा वा शतावरीम् ।
ब्राह्मीरस कुष्ठरसं वचा वा मधुसंयुताम् ॥३३॥

વળી (વાઈના રોગીએ) હમેશ તેલ અને લસણ ભેગાં ખાવાની ટેવ રાખવી, અથવા દૂધ સાથે શતા

ચરી ખાવાની ટેવ રાખવી અથવા મધ સાથે બ્રાહ્મીનો સ્વરસ, ઉપલેટનો સ્વરસ કે વજ ચાટવાની (કે, પીવાની) ટેવ રાખવી

રસાયનો તથા દરદીની સંભાળ

समं कुद्धैरपस्मारो दोषैः शारीरमानसैः।
यज्जायते यतश्चैष महामर्मसमाश्रयः ॥ ३५॥
तस्माद्रसायनैरेनं दुश्चिकित्स्यमुपाचरेत्।
तदार्तं चाग्नितोयादेर्विषमात्पालयेत्सदा ॥ ३६॥

શરીરના અને મનના દોષો એક સાથે કોપવાથી વાઈનો રોગ થાય છે તેથી તથા વાઈનો રોગ મોટા મર્મને (હૃદયને) આશ્રયે રહે છે તેથી એ મુશ્કેલીથી ઉપચાર કરી શકાય એવા રોગનો રસાયનો વડે ઉપચાર કરવો. તેનાથી (વાઈથી) પીડાતા દરદીને હમેશા દેવતા, પાણી, (ઝાડ, પહાડ) વગેરેના સંકટમાંથી બચાવી લેવો (દેવતા કે પાણી પાસે જવા દેવો નહિ, ઝાડ કે કે પહાડ ઉપર ચડવા દેવો નહિ, કારણ કે ઓચિંતી વાઈ આવે તો એ બળી જાય, ડૂબી જાય કે ઊંચેથી પડી જાય)

વાઈ વળી ગયા પછી શું કરવું

मुक्तं मनो विकारेण त्वमित्थं कृतवानिति।
न ब्रूयाद्विषयैरिष्टैः क्लिष्टं चेतोऽस्य बृंहयेत् ॥३७

મન વિકારમાંથી મુક્ત થાય (વાઈનો વેગ પૂરો થાય) પછી 'તને વાઈ આવી હતી ત્યારે તું આવું આવું કરતો હતો,' એવું વાઈના દરદીને કહેવું નહિ, તથા એના કલેશ પામેલા ચિત્તને એને મનગમતા વિષયો વડે બહેલાવવું

इत्यष्टाङ्गहृदये भूततन्त्रं तृतीयं समाप्तम्।

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थानेऽपस्मारप्रतिषेधो नाम सप्तमोऽध्याय ॥ ७॥

## અધ્યાય ૮ મો: આંખનાં પોપચાંના રોગો વિષે જ્ઞાન

अथातो वर्त्मरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः।

ત્યારે હવે અમે આંખનાં પોપચાના રોગોનું જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

આંખના રોગોનું કારણ અને સામાન્ય સંપ્રાપ્તિ

सर्वरोगनिदानोक्तैरहितैः कुपिता मलाः।
अचक्षुष्यैर्विशेषेण प्रायः पित्तानुसारिणः ॥ १॥
शिराभिरूर्ध्वं प्रसृता नेत्रावयवमाश्रिताः।
वर्त्मसन्धिं सितं कृष्णं दृष्टिं वा सर्वमक्षि वा ॥२
रोगान् कुर्युः

બધા રોગના સામાન્ય કારણવાળા અધ્યાયમાં (નિ. ૨૧ ૧મા) કહેલા કારણોને લીધે અને ખાસ કરીને આંખોને નુકસાન કરે એવા આહારવિહારથી કોપેલા દોષો સામાન્ય રીતે પિત્તની પાછળપાછળ જઈને શિરાઓ દ્વારા હાંસડીથી ઉપરના ભાગમાં પ્રસરી જઈને આંખના પોપચા, સંધિભાગ, ધોળો ડોળો, કાળો ડોળો, કે આખી આંખ–એમાંથી આંખના ગમે તે ભાગમાં રહીને રોગો કરે છે

(આંખના છ સંધિ–સાંધા ૧ પાંપણ અને પોપચાનું જોડાણ, ૨ પોપચાનું ધોળા ડોળા સાથે જોડાણ. ૩ ધોળા ડોળાનું કાળા ડોળા સાથે જોડાણ, ૪ કાળા ડોળાનું કીકી સાથે જોડાણ, ૫ નાક તરફનો આંખનો ખૂણો, ૬ લમણા તરફનો આંખનો ખૂણો–સુશ્રુત ઉત્તરતંત્ર, અધ્યાય ૧, શ્લોક ૧૫, ૧૬)

## પોપચાંના તથા પાંપણના રોગો

કૃચ્છ્રોન્મીલ

चलस्तत्र प्राप्य वर्त्माश्रयाः सिराः।
सुप्तोत्थितस्य कुरुते वर्त्मस्तम्भं सवेदनम् ॥३॥
पांशुपूर्णाभनेत्रत्वं कृच्छ्रोन्मीलनमश्रु च।
विमर्दनात् स्याच्च शमः कृच्छ्रोन्मीलं वदन्ति तम् ॥४॥

તેમાં (તે બધા આંખના રોગોમાંથી), વાયુ પોપચામાં આવેલી સિરાઓમાં જાય છે ત્યારે માણસ ઊંઘી ઊઠે છે તે વખતે એનાં પોપચાં સજ્જડ થઈ જાય છે, પોપચામાં પીડા થાય છે, જાણે આંખમાં ધૂળ ભરી હોય એવી આંખ થઈ જાય છે, પોપચું ઉઘાડતા બહુ દુખ થાય છે, આંખમાં પાણી આવે છે અને આંખ ચોળવાથી મટી જાય છે તે રોગને કૃચ્છ્રોન્મીલ કહે છે

નિમેષ (આંખો પટપટાવવી)

चालयन् वर्त्मनी वायुर्निमेषोन्मेषणं मुहुः।
करोत्यरुङ् निमेषोऽसौ

વાયુ (પોપચાની શિરાઓમાં જઈને) પોપચાને હલાવીને વારવાર પોપચાની ઉઘાડવાસ કરે છે (પટપટાવે છે) અને (તે વખતે) પીડા થતી નથી, તે નિમેષરોગ છે

વાતહત

वर्त्म यत्तु निमील्यते ॥५॥
विमुक्तसन्धि निश्चेष्टं हीनं वातहतं हि तत्।

પોપચાને આંખના ધોળા ડોળા સાથે જોડનારી શિરાઓનું બંધન ઢીલું પડી જાય તેથી પોપચું હાલે ચાલે નહિ અને સંકોચાઈ જાય તેથી તે મિંચાયેલું રહે તેને વાતહત રોગ કહે છે

કુંભી (ખીલ)

कृष्णाः पित्तेन वह्न्योऽन्तर्वर्त्म
कुम्भीकबीजवत् ॥६॥
आध्मायन्ते पुनर्भिन्नाः
पिटिकाः कुम्भिसंज्ञिता।

પિત્તને લીધે પોપચાની અંદરની બાજુએ કુંભીના બીજ જેવી અનેક કાળી ફોલ્લીઓ થાય છે અને તે ફૂટયા પછી ફરી પાછી ભરાય છે તેને કુંભી (ખીલ) કહે છે

પિત્તોત્કિલષ્ટ

सदाहक्लेदनिस्तोदं रक्ताभं स्पर्शनाक्षमम् ॥७॥
पित्तेन जायते वर्त्म पित्तोत्क्लिष्टमुशन्ति तत्।

પિત્તને લીધે પોપચામાં બળતરા, ચીપડા અને તોદ થાય, પોપચું લાલ અને સ્પર્શ ખમી ન શકે એવું (આળું) થઈ જાય તેને પિત્તોત્કિલષ્ટ કહે છે

પક્ષ્મશાત

करोति कण्डूं दाहं च
पित्तं पक्ष्मान्तमास्थितम् ॥८॥
पक्ष्मणां शातनं चानु पक्ष्मशातं वदन्ति तम्।

પિત્ત પાંપણોના છેડામાં રહી ખણુજ અને બળતરા ઉત્પન્ન કરે અને પછી પાંપણોનો નાશ કરે તેને પક્ષ્મશાત કહે છે

પોથકી

पोथक्यः पिटिकाः श्वेताः
सर्षपाभा घनाः कफात् ॥९॥
शोफोपदेहरुक्कण्डूपिच्छिलाश्रुसमन्विताः।

કફને લીધે સોજો, ચીકાશ, પીડા અને ચીકણાં આંસુવાળી, ધોળી, સરસવ જેવી અને ભરચક ફોલ્લીઓ થાય તેને પોથકી કહે છે

કફોત્કિલષ્ટ

कफोत्क्लिष्टं भवेद्वर्त्म स्तम्भक्लेदोपदेहवत् ॥१०॥

પોપચું સજ્જડ, ચેપની ચીકાશવાળું અને લપેટાયેલું થઈ જાય તેને કફોત્કિલષ્ટ કહે છે.

લગણ

ग्रन्थिः पाण्डुररुक्पाकः
कण्डूमान् कठिनः कफात्।
कोलमात्रः स लगणः
किञ्चिदल्पस्ततोऽथवा ॥११॥

કફને લીધે (પોપચામાં કે પાંપણમાં) ધોળી, પીડા વિનાની, પાકે નહિ એવી, ચળવાળી, કઠણ, બોર જેવડી કે તેથી જરા નાની ગાંઠ થાય તેને લગણ કહે છે

ઉત્સંગ

रक्ता रक्तेन पिटिका तत्तुल्यपिटिकाचिता।
उत्सङ्गाख्या

લોહીને લીધે લોહી જેવા રંગની ફોલ્લી થાય અને એ ફોલ્લીની આસપાસ એના જેવી જ બીજી ફોલ્લીઓ થાય તેને ઉત્સંગ કહે છે

રક્તોત્કિલષ્ટ

तथोत्क्लिष्टं राजिमत्स्पर्शनाक्षमम् ॥१२॥

એ જ રીતે (લોહીને લીધે) પોપચું લિસોટાવાળું અને આળું થાય તેને ઉત્કિલષ્ટ કહે છે

પોપચાનો અર્શ

अर्शोऽधिमांसं वर्त्मान्तः
स्तब्धं स्निग्धं सदाहरुक्।
रक्तं रक्तेन तत्स्रावि छिन्नं छिन्नं च वर्धते ॥१३॥

લોહીના પ્રકોપને લીધે પોપચાની અંદર માંસ વધવાથી પોપચામાં સજ્જડ, ચીકણો, બળતરા અને પીડાવાળો, રાતો, લોહીચૂતો, કાપે તેમ તેમ વધે એવો અર્શ (મસો) થાય છે (કહેલા લક્ષણો સાથે માંસ વધે તેને અર્શ કહે છે)

અંજનનામિકા (આંજણી)

मध्ये वा वर्त्मनोऽन्ते वा
कण्डूषारुग्वती स्थिरा।
मुद्गमात्राऽसृजा ताम्रा
पिटिकाऽञ्जननामिका ॥१४॥

લોહીને લીધે પોપચા(પાંપણ)ની વચ્ચે કે છેડે ખણુજ, ઊષા અને પીડાવાળી, સ્થિર, મગ જેવડી તાંબાવરણી ફોલ્લી એ આંજણી છે

બિસવર્ત્મ

दोषैर्वर्त्म बहिः शूनं यदन्तः सूक्ष्मखाचितम्।
सस्रावमन्तरुदकं बिसाभं बिसवर्त्म तत् ॥१५

ત્રણે દોષના પ્રકોપથી જ્યારે પોપચું બહારથી

સૂજી જાય, પોપચાંની અંદરની બાજુએ ઝીણાંઝીણાં છિદ્રો પડી જાય, પોપચાંમાથી પાણી ઝમે અને પોપચુ કમળની નાળ જેવું દેખાય તે બિસવર્ત્મ રોગ છે

ઉત્કિલષ્ટવર્ત્મ

यद्वर्त्मोत्क्लिष्टमुत्क्लिष्ट-
मकस्माम्ल्लानतामियात्।
रक्तदोषत्रयोत्क्लेशाद्भवत्युत्क्लिष्टवर्त्म तत् ॥१६

લોહીના તથા ત્રણે દોષના પ્રકોપથી પોપચામા પીડા સાથે વારવાર ઉત્ક્લેદ થાય અને કઈ કારણ વિના પોપચુ કરમાઈ જાય તે ઉત્કિલષ્ટવર્ત્મ રોગ છે

શ્યાવવર્ત્મ

श्याववर्त्म मलैः सास्रैः
श्यावं रुक्क्लेदशोफवत्।

લોહીના તથા ત્રણે દોષના પ્રકોપથી પોપચું બદામી રગનુ થઈ જાય, પોપચામા પીડા થાય, પોપચું ભીનુ રહે અને પોપચા ઉપર સોજો આવે તે શ્યામવર્ત્મ રોગ છે

ક્લિષ્ટવર્ત્મ

श्लिष्टाख्यं वर्त्मनी श्लिष्टे कण्डूश्वयथुरागिणी ॥१७

પોપચા (સામસામા) ચોટી જાય, પોપચામા ખણજ, સોજો અને રતાશ આવે તે ક્લિષ્ટવર્ત્મ રોગ છે

સિકતાવર્ત્મ

वर्त्मनोऽन्तः खरा रूक्षाः
पिटिकाः सिकतोपमा।

सिकतावर्त्म

પોપચાની અદરની બાજુએ બરછટ, લૂખી, રેતીના કણ જેવી ફોલ્લીઓ થાય તે સિકતાવર્ત્મ રોગ છે

કર્દમવર્ત્મ

कृष्णं तु कर्दमं कर्दमोपमम् ॥१८॥

પોપચુ કાળુ, કાદવ જેવું થઈ જાય તે કર્દમવર્ત્મ રોગ છે

બહલ

बहलं बहलैर्मांसैः सवर्णैश्चीयते समैः।

પોપચુ ભરચક, સમાન રગના અને એકસરખા માનના લોચાથી છવાઈ જાય તે બહલરોગ છે

કુકૂણક

कुकूणकः शिशोरेव दन्तोत्पत्तिनिमित्तजः ॥१९
स्यात्तेन शिशुरुच्छूनताम्राक्षो वीक्षणाक्षमः।
सवर्त्मशूलपैच्छिल्यः कर्णनासाक्षिमर्दनः ॥२०॥

કુકૂણક રોગ બાળકને જ થાય છે. આ રોગ બાળકને દાંત આવવાને કારણે થાય છે. તેને લીધે (આ રોગને લીધે) બાળકની આખો સૂજી જાય છે અને તાબાવર્ણી થઈ જાય છે, બાળક જોઈ શકતુ નથી, પોપચામા સણકા મારે છે અને પોપચા ચીકણા લાટ જેવા રહે છે તથા બાળક કાન, નાક અને આખ ચોળે છે.

પક્ષ્મોપરોધ (પરવાળા)

पक्ष्मोपरोधे सङ्कोचो वर्त्मनां जायते तथा।
खरताऽन्तर्मुखत्वं च रोम्णामन्यानि वा पुनः २१
कण्टकैरिव तीक्ष्णाग्रैर्घृष्टं तैरक्षि शूयते।
उष्यते चानिलादिद्विड्ल्पाहः शान्तिरुद्धृतैः ॥२२

પરવાળાના રોગમા પોપચા સકોચાઈ જાય, પાપણના વાળ બળછટ થઈ જાય અને અદરની બાજુએ વળી જાય, અથવા પાપણના બીજા નવા વાળ ઊગે, એ પાપણોના વાળ આખમા અણીદાર કાટાની માફક ઘસાય (ખૂચે) તેથી આખ સૂજી જાય, આખમા લાહ્ય બળે અને આખ પવન વગેરે (પવન, અગ્નિ અને તડકો) ખમી શકે નહિ તથા જ્યારે પાપણોના વાળ ઉખાડી નાખવામા આવે ત્યારે થોડા દિવસ શાંતિ થાય.

અલજી (નાસૂર)

कनीनके बहिर्वर्त्म कठिनो ग्रन्थिरुन्नतः।
ताम्रः पकोऽस्रपूयस्रुदलज्याध्मायते मुहुः ॥२३॥

આખના નાક તરફના ખૂણા પાસે પોપચાંની બહારની બાજુએ કઠણ, ઊચી, તાબા જેવા રગની, લોહી અને પરુ નીકળે એવી અલજી (નાસૂર) નામની ગાઠ થાય છે તે વારવાર ભરાય છે (ફૂલે છે)

પોપચાનું અર્બુદ

वर्त्मान्तर्मांसपिण्डाभः श्वयथुर्ग्रथितोऽरुजः।
सास्रैः स्यादर्बुदो दोषैर्विषमो बाह्यतश्चलः ॥२४॥

લોહીના તથા ત્રણે દોષના પ્રકોપથી પોપચાની અદરની બાજુએ માસના ગોળા જેવો, ગૂથાયેલો (ગઠાઈ ગયેલો), પીડા વિનાનો, અનિયમિત આકાર નો બહારથી હલાવીચલાવી શકાય એવો સોજો થાય છે તે અર્બુદ છે

चतुर्विंशतिरित्येते व्याधयो वर्त्मसंश्रयाः।

આમ, પોપચા (તથા પાપણો)ને આધારે થતા ચોવીસ રોગ છે

સાધ્યાસાધ્યવિચાર

आद्योऽत्र भेषजैः साध्यो
द्वौ ततोऽर्शश्च वर्जयेत् ॥२५॥
पक्ष्मोपरोधो याप्यः स्या-
च्छस्त्रमन्यत्र साधयेत्।

સ. સા.

એમાં પહેલો (કૃચ્છ્રોન્મીલ) દવાથી મટે છે. એના પછીના બે(નિમેષ અને વાતહત)ને તથા અર્શને (અસાધ્ય ગણીને) છોડી દેવા, પક્ષ્મોપરોધ યાપ્ય છે અને બાકીનાને શસ્ત્રક્રિયાથી મટાડવા.

कुट्टयेत्पक्ष्मसदनं छिन्द्यात्तेष्वपि चार्बुदम् ॥२६॥
निमिषालगणकुम्भीकाबिसोत्सङ्गाञ्जनाह्वजीः।
पोथकीश्यावासकताश्लिष्टोत्क्लिष्टचतुष्टयम् ॥२७
सकर्दमं सबहलं विलिखेत्सकुकूणकम् ॥२७३॥

તેમાંયે (શસ્ત્રક્રિયાથી મટાડવાના ૧૯ રોગોમાંથી) પક્ષ્મશાત રોગમાં સોયોના કૂર્ચશસ્ત્રથી છૂંદવું, અર્બુદને (વૃદ્ધિપત્ર વગેરે શસ્ત્રથી) કાપી નાખવું, લગણ, કુંભી, બિસવર્ત્મ, ઉત્સંગ, અંજનનામિકા અને અલજી એટલા રોગોમાં (વ્રીહિમુખ વગેરે શસ્ત્રથી) ફાડવું, પોથકી, શ્યાવવર્ત્મ, સિકતાવર્ત્મ, શ્લિષ્ટવર્ત્મ, ચાર ઉત્ક્લિષ્ટ (પિત્તોત્ક્લિષ્ટ, કફોત્ક્લિષ્ટ અને ઉત્ક્લિષ્ટવર્ત્મ), કર્દમ-વર્ત્મ, બહલ અને કુકૂણક—એટલા રોગમાં ખોતરવું (ઘસવું).

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने वर्त्मरोगविज्ञानीयो नाम अष्टमोऽध्यायः ॥८॥

## અધ્યાય ૯ મો: પોપચાંના (અને પાંપણોના) રોગના ઉપાય

अथातो वर्त्मरोगप्रतिषेधं व्याख्यास्यामः।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः।

હવે અમે આંખના પોપચાંના (અને પાંપણોના) રોગને મટાડવાના ઉપાય સમજાવીશું એ બાબત આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

### કૃચ્છ્રોન્મીલનો ઉપાય

कृच्छ्रोन्मीले पुराणाज्यं द्राक्षाकल्काम्बुसाधितम्।
ससितं योजयेत्स्निग्धं नस्यधूमाञ्जनादि च ॥१॥

કૃચ્છ્રોન્મીલ રોગમાં કાળી દ્રાક્ષના કલ્કથી અને કાળી દ્રાક્ષના ક્વાથથી સિદ્ધ કરેલું જૂનું ઘી સાકર નાખીને યોજવું (આંજવું) તથા સ્નિગ્ધ નસ્ય, સ્નિગ્ધ ધૂમપાન, સ્નિગ્ધ અંજન વગેરેનો ઉપયોગ કરવો.

### કુંભી(ખીલ)નો ઉપાય

कुम्भीकावर्त्म लिखितं सैन्धवप्रतिसारितम्।
यष्टीधात्रीपटोलीनां क्वाथेन परिषेचयेत् ॥२॥

(કુંભીવર્ત્મ રોગમાં) ખીલ (વૃદ્ધિપત્ર વગેરેથી) ખોતરવાં (ઘસવા), પછી સિંધવ વડે પ્રતિસારણ કરવું અને પછી જેઠીમધ, આમળાં અને પટોળ એ ત્રણેનો ક્વાથ રેડવો.

(સેક, સેચન, પરિષેક, રેડવું, ધાર કરવી. માણસની દુખતી આંખ મિંચાવીને પછી મિંચાવેલી આંખી આંખ ઉપર ચાર આંગળ ઊંચેથી દૂધ, ક્વાથ વગેરે રેડવાની દવાની ઝીણી ધાર કરવી)

### પોપચું ખોતરવાની રીત

निवातेऽधिष्ठितस्याप्तैः शुद्धस्योत्तानशायिनः।
बहिः कोष्णाम्बुतप्तेन स्वेदितं वर्त्म वाससा ॥३
निर्भुज्य वस्त्रान्तरितं वामाङ्गुष्ठाङ्गुलीधृतम्।
न स्रंसते चलति वा वर्त्मैवं सर्वतस्ततः ॥४॥
मण्डलाग्रेण तत्तिर्यक् कृत्वा शस्त्रपदाङ्कितम्।
लिखेत्तेनैव पत्रैर्वा शाकशेफालिकादिजैः ॥५॥
फेनेन तोयराशेर्वा पिचुना प्रमृजन्नसृक्।
स्थिते रक्ते सुलिखितं सक्षौद्रैः प्रतिसारयेत् ॥६
यथास्वमुक्तैरनु च प्रक्षाल्योष्णेन वारिणा
घृतेन सिक्तमभ्यक्तं बध्नीयान्मधुसर्पिषा ॥७॥
ऊर्ध्वाधः कर्णयोर्दत्त्वा पिण्डीं च यवसक्तुभिः॥
द्वितीयेऽहनि मुक्तस्य परिषेकं यथायथम् ॥८॥
कुर्याच्चतुर्थे नस्यादीन् मुञ्चेदेवाह्नि पञ्चमे।

પવન ન આવે એવા સ્થાનમાં વિશ્વાસુ માણસો સાથે રહેતા; વમન, વિરેચન વગેરે લઈને શુદ્ધ થયેલા, ચત્તા સુવાડેલા, દર્દીના પોપચાંને સહેજ ગરમ પાણીની વરાળથી ગરમ કરેલા પોતાથી બહારની (ઉપરની) બાજુએથી શેકીને વસ્ત્ર વીંટેલા ડાબા હાથના અંગૂઠા અને આંગળી વડે પોપચું પકડીને, પોપચું ઉથલાવીને, પોપચું સરકી ન જાય કે કોઈ બાજુએથી હાલી ન જાય એ રીતે પકડીને પછી મંડલાગ્ર શસ્ત્રથી પોપચાં પર (ખીલવાળી બાજુએ) આડા છેદના આંકા (જ ઈન્સીશન) કરીને તેના જ વડે (મંડલાગ્રપત્રથી જ) અથવા સાગ, શેફાલિકા (કાળા ફૂલવાળી નગોડ) વગેરે ઝાડના પાંદડાથી અથવા સમુદ્રફીણ વડે ખોતરવું (ઘસવું) પછી લૂગડાના પોતા (કે રૂના પૂમડા) વડે લોહીને લૂછી નાખીને જ્યારે લોહી નીકળતું બંધ થાય ત્યારે એ બરાબર ખોતરાયેલા પોપચાનું પ્રતિસારણ (સિંધવ વગેરે) તે તે દોષને યોગ્ય કહેલા ઔષધોને મધમાં કાલવીને તે વડે કરવું પછી ગરમ પાણીથી ધોઈ નાખીને, ઘી ચોળીને, મધ અને ઘી ભેગા કરીને તે ચોપડીને, કાનથી ઊંચે અને નીચે જવના સાથુના પિંડા મૂકીને, કાનથી ઊંચે અને નીચે (આંખે) પાટો બાંધવો. બીજે દિવસે પાટો છોડીને દોષ પ્રમાણે પરિ-

ષેક કરવો. ચોથે દિવસે નસ્ય વગેરે (નસ્ય, ધૂમ, અંજન વગેરે) કરીને પાંચમે દિવસે પાટો છોડી નાખવો. (બીજું કંઈ કરવું નહિ.)

**પોપચું બરાબર ખોતરાયું હોવાનું લક્ષણ : નહિ તો ઉપાય**

**समं नखनिभं शोफकण्डूघर्षाद्यपीडितम् ॥ ९ ॥**
**विद्यात्सुलिखितं वर्त्म लिखेद् भूयो विपर्यये ।**

બરાબર ખોતરાયેલું પોપચું સપાટ (ખડબચડું નહિ), નખ જેવું, સોજા વિનાનું, ખણજ, વિનાનું અને ઘસારા વિનાનું (ખૂંચે નહિ એવું) હોય છે. જો એથી ઊંધું હોય (પોપચું બરાબર ન ખોતરાયું હોય) તો ફરીથી ખોતરવું.

**વધારે પડતું ખોતરાયું હોવાનાં લક્ષણ અને ઉપાય**

**रुक्पक्ष्मवर्त्मसदनस्रंसनान्यतिलेखनात् ॥ १० ॥**
**स्नेहस्वेदादिकस्तस्मिन्निष्टो वातहरः क्रमः ।**

પોપચું વધારે પડતું ખોતરાય તો પીડા થાય છે, પાંપણ અને પોપચું પોતાનું કામ કરી શકતા નથી અને લબડી પડે છે. એમાં સ્નેહન, સ્વેદન વગેરે વાયુને મટાડે એવી ક્રિયાઓનો ક્રમ ઇચ્છવા યોગ્ય છે.

**અતિલેખનના ઉપાય**

**अभ्यज्य नवनीतेन श्वेतरोध्रं प्रलेपयेत् ॥११॥**
**एरण्डमूलकल्केन पुटपाके पचेत्ततः ।**
**स्विन्नं प्रक्षालितं शुष्कं चूर्णितं पोटलीकृतम् ॥१२**
**स्त्रियाः क्षीरे छगल्या वा मृदितं नेत्रसेचनम् ।**

ધોળા લોધરને માખણ ચોપડીને એના ઉપર એરંડાનાં મૂળના કલ્કનો લેપ કરવો પછી એનો પુટપાક કરવો. પછી એ બફાય ત્યારે એને ધોઈ નાખીને, સૂકવીને, એનું ચૂર્ણ કરીને, સ્ત્રીના ધાવણ સાથે કે બકરીના દૂધ સાથે લસોટીને એની પોટલી કરીને (એ પોટલી દબાવીને) આંખમાં ધાર કરવી (ટીપાં પાડવાં).

**शालितन्दुलकल्केन लिप्तं तद्वत् परिष्कृतम् ॥१३॥**
**कुर्यान्नेत्रेऽतिलिखिते मृदितं दधिमस्तुना ।**
**केवलेनापि वा सेकं मस्तुना जाङ्गलाशिनः ॥**

તે જ પ્રમાણે ધોળા લોધરને માખણ ચોપડીને એના ઉપર શાલિચોખાના કલ્કનો લેપ કરીને એનો પુટપાક કરીને, (બફાય ત્યારે એને ધોઈ નાખીને સૂકવીને, એનું ચૂર્ણ કરીને) દહીંના નીતર્યા પાણી સાથે એ ચૂર્ણને લસોટીને, (એની પોટલી બાંધીને) વધારે પડતી ખોતરાયલી આંખમાં ધાર કરવી, અથવા વધારે પડતી ખોતરાયલી આંખમાં ફક્ત દહીંના નીતર્યા પાણીની પણ ધાર કરવી (ટીપાં પાડવાં). દરદીએ જાંગલ દેશના પ્રાણીનું માંસ ખાઈને રહેવું.

**ફોડવાની રીત**

**पिटिका व्रीहिवक्त्रेण भित्त्वा तु कठिनोन्नताः ।**
**निष्पीडयेदनु विधिः परिशेषस्तु पूर्ववत् ॥१५॥**

કઠણ અને ઊપસી આવેલી ફોલ્લીઓને (લગણથી અલજી સુધીની ફોડવા જેવી ફોલ્લીઓને) વ્રીહિમુખશસ્ત્રથી ફોડીને પછી દબાવવી. બાકીનો (લેપ કરવાનો, ધોવાનો, પાટો બાંધવાનો, દવા રેડવાનો વગેરે) વિધિ પહેલાંની માફક કરવો.

**लेखने भेदने चायं क्रमः सर्वत्र वर्त्मनि ।**

બધાં પોપચાં(તથા પાંપણ)ના રોગમાં લેખન અને ભેદન કરવામાં આ ક્રમ છે.

**પિત્તોત્કિલષ્ટ અને રક્તોત્કિલષ્ટનો ઉપાય**

**पित्तास्रोत्क्लिष्टयोः स्वादु-**
**स्कन्धसिद्धेन सर्पिषा ॥ १६ ॥**
**सिराविमोक्षः स्निग्धस्य त्रिवृच्छ्रेष्ठं विरेचनम् ।**
**लिखिते स्रुतरक्ते च वर्त्मनि क्षालनं हितम् ॥१७**
**यष्टीकषायः, सेकस्तु क्षीरं चन्दनसाधितम् ।**

પિત્તોત્કિલષ્ટ અને રક્તોત્કિલષ્ટ રોગમાં દરદીને મધુર ગણના ઔષધો વડે સિદ્ધ કરેલા ઘીથી સ્નિગ્ધ કરીને એની ફસ્ત ખોલવી અને નસોતર તથા ત્રિફળાનો રેચ આપવો. પોપચું ખોતર્યા પછી લોહી નીકળી રહે ત્યારે જેઠીમધના ક્વાથથી ધોવાથી ફાયદો થાય છે અને સુખડથી સિદ્ધ કરેલા દૂધની ધાર કરવાથી ફાયદો થાય છે

**પક્ષ્મશાતના ઉપાય**

**पक्ष्मणां सदने सूच्या**
**रोमकूपान् विकुट्टयेत् ॥ १८ ॥**
**स्रावयेद्वा जलौकोभिः; पयसेक्षुरसेन वा ।**
**वमनं नावनं सर्पिः शृतं मधुरशीतलैः ॥ १९ ॥**

પક્ષ્મશાતરોગમાં, જેમાંથી પાંપણો ઊગી નીકળે છે તે છિદ્રોને સોયથી છૂંદવાં, અથવા ત્યાં જળો મુકાવવી અથવા દૂધ પાઈને કે શેરડીનો રસ પાઈને પછી એને ઊલટીઓ કરાવવી, (તથા કાળી દ્રાક્ષ જેવાં) મધુર અને ઠંડાં દ્રવ્યો સાથે પકવેલું ઘી નસ્ય તરીકે ફાયદાકારક છે.

**सञ्चूर्ण्य पुष्पकासीसं भावयेत्सुरसारसैः ।**
**ताम्रे दशाहं परमं पक्ष्मशाते तदञ्जनम् ॥ २० ॥**

પુષ્પકસીસ(હીરાકસી)ને બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એને તાંબાનાં વાસણમાં દસ દિવસ સુધી તુલસીના રસમાં ભાવના આપવી એ પક્ષ્મશાતરોગમાં ઉત્તમ અંજન છે.

પોથકીના ઉપાય

पोथकीर्लिखिताः शुण्ठीसैन्धवप्रतिसारिताः ।
उष्णाम्बुक्षालिताः सिञ्चेत्
खदिराढकिशिग्रुभिः ॥२१॥
अम्लिकैर्वा निशाश्रेष्ठामधुकैर्वा समाक्षिकैः ।

પોથકીને વૃદ્ધિપત્ર વગેરેથી ખોતરીને, સૂંઠ અને સૈંધવ વડે પ્રતિસારણ કરીને, ઊના પાણીથી ધોઈ નાખી ને, ખેર, તુવેર અને સરગવો એ ત્રણેનો પાણીમાં કવાથ કરીને એ કવાથમા મધ નાખીને, અથવા હળદર, દારુહળદર, ત્રિફળા અને જેઠીમધનો પાણીમા કવાથ કરીને એ કવાથમા મધ નાખીને એ કવાથ રેડવો

કફોત્ક્લિષ્ટ રોગના ઉપાય

कफोत्क्लिष्टे विलिखिते
सक्षौद्रैः प्रतिसारणम् ॥२२॥
सूक्ष्मैः सैन्धवकासीसमनोह्वाकणतार्क्ष्यजैः ।
वमनाञ्जननस्यादि सर्वं च कफजिद्धितम् ॥२३॥

કફોત્ક્લિષ્ટ રોગમા ( શસ્ત્ર વડે ) ખોતરીને સૈંધવ, હીરાકસી, મનશીલ, પીપર અને રસાંજન એ પાચના બહુ બારીક ચૂર્ણને મધમા કાલવીને પ્રતિસારણ કરવુ તથા કફ મટાડે એવુ વમન, અંજન, નસ્ય વગેરે બધું ફાયદો કરે છે

લગણના ઉપાય

कर्तव्यं लगणेऽप्येतदशान्तावग्निना दहेत् ।

લગણરોગમા પણ એવું જ ( કફોત્ક્લિષ્ટ જેવું જ ) કરવું, પણ જો એમ કરવાથી ન મટે તો ડામ દેવો

( ઉત્સગ અને ) આંજણીનો ઉપાય

[ स्विन्नां भित्त्वा विनिष्पीड्य भिषग-
( ड्योत्सङ्गां चा )ञ्जननामिकाम् ।
शिलैलानतसिन्धूत्थैः सक्षौद्रैः प्रतिसारयेत् । १ ]

[ ઉત્સગ અને ) આંજણીના રોગમા શેક કરીને પછી દબાવીને વૈદ્યે ( ફોલ્લીઓને અને ) આંજણીને ફોડીને શિલાજિત, એલચી, સિંધવ અને તગર એ ચાર વસ્તુઓના વસ્રગાળ ચૂર્ણને મધમા કાલવીને એના વડે પ્રતિસારણ કરવું ]

કુકૂણકનો ઉપાય

कुकूणे खदिरश्रेष्ठानिम्बपत्रशृतं घृतम् ॥२४॥
पीत्वा धात्री वमेत्कृष्णायष्टीसर्षपसैन्धवैः ।

કુકૂણકરોગમા બાળકને ધવડાવનારી સ્ત્રીએ ખેર, ત્રિફળા અને લીમડાનાં પાદડાં સાથે પકવેલુ ઘી પીને પીપર, જેઠીમધ, સરસવ અને સૈંધવ વડે ઊલટીઓ કરવી.

अभयापिप्पलीद्राक्षाक्वाथेनैनां विरेचयेत् ॥२५॥

( પછી ) એને ( ધવડાવનારી સ્ત્રીને ) હરડે, પીપર અને કાળી દ્રાક્ષના કવાથથી રેચ કરાવવા

मुस्ताद्विरजनीकृष्णाकल्केनालेपयेत्स्तनौ ।
धूपयेत्सर्षपैः साज्यैः

( પછી ) મોથ, હળદર, દારુહળદર ર ને પીપરના કલ્કનો ( ધવડાવનારી સ્ત્રીના ) બન્ને સ્તન ઉપર લેપ કરવો તથા બને સ્તનોને ઘીવાળા સરસવનો ધૂપ દેવો

शुद्धां क्वाथं च पाययेत् ॥२६॥
पटोलमुस्तमृद्वीकागुडूचीत्रिफलोद्भवम् ।

( આ રીતે વમન, વિરેચન, વગેરેથી ) શુદ્ધ થયેલી તે સ્ત્રીને પટોળ, મોથ, કાળી દ્રાક્ષના ગગૂર, ગળો અને ત્રિફળાનો કવાથ પાવો

शिशोस्तु लिखितं वर्त्म
सुतासृग्वाऽम्बुजन्मभिः ॥२७॥
धात्र्यश्मन्तकजम्ब्वत्थपत्रक्वाथेन सेचयेत् ।

પણ ( કુકૂણકરોગમા ) બાળકના પોપચાને ખોતરીને અથવા પોપચા ઉપર જળો મુકાવીને લોહી કઢાવીને પછી આંબળા, અપો, કાચનાર ( અશ્મતક ) અને જાબુડી એ ત્રણેના પાદડાંના કવાથની ધાર કરવી

બાળકોની ચિકિત્સાનો સામાન્ય નિયમ

प्रायः क्षीरघृताशित्वाद्बालानां श्लेष्मजा गदाः
तस्माद्वमनमेवाग्रे सर्वव्याधिषु पूजितम् ।

બાળકો ઘણુ ખરુ દૂધ–ઘી ખાતા હોવાથી એમને કફથી થતા રોગો થાય છે તેથી ( બાળકોના ) બધા રાગોમા પહેલું વમન કરાવવુ એ જ ઉત્તમ છે

કયા બાળકને કયા દ્રવ્યથી ઊલટીઓ કરાવવી

सिन्धूत्थकृष्णापामार्गबीजाज्यस्तन्यमाक्षिकम् ॥
चूर्णो वचायाः सक्षौद्रो मदनं मधुकान्वितम् ।
क्षीरं क्षीरान्नमन्नं च भजत क्रमतः शिशोः ॥३०॥
वमनं सर्वरोगेषु विशेषेण कुकूणके ।

( ૧ ) ફક્ત દૂધ પીને રહેનાર બાળકને સિંધવ, પીપર, અઘેડાના બી, ઘી, ધાવણ ( કે, દૂધ ) અને મધ એ છ વાના ભેગા પાઈને, ( ૨ ) દૂધ અને અનાજ બને ઉપર રહેતા બાળકને વજનુ ચૂર્ણ મધમા કાલવીને એ ચટાડીને તથા ( ૩ ) ફક્ત અનાજ ખાઈને રહેતા બાળકને જેઠીમધ અને મીંઢળ( ની છાલ ) ભેળાં ફકાવીને બધા રોગોમા અને ખાસ કરીને કુકૂણકરોગમાં ઊલટીઓ કરાવવી.

सतलारससिद्धाज्यं योज्यं चोभयशोधनम् ॥३१

અને સમલા(સાથેર)ના સ્વરસમાં સિદ્ધ કરેલું ઘી વમન અને વિરેચન તરીકે આપવું

કુકૂણક (ચાંદુ)

**द्विनिशारोध्रयष्ट्याह्वरोहिणीनिम्बपल्लवैः ।**
**कुकूणके हिता वर्तिः पिष्टैस्ताम्ररजोन्वितैः ॥३२॥**
**क्षीरक्षौद्रघृतोपेतं दग्धं वा लोहजं रजः ।**

કુકૂણકરોગમાં હળદર, દારુહળદર, લોધર, જેઠીમધ, હરડે, લીમડાના પાંદડાં અને તાંબાનો ભૂકો એટલી વસ્તુઓને પાણી સાથે ખૂબ લસોટીને બનાવેલી વાટ (ગોળી) ઓરસિયા પર ઘસીને આંજવી અથવા દૂધ, મધ અને ઘી સાથે લોઢાનું દ્રાવણ (ક્ષાર) હિતકારક છે

**पलाशरसोनकतकशङ्खोषणफणिज्झकैः ॥३३॥**
**वर्तिः कुकूणपोथक्योः सुरापिष्टैः सकट्फलैः ।**

કુકૂણ અને પોથકી રોગમાં એલચી, લસણ, કતક (નિર્મળી), શંખ, મરી, તુલસી અને કાયફળ એટલી વસ્તુઓને સુરા સાથે લસોટીને એની બનાવેલી વાટ (આંજવાની ગોળી) ફાયદો કરે છે

પક્ષ્મોપરોધના ઉપાય

**पक्ष्मरोधे प्रवृद्धेषु शुद्धदेहस्य रोमसु ॥३४॥**
**उत्सृज्य द्वौ भ्रुवोऽधस्ताद्-**
**भागौ भागं च पक्ष्मतः ।**
**यवमात्रं यवाकारं तिर्यक् छित्त्वाऽऽर्द्रवाससा ॥३५॥**
**अपनेयमसृक् तस्मिन्नल्पीभवति शोणिते ।**
**सीव्येत्कुटिलया सूच्या मुद्गमात्रान्तरैः पदैः ॥३६॥**
**बद्ध्वा ललाटे पट्टं च तत्र सीवनसूत्रकम् ।**
**नातिगाढश्लथं सूच्या निक्षिपेदथ योजयेत् ॥३७॥**
**मधुसर्पिः कवलिकां न चास्मिन् बन्धमाचरेत् ।**
**न्यग्रोधादिकषायैश्च सक्षीरैः सेचयेद्रुजि ॥३८॥**
**पञ्चमे दिवसे सूत्रमपनीयावचूर्णयेत् ।**
**गैरिकेण व्रणं युञ्ज्यात्तीक्ष्णं नस्याञ्जनादि च ॥३९॥**

પક્ષ્મોપરોધરોગમાં જો પાંપણોના વાળ બહુ વધ્યા હોય, તો દરદીના શરીરનું શોધન થઈ રહ્યા પછી (ભમ્મર અને પાંપણ વચ્ચેના અંતરના ત્રણ ભાગ કલ્પીને એ ત્રણ ભાગમાંથી) ભમ્મર નીચેના બે ભાગ અને પાંપણથી ઉપરનો એક ભાગ છોડીને (ભમ્મરથી બે ભાગ નીચે અને પાંપણથી એક ભાગ ઊંચે) જવ જેવડો અને જવ જેવા આકારનો આડો કાપ મૂકીને ભીના વસ્ત્રથી લોહી લૂછી નાખવું પછી જ્યારે લોહી ઓછું થઈ જાય ત્યારે વાંકી સોયથી એક મગ જેટલા અંતરેઅંતરે ટાંકા લઈને સીવવું તથા કપાળે પટ્ટો બાંધીને ત્યાં (પાટામાં) એ ટાંકા મારેલા દોરાને બહુ તાણીને નહિ તેમ બહુ ઢીલો નહિ એવી રીતે સોયથી પરોવી રાખવો. પછી (ટાંકા મારેલા ઘા ઉપર) મધ અને ઘીમાં બોળીને લૂગડાની ગડ મૂકવી એના ઉપર પાટો બાંધવો નહિ જો એમાં પીડા થાય તો ન્યગ્રોધાદિ ગણનાં ઔષધોના ક્વાથમાં દૂધ ભેળવીને એ ક્વાથ રેડવો. પાંચમે દિવસે દોરો કાઢી લઈને ઘા ઉપર સોનાગેરુનું ચૂર્ણ ભભરાવવું અને તીક્ષ્ણ નસ્ય, અંજન વગેરે ઉપચાર કરવા

**दहेदशान्तौ निर्भुज्य वर्त्मदोषाश्रयां वलीम् ।**
**संदंशेनाधिकं पक्ष्म हृत्वा तस्याश्रयं दहेत् ॥४०॥**
**सूच्यग्रेणाग्निवर्णेन, दाहो बाह्यालजेः पुनः ।**
**भित्त्वा क्षारवह्निभ्यां सुच्छिन्नस्यार्बुदस्य च ॥**

એ રીતે જો પક્ષ્મોપરોધ રોગ ન મટે તો પોપચાના દોષને આશ્રયે રહેલા વાટાને ઉથલાવીને સદંશયંત્રથી વધારાના પાંપણના વાળ ખેંચી કાઢીને એ વધારાના વાળની જગ્યાએ દેવતામાં તપાવેલી દેવતા જેવી લાલ ચોળ સોયની અણી વડે બાળવી પણ બાહ્ય અલજી (નાસૂર)ને ફોડીને ક્ષાર કે દેવતા વડે બાળવી. તથા અર્બુદને બરાબર કાપી કાઢીને ક્ષાર વડે બાળવું કે દેવતા વડે ડામવું

इत्यष्टाङ्गहृदयसंहितायां षष्ठे उत्तरस्थाने वर्त्मरोगप्रतिषेधो नाम नवमोऽध्यायः ॥९॥

## અધ્યાય ૧૦ મો : આંખના સંધિભાગના, ધોળા ડોળાના અને કાળા ડોળાના રોગનું જ્ઞાન

**अथातः सन्धिसितासित-**
**रोगविज्ञानीयं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે (આંખના) સંધિભાગના, ધોળા ડોળાના અને કાળા ડોળાના રોગનું જ્ઞાન થવા માટે ઉપયોગી (અધ્યાય) સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યું છે

### સંધિરોગો

(આંખના છ સંધિ (જોડાણ) છે: ૧. પાંપણ અને પોપચાનું જોડાણ, ૨. પાંપણ અને ધોળા ડોળાનું જોડાણ, ૩. ધોળા અને કાળા ડોળાનું જોડાણ, ૪ કાળા ડોળાનું અને કીકીનું જોડાણ, ૫. નાક તરફનો આંખનો ખૂણો, ૬. લમણા તરફનો આંખનો ખૂણો) (સુશ્રુત ઉ. અ. ૧)

જલાસ્રવ

वायुः क्रुद्धः सिराः प्राप्य
जलाभं जलवाहिनीः ।
अश्रु स्रावयते वर्त्मशुक्लसन्धेः कनीनकात् ॥१॥
तेन नेत्रं सरुग्रागशोफं स्यात्स जलास्रवः ।

કોપેલો વાયુ જળ વહેનારી સિરાઓમાં જઈને પોપચાં અને ધોળા ડોળાના મેળાપભાગ આગળ નાક તરફના આંખના ખૂણામાંથી પાણી જેવાં આંસુ વહેવડાવે છે તેથી આંખમાં પીડા થાય છે અને આંખે સોજો રહે છે એ જલાસ્રાવ રોગ છે

કફાસ્રવ

कफात् कफास्रवे श्वेतं पिच्छिलं बहलं स्रवेत् ॥२॥

કફના પ્રકોપના લીધે થતા કફાસ્રવ રોગમાં ધોળું, પિચ્છિલ અને ઘાટું પાણી નીકળે છે

ઉપનાહ

कफेन शोफस्तीक्ष्णाग्रः क्षारबुद्बुदकोपमः ।
पृथुमूलबलः स्निग्धः सवर्णो मृदुपिच्छिलः ॥३॥
महानपाकः कण्डूमानुपनाहः स नीरुजः ।

કફને લીધે થતા, અણિયાળા મોંવાળા, (ક્ષારને ઉકાળે ત્યારે) ક્ષારમાં થતા પરપોટા જેવા, વિશાળ મૂળ અને બળવાળા, સ્નિગ્ધ, સમાન રંગના, મૃદુ, પિચ્છિલ, મોટા, બહુ પાકે નહિ એવા, ચળવાળા, પીડા વિનાના (કે થોડી પીડાવાળા) સોજાને ઉપનાહ કહે છે

રક્તાસ્રવ

रक्ताद् रक्तास्रवे ताम्रं बहूष्णं चास्रु सस्रवेत् ॥४॥

લોહીના પ્રકોપને લીધે થતા રક્તાસ્રવ રોગમાં તાંબા જેવા રંગના, પુષ્કળ અને ઊના આંસુ નીકળે છે

પર્વણી

वर्त्मसन्ध्याश्रया शुक्ले पिटिका दाहशूलिनी ।
ताम्रा मुद्गोपमा भिन्ना रक्तं स्रवति पर्वणी ॥५॥

પોપચાના સંધિભાગમાં ધોળા ડોળામાં થતી, બળતરા અને શૂળ(સણકા)વાળી, તાંબા જેવા રંગની, મગ જેવી, ફૂટે ત્યારે લોહી નીકળે એવી ફોલ્લી તે પર્વણી છે

(પર્વણી લોહીના પ્રકોપથી થાય છે એમ સમજવું, કારણ કે રક્તાસ્રવ પછી તરત પર્વણી રોગ ગણાવ્યો છે તથા પર્વણી ફૂટે છે ત્યારે લોહી નીકળે છે)

પૂયાસ્રવ

पूयास्रवे मलाः सास्रा वर्त्मसन्धेः कनीनकात् ।
स्रावयन्ति मुहुः पूयं सास्रं त्वङ्मांसपाकतः ॥६॥

પૂયાસ્રવ રોગમાં ચામડી અને માંસ પાકતાં હોવાથી લોહી અને દોષો (એ ચારે કોપીને) પોપચાંના સંધિભાગ આગળ નાક તરફના આંખના ખૂણામાંથી વારવાર લોહી અને પરુ વહેવડાવે છે

પૂયાલસ

पूयालसो व्रणः सूक्ष्मः शोफसंरम्भपूर्वकः ।
कनीनसन्धावाध्मायी पूयास्रावी सवेदनः ॥७॥

આંખના નાક તરફના ખૂણાવાળા સાંધા આગળ પડેલા સોજો અને સરભ થઈને પછી એ જતે ફૂટીને સૂક્ષ્મ, ફૂલેલો, પરુઝરતો અને પીડાવાળો વ્રણ થાય તે પૂયાલસ છે

અલજી

कनीनस्यान्तरलजी शोफो रुक्तोददाहवान् ।

નાક તરફના આંખને ખૂણાની અંદરની બાજુએ પીડા, તોદ અને બળતરાવાળો સોજો થાય તે અલજી છે

કૃમિગ્રંથિ

अपाङ्गे वा कनीने वा कण्डूपापक्ष्मपोटवान् ॥८॥
पूयास्रावी कृमिग्रन्थि-
ग्रन्थिः कृमियुतोऽर्तिमान् ।

લમણા તરફને આંખને ખૂણે કે નાક તરફને આંખને ખૂણે ખજવાળ, ઊંધાં અને પક્ષ્મપોટ(પાંપણો ગૂંચવાઈ જાય)વાળી, પરુવહેતી, કૃમિવાળી અને પીડાવાળી ગાંઠ તે કૃમિગ્રંથિ છે

સાધ્યાસાધ્ય

उपनाहकृमिग्रन्थिपूयालसकपर्वणीः ॥ ९ ॥
शस्त्रेण साधयेत्पञ्च सालजीनास्रवांस्त्यजेत् ।

ઉપનાહ, કૃમિગ્રંથિ, પૂયાલસ અને પર્વણી એ ચાર રોગોને શસ્ત્રક્રિયાથી મટાડવા, અલજી અને આસ્રાવો (જલાસ્રવ, કફાસ્રવ, રક્તાસ્રવ, પૂયાસ્રવ) એ પાંચને (અસાધ્ય ગણીને) છોડી દેવા

## ધોળા ડોળાના રોગ

શુક્તિકા

पित्तं कुर्यात्सिते बिन्दूनसितश्यावपीतकान् ॥१०
मलाकादर्शतुल्यं वा सर्वं शुक्लं सदाहरुक् ।
रोगोऽयं शुक्तिकासंज्ञः सशकृद्भेदतृड्ज्वरः ॥११

પિત્ત ધોળા ડોળામાં કાળા, બદામી રંગના કે પીળા ટપકાં પાડે છે અથવા (પિત્તને લીધે) આખા ધોળા ડોળાને મેલથી ખરડાયેલા કાચના જેવા, બળતરા અને પીડાવાળો કરી દે છે એ રોગનું નામ શુક્તિકા

છે. એમાં સાથે ભાંગલ ગાય, તરસ અને તાવ હોય છે.

શુક્લાર્મ (ધોળી વેલ)

**कफाच्छुक्ले समं श्वेतं चिरवृद्ध्यधिमांसकम्।**
**शुक्लार्म**

કફના પ્રકોપને લીધે ધોળા ડોળામાં ઘાટીલું, ધોળું બહુ વખતે વધે એવું માંસ વધે છે, તે શુક્લાર્મરોગ છે.

બલાસગ્રથિત

**शोफस्त्वरुजः सवर्णो बहलोऽमृदुः ॥१२॥**
**गुरुः स्निग्धोऽम्बुबिन्द्वाभो**
**बलासग्रथितं स्मृतम्।**

પીડા વિનાનો, સમાન રંગનો (કાંસા જેવા રંગનો (=સુશ્રુત ઉ. ૪/૯), ઘટ્ટ, કઠણ, ભારે, સ્નિગ્ધ અને પાણીના ટીપા જેવો (ઊપસી આવેલો—સુશ્રુત ઉ. ૪/૯ ડલ્હણ) સોજો તે બલાસગ્રથિત રોગ છે એમ આયુર્વેદમાં કહેલું છે.

પિષ્ટક

**बिन्दुभिः पिष्टधवलैरुत्सन्नैः पिष्टकं वदेत् ॥१३॥**

ચોખાના અટામણ જેવાં ધોળાં અને ઉપસી આવેલાં ટપકાં ઉપરથી પિષ્ટક રોગ કહેવો.

સિરોત્પાત

**रक्तराजीततं शुक्लमुष्यते यत्सवेदनम्।**
**अशोफाश्रूपदेहं च**
**सिरोत्पातः स शोणितात् ॥१४॥**

ધોળા ડોળા ઉપર રાતી સિરાઓ તરી આવીને રાતા લિસોટાલિસોટા થઈ જાય, ધોળા ડોળામાં બળતરા થાય, પીડા થાય પણ સોજો, આંસુ કે લોપડ- ચોપડ ન હોય તે સિરોત્પાતરોગ લોહીના પ્રકોપથી થાય છે.

સિરાહર્ષ

**उपेक्षितः सिरोत्पातो राजीस्ता एव वर्धयन्।**
**कुर्यात्सास्रं सिराहर्षं तेनाक्ष्युद्वीक्षणाक्षमम् ॥१५॥**

સિરોત્પાતરોગમાં યોગ્ય ઉપચાર ન થાય તો તે સિરોત્પાત રોગ તે જ લિસોટાઓને વધારીને સિરોહર્ષ-રોગ કરે છે. તેને લીધે આંખ આંસુવાળી થાય છે અને જોઈ શકતી નથી.

સિરાજાલ

**सिराजाले सिराजालं बृहद्रक्तं घनोन्नतम्।**

સિરાજાલ રોગમાં સિરાઓનું જાળું (=જાળ) મોટું રાતું, ઘટ્ટ (એકબીજાની અડોઅડ) તથા ઊપસેલું હોય છે.

શોણિતાર્મ

**शोणितार्म समं श्लक्ष्णं पद्माभमधिमांसकम् ॥१६**

ઘાટીલું, લીસું, પદ્મ જેવું માંસ (ધોળા ડોળામાં) વધે છે તે શોણિતાર્મ છે.

અર્જુન

**नीरुक् श्लक्ष्णोऽर्जुनं बिन्दुः**
**शशलोहितलोहितः।**

(આંખમાં ઝોકો વગેરે વાગવાથી ધોળા ડોળામાં) પીડા વિનાનું, લીસું, સસલાના લોહી જેવું લાલ ટપકું તે અર્જુન છે.

પ્રસ્તાર્યર્મ

**मृद्वाशुवृद्ध्यरुङ्मांसं प्रस्तारि श्यावलोहितम् ॥**
**प्रस्तार्यर्म मलैः सास्रैः**

મૃદુ, ઝટ વધે એવું, પીડા વિનાનું, પ્રસરી જાય એવું, બદામી રંગનું કે લાલ માંસનું ઊપસી આવવું તે પ્રસ્તાર્યર્મ રોગ છે. તે લોહીના તથા દોષોના પ્રકોપથી થાય છે.

સ્નાવાર્મ

**स्नाय्वर्म स्नावसन्निभम्।**

સ્નાવાર્મ સ્નાયુના જેવું હોય છે. (વધતું માંસ સ્નાયુના જેવું હોય છે).

અધિમાંસાર્મ

**शुष्कासृक्पिण्डवच्छ्यावं यन्मांसं बहलं पृथु ॥**
**अधिमांसार्म तद्**

સૂકા લોહીના ગોળા જેવું બદામી રંગનું, ઘટ્ટ અને વિશાળ (ઊપસી આવેલું) માંસ તે અધિમાંસાર્મ છે.

સિરાપિટિકા

**दाहाघर्षवत्यः सिरावृताः।**
**कृष्णासन्नाः सिरासंज्ञाः पिटिकाः सर्षपोपमाः ॥**

બળતરાવાળી, કરકરી, સિરાઓથી છવાયેલી, કાળા ડોળાની પાસે થતી, સરસવ જેવી ફોલ્લીઓ તે સિરા-પિટિકા છે.

ધોળા ડોળાના રોગ વિષે સાધ્યાસાધ્યવિચાર

**शुक्तिहर्षसिरोत्पातपिष्टकग्रथितार्जुनम्।**
**साधयेदौषधैः षट्कं शेषं शस्त्रेण सप्तकम् ॥२०**
**नयोत्थं तदपि प्रायः**

શુક્તિકા, સિરાહર્ષ, સિરોત્પાત, પિષ્ટક, બલાસ-ગ્રથિત અને અર્જુન એ છ રોગને દવાઓથી મટાડવા. આ બાકીના સાત રોગોને શસ્ત્રક્રિયા કરીને મટાડવા.

બાકીના સાત રોગ પણ તાજા જ થયેલા હોય તો એમને પણ ઔષધોથી મટાડવા

अर्मोक्तं यच्च पञ्चधा ।
तच्छेद्यमसितप्राप्तं मांसस्नावसिरावृतम् ॥२१
चर्मोद्दालवदुच्छ्रायि दृष्टिप्राप्तं च वर्जयेत् ।

જે પાચ પ્રકારના અર્મ (વેલ) કહ્યા (શુક્લાર્મ, શોણિતાર્મ, પ્રસ્તાર્યર્મ, સ્નાવાર્મ, અધિમાંસાર્મ) તે (શસ્ત્રથી) કાપી કાઢવા જોઈએ, જે અર્મ કાળા ડોળામા પહોચ્યુ હોય, માસ, સ્નાયુ અને સિરાઓથી છવાયું હોય તથા જે ચામડાના કકડાની માફક ઊપસે તે અર્મને પણ કાપી કાઢવુ જોઈએ, પણ જે અર્મ દૃષ્ટિ (કાળા ડોળાની વચ્ચેની કીકી) સુધી પહોચે તેને (અસાધ્ય ગણીને) છોડી દેવુ

## કાળા ડોળાના રોગ

### ક્ષતશુક્ર (ફૂલુ)

पित्तं कृष्णेऽथवा दृष्टौ शुक्रं तोदाश्रुरागवत् ॥२२
छित्त्वा त्वचं जनयति तेन स्यात्कृष्णमण्डलम् ।
पक्वजम्बूनिभं किञ्चिन्निम्नं च क्षतशुक्रकम् ॥२३
तत्कृच्छ्रसाध्यं, याप्यं तु द्वितीयपटलव्यधात् ।
तत्र तोदादिबाहुल्यं सूचीविद्धाभकृष्णता ॥२४॥
तृतीयपटलच्छेदादसाध्यं निचितं व्रणैः ।

પિત્ત કાળા ડોળા ઉપર કે કીકી ઉપર ચામડી (પહેલુ પડ) ભેદીને તોદ, આસુ અને રતાશવાળુ ફૂલુ પેદા કરે છે તેને લીધે કાળો ડોળો પાકા જાબુ જેવો અને કંઈક ખાડાવાળો થાય છે એ ક્ષતશુક્ર (ઘાવાળુ ફૂલુ) કૃચ્છ્રસાધ્ય છે બીજુ દૃષ્ટિપટલ વીંધાવાથી ક્ષતશુક્ર યાપ્ય થાય છે તેમા તોદ વગેરે (તોદ, આસુ અને રતાશ) પુષ્કળ હોય છે અને જાણે સોયથી વીંધાયો હોય એવો કાળો ડોળો હોય છે ત્રીજુ દૃષ્ટિ પટલ વીંધાવાથી ક્ષતશુક્ર વ્રણોથી ભરેલ અને અસાધ્ય હોય છે

### શુદ્ધ શુક્ર (શુદ્ધ ફૂલુ)

शङ्खशुक्लं कफात्साध्यं नातिरुक् शुद्धशुक्रकम् ॥

કફના પ્રકોપથી થતુ, શખ જેવુ ધોળુ, બહુ પીડા વિનાનું ફૂલુ તે શુદ્ધ શુક્ર છે

### અજકા

आताम्रपिच्छिलास्रस्रुदाताम्रपिटिकाऽतिरुक् ।
अजाविट्सदृशोच्छ्रायकार्ष्ण्या
वर्ज्याऽसृजाऽजका ॥ २६ ॥

જરા ... અને પિચ્છિલ, લોહીઝરતી, બહુ પીડાવાળી, બકરીની લીંડી જેવા ઉપાડ અને કાળાશવાળી, જરા તાબાવર્ણી અજકા નામની ફોલ્લી લોહીના પ્રકોપથી થાય છે, તે અસાધ્ય છે

### સિરાશુક્ર

सिराशुक्रं मलैः सास्रैस्तज्जुष्टं कृष्णमण्डलम् ।
सतोददाहताम्राभिः सिराभिरवतन्यते ॥ २७ ॥
अनिमित्तोष्णशीताच्छघनास्रस्रुक्च तत्त्यजेत् ।

સિરાશુક્ર નામનો રોગ ત્રણે દોષના અને લોહીના પ્રકોપથી થાય છે તે સિરાશુક્રના આશ્રયરૂપ કાળા ડોળામા તોદવાળી, બળતરાવાળી અને તાબાવર્ણી સિરાઓ વ્યાપી જાય છે એ સિરાશુક્રમાથી કંઈ પણ કારણ વિના ઘડીમા ઊના તો ઘડીમા ઠડા, ઘડીમા પાતળા તો ઘડીમા ઘટ્ટ આસુ નીકળે છે, એ રોગ અસાધ્ય છે.

### અક્ષિપાકાત્યય

दोषैः सास्रैः सकृत्कृष्णं नीयते शुक्लरूपताम् ॥२८
धवलाभ्रोपलिप्ताभं निष्पावार्धदलाकृति ।
अतितीव्ररुजारागदाहश्वयथुपीडितम् ॥ २९ ॥
पाकात्ययेन तच्छुक्रं वर्जयेत्तीव्रवेदनम् ।

દોષોના અને લોહીના પ્રકોપથી કાળો ડોળો એક સાથે ધોળો બની જાય છે અક્ષિપાકાત્યય રોગને લીધે ધોળા વાદળાથી લીંપાયુ હોય એવુ, વાલની અડધી દાળ જેવા આકારનુ, બહુ તીવ્ર પીડા, રતાશ, બળતરા અને સોજાની પીડાવાળુ, તે તીવ્ર વેદનાવાળુ ફૂલુ થાય છે તે અસાધ્ય છે

### અસાધ્ય શુક્રના લક્ષણ

यस्य वा लिङ्गनाशोऽन्तः
श्यावं यद्वा सलोहितम् ॥३०॥
अत्युत्सेधावगाढं वा सास्रु नाडीव्रणावृतम् ।
पुराणं विषमं मध्ये विच्छिन्नं यच्च शुक्रकम् ॥३१

જે ફૂલાને લીધે જોવાની ઇન્દ્રિયની શક્તિનો નાશ થાય, જે ફૂલુ અદર બદામી રગનુ કે જરા લાલ હોય, જે બહુ ઊપસી આવેલુ કે બહુ ઊંડુ હોય, જે આસુ નીકળે એવુ હોય, જે નાડીવ્રણથી છવાયેલું હોય, જે જૂનુ (એક વરસથી વધારે વખતથી થયેલું) હોય, જે ઢગધડ વિનાના આકારવાળુ હોય અને જે વચમા તૂટી ગયેલું હોય તે દરેક ફૂલું (અસાધ્ય છે)

पञ्चेत्युक्ता गदाः कृष्णे
साध्यासाध्यविभागतः ॥ ३१½ ॥

આ રીતે સાધ્ય કયા અને અસાધ્ય કયા એનો ભેદ પાડીને કાળા ડોળાના પાચ રોગો કહ્યા છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सन्धिसितासितरोग-
विज्ञानीयो नाम दशमोऽध्यायः ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો : આંખના સંધિભાગના, ધોળા ડોળાના અને કાળા ડોળાના રોગોના ઉપાય

अथातः सन्धिसितासितरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

ત્યારે હવે અમે આંખના સંધિભાગના, ધોળા ડોળાના અને કાળા ડોળાના રોગોને મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### ઉપનાહનો ઉપાય

उपनाहं भिषक् स्विन्नं भिन्नं व्रीहिमुखेन च ।
लेखयेन्मण्डलाग्रेण ततश्च प्रतिसारयेत् ॥ १ ॥
पिप्पलीक्षौद्रसिन्धूत्थैर्बध्नीयात्पूर्ववत्ततः ।
पटोलपत्रामलककक्वाथेनाश्च्योतयेच्च तम् ॥ २ ॥

(જલાસ્રવ અને કફાસ્રવ અસાધ્ય હોવાથી એ બનેના ઉપાય કહ્યા નથી તેથી સીધો જ ઉપનાહનો ઉપાય કહે છે )

વૈદ્યે ઉપનાહને (ઉ ૯/૩ પ્રમાણે ગરમ પાણીની વરાળથી ગરમ કરેલા પોતા વડે) શેક કરવો, પછી વ્રીહિમુખશસ્ત્રથી ચીરવું, મંડલાગ્રશસ્ત્રથી ખોતરવું અને પછી પીપર, મધ ને સિંધવથી પ્રતિસારણ કરવું પછી પહેલાની માફક (ઉ ૯/૬ાા થી ૭ાા પ્રમાણે) પાટા બાધવો અને (ઉ ૯/૮ પ્રમાણે) પટોળનાં પાંદડા ને આમળાના ક્વાથના ટીપા પાડવા

### પર્વણીનો ઉપાય

पर्वणी बडिशेनात्ता बाह्यसन्धित्रिभागतः ।
वृद्धिपत्रेण वर्ध्यार्धे स्यादश्रुगतिरन्यथा ॥३॥
चिकित्सा चार्मवत्क्षौद्रसैन्धवप्रतिसारिता ।

બાહ્ય સંધિના ત્રીજા ભાગ આગળ બડિશયંત્ર વડે પકડી રાખીને પર્વણીને વૃદ્ધિપત્ર નામના શસ્ત્ર વડે અર્ધવત્રથી કાપવી, નહિ તો (અર્ધવત્રથી કાપવામા ન આવે તો) આંસુ નીકળ્યા કરે. પર્વણીની ચિકિત્સા અર્મ જેવી કરવી (શ્લોક ૧૯ાા થી ૨૨) પણ પર્વણીમાં પ્રતિસારણ મધ અને સિંધવ વડે કરવું

### પૂયાલસનો ઉપાય

पूयालसे सिरां विध्येत्ततस्तमुपनाहयेत् ॥ ४ ॥
कुर्वीत चाक्षिपाकोक्तं सर्वं कर्म यथाविधि ।

પૂયાલસરોગમાં ફસ ખોલવી. પછી પૂયાલસ ઉપર ઉપનાહ શેક કરવો, તથા અક્ષિપાકમા કહેલી બધી ક્રિયા વિધિપુરઃસર કરવી

सैन्धवार्द्रककासीसलोहताम्रैः सुचूर्णितैः ॥५॥
चूर्णाञ्जनं प्रयुञ्जीत सक्षौद्रैर्वा रसक्रियाम् ।

સિંધવ, આદુ, હીરાકસી, લોઢુ અને તાંબું એ પાચનુ બહુ ઝીણું ચૂર્ણ કરીને એ ચૂર્ણ આંજવુ અથવા એ પાચના ચૂર્ણને મધમા કાલવીને રસક્રિયા કરવી

### કૃમિગ્રંથિનો ઉપાય

कृमिग्रन्थिं करीषेण स्विन्नं भित्त्वा विलिख्य च ॥६॥
त्रिफलाक्षौद्रकासीससैन्धवैः प्रतिसारयेत् ।

કૃમિગ્રંથિને ગાયના છાણનો શેક કરીને, વૃદ્ધિપત્રથી ચીરીને અને મંડલાગ્રશસ્ત્રથી ખોતરીને ત્રિફળા, મધ, હીરાકસી અને સિંધવ વડે પ્રતિસારણ કરવું

### શુક્તિકાનો ઉપાય

पित्ताभिष्यन्दवच्छुक्तिं

શુક્તિકારોગના ઉપાય પિત્તાભિષ્યંદના જેવા (ઉ અ ૧૬) કરવા

### બલાસગ્રથિત અને પિષ્ટકનો ઉપાય

बलासाह्वयपिष्टके ॥७॥
कफाभिष्यन्दवन्मुक्त्वा सिराव्यधमुपाचरेत् ।
बीजपूररसाक्तं च व्योषदूफलमञ्जनम् ॥८॥

બલાસગ્રથિત અને પિષ્ટકરોગમા ફસ ખોલવા સિવાયના બાકીના ઉપચાર કફાભિષ્યંદ જેવા કરવા તથા ત્રિકટુ અને કાયફળના વસ્ત્રગાળ ચૂર્ણને બિજોરાના રસમાં કાલવીને આંજવું

### આંખના સોજા અને ખણજનો ઉપાય

जातीमुकुलसिन्धूत्थदेवदारुमहौषधैः ।
पिष्टैः प्रसन्नया वर्तिः शोफकण्डूघ्नमञ्जनम् ॥९॥

જાઈની કળી, સિંધવ, દેવદાર અને સૂંઠને પ્રસન્નાની સાથ લસોટીને તેની શોગટી બનાવીને તે (ઓરસિયા પર ઘસીને) આંજવાથી આંખના સોજો અને ચળ મટી જાય છે

### સિરોત્પાત, સિરોહર્ષ, સિરાજાલ અને અર્જુનનો ઉપાય

रक्तस्यन्दवदुत्पातहर्षजालार्जुनक्रिया ।

સિરોત્પાત, સિરાહર્ષ, સિરાજાલ અને અર્જુનના ઉપાય રક્તાભિષ્યંદ (ઉ ૨૧ ૧૬) ના જેવા કરવા.

सिरोत्पाते विशेषेण घृतमाक्षिकमञ्जनम् ॥१०॥
सिराहर्षे तु मधुना श्लक्ष्णघृष्टं रसाञ्जनम् ।
अर्जुने शर्करामस्तुक्षौद्रैराश्च्योतनं हितम् ॥११॥
स्फटिकः कुङ्कुमं शङ्खो मधुकं मधुनाऽञ्जनम् ।
मधुना चाञ्जनं शङ्खः फेना वा सितया सह ॥१२

સિરોત્પાતમા ખાસ કરીને ઘી અને મધ ભેગા કરીને આજવા, સિરાહર્ષમા મધ સાથે લસોટીને સુંવાળું બનાવેલુ રસાજન આજવુ, અર્જુનરોગમા સાકર, મસ્તુ અને મધના ટીપા પાડવા, ફટકડી, કેસર, શખ અને જેઠીમધના વસ્ત્રગાળ ચૂર્ણને મધમા કાલવીને આજવુ, અથવા મધ સાથે શખ આજવા અથવા સાકર સાથે સમુદ્રફીણ આજવુ

પાચે જાતના અર્મ(વેલ)ના ઉપાય

**अर्मोक्तं पञ्चधा तत्र तनु धूमाविलं च यत्।**
**रक्तं दधिनिभं यच्च शुक्रवत्तस्य भेषजम् ॥१३॥**

વેલ પાચ જાતની કહી ગયા છીએ (ઉ અ ૧૦) તેમા જે વેલ આછી (પાતળી), ધુમાડા જેવી મેલી, રાતી અને દહીં જેવી હોય તેના ઉપાય શુક્ર (ફૂલુ) જેવા કરવા

વેલ માટે શસ્ત્રક્રિયા

**उत्तानस्येतरत स्विन्नं ससिन्धूत्थेन चाञ्जितम्।**
**रसेन बीजपूरस्य निमील्याक्षि विमर्दयेत् ॥१४॥**
**इत्थं संरोपिताक्षस्य प्रचलेऽर्माधिमासकं।**
**घृतस्य निश्चलं मूर्ध्नि वर्त्मनोश्च विशेषतः ॥१५॥**
**अपाङ्गमीक्षमाणस्य वृद्धेऽर्मणि कनीनकात्।**
**वली स्याद्यत्र तत्रार्म बडिशेनावलम्बितम् ॥१६**
**नात्यायतं मुचुण्ड्या वा सूच्या सूत्रेण वा तत.।**
**समन्तान्ममण्ड गग्रेण मोचयेदथ मोक्षितम् ॥१७**
**कनीनकमुपानीय चतुर्भागावशेषितम्।**
**छिन्द्यात्कनीनकं रक्षन्नाडीनीश्चाश्रुवाहिनीः ॥१८**
**कनीनकव्यधादश्रु नाडी चाक्षिण प्रवर्तते।**
**वृद्धेऽर्मणि तथाऽपाङ्गात्**
**पश्यतोऽस्य कनीनकम् ॥१९॥**

દરદીને ચત્તો સુવાડીને, બેમાથી ગમે તે એક (વેલવાળી) આખ ઉપર (ગરમ પાણીની વરાળથી તપાવેલા પોતાથી) શેક કરીને, બિજોરાના રસ સાથે કાલવેલો સિધવ આજીને, પછી આખ મિચાવી દઈને એ આખ ચોળવી આ રીતે આખ ઉભરાઈ આવે અને વેલનું વધેલુ માસ પોતાની જગ્યાએથી ખસી જાય ત્યારે દરદીના માથું અને પોપચા હાલી ન જાય એ રીતે એનું માથુ અને ખાસ કરીને, પોપચાં પકડી રાખીને, નાક તરફના આખના ખૂણા સુધી વેલ વધી હોય તો દરદીને લમણા તરફના આખના છેડા તરફ જોવડાવીને, જ્યાં કરચલી પડે ત્યા આકડાથી વેલને બડિશયંત્રથી બહુ દૂરથી નહિ એવી રીતે (બહુ પાસે થી નહિ તેમ બહુ આઘેથીય નહિ એવી રીતે) પકડી રાખીને પછી મુચુંડીયત્રથી કે સોયમા પરોવેલા દોરા થી બધી બાજુથી વેલને ઉપાડવી (ઊંચી કરવી) એ રીતે ઊંચી કરેલી વેલને કનીનક પાસે આણીને વેલનો ચોથો ભાગ કનીનક બાજુએ બાકી રહે એ રીતે મડલાગ્ર શસ્ત્રથી કાપી કાઢવી. પણ વેલ કાપતાકાપતા નાક તરફના આખના ખૂણાને તથા આસુ વહેનારી નાડી ઓને બચાવી લેવી (ઈજા ન પહોચે તે સભાળવુ) નાક તરફના આખના ખૂણામા વાગી જવાથી (વીંધા વાથી) આખમા આસુ ચાલુ રહે છે અને આખમાં નાડીવ્રણ થાય છે જો લમણા તરફના આખના ખૂણા સુધી વેલ વધી હોય તો દરદી પાસે નાક તરફના આખના ખૂણા તરફ જોવડાવીને ઉપરની બધી ક્રિયા કરવી.

**सम्यक् छिन्नं मधुव्योषसैन्धवप्रतिसारितम्।**
**उष्णेन सर्पिषा सिक्तमभ्यक्तं मधुसर्पिषा ॥२०॥**
**बध्नीयात्सेचयेन्मुक्त्वा तृतीयादिदिनेषु च।**
**करञ्जबीजसिद्धेन क्षीरेण क्वथितैस्तथा ॥२१॥**
**सक्षौद्रैर्द्विनिशारोध्रपटोलीयष्टिकिंशुकैः।**
**कुरण्टमुकुलोपेतैर्मुञ्चेद्देवाह्नि सप्तमे ॥२२॥**

બરાબર કપાયા પછી મધ, ત્રિકટુ અને સિધવવડે પ્રતિસારણ કરવુ, પછી ઊનુ ઘી ચોવવું, (ક. ટીપા પાડવા) પછી મધ અને ઘી ચોપડવા અને પછી પાટો બાધવો ત્રીજા દિવસથી રોજ પાટો છોડીને કણજીના બીજથી સિદ્ધ કરેલા ઘીનાં ટીપા પાડવા (ધાર કરવી) તથા હળદર, દારુહળદર, લોધર, પગોળ, જેઠીમધ, કેસુડા તથા કાટાશેળિયાની કળી એ બધાં વાનાના કવાથમા મધ નાખીને એ કવાથ રેડવો (એ ને પછી પાછો રોજ પાટો બાધી દેવા.) સાતમે દિવસે પાટો તદ્દન છોડી નાખવો

**सम्यक् छिन्ने भवेत्स्वास्थ्यं**
**हीनातिच्छेदजान् गदान्।**
**सेकाञ्जनप्रभृतिभिर्जयेल्लेखनबृंहणैः ॥२३॥**

વલ બરાબર કપાઈ હોય તો આરોગ્ય રહે છે જોઈએ તે કરતાં તે ઓછી કે વધારે વેલ કપાવાથી થતા રાગોને લેખન અને બૃહણ કરે એવા સેક, અજન વગેરેથી મટાડવા.

કફથી થયેલા તિમિર, પિલ્લ, ફૂલું વગેરે મટાડે એનુ અજન

**सितामनःशिलैलेयलवणोत्तमनागरम्।**
**अर्धकर्षान्मितं तार्क्ष्यं पलार्धं च मधुप्लुतम् ॥२४**
**अञ्जनं श्लेष्मतिमिरपिल्लशुक्रमलोपजित्।**

સાકર, મણશીલ, વાળકવાન, સિંધવ અને સૂઠ

એ દરેક વ઼ાં ુ અડધો કર્ષ તથા રસાંજન, અડધો પલ લઈને એના વસ્ત્રગાળ ચૂર્ણને મધમા કાલવીને આજ વાથી કફથી થયેલા તિમિર, પિલ્લ, ફૂલુ અને બાકી રહી ગયેલી વેલ મટે છે

ત્રણ ઉત્તમ લેખન અંજનો

त्रिफलैकतमद्रव्यत्वचं पानीयकल्किताम् ॥२५॥
शरावपिहितां दग्ध्वा कपाले चूर्णयेत्ततः ।
पृथक् शेषौषधरसैः पृथगेव च भाविता ॥२६॥
सा मषी शोषिता पेष्या भूयो द्विलवणान्विता ।
त्रीण्येतान्यञ्जनान्याह लेखनानि परं निमिः २७

ત્રિફળા ( હરડે, બહેડા અને આમળા )માથી ગમે તે એક દ્રવ્યની છાલનો પાણી વડે કલ્ક કરીને એને કોડીયામા મૂકીને એના ઉપર ઢાકણુ ઢાકીને એને બાળી ને એનુ ચૂર્ણ કરવુ પછી ત્રિફળામાના જે દ્રવ્યની છાલ બાળવા માટે લીધી હોય તે સિવાયના બાકીના બે દ્રવ્યના સ્વરસમા પેલી મષી( બાળેલા ઔષધના ચૂર્ણ )ને છૂટીછૂટી ભાવના દઈને ( પહેલા એક દ્રવ્યના રસમા, પછી બીજા દ્રવ્યના રસમા ભાવના દઈને, બન્ને દ્રવ્યના રસ ભેગા કરીને નહિ ) એ મષીને સૂકવીને તેમા સિંધવ અને સંચળ નાખીને લસોટવી નિમિ કહે છે કે આ ત્રણ ઉત્તમ લેખન અંજનો છે ( ૧ હરડેની છાલની મષી, બહેડા અને આમળાના રસની ભાવના, ૨ બહેડા ના છાલની મષી, હરડે અને આમળાના રસની ભાવના, ૩ આમળાની છાલની મષી, હરડે અને બહેડાના રસ ની ભાવના આ ત્રણ અંજન બને છે ત્રણેમા કહ્યા પ્રમાણે સિંધવ અને સંચળ નાખવા )

સિરાજાલ અને પિટિકાનો ઉપાય

सिराजाले सिरा यास्तु कठिना लेखनौषधैः ।
न सिध्यन्त्यर्मवत्तासां
पिटिकानां च साधनम् ॥२८॥

પણ સિરાજાલમા જે કઠણ સિરાઓ લેખન ઔષ ધી મટે નહિ તેના તથા પિટિકાઓના અર્મના જેવા ઉપાય કરવો

ફૂલાના ઉપાય

दोषानुरोधाच्छुक्रेषु स्निग्धरूक्षा वरा घृतम् ।
तिक्तमूर्ध्वमसृक्स्रावो रेकसेकादि चेष्यते ॥२९

ફૂલાના રોગોમા જે દોષનો પ્રકોપ થયો હોય તેને હિસાબે સ્નિગ્ધ કે લૂખી ત્રિફળા, તિક્ત ઘી, ઊંચથી ( આંખમાથી ) લોહી કઢાવવુ અને વિરેચન, દવાના ટીપા પાડવા ( મુખાલેપ, નસ્ય, તર્પણ, પુટપાક) વગેરે ઇચ્છાય છે ( ફાયદો કરે છે )

ક્ષતશુક્રના ઉપાય

त्रिस्त्रिवृद्धारिणा पक्वं क्षतशुक्रे घृतं पिबेत् ।
सिरयाऽनु हरेद्रक्तं जलौकोभिश्च लोचनात् ॥३०
सिद्धेनोत्पलकाकोलीद्राक्षायष्टिविदारिभिः ।
ससितेनाजपयसा सेचनं सलिलेन वा ॥३१॥
रागाश्रुवेदनाशान्तौ परं लेखनमञ्जनम् ।

નસોતરના કવાથમા ત્રણ વાર પકવેલુ ઘી ક્ષત-શુક્રરોગમા પીવુ પછી શિરા ( ફસ ) ખોલાવીને લોહી કઢાવવુ તથા જળો મુકાવીને આખમાથી લોહી કઢાવવુ. પછી કાળુ કમળ, કાકોલી, કાળી દ્રાક્ષ, જેઠીમધ અને ભોયકોળુ એ પાચ દ્રવ્યોથી સિદ્ધ કરેલા બકરીના દૂધમા સાકર નાખીને એ દૂધ રેડવુ અથવા ઉપર કહેલી પાચ વસ્તુઓથી સિદ્ધ કરેલુ પાણી રેડવુ રતાશ, આંસુ અને પીડા મટી જાય પછી લેખન અંજન વાપરવાથી ફાયદો થાય છે

વર્તિ

वर्तयो जातिमुकुललाक्षागैरिकचन्दनैः ॥
प्रसादयन्ति पित्तास्रं घ्नन्ति च क्षतशुक्रकम् ।

જાઈના ફૂલની કળીઓ, લાખ, સોનાગેરુ અને સુખડ એ ચારની ગોળી ( આંજવાથી ) રક્તપિત્તને નિર્મળ બનાવે છે અને ક્ષતશુક્રને મટાડે છે

દંતવર્તિ

दन्तैर्दन्तिवराहोष्ट्रगवाश्वाजखरोद्भवैः ॥३३॥
सशङ्खमौक्तिकाम्भोधिफेनैर्मरिचपादिकैः ।
क्षतशुक्रमपि व्यापि दन्तवर्तिर्निवर्तयेत् ॥३४॥

હાથી, ભૂંડ, ઊંટ, ગાય, ઘોડો, બકરી, ગધેડુ એ સાત પ્રાણીના દાત અને શંખ, મોતી અને સમુદ્રફીણ એ દસ વસ્તુઓનુ ચૂર્ણ અને એ ચૂર્ણના કુલ વજન-થી ચોથા ભાગનાં કાળા મરીનુ ચૂર્ણ એ બધાની બનાવેલી ગોટીને દંતવર્તિ કહે છે એ દંતવર્તિ ( ઓરસિયા પર ઘસીને આખમા આંજવાથી ) પ્રસરી ગયેલુ ક્ષતશુક્ર પણ મટાડે છે

બધાં ફૂલાનો ઉપાય

तमालपत्रं गोदन्तशङ्खफेनोऽस्थि गार्दभम् ।
ताम्रं च वर्तिर्मूत्रेण सर्वशुक्रकनाशिनी ॥३५॥

તમાલપત્ર, ગાયના દાંત, શંખ, સમુદ્રફીણ, ગધે-ડાનુ હાડકુ અને તાંબુ—એ છ વાનાની ગાયના મૂત્ર વડે બનાવેલી ગોટી ( ઓરસિયા પર ઘસીને આંજ-વાથી ) બધા ફૂલાનો નાશ કરે છે

रत्नानि दन्ताः शृङ्गाणि धातवस्त्र्यूषणं त्रुटिः ।
करञ्जबीजं लशुनो व्रणमादि च भेषजम् ॥३६॥
सव्रणाव्रणगम्भीरत्वक्स्थशुक्रघ्नमञ्जनम् ।

(મોતી વગેરે) રત્નો, (હાથી વગેરેના) દાત (શ્લોક ૩૩), (બકરી વગેરેના) શીંગડા, (ગેરુ વગેરે) ધાતુઓ, ત્રિકટુ, નાની એલચી, કણજીના બી, લસણ અને વ્રણનો નાશ કરનારા ઔષધ—એટલા વાનાનુ અજન (એટલા વાનાના ચૂર્ણની શળી અગર આરસિયા પર ઘસીને આજવાથી) વ્રણવાળા, વ્રણ વિનાના, ઊંડા અને ચામડી પર થયેલા ફૂલાને મટાડે છે

(વ્રણ ઊંડો—ખાડાવાળો હોય તો વ્રણને અકુર આણીને ઊંચો લાવનાર અને વ્રણ સામટી કરતા ઊંચો ઊપસી આવેલો હોય તો એને નીચો બનાવી ચામડીની સપાટી સુધી લાવી દે એવા ઔષધો અનુક્રમે ઉત્સાદી અને અવસાદી ઔષધ કહેવાય છે વ્રણનાશી ઔષધમા આ બન્ને પ્રકારના ઔષધોનો સમાવેશ થાય છે બે માથી જે પ્રકારના ઔષધની જરૂર હોય તે લેવુ ઉત્સાદી અને અવસાદી ઔષધ માટે જુઓ ચિ અ ૨૫/૪૬ થી ૪૮॥)

ખાડાવાળા ફૂલાનો ઉપાય

निम्नमुन्नमयेत्स्नेहपाननस्यरसाञ्जनै. ॥३७॥
सरुजं नीरुजं तृप्तिपुटपाकेन शुक्रकम्।

ખાડાવાળા પીડાવાળા ફૂલાને સ્નેહ પિવડાવીને, નસ્ય આપીને અને રસાજન વડે ઊંચુ આણવુ અને ખાડાવાળા પીડા વિનાના ફૂલાને તર્પણપુટપાકથી (સૂ અ ૨૪) ઊંચુ આણવુ

શુદ્ધશુક્રનો ઉપાય

शुद्धशुक्रे निशायष्टीसारिवाशावराम्भसा ॥३८॥
सेचनं रोध्रपोटल्या कोष्णाम्भोमग्नयाऽथवा।

શુદ્ધ શુક્રરોગમા હળદર, જેઠીમધ, ઉપલસરી અને ધોળો લોધર એ ચાર વાનાના ક્વાથના ટીપા પાડવા અથવા લોધરના ચૂર્ણની પોટલી બાધીને એને સહેજ ઊના પાણીમા ડુબાડી રાખીને એ પોટલી વડે (પોટલી દબાવીને) ટીપા પાડવા

મહાનીલા ગોળી

बृहतीमूलयष्ट्याह्वताम्रसैन्धवनागरैः ॥३९॥
धात्रीफलाम्बुना पिष्टैर्लेपितं ताम्रभाजनम्।
यवाज्यामलकीपत्रैर्बहुशो धूपयेत्तत. ॥४०॥
तत्र कुर्वीत गुटिकास्ता जलक्षौद्रपेषिताः।
महानीला इति ख्याताः शुद्धशुक्रहरा. परम् ॥४१

ભોરિંગણીના મૂળ, જેઠીમધ, તાબુ, સિંધવ અને સૂંઠ એ પાચ વસ્તુઓના ચૂર્ણને આમળાના રસ (કે, ક્વાથ) સાથે લસોટીને એ તાબાના વાસણમા ચોપડવું પછી એ વાસણને (વાસણના ચોપડેલા ભાગને) જવ તથા આમળાંનાં પાદડા વડે વારવાર ધૂપ દેવો. પછી એમા (તાબાના વાસણમા) પાણી અને મધ નાખીને લસોટીને બનાવેલી ગોળીઓ મહાનીલા નામે ઓળખાય છે શુદ્ધશુક્ર મટાડનારુ એ ઉત્તમ ઔષધ (અજન) છે

સ્થિર અને ઘન ફૂલાનો ઉપાય

स्थिरे शुक्रे घने चास्य बहुशोऽपहरेदसृक्।
शिर कायविरेकाश्च पुटपाकाश्च भूरिशः ॥४२॥

સ્થિર ફૂલામા અને ઘન (ઘટ્ટ) ફૂલામા અનેક વાર રોગીનુ (દરદીનુ) લોહી કાઢવુ તથા માથાના રેચ (નસ્ય), અને શરીરના રેચ (જુલાબ) વારવાર આપવા તથા વારવાર પુટપાક (સૂ અ ૨૪) કરવા

શુદ્ધશુક્રના ઉપાય (ચાલુ)

कुर्यान्मरिचवैदेहीशिरीषफलसैन्धवै·।
हर्षणं त्रिफलाक्काथपीतेन लवणेन वा ॥४३॥

મરી, પીપર, સરસડાના ફળ (સરસડાના બી) અને સિંધવ એ ચાર વાનાનુ ભેગુ ચૂર્ણ આજીને અથવા ત્રિફળાના ક્વાથની ભાવના દીધેલો સિંધવ આજીને આખને ઊભરાવવી (અ ઇરિટેશન કરવુ)

कुर्यादञ्जनयोगौ वा श्लोकार्धगदिताविमौ।
शङ्खकोलास्थिकतकद्राक्षामधुकमाक्षिकै· ॥४४॥
सुरादन्तार्णवमलै. शिरीषकुसुमान्वितैः।

અથવા (આખ ઊભરાવવા માટે) આ (નીચે) અડધા અડધા શ્લોકમા કહેલા અંજનના બે યોગ કરવા (૧) શખ, બોરનો ઠળિયો, નિર્મળી, કાળી દ્રાક્ષ અને જેઠીમધ એટલી વસ્તુઓના વસ્ત્રગાળ ચૂર્ણને મધમા કાલવીને આજવું, તથા (૨) હાથી વગેરેના દાંત (શ્લોક ૩૩), સમુદ્રફીણ, સરસડાનુ ફૂલ એ ત્રણના ચૂર્ણને સુરા સાથે લસોટીને આજવુ

धात्रीफणिज्जकरसे क्षारो लाङ्गलिकोद्भवः ॥४५॥
उषित. शोषितश्चूर्ण· शुक्रहर्षणमञ्जनम्।

આમળાના અને ફણિજ્જકના સ્વરસમા ભાવના દીધેલા લાગલિકાના ક્ષારને સૂકવીને કરેલું ચૂર્ણ એ ફૂલાને ઊભરાવનાર અજન છે

मुद्गा वा निस्तुषा पिष्टाः शङ्खक्षौद्रसमायुता. ॥४६
सारो मधूकान्मधुमान्
मज्जा वाऽक्षात्समाक्षिका।

૧ શખનુ ચૂર્ણ ભેળવેલા અને મધમા કાલવેલા છોતરાં વિનાના દળેલા મગ, ૨ મધમાં કાલવેલો મહુડાના લાકડાનો સાર, અથવા ૩ મધમા કાલવેલું બહેડાની મીંજનું ચૂર્ણ—(એ ત્રણ ફૂલાને ઊભરાવનારાં અંજન છે)

ઘીના પાન અને મર્શથી) બળવાન બનેલી દૃષ્ટિને રોજ રોજ અંદર આંજવામા આવતા તીક્ષ્ણ આંજનોને લીધે નુકસાન ન થાય

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सन्धिसितासितरोगप्रतिषेधो नामैकादशोऽध्याय ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો : દૃષ્ટિના રોગોનું જ્ઞાન

**अथातो दृष्टिरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે દૃષ્ટિના રાગોનુ જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશુ આ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### તિમિરરોગ

**सिरानुसारिणि मले प्रथमं पटलं श्रिते ।**
**अव्यक्तमीक्षते रूपं व्यक्तमप्यनिमित्ततः ॥ १ ॥**

જ્યારે (કોઠામાંથી) આખની શિરાઓ દ્વારા (દૃષ્ટિને) અનુસરતો દોષ (દૃષ્ટિના ચાર પડમાથી) પહેલા (=બહારના, ઉપરના) પડનો આશ્રય કરીને રહે છે, ત્યારે રૂપ (=આકાર અને રંગવાળું દ્રવ્ય) ઝાખું દેખાય છે અને (કોઈકવાર) કંઈ પણ કારણ વિના રૂપ સ્પષ્ટ પણ દેખાય છે (આ તિમિરરોગ છે આખે ઝાખ પડવાના રોગને તિમિરરોગ કહે છે)

**प्राप्ते द्वितीयं पटलमभूतमपि पश्यति ।**
**भूतं तु यत्नादासन्नं दूरे सूक्ष्मं च नेक्षते ॥ २ ॥**
**दूरान्तिकस्थं रूपं च विपर्यासेन मन्यते ।**
**दोषे मण्डलसंस्थाने मण्डलानीव पश्यति ॥ ३ ॥**
**द्विधैकं दृष्टिमध्यस्थे बहुधा बहुधास्थिते ।**
**दृष्टेरभ्यन्तरगते ह्रस्ववृद्धविपर्ययम् ॥ ४ ॥**
**नान्तिकस्थमधःसंस्थे दूरगं नोपरि स्थिते ।**
**पार्श्वे पश्येन्नपार्श्वस्थे तिमिराख्योऽयमामयः ॥**

જો દોષ બીજા પડમા પહોચે તો જે વસ્તુ હોય જ નહિ તે વસ્તુ પણ દેખાય છે અને જે વસ્તુ હોય તે જો પાસે હોય તો મહામહેનતે દેખાય છે, દૂર દેખાતું નથી, ઝીણી વસ્તુ દેખાતી નથી, દૂરની વસ્તુ પાસે અને પાસેની વસ્તુ દૂર હોય એવુ દરદી માને છે દોષ જો ગોળાકાર હોય તો (બધે) ગોળાકાર જેવું દેખાય છે જો દોષ દૃષ્ટિની વચમાં રહ્યો હોય તો એક વસ્તુ બે દેખાય છે. જો દોષ અનેક ભાગમાં વહેંચાઈને રહ્યો હોય તો એક વસ્તુ અનેક દેખાય છે (એક ઘડાને દરદી જોતો હોય છતા એક ઘડો એને અનેક ઘડારૂપ દેખાય છે) જો દૃષ્ટિની અદર દોષ ગયો હોય તો લાબુ હોય તે ટૂકુ અને ટૂકુ હોય તે લાબું દેખાય છે દોષ નીચે હોય તો પાસે પડેલી વસ્તુ દેખાતી નથી. દોષ ઉપરની બાજુએ હોય તો દૂરની વસ્તુ દેખાતી નથી. દોષ (દૃષ્ટિની) એક બાજુએ રહેલો હોય તો બાજુએ (=જમણી કે ડાબી બાજુએ) દેખાતું નથી આ તિમિર નામનો રોગ છે

### કાચરોગ

**प्राप्नोति काचतां दोषे तृतीयपटलाश्रिते ।**
**तेनोर्ध्वमीक्षते नाधस्तनु चैलावृतोपमम् ॥ ६ ॥**
**यथावर्णं च रज्येत दृष्टिर्हीयेत च क्रमात् ।**

જ્યારે દોષ (દૃષ્ટિના) ત્રીજા પડમા આવે છે, ત્યારે તિમિરરોગ કાચપણાને પામે છે (તિમિરરોગને કાચરોગ કહે છે) તેને લીધે (કાચરોગને લીધે) માણસ ઊંચે જોઈ શકે છે પણ નીચે જોઈ શકતો નથી અને ઊંચેની વસ્તુ પણ એના ઉપર ઝીણુ વસ્ત્ર ઓઢાડયુ હોય એવી દેખાય છે જે દોષથી કાચરોગ થયો હોય તે દોષના રગે દૃષ્ટિ રગાય છે અને ક્રમેક્રમે દૃષ્ટિની શક્તિ ઓછી થતી જાય છે

### લિંગનાશ (મોતિયો)

**तथाऽप्युपेक्षमाणस्य चतुर्थं पटलं गतः ॥ ७ ॥**
**लिङ्गनाशं मलः कुर्वन् छादयेद्दृष्टिमण्डलम् ।**

એમ છતા પણ બેદરકાર રહેનારનો (યોગ્ય ઉપાય ન કરનારનો) દોષ ચોથા પડમા જઈને અધાપો આણે છે અને દૃષ્ટિના મંડળને છાઈ દે છે

### વાયુના તિમિર, કાચ અને લિંગનાશના લક્ષણ

**तत्र वातेन तिमिरे व्याविद्धमिव पश्यति ॥ ८**
**चलाविलारुणाभासं प्रसन्नं चेक्षते मुहुः ।**
**जालानि केशान् मशकान् रश्मींश्चोपेक्षितेऽत्र च ॥ ९ ॥**
**काचीभूते दृगरुणा पश्यत्यास्यमनासिकम् ।**
**चन्द्रदीपाद्यनेकत्वं वक्रमृज्वपि मन्यते ॥ १० ॥**
**वृद्धः काचो दृशं कुर्याद्रजोधूमावृतामिव ।**
**स्पष्टारुणाभां विस्तीर्णां सूक्ष्मां वा हतदर्शनाम् ॥**
**स लिङ्गनाशो**

(ઉપર તિમિરરોગ, કાચરોગ અને લિંગનાશનાં સામાન્ય લક્ષણ કહ્યાં. હવે કારણરૂપ દોષના હિસાબે વિશેષ લક્ષણ કહે છે)

તેમા વાયુથી થયેલા તિમિરરોગમા દરદીને વાંકુ ચૂકુ (કે કાણાંકાણાંવાળુ) દેખાય છે, અસ્થિર (હાલતું, ફરતું), ધૂમાયલું હોય એવું અને આછા લાલ રગનું હોય એવું દેખાય છે અને ફરીફરીને (=જ્યારે આખ પાછી ઠેકાણે આવે ત્યારે) જેવુ હોય તેવુ દેખાય છે એને વારવાર જાળાં, વાળ, મચ્છર અને કિરણો દેખાય છે આના (વાતતિમિરના) યોગ્ય ઉપાય ન થાય તેથી એમાથી થઈ જતા (વાયુના) કાચરોગમા દૃષ્ટિ રતાશ પડતી લાલ બની જાય છે, દરદીને મો નાકવિનાનુ દેખાય છે, ચદ્ર, દીવો વગેરે (એક હોય તોપણ) અનેક દેખાય છે અને સીધુ હોય તે પણ વાકુ દેખાય છે ૨॥ વાયુથી થતો કાચરોગ વધે (બગડે) ત્યારે દૃષ્ટિ જાણે ધૂળ અને ધુમાડાથી છવાઈ ગઈ હોય એવી થઈ જાય છે, દૃષ્ટિ સ્પષ્ટ આછા લાલ રગની થઈ જાય છે, દૃષ્ટિ (કીકી) કોઈ વાર પહોળી કે કોઈવાર સાકડી થઈ જાય છે અને એની જોવાની શકિત ચાલી જાય છે આ લિગનાશ (મોતિયો) રોગ છે

ગંભીરા

वाते तु सङ्कोचयति दृक्सिराः ।
दृग्मण्डलं विशत्यन्तर्गम्भीरा दृगसौ स्मृता ॥१२

જ્યારે વાયુ દૃષ્ટિની શિરાઓને સકોચી નાખે છે, ત્યારે દૃષ્ટિનું પટલ (અ રેટિના) અંદર પેસી જાય છે (નીચું ઊતરી જાય છે) એને આયુર્વેદમાં ગભીરા દૃષ્ટિ કહે છે

પિત્તના તિમિર અને કાચનાં લક્ષણ

पित्तजे तिमिरे विद्युत्खद्योतद्योतदीपितम् ।
शिखितित्तिरिपत्राभं प्रायो नीलं च पश्यति ॥
काचे दृक् काचनीलाभा तादृगेव च पश्यति ।
अर्केन्दुपरिवेषाग्निमरीचीन्द्रधनूंषि च ॥ १४ ॥

પિત્તથી થતા તિમિરરોગમા વીજળી અને પતંગિયાના પ્રકાશથી પ્રકાશિત થયેનું હોય એવું, મોર અને તેતરની પાંખ જેવું (ચાઠાવાળું અને સામાન્ય રીતે નીલા રગનું) દેખાય છે. પિત્તથી થતા કાચરોગમાં દૃષ્ટિ કાચનીલ જેવા રગની થઈ જાય છે અને કાચનીલ જેવું જ દેખાય છે, વળી સૂર્ય અને ચદ્રને ફરતું તેજનું કૂડાળું દેખાય છે, દેવતાના કિરણો દેખાય છે અને મેઘધનુષ્ય દેખાય છે

પિત્તનાં લિગનાશનાં અને હ્રસ્વા દૃષ્ટિનાં લક્ષણ

भृङ्गनीला निरालोका दृक् स्निग्धा लिङ्गनाशतः ।
दृष्टिः पित्तेन ह्रस्वाख्या सा ह्रस्वा ह्रस्वदर्शिनी ॥

પિત્તથી થતા લિગનાશને લીધે દૃષ્ટિ ભમરા જેવી નીલ, નિસ્તેજ અને સ્નિગ્ધ થાય છે પિત્તને લીધે હ્રસ્વા નામે ઓળખાતી દૃષ્ટિ થાય છે તે નાની અને એના વડે બધું નાનું દેખાય એવી હોય છે

પિત્તવિદગ્ધા દૃષ્ટિનાં લક્ષણ

भवेत्पित्तविदग्धाख्या पीता पीताभदर्शना ।

પિત્તવિદગ્ધા નામે ઓળખાતી દૃષ્ટિ પીળી અને એના વડે બધુ પીળુ દેખાય એવી હોય છે

કફના તિમિર, કાચ અને લિગનાશનાં લક્ષણ

कफेन तिमिरे प्रायः स्निग्धं श्वेतं च पश्यति ॥
शङ्खेन्दुकुन्दकुसुमैः कुमुदैरिव चाचितम् ।
काचे तु निष्प्रभेन्द्वर्कप्रदीपाद्यैरिवाचितम् ॥१७
सिताभा सा च दृष्टिः स्याल्लिङ्गनाशे तु लक्ष्यते ।
मूर्तः कफो दृष्टिगतः स्निग्धो दर्शननाशनः ॥१८
बिन्दुर्जलस्येव चलः पद्मिनीपुटसंस्थितः ।
उष्णे सङ्कोचमायाति छायायां परिसर्पति ॥१९
शङ्खकुन्देन्दुकुमुदस्फटिकोपमशुक्लिमा ।

કફથી થતા તિમિરરોગમાં સામાન્ય રીતે બધુ સ્નિગ્ધ, ધોળું તથા શંખ, ચદ્ર, ડોલરનાં ફૂલ અને પોયણાંથી ભરેલુ હોય એવુ દેખાય છે, પણ કફથી થતા કાચરોગમાં પ્રભા વિનાના ચંદ્ર, સૂર્ય, દીવા વગેરેથી ભરેલું હોય એવું બધુ દેખાય છે અને દૃષ્ટિ ધોળા રગની થઈ જાય છે કફથી થતા લિગનાશમા કઠણ (થીજી ગયેલો), જોવાની શકિતનો નાશ કરે એવો, પાણીના ટીપા જેવો ખસતો, કમળના છોડના પાદડાં જેવા આકારનો કફ દૃષ્ટિમા દેખાય છે ને (એ) તડકામાં સકોચાય છે અને છાયામાં પ્રસરે છે એની ધોળાશ શખ, ડોલર, ચંદ્ર, પોયણાં અને સ્ફટિકના જેવી હોય છે

લોહીથી થતા તિમિર, કાચ અને લિગનાશનાં લક્ષણ

रक्तेन तिमिरे रक्तं तमोभूतं च पश्यति ॥२०॥
काचेन रक्ता कृष्णा वा दृष्टिस्तादृक् च पश्यति ।
लिङ्गनाशेऽपि तादृग् दृक् निष्प्रभा हतदर्शना ॥

લોહીના પ્રકોપથી થતા તિમિરરોગમા (દરદીને બધુ) રાતું અને અંધારારૂપ દેખાય છે. લોહીના પ્રકોપથી થતા કાચરોગમાં દૃષ્ટિ રાતી કે કાળી થઈ જાય છે અને બધું એવુ જ (રાતું કે કાળુ) દેખાય છે લોહીના પ્રકોપથી થયેલા લિગનાશમા પણ દૃષ્ટિ એવી જ (કાચરોગ જેવી), પ્રભા વિનાની અને જેની જોવાની શકિત ચાલી ગઈ છે એવી હોય છે

બે દોષના અને ત્રણે દોષના તિમિર વગેરે રોગ

संसर्गसन्निपातेषु विद्यात्सङ्कीर्णलक्षणान्।
तिमिरादीनकस्माच्च तैः स्याद्व्यक्ताकुलेक्षणः॥२२
तिमिरे, शेषयोर्दृष्टौ चित्रो रागः प्रजायते।

બે દોષના પ્રકોપથી અને ત્રણે દોષના પ્રકોપથી થતા તિમિર વગેરેમા (તિમિર, કાચ અને લિગનાશમાં) તે તે દોષના તિમિર, કાચ, અને લિગનાશના લક્ષણો ભેગા થાય છે જે તિમિરમા (બે દોષના અને ત્રણે દોષના તિમિરમા) કારણ વિના કોઇ વાર સ્પષ્ટ અને કોઈ વાર અસ્પષ્ટ (ગૂચવાડાભરેલુ) દેખાય છે અને બાકીના બેમા (બે દોષના અને ત્રણ દોષના કાચ રોગમા અને લિગનાશમા) દૃષ્ટિમા જાતજાતની રતાશ ઉત્પન્ન થાય છે

નકુલાંધ

द्योत्यते नकुलस्येव यस्य दृङ् निचिता मलैः॥२३
नकुलान्धः स तत्राह्नि चित्रं पश्यति नो निशि।

જેની દોષોથી ભરેલી દૃષ્ટિ નોળિયાની દૃષ્ટિની માફક ચળકે છે તે નકુલાધ છે તેમા (નકુલાધ રોગમા) દહાડે રગબેરગી દેખાય છે, રાતે નહિ.

દોષાધ (રતાંધળાપણુ)

अर्केऽस्तमस्तकन्यस्तगभस्तौ स्तम्भमागताः॥२४॥
स्थगयन्ति दृशं दोषा दोषान्धः स गदोऽपरः।

જ્યારે સૂર્ય અસ્તાચળ પર્વતની ટોચ ઉપર કિરણો મૂકે છે, ત્યારે (સૂર્યાસ્ત વખતે) સજ્જડ થઈ ગયેલા દોષો દૃષ્ટિને છાઈ દે છે એ દોષાધ નામે બીજો રોગ છે

રતાધળો દહાડે કેમ જોઈ શકે છે?

दिवाकरकरस्पृष्टा भ्रष्टा दृष्टिपथान्मलाः॥२५॥
विलीनलीना यच्छन्ति व्यक्तमत्राह्नि दर्शनम्।

સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી દૃષ્ટિના માર્ગમાથી ખસી ગયેલા, જેમનું લીન (=સોલોમાં ભરાવો) વિલીન થયુ છે (ઓગળીને નાશ પામ્યુ છે) એવા દોષો દિવસે સ્પષ્ટરૂપે જેવા દે છે

ઉષ્ણવિદગ્ધા દૃષ્ટિ

उष्णतप्तस्य सहसा शीतवारिनिमज्जनात्॥२६॥
त्रिदोषरक्तसंपृक्तो यात्यूष्मोर्ध्वं ततोऽक्षिणि।
दाहोषे मलिनं शुक्लमह्न्याविलदर्शनम्॥२७॥
रात्र्यान्ध्यं च जायेत विदग्धोष्णेन सा स्मृता।

ગરમી (તાપ)થી તપી ગયેલો માણસ એકાએક ઠંડા પાણીમા ડૂબકી મારે (કે ઠંડે પાણીએ નહાય) તેની ત્રણ દોષ અને લોહી સાથે મળીને ગરમી ઊંચી ચડે છે તેથી (ગરમી ઊંચી ચઢવાથી) આખમા બળતરા અને ઊષા થાય છે, ધોળો ડોળો મેલો થાય છે, દિવસે મેલુ દેખાય છે અને રતાંધળાપણુ થાય છે તે દૃષ્ટિ ઉષ્ણ વિદગ્ધા (ગરમીને લીધે વિદગ્ધ થયેલી છે)

અમ્લવિદગ્ધા (વિદગ્ધામ્લા) દૃષ્ટિ

भृशमम्लाशनाद्दोषैः सास्रैर्या दृष्टिराचिता॥२८
सक्लेदकण्डूकलुषा विदग्धाऽम्लेन सा स्मृता।

બહુ ખાટુ ખાવાપીવાને લીધે જે દૃષ્ટિ (કાપેલા) દોષો અને લોહી વડે ભરાઈ જાય છે, તે દૃષ્ટિ ખટાશ ને લીધે વિદગ્ધ (અમ્લવિદગ્ધા) કહેવાય છે

ધૂમરરોગ

शोकज्वरशिरोरोगसन्तप्तस्यानिलादयः॥२९॥
धूमाविलां धूमदर्शं दृशं कुर्युः स धूमरः।

શોક, તાવ અને માથાના રોગથી સતાપ પામેલા માણસના વાયુ વગેરે દૃષ્ટિને ધુમાડાને લીધે મેલી હોય એવી અને બધુ ધુમાડાને લીધે મેલુ થયુ હોય એવુ દેખાય એવો બનાવે છે (ધૂમરરોગમા દૃષ્ટિ પોતે ધુમાડાને લીધે મેલી હોય એવી મેલી હોય છે તથા બધુ ધુમાડા ને લીધે મેલુ થયું હોય એવુ દેખાય છે)

ઓપસર્ગિક (આગંતુ) લિગનાશ

सहसैवाल्पसत्त्वस्य पश्यतो रूपमद्भुतम्॥३०॥
भास्वरं भास्करादिं वा वाताद्या नयनाश्रिताः।
कुर्वन्ति तेजः संशोष्य दृष्टिं मुषितदर्शनाम्॥३१
वैडूर्यवर्णां स्तिमितां प्रकृतिस्थामिवाव्यथाम्।
औपसर्गिक इत्येष लिङ्गनाशो-

ઓછી હિંમતવાળો માણસ એકાએક (દેવ, ઋષિ, ગધર્વ વગેરેનુ) ચકિત થઈ જવાય એવુ રૂપ જુએ કે આજી નાખે એવા સૂર્ય વગેરેને જુએ, ત્યાર તેના વાયુ વગેરે આખમા આવીને તેની આખનુ તેજ સૂકવી નાખીને દૃષ્ટિની જેવાની શક્તિ ચોરી લે છે, દૃષ્ટિને નીલમ જેવા રગની (=નિર્મળ), સજ્જડ, સ્વાભાવિક રીતે (સાજા માણસને) જેવી હોવી જોઈએ તેવી ને પીડા વિનાની બનાવે છે આ ઓપસર્ગિક (આગતુ) લિગનાશ છે

સાધ્યાસાધ્ય

ऽत्र वर्जयेत्॥३२॥
विना कफाल्लिङ्गनाशान् गम्भीरां ह्रस्वजामपि।
षट् काचा नकुलान्धश्च
याप्याः, शेषांस्तु साधयेत्॥३३॥
[illegible] निर्दिष्टाः सप्तविंशति॥३३½॥

એમા (દૃષ્ટિના ૨૭ રોગોમાં) કફ સિવાયના (પિત્તનો, વાયુનો, બે દોષનો, ત્રિદોષનો, લોહીનો અને ઔપસર્ગિક—એ છ) લિંગનાશને, ગભીરાને તથા હ્રસ્વજાને છોડી દેવા (અસાધ્ય ગણવા), છ કાચરોગ અને રતાંધળાપણુ યાપ્ય છે અને બાકીના બાર મટી શકે એવા છે આ પ્રમાણે દૃષ્ટિમા ૨૭ રોગો કહ્યા છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने दृष्टिरोगविज्ञानीयो नाम द्वादशोऽध्याय ॥ १२ ॥

## અધ્યાય ૧૩ મો : તિમિર રોગના ઉપાય

अथातस्तिमिरप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે તિમિરરોગ (આંખે ઝાંખ પડવાના રોગ)ને મટાડવાના ઉપાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### તિમિરરોગના તાબડતોબ ઉપાય કરવાનુ કારણ

तिमिरं काचतां याति काचोऽप्यान्ध्यमुपेक्षया ।
नेत्ररोगेष्वतो घोरं तिमिरं साधयेद् द्रुतम् ॥१॥

તાબડતોબ યોગ્ય ઉપાય ન કરવાથી તિમિરરોગમાથી કાચરોગ થઈ જાય છે અને કાચરોગમાથી પણ અંધાપો આવી જાય છે. તેથી આંખના રોગોમા ઘોર (દારુણ ભયકર) તિમિરરોગને તરત જ મટાડવા

### તિમિરરોગના સામાન્ય ઉપાય

(શ્લોક ૧।। થી ૪૭)

तुला पचेत जीवन्त्या द्रोणेऽपां पादशेषिते ।
तत्क्वाथे द्विगुणक्षीरं घृतप्रस्थं विपाचयेत ॥२॥
प्रपौण्डरीककाकोलीपिप्पलीरोध्रसैन्धवैः ।
शताह्वामधुकद्राक्षासितादारुफलत्रयैः ॥ ३ ॥
कार्षिकैर्निशि तत्पीतं तिमिरापहरं परम् ।

પાણીના એક દ્રોણમાં ચારસો તોલા જીવંતી (ડોડી) ઉકાળતા ઉકાળના પા (¼) ભાગનુ પાણી બાકી રહે ત્યારે એ ક્વાથમા ઘી કરતાં બમણા દૂધ સાથે અને કમળ, કાકોલી, પીપર, લોધર, સૈંધવ, સુવા, જેઠીમધ, કાળી દ્રાક્ષ, સાકર, દેવદાર અને ત્રિફળા એ દરેક વસ્તુ એક એક કર્ષ લઈને તેની લૂગદી સાથે પકવવુ એક એક પ્રસ્થ ઘી રોજ રાતે પીવામા આવે, તો તે તિમિર રોગને મટાડનારું ઉત્તમ ઔષધ છે

द्राक्षाचन्दनमञ्जिष्ठाकाकोलीद्वयजीवकैः ॥४॥
सिताशतावरीमेदापुण्डाह्वमधुकोत्पलैः ।
पचेज्जीर्णघृतप्रस्थं समक्षीरं पिचुन्मितैः ॥५॥
हन्ति तत्काचतिमिररक्तराजीशिरोरुजः ।

કાળી દ્રાક્ષ, સુખડ, મજીઠ, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, સાકર, શતાવરી, મેદા, ધોળુ કમળ, જેઠીમધ, કાળુ કમળ—એટલી વસ્તુઓ દરેક એકેક કર્ષ લઈને તેમના કલ્ક સાથે તથા ઘી જેટલા જ દૂધ સાથે એક પ્રસ્થ ઘી પકવવુ એ ઘી (પીવાથી) કાચરોગ, તિમિરરોગ, રક્તરાજી રોગ અને માથાના રોગ મટે છે.

### પટોલાદિ ઘી

पटोलनिम्बकटुकादार्वीसेव्यवरावृषम् ॥६॥
सधन्वयासत्रायन्तीपर्पटं पालिकं पृथक् ।
प्रस्थमामलकानां च क्वाथयेन्नल्वणेऽम्भसि ॥७
तदाढकेऽर्धपलिकैः पिष्टैः प्रस्थं घृतात्पचेत् ।
मुस्तभूनिम्बयष्टयाह्वकुटजोदीच्यचन्दनैः ॥ ८॥
सपिप्पलीकैस्तत्सर्पिर्घ्राणकर्णास्यरोगजित ।
विद्रधिज्वरदुष्टार्शोविसर्पापचिकुष्ठनुत ॥९॥
विशेषाच्छुकतिमिरनक्तान्ध्योष्णाम्लदाहहृत ।

પટોળ, લીમડો, કડુ, દારુહળદર, કાળો વાળો, ત્રિફળા, અરડૂસી, ધમાસો, ત્રાયમાણ, ધાસિયો પિત્તપાપડો—એટલી વસ્તુઓ દરેક એકએક પલ લઈને તથા એક પ્રસ્થ આમળા લઈને એ બધાનો એક દ્રોણ પાણીમા ક્વાથ કરવો એ એક આઢક ક્વાથમાં મોથ, કરિયાતું, જેઠીમધ, ઈન્દ્રજવ, કાળો વાળો, સુખડ પીપર એટલી વસ્તુઓ દરેક અડધો પલ લઈને કરેલા કલ્ક સાથે એક પ્રસ્થ ઘી પકવવું એ ઘી (પીવાથી) નાક, કાન અને મોના રોગને મટાડે છે, વિદ્રધિ (ગડ), તાવ, દુષ્ટ વ્રણ, રતવા, અપચી અને કુષ્ઠ મટાડે છે અને ખાસ કરીને શુક (ફૂલુ), તિમિરરોગ, રતાંધળાપણુ, ઉષ્ણવિદગ્ધા (ઉ ૧૨/૨૬ થી ૨૭।।), અમ્લવિદગ્ધા (ઉ ૧૨/૨૮, ૨૮।।) અને (આંખનો) દાહ મટાડે છે

### ત્રિફળા ઘી

त्रिफलाष्टपलं क्वाथ्यं पादशेषं जलाढके ॥१०॥
तेन तुल्यपयस्केन त्रिफलापटुकल्कवान् ॥
अर्धप्रस्थो घृतात्सिद्ध-
मितया माक्षिकेण या ॥११॥
युक्तं पिबेत्ततिमिरी तयुक्तं या यरारलम् ।

આઠ પલ ત્રિફળાને એક આઢક પાણીના ઉકાળો ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે એ રીતે ક્વાથ

કરવો એ ક્વાથમા ક્વાથ જેટલુ દૂધ અને એક પલ ત્રિફળાનો કલ્ક નાખીને એમા અરધો પ્રસ્થ ઘી સિધ્ધ કરીને એ ઘી સાકર કે મધ સાથે તિમિરરોગીએ પીવુ અથવા તેની સાથે (એ ઘી સાથે) ત્રિફળાનો રસ (ક્વાથ) પીવો

### મહાત્રિફળા ઘી

यष्टीमधुद्विकाकोलीव्याघ्रीकृष्णामृतोत्पलैः ॥१२
पालिकैः सस्तिताद्राक्षैर्घृतप्रस्थं पचेत्समैः ।
अजाक्षीरवरावासामार्कवस्वरसैः पृथक् ॥१३॥
महात्रैफलमित्येतत्परं दृष्टिविकारजित् ।

જેઠીમધ, કાકોલી, ક્ષીરકાકોલી, ભોરી ગણી, પીપર, નગો, કાળુ કમળ, સાકર અને કાળી દ્રાક્ષ—એટલી વસ્તુઓ દરેક એકએક પલ લઈને એમના કલ્ક સાથે તથા બકરીનુ દૂધ, ત્રિફળા, અરડૂસી, ભાંગરા—એ વસ્તુઓના દરેકના એકએક પ્રસ્થ સ્વરસ (કે ક્વાથ) સાથે એક પ્રસ્થ ઘી પકવવુ આ મહાત્રૈફલ (મહા ત્રિફળા ઘૃત) દૃષ્ટિના રોગોને મટાડનારુ ઉત્તમ (પીવાનુ) ઔષધ છે

### ગરુડ જેવી આખ કરવાનો ઉપાય

त्रिफलेनाथ हविषा लिहानस्त्रिफलां निशि ॥१४
यष्टीमधुकसंयुक्तां मधुना च परिप्लुताम ।
मासमेकं हिताहारः पिबन्नामलकोदकम ॥१५
सौपर्णं लभते चक्षुरित्याह भगवान्निमिः ।

એક મહિના સુધી રોજ રાતે ત્રિફળા ઘૃત સાથે અને જેઠીમધ સાથે ત્રિફળા મધમા કાલવીને ચાટનાર, હિત (પથ્ય) આહાર કરનાર અને આમળાનુ પાણી (સ્વરસ, ક્વાથ કે હિમ) પીનાર માણસની આખ ગરુડના જેવી થાય છે એવુ ભગવાન નિમિ કહે છે

### તિમિરરોગના ઉપાય (ચાલુ)

ताप्यायोहेमयष्टयाह्वसिताजीर्णाज्यमाक्षिकैः ॥१६
संयोजिता यथाकामं तिमिरघ्नी वरा वरा ।

સુવર્ણમાક્ષિક, લોઢુ, સોનુ, જેઠીમધ, સાકર, જૂનુ ઘી અને મધ સાથે ઇચ્છા પ્રમાણે (આ વસ્તુઓમાથી ગમે તે એક, બે કે વધારે વસ્તુએ સાથે) મેળવીને આપેલી (આજેલી) ત્રિફળા તિમિરરોગ મટાડવામાં ઉત્તમ છે.

सघृतं वा वराक्वाथं शीलयेत्तिमिरामयी ॥१७॥
अपूपसूपसक्तून् वा त्रिफलाचूर्णसंयुतान् ।

અથવા તિમિરરોગવાળાએ રોજ ઘી નાખીને ત્રિફળાનો ક્વાથ પીવો અથવા ત્રિફળાનુ ચૂર્ણ ભેળવેલા રોટલા (રોટલી, પોપડા, ભાખરી વગેરે), દાળ અને સાથુ રોજ ખાવાપીવા.

पायसं वा वरायुक्तं शीतं समधुशर्करम् ॥१८॥
प्रातर्भक्तस्य वा पूर्वमद्यात्पथ्यां पृथक् पृथक् ।
मृद्वीकाशर्कराक्षौद्रैः सततं तिमिरातुरः ॥१९॥

અથવા તિમિરરોગવાળાએ ત્રિફળા, મધ અને સાકર નાખીને દૂધપાક (કે ખીર) ખાવો અથવા રોજ સવારના કે જમતા પહેલા કાળી દ્રાક્ષ, સાકર અને મધ એ ત્રણમાથી દરેક સાથે જુદીજુદી હરડે ખાવી

### ચૂર્ણાંજન

स्रोतोजांशांश्चतु षष्टिं ताम्रायोरूप्यकाञ्चनैः ।
युक्तान् प्रत्येकमेकांशै-
रन्धमूषोदरस्थितान् ॥२०॥
ध्मापयित्वा समावृत्तं ततस्तच्च निषेचयेत ।
रसस्कन्धकषायेषु सप्तकृत्वः पृथक् पृथक् ॥२१
वैडूर्यमुक्ताशङ्खानां त्रिभिर्भागैर्युतं ततः ।
चूर्णाञ्जनं प्रयुञ्जीत तत्सर्वतिमिरापहम ॥२२॥

૬૪ ભાગ સોતાંજન લેવુ, એની સાથે તાબુ, લોઢુ, ચાદી અને સોનુ એ દરેકનો એકએક ભાગ લેવો. એ પાચે વસ્તુઓને મૂસ (ધાતુ ગાળવાની કુલડી)મા મૂકીને કુલડીનુ મો બધ કરી દેવુ પછી એને દેવતામાં ખૂબ તપાવવુ પછી એને વસોટીને બારીક ચૂર્ણ કરવુ એ ચૂર્ણને (સૂ અ ૧૦/૨૨ થી ૩૨મા કહેલા) મધુર રસ વગેરે છ રસોના ગણના જુદાજુદા ક્વાથો રેડીને સાતસાત વાર ઠડુ પાડવુ (પાચ વસ્તુઓના તપેલા ચૂર્ણ ઉપર મધુર ગણનો ક્વાથ રેડીને ઠડુ પાડવુ પછી પાછુ એ ઠડુ પડેલુ ચૂર્ણ ફરીથી કુલડીમા તપાવવુ. વળી પાછો મધુર ગણનો ક્વાથ રેડીને એ ચૂર્ણને ઠડુ પાડવુ એવી રીતે પાચ વસ્તુઓના ચૂર્ણને મધુર ગણના, અમ્લ ગણના, લવણ ગણના, તિક્ત ગણના, કટુ ગણના અને કષાય ગણના એમ છ ક્વાથોમાંથી દરેક ક્વાથ સાત સાત વાર રેડીને કુલ ૪૨ વાર ઠડું પાડવુ.) પછી એ રીતે ૪૨ વાર ઠડા પાડેલા પાચ વસ્તુઓના બારીક ચૂર્ણમા વૈડૂર્ય, મોતી અને શખ એ દરેકનુ ચૂર્ણ એકએક ભાગ મેળવીને બનાવેલુ એ એ ચૂર્ણાંજન (આજવાથી) બધી જાતના તિમિરરોગ મટે છે

मांसीत्रिजातकायः कुङ्कुम-
नीलोत्पलाभयातुत्थैः ।
सितकाचशङ्खफेनकमरिचाञ्जन-
पिप्पलीमधुकैः ॥२३॥

चन्द्रेऽश्विनीसनाथे सुचूर्णितं-
रञ्जयेद्युगलमक्ष्णोः ।
तिमिरार्मरक्तराजीकण्डूकाचादि-
शममिच्छन् ॥ २४ ॥

તિમિર, અર્મ (વેલ), રક્તરાજી, કડુ, (આખમા ચળ), કાચ વગેરે રોગ મટાડવાની ઇચ્છા હોય તેણે જટામાસી, ત્રિજાતક, લોહુ, કેસર, કાળું કમળ, હરડે, મોરથુથુ, ધોળો કાચ, શખ, સમુદ્રફીણ, મરી, સૌવીરાંજન, પીપર અને જેઠીમધ—એટલી વસ્તુઓનું ભેગું બહુ જ બારીક ચૂર્ણ કરીને એ ચૂર્ણ જ્યારે ચદ્ર અશ્વિન નક્ષત્રમા હોય ત્યારે બને આખમા ર જવુ

मरिचवरलवणभागौ भागौ द्वौ
कणसमुद्रफेनाभ्याम् ।
सौवीरभागनवकं चित्रायां चूर्णितं
कफामयजित् ॥ २५ ॥

મરી અને સૈંધવના બે ભાગ, પીપર અને સમુદ્રફીણના બે ભાગ ર ને સૌવીરાજનના નવ ભાગ એ તેર ભાગનું ચિત્રા નક્ષત્રમા બારીક ચૂર્ણ (આંજવાથી) કફરોગ (કફનો તિમિરરોગ) મટે છે

[ मनोह्वातुत्थकस्तूरीमासीमलरोचना. ।
दशकर्पूरसंयुक्तमशीतिगुणमञ्जनम् ॥ १ ॥
पिष्टं चित्राश्विनीपुष्ये षड्विधे तिमिरे हितम् ।
प्रसादनं च दृष्टेः स्याच्चक्षुषेणा-
प्रभाषितम् ॥ २ ॥ ]

(મનશીલ, મોરથુથુ, કસ્તુરી, જટામાસી, સુખડ, ગોરોચના એ વસ્તુઓ એકએક ભાગ, એમા દસ ભાગ કપૂર ભેળવવું, એમા એંશીગણુ સૌવીરાજન નાખવુ એ બધાને લસોટીને ચિત્રા, અશ્વિની ર ને પુષ્ય નક્ષત્રમા આંજવાથી છ પ્રકારના તિમિરરોગમા ફાયદો થાય છે અને દૃષ્ટિ નિર્મળ બને છે એવુ આખના નિષ્ણાતે કહ્યું છે )

द्राक्षामृणालीस्वरसे क्षीरमद्यवसासु च ।
पृथग् दिव्याप्सु स्रोतोज
सप्तकृत्वा निषेचयेत् ॥ २६ ॥
तच्चूर्णितं स्थितं शङ्खे दृक्प्रसादनमञ्जनम् ।
शस्तं सर्वाक्षिरोगेषु विदेहपतिनिर्मितम् ॥२७॥

કાળી દ્રાક્ષના સ્વરસમાં, કમળના કુમળા મૂળના સ્વરસમા, દૂધમા, દારૂમા, વસામા અને વરસાદના પાણીમાં એમ છ પ્રવાહીમા દરક પ્રવાહીમા સાતસાત વાર સોતાજનને ઠડુ પાડવું (ઠડુ પાડવાની રીત માટે જુઓ શ્લોક ૧૯ા થી ૨૨ ) એનુ બારીક ચૂર્ણ બનાવીને શખમા ભરી રાખેલુ એ ચૂર્ણ આંજવાથી દૃષ્ટિ નિર્મળ બને છે અને એ ચૂર્ણ બધા આખના રોગોમા વખણાય છે અ। ચૂર્ણ વિદેહ દેશના રાજાએ (જનકે) બનાવેલુ છે

ભાસ્કરચૂર્ણ

निर्दग्धं बादराङ्गारैस्तुत्थं चेत्थं निषेचितम् ।
क्रमादजापयःसर्पिःक्षौद्रे तस्मात् पलद्वयम् ॥२८॥
कार्षिकस्ताप्यमरिचस्रोतोजकटुकानतैः ।
पटुरोध्रशिलापथ्याकणैलाञ्जनफेनकैः ॥ २९ ॥
युक्तं पलेन यष्ट्याश्च मूषान्तर्ध्मातचूर्णितम् ।
हन्ति काचार्मनक्तान्ध्यरक्तराजी सुशीलितः ॥३०
चूर्णो विशेषात्तिमिरं भास्करो भास्करो यथा ।

બોરડીના લાકડાના અગારાથી પુષ્કળ બાળી નાખેલા મોરથુથુને એ જ રીતે (શ્લોક ૧૯ા થી ૨૨ મા કહેલી રીતે) અનુક્રમે બકરીનું દૂધ, ઘી અને મધ એ દરેક વસ્તુ સાતસાત વાર એમાં ઠડુ પાડવું એ મોરથુથુમાથી બે પલ મોરથુથુમા એકએક કર્ષ સુવર્ણમાક્ષિક, મરી, સોતાજન, કડુ, તગર, સૈંધવ લોધર શિલાજિત, હરડે, પીપર, એલચી, રસાજન ર ને સમુદ્રફીણ તથા ચાર પલ જેઠીમધ નાખીને એ બધું મુસ(ધાતુ ઓગાળવાની કુલડી)મા મૂકીને, ખૂબ તપાવીને, એનું બારીક ચૂર્ણ કરીને બનાવેલુ ચૂર્ણ રોજ બરાબર આંજવામાં આવે તો એ ભાસ્કરચૂર્ણ કાચ, અર્મ (વેલ), રતાંધળાપણુ અને રક્તરાજી રોગ મટાડે છે અને ખાસ કરીને જેમ ભાસ્કર (સૂર્ય) તિમિર(અધકાર)નો નાશ કરે છે, તેમ આ ભાસ્કર ચૂર્ણ તિમિરરોગનો નાશ કરે છે

त्रिंशद्भागा भुजङ्गस्य गन्धपाषाणपञ्चकम् ॥३१॥
शुल्वतालकयोर्द्वौ द्वौ वङ्गस्यैकोऽञ्जनात् त्रयम् ।
अन्धमूषीकृतं ध्मातं पक्वं विमलमञ्जनम् ॥३२॥
तिमिरान्तकरं लोके द्वितीय इव भास्करः ।

સીસા(સીસું નામની ધાતુ)ના ત્રીસ ભાગ, ગધકના પાચ ભાગ, તાંબાના બે ભાગ, હરતાલના બે ભાગ, કલઈનો એક ભાગ, સુરમાના ત્રણ ભાગ—એટલી વસ્તુઓને મુસ(શ્લોક ૨૦)મા મૂકીને મુસને બંધ કરી દઈને દેવતામા ખૂબ ધમીધમીને પકવવું વિમલ (સ્વચ્છ, શોધન કરવું) અંજન બીજા સૂર્યની માફક તિમિર(૧ તિમિરરોગ, ૨ અધકાર)નો નાશ કરે છે

गोमूत्रे छगणरसेऽम्लकाञ्जिके च
स्त्रीस्तन्ये हविषि विषे च माक्षिके च ।
यत्तुत्थं ज्वलितमनेकशो निषिक्तं
तत्कुर्याद्गरुडसमं नरस्य चक्षुः ॥ ३३ ॥

મોરથૂથુને (ધાતુને ઓગાળવાની કુલડીમાં) ધમાવીને બાળીને કરેલા એના બારીક ચૂર્ણને (શ્લોક ૧૯ા થી ૨૨ માં સમજાવેલી રીતે) ગાયના મૂત્રમાં, ગાયના છાણના અડાયાંના ક્વાથમાં, ખાટી કાંજીમાં, સ્ત્રીના ધાવણમાં, ઘીમાં, ઝેરમાં (=વછનાગના ક્વાથમાં) અને મધમાં અનેકવાર (સાતસાત વાર) ઠંડું પાડવું. એ ચૂર્ણ (આંજવાથી) માણસની આંખ ગરુડ જેવી થાય છે.

દ્રવ્યશલાકા

**श्रेष्ठाजलं भृङ्गरसं सविषाज्यमजापयः ।**
**यष्टीरसं च यत्सीसं सप्तकृत्वः पृथक् पृथक् ॥३४**
**तप्तं तप्तं पायितं तच्छलाका**
**नेत्रे युक्ता साञ्जनाऽनञ्जना वा ।**
**तैमिर्यार्मस्त्रावपैच्छिल्यपैल्लं**
**कण्डूं जाड्यं रक्तराजीं च हन्ति ॥ ३५ ॥**

સીસા(સીસું નામની ધાતુ)ને (શ્લોક ૧૯ા થી ૨૨ માં કહેલી રીતે) ત્રિફળાનો ક્વાથ, ભાંગરાનો ક્વાથ, ઝેર(=વછનાગ)નો ક્વાથ, ઘી, બકરીનું દૂધ અને જેઠીમધનો ક્વાથ છૂટો છૂટો સાતસાત વાર પાઈને પછી એ સીસાની બનાવેલી આંજવાની સળી સુરમા સાથે કે સુરમા વિના આંખમાં ફેરવવાથી તિમિર, અર્મ, સ્રાવ (આંખમાંથી પાણી નીકળવાનો રોગ), આંખના ચીપડા, પૈલ્લરોગ, આંખમાં ચળ, આંખની જડતા અને રકતરાજી રોગનો નાશ કરે છે.

**रसेन्द्रभुजगौ तुल्यौ तयोस्तुल्यमथाञ्जनम् ।**
**ईषत्कर्पूरसंयुक्तमञ्जनं तिमिरापहम् ॥ ३६ ॥**

પારો અને સીસું સરખે ભાગે લેવાં, એ બંનેના કુલ વજન જેટલું રસાંજન લેવું. એમાં જરા કપૂર મેળવીને આંજવાથી તિમિરરોગ મટે છે. (અગ્નિમાં સીસાને ઓગાળવું. એ સીસાના રસમાં પારો અને રસાંજનનું ચૂર્ણ ભેળવીને એ ત્રણેની ભેગી શલાકા આંજવાની સળી–બનાવવી. એ સળી ઉપર થોડું કપૂર ચોળીને એ સળી આંખમાં આંજવાનું આ શ્લોકમાં કહ્યું છે.–શિવદાસ સેન)

**यो गृध्रस्तरुणरविप्रकाशगल्ल-**
**स्तस्यास्यं समयमृतस्य गोशकृद्भिः ।**
**निर्दग्धं समघृतमञ्जनं च पेष्यं**
**योगोऽयं नयनबलं करोति गार्ध्रम् ॥३७॥**

જે ગીધના ગળા પાસે લટકતી કોથળીઓ તાજા ઊગેલા સૂર્યના પ્રકાશ જેવી લાલ હોય તે ગીધ કુદરતી રીતે મરી જાય, ત્યારે એના મોંને ગાયનાં અડાયાં વડે બાળીને એ મોંની ભસ્મમાં ભસ્મ જેટલો જ સુરમો ભેળવીને લસોટીને બારીક ચૂર્ણ કરવું. આ યોગ (આંજવાથી) ગીધ જેવું આંખનું બળ આપે છે.

**कृष्णसर्पवदने सहविष्कं**
**दग्धमञ्जनमनिःसृतधूमम् ।**
**चूर्णितं नलदपत्रविमिश्रं**
**भिन्नतारमपि रक्षति चक्षुः ॥**

કાળા સાપના મોંમાં ઘી અને સુરમો મૂકીને એ બધું ધુમાડો નીકળી ન જાય એ રીતે બાળીને એમની ભસ્મમાં જટામાંસીનાં પાંદડાં ભેળવીને એ બધાંને વાટીને કરેલું ચૂર્ણ (આંજવાથી) આંખની કીકી ચિરાઈ ગઈ હોય એવી આંખને પણ ઉગારી લે છે (સારી કરી દે છે).

**कृष्णसर्पं मृतं न्यस्य चतुरश्चापि वृश्चिकान् ।**
**क्षीरकुम्भे त्रिसप्ताहं क्लेदयित्वा प्रमन्थयेत् ॥३९॥**
**तत्र यन्नवनीतं स्यात्पुष्णीयात्तेन कुक्कुटम् ।**
**अन्धस्तस्य पुरीषेण प्रेक्षते ध्रुवमञ्जनात् ॥४०॥**

દૂધભરેલા ઘડામાં એક મરેલો સાપ અને ચાર (મરેલા) વીંછી નાખીને એમને ત્રણ અઠવાડિયા સુધી, પલળવા દઈને પછી વલોવવું. એમાં જે માખણ તરી આવે તે માખણ કૂકડાને ખવડાવવું (કૂકડાનું પોષણ એ માખણ વડે કરવું.) એ કૂકડાની હઘાર આંજવાથી આંધળો માણસ પણ દેખતો થાય છે.

**कृष्णसर्पवसा शङ्खः कतकात् फलमञ्जनम् ।**
**रसक्रियेयमचिरादन्धानां दर्शनप्रदा ॥ ४१ ॥**

કાળા સાપની વસા, શંખ (શંખની નાભિ), નિર્મલી અને સુરમો એ ચારથી કરેલી રસક્રિયા (મલમ જેવું બનાવીને આંજવું) થોડા જ વખતમાં આંધળાને દૃષ્ટિ આપે છે (જોવાની શકિત આપે છે).

અપ્રતિસાર અંજન

**मरिचानि दशार्धपिचु-**
**स्ताप्यात्तुत्थात्पलं पिचुर्यष्ट्याः ।**
**क्षारार्द्रदग्धमञ्जन-**
**मप्रतिसराख्यमुत्तमं तिमिरे ॥ ४२ ॥**

[1]દસ મરી, અડધો તોલો સુવર્ણમાક્ષિક, ચાર તોલા મોરથૂથુ, એક તોલો જેઠીમધ–એ ચારે વસ્તુઓને દૂધમાં પલાળીને પછી એમને બાળીને કરેલી ભસ્મના બારીક ચૂર્ણને અપ્રતિસાર અંજન કહે છે. તે તિમિર-રોગમાં ઉત્તમ છે.

अक्षबीजमरिचामलकत्वक्-
तुत्थयष्टिमधुकैर्जलपिष्टैः ।
छाययैव गुटिकाः परिशुष्का
नाशयन्ति तिमिराण्यचिरेण ॥ ४३ ॥

બહેડાંના ઠળિયામાંથી નીકળતી મીંજ, મરી, આમળાની છાલ, મોરથુથુ અને જેઠીમધને પાણી સાથે લસોટીને વાળેલી અને ફક્ત છાંયડામાં જ સૂકવેલી ગોળીઓ (ઓરશિયા પર ઘસીને આંજવાથી) થોડા જ વખતમાં તિમિરરોગનો નાશ કરે છે.

ષણ્માક્ષિક યોગ

मरिचामलकजलोद्भव-
तुत्थाञ्जनताप्यधातुभिः क्रमवृद्धैः ।
षण्माक्षिक इति योग-
स्तिमिरार्मक्लेदकाचकण्डूहन्ता ॥ ४४ ॥

મરી (એક ભાગ), આમળાં (બે ભાગ,) કમળ (ત્રણ ભાગ), મોરથુથુ (ચાર ભાગ,) સુવર્ણમાક્ષિક (પાંચ ભાગ) અને છઠ્ઠું મધ (છ ભાગ)–એ છ વસ્તુઓને અનુક્રમે એકએક ભાગ વધારે લઈને કરેલો યોગ (ભેગી દવા—અંજન) તિમિર, અર્મ, આંખનો ક્લેદ, કાચરોગ અને આંખની ચળનો નાશ કરે છે.

रत्नानि रूप्यं स्फटिकं सुवर्णं
स्रोतोऽञ्जनं ताम्रमयः सशङ्खम् ।
कुचन्दनं लोहितगैरिकं च
चूर्णाञ्जनं सर्वदृगामयघ्नम् ॥४५॥

(હીરા, નીલમ વગેરે) રત્નો, રૂપું, ફટકડી, સોનું, સોતાંજન, તાંબુ, લોઢું, શંખ, રક્તચંદન, લાલ ગેરુ—એ બધાંનાં ચૂર્ણનું અંજન આંખના બધા રોગોનો નાશ કરે છે. (શિવદાસ સેન કહે છે કે રત્નથી લોઢા સુધીની વસ્તુઓનું મારણ કરીને વાપરવી.)

तिलतैलमक्षतैलं भृङ्गस्वरसोऽसनाच्च निर्यूहः ।
आयसपात्रविपक्वं करोति दृष्टेर्बलं नस्यम् ॥४६

તલનું તેલ, બહેડાંની મીંજનું તેલ, ભાંગરાનો સ્વરસ અને બીબલાનો ક્વાથ—એ ચારે વસ્તુઓને લોઢાના વાસણમાં પકવીને જે તેલ બને તે તેલનું નસ્ય આપવાથી દૃષ્ટિને બળ મળે છે.

दोषानुरोधेन च नैकशस्तं
स्नेहास्रविस्रावणरेकनस्यैः ।
उपाचरेदञ्जनमूर्धवस्ति-
बस्तिक्रियातर्पणलेपसेकैः ॥ ४७ ॥

કોપેલા દોષને હિસાબે (કોપેલા દોષ બહુ હોય તો) સ્નેહન, લોહી કઢાવવું, રેચ, નસ્ય, અંજન, શિરોબસ્તિ, બસ્તિક્રિયા, તર્પણ, લેપ અને સેંક એમાંથી જે દોષને મટાડે એવી જે ક્રિયા હોય તે વારંવાર કરીને તેની (દરદીની) ચિકિત્સા કરવી.

सामान्यं साधनमिदम्

આ (અત્યાર સુધી કહેલા) સામાન્ય ઉપાય છે (ગમે તે દોષથી રોગ થયો હોય તોપણ લાગુ પડે એવા ઉપાય છે.)

प्रतिदोषमतः शृणु ॥ ४८ ॥

હવે દોષવાર ઉપાય સાંભળ.

વાયુના તિમિરરોગના ઉપાય

(શ્લોક ૪૮॥ થી ૬૨)

वातजे तिमिरे तत्र दशमूलाम्भसा घृतम् ।
क्षीरे चतुर्गुणे त्रैफलाकल्कपक्वं पिबेत्ततः ॥४९॥
त्रिफलापञ्चमूलानां कषायं क्षीरसंयुतम् ।
एरण्डतैलसंयुक्तं योजयेच्च विरेचनम् ॥ ५० ॥

તેમાં, વાયુથી થતા તિમિરરોગમાં (ઘીથી ચારગણા) દશમૂળના ક્વાથમાં અને ઘીથી ચારગણા દૂધમાં ત્રિફળાનો કલ્ક નાખીને પકવેલું ઘી પીવું. પછી (જ્યારે બરાબર સ્નિગ્ધ થયાનાં લક્ષણ થાય ત્યારે) ત્રિફળાના અને પંચમૂળના ક્વાથમાં દૂધ અને દિવેલ નાખીને એ ક્વાથ વિરેચન તરીકે પાવો.

समूलजालजीवन्तीतुलां द्रोणेऽम्भसः पचेत् ।
अष्टभागस्थिते तस्मिंस्तैलप्रस्थं पयःसमे ॥५१॥
बलात्रितयजीवन्तीवरीमूलैः पलोन्मितैः ।
यष्टीपलैश्चतुर्भिश्च लोहपात्रे विपाचयेत् ॥ ५२ ॥
लोह एव स्थितं मासं नावनात्पूर्वजत्रुजान् ।
वातपित्तामयान् हन्ति
तद्विशेषाद्दृगाश्रयान् ॥ ५३ ॥
केशास्यकन्धरास्कन्धपुष्टिलावण्यकान्तिवम् ।

એક દ્રોણ પાણીમાં ડોડીનાં મૂળ અને ડોડીની કળી સાથે ચારસો તોલા ડોડી પકવવી. પકવતાપકવતાં જ્યારે આઠમા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેમાં એટલું જ દૂધ નાખીને એમાં બલા, અતિબલા, નાગબલા, ડોડી, શતાવરી અને પુષ્કરમૂળ એ દરેક એકએક પલ અને જેઠીમધ ચાર પલ—એ સાત વસ્તુઓનો કલ્ક નાખીને એમાં એક પ્રસ્થ તેલ લોઢાના વાસણમાં પકવવું. એ પકવેલું તેલ એક મહિના સુધી લોઢાના જ વાસણમાં રાખી મૂક્યા પછી એ તેલનું નસ્ય આપવાથી નસ્યની

હાસડીથી ઉપરના ભાગના રોગો અને ખાસ કરીને વાયુથી અને પિત્તથી થતા આંખના રોગો નાશ પામે છે તથા એ તેલના નસ્યથી વાળ, મોં, ડોક અને ખભાને પુષ્ટિ, લાવણ્ય અને કાંતિ મળે છે

**सितैरण्डजटासिंहीफलदारुवचानतैः ॥ ५४ ॥**
**धोपया विल्वमूलैश्च तैलं पक्वं पयोन्वितम् ।**
**नस्यं सर्वोर्ध्वजत्रूत्थवातश्लेष्मामयार्तिजित् ॥५५**

ધોળા એરંડાના મૂળ, ભોરીંગણીનું ફળ, દેવદાર, વજ, તગર, ધાણા અને બીલીપત્રના ઝાડના મૂળ–એટલી વસ્તુઓના કલ્ક સાથે દૂધમાં પકવેલા તેલનું નસ્ય હાસડીથી ઉપરના ભાગમાં વાયુથી અને કફથી થતા બધા રોગોની પીડા મટાડે છે

**वसाऽञ्जने च वैयाघ्री वाराही वा प्रशस्यते ।**
**गृध्राहिकुक्कुटोत्था वा मधुकेनान्विता पृथक् ॥**

આંખમાં આંજવા માટે વાઘની કે ડુક્કરની વસા વખણાય છે અથવા ગીધ, સાપ અને કૂકડો–એ ત્રણ માંથી દરેકની વસામાં જેઠીમધ કાલવીને એ છૂટુંછૂટું આંજવું એ પણ વખણાય છે

**પ્રત્યંજન**

**प्रत्यञ्जने च स्रोतोजं रसक्षीरघृते क्रमात् ।**
**निषिक्तं पूर्ववद्योज्यं तिमिरघ्नमनुत्तमम् ॥५७॥**

સ્રોતાંજન ઉપર પડેલાંની માફક ( શ્લોક ૧૯ા થી ૨૨ માં કહેલી રીતે ) અનુક્રમે માંસરસ, દૂધ અને ઘી રેડીને પછી એ સોતાંજન પ્રત્યંજન તરીકે આંજવું એ તિમિરરોગનો નાશ કરનારું અજોડ અંજન છે

**આંખનું તર્પણ**

**न चेदेवं शमं याति ततस्तर्पणमाचरेत् ।**

જો આમ કરવા છતાં પણ તિમિરરોગ ન મટે તો પછી આંખનું તર્પણ (સૂ. અ. ૨૪) કરવું

**शताह्वाकुष्ठनलदकाकोलीद्वययष्टिभिः ॥ ५८ ॥**
**प्रपौण्डरीकसरलपिप्पलीदेवदारुभिः ।**
**सर्पिरष्टगुणक्षीरं पक्वं तर्पणमुत्तमम् ॥ ५९ ॥**

સુવા, ઉપલેટ, જટામાંસી, કાકોલી, ક્ષીરકાકોલી, જેઠીમધ, કમળ, તેલિયો દેવદાર, પીપર, દેવદાર–એ વસ્તુઓના કલ્ક વડે ઘી કરતાં આઠગણા દૂધમાં પકવેલું ઘી ઉત્તમ તર્પણ ઔષધ છે

**मेदसस्तद्वदैणेयाद्दुग्धसिद्धात् समाहृतात् ।**
**उद्धृतं साधितं तेजो मधुकोशीरचन्दनैः ॥६०॥**

દૂધમાં સિદ્ધ કરેલી કાળિયારજ હરણની ચરબીને લાકડાના રવૈયાથી વલોવીને એમાંથી કાઢી લીધેલા તેજ (માખણ જેવો પદાર્થ)ને જેઠીમધ, વીરણવાળો અને સુખડ સાથે પકવવું એ આંખનું ઉત્તમ તર્પણ ઔષધ છે

**श्वाविच्छल्यकगोधानां दक्षतित्तिरिबर्हिणाम् ।**
**पृथक्पृथगनेनैव विधिना कल्पयेद्वसाम् ॥६१॥**

શાહુડી, શલ્યાક, સાંઢો, દક્ષ, તેતર અને મોર–એ પ્રાણીઓની વસા એ જ રીતે ( શ્લોક ૫૯ા, ૬૦ વાળી રીતે ) છૂટીછૂટી બનાવવી

**प्रसादनं स्नेहनं च पुटपाकं प्रयोजयेत् ।**

સૂ. અ. ૨૪ માં કહેલા પ્રસાદન પુટપાક અને સ્નેહન પુટપાકનો ઉપયોગ કરવો

**वातपीनसवच्चात्र निरूहं सानुवासनम् ॥ ६२ ॥**

વાયુથી થતા પીનસ રોગની માફક આમાં (વાયુથી થતા તિમિરરોગમાં) નિરૂહબસ્તિ અને અનુવાસન બસ્તિ) બસ્તિ આપવી

**પિત્તનો તિમિરરોગ**

( શ્લોક ૬૨ા થી ૬૭)

**पित्तजे तैमिरे सर्पिर्जीवनीयफलत्रयैः ।**
**विपाचितं पाययित्वा**
**स्निग्धस्य व्यधयेत्सिराम् ॥ ६३ ॥**

પિત્તથી થતા તિમિરરોગમાં જીવનીય ગણના ઔષધોથી અને ત્રિફળાથી સિદ્ધ કરેલું ઘી પાઈને દરદીને સ્નિગ્ધ કર્યા પછી ( દરદી બરાબર સ્નિગ્ધ થાય ત્યારે ) ફસ ખોલવી.

**शर्करैलात्रिवृच्चूर्णैर्मधुयुक्तैर्विरेचयेत् ।**

(પછી) સાકર, એલચી અને નસોતર એ ત્રણ વસ્તુના ચૂર્ણને મધમાં કાલવીને ચટાડીને રેચ કરાવવા.

**सुशीतान् सेकलेपादीन्**
**युञ्ज्यान्नेत्रास्यमूर्धसु ॥ ६४ ॥**

આંખો, મોં અને માથા ઉપર પુષ્કળ ઠંડા છટકાવ, લેપ વગેરે કરવા

**सारिवापद्मकोशीरमुक्ताशाबरचन्दनैः ।**
**वर्तिः शस्ताऽञ्जने, चूर्णस्तथा**
**पद्मोत्पलाञ्जनैः ॥६५॥**
**सनागपुष्पकर्पूरयष्ट्याह्वस्वर्णगैरिकैः ।**

સારિવા, પદ્મકાષ્ઠ, વીરણવાળો, મોતી, ધોળું લોધર, સુખડ–એટલી વસ્તુઓની બનાવેલી શોગટી આંજવામાં વખણાય છે, તથા નીલ્પલ, કાળું કમળ, સ્રવતી નાગકેસર, કપૂર, જેઠીમધ અને સોનાગેરુ–એટલી વસ્તુઓની બનાવેલી શોગટી આંજવામાં વખણાય છે

सौवीराञ्जनतुत्थकशृङ्गीधात्री-
फलस्फटिककर्पूरम्।
पञ्चांशं पञ्चांशं त्र्यंशमथैकांशमञ्जनं
तिमिरघ्नम्।

સૌવીરાંજન અને મોરથુથુ એ બનેના દરેકના પાંચપાંચ ભાગ, કાકડાશીંગ અને આમળાના ત્રણ ભાગ, સ્ફટિક અને બરાસકપૂરનો એકએક ભાગ એટલી વસ્તુઓનું અંજન તિમિરરોગનો નાશ કરે છે (સ્ફટિક=શિરોડી પથ્થર.)

नस्यं चाज्यं शृतं क्षीरजीवनीयसितोत्पलैः ॥६७

અને ઘીથી ચારગણા દૂધમા જીવનીય ગણનાં ઔષધો, સાકર અને કાળા કમળના કલ્ક સાથે પકવેલા ઘીનુ નસ્ય તિમિરરોગનો નાશ કરે છે

કફના તિમિરરોગના ઉપાય

(શ્લોક ૬૭॥ થી ૭૨॥)

श्लेष्मोद्भवेऽमृताक्वाथवराकणशृतं घृतम्।
विध्येत्सिरां पीतवतो दद्याच्चानु विरेचनम् ॥६८
क्वाथं पूगाभयाशुण्ठीकृष्णाकुम्भनिकुम्भजम्।

કફથી થતા તિમિરરોગમા અમૃતા(ગળો)ના ક્વાથ અને ત્રિફળા તથા પીપરના કલ્ક સાથે પકવેલુ ઘી પીધેલા દરદીની ફસ ખોલવી અને પછી સોપારી, હરડે, સૂઠ, પીપર, નસોતર અને નેપાળો—એટલી વસ્તુઓનો ક્વાથ વિરેચન તરીકે પાવો

ह्रीबेरदारुद्विनिशाकृष्णाकल्कं पयोन्वितैः ॥६९
द्विपञ्चमूलनिर्यूहे तैलं पक्वं च नावनम्।

સુગંધી વાળો, દેવદાર, હળદર, દારુહળદર અને પીપરના કલ્ક વડે દૂધમા અને દશમૂળના ક્વાથમા પકવેલુ તેલ નસ્ય તરીકે આપવુ

વિમલા વર્તિ

शङ्खप्रियङ्गुनेपालीकटुत्रिकफलत्रिकैः ॥७०॥

શંખ, કાંગ, મનશીલ, ત્રિકટુ અને ત્રિફળા એટલી વસ્તુઓની બનાવેલી આંજવાની ગોળી વિમલા વર્તિ છે, તે દૃષ્ટિને નિર્મળ બનાવે છે

કોકિલા વર્તિ

कोकिला पुनः।
कृष्णलोहरजोव्योषसैन्धवत्रिफलाञ्जनैः ॥७१॥

કાળા લોઢાના વરખનો ભૂકો, ત્રિકટુ, સૈંધવ, ત્રિફળા અને સૌવીરાંજનથી કોકિલા નામે ઓળખાતી (આંજવાની) ગોળી બને છે

शशगोखरसिंहोष्ट्रद्विजा ललाटमस्थि च।
श्वेतगोवालमरिचशङ्खचन्दनफेनकम् ॥७२॥
पिष्टं स्तन्याजदुग्धाभ्यां वर्तिस्तिमिरशुक्रजित्।

સસલું, ગાય, ગધેડુ, સિંહ અને ઊંટ એ પાંચ પ્રાણીઓના દાંત અને કપાળના હાડકા, ધોળી ગાયના વાળ, મરી, શંખ, સુખડ અને સમુદ્રફીણ—એટલી વસ્તુઓને સ્ત્રીના ધાવણ અને બકરીના દૂધ સાથે લસોટીને બનાવેલી (આંજવાની) ગોળી તિમિરરોગ અને ફૂલા મટાડે છે.

લોહીથી થતા તિમિરરોગના ઉપાય

रक्तजे पित्तवत्सिद्धिः शीतैश्चास्रं प्रसादयेत् ॥७३

લોહીથી થતા તિમિરરોગના ઉપાય પિત્તથી થતા તિમિરરોગના જેવા કરવા તથા સ્પર્શમા અને વીર્યમા ઠંડા હોય એવા અન્ન, પાન, ઔષધ, સેક (છટકાવ), લેપ વગેરેથી લોહીનુ પ્રસાદન કરવુ

द्राक्षया नलदरोध्रयष्टिभिः
शङ्खताम्रहिमपद्मपद्मकैः।
सोत्पलैश्छगलदुग्धवर्तितं
रक्तजं तिमिरमाशु नश्यति ॥७४॥

કાળી દ્રાક્ષ, વીરણવાળો, લોધર, જેઠીમધ, શંખ, તાંબુ, સુખડ, કમળ, પદ્મકાષ્ઠ અને કાળુ કમળ—એટલી વસ્તુઓને બકરીના દૂધ સાથે લસોટીને વાળેલી (આંજવાની) ગોળી લોહીથી થતા તિમિરરોગનો તરત નાશ કરે છે

દ્વિદોષ અને ત્રિદોષના તિમિરના ઉપાય

संसर्गसन्निपातोत्थे यथादोषोदयं क्रिया।

દ્વિદોષ અને ત્રિદોષના તિમિરમા જે જે દોષ વધ્યા હોય તે તે દોષના તિમિરના ઉપાય કરવા.

सिद्धं मधुककृमिजिन्मरिचामरदारुभिः ॥७५॥
सक्षीरं नावनं तैलं पिष्टैर्लेपो मुखस्य च।

મહુડા (કે મહુડાના લાકડાનો સાર), વાવડિંગ, મરી અને દેવદાર—એટલી વસ્તુઓના કલ્ક સાથે અને સિદ્ધ કરેલા તેલનુ નસ્ય આપવું અને મહુડા, વાવડિંગ, મરી અને દેવદારને પાણી સાથે લસોટીને એનો મો ઉપર લેપ કરવો એ વખણાય છે

नतनीलोत्पलानन्तायष्ट्याह्वसुनिषण्णकैः ॥७६॥
साधितं नावने तैलं शिरोबस्तौ च शस्यते।

તગર, કાળું કમળ, ધમાસો, જેઠીમધ અને સુનિષણ્ણકની ભાજી (ઓટીંગણ)—એટલી વસ્તુઓથી સિદ્ધ કરેલુ તેલ નસ્ય માટે અને શિરોબસ્તિ માટે વખણાય છે.

**दद्यादुशीरनिर्यूहे चूर्णितं कणसैन्धवम् ॥७७॥**
**तत्स्रुतं सघृतं भूयः पचेत्क्षौद्रं घने क्षिपेत् ।**
**शीते चास्मिन् हितमिदं**
**सर्वजे तिमिरेऽञ्जनम् ॥७८॥**

કાળા વાળાના ક્વાથમા પીપર અને સૈંધવનુ ચૂર્ણ નાખવુ પછી એને કપડાથી ગાળી લઈને એમા ઘી નાખીને ફરીથી પકવવુ પછી જ્યારે એ ઘટ્ટ થાય ત્યારે દેવતા પરથી ઉતારી લઈને એ ઠડુ પડે ત્યારે એમાં મધ નાખવું આ અંજન ત્રિદોષના તિમિરરોગમા ફાયદો કરે છે (કાળા વાળાનો ક્વાથ આઠ પલ, પીપર અને સૈંધવ દરેક આઠ આઠ માષ, ઘી એક કર્ષ અને મધ એક કર્ષ—શિવદાસ સેન)

**अस्थीनि मज्जपूर्णानि सत्त्वानां**
**रात्रिचारिणाम् ।**
**स्रोतोजाञ्जनयुक्तानि**
**वहत्यम्भसि वासयेत् ॥७९॥**
**मासं विंशतिरात्रं वा ततश्चोद्धृत्य शोषयेत् ।**
**समेषशृङ्गीपुष्पाणि सयष्ट्याह्वानि तान्यनु ॥८०**
**चूर्णितान्यञ्जनं श्रेष्ठं तिमिरे सान्निपातिके ।**

રાતે ફરનારા પશુપાખીઓનાં મજ્જાભરેલા હાડકા અને સ્રોતાંજનને વહેતા પાણીમા એક મહિનો કે વીસ રાત રાખી મૂકવા પછી બહાર કાઢીને સૂકવવા પછી એ બનેનુ અને મેંઢાશીંગના ફૂલ અને જેઠીમધનુ ભેગુ ચૂર્ણ કરવુ. એ ચૂર્ણનુ અંજન ત્રિદોષના તિમિર રોગમા ઉત્તમ છે

કાચરોગના ઉપાય

**काचेऽप्येषा क्रिया मुक्त्वा**
**सिरा, यन्त्रनिपीडिता. ॥८१॥**
**आन्ध्याय स्युर्मला दद्यात्काच्ये**
**त्वस्रे जलौकसः ।**

કાચરોગમા પણ આ (તિમિરરોગની) ક્રિયા કરવી, પણ ફસ ખોલવી નહિ, કારણ કે ફસ ખોલવાની ક્રિયા દરમ્યાન કરવા પડતા યંત્રણવિધિ (સૂ ૨૭/૨૯ થી ૩૨) ને લીધે ભીંસમા આવેલા (દબાયેલા) દોષો અંધાપો આણે, પણ (કાચરોગમા) લોહી કાઢવાની જરૂર પડે તો જળો મૂકવી.

**गुडः फेनोऽञ्जनं कृष्णा मरिचं कुङ्कुमाद्रजः ॥८२**
**रसक्रियेयं सक्षौद्रा काचयापनमञ्जनम् ।**

ગોળ, સમુદ્રફીણ, રસવંતી, પીપર, મરી અને કેસરના ચૂર્ણને મધમાં કાલવીને કરેલી રસક્રિયા એ કાચરોગનું યાપન કરનારું અંજન છે. (યાપન કરે એવું=જ્યાં સુધી દવા અને પરેજ ચાલુ રહે ત્યા સુધી રોગ મટે એવું કાચરોગ યાપ્ય છે—ઉ ૧૨/૩૩.)

ત્રિદોષના નકુલાંધ રોગનો ઉપાય

**नकुलान्धे त्रिदोषोत्थे तैमिर्यविहितो विधिः ॥८३**

ત્રિદોષથી થયેલા નકુલાધ રોગમા તિમિરરોગમાં કહેલો વિધિ કરવો

રતાંધળાના ઉપાય

**रसक्रिया घृतक्षौद्रगोमयस्वरसद्रुतैः ।**
**तार्क्ष्यगैरिकतालीसैर्निशान्धे हितमञ्जनम् ॥८४**

રસવતી, ગેરુ અને તાલીસપત્રના ચૂર્ણને ઘી, મધ અને ગાયના છાણના સ્વરસમા કાલવીને કરેલી રસક્રિયા એ રતાંધળાપણાના રોગમા ફાયદો કરે એવુ અંજન છે

**दध्ना विघृष्टं मरिचं रात्र्यन्धेऽञ्जनमुत्तमम् ।**

દહીં સાથે ઘસેલા મરી રતાંધળાપણાના રોગમા ઉત્તમ અંજન છે

**करञ्जिकोत्पलस्वर्णगैरिकाम्भोजकेसरैः ॥ ८५॥**
**पिष्टैर्गोमयतोयेन वर्तिर्दोषान्ध्यनाशिनी ।**

કણજી, ભૂરુ કમળ, સોનાગેરુ, કમળનુ કેસર—એટલી વસ્તુઓને છાણના સ્વરસમા લસોટીને બનાવેલી (આંજવાની) સોગટી રતાંધળાપણાનો નાશ કરે છે

**अजामूत्रेण वा कौन्तीकृष्णास्रोतोजसैन्धवैः ॥८६॥**

કૌન્તી (રેણુકબીજ), પીપર, સ્રોતાંજન અને સૈંધવ એ ચાર વસ્તુઓને બકરીના મૂત્રમા લસોટીને કરેલી (આંજવાની) સોગટી રતાંધળાપણુ મટાડે છે

**कालानुसारीत्रिकटुत्रिफलालमनःशिलाः ।**
**सफेनाश्छागदुग्धेन रात्र्यन्धे वर्तयो हिताः ॥८७**

ઉત્પલ સારિવા (કૃષ્ણ સારિવા), ત્રિકટુ, ત્રિફળા, હરતાલ, મનશીલ અને સમુદ્રફીણ એટલી વસ્તુઓને બકરીના દૂધમાં લસોટીને બનાવેલી (આંજવાની) શોગટીઓ રતાંધળાપણામાં ફાયદો કરે છે.

**सन्निवेश्य यकृन्मध्ये पिप्पलीरदहन्पचेत् ।**
**ताः शुष्का मधुना घृष्टा**
**निशान्धे श्रेष्ठमञ्जनम् ॥ ८८ ॥**

(બકરીના) કાળજામાં લીંડીપીપર મૂકીને બળી ન જાય એવી રીતે પકવવી. પછી એ લીંડીપીપરને સૂકવીને તેને મધ સાથે લસોટવી. એ રતાંધળાપણામાં ઉત્તમ અંજન છે (કાળજાનો ઉપયોગ વાસણ તરીકે કરવાનો છે કાળજામાંનુ પિત્ત ચૂસેલી પીપર આંજવાથી આંખના આલોચક પિત્તમા વધારો થાય.)

खादेच्च प्लीहयकृती माहिषे तैलसर्पिषा ।

અને પાડા( કે ભેંસ )ના બરોળ અને કાળજું તેલ ઘી સાથે ખાવા

घृते सिद्धानि जीवन्त्याः

पल्लवानि च भक्षयेत् ॥८९॥

तथाऽतिमुक्तकैरण्डशेफाल्यभीरुजानि च ।

भृष्टं घृतं कुम्भयोनेः पत्रैः पाने च पूजितम् ॥९०॥

વળી ડોડીના પાદડાને ઘીમા સિદ્ધ કરીને ખાવા, તેમ જ અતિમુક્તિ, એરંડો, નગોડ અને શતાવરીના પાંદડાને ઘીમા સિદ્ધ કરીને ખાવા, તથા રાગથિયાનાં પાદડા વડે સિદ્ધ કરેલુ ઘી પીવામા પૂજાય છે

ધૂમર, અમ્લવિદગ્ધા, પિત્તવિદગ્ધા અને ઉષ્ણવિદગ્ધાના ઉપાય

धूमराख्याम्लपित्तोष्णविदाहे जीर्णसर्पिषा ।

स्निग्धं विरेचयेच्छीतैः शीतैर्दिह्याच्च सर्वतः ॥९१॥

ધૂમર, અમ્લવિદગ્ધા, પિત્તવિદગ્ધા અને ઉષ્ણ વિદગ્ધા વગેરેમા દરદીનુ જૂના ઘીથી સ્નેહન કરીને પછી ઠડા વિરેચન દ્રવ્યોથી રેચ આપવા તથા બધે ઠડા લેપ કરવા (ઠડા=શીતવીર્ય)

गोशकृद्रसदुग्धाज्यैर्विपक्वं शस्यतेऽञ्जनम् ।

स्वर्णगैरिकतालीसचूर्णावापा रसक्रिया ॥९२॥

ધૂમર, અમ્લવિદગ્ધા, પિત્તવિદગ્ધા અને ઉષ્ણ વિદગ્ધા રોગોમા જે અજન કરવાનુ (બનાવવાનું) હોય તે ગાયના છાણના રસમા, દૂધમા અને ઘીમા પકાવેલું હોય એવુ અજન વખણાય છે અને એ રોગોમા જે રસક્રિયા કરવાની હોય તેમા સોનાગેરુ અને તાલીસપત્રનું ચૂર્ણ આવાપ તરીકે નાખવુ

मेदाशाबरकानन्तामञ्जिष्ठादार्वियष्टिभिः ।

क्षीराष्टांशं घृतं पक्वं सतैलं नावनं हितम् ॥९३॥

મેદા, ધોળો લોધર, ધમાસો, મજીઠ, દારુહળદર અને જેઠીમધ—એટલી વસ્તુઓના કલ્ક અને ઘી કરતાં આઠગણા દૂધ સાથે ઘીને તેલ સાથે પકવવાથી એનુ નસ્ય ફાયદો કરે છે

तर्पणं क्षीरसर्पिः स्यादशाम्यति सिराव्यधः ।

દૂધમાથી ઉત્પન્ન થયેલુ ઘી તર્પણ કરે છે આ રીતે પણ જો રોગ ન મટે તો ફસ્ત ખોલવી.

કોની કોની આંખે તિમિરરોગી જેવું દેખાય?

चिन्ताभिघातभीशोकरौक्ष्यात्

सोत्कटकासनात् ॥९४॥

विरेकनस्यवमनपुटपाकादिविभ्रमात् ।

विदग्धाहारवमनात् क्षुत्तृष्णादिविधारणात् ॥९५॥

अक्षिरोगावसानाच्च पश्येत्तिमिररोगिवत् ।

ચિંતા, વાગવુ, બીક અને શોકને લીધે થતા લૂખા પણાને લીધે, અધૂકડા બેસવાને લીધે; વિરેચન, નસ્ય, વમન, પુટપાક વગેરે ક્રિયાઓના વિભ્રમ (મિથ્યાયોગ) ને લીધે, વિદગ્ધ આહારની ઊલટી થવાથી, ભૂખ, તરસ વગેરે વેગોને રોકવાથી અને આખના રોગ પૂરા ન મટવાથી માણસને તિમિરરોગી જેવુ દેખાય છે

यथास्वं तत्र युञ्जीत

दोषादीन् वीक्ष्य भेषजम् ॥९६॥

તમા (જ્યા જ્યા ઉપરના કારણોસર દરદીને તિમિર રોગી જેવુ દેખાતુ હોય ત્યા) દોષ, દૂષ્ય, દેશ વગેરે નો વિચાર કરીને જે દોષને લીધે રોગ થયો હોય તના હિસાબે ઔષધ આપવુ

सूर्योपरागानलविद्युदादि-

विलोकनेनोपहतेक्षणस्य ।

सन्तर्पणं स्निग्धहिमादि कार्यं ।

तथाञ्जनं हेम घृतेन घृष्टम् ॥९७॥

સૂર્યનુ ગ્રહણ, આગ (કે દેવતા,) વીજળી (બહુ ઝીણા અને બહુ આછી નાખે એવા પદાર્થો) વગેરે સામુ જોવાથી જેની જોવાની શક્તિ જરા હણાઈ હોય તેને સ્નિગ્ધ, ઠડુ વગેરે પ્રકારનુ (આખનું) સતર્પણ કરવું તથા ઘી સાથે લસોટેલા સોનાનુ અજન આજવું

આખની સભાળ રાખવાનું કારણ

चक्षूरक्षायां सर्वकालं मनुष्यै-

र्यत्नः कर्तव्यो जीविते यावदिच्छा ।

व्यर्थो लोकोऽयं तुल्यरात्रिंदिवानां

पुंसामन्धानां विद्यमानेऽपि वित्ते ॥९८॥

જ્યા સુધી જીવવાની ઇચ્છા હોય ત્યાં સુધી માણસોએ આખની રક્ષા કરવાનો સદાકાળ પ્રયત્નો કરવો, (કારણ કે) જેમને મન રાત અને દિવસ સરખાં છે એવા આધળા માણસોની પાસે ધન હોય તોપણ એમને આ સંસાર નકામો છે

આખની સંભાળ રાખવાના ઉપાય

त्रिफला रुधिरस्रुतिर्विशुद्धि-

र्मनसो निर्वृतिरञ्जनं सनस्यम् ।

शकुनाशनता सपादपूजा

घृतपानं च सदैव नेत्ररक्षा ॥९९॥

ત્રિફળા, ફસ્ત ખોલાવવી, સંશોધન, મનની શાંતિ

(સંતોષ), અંજન, નસ્ય, પખીઓનું માસ ખાવું, પાદ પૂજા પગે (અભ્યગ), ઉદ્વર્તન, પગ ધોવા, જોડા પહેરવા વગેરે કરવુ) અને ઘી પીવુ—એટલા વાનાનું હમેશા સેવન કરવાથી આખની રક્ષા થાય છે

अहिताद्शनात्सदा निवृत्ति-
र्भृशभास्वचलसूक्ष्मवीक्षणाच्च।
मुनिना निमिनोपदिष्टमेतत्
परमं रक्षणमीक्षणस्य पुंसाम् ॥ १०० ॥

અપથ્ય આહારનો સદા ત્યાગ કરવો, બહુ ચળકતી, અસ્થિર અને ઝીણી વસ્તુઓ જોવાનો ત્યાગ કરવો, એ માણસોની આંખોનું ઉત્તમ રક્ષણ છે, એવી નિમિ મુનિની શિખામણ છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने तिमिरप्रतिषेधो नाम त्रयोदशोऽध्यायः ॥ ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો : મોતિયાના ઉપાય

अथातो लिङ्गनाशप्रतिषेधं व्याख्यास्यामः।
इति ह स्माहुरात्रेयाद्यो महर्षयः।

ત્યારે હવે અમે લિંગનાશ(મોતિયા)ને મટાડવાના ઉપાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓએ નીચે પ્રમાણે કહ્યુ છે

કેવો મોતિયો વીંધવો (ઉતારવો)?

विध्येत्सुजातं निःप्रक्ष्यं लिङ्गनाशं कफोद्भवम्।
आवर्तक्यादिभिः षड्भिर्विवर्जितमुपद्रवैः ॥१॥

બરાબર થયેલો (બરાબર ઘટ્ટ બનેલો, પાકેલો), જેને લીધે જોઈ ન શકાતું હોય એવો, આવર્તકી વગેરે છ ઉપદ્રવો (શ્લોક ૪ા થી ૭) વિનાનો, કફથી થયેલો મોતિયો વીંધવો (ઉતારવો) (કફ સિવાયના બીજા મોતિયા અસાધ્ય છે ઉ ૧૨/૩૨ા)

પાકેલ મોતિયો જ ઉતારવાનું કારણ

सोऽसञ्जातो हि विषमो दधिमस्तुनिभस्तनुः।
शलाकयाऽवकृष्टोऽपि पुनरूर्ध्वं प्रपद्यते ॥२॥
करोति वेदनां तीव्रां दृष्टिं च स्थगयेत्पुनः।
श्लेष्मलैः पूर्यते चाशु
सोऽन्यैः सोपद्रवश्चिरात् ॥३॥

કારણકે તે (મોતિયો) કાચો હોય ત્યારે તેનો ઘાટ ઠેકાણા વિનાનો (ખાડાટેકરાવાળો) હોય છે, એ દહીંના મસ્તુ જેવો હોય છે અને પાતળો હોય છે, એને સળીથી ખેંચીને નીચે ઉતાર્યા છતાં પણ તે ફરી પાછો ઊંચે આવે છે તીવ્ર પીડા કરે છે, અને ફરીથી દૃષ્ટિને છાઈ દે છે, કફકારક ઔષધ અને અન્નથી એ ઝટ ભરાઈ જાય છે અને બીજા (પિત્તકારક અને વાયડા) ઔષધ અને અન્નથી એ લાંબે વખતે (શ્લોક ૪ા થી ૭ માં કહેલા) ઉપદ્રવોવાળો થાય છે (અવકૃષ્ટ—આયુર્વેદમાં મોતિયાને આખમા ને આખમા નીચે પાડવાનો હોય છે, આખની બહાર કાઢવો પડતો નથી.)

કફના મોતિયાના રગ

श्लैष्मिको लिङ्गनाशो हि
सितत्वाच्छ्लेष्मणः सितः।
तस्यान्यदोषाभिभवाद्भवत्यानीलता गदः ॥४॥

કફ ધોળો હોવાને લીધે કફનો મોતિયો ધોળો હોય છે, એના ઉપર બીજા દોષનુ (પિત્ત કે વાયુનું) આક્રમણ થવાથી એ રોગમાં (કફના મોતિયામાં) જરા નીલ રગ આવે છે

### છ ઉપદ્રવો

આવર્તકી દૃષ્ટિ

तत्रावर्तचला दृष्टिरावर्तक्यरुणाऽसिता।

તેમા (છ ઉપદ્રવોમાં) આવર્તકી દૃષ્ટિ આવર્તકી (પાણીમા થતા વમળ) ના જેવી ચચળ, આછી લાલ અને કાળી હોય છે

શર્કરા દૃષ્ટિ

शर्कराऽर्कपयोलेशनिचितेव घनाति च ॥५॥

શર્કરા દૃષ્ટિ આકડાના દૂધના ટીપા વડે છવાયેલી હોય એવી અને બહુ જ ઘટ્ટ હોય છે (મોતિયાનો દાણો આકડાના દૂધના ટીપા જેવો અને ઘટ્ટ હોય છે)

રાજીમતી દૃષ્ટિ

राजीमती दृङ्निचिता शालिशूकाभराजिभिः।

રાજીમતી દૃષ્ટિ શાલિધાનનાં ભુંસાં જેવા લિસોટાથી છવાયેલી હોય છે

છિન્નાશુકા દૃષ્ટિ

विषमच्छिन्नदग्धाभा सरुक् छिन्नांशुका स्मृता ॥६॥

છિન્નાશુકા દૃષ્ટિ વિષમ, કપાયેલી, દાઝેલા જેવી અને પીડાવાળી હોય છે, એવું આયુર્વેદ કહે છે

ચંદ્રકી દૃષ્ટિ

दृष्टिः कांस्यसमच्छाया चन्द्रकी चन्द्रकाकृतिः।

ચંદ્રકી દૃષ્ટિની છાયા કાસાની છાયા જેવી હોય છે અને એનો આકાર અર્ધચદ્ર જેવો હોય છે (ચંદ્રક= નાનો એટલે અર્ધચંદ્ર સુશ્રુતે ચંદ્રકી દૃષ્ટિને અર્ધેન્દુ જેવા આકારની કહી છે)

छत्रकी दृष्टि

**छत्राभा नैकवर्णा च छत्रकी नाम नीलिका॥७॥**

છત્રકી નામનો લિંગનાશ (મોતિયો) બિલાડીના ટોપ જેવો તથા અનેક રંગનો હોય છે (નીલિકા=લિંગનાશ સુશ્રુત ઉ ૧૭/૭૧ ડલ્હણ)

કોનો મોતિયો ન ઉતારવો?

**न विध्येदसिराहार्णां न तृट्पीनसकासिनाम्।**
**नाजीर्णिभीरुवमितशिरःकर्णाक्षिशूलिनाम्॥८**

જેમની ફસ ખોલવાની મના છે એવાનો (સૂ ૨૭/૫॥ થી ૮॥), તરસ, પીનસ અને ઉધરસવાળાનો, અજીર્ણવાળાનો, બીકણનો, જેને ઊલટી કરાવી હોય તેનો, માથામાં, કાનમાં કે આંખમાં જેને સણકા મારતા હોય તેનો મોતિયો ઉતારવો નહિ

મોતિયો ઉતારવાની રીત

**अथ साधारणे काले शुद्धसम्भोजितात्मनः।**
**देशे प्रकाशे पूर्वाह्णे भिषग्जानूच्चपीठग॥९॥**
**यन्त्रितस्योपविष्टस्य स्विन्नाक्षस्य मुखानिलैः।**
**अङ्गुष्ठमृदिते नेत्रे दृष्टे दृष्टयोत्प्लुतं मलम्॥१०**
**स्वां नासां प्रेक्षमाणस्य निष्कम्पं मूर्ध्नि धारिते।**
**कृष्णादर्धाङ्गुलं मुक्त्वा तथाऽर्धमपाङ्गतः॥११**
**तर्जनीमध्यमाङ्गुष्ठैः शलाकां निश्चलं धृताम्।**
**दैवच्छिद्रं नयेत्पार्श्वादूर्ध्वमामन्थयन्निव॥१२॥**
**सव्यं दक्षिणहस्तेन नेत्रं सव्येन चेतरत्।**
**विध्येत्**

દરદીનું શોધન કરીને, જમાડીને, બરાબર પકડી રાખીને (દરદીની પાછળ સગવડથી બેઠેલા પરિચારકે બે હાથે તેનું માથું હાલી ન જાય એ રીતે પકડી રાખીને), બેસાડીને (જમીન પર પોચી ગાદી કે આસન પાથરીને સૂર્ય તરફ મોં રાખીને બે પગ લાંબા કરીને બેસાડીને), (વૈદ્યના) મોંની ફૂંકો વડે આંખોને શેક કરીને, અંગૂઠાથી આંખો ચોળ્યા પછી જ્યારે દૃષ્ટિમાં દોષ ઊંચો આવેલો દેખાય, ત્યારે દરદી પાસે દરદીના નાક સામું જોવડાવી રાખીને, એનું માથું હાલી ન જાય એ રીતે પકડી રખાવીને, ઢીંચણ જેટલા ઊંચા આસન ઉપર બેઠેલા વૈદ્યે પ્રાર્થના વગેરે મંગલ કર્મ કરીને (અથ) સાધારણ કાળમાં (બહુ ટાઢ, તાપ, વાદળાં કે વરસાદ ન હોય ત્યારે), અજવાળું આવે એવી જગ્યાએ, સવાર તર્જની, વચલી આંગળી અને અંગૂઠો એ ત્રણ આંગળીઓ વડે મોતિયો ઉતારવાની સળી હાલી ન જાય એ રીતે એ સળીને સ્થિર પકડીને કાળા ડોળાથી અડધો આંગળ છોડીને અને અપાંગ (આંખનો લમણા તરફનો છેડો) થી પા (૦।) આંગળ છોડીને (કાળા ડોળાની અપાંગ તરફની કિનાર અને અપાંગ એ બેની વચ્ચે આવેલા ધોળા ડોળાના ત્રણ સરખા ભાગ કલ્પીને કાળા ડોળાની કિનારથી બે ભાગ અને અપાંગથી એક ભાગ છોડેલી જગાએ) ધોળા ડોળામાં દૈવછિદ્ર પાસે સળી લઈ જવી એ દૈવછિદ્ર ઉપર બાજુમાંથી વલોવવાના રવૈયાની માફક (શારડીની માફક) સળીની અણી ફેરવીને જમણે હાથે ડાબી આંખમાં અને ડાબે હાથે જમણી આંખમાં દૈવછિદ્રને વીંધવું (દૈવછિદ્ર નામનું કોઈ ખરેખર છિદ્ર આંખમાં નથી કાળા ડોળાની અપાંગ બાજુની કિનાર અને અપાંગ વચ્ચે સીધી લીટી કલ્પીએ અને એ લીટીના ત્રણ સરખા ભાગ કલ્પીએ તો કાળા ડોળાની કિનારથી બે ભાગને છોડે જે જગા હોય તેને દૈવછિદ્ર કહે છે દૈવછિદ્ર વીંધતી વખતે શિરાઓની જાળ ન વીંધાય તેની ખાસ સંભાળ રાખવી)

દૈવછિદ્ર બરાબર વીંધાયું હોવાનાં લક્ષણ

**सुविद्धे शब्दः स्यादरुक् चाम्बुलवस्रुतिः॥१३॥**

દૈવછિદ્ર બરાબર વીંધાયું હોય તો (ચામડી તૂટયાનો) અવાજ થાય, પીડા ન થાય અને પાણીનું ટીપું નીકળે (જો દૈવછિદ્ર બરાબર વીંધાયું ન હોય તો અવાજ ન થાય, પીડા થાય અને લોહી નીકળે)

દૈવછિદ્ર વીંધ્યા પછી શું કરવું?

**सान्त्वयन्नातुरं चानु नेत्रं स्तन्येन सेचयेत्।**
**शलाकायास्ततोऽग्रेण निर्लिखेन्नेत्रमण्डलम्॥१४**
**अबाधमानः शनकैर्नासां प्रति नुदंस्ततः।**
**उच्छिङ्घनाच्चापहरेद्दृष्टिमण्डलगं कफम्॥१५॥**
**स्थिरे दोषे चले वाऽति स्वेदयेदक्षि बाह्यतः।**
**अथ दृष्टेषु रूपेषु शलाकामाहरेच्छनैः॥१६॥**
**घृताप्लुतं पिचुं दत्वा बद्धाक्षं शाययेत्ततः।**
**विद्धादन्येन पार्श्वेन तमुत्तानं द्वयोर्व्यधे॥१७॥**
**निवाते शयनेऽभ्यक्तशिरःपादं हिते रतम्।**

(દૈવછિદ્ર વીંધ્યા પછી) દરદીને હિંમત આપીને (સ્વસ્થ કરીને) પછી આંખ ઉપર સ્ત્રીનું ધાવણ રેડવું (ટીપાં મૂકવાં), પછી સળીની અણી વડે નેત્રમંડળને (દૃષ્ટિમંડળને) નુકસાન ન પહોંચે એ રીતે દૃષ્ટિમંડળને ખોતરવું (સળી ઘસવી), (કે જેથી ચોટેલો કફ છૂટો પડી જાય) પછી ધીમેધીમે એ છૂટા પડેલા કફને નાક તરફ ખસેડીને, (જો આંખમાંથી મોતિયો ઉતારવાનો હોય તે આંખથી બીજી બાજુનું નસકોરું બંધ કરીને—જમણી આંખનો મોતિયો ઉતારવાનો હોય તો ડાબું નસકોરું અને ડાબી આંખનો મોતિયો ઉતારવાનો હોય તો જમણું

વાયુના અધિમંથનાં કારણ અને લક્ષણ

उपेक्षितः ॥३॥

अधिमन्थो भवेत्तत्र कर्णयोर्नदनं भ्रमः।
अरण्येव च मथ्यन्ते ललाटाक्षि भ्रुवादयः ॥४॥

વાયુના અભિષ્યંદના યોગ્ય ઉપચાર વખતસર ન થાય તો વાયુનો અધિમંથ રોગ થાય. એમાં (વાયુના અધિમંથરોગમાં) કાનમાં અવાજ થયા કરે, ફેર આવે, લલાટ, આંખ, ભમ્મર વગેરે જાણે અરણિના લાકડાથી વલોવાતાં હોય એવું થાય છે.

હતાધિમંથનાં કારણ અને લક્ષણ

हताधिमन्थः सोऽपि स्यात

प्रमादात्तेन वेदनाः।
अनेकरूपा जायन्ते व्रणो दृष्टौ च दृष्टिहा ॥५॥

તે(અધિમંથ)ના પણ બેદરકારીને લીધે યોગ્ય ઉપચાર વખતસર ન થાય તો હતાધિમંથ રોગ થાય છે, તેને લીધે અનેક પ્રકારની પીડા થાય છે અને દૃષ્ટિનો નાશ કરે એવો વ્રણ દૃષ્ટિમાં થાય છે.

અન્યતોવાતનાં કારણ અને લક્ષણ

मन्याक्षिशङ्खतो वायुरन्यतो वा प्रवर्तयन्।
व्यथां तीव्रामपैच्छिल्यरागशोफं विलोचनम् ॥६
सङ्कोचयति पर्यश्रु सोऽन्यतोवातसंज्ञितः।

મન્યા, આંખ કે લમણામાંથી (એ ત્રણ અંગમાં રહ્યો રહ્યો) કે બીજેથી (અવટુ=બોચી, કાન, માથું, જડબું, કે પીઠમાં રહ્યો રહ્યો—સુશ્રુત) વાયુ જ્યાં પોતે રહ્યો હોય તે અંગ સિવાય બીજા જ અંગમાં તીવ્ર પીડા કરીને પિચ્છિલતા વિનાની, રતાશ, વિનાની, સોજા વિનાની અને ચારે પાસ આંસુવાળી આંખને સંકોચી નાખે છે, એ અન્યતોવાત નામનો રોગ છે.

વાતપર્યયનાં લક્ષણ

तद्वज्जिह्मं भवेन्नेत्रमूनं वा वातपर्यये ॥७॥

વાતપર્યય રોગમાં આંખ એવી જ (અન્યતોવાતમાં થઈ જાય એવી), વાંકી અને સાંકડી થઈ જાય છે.

પિત્તાભિષ્યંદનાં લક્ષણ

दाहो धूमायनं शोफः श्यावता वर्त्मनो बहिः।
अन्तःक्लेदोऽश्रु पीतोष्णं

रागः पीताभदर्शनम् ॥८॥

क्षारोक्षितक्षताक्षित्वं पित्ताभिष्यन्दलक्षणम्।

બળતરા, આંખમાંથી જાણે ધુમાડો નીકળતો હોય એવું લાગે, સોજો, પાંપણની બહાર બદામી રંગ, અંદર પચપચું રહે, આંસુ પીળાં અને ગરમ આવે, આંખ લાલચોળ હોય, બધું પીળું હોય એવું દેખાય, ઘામાં ક્ષાર ભભરાવવાથી જેવી પીડા થાય એવી પીડા આંખમાં થાય. આ પિત્તથી થતા અભિષ્યંદ(દુખણી આંખ)નાં લક્ષણ છે.

પિત્તાધિમંથનાં લક્ષણ

ज्वलदङ्गारकीर्णाभं यकृत्पिण्डसमप्रभम् ॥९॥
अधिमन्थे भवेन्नेत्रं

પિત્તથી થતા (પિત્તાભિષ્યંદ બગડવાથી થતા) અધિમંથમાં આંખમાં જાણે સળગતા અંગારા પાથર્યા હોય એવી અને કાળજાના પિંડની પ્રભા જેવી પ્રભાવાળી આંખ હોય છે.

કફના અભિષ્યંદનાં લક્ષણ

स्यन्दे तु कफसम्भवे।

जाड्यं शोफो महान् कण्डू-

र्निद्राऽन्नानभिनन्दनम् ॥१०॥

सान्द्रस्निग्धबहुश्वेतपिच्छावद्दूषिकाश्रुता।

કફથી થતા અભિષ્યંદમાં આંખમાં જડતા, પુષ્કળ સોજો, ચળ (ખણજ), ઊંઘ, ખાવાપીવાની ઇચ્છા ન થાય, પીયા અને આંસુ ઘાટાં, સ્નિગ્ધ, પુષ્કળ, ધોળા અને પિચ્છિલ હોય છે.

કફાધિમંથનાં લક્ષણ

अधिमन्थे नतं कृष्णमुन्नतं शुक्लमण्डलम्।
प्रसेको नासिकाध्मानं पांशुपूर्णमिवेक्षणम्।

કફથી થતા(કફાભિષ્યંદ બગડવાથી થતા) અધિમંથમાં કાળો ડોળો બેસી ગયેલો અને ધોળો ડોળો ઊપસી આવેલો હોય છે, મોંમાંથી લાળ નીકળે છે, નાક કફથી ભરાઈ જાય છે અને આંખ જાણે ધૂળથી ભરેલી હોય એવી લાગે છે (આંખમાં ધૂળ ખૂંચે એમ ખૂંચે છે)

રક્તાભિષ્યંદનાં લક્ષણ

रक्ताश्रुराजीदूषीकारक्तमण्डलदर्शनम् ॥१२॥
रक्तस्यन्देन नयनं सपित्तस्यन्दलक्षणम्।

લોહીના પ્રકોપથી અભિષ્યંદને લીધે આંખ રાતાં આંસુવાળી, રાતા લિસોટાવાળી, રાતા પીયાવાળી, (ધોળું) દૃષ્ટિમંડળ રાતું દેખાય એવી અને પિત્તાભિષ્યંદનાં લક્ષણોવાળી હોય છે.

રક્તાધિમંથનાં લક્ષણ

मन्थेऽक्षि ताम्रपर्यन्तमुत्पाटनसमानरुक् ॥१३॥
रागेण बन्धूकनिभं ताम्यति स्पर्शनाक्षमम्।
असृङ्निमग्नारिष्टाभं कृष्णमग्न्याभदर्शनम् ॥१४

ઘી કરતા ચારગણા દૂધને વાયુ મટાડે એવા (નેલિયો દેવદાર વગેરે) ઔષધો વડે સિદ્ધ કરીને એ દૂધમા પકવેલુ ઘી પદ્મકાદિ ગણના પ્રતિવાપ સાથે બધા કામમાં (નસ્યમા, પીવામા વગેરે બધા કામમાં) વખણાય છે

**सिरां अथाऽनुपशमे स्निग्धस्विन्नस्य मोक्षयेत् ।**
**मन्थोक्तां च क्रियां कुर्याद्विधे रूढेऽञ्जनं मृदु ॥**

એમ છતા પણ જો પીડા અને રતાશ ન મટે તો દર્દીનું સ્નેહન અને સ્વેદન કરીને એની ફસ ખોલવી તથા અધિમંથ માટે કહેલી બધી ક્રિયા (ઉ. અ. ૧૬) કરવી મોતિયો ઉતારતા જે છિદ્ર પડયુ હોય તે રુઝાઈ જાય ત્યારે મૃદુ અંજન આંજવુ (તીક્ષ્ણ ન હોય એવુ અંજન આંજવુ)

રુઝ આવ્યા પછી આંખમા આંજવાની દવા

**आढकीमूलमरिचहरितालरसाञ्जनैः ।**
**विद्धेऽक्ष्णि सगुडा वर्ति-**
**र्योज्या दिव्याम्बुपेषिता ॥ ३० ॥**

તુવેરના મૂળ, મરી, હરતાલ, રસવતીના કલ્કમા ગોળ નાખીને એ બધાને વરસાદના પાણીમા લસોટીને બનાવેલી (આંજવાની) શાગટી મોતિયો ઉતારેલી આંખમા આંજવી

પિંડાંજન

**जातीशिरीषधवमेषविषाणिपुष्प-**
**वैडूर्यमौक्तिकफलं पयसा सुपिष्टम् ।**
**आजेन ताम्रममुना प्रतनु प्रदिग्धं**
**सप्ताहतः पुनरिदं पयसैव पिष्टम् ॥३१॥**
**पिण्डाञ्जनं हितमनातपशुष्कमक्ष्णि**
**विद्धे प्रसादजननं बलकृच्च दृष्टेः ।**

ચમેલીના, સરસડાના, ધાવડાનાં અને મેઢાશીંગના ફૂલ, નીલમ, મોતી—એટલી વસ્તુઓને બકરીના દૂધ સાથે પુષ્કળ લસોટીને એના વડે તાંબાના વાસણ ઉપર આછો લેપ (કટીવાળો) કરવો આ તાંબાના વાસણ પર કરેલો લેપ સાત દિવસ રાખીને પછી એ લેપ ઉખાડી લઈને એને પાછો બકરીના દૂધ સાથે લસોટવો, આ પિંડાંજનને છાંયડે સૂકવવુ એ પિંડાંજન (આંજવાથી) વીંધાયેલી આંખમાં ફાયદો કરે છે તથા દૃષ્ટિને નિર્મળ અને બળવાન બનાવે છે

**स्रोतोजविद्रुमशिलाम्बुधिफेनतार्क्ष्य-**
**रस्यैव तुल्यमुदितं गुणकल्पनाभिः ॥ ३२ ॥**

સ્રોતાંજન, પરવાળા, મનશીલ, સમુદ્રફીણ અને મરી—આ બધાને બકરીના દૂધમા લસોટીને કરેલું પિંડાંજન ગુણમા અને કલ્પનામા એનાં જેવું જ (શ્લોક ૩૦॥ થી ૩૧॥ મા કહેલા પિંડાંજન જેવુ જ છે)

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने लिङ्गनाशप्रतिषेधो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

# અધ્યાય ૧૫ મો : આખી આંખના રોગોનું જ્ઞાન

**अथातः सर्वाक्षिरोगविज्ञानीयं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

ત્યાર હવે અમે આખી આંખના રોગોનું જ્ઞાન થવા માટે ઉપયોગી (અધ્યાય) સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

## અભિષ્યંદ (આંખ આવવી)

વાયુનો અભિષ્યંદ

**वातेन नेत्रेऽभिष्यन्दे नासानाहोऽल्पशोफता ।**
**शङ्खाक्षिभ्रूललाटस्य तोदस्फुरणभेदनम् ॥ १ ॥**
**शुष्काल्पा दूषिका शीतमच्छं चाश्रु चला रुजः ।**
**निमेषोन्मेषणं कृच्छ्राज्जन्तूनामिव सर्पणम् ॥२॥**
**अक्ष्याध्मातमिवाभाति**
**सूक्ष्मैः शल्यैरिवाचितम् ।**
**स्निग्धोष्णैश्चोपशमनं सोऽभिष्यन्दः**

વાયુને લીધે આંખ દુખવા આવી હોય ત્યારે નાક બંધાઈ જાય છે, આંખે થોડો સોજો રહે છે, લમણાં, આંખ, ભમ્મર અને કપાળમા તોદ, ફરકાટ અને ભેદ થાય છે, પીયા (ચીપડા) સૂકા અને થોડા હોય છે, આસુ (આંખમાથી નીકળતું પાણી) ઠંડા અને પાતળા હોય છે, પીડા સતત ચાલુ રહેતી નથી (ઘડીમા થાય છે અને વળી પાછી બંધ થાય છે), આંખ મુશ્કેલીથી વસાય છે અને ઊઘડે છે, આંખમા જાણે કીડીઓ વગેરે જંતુઓ ચાલતા હોય એવું દરદીને લાગે છે, આંખ જાણે વાયુથી ભરાઈ ગઈ હોય એવું લાગે છે, આંખમા જાણે ઝીણા શલ્ય વ્યાપી ગયાં હોય એવું લાગે છે (ખૂચે છે), સ્નિગ્ધ અને ઉષ્ણ ઉપચારથી રાહત રહે છે એ અભિષ્યંદ રોગ છે

### વાયુના અધિમંથનાં કારણ અને લક્ષણ

उपेक्षितः ॥३॥
अधिमन्थो भवेत्तत्र कर्णयोर्नदनं भ्रमः ।
अरण्येव च मथ्यन्ते ललाटाक्षि भ्रुवादयः ॥४॥

વાયુના અભિષ્યંદના યોગ્ય ઉપચાર વખતસર ન થાય તો વાયુનો અધિમંથ રોગ થાય. એમાં (વાયુના અધિમંથરોગમાં) કાનમાં અવાજ થયા કરે, ફેર આવે, લલાટ, આંખ, ભમ્મર વગેરે જાણે અરણિના લાકડાથી વલોવાતાં હોય એવું થાય છે.

### હતાધિમંથનાં કારણ અને લક્ષણ

हताधिमन्थः सोऽपि स्यात
प्रमादात्तेन वेदनाः ।
अनेकरूपा जायन्ते व्रणो दृष्टौ च दृष्टिहा ॥५॥

તે(અધિમંથ)ના પણ બેદરકારીને લીધે યોગ્ય ઉપચાર વખતસર ન થાય તો હતાધિમંથ રોગ થાય છે, તેને લીધે અનેક પ્રકારની પીડા થાય છે અને દૃષ્ટિનો નાશ કરે એવો વ્રણ દૃષ્ટિમાં થાય છે.

### અન્યતોવાતનાં કારણ અને લક્ષણ

मन्याक्षिशङ्खतो वायुरन्यतो वा प्रवर्तयन् ।
व्यथां तीव्रामपैच्छिल्यरागशोफं विलोचनम् ॥६
सङ्कोचयति पर्यश्रु सोऽन्यतोवातसंज्ञितः ।

મન્યા, આંખ કે લમણામાંથી (એ ત્રણ અંગમાં રહ્યે રહ્યે) કે બીજેથી (અવટુ=બોચી, કાન, માથું, જડબું, કે પીઠમાં રહ્યે રહ્યે—સુશ્રુત) વાયુ જ્યાં પોતે રહ્યો હોય તે અંગ સિવાય બીજા જ અંગમાં તીવ્ર પીડા કરીને પિચ્છિલતા વિનાની, રતાશ, વિનાની, સોજા વિનાની અને ચારે પાસ આંસુવાળી આંખને સંકોચી નાખે છે, એ અન્યતોવાત નામનો રોગ છે.

### વાતપર્યયનાં લક્ષણ

तद्वज्जिह्मं भवेन्नेत्रमूनं वा वातपर्यये ॥७॥

વાતપર્યય રોગમાં આંખ એવી જ (અન્યતોવાતમાં થઈ જાય એવી), વાંકી અને સાંકડી થઈ જાય છે.

### પિત્તાભિષ્યંદનાં લક્ષણ

दाहो धूमायनं शोफः श्यावता वर्त्मनो बहिः ।
अन्तःक्लेदोऽश्रु पीतोष्णं
रागः पीताभदर्शनम् ॥८॥
क्षारोक्षितक्षताक्षित्वं पित्ताभिष्यन्दलक्षणम् ।

બળતરા, આંખમાંથી જાણે ધુમાડો નીકળતો હોય એવું લાગે, સોજો, પાંપણની બહાર બદામી રંગ, અંદર પચપચું રહે, આંસુ પીળાં અને ગરમ આવે, આંખ લાલચોળ હોય, બધું પીળું હોય એવું દેખાય, ઘામાં ક્ષાર ભભરાવવાથી જેવી પીડા થાય એવી પીડા આંખમાં થાય. આ પિત્તથી થતા અભિષ્યંદ(દુખણી આંખ)-નાં લક્ષણ છે.

### પિત્તાધિમંથનાં લક્ષણ

ज्वलदङ्गारकीर्णाभं यकृत्पिण्डसमप्रभम् ॥९॥
अधिमन्थे भवेन्नेत्रं

પિત્તથી થતા (પિત્તાભિષ્યંદ બગડવાથી થતા) અધિમંથમાં આંખમાં જાણે સળગતા અંગારા પાથર્યા હોય એવી અને કાળજાના પિંડની પ્રભા જેવી પ્રભાવાળી આંખ હોય છે.

### કફના અભિષ્યંદનાં લક્ષણ

स्यन्दे तु कफसम्भवे ।
जाड्यं शोफो महान् कण्डू-
र्निद्राऽन्नानभिनन्दनम् ॥१०॥
सान्द्रस्निग्धबहुश्वेतपिच्छावद्दूषिकाश्रुता ।

કફથી થતા અભિષ્યંદમાં આંખમાં જડતા, પુષ્કળ સોજો, ચળ (ખણજ), ઊંઘ, ખાવાપીવાની ઇચ્છા ન થાય, પીયા અને આંસુ ઘાટાં, સ્નિગ્ધ, પુષ્કળ, ધોળા અને પિચ્છિલ હોય છે.

### કફાધિમંથનાં લક્ષણ

अधिमन्थे नतं कृष्णमुन्नतं शुक्लमण्डलम् ।
प्रसेको नासिकाध्मानं पांशुपूर्णमिवेक्षणम् ।

કફથી થતા (કફાભિષ્યંદ બગડવાથી થતા) અધિમંથમાં કાળો ડોળો બેસી ગયેલો અને ધોળો ડોળો ઊપસી આવેલો હોય છે, મોંમાંથી લાળ નીકળે છે, નાક કફથી ભરાઈ જાય છે અને આંખ જાણે ધૂળથી ભરેલી હોય એવી લાગે છે (આંખમાં ધૂળ ખૂંચે એમ ખૂંચે છે)

### રક્તાભિષ્યંદનાં લક્ષણ

रक्ताश्रुराजीदूषीकारक्तमण्डलदर्शनम् ॥१२॥
रक्तस्यन्देन नयनं सपित्तस्यन्दलक्षणम् ।

લોહીના પ્રકોપથી અભિષ્યંદને લીધે આંખ રાતાં આંસુવાળી, રાતા લિસોટાવાળી, રાતા પીયાવાળી, (ધોળું) દૃષ્ટિમંડળ રાતું દેખાય એવી અને પિત્તાભિષ્યંદનાં લક્ષણોવાળી હોય છે.

### રક્તાધિમંથનાં લક્ષણ

मन्थेऽक्षि ताम्रपर्यन्तमुत्पाटनसमानरुक् ॥१३॥
रागेण बन्धूकनिभं ताम्यति स्पर्शनाक्षमम् ।
असृङ्निमग्नारिष्टाभं कृष्णमग्न्याभदर्शनम् ॥१४

લોહીના પ્રકોપથી થયેલા -(રકતાભિષ્યંદ બગડવાથી થયેલા) અધિમંથમાં (રકતાભિષ્યંદ બગડવાથી થયેલા રકતાધિમંથમાં) આંખને ફરતી કિનાર તાંબાવર્ણી થઈ જાય છે, આંખને જાણે જડમૂળથી ઉખેડી કાઢવામાં આવતી હોય એવી પીડા થાય છે, આંખ રતાશમાં બપોરિયાના ફૂલ જેવી હોય છે, આંખ જોતાં થકી જાય છે, આંખ આળી થઈ જાય છે (કંઈ અડકે તે ખમાતું નથી), કાળો ડોળો લોહીમાં બોળેલા અરીઠા જેવો હોય છે, અને બધું દેવતા જેવું દેખાય છે.

બધા અધિમંથનાં ટૂંકમાં લક્ષણ

**अधिमन्था यथास्वं च सर्वे स्यंदाधिकव्यथाः।**
**शङ्खदन्तकपोलेषु कपाले चातिरुक्कराः ॥१५**

જે જાતના અભિષ્યંદમાંથી જે અધિમંથ રોગ થયો હોય તે જાતના અભિષ્યંદની વેદના તે અધિમંથમાં વધારે પ્રમાણમાં હોય છે તથા તે અધિમંથો (વાતાધિમંથ) લમણામાં, (પિત્તાધિમંથ) દાંતમાં, (કફાધિમંથ) ગાલમાં અને (રકતાધિમંથ) કપાળમાં બહુ જ પીડા કરે છે.

શુષ્કાક્ષિપાકનાં લક્ષણ

**वातपित्तातुरं घर्षतोदभेदोपदेहवत्।**
**रूक्षदारुणवर्त्माक्षि कृच्छ्रोन्मीलनिमीलनम् ॥१६**
**विकूणनविशुष्कत्वशीतेच्छाशूलपाकवत्।**
**उक्तः शुष्काक्षिपाकोऽयं**

આંખ વાયુ અને પિત્તથી પીડાય, આંખમાં ખૂંચ્યા કરે, તોદ અને ભેદ થાય અને આંખ લપેડાયેલી રહે, પોપચાં લૂખાં અને કઠણ હોય, આંખ બહુ દુઃખથી ઊઘડે અને વસાય, આંખ મોટે ભાગે મીંચાયેલી રહે, કોરી પડી જાય, આંખને ઠંડકની ઇચ્છા થાય, શૂળ આવે અને પાક થાય (ગૂમડાની માફક પાકે)—આને શુષ્કાક્ષિપાક રોગ કહે છે.

સશોફ અક્ષિપાકનાં લક્ષણ

**सशोफः स्यात्त्रिभिर्मलैः ॥१७**
**सरक्तैस्तत्र शोफोऽतिरुग्दाहष्ठीवनादिमान्।**
**पक्वोदुम्बरसङ्काशं जायते शुक्लमण्डलम् ॥१८॥**
**अश्रूष्णशीतविशदपिच्छिलाच्छघनं मुहुः।**

સશોફ (સોજાવાળો) અક્ષિપાક રોગ ત્રણે દોષ અને લોહીના કોપવાથી થાય છે. એ રોગમાં સોજામાં પુષ્કળ પીડા અને બળતરા હોય છે, થૂંક થૂંક કરવું પડે વગેરે હોય છે. ધોળો ડોળો પાકા ઉમરડાના ફળ જેવો બની જાય છે; કોઈ વાર ઊનાં તો કોઈ વાર ઠંડાં, કોઈ વાર કોરાં તો કોઈ વાર પિચ્છિલ, કોઈ વાર પાતળાં તો કોઈ વાર ઘાટાં (રગડા જેવાં) આંસુ (આંખનું પાણી) વારંવાર નીકળે છે.

અલ્પશોફ અક્ષિપાકનાં તથા અક્ષિપાકાત્યયનાં લક્ષણ

**अल्पशोफेऽल्पशोफस्तु**
**पाकाऽन्यैर्लक्षणैस्तथा ॥१९॥**
**अक्षिपाकात्यये शोफः संरम्भः कलुषाश्रुता।**
**कफोपदिग्धमसितं सितं प्रक्लेदरागवत् ॥२०॥**
**दाहो दर्शनसंरोधो वेदनाश्चानवस्थिताः।**

અલ્પશોફ અક્ષિપાકમાં શુષ્કાક્ષિપાકનાં સોજા સિવાયનાં બીજાં લક્ષણોવાળો અને થોડા સોજાવાળો પાક હોય છે. અક્ષિપાકાત્યય રોગમાં સોજો, સંરંભ (આંખ ઊભરાઈ આવવી, પીડા વધી પડવી), ડહોળાં (મેલાં) આંસુ, કફથી લપેડાયલો ધોળો ડોળો, ચીકાશવાળો અને રાતો કાળો ડોળો, બળતરા, દૃષ્ટિને બાધ થાય (આંખે જોઈ ન શકાય) અને પીડા ઘડીમાં થાય અને ઘડીમાં બંધ થાય—એટલાં લક્ષણો થાય છે.

અમ્લોષિતનાં કારણ, સંપ્રાપ્તિ, લક્ષણ

**अन्नसारोऽम्लतां नीतः पित्तरक्तोल्बणैर्मलैः ॥२१**
**शिराभिर्नेत्रमारूढः करोति श्यावलोहितम्।**
**सशोफदाहपाकाश्रु भृशं चाविलदर्शनम् ॥२२॥**
**अम्लोषितोऽयम्**

પિત્ત અને લોહી જેમાં વધારે પ્રમાણમાં છે એવા દોષો વડે ખાટો બનાવાયેલો અન્નના સારરૂપ રસ, શિરાઓ વાટે આંખમાં ચઢી જઈને આંખને બદામી રંગની કે લાલ, સોજા વાળી, બળતરાવાળી, પાકવાળી અને આંસુવાળી તથા (આંખ વડે) બધું મેલું દેખાય એવી બનાવે છે. આ અમ્લોષિત રોગ છે.

**इत्युक्ता गदाः षोडश सर्वगाः।**

આમ આખી આંખના સોળ રોગ કહ્યા.

સાધ્યઅસાધ્ય

**हताधिमन्थमेतेषु साक्षिपाकात्ययं त्यजेत् ॥२३**

એ બધામાંથી હતાધિમંથ અને અક્ષિપાકાત્યયને (અસાધ્ય સમજીને) છોડી દેવો.

ખોટી ચિકિત્સાનું પરિણામ

**वातोद्भूतः पञ्चरात्रेण दृष्टिं**
**सप्ताहेन श्लेष्मजातोऽधिमन्थः।**
**रक्तोत्पन्नो हन्ति तद्वत् त्रिरात्रात्**
**मिथ्याचारात् पैत्तिकः सद्य एव ॥२४॥**

ખોટી ચિકિત્સાથી વાતાધિમંથ રોગ પાંચ દિવસે

કફાધિમંથ રોગ સાત દિવસે, રક્તાધિમંથ રોગ ત્રણ દિવસે અને પિત્તાધિમંથ રોગ તરત જ દૃષ્ટિનો નાશ કરે છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सर्वाक्षिरोगविज्ञानीयो नाम पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો : આખી આંખના રોગોનો ઉપાય

अथातः सर्वाक्षिरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે આખી આંખના રોગો મટાડવાના ઉપાય સમજાવીશું આ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

### અભિષ્યંદોના પૂર્વરૂપમાં કરવાના ઉપાય

प्राग्रूप एव स्यन्देषु तीक्ष्णं गण्डूषनावनम् ।
कारयेदुपवासं च कोपादन्यत्र वातजात् ॥१॥

વાયુના અભિષ્યંદ સિવાયના બધા અભિષ્યંદોમાં (આંખ આવે ત્યારે) પૂર્વરૂપની અવસ્થામાં તીક્ષ્ણ ગંડૂષ અને તીક્ષ્ણ નસ્ય આપવાં તથા ઉપવાસ કરાવવા

### દાહ વગેરે મટાડવાનો લેપ

दाहोपदेहरागाश्रुशोफशान्त्यै बिडालकम् ।
कुर्यात्सर्वत्र पत्रैलामरिचस्वर्णगैरिकैः ॥ २ ॥
मरसाञ्जनयष्ट्याह्वनतचन्दनसैन्धवैः ।

બળતરા, ઉપદેહ (આંખ ખરડાયલી રહે તે), રતાશ, આંસુ (આંખમાંથી પાણી નીકળે તે) અને સોજો મટાડવા માટે બધા અભિષ્યંદોમાં તમાલપત્ર, એલચી મરી, સોનાગેરુ, રસવતી, જેઠીમધ, તગર, સુખડ અને સૈંધવનો બિડાલક કરવો.

(બિડાલક=આંખ મીંચાવીને પાંપણો સિવાય આખી આંખ ઉપર કરેલો ઉપરનો લેપ.)

### દોષ પ્રમાણેના લેપ

सन्धवं नागरं तार्क्ष्यं भृष्टं मण्डेन सर्पिषः ॥३॥
वातजे घृतभृष्टं वा योज्यं शाबरदेहजम् ।
मांसीपद्मककालीयष्ट्याह्वैः पित्तरक्तयोः ॥ ४ ॥
मनोह्वाफलिनीक्षौद्रैः कफे, सर्वैस्तु सर्वजे ।

વાયુના અભિષ્યંદમાં (દાહ વગેરે મટાડવા માટે) સૈંધવ, સૂંઠ, રસવંતી એ ત્રણને ઘીના મંડ વડે શેકીને (સાંતળીને) એનો બિડાલક લેપ કરવો અથવા પીળા લોધરને ઘીના મંડમાં શેકીને એનો બિડાલક લેપ કરવો. પિત્તના અને લોહીના અભિષ્યંદમાં જટામાસી, પદ્મકાષ્ઠ, પીળું ચંદન અને જેઠીમધનો બિડાલક લેપ કરવો કફના અભિષ્યંદમાં મણશીલ, કાંગ અને મધનો બિડાલક લેપ કરવો, પણ બધા દોષો અને લોહીના પ્રકોપથી થયેલા અભિષ્યંદમાં ઉપર કહેલાં બધાં ઔષધોનો ભેગો લેપ કરવો.

सितमरिचभागमेकं चतुर्मनोह्वं
द्विरष्टशाबरकम् ।
सुश्लक्ष्णं वस्त्रनद्धं प्रकुपितमात्रेऽवगुण्ठनं नेत्रे ॥५॥

રાતા સરગવાના બી એક ભાગ, મનશીલ ચાર ભાગ અને પીળો લોધર સોળ ભાગ એ ત્રણનું બારીક ચૂર્ણ કરીને એ ચૂર્ણને (ઝીણા) વસ્ત્રમાં બાંધીને આંખનો પ્રકોપ થાય (આંખ આવે) કે તરત એનું અવગુંઠન કરવું

(અવગુંઠન=દવાની પોટલી આંખ ઉપર દબાવવી)

आरण्याश्छगणरसे पटावबद्धाः
सुस्विन्ना नखवितुषीकृताः कुलत्थाः ।
तच्चूर्णं सकृदवचूर्णनान्निशीथे
नेत्राणां विधमति सद्य एव कोपम् ॥६॥

જંગલી ચીમેડને ઝીણા વસ્ત્રમાં બાંધીને, એને ગાયના છાણના રસમાં બાફીને, નખથી એનાં છોડાં ઉખાડીને કરેલું એનું ચૂર્ણ એક જ વાર મધરાતે આંખમાં ભભરાવાથી (ચીમેડનું ભરણ ભરવાથી) આંખનો કોપ (અભિષ્યંદ) તરત જ મટી જાય છે

घोषाभयातुत्थकयष्टिरोध्रै-
र्भृती सुसूक्ष्मैः श्लथवस्त्रबद्धैः ।
ताम्रस्थधान्याम्लनिमग्नमूर्ति-
रर्तिं जयत्यक्षिणि नैकरूपाम् ॥ ७ ॥

વરિયાળી, હરડે, મોરથૂથુ, જેઠીમધ, લોધર—એટલી વસ્તુઓને બહુ બારીક ખાંડીને એ ચૂર્ણને ઢીલા (જેનો વણાટ બહુ ઘટ્ટ ન હોય એવા) કપડામાં બાંધીને બનાવેલી પોટલીને તાંબાના વાસણમાં ભરી રાખેલા ધાન્યામ્લમાં ડૂબાડીને એ પોટલી વડે આંખમાં ટીપાં પાડવાથી આંખની અનેક પ્રકારની પીડા મટે છે

षोडशभिः सलिलपलैः
पलं तथैकं दार्वीत्वचः सिद्धम् ।
सेकोऽष्टभागशिष्टः
क्षौद्रयुतः सर्वदोषकुपिते नेत्रे ॥८॥

એક પલ દારુહળદરને સોળ પલ પાણીમાં પાણી આઠમા ભાગનું (બે પલ) બાકી રહે ત્યાં સુધી સિદ્ધ

કરીને એ ઠંડુ પડે ત્યારે એમા મધ નાખીને આંખ ઉપર રેડવું એ બધા દોષથી આવેલી આંખમાં ફાયદા કારક છે

वातपित्तकफसन्निपातजां
नेत्रयोर्बहुविधामपि व्यथाम् ।
शीघ्रमेव जयति प्रयोजितः
शिग्रुपल्लवरसः समाक्षिकः ॥९॥

વાયુથી, પિત્તથી, કફથી અને ત્રિદોષથી આવેલી આંખોમા થતી અનેક પ્રકારની પીડા પણ સરગવાના પાંદડાના સ્વરસમાં મધ નાખીને એના ટીપાં પાડવાથી તરત જ મટી જાય છે

तरुणमुरुबूकपत्रं मूलं च विभिद्य
सिद्धमाजे क्षीरे ।
वाताभिष्यन्दरुजं सद्यो विनिहन्ति
सक्तुपिण्डिका चोष्णा ॥१०॥

એરંડાના કુમળા પાંદડા અને મૂળને બરાબર કચરીને (ખાંડીને) પછી એને બકરીના દૂધમા સિદ્ધ કરીને એને આંખ ઉપર રેડવાથી (ક આંખમા ટીપા પાડવાથી) વાયુના અભિષ્યંદથી થતી પીડા તરત મટે છે ગરમ સાથુની પિંડી (કવલિકા) બંધ આંખ ઉપર બાંધવાથી વાયુના અભિષ્યંદની પીડા તરત મટે છે

आश्च्योतनं मारुतजे क्वाथो बिल्वादिभिर्हितः ।
कोष्णः सहैरण्डजटाबृहतीमधुशिग्रुभिः ॥११॥
ह्रीवेरवक्रशार्ङ्गेष्टोदुम्बरत्वक्षु साधितम् ।
साम्भसा पयसाऽऽजेन शूलाश्च्योतनमुत्तमम् ॥
मञ्जिष्ठारजनीलाक्षाद्राक्षर्द्धिमधुकोत्पलैः ।
क्वाथः सशर्करः शीतः सेचनं रक्तपित्तजित् ॥

વાયુના અભિષ્યંદમા મહત્ પંચમૂળ, એરંડાના મૂળ, ભોરીંગણી અને સરગવા-એટલી વસ્તુના સહેજ કવાથના ટીપા આંખમા નાખવાં ખસના વાળો, તગર, ચણોઠીનાં મૂળ, ઉમરડા અને તજ એટલી વસ્તુ એમા પાણી અને બકરીના દૂધ વડે સિદ્ધ કરવુ શૂલાશ્ચ્યોતન અજોડ છે મજીઠ, હળદર (દારુહળદર-ચરક), લાખ, કાળી દ્રાક્ષ, ઋદ્ધિ, જેઠીમધ અને કાળું કમળ એટલી વસ્તુઓના કવાથમા સાકર નાખીને એ કવાથ ઠંડા પાડીને એ આંખમા રેડવાથી (ટીપાં મૂકવાથી-ચંદ્ર) લોહીથી અને પિત્તથી થયેલા અભિષ્યંદ મટે છે

कसेरुयष्ट्याह्वरजस्तान्तवे शिथिलं स्थितम् ।
अप्सु दिव्यासु निहितं हितं स्यन्देऽस्रपित्तजे ॥

કસેરા અને જેઠીમધના બારીક ચૂર્ણની કપડામા ઢીલી પોટલી વાળીને વરસાદના પાણીમાં મૂકી રાખીને પછી એ પોટલી વડે આંખમાં ટીપા પાડવા. તે લોહીથી અને પિત્તથી થતા અભિષ્યંદમાં ફાયદો કરે છે

पुण्ड्रयष्टीनिशामूर्ती प्लुता स्तन्ये सशर्करे ।
छागदुग्धेऽथवा दाहरुग्रागाश्रुनिवर्तनी ॥१६॥

પદ્મકાષ્ઠ, જેઠીમધ અને હળદર એ ત્રણના ચૂર્ણની પોટલીને સ્ત્રીના સાકર નાખેલા ધાવણમા અથવા બકરીના દૂધમા ડુબાડી રાખીને પછી એ પોટલી વડે આંખમા ટીપા પાડવાથી બળતરા, પીડા, રતાશ અને આંસુ મટે છે

श्वेतरोध्रं समधुकं घृतभृष्टं सुचूर्णितम् ।
वस्त्रस्थं स्तन्यमृदितं पित्तरक्ताभिघातजित् ॥

ધોળો લોધર અને જેઠીમધ એ બંનેને ઘીમા શેકીને પછી એનું બહુ બારીક ચૂર્ણ કરીને એની પોટલી કપડામાં બાંધીને સ્ત્રીના ધાવણમા ચોળીને એ પોટલી વડે આંખમા ટીપા પાડવાથી પિત્તનો અને લોહીનો અભિઘાત (અભિષ્યંદ) મટે છે

नागरत्रिफलानिम्बवासारोध्ररसः कफे ।
कोष्णमाश्च्योतनं

કફના અભિષ્યંદમા સૂંઠ, ત્રિફળા, લીમડો, અરડૂસી અને લોધરના રસ(સ્વરસ કે કવાથ)નાં સહેજ ટીપા આંખમા મૂકવા તે ફાયદાકારક છે

मिश्रैर्भेषजैः सान्निपातके ॥१७॥

ત્રિદોષના અભિષ્યંદમા દરેક દોષથી થયેલા અભિષ્યંદ માટે ઉપર કહેવાઈ ગયેલા ઔષધો ભેગા કરીને એના ટીપા આંખમા પાડવાથી ફાયદો થાય છે

सर्पिः पुराणं पवने, पित्ते शर्करयाऽन्वितम् ।
व्योषसिद्धं कफे पीत्वा यवक्षारावचूर्णितम् ॥
स्रावयेद्रुधिरं भूयस्ततः स्निग्धं विरेचयेत् ।

વાયુના અભિષ્યંદમા જૂનુ (દસ વર્ષ જૂનું) ઘી, પિત્તના અભિષ્યંદમા સાકર નાખેલુ જૂનું ઘી અને કફના અભિષ્યંદમાં ત્રિકટુથી સિદ્ધ કરેલુ અને જવખાર ભભરાવેલું જૂનુ ઘી પીને ફસ ખોલાવીને લોહી કઢાવવું પછી ફરીથી સ્નેહન કરીને રેચ આપવો

आनूपवेसवारेण शिरोवदनलेपनम् ॥१९॥
उष्णेन शूले, दाहे तु पयःसर्पिर्युतैर्हिमैः ।

જો અભિષ્યંદમા શૂળ આવતું હોય તો અનૂપ દેશના પ્રાણીના માંસના ઊના વેસવારનો લેપ માથે અને મો ઉપર કરવો, પણ જો બળતરા થતી હોય તો શીતવર્ગ દ્રવ્યોમા દૂધ અને ઘી નાખીને લેપ કરવો

तिमिरप्रतिषेधं च वीक्ष्य युञ्ज्याद्यथायथम् ।

તિમિર પ્રતિષેધનો અધ્યાય (ઉ. અ. ૧૩) જોઈને જે દોષના તિમિરની જે ચિકિત્સા કરવાની કહી હોય, તે જ ચિકિત્સા તે દોષના અભિષ્યંદમાં કરવી.

**अयमेव विधिः सर्वो मन्थादिष्वपि शस्यते ।**

આ (ઉપર કહેલો) આખો વિધિ (દોષ પ્રમાણે) અધિમંથ વગેરે રોગોમાં પણ વખાણાય છે.

**अशान्तौ सर्वथा मन्थे भ्रुवोरुपरि दाहयेत् ॥२१॥**

અધિમંથ કોઈ પણ રીતે ન જ મટતો હોય તો ભ્રમરની ઉપર ડામ દેવો.

**रूप्यं सूक्ष्मेण गोदध्ना लिम्पेन्नीलत्वमागते ।**
**शुष्के तु मस्तुना वर्तिर्वाताक्ष्यामयनाशिनी ॥२२॥**

રૂપાના વાસણ ઉપર લૂખા (તર કાઢી લીધેલા) દહીંનો લેપ કરવો. જ્યારે દહીં નીલ રંગનું થઈ જાય અને સુકાઈ જાય ત્યારે એમાં મસ્તુ નાખીને બનાવેલી (આંજવાની) શોગટી વાયુથી થતી આંખના રોગોનો નાશ કરે છે.

**सुमनःकोरकाः शङ्खस्त्रिफला मधुकं बला ।**
**पित्तरक्तापहा वर्तिः पिष्टा दिव्येन वारिणा ॥२३॥**

ચમેલીની કળીઓ, શંખનો ગર્ભ, ત્રિફળા, જેઠીમધ અને બળ—આટલાં વરસાદના પાણી સાથે લસોટીને બનાવેલી (આંજવાની) શોગટી પિત્તથી અને લોહીથી થયેલા આંખના રોગોને મટાડે છે.

**सैन्धवं त्रिफला व्योषं शङ्खनाभिः समुद्रजः ।**
**फेनं शैलेयकं सर्जो वर्तिः श्लेष्माक्षिरोगनुत् ॥**

સૈંધવ, ત્રિફળા, ત્રિકટુ, શંખનાભિ, સમુદ્રફીણ, ચણકબાબ અને રાળ એટલી વસ્તુઓની બનાવેલી (આંજવાની) શોગટી કફથી થતા આંખના રોગો મટાડે છે.

(શંખનાભિ=શંખમાંનો ગોળ ભૂંગળી જેવો ભાગ)

### પાશુપત યોગ

**प्रपौण्डरीकं यष्ट्याह्वं दार्वीं चाष्टपलं पचेत् ।**
**जलद्रोणे रसे पूते पुनः पक्वे घने क्षिपेत् ॥२५॥**
**पुष्पाञ्जनाद्दशपलं कर्षं च मरिचात्ततः ।**
**कृतश्चूर्णोऽथवा वर्तिः सर्वाभिष्यन्दसम्भवान् ॥**
**हन्ति रागरुजाघर्षान् सद्यो दृष्टिं प्रसादयेत् ।**
**अयं पाशुपतो योगो रहस्यं भिषजां परम् ॥**

પદ્મકાષ્ઠ, જેઠીમધ અને દારુહળદર એ દરેક આઠ આઠ પલ લઈને એને એક દ્રોણ પાણીમાં પકવવાં. પછી ગાળી લઈને ફરીથી ઓગાળી લીધેલો રસ ઊકળતાં ઊકળતાં ઘટ્ટ થાય ત્યારે એમાં જસતનાં ફૂલ દશ પલ અને મરી એક કર્ષ નાખવાં. પછી એનું ચૂર્ણ કે શોગટી બનાવવી. એને આંજવાથી બધા પ્રકારના આંખના રોગને લીધે થતા રતાશ, પીડા અને ખૂંચ (કરકરાપણું) મટે છે તથા દૃષ્ટિ તરત નિર્મળ બની જાય છે. આ પાશુપતયોગ વૈદ્યોનું મોટું રહસ્ય છે.

### શુષ્કાક્ષિપાકના ઉપાય

**शुष्काक्षिपाके हविषः पानमक्ष्णोश्च तर्पणम् ।**
**घृतेन जीवनीयेन नस्यं तैलेन वाऽणुना ॥२८॥**
**परिषेको हितश्चात्र पयः कोष्णं ससैन्धवम् ।**

શુષ્કાક્ષિપાકમાં (જૂનું) ઘી પીવું તથા જીવનીય ગણના ઔષધોથી સિદ્ધ કરેલા ઘી વડે આંખનું તર્પણ કરવું (સૂ. અ. ૨૪) કે અણુતેલ (સૂ. અ. ૨૦) વડે નસ્ય આપવું તથા આ રોગમાં થોડો સૈંધવ નાખેલું નવશેકું દૂધ રેડવું એ ફાયદો કરે છે.

**सर्पिर्युक्तं स्तन्यपिष्टमञ्जनं च महौषधम् ॥२९॥**
**वसा वाऽऽनूपमत्स्योत्था किञ्चित्सैन्धवनागरा ।**

(શુષ્કાક્ષિપાકમાં) સ્ત્રીના ધાવણમાં સૂંઠ લસોટીને એમાં ઘી મેળવીને આંજવાથી ફાયદો થાય છે. અથવા અનૂપ દેશના પ્રાણીની ચરબીમાં જરા સૈંધવ અને સૂંઠ નાખીને આંજવાથી ફાયદો થાય છે.

**घृताक्तान् दर्पणे घृष्टान् केशान् मल्लकसम्पुटे ॥३०॥**
**दग्ध्वाऽऽज्यपिष्टा लोहस्था**
**सा मषी श्रेष्ठमञ्जनम् ।**

માણસના માથાના વાળને ઘી ચોપડીને એને ચાટલા ઉપર લસોટીને પછી માટીના કોડિયાના સંપુટમાં મૂકીને એ વાળને બાળીને ભસ્મ કરી દઈને પછી એ ભસ્મને ઘી સાથે લસોટીને એને લોખંડના વાસણમાં રાખી મૂકીને બનાવેલી મેંશ (કાજળ) ઉત્તમ અંજન છે.

### સશોફ અને અલ્પ શોફ અક્ષિપાકના ઉપાય

**सशोफे चाऽल्पशोफे च**
**स्निग्धस्य व्यधयेत्सिराम् ॥३१॥**
**रेकः स्निग्धे पुनर्द्राक्षापथ्याक्वाथत्रिवृद्घृतैः ।**

સશોફ અને અલ્પશોફ અક્ષિપાકમાં દરદીનું સ્નેહન કરીને એની રગ ખોલવી. પછી એનું ફરીથી સ્નેહન કરીને કાળી દ્રાક્ષ અને હરડેનો ક્વાથ તથા ત્રિવૃદ્ઘૃત-(નસોતરનું ઘી)થી રેચ આપવો.

**श्वेतलोध्रं घृते भृष्टं चूर्णितं तान्तवस्थितम् ॥३२॥**
**उष्णाम्बुना विमृदितं सेकः शूलहरः परम् ।**

ઘીમાં શેકેલા ધોળા લોધરના ચૂર્ણની વસ્ત્રમાં પોટલી બાંધીને એ પોટલીને ગરમ પાણીમાં મસળીને કરેલો સેક (ધાર) શૂળ મટાડવામાં ઉત્તમ છે.

दार्वीप्रपौण्डरीकस्य

क्काथो वाऽऽश्च्योतने हितः ॥३३॥

અથવા દારુહળદર ને પદ્મકાષ્ઠ (કે પાડેરવા) એ બનેના કવાથના ટીપાં આંખમાં પાડવાથી ફાયદો થાય છે

सन्धावांश्च प्रयुञ्जीत घर्षरागाश्रुरुग्हरान् ॥३३॥

અથવા ઘર્ષ (ખૂંચ), રતાશ, આંસુ અને પીડાને મટાડે એવા સંધાવ નામના અંજન (શ્લોક ૩૪થી ૪૩) આંજવા

**સંધાવ અંજનો**

**(શ્લોક ૩૪ થી ૪૩)**

ताम्रे लोहे मूत्रैर्घृष्टं प्रयुक्तं
नेत्रे सर्पिर्धूपितं वेदनाघ्नम् ।
ताम्रे घृष्टो गव्यदध्नः सरो वा
युक्तः कृष्णासैन्धवाभ्यां वरिष्ठः ॥३४॥

લોખંડના વાસણમાં તાંબાને ગાયના મૂત્ર સાથે ઘસીને એને ઘીનો ધૂપ દઈને એને આંખમાં આંજવાથી પીડા મટી જાય છે, અથવા ગાયના દૂધના દહીંની તરને તાંબાના વાસણમાં ઘસીને એમાં પીપર અને સિંધવ નાખીને આંખમાં આંજવું તે પીડા મટાડનારું ઉત્તમ અંજન છે

शङ्खं ताम्रे स्तन्यघृष्टं घृताक्तैः
शम्याः पत्रैर्धूपितं तद्यवैश्च ।
नेत्रे युक्तं हन्ति सन्धावसंज्ञं
क्षिप्रं घर्षं वेदनां चातितीव्राम् ॥३५॥

તાંબાના વાસણમાં શંખને સ્ત્રીના ધાવણ સાથે ઘસીને પછી એને શમીના પાંદડાંનો અને જવનો ધૂપ દઈને આંખમાં આંજેલું આ સંધાવ નામનું અંજન ઘર્ષ (આંખનું કરકરાપણું, ખૂંચવું) અને બહુ તીવ્ર પીડાને ઝટ મટાડે છે

उदुम्बरफलं लोहे घृष्टं स्तन्येन धूपितम् ॥३६॥
माज्यैः शमीच्छदैर्दाहशूलरागाश्रुहर्षजित् ।

લોઢાના વાસણમાં ઉમરડાના ફળને સ્ત્રીના ધાવણ સાથે ઘસીને પછી એને (એ ઘસારાને) ઘી ચોપડેલા શમીના પાંદડાંનો ધૂપ દઈને આંજવાથી (આંખના) બળતરા, શૂળ, રતાશ, આંસુ અને હર્ષ (આંખની શિરાઓ ફૂલી જાય તે) મટે છે

शिग्रुपल्लवनिर्यासः सुघृष्टस्ताम्रसम्पुटे ॥३७॥
घृतेन धूपितो हन्ति शोफघर्षाश्रुवेदनाः ।

સરગવાના પાંદડાંના સ્વરસને તાંબાના વાસણના સંપુટમાં ખૂબ ઘસીને (ફીણીને) પછી એને ઘીનો ધૂપ દઈને આંજવાથી (આંખનાં) સોજો, ઘર્ષ (ખૂંચ), આંસુ અને વેદના મટે છે

तिलाम्भसा मृत्कपालं कांस्ये घृष्टं सुधूपितम् ३८
निम्बपत्रैर्घृताभ्यक्तैर्घर्षशूलाश्रुरागजित् ।

માટીના કોડિયાને તલના પાણી સાથે (તલના ધોવાણના પાણી સાથે—શિવદાસ સેન) કાંસાના વાસણમાં ઘસીને પછી એને ઘી ચોપડેલા લીમડાનાં પાંદડાંનો ધૂપ દઈને આંજવાથી (આંખના) ઘર્ષ (ખૂંચ), શૂળ, આંસુ અને રતાશ મટે છે

**સંધાવ અંજન આંજયા પછી શું કરવું?**

सन्धावेनाञ्जिते नेत्रे विगतौषधवेदने ॥३९॥
स्तन्येनाश्च्योतनं कार्यं त्रिःपरं नाञ्जयेच्च तैः ।

આંખમાં સંધાવ અંજન આંજયા પછી જ્યારે દવા આંખમાંથી નીકળી જાય અને પીડા મટી જાય ત્યારે સ્ત્રીના ધાવણના ટીપાં આંખમાં પાડવા એમના વડે (સંધાવ અંજનો વડે) ત્રણથી વધારે વાર આંખ આંજવી નહિ

तालीसपत्रचपलानतलोहरजोञ्जनैः ॥४०॥
जातीमुकुलकासीससैन्धवैर्मूत्रपेषितैः ।
ताम्रमालिप्य सप्ताहं धारयेत्पेषयेत्ततः ॥४१॥
मूत्रेणैवानु गुटिकाः कार्याश्छायाविशोषिताः ।
ताः स्तन्यघृष्टा घर्षाश्रुशोफकण्डूविनाशनाः ॥४२

તાલીસપત્ર, પીપર, તગર, લોઢાનો ભૂકો, રસવંતી, જાઈની કળીઓ, હીરાકસી અને સિંધવ એટલી વસ્તુઓને બકરીના મૂત્રમાં લસોટીને એનો કલ્ક તાંબાના વાસણ ઉપર ચોપડીને સાત દિવસ સુધી રાખી મૂકવો પછી એ કલ્ક ઉખાડી લઈને એને બકરીના મૂત્રમાં લસોટીને પછી એની ગોળીઓ વાળવી એ ગોળીઓને છાંયડે સૂકવવી. પછી એ સુકાયલી ગોળીઓને સ્ત્રીના ધાવણ સાથે ઘસીને આંજવાથી ઘર્ષ (ખૂંચ), આંસુ, સોજો અને ચળ મટી જાય છે

व्याघ्रीत्वङ्मधुकं ताम्ररजोऽजाक्षीरकल्कितम् ।
शम्यामलकपत्राज्यधूपितं शोफरुग्घरम् ॥४३॥

ભોરીંગણીની છાલ, જેઠીમધ અને તાંબાનો ભૂકો એ ત્રણને બકરીના દૂધમાં લસોટીને એનો કલ્ક કરીને એ કલ્કને શમીના અને આમળાનાં પાંદડાં તથા ઘીનો ધૂપ દઈને આંજવાથી સોજો અને પીડા મટે છે

**અમ્લોષિત રોગના ઉપાય**

अम्लोषिते प्रयुञ्जीत पित्ताभिष्यन्दसाधनम् ।

અમ્લોષિત રોગમાં પિત્તથી થતા અભિષ્યંદના ઉપાય કરવા.

**પિલ્લરોગો**

**उत्क्लिष्टाः कफपित्तास्रनिचयोत्थाः कुकूणक ॥४४॥**
**पक्ष्मोपरोध. शुष्काक्षिपाक पूयालसो बिसः ।**
**पोथक्यम्लोषितोऽल्पाख्यः**
**स्यन्दमन्था विनाऽनिलात् ॥४५॥**
**घ्नतेऽष्टादश पिल्लाख्या दीर्घकालानुबन्धिन ।**

કફોત્ક્લિષ્ટ, પિત્તોત્ક્લિષ્ટ, રક્તોત્ક્લિષ્ટ, ઉત્ક્લિષ્ટ વર્ત્મ (ઉ ૮/૧૬), કુકૂણક, પક્ષ્મોપરોધ, શુષ્કાક્ષિપાક, પૂયાલસ, બિસવર્ત્મ, પોથકી, અમ્લોષિત, અલ્પાશોફ- અક્ષિપાક, વાયુ સિવાયના ત્રણ અભિષ્યંદ (પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ, રક્તાભિષ્યંદ), વાયુ સિવાયના ત્રણ અધિમંથ (પિત્તાધિમંથ, કફાધિમંથ, રક્તાધિમંથ) એ અઢાર રોગો લાંબા વખત સુધી ચાલુ રહે છે ત્યારે એમને પિલ્લરોગ કહે છે

**પિલ્લરોગોની ચિકિત્સા**

**चिकित्सा पृथगेतेषा स्वं स्वमुक्ता**

એ અઢારે પિલ્લરોગોની દરેકની ચિકિત્સા પોતપોતાના યોગ્ય સ્થળે કહેવાઈ ગઈ છે

**अथ वक्ष्यते ॥ ४६ ॥**

**पिल्लीभूतेषु सामान्यात्**

હવે એ પિલ્લરોગોની સામાન્ય ચિકિત્સા કહેવામા આવશે

**अथ पिल्लाख्यरोगिण. ।**
**स्निग्धस्य छर्दितवत सिराव्यधहृतासृज. ॥४७॥**
**विरिक्तस्य च वर्त्मानु निलिखेदाविशुद्धित ।**

હવે પિલ્લ નામે ઓળખાતા રોગવાળાને સ્નેહ કરીને, ઊલટી કરાવીને, ફસ ખોલીને એનુ લોહી કાઢીને, રેચ કરાવીને પછી બરાબર શુદ્ધ થાય ત્યા સુધી પોપચુ ખોતરવુ

**तुत्थकस्य पलं श्वेतमरिचानि च विंशति ॥४८॥**
**त्रिंशता काञ्जिकपलै पिष्ट्वा ताम्रे निधापयेत् ।**
**पिल्लानपिल्लान् कुरुते बहुवर्षोत्थितानपि ॥४९॥**
**तत्सेकेनोपदेहाश्रुकण्डूशोफांश्च नाशयेत् ।**

એક પલ મોરથુથુ વીસ પલ સરગવાના બી એ બંનેને ત્રીસ પલ કાજી સાથે લસોટીને એક તાબાના વાસણમા ભરવું એનો સેક કરવાથી (ધાર કરવાથી) અનેક વર્ષોથી થયેલા પિલ્લરોગો પણ અપિલ્લ થાય છે (મટી જાય છે) તથા ઉપદેહ (આંખ ચીકાશથી ખરડાયલી રહે), આંસુ, ચળ અને સોજો મટી જાય છે

**करञ्जबीजं सुरसं सुमन कोरकाणि च ॥५०॥**
**संक्षुद्य साधयेत्क्वाथे पूते तत्र रसक्रिया ।**
**अञ्जनं पिल्लभैषज्यं पक्ष्मणा च प्ररोहणम् ॥५१॥**

કણજીના બી, તુલસી અને જાઈની કળીઓને કચરીને એ ત્રણનો (પાણીમા) કવાથ બનાવીને એ કવાથને ગાળી લઈને એને પાછો પકવીને ઘટ્ટ બનાવવો એ રસક્રિયા છે એ અંજન પિલ્લરોગોની દવા છે અને એ આંજવાથી પાંપણો પુષ્કળ ઊગે છે

**रसाञ्जनं सर्जरसो रीतिपुष्पं मन.शिला ।**
**समुद्रफेनो लवणं गैरिकं मरीचानि च ॥५२॥**
**अञ्जनं मधुना पिष्टं क्लेदकण्डूघ्नमुत्तमम् ।**

રસવતી, રાળ, જસતના ફૂલ, મનશીલ, સમુદ્રફીણ, સૈંધવ, ગેરુ, મરી—એ બધાને મધ સાથે લસોટીને અંજવાથી ક્લેદ (ભીનાશ, ચીકાશ) અને ચળ (ખણુજ) ઉત્તમ રીતે મટે છે

**अभयारसपिष्टं वा तगरं पिल्लनाशनम् ॥५३॥**
**भावितं बस्तमूत्रेण सस्नेहं देवदारु च ।**

હરડેના કવાથમા લસોટેલુ તગર આંજવાથી પિલ્લરોગોનો નાશ થાય છે, તથા સ્નેહ(ઘી)વાળા દેવદારના ચૂર્ણને બકરીના મૂત્રની ભાવના દઈને ઘીમા કાલવીને એ અંજવુ તે પણ પિલ્લરોગોનો નાશ કરે છે

**सैन्धवत्रिफलाकृष्णाकटुकाशङ्खनाभय ॥ ५४ ॥**
**सताम्ररजसो वर्ति पिल्लशुक्लनाशिनी ।**

સૈંધવ, ત્રિફળા, પીપર, કડુ, શંખની નાભિ અને તાબાની ભૂકી—એટલી વસ્તુઓની (બકરીના દૂધ સાથ) બનાવેલી અંજવાથી શોગટી પિલ્લરોગો અને ફૂલાને મટાડે છે

**पुष्पकासीसचूर्णं वा सुरसारसभावित ॥५५॥**
**ताम्रं दशाहं तत पिल्लपक्ष्मशातजिदञ्जनम् ॥५६॥**

અથવા હીરાકસીના ભૂકાને તુલસીના રસની ભાવના દઈને તાબાના વાસણમા દસ દિવસ સુધી રાખી મૂકીને પછી એ આંજવાથી પિલ્લરોગો અને પક્ષ્મશાત રોગ મટે છે

**अलं च सौवीरकमञ्जनं च**
**ताभ्यां समं ताम्ररज सुसूक्ष्मम ।**
**पिल्लेषु रोमाणि निषेवितोऽसौ**
**चूर्ण करोत्येकशलाकयाऽपि ॥५६ ॥**

હરતાલ અને સૌવીરાંજન એ બંનેના જેટલા વજનનો તાબાનો બહુ જ બારીક ભૂકો—એ ચૂર્ણ એક જ સળી વડે (એક જ વાર સળી ઉપર ચોપડીને) આંજવાથી પણ પિલ્લરોગોમાં પાંપણોના વાળ ઊગે છે

लाक्षानिर्गुण्डीभृङ्गदार्वीरसेन
श्रेष्ठं कार्पासं भावितं सप्तकृत्वः ।
दीपः प्रज्वाल्यः सर्पिषा तत्समुत्था
श्रेष्ठा पिल्लाना रोपणार्थं मषी सा ॥५७३॥

લાખ, નગોડ ભાગરો અને દારુહળદર એ ચાર વસ્તુઓનો રસ (સ્વરસ, કવાથ) વડે ઊંચી જાતના કપાસને (રૂને) સાત વાર ભાવના દઈને એ રૂનો ઘી સાથે (એ રૂની ઘીમા બોળેલી વાટ ઘીમા મૂકીને) દીવો બળગાવવો એ દીવાનું પડેલુ કાજળ પિલ્લરોગોમા રૂઝ આણવા માટે ઉત્તમ અજન છે

वर्त्मावलेखं बहुशस्तद्वच्छोणितमोक्षणम् ॥५८॥
पुनः पुनर्विरेकं च नित्यमाश्च्योतनाञ्जनम् ।
नावनं धूमपानं च पिल्लरोगातुरो भजेत् ॥५९॥

પિલ્લરોગના દરદીએ અનેકવાર પોપચા ખોતરાવવા, તે જ પ્રમાણે (અનેકવાર) લોહી કઢાવવુ (ફસ ખોલાવીને) વારવાર રેચ લેવા, રોજ દવાના ટીપા પડાવવા અને દવા આજવી, નસ્ય લેવુ અને ધૂમપાન કરવુ

पूयालसे त्वशान्तेऽन्ते दाहः सूक्ष्मशलाकया ।

એમ છતા પણ જો છેવટે પૂયાલસ રોગ ન મટે તો ઝીણી સળીથી ડામ દેવો

चतुर्णवतिरित्यक्ष्णोर्हेतुलक्षणसाधनैः ॥६०॥
परस्परमसङ्कीर्णा कार्त्स्न्येन गदिता गदाः ।

એમ, એકબીજા સાથ અંદરઅંદર ભેગા ન થઈ જતા હોય એવા આખના ૯૪ રોગ વિષે એમના કારણ, લક્ષણ અને મટાડવાના ઉપાય કહીને પૂરેપૂરુ કહ્યુ છે (પોપચાના ૨૪, સંધિના ૯, ધોળા ડોળાના ૧૩, કાળા ડોળાના ૫, દૃષ્ટિના ૨૭ અને આખી આખના ૧૬ મળી આખના કુલ ૯૪ રોગ છે)

સાજાને અને આખના રોગીને આખ માટેનુ પથ્યાપથ્ય

सर्वदा च निषेवेत स्वस्थोऽपि नयनप्रियः ॥६१
पुराणयवगोधूमशालिषष्टिककोद्रवान् ।
मुद्गादीन् कफपित्तघ्नान् भूरिसर्पिः परिप्लुतान् ॥
शाकं चैवंविधं मांसं जाङ्गलं दाडिमं सिताम् ।
सैन्धवं त्रिफलां द्राक्षां वारि पानं च नाभसम् ६३
आतपत्रं पदत्राणं विधिवद्दोषशोधनम् ।
वर्जयेद्वेगसंरोधमजीर्णाध्यशनानि च ॥६४॥
क्रोधशोकदिवास्वप्नरात्रिजागरणातपान् ।
विदाहि विष्टम्भकरं यच्चाहारभेषजम् ॥६५॥

આખ જેને વહાલી હોય એવા સાજા માણસે પણ (આખનો રોગ થયો હોય કે ન થયો હોય તો પણ) હમેશા (બધી ઋતુઓમા) કફ અને પિત્તનો નાશ કરે એવા અને ઘીમા બોળેલા જૂના જવ, જૂના ઘઉં, જૂના શાલિચોખા, જૂના સાઠીચોખા, જૂના કોદરા અને મગ વગેરે (એ બધાની વાનીઓ ઘીમા બોળવી), એવુ જ (કફ અને પિત્તનો નાશ કરે એવુ અને ઘીમા ડુબાડેલુ) શાક, જાગલ પ્રદેશના પ્રાણીઓનુ માંસ, દાડમ, સાકર, સૈંધવ, ત્રિફળા, કાળી દ્રાક્ષ, વરસાદનુ પાણી, છત્રી, જોડા, વિધિપુરસર દોષોનું શોધન એટલાનુ રોજ સેવન કરવુ (દરદની સામ અવસ્થામા નકોરડા ઉપવાસ કરવા)

આખ જેને વહાલી હોય એવા સાજા માણસે અને આખના રોગીએ વેગો રોકવા—નહિ, અજીર્ણાશન કે અધ્યશન કરવું નહિ, ક્રોધ, શોક કરવા નહિ, દિવસે ઊંઘવુ નહિ, રાતે જાગવુ નહિ, તડકો વેઠવો નહિ તથા જે વિકાર, આહાર ને ઔષધ વિદાહી અને વિષ્ટભી હોય તેના ત્યાગ કરવા

द्वे पादमध्ये पृथुसन्निवेशे
शिरे गते ते बहुधा च नेत्रे ।
ता म्रक्षणोद्वर्तनलेपनादीन्
पादप्रयुक्तान्नयने नयन्ति ॥६६॥

(દરેક) પગની વચમા મોટાં મૂળવાળી બે શિરાઓ અનેક રીતે (અનેક ફાટારૂપે) બે આંખોમાં જાય છે તે (બે પગની ચાર શિરાઓ) પગે (પગને તળિયે) કરેલા અભ્યગ, ઉદ્વર્તન, લેપ વગેરેને બંને આંખોમા પહોચાડ છે

मलोष्ण्यसङ्घट्टनपीडनाद्यै-
स्ता दूषयन्ते नयनानि दुष्टाः ।
भजेत्सदा दृष्टिहितानि तस्मा-
दुपानदभ्यञ्जनधावनानि ॥ ६७ ॥

મળ (ગંદવાડ, મેલ), ગરમી, ઘસારા, દબાણ વગેરેથી બગડેલી તે (પગની શિરાઓ) આખોને બગાડે છે માટે દૃષ્ટિ માટે હિતકારક છે એવા જોડા, અભ્યંગ અને પગ ધોવાનું કામ હમેશા કરવુ (હમેશાં પગે જોડા પહેરવા, પગને તળિયે અભ્યગ કરવો અને પગના તળિયાં ધોવા)

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सर्वाक्षिरोग प्रतिषेधो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો : કાનના રોગો વિષે જ્ઞાન

**अथातः कर्णरोगविज्ञानीयं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે કાનના રોગો વિષે જ્ઞાન થવા માટે ઉપયોગી (અધ્યાય) સમજાવીશુ, એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## કર્ણશૂલ

**વાયુથી થતા કાનના સણકાનાં કારણ, સપ્રાપ્તિ, લક્ષણ**

**प्रतिश्यायजलक्रीडाकर्णकण्डूयनैर्मरुत् ।**
**मिथ्यायोगेन शब्दस्य कुपितोऽन्यैश्च कोपनैः ॥१**
**प्राप्य श्रोत्रसिराः कुर्याच्छूलं स्रोतसि वेगवत् ।**
**अर्धावभेदकं स्तम्भं शिशिरानभिनन्दनम् ॥२**
**चिराच्च पाकं पक्वं तु लसीकामल्पशः स्रवेत् ।**
**श्रोत्रं शून्यमकस्माच्च स्यात्सञ्चारविचारवत् ॥३**

પ્રતિશ્યાય, પાણીમા રમત, કાનમા ખણજ (કાનમા ખણવું કે ખોતરવુ), કાન અને અવાજનો મિથ્યા યોગ (હીન, અતિ અને મિથ્યાયોગ) તથા વાયુને કોપાવનારાં બીજા કારણો—એમાથી કોઈ કારણથી કોપેલો વાયુ કાનની શિરાઓમા જઈને વેગવાળા સણકા, આધાશીશી, કાનનો સ્તભ, કાનને ઠડકનો અણગમો અને લાબે વખતે કાન પાકે—એટલા રોગ કરે છે કાન પાકે ત્યારે કાનમાથી થોડી થોડી લસિકા નીકળે છે, કઈ કારણ વિના કાને ધાક પડે છે અને કાન કોઈક વાર ખુલ્લા અને કોઈક વાર બધ થાય છે (કોઈક વાર સભળાય છે અને કોઈક વાર નથી સભળાતુ)

**પિત્તથી થતા કાનના સણકાનાં લક્ષણ**

**शूलं पित्तात् सदाहोषाशीतेच्छाश्वयथुज्वरम् ।**
**आशुपाकं प्रपक्वं च सपीतलसिकास्रुति ॥४॥**
**सा लसीका स्पृशेद्यद्यत्तत्तत्पाकमुपैति च ।**

(પોતાના કારણથી બગડેલા) પિત્તને લીધે આવતા કાનના સણકા સાથે દાહ, ઊષા, ઠડકની ઇચ્છા, સોજો અને તાવ હોય છે એમાં કાન જલદી પાકે છે અને કાન પાકે ત્યારે એમાથી જરા પીળી લસિકા નીકળે છે એ લસિકા જે જે અંગને અડકે છે તે તે અગ પાકે છે

**કફથી થતા કાનના સણકાનાં લક્ષણ**

**कफाच्छिरोहनुग्रीवागौरवं मन्दता रुजः ॥५॥**
**कण्डूः श्वयथुरुष्णेच्छा पाकाच्छ्वेतघनस्रुतिः ।**

કફના પ્રકોપથી કાનમા સણકા મારે ત્યારે માથુ, જડબુ અને ડોક ભારે થઈ જાય છે, સણકા થોડા (ધીમા) હોય છે, ખણજ અને સોજો આવે છે, ગરમ પદાર્થની ઇચ્છા થાય છે અને પાકે ત્યારે ધોળી અને ઘાટી (ઘટ્ટ) લસિકા નીકળે છે

**લોહીના પ્રકોપથી થતા કાનના સણકાનાં લક્ષણ**

**करोति श्रवणे शूलमभिघातादिदूषितम् ॥६॥**
**रक्तं पित्तसमानार्ति किञ्चिद्वाऽधिकलक्षणम् ।**

વાગવા કે પછડાવાથી બગડેલુ લોહી કાનમા સણકા કરે છે લોહીથી આવતા સણકાની પીડા, પિત્તથી આવતા સણકાની પીડા જેવી પણ (કાનમાથી લોહી નીકળે વગેરે) થોડા વધારે લક્ષણોવાળી હોય છે

**બધા દોષથી થતા કાનના સણકાનાં લક્ષણ**

**शूलं समुदितैर्दोषैः सशोफज्वरतीव्ररुक् ॥७॥**
**पर्यायादुष्णशीतेच्छं जायते श्रुतिजाड्यवत् ।**
**पक्वं सितासितारक्तघनपूयप्रवाहि च ॥ ८ ॥**

બધા દોષો સાથે કોપવાથી થતા કાનના સણકા સાથે સોજો, તાવ અને તીવ્ર પીડા હોય છે, ગરમીની અને ઠડકની વારાફરતી ઇચ્છા થાય છે, કાનમાં (સાભળવામા) જડતા આવે છે અને કાન પાકે ત્યારે કાનમાથી ધોળુ, કાળુ કે રાતું ઘટ્ટ પરુ નીકળે છે

**કર્ણનાદ**

**शब्दवाहिसिरासंस्थे शृणोति पवने मुहुः ।**
**नादानकस्माद्विविधान् कर्णनादं वदन्ति तम् ।**

જ્યારે વાયુ અવાજને લઈ જનાર સ્રોતમા રહે છે, ત્યારે કઈ પણ કારણ વિના વારવાર જાતજાતના અવાજ સભળાય છે, એ રોગને કર્ણનાદ કહે છે

**બાધિર્ય (બહેરાશ)**

**श्लेष्मणाऽनुगतो वायुर्नादो वा समुपेक्षितः ।**
**उच्चैः कृच्छ्राच्छ्रुतिं कुर्याद्बधिरत्वं क्रमेण च ॥९**

જે રોગમાં વાયુ મુખ્ય હોય અને કફ અનુગ હોય તે રોગમા કે કર્ણનાદ રાગમાં વખતસર યોગ્ય ઉપાય ન થાય તો મોટો અવાજ પણ મહાપરાણે સંભળાય છે અને ધીમે ધીમે બહેરા થઈ જવાય છે

**પ્રતીનાહ**

**वातेन शोषितः श्लेष्मा स्रोतो लिम्पेत्ततो भवेत्**
**रुग्गौरवं पिधानं च स प्रतीनाहसंज्ञितः ॥१०**

વાયુથી સૂકવી નાખાયેલો કફ કાનના સ્રોત(માર્ગ)ને લીંપી દે છે તેથી કાનમા પીડા થાય છે કાન ભા

લાગે છે અને કાને જાણે ડૂચો માર્યો હોય એવું થઈ જાય છે. આને પ્રતીનાહરોગ કહે છે.

કર્ણકંડૂ, કર્ણશોફ

**कण्डूशोफौ कफाच्छ्रोत्रे स्थिरौ तत्संज्ञया स्मृतौ ।**

કફને લીધે કાનમાં કાયમ ખણજ અને સોજો રહે છે. એ રોગો આયુર્વેદમાં એ જ નામથી (કર્ણકંડૂ અને કર્ણશોફ નામથી) ઓળખાય છે.

પૂતિકર્ણ

**कफो विदग्धः पित्तेन सरुजं नीरुजं त्वपि ॥१२**
**घनपूतिबहुक्लेदं कुरुते पूतिकर्णकम् ।**

પિત્તથી વિદગ્ધ થયેલો (બરાબર ન પાકેલો) કફ પીડાવાળો અને પીડા વિનાનો, ઘટ્ટ અને ગંધાતું ચીકણું પાણી પુષ્કળ નીકળે એવો પૂતિકર્ણ રોગ કરે છે.

કૃમિકર્ણક

**वाताद्विदूषितं श्रोत्रं मांसासृक्क्लेदजा रुजम् ॥**
**खादन्तो जन्तवः कुर्युस्तीव्रां स कृमिकर्णकः ।**

માંસ, લોહી અને ચેપ(ચેપનું પાણી)માં ઉત્પન્ન થયેલા કીડા વાયુ વગેરેથી બગડેલા કાનને ખાતાખાતા (કોતરતાકોતરતા) તીવ્ર પીડા કરે છે. એ કૃમિકર્ણક રોગ છે.

કર્ણવિદ્રધિ

**श्रोत्रकण्डूयनाज्जाते क्षते स्यात्पूर्वलक्षणः ॥१४॥**
**विद्रधिः, पूर्ववच्चान्यः**

કાનમાં ખોતરવાને લીધે થયેલા ઘામાં અગાઉ કહેવાઈ ગયેલા લક્ષણવાળું ક્ષતજ વિદ્રધિ (નિ. ૧૧/૧૦ાા થી ૧૧ાા) તથા અગાઉની માફક બીજાં પણ દોષજ ગડ થાય છે. (ખોતરવાને લીધે ક્ષતજ વિદ્રધિ અને દોષોના પ્રકોપને લીધે દોષજ વિદ્રધિ થાય છે.)

કર્ણાર્શ, કર્ણાર્બુદ

**शोफोऽर्शोऽर्बुदमीरितम् ।**
**तेषु रुक् पूतिकर्णत्वं बधिरत्वं च बाधते ॥१५**

પહેલાં (ઉ. ૮/૧૩ અને ૨૪માં) કહેલા પોપચાના અર્શ અને પોપચાના અર્બુદની પ્રમાણે જ કાનમાં જે સોજો આવે તેને અનુક્રમે કર્ણાર્શ અને કર્ણાર્બુદ (કાનનો મસો) અને કાનનું અર્બુદ (કેન્સર) કહે છે. એમાં (કાનના વિદ્રધિ, અર્શ અને અર્બુદમાં) પીડા થાય છે, કાન ગંધાય છે અને બહેરાશ નડે છે.

કુચિકર્ણ

**गर्भेऽनिलात्सङ्कुचिता शष्कुली कुचिकर्णकः ।**

ગર્ભમાં (ગર્ભાવસ્થામાં) વાયુને લીધે કાનના છિદ્ર (કાનના માર્ગનું છિદ્ર) સંકડાઈ જાય તે કુચિકર્ણ રોગ છે.

કર્ણપિપ્પલી

**पको नीरुगनेको वा गर्भे मांसाङ्कुरः स्थिरः ॥**
**पिप्पली पिप्पलीमानः**

ગર્ભાવસ્થામાં કાનમાં પીડા વિનાના, લીંડીપીપરના માપના એક કે વધારે માંસના સ્થિર અંકુર હોય તેને કર્ણપિપ્પલી રોગ કહે છે.

વિદારિકા

**सन्निपाताद्विदारिका ।**
**सवर्णः सरुजः स्तब्धः श्वयथुः, स उपेक्षितः ॥**
**कटुतैलनिभं पक्वः स्रवेत् कृच्छ्रेण रोहति ।**
**सङ्कोचयति रूढा च सा ध्रुवं कर्णशष्कुलीम् ॥१८**

ત્રણે દોષ કોપવાથી સવર્ણ, પીડાવાળો, સ્તબ્ધ સોજો આવે છે તેને વિદારિકા કહે છે. એ સોજાના વખતસર યોગ્ય ઉપાય ન થાય તો તે પાકે છે, એમાંથી સરસિયા જેવો ચેપ નીકળે છે અને એ મહામહેનતે રુઝાય છે અને એ વિદારિકા રુઝાય ત્યારે કાનના માર્ગના છિદ્રને ચોક્કસ સંકડાવી નાખે છે.

પાલીશોષ

**सिरास्थः कुरुते वायुः पालीशोषं तदाह्वयम् ।**

શિરામાં રહેલો વાયુ કાનની બૂટને સૂકવે છે તે એ જ નામનો (પાલીશોષ નામનો) રોગ છે.

તંત્રિકા

**कृशा दृढा च तन्त्रीवत् पाली वातेन तन्त्रिका ॥**

વાયુને લીધે કાનની બૂટ વીણાના તાર જેવી પાતળી અને કડક થઈ જાય છે તેને તંત્રિકા રોગ કહે છે

પરિપોટ

**सुकुमारे चिरोत्सर्गात्सहसैव प्रवर्धिते ।**
**कर्णशोफः सरुक् पाल्यामरुणः परिपोटवान् ॥**
**परिपोटः स पवनात्**

કાનને વધારવાનો યત્ન લાંબા વખત સુધી છોડી દીધા પછી પાછો એને એકદમ પરાણે વધારવાનો યત્ન કરવામાં આવે તો કાન કોમળ હોવાથી એમાં વાયુનો પ્રકોપ થવાથી કાનની બૂટ ઉપર પીડાવાળો, રતાશ વાળ અને ફાટેલી ચામડીવાળો સોજો આવે છે. એને પરિપોટ રોગ કહે છે.

ઉત્પાત

उत्पात पित्तशोणिताभ् ।
गुर्वाभरणभाराद्यैः श्यावो रुग्दाहपाकवान् ॥२१
श्वयथु स्फोटपिटिकारागोषाक्लेदसंयुत ।

ભારે ઘરેણાના વજન વગેરેને લીધે કોપેલા પિત્ત અને લોહીથી બદામી રંગનો, પીડા અને બળતરાવાળો, પાકે એવો, ગૂમડાં, ફોલ્લી, રતાશ, ઊષા અને ક્લેદ વાળો સોજો આવે તે ઉત્પાત રોગ છે

ઉન્મથ (અથવા ગલ્લિર)

पाल्या शोफोऽनिलकफा-
त्सर्वतो निर्व्यथ स्थिर ॥२२॥
स्तब्ध सवर्ण कण्डूमानुन्मन्थो गल्लिरश्च स ।

વાયુ અને કફના પ્રકોપથી બધી બાજુએ પીડા વિનાના સ્થિર સ્તબ્ધ, સવર્ણ અને ચળવાળો (ચળ આવે એવો) સોજો કાનની બૂટ ઉપર આવે તે ઉન્મથ રોગ છે એ જ ગલ્લિર રોગ છે

દુઃખવર્ધન

दुर्विद्ध वर्धिते कर्णे सकण्डूदाहपाकरुक् ॥२३॥
श्वयथु सन्निपातोत्थ स नाम्ना दु खवर्धन ।

કાન ખરાબ રીતે વીંધાયા હોય ત્યાર એને વધારવામાં આવે તો ત્રણે દોષના કોપવાથી ચળ, બળ તરા પાક અને પીડાવાળો સોજો આવે તેનું નામ દુઃખવર્ધન છે

લેહી (લેહ્ય)

कफासृक्कृमिजा सूक्ष्मा सकण्डूक्लेदवेदना
लेह्याख्या पिटिकास्ता हि
लिह्यु पालीमुपेक्षिता ।

કફ લોહી અને કૃમિને લીધે થતી ઝીણી, ખજવાળ, ક્લેદ અને પીડાવાળી ફોલ્લીઓ થાય છે તેમનું નામ લેહી છે, કારણ કે જો એમના યોગ્ય ઉપાય વખતસર ન થાય તો એ કાનની બૂટને ચાટી જાય છે (ખાઈ જાય છે)

पिप्पली सर्वज शूल विदारी कुचिकर्णक ॥२४
पथ्यामसाध्या , यान्यैका
तन्त्रिकाऽन्यास्तु साधयेत् ।
पञ्चविंशतिरित्युक्ता कर्णरोगा विभागत ॥२५

આમાં (ઉપર ગણાવેલા બધા કાનના રોગોમાં) પિપ્પલી, બધા દોષથી થતા કાનના સણકા, વિદારિકા અને કુચિકર્ણક અસાધ્ય છે એકલી તન્ત્રિકા યાપ્ય છે, પણ બીજા રોગોને મટાડવાના ઉપાય કરવા આ મ કાનના પચીસ રોગ વિભાગવાર કહ્યા છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने कर्णरोगविज्ञानीयो नाम सप्तदशोऽध्याय ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો : કાનના રોગોના ઉપાય

अथात कर्णरोगप्रतिषेधं व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

ત્યારે હવે આમે કાનના રોગો મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

વાયુના કર્ણશૂળના ઉપાય

कर्णशूले पवनजे पिबेद्रात्रौ रसाशित ।
वातघ्नसाधितं सर्पि , कर्ण स्विन्नं च पूरयेत् ॥
पत्राणां पृथगश्वत्थबिल्वार्कैरण्डजन्मनाम् ।
तैलसिन्धूत्थदिग्धानां स्विन्नानां पुटपाकत ॥२
रसै कवोष्णैस्तद्वच्च मूलकस्यारलोरपि ।

વાયુથી થયેલા કર્ણશૂળમાં દરદીએ માંસરસ ખાવો અને વાયુને મટાડે એવા (તેલિયો દેવદાર વગેરે) ઔષધોથી સિદ્ધ કરેલું ઘી રાત્રે પીવું વળી કાને શેક કરીને પીપળો બીલી આકડો અને એરંડો એ ચારમાંના દરેકના પાંદડાંને અલગ અલગ તેલ અને સૈંધવ ચોપડી ને એ દરેક જાતના પાંદડાંને પુટપાક વિધિથી અલગ અલગ બાફીને એનો જુદો જુદો રસ કાઢવો એ સહેજ ગરમ રસો વડે કાન (ટીપેટીપે) ભરવા, અથવા તે જ પ્રમાણે (ઉપર કહેલી રીતે તૈયાર કરેલા) મૂળાના અને અરડૂસીના પાંદડાંના અલગ અલગ સહેજ ગરમ રસથી (ટીપેટીપે) કાન ભરવા (આ પાંચ રસમાંથી ગમે તે એક રસના ટીપાં પાડીને કાન ભરી દેવા કાનમાં દવા સામટી રેડવી નહિ કારણ કે એમ કરવાથી વાયુ બહાર નીકળી શકતો નથી અને દવાને અંદર ઊતરવા દેતો નથી, માટે કાનમાં દવા ટીપેટીપે રેડવી)

गणे वातहरेऽम्लेषु मूत्रेषु च विपाचित ॥ ३॥
महास्नेहो द्रुत हन्ति सुतीव्रामपि वेदनाम् ।

વાયુને મટાડે એવાં ઔષધોના ગણમાં, અમ્લ ગણના ઔષધોમાં અને (ગાયનું મૂતર વગેરે) મૂત્રોમાં પકાવેલ મહાસ્નેહ કાનમાં ટીપેટીપ રેડવાથી તીવ્ર પીડા પણ તરત મટી જાય છે

महत पञ्चमूलस्य काष्ठात्क्षौमेण वेष्टितात् ॥४॥
तैलसिक्तात्प्रदीप्ताग्रात् स्नेह सद्यो रुजापह ।

મોટા પાંચ મૂળનાં (સહેજ આંગળ લાંબાં) લાકડાં ઉપર રેશમી વસ્ત્ર વીંટીને એના ઉપર તેલ સીંચીને પછી એનો છેડો સળગાવ્યા પછી એ છેડેથી જે સ્નેહ ટપકે છે તે સ્નેહનાં ટીપાં વડે કાન ભરી દેવાથી પીડા તરત મટી જાય છે

લાગે છે અને કાને જાણે ડૂચો માર્યો હોય એવું થઈ જાય છે. આને પ્રતીનાહરોગ કહે છે.

કર્ણકંડૂ, કર્ણશોફ

कण्डूशोफौ कफाच्छ्रोत्रे
स्थिरौ तत्संज्ञया स्मृतौ ।

કફને લીધે કાનમાં કાયમ ખણજ અને સોજો રહે છે. એ રોગો આયુર્વેદમાં એ જ નામથી (કર્ણકંડૂ અને કર્ણશોફ નામથી) ઓળખાય છે.

પૂતિકર્ણ

कफो विदग्धः पित्तेन सरुजं नीरुजं त्वपि ॥१२
घनपूतिबहुक्लेदं कुरुते पूतिकर्णकम् ।

પિત્તથી વિદગ્ધ થયેલો (બરાબર ન પાકેલો) કફ પીડાવાળો અને પીડા વિનાનો, ઘટ્ટ અને ગંધાતું ચીકાશું પાણી પુષ્કળ નીકળે એવો પૂતિકર્ણ રોગ કરે છે.

કૃમિકર્ણક

वातादिदूषितं श्रोत्रं मांसासृक्क्लेदजा रुजम् ॥
खादन्तो जन्तवः कुर्युस्तीव्रां स कृमिकर्णकः ।

માંસ, લોહી અને ચેપ(ચેપનું પાણી)માં ઉત્પન્ન થયેલા કીડા વાયુ વગેરેથી બગડેલા કાનને ખાતાખાતા (કોતરતાકોતરતા) તીવ્ર પીડા કરે છે. એ કૃમિકર્ણક રોગ છે.

કર્ણવિદ્રધિ

श्रोत्रकण्डूयनाज्जाते क्षते स्यात्पूर्वलक्षणः ॥१४॥
विद्रधिः, पूर्ववच्चान्यः

કાનમાં ખોતરવાને લીધે થયેલા ઘામાં અગાઉ કહેવાઈ ગયેલા લક્ષણવાળું ક્ષતજ વિદ્રધિ (નિ. ૧૧/૧૦॥ થી ૧૧॥) તથા અગાઉની માફક બીજાં પણ દોષજ ગડ થાય છે. (ખોતરવાને લીધે ક્ષતજ વિદ્રધિ અને દોષોના પ્રકોપને લીધે દોષજ વિદ્રધિ થાય છે.)

કર્ણાર્શ, કર્ણાર્બુદ

शोफोऽर्शोऽर्बुदमीरितम् ।
तेषु रुक् पूतिकर्णत्वं बधिरत्वं च बाधते ॥१५

પહેલાં (ઉ. ૮/૧૩ અને ૨૪માં) કહેલા પોપચાના અર્શ અને પોપચાના અર્બુદની પ્રમાણે જ કાનમાં જે સોજો આવે તેને અનુક્રમે કર્ણાર્શ અને કર્ણાર્બુદ (કાનનો મસો) અને કાનનું અર્બુદ (કેન્સર) કહે છે. એમાં (કાનના વિદ્રધિ, અર્શ અને અર્બુદમાં) પીડા થાય છે, કાન ગંધાય છે અને બહેરાશ નડે છે.

કુચિકર્ણ

गर्भेऽनिलात्सङ्कुचिता शष्कुली कुचिकर्णकः ।

ગર્ભમાં (ગર્ભાવસ્થામાં) વાયુને લીધે કાનનાં છિદ્ર (કાનના માર્ગનું છિદ્ર) સંકડાઈ જાય તે કુચિકર્ણ રોગ છે.

કર્ણપિપ્પલી

एको नीरुगनेको वा गर्भे मांसाङ्कुरः स्थिरः ॥
पिप्पली पिप्पलीमानः

ગર્ભાવસ્થામાં કાનમાં પીડા વિનાના, લીંડીપીપરના માપના એક કે વધારે માંસના સ્થિર અંકુર હોય તેને કર્ણપિપ્પલી રોગ કહે છે.

વિદારિકા

सन्निपाताद्विदारिका ।
सवर्णः सरुजः स्तब्धः श्वयथुः, स उपेक्षितः ॥
कटुतैलनिभं पक्वः स्रवेत् कृच्छ्रेण रोहति ।
सङ्कोचयति रूढा च सा ध्रुवं कर्णशष्कुलीम् ॥१८

ત્રણે દોષ કોપવાથી સવર્ણ, પીડાવાળો, સ્તબ્ધ સોજો આવે છે તેને વિદારિકા કહે છે. એ સોજાના વખતસર યોગ્ય ઉપાય ન થાય તો તે પાકે છે, એમાંથી સરસિયા જેવો ચેપ નીકળે છે અને એ મહામહેનતે રુઝાય છે અને એ વિદારિકા રુઝાય ત્યારે કાનના માર્ગના છિદ્રને ચોક્કસ સંકડાવી નાખે છે.

પાલીશોષ

सिरास्थः कुरुते वायुः पालीशोषं तदाह्वयम् ।

શિરામાં રહેલો વાયુ કાનની બૂટને સૂકવે છે તે એ જ નામનો (પાલીશોષ નામનો) રોગ છે.

તંત્રિકા

कृशा दृढा च तन्त्रीवत् पाली वातेन तन्त्रिका ॥

વાયુને લીધે કાનની બૂટ વીણાના તાર જેવી પાતળી અને કડક થઈ જાય છે તેને તંત્રિકા રોગ કહે છે.

પરિપોટ

सुकुमारे चिरोत्सर्गात्सहसैव प्रवर्धिते ।
कर्णशोफः सरुक् पाल्यामरुणः परिपोटवान् ॥
परिपोटः स पवनात्

કાનને વધારવાનો યત્ન લાંબા વખત સુધી છોડી દીધા પછી પાછો એને એકદમ પગલે વધારવાનો યત્ન કરવામાં આવે તો કાન કોમળ હોવાથી એમાં વાયુનો પ્રકોપ થવાથી કાનની બૂટ ઉપર પીડાવાળો, રતાશ વાળ અને ફાટેલી ચામડીવાળો સોજો આવે છે. એને પરિપોટ રોગ કહે છે.

ઉત્પાત

उत्पातः पित्तशोणितात् ।
गुर्वाभरणभाराद्यैः श्यावो रुग्दाहपाकवान् ॥२१
श्वयथुः स्फोटपिटिकारागोषाक्लेदसंयुतः ।

ભારે ઘરેણાના વજન વગેરેને લીધે કોપેલા પિત્ત અને લોહીથી બદામી રંગનો, પીડા અને બળતરાવાળો, પાકે એવો, ગૂમડા, ફોલ્લી, રતાશ, ઊષા અને ક્લેદવાળો સોજો આવે તે ઉત્પાત રોગ છે

ઉન્મંથ (અથવા ગલ્લિર)

पाल्यां शोफोऽनिलकफात्सर्वतो निर्व्यथः स्थिरः ॥२२॥
स्तब्धः सवर्णः कण्डूमानुन्मन्थो गल्लिरश्च सः ।

વાયુ અને કફના પ્રકોપથી બધી બાજુએ પીડા વિનાનો, સ્થિર, સ્તબ્ધ, સવર્ણ અને ચળવાળો (ચળ આવે એવો) સોજો કાનની બૂટ ઉપર આવે તે ઉન્મંથ રોગ છે, એ જ ગલ્લિર રોગ છે

દુઃખવર્ધન

दुर्विद्धे वर्धिते कर्णे सकण्डूदाहपाकरुक् ॥ २३॥
श्वयथुः सन्निपातोत्थः स नाम्ना दुःखवर्धनः ।

કાન ખરાબ રીતે વીંધાયો હોય ત્યારે એને વધારવામાં આવે તો ત્રણે દોષના કોપવાથી ચળ, બળતરા, પાક અને પીડાવાળો સોજો આવે તેનું નામ દુઃખવર્ધન છે

લેહી (લેહ્ય)

कफासृक्कृमिजाः सूक्ष्माः सकण्डूक्लेदवेदनाः
लेह्याख्याः पिटिकास्ता हि
लिह्युः पालीमुपेक्षिताः ।

કફ, લોહી અને કૃમિને લીધે થતી ઝીણી, ખણજ, ક્લેદ અને પીડાવાળી ફોલ્લીઓ થાય છે, તેમનું નામ લેહી છે, કારણ કે જો એમના યોગ્ય ઉપાય વખતસર ન થાય તો એ કાનની બૂટને ચાટી જાય છે (ખાઈ જાય છે)

पिप्पली सर्वजं शूलं विदारी कुचिकर्णकः ॥२५
एषामसाध्याः, याप्यैका
तन्त्रिकाऽन्यांस्तु साधयेत् ।
पञ्चविंशतिरित्युक्ताः कर्णरोगा विभागतः ॥२६

આમાં (ઉપર ગણાવેલા બધા કાનના રોગોમાં) પિપ્પલી, બધા દોષથી થતા કાનના સણકા, વિદારિકા અને કુચિકર્ણક અસાધ્ય છે એકલી તંત્રિકા યાપ્ય છે, પણ બીજા રોગોને મટાડવાના ઉપાય કરવા. આમ કાનના પચીસ રોગ વિભાગવાર કહ્યા છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने कर्णरोगविज्ञानीयो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

# અધ્યાય ૧૮ મો : કાનના રોગોના ઉપાય

अथातः कर्णरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે કાનના રોગો મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

વાયુના કર્ણશૂળના ઉપાય

कर्णशूले पवनजे पिबेद्रात्रौ रसाशितः ।
वातघ्नसाधितं सर्पिः, कर्णं स्विन्नं च पूरयेत् ॥
पत्राणां पृथगश्वत्थबिल्वार्कैरण्डजन्मनाम् ।
तैलसिन्धूत्थदिग्धानां स्विन्नानां पुटपाकतः ॥२
रसैः कवोष्णैस्तद्वच्च मूलकस्यारलोरपि ।

વાયુથી થયેલા કર્ણશૂળમાં દરદીએ માંસરસ ખાવો અને વાયુને મટાડે એવાં (તેલિયો દેવદાર વગેરે) ઔષધોથી સિદ્ધ કરેલું ઘી રાત્રે પીવું વળી કાને શેક કરીને પીપળો, બીલી, આકડો અને એરંડો એ ચારમાંના દરેકના પાંદડાને અલગ અલગ તેલ અને સૈંધવ ચોપડી ને એ દરેક જાતના પાંદડાને પુટપાક વિધિથી અલગ અલગ બાફીને એનો જુદો જુદો રસ કાઢવો એ સહેકા રસો વડે કાન (ટીપેટીપે) ભરવો, અથવા તે જ પ્રમાણે (ઉપર કહેલી રીતે તૈયાર કરેલા) મૂળાના અને અરડૂસીના પાંદડાના અલગ અલગ સહેકા રસથી (ટીપેટીપે) કાન ભરવો (આ પાંચ રસમાંથી ગમે તે એક રસના ટીપાં પાડીને કાન ભરી દેવો કાનમાં દવા સામટી રેડવી નહિ, કારણ કે એમ કરવાથી વાયુ બહાર નીકળી શકતો નથી અને દવાને અંદર ઊતરવા દેતો નથી, માટે કાનમાં દવા ટીપેટીપે રેડવી )

गणे वातहरेऽम्लेषु मूत्रेषु च विपाचितः ॥ ३॥
महास्नेहो द्रुतं हन्ति सुतीव्रामपि वेदनाम् ।

વાયુને મટાડે એવાં ઔષધોના ગણમાં, અમ્લ ગણના ઔષધોમાં અને (ગાયનું મૂતર વગેરે) મૂત્રોમાં પકાવેલો મહાસ્નેહ કાનમાં ટીપેટીપે રેડવાથી તીવ્ર પીડા પણ તરત મટી જાય છે

महतः पञ्चमूलस्य काष्ठात्क्षौमेण वेष्टितात् ॥४॥
तैलसिक्तात्प्रदीप्ताग्रात् स्नेहः सद्यो रुजापहः ।

મોટા પાંચ મૂળનાં (અઢ આંગળ લાંબાં) લાકડાં ઉપર રેશમી વસ્ત્ર વીંટીને, એના ઉપર તેલ સીંચીને પછી એનો છેડો સળગાવ્યા પછી એ છેડેથી જે સ્નેહ ટપકે છે, તે સ્નેહનાં ટીપાં વડે કાન ભરી દેવાથી પીડા તરત મટી જાય છે

**योज्यश्चैवं भद्रकाष्ठात्कुष्ठात्काष्ठाच्च सारलात् ॥९**

એ જ રીતે (શ્લેક ૪, ૪।। વાળી રીતે) તેલિયા દેવદારમાંથી, ઉપલેટમાંથી અને સરલ દેવદારના લાકડા માંથી નીકળેલા સ્નેહના ટીપાથી કાન ભરી દેવા

વાયુના કર્ણશૂળમાં પથ્ય

**वातव्याधिप्रतिश्यायविहितं हितमत्र च ।**

વાયુના રોગો માટે અને પ્રતિશ્યાય માટે જે પથ્ય કહ્યુ છે, તે આ રોગમા પણ પથ્ય છે

વાયુના કર્ણશૂળમા અપથ્ય

**वर्जयेच्छिरसा स्नानं शीताम्भो पानमह्न्यपि ॥**

માથે નાહવુ નહિ અને દિવસે પણ ઠંડુ પાણી પીવુ નહિ (રાતે ઠંડુ પાણી પીવાની તો આ બધાને માટે મના છે)

પિત્તથી થતા કર્ણશૂળના ઉપાય

**पित्तशूले सितायुक्तघृतस्निग्धं विरेचयेत् ।**
**द्राक्षायष्टीशृतं स्तन्यं शस्यते कर्णपूरणम् ॥७॥**

પિત્તથી થતા કર્ણશૂળમા સાકર નાખેલુ ઘી પાઈને દરદીનુ સ્નેહન કરીને (પિત્ત મટાડે એવા વિરેચન દ્રવ્યોથી) રેચ આપવા દ્રાક્ષ અને જેઠીમધ વડે પકવેલુ સ્ત્રીનુ ધાવણ કાનમા ટીપેટીપે રેડીને કાન ભરી દેવો

**यष्ट्यनन्ताहिमोशीरकाकोलीरोध्रजीवकैः ।**
**मृणालबिसमञ्जिष्ठासारिवाभिश्च साधयेत् ॥८॥**
**यष्टीमधुरसप्रस्थक्षीरद्विप्रस्थसंयुतम् ।**
**तैलस्य कुडवं नस्यपूरणाभ्यञ्जनैरिदम् ॥ ९ ॥**
**निहन्ति शूलदाहोषा केवलं क्षौद्रमेव वा ।**

જેઠીમધ, ધમાસો, પદ્મકાષ્ઠ વીરણવાળો, કાકોલી, લોધર, જીવક, કમળના ફુમળા મૂળ, કમળની ફુમળી દાંડી, મજીઠ અને આરિવા એટલાં ઔષધોનો કલ્ક નાખીને એક પ્રસ્થ જેઠીમધનો કવાથ અને બે પ્રસ્થ ગાયના દૂધમા એક કુડવ તેલ પકવવુ એ તેલ વડે નસ્ય આપવાથી, એ તેલ વડે કાન ટીપેટીપે ભરવાથી અને એ તેલ ચોળવાથી શૂળ (સણકા), બળતરા અને ઊષા મટે છે

**यष्ट्यादिभिश्च सघृतं कर्णौ दिह्यात्समन्ततः ॥**

જેઠીમધ વગેરે (શ્લોક ૭।।,૮ વાળા જેઠીમધથી સારિવા સુધીના ઔષધો)મા ઘી ભેળવીને તેના વડે કાનની આજુબાજુ લેપ કરવો

કફથી થતા કર્ણશૂળના ઉપાય

**वामयेत् पिप्पलीसिद्धसर्पिः स्निग्धं कफोद्भवे ।**
**धूमनावनगण्डूषस्वेदान् कुर्यात्कफापहान् ॥११॥**

કફથી થતા કર્ણશૂળમા પીપર વડે સિદ્ધ કરેલું ઘી પાઈને દરદીનું સ્નેહન કરીને પછી ઊલટી કરાવવી કફ મટાડે એવા ધૂમપાન, નસ્ય, ગંડૂષ અને શેકની ક્રિયાઓ કરવી

**लशुनार्द्रकशिग्रूणां मुरुङ्ग्या मूलकस्य च ।**
**कदल्याः स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥१२**

લસણનો, આદાનો, સરગવાનો, મોરવેલનો અને કેળનો સ્વરસ સહેજ ગરમ કરીને એના ટીપાથી કાનને ભરવો એ ઉત્તમ ઔષધ છે

**अर्काङ्कुरानम्लपिष्टांस्तैलाक्तांल्लवणान्वितान् ।**
**सन्निधाय स्नुहीकाण्डे कोरिते तच्छदावृतान् ।**
**स्वेदयेत्पुटपाकेन स रसः शूलजित्परम् ।**

આકડાના પાંદડાં કાંજી સાથે લસોટીને, એને તેલ ચોપડીને એમા સંધવ નાખીને, એને થોરના પા ડામા લપેટેલ થોરના કાંડભાગને કોરીને, એની બખોલમા મૂકીને પુટપાકવિધિથી પકવવુ (પછી એનો રસ કાઢવો) એ રસ કાનના સણકા મટાડવાનુ ઉત્તમ ઔષધ છે

**रसेन बीजपूरस्य कपित्थस्य च पूरयेत् ॥१४**
**शुक्तेन पूरयित्वा वा फेनेनान्ववचूर्णयेत् ।**

બિજોરાના રસ, કાંઠાનો રસ કે સરકાથી કાન (ટીપે ટીપે) ભરવા પછી એમા સમુદ્રફીણ ભભરાવવુ

**अजाविमूत्रवंशत्वक्सिद्धं तैलं च पूरणम् ॥१५॥**
**सिद्धं वा सार्षपं तैलं हिङ्गुतुम्बुरुनागरैः ।**

બકરીના અને ઘેટીના મૂત્રમા વાંસની છાલનો કલ્ક નાખીને સિદ્ધ કરેલુ તેલ આપવા હિંગ, તુંબરુ અને સૂંઠ વડે સિદ્ધ કરેલુ સરસિયુ કાનમા (ટીપે ટીપે) ભરવુ

લોહીથી થતા કર્ણશૂળના ઉપાય

**रक्तजे पित्तवत्कार्यं सिरां चाशु विमोक्षयेत् ॥**

લોહીના પ્રકોપથી થતા કર્ણશૂળમા પિત્તથી થતા કર્ણશૂળમા કરવાની ક્રિયા કરવી તથા તરત ફસ્ત ખોલવી

**पक्वे पूयवहे कर्णे धूमगण्डूषनावनम् ।**
**युञ्ज्यान्नाडीविधानं च दुष्टव्रणहरं च यत् ॥१७**

કાન પાકે અને એમાથી પરુ નીકળે તો ધૂમપાન, ગંડૂષ અને નસ્ય આપવા, નાડીવ્રણમા કરવાની ક્રિયા અને દુષ્ટ વ્રણ મટાડવાના ઉપચાર કરવા

**स्रोतः प्रमृज्य दिग्धं तु**
**द्वौ काली पिचुवर्तिभिः ।**
**पुरेण धूपयित्वा तु माक्षिकेण प्रपूरयेत् ॥१८॥**
**सुरसादिगणक्वाथफाणिताक्तां च योजयेत् ।**
**पिचुवर्तिं सुसूक्ष्मैश्च तच्चूर्णैरवचूर्णयेत् ॥ १९ ॥**

પરુથી ખરડાયેલા કાનના માર્ગને રૂની કે સુતરાઉ કપડાની વાટોથી બે વાર (સવાર—સાંજ) સાફ કરીને પછી કાનના માર્ગ( છિદ્ર )ને ગૂગળનો ધૂપ દઈને એમાં ટીપેટીપે મધ ભરવું પછી સુરસાદિ ગણનો ક્વાથ અને ફાણિત (કાકબ ગોળ) ચોપડેલી સુતરાઉ કપડાની વાટ કાનમાં મૂકવી અને સુરસાદિ ગણના ઔષધોનું અત્યંત બારીક ચૂર્ણ કાનમાં ભભરાવવું

शूलक्लेदगुरुत्वानां विधिरेष निवर्तकः ।

કાનમાં સણકા, પરુ (કે રસી) અને ભારપણું મટાડવાનો આ વિધિ છે

प्रियङ्गुमधुकाम्बष्ठाधातक्युत्पलपर्णिभिः ॥२०॥
मञ्जिष्ठालोध्रलाक्षाभिः कपित्थस्य रसेन च ।
पचेत्तैलं तदास्रावं निगृह्णात्याशु पूरणात् ॥२१॥

કાગ, જેઠીમધ, કાળીપાટ, ધાવડી, કાળું કમળ પૃશ્નિપર્ણી, મજીઠ, લોધર અને લાખ એટલી વસ્તુઓના કલ્કથી અને કોઠાના રસથી પકાવેલું તેલ કાનમાં ટીપે ટીપે ભરવાથી તરત રસી નીકળતી અટકે છે

કર્ણનાદના અને બહેરાશના ઉપાય

नादबाधिर्ययोः कुर्याद् वातशूलोक्तमौषधम् ।
श्लेष्मानुबन्धे श्लेष्माणं प्राग्जयेद्वमनादिभिः ॥

કર્ણનાદ અને બહેરાશમાં વાયુથી થતા શૂળ માટે કહેલા ઉપાય કરવા જો કફ અનુબંધી હોય તો પહેલાં (વાયુથી થતા શૂળ માટેના ઉપાય કરતા પહેલા) વમન વગેરેથી કફ મટાડવો

एरण्डशिग्रुवरणमूलकात्पत्रजे रसे ।
चतुर्गुणे पचेत्तैलं क्षीरे चाष्टगुणोन्मिते ॥२३॥
यष्ट्याह्वक्षीरकाकोलीकल्कयुक्तं निहन्ति तत् ।
नादबाधिर्यशूलानि नावनाभ्यङ्गपूरणैः ॥२४॥

એરંડો, સરગવો, વાયવરણો અને મૂળા એ ચારના પાંદડાના ચારગણા સ્વરસમાં અને તેનાથી આઠગણા ગાયના દૂધમાં જેઠીમધ અને ક્ષીરકાકોલી એ બંનેનો કલ્ક નાખીને તેલ પકવવું એ તેલનું નસ્ય આપવાથી, કાને ચોળવાથી અને કાનમાં ટીપેટીપે ભરવાથી કર્ણનાદ, બહેરાશ અને કર્ણશૂળ મટી જાય છે

पक्वं प्रतिविषाहिङ्गुमिशित्वक्स्वर्जिकोषणैः ।
सशुक्तैः पूरणात्तैलं रुक्स्रावाश्रुतिनादनुत् ॥२५॥

અતિવિષની કળી, હિંગ, સુવા, તજ, સાજીખાર અને મરીનો કલ્ક નાખીને સરકામાં પકવેલું તેલ કાનમાં ટીપેટીપે ભરવાથી પીડા, રસ નીકળવી, બહેરાશ અને કર્ણનાદ મટે છે



कर्णनादे हितं तैलं सर्षपोत्थं च पूरणे ।

કર્ણનાદરોગમાં કાનમાં ટીપેટીપે સરસિયું ભરવું એ ફાયદો કરે છે

ક્ષારતેલ

शुष्कमूलकखण्डानां क्षारो हिङ्गु महौषधम् ॥
शतपुष्पावचाकुष्ठदारुशिग्रुरसाञ्जनम् ।
सौवर्चलयवक्षारस्वर्जिकोद्भिदसैन्धवम् ॥२७॥
भूर्जग्रन्थिबिडं मुस्ता मधुशुक्तं चतुर्गुणम् ।
मातुलुङ्गरसस्तद्वत् कदलीस्वरसश्च तैः ॥२८॥
पक्वं तैलं जयत्याशु सुकृच्छ्रानपि पूरणात् ।
कण्डूं क्लेदं च बाधिर्यं पूतिकर्णत्वरुक्कृमीन् ॥२९॥
क्षारतैलमिदं श्रेष्ठं मुखदन्तामयेषु च ।

મૂળાની સુકવણીના કકડાના ક્ષાર, હિંગ, સૂંઠ, સુવા વજ, ઉપલેટ, દેવદાર, સરગવો, રસવતી, સંચળ, જવખાર, સાજીખાર, ઉદ્ભિદ લવણ સિંધવ, ભોજપત્રની ગાંઠ, બિડલવણ મોથ, તેલ કરતા ચારગણો કાળી દ્રાક્ષના સરકો તે જ પ્રમાણે (=તેલથી ચારગણો) બિજોરાનો સ્વરસ અને કેળનો સ્વરસ એ બધાથી પકવેલું તેલ કાનમાં ટીપેટીપે ભરવાથી ગમે તેટલા દુઃસાધ્ય ચળ, રસી, બહેરાશ, કાનની દુર્ગંધ પીડા અને કાનના કીડાને મટાડે છે આ ક્ષારતેલ મોના અને દાંતના રોગોમાં પણ ઉત્તમ છે (તેલ પકવવાનો વિધિ કલ્પ સિદ્ધિસ્થાનમાં આપ્યો છે)

मध्ये सुप्ताविव स्यातां कर्णौ रक्तं हरेत्ततः ॥३०॥

જો કાનને સ્પર્શનું જ્ઞાન ન થતું હોય તો કાનનું લોહી કાઢવું (ફસ ખોલવી) (આ કર્ણસ્વાપ રોગ અનતજ કર્ણશૂળમાં સમાઈ જાય છે)

सशोफक्लेदयोर्मन्दश्रुतेर्वमनमाचरेत् ।

કાનમાં સોજો અને રસી હોય અને દરદીની સાંભળવાની શક્તિ મંદ થઈ ગઈ હોય તો વમન કરાવવું

बाधिर्यं वर्जयेद्बालवृद्धयोश्चिरजं च यत् ॥३१॥

બાળકની અને વૃદ્ધની બહેરાશ તથા જે લાંબા વખતની બહેરાશ હોય તેને (અસાધ્ય જાણીને) છોડી દેવી.

પ્રતિનાહના ઉપાય

प्रतीनाहे परिक्लेद्य स्नेहस्वेदैर्विशोधयेत् ।
कर्णशोधनकेनानु कर्णं तैलस्य पूरयेत् ॥३२॥
सशुक्तसैन्धवमयोर्मातुलुङ्गरसस्य वा ।
शोधनाद्रुक्ततोपत्तौ घृतमण्डस्य पूरणम् ॥३३॥

પ્રતિનાહ રોગમા સ્નેહન અને સ્વેદન કરીને (સુકાયલા કફને) પલાળીને કર્ણશોધન યંત્રથી (સૂ ૨૫/૩૫ થી) કાન સાફ કરવો (કાનમાથી મેલ કાઢવો) પછી કાનમા તેલ ટીપેટીપે ભરવુ અથવા સરકો, સીંધવ અને મધ એ ત્રણ ભેળવીને બિજોરાનો રસ કાનમા ટીપે ટીપે ભરવો કાન સાફ કરવાને લીધે જો કાન લૂખો પડી જાય તો (કાનમા ક્ષત થાય કે સણકા મારે તો શિવદાસ સેન) ઘીનો મડ કાનમા ટીપેટીપે ભરવો

કાનમાં મેલ હોય તેના ઉપાય

**क्रमोऽयं मलपूर्णेऽपि कर्णे**

કાન મેલથી ભરાઈ જાય તોપણ આ (પ્રતિનાહ માટે કહેલી) ક્રિયા કરવી

કર્ણકણ્ડૂ અને કર્ણશોફના ઉપાય

**कण्ड्वां कफापहम् ।**
**नस्यादि, तद्वच्छोफेऽपि कटूष्णैश्चात्र लेपनम् ॥**

કાનમા ચળ (ખણજ) આવે તો કફ મટાડે એવું નસ્ય વગેરે (નસ્ય, ધૂમપાન, આહાર, પીણાં વગેરે) આપવું, કાનમા સોજો આવે તો એ જ ક્રિયા (કર્ણકણ્ડૂ જેવી ક્રિયા) કરવી તથા તીખા અને ગરમ દ્રવ્યો વડે (કાનની આજુબાજુ) લેપ કરવો

પૂતિકર્ણ અને કૃમિકર્ણના ઉપાય

**कर्णस्रावोदितं कुर्यात्पूतिकृमिककर्णयोः**
**पूरणं कटुतैलेन विशेषात् कृमिकर्णके ॥३५॥**

પૂતિકર્ણ અને કૃમિકર્ણ રોગોમા કાનમાથી રસી નીકળતી મટાડવા માટે જે કહ્યુ છે (શ્લોક ૨૦, ૨૦।, ૨૧) તે કરવુ, પણ કૃમિકર્ણરોગમા વધારામા કાનમા કડવું તેલ ટીપેટીપે ભરવુ

કર્ણવિદ્રધિ

**वमिपूर्वा हिता कर्णविद्रधौ विद्रधिक्रिया ।**

કાનના વિદ્રધિમા પહેલા વમન કરાવીને પછી વિદ્રધિ જેવી ક્રિયા (ચિ ૨ા ૧૩) ફાયદો કરે છે

કર્ણનુ ક્ષતવિદ્રધિ

**पित्तोत्थकर्णशूलोक्तं कर्तव्यं क्षतविद्रधौ ॥३६॥**

કાનના ક્ષતવિદ્રધિમા (શ્લોક ૧૪, ૧૪।) પિત્તથી થતા કર્ણશૂળ માટે કહેલું કરવુ

કર્ણાર્શ, કર્ણાર્બુદ

**अर्शोर्बुदेषु नासावद्**

કાનના મસાના અને કાનના અર્બુદના ઉપાય નાકના મસા અને નાકના અર્બુદ જેમ કરવા

કર્ણવિદારિકા

**आमा कर्णविदारिका ।**
**कर्णविद्रधिवत्साध्या यथादोषोदयेन च ॥३७॥**

કર્ણવિદારિકા કાચી હોય તેને વિદ્રધિની માફક અને કયો દોષ કોપેલો છે તેના હિસાબે મટાડવાના ઉપાય કરવા

પાલીશોષ

**पालीशोषेऽनिलश्रोत्रशूलवन्नस्यलेपनम् ।**
**स्वेदं च कुर्यात् स्विन्नां च पालीमुद्वर्तयेत्तिलैः ॥**
**प्रियालबीजयष्ट्याह्वहयगन्धयवान्वितैः ।**

પાલીશોષ રોગમા વાયુથી થતા કર્ણશૂલના જેવા નસ્ય, લેપ અને શેક કરવા કાનની બૂટને બરાબર શેક થઈ જાય ત્યારે એના ઉપર તલ, ચારોળી, જેઠીમધ, આસોદ અને જવ એટલી વસ્તુઓનુ ચૂર્ણ કે કલ્ક કરીને એનુ ઉદ્વર્તન કરવુ

**ततः पुष्टिकरैः स्नेहैरभ्यङ्गं नित्यमाचरेत् ॥३९॥**

પછી પુષ્ટિ કરે એવા સ્નેહોથી (શ્લોક ૩૯।। થી ૪૧) કાનની બૂટ ઉપર રોજ અભ્યગ કરવો

કાનની બૂટને જાડી કરે એવા સ્નેહ

**शतावरीवाजिगन्धापयस्यैरण्डजीवकैः ।**
**तैलं विपक्वं सक्षीरं पालीनां पुष्टिकृत्परम् ॥४०॥**

શતાવરી, આસોદ, કાકોલી, એરંડો અને જીવક એટલી વસ્તુઓનો કલ્ક નાખીને ગાયના દૂધમા પકવેલું તેલ કાનની બૂટને જાડી કરે છે

**कल्केन जीवनीयेन तैलं पयसि पाचितम् ।**
**आनूपमांसक्वाथे च पालीपोषणवर्धनम् ॥४१॥**

જીવનીય ગણના ઔષધોનો કલ્ક નાખીને દૂધમા અને અનૂપ દશના પ્રાણીઓના માસના ક્વાથમાં પક વેલુ તેલ કાનની બૂટને પોષણ આપે છે અને વધારે છે

**पालीं छित्वाऽतिसंक्षीणां**
**शेषां सन्धाय पोषयेत् ।**

કાનની બૂટના બહુ જ સુકાઈ ગયેલા ભાગને કાપી નાખીને બાકીના ભાગને સાંધીને પછી એને જાડો કરવો

તંત્રિકા

**याप्यैव तन्त्रिकाप्याऽपि**

એ જ રીતે (પાલીશોષ માટેની ક્રિયા કરીને) તંત્રિકા રોગમા પણ દબાણ કરાવવા (શમન કરવી)

પરિપોટ

परिपोटेऽप्ययं विधिः ।४२॥

પરિપોટરોગમાં પણ એ જ (પાલીશોપવાળો) વિધિ છે

ઉત્પાત

उत्पाते शीतलैर्लेपो जलौकोहृतशोणिते ।

ઉત્પાતરોગમાં જળો પાસે લોહી ચુસાવીને પછી ઠંડા દ્રવ્યો વડે લેપ કરવો

जम्ब्वाम्रपल्लवबलायष्टीरोध्रतिलोत्पलैः ॥४३॥
सधान्याम्लैः समञ्जिष्ठैः सकदम्बैः ससारिवैः ।
सिद्धमभ्यञ्जने तैलं विसर्पोक्तघृतानि च ॥४४॥

જાંબુના પાંદડા, આંબાના પાંદડા, બલદાણા, જેઠીમધ, લોધર, તલ, કાળું કમળ, મજીઠ, કદંબ અને સારિવા–એટલી વસ્તુઓનો કલ્ક નાખીને ધાન્યામ્લમાં સિદ્ધ કરેલા તેલ વડે અને વિસર્પ(રતવા)ના અધ્યાયમાં કહેલાં ઘી વડે અભ્યંગ કરવો

ઉન્મંથ

उन्मन्थेऽभ्यञ्जनं तैलं गोधाकर्कवसान्वितम् ।
तालपत्र्यश्वगन्धार्कशाकुचीफलसैन्धवैः ॥४५॥
सुरसालाङ्गलीभ्यां च सिद्धं, तीक्ष्णं च नावनम् ।

ઉન્મંથ રોગમાં સાંઢો અને કરચલો એ બેની વસા નાખેલું, કાળી મૂસળી, આસંધ, આકડો, બાવચી, મીંઢળ, સેંધવ, તુળસી અને જળપીપળી એટલી વસ્તુઓ વડે પકવેલા તેલનો અભ્યંગ કરવો અને તીક્ષ્ણ નસ્ય આપવું

કાન બરાબર ન વીંધાયો હોય તો શું કરવું

दुर्विद्धेऽश्मन्तजम्ब्वाम्रपत्रक्वाथेन सेचिताम् ॥
तैलेन पालीं स्वभ्यक्तां सुश्लक्ष्णैरवचूर्णयेत् ।
चूर्णैर्मधुकमञ्जिष्ठाप्रपुण्ड्राह्वनिशोद्भवैः ॥४७॥
लाक्षाविडङ्गसिद्धं च तैलमभ्यञ्जने हितम् ।

કાન બરાબર ન વીંધાયો હોય તો ચપો, કાંચનાર, જાંબુનાં પાંદડાં અને આંબાના પાંદડાં–એ ત્રણનો ક્વાથ કાનની બૂટ ઉપર રેડીને, કાનની બૂટ પર બરાબર તેલ ચોપડીને, પછી જેઠીમધ, મજીઠ, પુંડરીક અને દારૂહળદર–એ ચાર વસ્તુઓનું બહુ જ ઝીણું ચૂર્ણ ભભરાવવું (કે દબાવવું) અને લાખ તથા વાવડિંગથી સિદ્ધ કરેલું તેલ અભ્યંગ તરીકે ફાયદો કરે છે

પરિલેહિકા (લેહી, લેહ)

स्विन्नां गोमयजैः पिण्डैर्बहुशः परिलेहिकाम् ॥
विडङ्गसारैरालिम्पेद्गवाम्मूत्रेण कल्कितैः ।
कौटजेङ्गुदकारञ्जबीजशम्याकवल्कलैः ॥४९॥
अथवाऽभ्यञ्जनं तैर्वा कटुतैलं विपाचयेत् ।
सनिम्बपत्रमरिचमदनैर्लेहिकापहे ॥५०॥

લેહીને (ઉ ૧૭/૨૪, ૨૫) ગાયના છાણના ગોળા વડે વારવાર શેકીને વાવડિંગના સારનો ઘેટીના મૂતરમાં કલ્ક કરીને એનો લેપ કરવો. અથવા કડાછાલ, ઈંગોરિયાની છાલ, કણજીનાં બી અને ગરમાળાની છાલનો ઘેટીના મૂતરમાં કલ્ક કરીને એનો લેપ કરવો. અથવા એ જ (વાવડિંગનો સાર વગેરે) દ્રવ્યોનો કલ્ક નાખીને તથા લીમડાના પાંદડા, મરી અને મીંઢળનો કલ્ક નાખીને સરસિયું પકવવું એ સરસિયું લેહિકાના રોગમાં ચોપડવું

કપાયેલો કાન સાંધવાની રીત

छिन्ने तु कर्णे शुद्धस्य बन्धमालोच्य यौगिकम् ।
शुद्धास्र लागयेच्छुष्के सयस्छिन्नं विशोधनम् ॥

પણ કાન કપાઈ ગયો હોય તો દરદીનું શોધન કરીને સૂ ૨૯/૫૯ થી ૬૧ માં ગણાવેલા પાટામાંથી કઈ જાતનો પાટો બાંધવો પડશે તેનો વિચાર કરીને પછી જ્યારે બગડેલું લોહી નીકળી રહ્યા પછી શુદ્ધ લોહી આવવા માંડે કે તરત કપાઈને છૂટો પડેલો કાનનો ભાગ ચોંટાડી દેવો કાન તાજો જ કપાઈ ગયો હોય તો એ કપાયેલો ભાગ પાછો ચોંટી જાય પછી દરદીનું શોધન કરવું

अथ ग्रथित्वा केशान्तं कृत्वा छेद्यमलेखनम् ।
निवेश्य सन्धिं सुषमं न निम्नं न समुन्नतम् ॥
अभ्यज्य मधुसर्पिर्भ्यां पिचुप्लोतावगुण्ठितम् ।
सूत्रेणागाढशिथिलं बद्ध्वा चूर्णैरवाकिरेत् ।५३॥
शोणितस्थापनैर्व्रण्यमाचारं चादिशेत्ततः ।
सप्ताहादाममैलाक्तं शनैरपनयेत् पिचुम् ।५४॥

ઉંચારનું સ્મરણ કરીને (અગ્ર) વાળના છેડાને ગૂંથી લઈને (વાળના છેડા છૂટા રહે તો ઘામાં ચોંટી જાય તેથી વાળ છૂટા ન રહે એ રીતે વાળ બાંધીને) બૂટને (કે કાનને) કાપીને અને પછી ઊખેડીને (ઘસીને), કાપેલા ભાગનો સાંધો ઊંચો કે નીચો ન રહે એ રીતે બને ભાગ બરાબર જોડીને, તેના ઉપર મધ અને ઘી ચોપડીને, રૂ અને પોતા વડે ઢાંકી દઈને, ઢીલું પણ નહિ અને તાણીને પણ નહિ એવી રીતે દોરા વડે બાંધીને એના ઉપર (જેઠીમધ, નેત્ર વગેરે) લોહીનું (સ્થાપન કરે એવા લોહીને) રોકનારું ઔષધ કે એવાં દ્રવ્યોનું ચૂર્ણ ભભરાવવું પછી વ્રણ માટે જે આચાર વિચાર પાળવા કહ્યા છે તે બતાવીને તે પાળવાનું કહેવું.

સાત દિવસ પછી રૂના પૂમડાને તેલથી પલાળીને (તેલ ચોપડીને, પૂમડું ઉપાડતાં લોહી ન નીકળે એ રીતે) પૂમડું ધીમેધીમે કાઢી લેવું.

**सुरूढं जातरोमाणं श्लिष्टसन्धि समं स्थिरम्।**
**सुवर्ष्माणमरोगं च शनैः कर्णं विवर्धयेत् ॥५५॥**

પછી જ્યારે બૂટ કે (કે કાન) બરાબર રુઝાઈ જાય, ત્યાં રુવાંટી ઊગે, સાંધેલા ભાગ બરાબર જોડાઈ જાય, સમ (સપાટ) અને સ્થિર થાય, બરાબર ઘાટીલી બને અને રોગ ન રહે ત્યારે ધીમેધીમે બૂટને (કાનને) વધારવી.

કાન વધારવાને ચોળવાનું ઘી

**जलशूकः स्वयङ्गुप्ता रजन्यौ बृहतीफलम्।**
**अश्वगन्धाबलाहस्तिपिप्पलीगौरसर्षपाः ॥५६॥**
**मूलं कोशातकाश्वघ्नरूपिकासप्तपर्णजम्।**
**छुच्छुन्दरी कालमृता गृहं मधुकरीकृतम् ॥५७॥**
**जलूका जलजन्मा च तथा शबरकन्दकम्।**
**एभिः कल्कैः खरं पक्वं सतैलं माहिषं घृतम् ॥**
**हस्त्यश्वमूत्रेण परमभ्यञ्जात्कर्णवर्धनम्।**

લીલ, કૌચાં, હળદર, દારુહળદર, ભોરીંગણીનું ફળ, આસંદ, બળદાણા, ગજપીપર, ધોળા સરસવ, ઘિસોડીનું મૂળ, ધોળી કણેરનું મૂળ, આકડાનું મૂળ, સાતવીનનું મૂળ, કુદરતી મોતે મરેલી છછૂંદરી, ભમરીનું ઘર, ચામાચીડિયું, જળો અને લસણ—એટલી વસ્તુઓ-ના કલ્ક વડે હાથી અને ઘોડાના મૂતરમાં તેલ સાથે ઘીનો ખર પાક (ક. ૬/૧૯ કરવો.) એ કાન વધારવા માટે ઉત્તમ અભ્યંગ છે.

કપાઈ ગયેલું નાક બનાવવાનો વિધિ

**अथ कुर्याद्वयस्थस्य**
**छिन्नां शुद्धस्य नासिकाम् ॥५९॥**
**छिन्द्यान्नासासमं पत्रं तत्तुल्यं च कपोलतः।**
**त्वङ्मांसं नासिकासन्ने रक्षंस्तत्तनुतां नयेत् ॥६०**
**सीव्येद् गण्डं ततः सूच्या सेविन्या पिचुयुक्तया**
**नासाच्छेदेऽथ लिखिते परिवर्त्योपरि त्वचम् ॥**
**कपोलवध्रं सन्दध्यात्सीव्येन्नासां च यत्नतः।**
**नाडीभ्यामुत्क्षिपेदन्तः**
**सुखोच्छ्वासप्रवृत्तये ॥६२॥**
**आमतैलेन सिक्त्वाऽनु पत्तङ्गमधुकाञ्जनैः।**
**शोणितस्थापनैश्चान्यैः**
**सुश्लक्ष्णैरवचूर्णयेत् ॥६३॥**

**ततो मधुघृताभ्यक्तं बध्वाऽऽचारिकमादिशेत्।**
**ज्ञात्वाऽवस्थान्तरं कुर्यात् सद्योव्रणविधिं ततः ॥**
**छिन्द्याद्रूढेऽधिकं मांसं**
**नासोपान्ताच्च चर्म तत्।**
**सीव्येत्ततश्च सुश्लक्ष्णं हीनं संवर्धयेत्पुनः ॥६५॥**

પ્રભુનું સ્મરણ કરીને કપાઈ છૂટું પડી ગયેલું જુવાન માણસનું નાક (જો નાક તાજું જ ન કપાયું હોય તો) દરદીનું શોધન કરીને નીચેના વિધિથી બનાવવું. એક પાંદડામાંથી કપાયલા નાકના માપ અને ઘાટ જેટલો ભાગ કાતરી કાઢવો. પછી પાંદડાના એ કાતરેલા ભાગ જેટલો ગાલનો ભાગ એવી રીતે કાપવો કે નાક અને ગાલના સાંધા આગળની ચામડી અને માંસ કપાઈને છૂટાં ન પડે (ગાલનો કાપેલો ભાગ બીજી બાજુએથી કપાય પણ નાકની બાજુએથી નાક-ને અડોઅડ જોડાયેલો રહે). પછી એ ચામડી અને માંસને પાતળાં બનાવવાં. પછી દોરાવાળી સીવવાની સોયથી ગાલ સીવી લેવો. હવે નાક જ્યાંથી કપાઈને છૂટું પડયું હોય તે ભાગને (સુકાયેલો હોય તેને સાંધવા લાયક લીલો કરવો) ખોતરીને ચામડીને ઊંચી ઉથ-લાવીને ગાલની ચામડી સાથે જોડી દેવી. નાક અને ગાલના જોડાણ આગળ આંટો મારીને ગાલની ચામડી ઉથલાવી નાકની બીજી બાજુએ જોડવા લઈ જવી કે જેથી ચામડીનો ઉપલો ભાગ ઉપર રહે.) પછી નાકને કાળજીથી સીવી લેવું. શ્વાસોચ્છ્વાસનું કામ સરળતાથી થઈ શકે તેટલા માટે નાકમાં બે નળી ખોસીને નાક ઊપડેલું રાખવું. પછી કાચા તેલની ધાર કરીને રતાંજળી, જેઠીમધ, રસવંતી તથા બીજાં લોહી બંધ કરે એવાં દ્રવ્યોનું બહુ જ બારીક (સુંવાળું) ચૂર્ણ દબાવવું. પછી મધ અને ઘી ચોપડીને પાટો બાંધીને વ્રણ માટેના પથ્ય આહારવિહાર (સૂ. ૨૯/૩૩॥ થી-૪૨॥) પાળવાનું કહેવું. પછી સ્થિતિ બદલાઈ છે એમ જાણીને સદ્યોવ્રણનો વિધિ કરવો (સદ્યોવ્રણ પ્રમાણે ઉપાય કરવા) રુઝાય પછી વધારાનું માંસ અને નાક પાસેથી (નાક અને ગાલ વચ્ચેની) પેલી વધારાની ચામડી કાપી કાઢવી. પછી એને બરાબર સુંવાળું બનાવીને સીવી લેવું. જો નાકમાં માંસ ઓછું રહે (અને તેથી નાકના તે ભાગમાં ખાડો પડે) તો કાન વધારવાનો જે ઉપાય કહ્યો છે તે કરીને નાક ફરીથી વધારવું.

નાક તાજું જ કપાયું હોય તેને સાંધવાનો વિધિ

**निवेशिते यथान्यासं सद्यश्छिन्नेऽप्ययं विधिः।**

નાક જો તરત જ કપાયેલું હોય તો તેમાં પણ

પહેલા નાકનો છૂટો પડેલો ભાગ યોગ્ય જગ્યાએ બરાબર ગોઠવી દઈને પછી ૨૧ વિધિ (શ્લોક ૫૯ થી ૬૫ વાળા વિધિમાંથી જરૂર પૂરતો વિધિ) કરવો

હોઠ કપાઈ ગયો હોય તેનો વિધિ

**नाडीयोगाद्विनौष्ठस्य नासासन्धानवद्विधिः ॥६६॥**

કપાયેલું નાક સાંધવાનો જે વિધિ ઉપર કહ્યો છે, તેમાંથી નાકમાં નળી મૂકવા સિવાયનો બાકીનો બધો વિધિ કપાયેલો હોઠ સાંધવા માટે કરવો

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने कर्णरोगप्रतिषेधो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો : નાકના રોગોનું જ્ઞાન

**अथातो नासारोगविज्ञानीयं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

હવે અમે નાકના રોગ વિષે જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

પ્રતિશ્યાય(=સળેખમ)ના કારણ, સંપ્રાપ્તિ

**अवश्यायानिलरजोभाष्यातिस्वप्नजागरैः ।**
**नीचात्युच्चोपधानेन पीतेनान्येन वारिणा ॥ १ ॥**
**अत्यम्बुपानरमणच्छर्दिबाष्पग्रहादिभिः ।**
**क्रुद्धा वातोल्बणा दोषा नासायां स्त्यानतां गताः ॥ २ ॥**
**जनयन्ति प्रतिश्यायं वर्धमानं क्षयप्रदम् ।**

ઝાકળ, પવન, ધૂળ, (બહુ) બોલવું, બહુ ઊંઘવું, બહુ જાગવું, બહુ નીચું કે બહુ ઊંચું ઓશીકું રાખવું, બીજું (=જે પાણી માફક આવી ગયું હોય તેનાથી જુદી જાતનું) પાણી પીવું, બહુ પાણી પીવું, બહુ મૈથુન કરવું ઊલટીનો અને આંસુનો વેગ રોકવો—વગેરે કારણોથી વાયુ જેમાં અધિક છે એવા દોષો કોપીને નાકમાં ઘટ્ટ બની, જઈને પ્રતિશ્યાય (સળેખમ) કરે છે સળેખમના જો વખતસર યોગ્ય ઉપાય ન થાય તો ક્ષયરોગ થાય છે

વાયુના સળેખમનાં લક્ષણ

**तत्र वातात्प्रतिश्याये मुखशोषो भृशं क्षवः ॥३॥**
**घ्राणोपरोधनिस्तोददन्तशङ्खशिरोव्यथाः ।**
**कीटिका इव सर्पन्तीरिव मन्यते परितो भ्रुवौ ॥४॥**
**स्वरसादश्चिरात्पाकः शिशिराच्छकफस्रुतिः ।**

તેમાં વાયુના પ્રકોપથી થતા સળેખમમાં મોં સુકાય છે, પુષ્કળ છીંકો આવે છે, નાક બંધાઈ જાય છે, નાકમાં તોદ થાય છે, દાંતમાં, લમણામાં અને માથામાં પીડા થાય છે, બંને ભમ્મરની ચારે બાજુ જાણે કીડીઓ ફરતી હોય એવો સળવળાટ થતો લાગે છે, અવાજ બેસી જાય છે, (કફ) લાંબો વખતે પાકે છે તથા ઠંડો અને પાતળો કફ નાકમાંથી નીકળે છે

પિત્તના સળેખમનાં લક્ષણ

**पित्तात्तृष्णाज्वरघ्राणपिटिकासम्भवभ्रमाः ॥५॥**
**नासाग्रपाको रूक्षोष्णताम्रपीतकफस्रुतिः ।**

પિત્તના પ્રકોપથી થતા સળેખમમાં તરસ લાગે છે, તાવ આવે છે, નાકમાં ફોલ્લીઓ થાય છે, ફેર આવે છે, નાકનું ટેરવું પાકે છે તથા નાકમાંથી લૂખો, ગરમ, તાંબાવર્ણો કે પીળો કફ નીકળે છે

કફના સળેખમનાં લક્ષણ

**कफात्कासोऽरुचिः श्वासो वमथुर्गात्रगौरवम् ॥६॥**
**माधुर्यं वदने कण्डूः स्निग्धशुक्लकफस्रुतिः ।**

કફના પ્રકોપથી થતા સળેખમમાં અરુચિ, હાંફ, ઊલટી (કે ઊબકા), શરીર ભારે થઈ જાય, મોં ગળ્યું ગળ્યું લાગે, ખજવાળ, નાકમાંથી સ્નિગ્ધ અને ધોળો કફ નીકળે—એવાં લક્ષણ થાય છે

ત્રિદોષના સળેખમનાં લક્ષણ

**सर्वजो लक्षणैः सर्वैरकस्माद्वृद्धिशान्तिमान् ॥७॥**

ત્રિદોષના સળેખમમાં ત્રણે દોષના સળેખમનાં બધાં લક્ષણો હોય છે તથા ત્રિદોષનું સળેખમ કંઈ પણ કારણ વિના કોઈક વાર વધે છે અને કોઈક વાર શમી જાય છે

રક્તજ સળેખમનાં લક્ષણ

**दुष्टं नासासिराः प्राप्य प्रतिश्यायं करोत्यसृक् ।**
**उरसः सुप्तता ताम्रनेत्रत्वं श्वासपूतिता ॥८॥**
**कण्डूः श्रोत्राक्षिनासासु पित्तोक्तं चात्र लक्षणम् ।**

બગડેલું લોહી નાકની શિરાઓમાં જઈને સળેખમ કરે છે એમાં છાતીને સ્પર્શનું જ્ઞાન થતું નથી, આંખો તાંબાવર્ણી થઈ જાય છે, શ્વાસ ગંધાય છે, કાન, આંખ, અને નાકમાં ખજવાળ આવે છે તથા પિત્તના સળેખમનાં લક્ષણો થાય છે

દુષ્પ્રતિશ્યાય(=મટાડવો કઠણ સળેખમ)નાં લક્ષણ

**सर्व एव प्रतिश्याया दुष्टतां यान्त्युपेक्षिताः ॥९॥**
**यथोक्तोपद्रवाधिक्यात्स सर्वेन्द्रियतापनः ।**

साम्निपादज्वरश्वासकासोरःपार्श्ववेदन ॥ १० ॥
कुप्यत्यकस्माद्बहुशो मुखदौर्गन्ध्यशोफकृत् ।
नासिकाक्लेदसंशोषशुद्धिरोधकरो मुहुः ॥११॥
पूयोपमासितारक्तग्रथितश्लेष्मसंस्रुति. ।
मूर्च्छन्ति चात्र कृमयो
दीर्घस्निग्धसिताणवः ॥ १२॥

બધી જાતના સળેખમના વખતસર યોગ્ય ઉપાય ન થવાથી એ સળેખમો બગડે છે (એને દુષ્ટ પ્રતિશ્યાય કહે છે) એમા બધી જાતના સળેખમોના ઉપદ્રવો (લક્ષણો) વધારે પ્રમાણમા થતા હોવાથી દુષ્ટ પ્રતિશ્યાય રોગ બધી ઇન્દ્રિયોને સતાપે છે એ રોગમા જઠરાગ્નિ બહુ મદ હોય છે તાવ, હાફ, ઉધરસ, છાતીમા અને પડખામા પીડા થાય છે, કઈ પણ કારણ વિના એ વારવાર કોપે છે, મો ગધાય છે, મો ઉપર સોજો આવે છે, કોઈક વાર નાકમાનુ લીંટ સુકાઈ જાય છે, કોઈ વાર બહાર નીકળી જાય છે અને કોઈ વાર નાકમા રોકાઈ રહે છે એવું વારવાર થાય છે, પરુ જેવો, કાળો, જરા રાતો, ગઠાયેલો કફ નીકળે છે તથા લાબા સ્નિગ્ધ, કાળા અને ઝીણા કીડા પડે છે

દરેક સળેખમ પાકી ગયુ હોવાના લક્ષણ

पक्वलिङ्गानि तेष्वङ्गलाघव क्षवथो. शम ।
श्लेष्मा सचिक्कण. पीतोऽज्ञानं च रसगन्धयो ॥

તેમાં (બધા સળેખમોમા) શરીર હલકુ (સ્ફૂર્તિવાળુ) લાગે, છીંક બધ થઈ જાય, કફ જરા ચીકણો અને પીળો હોય તથા જીભને સ્વાદનુ અને નાકને વાસનું જ્ઞાન ન થાય—એ પાકી ગએલા સળેખમના લક્ષણ છે

ભૃશક્ષવ(ઘણી જ છીંકો)ના કારણ, સપ્રાપ્તિ અને લક્ષણ

तीक्ष्णाघ्राणोपयोगार्करश्मिसूत्रतृणादिभिः ।
वातकोपिभिरन्यैर्वा नासिकातरुणास्थिनि ॥१४॥
विघट्टितेऽनिलः क्रुद्धो रुद्धः शृङ्गाटकं व्रजेत् ।
निवृत्त कुरुतेऽत्यर्थं क्षवथु स भृशक्षव. ॥१५॥

(રાઈ, તડાક છીંકણી વગેરે) તીક્ષ્ણ દ્રવ્યો સૂઘવાથી, એવા તીક્ષ્ણ દ્રવ્યોનો ઉપયોગ કરવાથી, સૂર્યના કિરણ સામું જોવાથી, દોરી, તણખલુ (સળી) વગેરે નાકમા ફેરવવાથી અથવા વાયુને કોપાવે એવા બીજા કારણોથી નાકનું કૂમળું હાડકુ ઘસાવાથી કોપેલો વાયુ શૃગાટક મર્મમા (જે જગાએ નાકમા ચાર રસ્તાઓ મળે છે તે જગાએ (શા ૪/૩૩થી ૩૭)) જાય છે અને ત્યાં રોકાવાથી ત્યાંથી પાછો ફરીને પુષ્કળ છીંકો આણે છે આ ભૃશક્ષવ રોગ છે

નાસિકાશોષ

शोषयन्नासिकास्रोत कफ च कुरुतेऽनिलः ।
शूकपूर्णाभनासात्व कृच्छ्रादुच्छ्वसनं तत ॥
स्मृतोऽसौ नासिकाशोषो

વાયુ નાકના માર્ગને અને કફને સૂકવી દે છે તેથી નાકમા જાણે કાટા પડયા હોય એવુ લાગે છે, તેથી ઉચ્છ્વાસ લેતા દુ:ખ થાય છે આ નાસિકાશોષ રોગ છે એવું આયુર્વેદ કહે છે

નાસાનાહ

नासानाहे तु जायते ।
नद्धत्वमिव नासाया श्लेष्मरुद्धेन वायुना ॥१७॥
निःश्वासोच्छ्वाससरोधात् स्रोतसी संवृते इव ।

નાસાનાહ (નાકનો આનાહ) રોગમાં નાકને જાણે (નગારાની માફક) મઢી લીધુ હોય એવુ થાય છે, અને કફથી રોકાયેલા વાયુને લીધે નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ રોકાતા હોવાથી નાકના નસકોરા જાણે બધ થઈ ગયા હોય એમ લાગે છે

ઘ્રાણપાક (નાસાપાક)

पचेन्नासापुटे पित्तं त्वङ्मास दाहशूलवत् ॥१८॥
स घ्राणपाक

પિત્ત નસકોરામા ચામડીને અને માસને પકવે અને સાથે દાહ અને શૂળ કરે તે ઘ્રાણપાક (નાક પાકવુ) રોગ છે

નાસાસ્રાવ (નાક દદડવુ—ગળવુ)

स्रावस्तु तत्संज्ञ श्लेष्मसम्भव ।
अच्छो जलोपमोऽजस्र विशेषान्निशि जायते ॥

નાસાસ્રાવ નામે રોગમાનો સ્રાવ (નાકમાંથી દદડતું પાણી) કફમાથી પેદા થાય છે એ પાતળો પાણી જેવો સ્રાવ સતત અને ખાસ કરીને રાતે નીકળે છે

અપીનસ

कफ प्रवृद्धो नासायां रुद्ध्वा स्रोतांस्यपीनसम् ।
कुर्यात्सघुर्घुरश्वासं पीनसाधिकवेदनम् ॥ २० ॥
अवेरिव स्रवत्यस्य प्रक्लिन्ना तेन नासिका ।
अजस्रं पिच्छिलं पीत पक्वं सिङ्घाणकं घनम् ॥

નાકમા કફ બહુ વધી જવાથી એ કફ નાકના સ્રોતોને પૂરી દઈને (રોકીને) અપીનસ રોગ કરે છે એમા શ્વાસ લેતા ઘરડઘરડ (ઘુરઘુર) અવાજ થાય છે,

એમા પીનસ (પ્રતિશ્યાય) કરતા વધારે પીડા થાય છે, એને લીધે (એ પીનસને લીધે), ઘેટાના નાકની માફક એનુ (દરદીનુ) નાક બહુ ભીનુ રહે છે અને એમાથી પિચ્છિલ, પીળુ અને પાકુ લીંટ સતત નીકળે છે

દીપ્ત

रक्तेन नासा दग्धेव बाह्यान्तः स्पर्शनासहा ।
भवेद्धूमोपमोच्छ्वासा सा दीप्तिर्दहतीव च ॥२२॥

લોહીના પ્રકોપથી નાક જાણે દાઝી ગયું હોય, તેમ બહારથી અને અંદરથી સ્પર્શ સહન કરી શકતું નથી, તથા ઉચ્છ્વાસ ધુમાડા જેવા (ધુમાડાની માફક લાહ બળે એવા) હોય છે અને નાક જાણે બળતુ હોય એવું લાગે છે

પૂતિનાસ

तालुमूले मलैर्दुष्टैर्मारुतो मुखनासिकात् ।
श्लेष्मा च पूतिर्निर्गच्छेत्
पूतिनासं वदन्ति तम् ॥२३॥

તાળવાના મૂળમા બગડેલા દોષોને લીધે મોંમાથી અને નાકમાંથી વાયુ અને કફ ગંધાતા નીકળે છે તેને પૂતિનાસ રોગ કહે છે

પૂયરક્ત

निचयादभिघाताद्वा पूयासृङ् नासिका स्रवेत् ।
तत्पूयरक्तमाख्यातं शिरोदाहरुजाकरम् ॥२४॥

ત્રણે દોષો કોપવાથી કે વાગવાપછડાવાથી નાકમાથી પરુ અને લોહી (પરુવાળું લોહી) નીકળે અને માથે માથામાં બળતરા અને પીડા થાય તે રાગ પૂયરક્ત રોગ તરીકે ઓળખાય છે

પુટક (પોપડી)

पित्तश्लेष्मावरुद्धोऽन्तर्नासायां शोषयेन्मरुत् ।
कफं स शुष्कः पुटतां प्राप्नोति पुटकं तु तत् ॥२५

પિત્ત અને કફથી રોકાયેલો વાયુ નાકની અંદર કફને સૂકવી નાખે અને એ સુકાયેલો કફ પુટરૂપ બની જાય (પડ બાઝી જાય છે) તેને પુટક રોગ કહે છે

નાકનો મસો, નાકનું અર્બુદ

अर्शोऽर्बुदानि विभजेद्दोषलिङ्गैर्यथायथम् ।

નાસાર્શ (નાકનો મસો) અને નાસાર્બુદ (નાકનું અર્બુદ) કયા દોષના પ્રકોપથી થયાં છે, તેના વિભાગ તે તે મસા અને અર્બુદમાં કયા દોષનાં લક્ષણો છે તે ઉપરથી પાડવા

सर्वेषु कृच्छ्रोच्छ्वसनं पीनसः प्रततं क्षुतिः ॥२६॥
सानुनासिकवादित्वं पूतिनासः शिरोव्यथा ।

બધા (ગમે તે દોષથી થયેલા) મસા અને અર્બુદમા ઉચ્છ્વાસ લેતા મુશ્કેલી પડે છે, સળેખમ હોય છે, સતત છીંકો આવે છે, ગૂંગણું બોલાય છે, નાકમાથી દુર્ગંધ મારે છે અને માથામા પીડા થાય છે

સાધ્યાસાધ્ય

अष्टादशानामित्येषां यापयेद्दुष्टपीनसम् ॥ २७ ॥

આ ૧૮ પીનસ રોગોમાંથી (નાકના રોગોમાથી) પીનસ (દુષ્ટ પ્રતિશ્યાય) યાપ્ય છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने नासारोगविज्ञानीयो
नामैकोनविंशोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦મો: નાકના રોગોના ઉપાય

अथातो नासारोगप्रतिषेधं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે, નાકના રોગો મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

બધા નાકના રોગ માટે સામાન્ય ઉપાય

सर्वेषु पीनसेष्वादौ निवातागारगो भवेत् ।
स्नेहनस्वेदवमनधूमगण्डूषधारणम् ॥ १ ॥
वासो गुरूष्णं शिरसः सुघनं परिवेष्टनम् ।
लघ्वम्ललवणं स्निग्धमुष्णं भोजनमद्रवम् ॥ २ ॥
धन्वमांसगुडक्षीरचणकत्रिकटूत्कटम् ।
यवगोधूमभूयिष्ठं दधिदाडिमसारिकम् ॥ ३ ॥
बालमूलकजो यूषः कुलत्थोत्थश्च पूजितः ।
कवोष्णं दशमूलाम्बु जीर्णां वा वारुणीं पिबेत् ॥४

બધા નાકના રોગોમાં પહેલા પવન વિનાના ઓ- (ઓરડા)મા રહેવું, સ્નેહન સ્વેદન, વમન ધૂમપાન કરવાં, કોગળા ભરવા, ભારે (વજનદાર) અને ગરમ કપડા પહેરવાં, માથે પુષ્કળ પટ્ટ વીંટવું, જાંગલ પ્રદેશના પ્રાણીઓનું માંસ, ગોળ, દૂધ, ચણા અને ત્રિકટુ વધતી પ્રમાણમાં જેમાં આવ્યા હોય એવું, જવ અને ઘઉં જેમાં પુષ્કળ પ્રમાણમા વપરાયા હોય એવું, દહીંથી અને દાડમના બીના રસથી સિદ્ધ કરેલું ભોજન કરવું, બાળા મૂળાનો અને કળથીનો યૂષ (નાકના રોગોમાં) વખણાય છે દશમૂળનો તરીકે કરાય અને જૂની વારુણી પીવી

(મોઢું પણ તેલ સાથે હોય તો નિરામ થતા ...

નકોરડા ઉપવાસ કરવા નાકના રોગ નિરામ હોય તો ઉપર કહેલુ ખાવાપીવાનું માપસર અને માફકસર લેવાનું છે એમ સમજવું )

**जिघ्रेच्चोरकतर्कारीवचाजाज्युपकुञ्चिकाः ।**

કરમાણી ૨ જમો, ૨ રણિ, વજ, ૨ જમો - ને કાળીજીરીના ચૂર્ણની પોટલી કરી એ પોટલી સૂઘવી

વ્યોષાદિ ગુટિકા

**व्योषतालीसचविकातिन्तिडीकाम्लवेतसम् ॥ ५ ॥**
**साग्न्यजाजि द्विपलिकं त्वगेलापत्रपादिकम् ।**
**जीर्णाद् गुडात्तुलार्धेन पक्वेन वटकीकृतम् ॥ ६ ॥**
**पीतसश्वासकासघ्नं रुचिस्वरकरं परम् ।**

ત્રિકટુ, તાલીસપત્ર, ચવક, આમલી, આમ્લવતસ, ચિત્રો અને અજમો—એ દરેક બે બે પલ, તજ, એલચી અને તમાલપત્ર એ દરેક બે બે કર્ષ—એ બધા ઔષધોની પકવેલા જૂના અડધા તોલા (૨૦૦ તોલા) ગોળ સાથે વાળેલી લાડુડીઓ ખાવાથી પીનસ, દમ, અને ઉધરસ મટે છે, બહુ રુચિ ઉત્પન્ન થાય છે અને અવાજ સુધરે છે

પીનસમા ધૂમપાન

**शताह्वात्वग्बला मूलं स्योनाकैरण्डबिल्वजम् ॥ ७**
**सारग्वधं पिबेद्धूमं वसाज्यमदनान्वितम् ।**
**अथवा सघृतान् सक्तून् कृत्वा मल्लकसम्पुटे ॥८**

સુવા, તજ, બળદાણા, અરડૂસીના મૂળ, એરંડાના મૂળ, બીલીના મૂળ અને ગરમાળો એટલા ઔષધમા વસા, ઘી અને મીણ નાખીને બનાવેલી વાટને નળીમાં ખોસીને ધૂમપાન કરવુ અથવા જવના સાથુમા ઘી નાખીને એને કોડિયાના સપુટમા મૂકીને ધૂમપાન કરવુ (સપુટના નીચેના કોડિયામા અગારા મૂકવા એના ઉપર ઘીવાળો જવનો સાથુ ભભરાવવા નીચેના કોડિયા ઉપર છિદ્રવાળુ બીજુ કોડિયુ ઊંધુ પાડીને સપુટ કરવો (સપુટના ઉપરના કોડિયાના છિદ્રમાં નળીનો એક છેડા ખોસીને બીજે છેડેથી ધૂમપાન કરવું )

નાકના રોગ માટે અપથ્ય

**त्यजेत्स्नानं शुचं क्रोधं भृशं शय्यां हिमं जलम् ।**

નાકના રોગવાળાએ નાહવુ નહિ, શોક કે ક્રોધ કરવો નહિ, બહુ સૂવું નહિ, ઠડુ પાણી પીવું નહિ કે બીજી રીતે વાપરવુ નહિ

વાયુના પ્રતિશ્યાયના ઉપાય

**पिबेद्वातप्रतिश्याये सर्पिर्वातघ्नसाधितम् ॥ ९ ॥**
**पञ्चमूलकसिद्धं वा विदार्यादिगणेन वा ।**
**स्वेदनस्यादिकां कुर्यात्**
**चिकित्सामर्दितोदिताम् ॥ १० ॥**

વાયુના પ્રતિશ્યાય( સળેખમ )મા વાયુ મટાડે એવા ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી કે પાંચ લવણોથી સિદ્ધ કરેલુ ઘી કે વિદાર્યાદિ ગણના ઔષધથી સિદ્ધ કરેલુ ઘી પીવુ અર્દિતરોગમા (ચિ ૨૧/૪૨।।, ૪૩મા) કહેલા સ્વેદ, નસ્ય, વગેરે ઉપાય કરવા (અર્દિતવાયુની ચિકિત્સામા સ્વેદન લખ્યુ નથી, પણ વાતવ્યાધિ માટે ચિ ૨૧/૯મા સ્વેદન લખ્યુ છે )

પિત્તના અને રક્તના પ્રતિશ્યાયના ઉપાય

**पित्तरक्तोत्थयोः पेयं सर्पिर्मधुरकैः शृतम् ।**
**परिषेकान् प्रदेहांश्च शीतैः कुर्वीत शीतलान् ॥११**
**धववक्त्रिफलाश्यामातीपर्णीयष्टितिल्वकैः ।**
**क्षीरे दशगुणे तैलं नावनं ससिरैः पचेत् ॥ १२**

પિત્તથી થતા અને લોહીથી થતા સળેખમમા મધુર (ગળ્યા) વર્ગના ઔષધોથી સિદ્ધ કરેલું ઘી પીવુ શીતવીર્ય દ્રવ્યો વડે ઠડા પરિષેક (રેડવુ) અને લેપ કરવો ધાવડાની છાલ, ત્રિફળા, કાળુ નસોતર, શીવણી, જેઠીમધ, લોધર અને હળદર—એટલા ઔષધોનો કલ્ક નાખીને તેલ કરતા દસગણા ગાયના દૂધમા તેલ પકવવું એ તેલનુ નસ્ય આપવું

કફના સળેખમના ઉપાય

**कफजे लङ्घनं लेपः शिरसो गौरसर्षपैः ।**
**सक्षारं वा घृतं पीत्वा वमेत्, पिष्टैस्तु नावनम् ॥१३**
**वस्ताम्बुना पटुव्योषवेल्लवत्सकजीरकैः ।**

કફથી થતા સળેખમમા નકોરડા ઉપવાસ કરવા, માથ ધોળા સરસવનો લેપ કરવો, જવખાર નાખેલુ ઘી પીને ઊલટી કરવી અને સૈંધવ, ત્રિકટુ, વાવડિંગ, ઇન્દ્રજવ અને જીરુ એટલાં ઔષધો બકરીના મૂતરમા લસોટીને એનું નસ્ય કરવું

બધા દોષના સળેખમના ઉપાય

**कटुतीक्ष्णैर्घृतैर्नस्यैः कवलैः सर्वजं जयेत् ॥ १४ ॥**

તીખા અને તીક્ષ્ણ દ્રવ્યો વડે સિદ્ધ કરેલા ઘીનાં નસ્ય વડે અને તીખા અને તીક્ષ્ણ ઔષધોના કવલગ્રહ કરીને બધા દોષથી થયેલા સળેખમને મટાડવુ

દુષ્ટ પ્રતિશ્યાયના ઉપાય

**यक्ष्मक्रिमिक्रमं कुर्वन् यापयेद् दुष्टपीनसम् ।**
**व्योषोरुबूकक्रिमिजिद्दारुमाद्रीगदेल्लुदम् ॥ १५॥**
**वार्ताकबीजं त्रिवृता सिद्धार्थः पूतिमत्स्यकः ।**
**अग्निमन्थस्य पुष्पाणि पीलुशिग्रुफलानि च ॥ १६**

अश्वविड्रसमूत्राभ्यां हस्तिमूत्रेण चैकतः ।
क्षौमगर्भां कृतां वर्तिं धूमं घ्राणास्यतः पिबेत् ॥१७

ક્ષયરોગ મગડ એવી રીત કૃમિરોગ મગડ એવી ચિકિત્સા કરીને દુષ્ટ પ્રતિશ્યાય રોગમાં રાહત મેળવવી ત્રિકટુ, એરડો, વાવડિંગ, દેવદાર, અતિવિષની કળી, ઉપલેટ, છગોરિયું વનાકના બી નસોતર સરસવ, ગજપીપળી, ચારોળીના ફૂલ, પીલુડીના ફળ સરગવાની શીંગો—એટલા ઔષધોને ઘોડાની લાદના રસ ને ઘોડાના મૂત્ર સાથ તથા હાથીના મૂત્ર સાથે એકસાથ લસોટીને રેશમી વસ્ત્રની વાટની આસપાસ એ બધુ ચોપડીને બનાવેલી વાટને નળીમાં ખોસી નાકેથી ને મોએથી ધૂમપાન કરવું

ભ્રુશક્ષવથુ અને પુટકના ઉપાય

क्षवथौ पुटकाख्ये च तीक्ष्णं प्रधमनं हितम् ।
शुण्ठीकुष्ठकणावेल्लद्राक्षाकल्ककषायवत् ॥ १८ ॥
साधितं तैलमाज्यं वा नस्यं क्षवपुटप्रणुत् ।

ભ્રુશક્ષવથુ રોગમાં અને પુટક રોગમાં તીક્ષ્ણ દ્રવ્યોના ચૂર્ણ વડે પ્રધમન નસ્ય આપવું એ ફાયદાકારક છે સૂંઠ ઉપલેટ, પીપર વાવડિંગ, કાળી દ્રાક્ષ—એટલા ઔષધોના કલ્ક અને કવાથ વડે સિદ્ધ કરેલા તેલ કે ઘીનું નસ્ય આપવાથી ક્ષવ (ભ્રુશક્ષવ) અને પુટ (પુટક) રોગ મટે છે

નાસાશોષના ઉપાય

नासाशोषे बलातैलं पानादौ भोजनं रसैः ॥१९
स्निग्धो धूमस्तथा स्वेदो

નાસાશોષ રોગમાં (વાયુના રોગોની ચિકિત્સામાં કહેલું) બલાતેલ પીવું વગેરે (=બલાતેલ પીવું બલા તેલનું નસ્ય આપવું, ચોળવું), માંસરસોનું ભોજન કરવું, સ્નિગ્ધ ધૂમપાન કરવું અને શેક કરવો, એ ફાયદાકારક છે

નાસાનાહના ઉપાય

नासानाहेऽप्ययं विधिः ।

નાસાનાહ રોગમાં પણ આ (નાસાશોષવાળો) વિધિ કરવો.

નાસાપાકના, દીપ્તિના અને નાસાસ્રાવના ઉપાય

पाके दीप्तौ च पित्तघ्नं तीक्ष्णं नस्यादि सस्रुतौ ॥२०

નાસાપાકમાં અને દીપ્તિરોગમાં પિત્ત મટે એવા ઉપાય કરવા. નાસાસ્રાવમાં તીક્ષ્ણ નસ્ય વગેરે (તીક્ષ્ણ નસ્ય, તીક્ષ્ણ ધૂમપાન અને તીક્ષ્ણ અંજન) ઉપાય કરવા.

પૂતિનાસા અને અપીનસના ઉપાય

कफपीनसवत्पूतिनासापीनसयोः क्रिया ।
लाक्षाकरञ्जमरिचवेल्लहिङ्गुकणागुडैः ॥ २१ ॥
अविमूत्रद्रुतैर्नस्यं कारयेद्वमने कृते ।
शिग्रुसिंहीनिकुम्भानां बीजैः सव्योषसैन्धवैः ॥२२
सवेल्लसुरसैस्तैलं नावनं परमं हितम् ।

પૂતિનાસા અને અપીનસ એ બે રોગોમાં કફથી થતા પ્રતિશ્યાયવાળા ઉપાય કરવા, પહેલા વમન કરાવીને પછી લાખ, કરંજી મરી વાવડિંગ, હિંગ, પીપર અને ગોળ—એટલી વસ્તુઓને ઘેટાના મૂતરમાં પલાળી રાખીને પછી એના વડે નસ્ય આપવું સરગવાના બી, ભોરીંગણીના બી નેપાળાનાં બી ત્રિકટુ સીંધવ વાવડિંગ અને તુળસીથી પકવેલું તેલ નસ્ય તરીકે ફાયદાકારક છે

પૂયરક્તના ઉપાય

पूयरक्ते नवे कुर्याद् रक्तपीनसवत् क्रमम् ॥२३
अतिप्रवृद्धे नाडीवत्

નવા પૂયરક્તમાં લોહીના પ્રકોપથી થયેલા પ્રતિશ્યાય (સળેખમ) જેવી ક્રિયા કરવી પણ પૂયરક્ત રોગ બહુ વધી ગયો હોય તો નાડીવ્રણ જેવા ઉપાય કરવા

નાસાર્શ અને નાસાર્બુદના ઉપાય

दग्धेष्वर्शोऽर्बुदेषु च ।
निकुम्भकुम्भसिन्धूत्थमनोह्वालकणाग्निकैः ॥२४॥
कल्कितैर्घृतमध्वक्तां घ्राणे वर्तिं प्रवेशयेत् ।
शिग्र्वादि नावनं चात्र पूतिनासोदितं भजेत् ।२५

નાકના મસાને અને નાકના અર્બુદને બાળી રહ્યા પછી નેપાળો, નસોતર, સીંધવ, મનશીલ, હરતાલ, પીપર અને ચિત્રો—એટલા ઔષધોના કલ્ક વડે કરેલી વાટને ઘી ચોપડીને નાકમાં દાખલ કરવી, તથા આ રોગોમાં પૂતિનાસા રોગમાં કહેલું સરગવાનાં બી વગેરેનું નસ્ય (શ્લોક ૨૨,૨૩) લેવું

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने नासारोगप्रतिषेधो नाम विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો : મોંના રોગોનું જ્ઞાન

अथातो मुखरोगविज्ञानीयं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

હવે પછી અમે મોંના રોગોનું જ્ઞાન દેવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશું, એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

मात्स्यमाहिषवाराहपिशितामकमूलकम् ।
माषसूपदधिक्षीरसुक्तेक्षुरसफाणितम् ॥ १ ॥
अवाक्शय्यां च भजतो द्विषतो दन्तधावनम् ।
धूमच्छर्दनगण्डूषानुचितं च शिराव्यधम् ॥२॥
क्रुद्धाः श्लेष्मोल्बणा दोषाः
कुर्वन्त्यन्तर्मुखं गदान् ।

મત્સ્ય વર્ગના પ્રાણીનુ, પાડા(ભેસ)નું અને ડુક્કરનુ માસ, કાચો મૂળો, અડદની દાળ, દહીં, દૂધ, સરકો, શેરડીનો રસ, કાકબ, ગોળ—એટલી વસ્તુઓ ખાનારના, ઊંધે મોઢે (ઊંધા) સૂનારના, દાતણ, ધૂમપાન, વમન અને ગણ્ડૂષની ક્રિયા ન કરનારના, જરૂર હોય છતા ફસ ન ખોલાવનારના કફ જેમા વધારે કોપ્યા હોય એવા દોષો કોપીને મોમા રોગો કરે છે

## હોઠના રોગ (૧૧)

ખંડૌષ્ઠ

तत्र खण्डौष्ठ इत्युक्तो वातेनौष्ठो द्विधा कृतः ॥३॥

તેમાં એ બધા રોગોમાથી વાયુથી હોઠ ચિરાઈને એના બે ભાગ પડી જાય છે અને તેને ખંડૌષ્ઠ રોગ કહે છે

વાયુનો ઓષ્ઠકોપ

ओष्ठकोपे तु पवनात् स्तब्धावोष्ठौ महारुजौ ।
दाल्येते परिपाट्येते परुषासितकर्कशौ ॥ ४ ॥

ઓષ્ઠકોપ રોગમા વાયુને લીધે હોઠ સ્તબ્ધ અને તીવ્ર પીડાવાળા થાય છે, હોઠ ચિરાય છે હોઠની ચામડી ફાટે છે અને હોઠ પરુષ, કાળા અને કઠણ થઈ જાય છે

પિત્તનો ઓષ્ઠકોપ

पित्तात्तीक्ष्णासहौ पीतौ सर्षपाकृतिभिश्चितौ ।
पिटिकाभिर्बहुक्लेदावाशुपाकौ

પિત્તને લીધે ઓષ્ઠકોપ થાય ત્યારે હોઠ તીક્ષ્ણ દ્રવ્યો સહન કરી શકતા નથી, પીળા, સરસવ જેવા આકારની ફોલ્લીઓથી ભરચક, બહુ ક્લેદવાળા અને ઝટ પાકે એવા હોય છે

કફનો ઓષ્ઠકોપ

कफात्पुनः ॥ ५ ॥
शीतासहौ गुरू शूनौ सवर्णपिटिकाचितौ ।

કફના પ્રકોપથી થતા ઓષ્ઠકોપમા તો હોઠ ઠંડક સહન કરી શકતા નથી ભારે, સૂજેલા અને હોઠના રંગની ફોલ્લીઓથી ભરચક હોય છે

ત્રિદોષનો ઓષ્ઠકોપ

सन्निपातादनेकाभौ दुर्गन्धास्रावपिच्छिलौ ॥ ६ ॥
अकस्मान्म्लानसंशूनरुजौ विषमपाकिनौ ।

ત્રિદોષથી થતા ઓષ્ઠકોપમાં હોઠ અનેક રંગના (કોઈ કોઈ જગાએ કે કોઈ કોઈ વાર એક રંગના તો કોઈ કોઈ જગાએ કે કોઈ કોઈ વાર વળી બીજા જ રંગના), ગંધાતી રસી નીકળતા, પિચ્છિલ અને કંઈ કારણ વિના જ કોઈ વાર કરમાયેલા તો કોઈ વાર સૂજેલા તો કોઈ વાર પીડાવાળા અને વિષમ પાકવાળા (એક જગાએ પાકે અને બીજી જગાએ ન પાકે એવા, કોઈ વાર પાકે અને કોઈ વાર ન પણ પાકે એવા) હોય છે.

લોહીથી ઓષ્ઠકોપ (રક્તૌષ્ઠ), રક્તાર્બુદ

रक्तोपसृष्टौ रुधिरं स्रवतः शोणितप्रभौ ॥ ७ ॥
खर्जूरसदृशं चात्र क्षीणे रक्तेऽर्बुदं भवेत् ।

લોહીના પ્રકોપથી બગડેલા હોઠમાંથી લોહી નીકળે છે, હોઠ લોહી જેવી પ્રભાવાળા હોય છે અને વળી જવાથી લોહી ઓછુ થાય તથી અહીં (હોઠમા) ખજૂર જેવુ અર્બુદ થાય છે

માંસથી ઓષ્ઠકોપ (માંસૌષ્ઠ)

मांसपिण्डोपमौ मांसात्स्यातां मूर्च्छत्कृमी
क्रमात् ॥ ८ ॥

માસ બગડવાથી ઓષ્ઠકોપ થાય ત્યારે હોઠ માસના લોચા જેવા થાય છે અને વખત જતા એમા કીડા પડે છે

ચરબીથી ઓષ્ઠકોપ

तैलाभश्वयथुक्लेदौ सकण्डूवौ मेदसा मृदू ।

ચરબી બગડવાથી ઓષ્ઠકોપ થાય ત્યારે હોઠ તેલ જેવા સોજા અને ક્લેદવાળા, ચળવાળા અને મૃદુ હોય છે

ક્ષતથી ઓષ્ઠકોપ

क्षतजावदीर्येते पाट्येते चासकृत्पुन ॥ ९ ॥
ग्रथितौ च पुनः स्यातां कण्डूलौ दशनच्छदौ ।

ઘાને લીધે કોપેલા હોઠ વારવાર ચિરાય છે, ફાટે છે પણ એની ચિકિત્સા ન કરવાથી ગૂચ પડી જાય છે (ગઠાઈ જાય છે) અને હોઠમા ખણજ આવે છે

જલાર્બુદ

जलबुद्बुदवद्वातकफादोष्ठे जलार्बुदम् ॥ १० ॥

વાયુ અને કફના પ્રકોપને લીધે પાણીના પરપોટા જેવા આકારનું જલાર્બુદ હોઠે થાય છે
(આમ હોઠના અગિયાર રોગ છે)

ગાલનો રોગ (૧)

गण्डालजी स्थिरः शोफो
गण्डे दाहज्वरान्वितः ।

ગાલ ઉપર સ્થિર બળતરાવાળો અને તાવ આણે એવો સોજો (ગૂમડુ) થાય તે ગલ્લશુ રોગ છે (ગાલનો એક રોગ છે)

## દાંતના રોગ (૧૦)

### શીતદંત (દાલન)

वातादुष्णसहा दन्ताः शीतस्पर्शोऽधिकव्यथा ॥११
दाल्यन्त इव शूलेन शीताख्यो दालनश्च सः ।

વાયુ કોપવાથી દાંત ગરમી (ગરમ સ્પર્શ) સહન કરી શકે પણ ઠંડક અડકવાથી બહુ પીડા થાય તથા દાંત શૂળથી જાણે ચિરાતા હોય એવી પીડા થાય તે શીતદંત અથવા દાલન રોગ છે

### દંતહર્ષ

दन्तहर्षे प्रवाताम्लशीतभक्ष्याक्षमा द्विजाः ॥१२॥
भवन्त्यम्लाशनेनेव सरुजाश्चलिता इव ।

દંતહર્ષ રોગમા, જાણે ખાટુ (આંબલી) ખાવાથી થઈ ગયા હોય એવા દાંત હવા લાગે (પવન અડકે) તે સહન કરી શકતા નથી, ખાટુ અને ઠંડુ ખાવાપીવાનું સહન કરી શકતા નથી, દાંતમાં પીડા થાય છે અને દાંત હાલે છે

### દંતભેદ

दन्तभेदे द्विजास्तोदभेदरुक्स्फुटनान्विताः ॥१३॥

દંતભેદ રોગમા દાંતમાં તોદ, ભેદ, પીડા અને સ્ફુટન (ફાટવું) થાય છે

### દંતચાલ

चालश्चलद्भिर्दशनैर्भक्षणादधिकव्यथैः ।

દાંત હાલી જાય અને ખાતાખાતા દાંતમાં વધારે પીડા થાય તે દંતચાલ રોગ છે

### કરાલ

करालस्तु करालाना दशनानां समुद्गमः ॥१४॥

દાંત વાંકાચૂંકા ઊગે તે કરાલ રોગ છે

### અધિદંત (વર્ધન)

दन्तोऽधिकोऽधिदन्ताख्य
स चोक्तः खलु वर्धनः ।
जायमानेऽतिरुग् दन्ते, जाते तत्र तु शाम्यति ॥१५

વધારાના દાંતને અધિદંત કહે છે, અને તેને વર્ધન (પણ) કહે છે એ વધારાનો દાંત ઊગતાં બહુ પીડા થાય છે, પણ એ ઊગી રહે ત્યારે પીડા મટી જાય છે

### દંતશર્કરા

अधावनान्मलो दन्ते कफो वा वातशोषितः ।
पूतिगन्धिः स्थिरीभूतः शर्करा

દાતણ ન કરવાથી (દાંત ન ધોવાથી) દાંત ઉપર મેલ કે કફ વાયુથી સુકાઈ જઈને ગંધાય છે અને સ્થિર થઈ જાય છે તેને શર્કરા રોગ કહે છે

### કપાલિકા

साऽप्युपेक्षिता ॥ १६ ॥
शातयत्यणुशो दन्तात्कपालानि कपालिका ।

એ શર્કરારોગના વખતસર યોગ્ય ઉપાય ન થાય તો કપાલિકા રોગ થાય છે આ કપાલિકા રોગ દાંત ઉપરથી નાની નાની પતરીઓ ઉખાડે છે

### શ્યાવદંત

श्यावः श्यावत्वमायातो रक्तपित्तानिलैर्द्विजः ॥

લોહી, પિત્ત અને વાયુને લીધે દાંત બદામી રંગનો થઈ જાય તેને શ્યાવ રોગ કહે છે

### કૃમિદંત

समूलं दन्तमाश्रित्य दोषैरुल्बणमारुतैः ।
शोषिते मज्ज्ञि सुषिरे दन्तेऽन्नमलपूरिते ॥१८॥
पूतित्वात्कृमयः सूक्ष्मा जायन्ते, जायते ततः ।
अहेतुतीव्रार्तिशमः ससंरम्भोऽसितश्चलः ॥१९॥
प्रलून पूयरक्तस्रुत् स चोक्तः कृमिदन्तकः ।

દાંતમા અને દાંતના મૂળમા રહીને જેમા વાયુ અધિક હોય એવા દોષો વડે જ્યારે દાંતની મજ્જા સૂકવી નાખાય છે, દાંતમાં કાણુ પડી જાય છે તથા એવા કાણાવાળા દાંતમાં જ્યારે અન્નનો મળ ભરાય છે, ત્યારે એ મળની દુર્ગંધને લીધે ઝીણા કીડા પડે છે પછી કંઈ પણ કારણ વિના દાંતમા તીવ્ર પીડા અને પીડાની શાંતિ થાય છે, સોજો આવે છે, દાંત કાળો પડી જાય છે, હાલી જાય છે અને ખોતરી (કે કાપી) નાખવામા આવે, ત્યારે પરુ અને લોહી નીકળે છે આને કૃમિદંતક રોગ કહે છે

## દાંતનાં પેઢાંના રોગ (૧૩)

### શીતાદ

श्लेष्मरक्तेन पूतीनि वहन्त्यस्रमहेतुकम् ॥२०॥
शीर्यन्ते दन्तमांसानि मृदुक्लिन्नासितानि च ।
शीतादोऽसौ

કફ અને લોહીને લીધે દાંતનાં પેઢાં ગંધાય છે અને એમાથી કંઈ કારણ વિના લોહી નીકળે છે, દાંતનાં પેઢાં ખવાઈ જાય છે તથા મૃદુ, કોહવાતાં અને કાળાં થઈ જાય છે

### ઉપકુશ

उपकुशः पाकः पित्तासृग्जन्य ॥२१॥

दन्तमांसानि दह्यन्ते रक्तान्युत्सेधवन्त्यतः ।
कण्डूमन्ति स्रवन्त्यस्रमाध्मायन्तेऽसृजि स्थिते ॥
चला मन्दरुजो दन्ताः पूति वक्त्रं च जायते ।

પિત્ત અને લોહીના પ્રકોપને લીધે દાંતના પેઢા પાકે તેને ઉપકુશ રોગ કહે છે એ રોગથી પેઢા બળે છે, ગના, ઉત્સેધવાળા અને ચળવાળા થાય છે એમાથી લોહી નીકળે છે અને લોહી નીકળતું બંધ થાય ત્યારે ફૂલી જાય છે, દાંત હાલે છે, દાંતમા ઝીણીઝીણી પીડા થાય છે અને મો ગંધાય છે

દંતપુપ્પુટ

दन्तयोस्त्रिषु वा शोफो बदरास्थिनिभो घनः ॥
कफास्रात्तीव्ररुक् शीघ्रं पच्यते दन्तपुप्पुटः ।

કફ અને લોહીને લીધે બે કે ત્રણ દાંતના પેઢામા બોરના ઠળિયા જેવો, ઘટ્ટ, તીવ્ર પીડાવાળો અને જલદી પાકે એવો સોજો આવે તે દંતપુપ્પુટ રોગ છે

દંતવિદ્રધિ

दन्तमांसे मलैः सास्रैर्बाह्यान्तः श्वयथुर्गुरुः ॥२४॥
सरुग्दाहः स्रवेद्भिन्नः पूयास्रं दन्तविद्रधिः ।

ત્રણે દોષ અને લોહીને લીધે દાંતના પેઢામા બહારથી અને અંદરથી ભારે અને બળતરા તથા પીડાવાળો સોજો આવે અને એ સોજો (ગડ, ગૂમડુ) ફોડવામા આવે ત્યારે એમાથી લોહીવાળુ પરુ નીકળે તેને દંત વિદ્રધિ (દાંતનું ગડ) કહે છે

સુષિર

श्वयथुर्दन्तमूलेषु रुजावान् पित्तरक्तजः ॥२५॥
लालास्रावी स सुषिरो दन्तमांसप्रशातनः ।

પિત્ત અને લોહીથી થતો પીડાવાળો, લાળ નીકળતો, દાંતના પેઢાનો નાશ કરે (છિન્નભિન્ન કરે) એવો દાંતના પેઢા ઉપરનો સોજો તે સુષિર રોગ છે

મહાસુષિર

स सन्निपाताज्ज्वरवान् सपूयरुधिरस्रुतिः ॥२६॥
महासुषिर इत्युक्तो विशीर्णद्विजबन्धनः ।

બધા દોષોના પ્રકોપને લીધે તાવવાળો, પરુ અને લોહી નીકળે એવો અને જેમા દાંતના પેઢા છિન્નભિન્ન થઈ જાય છે એવો સોજો આવે છે, તે મહાસુષિર રોગ છે

અધિમાંસક

दन्तान्ते कीलवच्छोफो हनुकर्णरुजाकरः ॥२७॥
प्रतिहन्त्यभ्यवहृतिं श्लेष्मणा सोऽधिमांसकः ।

કફને લીધે દાંતને છેડે (છેલ્લા દાંતના પેઢા ઉપર) ખીલા જેવો, જડબામાં અને કાનમા પીડા કરે એવો સોજો આવે છે તે ખાવાની ક્રિયા થવા દેતો નથી એને અધિમાંસક રોગ કહે છે

વિદર્ભ

घृष्टेषु दन्तमांसेषु संरम्भो जायते महान् ॥२८॥
यस्मिंश्चलन्ति दन्ताश्च स विदर्भोऽभिघातजः ।

દાંતના પેઢા (દાતણ કરતી વખતે) ઘસાવાથી પુષ્કળ સોજો આવે છે એમા દાંત હાલી જાય છે, એ અભિઘાત(ઘસારો)ને લીધે થતો વિદર્ભ રોગ છે

પાંચદંતનાડી

दन्तमांसाश्रितान् रोगान् यः साध्यानप्युपेक्षते ॥
अन्तस्तस्यास्रवन् दोषः सूक्ष्मां सञ्जनयेद्गतिम् ।
पूयं मुहुः सा स्रवति त्वङ्मांसास्थिप्रभेदिनी ॥
ता पुनः पञ्च विज्ञेया लक्षणैः स्वैर्यथोदितैः ।

દાંતના પેઢાને આશરે થતા મટાડી શકાય એવા રોગોને પણ મટાડવાના યોગ્ય ઉપાય જે વખતસર કરતો નથી, તેના અંદરનો (પેઢાની અંદરનો) દોષ (પરુ) બહાર ન નીકળીને સૂક્ષ્મ નાડી (ઉ અ. ૨૯) કરે છે એ નાડીમાંથી વારવાર પરુ નીકળે છે અને એ નાડી ચામડી, માસ અને હાડકાને ભેદે છે એ નાડીઓ પાંચ (કફથી, પિત્તથી, વાયુથી, ત્રિદોષથી અને શલ્યથી થતી) છે ઉ અ ૨૯મા કહેલા પોતપોતાનાં લક્ષણો ઉપરથી એ પાંચે નાડીનું જ્ઞાન કરી લેવું (ઓળખવી)

## જીભના રોગ (૬)

વાયુથી બગડેલી જીભ (વાતજિહ્વાકંટક)

शाकपत्रखरा सुप्ता स्फुटिता वातदूषिता ॥३१॥
जिह्वा

વાયુથી બગડેલી જીભ સાગના પાંદડાં જેવી ખર, સ્પર્શનું જ્ઞાન ન થાય એવી અને ચીરાચીરાવાળી હોય છે

પિત્તથી બગડેલી જીભ (પિત્તજિહ્વાકંટક)

पित्तात् सदाहोषा रक्तैर्मांसाङ्कुरैश्चिता ।

પિત્તથી બગડેલી જીભ દાહ અને ઊષાવાળી તથા માસના રાતા મસાથી ભરચક હોય છે

કફથી બગડેલી જીભ (કફજિહ્વાકંટક)

शाल्मलीकण्टकाभैस्तु कफेन बहला गुरुः ॥३२॥

કફથી બગડેલી જીભ શાલ્મલીવૃક્ષના કાંટા જેવા કાંટાથી છવાયલી, જાડી અને ભારે હોય છે

અલસ (જિહ્વાલસ)

**कफपित्तादध· शोफो-जिह्वास्तम्भकृदुन्नतः ।**
**मत्स्यगन्धिर्भवेत्पक्वः सोऽलसो मांसशातनः ॥**

કફ અને પિત્ત સાથે કોપવાથી જીભનો સ્તંભ કરે એવો, ઊંચો, પાકે ત્યારે માછલી જેવો ગંધાતો અને માંસને કાપી નાખે એવો સોજો જીભના નીચલા ભાગમા થાય છે, તે અલસ રોગ છે

અધિજિહ્વ

**प्रबन्धनेऽधो जिह्वायाः शोफो जिह्वाग्रसन्निभः ।**
**साङ्कुरः कफपित्तास्रैर्लालोषास्तम्भवान् खरः ॥**
**अधिजिह्वः सरुक्कण्डूर्वाक्याहारविघातकृत् ।**

કફ અને પિત્ત અને લોહી સાથે કોપવાથી જીભના નીચેના ભાગમા, જીભના મૂળમા (જીભને જોડનારી શિરા ઉપર) જીભના ટેરવા જેવો, મસાવાળો, લાળ, ઊંચા અને સ્તંભવાળો, ખર, પીડા અને ખજુવાળો, બોલવાની અને ખાવાની શકિતનો નાશ કરે એવો સોજો થાય છે તે અધિજિહ્વ છે

ઉપજિહ્વ

**तादृगेवोपजिह्वस्तु जिह्वाया उपरि स्थितः ॥३५॥**

એવો જ (અધિજિહ્વ જેવો જ) સોજો જીભના ઉપરના ભાગમાં થાય છે તે ઉપજિહ્વ છે

## તાળવાના રોગ (૮)

તાલુપિટિકા

**तालुमांसेऽनिलाद् दुष्टे पिटिकाः सरुजः खराः ।**
**बह्व्यो घनाः स्रावयुता-**
**स्तास्तालुपिटिकाः स्मृताः ॥३६॥**

વાયુથી તાળવાનુ માસ બગડે ત્યારે પીડાવાળી, ખર, ઘણી, ઘટ્ટ (પાસેપાસે થતી), ચેપ નીકળતી ફોલ્લીઓ થાય છે તેને તાલુપિટિકા કહે છે

ગલશુંડિકા (ગળાના કાકડા)

**तालुमूले कफात्साम्रात् मत्स्यवस्तिनिभा मृदुः**
**प्रलम्बः पिच्छिलः शोफो**
**नासयाऽऽहारमीरयन् ॥३७॥**
**कण्ठोपरोधतृट्कासवमिकृद् गलशुण्डिका ।**

કફના અને લોહીના ભેગા પ્રકોપને લીધે તાળવાના મૂળમા માછલીના મૂત્રાશય જેવો, મૃદુ, લબડતો, અન્નનળીનો રસ્તો કાકડાને લીધે રોકાયલો હોવાથી દરદી જે કઈ ખાય તેને નાક વાટે બહાર કાઢે એવો, ગળાના રસ્તાને રોકતો, તરસ, ઉધરસ અને ઊલટીરૂપી ઉપદ્રવો કરે એવો સોજો તે ગલશુંડિકા (ગળાના કાકડા) છે.

તાલુસંહતિ (તાલુસંઘાત)

**तालुमध्ये निरुङ्मांसं संहतं तालुसंहति ॥३८॥**

તાળવાની વચ્ચે પીડા ન થાય એવું ગઠાઈને કઠણ થઈ ગયેલું માસ તે તાલુસહતિ છે

તાળવાનું અર્બુદ

**पद्माकृतिस्तालुमध्ये रक्ताच्छ्वयथुरर्बुदम् ।**

લોહીના પ્રકોપને લીધે તાળવાની વચ્ચે કમળના આકારનો સોજો થાય તે તાળવાનું અર્બુદ છે

કચ્છપ

**कच्छपः कच्छपाकारश्चिरवृद्धिः कफादरुक् ॥**

કફને લીધે કાચબા જેવા આકારનો, લાંબે વખતે વધે એવો, પીડાવિનાનો સોજો આવે તેને કચ્છપ કહે છે

તાલુપુપ્પુટ

**कोलाभः श्लेष्ममेदोभ्यां पुप्पुटो नीरुज· स्थिरः ।**

કફ અને ચરબી બગડવાથી બોર જેવો, પીડા વિનાનો, સ્થિર સોજો થાય તે તાળવાનુ પુપ્પુટ છે

તાલુપાક

**पित्तेन पाकः पाकाख्यः पूयास्रावी महारुजः ॥**

પિત્તના પ્રકોપને લીધે પરુ નીકળે અને બહુ પીડા થાય એવુ તાળવું પાકે તેને પાક (તાલુપાક) કહે છે

તાલુશોષ

**वातपित्तज्वरायासैस्तालुशोषस्तदाह्वयः ।**

વાયુથી, પિત્તથી, તાવથી અને મહેનતથી તાળવુ સુકાય તેને એ જ નામનો રોગ (તાલુશોષ) કહે છે

## ગળાના રોગ (૧૮)

રોહિણી

**जिह्वाप्रबन्धजाः कण्ठे दारुणा मार्गरोधिनः ॥**
**मांसाङ्कुराः शीघ्रचया रोहिणी शीघ्रकारिणी**

જીભના મૂળમાં ઉત્પન્ન થતા, દારુણ (સહન કરવા મુશ્કેલ), ગળાના માર્ગને રુંધતા, ઝટ ફેલાઈ જાય એવા (ઝટ ભેગા થઈ જાય એવા) માસના અંકુરો ગળામાં થાય તેને રોહિણી રોગ કહે છે એ રોહિણી રોગ ઝટ મારી નાખે છે

વાતરોહિણી

**कण्ठास्यशोषकृद्वाताद् सा हनुश्रोत्ररुक्करी ॥**

વાયુથી થતી રોહિણી ગળુ અને મો સૂકવે છે તથા જડબા અને કાનમા પીડા કર છે

### પિત્તરોહિણી

**पित्ताज्ज्वरोषातृण्मोहकण्ठधूमायनान्विता ।**
**क्षिप्रजा क्षिप्रपाकाऽतिरागिणी स्पर्शनासहा ॥**

પિત્તથી થતી રોહિણીમા તાવ, ઊષા, તરસ, મોહ અને ગળાનુ ધૂમાયન એટલા લક્ષણો થાય છે એ (પિત્તની રોહિણી) ઝટ થાય છે, ઝટ પાકે છે, બહુ રતાશવાળી હોય છે અને સ્પર્શ સહન ન કરી શકે એવી (આળી) હોય છે

### કફરોહિણી

**कफेन पिच्छिला पाण्डु**

કફથી થતી રોહિણી પિચ્છિલ અને ધોળી હોય છે

### રક્તરોહિણી

**असृजा स्फोटकाचिता ।**
**तप्ताङ्गारनिभा कर्णरुक्करी पित्तजाकृति ॥४४॥**

લોહીના પ્રકોપથી થતી રોહિણી ફોલ્લાથી ભરેલી, ધીકતા અંગારા જેવી, કાનમા પીડા કરે એવી અને પિત્તરોહિણી જેવા લક્ષણોવાળી હોય છે

### સન્નિપાતરોહિણી

**गम्भीरपाका निचयात् सर्वलिङ्गसमन्विता ।**

વાયુ વગેરે બધા દોષો બગડવાથી થતી રોહિણી ઊંડા પાકવાળી અને બધી (બીજી ચારે) રોહિણીઓના લક્ષણોવાળી હોય છે

### કંઠશાલૂક

**दोषैः कफोल्बणैः शोफः कोलवद् ग्रथितोन्नतः ॥**
**शूककण्टकवत्कण्ठे शालूको मार्गरोधनः ।**

કફ જેમાં અધિક હોય એવા ત્રણે દોષોથી બોરના જેવો, ગાંઠવાળો અને ઊંચો, ગળાનો રસ્તો રોકનારો સોજો શૂકધાન્યની ઝીણીના કાંટા જેવા ગડાવાળો ગળામાં આવે તે કંઠશાલૂક રોગ છે

### વૃંદ

**हृस्वो वृत्तोन्नतो दाहज्वरकृद् गलपार्श्वगः ॥४६॥**

ગોળ, ઊંચો, બળતરા અને તાવ આવે એવો, ગળાની બાજુમા થતો સોજો તે વૃંદ છે

### તુંડિકેરિકા

**हनुसन्ध्याश्रितः कण्ठे कार्पासीफलसन्निभः ।**
**पिच्छिलो मन्दरुक् शोफः**
**कठिनस्तुण्डिकेरिका ॥४७॥**

જડબાના સાધાના આશ્રયે થતો, કપાસિયા જેવો, પિચ્છિલ, ધીમી પીડાવાળો અને કઠણ સોજો ગળામાં થાય તે તુંડિકેરિકા છે

### ગલૌઘ

**बाह्यान्तः श्वयथुर्घोरो गलमार्गार्गलोपमः ।**
**गलौघो मूर्धगुरुतातन्द्रालालाज्वरप्रदः ॥४८॥**

ગળાના રસ્તામા આગળા (ઉલાળા) જેવો, માથામાં ભારપણુ, ઘેન, લાળ અને તાવ લાવે એવો ભયંકર સોજો ગળામાં બહાર અને અંદર આવે તે ગલૌઘરોગ છે

### વલય

**वलयं नातिरुक् शोफस्तद्वदेवायतोन्नतः ।**

તેના (ગલૌઘના) જેવો જ, લાંબો અને ઊંચો, બહુ પીડા વિનાનો (ગળામાં) સોજો આવે તે વલય છે

### જિલાયુક

**मांसकीलो गले दोषैरेकोऽनेकोऽथवाऽल्परुक् ॥**
**कृच्छ्रोच्छ्वासाभ्यवहृतिः पृथुमूलो गिलायुकः ।**

દોષોના પ્રકોપથી ગળામાં એક કે અનેક, થોડી પીડાવાળા, જેને લીધે ઉચ્છ્વાસ લેવાની અને ખાવાની ક્રિયા કરવામા મુશ્કેલી પડે એવા અને મૂળમા વિશાળ એવા માંસના ખીલાને જિલાયુક કહે છે

### શતઘ્ની

**भूरिमांसाङ्कुरवृत्ता तीव्रतृड्ज्वरमूर्धरुक् ।५०॥**
**शतघ्नी निचिता वर्तिः शतघ्नीवातिरुक्करी ।**

માંસના પુષ્કળ અંકુરાથી છવાયેલી તીવ્ર તરસ, તાવ અને માથાની પીડા કર એવી, શતઘ્ની નામના જૂના હથિયાર જેવી, બહુ પીડા કરનારી અને વાતીવર્ધની માટી થયેલી વાટ (વાટના આકારના સોજો) તે શતઘ્ની રોગ છે

(શતઘ્ની ૧ લોખંડની શૂળો જેમાં ચારેય બાજુએ ખોસેલી હોય એવા પથ્થર, ૨ શતઘ્ની હથિયાર ચાર હાથ જેટલુ લાંબુ અને લાકડાની શૂળો જડેલુ હોય છે તાડ-ખજૂરની વચ્ચેનો ભાગ હોય અને સાંકળ પણ રોપેલ હોય અને એ બે વચ્ચેનું અંતર પણ હોય)

### ગલવિદ્રધિ (ગળાનું ગૂમડું)

**व्याप्नुवन् सर्वतो गलं शीघ्रजन्मा महारुजः ।५१॥**
**पूतिपूयनिभस्रावी श्वयथुर्गलविद्रधिः ।**

આખા ગળામા વ્યાપી રહેલા, ઝટ પેદા થાય અને ઝટ પાકે એવા, બહુ પીડાવાળા, ગંધાતા પરુ જેવા સ્રાવવાળો સોજો તે ગલવિદ્રધિ (ગળાનું ગૂમડું) છે

ગલાર્બુદ (ગળાનું કેન્સર)

**जिह्वावसाने कण्ठादावपाकं श्वयथुं मलाः ॥५२॥**
**जनयन्ति स्थिरं रक्तं नीरुजं तद्गलार्बुदम् ।**

દોષો જીભને છેડે અને ગળાની શરૂઆતના ભાગમાં પાકે નહિ એવો, સ્થિર, રાતો, પીડા વિનાનો સોજો આણે છે, તે ગલાર્બુદ (ગળાનું કેન્સર) છે

ગલગંડ

**पवनश्लेष्ममेदोभिर्गलगण्डो भवेद्बहिः ।**
**वर्धमानः स कालेन मुष्कवल्लम्बतेऽतिरुक् ॥५३॥**

વાયુ, કફ અને ચરબી બગડવાથી ગળાના બહારના ભાગમાં ગલગંડ નામનો રોગ થાય છે તે વખત જતાં વધતાવધતા રાંડની માફક લબડે છે અને બહુ પીડા કરે છે

વાયુનો ગલગંડ

**कृष्णोऽरुणो वा तोदाढ्यः**
**स वातात्कृष्णराजिमान् ।**
**वृद्धस्तालुगले शोषं कुर्याच्च विरसास्यताम् ॥५४॥**

વાયુને લીધે થતો ગલગંડ કાળો કે આછો લાલ, પુષ્કળ તોદવાળો, કાળી રગોના લિસોટા તરી આવે એવો, વધે ત્યારે તાળવાને અને ગળાને સૂકવે એવો તથા મોને બેસ્વાદ બનાવે એવો હોય છે

કફનો ગલગંડ

**स्थिरः सवर्णः कण्डूमान्**
**शीतस्पर्शो गुरुः कफात् ।**
**वृद्धस्तालुगले लेपं कुर्याच्च मधुरास्यताम् ॥५५॥**

કફને લીધે થતો ગલગંડ સ્થિર, ગળાના જેવા રંગનો, ખણજવાળો, રાંડકવામાં ઠંડો, ભારે, રોગ વધે ત્યારે તાળવામાં અને ગળામાં કફ લપેડાયેલો રહે એવો તથા મો ગળ્યું ગળ્યું રહે એવો હોય છે

ચરબીનો ગલગંડ

**मेदस श्लेष्मवच्छानिवृद्धयोः सोऽनुविधीयते ।**
**देहं वृद्धश्च कुरुते गले शब्दं स्वरेऽल्पताम् ॥५६॥**

ચરબીથી થતો ગલગંડ કફના ગલગંડ જેવાં લક્ષણો વાળો હોય છે, વધવાઘટવામાં એ શરીરનું અનુકરણ કરે છે (શરીર વધે ત્યારે ગલગંડ વધે છે અને શરીર ઘટે ત્યારે એ ઘટે છે), ગલગંડ વધે ત્યારે ગળામાં અવાજ થાય છે અને અવાજ ધીમો થઈ જાય છે

સ્વરઘ્ન

**श्लेष्मरुद्धाऽनिलगतिः शुष्ककण्ठो हतस्वरः ।**
**ताम्यन् प्रसक्तं श्वसिति**
**येन स स्वरहाऽनिलात् ॥५७॥**

જે રોગને લીધે વાયુની ગતિ કફને લીધે રોકાય છે, ગળુ સુકાય છે (લીલુ રહેતુ નથી), અવાજનો નાશ થાય છે, આંખે અંધારા આવે છે અને દરદી સતત હાંફે છે તે સ્વરઘ્ન રોગ વાયુના પ્રકોપથી થાય છે

## આખા મોંમાં થતા રોગ (૮)

વાયુનો મુખપાક

**करोति वदनस्यान्तर्व्रणान् सर्वसरोऽनिलः ।**
**सञ्चारिणोऽरुणान् रूक्षा-**
**नोष्ठौ ताम्रौ चलत्वचौ ॥५८॥**
**जिह्वा शीतासहा गुर्वी स्फुटिता कण्टकाचिता ।**
**विवृणोति च कृच्छ्रेण मुखं पाको मुखस्य सः ॥५९॥**

વાયુ બધે (આખા મોમા) પ્રસરી જઈને ફરતા આછા લાલ, લૂખા વ્રણ મોમા કરે છે, હોઠ તાંબાવર્ણા થાય છે, હોઠની ચામડી ઉપર ઉપસી આવીને ઢીલી પડીને હાલે છે, જીભ ઠંડકને સહન ન કરી શકે એવી, ભારે ચિરાયલી અને કાંટાકાંટાવાળી થઈ જાય છે અને દરદીને મો ઉઘાડતા દુ ખ થાય છે, આ મુખપાક નામનો રોગ છે

ઊર્ધ્વગુદ

**अधः प्रतिहतो वायुरर्शोगुल्मकफादिभिः ।**
**यात्यूर्ध्वं वक्त्रदौर्गन्ध्यं कुर्वन्नूर्ध्वगुदस्तु सः ॥६०**

હરસ, ગોળો, કફ વગેરેને લીધે નીચે ભટકાયલો (અથડાયલો) વાયુ ઊંચે ચઢીને મો ગધાવે છે (ગુદાની દુર્ગંધને મોમાં આણે છે) તે ઊર્ધ્વગુદ રોગ છે.

પિત્તનો મુખપાક

**मुखस्य पित्तजे पाके दाहोषे तिक्तवक्त्रता ।**
**क्षारोक्षितक्षतसमा व्रणाः**

પિત્તથી થતા મુખપાકમા મોમા દાહ અને ઊષા થાય છે, મો તીખું રહે છે અને જાણે ક્ષાર છાંટયો હોય એવા ચાદાં પડે છે

લોહીથી થતો મુખપાક

**तद्वच्च रक्तजे ॥६१॥**

લોહીથી થતા મુખપાકમા એવું જ (પિત્તના મુખપાક જેવુ જ) હોય છે

કફનો મુખપાક

**कफजे मधुरास्यत्वं कण्डूमत्पिच्छिला व्रणाः ।**

કફથી થતા મુખપાકમાં મોં ગળ્યું અને ખણજવાળું રહે છે તથા મોંમાં પિચ્છિલ ચાંદીઓ પડે છે.

### વાયુના ઓષ્ઠકોપના ઉપાય

**महास्नेहेन वातौष्ठे सिद्धेनाक्तः पिचुर्हितः ।**
**देवधूपमधूच्छिष्टगुग्गुल्वमरदारुभिः ॥ ३ ॥**

રાળ, મીણ, ગૂગળ, અને દેવદાર વડે સિદ્ધ કરેલા મહાસ્નેહ, ચોપડેલું રૂનું પુમડું (કે પોતું) વાયુના ઓષ્ઠકોપમાં ફાયદો કરે છે.

**यष्ट्याह्वचूर्णयुक्तेन तेनैव प्रतिसारणम् ।**

એ જ (શ્લોક ૨।।, ૩ વાળા) મહાસ્નેહમાં જેઠીમધનું ચૂર્ણ નાખીને એ મહાસ્નેહ વડે જ પ્રતિસારણ કરવાથી ફાયદો થાય છે.

**नाड्योष्ठं स्वेदयेद् दुग्धसिद्धैरेरण्डपल्लवैः ॥ ४ ॥**

દૂધમાં સિદ્ધ કરેલાં એરંડાનાં પાંદડાંનો શેક હોઠ ઉપર નાડીસ્વેદવિધિથી કરવો. (નાડીસ્વેદવિધિ અષ્ટાંગહૃદયમાં આપ્યો નથી, ચરકસંહિતા સૂત્રસ્થાન અધ્યાય ૧૪માં આપ્યો છે.)

**खण्डौष्ठविहितं नस्यं तस्य मूर्ध्नि च तर्पणम् ।**

ખંડૌષ્ઠ માટે કહેલું નસ્ય આપવું અને એવા વડે જ માથે અભ્યંગ કરવો

### પિત્તનો ઓષ્ઠકોપ અને અભિઘાત-(ક્ષત)નો ઓષ્ઠકોપ

**पित्ताभिघातजावोष्ठौ जलौकोभिरुपाचरेत् ॥५॥**

પિત્તના ઓષ્ઠકોપનો અને અભિઘાતના ઓષ્ઠકોપનો ઉપાય જળો મુકાવીને કરવો (જળો મુકાવીને લોહી કઢાવવારૂપી ઉપાય કરવો).

**रोध्रसर्जरसक्षौद्रमधुकैः प्रतिसारणम् ।**

લોધર, રાળ, મધ અને જેઠીમધ વડે પ્રતિસારણ કરવું.

**गुडूचीयष्टिपत्तङ्गसिद्धमभ्यञ्जने घृतम् ॥ ६ ॥**

ગળો, જેઠીમધ અને રતાંજળી વડે સિદ્ધ કરેલું ઘી (હોઠ ઉપર) અભ્યંગ માટે સારું છે.

**पित्तविद्रधिवच्चात्र क्रिया**

અને એમાં (પિત્તના અને અભિઘાતના ઓષ્ઠકોપમાં) પિત્તના વિદ્રધિના જેવી ક્રિયા (ચિ. ૨૯. ૧૩) કરવી

### લોહીથી થતો ઓષ્ઠકોપ

**शोणितजेऽपि च ।**
**इदमेव नवे कार्यं कर्म**

લોહીથી થતો ઓષ્ઠકોપ નવો (થોડા વખતથી જ થયેલો) હોય તો એમાં પણ આ જ (પિત્તના ઓષ્ઠકોપ માટે કહેલી) ક્રિયા કરવી.

### કફનો ઓષ્ઠકોપ

**ओष्ठे तु कफातुरे ॥७॥**
**पाठाक्षारमधुव्योषैर्हृतास्रे प्रतिसारणम् ।**
**धूमनावनगण्डूषाः प्रयोज्याश्च कफच्छिदः ॥८॥**

કફના પ્રકોપથી થયેલા ઓષ્ઠકોપમાં લોહી કઢાવ્યા પછી કાળીપાટ, જવખાર, મધ અને ત્રિકટુ વડે હોઠ ઉપર પ્રતિસારણ કરવું તથા કફને મટાડે એવાં ધૂમપાન, નસ્ય અને ગંડૂષની ક્રિયા કરવી.

### ચરબીથી થતો ઓષ્ઠકોપ

**स्विन्नं भित्त्वा विमेदस्कं दहेन्मेदोजमग्निना ।**
**प्रियङ्गुरोध्रत्रिफलामाक्षिकैः प्रतिसारयेत् ॥९॥**

ચરબીથી થતા ઓષ્ઠકોપનું સ્વેદન કરીને પછી હોઠને ચીરીને એમાંથી ચરબી કાઢી નાખીને અગ્નિથી ડામ દેવો; કાંગ, લોધર, ત્રિફળા અને મધથી હોઠ ઉપર પ્રતિસારણ કરવું.

### જલાર્બુદ

**सक्षौद्रा घर्षणं तीक्ष्णा भित्त्वा शुद्धे जलार्बुदे ।**
**मूलगाढेऽतिवृद्धे वा क्षारोऽग्निर्वा प्रतिक्रिया ॥१०**

જલાર્બુદને ફોડીને એમાંથી પાણી કાઢી નાખીને એને શુદ્ધ કરીને (પીપર, મરી વગેરે) તીક્ષ્ણ ઔષધોને મધમાં કાલવીને એ હોઠ ઉપર ઘસવું. પણ જો જલાર્બુદનું મૂળ બહુ ઊંડું હોય કે જલાર્બુદ બહુ વધી ગયું હોય તો ક્ષાર મૂકીને કે ડામ દઈને બાળવું એ ઉપાય કરવો.

### ગંડાલજી

**आमाद्यवस्थास्वलजीं गण्डे शोफवदाचरेत् ।**

ગંડ ઉપર થતી અલજી (ગંડાલજી) આમ વગેરે (આમ, પચ્યમાન, પક્વ) અવસ્થામાં હોય તેના શોથ (વ્રણશોથ) પ્રમાણે ઉપચાર કરવા.

### શીતદંત (દાઝન)

**स्विन्नस्य शीतदन्तस्य पाली विलिखितां दहेत् ॥**
**तैलेन, प्रतिसार्या च सक्षौद्रघनसैन्धवैः ।**
**दाडिमत्वग्वरालाक्ष्यकान्ताजम्बुत्वचनागरैः ॥**
**कवलः क्षीरिणां क्वाथैरणुतैलं च नावनम् ।**

શીતદંત રોગમાં દાંતને શેક કરીને એ દાંતના પેઢાને ખોતરીને તેલથી ડામવું અને પછી એ ડામેલા પેઢા ઉપર મધ, મોથ, સૈંધવ, દાડમની છાલ, ત્રિફળા, રસવંતી, કાંગ, જાંબુનો ઠળિયો અને સૂંઠ વડે પ્રતિસારણ કરવું. ક્ષીરિવૃક્ષોના ક્વાથોનો કવલગ્રહ કરવો અને અણુતૈલનું નસ્ય આપવું.

दंतहर्ष, दंतभेद

दन्तहर्षे तथा भेदे सर्वा वातहरा क्रिया ॥१३॥
तिलयष्टीमधुशृत क्षीरं गण्डूषधारणम् ।

દંતહર્ષરોગમાં અને દંતભેદ રોગમાં વાયુ મટાડે એવી બધી ક્રિયાઓ તથા તલ અને જેઠીમધ સાથે પકવેલા દૂધના ગંડૂષ ભરી રાખવા એ ફાયદો કરે છે

દંતચાલ

सस्नेहं दशमूलाम्बु गण्डूषः प्रचलद्द्विजे ॥१४॥
तुल्यरोध्रकणाश्रेष्ठापत्तङ्गपटुघर्षणम् ।
स्निग्धाः शील्या यथावस्थ

नस्याद्यन्नकवलादय ॥ १५ ॥

જે દાંતના હાલ તેમાં (દંતચાલ રોગમાં) દશમૂળના ક્વાથમાં સ્નેહ નાખીને એના ગંડૂષ ભરી રાખવા, મોરથુથુ, લોધર, પીપર, ત્રિફળા રતાંજળી અને સંચળ પેઢા ઉપર ઘસવા અને રોગની અવસ્થા પ્રમાણે સ્નેહન નસ્ય, સ્નિગ્ધ અન્ન અને સ્નિગ્ધ કવલગ્રહ વગેરે ક્રિયાઓ રોજ કરવી.

અધિદંત

अधिदन्तकमालिप्त यदा क्षारेण जर्जरम् ।
कृमिदन्तमिवोत्पाट्य तद्वच्चोपचरेत्तदा ॥ १६ ॥
अनवस्थितरक्ते च दग्धे व्रण इव क्रिया ।

અધિદંતને ચારે બાજુથી (દાંતના પેઢા ઉપર) ક્ષાર ચોપડવો પછી જ્યારે જીર્ણ થઈને હાલવા માંડે ત્યારે કૃમિદંતની માફક દાંતને ખેંચી કાઢીને પછી કૃમિદંતના જેવા ઉપચાર કરવા જો લોહી બંધ ન થાય તો (લોહી બંધ કરવા માટે) ડામ દઈને પછી વ્રણના જેવા ઉપાય કરવા

દંતશર્કરા

अहिंसन् दन्तमूलानि
दन्तेभ्य शर्करां हरेत् ॥१७॥
क्षारचूर्णैर्मधुयुतैस्ततश्च प्रतिसारयेत् ।

દાંતના પેઢાને ઈજા ન થાય એ રીતે દાંત ઉપર બાઝેલી પોપડીઓને (દંતલેખન શસ્ત્રથી) ઉખેડવી અને પછી ક્ષારના ચૂર્ણને મધમાં મેળવીને એનું પ્રતિસારણ કરવું

કપાલિકા

कपालिकायामप्येव हर्षोक्तं च समाचरेत् ॥१८॥

કપાલિકા રોગમાં પણ એ (દંતશર્કરાવાળી ક્રિયા) તથા દંતહર્ષમાં કહેલી ક્રિયા કરવી.

કૃમિદંત

जयेद्विस्रावणैः स्विन्नमचलं कृमिदन्तकम् ।
स्निग्धैश्चालेपगण्डूषनस्याहारैश्चलापहैः ॥ १९ ॥
गुडेन पूर्णं सुषिरं मधूच्छिष्टेन वा दहेत् ।
सप्तच्छदार्कक्षीराभ्यां पूरण कृमिशूलजित् ॥२०॥

(કૃમિદંત રોગમાં) શેક કરીને હાલતા ન હોય એવા કીડાવાળા દાંતને કીડાથી બગડેલું લોહી, લોહી કાઢવાના ઉપાયોથી કાઢીને મટાડવા, સ્નિગ્ધ લેપ, ગંડૂષ, નસ્ય અને આહારથી તથા વાયુ મટાડે એવા લેપ, ગંડૂષ, નસ્ય તથા આહારથી કૃમિદંત મટાડવો, કીડાએ કોરી કાઢેલા છિદ્રમાં ગરમ કરેલો ગોળ કે ગરમ કરેલું મીણ ભરીને બાળવું, તથા સાતવીણ અને આકડાનું દૂધ પોલાણમાં ભરવું એમ કરવાથી કીડાને લીધે આવતું શૂળ મટે છે

हिङ्गुकट्फलकासीसस्वर्जिकाकुष्ठवेल्लजम् ।
रजो रुज जयत्याशु ,बद्धस्वं दशने धृतम् ॥२१

હિંગ, કાયફળ, હીરાકસી સાજીખાર, ઉપલેટ અને વાવડિંગનું બારીક ચૂર્ણ વસ્ત્રમાં (પોટલીમાં) રાખીને એ પોટલીને દાંત ઉપર રાખી મૂકવામાં આવે તો પીડા તરત મટે છે

गण्डूष ग्राहयेत्तैलमेभिरेव च साधितम् ।
कार्यैर्वा युक्तमेरण्डद्विव्याघ्रीभूकदम्बजैः ॥२२॥

આમના વડે જ (હિંગ, કાયફળ, હીરાકસી, સાજીખાર, ઉપલેટ અને વાવડિંગ વડે) સિદ્ધ કરેલા તેલના ગંડૂષ ભરાવવા અથવા એરંડો, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી અને ભૂકદંબ (ગોરખમુંડી)ના ક્વાથો ભગરવા તેલના કોગળા કરાવવા

क्रियायोगैर्बहुविधैरित्यशान्तरुज भृशम् ।
दृढमप्युद्धरेद्दन्त पूर्वं मूलाद्विमोक्षितम् ॥ २३ ॥
सन्दशकेन लघुना दन्तनिर्घातनेन वा ।
तैल सयष्ट्याद्धरजो गण्डूषो मधु वा तत ॥२४

આવી અનેક પ્રકારની ક્રિયાના યોગોથી (=ઔષધોના પ્રયોગોથી) પણ જો પીડા ન મટે તો દાંત મજબૂત હોય (હાલતા ન હોય) છતાં પણ પહેલાં એને પેઢામાંથી (મૂળમાંથી) છૂટા પાડીને પછી હલકા સાણસા યંત્રથી કે દાંત ખેંચી કાઢવાના યંત્રથી એ દાંતને ખેંચી કાઢવા

ततो विदारीयष्ट्याह्वशृङ्गाटककसेरुभि ।
तैलं दशगुणक्षीरं सिद्ध युञ्जीत नावनम् ॥२५॥

પછી ભોંયકોળું જેઠીમધ, શિંગોડું અને કસેરુ

ના કલ્કથી તેલ કરતાં દસ ગણા ગાયના દૂધમાં સિદ્ધ કરેલું તેલ નસ્ય તરીકે વાપરવુ

**कृशादुर्बलवृद्धानां वातार्तानां च नोद्धरेत् ।**
**नोद्धरेच्चोत्तर दन्त बहुपद्रवकृद्धि स. ॥२६॥**
**पथामप्युद्धृतौ स्निग्धस्वादुशीतक्रमो हित. ।**

દૂબળા, નબળા, ઘરડા અને વાયુથી પીડાતા માણ સોના દાંત ખેંચી કાઢવા નહિ (કોઈ પણ માણસનો) ઉપરનો દાત ખેંચી કાઢવો નહિ, કારણ કે એ દાંત ખેંચી કાઢવાથી બહુ ઉપદ્રવો થાય છે દાત ખેંચી કાઢયા પછી એમને પણ (દૂબળા, નબળા, ઘરડા, વાયુથી પીડા તાર ોને તથા બીજા બધાને) સ્નિગ્ધ, મધુર અને ઠંડી ક્રિયાઓ ફાયદાકારક છે

શીતાદ

**विस्राविताम्रे शीतादे सक्षौद्रं प्रतिसारणम् ॥**
**मुस्तार्जुनत्वक्त्रिफलाफलिनीतार्क्ष्यनागरैः ।**
**तत्काथ. कवलो, नस्य तैलं मधुरसाधितम् ॥२८**

શીતાદ રોગમા દાતમાંથી લોહી કાઢયા પછી મોથ, સાદડની છાલ, ત્રિફળા, કાગ, રસવંતી અને સૂંઠને મધમા કાલવીને પ્રતિસારણ કરવુ એના (મોથથી સૂંઠ સુધીની વસ્તુઓના) ક્વાથનો ક્વલગ્રહ કરાવવો તથા મધુર વર્ગના ઔષધોથી સિદ્ધ કરેલા તેલનુ નસ્ય આપવુ

ઉપકુશ

**दन्तमांसान्युपकुशे स्विन्नान्युष्णाम्बुधारणे ।**
**मण्डलाग्रेण शाकादिपत्रैर्वा बहुशो लिखेत् ॥२९**
**ततश्च प्रतिसार्याणि घृतमण्डमधुद्रुतैः ।**
**लाक्षाप्रियङ्गुपत्तङ्गलवणोत्तमगैरिकैः ॥३०॥**
**सकुष्ठशुण्ठीमरिचयष्टीमधुरसाञ्जनै ।**
**सुखोष्णो घृतमण्डोऽनु तैलं वा कवलग्रहः ॥३१**
**घृत च मधुरैः सिद्ध हित कवलनस्ययो ।**

ઉપકુશ રોગમા મોમા ગરમ પાણી ભરી રાખીને દાતના પેઢાને શેક કરવો પછી મડલાગ્રપત્ર નામના યત્રથી કે સાગ વગેરેના પાદડાથી અનેકવાર પેઢાં છોલવા પછી લાખ, કાગ, આજ્ઞલી, સૈંધવ, ગેરુ, ઉપલેટ, સૂઠ, મરી, જેઠીમધ અને રસવતી એટલાં ઔષધોના ચૂર્ણને ઘીના મડમા અને મધમા કાલવીને એના વડે પેઢા ઉપર પ્રતિસારણ કરવુ પછી સહેવાય એવા ઊના ઘીના મંડનો કે સહેવાય એવા ઊના તેલનો કવલગ્રહ કરવો તથા મધુર ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલુ ઘી કવલગ્રહ મા અને નસ્યમાં વાપરવું ને ફાયદાકારક છે

દતપુપ્પુટક

**दन्तपुप्पुटके स्विन्नच्छिन्नभिन्नविलेखिते ॥३२॥**
**पञ्चाह्वस्वर्जिकाशुण्ठीसैन्धवैः प्रतिसारणम् ।**

દતપુપ્પુટ રોગમાં, સોજાને શેક કરીને, કાપીને, ચીરીને અને છોલીને પછી જેઠીમધ, સાજીખાર, સૂઠ અને સૈંધવ વડે પ્રતિસારણ કરવુ

દતવિદ્રધિ

**विद्रधौ कटुतीक्ष्णोष्णरूक्षैः कवललेपनम् ॥३३॥**
**घर्षणं कट्फलकुष्ठचूर्णिकालीयवोद्भवैः ।**
**रक्तेत्पाक हिमं पक्व**
**पाट्यो दाह्योऽवगाढकः ॥३४॥**

દતવિદ્રધિમા તીખા, તીક્ષ્ણ, ગરમ અને લૂખા ઔષધો વડે કવલગ્રહ અને લેપ કરવા, કડુ, ઉપલેટ, મલિડાર્થીગ અને જવખાર વડે ઘસવુ ઠંડા દ્રવ્યો વડ વિદ્રધિને પાકતુ અટકાવવુ પાકેલા વિદ્રધિને ચીરવુ અને બહુ ઊંડા મૂળવાળા વિદ્રધિને ડામવુ

સુષિર

**सुषिरे छिन्नलिखिते सक्षौद्रैः प्रतिसारणम् ।**
**रोध्रमुस्तमिशिश्रेष्ठातार्क्ष्यपत्तङ्गकिंशुकैः ॥३५॥**
**सकट्फलैः, कषायैश्च तेषां गण्डूष इष्यते ।**
**यष्टीरोध्रोत्पलानन्तासारिवागुरुचन्दनै ॥३६॥**
**सगैरिकसितापुण्ड्रे सिद्ध तैल च नावनम् ।**

સુષિર રોગમા સોજાને કાપીને અને લોધર, મોથ, સુવા, ત્રિફળા, રસવતી, રતાજની, ખાખરા અને કાય ફળને મધમા કાલવીને પ્રતિસારણ કરવુ, એમના (લોધરથી કાયફળ સુધીનાં ઔષધોના) કવાથ વડ ગડૂષ ઈચ્છાય છે, જેઠીમધ, લોધર, કાળુ કમળ, ધમાસો, સારિવા, અગર, સુખડ, સોનાગેરુ, સાકર અને ધોળું કમળ—એટલા ઔષધો વડે સિદ્ધ કરેલા તેલનું નસ્ય આપવુ

અધિમાસ

**छित्त्वाऽधिमांसकं चूर्णैः**
**सक्षौद्रैः प्रतिसारयेत् ॥३७॥**
**वचातेजोवतीपाठास्वर्जिकायवशूकजैः ।**
**पटोलनिम्बत्रिफलाकषायः कवलो हितः ॥३८॥**

અધિમાસને કાપી નાખીને પછી વજ, તેજબળ, કાળીપાટ, સાજીખાર અને જવખારને મધમાં કાલવીને પ્રતિસારણ કરવુ તથા પટોળ, લીમડો અને ત્રિફળાના કવાથનો કવલગ્રહ કરવો એ ફાયદાકારક છે

વિદર્ભ

**विदर्भे दन्तमूलानि मण्डलाग्रेण शोधयेत् ।**
**क्षारं युञ्ज्यात्ततो नस्य**
**गण्डूषादि च शीतलम् ॥ ३९ ॥**

વિદર્ભરોગમા મંડલાગ્રશસ્ત્રથી દાંતના પેઢાને શુદ્ધ કરવા પછી ક્ષારથી બાળવુ પછી શીતવીર્ય દ્રવ્યોથી પકવેલા તેલનુ નસ્ય અને શીતવીર્ય દ્રવ્યોના કવાથથી ગંડૂષ વગેરે ક્રિયા કરવી.

દંતનાડી

**सशोध्योभयतः काय शिरश्चोपचरेत्ततः ।**
**नाडीं दन्तानुगां दन्तं समुद्धृत्याग्निना दहेत् ॥**
**कुब्जां नैकगतिं पूर्णां गुडेन मदनेन वा ।**
**धावनं जातिमदनखदिरस्वादुकण्टकैः ॥४१॥**
**क्षीरिवृक्षाम्बुगण्डूषो, नस्यं तैलं च तत्कृतम् ।**

શરીરનુ બંને રીતે ( વમન અને વિરેચનથી ) અને માથાનું ( નસ્યથી ) શોધન કરીને પછી દાંતને અનુસરતા (=સીધા) નાડીવ્રણને દાંત ખેંચી કાઢીને પછી ( એ નાડીવ્રણના માર્ગને ) અગ્નિથી બાળવો ( ડામવો ), પણ જો નાડીવ્રણનો માર્ગ વાકોચૂકો હોય અને નાડીવ્રણના અનેક ફાટા પડી ગયા હોય તો દાંત કાઢી નાખીને એ નાડીને, એ નાડીવ્રણના માર્ગ કે માર્ગોમાં ગોળ કે મીણ ભરીને પછી અગ્નિથી બાળવું ( ગોળ કે મીણને તપાવીને ગરમ કરીને પછી એ ગરમ પ્રવાહી નાડીવ્રણમા રેડીને એ ગરમ પ્રવાહી વહેતુંવહેતું નાડીવ્રણના બધા માર્ગમા પહોંચીને સડાને બાળી નાખે એવુ કરવુ ) પછી જાઈના પાદડા, મીણ, ખેર અને વીકળો એ ચારના કવાથથી (બસ્તિ—પિચકારી વડે અને ખખળાવીને કોગળા કરાવીને) ધોઈને સાફ કરી નાખવું, પછી ક્ષીરિવૃક્ષોના કવાથના ગંડૂષ ભરવા તથા ક્ષીરિવૃક્ષના કલ્ક અને કવાથથી સિદ્ધ કરેલા તેલનુ નસ્ય આપવું

વાતજિહ્વાકંટક

**कुर्याद्वातौष्ठकोपोक्तं कण्टकेष्वनिलात्मसु ॥४२॥**
**जिह्वायां**

વાયુને લીધે જીભ ઉપર કાંટાકાંટા પડી ગયા હોય, ત્યારે વાયુના ઓષ્ઠકોપ માટે કહેલા ઉપાય કરવા.

પિત્તજિહ્વાકંટક

**पित्तजातेषु घृष्टेषु रुधिरे स्रुते**
**प्रतिसारणगण्डूषनावनं मधुरैर्हितम् ॥ ४३ ॥**

પિત્તને લીધે જીભ ઉપર કાંટાકાંટા પડી ગયા હોય ત્યારે ( સાગ, ગળજીભી કે નગોડના પાંદડાં ) ઘસીને લોહી કઢાવ્યા પછી મધુર વર્ગના દ્રવ્યો વડે પ્રતિસારણ, ગંડૂષ અને નસ્યની ક્રિયા કરવાથી ફાયદો થાય છે

કફજિહ્વાકંટક

**तीक्ष्णैः कफोत्थेष्वेवं च सर्षपत्र्यूषणादिभिः ।**

કફને લીધે જીભ ઉપર કાંટાકાંટા પડી જાય ત્યારે સરસવ, ત્રિકટુ વગેરે તીક્ષ્ણ દ્રવ્યો વડે એવું જ (=પ્રતિસારણ, ગંડૂષ અને નાવન ) કરવુ

અલસ ( જિહ્વાલસ )

**नवे जिह्वालसेऽप्येवं,**
**तं तु शस्त्रेण न स्पृशेत् ॥ ४४ ॥**

તાજા થયેલા જીભના અલસરોગમા પણ એવું જ ( કફજિહ્વાકંટક જેવું ) કરવુ, પણ તેને શસ્ત્ર અડકાડવું નહિ

અધિજિહ્વ

**उन्नम्य जिह्वामाकृष्य बडिशेनाधिजिह्विकाम् ।**
**छेदयेन्मण्डलाग्रेण तीक्ष्णोष्णैर्घर्षणादि च ॥ ४५ ॥**

જીભને ઊંચી કરીને પછી બડિશ યંત્રથી અધિજિહ્વાને ( સોજાને ) ખેંચીને મંડલાગ્રશસ્ત્રથી કાપી નાખવી અને પછી તીક્ષ્ણ અને ગરમ દ્રવ્યો વડે ઘસવું વગેરે કરવું (=પ્રતિસારણ, ગંડૂષ અને નસ્યની ક્રિયા કરવી )

ઉપજિહ્વ

**उपजिह्वां परिस्राव्य यवक्षारेण घर्षयेत् ।**

ઉપજિહ્વના સોજાને ( અંગુલિશસ્ત્રથી કે સાગ, નગોડ વગેરેના પાંદડાથી ) ઘસીને એમાંનો બગાડ કાઢી નાખીને પછી જવખાર ઘસવો.

ગલશુંડિકા ( ગળાના કાકડા )

**कफघ्नैः शुण्डिका साध्या नस्यगण्डूषघर्षणैः ॥४६॥**
**पर्वाह्वबीजप्रतिमं वृद्धायामसिराततम् ।**
**अग्रं निविष्टं जिह्वाया बडिशाद्यवलम्बितम् ॥४७॥**
**छेदयेन्मण्डलाग्रेण नात्यग्रं न च मूलतः ।**
**छेदेऽत्यसृक्क्षयान्मृत्युर्हीने व्याधिविवर्धनं ॥४८॥**

કફ મટાડે એવાં દ્રવ્યોના નસ્ય, ગંડૂષ અને ઘર્ષણ( ઘસવું )થી ગળાના કાકડા મટાડવા. કાકડો વધી જાય, ત્યારે એ કાકડીના બી જેવા આકારનો, શિરાઓ તનતની ન અકડી હોય એવો થાય છે જીભનો આગળનો ભાગ દબાવી રાખીને એવા વધેલા કાકડાને મંડલાગ્રશસ્ત્રથી બહુ અગ્રમાંથી પે નહિ કે બહુ મૂળ આગળથી પે નહિ એવી રીતે વચમાંથી કાપી

નાખવો; કારણ કે જો કાકડો વધારે કપાઈ જાય તો લોહી ઓછુ થઈ જવાથી દરદી મરી જાય અને જો ઓછો કપાય તો રોગ (કાકડો) વધે છે

**मरिचातिविषापाठावचाकुष्ठकुटन्नटैः ।**
**छिन्नायां सपटुक्षौद्रैर्घर्षणं, कवलः पुनः ॥ ४९ ॥**
**कटुकातिविषापाठानिम्बरास्नावचाम्बुभिः ।**

કાકડો કાપ્યા પછી મરી, અતિવિષની કળી, કાળી પાટ, વજ, ઉપલેટ, મોથ, સૈંધવ અને મધ વડે ઘસવુ અને કડુ, અતિવિષની કળી, કાળીપાટ, લીમડો, રાસ્ના અને વજના કવાથનો કવલગ્રહ કરાવવો

તાલુસંહતિ, તાલપુપ્પુટ, કચ્છપ

**संहते पुप्पुटे कूर्मे विलिख्यैवं समाचरेत् ॥ ५० ॥**

તાલુસંહતિ, તાલુપુપ્પુટ ને કચ્છપ રોગમા રોગ વાળા ભાગને છોલીને આ પ્રમાણે (શ્લોક ૪૮।। થી ૪૯।। પ્રમાણે) ક્રિયા કરવી

તાલુપાક

**अपक्वे तालुपाके तु काशीसक्षौद्रताक्ष्यजैः ।**
**घर्षणं, कवलः शीतकषायमधुरौषधैः ॥ ५१ ॥**

તાલુપાક પાકી ન ગયો હોય (કાચો હોય) તો હીરાકસી, મધ અને રસવતી વડે ઘસવુ અને ઠડા શીત વીર્ય) તૂરા અને મધુર વર્ગના ઔષધો વડે કવલગ્રહ કરાવવો.

**पक्वेऽष्टापदवद्भिन्ने तीक्ष्णोष्णैः प्रतिसारणम् ।**
**वृषनिम्बपटोलाद्यैस्तिक्तैः कवलधारणम् ॥ ५२ ॥**

જો તાલુપાક પાકેલો હોય તો અષ્ટાપદની માફક (=શેતરજની બાજીના ચોપટ—પાટિયા ઉપર પાડેલા ખાના જેવા આકારનુ) કાપીને પછી તીક્ષ્ણ અને ગરમ ઔષધો વડે પ્રતિસારણ કરવુ અને અરડૂસી, લીમડો પટોળ વગેરે કડવા દ્રવ્યો વડે કવલગ્રહ કરાવવો.

તાલુશોષ

**तालुशोषे त्वतृष्णस्य सर्पिरुत्तरभक्तिकम् ।**
**कणाशुण्ठीशृतं पानमम्लैर्गण्डूषधारणम् ॥ ५३ ॥**
**धन्वमांसरसाः स्निग्धाः क्षीरसर्पिश्च नावनम् ।**

તાલુશોષ રોગમાં જે દરદીને તરસ ન લાગતી હોય તેને ખાધા પછી ઘી પાવું, પીપર અને સૂંઠ નાખીને ઉકાળેલું પાણી પાવું (કાંજી વગેરે) ખાટાં દ્રવ્યોના ગડૂષ ભરી રાખવા, ખોરાક તરીકે જાગલ પ્રદેશના પ્રાણીઓના માસરસ ખાવા તથા દૂધમાથી બારોબાર (દહીં અને છાશ બનાવ્યા વિના) બનાવેલા ઘીનું નસ્ય લેવું

ગળાના રોગોની સામાન્ય ચિકિત્સા

**कण्ठरोगेष्वसृङ्मोक्षस्तीक्ष्णैर्नस्यादि कर्म च ॥ ५४ ॥**
**क्वाथः पानं च दार्वीत्वङ्निम्बताक्ष्यकलिङ्गजः ।**
**हरीतकीकषायो वा पेयो माक्षिकसंयुतः ॥ ५५ ॥**

ગળાના રોગોમા લોહી કઢાવવુ, તીક્ષ્ણ દ્રવ્યો વડે નસ્ય વગેરે ક્રિયાઓ કરવી, દારુહળદરની છાલ, લીમડો, રસવતી અને ઈન્દ્રજવનો ક્વાથ પીવો અથવા હરડેના ક્વાથમા મધ નાખીને પીવુ

**श्रेष्ठाव्योषयवक्षारदार्वीद्वीपिरसाञ्जनैः ।**
**सपाठातेजिनीनिम्बैः सुक्तगोमूत्रसाधितैः ॥ ५६ ॥**
**कवलो, गुटिका वाऽत्र कल्पिता प्रतिसारणम् ।**

ત્રિફળા, ત્રિકટુ, જવખાર, દારુહળદર, ચિત્રો, રસવતી, કાળીપાટ, તેજબળ અને લીમડો—એટલી વસ્તુઓને સરકો અને ગાયના મૂત્ર વડે સિદ્ધ કરીને એનો કવલગ્રહ કરાવવો અથવા એ જ ઔષધોની ગોળી બનાવીને પ્રતિસારણ કરવું (ગોળી ઘસવી)

**निचुलं कटभी मुस्तं देवदारु महौषधम् ॥ ५७ ॥**
**वचा दन्ती च मूर्वा च**
**लेपः कोष्णोऽर्तिशोफहा ।**

નેતર, કટભી (ગરણી), મોથ, દેવદાર, સૂંઠ, વજ, નેપાળો અને મોરવેલ—એટલા ઔષધોનો સશેકો લેપ કરવાથી પીડા અને સોજો મટે છે

વાતરોહિણી

**अथान्तर्बाह्यतः स्विन्नां**
**वातरोहिणिकां लिखेत् ॥ ५८ ॥**
**अङ्गुलीशस्त्रकेणाशु पटुयुक्तनखेन वा ।**
**पञ्चमूलाम्बु कवलस्तैलं गण्डूषनावनम् ॥ ५९ ॥**

ઈશ્વરનું સ્મરણ કરીને (અથ) અંદરથી અને બહારથી શેક કરીને વાતરોહિણીને અંગુલિશસ્ત્રથી કે સૈંધવવાળા નખથી છોલવી પછી (મોટા) પચમૂળના કવાથ વડે કવલગ્રહ કરાવવો અને તલના તેલથી ગંડૂષ અને નસ્યની ક્રિયા કરવી.

પિત્તરોહિણી

**विस्राव्य पित्तसम्भूतां**
**सिताक्षौद्रप्रियङ्गुभिः ।**
**घर्षेत्सरोध्रपत्तङ्गैः कवलः क्वथितैश्च तैः ॥ ६० ॥**
**द्राक्षापरूषकक्वाथो हितश्च कवलग्रहे**

પિત્તરોહિણીમાથી લોહી કઢાવીને પછી સાકર, મધ અને કાંગનુ ચૂર્ણ ઘસવું તથા કાંગ, લોધર અને રતાંજળીના ક્વાથમાં સાકર અને મધ નાખીને કરવું

ગ્રહ કરાવવો અને કાળી દ્રાક્ષ તથા ફાલસાના ક્વાથનો કવલગ્રહ ભરાવવો તે ફાયદાકારક છે.

રક્તરોહિણી

उपाचरेदेवमेव प्रत्याख्यायास्रसम्भवाम् ॥ ६१ ॥

રક્તરોહિણી અસાધ્ય છે એવું જણાવીને પછી એ જ પ્રમાણે (પિત્તરોહિણીના જેવા જ) ઉપાય કરવા.

કફરોહિણી

सागारधूमैः कटुकैः कफजां प्रतिसारयेत् ।
नस्यगण्डूषयोस्तैलं साधितं च प्रशस्यते ॥ ६२ ॥
अपामार्गफलश्वेतादन्तीजन्तुघ्नसैन्धवैः ।

કફરોહિણી ઉપર કટુવર્ગનાં દ્રવ્યો અને ઘરમાં લાગેલો ધુમાડો—એટલી વસ્તુઓ વડે પ્રતિસારણ કરવું તથા નસ્ય અને ગંડૂષ તરીકે અઘેડાનું બી, જાઈનાં પાંદડાં, નેપાળો, વાવડિંગ અને સિંધવથી સિદ્ધ કરેલું તેલ વખણાય છે.

વૃંદ, શાલુક, તુંડિકેરી અને ગિલાયુ

तद्वच्च वृन्दशालूकतुण्डिकेरीगिलायुषु ॥ ६३ ॥

વૃંદ, શાલુક, તુંડિકેરી અને ગિલાયુ રોગોમાં એ જ પ્રમાણે (કફરોહિણી જેવા) ઉપાય કરવા.

ગલવિદ્રધિ

विद्रधौ स्राविते श्रेष्ठारोचनातार्क्ष्यगैरिकैः ।
सरोध्रपट्वपत्तङ्गकृष्णैर्गण्डूषघर्षणे ॥६४॥

શસ્ત્રથી ગળાના વિદ્રધિનું લોહી કાઢ્યા પછી ત્રિફળા, ગોરોચના, રસવંતી, સોનાગેરુ, લોધર, સિંધવ, રતાંજળી અને પીપર વડે ગંડૂષ અને ઘસવાની ક્રિયા કરવી.

વાયુનું ગલગંડ

गलगण्डः पवनजः स्विन्नो निःस्रुतशोणितः ।
तिलैर्बीजैश्च लट्वोमाप्रियालशणसम्भवैः ॥६५॥
उपानाह्यो, व्रणे रूढे प्रलेप्यश्च पुनः पुनः ।
शिग्रुतिल्वकतर्कारीगजकृष्णापुनर्नवैः ॥६६॥
कालामृतार्कमूलैश्च पुष्पैश्च करहाटजैः ।
पक्वैपिकान्वितैः पिष्टैः सुरया काञ्जिकेन वा ॥
गुडूचीनिम्बकुटजहंसपादीबलाद्वयैः ।
साधितं पाययेत्तैलं सकृष्णादेवदारुभिः ॥६८॥

વાયુના ગલગંડ ઉપર શેક કરીને એમાંથી લોહી કાઢીને તલ, કડવી દૂધીનાં બી, અળસીનાં બી, ચારોળીનાં બી અને શણના બીનાં પોટીસ બાંધવાં. જ્યારે ઘા રુઝાઈ જાય ત્યારે સરગવો, લોધર, અરણિ, ગજપીપર, સાટોડી, ગળી, ગળો, આકડાનાં મૂળ, મીંઢળનાં ફૂલ અને નસોતર—એટલી વસ્તુઓને સુરા સાથે કે કાંજી સાથે લસોટીને વારંવાર જાડા લેપ કરવા, ગળો, લીમડો, કડાછાલ, હંસરાજનો છોડ, મોટા બળદાણા, નાના બળદાણા, પીપર અને દેવદાર—એટલી વસ્તુઓ વડે (એટલી વસ્તુઓના કલ્ક અને ક્વાથથી) સિદ્ધ કરેલું તેલ પાવું.

કફનું ગલગંડ

कर्तव्यं कफजेऽप्येतत्स्वेदविम्लापने त्वति ।

કફના ગલગંડમાં પણ એ (વાયુના ગલગંડ માટે કરવાનું બધું) કરવું પણ શેક અને વિમ્લાપનની ક્રિયા પુષ્કળ કરવી.

(વિમ્લાપન=સોજાને કરમાવવાની એટલે કરચોળી પાડવાની ક્રિયા.)

लेपोऽजगन्धातिविषाविशल्याः
सविषाणिकाः ॥६९॥
गुञ्जालाबुशुकाह्वाश्च पलाशक्षारकल्किताः ।

મરડાશીંગ, અતિવિષની કળી, ગળો, કાકડાશીંગ, ચણોઠી, કડવી દૂધી અને મોથ—એટલી વસ્તુઓનો ખાખરાના ક્ષારમાં કલ્ક કરીને લેપ કરવો.

मूत्रस्रुतं हठक्षारं पक्त्वा कोद्रवभुक् पिबेत् ॥
साधितं वत्सकाद्यैर्वा तैलं सपटुपञ्चकैः ।
कफघ्नान् धूमवमननावनादींश्च शीलयेत् ॥७१॥

હઠ(=જલકુંભી)ના ક્ષારને ગાયના મૂત્રમાં ગાળીને એને પીવાના ક્ષારની માફક પકવીને (ક. ૬/૨૩) પીવો અને દરદીએ ખોરાકમાં કોદરી ખાવી, અથવા વત્સકાદિ ગણનાં ઔષધોથી પકવેલા તેલમાં પંચલવણ નાખીને પીવું તથા કફને મટાડે એવાં ધૂમપાન, વમન, નસ્ય વગેરેનું રોજ સેવન કરવું.

ચરબીનું ગલગંડ

मेदोभवे सिरां विध्येत्कफघ्नं च विधिं भजेत् ।
असनादिरजश्चैनं प्रातर्मूत्रेण पाययेत् ॥७२॥

ચરબીથી થયેલા ગલગંડમાં ફસ ખોલવી, કફ મટે એવો વિધિ કરવો અને સવારે અસનાદિ ગણનાં ઔષધનું ચૂર્ણ ગાયના મૂત્ર સાથે પાવું.

महान्तौ पाचयित्वा च सर्वान् व्रणवदाचरेत् ।

આ બધું કરવા છતાં પણ ગલગંડ ન મટે તો બધા પ્રકારના ગલગંડને પકવીને વ્રણના જેવા ઉપચાર કરવા.

મુખપાકની સામાન્ય ચિકિત્સા

मुखपाकेषु सक्षौद्रः प्रयोज्यो मुखधावनः ॥

पक्वथिताम्रिफलापाठामृद्वीकाजातिपल्लवाः।
निष्ठेव्या भक्षयित्वा वा कुठेरादिर्गणोऽथवा ।७४

બધી જાતના મુખપાકમાં ત્રિફળા, કાળીપાટ, કાળી દ્રાક્ષ અને જાઈનાં પાદડાંના કવાથમાં મધ નાખીને તે વડે મો ધોવડાવવું (ખખળાવીને કોગળા કરાવવા), અથવા એ જ ચાર ઔષધોને પુષ્કળ ચાવીને થૂકી નાખવાં, અથવા કુઠેરાદિ ગણના ઔષધો ચાવીને થૂકી નાખવું

વાયુનો મુખપાક

मुखपाकेऽनिलात् कृष्णापटुवेलाः
प्रतिसारणम्।
तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ।७५॥

વાયુના મુખપાકમા પીપર, સૈંધવ અને એલચી વડે પ્રતિસારણ તથા વાયુ મટાડે એવા ઔષધોથી સિદ્ધ કરેલુ તેલ કવલગ્રહ અને નસ્ય તરીકે ફાયદાકારક છે.

પિત્તનો તથા લોહીનો મુખપાક

पित्तास्रे पित्तरक्तघ्नः

પિત્તના તથા લોહીના મુખપાકમા અનુક્રમે પિત્ત અને લોહીનો પ્રકોપ મટે એવો વિધિ કરવો

કફનો મુખપાક

कफघ्नश्च कफे विधिः।
लिखेच्छाकादिपत्रैश्च पिटिकाः
कठिनाः स्थिराः ॥७६॥

અને કફના મુખપાકમા કફ મટે એવો વિધિ કરવો તથા કઠણ અને સ્થિર ફોલ્લીઓને સાગ વગેરેનાં પાદડા થી ઘસી નાખવી.

ત્રિદોષ અને લોહીથી થતો મુખપાક

यथादोषोदयं कुर्यात्सन्निपाते चिकित्सितम्।

ત્રણ દોષ અને લોહી એ ચારે બગડવાથી થતા મુખપાકમા ચારમાંથી જે વધારે બગડ્યુ (કોપ્યું) હોય તેના હિસાબે ઉપાય કરવા

ગલાર્બુદ

नवेऽर्बुदे त्वसंवृद्धे छेदिते प्रतिसारणम् ॥७७॥
स्वर्जिकानागरक्षौद्रैः, क्वाथो गण्डूष इष्यते।
गुडूचीनिम्बकल्कोत्थो मधुतैलसमन्वितः ॥७८॥
यवान्नभुक् तीक्ष्णतैलनस्याभ्यङ्गांस्तथाऽऽचरेत्।

ગળાનું અર્બુદ થોડા વખતથી જ થયુ હોય અને બહુ વધી ન ગયુ હોય તો એને કાપી નાખીને પછી સાજીખાર, સૂંઠ અને મધથી પ્રતિસારણ કરવું, ગળો અને લીમડાના કલ્કના કવાથમાં મધ અને તેલ નાખીને ગડૂષ ભરાવવા એ ઇચ્છવા જેવુ છે, જવની વાનીઓ ખાવી અને (સરસિયું, કણજિયું વગેરે) તીક્ષ્ણ તેલ વડે નસ્ય અને અભ્યંગની ક્રિયા કરવી

પૂતિમુખ

वमिते पूतिवदने धूमस्तीक्ष्णः सनावनः ॥७९॥
समङ्गाधातकीरोध्रफलिनीपद्मकैर्जलम्।
धावनं वदनस्यान्तश्चूर्णितैरवचूर्णितम् ।८०॥
शीतादोपकुशोक्तं च नावनादि च शीलयेत्।

પૂતિમુખ રોગમાં દરદીને વમન કરાવીને તીક્ષ્ણ ધૂમપાન અને તીક્ષ્ણ નસ્ય આપવા, રિસામણી, ધાવડી, લોધર, કાંગ અને પદ્મકાષ્ઠના કવાથથી મો ખખળાવીને ધોવુ, એ જ ઔષધોનુ ચૂર્ણ મોમા દબાવવુ તથા શીતાદ અને ઉપકુશ એ બે રોગો માટે કહેલા નસ્ય વગેરેનુ રોજ સેવન કરવુ.

फलत्रयद्वीपिकिराततिक्त-
यष्ट्याह्वसिद्धार्थकटुत्रिकाणि।
मुस्ताहरिद्राद्वययावशूक-
वृक्षाम्लकाम्लमिमवेतसाश्च ॥८१॥
अश्वत्थजम्ब्वाम्रघनञ्जयत्वक
त्वक् चाहिमारात्खदिरस्य सारः।
क्वाथेन तेषां घनतां गतेन
तच्चूर्णयुक्ता गुटिका विधेया ॥८२।
ता धारिता घ्नन्ति मुखेन नित्यं
कण्ठौष्ठताल्वादिगदान् सुकृच्छ्रान्।
विशेषतो रोहणिकास्यशोष-
गन्धान् विदेहाधिपतिप्रणीताः ॥८३॥

ત્રિફળા, ચિત્રો, કરિયાતુ, કડુ, જેઠીમધ, સરસવ, ત્રિકટુ, મોથ, હળદર, દારુહળદર, જવખાર, આમચુર (કે, કોકમ) અમ્લવેતસ, પીપળાની છાલ, જાંબુડીની છાલ, આંબાની છાલ, સાદડની છાલ, અરિમેદ નામના ખેરની છાલ, ખેરસાર—એટલી વસ્તુઓનો કવાથ જ્યારે ઘટ્ટ (ઘાટો) થાય, ત્યારે તેમાં એ બધી વસ્તુઓનું ચૂર્ણ મેળવીને ગોળીઓ વાળવી, આ ગોળીઓ સદા મોમા રાખીને એમનો રસ ગળે ઉતારવાથી ગળાના, હોઠના, તાળવાના વગેરે રોગો ગમે તેટલા દુઃસાધ્ય હોય તોપણ મટે છે રોહિણી, મુખશોષ અને પૂતિમુખ રોગો તો ખાસ મટે છે, આ ગોળીઓ વિદેહના રાજાએ કહી છે

खदिरतुलामम्बुघटे पक्त्वा तोयेन तेन पिष्टैश्च।

चन्दनजोङ्गककुङ्कुमपरिपेलवबालकोशीरैः ॥
मुस्तकरोध्रद्राक्षामञ्जिष्ठाचोचपद्मकविडङ्गैः ।
स्पृक्कानतनखकट्फलसूक्ष्मैलाध्यामकैः
सपत्तङ्गैः ॥८५॥

तैलप्रस्थं विपचेत्
कर्षांशैः पाननस्यगण्डूषैस्तत् ।
हत्वाऽऽस्ये सर्वगदान्
जनयति गार्ध्री दृशं श्रुतिं च वाराहीम् ॥

ચારસો તોલા ખેરનો એક દ્રોણ પાણીમા કવાથ કરીને એ કવાથમા સુખડ, રાગર, કેસર, મોથ, સુગંધિ વાળો, વીરણવાળો, દેવદાર, લોધર, કાળી દ્રાક્ષ, મજીઠ, તજ, પદ્મકાષ્ઠ, વાવડિંગ, બ્રાહ્મી, તગર, નખલા, કાયફળ, ઝીણી એલચી, રોહીસ ખડ, રતાંજળી એટલી વસ્તુઓ દરેક એકએક કર્ષ લઈને એમનો કલ્ક નાખીને એક પ્રસ્થ તેલ પકવવુ એ તેલ પીવામા તથા નસ્ય અને ગંડૂષ તરીકે વાપરવાથી મોમાના બધા રાગોને હણીને ગીધ જેવી દૃષ્ટિ અને ડુક્કર જેવી સાભળવાની શક્તિ આપે છે

उद्वर्तितं च प्रपुनाटरोध्र-
दार्वीभिरभ्यक्तमनेन वक्त्रम् ।
निर्व्यङ्गनीलीमुखदूषिकादि
सञ्जायते चन्द्रसमानकान्ति ॥८७॥

કુવાડિયો, લોધર અને દારુહળદરના ચૂર્ણ વડે મો ઉપર ઉદ્વર્તન કરીને પછી આના વડે (શ્લોક ૮૩।। થી ૮૬ મા કહેલા તેલ વડે) મો ઉપર અભ્યગ કરવાથી મો વ્યગ, નીલિકા, મુખદૂષિકા વગેરે રોગ વિનાનુ તથા ચંદ્ર જેવી કાંતિવાળુ થાય છે

पलशतं बाणास्तोयघटे पक्त्वा
रसेऽस्मिश्च पलार्धिकैः ।
खदिरजम्बूपद्मानन्ताम्र-
रहिमारनीलोत्पलान्वितैः ॥८८॥
तैलप्रस्थं पाचयेच्छ्लक्ष्णपिष्टै-
रेभिर्द्रव्यैर्धारितं तन्मुखेन ।
रोगान् सर्वान् हन्ति वक्त्रे विशेषा-
त्स्थैर्यं धत्ते दन्तपङ्क्तेश्चलायाः ॥८९॥

સો પલ કાળા ફૂલના કાટાશેળિયાનો એક દ્રોણ પાણીમા કવાથ કરીને એ કવાથમા, ખેર, જાંબુ, જેઠીમધ ધમાસો, આબો, અરિમેદ જાતનો ખેર અને નીલું કમળ એ દરેક વસ્તુ અડધા પલ લઈને એ વસ્તુઓનો બારીક કલ્ક નાખીને એક પ્રસ્થ તેલ પકવવું એ તેલ મોમા ભરી રાખવાથી મોમાના બધા રોગો મટે છે અને ખાસ કરીને હાલતા દાતની હાર સ્થિર થઈ જાય છે

खदिरसाराद् द्वे तुले
पचेद्वल्कात्तुलां चारिमेदसः ।
घटचतुष्के पादशेषेऽस्मिन्
पूते पुनः क्वथनाद् घने ॥९०॥
आक्षिक क्षिपेत्सुसूक्ष्मं रजः
सेव्याम्बुपत्तङ्गगैरिकम् ।
चन्दनद्वय(श्यामा)रोध्रपुण्ड्राह्व-
यष्ट्याह्वलाक्षाञ्जनद्वयम् ॥९१॥
धातकीकट्फलद्विनिशात्रि-
फलाचतुर्जातजोङ्गकम् ।
मुस्तमञ्जिष्ठान्यग्रोधप्ररोह-
(वचा)मांसीयवासकम् ॥९२॥
पद्मकेलासमङ्गाश्च शीते
तस्मिंस्तथा पालिकां पृथक् ।
जातिपत्रिकां सजातीफलां सह-
(नल)लवङ्गकक्कोलकाम् ॥९३॥
स्फटिकशुभ्रसुरभिकर्पूरकुडवं च तत्रावपेत्ततः
कारयेद् गुटिकाः सदा
ता धार्या मुखे तद्गदापहाः ॥

આઠસો તોલા ખેરસાર, અરિમેદ જાતના ખેરની છાલ ચારસો તોલા—એ બેને ચાર દ્રોણ પાણીમા ઉકાળ જતા ઉકાળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે એને ગાળી લઈને ફરી પાછુ એ ગાળી લીધેલું પાણી ઉકાળતાઉકાળતાં ઘટ્ટ (જાડુ રગડા જેવું) થાય ત્યારે એમાં વીરણ વાળો, ધાવો વાળો, રતાંજળી, સોના ગેરુ, ધોળુ ચંદન, પીળું ચદન, (કાળું નસોતર), લોધર, ધોળું કમળ, જેઠીમધ, લાખ, સૌવીરાંજન સોના અંજન, ધાવડી, કાયફળ, હળદર, દારુહળદર, ત્રિફળા, ચતુર્જાત, અગર, મોથ, મજીઠ, વડના અંકુરો, (વજ), જટામાંસી, ધમાસો, પદ્મકાષ્ઠ, એલચી, રિસામણી, એ બધી વસ્તુઓ દરેક એકએક અક્ષ (કર્ષ) લઈને એમનું બારીક ચૂર્ણ (એ ઘટ્ટ ક્વાથમાં) નાખવું પછી એ ઠંડુ પડે ત્યારે એમા એકએક પલ જાવંત્રી જાયફળ, (નખલા) લવિંગ અને ચણકબાબ નાખવા પછી એમા સ્વચ્છ તરીકે એક કુડવ જેટલું ધોળુ અને સુગંધીદાર (—ફટિકના જેવી જાતનું) કપૂર નાખવું પછી એની ગોળીઓ વાળવી. એ ગોળીઓ હંમેશા મોમા રાખવાથી મોંના રોગોનો નાશ થાય છે

મુખપાક મટે છે

पटोलशुण्ठीत्रिफलाविशाला-
त्रायन्तितिक्ताद्विनिशामृतानाम् ।
पीतः कषायो मधुना निहन्ति
मुखे स्थितश्चास्यगदानदोषान् ॥ १०४॥

પરોળ, સૂંઠ, ત્રિફળા, ઇન્દ્રવારુણી, ત્રાયમાણ, કડુ, હળદર, દારુહળદર - ને ગળોનો ક્વાથ મધ નાખીને પીવાથી અને મોમા ભરી રાખવાથી બધા મુખ રોગો મટે છે

स्वरसः क्वथितो दार्व्या घनीभूतः सगैरिकः ।
आस्यस्थः समधुर्वक्त्रपाकनाडीव्रणापहः ॥१०५॥

દારુહળદરનો સ્વરસ અને સોનાગેરુનો ક્વાથ ઘાટો થાય ત્યાર એમા મધ નાખીને મોમા ભરી રાખવાથી મુખપાક અને નાડીવ્રણ મટે છે

पटोलनिम्बयष्ट्याह्वयवासाजात्यरिमेदसाम् ।
खदिरस्य वरायाश्च पृथगेवं प्रकल्पना ॥ १०६ ॥

પટોળ, લીમડો, જેઠીમધ, અરડૂસી, જાઈના પાંદડાં, અરિમેદ જાતનો ખેર, ખેર અને ત્રિફળા એ દરેકની આ પ્રમાણે (શ્લોક ૧૦૪॥, ૧૦૫ પ્રમાણે) જુદી જુદી બનાવટ કરવી (દારુહળદરને ઠેકાણે પટોળથી ત્રિફળા સુધીની કોઈ પણ વસ્તુ લઈને શ્લોક ૧૦૪॥ ૧૦૫ પ્રમાણે કરવું)

खदिरायोवरापार्थमरुयन्त्यहिमारकैः ।
गण्डूषोऽम्बुशृतैर्धार्यो दुर्बलद्विजशान्तये ॥१०७॥

ખેર, લોઢુ, ત્રિફળા, સાદડ, મોગરો, અરિમેદ જાતનો ખેર—એટલી વસ્તુઓનો પાણીમા ક્વાથ કરીને મોમા ભરી રાખવાથી દાતની નબળાઈ મટી જાય છે

मुखदन्तमूलगलजा
प्रायो रोगाः कफास्रभूयिष्ठाः ।
तस्मात्तेषामसकृद् रुधिरं विस्रावयेद् दुष्टम् ॥१०८

મોના, દાતના, પેઢાના અને ગળાના રોગો ઘણું કરીને કફ અને લોહી વધારે બગડવાથી થાય છે, તેથી તેમાંથી બગડેલું લોહી વારવાર કઢાવી નાખવું

कायशिरसोर्विरेको
वमनं कवलग्रहाश्च कटुतिक्ताः ।
प्रायः शस्तं तेषां कफरक्तहरं तथा कर्म ॥१०९॥

તે રોગોમા શરીરનુ વિરેચન, માથાનુ વિરેચન (નસ્ય), વમન, તીખા અને કડવા કવલગ્રહ, અને કફ તથા લોહીના પ્રકોપને મટાડે (બગડેલાં કફ તથા લોહીને ઓછાં કરે) એવી ક્રિયા—એટલું વખણાય છે

यवतृणधान्यं भक्तं विदलैः क्षारोषितैरपस्नेहाः ।
यूषा भक्ष्याश्च हिता यच्चान्यच्छ्लेष्मनाशाय ॥११०

એ રોગોમા જવ અને તૃણધાનનુ ભોજન, ક્ષારમા રાખેલી અને સ્નેહ વિનાની દાળનો યૂષ અને ભક્ષ્યો તથા કફનો નાશ કરે એવુ બીજુ જે કઈ હોય તે ફાયદો કરે છે

प्राणानिलपथसंस्थाः
श्वसितमपि निरुन्धते प्रमाद्यतः ।
कण्ठामयाश्चिकित्सित-
मतो द्रुतं तेषु कुर्वीत ॥१११॥

ગળાના રોગો પ્રાણવાયુના માર્ગમા થાય છે, તેથી ગફલતમા રહનાર માણસનો શ્વાસ એ રુંધી નાખે છે માટે એમના (ગળાના રોગના) ઉપાય તરત જ કરવા

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने मुखरोगप्रतिषेधो
नाम द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

## અધ્યાય ૨૩ મો : માથાના રોગોનું જ્ઞાન

अथातः शिरोरोगविज्ञानीयं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે માથાના રોગોનુ જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

માથાના રોગોના કારણ

धूमातपतुषाराम्बुक्रीडातिस्वप्नजागरैः ।
उत्स्वेदाधिपुरोवाततथाष्पनिग्रहरोदनैः ॥ १ ॥
अत्यम्बुमद्यपानेन कृमिभिर्वेगधारणैः ।
उपधानमृजाभ्यङ्गद्वेषाधःप्रततेक्षणैः ॥ २ ॥
असात्म्यगन्धदुष्टामभाष्याद्यैश्च शिरोगताः ।
जनयन्त्यामयान् दोषाः

ધુમાડા, તડકો, ઝાકળ, પાણીમાં રમત, બહુ ઊંઘ, બહુ ઉજાગરા, શરીરના ઉપરના ભાગમાં શેક (કે બહુ શેક કરવો), મનનો સંતાપ, સામો પવન, આંસુને રોકવાં, રોવુ, બહુ પાણી પીવુ બહુ દારૂ પીવો, કરમિયા, વેગોને રોકવા, સૂતી વખતે ઓશીકુ ન વાપરવુ, નાહવુ નહિ (કે બહારની અને અંદરની શુદ્ધિ ન કરવી), અભ્યંગ ન કરવો, સતત નીચુ જોયા કરવુ, માફક ન આવે એવી ગંધ, બગડેલા આમ, બોલબોલ કરવુ વગેરે કારણોને લીધે માથામાના દોષો રોગો ઉત્પન્ન કરે છે

વાયુના શિરસ્તાપ(માથુ દુખવુ)નાં લક્ષણ

तत्र मारुतकोपत. ॥ ३ ॥

निस्तुद्यते भृश शङ्खौ घाटा सम्भिद्यते तथा ।
भ्रुवोर्मध्यं ललाटं च पततीवातिवेदनम् ॥ ४ ॥
बाध्येते स्वनत श्रोत्रे निष्कृष्येत इवाक्षिणी ।
घूर्णतीव शिरः सर्व सन्धिभ्य इव मुच्यते ॥५॥
स्फुरत्यति सिराजालं कन्धराहनुसङ्ग्रहः ।
प्रकाशासहता घ्राणस्रावोऽकस्माद्व्यथाशमौ ॥६॥
मार्दवं मर्दनस्नेहस्वेदबन्धैश्च जायते ।
शिरस्तापोऽयम्

તેમા વાયુના પ્રકોપને લીધે લમણામાં પુષ્કળ તોદ થાય છે, એટલે ફાટફાટ થાય છે એ ભ્રમરની વચ્ચેના ભાગમા અને લલાટમા પુષ્કળ પીડા થઈને જાણે એ અંગો પડી જતા હોય એવું થાય છે, કાનમા પીડા અને અવાજ થયા કરે છે, આંખો જાણે ખેંચીને બહાર કાઢી લેવામા આવતી હોય એવુ થાય છે, આખુ માથુ જાણે ભમી જાય છે અને સાધાઓમાથી છૂટુ પડી જતુ હોય એવું લાગે છે, માથામાં શિરાઓના જાળા તરી આવે છે, ડોક અને જડબા સ્તબ્ધ થઈ જાય છે, તેજ સહન થતું નથી, નાક ગળે છે, કઈ કારણ વિના ઘડીમા માથામા પીડા થાય છે અને ઘડીમા પીડા મટી જાય છે, માથુ દબાવવાથી, સ્નેહનથી, શેકથી અને માથુ બાધવાથી પીડા નરમ પડે છે આ શિરસ્તાપ (માથું દુખવાનો રોગ) છે

અર્ધાવભેદક (આધાશીશી)

अर्धे तु मूर्ध्न. सोऽर्धावभेदकः ॥७॥
पक्षात्कुप्यति मासाद्वा स्वयमेव च शाम्यति ।
अतिवृद्धस्तु नयनं श्रवणं वा विनाशयेत् ॥८॥

પણ એ (શિરસ્તાપ) અડધા (ગમે તે એક જ બાજુના) માથામા થાય ને અર્ધાવભેદક (આધાશીશી) રોગ છે આ રોગ પખવાડિયે પખવાડિયે કે મહિનેમહિને ઊભળે છે (થાય છે) અને પોતાની મેળે જ શમી જાય છે પણ જો એ રોગ બહુ વધી જાય તો આખ કે કાનનો (જોવાની કે સાંભળવાની શક્તિનો) નાશ કરે છે

પિત્તનો શિરસ્તાપ

शिरोभितापे पित्तोत्थे शिरोधूमायनं ज्वरः ।
स्वेदोऽक्षिदहन मूर्च्छा
निशि शीतैश्च मार्दवम् ॥ ९ ॥

પિત્તને લીધે થયેલા શિરસ્તાપમા (માથું દુખવાના રોગમાં) માથું જાણે ધુમાડાથી બળતુ હોય એવું થાય છે, તાવ આવે છે, માથે પરસેવો થાય છે, આંખો બળે છે, મૂર્છા આવે છે, ગત્રે અને ઠંડા ઉપચારથી માથુ નરમ પડે છે

કફનો શિરસ્તાપ

अरुचि. कफजे मूर्ध्नो गुरुस्तिमितशीतता ।
शिरानिस्पन्दताऽऽलस्य रुक्मन्दाऽ-
ह्न्यधिका निशि ॥ १० ॥
तन्द्रा शूनाक्षिकूटत्वं कर्णकण्डूयन वमि ।

કફથી થતા શિરસ્તાપ(માથાના દુખાવા)મા અરુચિ થાય છે, માથું ભારેભારે, સજડ અને ઠડુ હોય છે, શિરાઓ થડકતી નથી, આળસ આવે છે, દિવસે ચેન રહે છે, આંખનાં ખામણાં સૂજેલાં રહે છે, કાનમા ખણજ આવ છે અને ઊલટી (કે ઊબકા) થાય છે

લોહીનો શિરસ્તાપ

रक्तात् पित्ताधिकरुज

લોહીને લીધે માથુ દુખતું હોય ત્યારે પિત્તના શિરસ્તાપવાળી પીડાઓ વધારે પ્રમાણમા થાય છે

સન્નિપાતનો શિરસ્તાપ

सर्वै स्यात्सर्वलक्षण ॥ ११ ॥

ત્રણે દોષ અને લોહીને લીધે માથુ દુખતું હાય ત્યારે એ દરેકના છૂટાછૂટા લક્ષણો ભેગા હોય છે

કૃમિથી થતો માથાનો રોગ

सङ्कीर्णैर्भोजनैर्मूर्ध्नि क्लेदिते रुधिरामिषे ।
कोपिते सन्निपाते च जायन्ते मूर्ध्नि जन्तव ॥१२
शिरसस्ते पिबन्तोऽस्रं घोरा कुर्वन्ति वेदनाः ।
चित्तविभ्रशजननीर्ज्वरः कासो बलक्षय ॥ १३ ॥
रौक्ष्यशोफव्यधच्छेददाहस्फुरणपूतिताः ।
कपाले तालुशिरसोः कण्डू शोष प्रमीलकः ॥१४
ताम्राच्छसिङ्घाणकता कर्णनादश्च जन्तुजे ।

સકીર્ણ ભોજનોથી જ્યારે લોહી અને માસમા ક્લેદ થાય છે અને બધા દોષો કોપે છે, ત્યારે માથામાં કીડા પેદા થાય છે એ કીડા માથાનુ લોહી પીતાપીતાં ગાંડા બનાવી દે (ભાન ભુલાવી દે) એવી ભયંકર પીડા કરે છે, કૃમિથી થતા માથાના રોગમાં તાવ, ઉધરસ, બળનો નાશ, કપાળમા લુખાશ, સોજો, સોય ભોંક્યા જેવી પીડા, કપાતું હોય એવી પીડા, દાહ, થડકારા (ધબકારા), દુર્ગંધ, તાળવામા શોષ અને માથામા જડતા, તામ્રવર્ણું અને પાતળું લીંટ નીકળે તથા કાનમાં અવાજ થાય—એટલા લક્ષણો થાય છે

શિરઃકંપ

वातोल्बणाः शिरःकम्पं तत्संज्ञं कुर्वते मलाः ॥१५

વાયુ જેમા અધિક છે એવા દોષો માથાને ધુણાવ્યા કરે છે, તે શિરકંપ રોગ છે

શંખક

पित्तप्रधानैर्वाताद्यैः शङ्खे शोफः सशोणितैः ।
तीव्रदाहरुजारागप्रलापज्वरतृड्भ्रमाः ॥ १६ ॥
तिक्तास्यः पीतवदनः क्षिप्रकारी स शङ्खकः ।
त्रिरात्राज्जीवितं हन्ति सिध्यत्यप्याशु साधितः ॥१७

પિત્ત જેમા મુખ્ય હોય એવા ત્રણે દોષ અને લોહીના પ્રકોપને લીધે લમણા ઉપર સોજો, લમણામા તીવ્ર બળતરા, તીવ્ર પીડા, રતાશ, લવરી, તાપ, તરસ, ફેર, મો કડવુ રહે, ચહેરા પીળો થઈ જાય છે તે ઝટ મારી નાખે એવો શંખક રોગ છે તે રોગ ત્રણ રાત સુધીમા જીવ લે છે, પણ જો તરત ઉપાય કરવામા આવે તો મટી પણ જાય છે

સૂર્યાવર્ત

पित्तानुबद्धः शङ्खाक्षिभ्रूललाटेषु मारुतः ।
रुजं सस्पन्दनां कुर्यादनुसूर्योदयोदयाम् ॥ १८ ॥
आमध्याह्नं विवर्धिष्णुः क्षुद्वतः सा विशेषतः ।
अव्यवस्थितशीतोष्णसुखा शाम्यत्यतः परम् ॥१९॥
सूर्यावर्तः स

પિત્તના અનુબંધવાળો વાયુ લમણા, આંખ, ભમ્મર અને લલાટમા શિરાઓના થડકારાવાળી એવી પીડા કરે છે, કે જે સૂર્ય ઊગ્યા પછી શરૂ થાય છે, બપોર સુધી વધ્યા કરે છે, ખાસ કરીને ભૂખ્યા માણસને આ પીડા વધારે થાય છે, આ પીડામા ઠંડકથી રાહત રહે કે ગરમીથી તેનો કંઈ નિયમ રહેતો નથી, અને ત્યાર પછી (બપોર પછી) એ પીડા શમી જાય છે આ સૂર્યાવર્ત રોગ છે

इत्युक्ता दश रोगा शिरोगताः ।

આમ માથાના દશ રોગો કહ્યા

માથાની ખોપરીવાળા ભાગના નવ રોગો

शिरस्येव च वक्ष्यन्ते कपाले व्याधयो नव ॥२०॥

માથામા જ ખોપરીવાળા ભાગના નવ રોગો હવે કહેવામા આવશે

ઉપશીર્ષક

कपाले पवने दुष्टे गर्भस्थस्यापि जायते ।
सवर्णो नीरुजः शोफस्तं विद्यादुपशीर्षकम् ॥२१॥

ખોપરીવાળા ભાગમા જ્યારે વાયુ બગડે ત્યારે ગર્ભમા રહેલા બાળકને પણ (=ગર્ભમા રહેલાને અને જન્મેલાને) ચામડીના રંગનો, પીડા વિનાનો સોજો થાય છે તેને ઉપશીર્ષક રોગ જાણવો

પિટિકા, અર્બુદ, વિદ્રધિ

यथादोषोदयं ब्रूयात् पिटिकार्बुदविद्रधीन् ।

ફોલ્લી, અર્બુદ (અ કેન્સર) અને ગડ જે દોષના પ્રકોપને લીધે થયા હોય તે દોષના છે એમ કહેવુ

અરુંષિકા

कपाले क्लेदबहुलाः पित्तासृक्श्लेष्मजन्तुभिः ॥२२
कङ्कसिद्धार्थकनिभाः पिटिकाः स्युररुंषिकाः ।

ખોપરીવાળા ભાગમા પિત્ત, લોહી, કફ અને કૃમિને લીધે બહુ ક્લેદવાળી, કાગ અને સરસવ જેવી ફોલ્લીઓ થાય તે અરુંષિકા છે

દારુણક

कण्डूकेशच्युतिस्वापरौक्ष्यकृत् स्फुटनं त्वचः ॥२३॥
सुसूक्ष्मं कफवाताभ्यां विद्याद्दारुणकं तु तत् ।

કફ અને વાયુને લીધે માથાની ચામડીમા બહુ ઝીણા ચીરા પડે છે અને તેમા ખણજ આવે છે, વાળ ખરી પડે છે, ચામડી બહેરી અને લૂખી થઈ જાય છે. એ રોગને દારુણક રોગ જાણવો

ઇન્દ્રલુપ્ત (રુજ્યા, ચાયા, ઉંદરી)

रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम् ॥ २४ ॥
प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ।
रोमकूपान् रुणद्ध्यस्य तेनान्येषामसम्भवः ॥२५॥
तदिन्द्रलुप्तं रुज्यां च प्राहुश्चाचेति चापरे ।

વાયુ સાથ કોપેલુ પિત્ત માથાના વાળના છિદ્રોમા જઈને વાળને ખેરવી નાખે છે પછી લોહી અને કફ એના વાળના છિદ્રોને પૂરી દે છે તેથી એને બીજા (નવા) વાળ ઊગતા નથી આ રોગને ઇન્દ્રલુપ્ત (ઉંદરી) અને રુજ્યા કહે છે બીજા કેટલાક એને ચાચા (કે ચાઈ) કહે છે

ખાલિત્ય (માથામાં ટાલ)

खालतेरपि जन्मैवं शातनं तत्र तु क्रमात् ॥ २६ ॥

માથામા ટાલ પણ એ રીતે જ (ઇન્દ્રલુપ્તની માફક જ) પડે છે, પણ એમા વાળ ધીમેધીમે જતા રહે છે (ઇન્દ્રલુપ્તની માફક એકદમ જતા રહેતા નથી)

વાયુની, પિત્તની અને કફની ટાલ

सा वातादग्निदग्धाभा, पित्तात्स्विन्नसिरावृता ।
कफाद्घनत्वग्वर्णाश्च यथास्वं निर्दिशेत् त्वचि ॥२७

વાયુથી પડેલી તાલ દેવતાથી દાઝયા જેવી હોય છે, પિત્તથી પડેલી તાલ પરસેવાવાળી શિરાઓથી છવાયેલી હોય છે, કફને લીધે પડેલી તાલની ચામડી જાડી હોય છે અને કયા દોષથી પડેલી ટાલમાં ચામડીનો રંગ કેવો હોય છે તે, તે દોષથી થતા રંગ ઉપરથી કહેવુ

ત્રિદોષની તાલ, સાધ્યઅસાધ્ય

**दोषैः सर्वाकृति सर्वैरसाध्या सा नखप्रभा ।**
**दग्धाग्निनेव निर्लोमा सदाहा या च जायते ॥२८॥**

બધા દોષોથી પડેલી તાલમા બધા દોષોના લક્ષણ ભેગા હોય છે એની પ્રભા નખ જેવી હોય છે એ અસાધ્ય છે તથા જે તાલ પડે ત્યારથી જ જાણે અગ્નિથી બળેલી હોય એવી, રુવાટી વિનાની અને બળતરાવાળી હોય તે તાલ પણ અસાધ્ય છે

પલિત ( પળિયા, ધોળા વાળ )

**शोकश्रमक्रोधकृत शरीरोष्मा शिरोगत ।**
**केशान् सदोष पचति पलित सम्भवत्यत ॥२९॥**

શોક, થાકી જવાય એટલી મહેનત અને ક્રોધ કરનારના શરીરની ગરમી ઊંચે ચડીને, માથામા જઈને, દોષો સાથે ભળીને વાળને પકવે છે, તેથી પળિયા આવે છે

દરેક દોષના પલિતના લક્ષણ

**तद्वातात्स्फुटित श्याव स्वरं रूक्षं जलप्रभम् ।**
**पित्तात्सदाह पीताभ,**
**कफात् स्निग्ध विवृद्धिमत् ॥३०॥**
**स्थूल सुशुक्ल, सर्वैस्तु विद्याद्व्यामिश्रलक्षणम् ।**

વાયુને લીધે આવતા પળિયા ચિરાયેલા વાળવાળા, બદામી રંગના, ખર, લૂખા અને પાણી જેવી પ્રભાવાળા હોય છે, પિત્તને લીધે આવતાં પળિયાં બળતરાવાળા અને પીળા રંગના હોય છે, કફને લીધે આવતાં પળિયા સ્નિગ્ધ, વધતા, જાડાં અને બહુ ધોળાં હોય છે, અને ત્રણે દોષને લીધે આવતાં પળિયાં ત્રણે દોષનાં ભેગાં લક્ષણોવાળાં હોય છે

માથાની પીડાને લીધે થતો પલિતરોગ

**शिरोरुजोद्भव चान्यद्विवर्णं स्पर्शासहम् ॥३१॥**

માથાની પીડાને લીધે આવતા બીજા (દોષોના પળિયાથી જુદી જાતનાં) પળિયા વિચિત્ર રંગના અને સ્પર્શ સહન ન કરી શકે એવા હોય છે

સાધ્યઅસાધ્ય

**असाध्या सन्निपातेन खलति पलितानि च ।**

ત્રિદોષની તાલ અને ત્રિદોષનાં પળિયાં અસાધ્ય છે

ઘડપણના પળિયાં

**शरीरपरिणामोत्थान्यपेक्षन्ते रसायनम् ॥३२॥**

શરીરના ફેરફાર(ઘડપણ)ને લીધે આવતાં પળિયા રસાયન (ઉ અ ૩૯)ની આશા રાખે છે (ઘડપણને લીધે થતા ધોળા વાળ રસાયનનુ સેવન કરવાથી પાછા કાળા થઈ જાય છે )

इत्यष्टांगहृदये षष्ठे उत्तरस्थाने शिरोरोगविज्ञानीयो नाम त्रयोविंशोऽध्याय ॥२३॥

# અધ્યાય ૨૪ મો : માથાના રોગના ઉપાય

**अथात शिरोरोगप्रतिषेध व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षय ।**

હવે અમે માથાના રોગ મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

વાયુનો શિરસ્તાપ ( માથુ દુખવુ )

**शिरोभितापेऽनिलजे वातव्याधिविधिं चरेत् ।**

વાયુને લીધે માથું દુખતું હોય ત્યારે વાયુના રોગોના ઉપાય કરવા (ચિ અ. ૨૧)

**घृतमक्तशिरा रात्रौ पिबेदुष्णपयोऽनुप. ॥ १ ॥**
**माषान् कुलत्थान् मुद्गान् वा**
**तद्वत्खादेद् घृतान्वितान् ।**
**तैलं तिलानां कल्क वा क्षीरेण सह पाययेत् ॥**
**पिण्डोपनाहस्वेदाश्च मांसधान्यकृता हिता. ।**
**वातघ्नदशमूलादिसिद्धक्षीरेण सेचनम् ॥ ३ ॥**
**स्निग्ध नस्यं तथा धूम शिर श्रवणतर्पणम् ।**

રાતે માથે અભ્યંગ કરીને ઘી પીવું અને એના ઉપર ગરમ દૂધ પીવું, અથવા ઘી નાખીને અડદ, કળથી કે મગ તે જ પ્રમાણે ખાવા (અડદ વગેરે ખાઈને ઉપર ગરમ દૂધ પીવુ), અથવા ગરમ દૂધ સાથે તલનુ તેલ કે તલનો કલ્ક પાવો, માંસ ભેળવેલા ધાનથી બનાવેલા પિંડસ્વેદ અને ઉપનાહસ્વેદ કરવાથી ફાયદો થાય છે, વાયુ મટાડે એવાં દશમૂળ વગેરે ઔષધોના કલ્ક અને કવાથમા સિદ્ધ કરેલા દૂધની ધાર કરવી, સ્નેહન, નસ્ય, ધૂમપાન અને માથાનું તથા કાનનું તર્પણ કરવુ (માથામાં તેલ નાખવું અને કાનમાં તલ મૂકવું)

**वरणादौ गणे क्षुण्णे क्षीरमर्धोदक पचेत् ॥ ४ ॥**
**क्षीरावशिष्ट तच्छीत मथित्वा सारमाहरेत् ।**
**ततो मधुरकै सिद्धं नस्य तत् पूजित हरि ॥५॥**

વરણાદિ ગણનાં ઔષધોને અધકચરા ખાંડીને એમાં દૂધથી અર્ધું પાણી ઉમેરીને, ઉમેરેલું પાણી બળી જાય પણ દૂધ બાકી રહે ત્યા સુધી પકવવું તે ઠંડુ પડે ત્યારે તેને વલોવીને એના પર તરી આવતો સાર (માખણ) કાઢી લેવો પછી મધુર વર્ગનાં દ્રવ્યો સાથે પકવેલા (તાવેલા) એ માખણનું ઘી નસ્ય તરીકે પૂજાય છે.

**वर्गेऽत्र पक्वं क्षीरे च पेयं सर्पिः सशर्करम् ।**

૨ા (વરણાદિ) વર્ગના ઔષધોમા અને દૂધમાં પકવેલા ઘીમા સાકર નાખીને પીવું

**कार्पासमज्जा त्वङ्मुस्ता सुमनःकोरकाणि च ॥**
**नस्यमुष्णाम्बुपिष्टानि सर्वमूर्धरुजापहम् ।**

કપાસના બીની મીંજ, તજ, મોથ અને જાઈની કળીઓને ગરમ પાણી સાથે લસોટીને એનું નસ્ય લેવાથી માથાની બધી પીડા મટે છે

પિત્ત અને લોહીના અનુબંધવાળો
વાયુનો શિરસ્તાપ

**शर्कराकुङ्कुमशृतं घृतं पित्तासृगन्वये ॥ ७ ॥**

પિત્ત અને લોહી અનુબંધી હોય ત્યારે સાકર અને કેસર નાખીને ઉકાળેલું દૂધ પીવાથી ફાયદો થાય છે (દૂધ ઉકાળવું એટલે દૂધને કઢવું નહિ, પણ દૂધમા દૂધ જેટલું પાણી નાખીને નાખેલુ પાણી બળી જાય અને અસલ દૂધ બાકી રહે ત્યાસુધી ઉકાળવું)

**प्रलेपः सघृतैः कुष्ठकुटिलोत्पलचन्दनैः ।**

ઉપલેટ, તગર, કાળું કમળ અને સુખડના કલ્કમા ઘી ભેળવીને માથે લેપ કરવો.

**वातोद्रेकभयाद्रक्तं न चास्मिन्नवसेचयेत् ॥ ८ ॥**

અને એમાં (વાયુના શિરસ્તાપમા) લોહી કાઢવું નહિ, કેમ કે લોહી કાઢવાથી વાયુનું જોર વધી પડવાનો ભય ઊભો થાય છે

**इत्यशान्तौ चले दाहः कफे चेष्टो यथोदितः ।**

આમ કરવાથી માથું દુખતું ન મટે તો વાયુથી થતા માથાના દુખાવામાં અને કફથી થતા માથાના દુખાવામા મૂ ૩૦/૪૧, ૪૧॥ માં કહ્યા પ્રમાણે ડામ દેવો એ ઇચ્છવા યોગ્ય છે

અર્ધાવભેદક (આધાશીશી)

**अर्धावभेदकेऽप्येषा तथा दोषान्वयात्क्रिया ॥९॥**

આધાશીશીમાં પણ આ (વાયુના શિરસ્તાપની) ક્રિયા તથા જે દોષનો અનુબંધ હોય તે દોષને મટાડે એ ક્રિયા કરવી.

**शिरीषबीजापामार्गमूलं नस्यं विडान्वितम् ।**
**स्थिरारसो वा, लेपे तु प्रपुन्नाटोऽम्लकल्कितः ॥**

સરસડાનાં બી અને અઘેડાના મૂળના ચૂર્ણમા બિડલવણ ભેળવીને એનું નસ્ય આપવું અથવા ગધી સમેરવાના ક્વાથનું નસ્ય આપવુ, પણ કાંજી સાથે લસોટેલા કુવાડિયાનો લેપ કરવો

સૂર્યાવર્ત

**सूर्यावर्तेऽपि तस्मिंस्तु सिरयाऽपहरेदसृक् ।**

સૂર્યાવર્ત રોગમાં પણ (શ્લોક ૯, ૯ા, ૧૦ વાળી ક્રિયા કરવી), પણ એમા (સૂર્યાવર્તમા) ફસ ખોલીને લોહી કાઢવું

પિત્તનો શિરસ્તાપ

**शिरोभितापे पित्तोत्थे**
**स्निग्धस्य व्यधयेत्सिराम् ॥११॥**
**शीताः शिरोमुखालेपसेकशोधनवस्तयः ।**
**जीवनीयघृते क्षीरसर्पिषी पाननस्ययोः ॥ १२॥**

પિત્તથી માથું દુખતું હોય ત્યારે દરદીનું સ્નેહન કરીને એની ફસ ખોલવી. માથા ઉપર ઠંડા મુખાલેપ, ઠંડા સેચન, ઠંડા શોધન અને ઠંડી બસ્તિ આપવી, અને જીવનીય વર્ગના ઔષધોમા સિદ્ધ કરેલાં દૂધ અને ઘી પીવા માટે અને નસ્ય તરીકે આપવાં.

લોહીનો શિરસ્તાપ, શંખક

**कार्यं रक्तजेऽप्येतत् प्रत्याख्याय च शङ्खके ।**

લોહીથી માથું દુખતું હોય ત્યારે પણ એ (પિત્તના શિરસ્તાપના) ઉપાય કરવા અને શંખક રોગમા નહિ મટે એવું સાફ જણાવીને પિત્તના શિરસ્તાપના ઉપાય કરવા

કફથી શિરસ્તાપ

**श्लेष्माभितापे जीर्णाज्यस्नेहितं छर्दयेदनु ॥**
**स्वेदप्रलेपनस्याद्याः रूक्षतीक्ष्णोष्णभेषजैः ।**
**शाम्यन्ते चोपवासोऽत्र**

કફને લીધે માથું દુખતું હોય ત્યારે જૂના ઘીથી દરદીનું સ્નેહન કરીને નીચે દર્શાવેલ વમન કરાવવું. આ રોગમાં લૂખાં, તીક્ષ્ણ અને ગરમ ઔષધો વડે શેક, ગરમ લેપ વગેરે કરવું અને લંઘન ઉપવાસ કરાવવા તે વખણાય છે

સન્નિપાતનો શિરસ્તાપ

**निचये मिश्रमाचरेत् ॥ १४ ॥**

ત્રણે દોષ અને લોહીને લીધે માથું દુખતું હોય તો ત્રણે દોષના અને લોહીના શિરસ્તાપની ક્રિયા મિશ્ર (ઉપાય) કરવી.

કૃમિથી થતો શિરસ્તાપ

कृमिजे शोणितं नस्य तेन मूर्च्छन्ति जन्तव. ।
मत्ता शोणितगन्धेन
निर्यान्ति घ्राणवक्त्रयो ॥ १५ ॥
सुतीक्ष्णनस्यधूमाभ्या कुर्यान्निर्हरण तत. ।

માથામા કીડા થયા હોય તેને લીધે માથુ દુખતુ હોય ત્યારે (કીડાનો ઉત્ક્લેશ કરવાને અને એમને નસકોરા ને મો તરફ આકર્ષવા માટે) લોહીનુ નસ્ય આપવુ તે લોહીના નસ્યથી કીડા(જીવડા)ને મૂર્છા ચડે છે લોહીની ગધથી મદમા આવેલા કીડા દરદીને પુષ્કળ તીક્ષ્ણ નસ્ય અને ધૂમપાન કરાવવાથી નાકમાથી અને મોમાથી બહાર નીકળે છે (નસકોરા આગળ અને મો આગળ આવીને ભેગા થાય છે અને બહાર નીકળે છે) પછી (જો કીડા પોતાની મેળે ન નીકળે તેને કૂર્ચક વગેર શસ્ત્રથી) બહાર કાઢવા.

विडङ्गस्वर्जिकादन्तीहिङ्गुगोमूत्रसाधितम् ॥१६॥
कट्वनिम्बेङ्गुदीपीलुतैलं नस्य पृथक् पृथक् ।

વાવડિગ, સાજીખાર, નેપાળો, હિંગ અને ગાયના મૂતરમા સિદ્ધ કરેલું સરસિયું, લીમડાનુ તેલ, ઇન્ગોરિયાનું તેલ અને પીલુડીનુ તેલ—એ દરેક તેલનુ જુદુજુદુ (એમાંથી ગમે તે એક તેલનુ) નસ્ય આપવુ

अजामूत्रयुत नस्य कृमिजित् कृमिजित्परम् ॥

વાવડિગને બકરીના મૂતરમા પલાળી રાખીને એનું નસ્ય આપવું તે માથામાના જીવડા મટાડવાનો ઉત્તમ ઉપાય છે

पूतिमत्स्ययुतै कुर्याद् धूम नावनभेषजै ।

નસ્ય માટે જે ઔષધો (શ્લોક ૧૬ા થી ૧૭ા) વાપરવાના કહ્યા છે તેમા પૂતિમત્સ્ય નાખીને એના વડે ધૂમપાન કરવુ (પૂતિમત્સ્ય=બગડીને ગધાયેલું થઈ ગયેલું—બન્ધુ)

कृमिभ पीतरक्तत्वाद्रक्तमत्र न निर्हरेत् ॥१८॥

આ રોગમાં કીડા(જીવડા)ઓ લોહી પીતું હોવાથી લોહી કાઢવુ નહિ

શિરકપ

वातामितत्वविहित कम्पे दाहाहिना क्रम ।

શિરપકપ રોગમા પણ વાત નિવારણના વાયુના શિરસ્તાપના બધા ઉપાય કરવા.

ઉપશીર્ષક

नवे जन्मोत्तर जाते योजयेदुपशीर्षके ॥ १९ ॥
वातव्याधिक्रियां, पक्वे कर्म विद्रधिवोदितम् ।

ઉપશીર્ષક રોગ નવો (તરતનો) થયેલો હોય અને દરદી જન્મ્યા પછી થયો હોય તો વાયુના રોગો માટેના ઉપાય કરવા ઉપશીર્ષક પાકે ત્યારે વિદ્રધિ માટે કરવાને કહેલી ક્રિયા કરવી

માથાનાં વિદ્રધિ, પિટિકા અને અર્બુદ

आमपक्वे यथायोग्य विद्रधीपिटिकार्बुदे ॥ २० ॥

માથાના વિદ્રધિ, પિટિકા અને અર્બુદ કાચા હોય, ત્યારે કાચા વિદ્રધિ માટે કરવાની ક્રિયા કરવી અને પાકા હોય ત્યારે પાકેલા વિદ્રધિ માટે કરવાની ક્રિયા કરવી

અરુંષિકા

अरुंषिका जलौकोभिर्हृतास्रा निम्बवारिणा ।
सिक्ता प्रभूतलवणैर्लिम्पेदश्वशकृद्रसै ॥ २१ ॥
पटोलनिम्बपत्रैर्वा सहरिद्रै सुकल्कितै ।
गोमूत्रजीर्णपिण्याककुक्कुटाकुमलैरपि ॥ २२ ॥

જળો મુકાવીને અરુંષિકામાથી લોહી કઢાવીને, લીમડાના રસ (કે કવાથ) વડે અરુંષિકા ઉપર સેચન કરીને, ઘોડાની લાદના રસમા પુષ્કળ સૈંધવ નાખીને એનો લેપ કરવો અથવા પટોળના પાદડા, લીમડાનાં પાદડા અને હળદરને ખૂબ લસોટીને કરેલા કલ્કનો લેપ કરવો અથવા ગાયનુ મૂતર, જૂનો ખોળ અને કૂકડાની હગારને ખૂબ લસોટીને કરેલા કલ્કનો પણ લેપ કરવો.

कपालभृष्टकुष्ठ वा चूर्णित तैलसयुतम् ।
रुचिकालेपन कण्डूक्लेददाहार्तिनाशनम् ॥२३॥

માટીની ઠીબમા શેકેલા ઉપલેટના ચૂર્ણમા તેલ ભેળવીને એનો લેપ અરુંષિકા ઉપર કરવાથી ખજવાળ, ક્લેદ, બળતરા ને પીડા મટી જાય છે

ચાઈ (ઉંદરી) અને અરુંષિકાનો ઉપાય

मालतीचित्रकाश्वघ्ननक्तमालप्रसाधितम् ।
चाचारुंषिकयोस्तैलमभ्यङ्ग क्षुरघृष्टयो ॥ २४ ॥

ચાઈ (ઉંદરી) અને અરુંષિકા ઉપર અસ્ત્રો ઘસીને પછી ચમેલી, ચિત્રો ધોળી કણેર અને કરજી વડે સિદ્ધ કરેલા તેલ વડે માલીશ કરવો.

महान्तौ शिरस शुद्धय यतेत वमनादिभि ।

આ બધું કરવા છતાં પણ જો ન મટે તો વમન વગેરેથી માથાનું શોધન કરવાનો યત્ન કરવો.

દારુણક

विरेचितं दारुणके
स्नाताय्यां, शीर्षेऽभ्यङ्गम् ॥२५॥

नावनं मूर्धबस्ति च, लेपयेच्च समाक्षिकैः ।
प्रियालबीजमधुककुष्ठमाषैः ससर्षपैः ॥ २६ ॥
लाक्षाशम्याकपत्रैडगजधात्रीफलैस्तथा ।
कोरदूषतृणक्षारवारिप्रक्षालनं हितम् ॥ २७ ॥

દારુણક રોગમાં લલાટની શિરા ખોલવી, રોજ માથું ધોવું, નસ્ય લેવું અને શિરોબસ્તિ લેવી, ચારોલી દાણા, જેઠીમધ, ઉપલેટ, અડદ અને સરસવના કલ્કમાં મધ નાખીને એના વડે લેપ કરવો, તથા લાખ, ગરમાળો, તમાલપત્ર, કુવાડિયો અને આમળાંના કલ્કમાં મધ નાખીને એના વડે લેપ કરવો, તથા કોદરાની પરાળમાંથી બનાવેલા ક્ષારના પાણીથી ધોવું

ઇન્દ્રલુપ્ત (=ઉંદરી)

इन्द्रलुप्ते यथासन्नं सिरां विद्ध्वा प्रलेपयेत् ।
प्रच्छाय गाढं कासीसमनोह्वातुत्थकोषणैः ॥२८॥
वन्यामरतरुभ्यां वा गुञ्जामूलफलैस्तथा ।
तथा लाङ्गलिकामूलैः करवीररसेन वा ॥ २९ ॥
सक्षौद्रक्षुद्रवार्ताकस्वरसेन रसेन वा ।
धत्तूरकस्य पत्राणां भल्लातकरसेन वा ॥ ३० ॥
अथवा माक्षिकहविस्तिलपुष्पत्रिकण्टकैः ।

ઉંદરીરોગમાં રોગવાળા ભાગની પાસેની શિરા ખોલીને લોહી કાઢ્યા પછી ઉંદરીવાળા ભાગ ઉપર ઊંડા ઉઝરડા કરીને હીરાકસી, મનઃશીલ, મોરથુથુ અને મરીનો લેપ કરવો, મોથ (કૈવર્તક મોથ) અને દેવદારનો લેપ કરવો, તથા ચણોઠીના મૂળ અને ફળનો લેપ કરવો, તથા જળપીપરના મૂળનો લેપ કરવો, અથવા કણેરના રસનો લેપ કરવો, અથવા મધ સાથે ભોરીંગણીના સ્વરસનો લેપ કરવો, અથવા ધતૂરાના પાંદડાના સ્વરસનો લેપ કરવો, અથવા ભિલામાના રસનો લેપ કરવો અથવા મધ, ઘી, તલના ફૂલ અને ગોખરુનો લેપ કરવો

तैलाक्ता हस्तिदन्तस्य मषी चात्रौषधं परम् ॥३१

હાથીદાંતની મસીને તેલમાં કાલવીને ચોપડવી. એ ઇન્દ્રલુપ્તનું ઉત્તમ ઔષધ છે

शुक्ररोमोद्गमे तद्वन्मषी मेषविषाणजा ।

જો ઉંદરીવાળા ભાગમાં ધોળા વાળ ઊગે તો ઘેટાના શીંગડાની મસીને તે જ પ્રમાણે (તેલમાં કાલવીને) ચોપડવી એ ઉત્તમ ઔષધ છે

ઉંદરીમાં અપથ્ય

वर्जयेद्वारिणा सेकं यावद्रोमसमुद्भवः ॥ ३२ ॥

વાળ ન ઊગે ત્યાં સુધી (માથે) પાણી રેડવું નહિ.

ખલતિ, પલિત, વલી (કરચલીઓ) અને હરિલ્લોમ (=હરિત રંગના વાળ થઈ જવાનો રોગ)

खलतौ पलिते वल्यां हरिल्लोम्नि च शोधितम् ॥
नस्यवक्त्रशिरोभ्यङ्गप्रदेहैः समुपाचरेत् ॥ ३३ ॥

ટાલ, પળિયાં, કરચલીઓ અને વાળ હરિત રંગના થઈ જાય—એ ચાર રોગોમાં દરદીનું શોધન કરીને એને નસ્ય, મોઢે અભ્યંગ અને જાડા લેપ તથા માથે અભ્યંગ અને જાડા લેપના ઉપચાર કરવા

सिद्धं तैलं बृहत्याद्यैर्जीवनीयैश्च नावनम् ।
मासं वा निम्बजं तैलं क्षीरभुङ्नावयेद्यतिः ॥३४

બૃહત્યાદિ ગણ અને જીવનીય ગણના ઔષધોથી સિદ્ધ કરેલા તેલનું નસ્ય આપવું અથવા લીમડાના તેલનું નસ્ય એક મહિના સુધી લેવું દરદીએ દૂધ પીને રહેવું અને સંયમ (બ્રહ્મચર્ય) પાળવો (એકલા દૂધ ઉપર રહેનારે પાણી પીવાનું તદ્દન બંધ કરવું)

नीलीशिरीषकोरण्टभृङ्गस्वरसभावितम् ।
शैलवक्षतिलरामाणां बीजं काकाण्डकीसमम् ॥३५॥
पिष्ट्वाऽजपयसा लोहाल्लिप्तादर्कांशुतापितात् ।
तैलं स्रुतं क्षीरभुजो नावनात् पलितान्तकृत् ॥ ३६

ગળી, સરસડો, કાંટાશેળિયો અને ભાંગરો એમના સ્વરસમાં (કે ક્વાથમાં) ગૂંદાં, બહેડાં, તલ અને કાંગ એ ચારનાં બી અને એ ચારેનાં બી જેટલા જ વજનની માલકાંકણી એ પાંચેને (ઉપર કહેલા સ્વરસ કે ક્વાથમાં) ભાવના દઈને પછી એને બકરીના મૂતર સાથે લસોટીને લોખંડના વાસણ ઉપર એ ચોપડીને એ વાસણને તડકે મૂક્યા પછી એ વાસણ તપે ત્યારે એમાંથી જે તેલ ટપકે તેને ઝીલી લઈને એ તેલનું નસ્ય લેવાથી અને સાથે ફક્ત દૂધ પીને રહેવાથી પળિયાં મટી જાય છે (ધોળા વાળ મટીને કાળા થાય છે)

क्षीरात्साहचराद् भृङ्गरजसः सौरसाद्रसात् ।
प्रस्थैस्तैलस्य कुडवः सिद्धो यष्टीपलान्वितः ॥३७॥
नस्यं शैलासने भाण्डे शृङ्गे मेषस्य वा स्थितः ।

બકરીનું એક પ્રસ્થ દૂધ, કાંટાશેળિયાનો એક પ્રસ્થ રસ, ભાંગરાનો એક પ્રસ્થ રસ, તુલસીનો એક પ્રસ્થ રસ એ ચારે રસમાં એક કુડવ તેલ સિદ્ધ કરીને એમાં એક પલ જેઠીમધ નાખીને પથ્થરના કે બીઆના લાકડાના વાસણમાં કે ઘેટાના શીંગડામાં ભરી રાખેલું એ તેલ નસ્ય તરીકે આપવું

क्षीरेण श्लक्ष्णपिष्टौ वा दुग्धिकाकरवीरकौ ॥३८॥
उत्पाट्य पलितं देयावाशये पलितापहौ ।

અથવા દૂધી અને કલેર એ બેને ગાયના દૂધમા ખૂબ બારીક લસોટીને એ લેપ ઉખાડી નાખેલા (ચૂંટી કાઢેલા) ધોળા વાળના ખાલી છિદ્રો ઉપર મૂકવાથી પળિયાનો નાશ થાય છે (પહેલા ધોળા વાળ ઉખેડી કાઢવા અને પછી એ વાળવાળી જગાએ ઉપર કહેલી દવા મૂકવી.)

**क्षीरं प्रियालं यष्ट्याह्वं जीवनीयो गणस्तिलाः ॥३९**
**कृष्णाः प्रलेपो वक्त्रस्य हरिल्लोमवलीहितः ।**

ગાયનુ દૂધ, ચારોળી, જેઠીમધ, જીવનીય ગણના ઔષધો, અને કાળા તલ એટલી વસ્તુઓનો જાડો લેપ મો (ચહેરા) ઉપર કરવાથી હરિલ્લોમ (વાળ હરિત રંગના થઈ જવાનો રોગ) અને કરચલીઓ પડવાના રોગમા ફાયદો કરે છે

વાળ વધારવાનો અને રંગવાનો ઉપાય

**तिलाः सामलकाः पद्मकिञ्जल्को मधुकं मधु ॥४०॥**
**बृंहयेद्रञ्जयेच्चैतत् केशान् मूर्धप्रलेपनात् ।**

તલ, આમળા, કમળની અંદરનુ કેસર (તાંતણા), જેઠીમધ અને મધ—એટલી વસ્તુઓનો લેપ માથે કરવાથી વાળ વધે છે અને રંગાય છે

વાળ વધારવાનો ઉપાય

**मांसी कुष्ठं तिला कृष्णाः सारिवानीलमुत्पलम् ॥४१**
**क्षौद्रं च क्षीरपिष्टानि केशसंवर्धनं परम् ।**

જટામાસી, ઉપલેટ, કાળા તલ, ઉપલસરી, કાળુ કમળ અને મધ—એટલી વસ્તુઓને ગાયના દૂધ સાથે લસોટીને માથે લેપ કરવો એ વાળ વધારવાના ઉત્તમ ઉપાય છે

**मयोरजो भृङ्गरजस्त्रिफला कृष्णमृत्तिका ॥४२॥**
**स्थितमिक्षुरसे मासं समूलं पलितं रजेत् ।**

લોખંડનો ભૂકો, ભાંગરો, ત્રિફળા, કાળી માટી (જ સીરાકસી)—એ બધાને એક મહિના સુધી શેરડીના રસમા રાખી મૂકીને પછી એનો માથે લેપ કરવાથી ધોળા વાળ રંગાઈ જાય છે

**माषकोद्रवधान्याम्लैर्यवागूस्त्रिदिनोषिता ॥४३॥**
**लोहशुक्लोत्कटा पिष्टा बलाकामपि रञ्जयेत् ।**

અડદ, કોદરા અને ધાન્યામ્લની બનાવેલી યવાગૂને ત્રણ દિવસ રાખી મૂકીને એમા ભારોભાર લોઢાનું ચૂર્ણ અને કાંજી નાખીને બધુ ભેગુ લસોટીને લેપ કરવાથી બગલીને પણ રંગ ચઢે છે

માથાના બધા રોગોનો ઉપાય

**प्रपौण्डरीकमधुकपिप्पलीचन्दनोत्पलैः ॥४४॥**
**सिद्धं धात्रीरसे तैलं नस्येनाभ्यञ्जनेन च ।**
**सर्वान् मूर्धगदान् हन्ति पलितानि च शीलितम् ॥४५**

કમળ, જેઠીમધ, પીપર, સુખડ, કાળુ કમળ એટલાના કલ્ક સાથે આમળાના રસમા સિદ્ધ કરેલુ તેલ નસ્ય અને અભ્યંગ તરીકે રોજ વાપરવાથી માથાના બધા રોગો તથા પળિયા મટે છે

ગળાની હાંસડીથી ઉપરના ભાગના
રોગોનો ઉપાય

**वरीजीवन्तिनिर्यासपयोभिर्यमकं पचेत् ।**
**जीवनीयैश्च तन्नस्यं सर्वजत्रूर्ध्वरोगजित् ॥४६॥**

શતાવરી અને જીવંતીના રસ અને ગાયના દૂધ સાથે જીવનીય ગણના ઔષધોનો કલ્ક નાખીને યમક સ્નેહ પકાવવો એ યમક સ્નેહનુ નસ્ય લેવાથી ગળાની હાંસડીથી ઉપરના ભાગના બધા રોગ મટે છે

માયૂર ઘી

**मयूरं पक्षपित्तान्त्रपादविट्तुण्डवर्जितम् ।**
**दशमूलबलारास्नामधुकैस्त्रिपलैर्युतम् ॥४७॥**
**जले पक्त्वा घृतप्रस्थं तस्मिन् क्षीरसमं पचेत् ।**
**कल्कितैर्मधुरद्रव्यैः सर्वजत्रूर्ध्वरोगजित् ॥४८॥**
**तदभ्यासीकृतं पानबस्त्यभ्यञ्जननावनैः ।**

પાંખો, પિત્ત, આંતરડા, પગ, અઘાર અને ચાંચ એટલી વસ્તુઓ મોરના શરીરમાથી કાઢી નાખ્યા પછી બાકી રહેલા મોરના શરીરમા ત્રણ ત્રણ પલ દશમૂળ, બળબળા, રાસ્ના અને જેઠીમધ નાખવા પછી એ બધાનો પાણીમા (એક દ્રોણ પાણીમા) કવાથ કરવો એ કવાથમા મધુર દ્રવ્યો (જીવનીય ગણના દ્રવ્યો)ના કલ્ક નાખીને દૂધ જેટલુ જ (એક પ્રસ્થ દૂધ નાખી) એક પ્રસ્થ ઘી પકાવવુ રોજ એ ઘીનો પીવા માટે તથા બસ્તિ, અભ્યંગ અને નસ્ય તરીકે ઉપયોગ કરવાથી ગળાની હાંસડીથી ઉપરના ભાગના બધા રોગ મટે છે

મહામાયૂર ઘી

**एतेनैव कषायेण घृतप्रस्थं विपाचयेत् ॥४९॥**
**चतुर्गुणेन पयसा कल्कैरेभिश्च कार्षिकैः ।**
**जीवन्तीत्रिफलामेदामृद्वीकर्द्धिपरूषकैः ॥५०॥**
**समङ्गाचविकाभार्गीकाश्मरीकर्कटाह्वयैः ।**
**आत्मगुप्तामहामेदातालखर्जूरमस्तकैः ॥५१॥**
**मृणालबिसखर्जूरयष्टीमधुकजीवकैः ।**
**शतावरीविदारीक्षुबृहतीसारिवायुगैः ॥५२॥**
**मूर्वाश्वदंष्ट्रर्षभकशृङ्गाटककशेरुकैः ।**
**रास्नास्थिरातामलकीसूक्ष्मैलाशठिपौष्करैः ॥५३॥**

**पुनर्नवालवल्लीरीकाकोलीधन्वयासकैः ।**
**मधूकास्फोटवातामसुञ्जाताभिपुकैरपि ॥ ५४ ॥**
**महामायूरमित्येतन्मायूरादधिकं गुणैः ।**
**धात्विन्द्रियस्वरभ्रंशश्वासकासार्दितापहम् ॥५५॥**
**योन्यसृक्शुक्रदोषेषु शस्तं वन्ध्यासुतप्रदम् ।**

એ જ ક્વાથથી (શ્લોક ૪૬ા, ૪૭ મા કહેલી વસ્તુઓના ક્વાથથી) તથા ઘી કરતાં ચારગણા ગાયના દૂધથી તથા રોહી, ત્રિફળા, મેદા, કાળી દ્રાક્ષ, ઋદ્ધિ, ફાલસાં, મજીઠ, ચવક, ભારંગ, શીવણી, કાકડાશીંગ, ડોડા, મહામેદા, તાડનુ માથુ (તાડની ડાળીનો પૂંછડાનો ભાગ), ખજૂરીની ડાળીનો પૂંછડાનો ભાગ કમળના કુમળા મૂળ, કમળની કુમળી દાંડી, ખજૂર, જેઠીમધ, જીવક, શતાવરી, ભોયકોળુ, રોહી, બેઠી ભોંયરીંગણી, ઊભી ભોંરીંગણી, બન્ને સારિવા, મોરવેલ, (મૂર્વેલ) ગોખરુ, ઋષભક, શિગોડા, કમેલા, રાસ્ના, આમગરો, ભોરંગણી, ગોળી રોલચી, પટકચૂરો, પુષ્કરમૂળ, આટોડી, વશલોચન, કાકોલી, ધમાસો, મહુડા, રાખ નટ, બદામ, મુંજ અને અભિપુક્—એટલા ઔષધોમાંથી દરેક ઔષધ એકરોક કર્ષ લઈને એ બધાના કલ્ક સાથે પકવેલુ આ પ્રસ્થ ઘી મહામાયૂર ઘી કહેવાય છે એ ગુણમા માયૂર ઘીથી ચઢિયાતુ છે તથા એ (મહામાયૂર ઘી) ધાતુઓનો, ઇન્દ્રિયોનો તથા સ્વરનો નાશ મટાડે છે, દમ, ઉધરસ અને અર્દિતો વા મટાડે છે, યોનિ રોગ, લોહીના દોષ તથા વીર્યના દોષ મટાડવામાં એ વખણાય છે તથા વાંઝણીને પુત્ર આપે છે

**आखुभिः कुक्कुटैर्हंसैः शशैश्चेति प्रकल्पयेत् ॥५६॥**

જે રીતે મોરનુ ઘી બનાવવાનુ ઉપર કહ્યુ તે જ રીતે મોરને બદલે ઉંદર, કૂકડા, હંસ અને સસલાના ઉપયોગ કરીને ઘી બનાવવુ

ગળાની હાંસડીથી ઉપરના ભાગના ૨૩૧ રોગ

**जत्रूर्ध्वजातानां व्याधीनामेकत्रिंशच्छतद्वयम् ।**
**परस्परमसङ्कीर्णं विस्तरेण प्रकाशितम् ॥ ५७ ॥**

ગળાની હાંસડીથી ઉપરના ભાગમા થતા ૨૩૧ રોગો એકબીજાથી તદ્દન અલગ અલગ વિસ્તારથી સમજાવ્યા છે

(આંખના રોગ ૯૪, કાનના રોગ ૨૫, નાકના રોગ ૧૮, મોના રોગ ૭૫, માથાના રોગ ૧૯=૨૩૧)

હાંસડીથી ઉપરના ભાગના રોગની તરત ચિકિત્સા કરવાનું કારણ

**ऊर्ध्वमूलमधः शाखमृषयः पुरुषं विदुः ।**
**मूलप्रहारिणस्तस्माद् रोगान् शीघ्रतरं जयेत् ॥५८॥**

ઋષિઓ જાણે છે કે પુરુષ(માણસ)નું મૂળ ઊંચે છે અને એની શાખાઓ નીચે છે, માટે મૂળ (હાંસડીથી ઉપરનો ભાગ) ઉપર પ્રહાર કરનારા રોગોને બહુ જલદીથી મટાડવા.

**सर्वेन्द्रियाणि येनास्मिन् प्राणा येन च संश्रिताः ।**
**तेन तस्योत्तमाङ्गस्य रक्षायामादृतो भवेत् ॥ ५९ ॥**

બધી ઇન્દ્રિયો અને પ્રાણ એમાં (માથામાં) રહેલા છે તેથી એ માથાની રક્ષા કરવામા ધ્યાન દેવું

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने शिरोरोगप्रतिषेधो नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૫ મો : વ્રણ(ગૂમડું, ઘા)ના ઉપાય

**अथातो व्रणप्रतिषेधं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે વ્રણ (ગૂમડુ, ઘા) મટાડવાના ઉપાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

નિજ, આગંતુ, દુષ્ટ અને શુદ્ધ વ્રણ

**व्रणो द्विधा निजागन्तुदुष्टशुद्धविभेदतः ।**
**निजो दोषैः शरीरोत्थैरागन्तुर्बाह्यहेतुजः ॥ १ ॥**
**दोषैरधिष्ठितो दुष्टः शुद्धस्तैरनधिष्ठितः ।**

નિજ વ્રણ અને આગંતુ વ્રણ, દુષ્ટ વ્રણ અને શુદ્ધ વ્રણ એ વિભાગ(વર્ગીકરણ)ને હિસાબે વ્રણ બે પ્રકારના છે શરીરમા ઉત્પન્ન થયેલા દોષોને લીધે થતો વ્રણ નિજ વ્રણ છે, શરીરની બહારના કારણથી થતો વ્રણ આગંતુ વ્રણ છે, જે વ્રણમાં (કોપેલા) દોષો રહેલા હોય તે દુષ્ટવ્રણ છે અને જે વ્રણમાં દોષો નથી હોતા તે શુદ્ધ વ્રણ છે

દુષ્ટ વ્રણનાં લક્ષણ

**संवृतत्वं विवृतता काठिन्यं मृदुताऽति वा ॥ २ ॥**
**अत्युत्सन्नावसन्नत्वमत्यौष्ण्यमतिशीतता ।**
**रक्तत्व पाण्डुता कार्ष्ण्यं पूतिपूयपरिस्रुतिः ॥ ३ ॥**
**पूतिमांससिरास्नायुच्छन्नतोत्सङ्गिताऽतिरुक् ।**
**संरम्भदाहश्वयथुकण्ड्वादिभिरुपद्रुतः ॥ ४ ॥**
**दीर्घकालानुबन्धश्च विद्याद् दुष्टव्रणाकृतिम् ।**

વ્રણ બહુ સાંકડો, બહુ પહોળો, બહુ કઠણ, બહુ મૃદુ, બહુ ઉપસેલો, બહુ બેસી ગયેલો (ઊંડો ભાગ

વાળો, ખાડા પડી ગયેલો), બહુ ગરમ, બહુ ઠંડો, લાલ, ધોળો, કાળો, ગધાતુ પરુ નીકળે એવો, ગધાતા માસ, શિરાઓ અને સ્નાયુઓથી છવાયેલો, બહુ પીડાવાળો, ઊભરાઈ રહે, બળતરા, સોજો, ખણજ વગેરે ઉપદ્રવોવાળો, લાંબા વખત સુધી ચાલે એવો (રુઝાય નહિ એવો) હોય એ દુષ્ટ વ્રણના લક્ષણ જાણવા

દુષ્ટ વ્રણના પ્રકાર

**स पञ्चदशधा दोषैः सरक्तैः**

એ (દુષ્ટ વ્રણ) લોહી સાથે દોષોને લીધે પદર પ્રકારનો છે (વાયુનો, પિત્તનો, કફનો, વાતપિત્તનો, વાતકફનો, પિત્તકફનો, ત્રિદોષનો, રક્તવાતનો, રક્તપિત્તનો, રક્તકફનો, રક્તવાતપિત્તનો, રક્તવાતકફનો, રક્તપિત્તકફનો, રક્તવાતપિત્તકફનો અને એકલા રક્તનો એમ કુલ ૧૫ પ્રકાર છે)

વાયુનો દુષ્ટ વ્રણ

**तत्र मारुतात् ॥५॥**
**श्यावः कृष्णोऽरुणो भस्मकपोतास्थिनिभोऽपि वा ।**
**मस्तुमांसपुलाकाम्बुतुल्यतन्वल्पसस्रुतिः ॥ ६ ॥**
**निर्मांसस्तोदभेदाढ्यो रूक्षश्चटचटायते ।**

તેમાં (પદર પ્રકારમાથી) વાયુને લીધે થતો દુષ્ટ વ્રણ બદામી રંગનો, કાળો, આછો લાલ અથવા રખિયા, કબૂતર અને હાડકા જેવો, દહીંમાથી છૂટતુ પાણી, માસનુ પાણી અને ભાતના ઓસામણ જેવી પાતળી અને થોડી રસી નીકળે એવો, માસ વિનાનો પુષ્કળ તોદ અને ભેદવાળો, લૂખો અને 'ચટ' 'ચટ' એવો અવાજ થાય એવો હોય છે

પિત્તનો દુષ્ટ વ્રણ

**पित्तेन क्षिप्रजः पीतो नीलः कपिलपिङ्गलः ॥७॥**
**मूत्रकिंशुकभस्माम्बुतैलाभोष्णबहुस्रुतिः ।**
**क्षारोक्षितक्षतसमव्यथो रागोष्मपाकवान् ॥ ८ ॥**

પિત્તને લીધે થતો દુષ્ટ વ્રણ ઝટ થાય છે, પીળો, ગળી જેવા રંગનો, કપિલ (માંજરા રંગનો), પિંગલ (કાળાશ પડતા પીળા રંગનો), પેશાબ, કેસૂડાનું પાણી, રખિયાનું પાણી અને તેલ જેવી, ગરમ અને પુષ્કળ રસી નીકળે એવો, ચાંદા ઉપર ક્ષાર ભભરાવવાથી જેવી પીડા થાય એવી પીડાવાળો, રતાશવાળો, ગરમ અને પાકવાળો હોય છે

કફનો દુષ્ટ વ્રણ

**कफेन पाण्डुः कण्डूमान् बहुश्वेतघनस्रुतिः ।**
**स्थूलौष्ठः कठिनः स्नायुसिराजालततोऽल्परुक् ॥९**

કફને લીધે થતો દુષ્ટ વ્રણ ધોળો, ખણજવાળો, પુષ્કળ, ધોળી અને ઘાટી રસી નીકળે એવો, જાડા હોઠ(કિનાર)વાળો, કઠણ, સ્નાયુઓ અને શિરાઓના જાળાથી છવાયેલો તથા થોડી પીડાવાળો હોય છે

લોહીનો દુષ્ટ વ્રણ

**प्रवालरक्तो रक्तेन सरक्तं पूयमुद्गिरेत् ।**
**वाजिस्थानसमो गन्धे युक्तो लिङ्गैश्च पैत्तिकैः ॥१०**

લોહીથી થતો દુષ્ટ વ્રણ પરવાળા જેવો લાલ, લોહીવાળુ પરુ નીકળે એવો, ઘોડાના તબેલા જેવો ગધાતો અને પિત્તના દુષ્ટ વ્રણના લક્ષણોવાળો હોય છે

**द्वाभ्यां त्रिभिश्च सर्वैश्च विद्याल्लक्षणसङ्करात् ।**

(વાયુ, પિત્ત, કફ અને લોહી એ ચારમાથી ગમે તે) બેને લીધે, ત્રણને લીધે કે બધા(ચારે)ને લીધે થતા દુષ્ટ વ્રણના લક્ષણ ચારમાથી જે ભેગા થયા હોય તેના ભેગાં લક્ષણો જેવા હોય છે

શુદ્ધ વ્રણ

**जिह्वाप्रभो मृदुः श्लक्ष्णः श्यावौष्ठपिटिकः समः ॥११**
**किञ्चिदुन्नतमध्यो वा व्रणः शुद्धोऽनुपद्रवः ।**

શુદ્ધ વ્રણ જીભની પ્રભા જેવી પ્રભાવાળો, મૃદુ, શ્લક્ષ્ણ, બદામી રંગના હોઠ(કિનાર)વાળો, બદામી રંગની ફોલ્લીઓવાળો, સપાટ કે વચમાથી જરા ઊંચો અને ઉપદ્રવો વિનાનો હોય છે

વ્રણના આશય સાધ્યાસાધ્ય

**त्वगामिषसिरास्नायुसन्ध्यस्थीनि व्रणाशयाः ॥१२**
**कोष्ठो मर्म च तान्यष्टौ दुःसाध्यान्युत्तरोत्तरम् ।**

ચામડી, માસ, શિરા, સ્નાયુ સંધિ (સાંધા), હાડકા કોઠો અને મર્મ–એ વ્રણના આઠ આશયો (સ્થાન) છે એ આશયોમા થતા વ્રણ ઉત્તરોત્તર વધારે દુઃસાધ્ય છે (ચામડીના વ્રણ કરતાં માંસનો વ્રણ, માસના વ્રણ કરતાં શિરાનો વ્રણ વધાર દુઃસાધ્ય છે એ પ્રમાણે આઠે સ્થાનનું સમજવુ)

સુસાધ્ય વ્રણ

**सुसाध्यः सत्त्वमांसाग्निवयोबलवति व्रणः ॥१३॥**
**वृत्तो दीर्घस्त्रिपुटकश्चतुरस्राकृतिश्च यः ।**
**तथा स्फिक्पायुमेढ्रोष्ठपृष्ठान्तर्वक्त्रगण्डगः ॥१४॥**

સત્ત્વવાળાને (ધીરજવાળાને, હિંમતવાળાને), માંસલ માણસને, પ્રદીપ્ત જઠરાગ્નિ વાળાને, જુવાન માણસને અને બળવાન માણસને થયેલો વ્રણ, ગોળ, લાંબો, ત્રિકોણાકાર અને ચોખૂણિયો વ્રણ તથા કૂલા ઉપર, મૂત્રેન્દ્રિયના હોઠ ઉપર, પીઠ ઉપર, મોની અંદર અને ગાલ ઉપર થયેલો વ્રણ સહેલાઈથી મટી શકે છે

### કૃચ્છ્રસાધ્ય વ્રણ

कृच्छ्रसाध्योऽक्षिदशननासिकापाङ्गनाभिषु ।
सेवनीजठरश्रोत्रपार्श्वकक्षास्तनेषु च ॥ १५ ॥

આંખ, દાંત, નાક, અપાંગ, ડૂંટી, સેવની, જઠર, કાન, પડખાં, બગલ અને સ્તનમાં થયેલો વ્રણ દુઃસાધ્ય છે

फेनपूयानिलवहः शल्यवानूर्ध्वनिर्वमी ।
भगन्दरोऽन्तर्वदनस्तथा कट्यस्थिसंश्रितः ॥१६
कुष्ठिनां विषजुष्टानां शोषिणां मधुमेहिनाम् ।
व्रणाः कृच्छ्रेण सिध्यन्ति
येषां च स्युर्व्रणे व्रणाः ॥१७॥

ફીણ, પરુ અને પવન નીકળતા હોય એવું શલ્યવાળું, જેમાંથી પરુ શરીરની બહાર નીકળી જવાને બદલે શરીરમાં ઊંચે ચઢે એવું, જેનું મુખ ગુદાની અંદર હોય એવું તથા કમ્મરના હાડકામાં થયેલું ભગંદર અને કુષ્ઠરોગવાળાને, ઝેરથી પીડાતાને, શોષરોગવાળાને અને મધુમેહ રોગવાળાને થયેલા વ્રણ તથા જેમને વ્રણમાં વ્રણો થાય તેમના વ્રણો કૃચ્છ્રસાધ્ય છે

### અસાધ્ય વ્રણ

नैव सिध्यन्ति वीसर्पज्वरातीसारकासिनाम् ।
पिपासूनामनिद्राणां श्वासिनामविपाकिनाम् ॥१८
भिन्ने शिरःकपाले वा मस्तुलुङ्गस्य दर्शने ।

રતવા, તાવ, અતિસાર અને ઉધરસના રોગીના વ્રણ મટતા નથી તરસના રોગથી પીડાતા માણસોના અને જેમને ઊંઘ ન આવતી હોય તેમના વ્રણો મટતા નથી, દમના રોગીના તથા મંદ અગ્નિવાળાના વ્રણ મટતા નથી, માથાની ખોપરી ફૂટે અને મગજ દેખાય એ વ્રણ મટતો નથી

### સાધ્ય વ્રણ પણ ક્યારે ન મટે?

स्नायुक्लेदात्सिराच्छेदा-
द्गाम्भीर्यात्कृमिभक्षणात् ॥१९॥
अस्थिभेदात्सशल्यत्वात्सविषत्वादतर्कितात् ।
मिथ्याबन्धादतिस्नेहाद्रौक्ष्याद्रोमादिघट्टनात् ॥
क्षोभादशुद्धकोष्ठत्वात्सौहित्यादतिकर्शनात् ।
मद्यपानाद्दिवास्वप्नाद्व्यवायाद्रात्रिजागरात् ॥२१
व्रणो मिथ्योपचाराच्च नैव साध्योऽपि सिध्यति ।

સ્નાયુમાં ક્લેદ થવાથી, શિરા કપાઈ જવાથી, ઘા ઊંડો હોવાથી, ઘાને કીડા કોરી ખાવાથી, હાડકું વિંધાવાથી, ઘામાં શલ્ય હોવાથી, ઘા વિષવાળો હોવાથી વ્રણ કયા પ્રકારનો છે એનો તર્ક ન થઈ શક્યો હોવાથી, બાંધવો જોઈએ એનાથી અવળી જાતનો પાટો બાંધવાથી, બહુ સ્નેહન થવાથી, ઘા લૂખો પડી જવાથી, વાળ વગેરે ઘસાવાથી, ક્ષોભ થવાથી, કોઠો અશુદ્ધ હોવાથી, ધરાઈને ખાવાપીવાથી, બહુ કર્ષણ થવાથી (દરદીને બહુ દૂબળો પાડી નાખવાથી) દારૂ પીવાથી, દહાડે ઊંઘવાથી, મૈથુનથી, રાત્રે જાગવાથી અને અવળા (ખોટા, અશાસ્ત્રોક્ત) ઉપચાર કરવાથી સાધ્ય વ્રણ પણ મટતો નથી

### ઘા રુઝાતો હોવાનાં લક્ષણ

कपोतवर्णप्रतिमा यस्यान्ताः क्लेदवर्जिताः ॥२२
स्थिराश्चिपिटिकावन्तो रोहतीति तमादिशेत् ।

જે વ્રણની આજુબાજુની કિનાર કબૂતરના રંગ જેવા રંગની, ક્લેદ વિનાની, સ્થિર (વધઘટે નહિ એવી) અને કપોટાવાળી હોય તે વ્રણ રુઝાય છે એમ કહેવું

### ગૂમડું વેરી નાખવાના ઉપાય

अथात्र शोफावस्थायां यथासन्नं विशोधनम् ॥
योज्यं शोफो हि शुद्धानां व्रणश्चाशु प्रशाम्यति ।

હવે આ રોગમાં (વ્રણમાં) શોફ (સોજાની, ગૂમડાની) અવસ્થા હોય ત્યારે (ગૂમડું ફૂટવા પહેલાં) મોં કે ગુદા એ બેમાંથી જે માર્ગ પાસે પડે તે માર્ગે (વમન કે વિરેચન કરાવીને) શોધન કરવું જેમનું શોધન બરાબર થયું હોય તેવા માણસોનો સોજો (ગૂમડું) અને વ્રણ ઝટ શમી જાય છે

कुर्याच्छीतोपचारं च शोफावस्थस्य सन्ततम् ॥
दोषाग्निरग्निवत्तेन प्रयाति सहसा शमम् ।

સોજાની અવસ્થામાં હોય તે વ્રણ (ન ફૂટેલું ગૂમડું) ઉપર ઠંડા ઉપચાર સતત ચાલુ રાખવા એમ કરવાથી દેવતાની માફક દોષનો અગ્નિ એકદમ શાંત પડી જાય છે

शोफे व्रणे च कठिने विवर्णे वेदनान्विते ॥२५॥
विषयुक्ते विशेषेण जलौकाद्यैर्हरेदसृक् ।
दुष्टास्रेऽपगते सद्यः शोफरागरुजां शमः ॥२६॥

શોફ અને વ્રણ કઠણ, વિવર્ણ, પીડાવાળા, ઝેરવાળા હોય તો ખાસ કરીને જળો વગેરે સાધનોથી લોહી કાઢવું એ રીતે બગડેલું લોહી નીકળી જવાથી સોજો, રતાશ અને પીડા તરત શમી જાય છે

हृते हृते च रुधिरे सुशीतैः स्पर्शवीर्ययोः ।
सुश्लक्ष्णैस्तद्वत् पिष्टैः क्षीरेक्षुरसद्रवैः ॥२७॥
शतधौतघृतोपेतैर्मुहुरन्यैरशोषिभिः ।
प्रतिलोमं हितो लेपः सेकाभ्यङ्गाश्च तद्गुणाः ॥२८

આમ વારંવાર લોહી કાઢ્યા પછી સ્પર્શમાં બહુ ઠંડા તથા બહુ શીતવીર્ય દ્રવ્યોને ખૂબ ઝીણાં ઘસોટીને

એનો લેપ તથા દૂધ અને શેરડીના રસરૂપી દ્રવ્યોમાં તથા બીજા ન સુકાઈ જાય એવા દ્રવ્યોમાં સો વાર ધોયેલું ઘી ભેળવીને એનો લેપ ઊભે રૂંવાડે (નીચેથી ઊંચે, ઊંચેથી નીચે નહિ) ચોપડવો તથા એ જ દ્રવ્યો વડે સેચન અને અભ્યંગ કરવા એ ફાયદાકારક છે

न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षवेतसवल्कलैः।
प्रदेहो भूरिसर्पिर्भिः शोफनिर्वापणः परम् ॥२९

વડ, ઉમેરો, પીપળો, પીપર અને નેતર એટલાં ઝાડની કાગળ જેવી પાતળી છાલ (અંતરછાલ)ના કલ્કમાં પુષ્કળ ઘી ભેળવીને કરેલો જાડો લેપ સોજાને (ગૂમડાને) વેરી નાખવાનું ઉત્તમ ઔષધ છે

वातोल्बणानां स्तब्धानां कठिनानां महारुजाम्।
स्रुतासृजां च शोफानां व्रणानामपि चेदृशाम्॥३०
आनूपवेसवाराद्यैः स्वेदः, सोमास्तिलाः पुनः।
भृष्टा निर्वापिताः क्षीरे तत्पिष्टा दाहरुग्घराः॥३१

જેમાં વાયુ વધારે કોપેલો હોય, જે સ્તબ્ધ, કઠણ અને બહુ પીડાવાળા હોય અને જેમાંથી લોહી કાઢ્યું હોય એવા સોજા ઉપર અને એવા વ્રણો ઉપર પણ અનૂપ દેશના પ્રાણીઓના માંસના વેસવાર વગેરેથી શેક કરવો. વળી અળશી અને તલ એ બેને શેકીને એને ગાયના દૂધમાં નાખીને ઠંડા પાડીને પછી એ અળશી અને તલને એ જ ગાયના દૂધ સાથે લસોટીને એનો લેપ કરવાથી બળતરા અને પીડા મટે છે

स्थिरान् मन्दरुजः शोफान् स्नेहैर्वातकफापहैः।
अभ्यज्य स्वेदयित्वा च वेणुनाड्या शनैः शनैः॥
विम्लापनाय मृद्नीयात् तलेनाङ्गुष्ठकेन वा।
यवगोधूममुद्गैश्च सिद्धपिष्टैः प्रलेपयेत् ॥३३॥

સ્થિર અને ધીમી પીડાવાળા સોજા (ગૂમડા, અં. Inflammation) ઉપર વાયુ અને કફને મટાડે એવા સ્નેહો વડે અભ્યંગ કરીને અને વાંસની નળી વડે નાડીસ્વેદ કરીને એને કરમાવી નાખવા માટે (વેરી નાખવા માટે) હથેળી વડે કે હાથના અંગૂઠા વડે ધીમેધીમે મસળવું અને પછી જવ, ઘઉં અને મગને સરસર સાથે લસોટીને એના ઉપર જાડો લેપ કરવો.

ગૂમડું ન વેરાય તો પકવવાનો ઉપાય

विलीयते स चेन्नैव ततस्तमुपनाहयेत्।
अविदग्धस्तथा शान्तिं विदग्धः पाकमश्नुते॥

જો એ રીતે ગૂમડું ન વેરાય તો તેના ઉપર ઉપનાહસ્વેદનો શેક કરવો. એમ કરવાથી જો ગૂમડું વિદગ્ધ નહિ થાય તો શમી જશે અને વિદગ્ધ હશે તો પાકશે.

ઉપનાહસ્વેદ (પોટીસ)નાં દ્રવ્યો

सकोलतिलवल्लीमा दध्यम्ला सक्तुपिण्डिका।
सकिण्वकुष्ठलवणा कोष्णा शस्तोपनाहने ॥३५

બોર, તલ, વાલ, અળશી, કિણ્વ, ઉપલેટ અને સૈંધવ નાખેલો દહીંથી ખાટો સાથુનો સહેજ ગોળો ઉપનાહસ્વેદમાં વખણાય છે

કોના ગૂમડાનું ક્યારે દારણ કરવું?

सुपक्वे पिण्डिते शोफे पीडनैरुपपीडिते।
दारणं दारणार्हस्य सुकुमारस्य चेष्यते ॥३६॥

સોજો (ગૂમડું) બરાબર પાકી જાય, ગૂમડાનું મો થાય (ગૂમડાનું પરુ એક જગાએ ભેગું થાય) અને પીડન દ્રવ્યોથી જ્યારે એ તણાય (ખેંચાય) ત્યારે *દારણ કરવાને યોગ્ય (સૂ. ૨૯/૧૦, ૧૧) સુકુમાર* માણસના ગૂમડાનું દારણ કરવું એ ઇચ્છવા યોગ્ય છે

પાકા ગૂમડાનાં દારણ ઔષધો

गुग्गुल्वतसिगोदन्तस्वर्णक्षीरीकपोतविट्।
क्षारौषधानि क्षाराश्च पक्वशोफविदारणम् ॥३७॥

ગૂગળ, અળશી, હરતાલ, દારૂડી, કબૂતરની હગાર, ક્ષાર બનાવવાના ઔષધો (સૂ. ૩૦—૮ થી ૧૧) અને ક્ષારો—એ પાકા સોજા (ગૂમડાનું) દારણ કરવાનાં ઔષધો છે

પરુ બહાર ખેંચી કાઢવાના ઉપાય

पूयगर्भानणुद्वारान् सोत्सङ्गान्मर्मगानपि।
निःस्नेहैः पीडनद्रव्यैः समन्तात्प्रतिपीडयेत् ॥३८॥

જેમાં પરુ ભરાયું હોય, જેમાંથી પરુ બહાર નીકળવાને બદલે અંદર ઊંડું ઊતરતું હોય અને જે મર્મસ્થાન ઉપર આવ્યા હોય એવાં ઝીણાં દ્વારોની (પરુ બહાર નીકળી શકે એવાં ઝીણાં મોંની) આજુબાજુ સ્નેહ વિનાનાં પીડન દ્રવ્યોને લેપ કરીને પરુ બહાર ખેંચી કાઢવું

લેપ કરવાની રીત : કારણ

शुष्यन्तं समुपेक्षेत प्रलेपं पीडनं प्रति।
न मुखे चैनमालिम्पेत् तथा दोषः प्रसिच्यते ॥

પીડન દ્રવ્યોનો (પરુ બહાર ખેંચવા માટે કરેલો) જાડો લેપ સુકાતો હોય તો એને સુકાવા દેવો (પૂરો સુકાઈ રહે ત્યાં સુધી લેપ રહેવા દેવો) ગૂમડાના કે ઘાના મો ઉપર લેપ કરવો નહિ એ રીતે (આ સૂચના પાળવાથી) દોષ (બગાડ, પરુ) બહાર નીકળે છે

પીડન કરનારાં દ્રવ્યો

कलायययगोधूममाषमुद्गहरेणवः।
द्रव्याणां पिच्छिलानां च त्वङ्मूलानि प्रपीडनम् ॥

પથરીથી થયેલા જે વ્રણમાંથી પેશાબ નીકળ્યા કરતો હોય, અને બીજા પણ જે ઘામાંથી લોહી નીકળ્યા કરતું હોય, જે ઘાના સાંધાના ભાગ તૂટી ગયા હોય તથા જે ઘા આગળ કહવાઈ ગયેલા શોધન (ઘામાંથી બગાડ કાઢી નાખવાના) ઔષધો વડે શોધન કર્યા છતાં શુદ્ધ થતા ન હોય, તે ઘાનું શોધન ડામ દઈને કરવું

શુદ્ધ વ્રણને કેવી રીતે રુઝવવો?

**शुद्धानां रोपणं योज्यमुत्सादाय यदीरितम् ।**

ઉત્સાદન કરવા માટે (શ્લોક ૪૬મા, ૪૭મા) જે દ્રવ્યો કહેલાં છે તે શુદ્ધ થયેલા વ્રણોને રૂઝવવા માટે વાપરવાં

વ્રણ રુઝાવે એવું ઉત્તમ ઔષધ

**अश्वगन्धा रुहा रोध्रं कट्फलं मधुयष्टिका ॥५२**
**समङ्गा धातकीपुष्पं परमं व्रणरोपणम् ।**

આસોંદ, ધરો (ધ્રો), લોધર, કાયફળ, જેઠીમધ, લજામણી, ધાવડીનાં ફૂલ—એ ઘા રુઝવનાર ઉત્તમ ઔષધ છે

**अवेलपूतिमांसानां मांसस्थानामरोहताम् ॥५३॥**
**कल्कं संरोहणं कुर्यात्**
**तिलानां मधुकान्वितम् ।**

જેમાંથી ગધાતું (સડેલું) માંસ કાઢી નાખવામાં આવ્યું છે, એવા માંસમાં થયેલા વ્રણ જો રુઝાય નહિ તો તલના કલ્કમાં જેઠીમધ ભેળવીને તેનો લેપ કરીને ઘા રુઝવવો

તલના કલ્કના યોગ

**स्निग्धोष्णतिक्तमधुरकषायत्वैः स सर्वजित् ॥५४**
**स क्षौद्रनिम्बपत्राभ्यां युक्तः संशोधनं परम् ।**
**पूर्वाभ्यां सर्पिषा चासौ**
**युक्तः स्यादाशु रोपणः ॥५५॥**

એ તલનો કલ્ક સ્નિગ્ધ, ગરમ, કડવો, ગળ્યો અને તૂરો હોવાથી એ બધા દોષોને મટાડે છે તે તલના કલ્કમાં મધ અને લીમડાનાં પાંદડાં ભેળવવાથી તે ઉત્તમ સંશોધન (ઘામાંથી બગાડ કાઢી નાખે એવું ઔષધ) બને છે, અને તે તલના કલ્કમાં પહેલાં કહેલી બે વસ્તુઓ (મધ અને લીમડાનાં પાંદડાં) તથા ઘી ભેળવવાથી એ ઘાને ઝટ રુઝવે છે

જવના કલ્કના યોગ

**तिलवद्यवकल्कं तु केचिदिच्छन्ति तद्विदः ।**

ઉપર શ્લોક ૫૪થી ૫૫માં તલના કલ્કના જે જે ઉપયોગ કરવાના કહ્યા છે, તે તે ઉપયોગ તલના કલ્કને બદલે જવના કલ્કના કરવા એવું વ્રણના નિષ્ણાતો ઇચ્છે છે

પિત્તના અને લોહીના વગેરે વ્રણ શી રીતે રૂઝવવા?

**सास्रपित्तविषागन्तु-**
**गम्भीरान् सोष्मणो व्रणान् ॥५६॥**
**क्षीररोपणभैषज्यशृतेनाज्येन रोपयेत् ।**
**रोपणौषधसिद्धेन तैलेन कफवातजान् ॥५७॥**

લોહીના, પિત્તના, વિષના, આગંતુ અને ગંભીર (ઊંડા) ગરમ વ્રણોને ગાયના દૂધમાં રુઝાવનારાં ઔષધ ઘીનો કલ્ક નાખીને સિદ્ધ કરેલા ઘીની વાટ ભરીને રૂઝવવા તથા કફના અને વાયુના વ્રણોને રૂઝવનારાં ઔષધોથી સિદ્ધ કરેલા તેલથી રૂઝવવા

**काच्छीरोध्राभयासर्जसिन्दूराञ्जनतुत्थकम् ।**
**चूर्णितं तैलमदनैर्युक्तं रोपणमुत्तमम् ॥५८॥**

ફટકડી, લોધર, હરડે, રાળ, સિંદૂર, સૌવીરાંજન અને મોરથૂથુ—તેટલાંનાં ચૂર્ણને તેલ અને મીણમાં કાલવીને ચોપડવું તે ઘા રૂઝવનારું ઉત્તમ ઔષધ છે

કેવા ઘાને ચૂર્ણથી રુઝવવા?

**समानां स्थिरमांसानां त्वक्स्थानां चूर्णमिष्यते ।**

જે ઘા સરખા (સપાટ, ખાડાટેકરા વિનાના) હોય, જે ઘાનું માંસ સ્થિર હોય, જે ઘા માત્ર ચામડીમાં હોય, તેમને રૂઝવવા માટે ચૂર્ણ ઇચ્છાય છે

રૂઝવવા માટેનું ચૂર્ણ

**ककुभोदुम्बराश्वत्थजम्बूकट्फलरोध्रजैः ॥५९॥**
**त्वचमाशु निगृह्णन्ति त्वक्चूर्णैश्चूर्णिता व्रणाः ।**

સાદડ, ઉમેરો (ઉંબરો), પીંપળો, જાંબુડી, કાયફળ અને લોધર—તેટલાંની અંતરછાલનાં ચૂર્ણો જો (શુદ્ધ) ઘામાં દબાવવામાં આવે તો ઝટ ચામડી આવે છે

ચામડીને શુદ્ધ કરવા માટે લેપ

**लाक्षामनोह्वामञ्जिष्ठाहरितालनिशाद्वयैः ॥६०॥**
**प्रलेपः सघृतक्षौद्रस्त्वग्विशुद्धिकरः परम् ।**

લાખ, મણશીલ, મજીઠ, હરતાલ, હળદર અને દારુહળદરનાં ચૂર્ણને ઘી અને મધમાં કાલવીને કરેલો લેપ ચામડીને શુદ્ધ કરવાનો ઉત્તમ ઉપાય છે

ઘા ઉપરની ચામડીનો રંગ શરીરની ચામડી જેવો કરવા માટે લેપ

**कालीयकलताम्रास्थिहेमकालारसोत्तमैः ॥६१॥**
**लेपः सगोमयरसः सवर्णकरणः परम् ।**

प्रविलम्बि सशेषेऽस्थि, पतितं पातितं तनोः ।
सूक्ष्मास्यशल्यविद्धं तु विद्धं कोष्ठविवर्जितम् ॥४॥
भिन्नमन्यद्विदलितं मज्जरक्तपरिप्लुतम् ।
प्रहारपीडनोत्पेषात् सहास्थ्ना पृथुतां गतम् ॥५॥

રોમાથી, ઘૃષ્ટ (કરકરી વસ્તુથી પડેલો ઘસારો કે ઉઝરડો) લસીકા(લ લિમ્ફ)વાળુ કે જરા લોહીવાળુ અને બળતરાવાળુ હોય છે રોમાથી ઊંડુ કપાવાથી (ચામડીના સાતે પડ સુધી ઊંડુ કપાવાથી) કૃત્ત થાય છે તેમાથી લોહી નીકળે છે તેનાથી પણ વધાર ઊંડુ કપાય તેને વિચ્છિન્ન કહ છે ફકત હાડકુ જ કપાયા સિવાય બાકી રહે પણ હાડકા સિવાયનુ બીજુ બધુ કપાય તેને પ્રવિલંબી કહે છે અંગ કપાઈને શરીરથી છૂટુ પડે તેને પાતિત કહે છે કોઠા સિવાયનો શરીરનો બીજો ભાગ ઝીણા મુખવાળા શલ્યથી વીંધાય તને વિદ્ધ કહે છે બીજાને (કોઠો ઝીણા મુખવાળા શલ્યથી વીંધાય તેને) ભિન્ન કહે છે (હથોડો ઘણ વગેરેના) પ્રહારથી, દબાવાથી કે છૂંદાવાથી અંગ મજ્જા ને લોહીથી તરબોળ થઈને હાડકાં સાથે ચપટુ થઈ જાય તેને વિદલિત કહે છે

**બધા સદ્યોવ્રણમાં પહેલા સાત દિવસ કરવાનો સામાન્ય વિધિ**

(શ્લોક ૬ થી ૧૩)

सद्यः सद्योव्रणं सिञ्चेदथ यष्ट्याह्वसर्पिषा ।
तीव्रव्यथं कवोष्णेन बलातैलेन वा पुनः ॥६॥

હવે તીવ્ર પીડાવાળા સદ્યોવ્રણ ઉપર તરત જ જેઠીમધના સહેજ ઊના ઘી વડે કે સહેજ ઊના બલાતેલ વડે સેચન કરવું

क्षतोष्मणो निग्रहार्थं तत्काले विसृतस्य च ।
कषायशीतमधुरस्निग्धा लेपादयो हिताः ॥७॥

તે વખતે ક્ષત(સદ્યોવ્રણ)ની ગરમીને ફેલાતી કરવા માટે અને ક્ષતની ફેલાયેલી ગરમીને વધારે ફેલાતી રોકવા માટે તૂરા, ઠંડા, ગળ્યા અને સ્નિગ્ધ લેપ વગેરે હિતકારક છે

सद्योव्रणेष्वायतेषु सन्धानार्थं विशेषतः ।
मधुसर्पिश्च युञ्जीत पित्तघ्नीश्च हिमाः क्रियाः ॥८॥

સદ્યોવ્રણ લાંબા હોય ત્યારે એમને સાધવા માટે (જોડવા માટે, રૂઝવવા માટે) ખાસ કરીને મધ અને ઘી ભેગાં મૂકવાં તથા પિત્તનો નાશ કરે એવી ઠંડી ક્રિયાઓ કરવી

घसंरम्भेषु कर्तव्यमूर्ध्वं चाधश्च शोधनम् ।
उपवासो हितं भुक्तं प्रततं रक्तमोक्षणम् ॥९॥

સદ્યોવ્રણ સોજાવાળા હોય તો ઉપરથી અને નીચેથી (મોથી અને ગુદાથી વમન અને વિરેચન વડે) શોધન કરવું, ઉપવાસ કરાવવા (ઉપવાસ છૂટયા પછી ક્રમસર) પથ્ય ભોજન (સૂ ૨૧ ૨૯/૩૩॥ થી ૩૬॥) આપવુ અને વારવાર લોહી કાઢવું

घृष्टे विदलिते चैव सुतरामिष्यते विधिः ।
तयोर्ह्यल्पं स्रवत्यस्रं पाकस्तेनाशु जायते ॥१०॥

ઘૃષ્ટમા ને વિદલિતમા ઉપરનો વિધિ વધારે ઇચ્છાય છે, કારણ કે એ બે પ્રકારના સદ્યોવ્રણમા (કાપેલુ) લોહી થોડુ જ નીકળે છે તેથી તે ઝટ પાકે છે

अत्यर्थमस्रं स्रवति प्रायशोऽन्यत्र विक्षते ।
ततो रक्तक्षयाद्वायौ कुपितेऽतिरुजाकरे ॥११॥
स्नेहपानपरीषेकस्वेदलेपोपनाहनम् ।
स्नेहवस्तिं च कुर्वीत वातघ्नौषधसाधितम् ॥१२॥

ઘૃષ્ટ અને વિદલિત સિવાયના બાકીના બીજા ક્ષતોમા (સદ્યોવ્રણોમા) સામાન્ય રીતે પુષ્કળ લોહી વહી જાય છે (નીકળે છે) તથી લોહી ઓછુ થવાથી કોપેલો વાયુ જ્યારે બહુ જ પીડા કરે છે, ત્યારે સ્નેહપાન, સ્નેહનુ સિંચન, સ્નેહન સ્વેદ, લેપ, ઉપનાહ અને વાયુ મટે એવા ઔષધોથી તૈયાર કરેલી સ્નેહબસ્તિ આપવી

**સાત દિવસ પછી કરવાનો સામાન્ય વિધિ**

इति साप्ताहिकः प्रोक्तः सद्योव्रणहितो विधिः ।
सप्ताहाद्गतवेगे तु पूर्वोक्तं विधिमाचरेत् ॥१३॥

આ રીતે સદ્યોવ્રણમા પહેલા સાત દિવસ સુધી કરવા માટેનો હિતકર વિધિ કહ્યો પણ સાત દિવસે જ્યારે ક્ષતનુ જોર નરમ પડે ત્યારે પહેલા (ઉ અ ૨૫મા) કહેલો વિધિ કરવો

प्रायः सामान्यकर्मेदं

આ સામાન્ય રીતે (છ પ્રકારના સદ્યોવ્રણ માટે) સામાન્ય ક્રિયા છે

वक्ष्यते तु पृथक्पृथक् ।

હવે દરેક પ્રકારના સદ્યોવ્રણના જુદા જુદા ઉપાય કહેવામાં આવશે

**ઘૃષ્ટમાં શું કરવું?**

घृष्टं रुजं निगृह्याशु व्रणे चूर्णानि योजयेत् ॥१४॥

ઘૃષ્ટમાં (ઘસાયું કે છોલાયું હોય તેમાં) પહેલાં પીડા મટાડીને પછી ચૂર્ણો દબાવવાં. (દાખલા તરીકે પાચે ક્ષીરીવૃક્ષની અંતરછાલનાં ચૂર્ણો દબાવવાં.)

**કૃત્તમાં શું કરવું?**

कल्कादीन्यपरस्मिं तु

પણ કૃત્તમાં (ઔષધના) કલ્ક વગેરે મૂકવા (ભરવા)

विच्छिन्नप्रविलम्बिनो॰ ।
सीवनं विधिनोक्तेन बन्धनं चानुपीडनम् ॥१५॥

વિચ્છિન્ન અને પ્રવિલંબીમાં અગાઉ (સૂત્રસ્થાન અ ૨૯/૪૮॥ થી ગદ્યમાં) કહેલા વિધિ પ્રમાણે સીવવું અને પછી પીડન (ઘામાંથી બગાડ બહાર નીકળે એવી રીતનો) પાટો બાંધવો

વિચ્છિન્ન અને પ્રવિલંબી આંખના ઉપાય

असाध्यं स्फुटितं नेत्रमदीर्णं लम्बते तु यत् ।
सन्निवेश्य यथास्थानमव्याविद्धसिरं भिषक् ॥
पीडयेत् पाणिना पद्मपलाशान्तरितेन तत् ।
ततोऽस्य सेचने नस्ये तर्पणे च हितं हविः ॥१७
विपक्वमाजं यष्ट्याह्वजीवकर्षभकोत्पलैः ।
सपयस्कं परं तद्धि सर्वनेत्राभिघातजित् ॥१८

ફૂટી ગયેલી આંખ અસાધ્ય છે, પણ જે આંખ ફૂટયા વિના માત્ર લબડી પડી હોય તેને વૈદ્યે એના યોગ્ય સ્થાનમાં (આંખના ખામણામાં) પાછી એવી રીતે અસલની માફક ગોઠવી દેવી કે શિરાઓ ગૂંચાઈ ન જાય (કે શિરાઓને ઈજા ન પહોંચે) પછી હથેળીમાં કમળનું (લીલું) પાંદડું રાખીને (હથેળી અને આંખ એ બેની વચમાં કમળનું પાંદડું રહે એવી રીતે હથેળીમાં કમળનું પાંદડું રાખીને) હથળી વડે આંખને અંદર દબાવવી પછી એના ઉપર સેચન કરવા માટે, નસ્ય માટે અને તર્પણ માટે બકરીના દૂધમાં જેઠીમધ, જીવક, ઋષભક અને કાળા કમળનો કલ્ક નાખીને પકવેલું બકરીનું ઘી વાપરવું એ ફાયદાકારક છે, કારણ કે એ ઘી આંખને થયેલા બધા અભિઘાતો મટાડવાના ઉત્તમ છે

વાગવાથી આંખ ઊંડી પેસી ગઈ હોય
તો શું કરવું?

गलपीडाऽवसन्नेऽक्ष्णि वमनात्कासनक्षवा॰ ।
प्राणायामोऽथवा कार्यः क्रिया च क्षतनेत्रवत् ॥

જો (વાગવાને લીધે) આંખ ઊંડી ઊતરી ગઈ હોય તો ગળું દબાવવું, વમન કરાવવું, ઉધરસ ખવડાવવી અથવા પ્રાણાયામ કરાવવો તથા ક્ષતનેત્રમાં કરવાની ક્રિયા કરવી (આંખમાં ક્ષત થયું હોય તે માટે કરવાની ક્રિયા કરવી)

કાન ખસી જાય તો શું કરવું?

कर्णे स्थानाच्च्युते स्यूते स्रोतस्तैलेन पूरयेत् ।

કાન જો એની જગાએથી ખસી ગયો હોય તો એને (બરાબર ગોઠવીને) સીવી લઈને કાનના સ્રોતમાં ટીપેટીપે તેલ ભરવું

બોચી કપાય તો શું કરવું?

कृकाटिकायां छिन्नायां निर्गच्छत्यपि मारुते ॥२०
समं निवेश्य बध्नीयात् स्यूत्वा शीघ्रं निरन्तरम् ।
आजेन सर्पिषा चात्र परिषेकः प्रशस्यते ॥२१॥
उत्तानोऽन्नानि भुञ्जीत, शयीत च सुयन्त्रित॰ ।

જો બોચી કપાય તો વાયુ નીકળતો હોય છતાં બોચીને બરાબર ગોઠવીને અને તરત પાસેપાસે સીવી લઈને પાટો બાંધવો, એમાં (પાટો બાંધેલી બોચી ઉપર) બકરીના ઘી વડે સેચન કરવું એ વખાણવા જેવું છે દરદીએ ચત્તાપાટ સૂતાસૂતાં અન્ન ખાવાં (=ખાવું પીવું) અને બોચી હાલી ન જાય એ રીતે બરાબર બંધાઈને કે પકડાઈને સૂવું

શાખાઓમાં ત્રાંસો અભિઘાત થયો હોય તો શું કરવું?

घातं शाखासु तिर्यक्स्थं
गात्रे सम्यङ्निवेशिते ॥२२॥
स्यूत्वा वेल्लितबन्धेन बध्नीयाद् घनवाससा ।
चर्मणा गोष्फणाबन्धः कार्यश्चासङ्गते व्रणे ॥२३

શરીરની શાખાઓમાં ત્રાંસું વાગ્યું હોય તો અવયવને બરાબર ગોઠવીને અને સીવી લઈને ઘટ્ટ વસ્ત્ર વડે વેલ્લિત બંધ (સૂ ૨૯/૫૯॥) બાંધવો, અને જો વ્રણ જોડાઈ ન જાય તો ચામડા વડે ગોફણા બંધ (સૂ ૨૯/૬૦) બાંધવો

અંડ લબડી પડે તો શું કરવું?

पादौ विलम्बिमुष्कस्य प्रोक्ष्य नेत्रे च वारिणा ।
प्रवेश्य वृषणौ सीव्येत् सेवन्या तुन्नसंज्ञया ॥२४
कार्यश्च गोष्फणाबन्धः कट्यामावेश्य पट्टकम् ।
स्नेहसेकं न कुर्वीत तत्र क्लिद्यति हि व्रणः ॥२५

જે માણસના અંડ બહાર નીકળી લબડતા હોય તેના પગ અને આંખો ઉપર પાણી છાંટીને પછી અંડને કોથળીમાં દાખલ કરી દઈને તુન્નવાની રીતે સીવણ લઈને સીવવું અને લંગોટીની માફક કમ્મરમાં ખોતાય એવી રીતે ગોફણાબંધ બાંધવો (સૂ ૨૯/૬૦) એમાં સ્નેહનું સેચન કરવું નહિ, કારણ કે એમ કરવાથી વ્રણમાં ક્લેદ થાય છે

कालानुसार्यगुर्वेलाजातीचन्दनपर्पटैः ।
शिलादार्व्यमृतातुत्थै॰ सिद्धं तैलं च रोपणम् ॥

તગર, અગર, એલચી, જાઈ, સુખડ, પિત્તપાપડો, મણશીલ, દારુહળદર, ગળો અને મોરથુથુ વડે સિદ્ધ કરેલું તેલ મૂકવાથી અંડ રુઝાય છે

હાથપગ કપાઈને છૂટા પડયા હોય તો શું કરવુ?

छिन्नां नि शेषत शाखां दग्ध्वा तैलेन युक्तित ।
बध्नीयात् कोशबन्धेन ततो व्रणवदाचरेत् ॥२७॥

શાખા (હાથ કે પગ) આખા કપાઈ ગયા હોય તો એને (હાથના ઠૂંઠાને) કકડતા તેલથી યુક્તિપૂર્વક ડામીને કોશબંધ (સૂ ૨૯/૫૯॥) પાટો બાધવો અને પછી વ્રણ માફક ઉપચાર કરવા

ભિન્નમાં અને વિદલિતમા શુ કરવુ?

कार्या शल्याहृते विद्धे भग्नाद्विदलिते क्रिया ।

જે વિધિ (ક્રિયા) શલ્ય કાઢવા માટે કરવાનો છે (સૂ ૨૮) તે વિદ્ધ માટે કરવો અને જે વિધિ ભગ રોગ માટે કહ્યો છે (ઉ ૨૭) તે વિદલિત માટે કરવો

शिरसाऽपहृते शल्ये वालवर्ति प्रवेशयेत् ॥२८॥
मस्तुलुङ्गस्रुते क्रुद्धो हन्यादेन चलोऽन्यथा ।
व्रणे रोहति चैकैक शनैरपनयेत्कचम् ॥ २९ ॥

માથામાથી શલ્ય કાઢયા પછી ઘામા વાળની બના વેલી વાટ ભરવી (દાખલ કરવી), નહિ તો મગજની મજ્જા બહાર વળી જવાથી વાયુ કોપીને એને (દરદીને) મારી નાખે જેમ જેમ ઘા રુઝાતો જાય તેમ તેમ ધીમેધીમે એકએક વાળ (વાટમાથી) ઓછો કરવો

मस्तुलुङ्गस्रुतौ खादेन्मस्तिष्कानन्यजीवजान् ।

જો મગજની મજ્જા વહી જતી હોય તો બીજા પ્રાણીઓનુ મગજ ખાવુ

शल्ये हृतेऽङ्गादन्यस्मात्स्नेहवर्ति निधापयेत् ॥३०

(માથા સિવાયના) બીજા અગમાથી શલ્ય કાઢયા પછી ઘામા સ્નેહવર્તિ ભરવી (=સ્નેહવર્તિ સ્નેહ ચોપ ડેલી વાટ)

दूरावगाढाः सूक्ष्मास्या ये व्रणा॰ स्रुतशोणिता ।
सेचयेच्चक्रतैलेन सूक्ष्मनेत्रार्पितेन तान् ॥ ३१ ॥

જે વ્રણો દૂર સુધી ઊંડા હોય અને જેમના મો ઝીણા હોય તે વ્રણોમાથી લોહી સાફ કરી નાખીને (તે વ્રણોને લોહી વિનાના બનાવીને—સુશ્રુત ચિ ૨/૭૨,૭૨॥) એ વ્રણોમાં ઝીણી (આઠ આગળ લાબી અને મગ જેવડા મોવાળી) નાડી (ભૂગળી) ખોસીને એ ભૂગળી દ્વારા ઘામા ચક્રતેલ રેડવું

(ચક્રતેલ-૧ ઘાણીમા તલ પીલીને કાઢેલુ તરતનુ તેલ. ૨ ઘાણીના યત્રના લાકડામાંથી અગ્નિતેલ બનાવ વાની રીતે કાઢેલુ તેલ.)

ભિન્ન કોઠામાં લોહી ભરાય તો શું થાય?

भिन्ने कोष्ठेऽसृजा पूर्णे मूर्च्छाहृत्पार्श्ववेदना॰ ।
ज्वरो दाहस्तृडाध्मानं भक्तस्यानभिनन्दनम् ॥३२

सङ्गो विण्मूत्रमरुता श्वास स्वेदोऽक्षिरक्तता ।
लोहगन्धित्वमास्यस्य
स्याद् गात्रे च विगन्धता ॥ ३३ ॥

જ્યારે ભિન્ન કોઠો (શ્લોક ૪॥) લોહીથી ભરાય છે, ત્યારે મૂર્ચ્છા, હૃદયમા પીડા, પડખામા પીડા, તાવ, દાહ, તરસ, આધ્માન, ખાવાનો અણગમો, ઝાડો, પેશાબ અને વાછૂટ ન થાય, હાફ, પરસેવા, આખ માં રતાશ, મોમાથી લોહીની ગધ આવ અને શરીર માથી દુર્ગંધ આવ—એટલા ઉપદ્રવો થાય છે

આમાશયમા લોહી ભરાય તો શુ થાય?

आमाशयस्थे रुधिरे रुधिर छर्दयत्यपि ।
आध्मानेनातिमात्रेण शूलेन च विशस्यते ॥३४॥

આમાશયમા લોહી ભરાય તો લોહીની ઊલટીઓ થવા છતા પણ આધ્માન અને અતિશય શૂળને લીધે દરદી મરી જાય છે

પક્વાશયમા લોહી ભરાય તો શુ થાય?

पक्वाशयस्थे रुधिरे सशूलं गौरव भवेत् ।
नाभेरधस्ताच्छीतत्व खेभ्यो रक्तस्य चागम ॥३५

પક્વાશયમા લોહી ભરાય તો ડૂટીથી નીચે શૂળ આવે અને ભાર લાગે, ડૂટીથી નીચનો ભાગ ઠડા થઈ જાય અને સોતોમાથી લોહી નીકળે

પક્વાશય ભિન્ન ન થાય છતા અદર લોહી ભરાવાનુ કારણ

अभिन्नोऽप्याशय सूक्ष्मै स्रोतोभिरभिपूर्यते ।
असृजा स्यन्दमानेन पार्श्वे मूत्रेण बस्तिवत् ॥३६

જેમ પક્વાશયની બાજુમાં આવેલુ મૂત્રાશય (અ. બ્લૅડર) એની આસપાસના સોતો દ્વારા વહતા મૂત્રથી ભરાય છે, તેમ પક્વાશય ભેદાયુ ન હોય છતા પણ સૂક્ષ્મ સોતો દ્વારા વહેતુ લોહી એમા ભરાય છે

(મૂત્રાશયમા પેશાબ શી રીતે ભરાય છે તે બાબત તો આયુર્વેદનો નિર્ણય આ શ્લોકોમા સૂચવ્યો છે સુશ્રુતસહિતા ચિ ૨/૧૮, ૧૮॥ મા આ વાત વધારે સ્પષ્ટ રીતે લખી છે)

અસાધ્ય ભિન્ન સદ્યોવ્રણ

तत्रान्तर्लोहित शीतपादोच्छ्वासकराननम् ।
रक्ताक्ष पाण्डुवदनमानद्ध च विवर्जयेत् ॥ ३७ ॥

એમાથી ભિન્ન સદ્યોવ્રણમા જે ભિન્ન ભેદવાળા દરદીના આશયમા લોહી ભરાઈ રહેતુ હોય, પગ, ઉચ્છ્વાસ, હાથ અને મો ઠડા હોય, આખો રાતી હોય, મો ધોળુ (ફિક્કુ) હોય અને આનાહ થયો હોય તે દરદીને (અસાધ્ય ગણીને) છોડી દેવો

**સાધ્ય ભિન્નની ચિકિત્સા**

**आमाशयस्थे वमनं हितं, पक्वाशयाश्रिते ।**
**विरेचनं निरूहं च निःस्नेहोष्णैर्विशोधनैः ॥३८॥**

લોહી આમાશયમા હોય તો વમન અને પકવાશયમા હોય તો લૂખા અને ગરમ શોધન દ્રવ્યો વડે રેચ અને નિરૂહબસ્તિ આપવા એ હિતકારક છે

**यवकोलकुलत्थानां रसैः स्नेहविवर्जितैः ।**
**भुञ्जीतान्नं यवागूं वा पिबेत्सैन्धवसंयुताम् ॥३९॥**

જવ, બોર અને કળથીના ગોમા સ્નેહ નાખ્યા વિના એનુ ભોજન કરવુ અથવા સૈંધવ નાખીને યવાગૂ પીવી

**अतिनिःस्रुतरक्तस्तु भिन्नकोष्ठः पिबेदसृक् ।**

પણ જેનો કોઠો ભિન્ન થયો હોય એના કોઠામાથી જો પુષ્કળ લોહી નીકળી ગયુ હોય તો એણે લોહી પીવું

**क्लिष्टच्छिन्नान्त्रभेदेन कोष्ठभेदो द्विधा स्मृतः ॥४०**
**मूर्च्छादयोऽल्पाः प्रथमे, द्वितीये त्वति बाधकाः ।**
**क्लिष्टान्त्रः संशयी देही छिन्नान्त्रो नैव जीवति ॥४१**

ક્લિષ્ટાન્ત્રભેદ અને છિન્નાન્ત્રભેદ એ બે કાષ્ઠના ભેદના (=ભિન્ન કાષ્ઠના, કોષ્ઠમા ભિન્ન નામના સદ્યો વ્રણના) બે પ્રકાર છે પહેલા પ્રકારમા મૂર્ચ્છા વગેરે (શ્લોક ૩૧ા થી ૩૩) થાડા પ્રમાણમા હોય છે, પણ બીજા પ્રકારમા મૂર્ચ્છા વગેરે બહુ નડતરરૂપ (પીડાકારી) હોય છે, ક્લિષ્ટાન્ત્રભેદવાળો માણસ જીવશે જ નહિ એ બાબતમા સશય રહે છે ( કદાચ જીવી પણ જાય), પણ છિન્નાન્ત્રભેદવાળો માણસ તો જીવતા જ નથી (ક્લિષ્ટાન્ત્રભેદ=આતરડાને ઈજા થવી છિન્નાન્ત્રભેદ=આતરડા કપાઈ જવા )

**यथास्वं मार्गमापन्ना यस्य विण्मूत्रमारुताः ।**
**व्युपद्रवः स भिन्नेऽपि कोष्ठे जीवत्यसंशयम् ॥**

કોઠો ભિન્ન થયો હોવા છતા જે માણસના ઝાડો, પેશાબ અને વાછૂટ પોતપોતાને રસ્તે નીકળતા હોય અને જેને મૂર્ચ્છા વગેરે ઉપદ્રવો (શ્લોક ૩૧ા થી ૩૩) ન થતા હોય તે માણસ ચોક્કસ જીવતો રહે છે

**अभिन्नमन्त्रं निष्क्रान्तं प्रवेश्यं न त्वतोऽन्यथा ।**
**पिपीलिकाशिरोग्रस्तं तदप्येके वदन्ति तु ॥४३॥**

આતરડા ભિન્ન થયા વિના બહાર નીકળી પડયાં હોય તો એમને પાછા અદર ગોઠવી દેવા, નહિ તો નહિ (=ભિન્ન થઈને બહાર નીકળ્યા હોય તો અદર ન ગોઠવવા) પણ કેટલાક એમ કહે છે કે ભિન્ન થયેલા આતરડાને પણ કીડીઓ (કે મકોડા) વળગાડીને [ને]ના મોમા આતરડુ પકડાઈને જોડાય એટલે મકોડાનુ ધડ કાપી નાખીને મકોડાના મોમા પકડાવાથી જોડાયેલુ આતરડુ અદર પેસાડી દેવુ (આતરડાની જે બે કિનારો જોડવાની હોય તેને ગોળનું પાણી ચોપડીને પછી આગળઆગળને અતરે મંકોડા વળગાડવા મકોડાનું માથુ માસ વર્ગનુ હોવાથી એ શલ્યરૂપ બનતુ નથી અને ચાપ(ક્લીપ)ની માફક આતરડાને જોડેલુ રાખે છે )

**प्रक्षाल्य पयसा दिग्धं तृणशोणितपांसुभिः ।**
**प्रवेशयेत्स्लूनखो घृतेनाक्तं शनैः शनैः ॥ ४४ ॥**

બહાર નીકળી પડેલા આતરડા જો તણખલા, લોહી અને ધૂળથી ખરડાયા હોય તો બરાબર કાપેલા નખવાળા વૈદ્યે આતરડાને દૂધથી ધોઈને અને પછી ઘી ચોપડીને ધીમેધીમે અદર પેસાડી દેવા

**क्षीरेणार्द्रीकृत शुष्कं भूरिसर्पिःपरिप्लुतम् ।**
**अङ्गुल्या प्रमृशेत्कण्ठं जलेनोद्वेजयेदपि ॥४५॥**
**तथाऽन्त्राणि विशन्त्यन्तस्तत्कालं पीडयन्ति च ।**

સુકાયેલા આતરડાને દૂધથી ભીનું કરીને અને પુષ્કળ ઘીમા બોળીને (અદર) પેસાડવુ ગળામાં આગળી ઘાલવી કે દરદીના ઉપર પાણી છાંટીને એને ભડકાવવો એવું કરવાથી આતરડુ તરત પાછુ અદર પેસી જાય છે અને દબાવે છે (દબાણ કરીને પોતાને યોગ્ય સ્થાને ગોઠવાઈ જાય છે)

**व्रणसौक्ष्म्याद्बहुत्वाद्वा कोष्ठमन्त्रमनाविशत् ॥४६॥**
**तत्प्रमाणेन जठरं पाटयित्वा प्रवेशयेत् ।**

વ્રણ ઝીણો (સાકડો) હોવાથી કે બહાર નીકળી પડેલુ આતરડુ બહુ હોવાથી જો આતરડાને કોઠામા પેસાડી શકાય એમ ન હોય તો તેના (આતરડાના) પ્રમાણમા જઠર ચીરીને પછી આતરડાને અદર પેસાડી દેવું

**यथास्थानं स्थिते सम्यगन्त्रे सीव्येदनु व्रणम् ॥**
**स्थानादपेतमादत्ते जीवितं कुपितं च तत् ।**
**वेष्टयित्वाऽनु पट्टेन घृतेन परिषेचयेत् ॥ ४८ ॥**
**पाययेत ततः कोष्णं चित्रातैलयुतं पयः ।**
**मृदुक्रियार्थं शकृतो वायोश्चाधः प्रवृत्तये ॥४९॥**
**अनुवर्तेत सर्वं च यथोक्तां व्रणयन्त्रणाम् ।**

આતરડા પોતાના સ્થાનમાં બરાબર ગોઠવાઈ જાય ત્યાર પછી વ્રણને સીવી લેવો આતરડુ પોતાના સ્થાનમાથી ખસી ગયુ હોય કે અસ્તવ્યસ્ત થઈ ગયુ હોય તો તે જીવ લે છે પછી (વ્રણને સીવી લીધા પછી) એના ઉપર પાટો વીંટીને એના ઉપર ઘીનું સેચન કરવુ પછી ઝાડો સરળતાથી (મૃદુ રીતે, ઘસારા વિના, જોર કર્યા વિના) ઊતરે અને અપાન વાયુ નીચો ઊતરે તે માટે સહેજ ગરમ દૂધ ચિત્રાતેલ (દ્વિવેલ—દિવેલ) પાવુ.

અને વ્રણ માટે પાળવાની કહેલી પરેજ (ઉ ૨૫/૬૩ા) એક વરસ સુધી પાળવી.

ભિન્ન ઉદરમાં શું કરવું?

**उदराभ्दिन्नो वर्तिं निर्गतां भस्मना मृदा ॥५०॥**
**अवकीर्य कषायैर्वा श्लक्ष्णैर्मूलैस्ततः समम् ।**
**दृढं बद्ध्वा च सूत्रेण वर्धयेत्कुशलो भिषक् ॥५१**
**तीक्ष्णेनाग्नितप्तेन शस्त्रेण सकृदेव तु ।**
**स्यादन्यथा रुगाटोपो मृत्युर्वा छिद्यमानया ॥**
**सक्षौद्रे च व्रणे बद्धे सुजीर्णेऽन्ने घृतं पिबेत् ।**
**क्षीरं वा शर्कराचित्रालाक्षागोक्षुरकैः शृतम् ॥५३**
**रुग्दाहजित्सयष्ट्याह्वैः परं पूर्वोदितो विधिः ।**
**मेदोग्रन्थ्युदितं तत्र तैलमभ्यञ्जने हितम् ॥५४॥**

ઉદરમાથી (ભિન્ન થયેલા ઉદરમાથી) બહાર નીકળી પડેલી ચરબીની વર્તિ (વાટો) ઉપર રાખોડી, કાળી માટી કે તૂરા ઔષધોના મૂળનું સુવાળુ ચૂર્ણ ભભરાવીને પછી એને સરખી રહે એ રીતે દોરીથી મજબૂત બાધીને કુશળ વૈદ્યે અગ્નિમા તપાવેલા તીક્ષ્ણ શસ્ત્રથી એક જ વાર (શસ્ત્રને પહેલે લસરકે જ) કાપી નાખવી ઉપર જે રીતે કાપવાનુ કહ્યુ છે તેનાથી જુદી રીતે કાપવામા આવે તો પીડા, આટોપ કે મોત પણ થાય પછી વ્રણમા મધ ભરીને પાટો બાધી દીધા પછી જ્યારે અન્ન સારી રીતે પચી જાય, ત્યારે પીડા અને બળતરા મટાડવા માટે ઘી પીવુ, અથવા સાકર, એરંડો, લાખ, ગોખરુ અને જેઠીમધ વડે સિદ્ધ કરેલુ દૂધ પીવુ ત્યાર પછી પહેલા (વ્રણપ્રતિષેધ માટે ઉ અ ૨૫મા) કહેવાયેલો વિધિ કરવો એમા અભ્યગ કરવા માટે મેદોગ્રથિ માટે કહેલુ તેલ વાપરવુ એ હિતકર છે (ઉદરમાથી નીકળેલી મેદોવર્તિ જો ક્ષતમાં પેસાડવા છતા ન પેસે કે પેઠા પછી પાછી બહાર નીકળે તો જ એને કાપવાની છે—અરુણ)

(મેદોગ્રથિ માટે કહેલુ તેલ—સુશ્રુતસહિતા ચિ ૧૮/૧૯ા બે જાતની કપાસ, ચણોઠી, વાસની છાલ અને ઈંગોરિયુ—એટલાનો કલ્ક નાખીને તેલથી ચાર-ગણા ગાયના મૂતરમાં સિદ્ધ કરેલુ તેલ)

સદ્યોવ્રણને રુઝવે એવું ઉત્તમ તેલ

**तालीसं पद्मकं मांसीहरेण्वगुरुचन्दनम् ।**
**हरिद्रे पद्मबीजानि सौशीरं मधुकं च तैः ॥५५**
**पक्वं सद्योव्रणेष्विष्टं तैलं रोपणमुत्तमम् ।**

તાલીસપત્ર, પદ્મકાષ્ઠ, જટામાસી, રેણુકબીજ, અગર, સુખડ, હળદર, દારુહળદર, કમળનાં બી, વીરણવાળો અને જેઠીમધ—એટલી વસ્તુઓથી પકવેલું તેલ સદ્યો-વ્રણમા ઉત્તમ રુઝાવનારુ ઔષધ કહ્યુ છે

મૂઢ મારના કે કઢંગા કે ઊંચેથી પતનના ઉપાય

**गूढप्रहाराभिहते पतिते विषमोच्चकैः ॥५६॥**
**कार्यं वातास्रजित् तृप्तिमर्दनाभ्यञ्जनादिकम् ।**

છૂપો માર વાગ્યો હોય (મૂઢ માર વાગ્યો હોય), કથોલી (કઢગી) રીતે પડાયુ હોય કે ઊંચેથી પડાયુ હોય તો વાતરક્તને મટાડે એવા તર્પણ, ચપી, અભ્યગ વગેરે કરવુ

ઊતરેલા, ખસેલા, હચમચેલા અંગના, ક્ષીણતાના તથા મર્મ ઉપરના મારના ઉપાય

**विश्लिष्टदेहं मथितं क्षीणं मर्माहतं हतम् ॥५७॥**
**वासयेत्तैलपूर्णायां द्रोण्यां मांसरसाशिनम् ॥५७॥**

જેનુ અગ ઊતરી ગયુ હોય (કે પોતાના સ્થાનમાથી ખસી ગયુ હોય), જેને કોઈ બળવાન માણસે હચમચાવી નાખ્યો હોય, જે (મુસાફરી વગેરેથી) ક્ષીણ થઈ ગયો હોય અને જેને મર્મસ્થાન ઉપર માર વાગ્યો હોય, તેમને ખોરાક તરીકે માસરસ આપવો અને મારવાળુ અંગ તેલમા બોળાયેલુ રહે એ રીતે તેલથી ભરેલી કોઠીમા બેસાડવો

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सद्योव्रणप्रतिषेधो नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો : ભંગના ઉપાય

**अथातो भङ्गप्रतिषेधं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः॥**

હવે અમે ભગ (હાડકા ભાગે, ઊતરે કે ખસી જાય) મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ભંગના પ્રકારો :

સંધિમુક્ત અને કાંડભગ્નનાં લક્ષણ

**पातघातादिभिर्द्वेधा**
**भङ्गोऽस्थ्नां सन्धयसन्धितः ।**
**प्रसारणाकुञ्चनयोरशक्तिः सन्धिमुक्तता ॥ १ ॥**
**इतरस्मिन् भृशं शोफः सर्वावस्थास्वतिव्यथा ।**
**मर्शाक्षमेऽपीतेऽस्पर्शेऽपि पीड्यमाने सशब्दता ॥२॥**
**समासादिति भङ्गस्य लक्षणं, बहुधा तु तत् ।**
**भिद्यते भङ्गभेदेन**

પડવું, વાગવુ વગેરે કારણોથી હાડકાનો ભગ બે

રીતે થાય છે ૧. સાંધામા અને ૨ સાંધા વિનાના ભાગમા (કાંડભાગમાં) (સાંધામાંથી થતા ભંગને સધિ મુક્ત—સાધામાંથી છૂટુ પડી જવું—કહે છે અને કાંડાના ભંગને કાડભંગ અથવા કાંડભગ્ન કહે છે) સધિમુક્ત ભગમા અંગને સાંધામાથી લાંબુંટૂકું કરી શકાતું નથી. (=સાંધો અંગને લાંબુંટૂકુ કરવાનું પોતાનું કામ કરી શકતો નથી), બીજમા (=કાડભંગમા) પુષ્કળ સોજો આવે છે, બધી અવસ્થાઓમાં ઘણી જ પીડા થાય છે (એ ભાગનું) જરા પણ હલનચલન કરી શકાતું નથી એ ભાગને દબાવવામા આવે તો 'કટકટ' અવાજ થાય છે ટૂકામા ભગના આટલા લક્ષણ છે ભગ અનેક પ્રકારનો થતો હોવાથી ભગરોગના અનેક પેટા પ્રકાર પાડવામાં આવે છે (પણ એ બધા પ્રકારનો સમાવેશ સધિમુક્ત અને કાડભગ એ બે મુખ્ય પ્રકારોમાં થઈ જતો હોવાથી આ ગ્રંથમા પેટા પ્રકાર ગણાવ્યા નથી)

**तस्य सर्वस्य साधनम् ॥३॥**
**यथा स्यादुपयोगाय तथा तदुपदेक्ष्यते ।**

એ બધી જાતના ભગને મટાડવાના ઉપાય ઉપયોગી થઈ પડે એ રીતે કહેવામા આવશે

દુ:સાધ્ય ભગ

**प्राज्याणुदारि यत्त्वस्थि स्पृष्टं शब्दं करोति यत् ॥४॥**
**यत्रास्थिलेशः प्रविशेन्मध्यमस्थ्नो विदारिते ।**
**भग्नं यच्चाभिघातेन किञ्चिदेवावशेषितम् ॥५॥**
**उन्नम्यमानं क्षतवद्यच्च मज्जनि मज्जति ।**
**तद् साध्यं कृशाशक्तवातलाल्पाशिनामपि ॥६॥**

જેનું હાડકુ કાંડમાથી ભાગીને એના અનેક ઝીણા ટુકડા થઈ ગયા હોય (=પાટિત કાડભંગ), જે કાડ ભંગમા અડકવાથી કટકટ અવાજ થતો હોય (=ચૂર્ણિત કાડભગ), જે કાંડભંગમાં આખા રહેલા હાડકાનો અંશ ભાગેલા હાડકાની વચમા પેસી જાય, જે કાડભગ્નમા અભિઘાતથી ભાગેલું હાડકુ એક બાજુથી જરા જોડાયેલું રહ્યુ હોય (=છિન્ન કાડભગ્ન), કાંડભગ્નમાં જે હાડકાને ઊંચુ કરવાથી ક્ષત જેવું થાય, જે હાડકુ મજ્જામા ડૂબી જાય (=મજ્જાનુગત કાંડભંગ), તથા દૂબળા, અશક્ત, વાયુ પ્રકૃતિવાળા અને માપ કરતા થોડુ ખાનાર માણસને થયેલો ભંગ દુ સાધ્ય છે

અસાધ્ય ભગ

**भिन्नं कपालं यत् कट्यां सन्धिमुक्तं च्युतं च यत् ।**
**जघनं प्रति पिष्टं च भग्नं यत्तद्विवर्जयेत् ॥७॥**

કમ્મરનું હાડકુ ભાગે તે છયે પ્રકારના સધિમુક્ત ભંગ, સાંધામાંથી ઊતરી જઈને હાડકુ લબડી પડે તે (=ચ્યુત), સાથળમાં થયેલો ઉત્પિષ્ટ નામનો સંધિમુક્ત ભગ્ન (=ભંગ)—એટલા ભંગ (અસાધ્ય હોવાથી) છોડી દેવા.

સુશ્રુત શા ૫/૨૦ પ્રમાણે નિતબ—કટિ—ના હાડકાને કપાલ કહેવાય છે

છ પ્રકારના સંધિમુક્ત ભગ ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્તિત, અવક્ષિપ્ત, અતિક્ષિપ્ત અને તિર્યક્ક્ષિપ્ત ઉત્પિષ્ટમા સાધામાં જોડાયેલા બે હાડકાના છેડા સામસામા ઘસાય છે વિશ્લિષ્ટમા સાધામા જોડાયેલા બે હાડકાં સાધામાથી જરાક જ ઢીલા પડી જાય છે વિવર્તિતમા સાધામા જોડાયેલાં બે હાડકા સાધામાથી છટકી જઈને ફરી જાય છે અવક્ષિપ્તમા એક કે બને હાડકા સાધામાથી છૂટા પડીને નીચા ઊતરી જાય છે અતિક્ષિપ્તમા એક કે બને હાડકા સાધામાથી છટકી જઈને એકબીજાથી દૂર જતા રહે કે એકબીજાની ઉપર ચઢી જાય છે તિર્યક્ક્ષિપ્તમા હાડકુ સાધામાથી છટકીને ત્રાસું થઈ જાય છે

'ચ્યુત' એ એક પ્રકારનો સધિમુક્ત ભગ છે, છતાં એના પર ભાર મૂકવા જુદો ગણાવ્યો છે

**मसश्लिष्टकपालं च ललाटं चूर्णितं तथा ।**
**यच्च भग्नं भवेच्छङ्खशिरः पृष्ठस्तनान्तरे ॥८॥**

કપાલ નામે ઓળખાતું હાડકુ સાધામાથી જરા ઊતરી જાય (કપાલ હાડકાનો વિશ્લિષ્ટ સધિમુક્ત ભગ થાય), લલાટમા ચૂર્ણિત નામનો કાડભંગ થાય તથા લમણા, માથું, પીઠ અને બે સ્તનના વચગાળામા ભગ્ન (સધિમુક્ત અને કાંડભંગ) થાય (તે પણ અ સાધ્ય છે)

વિશ્લિષ્ટ—જુઓ શ્લોક ૬ા, ૭

ચૂર્ણિત—જે કાંડભંગમા અડકવાથી અવાજ થાય તેને ચૂર્ણિત કાડભંગ સમજવો (સુશ્રુત)

**सम्यग्यमितमप्यस्थि दुर्न्यासाद् दुर्निबन्धनात् ।**
**सङ्क्षोभादपि यद्गच्छेद्विक्रियां तद्विवर्जयेत् ॥९॥**
**आदितो यच्च दुर्जातमस्थिसन्धिरथापि वा ।**

જે હાડકુ બરાબર બાધેલુ (પાટા બાધીને રાખેલું) ન હોવા છતા પણ બરાબર ગોઠવાયેલું (જોડાયેલું) ન હોવાને લીધે બગડયુ હોય (ઊંચુંનીચું આઘુંપાછુ કે હોવાને લીધે બગડયુ હોય (ઊંચુંનીચું આઘુંપાછુ કે હોય), ખાડાટેકરાવાળુ થઈ ગયું હોય, ખોડ થઈ ગઈ હોય), જે હાડકુ (બરાબર ગોઠવાયું હોવા છતાં) બરાબર પાટો ન બધાયો હોવાને લીધે બગડયુ હોય, જે હાડકુ (બરાબર ગોઠવાયું હોય અને બધાયું પણ હોય છતાં) મૈથુન વગેરે ક્રિયા વખતે હલનચલનને લીધે બગડયુ

હોય, જે હાડકુ જન્મથી ખરાબ બનેલુ હોય અને જે હાડકાનો સાધો પણ જન્મથી જ ખરાબ બનેલો હોય તે અસાધ્ય છે

કયા હાડકાંનો કેવો ભગ્ન થાય છે?

**तरुणास्थीनि भुज्यन्ते, भज्यन्ते नलकानि तु ॥१०**
**कपालानि विभिद्यन्ते स्फुटन्त्यन्यानि भूयसा ।**

કુમળા હાડકા (નાક, કાન અને આંખના ખામણાના હાડકા) વળી જાય છે, હાથપગના નળાના હાડકા ભાગે છે (બારે પ્રકારના કાંડભગ્ન થઈ શકે છે), કપાલ નામે ઓળખાતા હાડકા તરડાઈ જાય છે અને બીજા હાડકા મોટે ભાગે ફૂટી જાય છે

હાડકા પાચ જાતના હોય છે કપાલ, રુચક, તરુણ, વલય, નલક તેમા ઢીંચણ, કમ્મર, (+કુલા), ખભો, ગાલ, તાળવુ, લમણુ અને માથામા કપાલ નામના હાડકા હોય છે દાતને રુચક કહે છે, નાક, કાન, ડાક અને આંખના ખામણામા તરુણ (કુમળા) હાડકા હોય છે, પડખા, પીઠ અને છાતીમા વલય નામના હાડકા હોય છે અને બાકીના નલક (=નળા) નામના હાડકા હોય છે (સુશ્રુત શા ૫/૨૦)

ભગ્નની ચિકિત્સા

**अथावनतमुन्नम्यमुन्नतं चावपीडयेत् ॥ ११ ॥**
**आञ्छेदतिक्षिप्तमधोगतं चोपरि वर्तयेत् ।**
**आञ्छनोत्पीडनोन्नामचर्मसङ्क्षेपबन्धनैः ॥ १२ ॥**

હવે નીચા નમી ગયેલા હાડકાને ઊંચુ કરવુ, ઊંચા થઈ ગયેલા હાડકાને નીચું કરવુ અતિક્ષિપ્ત હાડકાને (શ્લોક ૬ા, ૭) ખેંચવુ અને અવક્ષિપ્ત હાડકાને ઊંચુ ચઢાવવું આ બધી ક્રિયાઓ આછન (=ખેંચવુ) ઉત્પીડ (=ઊંચુ દબાવવું, ઊંચુ ધકેલવુ), ઉન્નામ (=એક છેડેથી નીચું દબાવીને બીજો છેડો ઊંચો કરવો), ચર્મસંક્ષેપ (=શરીરની ચામડીને સંકોચવી) અને બધન (=પાટો બાધવો)થી થાય છે

**सन्धीन् शारीरगान् सर्वान् चलानप्यचलानपि ।**
**एष्वेतैः स्थापनोपायैः सम्यक् संस्थाप्य निश्चलम् ॥**
**पट्टैः प्रभूतसर्पिर्भिर्वेष्टयित्वा सुखैस्ततः ।**
**कदम्बोदुम्बराश्वत्थसर्जार्जुनपलाशजैः ॥ १४ ॥**
**वंशोद्भवैर्वा पृथुभिस्तनुभिः सुनियोजितैः ।**
**सुश्लक्ष्णैः सम्प्रतिस्तम्भैस्त्वग्भिः शकलैरपि ॥ १५ ॥**
**कुशाह्वयैः समं बन्धं पट्टस्योपरि योजयेत् ।**

હાડકાને અસ્થાને થવા ઓ રીતે પાછા જેઠવાનાં આ (શ્લોક ૧૨માં કહેલા) ઉપાયોથી શરીરમા આવેલા બધા ચલ અને અચલ સાધાઓને પણ ખતીન જાય એ રીતે બરાબર બેસાડીને (ગોઠવીને) પછી પુષ્કળ ઘી ચોપડેલા (પાટા) દરદીને કળ વળે એવા વસ્ત્રના કકડા વીંટીને પછી કદબ, ઉંબરો, પીપરો, રાળનુ ઝાડ, સાદડ અને ખાખરો—એમાથી ગમે તે એક ઝાડના કે વાસના પહોળા, પાતળાં, બરાબર ગોઠવેલા, બહુ લીસાં, પ્રતિસ્તભવાળા અને કુશા તરીકે ઓળખાતા છાલ વડે અને કકડા (ખપાટિયા, ચીપો) વડે (પેલા ઘી ચોપડેલા) વસ્ત્રના કકડા ઉપર સરખો (બહુ ઢીલોયે નહિ અને બહુ સખત પણ નહિ એવો) પાટો બાધવો

મિજાગરાની માફક કામ કરતા કોણી, કાંડુ, ઢીંચણ વગેરેના સાધા ચલ સાધા છે માથાની ખોપરીના સાધા જેવા સાધા અચલ છે

પ્રતિસ્તભવાળા=વાળીએ તેમ સહેલાઈથી વળેલાં રહે છતા તૂટે નહિ એવા

કુશા=કામડી

બહુ ઢીલો કે બહુ સખત પાટો ન બાધવાનુ કારણ

**शिथिलेन हि बन्धेन सन्धिस्थैर्यं न जायते ॥१६॥**
**गाढेनापि रुजादाहपाकश्वयथुसम्भवः ।**

ઢીલો પાટો બાધવાથી સાધા સ્થિર થતા નથી (બરાબર જોડાયેલા રહેતા નથી) સખત પાટો બાધવાથી પીડા થાય છે, લાહ્ય બળે છે, પાકે છે અને સોજો આવે છે

પાટો કેટકેટલે દિવસે છોડવો?

**त्र्यहात् त्र्यहाद्गतौ घर्म सप्ताहान्मोक्षयेद्धिमे ॥ १७**
**साधारणे तु पञ्चाहाद् भङ्गदोषवशेन वा ।**

ગરમીની ઋતુમાં ત્રણત્રણ દિવસે, ટાઢની ઋતુમાં સાતસાત દિવસે, સાધારણ ઋતુમાં પાચપાંચ દિવસે પાટો છોડવો અથવા ભગ્નમા જે દોષ (=વાયુ, પિત્ત કે કફ) વધેલો છે તેના હિસાબે પાટો છોડવો (વાયુ કે કફ હોય તો મોડો અને પિત્ત કે લોહી હોય તો વહેલો પાટો છોડવો)

સેક અને લેપ

**न्यग्रोधादिकषायेण ततः शीतेन सेचयेत् ॥१८॥**
**तं पञ्चमूलपक्वेन पयसा तु सवेदनम् ।**

પાટો છોડયા પછી એના ઉપર (ભગ્ન ઉપર) ન્યગ્રોધાદિ નામના ઔષધોનો ઠડો પાડેલો ક્વાથ રેડવો, પણ જો પીડા થતી હોય તો હ્રસ્વ પચમૂળના ક્વાથથી પકવેલુ દૂધ રેડવુ

**सुखोष्णं वाऽवचार्यं स्याच्चक्रतैलं विजानता ॥**
**विभज्य देशं कालं च वातघ्नौषधसंयुतम् ।**

આવા જાણકાર વૈદ્યે દેશ અને કાળનો વિચાર

કરીને વાયુને મટાડે એવા ઔષધ નાખેલું, સરેકું ચક્ર-તેલ રેડવું

**प्रततं सेकलेपांश्च विदध्याद् भृशशीतलान् ॥२०**

અને પુષ્કળ ઠંડા સેચન ને લેપ સતત ચાલુ રાખવા.

રોજ સવારે શું પીવું?

**गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरौषधसाधितम् ।**
**प्रातः प्रातः पिबेद्भग्नः शीतलं लाक्षया युतम् ॥**

જેને ભાગ થયો હોય એવા માણસે મધુર વર્ગના ઔષધોથી સિદ્ધ કરેલા ગૃષ્ટિના દૂધમાં ઘી અને લાખ નાખીને ઠંડું પાડીને રોજ સવાર પીવું

ગૃષ્ટિ=૧ ભૂંડણ (अमरकोश) ૨ એક જ વાર વિયાયેલી ગાય (ડલ્હણ)

વ્રણવાળા ભાગના ઉપાય

**सव्रणस्य तु भग्नस्य व्रणो मधुघृतोत्तरैः ।**
**कषायैः प्रतिसार्योऽथ शेषो भग्नोदितः क्रमः ॥**

ભાગ સાથે વ્રણ પણ હોય તો પહેલા મધ અને ઘીમાં ચૂર્ણ ઔષધો કાલવીને વ્રણનું પ્રતિસારણ કરવું અને પછી ભાગ માટે કહેલી બાકીની ક્રિયા કરવી

**लम्बानि व्रणमांसानि प्रलिप्य मधुसर्पिषा ।**
**सन्दधीत व्रणान् वैद्यो बन्धनैश्चोपपादयेत् ॥२३**

વ્રણના લબડી પડેલા માંસના ઉપર મધ અને ઘીનો જાડો લેપ કરીને પછી વૈદ્યે માંસને ગોઠવીને જોડી દઈને પછી પાટા બાંધવા

**तान् समान् सुस्थितान् ज्ञात्वा फलिनीरोध्रकट्फलैः ।**
**समङ्गाधातकीयुक्तैश्चूर्णितैरवचूर्णयेत् ॥२४॥**
**धातकीरोध्रचूर्णैर्वा, रोहन्त्याशु तथा व्रणाः ।**

વ્રણો સમ અને સુસ્થિત થઈ ગયા છે એમ જાણ્યા પછી કાંગ, લોધર, કાયફળ, લજામણી અને ધાવડીનું ચૂર્ણ અથવા ધાવડી અને લોધરનું ચૂર્ણ વ્રણમાં દબાવવું એ રીતે વ્રણો ઝટ રુઝાઈ જાય છે

(સુસ્થિત=સારી સ્થિતિમાં)

**इति भग्न उपक्रान्तः**

એમ ભાગની ચિકિત્સા થઈ

ભંગ કોને અને ક્યારે સહેલાઈથી મટે?

**स्थिरधातोरृतौ हिमे ॥२५॥**
**मांसलस्याल्पदोषस्य सुसाध्यो दारुणोऽन्यथा ।**

જેની ધાતુઓ સ્થિર હોય એવા માણસને, ઠંડકની ઋતુમાં, શરીરમાં પુષ્કળ માંસ હોય એવા માણસને અને થોડા દોષવાળાને ભાગરોગ સહેલાઈથી મટે છે, એનાથી ઊંધું હોય તો ભાગરોગ દુ:સાધ્ય છે

કોને કેટલે વખતે હાડકું બરાબર સંધાય કે જોડાય?

**पूर्वमध्यान्तवयसामेकद्वित्रिगुणैः क्रमात् ॥२६॥**
**मासैः स्थैर्यं भवेत्सन्धेर्यथोक्तं भजतां विधिम् ।**

જો ઉપર કહેલો વિધિ બરાબર પળાય તો બાળકને એક મહિને, જુવાનને બે મહિને અને ઘરડાને ત્રણ મહિને હાડકું સંધાઈને કે જોડાઈને બરાબર સ્થિર થઈ જાય છે

ભાગરોગમાં દરદીને કેવી રીતે સુવાડી રાખવો?

**कटीजङ्घोरुभग्नानां कपाटशयनं हितम् ॥२७॥**
**यन्त्रणार्थं तथा कीलाः पञ्च कार्या निबन्धनाः ।**
**जङ्घोर्वोः पार्श्वयोर्द्वौ द्वौ तले एकश्च कीलकः ॥**
**श्रोण्यां वा पृष्ठवंशे वा वक्षस्यक्षकयोस्तथा ।**

કટિ (કેડ) જંઘા અને સાથળમાં ભાગ થયો હોય તેમને લાકડાના પાટિયા ઉપર સુવાડવા એ હિતકારક છે અને ભાંગેલું હાડકું કબજે રાખવા માટે એ ભાગને બંધનમાં રાખનાર પાંચ ખીલા (ખૂંટ) ઠોકવા જોઈએ જંઘાની બે બાજુએ બે, સાથળની બે બાજુએ બે અને પગના તળિયા પાસે એક ખીલો ઠોકવો (જંઘા ભાંગી હોય તો ઘૂંટીના સાંધાની બે બાજુએ એક એક, ઢીંચણના સાંધાની બે બાજુએ એક એક અને એક પગના તળિયા પાસે એમ કુલ પાંચ ખીલા ઠોકવા સાથળ ભાગે ત્યારે ઢીંચણના સાંધાની બે બાજુએ એક એક અને સાથળના વળાંના સાંધાની બે બાજુએ એક એક અને પગના તળિયા પાસે એક એમ કુલ પાંચ ખીલા ઠોકવા) કેડમાં, કરોડરજ્જુમાં, છાતીમાં કે હાંસડીમાં ભાગ થયા હોય તોપણ ઠોકવા

(પાટિયા ઉપર સુવાડીને પછી જે અંગમાં ભાગ થયો હોય તે અંગથી તરતનો ઉપરનો સાંધો અને તે અંગથી તરતનો નીચલો સાંધો એ બે સાંધાની બન્ને બાજુએ એક એક મળી કુલ ચાર અને જેનું હાડકું નીચું ન ખસી જાય તે માટે પગના તળિયા પાસે ખીલો ઠોકવો આમ કરવાથી ગોઠવેલું અંગ હાલી જતું નથી.)

ચડાવેલું અંગ ફરી ઊતરી ગયું હોય તેના ઉપાય

**विमोक्षे भग्नसन्धीनां विधिमेवं समाचरेत् ॥२९॥**

ચડાવેલું હાડકું સાંધામાંથી ફરી ઊતરી ગયું હોય તો આ રીતે જ ઉપર કહેલો વિધિ કરવો.

લાંબા વખતથી ઊતરેલા હાડકાના ઉપાય

**सन्धींश्चिरविमुक्तांस्तु**

મધના ક્વાથમા પલાળી રાખીને રોજ દિવસે સૂકવી નાખવા પછી ફરી સાત રાત રોજ રાત્રે દૂધમા પલાળી રાખીને અને રોજ દિવસે પુષ્કળ સૂકવીને બરાબર સુકાય ત્યારે તલના છાડા ઉખાડી નાખીને કચરો—કસ્તર વિનાના કરીને એ તલને ખાંડીને તૈયાર કરેલા તલના ચૂર્ણમા કાળો વાળો, ખસનો વાળો, મજીઠ, નખલો, વરિયાળી, મોથ, ઉપલેટ, બલા, અતિબલા, નાગબલા, અગર, કેસર, સુખડ, સારિવા, સરલ, દેવદાર, રાસ, દેવદાર અને પદ્મકાદિ ગણના ઔષધો એટલા ઔષધોનુ બારીક ચૂર્ણ ભેળવવુ પછી એ ઔષધોવાળા તલના ચૂર્ણને બધા સુગંધિ દ્રવ્યો વડ સિદ્ધ કરલા દૂધથી ભીનુ કરીને એને પીલીને એનુ તેલ કાઢ઼ુ પછી શિલાજિત, રાસ્ના, શાલિપર્ણી, કસેરા, ઉત્પલ, સારિવા તગર, તમાલપત્ર, લોધર, ક્ષીરવિદારી અને ધરા—એટલા ઔષધોના તથા ઉપર ગણાવેલા ‘કાળો વાળો’ થી પદ્મકાદિ ગણના ઔષધો’ સુધીના ઔષધોના કલ્ક અને [illegible] ગણા દૂધ સાથ એ તલ (ધીમે તાપે) પકવવુ [illegible] ગંધતેલ કહ છે એ ગંધતેલ જુદી જુદી રીતે (પીવામા, અભ્યંગમા, નસ્યમા, બસ્તિમા, ભોજનમા વગેરેમા) ઉપયોગ કરવાથી હાડકાને મજબૂત બનાવવાનું ઉત્તમ ઔષધ છે તથા એ તેલ બધા પ્રકાર અને વાપી [illegible] વાયુના [illegible] પિત્તના રોગોને ઝટ મટાડે છે

इत्यष्टाङ्गहृदये षष्ठ उत्तरस्थाने भङ्गप्रतिषेधो नाम सप्तविंशोऽध्याय ॥२७॥

## અધ્યાય ૨૮ મો : ભગંદરના ઉપાય

अथातो भगन्दरप्रतिषेध व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षय ।

ત્યારે હવે અમે ભગંદર મટાડવાના ઉપાય નામ જાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ભગંદરના કારણ, પૂર્વરૂપ અને લક્ષણ

हस्त्यश्वपृष्ठगमनकठिनोत्कटकासनैः ।
अर्शोनिदानाभिहितैरपरैश्च निषेवितै ॥१॥
अनिष्टादृष्टपाकेन सद्यो वा साधुगर्हणै
प्रायेण पिटिकापूर्वो
योऽङ्गुले द्व्यङ्गुलेऽपि वा ॥२॥
पायोर्व्रणोऽन्तर्बाह्यो वा दुष्टासृङ्मांसगो भवेत् ।
बस्तिमूत्राशयाभ्यासगतत्वात्स्यन्दनात्मक ॥३॥
स

હાથી અને ઘોડાની પીઠ ઉપર બેસીને જવાથી, કઠણ આસન ઉપર બેસવાથી, કૂલા જમીન ઉપર કે બેઠક ઉપર દબાય એવી રીતે ઉભડક કે પલાંઠી વાળીને બેસવાથી, હરસના કારણો તરીકે કહેલા બીજા કારણોનુ સેવન કરવાથી, અશુભ પ્રારબ્ધ ઉદય થવાથી કે તરતની કરેલી સારા માણસોની નિંદાથી—આમાથી કોઈ કારણને લીધે ગુદાને ફરતા એક આંગળ કે બે આગળ જેટલા ભાગમા, અંદર કે બહાર, સામાન્ય રીતે પહેલા પિટિકા (શ્લોક ૫ાા) થયા પછી, બગડેલા, લોહી અને માંસમા થતા, બસ્તિ અને મૂત્રાશયની પાસે થતો હોવાથી દૂઝવાના સ્વભાવવાળો વ્રણ થાય તેને ભગંદર કહે છે (ભગંદરના પૂર્વરૂપમા સામાન્ય રીતે પિટિકા થાય છે શસ્ત્ર વગેરથી ક્ષત થવાથી ભગંદર થાય તેમા પહેલી પિટિકા થતી નથી એવુ બતાવવાને ‘સામાન્ય રીતે’ શબ્દ વાપર્યો છે.)

યોગ્ય ચિકિત્સા ન કરવાનુ પરિણામ

सर्वांश्च दारयत्यक्रियावत ।
भगबस्तिगुदांस्तेषु दीर्यमाणेषु भूरिभिः ॥४॥
वातमूत्रशकृच्छुक्रं खैः सूक्ष्मैर्वमति क्रमात् ।

ભગંદર થયા પછી જે માણસ ક્રિયા (ચિકિત્સા અને પથ્ય) કરતો નથી તેની જનનેન્દ્રિય, મૂત્રાશય અને ગુદાને એ વ્રણ ચાખા ફાડી નાખે છે એ ફાટતા જાય છે ત્યારે અનેક સૂક્ષ્મ સોતા દ્વારા અનુક્રમ વાયુ, પેશાબ, ઝાડો અને વીર્ય નીકળે છે

ભગંદરના પ્રકાર

दोषैः पृथग्युतैः सर्वैरागन्तुः श्चोऽष्टम स्मृत ॥५॥

ત્રણ દોષના ત્રણ, બેબે દોષ ભેગા થઈને ત્રણ, બધા (ત્રણે) ય દોષોનુ એક અને આગંતુ ભગંદર એ આઠમુ—એમ આઠ પ્રકારનુ ભગંદર શાસ્ત્રમા કહ્યુ છે

પિટિકા ભગંદર

अपक्वं पिटिकामाहु पाकप्राप्तं भगन्दरम् ।

(ભગંદરની જગ્યાએ થયેલા) કાચા વ્રણ (ગોળી, ગુમડુ) ને પિટિકા અને પાકવા માંડેલા વ્રણને ભગંદર કહે છે

ભગંદર કરે એવી અને ભગંદર ન કરે એવી પિટિકા

गूढमूला ससंरम्भां रुगाढ्यां रूढकोपिनीम् ॥६॥
भगन्दरकरीं विद्याद् पिटिकां न त्वतोऽन्यथा ।

(ભગંદર થાય એવી જગ્યાએ પણ બે જાતની પિટિકા થઈ શકે છે ભગંદર કરે એવી અને ભગંદર ન કરે એવી. એ બને પિટિકાઓને ઓળખાવવા માટે હવે કહે છે કે)

ઊંડા મૂળવાળી, સોજાવાળી, પીડાથી ભરેલી અને રુઝાયા પછી પણ ફરી ઊભળે એવી પિટિકા ભગંદર કરે છે, એથી જુદી જાતની પિટિકા ભગંદર કરતી નથી એમ જાણવુ

## પિટિકાઓનાં લક્ષણ

**વાયુની પિટિકા**

**तत्र श्यावाऽरुणा तोदभेदस्फुरणरुक्करी ॥७॥**
**पिटिका मारुतात् ॥**

તેમા વાયુથી થતી પિટિકા (શ્લોક ૫ા) બદામી રંગની કે આછા લાલ રંગની, તોદ, ભેદ, ફરકાટ (થરથરાટ) અને પીડા કરે એવી હોય છે

**પિત્તની પિટિકા**

**पित्तादुष्ट्रग्रीवावदुच्छ्रिता ।**
**रागिणी तनुरूष्माढ्या ज्वरधूमायनान्विता ॥८॥**

પિત્તને લીધે થતી પિટિકા ઊંટની ડોક જેવી ઊંચી, રાતી, પાતળી, ગરમીથી ભરેલી, તાવ અને ધૂમાયનવાળી હોય છે

**કફની પિટિકા**

**स्थिरा स्निग्धा महामूला**
**पाण्डुः कण्डूमती कफात् ।**

કફને લીધે થતી પિટિકા સ્થિર, સ્નિગ્ધ, મોટા મૂળવાળી, ધોળી અને ખણજવાળી હોય છે

**વાતપિત્તની પિટિકા**

**श्यावा ताम्रा सदाहोषा घोररुग् वातपित्तजा ॥९॥**

વાયુ અને પિત્ત સાથે કોપવાથી થયેલી પિટિકા બદામી રંગની, તાંબાવર્ણી, દાહ અને ઊષાવાળી અને ભયંકર પીડાવાળી હોય છે

**કફવાતની પિટિકા**

**पाण्डुरा किञ्चिदाश्यावा**
**कृच्छ्रपाका कफानिलात् ।**

કફ અને વાયુ સાથે કોપવાથી થતી પિટિકા ધોળી, જરા આછા બદામી રંગની અને મુશ્કેલીથી પાકે એવી હોય છે

**ત્રિદોષની પિટિકા**

**पादाङ्गुष्ठसमा सर्वैर्दोषैर्नानाविधव्यथा ॥१०॥**
**शूलरोचकतृड्दाहज्वरच्छर्दिरुपद्रुता ।**

ત્રણે દોષ સાથે કોપવાથી થતી પિટિકા પગના અંગૂઠા જેવી, જાતજાતની પીડાવાળી તથા શૂળ, અરુચિ, તરસ, દાહ, તાવ અને ઊલટી એટલા ઉપદ્રવોવાળી હોય છે

**નિજ પિટિકાઓમાં બેદરકારીનું પરિણામ**

**व्रणतां यान्ति ताः पक्वाः प्रमादात्**

એ (સાત નિજ પિટિકાઓ) તરફ બેદરકાર રહેવાથી એ વ્રણ (ભગંદર) બની જાય છે

## ભગંદરોનાં લક્ષણો

**શતપોનક**

**तत्र वातजा ॥११॥**
**चीयतेऽणुमुखैश्छिद्रैः शतपोनकवत् क्रमात् ।**
**अच्छं स्रवद्भिरास्रावमजस्रं फेनसंयुतम् ॥१२॥**
**शतपोनकसंज्ञोऽयम्**

તેમા (સાત નિજ પિટિકાઓમાથી), વાયુની પિટિકા બગડે ત્યારે ફીણવાળો પાતળો બગાડ સતત દૂઝતા, સૂક્ષ્મ મોવાળા, ચાળણી જેવા છિદ્રો ધીમે ધીમે વાયુની પિટિકા ઉપર ભરચક ભરાઈ જાય છે આને શતપોનક કહે છે

**ઉષ્ટ્રગ્રીવ**

**उष्ट्रग्रीवस्तु पित्तजः ।**

પિત્તથી થતું ભગંદર ઉષ્ટ્રગ્રીવ કહેવાય છે

**પરિસ્રાવી**

**बहुपिच्छापरिस्रावी परिस्रावी कफोद्भवः ॥१३॥**

કફથી થતું ભગંદર બહુ પિચ્છા દૂઝે એવું હોય છે, એને પરિસ્રાવી કહે છે

**પરિક્ષેપી**

**वातपित्तात्परिक्षेपी परिक्षिप्य गुदं गतिः ।**
**जायते परितस्तत्र प्राकारं परिखेव च ॥१४॥**

વાયુ અને પિત્ત સાથે કોપવાથી પરિક્ષેપી ભગંદર થાય છે જેમ શહેરના કિલ્લાની આસપાસ ખાઈ હોય છે, તેમ આ પરિક્ષેપી ભગંદરમાં—ગુદાને ફરતી નાડી (=ભગંદરનો માર્ગ) થાય છે

**ઋજુ**

**ऋजुर्वातकफादृज्वा गुदो गत्याऽत्र दीर्यते ।**

વાયુ અને કફ સાથે કોપવાથી ઋજુ નામનું ભગંદર થાય છે તેમા ભગંદરની નાડી (ગતિ) સીધી હોવાથી ગુદા ફાટી જાય છે (આમાં પરિક્ષેપીની માફક ગુદાને ફરતું ભગંદર થતું નથી, પણ ગુદાની એક બાજુએથી નીકળી ફેલાતું ફેલાતું સીધું જાય છે અને ગુદાને ચીરીને ગુદાની સામી બાજુએ જાય છે )

**અર્શોભગંદર**

**कफपित्ते तु पूर्वोत्थं दुर्नामाश्रित्य कुप्यतः ॥१५॥**

**अर्शोमूले ततः शोफः कण्ड्वादाहादिमान् भवेत् ।**
**स शीघ्रं पक्वभिन्नोऽस्य क्लेदयन्मूलमर्शसः ॥१६॥**
**स्रवत्यजस्रं गतिभिरयमर्शोभगन्दरः ।**

પહેલા (અર્શોભગદર થતા પહેલા) થયેલા હરસમા રહીને કફ અને પિત્ત જ્યારે સાથે કોપે છે, ત્યારે હરસના મૂળમા ખજુજ, બળતરા વગેરેવાળો સોજો આવે છે એ સોજો પાકીને અને પછી ફૂટીને એ હરસના મૂળમા તરત ક્લેદ કરે છે અને નાડીઓ દ્વારા એમાથી નિરન્તર ક્લેદ નીકળ્યા કરે છે આ અર્શોભગદર છે

શમ્બુકાવર્ત

**सर्वजः शम्बुकावर्तः शम्बुकावर्तसन्निभः ॥१७॥**
**गतयो दारयन्त्यस्मिन् रुग्वेगैर्दारुणैर्गुदम् ।**

શમ્બુકાવર્ત ભગદર ત્રણે દોષથી થાય છે એ શમ્બુક (૧ શખ, ૨ એક જાતની માછલી)ના આટા જેવુ હોય છે એમા થતી નાડીઓ (ભગદરને પસરવાના રસ્તા) પોતાના ભયકર વેગને લીધે ગુદાને ચીરી નાખે છે

ઉન્માર્ગી (=ક્ષતજ) ભગદર

**अस्थिलेशोऽभ्यवहृतो मांसगृध्या यदा गुदम् ॥**
**क्षिणोति तिर्यङ्निर्गच्छन्नुन्मार्गं क्षततो गतिः ।**
**स्यात्ततः पूयदीर्णायां मांसकोथेन तत्र च ॥१९॥**
**जायन्ते कृमयस्तस्य खादन्तः परितो गुदम् ।**
**विदारयन्ति न चिरादुन्मार्गी क्षतजश्च सः ॥२०॥**

માસના લોભથી (=માસ ખાવાના લોભમા ને લોભમા માસમાથી હાડકાના કકડા પૂરા કાઢી નાખ્યા વિના માસ ખાવાથી) હાડકાના કકડા ખવાઈ જાય તે નીચે રસ્તે ગુદામાથી નીકળવાને બદલે બીજે કોઈ રસ્તે આડો (=ત્રાંસો) થઈને નીકળે છે, ત્યારે તે ગુદાને નુકસાન પહોચાડે છે (ગુદામાં ક્ષત કરે છે) આ ક્ષતમાથી ગતિ (નાડી, ભગદર કરેલો રસ્તો) થાય છે પછી જ્યારે એ નાડી પરુથી ફાટી જાય છે, ત્યારે માસ સડવાથી ત્યા કીડા ઉત્પન્ન થાય છે એ કીડા એની (ભગદરના રોગીની) ગુદાને બધી બાજુથી કોરી ખાઈને થોડા જ વખતમાં ગુદાને ચીરી નાખે છે આને ઉન્માર્ગી અને ક્ષતજ ભગદર કહે છે

**तेषु रुग्दाहकण्ड्वादीन् विद्याद् व्रणनिषेधनः ।**

વ્રણપ્રતિષેધના અધ્યાયમા તે તે પ્રકારના વ્રણના વર્ણનોમા વાયુના વ્રણમા પીડા (=તોદ, ભેદ—ઉ ૨૫/૭॥) પિત્તના વ્રણમા દાહ (=ક્ષારોષ્ણિતસમભ્યય—ઉ ૨૫/૮), કફના વ્રણમા ખજવાળ (કણ્ડુમાન્ ઉ ૨૫/૮॥) વગેરે કહ્યુ છે તે તેમા (=ઉપર ગણ઼વેલા તે તે દોષના ભગદરોમા) સમજી લેવા

સાધ્યઅસાધ્ય

**षट् कृच्छ्रसाधनास्तेषां निचयक्षतजौ त्यजेत् ॥**
**प्रवाहिणीं वलीं प्राप्तं सेवनीं वा समाश्रितम् ।**

તેમાથી છ (=એક એક દોષના ત્રણ અને બે બે દોષના ત્રણ) કષ્ટસાધ્ય છે, ત્રિદોષનુ, ક્ષતજ (=ઉન્માર્ગી) ભગદર, ગુદાની પ્રવાહિણી નામની વલી (નિ ૭/૪)મા થયેલુ ભગદર તથા સેવની ઉપર થયેલુ ભગદર એ ચાર ભગદર (અસાધ્ય હોવાથી) છોડી દેવા

# ચિકિત્સા

પિટિકાના ઉપચાર

**अथास्य पिटिकामेव तथा यत्नादुपाचरेत् ॥२२॥**
**शुद्ध्यसृक्स्रुतिसेकाद्यैर्यथा पाकं न गच्छति ।**

હવે શોધન, લોહી કઢાવવુ, સેચન વગેરે કરીને આની (ભગદરની, ભગદર થતા પહેલા થતી) પિટિકાના મટાડવાના ઉપાય એવા પ્રયત્નપૂર્વક કરવા કે એ પાકે નહિ (પાકવા માડીને ભગદરનુ સ્વરૂપ પકડે નહિ)

ભગદરના ઉપચાર

**पाके पुनरुपस्निग्धं स्वेदितं चावगाहतः ॥२३॥**
**यन्त्रयित्वाऽर्शसमिव पश्येत्सम्यग्भगन्दरम् ।**
**अर्वाचीनं पराचीनमन्तर्मुखबहिर्मुखम् ॥२४॥**

પણ જો પાકવા માડે તો સ્નેહન કરીને, અવગાહ સ્વેદની રીતે શેક કરીને, હરસ જોવા માટે મૂકવાનુ હોય છે તે રીતે ભગદર જોવાનુ યત્ર (ગુદામાં) મૂકીને જોઈ લેવુ કે ભગદરનુ મો વૈદ્યના સામુ છે કે વૈદ્યની ઊંધી દિશામા છે, ભગદરનુ મો (ગુદાના માર્ગની) અદર છે કે બહાર છે

અતર્મુખ, બહિર્મુખ અને ઉર્ધ્વગ્રીવ માટે વિધિ

**अथान्तर्मुखमेषित्वा सम्यक् शस्त्रेण पाटयेत् ।**
**बहिर्मुखं च निःशेषं ततः क्षारेण साधयेत् ॥२५॥**
**अग्निना वा भिषक् साधु क्षारेणैवोर्ध्वकन्धरम् ।**

હવે, જો ભગદરનુ મો ગુદાના માર્ગની અદરની બાજુએ હોય તે ભગદરમા એષણી શલાકા નાખીને (એષણી શલાકા વડે ભગદર કયે કયે માર્ગે ગતિ કરી છે તે જાણીને) એ ભગદરને શસ્ત્રથી બરાબર ચીરવુ અને જે ભગદરનુ મો ગુદાના માર્ગની બહારની બાજુએ હોય તેને આખુયે ચીરી નાખ્યા પછી ક્ષારથી કે અગ્નિથી બાળીને વૈદ્યે મટાડવુ, પણ ઉર્ધ્વગ્રીવ ભગદરને (ચીર્યા પછી) ક્ષારથી જ (અગ્નિથી નહિ) મટાડવુ

શતપોનક ભગંદરને શી રીતે ચીરવું?

**નાડીરેकान्तराः कृत्वा पाटयेच्छतपोनकम् ॥२६॥**
**तासु रूढासु शेषाश्च, मृत्युरन्यथा गुदेऽन्यथा।**

શતપોનક ભગંદરની એકાંતર નાડીઓ ચીરવી (બધી નાડીઓ—પ્રસરવાના બધા માર્ગો એક સાથે ચીરવા નહિ, પણ એકએક નાડી મૂકીને નાડીઓ ચીરવી, પહેલી ત્રીજી, પાંચમી એ રીતે ચીરવી) પછી એ નાડીઓ રુઝાઈ જાય ત્યારે બાકીની (બીજી, ચોથી, છઠ્ઠી વગેરે નાડીઓ ચીરવી) જો એમ કરવામાં ન આવે તો ગુદા ચિરાઈ જવાથી મોત થાય છે

પરિક્ષેપી ભગંદર

**परिक्षेपिणि चाप्येव नाड्युक्तैः क्षारसूत्रकैः ॥**

પરિક્ષેપી ભગંદરમાં નાડીવ્રણમાં કહેલા (ઉ ૩૦/૩૫, ૩૫II) ક્ષારસૂત્રો વડે નાડીને ચીરીને પછી એ જ રીતે મટાડવું

અર્શોભગંદર

**अर्शोभगन्दरे पूर्वमर्शांसि प्रतिसाधयेत् ।**

અર્શોભગંદરમાં પહેલાં હરસ મટાડવા

ક્ષતજ ભગંદર

**त्यक्त्वोपचर्यः क्षतजः शल्यं शल्यवतस्ततः ॥२८**
**आहरेच्च तथा दद्यात् कृमिघ्नं लेपभोजनम् ।**
**पिण्डनाड्यादयः स्वेदाः**
**सुस्निग्धा रुजि पूजिताः ॥२९॥**

ક્ષતજ ભગંદર અસાધ્ય છે એવું સાફ જણાવીને પછી (દરદીની ઇચ્છા હોય તો) એના ઉપચાર કરવા પછી શલ્યવાળા એ ભગંદરનું શલ્ય કાઢવું અને કીડાને મારી નાખે એવો લેપ કરવો અને એવો ખોરાક આપવો જો પીડા થતી હોય તો સારી રીતે સ્નિગ્ધ કરેલા પિંડસ્વેદ, નાડીસ્વેદ વગેરે જાતના શેક કરવા એ હિતકારક છે

બહુ છિદ્રોવાળા ભગંદરને કેવી રીતે કાપવું?

**सर्वत्र च बहुच्छिद्रे छेदानालोच्य योजयेत् ।**
**गोतीर्थसर्वतोभद्रदललाङ्गललाङ्गलान् ॥३०॥**

બહુ છિદ્રોવાળા ભગંદરમાં બધી બાજુનો વિચાર કરીને ગોતીર્થ, સર્વતોભદ્ર, દલલાંગલ અને લાંગલ (શ્લોક ૩૦II થી ૩૧)એ ચાર પ્રકારના છેદ કરવા (એ ચારમાંથી જે પ્રસંગે જે યોગ્ય હોય તે છેદ કરવો)

ગોતીર્થ, સર્વતોભદ્ર, દલલાંગલ અને લાંગલ છેદની સમજણ

**पार्श्वं गतेन शस्त्रेण छेदो गोतीर्थको मतः ।**
**सर्वत्रः सर्वतोभद्रः पार्श्वच्छेदोऽर्धलाङ्गलः ॥३१॥**
**पार्श्वद्वये लाङ्गलकः**

એક બાજુ પરથી ખોસેલા શસ્ત્રથી છેદ કરવો તેને ગોતીર્થક છેદ કહે છે, બધી બાજુ પરથી ખોસેલા શસ્ત્રથી છેદ કરવો તેને સર્વતોભદ્ર છેદ કહે છે, અડધા હળના આકારનો છેદ બાજુમાં કરવો તેને દલલાંગલ છેદ કહે છે અને બંને બાજુએ હળ જેવો છેદ કરવો તેને લાંગલક છેદ કહે છે

**समस्तांश्चाग्निना दहेत् ।**
**आस्रावमार्गान्निःशेषं नैव विकुरुते पुनः ॥ ३२॥**

બગાડને વહેનારા બધા માર્ગોને અગ્નિથી પૂરેપૂરા બાળી નાખવા, એમ કરવાથી એ ફરીથી વિકાર કરશે નહિ (ઊથળશે નહિ)

**यतेत कोष्ठशुद्धौ च भिषक् तस्यान्तराऽन्तरा ।**

વૈદ્યે તેના (ભગંદરના દરદીના) કોઠાની શુદ્ધિ કરવાનો અવારનવાર (વચ્ચે વચ્ચે) યત્ન કરવો

ભગંદરના વ્રણમાં લેપ

**लेपो व्रणे बिडालास्थि त्रिफलारसकल्कितम् ॥३३**

ત્રિફળાના ક્વાથમાં બિલાડીના હાડકાનો કલ્ક કરીને એનો લેપ વ્રણમાં કરવો

ભગંદરનું અભ્યંગ તેલ

**ज्योतिष्मतीमलयुलाङ्गलिशेलुपाठा-**
**कुम्भाग्निसर्ज(र्जि)करवीरवचासुधार्कैः ।**
**अभ्यञ्जनाय विपचेत भगन्दराणां**
**तैलं वदन्ति परमं हितमेतदेषाम् ॥ ३४॥**

માલકાંકણી, બાવચી, રતવેલિયો, ગૂંદા, કાળીપાટ, નસોતર, ચિત્રો, રાળ, કણેર, વજ, થોર, આકડો—એટલા ઔષધો વડે તેલ પકાવીને એ તેલ ભગંદરના વ્રણોમાં ચોપડવું એ તેલ ભગંદર માટે બહુ હિતકારક છે, એવું મહર્ષિઓ કહે છે

**मधुकरोध्रकणात्रुटिरेणुका-**
**द्विरजनीफलिनीपटुसारिवाः ।**
**कमलकेसरपद्मकधातकी-**
**मदनसर्जरसामयरोदिकाः ॥ ३५॥**
**सवीजपूरच्छदनैरेभिस्तैलं विपाचितम् ।**
**भगन्दरापचीकुष्ठमधुमेहमगापहम् ॥ ३६॥**

જેઠીમધ, લોધર, પીપર, નાની એલચી, રેણુક બીજ, બે હળદર, ઘઉંલા, સિંધવ, ઉપલસરી, કમળ કેસર, ...

નું કેસર, પદ્મકાષ્ઠ, ધાવડી, મીણ, રાળ, ઉપલેટ, લજામણી તથા બિજોરાના પાદડા—એટલી વસ્તુઓ વડે પકવેલું તેલ ભગંદર, અપચી, કુષ્ઠ, મધુમેહ અને વ્રણને મટાડે છે.

ભગંદર વગેરેમાં ચાટવાના, પીવાના, ફાકવાના યોગો

मधुतैलयुता विडङ्गसार-
त्रिफलामागधिकाकणाश्च लीढाः ।
कृमिकुष्ठभगन्दरप्रमेह-
क्षतनाडीव्रणरोपणा भवन्ति ॥३७॥

વાવડિંગ, ખેરસાર, ત્રિફળા અને પીપરનું ચૂર્ણ મધ અને તેલમાં ચાટવાથી કૃમિ, કુષ્ઠ, ભગંદર, પ્રમેહ, ક્ષત અને નાડીવ્રણ રુઝાય છે ( ગણાવેલા રોગો મટે છે )

अमृतात्रुटिवेल्लवत्सकं
कलिपथ्यामलकानि गुग्गुलुः ।
क्रमवृद्धमिदं मधुप्लुतं
पिटिकास्थौल्यभगन्दरान् जयेत् ॥३८॥

ગળો, નાની એલચી, વાવડિંગ, કડાછાલ, બહેડા, હરડે, આમળા અને ગૂગળ એટલા ઔષધોને ક્રમવાર વધારીને ( ગળો એક ભાગ, નાની એલચી બે ભાગ એ રીતે વધતાવધતા છેવટે ગૂગળ આઠ ભાગ લઈને ) એ બધાંના ચૂર્ણને મધમાં કાલવીને ચાટવા કે પીવાથી પિટિકા, જાડાપણું અને ભગંદર મટે છે

मागधिकाग्निकलिङ्गविडङ्गै-
र्विल्लघृतैः सवरापलपक्षैः ।
गुग्गुलुना सदृशेन समेतैः
क्षौद्रयुतः सकलामयनाशः ॥३९॥

પીપર, ચિત્રો, ઇન્દ્રજવ, વાવડિંગ, એ દરેક એક એક પલ, ત્રિફળા છ પલ, એ બધાંના કુલ વજન જેટલો ગૂગળ—આટલાં ઔષધો મધમાં કાલવીને ચાટવાથી બધા રોગોનો નાશ થાય છે

गुग्गुलुपञ्चपलं पलिकाशा
मागधिका त्रिफला च पृथक्स्यात् ।
त्वक्त्रुटिकर्षयुतं मधुलीढं
कुष्ठभगन्दरगुल्मगतिघ्नम् ॥४०॥

પાંચ પલ ગૂગળ, પીપર એક પલ, ત્રિફળા એક પલ, તજ એક કર્ષ, નાની એલચી એક કર્ષ—એટલાં ઔષધો મધ સાથે ચાટવાથી કુષ્ઠ, ભગંદર, ગોળો અને નાડી મટે છે

शृङ्गवेररजोयुक्तं तदेव च सुभावितम् ।
क्वाथेन दशमूलस्य विशेषाद्वातरोगजित् ॥४१॥

તે( શ્લોક ૩૯ા, ૪૦ વાળા ગૂગળ વગેરે પાંચ દ્રવ્યો )માં જ સૂંઠનું ચૂર્ણ ભેળવીને એને ( એ ભેગા ચૂર્ણને ) દશમૂળના કવાથની સારી રીતે ભાવના દઈને ફાકવાથી ખાસ કરીને વાયુથી થયેલા કુષ્ઠ, ભગંદર, ગોળો અને નાડી મટે છે

उत्तमाखदिरसारजं रजः
शीलयत्त्रसनवारिभावितम् ।
दन्ति तुल्यमहिषाक्षमाक्षिकं
कुष्ठमेहपिटिकाभगन्दरान् ॥४२॥

ત્રિફળા અને ખેરસારનું ચૂર્ણ એ બેને બીબલાના કવાથની ભાવના દઈને એના જેટલાં જ વજનનાં ગૂગળ અને મધ લઈને એ બધું ભેગું કરીને રોજ ચાટવાથી કુષ્ઠ, પ્રમેહપિટિકા અને ભગંદર મટે છે

भगन्दरेष्वेष विशेष उक्तः
शेषाणि तु व्यञ्जनसाधनानि ।
व्रणाधिकारात् परिशीलनाच्च
सम्यग्विदित्वौपयिकं विदध्यात् ॥४३॥

ભગંદરમાં, જે ભગંદરમાં જે ખાસ ક્રિયા કરવાની છે તે આ અધ્યાયમાં કહી છે બાકીનું બધું ભગંદરના ઉપાય સ્પષ્ટ છે ( કહેવાઈ ગયા છે ) જે આ અધ્યાયમાં નથી કહ્યું તેના ઉપાય વ્રણપ્રતિષેધના અધ્યાયમાંથી અને આયુર્વેદના અભ્યાસ દ્વારા બરાબર જાણી લઈને કરવા

ભગંદરમાં અપથ્ય

अश्वपृष्ठगमनं चलरोधं
मद्यमैथुनमजीर्णमसात्म्यम् ।
साहसानि विविधानि च रूढे
वत्सरं परिहरेदधिकं वा ॥४४॥

ભગંદરનો વ્રણ રુઝાઈ ગયા પછી પણ એક વર્ષ સુધી કે તેથીયે વધારે વખત સુધી ઘોડાની પીઠ પર બેસીને જવું નહિ, વાયુને ( વેગોને ) રોકવા નહિ, દારૂ પીવો નહિ, મૈથુન કરવું નહિ, અજીર્ણ થવા દેવું નહિ, માફક ન આવે એવા આહારવિહાર કરવા નહિ તથા જાતજાતનાં ગજા ઉપરાંતના કામ કરવાં નહિ.

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने भगन्दरप्रतिषेधो नामाष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

# અધ્યાય ૨૯ મો : ગ્રંથિ, અર્બુદ, હાથીપગ, અપચી અને નાડીનું જ્ઞાન

**अथातो ग्रन्थ्यर्बुदश्लीपदापची-**
**नाडीविज्ञानीयं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥**

ત્યારે હવે અમે ગ્રંથિ (રસોળી), અર્બુદ (મોટી રસોળી, અં. કૅન્સર), શ્લીપદ (હાથીપગ), અપચી (કંઠમાળ) અને નાડી (ભરનીંગળ ગૂમડું) એટલા રોગો વિષે જ્ઞાન થવા માટે જરૂરી અધ્યાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

## ગ્રંથિ (=રસોળી, ગાંઠ)

**कफप्रधानाः कुर्वन्ति मेदोमांसास्रगा मलाः ।**
**वृत्तोन्नतं यं श्वयथुं स ग्रन्थिर्ग्रथनात्स्मृतः ॥ १ ॥**

કફ જેમાં મુખ્ય હોય એવા દોષો ચરબીમાં, માંસમાં અને લોહીમાં રહીને જે ગોળ અને ઊંચો સોજો લાવે છે તે સોજો ગંઠાયેલો હોવાથી એને ગ્રંથિ (રસોળી, ગાંઠ) કહે છે.

### ગ્રંથિની સંખ્યા

**दोषास्रमांसमेदोऽस्थिसिराव्रणभवा नव ।**
**ते**

તે (ગ્રંથિ) નવ છે: ત્રણ દોષને લીધે થતી ત્રણ, લોહીને લીધે, માંસને લીધે, ચરબીને લીધે, હાડકાંને લીધે, શિરાને લીધે અને વ્રણને લીધે થતી.

### વાયુની ગ્રંથિ

**तत्र वातादायामतोदभेदान्वितोऽसितः ॥ २ ॥**
**स्थानात्स्थानान्तरगतिरकस्माद्धानिवृद्धिमान् ।**
**मृदुर्बस्तिरिवानद्धो विभिन्नोऽच्छं स्रवत्यसृक् ॥ ३ ॥**

તેમાં (નવ ગ્રંથિમાં), વાયુને લીધે થતી ગ્રંથિ આયામ (ખેંચ), તોદ અને ભેદવાળી; કાળી, એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતી, કારણ વિના ઘટતી અને વધતી, મૃદુ, મૂત્રાશયની માફક તણાતી (ફૂલીને બાંધી હોય એવી) હોય છે. એ ફૂટે ત્યારે એમાંથી પાતળું લોહી નીકળે છે.

### પિત્તની ગ્રંથિ

**पित्तात्सदाहः पीताभो रक्तो वा, पच्यते द्रुतम् ।**
**भिन्नोऽस्रमुष्णं स्रवति**

પિત્તને લીધે થતી ગ્રંથિ પીળા રંગની કે રાતી હોય છે, એ જલદી પાકી જાય છે અને એ ફૂટે ત્યારે એમાંથી ગરમ લોહી નીકળે છે.

### કફની ગ્રંથિ

**श्लेष्मणा नीरुजो घनः ॥ ४ ॥**
**शीतः सवर्णः कण्डूमान्, पक्वः पूयं स्रवेद्घनम् ।**

કફને લીધે થતી ગ્રંથિ પીડા વિનાની, ઘટ્ટ, ઠંડી, શરીરના રંગની અને ખંજવાળવાળી હોય છે. એ પાકે ત્યારે ઘાટું (જાડું) પરુ નીકળે છે.

### લોહીની (=રક્તજ) ગ્રંથિ

**दोषैर्दुष्टेऽसृजि ग्रन्थिर्भवेन्मूर्च्छत्सु जन्तुषु ॥ ५ ॥**
**सिरामांसं च संश्रित्य सस्वापः पित्तलक्षणः ।**

દોષો વડે લોહી બગડવાથી કૃમિ (કીડા) વધે ત્યારે શિરા અને માંસનો આશ્રય લઈને સ્પર્શની ખબર ન પડે એવી, *પિત્તની ગ્રંથિ જેવાં લક્ષણોવાળી ગ્રંથિ* થાય છે.

### માંસની ગ્રંથિ

**मांसलैर्दूषितं मांसमाहारैर्ग्रन्थिमावहेत् ॥ ६ ॥**
**स्निग्धं महान्तं कठिनं सिरानद्धं कफाकृतिम् ।**

પુષ્કળ માંસવાળા ખોરાકથી બગડેલું માંસ સ્નિગ્ધ, મોટી, કઠણ, શિરાઓની જાળથી છવાયેલી અને કફની ગ્રંથિ જેવાં લક્ષણવાળી ગ્રંથિ કરે છે.

### ચરબીની ગ્રંથિ

**प्रवृद्धं मेदुरैर्मेदो नीतं मांसेऽथवा त्वचि ॥ ७ ॥**
**वायुना कुरुते ग्रन्थिं भृशं स्निग्धं मृदुं चलम् ।**
**श्लेष्मतुल्याकृतिं देहक्षयवृद्धिक्षयोदयम् ॥ ८ ॥**
**स विभिन्नो घनं मेदस्ताम्रासितसितं स्रवेत् ।**

ચરબીવાળા ખોરાકથી વધેલી ચરબીને વાયુ માંસમાં કે ચામડીમાં લઈ જાય છે, ત્યારે એ ચરબી પુષ્કળ સ્નિગ્ધ, મૃદુ, ચલ (આમતેમ ખસી શકે એવી) કફની ગ્રંથિ જેવાં લક્ષણોવાળી અને શરીર વધે ત્યારે વધતી અને શરીર ઘટે ત્યારે ઘટતી ગ્રંથિ કરે છે. એ ફૂટે ત્યારે એમાંથી ઘટ્ટ, તાંબાવર્ણી, કાળી કે ધોળી ચરબી નીકળે છે.

### હાડકાની ગ્રંથિ

**अस्थिभङ्गाभिघाताभ्यामुन्नतावनतं तु यत् ॥ ९ ॥**
**सोऽस्थिग्रन्थिः**

હાડકું ભાંગવાથી કે અભિઘાતથી હાડકું જે ઊંચું-નીચું (ખાડાટેકરાવાળું) થાય તે હાડકાની ગ્રંથિ છે.

### શિરાની ગ્રંથિ

**पदातेस्तु सहसाम्भोऽवगाहनात् ।**
**व्यायामाद्वा प्रतान्तस्य सिराजालं सशोणितम् ।**

**वायुः सम्पीड्य सङ्कोच्य वक्राकृत्य विशोष्य च ।**
**निष्फुरं नीरुजं ग्रन्थिं कुरुते स सिराह्वयः ॥११॥**

પગપાળો ચાલેલો માણસ એકાએક પાણીમા ઝબકોળાય (નાહે) તેથી કે અતિશ્રમને લીધે થાકી જવાથી એનો (એ માણસનો) કોપેલો વાયુ લોહી વાળી શિરાઓની જાળને દબાવીને, સકોચીને, વાકી વાળી દઈને અને સૂકવી નાખીને ફરકે નહિ એવી અને પીડા વિનાની ગ્રથિ કરે છે તે શિરાગ્રથિ નામની ગ્રથિ છે

### વ્રણની ગ્રંથિ

**अरूढे रूढमात्रे वा व्रणे सर्वरसाशिनः ।**
**सार्द्रे वा बन्धरहिते गात्रेऽश्माभिहतेऽथवा ॥१२॥**
**वातोऽस्रमस्रुतं दुष्टं संशोष्य ग्रथितं व्रणम् ।**
**कुर्यात्सदाहः कण्डूमान् व्रणग्रन्थिरयं स्मृतः ॥१३**

વ્રણ રુઝાયા પહેલા કે વ્રણ રુઝાય કે તરત જે માણસ બધા (છયે, વ્રણમાં પથ્ય હોય તેની સાથે બાકીના અપથ્ય પણ) રસો ખાય છે અથવા વ્રણ જરા લીલો હોય, ત્યારે પાટો બાંધ્યા વિનાના અંગ ઉપર પથ્થર વાગે તેનો કોપેલો વાયુ બહાર ન નીકળી ગયેલા બગડેલા લોહીને સૂકવી દઈને ગઠાયેલો (કઠણ) વ્રણ કરે છે આ દાહ અને ખણજવાળા વ્રણને આયુર્વેદમાં વ્રણ ગ્રથિ કહે છે

### સાધ્યઅસાધ્ય

**साध्या दोषास्रमेदोजा., न तु स्थूलखराश्चलाः ।**
**मर्मकण्ठोदरस्थाश्च**

ત્રણ દોષની ત્રણ, લોહીની અને ચરબીની ગ્રથિઓ સાધ્ય છે, પણ, સ્થૂલ, ખર અને ખસી શકે એવી તથા મર્મસ્થાનમાં થયેલી, ગળામા થયેલી અને ઉદરમા થયેલી ગ્રથિઓ સાધ્ય નથી.

## અર્બુદ (અં. કૅન્સર)

**महत्तु ग्रन्थितोऽर्बुदम् ॥१४॥**
**तल्लक्षणं च मेदोन्तैः षोढा दोषादिभिस्तु तत् ।**
**प्रायो मेदः कफाढ्यत्वात्स्थिरत्वाच्च न पच्यते ॥१५**

ગ્રથિથી મોટુ અર્બુદ છે દોષથી શરૂ કરીને ત્રણ (=વાયુનું, પિત્તનું અને કફનું) અને ચરબીથી પૂરા થાય એ ત્રણ (=લોહીનુ, માંસનું અને ચરબીનું) એમ છ પ્રકારના એના લક્ષણ છે (ગ્રથિની સખ્યા ગણાવવામા દોષથી એટલે વાયુથી શરૂ થતાં ત્રણ અને ચરબીથી પૂરા થાય એવાં ત્રણ એમ કુલ ગ્રથિના જે છ પ્રકાર છે તે જ છ પ્રકાર અર્બુદના છે.) તે (અર્બુદ) ચરબી અને કફથી ભરેલુ હોવાથી અને સ્થિર હોવાથી સામાન્ય રીતે પાકતુ નથી

### રક્તાર્બુદ

**सिरास्थं शोणितं दोषः सङ्कोच्यान्तः प्रपीड्य च ।**
**पाचयेत तदानद्धं सास्रावं मांसपिण्डितम् ॥१६**
**मांसाङ्कुरैश्चितं याति वृद्धिं चाशु स्रवेत्ततः ।**
**अजस्रं दुष्टरुधिरं भूरि तच्छोणितार्बुदम् ॥१७॥**

દોષ (ત્રણમાથી ગમે તે એક દોષ) શિરામા રહેલા લોહીને સકોચીને, અદર દબાવીને પકવે છે, તેથી એ લોહી પાકે છે એટલે તે ફૂલી જાય છે, તેમાથી રસી નીકળે છે, માસ સાથે તેની ગોળી બાઝી જાય છે, માસના અકુરોથી છવાઈ જાય છે અને ઝટ વધી જાય છે પછી એમાથી સતત બગડેલું પુષ્કળ લોહી વહ્યા કરે છે એને શોણિતાર્બુદ (લોહીનુ 'કૅન્સર') કહે છે

### સાધ્યઅસાધ્ય

**तेष्वसृङ्मांसजे वर्ज्ये, चत्वार्यन्यानि साधयेत् ।**

એમાથી લોહીનું અર્બુદ અને માંસનું અર્બુદ (અસાધ્ય હોવાથી) છોડી દેવા અને બાકીના ચાર અર્બુદના ઉપાય કરવા

## શ્લીપદ (હાથીપગ)

**प्रस्थिता वङ्क्षणोर्वादिमधःकायं कफोल्बणाः ॥१८**
**दोषा मांसास्रगाः पादौ कालेनाश्रित्य कुर्वते ।**
**शनैःशनैर्घनं शोफं श्लीपदं तत्प्रचक्षते ॥१९॥**

કફ જેમાં મુખ્ય હોય (વધારે હોય) એવા ત્રણે દોષો સાથળનાં વળાં, સાથળ (+જાંઘ, પિંડી) વગેરે શરીરના નીચલા ભાગ તરફ ચાલી નીકળીને, માસમા અને લોહીમા જઈને, વખત જતાં પગમાં રહીને ઘટ્ટ સોજો ધીમે ધીમે કરે છે તેને શ્લીપદ (હાથી-પગ) કહે છે

### વાયુનું શ્લીપદ

**परिपोटयुतं कृष्णमनिमित्तरुजं खरम् ।**
**रूक्षं च वातात्**

વાયુને લીધે થતા શ્લીપદમાં પગની ચામડી તરડાય છે, ચામડી કાળી, કારણ વિના પીડાવાળી, ખર અને અને લૂખી હોય છે

### પિત્તનું શ્લીપદ

**पित्तात्तु पीतं दाहज्वरान्वितम् ॥२०॥**

પિત્તથી થયેલું શ્લીપદ પીળું, બળતરાવાળું અને તાવવાળુ હોય છે

કફનું શ્લીપદ

**कफाद् गुरु स्निग्धमरुक् चितं मांसाङ्कुरैर्बृहत् ।**

કફથી થતું શ્લીપદ ભારે, સ્નિગ્ધ, પીડાવિનાનું, માંસના અંકુરોથી (મસાથી) છવાયેલું અને મોટું હોય છે

અસાધ્ય શ્લીપદ

**तत्यजेद्वत्सरातीतं सुमहत् सुपरिस्रुति ॥ २१ ॥**

જે શ્લીપદ થયે એક વરસ વીતી ગયું હોય તેને, જે બહુ મોટું થઈ ગયું હોય તેને અને જેમાંથી બહુ સ્રાવ થતો હોય તેને (અસાધ્ય ગણી) છોડી દેવા

શ્લીપદ કયા અંગોમાં અને કયા દેશમાં થાય?

**पाणिनासौष्ठकर्णेषु वदन्त्येके तु पादवत् ।**
**श्लीपदं जायते तच्च देशेऽनूपे भृशं भृशम् ॥२२॥**

કેટલાક કહે છે કે પગની માફક હાથે, નાકે, હોઠે અને કાને (પણ) શ્લીપદ થાય છે, અને જેમ દેશ વધારે અનૂપ હોય તેમ તે (શ્લીપદ) વધારે થાય છે

## ગંડમાલા (કંઠમાળ) : અપચી

સંપ્રાપ્તિ. નામનો ખુલાસો

**मेदस्थाः कण्ठमन्याक्षकक्षावङ्क्षणगा मलाः ।**
**सवर्णान् कठिनान् स्निग्धान्**
**वार्ताकामलकाकृतीन् ॥ २३ ॥**
**अवगाढान् बहून् गण्डांश्चिरपाकांश्च कुर्वते ।**
**पच्यन्तेऽल्परुजस्तेऽन्ये**
**स्रवन्त्यन्येऽतिकण्डुराः ॥ २४ ॥**
**नश्यन्त्यन्ये भवन्त्यन्ये दीर्घकालानुबन्धिनः ।**
**गण्डमालाऽपची चेयं दूर्वेव क्षयवृद्धिभाक् ॥२५॥**

ચરબીમાં રહેલા દોષો ગળામાં, મન્યામાં, ખભામાં, બગલમાં અને સાથળના વળામાં જઈને ચામડીના રંગના, કઠણ, સ્નિગ્ધ, વત્યાક અને આમળાં જેવા આકારનાં, ઊંડા મૂળવાળાં, અનેક, બહુ વખતે પાકે એવા ગૂમડા કરે છે એમાંથી થોડી પીડાવાળાં ગૂમડા પાકે છે, કેટલાંક દૂઝે છે, કેટલાંકમાં બહુ ખણજ આવે છે, કેટલાંક લાંબા વખત સુધી ચાલુ રહે છે એને ગંડમાલા (કંઠમાળ) અને અપચી કહે છે એ ધરોની માફક ઘટે છે અને વધે છે

અસાધ્ય કંઠમાળ

**तां त्यजेत्सज्वरच्छर्दिपार्श्वरुक्कासपीनसाम् ।**

જે કંઠમાળમાં સાથે તાવ, ઊલટી, પડખામાં પીડા, ઉધરસ અને સળેખમ રહેતા હોય તે કંઠમાળને (અસાધ્ય ગણી) છોડી દેવી.



## નાડી : ગતિ (નાડીવ્રણ)

**अभेदात्पक्वशोफस्य व्रणे चापथ्यसेविनः ॥ २६ ॥**
**अनुप्रविश्य मांसादीन् दूरं पूयोऽभिधावति ।**
**गतिः सा दूरगमनान्नाडी नाडीव संस्रुतेः ॥ २७ ॥**
**नाड्येकाऽनृजुरन्येषां सैवानेकगतिर्गतिः ।**

પાકેલા સોજા(ગૂમડા)ને ન ફોડવાથી તથા વ્રણમાં અપથ્ય આહારવિહાર કરનારને માંસ વગેરેમાં પેસીને પરુ દૂર ને દૂર દોડે છે (માંસ વગેરે તરફ અંદર ને અંદર પરુ રસ્તો કરે છે) પરુની આ ગતિ દૂર સુધી જતી હોવાથી એને નાડી (નળી) કહે છે, કારણ કે જેમ પાણીની નળીમાંથી પાણી વહ્યા કરે છે, તેમ નાડીમાંથી પણ સ્રાવ થયા કરે છે બીજા આચાર્યોને મતે એક અને વાંકીચૂકી નાડીને નાડી કહે છે, પણ એ જ નાડીમાંથી ફાટા પડીને અનેક નાડીઓ થઈ જાય ત્યારે એને ગતિ કહે છે

નાડીની સંખ્યા

**सा दोषैः पृथगेकस्थैः शल्यहेतुश्च पञ्चमी ॥ २८ ॥**

એ નાડી છૂટાછૂટા દોષોને લીધે ત્રણ, સાથે કોપેલા ત્રણે દોષોને લીધે એક અને પાંચમી શલ્યને કારણે થયેલી એમ પાંચ છે

વાયુની નાડી

**वाताद् सरुक्सूक्ष्ममुखी विवर्णा फेनिलोद्वमा ।**
**स्रवत्यभ्यधिकं रात्रौ**

વાયુથી થતી નાડી (નાડીવ્રણ) પીડાવાળી, ઝીણા મુખવાળી, વિવર્ણ, ફીણવાળો સ્રાવ કાઢે એવી હોય છે અને એમાંથી વધારે સ્રાવ થાય છે

પિત્તની નાડી

**पित्तात्तृड्ज्वरदाहकृत् ॥ २९ ॥**
**पीतोष्णपूतिपूयस्रुद्दिवा चाति निषिञ्चति ।**

પિત્તથી થતી નાડી તરસ, તાવ અને બળતરા કરે છે, એમાંથી પીળું, ઊનું અને ગંધાતું પરુ નીકળે છે અને એમાંથી દિવસે વધારે સ્રાવ થાય છે

કફની નાડી

**घनपिच्छिलसंस्रावा कण्डूला कठिना कफात् ॥३०**
**निशि चाभ्यधिकक्लेदा**

કફને લીધે થતી નાડીમાંથી ઘટ્ટ અને પિચ્છિલ સ્રાવ થાય છે, એ ખણજવાળી અને કઠણ હોય છે અને રાત્રે એમાં વધારે ક્લેદ થાય છે

ત્રિદોષની નાડી

**सर्वैः सर्वाकृतिं त्यजेत् ।**

બધા (ત્રણે) દોષોથી થતી નાડી ત્રણેય છૂટાછૂટા દોષની નાડીનાં ભેગા લક્ષણોવાળી હોય છે તેને (અસાધ્ય ગણી) છોડી દેવી.

શલ્યનાડી

**अन्तःस्थितं शल्यमनाहृतं तु**
**करोति नाडीं वहते च साऽस्य ।**
**फेनानुविद्धं तनुमल्पमुष्ण**
**सास्रं च पूय सरुजं च नित्यम् ॥ ३१ ॥**

શરીરની અંદર રહેલા શલ્યને જો બહાર ખેંચી કાઢવામા ન આવ્યુ હોય તો તે શલ્ય નાડી (નાડીવ્રણ) કરે છે ને એ નાડી એનુ (દરદીનુ) ફીણવાળુ, પાતળુ, થોડુ, ઊનુ, લોહીવાળુ પરુ સદા પીડા સાથે બહાર કાઢે છે (એ નાડીમાથી ઉપર વર્ણન કર્યું છે એવુ પરુ સદા પીડા સાથે નીકળી છે)

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने ग्रन्थ्यर्बुदश्लीपदापची नाडीविज्ञानीयं नामैकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

# અધ્યાય ૩૦ મો : ગ્રંથિ, અર્બુદ, હાથીપગ, અપચી અને નાડીના ઉપાય

**अथातो ग्रन्थ्यर्बुदश्लीपदापची-**
**नाडीप्रतिषेधं व्याख्यास्याम ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે ગ્રંથિ (રસોળી, ગાંઠ), અર્બુદ (અ કેન્સર, ઝેરી રસોળી,) શ્લીપદ (હાથીપગ), અપચી (કંઠમાળ) ને નાડી-ચોટલા રોગો મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

## ગ્રંથિના ઉપાય

**ग्रन्थिष्वामेषु कर्तव्या यथास्वं शोफवत् क्रिया ।**

કાચી ગ્રંથિઓમા શોફ (સોજા, ગુમડા) જેવી ક્રિયા (ઉ અ.) ૨૫) કરવી.

વાયુની ગ્રંથિના ઉપાય

**बृहतीचित्रकव्याघ्रीकणासिद्धेन सर्पिषा ॥ १ ॥**
**स्नेहयेच्छुद्धिकामं च, तीक्ष्णैः शुद्धस्य लेपनम् ।**

જો ગ્રંથિના દરદીને શોધનની ઇચ્છા (જરૂર) હોય તેનુ ભોરીંગણી, ચિત્રો અને પીપર વડે સિદ્ધ કરેલા ઘીથી (ઘી પાઈને) સ્નેહન કરવું પછી એનું શોધન (વમન અને વિરેચન) કરીને તીક્ષ્ણ દ્રવ્યો વડે ગ્રંથિ ઉપર લેપ કરવો

**संस्वेद्य बहुशो ग्रन्थिं विमृद्नीयात् पुनः पुनः ॥ २ ॥**

વારંવાર ગાઠ ઉપર શેક કરીને એને વારવાર (અંગૂઠાથી કે વાસની ભૂંગળીથી) મસળવી (અને એવી રીતે વેરી નાખવાનો પ્રયત્ન કરવો)

**एष वाते विशेषेण क्रमः,**

ઉપર કહી તે ક્રિયા ખાસ કરીને વાયુને લીધે થયેલી ગ્રંથિ મટે છે.

પિત્તની ગ્રંથિના ઉપાય

**पित्तजे पुनः ।**
**जलौकसो हिमं सर्वं,**

પણ પિત્તની ગ્રંથિમા જળો મૂકવી અને બધી ઠંડી ક્રિયા કરવી (સ્પર્શમા તથા વીર્યમા ઠંડા હોય એવા દ્રવ્યોના જાડા લેપ, સેચન અને ખાનપાન કરવાં)

કફની ગ્રંથિના ઉપાય

**कफजे वातिको विधिः ॥ ३ ॥**

કફની ગ્રંથિમા વાયુની ગ્રંથિવાળો વિધિ (ક્રિયા) કરવો

**तथाऽप्यपक्वं छित्त्वैनं स्थिते रक्तेऽग्निना दहेत् ।**
**साऽवशेषं, सशेषो हि पुनराप्यायते ध्रुवम् ॥ ४ ॥**

આટલુ કર્યા છતા પણ જો રસોળી કાચી રહે તો એ કાચી રસોળીને કાપી કાઢીને પછી જ્યારે લોહી બંધ થાય ત્યારે રસોળીવાળા આખાયે ભાગ ઉપર બરાબર ડામ દેવો, કારણ કે જો રસોળીનો જરા પણ ભાગ રહી જાય તો એ ફરીથી પોષાય છે (ફરીથી રસોળી થાય છે)

માંસથી અને વ્રણથી થતી રસોળીઓ

**मांसव्रणोद्भवौ ग्रन्थी यापयेदेवमेव च ।**

માંસથી થતી રસોળી અને વ્રણથી થતી રસોળી યાપ્ય છે એમા ઉપર પ્રમાણે કરવું

ચરબીની થતી ગ્રંથિ

**कार्यं मेदोभवेऽप्येतत्तप्तैः फालादिभिश्च तम् ॥ ५ ॥**
**प्रमृद्यात्तिलदिग्धेन छन्नं द्विगुणवाससा ।**
**शस्त्रेण पाटयित्वा वा दहेन्मेदसि सदूधृते ॥ ६ ॥**

ચરબીથી થતી રસોળીમાં પણ એ પ્રમાણે જ કરવું ગ્રંથિ ઉપર તેલ ચોપડેલું બેવડુ કપડું ઢાંકીને પછી દેવતાથી તપાવેલા હળના ફળાથી એના ઉપર મસળવું અથવા ચરબીની ગ્રંથિને શસ્ત્રથી ચીરીને એમાંથી ચરબી બરાબર કાઢી નાખીને પછી એના ઉપર ડામ દેવો.

સિરાગ્રંથિના ઉપાય

**सिराग्रन्थौ नवे पेयं तैलं साहचरं तथा ।**
**उपनाहोऽनिलहरैर्बस्तिकर्म सिराव्यध ॥ ७ ॥**

સિરાગ્રંથિ નવી હોય તો સાલચર તેલ (ચિ. ૨૧/૬૬॥ થી ૭૨॥) પીવું તથા વાયુ મટાડે એવાં દ્રવ્યોથી ઉપનાહ, બસ્તિ અને ફસ ખોલવાની ક્રિયા કરવી.

### અર્બુદ(અં. કૅન્સર)ના ઉપાય

**अर्बुदे ग्रन्थिवत् कुर्याद् यथास्वं सुतरां हितम्।**

અર્બુદમાં જે પ્રકારનું અર્બુદ હોય તે પ્રકારની ગ્રંથિના ઉપાય વધારે પ્રમાણમાં કરવા.

**[अजाशकृच्छिग्रुमूललाक्षासुरस( लवणक्षार )-काञ्जिकैः।**
**वस्त्रबद्धैरुपस्वेद्य मर्दयित्वा प्रलेपयेत् ॥ १ ॥**
**उपोदकापत्रपिण्ड्या छदैराच्छादितं घनम्।**
**निवेश्य पट्टं बध्नीयाच्छाम्यत्येव नवार्बुदम् ॥२॥**
**जीर्णे चार्कच्छदसुधासामुद्रगुडकाञ्जिकैः।**
**प्रच्छाने पिण्डिका बद्धा ग्रन्थ्यर्बुदविलायनी ॥ ]**

[બકરીની લીંડીઓ, સરગવાનું મૂળ, લાખ, તુળસી, (લવણ, ક્ષાર) અને કાંજી—એટલી વસ્તુઓને વસ્ત્રમાં બાંધીને એ પોટલી વડે સાધારણ શેક કરીને પછી અર્બુદને મસળીને પોઈનાં પાંદડાંની પિંડી વડે જાડો લેપ કરવો. પછી એનો પર પાંદડાંનો ઘટ્ટ થર ઢાંકીને કપડાની ગડ મૂકીને પાટો બાંધવો. એમ કરવાથી નવું અર્બુદ શમી જાય છે; અને જૂના અર્બુદમાં આકડાનાં પાંદડાં, થોર, સમુદ્રનું મીઠું, ગોળ અને કાંજીવડે કરેલી પિંડિકા પ્રચ્છાન માટે બાંધવાથી ગ્રંથિ અને અર્બુદ વેરાઈ જાય છે ]

## શ્લીપદના ઉપાય

### વાયુનું શ્લીપદ

**श्लीपदेऽनिलजे विध्येत् स्निग्धस्विन्नोपनाहिते ॥**
**सिरामुपरि गुल्फस्य द्व्यङ्गुले, पाययेच्च तम्।**
**मासमेरण्डजं तैलं गोमूत्रेण समन्वितम् ॥९॥**
**जीर्णे जीर्णान्नमश्नीयाच्छुण्ठीशृतपयोन्वितम्।**
**त्रैवृतं वा पिबेदेवमशान्तावग्निना दहेत् ॥१०॥**

વાયુના શ્લીપદમાં પહેલાં સ્નેહન, સ્વેદન અને ઉપનાહ કરીને પછી પગની ઘૂંટીથી બે આંગળ ઊંચે ફસ ખોલવી તથા એને એક મહિના સુધી ગાયના મૂતરમાં દિવેલ નાખીને પાવું. દિવેલ પચી જાય ત્યારે સૂંઠ નાખીને ઉકાળેલા દૂધ સાથે એક વરસનું જૂનું અનાજ ખાવું, અથવા (સ્નેહન પ્રયોગ માટે) ત્રૈવૃત ઘી પીવું. એમ છતાં પણ જો ન મટે તો ડામ દેવો.

### પિત્તનું શ્લીપદ

**गुल्फस्याधः सिरामोक्षः पैत्ते सर्वं च पित्तजित्।**

પિત્તના શ્લીપદમાં પગની ઘૂંટીથી નીચેની ફસ ખોલવી અને પિત્ત મટે એવું બધું (ખાન, પાન, વિહાર, ઓષધ) કરવું

### કફનું શ્લીપદ

**सिरामङ्गुष्ठके विद्ध्वा कफजे शीलयेद्यवान् ॥११**
**सक्षौद्राणि कषायाणि वर्धमानास्तथाऽभयाः।**
**लिम्पेत्सर्षपवार्ताकिमूलाभ्यां धान्ययाऽथवा ॥१२**

કફના શ્લીપદમાં અંગૂઠાની (ક્ષિપ્ર નામના મર્મથી ચાર આંગળ ઊંચે આવેલી સુશ્રુત ૧૯/૫૫॥—ડલ્હણ) ફસ ખોલવી અને રોજ જવ (જવની વાનીઓ) મધ સાથે ભેળવીને તૂરાં દ્રવ્યો અને વર્ધમાન હરડે ખાવી તથા સરસવ અને વંત્યાકનાં ઝાડનાં મૂળનો અથવા કોથમીરનો લેપ કરવો.

વર્ધમાન હરડે=પહેલે દિવસે એક, બીજે દિવસે બે, ત્રીજે દિવસે ત્રણ એમ રોજ એકએક હરડે વધારીને પહેલા દસ દિવસ ખાવી. પછી રોજ એકએક હરડે ઓછી કરતા જઈને ખાવી.

## અપચી(કંઠમાળ)ના ઉપાય

**શોધન, ધૂમપાન, ગંડૂષ, નસ્ય, ફસ ખોલવી, દવા**

**ऊर्ध्वाधःशोधनं पेयमपच्यां साधितं घृतम्।**
**दन्तीद्रवन्तीत्रिवृताजालिनीदेवदालिभिः ॥ १३ ॥**
**शीलयेत्कफमेदोघ्नं धूमगण्डूषनावनम्।**
**सिरयाऽपहरेद्रक्तं पिबेन्मूत्रेण तार्क्ष्यजम् ॥ १४ ॥**

કંઠમાળમાં ઉપરથી (ઊલટીઓ દ્વારા મોંથી) અને નીચેથી (ઝાડા વાટે) શોધન કરે એવું નેપાળો, ઉંદરકની, નસોતર, કડવી ગલી અને કૂકડવેલ—એ બધાંથી સિદ્ધ કરેલું ઘી પીવું, કફ અને ચરબી મટે એવાં ધૂમપાન, ગંડૂષ અને નસ્યની ક્રિયા રોજ કરવી, ફસ ખોલીને લોહી કાઢવું અને ગાયના મૂતર સાથે રસવંતી પીવી.

**[पलमर्धपलं वाऽपि कर्षं वाऽप्युष्णवारिणा।**
**काञ्चनारत्वचं पीत्वा गण्डमालां व्यपोहति ॥१५ ]**

[એક પલ, અર્ધો પલ કે એક કર્ષ કાંચનારની છાલ ઊના પાણી સાથે પીવાથી કંઠમાળ મટે છે ]

### કાચી અને કઠણ ગાંઠ માટે લેપ અને વેરી નાખવાના ઉપાય

**ग्रन्थीनपक्वानालिम्पेन्नाकुलीपटुनागरैः।**
**स्विन्नान् लवणपोट्टल्या कठिनाननु मर्दयेत् ॥१५**

કંઠમાળની કાચી ગાંઠ ઉપર રાસ્ના, સિંધવ અને સૂંઠનો લેપ કરવો. કઠણ ગાંઠ ઉપર મીઠાની કે તે પર-

ની પોટલી વડે શેક કરીને પછી એને અંગુઠા વડે કે વાંસની ભૂંગળી વડે મસળવી.

शमीमूलकशिग्रूणां बीजैः सयवसर्षपैः ।
लेपः पिष्टोऽम्लतक्रेण ग्रन्थिगण्डविलायनः ॥१६॥

શમીનાં, મૂળાનાં અને સરગવાનાં બી, જવ અને સરસવ એટલાં ઔષધોને ખાટી છાશમાં લસોટીને લેપ કરવાથી ગાંઠ અને ગૂમડાં વેરાઈ જાય છે.

[क्षुण्णानि निम्बपत्राणि कुलत्थैर्भल्लातकैः सह ।
शरावसम्पुटे दग्ध्वा सार्धं सिद्धार्थकैः समैः ॥१॥
एतच्छागाम्बुना पिष्टं गण्डमालाप्रलेपनम् ।]

[ભિલામાંના કકડા અને ખાંડેલાં લીમડાનાં પાંદડાં એ બેને કોડિયાના સંપુટમાં બાળીને એની ભસ્મ કરીને એમાં એટલા જ સરસવ નાખીને એ બધાંને બકરાના મૂત્રમાં લસોટીને કંઠમાળ ઉપર લેપ કરવો).

કંઠમાળની પાકવા માંડેલી ગાંઠો માટે ઉપાય

पाकोन्मुखान् सृतास्रस्य पित्तश्लेष्महरैर्जयेत् ।
अपक्वानेव वोद्धृत्य क्षाराग्निभ्यामुपाचरेत् ॥१७॥

કંઠમાળની ગાંઠો પાકવા માંડી હોય તો પહેલાં જળો વગેરેથી લોહી કાઢી નાખીને, પછી પિત્ત અને કફ મટે એવા ઉપાયો કરીને મટાડવી. અથવા પૂરી પાકે તે પહેલાં જ એ ગાંઠોને કાઢી નાખીને પછી ક્ષાર મૂકીને કે ડામ દઈને બાળવું.

કંઠમાળમાં પીવાનું, ચોળવાનું અને નસ્યનું તેલ

काकादनीलाङ्गलिकानाहीकोत्तुण्डिकीफलैः ।
जीमूतबीजकर्कोटीविशालाकृतवेधनैः ॥ १८ ॥
पाठान्वितैः पलार्धांशैर्विषकर्षयुतैः पचेत् ।
प्रस्थं करञ्जतैलस्य निर्गुण्डीस्वरसाढके ॥ १९ ॥
अनेन माला गण्डानां चिरजा पूयवाहिनी ।
सिध्यत्यसाध्यकल्पाऽपि पानाभ्यञ्जननावनैः ॥२०

ચણોઠી, રતવેલિયો, શુકનાસા, કણજીનાં બી, મીંઢળ, કૂકડવેલનાં બી, કંકોડાં, ઇન્દ્રવારણાં, ઘિસોડાં અને પાહાડમૂળ—એ દરેક અરધો પલ, એમાં એક કર્ષ અતિવિષની કળી—એ બધાનો કલ્ક અને નગોડના એક આઢક સ્વરસમાં એક પ્રસ્થ કણજિયું પકવવું. આ તેલ પીવામાં, અભ્યંગમાં અને નસ્યમાં વાપરવાથી લાંબા વખતથી થયેલી, પરુ નીકળતી, અસાધ્ય જેવી કંઠમાળની ગાંઠો પણ મટે છે.

तैलं लाङ्गलिकीकन्दकल्कपादं चतुर्गुणे ।
निर्गुण्डीस्वरसे पक्वं नस्याद्यैरपचीप्रणुत् ॥२१॥

તેલથી ચોથા ભાગનો રતવેલિયાના કંદનો કલ્ક નાખીને તેલથી ચારગણા નગોડના સ્વરસમાં પકવેલું તેલ નસ્ય વગેરે (પીવું, અભ્યંગ અને નસ્ય) તરીકે વાપરવાથી કંઠમાળની ગાંઠો મટે છે.

भद्रश्रीदारुमरिचद्विहरिद्रात्रिवृद्घनैः ।
मनःशिलालनलदविशालाकरवीरकैः ॥ २२ ॥
गोमूत्रपिष्टैः पलिकैर्विषस्यार्धपलेन च ।
ब्राह्मीरसार्कजक्षीरगोशकृद्रससंयुतम् ॥ २३ ॥
प्रस्थं सर्षपतैलस्य सिद्धमाशु व्यपोहति ।
पानाद्यैः शीलितं कुष्ठदुष्टनाडीव्रणापचीः ॥ २४ ॥

ધોળી સુખડ, દેવદાર, મરી, હળદર, દારુહળદર, નસોતર, મોથ, મણશીલ, હરતાલ, વીરણ વાળો, ઇન્દ્રવારણાં, કણેર—એટલાં ઔષધો એકએક પલ અને અતિવિષની કળી અરધો પલ—એટલી વસ્તુઓનો કલ્ક બ્રાહ્મીનો રસ, આકડાનું દૂધ અને ગાયના છાણનો રસ એ ત્રણમાં નાખીને એના વડે પકવેલું એક પ્રસ્થ સરસિયું રોજ પીવા વગેરેથી (પીવામાં, અભ્યંગમાં અને નસ્યમાં વાપરવાથી) કુષ્ઠ, દુષ્ટ નાડીવ્રણ અને કંઠમાળ ઝટ મટી જાય છે.

वचाहरीतकीलाक्षाकटुरोहिणिचन्दनैः ।
तैलं प्रसाधितं पीतं समूलामपचीं जयेत् ॥२५॥

વજ, હરડે, લાખ, કડુ અને સુખડ—એટલી વસ્તુઓ વડે સિદ્ધ કરેલું તેલ પીવાથી કંઠમાળ સમૂળગી (જડમૂળથી) મટી જાય છે.

નસ્ય અને લેપ

शरपुङ्खोद्भवं मूलं पिष्टं तन्दुलवारिणा ।
नस्याल्लेपाच्च दुष्टाऽरपचीविषजन्तुजित् ॥२६॥

સરપુંખા(બાણ)ના મૂળને ચોખાના ધોવરામણનાં પાણી સાથે લસોટીને એનું નસ્ય લેવાથી અને લેપ કરવાથી દુષ્ટ વ્રણ, કંઠમાળ, ઝેર અને કૃમિરોગ મટે છે.

નસ્યનું અને ચોળવાનું તેલ

मूलैरुत्तमकारण्याः पीलुपर्ण्याः सहाचरात् ।
सरोध्रामयपथ्याह्वदाताह्वाद्वीपिदारुभिः ॥२७॥
तैलं क्षीरसमं सिद्धं नस्येऽभ्यङ्गे च पूजितम् ।

ઉતરણી (કરંભ), પીલુપર્ણી (મોરવેલ), કાંટા ઝીંઝિયો—એ ત્રણનાં મૂળ, લોધર, સુગંધીવાળો, હરડે, મધ, સુવા, ચિત્રો અને દેવદાર—એટલાં ઔષધોનો કલ્ક તેલ જેટલા ગાયના દૂધમાં નાખીને એના વડે પકવેલું તેલ નસ્યમાં અને અભ્યંગમાં (કંઠમાળ માટે) પૂજ્ય છે

લેપ

**गोव्यजाश्वखुरा दग्धाः कटुतैलेन लेपनम् ॥२८**
**ऐङ्गुदेन तु कृष्णाहिर्वायसो वा स्वयं मृतः ।**

ગાયની, ઘેટાની, બકરીની અને ઘોડાની ખરીને બાળીને એની રાખને સરસિયામાં કાલવીને એનો લેપ કરવો. કાળા સાપને બાળીને કરેલી એની રાખમાં ઇંગોરિયાનું તેલ નાખીને એનો લેપ પકવવો કે કુદરતી મોતે મરેલા કાગડાને બાળીને કરેલી એની ભસ્મમાં ઈંગોરિયાનું તેલ નાખીને એનો લેપ કરવો. એથી (કંઠમાળ) મટે છે.

બધું કર્યા છતાં ન મટે તો શું કરવું?

**इत्यशान्तौ गदस्यान्यपार्श्वजङ्घासमाश्रितम् ॥**
**बस्तेरूर्ध्वमधस्ताद्वा मेदो हृत्वाऽग्निना दहेत् ।**

આવું બધું કર્યા છતાં પણ જો રોગ (કંઠમાળ) ન મટે તો (ડાબે કે જમણે) જે પડખે રોગ થયો હોય, તેનાથી વિરુદ્ધ (જમણી કે ડાબી) બાજુની જાંઘની ચરબી બસ્તીથી (ઇન્દ્રબસ્તિ નામના મર્મથી) ઊંચેથી કે નીચેથી કાઢીને પછી ચીરેલી જગ્યાએ ડામ દેવો. (ચરબી કાઢતી વખતે ઇન્દ્રબસ્તિનો ભાગ છોડી દઈને એની ઉપરના કે નીચેના ભાગમાંથી ચરબી કાઢવી.)

નિમિ ભગવાનનો મત

**स्थितस्योर्ध्वं पदं मित्वा तन्मानेन च पार्ष्णितः ॥**
**तत ऊर्ध्वं हरेद् ग्रन्थीनित्याह भगवान्निमिः ।**

દરદીને ઊભો રાખીને એનું પગલું (પાનીથી અંગૂઠા સુધીનો ભાગ) માપીને પાનીથી એના એક પગલા જેટલે ઊંચે જાંઘમાં જે સ્થળ આવે તે સ્થળમાંથી ચરબીની ગાંઠો કાઢી લેવી એવું નિમિ ભગવાન કહે છે. (ચીરતી વખતે ઇન્દ્રબસ્તિ મર્મ ન ચિરાય એ સંભાળવું.)

સુશ્રુતનો મત

**पार्ष्णिं प्रति द्वादश चाङ्गुलानि**
**मुक्त्वेन्द्रबस्तिं च गदान्यपार्श्वे ।**
**विदार्य मत्स्याण्डनिभानि मध्या-**
**ज्जालानि कर्षेदिति सुश्रुतोक्तिः ॥३१ ॥**

(ડાબી કે જમણી) જે બાજુએ રોગ (કંઠમાળ) થયો હોય તેનાથી વિરુદ્ધ (જમણી કે ડાબી) બાજુના પગની પાનીથી ઊંચે બાર આંગળ જેટલો જાંઘનો ભાગ છોડી દઈને અને ઇન્દ્રબસ્તિ છોડી દઈને બાકીના ભાગમાં જાંઘ ચીરીને વચ્ચેથી માછલીનાં ઈંડાં જેવા ચરબીનાં જાળાં ખેંચી કાઢવાં એવું સુશ્રુત કહે છે. (સુશ્રુતસંહિતા ચિ. ૧૮/૨૫)

બીજા આચાર્યોનો મત

**आगुल्फकर्णात्सुमितस्य जन्तो-**
**स्तस्याष्टभागं खुडकाद्विभज्य ।**
**घ्राणार्जवेऽधः सुरराजबस्ते-**
**र्भित्त्वाऽक्षमात्रं त्वपरे वदन्ति ॥ ३२ ॥**

બીજા આચાર્યો કહે છે કે નાકના ટેરવાની સીધાણમાં કાનનો જે ભાગ હોય તે જગ્યાએથી પગની ઘૂંટી સુધીનું માપ લઈને તે માપના આઠમા ભાગ જેટલું માપ પગની ઘૂંટીથી ઊંચું માપવું. (દાખલા તરીકે, નાકના ટેરવાની સીધાણમાં આવતા કાનના ભાગથી પગની ઘૂંટીનું માપ ચાર ફૂટ હોય તો પગની ઘૂંટીથી છ ઇંચ (ચાર ફૂટ÷૮=છ ઇંચ) ઊંચે જાંઘામાં નિશાન કરવું.) ત્યાં ઇન્દ્રબસ્તિ નામના મર્મથી નીચે એક અક્ષ (બહેડાંનું ફળ) જેટલું ચીરીને ત્યાંથી ચરબીની ગાંઠ કાઢી લેવી.

## નાડીવ્રણના ઉપાય

વાયુનો નાડીવ્રણ

**उपनाह्यानिलान्नाडीं पाटितां साधु लेपयेत् ।**
**प्रत्यक्पुष्पीफलयुतैस्तिलैः पिष्टैः ससैन्धवैः ॥३३॥**

વાયુના નાડીવ્રણ ઉપર ઉપનાહ શેક કરીને પછી એને ચીરીને અને સાફ કરીને અઘેડાનાં ફળ, તલ અને સિંધવને ભેગાં લસોટીને એનો લેપ કરવો.

પિત્તનો નાડીવ્રણ

**पैत्तीं तु तिलमञ्जिष्ठानागदन्तीनिशाह्वयैः ।**

પિત્તની નાડીને ચીરીને અને સાફ કરીને એમાં તલ, મજીઠ, નેપાળો, હળદર અને દારુહળદરનો લેપ કરવો.

કફનો નાડીવ્રણ

**श्लैष्मिकीं तिलसौराष्ट्रीनिकुम्भारिष्टसैन्धवैः ॥३४**

કફના નાડીવ્રણને ચીરીને અને સાફ કરીને એમાં તલ, ફટકડી નેપાળો અને લીમડાનાં પાંદડાંનો લેપ કરવો.

શલ્યનો નાડીવ્રણ

**शल्यजां तिलमध्वाज्यैर्लेपयेच्छिन्नशोधिताम् ।**

શલ્યના નાડીવ્રણને ચીરીને અને સાફ કરીને એમાં તલ, મધ અને ઘીનો લેપ કરવો.

**अशक्यस्यामेषिण्या**
**भित्त्वाऽन्ते सम्यगेषिताम् ॥३५॥**
**क्षारपीतेन सूत्रेण बहुशो दारयेद् गतिम् ।**

જે નાડીવ્રણને શસ્ત્રથી ચીરી શકાય એમ ન હોય તે નાડીવ્રણનો માર્ગ એષણી શલાક ખોસીને બરાબર શોધી કાઢીને પછી બાર પારેલો દોરો નાડીના મુખ

વાટે નાડીના માર્ગમાં ચડાવીને એવા દોરા વડે અનેક વાર એ નાડીનું દારણ કરવું.

(મર્મસ્થાનમાં થયેલા નાડીવ્રણને તથા જે શસ્ત્રક્રિયા સહન ન કરી શકે એવા પ્રસંગોમાં નાડીવ્રણને શસ્ત્રથી ચીરવો જોઈએ નહિ)

व्रणेषु दुष्टसूक्ष्मास्यगम्भीरादिषु साधनम् ॥३६॥
या वर्त्यो यानि तैलानि तन्नाडीष्वपि शस्यते।

દુષ્ટ વ્રણો માટે, ઝીણા મોવાળા વ્રણો માટે, ગભીર (ઊંડા) વ્રણો માટે વગેરે વ્રણો માટે જે ઉપાય, જે વાટો અને જે તેલ કહ્યા છે (ઉ. અ. ૨૫) તે નાડીવ્રણો માટે પણ સારા છે

पिष्टं चञ्चफलं लेपान्नाडीव्रणहरं परम् ॥३७॥

રાતા એરંડાના ફળને વાટીને લેપ કરવો એ નાડીવ્રણ મટાડવાનું ઉત્તમ સાધન છે

घोण्टाफलत्वक् लवणं सलाक्षं
बूकस्य पत्रं वनितापयश्च।
स्नुगर्कदुग्धान्वित एष कल्को
वर्तीकृतो हन्त्यचिरेण नाडीम् ॥३८॥

જંગલી બોરનાં ફળની છાલ, સિંધવ, લાખ, શિવલિંગીના પાંદડા, સ્ત્રીનું ધાવણ, થોરનું દૂધ, આકડાનું દૂધ—એટલી વસ્તુઓના કલ્કની વાટ બનાવીને નાડીવ્રણમાં ખોસવાથી નાડીવ્રણ ઝટ મટી જાય છે

सामुद्रसौवर्चलसिन्धुजन्म-
सुपक्वघोण्टाफलवेश्मधूमाः।
आम्रातगायत्रिजपल्लवाश्च
कटंकटेर्याथ चेतकी च ॥३९॥
कल्केऽभ्यङ्गे चूर्णे
वर्त्यां चैतेषु शील्यमानेषु।
अर्गलितेव नश्यति गति-
श्चपला चपलेषु भूतिरिव ॥४०॥

દરિયાનું મીઠું, સંચળ, સિંધવ, સારી રીતે પાકેલું જંગલી બોરડીનું ફળ, ઘરનો ધુમાસ (ધુમાડો), જંગલી આંબાનાં પાંદડાં, ખેરનાં પાંદડાં, દારુહળદર અને હરડે—એટલી વસ્તુઓનો કલ્ક તરીકે, અભ્યંગ તરીકે, ચૂર્ણ તરીકે, વાટ તરીકે રોજ ઉપયોગ કરવામાં આવે, તો જેમ ચપળ માણસો પાનેથી ચપળ લક્ષ્મી જતી રહે છે, તેમ નાડીવ્રણ પણ જાણે નાડીવ્રણ ન હોય તેમ જતો રહે છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने भग्नभगन्दरग्रन्थ्यर्बुदश्लीपदनाडीप्रतिषेधो नाम त्रिंशोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો : ક્ષુદ્રરોગોનું જ્ઞાન

अथातः क्षुद्ररोगविज्ञानीयं व्याख्यास्यामः।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः।

ત્યારે હવે અમે ક્ષુદ્રરોગોનું જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ક્ષુદ્રરોગો: ક્ષુદ્ર શબ્દ સંસ્કૃતમાં ક્રૂર, નાનું અને નીચ એ ત્રણ અર્થમાં વપરાય છે (અમરકોશ—૨૬૯૦)- આ ત્રણ ગુણવાળા રોગોને ક્ષુદ્ર રોગો કહે છે

અજગલ્લિકા

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसन्निभा।
पिटिकाकफवाताभ्यां बालानामजगल्लिका ॥१॥

કફ અને વાયુના પ્રકોપને લીધે બાળકોને સ્નિગ્ધ, સવર્ણ, ગંઠાયેલી (કઠણ), પીડા વિનાની, મગ જેવી ફોલ્લીઓ થાય છે તેને અજગલ્લિકા કહે છે

યવપ્રખ્યા

यवप्रख्या यवप्रख्या ताभ्यां मांसाश्रिता घना।

તેમને (કફ અને વાયુને) લીધે જવના આકારની, માંસને આશરે થતી ઘટ્ટ (કઠણ) ફોલ્લી (ફોલ્લું), થાય છે, તે યવપ્રખ્યા છે

અલજી : કચ્છપી

अवक्त्रा चालजी वृत्ता स्तोकपूया घनोन्नता ॥
ग्रन्थयः पञ्च वा षड्वा कच्छपी कच्छपोन्नताः

મો વિનાની, ગોળ, થોડા પરુવાળી, ઘટ્ટ અને ઊંચી ફોલ્લીને અલજી કહે છે કાચબા જેવી ઊંચી પાંચ કે છ ગાંઠા થાય તેને કચ્છપી કહે છે

પનસિકા

कर्णस्योर्ध्वं समन्ताद्वा पिटिका कठिनोग्ररुक्।
शालूकाभा पनसिका

કાનથી ઉપર કે કાનની આસપાસ કઠણ, તીવ્ર પીડાવાળી, કમળના કંદ જેવી ફોલ્લી થાય છે, તે પનસિકા છે

પાષાણગર્દભ (ગાલસૂજિયું, ગલસૂણું)

शोफस्त्वल्परुजः स्थिरः।
हनुसन्धिसमुद्भूतस्ताभ्यां पाषाणगर्दभः ॥४॥

કફ અને વાયુને લીધે જડબાના સાંધામાં થોડી પીડાવાળો અને સ્થિર સોજો તે પાષાણગર્દભ છે.

મુખદૂષિકા (ખીલ, યુવાનપીટિકા)

शाल्मलीकण्टकाकाराः पिटिकाः सरुजो घनाः।
मेदोगर्भा मुखे यूनां ताभ्यां च मुखदूषिकाः ॥

શીમળાના કાંટાના આકારની, પીડાવાળી, ઘટ્ટ, ચરબીથી ભરેલી ફોલ્લીઓ કફ અને વાયુને લીધે જુવાન માણસોનાં મોં ઉપર થાય છે, તેને મુખદૂષિકા કહે છે.

પદ્મકંટક

**ते पद्मकण्टका ज्ञेया यैः पद्ममिव कण्टकैः ।**
**चीयते नीरुजैः श्वेतैः शरीरं कफवातजैः ॥६॥**

જેમ કમળ કાંટાથી છવાઈ જાય છે, તેમ પીડા વિનાના, ધોળા, કફ અને વાયુથી ઉત્પન્ન થતા જે કાંટાઓ વડે શરીર ભરાઈ જાય છે, તેને પદ્મકંટક કહે છે.

વિવૃત્તા

**पित्तेन पिटिका वृत्ता पक्वोदुम्बरसन्निभा ।**
**महादाहज्वरकरी विवृता विवृतानना ॥७॥**

પિત્તને લીધે થતી ગોળ, ઉમેડાના ફળ જેવી, બહુ દાહ કરે એવી અને તાવ આણે એવી, પહોળા મોંની ફોલ્લીઓને વિવૃતા કહે છે.

મસૂરિકા (બળિયા, શીતળા)

**गात्रेष्वन्तश्च वक्त्रस्य दाहज्वररुजान्विताः ।**
**मसूरमात्रास्तद्वर्णास्तत्संज्ञाः पिटिका घनाः ।८॥**

બધા અવયવોમાં અને મોંની અંદર દાહ, તાવ અને પીડા કરે એવી, મસૂર જેવડી, મસૂરના રંગની, ઘટ્ટ ફોલ્લીઓ થાય છે તેને મસૂરિકા કહે છે.

વિસ્ફોટ

**ततः कष्टतराः स्फोटा विस्फोटाख्या मतारुजाः ।**

એના (મસૂરિકા) કરતાંયે વધારે કષ્ટસાધ્ય અને બહુ પીડા કરે એવા ફોલ્લાને વિસ્ફોટ કહે છે.

વિદ્ધા

**या पद्मकर्णिकाकारा पिटिका पिटिकाचिता ॥**
**सा विद्धा वातपित्ताभ्यां**

વાયુ અને પિત્તને લીધે થતી જે ફોલ્લી પદ્મકોશ જેવા આકારની (આગળથી મોટી અને મૂળ આગળ પાતળી) અને ફોલ્લીઓથી છવાયેલી હોય છે, તેને વિદ્ધા કહે છે.

ગર્દભી

**ताभ्यामेव च गर्दभी ।**
**मण्डला विपुलोत्सन्ना सरागपिटिकाचिता ॥१०॥**

તે બેને લીધે જ (વાયુ અને પિત્તને લીધે જ) થતી ગર્દભી ચકરાં જેવી, વિશાળ, ઊપસેલી અને રાતી ફોલ્લીઓથી છવાયેલી હોય છે.

કક્ષા

**कक्षेति कक्षासन्नेषु प्रायो देशेषु साऽनिलात् ।**
**पित्ताद्भवन्ति पिटिकाः सूक्ष्मा लाजोपमा घनाः ॥**

વાયુને લીધે સામાન્ય રીતે બગલની પાસેના ભાગમાં જે ગર્દભી થાય તેને કક્ષા કહે છે. એમાં પિત્તને લીધે ઝીણી, ડાંગરની ધાણી જેવી ઘટ્ટ ફોલ્લીઓ થાય છે, તે પણ કક્ષા જ છે.

ગંધનામા

**तादृशी महती त्वेका गन्धनामेति कीर्तिता ।**

એવી જ (ડાંગરની ધાણી જેવી), મોટી એક ફોલ્લી થાય છે, તેને ગંધનામા કહે છે.

રાજિકા (અળાઈ)

**घर्मस्वेदपरीतेऽङ्गे पिटिकाः सरुजो घनाः ॥१२॥**
**राजिकावर्णसंस्थानप्रमाणा राजिकाह्वयाः ।**

ઘામ અને પરસેવાવાળા શરીર ઉપર જરા પીડા કરે એવી, કઠણ, રાઈ જેવાં રંગ, માપ અને આકારવાળી ફોલ્લીઓ થાય છે, તે રાજિકા (અળાઈ) છે.

જાલગર્દભ

**दोषैः पित्तोल्बणैर्मन्दैर्विसर्पति विसर्पवत् ॥१३॥**
**शोफोऽपाकस्तनुस्ताम्रो ज्वरकृज्जालगर्दभः ।**

પિત્ત જેમાં અધિક હોય એવા, ધીમેધીમે પ્રસરતા દોષોને લીધે જે ન પાકે એવા, પાતળો, તાંબાવર્ણો અને તાવ આણે એવો સોજો રવાની માફક ફેલાય છે, તેને જાલગર્દભ કહે છે.

અગ્નિરોહિણી

**मलैः पित्तोल्बणैः स्फोटा**
**ज्वरिणो मांसदारुणाः ॥१४॥**
**कक्षाभागेषु जायन्ते**
**येऽग्न्याभाः साऽग्निरोहिणी ।**
**पञ्चाहात्सप्तरात्राद्वा पक्षाद्वा हन्ति जीवितम् ॥**

પિત્ત જેમાં અધિક હોય એવા દોષોને લીધે તાવવાળા માણસને બગલના ભાગમાં જે માંસને ફાડીને બહાર કાઢે એવા ફોલ્લા થાય છે તેને અગ્નિરોહિણી કહે છે. આ રોગ પાંચ દહાડામાં સાત રાત સુધીમાં કે એક પખવાડિયામાં મારી નાખે છે.

ઇરિવેલ્લિકા

**त्रिलिङ्गा पिटिका वृत्ता जत्रूर्ध्वमिरिवेल्लिका ।**

ત્રણે દોષનાં લક્ષણોવાળી ગોળ ફોલ્લી હાંસડીથી ઉપરના ભાગમાં થાય તેને ઇરિવેલ્લિકા કહે છે.

વિદારી

**विदारीकन्दकठिना विदारी कक्षवङ्क्षणे ॥१३॥**

ભોંયકોળા જેવી કઠણ ફોલ્લી બગલમાં અને સાથળના વળામાં થાય તેને વિદારી કહે છે

શર્કરા, શર્કરાર્બુદ

**मेदोनिलकफैर्ग्रन्थि· स्नायुमांससिराश्रयैः ।**
**भिन्नो वसाज्यमध्वाभं स्रवेत्तत्रोल्वणोऽनिलः ॥**
**मांसं विशोष्य ग्रथितां शर्करामुपपादयेत् ।**
**दुर्गन्धं रुधिरं क्लिन्नं नानावर्णं ततो मलाः ॥१८**
**तां स्रावयन्ति निचितां विद्यात्तच्छर्करार्बुदम् ।**

સ્નાયુ, માસ અને શિરામા રહેલાં ચરબી, વાયુ અને કફને લીધે ગાઠ થાય છે એ ગાઠને ફોડવામાં આવે તો એમાથી વસા, ઘી અને મધ જેવી રસી નીકળે છે એમા (એ ગાઠમા) વાયુનું જોર વધી જાય ત્યારે એ વાયુ માસને સૂકવી દઈને ગઠાયેલી શર્કરા (કાકરો, લખોટી) બનાવે છે પછી દોષો એ એકઠી થયેલી શર્કરામાંથી ગંધાતાં, ક્લેદવાળા અને અનેક રંગના લોહીનો સ્રાવ કરાવે છે આ શર્કરાર્બુદ રોગ જાણવો

વલ્મીક (રાફડો)

**पाणिपादतले सन्धौ जत्रूर्ध्वं वोपचीयते ॥१९॥**
**वल्मीकवच्छनैर्ग्रन्थिस्तद्वद्बह्वणुभिर्मुखैः ।**
**रुग्दाहकण्डूक्लेदाढ्यै-**
**र्वल्मीकोऽसौ समस्तजः ॥ २० ॥**

હથેળીમા, પગને તળિયે, સાધામાં કે ગળાની હાંસડીથી ઉપરના ભાગમાં કીડીના રાફડાની માફક ધીમે ધીમે ગાંઠ મોટી થતી જાય છે તેમાં કીડીના રાફડાના જેવા પુષ્કળ પીડા, દાહ, ખાજ અને ક્લેદવાળાં ઘણા ઝીણાંઝીણા મો (છિદ્રો) હોય છે એ વલ્મીક રોગ છે. એ રોગ ત્રિદોષથી થાય છે

કદર (આંટણ)

**शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः ।**
**ग्रन्थिः कीलवदुत्सन्नो जायते कदरं तु तत् ॥२१**

જ્યારે પગે કાંકરી ઘસાય કે કાટા વગેરેથી પગે ક્ષત થાય ત્યારે ખીલા જેવી ગાંઠ ઉપસી આવે છે, તેને કદર (આંટણ) કહે છે

રુદ્ધગુદ

**वेगसन्धारणाद्वायुरपानोऽपानसंश्रयम् ।**
**अणूकरोति बाह्यान्तर्मार्गमस्य ततः शकृत् ॥२२**
**कृच्छ्रा[illegible] व्याधिरयं रुद्धगुदो मतः ।**

વેગોને રોકવાથી અપાનવાયુ એની ગુદાના બહારના અને અંદરના રસ્તાને (ત્રણ વળીને નિ ૭/૩થી ૫) સાકડા કરી નાખે છે, તેથી ઝાડો મહામહેનતે ઊતરે છે આ રુદ્ધગુદ રોગ છે એમ માને છે

ચિપ્પ (ઉપનખ, અક્ષતરોગ)

**कुर्यात्पित्तानिलं पाकं नखमांसे सरुग्ज्वरम् ॥२३**
**चिप्पमक्षतरोगं च विद्यादुपनखं च तम् ।**

પિત્ત અને વાયુ નખના માસમાં પીડા જ્વર સાથે પાક કરે છે (પકવે છે) આ રોગને ચિપ્પ, અક્ષતરોગ અને ઉપનખ કહે છે

કુનખ

**कृष्णोऽभिघाताद्रूक्षश्च खरश्च कुनखो नखः ॥२४॥**

વાગવાથી નખ કાળો, લૂખો અને ખર થઈ જાય તેને કુનખ કહે છે.

અલસ

**दुष्टकर्दमसंस्पर्शात् कण्डूक्लेदान्वितान्तराः ।**
**अङ्गुल्योऽलसमित्याहुः**

ખરાબ કાદવ અડકવાથી આંગળીઓના વચગાળામા ખજવાળ આવે અને ક્લેદ થાય તેને અલસ કહે છે

તિલકાલક (તલ)

**तिलाभांस्तिलकालकान् ॥ २५ ॥**
**कृष्णानवेदनांस्त्वक्स्थान्**

ચામડી ઉપર કાળા, પીડા વિનાના તલ જેવું થાય તેને તિલકાલક કહે છે

મષ (મસો)

**मषांस्तानेव चोन्नतान् ।**

એ જ (તલ) ઊંચા થાય તેને મસા કહે છે

ચર્મકીલ

**मषेभ्यस्तून्नतरांश्चर्मकीलान् सितासितान् ॥२६**

મસા કરતાં વધારે ઊંચા હોય અને ધોળા અને કાળા હોય છે, તેને ચર્મકીલ કહે છે

જતુમણિ (લાખું)

**तथाविधो जतुमणिः सहजो लोहितस्तु सः ।**

જતુમણિ (લાખું) પણ એ જ જાતનું (તલની માફક ચામડી ઉપર થતું, પીડા વિનાનું) હોય છે એ જન્મથી થાય છે અને લાલ હોય છે

લાંછન

**कृष्णं सितं वा सहजं मण्डलं लाञ्छनं समम् ॥२७**

જન્મથી જ કાળું કે ધોળું સપાટ ચકામું (ચકરડું) હોય તેને લાંછન કહે છે. અ સ

વ્યંગ : નીલિકા

शोकक्रोधादिकुपिताद्वातपित्तान्मुखे तनु ।
श्यामलं मण्डलं व्यङ्गं, वक्त्रादन्यत्र नीलिका ॥
परुषं परुषस्पर्शं व्यङ्गं श्यावं च मारुतात् ।
पित्तात्ताम्रान्तमानीलं,
श्वेतान्तं कण्डुमत्कफात् ॥२९॥
रक्ताद्रक्तान्तमाताम्रं सोषं चिमिचिमायते ।

શોક, ક્રોધ વગેરેને લીધે કોપેલા વાયુ અને પિત્તને લીધે મો ઉપર પાતળુ, કાળુ ચકામુ (ચકરડુ) થાય તેને વ્યગ કહે છે અને એવુ જ ચકામુ મો સિવાય બીજા ભાગમા થાય તેને નીલિકા કહે છે વાયુને લીધે થતુ વ્યંગ પરુષ, પરુષ સ્પર્શવાળુ અને કાળુ હોય છે, પિત્તથી થતુ વ્યગ છેડે તાબાવર્ણુ અને (બાકીના ભાગમા) જરા ગળી જેવા રગનું હોય છે, કફને લીધે થતું વ્યગ છેડે ધોળુ અને ખણજવાળુ હોય છે, લોહીને લીધે થતું વ્યગ છેડે રાતુ (બાકીના ભાગમા) જરા તાબાવર્ણુ, ઉષાવાળુ અને ચમચમે એવુ (સર સવ વાટીને ચોપડયા હોય, ને થાય એવી પીડાવાળુ) હોય છે

પ્રસુપ્તિ

वायुनोदीरितः श्लेष्मा
त्वचं प्राप्य विशुष्यति ॥३०॥
ततस्त्वग्जायते पाण्डु क्रमेण च विचेतना ।
अल्पकण्डूरविक्लेदा सा प्रसुप्तिः प्रसुप्तितः ॥३१॥

વાયુએ પ્રેરેલો કફ ચામડીમા જઈને સુકાઈ જાય છે, તેથી ચામડી ધોળી અને ક્રમેક્રમે પહેલા બહેરી, થોડી ખણજવાળી અને ક્લેદ વિનાની થાય છે એમા (ચામડીમા) પ્રસુપ્તિ (બહેરાશ, અચેતન) હોવાથી આ રોગને પ્રસુપ્તિ કહે છે

ઉત્કોઠ

असम्यग्वमनोदीर्णपित्तश्लेष्मान्ननिग्रहैः ।
मण्डलान्यतिकण्डूनि रागवन्ति बहूनि च ॥३२॥
उत्कोठः

બરાબર વમન ન થયું હોય તેથી ઊંચે ચડેલા પિત્ત, કફ અને અન્નને રોકી રાખવાથી (ઊલટી વાટે બહાર ન કાઢી નાખવાથી) પુષ્કળ ખણજવાળા, લાલ અને ઘણા ચકામા (ઢીમડા) થાય તેને ઉત્કોઠ કહે છે

કોઠ

सोऽनुबद्धस्तु कोठ इत्यभिधीयते ।

એ (ઉત્કોઠ) ચાલુ રહે (ફરીફરીને થાય) ત્યારે કોઠ કહેવાય છે

प्रोक्ताः षट्त्रिंशदित्येते क्षुद्ररोगा विभागशः ॥३३
[ यानविज्ञाय मुह्येत
चिकित्सायां चिकित्सकः । ]

આ પ્રમાણે આ ૩૬ ક્ષુદ્રરોગો વિભાગવાર કહ્યા [એમને (ક્ષુદ્રરોગોને) ન ઓળખવાથી વૈદ્ય ચિકિત્સા કરતા મૂઝાય ]

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने क्षुद्ररोगविज्ञानीय नामैकत्रिंशोऽध्याय ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો : ક્ષુદ્રરોગોના ઉપાય

अथातः क्षुद्ररोगप्रतिषेधं व्याख्यास्याम ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

હવે અમે ક્ષુદ્રરોગોને મટાડવાના ઉપાય સમજાવીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

અજગલ્લિકાથી પાષાણગર્દભ

ઉ ૩૧ થી ૪ સુધીના ઉપાય

विस्रावयेज्जलौकोभिरपक्वामजगल्लिकाम् ।

કાચી અજગલ્લિકા ઉપર જળો મુકાવીને લોહી કઢાવવુ

स्वेदयित्वा यवप्रख्यां विलयाय प्रलेपयेत् ॥ १ ॥
दारुकुष्ठमनोह्वालैः

યવપ્રખ્યા ઉપર શેક કરીને એને વેરી નાખવા માટે દેવદાર, ઉપલેટ, મણશીલ અને હરતાલનો લેપ કરવો.

इत्यापाषाणगर्दभात् ।
विधिस्तांश्चाचरेत्पक्वान्
व्रणवत्साजगल्लिकान् ॥ २ ॥

પાષાણગર્દભ સુધીના બધા રોગો માટે (યવપ્રખ્યા, અલજી, કચ્છપી, પનસિકા અને પાષાણગર્દભ માટે) એ પ્રમાણેનો (યવપ્રખ્યાવાળો) વિધિ છે એ (યવપ્રખ્યાથી પાષાણગર્દભ સુધીના પાચ રોગ) તથા અજગલ્લિકા પાકે તો વ્રણની માફક ઉપચાર કરવા.

મુખદૂષિકા (ખિલ)

रोध्रकुस्तुम्बुरुवचाः प्रलेपो मुखदूषिके ।
वटपल्लवयुक्ता वा नारिकेलोत्थशुक्तयः ॥ ३
अशान्तौ वमनं नस्यं ललाटे च सिराव्यधः ।

મુખદૂષિકા રોગમાં લોધર, કોથમી અને વજનો જાડો લેપ કરવો અથવા નાળિયેરના નખલામાં વડની

કૂપળો ભેળવીને જાડો લેપ કરવો એમ કરવાથી ખીલ ન મટે તો ઊલટીઓ કરાવવી, નસ્ય આપવું અને લલાટમાં ફસ ખોલવી

પદ્મકંટક

**निम्बाम्बुवान्तो निम्बाम्बुसाधितं पद्मकण्टके ॥ ४ ॥**
**पिबेत्क्षौद्रान्वितं सर्पिर्निम्बारग्वधलेपनम् ।**

પદ્મકંટક રોગમાં લીમડાનો ક્વાથ પાઈને ઊલટીઓ કરાવીને પછી લીમડાના ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી મધ નાખીને પીવું તથા લીમડો અને ગરમાળો—એ બેનો જાડો લેપ કરવો

વિવૃતાથી જાલગર્દભ (ઉ ૩૧/૬થી ૧૩), ઈરિવેલ્લિકા, અગ્નિરોહિણી

**विवृतादीँस्तु जालान्तांश्चिकित्सेत्सेरिवेल्लिकान् ।**
**पित्तवीसर्पवत्तद्वत् प्रत्याख्यायाग्निरोहिणीम् ॥५॥**

વિવૃતાથી જાલગર્દભ સુધીના ક્ષુદ્રરોગો (વિવૃતા, મસૂરિકા, વિસ્ફોટ, વિદ્ધા, ગર્દભી, કક્ષા ગંધનામા, રાજિકા, જાલગર્દભ) અને ઈરિવેલ્લિકના ઉપાય પિત્તથી થતા વિસર્પના ઉપાય જેવા કરવા અગ્નિરોહિણી અસાધ્ય છે એવું સ્પષ્ટ જણાવીને અગ્નિરોહિણીના એવા જ (પિત્તવિસર્પના) ઉપાય કરવા

**विलङ्घनं रक्तविमोक्षणं च**
**विरूक्षणं कायविशोधनं च ।**
**धात्रीप्रयोगान् शिशिरप्रदेहान्**
**कुर्यात्सदा जालकगर्दभस्य ॥ ६ ॥**

લાંઘણો (નકોરડા ઉપવાસ), લોહી કઢાવવું, શરીરને લૂખું પાડવું, શરીરનું શોધન કરવું, (રસાયન અધ્યાયમાં કહેલા) આમળાના પ્રયોગો, ઠંડા જાડા લેપ—એટલું જાલગર્દભમાં સદા કરવું

વિદારિકા

**विदारिकां हृते रक्ते श्लेष्मग्रन्थिवदाचरेत् ।**

વિદારિકા રોગમાં લોહી કાઢ્યા પછી કફની ગ્રંથિની માફક ઉપાય કરવા

શર્કરાર્બુદ

**मेदोर्बुदक्रियां कुर्यात्सुतरां शर्करार्बुदे ॥ ७ ॥**

શર્કરાર્બુદમાં ચરબીથી થતા અર્બુદ માટે કહેલા ઉપાય વધારે પ્રમાણમાં કરવા.

વલ્મીક (રાફડી)

**प्रवृद्धं सुबहुच्छिद्रं सशोफं मर्मणि स्थितम् ।**
**वल्मीकं हस्तपादे च वर्जयेद्**

વલ્મીક રોગ બહુ વધી ગયો હોય, ઘણાં જ છિદ્રોવાળો હોય, સોજાવાળો હોય, મર્મ ઉપર થયો હોય અને હાથે કે પગે થયો હોય તો એને (અસાધ્ય ગણીને) છોડી દેવો

**इतरत्पुनः ॥ ८ ॥**
**शुद्धस्यास्रे हृते लिम्पेत् सपट्वारेवतामृतैः ।**
**श्यामाकुलत्थिकामूलदन्तीपललसक्तुभिः ॥ ९ ॥**

પણ ઉપર કહ્યું એવું ન હોય તો દરદીનું શોધન કરીને, લોહી કાઢીને પછી સૈંધવ, ગરમાળો, ગળો, કાળુ નસોતર, કળથીનું મૂળ, નેપાળો, તલનું કચરિયું અને સાથુ—એટલી વસ્તુઓનો લેપ કરવો

**पक्के तु दुष्टमांसानि गतीः सर्वाश्च शोधयेत् ।**
**शस्त्रेण सम्यगनु च क्षारेण ज्वलनेन वा ॥१०॥**

વલ્મીક પાક્યું હોય તો પહેલાં બગડેલા માંસને અને બધા નાડીવ્રણોને શસ્ત્રથી કાપીને બરાબર શુદ્ધ કરવા અને પછી ક્ષારથી કે ડામથી બાળીને શુદ્ધ કરવા

કદર (આટણ)

**शस्त्रेणोत्कृत्य निःशेषं स्नेहेन कदरं दहेत् ।**

આટણને શસ્ત્રથી ઉખાડી (કાપી) કાઢીને પછી એ જગાએ (ગરમ તેલ વગેરે સ્નેહથી) ડામવું

રુદ્ધગુદ

**निरुद्धमणिवत्कार्यं रुद्धपायोश्चिकित्सितम् ॥ ११ ॥**

રુદ્ધગુદના ઉપાય નિરુદ્ધમણિ જેવા (ઉ ૩૪/૧૭થી ૧૯) કરવા

ચિપ્પ

**चिप्पं शुद्ध्या जितोष्माणं साधयेच्छस्त्रकर्मणा ।**

શોધન કરીને (વિરેચનથી) પિત્તની ગરમી મટાડીને પછી શસ્ત્રક્રિયા કરીને ચિપ્પ રોગ મટાડવો.

કુનખ

**दुष्टं कुनखमप्येवं**

કુનખ રોગ બગડ્યો હોય તોપણ એ જ રીતે (ચિપ્પ રોગની માફક) મટાડવો

અલસ

**चरणावलसे पुनः ॥ १२ ॥**
**धान्याम्लासक्तौ कासीसपटोलीरोचनातिलैः ।**
**सनिम्बपत्रैरालिम्पेद्**

પણ અલસ રોગમાં પગ ઉપર ધાન્યામ્લ રેડીને પછી હીરાકસી, પટોલ, ગોરોચના, તલ અને લીમડાના પાંદડાનો લેપ કરવો.

ચિલકાલક (તલ), મષ (મસા)

**दहेत्तु तिलकालकान् ॥ १३ ॥**

मषांश्च सूर्यकान्तेन क्षारेण यदि वाऽग्निना ।

તલને અને મસાને સૂર્યકાંતમણિથી, ક્ષારથી કે અગ્નિથી બાળવા. (સૂર્યકાંત મણિ=આગિયો, કાચ)

ચર્મકીલ, જતુમણિ (લાખું)

तद्वदुत्कृत्य शस्त्रेण चर्मकीलजतूमणी ॥ १४ ॥

ચર્મકીલ અને જતુમણિને શસ્ત્ર વડે ઉખાડી નાખીને (કાપી નાખીને, ઊતરડી નાખીને) પછી એવું જ કરવું (સૂર્યકાંતમણિથી, ક્ષારથી કે અગ્નિથી બાળવા)

લાંછન, વ્યંગ, નીલિકા માટે ફસ ખોલવી અને લેપ

लाञ्छनादित्रये कुर्याद्यथासन्नं सिराव्यधम् ।
लेपयेत्क्षीरपिष्टैश्च क्षीरिवृक्षत्वगङ्कुरैः ॥१५॥

લાંછનથી શરૂ થતા ત્રણ રોગોમાં (લાંછન, વ્યંગ અને નીલિકામાં) રોગોની પાસેની જગાએ ફસ ખોલવી અને પછી ક્ષીરીવૃક્ષોના છાલ અને અંકુરોને દૂધમાં લસોટીને એનો લેપ કરવો

વ્યંગરોગ માટે લેપ

व्यङ्गेषु चार्जुनत्वग्वा मञ्जिष्ठा वा समाक्षिका ।
लेपः सनवनीता वा श्वेताश्वखुरजा मषी ॥ १६

વ્યંગરોગોમાં (કફના, પિત્તના, વાયુના અને લોહીના વ્યંગમાં) સાદડની છાલનો લેપ કરવો કે મજીઠને મધમાં કાલવીને એનો લેપ કરવો કે ધોળા ઘોડાની ખરીની મષીને માખણમાં ભેળવીને એનો લેપ કરવો.

रक्तचन्दनमञ्जिष्ठाकुष्ठरोध्रप्रियङ्गवः ।
वटाङ्कुरा मसूराश्च व्यङ्गघ्ना मुखकान्तिदाः ॥१७

રતાંજળી, મજીઠ, ઉપલેટ, લોધર, કાંગ, વડના અંકુરો અને મસૂર—એટલાં ઔષધોના લેપ વ્યંગરોગને મટાડે છે અને મોંને કાંતિવાળું બનાવે છે

द्वे जीरके कृष्णतिलाः सर्षपाः पयसा सह ।
पिष्टाः कुर्वन्ति वक्त्रेन्दुमपास्तव्यङ्गलाञ्छनम् ।
क्षीरपिष्टा घृतक्षौद्रयुक्ता वा भृष्टनिस्तुषा ।
मसूराः क्षीरपिष्टा वा
तीक्ष्णाः शाल्मलिकण्टकाः ॥१९॥

सगुडः कोलमज्जा वा शशासृक्क्षौद्रकल्कितः ।
ससर्पिः मातुलुङ्गस्थं कुष्ठं वा मधुनाऽन्वितम् ॥२०
पिष्टा वा छागपयसा सक्षौद्रा मौशली जटा ॥
गोरस्थि मुशलीमूलयुक्तं वा साज्यमाक्षिकम् ॥२१

બે જીરૂં, કાળા તલ અને સરસવને દૂધ સાથે લસોટીને લેપ કરવાથી, કે મસૂરને શેકીને એનાં ફોતાં કાઢી નાખીને પછી એને દૂધ સાથે લસોટીને એમાં ઘી અને મધ ભેળવીને લેપ કરવાથી, કે શીમળાના અણીદાર કાંટાને દૂધમાં લસોટીને એનો લેપ કરવાથી, કે ખાટા બોરની મીંજનો સસલાના લોહી અને મધમાં ગોળ સાથે કલ્ક કરીને એનો લેપ કરવાથી, કે ઉપલેટને સાત દિવસ સુધી બિજોરામાં મૂકી રાખીને પછી એ ઉપલેટને મધમાં કાલવીને એનો લેપ કરવાથી કે કાળી મૂસળીના મૂળને બકરીના દૂધમાં વાટીને મધ સાથે એનો લેપ કરવાથી કે ગાયના હાડકામાં કાળી મૂસળીનું મૂળ ભેળવીને એમાં ઘી અને મધ ભેળવીને એનો લેપ કરવાથી મુખરૂપી ચંદ્ર વ્યંગરૂપી કલંક વિનાનો થાય છે

ચામડીને સવર્ણ કરવાનો લેપ

जम्ब्वाम्रपल्लवा मस्तु हरिद्रे द्वे नवो गुडः ।
लेपः सवर्णकृत् पिष्टं स्वरसेन च तिन्दुकम् ॥२२

જાબુના કુમળા પાંદડા, આંબાનાં કુમળાં પાંદડાં, દહીંમાં છૂટેલું પાણી, હળદર, દારુહળદર, નવો ગોળ—એટલી વસ્તુઓને ભેગી વાટીને કરેલો લેપ તથા ટીંબરવાને એના પોતાના સ્વરસમાં જ લસોટીને કરેલો લેપ (વ્યંગ મટયા પછી રહેલી) ચામડીને શરીરની ચામડીના જેવા રંગની બનાવે છે

મોંને કમળ જેવું કરવાને ઉદ્વર્તન

उत्पलमुत्पलकुष्ठं प्रियङ्गुकालीयकं बदरमज्जा ।
इदमुद्वर्तनमास्यं करोति शतपत्रसंकाशम् ॥२३॥

કાળું કમળ, કાળો ઉપલેટ, કાંગ, પીળી સુખડ, બોરની મીંજ—એટલી વસ્તુઓ ભેગી કરીને કરેલું ઉદ્વર્તન મુખને કમળ જેવું કરે છે

વ્યંગરોગમાં અભ્યંગ માટે સ્નેહ

एभिरेवौषधैः पिष्टैर्मुखाभ्यङ्गाय साधयेत् ।
यथादोषर्तुकान्स्नेहान् मधुककाथसंयुतान् ॥२४॥

વ્યંગ માટે ઉપરના શ્લોકોમાં કહેલાં લેપનાં ઔષધોનો કલ્ક જેઠીમધના ક્વાથમાં નાખીને એના વડે જે દોષ અને જે ઋતુ માટે જે સ્નેહ પકવવા જોઈએ, તે સ્નેહ અભ્યંગ કરવા માટે સિદ્ધ કરવા.

નીલિકા, વ્યંગ અને મુખદૂષિકા માટે અભ્યંગ

यवान् सर्जरसं लोध्रमुशीरं मदनं मधु ।
घृतं गुडं च गोमूत्रे पचेदादर्विलेपनात् ॥२५॥
तदभ्यङ्गान्निहन्त्याशु नीलिकाव्यङ्गदूषिकान् ।
मुखं करोति पद्माभं पादौ पद्मदलोपमौ ॥२६॥

જવ, રાળ, લોધર, વાળો વાળો, મીંઢળ, મધ, ઘી અને ગોળને ગાયના મૂત્રમાં કડછીએ ચોંટે ત્યાં સુધી

પકવવા એના વડે અભ્યંગ કરવાથી નીલિકા, વ્યંગ અને મુખદૂષિકા રોગો તરત મટે છે મુખ કમળ જેવું અને પગ કમળના પાંદડા જેવા થાય છે

નીલિકા, પલિત, વ્યંગ, વલી, તિલકાલક અને
મુખદૂષિકા માટે તથા મોંને ભરાવદાર
અને કાંતિવાળું કરવા માટે નસ્ય

कुङ्कुमोशीरकालायलाक्षायष्ट्याह्वचन्दनम् ।
न्यग्रोधपादांस्तरुणान् पद्मकं पद्मकेसरम् ॥२७॥
सनीलोत्पलमञ्जिष्ठं पालिकं सलिलाढके ।
पक्त्वा पादावशेषेण तेन पिष्टैश्च कार्षिकैः ॥२८॥
लाक्षापत्तङ्गमञ्जिष्ठायष्टीमधुककुङ्कुमैः ।
अजाक्षीरं द्विगुणितं तैलस्य कुडवं पचेत् ॥२९॥
नीलिकापलितव्यङ्गवलीतिलकदूषिकान् ।
हन्ति तन्नस्यमभ्यस्तं मुखोपचयवर्णकृत् ॥३०॥

કેસર, વીરણવાળો, પીળુ ચંદન, લાખ, જેઠીમધ, સુખડ, વડના કુમળા અંકુર, કમળ, કમળનુ કેસર, કાળુ કમળ, મજીઠ—એટલા ઔષધો દરેક એકએક પળ લઈને એક આઢક પાણીમા નાખી ઊકળતાઊકળતા પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યા સુધી પકવવા પછી લાખ, રતાંજળી, મજીઠ, જેઠીમધ અને કેસર—એટલા ઔષધો દરેક એકએક તોલો લઈને એ ક્વાથ સાથે લસોટવા પછી એ રીતે તૈયાર થયેલી લુગદીને તેલથી બમણા બકરીના દૂધમા નાખી એમા એક કુડવ તેલ પકવવુ એ તેલનુ રોજ નસ્ય લેવાની ટેવ રાખવાથી નીલિકા, પલિત, વ્યંગ, વલી, તિલકાલક અને મુખદૂષિકા એટલા રોગો મટે છે તથા મો પુષ્ટ (ભરાવદાર) થાય છે અને મોનો રંગ સુધરે છે

વ્યંગ, નીલિકા વગેરે માટે તથા મોંને
કાંતિવાળુ કરવા માટે લેપ

मञ्जिष्ठा शबरोद्भवस्तुवरिका लाक्षा हरिद्राद्वयं ।
नेपाली हरितालकुङ्कुमगदा गोरोचना गैरिकम् ।
पत्रं पाण्डु वटस्य चन्दनयुगं कालीयकं पारदं ।
पत्तङ्गं कनकत्वचं कमलजं बीजं तथा केसरम् ॥
सिक्थं तुत्थं पद्मकाद्यो वसाऽऽज्यं
मज्जा क्षीरं क्षीरिवृक्षाम्बु चाग्नौ ।
सिद्धं सिद्धं व्यङ्गनील्यादिनाशे
वक्त्रे छायामैन्दवीं चाशु धत्ते ॥३२॥

મજીઠ, ધોળો લોધર, તુવેર, લાખ, હળદર, દારુહળદર, મનુશીલ, હરતાલ, કેસર, ઉપલેટ, ગોરોચન, ગેરુ, સોનાગેરુ, વડના પાકા પાંદડા, ધોળી સુખડ, લાલ સુખડ, દારુહળદર, પારો, ધતૂરાની છાલ, કમળના બી, કમળનું કેસર, મીણ, મોરથૂથુ, પદ્મકાદિ ગણના ઔષધો, વસા, ઘી, મજ્જા, દૂધ, ક્ષીરીવૃક્ષોનો ક્વાથ—એ બધુ અગ્નિ ઉપર સિદ્ધ કરવામા આવે તો એ લેપ વ્યંગ, નીલિકા વગેરે રોગોનો નાશ કરવાનો રામબાણ ઉપાય છે અને એના ઉપયોગથી માણસના મુખની છાયા ચંદ્ર જેવી થાય છે

વસા, ઘી અને મજ્જા એ ત્રણ સ્નેહ મળીને એક પ્રસ્થ લેવા મજીઠથી પદ્મકાદિ ગણ સુધીના ઔષધો બધા મળીને વજનમા એક પ્રસ્થથી ચોથા ભાગના લઈને એમનો કલ્ક કરવો ક્ષીરીવૃક્ષોનો ક્વાથ અને દૂધ એ બે મળીને ચાર પ્રસ્થ લેવા પછી પકવવુ —શિવદાસ સેન

વ્યંગરોગમા નસ્ય

मार्कवस्वरसक्षीरतोयानीष्टानि नावने ।

ભાંગરાના સ્વરસ, દૂધ અને પાણી એ ત્રણ ભેગા કરીને નસ્ય તરીકે ઇચ્છવા જેવા છે

પ્રસુપ્તિ

प्रसुप्तौ वातकुष्ठोक्तं कुर्याद्दाहं च वह्निना ॥३३॥

પ્રસુપ્તિ રોગમા વાયુથી થતા કુષ્ઠ માટે જે કરવાનું છે તે કરવું તથા અગ્નિથી ડામવું

ઉત્કોઠ

उत्कोठे कफपित्तोक्तं

ઉત્કોઠ રોગમાં કફપિત્તના કુષ્ઠમા કરવાનું કહ્યુ છે તે કરવું

કોઠ

कोठे सर्वं च कौष्ठिकम् ॥३१२॥

અને કોઠરોગમા કુષ્ઠરોગમાં જે કરવાનું કહ્યુ છે તે બધું કરવુ

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने क्षुद्ररोगप्रतिषेधो
नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો : ગુહ્ય ભાગના રોગોનું જ્ઞાન

अथातो गुह्यरोगविज्ञानीयं व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યાર પછી હવે અમે ગુહ્ય ભાગના રોગોનું જ્ઞાન થવા માટે ઉપયોગી અધ્યાય કહીશુ એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

કફ અને લોહીને લીધે ગુહ્ય રોગની રાદર કે બહાર સરસવ જેવડી અને સરસવ જેવા આકારની ઘટ્ટ ફોલ્લીઓ થાય છે તેને આયુર્વેદમા સર્ષપિકા કહે છે

અવમંથ

**पिटिका बहवो दीर्घा दीर्यन्ते मध्यतश्च या ॥**
**सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षवान् ।**

કફ અને લોહીને લીધે લાબી, વચ્ચેથી ફાટે એવી અનેક ફોલ્લીઓ થાય તેને અવમથ કહે છે અવમથમા પીડા અને (પીડાને લીધે) રોમાચ થાય છે

કુભીકા

**कुम्भीका रक्तपित्तोत्था**
**जाम्बवास्थिनिभाऽऽशुजा ॥१३॥**

લોહી અને પિત્તને લીધે થતી, જાબુના ઠળિયા જેવી, ઝટ ઉત્પન્ન થાય એવી ફોલ્લી તે કુભીકા છે

અલજી

**अलजीं मेहवद्विद्यात्**

પ્રમેહ રોગમાં અલજી છે (નિ ૧૦/૩૦॥, ૩૧) તેવી જ આમા સમજવી

ઉત્તમા

**उत्तमा पित्तरक्तजाम् ।**
**पिटिका माषमुद्गाभां**

લોહી અને પિત્તને લીધે થતી, અડદ અને મગ જેવી ફોલ્લીને ઉત્તમા જાણવી.

પુષ્કરિકા

**पिटिका पिटिकाचिता ॥१४॥**
**कर्णिका पुष्करस्येव ज्ञेया पुष्करिकेति सा ।**

જેના ઉપર બીજી ફોલ્લીઓ ભરચક થઈ હોય એવી, કમળના ડોડા જેવી ફોલ્લીને પુષ્કરિકા જાણવી.

સંવ્યૂઢપીટિકા

**पाणिभ्यां भृशसंव्यूढे संव्यूढपिटिका भवेत् ॥**

હાથ વડે મૂત્રેન્દ્રિય બહુ ઘસાવાથી જે ફોલ્લી થાય તે સવ્યૂઢપીટિકા છે

મૃદિત

**मृदित मृदितं यत्तसंरब्धं वातकोपतः ।**

મૂત્રેન્દ્રિયને કોઈ વસ્તુ વડે કે વસ્ત્ર વડે મસળે (ચોળે) (કે કોઈ વસ્તુ કે વસ્ત્ર સાથે ઘસે) તેથી સોજો આવે તેને મૃદિત રોગ કહે છે આ રોગ વાયુ કોપવાથી થાય છે

અષ્ઠીલિકા

**विषमा कठिना भुग्ना वायुनाऽष्ठीलिका स्मृता ॥**

વિષમ, કઠણ અને વાંકી ફોલ્લી વાયુને લીધે થાય તે અષ્ઠીલિકા છે

નિવૃત્ત (પરિવર્તિકા)

**विमर्दनादिदुष्टेन वायुना चर्म मेढ्रजम् ।**
**निवर्तते सरुग्दाहं क्वचित्पाकं च गच्छति ॥१७॥**
**पिण्डितं ग्रन्थितं चर्म तत्प्रलम्बमधो मणेः ।**
**निवृत्तसंज्ञं सकफं कण्डुकाठिन्यवत्तु तत् ॥१८॥**

પુરુષની મૂત્રેન્દ્રિયને બહુ ચોળવાચૂથવાથી કોપેલા વાયુને લીધે મૂત્રેન્દ્રિયની ચામડી પીડા અને બળતરા સાથે ઊથલી જાય છે અને કોઈ વાર પાકે છે તે ચામડી વાટા વળીને, ગઠાઈ જઈને મૂત્રેન્દ્રિયના મણિ (આગલુ ટોચકુ)ની નીચે લબડે છે એને નિવૃત્ત રોગ કહે છે જ્યારે એમા કફ ભળે છે ત્યારે એમા ખણુજ આવે છે અને એ કઠણ થઈ જાય છે

અવપાટિકા

**दुरूढं स्फुटितं चर्म निर्दिष्टमवपाटिका ।**

મૂત્રેન્દ્રિયની ચામડી મુશ્કેલીથી ઊપડે એવી થાય અને એ ચામડીમા ચીરા પડે તેને અવપાટિકા કહે છે

નિરુદ્ધમણિ

**वातेन दूषितं चर्म मणौ सक्तं रुणद्धि चेत् ॥१९**
**स्रोतो मूत्रं ततोऽभ्येति मन्दधारमवेदनम् ।**
**मणेर्विकाशरोधश्च स निरुद्धमणिर्गदः ॥२०॥**

વાયુથી બગડેલી મૂત્રેન્દ્રિયની ચામડી મૂત્રેન્દ્રિયના મણિ (આગળના ટોચકા) ઉપર ચોંટી જઈને મૂત્રના માર્ગને (જેમાંથી પેશાબ નીકળે છે તે છિદ્રને) રોકે અને તેથી પેશાબ પાતળી અને ધીમી ધારે પીડા વિના થાય અને મણિને ફૂલના હરકત પડે તેને નિરુદ્ધમણિ રોગ કહે છે

ગ્રથિત

**लिङ्गं शूकैरिवापूर्णं ग्रथिताख्यं कफोद्भवम् ।**

કફને લીધે પુરુષની મૂત્રેન્દ્રિય જાણે શુક (સુંવાળા અને અણીદાર ફણગા)થી ભરાઈ ગઈ હોય (અને ગઠાઈ ગઈ હોય) તેને ગ્રથિત કહે છે

સ્પર્શહાનિ

**शूकदूषितरक्तोत्था स्पर्शहानिस्तदाह्वया ॥२१॥**

શુક નામના જતુઓના લેપને લીધે બગડેલા લોહીથી મૂત્રેન્દ્રિયને સ્પર્શજ્ઞાન ન થાય (મૂત્રેન્દ્રિય બહેરી થઈ જાય) તે સ્પર્શહાનિ રોગ છે

(પુરુષની મૂત્રેન્દ્રિયને લાબીટૂકી કે જાડીપાતળી કરવા માટે પાણીમા રહેતા શુક નામના એવી જતુને

લેપ ઇન્દ્રિય ઉપર કરવાનું વાત્સ્યાયનના કામસૂત્રોમાં લખ્યું છે)

### શતપોનક

**छिद्रैरणुमुखैर्यत्तु मेहनं सर्वतश्चितम्**
**वातशोणितकोपेन तं विद्याच्छतपोनकम् ॥२२॥**

વાયુ અને લોહી સાથે કોપવાથી મૂત્રેંદ્રિયને બધી બાજુએથી ઝીણા મુખવાળા છિદ્રો પડી જાય તેને શતપોનક રોગ જાણવો

### ત્વક્પાક

**पित्तासृग्भ्यां त्वचः पाक-**
**स्त्वक्पाको ज्वरदाहवान् ।**

પિત્ત અને લોહી કોપવાથી મૂત્રેંદ્રિયની ચામડી પાકે અને સાથે બળતરા થાય અને તાવ આવે તે ત્વક્પાક રોગ છે

### માંસપાક

**मांसपाकः सर्वजः सर्ववेदनो मांसशातनः ॥२३**

જેમાં બધી જાતની પીડા થાય અને માંસ છિન્નભિન્ન થઈ જાય એ બધા દોષોને લીધે થતો માંસપાક રોગ છે

(બધી જાતની પીડા=છેદ, ભેદ, તોદ, સ્ફુરણ, વ્યાસ, વ્યધ, સસ, સ્વાપ વગેરે—ઇન્દુ)

### રક્તાર્બુદ

**सरागैरसितैः स्फोटैः पिडिकाभिश्च पीडितम् ।**
**मेहनं वेदना चोग्रा तं विद्यादसृगर्बुदम् ॥२४॥**

મૂત્રેંદ્રિય આછા લાલ અને કાળા ગૂમડા તથા ફોલ્લીઓથી પીડાય અને તીવ્ર પીડા થાય તેને રક્તાર્બુદ જાણવું

### માંસાર્બુદ

**मांसार्बुदं प्रागुदितं**

માંસાર્બુદ આગળ (ઉ અ ૨૯મા) કહેવાઈ ગયું છે

### વિદ્રધિ

**विद्रधिश्च त्रिदोषजः ।**

અને ત્રણે દોષના કોપવાથી થતું વિદ્રધિ પણ અગાઉ (નિ અ. ૧૧મા) કહેવાઈ ગયું છે

### તિલકાલક

**कृष्णानि भूत्वा मांसानि विशीर्यन्ते समन्ततः ॥**
**पक्वानि सन्निपातेन तान् विद्यात्तिलकालकान् ।**

બધા દોષ કોપવાથી મૂત્રેંદ્રિયનું ચારે બાજુનું માંસ પાકીને કાળુ થઈને ખરી પડે છે તેને તિલકાલક રોગ જાણવો

### સાધ્ય, અસાધ્ય

**मांसोत्थमर्बुदं पाकं विद्रधिं तिलकालकान् ॥२६**
**चतुरो वर्जयेदेषां शेषांश्छीघ्रमुपाचरेत् ।**

મૂત્રેંદ્રિયના માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર રોગોને (અસાધ્ય ગણીને) છોડી દેવા, મૂત્રેંદ્રિયના બાકીના રોગોના તરત ઉપાય કરવા

## યોનિવ્યાપદ (યોનિના રોગો)

### સંખ્યા કારણ

**विंशतिर्व्यापदो योनेर्जायन्ते दुष्टभोजनात् ॥२७॥**

દુષ્ટ આહારને લીધે યોનિના વીસ રોગ થાય છે

### વાયુની યોનિવ્યાપદ

**विषमस्थाङ्गशयनभृशमैथुनसेवनैः ।**
**दुष्टार्तवादपद्रव्यैर्बीजदोषेण दैवतः ॥२८॥**
**योनौ क्रुद्धोऽनिलः कुर्याद्**
**रुक्तोदायामसुप्तताः ।**
**पिपीलिकासृप्तिमिव स्तम्भं कर्कशतां स्वनम् ॥**
**फेनिलारुणकृष्णाल्पतनुरूक्षार्तवस्रुतिम् ।**
**स्रंसं वङ्क्षणपार्श्वादौ व्यथां गुल्मं क्रमेण च ॥३०**
**तांस्तांश्च स्वान् गदान्**
**व्यापद्वातिकी नाम सा स्मृता ।**

શરીરને વિષમ (ઊંચુંનીચું, આડુંઅવળું કે બીજી રીતે કઢંગી સ્થિતિમાં) રાખીને સૂવાથી, બહુ મૈથુન ભોગવવાથી, બગડેલા આર્તવથી, મૈથુન માટે વાપરેલાં ખરાબ સાધનોથી, વારસામાં મળેલા આર્તવના દોષથી, નસીબને લીધે યોનિમાં કોપેલો વાયુ (યોનિમાં) પીડા, તોદ, આયામ (ખેંચ), બહેરાશ, જાણે કીડીઓ ચાલતી હોય એવો સળવળાટ, સ્તંભ, કઠણપણું, વાછૂટ જેવો અવાજ, ફીણવાળા, આછા લાલ કે કાળા, થોડા પાતળા અને લૂખા આર્તવનો સ્રાવ, યોનિનો સસ, સાથળના વળામાં, પડખામાં વગેરે જગાએ પીડા, ગોળો અને બીજા અનેક પોતાના (વાયુના) રોગો કરે છે તેને આયુર્વેદમાં વાયુની યોનિવ્યાપદ કહે છે

(अपद्रव्यै ને બદલે उपद्रव्यै પાઠ હોય તો ઉપદ્રવ્ય=પુરુષની ઇન્દ્રિયની અવેજીમાં મૈથુન માટે યોનિમાં ઘાલવાનું બીજું સાધન.)

### અતિચરણા

**सैवातिचरणा शोफसंयुक्तातिव्यवायतः ॥३१॥**

એ જ વાયુની યોનિવ્યાપદમાં અતિશય મૈથુનને લીધે સોજો આવે તેને અતિચરણા કહે છે

પ્રાક્ચરણા

मैथुनादतिबालायाः पृष्ठजङ्घोरुवङ्क्षणम् ।
रुजन् सन्दूषयेद्योनिं वायुः प्राक्चरणेति सा ॥

બહુ નાની છોકરી સાથે મૈથુન કરવાથી એની પીઠ, જાંઘ, સાથળ અને સાથળના વળામાં પીડા કરતો વાયુ યોનિને બગાડે તેને પ્રાક્ચરણા કહે છે

ઉદાવૃતા

वेगोदावर्तनाद्योनिं प्रपीडयति मारुतः ।
सा फेनिलं रजः कृच्छ्रादुदावृत्तं विमुञ्चति ॥३३
इयं व्यापदुदावृत्ता

વાયુના વેગને રોકવાને લીધે વાયુ ઊંચો ચઢવાથી એ વાયુ યોનિને પુષ્કળ દબાવે છે તેથી એ યોનિમાથી ફીણવાળુ, ઊંચે ચઢી ગયેલુ રજ (રજકાવ) નીકળતાં પીડા થાય છે આ રોગને ઉદાવૃત્તા કહે છે

જાતઘ્ની

जातघ्नी तु यदाऽनिलः ।
जातं जातं सुतं हन्ति रौक्ष्याद्दुष्टार्तवोद्भवम् ॥

જ્યારે વાયુ લુખાપણાને લીધે બગડેલા આર્તવથી જેમ જેમ છોકરું થાય તેમ તેમ મારી નાખે ત્યારે તે રોગને જાતઘ્ની કહે છે

અંતર્મુખી

अत्याशितायाः विषमं स्थितायाः सुरते मरुत् ।
अन्नेनोत्पीडितो योनेः
स्थितः स्रोतसि वक्रयेत् ॥३५॥
सास्थिमांसं मुखं तीव्ररुजमन्तर्मुखीति सा

ખૂબ ખાઈને મૈથુન માટે શરીર કઢંગી રીતે ગોઠવીને સૂતેલી સ્ત્રીનો વાયુ ખોરાકથી દબાઈને યોનિના માર્ગમા રહીને યોનિના હાડકાં અને માસ સાથે યોનિના મુખને વાંકુ કરી નાખે છે અને મુખમા તીવ્ર પીડા થાય છે આ અંતર્મુખી નામની યોનિવ્યાપદ છે

સૂચીમુખી

वातलाहारसेविन्यां जनन्यां कुपितोऽनिलः ॥३६
स्त्रियो योनिमणुद्वारां कुर्यात्सूचीमुखीति सा ।

છોકરી ગર્ભમા હોય તે વખતે એની મા વાયડ આહાર ખાયપીએ તેથી કોપેલો માનો વાયુ ગર્ભમા રહેલી સ્ત્રી(છોકરી)ના યોનિના દ્વારને સાંકડું કરી નાખે છે આ સૂચીમુખી રોગ છે

શુષ્કા

वेगरोधादृतौ वायुर्दुष्टो विण्मूत्रसङ्ग्रहम् ॥३७॥
करोति योनेः शोषं च
शुष्काख्या साऽतिवेदना ।

ઋતુ દરમિયાન (નિ. ૧/૨૬) વેગ રોકવાથી બગડેલો (કોપેલો) વાયુ ઝાડાપેશાબને રોકે છે અને યોનિને સૂકવે છે એ શુષ્કા નામનો રોગ છે એમા બહુ પીડા થાય છે

વામિની

षडहात् सप्तरात्राद्वा शुक्रं गर्भाशयान्मरुत् ॥३८॥
वमेत्सरुङ् नीरुजो वा यस्यां सा वामिनी मता ।

જે રોગમા વાયુ પીડા સાથે કે પીડા વિના ગર્ભાશયમાથી વીર્યને છ કે સાત દિવસમા બહાર કાઢી નાખે તે રોગ વામિની છે એવુ માને છે

ષણ્ઢી

योनौ वातोपतप्तायां स्त्रीगर्भे बीजदोषतः ॥३९॥
नृद्वेषिण्यस्तनी च स्यात् षण्ढसंज्ञाऽनुपक्रमा ।

છોકરી માના પેટમાં હોય તે વખતે માની યોનિ વાયુથી પીડાતી હોય તેથી સ્ત્રી(છોકરી)ના ગર્ભાશયમાં પોતાની માના બીજ(ગર્ભમા રહેલો માના આર્તવનો ભાગ)માના દોષ વારસામાં ઊતરી આવે છે તેથી છોકરી પુરુષનો દ્વેષ કરે છે (છોકરીને મૈથુન કરાવવું ગમતુ નથી) અને એના સ્તન બહુ નાનાં હોય છે. આને ષઢા કહે છે એ અસાધ્ય રોગ છે

મહાયોનિ

दुष्टो विष्टभ्य योन्यास्यं गर्भकोष्ठं च मारुतः ॥४०
कुरुते विवृतां स्रस्तां वातिकीमिव दुःखिताम् ।
उत्सन्नमांसां तामाहुर्महायोनिं महारुजाम् ॥४१॥

કોપેલો વાયુ યોનિના મુખનો અને ગર્ભાશયનો વિષ્ટંભ કરીને યોનિને પહોળી, લબડી પડેલી, જાણે વાયુની યોનિવ્યાપદ હોય એવી પીડાવાળી, ઊપસેલા માસવાળી અને બહુ પીડાવાળી બનાવે છે, તેને મહાયોનિ કહે છે

પિત્તની યોનિવ્યાપદ

यथास्वैर्दूषणैर्दुष्टं पित्तं योनिमुपाश्रितम् ।
करोति दाहपाकोषापूतिगन्धिज्वरान्विताम् ॥४२
भृशोष्णभूरिकुणपनीलपीतासितार्तवाम् ।
सा व्यापत् पैत्तिकी

પોતાને (પિત્તને) કોપાવનાર કારણો(નિ. ૧/૧૫, ૧૬)ને લીધે કોપેલું પિત્ત યોનિમાં રહીને યોનિમા દાહ, પાક, ઊષા અને દુર્ગંધ ઉત્પન્ન કરે છે. તાવ આણે છે તથા બહુ ગરમ, પુષ્કળ, મડદા જેવો
ઇ. સા

ગધાતો, ગળી જેવા રંગનો, પીળો કે કાળો આર્તવ આણે છે એ પિત્તની યોનિવ્યાપદ છે

રક્તયોનિ (લોહીવા)

**रक्तयोन्याख्याऽसृगतिस्रुतेः ॥४३॥**

(યોનિમાથી) લાલ લોહી બહુ વહી જાય તેથી રક્તયોનિ કહે છે

કફની યોનિવ્યાપદ

**कफोऽभिष्यन्दिभिः कुद्धः**
**कुर्याद्योनिमवेदनाम् ।**
**शीतकां कण्डुलां पाण्डुपिच्छिलां तद्विधस्रुतिम् ॥**
**सा व्यापच्छ्लैष्मिकी**

અભિષ્યદી દ્રવ્યોથી કોપેલો કફ યોનિને પીડા વિનાની, ઠડી, ખણજવાળી, ધોળી, પિચ્છિલ બનાવે છે અને યોનિમાથી એવો જ (પીડા વિનાનો, ઠડો, ખણજ આણે એવો, ધોળો અને પિચ્છિલ) સ્રાવ કરાવે છે એ કફની યોનિવ્યાપદ છે

લોહિતક્ષયા

**वातपित्ताभ्यां क्षीयते रजः ।**
**सदाहकार्श्यवैवर्ण्यं यस्याः सा लोहितक्षया ॥४५॥**

જેનુ રજ વાયુ અને પિત્તના પ્રકોપથી (બહુ વહી જવાને લીધે) ઓછુ થઈ જાય છે, જેને દાહ થાય છે, જે દૂબળી અને વિવર્ણ થઈ જાય છે તે લોહિતક્ષયા છે

પરિપ્લુતા

**पित्तलाया नृसंवासे क्षवथूद्गारधारणात् ।**
**पित्तयुक्तेन मरुता योनिर्भवति दूषिता ॥४६॥**
**शूना स्पर्शाक्षमा सार्तिर्नीलपीतास्रवाहिनी ।**
**बस्तिकुक्षिगुरुत्वातिसारारोचककारिणी ॥ ४७ ॥**
**श्रोणिवङ्क्षणरुक्तोदज्वरकृत् सा परिप्लुता ।**

પિત્તપ્રકૃતિની સ્રી મૈથુન માટે પુરુષના સબધમાં હોય તે વખતે એ સ્રી છીંક અને ઓડકારને રોકી રાખે તેથી પિત્ત અને વાયુથી બગડેલી યોનિ સૂજી જાય છે, સ્પર્શ સહન કરી શકતી નથી, એમાંથી પીડા સાથે ગળી જેવા રગનુ અને પીળું લોહી વહે છે એ બગડેલી યોનિને લીધે મૂત્રાશય અને કૂખ ભારે થઈ જાય છે, અતિસાર અને અરુચિ થાય છે, કમ્મરમા અને સાથળના વગામાં પીડા અને તોદ થાય છે તથા તાવ આવે છે એ પરિપ્લુતા છે

ઉપપ્લુતા

**वातश्लेष्मामयव्याप्ता श्वेतपिच्छिलवाहिनी ॥४८॥**
**उपप्लुता स्मृता योनिर्**

વાયુ અને કફના રોગ જેમા વ્યાપેલા હોય એવી તથા ધોળો અને પિચ્છિલ સ્રાવ થતો હોય એવી યોનિ ઉપપ્લુતા છે, એમ આયુર્વેદ કહે છે.

વિપ્લુતા

**विप्लुताख्या त्वधावनात् ।**
**सञ्जातजन्तुः कण्डूला कण्ड्वा चातिरतिप्रिया ॥**

યોનિને ધોઈને સાફ ન રાખવાથી યોનિમા જતુઓ ઉત્પન્ન થાય, ચળ આવે અને ચળને લીધે મૈથુન બહુ ગમે તે વિપ્લુતા નામની યોનિ વ્યાપદ છે

કર્ણિની

**अकालवाहनाद्वायुः श्लेष्मरक्तविमूर्च्छितः ।**
**कर्णिकां जनयेद्योनौ रजोमार्गनिरोधिनीम् ॥५०॥**
**सा कर्णिनी**

મૈથુનને અતે યોનિમાથી જે પાણી કુદરતી રીતે વખતસર છૂટે છે તે પાણીને પરાણે વહેલુ કાઢી નાખે કે પરાણે રોકી રાખીને મોડુ કાઢે તેથી કફ અને લોહી એ બે સાથે મળેલો વાયુ યોનિમા કર્ણિકા (માસનો મસો) ઉત્પન્ન કરે છે એ કર્ણિકા રજ નીકળવાના માર્ગમા આડી આવે છે એ કર્ણિની રોગ છે

(अकालवाहनના બીજા બે અર્થ પણ થાય છે: ૧. મૈથુન વખતે પરાણે પેશાબ લાવવો, ૨ ગર્ભ બહાર નીકળવાનો કુદરતી સમય થતા પહેલા પરાણે જોર કરીને ગર્ભને બહાર કાઢવો )

સાંનિપાતિક યોનિવ્યાપદ

**त्रिभिर्दोषैर्योनिगर्भाशयाश्रितैः ।**
**यथास्वोपद्रवकरैर्व्यापत्सा सान्निपातिकी ॥५१॥**

ત્રણે દોષો યોનિમા અને ગર્ભાશયમાં રહીને પોતપોતાના ઉપદ્રવો પેદા કરે તે સાનિપાતિક (ત્રિદોષની યોનિવ્યાપદ છે

**इति योनिगदा नारी यैः शुक्रं न प्रतीच्छति ।**
**ततो गर्भं न गृह्णाति रोगांश्चाप्नोति दारुणान् ॥५२**
**असृग्दरार्शोगुल्मादीनाबाधांश्चानिलादिभिः ॥५२३॥**

આ પ્રમાણે યોનિના રોગો કહ્યા કે જેને લીધે સ્રી વીર્યને સ્વીકારતી નથી (ગ્રહણ કરતી નથી), તેથી ગર્ભ રહેતો નથી અને લોહીવા, હરસ, ગોળો વગેરે ભયકર રોગો તથા વાયુ વગેરેને લીધે પીડા થાય છે.

*इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने गुह्यरोगविज्ञानीयो नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥*

## અધ્યાય ૩૪ મો : ગુહ્ય ભાગના રોગોના ઉપાય

**अथातो गुह्यरोगप्रतिषेधं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે ગુહ્ય ભાગના રોગો મટાડવાના ઉપાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે.

### ઉપદંશ(ચાંદી)ની સામાન્ય ચિકિત્સા

**मेढ्रमध्ये सिरां विध्येदुपदंशे नवोत्थिते ।**
**शीतां कुर्यात् क्रियां शुद्धिं विरेकेण विशेषतः ॥१॥**
**तिलकल्कघृतक्षौद्रैर्लेपः पक्वे तु पाटिते ।**

ઉપદંશ તરતનો જ થયેલો હોય તો પુરુષની મૂત્રેંદ્રિયની વચમાં ફસ ખોલવી. ઠંડી ક્રિયા કરવી અને ખાસ કરી વિરેચન વડે શોધન કરવું; પણ ઉપદંશ જ્યારે પાકે ત્યારે એને ચીરીને પછી તલનો કલ્ક, ઘી અને મધનો લેપ કરવો.

**जम्ब्वाम्रसुमनोनीपश्वेतकाम्बोजिकाङ्कुरान् ॥**
**शल्लकीबदरीबिल्वपलाशतिनिशोद्भवाः ।**
**त्वचः क्षीरिद्रुमाणां च त्रिफलां च पचेज्जले ॥३॥**
**स क्वाथः क्षालनं, तेन पक्वं तैलं च रोपणम् ।**

જાંબુડી, આંબો, ચમેલી, કદંબ, ધોળી ચણોઠી એટલા ઝાડનાં અંકુરો; ધૂપેડો, બોરડી, બીલી, ખાખરો, બિયો, હર્મો અને ક્ષીરીવૃક્ષો એટલા ઝાડની અંતરછાલ અને ત્રિફળા—એ બધાને પાણીમાં ઉકાળીને કવાથ કરવો. એ કવાથ ધોવા માટેનું ઔષધ છે, અને એ કવાથ વડે પકવેલું તેલ રૂઝવવાનું ઔષધ છે.

**तुत्थगैरिकलोध्रैलामनोह्वालरसाञ्जनैः ॥ ४ ॥**
**हरेणुपुष्पकासीससौराष्ट्रीलवणोत्तमैः ।**
**लेपः क्षौद्रयुतैः सूक्ष्मैरुपदंशव्रणापहः ॥ ५ ॥**

મોરથુથુ, ગેરુ, લોધર, એલચી, મણશીલ, હરતાલ, રસવંતી, રેણુકબીજ, હીરાકસી, ફટકડી અને સૈંધવનું ખૂબ બારીક ચૂર્ણ કરીને એને મધમાં કાલવીને લેપ કરવાથી ઉપદંશનો વ્રણ રુઝાઈ જાય છે.

**कपाले त्रिफला दग्धा सघृता रोपणं परम् ।**

માટીની ઠીબમાં ત્રિફળાને બાળીને એનો ઘી સાથે લેપ કરવો એ રૂઝવવાનું ઉત્તમ ઔષધ છે.

**सामान्यं साधनमिदं**

શ્લોક ૦ાા થી પાા સુધીના ઉપાય સામાન્ય (બન્ને પ્રકારના ઉપદંશને લાગુ પડે એવા) છે.

### ઉપદંશની વિશેષ ચિકિત્સા

**प्रतिदोषं तु शोफवत् ॥६॥**

દોષવાર ઉપદંશના ઉપાય તે તે દોષના શોફ (સોજો, ગૂમડું) પ્રમાણે કરવા.

ઉપદંશની ચિકિત્સામાં રાખવાની કાળજી: કારણ

**न च याति यथा पाकं प्रयतेत तथा भृशम् ।**
**पक्वैः स्नायुसिरामांसैः प्रायो नश्यति हि ध्वजः ॥७॥**

ઉપદંશ પાકે નહિ એવો વૈદ્યે પુષ્કળ પ્રયત્ન કરવો; કારણ કે સ્નાયુ, શિરા અને માંસ પાકવાથી મૂત્રેંદ્રિયનો નાશ થાય છે.

### મૂત્રેન્દ્રિયના અર્શ

**अर्शसां छिन्नदग्धानां क्रिया कार्योपदंशवत् ।**

મૂત્રેંદ્રિયના મસાને કાપી નાખીને અને એ જગાએ બાળીને પછી ઉપદંશ જેવી ક્રિયા કરવી.

### સર્ષપિકા

**सर्षपा लिखिताः सूक्ष्मैः कषायैरवचूर्णयेत् ॥८॥**
**तैरेवाभ्यञ्जनं तैलं साधयेद् व्रणरोपणम् ।**

સર્ષપિકા નામની ફોલ્લીઓને શસ્ત્રથી ઘસી નાખીને પછી એના ઉપર કષાય વર્ગનાં ઔષધોનું બારીક ચૂર્ણ દબાવવું, તથા એ જ કષાય વર્ગનાં ઔષધો વડે તેલ સિદ્ધ કરવું. એ તેલ ચોપડવાથી વ્રણ રુઝાઈ જાય છે.

### અવમંથ

**क्रियेयमवमन्थेऽपि रक्तं स्राव्यं तथोभयोः ॥९॥**

અવમંથમાં પણ એ જ (સર્ષપિકાવાળી) ક્રિયા કરવી, તથા બંનેમાં (સર્ષપિકા અને અવમંથનમાં) લોહી કાઢી નાખવું.

### કુંભીકા

**कुम्भीकायां हरेद्रक्तं पक्वायां शोधिते व्रणे ।**
**तिन्दुकत्रिफलारोध्रैर्लेपस्तैलं च रोपणम् ॥१०॥**

કુંભીકામાં લોહી કાઢી નાંખવું. કુંભીકા પાકી ગઈ હોય તો વ્રણને શુદ્ધ કરીને પછી ટીંબરવો, ત્રિફળા અને લોધરનો લેપ કરવો. ટીંબરવો, ત્રિફળા અને લોધરથી સિદ્ધ કરેલું તેલ ચોપડવાથી રૂઝ આવે છે.

### અલજી

**अलज्यां स्रुतरक्तायामयमेव क्रियाक्रमः ।**

અલજીમાં લોહી કઢાવી નાખ્યા પછી આ જ (કુંભીકાવાળો) ક્રિયાઓનો ક્રમ છે.

### ઉત્તમા

**उत्तमाख्यां तु पिटिकां**
**संछिद्य बडिशोद्धृताम् ॥११॥**

**कल्कैश्चूर्णैः कषायाणां क्षौद्रयुक्तैरुपाचरेत् ।**

ઉત્તમા નામની ફોલ્લીને બડિશયંત્રથી પકડીને ઊંચી ઉપાડીને પછી એને બરાબર કાપી નાખીને પછી કષાય ગણનાં ઔષધોના કલ્કમા અને ચૂર્ણમા મધ ભેળવીને એના વડે મટાડવાના ઉપાય કરવા

પુષ્કર : સવ્યૂઢપિટિકા

**क्रमः पित्तविसर्पोक्तः पुष्करव्यूढयोर्हितः ॥ १२ ॥**

પુષ્કર (પુષ્કરિકા) અને વ્યૂઢ (સવ્યૂઢપિટિકા) એ બે રોગમા પિત્તના વિસર્પ માટે કહેલી ક્રિયાઓનો ક્રમ હિતકર છે

ત્વક્પાક, સ્પર્શહાનિ

**त्वक्पाके स्पर्शहान्यां च**

ત્વક્પાક અને સ્પર્શહાનિ એ બે રોગમા પિત્ત વિસર્પ માટે કહેલી ક્રિયા કરવી

મૃદિત

**सेचयेद् मृदितं पुनः ।**
**बलातैलेन कोष्णेन मधुरैश्चोपनाहयेत् ॥ १३ ॥**

મૃદિતને સશેકા બલાતેલનું સેચન કરવું અને મધુર વર્ગના દ્રવ્યો વડે ઉપનાહ શેક કરવો.

અષ્ઠીલિકા

**अष्ठीलिकां हृते रक्ते श्लेष्मग्रन्थिवदाचरेत् ।**

લોહી કાઢયા પછી અષ્ઠીલિકાના ઉપાય કફની ગ્રંથિ જેવા કરવા.

નિવૃત્ત

**निवृत्तं सर्पिषाऽभ्यज्य स्वेदयित्वोपनाहयेत् ॥१४**
**त्रिरात्रं पञ्चरात्रं वा सुस्निग्धैः शाल्वलादिभिः ।**
**स्वेदयित्वा ततो भूयः स्निग्धं चर्म समानयेत् ॥१५**
**मणिं प्रपीड्य शनकैः प्रविष्टे चोपनाहनम् ।**
**मणौ पुनः पुनः स्निग्धं भोजनं चात्र शस्यते ॥१६**

નિવૃત્ત ઉપર ઘી ચોપડીને, શેક કરીને પછી સારી રીતે સ્નિગ્ધ કરેલા શાલ્વલાદિ ગણના ઔષધો વડે ત્રણ રાત કે પાંચ રાત સુધી ઉપનાહ શેક કરવો પછી ફરીથી સાદો શેક કરીને ચામડી ઉપર ઘી ચોપડીને મણિ (મૂત્રેંદ્રિયના આગલા ટોચકા)ને દબાવીને ધીમે ધીમે ચામડીને મણિ ઉપર લાવવી. પછી મણિ ચામડીમાં પેસી જાય ત્યાર પછી ઉપર કહેલો ઉપનાહ શેક વારંવાર કરવો. આ રોગમાં સ્નિગ્ધ આહાર કરવાથી ફાયદો થાય છે

અવપાટિકા

**अयमेव प्रयोज्यः स्यादवपाट्यामपि क्रमः ।**

અવપાટી(અવપાટિકા)મા પણ આ જ (નિવૃત્ત વાળી) ક્રિયાઓનો ક્રમ કરવો.

નિરુદ્ધમણિ

**नाडीमुभयतोद्वारां निरुद्धे जतुना कृताम् ॥१७॥**
**स्नेहाक्तां स्रोतसि न्यस्य सिञ्चेत्स्नेहैश्चलापहैः ।**
**त्र्यहात्त्र्यहात्स्थूलतरां न्यस्य नाडीं विवर्धयेत् ॥**
**स्रोतोद्वारमसिद्धौ तु विद्वान् शस्त्रेण पाटयेत् ।**
**सेवनीं वर्जयन् युञ्ज्यात् सद्यः क्षतविधिं ततः ॥१९**

નિરુદ્ધ(નિરુદ્ધમણિ)મા, બને છેડેથી આરપાર પોલી ભૂંગળી (સળી) ઉપર લાખ ચોપડીને, એના ઉપર ઘી ચોપડીને, એ સળી પેશાબ નીકળવાના માર્ગમા ખોસીને પછી એ સળી વાટે વાયુનો નાશ કરે એવા સ્નેહો વડે સેચન કરવું, ને ત્રણત્રણ દિવસે વધારે ને વધારે જાડી નળી (ભૂંગળી) ખોસીને મૂત્રનો માર્ગ વધારવો (મોટો, પહોળો કરવો) આમ કરવા છતા જો મૂત્રનો માર્ગ મોટો ન થાય તો સેવનીને છોડી દઈને બાકીના ભાગમાથી મૂત્રને રોકતી ચામડી શસ્ત્રથી કાપવી પછી સદ્યોવ્રણના ઉપાય કરવા.

ગ્રથિત

**ग्रथितं स्वेदितं नाड्या स्निग्धोष्णैरुपनाहयेत् ।**

ગ્રથિત રોગમા પહેલા નાડીસ્વેદ કરીને પછી ઉષ્ણ અને સ્નિગ્ધ દ્રવ્યો વડે ઉપનાહ સ્વેદ કરવો.

શતપોનક

**लिम्पेत्कषायैः सक्षौद्रैर्लिखित्वा शतपोनकम् ॥**

શતપોનકને છોલી નાખીને પછી કષાય વર્ગનાં દ્રવ્યોમા મધ મેળવીને લેપ કરવો.

રક્તાર્બુદ

**रक्तविद्रधिवत्कार्या चिकित्सा शोणितार्बुदे ।**

રક્તાર્બુદમા લોહીથી થતા વિદ્રધિ જેવા ઉપાય કરવા.

**व्रणोपचारं सर्वेषु यथावस्थं प्रयोजयेत् ॥ २१ ॥**

બધા મૂત્રેંદ્રિયના રોગોમા રોગની અવસ્થા પ્રમાણે જે અવસ્થામા જે યોગ્ય હોય તેવા વ્રણના ઉપાય કરવા.

## યોનિવ્યાપદ

બધી યોનિવ્યાપદમા પહેલા વાયુને મટાડે એવી ક્રિયા કરવાનું કારણ

**योनिव्यापत्सु भूयिष्ठं शस्यते कर्म वातजित् ।**
**स्नेहनस्वेदबस्त्यादि वातजासु विशेषतः ॥२२॥**

બધી યોનિવ્યાપદોમા—અને ખાસ કરીને વાયુથી થતી યોનિવ્યાપદોમાં વાયુને મટાડે એવી સ્નેહન,

સ્વેદન, બસ્તિ વગેરે ક્રિયા ખાસ વખણાય છે (સલાહભરેલી છે).

**न हि वाताहते योनिर्वनितानां प्रदुष्यति ।**
**अतो जित्वा तमन्यस्य कुर्याद्दोषस्य भेषजम् ॥**

વાયુ કોપ્યા વિના સ્ત્રીઓની યોનિ બગડતી નથી માટે વાયુને જીતીને (મટાડીને) પછી બીજા દોષ મટાડવાનું ઔષધ કરવું.

કયાં તેલ પાવાં? પછી કેવી યોનિને કઈ રીતે સમી કરવી?

**पाययेत(त्तां) बलातैलं मिश्रकं सुकुमारकम् ।**
**स्निग्धस्विन्नां तथा योनिं**
**दुःस्थितां स्थापयेत्समां ॥२४॥**
**पाणिना नमयेज्जिह्मां संवृतां वर्धयेत् पुनः ।**
**प्रवेशयेन्निःसृतां च विवृतां परिवर्तयेत् ॥२५॥**
**स्थानापवृत्ता योनिर्हि शल्यभूता स्त्रियो मता ।**

એને (સ્ત્રીને) બલાતેલ, મિશ્રકતેલ કે સુકુમાર તેલ પાવું. યોનિનું સ્નેહન અને સ્વેદન કરીને પછી પોતાના સ્થાનમાંથી ખસી જઈને આડીઅવળી કે ઊંચીનીચી થઈ ગયેલી યોનિને બરાબર સરખી ગોઠવવી, વાંકી થઈ ગયેલી યોનિને હાથ વડે નીચી નમાવવી (ઊંચા ભાગને હાથ વડે નીચો નમાવીને નીચા થઈ ગયેલા ભાગને ઊંચો કરવો) સાંકડી ને પહોળી કરવી, બહાર નીકળી આવેલીને અંદર પેસાડી દેવી અને પહોળી થઈ ગયેલીને બધી બાજુથી પકડીને સાંકડી કરવી. (આ દરેક ક્રિયા કરતા પહેલાં સ્ત્રીને ઉપર કહેલું તેલ પાવું અને યોનિનું સ્નેહન અને સ્વેદન કરવું.) પોતાના સ્થાનમાંથી ખસી ગયેલી યોનિ સ્ત્રીને શલ્યરૂપ છે એવું મનાયું છે.

ક્રિયાઓનો ક્રમ

**कर्मभिर्वमनाद्यैश्च मृदुभिर्योजयेत्स्त्रियम् ॥ २६ ॥**
**सर्वतः सुविशुद्धायाः शेषं कर्म विधीयते ।**
**बस्त्यभ्यङ्गपरीषेकप्रलेपपिचुधारणम् ॥ २७ ॥**

સ્ત્રીને પહેલાં હળવી વમન વગેરે ક્રિયા કરવી (સખત ઊલટી વગેરે કરાવવું નહિ). એ રીતે (વમન, વિરેચન, નસ્યથી) બધાં અંગોની શુદ્ધિ થયા પછી બસ્તિ, અભ્યંગ, સેચન, લેપ, યોનિમાં પોતાં કે પૂમડાં મૂકવાં વગેરે બાકીનું કામ કરવામાં આવે છે.

વાયુથી થતા યોનિના રોગ માટે તથા ગર્ભ રહેવા માટે ઉપાય

**काश्मर्यत्रिफलाद्राक्षाकासमर्दनिशाद्वयैः ।**
**[illegible] ॥२८॥**
**पुनर्नवाशतावरीयुक्तैः विपचेत्प्रस्थमक्षसमैर्घृतात् ।**
**योनिवातविकारघ्नं तत्पीतं गर्भदं परम् ॥२९॥**

શીવણનાં ફળ, ત્રિફળા, કાળી દ્રાક્ષ, કાસોંદરો, હળદર, દારુહળદર, ગળો, કાંટાશેળિયો, શતાવરી, પુનર્નવા, સાટોડી અને ફાલસાં—એ દરેક એકએક તોલો લઈને એ બધાં વડે પકવેલું એક પ્રસ્થ ઘી પીવાથી વાયુથી થતા યોનિના રોગ મટે છે તથા એ ઘી પીવું એ ગર્ભ રહેવા માટે ઉત્તમ છે.

યોનિનાં પડખાંમાં દુખાવો, હૃદયરોગ, ગોળો અને હરસ માટે ઉપાય

**वचोपकुञ्चिकाजाजीकृष्णावृषकसैन्धवम् ।**
**अजमोदायवक्षारशर्कराचित्रकान्वितम् ॥ ३० ॥**
**पिष्ट्वा प्रसन्नयाऽऽलोड्य खादेत्तद्घृतभर्जितम् ।**
**योनिपार्श्वार्तिहृद्रोगगुल्मार्शोविनिवृत्तये ॥३१॥**

વજ, કાળીજીરી, જીરું, પીપર, અરડૂસી, સિંધવ, બોડી અજમો, જવખાર, સાકર અને ચિત્રો—એટલાં ઔષધોને લસોટીને પ્રસન્નામાં ડોહીને પછી એને ઘીમાં શેકીને (ઘીમાં છમકારીને) ખાવું. તેથી યોનિના પડખાંનો દુખાવો, હૃદયરોગ, ગોળો અને હરસ મટે છે.

**वृषकं मातुलुङ्गस्य मूलानि मदयन्तिकाम् ।**
**पिबेन्मद्यैः सलवणैस्तथा कृष्णोपकुञ्चिके ॥३२॥**

અરડૂસીનાં મૂળ, બિજોરાનાં મૂળ, મોગરો, પીપર અને કાળી જીરી—એ પાંચ વસ્તુઓને સિંધવ નાખેલા દારૂ સાથે પીવી.

યોનિના શૂળ માટે ઉપાય

**रास्नाश्वदंष्ट्रावृषकैः शृतं शूलहरं पयः ।**

રાસ્ના, ગોખરુ અને અરડૂસી વડે સિદ્ધ કરેલું દૂધ પીવાથી (યોનિનું) શૂળ મટે છે.

**गुडूचीत्रिफलादन्तीक्वाथैश्च परिषेचनम् ॥३३॥**

ગળો, ત્રિફળા અને નેપાળાના (સમેકા) ક્વાથોથી યોનિનું સેચન કરવું. (એથી પણ યોનિનું શૂળ મટે છે.)

**नतवार्ताकिनीकुष्ठसैन्धवामरदारुभिः ।**
**तैलात्प्रसाधिताद्धार्यः पिचुर्योनौ रुजापहः ॥३४॥**

નગર, ભોંયરીંગણી, ઉપલેટ, સિંધવ અને દેવદાર વડે સિદ્ધ કરેલા તેલનું પૂમડું યોનિમાં રાખવાથી યોનિની પીડા મટે છે.

પિત્તની યોનિવ્યાપદ માટે ઉપાય

**पित्तलानां तु योनीनां सेकाभ्यङ्गपिचुक्रियाः ।**
**शीताः पित्तजितः कार्याः स्नेहनार्थं घृतानि च ॥**

પિત્તની યોનિવ્યાપદમાં સેચન, અભ્યંગ અને પૂમડું મૂકવાની ક્રિયાઓ ઠંડી અને પિત્તને મટાડે એવી (પિત્તને મટાડે એવાં દ્રવ્યોથી) કરવી જોઈએ. યોનિનું સ્નેહન કરવા માટે પિત્તને મટાડે એવાં ઘી વાપરવાં.

**शतावरीमूलतुलाश्चतुष्कात् क्षुण्णपीडितात् ।**
**रसेन क्षीरतुल्येन पाचयेत घृताढकम् ॥ ३६ ॥**
**जीवनीयैः शतावर्या मृद्वीकाभिः परूषकैः ।**
**पिष्टैः प्रियालैश्चाक्षांशैर्द्विबलामधुकान्वितैः ॥३७॥**
**सिद्धशीते तु मधुनः पिप्पल्याश्च पलाष्टकम् ।**
**शर्करायाः दशपलं क्षिपेल्लिह्यात्पिचुं ततः ॥३८॥**
**योन्यसृक्शुक्रदोषघ्नं वृष्यं पुंसवनं परम् ।**
**क्षतं क्षयमसृक्पित्तं कासं श्वासं हलीमकम् ॥३९॥**
**कामलां वातरुधिरं विसर्पं हृच्छिरोग्रहम् ।**
**अपस्मारार्दितायाममदोन्मादांश्च नाशयेत् ॥४०॥**

(૧) શતાવરીનાં લીલાં મૂળ સોળસો (૧૬૦૦) તોલા લઈને એને ખાંડીને, નીચોવીને, એનો રસ કાઢીને એ રસ, (૨) એ રસના જેટલું દૂધ અને (૩) જીવનીય વર્ગનાં ઔષધો, શતાવરી, કાળી દ્રાક્ષ, ફાલસાં, ચારોળી, બળદાણા, અતિબલા અને જેઠીમધ—એ દરેક ઔષધ એક એક તોલો લઈને એમનો કલ્ક—એ ત્રણ વડે એક આઢક ઘી પકવવું. પાકી રહ્યા પછી ઠંડું પડે ત્યારે એમાં આઠ પલ મધ, આઠ પલ પીપર, દસ પલ સાકર નાખવાં. પછી એમાંથી એકએક પિચુ (કર્ષ) ચાટવું. એમ કરવાથી યોનિના દોષ, લોહીના દોષ, વીર્યના દોષ મટી જાય છે; એ ઘી વૃષ્ય છે, પુત્ર પેદા કરવા માટે ઉત્તમ છે; ઉરઃક્ષત, ક્ષય, રક્તપિત્ત, ઉધરસ, દમ, હલીમક, કમળો, પત, રતવા, હૃદય જક ડાઈ જવું, માથું જકડાઈ જવું, વાઈ, અર્દિતો વા, આયામ, કેફ અને ગાંડપણ—એટલા રોગોને મટાડે છે.

**एवमेव पयःसर्पिर्जीवनीयोपसाधितम् ।**
**गर्भदं पित्तजानां च रोगाणां परमं हितम् ॥४१॥**

એ જ પ્રમાણે (શતાવરીનાં મૂળનો સ્વરસ અને એટલું જ દૂધ લઈને) જીવનીય ગણનાં ઔષધોના કલ્કથી સિદ્ધ કરેલા દૂધમાંથી બારોબાર કાઢેલા માખણનું ઘી પીવાથી ગર્ભ રહે છે અને પિત્તથી થતા રોગોમાં એ ઉત્તમ ફાયદો કરે છે.

વાતપિત્તની યોનિવ્યાપદનો ઉપાય

**बलाद्रोणद्वयक्वाथे घृततैलाढकं पचेत् ।**
**क्षीरे चतुर्गुणे कृष्णाकाकनासासितान्वितैः ॥४२॥**
**जीवन्तीक्षीरकाकोलीस्थिरावीरर्द्धिजीवकैः ।**
**पयस्याश्रावणीमुद्गपीलुमाषाख्यपर्णिभिः ॥४३॥**
**वातपित्तामयान् हत्वा**
**पानाद् गर्भं दधाति तत् ।**

બે દ્રોણ બળદાણાના ક્વાથમાં અને ઘીથી ચાર-ગણા દૂધમાં પીપર, કાકનાસા, સાકર, ડોડી, ક્ષીર-કાકોલી, સમેરવો, કાકોલી, ઋદ્ધિ, જીવક, સૂરજમુખી, ગોરખમુંડી, જંગલી મગ, મોરવેલ, જંગલી અડદ—એટલાં ઔષધોના કલ્ક વડે સિદ્ધ કરેલાં એક આઢક ઘી અને તેલ પીવાથી વાયુ અને પિત્તના રોગ મટે છે અને ગર્ભ રહે છે. (ઘી અને તેલ એ બેનું ભેગું વજન એક આઢક લેવું.—શિવદાસ સેન)

રક્તયોનિ (લોહીવા)

**रक्तयोन्यामसृग्वर्णैरनुबन्धमवेक्ष्य च ॥ ४४ ॥**
**यथादोषोदयं युञ्ज्याद् रक्तस्थापनमौषधम् ।**

રક્તયોનિ રોગમાં કયા દોષનો પ્રકોપ વધારે થયો છે તે લોહીના જુદાજુદા રંગો ઉપરથી (સૂ. ૨૭/ ૩લાથી ૪૧) નક્કી કરીને તે દોષના હિસાબે લોહી વહેતું બંધ કરવાનું ઔષધ આપવું.

પુષ્યાનુગ ચૂર્ણ

**पाठां जम्ब्वाम्रयोरस्थि शिलोद्भेदं रसाञ्जनम् ४५**
**अम्बष्ठां शाल्मलीपिच्छां**
**समङ्गां वत्सकत्वचम् ।**
**बाह्लीकबिल्वातिविषारोध्रतोयदगैरिकम् ॥४६॥**
**शुण्ठीमधूकमाचीकरक्तचन्दनकट्फलम् ।**
**कट्वङ्गवत्सकानन्ताधातकीमधुकार्जुनम् ॥४७॥**
**पुष्ये गृहीत्वा सञ्चूर्ण्य सक्षौद्रं तन्दुलाम्भसा ।**
**पिबेदर्शःस्वतीसारे रक्तं यच्चोपवेश्यते । ४८ ॥**
**दोषा जन्तुकृता ये च बालानां तांश्च नाशयेत् ।**
**योनिदोषं रजोदोषं श्वावश्वेतारुणासितम् । ४९**
**चूर्णं पुष्यानुगं नाम हितमात्रेयपूजितम् ।**

કાળી પાઠ, જાંબુનો ઠળિયો, કેરીનો ગોટલો, પાષાણ-ભેદ, રસવંતી, કાળી પાઠ (બીજી વાર), શીમળાનો ગુંદર, મજીઠ, અરડૂસીની છાલ, કેસર, બીલું, અતિવિષની કળી, લોધર, મોથ, ગેરુ, સૂંઠ, મહુડાં, માચીક (દેવદાર—શિવદાસ સેન), રતાંજળી, કાયફળ, મોટો અરડૂસો, ઇન્દ્રજવ, ધમાસો, ધાવડી, જેઠીમધ, સાદડ—એટલાં ઔષધોને પુષ્ય નક્ષત્રમાં ઝાડ પરથી તાજાં લાવીને પછી એમનું બરાબર ચૂર્ણ કરીને એ ચૂર્ણ મધ અને ચોખાના ધોવણના પાણી સાથે હરસના રોગમાં, અતિસારના

રોગમાં તથા જેને ઓડામા લોહી પડતું હોય તેણે પીવું. વળી આ ચૂર્ણ પીવાથી બાળકોને કૃમિથી જે દોષો થાય છે તે પણ મટે છે, યોનિદોષ મટે છે અને સ્ત્રીનું રજ બદામી રંગનું, ધોળું, આછું લાલ અને કાળું થઈ ગયું હોય એવો રજોદોષ પણ મટે છે આત્રેય મુનિએ પૂજેલું આ પુષ્યાનુગ નામનું ચૂર્ણ હિતકર છે

કફની યોનિવ્યાપદના ઉપાય

**योन्यां बलासदुष्टायां सर्वं रूक्षोष्णमौषधम् ॥**

જે કંઈ લૂખું અને ગરમ હોય તે બધું કફથી બગડેલી યોનિ માટે ઔષધ છે

સૂજેલી, સ્તબ્ધ, પિચ્છિલ, દૂઝતી, ચિરાતી, શૂળવાળી, વિપ્લુતા અને ઉપપ્લુતા યોનિ માટે ઉપાય

**धातक्यामलकीपत्रस्रोतोजमधुकोत्पलैः ।**
**जम्ब्वाम्रसारकासीसरोध्रकट्फलतिन्दुकैः ॥५१॥**
**सौराष्ट्रिकादाडिमत्वगुदुम्बरशलाटुभिः ।**
**अक्षमात्रैरजामूत्रे क्षीरे च द्विगुणे पचेत् ॥५२॥**
**तैलप्रस्थं तदभ्यङ्गपिचुबस्तिषु योजयेत् ।**
**तेन शूनोन्नता स्तब्धा पिच्छिला स्राविणी तथा ॥**
**विप्लुतोपप्लुता योनिः सिद्ध्येत्सस्फोटशूलिनी ।**

ધાવડી, આમળાં, તમાલપત્ર, સોતાંજન, જેઠીમધ, કાળું કમળ, જાંબુનો સાર, આંબાનો સાર, હીરાકસી, લોધર, કાયફળ, ટીંબરવો, ગોપીચંદન, દાડમની છાલ, કાચાં અને નાનાં ઊંબરાનાં ફળ—એ દરેક ઔષધ એક-એક તોલો લઈને એમના કલ્ક વડે તેલથી બમણા બકરીના મૂતરમાં કે દૂધમા પકવેલું એક પ્રસ્થ તેલ અભ્યંગ, યોનિમાં પૂમડાં મૂકવાં તથા બસ્તિ માટે વાપરવું સૂજીને ઊપસી આવેલી, સજ્જડ થઈ ગયેલી, પિચ્છિલ, દૂઝતી, ચિરાતી, શૂળવાળી, વિપ્લુતા અને ઉપપ્લુતા યોનિ તેનાથી મટે છે

**यवान्नमभयारिष्टं सीधु तैलं च शीलयेत् ॥५४॥**
**पिप्पल्योरजपथ्याप्रयोगांश्च समाक्षिकान् ।**

તથા રોજ જવની વાનીઓ, અભયારિષ્ટ (ચિ. ૮/૬૪થી ૬૭), સીધુ, તેલ અને મધ સાથે પીપર, લોઢાનું ચૂર્ણ અને હરડેના પ્રયોગોનું સેવન કરવું

પિચ્છિલ યોનિના ઉપાય

**कासीसं त्रिफला काङ्क्षी**
**साम्रजम्ब्वस्थि धातुकि ॥५५॥**
**पैच्छिल्ये क्षौद्रसंयुक्तश्चूर्णो वैशद्यकारकः ।**

હીરાકસી, ત્રિફળા, ગોપીચંદન, આંબાનો ગોટલો, જાંબુનો ઠળિયો, ધાવડી—એટલા ઔષધોના ચૂર્ણને મધમા કાલવીને ચોપડવાથી પિચ્છિલ હોય ત્યાં કોરું પડી જાય છે

**पलाशधातकीजम्बूसमङ्गामोचसर्जजः ॥५६॥**
**दुर्गन्धे पिच्छले क्लेदे स्तम्भनश्चूर्ण इष्यते ।**
**आरग्वधादिवर्गस्य कषायः परिषेचनम् ॥५७॥**

ગંધાતો અને પિચ્છિલ ક્લેદ નીકળતો હોય ત્યારે ખાખરો, ધાવડી, જાંબુ, મજીઠ, મોચરસ (શેમળાનો ગુંદર), રાળ—એટલા ઔષધોનું ચૂર્ણ દબાવવું અને આરગ્વધાદિ વર્ગના ઔષધોના કવાથનું સેચન એ બે સ્તંભન ઔષધિ તરીકે ઈચ્છાય છે

યોનિને મૃદુ કરવાનો ઉપાય

**स्तब्धानां कर्कशाना च कार्यं मार्दवकारकम् ।**
**धारणं वेसवारस्य कृसरापायसस्य च ॥ ५८ ॥**

સજ્જડ થઈ ગયેલી અને અડકવામા ખર હોય એવી યોનિઓને મૃદુ બનાવવા માટે વેસવારને અને કૃસરા તથા દૂધપાકને યોનિમાં રાખવા

યોનિની દુર્ગંધ મટાડવાનો ઉપાય

**दुर्गन्धानां कषायः स्यात्तैलं वा कल्क एव वा ।**
**चूर्णो वा सर्वगन्धाना**
**पूतिगन्धा(न्ध्य)पकर्षणः ॥५९॥**

ગંધાતી યોનિઓની દુર્ગંધ બધાં સુગંધિ દ્રવ્યોનો કવાથ રેડવાથી, બધાં સુગંધિ દ્રવ્યો વડે પકવેલું તેલ ચોપડવાથી, બધાં સુગંધિ દ્રવ્યોના કલ્કનો લેપ કરવાથી કે બધાં સુગંધિ દ્રવ્યોનું ચૂર્ણ દબાવવાથી મટી જાય છે

કફ, પિત્ત અને વાયુવાળી યોનિના ઉપાય

**श्लेष्मलाना कटुप्रायाः समूत्रा बस्तयो हिताः ।**
**पित्ते समधुकक्षीरा वाते तैलाम्लसंयुता. ॥६०**

કફથી દૂષિત થયેલી યોનિઓમાં તીખાં ઔષધો જેમાં વધારે હોય એવાં ઔષધોવાળી અને ગાયના મૂત્રવાળી ઉત્તરબસ્તિ આપવાથી ફાયદો થાય છે પિત્તથી દૂષિત થયેલી યોનિઓમાં જેઠીમધ અને દૂધવાળી ને વાયુથી દૂષિત થયેલી યોનિઓમાં તેલ અને ખટાશવાળી ઉત્તરબસ્તિ આપવાથી ફાયદો થાય છે

ત્રિદોષથી બગડેલી યોનિના ઉપાય

**सन्निपातसमुत्थायाः कर्म साधारणं हितम् ।**

ત્રણે દોષોથી દૂષિત થયેલી યોનિ માટે ત્રણે દોષને મટાડે એવી ક્રિયા હિતકર છે

ગર્ભ ક્યારે રહે?

**एवं योनिषु शुद्धासु गर्भं विन्दन्ति योषित ॥६१**
**अदुष्टे प्राक्तने बीजे जीवोपक्रमणे सति ।**

આ પ્રમાણે જે યોનિઓ શુદ્ધ થયેલી હોય, જે પોતપોતાની પ્રકૃતિ પ્રમાણેનું બીજ (વીર્ય અને આર્તવ) બગડે નહિ (વાયુથી, પિત્તથી કે કફથી બગડે નહિ) તથા જે એમાં જીવ દાખલ થાય તો સ્ત્રીઓને ગર્ભ રહે છે.

**पञ्चकर्मविशुद्धस्य पुरुषस्यापि चेन्द्रियम् ॥६२॥**
**परीक्ष्य वर्णैर्दोषाणां दुष्टं तद्घ्नैरुपाचरेत् ।**

પંચકર્મ કરીને શુદ્ધ થયેલા પુરુષનું વીર્ય પણ કયા દોષથી બગડેલું છે એ બાબતની દોષોના રંગો ઉપરથી પરીક્ષા કરીને જે દોષથી વીર્ય બગડયું હોય તે દોષ મટી જાય એવા ઉપાય કરવા

*ફલઘૃત*

**मञ्जिष्ठाकुष्ठतगरत्रिफलाशर्करावचाः ॥६३॥**
**द्वे निशे मधुकं मेदां दीप्यकं कटुरोहिणीम् ।**
**पयस्याहिङ्गुकाकोलीवाजिगन्धाशतावरीः ॥**
**पिष्ट्वाऽक्षांशा घृतप्रस्थं पचेत्क्षीरचतुर्गुणम् ।**
**योनिशुक्रप्रदोषेषु तत्सर्वेषु प्रशस्यते ॥६५॥**
**आयुष्यं पौष्टिकं मेध्यं धन्यं पुंसवनं परम् ।**
**फलसर्पिरिति ख्यातं पुष्पे पीतं फलाय यत् ॥**
**म्रियमाणप्रजानां च गर्भिणीनां च पूजितम् ।**
**एतत्परं च बालानां ग्रहघ्नं देहवर्धनम् ॥६७॥**

મજીઠ, ઉપલેટ, તગર, ત્રિફળા, સાકર, વજ, હળદર, દારુહળદર, જેઠીમધ, મેદા, અજમો, કડુ, ક્ષીરકાકોલી, હિંગ, કાકોલી, આસોંદ અને શતાવરી— એ દરેક ઓષધ એકએક તોલો લઈને એના કલ્ક વડે ઘીથી ચારગણા ગાયના દૂધમાં એક પ્રસ્થ ઘી પકવવું. એ ઘી (પીવા માટે) યોનિ અને વીર્ય વાયુ, પિત્ત કે કફથી બગડયાં હોય એ બધા રોગોમાં વખણાય છે. આ ઘી આવરદા માટે સારું, પૌષ્ટિક, મેધા વધારે એવું, ધન માટે સારું અને છોકરો અવતરે એવું ઉત્તમ ઓષધ છે. આ ઘી ફલઘૃતને નામે પંકાય છે. એ ઘી અટકાવના દિવસોમાં પીવામાં આવે, તો તે ગર્ભરૂપી ફળ આપે છે. જેનાં છોકરાં મરી જતાં હોય એવી સ્ત્રીઓને માટે અને સગર્ભા સ્ત્રીઓને માટે એ ઘી પૂજાય છે. એ ઘી બાળકોના વળગાડનો નાશ કરે એવું અને બાળકોનું શરીર હૃષ્ટપુષ્ટ કરે એવું ઉત્તમ ઓષધ છે.

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने गुह्यरोगप्रतिषेधो नाम चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

# અધ્યાય ૩૫ મો : ઝેર મટાડવાના ઉપાય

**अथातो विषप्रतिषेधं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે વિષ (ઝેર) મટાડવાના ઉપાય સમજાવીશું. એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે:

*વિષની ઉત્પત્તિ*

**मथ्यमाने जलनिधावमृतार्थं सुरासुरैः ।**
**जातः प्रागमृतोत्पत्तेः पुरुषो घोरदर्शनः ॥ १ ॥**
**दीप्ततेजाश्चतुर्दंष्ट्रो हरिकेशोऽनलेक्षणः ।**
**जगद्विषण्णं तं दृष्ट्वा तेनासौ विषसंज्ञितः ॥ २ ॥**
**हुंकृतो ब्रह्मणा मूर्ती ततः स्थावरजङ्गमे ।**
**सोऽध्यतिष्ठन्निजं रूपमुज्झित्वा वञ्चनात्मकम् ॥३॥**

જ્યારે દેવો અને દાનવો અમૃત મેળવવા માટે સમુદ્રને વલોવતા હતા, ત્યારે અમૃત નીકળ્યું તે પહેલાં ભયંકર દેખાવનો, સળગતા તેજવાળો, ચાર દાઢવાળો, પીળચટ્ટા વાળવાળો, દેવતા જેવી આંખોવાળો એક પુરુષ (સમુદ્રમાંથી) નીકળ્યો, એને જોઈને જગતને વિષાદ (ખેદ, દિલગીરી) થયો તેથી (વિષાદ ઉપરથી) એનું નામ વિષ પડયું. પછી બ્રહ્માએ એની સામે હુંકારો કર્યો તેથી પોતાનું માયાવી સ્વરૂપ છોડીને એ સ્થાવર વિષ અને જંગમ વિષ નામના મૂર્ત સ્વરૂપે રહ્યો.

*સ્થિર (સ્થાવર) વિષ*

**स्थिरमत्युल्बणं वीर्ये यत्कन्देषु प्रतिष्ठितम् ।**
**कालकूटेन्द्रवत्साख्यशृङ्गीहालाहलादिकम् ॥ ४ ॥**

જે વિષ કંદમાં રહેલું હોય છે તે વીર્ય(શક્તિ, અસર)માં બહુ જ ઉગ્ર હોય છે. સ્થાવર વિષ અનેક પ્રકારનું હોય છે: કાલકૂટ, ઈંદ્ર (ઈંદ્રાયુધ), વત્સ (વત્સનાભ), શૃંગી, હાલાહલ વગેરે.

(ઝાડનાં દસ અંગ છે: મૂળ, પાંદડાં, ફળ, ફૂલ, છાલ, દૂધ, સાર, ગુંદર, ધાતુઓ અને કંદ—સુશ્રુત કલ્પસ્થાન અ. ૨/૪. એ દરેક અંગમાં ઝેર રહી શકે છે. કંદમાં રહેલું ઝેર સહુથી વધારે અસર કરે છે.)

(અષ્ટાંગસંગ્રહમાં સ્થાવર વિષના નીચેના પ્રકાર ગણાવ્યા છે: કાલકૂટ, વત્સનાભ, સાકતુક, વાલુક, કર્દમક, વૈરાટ, મુસ્તક, શૃંગી, પુંડરીક, મહાવિષ, હાલાહલ, મર્કટ, કર્કટ, કાલપુષ્પક, ઈંદ્રાયુધ અને તૈલ— અષ્ટાંગસંગ્રહ ઉત્તરસ્થાન અ. ૪૦.)

*જંગમ વિષ*

**सर्पलूतादिदंष्ट्रासु दारुणं जङ्गमं विषम् ।**

સાપ, કરોળિયા વગેરે પ્રાણીઓની દાઢમાં (+નખમાં, શીંગડામાં, પેશાબમાં વગેરેમાં) જે ઝેર હોય છે તે જંગમ વિષ છે. તે દારુણ હોય છે.

### અકૃત્રિમ વિષ

**स्थावरं जङ्गमं चेति विषं प्रोक्तमकृत्रिमम् ॥ ५ ॥**

સ્થાવર વિષ અને જંગમ વિષ એ બંને અકૃત્રિમ વિષ કહેવાય છે.

### ગર (કૃત્રિમ વિષ)

**कृत्रिमं गरसंज्ञं तु क्रियते विविधौषधैः ।**
**हन्ति योगवशेनाशु चिराच्चिरतराच्च तत् ॥ ६ ॥**
**शोफपाण्डूदरोन्मादवुर्नामादीन् करोति वा ।**

જુદાં જુદાં ઔષધમાંથી ઝેર બનાવવામાં આવે છે. એ બનાવેલાં (કૃત્રિમ) ઝેરને ગર કહે છે. ગર બનાવવામાં વાપરેલાં ઔષધોના યોગને લીધે તે (ગર) તરત, લાંબે વખતે કે બહુ જ લાંબે વખતે મારી નાખે છે અથવા (જો એ મારી ન નાખે તો) સોજા, પાંડુરોગ, ઉદરરોગ, ગાંડપણ, હરસ વગેરે રોગો કરે છે.

(ગર ઉપર ગણાવેલી ચાર પ્રકારની અસરમાંથી કેવી અસર કરશે તેનો આધાર ગર બનાવવામાં વાપરેલાં ઔષધોનો યોગ કેવો થાય છે, તેના ઉપર છે. )

### વિષના ગુણ

**तीक्ष्णोष्णरूक्षविशदं व्यवाय्याशुकरं लघु ॥ ७ ॥**
**विकाषि सूक्ष्ममव्यक्तरसं विषमपाकि च ।**

વિષ તીક્ષ્ણ, ઉષ્ણ, રૂક્ષ વિશદ, વ્યવાયી, આશુકારી, લઘુ (હલકું), વિકાષી, સૂક્ષ્મ, અવ્યક્તરસ અને અપાકી હોય છે.

(અપાકી=મંત્રતંત્રથી પાકે પણ ખોરાકની માફક જઠરાગ્નિથી ન પાકે એવું. અવ્યક્તરસ=જેનો સ્વાદ જણાય નહિ એવું.)

**ओजसो विपरीतं तत् तीक्ष्णाद्यैरन्वितं गुणैः ॥ ८ ॥**
**वातपित्तोत्तरं नृणां सद्यो हरति जीवितम् ।**

વિષ તીક્ષ્ણ વગેરે (ઉપરના શ્લોકમાં ગણાવેલાં) ગુણોવાળું હોવાથી ઓજસથી ઊલટું છે (ઓજસના ગુણથી વિરુદ્ધ ગુણવાળું છે.) ઝેર વાયુ અને પિત્તને વધારે કોપાવતું હોવાથી એ માણસોનો જીવ તરત લે છે.

**विषं हि देहं सम्प्राप्य प्राग् दूषयति शोणितम् ॥९**
**कफपित्तानिलांश्चानु समं दोषान् सहाशयान् ।**
**ततो हृदयमास्थाय देहोच्छेदाय कल्पते ॥ १० ॥**

કારણ કે, ઝેર શરીરમાં જઈને પહેલાં લોહીને [illegible]ે છે; પાછી કફ, પિત્ત, વાયુ અને એ ત્રણે દોષના આશયો (સ્થાનો) એ બધાંને એકી સાથે બગાડે છે, પછી હૃદયમાં વ્યાપી જઈને શરીરનો નાશ કરવાને શકિતમાન થાય છે.

### વિષના સાત વેગોનાં લક્ષણ

**स्थावरस्योपयुक्तस्य वेगे पूर्वे प्रजायते ।**
**जिह्वायाः श्यावता स्तम्भो**
**मूर्च्छा त्रासः क्लमो वमिः ॥ ११ ॥**

સ્થાવર વિષનો ઉપયોગ કર્યો હોય તો એના પહેલા વેગમાં જીભ બદામી રંગની થઈ જાય છે, શરીર સજડ થઈ જાય, મૂર્ચ્છા આવે, ત્રાસ (ભડકવું), કલમ અને ઊલટી થાય છે.

(કલમ મહેનત કર્યા વિના શરીરનો જે થાક વધે પણ સાથે હાંફ ન ચઢે અને ઇંદ્રિયને પોતાનો વિષય મેળવવામાં આડો આવે એ થાકને કલમ જાણવો—સુશ્રુત શા. ૪/૫૧)

**द्वितीये वेपथुः स्वेदो दाहः कण्ठे च वेदना ।**
**विषं चामाशयं प्राप्तं कुरुते हृदि वेदनाम् ॥ १२ ॥**

બીજા વેગમાં શરીર કંપે, પરસેવો, બળતરા, ગળામાં પીડા થાય અને ઝેર હોજરીમાં જઈને હૃદયમાં પીડા કરે છે.

**तालुशोषस्तृतीये तु शूलं चामाशये भृशम् ।**
**दुर्बले हरिते शूने जायेते चास्य लोचने ॥१३॥**
**पक्वाशयगते तोदहिध्माकासान्त्रकूजनम् ।**

ત્રીજા વેગમાં તાળવું સુકાય, હોજરીમાં ખૂબ શૂળ આવે, ને એની આંખો નબળી, હરિત રંગની, સૂજેલી થઈ જાય છે, અને ઝેર પકવાશયમાં જઈને તોદ, હેડકી, ઉધરસ અને આંતરડામાં ગડગડાટ કરે છે.

**चतुर्थे जायते वेगे शिरसश्चातिगौरवम् ॥ १४ ॥**

ચોથા વેગમાં માથું બહુ જ ભારે થઈ જાય છે.

**कफप्रसेको वैवर्ण्यं पर्वभेदश्च पञ्चमे ।**
**सर्वदोषप्रकोपश्च पक्वाधाने च वेदना ॥ १५ ॥**

પાંચમા વેગમાં મોંમાંથી (લાળની માફક) કફ ગળે છે (નીકળે છે), શરીરનો રંગ બગડી જાય છે, પર્વમાં ભેદ જેવી પીડા થાય છે, બધા દોષો કોપે છે અને પકવાશયમાં પીડા થાય છે.

**षष्ठे संज्ञाप्रणाशश्च सुभृशं चातिसार्यते ।**

છઠ્ઠા વેગમાં ભાન જતું રહે છે અને ઘણા ઝાડા છૂટી જાય છે.

**स्कन्धपृष्ठकटीभङ्गो भवेन्मृत्युश्च सप्तमे ॥ १६ ॥**

સાતમા વેગમાં ખભા, પીઠ અને કેડ ભાંગી જાય છે અને મૃત્યુ થાય છે.

સાત વેગોના ઉપાય

**प्रथमे विषवेगे तु वान्तं शीताम्बुसेचितम् ।**
**सर्पिर्मधुभ्यां संयुक्तमगदं पाययेद् द्रुतम् ॥ १७ ॥**

વિષના પહેલા વેગમા દરદીને વમન કરાવીને, ઠંડુ પાણી છાંટીને, ઘી અને મધમા મેળવીને ઔષધ (ઝેર મટાડે એવુ ઔષધ) ઝટ પાવુ (ઔષધ=શ્લોક ૨૩ા થી ૩૨ વાળુ)

**द्वितीये पूर्ववद्वान्त विरिक्तं चानु पाययेत् ।**

બીજા વેગમા પહેલાની માફક (દરદી ઉપર પાણી છાંટીને), ઊલટીઓ કરાવીને અને જુલાબ કરાવીને પછી ઝેરનો નાશ કરે એવુ ઔષધ (શ્લોક ૨૩ા થી ૩૨) પાવું

**तृतीयेऽगदपानं तु हितं नस्य तथाऽञ्जनम् ॥ १८ ॥**

ત્રીજા વેગમા ઝેરનો નાશ કરે એવુ ઔષધ (શ્લોક ૨૩ા થી ૩૨) પાવુ, નસ્ય અને અજ્ઞ્યાગ હિતકર છે

**चतुर्थे स्नेहसंयुक्तमगदं प्रतियोजयेत् ।**

ચોથા વેગમા સ્નેહ (ગાયનુ ઘી) સાથે વિષનો નાશ કરે એવુ અગદ પાવુ

**पञ्चमे मधुकाथमाक्षिकाभ्यां युतं हितम् ॥ १९ ॥**

પાચમા વેગમા જેઠીમધના ક્વાથ અને મધ સાથે મેળવીને ઝેરનો નાશ કરે એવુ અગદ પાવુ હિતકર છે

**षष्ठेऽतिसारवत्सिद्धिर्**

છઠ્ઠા વેગમા અતિસાર મટાડવાના ઉપાય કરવા

**अवपीडस्तु सप्तमे ।**
**मूर्ध्नि काकपदं कृत्वा सासृग्वा पिशितं क्षिपेत् ॥ २० ॥**

સાતમા વેગમાં અવપીડ નસ્ય આપવુ અથવા માથામા કાકપદ (કાગડાનુ પગલુ)ના આકારનો છેદ મૂકીને તેમા લોહીવાળુ માસ મૂકવુ

સર્વવિષની યવાગૂ

**कोशातक्यग्निकः पाठा सूर्यवल्यमृताभया ।**
**शेलुः शिरीषः किणिही हरिद्रे क्षौद्रसाह्वया ॥ २१ ॥**
**पुनर्नवे त्रिकटुकं बृहत्यौ सारिवे बला ।**
**एषां यवागूं निर्यूहे शीतां सघृतमाक्षिकम् ॥ २२ ॥**
**युञ्ज्याद्वेगान्तरे सर्वेविषघ्नीं कृतकर्मणः ।**

જે દરદીને દરેક વેગ માટે કરવાની (વમન વગેરે) ક્રિયા કરવામાં આવી હોય, તેને એ વેગોમાથી ગમે તે એક વેગમાં તુરિયા, ચિત્રો, કાળીપાટ, સૂરજમુખી, ગળો, હરડે, ગુંદો, સરસડો, ગરણી, હળદર, દારુહળદર, વટ માખિક, ધોળાં ફૂલની સાટોડી, ધોળા ફૂલની સાટોડી, ત્રિકટુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, સારિવા, ઉત્પલસારિવા, બળદાણા એમના ક્વાથમા યવાગૂ બનાવીને એ ઠડી પડે ત્યારે એમા ઘી અને મધ નાખીને પાવી, તેથી બધા વિષનો નાશ થાય છે

***तद्वन्मधूकमधुकपद्मकेसरचन्दनैः ॥ २३ ॥***

મહુડા, જેઠીમધ, કમળ, કેસર અને સુખડના ક્વાથમા યવાગૂ બનાવીને એ ઠડી પડે ત્યારે એમા ઘી અને મધ નાખીને પાવી

ચન્દ્રોદય

**अञ्जनं तगरं कुष्ठं हरितालं मनःशिला ।**
**फलिनी त्रिकटु स्पृक्का नागपुष्पं सकेसरम् ॥ २४ ॥**
**हरेणुर्मधुकं मांसी रोचना काकमालिका ।**
**श्रीवेष्टक सर्जरस शताह्वा कुङ्कुम बला ॥ २५**
**तमालपत्रतालीसभूर्जोशीरनिशाद्वयम् ।**
**कन्योपवासिनी स्नाता शुक्लवासा मधुद्रते ॥ २६**
**द्विजानभ्यर्च्य तैः पुष्ये कल्पयेदगदोत्तमम् ।**
**वैद्यश्चात्र तदा मन्त्रं प्रयतात्मा पठेदिमम् ॥ २७ ॥**
**'नमः पुरुषसिंहाय नमो नारायणाय च ।**
**यथाऽसौ नाभिजानाति रणे कृष्णपराजयम् ॥ २८**
**एतेन सत्यवाक्येन अगदो मे प्रसिद्ध्यतु ।**
**नमो वैडूर्यमाते हुलुहुलु रक्ष मां सर्वविषेभ्यः ॥ २९**
**गौरि गान्धारि चाण्डालि मातङ्गि स्वाहा ।'**
**विघ्ने च द्वितीयो मन्त्रः—**
**'हरिमायि स्वाहा ॥ ३० ।'**
**अशेषविषवेतालग्रहकार्मणपाप्मसु ।**
**मरकव्याधिदुर्भिक्षयुद्धाशनिभयेषु च ॥ ३१ ॥**
**पानस्याञ्जनालेपमणिबन्धादियोजित ।**
**एष चन्द्रोदयो नाम शान्तिस्वस्त्ययनं परम् ॥ ३२**
**(वासनो वृत्तमवधीत्समालिप्त किलामुना ।)**

ઉપવાસ કરેલી, નાહેલી, ધોળા વસ્ત્ર પહેરેલી કન્યાએ બ્રાહ્મણોનુ પૂજન કરીને રસવતી, તગર, ઉપલેટ, હરતાલ, મનશીલ, કાંગ, ત્રિકટુ, બ્રાહ્મી (કે લજામણી), નાગકેસર, કમળનું કેસર, રેણુકબીજ, જેઠીમધ, જટામાસી, ગોરોચના, કાકમાચિકા, સરલ વૃક્ષનો ગુંદર, રાળ, વરિયાળી, કેસર, બળદાણા, તમાલ પત્ર, તાલીસપત્ર, ભોજપત્ર, વીરણવાળો, હળદર, દારુહળદર—આટલા ઔષધોને મધમાં કાલવીને પુષ્ય નક્ષત્રમા આ ઉત્તમ ઔષધ બનાવવુ, અને સંયમી વૈદ્યે એ કન્યા ઔષધ તૈયાર કરતી હોય (વસોટતી હોય) તે વખતે પાસે બેસીને નીચેનો મંત્ર જપવો'

'नमः पुरुषसिंहाय नमो नारायणाय च ।
यथाऽसौ नाभिजानाति रणे कृष्णपराजयम् ॥
एतेन सत्यवाक्येन अगदो मे प्रसिद्ध्यतु ।
नमो वैडूर्यमाते हुलुहुलु रक्ष मा सर्वविषेभ्यः ॥
गौरि गान्धारि चाण्डालि मातङ्गि स्वाहा'

એ ઔષધો લસોટાઈ રહે ત્યારે નીચેનો બીજો મત્ર ભણવો

'हरिमायि स्वाहा ॥'

બધા ઝેર, વૈતાલ, વળગાડ, કામણટૂમણ, પાપ, મરકીનો રોગ (જનપદવિધ્વંસકારી રોગ), દુકાળ, યુદ્ધ અને વીજળી પડે–એટલા અનિષ્ટ પ્રસગોમા આ ચદ્રોદય નામનુ અગદ (ઔષધ) પીવાથી, નસ્ય, અજન, લેપ, માદળિયુ વગેરે તરીકે વાપરવાથી અનિષ્ટની શાતિ કરે એવુ ઉત્તમ સ્વસ્ત્યયન છે

[આ ચદ્રોદયનો પોતાના શરીર પર લેપ કરીને ઈન્દ્રે વૃત્રને માર્યો હતો એવુ કહેવાય છે]

સ્વસ્ત્યયન–શુભને માટે કરાતા વેદોક્ત મત્રો ચ્ચાર, ગ્રહશાતિ વગેરે)

દૂષીવિષ

जीर्णं विषघ्नौषधिभिर्हतं वा
दावाग्निवातातपशोषितं वा ।
स्वभावतो वा न गुणैः सुयुक्त
दूषीविषाख्यां विषमभ्युपैति ॥ ३३ ॥
वीर्याल्पभावादविभाव्यमेतत्
कफावृतं वर्षगणानुबन्धि ।
तेनार्दितो भिन्नपुरीषवर्णो
दुष्टास्ररोगी तृडरोचकार्तः ॥ ३४ ॥
मूर्च्छन् वमन् गद्गदवाक् विमुह्यन्
भवेच्च दूष्योदरलिङ्गजुष्ट ।
आमाशयस्थे कफवातरोगी
पक्वाशयस्थेऽनिलपित्तरोगी ॥ ३५ ॥
भवेन्नरो ध्वस्तशिरोरुहाङ्गो
विलूनपक्ष. स यथा विहङ्ग. ।
स्थितं रसादिष्वथवा विचित्रान्
करोति धातुप्रभवान् विकारान् ॥ ३६ ॥

જે (સ્થાવર કે જગમ) વિષ જૂનુ થઈ ગયુ હોય, ઝેરનો નાશ કરે એવા ઔષધો વડે જેની અસર મરી ગઈ હોય, દાવાગ્નિ, પવન અને તડકાને લીધે જે સુકાઈ ગયુ હોય, જે સ્વભાવે જ ગુણો (શ્લોક ૭ આ) વાળુ હોય એવા વિષને દૂષીવિષ કહે છે દૂષીવિષનું વીર્ય (તાકાત) ઓછુ હોવાથી એ ઝેર છે એવું સ્પષ્ટ જણાતું નથી કફથી છવાઈ ગયેલા ઝેરમાથી ઉષ્ણતાનો ગુણ ઓછો થઈ જાય છે, તેથી એ પણ ઝેર છે એવું જણાતું નથી ન પાકવાને લીધે અનેક વર્ષો સુધી સ્થિર રહે અને મારે નહિ એ ઝેર પણ ઝેર છે એવુ જણાતું નથી.

દૂષીવિષના લક્ષણ

એનાથી (આવા દૂષીવિષથી) પીડાતા માણસનો રગ ભાગલ ઝાડા જેવો થઈ જાય છે, એને લોહી બગડવાથી થતા રોગ થાય છે, એ તરસ અને અરુચિથી પીડાય છે, એને મૂર્છા આવે છે, ઊલટીઓ થાય છે, એ ગળગળુ બોલે છે, ગભરાય છે અને ત્રિદોષના ઉદરરોગમા લક્ષણો (નિ ૧૨/૧૯ાા થી ૨૧ાા એને થાય છે)

દૂષીવિષ કયા આશયમા હોય તો કયા ઉપદ્રવ થાય છે?

દૂષીવિષ આમાશયમા હોય ત્યારે માણસને કફ અને વાયુના રાગ થાય છે પકવાશયમા હોય તો વાયુ અને પિત્તના રાગ થાય છે, વાળ ખરી પડે છે, શરીર ઢીલુ થઈ જાય છે, પાખો કાપી નાખેલા પક્ષી જેવો તે થઈ જાય છે, અથવા જો એ દૂષિવીષ રસ વગેરે ધાતુઓમા રહ્યુ હોય તો ધાતુથી ઉત્પન્ન થતા રોગ (અન્નની ઇચ્છા ન થાય, અરુચિ થાય વગેરે સુશ્રુત ક ૨/૨૮ાા–ડલ્હણ) કરે છે

દૂષીવિષ નામ પડવાનું કારણ

प्राग्वाताजीर्णशीताभ्रदिवास्वप्नाहिताशनै. ।
दुष्टं दूषयते धातूनतो दूषीविषं स्मृतम् ॥ ३७ ॥

સામો પવન, અજીર્ણ, ઠડી, વાદળા, દિવસે ઊઘવું, અપથ્ય ભોજન કરવું–એ કારણોથી બગડેલું દૂષીવિષ ધાતુઓને બગાડે છે, માટે એને આયુર્વેદમાં દૂષીવિષ કહ્યુ છે

દૂષીવિષના ઉપાય

दूषीविषार्तं सुस्विन्नमूर्ध्वं चाधश्च शोधितम् ।
दूषीविषारिमगदं लेहयेन्मधुनाऽऽप्लुतम् ॥ ३८ ॥

દૂષીવિષથી પીડાતા માણસને સારી રીતે શેક કરીને, ઊચેથી (ઊલટીઓ કરાવીને) અને નીચેથી (જુલાબ કરાવીને) સશોધન કરીને દૂષીવિષના અગદને (શ્લોક ૩૯ાા થી ૩૯ાા) મધમા કાલવીને ચટાડવું

દૂષીવિષનુ અગદ (ઔષધ): દૂષીવિષારિ

पिप्पल्यो ध्यामकं मांसी रोध्रमेला सुवर्चिका ।
कुटन्नटं नतं कुष्ठं यष्टी चन्दनगैरिकम् ॥ ३९ ॥
दूषीविषारिर्नाम्नाऽयं न चान्यत्रापि वार्यते ।

પીપર, રોહિસખડ, જટામાંસી, લોધર, એલચી, સાજીખાર, મોથ, તગર, ઉપલેટ, જેઠીમધ, સુખડ અને ગેરુ—આ ઔષધનું નામ દુષીવિષારિ (દૂષીવિષનો દુશ્મન છે). દૂષીવિષ સિવાયના બીજાં (તીક્ષ્ણ સ્થાવર અને જંગમ) વિષોના ઉપાય તરીકે એને વાપરવાની મના નથી. (વાપરવાની રીત શ્લોક ૩૭।।, ૩૮ પ્રમાણે)

ઝેર ચોપડેલું શસ્ત્ર કે અસ્ત્ર વાગ્યું હોવાનાં લક્ષણ

विषदिग्धेन विद्धस्तु प्रताम्यति मुहुर्मुहुः ॥४०॥
विवर्णभावं भजते विषादं चाशु गच्छति ।
कीटैरिवावृतं चास्य गात्रं चिमिचिमायते ॥४१॥
श्रोणिपृष्ठशिरःस्कन्धसन्धयः स्युः सवेदनाः ।
कृष्णदुष्टास्रविस्रावी तृण्मूर्च्छाज्वरदाहवान् ॥
दृष्टिकालुष्यवमथुश्वासकासकरः क्षणात् ।
आरक्तपीतपर्यन्तः श्यावमध्योऽतिरुग्व्रणः ॥४३॥
शूयते पच्यते सद्यो गत्वा मांसं च कृष्णताम् ॥
प्रक्लिन्नं शीर्यतेऽभीक्ष्णं सपिच्छिलपरिस्रवम् ॥

જેને ઝેર ચોપડેલું શસ્ત્ર કે અસ્ત્ર વાગ્યું હોય તેને વારંવાર અંધારાં આવે છે, શરીરનો રંગ બગડી જાય છે, તરત દિલગીરી થાય છે, જાણે શરીર ઉપર કીડા પ્રસરી ગયા હોય તેમ શરીરે સળવળાટ થાય છે; કમ્મર પીઠ, માથું અને સાંધામાં પીડા થાય છે; કાળું અને બગડેલું લોહી ઘામાંથી નીકળે છે, સાથે તરસ, મૂર્છા તાવ અને બળતરા થાય છે, ક્ષણમાં દૃષ્ટિ ડહોળી (મેલી) થાય છે; ઊલટી, હાંફ અને ઉધરસ થાય છે; ઘાના ફરતા છેડા આછા લાલ કે પીળા થઈ જાય છે પણ ઘા વચમાં બદામી રંગનો હોય છે, ઘામાં બહુ પીડા થાય છે, ઘા સૂજી જાય છે, પાકે છે અને ઘાનું માંસ કાળું થઈ જઈને, ક્લેદવાળું થઈને છિન્નભિન્ન થઈ જાય છે અને ઘામાંથી સતત પિચ્છિલ રસી નીકળે છે.

ઝેર ચોપડેલું શસ્ત્ર કે અસ્ત્ર વાગ્યું હોય તેના ઉપાય

कुर्यादमर्मविद्धस्य हृदयावरणं द्रुतम् ।

ઝેર ચોપડેલું શસ્ત્ર કે અસ્ત્ર જેને મર્મમાં ન વાગ્યું હોય તેનું હૃદયાવરણ (હૃદયનું રક્ષણ કરવાના ઉપાય) ઝટ કરવું.

(ચરસંહિતા ચિ. ૨૩/૪૬, ૪૬।।, ૪૭ માં કેટલાક હૃદયાવરણના ઉપાય આપ્યા છે. તેમાંથી જે વખતે જે મળે તે કરવો. ૧ મધ, ઘી, મજ્જા, ગાયનું દૂધ અને ગેરુ પીવું, ૨ ગાયના છાણનો રસ પીવો, ૩ હેરડેનો રસ પીવો, ૪ બરાબર પાકેલા કાળાને નીચોવીને એનો રસ પીવો વગેરે).

शल्यमाकृष्य तप्तेन लोहेनानु दहेद्व्रणम् ॥४५॥
अथवा मुष्ककश्वेतासोमत्वक्काम्रवल्लिजैः
शिरीषाद् गृध्रनख्याश्च क्षारेण प्रतिसारयेत् ।
शुकनासाप्रतिविषाव्याघ्रीमूलैश्च लेपयेत् ।

પછી શલ્યને ખેંચી કાઢીને તપાવેલા લોઢાથી ઘાને ડામવો, અથવા કાંટાવાળો ખાખરો, ગરણી, ધોળો ખેર, મજીઠ, સરસડો અને ચણીબોરના ક્ષાર વડે ઘાનું પ્રતિસારણ કરવું તથા શુકનાસા, અતિવિષ અને ભોરીંગણી—એ ત્રણનાં મૂળ વડે ઘામાં લેપ કરવો.

कीटदष्टचिकित्सां च कुर्यात्तस्य यथार्हतः ॥४७

તેના (ઝેર ચોપડેલું શસ્ત્ર કે અસ્ત્ર વાગ્યું હોય તેના) કીટદંશ જેવા ઉપાય(ઉ. અ. ૩૭)માંથી જે પ્રસંગે જે યોગ્ય હોય તે ઉપાય કરવા.

व्रणे तु पूतिपिशिते क्रिया पित्तविसर्पवत् ।

ઘાનું માંસ ગંધાતું હોય તેવા વ્રણમાં પિત્તવિસર્પ જેવા ઉપાય કરવા.

કોણ શા માટે ગર આપે તેના કેટલાક દાખલા

सौभाग्यार्थं स्त्रियो भर्त्रे
राज्ञे वाऽरातिचोदिताः ॥४८॥
गरमाहारसम्पृक्तं यच्छन्त्यासन्नवर्तिनः ।

(વંઠેલી, વ્યભિચારી) સ્ત્રીઓ પોતાના સુખ માટે પતિને તથા રાજાની પાસે રહેતા માણસો દુશ્મનની ચઢવણીથી રાજાને ગર ભેળવેલો આહાર આપે છે.

ગર એટલે શું?

नानाप्राण्यङ्गशमलविरुद्धौषधिभस्मनाम् ॥४९॥
विषाणां चाल्पवीर्याणां योगो गर इति स्मृतः

અનેક પ્રકારનાં પ્રાણીઓના ઝાડા, વિરુદ્ધ ઔષધિઓની ભસ્મ અને થોડી શક્તિવાળાં (હળવાં) ઝેરનો યોગ એ ગર છે એવું આયુર્વેદ કહે છે.

ગરનાં લક્ષણ (અસર)

तेन पाण्डुः कृशोऽल्पाग्निः
कासश्वासज्वरार्दितः ॥५०॥
वायुना प्रतिलोमेन स्वप्नचिन्तापरायणः ।
महोदरयकृत्प्लीही दीनवाग्दुर्बलोऽलसः ॥५१॥
शोफवान् सततोध्मातः शुष्कपादकरः क्षयी ।
स्वप्ने गोमायुमार्जारनकुलव्यालवानरान् ॥५२॥
प्रायः पश्यति शुष्कांश्च वनस्पतिजलाशयान् ।
मन्यते कृष्णमात्मानं गौरो, गौरं च कालकः ॥
विकर्णनासानयनं पश्येत्तद्विहतेन्द्रियः ।

ગરને લીધે માણસ ફિક્કો, દૂબળો અને મંદાગ્નિવાળો થઈ જાય છે; એને ઉધરસ અને દમ થાય છે,

તાવ આવે છે એનો વાયુ પોતાનો સ્વાભાવિક માર્ગ છોડીને બીજે માર્ગે ગતિ કરે છે, દરદી સ્વપ્ન અને ચિંતામા ડૂબી જાય છે, એના પેટ, કાળજુ અને બરલ મોટા થઈ જાય છે, વાણી દીન થઈ જાય છે, એ નબળો, આળસુ, સોજાવાળો ર ને સતત આધ્માનવાળો થાય છે, એના હાથપગ સુકાઈ જાય છે, સ્વપ્નમા એને શિયાળ, બિલાડી, નોળિયો, સાપ અને વાદરુ તથા સૂકા ઝાડ અને જળાશયો દેખાય છે, પોતે ગોરો હોય તો પોતે કાળો છે એમ માને છે અને પોતે કાળો હોય તો પોતે ગોરો છે એમ માને છે, પોતાની ઇન્દ્રિયોની શકિતનો નાશ થયેલો હોવાથી બીજા એને કાન, નાક અને આખ વિનાના દેખાય છે

**एतैरन्यैश्च बहुभिः क्लिष्टो घोरैरुपद्रवैः ॥५४॥**
**गरार्तो नाशमाप्नोति कश्चित्सद्योऽचिकित्सितः ।**

ગરથી પીડાતા કોઈ માણસની જો તાબડતોબ ચિકિત્સા ન થાય તો તે આ (શ્લોક ૫૦ થી ૫૩ા વાળા) અને બીજા અનેક ઘોર ઉપદ્રવોથી પિડાઈને નાશ પામે છે

ગરના ઉપાય

**गरार्तो वान्तवान् भुक्त्वा**
**तत्पथ्यं पानभोजनम् ।५५॥**
**शुद्धहृच्छीलयेद्धेम सूत्रस्थानविधि स्मरन् ।**

ગરથી પીડાતા માણસે પહેલા વમન કરીને પછી ગરને માટે પથ્ય હોય એવું પીણુ ને ભોજન ખાઈ પીને, હૃદયની શુદ્ધિ કરીને (સૂ ૭/૨૬ા, ૨૭) પછી સૂત્રસ્થાનમા કહેલો વિધિ (સૂ ૭/૨૭ા) યાદ કરીને રોજ સોનુ (સોનાના વરખ) ખાવુ

**शर्कराक्षौद्रसंयुक्तं चूर्णं ताप्यसुवर्णयोः ॥५६॥**
**लेहः प्रशमयत्युग्रं सर्वयोगकृतं विषम् ।**

સુવર્ણમાક્ષિક અને સોનાના ચૂર્ણમા સાકર અને મધ ભેળવીને ચાટવાથી યોગથી બનેલા બધા ઉગ્ર વિષ (ગર) શાંત થઈ જાય છે

**मूर्वामृतानतकणापटोलीचव्यचित्रकान् ॥५७॥**
**वचामुस्तविडङ्गानि तक्रकोष्णाम्बुमस्तुभिः ।**
**पिबेद्रसेन वाम्लेन गरोपहतपावकः ॥५८॥**

ગરને લીધે જેનો જઠરાગ્નિ મદ થઈ ગયો હોય તેણે મોરવેલ, ગળો, તગર, પીપર, પરોળ, ચવક, ચિત્રો, વજ, મોથ અને વાવડિંગનુ ચૂર્ણ, છાશ, નવેશેકુ પાણી અને મસ્તુ સાથે અથવા (કાંજી વગેરે) ખાટા રસ સાથે પીવું

**पारावतामिषशठीपुष्कराह्वयशृतं हिमम् ।**
**गरतृष्णारुजाकासश्वासहिध्माज्वरापहम् ।५९॥**

કબૂતરનું માંસ, કાળીપાડ, પુષ્કરમૂળ, એ ત્રણના ક્વાથને ઠરો પાડીને પીવાથી ગરને લીધે થયેલા તરસ, પીડા, ઉધરસ, દમ, હેડકી વ.ને તાવરૂપી ઉપદ્રવો મટે છે

વિષસંકટ

**विषप्रकृतिकालान्नदोषदूष्यादिसङ्गमे ।**
**विषसङ्कटमुद्दिष्टं शतस्यैकोऽत्र जीवति ॥६०॥**

વિષ, વિષને અનુકૂળ પ્રકૃતિ (પિત્તપ્રકૃતિ), વિષને અનુકૂળ ઋતુ (વર્ષાઋતુ), વિષને અનુકૂળ અન્ન (સરસવ વગેરે), વિષને અનુકૂળ દોષ (પિત્ત), વિષને અનુકૂળ દૂષ્ય (લોહી વગેરે) (શ્લોક ૬૦ા થી ૬૨ા) એક સાથે ભેગા થઈ જાય તેને વિષસંકટ કહે છે એમા (વિષસંકટમા) સો કરે એક માણસ જીવે છે

શાનાથી વિષ વધે છે?

**क्षुत्तृष्णाघर्मदौर्बल्यक्रोधशोकभयश्रमैः ।**
**अजीर्णवर्चोद्रवतापित्तमारुतवृद्धिभिः ॥६१॥**
**तिलपुष्पफलाघ्राणभूबाष्पघनगर्जितैः ।**
**हस्तिमूषिकवादित्रनिस्वनैर्विषसङ्कटैः ॥६२॥**
**पुरोवातोत्पलामोदमदनैर्वर्धते विषम् ।**

ભૂખ, તરસ, ઘામ (તાપ), નબળાઈ, ક્રોધ, શોક, ભય, થાક, અનિસાર, પિત્ત વધે, વાયુ વધે, તલના ફૂલ અને તલના ફળ સૂંઘવા, જમીનમાંથી વરાળ (બાફ) નીકળે, વાદળાનો ગડગડાટ, હાથીનો અવાજ, ઉંદરનો અવાજ, વાજાનો સૂર, વિષસંકટો (શ્લોક ૬૦ા, ૬૦), સામો પવન, કાળા કમળની સુવાસ અને મદ કરે એવા દ્રવ્યો કે ક્રિયાથી (અથવા વિષયેચ્છા વધારે એવા સાધનોથી) વિષ વધે છે

ઝેરની શકિત વધવાઘટવાની ઋતુ

**वर्षासु चाम्बुयोनित्वात्संक्लेदं गुडवद्गतम् ॥६३॥**
**विसर्पति घनापाये, तदगस्त्यो हिनस्ति च ।**
**प्रयाति मन्दवीर्यत्वं विषं तस्माद्घनात्यये ॥६४॥**

જેમ વર્ષાઋતુમા ગોળ ક્લેદવાળો થઈને પ્રસરે છે, તેમ વિષ પણ પાણી(સમુદ્ર)માથી જન્મેલું હોવાથી વર્ષાઋતુમા ક્લેદવાળુ થઈને પ્રસરે છે પણ વર્ષાઋતુ વહી જાય છે, ત્યારે અગસ્ત્યનો તારો એને (ઝેરને) મારી નાખે છે (ઝેરની શકિત ઓછી કરે છે) તેથી શરદઋતુમાં ઝેરની શકિત મદ (ધીમી) બની જાય છે

ઝેરના ઉપાય કરતા પહેલાં વિચારવાની બાબતો

**इति प्रकृतिसात्म्यर्तुस्थानवेग वयोबलम् ।**
**आलोच्य निपुणं बुद्ध्या कर्मानन्तरमाचरेत् ॥**

આ રીતે પ્રકૃતિ, સાત્મ્ય, ઋતુ, સ્થાન અને વેગના બળ અને અવસ્થાનો બુદ્ધિથી ઊંડે વિચાર

કરીને પછી ક્રિયા (ઉપાય) કરવી.

**કફના આશયમાં ગયેલા વિષના ઉપાય**

**श्लैष्मिकं वमनैरुष्णरूक्षतीक्ष्णैः प्रलेपनैः ।**
**कषायकटुतिक्तैश्च भोजनैः शमयेद्विषम् ॥६६॥**

કફના આશય(સ્થાનમા) ગયેલા વિષને ઊલટીઓ કરાવીને, ગરમ, લૂખા અને તીક્ષ્ણ લેપ કરીને તથા ગરમ, લૂખા, તીક્ષ્ણ, તૂરા, તીખા અને કડવા ભોજનોથી શમાવવુ

**પિત્તના આશયમાં ગયેલા વિષના ઉપાય**

**पैत्तिकं स्रंसनैः सेकप्रदेहैर्भृशशीतलैः ।**
**कषायतिक्तमधुरैर्घृतयुक्तैश्च भोजनैः ॥६७॥**

પિત્તના આશય(સ્થાન)મા ગયેલા વિષને વિરેચનો વડે, ખૂબ ઠંડા સેચન અને લેપો વડે તથા ખૂબ ઠંડા, તૂરા, કડવા, ગળ્યા અને ઘીવાળા ભોજનો વડે શમાવવુ

**વાયુના આશયમાં ગયેલા વિષના ઉપાય**

**वातात्मकं जयेत्स्वादुस्निग्धाम्ललवणान्वितैः ।**
**सघृतैर्भोजनैर्लेपैस्तथैव पिशिताशनैः ॥६८॥**

વાયુના આશય(સ્થાન)મા ગયેલા વિષને ગળ્યાં, સ્નિગ્ધ, ખાટા લવણવાળા અને ઘીવાળાં ભોજનોથી તથા એવા જ લેપોથી તથા માસના ભોજનોથી મટાડવું

**વિષ મટાડવા માટે ઘીની જરૂર**

**नाघृतं स्रंसनं शस्तं प्रलेपो भोज्यमौषधम् ।**

વિષ મટાડવા માટે વિરેચન, લેપ, ભોજન અને ઔષધ ઘી વિનાનાં હોય એ સારું નથી.

**सर्वेषु सर्वावस्थेषु विषेषु न घृतोपमम् ॥६९॥**
**विद्यते भेषजं किञ्चिद्विशेषात् प्रबलेऽनिले ।**

બધાં વિષોમા, વિષની બધી અવસ્થાઓમાં, અને ખાસ કરીને વિષમા વાયુનું જોર વધારે હોય ત્યારે ઘી જેવું બીજુ કોઈ ઔષધ નથી.

**સાધ્યઅસાધ્ય**

**प्रयत्नाच्छ्लेष्मगं साध्यं,**
**यत्नात् पित्ताशयाश्रयम् ॥७०॥**
**सुदुःसाध्यमसाध्यं वा वाताशयगतं विषम् ॥७०½॥**

કફના સ્થાનમા ગયેલું વિષ સહેલાઈથી મટાડી શકાય છે, પિત્તાશયમા ગયેલા વિષને મટાડતાં મુશ્કેલી પડે છે, વાયુના સ્થાનમાં ગયેલું વિષ બહુ દુ:સાધ્ય અથવા અસાધ્ય છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने विषप्रतिषेधो नाम पञ्चत्रिंशोऽध्यायः ३५॥

## અધ્યાય ૩૬ મો : સાપના ઝેરના ઉપાય

**अथातः सर्पविषप्रतिषेधं व्याख्यास्यामः ।**
**इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।**

ત્યારે હવે અમે સાપનું ઝેર મટાડવાના ઉપાય સમજાવીશુ એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે'

**સાપની મુખ્ય જાતો**

**दर्वीकरा मण्डलिनो राजीमन्तश्च पन्नगाः ।**
**त्रिधा समासतो भौमाः,**
**भिद्यन्ते ते त्वनेकधा ॥१॥**
*व्यासतो योनिभेदेन नोच्यन्तेऽनुपयोगिनः ।*

જમીનના સાપ ટૂકામાં ત્રણ જાતના હોય છે: દર્વીકર (સં. કોબ્રા), મંડલી અને રાજીમાન. જે જુદીજુદી યોનિઓમાં એ જન્મ્યા હોય તે ઉપરથી એ વિસ્તારપૂર્વક અનેક પ્રકારના છે એમ કહેવાય છે. પણ ચિકિત્સા કરવાની દૃષ્ટિએ એ બધા પ્રકાર ઉપયોગી ન હોવાથી એ પ્રકારો કહેવામાં આવ્યા નથી. (દર્વીકર, મંડલી અને રાજીમાનનાં લક્ષણ શ્લોક ૪થી ૬માં કહ્યા છે)

**ત્રણે જાતના સાપના ઝેરનાં લક્ષણો**

**विशेषाद्रूक्षकटुकमम्लोष्णं स्वादुशीतलम् ॥ २ ॥**
**विषं दर्वीकरादीनां क्रमाद्वातादिकोपनम् ।**

દર્વીકર સાપનુ ઝેર લૂખું અને તીખું હોવાથી એ ખાસ વાયુને કોપાવે છે, મંડલી સાપનુ ઝેર ખાટુ અને ગરમ હોવાથી એ ખાસ પિત્તને કોપાવે છે અને રાજીમાન સાપનુ ઝેર ગળ્યુ અને ઠડુ હોવાથી એ ખાસ કફને કોપાવે છે

(ઝેર અવ્યક્ત રસવાળું છે એમ ઉ ૩૫/૭માં કહ્યુ છે, છતાં અહીં ઝેરના રસ ગણાવ્યા છે તે એના અનુરસ છે એમ સમજવું)

**કયા સાપનું ઝેર કયારે વધારે ઉગ્ર થાય?**

**तारुण्यमध्यवृद्धत्वे वृष्टिशीतातपेषु च ॥ ३ ॥**
**विषोल्बणा भवन्त्येते व्यन्तरा ऋतुसन्धिषु ।**

દર્વીકર સાપનું ઝેર એની જુવાનીમાં અને ચોમાસાના ચાર મહિનામાં, મંડલી સાપનુ ઝેર જુવાની અને ઘડપણના વચગાળામા અને શિયાળાના ચાર મહિનામાં તથા રાજીમાન સાપનુ ઝેર ઘડપણમાં અને ગરમીના ચાર મહિનામાં વધે છે વ્યતર સાપોનું (શ્લોક ૭, ૭½) ઝેર ઋતુઓના સધિકાળ(સૂ ૩/પાન ૫૮)માં વધે છે

### દર્વીકર સાપનાં લક્ષણ

**रथाङ्गलाङ्गलच्छत्रस्वस्तिकाङ्कुशधारिणः ॥४॥**
**फणिनः शीघ्रगतयः सर्पा दर्वीकराः स्मृताः ।**

(ફેણમાં) ચક્ર, હળ, છત્રી, સાથિયો અને અંકુશ-ની આકૃતિઓવાળા, ફેણવાળા, ઝડપથી ચાલનારા સાપને દર્વીકર (અં. કોબ્રા) કહે છે.

### મંડલી સાપનાં લક્ષણ

**ज्ञेया मण्डलिनोऽभोगा मण्डलैर्विविधैश्चिताः ॥५॥**
**प्रांशवो मन्दगमनाः**

જે સાપને ફેણ ન હોય (કે બહુ જ નાની હોય), જેના શરીર પર ગોળ ચકરડાં ખીચોખીચ પડેલાં હોય, જે લાંબા હોય અને ધીમે ચાલતા હોય તેમને મંડલી સાપ જાણવા.

### રાજીમાન સાપનાં લક્ષણ

**राजीमन्तस्तु राजिभिः ।**
**स्निग्धा विचित्रवर्णाभि-**
**स्तिर्यगूर्ध्वं च चित्रिताः ॥६॥**

રાજીમાન સાપ સ્નિગ્ધ અને જેના શરીર પર અનેક રંગની આડી અને ઊભી લીટીઓ ચીતરેલી હોય છે એવા હોય છે.

### ગોધેર સાપ

**गोधासुतस्तु गोधेरो विषे दर्वीकरैः समः ।**
**चतुष्पाद्**

(દર્વીકરથી થયેલા) ગોધા=(ઘો)ના પુત્રને ગોધેર કહે છે. એનું ઝેર દર્વીકર સાપ જેવું હોય છે. એને ચાર પગ હોય છે.

### વ્યંતર (વર્ણસંકર) સાપ

**व्यन्तरान् विद्यादेतेषामेव सङ्करात् ॥७॥**
**व्यामिश्रलक्षणास्ते हि सन्निपातप्रकोपनाः ।**

દર્વીકર, મંડલી અને રાજીમાન એ ત્રણના અંદર-અંદર ભેગા થવાથી જે સાપની જાતો ઉત્પન્ન થાય છે તેને વ્યંતર સાપ જાણવા. એમનાં લક્ષણ ભેગાં હોય છે અને એમનું વિષ ત્રણે દોષને કોપાવે છે.

### સાપ કેટલાં કારણસર કરડે છે? કયા કારણસર કરડવાથી વધારે ઝેર ચડે છે?

**आहारार्थं भयात् पादस्पर्शादतिविषात् क्रुधः ॥**
**पापवृत्तितया वैराद्देवर्षियमचोदनात् ।**
**दशन्ति सर्पास्तेषूक्तं विषमधिकं यथोत्तरम् ॥८॥**

આહાર માટે, બીકથી, પગ અડકવાથી, બહુ ઝેર ભરાઈ જવાથી, ક્રોધથી, પાપી સ્વભાવને લીધે, વેરને લીધે, દેવ, ઋષિ કે યમની પ્રેરણાથી સાપ કરડે છે તેમાં ઉત્તરોત્તર વધારે વિષ હોય છે એમ કહ્યું છે. (આહાર માટે સાપ કરડે તેમાં સૌથી ઓછું વિષ, પગ અડકવાથી કરડે તેમાં વધારે વિષ, સાપમાં બહુ ઝેર વધી જવાથી કરડે તેમાં તેથીયે વધારે વિષ—એમ કરતાંકરતાં છેવટ યમની પ્રેરણાથી કરડે તેમાં સૌથી વધારે વિષ હોય છે.)

### કારણ જાણવાની રીત

**आदिष्टात् कारणं ज्ञात्वा प्रतिकुर्याद्यथायथम् ।**

સાપ ઉતારવાનો મંત્ર જાણનાર પાસે સાપને બોલાવડાવીને એને હુકમ કરીને એની પાસેથી કરડવાનું કારણ જાણીને તે તે કારણ પ્રમાણે યોગ્ય ઉપચાર કરવા. (આદિષ્ટાત્‌નો બીજો અર્થ: 'ઉપર શ્લોક ૮, ૯, ૯માં કહેલાં કારણોનાં લક્ષણો ઉપરથી.')

**व्यन्तरः पापशीलत्वान्मार्गमाश्रित्य तिष्ठति ॥**

વ્યંતર સાપ સ્વભાવે પાપી હોવાથી કરડવા માટે રસ્તો રોકીને પડ્યો હોય છે.

### જાતજાતના દંશનાં લક્ષણ

**यत्र लालापरिक्लेदमात्रं गात्रे प्रदृश्यते ।**
**न तु दंष्ट्राकृतं दंशं तत्तुण्डाहतमादिशेत् ॥११॥**
**एकं दंष्ट्रापदं द्वे वा व्यालीढाख्यमशोणितम् ।**
**दंष्ट्रापदे सरक्ते द्वे व्यालुप्तं, त्रीणि तानि तु ॥१२॥**
**मांसच्छेदादविच्छिन्नरक्तवाहीनि दष्टकम् ।**
**दंष्ट्रापदानि चत्वारि तद्वद्दष्टनिपीडितम् ॥१३॥**
**निर्विषं द्वयमत्राद्यमसाध्यं पश्चिमं वदेत् ।**

જેમાં અંગ ઉપર ફક્ત લાળની ભીનાશ દેખાય છે પણ દાઢથી કરેલો દંશ (ડંખ) દેખાતો નથી તેને તુંડાહત દંશ કહેવો. એક કે બે દાઢના છેદ (કાપ) પડયા હોય પણ લોહી ન આવ્યું હોય તેને વ્યાલીઢ દંશ કહે છે. લોહીવાળા દાઢના બે છેદ હોય તે વ્યાલુપ્ત દંશ છે. દાઢના ત્રણ છેદ પડ્યા હોય અને માંસ કપાવાથી એમાંથી સતત લોહી નીકળતું હોય તેને દષ્ટક છેદ કહે છે. દાઢના ચાર છેદ હોય અને બીજું બધું તેના (દષ્ટકના) જેવું હોય તેને દષ્ટનિપીડિત છેદ કહે છે. આમાંથી (આ પાંચ દંશમાંથી) પહેલા બે (તુંડાહત અને વ્યાલીઢ) નિર્વિષ (વિષ વિનાના) છે અને છેલ્લા બે (દષ્ટક અને દષ્ટનિપીડિત) અસાધ્ય છે એમ કહેવું (વચલો વ્યાલુપ્ત દંશ કૃચ્છ્રસાધ્ય છે એવું સમજી લેવું.)

લોહીમાં ગયા વિના સાપનું ઝેર પ્રસરતું નથી

**विषं नाहेयमप्राप्य रक्तं दूषयते वपुः ॥१४॥**
**रक्तमण्वपि तु प्राप्तं वर्धते तैलमम्बुवत् ।**

સાપનું ઝેર લોહીમાં પહોંચ્યા વિના શરીરને બગાડતું નથી, પણ જો એને (સાપના ઝેરને) એક ટીપું લોહી મળી જાય તો એ પાણીમાં તેલની માફક પ્રસરી જાય છે.

સર્પાઙ્ગાભિહત

भीरोस्तु सर्पसंस्पर्शाद्भयेन कुपितोऽनिलः ॥१५
कदाचित्कुरुते शोफं सर्पाङ्गाभिहतं तु तत्।

બીકણ માણસને સાપ જરા અડકે તોપણ બીકને લીધે એનો વાયુ કોપે છે. તેથી કોઈવાર સોજો આવે છે. આ સર્પાંગાભિહત (સાપના શરીરનો અભિઘાત) છે.

શંકાવિષ

दुर्गान्धकारे विद्धस्य केनचिद्दष्टशङ्कया ॥१६॥
विषोद्वेगो ज्वरश्छर्दिर्मूर्च्छा
दाहोऽपि वा भवेत् ॥
ग्लानिर्मोहोऽतिसारो वा तच्छङ्काविषमुच्यते ॥१७

ગાઢ અંધકારમાં કોઈ પ્રાણી કરડે ત્યારે સાપ કરડયો હશે એવા વહેમથી માણસને ઝેર ચઢવાથી ચિત્તનો જેવો ઉદ્વેગ થાય છે તેવો ઉદ્વેગ થાય, તાવ આવે, ઊલટી થાય, મૂર્ચ્છા આવે અથવા લાય પણ બળે, અથવા દિલગીરી, મોહ અને અતિસાર થાય એને શંકાવિષ કહે છે.

સવિષ અને નિર્વિષ દંશનાં લક્ષણ

तुद्यते सविषो दंशः कण्डूशोफरुजान्वितः ।
दह्यते ग्रथितः किञ्चिद्विपरीतस्तु निर्विषः ॥१८॥

સવિષ (ઝેરી) દંશમાં તોદ થાય છે, ખણજ આવે છે, સોજો આવે છે, પીડા થાય છે, બળે છે અને જરા ગંઠાઈ જાય છે. એનાથી વિરુદ્ધ લક્ષણો-વાળો દંશ નિર્વિષ હોય છે.

દર્વીકરના વિષના વેગોનાં લક્ષણ

पूर्वे दर्वीकृतां वेगे दुष्टं श्यावीभवत्यसृक् ।
श्यावता तेन वक्त्रादौ सर्पन्तीव च कीटकाः ॥१९
द्वितीये ग्रन्थयो वेगे, तृतीये मूर्ध्नि गौरवम् ।
दृग्रोधो दंशविक्लेदश्चतुर्थे ष्ठीवनं वमिः ॥२०॥
सन्धिविश्लेषणं तन्द्रा पञ्चमे पर्वभेदनम् ।
दाहो हिध्मा च, षष्ठे तु हृत्पीडा गात्रगौरवम् ॥२१
मूर्च्छाऽविपाकोऽतीसारः, प्राप्य शुक्रं तु सप्तमे ।
स्कन्धपृष्ठकटीभङ्गः सर्वचेष्टानिवर्तनम् ॥ २२ ॥

દર્વીકર સાપના વિષના પહેલા વેગમાં લોહી બગડીને કાળું થઈ જાય છે તેથી મોં વગેરે ઉપર કાળાશ આવે છે અને જાણે કીડા ચાલતા હોય એવું સળવળે છે; બીજા વેગમાં ગાંઠો થાય છે; ત્રીજા વેગમાં માથું ભારે થઈ જાય છે, આંખે દેખાતું નથી, ડંખમાંથી ક્લેદ નીકળે છે; ચોથા વેગમાં થૂંક (લાળ) આવે છે, ઊલટી (ઊબકા) આવે છે; પાંચમા વેગમાં શરીરના સાંધા છૂટા પડતા હોય એવું લાગે છે, ઘેન રહે છે, પર્વ તૂટે છે, લાહ્ય બળે છે અને હેડકી આવે છે; છઠ્ઠા વેગમાં હૃદયમાં પીડા થાય છે, શરીર ભારે લાગે છે, મૂર્ચ્છા આવે છે, પચતું નથી, અતિસાર થાય છે, અને સાતમા વેગમાં ઝેર વીર્યમાં પહોંચે છે. તેથી ખભો, પીઠ અને કેડ ભાંગે છે અને બધી ચેષ્ટા(ક્રિયા)ઓ બંધ થઈ જાય છે.

મંડલીના વિષના વેગોનાં લક્ષણ

अथ मण्डलिदष्टस्य दुष्टं पीतीभवत्यसृक् ।
तेन पीताङ्गता दाहो, द्वितीये श्वयथूद्भवः ॥२३॥
तृतीये दंशविक्लेदः स्वेदस्तृष्णा च जायते ।
चतुर्थे ज्वर्यते, दाहः पञ्चमे सर्वगात्रगः ॥२४॥

હવે જેને મંડલી સાપ કરડયો હોય તેને વિષના પહેલા વેગમાં લોહી પીળું થઈ જાય છે તેથી આખું શરીર પીળું થઈ જાય છે અને લાહ્ય બળે છે; બીજા વેગમાં સોજો આવે છે; ત્રીજા વેગમાં દંશમાં ક્લેદ થાય છે, પરસેવો થાય છે અને તરસ લાગે છે; ચોથા વેગમાં તાવ આવે છે અને પાંચમા વેગમાં આખા શરીરમાં લાય બળે છે.

રાજીમાનના વિષના વેગોનાં લક્ષણ

दष्टस्य राजिलैर्दुष्टं पाण्डुतां याति शोणितम् ।
पाण्डुता तेन गात्राणां,
द्वितीये गुरुताऽति च ॥२५॥
तृतीये दंशविक्लेदो नासिकाक्षिमुखस्रवाः ।
चतुर्थे गरिमा मूर्ध्नो मन्यास्तम्भश्च, पञ्चमे ॥२६
गात्रभङ्गो ज्वरः शीतः

રાજીમાન (રાજિલ) સાપ જેને કરડયો હોય તેને ઝેરના પહેલા વેગમાં લોહી બગડીને ધોળું થઈ જાય છે; તેથી અવયવો ધોળા થઈ જાય છે; બીજા વેગમાં બહુ ભાર લાગે છે, ત્રીજા વેગમાં દંશનો ક્લેદ થાય છે અને નાક, આંખ અને મોં ગળે છે (સ્રાવ થાય છે); ચોથા વેગમાં માથું ભારે રહે છે અને મન્યાનો સ્તંભ થાય છે; પાંચમા વેગમાં શરીર ભાંગે છે અને ઠંડો તાવ આવે છે.

शेषयोः पूर्ववद्वदेत् ।

બાકીના બે (છઠ્ઠા અને સાતમા) વેગમાં પહેલાંના

જેવાં (દર્વીકરના વિષના છઠ્ઠા અને સાતમા વેગ જેવાં) લક્ષણો કહેવાં.

કેટલા વેગ સુધી ઉપાય કરવા

**कुर्यात्पञ्चसु वेगेषु चिकित्सां, न ततः परम् ॥**

પહેલા પાંચ વેગો દરમિયાન ઉપાય કરવા, પછી (છઠ્ઠા અને સાતમા વેગોમાં) નહિ.

થોડા ઝેરવાળા સાપ

**जलाप्लुता रतिक्षीणा भीता नकुलनिर्जिताः ।**
**शीतवातातपव्याधिक्षुत्तृष्णाश्रमपीडिताः ॥२८॥**
**तूर्णं देशान्तरायाता विमुक्तविषकञ्चुकाः ।**
**कुशौषधीकण्टकवचे चरन्ति च काननम् ॥२९॥**
**देशं च दिव्याध्युषितं सर्पास्तेऽल्पविषा मताः ।**

પાણીમાં બોળેલા, મૈથુન કરી થાકેલા, બીનેલા, નોળિયાએ હરાવેલા; ટાઢ, પવન, તડકો, રોગ, ભૂખ, તરસ અને થાકથી પીડાયેલા, બીજા પ્રદેશમાંથી તરતના જ આવેલા, જેમણે કરડીને તરતમાં જ ઝેર ઠાલવ્યું હોય એવા, જેમણે તરતમાં જ કાંચળી ઉતારી હોય એવા, જે ડાભ, ઔષધિ અને કાંટાવાળા વનમાં ફરતા હોય એવા અને દિવ્ય લોકમાં રહેતા હોય તે પ્રદેશમાં જે ફરતા હોય એવા સાપ થોડા ઝેરવાળા હોય છે એવું મનાય છે.

અસાધ્ય

**श्मशानचितिचैत्यादौ पञ्चमीपक्षसन्धिषु ॥ ३० ॥**
**अष्टमीनवमीसन्ध्यामध्यरात्रिदिनेषु च ।**
**याम्याग्नेयमघाश्लेषाविशाखापूर्वनैर्ऋते ॥ ३१ ॥**
**नैर्ऋताख्ये मुहूर्ते च दष्टं मर्मसु च त्यजेत् ।**

સ્મશાન, ચિતા, યજ્ઞમંડપ વગેરે સ્થળે; પાંચમે, અમાસે, પૂનમે, આઠમે, નોમે; સંધ્યાકાળે, મધરાતે, બપોરે; ભરણી, કૃત્તિકા, મઘા, આશ્લેષા, વિશાખા, પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ) અને મૂળ—એટલાં નક્ષત્રોમાં; નૈર્ઋત્ય નામના મુહૂર્તમાં (દિવસના બારમા મુહૂર્તમાં=સૂર્યોદય પછી ૮ કલાક ૪૮ મિનિટથી ૯ કલાક ૩૬ મીનિટ સુધીમાં) અને મર્મસ્થાનોમાં જેને સાપ કરડ્યો હોય તેને (અસાધ્ય સમજીને) છોડી દેવો.

**दष्टमात्रः सिताक्षास्यः शीर्यमाणशिरोरुहः ॥ ३२ ॥**
**स्तब्धजिह्वो मुहुर्मूर्च्छन्**
**शीतोच्छ्वासो न जीवति ।**

સાપ કરડે કે તરત જ જે માણસનાં મોં અને આંખ ધોળાં થઈ જાય, વાળ ખરી પડે, જીભ સજ્જડ થઈ જાય, જેને વારંવાર મૂર્છા આવે અને જેનો ઉચ્છ્વાસ ઠંડો હોય તે માણસ જીવતો નથી.

**हिध्मा श्वासो वमिः कासो**
**दष्टमात्रस्य देहिनः ॥ ३३ ॥**
**जायन्ते युगपद्यस्य स हृच्छूली न जीवति ।**

સાપ કરડે કે તરત જ જે માણસને એકસાથે હેડકી, હાંફ, ઊલટી, ઉધરસ અને હૃદયનું શૂળ એટલા ઉપદ્રવો થાય છે તે જીવતો નથી.

**फेनं वमति निःसंज्ञः श्यावपादकराननः ॥ ३४ ॥**
**नासावसादो भङ्गोऽङ्गे**
**विड्भेदः श्लथसन्धिता ।**
**विषपीतस्य दष्टस्य दिग्धेनाभिहतस्य च ॥ ३५ ॥**
**भवन्त्येतानि रूपाणि सम्प्राप्ते जीवितक्षये ।**

જેણે ઝેર પીધું હોય, જેને સાપ વગેરે કરડયાં હોય, જે ઝેર ચોપડેલા શસ્ત્ર કે અસ્ત્રથી ઘવાયો હોય, એ માણસને જો મોંએ ફીણ આવે, એ બેભાન થઈ થઈ જાય, એનાં પગ, હાથ અને મોં બદામી રંગનાં થઈ જાય, એનું નાક બેસી જાય, શરીર તૂટે, એને ઝાડો થઈ જાય, એના સાંધા ઢીલા થઈ જાય તો એ મરવાનું પાસે આવ્યું હોવાનાં લક્ષણો છે.

**न नस्यैश्चेतना तीक्ष्णैर्न क्षतात् क्षतजागमः ॥३६॥**
**दण्डाहतस्य नो राजिः प्रयातस्य यमान्तिकम् ।**

જે માણસ યમ પાસે જવાને ચાલી નીકળ્યો હોય (જે થોડા વખતમાં મરવાનો હોય) તેને તીક્ષ્ણ નસ્યથી ભાન આવતું નથી; એને ઘામાંથી લોહી નીકળતું નથી તથા એને લાકડી વાગવાથી સોળ પડતો નથી.

સાધ્ય વિષ મટાડવાના તાબડતોબ ઉપાય કરવા

**अतोऽन्यथा तु त्वरया प्रदीप्तागारवद्भिषक् ॥ ३७ ॥**
**रक्षन् कण्ठगतान् प्राणान्**
**विषमाशु शमं नयेत् ।**

પણ જો એવું ન હોય તો (અસાધ્ય ન હોય તો) સળગતા મકાનની માફક કંઠે આવેલા (નીકળી જવાને તૈયાર થયેલા) પ્રાણને બચાવી લેતા વૈદ્યે વિષનું એકદમ શમન કરવું.

એનું કારણ

**मात्राशतं विषं स्थित्वा दंशे दष्टस्य देहिनः ॥३८॥**
**देहं प्रक्रमते धातून् रुधिरादीन् प्रदूषयत् ।**

જેને સાપ વગેરે કરડયું હોય તેના ડંખમાં ઝેર એક સો માત્રા જેટલા સમય સુધી સ્થિર રહીને (થોડું

રહીને), લોહી વગેરે ધાતુઓને બગાડતુ બગાડતુ શરીરમા પ્રસરે છે

સામાન્ય ચિકિત્સા
(શ્લોક ૩૯થી ૫૫)

**एतस्मिन्नन्तरे कर्म दंशस्योत्कर्तनादिकम् ॥ ३९ ॥**
**कुर्याच्छीघ्रं यथा देहे विषवल्ली न रोहति ।**

એટલી મુદતમા (કરડયા પછી સો માત્રા જેટલા વખતમા) ડખવાળો ભાગ કાપી નાખવો, (ઝેર દબાવીને બહાર કાઢી નાખવુ, ચૂસી લેવુ) વગેરે ક્રિયા એવી ઝડપથી કરવી કે શરીરમા વિષરૂપી વેલો ઊગે નહિ

**दष्टमात्रो दशेदाशु तमेव पन्नगाशिनम् ॥ ४० ॥**
**लोष्टं मही वा दशनैश्छित्वा चानु ससंभ्रमम् ।**
**निष्ठीवेन समालिम्पेद्दंशं कर्णमलेन वा ॥ ४१ ॥**

સાપ કરડે કે તરત જ કરડનાર સાપને જ બચકુ ભરવું, અથવા માટીનું ઢેફુ કે જમીનને દાતથી કાપીને પછી તરત જ ડખ ઉપર મોનું થૂક ચોપડવુ અથવા ડખ ઉપર કાનના મેલનો લેપ કરવો

**दंशस्योपरि बध्नीयादरिष्टां चतुरङ्गुले ।**
**क्षौमादिभिर्वेणिकया सिद्धैर्मन्त्रैश्च मन्त्रवित् ॥४२॥**
**अम्बुवत् सेतुबन्धेन बन्धेन स्तभ्यते विषम् ।**
**न वहन्ति सिराश्चास्य विषं बन्धाभिपीडिताः ॥४३॥**

મત્રવિદ્યા જાણનાર સિદ્ધ મત્રો ભણીને ડખથી ચાર આગળ ઊંચે ક્ષૌમ વગેર વસ્ત્રથી માથાના ચોટલાની માફક (પુષ્કળ આટા મારીને) અરિષ્ટાબધ બાધવા. પાણીની આડે બધ (પાળ) બાધવાથી જેમ પાણી આગળ વહેતુ રોકાય છે, તેમ આ પાટો બાધવાથી ઝેર પ્રસરતુ અટકી જાય છે અને પાટાથી ભિસાઈ ગયેલી એની (દરદીની) શિરાઓ વિષને વહેતી નથી (ફેલાવતી નથી) (અરિષ્ટા—મત્રીને કે દોરડા વડે ઝેર પર પાટો બાધવો તે—ચક્રપાણિદત્ત. મંત્ર ભણીને વસ્ત્ર વગેરેથી પાટો બાંધવો તે—હ્લણ.)

**निष्पीड्यानूद्धरेद्दंशं मर्मसन्ध्यगतं तथा ।**
**न जायते विषाद्वेगो बीजनाशादिवाङ्कुरः ॥४४॥**

પછી જો ડખ મર્મસ્થાનમાં કે સાંધામા ન હોય તો દબાવીને (નીચોવીને) ડખને (ડખમાના ઝેરને) બહાર કાઢી નાખવો. જેમ બીનો નાશ કરવાથી અકુર ફૂટતો નથી તેમ એવુ કરવાથી (ઝેરને બહાર કાઢી નાખવાથી) વિષનો વેગ ઉત્પન્ન થતો નથી

**दंशं मण्डलिनां मुक्त्वा पित्तलत्वाद्यथापरम् ।**
**प्रतप्तैर्हेमलोहाद्यैर्दहेदाशूल्मुकेन वा ॥ ४५ ॥**
**करोति भस्मसात्सद्यो वह्निः किं नाम तु क्षतम् ।**

મડલી સાપનો દશ પિત્ત કરે એવો હોવાથી મંડલી સાપના દશ સિવાયના બીજા દશ ઉપર તપાવેલુ સોનું, લોઢુ વગેરે કે બળતુ લાકડુ તરત ચાપી દેવુ દેવતા બધાને બાળીને ભસ્મ કરી નાખે છે, તો ક્ષત(ઘા)ને બાળીને ભસ્મ કરે તેમા તો નવાઈ જ શી!

**आचूषेत् पूर्णवक्त्रो वा मृद्भस्मागदगोमयैः ॥४६॥**
**प्रच्छायान्तररिष्टाया मांसलं तु विशेषतः ।**
**अङ्गं सहैव दंशेन लेपयेदगदैर्मुहुः ॥ ४७ ॥**
**चन्दनोशीरयुक्तेन सलिलेन च सेचयेत् ।**

અથવા (જો દશ પિત્ત કર એવો હોય તો) વૈદ્યે મોમા માટી, રાખ, અગદ અને છાણ ભરીને અરિષ્ટા(શ્લોક ૪૧)ની વચ્ચે પ્રચ્છાન કરીને દશને ચૂસી લેવો માસલ જગાએ દશ હોય તો તો ખાસ કરીને આ રીતે દશને ચૂસી લેવો દશ સાથે આસપાસના અગ ઉપર વારવાર અગદોના (ઉ અ ૩૫) લેપ કરવા અને સુખડ અને વીરણવાળો નાખેલા પાણી વડ વારવાર સેચન કરવુ

**विषे प्रविसृते विध्येत्सिरां सा परमा क्रिया ॥४८॥**
**रक्ते निर्ह्रियमाणे हि कृत्स्नं निर्ह्रियते विषम् ।**

જો ઝેર શરીરમા પ્રસરી ગયુ હાય તો ફસ ખોલવી, એ ઉત્તમ ક્રિયા છે, કારણ ક લોહી નીકળે તો તેની સાથે બધુ ઝેર નીકળી જાય છે

સવિષ અને નિર્વિષ લોહી ઓળખવાની રીત

**दुर्गन्धं सविषं रक्तमग्नौ चटचटायते ॥ ४९ ॥**
**यथादोषं विशुद्धं च पूर्ववल्लक्षयेदसृक् ।**

ઝેરવાળુ લોહી ગધાય છે અને એને અગ્નિમા નાખવાથી તડતડ અવાજ થાય છે (તડતડિયાં ઊડે છે) શુદ્ધ લોહી (ઝેર વિનાનુ લોહી) અગાઉ કહેવાઈ ગયેલી રીતે (સૂ ૨૭/૧, ૩૯॥ થી ૪૧) દોષવાર લક્ષણો ઉપરથી ઓળખવુ

**सिरास्वदृश्यमानासु योज्याः शृङ्गजलौकसः ॥५०॥**

(સોજા વગેરે કારણસર) શિરાઓ ન દેખાતી હોય તો (લોહી કાઢવા માટે) રૂમડી અને જળોનો ઉપયોગ કરવો.

**शोणितं स्रुतशेषं च प्रविलीनं विषोष्मणा ।**
**लेपसेकैः सुबहुशः स्तम्भयेद् भृशशीतलैः ॥५१॥**

(ફસ ખોલીને, રૂમડીથી કે જળો મૂકીને) લોહી કાઢયા પછી બાકી રહી ગયેલા તથા ઝેરની ગરમીથી પાતળા બનેલા લોહીનું અનેક પુષ્કળ ઠંડા લેપ અને

સેચનથી સ્તંભન કરવું (ઠરી જઈને શરીરમાં પ્રસરે નહિ એવું કરવું).

**अस्कन्ने विषवेगाद्धि मूर्च्छायमदहृद्द्रवाः ।**
**भवन्ति तान् जयेच्छीतैर्वीजेच्चारोमहर्षतः ॥ ५२ ॥**

લોહી ઠરી (થીજી) ન જાય તો વિષના વેગને લીધે મૂર્ચ્છા, મદ અને હૃદ્દ્રવ થાય છે. રૂંવાડાં ઊભાં થઈ જાય છે ત્યાં સુધી ઠંડા ઉપાયો કરીને અને પંખો નાખીને એ ઉપદ્રવોને મટાડવા.

**स्कन्ने तु रुधिरे सद्यः विषवेगः प्रशाम्यति ।**

લોહી થીજી જાય તો વિષનો વેગ તરત શમી જાય છે.

### હૃદયાવરણની ક્રિયા

**विषं कर्षति तीक्ष्णत्वाद् हृदयं तस्य गुप्तये ॥ ५३ ॥**
**पिबेद् घृतं घृतक्षौद्रमगदं वा घृताप्लुतम् ।**
**हृदयावरणे चास्य श्लेष्मा हृद्युपचीयते ॥ ५४ ॥**

વિષ તીક્ષ્ણ હોવાથી હૃદયનું કર્ષણ કરે છે. તેના રક્ષણ માટે (હૃદયનું કર્ષણ ન થવા દેવા માટે) ઘી, ઘી અને મધ કે ઘીમાં કાલવેલું અગદ પીવું. હૃદયનું આવરણ (રક્ષણ) થાય તો એનો (દરદીનો) કફ વધે છે. (તેથી ઝેરની તીક્ષ્ણતા હૃદય ઉપર માઠી અસર કરી શકતી નથી.)

**प्रवृत्तगौरवोत्क्लेशहृल्लासं वामयेत्ततः ।**
**द्रवैः काञ्जिककौलत्थतैलमद्यादिवर्जितैः ॥ ५५ ॥**
**वमनैर्विषघ्नैश्च नैवं व्याप्नोति तद्वपुः ।**

પછી (કફ વધી પડવાથી) ભાર, ઉત્કલેશ અને હૃલ્લાસ એ ઉપદ્રવો શરૂ થાય તો દરદીને કાંજી, કળથીનો કવાથ વગેરે બનાવટો, તેલ, દારૂ વગેરે સિવાયનાં પ્રવાહી વમન ઓષધો વડે અને ઝેરને મટાડે એવાં ઓષધો વડે ઊલટીઓ કરાવવી. એમ કરવાથી તે (ઝેર) શરીરમાં પ્રસરતું નથી.

### વિશેષ ચિકિત્સા

**भुजङ्गदोषप्रकृतिस्थानवेगविशेषतः ॥ ५६ ॥**
**सुसूक्ष्मं सम्यगालोच्य**
**विशिष्टां चाचरेत्क्रियाम् ।**

સાપ (કઈ જાતનો સાપ કરડયો છે), દોષ (કયો દોષ કોપ્યો છે), પ્રકૃતિ (દરદી કઈ પ્રકૃતિનો છે), સ્થાન (ક્યા પ્રદેશમાં સાપ કરડયો છે તથા મર્મસ્થાનમાં કરડયો છે કે નહિ), વેગ (વિષનો કેટલામો વેગ ચાલે છે) એ બધી વિશેષ બાબતો ઉપરથી બરાબર બહુ ઝીણો (ઊંડો) વિચાર કરીને તે તે પરિસ્થિતિ માટે યોગ્ય હોય એવી ખાસ ચિકિત્સા કરવી.

## અગદો

### દર્વીકરની ખાસ ચિકિત્સા

**सिन्दुवारितमूलानि श्वेता च गिरिकर्णिका ॥५७**
**पानं दर्वीकरैर्दष्टे नस्यं मधु सपाकलम् ।**

દર્વીકર સાપ કરડે ત્યારે નગોડનાં મૂળ અને ધોળી ગરણી એ બે ઓષધો પાવાં તથા ઉપલેટ અને મધનું નસ્ય આપવું.

**कृष्णसर्पेण दष्टस्य लिम्पेद्दंशं हृतेऽसृजि ॥ ५८ ॥**
**चारटीनाकुलीभ्यां वा तीक्ष्णमूलविषेण वा ।**
**पानं च क्षौद्रमञ्जिष्ठागृहधूमयुतं घृतम् ॥ ५९ ॥**

જેને કાળો (દર્વીકર) નાગ કરડયો હોય તેનું લોહી કાઢીને (ફસ ખોલીને) ડંખ ઉપર સ્થળકમળ અને ભોરીંગણીનો અથવા તીક્ષ્ણ મૂળિયાંના વિષનો (=વછનાગ વગેરેનો) લેપ કરવો તથા મધ, મજીઠ અને ઘરનો ધુમાડો એ ત્રણ વસ્તુ ઘીમાં નાખીને એ ઘી પીવું.

### મંડલીની ખાસ ચિકિત્સા

**तन्दुलीयककाश्मर्यकिणिहीगिरिकर्णिकाः ।**
**मातुलुङ्गी सिता शेलुः पाननस्याञ्जनैर्हितः ॥ ६० ॥**
**अगदः फणिनां घोरे विषे राजीमतामपि ।**

તાંદળજો, શીવણનાં ફળ, અઘાડો, ગિરિકર્ણિકા (ગરણી), બિજોરું, સાકર, ગુંદાં—એટલાં ઓષધો (ભેગાં કરીને) પીવાં, નસ્ય તરીકે અને આંજવા માટે વાપરવાં. એ રાજીમાન સાપના ઘોર વિષ માટે પણ અગદ છે. (તો બીજાં વિષ માટે હોય એમાં શી નવાઈ!)

**समाः सुगन्धामृद्वीकाश्वेताख्यागजदन्तिकाः ॥६१**
**अर्धांशं सौरसं पत्रं कपित्थं बिल्वदाडिमम् ।**
**सक्षौद्रो मण्डलिविषे विशेषादगदो हितः ॥ ६२ ॥**

રાસ્ના, કાળી દ્રાક્ષ, ગરણી અને દંતીમૂળ એ ચાર ઓષધો વજનમાં સરખાં લેવાં. તુળસીપત્ર, કોઠું, બીલું અને દાડમ—એ ચાર ઓષધો ઉપરનાં ઓષધો કરતાં અડધાં લેવાં. એ બધાંને મધ સાથે ચાટવાં, નસ્ય તરીકે વાપરવાં અને આંજવાં એ મંડલી સાપના ઝેર માટે ખાસ અગદ છે.

### હિમવાન અગદ

**पञ्चवल्कवरायष्टीनागपुष्पैलवालुकम् ।**
**जीवकर्षभकौ शीतं सिता पद्मकमुत्पलम् ॥ ६३ ॥**
**सक्षौद्रो हिमवान्नाम हन्ति मण्डलिनां विषम् ।**
**लेपाच्छूनपृथुवीसर्पविस्फोटज्वरदाहहा ॥ ६४ ॥**

પંચવલ્કલ, ત્રિફળા, જેઠીમધ, નાગકેસર, ચણકબાબ, જીવક, ઋષભક, સુખડ, સાકર, પદ્મકાષ્ઠ, કાળું કમળ—એટલાં ઔષધોને મધમાં કાલવીને બનાવેલા આ હિમવાન નામના અગદનો લેપ કરવાથી મંડલી સાપનું ઝેર મટે છે તથા સોજો, રતવા, વિસ્ફોટ, તાવ અને બળતરા મટે છે.

(પંચવલ્કલ=સરસડો, પીપળો, વડ, પીપર અને નેતર—એ પાંચ ઝાડની અંતરછાલ—અરુણદત્ત).

**काश्मर्यं वटशुङ्गानि जीवकर्षभकौ सिता ।**
**मञ्जिष्ठा मधुकं चेति दष्टो मण्डलिना पिबेत् ॥६५**

જેને મંડલી સાપ કરડયો હોય તેણે શીવણનાં ફળ, વડની વડવાઈ, જીવક, ઋષભક, સાકર, મજીઠ, જેઠીમધ—એટલાં ઔષધ પીવાં.

અષ્ટાંગ અગદ

**वंशत्वग्बीजकटुकापाटलीबीजनागरम् ।**
**शिरीषबीजातिविषे मूलं गावेधुकं वचा ॥ ६६ ॥**
**पिष्टो गोवारिणाऽष्टाङ्गो हन्ति गोनसजं विषम् ।**

વાંસની છાલ, વાંસનાં બી, કડુ, પાડળનાં બી, સૂંઠ, સરસડાનાં બી, અતિવિષની કળી, ગાવેધુકનાં મૂળ અને વજ—એટલાં ઔષધોને ગાયના મૂતર સાથે લસોટીને તૈયાર કરેલું અષ્ટાંગ અગદ (પીવા વગેરે ક્રિયા કરવાથી) ગોનસ સાપના ઝેરને મટાડે છે. (ગોનસ=૧. તાપથી તપી ગયેલી ગાયના નાકમાંથી ઉત્પન્ન થતો—ઇંદુ. ૨. ફેણ વિનાના મંડલી સાપ—શિવદાસ સેન.)

રાજીમાનની ખાસ ચિકિત્સા

**कटुकातिविषाकुष्ठगृहधूमहरेणुकाः ॥ ६७ ॥**
**सक्षौद्रव्योषतगरा घ्नन्ति राजीमतां विषम् ।**

કડુ, અતિવિષની કળી, ઉપલેટ, ઘરનો ધુમાડો, રેણુકબીજ, મધ, ત્રિકટુ અને તગર રાજીમાન સાપનું ઝેર મટાડે છે.

કાંડચિત્રાની ખાસ ચિકિત્સા

**निखनेत्काण्डचित्राया दंशं यामद्वयं भुवि ॥६८॥**
**उद्धृत्य प्रच्छितं सर्पिर्घान्यमृत्कृयां प्रलेपयेत् ।**
**पिबेत्पुराणं च घृतं वराचूर्णविचूर्णितम् ॥ ६९ ॥**
**जीर्णे विरिक्तो भुञ्जीत यवान्नं सूपसंस्कृतम् ।**

કાંડચિત્રા નામની સાપણના ડંખવાળા શરીરના ભાગને છ કલાક સુધી જમીનમાં દાટી રાખવો. પછી એને બહાર કાઢીને એ ભાગનું પ્રચ્છાન કરીને એના ઉપર ઘી અને અનાજના મૂળને ચોંટેલી માટી વડે લેપ કરવો. જૂના ઘીમાં ત્રિફળાનું ચૂર્ણ નાખીને પીવું. એ ઘી પચી જાય ત્યારે વિરેચન લઈને જુલાબ થઈ ગયા પછી સૂપ નાખીને જવનું અન્ન ખાવું. (અહીં સૂપ=રાઈતું, છાશમાં કરેલું અથાણું—ઇંદુ).

વ્યંતર સર્પની ખાસ ચિકિત્સા

**करवीरार्ककुसुममूललाङ्गलिकाकणाः ॥ ७० ॥**
**कल्कयेदारनालेन पाठामरिचसंयुताः ।**
**एष व्यन्तरदष्टानामगदः सार्वकार्मिकः ॥ ७१ ॥**

કણેરનાં અને આકડાનાં ફૂલ અને મૂળ, રતવેલિયો, પીપર, કાળી પાડળ અને મરી—એટલાં ઔષધોનો આરનાલ સાથે કલ્ક કરવો. જેને વ્યંતર સાપ (શ્લોક ૭, ૭ા) કરડયો હોય તેને માટે આ કલ્ક બધા (પીવાના, નસ્યના, અંજનના) કામમાં આવે એવું અગદ છે.

**शिरीषपुष्पस्वरसे सप्ताहं मरिचं सितम् ।**
**भावितं सर्पदष्टानां पाननस्याञ्जने हितम् ॥७२॥**

જેને સાપ કરડયો હોય તેને સરસડાના ફૂલના સ્વરસમાં સાત દિવસ સુધી ભાવના દીધેલાં ધોળાં મરી પાવાથી અને આંજવાથી ફાયદો થાય છે. (सितमरिच=૧ ધોળાં મરી, ૨ સરગવાનાં બી.)

તક્ષક નાગ કરડયો હોય તેને પણ સુખ થાય એવું ઔષધ

**द्विपलं नतकुष्ठाभ्यां घृतक्षौद्रं चतुष्पलम् ।**
**अपि तक्षकदष्टानां पानमेतत्सुखप्रदम् ॥७३॥**

તગર અને ઉપલેટ મળીને બે પલ, ઘી અને મધ મળીને ચાર પલ—એ રીતે છ પલ પીવાથી તક્ષક નાગ જેને કરડયો હોય તેને પણ સુખ મળે છે (મટી જાય છે).

દર્વીકરના વિષની વેગવાર ચિકિત્સા

**अथ दर्वीकृतां वेगे पूर्वे विस्राव्य शोणितम् ।**
**अगदं मधुसर्पिर्भ्यां संयुक्तं त्वरितं पिबेत् ॥७४॥**

હવે દર્વીકર સાપના વિષમાં પહેલા વેગમાં ફસ ખોલીને લોહી કાઢીને પછી તરત ઘી અને મધ સાથે (દર્વીકર માટેનું) અગદ પીવું.

**द्वितीये वमनं कृत्वा तद्वदेवागदं पिबेत् ।**

બીજા વેગમાં વમન કરીને એ જ પ્રમાણે (ઘી અને મધ સાથે) અગદ પીવું.

**विषापहे प्रयुञ्जीत तृतीयेऽञ्जननावने ॥ ७५ ॥**

ત્રીજા વેગમાં વિષનો નાશ કરે એવાં અંજન અને નસ્ય આપવાં.

**पिबेच्चतुर्थे पूर्वोक्तां यवागूं वमने कृते ।**

ચોથા વેગમાં વમન કરીને પછી અગાઉ કહેવાઈ ગયેલી (ઉ. ૩૫/૨૦ાથી ૨૨ા વાળી) યવાગૂ પીવી.

षष्ठपञ्चमयोः शीतैर्दिग्धं सिक्तमभीक्ष्णशः ॥७६॥
पाययेद्वमनं तीक्ष्णं यवागूं च विषापहैः ।

પાચમા અને છઠ્ઠા વેગમા દરદીને વારવાર શીતવીર્ય દ્રવ્યોનો લેપ કરીને અને એ દ્રવ્યો વડે સેચન કરીને પછી તીક્ષ્ણ વમન ઔષધ પાઈને ઊલટીઓ કરાવીને પછી ઝેરનો નાશ કરે એવા દ્રવ્યોથી બનાવેલી યવાગૂ (ઉ ૩પા/૨૦ા થી ૨૨ા વાળી) પાવી

अगदं सप्तमे तीक्ष्णं युञ्ज्यादञ्जननस्ययोः ॥७७॥
कृत्वाऽगाढं शस्त्रेण मूर्ध्नि काकपदं ततः ।
मांसं सरुधिरं तस्य चर्म वा तत्र निक्षिपेत् ॥७८

સાતમા વેગમા તીક્ષ્ણ અગદના અજન અને નસ્યની ક્રિયા કરવી પછી શસ્ત્ર વડે માથામા ઊંડુ કાકપદ (કાગડાના પગલા જેવા આકારનો છેદ) કરીને તેમા લોહીભર્યું માસ અથવા લોહીવાળી ચામડી મૂકવી (ખોસવી)

મંડલીના વેગોના ઉપાય

तृतीये वमितः पेयां वेगे मण्डलिनां पिबेत् ।

(પહેલા અને બીજા વેગ માટે જુઓ શ્લોક ૮૧)

મડલીના વિષના ત્રીજા વેગમા વમન કરીને પછી પેયા પીવી

अतीक्ष्णमगदं षष्ठे गणं वा पद्मकादिकम् ॥७९॥

(ચોથા અને પાંચમા વેગ માટે જુઓ શ્લોક ૮૧)

છઠ્ઠા વેગમા તીક્ષ્ણ ન હોય એવુ (મડલીના વિષ માટેનુ) અગદ કે પદ્મકાદિ ગણનાં ઔષધો (પીવા વગેરે માટે) વાપરવા.

રાજીમાનના વેગોના ઉપાય

आद्येऽवगाढं प्रच्छाय वेगे दष्टस्य राजिलैः ।
अलाबुना हरेद्रक्तं पूर्ववच्चागदं पिबेत् ॥८०॥

જેને રાજીમાન સાપ કરડયો હોય તેના વિષના પહેલા વેગમા ડખવાળા ભાગ ઉપર ઊંડુ પ્રચ્છાન કરીને પછી તૂમડી વડે લોહી કાઢવું અને પહેલાંના જેવુ (તીક્ષ્ણ ન હોય એવુ, રાજીમાનના વિષ માટેનું) અગદ પીવું

षष्ठेऽञ्जनं तीक्ष्णतममवपीडं च योजयेत् ।

(બીજાથી પાચમા તથા સાતમા વેગ માટે જુઓ શ્લોક ૮૧)

રાજીમાનના વિષના છઠ્ઠા વેગમા તીક્ષ્ણમા તીક્ષ્ણ અજન અને અવપીડ નસ્યની ક્રિયા કરવી.

अनुक्तेषु च वेगेषु क्रियां दर्वीकरोदिताम् ॥८१॥

જે વેગ માટે જુદી ક્રિયા કહી નથી તે વેગ માટે [illegible]ના વિષના એટલામા વેગની ક્રિયા કરવી.

ગર્ભિણી, બાળક અને વૃદ્ધની ચિકિત્સા

गर्भिणीबालवृद्धेषु मृदुं, विध्येत्सिरां न च ।

ગર્ભિણી, બાળક અને વૃદ્ધને હળવા ઉપાય કરવા (આકરા ઉપાય કરવા નહિ), તથા એમની ફસ ખોલવી નહિ

બધાં વિષનું રામબાણ અગદ (વજ્રચૂર્ણ)

त्वङ्मनोह्वा निशे वक्रं रसः शार्दूलजो नखः ॥८२
तमालः केसरं शीतं पीतं तन्दुलवारिणा ।
हन्ति सर्वविषाण्येतद्वज्रं वज्रमिवासुरान् ॥८३॥

તજ, મણશીલ, હળદર, દારુહળદર, તગર, હીરાબોળ, વાઘનો નખ, તમાલપત્ર, કેસર અને સુખડ—એટલા ઔષધોના ચૂર્ણને વજ્રચૂર્ણ કહેવામા આવે છે જેમ વજ્ર અસુરોનો નાશ કરે છે એમ એ વજ્રચૂર્ણ પીવાથી બધા ઝેરનો નાશ થાય છે

बिल्वस्य मूलं सुरसस्य पुष्पं
फलं करञ्जस्य नतं सुराह्वम् ।
फलत्रिकं व्योषनिशाद्वयं च
बस्तस्य मूत्रेण सुसूक्ष्मपिष्टम् ॥८४॥
भुजङ्गलूतोन्दुरवृश्चिकाद्यै-
र्विषूचिकाजीर्णगरज्वरैश्च ।
आर्तान्नरान् भूतविधर्षितांश्च
स्वस्थीकरोत्यञ्जनपाननस्यैः ॥८५॥

બીલીના ઝાડનુ મૂળ, તુલસીનું ફૂલ (માંજર), કણજીનું ફળ, તગર, દેવદાર, ત્રિફળા, ત્રિકટુ, હળદર, દારુહળદર—એટલા ઔષધોને બકરીના મૂત્રમાં ખૂબ બારીક લસોટીને આંખમાં આંજવાથી, પીવાથી અને નસ્ય લેવાથી સાપ, કરોળિયા, ઉંદર, વીંછી વગેરે(કરડવા)થી પીડાતા, કૉગળિયું (કૉલેરા), અજીર્ણ, ગર અને તાવથી પીડાતા, અને ભૂતના વળગાડવાળા માણસો સ્વસ્થ (સાજા) થાય છે

ડંખમાં પણ ઝેર રહી જાય તો શું થાય?

प्रलेपाद्यैश्च निःशेषं दंशादप्युद्धरेद्विषम् ।
भूयो वेगाय जायेत शेषं दूषीविषाय वा ॥८६॥

આથી લેપ વગેરે કરીને ઝેરને પૂરેપૂરુ ડખમાથી પણ કાઢી નાખવું (એવું કાઢી નાખવુ કે શરીરમાં તો શું પણ ડખમાયે ન રહી જાય), કારણ કે શરીરમા બાકી રહી ગયેલા વિષના ફરીથી વેગ આવે છે કે એનુ દૂષીવિષ બની જાય છે

ઝેર નીકળી ગયા પછી કરવાના દોષોના પ્રકોપના ઉપાય

विषापायेऽनिलं क्रुद्धं स्नेहादिभिरुपाचरेत् ।

तैलमद्यकुलत्थाम्लवर्ज्यैः पवननाशनै ॥८७॥
पित्तं पित्तज्वरहरः कषायस्नेहबस्तिभिः ।
समाक्षिकेण वर्गेण कफमारग्वधादिना ॥८८॥

ઝેર નીકળી રહ્યા પછી, જો વાયુ કોપ્યો હોય તો તેલ, દારૂ, કળથી અને ખટાશ—એ ચાર જેમા ન હોય એવા, વાયુ મટાડે એવા સ્નેહ વગેરેથી ઉપાય કરવા, પિત્ત કોપ્યું હોય તો પિત્તજ્વરને મટાડે એવા ક્વાથો અને સ્નેહબસ્તિઓ ૨ પવારૂપી ઉપાય કરવા અને જો કફ કોપ્યો હોય તો આરગ્વધાદિ વર્ગના ઔષધોને મધ સાથે વાપરીને (ચૂર્ણને મધ સાથે ચટાડીને કે ઠંડા પડેલા ક્વાથમા મધ નાખીને પાઈને) કફના ઉપાય કરવા.

સર્પાંગાભિહત અને શંકાવિષના ઉપાય

सिता वैगन्धिको द्राक्षा पयस्या मधुकं मधु ।
पानं समन्त्रपूताम्बु प्रोक्षणं सान्त्वहर्षणम् ॥८९॥
सर्पाङ्गाभिहते युञ्ज्यात्तथा शङ्काविषार्दिते ।

સાકર, ત્રિજાતક, કાળી દ્રાક્ષ, ક્ષીરકાકોલી, જેઠીમધ, અને મધ એટલી વસ્તુઓને મંત્રથી પવિત્ર કરેલા પાણી સાથે પીવી, એ ઔષધોવાળું પાણી મંત્રીને છાટવું તથા દરદીને હિંમત આપવી અને આનંદમા રાખવો—એટલું જેના શરીરને સાપ અડકયો હોય (કે ઘસાયો હોય) તથા જે શંકાવિષથી પીડાતો હોય તેને કરવું

શરીરે પહેરવાની વસ્તુઓ

कर्केतनं मरकतं वज्रं वारणमौक्तिकम् ॥९०॥
वैडूर्यं गर्दभमणिं पिचुकं विषमूषिकाम् ।
हिमवद्गिरिसम्भूतां सोमराजीं पुनर्नवाम् ॥९१॥
तथा द्रोणां महाद्रोणां मानसीं सर्पजं मणिम् ।
विषाणि विषशान्त्यर्थं वीर्यवन्ति च धारयेत् ॥९२

પીરોજ મણિ, પન્નો, હીરો, હાથીના કુંભસ્થળમાંથી નીકળતું મોતી, લસણિયો મણિ, ગર્દભમણિ, મીંઢળ, વિષમૂષિકા, ધોળી વજ, બાવચી, માનસ સરોવર ઉપર ઊગેલો કૂબો અને મોટો કૂબો, નાગની ફેણમાંથી નીકળેલો મણિ અને વીર્યવાળાં (બહુ અસર કરે એવાં) વિષ—એટલી વસ્તુઓ વિષને શાંત કરવા માટે શરીરે (હાથે, પગે, માથે, ગળામાં) પહેરવી.

સાપ ન કરડે તે માટે રાખવાની સાવચેતી

छत्री झर्झरपाणिश्च चरेद्रात्रौ दिवोष्णता ।
तच्छायाशब्दवित्रस्ताः प्रणश्यन्ति भुजङ्गमाः ।

ખાસ કરીને રાત્રે માથે છત્રી ઓઢીને અને હાથમા ઘૂઘરાવાળી (ખખડતી) લાકડી રાખીને ફરવું. એની (છત્રીની) છાયાથી અને (લાકડીના) ખખડાટથી બીનેલા સાપ નાસી જાય છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने सर्पविषप्रतिषेधो
नाम षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

## અધ્યાય ૩૭ મો: કીડા, કરોળિયા વગેરેના ઝેરના ઉપાય

अथातः कीटलूतादिविषप्रतिषेधं
व्याख्यास्यामः ।

इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

ત્યારે હવે અમે કીટ (કીડા), લૂતા (કરોળિયા) વગેરેના ઝેર મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમા આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ચાર પ્રકારના કીટ

सर्पाणामेव विण्मूत्रशुक्राण्डशवकोथजाः ।
दोषैर्व्यस्तैः समस्तैश्च युक्ताः कीटाश्चतुर्विधाः ॥

સાપના જ ઝાડો, પેશાબ, વીર્ય, ઈંડું, મડદું—એ બધાના કોહવાટમાંથી જન્મેલા કીટ છૂટાછૂટા ત્રણ દોષોના ત્રણ અને ત્રિદોષનો એક એમ કુલ ચાર પ્રકારના હોય છે

ચાર પ્રકારના કીટના દંશનાં લક્ષણ

दष्टस्य कीटैर्वायव्यैर्दंशस्तोदरुजोल्बणः ।

જેનામાં વાયુ વધારે હોય એવો કીટ જેને કરડયો હોય તેને પાડેલા ડંખમાં તોદ અને પીડા પુષ્કળ થાય છે

आग्नेयैरल्पसंस्रावो दाहरागविसर्पवान् ॥२॥
पक्वपीलुफलप्रख्यः खर्जूरसदृशोऽथवा ।

જેનામાં પિત્ત વધારે હોય એવો કીટ જેને કરડયો હોય તેને ડંખમાંથી થોડો સ્રાવ થાય છે, ડંખમા દાહ, રતાશ અને વિસર્પ થાય છે, ડંખ પાકા પીલુડાના ફળ જેવો અથવા ખજૂર જેવો હોય છે

कफाधिकैर्मन्दरुजः पक्वोदुम्बरसन्निभः ॥३॥

કફ જેનામાં વધારે હોય એવો કીટ જેને કરડયો હોય તેના ડંખમાં મંદમંદ પીડા થાય છે અને ડંખ પાકા ઉમેરડાના ફળ જેવો હોય છે

स्रावाढ्यः सर्वलिङ्गस्तु विषदंशे सान्निपातिके ।

જેનામાં ત્રણે દોષ વધારે હોય (કોપેલા હોય) એવો કીટ જેને કરડયો હોય, તેના ડંખમા ત્રણે છૂટા છૂટા દોષના દંશનાં લક્ષણ ભેગાં હોય છે તથા

એના ડંખમાંથી પુષ્કળ સ્રાવ થાય છે. એ અસાધ્ય છે.

**वेगाश्च सर्पवच्छोफो वर्धिष्णुर्विस्त्ररक्तता ॥४॥**
**शिरोक्षिगौरवं मूर्च्छा भ्रमः श्वासोऽतिवेदना ।**

સાપના વિષના વેગોના જેવા ત્રિદોષના કીટના વિષના પણ વેગો આવે છે; સોજો વધે છે, લોહી ગંધાય છે. માથું અને આંખ ભારે થઈ જાય છે, મૂર્છા આવે છે, ફેર આવે છે, હાંફ ચડે છે અને ઘણી પીડા થાય છે.

**ચારે પ્રકારના કીટના દંશના સામાન્ય ઉપદ્રવો**

**सर्वेषां कर्णिका शोफो ज्वरः कण्डूररोचकः ॥५**

બધા કીટના દંશમાં માંસનો મસો થાય, સોજો, તાવ અને ખણુજ આવે અને અરુચિ થાય.

**વીંછીના ઝેરનાં લક્ષણો**

**वृश्चिकस्य विषं तीक्ष्णमादौ दहति वह्निवत् ।**
**ऊर्ध्वमारोहति क्षिप्रं दंशे पश्चात्तु तिष्ठति ॥६॥**
**दंशः सद्योऽतिरुक् श्यावस्तुद्यते स्फुटतीव च ।**

વીંછીનું ઝેર તીક્ષ્ણ છે. એ શરૂઆતમાં દેવતાની માફક બળે છે (ડંખમાં અગન ઊઠે છે), એ ઝડપથી ઊંચું ચડે છે અને પછી ડંખમાં આવીને સ્થિર થાય છે. વીંછીએ જ્યાં ડંખ માર્યો હોય ત્યાં એકદમ બહુ પીડા થાય છે, એ ભાગ બદામી રંગનો થઈ જાય છે, ત્યાં તોદ થાય છે અને જાણે ચિરાયું હોય એવું થાય છે.

**શામાંથી પેદા થયેલા વીંછીનું ઝેર કેવું હોય છે?**

**ते गवादिशकृत्कोथाद्दिग्धदष्टादिकोथतः ॥७॥**
**सर्पकोथाच्च सम्भूता मन्दमध्यमहाविषाः ।**

ગાય વગેરેના છાણ(વિષ્ઠા)ના કહોવાટમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓનું ઝેર ધીમું હોય છે, ઝેર ચોપડેલું શસ્ત્ર વાગ્યું હોય તે ભાગમાં અથવા સાપ કરડ્યો હોય તે ભાગમાં થયેલા કહોવાટમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓનું ઝેર સાધારણ હોય છે અને સાપના કહોવાટમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓનું ઝેર ઉગ્ર હોય છે.

**મંદ વિષવાળા વીંછીનાં લક્ષણ**

**मन्दाः पीताः सिताःश्यावा रूक्षाः कर्बुरमेचकाः ।**
**रोमशा बहुपर्वाणो लोहिताः पाण्डुरोदराः ।**

મંદ વિષવાળા વીંછી પીળા, ધોળા, બદામી રંગના, લૂખા, કાબરચીતરા, કાળા, રૂંવાડાંવાળા, બહુ પર્વવાળા, લાલ અને ધોળા પેટવાળા હોય છે.

**સામાન્ય વિષવાળા વીંછીનાં લક્ષણ**

**[illegible] । मध्यास्तु कपिलाश्यावाः ॥९॥**
**पिशङ्गाः शबलाश्चित्राः शोणिताभा**

સામાન્ય વિષવાળા વીંછી ધુમાડા જેવા રંગના પેટવાળા, ત્રણ પર્વવાળા, પીળચટ્ટા અને આછા લાલ રંગના હોય છે.

**ઉગ્ર વિષવાળા વીંછીનાં લક્ષણ**

**महाविषाः ।**
**अग्न्याभा द्व्येकपर्वाणो रक्तासितसितोदराः ॥१०**

ઉગ્ર વિષવાળા વીંછી દેવતા જેવા રંગના, એક કે બે પર્વવાળા; લાલ, કાળા કે ધોળા પેટવાળા હોય છે.

**ઉગ્ર વિષવાળા વીંછી કરડે તો શું થાય?**

**तैर्दष्टः शूनरसनः स्तब्धगात्रो ज्वरार्दितः ।**
**स्रैर्वमन् शोणितं कृष्णमिन्द्रियार्थानसंविदन् ॥**
**स्विद्यन् मूर्च्छन् विशुष्कास्यो**
**विह्वलो वेदनातुरः ।**
**विशीर्यमाणमांसश्च प्रायशो विजहात्यसून् ॥१२॥**

એમના (ઉગ્ર વિષવાળા વીંછી) વડે કરડાયેલા માણસની જીભ સૂજી જાય છે, શરીર સજડ થઈ જાય છે, એને તાવ આવે છે, એનાં રૂંવાડેરૂંવાડે (કે નાક, કાન, મોં વગેરે સ્રોતોમાંથી) કાળું લોહી નીકળે છે, ઇન્દ્રિયો પોતાના વિષયનો અનુભવ કરી શકતી નથી, પરસેવો થાય છે, મૂર્છા આવે છે, મોં સુકાઈ જાય છે, બહાવરો બને છે, પીડાને લીધે અધીરો બને છે, એનું માંસ છિન્નભિન્ન થતું જાય છે. આવો માણસ સામાન્ય રીતે મરી જાય છે.

**ઉચ્ચિટિંગ(ઉદ્રધૂમ, રાત્રિક)ના દંશનાં લક્ષણ**

**उच्चिटिङ्गस्तु वक्त्रेण दशत्यभ्यधिकव्यथः ।**
**साध्यतो वृश्चिकात् स्तम्भं**
**शेफसो हृष्टरोमताम् ॥१३॥**
**करोति सेकमङ्गानां दंशः शीताम्बुनेव च ।**
**उद्रधूमः स एवोक्तो रात्रिचाराच्च रात्रिकः ॥१४**

પણ ઉચ્ચિટિંગ વીંછી મોંથી કરડે છે મની શકે એવો વીંછી કરડ્યાની વેદના કરતાં એની વેદના વધારે હોય છે (પણ મહાવિષ વીંછીની વેદના કરતાં ઓછી હોય છે), એ કરડે ત્યારે મૂત્રેન્દ્રિય સજડ થઈ જાય છે, વાળ ખડા થઈ જાય છે, જાણે અવયવો ઉપર ઠંડું પાણી રડાતું હોય એવું થાય છે એને (ઉચ્ચિટિંગને) જ ઉદ્રધૂમ કહે છે અને એ રાતે ફરતો હોવાથી એને રાત્રિક પણ કહે છે.

**કોના ઝેરમાં કયા દોષ વધારે હોય છે?**

**वातपित्तोत्तराः कीटाः,**

श्लैष्मिकाः कणभोन्दुराः ।
प्रायो वातोल्बणविषा वृश्चिकाः सोग्रधूमकाः ॥

કીટમાં ( કીટના ઝેરમાં) વાયુ અને પિત્ત વધારે હોય છે, કણભ નામના કીટ અને ઉંદરના ઝેરમાં કફ વધારે હોય છે, વીંછીના અને ઉગ્રધૂમકના ઝેરમાં સામાન્ય રીતે વાયુ વધારે હોય છે.

ઉપાય શી રીતે કરવા?

यस्य यस्यैव दोषस्य लिङ्गाधिक्यं प्रतर्कयेत् ।
तस्य तस्यौषधैः कुर्याद्विपरीतगुणैः क्रियाम् ॥

જે જે દોષનાં લક્ષણ (શ્લોક ૧૬ાા થી ૧૯) વધારે જણાય તે તે દોષથી વિરુદ્ધ ગુણવાળાં ઔષધો વડે ઉપચાર કરવા.

વિષમાં કયો દોષ વધારે હોય તો શાં શાં લક્ષણો થાય?

हृत्पीडोर्ध्वानिलस्तम्भः शिरायामोऽस्थिपर्वरुक् ।
घूर्णनोद्वेष्टनं गात्रश्यावता वातिके विषे ॥१७॥

વિષમાં વાયુ વધારે હોય તો હૃદયમાં પીડા થાય, વાયુ ઊંચો ચઢે, સ્તંભ થાય, શિરાઓ ફૂલી જાય, હાડકાંમાં અને પર્વમાં પીડા થાય, ઝોકાં આવે છે, ઉદ્વેષ્ટન થાય અને શરીરનો રંગ બદામી થાય છે.

संज्ञानाशोष्णनिश्वासौ हृद्दाहः कटुकास्यता ।
मांसावदरणं शोफो रक्तपीतश्च पैत्तिके ॥१८॥

વિષમાં પિત્ત વધારે હોય તો ભાન જતું રહે છે, નિશ્વાસ ગરમ હોય છે, હૃદયમાં બળે છે, મોં તીખું રહે છે, માંસ જાણે ચિરાતું હોય એવું થાય છે તથા રાતો કે પીળો સોજો આવે છે.

छर्द्यरोचकहृल्लासप्रसेकोत्क्लेशपीनसैः ।
सशीतास्यमाधुर्यैर्विद्याच्छ्लेष्माधिकं विषम् ॥

ઊલટી, અરુચિ, હલ્લાસ, લાળ પડે, ઉત્ક્લેશ, સળેખમ, ટાઢ વાય, મોં ગળ્યું રહે—એટલા ઉપદ્રવો ઉપરથી સમજવું કે ઝેરમાં કફ વધારે છે.

દોષવાર ઉપાય

पिण्याकेन व्रणालेपस्तैलाभ्यङ्गश्च वातिके ।
स्वेदो नाडीपुलाकाद्यैर्बृंहणश्च विधिर्हितः ॥२०॥

જે વિષમાં વાયુ વધારે હોય તો ડંખના વ્રણ ઉપર ખોળનો લેપ કરવો, તેલ ચોપડવું; નાડીસ્વેદ, પુલાકસ્વેદ વગેરે પ્રકારના શેક કરવા અને બૃંહણનો વિધિ (સૂ. ૧૪/૯, ૯ાા ) કરવો એ હિતકર છે.

पैत्तिकं स्तम्भयेत्सेकैः प्रदेहैश्चातिशीतलैः ।

જો વિષમાં પિત્ત વધારે હોય તો ખૂબ ઠંડા સેચનો વડે અને ખૂબ ઠંડા જાડા લેપો વડે વિષનું સ્તંભન કરવું.

लेखनच्छेदनस्वेदवमनैः श्लैष्मिकं जयेत् ॥२१॥

જો વિષમાં કફ વધારે હોય તો લેખન, છેદન, સ્વેદન અને વમન એ ચાર ક્રિયાઓ વડે એ કફવાળા વિષને મટાડવું.

સ્વેદન, લેપ અને સેચન સહેકાં ક્યારે કરવાં?

कीटानां त्रिप्रकाराणां त्रैविध्येन क्रिया हिता ।
स्वेदालेपनसेकांस्तु कोष्णान् प्रायोऽवचारयेत् ॥२२॥
अन्यत्र मूर्च्छितादंशपाकतः कोथतोऽथवा ।

(કફના, પિત્તના અને વાયુના) ત્રણ પ્રકારની કીટની ત્રણ પ્રકારની પોતપોતાની જુદીજુદી ક્રિયા કરવી એ હિતકર છે. પણ જો મૂર્છા ન આવી હોય, ડંખ ન પાકતો હોય અથવા સડતો ન હોય તો સામાન્ય રીતે ત્રણ દોષના કીટમાં સ્વેદન, લેપ અને સેચન સહેકાં કરવાં. (ત્રિદોષના કીટ કરડે તે અસાધ્ય હોવાથી એ ચોથા પ્રકારના કીટની ચિકિત્સા કરવાની હોતી નથી.)

બધા ઝેરી ડંખનો ઉત્તમ ઉપાય

नृकेशाः सर्षपाः पीता गुडो जीर्णश्च धूपनम् ॥२३
विषदंशस्य सर्वस्य काश्यपः परमब्रवीत् ।

માણસના વાળ, પીળા સરસવ અને જૂનો ગોળ એ ત્રણ વસ્તુઓ વડે ઝેરી ડંખવાળા ભાગને ધૂપ દેવો, એ બધી જાતના ઝેરી ડંખ માટે ઉત્તમ છે એવું ભગવાન કાશ્યપ કહી ગયા છે.

विषघ्नं च विधिं सर्वं कुर्यात्संशोधनानि च ॥२४

વળી વિષનો નાશ કરે એવો બધો વિધિ (ક્રમ) તથા સંશોધનો કરવાં.

ઉગ્ર ઝેરવાળા કીડા અને વીંછી કરડ્યાના ઉપાય

साधयेत्सर्पवद्दष्टान् विषोग्रैः कीटवृश्चिकैः ।

જેનું ઝેર ઉગ્ર હોય એવા કીડા કે વીંછી જેને કરડ્યા હોય તેને સાપ કરડ્યા જેવી ચિકિત્સા (ઉપાય) કરીને મટાડવું.

तन्दुलीयकतुल्यांशां त्रिवृतां सर्पिषा पिबेत् ॥२५
याति कीटविषैः कम्पं न कैलास इवानिलैः ।

તાંદળજા જેટલું નસોતર અને તાંદળજો ઘી સાથે પીવાં. એમ કરવાથી જેમ પવનોથી કૈલાસને ક્ષોભ થતો નથી, તેમ કીડાનાં વિષોથી માણસને ક્ષોભ થતો નથી.

क्षारसिद्धस्य चालेपः शुद्धे कीटविषापहः ॥२६॥

શોધન થઈ રહ્યા પછી ક્ષીરીવૃક્ષોની ચાતછાલનો લેપ કરવાથી કીડાનું ઝેર મટી જાય છે

**मुक्तलेपो वरः शोफतोददाहज्वरप्रणुत् ।**

સોજો, તોદ, બળતરા અને તાવ—એટલા ઉપદ્રવો મટાડે એવો (મટાડવા માટે) મોતીનો લેપ ઉત્તમ છે

દશાંગ અગદ

**वचा हिङ्गु विडङ्गानि सैन्धवं गजपिप्पली ॥२७**
**पाठा प्रतिविषा व्योषं काश्यपेन विनिर्मितम् ।**
**दशाङ्गमगदं पीत्वा सर्वकीटविषं जयेत् ॥२८॥**

વજ, હિંગ, વાવડિંગ, સિંધવ, ગજપીપર, કાળીપાડ, અતિવિષની કળી, ત્રિકટુ (સૂંઠ, મરી અને પીપર) એ દશ અંગનુ બનેલુ ભગવાન કાશ્યપે નિર્માણ કરેલું અગદ પીને બધા કીડાનુ ઝેર મટાડવું

વીંછી કરડયાના ઉપાય

**सद्यो वृश्चिकजं दंशं चक्रतैलेन सेचयेत् ।**
**विदारिगन्धसिद्धेन कवोष्णेनेतरेण वा ॥२९॥**
**लवणोत्तमयुक्तेन सर्पिषा वा पुनः पुनः ।**
**सिञ्चेत्कोष्णारनालेन सक्षीरलवणेन वा ॥३०॥**

વીંછી કરડે કે તરત જ વીંછીના ડખ ઉપર ચક્ર તેલનું અથવા શાલિપર્ણી વડે સિદ્ધ કરેલા બીજા સરીકા તેલથી અથવા ઘીમા સિંધવ નાખીને એ ઘી વડે અથવા છડેલા ઘઉંની (ખાટી) કાંજીમા દૂધ અને સિંધવ નાખીને એ કાંજી વડે સેચન કરવુ

**उपनाहो घृते भृष्टः कल्कोऽजाज्याः ससैन्धवः ।**

જીરુના કલ્કમા સિંધવ નાખીને એને ઘીમા શેકીને એનું પોટીસ વીંછીના ડખ ઉપર બાધવું

**मादशं स्वेदित चूर्णैः प्रच्छाय प्रतिसारयेत् ॥३१॥**
**रजनीसैन्धवव्योषशिरीषफलपुष्पजैः ।**

વીંછીના ડખ ઉપર (વીંછી કરડયો હોય તે ભાગ ઉપર) બધી બાજુએ ફરતો શેક કરીને પછી ડખ ઉપર પ્રચ્છાન કરીને હળદર, સિંધવ, ત્રિકટુ, સરસડાના ફળ અને સરસડાના બી એટલાના ચૂર્ણો વડે પ્રતિસારણ કરવું

**मातुलुङ्गाम्लगोमूत्रपिष्टं च सुरसामजम् ॥३२॥**
**लेपः सुखोष्णश्च हितः**
**पिण्याको गोमयोऽपि वा ।**

બિજોરાના રસમા, ખાટામા અને ગાયના મૂતરમાં તુળસીની માંજરો (કે પાંદડા) વાટીને એનો વીંછીના ડખવાળા ભાગ ઉપર લેપ કરવો અથવા સહેવાય એટલા ગરમ ખોળનો કે સહેવાય એટલા ગરમ ગાયના છાણનો લેપ કરવો એ ફાયદાકારક છે

**पाने सर्पिर्मधुयुतं क्षीरं वा भूरिशर्करम् ॥३३॥**

ઘીમાં મધ નાખીને પાવુ અથવા ગાયના દૂધમા પુષ્કળ સાકર નાખીને પાવુ

**पारावतशकृत् पथ्या तगरं विश्वभेषजम् ।**
**बीजपूररसोन्मिश्रः परमो वृश्चिकागदः ॥३४॥**

કબૂતરની (કે હોલાની) હગાર, હરડે, તગર અને સૂંઠ—એટલી વસ્તુઓને બિજોરાના રસમા મેળવીને પીવુ એ વીંછીનું ઉત્તમ અગદ છે

**शैवलोष्ट्रदंष्ट्रा च हन्ति वृश्चिकजं विषम् ।**

શેવાળ (લીલ) સાથે ઊંટની દાઢ ઘસીને ચોપડવાથી વીંછીના ઝેરનો નાશ થાય છે

**हिङ्गुना हरितालेन मातुलुङ्गरसेन च ॥३५॥**
**लेपाञ्जनाभ्यां गुटिका परमं वृश्चिकापहा ।**

હિંગ, હરતાલ, અને બિજોરાના રસ વડે બનાવેલી ગોળીઓ ઘસીને લેપ અને અજન કરવા, એ વીંછીના ઝેરનો ઉત્તમ રીતે નાશ કરે છે

**करञ्जार्जुनशेलूनां कटभ्याः कुटजस्य च ॥३६॥**
**शिरीषस्य च पुष्पाणि मस्तुना दंशलेपनम् ।**

કણજી, સાદડ, ગુંદા, અરણી, કડુ અને સરસડાના ફૂલ—એટલા ઔષધોને દહીંમાથી છૂટેલા પાણી સાથે વાટીને એનો વીંછીના ડખ ઉપર લેપ કરવો

**यो मुह्यति प्रश्वसिति प्रलपत्युग्रवेदनः ॥३७॥**
**तस्य पथ्यानिशाकृष्णामञ्जिष्ठातिविषोषणम् ।**
**सालाबुवृन्तं वार्ताकरसपिष्टं प्रलेपनम् ॥३८॥**

વીંછીનું ઝેર ચડવાથી જેને મૂર્છા આવતી હોય, જે હાંફતો હોય, લવરી કરતો હોય અને જેને બહુ પીડા થતી હોય તેને હરડે, હળદર, પીપર, મજીઠ, અતિવિષની કળી, મરી અને દૂધીનું ડીંટુ, એટલી વસ્તુ એોને વંતાકના રસમાં લસોટીને ડખ ઉપર લેપ કરવો

**सर्वत्र चोग्रालिविषे पाययेद्दधिसर्पिषी ।**
**विध्येत्सिरा विदध्याच्च वमनाञ्जननावनम् ।**
**उष्णस्निग्धाम्लमधुरं भोजनं चानिलापहम् ॥३९**

વીંછીનું ઝેર ઉગ્ર હોય એવા બધા પ્રસંગોમાં દહીં અને ઘી ભેગા કરીને પાવાં, ફસ્ત ખોલવી, વમન, અંજન અને નસ્યની ક્રિયાઓ કરવી તથા વાયુને મટાડે એવું ગરમ, સ્નિગ્ધ, ખાટુ અને ગળ્યું ભોજન આપવું

**नागरं गृहकपोतपुरीषं**
**बीजपूरकरसो हरितालम् ।**
**सैन्धवं च विनिहन्त्यगदोऽयं**
**लेपतोऽलिकुलजं विषमाशु ॥४०॥**

સૂઠ, પાળેલા કબૂતરની હઘાર, બિજોરાનો રસ, હરનાલ અને સૈંધવ—એ બધાનો લેપ કરવો; આ અગદ (લેપ કરવાથી) ગમે તે જાતના વીંછીના ઝેરનો તરત નાશ કરે છે

**अन्ते वृश्चिकदष्टानां समुदीर्णे भृशं विषे।**
**विषेणालेपयेद्दंशमुच्चिटिङ्गेऽप्ययं विधिः ॥४१॥**

જો વીંછીના ઝેરનું જોર બહુ જ વધી પડે તો છેવટે (બીજા ઉપચાર કર્યા છતાં ન મટે તો) જેને વીંછી કરડયો હોય તેને ડંખ ઉપર સ્થાવર વિષનો લેપ કરવો. ઉચ્ચિટિંગ વીંછી માટે પણ આ જ વિધિ છે

**नागपुरीषच्छत्रं रोहिषमूलं च शेलुतोयेन।**
**कुर्याद् गुटिकां लेपादियमलि-**
**विषनाशनी श्रेष्ठा ॥४२॥**

હાથીની હગારમા ઊગેલા બિલાડીના ટોપ, રોહિષ ઘાસનાં મૂળ, એ બેની ગુંદાના રસમાં ગોળીઓ વાળવી એ ગોળીઓ ઘસીને ડંખ ઉપર લેપ કરવો, એ વીંછીના ઝેરનો નાશ કરવાનું ઉત્તમ ઔષધ છે

**अर्कस्य दुग्धेन शिरीषबीजं**
**त्रिर्भावितं पिप्पलिचूर्णमिश्रम्।**
**एषोऽगदो हन्ति विषाणि कीट-**
**भुजङ्गलूतोन्दुरवृश्चिकानाम् ॥४३॥**

સરસડાના બીને આકડાના દૂધની ત્રણ વાર ભાવના દેવી પછી તેમા પીપરનું ચૂર્ણ ભેળવવું આ અગદ, કીટ, સાપ, કરોળિયા, ઉંદર અને વીંછીના ઝેરનો નાશ કરે છે (આ ચૂર્ણ વડે પ્રતિસારણ કરવુ)

**शिरीषपुष्पं सकरञ्जबीजं**
**काश्मीरजं कुष्ठमनःशिले च।**
**एषोऽगदो रात्रिकवृश्चिकानां**
**संक्रान्तिकारी कथितो जिनेन ॥४४॥**

સરસડાના બી, કણજીના બી, કેસર, ઉપલેટ અને મણશીલ—એટલા દ્રવ્યોનું અગદ લેપ કરવાથી કે ઘસવાથી રાત્રિક (ઉચ્ચિટિંગ શ્લોક ૧૪) વીંછીઓના ઝેરને કાઢી નાખે છે, એવુ ભગવાન બુદ્ધ કહી ગયા છે

## લૂતા (કરોળિયા)

**कीटेभ्यो दारुणतरा लूताः षोडश ता जगुः।**
**अष्टाविंशतिरित्येके ततोऽप्यन्ये तु भूयसीः॥**
**सहस्रशस्त्वनुचरा वदन्त्यन्ये सहस्रशः।**
**सद्रूपप्रवरूपा तु लूतैकैव विषात्मिका ॥४५॥**

—કીટ (કીડા) કરતાં પણ લૂતા (કરોળિયા) વધારે ભયંકર છે મુનિઓ કહે છે કે લૂતા સોળ જાતની છે બીજા કેટલાક કહે છે કે લૂતા અઠ્ઠાવીશ જાતની છે બીજા કહે છે કે, લૂતા એનાથીયે વધારે જાતની છે વળી બીજા સૂર્યના અનુચરો કહે છે કે લૂતા હજારો જાતની છે પણ (અમારો મત એવો છે કે) લૂતાઓ અનેક જુદાજુદા ઉપદ્રવોવાળી અને અનેક આકારની હોવા છતા એ બધી ઝેરી હોવાથી એક જ જાતની છે

લૂતાના દોષવાર પ્રકાર પાડવાનું કારણ

**रूपाणि नामतस्तस्या दुर्ज्ञेयान्यतिसङ्करात्।**
**नास्ति स्थानव्यवस्था च**
**दोषतोऽतः प्रचक्षते ॥४७॥**

લૂતાના જુદાજુદા નામો ઉપરથી એના લક્ષણો જાણવા બહુ મુશ્કેલ છે, કારણ કે જુદાજુદા નામની લૂતાના લક્ષણો તદ્દન જુદાજુદા નથી પણ બહુ સેળભેળ થઈ જાય એવા છે વળી લૂતા જે સ્થાનમા જન્મી હોય તે ઉપરથી પણ એના પ્રકાર પાડીને દરેક પ્રકારના લક્ષણો કહેવા પણ શકય નથી, કારણ કે કીડાની બાબતમા જે ઉત્પત્તિસ્થાનનો નિયમ છે એવો લૂતાની બાબતમા નથી તેથી દોષોને ધોરણે લૂતા વિષે કહેવામા આવશે

સાધ્યઅસાધ્ય

**कृच्छ्रसाध्याः पृथग्दोषैरसाध्या निचयेन ताः।**

છૂટાછૂટા દોષને કોપાવે એવા વિષવાળી લૂતા કૃચ્છ્રસાધ્ય છે, ત્રણે દોષને સાથે કોપાવનારી લૂતા અસાધ્ય છે

લૂતાના દોષવાર દંશનાં લક્ષણ

**तद्दंशः पैत्तिको दाहतृट्स्फोटज्वरमोहवान्॥**
**भृशोष्मा रक्तपीताभः क्लेदी द्राक्षाफलोपमः।**

પિત્ત કોપાવે એવો એનો ડંખ હોય તો દાહ, તરસ, ફોલ્લા, તાવ અને મોહ થાય છે ડંખ બહુ ગરમ હોય છે, લાલ કે પીળો હોય છે, કહેવાવાળો અને કાળી દ્રાક્ષના ફળના જેવા આકારનો થઈ જાય છે

**श्लैष्मिकः कठिनः पाण्डुः परूषकफलाकृतिः॥**
**निद्रां शीतज्वरं कासं कण्डूं च कुरुते भृशम्।**

લૂતાનો કફને કોપાવે એવો ડંખ (લૂતા કરડી હોય તે જગા) કઠણ, ધોળો, ફાલસા જેવા આકારનો થઈ જાય છે, એને લીધે પુષ્કળ શીતજ્વર, ઉધરસ અને ખણજ આવે છે

**वातिकः परुषः श्यावः पर्वभेदज्वरप्रदः ॥५०॥**

વાયુને કોપાવે એવી લૂતા કરડી હોય તો જ્યાં એ કરડી હોય તે જગા (દંશ, ડંખ) પરુષ, બદામી રંગ-

ની થઈ જાય છે તથા એને લીધે શરીરના પર્વો જાણે તૂટે છે અને તાવ આવે છે

**तद्विभागं यथास्वं च दोषलिङ्गैर्विभावयेत् ।**

દરેક દોષના લક્ષણો ઉપરથી કઈ લૂતા કયા પ્રકારની છે (વાયુની, પિત્તની, કફની કે ત્રિદોષની છે) તે નક્કી કરવુ.

અસાધ્ય લૂતાના લક્ષણ

**असाध्यायां तु हृन्मोहश्वास-**
**हिध्माशिरोग्रहाः ॥५१॥**
**श्वेतपीतासितारक्ताः पिटिकाः श्वयथूद्भवः ।**
**वेपथुर्वमथुर्दाहस्तृडान्ध्यं वक्रनासता ॥५२॥**
**श्यावौष्ठरक्तदन्तत्वं पृष्ठग्रीवावभञ्जनम् ।**
**पक्वजम्बूसवर्णं च दंशात्स्रवति शोणितम् ॥५३**

અસાધ્ય લૂતા કરડે ત્યારે હૃદયનો મોહ થાય છે, હાંફ અને હેડકી આવે છે, માથુ જકડાઈ જાય છે, ધોળી, પીળી અને કાળી ફોલ્લીઓ થાય છે, સોજો આવે છે, કંપ થાય છે, ઊલટી થાય છે, આગના બળે છે, તરસ લાગે છે, આંધાપો આવે છે, નાક વાંકુ થઈ જાય છે, હોઠ, મો, અને દાંત કાળા પડી જાય છે, પીઠ અને ડોક ભાંગી જાય છે તથા ડંખમાંથી પાકા જાંબુ જેવા રંગનું લોહી નીકળે છે

**सर्वाऽपि सर्वजा प्रायो व्यपदेशस्तु भूयसा ।**

સામાન્ય રીતે બધી લૂતા ત્રિદોષની હોય છે પણ ત્રણે ભેગેલા દોષમાથી જે દોષ વધારે કોપ્યો હોય તે ઉપરથી એ મુખ્ય દોષની લૂતા છે એવુ નામ આપવામા આવે છે

**तीक्ष्णमध्यावरत्वेन सा त्रिधा हन्त्युपेक्षिता ॥**
**सप्ताहेन दशाहेन पक्षेण च परं क्रमात् ।**

લૂતાનુ ઝેર તીક્ષ્ણ છે કે સાધારણ છે કે હલકુ (નરમ) છે એ ધોરણે લૂતા ત્રણ પ્રકારની છે લૂતાના ઝેરના વખતસર યોગ્ય ઉપાય કરવામા ન આવે તો તીક્ષ્ણ લૂતાનુ ઝેર સાત દહાડામા, સાધારણ ઝેરવાળી લૂતાનું ઝેર દશ દહાડામા અને હળવા ઝેરવાળી લૂતાનુ ઝેર એક પખવાડિયામા મારી નાખે છે

લૂતા કરડે તેના સામાન્ય લક્ષણ

**लूतादंशश्च सर्वोऽपि दद्रुमण्डलसन्निभः ॥५६**
**सितोऽसितोऽरुणः पीतः श्यावो वा मृदुरुन्नतः ।**
**मध्ये कृष्णोऽथवा श्यावः**
**पर्यन्ते जालकावृतः ॥५६॥**
**विसर्पवांश्छोफयुतस्तप्यते बहुवेदनः ।**
**ज्वराशुपाकविक्लेदकोथावदरणान्वितः ॥५७॥**
**क्लेदेन यत्स्पृशत्यङ्गं तत्रापि कुरुते व्रणम् ।**

ગમે તે જાતની લૂતા કરડે તોપણ એનો ડંખ (કરડેલી જગા) દાદરના ચકરડા જેવો, ધોળો, કાળો, રાતો લાલ, પીળો કે બદામી રંગનો, મૃદુ, ઊપસી આવેલો, વચમા કાળો કે બદામી રંગનો પણ ફરતી કિનાર ઉપર માસના જાળાજાળા પડી ગયા હોય એવો, વિસર્પવાળો, સોજાવાળો, તપેલો, બહુ પીડાવાળો હોય છે એને લીધે તાવ આવે છે, એ ઝટ પાકે છે, એમા કલેદ, સડો અને દરણ થાય છે એનો કલેદ જે અંગને અડકે ત્યા પણ વ્રણ થાય છે

લૂતાનું વિષ કયા કયાંથી બહાર નીકળે છે?

**श्वासदंष्ट्राशकृन्मूत्रशुक्रलालानखार्तवैः ॥५८॥**
**अष्टाभिरुद्वमत्येषा विषं वक्त्राद्विशेषतः ।**

લૂતા પોતાનુ વિષ શ્વાસ, દાઢ, ઝાડો, પેશાબ, વીર્ય, લાળ, નખ અને આર્તવ—એ આઠ વાટે બહાર કાઢે છે, પણ ખાસ તો એ મોવાટે કાઢે છે (લૂતાનો શ્વાસ અડકે, એ કરડે, એ નખ મારે વગેરે આઠ રીતે એનુ ઝેર માણસના શરીરમા દાખલ થઈ શકે છે)

**लूता नाभेर्दशत्यूर्ध्वमूर्ध्वं चाधश्च कीटकाः ॥५९**
**तद्दूषितं च वस्त्रादि देहे पृक्तं विकारकृत् ।**

લૂતા ડૂટીથી ઉપરના શરીરના કોઈ ભાગમા કરડે છે, કીટ ડૂટીથી ઉપરના અને નીચેના કોઈ પણ ભાગમા કરડે છે એમણે (લૂતા અને કીટે) બગાડેલું વસ્ત્ર વગેરે જો શરીરને અડકે તો રોગ થાય છે

લૂતાનું તીક્ષ્ણ ઝેર સાત દિવસમા કેવી રીતે મારી નાખે છે?

**दिनार्धं लक्ष्यते नैव दंशो लूताविषोद्भवः ॥६०**
**सूच्यग्रव्यधवद्भाति ततोऽसौ प्रथमेऽहनि ।**
**अव्यक्तवर्णः प्रचलः किञ्चित्कण्डूरुजान्वितः ॥६१**

લૂતાના ઝેરથી થયેલો ડંખ અડધો દિવસ સુધી તો ઓળખાતો જ નથી પછી પહેલે દિવસે એ ડંખ સોયના ઘોચ જેવો દેખાય છે, એનો રંગ જુદો તરી આવે એવો હોતો નથી, એ ડંખ ચચરે હોય છે અને એમા જરા ખજવાળ આવે છે

**द्वितीयेऽभ्युन्नतोऽन्तेषु**
**पिटिकाव्याप्त आचितः ।**
**व्यक्तवर्णो नतो मध्ये कण्डूमान्ग्रन्थिसन्निभः ॥**

બીજે દિવસે ડંખની ફરતી ધાર ઊપસી આવે છે અથવા જાણે ખીચોખીચ ફોલ્લીઓ થઈ હોય એવું થઈ જાય છે, ડંખનો રંગ જુદો તરી આવે છે, ડંખ વચ્ચેથી

ખાડાવાળો હોય છે, એમા ખણુજ આવે છે અને ગાંઠ જેવો લાગે છે

**तृतीये सज्वरो रोमहर्षकृद्रक्तमण्डलः ।**
**शरावरूपस्तोदाढ्यो रोमकूपेषु सास्रवः ॥६३॥**

ત્રીજે દિવસે તાવ આવે છે, વાળ ખડા થઈ જાય છે, રાતાં ચકામા પડે છે, કોડિયા જેવો આકાર થઈ જાય છે, પુષ્કળ તોદ થાય છે અને રૂવાડાના છિદ્રોમાં સ્રાવ થાય છે

**महांश्चतुर्थे श्वयथुस्तापश्वासभ्रममदः ।**

ચોથે દિવસે બહુ સોજો આવે છે, તપી જાય છે, હાફ ચડે છે અને ફેર આવે છે

**विकारान् कुरुते तांस्तान् पञ्चमे विषकोपजान् ॥**

પાચમે દિવસે વિષના પ્રકોપને લીધે ઉત્પન્ન થતા જુદાજુદા અનેક ઉપદ્રવો થાય છે

**षष्ठे व्याप्नोति मर्माणि**
**सप्तमे हन्ति जीवितम् ।**

છઠ્ઠે દિવસે એ મર્મસ્થાનોમા પ્રસરે છે
સાતમે દિવસે એ મારી નાખે છે

**इति तीक्ष्णं विषं,**
**मध्यं हीनं च विभजेदतः ॥६४॥**

આ તો તીક્ષ્ણ વિષના લક્ષણ કહ્યાં મધ્ય (સાધારણ) અને હીન (મંદ) વિષના લક્ષણ આ ધોરણે જ જુદાં નક્કી કરવાં.

લૂતાનું વિષ તદ્દન શમી જવાની મુદત

**एकविंशतिरात्रेण विषं शाम्यति सर्वथा ।**

લૂતાનું વિષ એકવીસ રાતે તદ્દન શમી જાય છે

## લૂતાના વિષના ઉપાય

### કરડે કે તરત શું કરવું?

**अथाशु लूतादष्टस्य शस्त्रेणादंशमुद्धरेत् ॥६६॥**
**दहेच्च जाम्बवौष्ठाद्यैर्न तु पित्तोत्तरं दहेत् ।**

હવે લૂતાના ડંખને (ડંખવાળા ભાગને) જલ્દી શસ્ત્ર વડે કાપીને કાઢી નાખવો. જાંબવૌષ્ઠ વગેરે (સૂ ૨૫/૩૫, ૩૫ા) યંત્રો વડે એ ભાગને બાળવો પણ જેમાં પિત્ત વધારે કોપ્યું હોય એવા ડંખને બાળવો નહિ.

### કેવા ડંખને ન કાપવો કે ન બાળવો?

**दर्वीदं भिन्नरोमाणं मर्मसन्ध्यादिसंस्थितम् ॥६७॥**
**प्रसृतं सर्वतो दंशं न छिन्दीत दहेन्न च ।**

જે ડંખ કરમ, ફૂટેલા વાળવાળો, મર્મસ્થાન ઉપર કે સાંધા ઉપર થયેલો, બધી બાજુએ પ્રસરેલો હોય તે ડંખને કાપવોયે નહિ અને બાળવોયે નહિ

### ડંખને બાળ્યા પછી શું કરવું?

**लेपयेद्दग्धमगदैर्मधुसैन्धवसंयुतैः ॥६८॥**
**सुशीतैः सेचयेच्चानु कषायैः क्षीरिवृक्षजैः ।**

ડંખને બાળ્યા પછી અગદોમા મધ અને સૈંધવ નાખીને ડંખ ઉપર લેપ કરવો, અને પછી ક્ષીરીવૃક્ષોના બહુ જ ઠંડા ક્વાથો વડે સેચન કરવું

**सर्वतोऽपहरेद्रक्तं शृङ्गाद्यैः सिरयाऽपि वा ॥६९॥**
**सेकलेपास्ततः शीता बोधिश्लेष्मातकाक्षकैः ।**

શૃંગડી વગેરેથી અથવા ફસ ખોલીને બધી બાજુથી લોહી કાઢી નાખવું પછી પીપળો, ગુંદાં અને બહેડાંના ઠંડા સેચન અને લેપ કરવા

### પદ્મક અગદ

**फलिनीद्विनिशाक्षौद्रसर्पिर्भिः पद्मकाह्वयः ॥७०॥**
**अशेषलूताकीटानामगदः सार्वकार्मिकः ।**

કાગ, હળદર, દારુહળદર, મધ અને ઘી વડે બનાવેલું અગદ આ બધા લૂતા અને કીટ માટ (પીવું નસ્ય, અંજન, લેપ વગેરે) બધા કામમા લઈ શકાય એવું અગદ છે

### ચંપક અગદ

**हरिद्राद्वयपत्तङ्गमञ्जिष्ठानतकेसरैः ॥७१॥**
**सक्षौद्रसर्पिः पूर्वस्मादधिकश्चम्पकाह्वयः ।**

હળદર, દારુહળદર, રતાંજળી, મજીઠ, તગર અને કેસર સાથે મધ અને ઘી—એ ચંપક નામનું અગદ પહેલાંના (શ્લોક ૭૦ા, ૭૧ વાળા અગદ) કરતાં વધારે ચડિયાતું છે

**तद्वद्गोमयनिष्पीडशर्कराघृतमाक्षिकैः ॥७२॥**

ગાયના છાણના રસમા સાકર, ઘી અને મધ ભેળવવાથી એના (ચંપક અગદના) જેવું જ અગદ બને છે

### મંદર અને ગંધમાદન અગદો

**अपामार्गमनोह्वालदार्वीध्यामकगैरिकैः ।**
**नतैलाकुष्ठमरिचयष्ट्याह्वघृतमाक्षिकैः ॥७३॥**
**अगदो मन्दरो नाम तथाऽन्यो गन्धमादनः ।**
**नतरोध्रघनाव्यथीपाठैलापत्रकुङ्कुमैः ॥७४॥**

અઘાડો, મનશીલ, હરતાલ, દારુહળદર, રોહિસ ઘાસ, ગેરુ, તગર, એલચી, ઉપલેટ, મરી, જેઠીમધ, ઘી અને મધ વડે મંદર નામનું અગદ બને છે

તથા તગર, લોધર, વજ, કડુ, કાળી પાટ, એલચી તમાલપત્ર અને કેસર વડે બીજું ગંધમાદન નામનું અગદ બને છે

સંશોધન

विषघ्नं बहुदोषेषु प्रयुञ्जीत विशोधनम् ।

જે માણસોમાં દોષો બહુ હોય તેમનું, વિષનો નાશ કરે એવાં દ્રવ્યોથી સંશોધન કરવું

यष्ट्याह्वमदनाङ्कोलजालिनीसिन्दुवारिकाः ॥७५
कफे ज्येष्ठाम्बुना पीत्वा विषमाशु समुद्वमेत् ।
शिरीषफलत्वङ्मूलफलं वाऽङ्कोलमूलवत् ॥७६॥

કફના પ્રકોપમાં જેઠીમધ, મીંઢળ, અંકોલના મૂળ, પરોળ, નગોડ એટલી વસ્તુઓના ચૂર્ણને ચોખાના ધોવડામણ સાથે પીને ઝેર તરત ઓકી કાઢવું અથવા સરસડાનાં પાંદડાં, છાલ, મૂળ અને ફળના ચૂર્ણને અંકોલના મૂળના ચૂર્ણમાં ભેળવીને એ ભેગું ચૂર્ણ ચોખાના ધોવડામણના પાણી (ચોખા ઓરતા પહેલાં ચોખાને ધોવાથી જે પાણી નીકળે તે પાણી) સાથે પીને ઝેર તરત ઓકી કાઢવું

રેચ શાનો આપવો?

विरेचयेच्च त्रिफलानीलिनीत्रिवृतादिभिः ।

ત્રિફળા, ગળી નસોતર વગેરેનો રેચ આપવો

निवृत्ते दाहशोफादौ कर्णिकां पातयेद् व्रणात् ॥७७

જ્યારે દાહ સોજો વગેરે મટે ત્યારે વ્રણમાંથી કર્ણિકાને (માંસના ડોડાને) પાડવો (ખેરવી નાખવો)

કર્ણિકાને પાડવાના (ખેરવવાના) ઉપાય

कुसुम्भपुष्पं गोदन्तं स्वर्णक्षीरी कपोतविट् ।
त्रिवृता सैन्धवं दन्ती कर्णिकापातनं, तथा ॥७८॥
मूलमुत्तरवारुण्या वंशनिर्लेखसंयुतम् ।
तद्वच्च सैन्धवं कुष्ठं दन्तीकटुकदौग्धिकम् ॥७९॥
राजकोशातकीमूलं, किण्वो वा मथितोद्भवः ।

કસુંબાનાં ફૂલ, હરતાલ, દારૂડી, કબૂતરની હઘાર, નસોતર, સેંધવ, નેપાળો—એ બધાં મળીને કર્ણિકાને પાડનારું ઔષધ છે તે જ પ્રમાણે દૂધીના મૂળ, વાંસની બહુ જ પાતળી છાલ—એ બે મળીને કર્ણિકાને પાડનારું ઔષધ છે તે જ પ્રમાણે સેંધવ, ઉપલેટ, નેપાળો, કડુ, દૂધી અને ગલકાનાં મૂળ—એ બધાં મળીને કર્ણિકાને પાડનારું ઔષધ છે અથવા મથિતમાં તળે બેઠેલા રગડો એ પણ કર્ણિકાને પાડનારું ઔષધ છે

कर्णिकापातसमये बृंहयेच्च विषापहैः ॥८०॥

કર્ણિકા પાડતી વખતે વિષનો નાશ કરે એવાં દ્રવ્યો વડે બૃંહણ કરવું

સ્નેહન ઘી વડે જ કરવું

स्नेहकार्यमशेषं च सर्पिषैव समाचरेत् ।
विषस्य वृद्धये तैलमग्नेरिव तृणोलुपम् ॥८१॥

જ્યાં સ્નેહન કરવાનું કહ્યું હોય ત્યાં સ્નેહનમાં જે કંઈ કરવાનું હોય તે બધું ઘી વડે જ કરવું, કારણ કે જેમ સૂકા કુમળા ઘાસ અને વેલાથી અગ્નિ વધે છે, તેમ તેલને લીધે ઝેર પ્રસરી જાય છે

લૂતાના ઝેર માટે અગદો

ह्रीबेरयष्टिकङ्कतगोपकन्या-
मुस्ताशमीचन्दनटिण्डुकानि ।
शैवालनीलोत्पलवक्रयष्टी-
त्वङ्नाकुलीपद्मकराठमज्जम् ॥ ८२ ॥
रजनीघनसर्पलोचना-
कणशुण्ठीकणमूलचित्रकाः ।
वरुणागुरुबिल्वपाटली-
पिचुमन्दामयशेलुकेसरम् ॥ ८३ ॥
बिल्वचन्दननतोत्पलशुण्ठी-
पिप्पलीनिचुलवेतसकुष्ठम् ।
शुक्तिशाकवरपाटलिभार्गी-
सिन्दुवारकरघाटवराङ्गम् ॥ ८४ ॥
पित्तकफानिललूताः पानाञ्जननस्यलेपसेकेन ।
अगदवरा वृत्तस्थाः कुगतीरिव वारयन्त्येते ॥८५

૧ ખસનો વાળો, વીકળો, સારિવા, મોથ, શમી સુખડ, ચરડૂસો, પાણીની લીલ, કાળું કમળ, તગર, જેઠીમધ, તજ, ભોરીંગણી, પદ્મકાષ્ઠ અને મીંઢળનો ગર્ભ (બી), (પિત્તની લૂતા માટે)

૨ હળદર, મોથ, નોરવેલ, પીપર, સૂંઠ, પીપરી મૂળ, ચિત્રો, વાયવરણો, અગર, બીલાં, પાડળ, લીમ। ઉપલેટ, ગૂંદા અને કેસર (કફની લૂતા માટે)

૩ બીલાં, સુખડ, તગર, કાળું કમળ, સૂંઠ, પીપર, જલવેતસ, નેતર, ઉપલેટ, નખલો, ડોડી, પાડળ, ભારંગ નગોડ મીંઢળ અને તજ, (વાયુની લૂતા માટે)

જેમ વૃત્ત(સદાચાર)માં રહેનારા માણસો (મરણ પછીની) અવગતિને રોકે છે તેમ ઉપરનાં ત્રણ વૃત્તો (શ્લોકોમાં) લખેલાં (ત્રણ) શ્રેષ્ઠ અગદો પીવાથી, આંજવાથી, નસ્ય લેવાથી, લેપ કરવાથી અને એનું સેચન કરવાથી અનુક્રમે પિત્તની, કફની અને વાયુની લૂતાઓને રોકે છે (તે તે લૂતાઓના ઝેરનો નાશ કરે છે)

रोध्रं सेव्यं पद्मकं पद्मरेणु
कालीयाख्यं चन्दनं यच्च रक्तम् ।
कान्तापुष्पं दुग्धिनीका मृणालं
लूताः सर्वा घ्नन्ति सर्वक्रियाभिः ॥८६॥

લોધર, વીરણ વાળો, પદ્મકાષ્ઠ, કમળની રજ (પરાગ), પીળું ચંદન, રતાંજળી, મેંગનાં ફૂલ, કાચી

દૂધી અને મૃણાલ (કમળના કુમળા મૂળ), આ બધા ઔષધોનું અગદ બધી ક્રિયાઓથી (પીવાથી, આંજવાથી નસ્ય લેવાથી, લેપ કરવાથી અને સેચન કરવાથી) બધી લૂતાઓનો નાશ કરે છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने विटलूतादिविष-
प्रतिषेधो नाम सप्तत्रिंशोऽध्याय. ॥ ३७ ॥

# અધ્યાય ૩૮ મો : ઉંદરના અને હડકાયા કૂતરાના ઝેરના ઉપાય

अथातो मूषिकालर्कविषप्रतिषेधं
व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ॥

ત્યારે હવે અમે ઉંદરનું અને હડકાયા કૂતરાનું ઝેર મટાડવાના ઉપાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

ઉંદરની અઢાર જાત

लालनश्चपलः पुत्रो हसिरश्चिक्किरोऽजिरः ।
कषायदन्तः कुलकः कोकिल. कपिलोऽसितः ॥१
अरुणः शबलः श्वेतः कपोत' पलितोन्दुरः ।
छुच्छुन्दरो रसालाख्यो दशाष्टौ चेति मूषिकाः ।

લાલન, ચપલ, પુત્ર, હસિર, ચિક્કિર, અજિર, કષાયદંત, કુલક, કોકિલ, કપિલ, અસિત, અરુણ, શબલ, શ્વેત, કપોત, પલિતોન્દુર, છછૂંદર અને રસાલ—એ અઢાર જાતના ઉંદર છે

ઉંદરના ઝેરના લક્ષણ

शुक्रं पतति यत्रैषां शुक्रदिग्धैः स्पृशन्ति वा ।
यदङ्गमङ्गैस्तत्रास्रे दूषिते पाण्डुतां गते ॥ ३ ॥
ग्रन्थयः श्वयथुः कोठो मण्डलानि भ्रमोऽरुचिः ।
शीतज्वरोऽतिरुक्सादो वेपथु. पर्वभेदनम् ॥४॥
रोमहर्षः स्रुतिर्मूर्च्छा दीर्घकालानुबन्धनम् ।
श्लेष्मानुबद्धबह्वाखुपोतकच्छर्दनं सतृट् ॥५॥

જ્યાં એમનું (ઉંદરોનું) વીર્ય પડે છે કે વીર્ય વડે ખરડાયેલા પોતાનાં અંગોથી ઉંદરો માણસના જે અંગને અડકે છે, ત્યાં લોહી બગડીને પાંડુ (ધોળું, ફિક્કુ) થઈ ગયા પછી ગાઠો, સોજો, કોઠ, ચકામાં, ફેર, અરુચિ, શીતજ્વર, બહુ પીડા, સાદ, કંપ, પર્વ તૂટતાં હોય એવી પીડા, વાળ ટટ્ટાર થઈ જાય, સાવ, મૂર્છા-એટલા ઉપદ્રવો થાય છે લાંબા વખત સુધી ચાલુ રહે એવી ઉંદરનાં બચ્ચાંના આકારના માંસના પુષ્કળ ટુકડા અને પછી કફ—એ બે વાનાની ઊલટી થાય છે તથા તરસ લાગે છે.

व्यधाय्याखुविषं कृच्छ्रं भूयो भूयश्च कुप्यति ।

ઉંદરનું ઝેર વ્યધાયી, કૃચ્છ્રસાધ્ય અને ફરીફરીને કોપે એવું હોય છે

અસાધ્યનાં લક્ષણ

मूर्च्छाङ्गशोफवैवर्ण्यक्लेदशब्दाश्रुतिज्वराः ॥६॥
शिरोगुरुत्वं लालासृक्छर्दिश्चासाध्यलक्षणम् ।

મૂર્છા, અંગ ઉપર સોજો, શરીરનો રંગ બદલાઈ જાય, ક્લેદ, અવાજ ન સંભળાય, તાવ, માથું ભારે રહે, લાળ પડે, લોહીની ઊલટી થાય—એ અસાધ્યના લક્ષણ છે

शूनबस्तिं विवर्णौष्ठमाख्वाभैर्ग्रन्थिभिश्चितम् ॥७
छुच्छुन्दरसगन्धं च वर्जयेदाखुदूषितम् ।

ઉંદરના ઝેરથી દૂષિત થયેલા માણસનું મૂત્રાશય સૂજી ગયું હોય, હોઠ વિવર્ણ થઈ ગયો હોય, શરીરે ઉંદર જેવા આકારની ગાંઠો નીકળી હોય અને એ માણસમાંથી છછૂંદર જેવી ગંધ આવતી હોય તો એને (અસાધ્ય ગણી) છોડી દેવો

કૂતરાના હડકવાનાં સંપ્રાપ્તિ અને લક્ષણ

शुनः श्लेष्मोल्बणा दोषा संज्ञां संज्ञावहाश्रिताः
मुष्णन्तः कुर्वते क्षोभं धातूनामतिदारुणम् ।
लालावानन्धबधिरः सर्वतः सोऽभिधावति ॥९
स्रस्तपुच्छहनुस्कन्धः शिरोदुःखी नताननः ।

કફ જેમાં વધારે હોય એવા દોષો સંજ્ઞાને વહન કરનારા સ્રોતોમાં રહીને કૂતરાની સંજ્ઞા(ભાન)ને હરી લઈને ધાતુઓનો બહુ ભયંકર ક્ષોભ (ખળભળાટ સખળડખળ) કરે છે તેથી એ કૂતરાને લાળ પડે છે, એ આંધળુ અને બહેરુ થાય છે, બધી બાજુએ દોડાદોડ કરે છે, એના પૂંછડી, જડબાં અને ખભા લબડી પડે છે, એનું માથું દુખે છે અને એનું મો નીચું રહે છે

હડકાયું કૂતરું કરડયાનાં લક્ષણ

दंशस्तेन विदष्टस्य सुप्तः कृष्णं क्षरत्यसृक् ।
हृच्छिरोरुग्ज्वरस्तम्भतृष्णामूर्च्छोद्भवोऽनु च ।

એ જેને કરડ્યુ હોય તેનો દંશ (જ્યાં દાંત બેઠા હોય તે ભાગ) બહેરો (સ્પર્શની ખબર ન પડે એવો) હોય છે, દંશમાંથી લોહી નીકળે છે, અને પછી હૃદયમાં પીડા, માથાનો દુખાવો, તાવ, સ્તંભ, તરસ અને મૂર્છા એટલાં લક્ષણો થાય છે

બીજાં કરડે એવાં શિકારી પશુઓ કરડ્યાનાં લક્ષણ

अनेनान्येऽपि बोद्धव्या व्याला दंष्ट्राप्रहारिण ॥
शृगालाश्वतराश्वर्क्षद्वीपिव्याघ्रवृकादयः ।

બધી રીતનુ સશોધન કર્યા પછી રસાયન આપવુ

કારણ

**अविशुद्धे शरीरे हि युक्तो रासायनो विधि: ।**
**वाजीकरो वा मलिने वस्त्रे रङ्ग इवाफल: ॥४॥**

જેમ મેલા વસ્ત્રને રગ ચઢાવેલો નકામો જાય છે, તેમ તદ્દન શુદ્ધ થયા વિનાના શરીરમા કરેલો રસાયનનો વિધિ કે વાજીકરણનો વિધિ નકામો જાય છે

બે જાતનો રસાયનપ્રયોગ

**रसायनानां द्विविधं प्रयोगमृषयो विदु: ।**
**कुटीप्रावेशिकं मुख्यं वातातपिकमन्यथा ॥५॥**

ઋષિઓ રસાયનોનો બે જાતનો પ્રયોગ જાણે છે ૧ કુટીપ્રાવેશિક (શ્લોક ૫ા થી ૭), તે મુખ્ય છે અને ૨ વાતાતપિક તે ગૌણ છે (વાતાતપિક= કુટીમા રહ્યા સિવાય હવામા અને તડકામા હરતાફરતા હમેશની જેમ રહેતા રહેતા કરી શકાય એવો)

રસાયનપ્રયોગ માટેની કુટી (ઘર)

**पुरे प्राप्योपकरणे हर्म्यनिर्वातनिर्भये ।**
**दिश्युदीच्यां शुभे देशे**
**त्रिगर्भां सूक्ष्मलोचनाम् ॥ ६ ॥**
**धूमातपरजोव्यालस्त्रीमूर्खाद्यविलङ्घिताम् ।**
**सज्जवैद्योपकरणां सुमृष्टां कारयेत्कुटीम् ॥७॥**

શહેરમા જ્યા ઓષધ વગેરે સાધનો મળી શકે એવા, હવેલીઓને લીધે પવન વિનાના અને નિર્ભય, શુભ (દુકાળ, રાગચાળો વગેરે ઉપદ્રવ વિનાના) પ્રદેશ માં ત્રણ કોઠાનુ ઝીણી આખોવાળુ (આખો જેવા ઝીણા છિદ્રોવાળુ), ધુમાડો, તાપ ધૂળ, સાપ, સ્ત્રી, મૂર્ખ વગેરે ન આવે એવુ, જેમા વૈદ્ય અને જરૂરી સાધનો તૈયાર રાખ્યાં હોય એવુ અને લીંપીગૂંપીને સારી રીતે શુદ્ધ કરેલુ મકાન કરાવવુ

રસાયન કેવા માણસે કરવુ?

**अथ पुण्येऽह्नि सम्पूज्य**
**पूज्यांस्तां प्रविशेच्छुचि ।**
**तत्र संशोधनै: शुद्ध: सुखी जातबल: पुन: ॥**
**ब्रह्मचारी धृतियुत: श्रद्दधानो जितेन्द्रिय: ।**
**दानशीलदयासत्यव्रतधर्मपरायण: ॥ ९ ॥**
**देवतानुस्मृतौ युक्तो युक्तस्वप्नप्रजागर: ।**
**प्रियौषध: पेशलवागारभेत रसायनम् ॥१०॥**

હવે પવિત્ર દિવસે (દેવ, ગુરુ, બ્રાહ્મણ વગેરે) પૂજવા લાયક વ્યકિતઓનુ પૂજન કરીને પવિત્ર થઈને એ કુટીમા પેસવુ, પછી (શ્લોક ૧૦ા થી ૧૧ા મા કહ્યા પ્રમાણે વારવાર) સશોધન કરીને શુદ્ધ થયેલા, સુખી (શરીર, વાણી કે મનના દુખ વિનાના), (સશોધન પછી શ્લોક ૧૨, ૧૨ા ૧૩ વાળા ક્રમથી) જેનામા ફરી પાછુ બળ આવ્યુ હોય એવા, બ્રહ્મચર્ય પાળનાર, ધીરજવાળા, શ્રદ્ધાવાળા, જેણે પોતાની ઇન્દ્રિયોને વશ કરી હોય એવા, દાન, સદાચાર (શિયળ) દયા, વ્રત અને ધર્મમા તલ્લીન રહનાર, ઇષ્ટ દેવતાના સ્મરણમા લાગેલા, ઊંઘવાજાગવામા પ્રમાણ જાળવનાર, જેને ઓષધ ગમતા હોય એવા અને કોમળ વાણી વાળા માણસે રસાયન શરૂ કરવુ

રસાયન માટેનુ વિરેચન

**हरीतकीमामलकं सैन्धवं नागरं वचाम् ।**
**हरिद्रां पिप्पलीं वेल्लं**
**गुडं चोष्णाम्बुना पिबेत् ॥ ११ ॥**
**स्निग्धस्विन्नो नर: पूर्वं,तेन साधु विरिच्यते ।**

માણસે પહેલા સ્નેહન અને સ્વેદન કરીને પછી હરડે, આમળા, સૈંધવ, સૂઠ, વજ, હળદર, પીપર, વાવડિગ અને ગોળ—એટલી વસ્તુઓ ગરમ પાણી સાથે પીવી. તેથી બરાબર રેચ થાય છે

વિરેચન થયા પછી બળ લાવવા માટે શુ કરવુ?

**तत: शुद्धशरीराय कृतसंसर्जनाय च ॥ १२ ॥**
**त्रिरात्रं पञ्चरात्रं वा सप्ताहं वा घृतान्वितम् ।**
**दद्याद्यावकमाशुद्धे: पुराणशकृतोऽथवा ॥१३॥**

પછી શરીર (ઉપર કહેલા વિરેચનથી) શુદ્ધ થાય એટલે એને સસર્જનનો ક્રમ કરાવીને પછી (જેનામાં ઓછો મળ રહ્યો હોય તેને) ત્રણ રાત (દિવસ), (જેનામા મધ્યમ મળ રહ્યો હોય તેને) પાચ રાત અથવા (જેનામાં બહુ મળ રહ્યો હોય તેને) સાત રાત સુધી, અથવા જૂના મળવાળાને (=બહુ વખત મળ રહી ગયો હોય તેને) જૂનો મળ નીકળી જતા સુધી ઘી સાથે જવની વાનીરાબ ખાવા આપવી

**इत्थं संस्कृतकोष्ठस्य रसायनमुपाहरेत् ।**
**यस्य यद्यौगिकं पश्येत्**
**सर्वमालोच्य सात्म्यवित् ॥१४॥**

આ પ્રમાણે કોઠો શુદ્ધ કરીને રસાયનવિધિ કરનારને શું માફક આવશે એ સમજનાર વૈદ્યે દોષ, દૂષ્ય વગેરે બાબતોનો વિચાર કરીને જેને માટે જે રસાયનનો યોગ હોય તેને તે રસાયનનો યોગ આપવો.

## રસાયનના યોગો

કુટીપ્રવેશવિધિથી કરવાના રસાયનયોગો બ્રાહ્મરસાયન

(શ્લોક ૧૪ા થી ૧૪૨ા)

**पथ्यासहस्रं त्रिगुणधात्रीफलसमन्वितम् ।**
**पञ्चानां पञ्चमूलानां सार्धं पलशतद्वयम् ॥१६॥**
**जले दशगुणे पक्त्वा दशभागस्थिते रसे ।**
**आपोथ्य कृत्वा व्यस्थीनि विजयामलकान्यथ ॥**
**विनीय तस्मिन्निर्यूहे योजयेत्कुडवांशकम् ।**
**त्वगेलामुस्तरजनीपिप्पल्यगुरुचन्दनम् ॥१७॥**
**मण्डूकपर्णीकनकशङ्खपुष्पीवचाप्लवम् ।**
**यष्ट्याह्वयं विडङ्गं च चूर्णितं तुलयाऽधिकम् ॥**
**सितोपलार्धभारं च पात्राणि त्रीणि सर्पिषः ।**
**द्वे च तैलात् पचेत्सर्वं तदग्नौ लेहतां गतम् ॥**
**अवतीर्णं हिमं युञ्ज्याद्विंशैः क्षौद्रशतैस्त्रिभि ।**
**ततः खजेन मथितं निदध्याद् घृतभाजने ॥**
**या नोपरुन्ध्यादाहारमेकं मात्राऽस्य सा स्मृता ।**
**षष्टिकः पयसा चात्र जीर्णे भोजनमिष्यते ॥**
**वैखानसा वालखिल्यास्तथा चान्ये तपोधना ।**
**ब्रह्मणा विहितं धन्यमिदं प्राश्य रसायनम् ॥**
**तन्द्राश्रमक्लमवलीपलितामयवर्जिताः ।**
**मेधास्मृतिबलोपेता बभूवुरमितायुषः ॥२३॥**

એક હજાર મોટી હરડે, ત્રણગણા (ત્રણ હજાર) આમળાં અને બારસો તોલા પાંચ જાતનાં પંચમૂળ (પાંચે જાતના પંચમૂળનું કુલ વજન બારસો તોલા) —એટલાં ઔષધોને એ ઔષધો કરતાં દશગણા પાણીમાં પકાવીને જ્યારે પકવતાં પકવતાં દશમા ભાગનો કવાથ બાકી રહે, ત્યારે એને મસળીને, હરડેના અને આમળાના ઠળિયા કાઢીને એ ઠળિયા કાઢી નાખીને પાછી એ કવાથમાં તજ, એલચી, મોથ, હળદર, પીપર, અગર, સુખડ, બ્રાહ્મી, નાગકેસર, શંખાવળી, વજ, ક્ષુદ્ર મોથ, જેઠીમધ અને વાવડિંગ—એટલાં ઔષધો દરેક એક એક કુડવ લઈને એમનું ચૂર્ણ નાખવું પછી એમાં સાકર ભાર અને ઘીના ત્રણ પાત્ર, ત્રણ આઢક ઘી અને બે આઢક તેલ—એ બધું દેવતા પર પકવવું એ જ્યારે ચાટવા જેવું થાય ત્યારે એને દેવતા પરથી ઊતારી લઈને ઠંડું પડવા દઈને પછી એમાં ત્રણસો ને વીસ પલ મધ નાખવું પછી એને રવૈયા (કે વલોણા)થી વલોવીને એકરસ કરીને ઘીના વાસણમાં ભરી રાખવું

### રસાયનની માત્રા (માપ)

જે માત્રામાં રસાયન લેવાથી સાંજે ભૂખ ન મરી જાય વાથી સાંજે ખાવાનું માંડી ન વાળવું પડે તે રસાયનનું માપ છે (રસાયન એટલા જ માપથી ખાવું કે સાંજે વાળુ કરવાની ભૂખ લાગે, ભૂખ મરી ન જાય. રસાયન ખાધા પછી સવારે ખાવાની ભૂખ ન લાગવી જોઈએ પણ સાંજના વાળુ વખતે ભૂખ લાગવી જોઈએ.)

### રસાયન પચ્યા પછી ભોજન

જ્યારે એ રસાયન પચી જાય ત્યારે ગાયના દૂધ સાથે સાઠીચોખા ખાવા એવું ઇચ્છાય છે

વૈખાનસો, વાલખિલ્યો અને બીજા તપસ્વીઓ બ્રહ્માએ બનાવેલું આ ધન્ય રસાયન ખાઈને તંદ્રા, શ્રમ, ક્લમ, કરચલીઓ, ધોળા વાળ અને રોગ વિનાના તથા મેધા, યાદશક્તિ અને બળવાળા તથા અમાપ આયુષ્યવાળા બન્યા.

વૈખાનસ=વાનપ્રસ્થ આશ્રમમાં રહેતો તપસ્વી

વાલખિલ્ય=બ્રહ્માના શરીરમાંથી ઉત્પન્ન થયેલ હાથના અંગૂઠા જેવડા સાઠ હજાર દિવ્ય પુરુષો એમનું કામ સૂર્યના રથની આગળ ચાલવાનું છે

### અભયામલક રસાયન

**अभयामलकसहस्रं**
**निरामयं पिप्पलीसहस्रयुतम् ।**
**तरुणपलाशक्षारद्रवीकृतं स्थापयेद्भाण्डे ॥२४॥**
**उपयुक्ते च क्षारे छायायां शुष्कचूर्णितं योज्यम् ।**
**पादांशेन सितायाः–**
**चतुर्गुणाभ्यां मधुघृताभ्याम् ॥**
**तद्घृतकुम्भे भूमौ निधाय षण्मासस्थमुद्धृत्य**
**प्राह्णे प्राश्य यथानल–**
**मुचिताहारो भवेत्सततम् ॥२६॥**
**इत्युपयुज्याशेषं वर्षशतमनामयो जरारहित ।**
**जीवति बलपुष्टिवपु –**
**स्मृतिमेधाद्यन्वितो विशेषेण ॥२७॥**

[illegible] હજાર દીટીપીપ [illegible] (निरामय) [illegible] (હાનુ [illegible]) [illegible]

શીશા ગાડવામાં ભરીને એ ગાડવાને જમીનમાં છ મહિના સુધી દાટી રાખીને પછી એને બહાર કાઢીને જો રોજ સવારે ભૂખ પ્રમાણે ખાઈને રોજ પથ્ય ભોજન કરે અને એ રીતે જો તૈયાર કરેલું બધું રસાયન ધીમેધીમે પૂરું કરે, તો માણસ એકસો વરસ સુધી રોગ અને ઘડપણ વિના અને ખાસ કરીને બળ, પુષ્ટિ, શરીરસૌંદર્ય, યાદશકિત, મેધા વગેરેવાળો થઈને જીવે છે.

### આમલકરસાયન

नीरुजार्द्रपलाशस्य छिन्ने शिरसि तत्क्षतम्।
अन्तर्द्विहस्तं गम्भीरं पूर्यमामलकैर्नवैः॥२८॥
आमूलं वेष्टितं दर्भैः पद्मिनीपङ्कलेपितम्।
आदीप्य गोमयैर्वन्यैर्निर्वाते स्वेदयेत्ततः॥२९॥
स्विन्नानि तान्यामलकानि तृप्त्या
खादेन्नरः क्षौद्रघृतान्वितानि।
क्षीरं शृतं चानु पिबेत्प्रकामं
तेनैव वर्तेत च मासमेकम्॥ ३०॥
वर्ज्यानि वर्ज्यानि च तत्र यत्नात्
स्पृश्यं च शीताम्बु न पाणिनाऽपि।
एकादशाहेऽस्य ततो व्यतीते
पतन्ति केशा दशना नखाश्च॥ ३१॥
अथाल्पकैरेव दिनैः सुरूपः
स्त्रीष्वक्षयः कुञ्जरतुल्यवीर्यः।
विशिष्टमेधाबलबुद्धिसत्त्वो
भवत्यसौ वर्षसहस्रजीवी॥ ३२॥

સડ્યા વિનાના રસકસવાળા ખાખરાના ઝાડની ટોચ કાપી નાખીને એની અંદર બે હાથ ઊંડી બખોલ કરીને એ બખોલને નવાં આમળાંથી ભરી દઈને, ઝાડના મૂળથી તે ટોચ સુધી થડની આસપાસ દાભ વીંટીને એના ઉપર તળાવમાં જ્યાં કમળ ઊગ્યાં હોય તે ભાગમાંનો કાદવ છાંદીને પછી જંગલમાં આપોઆપ સુકાઈ ગયેલાં છાણનાં અડાયાં વડે ઝાડને સળગાવીને જ્યાં પવન ન આવે એવી રીતે બાફવું. પછી એ રીતે બફાયલાં આમળાંને મધ અને ઘી સાથે માણસે ધરાઈને ખાવાં અને પછી ઉકાળેલું દૂધ ધરાઈને પીવું. આટલાથી જ એક મહિના સુધી ગુજારો કરવો (બીજું કંઈ ખાવુંપીવું નહિ) અને રસાયનવિધિમાં જે અપથ્ય ગણ્યું છે (મૈથુન, દારૂ, ક્ષાર વગેરે) તે ચીવટપૂર્વક છોડી દેવું અને ઠંડા પાણીને તો હાથ પણ ન અડકાડવો. પછી જ્યારે આમ કરતાં અગિયારમો દિવસ પૂરો થાય ત્યારે (બારમે દિવસે) એના વાળ ખરી પડે છે, દાંત પડી જાય છે અને નખ ઊખડી જાય છે અને પછી થોડા જ દિવસમાં એ માણસ બહુ રૂપાળો, સ્ત્રીઓના સંગ છતાં શરીર ઊતરે નહિ એવો, હાથી જેટલા વીર્યવાળો અસાધારણ મેધા, બળ, બુદ્ધિ અને સત્ત્વવાળો તથા હજાર (કે હજારો) વર્ષ જીવે એવો બની જાય છે.

### ચ્યવનપ્રાશ

दशमूलबलामुस्तजीवकर्षभकोत्पलम्।
पर्णिन्यो पिप्पली शृङ्गी मेदा तामलकी त्रुटिः॥३३॥
जीवन्ती जोङ्गकं द्राक्षा पौष्करं चन्दनं शठी।
पुनर्नवर्द्धिकाकोलीकाकनामामृताद्वयम्॥३४॥
विदारी वृषमूलं च तदैकध्यं पलोन्मितम्।
जलद्रोणे पचेत्पञ्च धात्रीफलशतानि च॥३५॥
पादशेषं रसं तस्माद्धस्त्वीन्यामलकानि च।
गृहीत्वा भर्जयेत्तैलघृताद् द्वादशभिः पलैः॥
मत्स्यण्डिकातुलार्धेन युक्तं तल्लेहवत् पचेत्।
स्नेहार्धे मधु सिद्धे तु तवक्षीर्याश्चतुष्पलम्॥३७॥
पिप्पल्या द्विपलं दद्याच्चतुर्जातं कणार्धितम्।
अतोऽवलेहयेन्मात्रां कुटीस्थः पथ्यभोजनः॥
इत्येष च्यवनप्राशो यं प्राश्य च्यवनो मुनिः।
जराजर्जरितोऽप्यासीन्नारीनयननन्दनः॥ ३९॥
कासं श्वासं ज्वरं हृद्रोगं वातशोणितम्।
मूत्रशुक्राश्रयान् दोषान् वैस्वर्यं च व्यपोहति॥
बालवृद्धक्षतक्षीणकृशानामङ्गवर्धनः।
मेधां स्मृतिं कान्तिमनामयत्व-
मायुःप्रकर्षं पवनानुलोम्यम्
स्त्रीषु प्रहर्षं बलमिन्द्रियाणा-
मग्नेश्च कुर्याद्विधिनोपयुक्तः॥ ४१॥

દશમૂળ, બળદાણા, મોથ, જીવક, ઋષભક, કાળું કમળ, મુદ્ગપર્ણી, માષપર્ણી, પીપર, કાકડાશીંગ, મેદા, ભોંયઆંબળી, નાની એલચી, ગળો, અગર, કાળી દ્રાક્ષ, પુષ્કરમૂળ, સુખડ, કપૂરકાચલી, સાટોડી, ઋદ્ધિ, કાકોલી, કાકનાસા, ગળો, હરડે, વિદારીકંદ, અરડૂસીનાં મૂળ— આ દરેક ઔષધ એકએક પલ લઈને અને એમાં પાંચસો આમળાં નાખીને એ બધું એકસાથે પકવવાના પકવવાના ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યાં સુધી પકવવું. પછી એ કવાથનું પાણી નિતારી લઈને એ પાણીમાં કવાથમાંનાં આમળાંના ઠળિયા કાઢી નાખીને આમળાંનો ભાગ (કવાથમાં પાણીમાં) નાખીને એ બધું (કવાથનું પાણી અને ઠળિયા વિનાનાં આમળાં) બારબાર પલ તેલ અને ઘીમાં સાંતળવું. પછી એમાં અડધો તોલા સાકર નાખીને ચાટણ જેવું પકવવું. એ સિદ્ધ થઈ જાય ત્યારે (એને ઠંડું પાડીને)

એમા સ્નેહ કરતા અડધુ (બાર પલ) મધ, ચાર પલ વંશલોચન, બે પલ પીપર અને પીપરથી અડધું (એક પલ) ચાતુર્જાત નાખવું એ ચાટણમાથી માત્રા (શ્લોક ૨૦ાા) ચાટવી. આ પ્રયોગ કરનારે કૂટીમા (શ્લોક પાા થી ૭) રહેવું અને પથ્ય ભોજન કરવુ આ ચ્યવનપ્રાશ છે ઘડપણથી ખખડી ગયેલા ચ્યવન મુનિ પણ એ (ચ્યવનપ્રાશ) ખાઈને સ્ત્રીઓની આંખને આનંદ આપે એવા બની ગયા આ ચ્યવનપ્રાશ જો વિધિપુરઃસર ખવાય તો એ ઉધરસ, દમ, તાવ, ક્ષય, હૃદયના રોગ, પત, પેશાબ અને વીર્યમા રહેલા દોષો અને અવાજની કર્કશતા(બેસૂરાપણુ)ને મટાડે છે, મેધા, યાદશક્તિ કાંતિ, નીરોગીપણુ, દીર્ઘાયુષ્ય, વાયુની સ્વાભાવિક સવળી ગતિ, સ્ત્રીઓમા ખૂબ હર્ષ તથા ઇન્દ્રિયોનુ તથા અગ્નિનુ બળ કરે છે (આપે છે)

### ત્રિફલારસાયન

मधुकेन तवक्षीर्या पिप्पल्या सिन्धुजन्मना।
पृथग्लोहैः सुवर्णेन वचया मधुसर्पिषा ॥४२॥
सितया वा समायुक्ता समायुक्ता रसायनम्।
त्रिफला सर्वरोगघ्नी मेधायुःस्मृतिबुद्धिदा ॥

જેઠીમધ, વંશલોચન, પીપર, સૈંધવ, દરેક પ્રકારનું લોઢ (મડૂર), સોનું, વજ, મધ, ઘી કે સાકર આટલી વસ્તુઓમાથી ગમે તે એક વસ્તુ લઈને એમા (વજનમા) એના જેટલી જ ત્રિફળા ભેળવીને એક વરસ સુધી વાપરવાથી (ફાકવા કે ચાટવાથી) એ ત્રિફળા બધા રોગનો નાશ કરે એવી, મેધા, યાદશક્તિ અને બુદ્ધિ આપે એવી તથા રસાયન બને છે (મધ અને ઘી છૂટાછૂટા નહિ, પણ બંને ભેગા લેવા.)

मण्डूकपर्ण्याः स्वरसं यथाग्नि
क्षीरेण यष्टीमधुकस्य चूर्णम्।
रसं गुडूच्याः सहमूलपुष्प्या
कल्कं प्रयुञ्जीत च शङ्खपुष्प्याः ॥४४॥
आयुष्प्रदान्यामयनाशनानि
बलाग्निवर्णस्वरवर्धनानि।
मेध्यानि चैतानि रसायनानि
मेध्या विशेषेण तु शङ्खपुष्पी ॥४५॥

(૧) બ્રાહ્મીનો સ્વરસ, (૨) દૂધ સાથે જેઠીમધનુ ચૂર્ણ, (૩) ગળોનો સ્વરસ, (૪) શંખાવળીના મૂળ અને ફૂલ સાથે શંખાવળીનો કલ્ક જઠરાગ્નિના બળ પ્રમાણે (પચી શકે એટલા જ માપમા) આપવા. (આ ચાર રસાયનમાથી ગમે તે એક આપવુ) આ (ચાર) રસાયનો આયુષ્ય આપે એવા, રોગોનો નાશ કરે એવાં બળ, જઠરાગ્નિ, રંગ અને અવાજને વધારે એવાં અને મેધા માટે સારા છે, પણ શંખાવળી મેધા માટે ઘણી જ સારી છે

नलदं कटुरोहिणी पयस्या
मधुकं चन्दनसारिवोग्रगन्धाः।
त्रिफला कटुकत्रयं हरिद्रे
सपटोलं लवणं च तैः सुपिष्टैः ॥४६॥
त्रिगुणेन रसेन शङ्खपुष्प्याः
सपयस्कं घृतनल्वणं विपक्वम्।
उपयुज्य भवेज्जडोऽपि वाग्मी
श्रुतधारी प्रतिभानवानरोगः ॥४७॥

વીરણવાળો, કડુ, ક્ષીરકાકોલી, જેઠીમધ, સુખડ, સારિવા, વજ, ત્રિફળા, ત્રિકટુ, હળદર, દારુહળદર, પટોળ અને સૈંધવ—એટલી વસ્તુઓને બરાબર લસોટીને એમના કલ્ક વડે અને શંખાવળીના ત્રણગણા રસ સાથે દૂધ અને એક આઢક ઘી પકવીને એ ઘી પીવાથી જડ માણસ પણ વાચાળ, સાભળેલુ (ભણેલું) યાદ રાખી શકે એવો, પ્રતિભાશાળી અને નીરોગી બને છે (શંખાવળીનો રસ ઘીથી ત્રણ ગણો લેવો—અત્રિદેવ.)

### પંચારવિંદ ઘી

पद्मैर्मृणालबिसकेसरपत्रबीजैः
सिद्धं सहेमशकलं पयसा च सर्पिः।
पञ्चारविन्दमिति तत्प्रथितं पृथिव्यां
भ्रष्टाग्निपुष्टिबलप्रतिभैर्निषेव्यम् ॥४८॥

કમળનાં કૂણાં મૂળ, કમળની કૂણી દાંડી, કમળનું કેસર (તંતુઓ), કમળના પાંદડાં અને કમળનાં બી—એ પાચ વસ્તુઓના કલ્ક સાથે, સોનાના ટુકડા સાથે અને દૂધ સાથે પકવેલુ ઘી પૃથ્વીમા પંચારવિંદ ઘી તરીકે પ્રસિદ્ધ છે જેમનાં પુરુષાતન, બળ અને પ્રતિભા નાશ પામ્યાં હોય તેમણે એ ઘીનું સેવન કરવું

### ચતુષ્કુવલયરસાયન

यस्मात्पचन्त्युत्पलकेसरपर्णं
नीलोत्पलस्य तदपि प्रथितं द्वितीयम्।
सर्पिश्चतुष्कुवलयं सहिरण्यपत्रं
मेध्यं गवामपि भवेत् किमु मानुषाणाम् ॥

જે ઘી કાળા કમળના નાળ, કંદ, પાંદડાં અને કેસર(કમળના તંતુઓ)ના કલ્ક સાથે અને સોનાના વરખ સાથે પકવ્યુ હોય તે ચતુષ્કુવલય નામે ઓળખાતુ બીજુ ઘી (પીવાથી) ગાયોની (પશુ તેની) મેધા માટે પણ સારું છે તો પછી મનુષ્યોની મેધા માટે સારું હોય એમાં શી નવાઈ!

ब्राह्मीवचासैन्धवशङ्खपुष्पी-
मत्स्याक्षकब्रह्मसुवर्चलैन्द्र्यः ।
वैदेहिका च त्रियवाः पृथक्स्यु-
र्यवौ सुवर्णस्य तिलो विषस्य ॥५०॥
सर्पिषश्च पलमेकत एत-
द्योजयेत्परिणते च घृताढ्यम् ।
भोजनं समधु वत्सरमेवं
शीलयन्नधिकधीस्मृतिमेधः ॥५१॥
अतिक्रान्तजराव्याधितन्द्रालस्यश्रमक्लमः ।
जीवत्यब्दशतं पूर्णं श्रीतेजःकान्तिदीप्तिमान् ॥
विशेषतः कुष्ठकिलासगुल्म-
विषज्वरोन्मादगरोदराणि ।
अथर्वमन्त्रादिकृताश्च कृत्याः
शाम्यन्त्यनेनातिबलाश्च वाताः ॥५३॥

બ્રાહ્મી, વજ, સૈંધવ, શંખાવળી, મત્સ્યાક્ષક, બ્રહ્મસુવર્ચલા, ઇન્દ્રવરણાં અને પીપર—એ દરેક વસ્તુ વજનમાં ત્રણત્રણ જવ જેટલી લેવી; સોનું (સોનાનો વરખ) વજનમાં બે જવ જેટલું લેવું; અતિવિષની કળી એક તલ જેટલી લેવી; ઘી ચાર તોલા લેવું. એ બધું ભેગું કરીને ચાટવું. પછી જ્યારે એ પચી જાય ત્યારે પુષ્કળ ઘીવાળું ભોજન મધ સાથે લેવું. આ પ્રમાણે એક વરસ સુધી રોજ કરનાર માણસની બુદ્ધિ, યાદશક્તિ અને મેધા વધે છે; ઘડપણ, રોગ, સુસ્તી, આળસ, થાક અને કંટાળો એને આવતાં નથી; એ પૂરાં એકસો વર્ષ સુધી જીવે છે; એનામાં લક્ષ્મી, તેજ, કાંતિ અને દીપ્તિ (પ્રભા) આવે છે; આ પ્રયોગથી ખાસ કરીને કુષ્ઠ, કિલાસ, ગોળો, વિષ, તાવ, ગાંડપણ, ગર, ઉદરરોગ, અથર્વવેદના મંત્રોથી ઊભી કરેલી કૃત્યાઓ અને બહુ બળવાન વાયુઓ શાંત થઈ જાય છે.

કૃત્યા—મંત્ર વગેરેથી ઊભી થાય એવી, મારક શક્તિવાળી દેવતા.

### નાગબલારસાયન

शरन्मुखे नागबलां पुष्ययोगे समुद्धरेत् ।
अक्षमात्रं ततो मूलाच्चूर्णितात्पयसा पिबेत् ॥
लिह्यान्मधुघृताभ्यां वा क्षीरवृत्तिरनन्नभुक् ।
एवं वर्षप्रयोगेण जीवेद्वर्षशतं बली ॥५५॥

શરદ્ ઋતુની શરૂઆતમાં પુષ્ય નક્ષત્રમાં નાગબલાને મૂળ સાથે ઉખેડી લાવવી. એનાં મૂળિયાંનું એક તોલો ચૂર્ણ (આશરે) દૂધ સાથે પીવું અથવા ઘી અને મધ સાથે ચાટવું. ખોરાકમાં માત્ર આખનું દૂધ પીને રહેવું અને બીજું કંઈ પણ ખાવુંપીવું નહિ (એકલા દૂધ ઉપર રહેનારે પાણી પણ પીવું નહિ.) આ પ્રયોગ એક વરસ સુધી કરવાથી માણસ બળવાન બનીને સો વરસ સુધી જીવે છે.

### ગોક્ષુરકરસાયન

फलोन्मुखो गोक्षुरकः समूल-
श्छायाविशुष्कः सुविचूर्णिताङ्गः ।
सुभावितः स्वेन रसेन तस्मात्
मात्रां परां प्रासृतिकीं पिबेद्यः ॥५६॥
क्षीरेण तेनैव च शालिमश्नन्
जीर्णे भवेत्स द्वितुलोपयोगात् ।
शक्तः सुरूपः सुभगः शतायुः
कामी ककुद्मानिव गोकुलस्थः ॥५७॥

જેને ફળ આવવાની તૈયારી હોય એવા ગોખરુના છોડને મૂળ સાથે છાંયડામાં સુકવીને એનાં પંચાંગનું બારીક ચૂર્ણ બનાવીને એ ચૂર્ણને એના જ (ગોખરુના જ) સ્વરસ વડે ભાવના દઈને એમાંથી એક પ્રસૃતિની ઉત્તમ માત્રા (માપ) દૂધ સાથે જે માણસ પીએ અને એ પચે, ત્યારે એની (દૂધની) જ સાથે જે શાલિચોખા ખાય તે માણસ એ રીતે જ્યારે આઠસો તોલા ચૂર્ણનો ઉપયોગ કરી રહે, ત્યારે સશક્ત, રૂપાળો, સુખી, સો વર્ષના આવરદાવાળો અને ગાયોના ટોળામાં મહાલતા આખલા જેવો કામી બને છે.

### વારાહીકંદરસાયન

वाराहीकन्दमात्रार्द्रं क्षीरेण क्षीरपः पिबेत् ।
मासं निरन्नो मासं च
क्षीराशादी जरां जयेत् ॥५८॥

બહુ જ થોડો (દૂધજેવો) ડુક્કરકંદ દૂધ સાથે પીવો અને ખોરાક તરીકે દૂધ પીવું પણ બીજું કંઈ ખાવુંપીવું નહિ (પાણી પણ નહિ) એ પ્રમાણે એક મહિનો કરવું. પછી એક મહિને બહુ જ થોડો ડુક્કરકંદ દૂધ સાથે પીવો અને ખોરાક તરીકે ભોજન (દૂધ અને અન્ન) ખાવું. આમ કરનાર ઘડપણને જીતે છે

तत्कन्दश्लक्ष्णचूर्णं वा स्वरसेन सुभावितम् ।
घृतक्षौद्रप्लुतं स्निग्धासलकं वा चूर्णं पिबेत् ॥५९॥

અથવા એ જ (ઉપરના શ્લોકમાં જોયા) વારાહીકંદના મૂળના બારીક ચૂર્ણને વારાહીકંદના સ્વરસમાં ભાવના દઈને પછી એ ચૂર્ણને ઘી અને મધમાં કાલવીને ચાટવું અથવા વારાહીકંદના મૂળના કલ્કથી સિદ્ધ કરેલું ઘી પીવું

तद्वद्विदार्यतिबलाबलामधुकवानरीः ।
श्रावणीभिपर्णिपुनर्नवावाराहीचित्रामृता

मण्डूकीशङ्खकुसुमावाजिगन्धाशतावरीः ।
उपयुञ्जीत मेधाधीवयःस्थैर्यबलप्रदाः ॥६१॥

ભોયકોળુ, અતિબલા, બલા, જેઠીમધ, કાકમાચી, ગજપીપર, રાસ્ના, રાસ્ના (=રાસ્નાના બે ભાગ), હરડે, આમળા, સમેરવો, ગળો, બ્રાહ્મી, શંખાવળી, આસોદ અને શતાવરી એમાથી દરેકનો (ગમે તે એકનો) તેની માફક (શ્લોક ૫૭મા થી ૫૯મા કહેલા વારાહીકદના પ્રયોગની માફક) ઉપયોગ કરવો તેથી મેધા, બુદ્ધિ, જુવાની, સ્થિરતા અને બળ મળે છે

### ચિત્રાના પ્રયોગો

यथास्वं चित्रकः पुष्पैर्ज्ञेयः पीतसितासितैः ।
यथोत्तरं स गुणवान् विधिना च रसायनम् ॥

પીળા, ધોળા અને કાળા ફૂલ ઉપરથી તે તે જાતનો ચિત્રો ઉત્તરોત્તર વધારે ગુણવાળો સમજવો (પીળા ફૂલવાળા ચિત્રા કરતા ધોળાં ફૂલવાળો અને ધોળા ફૂલવાળા કરતા કાળાં ફૂલવાળો ચિત્રો વધારે ગુણ કરે છે) અને એનો વિધિપુરસ્સર ઉપયોગ થાય તો એ રસાયન છે

छायाशुष्कं ततो मूलं मासं चूर्णीकृतं लिहन् ।
सर्पिषा मधुसर्पिर्भ्यां पिबन् वा पयसा यतिः ।
अम्भसा वा हिताशाशी शतं जीवति नीरुजः ॥
मेधावी बलवान् कान्तो
वपुष्मान् दीप्तपावकः ॥६४॥

ચિત્રાના મૂળને છાયડામાં સૂકવીને એનુ ચૂર્ણ કરીને એ ચૂર્ણ એક મહિના સુધી ઘી સાથે કે મધ અને ઘી સાથે ચાટનાર માણસ કે દૂધ સાથે એ ચૂર્ણ પીને બ્રહ્મચર્ય પાળનાર માણસ કે પાણી સાથે એ ચૂર્ણ પીને પથ્ય ભોજન કરનાર માણસ નીરોગી, મેધાવાળો, બળવાન, કાંતિવાળો, પહેલવાન અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થઈને સો વરસ જીવે છે

(ઉપર પ્રમાણેનો અર્થ સર્વાંગસુંદર ટીકામા કરેલો છે, પણ ઉપર ગણાવેલા ગમે તે અનુપાન સાથે ચિત્રાના મૂળનું ચૂર્ણ લેનારે બ્રહ્મચર્ય પાળવું જોઈએ અને પથ્ય ભોજન કરવું જોઈએ એવો અર્થ પણ થઈ શકે છે)

तैलेन लीढो मासेन वातान् हन्ति सुदुस्तरान् ।
मूत्रेण श्वित्रकुष्ठानि पीतस्तक्रेण पायुजान् ॥

ચિત્રાના મૂળનું ચૂર્ણ એક મહિના સુધી તેલ સાથે ચાટવાથી ગમે તેવા કૃચ્છ્રસાધ્ય વાયુના રોગો પણ મટે છે ગાયના મૂતર સાથે ચિત્રાનું ચૂર્ણ એક મહિનો પીવાથી ધોળો કોઢ અને કુષ્ઠ મટે છે તથા છાશ સાથે ચિત્રાનુ ચૂર્ણ એક માસ પીવાથી હરસ મટે છે

### ભિલામાના પ્રયોગો

भल्लातकानि पुष्टानि धान्यराशौ निधापयेत् ।
ग्रीष्मे संगृह्य हेमन्ते स्वादुस्निग्धहिमैर्वपुः ॥
संस्कृत्य तान्यष्टगुणे सलिलेऽष्टौ विपाचयेत् ।
अष्टांशशिष्टं तत्क्वाथं सक्षीरं शीतलं पिबेत् ॥
वर्धयेत्प्रत्यहं चानु तत्रैकैकमरुष्करम् ।
सप्तरात्रत्रयं यावत् त्रीणि त्रीणि ततः परम् ॥
आचत्वारिंशतस्तानि ह्रासयेद् वृद्धिवत्ततः ।
सहस्रमुपयुञ्जीत सप्ताहैरिति सप्तभिः ॥६९॥
यन्त्रितात्मा घृतक्षीरशालिषष्टिकभोजनः ।
तद्वत् त्रिगुणितं कालं प्रयोगान्तेऽपि चाचरेत् ॥
आशिषो लभतेऽपूर्वा वह्नेर्दीप्तिं विशेषतः ।
प्रमेहकृमिकुष्ठार्शोमेदोदोषविवर्जितः ॥७१॥

દળદાર (મોટા) ભિલામાને ગ્રીષ્મ ઋતુમા ઝાડ પરથી ભેગાં કરીને ધાનના ઢગલામા દાટવાં પછી હેમંત ઋતુમાં ગળ્યા, સ્નિગ્ધ અને ઠંડા દ્રવ્યો વડે શરીરને સસ્કૃત (યોગ્ય સસ્કારવાળુ) બનાવીને એમાંથી આઠ ભિલામાનો આઠગણા પાણીમાં ઊકળતાં ઊકળતાં પાણી આઠમા ભાગનું બાકી રહે ત્યાં સુધી કવાથ કરવો. એ કવાથ ઠંડા પડે ત્યારે એમાં દૂધ નાખીને પીવો. રોજ એકએક ભિલામો વધારતા જવો (તે પ્રમાણે પાણી પણ માપસર વધારતા જવું અને આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યા સુધી ઉકાળીને કવાથ કરવો) આમ, એકવીસ દિવસ સુધી કરવું ત્યાર પછી ત્રણ-ત્રણ ભિલામા રોજ વધારતા જવાં. સરવાળે ચાળીસ ભિલામાં થાય ત્યા સુધી એમ કરવું પછી જે ક્રમે ભિલામાં વધાર્યાં હતાં તે ક્રમે ઓછા કરતા જવાં આ રીતે ઓગણપચાસ દિવસમા સરવાળે એક હજાર ભિલામાનો કવાથ પીવો. આ પ્રયોગ દરમિયાન ઇન્દ્રિયો વશ રાખવી અને ઘી દૂધ, શાલિચોખા અને સાઠી ચોખા ખાઈને રહેવું પ્રયોગ પૂરો થયા પછી પણ (૪૯ દિવસ પછી પણ) એનાથી ત્રણગણા સમય સુધી (૨૧ અઠવાડિયાં સુધી) એ જ પ્રમાણે વર્તવું (ઇન્દ્રિયોને વશ રાખવી અને ઘી, દૂધ, શાલિચોખા અને સાઠી ચોખા ખાઈને રહેવું) આમ કરવાથી માણસને અપૂર્વ આશિષો (ફાયદા, ગુણ) મળે છે, ખાસ કરીને અગ્નિ પ્રદીપ્ત થાય છે અને માણસ પ્રમેહ, કૃમિ, કુષ્ઠ, હરસ તથા ચરબીના દોષ વિનાનો બને છે

पिष्टस्वेदनमल्लैः पूर्णं भल्लातकैर्विजर्जरितैः ।
भूमिनिखाते कुम्भे प्रतिष्ठितं कुड्यमृल्लिप्तम् ॥७२

परिवारितं समन्तात्पचेत्ततो
गोमयाग्निना मृदुना ।
तत्स्वरसो यश्च्यवते गृह्णीयात्तं
दिनेऽन्यस्मिन् ॥ ७३ ॥
अमुमुपयुज्य स्वरसं मध्वष्टमभागिकं
द्विगुणसर्पिः ।
पूर्वविधियन्त्रितात्मा प्राप्नोति
गुणान स तानेव ॥ ७४ ॥

અધકચરા ખાંડેલા, નીરોગી (સડા વિનાના અને રસકસવાળા) ભિલામાં વડે પિષ્ટસ્વેદન વાસણ ભરીને એ વાસણને જમીનમાં દાટી રાખેલા એક ઘડા ઉપર મૂકવું. (પિષ્ટસ્વેદન વાસણની તળે છિદ્ર રાખવું કે જેથી ભિલામાંમાંથી છૂટો પડતો સ્વરસ ટપકીને ભોંયમા દાટેલા ઘડામાં પડી શકે). પિષ્ટસ્વેદન વાસણ-(હાંડલી)ને કાળી માટી વડે લીંપવું (કડેવાળો કરવો.) લીંપીને ઘડા સાથે હાંડલીને એકમેક કરી દેવી. હાડલીનું મોં સીદી દેવું. પછી ગાયના છાણનાં છાણાં એની આસપાસ ગોઠવીને એના આછા તાપથી પકવવું. એનો (ભિલામાંનો) જે સ્વરસ (નીચેના ઘડામાં) ટપકે તે બીજે દિવસે લેવો. એ સ્વરસમાં સ્વરસથી આઠગણું મધ અને સ્વરસથી બમણું ઘી નાખીને પહેલાં (શ્લોક ૬૫ા થી ૭૧ વાળા) પ્રયોગની માફક જાત ઉપર અંકુશ રાખીને (આહારવિહારની પરેજ પાળીને) વાપરનારને એ જ (શ્લોક ૭૦ા, ૭૧ વાળા) લાભ થાય છે.

पुष्पानि पाकेन परिच्युतानि
भल्लातकान्याढकसम्मितानि ।
घृष्ट्येष्टिकाचूर्णकणैर्जलेन
प्रक्षाल्य संशोष्य च मारुतेन ॥ ७५ ॥
जर्जराणि विपचेज्जलकुम्भे
पादशेषघृतगालितशीतम् ।
तद्रसं पुनरपि श्रपयेत
क्षीरकुम्भसहितं चरणस्थे ॥ ७६ ॥
सर्पिः पचेत् तत्र तुल्यप्रमाणं
युञ्ज्यात्स्वेच्छं शर्करायां रजोभिः ।
घनीभूतं तत्तत्क्षोभणेन
स्थाप्यं धान्ये सप्तरात्रं सुगुप्तम् ॥७७॥
तममृतरसपाकं यः प्रगे प्राशमश्नन्
अनु पिबति यथेष्टं वारि दुग्धं रसं वा ।
स्मृतिमतिबलमेधासत्त्वसारैरुपेतः
कनकनिचयगौरः सोऽश्नुते दीर्घमायुः ॥

બરાબર પાકવાને લીધે ઝાડ પરથી આપોઆપ ખરી પડેલાં દળદાર ભિલામાં એક આઢક લેવાં. એમને ઈંટોને ઘસીને કરેલા ભૂકાની ધૂળ વડે ઘસવાં. પછી એમને પાણીથી ધોઈ નાખવાં. પછી એમને (તડકે નહિ પણ છાંયડે) પવનથી સૂકવવાં. સુકાયા પછી એમને અધકચરાં ખાંડીને એક દ્રોણ પાણીમાં પકવવા. ઊકળતાં ઊકળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લઈને ગાળેલો કવાથ ઠંડો પડવા દેવો. એ રસમાં (ગાળી લીધેલા કવાથમાં) એક દ્રોણ દૂધ નાખીને ઊકળતાં ઊકળતાં ચોથા ભાગનું બાકી રહે ત્યાં સુધી એ કવાથ અને દૂધને ઉકાળવાં. પછી એમાં એના (=૧. દૂધના—ઈન્દુ., ૨. કવાથના—ચંદ્ર) જેટલું જ ઘી પકવીને એમાં વૈદ્યની કે દરદીની મરજીમાં આવે એટલી સાકરનો ભૂકો નાખીને એને વલોવવાનો રવૈયો ફેરવીને એકમેક કરી નાખીને પછી એ વાસણને ધાનના ઢગલામાં સાત રાત સુધી બરાબર સંભાળપૂર્વક (ચારે પાસથી બરાબર દટાઈ રહે એ રીતે) દાટી રાખવુ. એ અમૃતરસના પાક જેવા અવ-લેહ(ચાટણા)ને જે માણસ સવારે ખાય છે અને પછી ઉપર પાણી, દૂધ કે માંસરસ મરજી મુજબ પીએ છે તે યાદશક્તિ, બુદ્ધિ, બળ, મેધા, સત્ત્વ અને સાર-વાળો અને સોનાના ઢગલા જેવો ગોરો થઈને લાંબું આયુષ્ય ભોગવે છે.

द्रोणेऽम्भसो व्रणकृतां त्रिशताद्विपक्वात्
क्वाथाढके पलसमैस्तिलतैलपात्रम् ।
तिक्ताविषाब्दयवरागिरिजन्मतार्क्ष्यैः
सिद्धं परं निखिलकुष्ठनिबर्हणाय ॥७९॥

ત્રણસો ભિલામાંને એક દ્રોણ પાણીમાં ઉકાળતાં ઉકાળતાં એક આઢક પાણી બાકી રહે ત્યારે એ એક આઢક કવાથમાં કડુ, વિષા, અતિવિષા (અતિવિષ) ત્રિફળા, શિલાજિત અને રસવંતી—એ દરેક એકેક પલ લઈને એમનો કલ્ક (એ કવાથમાં) નાખીને એના વડે સિદ્ધ કરેલું તલનું એક આઢક તેલ બધી જાતના કુષ્ઠ મટાડવા માટે ઉત્તમ છે. (તેલ પીવાનું છે.)

सहामलकशुक्तिभिर्दधिसरेण तैलेन वा
गुडेन पयसा घृतेन यवसक्तुभिर्वा सह ।
तिलेन सह माक्षिकेण पललेन यूषेण वा
वपुष्करमरुष्करं परममेध्यमायुष्करम् ॥८०

આમળાંની છાલ, દહીંની તર, તેલ, ગોળ, દૂધ, ઘી, જવનો સાથુ, તલ, મધ, તલનું કચરિયું કે માંસરસ એ ૧૧ વસ્તુઓથી ગમે તે એકની સાથે ભિલામાં ખાવાથી શરીર બહુ સારું બને છે, મેધા બહુ સારી થાય છે અને આવરદા વધે છે.

### ભિલામાના ગુણ

भल्लातकानि तीक्ष्णानि पाकीन्यग्निसमानि च ।
भवन्त्यमृतकल्पानि प्रयुक्तानि यथाविधि ॥८१

ભિલામો પ્રયોગ ઝટ પચે એવો, અગ્નિ જેવો છે. એ વિધિપુરઃસર વપરાય તો અમૃત જેવો બને છે.

कफजो न स रोगोऽस्ति
न विबन्धोऽस्ति कश्चन ।
यं न भल्लातकं हन्याच्छीघ्रमग्निबलप्रदम् ॥८२॥

એવો કોઈ પણ કફનો રોગ નથી, એવો કોઈ વિબંધ નથી કે જેને અગ્નિને ઝટ બળ આપે એવો ભિલામો ન મટાડે.

### ભિલામાના પ્રયોગમાં ખાસ અપથ્ય

वातातपविधानेऽपि विशेषेण विवर्जयेत् ।
कुलत्थदधिशुक्तानि तैलाभ्यङ्गाग्निसेवनम् ॥८३॥

ભિલામાનો પ્રયોગ વાતાતપવિધિથી (શ્લોક ૫) કરનારે પણ કળથી, દહીં, સરકો, તેલ વડે અભ્યાગ અને અગ્નિના સેવનનો તો ખાસ ત્યાગ કરવો.

### ચોરિયાના પ્રયોગો

वृक्षास्तुवरका नाम पश्चिमार्णवतीरजाः ।
वीचीतरङ्गविक्षोभमारुतोद्धूतपल्लवाः ॥ ८४ ॥
तेभ्यः फलान्याददीत सुपक्वान्यम्बुदागमे ।
मज्जाः फलेभ्यश्चादाय शोषयित्वाऽवचूर्ण्य च ॥
तिलवत् पीडयेद् द्रोण्यां,
क्वाथयेद्वा कुसुम्भवत् ।
तत्तैलं सम्भृतं भूयः पचेदासलिलक्षयात् ॥८६॥
अवतार्य करीषे च पक्षमात्रं निधापयेत् ।
स्निग्धस्विन्नो हृतमलः पक्षादुद्धृत्य तत्ततः ॥८७
चतुर्थभक्तान्तरितः प्रातः पाणितलं पिबेत् ।
मन्त्रेणानेन पूतस्य तैलस्य दिवसे शुभे ॥८८॥
' मज्जसार महावीर्य सर्वान् धातून् विशोधय ।
शङ्खचक्रगदापाणिस्त्वामाज्ञापयतेऽच्युतः' ॥८९
तेनास्योर्ध्वमधस्ताच्च दोषा यान्त्यसकृत्ततः ।
सायमस्नेहलवणां यवागूं शीतलां पिबेत् ॥९०
पञ्चाहानि पिबेत्तैलमित्थं वर्ज्यान् विवर्जयन् ।
पक्षं मुद्गरसाभाशी सर्वकुष्ठैर्विमुच्यते ॥९१॥

તુવરક (તવરિયાં ચેરિયાં) નામનાં વૃક્ષો પશ્ચિમ સમુદ્રને કિનારે ઊગે છે. (એ દરિયાકિનારે ઊગતાં હોવાથી) એમનાં પાંદડાં નાનાં અને મોટાં મોજાંના ઉછાળાથી આવતા પવનમાં ઊડે છે. વર્ષાઋતુની શરૂ- ... ં એ વૃક્ષો ઉપરથી બરાબર પાકેલાં ફળ લેવાં. એ ફળોમાંથી મીંજ લઈને, એ મીંજને સૂકવીને, એનું ચૂર્ણ કરીને એને તલની માફક ઘાણીમાં પીલવું અથવા કસુંબીની માફક ઉકાળવું (અને ઉપર તરી આવે તે લઈ લેવું), એ રીતે (=કવાથ કરીને) ભેગા થયેલા ચેરિયાના તેલને તેલમાંનો પાણીનો ભાગ બળી જાય ત્યાં સુધી ઉકાળવું. પછી એને દેવતા પરથી ઉતારી લઈને એક પખવાડિયા સુધી અડાયામાં (અથવા છાણ-ના ઉકરડામાં) મૂકી રાખવું. ચેરિયાની મીંજને તલની માફક પીલીને તેલ કાઢ્યું હોય તો એને ઉકાળીને પાણી બાળવાનું હોતું નથી તેથી એને બારોબાર જ એક પખવાડિયા સુધી અડાયાંમાં મૂકી રાખવું પછી એ તેલને બહાર કાઢવું. માણસે પહેલાં પોતાનું સ્નેહન, સ્વેદન અને સંશોધન કરી રહ્યા પછીના ભોજનના ચારે ટંક સુધી (=બે દિવસ સુધી) આ ચેરિયાનું તેલ પીવું નહિ, પણ ભોજનના પાંચમા ટંકની પહેલાં (સંશોધન પૂરું થઈ રહ્યા પછીના ત્રીજા દિવસની સવારે) નીચેના મંત્રથી પવિત્ર કરેલા એ તેલમાંથી એક કર્ષ તેલ શુભ દિવસે પીવું તેનાથી એના (માણ-સના) દોષો અનેકવાર (ઊલટી વાટે) ઊંચે અને (ઝાડા વાટે) નીચે જાય છે. પછી સાંજે સ્નેહ અને લવણ વિનાની ઠંડી યવાગૂ પીવી. આ પ્રમાણે પાંચ દિવસ સુધી તેલ પીવું અને જે વસ્તુઓનો ત્યાગ કરવા જેવો હોય તેનો ત્યાગ કરવો. પછી એક પખવાડિયા સુધી ખોરાકમાં ફક્ત મગના પાણી સાથે અન્ન ખાવું; આવું કરનારને બધી જાતના કુષ્ઠ મટી જાય છે.

ભણવાનો મંત્ર :—

'मज्जसार महावीर्य सर्वान् धातून् विशोधय ।
शङ्खचक्रगदापाणिस्त्वामाज्ञापयतेऽच्युतः ॥

અર્થ : હે મહાશક્તિવાળી મીંજના સાર! તું બધી ધાતુઓને શુદ્ધ કર. શંખ, ચક્ર અને ગદા જેના હાથ-માં છે એવા અચ્યુત વિષ્ણુ ભગવાન તને આજ્ઞા કરે છે

तदेव खदिरक्वाथे त्रिगुणे साधु साधितम् ।
निहितं पूर्ववत्पक्षं पिबेन्मासं सुयन्त्रितः ॥९२
तेनाभ्यक्तशरीरश्च कुर्यादाहारमीरितम् ।
[ भिन्नस्वरं रक्तनेत्रं शीर्णाङ्गं कृमिभक्षितम् ।]
अनेनाशु प्रयोगेण साधयेत्कुष्ठिनं नरम् ॥९३॥

એ જ ચેરિયાના તેલને એ તેલથી ત્રણગણા ખેરના કવાથમાં સિદ્ધ કરીને પહેલાંની માફક (શ્લોક ૮૬॥) એક પખવાડિયા સુધી અડાયાંમાં મૂકી રાખીને પછી એ તેલ એક મહિના સુધી બરાબર પરેજી પાળીને પીવું અને એ તેલ વડે શરીરે અભ્યંગ કરીને પહેલાં (શ્લોક

૯૧ માં) કહેલો આહાર ખાવો. [જેનો સ્વરભંગ થયો હોય, આંખો લાલ રહેતી હોય, કુષ્ઠને લીધે શરીર ફાટી તૂટી ગયું હોય, કૃમિ જેને ખાતા હોય એવા] કુષ્ઠ રોગવાળા માણસને આ પ્રયોગથી કુષ્ઠ જટ મટાડવો.

सर्पिर्मधुयुतं पीतं तदेव खदिराद्विना ।
पक्षं मांसरसाहारं करोति द्विशतायुषम् ॥९४

(શ્લોક ૯૧॥ માં કહેલા) ખેર વિના પણ જો એકલું ચેરિયાનું તેલ ઘી અને મધમાં ભેળવીને એક પખવાડિયા સુધી પીવામાં આવે અને માંસરસનો જ આહાર કરવામાં આવે તો બસો વર્ષનું આયુષ્ય થાય છે

तदेव नस्ये पञ्चाशद्दिवसानुपयोजितम् ।
[वलीपलितनिर्मुक्तं स्थिरस्मृतिकचद्विजम् ।]
वपुष्मन्तं श्रुतधरं करोति त्रिशतायुषम् ॥९५॥

એ જ ચેરિયાના તેલનું જો પચાસ દિવસ સુધી નસ્ય લેવામાં આવે તો માણસ (વળિયાં અને પળિયાં વિનાનો, સ્થિર યાદશક્તિ, વાળ અને દાંતવાળો), સારા શરીરવાળો, સાંભળેલું (કે ભણેલું) યાદ રાખી શકે એવો અને ત્રણસો વર્ષનો થાય છે

પીપરના પ્રયોગો

पञ्चाष्टौ सप्त दश वा पिप्पलीर्मधुसर्पिषा ।
रसायनगुणान्वेषी समामेकां प्रयोजयेत् ॥९६

રસાયનના ગુણ (ફાયદા) મેળવવાની ઇચ્છા વાળા માણસે રોજ એક વરસ સુધી પાંચ, આઠ, સાત કે દસ પીપરો મધ અને ઘી સાથે ચાટવી.

तिस्रस्तिस्रस्तु पूर्वाह्णे भुक्त्वाऽग्रे भोजनस्य च
पिप्पल्यः किंशुकक्षारभाविता घृतभर्जिताः ॥
प्रयोज्या मधुसम्मिश्रा रसायनगुणैषिणा ।

રસાયનના ગુણની ઇચ્છા રાખનારે ખાખરાના ક્ષારમાં ભાવના દઈને ઘીમાં શેકેલી ત્રણ પીપરો સવારે અને ત્રણ પીપરો જમ્યા પહેલાં મધમાં કાલવીને ચાટવી.

હજાર પીપરના પ્રયોગો

क्रमवृद्ध्या दशाहानि दशपैप्पलिकं दिनम् ॥
वर्धयेत्पयसा सार्धं तथैवापनयेत्पुनः ।
जीर्णे जीर्णे च भुञ्जीत षष्टिकं क्षीरसर्पिषा ॥९९॥
पिप्पलीनां सहस्रस्य प्रयोगोऽयं रसायनम् ।
पिष्टास्ता बलिभिः पेयाः शृता मध्यबलैर्नरैः ॥
[शीतीकृता हीनबलैर्वीक्ष्य दोषामयान् प्रति ।]

પહેલે દિવસે દસ પીપર, બીજે દિવસે વીસ પીપર એમ રોજ દસદસ પીપર અને તેની સાથ પીવાનું દૂધ પણ દસ દિવસ સુધી વધતા જવું, (આ રીતે દશમે દિવસે ૧૦૦ પીપર થશે અને પહેલા દસ દિવસમાં મળી કુલ ૫૫૦ પીપર થશે) પછી એ જ પ્રમાણે પાછા (રોજ દસદસ પીપર અને દૂધ) ઘટતા જવું. (આ રીતે ૧૧ મા દિવસથી ૧૯મા દિવસ સુધીની મળી કુલ ૪૫૦ પીપર થશે. ઓગણીસ દિવસનો આ પ્રયોગ છે) આ રીતે (૧૯ દિવસ સુધી) દૂધ સાથે પીપર પીવી. જ્યારે પીપર અને દૂધ પચે ત્યારે દૂધમાંથી બનેલા (દહીં છાશ કર્યા વિના) બનાવેલા ઘી સાથે સાઠીચોખા ખાવા. આ હજાર પીપર નો પ્રયોગ રસાયન છે. જે બળવાન હોય તેમણે પીપરો લસોટીને પીવી, જેમનામાં સાધારણ બળ હોય તેમણે પીપરનો ક્વાથ કરીને પીવો (અને જેમનામાં ઓછું બળ હોય તેમણે દોષ અને રોગનો વિચાર કરીને પીપરનો હિમ પીવો.)

तद्वच्च छागदुग्धेन द्वे सहस्रे प्रयोजयेत् ।

એ જ (શ્લોક ૯૮ થી ૧૦૦ વાળા) ક્રમે બકરીના દૂધ સાથે બે હજાર પીપર પીવી.

પીપરના પ્રયોગોનું ફળ

एभिः प्रयोगैः पिप्पल्यः कासश्वासगलग्रहान्
यक्ष्ममेहग्रहण्यर्शःपाण्डुत्वविषमज्वरान् ।
घ्नन्ति शोफं वमिं हिक्कां प्लीहानं
वातशोणितम् ॥१०२॥

આ ચાર પ્રયોગો પ્રમાણે પીપર વાપરવાથી (લેવાથી) ઉધરસ દમ, ગળું ઝલાવું, ક્ષય, પ્રમેહ, સંગ્રહણી, હરસ, પાંડુરોગ, વિષમજ્વર, સોજા, ઊલટી, હેડકી, બરોળ અને વાત નાશ પામે છે (મટી જાય છે)

લોહલેપન રસાયનો

बिल्वार्धमात्रेण तु पिप्पलीनां
पात्रं प्रलिम्पेदयसो निशायाम् ।
प्रातः पिबेत्तत्सलिलप्रलिम्प्यां
वर्षं प्रयोगाननपाममेद्दः ॥१०३॥

રોજ રાતે બે ખડના વાસણમાં બે તોલા પીપરનો કલ્ક ચોપડવો. એ કલ્કને સવારે બત્રીસ તોલા પાણી સાથે એક વરસ સુધી પીવો અને આહારવિહાર મરજી મુજબ રાખવો. (કંઈ પરેજ નથી) આ પ્રયોગનું ફળ શ્લોક ૧૦૧ થી ૧૦૨ જેવું છે)

तुण्डीविडङ्गमिश्रागुडूची-
वचीहरिद्राविषमाबलाश्च ।
मुस्तामुगन्धागुरुचित्रकाश्च
सौगन्धिकं पद्मपुष्पाणि ॥१०४॥

धवाश्वकर्णासनवाल्पत्र-
सारास्तथा पिप्पलिवत् प्रयोज्याः ।
लोहोपलिप्ताः पृथगेव जीवे-
त्समाः शतं व्याधिजरायिमुक्तः ॥

સૂંઠ, વાવડિંગ, ત્રિફળા, ગળો, જેઠીમધ, હળદર, અતિબલા, બળદાણા, મોથ, દેવદાર, અગર, ચિત્રો, રોહીસ ઘાસ, ધોળુ કમળ, કાળુ કમળ, ધાવડાના, સાલ વૃક્ષના અને બીબલાના કુમળા પાંદડા ને સાર—એટલામાથી ગમે તે એક ઔષધને રોજ રાતે લોખંડના વાસણમા ચોપડી રાખીને પીપરની માફક (શ્લોક ૧૦૨।।, ૧૦૩) પીવાથી માણસને રોગ અને ઘડપણ આવતા નથી અને સો વરસ જીવે છે

क्षीराञ्जलिभ्यां च रसायनानि
युक्तान्यमून्यायसलेपनानि ।
कुर्वन्ति पूर्वोक्तगुणप्रकर्ष-
मायुःप्रकर्षं द्विगुणं ततश्च ॥१०६॥

લોઢાના વાસણમા ચોપડીને વાપરવાના આ (શ્લોક ૧૦૨।। થી ૧૦૫ મા કહેલા) રસાયના જો (પાણીને ઠકાણે) બત્રીસ તોલા દૂધ સાથે પીવામા આવે, તો તે રસાયનના આગળ કહેવાઈ ગયેલા ગુણોમા વધારો થાય છે અને આયુષ્ય એના કરતા બમણુ થાય છે

બાવચીના પ્રયોગો

असनखदिरयूषैर्भावितां सोमराजीं
मधुघृतशिखिपथ्यालोहचूर्णैरपेताम् ।
शरदमवलिहानः पारिणाम(न) विकारां-
स्त्यजति मितहिताशी तद्वदाहारजातान् ॥

બીનેદો અને ખેરના કવાથની અલગઅલગ ભાવના દીધેલી બાવચીમા મધ, ઘી, ચિત્રો, હરડે અને લોખંડના ક્ષારનુ ચૂર્ણ મેળવીને રોજ એક વરસ સુધી ચાટનાર માણસ જો માપસર અને માફકસર ખોરાક ખાય તો એને ઘડપણને લીધે થતા (વળિયા—કરચલીઓ, પળિયા—ધોળા વાળ વગેરે) વિકારો થતા નથી તથા આહારને લીધે થતા રોગ થતા નથી

(બાવચી એટલે તકમરિયા નહિ, પણ ધૂપેલ બનાવવામા વપરાય છે તે બાવચી. કેટલાક પ્રદેશમા એને બાવચો પણ કહે છે)

तीव्रेण कुष्ठेन परीतमूर्ति-
र्यः सोमराजीं नियमेन खादेत् ।
संवत्सरं कृष्णतिलद्वितीयां
स सोमराजीं वपुषाऽतिशेते ॥१०८

જેને આખે શરીર સખત કુષ્ઠ ફરી વળ્યો હોય (વ્યાપી ગયો હોય) તે માણસ રોજ એક વરસ સુધી નિયમપૂર્વક (આહાર—વિહારની પરેજ પાળીને) કાળા તલ સાથે બાવચી ખાય તો એનું શરીર (એક ચંદ્રશુ પણ) ચંદ્રની હાર કરતાં પણ ચડી જાય છે

ये सोमराज्या वितुषीकृताया-
श्चूर्णैरपेतात् पयसः सुजातात् ।
उद्धृत्य सारं मधुना लिहन्ति
तक्रं तदेवानु पिबन्ति चान्ते ॥१०९॥
कुष्ठिनः शीर्यमाणाङ्गा-
स्ते जाताङ्गुलिनासिकाः ।
भान्ति वृक्षा इव पुनः प्ररूढनवपल्लवाः ॥११०

જે કુષ્ઠરોગીઓના અંગ ખરી પડતાં હોય તેઓ જો બાવચીના છોડા કાઢી નાખીને પછી એ બાવચીનું ચૂર્ણ દૂધમા નાખીને પછી બરાબર જામેલા દહીંની છાશમાથી કાઢેલુ માખણ મધ સાથે ચાટે અને પછી એ જ છાશ પીએ તો એમના આંગળી અને નાક ફરી ઊગે છે અને જેને ફરીથી નવી કૂંપળો ફૂટી હોય એવા ઝાડ જેવા શોભે છે

લસણના પ્રયોગો

[शीतवातहिमदग्धतनूनां
स्तब्धभग्नकुटिलव्यथितास्थाम् ।
भेषजस्य पवनोपहतानां
वक्ष्यते विधिरतो लशुनस्य ॥१॥]

[જેમના શરીર ટાઢ, પવન અને હિમથી બળેલાં હોય, જેમનુ હાડકુ સજ્જડ થઈ ગયુ હોય, ભાગ્યું હોય, વળી ગયુ હોય કે દુખતું હોય, તેમના ઔષધરૂપ લસણનો વિધિ હવે કહેવામા આવશે.]

લસણની ઉત્પત્તિ અને ગુણ

राहोरमृतचौर्येण लूनाद्ये पतिता गलात् ।
अमृतस्य कणा भूमौ ते रसोनत्वमागताः ॥
द्विजा नाश्नन्ति तमतो दैत्यदेहसमुद्भवम् ।
साक्षादमृतसम्भूतेर्ग्रामणीः स रसायनम् ॥

અમૃતની ચોરી કરી હોવાના અપરાધને માટે રાહુના કાપી નાખેલા ગળામાથી અમૃતના જે ટીપાં જમીન પર પડ્યા તે લસણ બન્યા તેથી લસણ દૈત્યના શરીરમાથી ઉત્પન્ન થયેલું હોવાથી દ્વિજો (બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો) લસણ ખાતા નથી, પણ એ અમૃતમાથી થયેલુ હોવાથી શ્રેષ્ઠ રસાયન છે

કોણે કઈ ઋતુમાં, કેવી રીતે લસણ ખાવું?

शीलयेल्लशुनं शीते, वसन्तेऽपि कफोल्बणः ।

घनोदयेऽपि वातार्तः
सदा वा ग्रीष्मलीलया ॥११३
स्निग्धशुद्धतनुः शीतमधुरोपस्कृताशयः ।
तदुत्तं सावतंसाभ्यां चर्चितानुचराजिरः ॥११४

શિયાળામા (હેમત અને શિશિર ઋતુઓમા) દરેકે રોજ લસણ ખાવુ જેનામા કફ વધારે હોય એણે તો વસાત ઋતુમા પણ રોજ લસણ ખાવુ વાયુથી પીડાતા માણસે વર્ષા ઋતુમા પણ રોજ લસણ ખાવું અથવા (વાયુથી પીડાતા માણસે) પોતાના શરીરનુ સ્નેહન અને શોધન કરીને, પોતાના આશયને ઠડા અને ગળ્યા દ્રવ્યોથી સસ્કૃત (એવા દ્રવ્યોના સસ્કારવાળુ કરીને, એવા દ્રવ્યો યોગ્ય પ્રમાણમા ખાઈપીને આશયને લસણ માટે તૈયાર કરીને) તથા સેવકોને તેના (લસણના) શણગાર માથે અને કાને સજાવીને આગણામા ઊભા રાખીને ગ્રીષ્મની ઋતુચર્યા પ્રમાણે વર્તીને બારે માસ લસણ ખાવુ

तस्य कन्दान् वसन्तान्ते हिमवच्छकदेशजान् ।
अपनीतत्वचो रात्रौ तिमयेन्मदिरादिभिः ॥
तत्कल्कस्वरसं प्रातः शुचितान्तवपीडितम् ।
मदिरायाः सुरूढायास्त्रिभागेन समन्वितम् ॥
मद्यस्यान्यस्य तक्रस्य मस्तुनः काञ्जिकस्य वा ।
तत्काल एव वा युक्तं युक्तमालोच्य मात्रया ॥
तैलसर्पिर्वसामज्जक्षीरमांसरसैः पृथक् ।
क्वाथेन वा यथाव्याधि रसं केवलमेव वा ॥
पिबेद्गण्डूषमात्रं प्राक् कण्ठनाडीविशुद्धये ।

હિમાલયના પ્રદેશમા અથવા શકલોકોના દેશમા ઊગેલા લસણના કદ(કળી)ની છાલ ઉખાડીને (ફોલીને) એની કળીઓને રાતે દારૂ (ખજિરનો રસ) વગેરેમાં પલાળી રાખવી. પછી સવારે એનો કલ્ક કરીને એ કલ્કને ચોખ્ખા સુતરાઉ વસ્ત્રમાં મૂકીને એની પોટલીને દબાવીને સ્વરસ કાઢવો. એ લસણના સ્વરસમાં સ્વરસથી ત્રણગણો ઘણો જૂનો દારૂ, બીજુ મદ્ય, છાશ, મસ્તુ કે કાંજી ભેળવીને ને સ્વરસને (દેશ, કાળ વગેરેનો વિચાર કરીને) તેલ, ઘી, વસા, મજ્જા, દૂધ અને માંસરસમાંથી ગમે તે એક સાથે માપસર પીવો અથવા રોગ પ્રમાણે રોગને યોગ્ય-ક્વાથ સાથે પીવો અથવા કશી મેળવણી વિનાનો એકલો લસણનો સ્વરસ ગળાની નાડી(નળી)ની શુદ્ધિ માટે પહેલો એક જ ઘૂંટડો પીવો.

એના ઉપદ્રવોના ઉપાય

प्रसक्तं स्वेदनं चानु वेदनायां प्रयुज्यते ॥
शीताम्बुसेकः सहसा वमिमूर्च्छाययोर्मुखे ।

લસણનો સ્વરસ પીધા પછી એ જો વેદના થાય તો લાંબા વખત સુધી શેક કરવાની ભલામણ કરવામાં આવે છે અને જો ઊલટી અને મૂર્છા આવે તો તરત મો ઉપર ઠડુ પાણી છાટવુ

બાકીનો સ્વરસ ક્યારે પીવો?

शेषं पिबेत् क्लमापाये स्थिरतां गत ओजसि ॥

બાકીનો (એક ઘૂંટડો પીધા પછી બાકી રહેલો) સ્વરસ ક્લમ દૂર થાય અને ઓજસ સ્થિર થાય ત્યારે પીવો

બળતરા થાય તેના ઉપાય

विदाहपरिहाराय परं शीतानुलेपनः ।
धारयेत्साम्बुकणिका मुक्ताकर्पूरमालिकाः ॥१२१

બળતરા મટાડવા માટે અતિશય ઠડા લેપ કરવા અને પાણી છાટેલી મોતીની અને કપૂરની માળાઓ પહેરવી.

લસણનું ઉત્તમ માપ

कुडवोऽस्य परा मात्रा तदर्धं केवलस्य तु ।
पलं पिष्टस्य तन्मज्ज्ञः
समक्तं प्राक् च शीलयेत् ॥१२२॥

સુરા સાથે પીવા માટે લસણના સ્વરસની ઉત્તમ માત્રા સોળ તોલા છે, પણ લસણનો સ્વરસ એકલો પીવા માટે એની ઉત્તમ માત્રા એનાથી અડધી (આઠ તોલા) છે, એની કળીઓને લસોટીને કે ખાંડીને ખાવા માટે કળીઓની ઉત્તમ માત્રા ચાર તોલા છે આ (લસણનો સ્વરસ કે વાટેલું લસણ) રોજ ખોરાક સાથે અને ખાતા પહેલા ખાવુ

લસણના પ્રયોગ દરમ્યાન ખોરાક

जीर्णशाल्योदनं जीर्णे शङ्खकुन्देन्दुपाण्डुरम् ।
भुञ्जीत यूषैः पयसा रसैर्वा धन्वचारिणाम् ॥

જ્યારે એ લસણ પચી જાય ત્યારે શંખ કે મોગરા-ના ફૂલ જેવો ધોળો જૂના શાલિચોખાનો ભાત યૂષો સાથે, દૂધ સાથે કે જાંગલ પ્રદેશનાં પ્રાણીઓના માંસ-રસો સાથે ખાવો.

લસણના પ્રયોગમાં તરસ થાય જ રહે તો શું પીવું?

मद्यमेव पिबेत्तत्र तृष्यन्मद्येऽजलाञ्छितम् ।
अमद्यपस्त्वारनालं फलाम्बु परिमिश्रकम् ॥

એમાં તરસ થાય જ રહે તો (દારૂ પીનારે) પાણી નાખીને ફક્ત દારૂ જ પીવો અને દારૂ ન પીનારે આરનાળ, બિજોરાનો રસ અને પાણી ન હોય એવી પેય પીવી.

લસણના પ્રયોગો (ચાલુ)

तत्कल्कं वा समघृतं घृतपात्रे खजाहतम्।
स्थितं दशाहादश्नीयात्तद्वद्वा वसया समम्॥

અથવા લસણના કલ્કમાં કલ્ક જેટલું જ ઘી નાખીને એને ઘીના વાસણમાં ભરીને પછી રવૈયાથી વલોવીને એ વાસણમાં દસ દિવસ સુધી રાખી મૂકીને પછી એ ખાવું, અથવા તે જ પ્રમાણે વસા સાથે (લસણના કલ્કમાં) વસા ભેળવીને એને ઘીના વાસણમાં ભરીને રવૈયાથી વલોવીને એ વાસણમાં દસ દિવસ રાખી મૂકીને પછી) ખાવું.

विकङ्कुकप्राज्यरसोनगर्भान्
सशूल्यमांसान् विविधोपदंशान्।
निमर्दकान् वा घृतशुक्तयुक्तान्
प्रकाममद्यालघु तुच्छमश्नन्॥१२६॥

છોલેલું પુષ્કળ લસણ જેમાં હોય એવાં, શેકેલા માંસવાળાં, જાતજાતનાં ખાટાં અથાણાં કે ઘી અને સરકાવાળા નિમર્દકો (ચટણી) પેટ ભરીને ખાવાં પણ ખોરાક હલકો અને થોડો ખાવો.

વાયુ માટે લસણની ઉત્તમતા અને મર્યાદા

पित्तरक्तविनिर्मुक्तसमस्तावरणावृते।
शुद्धे वा विद्यते वायौ न द्रव्यं लशुनात्परम्॥

પિત્ત અને વાયુ સિવાયનાં બધાં આવરણોવાળા વાયુ માટે (નિ. ૧૬/૩૧ થી ૫૫॥) અથવા શુદ્ધ વાયુ માટે લસણથી વધારે ઉત્તમ કંઈ નથી.

લસણ કોને નડે?

प्रियाम्बुगुडदुग्धस्य मांसमद्याम्लविद्विषः।
अतितिक्षोरजीर्णे च रसोनो व्यापदे ध्रुवम्॥

જેને પાણી, ગોળ અને દૂધ બહુ ભાવતાં હોય (બહુ ખાતો હોય), જે માંસ, દારૂ અને ખટાશનો દ્વેષ કરતો હોય (ન ખાતો હોય) અને જે અજીર્ણને સહન ન કરી શકતો હોય તેને લસણ ચોક્કસ નડે છે.

લસણના પ્રયોગ પછી હળવો રેચ

पित्तकोपभयादन्ते युञ्ज्यान्मृदु विरेचनम्।
रसायनगुणानेवं परिपूर्णान् समश्नुते॥१२७॥

લસણનો પ્રયોગ પૂરો થયા પછી હળવો રેચ લેવો; કે જેથી પિત્તનો પ્રકોપ થવાનો ભય રહે નહિ. એમ કરવાથી પૂરેપૂરા રસાયન ગુણોનો લાભ થાય છે.

## શિલાજિતના પ્રયોગો

શિલાજિતની ઉત્પત્તિ

ग्रीष्मेऽर्कतप्ता गिरयो जतुतुल्यं वमन्ति यत्।
हेमादिषड्धातुरसं प्रोच्यते तच्छिलाजतु॥

ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના તાપથી તપેલા પર્વતો જે લાખ જેવો સોનું વગેરે છ ધાતુઓનો રસ બહાર કાઢે છે તેને શિલાજિત કહે છે.

શિલાજિતના ગુણ: સારું કયું?

सर्वं च तिक्तकटुकं नात्युष्णं कटु पाकतः।
छेदनं च विशेषेण लौहं तत्र प्रशस्यते॥१३१॥

બધી જાતનું શિલાજિત (છમાંથી ગમે તે ધાતુનું શિલાજિત) કડવું, તીખું, બહુ ગરમ નહિ એવું, પચે ત્યારે તીખું અને ખાસ કરીને છેદન હોય છે. તેમાં લોઢાનું શિલાજિત વખણાય છે.

સૌથી ઉત્તમ શિલાજિત કયું?

गोमूत्रगन्धि कृष्णं गुग्गुल्वाभं विशर्करं मृत्स्नम्।
स्निग्धमनम्लकषायं
मृदु गुरु च शिलाजतु श्रेष्ठम्॥१३२॥

ગાયના મૂતર જેવી ગંધવાળું, કાળું, ગૂગળ જેવા રંગનું, પર્વતની કાંકરી કે કસકસ વિનાનું, ભૂકા જેવું, સ્નિગ્ધ, ખાટું ન હોય એવું, તૂરું ન હોય એવું, મૃદુ અને ભારે શિલાજિત ઉત્તમ છે.

શિલાજિત વાપરવાની રીત

व्याधिव्याधितसात्म्यं
समनुस्मरन् भावयेदयःपात्रे।
प्राक् केवलजलधौतं
शुष्कं क्वाथैस्ततो भाव्यम्॥१३३॥

કયા રોગમાં અને કયા રોગીને શિલાજિત માફક આવશે એ બરાબર યાદ કરીને શિલાજિતને પહેલાં પાણીથી ધોઈને પછી સૂકવીને એ સુકાય એટલે એને કવાથોની ભાવના આપવી.

શિલાજિતને ભાવના દેવાની રીત

सम गिरिजमष्टगुणिते
निःक्वाथ्यं भावनौषधं तोये।
तन्निर्यूहेऽष्टांशे पूतोष्णे प्रक्षिपेद् गिरिजम्॥
तत्समरसतां यातं संशुष्कं प्रक्षिपेत्तस्मिन् भूयः।
स्वैः स्वैरेवं क्वाथैर्भाव्यं यावन् भवेत्सम्यक्॥

જે ઔષધના ક્વાથની ભાવના આપવાની હોય તે ઔષધ શિલાજિત જેટલું જ લઈને એ ઔષધથી આઠગણા પાણીમાં એ ઔષધ નાખીને ઊકળતાં ઊકળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે એ ક્વાથને ઉતારી લઈને ગાળી લઈને એ ગાળી લીધેલા ગરમાગરમ ક્વાથમાં શિલાજિત નાખવું જ્યારે એ ક્વાથ સાથે શિલાજિત એકરસ થઈ જાય ત્યારે એને (શિલાજિતને)

સૂકવી દેવું. સુકાયા પછી ફરી પાછું એ કવાથમાં નાખવું. આ રીતે જે જે કવાથોની ભાવના આપવાની હોય તે તે કવાથોની સાત વાર ભાવના આપવી.

### શિલાજિત લેતા પહેલાં કરવાનો સંસ્કાર

**अथस्निग्धस्य शुद्धस्य घृतं तिक्तक साधितम् ।**
**त्र्यहं युञ्जीत गिरिजमेकैकेन तथा त्र्यहम् ॥**
**फलत्रयस्य यूषेण पटोल्या मधुकस्य च ।**
**योगं योग्यं ततस्तस्य कालापेक्षं प्रयोजयेत् ॥**
**शिलाजमेवं देहस्य भवत्यत्युपकारकम् ।**
**गुणान् समग्रान् कुरुते सहसा व्यापदं न च ॥**

હવે જેનું સ્નેહન અને શોધન થઈ ગયું હોય એવા માણસને તિક્ત ગણનાં ઔષધો વડે સિદ્ધ કરેલું ઘી ત્રણ દિવસ પાવું. પછી ચોથા દિવસથી ત્રિફળાના કવાથ સાથે ત્રણ દિવસ શિલાજિત પાવું. પછી પટોળના કવાથ સાથે ત્રણ દિવસ શિલાજિત પાવું, પછી જેઠીમધના કવાથ સાથે ત્રણ દિવસ શિલાજિત પાવું. (આમ કુલ બાર દિવસ સુધી શરીરને સંસ્કાર આપીને નર્યું શિલાજિત પીવાને લાયક બનાવીને) પછી ઋતુને હિસાબે યોગ્ય હોય એવા યોગ (ભેળવવાનાં દ્રવ્ય) સાથે શિલાજિત આપવું. આ પ્રમાણે આપેલું શિલાજિત શરીરે બહુ ઉપકારક (ઉપયોગી) થઈ પડે છે, બધા ગુણ કરે છે અને એકાએક નડતું નથી (ઉપદ્રવ કે રોગ કરતું નથી.)

### શિલાજિત કેટલા દિવસ અને કેટલું લેવાય?

**एकत्रिसप्तसप्ताहं कर्षमर्धपलं पलम् ।**
**हीनमध्योत्तमो योगः शिलाजस्य क्रमान्मतः ॥**

સમયની દૃષ્ટિએ એક અઠવાડિયું, ત્રણ અઠવાડિયાં અને સાત અઠવાડિયાં અને માપની દૃષ્ટિએ એક તોલો, બે તોલા અને ચાર તોલા એ શિલાજિતનો અનુક્રમે હીન (હલકો), મધ્ય (સાધારણ) અને ઉત્તમ યોગ મનાય છે.

### શિલાજિતના પ્રયોગ (ચાલુ)

**संस्कृतं संस्कृते देहे प्रयुक्तं गिरिजाह्वयम् ।**
**युक्तं व्यस्तैः समस्तैर्वा ताम्रायोरूप्यहेमभिः ॥**
**क्षीरेणालोडितं कुर्याच्छीघ्रं रासायनं फलम् ।**
**कुलत्थान् काकमाचीं च**
**कपोतांश्च सदा त्यजेत् ॥ १४१ ॥**

શ્લોક ૧૩૩॥ થી ૧૩૫ પ્રમાણે સંસ્કૃત કરેલા શિલાજિતને તાંબું, લોઢું, રૂપું અને સોનું એ ચારમાંથી ગમે તે એક સાથે કે એ ચારે ભેળવીને દૂધ સાથે ડોહીને શ્લોક ૧૩૫॥ થી ૧૩૮ પ્રમાણે સંસ્કૃત કરેલા શરીરમાં યોજવાથી (પીવાથી) તરત રસાયનનું ફળ આપે છે. આ પ્રયોગ કરનારે કળથી, પીલુડી અને કબૂતરનો સદા ત્યાગ કરવો.

### શિલાજિતના પ્રયોગોનું ફળ

**न सोऽस्ति रोगो भुवि साध्यरूपो**
**जत्वश्मजं यं न जयेत् प्रसह्य ।**
**तत् कालयोगैर्विधिवत् प्रयुक्तं**
**स्वस्थस्य चोर्जां विपुलां दधाति ॥१४२॥**

પૃથ્વી પર એવો કોઈ સાધ્ય લક્ષણોવાળો (સુસાધ્ય અને દુઃસાધ્ય) રોગ નથી કે જેને ઋતુને હિસાબે યોગ્ય દ્રવ્યો સાથે ભેળવીને વિધિ પ્રમાણે આપેલું શિલાજિત પરાણે મટાડી ન શકે, અને એ સાજા માણસને પુષ્કળ શક્તિ આપે છે.

### કુટીપ્રવેશવિધિ અને વાતાતપિક વિધિ કોણે કરવા?

**कुटीप्रवेशः क्षणिनां परिच्छदवतां हितः ।**
**अतोऽन्यथा तु ये तेषां सौर्यमारुतिको विधिः ॥**

નવરા અને પરિચ્છદવાળા (સાધનસંપત્તિ અને માણસોવાળા) માણસો માટે કુટીપ્રવેશ છે (કુટીપ્રવેશવિધિથી રસાયનપ્રયોગો કરવા), પણ જે એવા નથી (જેમને કામધંધો હોય અને જેમની પાસે સાધનસંપત્તિ અને માણસોની છૂટ ન હોય) તેમને માટે સૌર્યમારુતિક (વાતાતપિક) વિધિ છે.

**वातातपसहा योगा वक्ष्यन्तेऽतो विशेषतः ।**
**सुखोपचारा भ्रंशेऽपि ये न देहस्य बाधकाः ॥**

તેથી જે યોગો પવન અને તડકાને સાંખી શકે અને જે સહેલાઈથી કરી શકાય અને જે કરતાં-કરતાં ભૂલ થાય તોપણ શરીરને નુકસાન કરે નહિ એવા રસાયનયોગો ખાસ કહેવામાં આવશે.

## વાતાતપિક વિધિથી કરી શકાય એવા યોગો : એમના ગુણ

### ઠંડું પાણી, દૂધ, મધ અને ઘીના પ્રયોગો

**शीतोदकं पयः क्षौद्रं घृतमेकैकशो द्विशः ।**
**त्रिशः समस्तमथवा प्राक् पीतं स्थापयेद्वयः ॥**

ઠંડું પાણી, દૂધ, મધ, ઘી—એ ચારમાંથી ગમે તે એક કે ગમે તે બે કે ગમે તે ત્રણ કે ચારેને જમના પહેલાં પીવાથી જુવાની પાછી આવે છે.

સમ પ્રકૃતિવાળાએ પાણીનો, પિત્તપ્રકૃતિવાળાએ દૂધનો, કફ પ્રકૃતિવાળાએ મધનો, વાતપ્રકૃતિવાળાએ

થીનો અને તે તે ભેગા દોષની પ્રકૃતિવાળાએ તે તે ભેગાં દ્રવ્યોનો પ્રયોગ હિતાહિતનો વિચાર કરીને કરવો. —ડલ્હણ.

હરડેના પ્રયોગો

**गुडेन मधुना शुण्ठ्या कृष्णया लवणेन वा।**
**द्वे द्वे खादन् सदा पथ्ये जीवेद्वर्षशतं सुखी॥**

ગોળ, મધ, સૂંઠ, પીપર કે સેંધવ એ પાંચમાંથી ગમે તે એક સાથે રોજ બે બે હરડે હમેશાં ખાનાર સો વરસ સુધી સુખમાં જીવે છે.

**हरीतकीं सर्पिषि सम्प्रताप्य**
**समश्नतस्तत् पिबतो घृतं च।**
**भवेच्चिरस्थायि बलं शरीरे**
**सकृत् कृतं साधु यथा कृतज्ञे ॥ १४७॥**

જેમ કદરદાન માણસનું એક વાર ભલું કર્યું હોય તે લાંબા વખત સુધી ટકી રહે છે (કદરદાન માણસ પોતાના પર થયેલો ઉપકાર લાંબા વખત સુધી ભૂલતો નથી) તેમ એક હરડેને ઘીમાં તળીને એ હરડે ખાઈને તેના ઉપર એ ઘી પીનારનું બળ લાંબા વખત સુધી ટકી રહે છે.

આમળાંના સ્વરસનો પ્રયોગ

**धात्रीरसक्षौद्रसिताघृतानि**
**हिताशनानां लिहतां नराणाम्।**
**प्रणाशयायान्ति जराविकारा**
**ग्रन्था विशाला इव दुर्गृहीताः ॥ १४८॥**

જેમ ખરાબ રીતે ભણાયેલા મોટા ગ્રંથો નાશ પામે છે, તેમ જે માણસો આમળાંનો સ્વરસ, મધ, સાકર અને ઘી એ ચારેને ભેગાં કરીને ચાટે છે તથા પથ્ય ભોજન કરે છે તેમના ઘડપણના (કરચલીઓ, ધોળા વાળ વગેરે) વિકારો નાશ પામે છે.

આમળાં, વાવડિંગ અને બીમલાનો પ્રયોગ

**धात्रीकृमिघ्नासनसारचूर्णं**
**सतैलसर्पिर्मधुलोहरेणु।**
**निषेवमाणस्य भवेन्नरस्य**
**तारुण्यलावण्यमविप्रणष्टम् ॥ १४९॥**

આમળાં, વાવડિંગ, બીબલાનો સાર એ ત્રણનું ચૂર્ણ જે માણસ તેલ, ઘી, મધ અને લોઢાની ભૂકી સાથે રોજ ખાય છે, તેના જુવાની અને લાવણ્ય (રૂપ સૌંદર્ય) નાશ ન પામે એવાં બને છે. (નાશ પામ્યાં હોય તોપણ ફરી પાછાં આવીને ટકી રહે છે. —અરુણદત્ત.)

વાવડિંગનો પ્રયોગ

**लौहं रजो वेल्लभवं च सर्पिः**
**क्षौद्रद्रुतं स्थापितमब्दमात्रम्।**
**समुद्गके बीजकसारकॢप्ते**
**लिहन् बली जीवति कृष्णकेशः ॥ १५०॥**

લોઢાનું ચૂર્ણ, વાવડિંગનું ચૂર્ણ—એ બેને ઘી અને મધમાં કાલવીને એક વર્ષ સુધી-બીજલાના સારના બનાવેલા સંપુટમા ભરી રાખીને પછી એ રોજ ચાટનાર માણસ બળવાન બનીને અને કાળા વાળવાળો બનીને જીવે છે.

વાવડિંગ, ભિલામો અને સૂંઠનો પ્રયોગ

**विडङ्गभल्लातकनागराणि**
**येऽश्नन्ति सर्पिर्मधुसंयुतानि।**
**जरानदीं रोगतरङ्गिणीं ते।**
**लावण्ययुक्ताः पुरुषास्तरन्ति ॥ १५१॥**

વાવડિંગ, ભિલામો અને સૂંઠ—એ ત્રણને જે ઘી અને મધ સાથે ચાટે છે, તે માણસો રૂપાળા બનીને ઘડપણરૂપી નદીને અને રોગરૂપી નદીને તરી જાય છે.

ત્રિફળાનો પ્રયોગ

**खदिरासनयूषभावितायाः**
**त्रिफलाया घृतमाक्षिकप्लुतायाः।**
**नियमेन नरा निषेवितारो**
**यदि जीवन्त्यरुजः किमत्र चित्रम् ॥१५२**

ખેર, બીબલો—એ બેના કવાથ વડે ભાવના દીધેલી ત્રિફળાને ઘી અને મધમાં કાલવીને જેઓ નિયમસર ચાટે છે, તેઓ નીરોગી રહીને જીવે એમાં નવાઈ શી!

બીબલાનો પ્રયોગ

**बीजकस्य रसमङ्गुलिहार्यं**
**शर्करां मधु घृतं त्रिफलां च।**
**शीलयत्सु पुरुषेषु जरत्ता**
**स्वागताऽपि विनिवर्तत एव ॥ १५३॥**

બીબલાનો આંગળીથી લેવાય એવો ઘટ્ટ રસ, સાકર, મધ, ઘી અને ત્રિફળા—એ પાંચ વસ્તુઓને ભેગી કરી રોજ ચાટનાર માણસોને પૂરેપૂરું ઘડપણ આવ્યું હોય તોપણ તે (ઘડપણ) પાછું જતું રહે છે (ફરી જુવાની આવે છે).

સાટોડીનો પ્રયોગ

**पुनर्नवस्यार्धपलं नवस्य**
**पिष्टं पिबेद्यः पयसाऽर्धमासम्।**
**मासद्वयं तत्त्रिगुणं समां वा**
**जीर्णोऽपि भूयः स पुनर्नवः स्यात् ॥१५४॥**

જે માણસ તાજી સાટોડીનો બે તોલા કલ્ક (કે ચૂર્ણ) દૂધ સાથે અડધો મહિનો, બે મહિના, છ મહિના કે વરસ સુધી પીએ છે, તે ઘરડો થઈ ગયો હોય તોપણ ફરી નવજુવાન (તાજો) બની જાય છે.

### મોરવેલ વગેરેના પ્રયોગ

**मूर्वावृहत्यंशुमतीवलाना-**
**मुशीरपाठासनसारिवाणाम् ।**
**कालानुसार्यागुरुचन्दनानां**
**वदन्ति पौनर्नवमेव कल्पम् ॥ १५५ ॥**

મોરવેલ, ભોરીંગણી, સમેરવો, બળદાણા, કાળો વાળો, કાળીપાડ, બીઅલો, સારિવા, ઉત્પલ, સારિવા, અગર અને સુખડ—એ દરેકની કલ્પના (બનાવટ, પ્રયોગ) સાટોડીના પ્રયોગ જેવો જ છે એમ કહે છે.

### શતાવરીનો પ્રયોગ

**शतावरीकल्ककषायसिद्धं**
**ये सर्पिरश्नन्ति सिताद्वितीयम् ।**
**तान् जीवितावध्वानमभिप्रपन्ना-**
**न्न विप्रलुम्पन्ति विकारचौराः ॥१५६॥**

જીવનને રસ્તે ચઢેલા (જીવનરૂપી મુસાફરી કરતા) જે માણસો શતાવરીનો કલ્ક અને શતાવરીનો કવાથ એ બેથી સિદ્ધ કરેલા ઘીમાં સાકર નાખીને ખાય છે, તેમને રોગોરૂપી ચોરો (લૂંટારા) લૂંટી શકતા નથી.

### આસોંદનો પ્રયોગ

**पीताऽश्वगन्धा पयसाऽर्धमासं**
**घृतेन तैलेन सुखाम्बुना वा ।**
**कृशस्य पुष्टिं वपुषो विधत्ते**
**बालस्य सस्यस्य यथा सुवृष्टिः ॥१५७॥**

જેમ સારો વરસાદ ઊગતા પાકને પોષણ આપીને મોટો કરે છે, તેમ અડધા મહિના સુધી ઘી, તેલ કે સહેજ ગરમ પાણી સાથે પિવાયેલી આસોંદ દૂબળા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે.

### કાળા તલનો પ્રયોગ

**दिने दिने कृष्णतिलप्रकुञ्चं**
**समश्नतां शीतजलानुपानम् ।**
**पोषः शरीरस्य भवत्यनल्पो**
**दृढीभवन्त्यामरणाच्च दन्ताः ॥ १५८ ॥**

જે માણસો રોજરોજ ચાર તોલા કાળા તલ ચાવીને ખાય છે અને પછી ઉપર ઠંડું પાણી પીએ છે, તેમના શરીરનું બહુ પોષણ થાય છે (શરીર બહુ હૃષ્ટપુષ્ટ થાય છે) અને એમના દાંત ઠેઠ મરતાં સુધી મજબૂત રહે છે.

### ગોખરુના અને આમળાંના ચૂર્ણનો પ્રયોગ

**चूर्णं श्वदंष्ट्रामलकामृतानां**
**लिहन् ससर्पिर्मधुभागमिश्रम् ।**
**वृषः स्थिरः शान्तविकारदुःखः**
**समाः शतं जीवति कृष्णकेशः ॥१५९॥**

જે માણસ ગોખરુ અને આમળાંના ચૂર્ણને ચૂર્ણના જેટલાં જ ઘી અને મધ સાથે ભેળવીને ચાટે છે તેનું વીર્ય વધે છે. એ સ્થિર થાય છે, એનાં રોગ અને દુઃખ શમી જાય છે, એના વાળ કાળા બની જાય છે અને એ સ્થિતિમાં એ સો વરસ જીવે છે.

### કાળા તલ, આમળાં, બહેડાં અને હરડેનો પ્રયોગ

**सार्धं तिलैरामलकानि कृष्णै-**
***रक्षाणि संक्षुद्य हरीतकीर्वा ।***
**येऽश्नुर्मयूरा इव ते मनुष्या**
**रम्यं परीणाममवाप्नुवन्ति ॥ १६० ॥**

જેઓ કાળા તલ સાથે આમળાં, બહેડાં કે હરડે ખાંડીને ખાય છે તે માણસો મોર જેવા (કાળા વાળવાળા) થાય છે અને એમને સુંદર ઘડપણ આવે છે (ઘડપણમાં પણ એમની સુંદરતા ટકી રહે છે).

### શિલાજિત વગેરેનો પ્રયોગ

**शिलाजतुक्षौद्रविडङ्गसर्पि-**
**र्लोहाभयापारदताप्यभक्षः ।**
**आपूर्यते दुर्बलदेहधातु-**
**स्त्रिपञ्चरात्रेण यथा शशाङ्कः ॥ १६१ ॥**

જે માણસના દેહની ધાતુઓ દુર્બળ હોય તે શિલાજિત, મધ, વાવડિંગ, ઘી, લોઢાનું ચૂર્ણ, હરડે, પારો અને સુવર્ણમાક્ષિક ખાય તો પંદર દિવસમાં એનું શરીર ચંદ્રની માફક ભરાઈ જાય છે.

### ભાંગરાનો પ્રયોગ

**ये मासमेकं स्वरसं पिबन्ति**
**दिने दिने भृङ्गरजःसमुत्थम् ।**
**क्षीराशिनस्ते बलवीर्ययुक्ताः**
**समाः शतं जीवितमाप्नुवन्ति ॥ १६२ ॥**

જે લોકો એક મહિના સુધી રોજરોજ ભાંગરાનો રસ પીએ છે અને ખોરાકમાં દૂધ જ પીએ છે, તેઓ બળ અને વીર્યવાળા બનીને સો વર્ષની જિંદગી મેળવે છે.

### વજનો પ્રયોગ

**मासं वचामप्युपसेवमानाः**
**क्षीरेण तैलेन घृतेन वाऽपि ।**
**भवन्ति रक्षोभिरधृष्यरूपा**
**मेधाविनो निर्मलमृष्टवाक्याः ॥ १६३ ॥**

જે લોકો એક મહિના સુધી દૂધ, તેલ કે ઘી સાથે વજ રોજ પીએ છે, તેમનો ઘાટ, (શરીરનો બાંધો) રાક્ષસોથી પણ ગાંજ્યો ન જાય એવો બને છે, એ મેધાવાળા અને નિર્મળ, મીઠી વાણીવાળા બને છે.

બ્રાહ્મીનો પ્રયોગ

मण्डूकपर्णीमपि भक्षयन्तो
भृष्टां घृते मासमनन्नकक्षाः ।
जीवन्ति कालं विपुलं प्रगल्भा-
स्तारुण्यलावण्यगुणोदयस्थाः ॥ १६४ ॥

જેઓ ઘીમાં તળીને બ્રાહ્મી એક મહિના સુધી ખાય છે અને કંઈ અન્ન ખાતાપીતા નથી, તેઓ પ્રતિભાશાળી થઈને, જુવાની, સૌંદર્ય વગેરે ગુણોના ઉદયમાં રહીને ઘણા લાંબા સમય સુધી જીવે છે.

लाङ्गलीत्रिफलालोहपलपञ्चाशता कृतम् ।
मार्कवस्वरसे पक्त्वा गुलिकानां शतत्रयम् ॥१६५
छायाविशुष्कं गुलिकार्धमयात्
पूर्वं समस्तामपि तां क्रमेण ।
भजेद्विरिक्तः क्रमशश्च मण्डं
पेयां विलेपीं रसकौदनं च ॥ १६६ ॥
सर्पिःस्निग्धं मासमेकं यतात्मा
मासादूर्ध्वं सर्वथा स्वैरवृत्तिः ।
वर्ज्यं यत्नात्सर्वकालं त्वजीर्णं
वर्षेणैवं योगमेवोपयुञ्ज्यात् ॥ १६७ ॥
भवति विगतरोगो योऽप्यसाध्यामयार्तः
प्रबलपुरुषकारः शोभते योऽपि वृद्धः ।
उपचितपृथुगात्रश्रोत्रनेत्रादियुक्त-
स्तरुण इव समानां पञ्च जीवेच्छतानि ॥

રતવેલિયો, ત્રિફળા (હરડે, બહેડાં, આમળાં), લોઢાનું ચૂર્ણ (ક્ષાર)—એ પાંચ મળીને પચાસ પલ લેવાં એના ચૂર્ણની ભાંગરાના સ્વરસમાં ૩૬૦ ગોળીઓ વાળવી. એ ગોળીઓને છાંયડે સૂકવવી. સુકાયા પછી શરૂઆતમાં રોજ અડધી ગોળી ખાવી. પછી ધીમેધીમે તે બધી ખાઈ જવી. પછી આ ગોળીથી વિરેચન થઈ જાય એટલે અનુક્રમે મંડ, પેયા, વિલેપી અને માંસરસ સાથે ભાત ખાવાં. થોડા દિવસ પેયા, પછી થોડા દિવસ વિલેપી એ પ્રમાણે આ રીતે એક મહિના સુધી સંયમ રાખીને ઘીથી સ્નિગ્ધ કરેલું ખાવું. મહિના પછી બધી બાબતમાં ઇચ્છામાં આવે તેવા આહારવિહાર રાખવા, પણ આખોયે વખત (આખા વરસ સુધી) અજીર્ણનો કાળજીપૂર્વક ત્યાગ કરવો (અજીર્ણ તો ન જ થવું જોઈએ) આ પ્રમાણે એક વરસ સુધી આ યોગનો ઉપયોગ કરવો. જે માણસ અસાધ્ય રોગથી પીડાતો હોય તે પણ આમ કરવાથી નીરોગી બને છે, જે ઘરડો હોય છે તે પણ પ્રબળ પુરુષાર્થ કરીને શોભે છે તથા ભરાવદાર વિશાળ અંગો, કાન, આંખ વગેરેવાળો બનીને જુવાનની માફક (જુવાન રહીને) પાંચસો વર્ષ જીવે છે.

નરસિંહ ઘૃત (નારાયણ ઘૃત)

गायत्रीशिखाशिशिपासनशिवा-
वेल्लाक्षकारुष्करान्
पिष्ट्वाऽष्टादशसंगुणेऽम्भसि धृतान्
खण्डैः सहायोमयैः ।
पात्रे लोहमये त्र्यहं रविकरै-
र्गालोडयन् पाचये-
दग्नौ चानु मृदौ सलोहशकलं
पादस्थितं तत्पचेत् ॥ १६९ ॥
पूतस्यांशः क्षीरतोंऽशस्तथांऽशौ
भार्ङ्गीनिर्यासाद् द्वौ वरायास्त्रयोंऽशाः ।
अंशाश्चत्वारश्च हैयङ्गवीना-
देकीकृत्यैतत्साधयेत्कृष्णलोहे ॥ १७० ॥
विमलखण्डसितामधुभिः पृथक
युतमयुक्तमिदं यदि वा घृतम् ।
स्वरुचिभोजनपानविचेष्टितो
भवति ना पलशः परिशीलयन् ॥१७१॥
श्रीमान्निर्धूतपाप्मा वनमहिषबलो
वाजिवेगः स्थिराङ्गः
केशैर्भृङ्गाङ्गनीलैर्मधुसुरभिमुखो
नैकयोषिन्निषेवी ।
वाङ्मेधाधीसमृद्धः सुपटुहुतवहो
मासमात्रोपयोगाद्
धत्तेऽसौ नारसिंहं वपुरनलशिखा-
तप्तचामीकराभम् ॥ १७२ ॥
अत्तारं नारसिंहस्य व्याधयो न स्पृशन्त्यपि ।
चक्रोज्ज्वलभुजं भीता नारसिंहमिवासुराः ॥१७३

ખેર, ચિત્રો, સીસમ, બીઅલો, હરડે, વાવડિંગ, બહેડાં, ભિલામો—એટલી વસ્તુઓને લસોટીને એમના ૧૮ વજનથી અઢારગણા પાણીમાં નાખીને એમાં લોખંડના ટુકડા નાખીને લોખંડના વાસણમાં ભરીને ત્રણ દિવસ સુધી હલાવતાં હલાવતાં સૂર્યનાં કિરણો વડે પકવવું પછી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યાં સુધી એને ધીમે તાપે પકવવું. પછી એ ક્વાથને ગાળી લેવો. પછી એક ભાગ એ ગાળી લીધેલો ક્વાથ, એક ભાગ દૂધ, બે ભાગ ભાંગરાનો ક્વાથ, ત્રણ ભાગ ત્રિફળા

ચાર ભાગ હૈયંગવીન ( ગઈકાલે દોહેલા દૂધનું આજ બનાવેલું ઘી)—આ બધું ભેગું કરીને પોલાદ(ગજવેલ)-ના વાસણમાં પકવવું આ રીતે સિદ્ધ કરેલું ઘી જો ચોખ્ખી ખાંડ, સાકર કે મધ સાથે પીવામા આવે અને જો માણસ પોતાની રુચિ પ્રમાણે ખાનપાન અને વિહાર કરે તો એ રીતે એ ઘી રોજ ચાર ચાર તોલા ફક્ત એક મહિના સુધી લેવાથી માણસ ધનવાન, નિષ્પાપ, જંગલી પાડા જેવો બળવાન, ઘોડા જેવો વેગીલો, સ્થિર શરીરવાળો, ભમરાના શરીર જેવા કાળા વાળ-વાળો, મધ જેવી સુવાસથી મહેકતા મોંવાળો, અનેક સ્ત્રીઓને ભોગવી શકે એવો, વાણી, મેધા અને બુદ્ધિની સમૃદ્ધિવાળો, બહુ પ્રદીપ્ત જઠરાગ્નિવાળો બને છે એ માણસ અગ્નિના ભડકામા તપાવેલા સોના જેવી કાંતિવાળું શરીર ધારણ કરે છે જેમ સુદર્શન ચક્રને લીધે ચળકતા હાથવાળા નરસિંહ ભગવાનને બીનેલા અસુરો અડકી શકતા નથી તેમ આ નરસિંહ ઘૃત ખાનારને રોગો અડકી શકતા નથી

भृङ्गप्रवालानमुनैव भृष्टान्
घृतेन यः खादति यन्त्रितात्मा ।
विशुद्धकोष्ठोऽसनसारसिद्ध-
दुग्धानुपस्तत्कृतभोजनार्थः ॥१७४॥
मासोपयोगात् स सुखी जीवत्यब्दशतत्रयम् ।
गृह्णाति सकृदप्युक्तमविलुप्तस्मृतीन्द्रियः ॥१७५

કોઠાનું શોધન કર્યા પછી અને સયમી જીવન ગાળીને જે માણસ એક મહિના સુધી રોજ એક જ (શ્લોક ૧૬૮ના થી ૧૭૩વાળા) નરસિંહ ઘૃતમા ભાંગરાના કુમળા પાંદડાં તળીને ખાય છે પછી અનુપાન તરીકે બીબલાના સાર વડે સિદ્ધ કરેલું દૂધ પીએ છે અને એ જ (બીબલાના સાર વડે સિદ્ધ કરેલું દૂધ) પીને રહે છે (બીજું કઈ ખાતોપીતો નથી), તે સુખી થઈને ત્રણસો વરસ જીવે છે, તેની સ્મરણશક્તિ અને ઇન્દ્રિયોનો નાશ થતો નથી અને એક વાર કહેલું પણ એ ગ્રહણ કરે છે

નરસિંહ તેલ

अनेनैव च कल्पेन यस्तैलमुपयोजयेत् ।
तानेवाप्नोति स गुणान् कृष्णकेशश्च जायते ॥१७६

આ જ કલ્પથી (શ્લોક ૧૬૮ા થી ૧૭૩ સુધીમાં કહેલી બનાવટ કરીને) જે માણસ એમાં ઘીને બદલે તેલ વાપરીને એ તેલનો ઉપયોગ કરે છે, એને પણ એ જ ગુણો (ફાયદા) થાય છે અને એના વાળ કાળા થઈ જાય છે

આ ગ્રંથમાં કેવાં રસાયનો કહ્યાં છે?

उक्तानि शक्यानि फलान्वितानि
युगानुरूपाणि रसायनानि ।
महानुशंसान्यपि चापराणि
प्राप्त्यादिकष्टानि न कीर्तितानि ॥१७७

જે રસાયન (વાગ્ભટના સમયમા) કરી શકાય એવા છે, જેનું ફળ કહેલું છે અને જે જમાનાને યોગ્ય છે, એવા જ રસાયનો (આ ગ્રંથમા) કહ્યાં છે, બીજા રસાયનો બહુ વખણાયેલા હોય છતા એમને મેળવવા વગેરે બાબતમા મુશ્કેલી પડે એવી હોય તે રસાયનો કહ્યા નથી.

રસાયનનો વિધિ ચૂકવાથી થતા રોગના ઉપાય

रसायनविधिभ्रंशाज्जायेरन् व्याधयो यदि ।
यथास्वमौषधं तेषां कार्यं मुक्त्वा रसायनम् ॥

રસાયનનો વિધિ ચૂકવાથી જો રોગો થાય તો રસાયન પ્રયોગ છોડી દઈને જે રોગ થયો હોય તેની દવા કરવી (અથવા જે દોષ કોપ્યો હોય તેના ઉપાય કરવા)

રોજનુ રસાયન એનું ફળ

सत्यवादिनमक्रोधमध्यात्मप्रवणेन्द्रियम् ।
शान्तं सद्वृत्तनिरतं विद्यान्नित्यरसायनम् ॥

સાચાબોલો, ક્રોધ ન કરતો, આત્મા તરફ જેણે ઇન્દ્રિયોને વાળી હોય એવો, શાંત અને સદ્વર્તનમા તલ્લીન માણસ રોજ રસાયન કરી રહ્યો છે એમ સમજવું

गुणैरेभिः समुदितः सेवते यो रसायनम् ।
स निवृत्तात्मा दीर्घायुः परत्रेह च मोदते ॥

આ (ઉપરના શ્લોકોમા કહેલા) ગુણોના સમૂહવાળો જે માણસ રસાયનનું સેવન કરે છે તેના મનને શાંતિ મળે છે, એનો આવરદા લાંબો થાય છે અને પરલોકમા તથા આ લોકમા આનંદ કરે છે

સંપૂર્ણ રસાયન કયું?

शास्त्रानुसारिणी चर्या चित्तज्ञाः पार्श्ववर्तिनः ।
बुद्धिरस्खलितार्थेषु परिपूर्णं रसायनम् ॥१८१॥

શાસ્ત્ર પ્રમાણે જીવન જીવવું, આજુબાજુનાં માણસો મન વરતી જાય એવાં હોય, વિષયોમાં બુદ્ધિ ભમે (ચળે) નહિ—એ સંપૂર્ણ રસાયન છે

इत्यष्टाङ्गहृदये षष्ठे उत्तरस्थाने रसायनविधिर्नाम
एकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

## અધ્યાય ૪૦ મો : વાજીકરણવિધિ

अथातो वाजीकरणविधिमध्यायं
व्याख्यास्यामः ।
इति ह स्माहुरात्रेयादयो महर्षयः ।

હરિ ૐ, ત્યારે હવે અમે વાજીકરણ કરવાના વિધિનો અધ્યાય સમજાવીશું એ વિષયમાં આત્રેય વગેરે મહર્ષિઓ નીચે પ્રમાણે કહી ગયા છે

વાજીકરણ : વાજિન્=ઘોડો વાજીકરણ જે ઘોડો ન હોય તેને ઘોડો બનાવવો (જેનામાં ઘોડા જેવી શક્તિ (ખાસ કરીને મૈથુનશક્તિ) ન હોય તેનામાં એ શક્તિ લાવવી)

વાજીકરણ કોને અને ક્યારે કરવું?

वाजीकरणमन्विच्छेत्सततं विषयी पुमान् ।

વિષયી પુરુષે ગ્રાયન પછી સતત વાજીકરણ ઔષધ ઇચ્છવું (અથવા વાજીકરણ ઔષધ સતત લેવું)

બાળક, બહુ વૃદ્ધ, નપુંસકો અને સ્ત્રીઓએ વાજીકરણ કરવું નહિ એનું દેખાડવાને 'પુરુષ' શબ્દ અહીં વાપર્યો છે રસાયનની અસર લાંબા વખત સુધી ટકી રહે છે, પણ વાજીકરણ ઔષધની અસર તો સામાન્ય રીતે વાજીકરણ ઔષધ લીધું હોય તે દિવસ પૂરતી જ રહે છે, માટે વાજીકરણ ઔષધ 'સતત' લેવું એમ લખ્યું છે

વાજીકરણથી શું શું થાય?

तुष्टिः पुष्टिरपत्यं च गुणवत्तत्र संश्रितम् ॥१॥
अपत्यसन्तानकरं यत्सद्यः संप्रहर्षणम् ।

વાજીકરણ (મનને) સંતોષ આપે છે, શરીરને હૃષ્ટપુષ્ટ કરે છે, વાજીકરણ ઉપર ગુણવાન બાળક થવાનો આધાર છે, એને લીધે બાળકોની પરંપરા ચાલુ રહે છે અને એ તરત જ સંપ્રહર્ષણ (૧ હર્ષ ૨ ઇન્દ્રિયનું ઉત્થાન) કરે છે

વાજીકરણ નામની સાર્થકતા

वाजीवातिबलो येन यात्यप्रतिहतोऽङ्गनाः ॥
भवत्यतिप्रियः स्त्रीणां येन येनोपचीयते ।
तद्वाजीकरणं तद्धि देहस्योर्जस्करं परम् ॥२॥

જેનાથી પુરુષ ઘોડા જેવો બળવાન થઈને પાછો પડયા વિના (થાકયા વિના) સ્ત્રીઓ પાસે જાય છે (સ્ત્રીઓને ભોગવે છે), જેના વડે પુરુષ સ્ત્રીઓને બહુ વહાલો લાગે છે અને જેના વડે પુરુષની પુષ્ટિ થાય છે (હૃષ્ટપુષ્ટ થાય છે), તે વાજીકરણ છે અને વાજીકરણ શરીરની ઊર્જા (તાકાત, ઉત્સાહ) કરવાનું ઉત્તમ સાધન છે

નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં જ ખરું કલ્યાણ

धर्म्यं यशस्यमायुष्यं लोकद्वयरसायनम् ।
अनुमोदामहे ब्रह्मचर्यमेकान्तनिर्मलम् ॥४॥

તદ્દન શુદ્ધ બ્રહ્મચર્ય ધર્મ માટે અને યશ માટે હિતકર છે તથા એ આ લોક અને પરલોકનું રસાયન છે, તેથી અમે નૈષ્ઠિક બ્રહ્મચર્ય જ પસંદ કરીએ છીએ

વાજીકરણ કોને માટે અને શા માટે છે?

अल्पसत्त्वस्य तु क्लेशैर्बाध्यमानस्य रागिणः ।
शरीरक्षयरक्षार्थं वाजीकरणमुच्यते ॥५॥

(પણ દુનિયામાં બધા પુરુષો બ્રહ્મચર્ય પાળી શકે નહિ તેથી) જેનામાં સત્ત્વગુણ થોડો હોય, જેને ક્લેશો નડતા હોય અને રાગ(આસક્ત, વિષયેચ્છા)વાળા હોય તેમના શરીરની રક્ષા માટે (જે લોકો બ્રહ્મચર્ય પાળી શકે એમ નથી, તેમનું શરીર મૈથુનથી ઘવાઈ ન જાય તે માટે) વાજીકરણ કહેવામાં આવે છે

ક્લેશ=અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ અસ્મિતા=અહંકાર, અભિનિવેશ=મરણનો ભય.

कल्यस्योदग्रवयसो वाजीकरणसेविनः ।
सर्वेष्वृतुष्वहरहर्व्यवायो न निवार्यते ॥६॥

નીરોગી જુવાન પુરુષ વાજીકરણનું સેવન કરે તો એને બધી ઋતુઓમાં દરરોજ મૈથુન કરવાની મના નથી.

વાજીકરણના યોગો આપતાં પહેલાં શું શું કરવું?

अथ स्निग्धविशुद्धानां निरूहान् सानुवासनान् ।
घृततैलरसक्षीरशर्कराक्षौद्रसंयुतान् ॥७॥
योगविद्योजयेत्पूर्वं क्षीरमांसरसाशिनाम् ।
ततो वाजीकरान् योगान् शुक्रापत्यबलप्रदान् ॥

હવે યોગ જાણનાર (કયાં ઔષધો ભેગાં કરવાથી એ બધાની ભેગી શી અસર થશે તે જાણનાર) વૈદ્ય પ્રભુનું નામ દઈને જેમનું સ્નેહન અને શોધન થઈ ગયું હોય એવા માણસોને પહેલાં નિરૂહ બસ્તિઓ અને ઘી, તેલ, માંસરસ, દૂધ, સાકર, મધ વગેરે નાખેલી અનુવાસન બસ્તિઓ આપવી અને ખોરાક તરીકે દૂધ અને માંસરસ ખવડાવવા. પછી વીર્ય, બાળક અને બળ આપે એવા વાજીકરણના યોગો આપવા.

વાજિયાની નિંદા

अच्छायः पूतिकुसुमः फलेन रहितो द्रुमः ।
यथैकश्चैकशाखश्च निरपत्यस्तथा नरः ॥९॥

છાયડા વિનાનું, દુર્ગંધી ફૂલોવાળું, ફળ વિનાનું, એકલવાયું અને એક જ શાખાવાળું ઝાડ જેવું લાગે છે, તેવો સતતિ વિનાનો માણસ લાગે છે

બાળકની પ્રશંસા

स्खलद्गमनमव्यक्तवचनं धूलिधूसरम् ।
अपि लालाविलमुखं हृदयाह्लादकारकम् ॥१०॥
अपत्यं तुल्यतां केन दर्शनस्पर्शनादिषु ।
किं पुनर्यद्यशोधर्ममानश्रीकुलवर्धनम् ॥ ११ ॥

ચાલતા ચાલતા, પડતા આખડતાં, કાલુકાલુ બોલતા, ધૂળથી મેલા થયેલા, વળી લાળથી ખરડાયેલા મોવાળા અને હૃદયને આનંદ આપે એવાં બાળકને જોવામા, અડકવા વગેરેમા જે આનંદ પડે તેની સરખામણી શાની સાથે થઈ શકે? (એની સરખામણી કશા સાથે થઈ શકે નહિ, એ અજોડ છે) તો પછી જે યશ, ધર્મ, માન, લક્ષ્મી અને કુળને વધારે એવા બાળકની સરખામણી તો કશાની સાથે થઈ જ કેમ શકે?

વાજીકરણમા રાખવાની કાળજી

शुद्धकाये यथाशक्ति वृष्ययोगान् प्रयोजयेत् ।

પુરુષના શરીરનુ સશોધન થઈ ગયા પછી એની શક્તિ પ્રમાણે (એના જઠરાગ્નિના બળનો વિચાર કરીને વૃષ્ય પ્રયોગો કરવા

વૃષ્ય યોગો
(શ્લોક ૧૨ થી ૩૪)

शरेक्षुकुशकाशानां विदार्या वीरणस्य च ॥१२
मूलानि कण्टकार्याश्च जीवकर्षभकौ बलाम् ।
मेदे द्वे द्वे च काकोल्यौ शूर्पपर्ण्यौ शतावरीम् ॥
अश्वगन्धामतिबलामात्मगुप्तां पुनर्नवाम् ।
वीरां पयस्यां जीवन्तीमृद्धिं रास्नां त्रिकण्टकम् ॥
मधुकं शालिपर्णीं च भार्गांश्चिपलिकान् पृथक् ।
माषाणामाढकं चैतद् द्विद्रोणे साधयेदपाम् ॥
रसेनाढकशेषेण पचेत्तेन घृताढकम् ।
दत्त्वा विदारीधात्रीक्षुरसानामाढकाढकम् ॥
घृताच्चतुर्गुणं क्षीरं पेष्याणीमानि चावपेत् ।
वीरां स्वगुप्तां काकोल्यौ
यष्टीं फल्गूनि पिप्पलीम् ॥ १७ ॥
द्राक्षां विदारीं खर्जूरं मधुकानि शतावरीम् ।
तत्सिद्धपूतं चूर्णस्य पृथक् प्रस्थेन योजयेत् ॥१८
शर्करायास्तुगायाश्च पिप्पल्याः कुडवेन च ।
मरिचस्य प्रकुञ्चेन पृथगर्धपलोन्मितैः ॥ १९ ॥
त्वगेलाकेसरैः श्लक्ष्णैः क्षौद्रद्विकुडवेन च ।
पलमात्रं ततः खादेत् प्रत्यहं रसदुग्धभुक् ॥२०
तेनारोहति वाजीव कुलिङ्ग इव हृष्यति ।

સરકટ, શેરડી, દાભ, કાસડો, વિદારીકદ (ભોય કોળુ), વિરણવાળો અને ભોયરીંગણી—એટલાના મૂળ, જીવક, ઋષભક, બળદાણા, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી (જગલી મગ), માષપર્ણી (જગલી અડદ), શતાવરી, આસોદ, અતિબલા, કૌચા, સાટોડી, મહાશતાવરી, સૂરજમુખી, ડોડી, ઋદ્ધિ, રાસ્ના, ગોખરુ, જેઠીમધ, શાલિપર્ણી—એટલા ઔષધો દરેક બારબાર તોલા લેવા એક આઢક અડદ લેવા એ બધુ (સરકટના મૂળથી અડદ સુધીનુ બધુ) બે દ્રોણ પાણીમા પકવવું જ્યારે પાકતા પાકતા એક આઢક પાણી રહે, ત્યારે (ક્વાથ ગાળી લઈને) એ એક આઢક ક્વાથમા ભોયકોળુ, આમળા અને શેરડી—એ ત્રણેનો દરેકનો એકએક આઢક રસ નાખીને તથા ઘી કરતા ચારગણુ દૂધ નાખીને એ બધા સાથે એક આઢક ઘી પકવવું પછી એમા મહાશતાવરી, કૌચા, કાકોલી, ક્ષીરકાકોલી, જેઠીમધ, કાળો ઉમેડો, પીપર, કાળી દ્રાક્ષ, ભોયકોળુ, ખજૂર, મહુડા, શતાવરી—એટલી વસ્તુઓનો કલ્ક (સરવાળે ઘીથી ચોથા ભાગનો) આવાપ તરીકે નાખવો પછી એ ઘીને સિદ્ધ કરીને ગાળી લઈને (ઠડુ પડયા પછી) એમાં એક પ્રસ્થ સાકર, એક પ્રસ્થ વાસકપૂર, એક કુડવ પીપર, ચાર તોલા મરી, તજનુ, એલચીનું અને કેસરનુ બે બે તોલા બારીક ચૂર્ણ અને બે કુડવ મધ એટલું ભેળવવું એમાથી રોજ એકએક પલ ખાવું અને ખોરાકમાં ફક્ત માસરસ અને દૂધ લેવા એમ કરવાથી પુરુષ ઘોડાની માફક સ્ત્રી ઉપર ચઢી (ભોગવી) શકે છે અને ચકલાની માફક પુષ્કળ આનદ ભોગવે છે (કે ઇન્દ્રિય ટટાર રહે છે)

विदारीपिप्पलीशालिप्रियालेक्षुरकात्रजः ॥२१
पृथक् स्वगुप्तामूलाच्च कुडवांश्च तथा मधु ।
तुलार्धं शर्कराचूर्णात् प्रस्थार्धं नवमर्पिषः ॥
सोऽक्षमात्रमतः खादेत् यस्य रामाशतं गृहे ।

જેના ઘરમા એક સો સ્ત્રીઓ હોય તેણે ભોયકોળુ, પીપર, શાલિચોખા, ચારોળી અને એખરાનું બારીક ચૂર્ણ, કૌચાનું મૂળ અને મધ—એ દરેક એક એક કુડવ, બસો તોલા સાકરનું ચૂર્ણ અને અડધો પ્રસ્થ નવું ઘી—આટલી વસ્તુઓ ભેગી કરીને એમાંથી રોજ એકએક તોલો ખાવું

सात्मगुप्ताफलान् क्षीरे गोधूमान
साधितान् हिमान् ॥ २३ ॥

माषान् वा सघृतक्षौद्रान् खादन्
गृष्टिपयोऽनुपः ।
जागर्ति रात्रिं सकलामखिन्नः खेदयन् स्त्रियः ॥

જે પુરુષ કૌચાના ફળો અને ઘઉં એ બેને અથવા અડદને દૂધમાં સિદ્ધ કરીને પછી ઠંડા પાડીને મધ અને ઘી સાથે ખાય છે અને પછી ઉપર પહેલી જ વાર વિયા એલી ગાયનું દૂધ પીએ છે તે અનેક સ્ત્રીઓને થકવી નાખીને પોતે થાક્યા વિના આખી રાત જાગે છે

बस्ताण्डसिद्धे पयसि भावितानसकृत्तिलान् ।
यः खादेत्ससितान् गच्छेत्स
स्त्रीशतमपूर्ववत् ॥ २६ ॥

બકરાના અંડ વડે સિદ્ધ કરેલા દૂધ વડે વાર વાર ભાવના દીધેલા તલમાં સાકર નાખીને જે ખાય છે, તે પુરુષ જાણે જીવનમાં પહેલી જ વાર મૈથુન કરતો હોય એ રીતે સો સ્ત્રીઓને ભોગવે છે

चूर्णं विदार्या बहुशः स्वरसेनैव भावितम् ।
क्षौद्रसर्पिर्युतं लीढ्वा प्रमदाशतमृच्छति ॥२६॥

ભોંયકોળાના ચૂર્ણને ભોંયકોળાના સ્વરસ વડે અનેક-વાર ભાવના આપીને પછી એ ચૂર્ણમાં મધ અને ઘી ભેળવીને ચાટવાથી પુરુષ સો જુવાન સ્ત્રીઓ પાસે જાય છે

कृष्णाधात्रीफलरजः स्वरसेन सुभावितम् ।
शर्करामधुसर्पिर्भिर्लीढ्वा योऽनु पयः पिबेत् ॥
स नरोऽशीतिवर्षोऽपि युवेव परिहृष्यति ।

જે પુરુષ પીપર અને આમળાંના ચૂર્ણને પીપર અને આમળાના ક્વાથની ભાવના દઈને એ ચૂર્ણને સાકર, મધ અને ઘી સાથે ચાટીને પછી તેના ઉપર દૂધ પીએ છે, તે પુરુષ ૮૦ વર્ષનો હોય તોપણ જુવાનની માફક એની ઇન્દ્રિય ટટ્ટાર રહે છે

कर्षं मधुकचूर्णस्य घृतक्षौद्रसमन्वितम् ॥ २८ ॥
पयोऽनुपानं यो लिह्यान्नित्यवेग स ना भवेत् ।

જે પુરુષ એક કર્ષ જેઠીમધના ચૂર્ણને ઘી અને મધ સાથે ભેળવીને ચાટે છે અને તેના ઉપર દૂધ પીએ છે, તેનો મૈથુનનો વેગ કાયમ રહે છે

कुलीरशृङ्ग्या यः कल्कमालोड्य पयसा पिबेत् ॥
सिताघृतपयोऽऽहारी स नारीषु वृषायते ।

જે પુરુષ કાકડાશીંગના કલ્કને દૂધમાં ડહોળીને પીએ છે અને સાથેસાથે ખોરાકમાં ફક્ત સાકર, ઘી અને દૂધ જ લે છે, તે (મૈથુનમાં) અનેક સ્ત્રીઓ વિષે આખલાની માફક વર્તે છે.

यः पयस्यां पयःसिद्धां खादेन्मधुघृतान्विताम् ॥
पिबेद्बाष्कयणं चानु क्षीरं न क्षयमेति सः ।

જે પુરુષ દૂધમાં સિદ્ધ કરેલી ક્ષીરકાકોલીમાં મધ અને ઘી નાખીને ખાય છે અને તે ઉપર બાખડી (પારેઠ) ગાયનું દૂધ પીએ છે તેનું વીર્ય ખૂટતું નથી.

स्वयंगुप्तेक्षुरकयोर्बीजचूर्णं सशर्करम् ॥ ३१ ॥
धारोष्णेन नरः पीत्वा पयसा रासभायते ।

કૌંચાના અને એખરાના બીજના ચૂર્ણમાં સાકર ભેળવીને એ ચૂર્ણને ધારોષ્ણ દૂધ સાથે પીને પુરુષ (મૈથુનમાં) ગધેડા જેવું કામ આપે છે

ધારોષ્ણ દૂધ દૂધની ધાર આંચળમાંથી પડે તે દૂધ કુદરતી રીતે જ ગરમ હોય છે આંચળમાંથી વાસણમાં કે મોમાં ઝીલેલું દૂધ તરત ને તરત પી જવું એને ધારોષ્ણ દૂધ પીવું કહે છે

उच्चटाचूर्णमप्येवं शतावर्याश्च योजयेत् ॥ ३२ ॥

એ જ રીતે (શ્લોક ૩૧, ૩૧॥ વાળી રીતે) ધોળી ચણોઠીનું કે શતાવરીનું ચૂર્ણ આપવું

चन्द्रशुभ्रं दधिसरं ससितापष्टिकौदनम् ।
पटे सुमार्जितं भुक्त्वा वृद्धोऽपि तरुणायते ॥३३

ચંદ્ર જેવી ધોળી દહીંની તરમાં સાકર અને સાઠી ચોખાનો ભાત મેળવીને એ બધું કપડામાં છણીને ખાવાથી ઘરડા પણ (મૈથુનની બાબતમાં) જુવાન બની જાય છે

श्वदंष्ट्रेक्षुरमाषात्मगुप्ताबीजशतावरीः ।
पिबन् क्षीरेण जीर्णोऽपि गच्छति प्रमदाशतम् ।

ગોખરુ, એખરો, અડદ, કૌચાંનાં બી અને શતાવરી—એટલી વસ્તુઓને દૂધ સાથે પીનાર ઘરડો હોય તોપણ સો યુવાન સ્ત્રીઓ પાસે જાય છે

વૃષ્ય કોને કહેવાય?

यत्किञ्चिन्मधुरं स्निग्धं बृंहणं बलवर्धनम् ।
मनसो हर्षणं यच्च तत्सर्वं वृष्यमुच्यते ॥३५॥

જે કંઈ ગળ્યું, સ્નિગ્ધ, બૃંહણ, બળ વધારે એવું અને મનને ઉત્સાહમાં આણે એવું હોય તે બધું વૃષ્ય કહેવાય છે

સ્ત્રી પાસે ક્યારે જવું?

द्रव्यैरेवंविधैस्तस्मादर्पितः प्रमदां व्रजेत् ।
आत्मवेगेन चोदीर्णः स्त्रीगुणैश्च प्रहर्षितः ॥३६॥

માટે આવા (વૃષ્ય) દ્રવ્યો વડે મસ્તીમાં આવેલ, પોતાને આવેલા મૈથુનના વેગથી ઉશ્કેરાયલ (પ્રેરાયલ)

અને સ્ત્રીના (સૌંદર્ય, કોમળતા વગેરે) ગુણોથી જેને ઇંદ્રિયનું ઉત્થાન થયું હોય એવા પુરુષે સ્ત્રી પાસે જવું.

### સ્ત્રીના શરીરની પ્રશંસા

सेव्याः सर्वेन्द्रियसुखा धर्मकल्पद्रुमाङ्कुराः ।
विषयातिशयाः पञ्च शराः कुसुमधन्वनः ॥३७॥

બધી ઇંદ્રિયોના સુખરૂપ, ધર્મરૂપી કલ્પવૃક્ષના અંકુરરૂપ, કામદેવના (પાંચ) બાણોરૂપ પાંચ વિષયોના અધિકપણાનું સેવન કરવું જોઈએ.

इष्टा ह्येकैकशोऽप्यर्था हर्षप्रीतिकराः परम् ।
किं पुनः स्त्रीशरीरे ये सङ्घातेन प्रतिष्ठिताः ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોમાંથી એકએક મનગમતો વિષય ભોગવવાથી પણ પરમ હર્ષ અને પ્રીતિ થાય છે, તો પછી સ્ત્રીના શરીરમાં એક સાથે રહેલા પાંચે વિષયો ભોગવવાથી પરમ હર્ષ અને પ્રીતિ થાય એમાં શી નવાઈ!

### કેવી સ્ત્રી પોતે જ વાજીકરણ ઔષધરૂપ છે?

नामापि यस्या हृदयोत्सवाय
यां पश्यतां तृप्तिरनाप्तपूर्वा ।
सर्वेन्द्रियाकर्षणपाशभूता
कान्तानुवृत्तिव्रतदीक्षिता या ॥ ३९ ॥
कलाविलासाङ्गवयोविभूषा
शुचिः सलज्जा रहसि प्रगल्भा ।
प्रियंवदा तुल्यमनःशया या
सा स्त्री वृषत्वाय परं नरस्य ॥ ४० ॥

જેનું નામ સાંભળતાં જ હૃદયમાં ઉત્સવ થાય, જેને જોનારને પહેલાં કદી ન થઈ હોય તેવી તૃપ્તિ થાય, જે બધી ઇન્દ્રિયોને આકર્ષવા માટેની જાળરૂપ હોય, જેણે પોતાના પ્રિયતમની મરજી જાળવવાના વ્રતની દીક્ષા લીધી હોય, જેણે કળા, વિલાસ (હાવભાવ), (સુંદર) શરીર અને જુવાનીરૂપી શણગાર સજ્યા હોય, જે પવિત્ર, શરમાળ, મૈથુન વખતે બેશરમ, મીઠાબોલી અને પુરુષના જેટલી જ કામનાથી ઉત્તેજિત થાય એવી હોય તે સ્ત્રી પોતે પુરુષનું વાજીકરણ કરવા માટેનો ઉત્તમ ઉપાય છે.

### મૈથુનની મર્યાદા

आचरेच्च मकल्पां रतिचर्यां
कामसूत्रविहितामनवद्याम् ।
देशकालबलशक्त्यनुरोधा-
द्धितनयसमयोऽस्त्यविरुद्धाम् ॥ ४१ ॥

દેશ, કાળ, બળ અને શક્તિ પ્રમાણે, આયુર્વેદના સિદ્ધાંતોથી (કે શરતોથી) વિરુદ્ધ ન હોય એવી રીતે કામસૂત્રમાં કહેલી બધી નિષ્પાપ રતિચર્યા કરવી.

(બળ=સ્વાભાવિક બળ. શક્તિ=દવા વગેરેથી આણેલું કૃત્રિમ બળ.)

### વાજીકરણનાં સાધનો

अभ्यञ्जनोद्वर्तनसेकगन्ध-
स्रक्चित्रवस्त्राभरणप्रकाराः ।
गान्धर्वकाव्यादिकथाप्रवीणाः
समस्वभावा वशगा वयस्याः ॥ ४२ ॥
दीर्घिका स्वभवनान्तनिविष्टा
पद्मरेणुमधुमत्तविहङ्गा ।
नीलसानुगिरिकूटनितम्बे
काननानि पुरकण्ठगतानि ॥ ४३ ॥
दृष्टिसुखा विविधा तरुजातिः
श्रोत्रसुखः कलकोकिलनादः ।
अङ्गसुखर्तुवशेन विभूषा
चित्तसुखः सकलः परिवारः ॥ ४४ ॥
ताम्बूलमच्छमदिरा
कान्ता कान्ता निशा शशाङ्काङ्का ।
यद्यच्च किञ्चिदिष्टं
मनसो वाजीकरं तत्तत् ॥ ४५ ॥

અભ્યંગ, ઉદ્વર્તન, સેચન, સુગંધ, ફૂલના હારગજરા, ચિત્ર, વસ્ત્ર, ઘરેણાં—એ બધાંના અનેક પ્રકારો; સંગીત, કાવ્ય વગેરેમાં હોશિયાર અને વાતો કરવામાં હોશિયાર, સમોવડિયા, અનુકૂળ મિત્રો; પોતાના મકાનમાં બનાવેલી, કમળના પરાગ અને મધ(મકરંદ)ની મસ્ત બનેલાં પક્ષીઓવાળી વાવ; નીલ રંગના શિખરવાળા પર્વતના શિખર ઉપર અને મધ્ય ભાગમાં, શહેરની ભાગોળે, વનો, આંખને રમણીય લાગે એવાં જાતજાતનાં વૃક્ષો; કાનને ગમે એવો કોયલનો મીઠો અને કાલો ટહુકો; શરીરને સુખ થાય અને ઋતુને અનુકૂળ હોય એવા શણગાર; મનને આનંદ આપે એવો બધો પરિવાર; પાનબીડું, પાતળો દારૂ, મનગમતી સ્ત્રી, (પૂર્ણ) ચંદ્રવાળી રાત તથા મનને જે જે કંઈ ગમે તે તે વાજીકરણ છે.

### કામ ઉત્પન્ન થાય એવી વસ્તુઓ અને સંયોગો

मधु मुखमिव सोत्पलं प्रियायाः
कलरणना परिवादिनी प्रियेव ।

कुसुमचयमनोरमा च शय्या
किसलयिनी लतिकेव पुष्पिताग्रा ॥४६॥
देशे शरीरे च न काचिदर्ति-
रर्थेषु नाल्पोऽपि मनोविघातः ।
वाजीकराः सन्निहिताश्च योगा
कामस्य कामं परिपूरयन्ति ॥४७॥

પ્રિયાના મુખ જેવો, કમળવાળો દારૂ; પ્રિયા જેવો મીઠો રણકાર કરતી વીણા; જેના અગ્ર ભાગમાં ફૂલ ઊગ્યાં હોય એવી, કળીઓવાળી નાજુક લતા જેવી, ફૂલના ઢગલાને લીધે મનોહર અને કળીઓવાળી પથારી; દેશમાં અને દેહમાં કંઈ પીડા ન હોય, ઈંદ્રિયોના વિષયો (કે ધન) મેળવવામાં મનને મારવું ન પડતું હોય અને વાજીકરણ યોગો પાસે જ (સુલભ) હોય—એટલી વસ્તુઓ (સંયોગો) કામદેવની કામના પૂરી પાડે છે

## શ્રેષ્ઠ ઔષધ અને ક્રિયાનો સંગ્રહ

मुस्तापर्पटकं ज्वरे, तृषि जलं मृद्भृष्टलोष्टोद्भवं,
लाजाश्छर्दिषु, बस्तिजेषु गिरिजं,
मेहेषु धात्रीनिशे ।
पाण्डौ श्रेष्ठमयोऽभयाऽनिलकफे,
प्लीहामये पिप्पली,
सन्धाने कृमिजा, विषे शुकतरु-
मेदोनिले गुग्गुलुः ॥४८॥
वृषोऽस्रपित्ते, कुटजोऽतिसारे,
भल्लातकोऽर्शःसु, गरेषु हेम ।
स्थूलेषु तार्क्ष्यं, क्रिमिषु क्रिमिघ्नं,
शोषे सुरा छागपयोऽथ मांसम् ॥४९॥
अक्ष्यामयेषु त्रिफला, गुडूची
वातास्ररोगे, मथितं ग्रहण्याम् ।
कुष्ठेषु सेव्यः खदिरस्य सारः,
सर्वेषु रोगेषु शिलाह्वयं च ॥५०॥
उन्मादं घृतमनवं, शोकं मद्यं, व्यपस्मृतिं ब्राह्मी ।
निद्रानाशं क्षीरं जयति, रसाला प्रतिश्यायम् ॥
मांसं कार्श्यं, लशुनः प्रभञ्जनं,
स्तब्धगात्रतां स्वेदः ।
गुडमञ्जर्याः स्वरसो नस्यात् स्कन्धांसबाहुरुजम् ॥
नवनीतखण्डमर्दितमौण्ड्रं मूत्रं पयश्च हन्त्युदरम् ।
नस्यं मूर्धविकारान्,
विद्रधिमचिरोत्थमस्रविस्रावः ॥५२॥
नस्यं कवलो मुखजान्,
नस्याञ्जनतर्पणानि नेत्ररुजः ।
वृद्धत्वं क्षीरघृते, मूर्च्छां शीताम्बुमारुतच्छायाः ॥
समशुक्तार्द्रकमात्रा मन्दे वह्नौ, श्रमे सुरा स्नानम् ।
दुःखसहत्वे स्थैर्ये व्यायामो, गोक्षुरहितः कृच्छ्रे ॥
कासे निदिग्धिका, पार्श्वशूले पुष्करजा जटा ।
वयसः स्थापने धात्री त्रिफला गुग्गुलुर्व्रणे ॥
बस्तिर्वातविकारान्,
पैत्तात् रेकाः, कफोद्भवान् वमनम् ॥
क्षौद्रं जयति बलासं,
सर्पिः पित्तं, समीरणं तैलम् ॥५७॥
इत्यग्र्यं यत्प्रोक्तं रोगाणामौषधं शमायाऽलम् ॥
तद्देशकालबलतो विकल्पनीयं यथायोगम् ॥५८॥

તાવમાં મોથ અને પિત્તપાપડો, તરસના રોગમાં માટીની ઈંટ તપાવીને છમકારેલું પાણી, ઊલટીના રોગમાં ડાંગરની ધાણી, મૂત્રાશયના રોગોમાં શિલાજિત, મેહરોગોમાં આમળાં અને હળદર, પાંડુરોગમાં લોઢું શ્રેષ્ઠ છે. વાયુના અને કફના રોગમાં હરડે, બરલના રોગમાં પીપર, હાડકું સાંધવામાં લાખ, ઝેરના રોગમાં સરસડો, ચરબીના અને વાયુના રોગમાં ગૂગળ, રક્તપિત્તમાં અરડૂસી, અતિસારમાં કડાછાલ, હરસમાં ભિલામો, ગરના રોગોમાં સોનું, સ્થૂલ (બહુ જાડા) માણસોને (શરીર ઉતારવા માટે) રસવંતી, કૃમિરોગોમાં વાવડિંગ, ક્ષયરોગમાં સુરા, બકરીનાં દૂધ અને માંસ; આંખના રોગમાં ત્રિફળા, વાતરક્તમાં ગળો, ગ્રહણીમાં મથિત, કુષ્ઠ રોગોમાં ખેરસારનું સેવન કરવું અને બધા રોગોમાં શિલાજિતનું સેવન કરવું જૂનું ઘી ગાંડપણને, દારૂ શોકને, બ્રાહ્મી વાઈને, દૂધ ઊંઘ ન આવવાપણી રોગને, શિખંડ સળેખમને, માંસ દૂબળાપણાને, લસણ વાયુને, શેક શરીરના અકડાપણાને, ગુડમંજરી(મહુડાનું ઝાડ-કાગ શીમળાનું ઝાડ)ના ગુંદરનું નસ્ય સ્કંધ, ખભા અને બાહુની પીડાને; માખણનો લોંદો અરંડિયા વાળે, ઉંટડીનું મૂત્ર અને ઉંટડીનું દૂધ જલોદરને, નસ્ય માથાના રોગોને, લોહી કઢાવવાની ક્રિયા તરતના થયેલા ગૂમડાંને, નસ્ય અને કવલગ્રહ મુખરોગોને; નસ્ય, અંજન અને તર્પણની ક્રિયાઓ આંખની પીડાને, દૂધ અને ઘી ઘડપણને; ઠંડું પાણી, પવન અને છાંયો મૂર્છાને હરે છે (મટાડે છે) મંદ અગ્નિમાં માપસર સરખે ભાગે સરકો અને આદું, થાકમાં સુરા અને સ્નાન, દુઃખને સહી શકે એવું અને સ્થિર બનાવવા

માટે કસરત, મૂત્રકૃચ્છ્રમાં ગોખરુ, ઉધરસમાં બેઠી ભોરીંગણી, પડખામાં શૂળ આવે ત્યારે પુષ્કરમૂળ, જુવાની આણવા અને રાખવા માટે આમળાં અને વ્રણ-રોગોમાં ત્રિફળા અને ગૂગળ હિતકર છે. બસ્તિ વાયુના રોગોને, રેચ પિત્તના રોગોને, વમન કફના રોગોને, મધ કફને, ઘી પિત્તને, તેલ વાયુને જીતે છે (મટાડે છે).

આમ જે શ્રેષ્ઠ ઔષધ કહ્યું તે રોગોનું શમન કરી શકે છે. દેશ, કાળ, અને બળનો વિચાર કરીને યોગ્ય યોગ કરીને (જે પ્રસંગે જે ઔષધો ભેળવવાં યોગ્ય હોય તે ભેળવીને) એની (ઉપર કહેલાં શ્રેષ્ઠ ઔષધોની) જુદીજુદી બનાવટો કરવી.

**इत्यात्रेयाद्यागमय्यार्थसूत्रं**
**तत्सूक्तानां पेशलानामतृप्तः ।**
**भेडादीनां सम्मतो भक्तिनम्रः**
**पप्रच्छेदं संशयानोऽग्निवेशः ॥५९॥**

આ પ્રમાણે ભગવાન આત્રેય (પુનર્વસુ) પાસે અર્થસૂત્ર (આયુર્વેદશાસ્ત્ર) ભણીને એ કોમળ (મધુર) સુવાક્યોથી ન ધરાયેલા, ભક્તિથી નમ્ર બનેલા, જેને શંકા થઈ હતી એવા અગ્નિવેશે ભેડ વગેરેની સંમતિ સાથે નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો:

## આયુર્વેદની જરૂર

**સંપૂર્ણ ચિકિત્સાની જરૂર વિષે અગ્નિવેશ વગેરેની શંકા**

**दृश्यन्ते भगवन् केचिदात्मवन्तोऽपि रोगिणः**
**द्रव्योपस्थातृसम्पन्ना वृद्धवैद्यमतानुगाः ॥६०॥**
**क्षीयमाणामयप्राणा विपरीतास्तथाऽपरे ।**
**हिताहितविभागस्य फलं तस्मादनिश्चितम् ॥**
**किं शास्ति शास्त्रमस्मिन्**
**इति कल्पयतोऽग्निवेशमुख्यस्य ।**
**शिष्यगणस्य पुनर्वसु-**
**राचख्यौ कार्त्स्न्यतस्तत्त्वम् ॥६२॥**

'હે ભગવાન (પુનર્વસુ), સંયમી (મિત અને હિત આહારવિહારવાળા), રોગ મટાડવાને જરૂરી દ્રવ્યો અને સારવાર કરનાર યોગ્ય માણસોની છૂટવાળા તથા વૃદ્ધ વૈદ્યોના મતને અનુસરનારા રોગીઓ પણ કેટલાક સાજા થતા અને કેટલાક મરી જતા જણાય છે; તેમ જ એથી વિરુદ્ધ જાતના (આહારવિહારનું કુપથ્ય કરનારા, રોગ મટાડવા માટે જરૂરી દ્રવ્યો અને સારવાર કરનાર યોગ્ય માણસો વિનાના તથા વૃદ્ધ વૈદ્યોના મતને ન અનુસરનારા) બીજા રોગીઓ કેટલાક સાજા થતા અને કેટલાક મરતા જણાય છે, તેથી હિત અને અહિત એ વિભાગનું ફળ (પરિણામ) નક્કી નથી (અહીં, હિત=સૂ. ૧/૨૬થી ૨૯માંની સાધનસંપત્તિ; અહિત =એ સાધનસંપત્તિનો અભાવ.) આમાં શાસ્ત્ર શું શીખવે છે? (=કંઈ શીખવતું નથી). આવી શંકા કરતા, અગ્નિવેશ જેમાં મુખ્ય છે એવા શિષ્યોના સમૂહને પુનર્વસુએ સંપૂર્ણ સિદ્ધાંત કહ્યો.

**ભગવાન આત્રેયે કરેલું શંકાનું સમાધાન: ચિકિત્સા અને અચિકિત્સાનાં પરિણામમાં ફેર**

**न चिकित्साऽचिकित्सा च**
**तुल्या भवितुमर्हति ।**
**विनाऽपि क्रियया स्वास्थ्यं**
**गच्छतां षोडशांशया ॥६३॥**

(૧) સોળે કળાએ સંપૂર્ણ ચિકિત્સા (સૂ. ૧/૨૬થી ૨૯) અને (૨) સોળે કળાએ સંપૂર્ણ ચિકિત્સા વિના પણ જે લોકો સાજા થાય છે તેમની અચિકિત્સા (=સોળમાંથી ઓછી કળાવાળી ચિકિત્સા અથવા સમૂળગી ચિકિત્સા જ ન કરવામાં આવે એવી સ્થિતિ) એ બે (=સંપૂર્ણ ચિકિત્સા અને અચિકિત્સા) સરખાં હોઈ શકે નહિ (એ બંનેનું ફળ સરખું હોઈ શકે નહિ).

(સોળે કળાવાળી ચિકિત્સા વિના જે રોગ મટે એમ હોય એ રોગમાં પણ સોળે કળાવાળી ચિકિત્સા કરવાથી રોગ વધારે વહેલો મટે છે એટલો ફેર તો જરૂર પડે છે. અને જે રોગ સંપૂર્ણ ચિકિત્સા વિના મટે એવો ન હોય તે તો ચિકિત્સા વિના મટતો જ નથી. આમ હોવાથી ચિકિત્સા અને અચિકિત્સાના પરિણામમાં ફેર રહે છે. )

**आतङ्कपङ्कमग्नानां हस्तालम्बो भिषग्जितम् ।**
**जीवितं म्रियमाणानां सर्वथामेव नौषधात् ॥६४**

રોગરૂપી કાદવમાં ખૂંપી ગયેલા માણસોને માટે ઔષધ (ચિકિત્સા, આયુર્વેદ) હાથના ટેકારૂપ છે. (જેમ કાદવમાં પડેલા માણસને કોઈની મદદ વિના પોતાની મેળે કાદવમાંથી નીકળતાં બહુ મહેનત પડે અને વાર લાગે પણ બીજો કોઈ માણસ એને પોતાના હાથનો ટેકો આપે તો એ ઓછી મહેનતે પણ ઝટ બહાર નીકળી શકે છે, તેમ આયુર્વેદના ઉપદેશ પ્રમાણે વર્તવાથી રોગ ઓછી મહેનતે અને ઝટ મટી જાય છે.) મ… મરનાર (અસાધ્ય રોગવાળા) માણસોને ઔષધ જિવાડતું નથી. (અસાધ્ય રોગમાં તો ચિકિત્સા થાય કે… થાય તોપણ એ રોગ મટવાનો નથી.)

**न ह्युपायमपेक्षन्ते सर्वे रोगा, न चान्यथा।**
**उपायसाध्याः सिध्यन्ति, नाहेतुर्हेतुमान् यतः॥**

બધા રોગોને કંઈ ઉપાય(ચિકિત્સા)ની જરૂર હોતી નથી (કારણ કે પ્રાકૃત રોગોમાં ઋતુફેર થવાથી વગેરે અનેક રીતે કુદરત પોતે ઉપાય કરી લે છે અને અસાધ્ય રોગમાં ઉપાય કરવા છતાં રોગ મટતો નથી આમ રોહિણી વગેરે જે રોગો ઉપાય કરવામાં આવે તો જ મટી શકે એવા છે, તે રોગોમા ઉપાય કર્યા વિના ચાલતું નથી ) પણ જે રોગો ઉપાયસાધ્ય છે (સપૂર્ણ ચિકિત્સાથી જ મટે એવા છે) તે બીજી રીતે (સપૂર્ણ ચિકિત્સા કર્યા વિના) મટતા નથી, કારણ કે રોગ હેતુવાળો (નિદાનવાળો, કારણને લીધે થયેલો) હોય તે કંઈ હેતુ વિનાનો (કારણ વિનાનો) બની જાય નહિ (રોગનુ કારણ હોય છે તે કારણ દૂર થયા સિવાય રોગ મટે નહિ અને કારણ દૂર કરવા માટે ઉપાય કરવાની જરૂર રહે છે પ્રાકૃત રોગો જો વૈકૃત ન થાય તો ઋતુ બદલાતા મટી જાય છે તેમા પણ કુદરતે રોગનુ કારણ દૂર કરવાનો ઉપાય કર્યો હોય છે તેથી એમા આયુર્વેદની સોળે કળાવાળી સપૂર્ણ ચિકિત્સાની જરૂર રહેતી નથી જરૂરી ચિકિત્સા કુદરત આપોઆપ કરી લે છે હવે અસાધ્ય રોગોમા પણ સપૂર્ણ ચિકિત્સાની જરૂર હોતી નથી, કારણ કે સપૂર્ણ ચિકિત્સા કરવા છતા એ રોગો મટતા નથી આમ હવે ઉપાયસાધ્ય રોગોનો વિચાર કરવાનો રહ્યો રોહિણી જેવા કેટલાક રોગો એવા છે કે જે ઉપાય કર્યા વિના મટે જ નહિ તેમા ચિકિત્સાનો લાભ અને અચિકિત્સાનો ગેરલાભ સ્પષ્ટ જણાઈ આવે છે એવા રોગોમાં ચિકિત્સા ન થાય તો રોગનું કારણ દૂર થાય નહિ અને તેથી રોગ મટે પણ નહિ ત્યારે શુ અચિકિત્સામા માનનાર એવું કહેવા માગે છે કે એમની ખાતર હેતુમાન (કારણથી થયેલો) રોગ અહેતુ (કારણ વિનાનો) બની જાય છે કે જેથી કારણ દૂર કરવાને ચિકિત્સાની જરૂર ન પડે? હેતુવાળો રોગ હેતુ વિનાનો કદી બની શકે નહિ )

**यदुक्तं सर्वसम्पत्तियुक्त्याऽपि चिकित्सया।**
**मृत्युर्भवति, तन्नैव नोपायेऽस्त्यनुपायता॥६६॥**

વળી જે એમ કહેવામાં આવ્યુ છે કે (સૂ ૧/૨૬ાા થી ૨૯વાળી) બધી સાધનસંપત્તિવાળી ચિકિત્સાથી પણ (=ચિકિત્સા કરવા છતા પણ) દરદી મરી જાય છે એ વાત બરાબર નથી જે જેનો ઉપાય છે તે તેનો ઉપાય ન હોય એવું બની શકે નહિ. (ચારે પાદની સાધનસંપત્તિવાળી ચિકિત્સાથી જ જે રોગ મટે એવો હોય તે રોગમા એવી ચિકિત્સા ઉપાય છે, એવા રોગમાં એવી ચિકિત્સા ઉપાય ન હોય એવું બની શકે નહિ )

**अपि चोपाययुक्तस्य धीमतो जातुचित् क्रिया।**
**न सिध्येद्दैववैगुण्यान्न त्वियं षोडशात्मिका॥**

અને વળી ઉપાયવાળા બુદ્ધિશાળી માણસને પણ દુર્ભાગ્યને લીધે (નસીબ આડુ આવતું હોવાથી) કેટલીક વાર ક્રિયા ફળતી નથી (ક્રિયા કરવાથી રોગ મટતો નથી) પણ તેવા પ્રસગોમા તો એ ક્રિયા સોળે કળાએ (સૂ ૧/૨૬ાા થી ૨૯) સપૂર્ણ હોતી નથી (કારણ કે દૈવ કંઈ ને કંઈ બાબતની કટોકટી ઊભી કરીને સોળમાંથી એક કે વધારે કળાનો લાભ ન મળી શકે એવી પરિસ્થિતિ ઊભી કરે છે )

**कस्यासिद्धोऽग्नितोयादिः स्वेदस्तम्भादिकर्मणि**
**न प्रीणनं कर्षणं वा कस्य क्षीरं गवेधुकम्॥६८**
**कस्य माषात्मगुप्तादौ वृष्यत्वे नास्ति निश्चयः।**
**विण्मूत्रकरणाक्षेपौ कस्य संशयितौ यवे॥६९॥**
**विषं कस्य जरां याति मन्त्रतन्त्रविवर्जितम्।**
**कः प्राप्त· कल्यतां पथ्यादृते रोहिणिकादिषु॥**

શેક કરવાના કામમા દેવતા કોને નિષ્ફળ નીવડયો? સ્તંભ વગેરે કરવામાં પાણી વગેરે કોને નિષ્ફળ નીવડ્યું? દૂધે કોનું પ્રીણન ન કર્યું? ગવેધુકથી કોણ દૂબળું નથી પડયું? અડદ, કૌચા વગેરે વૃષ્ય છે એવો કોને નિશ્ચય નથી થયો? જવ ઝાડોપેશાબ બનાવીને બહાર કાઢે છે એ વાતમા કોને સશય છે? મંત્ર ભણ્યા વિના ઝેર કોને પચી ગયું? રોહિણી વગેરે રોગોમાં પથ્ય વિના કોણ સાજુ થયું? (આ બધા દાખલા ઉપરથી સિદ્ધ થાય છે કે જે જેના ઉપાય છે તે તેના ઉપાય ન હોય—એ ઉપાય એમા નિષ્ફળ જાય—એવું બનતું નથી.)

**अपि चाकालमरणं सर्वसिद्धान्तनिश्चितम्।**
**महताऽपि प्रयत्नेन वार्यतां कथमन्यथा॥७१॥**

વળી મરણ અકાળે થાય છે (મનુષ્યના આયુષ્યનો કાળ સો વરસનો છે, છતાં સો વરસે મરણ ન થતા રોગ વગેરે કારણોથી એ વહેલું આવે છે) એવું બધા સિદ્ધાંતે નક્કી છે તો પછી ગમે તેટલો મોટો પ્રયત્ન કરીએ તોપણ એ અકાળ મરણ ચિકિત્સા સિવાય બીજી કોઈ રીતે રોકી શકાય? (ચિકિત્સા વિના રોગ મટે નહિ, રોગ ન મટે તો માણસ પૂરાં સો વર્ષ જીવી શકે નહિ, માણસ પૂરા સો વર્ષ જીવે નહિ તો આયુર્વેદ

હોવાથી અને એનું ફળ પ્રત્યક્ષ અનુભવાતું હોવાથી એનો મંત્રની માફક ઉપયોગ કરવો, એ ખરું હશે કે નહિ એવી શંકા (તપાસ) કરવી નહિ

આ ગ્રંથના પાઠ, અભ્યાસ અને આચરણનું ફળ

**दीर्घजीवितमारोग्यं धर्ममर्थं सुखं यशः ।**
**पाठावबोधानुष्ठानैरधिगच्छत्यतो ध्रुवम् ॥८२॥**

આમાંથી (અષ્ટાંગહૃદયમાંથી) આ ગ્રંથનો પાઠ કરવાથી, સમજવાથી અને એમાં કહ્યા પ્રમાણે કરવાથી માણસને લાંબી જિંદગી, આરોગ્ય, ધર્મ, અર્થ, સુખ અને યશ ચોક્કસ મળે છે

**एतत्पठन् संग्रहबोधशक्तः**
**स्वभ्यस्तकर्मा भिषगप्रकम्प्यः ।**
**आकम्पयत्यन्यविशालतन्त्र-**
**कृताभियोगान् यदि तन्न चित्रम् ॥८३॥**

આ (અષ્ટાંગહૃદય નામનું તંત્ર) ભણીને, અષ્ટાંગ સંગ્રહ નામનો ગ્રંથ સમજવાને શક્તિમાન થઈને, ક્રિયાઓ કરવાની સારી રીતે ટેવ પાડીને, કોઈથી ગાજ્યો ન જાય એવો બનેલો વૈદ્ય બીજા (અષ્ટાંગહૃદય કરતાં) મોટા તંત્રોમાં મહેનત કરીને તૈયાર થયેલા વૈદ્યોને ધ્રુજાવી નાખે (હફાવે) તો એમાં કાંઈ નવાઈ જેવું નથી.

આ ગ્રંથની અપૂર્વતા

**यदि चरकमधीते तद् ध्रुवं सुश्रुतादि-**
**प्रणिगदितगदानां नाममात्रेऽपि बाह्यः ।**
**अथ चरकविहीनः प्रक्रियायामखिन्नः**
**किमिव खलु करोतु व्याधितानां वराकः ॥**

જો કોઈ એકલા ચરકનો જ અભ્યાસ કરે તો એ માણસને સુશ્રુત વગેરેએ કહેલા રોગોના નામ પણ આવડતા નથી (કારણ કે સુશ્રુતમાં શલ્યશાલાક્ય તંત્ર લખેલાં છે પણ ચરકમાં એ તંત્રો વિસ્તારથી લખેલાં નથી), હવે જો એક માણસ ચરકનો અભ્યાસ ન કરે પણ ફક્ત સુશ્રુતનો જ અભ્યાસ કરે, તો એણે ચરકમાં કહેલી પ્રક્રિયાઓ શીખવાની મહેનત કરેલી ન હોવાથી એ બિચારો રોગીઓનું શું ભલું કરે? (માટે ચરક અને સુશ્રુત બંનેનો જેમાં સમાવેશ થાય છે એવું અષ્ટાંગહૃદય ભણવાથી દરદીનું ભલું થઈ શકે છે)

આ ગ્રંથ આયુર્વેદના નિચોડરૂપ અને ટૂંકો છે

**अभिनिवेशवशादभियुज्यते**
**सुभणितेऽपि न यो दृढमूढकः ।**
**पठतु यत्नपरः पुरुषायुषं**
**स खलु वैद्यकमाद्यमनिर्विदः ॥८५॥**

હવે બ્રહ્માએ મૂળ કહેલા આયુર્વેદ ઉપર ખાસ હઠને લીધે જે માણસ આ સારી રીતે કહેવાયેલા અષ્ટાંગ હૃદયમાં ચિત્ત પરોવતો નથી તે મહામૂર્ખ આખા માનવ જીવનભર (સો વર્ષ સુધી) કંટાળ્યા વિના વૈતરું કર્યા કરીને ભલે મૂળ (બ્રહ્માએ કહેલો એક લાખ શ્લોકવાળો) આયુર્વેદ ભણ્યા કરે

સારી રીતે રજૂ કરેલા સત્યનો સ્વીકાર ગમે તેની પાસેથી પણ કરવો

**वाते पित्ते श्लेष्मशान्तौ च पथ्यं**
**तैलं सर्पिर्माक्षिकं च क्रमेण ।**
**एतद् ब्रह्मा भाषते ब्रह्मजो वा**
**का निर्मन्त्रे वक्तृभेदोक्तिशक्तिः ॥८६॥**

તેલ, ઘી અને મધ અનુક્રમે વાયુનું, પિત્તનું અને કફનું શમન કરે છે એ હકીકત બ્રહ્મા કહે કે બ્રહ્માના પુત્ર (સનત્કુમાર વગેરે) કહે બોલનાર બદલાય તેથી મંત્ર ન હોય એવી (તેલ, ઘી અને મધ જેવી) વસ્તુઓની શક્તિમાં ફેર પડતો નથી (મંત્ર ભણનારની શક્તિ ઉપર મંત્રની શક્તિનો આધાર છે, પણ તેલ વગેરેની શક્તિનાં ગુણગાન કોણ કરે છે તેના ઉપર તેલ વગેરેની શક્તિનો આધાર નથી જે ઉપદેશ બ્રહ્માએ આપ્યો છે તે જ ઉપદેશ વાગ્ભટે આપ્યો છે તે પછી બ્રહ્માએ કહ્યું તે ખરું અને એ જ ઉપદેશ વાગ્ભટે કહ્યો તેથી ખોટો એવું હોઈ શકે નહિ)

**अभिधातृवशात् किंवा द्रव्यशक्तिर्विशिष्यते ।**
**अतो मत्सरमुत्सृज्य**
**माध्यस्थ्यमवलम्ब्यताम् ॥८७॥**

દ્રવ્યમાં કઈ કઈ શક્તિ રહેલી છે તે વાત કહેનાર માણસને લીધે દ્રવ્યની પોતાની શક્તિમાં શું કંઈ વધારો થઈ જતો હશે? (તેલથી વાયુ મટે છે એવું વાગ્ભટ કહે તેથી તેલની વાયુ મટાડવાની શક્તિ ઘટી જાય અને એ જ વાત બ્રહ્મા કહે તેથી શું તેલની વાયુ મટાડવાની શક્તિ વધી જતી હશે?) માટે દ્વેષ છોડી દઈને તટસ્થ બનો (ગ્રંથ સારો છે કે નહિ તેનો નિર્ણય એ કોણે લખ્યો છે તે ઉપરથી ન કરતાં એમાં શું લખ્યું છે તે ઉપરથી કરો)

**ऋषिप्रणीते प्रीतिश्चेन्मुक्त्वा चरकसुश्रुतौ ।**
**भेडाद्याः किं न पठ्यन्ते**
**तस्माद्ग्राह्यं सुभाषितम् ॥८८॥**

જે ઋષિઓએ રચેલા ગ્રંથો (તંત્રો) ઉપર પ્રીતિ હોય તો ચરક અને સુશ્રુતને છોડી દઈને ભેડ વગેરે મુનિઓના ગ્રંથોનો અભ્યાસ કેમ કરતા નથી? (ભેડ, જાતૂકર્ણ વગેરે મુનિઓના ગ્રંથોનો અભ્યાસ ન કરતાં વૈદ્યો ચરક અને સુશ્રુતનો અભ્યાસ કરે છે તે ઉપરથી સાબિત થાય છે કે) સુભાષિતનો (જે સત્ય સારી રીતે કહેવાયેલું હોય તેનો) સ્વીકાર થવો જોઈએ. (અષ્ટાંગહૃદયમાં પણ આયુર્વેદનો જ ઉપદેશ સારી રીતે રજૂ કરેલો હોવાથી એનો સ્વીકાર કરવો જોઈએ.)

'અષ્ટાંગહૃદય' નામની સાર્થકતા

**हृदयमिव हृदयमेतत्सर्वायुर्वेदवाङमयपयोधेः।**
**कृत्वा यच्छुभमाप्तं**
**शुभमस्तु परं ततो जगतः ॥८१॥**

માણસના હૃદય જેવું આખા આયુર્વેદના બધા સાહિત્ય(ગ્રંથો)રૂપી સાગરનું આ હૃદય (અષ્ટાંગહૃદય) બનાવવાથી મને જે પુણ્ય થયું છે, તે પુણ્યથી જગતનું કલ્યાણ થાવ (મને થયેલું પુણ્ય હું જગતને સમર્પણ કરું છું.).

જેમ મનુષ્યનું હૃદય શરીરમાં અમુક જગાએ રહેલું હોવા છતાં પોતાનામાંથી નીકળતી દશ મૂળ શિરાઓ દ્વારા આખા શરીરમાં વ્યાપેલું છે. તેમ આ અષ્ટાંગહૃદય આયુર્વેદના ગ્રંથોમાંનો એક જ ગ્રંથ હોવા છતાં એનાં છ સ્થાનો અને આઠ અંગો દ્વારા આખા આયુર્વેદના બધા ગ્રંથોમાં વ્યાપેલું છે અને આ ગ્રંથ આયુર્વેદના સાહિત્યના હૃદયરૂપ છે.

इत्यष्टाङ्गहृदये संहितायां षष्ठे उत्तरस्थाने वाजीकरणविधिर्नाम चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

## ઉત્તરસ્થાન સમાપ્ત

'સસ્તું' સાહિત્ય ' એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય

# ઉપયોગી પ્રકાશનો

## પુરાણો

| | રૂ પૈસા |
|---|---|
| શ્રી ભગવતી (દેવી) ભાગવત | ૩૫—૦૦ |
| શિવમહાપુરાણ—સરળ ભાષાંતર (બે ભાગમાં) | ૩૬—૦૦ |
| શ્રી માર્કંડેયપુરાણ—અક્ષરશઃ ભાષાંતર | ૨૦—૦૦ |
| વિષ્ણુપુરાણ—સરળ ભાષાંતર | ૨૦—૦૦ |
| સ્કંદમહાપુરાણ—ભાગ—૧—સરળ ભાષાંતર | ૨૫—૦૦ |
| સ્કંદમહાપુરાણ—ભાગ—૨ ,, ,, | ૩૦—૦૦ |
| સ્કંદમહાપુરાણ—ભાગ ૩ ,, ,, | ૪૦—૦૦ |
| કૂર્મમહાપુરાણ—મહર્ષિ વેદવ્યાસ પ્રણીત | ૨૦—૦૦ |
| ગરુડમહાપુરાણ—સરળ ભાષાંતર | ૩૦—૦૦ |
| બ્રહ્મવૈવર્તપુરાણ (બે ભાગમાં) ચારે ખંડનું સરળ ભાષાંતર | ૪૦—૦૦ |
| અગ્નિપુરાણ—સરળ ભાષાંતર | ૩૦—૦૦ |
| શ્રીમદ્ ભાગવત—બે ભાગમાં | ૫૦—૦૦ |
| વામનપુરાણ—સરળ ભાષાંતર | ૩૦—૦૦ |
| મત્સ્યમહાપુરાણ—સરળ ભાષાંતર | ૫૦—૦૦ |

## રામાયણ-મહાભારત

| | |
|---|---|
| મહાભારતસાર—અઢાર પર્વો સારરૂપે | ૧૨—૦૦ |
| મહાભારત—શાંતિપર્વ—સરળ ભાષાંતર | ૩૦—૦૦ |
| રામચરિતમાનસ—પાઠ માટે ઉપયોગી | ૧૭—૫૦ |
| ગિરધરકૃત રામાયણ—રાગરાગિણીમાં | ૧૫—૦૦ |
| રુચિર રામાયણ—સંક્ષેપમાં રામાયણ પદ્યમાં | ૩—૫૦ |
| તુલસી રામાયણનાં મહાવાક્યો | ૩—૫૦ |
| તુલસીકૃત રામાયણ—બે ભાગમાં | ૫૦—૦૦ |

## ઉપનિષદો

| | |
|---|---|
| છાંદોગ્ય ઉપનિષદ—શાંકરભાષ્ય | ૪૦—૦૦ |
| યોગકુંડલિ ઉપનિષદ—યોગવિષયક ગ્રંથ | ૧૫—૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ—મૂળ સાથે ભાષાંતર | ૧૦—૦૦ |
| તૈત્તિરીય ઉપનિષદ—શાંકરભાષ્ય સહિત | ૫—૦૦ |
| શ્વેતાશ્વતર ઉપનિષદ ,, ,, | ૬—૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ ,, ,, | ૪—૫૦ |
| ઐતરેય ઉપનિષદ ,, ,, | ૨—૦૦ |
| કઠોપનિષદ ,, ,, | ૫—૦૦ |
| મુંડકોપનિષદ ,, , | ૩—૫૦ |
| ઉપનિષદ નવનીત—ઉપનિષદોનું રહસ્ય | ૪—૦૦ |

## વેદાંત-તત્ત્વજ્ઞાન

| | રૂ પૈસા |
|---|---|
| અધ્યાત્મદર્શન—સ્વામી અદ્વૈતાનંદકૃત | ૬—૦૦ |
| સતગુરુનો પરિચય—બોધક અને પ્રેરક પ્રસંગો | ૬—૦૦ |
| પંચીકરણ—શ્રીજયકૃષ્ણ વ્યાસની ટીકા સાથે | ૪—૦૦ |
| એકનાથી ભાગવત અર્થાત્ શ્રીમદ્ ભાગવતરહસ્ય | ૨૫—૦૦ |
| શ્રેયનો માર્ગ—સ્વસ્વરૂપનું દર્શન કરાવતા લેખો | ૭—૫૦ |
| મહાવાક્યરત્નાવલી—ચૂંટેલાં મહાવાક્યો | ૫—૫૦ |
| તત્ત્વાનુસંધાન—મૂળ સાથે ભાષાંતર | ૧૫—૦૦ |
| ધમ્મપદ બૌદ્ધ ધર્મનાં પદો | ૪—૫૦ |
| હઠયોગપ્રદીપિકા—મૂળ સાથે સરળ ભાષાંતર | ૪—૫૦ |
| વિવેકચૂડામણિ—વેદાંતની સરળ સમજૂતી | ૪—૦૦ |
| ષટ્પદી—(વેદાંતપ્રક્રિયા) | ૦—૭૫ |
| કપિલ અને દેવહૂતિ—પ્રેરક—બોધક ઉપદેશ | ૨—૦૦ |
| હિંદુધર્મની બાળપોથી—લે૦ આનંદશંકર ધ્રુવ | ૧—૫૦ |
| જ્ઞાનવાણી—મુમુક્ષુને બોધ આપતો ગ્રંથ | ૫—૦૦ |
| હિંદુધર્મ (મોટું) | ૨—૫૦ |
| શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ—ભાગ ૧ લો | ૩૫—૦૦ |
| શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ—ભાગ ૨ જો | ૪૦—૦૦ |
| વિચારસાગર—તત્ત્વજ્ઞાનનો ગ્રંથ | ૧૨—૫૦ |
| પ્રભુમયજીવન— | ૪—૦૦ |
| ત્રિપુરારહસ્ય—જ્ઞાનખંડ—વેદાંતનો ગ્રંથ | ૫—૦૦ |
| સ્નાન અને ધ્યાન—સ્વામી માધવતીર્થ | ૧—૦૦ |
| સંતોની અનુભવવાણી—જીવનોપયોગી સૂચનો | ૮—૦૦ |
| નારદનાં ભક્તિસૂત્રો—બોધક સૂત્રો | ૧—૫૦ |
| જીવન્મુક્તિવિવેક—વેદાંતનો ગ્રંથ | ૫—૫૦ |
| જ્ઞાનનાં ઝરણાં—સ્વામી માધવતીર્થ | ૧—૫૦ |
| પાતંજલ યોગસૂત્ર—વિવેચન સહિત | ૬—૫૦ |
| રાજયોગ—આખ્યાનોનો સંગ્રહ | ૪—૦૦ |
| આત્મરામાયણ—તત્ત્વજ્ઞાનનો ગ્રંથ | ૪—૫૦ |
| વેદાંતમાર્ગદર્શિની—વેદાંતનું ઉપયોગી પુસ્તક | ૫—૦૦ |
| જપજી—શીખ ધર્મ [illegible] | ૩—૦૦ |

## બાળસાહિત્ય

| | રૂ. પૈસા |
|---|---|
| શિશુસાથી—૧—સચિત્ર વાચન લેખનમાળા | ૧—૦૦ |
| શિશુસાથી—૨ સચિત્ર—વાચન લેખનમાળા | ૦—૫૦ |
| બાળકોને બોધ—સચિત્ર બોધદાયી પુસ્તિકા | ૧—૦૦ |
| બાળકોની બોલચાલ—સચિત્ર પુસ્તિકા | ૦—૭૫ |
| બાળકોના ગુણ—સંસ્કાર સિંચતા પાઠો | ૦—૭૫ |
| બાળકોની રીતભાત—શાળાપયોગી આવૃત્તિ | ૧—૨૫ |
| એક હતો શેઠ—સાત રમૂજી વાર્તાઓ | ૧—૭૫ |
| એક હતાં શેઠાણી—દશ બોધક વાર્તાઓ | ૨—૫૦ |
| સદ્‌ગુણી બાળકો—ઉમદા ૬૯ દૃષ્ટાંતો | ૪—૦૦ |
| કચ્છુ અને બચ્છુ—બાળ પહેલવાનની વાર્તા | ૧—૫૦ |

## જીવનચરિત્રો

| | રૂ. પૈસા |
|---|---|
| મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો | ૨—૫૦ |
| રમણ મહર્ષિ—પરિચય અને બોધ | ૪—૦૦ |
| સ્વામી શ્રદ્ધાનંદ—પ્રેરક જીવનપ્રસંગો | ૩—૦૦ |
| સ્વામી સહજાનંદ | ૭—૫૦ |
| સંત ટૉલ્સ્ટૉય—સંક્ષિપ્ત જીવનચરિત્ર | ૪—૫૦ |
| પ્રાચીન ભારતની વિભૂતિઓ—૨૯ મહાન વિભૂતિઓનો સંગ્રહ | ૬—૦૦ |
| દત્તાત્રેય (અવધૂત)—૨૪ ગુરુઓના પ્રસંગોનું વર્ણન | ૨—૦૦ |
| સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ—સંક્ષિપ્ત જીવનચરિત્ર | ૨—૫૦ |
| સંત મૂળદાસ—પ્રેરક ચરિત્ર | ૨—૫૦ |
| ભક્ત રોહિદાસ—પ્રેરક ચરિત્ર | ૧—૫૦ |
| સંત તુકારામ—સંક્ષિપ્ત ચરિત્ર | ૨—૦૦ |
| પ્રાચીન ભક્તો—પંદર ભક્તોનાં ચરિત્રો | ૨—૫૦ |
| મહાત્મા સરયુદાસ—બોધવચનો સાથે | ૧—૫૦ |
| મહાન શીખ ગુરુઓ—પ્રેરક ચરિત્રો | ૬—૦૦ |
| કચ્છી ભક્તચરિત્ર—૨૯ ભક્તોનાં ચરિત્રો | ૧૦—૦૦ |
| ચૈતન્ય મહાપ્રભુ—ટૂંકું જીવનચરિત્ર | ૨—૦૦ |
| ગુરુ નાનક—સંક્ષિપ્ત ચરિત્ર | ૨—૫૦ |
| પિતામહ ભીષ્મ—સંક્ષિપ્ત ચરિત્ર | ૩—૫૦ |
| જડભરત—આત્મજ્ઞાનીનું ચરિત્ર | ૦—૫૦ |
| ભગવાન મહાવીર સ્વામી—હૃદયંગમ ચરિત્ર | ૨—૦૦ |
| સૌરાષ્ટ્રના સંતો—પંદર સંતોના જીવનપ્રસંગો | ૩—૫૦ |
| કચ્છના સંતો—૩૧ ભક્ત ચરિત્રો ભજનો સાથે | ૪—૦૦ |
| કચ્છના સંતો ભાગ ૨—૧૬ ભક્તોનાં ચરિત્રો | ૩—૫૦ |
| સંત બળરામ અને પતિતા— | ૦—૭૫ |
| મહાત્મા દાદૂદયાળ—સંક્ષિપ્ત ચરિત્ર | ૧—૨૫ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય—પ્રેરક ચરિત્ર | ૧—૫૦ |
| નાનભટ્ટ બાપા—એક આદર્શ વૈદ્ય | ૦—૭૫ |
| સ્વામી વિવેકાનંદ (ચરિત્ર) | ૮—૫૦ |
| મહર્ષિ દયાનંદ—વિસ્તૃત ચરિત્ર | ૩—૦૦ |
| તેલંગ સ્વામી—પ્રેરણાદાયી ચરિત્ર | ૨—૦૦ |
| વનરાજ ચાવડો—ઐતિહાસિક કથા | ૧૦—૦૦ |
| શિવાજી છત્રપતિ—જીવનકથા | ૬—૫૦ |
| ભારતના વીર પુરુષો—ચરિત્ર કથાઓ | ૭—૦૦ |
| દેવો, ઋષિઓ અને પ્રતાપી પુરુષો | ૫—૦૦ |
| ભક્ત પ્રહ્‌લાદ—આખ્યાન સાથે | ૧—૫૦ |
| દેવર્ષિ નારદ—જીવનપ્રસંગો | ૧—૫૦ |
| જ્ઞાનેશ્વર અને ચાંગદેવ—બોધક પ્રેરક ઉપદેશ | ૧—૨૫ |
| ભક્ત પીપાજી—જીવનચરિત્ર | ૨—૫૦ |
| સોરઠી સ્ત્રીસંતો—સ્ત્રી સંતોનો પ્રેરણાદાયક સંગ્રહ | ૬—૦૦ |
| પ્રાચીન ભારતની પ્રતિભા—૪૭ વિશિષ્ટ વ્યક્તિ—વિશેષોનો પરિચય | ૧૨—૫૦ |
| મહાત્મા મસ્તરામ—એક મસ્ત સંતનું ચરિત્ર | ૨—૦૦ |
| કચ્છના ભક્તિમાન કવિઓ—ચરિત્ર—પદો સાથે | ૭—૫૦ |
| ગૌતમ બુદ્ધ—પ્રેરક જીવનચરિત્ર | ૫—૦૦ |
| સોરઠના સિદ્ધો—પ્રેરક ચરિત્રો | ૬—૦૦ |

## સ્ત્રી–ઉપયોગી

| | રૂ. પૈસા |
|---|---|
| સ્ત્રીઓનું સ્વર્ગ—જીવનપથદર્શક બની રહે તેવું પુસ્તક | ૧૨—૦૦ |
| ભારતનાં સ્ત્રીરત્નો—૭૫ સ્ત્રીરત્નોનાં ચરિત્રો | ૧૨—૫૦ |
| પાકશાસ્ત્ર—જુદી જુદી સ્વાદિષ્ટ ૩૪૯ વાનગીઓ બનાવવાની રીત | ૬—૦૦ |
| સુખી જીવનની પગદંડી—ગૃહજીવનના પ્રશ્નો | ૫—૦૦ |
| દયાળુમાતા—ભાવપૂર્ણ વાર્તા | ૧—૨૫ |
| કન્યાવાચનમાળા—શિક્ષણ આપતી પુસ્તિકા | ૫—૦૦ |
| ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ—વાર્તારૂપે | ૫—૦૦ |
| સ્ત્રીજીવનના રંગ—૧૯ વાર્તાઓ | ૨—૦૦ |